# વિનીત જોડણીકોશ

[બૃહત 'સાર્થ જોડણીકોશ'ની શાળોપયોગી આવૃત્તિ]




ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ-૯

મુદ્રક
જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય, અમદાવાદ–૯
પ્રકાશક
મગનભાઈ પ્રભુદાસ દેસાઈ
મહામાત્ર, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ–૯



પહેલી આવૃત્તિ, પ્રત ૧૦,૦૦૦



સાડા સાત રૂપિયા

જૂન, ૧૯૫૪

અર્પણ

જેમની ઉજ્જ્વળ પ્રવૃત્તિથી ભાષાનું તેજ પ્રગટ્યું છે
અને જેમની પ્રેરણાથી આ કોશ તૈયાર થયો
છે, તે પૂજ્ય ગાંધીજીને ચરણે આ
કોશ અર્પણ કરીએ છીએ.

ગૂજરાત વિદ્યાપીઠે જોડણીકોશ તૈયાર કરીને આપણી જોડણીને એકધારી અને વ્યવસ્થિત કરવાનો જે સફળ પ્રયત્ન કર્યો છે, અને જે જોડણીને લેખકો, સામયિકો, પ્રકાશન-સંસ્થાઓ, મુંબઈ યુનિવર્સિટી તથા બીજી કેળવણીની સંસ્થાઓ મોટે ભાગે અનુસરી રહી છે, તેને આ સંમેલન આવકાર દે છે, અને પરિષદને સૂચના કરે છે કે :

(૧) એ જોડણી સર્વમાન્ય થાય એવાં પગલાં લે;

અને

(૨) વિદ્યાપીઠ તરફથી થનારા તેના પુનઃસંસ્કરણમાં પોતે તથા પોતાની માન્ય સંસ્થાઓ પૂરેપૂરો સહકાર આપે.

ઑક્ટોબર, ૧૯૩૬

**૧૨મા ગુજરાતી સાહિત્ય સંમેલનનો ઠરાવ**

"ગુજરાતી શબ્દોની સાચી જોડણી વિષે ગુજરાતમાં ઘણા વખતથી ચર્ચા ચાલી રહી છે. એને પરિણામે, એ ભાષાના અભ્યાસમાં નડતી મુશ્કેલી દૂર કરવાના હેતુથી, ગૂજરાત વિદ્યાપીઠે, સામાન્ય રીતે સ્વીકારાયેલા અમુક સિદ્ધાંતોને આધારે, 'જોડણીકોશ' નામનો એક શબ્દકોશ પ્રગટ કર્યો છે. આ 'જોડણીકોશ'માં સ્વીકારાયેલી જોડણીનો ગુજરાત સાહિત્ય પરિષદ, મુંબઈ યુનિવર્સિટી, તેમ જ ઘણાખરા ગૂજરાતી પ્રકાશકો, વર્તમાનપત્રો અને સામયિકોએ પણ સ્વીકાર કર્યો છે. સર્વત્ર એક જ પ્રકારની જોડણી રહે, તેમ જ ભાષાના અભ્યાસમાં ચોકસાઈ સચવાય, એ હેતુથી મુંબઈ સરકાર એ જરૂરી અને ઇષ્ટ માને છે કે, 'જોડણીકોશ'માં નક્કી કરેલી સર્વસામાન્ય અને એક જ પ્રકારની જોડણી ઇલાકાની શિક્ષણસંસ્થાઓમાં અનુસરવામાં આવે. આ અનુસાર સરકારે એવો હુકમ બહાર પાડ્યો છે કે, ભવિષ્યમાં 'જોડણીકોશ'માં નક્કી કરાયેલી જોડણીને અનુસરે એવાં જ પુસ્તકોને પાઠ્યપુસ્તકોની મંજૂર થયેલી યાદીમાં મૂકવામાં આવશે."

ઈ. સ. ૧૯૪૦

**મુંબઈ સરકારના પ્રકાશન ખાતા તરફથી**

# નિવેદન

સાર્થ જોડણીકોશની ચોથી આવૃત્તિ ઈ. સ. ૧૯૪૯માં બહાર પાડી ત્યારે નીચે મુજબનો વિચાર રજૂ કર્યો હતો —

"હવે આ (બૃહત્) આવૃત્તિ જોતાં, એક જરૂર એ પણ લાગી છે કે, મૅટ્રિક કક્ષાના વિદ્યાર્થીઓ માટે એક નાનો 'વિનીત' કોશ રચવો, જેથી તેમને માફકસરની કિંમતે તે મળી શકે. આ કામ હવે પછી પાર પાડવા વિચાર છે."

આ વિચાર પાંચ વરસે અમલમાં આવે છે તેથી આનંદ અને સંતોષ થાય છે. વિશેષ તો એ કારણે કે, પાંચ વરસના ગાળામાં બૃહદ્ આવૃત્તિ લગભગ ખપી ગઈ છે તે વખતે આ તેની વિનીત આવૃત્તિ તૈયાર થઈ બહાર પડે છે. આથી કરીને, વિદ્યાર્થીને તથા વાચકજગતને કોશ વગર રહેવું નહિ પડે.

તેના નામ પ્રમાણે, આ આવૃત્તિ મોટા જોડણીકોશનો અમુક ઢબનો સંક્ષેપ છે ખરો, પરંતુ તે તૈયાર કરવામાં તેના સંપાદકને કદાચ વિશેષ ચીવટ અને મહેનત પડી હશે માનું છું. મોટો કોશ પોતે ચાલુ ભાષાનો કોશ છે. તેમાં ભાષાની સમગ્ર શબ્દ-સંપત્તિ સંઘરાઈ ચૂકી છે, એમ કહેવું અઘરું છે; છતાં શાળોપયોગી જરૂર કરતાં તેમાં કાંઈક વિશેષ સામગ્રી તો જરૂર આવી છે. આથી કરીને જ, કાંઈક સસ્તી અને સાદી એવી આવૃત્તિ હવે કરવી જોઈએ, એમ ૧૯૪૯માં લાગેલું. અને તેથી તે કામ ત્યારથી પહેલું મન ઉપર લીધું હતું. તે તૈયાર થવાથી, વાચકવર્ગ આગળ હવે આ ત્રીજા પ્રકારનો કોશ રજૂ થાય છે — ૧. મૂળ સાર્થ જોડણીકોશ, ૨. કેવળ જોડણી માટે ખિસ્સાકોશ, અને હવે આ ૩. વિનીત જોડણીકોશ.

કઈ ઢબે સંક્ષેપ કરવો તેને માટે કેટલીક બાબતો કેટલાક અનુભવી શિક્ષકો સાથે ચર્ચી હતી. શ્રી. દેસાઈભાઈ પટેલે પોતાની દૃષ્ટિએ મોટા કોશનાં છપાયેલાં કેટલાંક પાનાંનો સંક્ષેપ કરી આપીને જ પોતાની દૃષ્ટિ બતાવી હતી. મર્યાદા એ રાખી હતી કે, સામાન્ય વિનીત–મૅટ્રિક કક્ષા સુધીનું કામ તો આ કોશે ઓછામાં ઓછું દેવું જ જોઈએ. વળી ગણિત, પદાર્થવિજ્ઞાન, રસાયન, જીવવિદ્યા, વનસ્પતિશાસ્ત્ર વગેરે વિજ્ઞાનવિદ્યાઓ હવે ગુજરાતીમાં શીખવાવા લાગી છે અને તેમની પરિભાષા તેનાં પુસ્તકોમાં ઊતરી છે. તેથી તે પરિભાષાનોય સમાવેશ કરવાનું ધ્યાન રાખ્યું છે.

આ રીતે, શાળોપયોગી શબ્દોની જ પસંદગી કરવા જતાં અમુક સંક્ષેપ જરૂર સધાયો છે. છતાં, ગુજરાતી ભાષાના વધતા જતા અભ્યાસ અને ઉપયોગને પરિણામે આજકાલ તે બાબતમાં શાળા અને મહાશાળા એ બેના ભેદની રેખા આંકવી અઘરી થવા આવી છે. એટલે વાચક જોશે કે, ભાષાના સામાન્ય ચાલુ કોષ તરીકેની બધી ગરજ સરી રહે તે પ્રકારનો આમાં શબ્દોનો સંગ્રહ થયો છે. આ આવૃત્તિમાં કુલ ૩૯,૩૩૫ શબ્દો ઊતર્યા છે; આથી કોશ માફકસરની કિંમતે મળી શકે તેવો થયો છે, તે આજે મોટી સવડ લાગશે એમ માનું છું.

સંક્ષેપ કરવાની ખરી મુશ્કેલી કયા શબ્દો લેવા તે નક્કી કરવા ઉપરાંત ખાસ તો તેમના અર્થોનો તથા શબ્દપ્રયોગોનો કેટલો વિસ્તાર સંઘરવો, એ ઠરાવવામાં રહેલી છે. સંપાદકે આ કામમાં પણ ઠીક ઠીક ચીવટ રાખી છે. પરિણામે, આ કોશ તેની મૂળ આવૃત્તિ કરતાં, કદની દૃષ્ટિએ, અર્ધ કરતાં સોએક પાન વધુ જેટલો થઈ રહ્યો છે. કિંમત પણ તેટલા પ્રમાણમાં ઓછી થઈ શકી છે તે આનંદની વાત છે.

સંપાદનનું કામ શ્રી. ગોપાળદાસ પટેલે કર્યું છે. જોડણીકોશના કામમાં તે તેની બીજી આવૃત્તિથી કામ કરતા આવ્યા છે. શાળોપયોગી દૃષ્ટિએ સંક્ષેપ કરવા માટે જરૂરી શિક્ષણદૃષ્ટિ તેમની પાસે છે.

કોશનું કામ એકલ હાથે કરવું અશક્ય જ ગણાય. તેથી શ્રી ગોપાળદાસને મદદ કરવા માટે કેટલોક વખત શરૂમાં અ૦ મોહનભાઈ પટેલે કામ કર્યું. બાકી તેમને પૂરી મદદ અને સાથ અ૦ મુકુલભાઈ કલાર્થીનાં મળ્યાં છે. બધો જ વખત તે ગોપાળદાસની સાથે સંપાદનકામમાં તેમ જ તેનાં પ્રૂફ જોવામાં રહેલા છે. આશા છે કે, વિદ્યાર્થી-જગતને તથા સામાન્ય વાચકને આ કોશ ઉપયોગી નીવડશે.

વિદ્યાર્થીઓને કોશનો ઉપયોગ કરવાની ટેવ પાડવાનું કામ હજી આપણા શિક્ષણમાં બરોબર દાખલ નથી થયું; તે કરવાની જરૂર છે. એમ થાય તો, કદાચ આથી પણ નાની આવૃત્તિ આગળ ઉપર જરૂરની લાગે.

કોશના શબ્દોની સાથે તેમનું વ્યાકરણ, વ્યુત્પત્તિ તથા ઉચ્ચારણનો નિર્દેશ પણ મૂળ કોશમાંથી ટૂંકાવીને છતાં વિદ્યાર્થીઓને ખપ લાગે તેટલાં સંઘરવામાં આવ્યાં છે.

જોડણીકોશની આ નવી આવૃત્તિને શિક્ષકવર્ગ વધારે ઉપયોગી કરવામાં પોતાની સલાહસૂચનાઓ આપી આભારી કરશે એવી વિનંતી છે. આ કોશના સંપાદનમાં જે શિક્ષક મિત્રોએ મદદ કરી છે તેમનો આભાર માનું છું.

૧૪-૬-'૫૪ મગનભાઈ દેસાઈ

# જોડણીના નિયમો

## તત્સમ શબ્દો

૧. સંસ્કૃત તત્સમ શબ્દોની જોડણી મૂળ પ્રમાણે કરવી. ઉદા૦ મતિ; ગુરુ; વિદ્યાર્થિની.

૨. ભાષામાં તત્સમ તથા તદ્ભવ બંને રૂપો પ્રચલિત હોય તો બંને સ્વીકારવાં. ઉદા૦ કઠિન — કઠણ; રાત્રિ — રાત; દશ — દસ; કાલ — કાળ; નહિ — નહીં; હૂબહૂ — આબેહૂબ; ફર્શ — ફરસ.

૩. જે વ્યંજનાન્ત તત્સમ શબ્દો ગુજરાતી પ્રત્યયો લેતા હોય તેમને અકારાન્ત ગણીને લખવા. ઉદા૦ વિદ્વાન, જગત, પરિષદ.

આ નિયમ અંગ્રેજી, ફારસી, અરબી વગેરે ભાષાના શબ્દોને પણ લાગુ પડે છે.

૪. પશ્ચાત્, કિંચિત્, અર્થાત્, ક્વચિત્, એવા શબ્દો એકલા આવે અથવા બીજા સંસ્કૃત શબ્દોની સાથે સમાસમાં આવે ત્યારે વ્યંજનાન્ત લખવા. ઉદા૦ કિંચિત્કર; પશ્ચાત્તાપ.

આવાં અવ્યયો પછી જ્યારે 'જ' આવે ત્યારે તેમને વ્યંજનાન્ત ન લખવાં. ઉદા૦ ક્વચિત જ.

૫. અરબી, ફારસી તથા અંગ્રેજી ભાષાના શબ્દો લખતાં તે તે ભાષાના વિશિષ્ટ ઉચ્ચારો દર્શાવવા ચિહ્નો ન વાપરવાં. ઉદા૦ ખિદમત, વિઝિટ, નજર.

૬. 'એ' તથા 'ઓ'ના સાંકડા તથા પહોળા ઉચ્ચારની ભિન્નતા દર્શાવવા ચિહ્નો વાપરવાં નહિ. પરંતુ અંગ્રેજી શબ્દોના 'એ' 'ઓ'ના ઉચ્ચારમાં ભ્રાંતિ ન થાય માટે, તે દર્શાવવા ઊંધી માત્રાનો ઉપયોગ કરવો. ઉદા૦ કૉફી, ઑગસ્ટ, કૉલમ.

૭. અનુસ્વારના ભિન્ન ભિન્ન ઉચ્ચારો દર્શાવવા ચિહ્નો વાપરવાં નહિ.

નોંધ — શક્ય હોય ત્યાં અનુસ્વારના વિકલ્પમાં અનુનાસિકો વાપરી શકાય. ઉદા૦ અંત, અન્ત; દંડ, દણ્ડ; સાંત, સાન્ત; બૅંક, બૅન્ક.

## હશ્રુતિ તથા યશ્રુતિ

૮. બહેન, વહાણું, વહાલું, પહોળું, મહાવત, શહેર, મહેરબાન, મહાવરો, મહોર જેવા શબ્દોમાં તથા કહે, રહે, પહેર, પહોંચ જેવા ધાતુઓમાં હ જુદો પાડીને લખવો.

૯. નાનું, મોટું, બીક, સામું, ઊનું, મોર (અ૦), મોં, મોવું (લોટને), જ્યાં, ત્યાં, ક્યારે, ત્યારે, મારું, તમારું, તારું, તેનું, અમારું, આવું, વગેરેમાં હકાર ન દર્શાવવો.

(એટલે કે, હ જ્યાં દર્શાવવો ત્યાં જુદો પાડીને દર્શાવવો અને ન દર્શાવવો ત્યાં મુદ્દલ ન દર્શાવવો; 'હ'ને આગલા અક્ષર સાથે જોડવો નહિ.)

૧૦. નાહ, ચાહ, સાહ, મોહ, લોહ, દોહ, કોહ એ ધાતુઓને અનિયમિત ગણી તેમનાં દર્શાવ્યા પ્રમાણે રૂપો સાધિત કરવાં:

નાહ:—નાહું છું; નાહીએ છીએ; નહાય છે; નાહો છો; નાહ્યો,-હ્યા,-હી,-હ્યું,-હ્યાં; નાહીશ; નાહીશું; નહાશો; નહાશે; નહાત; નહાતો,-તી,-તું; નાહનાર; નાહવાનો અથવા નાવાનો; નાહેલો,-લી,-લું; નહા; નહાજે; નાહવું.

નવડા(-રા)વવું; નવાવું; નવાય; નાવણ; નાવણિયો; નવેણ; નવાણ.

ચાહ:—ચાહું છું; ચાહીએ છીએ; ચાહે છે; ચાહો છો; ચાહ્યો,-હ્યા,-હી,-હ્યું,-હ્યાં; ચાહીશ; ચાહીશું; ચાહશે; ચાહશો; ચાહત; ચાહતો,-તી,-તું; ચાહનાર; ચાહવાનો; ચાહેલો,-લી,-લું; ચાહ; ચાહજે; ચાહવું.

ચહવડા(-રા)વવું; ચહવાવું, ચહવાય એ રૂપો શક્ય અને વ્યાકરણદૃષ્ટિએ પ્રામાણિક લાગે છે, પણ આવા પ્રયોગો પ્રચલિત નથી.

સાહ:— ચાહ પ્રમાણે. પણ નીચેનાં રૂપો દર્શાવ્યા પ્રમાણે:—

સવડા(-રા)વવું; સવાવું; સવાય.

મોહ:—મોહું છું; મોહીએ છીએ; મોહે છે; મોહો છો; મોહ્યો,-હ્યા,-હી,-હ્યું,-હ્યાં; મોહીશ; મોહીશું; મોહશે; મોહશો; મોહત; મોહતો,-તી,-તું; મોહનાર; મોહવાનો; મોહેલો,-લી,-લું; મોહ; મોહજે; મોહવું.

મોહડા(-રા)વવું; મોહાવું; મોહાય.

લોહ:—લોહું છું; લોહીએ છીએ; લુહે છે; લુહો છો; લોહ્યો,-હ્યા,-હી,-હ્યું,-હ્યાં; લોહીશ; લોહીશું; લોહશે; લોહશો; લોહત; લોહતો,-તી,-તું; લોહનાર; લોહવાનો અથવા લોવાનો; લોહેલો,-લી,-લું; લોહ; લોહજે; લોહવું.

લોવડા(-રા)વવું; લોવાય; લોવણિયું.

દોહ:—દોહું છું; દોહીએ છીએ; દુહે છે; દુહો છો; દોહ્યો,-હ્યા,-હી,-હ્યું,-હ્યાં; દોહીશ; દોહીશું; દોહશે; દોહશો; દુહત અથવા દોહત; દોહતો,-તી,-તું; દોહનાર; દોહવાનો અથવા દોવાનો; દોહેલો,-લી,-લું; દોહ; દોહજે.

દોવડા(-રા)વવું; દોવાવું; દોવણ; દોણી.

કોહ:—સામાન્યત: મોહ પ્રમાણે. પણ નીચેનાં રૂપો દર્શાવ્યા પ્રમાણે—કોવડા(-રા)વવું; કોવાવું; કોવાય; કોહપણ; કોહવાણ; કોહવાટ.

સોહ:—મોહ પ્રમાણે.

૧૧. કેટલાક 'ઢ'ને બદલે હ અને ડ છૂટા પાડીને લખે છે. જેમ કે, કહાડવું, વહાડવું. તેમ ન લખતાં કાઢ, વાઢ, કઢી, ટાઢ, અઢાર, કઢવું એમ લખવું. પરંતુ લઢવું, દાઢમ ન લખતાં લડવું, દાડમ એમ લખવું. ચડવું, ચઢવું બંને માન્ય ગણવાં.

૧૨. કેટલાક શબ્દોના ઉચ્ચારણમાં ગુજરાતના કેટલાક ભાગમાં યશ્રુતિ થાય છે. ઉદા૦ જાત્ય, આંખ્ય, લાવ્ય, લ્યો, દ્યો ઇ૦. પણ તે લખવામાં દર્શાવવાની જરૂર નથી. જાત, આંખ, લાવ, લો, દો એમ જ લખવું.

**તદ્ભવ શબ્દો**

૧૩. અલ્પપ્રાણ અને મહાપ્રાણ સંયુક્ત હોય એવા તદ્ભવ શબ્દોમાં મહાપ્રાણનું દ્વિત્વ કરવું. ઉદા૦ ચોખ્ખું, ચિઠ્ઠી, પથ્થર, ઝભ્ભો, ઓધ્ધો, સુધ્ધાં, સભ્ભર. પણ ચ્ તથા છનો યોગ હોય તો ચ્છ લખવું, છ્છ નહિ. ઉદા૦ અચ્છેર, પચ્છમ, અચ્છું.

૧૪. કેટલાક શબ્દોમાં (ઉદા૦ પારણું, બારણું, શેરડી, દોરડું, ખાંડણી, દળણું, ચાળણી, શેલડી) ર, ડ, ળ, લને બદલે ય ઉચ્ચાર થાય છે; ત્યાં મૂળ રૂપ જ લખવું.

૧૫. અનાદિ 'શ'ના ઉચ્ચારની બાબતમાં કેટલાક શબ્દોમાં પ્રાંતિક ઉચ્ચારભેદ છે. ઉદા૦ ડોશી–ડોસી; માશી–માસી, ભેંશ–ભેંસ; છાશ–છાસ; બારશ–બારસ; એંશી–એંસી. આવા શબ્દોમાં શ અને સ નો વિકલ્પ રાખવો.

૧૬. શક, શોધ, શું માં રૂઢ શ રાખવો; પણ સાકરમાં સ લખવો.

૧૭. વિશે અને વિષે એ બંને રૂપો ચાલે.

૧૮. તદ્ભવ શબ્દોમાં અંત્ય ઈ તથા ઉ, સાનુસ્વાર કે નિરનુસ્વાર, એ અનુક્રમે દીર્ઘ અને હ્રસ્વ લખવાં. ઉદા૦ ઘી; છું; શું; તું; ધણી; વીંછી; અહીં; દહીં; પિયુ; લાડુ; જુદું.

નોંધ—સામાન્ય રીતે ગુજરાતીમાં રુ અથવા રુ લખવાનો રિવાજ નથી; રૂ વિશેષ પ્રચલિત છે. પરંતુ જ્યાં નિયમ પ્રમાણે હ્રસ્વ રુ લખવાનું હોય ત્યાં રુ અથવા રુ લખવું. ઉદા૦ છોકરું–છોકરું; બૈરું–બૈરું.

અપવાદ—એકાક્ષરી શબ્દોમાં નિરનુસ્વાર ઊ દીર્ઘ લખવો. ઉદા૦ જૂ, લૂ, થૂ, ભૂ, છૂ.

૧૯. અનંત્ય ઈ તથા ઊ પર આવતા અનુસ્વારનો ઉચ્ચાર પોચો થતો હોય ત્યારે ઈ કે ઊ દીર્ઘ લખવાં. ઉદા૦ ઈંડું; હીંડાડ; ગૂંચવાવ; સીંચણિયું; પીંછું; લૂંટ; પૂંછડું; વરસૂંદ; મીંચામણું.

અપવાદ—કુંવારું, કુંભાર, કુંવર, કુંવરી, સુંવાળું.

૨૦. શબ્દમાં આવતા યુક્તાક્ષરથી જ્યાં આગલા સ્વરને થડકો લાગતો હોય ત્યાં ઈ કે ઊ જે હોય તે હ્રસ્વ લખવો. અનુસ્વારનો ઉચ્ચાર અનુનાસિક જેવો થતો હોય ત્યાં યુક્તાક્ષર ગણવો. ઉદા૦ કિસ્તી, શિસ્ત, કુક્કર, જુસ્સો, ચુસ્ત, છેતરપિંડી, જિંદગી, જિંગોડી, લુંગી, દુંદ, તુંડાઈ.

નોંધ—સામાન્ય રીતે ગુજરાતીમા જિ લખવાનો રિવાજ નથી; જી જ વિશેષ પ્રચલિત છે. પરંતુ જ્યાં નિયમ પ્રમાણે હ્રસ્વ જિ લખવાનું હોય ત્યાં જિ લખવું. ઉદા૦ જિંદગી; જિતાડવું; જિવાડવું.

૨૧. જ્યાં વ્યુત્પત્તિને આધારે જુદી જોડણી ન થતી હોય (જેમ કે, જુદું, ઉદવું, ડિલ) તેવા બે અક્ષરના શબ્દોમાં ઉપાંત્ય ઈ તથા ઊ દીર્ઘ લખવાં. ઉદા૦ ચૂક, થૂઈ, તૂત, ઝૂલો, ઝીણું, જીનો.

અપવાદ—સુધી, દુખ, જુઓ.

નોંધ—મુકાવું, ભુલાવું, મિચાવું, એવાં કર્મણિરૂપોમાં હ્રસ્વ થાય છે. જુઓ નિયમ ૨૪ મો.

૨૨. જ્યાં વ્યુત્પત્તિને આધારે જુદી જોડણી ન થતી હોય (જેમ કે, ઉપર, ચુગલ, કુરતું, મુગટ, અંગુર) તેવા બેથી વધારે અક્ષરના શબ્દોમાં ઇ કે ઉ પછી લઘુ અક્ષર આવે તો તે દીર્ઘ લખવાં, અને ગુરુ અક્ષર આવે તો તે હ્રસ્વ લખવાં. ઉદા૦ નીકળ, મૂલવ, વિમાસ, મજૂર, ખેડૂત, દુકાળ, સુતાર, તડૂક, કિનારો, ભુલાવ, મિચાવ, તડુકાવ.

અપવાદ ૧—વિશેષણ પરથી થતાં નામો તેમ જ નામ પરથી બનતાં ભાવવાચક નામોમાં મૂળ શબ્દની જોડણી કાયમ રાખવી. ઉદા૦ ગરીબ–ગરીબાઈ; વકીલ–વકીલાત; ચીકણું–ચીકણાઈ, ચીકાશ; મીઠું–મીઠાશ, મીઠાણ; જૂઠું–જૂઠાણું; પીળું–પીળાશ; ઝીણું–ઝીણવટ.

નોંધ—વેધી–વેધિત્વ, અભિમાની–અભિમાનિત્વ, એવા શબ્દો તત્સમ સંસ્કૃત હોઈ ફેરફાર કરવામાં આવે છે.

અપવાદ ૨—કેટલાક શબ્દો બોલતાં ઉપાંત્ય અક્ષર ઉપર ભાર આવે છે ત્યાં ઇ કે ઉ જે હોય તે દીર્ઘ કરવાં. ઉદા૦ ગોટીલો, દાગીનો, અરડૂસો, દંતૂડી વગેરે.

નોંધ:—જેમાં આ જાતનો ભાર નથી આવતો એવા શબ્દો: ટહુકો, ફઉડી, મહુડું.

૨૩. ચાર અથવા તેથી વધારે અક્ષરના શબ્દોમાં આદિ ઇ કે ઉ હ્રસ્વ લખવાં. ઉદા૦ મિજલસ, ભુલામણું, હિલચાલ, કિલકિલાટ, ખિસકોલી, ટિપણિયો, ટિટિયારો, ટિચકારી.

વિકલ્પ — ગુજરાત–ગૂજરાત.

નોંધ ૧ — આ જાતનો શબ્દ સમાસ હોય તો સમાસના અંગભૂત શબ્દોની જોડણી કાયમ રાખવી. ઉદા૦ ભૂલથાપ; બીજવર; હીણુકમાઉ; પ્રાણીવિદ્યા; સ્વામીદ્રોહ; મીઠાબોલું.

નોંધ ૨ — ફૂદાફૂદ, બૂમાબૂમ, ભુલભુલામણી, એવા દ્વિર્ભાવથી થતા શબ્દોમાં દ્વિર્ભાવ પામતા પદની જોડણી જ કાયમ રાખવી.

૨૪. પ્રાથમિક શબ્દો પરથી ઘડાતા શબ્દોમાં તથા ધાતુનાં પ્રેરક અને કર્મણિ પ્રયોગનાં રૂપોમાં પ્રાથમિક શબ્દ અથવા ધાતુની મૂળ જોડણી કાયમ ન રાખતાં ઉપર કલમ ૨૧, ૨૨, ૨૩, ૨૪ પ્રમાણે જોડણી કરવી. ઉદા૦ ભૂલ–ભુલામણી, શીખ–શિખાઉ, શિખામણ; નીકળ–નિકાલ; ઊઠ–ઉઠાવું, ઉઠાડ, ઉઠાવ, ઉઠમણું; મૂક–મુકાણ, મુકાવું, મુકાવવું.

નોંધ ૧ — નિયમ ૧૯, ૨૦ પ્રમાણે સાનુસ્વાર ઈ, ઉ વાળા શબ્દોમાં ફેર નહિ થાય. જેમ કે, ચૂંથવું, ચૂંથારો, ચૂંથાવું, ચૂંથાવવું; ફિંગલાણ, ફિંગલાવું, ફિંગલાવવું.

નોંધ ૨ — ધાતુના અક્ષરો ગણવામાં તેનું સામાન્ય કૃદંતનું રૂપ નહિ, પણ મૂળ રૂપ લેવું. જેમ કે, ઊથલ(વું), ભૂલવ(વું); ઉથલાવ(વું), તડૂક(વું), તડુકાવ(વું), તડુકા(વું).

અપવાદ ૧ — કર્મણિરૂપોને નિયમ ૨૧ માં અપવાદ ગણી હ્રસ્વ કરવાં. જેમ કે, મિચા(વું), ભુલા(વું).

અપવાદ ૨ — ક્રિયાપદનાં કૃદંતરૂપોમાં મૂળ જોડણી જ કાયમ રાખવી. જેમ કે, ભૂલનાર, ભૂલેલું; ભુલાવનાર; ભુલાયેલું; મૂકનાર, મૂકેલું; મુકાયેલું, મુકાવનાર; મુકાવડાવેલું.

૨૫. શબ્દના બંધારણમાં ઈ પછી સ્વર આવતો હોય તો તે ઈ ને હ્રસ્વ કરી સ્વરની પહેલાં ય ઉમેરીને લખવું. ઉદા૦ દરિયો, કડિયો, રેંટિયો, ફડિયો, ધોતિયું, માળિયું, કાઠિયાવાડ, પિયર, મહિયર, દિયર, સહિયર, પિયુ.

અપવાદ — પીયો; તથા જુઓ પછીનો નિયમ. વિકલ્પ — પિયળ–પીયળ.

૨૬. વિભક્તિ કે વચનના પ્રત્યયો લગાડતાં કે સમાસ બનાવતાં શબ્દની મૂળ જોડણી કાયમ રાખવી. ઉદા૦ નદી — નદીઓ, નદીમાં ઇ૦. સ્ત્રી — સ્ત્રીઓ, સ્ત્રીને ઇ૦. ખૂમી — ખૂમીઓ. બારીબારણાં.

૨૭. ક. કરીએ, છીએ, ખાઈએ, ધોઈએ, સૂઈએ, જોઈએ, હોઈએ, મારીએ, એવાં ક્રિયાપદનાં રૂપો બતાવ્યા પ્રમાણે લખવાં. પણ થયેલું ગયેલું, સચવાયેલું, એવાં રૂપો દર્શાવ્યા મુજબ લખવાં.

ख. જુવો, ધુવો નહિ પણ જુઓ, ધુઓ લખવું. તેમ જ ખોવું, રોવું જેવાં ઓકારાન્ત ધાતુઓમાં ખુઓ, રુઓ લખવું. અને જુએ છે, ધુએ છે, ખુએ છે, રુએ છે, જોયેલું, જોતું; ખોયેલું, ખોતું; ધોયેલું, ધોતું વગેરે રૂપો દર્શાવ્યા મુજબ લખવાં.

ग. સૂવું, પીવું જેવાં ક્રિયાપદોમાં સૂએ છે, સૂઓ, સૂતું, સૂતેલ, સૂતાર, અને પીએ છે, પીઓ, પીતું, પીધેલ, પીનાર, એ પ્રમાણે લખવું.

૨૮. પૈસો, ચૌટું, પૈડું, રવૈયો એમ લખવું. પણ પાઈ, પાઉંડ, ઊડઈ, સઈ એવા શબ્દો દર્શાવ્યા પ્રમાણે લખવા.

૨૯. સજા, જિંદગી, સમજ એમાં જ; તથા ગોઝારું, મોઝારમાં ઝ, અને સાંજ–ઝ, મજા–ઝા એમ લખવું.

૩૦. આમલી–આંબલી, લીમડો–લીંબડો, તૂમડું–તૂંબડું, કામળી–કાંબળી, ડામવું–ડાંભવું, પૂમડું–પૂંભડું, ચાંલ્લો–ચાંદલો, સાલ્લો–સાડલો એ બંને રૂપો ચાલે.

૩૧. કહેવડાવવું–કહેવરાવવું, ગવડાવવું–ગવરાવવું, ઉડાડવું–ઉરાડવું, બેસાડવું–બેસારવું જેવાં પ્રેરકરૂપોમાં ડ અને ર ને‌ા વિકલ્પ રાખવો.

૩૨. કવિતામાં નિયમાનુસાર જોડણી વાપરી હ્રસ્વ દીર્ઘ બતાવનારાં ચિહ્નો વાપરવાં.

૩૩. જે શબ્દોની જોડણી કે ઉચ્ચારને વિષે એકરૂપતા ચાલતી હોય તે શબ્દોની, ઉપરના કોઈ નિયમો અનુસાર જુદી જોડણી થતી હોય છતાં, પ્રચલિત જોડણી કાયમ રાખવી. ઉદા૦ મુજ, તુજ, ટુકડો, ટુચકો, મુજબ, પૂજારી, મુદત, કુમળું, કુસકી, ગુટકો, કુલડી.

---

# કોશ વાપરનારને સૂચના

## શબ્દોની ગોઠવણી

શબ્દોની ગોઠવણી કક્કાવારીના ધોરણે કરવામાં આવી છે. પરંતુ એકસમાન વ્યુત્પત્તિવાળા શબ્દો, સાધિત રૂપો તથા સમાસો કક્કાવારીના ક્રમમાં આવતા હોય, તો સ્થળ-સંકોચ સાધવાની દૃષ્ટિએ એક ફકરામાં ભેગા ગોઠવવામાં આવ્યા છે.

આમ ભેગા કરાતા શબ્દોને મૂળ થડમાં શબ્દમાં ઉમેરણી બતાવતું ० આવું ચિહ્ન કે તેના અંત્ય અક્ષરનો વિકલ્પ સૂચવતું – આવું ચિહ્ન વાપરીને એકઠા કરવામાં આવ્યા છે. જેમકે '**ધર્મ**'માં **૦ક્ષેત્ર**=ધર્મક્ષેત્ર; **–ર્માચરણ**=ધર્માચરણ. આવા સમૂહોમાં દરેક પૂરા થતા શબ્દને અંતે પૂર્ણવિરામ મૂકવામાં આવ્યું છે.

## વ્યુત્પત્તિ

વ્યુત્પત્તિનો નિર્દેશ શબ્દના વ્યાકરણના સંકેત બાદ [ ] કૌંસમાં કરવામાં આવ્યો છે. તેના સંકેતોની સમજ સંકેતોની યાદીમાં આપી છે.

સમૂહમાં આવેલા શબ્દોમાં, જે શબ્દોની વ્યુત્પત્તિ નિશ્ચિત હોય, તેને તે શબ્દની સાથે આપી છે. જ્યાં સમાસનું બીજું પદ સંધિથી જોડાયું હોય, અને તેનો પ્રયોગ પ્રમાણભૂત કોશોમાં મળતો ન હોય, ત્યાં સામાન્યતઃ તેને જુદું બતાવ્યું છે. જેમ કે '**સ્નેહ**' શબ્દમાં **–હાધીન** [+ અધીન].

જ્યાં આગળ મૂળ શબ્દની સાથે સંક્ષેપથી તેના વિકલ્પ પણ જણાવ્યા હોય, ત્યાં વ્યુત્પત્તિ જે શબ્દની મળતી હોય, તેને તે શબ્દની સાથે જ (વ્યાકરણના સંકેતની પહેલાં) દર્શાવી છે. જેમકે **સ્થૂલ** [સં.], **–ળ** વિ૦.

કોઈ શબ્દના અનેક અર્થો હોય, પણ તેમની વ્યુત્પત્તિ જુદી હોય, તો તે શબ્દ સ્વતંત્ર તરીકે જુદા આપવામાં આવ્યા છે. જુઓ 'ચાર,' 'દીન,' 'પાસ,' 'સર' ઇ૦.

## ઉચ્ચારણ

શબ્દોના ઉચ્ચારણ વિષે સૂચન મૂકવામાં આવ્યાં છે, તે તેના પછી તરત જ અને વ્યાકરણ બતાવ્યું છે તે પહેલાં, ( ) આવા કૌંસમાં છે.

ઉચ્ચારણમાં હશ્રુતિ, પોચો અનુનાસિક, પહોળા ઍ ઑ, અને ક્યાંક લઘુપ્રયત્ન અકાર (જેમ કે 'કહેલું'), અને યશ્રુતિ (જેમ કે, પાર સ્ત્રી૦) બતાવ્યાં છે. દરેકના સંકેતની સમજ સંકેતસૂચિમાં જુઓ.

પોચો અનુનાસિક જ બતાવવામાં આવ્યો છે અને તે (૦) આવું પોલું મીડું કરીને બતાવ્યો છે. એટલે, સંસ્કૃત ઢબનો અનુનાસિક બતાવવા ખાસ ચિહ્ન નથી યોજ્યું. જ્યાં (૦) સંકેત ન હોય ત્યાં સંસ્કૃત ઢબનો અનુનાસિક સમજવો.

દીર્ઘ ઈ, ઊ સાથે આવતો અનુસ્વાર જોડણીના નિયમ ૧૯ પ્રમાણે નક્કી છે કે તે પોચો હશે. તેથી તે સ્થાનોએ (૦) આ સંકેત મૂકવામાં નથી આવ્યો. જેમ કે, જુઓ ખીંટી, ખૂંચ ઇ૦.

અને એથી ઊલટ-પક્ષે હ્રસ્વ ઇ સાથેનો અનુસ્વાર સંસ્કૃત ઢબનો હશે, એ પણ જોડણીના નિયમથી સ્પષ્ટ છે. જેમ કે, કિંમત ઇ૦. જોકે, ઉપર કહ્યું એમ, તે અનુસ્વાર ઉચ્ચારણમાં બતાવવાનું રાખ્યું નથી; પોચો અનુનાસિક ન કહ્યો હોય ત્યાં એ સમજી લેવા ઉપર રાખ્યું છે.

તેવી જ રીતે પહોળા એ ઓ જ્યાં હોય ત્યાં બતાવ્યા છે. જ્યાં તે ન બતાવ્યા હોય ત્યાં સામાન્ય સંસ્કૃત એ, ઓ સમજી લેવાના.

હશ્રુતિનું સ્થાન જે બે વર્ણો વચ્ચે હોય તેના પહેલા વર્ણ જોડે તે બતાવ્યું છે. જેમ કે, તારું (તા'). પ્રાયઃ પહેલા વર્ણ સાથે વિશેષ તે શ્રુતિ જોડાયેલી છે, એમ માન્યું છે.

## શબ્દપ્રયોગ

જે શબ્દનો શબ્દપ્રયોગ હોય તે, એ શબ્દના અર્થો પૂરા થયા પછી પૂર્ણ-વિરામ કરી, [ ] આવા કૌંસમાં આપવામાં આવ્યો છે.

તે શબ્દના થડ તળે બીજા શબ્દો કે તેના સમાસો હોય તો તે બધા, તેના શબ્દપ્રયોગોનો કૌંસ [ ] પૂરો થાય ત્યાર પછી આપ્યા છે.

ટૂંકાણને ખાતર, શબ્દપ્રયોગ લખવામાં મૂળ શબ્દ ફરી લખ્યો નથી, પણ આવું ૦ ચિહ્ન મૂકીને ચલાવ્યું છે. જેમ કે, '**દેવ**'માં [ **૦થવું**=મરણ પામવું ].

જ્યાં મૂળ શબ્દનું રૂપાંતર થઈને શબ્દપ્રયોગ બને ત્યાં તે આખો લખ્યો છે. જેમ કે, '**વાયરો**'માં [**વાયરે ચઢવું**=લહેરમાં આવવું ઇ૦ ].

સામાન્યપણે, શબ્દપ્રયોગો કક્કાવાર ક્રમે મૂકયા છે. જ્યાં મૂળ શબ્દ આગળ કોઈ પદ આવે તો તેવા પદને ( ) કૌંસમાં મૂકીને શબ્દપ્રયોગ તેના ક્રમમાં દર્શાવ્યો છે. જેમ કે 'વટાવવું' શબ્દમાં [(-ને) **વટાવે એવું** શ૦ પ્ર૦ -થી ચઢિયાતું].

શબ્દપ્રયોગોમાં આખો પ્રયોગ ક્રિયાપદની સાથે આવતો હોય તો તેના અર્થને = ની નિશાનીથી આપ્યો છે. જેમ કે **વાયરે ચઢવું** = લહેરમાં આવવું ઇ૦. અને જ્યાં આખો પ્રયોગ ક્રિયાપદ સાથે ન આવતો હોય ત્યાં તેના અર્થને શ૦ પ્ર૦ લખીને આપ્યો છે. જેમ કે, **વાયદાનો સોદો** શ૦ પ્ર૦ અમુક મુદ્દતે અમુક ભાવે માલ લેવાનો સટ્ટાનો વેપાર.

## નહિ સંઘરેલાં સાદાં શબ્દરૂપો

જોડણીમાં ફેરફાર થતો હોય તેવાં ક્રિયાપદોનાં ભાવે, કર્મણિ અને પ્રેરક રૂપો યોજીને આપવામાં આવ્યાં છે. (જે ધાતુનાં એવાં રૂપ વિચિત્ર જેવાં લાગ્યાં છે તે આપ્યાં નથી.) તેવાં રૂપોમાં અમુકનું પ્રેરક કે ભાવે યા કર્મણિ એટલો ટૂંક ઉલ્લેખ કરવા ઉપરાંત અર્થ આપ્યો નથી; સિવાય કે, તેથી અલગ બીજો અર્થ હોય. કેટલાક શબ્દોમાં તો જોડણી ખાતર જ તેવાં રૂપો કશા પણ ઉલ્લેખ વગર ( ) કૌંસમાં કાળા અક્ષરમાં આપ્યાં છે. જેમકે, **વીંટાળવું**માં (**વીંટાળાવવું, વીંટાળાવું**).

વિશેષણ પરથી તા, ત્વ, પણું જેવા પ્રત્યયો લાગીને બનતાં નામોના અર્થ સામાન્યતઃ આપવામાં આવ્યા નથી. તેમ જ જ્યાં વિશેષણ અને નામ, કે વિશેષણ અને અવ્યયના અર્થ સરખા થતા હોય ત્યાં અર્થો ફરી ન લખતાં સાથે જ લખેલા છે. જેમ કે, વિવેચક; બરાબર.

પર્યાયવાચક શબ્દોના અર્થ દરેક ઠેકાણે લખવાને બદલે એક ઠેકાણે લખી બીજા શબ્દોમાં, જુઓ અમુક શબ્દ, એમ જણાવવાનો રિવાજ રાખ્યો છે. જ્યાં તે શબ્દના બધા અર્થો લાગુ ન પડતા હોય ત્યાં અર્થનો અમુક ક્રમ જોવાનું કહ્યું છે.

ગડગડાટ, ધડાધડ જેવા રવાનુકારી શબ્દોમાં અર્થો ન આપતાં (રવ૦) સંજ્ઞા વાપરી છે. ચા જ્યાં તે અવાજ શાનો છે એ બતાવવું જરૂરી લાગ્યું છે ત્યાં સાથે, અમુકનો અવાજ, એમ જણાવ્યું છે.

# સંક્ષેપોની સમજ

| | |
|---|---|
| અ૦ | અવ્યય |
| અ૦ક્રિ૦ | અકર્મક ક્રિયાપદ |
| ઉદા૦ | ઉદાહરણ |
| એ૦વ૦ | એકવચન |
| કર્મણિ | કર્મણિ પ્રયોગનું રૂપ |
| કા. | કાઠિયાવાડી (શબ્દ) |
| કા. શા. | કાવ્યશાસ્ત્ર |
| કૃ૦ | કૃદંત |
| ક્રિ૦ | ક્રિયાપદ |
| ખ. | ખગોળશાસ્ત્ર |
| ગ. | ગણિતશાસ્ત્ર |
| ચ. | ચરોતરી (શબ્દ) |
| જી.વિ. | જીવવિજ્ઞાનશાસ્ત્ર |
| જ્યો. | જ્યોતિષશાસ્ત્ર |
| ન૦ | નપુંસકલિંગ |
| ન૦બ૦વ૦ | નપુંસકલિંગ, બહુવચન |
| ન્યા. | ન્યાયશાસ્ત્ર |
| પ. | પદ્યમાં વપરાતો (શબ્દ) |
| પ. વિ. | પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર |
| પું૦ | પુંલિંગ |
| પું૦બ૦વ૦ | પુંલિંગ, બહુવચન |
| પ્રા. વિ. | પ્રાણીવિજ્ઞાનશાસ્ત્ર |
| પ્રેરક | પ્રેરકભેદનું રૂપ |
| બ૦વ૦ | બહુવચન |
| ભ૦કા૦ | ભવિષ્યકાળ |
| ભ૦કૃ૦ | ભવિષ્યકૃદંત |
| ભાવે | ભાવે પ્રયોગનું રૂપ |
| ભૂ. | ભૂગોળ |
| ભૂ૦કા૦ | ભૂતકાળ |
| ભૂ૦કૃ૦ | ભૂતકૃદંત |
| રવ૦ | રવાનુકારી (શબ્દ) |
| ર.વિ. | રસાયણવિજ્ઞાનશાસ્ત્ર |
| લા. | લાક્ષણિક (અર્થ) |
| વ.વિ. | વનસ્પતિશાસ્ત્ર |
| વ.કા. | વર્તમાનકાળ |
| વ૦કૃ૦ | વર્તમાન કૃદંત |
| વિ૦ | વિશેષણ |
| વિ૦ ન૦ | વિશેષણ, નપુંસક લિંગ |
| વિ૦ પું૦ | વિશેષણ, પુંલિંગ |
| વિ૦ સ્ત્રી૦ | વિશેષણ, સ્ત્રીલિંગ |
| વ્યા. | વ્યાકરણ |
| શ૦પ્ર૦ | શબ્દપ્રયોગ |
| સ૦ | સર્વનામ |
| સર૦ | સરખાવો |
| સુ. | સુરતી |
| સ્ત્રી૦ | સ્ત્રીલિંગ |
| સ્ત્રી૦બ૦વ૦ | સ્ત્રીલિંગ, બહુવચન |

## વ્યુત્પત્તિના સંકેત

| | | | |
|---|---|---|---|
| अ. | અરબી | फा. | ફારસી |
| अप. | અપભ્રંશ | म. | મરાઠી |
| इं. | ઇંગ્લિશ | सं. | સંસ્કૃત |
| का. | કાનડી | हिं | હિંદુસ્તાની |
| दे. | દેશ્ય | | |
| पो. | પોર્ટુગિઝ | | |
| प्रा. | પ્રાકૃત | | |

તે ઉપરાંતના નિર્દેશોમાં ભાષાનું પૂરું નામ લખ્યું છે.

## ઉચ્ચારણના સંકેત

(०) પોચો અનુનાસિક છે એમ બતાવે છે. જેમ કે આંધળો (०)

ઍ પહોળો એ છે એમ બતાવે છે. જેમ કે પેઠે (પેં).

ઑ પહોળો ઓ છે એમ બતાવે છે. જેમ કે હોવું (હૉ).

(') વર્ણ સાથે ઉપર મૂકેલું અલ્પવિરામ ત્યાં હશ્રુતિ બતાવે છે. જેમ કે તારું (તા')

(,) વર્ણ સાથે નીચે મૂકેલું અલ્પવિરામ ત્યાં યશ્રુતિ બતાવે છે. જેમ કે પાર (ર,)

(‿) ખોડાનું ચિહ્ન લઘુપ્રયત્ન અકાર બતાવે છે. જેમ કે કહેવું (ક‿હે)

## બીજાં ચિહ્નોની સમજ

\+ કાલગ્રસ્ત શબ્દ.

० આગલા શબ્દમાં ઉમેરો કરવાનું સૂચવે છે. ઉદા० રાબ (०ડી) એટલે રાબ, રાબડી.

– આગલા શબ્દના અંત્ય અક્ષરને બદલે મૂકવાનું સૂચવે છે. ઉદા० સરિત (–તા) એટલે સરિત, સરિતા.

વિનીત

# જોડણીકોશ

## અ

**અ** પું૦ [સં.] વર્ણમાળાનો પહેલો અક્ષર (૨) વ્યંજનથી શરૂ થતા શબ્દની પૂર્વે નકાર કે વિરોધ વગેરે બતાવતો પૂર્વગ. ઉદા૦ અસુખ, અયોગ્ય (૩) 'અતિ'ના અર્થમાં કે ખાસ અર્થવૃદ્ધિ વગર વપરાતો ગુજરાતી ઉપસર્ગ. ઉદા૦ અઘોર, અલોપ

**અઉ** (અ') ન૦ [સં. अहि] કરડે એવું છજ્હું (૨) સાપ

**અઉ** ન૦ આઉ; અડણ

**અક** ન૦ [સં.] દુ:ખ (૨) અઘ; પાપ

**અકચ** પું૦ [સં.] કેતુ ગ્રહ [સં.]

**અકડાઅકડી** સ્ત્રી૦ ચડસાચડસી (૨) કટોકટી [ફાંકડાપણું

**અકડાઈ** સ્ત્રી૦ અક્કડપણું; મગરૂરી (૨)

**અકડાટ** પું૦ અકડાવું તે કે તેની અસર

**અકડાવું** અ૦ ક્રિ૦ [જુઓ અક્કડ] સાંધાનું–અંગનું ઝલાઈ જવું (૨) ભભકામાં ફરવું; મગરૂરીમાં રહેવું

**અકતો** પું૦ [સં. अकृत] કારીગરોનો છુટ્ટીનો દિવસ; અણુજે [અકથનીય

**અકથ** વિ૦ [સં.] નહિ કહેલું–વર્ણવેલું (૨)

**અકથનીય** વિ૦ [સં.] ન કહી શકાય તેવું

**અકથ્ય** વિ૦ [સં.] જુઓ અકથનીય

**અકબર** વિ૦[અ.]સૌથી મહાન(૨) પું૦ એક પ્રખ્યાત મોગલ બાદશાહ [સં.] [તે

**અકબરદિલી** સ્ત્રી૦ [फा.] ઉદાર દિલ રાખવું

**અકબરી** વિ૦ [फा.] અકબર સંબંધી (૨) સ્ત્રી૦ ચોખાના લોટની બનાવેલી એક વાની

**અકબંધ** વિ૦ [સં. अक्षतबंध] જેમનું તેમ; વગર ખોલેલું કે તોડેલું

**અકરણ** વિ૦ [સં.] કરણ–ઇંદ્રિય વગરનું (૨) દેહ ઇંદ્રિયાદિ રહિત (પરમાત્મા) (૩) ન૦ ન કરવું તે

**અકરામ** ન૦ [અ.] કૃપા; માન; બક્ષિસ

**અકરાળ, ૦વિકરાળ** વિ૦[અ–અતિશય +સં. कराल] અતિ ભયંકર

**અકરાંતિયાવેડા** પું૦બ૦ વ૦ અકરાંતિયાની માફક વર્તવું તે [ખાઉધરું

**અકરાંતિયું** વિ૦ [સં. अतिक्रांत]બહુ ખાનારું;

**અકરું** વિ૦ અઘરું [(૩) પું૦ સાપ

**અકર્ણ** વિ૦ [સં.] કાન વિનાનું (૨) બહેરું

**અકર્તૃક** વિ૦ [સં.] કર્તા વિનાનું [કામ

**અકર્મ** ન૦ [સં.] કર્મનો અભાવ(૨)ખોટું

**અકર્મક** વિ૦ [સં.] કર્મ વિનાનું [ક્રિ૦]

**અક(–ક્ક)ર્મણ** વિ૦ સ્ત્રી૦ [સં. अकर्म] અભાગણી (૨) કુલટા [અનુદ્યોગ

**અકર્મણ્યતા** સ્ત્રી૦ કામકાજનો અભાવ;

**અક(–ક્ક)ર્મી** વિ૦ [સં. अकर्म] અભાગિયું (૨) કર્મ નહિ કરનારું

**અકલ** સ્ત્રી૦ [અ. अक्ल] અક્કલ; બુદ્ધિ

**અકલ**[સં.] (–ળ) વિ૦ ન કળી શકાય એવું; અગમ્ય [અગમ્ય લીલાવાળું

**અકલકલ** વિ૦ [સં.] અકળ કળાવાળું;

**અકલમંદ** વિ૦ [फा.] અક્કલવાળું

**અકલલકડિયું** વિ૦ તરતબુદ્ધિવાળું

**અકલંક** વિ૦[સં.]નિષ્કલંક; દોષ–એબરહિત

**અકલિત** વિ૦ [સં.] ન કળેલું; કલ્પી ન શકાય તેવું
**અકલ્પિત** વિ૦ [સં.] કલ્પિત નહિ તેવું; ખરું (૨) ઓચિંતું; અણધાર્યું
**અકલ્પ્ય** વિ૦ [સં.] ન કલ્પી શકાય એવું
**અકસર** અ૦[અ.]ઘણુંખરું; ઘણું કરીને; પ્રાયઃ
**અકસીર** વિ૦[અ. इक्सीर=કીમિયો]આબાદ; રામબાણ
**અકસ્માત્** અ૦ [સં.] અચાનક; એકાએક
**અકસ્માત** પું૦ [સં. अकस्मात्] અણધારી ઘટના; હોનારત
**અકળ** વિ૦ જુઓ અકલ [સં.]
**અકળવિકળ** વિ૦ જુઓ આકળવિકળ; [બાવરું
**અકળામણ** સ્ત્રી૦ અકળાવાની અસર; અમૂંઝણ
**અકળાવું** અ૦ ક્રિ૦ [સં. आकुल] અમૂંઝાવું; ગભરાવું (૨) કંટાળવું (૩) ચિડાવું
**અકળિત** વિ૦ જુઓ અકલિત
**અકંટક** વિ૦[સં.]કાંટા વિનાનું [કામ
**અકાજ** વિ૦નકામું(૨)લાચાર(૩)ન૦ખોટું
**અકામ(-મી)** વિ૦ [સં.] કામના વિનાનું
**અકાર** અ૦ અકારણ; ફોગટ [પ.]
**અકારજ** ન૦ [સં. अकार्य] અકાર્ય; ખોટું કામ (૨) અ૦ વ્યર્થ; ફોગટ
**અકારણ** વિ૦(૨)અ૦[સં.]જુઓ નિષ્કારણ
**અકારત(-થ)** અ૦ વ્યર્થ; નિષ્ફળ
**અકારું** વિ૦ અપ્રિય; અળખામણું
**અકાર્ય** વિ૦ [સં.] ન કરવા જેવું (૨) ન૦ ખોટું કામ
**અકાલ** [સં.] **(-ળ)** વિ૦ કવખતનું (૨)પું૦ અયોગ્ય સમય; કવખત (૩) દુકાળ (૪) પરમાત્મા. ૰**વૃદ્ધ** વિ૦ અકાળે વૃદ્ધ થયેલું
**અકાલિક** વિ૦ [સં.] કવખતનું
**અકાલી** પું૦ [સં. अकाल] શીખ ધર્મનો એક ફાંટો કે તેનો અનુયાયી
**અકાલીન** વિ૦ [સં.] કવખતનું
**અકાળ** વિ૦ જુઓ અકાલ
**અકાંડ** વિ૦ [સં.] આકસ્મિક; ઓચિંતું
**અકિંચન** વિ૦ [સં.] નિષ્કિંચન; સાવ ગરીબ

**અકીક** પું૦ [અ.] એક જાતનો લીસો, ચળકતો પથ્થર [બનાવનારો
**અકીકિયો** પું૦ અકીકની વસ્તુઓ
**અકૃત** વિ૦ [સં.] નહિ કરેલું (૨) ખોટું કે અયોગ્ય કરેલું (૩) ન૦ પાપ
**અકેક(-કું)** વિ૦ એકએક (૨) એક પછી એક (૩) પ્રત્યેક; દરેક
**અકોટ** પું૦ [સં.] સોપારી કે તેનું ઝાડ
**અકોટી** સ્ત્રી૦, **-ટો** પું૦ [સં. अकोट] સોપારી ઘાટનું (સ્ત્રીનું) કાનનું ઘરેણું – ઝૂમખાંવાળું લોળિયું
**અકોણું** વિ૦ અતડું; ભળી ન જાય તેવું
**અક્કડ** વિ૦ [સં. उत्कट, प्रा. उक्कड] કડક; વળે નહિ એવું (૨) ટટાર (૩) મગરૂબીવાળું
**અક્કરચક્કર** અ૦ અણધારી રીતે (૨) ગમે તેમ કરીને [અકર્મી
**અક્કર્મણ, અક્કર્મી** જુઓ અકર્મણ,
**અક્કલ** સ્ત્રી૦ [અ. अक़्ल] બુદ્ધિ
**અક્કલક(-ગ)રો** પું૦ [અ. आक़र्क़हा] એક વનસ્પતિ–ઔષધિ
**અક્કલબાજ** વિ૦ બુદ્ધિશાળી; અક્કલમંદ. ૰**ખાં** પું૦ અક્કલનો ખાં; મૂર્ખ (વ્યંગમાં)
**અક્કલમંદ, અક્કલવંત, અક્કલવાન** વિ૦ અક્કલબાજ; બુદ્ધિશાળી [સમજ
**અક્કલહોશિયારી** સ્ત્રી૦બુદ્ધિ અને ભાન–
**અક્કા** સ્ત્રી૦ અબોલા; ભાઈબંધી તોડવી તે
**અક્કેક** વિ૦ જુઓ અકેક
**અક્રિય** વિ૦ [સં.] [પ. વિ.] નિષ્ક્રિય; 'ઇનએક્ટિવ'(૨)નિરુદ્યોગી; સુસ્ત; 'ઇનર્ટ'
**અક્રૂર** વિ૦ [સં.] દયાળુ (૨) પું૦ શ્રીકૃષ્ણના પિત્રાઈ કાકા અને ભક્ત [સં.]
**અક્ષ** પું૦ [સં.] રમવાનો પાસો (૨) માળાનો મણકો (૩) ધરી (ચક્રની કે પૃથ્વીની) (૪) આંખ (સમાસને અંતે, ઉદા૦ 'કમલાક્ષ') (૫) વિષુવવૃત્તથી ઉત્તરદક્ષિણ કોઈ પણ જગાનું ગોલીય અંતર [ભૂ.] (૬) અવકાશમાં બિંદુનું સ્થાન નક્કી કરવા નિયત કરેલી પરસ્પર કાટખૂણે આવેલી રેખાઓ. ઉદા૦ વેધાક્ષ [ગ.]

**અક્ષણું** ન૦ જુઓ અખિયાણું
**અક્ષત** વિ. [સં.] ઈજા પામ્યા વિનાનું; અખંડ (૨) પું૦ બ૦ વ૦ ધાર્મિક ક્રિયામાં અથવા કોઈને વધાવી લેવામાં વપરાતા વગર ભાંગેલા દાણા–ચોખા, ડાંગર, ઘઉં, જવ વગેરે [અસહિષ્ણુ
**અક્ષમ** વિ૦ [સં.] અશક્ત; અસમર્થ (૨)
**અક્ષમાલા** સ્ત્રી૦ [સં.] રુદ્રાક્ષની માળા (૨) જપ કરવાની માળા
**અક્ષય** વિ૦ [સં.] કદી ક્ષીણ ન થાય એવું; અવિનાશી (૨) અખૂટ
**અક્ષયતૃતીયા** સ્ત્રી૦ [સં.] અખાત્રીજ; વૈશાખ સુદ ત્રીજ
**અક્ષયધામ** ન૦ [સં.] વૈકુંઠ (૨) મોક્ષ
**અક્ષયનવમી** સ્ત્રી૦ [સં.] અખેનોમ; કારતક સુદ નોમ
**અક્ષયપદ** ન૦ [સં.] મોક્ષ
**અક્ષયપાત્ર** ન૦ [સં.] જેમાંથી વસ્તુ લેવા છતાં ખૂટે જ નહિ એવું વાસણ
**અક્ષયવટ** પું૦ [સં.] પ્રયાગમાં આવેલો એક વડ (પ્રલયકાળે પણ એ અક્ષય રહેશે એવું મનાય છે)
**અક્ષર** વિ૦ [સં.] અવિનાશી (૨) પું૦ ભાષાનો વર્ણ (૩) હરફ; બોલ (૪) પું૦ બ૦ વ૦ દસ્કત (૫) વિધિના લેખ (૬) ન૦ બ્રહ્મ. ['એલ્જિબ્રા'
**અક્ષરગણિત** ન૦ [સં.] બીજગણિત;
**અક્ષરછંદ** પું૦ [સં.] જુઓ અક્ષરવૃત્ત
**અક્ષરજ્ઞાન** ન૦ [સં.] લખતાંવાંચતાં આવડવું તે
**અક્ષરદેહ** પું૦ [સં.] નાશ ન પામે એવું શરીર (૨) કીર્તિ (૩) સાહિત્યકૃતિ
**અક્ષરધામ** ન૦ [સં.] બ્રહ્મલોક; મોક્ષ
**અક્ષરપદ** ન૦ [સં.] મુક્ત દશા
**અક્ષરમાલા** [સં.](–ળા) સ્ત્રી૦ મૂળાક્ષરો; વર્ણમાળા [(છંદ)
**અક્ષરમેળ** વિ૦ અક્ષરના માપવાળો
**અક્ષરવૃત્ત** ન૦ [સં.] અક્ષરમેળ વૃત્ત–છંદ
**અક્ષરશઃ** અ૦ [સં.] અક્ષરે અક્ષર
**અક્ષરાર્થ** પું૦ [સં.] શબ્દાર્થ (૨) સંકુચિત અર્થ
**અક્ષવિદ્યા** સ્ત્રી૦ [સં.] જુગાર
**અક્ષવૃત્ત** ન૦ [સં.] અક્ષાંશ બતાવનારું વર્તુલ
**અક્ષાંશ** પું૦ [સં.] વિષુવવૃત્તથી ઉત્તરદક્ષિણ અંતર બતાવનાર ૧૮૦ અંશ [ભૂ.]
**અક્ષાંશવૃત્ત** ન૦ [સં.] અક્ષાંશનું વર્તુલ
**અક્ષિ** સ્ત્રી૦ [સં.] આંખ [સમાસને અંતે 'અક્ષ' રૂપ થાય છે; જુઓ અક્ષ (૪)]
**અક્ષિકા** સ્ત્રી૦ નાની આંખ; ફક્ત લેન્સની બનેલી સાદી આંખ; 'ઑસેલસ' [પ્રા.વિ.]
**અક્ષુણ્ણ** વિ૦ [સં.] ક્ષુણ્ણ–વટાયેલું નહિ તેવું (૨) અજિત; ફતેહમંદ
**અક્ષોણી** સ્ત્રી૦ + જુઓ અક્ષૌહિણી
**અક્ષૌહિણી** સ્ત્રી૦ [સં.] ૨૧,૮૭૦ રથ, તેટલા હાથી, તેથી ત્રણ ગણા ઘોડા ને પાંચ ગણું પાયદળ–એવડી સેના
**અખ(–ખ્ખ)ડ** વિ૦ ન ખેડાતું; પડતર (૨) ઘાસેય ન ઊગે એવું (૩) અવડ
**અખડદહાડા** પું૦ બ૦ વ૦ કામકાજ વિનાના કે કંટાળો આવે એવા દિવસ
**અખડબખડ, અખડાબખડી** વિ૦ ખાડાખૈયાવાળું; ઊંચુંનીચું
**અખડાવું** અ૦ ક્રિ૦ અથડાવું
**અખણિયારું** વિ૦ [ફા.] જુઓ અખિયાણું
**અખત(–ત્ત)ર** વિ૦ મેલું; નઠારું. **૦દાહ્યું** વિ૦ દોઢડાહ્યું
**અખતરું** વિ૦ જુઓ અખતર [અજમાશ
**અખતરો** પું૦ [અ. इख्तिराअ] પ્રયોગ;
**અખત્તર, ૦દાહ્યું** વિ૦ જુઓ 'અખતર'માં
**અખત્યાર** પું૦ [અ. इख्तियार] અધિકાર; તાબો [ન૦ મુખત્યારનામું; સનદ
**અખત્યારનામું** ન૦, **અખત્યારપત્ર** પું૦;
**અખત્યારી** સ્ત્રી૦ સત્તા; અધિકાર
**અખની** સ્ત્રી૦ ગિલ્લીદંડાનો એક દાવ; આંખી
**અખબાર** પું૦; ન૦ [અ. 'ख़बर'નું બ૦ વ૦] વર્તમાનપત્ર; છાપું
**અખબારનવીસ** પું૦ [ફા.] ખબરપત્રી (૨) છાપાંનો લખનારો

**અખર** વિ૦ અસહ્ય (૨) સ્ત્રી૦ અખડ–પડતર જમીન; ચરો [મિળવણ
**અખરાસણુ** ન૦ દૂધ આખરવા માટેનું
**અખરાવું** અ૦ ક્રિ૦ દૂધનું દહીં થવું
**અખરોટ** ન૦[अ., फा.]એક મેવો; અખોડ
**અખંડ** વિ૦ [सं.] આખું
**અખંડસૌભાગ્ય** ન૦ [सं.] સૌભાગ્ય –સધવાપણું અખંડ રહેવું તે (સ્ત્રી માટે). **૦વતી** વિ૦ સ્ત્રી૦ [ટૂંકમાં અ૦ સૌ૦] અખંડ સૌભાગ્યવાળી
**અખંડિત** વિ૦ [सं.] ખંડિત નહિ એવું (૨) કિનારીમાં ખાંચા ખાંચા ન હોય એવું (પાન); 'ઍન્ટાયર' [વ. વિ.]
**અખંતર** વિ૦ અખતર; મેલું (૨) ન૦ ભૂતપ્રેત; વળગાડ
**અખાજ** વિ૦ [सं. अखाद्य] ન ખવાય એવું કે ન ખાવા જેવું (૨) ન૦ નિષિદ્ધ ખોરાક; માંસમાટી
**અખાડ** પું૦ + અષાઢ મહિનો
**અખાડા કરવા** = આંખ આડા કાન કરવા; ન ગણકારવું [કસરતબાજ
**અખાડિયો** પું૦ અખાડામાં જનાર;
**અખાડી** વિ૦ સ્ત્રી૦ આષાઢ માસની
**અખાડો** પું૦[सं. अक्षवाटक] કુસ્તી કે કસરત કરવાની જગા (૨) બાવાઓનો મઠ (૩) વ્યસનીઓને એકઠા થવાની જગા
**અખાત** વિ૦ [सं.] નહિ ખોદેલું (૨) પું૦ (ન૦+) જમીનની અંદર ગયેલો સમુદ્રનો ફાંટો (૩) કુદરતી તળાવ કે સરોવર [અક્ષયતૃતીયા
**અખાત્રીજ** સ્ત્રી૦ [सं. अक्षयतृतीया] જુઓ
**અખિયાણું** ન૦ [सं. अक्षतवायन] અક્ષણું; શુભ કાર્યના આરંભમાં (ગોર તથા વસવાયાંને) અપાતી બક્ષિસ
**અખિયાતું** વિ૦ [सं. अक्षत] સહીસલામત (૨) તંદુરસ્ત
**અખિલ** વિ૦ [सं.] આખું; બધું
**અખિલાઈ** સ્ત્રી૦ દાંડાઈ
**અખૂટ** વિ૦ [दे. अखुट्ट] ખૂટે નહિ એવું
**અખે** વિ૦[सं. अक्षय, प्रा. अक्खय]+અક્ષય; અવિનાશી. ઉદા૦ અખેનામ, અખેપાત્ર
**અખોડ** ન૦ [सं. अक्षोट] જુઓ અખરોટ
**અખોવન** વિ૦ આખું (૨) સ્ત્રી૦ એકે સંતાન ન મર્યું હોય એવી સૌભાગ્યવતી સ્ત્રી
**અખ્ખડ** વિ૦ જુઓ અખડ
**અગ** વિ૦ [सं.] ન જઈ શકે એવું (૨) પું૦ ઝાડ (૩) પર્વત (૪) રાક્ષસ
**અગજ** વિ૦ [सं.] પહાડમાં જન્મેલું; પર્વતનું
**અગડ** પું૦ [प्रा. अगड] સાઠમારીનું મેદાન (૨) [फा.] સોગન
**અગડબંબ** વિ૦ ઘણું જાડું; ગોળમટોળ (૨) પું૦ એક જાતનો અવધૂત બાવો
**અગડંબગડં** વિ૦ ખરુંખોટું (૨) ન૦ ખરીખોટી અસ્પષ્ટ બોલી
**અગણ(-ણિત)** વિ૦[सं.]અસંખ્ય [૬૯
**અગણો(-ણ્યો)તેર** વિ૦[सं.एकोन+सित्तेर]
**અગણ્ય** વિ૦ [सं.] ગણી ન શકાય એવું
**અગણ્યા(૦એં)શી(-સી)** વિ૦ [सं. एकोन+એંશી] ૭૯
**અગણ્યોતેર** વિ૦ જુઓ અગણોતેર
**અગતિ** સ્ત્રી૦ [सं.] અવગતિ; નરકમાં પડવું તે (૨) અમુક વિષયમાં પ્રવેશ નહિ તે (૩) વિ૦ ગતિ વિનાનું; સ્થિર
**અગતિયો** પું૦ એક લીલું, ચળકતું અને ઊડતું જીવડું [મહત્ત્વ
**અગત્ય** સ્ત્રી૦; ન૦ [सं. अगति] જરૂર (૨)
**અગથિયો** પું૦ [सं. अगस्ति] એક ઝાડ
**અગદ** ન૦ [सं.] દવા [ઝાળ; લાહ્ય
**અગન** સ્ત્રી૦ [सं. अग्नि] અગ્નિ (૨) બળતરા;
**અગનગાડી** સ્ત્રી૦ આગગાડી
**અગમ** વિ૦ [सं.] અગમ્ય; ઇન્દ્રિયાતીત (૨) ન૦ ભવિષ્ય
**અગમચેતી** સ્ત્રી૦ અગાઉથી ચેતવું તે; દૂરંદેશી [ગળાનો એક શણગાર
**અગમદોરો** પું૦ [सं. अग्रिम+દોરો] ઘોડાના
**અગમનિગમ** ન૦ ભૂત અને ભવિષ્ય (૨) [सं. आगम+निगम] વેદ અને શાસ્ત્ર
**અગમપચ્છમ** સ્ત્રી૦ [सं. अग्रिम–पश्चिम]

આગળનું તથા પાછળનું તે; ભૂત અને ભવિષ્ય
**અગમપંથ** પું૦ નહિ જવા જેવો–અજાણ્યો, ગૂઢ રસ્તો (૨) ઈશ્વરપ્રાપ્તિનો માર્ગ
**અગમબુદ્ધિ** સ્ત્રી૦ અગાઉથી ભવિષ્યનો વિચાર કરી શકનારી બુદ્ધિ (૨) વિ૦ તેવી બુદ્ધિવાળું
**અગમબૂધિયું** વિ૦ અગમબુદ્ધિવાળું
**અગમવાણી** સ્ત્રી૦ ગૂઢ વાણી (૨) ભવિષ્ય-વાણી (૩) વેદવાણી
**અગમો** પું૦ આણગમો
**અગમ્ય** વિ૦ [સં.] જ્યાં ન જઈ શકાય એવું (૨) ગૂઢ (૩) ન જવા જેવું; નિષિદ્ધ
**અગમ્યાગમન** ન૦ [સં.] જેનો સંગ નિષિદ્ધ હોય તેવી સ્ત્રી સાથે વ્યભિચાર
**અગર** પું૦ [સં. आकर] મીઠું પકવવાની ક્યારી કે જમીન (૨) ન૦ [સં. अगरु] એક જાતનું સુગંધીદાર લાકડું (૩) અ૦ [फा.] જો (૪) અથવા [(૨) જો
**અગરચે** અ૦ [फा.], **અગરજો** અ૦ જોકે
**અગરબત્તી** સ્ત્રી૦ ધૂપસળી
**અગરિયણ** સ્ત્રી૦ 'અગરિયો'નું સ્ત્રીલિંગ
**અગરિયો** પું૦ [સં.आकरिक] મીઠું પકવનાર
**અગરી** સ્ત્રી૦ અગરિયણ
**અગરુ** ન૦ [સં.] જુઓ અગર (૨)
**અગલ** સ્ત્રી૦ [म. गळ, फा. अगल] ગળી
**અગલબગલ** અ૦ [फा.] આસપાસ
**અગલાંપગલાં** ન૦બ૦વ૦ અધરણી વખતે સીમંતિનીને ભરાવવામાં આવતાં પગલાં
**અગવડ** સ્ત્રી૦ સગવડથી ઊલટું તે; મુશ્કેલી
**અગવાડું** ન૦ [સં. अग्र+वाट] આંગણું (૨) મોખરાનો ભાગ [રખાનો આગલો ભાગ
**અગવાડો** પું૦ આંગણું (૨) કાંચળી કે અંગ-
**અગવો** પું૦ [સં. अग्रग] આગળ ચાલનાર; ભોમિયો (૨) નેતા
**અગસ્તિ(–સ્ત્ય)** પું૦ [સં.] [સં.] એક પ્રાચીન ઋષિ (૨) એ નામનો તારો
**અગસ્ત્યના વાયદા** શ૦પ્ર૦ લાંબા ને ન પળાય એવા – ખોટા વાયદા
**અગળ** વિ૦ ઓગળે નહિ કે ઓગળેલું નહિ એવું (૨) અણગળ
**અગાઉ** અ૦ [સં. अग्र] પૂર્વે; પહેલાં
**અગાડી** અ૦ [સં. अग्र] આગળ
**અગાડીપછાડી** અ૦ આગળપાછળ(૨)સ્ત્રી૦ ઘોડાને ગળે અને પગે બાંધવાનાં દોરડાં
**અગાધ** વિ૦ [સં.] અતિ ઊંડું
**અગાશિયું** ન૦ [જુઓ અગાશી] ઘરના ઓરડા પછીનો ઉપરથી ખુલ્લો ભાગ[ચ.]
**અગાશી(–સી)** સ્ત્રી૦ [સં. आकाशिका]ઘરના ઉપલા ભાગમાં કરેલી ખુલ્લી છાબંધ જગા; ગચ્છી [આકાશ સુધી ખુલ્લું
**અગાસું** વિ૦ [સં. आकाश] ઢાંકણ વિનાનું;
**અગિયર** પું૦ + અજગર
**અગિયાર** વિ૦ [સં. एकादश] ૧૧
**અગિયારમું** વિ૦ [સં. एकादशम] દશ પછીનું (૨) ન૦ મરણ પછીને અગિયારમે દિવસે કરવામાં આવતી ક્રિયા કે વરો
**અગિયારશ(–સ)** સ્ત્રી૦ પખવાડિયાંમાંની અગિયારમી તિથિ કે તેનું વ્રત–ઉપવાસ
**અગિયારા** પું૦બ૦વ૦ ૧૧×૧૧નો ઘડિયો. ૦ગણવા, ભણવા = નાસી કે છટકી જવું; પલાયન કરી જવું
**અગિયારી** સ્ત્રી૦[સં.अग्नि+आगारिका]પારસી લોકોનું મંદિર; આતસબહેરામ
**અગુવો** પું૦ જુઓ અગવો
**અગોચર** વિ૦ [સં.] અગમ્ય; ઇંદ્રિયાતીત (૨) પગ મૂકવો ગમે નહિ અથવા પગ મૂકી શકાય નહિ એવું [કા.]
**અગોપ** વિ૦ અલોપ
**અગ્ગડ** પું૦ જુઓ અગડ(૧)[(૩)જઠરાગ્નિ
**અગ્નિ** પું૦ [સં.] દેવતા (૨) અગ્નિદેવ [સં.]
**અગ્નિકર્મ** ન૦ [સં.] અગ્નિમાં હોમ કરવો તે (૨) અગ્નિપૂજા (૩) રાંધવું તે
**અગ્નિકાષ્ઠ** [સં.] બાળવાનાં લાકડાં (૨) અરણીનું લાકડું
**અગ્નિકુમાર** પું૦[સં.] અગ્નિ મારફતે ઉત્પન્ન થયેલો શિવનો પુત્ર–કાર્તિકેય [સં.]
**અગ્નિકુંડ** પું૦ [સં.] વેદી

**અગ્નિકોણ** પું૦ [સં.] દક્ષિણ અને પૂર્વ વચ્ચેનો ખૂણો
**અગ્નિક્રિયા** સ્ત્રી૦[સં.]શબને બાળવાની ક્રિયા
**અગ્નિખૂણો** પું૦ અગ્નિકોણ
**અગ્નિત્રય** પું૦; ન૦ [સં.] ત્રણ પ્રકારના શાસ્ત્રોક્ત અગ્નિ (ગાર્હપત્ય, આહવનીય અને દક્ષિણ)
**અગ્નિદાતા** વિ૦[સં.] શબને આગ મૂકનાર
**અગ્નિદાહ** પું૦ [સં.] મુડદાને બાળવું તે
**અગ્નિપરીક્ષા** સ્ત્રી૦ [સં.] અગ્નિ વડે પરીક્ષા કરવી તે (૨) આકરી કસોટી
**અગ્નિપ્રવેશ** પું૦ [સં.] અગ્નિમાં દાખલ થવું (જેમ કે સતી થનારી સ્ત્રીનું)
**અગ્નિમાંદ્ય** ન૦ [સં.] જઠરાગ્નિની મંદતા
**અગ્નિશાલા** [સં.] (-ળા) સ્ત્રી૦ પવિત્ર અગ્નિ રાખવાનું સ્થાનક [ક્રિયા
**અગ્નિસંસ્કાર** પું૦[સં.]મુડદાને બાળવાની
**અગ્નિહોત્ર** ન૦ [સં.] અગ્નિમાં સવારસાંજ હેમ કરવાનું શાસ્ત્રોક્ત કર્મ. ૦ત્રી વિ૦ અગ્નિહોત્ર કરનાર (૨) બ્રાહ્મણની એક અટક [એવું બાણ
**અગ્ન્યસ્ત્ર** ન૦ [સં.] જેમાંથી અગ્નિ વરસે
**અગ્ર** વિ૦ [સં.] આગળપડતુ; મુખ્ય; પહેલું; મોખરેનું (૨) ન૦ અણી; ટોચ [મુખ્ય
**અગ્રગણ્ય** વિ૦ [સં.] ગણતરીમાં પહેલું;
**અગ્રજ** વિ૦ [સં.] પહેલું જન્મેલું (૨) પું૦ મોટો ભાઈ (૩) બ્રાહ્મણ
**અગ્રણી** પું૦ [સં.] આગેવાન
**અગ્રધાન્ય** ન૦ વર્ષનો પહેલો-ચોમાસામાં થતો-પાક [પ્રથમ પૂજાનું માન
**અગ્રપૂજા** સ્ત્રી૦ [સં.] શ્રેષ્ઠ પુરુષને અપાતું
**અગ્રલેખ** પું૦ વર્તમાનપત્રનો મુખ્ય લેખ
**અગ્રસર** વિ૦ [સં.] અગ્રેસર
**અગ્રસ્થાન** ન૦ આગળપડતું-મુખ્ય સ્થાન
**અગ્રહાયણ(-ન)** પું૦[સં.]માગશર મહિનો; આગ્રહાયણ [અર્પણ કરાયેલી જમીન
**અગ્રહાર** પું૦ [સં.] રાજ્ય તરફથી દેવસ્થાનને
**અગ્રિમ** વિ૦[સં.] મુખ્ય (૨) પું૦ મોટો ભાઈ
**અગ્રેસર** વિ૦ (૨) પું૦ [સં.] આગેવાન; નેતા

**અઘ** ન૦ [સં.] પાપ
**અઘટતું** વિ૦ અણઘટતું; અયોગ્ય
**અઘટિત** વિ૦ [સં.] ઘટિત નહિ એવું; અઘટતું
**અઘટિતઘટના** સ્ત્રી૦ [સં.] નહિ બનેલી ઘટના બનાવવી તે
**અઘટિતઘટનાપટીયસી** વિ૦ સ્ત્રી૦ [સં.] અઘટિતઘટનામાં કુશળ (માયા) [ખાડો
**અઘડ** વિ૦ અણઘડ; મૂર્ખ (૨) પું૦ ઘરો;
**અઘણખાડ(-ણ)** સ્ત્રી૦ અઘવાનો ખાડો
**અઘમર્ષણ** વિ૦ [સં.] અઘનાશક (મંત્ર) (૨) ન૦ એક નસકોરેથી પાણી લઈ બીજા નસકોરા વાટે કાઢી નાખવું તે
**અઘરણિયાત** વિ૦સ્ત્રી૦ અઘરણીવાળી સ્ત્રી
**અઘરણી** ન૦; સ્ત્રી૦ [દે. अग्घहणिया] પહેલવહેલો ગર્ભ રહેવો તે (૨) એ પ્રસંગે કરાતી ક્રિયા; સીમંત
**અઘરું** વિ૦ મુશ્કેલ [માલિકીનું
**અઘરેણિયાત** વિ૦ ઘરેણિયાત નહિ તેવું-
**અઘ(-ઘા)વવું** સ૦ ક્રિ૦ અઘે એમ કરવું (૨) ખૂબ મારવું; ટીપવું [લા.] (૩) જોર-જુલમથી કઢાવવું (નાણાં વગેરે)
**અઘવાડ** સ્ત્રી૦, -ડો પું૦ અઘેલાની ગંદ-વાડ (૨) ખૂબ ગંદકી
**અઘવું** અ૦ ક્રિ૦ [સં. हद्] મળત્યાગ કરવો; ઝાડે ફરવું (૨) જોરજુલમને વશ થઈ આપવું પડવું [લા.]
**અઘાટ** વિ૦અપાર;અનંત(૨)[દસ્તાવેજમાં] કુલ હક્ક સાથેનું (૩) પું૦ શિલાલેખ (૪) ઇનામી જમીન; દાન કે દેવસ્થાનમાં અપાયેલી જમીન (૫) ઘાટ; ઓવારો
**અઘાટિયું** વિ૦ અઘાટ અપાયેલું (૨) નિમકહરામ
**અઘાડ(-વ)વું** સ૦ ક્રિ૦ અઘે એમ કરવું
**અઘાડો** પું૦ [દે. अग्घाडा] અઘેડો-એક છોડ; અપામાર્ગ
**અઘાણું** વિ૦ અઘવાની હાજતવાળું
**અઘાત** વિ૦ + જુઓ અગાધ
**અઘામણ** સ્ત્રી૦ (વારંવાર) અઘવું કે અઘવાનું થાય તે; અતિસાર (૨) ભય,

ત્રાસ અથવા સખત મહેનતને લીધે થયેલી–અધી જવાય એવી સ્થિતિ [લા.]
**અઘાયુ** વિ૦ [સં.] પાપી; દુષ્ટ
**અઘાર** સ્ત્રી૦ પંખી કે છવડાંનો મળ
**અઘારો** પું૦ અઘવાડ; ગંદવાડ
**અઘાવવું** સ૦ ક્રિ૦ જુઓ અઘવવું
**અઘેડી** સ્ત્રી૦ [દે. अग्घाडग] એક વનસ્પતિ
**અઘેડો** પું૦ જુઓ અઘાડો
**અઘોર** વિ૦ [અ + સં. घोर] અતિઘોર
**અઘોરપંથ** પું૦ મેલી સાધના કરનારા બાવાઓનો પંથ
**અઘોરવિદ્યા** સ્ત્રી૦ મેલી વિદ્યા
**અઘોરી** વિ૦ એદી; ઊંઘણશી (૨) ચીતરી ચડે એવું ગંદું (૩) પું૦ એવો ગંદો એક જાતનો (નાગડો) બાવો
**અઘોષ** વિ૦ [સં.] ઘોષ–અવાજ વગરનું; શાંત (૨) પું૦ પાંચ ઉચ્ચારસ્થાનોના પહેલા બે વર્ણોનો ઉચ્ચાર (ક, ચ, ટ, ત, પ તથા ખ, છ, ઠ, થ, ફ) [વ્યા.]
**અચક** સ્ત્રી૦ આગળી; ઠેસ; (૨) આડ
**અચકડું** ન૦ કાંઈ સાંભરી આવવાથી છાતીમાં ભરાઈ આવતો ડૂમો
**અચકન** પું૦; ન૦ [હિં.] એક જાતનો લાંબો ડગલો [ઓચિંતું
**અચક સચક** અ૦ અચાનક; એકદમ;
**અચકવું** અ૦ ક્રિ૦ અટકવું; ખમચાવું
**અચકારો** પું૦ આચકો
**અચકાવું** અ૦ક્રિ૦ અચકવું
**અચકો મચકો** પું૦લહેકો;લટકો(સ્ત્રીઓનો)
**અચડ** વિ૦ ખાતામાં નહિ ચડેલી (રકમ)
**અચપચું** વિ૦ કાચુંપોચું; અધકચરું (૨) નહિ પ્રવાહી અને નહિ ઘટ્ટ
**અચર** વિ૦ [સં.] ખસે નહિ એવું સ્થિર
**અચરકો** પું૦ ઉમળકો (૨) આચકો
**અચરજ(–ત)** ન૦,–તી સ્ત્રી૦ [સં.आश्चर्य] નવાઈ; આશ્ચર્ય [રહીને, વારેવારે
**અચર પચર** વિ૦ કાચુંકોરું (૨) અ૦ રહી
**અચલ** [સં.] (–ળ) વિ૦ દૃઢ; સ્થિર; (૨) અવિકારી [ગ.] (૩) પું૦ પર્વત
**અચલ(–ળ)પદ** ન૦ નિત્ય સ્થિતિ–મોક્ષ
**અચલા** [સં.](–ળા) સ્ત્રી૦ પૃથ્વી
**અચંબો** પું૦ [સં. अत्यद्भुत,प्रा.अच्चब्भुय] આશ્ચર્ય; નવાઈ
**અચાનક** અ૦ એકાએક; ઓચિંતું
**અચાર** ન૦ [फा.] અથાણું
**અચાલ** સ્ત્રી૦ હરકત; અડચણ(૨)અડકાવ; રજોદર્શન (૩) ભારે અગત્ય; ભીડ
**અચાલો** પું૦ અનિવાર્ય અગત્ય; અપેક્ષા
**અચિંતિત** વિ૦ [સં.] અણચિંતવ્યું
**અચિંતુ(–ત્યું)** વિ૦ ન ચિંતવેલું; ઓચિંતું
**અચિંત્ય** વિ૦ [સં.] ચિંતવી ન શકાય એવું (૨) ન ચિંતવવા જેવું
**અચિંત્યું** વિ૦ જુઓ અચિંતું
**અચુંબકીય** વિ૦ચુંબકત્વ ન ગ્રહી શકે તેવું; 'નૉનમૅગ્નેટીક' [પ.વિ.] [વિના
**અચૂક** વિ૦ ચૂકે નહિ એવું (૨) અ૦ ચૂક્યા
**અચૂકબાણ** ન૦(૨) વિ૦ જુઓ રામબાણ. ૦આવવું = જરૂર આવવું
**અચેત(૦ન)** વિ૦ [સં.] ચેતન વિનાનું; જડ (૨) બેભાન
**અચેષ્ટ** વિ૦ [સં.] અચેતન
**અચો** પું૦ જમાવ; ભીડ (૨) કચરાનો જમાવ; ગંદકી (૩) અણજો
**અચોપચો** પું૦ ગંદવાડ; સડો
**અછતું** અ૦ છતું–જાહેર થયા વિના; છૂપી રીતે; ખબર ન પડે તેમ
**અચ્છિન્ન** વિ૦ [સં.] અખંડ
**અચ્છું** વિ૦ [સં. अच्छ] સારું
**અચ્છેદ્ય** વિ૦ [સં.] છેદી ન શકાય એવું
**અચ્છેર** પું૦ અર્ધો શેર
**અચ્છેરિયું** વિ૦ જેમાં અચ્છેર માય તેવડું (૨) ન૦ અર્ધા શેરનું માપિયું
**અચ્છેરિયો** પું૦, **અચ્છેરી** સ્ત્રી૦ અર્ધા શેરનું માપિયું અથવા વજન
**અચ્છેરો** પું૦ અચ્છેરનું વજન–કાટલું
**અચ્યુત** વિ૦ [સં.] પતન કે સ્ખલન વિનાનું; નિશ્ચલ (૨) પું૦ વિષ્ણુ [સં.]
**અછડ(–ર)તું** વિ૦માત્ર સપાટીને અડકીને

ફસાર થઈ જવું (૨) કાના બરાબર (૩) છલકાતું
**અછત** સ્ત્રી૦ તંગી; તાણ
**અછતું** વિ૦ અણછતું; ગુપ્ત (૨)+અસત; હયાત નહિ એવું [વડીલ વિનાનું
**અછત્ર** વિ૦ છત્ર વિનાનું; ખુલ્લું (૨) માથે
**અછબડા** પું૦ બ૦ વ૦ શરીર પર આછી ફોલ્લીઓ નીકળે છે તે રોગ
**અછરતું** વિ૦ જુઓ અછડતું [કરમાતું
**અછવાવું** અ૦ક્રિ૦ વણછો લાગવો (૨)
**અછંગ** અ૦ અધ્ધર
**અછાડપછાડ** સ્ત્રી૦ ધમાધમ; ધમપછાડ
**અછોળા** પું૦બ૦વ૦ વરઘોડામાં વરરાજાનું મોં ઢાંકવા પાઘડીએ લટકાવવામાં આવતા સોનેરી કસબના તાર [કાઢતું
**અછાવવું** સ૦ક્રિ૦ (નવું વાસણ) વાપરવા
**અછીપ** વિ૦ છીપે નહિ–તૃપ્ત ન થાય એવું
**અછૂત** વિ૦ [હિં.] અસ્પૃશ્ય (૨) અસ્પૃશ્ય મનાતી કોમનું
**અછૂતોદ્ધાર** પું૦ અછૂતોનો ઉદ્ધાર
**અછો અછો કરવું, અછો અછો વાનાં કરવાં** = લાડ લડાવવાં(૨)ખૂબ ઉમળકાથી આદરસત્કાર કરવો
**અછોડાવા** અ૦ રાશ જેટલે અંતરે
**અછોડો** પું૦ રાશ (૨) ગળામાં પહેરવાનો સોનારૂપાનો દોરો (૩)ઘડિયાળની સાંકળી
**અજ** વિ૦ [સં.] નહિ જન્મેલું; અનાદિ (૨) પું૦ બકરો (૩)[સં.]બ્રહ્મા (૪) કામદેવ (૫) ચંદ્ર (૬) રામના દાદાનું નામ
**અજગર** પું૦ [સં.](બકરું ગળી જાય તેવો) મોટો સાપ.૦વૃત્તિ સ્ત્રી૦[સં.] દૈવ ઉપર આધાર રાખવાની વૃત્તિ
**અજન્મા** વિ૦ પું૦ [સં.] જેને જન્મ નથી એવું; (ઈશ્વર) (૨) સ્ત્રી૦ માયા [સં.]
**અજપાજ(–જા)પ** પું૦ [સં.] પ્રયત્ન વિના સ્વાભાવિક રીતે ચાલતો જાપ
**અજબ** વિ૦ [અ.] નવાઈ ઉપજે એવું; અદ્ભુત [અર્કનાં પાસાદાર ફૂલ
**અજમાનાં ફૂલ** ન૦બ૦વ૦ અજમાના
**અજમાયશ** સ્ત્રી૦[फा.आजमाइश]અજમાવી જોવું તે; પરીક્ષા
**અજમાવવું** સ૦ક્રિ૦[फा. आजमुदन्]વાપરી જોવું; પ્રયોગ કરી જોવો
**અજમાશ** સ્ત્રી૦ જુઓ અજમાયશ
**અજમો** પું૦ [सं. अजमोदा, फा. अजमूद] એક વનસ્પતિ–ઔષધિ [ઔષધિ
**અજમોદ** સ્ત્રી૦ [જુઓ અજમો] એક
**અજય** વિ૦ [સં.] જય રહિત (૨) ન જિતાય એવું; અજેય(૩)પું૦ હાર; પરાજય
**અજયા** સ્ત્રી૦ [સં.] માયા (૨) ભાંગ
**અજર** વિ૦ [સં.] ઘરડું ન થાય એવું (૨) પચી ન શકે એવું
**અજર** સ્ત્રી૦ [अ. उज्र] બહાનું (૨) આનાકાની; ઢીલ [અવિનાશી
**અજરામર** વિ૦ [સં.] અજર અને અમર;
**અજરો** પું૦ [सं. अजर] અપચો
**અજલ** સ્ત્રી૦ [अ.] અંત (૨) મોત (૩) કમોત (૪) વિ૦ [સં.] નિર્જલ; સૂકું
**અજલમંજિલ** સ્ત્રી૦ છેવટનું સ્વધામ
**અજવાળવું** સ૦ક્રિ૦ [सं. उज्ज्वल] ઘસીને ઊજળું કરવું; માંજવું (૨) અજવાળું કરવું (૩) આબરૂ વધારવી [લા.] (૪) બદનામી વહોરવી [વ્યંગમાં]
**અજવાળિયું** ન૦ ચંદ્રની વધતી જતી કળાવાળું પખવાડિયું; શુક્લપક્ષ (૨) અજવાળા સારુ છાપરામાં કે ભીંતમાં મૂકેલું જાળિયું–બાકું
**અજવાળી** વિ૦સ્ત્રી૦ ચાંદરણાવાળી (રાત)
**અજવાળું** ન૦ પ્રકાશ; ઉજાસ
**અજસ્ર** વિ૦ [સં.] સતત; એકધારું (૨) અ૦ વારંવાર; હમેશ [અશાંતિ
**અજંપ(–પો)** પું૦ જંપનો અભાવ;
**અજા** સ્ત્રી૦ [સં.] માયા; કુદરત (૨) બકરી
**અજાગલ સ્તન** પું૦; ન૦ [સં.] બકરાંને ગળે લટકતો આંચળ (૨) નિરર્થક વસ્તુ [લા.] ['અયાચક'માં
**અજા(–યા)ચક, અજાચી** વિ૦ જુઓ
**અજાડી** સ્ત્રી૦હાથી વગેરે પ્રાણીઓને ફસાવી-

ને પકડવા માટે બનાવેલી ખાઈ અથવા ખાડો(૨)એહક બેઠેલા ઢોરને ઊભું રાખવા પગ તળે ખોદાતો ખાડો (૩) વેરાન કે પહોંચવામાં વસમી પડે એવી જગા

**અજાણ** વિ૦ વાકેફ-માહિતગાર નહિ તે(૨) સ્ત્રી૦અજ્ઞાન; જાણનો અભાવ

**અજાણતાં** અ૦ ન જાણતાં; અણસમજથી

**અજાણ્યું** વિ૦ જાણમાં નહિ તેવું; અજ્ઞાત

**અજાણ્યે** અ૦ જુઓ અજાણતાં

**અજાત** વિ૦ [સં.] નહિ જન્મેલું

**અજાતશત્રુ** વિ૦ [સં.] જેને કોઈ સાથે દુશ્મનાવટ નથી એવું(૨)પું૦યુધિષ્ઠિર[સં.]

**અજાતીય** વિ૦ [જી. વિ.] નર કે માદા ન હોય એવું (૨) નર-માદાના સંયોગ વગર થનારું; 'એસેક્સુઅલ'

**અજાનબાહુ** વિ૦ જુઓ આજાનબાહુ

**અજાબી** સ્ત્રી૦ [अ.हिजाब,फा.हजार्बा] બુરખો

**અજાયબ** [अ. अजाइब-'અજબ'નું બ૦વ૦] અજબ જેવું; આશ્ચર્યકારક

**અજાયબઘર** ન૦ સંગ્રહસ્થાન; 'મ્યૂઝિયમ'

**અજાયબી** સ્ત્રી૦ અજાયબપણું; આશ્ચર્ય

**અજિત** વિ૦ [સં.] નહિ જિતાયેલું (૨) ન જિતાય તેવું [ચામડું

**અજિન** ન૦ [સં.] મૃગચર્મ; કાળિયારનું

**અજિંક્ય** વિ૦ [મ.] અજેય; અજિત

**અજીજ** વિ૦ [અ.] પ્યારું; વહાલું (૨)પું૦ મિત્ર; દોસ્ત

**અજીઠું** વિ૦ [સં. उच्छिष्ट] જુઓ એઠું

**અજીરણ** ન૦ અજીર્ણ; અપચો

**અજીર્ણ** વિ૦ [સં.] નહિ પચેલું (૨) ન૦ અજીરણ; અપચો

**અજીવ** વિ૦ [સં.] જીવ વગરનું; નિર્જીવ (૨) (જૈનમતે) જડતત્ત્વ [અઘટિત

**અજુક્ત(-ગતુ)** વિ૦ [સં. अयुक्त] અયોગ્ય;

**અજેય** વિ૦ [સં.] જીતી ન શકાય તેવું

**અજોખણી** સ્ત્રી૦ કાંટા-ઝરડાં ખેંચવાની લોઢાની આંકડીવાળી લાકડી

**અજોગ** પું૦ [સં. अयोग] કમુરત (૨) અણમેળ; અણબનાવ

**અજોડ** વિ૦જેની જોડ ન હોય એવું;અદ્વિતીય

**અજોણાં** ન૦ બ૦ વ૦ ન જોવાનું વ્રત

**અજ્જુ** ન૦ હ્રસ્વ દીર્ઘ 'ઇ'નું ચિહ્ન ( િ, ી )

**અજ્ઞ** વિ૦ [સં.] અજાણ (૨) મૂર્ખ

**અજ્ઞાત** વિ૦[સં.] જ્ઞાત નહિ તેવું (૨) ગુપ્ત. ૦વાસ પું૦ [સં.] છૂપા રહેવું તે; ગુપ્તવાસ

**અજ્ઞાન** ન૦ [સં.] જ્ઞાનનો અભાવ (૨) અવિદ્યા; માયા(૩)વિ૦જેને સાન-સમજ નથી એવું (૪) અભણ (૫) અજાણ

**અજ્ઞાની** વિ૦ [સં.] જુઓ અજ્ઞાન (૩) (૨) અવિદ્યા-માયામાં બંધાયેલું

**અજ્ઞેય** વિ૦ [સં.] જાણી ન શકાય તેવું. ૦વાદ પું૦ ઈશ્વર અથવા પરમ તત્ત્વને વિષે આપણને કાંઈ ખબર નથી-ન પડી શકે તેવો મત

**અજ્નબી** વિ૦ [अ. अज्नबी] પરદેશી

**અઝાન** સ્ત્રી૦ [अ.] બાંગ

**અટક** સ્ત્રી૦નડતર (૨) મુશ્કેલી (૩) શંકા; મનનો ખચકો (૪) કાચી કેદ (૫) અટકણ; ઠેસ (૬) સંકલ્પ; પ્રતિજ્ઞા

**અટ(-ડ)ક** સ્ત્રી૦ જુઓ અડક

**અટકઘડી** સ્ત્રી૦ સમયના સૂક્ષ્મ ભાગ માપવા તાત્કાલિક બંધ કે ચાલુ કરી શકાય તેવું ઘડિયાળ; 'સ્ટૉપ વૉચ'

**અટકચાળું** વિ૦ (૨) ન૦ જુઓ અડપલું

**અટકડી** સ્ત્રી૦ વાયણી; ઘચરકું; હેડકી

**અટકણ** વિ૦ અટકી જાય એવું (૨) સ્ત્રી૦; ન૦ ટેકો (૩) ઠેસ (૪) ચાંપ

**અટકણિયું** વિ૦ અટકણ; અડિયલ (૨) ન૦ ઠેસ; ચાંપ [પડવી; થોભવું

**અટકવું** અ૦ ક્રિ૦ ગતિ કે પ્રવૃત્તિ બંધ

**અટકળ** સ્ત્રી૦ કલ્પના; અનુમાન

**અટકળપચીશી(-સી)** સ્ત્રી૦ અટકળ ઉપર મંડાયેલો ધંધો કે કામ

**અટકામણ(-ણી)** સ્ત્રી૦ હરકત; અડચણ (૨) રજોદર્શન; અટકાવ

**અટકાયત** સ્ત્રી૦ અટકાવવું તે; રુકાવટ (૨) રાખવું તે. -તી વિ૦ અટકમાં કે નજરકેદમાં રાખેલું ('ડિટેન્યુ'-કેદી)

**અટકાવ** પું૦ અટકાવવું-રોકવું તે (૨) અંતરાય; હરકત (૩) અડકાવ; રજોદર્શન
**અટકાવવું** સ૦ ક્રિ૦ 'અટકવું'નું પ્રેરક
**અટકી મટકી** સ્ત્રી૦છોકરીઓની એક રમત
**અટકું લટકું** ન૦ સહેજ આંટો; (જતે આવતે, ભેગાભેગી) ફેરો, ડોકિયું
**અટકો** પું૦ તાંબાનો હલકો સિક્કો
**અટકો મટકો** પું૦ જુઓ અચકો મચકો
**અટણ(-ન)** ન૦ જુઓ અટન
**અટણી** સ્ત્રી૦ધનુષ્યનો કાપવાળો છેડો, જ્યાં દોરી ચડાવવામાં આવે છે(૨)કામઠાંની ટટ્ટી
**અટન** ન૦ [સં.] અટણ; ભ્રમણ; પ્રવાસ
**અટનિ(-ની)** સ્ત્રી૦ [સં.] જુઓ અટણી
**અટપટું** વિ૦ ગૂંચવણભરેલું [અટ્ટલ
**અટલ** [સં.] (-ળ) વિ૦ જુઓ અટળ(૨)
**અટવાણ** સ્ત્રી૦ (દોરડા ઇત્યાદિમાં) પગનું ગૂંચવાવું તે
**અટવામણ** સ્ત્રી૦ અટવાવું તે; ગૂંચવણ (૨) રખડામણ (૩) મૂંઝવણ
**અટવાવું** અ૦ ક્રિ૦ રખડવું (૨) અંટવાવું; ગૂંચવાવું; પગમાં ભરાવું (૩) મૂંઝાવું; કાયર થવું [એકરસ થવું
**અટવાવું** અ૦ ક્રિ૦ વટાવું; પિલાવું; ઘૂંટાઈને
**અટવિ(-વી)** સ્ત્રી૦ [સં.] જંગલ
**અટવું** અ૦ક્રિ૦[સં. अट्]રખડવું [સનાતન
**અટળ** વિ૦[સં. अटल]ટળે નહિ તેવું(૨)નિત્ય;
**અટંક(-કી,-કું)** વિ૦ ટેકીલું
**અટંગ** વિ૦ [સં. अनङ्ग] પાંગળું; લંગડું (૨) અ૦ [અઠંગ ?] તદ્દન
**અટા** સ્ત્રી૦ [સં.] (સંન્યાસી પેઠે) રખડવું ભમવું તે (૨) અ૦ આડું અવળું
**અટા** સ્ત્રી૦ [સં. अट्ट] મેડી
**અટાટ** વિ૦ નકામું (૨) અ૦ ખોટી રીતે
**અટાણે** અ૦ આ ટાણે-વખતે; હમણાં [કા.]
**અટાપટા** પું૦ બ૦ વ૦ રંગબેરંગી લાંબા-પહોળા લીટા; ચટાપટા (૨) આડાઅવળા પટા (લાકડી કે હથિયાર વીંઝતાં થાય તે)
**અટામણ** ન૦ રોટલી વણવા માટે જોઈતો કોરો લોટ
**અટારિયું** ન૦ તાકું;હાટિયું [ઝરૂખો;છજું
**અટારી (-લી,-ળી)** સ્ત્રી૦ [સં. अट्टालिका]
**અટારો(-લો)** પું૦ ઉચાળો; ઘરવાખરો (ખાસ કરીને જૂનો ભાગ્યો તૂટ્યો)
**અટાલો** પું૦ જુઓ અટારો
**અટાલી(-ળી)** સ્ત્રી૦ જુઓ અટારી
**અટાવું** અ૦ ક્રિ૦ [સં. अट्] અટવાવું,પિલાવું; છૂંદાવું (૨) કદર ન થાય એવી રીતે વટાવું – વપરાવું [લા.]
**અટાળી** સ્ત્રી૦ જુઓ અટારી
**અટી** વિ૦[સં.]ફરતો રહેનાર(સંન્યાસી જેમ)
**અટી** સ્ત્રી૦મોહરમમાં હાથને વીંટાતી રંગીન દોરી.૦નો કરાર=પાકા બંધનવાળો કરાર
**અટૂલું** વિ૦ એકલવાયું; સાથરહિત
**અટેરણ** ન૦ અટેરવાનું સાધન; ફાળકો
**અટેરવું** સ૦ ક્રિ૦ સૂતર ઉતારવું (ફાળકાથી કે હાથથી ગૂંચળી કરીને)
**અટોપ** સ્ત્રી૦ આટોપવું તે; ઉકેલ
**અટોપવું** સ૦ક્રિ૦ જુઓ આટોપવું
**અટ્ટ** વિ૦ [સં.] મોટા અવાજવાળું (૨) પું૦ અટારી
**અટ્ટલ** વિ૦ પાકું; પૂરું (૨) અટળ
**અટ્ટહાસ** પું૦; ન૦, **અટ્ટહાસ્ય** ન૦ [સં.] ખડખડાટ હસવું તે
**અઠવાડિક** વિ૦દર અઠવાડિયે થતું(૨)ન૦ દર અઠવાડિયે પ્રગટ થતું પત્ર [સમય
**અઠવાડિયું** ન૦ [સં. अष्टवारिक] સાત વારનો
**અઠવાડું** ન૦ એક હાથના માપનો ગજ (૨) દોરડાને વળ દેવાનો લાકડાનો કડકો કે ફરકડી
**અઠવાવું** અ૦ ક્રિ૦ અટવાઈ પડેલું; સપડાવું
**અઠંગ** વિ૦ [સં. अष्टांग] પાકું; ઉસ્તાદ
**અઠિં(-ડીં)ગણ** ન૦ ટેકો; તકિયો
**અઠિં(-ડીં)ગવું** સ૦ક્રિ૦ ટેકો દેવો; અઢેલવું
**અઠિં(-ડીં)ગું** વિ૦ જક્કી; હઠીલું
**અઠે** અ૦ [સં. अत्र] અહીં
**અઠેદ્વારકા** શ૦ પ્ર૦ અહીં જ ધામા
**અઠ્ઠમ** પું૦ [સં. अष्टम] એક સાથે આઠ ટંક નહિ ખાવાનું વ્રત [જૈન]

**અટ્ઠાઈ** સ્ત્રી૦ આઠ દિવસ સુધી ચાલતી ધાર્મિક પ્રવૃત્તિ; આઠ ઉપવાસ [જૈન]
**અટ્ઠાણુ(-ણું)** વિ૦ [સં. अष्टानवति] ૯૮
**અટ્ઠાબંધ** વિ૦ સોકટાંની રમતમાં અટ્ઠા ઉપરની સોગટી ન મરાય તેવી શરતવાળું
**અટ્ઠાવન** વિ૦ [સં. अष्टापंचाशत्] ૫૮
**અટ્ઠા(-ઠ્ઠયા)વીશ(-સ)** વિ૦ [સં. अष्टाविंशति] ૨૮
**અટ્ઠાશિ(-સિ)યાં** ન૦ બ૦ વ૦ સ્ત્રીઓના પગનું એક ઘરેણું; તોડા; કલ્લાં
**અટ્ઠો** પું૦ [સં. अष्टक] આઠની સંખ્યાનો પાસો કે ગંજીફાનું પત્તું (૨) બાજીને દરેક છેડે ત્રણ ખાનાં હોય છે તે [તેર;૭૮
**અટ્ઠો(-ઠ્ઠયો)તેર** વિ૦ [સં. अष्टसप्तति] ઇઠ્યો-
**અટ્ઠ્યાવીશ(-સ)** વિ૦ જુઓ અટ્ઠાવીશ
**અટ્ઠ્યાશી(-સી)** વિ૦ [સં. अष्टाशीति] ઇઠ્યાસી; ૮૮
**અટ્ઠ્યોતેર** વિ૦ જુઓ અટ્ઠોતેર; ઇઠ્યોતેર
**અડ** સ્ત્રી૦ અડચણ (૨) આડાઈ
**અડક** સ્ત્રી૦ ગોત્ર, ધંધો કે વતન ઇત્યાદિ બતાવતું ઉપનામ; અટક
**અડકવું** સ૦ ક્રિ૦ અડવું; સ્પર્શ કરવો (૨) અ૦ક્રિ૦ વચ્ચે આડું આવવું. ઉદા૦ 'બારણું વસાતું નથી; શું અડકે છે?'
**અડકાડવું** સ૦ક્રિ૦ 'અડકવું'નું પ્રેરક
**અડકાવ** પું૦ અટકાવ; સ્ત્રીનું અભડાવું-દૂર બેસવું તે; રજોદર્શન
**અડકાવવું** સ૦ક્રિ૦ [દ્રિ. अड्ड=આડું; બાધક] બંધ કરવું; વાસવું [વસાવું
**અડકાવું** અ૦ક્રિ૦ અભડાવું (૨) બંધ થવું;
**અડખેપડખે** અ૦ આજુબાજુ
**અડગ** વિ૦ દૃઢ; ડગે નહિ એવું
**અડઘોદ(-પ,-મ)ડથો** પું૦ બેસતે વર્ષે મળસકામાં કચરાથી ભરેલું હાંલ્લું ચકલે જઈ ફોડે છે તે (૨) દોષની જવાબદારી
**અડચણ** સ્ત્રી૦ ડખલ (૨) મુશ્કેલી (૩) અડકાવ
**અડછતું** વિ૦ અડધુંપડધું જણાયેલું
**અડણ** ન૦ ઢોરના જે અવયવમાં દૂધ ભરાય છે તે; બાવલું

**અડતાળીસ** વિ૦ [સં. अष्टचत्वारिंशत्] ૪૮
**અડતાળો** પું૦ વિ. સં. ૧૯૪૮માં પડેલો મોટો દુકાળ (૨) મણના ૪૮ શેર ગણાય તે તોલ [કરોળ
**અડદ** પું૦ બ૦ વ૦ [દ્રિ. उड्दि] એક અનાજ;
**અડદાવો(-ળો)** પું૦ ખૂંદાવાથી નરમ થઈ જવું તે; ભેંચો; ઘાણ (૨) ખૂબ માર પડવાથી હાડકાંપાંસળાં નરમ થઈ જવાં તે (૩) છેક જ થાકી જવું તે
**અડદિયા** પું૦બ૦વ૦ અડદ. **૦છાંટવા** = મંતરવું (૨) અડદ દેખાડી નસાડવું
**અડદિયું** વિ૦ અડદનું બનેલું કે તેના રંગનું (૨) ન૦ અડદનું એક વસાણું
**અડધ** વિ૦ [સં. अर्ध] અડધું. **૦પાંસળીનું** વિ૦ નાજુક; નબળા બાંધાનું
**અડધિયું** ન૦ અડધું માપ (૨) અર્ધો-નાનો ચૂડો (૩) વચલા વળનો નળો; પવાલી (૪) થોડા ડબાની અને લાંબે ન જતી લોકલગાડી
**અડધી** સ્ત્રી૦ પાઈ
**અડધું** વિ૦ અર્ધ. **૦અડધું થઈ જવું** = અતિ હરખમાં આવવું
**અડધુંપડધું** વિ૦ લગભગ અડધું; થોડુંઘણું
**અડધો** પુ૦ અર્ધો રૂપિયો; આઠ આની. **૦જી** પું૦ અર્ધો પૈસો
**અડધોઅડધ** વિ૦ બરાબર અડધું
**અડ(-ડી)નું** વિ૦ [જુઓ અરનું] નજીકનું
**અડપ** સ્ત્રી૦ ધૈર્ય (૨) ખંત (૩) આગ્રહ
**અડપલું** વિ૦ તોફાની; ચાંદવું (૨) ન૦ અટકચાળું; તોફાન; છેડતી
**અડપવું** અ૦ ક્રિ૦ અડવા-મંડવા રહેવું
**અડફ(-ફે,-ફો)ટ** સ્ત્રી૦ ઝપટ; સપાટો
**અડફાઉ** વિ૦ જુઓ અલફાઉ
**અડફે(-ફો)ટ** સ્ત્રી૦ જુઓ અડફટ
**અડબ(-વ)ડવું** અ૦ ક્રિ૦ જુઓ અડવડવું
**અડબ(-વ)ડિયું** ન૦ લથડિયું; ચકરી
**અડબંગ** વિ૦ નાદાન (૨) મૂર્ખ; અવિચારી
**અડબાઉ** વિ૦ ફાવે તેમ થયેલું કે કરેલું. **૦કોટલું** ન૦ અંટોળકાટલું [થાપટ
**અડબોત(-થ)** વિ૦ અડબંગ (૨) સ્ત્રી૦ થોલ;

**અડવડવું** અ૦ક્રિ૦ [दे. अडवडण] લથડવું (૨) આમતેમ રવડવું
**અડવડિયું** ન૦ અડબડિયું; લથડિયું; ચકરી
**અડવાણું** વિ૦ [सं. अनुपानह्] પગરખાં વગરનું; અડવું [બગાડવું
**અડવાળવું** સ૦ક્રિ૦ મિશ્રણ કરવું (૨)
**અડવું** વિ૦ [જુઓ અડવાણું] શોભારહિત; બેહૂદું (૨) ઉઘાડપગું
**અડવું** સ૦ક્રિ૦ [सं. अड्ड्] અડકવું; સ્પર્શવું (૨)[दे. अड्डु=આડુ] નડવું; વચ્ચે આવવું; રોકાવું (૩) ઘસાવું પડવું; બાધ-નુકસાન લાગવું (૪) અ૦ક્રિ૦ [प्रा. आअड्ड] લગોલગ થવું; પહોંચવું (૫) મંડયા રહેવું (૬) (ઘોડાએ) અટકવું
**અડવો** પું૦ ભવાઈનો વાણિયાનો વેશ
**અડસટ્ટો** પું૦ અંદાજ; શુમાર
**અડસઠ** વિ૦ [सं. अष्टषष्टि] ૬૮ [તીર્થો
**અડસઠ તીરથ, તીર્થ** ન૦પ્ર૦બધાં(હિંદુ)
**અડસર** સ્ત્રી૦ મોલ (૨) પાટડી
**અડંગો** પું૦ [हिं. अडंगा] ધામો (૨) કુસ્તીનો એક દાવ [(૩)હઠ
**અડંબી** સ્ત્રી૦ મગરૂરી; તોર (૨) આડંબર
**અડા** સ્ત્રી૦ આધાર; ટેકો. **૦દેવી** = મચક આપવી કે માનવું
**અડાઅડી** સ્ત્રી૦ અડવા ન અડવાનો વિવેક ન રહેવો તે (૨) કટોકટી (૩) નજીક હોવું તે (૪) અ૦ જોડાજોડ; અડી અડીને
**અડાઉ** વિ૦ વગર વાવ્યે ઊગેલું
**અડાકડી** સ્ત્રી૦ જુઓ અકડાઅકડી
**અડાડવું** સ૦ક્રિ૦ ['અડવું'નું પ્રેરક] અડકાડવું (૨) ભેગું ઉમેરવું; ઘુસાડવું
**અડાણિયું** વિ૦ જુઓ અડાણું [કા.]
**અડાણું** વિ૦ ગીરો મૂકેલું [કા.]
**અડાણો** પું૦ સંગીતમાં એ નામનો એક રાગ
**અડાબીડ** વિ૦ ભય ઉપજાવે તેવું મોટું (૨) ખોડખાંપણ વગરનું [પાટિયાંની ભીંત
**અડામી** સ્ત્રી૦ ભીંત સાથે જડેલી ફ્ડેતાળ;
**અડાયું** ન૦ સુકાયેલો પોદળો
**અડાવવું** સ૦ક્રિ૦ ['અડવું'નું પ્રેરક] ગપ મારવી (૨) ઘણું ખાવું (૩) ઘુસાડવું (૪) ધમકાવવું; વઢવું
**અડાસે** અ૦ નજીક; પડખે [ઢાળ
**અડાળ પડાળ** ન૦ મોભની બન્ને બાજુનો
**અડાળી** સ્ત્રી૦ [सं. अट्टालिका] એક જ ભીંતવાળી છૂટી ઓસરી [અડાળી
**અડાળી પડાળી** સ્ત્રી૦ આગળ પાછળની
**અડિયલ** વિ૦ અડી બેસવાના કે અડી જવાના સ્વભાવનું-હઠીલું (૨) ઘુસણિયું. **૦ટટ્ટુ** ન૦ હઠીલું માણસ
**અડિયું** ન૦ સોનીનું એક ઓજાર
**અડિંગો** પું૦ અડંગો; ધામો
**અડી** સ્ત્રી૦ સોનીનું એક ઓજાર (૨) કટોકટીનો વખત
**અડીઓપટી** સ્ત્રી૦અડચણ; ભીડ; આપત્તિ
**અડીખમ** વિ૦ શૂરવીર; ખમે તેવું
**અડીજડીને** અ૦ ખંતથી
**અડીનું** વિ૦ અડતું; નજીકનું
**અડી વેળા** સ્ત્રી૦કટોકટીનો-ભીડનો સમય
**અડીં(-ડીં)ટ** વિ૦ દીંટા વિનાનું
**અડુ(-ડે)ડાટ** અ૦ હડેડાટ; તડામાર કરીને
**અડૂકદડૂક** અ૦ઘડીમાં અહીં ને ઘડીમાં તહીં
**અડૂકદડૂકિયું** વિ૦ બન્ને પક્ષમાં હોય તેવું (૨) અસ્થિર
**અડેડાટ** અ૦ જુઓ અડુડાટ
**અડો** (અ'ડો) પું૦ ગાડાનું આગલું ટેકણ;હડો
**અડોઅડ** અ૦ બરોબર અડીને; અડાઅડી
**અડોલ** વિ૦ ન ડોલતું (૨) અચળ
**અડોલી** સ્ત્રી૦ રાશને છેડે ભરવવામાં આવતો નાનો લાકડાનો કટકો; માંકડી
**અડોશપડોશ** પું૦ જુઓ આડોશપાડોશ
**અડોશીપડોશી** ન૦જુઓ આડોશીપાડોશી
**અડોળ કાટલું** ન૦કશા ડોળ-ઘાટ વિનાનો પથરો (૨) વિ૦ નકામું
**અડ્ડો** પું૦ [हिं. अड्डा] એકઠા મળવાની કે પડયા રહેવાની અખાડા જેવી જગા (૨) વ્યાપક અસર કે પ્રભાવ [લા.]
**અડયું** વિ૦ અટકેલું. **ખડયું** વિ૦ અડી કે ખડી રહેલું

**અઢળક** વિ૦ પુષ્કળ
**અઢાર** વિ૦ [સં. अष्टादश પ્રા. अट्ठार] ૧૮
**અઢાવવું** સ૦ ક્રિ૦ ઢોરને ચરવા મોકલવાં
**અઢી** વિ૦ [સં. अर्धतृतीय] ૨॥
**અઢીકો** પું૦ ઢબ્બુ [ગઢિયું; પાકું [લા.]
**અઢીહથ્થું** વિ૦ અઢી હાથનું; ગટ્ટું (૨)
**અઢેલવું** સ૦ ક્રિ૦ ટેકો દેવો
**અણ** [સં. अन्] નકાર અને નિષેધવાચક ઉપસર્ગ. ઉદા૦અણબનાવ(૨)[સં. आनी] પું૦નું સ્ત્રી૦ બનાવતો પ્રત્યય. ઉદા૦ચોખી –ચોખણ (૩) [સં. अन] ક્રિ૦ પરથી નામ બનાવનો પ્રત્યય. ઉદા૦ હરણ; જમણ (જુઓ આણી, આણું પ્રત્યયો પણ)
**અણઆવડ(૦ત)** સ્ત્રી૦ ન આવડવું તે
**અણકી** સ્ત્રી૦ રમત અંગે વાંકું બોલવું તે
**અણકૂ(–કો)ટ** પું૦ જુઓ અન્નકૂટ
**અણખ** સ્ત્રી૦ ઈર્ષા [કા.]
**અણખત(–લ)** સ્ત્રી૦ અણગમો (૨) ઈર્ષા
**અણગણ(–ણ્યું)** વિ૦ અગણિત
**અણગમો** પું૦ નાપસંદગી (૨) કંટાળો
**અણગળ(–ળ્યું)** વિ૦ ગાળ્યા વગરનું
**અણગાર** વિ૦[સં. अनगार] ઘરબાર વિનાનું
**અણઘટતું** વિ૦ અઘટિત
**અણઘડ** વિ૦ ઘડાયા–કેળવાયા વિનાનું
**અણચાક્યે(–લતે)** અ૦ નાહક્કે
**અણચિયું** વિ૦ અણચી કરતું
**અણચિંતવ્યું, અણચિંતું(–ત્યું)** વિ૦ નહિ ચિંતવેલું–નહિ ધારેલું એવું(૨)ઓચિંતું
**અણચી** સ્ત્રી૦ જુઓ અણકી
**અણછ** સ્ત્રી૦ [સં. अनिच्छा] નામરજી
**અણછ** સ્ત્રી૦ ખો; ટેવ
**અણછતું** વિ૦ છતું નહિ એવું; ગુપ્ત
**અણછિયું** ન૦ છણકો; તિરસ્કાર
**અણછીપી** વિ૦ સ્ત્રી૦ છીપ્યા વગરની
**અણછો** [સં. अन्य+छाया], **૦વણછો** પું૦ પાકને ટાઢી દઈ નુકસાન કરે એવો છાંયો
**અણજાણ** વિ૦ જેને જાણ નથી તેવું (૨) સ્ત્રી૦ અજ્ઞાન; જાણ – સમજનો અભાવ
**અણતોલ** વિ૦ તોલ્યા વગરનું (૨) અતુલ્ય
**અણદીઠ(–ઠું)** વિ૦ દીઠેલું નહિ તેવું
**અણધાર્યું** વિ૦ જુઓ અણચિંતવ્યું
**અણનમ** વિ૦ નમે નહિ એવું
**અણનામી** વિ૦ નામ વગરનું (૨) અપ્રસિદ્ધ (૩) સ્ત્રી૦ નનામી; ઠાઠડી (૪) ન૦ બ્રહ્મ
**અણબનાવ** પું૦ બનાવ નહિ તે; કજિયો
**અણમણું(–નું)** વિ૦ મન વિનાનું; ઉદાસ
**અણમાનીતું** વિ૦ માનીતું નહિ એવું
**અણમૂલ** વિ૦ અમૂલ્ય
**અણવટ** પું૦ સ્ત્રીનું પગના અંગૂઠાનું ઘરેણું
**અણવણ** વિ૦ જુઓ અડવું
**અણવર** પું૦[સં. अनु+વર]પહેલી વાર સાસરે જતાં વર અથવા કન્યા સાથે મોકલાતો સોબતી (૨) વરની સાથેનો કોઈ એકાએક પરણે તે [અણવરપણું (૩) અણવર
**અણવરિયું** વિ૦ અણવરને લગતું (૨) ન૦
**અણવાણું** વિ૦ જુઓ અડવું, અડવાણું
**અણવીંધ્યું** વિ૦ વીંધ્યા વિનાનું (૨) નહિ નાથેલું (૩) ખસી કર્યા વિનાનું
**અણસમજ(૦ણ)** સ્ત્રી૦ સમજનો અભાવ
**અણસમજણું, અણસમજુ** વિ૦ સમજ વગરનું
**અણસાર** પું૦ [સં. अनुसार] મળતાપણાનો અંશ (૨) સૂક્ષ્મ અસર [ઇણસારો
**અણસાર(–રો)** પું૦ ઇશારો; સંકેત (૨)
**અણહૂતું** વિ૦ ન હોય તેવું
**અણહોણું** વિ૦ નહિ હોનારું
**અણાવવું** સ૦ ક્રિ૦ 'આણવું'નું પ્રેરક
**અણિ(–ણી)** [સં.] સ્ત્રી૦ વસ્તુનો ઝીણો, ભોંકાય એવો છેડો (૨) ટોચ; શિખર (૩) અવધિ; અંત (૪) કટોકટીનો સમય
**અણિ(–ણી)દાર** વિ૦ અણીવાળું
**અણિમા** સ્ત્રી૦ [સં.] યોગની એક સિદ્ધિ; સૂક્ષ્મ સ્વરૂપ ધારણ કરવાની શક્તિ
**અણિયાળું** વિ૦ અણીદાર [(૨) આડું
**અણિયું** ન૦ [જુઓ અણી] હોલ્ડરની ટાંક
**અણિયેલ** વિ૦ અણિયાળું
**અણિ(–ણી)શુદ્ધ** વિ૦ સાવ અખંડિત (૨) સંપૂર્ણ દોષરહિત

**અથચ** અ૦ [સં.] અને વળી
**અથડવું** અ૦ ક્રિ૦ જુઓ અથડાવું
**અથડાઅથડી** સ્ત્રી૦ અથડાવું-ટિચાવું તે (૨) રખડપટ્ટી; (૩) લડાઈ
**અથડાઉ** વિ૦ રખડાઉ
**અથડાટ** પું૦ અથડાવું તે (૨) તરંગો પરસ્પર અથડાવાથી નબળા કે જોરદાર બને છે તે ઘટના; 'ઇન્ટરફરન્સ' [પ.વિ.]
**અથડામણ(-ણી)** સ્ત્રી૦ રખડપટ્ટી; ટિચામણ (૨) તકરાર; લડાઈ
**અથડાવું** અ૦ ક્રિ૦ ટિચાવું; અફળાવું (૨) રખડવું; ભટકવું (૩) ફાંફાં મારવાં [લા.] (૪) તકરાર થવી
**અથર્વ(૦ણ,૦વેદ)** પું૦ [સં.] ચોથો વેદ
**અથવા** અ૦ [સં.] કિંવા; કે
**અથાક** વિ૦ થાકે નહિ તેવું; અથક
**અથાક(-ગ)** વિ૦ અથાહ; પાર વિનાનું
**અથાણું** ન૦ મીઠા કે મસાલામાં આથી રાખેલાં ફળ, મૂળ ઇ૦. **૦કરવું** = અથાણું બનાવવું (૨) નકામું રાખી મૂકવું [લા.]
**અથાવું** અ૦ક્રિ૦['આથવું'નું કર્મણિ]મીઠું કે મસાલો બરાબર ચડવાં (૨) આથો આવવો; 'ટુ ફર્મેન્ટ' [ર. વિ.]
**અથાહ** વિ૦[સં.अस्ताव]થાહ વગરનું; અથાગ
**અથેતિ** અ૦ [સં.] અથથી ઇતિ; સંપૂર્ણ
**અદક** વિ૦ [સં. अधिक] અદકું; વધારે
**અદકજીભું** વિ૦ બહુબોલું; બટકબોલું
**અદકડું** વિ૦ દોઢડાહ્યું
**અદકપાંસળું(-ળિયું)** વિ૦ મોટપ, પૈસો કે વાત ન જીરવી શકે એવું
**અદકું** વિ૦ અધિક; વધારે
**અદકેરું** વિ૦ અદકું [પ.]
**અદત્ત** વિ૦[સં.] નહિ આપેલું (૨)ન૦શાસ્ત્ર વિરુદ્ધનું દાન
**અદત્તા** વિ૦સ્ત્રી૦ [સં.] અવિવાહિતા
**અદત્તાદાન** ન૦ [સં.] ચોરી
**અદન** ન૦ [સં.] ભોજન; ખાવું તે
**અદના** [અ.] **(-નું)** વિ૦ મામૂલી; રાંક
**અદબ** સ્ત્રી૦ [અ.] વિવેક; મર્યાદા(૨)બને હાથ કોણીથી વાળી સામસામી કોણી આગળ ગોઠવીને કરાતી મુદ્રા
**અદબદ** વિ૦ અચોક્કસ; સંશયવાળું
**અદબસર** અ૦[ફા.]અદબથી; વિનયપૂર્વક
**અદમ્ય** વિ૦ [સં.] દબાય નહિ કે દાબી ન શકાય એવું
**અદય** વિ૦ [સં.] નિર્દય
**અદ(-ધ)રકવું** સ૦ક્રિ૦ જુઓ અધરકવું
**અદરસ** પું૦ આદાનો રસ
**અદરાવું** અ૦ક્રિ૦ 'આદરવું'નું કર્મણિ (૨) વિવાહ-સગાઈ થવી (પારસીઓમાં)
**અદર્શ** વિ૦[સં.] નહિ દેખાતું; ન દેખાય તેવું
**અદ(-દ્)લ** વિ૦ [અ. अद्ल] બરાબર; ખરું. **૦નો કાંટો** = ચોખ્ખો ન્યાય. **૦નો ઘંટ** = ન્યાય માગવા આવનારે વગાડવા માટે (જૂના વખતમાં) રખાતો ઘંટ
**અદલ** [સં.] **(-ળ)** વિ૦ દલ-પાંદડી વિનાનું (૨) જાડાઈ વિનાનું (૩) દાળ ન પડે એવું
**અદલફદલ** વિ૦ શરીરે જાડું-ગોળમટોળ
**અદલબદલ** અ૦ ફેરબદલ; હેરફેર
**અદલાબદલી** સ્ત્રી૦, **અદલોબદલો** પું૦ ફેરબદલી
**અદવારકું** અ૦ અબધડી
**અદહનીય** વિ૦ ન બળી શકે તેવું; 'ઇનકમ્બ-સ્ટીબલ' [ર. વિ.]
**અદળ** વિ૦ જુઓ અદલ
**અદા** સ્ત્રી૦ [ફા.] અંગચેષ્ટા; નખરાં (૨) અભિનયની છટા; અંગવિન્યાસ; 'પોઝ' (૩) [અ.] અ૦ પૂરું-ચૂકતે
**અદા** સ્ત્રી૦ જુઓ અદાવત
**અદાચિઠ્ઠી** સ્ત્રી૦વેરનો કાગળ;નસાચિઠ્ઠી
**અદાપ** પું૦;ન૦, **-પો** પું૦[સં. आताप] દુઃખ; બળાપો
**અદાયાદ** વિ૦[સં.]વારસ થવાના હક વિનાનું
**અદાયિક** વિ૦ [સં.] વારસ વિનાનું (૨) વારસાને નહિ લગતું
**અદાલત** સ્ત્રી૦ [અ.] કોર્ટ; ઇન્સાફની કચેરી
**અદાવત** સ્ત્રી૦ [અ.] વેર. **-તિયું** વિ૦ અદાવત રાખનારું

**અદિતિ** સ્ત્રી૦ [સં.] દેવોની માતાનું નામ
**અદીઠ(–ઠું)** વિ૦ [સં. अदृष्ट] દીઠેલું નહિ તેવું
**અદીંટ** વિ૦ જુઓ અડીંટ
**અદુઃખનવમી** સ્ત્રી૦[સં.] ભાદરવા સુદ નોમ, જ્યારે સ્ત્રીઓ દેવીપૂજા કરે છે
**અદૂગડું** વિ૦ જુઓ અધૂકડું
**અદૃશ્ય** વિ૦ [સં.] દેખાય નહિ એવું; ગુપ્ત
**અદૃષ્ટ** વિ૦[સં.]દીઠેલું–જણાયેલું નહિ તેવું (૨) ન૦ ભાગ્ય. **૦પૂર્વ** વિ૦ [સં.] પૂર્વે નહિ દેખાયેલું; તદ્દન નવીન
**અદેખાઈ** સ્ત્રી૦ બીજાનું સારું દેખ્યું ન ખમાય એવી લાગણી; ઈર્ષા
**અદેખિયું, અદેખું** વિ૦ અદેખાઈવાળું
**અદેય** વિ૦ [સં.] ન અપાય એવું
**અદો** પું૦ આતો; દાદો (૨) 'ઉદય હો! જય હો!' એવા અર્થનો પોકાર. **૦ભવાની** શ૦ પ્ર૦ ભવાનીનો–માતાનો ઉદય થાઓ! (૨) હીજડો [લા.]
**અદ્દલ** અ૦ [જુઓ અદલ] બરાબર; સચોટ
**અદ્ભુત** વિ૦[સં.]આશ્ચર્યકારક; અલૌકિક (૨) ન૦ ચમત્કાર; આશ્ચર્ય
**અદ્ય** અ૦[સં.]આજ (૨) હમણાં. **૦તન** વિ૦ [સં.]આજનું; વર્તમાન (૨)છેલ્લામાં છેલ્લું; 'અપ-ટુ-ડેટ'. **–દ્યાપિ** અ૦[સં.]હજુ પણ
**અદ્રક** ન૦ [સં. आर्द्रक] આદું
**અદ્રવ** વિ૦ [સં.] પ્રવાહી નહિ તેવું (૨) ઓગળે નહિ તેવું
**અદ્રાવ્ય** વિ૦ [સં.] ઓગાળી ન શકાય તેવું; 'ઈનસોલ્યુબલ' ર. વિ.]
**અદ્રિ** પું૦[સં.]પર્વત. **૦જ** વિ૦ [સં.] પર્વતમાં ઊપજેલું. **૦જા** સ્ત્રી૦ [સં.] હિમાલયની પુત્રી–પાર્વતી. **૦પતિ, ૦રાજ** પું૦ [સં.] પર્વતોનો રાજા – હિમાલય. **૦સાર** પું૦ [સં.] લોખંડ. **૦સુતા** સ્ત્રી૦ [સં.] પાર્વતી
**અદ્વિતીય** વિ૦ [સં.] અજોડ; અનન્ય
**અદ્વૈત** ન૦ [સં.] એકતા (૨) જીવાત્મા અને પરમાત્માની એકતા (૩) બ્રહ્મ. **૦ભાવ** પું૦ [સં.] ભેદબુદ્ધિનો અભાવ. **૦વાદ** પું૦ [સં.] જીવાત્મા અને પરમાત્મા એક જ છે એવો મત; જગતનું મૂળતત્ત્વ એક જ છે એવો મત. વેદાંત. **–તાનંદ** પું૦ [સં.] અદ્વૈત – બ્રહ્મનો આનંદ; પરમાનંદ
**અધ** વિ૦ [સં. अर्ध] અર્ધું. **૦કચરું** વિ૦ અર્ધુંપર્ધું કચરેલું (૨) કાચુંપાકું (૩) અધવચરું [લા.]. **૦ખાયું** વિ૦ અર્ધું ખવાઈ ગયેલું (૨) ભેગવાળી (ધાતુ). **૦ખોલું** વિ૦ અડધું ખૂલેલું. **૦ગારિયું** ન૦ માટી અને છાણનું મિશ્રણ. **૦ઘડી** સ્ત્રી૦ અર્ધી ઘડી; થોડીવાર
**અધકૂડું** વિ૦ જુઓ અધૂકડું
**અધધધ** અ૦ આશ્ચર્ય અને બહુપણું દર્શાવનો ઉદ્ગાર
**અધપડિયાળી** વિ૦ સ્ત્રી૦ અધીં મીચેલી; મસ્તીભરેલી (આંખ)
**અધપાંસળિયું** વિ૦ જુઓ અદકપાંસળિયું
**અધમ** વિ૦ [સં.] નીચ (૨) ધિક્કારવા યોગ્ય
**અધમણ** પું૦ અર્ધો મણ. **–ણિયો, –ણીકો** પું૦ અધમણનું કાટલું
**અધમાધમ** વિ૦ [સં.] અધમમાં અધમ
**અધમાંગ** ન૦ [સં.] નીચલું અંગ; પગ
**અધમૂઉં** વિ૦ અર્ધું મરેલું
**અધમોદ્ધાર** પું૦ [સં.] અધમ – પાપીનો ઉદ્ધાર (૨) તે કરનાર ઈશ્વર.
**અધર** વિ૦ [સં.]નીચેનું(૨)પું૦હોઠ (નીચલો)
**અધર** અ૦ જુઓ અધ્ધર
**અધરકણ** ન૦ અખરામણ; આધરકણ
**અધરકવું** સ૦ ક્રિ૦ આખરવું; આધરકવું
**અધરણ** ન૦ જુઓ આધણ; આધરણ
**અધરતાલ** વિ૦ જુઓ અધ્ધરતાલ
**અધરતું** વિ૦ અધવચ. બંધ પડેલું
**અધરપાન** ન૦[સં.]નીચલા હોઠ ઉપર ચુંબન
**અધરરસ** પું૦ [સં.] અધર ઉપરનો રસ
**અધરવટ** અ૦ અધ્ધર; અંતરિયાળ
**અધરસુધા** સ્ત્રી૦ [સં.] જુઓ અધરામૃત
**અધરાત** સ્ત્રી૦ અધીં રાત (૨) ભારે અગવડનો વખત [લા.]. **૦મધરાત** અ૦ રાત્રે ખૂબ મોડે–ગમે તે વખતે(૨)આણીને વખતે
**અધરામૃત** ન૦[સં.]અધરના રસરૂપી અમૃત

**અધરો(-રૌ)ષ્ઠ** પું૦[સં.अधरौष्ठ] નીચલો હોઠ
**અધર્મ** પું૦ [સં.] ધર્મ નહિ તે; પાપ; અનીતિ (૨) અન્યાય (૩) અકર્તવ્ય (૪) શાસ્ત્રવિરુદ્ધ કર્મ કે વર્તન. **-ર્માચરણ** ન૦, **-ર્માચાર** પું૦ [સં.] ધર્મ વિરુદ્ધ વર્તન. **-ર્મી** વિ૦ [સં.] ધર્મવિરુદ્ધ વર્તનારું. **-ર્મ્ય** વિ૦ [સં.] અધર્મવાળું; ધર્મવિરુદ્ધ
**અધવચ** સ્ત્રી૦ મધ્ય; વચ (૨) અ૦ મધ્યમાં; વચ્ચે (૩) પૂરું થતા પહેલાં; અંતરિયાળ
**અધવચરું** વિ૦ વચ્ચે લટકતું (૨) અધવચ આવીને અટકેલું (૩) જુઓ અધવધરું
**અધવચાળ** અ૦ જુઓ અધવચ
**અધવધરું** વિ૦ અર્ધદગ્ધ; કાચી સમજવાળું
**અધવાયું** વિ૦ [સં.अस्व+वाहक] ગાડાં ભાડે ફેરવનારું (૨) ન૦ તેવો ધંધો
**અધ(-ધો)વાયો** પું૦ ગાડાં ભાડે ફેરવનાર (૨) ઢોરનો વેપારી
**અધવાર** પું૦ અર્ધો વાર(માપ)(૨)અર્ધોઅર્ધ કરીને આપવું તે [અર્ધોઅર્ધ કરવું
**અધવારવું** અ૦ક્રિ૦ અર્ધું થવું(૨)સ૦ક્રિ૦
**અધવારિયું** વિ૦ અર્ધું કરેલું (૨) ન૦ જુઓ અધવારું (૩) અર્ધું કરેલું કામ
**અધવારું** ન૦ બે સ્થળે રહેવાનું રાખવું તે (૨) અડધે ભાગે ભાગિયો રાખવો તે
**અધવાલી** સ્ત્રી૦ અર્ધાવાલનું-૧।। રતીભારનું વજન-કાટલું(૨)અડધી પાલીનું એક માપ
**અધવાપર્યું** વિ૦ અર્ધું વાપરેલું-ખરચેલું
**અધસસ્તુ** વિ૦ અધમૂઉં
**અધઃ** અ૦ [સં.] નીચે. [સમાસમાં નામ કે વિ૦પૂર્વે 'નીચે' 'નીચેનું' એવા અર્થમાં]. ૦**પતન** ન૦, ૦**પાત** પું૦ [સં.] નીચે પડવું તે (૨) અધોગતિ
**અધાતુ** સ્ત્રી૦ [ર. વિ.] ધાતુ નહિ તે; 'નૉન-મેટલ'. ૦ઈ વિ૦ ધાતુ ન હોય એવા પદાર્થને લગતું; 'નૉનમેટલિક'
**અધાધંધ, અધાધું(-ધૂ)ધ(-ધી)** સ્ત્રી૦ જુઓ અંધાધૂંધી
**અધાધૂ(-ધો)મ** અ૦ સાવ; નરાતાળ
**અધાધૂંધ(-ધી)** સ્ત્રી૦ જુઓ અંધાધૂંધી

**અધિ** [સં.] ઉપસર્ગ. નામ પૂર્વે આવતાં 'મુખ્ય' 'શ્રેષ્ઠ' 'અધિક' એવો ભાવ બતાવે. ઉદા૦ 'અધિરાજ'; 'અધિક્રમણ'
**અધિક** વિ૦[સં.]વધારે; વધારાનું (૨) અતિશયોક્તિ જેવો એક અલંકાર [કા.શા.]. ૦**તિથિ** સ્ત્રી૦ જેમાં બે સૂર્યોદય આવી જતા હોય તેવી તિથિ. ૦**માસ** પું૦વધારાનો મહિનો; પુરુષોત્તમ માસ
**અધિકરણ** ન૦ [સં.] અધિકૃત કરવું તે (૨) સ્થાન; આશ્રય (૩) સાતમી વિભક્તિનો અર્થ [વ્યા.]
**અધિકાર** પું૦ [સં.] સત્તા; હકૂમત (૨) પદવી (૩) પાત્રતા; લાયકાત (૪) હક (૫) પ્રકરણ (૬) મુખ્ય નિયમ, જે બીજા નિયમો પર અધિકાર ચલાવે છે [વ્યા.] (૭) શબ્દનો વાક્યમાં સંબંધ. **-રી** વિ૦ [સં.] પાત્ર; લાયક (૨) હકદાર (૩) પું૦ યોગ્યતાવાળો પુરુષ(૪) અમલદાર
**અધિકું** વિ૦ અધિક [પ.] [સત્તાવાર
**અધિકૃત** વિ૦[સં.]નીમેલું(૨)સત્તાવાળું(૩)
**અધિગત** વિ૦ [સં.] જાણેલું (૨) મેળવેલું
**અધિગમ** પું૦, ૦**ન** ન૦ [સં.] પ્રાપ્તિ (૨) અભ્યાસ; જ્ઞાન (૩) સ્વીકાર. **-મ્ય** વિ૦ [સં.] જાણવા કે મેળવવા યોગ્ય
**અધિત્યકા** સ્ત્રી૦[સં.] ઊંચાણ પર આવેલો પ્રદેશ; 'ટેબલલૅન્ડ'
**અધિદેવ** પું૦ [સં.] શ્રેષ્ઠ દેવ; પરમેશ્વર (૨) રક્ષક દેવ (૩) મુખ્ય અધિષ્ઠાતા દેવ
**અધિનાયક** પું૦ [સં.] મુખ્ય નાયક
**અધિનિયમ** પું૦[સં.]સરકારી કાયદો; 'ઍક્ટ'
**અધિપ** પું૦ [સં.] રાજા; ઉપરી; સૂબો
**અધિપતિ** પું૦ [સં.] જુઓ અધિપ (૨) વર્તમાનપત્રનો તંત્રી [જડ સૃષ્ટિ
**અધિભૂત** ન૦[સં.]શ્રેષ્ઠ-પરમતત્ત્વ(૨)સકળ
**અધિમાંસ** પું૦ [સં.] એક જાતનો રોગ; 'કૅન્સર' [અધિષ્ઠાતા દેવ
**અધિયજ્ઞ** પું૦ [સં.] શ્રેષ્ઠ યજ્ઞ (૨) યજ્ઞનો
**અધિયારી** સ્ત્રી૦ અધ્યારી; ફોગટ પંચાત કે માથાઝીક (૨) વેઠ

**અધિયારું** ન૦ વિયાય ત્યાં સુધી ઢોરને પાલવવા ભાગે આપવું-અધવારું કરવું તે
**અધિરાજ** [સં.] (-જા) પું૦ સમ્રાટ; રાજાનો રાજા
**અધિરોહણ** ન૦[સં.] ચડવું તે (૨) ગાદીએ બેસવું તે
**અધિવેશન** ન૦ [સં.] (સભા ઇ૦ની) બેઠક
**અધિષ્ઠાતા** પું૦ [સં.] મુખ્ય કરીને સ્થાપ્યા હોય તે (દેવ, રાજા વગેરે) (૨) નિયામક
**અધિષ્ઠાન** ન૦ [સં.] મુખ્ય સ્થાન; રહેઠાણ (૨) આધાર (૩) સત્તા; પ્રભાવ
**અધિષ્ઠિત** વિ૦ [સં.] સ્થાપેલું; નીમેલું (૨) ઉપરી થઈને રહેલું(૩)વસેલું
**અધીત** વિ૦ [સં.] જાણેલું; ભણેલું (૨) ન૦ અધ્યયન
**અધીન** વિ૦ [સં.] વશ; તાબેદાર
**અધીર** વિ૦ [સં.] ઉતાવળું; ચંચળ (૨) સ્ત્રી૦અધીરાઈ. **-રાઈ** સ્ત્રી૦, **-રાપણું** ન૦ ધીરજનો અભાવ. **-રું** વિ૦ અધીર; ધીરજ ખોઈ બેઠેલું
**અધીશ (-શ્વર)** પું૦[સં.] સમ્રાટ (૨) ઈશ્વર
**અધુના** અ૦ [સં.] હમણાં
**અધૂકડું** વિ૦ [સં. अर्धोत्क] જુઓ અદૂગડું; ઊભે પગે બેઠેલું કે બરાબર બેઠેલું નહિ તેવું
**અધૂરિયું** વિ૦ અધૂરું; અપૂર્ણ
**અધૂરું** વિ૦ અપૂર્ણ; બાકી; ઊણું. **-રામાં પૂરું** શ૦પ્ર૦જાણે અધૂરું બાકી હોય ને પૂરું કરાતું હોય એમ(બળતામાં ઘી જેવું). **-રે જવું** = કસુવાવડ થવી
**અધેલી** સ્ત્રી૦[સં.અર્ધ] અડધો રૂપિયો. **-લો** પું૦અડધો પૈસો
**અધો** અ૦ [સં.] અધઃ; નીચે (અધઃનું ઘોષ વ્યંજન પહેલાં સમાસમાં થતું રૂપ). **૦ક્ષ** સ્ત્રી૦ બીજમાં દાળ નીચેની દાંડી; 'હાઇપોકોટીલ' [વ.વિ.]. **૦ગત** વિ૦પતિત; અવનત (૨) નરકમાં પડેલું. **૦ગતિ** સ્ત્રી૦ [સં.] અવનતિ; પડતી (૨) નરકમાં પડવું તે; અવગતિ. **૦ગામી** વિ૦ નીચે-પતન તરફ જનારું (૨) [વ. વિ.] દાંડી તરફ નીચે ઢળતું; 'ડીકરન્ટ'. **૦જ** વિ૦ અધઃ અણ્ડાશયમાં ઉત્પન્ન થયેલું (છોડફળ); 'સીપ્સેલા'
**અધોટી** સ્ત્રી૦ શેરડીનો ઉકાળેલો રસ
**અધોડું** ન૦ મૂએલા ઢોરના બદલામાં ચમાર તેના માલિકને જે ચામડું આપે તે
**અધોતું** ન૦ વપરાયેલું કે જીર્ણ વસ્ત્ર
**અધોમુખ** વિ૦ [સં.] નીચા મોં વાળું (૨) ન૦ નીચું મોં
**અધોલોક** પું૦ [સં.] નાગલોક; પાતાળલોક
**અધોવાયો** પું૦ જુઓ અધવાયો
**અધોવાહિની** વિ૦ પાંદડાંએ તૈયાર કરેલો ખોરાક વહી જનાર (નળીઓ); 'ફ્લોએમ' [વ. વિ.]
**અધોળ** ન૦ અઢી રૂપિયાભાર વજન. **-ળી** સ્ત્રી૦ અધોળનું માપિયું કે વજન-કાટલું. **-ળું** ન૦ અધોળનું કાટલું
**અધ્ધર** અ૦ અધર; હવામાં લટકે એમ; ટેકા વિના (૨) અનિશ્ચિત
**અધ્ધરતાલ** અ૦ લટકતું; અનિશ્ચિત
**અધ્ધરપધ્ધર** અ૦ તદ્દન અધ્ધર
**અધ્યક્ષ** પું૦ [સં.] ઉપરી; મુખ્ય અધિકારી (૨) (સભાનો) પ્રમુખ. **૦પદ, ૦સ્થાન** ન૦ અધ્યક્ષની જગા
**અધ્યયન** ન૦ [સં.] ભણવું તે
**અધ્યવસાય** પું૦ [સં.] પ્રયત્ન; મહેનત (૨) નિશ્ચય (૩) ખંત
**અધ્યસ્ત** વિ૦[સં.]આરોપિત; માની લીધેલું
**અધ્યાત્મ** વિ૦ [સં.] આત્મા-પરમાત્મા સંબંધી (૨) ન૦ બ્રહ્મજ્ઞાન; આત્મજ્ઞાન. **૦જ્ઞાન** ન૦બ્રહ્મજ્ઞાન. **૦યોગ** પું૦ મનની વૃત્તિઓને બાહ્ય પદાર્થોમાંથી પાછી ફેરવીને આત્મામાં જોડવી તે. **૦વિદ્યા** સ્ત્રી૦ આત્મવિદ્યા; બ્રહ્મવિદ્યા. **૦શાસ્ત્ર** ન૦ અધ્યાત્મ, યોગ ઇત્યાદિનું શાસ્ત્ર
**આધ્યાત્મિક**
**અધ્યાત્મિક** વિ૦ [સં.] અધ્યાત્મને લગતું;
**અધ્યાપક** પું૦ [સં.] શિક્ષક; 'પ્રોફેસર'
**અધ્યાપન** ન૦ [સં.] ભણાવવું તે. **૦મંદિર** ન૦ શિક્ષકોને તાલીમ આપનારી શાળા
**અધ્યાપિકા** સ્ત્રી૦ [સં.] સ્ત્રી-અધ્યાપક
**અધ્યાય** પું૦ [સં.] પ્રકરણ
**અધ્યાર** અ૦ [સં. अध्याहार] અધ્યાહાર

રખાયું હોય તેમ; અનુક્ત; બાકી
**અધ્યારી** સ્ત્રી૦[જુઓ અધ્યારુ] અધિયારી; ફોગટની પંચાત; ખાલી માથાઝીક
**અધ્યારુ** પું૦ [સં. अध्वर्यु] જુઓ અધ્વર્યુ(૨) મહેતાજી;માસ્તર(૩)નોતરિયો(૪)પારસીઓનો મોબેદ (૫) એક બ્રાહ્મણ અટક
**અધ્યારોપ** પું૦,૦ણ ન૦ [સં.] ન હોય તેવા ગુણધર્મોનું આરોપણ કરવું તે (૨) ભૂલભરેલું જ્ઞાન
**અધ્યાસ** પું૦ [સં.] જુઓ અધ્યારોપ (૨) મિથ્યા આરોપણ(૩) નિરંતર રહેતું લક્ષ કે ઊંડું ચિંતન
**અધ્યાહાર** પું૦ [સં.]અર્થ સમજવા અનુક્ત પદ અથવા અર્થનું ઉમેરવું–લાવવું તે
**અધ્યાહૃત** વિ૦ [સં.] અધ્યાહાર રાખેલું
**અધ્યેતા** પું૦ [સં.] વિશિષ્ટ વિદ્યાભ્યાસ કે સંશોધન માટે વિદ્યાપીઠ તરફથી ચૂંટાયેલો સ્નાતક (૨) વિદ્વાનોના મંડળનો સભ્ય; 'ફેલો'. **–ત્રી** સ્ત્રી૦ [સં.] સ્ત્રી-અધ્યેતા
**અધ્રુવ** વિ૦ [સં.] અસ્થિર
**અધ્વ** પું૦ [સં. अध्वन्] અધ્વા; રસ્તો. **૦ખેદ** પું૦ [સં.] મુસાફરીનો થાક. **૦ગ** પું૦ [સં.] મુસાફર
**અધ્વર** પું૦[સં.]યજ્ઞ. **–ર્યુ** પું૦ [સં.]યજ્ઞક્રિયા કરાવનાર, યજુર્વેદ જાણનારો બ્રાહ્મણ
**અધ્વા** પું૦ [સં.] માર્ગ; અધ્વ
**અન્** [સં.] સ્વરથી શરૂ થતા શબ્દની પૂર્વે, અભાવ, નકાર કે નિષેધ ઇત્યાદિ બતાવવા વપરાતો પૂર્વગ (જુઓ અ)
**અનગળ** વિ૦ [સં. अनर्गल] જુઓ અનર્ગળ (૨) [અણ-ગળવું] અણગળ
**અનગાર** [સં.] (**–રિક**) વિ૦ ઘર વિનાનું (૨) પું૦ સાધુ; સંન્યાસી
**અનગ્નિ** વિ૦ [સં.] અગ્નિહોત્રી નહિ તેવું (૨) સંન્યાસી [દોષરહિત
**અનઘ** વિ૦ [સં.]અઘ–પાપ વિનાનું; નિષ્પાપ;
**અનઘડ** વિ૦ અણઘડ; અસંસ્કારી
**અનધિકારી** વિ૦ [સં.] અધિકાર વિનાનું; અપાત્ર
**અનધ્યાય** પું૦ [સં.] અભ્યાસમાંથી છુટ્ટી
**અન(–ને)નાસ** ન૦ [પો.] એક ફળ
**અનન્ય** વિ૦ [સં.] અન્ય–જુદું નહિ તેવું (૨) અજોડ (૩) એકનિષ્ઠ. **૦ગતિ** સ્ત્રી૦ [સં.] એક જ માર્ગ. **૦ભાવ** પું૦અનન્યતા (૨) એક (ઈશ્વર) ઉપર જ ભક્તિ હોવી તે
**અનપેક્ષ** વિ૦[સં.] અપેક્ષારહિત; (૨) કશા પણ સંબંધથી પર; 'એબ્સોલ્યૂટ'.**–ક્ષિત** વિ૦ [સં.] અપેક્ષિત નહિ એવું; વણમાગ્યું
**અનભિજ્ઞ** વિ૦ [સં.] અજાણ (૨) મૂઢ
**અનભે** વિ૦ નિર્ભય
**અનભ્ર** વિ૦ [સં.] વાદળાં વગરનું; સ્વચ્છ
**અનમનું** વિ૦ જુઓ અન્યમનું
**અનરથ** પું૦ + અનર્થ; ખોટી વાત
**અનરાધાર** વિ૦ મુશળધાર
**અનર્ગલ** [સં.] (**–ળ**) વિ૦ રુકાવટ–અંકુશ વિનાનું (૨) અપાર; પુષ્કળ
**અનર્થ** વિ૦ [સં.] ખોટો અર્થ (૨) ખોટું કામ (૩) જુલમ. **૦ક** વિ૦ નિરર્થક
**અનલ** [સં.] (**–ળ**) પું૦ અગ્નિ (૨) ગુસ્સો (૩) એક કલ્પિત પંખી
**અનલહક(–ક્ક)** શ૦પ્ર૦ [અ.](હું હક–ખુદા છું) 'अहं ब्रह्मास्मि' જેવું સૂફી મહાવાક્ય
**અનવચ્છિન્ન** વિ૦ [સં.] અવચ્છિન્ન નહિ એવું; એક–અખંડ
**અનવદ્ય** વિ૦ [સં.] સુંદર; ખોડખામી વિનાનું
**અનવરત** વિ૦ [સં.] સતત; નિરંતર
**અનવસ્થા** સ્ત્રી૦ [સં.] અવ્યવસ્થા; ગોટાળો (૨) નિર્ણય અથવા છેડો ન આવે એવાં કથનોની પરંપરા(એક હેત્વાભાસ)[ન્યા.]. **૦દોષ** પું૦ અનવસ્થાયુક્ત તર્કદોષ
**અનવસ્થિત** વિ૦ [સં.] અસ્થિર
**અનશન** ન૦ [સં.] આહાર બંધ કરવો તે. **૦વ્રત** ન૦મરણપર્યંત ઉપવાસ કરવાનું વ્રત
**અનસૂયા** સ્ત્રી૦[સં.] અસૂયા–દ્વેષનો અભાવ (૨) અત્રિ ઋષિની પત્ની [સં.]
**અનહદ** વિ૦ હદ વગરનું; અપાર
**અનહદ** વિ૦[સં. अनाहत]+ જુઓ અનાહત. **૦નાદ** પું૦ અનાહત નાદ

**અનળ** પું૦ જુઓ અનલ [અસંખ્ય
**અનંક** વિ૦ [સં.] અંક—આંકડા વિનાનું;
**અનંગ** વિ૦ [સં.] અંગવિનાનું(૨)પું૦ કામદેવ [સં.]. **૦શત્રુ** પું૦ [સં.]મહાદેવ [સં.]
**અનંત** વિ૦ [સં.] અંત વગરનું; અપાર(૨) પું૦ વિષ્ણુ; રુદ્ર; બ્રહ્મા; શેષનાગ; બળરામ; (૩) આકાશ (૪) જૈનોના ચૌદમા તીર્થંકર. (૫) 'ઇન્ફિનીટ' [ગ. . **૦ચતુર્દશી, ૦ચૌદશ(—સ)** સ્ત્રી૦ભાદરવા સુદ ચૌદશ. **૦દોરો** પું૦ અનંતચૌદશને દિવસે જમણે હાથે બાંધવામાં આવતો ચૌદ ગાંઠવાળો રેશમી દોરો. **૦મૂલ** ન૦ [સં.] એક ઔષધિ; ઉપલસરી [અ૦ પછી; ત્યાર બાદ
**અનંતર** વિ૦ [સં.] નજીકનું; પછીનું (૨)
**અનંતવ્રત** ન૦ અનંતચૌદશનું વ્રત
**અનંતા** સ્ત્રી૦ [સં.] પૃથ્વી (૨) પાર્વતી (૩) એક ઔષધિ; ગળો
**અનાગત** વિ૦ [સં.] અત્યાર સુધી નહિ આવેલું; ભવિષ્યમાં આવનારું—થનારું
**અનાગાર(—રિક)** વિ૦ (૨) પું૦ જુઓ અનગાર [વિ૦ [સં.] દુરાચારી
**અનાચાર** પું૦[સં.]દુરાચાર; અધર્મ. **—રી**
**અનાજ** ન૦ [સં. अन्नाद्य] ધાન્ય; દાણા
**અનાડ** પું૦ બગાડ; નુકસાન (૨) અડચણ (૩) વિ૦ જુઓ અનાડી
**અનાડી** વિ૦[સં. अज्ञानी]મૂર્ખ; ગમાર (૨) હઠી; જક્કી. **૦વેડા** પું૦ બ૦ વ૦ અનાડી જેવું વર્તન
**અનાત્મ** વિ૦ [સં.] આત્મા વિનાનું; જડ (૨) પું૦ આત્મા નહિ તે—નાશવંત દેહ. **૦વાદ** પું૦ જડવાદ. **—ત્મા** પું૦[સં.] અજ્ઞાની પુરુષ
**અનાથ** વિ૦[સં.]નિરાધાર(૨)સ્ત્રી૦+હળદર. **—થાલય** ન૦, **—થાશ્રમ** પું૦; ન૦ અનાથોને પાળી પોષી કેળવનાર સંસ્થા (૨) નિરાધારોને રહેવા ખાવાનું સ્થાન [તિરસ્કારમાં]
**અનાદર** પું૦ [સં.] અવજ્ઞા; અપમાન
**અનાદરણીય** વિ૦ [સં.] અનાદર યોગ્ય
**અનાદિ** વિ૦ [સં.] આદિરહિત (૨) પહેલું નહિ એવું. **૦મધ્યાંત** વિ૦ [સં.] આદિ, મધ્ય કે અંતવિનાનું. **૦સિદ્ધ** વિ૦ અનાદિ કાળથી સ્થાપિત થયેલું [માનિત
**અનાદૃત** વિ૦ [સં.] અનાદર પામેલું; અપ-
**અનાદ્યન્ત** વિ૦ [સં.] આદિ કે અંત વિનાનું; સનાતન
**અનામ** [સં.] **(—મી)** વિ૦ નામ વિનાનું; નનામું (૨) નામના વગરનું (૩) અવર્ણનીય; ઉત્તમ (૪) પું૦ પરમેશ્વર
**અનામત** વિ૦[અ. अमानत] સાચવી રાખવા સોંપેલું(૨)સ્ત્રી૦;ન૦અનામત વસ્તુ;થાપણ
**અનામય** વિ૦[સં.]નીરોગી (૨)ન૦આરોગ્ય
**અનામિક** વિ૦ [સં.]નનામું (૨)પું૦અંત્યજ
**અનામિકા** સ્ત્રી૦ [સં.] ટચલી આંગળી પાસેની આંગળી (૨) વીંટી
**અનામી** વિ૦ (૨) પું૦ જુઓ અનામ (૩) સ્ત્રી૦ ઠાઠડી
**અનાયાસ** પું૦ [સં.] આયાસ—શ્રમનો અભાવ (૨)આળસ (૩)સહેલાઈ;સુગમતા (૪)કરાર;આરામ(૫)વિ૦મહેનત વિનાનું; સહેલું. **—સે** અ૦ આયાસ વિના; સહેજે
**અનાર** ન૦ [ફા.] દાડમ. **૦કળી** સ્ત્રી૦ દાડમની કળી
**અનારસું** ન૦ ચોખાના લોટનું પકવાન
**અનાર્ય** વિ૦ [સં.] આર્ય નહિ તેવું કે તેને લગતું (૨) અસભ્ય (૩)આર્યને અનુચિત (૪) પું૦ આર્ય નહિ તે
**અનાવડ(૦ત)** સ્ત્રી૦ આવડતનો અભાવ
**અનાવર્તી** વિ૦ [સં.] ફરી ફરી ન આવે તેવું
**અનાવશ્યક** વિ૦ [સં.] આવશ્યક નહિ એવું
**અનાવિદ્ધ** વિ૦ [સં.] અણવીંધ્યું
**અનાવિલ** વિ૦ [સં.] દોષરહિત; સ્વચ્છ (૨) એ નામની એક જ્ઞાતિનું
**અનાવૃત** વિ૦ [સં.] ઢાંક્યા વિનાનું; ઉઘાડું (૨) અરક્ષિત. **૦બીજ** વિ૦ જેનાં બીજ ઉઘાડાં હોય એવી (વનસ્પતિ); 'જીમ્નોસ્પર્મ' [વ. વિ.]
**અનાવૃત્તિ** સ્ત્રી૦ [સં.] ફરી પાછા ન આવવું—થવું તે (૨) મુક્તિ

**અનાવૃષ્ટિ** સ્ત્રી૦ [સં.] વરસાદ નહિ પડવો તે
**અનાશ્રિત** વિ૦ [સં.] આશ્રય વગરનું
**અનાસર** ન૦ [अ. अनासिर] ઇસ્લામ પ્રમાણેનાં આતસ, પાણી, પવન અને પૃથ્વી એ ચાર મૂળતત્ત્વો
**અનાસ્થા** સ્ત્રી૦ [સં.] આસ્થાનો અભાવ
**અનાહત** વિ૦ [સં.] નહિ મારેલું (૨) ન પહેરેલું; નવું (૩) આઘાત વિના એની મેળે થતો—અનહદ (ધ્વનિ). ૦નાદ પું૦ યોગીઓને સંભળાતો એવો ધ્વનિ
**અનાહારી** વિ૦[સં.]ઉપવાસી(૨)આહારમાં ન ગણાય એવી (વસ્તુ) [જૈન]
**અનાહૂત** વિ૦ [સં.] અણબોલાવ્યું (૨) અ૦ ફોગટ; નાહક
**અનિકેત** વિ૦ [સં.] ઘર વિનાનું
**અનિચ્છ** વિ૦ [સં.] ઇચ્છા વિનાનું; નિઃસ્પૃહ (૨) નાખુશ. **–ચ્છા** સ્ત્રી૦ [સં.] ઇચ્છાનો અભાવ (૨) નાખુશી. **–ચ્છિત** વિ૦ ન ઇચ્છેલું. **–ચ્છુ** (૦ક) વિ૦ [સં.] જુઓ અનિચ્છ
**અનિત્ય** વિ૦ [સં.] અધ્રુવ; નશ્વર (૨) વિકારી; 'વેરિયેબલ' [ગ.]
**અનિદ્ર** વિ૦ [સં.] નિદ્રા વિનાનું; જાગતું. **–દ્રા** સ્ત્રી૦ [સં.] ઊંઘનો અભાવ (૨) એનો રોગ
**અનિમિત્ત** વિ૦ [સં.] કારણ વિનાનું (૨) ન૦ અપશુકન
**અનિમિ (–મે)ષ** વિ૦[સં.]પલકારા વિનાનું; સ્થિર (૨) વિ૦ (૩) પું૦ જેની આંખ ઊઘડે કે મીંચાય નહિ તેવું (દેવ, માછલું ઇત્યાદિ) [અનિશ્ચિત
**અનિયત** વિ૦ [સં.] અનિયંત્રિત (૨)
**અનિયમિત** વિ૦ નિયમિત નહિ એવું (૨) નિયમ વગરનું
**અનિયંત્રિત** ન૦ [સં.] નિરંકુશ
**અનિરુદ્ધ** વિ૦ [સં.] રોકેલું–રોકાયેલું નહિ તેવું (૨) પું૦ શ્રીકૃષ્ણનો પૌત્ર [સં.]

**અનિલ** પું૦ [
**અનિવાર** (–ર્
શકાય તેવું
**અનિશ્ચિત** વિ
**અનિષ્ટ** વિ૦ [સં
જોગ; બૂરું (
સ્ત્રી૦ [સં.] ન
તે (૨)અસિદ્ધ
•દલીલ;'રીડકર
**અનિંદિત** વિ૦
સુંદર
**અનિંદ્ય** વિ૦[
**અનીક** ન૦ [સં
**અનીઠ** વિ૦ અ
અશુભ
**અનીતિ** સ્ત્રી૦[
**અનીપ્સિત** વિ
**અનીશ** વિ૦[સં.]
**અનીશ્વર** વિ૦
ઈશ્વરમાં ન
**અનુ** [સં.] ઉપર
'સાથે, સાથેસ
એવો અર્થ
અનુકંપા; અ
'વારંવાર' અ
(૩) અવ્યયી
'ક્રમશઃ' એવા
**અનુકરણ** ન૦
અનુકરણ કર
વિ૦ અનુકરણ
**અનુકંપા** સ્ત્રી૦
**અનુકૂલ** [સં.]
ફાવતું (૨) હિ
**અનુકૃતિ** સ્ત્રી૦
**અનુકોણ** પું૦
એક ... બાજુ

**અનુક્રમ** પું૦ [સં.] એક પછી એક આવવું તે; ક્રમ (૨) પદ્ધતિ; ધારો. ૦ણિકા,૦ણી સ્ત્રી૦[સં.] સાંકળિયું. **–માંક** પું૦ અનુક્રમ બતાવનો અંક; ક્રમાંક

**અનુક્ષણ** અ૦ [સં.] ક્ષણે ક્ષણે

**અનુગ** વિ૦ [સં.] પાછળ ચાલનારું (૨) પું૦ અનુચર (૩) 'પૂર્વંગ'થી ઊલટો–શબ્દને પાછળ લાગતો પ્રત્યય. ઉદા. નાક, વાન, માન, ગર, પણું ઇ૦ [વ્યા.]. ૦ત વિ૦[સં.]પાછળ ગયેલું. ૦મ પું૦[સં.]જુઓ અનુગમન (૨) આચારવિચાર શ્રદ્ધાદિની અમુક ધર્મપ્રણાલિકા; 'રિલિજ્યન'. ૦મન ન૦ [સં.] પાછળ જવું તે. **–ગામી** વિ૦ [સં.] અનુગમન કરનારું; અનુયાયી

**અનુગૃહીત** વિ૦ [સં.] અનુગ્રહ પામેલું

**અનુગ્રહ** પું૦ [સં.] કૃપા (૨) ઉપકાર

**અનુચર** પું૦ [સં.] પાછળ ચાલનારો; ચાકર. **–રી** સ્ત્રી૦ [સં.] દાસી; ચાકરડી

**અનુચિત** વિ૦ [સં.] અયોગ્ય [અનુક્ત

**અનુચ્ચરિત** વિ૦ [સં.] નહિ ઉચ્ચારેલું;

**અનુજ** વિ૦ [સં.] પછી જન્મેલું (૨) પું૦ નાનો ભાઈ. **–જા** વિ૦ સ્ત્રી૦ [સં.] પછી જન્મેલી (૨) સ્ત્રી૦ નાની બહેન

**અનુજીવી** વિ૦ [સં.] આશ્રિત

**અનુજ્ઞા** સ્ત્રી૦ [સં.] પરવાનગી

**અનુતાપ** પું૦ [સં.] પશ્ચાત્તાપ; પસ્તાવો

**અનુત્તમ** વિ૦ [સં.] જેનાથી ઉત્તમ-ચડિયાતું બીજું નથી એવું; શ્રેષ્ઠ (૨) ઉત્તમ નહિ એવું; અધમ

**અનુત્તર** વિ૦ [સં.] નિરુત્તર (૨) જેનાથી ઉત્તર–ચડિયાતું નથી એવું; ઉત્તમ

**અનુત્પાદક** વિ૦ [સં.] ઉત્પાદક નહિ એવું

**અનુદક** વિ૦ [સં.] નિર્જળ (૨) જેને કોઈ શ્રાદ્ધની અંજલિ આપનાર ન હોય એવું

**અનુદરી** વિ૦ સ્ત્રી૦ [સં. अनुदर] કૃશોદરી; પાતળી કમરવાળી

**અનુદાત્ત** વિ૦[સં.]ઉદાત્ત નહિ એવું(૨)નીચા સ્વરવાળું (૩) પું૦ સ્વરના ત્રણ ભેદોમાંનો એક (ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત)

**અનુદાર** વિ૦ [સં.] ઉદારતા વગરનું (૨) વિ૦ પું૦ પત્નીથી દોરવાતું

**અનુદિત** વિ૦ [સં.] નહિ ઊગેલું (૨) નહિ ઉલ્લેખાયેલું (૩) અનુવાદ કરાયેલું

**અનુદિન** અ૦ [સં.] દરરોજ

**અનુદ્યોગ** પું૦ [સં.] ઉદ્યોગનો અભાવ (૨) જુઓ આળસ

**અનુદ્વેગ** પું૦ [સં.] ઉદ્વેગનો અભાવ

**અનુધાવન** ન૦ [સં.] પાછળ દોડવું તે

**અનુનય** પું૦ [સં.] વિનવણી

**અનુનાદ** પું૦ [સં.] રણકાર; પડઘો

**અનુનાસિક** વિ૦ [સં.] નાકમાંથી ઉચ્ચારાતું (૨) પું૦ અનુનાસિક વર્ણ [વ્યા.]

**અનુપ** વિ૦ [સં. अनुपम] અજોડ; શ્રેષ્ઠ

**અનુપદ** ન૦ [સં.] ધ્રુપદ; ટેક

**અનુપપત્તિ** સ્ત્રી૦ [સં.] લાગુ ન પડવું તે (૨) સિદ્ધ ન થવું તે [ન્યા.] (૩) નિર્ણય કે દલીલનો અભાવ

**અનુપપન્ન** વિ૦ [સં.] અઘટિત (૨) અસંગત

**અનુપમ** વિ૦ [સં.] જેને ઉપમા નથી એવું; સર્વોત્તમ. **–મેય** વિ૦ [સં.] ઉપમા ન આપી શકાય તેવું; અદ્વિતીય [અયોગ્ય

**અનુપયુક્ત** વિ૦ [સં.] અનુપયોગી (૨)

**અનુપલબ્ધિ** સ્ત્રી૦ [સં.] ન મળવું તે; અપ્રાપ્તિ (૨) પ્રત્યક્ષ ન હોવું તે

**અનુપસ્થિત** વિ૦ [સં.] ઉપસ્થિત નહિ એવું; ગેરહાજર

**અનુપળ** સ્ત્રી૦ [સં. अनुपल] પળનો સાઠમો ભાગ (૨) અ૦ પળે પળે

**અનુપાતી** વિ૦[સં.]પરિણમતું;અનુસરતું(૨) એકસરખું (૩) પરસ્પર સમાન ખૂણાવાળી (આકૃતિઓ); 'સિમિલર' (ફિગર્સ) [ગ.]

**અનુપાન** ન૦ [સં.] ઔષધિની સાથે લેવાતી તેને મદદરૂપ વસ્તુ

**અનુપાલન** ન૦ [સં.] પાલન કરવું તે

**અનુપૂર્તિ(–ર્ત્તિ)** સ્ત્રી૦ [સં.] ઉમેરો; પૂર્તિ

**અનુપ્રાસ** પું૦ [સં.] એકનો એક અક્ષર જેમાં વારંવાર આવે એવો શબ્દાલંકાર

**અનુબંધ** પું૦ [સં.] સંબંધ (૨) (શાસ્ત્રમાં)

વિષય, પ્રયોજન, અધિકારી ને સંબંધ એ ચારનો સમૂહ [સ્મરણ
**અનુબોધ** પું૦ [સં.] પાછળથી થયેલું જ્ઞાન (૨)
**અનુભવ** પું૦ [સં.] પ્રત્યક્ષ જ્ઞાન; જાતે જાણવું કે ભોગવવું તે. ૦**ગમ્ય** વિ૦ અનુભવથી સમજી શકાય તેવું. ૦**વું** સ૦ક્રિ૦ [સં.अनुभू] અનુભવ કરવો. ૦**સિદ્ધ** વિ૦ [સં.] અનુભવથી પુરવાર થયેલું. **-વી** વિ૦ [સં.] અનુભવવાળું
**અનુભાવ** પું૦ [સં.] પ્રભાવ (૨) મનોગત ભાવનો બાહ્ય વિકાર. ૦**કતા** સ્ત્રી૦ [સં.] સમજશક્તિ; જ્ઞાન [[સં.] અનુભવ
**અનુભૂત** વિ૦ [સં.] અનુભવેલું. **-તિ** સ્ત્રી૦
**અનુમત** વિ૦ [સં.] સંમત; મંજૂર રાખેલું કે થયેલું (૨) ન૦, **-તિ** સ્ત્રી૦ [સં.] સંમતિ
**અનુમાન** ન૦ [સં.] ન્યાયશાસ્ત્રમાંનાં ચાર પ્રમાણોમાંનું એક—અનુમિતિનું સાધન (૨) અટકળ (૩) એ નામનો અલંકાર [કા.શા.]. ૦**ચિહ્ન** ન૦ 'તેથી' એવો અર્થ દર્શાવનારું ચિહ્ન (∴) [ગ.]. ૦**વાક્ય** ન૦ અનુમાનમાં ઉપયોગી પંચાવયવ વાક્ય [ન્યા.]
**અનુમિત** વિ૦ [સં.] અનુમાન કરેલું. **-તિ** સ્ત્રી૦ [સં.] એક જ્ઞાનના સાધનથી થયેલું બીજું જ્ઞાન; અનુમાનપ્રમાણથી થયેલું જ્ઞાન
**અનુમેય** વિ૦ [સં.] અનુમાન કરવા યોગ્ય કે કરી શકાય એવું
**અનુમોદક** વિ૦ અનુમોદન આપનાર
**અનુમોદન** ન૦ [સં.] સંમતિ; ટેકો
**અનુયાયિની** વિ૦ સ્ત્રી૦ (૨) સ્ત્રી૦ [સં.] અનુસરનારી સ્ત્રી
**અનુયાયી** વિ૦ [સં.] અનુસરનારું (૨) પંથનું; મતનું (૩) પું૦ અનુસરનાર વ્યક્તિ; પંથનું માણસ [દર્શાવનારું [વ્યા.]
**અનુયોગી** વિ૦ [સં.] જોડનારું; અન્વય
**અનુરક્ત** વિ૦ [સં.] રંગાયેલું (૨) આસક્ત. **-ક્તિ** સ્ત્રી૦ [સં.] રંગાવું તે; આસક્તિ
**અનુરણન** ન૦ [સં.] સામો રણકાર થવો તે
**અનુરત** વિ૦ [સં.] રત; આસક્ત
**અનુરંજન** ન૦ [સં.] ખુશ કરવું તે
**અનુરાગ** પું૦ [સં.] પ્રેમ; આસક્તિ; રઢ. **-ગી** વિ૦ [સં.] અનુરાગવાળું
**અનુરાધા** સ્ત્રી૦ [સં.] વિશાખા પછીનું નક્ષત્ર
**અનુરૂપ** વિ૦ [સં.] -ના જેવું (૨) યોગ્ય
**અનુરોધ** પું૦ [સં.] આગ્રહભરી વિનંતી
**અનુલક્ષવું** સ૦ક્રિ૦ [સં. अनुलक्ष] ઉદ્દેશવું; લક્ષમાં રાખવું
**અનુલેખન** ન૦ [સં.] શ્રુતલેખન; 'ડિક્ટેશન'
**અનુલોમ** વિ૦ [સં.] ઊતરતા વર્ણની સ્ત્રી સાથેનો (વિવાહ). ૦**જ** વિ૦ [સં.] અનુલોમ સંબંધથી ઉત્પન્ન થયેલું
**અનુલ્લંઘનીય** વિ૦ ઉલ્લંઘન ન કરી શકાય તેવું (૨) ઉલ્લંઘન ન કરવા જેવું
**અનુવર્તન** ન૦ [સં.] અનુસરણ. **-વું** સ૦ક્રિ૦ [સં. अनुवृत्] અનુવર્તન કરવું
**અનુવાદ** પું૦ [સં.] કહેલી વસ્તુ ફરી કહેવી તે (૨) તરજુમો; ભાષાંતર. ૦**ક** પું૦ [સં.] અનુવાદ કરનાર. **-દિત** પું૦ અનુવાદ કરાયેલું. **-દી** વિ૦ (૨) પું૦ [સં.] વાદી અને સંવાદી સ્વરોમાં ભળી જતો વાદીથી ત્રીજો સ્વર [સંગીત]
**અનુવૃત્તિ** સ્ત્રી૦ [સં.] અનુસરણ (૨) પુનરાવૃત્તિ (૩) આગળ આવી ગયેલા અર્થનું અનુસંધાન [વ્યા.]
**અનુશાસક** પું૦ [સં.] અનુશાસન કરનાર. **-ન** ન૦ [સં.] ઉપદેશ (૨) નિયમ; કાયદો (૩) અમલ કરવો તે; રાજ્ય ચલાવવું તે (૪) (કોઈ વિષયનું) વિવરણ કે સમજૂતી
**અનુશીલન** ન૦ [સં.] સતત અને ઊંડો અભ્યાસ
**અનુષંગ** પું૦ [સં.] નિકટ સંબંધ (૨) આસક્તિ (૩) અવશ્યંભાવિ પરિણામ
**અનુષ્ટુપ(-ભ)** [સં. अनुष्टुभ्] પું૦ એક છંદ
**અનુષ્ઠાતા** વિ૦ [સં.] અનુષ્ઠાન કરનારું
**અનુષ્ઠાન** ન૦ [સં.] ક્રિયા કરવી તે (૨) કોઈ પણ ધાર્મિક ક્રિયા
**અનુસરણ** ન૦ [સં.] અનુસરવું તે. **-વું** સ૦ક્રિ૦ [સં. अनुसृ] પાછળ પાછળ જવું; ઉપદેશ પ્રમાણે વર્તવું

**અનુસંધાન** ન૰ [સં.] આગળની વસ્તુ સાથેનું જોડાણ કે તેમ આવતી વસ્તુ (૨) યોગ્ય સંબંધ (૩) બારીક તપાસ
**અનુસાર** પું૰[સં.]અનુસરણ (૨)અ૰ મુજબ
**અનુસ્નાતક** વિ૰ [સં.] સ્નાતક થયા પછીનું; 'પોસ્ટ–ગ્રેજ્યુએટ'
**અનુસ્મરણ** ન૰[સં.] વારંવાર યાદ કરવું તે
**અનુસ્યૂત** વિ૰ [સં.] –ની સાથે જોડાયેલું, ગૂંથાયેલું
**અનુસ્વાર** પું૰; ન૰ [સં.] સ્વરની પાછળ ઉચ્ચારાતો અનુનાસિક વર્ણ કે ચિહ્ન(ં)
**અનૂખળ(–ળો)** પું૰[સં.ઉલૂખલ](લાકડાનો) ખાંડણિયો
**અનૂછ** ન૰ સીતાફળ.**૰ડી** સ્ત્રી૰ સીતાફળી
**અનૂઠું** વિ૰ [સં. अनुत्थ] અનોખું; અપૂર્વ
**અનૂઢ** વિ૰ [સં.] અવિવાહિત. **–ઢા** વિ૰ સ્ત્રી૰ [સં.] અવિવાહિતા
**અનૂત** (નૂ') ન૰ જૂઠ; હરામખોરી [ચ.]
**અનૂરી** સ્ત્રી૰ સીતાફળી.**–રું** ન૰ સીતાફળ
**અનૃણ(–ણી)** વિ૰ [સં.] અઋણી
**અનૃત** ન૰ [સં.] અસત્ય
**અને** (નૅ) અ૰ (બે વાક્યો કે શબ્દોને જોડનારું ઉભયાન્વયી અવ્યય) ને; તથા
**અનેક** વિ૰ [સં.] એક નહિ–બહુ. **૰ધા** અ૰ [સં.] અનેક રીતે. **૰પત્નીકત્વ** અનેક પત્ની હોવી તે (૨) તેવી લગ્નપ્રથા. **૰વચન** ન૰[સં.] બહુવચન [વ્યા.]. **૰વર્ણ** વિ૰[સં.]એક કરતાં વધારે અવ્યક્ત અક્ષરવાળાં (સમીકરણ) [ગ.]. **૰વિધ** વિ૰ [સં.] અનેક પ્રકારનું. **–કાંત** વિ૰ [સં.] અનેક બાજુવાળું (૨) અનિશ્ચિત. **–કાંતવાદ** પું૰[સં.] સ્યાદ્વાદ; દરેક વસ્તુનું એનાં પાસાં પરત્વે જુદી જુદી રીતે જ્ઞાન થાય છે એવો જૈન તત્ત્વજ્ઞાનનો સિદ્ધાંત. **૰ગુચ્છી** વિ૰ પુંકેસરો જોડાઈને અનેક ગુચ્છા થયા હોય તેવું; 'એડલફસ' [વ.વિ.]
**અનેનાસ** ન૰ [પો.] એક ફળ; અનનાસ
**અનેરું** વિ૰ [સં. अन्यतर] જુદું (૨) અપૂર્વ
**અનૈતિહાસિક** વિ૰ [સં.] ઐતહાસિક નહિ એવું
**અનોખું** (નૉ) વિ૰ ભેગું; સહિયારું (૨) [દે. णोक्ख] નોખું–નિરાળું જ; અનેરું
**અનોડી** સ્ત્રી૰ તાલ આપવા તબલા પર જોરથી દેવાતી થાપટ
**અનોપ(૰મ)** વિ૰+અનુપ; અનુપમ
**અનૌચિત્ય** ન૰ [સં.] ઔચિત્યનો અભાવ
**અનૌરસ** વિ૰ [સં.] ઔરસ પુત્ર ન હોય તેવું; વાંઝિયું (૨) ઔરસ નહિ તેવું; દત્તક
**અન્ન** ન૰ [સં.] (રાંધેલું) અનાજ; ખોરાક. **૰કૂટ** પું૰ અણકૂટ; ઠાકોરજી આગળ નૈવેદ્ય તરીકે ગોઠવવામાં આવતો અનેક વાનીઓનો ઢગલો. **૰ક્ષેત્ર** ન૰ જ્યાં અન્નદાન અપાતું હોય તે સ્થળ. **૰છત્ર** ન૰ અન્નક્ષેત્ર, સદાવ્રત. **૰જલ(–ળ)**ન૰ દાણોપાણી (૨) લેણાદેણી; ભાગ્ય [લા.]. **૰દાતા** વિ૰ ખાવાનું આપનાર(૨)આશ્રય આપનાર. **૰દાન** ન૰ અન્નનું દાન. **૰દેવ** પું૰, **૰દેવતા** પું૰બ૰વ૰ અન્નરૂપી દેવ. **૰પાણી** ન૰ અન્નજળ; ખાવુંપીવું; નિર્વાહનું સાધન. **૰પાન** ન૰ અન્નજળ. **૰પૂર્ણા** સ્ત્રી૰ અન્ન પૂરનારી–પૂરું પાડનારી દેવી[સં.]. **૰પ્રાશન** ન૰ નાનાં છોકરાંને છઠ્ઠે અથવા આઠમે મહિને પહેલવહેલું અન્ન ખવડાવવાનો સંસ્કાર. **૰મય** વિ૰ અન્નનું; અન્નથી ભરેલું (૨) અન્નથી બંધાયેલું (શરીર). **૰મયકોશ (–ષ)** પું૰ સ્થૂળ શરીર. **૰વસ્ત્ર** ન૰ ખોરાક અને કપડાં; ખોરાકીપોશાકી. **૰સત્ર** ન૰ અન્નછત્ર. **–ન્નોદક** ન૰ અન્નજળ
**અન્નૈયું** વિ૰ [સં. अन्याय] અન્યાયી; અણચિયું
**અન્ય** વિ૰ [સં.] બીજું (૨) ભિન્ન. **૰ગામી** વિ૰[સં.]વ્યભિચારી. **૰તર** વિ૰[સં.]બેમાંનું એક (૨) બીજું (૩) ભિન્ન. **૰ત્ર** અ૰ [સં.] બીજે ઠેકાણે. **૰થા** અ૰ [સં.] બીજીરીતે(૨)આડું;ઊલટું. **૰ભૃત(–તા)** સ્ત્રી૰[સં. अन्यभृता] કોયલ. **૰મનસ્ક**[સં.],

**અપિ(-પૈ)તૃક** વિ૦ [સં.] બાપ વિનાનું (૨) વડીલોપાર્જિત નહિ એવું
**અપીલ** સ્ત્રી૦ [ઇં.] આગ્રહભરી વિનંતી (૨) નીચલી અદાલતના ચુકાદા સામે ઉપરની અદાલતને અરજી. ૦કોર્ટ સ્ત્રી૦ અપીલ સાંભળનારી ઉપરની અદાલત
**અપુષ્પ** વિ૦ [સં.] જેને ફૂલ ન બેસે એવી (વનસ્પતિ); 'ક્રિપ્ટોગ્રામ' [વ. વિ.]
**અપૂજ** વિ૦ પૂજા વગરનું; ન પૂજાતું
**અપૂપ** પું૦ [સં.] માલપૂડો (૨) મધપૂડો
**અપૂરતું** વિ૦ પૂરતું નહિ એવું
**અપૂર્ણ** વિ૦ [સં.] પૂર્ણ નહિ એવું. **-ર્ણાંક** પું૦ અપૂર્ણ આંકડો; 'ઍરિથમેટિકલ ફ્રેક્શન' [ગ.]
**અપૂર્વ** વિ૦[સં.] અવનવું; પૂર્વે ન બનેલું એવું
**અપૂરા** સ્ત્રી૦ દાટો (કપડું વીંટીને કરેલો) (૨) દમ ભીડેલો રાખવો તે [લા.]
**અપૂ(-પો)શણ** ન૦ [સં.आपोशान]ભોજનને આરંભે અને અંતે જે આચમન કરે છે તે (૨)ભોજનને આરંભે પીરસાતો થોડો ભાત
**અપેક્ષણીય** વિ૦ [સં.] ઇચ્છવા જોગ;અપેક્ષ્ય
**અપેક્ષા** સ્ત્રી૦ [સં.] ઇચ્છા (૨) અગત્ય (૩) આકાંક્ષા[વ્યા.]. **-ક્ષિત** વિ૦ [સં.] જેની અપેક્ષા હોય તેવું. (૨) **-ક્ષ્ય** વિ૦ [સં.] અપેક્ષા રાખવા જેવું કે રાખવી જોઈએ એવું
**અપેખ** વિ૦ અદૃશ્ય
**અપેય** વિ૦ [સં.] ન પી શકાય એવું
**અપૈતૃક** વિ૦ [સં.] જુઓ અપિતૃક
**અપોશણ** ન૦ જુઓ અપૂશણ
**અપૌરુષ(-ષેય)** વિ૦ [સં.] બાયલું (૨) મનુષ્યકૃત નહિ એવું (૩) ન૦ બાયલાપણું
**અપ્સરંગી** વિ૦ તરંગી; ચંચળ
**અપ્પટ** વિ૦ (૨) અ૦ જુઓ 'અપટ'
**અપ્રકટ** વિ૦ [સં.] અપ્રસિદ્ધ (૨) છાનું
**અપ્રકૃત** વિ૦ [સં.] અપ્રસ્તુત
**અપ્રગટ** વિ૦ જુઓ અપ્રકટ
**અપ્રણીત** વ૦ [સં.] સંસ્કારહીન (૨) પ્રણીત-રચેલું નહિ એવું
**અપ્રતિ(-તી)કાર** પું૦[સં.]વિરોધ-સામનો નહિ કરવો તે (૨) વિ૦ જેનો પ્રતિકાર-ઉપાય નથી એવું. **-રી** વિ૦ પ્રતિકાર ન કરનારું; 'પેસિવ' [એવું
**અપ્રતિષ્ઠ(-ષ્ઠિત)** વિ૦ [સં.] પ્રતિષ્ઠિત નહિ
**અપ્રતિહત** વિ૦ [સં.] અટકાવ વિનાનું (૨) અટકાવી વા હણી ન શકાય એવું
**અપ્રતીકાર** પું૦ [સં.] **-રી** વિ૦ જુઓ 'અપ્રતિકાર'માં
**અપ્રમત્ત** વિ૦ [સં.] પ્રમત્ત નહિ એવું; જાગ્રત
**અપ્રમાણિક** વિ૦ જુઓ અપ્રામાણિક
**અપ્રશસ્ત** વિ૦ [સં.] નિંદ્ય; કીર્તિ વિનાનું (૨) હલકું; ઊતરતું
**અપ્રસન્ન** વિ૦ [સં.] પ્રસન્ન નહિ તેવું
**અપ્રસંગ** પું૦ [સં.] સંબંધ કે સંગનો અભાવ (૨) કવખત; અસ્થાન
**અપ્રસિદ્ધ** વિ૦ [સં.] પ્રસિદ્ધ નહિ તેવું
**અપ્રસ્તુત** વિ૦ [સં.] પ્રસ્તુત નહિ તેવું
**અપ્રાપ્ત** વિ૦ [સં.] નહિ મળેલું; ન આવેલું. ૦કાલ [સં.] (-ળ) વિ૦ કવખતનું (૨) પ્રસંગને અનુચિત (૩) વયમાં ન આવેલું (૪) પું૦ કમોસમ; કવખત(૫)અપ્રસ્તુત કથનનું એક નિગ્રહસ્થાન [ન્યા.]
**અપ્રાપ્ય** વિ૦ [સં.] પ્રાપ્ય નહિ એવું
**અપ્રામાણિક** વિ૦[સં.]પ્રામાણિક નહિએવું
**અપ્રાસંગિક** વિ૦ [સં.] પ્રાસંગિક નહિ એવું
**અપ્રિય** વિ૦ [સં.] પ્રિય નહિ એવું (૨) ન૦ અનિષ્ટ. ૦**વાદી** વિ૦ [સં.] અપ્રિય - માઠું લાગે એવું બોલનારું [અભાવ; વેર
**અપ્રીત(-તિ)** સ્ત્રી૦ [સં. अप्रीति] પ્રીતિનો
**અપ્સરા** સ્ત્રી૦ [સં.] સ્વર્ગની વારાંગના; પરી
**અફઘાન** વિ૦ (૨) પું૦ [ફા.] એ નામની એક પ્રજાનું; કાબુલી. **-નિસ્તાન** પું૦; ન૦ અફઘાનોનો મુલક [સં.]
**અફર** વિ૦ નિશ્ચિત; ફરે નહિ એવું
**અફરતફર** સ્ત્રી૦ [અ. इफ़्रात तफ़्रीत. તફડંચી; ગોટાળો (૨) આઘું પાછું થઈ જવું તે
**અફરાતફરી** સ્ત્રી૦ [જુઓ અફરતફર] ઊથલપાથલ (૨) ધાલમેલ
**અફરામણ** સ્ત્રી૦ અફરાવું તે

**અફરાવું** અ૦ ક્રિ૦ વધુ ખાવાથી અકળાવું
**અફરાંટું** વિ૦ ઉપરાંટું
**અફલ** [સં.] (-ળ) વિ૦ ફળ વિનાનું
**અફલાતૂન** પું૦ [અ.] ગ્રીસનો મહાન તત્ત્વ-જ્ઞાની-પ્લેટો (૨) વિ૦ જુઓ આફ-લાતૂન. **-ની** વિ૦ પ્લેટોને લગતું (૨) સુંદર
**અફવા** સ્ત્રી૦ [અ.]ઊડતી ખબર; ગામગપાટો
**અફસોસ** પું૦ [ફા.] પસ્તાવો (૨) અ૦ અરેરે !
**અફળ** વિ૦ નિષ્ફળ; નકામું
**અફળાટ** પું૦ અફળાવું તે; તેનો અવાજ
**અફળાવું** અ૦ક્રિ૦ 'અફળવું'નું કર્મણિ
**અફાટ** વિ૦ (૨) અ૦ ખૂબ વિશાળ; અસ્ખલિત
**અફાળકૂટ** સ્ત્રી૦ ધમપછાડા (૨) માથાકૂટ
**અફાળવું** સ૦ક્રિ૦ [સં. आस्फाल्] પછાડવું
**અફીણ** ન૦ [फा. अफ्यून, सं. अहिफेन] એક ઝેરી-માદક પદાર્થ. **-ણિયું, -ણી** વિ૦ અફીણના વ્યસનવાળું (૨) સુસ્ત; એદી [લા.]
**અબ** અ૦ [हिं.] અત્યારે
**અબખોરો** પું૦ જુઓ આબખોરો
**અબઘડી** અ૦ હમણાં જ; આ ક્ષણે જ
**અબજ** વિ૦ (૨) પું૦ [સં. अब्ज] અબ્જ સંખ્યા. **-પતિ** પું૦ અબજનો માલિક
**અબતર** વિ૦ [અ.] ખરાબ; બગડેલું
**અબદાગીરી** સ્ત્રી૦ [फा. आफ्ताबगीरी] છત્ર (રાજામહારાજા ઇ૦નું માનસૂચક)
**અબદાલી** પું૦ [અ.] ધર્મી પુરુષ (૨) જગતને ટકાવી રાખનાર સિત્તેર ઓલિયા ઇસ્લામમાં મનાય છે તે દરેક
**અબદુલ્લા** પું૦ [અ.] ખુદાનો બંદો
**અબ(-વ)ધૂત** પું૦ [સં. अवधूत] વેરાગી; બાવો (૨) વિ૦ મસ્ત
**અબનાલ** સ્ત્રી૦ [ફા.] તરવારની મૂઠ પરનો [શણગાર
**અબનૂસ** ન૦ [अ. आबनूस] એક ઊંચી જાતનું કાળું લાકડું
**અબનૂસપાન** ન૦ [તિલુગુ] ટિંબરવો
**અબરક(-ખ)** ન૦ [સં. अभ्रक] એક ધાતુ
**અબરૂ** સ્ત્રી૦ [फा. अब्रू] આંખની ભમર; ભ્રૂ
**અબલ** [સં.], **-ળ** વિ૦ બલહીન; નિર્બલ
**અબલા** [સં.], **-ળા** વિ૦ સ્ત્રી૦ અલ્પ બળવાળી (૨) સ્ત્રી૦ સ્ત્રી
**અબલક(-કી,-ખ,-ખી)** વિ૦[अ.अब्लक़] ચિત્રવિચિત્ર; કાબરચીતરું
**અબસાત** અ૦ [हिं. अब+अ. साअत=કલાક] આ ઘડીએ; હમણાં; અત્તરસાત
**અબળ** વિ૦ જુઓ અબલ
**અબ(-ભ)ળખા** સ્ત્રી૦, **-ખો** પું૦ [સં. अभिलाषा] ઇચ્છા; ઓરિયો (૨) દોહદ
**અબળા** વિ૦ જુઓ અબલા
**અબાબ** પું૦ [अ. असबाब] કરંકરિયાવર
**અબારું** ન૦ અંધેર; અંધાધૂંધી
**અબાંધવ** વિ૦ [સં.] સગાંસાગવાં વિનાનું
**અબા** અ૦ [हिं.] અબઘડી; હમણાં જ
**અબીર** [અ.] (-લ) ન૦ એક સુગંધીદાર ધોળી ભૂકી. ૦**ગુલાલ** ન૦ અબીલ અને ગુલાલ
**અબુ(-બો)ધ** વિ૦ [સં.] અણસમજુ (૨) મૂર્ખ (૩) દુનયાના જ્ઞાન વિનાનું
**અબૂજ** વિ૦ બૂજ - કદર વગરનું
**અબૂઝ** વિ૦ [સં. अबुद्ध] જુઓ અબુધ
**અબૂઝોઢબૂઝો** પું૦ એક રમત
**અબે** અ૦ [हिं.] ઓ; અલ્યા (તિરસ્કારથી તુંકારમાં). ૦**તબે** સ્ત્રી૦ 'અબેતબે'વાળી ભાષા-હિંદી (૨) તુચ્છકાર
**અબોખા** પું૦બ૦વ૦ વરને ખવરાવવાનાં ખાંડખાજાં (૨) અભાવો; અરુચિ
**અબોટ** પું૦ રસોઈની અને જમવાની જગાને છાણમાટીથી લીંપવી તે (૨) શુદ્ધ અથવા અભડાયા વિનાની દશા (૩) નાહ્યા વિના જ્યાં જવાય કે અડકાય નહિ એવું સ્થળ. **-ટિયું** ન૦ રસોઈ કરતી કે જમતી વખતે પહેરવાનું રેશમી, શણનું કે ઊનનું વસ્ત્ર
**અબોધ** વિ૦ [સં.] જુઓ અબુધ
**અબોલ** વિ૦ બોલી ન શકાય તેવું (૨) મૂંગું; ચૂપ (૩) બેભાન
**અબોલા** પું૦બ૦વ૦ રિસાઈને ન બોલવું તે

**અબ્જ** વિ૦ [સં.] સો કરોડ (૨) પું૦ તેટલી સંખ્યા (૩) ન૦ જલજ; કમળ
**અબ્દ** પું૦;ન૦ [સં.] વાદળ (૨) ન૦ વર્ષ (૩) નાગરમોથ. **૦સાર** પું૦ [સં.] કપૂર
**અબ્દુર્ગ** પું૦ [સં.] ચોફેર પાણીથી રક્ષાયેલો કિલ્લો
**અબ્ધિ** પું૦ [સં.] સમુદ્ર
**અબ્બા** પું૦ [મ., હિં., ફા. ઉપરાંત બીજી સેમેટિક ભાષાઓમાં સમાન રૂપ મળે છે.] બાપા. **૦જાન** [ફા.] પું૦ પિતાજી (પ્રેમવાચક)
**અબ્બા** સ્ત્રી૦ મા (૨) ડોસી (૩) થૂઈ
**અબ્બાસી** વિ૦ [અ.] એ નામના વંશનો (ખલીફ) (૨) જાંબુડિયા વાદળી રંગનું
**અબ્રહ્મણ્ય** વિ૦ [સં.] બ્રાહ્મણને ન છાજે એવું (૨) ન૦ પાપકૃત્ય
**અભક્ષાભક્ષ** પું૦ જુઓ અભક્ષ્યભક્ષણ
**અભક્ષ્ય** વિ૦ [સં.] ન ખાવા જેવું; શાસ્ત્રમાં જે ખાવાનો નિષેધ હોય તેવું. **૦ભક્ષણ** ન૦ તેવું ખાવું તે; માંસાહાર
**અભગ** વિ૦ [સં.] અભાગી
**અભડાવું** અ૦ક્રિ૦ અસ્પૃશ્યનો સ્પર્શ થવો (૨) (સ્ત્રીએ) દૂર બેસવું
**અભણ** વિ૦ નહિ ભણેલું; નિરક્ષર
**અભદ્ર** વિ૦ [સં.] અશુભ (૨) ખરાબ
**અભય** વિ૦ [સં.] નીડર (૨) પું૦; ન૦ ભયનો અભાવ (૩) સંરક્ષણ; આશ્રય. **૦દાન** ન૦ સલામતી બક્ષવી તે; અભયવચન. **૦પદ** ન૦ ભયરહિત સ્થિતિ; મોક્ષ. **૦વચન** ન૦ સંરક્ષણનું વચન–ખાતરી. **–યા** સ્ત્રી૦ [સં.] દુર્ગાનું એક રૂપ(૨)હરડે
**અભર** વિ૦ [સં.] ખાલી (૨) ગરીબ. **–રે ભરવું** = પુષ્કળ ભરવું; સમૃદ્ધ કરવું
**અભર(–ળ)ખો** પું૦ જુઓ અબળખો
**અભરાઈ** સ્ત્રી૦ છાજલી
**અભરાભરણ** ન૦ [સં.] વિ૦ ગરીબનું ભરણપોષણ કરનારું (૨) ન૦ ગરીબનું ભરણપોષણ [મૂળ પુરુષ [સં.]
**અભરામ** પું૦ [अ. इब्राहीम] યહૂદીઓનો
**અભરામ** અ૦ [સં. अभ्रम] ભ્રમ વિના. **૦કુલન–દાવા, ૦ન–દાવા** [अभ्रम+न+देयम्] (દસ્તાવેજમાં લખાય છે) ભ્રમ વગર –અક્કલ-હોશિયારીમાં કરેલું હોવાથી કાંઈ લેવાદેવા કે હક ઇલાકો ન હોવો તે
**અભર્તૃકા** સ્ત્રી૦ [સં.] ધણી વિનાની સ્ત્રી–વિધવા કે કુંવારી [તે (૩) નાશ
**અભવ** પું૦ [સં.] મોક્ષ (૨) અસ્તિત્વ નહિ
**અભળખા** સ્ત્રી૦,**–ખો** પું૦ જુઓ અબળખા
**અભંગ** વિ૦ [સં.] આખું; અખંડ (૨) પું૦ એક મરાઠી છંદ
**અભાગણ(–ણી)** વિ૦ સ્ત્રી૦ [સં. अभागिनी] હીણભાગી; કમનસીબ
**અભાગિયણ** વિ૦ સ્ત્રી૦ અભાગી સ્ત્રી
**અભાગિયું** વિ૦ જુઓ અભાગી
**અભાગી** વિ૦ [સં.] કમનસીબ (૨) નાલાયક (૩) ભાગ વિનાનું (વારસામાં)
**અભાવ** પું૦ [સં.] અસ્તિત્વ ન હોવું તે (૨) અણગમો
**અભાવા** પું૦બ૦વ૦ દોહદ
**અભાવો** પું૦ અભાવ; અણગમો
**અભિ** [સં.] ઉપસર્ગ. 'પાસે–તરફ', 'ની ઉપર' એવા ગતિવાચક અર્થમાં; ઉદા૦ અભિમુખ; અભિક્રમણ (૨) સ્વતંત્ર શબ્દ જોડે 'શ્રેષ્ઠ', 'અધિક' એવા અર્થમાં; ઉદા૦ અભિધર્મ; અભિનવ
**અભિકોણ** પું૦ [સં.] પરસ્પર છેદાતી બે રેખાઓએ બનાવેલા ગમે તે ખૂણાની બરાબર સામેનો ખૂણો; 'વર્ટિકલ ઍન્ગલ' [ગ.]
**અભિક્રમ** પું૦ [સં.] આરંભ (૨) ચડાઈ
**અભિક્રમણ** ન૦ [સં.] ચડાઈ [(૩) નિંદા
**અભિક્રોશ** પું૦ [સં.] વિલાપ (૨) ઠપકો
**અભિગમન** ન૦ [સં.] તરફ–સામે જવું તે (૨) સંભોગ [(૨) ભોગવનાર
**અભિગામી** વિ૦ [સં.] –ની પાસે જનાર
**અભિગ્રસ્ત** વિ૦ [સં.] ઘેરાયેલું; સપડાયેલું
**અભિચાર** પું૦ [સં.] મેલાં કામો માટે મંત્રપ્રયોગ કરવો તે (તંત્ર પ્રમાણે છ જાતના અભિચાર છે – મારણ, મોહન, સ્તંભન,

વિદ્વેષણ, ઉચ્ચાટન અને વશીકરણ). ૦ક પું૦ જારણમારણ કરનારો
**અભિજન** પું૦ [સં.] સંબંધી જન (૨) વતન (૩) વંશ; કુળ
**અભિજાત** વિ૦ [સં.] ખાનદાન (૨) સુંદર; શ્રેષ્ઠ (૩) શિષ્ટ
**અભિજિત** પું૦ [સં.] એક નક્ષત્ર (૨) દિવસનું આઠમું મુહૂર્ત
**અભિજ્ઞ** વિ૦[સં.]અનુભવી(૨)માહિતગાર. **-જ્ઞાત**વિ૦[સં.]ઓળખેલું. **-જ્ઞાન**ન૦[સં.] સ્મૃતિ;ઓળખ(૨)ઓળખ માટેની નિશાની
**અભિતપ્ત** વિ૦ [સં.] અતિ તપેલું (દુઃખથી)
**અભિતાપ** પું૦ [સં.] સંતાપ
**અભિધા** સ્ત્રી૦ [સં.] શબ્દનો મૂળ અર્થ (૨) એ અર્થની બોધક શબ્દશક્તિ
**અભિધાન** ન૦ [સં.] નામ; ઉપનામ (૨) શબ્દ (૩) શબ્દકોશ (૪) કર્તા માટેનું વિધાન [વ્યા.]
**અભિધેય** વિ૦ [સં.] કહેવા યોગ્ય (૨) નામ દેવા યોગ્ય (૩) અક્ષરાર્થ (૪) વિષય (બોલવાનો)
**અભિનય** પું૦ [સં.] મનોભાવદર્શક હલનચલન અથવા મુદ્રા (૨) વેશ ભજવવો તે. ૦કાર પું૦ નટ [શિખાઉ; કાચું
**અભિનવ** [સં.](-વું) વિ૦ તદ્દન નવું;(૨)
**અભિનંદન** ન૦[સં.]ધન્યવાદ (૨) અનુમતિ (૩) સ્તુતિ. **-નીય** વિ૦[સં.] અભિનંદવા યોગ્ય.**-વું** સ૰ક્રિ૦[સં.अभिनंद्]અભિનંદન કરવું (૨) અ૦ક્રિ૦ આનંદવું; રાજી થવું
**અભિનિવિષ્ટ** વિ૦[સં.] અભિનિવેશવાળું
**અભિનિવેશ** પું૦ [સં.] તન્મયતા (૨) આસક્તિ (૩) દૃઢ નિશ્ચય(૪)આગ્રહ; હઠ
**અભિનિષ્ક્રમણ** ન૦ [સં.] બહાર જવું તે (૨) સંન્યાસ
**અભિનેતા** પું૦ [સં.] અભિનય કરનાર; નટ
**અભિન્ન** વિ૦ [સં.] અખંડ (૨) જુદું નહિ તેવું;એક;એકસરખું(૩)પૂર્ણ(અંક) [ગ.]
**અભિપ્રાય** પું૦ [સં.] મત (૨) હેતુ; મતલબ
**અભિપ્રેત** વિ૦ [સં.] મનમાં ધારેલું; ઇષ્ટ (૨) સ્વીકારેલું
**અભિપ્રોક્ષણ** ન૦ [સં.] મંત્ર ભણીને પાણી છાંટવું તે
**અભિભવ** પું૦ [સં.] પરાજય (૨) અનાદર
**અભિભૂત** વિ૦[સં.] હારેલું (૨) અપમાનિત
**અભિમત** વિ૦ [સં.] ઇષ્ટ (૨) સંમત
**અભિમાન** ન૦; પું૦ [સં.] અહંકાર; ગર્વ. **-ની** વિ૦ [સં.] અભિમાનવાળું
**અભિમુખ** વિ૦ [સં.] -ના તરફ મુખવાળું; સંમુખ (૨) સામેનો (ખૂણો) [ગ.]
**અભિયુક્ત** વિ૦[સં.]રોકાયેલું(૨)નિમાયેલું (૩) શત્રુથી ઘેરાયેલું (૪) પું૦ આરોપી; પ્રતિવાદી
**અભિયોગ** પું૦ [સં.] નિકટ સંબંધ (૨) ખંત (૩) વિદ્વત્તા (૪) હલ્લો (૫) આરોપ; ફરિયાદ. **-ગી** વિ૦[સં.] અભિયોગ કરનારું
**અભિરક્ત** વિ૦ [સં.] નિમગ્ન; અભિરત
**અભિરત** વિ૦ [સં.] અત્યંત આસક્ત
**અભિરામ** વિ૦[સં.]આનંદમય(૨)મનોહર
**અભિરુચિ** સ્ત્રી૦ [સં.] રુચિ; શોખ; પ્રીતિ
**અભિરૂપ** વિ૦ [સં.] અનુરૂપ; યોગ્ય (૨) રૂપાળું (૩) માનીતું
**અભિલષિત** વિ૦ [સં.] ઇચ્છેલું
**અભિલાખ** પું૦ [સં. अभिलाप] મનકામના (૨) ઉત્કટ ઇચ્છા
**અભિલાષ** પું૦, **-ષા** સ્ત્રી૦ [સં.]અભિલાખ. **-ષી** વિ૦ [સં.] અભિલાષાવાળું
**અભિવંદન** ન૦, **-ના** સ્ત્રી૦[સં.] નમસ્કાર (૨)આસકા. **-નીય**વિ૦અભિવંદવાયોગ્ય. **-વું** સ૦ક્રિ૦ [સં.अभिवंद्] અભિવંદન કરવું
**અભિવંદ્ય** વિ૦ [સં.] અભિવંદનીય
**અભિવાદ** પું૦[સં.] નમસ્કાર (૨) આરોપ (૩) વાદવિવાદ. ૦ન ન૦ [સં.]નમસ્કાર
**અભિવૃદ્ધિ** સ્ત્રી૦ [સં.] વધારો (૨) ઉન્નતિ
**અભિવ્યક્તિ** સ્ત્રી૦[સં.]વ્યક્ત-પ્રગટ થવું તે
**અભિશાપ** પું૦ [સં.] શાપ (૨) સામો શાપ
**અભિષિક્ત** વિ૦ [સં.] અભિષેક કરાયેલું (૨) તખ્તનશીન થયેલું
**અભિષેક** પું૦ [સં.] જલસિંચન કે તેનો વિધિ (મૂર્તિ અથવા નવા રાજા ઉપર)

**અભિસરણ** ન૦ [સં.] પાસે જવું તે (૨) ફરવું તે

**અભિસાર** પું૦ [સં.] સંકેત અનુસાર પ્રેમીઓનું મિલન (૨) પ્રેમીને મળવા જવું તે. **–રિકા** સ્ત્રી૦ [સં.] સંકેત પ્રમાણે પ્રેમીને મળવા જતી સ્ત્રી

**અભિહત** વિ૦ [સં.] આઘાત પામેલું

**અભિહિત** વિ૦ [સં.] કહેવાયેલું

**અભીક** વિ૦ [સં.] ભય વગરનું; નિર્ભય

**અભીપ્સિત** વિ૦ [સં.] ઇચ્છેલું

**અભીર** પું૦ [સં.] ગોવાળિયો; આહીર

**અભીષ્ટ** વિ૦ [સં.] ઇચ્છેલું (૨) મનગમતું

**અભુક્ત** વિ૦ [સં.] નહિ ભોગવેલું (૨) નહિ જમેલું

**અભૂત** વિ૦ [સં.] નહિ થયેલું. **૦પૂર્વ** વિ૦ [સં.] પૂર્વે કદી નહિ થયેલું; અપૂર્વ

**અભેદ** વિ૦[સં.]ભેદરહિત; એકરૂપ; અભિન્ન (૨) પું૦ એકરૂપતા; અદ્વૈત **૦માર્ગ** પું૦ અદ્વૈતપંથ. **૦વાદ** પું૦ અદ્વૈતવાદ. **–દ્ય** વિ૦ [સં.] ભેદી ન શકાય એવું

**અભોક(–ગ)** પું૦ [સં. आभोग] આભોગ; ધ્રુપદનો ત્રણ ભાગોમાંનો છેલ્લો [સંગીત] (૨)કવિના નામવાળી કાવ્યની છેલ્લી ટૂંક

**અભ્યર્થના** સ્ત્રી૦ [સં.] પ્રાર્થના; વિનંતી

**અભ્યસનીય** વિ૦ [સં.] અભ્યાસ કરવા જેવું કે માટેનું

**અભ્યસ્ત** વિ૦ [સં.] વારંવાર કરી જોયેલું (૨)મહાવરાવાળું;ટેવાયેલું(૩)અભ્યાસથી જાણેલું કે અભ્યાસ કરાયેલું

**અભ્યંગ** પું૦[સં.]શરીરે તૈલાદિ સુગંધીદાર પદાર્થો ચોળાવવા તે

**અભ્યંતર** વિ૦[સં.]અંદરનું(૨)ન૦અંદરનો ભાગ(૩)અંતર;મન(૪)અ૦અંદર;મનમાં

**અભ્યાગત** વિ૦ [સં.] પાસે આવેલું (૨) પું૦ અતિથિ; પરોણો (૩) ભિક્ષુ

**અભ્યાસ** પું૦[સં.]પુનરાવૃત્તિ (૨) ભણવું તે (૩) મહાવરો; ટેવ. **૦ક** વિ૦ (૨) પું૦ જુઓ અભ્યાસી. **૦ક્રમ** પું૦ ભણવાની નિયત રૂપરેખા કે યોજના. **–સી** વિ૦ મહાવરાવાળું(૨)ઉદ્યમી(૩)પું૦ વિદ્યાર્થી (૪) પંડિત [તે (૨) ઉત્કર્ષ

**અભ્યુત્થાન** ન૦ [સં.] માનાર્થે ઊભા થવું

**અભ્યુદય** પું૦ [સં.] ઉન્નતિ (૨) શ્રેય

**અભ્ર** ન૦ [સં.] વાદળું

**અભ્રક** ન૦ [સં.] જુઓ અબરક

**અભ્રભેદી** વિ૦ અભ્રને ભેદે તેવું

**અમ** સ૦[अस्मत्,प्रा. अम्ह]('અમે'માં હશ્રુતિ છે; હિં. 'हम'માં તો સ્પષ્ટ છે. પણ 'અમ'- માં તે લોપાઈ છે.) અમે (૨)અમારું [૫.]

**અમકડું** વિ૦ [સં.अमुक] અમુક અનિશ્ચિત

**અમથું**વિ૦વ્યર્થ(૨)વિના કારણ(૩)મફતનું

**અમન** ન૦ [અ. अम्न] શાંતિ (૨) સુખચેન. **૦ચમન** ન૦ મોજમજા [ધ્યાન વિનાનું

**અમનસ્ક** વિ૦[સં.]મન (ઇંદ્રિય) વિનાનું(૨)

**અમર** વિ૦[સં.] મરે નહિ એવું (૨) પું૦દેવ

**અમરખ** પું૦ [સં. अमर्ष] ક્રોધ (૨) અસહિષ્ણુતા (૩) અદેખાઈ

**અમરપટો** પું૦ અમરપણાનું વરદાન–લેખ

**અમરપતિ** પું૦ [સં.] ઇન્દ્ર

**અમરફળ** ન૦ અમરપણું આપનારું ફળ

**અમરલોક** પું૦ [સં.] સ્વર્ગ

**અમરવેલ** સ્ત્રી૦(વાડ,ઝાડ ઇત્યાદિ પર) જ્યાં નાખો ત્યાં વગર પાણીએ થતી એક વેલી

**અમરાઈ** સ્ત્રી૦ [સં. आम्रराजि] આંબાવાડિયું

**અમરાપુરી, અમરાવતી** [સં.]સ્ત્રી૦ઇંદ્રની રાજધાની

**અમરાંગના** સ્ત્રી૦ [સં.] દેવાંગના; અપ્સરા

**અમરીખ** પું૦અંબરીષ[૫.] [એક ઘરેણું

**અમરીચમરી** સ્ત્રી૦માથે ઘાલવાનું સ્ત્રીઓનું

**અમર્ત્ય** વિ૦ [સં.] અમર [(૩) ઘણું જ

**અમર્યાદ** વિ૦ [સં.] નિરંકુશ (૨) નિર્લજ્જ

**અમર્ષ** પું૦ [સં.] અસહિષ્ણુતા (૨) ક્રોધ (૩) અદેખાઈ

**અમલ** [સં.] **(–ળ)** વિ૦ નિર્મળ; શુદ્ધ

**અમલ** પું૦ [અ.] સત્તા; અધિકાર;હકૂમત (૨) કારકિર્દી; વહીવટ (૩) કેફ કે કેફી વસ્તુ; અફીણ (૪) સમયનો શુમાર (૫) વ્યવહારમાં–આચરણમાં મૂકવું તે

**અમલદાર** પું૦ અધિકારી. **૦દારી** સ્ત્રી૦ અમલદારનું કામ કે પદ. **૦પાણી** ન૦ અફીણનો કસૂંબો. **૦બજાવણી** સ્ત્રી૦ (જેમ કે, અદાલતનો હુકમ) અમલ કરવો કે બજાવવો તે. **-લી** વિ૦ અમલમાં મુકાયેલું અથવા મૂકવાનું; સક્રિય (૨) વ્યસની (૩) સુસ્ત; એદી. **-લો** પું૦ [अ. अमल्ह] અમલદારને બેસવાની જગા; કાર્યાલય; કચેરી (૨) હુમલો; ઇમારતી બાંધકામ
**અમસ્તકું, અમસ્તુ** વિ૦ જુઓ અમથું
**અમળ** વિ૦ જુઓ અમલ
**અમળાટ** પું૦ આમળો; વળ (૨) પેટમાં ચૂંચળાં વળવાં તે; આંકડી (૩) કરમોડાવું તે (૪) મિજાજ (૫) વક્રતા; વેર
**અમળાવું** અ૦ ક્રિ૦ 'આમળવું'નું કર્મણિ (૨) પેટમાં દુખવું (૩) દુમાવું
**અમંગલ** [સં.] (**-ળ**) વિ૦ અશુભ (૨) ન૦ દુર્ભાગ્ય
**અમાત્ય** પું૦ [સં.] પ્રધાન; મંત્રી
**અમાન** ન૦ [અ.] અભય; રક્ષણ. **૦ત** સ્ત્રી૦ [अ.] જુઓ અનામત. **૦તદારી** સ્ત્રી૦ [फा.] ટ્રસ્ટીપણું; વાલીપણું (૨) પ્રમાણિકતા (૩) થાપણ સાચવવી તે
**અમાનિતા** સ્ત્રી૦, **-ત્વ** ન૦ [સં.] અનભિમાનિતા; નમ્રતા
**અમાનુષ(-ષી)** વિ૦ [સં.] દૈવી (૨) મનુષ્યને શોભે નહિ એવું (૩) ક્રૂર; રાક્ષસી
**અમાપ** વિ૦ [સં.] બેહદ; પાર વિનાનું
**અમારિઘોષણા** સ્ત્રી૦ [સં.] હિંસાના નિષેધની 'હિંસા કરશો મા' એવી ઘોષણા
**અમારું** (મા') સ૦ [જુઓ અમે] 'હું'નું છઠ્ઠી વિભક્તિનું બહુવચન
**અમાવ(-વા)સ્યા** [સં.], **અમાસ** સ્ત્રી૦ અંધારિયાનો છેલ્લો દિવસ
**અમિત** વિ૦ [સં.] અમાપ (૨) નહિ માપેલું
**અમિત્ર** પું૦ [સં.] મિત્ર નહિ તે; શત્રુ
**અમી** ન૦ [સં. अमृत] અમૃત (૨) મીઠાશ (૩) કૃપા (૪) થૂંક (૫) રસકસ
**અમીટ** વિ૦ મીટ વિનાનું; અનિમેષ
**અમીદૃષ્ટિ** સ્ત્રી૦ મીઠી નજર; મહેરબાની
**અમીન** વિ૦ [અ.] વિશ્વાસુ (૨) એક અટક (૩) પું૦ ટ્રસ્ટી; વાલી (૪) લવાદ (૫) ગામનો મોટો અધિકારી. **૦ગીરી, ૦દારી** [फा.], **-નાત** [अ.], **-ની** સ્ત્રી૦ [फा.] અમીનનો હોદ્દો (૨) અમીનનું સાલિયાણું
**અમીર** પું૦ [અ.] સરદાર; ઉમરાવ (૨) રાજકર્તા (અફઘાનિસ્તાનનો) (૩) ખાનદાન કુટુંબનો કે પૈસાદાર માણસ. **૦જાદી** સ્ત્રી૦ અમીરની દીકરી. **૦જાદો** પું૦ અમીરનો દીકરો. **૦શાહી** સ્ત્રી૦ અમીરપણાનો દોર (૨) જેમાં અમીર ઉમરાવોની હકૂમત ચાલતી હોય એવી રાજ્યપદ્ધતિ 'ઍરિસ્ટૉક્રસી'
**અમીરસ** પું૦ સુધારસ; અમૃત જેવો મીઠો રસ
**અમીરાઈ (-ત)** સ્ત્રી૦ અમીરપણું (૨) અમીરપણા માટેનું સાલિયાણું
**અમીરી** વિ૦ અમીરના જેવું (૨) સ્ત્રી૦ અમીરપણું
**અમુક** વિ૦ [સં.] વિશેષ અર્થમાં મુકરર કરેલું; ચોક્કસ; ફલાણું (૨) અનિશ્ચિત (૩) સ૦ અમુક (જણ). **૦ તમુક** વિ૦ ફલાણું ઢીંકણું
**અમુઝાવું** અ૦ ક્રિ૦ [સં. आ+मुह्] મૂંઝાવું; અકળાવું
**અમૂઝણ** સ્ત્રી૦ અમુઝાવું તે
**અમૂર્ત(-ર્ત)** વિ૦ [સં.] આકારરહિત
**અમૂ(-મો)લ** વિ૦ જુઓ અમૂલ્ય
**અમૂલ(૦ક)** વિ૦ મૂળ વિનાનું (૨) આધારહીન (૩) ઉપાદાનકારણરહિત
**અમૂ(-મો)લખ, અમૂ(-મો)લું** વિ૦ [સં. अमूल्यक] જુઓ અમૂલ્ય
**અમૂલ્ય(૦ક)** વિ૦ [સં.] જેની કિંમત આંકી ન શકાય એવું; ઘણું જ કીમતી
**અમૂંઝણ** સ્ત્રી૦ જુઓ અમૂઝણ
**અમૂંઝાવું** અ૦ક્રિ૦ જુઓ અમુઝાવું
**અમૃત** વિ૦ [સં.] મૃત નહિ તેવું (૨) અમર (૩) ન૦ અમર કરે એવો માનેલો એક રસ. **૦ત્વ** ન૦ [સં.] અમરપણું. **૦ફલ** ન૦ [સં.] જુઓ અમરફલ. **૦મંથન** ન૦ [સં.]

અમૃત માટે (સમુદ્રનું) મંથન. ૦સંજીવની સ્ત્રી૦ મરેલાને જીવતું કરવાની વિદ્યા. ૦સાર પું૦ [સં.] ઘી. -તા સ્ત્રી૦ એક વેલ; ગળો (૨)હરડે (૩) અતિવિષની કળી (૪) આમલી. -તાંશુ પું૦ [સં.] ચંદ્ર
**અમે(-મો)** (મેં,મો') સ૦ [સં. अस्मद्] અમ; 'હું'નું બહુવચન
**અમેય** વિ૦ [સં.] અમાપ
**અમેરિકન** વિ૦ [ઇં.] અમેરિકાનું (૨) પું૦ અમેરિકાનો વતની
**અમેરિકા** પું૦ [ઇં.] એ નામનો પૃથ્વીનો ખંડ
**અમો** (મો')સ૦ જુઓ અમે
**અમોઘ** વિ૦ [સં.] અચૂક; રામબાણ
**અમોલ(૦ખ,-લું)** વિ૦ જુઓ અમૂલ્ય
**અમ્મા** સ્ત્રી૦ [સં. अंबा] (દ્રાવિડી ભાષાઓમાં પણ આનાં રૂપ મળે છે. अ. उम्म)મા
**અમ્લ** વિ૦[સં.]ખાટું(૨)ન૦તેજાબ;'ઍસિડ'
**અમ્લાન** વિ૦ [સં.] મેલું કે કરમાયેલું નહિ તેવું
**અય** ન૦ [સં. अयस्] લોખંડ
**અય** અ૦ [અ.] હે; અરે
**અયન** ન૦[સં.] પ્રયાણ(૨)[ખ.]વિષુવવૃત્તની દક્ષિણમાં અને ઉત્તરમાં દેખાતી સૂર્યની ગતિ (૩) એ ગતિને લાગતો વખત; છ માસ (૪) ઉત્તરાયણ અને દક્ષિણાયનનું દૂરમાં દૂરનું બિંદુ; 'સોલ્સ્ટિસ'. ૦વૃત્ત ન૦ આકાશમાં જે માર્ગે સૂર્ય ફરતો દેખાય છે તે ગોળ રેખા
**અયસ્કાંત** પું૦ [સં.] લોહચુંબક
**અયાચક** વિ૦ [સં.] યાચના ન કરનારું. ૦વૃત્તિ સ્ત્રી૦ માગ્યા વિના મળેલા વડે ગુજરાન ચલાવવું તે. ૦વ્રત ન૦ તેવું વ્રત
**અયિ** અ૦ [સં.] 'હે' અર્થનું પ્રેમસંબોધન
**અયુક્ત** વિ૦ [સં.] નહિ જોડાયેલું (૨) અયોગ્ય (૩) જેણે ચિત્તને વશ નથી કર્યું એવું
**અયુત** વિ૦ [સં.] જોડાયેલું નહિ એવું (૨) વિ૦(૩) પું૦ દશ હજાર. ૦સિદ્ધ વિ૦ જેનું પૃથક્ અસ્તિત્વ ન હોઈ શકે એવું [ન્યા.]
**અયોગ્ય** વિ૦ [સં.] અઘટિત (૨) નાલાયક
**અયોનિ(૦જ)** વિ૦ [સં.] યોનિ દ્વારા ન જન્મેલું (૨)સ્વયંભૂ. ૦જા વિ૦સ્ત્રી૦[સં.] યોનિ દ્વારા ન જન્મેલી(૨)સીતા(૩)લક્ષ્મી
**અર** પું૦ [સં.] આરો (પૈડાનો)
**અરક** પું૦ [અ. अर्क़] અર્ક; સત્ત્વ
**અરક્ષણીય** વિ૦[સં.] રક્ષણીય નહિ એવું
**અરક્ષિત** વિ૦ [સં.] રક્ષિત નહિ એવું
**અરગજો** પું૦ [फ़ा. अर्गजा] એક સુગંધી પીળી ભૂકી
**અરઘટ્ટ(૦ક)** પું૦[સં.]રેંટ.-ટ્ટિકા સ્ત્રી૦ રેંટ
**અરઘવું** સ૦ક્રિ૦ [સં. अर्घ] પૂજા કરવી (૨) અ૦ક્રિ૦ શોભવું; ઘટારત હોવું [કા.]
**અરઘિયું** ન૦ પૂજાનું એક પાત્ર
**અરજ** સ્ત્રી૦ ગર્ભવતીના અભાવા
**અરજ** સ્ત્રી૦ [અ. अर्ज़] વિનંતી (૨) ફરિયાદ. ૦દાર વિ૦ અરજ કરનાર. -જી સ્ત્રી૦ અરજ કે ફરિયાદ (૨) તેનો કાગળ
**અરજો(-ઝો)ળે** અ૦ અધ્ધર (૨)અનિશ્ચિત
**અરજોળો** પું૦ ચણેલી ભીંતનું સીધાપણું જોવા લટકાવાતું વજન
**અરઝોળે** અ૦ જુઓ અરજોળે
**અરડૂસી** સ્ત્રી૦,-સો પું૦ એક વનસ્પતિ -ઔષધિ
**અરણિ(-ણી)** સ્ત્રી૦ [સં.] એક જાતનું ઝાડ
**અરણ્ય** ન૦ [સં.] જંગલ. ૦રુદન ન૦ [સં.] અરણ્યમાં-જ્યાં કોઈ સાંભળે નહિ ત્યાં કરેલું રુદન. ૦વાસ પું૦ [સં.] જંગલમાં રહેવું તે (૨) સંસારત્યાગ
**અરતિ** સ્ત્રી૦ [સં.] રતિનો અભાવ
**અરથ** પું૦ જુઓ અર્થ [પ.]
**અરદાસ** સ્ત્રી૦ [फ़ा. अर्ज़दाश्त] અરજ
**અરદિબેહસ્ત** પું૦ [फ़ा. उर्दीबिहिश्त] [ઝંદ] પારસી વર્ષનો ત્રીજો મહિનો (૨) અગ્નિ
**અરધી** સ્ત્રી૦ પાઈ (મુંબઈ)
**અરધું** વિ૦જુઓ અડધું. ૦પરધું વિ૦અડધુંપડધું. -ધોઅરધ વિ૦ અડધોઅડધ
**અરબ** પું૦ [અ.] અરબસ્તાન (૨) આરબ
**અરબા** પું૦ (આરબોની) લડાઈ; યુદ્ધ

**અરબી** વિ૦ અરબને લગતું (૨) અરબસ્તાનનું (૩) સ્ત્રી૦ અરબની ભાષા
**અરમાન** સ્ત્રી૦ [ફા.] ઉમેદ (૨) આતુરતા
**અરમાર** સ્ત્રી૦[પો. आर्माडा] દરિયાઈ કાફલો. **-રી** વિ૦ નૌકાસૈન્ય સંબંધી
**અરમારી** સ્ત્રી૦[પો. अल्मारियो] સ્ત્રી૦ જુઓ અલમારી
**અરર** અ૦ ચિંતા, દિલગીરી, દુઃખ બતાવનાર [ઉદ્‌ગાર
**અરવલી(-લ્લી)** પું૦ [સં.] જેમાં આબુ પર્વત છે તે પર્વતોની હાર
**અરવા** પું૦ [अ. अर्वाह-'रूह'નું બ૦ વ૦] આત્મા; આત્મા (૨) અંતઃકરણ
**અરવિંદ** ન૦ [સં.] કમળ
**અરસપરસ** અ૦ [સં. परस्पर] પરસ્પર
**અરસિક** વિ૦ [સં.] રસ-મજા ન પડે એવું; શુષ્ક (૨) રસ સમજી ન શકે એવું
**અરસો** પું૦ [अ. अरसह] મુદત (૨) અવસર
**અરાખડું** ન૦ રેખાકૃતિ; છાપ
**અરાગ** વિ૦ [સં.] રાગરહિત; નિર્વિકાર (૨) પું૦ અપ્રીતિ (૩) અણબનાવ
**અરાજક** વિ૦ [સં.] રાજા વિનાનું; અંધાધૂંધીવાળું (૨) ન૦ રાજા ન હોવો તે (૩) અંધાધૂંધી. **૦તા** સ્ત્રી૦ [સં.] અંધાધૂંધી
**અરાતિ** પું૦ [સં.] શત્રુ
**અરામ** વિ૦ રામ-વ્યાજ વગરનું
**અરાવલિ(-લી)** [સં.], **(-ળિ,-ળી)** સ્ત્રી૦ (પૈડાંના) આરાનો સમૂહ
**અરિ** પું૦[સં.] દુશ્મન (૨) કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ છ વિકાર (૩) છ માટે કવિતામાં વપરાતી સંજ્ઞા
**અરિષ્ટ** ન૦ [સં.] દુર્ભાગ્ય; સંકટ (૨) મોતની નિશાની (૩) મદ્ય (૪) અરીઠાનું ઝાડ (૫) પું૦ શત્રુ (૬) સૂર્ય (૭) વિ૦ રિષ્ટ; અશુભ
**અરિષ્ટનેમિ** પું૦[સં.] બાવીસમા જૈન તીર્થંકર
**અરિહંત** વિ૦[સં. अरिहन्ता] દુશ્મનોનો નાશ કરનાર (૨) પું૦[સં. अर्हत्] જૈન તીર્થંકરો તથા બુદ્ધ માટેની સંજ્ઞા
**અરીઠી** સ્ત્રી૦[સં. अरिष्ट] એક ઝાડ. **-ઠું** ન૦ અરીઠીનું ફળ. **-ઠો** પું૦ અરીઠી
**અરીભવન** ન૦ [સં.] કિરણોનું એક બિંદુમાંથી ચક્રના આરા પેઠે ચોમેર ફેલાવું તે
**અરીસો** પું૦ [સં. आदर्श] આયનો; દર્પણ
**અરુ** અ૦ [હિં.] અને [પ.]
**અરુચતું** વિ૦ ન રુચતું [ન હોવી તે
**અરુચિ** સ્ત્રી૦ [સં.] અણગમો (૨) ભૂખ
**અરુણ** વિ૦ [સં.] રતાશપડતું (૨) સોનેરી (૩) પું૦ સૂર્યનો સારથિ (૪) પરોઢ (૫) પરોઢવખતનો આકાશનો રંગ. **૦ચિત્ર** ન૦ (ધડ વગરના અરુણ જેવું) કમરથી ઉપરના શરીરના ભાગનું ચિત્ર; 'બસ્ટ'. **૦મૂર્તિ(-ર્ત્તિ)** સ્ત્રી૦ કમરથી ઉપરના ભાગની મૂર્તિ. **૦સારથિ** પું૦ [સં.] સૂર્ય. **-ણા** સ્ત્રી૦ [સં.] મજીઠ (૨) ચણોઠી (૩) નસોતર. **-ણાચલ** પું૦ [સં.] સૂર્ય જેની પાછળથી ઊગે છે તે કલ્પિત પર્વત. **-ણિમા** સ્ત્રી૦ [સં.] રતાશ. **-ણું** વિ૦ લાલ રંગનું. **-ણોદય** પું૦ [સં.] પરોઢ
**અરુપરુ** અ૦[સં. आरात् पारात्] આમ તેમ
**અરું** અ૦ [સં. आरात्] પાસે (૨) આમ
**અરુંધતી** સ્ત્રી૦[સં.] વસિષ્ઠ ઋષિની પત્નીનું નામ (૨) સપ્તર્ષિના તારાઓ પાસે એક અત્યંત ઝાંખા તારાનું નામ. **૦દર્શનન્યાય** પું૦ [સં.] સ્થૂલ ઉપરથી સૂક્ષ્મ ઉપર જવું તે
**અરુંપરું** અ૦ જુઓ અરુપરુ
**અરૂપ** [સં.] **(-પી)** વિ૦ આકારરહિત
**અરે** અ૦ [સં.] આશ્ચર્ય, દુઃખ, ચિંતા, ક્રોધ ઇ૦ સૂચક ઉદ્‌ગાર (૨) ઊતરતા દરજ્જાના માણસને સંબોધવાનો ઉદ્‌ગાર (૩) સ્ત્રી૦ ફિકર (૪) હાય. **૦રાટ** પું૦, **૦રાટી** સ્ત્રી૦ અરે હોવી કે થવી તે. **૦રે** અ૦ જુઓ અરર
**અરોડું** ન૦, **-ડો** પું૦ કપાસનાં જૂનાં જડિયાં ફૂટી નવો કપાસ થાય તે
**અર્ક** પું૦ [અ.] જુઓ અરક
**અર્ક** પું૦ [સં.] સૂર્ય (૨) કિરણ (૩) ઉત્તરા ફાલ્ગુની [જ્યો.] (૪) આકડો. **૦વિવાહ** પું૦ [સં.] ત્રીજી વારનું લગ્ન

કરતાં પહેલાં અનિષ્ટનિવારણાર્થે પુરુષનું આકડી સાથે કરાતું લગ્ન

**અર્ગલ** પું૰ [સં.] આગળો; ભૂંગળ. **-લા (-લી)** સ્ત્રી૰ [સં.] આગળી

**અર્ઘ** પું૰ [સં.] કિંમત (૨) ચોખા, દૂર્વા, ફૂલ ઇ૰ પૂજાપો (૩) તેનાથી પૂજા-સન્માન કરવાં તે. **૰પાદ્ય** ન૰ ફૂલ, સુગંધી તથા પગ ધોવાનું પાણી (૨) મોટા માણસો અથવા દેવને તે દ્વારા આદરસત્કાર આપવાની એક રીત. **-ર્ઘાર્હ** વિ૰ [સં.] પૂજ્ય; અર્ઘને યોગ્ય

**અર્ઘ્ય** વિ૰ મૂલ્યવાન (૨) પૂજ્ય (૩) ન૰ પૂજા

**અર્ચક** વિ૰ [સં.] પૂજનાર (૨) પું૰ પૂજારી

**અર્ચન** ન૰, **-ના** સ્ત્રી૰ [સં.] પૂજા (૨) કપાળે ચંદન લગાડવું તે. **-વું** સ૰ ક્રિ૰ [સં. અર્ચ્] પૂજા કરવી

**અર્ચા** સ્ત્રી૰ [સં.] અર્ચના. **-ર્ચિત** વિ૰ પૂજેલું; સન્માનેલું

**અર્જ** સ્ત્રી૰ [અ.] અરજ (૨) ફરિયાદ

**અર્જન** ન૰ મેળવવું-કમાવું તે

**અર્જિત** વિ૰ [સં.] મેળવેલું; કમાયેલું

**અર્ણવ** પું૰ [સં.] સમુદ્ર

**અર્થ** પું૰ [સં.] હેતુ (૨) માયનો; સમજૂતી (૩) ધન; સંપત્તિ (૪) ગરજ; પ્રયોજન (૫) ધર્માદિ ચાર પુરુષાર્થોમાંનો બીજો. **૰કામ** વિ૰ [સં.] ધનની ઇચ્છાવાળું. **૰કારણ** ન૰ આર્થિક તંત્રની વ્યવસ્થા. **૰ગાંભીર્ય**, **૰ગૌરવ** ન૰ [સં.] અર્થનું ઊંડાણ. **૰ઘન** વિ૰ અર્થથી ભરપૂર. **૰તંત્ર** ન૰ આર્થિક વ્યવસ્થાનું તંત્ર. **૰દાસ** પું૰ પૈસાનો ગુલામ. **૰પ્રાપ્તિ** સ્ત્રી૰ અર્થની પ્રાપ્તિ; કમાઈ; લાભ. **૰બંધ** પું૰ [સં.] શબ્દોની રચના; નિબંધ, કાવ્ય ઇત્યાદિ. **૰બુદ્ધિ** વિ૰ [સં.] સ્વાર્થી (૨) સ્ત્રી૰ ધનની ઇચ્છા (૩) આર્થિક રહસ્ય સમજવાની બુદ્ધિ. **૰બોધ** પું૰ [સં.] (ખરો) અર્થ સમજવો તે. **૰લક્ષી** વિ૰ અર્થને લક્ષનારું. **૰વાદ** પું૰ [સં.] વિધિરૂપ વાક્યોમાં રુચિ કરાવવા તે તે વિધિઓની સ્તુતિ ઇત્યાદિ કરવી તે (૨) સ્તુતિ; તારીફ (૩) અર્થને જીવનમાં મહત્ત્વ દેનાર વાદ. **૰શાસ્ત્ર** ન૰ [સં.] સંપત્તિશાસ્ત્ર (૨) રાજનીતિ. **૰શાસ્ત્રી** પું૰ તે જાણનારો પુરુષ. **૰સાધક** વિ૰ [સં.] અર્થ સાધે એવું; ઉપયોગી. **૰સિદ્ધિ** સ્ત્રી૰ [સં.] ધારેલી મતલબ પાર પાડવી તે (૨) ધનપ્રાપ્તિ. **-ર્થાત્** અ૰ એટલે કે. **-ર્થાનુસારી** વિ૰ અર્થને અનુસરતું. **-ર્થાર્થી** વિ૰ [સં.] ધનલોભી (૨) સ્વાર્થી. **-ર્થાંતર** ન૰ બીજો અર્થ (૨) વિષય બહાર બોલવું તે. **-ર્થી** વિ૰ [સં.] ગરજવાળું; મતલબી (૨) યાચક. **-ર્થે** અ૰ માટે; વાસ્તે [હરનાર

**અર્દન** વિ૰ (૨) ન૰ [સં.] નાશ કરનાર;

**અર્ધ** વિ૰ [સં.] અડધું (૨) ન૰ એકના બે સરખા ભાગમાંનો એક. **૰ગોળ** વિ૰ અડધું ગોળ (૨) પું૰ (પૃથ્વીના) ગોળાનો અડધો ભાગ; 'હેમિસ્ફિયર' (૩) ગોળ આકૃતિનો અર્ધો ભાગ [ગ.]. **૰ચંદ્ર** પું૰ [સં.] અડધો ચંદ્ર (૨) હથેલીની અર્ધચંદ્ર જેવી આકૃતિ (બોચીમાંથી પકડી ધક્કો મારવા માટે). **૰જરતીયન્યાય** પું૰ [સં.] અર્ધું આ અને અર્ધું પેલું એમ કરી અનિશ્ચિત રાખવું તે. **૰દગ્ધ** વિ૰ અડધું બળેલું (૨) અધકચરા જ્ઞાનવાળું. **૰નારીશ્વર** પું૰ [સં.] શિવનું એક સ્વરૂપ-અડધું પુરુષ અને અડધું સ્ત્રી. **૰માગધી** સ્ત્રી૰ પ્રાકૃત ભાષાનું એક સ્વરૂપ. **૰વિરામ** ન૰ વાક્યના અર્થ-ગ્રહણની સવડ સારુ વચ્ચે અમુક થોભવું તે કે તેનું સૂચક (;) આવું ચિહ્ન. **૰સ્વર** પું૰ ય, ર, લ, કે વ અક્ષર. **-ર્ધાંગના** સ્ત્રી૰ પતિનું અર્ધું અંગ-ધર્મપત્ની. **-ર્ધાંગવાયુ** પું૰ લકવો; પક્ષાઘાત

**અર્ધું** વિ૰ જુઓ અડધું

**અર્પણ** ન૰ [સં.] આપવું તે (૨) ભેટ કરવું તે. **૰પત્ર** ન૰ બક્ષિસનામું (૨) અર્પણ-

પત્રિકા. ૦પત્રિકા સ્ત્રી૦ ગ્રંથ અર્પણ કર્યાનો લેખ. -વું સ૦ ક્રિ૦ [સં. अर्प्] આપવું (૨) ભેટ કરવું
**અર્પિત** વિ૦ [સં.] અર્પેલું; અર્પાયેલું
**અર્બુદ** પું૦ [સં.] વાદળ (૨) આબુ પર્વત (૩) દશ કોટિ સંખ્યા (૪) એક રોગ
**અર્ભક** પું૦ [સં.] બાળક
**અર્યમા** પું૦ [સં.] સૂર્ય (૨) પિતરોમાં મુખ્ય તે (૩) ઉત્તરા ફાલ્ગુની [જ્યો.]
**અર્વાચીન** વિ૦ [સં.] આધુનિક
**અર્શ** પું૦ [સં.] એક રોગ; હરસ
**અર્હ(-ર્હં)ત** પું૦ [સં.] પરમ જ્ઞાની; બુદ્ધ; તીર્થંકર [જૈન, બૌદ્ધ]
**અર્હ** વિ૦ [સં.] સ્તુત્ય(૨) પૂજ્ય (૩) ઉચિત
**અલ** અ૦ [સં. अलम्] + ખચીત (૨) બસ
**અલક** પું૦ [સં.] વાળની લટ (૨) કેશ
**અલકમલક** પું૦ દેશવિદેશ
**અલકા** સ્ત્રી૦ [સં.] કુબેરની નગરી. ૦ધિપ, -કેશ પું૦ [સં.] કુબેર
**અલક્ત(૦ક)** પું૦[સં.]લાલ લાખ(૨)અળતો
**અલક્ષિત** વિ૦ [સં.] નહિ જોયેલું
**અલક્ષ્ય** વિ૦ [સં.] અદૃશ્ય(૨)નેમ વિનાનું
**અલખ** વિ૦ [સં. अलक्ष्य] અજ્ઞેય (૨) પું૦ બ્રહ્મ [અલખતવાળું
**અલખત** સ્ત્રી૦ દોલત; ધન. -તિયું વિ૦
**અલખનિરંજન** પું૦ અજ્ઞેય નિર્ગુણ બ્રહ્મ
**અલખવાદી** વિ૦ (૨) પું૦ બ્રહ્મવાદી
**અલગ** વિ૦(૨)અ૦[સં. अलग्न] જુદું(૨)દૂર
**અલગત** સ્ત્રી૦ અગત્ય (૨) ધડો; ઉદાહરણ
**અલગાર** સ્ત્રી૦ [તુર્કી. अलार] પંક્તિ
**અલગારી** વિ૦ [કા.] શોખીન (૨)મસ્ત
**અલગું** વિ૦ + અળગું [નાતનું વાદ્ય
**અલગોજા** ન૦ [अ. अलूज़ह] પાવાની
**અલછી** સ્ત્રી૦ [સં. अलक्ष्मी] ગરીબાઈ
**અલડ** (લ') વિ૦ જુઓ અલ્લડ
**અલતો** પું૦ [સં. अलक्तक] જુઓ અળતો
**અલપઝલપ** વિ૦ અસ્પષ્ટ [સુ.]
**અલપવું** સ૦ક્રિ૦[સં. आलप्]આલાપવું;ગાવું
**અલપ(-પા)વું** અ૦ક્રિ૦ લપાવું; છુપાવું

**અલફા** પું૦ [फा.] ફકીરનો ઝભ્ભો
**અલફાઉ** વિ૦ [अ. अलुफ्तह]નકામું;ફાલતુ
**અલબત(ત્ત,-ત્તાં)** અ૦ [अ. अल्बत्तह] ખચીત; બેશક; જરૂર
**અલબેલું** વિ૦ ફાંકડું (૨) દરદી
**અલભ(-ભ્ય)** વિ૦ [સં. अलभ्य] અપ્રાપ્ય
**અલમ્** અ૦ [સં.] બસ; પૂરતું [જોરાવર
**અલમસ્ત** વિ૦ [फा.] મસ્તાન (૨) પુષ્ટ અને
**અલમારી** સ્ત્રી૦ [पो. अलमारियो] કબાટ (૨) અનેક ખાનાંવાળું તાકું (૩) છાજલી (૪) ખાનાંવાળી ઘોડી
**અલવણ** વિ૦ [સં.] અલૂણું; મીઠા વિનાનું
**અલવવું** અ૦ ક્રિ૦ મૂગા રહેવું
**અલવાઈ** વિ૦ સ્ત્રી૦ નાના બચ્ચાવાળી (ગાય, ભેંસ ઇ૦)
**અલવાન** ન૦[अ.] કોરવિનાની શાલ;કામળી
**અલવે** અ૦ લીલાએ; લહેરથી
**અલવેસર** વિ૦ પું૦ અલબેલો
**અલશ** સ્ત્રી૦ જુઓ અલછ [સ્ત્રી૦ મંદગતિ
**અલસ** વિ૦[સં.] આળસુ (૨) મંદ. ૦ગતિ
**અલસાવું** અ૦ ક્રિ૦ [સં. अलस] આળસવું
**અલંકાર** પું૦[સં.] ઘરેણું (૨) શણગાર (૩) શબ્દ અથવા અર્થની ચમત્કૃતિવાળી રચના (૪) તાન કે આલાપમાં વપરાતી સ્વરોની મધુર ગૂંથણી [સંગીત]. ૦શાસ્ત્ર ન૦ અલંકારનું શાસ્ત્ર; કાવ્યશાસ્ત્ર
**અલંકૃત** વિ૦ [સં.] શણગારેલું
**અલંગછલંગ** અ૦ અધ્ધર, વગર ટેકે [સુ.]
**અલંઘનીય, અલંઘ્ય** વિ૦ [સં.] લાંઘી - ઓળંગી ન શકાય એવું
**અલંબુદ્ધિ** સ્ત્રી૦ [સં.] છે એટલું બસ છે એમ માનવાની વૃત્તિ; સંતોષ
**અલા** સ્ત્રી૦ [अ. आला] આબાદી
**અલાઉ** વિ૦ જુદું (૨) અજાણ્યું
**અલાણવું** અ૦ ક્રિ૦ ઊંટનું ગાંગરવું
**અલાણી** સ્ત્રી૦ ફૂવાનું ઓલાણ
**અલાણુંફલાણું** વિ૦ આ અને તે
**અલાત** ન૦[સં.] ખોરણું (૨) મશાલ.૦ચક્ર ખોરણું જોરથી ફેરવતાં ભાસતું વર્તુલ

**અલાદ** વિ૦ [अ. मल्द] નિર્ધન; દીન
**અલાન** ન૦ [सं. आलान] હાથી બાંધવાનો ખંભો, દોરડું ઇ૦ [કરાવવું તે
**અલાપચારી** સ્ત્રી૦ પાછળ રહીને તોફાન
**અલાબલા** સ્ત્રી૦ ઝોડઝપટ; નડતર
**અલાબુ(-બૂ)** સ્ત્રી૦ [सं.] કડવી તૂંબડી (૨) સંન્યાસીનું તૂંબડું
**અલાયચી** સ્ત્રી૦ એક જાતની ડાંગર
**અલાયચો** પું૦ જુઓ અલાયચી (૨) [तु. अलायचह] એક જાતનું કાપડ
**અલાયદું** (લા') વિ૦ [अ.अलाहिदह] ઇલાયદું; ભિન્ન; જુદું
**અલાયો** વિ૦ પું૦ આંકેલો, હરાયો (સાંઢ)
**અલાર** (લા') સ્ત્રી૦ અલગાર; લંગાર
**અલાવ** પું૦ મોહરમને અંગે આસપાસ નાચવા સળગાવાતો અગ્નિ [કરવાં તે
**અલાવડાવેડા** પું૦ બ૦ વ૦ અલાવડાં કર્યાં
**અલાવડું** વિ૦ સાચાંજૂઠાં કરનારું (૨) ધાપલાં કરનારું (૩) ન૦ સાચું જૂઠું (૪) ધાપલું
**અલાવા** અ૦ [अ.] તે સિવાય; ઉપરાંત
**અલાહિદું** વિ૦ જુઓ અલાયદું
**અલિ(-લી)** પું૦ [सं.] ભમરો
**અલિપ્ત** વિ૦ [सं.] લિપ્ત નહિ તેવું
**અલિયાની** વિ૦ આલા-ઊંચા ખાનદાનનું
**અલિંગ(-ગી)** વિ૦ [सं.] જાતિરહિત (૨) શરીર રહિત (૩) પું૦ પરમાત્મા
**અલી** પું૦ [सं.] જુઓ અલિ
**અલી** સ્ત્રી૦ [दे. अलिआ-या] સખી (૩) અ૦ એક સ્ત્રીવાચક સંબોધન
**અલી** પું૦ [अ.] ઇસ્લામના એક ખલીફ
**અલીક** વિ૦ [सं.] અપ્રિય (૨) ખોટું
**અલીલખ** વિ૦ સંખ્યાબંધ
**અલુખડું** ન૦ જુઓ 'અણુખડું'
**અલૂકે ફેરે** અ૦ આ ફેરે [કા.]
**અલૂણું** વિ૦ લૂણ—મીઠા વિનાનું (૨) ન૦ અલૂણું ખાવાનું વ્રત. **-ણાં** ન૦ બ૦ વ૦ એ વ્રતના દિવસ
**અલેક** (લે')પું૦ જુઓ અહાલેક [હંકારવું તે
**અલેક** ન૦ [अ.] સુકાન સીધું રાખીને
**અલેખું** વિ૦ લેખા વિનાનું (૨) નકામું; અફળ. **-ખે** અ૦ અફળ; એળે(૨)પુષ્કળ
**અલેચો** પું૦ જુઓ અલાયચો
**અલેણાભાવ** પું૦, **અલેણું** ન૦ લેણાદેણી ન હોવી તે; અણબનાવ
**અલેતું** (લે') વિ૦ હલેતું; છોકરવાદ
**અલેપ** વિ૦ [सं.] જુઓ અલિપ્ત
**અલેલ** (લે')વિ૦ અંધેરવાળું (૨) ઉપરટપકે કયાસ કર્યો હોય તેવું. **૦ટપ્પુ** વિ૦ અટકળે હાંકનાર; ગપાટિયું
**અલૈયાંબલૈયાં** ન૦ બ૦ વ૦ ઓવારણાં
**અલોકી** વિ૦ + અલૌકિક
**અલોક્ય** વિ૦ [सं.] અદૃશ્ય (૨) અલૌકિક (૩) પરલોક બગાડે તેવું
**અલોપ** વિ૦ અદૃશ્ય; લુપ્ત
**અલોલોલો** અ૦[રવ૦] જુઓ અળોળોળો
**અલૌકિક** વિ૦ [सं.] અદ્ભુત (૨) દિવ્ય
**અલ્કલી** પું૦ પાણીમાં ઓગળીને રાતા લીટમસને લીલો બનાવવાનો ગુણ ધરાવતો પદાર્થ (૨) અલ્કલીના ગુણવાળું
**અલ્કલૉઇડ** પું૦ અલ્કલીના જેવા ગુણદોષ ધરાવનાર વનસ્પતિજન્ય ઝેરી પદાર્થ
**અલ્પ** વિ૦[सं.] થોડું (૨) ક્ષુલ્લક. **૦કાલિક** વિ૦ થોડો વખત રહેનારું-ટકનારું **૦જીવી** વિ૦ થોડો વખત જીવનારું (૨) થોડા વડે જીવનારું. **૦જ્ઞ** વિ૦[सं.] થોડું જાણનાર. **૦તમ** વિ૦ ઓછામાં ઓછું; 'મિનિમમ' [ગ.]. **૦પ્રાણ** વિ૦ [सं.] જેનો ઉચ્ચાર કરતાં થોડો શ્વાસ જોઈએ તેવા (અક્ષરો) [વ્યા.] (૨) નમાલું. **૦બુદ્ધિ** વિ૦ [सं.] થોડી બુદ્ધિવાળું; મૂર્ખ (૨) સ્ત્રી૦ થોડી બુદ્ધિ. **૦ભાષી** વિ૦ [सं.] થોડાબોલું. **૦મતિ** વિ૦ જુઓ અલ્પબુદ્ધિ. **૦વિરામ** ન૦ અર્થગ્રહણની સગવડ ખાતર વાક્યમાં થોડું થોભવું તે કે તેનું સ્થાન બતાવનારું (,) આવું ચિહ્ન. **૦સંખ્ય** વિ૦ અલ્પસંખ્યાવાળું. **૦સંતુષ્ટ** વિ૦ થોડાથી સંતુષ્ટ થઈ જાય એવું. **-લ્પાત્મા** પું૦ અલ્પ માણસ ('મહાત્મા'થી ઊલટું).
**-લ્પાહાર** પું૦ [सं.] થોડું ખાવું તે

**અલ્યા(-લ્યો)** અ૦ એક તુંકારાભર્યું પુરુષવાચક સંબોધન (તુચ્છકારમાં 'અલ્યાં' ન૦બ૦વ૦ રૂપ પણ સાંભળવા મળે છે. જુઓ 'અલી' સ્ત્રી૦ સંબોધન)
**અલ્લકદલ્લક** અ૦ અધ્ધરપધ્ધર (૨) સ્ત્રી૦ છોકરાંની એક રમત [ઉચ્છૃંખળ
**અલ્લડ** (લ') વિ૦ અલેલું; નાદાન (૨)
**અલ્લા** પું૦ [અ.] ખુદા; ઈશ્વર. ૦**ચોટલી, ૦ચોટી** સ્ત્રી૦બાધાવાળા છોકરાને હજામત કરાવતાં જે થોડા વાળ આગળ અથવા બોચી ઉપર રાખે છે તે. ૦**તાલા** પું૦ [અ.] ખુદાતાલા. ૦**ની ગાય, ગાવડી** શ૦પ્ર૦ રાંક-ગરીબ સ્વભાવનું માણસ. ૦**હુ અકબર** શ૦પ્ર૦ [અ.]ઈશ્વર સહુથી મહાન છે
**અલ્લાયો** પું૦ જુઓ ઓળાયો
**અલ્લૈયાંબલ્લૈયાં** ન૦ બ૦ વ૦ જુઓ અલૈયાબલૈયાં
**અવ** અ૦ હવે [પ.]
**અવ** [સં.] ઉપસર્ગ. 'ખરાબ', 'ઓછું', 'નીચું', 'તુચ્છ' એવા ભાવમાં. ઉદા૦ અવગુણ, અવકૃપા, અવગણવું, અવતાર (૨) નિશ્ચિતતા બતાવે, ઉદા૦અવઘોષણા, અવધારણા
**અવકરા(-ળા)** સ્ત્રી૦ જુઓ અવક્રિયા
**અવકળા** સ્ત્રી૦ વ્યાકુળતા (૨) અવકરા
**અવકાશ** પું૦ [સં.] આકાશ; ખાલી જગા (૨) પ્રસંગ; તક (૩) ક્ષેત્ર (૪) ફુરસદ
**અવકીર્ણ** વિ૦ [સં.] વીખરાયેલું (૨) ચૂરો થયેલું
**અવકૃપા** સ્ત્રી૦ [સં.] ઇતરાજી; કરી મરજી
**અવક્રિયા** સ્ત્રી૦[સં.] ઊલટી અસર; નુકસાન
**અવગણના** સ્ત્રી૦ [સં.] ઉપેક્ષા; અવજ્ઞા
**અવગણવું** સ૦ક્રિ૦ [સં. अवगण] લેખામાં ન લેવું [અવગતિ પામેલું
**અવગત** વિ૦ [સં.] આવડેલું; જ્ઞાત (૨)
**અવગતિ** સ્ત્રી૦ [સં.] ખરાબ દશા; (મરણ પછી) ભૂત-પ્રેત થવું તે; નરકમાં પડવું તે
**અવગતિક(-યું)** વિ૦[સં.]અવગતિને પામેલું
**અવગાઢ** વિ૦ [સં.] નિમગ્ન; ગરક થયેલું (૨) નીચું; ઊંડું
**અવગાહ** પું૦,૦**ન** ન૦ [સં.] ડૂબકી મારવી-ગરક થવું તે (૨) સ્નાન. ૦**વું** અ૦ક્રિ૦ [સં. अवगाह्] નાહવું (૨) ડૂબકી મારવી
**અવગુણ** પું૦ [સં.] દોષ; દુર્ગુણ (૨) ગેરફાયદો (૩) અપકાર. -**ણિયું,-ણી** વિ૦ કૃતઘ્ન (૨) દુર્ગુણી
**અવગુંઠન** ન૦ [સં.] આચ્છાદન (૨)ઘુમટો
**અવગુંઠિત** વિ૦ [સં.] આચ્છાદિત
**અવગ્રહ** પું૦ [સં.] નિગ્રહ (૨) નડતર (૩) સંસ્કૃતમાં अનો લોપ સૂચવતું(ऽ)આવું ચિહ્ન
**અવઘડ** સ્ત્રી૦ મુશ્કેલી (૨) વિ૦ મુશ્કેલ
**અવઘોષણા** સ્ત્રી૦[સં.]ઢંઢેરો [અનિંદ્ય
**અવચનીય** વિ૦[સં.]ન બોલવા યોગ્ય (૨)
**અવચિહ્ન** ન૦ [સં.] અશુભ ચિહ્ન
**અવચ્છિન્ન** વિ૦ [સં.] જુદું પડેલું-પાડેલું (૨) મર્યાદિત [(૪) વિશેષતા
**અવચ્છેદ** પું૦[સં.]ભાગ(૨)મર્યાદા (૩) છેદન
**અવજશ** પું૦ જુઓ અપયશ
**અવજોગ** પું૦ અશુભ મુહૂર્ત; અવયોગ
**અવજ્ઞા** સ્ત્રી૦ [સં.] અનાદર
**અવટંક** સ્ત્રી૦ અડક
**અવટાવું** અ૦ક્રિ૦ જુઓ આટવાવું (૨) ચૂંક આવવી (૩) ઘૂંટાઈને એકરસ થવું
**અવડ** (વ') વિ૦ હવડ; અવાવરું
**અવડચવડ** વિ૦ કાચરકૂચર
**અવઢવ** ન૦ ઢચુપચુપણું (૨) સ્ત્રી૦ ઓરતો
**અવર્ણ** વિ૦ [સં. अवर्ण] ચાર વર્ણ બહારનું; નીચું; ઊતરતું [કા.]
**અવતરણ** ન૦ [સં.] નીચે ઊતરવું તે (૨) અવતાર; જન્મ (૩) ઊતરતો ઢાળ (૪) ઉતારો; ટાંચણ. ૦**ચિહ્ન** ન૦ ઉતારો દર્શાવતું (' ') આવું ચિહ્ન. -**ણિકા** સ્ત્રી૦ [સં.] પ્રસ્તાવના; ઉપોદ્ઘાત. -**વું** અ૦ક્રિ૦[સં.अवतृ]નીચે ઊતરવું(૨)જન્મવું
**અવતંસ** પું૦;ન૦ [સં.] કાનનું એક ઘરેણું (૨) માથાનું ઘરેણું (૩) અલંકાર [લા.]
**અવતાર** પું૦ [સં.] નીચે ઊતરવું તે (૨)

જન્મ; દેહધારણ (૩) જન્મારો (૪) પૃથ્વી પર અવતરેલા દેવ કે ઈશ્વર. ૦કાર્ય ન૦ ભગવાનના અવતારનું વિશિષ્ટ કાર્ય. -રી વિ૦ અવતારને લગતું (૨) ઈશ્વરી; દૈવી

**અવતીર્ણ** વિ૦ [સં.] નીચે ઊતરેલું (૨) અવતાર પામેલું (૩) ઉતારારૂપે લીધેલું

**અવદશા** સ્ત્રી૦[સં.]દુર્દશા;પડતી [પરાક્રમ

**અવદાન** ન૦ [સં.]દેવતાને જમાડવો તે(૨)

**અવદ્ય** વિ૦[સં.] ન કહેવાય એવું (૨) નિંદ્ય

**અવધ** (ધ,) સ્ત્રી૦ જુઓ અવધિ

**અવધ** પું૦ [હિં.] અયોધ્યા પ્રાંત. ૦પુરી સ્ત્રી૦ અયોધ્યા

**અવધાન** ન૦ [સં.] લક્ષ; ધ્યાન (૨) સમાધિ. -ની વિ૦[સં.]ધ્યાન -એકાગ્રતા-ની શક્તિવાળું

**અવધાર** પું૦ [સં.] નિર્ણય - નિશ્ચય કરવો તે (૨) મર્યાદા બાંધવી તે (૩) અ૦ ખચીત. ૦ણ ન૦, ૦ણા સ્ત્રી૦[સં.] નિર્ણય; નિશ્ચય. ૦વું સ૦ક્રિ૦ [સં. अवधृ] નક્કી કરવું (૨) ધ્યાનપૂર્વક તપાસવું

**અવધિ** પું૦; સ્ત્રી૦ [સં.] હદ (૨) અંત (૩) નિશ્ચિત સમય [ભાષા

**અવધી** સ્ત્રી૦ અવધ-અયોધ્યાના પ્રદેશની

**અવધીરણા** સ્ત્રી૦ [સં.] અનાદર

**અવધૂત** વિ૦ (૨) પું૦ [સં.] જુઓ અબધૂત

**અવધ્ય** વિ૦ [સં.] વધને અયોગ્ય

**અવનત** વિ૦ [સં.] નીચું નમેલું. ૦કોણ પું૦ 'ઍંગલ ઑફ ડિપ્રેશન' [ગ.]. -તાંશ પું૦ 'ડિપ્રેશન' [ગ.]. -તિ સ્ત્રી૦[સં.] પડતી (૨) નીચે નમવું તે [ઢોલકું

**અવનદ્ધ** વિ૦ [સં.]બાંધેલું; મઢેલું (૨) ન૦

**અવનવું** વિ૦ [સં. अभिनव] નવી નવી જાતનું (૨) વિચિત્ર; અદ્ભુત

**અવનિ(-ની)** સ્ત્રી૦ [સં.] પૃથ્વી. ૦તલ ન૦ [સં.] પૃથ્વીની સપાટી. ૦પાલ પું૦ [સં.]રાજા. ૦મંડલ ન૦[સં.]આખી પૃથ્વી

**અવનેજન** ન૦ [સં.] હાથપગ પખાળવાનું પાણી; ચરણોદક

**અવપાત** પું૦ [સં.] નીચે પડવું-ઊતરવું તે (૨) ખાડો (ખાસ કરીને હાથી પકડવાનો)

**અવબોધ** પું૦ [સં.] જાગૃતિ (૨) જ્ઞાન

**અવભાસ** પું૦ [સં.] પ્રકાશ (૨) દેખાવું તે (૩) મિથ્યાજ્ઞાન

**અવમાન** ન૦, ૦ના સ્ત્રી૦ [સં.] અપમાન

**અવયવ** પું૦ [સં.] શરીરનો ભાગ (૨) આખી વસ્તુનો વિભાગ; અંશ (૩) સાધન (૪) 'ફૅક્ટર' [ગ.]. -વી વિ૦[સં.] અવયવવાળું

**અવયોગ** પું૦ [સં.] અવજોગ; અશુભ મુહૂર્ત

**અવર** સ૦ [સં.] ઇતર (૨) વિ૦ બીજું; અન્ય (૩) કનિષ્ઠ; ઊતરતું

**અવરજવર** પું૦; સ્ત્રી૦ આવજા

**અવરથા** અ૦ જુઓ વૃથા [પ.] [ઢંકાવું

**અવરાવું** અ૦ક્રિ૦ 'આવરવું'નું કર્મણિ;

**અવરેખ** અ૦ ખચીત [એક ચાટો

**અવરૈ** સ્ત્રી૦ ઘણાં વસાણાંવાળો સુવાવડીનો

**અવરોધ** પું૦ [સં.] અટકાયત (૨) રાજાનું અંતઃપુર. ૦ક વિ૦ [સં.] રોકનાર

**અવરોહ** પું૦ [સં.] ઊતરવું તે (૨) ઊંચા સૂર ઉપરથી નીચા સૂર ઉપર આવવું તે [સંગીત] (૩) 'ડિસેન્ડિંગ ઑર્ડર' [ગ.]

**અવર્ણ** વિ૦ [સં.] રંગહીન (૨) અંત્યજ

**અવર્ણનીય, અવર્ણ્ય** વિ૦ [સં.] વર્ણવી ન શકાય એવું

**અવલ** વિ૦ [અ. अव्वल] પહેલું (૨) ઉત્તમ. ૦કારકુન પું૦ મુખ્ય કારકુન

**અવલક્ષણ** ન૦ [સં.] અપલક્ષણ

**અવલગ્ન** વિ૦ [સં.] ચોંટેલું (૨) ચોંટાડેલું

**અવલમંજલ** સ્ત્રી૦ દફનક્રિયા; પાયદસ્ત

**અવલસિલક** સ્ત્રી૦મહિનાની છેલ્લી તારીખે જે રોકડ ઇત્યાદિ હોય તે (૨) વિપાર, પેઢી ઇત્યાદિ] શરૂ કરતી વખતની મૂડી

**અવલંબ** પું૦ [સં.] આધાર. ૦ન અવલંબ (૨) મદદ. ૦વું સ૦ક્રિ૦ [સં. अवलंब] આધારે રહેવું (૨) અ૦ક્રિ૦ લટકવું

**અવલિપ્ત** વિ૦[સં.]ખરડાયેલું(૨)અહંકારી

**અવલેહ** પું૦ [સં.] ચાટણ; ચાટો

**અવલોક** પું૦ [સં.] જોવું તે કે તેની શક્તિ-

દૃષ્ટિ. ૦ન ન૦ [સં]. નિરીક્ષણ; તપાસ. ૦નકાર પું૦ અવલોકન કરનાર. ૦વું સ૦ક્રિ૦ [સં. अवलोक्] અવલોકન કરવું
**અવલોકિતેશ્વર** પું૦ [સં.] એક બોધિસત્ત્વ
**અવશ** વિ૦ [સં.] પરતંત્ર (૨) લાચાર
**અવશકુન** પું૦[સં. अव+शकुन],-નિયાળ, -નિયું વિ૦ જુઓ 'અપશુકન'માં
**અવશિષ્ટ** વિ૦ [સં.] વધેલું; બાકી રહેલું
**અવશુકન** પું૦ -નિયાળ, -નિયું વિ૦ જુઓ 'અપશુકન'માં [(૨) ખંડેર
**અવશેષ** પું૦ [સં.] બાકી રહેલો ભાગ
**અવશ્ય** અ૦ [સં. अवश्यम्] જરૂર; ખચીત. ૦મેવ અ૦ [સં.]ખચીત જ. -શ્યંભાવિ (-વી) વિ૦ [સં.] અવશ્ય બનવાનું એવું
**અવસન્ન** વિ૦ [સં.] ખિન્ન (૨) મૃત
**અવસર** પું૦[સં.] તક (૨) સમય (૩) ટાણું. ૦પાણી શ૦પ્ર૦ દહાડોપાણી: ઉત્તરક્રિયા
**અવસર્પિણી** સ્ત્રી૦[સં.]ઘણો લાંબો સમય-૧૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ સાગરવર્ષો જેટલો કાળ [જૈન]
**અવસાત** અ૦ હમણાં જ (૨) એકાએક
**અવસાદ** પું૦ [સં.] ખેદ (૨) નાશ
**અવસાન** ન૦ [સં.] અંત (૨) મોત
**અવસ્તા** સ્ત્રી૦ [फा. उस्तह्] જ્ઞાન (૨) પારસીઓનું મૂળ ધર્મપુસ્તક
**અવસ્થા** સ્ત્રી૦ [સં.] સ્થિતિ; દશા (૨) આયુષ્યના પેટા ભાગ(૩)ઘડપણ. ૦ચતુષ્ટય ન૦ [સં.] જીવનની ચાર અવસ્થાઓ તે-બાલ્ય, કૌમાર, યૌવન અને જરા. ૦ત્રય ન૦ [સં.] જાગૃતિ, સ્વપ્ન અને સુષુપ્તિ. ૦દ્વય ન૦ સુખ અને દુઃખ. -સ્થાંતર ન૦ [સં.] બીજી અથવા બદલાયેલી અવસ્થા.-સ્થિત વિ૦[સં.] રહેલું; વસેલું
**અવહેલન** ન૦,-ના, **અવહેલા** સ્ત્રી૦[સં.] અનાદર; અવગણના. -વું સ૦ ક્રિ૦ [સં. अवहेल्] અવગણવું [અવળું
**અવળ** વિ૦ (એકલું ભાગ્યે વપરાય છે.)
**અવળકો** પું૦ તરફડિયું; વલખું
**અવળચંડાઈ** સ્ત્રી૦ અવળચંડાપણું
**અવળચંડું** વિ૦ કહે તેથી ઊલટું કરનારું (૨) અડપલાખોર
**અવળપ** સ્ત્રી૦ અવળાપણું
**અવળપંચક** ન૦ બેસતે પંચકે કશું અવળું થઈ જવું તે (૨) વારંવાર (પાંચ વાર) એવી ને એવી વિટંબણા આવી પડવી તે (૩) સારું કરવા જતાં ઊલટું થઈ જવું તે [લા.]
**અવળવાણી** સ્ત્રી૦ વાચ્યાર્થથી ઊલટો અર્થ સૂચવતી વાણી; ગૂઢ વાણી (૨) અવળું બોલવું તે (૩) અશુભ વાણી
**અવળાઈ** સ્ત્રી૦ આડાઈ; કહે તેનાથી ઊલટું કરવાની ટેવ (૨) હઠીલાઈ
**અવળાસવળ** અ૦ ઊલટસૂલટ
**અવળાસવળી** સ્ત્રી૦ એક વેલ (૨) અ૦ અવળું ને સવળું એ ક્રમમાં
**અવળિયું** ન૦ અંદરપડતું ઢાંકણું
**અવળું** વિ૦ ઊંધું; ઊલટું (૨) વાંકું; આડું. ૦સવળું વિ૦ ઊંધુંચતું [ચાટો
**અવળે** સ્ત્રી૦ જુઓ અવરે; સુવાવડીનો એક
**અવાક** વિ૦ [સં.] મૂક; સ્તબ્ધ
**અવાક** વિ૦ વાક-સત્ત્વ વિનાનું
**અવાચ** વિ૦ [સં.] વાચા વિનાનું. ૦ક વિ૦ મૂગું (૨) બેભાન. -ચી સ્ત્રી૦ હેડકી; ડચકું. -ચ્ય વિ૦ [સં.] અવર્ણ્ય (૨) ન વંચાય એવું
**અવાજ** પું૦ [फा. आवाज़] ધ્વનિ; શબ્દ (૨) ધાંટો; નાદ. -જી વિ૦ અવાજવાળું (૨) પું૦ તોપ બંદૂક ફોડનારું (૩) સ્ત્રી૦ ગાયકનો કંઠ [સ્ત્રી૦ ખોટો રસ્તો
**અવાટ** વિ૦ વાટ પડેલી ન હોય તેવું (૨)
**અવાડું** ન૦ આઉ; બાવલું
**અવાડો** (વા') પું૦ જુઓ હવાડો
**અવાઢ** વિ૦ કપાય નહિ તેવું (૨) કાપે નહિ તેવું; બુઠ્ઠું
**અવાઢ** વિ૦ શેરડીના વાવેતર વિનાનું
**અવાઢ** પું૦;ન૦ બે ઊભા થાંભલા વચ્ચે મૂકેલું લાકડું, જેની આસપાસ ચણતર કરી લેવામાં આવે છે

**અવાણ્** સ્ત્રી૦ હીંડછા; ચાલ (૨) ગુણ; જાત. ૦વું સ૦ક્રિ૦ હીંડછા ઉપરથી પારખ કરવી (બળદની) [વારાફરતી
**અવારનવાર** અ૦પ્રસંગોપાત્ત;કદી કદી(૨)
**અવાર્ય** વિ૦[સં.]વારી ન શકાય તેવું; અટલ
**અવાવરું** વિ૦ બહુ વખતથી વપરાયા વિનાનું; અવડ [નહિ તેવું
**અવાસ્તવ(-વિક)** વિ૦ [સં.] વાસ્તવિક
**અવાળુ** પું૦; ન૦ [દ્રે. अवालुआ] દાંતના પારા – પીઢિયાં [આવી જવું
**અવાંતર** વિ૦ [સં.] અંદરનું (૨) વચમાં
**અવિકલ**[સં.](-ળ) વિ૦ અખંડ(૨)વ્યાકુલ નહિ એવું
**અવિકાર** વિ૦ [સં.] વિકારરહિત (૨) પું૦ વિકારનો અભાવ. ૦ક વિ૦ શબ્દના અંગમાં ગુણ કે વૃદ્ધિનો ફેરફાર ન થાય એવું (પ્રત્યય) [વ્યા.]. **-રી** વિ૦ અવિકાર (૨) જાતિ કે વચનને લીધે રૂપમાં ફેરફાર ન થાય એવું (પદ) [વ્યા.](૩)' કૉન્સ્ટંટ'; 'ઇનવેરિએબલ.' [ગ.]. **-ર્ય** વિ૦ જેમાં વિકાર થઈ શકે નહિ એવું
**અવિચલ** [સં.] **(-ળ)** વિ૦ ચળે નહિ એવું; સ્થિર (૨) નિત્ય
**અવિચાર** પું૦ [સં.] વિચાર–વિવેકનો અભાવ. **-રિતા** સ્ત્રી૦મૂર્ખતા;અવિચારી૰પણું. **-રી** વિ૦ [સં.] વિચાર ન કરે એવું; ઉતાવળિયું
**અવિચ્છિન્ન** વિ૦ [સં.] અખંડ (૨) સતત
**અવિચ્છેદ્ય** વિ૦છેદી-છૂટું ન પાડી શકાય તેવું
**અવિદ્યા** સ્ત્રી૦[સં.]અજ્ઞાન(૨)માયા[વેદાંત]
**અવિધવા નવમી** સ્ત્રી૦ [સં.] ભાદરવા વદ ૯; ડોસીઓની નોમ; સૌભાગ્યવતી મરી ગયેલી સ્ત્રીઓનું શ્રાદ્ધ કરવાનો દિવસ
**અવિનય** પું૦ [સં.] અસભ્યતા. **-યી** વિ૦ અસભ્ય
**અવિનાભાવ** પું૦[સં.]એકબીજા વિના રહી કે હોઈ ન શકે એવો ભાવ કે લક્ષણ
**અવિનાશ(-શી)** વિ૦ [સં. अविनाशिन्] અમર; અક્ષય; નિત્ય
**અવિભક્ત** વિ૦ [સં.] એકરૂપ(૨)મજિયારું
**અવિભાજ્ય** વિ૦ [સં.] વિભાગ ન પડી શકે એવું (૨) શેષ રાખ્યા વિના ભગાય નહિ એવું [ગ.]
**અવિયોગવ્રત** ન૦ [સં.] માગશર સુદ ૩ ને દિવસે સ્ત્રીઓ અવૈધવ્ય વ્રત કરે છે તે
**અવિરત** વિ૦ [સં.] નિરંતર; સતત
**અવિરામ** પું૦ [સં.] વિરામનો અભાવ (૨) અ૦ સતત
**અવિવાહિત** વિ૦ [સં.] કુંવારું
**અવિવેક** પું૦ [સં.] વિચારશૂન્યતા (૨) અવિનય.**-કી** વિ૦અવિચારી(૨)અસભ્ય
**અવિશ્રાન્ત** વિ૦(૨)અ૦[સં.] અથાક;સતત
**અવિશ્વાસ** પું૦ [સં.] વિશ્વાસનો અભાવ
**અવેજ** પું૦ [અ. इवज़] બદલો; સાટા જેટલી કિંમતનો માલ (૨) નાણું; મૂડી. **-જી** વિ૦ બદલામાં કામ કરનારું (૨) સ્ત્રી૦ -ની જગાએ – બદલે હોવું તે
**અવેડો** (વે') પું૦ જુઓ અવાડો; હવેડો
**અવેધ** વિ૦ [સં.] ખોડખાંપણ વિનાનું
**અવેર** પું૦ દેખરેખ; દાબ (૨) કરકસર
**અવેર** (વૅ) ન૦ [સં. अवैर] વેરનો અભાવ પ્રેમ [જાળવવું
**અવેરવું** સ૦ ક્રિ૦ સુવ્યવસ્થિત રાખવું;
**અવેરાટ** પું૦ ગભરાટ
**અવેરું** વિ૦ ગભરાટિયું
**અવેવ** પું૦,+ જુઓ અવયવ
**અવેસ્તા** સ્ત્રી૦ [જુઓ અવસ્તા] અવસ્તા (૨) તેની પ્રાચીન ભાષા
**અવેળી** સ્ત્રી૦ મેદાનો પાતળો શીરો [જૈન]
**અવેળું** અ૦ કવખતે (૨) અંતરિયાળ
**અવૈધ** વિ૦ [સં.] વિધિ વિનાનું(૨) શાસ્ત્રે માન્ય નહિ કરેલું (૩) બંધારણવિરુદ્ધ
**અવૈર** ન૦ [સં.] જુઓ અવેર ન૦
**અવ્યક્ત** વિ૦ [સં.] અસ્પષ્ટ(૨)અદૃશ્ય (૩) અજ્ઞાત; વિશિષ્ટ સંખ્યા ન બતાવનાર (રાશિ) [ગ.] (૪) ન૦ બ્રહ્મ; પરમાત્મતત્ત્વ (૫) મૂલ પ્રકૃતિ
**અવ્યભિચાર** પું૦[સં.]નિત્ય સાહચર્ય(૨)

એકનિષ્ઠ; વફાદારી. –રી વિ૦ એકનિષ્ઠ (૩) બધી વખતે એકસરખું
**અવ્યય** વિ૦ [સં.] ન બદલાય એવું; શાશ્વત (૨) ન૦ જેને જાતિ, વચન કે વિભક્તિના પ્રત્ય ન લાગે તેવો શબ્દ [વ્યા.]
**અવ્યવસ્થા** સ્ત્રી૦[સં.] વ્યવસ્થાનો અભાવ; ગોટાળો. **–સ્થિત** વિ૦ [સં.] વ્યવસ્થિત નહિ તેવું [શકે એવું
**અવ્યાખ્યેય** વિ૦ [સં.] વ્યાખ્યા ન થઈ
**અવ્યાજ** વિ૦ [સં.] નિષ્કપટ; સરળ
**અવ્યાપાર** પું૦ [સં.] કામધંધાનો અભાવ (૨) પોતાનું કામ નહિ તે [અમોઘ
**અવ્યાહત** વિ૦ [સં.] વ્યાહત નહિ એવું;
**અશક્ત** વિ૦[સં.]નબળું; કમતાકાત. **–ક્તિ** સ્ત્રી૦ [સં.] શક્તિનો અભાવ; નબળાઈ(૨) ગજું–તાકાત ન હોવી તે
**અશક્ય** વિ૦[ સં.] અસંભવિત
**અશગ** વિ૦ શગ વિનાનું
**અશન** ન૦ [સં.] ખાવું તે; ભોજન
**અશનાઈ** સ્ત્રી૦[ફા.આશ્નાઈ]આશનાઈ; ચારી (૨) અટકચાળું
**અશનિ** સ્ત્રી૦ [સં.] વીજળી
**અશબ્દ** વિ૦ [સં.] નિઃશબ્દ; નીરવ (૨) શબ્દમા નહિ વ્યક્ત થયેલું (૩) ન૦ બ્રહ્મ
**અશરણ** વિ૦ [સં.] નિરાધાર. **૦શરણ** વિ૦ અશરણના શરણરૂપ (પ્રભુ)
**અશરફી** સ્ત્રી૦ [અ.અશ્રફી] સોનામહોર
**અશરાફ** વિ૦ [અ.] ઈમાનદાર. **–ફી** સ્ત્રી૦ ઈમાનદારી
**અશરીર(–રી)** વિ૦ [સં.] શરીરરહિત(૨) દૈવી (વાણી) (૩) પું૦ કામદેવ (૪) બ્રહ્મ
**અશસ્ત્ર** વિ૦ [સં.] હથિયાર વિનાનું
**અશંક(–કિત)** વિ૦ [સં.] શંકારહિત
**અશાત** સ્ત્રી૦ અશાંતિ. **૦ના** સ્ત્રી૦ અશાંતિ (૨) ઉલ્લંઘન. **–તા** સ્ત્રી૦ [સં.] અશાંતિ
**અશાસ્ત્ર(–સ્ત્રીય)** વિ૦ [સં.] શાસ્ત્રવિરુદ્ધ
**અશાંત** વિ૦ [સં.] શાંતિરહિત (૨) તોફાની (૩) ચંચળ. **–તિ** સ્ત્રી૦ [સં.] શાંતિનો અભાવ (૨) તોફાન; બખેડો
**અશિક્ષિત** વિ૦ [સં.] શિક્ષિત નહિ એવું
**અશિવ** વિ૦ [સં.] અશુભ; અકલ્યાણકારી (૨) ન૦ અકલ્યાણ
**અશિષ્ટ** વિ૦ [સં.] શિષ્ટ નહિ એવું; ગ્રામ્ય
**અશુચિ** વિ૦ [સં.] અશુદ્ધ (૨) સૂતકી
**અશુદ્ધ** વિ૦ [સં.] અપવિત્ર (૨) મલિન(૩) ભૂલભરેલું. **–દ્ધિ** સ્ત્રી૦ [સં.] મલિનતા (૨) શુદ્ધ દ્રવ્યમાં તેના સિવાયનો પદાર્થ; 'ઈમ્પ્યુરિટી'
**અશુભ** વિ૦[સં.]અમંગલ (૨)મરણને લગતું
**અશું(–સું)** વિ૦[સં.ईदृश] આવું; એવું [પ.]
**અશેષ** વિ૦ (૨) અ૦ [સં.] પૂરેપૂરું
**અશેળિયો** પું૦ એક વનસ્પતિ–ઔષધિ
**અશો(–ષો)** વિ૦ [ફા.] પવિત્ર. **૦ઈ** સ્ત્રી૦ પવિત્રતા
**અશોક** પું૦ [સં.] હર્ષ; આનંદ (૨)લાલ ફૂલ થાય છે એવું એક ઝાડ (૩) એક રાજા (૪) વિ૦ શોકરહિત
**અશોચ્ય** વિ૦ [સં.] શોક ન કરવા યોગ્ય
**અશૌચ** ન૦ [સં.] અશુદ્ધિ (૨) સૂતક
**અશ્કર** અ૦ ઘણું કરીને; આખરે
**અશ્મ** પું૦ [સં.] પથ્થર. **૦ર** વિ૦ [સં.] પથ્થરવાળું; ખડકમય (૨) પું૦ પથ્થર. **૦રી** સ્ત્રી૦ [સં.] પથરી (એક રોગ). **–શ્મંતક** પું૦ [સં.] એક જાતનું ઘાસ (જેમાંથી પ્રાચીન કાળમાં બ્રાહ્મણો મેખલા બનાવતા હતા) (૨) ચૂલો (૩) એક ઝાડનું નામ. **–શ્મા** પું૦[સં.] પથ્થર (૨) પહાડ (૩) વજ્ર. **–શ્મારોહણ** ન૦ વિવાહવિધિનો એક ભાગ (જેમાં કન્યાને પથ્થર ઉપર પગ મુકાવી પાતિવ્રત્યમાં તેના જેવી દૃઢ થવાનું કહેવામાં આવે છે.)
**અશ્રદ્ધા** સ્ત્રી૦ [સં.] અનાસ્થા; અવિશ્વાસ
**અશ્રવણીય, અશ્રાવ્ય** વિ૦ [સં.] ન સાંભળવા યોગ્ય(૨)ન સાંભળી શકાય એવું
**અશ્રાંત** વિ૦ [સં.] થાક્યા વિનાનું; અટક્યા વિનાનું
**અશ્રુ** પું૦ [સં.] આંસુ [એવું
**અશ્રુતપૂર્વ** વિ૦ [સં.] પૂર્વે નહિ સાંભળેલું

**અશ્રુપાત** પું૰ આંસુ પાડવાં તે
**અશ્લીલ** વિ૰ [સં.] બીભત્સ
**અશ્લેખા(-ષા)** [સં.] સ્ત્રી૰ નવમું નક્ષત્ર
**અશ્વ** પું૰ [સં.] ઘોડો. **૦ગંધા** સ્ત્રી૰ એક વનસ્પતિ;આસંધ. **૦ગ્રીવ** પું૰એક રાક્ષસ (૨)વિષ્ણુનો એક અવતાર. **૦ચર્યા** સ્ત્રી૰ ઘોડાની સંભાળ
**અશ્વત્થ** પું૰ [સં.] પીપળો
**અશ્વપાલ (૦ક)** [સં.] **-ળ** પું૰ ઘોડાનું પાલન કરનાર; ખાસદાર
**અશ્વમંત્ર** પું૰ [સં.] જેથી ઘોડો પવનવેગે ચાલે એવો મંત્ર
**અશ્વમેધ** પું૰[સં.]એક યજ્ઞ(જેમાં દિગ્વિજય કરી આવેલો ઘોડો હોમવામાં આવતો)
**અશ્વમેવ** અ૰ + [પ.] જુઓ અવશ્યમેવ
**અશ્વવાર** પું૰ [સં.] ઘોડેસવાર
**અશ્વવિદ્યા** સ્ત્રી૰ ઘોડા પારખવાની, કેળવવાની તથા ચલાવવાની વિદ્યા
**અશ્વશાલા**[સં.]**(-ળા)**સ્ત્રી૰ઘોડાનો તબેલો
**અશ્વારૂઢ** વિ૰ [સં.]ઘોડા ઉપર સવાર થયેલું
**અશ્વારોહણ** ન૰ [સં.] ઘોડા ઉપર સવારી કરવી તે
**અશ્વિની** સ્ત્રી૰ [સં.] પહેલું નક્ષત્ર(૨)ઘોડી
**અશ્વિનીકુમાર** પું૰ [સં.] દેવોના બે વૈદ્ય
**અષા(-સા)ડ** પું૰ [સં. अषाढ] વિક્રમ સંવતનો નવમો મહિનો [એક નક્ષત્ર
**અષાઢ** પું૰ [સં.] અષાડ. **-ઢા** સ્ત્રી૰ [સં.]
**અષો** વિ૰[अवेस्ता] અશો;પવિત્ર (જરથુષ્ટ્ર). **૦ઈ** સ્ત્રી૰ અશોઈ; પવિત્રતા
**અષ્ટ** વિ૰ [સં.] આઠ. **૦ક** ન૰ [સં.] આઠનો સમુદાય. **૦કર્ણ** પું૰ [સં.] બ્રહ્મા. **-કલ્યાણી** વિ૰ આઠ શુભ ચિહ્નોવાળો (ઘોડો) [ચાર પગ, કપાળ, છાતી, ખાંધ તથા પૂંછડી જેનાં ધોળાં હોય તે]. **૦કોણ** પું૰[સં.] આઠ ખૂણાવાળી આકૃતિ. **૦કોણ (-ણી)** વિ૰ આઠ ખૂણાવાળું. **૦ગુણ** પું૰ [સં.] બ્રાહ્મણોમાં આવશ્યક એવા આઠ ગુણ-દયા, ક્ષમા, અનસૂયા, શૌચ, અનાયાસ, મંગલ, અકાર્પણ્ય અને અસ્પૃહા. **૦દિશા** સ્ત્રી૰ ચાર દિશાઓ અને ચાર ખૂણાઓ મળીને આઠ દિશાઓ. **૦દ્રવ્ય** ન૰ [સં.] યજ્ઞમાં જરૂરી આઠ પદાર્થ: પીપળો, ઊમરો, પીપળ, ખાખરો તથા વડ એ પાંચનું સમિધ તથા તલ, ખીર અને ઘી. **૦ધા** અ૰ [સં.] આઠ પ્રકારે. **૦ધાતુ** સ્ત્રી૰ [સં.] આઠ ધાતુઓ-સોનું, રૂપું, તાંબું, કથીર, પીતળ, સીસું, લોઢું અને પારો. **૦પદ** પું૰ [સં.] આઠ પગવાળો તે-કરોળિયો. **૦પૂજાદ્રવ્ય** ન૰ પૂજામા ઉપયોગી આઠ પદાર્થો-પાણી, દૂધ, ઘી, દહીં, મધ, દર્ભ, ચોખા તથા તલ. **૦પ્રધાન** પું૰ આઠ પ્રકારના મંત્રી-પ્રધાન, અમાત્ય, સચિવ, મંત્રી, ધર્માધ્યક્ષ, ન્યાયશાસ્ત્રી, વૈદ્ય અને સેનાપતિ. **૦ભુજા** સ્ત્રી૰ આઠ ભુજાવાળી મહાલક્ષ્મી. **૦મ** વિ૰ [સં.] આઠમું (૨) સ્ત્રી૰ લાગલાગટ આઠ ટંકના ઉપવાસનું વ્રત; અઠ્ઠમ [જૈન]. **૦મહારોગ** પું૰ આઠ પ્રકારના મોટા વ્યાધિ-વાત, અશ્મરી, કૃચ્છ્ર, મેહ, ઉદર, ભગંદર, અર્શ અને સંગ્રહણી. **૦મહાસિદ્ધિ** સ્ત્રી૰ આઠ મહાસિદ્ધિઓ-અણિમા,મહિમા,ગરિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઈશિત્વ અને વશિત્વ. **૦મંગલ** [સં.] **(-ળ)** વિ૰ જુઓ અષ્ટકલ્યાણી (૨) ન૰ રાજ્યાભિષેક વખતે જરૂરી ગણાતી આઠ શુભ વસ્તુઓ-સિંહ, વૃષભ, ગજ, પૂર્ણોદક કુંભ, પંખો, નિશાન, વાદ્ય અને દીપ; અથવા બ્રાહ્મણ, અગ્નિ, ગાય, સુવર્ણ, ઘૃત, સૂર્ય, જળ અને રાજા (૩)પુનર્લગ્ન;નાતરું. **૦મી** સ્ત્રી૰[સં.] આઠમ. **૦મૂર્તિ(-ર્ત્તિ)** પું૰ [સં.] શંકર; મહાદેવ (પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, સૂર્ય, ચંદ્ર અને ઋત્વિજ-એવાં આઠ રૂપવાળા). **૦રસ** પું૰ [સં.] આઠ રસ-શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ અને અદ્ભુત. **૦સૌભાગ્ય** ન૰ બ૰ વ૰ સેંથામાં સિંદૂર, કપાળે ચાંલ્લો, આંખમાં કાજળ, નાકે વાળી, કાને કંઈક,

કોટમાં કીડિયાસેર, હાથમાં ચૂડો કે બંગડી, અને પગમાં અણુવટ-એ આઠ સૌભાગ્યવતીનાં ચિહ્નો. **-ષ્ટંપષ્ટં** અ૦ આડુંઅવળું; અગડંબગડં; ખરુંખોટું
**અષ્ટાદશ** વિ૦ [સં.] અઢાર
**અષ્ટાધ્યાયી** વિ૦ [સં.] આઠ અધ્યાયવાળું (૨) સ્ત્રી૦ પાણિનિનું વ્યાકરણ
**અષ્ટાપદ** પું૦ [સં.] કરોળિયો
**અષ્ટાવક્ર** વિ૦ [સં.] આઠે વાંકાં અંગવાળું; કદરૂપું; દૂબડું (૨) પું૦ એક ઋષિ
**અષ્ટાવું** અ૦ક્રિ૦ કષ્ટાવું; પીટાવું (૨) હિજરાવું (૩) પસ્તાવું
**અષ્ટાંગ** વિ૦ [સં.] આઠ અંગવાળું (૨) ન૦ શરીરનાં આઠે અંગ, જેના વડે દંડવત્ પ્રણામ કરવામાં આવે છે તે (આઠ અંગો-બે હાથ, બે પગ, બે ઢીંચણ એ છ અને છાતી તથા કપાળ કે વાચા તથા મન; અથવા હાથ, પગ, ઢીંચણ, છાતી, માથું, મન, વાણી અને દૃષ્ટિ). **૦યોગ** પું૦ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ-એ આઠ અંગયુક્ત યોગ
**અષ્ઠિફલ (-ળ)** ન૦અંદરનું ફળચર્મ કઠણ હોય એવું ફળ; 'ડ્રૂપ' (કેરી, બોર ઇ૦.)
**અસક્ત** વિ૦ [સં.] આસક્તિ વિનાનું
**અસત** વિ૦ [સં.] ન હયાત; કાલ્પનિક (૨) ખોટું(૩)ખરાબ(૪) ન૦શૂન્ય(૫)અસત્ય
**અસતી** સ્ત્રી૦ [સં.] વ્યભિચારિણી સ્ત્રી
**અસત્ત્વ** વિ૦ [સં.] નિઃસત્ત્વ; માલ વિનાનું (૨) ન૦ અભાવ; ન હોવું તે (૩) અસત્ય (૪) ખરાબપણું; દુષ્ટતા
**અસત્ય** વિ૦[સં.]ખોટું;જૂઠું(૨)કાલ્પનિક (૩) ન૦ જૂઠાણું
**અસન** [સં.] ,**૦વેલ** સ્ત્રી૦ એક ઔષધિ
**અસબાબ** પું૦ [અ.] સરસામાન
**અસભ્ય** વિ૦ [સં.] અવિનયી; જંગલી
**અસમર્થ** વિ૦ [સં.] સમર્થ નહિ તેવું
**અસમાન** વિ૦ [સં.] સરખું નહિ એવું (૨) સપાટ નહિ એવું. **૦તા** સ્ત્રી૦
**અસર** સ્ત્રી૦ [અ.] વસ્તુનો (સારો કે માઠો) પ્રભાવ કે છાપ પડે યા ગુણ અવગુણ દાખવે તે; પરિણામ; લાગણી. **૦કારક, ૦કારી** વિ૦ અસર કરે એવું
**અસરાર** ન૦ [અ.] ખાનગી વાતચીત (૨) છૂપો ભેદ (૩) ગોટાળો
**અસલ** વિ૦ [અ. अस्ल] મૂળ(૨) પ્રાચીન(૩) ઉત્તમ (૪) ખરું; સાચું (૫) અ૦ પહેલાં. **૦નું, -લી** વિ૦ અગાઉનું; પુરાણું; મૂળ
**અસવર્ણ** વિ૦ [સં.] ભિન્ન વર્ણ-જાતિનું
**અસવાર** પું૦ [ફા.] ઘોડેસવાર. **-રી** સ્ત્રી૦ સવારી [અસહ્ય [પ.]
**અસહ** વિ૦ [સં.] ન સહી શકનાર (૨)
**અસહકાર** પું૦ [સં.] સહકાર-સંબંધ ન રાખવો તે (૨) અંગ્રેજ સરકાર સાથે સહકાર ન રાખવાની ગાંધીજીએ શરૂ કરેલી એ નામની લડત. **-રી** [સં.] વિ૦ અસહકારને લગતું (૨) પું૦ અસહકારમાં જોડાયેલો માણસ
**અસહાય** વિ૦ [સં.] સહાય વિનાનું (૨) નિરાધાર [અનુદાર
**અસહિષ્ણુ** વિ૦[સં.]સહન ન કરે તેવું (૨)
**અસહ્ય** વિ૦ [સં.] સહી ન શકાય એવું
**અસંખ્ય(-ખ્યાત)** વિ૦ [સં.] અગણિત
**અસંગ** વિ૦[સં.]સંગ-આસક્તિ રહિત(૨) સોબત વિનાનું;એકલું(૩)પું૦અનાસક્તિ
**અસંગત** વિ૦ [સં.] મેળ ન ખાય એવું; પરસ્પર-વિરોધી (૨) અનુચિત
**અસંગરો** પું૦ સોબત વિના સોરવું તે
**અસંગી** વિ૦ [સં.] ત્યાગી; વેરાગી
**અસંતુષ્ટ** વિ૦ [સં.] અસંતોષવાળું
**અસંતોષ** પું૦ [સં.] સંતોષનો અભાવ
**અસંપ્રજ્ઞાત** વિ૦[સં.]નિર્વિકલ્પ(સમાધિ)
**અસંબદ્ધ** વિ૦ [સં.] સંબદ્ધ નહિ એવું (૨) અર્થશૂન્ય (૩) અનુચિત
**અસંભવ** પું૦ [સં.] અશક્યતા (૨) વિ૦ અસંભવિત. **-વિત** વિ૦ અશક્ય
**અસંભાવ્ય** વિ૦ [સં.] અકલ્પ્ય
**અસંમત** વિ૦ [સં.] સંમત નહિ એવું

**અસંયમ** પું૦ [સં.] સંયમનો અભાવ
**અસંસ્કારિતા** સ્ત્રી૦ [સં.] અસંસ્કારીપણું
**અસંસ્કારી** વિ૦ [સં.] સંસ્કાર વગરનું
**અસંસ્કૃત** વિ૦ [સં.] અશિષ્ટ; સંસ્કારરહિત
**અસાડ** પું૦ જુઓ અષાડ [લોકોત્તર
**અસાધારણ** વિ૦ [સં.] અસામાન્ય (૨)
**અસાધુ** વિ૦ [સં.] દુષ્ટ; ખરાબ
**અસાધ્ય** વિ૦ [સં.] સાધી ન શકાય એવું (૨) સિદ્ધ ન થઈ શકે એવું (૩) જેનો ઇલાજ ન હોય તેવો (રોગ) [સમય વિનાનું
**અસાંપ્રયિક** વિ૦ [સં.] કવખતનું (૨) નિર્ણીત
**અસામાન્ય** વિ૦ [સં.] અસાધારણ
**અસાર** વિ૦ [સં.] સાર વિનાનું (૨) નિરર્થક (૩) તુચ્છ (૪) પું૦ સારનો અભાવ
**અસારો** પું૦ વળ દીધેલો રેશમનો તાર
**અસાવધ(-ધાન)** વિ૦ [સં. असावधान] સાવધ નહિ એવું
**અસાવળી** સ્ત્રી૦ એક જાતનું વસ્ત્ર
**અસાહાય્ય, અસાહ્ય** વિ૦ [સં.] અસહાય; નિરાધાર
**અસાળિયો** પું૦ જુઓ અશેળિયો
**અસાંપ્રત** વિ૦ [સં.] પ્રાચીન (૨) અયોગ્ય
**અસાંસતું** વિ૦ ધીરજ વિનાનું; રઘવાટિયું
**અસિ** સ્ત્રી૦ [સં.] તલવાર
**અસિત** વિ૦ [સં.] કાળું; શ્યામ (૨) નીલ (૩) પું૦ એક ઋષિનું નામ. **૦તા** સ્ત્રી૦ [સં.] નાગણ
**અસિદ્ધ** વિ૦ [સં.] નહિ સધાયેલું; અપૂર્ણ (૨) પુરવાર નહિ થયેલું
**અસિધારાવ્રત** ન૦ [સં.] તલવારની ધાર પર ચાલવા જેવું કઠણ વ્રત
**અસિપત્ર** ન૦ [સં.] તલવારનું ફળું કે મ્યાન (૩) ધારદાર પાનાની એક વનસ્પતિ (૩) શેરડી (૪) એક નરક
**અસિલતા** સ્ત્રી૦ તરવારનું ફળું
**અસીમ** વિ૦ [સં.] સીમા વિનાનું; બેહદ
**અસીલ** વિ૦ [અ.] જાતવાન; અશરાફ (૨) સાલસ (૩) પું૦ કુળ (વકીલનો)
**અસુ** પું૦ [સં.] પ્રાણ
**અસુખ** ન૦ [સં.] દુઃખ (૨) બેચેની
**અસુર** પું૦ [સં.] દૈત્ય; રાક્ષસ. **-રાચાર્ય** પું૦ અસુરોનો આચાર્ય – શુક્રાચાર્ય. **-રાધિપ(૦તિ)** પું૦ [સં.] અસુરોનો રાજા (૨) બલિરાજા
**અસું** વિ૦ + જુઓ અશું; આવું; એવું
**અસૂમ** વિ૦ સૂમ નહિ તેવું; ઉદાર
**અસૂયા** સ્ત્રી૦ [સં.] અદેખાઈ (૨) પારકાના ગુણોમાં દોષ શોધવા તે (૩) ક્રોધ
**અસૂર(-રું)** અ૦ [સં. उत्सूर=સાંજ] મોડું
**અસૂર્ય** વિ૦ [સં.] સૂર્ય વિનાનું
**અસૂંદરો** પું૦ એક ઝાડ
**અસેસસે** અ૦ [સં. मिष – 'મસ'નું દ્વિત્વ] કોઈ પણ મસે – બહાને [અખંડ
**અસ્ખલિત** વિ૦ [સં.] સ્ખલન વિનાનું (૨)
**અસ્ત** પું૦ [સં.] આથમવું તે (૨) પડતી (૩) નાશ; મરણ. **૦માન** વિ૦ આથમતું
**અસ્તર** ન૦ [फा.] અંદરનું પડ (ડગલા ઇ૦નું)
**અસ્તરિયું** ન૦ [ इं स्टर्लिंग] સોનામહોર
**અસ્તરો** પું૦ [फा.उस्तरह्] વાળ કાઢવાનું ઓજાર; અસ્ત્રો [ભિન્ન; રફેતફે
**અસ્તવ્યસ્ત** વિ૦ [સં. अस्त+व्यस्त] છિન્ન-
**અસ્તંગત** વિ૦ [સં.] અસ્ત પામેલું
**અસ્તાઈ** સ્ત્રી૦ [સં. आस्थायी] ધ્રુપદના ત્રણ ભાગમાંનો પહેલો (અસ્તાઈ, અંતરો અને આભોગ) (૨) ઢાળ; રાગ
**અસ્તાચલ** [સં.] (**-ળ**) પું૦ સૂર્ય જેની પાછળ આથમે છે તે કાલ્પનિક પર્વત
**અસ્તિ** સ્ત્રી૦ [સં.] હયાતી; હસ્તી. **-ત્વ** ન૦ [સં.] અસ્તિ; હયાતી
**અસ્તુ** અ૦ [સં.] ભલે; ખેર (૨) 'તારા માગ્યા પ્રમાણે થાઓ' એવા અર્થનો ઉદ્ગાર
**અસ્તેય** ન૦ [સં.] ચોરી ન કરવી તે. **૦વ્રત** ન૦ અસ્તેયનું વ્રત; એક મહાવ્રત
**અસ્તોદય** પું૦ [સં.] ઊગવું ને આથમવું તે (૨) ચડતીપડતી [લા.]
**અસ્ત્ર** ન૦ [સં.] ફેંકવાનું હથિયાર (૨) હથિયાર. **૦વિદ્યા** સ્ત્રી૦ [સં.] અસ્ત્ર વાપરવાની વિદ્યા. **-સ્ત્રાગાર** ન૦ [સં.] હથિયાર રાખવાનો ઓરડો

**અસ્રો** પું૦ જુઓ અસ્તરો
**અસ્થ** ન૦ જુઓ અસ્થિ; હાડકું
**અસ્થાન** ન૦ [સં.] અયોગ્ય સ્થળ-પ્રસંગ
**અસ્થાયી** વિ૦ [સં.] વિકારી; ચલ (૨) 'વેરિયેબલ' [ગ.]
**અસ્થિ** ન૦ [સં.] હાડકું (૨) ન૦ બ૦ વ૦ શબને બાળતાં રહેતાં હાડકાં-ફૂલ
**અસ્થિર** વિ૦ [સં.] સ્થિર નહિ તેવું (૨) ચંચળ (૩) ઢચુપચુ
**અસ્થિસમર્પણ** ન૦ [સં.] શબને બાળતાં અવશેષ રહેલાં હાડકાં-ફૂલ કોઈ પવિત્ર નદીમાં પધરાવવાં તે
**અસ્થિસંચય** પું૦ અસ્થિસમર્પણ માટે હાડકાં-ફૂલ એકઠાં કરવાં તે
**અસ્થિસિંચન** ન૦ ચિતાને ટાઢી પાડવી તે; ટાઢી વાળવાની ક્રિયા
**અસ્પષ્ટ** વિ૦ [સં.] સ્પષ્ટ નહિ એવું
**અસ્પૃશ્ય** વિ૦ [સં.] ન અડકાય એવું (૨) અડીએ તો અભડાવાય એવું(૩)એવી કોમનું માનેલું.**૦તા** સ્ત્રી૦.**૦તાનિવારણ** ન૦ અમુક કોમ અસ્પૃશ્ય છે એ મતનું નિવારણ
**અસ્પૃષ્ટ** વિ૦ [સં.] સ્પર્શ કે અસર વિનાનું
**અસ્મિતા** સ્ત્રી૦ [સં.] અહંતા (૨) પોતાપણાનું-વ્યક્તિત્વનું ભાન
**અસ્ર** ન૦ [સં.] આંસુ(૨)લોહી(૩)પું૦ ખૂણો
**અસ્વચ્છ** વિ૦[સં.]ગંદું; મલિન. **૦તા** સ્ત્રી૦
**અસ્વરિત** વિ૦ ઊંચા અવાજ વિનાનું (૨) સ્વરિત નહિ એવો (શબ્દ)
**અસ્વર્ગ્ય** વિ૦ [સં.] સ્વર્ગની પ્રાપ્તિ ન કરાવે તેવું
**અસ્વસ્થ** વિ૦ [સં.] સ્વસ્થ નહિ એવું (૨) બેચેન; સહેજ બીમાર
**અસ્વાદ** પું૦[સં.] સ્વાદનો અભાવ(૨)સ્વાદ ન લેવો તે.**૦વ્રત** ન૦અસ્વાદ પાળવાનું વ્રત
**અસ્વાભાવિક** વિ૦[સં.] સ્વાભાવિક નહિ એવું (૨) કૃત્રિમ
**અસ્વીકાર** પું૦ [સં.] સ્વીકારનો અભાવ
**અહ** પું૦ [સં. अहन्] દિવસ
**અહન** પું૦ [સં.] + દિવસ [પં.]
**અહમ્** સ૦ (૨) ન૦ [સં.] જુઓ અહં. **-મહમિકા** સ્ત્રી૦ [સં.] સ્પર્ધા; ચડસાચડસી. **-મેવ** પું૦ અહંકાર [પ.]
**અહમો** પું૦ અજંપો (૨) જોશ
**અહર** પું૦ [સં.] + દિવસ [પ.]
**અહરહ** અ૦ [સં.] દરરોજ
**અહરામ** ન૦ [अ. इह्राम] હજ કરવા ગયેલા કાબાના દર્શન કરતાં સુધી અમુક કામો ત્યજી,વગર સીવેલાં વસ્ત્રો પહેરે છે તે
**અહરિમાન** પું૦ [फ़ा. अह्मन] અહ્રિમાન; પારસી ધર્મમાં વર્ણવેલી, ઈશ્વરથી વિરુદ્ધ, સેતાન જેવી એક શક્તિ
**અહર્નિશ** અ૦ [સં.] દિનરાત
**અહસાન** ન૦[अ.] **૦મંદ** વિ૦[फ़ा.] જુઓ 'અહેસાન'માં
**અહહ** અ૦[સં.]દુઃખ, આશ્ચર્ય,દયા, ઇત્યાદિ સૂચવતો ઉદ્ગાર
**અહં** સ૦ [સં.] હું (૨) ન૦ હુંપદ; અહંકાર. **૦કાર** પું૦ [સં.]અભિમાન;ગર્વ. **૦કારી** વિ૦અભિમાની.**૦તા** સ્ત્રી૦, **૦બુદ્ધિ** સ્ત્રી૦ અવિદ્યા; અજ્ઞાન; અહંતા. **૦ભાવ** પું૦ અહંનો ભાવ; અહંતા
**અહા (૦હા)** અ૦ [સં.] આશ્ચર્ય, ઉત્સાહ, દુઃખ વગેરે દર્શાવતો ઉદ્ગાર
**અહાલેક** પું૦[સં. अलक्ष] ખાખી બાવાઓનો ભિક્ષા માંગતી વખતનો પોકાર
**અહાહા** અ૦ જુઓ અહા
**અહિ** પું૦ [સં.] સાપ
**અહિત** ન૦ [સં.] અકલ્યાણ (૨) નુકસાન
**અહિપતિ** પું૦[સં.]સાપનો રાજા (શેષનાગ, વાસુકી ઇત્યાદિ)
**અહિરિપુ** પું૦ [સં.] સાપનો શત્રુ (ગરુડ, નોળિયો ઇત્યાદિ)
**અહિંસક** વિ૦ [સં.] હિંસક નહિ તેવું (૨) અહિંસાવાળું; દયાવાન
**અહિંસા** સ્ત્રી૦ [સં.] હિંસા ન કરવી તે. **૦ત્મક** વિ૦ અહિંસાના સિદ્ધાંત ઉપર રચાયેલું. **-સ્ર** વિ૦[સં.]હિંસા ન કરે એવું
**અહીર** પું૦[સં.]આહીર;ભરવાડની એક જાત
**અહીં** અ૦ [સં. अस्मिन्] અત્ર; આ સ્થળે. **૦તહીં** અ૦ અહીં અને તહીં; આમ તેમ. **૦યાં** અ૦ અહીં

**અહુણા(-ણાં)** અ૦ [સં. अधुना]+હમણાં
**અહેડી** પું૦+જુઓ આહેડી-શિકારી
**અહેતુક** વિ૦ [સં.] હેતુ વિનાનું; અકારણ
**અહેવાલ** પું૦ [અ. अहवाल] વૃત્તાંત; હેવાલ
**અહેશા(-સા)ન** ન૦ [અ अह्सान]ઉપકાર; આભાર. ૦**મંદ** વિ૦ આભારી; કૃતજ્ઞ
**અહૈતુક** વિ૦ [સં.] જુઓ અહેતુક
**અહો** અ૦ [સં.] અહોહો (૨) સારું, ઘણું દર્શાવનાર પૂર્વગ. ઉદા૦ 'અહોભાગ્ય'
**અહોનિશ** અ૦ [સં.] અહર્નિશ; દિનરાત
**અહોભાગ્ય** ન૦ મોટું ભાગ્ય [કે વખાણ
**અહોભાવ** પું૦ આશ્ચર્યનો ભાવ(૨)સ્તુતિ
**અહોરાત્ર** અ૦ [સં.] દિનરાત; અહર્નિશ
**અહોહો** અ૦ આશ્ચર્ય, સ્તુતિ, કરુણા, ઇત્યાદિ સૂચક ઉદ્ગાર
**અહ્મિમાન** પું૦ જુઓ અહમિમાન
**અળખામણું** વિ૦ [સં. अलक्ष्यमान]અપ્રિય
**અળગું** વિ૦ [સં. अलग्न] વેગળું(૨)નિરાળું; અનેરું (૩) ન૦ રજોદર્શન
**અળગેરું** વિ૦ જુઓ અળગું [પ.]
**અળછ(-શ)** સ્ત્રી૦ નિર્ધનતા(૨)કચરોપૂંજો
**અળતો** પું૦ ઉકાળેલી લાખમાંથી બનાવેલો લાલ રંગ (સ્ત્રીઓના હાથપગ રંગવા વગેરેમાં વપરાતો) (૨) મેંદીનો છંદો[લા.]
**અળદાવું** અ૦ક્રિ૦ થાકીને લોથ થઈ જવું; પિલાવું. **-વો** પું૦ થાકીને લોથપોથ થઈ જવું તે; હ્રાસ [ઝાંખું; અલપઝલપ [સુ.]
**અળપઝળપ** સ્ત્રી૦ હાવભાવ(૨)વિ૦ ઝાંખું
**અળપાવું** અ૦ક્રિ૦ અલપાવું; અલોપ થવું
**અળવી** સ્ત્રી૦ [સં. आलुक] એક કંદમૂળ (જેનાં પાંદડાંનાં પત્તરવેલિયાં થાય છે)
**અળવીતરું** વિ૦ (૨) ન૦ અટકચાળું
**અળશ** સ્ત્રી૦ જુઓ અળછ
**અળશિ(-સિ)યું** ન૦ અળશીનું તેલ
**અળશી** સ્ત્રી૦ [સં. अतसी] એક તેલી બી
**અળસાવું** અ૦ક્રિ૦ આળસી જવું; કંટાળવું
**અળસિયું** ન૦ [સં. अलस] ચોમાસામાં દેખાતો જમીનનો એક કીડો
**અળસિયું** ન૦ [સં. अतसी] અળશીનું તેલ
**અળસી** સ્ત્રી૦ જુઓ અળશી [ફોલ્લી
**અળાઈ** સ્ત્રી૦ ઉનાળામાં શરીરે થતી ઝીણી
**અળાવો** પું૦ ફાંસો [કા.]
**અળાવો** પું૦ ઉપકાર
**અળાંસવું** સ૦ક્રિ૦ (માટીના કોરા વાસણને રસોઈમાં વાપરતાં પહેલાં) અંદરની બાજુ તેલ ચોપડવું [કા.]
**અળુળુ, અળોળોળો** અ૦ હાલરડું ગાતા બોલાતો શબ્દ [રવ૦]
**અંક** સ્ત્રી૦ [દે. अंकिअ] બાથ; આલિંગન
**અંક** પું૦ [સં.] આંકો; ચિહ્ન (૨) સંખ્યાનું ચિહ્ન; આંકડો (૩) ડાઘો; કલંક (જેમ કે ચંદ્રમાં) (૪) ખોળો (૫) નાટકનો વિભાગ (૬) ટેક. ૦**ગણિત** ન૦ આંકડાથી ગણતરી કરવાનું શાસ્ત્ર; ગણિત
**અંકાઈ** સ્ત્રી૦આંકવાનું કામ(૨)અંકામણ. **-મણ** ન૦, **-મણી** સ્ત્રી૦ આંકવાની કિંમત અથવા મજૂરી
**અંકિત** વિ૦[સં.]નિશાની અથવા છાપવાળું (૨) અંકાયેલું; પ્રસિદ્ધ (૩) અધીન
**અંકી** વિ૦ (સમાસને અંતે) અંકવાળું ઉદા૦ પંચાંકી (નાટક)
**અંકુર** પું૦ [સં.] ફણગો (૨) મૂળ; બીજ [લા.] (૩) રૂઝ. **-રિત** વિ૦ જેને ફણગા ફૂટ્યા હોય તેવું
**અંકુશ** પું૦ [સં.] દાબ; કાબૂ (૨) હાથીને કાબૂમાં રાખવાનું લોઢાનું સાધન
**અંકૂ(-કો)લ** ન૦ જુઓ અંકોલ
**અંકે** અ૦ રકમનો આંકડો શબ્દોમાં. ઉદા૦ અંકે પચાસ
**અંકોડાબંધ** અ૦ સાંકળના અંકોડા જેમ એકબીજામાં બરાબર બેસતા કર્યા હોય છે તેમ (૨) સજ્જડ
**અંકોડી** સ્ત્રી૦ નાનો અંકોડો કે આંકડો (૨) એવા આંકડાવાળી લાંબી લાકડી (૩) ગળ (માછલાં પકડવાની)
**અંકોડો** પું૦ [સં. अंकुटक] બેઉ છેડે વાળેલો ધાતુનો કડી જેવો સળિયો; સાંકળનો આંકડો-કડી(૨)આંકડો;'હૂક'(૩)સાણસો

**અંકોર** પું૦+જુઓ અંકુર; ફણગો

**અંકોલ** પું૦ [સં.] એક વનસ્પતિ–ઔષધિ. **–લું** ન૦ તેનું ફળ

**અંગ** ન૦ [સં.]શરીર (૨) અવયવ (૩)ભાગ (૪) જાત; પોતે જાતે (૫) બંગાળના એક ભાગનું પ્રાચીન નામ. **૦ઉધાર** વિ૦ (૨) અ૦ અંગત શાખ ઉપર ધીરેલું. **૦કસરત** સ્ત્રી૦ કસરત; વ્યાયામ. **૦ગ્રંથ** પું૦ બાર મુખ્ય જૈન ધર્મગ્રંથોમાંનો દરેક. **૦જ** વિ૦ [સં.]શરીરમાંથી જન્મેલું (૨)પું૦પુત્ર. **૦જા** વિ૦ સ્ત્રી૦ [સં.] શરીરમાંથી જન્મેલી (૨) સ્ત્રી૦ પુત્રી. **૦ત** વિ૦ખાનગી; જાતને લગતું

**અંગદ** પું૦[સં.] વાલીનો પુત્ર. **૦કૂદકો** પું૦ ઊંચો કૂદકો; 'હાઈ જંપ'. **૦વિષ્ટિ** સ્ત્રી૦ અંગદે રામના દૂત તરીકે રાવણ સાથે કરેલી વિષ્ટિ — સમાધાનની મસલત

**અંગના** સ્ત્રી૦ [સં.] સ્ત્રી (૨) સુંદર સ્ત્રી

**અંગનું** વિ૦ પોતાનું; અંગત (૨) વિશ્વાસુ (૩) નજીકનું (સગું)

**અંગન્યાસ** પું૦ ઉચિત મંત્રોચ્ચાર સાથે શરીરના જુદા જુદા ભાગને હાથથી સ્પર્શ કરવો તે

**અંગમર્દન** ન૦ ચંપી

**અંગમોડા** પું૦બ૦વ૦ તાવ આવતાં પહેલાં શરીરનું ભાંગવું તે; કસમોડા [સૈનિક

**અંગરક્ષક** પું૦[સં.]અંગરક્ષા કરનાર ખાસ

**અંગરક્ષા** સ્ત્રી૦ શરીરની રક્ષા (૨).રાખડી

**અંગરખી** સ્ત્રી૦ નાનો અંગરખો

**અંગરખું** ન૦, **–ખો** પું૦ જૂની ઢબનો કસ બાંધવાનો ડગલો [રસ

**અંગરસ** પું૦પાણી ભેળવ્યા વિનાનો ફળનો

**અંગરંગ** પું૦ શરીરની કાંતિ; ચહેરો (૨) ભોગવિલાસ [ચોળવાં તે

**અંગરાગ** પું૦ [સં.] શરીરે સુગંધી વગેરે

**અંગવસ્ત્ર** ન૦ખેસ;ઉપરણો(૨)રખાત[લા.]

**અંગાઉ** વિ૦અંગને લગતું; આગલું; ખાનગી (૨) જાતમુચરકો ઉપરનું; અંગ ઉધાર

**અંગાખરું** વિ૦ [અંગાર+ખરું] જુઓ અંગારખું

**અંગાર** પું૦[સં.]અગ્નિ(૨)સળગતો કોલસો (૩) બળતરા; અગન(૪)કપૂત [લા.]. **૦ક** પું૦ [સં.]નાનો અંગારો (૨) મંગળ ગ્રહનું એક નામ (૩) એક છોડ [કરેલું તે

**અંગારખું** ન૦ઝીણા અંગારામાં શેકીને ખરું

**અંગારવાયુ** પું૦ 'કાર્બોનિક એસિડ ગૅસ'

**અંગારિયું** વિ૦ બળીને ખાક થયેલું(૨)ન૦ આગિયું પડવાથી બળી ગયેલી જુવાર

**અંગારી** સ્ત્રી૦ નાનો અંગારો; ચિનગારી (૨) સગડી

**અંગારો** પું૦ જુઓ અંગાર

**અંગાંગિભાવ** પું૦[સં.] અંગ અને અંગી– ગૌણ અને મુખ્યનો પરસ્પર સંબંધ

**અંગિયું** ન૦ [સં. अंग] ઝભલું. **–યો** પું૦ બાંય વગરનો સ્ત્રીનો કબજો [ઋષિ

**અંગિરસ, અંગિરા** પું૦ [સં.] એક વૈદિક

**અંગી** વિ૦ [સં.] ખાસ પોતાનું (૨) (સમાસને અંતે) અંગ–અવયવવાળું. ઉદા૦ 'કોમલાંગી' (૩) મુખ્ય; પ્રધાન(૪) સ્ત્રી૦એક ડગલી. **૦કરણ** ન૦, **૦કાર** પું૦ [સં.] સ્વીકાર. **૦કૃત** વિ૦ [સં.] અંગનું–પોતાનું કરેલું; સ્વીકારેલું

**અંગી(–ગે)ઠી** સ્ત્રી૦[જુઓ અંગીઠું]સગડી (ખાસ કરીને સોનીની) (૨) પોંક પાડવા માટે તૈયાર કરેલી જગા(૩)ઝાળ; અગન

**અંગીઠું** ન૦[સં. अग्निस्थान]જુઓ અંગીઠી

**અંગીભૂત** વિ૦ અંગનું થયેલું; અંગરૂપ

**અંગુર** ન૦;પું૦ [સં. अंकुर] નવી ચામડી; રૂઝ

**અંગુલ** પું૦ [સં.] આંગળ (૨) આંગળી

**અંગુલિ(–લી)** સ્ત્રી૦ [સં.] આંગળી. **૦નિર્દેશ** આંગળીથી નિર્દેશ કરવો–બતાવવું તે. **૦મુદ્રા** સ્ત્રી૦ [સં.] સીલની વીંટી (૨) એની છાપ; મહોર

**અંગુષ્ઠ** પું૦ [સં.] અંગૂઠો

**અંગૂછો** પું૦ અંગ લૂછવાનો કટકો

**અંગૂઠિયું** વિ૦ અંગૂઠાના માપનું (૨) ન૦ અંગૂઠાનું એક ઘરેણું

**અંગૂઠી** સ્ત્રી૦ પગને અંગૂઠે પહેરવાનું સ્ત્રીનું ઘરેણું(૨)આંગળીના રક્ષણ માટેની ખોળી

**અંગૂઠો** પું૦ [सं. अंगुष्ठ] હાથ અથવા પગનું જાડામાં જાડું-પહેલું આંગળું. **૦દેખાડવો, ૦બતાવવો**=ઠિંગો કરવું; અંગૂઠો અમુક ઢબે બતાવી ના સૂચવવી

**અંગૂર** સ્ત્રી૦ [फा.] લીલી દ્રાક્ષ

**અંગે** અ૦ [सं. अंग] -ની બાબતમાં;-ને વિષે

**અંગેઠી** સ્ત્રી૦ જુઓ અંગીઠી

**અંગોઅંગ** અ૦ એકેએક અંગમાં

**અંગોર** સ્ત્રી૦ તળાવના સામેના કિનારાની જમીન(૨)ખૂબ પાણી પાયેલી કે અતિશય ફળદ્રુપ જમીન.

**અંગ્રેજ** પું૦ [पो. इंग्लेज] ઇંગ્લંડનો વતની. **-જી** વિ૦ અંગ્રેજ લોકોનું; અંગ્રેજ લોકો સંબંધી (૨) સ્ત્રી૦ અંગ્રેજોની ભાષા

**અંઘેડો** પું૦[ જુઓ અઘેડો]એક વનસ્પતિ

**અંઘોળ** ન૦ [दे. अंगोहलि] સ્નાન. **૦ડી** સ્ત્રી૦નાનું અંઘોળિયું(૨)અંઘોળ કરવાની ઓરડી(૩)તાંબાકૂંડી(૪)વરકન્યાને સ્નાન કરાવતાં ગવાતું ગીત (૫) વરને સ્નાન કરાવનાર સ્ત્રી. **૦વું** અ૦ક્રિ૦ નાહવું. **-ળિયું** ન૦નાહવાનું પાણી ગરમ કરવાનું વાસણ (૨) નાહવા બેસવાનું પાટિયું. **-ળિયો** પું૦ સ્નાન કરાવનાર ચાકર(૨) નાહવાનું પાણી ગરમ કરવાનું વાસણ

**અંઘ્રિ** પું૦ [सं.] પગ

**અંચ** સ્ત્રી૦ જુઓ આંચ [પ.]

**અંચઈ** સ્ત્રી૦જુઓ અણચી;વાંકું બોલવું તે

**અંચલ** [सं.] (**-ળ**) પું૦ પાલવ

**અંચળવો** પું૦ [सं. अंचल] નાનાં છોકરાંને ઓઢાડવાનો ભાતીગળ રૂમાલ (૨) તેલમાં બોળી સળગાવેલી દોરડી

**અંચળો** પું૦ જુઓ અંચળવો

**અંજન** ન૦ [सं.] આંખમાં આંજવાનો પદાર્થ; કાજળ; સુરમો ઇ૦ (૨) એક વૃક્ષ. **૦શલાકા** સ્ત્રી૦ [सं.] આંજવાની સળી

**અંજના(-ની)** સ્ત્રી૦[सं.]હનુમાનની માતા. **૦પુત્ર, ૦સુત** પું૦ હનુમાન

**અંજલિ** સ્ત્રી૦ [सं.] ખોબો; પોશ(૨)એમાં ભરેલું હોય તે (૩) માન [લા.]

**અંજળ** (**૦પાણી**) ન૦+ જુઓ અન્નજળ; દાણોપાણીનું નિર્માણ

**અંજળિ** સ્ત્રી૦ જુઓ અંજલિ

**અંજામ** પું૦ [फा.] અંત (૨) પરિણામ

**અંજાવવું** સ૦ક્રિ૦'આંજવું'નું પ્રેરક;આંખમાં (અંજન) લગાડાવવું (૨)'અંજાવું'નું પ્રેરક

**અંજાવું** અ૦ક્રિ૦ તેજને લીધે આંખ મીંચાઈ જવી (૨) બીજા આગળ ઝાંખા પડી જવું (૩) 'આંજવું'નું કર્મણિ

**અંજીર** ન૦ [फा.] એક મેવો. **-રિયું** વિ૦ અંજીરના જેવા રંગનું. **-રી** સ્ત્રી૦ અંજીરનું ઝાડ

**અંજુમન** ન૦ [फा.] મંડળ; સમાજ

**અંટવાણ** સ્ત્રી૦ અંટવાવું તે (૨) અંટવાતી વસ્તુ. **-વું** અ૦ક્રિ૦વચમાં અથડાયા કરવું (૨) પગમાં દોરડું ભરાવાથી ગબડી પડવું

**અંટસ** પું૦ વેર; પાડાખાર

**અંટેવાવું** અ૦ક્રિ૦ જુઓ અંટવાવું

**અંટેવાળ** સ્ત્રી૦અડફટમાં આવવું તે; નડતર (૨) ગાય ભેંસને દોહતી વખતે પાછલા પગે મારવામાં આવતી આંટી

**અંટોળ** વિ૦ જ્યાં ત્યાં અટવાતું(૨)ભારબોજ વિનાનું (૩) નકામું. **૦કાટલું** ન૦ ખોટું વજન (૨) નકામું રખડતું-ક્યાંયે જેનો સમાસ ન થતો હોય એવું માણસ [લા.]

**અંડ** ન૦ [सं.] પેળ; ગોળી (ગુહ્યાંગની) (૨) ઈંડું. **૦કટાહ** પું૦ સામાન્ય ઈંડાનું અથવા બ્રહ્માંડનું કોચલું. **૦કોશ(-ષ)** પું૦ પેળની કોથળી. **૦જ** વિ૦ [सं.] ઈંડામાંથી જન્મેલું

**અંડળ** વિ૦ વગર મહેનતનું; હરામનું. **૦ગંડળ** વિ૦ ખરુંખોટું; એલફેલ

**અંડાકાર, અંડાકૃતિ** વિ૦ [सं.] ઈંડાના આકારનું; લંબગોળ

**અંડોળ** વિ૦ [सं. आंदोल] ડોલતું [પ.]

**અંત** પું૦ [सं.] છેડો; છેવટનો ભાગ (૨) સમાપ્તિ; આખર (૩) હદ; સીમા (૪) મરણ; વિનાશ. **૦ક** પું૦ ઘાતક; મારો (૨) કાળ; મરણ (૩) યમ. **૦કાલ(-ળ)** પું૦ આખરનો સમય (૨) મોતની ઘડી

**અંતર્** અ૰ [સં.] 'અંદરનું','અંદર આવતું' એવા અર્થમાં શબ્દની પૂર્વે

**અંતર** વિ૰[સં.]અંદરનું(૨)નજીકનું(૩)ન૰ અંદરનો ભાગ (૪) અંતઃકરણ; મન (૫) અવકાશ; છેટું (૬) વચલો કાળ (૭)તફાવત (૮)ભેદ;જુદાઈ(૯)સમાસને અંતે 'અન્ય', 'બીજું' એવા અર્થમાં.ઉદા૰'રૂપાંતર'(૧૦) સ્ત્રી૰ ('ખબર' જોડે) સમાચાર. **૰છાલ** સ્ત્રી૰ અંદરની છાલ. **૰તમી** વિ૰(૨)પું૰ જુઓ અંતર્યામી. **૰દૃષ્ટિ** સ્ત્રી૰ અંદર-આત્મા તરફ વળેલી દૃષ્ટિ. **૰નાદ** પું૰ અંતઃકરણનો અવાજ. **૰પટ** ન૰ આડું કપડું કે-પડદો. **૰બાહ્ય** વિ૰ અંદરનું ને બહારનું. **૰વાસિયું** [સં. वासस्] ન૰ શ્રાદ્ધ સરાવતાં ખભા ઉપર નાખવાનો લૂગડાનો કકડો

**અંતરવાસો** ન૰ [સં. अंतर+वासस्] વિવાહ વગેરે શુભ કામોમાં વિધિ વખતે પાઘડીનો છેડો કાઢવામાં આવે છે તે [મનોભાવ

**અંતરવૃત્તિ** સ્ત્રી૰ અંતઃકરણની ઇચ્છા;

**અંતરવેલ** સ્ત્રી૰ એક વેલ; અમરવેલ

**અંતરસ** ન૰ [જુઓ અંતરાશ] પાણી કે ખોરાકનું શ્વાસનળીમાં પેસી જવું તે

**અંતરંગ** વિ૰ નજીકનું; અંદરના ભાગનું (૨) આત્મીય; દિલોજાન (૩) વિશ્વાસુ (૪) ન૰ અંદરનો ભાગ

**અંતરાઈ** સ્ત્રી૰ અંતર; છેટું (૨) જુદાઈ

**અંતરાત્મા** પું૰[સં.]જીવાત્મા(૨)અંતઃકરણ

**અંતરામણ** સ્ત્રી૰ અંતરાવું તે

**અંતરાય** પું૰[સં.]અડચણ; વિઘ્ન. **૰ક,-યી** વિ૰ આડે આવતું; વિઘ્નકર્તા

**અંતરાલ** ન૰[સં.]વચમાંની જગ્યા;વચગાળો (૨) અંતર (૩) અવકાશ

**અંતરાવું** અ૰ક્રિ૰ 'આંતરવું'નું કર્મણિ; રોકાવું; સપડાવું; ઘેરાઈ જવું

**અંતરાશ(-સ)** સ્ત્રી૰; ન૰ [સં. अंतराशन] જુઓ અંતરસ

**અંતરાળ** ન૰ જુઓ અંતરાલ [મંડળ

**અંતરિ(-રી)ક્ષ** ન૰ [સં.] આકાશ; ગગન-

**અંતરિત** વિ૰ [સં.] વચ્ચે આંતરાની જેમ આવેલું (૨) ઢંકાયેલું (૩) આંતરી લીધેલું (૪) છૂટું પાડેલ

**અંતરિન્દ્રિય** સ્ત્રી૰ [સં.] અંતઃકરણ; મન

**અંતરિયાળ** અ૰ [સં. अंतराल] અધવચ; અધ્ધર

**અંતરીક્ષ** ન૰ જુઓ અંતરિક્ષ

**અંતરો** પું૰ [સં. अंतरा] ધ્રુપદના ત્રણ ભાગમાંનો બીજો; આંતરો; ધ્રુવપદ પછી આવતી દરેક ટૂંક

**અંતર્કલહ** પું૰ માંહોમાંહે કજિયો

**અંતર્ગત** વિ૰ [સં.] અંદર સમાયેલું

**અંતર્ગૃહ** ન૰ [સં.] ઘરનો અંદરનો ખંડ-ભાગ [ન૰ જ્ઞાનચક્ષુ

**અંતર્ચ(-ક્ષ)ક્ષુ** વિ૰ અંતરદૃષ્ટિવાળું (૨)

**અંતર્જ(-યા)મી** વિ૰મનોવૃત્તિ જાણનારું (૨) પું૰ પરમાત્મા

**અંતર્જ્ઞાન** ન૰ [સં.] અંદરનું-ગૂઢ જ્ઞાન(૨) અંદરનું-સાહજિક જ્ઞાન

**અંતર્દશા** સ્ત્રી૰[સં.]અંદરની-ખરી હાલત (૨)અંતરની-મનની સ્થિતિ(૩)(માણસ-ની સ્થિતિ ઉપર) એક ગ્રહની મહાદશામાં આવતી બીજા ગ્રહોની ટૂંકી દશા [જ્યો.]

**અંતર્દૃષ્ટિ** સ્ત્રી૰ [સં.] અંતરદૃષ્ટિ

**અંતર્ધાન** ન૰[સં.]અદૃશ્ય-અલોપ થવું તે

**અંતર્નાદ** પું૰ અંતરનાદ

**અંતર્મુખ** વિ૰ [સં.] અંદર વળેલું; આત્મ-ચિંતનપરાયણ [અંતર્જામી

**અંતર્યામી** વિ૰ (૨) પું૰ [સં.] જુઓ

**અંતર્વર્તી** વિ૰ [સં.] અંદરનું; અંતર્ગત

**અંતર્વૃત્તિ** સ્ત્રી૰ અંતરવૃત્તિ

**અંતર્હિત** વિ૰ [સં.] ગુપ્ત, અદૃશ્ય

**અંતવેળા** સ્ત્રી૰ મરણકાળ

**અંતશ્ચક્ષુ** વિ૰ (૨) ન૰ જુઓ અંતર્ચક્ષુ

**અંતસ્થ** વિ૰ [સં.] અંદર રહેલું; વચમાં રહેલું; અંદરનું (૨) સ્વર અને વ્યંજન બંનેના ધર્મવાળો (અર્ધસ્વર) [વ્યા.]

**અંતઃ** અ૰ [સં.] શબ્દની પૂર્વે 'અંદરનું', 'વચમાં' એવા અર્થમાં. **૰કરણ** ન૰[સં.]

P156:4R 3978

જ્ઞાન, સુખાદિના અનુભવનું સાધન; મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ પદોથી ઓળખાતી અંદરની ઇંદ્રિય (૨) અંતર; હૃદય; 'કૉન્શિયન્સ'. **૦કેંદ્ર** ન૦ અંદરનું મધ્યબિંદુ; 'ઈન સેન્ટર' [ગ.]. **૦કોણ** પું૦ [ગ.]. 'ઇન્ટીરિયર ઍન્ગલ' (૨) 'ઇન્ટરનલ ઍન્ગલ'. **૦પુર** ન૦ [સં.] જનાનખાનું. **૦પ્રવાહ** પું૦ અંદરનો –છૂપો પ્રવાહ. **૦પ્રેરણા** સ્ત્રી૦ જુઓ સહજબુદ્ધિ. **૦શત્રુ** પું૦ અંદરનો–ઘરનો માણસ છતાં શત્રુ(૨) હૃદયમાં રહેલો દુશ્મન (કામક્રોધાદિ). **૦સત્ત્વા** વિ૦ સ્ત્રી૦ [સં.] સગર્ભા. **૦સ્થ** વિ૦ [સં.] જુઓ અંતસ્થ

**અંતિક** વિ૦ [સં.] પાસેનું; નજીકનું

**અંતિમ** વિ૦ [સં.] છેલ્લું; જહાલ

**અંતિયું** વિ૦ [સં.अंत] અંતે આવેલું(૨) બહુ જ ખિજાયેલું; જીવ ઉપર આવેલું[લા.](૩) ન૦બ૦વ૦ અંતે આવેલાએ કરેલું વર્તન

**અંતે** અ૦ [સં.] છેવટે; આખરે

**અંતેવાસી** વિ૦ [સં.] પાસે રહેનારું (૨) પું૦ (ગુરુની સમીપ રહેનાર) શિષ્ય

**અંત્ય** વિ૦ [સં.] છેવટનું; છેલ્લું. **૦કર્મ** ન૦, **૦ક્રિયા** સ્ત્રી૦[સં.]અગ્નિસંસ્કાર. **૦જ** વિ૦ [સં.]પંચમવર્ણનું;અસ્પૃશ્ય ગણાતી વર્ણનું (૨) પું૦ એ વર્ણનો માણસ. **૦પદ** ન૦ ગુણોત્તરનું છેલ્લું પદ; 'એકસ્ટ્રીમ ટર્મ' [ગ.]. **–ત્યાક્ષરી** સ્ત્રી૦બોલાયેલી કવિતાના છેલ્લા અક્ષરથી શરૂ થતી બીજી કવિતા બોલવાની રમત. **–ત્યાશ્રમી** વિ૦ [સં.] સંન્યાસી. **–ત્યેષ્ટિ** સ્ત્રી૦ [સં.] અંત્યક્રિયા

**અંત્ર** ન૦ [સં.] આંતરડું

**અંદર** અ૦ [ફા.]માં; મહીં. **૦ખાને(૦થી)** અંદરથી; છૂપી રીતે

**અંદાજ** પું૦[ફા.]અડસટ્ટો; આશરો. **૦પત્ર, પત્રક** પું૦;ન૦(વ્યક્તિ કે સંસ્થાનાં)વાર્ષિક આવક અને ખર્ચનો અંદાજી હિસાબ બતાવતું કાગળિયું; બજેટ. **–જી** વિ૦ અંદાજથી નક્કી કરેલું [સાંકળ

**અંદુ(–દૂ)ક** સ્ત્રી૦[સં.]હાથીને પગે બાંધવાની

**અંદેશ(–શો)** પું૦ [ફા.] સંદેહ; વહેમ

**અંદોલન** ન૦[સં.] આંદોલન. **–નું** સ૦ ક્રિ૦ [સં. अंदोल्] હીંચોળવું; ઝુલાવવું

**અંધ** વિ૦ [સં.] આંધળું(૨)વગર સમજનું; વિવેકહીન [લા.]. **૦ક** વિ૦ [સં.]ઝાંખું; ઝળઝળું(૨)ફીકું(૩)પું૦એક રાક્ષસ.**૦કાર** પું૦[સં.] અંધારું. **૦તામિસ્ર** પું૦ [સં.] પૂર્ણઅંધકાર(૨)અજ્ઞાન.**૦પરંપરા** સ્ત્રી૦ આંધળાઓની હાર (જોયા વિચાર્યા વિના ચાલનારાઓની મંડળી). **૦પંગુન્યાય** પું૦ આંધળો ને પાંગળો પરસ્પર સહાયથી કામ ઉકેલે એવો ન્યાય. **૦પૂજા** સ્ત્રી૦ આંધળી પૂજા. **૦ભક્તિ** સ્ત્રી૦ આંધળી–વગર સમજની ભક્તિ. **૦શ્રદ્ધા** સ્ત્રી૦ આંધળી–વગર સમજની શ્રદ્ધા. **૦હસ્તીન્યાય** પું૦ હાથીનો પગ જોનાર આંધળો એને થાંભલા જેવો કલ્પે, કાન જોનાર સૂપડા જેવો કલ્પે એવો ન્યાય

**અંધાધૂની** સ્ત્રી૦ જુઓ અંધાધૂંધી

**અંધાધૂંધ (–ધી)** સ્ત્રી૦ અરાજકતા; અતિશય અવ્યવસ્થા

**અંધાપો** પું૦ આંધળાપણું

**અંધાર** પું૦ [સં.अंधकार]અંધારું. **૦કોટ** પું૦ વરસાદનો ગોરંભો; એથી થતું અંધારું. **૦કોટડી** સ્ત્રી૦ અંધારી ઓરડી(૨)તુરંગ; કેદખાનું. **૦પછેડી** સ્ત્રી૦, **૦પછેડો** પું૦ જે ઓઢવાથી અદૃશ્ય કે અછતું રહેવાય એવું (કાળું કે જાદુઈ) વસ્ત્ર (૨) ગુપ્ત કે અજ્ઞાત રહેવું તે [લા.]. **૦પિછોડી** સ્ત્રી૦ **૦પિછોડો** પું૦ જુઓ અંધારપછેડી. **૦વું** અ૦ ક્રિ૦ વાદળાંથી આકાશ ઘેરાવું–ઘનઘોર થવું. **–રાં** ન૦બ૦વ૦ આંખ સ્પષ્ટ ન દેખી શકે તેવું થવું તે; ચક્કર; તમ્મર. **–રિયું** વિ૦ અંધારાવાળું (૨) ન૦ જેમાં ચંદ્ર ન દેખાય એવું પખવાડિયું; કૃષ્ણપક્ષ. **–રી** સ્ત્રી૦ આંખઢાંકણી; આંખનો દાબડો (૨) સોનીનું એક ઓજાર (૩) ભૂરકી(૪) તમ્મર (૫) જેલની અંધારી કોટડી કે તેમાં પૂરી રાખવાની સજા

**અંધારું** ન૦ [સં. અંધકાર] પ્રકાશનો અભાવ (૨) અંધેર [લા.] (૩) ગુપ્તતા (૪) અજ્ઞાન (૫) વિ૦ અંધારાવાળું. ૦ઘોર વિ(૨)ન૦ ખૂબ ગાઢું અંધારું
**અંધું** વિ૦ [સં. અંધ] આંધળું
**અંધેર** ન૦ [સં. અંધકાર] અવ્યવસ્થા; અરાજકતા. ૦નગરી, -રીનગરી સ્ત્રી૦ અરાજકતાના ધામરૂપ એક કલ્પિત નગરી; સાવ અંધાધૂંધી
**અંબ** ન૦ [સં. અંબુ] પાણી (૨) સ્ત્રી૦ [સં.] મા; દેવી
**અંબટ** વિ૦ [સં.अम्ल] ખાટું
**અંબર** ન૦ [સં.] આકાશ (૨) વસ્ત્ર (૩) કસબી બુટ્ટાવાળી રેશમી સાડી (૪) એક સુગંધી પદાર્થ
**અંબષ્ઠ** પું૦ [સં.] બ્રાહ્મણથી વાણિયણને થયેલો પુત્ર (૨) મહાવત
**અંબા** સ્ત્રી૦ [સં.] મા (૨) દુર્ગા. ૦જી સ્ત્રી૦ અંબા ભવાની કે એમનું ધામ (આબુ પાસે)
**અંબાટ** પું૦ ખાટા પદાર્થની દાંતને થતી અસર
**અંબાડ** પું૦ અંબાટ [કા.] (૨) આંખમાં તીવ્ર ઔષધ નાખ્યા પછી અમુક વખત સુધી તેની જે અસર પહોંચે છે તે
**અંબાડાં** ન૦બ૦વ૦ [સં. आम्रातक] એક જાતનાં ખાટાં ફળ
**અંબાડિયું** ન૦ છાણાંનો ઢગલો
**અંબાડી** સ્ત્રી૦ [અ. अम्मारी] હાથી ઉપરની બેઠક
**અંબાલવાની** સ્ત્રી૦ એક દેવી
**અંબાર** પું૦ [ઘ. ઇંબાર] ઢગલો; ભંડાર
**અંબાવું** અ૦ ક્રિ૦ ખટાઈ જવું
**અંબિકા** સ્ત્રી૦ [સં.] અંબા ભવાની (૨) ધૃતરાષ્ટ્રની માતા
**અંબુ** ન૦ [સં.] પાણી. ૦જ વિ૦ [સં.] પાણીમાં ઉપજેલું (૨) ન૦ કમળ (૩) પું૦ ચંદ્ર. ૦જા સ્ત્રી૦ [સં.] લક્ષ્મી. ૦દ, ૦ધર, પું૦ [સં.] વાદળ. ૦ધિ, ૦નિધિ, ૦રાશિ પું૦ [સં.] સમુદ્ર. ૦રુહ ન૦ [સં.] કમળ
**અંબોડિયું** ન૦ જુઓ આંબોળિયું
**અંબોડી** સ્ત્રી૦ નાનો અંબોડો. -ડો પું૦ [દે. आमोड] માથાના કેશનો પાછળ વાળવામાં આવતો બંધ. -રડો પું૦ અંબોડો [પ.]
**અંબોળવું** સ૦ ક્રિ૦ ખટાશ લગાડવી (૨) ઉમેરવું; વધારવું
**અંભ** ન૦ [સં.] અંબ; પાણી. -ભોજ ન૦ કમળ. -ભોદ, -ભોધર પું૦ [સં.] વાદળ. -ભોધિ, -ભોનિધિ પું૦ [સં.] સમુદ્ર; અંબુધિ. -ભોરુહ ન૦ [સં.] કમળ
**અંશ** પું૦ [સં.] ભાગ (૨) પરિઘના ૩૬૦મા ભાગથી વર્તુલના મધ્યબિંદુએ આંતરાતા ખૂણાનું માપ [ગ.] (૩) અપૂર્ણાંકમાં લીટી ઉપરનો અંક; પૂર્ણ સંખ્યાના છેદોમાંથી લીધેલા વિભાગ. [ગ.] (૪) ઉષ્મામાન માપવાનો એકમ; 'ડિગ્રી' [પ. વિ.] ૦તઃ અ૦ [સં.] કાંઈક અંશે; અમુક દરજ્જે
**અંશભાગી** વિ૦ (૨) પું૦ ભાગ પડાવનાર
**અંશાવતાર** પું૦ [સં.] જેમાં ઈશ્વરની વિભૂતિનો માત્ર અંશ હોય તેવો અવતાર
**અંશાંશીભાવ** પું૦ [સં.] અવયવ અને અવયવીનો સંબંધ [વ્યા.]
**અંશિક** વિ૦ [સં.] થોડું; થોડા ભાગનું.
**અંશી** વિ૦ [સં.] અંશવાળું (૨) ભાગ પડાવનારું; ભાગિયું (૩) અવયવી; ભાગવાળું. ૦જન પું૦ દેવાંશી માણસ
**અંશુ** ન૦ [સં.] કિરણ
**અંશુક** ન૦ [સં.] ઝીણું કપડું (૨) રેશમી કપડું
**અંશુમાન(-લી)** પું૦ [સં.] સૂર્ય
**અંસ** પું૦ [સં.] ખભો
**અંહ** અ૦ [રવ૦] કરડાકી વગેરેનો ઉદ્ગાર

# આ

**આ** પું૦ [સં.] વર્ણમાળાનો બીજો અક્ષર (૨)વ્યંજનથી શરૂ થતા શબ્દની પૂર્વે '–ની શરૂઆતથી' કે '–એટલે સુધી' એવા અર્થમાં અ૦ બનાવે. ઉદા૦ 'આજન્મ', 'આકંઠ'(૩)ઉપસર્ગ: ઓછાપણું, અલ્પતા બતાવે: ઉદા૦ આકંપ. ઊલટાપણું બતાવે: ઉદા૦ આગમન. '–ની તરફ, –ની પાસે' એવા અર્થમાં: ઉદા૦ 'આકર્ષણ'. 'ચારે તરફ' એવા અર્થમાં: ઉદા૦ 'આવર્ત'. 'ઉપર' એવા અર્થમાં: ઉદા૦ આરોહ (૪) સંસ્કૃત વ્યાકરણ પ્રમાણે અકારાન્ત વિ૦નું વિ૦ સ્ત્રી૦ રૂપ બનાવે. ઉદા૦ સુશીલ–લા

**આ** સ૦ (૨) વિ૦ [સં. અયમ્] 'નજીકનું', 'બતાવેલું તે' – એવો અર્થ બતાવે છે

**–આ** અંકને છેડે લાગતાં તે અંકના (પું૦ બ૦વ૦માં) 'આંક કે ઘડિયો' એ અર્થ બતાવે છે. ઉદા૦ અગિયારા, વીસા વગેરે

**આઇતવાર** પું૦[સં. આદિત્યવાર] રવિવાર

**આઇસ** પું૦[ઇં.]બરફ. ૦ક્રીમ પું૦ [ઇં.]ખાંડ, મસાલો વગેરે નાખીને બરફ વડે ઠારેલા (દૂધ, આમરસ વગેરે) પ્રવાહીની વાની

**–આઈ** પ્રત્યય. વિ૦ઉપરથી(સ્ત્રી૦)ભાવવાચક નામ બનાવે છે. ઉદા૦ મોટાઈ, ગરીબાઈ, લંબાઈ(૨)ક્રિ૦ પરથી પણ બનાવે છે. ઉદા૦ લડવું–લડાઈ; છાપવું–છપાઈ વગેરે

**આઈ** સ્ત્રી૦ [મ.] મા (૨) દાદી (૩) દેવી. ૦જી સ્ત્રી૦ સાસુ

**આઈન** પું૦ [ફા.] કાયદો

**આઈન** પું૦[ફા. आईनह] આયનો; અરીસો

**આઉ** ન૦ બાવલું

**–આઉ** પ્રત્યય. ક્રિ૦ પરથી (તે ક્રિયાના ગુણવાળું એવા અર્થનું) વિ૦ બનાવે છે. ઉદા૦ ફળાઉ, ઉપજાઉ, કમાઉ

**આક** પું૦ [સં.અર્ક] જુઓ આકડો. ૦ડિયું વિ૦ આકડાનું (૨) ન૦ આકડાનું રૂ (૩) આકડાનું દૂધ એકઠું કરવાનું શિંગડું

**આકડી** સ્ત્રી૦ આકડાની એક જાત; સફેદ આકડો. **–ડો** પું૦ [સં. अर्क] એક વનસ્પતિ

**આકર** પું૦[સં.] ખાણ (૨) સમૂહ. ૦ગ્રંથ પું૦ આકરરૂપ પ્રમાણભૂત ગ્રંથ

**આકરણ** સ્ત્રી૦ હાક પાડી–ધાંટો પાડીને બોલાવવું તે

**આકરું** વિ૦ સખત (૨) મુશ્કેલ (૩) આકળું (૪) મોંઘું

**આકર્ષક** વિ૦ [સં.] ખેંચાણ કરે તેવું (૨) મોહક. **–ણ** ન૦[સં.] ખેંચાણ (૨) મોહ. **–વું** સ૦ક્રિ૦ [સં. आकृष्] ખેંચવું (૨)મોહ પમાડવું

**આકર્ષિત** વિ૦ [સં.] આકર્ષાયેલું

**આકલન** ન૦ [સં.] ગ્રહણ કરવું તે (૨) સમજવું તે (૩) ગણવું તે. ૦શક્તિ સ્ત્રી૦ આકલન કરવાની શક્તિ

**આકલિત** પું૦ [સં.]સમજાવેલું(૨)ગૂંથાયેલું

**આકસબાકસ** ન૦ આ તે (૨) કાચુંકોરું

**આકસ્મિક** વિ૦ [સં.] ઓચિંતું

**આકળવિકળ** વિ૦ [સં. आकुलव्याकुल] ગભરાયેલું

**આકળું** વિ૦ [સં. आकुल] અધીરું (૨) ઝટ ગુસ્સે થઈ જાય એવું

**આકંઠ** અ૦ [સં.] ગળા સુધી

**આકા** પું૦ [અ.] શેઠ

**આકાડો(–દો)ડી** સ્ત્રી૦ આકડાનું જીંડવું

**આકાર** પું૦ [સં.] આકૃતિ; ઘાટ(૨)વિગોટી. ૦ણી સ્ત્રી૦ જમાબંધી (૨) કિંમત કરવી તે(૩)આંક પાડવાનું ઓજાર. ૦વું સ૦ક્રિ૦ મૂલવવું (૨)અડસટ્ટો કાઢવો(૩)જમીનની માપણી કરવી (૪) ઉધારવું. ૦સૌષ્ઠવ ન૦ આકારની સુંદરતા

**આકાશ** ન૦ [સં.] ખાલી શૂન્ય સ્થાન; 'સ્પેસ' (૨) ગગન. ૦કુસુમ ન૦ [સં.] આકાશના પુષ્પ જેવી અસંભવિત વાત. ૦ગંગા સ્ત્રી૦ [સં.] આકાશમાં રાતે

અસંખ્ય ચાંદરણીઓનો જે લાંબો સફેદ, ચળકતો પટ દેખાય છે તે. ૦ગામી વિ૦ [સં.] આકાશમાં ફરનારું (૨) દિવ્ય. ૦ભાષિત ન૦ [સં.] રંગભૂમિ બહારની કોઈ વ્યક્તિ સાથે જાણે વાત કરતો હોય તે રીતે નટે કરેલી ઉક્તિ. ૦વાણી સ્ત્રી૦ [સં.] દેવવાણી (૨) રેડિયોની વાણી. ૦વાસી વિ૦ [સં.] આકાશમાં રહેનારું (૨) પું૦ દેવ. -શિયું વિ૦ જેના પાકનો આધાર વરસાદ ઉપર હોય એવું (૨) ન૦ ઘઉંની એક જાત

**આકાંક્ષા** સ્ત્રી૦ [સં.] ઇચ્છા; આશા

**આકીન** પું૦; ન૦ [અ. यक़ीन] શ્રદ્ધા

**આકીર્ણ** વિ૦ [સં.] વ્યાપ્ત (૨) સંકુલ

**આકુલ** [સં.](-ળ), ૦વ્યાકુલ [સં.] (-ળ) વિ૦ ખૂબ ગભરાયેલું

**આકુંચન** ન૦ [સં.] સંકોચ

**આકૂણું** ન૦ આકડાનું છૂંટવું; આકાદોડી

**આકૃતિ** સ્ત્રી૦ આકાર (૨) મૂર્તિ (૩) રેખાથી દોરેલો આકાર

**આકૃષ્ટ** વિ૦ [સં.] આકર્ષેલું; ખેંચેલું

**આક્રમક** વિ૦ [સં.] આક્રમણ કરનાર.-ણ ન૦ [સં.] ચડાઈ; હુમલો. -ણશીલ, -ણાત્મક વિ૦ [સં.] આક્રમણ કરવાના સ્વભાવવાળું; 'ઍગ્રેસિવ'

**આક્રંદ** ન૦ [સં.] રુદન; વિલાપ

**આક્રાંત** વિ૦ [સં.] છીની લીધેલું (૨) (પગ) નીચે વાટેલું (૩) ઓળંગેલું

**આક્રોશ** પું૦[સં.]ઘાંટો પાડીને બોલવું-રડવું તે

**આક્ષિપ્ત** વિ૦[સં.]ખેંચેલું;ઝૂંટવી લીધેલું(૨) નિંદાયેલું

**આક્ષેપ** પું૦ [સં.] આરોપ (૨) નિંદા

**આખડવું** અ૦ક્રિ૦ [સં. आस्खल्] રખડવું (૨) ઠોકર ખાવી (૩) લડી પડવું

**આખડી** સ્ત્રી૦ બાધા; માનતા

**આખર** સ્ત્રી૦ [અ. आख़िर] અંત (૨) અ૦ અંતે. ૦ઘડી સ્ત્રી૦ છેલ્લી ઘડી (૨) મોતનો વખત

**આખરણ** ન૦ મેળવણ; અધરકણ

**આખરવું** સ૦ ક્રિ૦ અધરકવું

**આખર સરવાળે** અ૦ છેવટે; પરિણામે

**આખરી** વિ૦ આખરનું; અંતિમ. -રે અ૦ છેવટે (૨) નિરુપાયે

**આખલાઉધામી** સ્ત્રી૦ આખલા જેવું તોફાન; ધિંગામસ્તી

**આખલો** પું૦ સાંઢ; ખસી ન કરેલો બેલ

**આખળિયો** પું૦ આહણી

**આખળી** સ્ત્રી૦ પથ્થર ઘડવાની જગા

**આખા** પું૦ બ૦ વ૦ [સં. अक्षत] અક્ષત; વણભાગેલા ચોખા

**આખાખાઉ** વિ૦ (વગર હકે) આખું ખાઈ જવાની વૃત્તિવાળું; લોભિયું

**આખાડ** પું૦+જુઓ આષાઢ. ૦ભૂતી વિ૦ અષાઢમાં થયેલું(૨)પું૦ધર્મઢોંગી; ધુતારો. -ડું વિ૦ અષાઢને લગતું

**આખાબોલું** વિ૦ સાફ વાત કરનારું (૨) કડવાબોલું [મોં [કા.]

**આખિયું** ન૦ ચામડાની પખાલનું ઉપલું

**આખિયો** પું૦ પૂરા કદનો મોટો પતંગ

**આખિર** સ્ત્રી૦ [અ.] આખર; અંત

**આખી** સ્ત્રી૦ અક્ષત ઉતારવા તે (૨) દાણા વાળવા તે

**આખુ** પું૦ [સં.] ઉંદર. ૦કણી સ્ત્રી૦ઉંદરિયું

**આખું** વિ૦ [સં. अक्षत] ભાગ્યા વિનાનું; અખંડ.૦પાખું,૦ભાગ્યું વિ૦અધુંપધું'; અધકચરું

**આખૂન** [ફા.],૦જી, **આખૂંદજી** પું૦ ગુરુ; ઉસ્તાદ (૨) અરબી ભાષાનો શિક્ષક

**આખેટ** પું૦[સં.]શિકાર;મૃગયા.૦ક વિ૦[સં.] શિકાર કરનાર(૨) પું૦શિકારી (૩) કૂતરો

**આખોઘડી**(૦એ) અ૦ વારંવાર

**આખ્યા** સ્ત્રી૦[સં.]નામ(૨)અટક(૩)નામના (૪) આવા. ૦ત વિ૦[સં.]વર્ણવાયેલું(૨) જેનાં રૂપાખ્યાન કરવામાં આવ્યાં છે તેવું [વ્યા.](૩)ન૦ક્રિયાપદ. ૦તા પું૦[સં.] આખ્યાન કરનાર. ૦ન ન૦[સં.]કથા; વૃત્તાંત. ૦નક ન૦[સં.] ટૂંકું આખ્યાન. -યિકા સ્ત્રી૦ [સં.] કથા (૨) વંશાવલીનું વર્ણન

**આગ** પું૦ [સં. आगम्] આવરો; આવવું તે
**આગ** સ્ત્રી૦[સં. अग्नि] દેવતા (૨) બળતરા (૩) લાય (૪) ક્રોધ વગેરેના આવેશની લાગણી [લા.]. **૦ગાડી** સ્ત્રી૦ રેલગાડી
**આગતાસ્વાગતા** સ્ત્રી૦ આવેલાનો આદર-સત્કાર; પરોણાચાકરી
**આગદાન** ન૦ અગ્નિપાત્ર; આગિયું (૨) પુણ્યાર્થે અગ્નિસંસ્કાર કરવો વા તેનાં સાધન પૂરાં પાડવાં તે
**આગબોટ** સ્ત્રી૦આગશક્તિથી ચાલતું વહાણ; ['સ્ટીમર'
**આગમ** પું૦ [સં.] આગમન; જન્મ (૨) શાસ્ત્ર; ધર્મશાસ્ત્ર (૩) પ્રાચીન જૈન ધર્મ-ગ્રંથ (૪) મંત્રશાસ્ત્ર (૫) દસ્તાવેજ (૬) પ્રત્યય
**આગમચ(-જ)** અ૦ પહેલેથી; અગાઉ
**આગમણ** સ્ત્રી૦ ચૂલાનો આગલો ભાગ (જ્યાં અંગારા કાઢી ઓલવાય છે)
**આગમન** ન૦ [સં.] આવવું તે
**આગમનિગમ** ન૦ વેદશાસ્ત્ર; શાસ્ત્રો
**આગરણ(ણ,)** સ્ત્રી૦ લુહારની કોઢ કે ભઠ્ઠી (૨) સોનીની ભઠ્ઠી (૩) હિંદુ ખલાસીની સ્ત્રી [કા.]
**આગરવું** સ૦ ક્રિ૦ સરખે અંતરે બંધ [નાખવા
**આગરો** પું૦ નાણાંભીડનો-તંગીનો વખત
**આગલીપાછલી** સ્ત્રી૦ગઈગુજરી;જૂની વાત
**આગલું (લું,)** વિ૦ [સં. अग्रिम] અગાઉ બનેલું (૨) મુખ્ય. **૦પાછલું** વિ૦(૨) ન૦ આગળ પાછળનું
**આગવાળો** પું૦ ઍંજિન બૉઈલરમાં કોલસા પૂરનારો; 'ફાયરમૅન
**આગવું** વિ૦ ઇલાયદું; પોતા માટેનું
**આગ(-ગુ)વો** પું૦ અગ્રણી; ભોમિયો
**આગળ** અ૦ [સં. अग्रे] અગાઉ (૨) પાસે; કને (૩) સન્મુખ; સામે (૪) હવે પછી. **૦ઉપર** અ૦ ભવિષ્યમાં. **૦પડતું** વિ૦ જાહેરમાં આવતું (૨) મોખરેનું. **૦પાછળ** અ૦ આગળ અને પાછળ (સમય ને સ્થળ) (૨) ચારે પાસે. **૦વેડા** પું૦ બ૦ વ૦ વધારે પડતું આગળ પડવું તે

**આગળિયો** પું૦, **આગળી** સ્ત્રી૦ જુઓ આગળો
**આગળું** વિ૦[જુઓ આગલું]ચડિયાતું;શ્રેષ્ઠ
**આગળો** પું૦ [સં. अर्गल] બારણું ઉઘાડવા વાસવાની કળ; ઉલાળો
**આગંતુક** વિ૦ [સં.] આવી ચડેલું; હમેશનું નહિ એવું (૨) વગર નોતરે આવેલું (૩) પું૦ અતિથિ (૪) મુસાફર
**આગા** પું૦ [તુર્કી] આકા; શેઠ. **૦ખાન** પું૦ ખોજાઓનો ધર્મગુરુ **૦ખાની** વિ૦ આગાખાનના ધર્મને અનુસરતું
**આગામિક,આગામી** વિ૦[સં.]આવનારું; ભવિષ્યનું
**આગાર** ન૦ [સં.] ઘર
**આગાહી** સ્ત્રી૦ [फा.] ભવિષ્યનું સૂચન
**આગિયા** પું૦ એક પક્ષી
**આગિયા-ખડક** પું૦ જ્વાળામુખી પર્વત
**આગિયું** વિ૦ [જુઓ આગ] આગવાળું (૨)જલદ;મિજાજી(૩)ન૦ જુઓ આગદાન (૪) ઊભા મોલે ડૂંડામાંના દાણા બળી જાય તે રોગ (બહુધા જુવારમાં)
**આગિયો** પું૦ ['આગ' પરથી] ખદ્યોત (૨) જુવાર ઇત્યાદિનો એક રોગ (૩) એક જાતની ધોળી જુવાર (૪) જેને અડકવાથી લાય ન બળે પણ પાક બળી જાય એવો એક છોડ (૫) વૈતાલ
**આગુ** વિ૦ + આગલું
**આગુવો** પું૦ જુઓ આગવો
**આગે** અ૦[સં. अग्रे] આગળ. **૦કદમ** ન૦, **૦કૂચ** સ્ત્રી૦ આગળ ધપવું તે; પ્રગતિ. **૦વાન** વિ૦ આગળ ચાલનાર (૨) પું૦ નેતા;સરદાર. **૦વાની** સ્ત્રી૦ આગેવાનપણું
**આગોતર(-રું)** વિ૦ શરૂઆતનું; પહેલાંનું (૨) પાસેનું
**આગ્નેય** વિ૦[સં.]-અગ્નિનું (૨) અગ્નિકોણ સંબંધી.**-યાસ્ત્ર** ન૦ અગ્નિ વડે ઉપયોગ કરાય તેવું હથિયાર
**આગ્રયણ** પું૦[સં.]યજ્ઞકાલ(૨)ન૦વર્ષાઋતુને અંતે પહેલા પાકની આહુતિ

**આગ્રહ** પું૰ [સં.] ખંત; નિશ્ચય (૨) હઠ, મમત (૩) ઘણી વિનંતિ
**આગ્રહાયણ** પું૰ [સં.] માગશર
**આગ્રહી** વિ૰ આગ્રહવાળું
**આઘડું** વિ૰ આઘું
**આઘાત** પું૰ [સં.] પ્રહાર (૨) અવાજ થાય એવી રીતે અથડાવું તે (૩) દુઃખની તીવ્ર લાગણી
**આઘું** વિ૰ દૂર; છેટું (૨) ક્રિ૰ વિ૰ આગળ. ૰**બેસવું** = દૂર ખસવું; છૂટે-નજીક નહિ એમ-બેસવું (૨) સ્ત્રીએ દૂર બેસવું; અટકાવ આવવો
**આઘુંપાછું** વિ૰ (સમય કે અંતરમાં) આગળ પાછળ આવતું; અહીં તહીં ક્યાંક હોય એવું; સ્થાનફેર થયેલું (૨) (જગાફેર થયેથી) નજરે ન પડે એવું (૩) ખોટું ખરું
**આઘે** અ૰ દૂર; વેગળે. ૰**થી** અ૰ દૂરથી. ૰**નું** વિ૰ દૂરેનું (૨) ભવિષ્યનું. ૰**રું** વિ૰ આઘું [પ.]
**આઘ્રાણ** ન૰ [સં.] સૂંઘવું તે (૨) તૃપ્તિ
**આચકવું** સ૰ ક્રિ૰ આંચકા સાથે લઈ લેવું
**આચકી** સ્ત્રી૰ આંચકી; તાણ. **-કો** પું૰ આંચકો; ધક્કો (૨) સંકોચ; આનાકાની [લા.] (૩) ધ્રાસકો (૪) ખોટ
**આચમન** ન૰ [સં.] જમણી હથેલીમાં થોડું પાણી લઈ પી જવું તે (૨) પ્રવાહી પ્રસાદ. **-ની** સ્ત્રી૰ આચમન માટેની ચમચી. **-વું** સ૰ક્રિ૰ [સં. આચમ્] આચમન કરવું
**આચરકૂચર** વિ૰ પરચૂરણ (૨) ન૰ પરચૂરણ ખાવાનું (૩) પરચૂરણ સરસામાન
**આચરણ** ન૰ [સં.] ચાલચલગત; વર્તણૂક (૨) ચારિત્ર; લક્ષણ (૩) વ્યવહાર; અમલ. **-ણીય** વિ૰ [સં.] આચરવા યોગ્ય. **-વું** સ૰ક્રિ૰ [સં. આચર્] કરવું; પાળવું (૨) અ૰ક્રિ૰ વર્તવું; ચાલવું
**આચાર** પું૰ [સં.] વર્તન (૨) સદાચરણ (૩) વિધિ (૪) ધર્મશાસ્ત્રમાં કહેલા આચરણના નિયમો (૫) શિષ્ટ સંપ્રદાય. ૰**જડ** વિ૰ જડની પેઠે વિચાર વિના માત્ર આચારને વળગી રહેતું (૨) આચારને વળગી રહીને વિચારશૂન્ય બનેલું. ૰**ભ્રષ્ટ** વિ૰ આચારથી ભ્રષ્ટ; પતિત. ૰**વિચાર** પું૰ બ૰ વ૰ વર્તન અને વિવેક (૨) ધાર્મિક રીતરિવાજ અને માન્યતાઓ
**આચારી** વિ૰ આચાર પાળનારું-ચુસ્ત
**આચાર્ય** પું૰ [સં.] ધર્માધ્યક્ષ (૨) વેદાદિ વિદ્યા શીખવનાર (૩) મંત્રોપદેશ કરનાર (૪) મુખ્ય શિક્ષક; 'પ્રિન્સિપાલ' (૫) ગોર (૬) વિદ્વાન
**આચ્છાદન** ન૰ [સં.] ઓઢવાનું કે ઢાંકવાનું જે હોય તે (૨) સંતાડવું તે. **-વું** સ૰ ક્રિ૰ [સં. આચ્છાદ્] ઢાંકવું
**આચ્છાદિત** વિ૰ [સં.] છવાયેલું; ઢંકાયેલું
**આછ** સ્ત્રી૰ [જુઓ આછું] ઓછાપણું (૨) છાશનું પાણી (૩) પાતળાપણું
**આછકલાઈ** સ્ત્રી૰, **-લાપણું** ન૰, **-લાવેડા** પું૰બ૰વ૰ આછકલું વર્તન
**આછકલું** વિ૰ છીછરા મનનું (૨) ફૂલણજી
**આછણલૂછણ** ન૰ વરણાગિયાપણું
**આછર** પું૰ પોશાક (૨) પાથરણું (૩) સ્ત્રી૰ ગધેડાની ગૂણ નીચેની ગાદી
**આછરવું** અ૰ક્રિ૰ ઓસરવું (૨) નરમ પડવું (૩) પાથરવું
**આછરિયું** ન૰ પાથરણું (૨) ગધેડાની આછર
**આછું** વિ૰ છૂટું છૂટું (૨) થોડું (૩) પાતળું (૪) ઝાંખું. ૰**પાતળું** વિ૰ થોડુંઘણું (૨) જેવું તેવું. **-છેરું** વિ૰ આછું. **-છોતરું** વિ૰ ઘણું જ આછું; સ્વલ્પ
**આજ** અ૰ [સં. અદ્ય] આજે (૨) સ્ત્રી૰ આજનો દિવસ
**આજકાલ** અ૰ આજે અથવા કાલે; થોડા વખતમાં (૨) હમણાં; હાલ (૩) સ્ત્રી૰ આજ અને કાલનો દિવસ. ૰**નું** વિ૰ હમણાંનું જ; થોડા વખતનું (૨) અર્વાચીન (૩) કાચી ઉંમરનું [જિંદગીભર
**આજન્મ** અ૰ [સં.] જન્મથી જ (૨)
**આજ(-ઝ)મ** વિ૰ [અ. આઝમ] મોટું (૨) માનનીય

**આજાન(-નુ)બાહુ, આજાન(-નુ)ભુજ** વિ૦ [સં. आजानु + बाहु, भुज] ઢીંચણ સુધી પહોંચે તેવા લાંબા હાથવાળું

**આજાર** પું૦ [फा.] મંદવાડ (૨) ઉપદ્રવ. **-રી** વિ૦ દરદી; રોગી [માની મા

**આજી** સ્ત્રી૦ ['આજો'નું સ્ત્રી૦, સં. आर्या]

**આજીજી** સ્ત્રી૦ [अ. आजिज़ी] કાલાવાલા

**આજીવન** વિ૦ [સં.] જીવન પર્યંતનું (૨) અ૦ જીવન પર્યંત [સાધન

**આજીવિકા** સ્ત્રી૦ [સં.] ગુજરાન (૨) ગુજરાતનું

**આજુ(-જૂ)બાજુ(-જૂ)** અ૦ આસપાસ; ચારે બાજુ

**આજૂકું** વિ૦ આજનું

**આજે** અ૦ [સં. अद्य] આજ; આ દિવસે

**આજો** પું૦ [સં. आर्य] માનો બાપ. ૦**પડવો** પું૦ તેનું શ્રાદ્ધ કરવાનો દિવસ; આસો સુદિ એકમ

**આજ્ઞા** સ્ત્રી૦ [સં.] હુકમ (૨) રજા. ૦**ધીન** વિ૦ આજ્ઞાને આધીન; આજ્ઞા પ્રમાણે જ વર્તનારું. ૦**પક** વિ૦ [સં.] આજ્ઞા કરનાર. ૦**પત્ર** ન૦ રાજાનો લેખી હુકમ કે તેનો કાગળ (૨) હુકમનામું. ૦**પત્રિકા** સ્ત્રી૦ આજ્ઞાપત્ર (૨) સરકારી 'ગેઝેટ'. ૦**પન** ન૦ હુકમ; ફરમાન. ૦**ર્થ** પું૦ ક્રિયાપદના રૂપમાંથી આજ્ઞાનો અર્થ નીકળવો તે [વ્યા.]. **-જ્ઞાંકિત** વિ૦ આજ્ઞા પ્રમાણે વર્તનારું; તાબેદાર

**આજ્ય** ન૦ [સં.] ઘી (૨) યજ્ઞદ્રવ્ય

**આઝમ** વિ૦ જુઓ આજમ [સ્વતંત્રતા

**આઝાદ** વિ૦ [फा.] સ્વતંત્ર. **-દી** સ્ત્રી૦

**આટ** પું૦ વણકરનું એક ઓજાર (૨) સ્ત્રી૦ ઉપર મૂકેલું વાસણ પડી ન જાય એવી છાણાની ગોઠવણ (૩) ક્રિ૦ પરથી નામ બનાવતો એક પ્રત્યય. ઉદા૦ મરડાટ [વ્યા.]

**આટઆટલું** વિ૦ આટલું આટલું; આટલું બધું [લાકડું

**આટ(-ડ)કાટ** પું૦ સાગ સિવાયનું બીજું

**આટલાંટિક** પું૦ [इं.] એક મહાસાગર

**આટલું** વિ૦ [સં. इयत्, एतावत्] અમુક દેખાડેલા કદ, જથ્થા, પ્રમાણ જેટલું

**આટવું** સ૦ ક્રિ૦ [સં. अट] છૂંદી ગૂંદી એકરસ કરવું (૨) નામ કે ક્રિ૦ને લાગતાં 'વારંવાર થવાપણું'ના અર્થનું ક્રિ૦ બનાવે છે. ઉદા૦ 'ડાંગાટવું'; 'ગોખાટવું' [વ્યા.]

**આટાપાટા** પું૦ બ૦ વ૦ એક રમત

**આટાપાણી** ન૦ બ૦ વ૦ લોટ અને પાણી; ખોરાક (૨) આજીવિકાનાં સાધન [લા.]

**આટાલૂણ** ન૦ આટો ને લૂણ (૨) ધૂળધાણી [લા.]

**આટિયાંપાટિયાં** ન૦ બ૦ વ૦ એક બાળરમત

**આટિયું** ન૦ ઘંટીમાંથી લોટ વાળવાનું લૂગડું અથવા નાળિયેરનું છોડું

**આટીકીટી** સ્ત્રી૦ ઘરમાંની ઝીણામાં ઝીણી વસ્તુનો જેમાં સમાવેશ થાય તે [કા.]

**આટો** પું૦ [हिं. आटा] લોટ (૨) ભૂકો

**આટોપ** પું૦ [સં.] આડંબર

**આટોપવું** સ૦ ક્રિ૦ સંકેલવું (૨) પતાવવું

**આઠ** વિ૦ [સં. अष्ट] ૮. ૦**ડો** પું૦ આઠનો આંકડો (૨) વણતી વેળા તાણી ખેંચાયેલી રહે તે સારુ કરાતો બંધ [ઓજાર

**આઠણું** ન૦ દોરડું ભાગતાં વળ દેવાનું

**આઠપેજી** વિ૦ આઠ પૃષ્ઠ જેટલા કદનું; 'ઓકટેવો' [તિથિ

**આઠમ** (ઠ,) સ્ત્રી૦ પખવાડિયાની આઠમી

**આઠા** પું૦ બ૦ વ૦ આઠનો ઘડિયો

**આઠિયા** પું૦ બ૦ વ૦ આઠ ઠેકાવાળો રાસનો પ્રકાર

**આઠિયું** વિ૦ ઠગ; લુચ્ચું

**આઠું** ન૦ આઠનો સમૂહ (આંકમાં)

**આઠોડ** સ્ત્રી૦ છોડ પર ઊભાં કણસલાં ખંખેરી (કાપીને નહિ) એકઠી કરેલી જુવાર

**આડ** પું૦ (કપાસનાં કાલાં ઇ૦ની) વખાર

**આડ** સ્ત્રી૦ [દે. अड्ड] પિયળ (૨) હઠ (૩) આડે હોવું તે (૪) આડે જે હોય તે વસ્તુ (૫) હરકત (૬) 'ગૌણ' અર્થ બતાવતો 'ઉપ' જેવો પૂર્વગ. ઉદા૦ આડકથા. ૦**કતરાતું** વિ૦ જરા કતરાતું – વાંકું જતું.

**૦કતરું** વિ૦ વાંકુંચૂકું (૨) પરોક્ષ; અપ્રત્યક્ષ. **૦કથા** સ્ત્રી૦ વાતમાં આવતી બીજી વાત; ઉપકથા (૨) વાત કરતાં વિષયાંતર કરવું તે. **૦કાટ(–ઠ)** પું૦; ન૦ આટકાટ. **૦ખીલ(–લી)** સ્ત્રી૦, **૦ખીલો** પું૦વિઘ્ન (૨) આગળી. **૦ગીરો** પું૦ ગીરવાયેલી વસ્તુ ફરી ગીરવવી તે. **૦ઘરેણે** અ૦ આડગીરો તરીકે. **૦ચ** સ્ત્રી૦ આડે હોવું તે કે જે હોય તે વસ્તુ

**આડણી** સ્ત્રી૦ રોટલી ઇત્યાદિ વણવાની ત્રિપાઈ [દલાલી

**આડત** સ્ત્રી૦ –ના વતી કામ કરવું તે (૨)

**આડતિયો** પું૦ દલાલ; 'એજન્ટ' [તેવો તે

**આડતાળો** પું૦ ઊલટી રીતે જવાબ મેળવી

**આડત્રીસ** વિ૦ [સં. અષ્ટત્રિંશત્] ૩૮

**આડદાવો** પું૦ સામો દાવો

**આડધંધો** પું૦ ગૌણ ધંધો

**આડનામ** ન૦ [મ.] અડક; ઉપનામ

**આડપાસું(–સે)** અ૦ એક બાજુએ

**આડફેટિયું, આડફેટું** વિ૦ અવળું; માર્ગ બહારનું

**આડબંધ** પું૦ બાવા લોકો માલકાંકણી કે બીજા કોઈ વેલાનો કંદોરો પહેરે છે તે

**આડભીંત** સ્ત્રી૦ વચમાં ચણેલી ભીંત; બારણા સામે ચણેલી પડદાની દીવાલ. **–તિયું** ન૦ભીંતની જોડે ભીંત ભરી લઈને બનાવેલો ગુપ્ત કોઠાર; પડભીંતિયું

**આડશ** સ્ત્રી૦ [જુઓ આડ] આંતરો; પડદો

**આડસર** પું૦; સ્ત્રી૦; ન૦ પાણી અટકાવવાની પાળ (૨) મોભ

**આડસાલ** સ્ત્રી૦ એકાંતરું વર્ષ

**આડસોડ** સ્ત્રી૦, **–ડિયું** ન૦ સોડમાં ઘાલવાની ચાદર (૨) છાતીની આડે આવે એમ કપડું ઓઢવાની રીત

**આડંબર** પું૦[સં.]લાંબું પહોળું છવાઈ રહેલું તે; ખટાટોપ (૨) ઠાઠ; દબદબો (૩) ખોટો ડોળ(૪)અહંકાર.**–રી** વિ૦આડંબરવાળું

**આડાઈ** સ્ત્રી૦ વાંકાપણું (૨) હઠ; દુરાગ્રહ

**આડાઝૂડ** વિ૦આડુંઅવળું પથરાયેલું;ગીચ

**આડાબોલું** વિ૦ ખોટાબોલું

**આડામોઈ** વિ૦ સ્ત્રી૦ જિદ્દી [તનમનિયું

**આડિયાકરસણ** સ્ત્રી૦ એક વનસ્પતિ;

**આડિયું** ન૦ કરવત (૨) કપાળમાં આડ કરવાનું બીબું (૩) લીંટ કાઢવાને બદલે ગંદાં છોકરાં આડો લપેડો કરે છે તે (૪) એક માપ [વિચનાર

**આડિયો** પું૦ કાલાં લઈ તે ફોલાવી કપાસ

**આડી** સ્ત્રી૦ આડે મૂકવાની વસ્તુ (૨) આડસરથી પાતળું લાકડું (૩) બાધા; આખડી (૪) હઠ (૫) સીમા (૬) કુસ્તીનો એક દાવ (૭) આડ; આડું તિલક

**આડીતર** સ્ત્રી૦ હોડીથી નદી વગેરેની પાર જવું તે

**આડીવાડી** સ્ત્રી૦ કુટુંબકબીલો

**આડું** વિ૦ સીધું નહિ તેવું (૨) ઊભું નહિ તેવું (૩) વચ્ચે પડયું હોય કે આવે તેવું (૪)હઠીલું(૫)વાંધાખોરિયું (૬)આડકતરું (૭) વાંકું (૮) વિરુદ્ધ; વચ્ચે આવતું (૯) અ૦ આડી બાજુએ (૧૦) ન૦ ગાડાનું ખલવું (૧૧) મેલું; ભૂત ઇત્યાદિ. **૦અવળું** વિ૦(૨)અ૦ ઊંધુંચત્તું(૨) ઢંગધડા વિનાનું[લા.] (૩) ખરુંખોટું. **૦દોઢું** વિ૦ આડુંઅવળું (૨) ન૦ તેવી વાત

**આડે** અ૦ વચમાં (૨) સામે; વિરુદ્ધમાં. **૦દહાડે** અ૦ અમુક દિવસ સિવાય બીજે કોઈ વખતે (૨) ટાણા કે તહેવાર સિવાયના હરકોઈ દિવસે. **૦ધડ(–ડે)** અ૦ ધડો રાખ્યા વિના; જેમ આવે એમ

**આડો** પું૦ વિરોધ (૨) હઠ

**આડો આંક** પું૦ સીમા; અવધિ

**આડોડાઈ** સ્ત્રી૦ [કા.] જુઓ આડાઈ

**આડોશપાડોશ** પું૦આસપાસનો રહેઠાણનો ભાગ–લત્તો (૨) આસપાસ રહેનારાઓનો સમૂહ [રહેનારું તે

**આડોશીપાડોશી** પું૦;ન૦ આડોશપડોશમાં

**આઢ** પું૦ ઢગલો (૨) પૂંજો (૩) રસોઈ માટે કરેલો છાણાંના કકડાનો ઢગલો

**આઢક** સ્ત્રી૦ તુવેર

**આઢવું** અ૦ક્રિ૦ ચરવા-રખડવા જવું
**આઢિયો** પું૦ રૂની વખાર રાખનાર વેપારી (૨) ગોવાળિયો ['ગુણાઢ્ય'
**આઢ્ય** વિ૦[સં.]ધનવાન(૨)ભરપૂર. ઉદા૦
**-આણ** પ્રત્યય. ક્રિ૦ પરથી ન૦ બનાવે. ઉદા૦ જોડાણ; લખાણ
**આણ** (ણ,) સ્ત્રી૦ [સં. आज्ञा] આજ્ઞા(૨) મનાઈ (૩) ઢંઢેરો. ૦દાણ સ્ત્રી૦ દાણ-કર વસૂલ કરવાની સત્તા (૨) અધિકાર
**આણપાણ** સ્ત્રી૦ આના, પા આનો ઇત્યાદિ દર્શાવનારી આડી ઊભી લીટીઓ. ઉદા૦ ૦।=।।।
**આણવું** સ૦ક્રિ૦ [સં. आनी] દૂરથી લાવવું
**આણાસુખડી** સ્ત્રી૦ આણા વખતે અપાતી મીઠાઈ વગેરેની ભેટ [ગોરાણી
**-આણી** સ્ત્રીલિંગનો એક પ્રત્યય. ઉદા૦ગોર-
**આણી** સ૦ આ. ૦કોર, ૦ગમ, ૦તરફ અ૦ આ બાજુ. ૦પાર અ૦ આ પાર કે બાજુ. ૦પાસ અ૦આ બાજુ. ૦પેર અ૦ આ રીતે. ૦બાજુ, ૦મગ અ૦આ બાજુ
**આણું** ન૦[સં. आनयन]પિયરથી વહુને વિધિસર સાસરે વળાવી આણવી તે; તેડું (૨) કન્યાને સાસરે વળાવતાં કરાતી રીત; કરિયાવર
**આણે** (આ'ણે,) સ૦ આ માણસે (ત્રીજી વિભક્તિ. ઉદા૦ આણે મને માર્યો.) (૨) આનાથી (કરણ અર્થે 'આ'ની ત્રીજી વિ૦) (બ૦ વ૦ આમણે)
**આતતાયી** વિ૦ [સં.] મહાપાપી (૨) ખૂની
**આતપ** પું૦ [સં.] તાપ. ૦ત્ર ન૦ છત્તર; છત્રી
**આતમ** પું૦ આત્મા [પ.]. ૦મૂળી સ્ત્રી૦ એક ઔષધિ; ધમાસો. ૦રામ પું૦ પોતાનો આત્મા. ૦શલ્ય ન૦ એક વનસ્પતિ; શતાવરી. -મા પું૦ આત્મા [પ.]
**આતવાર** પું૦ [જુઓ આદિત્યવાર] રવિવાર
**આતશ(-સ)** પું૦ [फा. आतिश] અગ્નિ(૨) બળતરા (૩) ક્રોધ. ૦પરસ્ત વિ૦ અગ્નિપૂજક (૨) પું૦ પારસી. ૦બહેરામ [फा. बहराम] પું૦ પારસીઓની અગિયારી. ૦બાજી સ્ત્રી૦ દારૂખાનું ફોડવાની વિવિધ બનાવટો. -શિ(-સિ)યું વિ૦ આતશ-અગ્નિના રંગનું. -શિ(-સિ)યો પું૦ આગિયો. -શી(-સી) વિ૦ અગ્નિયુક્ત; ગરમ (૨) ગરમ સ્વભાવનું (૩) સખત આગ સહન કરી શકે તેવી (શીશી)
**આતંક** પું૦ [સં.] વ્યાધિ; રોગ
**આતાજી** પું૦ [જુઓ આતો+જી] દાદાજી
**આતિથેય, આતિથ્ય** ન૦ [સં.] પરોણાચાકરી
**આતી (-થી) પોતી (-થી)** સ્ત્રી૦ આથ; પૂંજી. ૦ને ધરમ લંગોટી શ૦ પ્ર૦ પૂંજી હોય થોડી ને વધુ હોવાનો રોળ કરવો. (એ ભાવમાં બોલાય છે.)
**આતુર** વિ૦ [સં.] -થી પીડાતું (૨) અધીરું; આકળું (૩) ઉત્સુક
**આતો** પું૦ [સં. आत्मन्] આત્મા જેવો પ્રિય પુત્ર (૨) પાટવી પુત્ર (૩) દાદો
**આત્મ** [સં.]તત્પુરુષ સમાસના પૂર્વપદ તરીકે 'આત્મા' કે 'પોતાની જાત' એવા અર્થમાં આવે. ૦ક વિ૦ [સં.] બહુવ્રીહિ સમાસને અંતે '-નું બનેલું' '-ના સ્વભાવનું' '-ના ગુણધર્મવાળું' એવા અર્થમાં. ઉદા૦'વર્ણનાત્મક.' ૦કથા સ્ત્રી૦ પોતાની જીવનકથા. ૦ગત વિ૦ [સં.] મનમાંનું (૨) અ૦ સ્વગત. ૦ઘાત પું૦[સં.]આપઘાત. ૦ચરિત ન૦ આત્મકથા. ૦ચિંતન ન૦ આત્માનું ચિંતન. ૦જ વિ૦ [સં.] પોતામાં કે પોતાનાથી ઊપજેલું (૨) પું૦ પુત્ર (૩) કામદેવ. ૦જન પું૦; ન૦ સ્વજન. ૦જા વિ૦ સ્ત્રી૦ [સં.] પોતામાંથી-પોતાનાથી ઉત્પન્ન થયેલી (પુત્રી) (૨) સ્ત્રી૦ બુદ્ધિ. ૦જાત વિ૦ (૨)પું૦[સં.]જુઓ આત્મજ. ૦જ્ઞાન ન૦ [સં.] પોતાના સંબંધી જ્ઞાન (૨)અધ્યાત્મજ્ઞાન; આત્માનો સાક્ષાત્કાર. ૦તત્ત્વ ન૦ [સં.] આત્મારૂપી તત્ત્વ-પદાર્થ (૨) આત્માનું તત્ત્વ-સત્ય-રહસ્ય. ૦દર્શન ન૦ [સં.] આત્મસાક્ષાત્કાર; આત્મજ્ઞાન. ૦નિગ્રહ પું૦ પોતાની વાસના-

એનો નિગ્રહ-સંયમ. **૦નિમજ્જન, ૦નિરીક્ષણ** ન૦ પોતાનીજાતનુંનિરીક્ષણ. **૦નિવેદન** ન૦ [સં.] પોતાની જાતને તથા પોતાનું બધું ઈશ્વરના ચરણોમાં સમર્પી દેવું તે; ભક્તિના નવ પ્રકારોમાંનો એક (૨)પોતાની તરફનો ખુલાસો. **૦નેપદ** ન૦ [સં.] સંસ્કૃત ધાતુઓના બે પ્રકારોમાંનો એક. **૦પરીક્ષણ** ન૦ આત્મપરીક્ષા કરવી તે. **૦પરીક્ષા** સ્ત્રી૦ પોતાની જાતની પરીક્ષા. **૦બલ(-ળ)** ન૦ આત્માનું બળ; મનનું કે હૃદયનું બળ. **૦બુદ્ધિ** સ્ત્રી૦ પોતાની સ્વતંત્ર સમજણ (૨) પોતાપણાની બુદ્ધિ (૩) મતલબિયાપણું. **૦બોધ** પું૦ આત્મજ્ઞાન(૨)જાતને-જીવને ઉપદેશ. **૦ભાવ** પું૦ ગર્વ; હુંપદ (૨) પોતાના રક્ષણ અને ઉન્નતિની ઇચ્છા (૩) આત્મભાવના. **૦ભાવના** સ્ત્રી૦ પોતાના જેવો જ આત્મા બધામાં વસે છે એવી ભાવના. **૦ભૂ** વિ૦ [સં.] સ્વયંભૂ(૨) પું૦ બ્રહ્મા (૩) કામદેવ (૪) પુત્ર. **૦રક્ષણ** ન૦, **૦રક્ષા** સ્ત્રી૦ [સં.] પોતાનું રક્ષણ-સંભાળ. **૦લક્ષી** વિ૦ પોતાને લક્ષીને રચાયેલું; સ્વાનુભવરસિક; 'સબ્જેક્ટિવ'. **૦વત્** વિ૦ [સં.]પોતાના જેવું. **૦વંચના** સ્ત્રી૦ [સં.] જાતને છેતરવી તે. **૦વિદ્** પું૦ આત્માને જાણનાર; બ્રહ્મજ્ઞ. **૦વિદ્યા** સ્ત્રી૦ અધ્યાત્મવિદ્યા; બ્રહ્મવિદ્યા. **૦વિલોપન** ન૦ પોતે શૂન્યવત્ થવું કે તેમ વર્તવું તે. **૦વિશ્વાસ** પું૦ જુઓ આત્મશ્રદ્ધા. **૦વૃત્તાંત** પું૦;ન૦[સં.]પોતાનો અહેવાલ; આત્મકથા. **૦વેત્તા** પું૦ આત્મવિદ. **૦શક્તિ** સ્ત્રી. [સં.] આત્મબળ. **૦શુદ્ધિ** સ્ત્રી૦ [સં.] આત્માની-પોતાની જાતની શુદ્ધિ. **૦શ્રદ્ધા** સ્ત્રી૦ આત્માની-પોતાની શક્તિ ઉપરનો વિશ્વાસ. **૦શ્લાઘા** સ્ત્રી૦ [સં.]આપવખાણ. **૦સમર્પણ** ન૦જુઓ આત્મનિવેદન. **૦સંભાષણ** ન૦ સ્વગત ઉક્તિ; 'સોલિલોક્વી'. **૦સંયમ** પું૦ [સં.] પોતાના-ઉપર-મન ઇન્દ્રિય ઉપર સંયમ હોવો તે; જાતનો નિગ્રહ. **૦સાક્ષાત્કાર** પું૦ આત્માનો સાક્ષાત્કાર-જ્ઞાન થવું તે. **૦સાત્** અ૦ તદ્દન પોતાના જેવું-પોતાનું હોય એમ; એકરૂપ. **૦સિદ્ધિ** સ્ત્રી૦ આત્મસાક્ષાત્કાર; મોક્ષ. **૦સુખ** ન૦ આત્મામાંથી ઉદ્ભવતું સુખ. **૦સ્તુતિ** સ્ત્રી૦ આપવખાણ. **૦હત્યા** સ્ત્રી૦આપઘાત

**આત્મા** પું૦ [સં.] જીવ; જીવનતત્ત્વ (૨)વ્યષ્ટિ જીવ; જીવાત્મા (૩) તત્ત્વ-સારભૂત તત્ત્વ (૪) પરમાત્મતત્ત્વ (૫) મૂળસ્વભાવ;પ્રકૃતિ (૬) અંતઃકરણ (૭) પોતાની જાત. **૦નંદ** પું૦ આત્મામાંથી પ્રાપ્ત થતો આનંદ; આત્મજ્ઞાન કે સાક્ષાત્કારને પરિણામે મળતું સુખ. **૦ભિમાન** ન૦ હુંપદ (૨) સ્વમાન. **૦ભિમુખ** વિ૦ આત્મા તરફ વળેલું; અંતર્મુખ. **૦રામ** વિ૦ [સં.] આત્મા એ જ જેને આનંદનું સ્થાન કે સાધન છે તેવું (૨) પું૦ સાક્ષાત્કાર માટે પ્રયત્ન કરતો યોગી (૩) જીવન્મુક્ત યોગી (૪)આત્મા; પરમાત્મા. **૦ર્થી** વિ૦ આત્મકલ્યાણ ઇચ્છનાર. **-ત્મિક,-ત્મીય** વિ૦ આત્માનું(૨)પોતાનું(૩)સગું. **-ત્મોન્નતિ** સ્ત્રી૦ આત્માની ઉન્નતિ. **-ત્મૌપમ્ય** ન૦ બધાને પોતાના જેવા ગણવા તે

**આત્યંતિક** વિ૦ [સં.] અનંત; સતત (૨) ખૂબ (૩) સર્વશ્રેષ્ઠ (૪)આખરી; અંતિમ. **-કી** વિ૦સ્ત્રી૦ આત્યંતિક એવી

**આત્રેયી** સ્ત્રી૦ [સં.] અત્રિ ઋષિની પત્ની; અનસૂયા

**આથ(-થા)** સ્ત્રી૦ [સં. અર્થ] પૂંજી; થાપણ

**આથડ** સ્ત્રી૦ રખડપટ્ટી; અથડામણ. **૦વું** અ૦ક્રિ૦ રખડવું;ભટકવું(૨)આખડવું;લડવું

**આથડિયાં** ન૦બ૦વ૦ ફાંફાં (૨) ગોથાં; લથડિયાં

**આથણું** ન૦ અથાણું (૨) આથવાની ક્રિયા-રીત

**આથમણું** ત્રિ૦ આથમવાની દિશા-પશ્ચિમ તરફનુ

**આથમવું** અ૦ક્રિ૦ અસ્ત પામવું; (૨) પડતી દશામાં આવવું

**આથર** પું૦ ઘાસનો થર (૨) પછેડી;પાથરણું;

મોદ (૩)ગધેડા ઉપર નાખવાની ડળી. ૦ણુ ન૦ ચાદર; ઓછાડ (૨) પથારી; બિસ્તરો
**આથરવું** સ૦ ક્રિ૦ [સં. आस्तृ] પાથરવું (૨) ગંજી કરવી (૩) આચ્છાદન કરવું
**આથવણ** ન૦ આથો લાવનાર પદાર્થ (૨) પાચનમાં ઉપયોગી પદાર્થ; 'એન્ઝાઈમ' [૨. વિ.]
**આથવું** સ૦ક્રિ૦ મીઠું મસાલો ચડે તેમ કરવું (૨) ખમીર ચડાવવું [પૂંજી
**આથા, આથીપોથી** સ્ત્રી૦ જુઓ આથ;
**આથો** પું૦ અથાવું-ખમીર ચડવું તે (૨) અથાવા નાખેલી વસ્તુ
**આદ** વિ૦ આદ્ય; આદિ
**આદત** સ્ત્રી૦ [અ.] ટેવ; મહાવરો
**આદમ** પું૦ [અ.] સૃષ્ટિનો સૌથી પ્રથમ જન્મેલો પુરુષ (૨) માણસ. ૦ખોર વિ૦ માણસખાઉ. ૦જાત સ્ત્રી૦ માણસજાત
**આદમી** પું૦ [અ.] માણસ
**આદર** પું૦[સં.]સન્માન. ૦ણી સ્ત્રી૦વેવિશાળ થયા પછી કન્યાને વરપક્ષ તરફથી લૂગડાં, ઘરેણાં ઇત્યાદિની અપાતી ભેટ; વસંત. ૦ણીય વિ૦આદર આપવા યોગ્ય. ૦ભાવ પું૦ માનની લાગણી. ૦વું [સં. आ+दृ] આરંભવું; સત્કારવું (૩) સંવનન કરવું
**આદર્શ** પું૦ [સં.] દર્પણ (૨) નમૂનો (૩) ધ્યેય (૪) વિ૦ નમૂનેદાર. ૦વાદ પું૦ આદર્શનું જ પરિપાલન કરવું જોઈએ એવો વાદ; 'આઈડિયેલિઝમ'
**આદવેર** ન૦ જૂનું વેર (૨) હાડવેર
**આદાનઅદાન** ન૦ લેવુંદેવું તે; આપલે
**આદાપાક** પું૦ આદાનો પાક (૨)માર[લા.]
**આદાબ** પું૦ [અ.] અદબ; સલામ; વિવેક
**આદા(-ધા)શીશી** સ્ત્રી૦ [સં.अर्ध-शीर्षन्] અડધું-એક બાજુનું માથું દુખે એ રોગ
**આદિ** વિ૦ [સં.] પ્રારંભનું (૨) મુખ્ય (૩) જુઓ આદિક (૪) પું૦ પ્રારંભ; શરૂઆત (૫) મૂળ કારણ (૬) પહેલું પદ [ગ.]
**આદિક** વિ૦ વગેરે; ઇત્યાદિ (બહુવ્રીહિ સમાસને અંતે)
**આદિકર્તા(-ર્ત્તા)** પું૦ [સં.] બ્રહ્મા
**આદિકવિ** પું૦ સૌથી પહેલો કવિ (૨) બ્રહ્મા (૩) વાલ્મીકિ
**આદિકારણ** ન૦ [સં.] મૂળ કારણ (૨) વિશ્વનું-સૃષ્ટિનું મૂળ કારણ
**આદિકાલ(-ળ)** પું૦ આરંભકાલ (૨) સૃષ્ટિની શરૂઆતનો કાળ
**આદિકાવ્ય** ન૦[સં.] સૌથી પહેલું રચાયેલું કાવ્ય (૨) રામાયણ (સંસ્કૃતમાં)
**આદિગ્રંથ** પું૦ પહેલો-મૂળ ગ્રંથ(૨)શીખ લોકોનું ધર્મપુસ્તક; ગ્રંથસાહેબ
**આદિત્ય** પું૦ [સં.]સૂર્ય; રવિ (૨) અદિતિના બારે પુત્રોમાંનો કોઈ પણ (૩) બારની સંજ્ઞા. ૦વાર પું૦ આતવાર; રવિવાર
**આદિપુરુષ** પું૦[સં.] મૂળ પુરુષ (૨) વિષ્ણુ; બ્રહ્મા; સર્જનહાર
**આદિમ** વિ૦ [સં.] પ્રારંભનું, મૂળ, અસલ. ૦જાતિ સ્ત્રી૦ આદિવાસી જાતિ
**આદિમૂલ** ન૦ બીજમાં રહેલા છોડનો એક ભાગ, જે બીજ ઊગતાં મૂળ થાય છે; 'રેડિકલ' [વ. વિ.]
**આદિવનસ્પતિ** સ્ત્રી૦ સૃષ્ટિની શરૂઆતમાં ઉદ્ભવેલી સાદી એકકોશી વનસ્પતિ; 'પ્રોટોફાઈટા' [વ. વિ.]
**આદિવાસી** વિ૦ દેશમાં આદિકાળથી વસેલું
**આદું** ન૦ [સં. आर्द्रक] એક કંદ, જેની સૂંઠ બને છે
**આદેશ** પું૦ [સં.] આજ્ઞા (૨) ઉપદેશ (૩) ફેરફાર; એકને બદલે બીજો વર્ણ આવે તે [વ્યા.](૪) ઉત્થાપન; 'સબ્સ્ટિટ્યૂશન'[ગ.]
**આદ્ય** વિ૦ [સં.] પ્રથમનું; મૂળ
**આદ્યંત** અ૦ [સં.] આદિથી તે અંત સુધી
**આધ** વિ૦ [હિં.] અડધું
**આધ(૦ર)ણ** ન૦ રાંધવા માટે એકલું પાણી પહેલેથી તપવા માટે મુકાય છે તે
**આધાન** ન૦ [સં.] મૂકવું તે (૨) ધારણ કરવું તે (૩) ગર્ભધારણ; ગર્ભ (૪) અગ્નિહોત્રીનું પ્રાથમિક કર્મ
**આધાપલીત(-તું)** વિ૦ અરધું ગાંડું

**આધાર** પું૦[સં.]ટેકો (૨)આશ્રય(૩)પુરાવો (૪)જેને આધારે ઉચ્ચાલક ફરે છે તે બિંદુ; 'ફલ્ક્રમ' [પ. વિ.]. **૦ગ્રંથ** પું૦આધાર–પ્રમાણભૂત ગ્રંથ. **૦બિંદુ** ન૦ 'પૉઇન્ટ ઑફ સસ્પેન્શન' [પ. વિ.]
**આધાશીશી** સ્ત્રી૦ જુઓ આદાશીશી
**આધિ** પું૦ [સં.] માનસિક પીડા
**આધિક્ય** ન૦ [સં.]અધિકતા; વધારેપણું
**આધિદૈવિક** વિ૦ [સં.] ભૂતપ્રેતાદિથી ઉપજેલું (દુઃખ) (૨) દૈવકૃત (સુખદુઃખ)
**આધિપત્ય** ન૦ [સં.] અધિપતિપણું
**આધિભૌતિક** વિ૦ [સં.] પ્રાણીઓને લગતું (૨) પંચમહાભૂતો સંબંધી(૩)શારીરિક
**આધિવ્યાધિ** પું૦ શરીર ને મનની પીડા
**આધીન** વિ૦ જુઓ અધીન; વશ
**આધુનિક** વિ૦ [સં.] હમણાંનું; અર્વાચીન
**આધેડ** વિ૦અડધી ઉંમરે પહોંચેલું;પ્રૌઢ વયનું
**આધેય** વિ૦ [સં.] આધાર આપવા લાયક
**આધ્યાત્મિક** વિ૦ [સં.] આત્મા સંબંધી
**આનન** ન૦ [સં.] મુખ; મોં (૨) ચહેરો
**આનમાન** વિ૦ + ન માની શકાય એવું
**આનય** પું૦; **૦ન** ન૦ [સં.] આણવું તે (૨) ઉપનયનસંસ્કાર [પ્રાચીન નામ
**આનર્ત(–ર્ત્ત)** પું૦ [સં.] કાઠિયાવાડનું
**આનંદ** પું૦[સં.]હર્ષ; પ્રસન્નતા(૨) પું૦; ન૦ બ્રહ્મ. **૦કંદ** પું૦ આનંદનું મૂળ (૨) બ્રહ્મ; પરમાત્મા. **૦ઘન** વિ૦ આનંદથી ભરપૂર (૨) પું૦ બ્રહ્મ; પરમાત્મા. **૦પર્યવસાયી** જેને અંતે આનંદ હોય એવું; આનંદમાં પરિણમે એવું. **૦મીમાંસા** સ્ત્રી૦ (કલાના ઉપભોગથી થતા) આનંદ વિષે વિચાર કરનારું શાસ્ત્ર; 'ઍસ્થેટિક્સ'. **૦વું** અ૦ ક્રિ૦ [સં. आनन्द्] આનંદ કરવો; ખુશ થવું. **૦સમાધિ** સ્ત્રી૦ આનંદપૂર્ણ સમાધિ(૨) આનંદથી થયેલી સમાધિ. **–દા** સ્ત્રી૦[સં.] ભાંગ. **–દાશ્રુ** ન૦આનંદનાં આંસુ. **–દિત** વિ૦ [સં.] ખુશ. **–દી** વિ૦ [સં.] ખુશમિજાજી; મોજી
**આનાકાની** સ્ત્રી૦ હા ના કરવી તે
**આનાવારી** સ્ત્રી૦ કેટલી આની પાક પાક્યો તેનો અડસટ્ટો કાઢવો તે; ઉત્પન્નનો અડસટ્ટો [સોળમો ભાગ [લા.]
**આની** સ્ત્રી૦ એક આનાનો સિક્કો (૨)
**આનુપૂર્વી** સ્ત્રી૦ [સં.] અનુક્રમ
**આનુવંશિક** વિ૦[સં.]વંશપરંપરાથી ચાલતું
**આનુષંગિક** વિ૦ [સં.] અમુકના સંબંધવાળું; સહવર્તી (૨) ગૌણ
**આનું** (આ'નું)વિ૦ 'આ'(સ૦)નું છઠ્ઠી વિ૦નું રૂપ. (બ૦ વ૦ આમનું )
**આનૃણ્ય** ન૦[સં.]અનૃણ–ઋણમુક્ત થવું તે
**આનો** પું૦[સં. आणक]ચાર પૈસાની કિંમતનું નાણું [(૨)આત્મવિદ્યા
**આન્વીક્ષિકી** સ્ત્રી૦ [સં.] તર્ક–ન્યાયશાસ્ત્ર
**આપ** ન૦ [સં. अप्–आप] પાણી
**આપ** ન૦[સં. आत्मन्, प्रा. अप्प] પોતાપણું; અહંતા (૨) પોતાનું શરીર (૩) સ૦ તમે [માનાર્થે] (૪) પોતે (સમાસમાં). ઉદા૦ આપખુશી ઇ૦. **૦આપણું** વિ૦ પોતપોતાનું. **૦આપસમાં** અ૦ અંદરઅંદર; માંહોમાંહે. **૦કમાઈ** સ્ત્રી૦ જાતે કરેલી કમાણી. **૦કર્મી** વિ૦પોતાના જ પુરુષાર્થ પર આધાર રાખનારું. **૦કળા** સ્ત્રી૦ આપે આવડે એવી કળા. **૦ખુદ** વિ૦ સર્વ સત્તા સ્વાધીન રાખી–ગણી વર્તનારું. **૦ઘાત** પું૦ આત્મહત્યા. **૦ચાલ** સ્ત્રી૦ આપમેળે થતી ગતિ; 'ઑટોમૅટિક મુવમેન્ટ'.[વ.વિ.]. **૦ઝલું** વિ૦ આપબળે ટકી રહેતું; સ્વાશ્રયી [કા.]
**આપણ** પું૦ [સં.] બજાર; ચૌટું
**આપણ** સ૦ [સં. आत्मन्, प्रा. अप्पण] (સામાન્યતઃ પદ્યમાં) હું કે અમે અને તું કે તમે;બોલનાર ને સાંભળનાર બધા (ગદ્યમાં 'આપણે' પ્રાયઃ વપરાય છે). **–ણું** સ૦ 'આપણે'નું છઠ્ઠી વિભક્તિ ન૦,એ૦વ૦રૂપ. **–ણે** સ૦ જુઓ આપણ (૨) હું (જેમ કે, 'ભાઈ, આપણે એમાં માનતા નથી'.)(૩) તમે; આપ. ઉદા૦"આપણે કારભાર કરો ત્યારે સરત રાખજે" (સરસ્વતીચંદ્ર)

**આપત** સ્ત્રી૦[સં.] જુઓ આપત્તિ. **–કાળ** પું૦ આપત્તિનો સમય
**આપત્તિ** સ્ત્રી૦ [સં.]આફત;સંકટ(૨)દુઃખ; [મુશ્કેલી
**આપદ(–દા)** સ્ત્રી૦ [સં.] જુઓ આપત્તિ
**આપદૃષ્ટિ** સ્ત્રી૦ સ્વાર્થી દૃષ્ટિ
**આપદ્ધર્મ** પું૦ આપત્તિના સમયનો ધર્મ; મુશ્કેલીની વેળાએ નછૂટકે જે કરવાની ધર્મશાસ્ત્રે રજા આપી હોય તેવું કામ
**આપન્ન** વિ૦ [સં.] મળેલું (૨) આપત્તિમાં આવી પડેલું [આત્મસંતોષ
**આપન્યા** સ્ત્રી૦ પોતાની સ્થિતિનું ભાન(૨)
**આપપરભાવ** પું૦ ભેદભાવ; મારાતારાપણું
**આપભોગ** પું૦ સ્વાર્થત્યાગ [સ્વાર્થી
**આપમતલબિયું, આપમતલબી** વિ૦
**આપમતિયું,આપમતીલું** વિ૦ પોતાની જ મતિ અનુસાર ચાલનારું
**આપમુખત્યાર** વિ૦પોતાની મરજીપ્રમાણે કરવાની સત્તાવાળું
**આપમેળે** અ૦ આપોઆપ; પોતાની મેળે
**આપરખું** વિ૦ પોતાનું જ સાચવીને બેસી રહે એવું [કા.]
**આપલે** સ્ત્રી૦આપવું અને લેવું તે; લેવડદેવડ
**આપવડાઈ** સ્ત્રી૦ પોતાની વડાઈ–મોટાઈ દેખાડવી તે; જાતે પોતાનાં વખાણ કરવાં તે
**આપવીતી** સ્ત્રી૦ પોતાને વીતેલું તે (૨) આત્મકથા
**આપવું** સ૦ક્રિ૦[સં. अर्प्]અર્પવું(૨)સોંપવું
**આપુશાહ** પું૦ શાહુકાર
**આપૃચ્છા** સ્ત્રી૦ [સં.] ખબરઅંતર પૂછવી તે (૨) પડપૂછ (૩) જિજ્ઞાસા
**આપે** અ૦ આપોઆપ
**આપો** પું૦ [હિ. अप्प] બાપ; પિતા (૨) વૃદ્ધ માણસ; વડીલ [લા.] [રીતે
**આપોઆપ** અ૦ખુદ; જાતે (૨) સ્વાભાવિક
**આપોશાન** ન૦ [સં.] જમતાં પહેલાં અને પછી બોલવાનો મંત્ર (૨) જુઓ અપૂરાણ
**આપ્ત** વિ૦ [સં.] સગું (૨) વિશ્વાસપાત્ર [સમાચાર ઇત્યાદિ] (૩)વિશ્વાસુ [માણસ] (૪) મેળવેલું (૫) પું૦ પોતે જે વસ્તુ વિષે કહેતો હોય તે વસ્તુ જાતે જોઈ હોય–જાણી હોય એવો–પ્રમાણભૂત માણસ. **૦કામ** વિ૦ [સં.] જેની ઇચ્છા ફળી હોય એવું; સંતુષ્ટ. **૦જન** પું૦; ન૦ સગું; સ્નેહી (૨) વિશ્વાસુ માણસ; અંગત માણસ.**૦વાક્ય** ન૦ [સં.] આપ્તનું વાક્ય; વિશ્વાસ મૂકવા યોગ્ય વાક્ય
**આફણી** સ્ત્રી૦ આપત્તિ (૨) ફેણ (૩) અ૦ જુઓ આફણીએ [પ.] [એકાએક
**આફણીએ** અ૦ [પ.] પોતાની મેળે (૨)
**આફત** સ્ત્રી૦ [अ.] જુઓ આપત્તિ
**આફતાબ** પું૦ [फा.] સૂર્ય
**આફરડું** અ૦+જુઓ આફણીએ
**આફરવું** અ૦ક્રિ૦ આફરો ચડવો
**આફરીન** અ૦[फा.]કુરબાન;ફિદા;ખુશખુશ; વારી ગયું હોય તેમ (૨) ધન્ય; શાબાશ (ઉદ્‌ગાર) (૩) સ્ત્રી૦ શાબાશી
**આફરો** પું૦ પેટ ચડવું તે(૨)ઘણું ખાવાથી થતી અકળામણ
**આફલાતૂન** વિ૦(૨) પું૦ જુઓ અફલાતૂન
**આફળવું** અ૦ ક્રિ૦ [સં. आस्फाल्, प्रा. आप्फाल] ટિચાવું; અફળાવું(૨)અફળ જવું
**આફૂડું(–રું)** અ૦ જુઓ આફણીએ
**આફૂસ** સ્ત્રી૦ [पो. आल्फोन्झो] કેરીની એક જાત (૨) તે જાતની કેરી
**આફ્રોડું** અ + જુઓ આફણીએ
**આફ્રિકન** વિ૦ [इं.] આફ્રિકાનું (૨) પું૦ આફ્રિકાનું વતની [ખંડમાનો એક
**આફ્રિકા** પું૦; ન૦ [इं.] પૃથ્વીના પાંચ
**આફ્રિદી** વિ૦ [पुश्तु] હિંદની સરહદ ઉપર એ નામની એક ટોળીનું નામ (૨) પું૦ એ ટોળીનો એક માણસ
**આબ** ન૦[फा.] પાણી; જળ(૨) તેજ; નૂર (૩) ધારની તીક્ષ્ણતા. **૦કારી** સ્ત્રી૦ [फा.] દારૂ ગાળવાનું કામ (૨) દારૂ વગેરે કેફી ચીજો પર લેવાતો કર(૩) વિ૦ એને લગતું. **૦ખોરી** સ્ત્રી૦ ટોયલી; લોટી. **૦ખોરો** પું૦ [फा. आबखोरह] લોટો. **૦દારખાનું** ન૦ પાણિયારું

**આબરૂ** સ્ત્રી૦[ફા.]કીર્તિ;શાખ;નામના (૨) સ્ત્રીની લાજ[લા.].૦દાર વિ૦આબરૂવાળું.
**આબા** પું૦ [અ.] બાપો; પિતા (૨) દાદો
**આબાદ** વિ૦ [ફા.]વસ્તીવાળું(૨)ભરપૂર; સમૃદ્ધ (૩) ખેડાયેલું; ફળદ્રુપ [જમીન] (૪) સલામત;સુખી(૫)સરસ (૬) અચૂક (૭) અ૦ ચૂકયા વિના. **-દાન** વિ૦ આબાદ. **-દાની, -દી** સ્ત્રી૦ આબાદ- સમૃદ્ધ હોવું તે [વૃદ્ધ પર્યંત
**આબાલવૃદ્ધ** અ૦ [સં.] બાળકથી માંડીને
**આબિ(-બે)દ** વિ૦ [અ.] ધાર્મિક; પવિત્ર
**આબેહયાત** ન૦ [ફા.] અમૃત
**આબેહૂબ** વિ૦ [અ. હૂબહૂ] હૂબહૂ; તાદૃશ
**આબોહવા** સ્ત્રી૦ [ફા.] હવાપાણી
**આબ્દિક** વિ૦ [સં.] વાર્ષિક (૨) ન૦ વર્ષે પ્રગટ થતું સામયિક
**આભ** ન૦ [સં. અભ્ર] આકાશ (૨) વાદળું
**આભડછેટ** સ્ત્રી૦ અભડાવું તે(૨)અમુકના સ્પર્શથી અભડાઈ જવાય તેવી માન્યતા (૩) રજસ્રાવ; અટકાવ (૪) પ્રસવ સમયે ઓર, લોહી ઇત્યાદિ નીકળે છે તે
**આભડવું** અ૦ ક્રિ૦ અભડાવું (૨) અડવું (૩) કોઈની ઉત્તરક્રિયામાં જવું
**આભરણ** ન૦ [સં.] અલંકાર; આભૂષણ
**આભલું** ન૦ આકાશ; આભ (૨) વાદળું (૩)દર્પણ(૪)ન૦ઝીણો ગોળ કાચ (કાઠી સ્ત્રીઓ વગેરે વસ્ત્રમાં ચોડે છે તે) [કા.]
**આભા** સ્ત્રી૦ [સં.] દીપ્તિ (૨) શોભા
**આભાર** પું૦ ઉપકાર; અહેશાન. **૦દર્શક** વિ૦ આભાર દર્શાવતું. **૦દર્શન** ન૦ આભાર માનવો તે
**આભાલાડુ** પું૦ (કલ્પી લીધેલો) મોટો નફો-ફાયદો (૨) મોટી વાત; આશા (કલ્પી લીધેલી) (૩) અશકય આશા
**આભાસ** પું૦[સં.]ભ્રમ; ખોટો દેખાવ(૨) ઝાંખો પ્રકાશ
**આભિજાત્ય** ન૦ [સં.] કુલીનતા (૨) શ્રેષ્ઠતા
**આભીર** પું૦ [સં.] ગોવાળિયો; ભરવાડ
**આભું** વિ૦ [સં. અદ્ભુત] ચકિત; દિંગ
**આભૂષણ** ન૦ [સં.] ઘરેણું
**આભેસ** [અ. હવસ] સઢ
**આભોગ** પું૦ [સં.] ભોગવવું તે (૨) ઘેરાવો (૩)ધ્રુપદના ત્રણ ભાગમાંનો ત્રીજો[સંગીત] (૪) સાપની ફેણ [(૨) ખાનગી
**આભ્યંતર** [સં.] (-રિક) વિ૦ અંદરનું
**આમ** પું૦ [સં.]કાચો મળ;જળસ (૨)મરડો
**આમ** સ્ત્રી૦ [સં. આમ્ર] કેરી
**આમ** અ૦ આ પ્રમાણે(૨)આ તરફ; અહીં
**આમ** વિ૦[અ.]સામાન્ય; ખાસ નહિ એવું
**આમચું** ન૦ આંબોળિયું (૨) કોકમ (૩)કોઈ પણ ખાટા ફળની સુકવણી
**આમચૂર** ન૦ કેરીનો છૂંદો, એનું અથાણું
**આમજનતા** સ્ત્રી૦ સાધારણ લોકો (અમીર ઉમરાવ નહિ)
**આમટ** વિ૦ ખાટું. **-ટી** સ્ત્રી૦ [મ.] (દખણી ઢબની) આમલીના પાણીની કઢી કે દાળ
**આમણ**(ણ,)સ્ત્રી૦આંતરડાનો છેડાનો ભાગ; આમળ (૨) પેડાનો એક ભાગ
**આમણ(-ણી)** કૃત્પ્રત્યય: ક્રિ૦ પરથી અનુક્રમે ન૦ ને સ્ત્રી૦ બનાવે. તે ક્રિયા કે તેની મહેનત-મજૂરી એવો અર્થ બતાવે છે.ઉદા૦ પીંજામણ,-ણી
**આમણે** (આ'મ) સ૦ આ માણસે (ત્રીજી વિ૦ 'આણે'નું બ૦ વ૦)
**આમતેમ** અ૦ અવ્યવસ્થિત રીતે; ગમે તેમ (૨) અહીં તહીં. **૦થી** અ૦ ગમે તે રીતે (૨) ગમે ત્યાંથી; અહીંથી તહીંથી
**આમથી** અ૦ આ બાજુએથી
**આમદ(૦ની,-દાની)** સ્ત્રી૦ [ફા.] આવક (૨) પેદાશ; ઊપજ [પરસ્પર
**આમનસામન** અ૦ સામસામે; માંહોમાંહે;
**આમનું** વિ૦ આ બાજુનું (૨) [આ'મ] સ૦ 'આ'નું સ૦નું બ૦ વ૦ [સભ્યતા
**આમન્યા** સ્ત્રી૦ આજ્ઞાપાલન (૨) મર્યાદા;
**આમઅજા** સ્ત્રી૦ જુઓ આમજનતા
**આમય** પું૦ [સં.] રોગ
**આમરણ(-ણાંત)** [સં.] અ૦ જિંદગી પર્યંત (૨) વિ૦ મરણ પર્યંત રહેનારું

**આમરસ** પું૦ [સં.] પેટનો કાચો મળ
**આમરસ** પું૦ આમ્ર-કેરીનો રસ
**આમલસારો ગંધક** પું૦ સ્ફટિકમય ગંધક; 'રોમ્બિક સલ્ફર' [ર. વિ.]
**આમલી** સ્ત્રી૦[સં. आम्लिका] એ નામનું ઝાડ; આંબલી (૨) તેનું ફળ. **૦પીપળી** સ્ત્રી૦ એક રમત [વર્ગ–સમૂહ
**આમવર્ગ** પું૦ આમ–સાધારણ લોકોનો
**આમસભા** સ્ત્રી૦ આમવર્ગના લોકોની સભા (૨) તેમના પ્રતિનિધિઓની સભા
**આમસરા** સ્ત્રી૦[આમ+સરા]ધર્મશાળા(૨) મહોલ્લા વચ્ચેની છૂટી સાર્વજનિક જગા
**આમળ** સ્ત્રી૦;ન૦ આંતરડાનો છેક નીચલો ભાગ (૨) જનનનાળ; આંબેલ
**આમળવું** સ૦ક્રિ૦ વળ દેવો; મચડવું
**આમળિયું** ન૦ બાળકોનું પગનું એક ઘરેણું
**આમળી** સ્ત્રી૦ [સં. आमलकी] આમળાનું ઝાડ. **–ળું** ન૦ [સં. आमलक] એક ફળ
**આમળો** પું૦ વળ (૨) ટેક (૩) દ્વેષ
**આમંત્રણ** ન૦[સં.] બોલાવવું તે; નોતરું. **૦પત્રિકા** સ્ત્રી૦ આમંત્રણ આપવા માટે મોકલેલી પત્રિકા–કાગળ. **–વું** સ૦ ક્રિ૦ (સં. आमंत्र्) બોલાવવું; નોતરવું
**આમંત્રિત** વિ૦ [સં.] આમંત્રેલું
**આમિલ** પું૦ [સં.] અમલદાર; અધિકારી (૨) સિંધની એક હિંદુ જાતનો માણસ
**આમિષ** ન૦ [સં.] માંસ (૨) લાલચ
**આમીન** અ૦ [હિબ્રૂ, અ.] તથાસ્તુ (અંતનું આશીર્વચન)
**આમુખ** ન૦ [સં.] પ્રસ્તાવના; ઉપોદ્ઘાત
**આમુત્રિક,આમુષ્મિક**વિ૦[સં.]પારલૌકિક
**આમેજ** વિ૦ [फा.] સામેલ; ભેળવેલું
**આમોદ** પું૦ [સં.] આનંદ (૨) સુગંધ
**આમ્નાય** પું૦ [સં.] વેદ, શ્રુતિ (૨) સંપ્રદાય; મત (૩) શિષ્ટાચાર; રૂઢિ
**આમ્ર** પું૦ [સં.] આંબો
**આય** ન૦ જુઓ આયખું [પ.]
**આય** સ૦ (૨) વિ૦ આ [પારસી]
**આય** પું૦ [સં.] લાભ (૨) પેદાશ
**આય** (આ'ય) સ્ત્રી૦ શક્તિ (૨) હિંમત
**આયખું** ન૦ [સં. आयुष्य] આવરદા
**આયત** વિ૦ [સં.] દીર્ઘ; લાંબું
**આયત** સ્ત્રી૦[अ.] કુરાનનું વાક્ય
**આયતન** ન૦ [સં.] રહેઠાણ; સ્થાન
**આયતારામ** પું૦ આયતા–મફતના પર જીવનાર [મફતિયું
**આયતું** વિ૦ અનાયાસે આવેલું–મળેલું;
**આયત્ત** વિ૦ [સં.] અધીન; તાબે
**આયદો** પું૦ ભાગિયાનો ભાગ
**આયન** ન૦ [इं.] [ર. વિ.] વીજભારવાળું પરમાણુ, અણુ કે સંયોજનનું અંગ. **૦વું** સ૦ ક્રિ૦ આયન છૂટાં પાડવાની ક્રિયા
**આયનો** પું૦ [फा. आइनह] અરીસો
**આયપત** સ્ત્રી૦ આવક (૨) ન૦ વારસો. **૦વેરો** પું૦ આવકવેરો
**આયર** વિ૦ [સં. आहिर] એ નામની જાતિનું (૨) પું૦ એ જાતિનો પુરુષ
**આયંદે** અ૦ [फा.] હવે પછી (૨)સરવાળે
**આયવ્યય** પું૦ [સં.] આવક અને ખર્ચ
**આયા** સ્ત્રી૦[पो.]છોકરાંને સંભાળનારી બાઈ
**આયાત** વિ૦ [સં.] બહારગામથી કે પરદેશથી આવેલું (૨) સ્ત્રી૦ બહારગામના માલનો આવરો
**આયાત** [अ.]સ્ત્રી૦બ૦વ૦ કુરાનની આયતો
**આયાસ** પું૦ [સં.] કષ્ટ; મહેનત (૨) પ્રયત્ન (૩) થાક; પીડા
**આયુ** ન૦ [સં.] આયુષ્ય (૨) ઉંમર
**આયુધ** ન૦ [સં.] હથિયાર
**આયુર્વેદ** પું૦ [સં.] આર્યોનું વૈદક શાસ્ત્ર. **–દિક** વિ૦ [સં.] આયુર્વેદને લગતું
**આયુષ(–ષ્ય)** ન૦ [સં.] આવરદા. **–ષ્માન** વિ૦[સં.]આયુષ્યવાળું;જીવંત(૨)દીર્ઘાયુષી
**આયોજન** ન૦ [સં.] વ્યવસ્થા કરવી તે (૨) તેને માટેની સાધનસામગ્રી. **–ના** સ્ત્રી૦ વ્યવસ્થા; સંગઠન
**આયોડીન** ન૦ [इं.] એક તત્ત્વ [ર.વિ.]
**–આર** પ્રત્યય [સં. कार] વસ્તુને લાગતાં 'તે કરનાર' એ અર્થનું નામ બનાવે છે. ઉદા૦ લુહાર, કુંભાર, ચમાર

**આર** પું૦ પાણીનો વેગ-તાણ
**આર** સ્ત્રી૦ [સં. आरा] (લોઢાની) અણી(જેવી કે પરોણાની) (૨) પરોણી (૩) મોચીનું ટાંચણું [આહાર
**આર** (આ'ર) પું૦ [સં. आहार] કાંજી (૨)
**આરક્ત** વિ૦ [સં.] રતાશ પડતું (૨)ઘેરું લાલ
**આરગણું** ન૦ આર; મોચીનું ટાંચણું
**આરજા** સ્ત્રી૦ [સં. आर्या] જૈન સાધ્વી
**આરજૂ** સ્ત્રી૦ [फा.] ઇચ્છા (૨) આશા (૩) આતુરતા
**આરડવું** અ૦ ક્રિ૦ [સં. आरट्, प्रा. आरड] ગળામાંથી ખેંચીને અવાજ કાઢવો (ઢોર ઇત્યાદિનું) (૨) મોટો અને બેસૂરો અવાજ કાઢવો [લા.] [અનિશ્ચિત
**આરણકારણ** ન૦ બહાનું (૨) વિ૦
**આરણ્યક** વિ૦[સં.]અરણ્યને લગતું;જંગલી (૨) પું૦ વનવાસી(૩) વેદોમાંના ધાર્મિક અને તાત્ત્વિક ગ્રંથોનું નામ
**આરત** વિ૦ [સં. आर्त] પીડિત (૨) ભીડમાં આવી પડેલું (૩) અગત્યનું (૪) આતુર
**આરત** સ્ત્રી૦ [સં. आर्ति] પીડા; ભીડ (૨) ઓરિયો. **-તિયું** વિ૦ આરતવાળું
**આરતિયું** ન૦ આરતી ઉતારવાનું પાત્ર
**આરતી** સ્ત્રી૦ [સં. आरात्रिक, प्रा. आरत्तिय] દેવની મૂર્તિ સમક્ષ દીવો ઉતારવો તે (૨) તે વખતે ગવાતું પદ (૩) જુઓ આરતિયું (૪) એક છંદ
**આરદ્રા** સ્ત્રી૦ [સં. आर्द्रा] આર્દ્રા નક્ષત્ર
**આરપાર** અ૦ [સં. आर+पार] સોંસરું
**આરબ** પું૦ [અ.] અરબસ્તાનનો વતની
**આરમાર** સ્ત્રી૦ [पो. आर्माडा] મનવાર
**આરવા** પું૦ [अ. अर्वाह] આત્મા; મન
**આરસ** (૦પહાણ) પું૦ સંગેમરમર
**આરસી** સ્ત્રી૦ [સં. आदर्श] નાનો અરીસો. ૦ગરો પું૦ આરસીનો કારીગર. **-સો** પું૦ અરીસો
**આરંભ** પું૦[સં.]શરૂઆત; તૈયારી. ૦ક વિ૦ [સં.] આરંભ કરનારું. ૦વું સ૦ક્રિ૦ [સં. आरभ्] શરૂ કરવું (૨) તૈયારી કરવી

**આરંભશૂર(-રું)** વિ૦ક્ષણિક ઉત્સાહવાળું; આરંભમાં શૂરતા બતાવી પછી શિથિલ થઈ જાય તેવું
**આરાધક** વિ૦ [સં.] આરાધના કરનારું. **-ન** ન૦[સં.]પ્રસન્ન કરવું તે(૨)આરાધના. **-ના** સ્ત્રી૦[સં]પૂજા; સેવા. **-વું** અ૦ ક્રિ૦ [સં. आराध्] પ્રસન્ન કરવું (૨) પૂજવું; ભજવું
**આરાધ્ય** વિ૦ [સં.] આરાધવા યોગ્ય
**આરામ** પું૦ [સં.] બગીચો
**આરામ** પું૦ [फा.] થાક ખાવો તે (૨) શાન્તિ (૩) દુઃખ ઇ૦માંથી મુક્તિ (૪) કવાયતમાં આરામથી ઊભા રહેવાનો હુકમ. ૦ખુરશી(-સી) સ્ત્રી૦ આરામ માટે જેમાં બેસી કે લાંબા થઈ શકાય તેવી ખુરશી. ૦ગાહ સ્ત્રી૦આરામનું સ્થળ (૨) કબર [ખાવામાં વપરાય છે
**આરારૂટ** ન૦ [इं.] એક કંદ જેનો લોટ
**આરાવ(-વા)લ્લા, આરાવારા** પું૦ બ૦ વ૦ શ્રાદ્ધના દિવસો
**આરાસુર** પું૦ અરવલ્લી પર્વતનું-આબુનું એક શિખર. **-રી** વિ૦ સ્ત્રી૦ આરાસુર ઉપર વસનારી (દેવી અંબાજી)
**આરિયાં** ન૦ બ૦ વ૦ [पो. आरिया] હોડી, વહાણ વગેરેના સઢ ઉતારી-પાડી નાખવા તે
**આરિયું** ન૦ ટોપલો [ચ.]
**આરિયું** ન૦ કાકડી; ચીભડું
**આરી** સ્ત્રી૦ નાની કરવતી (૨) મોચીનું એક ઓજાર
**આરીકારી** સ્ત્રી૦ ચતુરાઈ (૨) દાવપેચ
**આરૂઢ** વિ૦ [સં.]-ની ઉપર ચડેલું, બેઠેલું
**આરેડું** વિ૦ તોફાની (૨) જક્કી (૩) ન૦ સાત મણનું એક માપ કે વજન
**આરેતારે** અ૦ લગભગ કિનારે પહોંચતાં; લગભગ પૂરું થવા વખતે; આખર વખતે
**આરો** પું૦ [સં. आरः] કિનારો (૨) છેડો (૩) છૂટવાનો ઉપાય [લા.]
**આરો** પું૦ [સં. अर, आरा] પૈડાનો નાભિથી પરિઘ પર્યંતનો કકડો

**આરો** પું૦ છાણાનો ઉખાળો (૨) નિયત કાલાવધિ [જૈન] (૩) ચૂનો અને રેતીના મિશ્રણના કોલનો ખાડાવાળો ઢગલો [કા.]
**આરોગવું** સ૦ ક્રિ૦ [દે. आरोग्ग] જમવું
**આરોગ્ય** ન૦ [સં.] તંદુરસ્તી. **૦ધામ** ન૦ દરદીઓને સાજા થવા માટે સારી આબોહવામાં બાંધેલું સ્થળ; 'સેનેટોરિયમ'. **૦પ્રદ** વિ૦ આરોગ્ય આપનારું. **૦વિજ્ઞાન** ન૦, **૦વિદ્યા** સ્ત્રી૦, **૦શાસ્ત્ર** ન૦ આરોગ્ય સંબંધી જ્ઞાન; તંદુરસ્તીને લગતા નિયમોનું શાસ્ત્ર
**આરોપ** પું૦ [સં.] આક્ષેપ (૨) આરોપવું તે. **૦ણ** ન૦ આરોપવું તે(૨)આક્ષેપ; તહોમત (૩) સ્થાપના (૪) રોપવું તે. **૦વું** સ૦ક્રિ૦ એકના ધર્મ બીજાને લગાડવા (૨) આળ કે આક્ષેપ મૂકવો (૩) ઘાલવું; પરોવવું; મૂકવું; લગાડવું; નાખવું (વરમાળા આરોપવી, મન પ્રભુમાં આરોપવું ઇ૦)
**આરોપી** વિ૦ જેના પર તહોમત હોય એવું (૨) પું૦ તહોમતદાર
**આરોવારો** પું૦ છૂટકો (૨) છેવટ
**આરોહ** પું૦ [સં.] ચડાણ; ચડાવ (૨) રાગ ખેંચવો તે. (૩) ચડતી ગોઠવણી; 'ઍસેન્ડિંગ ઑર્ડર' [ગ.] **૦ણ** ન૦ચડવું તે (૨)સવારી કરવી તે(૩) ઉપર બેસવું તે
**આર્જવ** ન૦ [સં.] ઋજુતા; નિખાલસતા (૨) પ્રામાણિકતા (૩) વિનવણી
**આર્ત(-ર્ત્ત)** વિ૦ [સં.] પીડિત; દુઃખી. **૦ત્રાણ** વિ૦ પીડિતોનું રક્ષક (૨) ન૦ પીડિતનું રક્ષણ. **૦ત્રાતા** પું૦ પીડિતનું રક્ષણ કરનાર પુરુષ
**આર્ત(-ર્ત્ત)વ** વિ૦ [સં.] ઋતુને લગતું (૨) રજસ્રાવને લગતું (૩) ન૦ રજ; રજસ્રાવ
**આર્ત(-ર્ત્ત)સ્વર** પું૦ દુઃખનો પોકાર
**આર્તિ(-ર્ત્તિ)** સ્ત્રી૦ [સં.] પીડા; દુઃખ
**આર્થિક** વિ૦ [સં.] નાણાં સંબંધી
**આર્દ્ર** વિ૦ [સં.] ભીનું (૨) મૃદુ (૩) માયાળુ
**આર્દ્રક** ન૦ [સં.] આદું
**આર્દ્રા** સ્ત્રી૦ [સં.] છઠ્ઠું નક્ષત્ર
**આર્ય** વિ૦ [સં.] કુલીન (૨) આર્ય લોકોને લગતું (૩) પું૦ એ નામની પ્રજા (૪) સદાચારી માણસ. **૦પુત્ર** પું૦ [સં.] પતિ; સ્વામી. **૦સત્ય** ન૦ આર્યે –બુદ્ધે બતાવેલાં ચાર મહાન સત્યોઃ–દુઃખ, સમુદય, માર્ગ અને નિરોધ. **૦સમાજ** પું૦;સ્ત્રી૦ સ્વામી દયાનંદે સ્થાપેલો ધર્મસંપ્રદાય
**આર્યા** સ્ત્રી૦ [સં.] કુલીન સ્ત્રી (૨) એક છંદ
**આર્યાવર્ત** પું૦ [સં.] આર્યોનું રહેઠાણ; હિમાલય અને વિંધ્યાચળ વચ્ચેનો પ્રદેશ જેમાં આર્યો આરંભમાં આવી રહ્યા કહેવાય છે તે (૨) ભરતખંડ
**આર્ષ** વિ૦ [સં.] ઋષિ સંબંધી (૨)પવિત્ર; દિવ્ય(૩)પું૦ એક પ્રકારનો વિવાહ, જેમાં કન્યાનો બાપ વર પાસેથી માત્ર એક કે બે ગાયની જોડ લઈને કન્યા આપે છે. **૦પ્રયોગ** પું૦કેવળ ઋષિઓએ જ કરેલો અતિ પ્રાચીન પ્રયોગ
**–આલ** પ્રત્યય જુઓ '–આળ'
**આલપાકો** પું૦ [ઇં. अल्पाका] એક જાતનું ઘેટું (૨) એના ઊનનું બનાવેલું કાપડ
**આલપાલ** સ્ત્રી૦ સેવાચાકરી (૨) માવજત (બાળકોની) [સાચવવા માટેની વહી
**આલબમ** ન૦ [ઇં.] ફોટાઓ અને સહીઓ
**આલબેલ** સ્ત્રી૦ [ઇં. ऑल वेल] બધું સલામત છે એમ સૂચવતો ચોકીદારોનો એક પોકાર
**આલમ** સ્ત્રી૦[અ.]દુનિયા. **૦ગીર** વિ૦[फा.] દુનિયાને જીતનારું (૨) પું૦ ઔરંગઝેબનું ઉપનામ. **૦પનાહ** વિ૦ [फा.] આલમનું રક્ષણ કરનારું (૨) પું૦ પાદશાહ
**આલય** ન૦ [સં.] ઘર; સ્થાન; રહેઠાણ
**આલવું** સ૦ ક્રિ૦ [પ્રા. अल्लिव] આપવું
**આલસ્પીલસ** અ૦ તરસથી પીડાતું
**આલસાલ** વિ૦સાલપોલિયું;ઢીલાં–બરાબર નહિ બેઠેલાં સાલવાળું
**આલસ્ય** ન૦ [સં.] આળસ; આળસુપણું
**આલંકારિક** વિ૦[સં.] અલંકાર સંબંધી; અલંકારયુક્ત
**આલંબ** પું૦[સં.] આધાર (૨) લંબરેખા.

૦ન ન૦ આધાર; ટેકો. ૦વું સ૦ ક્રિ૦ [सं. आलंब्] આધાર લેવો; ટંગાવું
**આલા** વિ૦ [અ.] સૌથી ઊંચું; ઉત્તમ
**આલાત** ન૦ [સં.] જુઓ અલાત. ૦ચક્ર ન૦ જુઓ અલાતચક્ર
**આલાપ** પું૦ [સં.] વાતચીત (૨) ગાયનની પૂર્વે તેની તૈયારી રૂપે અને વચ્ચે રાગની ધૂનમાં 'આ આ' એમ ગાવામાં આવે છે તે (૩) ગુંજન [આલાપ સાથે ગાવું
**આલાપવું** સ૦ક્રિ૦[सं. आलाप्]બોલવું(૨)
**આલાંબાલાં** ન૦બ૦વ૦ બહાનાં
**આલિ(-લી)** સ્ત્રી૦ [સં.] સખી (૨) હાર
**આલિમ** વિ૦ [અ.] પંડિત; વિદ્વાન
**આલિંગન** ન૦ [સં.] છાતી સરસું ચાંપવું તે
**આલિંગવું** સ૦ક્રિ૦ [सं. आलिंग्] ભેટવું; છાતી સરસું ચાંપવું
**આલી** સ્ત્રી૦ [સં.] જુઓ આલિ
**આલી** વિ૦ [અ.] ઉચ્ચ; ઊંચું; ભવ્ય
**આલીગાળું** વિ૦ આળીગાળું; અટકચાળું
**આલીજનાબ** વિ૦ [फा.] મોટી-ઊંચી પદવીવાળું [ફળદ્રુપ; સમૃદ્ધ
**આલીલીલી** વિ૦ સ્ત્રી૦ તાજી; લીલી;
**આલીશાન** વિ૦ જુઓ આલેશાન
**આલીહજરત** વિ૦ [फा.] જુઓ આલીજનાબ
**-આલુ** [સં.] પ્રત્યય. જુઓ '-આળુ'
**આલુ** ન૦ [જુઓ આળ] ખોટો આરોપ
**આલુ** ન૦આલૂ (બેઉમાં)
**આલૂ** ન૦ [फा.] એક મેવો; જરદાળુ
**આલૂ** ન૦[सं. आलु= ખાદ્ય કંદ]બટાટો
**આલેક** પું૦ જુઓ અહાલેક
**આલેખ** પું૦[સં.]લખાણ(૨)ખત; દસ્તાવેજ (૩) સનદ (૪) મહોર; 'સીલ' (૫) 'ગ્રાફ' (૬) ચિત્ર. ૦ન ન૦ લખવું તે; લખાણ(૨) ચિત્ર; (૩) ચીતરવું તે; ચિત્રકામ
**આલે(-લે)ખવું** સ૦ ક્રિ૦ [सं. आलिख्] દોરવું; રેખા કાઢવી (૨)ચીતરવું (૩)લખવું
**આલેખ્ય** વિ૦ [સં.] આલેખવા યોગ્ય (૨) ન૦ ચિત્ર (૩ લખાણ
**આલેશાન** વિ૦ [अ. आलीशान] પ્રતિષ્ઠિત; ઉત્તમ (૨)ખૂબ મોટું(૩)ભભકાદાર; ભવ્ય
**આલોકન** ન૦[સં.] આલોકવું તે. -વું સ૦ ક્રિ૦ [सं. आलोक् જોવું (૨)અવલોકન કરવું
**આલોચન** ન૦, ૦ના સ્ત્રી૦[સં.]અવલોકન; નિરીક્ષણ [વગેરે વનસ્પતિ
**આલોપાલો** પું૦ ઝાડનાં પાંદડાં, મૂળિયાં
**આલોચણ** ન૦ [सं. आलोचन] વિચાર(૨) દોષોની કબૂલાત કરીને પ્રાયશ્ચિત્ત લેવું તે; આલોચના [જૈન]
**આલોલ** વિ૦ [સં.] હાલતું (૨) ક્ષુબ્ધ
**આવ** સ્ત્રી૦ આવક; આયાત
**આવક** સ્ત્રી૦આવવું તે(૨) ઉત્પન્ન; પેદાશ; કમાણી. ૦જાવક સ્ત્રી૦ આવવું અને જવું તે (૨) ઊપજ-ખર્ચ (૩)તેની વહી. ૦વેરો પું૦ કમાણી ઉપરનો કર (૨) આયાત થતા માલ ઉપરની જકાત
**આવકાર** પું૦ આવો-પધારો એમ કહેવું તે;સ્વાગત. ૦વું સ૦ક્રિ૦આવકાર આપવો
**આવચીબાવચી** સ્ત્રી૦ એક વનસ્પતિ કે એનાં બીજ; તુકમરિયાં
**આવજા (૦વ)** સ્ત્રી૦ આવવું અને જવું તે
**-આવટ** કૃત્પ્રત્યય; ક્રિ૦ પરથી સ્ત્રી૦બનાવે. ઉદા૦ બનાવટ; છણાવટ
**આવડ (૦ત)** સ્ત્રી૦ આવડવું તે; કુશળતા. ૦રેવડ સ્ત્રી૦ઘરકામની વેતરણ; કરકસર
**આવડવું** અ૦ક્રિ૦ [सं. आपत] -ની જાણ હોવી;-નું વાકેફ હોવું; -ની કુશળતા હોવી
**આવડું** વિ૦ આ કદનું; આટલું
**આવદાની** સ્ત્રી૦ જુઓ આમદની
**આવરણ** ન૦ [સં.] આચ્છાદન (૨) વિઘ્ન
**આવરદા** પું૦; સ્ત્રી૦; ન૦ [सं. आयुर्+दाय] આયુષ્ય (૨) જિંદગાની
**આવરવું** સ૦ ક્રિ૦ [सं. आवृ] ઢાંકવું (૨) વ્યાપવું (૩) ઘેરવું
**આવરો** (આ'વ) પું૦ (માંદગીમાંથી ઊઠ્યા બાદ થતો) ખાવાનો ભભડાટ કે લાલસા
**આવરો** પું૦[फा. आवारह] માસિક આવક-જાવકની ખાતાવાર નોંધપોથી

**આવરો** પું૦ આવક. ૦**જાવરો** પું૦ અવરજવર (૨) આવકજાવક
**આવર્ત** પું૦ [સં.] ચકરી; ભમરી (પાણીની). ૦ક વિ૦ [સં.] ફરી ફરી આવતું–આંટા ખાતું (૨) 'રિકરિંગ' [ગ.](૩)પું૦ જુઓ આવર્ત. ૦ન ન૦ગોળ ફરવું તે(૨)વારંવાર ફરી ફરી કરવું તે (પારાયણ)
**આવલ** ન૦ તાજું પીંજેલું રૂ – પોલ
**આવલાં** ન૦ બ૦ વ૦ ફાંફાં (૨) કોસ, વરત ઇત્યાદિ પાણી ખેંચવાનાં સાધન
**આવલિ(–લી)** [સં.] (**–ળિ,–ળી**) સ્ત્રી૦ હાર; પંક્તિ (૨) પરંપરા
**આવવું** અ૦ક્રિ૦[સં. आया] દૂર હોય ત્યાંથી પાસે પહોંચવું (૨) સ્થાન હોવું. ઉદા૦ અમદાવાદ ગુજરાતમાં આવ્યું. (૩) ન હોય ને જન્મવું કે દેખા દેવી કે ફળવું ફૂલવું. ઉદા૦ આંબે કેરી આવી; તાવ આવ્યો(૪) (કપડું કે પોશાકની ચીજ) બરોબર બેસવું (૫) (કોઈ ભાવ કે વસ્તુ) નીપજવી, બનવી. ઉદા૦ ઘાટ આવ્યો, દયા આવી. (૬) થવું, હિસાબે ઊતરવું. ઉદા૦ ખર્ચ આવવું. (૭) માવું; સમાવું ઉદા૦ આ કપડામાં કેટલું આવશે? (૮) શરીરનું અંગ ફૂટવું કે કામ દેતું થવું કે તેનું દરદ થવું. ઉદા૦ દાંત આવવા; આંખ આવવી (૯) બીજા ક્રિયાપદના સહાયકારીપણામાં તે ક્રિયાનું ભૂતકાળથી ચાલુપણું બતાવે. ઉદા૦ રિવાજ ચાલ્યો આવવો. (૧૦) સહાયકારી ક્રિ૦ તરીકે બીજા ક્રિ૦ સાથે આવે છે. (ત્યારે કેટલાંક ક્રિ૦માં તે અણધારી થવાનો ભાવ આપે છે) ઉદા૦ આવી ચડવું. **આવી બનવું**=ભારે સંકટ કે મરણની ઘાંટી આવવી
**આવશ્યક** વિ૦[સં.] જરૂરી. ૦**તા** સ્ત્રી૦
**–આવહ** વિ૦[સં.] આણનારું; ઉપજાવનારું (સમાસને છેડે. ઉદા૦ 'ભયાવહ')
**આવળ** પું૦; સ્ત્રી૦ એક વનસ્પતિ
**આવળિ(–ળી)** સ્ત્રી૦ જુઓ આવલિ
**આવાગમન** ન૦ આવવું ને જવું તે (૨) અવતરવું અને મરવું તે
**આવાર** અ૦ આ વખતે–સમયે(૨) આ ફેરા
**આવાસ** પું૦ [સં.] ઘર (૨) ઓરડો
**આવાહન** ન૦ [સં.] આમંત્રણ (૨) દેવની પ્રતિષ્ઠા કરવી તે
**આવિર્ભાવ** પું૦ [સં.] બહાર નીકળવું કે પ્રગટવું તે (૨) અવતાર; જન્મ
**આવિષ્કરણ** ન૦, **આવિષ્કાર** પું૦ [સં.] પ્રગટ–ખુલ્લું કરવું તે
**આવિષ્કૃત** વિ૦ [સં.] દેખાડેલું; બતાવી આપેલું; ખુલ્લું કરાયેલું–થયેલું
**આવું** (આ'વું) વિ૦ આના જેવું
**આવૃત** વિ૦[સં.] આવરેલું; ઢાંકેલું(૨)વ્યાપ્ત
**આવૃત્તિ** સ્ત્રી૦ [સં.] ચક્રાકારે ફરવું તે (૨) પાછું આવવું તે (૩) વારંવાર થવું–કરવું તે (૪) પુસ્તકનું પ્રકાશન; 'એડિશન'
**આવેગ** પું૦ [સં.]જુસ્સો(૨)ક્ષોભ; આવેશ (૩) ઉતાવળ; દોડાદોડી
**આવેદન** ન૦ [સં.] નિવેદન (૨) ફરિયાદ. ૦**પત્ર** ન૦ ફરિયાદ કે અરજીનો કાગળ
**આવેશ** પું૦ [સં.]જુસ્સો; ઊભરો(૨)ગુસ્સો
**આવેષ્ટન** ન૦ [સં.] વીંટી વળનારી વસ્તુ (ગલેફ, રૅપર ઇ૦)
**આશ** સ્ત્રી૦ જુઓ આશા [પ.]
**–આશ** પ્રત્યય. વિ૦ પરથી સ્ત્રી૦ નામ બનાવે છે. ઉદા૦ કડવાશ; પીળાશ
**આશક** પું૦ [अ. आशिक़] પ્રેમી (૨) વિ૦ પ્રેમવશ; મોહિત; ફિદા. ૦**માશૂક** ન૦ બ૦ વ૦ વહાલોવહાલી
**આશ(–સ)કા** સ્ત્રી૦ દેવની આરતી, ભસ્મ ઇત્યાદિ લેવાં તે
**આશટવું** સ૦ ક્રિ૦ જુઓ આછટવું; [પછાડવું [પ.]
**આશનાઈ**સ્ત્રી૦[फ़ा. आशना]ભાઈબંધી;યારી
**આશય** પું૦ [સં.] મનની ધારણા; ઇરાદો (૨) ન૦ સ્થાન (૩) પાત્ર (૪) કરેલાં કર્મોના સંસ્કાર કે તેમનો સમૂહ
**આશરે** અ૦ શુમારે; લગભગ
**આશરો** પું૦ [સં. आश्रय] છત્રછાયા (૨) આધાર (૩) અડસટ્ટો. [આશંકા
**આશંક** પું૦ [સં.] આંચકો; શરમાવું તે (૨)

**આશંકા** સ્ત્રી૰ [સં.] શંકા; વહેમ. **-કિત** વિ૰ [સં.] આશંકાવાળું

**આશા** સ્ત્રી૰ [સં.] ઉમેદ (૨) વિશ્વાસ

**આશા(-ષા)ઢ** પું૰ [સં. आषाढ] વિક્રમ સંવતનો ૯મો મહિનો; અષાઢ

**આશાબંધ** પું૰ [સં.] આશાનું બંધન; આશાનો તંતુ

**આશાવરી** પું૰ એક રાગ

**આશાવાદી** વિ૰ જે થાય છે તે સારા માટે-નિરાશ થવાપણું કદી નથી-એવા વાદમાં માનનારું [રક્ષાનો પ્રસાદ

**આશિકા** સ્ત્રી૰ સાધુ કે દેવનો કે યજ્ઞની

**આશિષ** સ્ત્રી૰ [સં.] દુવા; આશીર્વાદ

**આશી** વિ૰[સં.] ખાનારું (સમાસમાં નામને અંતે). ઉદા૰ ફલમૂલાશી (૨) સ્ત્રી૰ સર્પની દાઢ

**આશીર્વચન** ન૰ [સં.] આશીર્વાદ

**આશીર્વાદ** પું૰ [સં.] દુવા

**આશીવિષ** પું૰ [સં.] સર્પ

**આશુ** વિ૰ [સં.]શીઘ્ર;ઉતાવળું. **૰તોષ** વિ૰ [સં.] જલદી સંતુષ્ટ થઈ જાય એવું (૨) પું૰ એવા દેવ-શંકર

**આશ્ચર્ય** ન૰ [સં.] નવાઈ; અચંબો (૨) આશ્ચર્યકારક બનાવ; ચમત્કાર

**આશ્રમ** પું૰; ન૰ [સં.] વિસામાનું સ્થાન; રહેઠાણ (૨)વિશ્રાંતિ (૩) સાધુનો નિવાસ; પર્ણકુટી (૪) જીવનનો વિભાગ (બ્રહ્મચર્ય ગૃહસ્થાદિ ચાર વિભાગમાંનો કોઈ પણ) (૫)રાષ્ટ્રીય યા ધાર્મિક હિલચાલનું મથક. **૰વાસી** વિ૰ આશ્રમમાં વસનારું. **૰વ્યવસ્થા** સ્ત્રી૰આશ્રમની-જીવનના વિભાગની વ્યવસ્થા

**આશ્રય** પું૰ [સં.] આશરો (૨) શરણું. **૰સ્થાન** ન૰ આશરો લેવાનું સ્થાન

**આશ્રિત** વિ૰ [સં.] આશ્રયે રહેલું

**આશ્લેષ** પું૰ [સં.] આલિંગન; ભેટવું તે

**આશ્લેષા** સ્ત્રી૰ [સં.] નવમું નક્ષત્ર

**આશ્વાસન** ન૰ [સં.], **-ના** સ્ત્રી૰ દિલાસો; સાંત્વન; હિંમત

**આશ્વિન** પું૰ [સં.] આસો માસ

**આષાઢ** પું૰ [સં.] અષાઢ માસ. **-ઢા** સ્ત્રી૰ [સં.]વીસમું અને એકવીસમું નક્ષત્ર (પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા)

**આસકા** સ્ત્રી૰ જુઓ આશકા

**આસક્ત** વિ૰[સં.] મોહિત; અનુરક્ત. **-ક્તિ** સ્ત્રી૰ [સં.] અતિશય સ્નેહ; મોહ

**આસન** ન૰[સં.]બેસવાની જગા (૨)બેસવા, સૂવા કે ઊભા રહેવાની ઢબ (૩) આસનિયું; બેસવાની વસ્તુ (૪) ચોપડી અથવા પત્રકનો કોઠો; ખાનું [સધિયારો

**આસનાવાસના** સ્ત્રી૰ આશ્વાસન (૨)

**આસનિયું** ન૰આસન માટે પાથરવાની વસ્તુ

**આસન્ન** વિ૰ [સં.] નજીક આવેલું. **૰કોણ** પું૰, ઍડ્જેસન્ટ ઍંગલ[ગ.] [નજીકમાં

**આસપાસ(૰માં)** અ૰ આજુબાજુ (૨)

**આસમાન** ન૰[ફા.] આકાશ;ગગન. **-ની** વિ૰ આકાશના જેવા રંગનું (૨) દૈવી; કુદરતી (૩) સ્ત્રી૰ દૈવી આફત-કોપ. **-ની સુલતાની** સ્ત્રી૰ દૈવી તેમ જ રાજાએ ઊભી કરેલી બેવડી આફત

**આસવ** પું૰[સં.] ઔષધિઓમાં આથો લાવી તૈયાર કરાતું પેય (૨) ગાળેલો દારૂ. **૰વું** સ૰ક્રિ૰ ગરમીથી પ્રવાહીનું વાયુરૂપ કરી તેને ફરી ઠારીને પ્રવાહી બનાવવું; 'ડીસ્ટીલ' [ર. વિ.]

**આસંગ** પું૰ [સં.] આસક્તિ

**આસંત્રો (-દ્રો)** પું૰ [સં.अश्मंतक] એક ઝાડ જેનાં પાન બીડી વાળવામાં ખપ લાગે છે

**આસંદિકા** પું૰ [સં.] નાનું આસન; નાની ખુરસી

**આસંદ્રો** પું૰ જુઓ આસંત્રો

**આસંધ** સ્ત્રી૰ [સં. अश्वगंधा] એક ઓષધિ

**આસાએશ** સ્ત્રી૰ [ફા. आसाइश] આરામ

**આસાન** વિ૰ [ફા.] સહેલું; નરમ. **૰કેદ** સ્ત્રી૰ સાદી કેદ. **-ની** સ્ત્રી૰ સહેલાઈ

**આસામી** પું૰;સ્ત્રી૰ [અ. असामी] માણસ; વ્યક્તિ(૨) દેણદાર(૩)પૈસાદાર-પ્રતિષ્ઠિત માણસ (૪) ઘરાક; અસીલ

**આસિસ્ટંટ** વિ૦ [ इं. असिस्टंट ] મદદનીશ (૨) પું૦ એવી વ્યક્તિ
**આસુર(-રી)** વિ૦ [सं.] અસુર સંબંધી; રાક્ષસી; જંગલી. **૦વિવાહ** પું૦ કન્યાવિક્રયવાળો વિવાહ
**આસૂં(-સોં)દરો** પું૦ જુઓ આસંત્રો
**આસો** પું૦ [सं. आश्विन्] વિક્રમ વર્ષનો છેલ્લો મહિનો
**આસોપાલવ** પું૦ એક ઝાડ, જેનાં પાનનાં [તોરણ બનાવાય છે
**આસોંદરો** પું૦ જુઓ આસંત્રો
**આસ્તર** પું૦, **૦ણ** ન૦ [सं.] પાથરવું-બિછાવવું તે (૨) પાથરણું, ગાલીચો
**આસ્તિક** વિ૦[सं.] ઈશ્વર અને પરલોકના અસ્તિત્વમાં માનનારું (૨) શ્રદ્ધાળુ
**આસ્તે** અ૦ [फा.आहिस्तह] ધીમે(૨)'ઊભું રાખો' 'ધીમું કરો' એમ સૂચવતો ઉદ્ગાર
**આસ્થા** સ્ત્રી૦ [सं.] આદરમાન (૨) શ્રદ્ધા; આકીન (૩) મૂડી; પૂંજી
**આસ્પદ** ન૦[सं.]સ્થાન;જગા(૨)વિ૦લાયક; પાત્ર (સમાસને અંતે). ઉદા૦ શોભાસ્પદ
**આસ્ફાલન** ન૦[सं.]અફળાવું કે અફાળવું તે
**આસ્ફોટ** પું૦, **૦ન** ન૦ [सं.] થાબડવું; પોલે હાથે ઠોકવું તે (૨) ઊપણવું તે (૩) પ્રગટ-જાહેર કરવું તે (૪) ભડાકા-ધડાકા સાથે ફૂટવું તે
**આસ્ય** ન૦ [सं.] મુખ (૨) ચહેરો
**આસ્રવ** પું૦[सं.] દુઃખ;પીડા (૨) સ્રાવ (૩) [જૈન]કર્મનું આત્મામાં દાખલ થવું તે (૪) તેના નિમિત્તરૂપ પાપપ્રવૃત્તિ
**આસ્વાદ** પું૦[सं.]ચાખવું-સ્વાદ લેવો તે(૨) [માણવું તે
**આસ્વાદ્ય** વિ૦ [सं.] આસ્વાદ લેવા યોગ્ય
**આહ** સ્ત્રી૦હાય;નિસાસો(૨)અ૦[सं.]અરે!
**આહત** વિ૦[सं.] ઈજા પામેલું; જખમી (૨) હણાયેલું(૩)વગાડેલું; વગાડવાથી નીપજતું
**આહરડવું** સ૦ક્રિ૦ [सं. आहृत] સડાકાની સાથે ખાવું (પ્રવાહી)
**આહવનીય** વિ૦[सं.] હોમવા યોગ્ય (૨) [પું૦ હોમનો અગ્નિ
**આહા(૦હા)** અ૦ આશ્ચર્ય, દુઃખ આદિ સૂચવનાર ઉદ્ગાર

**આહાર** પું૦[सं.] ખોરાક (૨) ખાવું તે; ખાનપાન. **-૦વિહાર** પું૦ આહાર અને વિહાર
**આહાહા** અ૦ જુઓ આહા
**આહીર** પું૦[सं.आभीर]ભરવાડ;રબારી.**૦ડી, ૦ણ, ૦ણી,-રાણી** સ્ત્રી૦ આહીરની સ્ત્રી
**આહુત** વિ૦[सं.] હોમેલું; બલિરૂપે અપાયેલું
**આહુતિ** સ્ત્રી૦ [सं.] હોમવું તે (૨) હોમવાનું દ્રવ્ય-વસ્તુ; બલિદાન
**આહેડી** પું૦ [सं. आखेटक] શિકારી; ભીલ
**આહોતું** ન૦ દૈનિક ક્રિયા; રોજનું કામ
**આહ્નિક** વિ૦[सं.] દૈનિક (૨)ન૦નિત્યકર્મ
**આહ્લાદ** પું૦ [सं.] આનંદ; હર્ષ. **૦ક** વિ૦ આહ્લાદ કરાવે તેવું
**આહ્વાન** ન૦[सं.]આમંત્રણ(૨)પડકાર(૩) આવાહન(૪)હાજર થવાનો હુકમ;'સમન્સ'
**આળ** ન૦ ખોટો આરોપ; કલંક(૨)આળપંપાળ; ઓઠું (૩) સ્ત્રી૦ અટકચાળું
**-આળ** [सं. आल] પ્રત્યય. નામને લાગતાં 'વાળું' અર્થનું વિ૦ બનાવે. ઉદા૦ શરમાળ, દયાળ
**આળપંપાળ** વિ૦ મિથ્યા (૨) સાચું નહિ એવું (૩) પટામણું (૪) ન૦ આશ્વાસન (૫) ભૂતપ્રેતાદિ
**આળવીતરું** વિ૦ મસ્તીખોર; તોફાની
**આળસ** સ્ત્રી; ન૦ [सं.आलस्य] એદીપણું; સુસ્તી. **-સુ** વિ૦ આળસવાળું
**આળાકુંઓ** પું૦ સંસારની આશાતૃષ્ણા
**આળિયું** ન૦, **-યો** પું૦ બખોલ; ખાડો (ખાસ કરીને કૂવાની દીવાલમાં)
**આળી** સ્ત્રી૦ [सं. आली] સોનીની અંગીઠી મૂકવાની ઊંચી ઓટલી
**આળીગાળું** વિ૦ અટકચાળું; તોફાની
**-આળુ** [सं. आलु] પ્રત્યય. નામને લાગતાં 'વાળું' અર્થનું વિ૦ બતાવે. ઉદા૦ દયાળુ
**આળું** વિ૦[सं. आर्द्र; दे. आल]લીલું; ભીનું(૨) તાજું ઉતરડેલું; કાચું (ચામડું) (૩)જરા અડકવાથી દુખાવાય એવું (૪)નરમ; પોચું
**-આળું** પ્રયત્ય. નામને લાગતાં 'વાળું' અર્થમાં વિ૦ બનાવે છે. ઉદા૦ દુધાળું

**આળુંભોળું** વિ૦ ભોળું (૨) ન૦ બાળક
**આળે** અ૦ એળે
**આળેખવું** સ૦ ક્રિ૦ જુઓ આલેખવું
**આળોટવું** અ૦ ક્રિ૦ [સં.આલુટ્] સૂઈને એક ઠેકાણેથી બીજે ઠેકાણે એમ ગબડવું; લોટવું
**આં**(આં')અ૦[રવ૦] હાં; એ (૨) ઠીક, ભલે, વારું, ઇત્યાદિ અર્થ બતાવતો ઉદ્ગાર
**આંક**(૦)પું૦[સં.अंक] સંખ્યાની નિશાની(૨) ભાવ;મૂલ્ય(૩)જાડાઈ કે પાતળાઈનો હિસાબ [સૂતરનો] (૪) નિશાની (૫) અડસટ્ટો(૬) સીમા; હદ (૭) પું૦બ૦વ૦ ઘડિયા;પાડા
**આંક** (૦) પું૦[સં. अक्ष] ધરી [ચાળણી
**આંકચાળણી**(૦) સ્ત્રી૦ ઝીણા છિદ્રવાળી
**આંકડાવહી** (૦) સ્ત્રી૦ ભરતિયાં નોંધવાની વહી
**આંકડાશાસ્ત્ર** (૦) ન૦ હકીકતના આંકડા એકત્ર કરવાની અને તેનો ઉપયોગ કરવાની વિદ્યા; 'સ્ટૅટિસ્ટિક્સ'
**આંકડી** (૦) સ્ત્રી૦ છેડેથી વાળેલો સળિયો (૨)ગળ (૩) આંતરડામાં થતી પીડા; ચૂંક (૪) તાણ [રોગ] (૫) સખત વાંધો[લા.]. ૦**ઘૂંકડી** સ્ત્રી૦ આંટીઘૂંટી
**આંકડો** (૦) પું૦ છેડેથી વાંકો સળિયો (૨)ગળ(૩)(વીંછીઇ૦નો)ડંખ(૪)(મૂછનો) આંકડો પાડેલો વળ
**આંકડો** (૦)પું૦[સં.अंक] સંખ્યા; સંખ્યાની નિશાની(૨)લેણદેણનો હિસાબ-કાગળ(૩) બિલ(૪)વરને આપવાનો ચાંલ્લો; પરઠણ
**આંકણુ** (૦) ન૦ આંકવું તે (૨) ઊપણતાં સારું સારું અનાજ જુદું પાડવું તે. **-ણી** સ્ત્રી૦આંકવાનું-લીટીદોરવાનુંસાધન (૨) કસ-કિંમતનો અડસટ્ટો કાઢવો તે. **-ણું** ન૦ આંકવાનું ઓજાર (સુતારી) (૨) દાગીના પર ચીતરવાનું સોનીનું ઓજાર
**આંકલુ** (૦) ન૦ આંકલાનું ફળ. **-લો** પું૦ જુઓ અંકોલ
**આંકવું** (૦) સ૦ક્રિ૦ [સં. अंक्] આંકો કે નિશાની પાડવી. (૨) લીટી દોરવી (૩) કસ કિંમતનો અડસટ્ટો કાઢવો (૪) ડામીને નિશાની પાડવી જેથી ઓળખાય (૫)ખાસ કામ માટે નામ પાડી ફંડ કે રકમ અલગ કરવાં; 'ઇયરમાર્ક' [લા.]
**આંકો** (૦) પું૦ [સં. अंक] નિશાનીની લીટી (૨) અડસટ્ટો (૩) હદ; નેક
**આંકોશિયાં** (૦) ન૦ બ૦વ૦ પાંસળાં (૨) સખત પ્રયત્ન (૩) એથી ઊપજતો શ્વાસ
**આંખ** (૦) સ્ત્રી૦[સં. अक्षि] ચક્ષુ; નેત્ર (૨) [લા.] જોવાની શક્તિ; નજર (૩) નિઘા; ધ્યાન;દેખરેખ(૪)(કોઈ ચીજનું આંખ જેવું) નાનું કાણું; છિદ્ર (૫) બીજની ગાંઠ (જેમ કે શેરડીની). ૦**આવવી** = આંખ દુખવી (૨) પશુના બચ્ચાની આંખ કામ કરતી થવી. ૦**ચાંદલો**,૦**ચાંલ્લો** પું૦રૂડે અવસરે સ્ત્રીઓને ગાલે કે કપાળમાં લગાડાતી ટીપકી. ૦**ચોરી** સ્ત્રી૦ અણગમતી વસ્તુ ઉપરથી આંખ ખસેડી લેવી તે (૨) જોયું હોય છતાં નથી જોયું તેવો દેખાવ કરવો તે. ૦**ઢાંકણી** સ્ત્રી૦ આંખનો ડાબલો (ઘોડા વગેરેનો). ૦**મ**(**-મિ,-મીં**)**ચકારો** પું૦ પલકારો (૨) આંખથી કરેલી ઇશારત. ૦**મિ**(**-મીં**)**ચામણ** ન૦ જોયું ન જોયું કરવું તે. ૦**મિ**(**-મીં**)**ચામણાં** ન૦બ૦ વ૦ એક બાળરમત(૨)જોયું ન જોયું કરવું તે (૩) ઇશારત (આંખ મીંચીને કરેલી)
**આંખિયું** (૦) ન૦ આંખઢાંકણી (૨) સૂક્ષ્મ-દર્શક કે દૂરદર્શકનો આંખ તરફ રાખવાનો છેડો અગર તે ઠેકાણે બેસાડેલો લેન્સ; 'આઈપીસ' [પ. વિ.]
**આંખિયાં** (૦) ન૦ બ૦ વ૦ મૂર્ચ્છા (૨) ડોળા કાઢવા તે (૩) ઝળઝળિયાં
**આંગડી** (૦) સ્ત્રી૦[સં.अंग]અંગરખી;ઝભલું
**આંગણ**(**-ણું**) (૦) ન૦ [સં. अंगण] ઘરના મુખ્ય દ્વાર સામેની ખુલ્લી જગા
**આંગમણ** (૦) સ્ત્રી૦ કૌવત; જોર (૨) જુઓ આગમણ
**આંગમવું** (૦)સ૦ક્રિ૦[સં.अंग्]-ની સામે થવું
**આંગલુ** (૦) [સં. अंग] ઝભલું
**આંગળ** (૦) ન૦ [સં.अंगुल] આંગળી (૨)

આંગળીજેટલીલંબાઈ;તસુ(૩)દશની સંજ્ઞા
**આંગળિયાત,આંગળિયું**(૦)વિ૦(૨) ન૦ આગલા ધણીનું (બાળક)
**આંગળી** (૦) સ્ત્રી૦ [સં. अंगुलि] હાથપગના પંજા આગળના પાંચ અવયવોમાંનો દરેક અવયવ [આંગળી થવી તે
**આંગળી-દેખામણું** (૦) ન૦ ફજેતો;
**આંગળું** (૦) ન૦ જુઓ આંગળી
**આંગિરસ** વિ૦[સં.]અંગિરસ ઋષિને લગતું (૨) પું૦ બૃહસ્પતિ
**આંગી** (૦)સ્ત્રી૦[સં.अंगिका]પરણનાર પુરુષને મોસાળ તરફથી મળતું ઓટચા વિનાનું કોરું વસ્ત્ર(૨)માતાનીમૂર્તિને બદલે મુકાતી રંગબેરંગી ધાતુઓના પતરાની તકતી (૩) હનુમાનની મૂર્તિ ઉપરનું તેલસિંદૂરનું પડ (૪) મૂર્તિના શણગાર[જૈન](૫) આંધીથી ચડતો ધૂળનો ગોટો
**આંગ્લ** વિ૦ [ઇં.ઍંગ્લો પરથી સં.રૂપ આપ્યું છે] અંગ્રેજોને લગતું. **૦દેશ** પું૦; અંગ્રેજોનો દેશ;ઇગ્લંડ. **૦ભાષા** સ્ત્રી૦ અંગ્રેજી ભાષા
**આંચ** (૦) સ્ત્રી૦ [સં.अर्चिस] ઝાળ(૨) દીપ્તિ; રૂઆબ (૩) ધમકી (૪) ઈજા
**આંચકવું**(૦)સ૦ક્રિ૦જોરથી એકદમ ખેંચવું
**આંચકી** (૦) સ્ત્રી૦ તાણ; (૨) હેડકી
**આંચકો** (૦) પું૦ જુઓ આચકો
**આંચણી** (૦)સ્ત્રી૦બોલતાં અચકાવું તે(૨) વાતચીતમાં વારે વારે બોલવાની ટેવ હોય એવા નિરર્થક શબ્દો તે
**આંચલું** (૦) વિ૦ દોઢડાહ્યું [અગ્ર ભાગ
**આંચળ** (૦)[સં. अंचल]પશુમાદાની આઉનો
**આંચળી** (૦) સ્ત્રી૦[સં.अंचल] છેડો; પાલવ
**આંછ** (૦)સ્ત્રી૦ ઝાંખ (૨) આંખની છારી
**આંજણ** (૦) ન૦ અંજન; કાજળ(૨) છળ
**આંજણી** (૦) સ્ત્રી૦ પાંપણના મૂળ આગળ થતી ફોલ્લી [હનુમાન
**આંજનેય** પું૦ [સં.] અંજનાનો પુત્ર
**આંજવું** (૦) સ૦ ક્રિ૦ [સં. अंज्]આંખમાં લગાડવું (૨)અતિ પ્રકાશથી આંખનું તેજ હરી લેવું(૩)શેહમાં નાખવું;છક કરીદેવું[લા.]
**આંજિયું** (૦)ન૦જુવારનો એક રોગ;આગિયું
**આંજો** (૦) પું૦ કૂવાથંભની બે બાજુના સઢ બાંધવાનાં મોટાં દોરડાં
**આંટ** (૦) સ્ત્રી૦આંટી; ગૂંચ (૨) કીનો; વેર (૩) શાખ; આબરૂ (૪) હથોટી (૫) હાથકામમાં કે બોલવા લખવામાં હોશિયારી, ઝડપ(૬) અંગૂઠા ને તર્જની વચ્ચેનો ભાગ કે જ્યાં કલમ ટેકવીને લખીએ છીએ (૭) તાકોડિયાપણું; ચોટ [ચિહ્ન
**આંટણ** (૦) ન૦ (ચામડી પર) ઘસારાનું
**આંટવું** (૦)સ૦ક્રિ૦ તાકવું(૨)ટપી જવું
**આંટી** (૦) સ્ત્રી૦ ગડ; ગાંઠ; ગૂંચ (૨) કાંતેલ દોરાની કરાતી ગડી (૩) કીનો [લા.] (૪) ફાંસો; પેચ; પ્રપંચ (૫) કોયડો (૬) શાખ; આંટ. **૦ઘૂંટી** સ્ત્રી૦ દાવપેચ(૨)છળકપટ
**આંટો** (૦)પું૦વળ (૨)ફેરો;ધક્કો(૩)અંટસ. **૦ફેરો** પું૦ આંટો અને ફેરો (૨) ફેરોફાંટો
**આંતર** વિ૦ [સં.] અંદરનું; માંહોમાંહેનું
**આંતરજન્ય** વિ૦ જેમની વૃદ્ધિ અંદરથી શરૂ થાય છે. 'એન્ડોજન્સ' [વ. વિ.]
**આંતરજીવી** વિ૦ છોડની અંદર રહી તેમાંથી પોષણ મેળવી જીવનારું; 'એન્ડોફાઇટિક' [વ. વિ.]
**આંતરડી** (૦) સ્ત્રી૦ દિલ; હૃદય
**આંતરડું** (૦) ન૦ [સં. अंत्र] પેટમાંના અન્નરસને પચાવી મળને બહાર કાઢનાર નળના આકારનો અવયવ
**આંતરરાષ્ટ્ર(-ષ્ટ્રી)ય** વિ૦ સર્વ રાષ્ટ્રોને કે તેમના પરસ્પર સંબંધને લગતું
**આંતરવિગ્રહ** પું૦ એક સમૂહના લોકોમાં અંદર અંદર વિગ્રહ–યુદ્ધ; 'સિવિલ વૉર'
**આંતરવું** (૦) સ૦ક્રિ૦ [સં. अंतरि-अंतरय्] (વાડ કરી કે પડદો ભરીને) જુદું પાડવું (૨) ઘેરવું (૩) રસ્તો રોકવો
**આંતરસી(-સે)વો, આંતરસો** (૦) પું૦ અંદરનું સીવણ; સીવેલા કપડાને બંધબેસતું કરવા માટે અંદરથી ભરેલો દોરો
**આંતરિક** વિ૦ [સં.] અંદરનું (૨) હૃદયનું
**આંતરી** (૦) સ્ત્રી૦ કાપડના વગર વણેલા

છેડા તે(૨) પાલવ(૩) કાપડ–ચોપડીઓમાં પડતી એક જાત (૪) વહાણની કિનાર (૫)[સુ.]ખાવાના પાનની નસ(૬)ફણસનાં ચાંપાંને વળગેલા રેસા

**આંતરો**(૦)પું૦[સં.अंतराय]ગાળો(૨)અંતરપટ (૩) ભેદ (૪) ધ્રુપદનો બીજો ભાગ (૫) બે લીટીઓથી કપાયેલો ત્રીજી લીટીનો ભાગ; 'ઈન્ટરસેપ્ટ' [ગ.]

**આંતો** (૦) પું૦ ત્રણ સેરોનો દોર ભાંગતાં પહેલી બે સેરો ઉબેળવી તે [આંતરડું

**આંત્ર** વિ૦ [સં.] આંતરડાને લગતું (૨) ન૦

**આંદોલ** પું૦ [સં.] આંદોલન; ડોલન (૨) વિ૦ કંપયુક્ત (સ્વર). **૦ન** ન૦[સં.]હાલવું તે (૨) હિલચાલ; ચળવળ

**આંધણ**(૦) ન૦ [કા.] જુઓ આધણ

**આંધળિયું** (૦)ન૦ સાહસ; અવિચારી કર્મ

**આંધળીચાકણ(–ળ,–ળણ)** (૦)સ્ત્રી૦બે મુખવાળો એક સાપ

**આંધળું**(૦) વિ૦ [સં. अंध] ન દેખતું (૨) જ્ઞાનહીન (૩) અંધારું. **૦ધબ, ૦ભીંત** વિ૦ છેક આંધળું

**આંધી** (૦) સ્ત્રી૦ દિશાઓ ધૂળથી પુરાઈ જાય એવું સખત વાવાઝોડું (૨) અંધાપો

**આંબટ** વિ૦ ખાટું

**આંબલિયો** (૦) પું૦ આંબો [૫.]

**આંબલી** (૦) સ્ત્રી૦ [સં. अम्लिका] આમલી (૨).આંબલીનો કચૂકો [કા.]. **૦પીંપળી** સ્ત્રી૦ એક રમત [અ૦ક્રિ૦ ખટાઈ જવું

**આંબવું** (૦) સ૦ ક્રિ૦ પકડી પાડવું (૨)

**આંબળી** (૦) સ્ત્રી૦, **–ળું** ન૦ જુઓ 'આમળી'માં

**આંબાગાળો** (૦) પું૦ કેરીની મોસમ

**આંબામોર** (૦) પું૦ આંબાનો મોર (૨) ડાંગરની એક જાત

**આંબાવાડિયું** (૦)ન૦, **આંબાવાડી** સ્ત્રી૦ આંબાનું વન; અમરાઈ

**આંબાશા(–સા)ખ** (૦) સ્ત્રી૦ આંબા ઉપર કુદરતી રીતે પાકેલી કેરી

**આંબાહળદર** (૦)સ્ત્રી૦ એક જાતની હળદર

**આંબેલ** ન૦ [પ્રા. અંબિલ, आयंबिल] એક ટંક અલૂણું જમવાનું વ્રત [જૈન]

**આંબેલ** (૦) સ્ત્રી૦ જનનનાળ; આમળ

**આંબો**(૦) પું૦ [સં. आम्र] આમ્રવૃક્ષ; કેરીનું ઝાડ (૨) છોકરાંની એક રમત

**આંબોઈ** (૦) સ્ત્રી૦ ડૂંટીના રગોની ગાંઠ જેવો અંદરનો ભાગ

**આંબોસું** (૦)ન૦સૂકું આલુ (૨) સૂકી દ્રાક્ષ

**આંબોળિયું** (૦) ન૦કાચી કેરીની સૂકવેલી ચીરી

**આંસ** (૦) પું૦ [સં. अक्ष] ધરી

**આંસુ** (૦) ન૦ [સં. अश्रु] આંખોમાંથી દુઃખ કે હર્ષ વખતે ટપકતાં ટીપાં

**આંહાં** (૦) અ૦ નકાર બતાવતો ઉદ્ગાર

**આંહીં,૦કણે** (૦) અ૦ અહીંયાં [કા.]

## ઇ

**ઇ** સ્ત્રી૦ [સં.] સંસ્કૃત કુટુંબની વર્ણમાલાનો ત્રીજો અક્ષર; એક સ્વર

**ઇકબાલ** ન૦ [અ.] નસીબ (૨) આબાદી (૩) પું૦ એક પ્રસિદ્ધ ઉર્દૂ કવિ

**ઇકરાર** પું૦[અ.] હા પાડવી તે (૨) એકરાર. **૦નામું** ન૦[फा.]પ્રતિજ્ઞાપૂર્વક કબૂલાતનો લેખ; 'એફિડેવિટ'

**ઇકોતરો** વિ૦પું૦ વિ. સં. ૧૯૭૧નો દુકાળ

**ઇકોતેર** વિ૦ [સં.एकसप्तति] ૭૧; એકોતેર

**ઇક્ષુ** સ્ત્રી૦ [સં.] શેરડી

**ઇક્ષ્વાકુ** પું૦[સં.] સૂર્યવંશનો આદિ રાજા

**ઇખલાસ** પું૦ [અ.] સંપ; દોસ્તી

**ઇચ્છનધારા** સ્ત્રી૦[સં. अविच्छिन्न-धारा]અતૂટ ધારા; ચાલુ પ્રવાહ (૨) અભિષેકપાત્ર

**ઇચ્છવું** સ૦ક્રિ૦ [સં. इष्-इच्छ्]ઇચ્છા કરવી (૨) આશા રાખવી

**ઇચ્છા** સ્ત્રી૦ [સં.] મરજી (૨) આશા (૩) કામના. **૦નુસાર** અ૦ મરજી મુજબ. **૦પૂર્વક** અ૦ ઇચ્છા મુજબ (૨) જાણી જોઈને; ઇરાદાપૂર્વક. **૦ફલ(–ળ)**ન૦ઇચ્છા

પ્રમાણે મળવું-થવું તે(૨)ત્રિરાશિમાં ઇચ્છિત ચોથું પદ; હિસાબનો જવાબ [ગ.]. **૦વર** પું૦ જાતે પસંદ કરેલો વર. **૦શક્તિ** સ્ત્રી૦ સંકલ્પ બળ. **–ચ્છાંક** પું૦ ઇષ્ટરાશિ; ત્રિરાશિનું ત્રીજું પદ [ગ.] **–ચ્છિત** વિ૦ ઇચ્છેલું. **–ચ્છુ(૦ક)** વિ૦ [સં.] ઇચ્છાવાળો

**ઇજન** ન૦ [अ. इज़्न] નોતરું; આમંત્રણ

**ઇજનેર** પું૦ [इं. ऐन्जिनियर] બાંધકામ ઇત્યાદિની યોજના કરનાર આદમી (૨) યંત્રવિદ્યા જાણનાર. **–રી** વિ૦ ઇજનેરને – ઇજનેરના કામને લગતું (૨)સ્ત્રી૦ ઇજનેરી કામ કે વિદ્યા

**ઇજાજત** સ્ત્રી૦ [अ.] પરવાનગી; રજા

**ઇજાફત** સ્ત્રી૦ [अ.] વધારો; ઉમેરો (૨) જોડી દેવું તે; ખાલસા કરવું તે. **૦ગામ** ન૦ ઇનામી ગામ કે વતન

**ઇજાર** સ્ત્રી૦ [अ.] સુરવાળ; લેંઘો

**ઇજારદાર** પું૦ [फ़ा.] ઇજારો ધરાવનાર

**ઇજારબંધ** પું૦ ઇજારનું નાડું; કમરપટો

**ઇજારવું** અ૦ક્રિ૦ સંતાપ કરવો; દુઃખી થવું

**ઇજારાપદ્ધતિ** સ્ત્રી૦ ઇજારો આપીને કાર્યવ્યવસ્થા કરવાની પદ્ધતિ

**ઇજારો** પું૦ [अ.] ઠરાવેલી શરત પ્રમાણે કોઈ હક્કનો એકહથ્થુ ભોગવટો; કરાર કે ઠરાવ (૨) સનંદી હક

**ઇજ્જત** સ્ત્રી૦ [अ.] આબરૂ (૨) શિયળ. **૦દાર** વિ૦ આબરૂદાર; પ્રતિષ્ઠિત

**ઇઝરાયલ** વિ૦ [हिब्रू] યહૂદી લોકોને લગતું (૨) પું૦ યહૂદી લોકોનો એક મૂળ પુરુષ (૩) યહૂદીઓનો દેશ

**ઇઠ્ઠોતેર** વિ૦ [सं. अष्टसप्तति] ૭૮; અઠ્ઠોતેર

**ઇઠયાશી(–સી)** વિ૦ [सं. अष्टाशीति] ૮૮

**ઇડરિયો** વિ૦ પું૦ ઈડરનો (૨) ઘણો મજબૂત – જીતનો મુશ્કેલ (ગઢ) [લા.]

**ઇડા** સ્ત્રી૦ [सं.] ત્રણ નાડીઓમાંની જમણી બાજુની નાડી(ઇડા,પિંગલા અને સુષુમ્ણા)

**ઇતબાર** પું૦ [अ.] વિશ્વાસ

**ઇતર** સ૦ (૨) વિ૦ [सं.] અન્ય (૩) ભિન્ન [(૪) તુચ્છ

**ઇતરડી** સ્ત્રી૦ ઢોરના શરીરે વળગતું એક જંતુ

**ઇતરવાચન** ન૦ અભ્યાસક્રમ ઉપરાંતનું વાચન

**ઇતરાઈ** સ્ત્રી૦ આછકલાઈ; મિથ્યા મોટાઈ

**ઇતરાજ** વિ૦ [अ. इअतिराज़] નાખુશ. **–જી** સ્ત્રી૦ નાખુશી; અવકૃપા

**ઇતરાવવું** સ૦ ક્રિ૦ 'ઈતરાવું'નું પ્રેરક

**ઇતરેતર** વિ૦ (૨) સ૦ [सं.] પરસ્પર. **૦દ્વંદ્વ** પું૦ [सं.] દ્વંદ્વ સમાસનો એક પ્રકાર

**ઇતવાર** પું૦ જુઓ આતવાર; રવિવાર

**ઇતસ્તતઃ** અ૦ [सं.] અહીં તહીં; આમ તેમ

**ઇતઃ** અ૦ [सं.] અહીંથી

**ઇતિ** અ૦ [सं.] આ પ્રમાણે (૨) સમાપ્ત; પૂરું થયું એમ બતાવે છે (૩) સ્ત્રી૦ સમાપ્તિ. **૦કર્ત(–ર્ત્ત)વ્યતા** સ્ત્રી૦ [सं.] અવશ્ય કરવા યોગ્ય કામ (૨) કૃતકૃત્યતા. **૦વૃત્ત** ન૦ [सं.] બનેલી હકીકતનું બ્યાન; ઇતિહાસ. **૦શ્રી** સ્ત્રી૦ સમાપ્તિ. **૦સિદ્ધમ્** અ૦ 'ક્યુ. ઈ. ડી.' [ગ.]

**ઇતિહાસ** પું૦ [सं.] તવારીખ; ભૂતકાળનું વૃત્તાંત. **૦કાર** પું૦ ઇતિહાસ લખનાર

**ઇત્તિફાક** પું૦ [अ.] એકમતી (૨) સંપ (૩) બનાવ; સંજોગ

**ઇત્યલમ્** અ૦ [सं.] હવે બસ

**ઇત્યાદિ(૦ક)** [सं.] વગેરે

**ઇદમ્** સ૦ [सं.] આ

**ઇદંતૃતીયમ્** વિ૦ [सं.] ધાર્યા કરતાં નવું જ – જુદું જ (૨) ન૦ અવનવું જ કંઈક

**ઇધર** અ૦ [हिं.] અહીં. **૦ઉધર**, **૦તિધર** અ૦ [हिं] અહીંતહીં

**ઇનકાર** પું૦ [अ.इन्कार] મના (૨) અસ્વીકાર. **૦વું** સ૦ક્રિ૦ ઇનકાર કરવો

**ઇનસાફ(–ફી)** જુઓ 'ઇન્સાફ'માં

**ઇનામ** ન૦ [अ.] બક્ષિસ; યોગ્યતાની કદરમાં મળતી ભેટ. **૦અકરામ** ન૦ બક્ષિસ (૨) બક્ષિસ અને માન. **૦દાર** વિ૦ ઇનામ મેળવનાર (૨) ઇનામી જમીન કે ગામવાળું (૩) પું૦ એક અટક. **૦દારી** સ્ત્રી૦ ઇનામદારની પદવી. **૦પટો(–ટ્ટો)** પું૦ ઇનામી જમીન કે ગામનો લેખ – સનદ.

**०सलामी** સ્ત્રી० સલામી દાખલ થોડું મહેસૂલ ભરવું પડતું હોય એવી ઇનામી જમીન. **–મી** વિ० ઇનામને લગતું (૨) ઇનામમાં મળેલું(૩)જેમાં ઇનામ મળે એવું
**ઇનાયત** સ્ત્રી० [अ.] એનાયત; ભેટ
**ઇનિંગ** સ્ત્રી० [इं.] ક્રિકેટના કોઈ પક્ષનો રમવાનો દાવ [વિશે; આવકવેરો
**ઇન્કમટૅક્સ** પું० [इं.] આવક પર લેવાતો
**ઇન્કાર** પું० [अ.] મના (૨) અસ્વીકાર. **०વું** સ૦ક્રિ० ઇન્કાર કરવો [ધણું જીવો
**ઇન્કિલાબ ઝિંદાબાદ** શ૦પ્ર०[फा.] ક્રાંતિ
**ઇન્શાઅલ્લાહ** શ० પ્ર० [अ.] ઈશ્વરેચ્છા
**ઇન્સાન** પું०;ન०[अ.]માણસ(૨)માણસજાત. **–નિયત** સ્ત્રી० માણસાઈ; સજ્જનતા
**ઇન્સાફ** પું० [अ.] ન્યાય (૨) ચુકાદો. **–ફી** વિ०ઇન્સાફને લગતું(૨)ન્યાયી [નાર
**ઇન્સ્પેક્ટર** પું०[इं.]નિરીક્ષક;દેખરેખ રાખ-
**ઇબાદત** સ્ત્રી०[अ.] ભક્તિ; સ્તુતિ. **०ખાના** ન०, **०ગાહ** સ્ત્રી० ઉપાસનામંદિર–મસ્જિદ, મંદિર વગેરે [ઢબ, શૈલી
**ઇબારત** સ્ત્રી० [अ.] (બોલવા લખવાની)
**ઇમામ** પું०[अ.]મુસલમાનોનો વડો ધર્મગુરુ (૨)ઉપદેશક યા કુરાન વાંચનારો; મુલ્લાં; કાજી (૩) તાજિયાની આગળ રાખવામાં આવતો ઝંડો (૪) માળાનો મેર
**ઇમારત** સ્ત્રી०[अ.]મોટું મકાન;હવેલી.**–તી** વિ० ઇમારતને લગતું(૨)ઇમારતમાં જરૂરી
**ઇમ્તિહાન** પું० [अ.] પરીક્ષા; તપાસ
**ઇયત્તા** સ્ત્રી० [सं.] આટલાપણું (૨) પ્રમાણ; પરિમાણ (૩) સીમા
**ઇયળ** સ્ત્રી० [सं. इल्लिका] એક કીડો
**–ઇયું** નામ પરથી વિ० બનાવતો તદ્ધિત પ્રત્યય. 'વાળું', –ને લગતું, –ની ટેવવાળું' એવા અર્થમાં. ઉદા० ભૂમિયું; લોભિયું
**ઇરાદો** પું० [अ.] ઉદ્દેશ; આશય
**ઇલકાબ** પું० [अ.] ખિતાબ
**ઇલમ** પું० [अ. इल्म] વિદ્યા (૨) જાદુ (૩) મેલી વિદ્યા(૪)ઉપાય. **०બાજ,–મી** વિ० ઇલમ જાણનારું (૨) કાબેલ
**ઇલા** સ્ત્રી० [सं.] પૃથ્વી (૨)પુરૂરવાની માતા. **०વૃત્ત** ન०[सं.](પ્રાચીન આર્ય ભૂગોળમાં) જંબુદ્વીપના નવ ખંડો પૈકીનો એક ખંડ
**ઇલા** અ० [अ. इलाही] યા ખુદા **०ઇલા પોકરાવવી** = તોબા – ત્રાહિ ત્રાહિ પોકરાવવું
**ઇલાકો(–ખો)** પું० [अ.] પ્રાંત (૨) હકૂમતનો પ્રદેશ (૩) હક; લાગતું વળગતું તે
**ઇલાજ** પું० [अ.] ઉપાય (૨) ઉપચાર
**ઇલાયચી** સ્ત્રી०;ન०[सं.इला, तामिल एलाची] એક તેજાનો
**ઇલાયચો** પું० જુઓ અલાયચો
**ઇલાયદું** વિ० [अ.] જુઓ અલાયદું
**ઇલાહી** વિ० [अ.] ખુદા–ઈશ્વર સંબંધી(૨) વંદનીય
**ઇલેક્ટ્રિક**વિ०[इं.]વીજળીને લગતું(૨)ઝડપી
**ઇશક, ०બાજી, –કી** જુઓ 'ઇશ્ક'માં
**ઇશારત** સ્ત્રી० [अ.] સાન; સંકેત
**ઇશારો** પું० [अ.] ઇશારત (૨) સૂચન
**ઇશ્ક** પું० [अ.] પ્રેમ (૨) કામવિકાર (૩) રાગ; આવેશ. **०બાજી** સ્ત્રી० પ્રણય-વ્યાપાર; ભોગવિલાસ. **०મિજાજી** સ્ત્રી० લહેરીપણું; લાલાઈ. **–શ્કી** વિ० પ્રેમી (૨) ફક્કડ; છેલ. **–શ્કી ટટ્ટુ** ન० ઇશ્કબાજ, વ્યભિચારી કે કામી માણસ. **–શ્કેમિજાજી** પું० કેવળ કામવાસના. **–શ્કેહકીકી** પું० ખરો – દૈવી પ્રેમ
**ઇશ્તેહાર** ન० [अ.] જાહેરનામું; ઘોષણા
**ઇશ્યુ** પું० [इं.] (અદાલતમાં કેસના) વાદનો મુદ્દો (૨) મુદ્દો; તર્ક
**ઇષુ** પું० [सं.] તીર (૨) પાંચની સંખ્યા (૩) ઉત્ક્રમજ્યા; 'વર્સ્ડ સાઈન' [ग.]
**ઇષ્ટ** વિ० [सं.] ઇચ્છેલું (૨) પ્રિય; મનગમતું (૩) કલ્પેલું [ग.] (૪) યોગ્ય (૫) હિતાવહ (૬) યજ્ઞ વડે પૂજેલું (૭) ન० ઇચ્છા (૮) અગ્નિહોત્ર (૯) યજ્ઞ ઇત્યાદિનું પુણ્ય
**ઇષ્ટદેવ** પું०, **०તા** પું०બ०વ० [सं.](૨)સ્ત્રી० પ્રિય – પોતાની આસ્થાનો દેવ (૩) કુળદેવ
**ઇષ્ટ(–ષ્ટિ)કા** સ્ત્રી० [सं.] ઈંટ (૨) વેદી ચણવા માટે વપરાતી ઈંટ

વિ૰ ઈર્ષા કરવાની ટેવવાળું. ૦ળુ વિ૰ ઈર્ષાવાળું; અદેખું

**ઈવ** સ્ત્રી૰ [हिब्रू.इं.] (બાઇબલ પ્રમાણે) આદ્ય સ્ત્રી; આદમની જોડિયણ

**ઈશ** પું૰ [सं.] ધણી; માલેક (૨) પરમેશ્વર (૩) મહાદેવ; શિવ (૪) અગિયારની સંજ્ઞા

**ઈશાન** સ્ત્રી૰ [सं.] ઉત્તર અને પૂર્વ વચ્ચેની દિશા કે ખૂણો (૨) પું૰ મહાદેવ [દુર્ગા

**ઈશાની** વિ૰ [सं.] ઈશાન દિશાનું (૨) સ્ત્રી૰

**ઈશિતા** સ્ત્રી૰,–ત્વ ન૰ [सं.] એક મહાસિદ્ધિ (૨) સર્વોપરીપણું [પુરુષ

**ઈશુ(–સુ),૦ખ્રિસ્ત** પું૰ ખ્રિસ્તીધર્મનો આદિ

**ઈશ્વર** પું૰ [सं.] પ્રભુ; પરમેશ્વર (૨) સ્વામી; માલેક (૩) રાજા. **૦દત્ત** વિ૰ ઈશ્વર તરફથી મળેલું; કુદરતી. **૦પ્રણિધાન** ન૰ [सं.] ઈશ્વરનું ધ્યાન ધરવું તે (૨) કર્મફળનો ત્યાગ; પોતાનાં કર્મ ઈશ્વરને સમર્પણ કરવાં તે. **૦પ્રીત્યર્થ (–ર્થે)** અ૰ ઈશ્વરની પ્રીતિ માટે; પોતે ફળપ્રાપ્તિની ઇચ્છા રાખ્યા વિના. **–રાધીન** વિ૰ [सं.] ઈશ્વરને આધીન. **–રી** વિ૰ ઈશ્વરસંબંધી (૨) સ્ત્રી૰ [सं] દુર્ગા (૩) દેવી. **–રેચ્છા** સ્ત્રી૰ ઈશ્વરની ઇચ્છા

**ઈષણા** સ્ત્રી૰ [सं. एषणा] વાસના (૨) સ્ત્રી, પુત્રાદિ પ્રત્યેની આસક્તિ

**ઈષત્** અ૰ [सं.] જરા; થોડું

**ઈસ** સ્ત્રી૰ ખાટલાના પાયાને જોડતાં બે લાંબાં લાકડાંમાંનું દરેક

**ઈસપ** પું૰ પ્રાચીન ગ્રીસનો એક હબસી ગુલામ જેની કથાઓ જાણીતી છે.

**ઈસવી** વિ૰ [अ.] ઈસુ ખ્રિસ્તનું. **૦સન** પું૰; સ્ત્રી૰ ઈસુના જન્મથી ગણાતો સંવત (ઈ.સ.)

**ઈસાઈ** વિ૰ [अ.] ઈસુનું અનુયાયી; ખ્રિસ્તી (૨) ઈસુને લગતું

**ઈસા મસીહ** [अ.], **ઈસુ (૦ખ્રિસ્ત)** પું૰ ઈશુ

**ઈસું** વિ૰ + [सं. ईदृश] આવું

**ઈસ્ટર** ન૰ [इं.] એક ખ્રિસ્તી ઉત્સવ – તહેવાર

**ઈસ્વી** વિ૰ [अ.] જુઓ ઈસવી. **૦સન** પું૰; સ્ત્રી૰ ઈસવી સન

**ઈહા** સ્ત્રી૰ [सं.] ઇચ્છા (૨) આશા; ઉમેદ

**ઈંગલીઢીંગલી** સ્ત્રી૰ છોકરાંની એક રમત

**ઈંજવું** (૦) સ૰ક્રિ૰ અર્પણ કરવું; આપી દેવું (૨) અગિયારીમાં અગ્નિની સ્થાપના કરવી (૩) અભિષેક કરવો (૪) પ્રસન્ન કરવું (૫) તેલ ઊંજવું

**ઈંટ** (૦) સ્ત્રી૰ [सं. इष्टका, प्रा. इट्टा] ઘર ઇત્યાદિ ચણવામાં વપરાતું માટીનું પકવેલું ચોસલું. **૦બંધી** વિ૰ ઈંટોનું બાંધેલું (૨) ઈંટનું બાંધકામ. **૦વાડો** પું૰ ઈંટો પકવવાનો ભઠ્ઠો. **–ટાળ(–ળું)** વિ૰ ઈંટનું બનેલું; ઈંટવાળું. **–ટાળી** સ્ત્રી૰ ઈંટો મારી મારીને દેવાતો દંડ – સજા. **–ટાળુ** વિ૰ જુઓ ઈંટાળ. **–ટાળો** પું૰ [प्रा.इट्टाल] ઈંટનો કકડો (૨) ઈંટો બનાવવાનું ઓજાર. **–ટેરી(–લ)** વિ૰ ઈંટબંધી

**ઈંડાળ** (૦) સ્ત્રી૰ ઈંડાં લઈને જનારી કીડીઓની હાર (૨) ઝીણાં ઝીણાં ઈંડાંનો જથ્થો (૩) છોકરાંની ધાડ–ભૂંજરવાડ [લા.]

**ઈંડું** (૦) ન૰ [सं. अंड] બેદું (૨) શિખર પરનો કળશ

**ઈંઢોણી** (૦) સ્ત્રી૰ જુઓ ઉઢાણી

**ઈંતડી** (૦) સ્ત્રી૰ એક જીવ; ઇતરડી

**ઈંધણ(–ણું)** (૦) ન૰ [सं. इंधन] બળતણ

**ઈંધણધોરી** (૦) પું૰ બળદ (૨) ભાર વહેનારો આદમી (૩) વિ૰ બળદિયા જેવો; મૂર્ખ

# ઉ

ઉ પું૦ [સં.] સંસ્કૃત કુટુંબની વર્ણમાળાનો પાંચમો અક્ષર - એક મુખ્ય સ્વર
-ઉ ક્રિયાપદને લાગતાં 'તે ક્રિયા કરનારું' એ અર્થમાં વિ૦ બનાવતો પ્રત્યય. ઉદા૦ ઉતારુ, ફાડુ, ખાઉ
ઉકરડી સ્ત્રી૦ [દે. उक्करड] નાનો ઉકરડો (૨) વિવાહના સમયમાં કચરો પૂંજો નાખવાની જગા (૩) એક મલિન દેવતા
ઉકરડો પું૦ છાણ અને પૂંજાનો ઢગલો; ઉકેરો (૨) ગંદું સ્થાન; ગંદવાડો [લા.]
ઉકરાંટો પું૦ આવેશ (૨) તાલાવેલી
ઉકલાવવું સ૦ક્રિ૦ 'ઊકલવું'નું પ્રેરક
ઉકળન ન૦ ઊકળવાની ક્રિયા [ર. વિ.]
ઉકળાટ(-ટો) પું૦ ધામ; ઢકારો (૨) ગુસ્સો (૩) સંતાપ
ઉકાળવું સ૦ક્રિ૦ ['ઊકળવું'નું પ્રેરક] ઊકળે એમ કરવું (૨) લાભ કરવો; સારું કરવું [લા.] (૩) બગાડવું (કટાક્ષમાં)
ઉકાળો પું૦ ઉકાળવું તે (૨) વનસ્પતિ, ઓસડિયાં કે તેજનાનો કાવો (૩) ધામ; બાફ (૪) કટાપો; સંતાપ
ઉકાંચળી વિ૦સ્ત્રી૦ કાંચળી પહેર્યા વિનાની
ઉકાંટો પું૦ ઉકરાંટો (૨) બકારી (૩) અભાવાની લાગણી (૪) કંપારી (૫) અવાવરુ કિનારો
ઉકાંસણ(-ણું) ન૦ ઉકાંસવું તે
ઉકાંસવું સ૦ક્રિ૦ [સં.उत्कृष्] ખોદી કાઢવું; બહાર કાઢવું (૨) ધ્યાન પર લાવવું; ભુલાયેલું તાજું કરવું [લા.] (૩) ઉશ્કેરવું
ઉકેરો પું૦ [સં. उत्कर] જુઓ ઉકરડો
ઉકેલ પું૦; સ્ત્રી૦ સૂઝ; સમજ (૨) રસ્તો. ૦ણી સ્ત્રી૦ ઉકેલવું-નિકાલ કરવો તે. ૦વું સ૦ક્રિ૦ ગૂંચ કાઢવી; વળ કાઢવો; બાંધેલું કે ગૂંથેલું પાછું છૂટું કરવું (૨) વાંચવું (૩) પૂરું કરવું-નિકાલ કરવો (૪) ઉઘાડવું; ખુલ્લું કરવું. -લાવવું સ૦ક્રિ૦ -લાવું અ૦ક્રિ૦ 'ઉકેલવું'નું અનુક્રમે પ્રેરક અને કર્મણિ
ઉક્ત વિ૦ [સં.] કહેલું; બોલેલું
ઉક્તિ સ્ત્રી૦ કથન [ઉખેડાવવું
ઉખડાવવું સ૦ક્રિ૦ 'ઉખાડવું'નું પ્રેરક;
ઉખડિયો પું૦ તવેથો
ઉખરાંટું વિ૦ ઢાંક્યા વિનાનું; ઉઘાડું
ઉખરાંટો પું૦ ધાતુના વાસણ પરનો ઓઘરાળો
ઉખાડ પું૦ ઉખાડેલું હોય તે (૨) ખાડો
ઉખા(-ખે)ડવું સ૦ ક્રિ૦ [પ્રા. उक्खाल] 'ઊખડવું'નું પ્રેરક (૨) મૂળ ખેંચી નાંખવું (૩) પદચ્યુત કરવું [લા.] (૪) નાશ કરવો. ઉખા(-ખે)ડાવવું સ૦ક્રિ૦, ઉખા(-ખે)ડાવું અ૦ક્રિ૦ તેનાં પ્રેરક અને કર્મણિ
ઉખાણું ન૦, -ણો પું૦ [સં. उपाख्यान] સમસ્યા; કોયડો (૨) કહેવત; દૃષ્ટાંત
ઉખાલપખાલ સ્ત્રી૦ ઊલટી અને ઝાડો
ઉખા(-ખે)ળવું સ૦ ક્રિ૦ [પ્રા. उक्खाल] ઉખાડવું (૨) ઉકેલવું (૩) ભુલાયેલું તાજું કરવું; ઉકાંસવું [લા.]. ઉખા(ખે-)ળાવવું સ૦ક્રિ૦, ઉખા(-ખે)ળાવું અ૦ક્રિ૦ તેનું અનુક્રમે પ્રેરક અને કર્મણિ
ઉખેડ વિ૦ ખેડવાને અયોગ્ય (૨) અણખેડેલું; વેરાન (૩) પું૦ સ્ત્રી૦ ઉખાડ; પોપડો
ઉખેડવું સ૦ક્રિ૦ જુઓ ઉખાડવું. ઉખેડાવવું સ૦ક્રિ૦, ઉખેડાવું અ૦ક્રિ૦ તેનાં પ્રેરક ને કર્મણિ ['ઉખાળવું'માં
ઉખેળવું, ઉખેળાવવું, ઉખેળાવું જુઓ
ઉગટણું ન૦ પીઠી; ઊગટ
ઉગમ પું૦ [સં. उद्गम] ઊગવું તે; ઉદય (૨) મૂળ; આરંભ. ૦ણું વિ૦ પૂર્વ દિશા તરફનું
ઉગાડવું સ૦ ક્રિ૦ 'ઊગવું'નું પ્રેરક; ઊગે એમ કરવું. ઉગાડાવવું સ૦ ક્રિ૦, ઉગાડાવું અ૦ક્રિ૦ 'ઉગાડવું'નું અનુક્રમે પ્રેરક ને કર્મણિ [ઉઘાડવું
ઉગામવું સ૦ ક્રિ૦ [સં. उद्गम्] મારવા

**ઉગાર** પું૦ [ઉગારવું] બચાવ; છૂટકો (૨) બચત; લાભ
**ઉગારવું** સ૦ ક્રિ૦ 'ઊગરવું'નું પ્રેરક; ઊગરે એમ કરવું; રક્ષણ કરવું; બચાવી લેવું (૨) બચત કરવી
**ઉગારો** પું૦ જુઓ ઉગાર
**ઉગારો** પું૦ ચોમાસામાં ઊગતા નાના છોડોનો સમૂહ; ઉગાવો
**ઉગાવો** પું૦ ઊગવું તે; ફૂલવુંફાલવું તે (૨) ચોમાસાનો ઉગારો [૦તા સ્ત્રી૦
**ઉગ્ર** [સં.] જલદ (૨) ક્રોધી (૩) બિહામણું.
**ઉઘડાવવું** સ૦ ક્રિ૦ 'ઊઘડવું'નું પ્રેરક
**ઉઘરાઈ(-ત)** સ્ત્રી૦ મહેસૂલ, સાંચ, દેવું ઇ૦ની વસૂલાત કરવી તે
**ઉઘરાણિયો** પું૦ ઉઘરાણી કરનાર
**ઉઘરાણી** સ્ત્રી૦ લેણાની વસૂલાત(૨)તકાદો
**ઉઘરાણું** ન૦ લખણી; ફાળો; ફંડ. **-ત** સ્ત્રી૦ ઉઘરાઈ. **-તદાર** વિ૦ ઉઘરાતનું કામ કરનાર. **-વવું** સ૦ક્રિ૦ [સં. उद्ग्रह्] ઠેકઠેકાણેથી મેળવી એકઠું કરવું
**ઉઘલાવવું** સ૦ ક્રિ૦ 'ઊઘલવું'નું પ્રેરક
**ઉઘાડ** પું૦ [સં. उद्घाट] આકાશ વાદળાં વિનાનું થઈ તડકો નીકળે તે (૨) ઉદય; લાભ [લા.]. **૦પગું** વિ૦ જોડા વિનાનું. **૦બારું** વિ૦ ચોરને ફાવે એવું; ઉઘાડું (૨)ન૦નાઠાબારી; નાસી છૂટવાનો રસ્તો. **૦વાસ** સ્ત્રી૦ ઉઘાડવું અને બંધ કરવું તે. **૦વું** સ૦ક્રિ૦ [સં. उद्घाट्] ઊઘડે એમ કરવું; ઉઘાડું કરવું; ખોલવું. **-ડાવવું** સ૦ ક્રિ૦, **-ડાવું** અ૦ ક્રિ૦ 'ઉઘાડવું'નું અનુક્રમે પ્રેરક ને કર્મણિ
**ઉઘાડું** વિ૦ [જુઓ ઉઘાડવું] ખુલ્લું; નહિ ઢાંકેલું,વાસેલું કે બિડાયેલું(૨)નહિ ઓઢેલું, પહેરેલું કે શણગારેલું (૩) ચોખ્ખું; સ્પષ્ટ (૪) પ્રગટ; જાહેર (૫) અરક્ષિત
**ઉઘાડું પુગાડું** વિ૦ સાવ ઉઘાડું-નાગું
**ઉચકામણ** ન૦, **-ણી** સ્ત્રી૦ ઊચકવાનું મહેનતાણું
**ઉચકાવવું** સ૦ ક્રિ૦ 'ઊચકવું'નું પ્રેરક
**ઉચાટ** પું૦ ચિંતા; ફિકર (૨) અધીરાઈ
**ઉચાટિયું** વિ૦ ઉચાટ કર્યા કરતું
**ઉચાપત** સ્ત્રી૦ ખોટી રીતે ઉપાડી-ઉઠાવી જવું તે; ઓળવવું તે
**ઉચારવું** સ૦ ક્રિ૦ જુઓ ઉચ્ચારવું. **ઉચારાવવું** સ૦ક્રિ૦(પ્રેરક).**ઉચારાવું** અ૦ ક્રિ૦ (કર્મણિ)
**ઉચાળવું** સ૦ ક્રિ૦ ઊચલવું; ખાલી કરવું
**ઉચાળો** પું૦ ઘરવખરો. **ઉચાળા ભરવા** =ઘરબાર ખાલી કરીને નીકળી જવું (૨) નોકરીમાંથી જતા રહેવું
**ઉચિત** વિ૦ [સં.] યોગ્ય; ઘટિત
**ઉચે(-ચ્ચે)ડવું** સ૦ ક્રિ૦ [સં. उच्चाटन] ઉતેડવું; (છાલ) ઉતારવી
**ઉચેલ** પું૦ પાલવ (૨) કંઠીનો છેડો
**ઉચ્ચ** વિ૦ [સં.] જુઓ ઊંચું
**ઉચ્ચક** વિ૦ ઊધડું; ઊચક
**ઉચ્ચતમ** વિ૦ સૌથી ઉચ્ચ; ઊંચામાં ઊંચું. **-ર** વિ૦ વધારે ઉચ્ચ
**ઉચ્ચરવું** સ૦ ક્રિ૦ [સં. उच्चर्] બોલવું
**ઉચ્ચાટન** ન૦[સં.] એક અભિચાર;(મંત્ર-તંત્રથી) ઉચાટ કરાવવો તે
**ઉચ્ચાર** પું૦[સં.] મોંમાંથી બોલ કાઢવો તે (૨) તેમ કરવાની ઢબ. **૦ણ** ન૦ ઉચ્ચાર (૨) કથન. **૦વું** સ૦ક્રિ૦ [સં. उच्चार्] ઉચ્ચારણ કરવું (૨) બોલવું
**ઉચ્ચાલક** પું૦ ઉચ્ચાલન ક્રિયાનું મુખ્ય સાધન; 'લીવર' [પ. વિ.]
**ઉચ્ચાલન** ન૦ [સં.] ઊંચું કરવું તે (૨) ઉચ્ચાલક વડે બળ વાપરવાની એક યોજના [પ. વિ.] (૨) નાનુંમોટું
**ઉચ્ચાવચ** વિ૦[સં.] ઊંચુંનીચું;અણસરખું
**ઉચ્ચૈઃશ્રવા** પું૦ [સં.] ઇંદ્રનો ઘોડો (ચૌદ રત્નોમાંનું એક)
**ઉચ્ચોચ્ચ** વિ૦ [સં.] ઉચ્ચતમ
**ઉચ્છવ** પું૦ ઓચ્છવ; જુઓ ઉત્સવ
**ઉચ્છં(-છ્ં)ગ** પું૦ જુઓ ઉત્સંગ; ખોળો
**ઉચ્છિન્ન** વિ૦[સં.]તોડી નાખેલું;નિર્મૂળ કરેલું
**ઉચ્છિષ્ટ** વિ૦ [સં.] એઠું (૨) ખાતાં વધેલું (૩) ન૦ છાંડણ

**ઉચ્છૃંખલ** [સં.](-ળ) વિ૦ છાંછળું; ઉદ્ધત
**ઉચ્છેદ** પું૦[સં.] જડમૂળથી ઉખાડી નાખવું તે; સમૂળો નાશ. ૦ક વિ૦ ઉચ્છેદ કરનાર. ૦ન ન૦ ઉચ્છેદ કરવો-થવો તે. ૦વું સ૦ક્રિ૦ [સં. उच्छिद्] ઉચ્છેદ કરવો
**ઉચ્છેદિયું** વિ૦ વંશ કે વારસ વિનાનું (૨) ઉચ્છેદક (૩) ન૦ નિર્વંશની મિલકત
**ઉચ્છોષણ** ન૦[સં.] શોષણ; સુકાવું-ખેંચાઈ જવું તે
**ઉચ્છ્વસન** ન૦ [સં.] શ્વાસ બહાર મૂકવો તે
**ઉચ્છ્વસિત** વિ૦ [સં.] પૂર્ણ ખીલેલું
**ઉચ્છ્વાસ** પું૦ [સં.] શ્વાસ લેવો મૂકવો તે (૨) આશા (૩) પ્રકરણ (૪) જાળિયું
**ઉછરંગ** પું૦ આનંદ કે તેનો ઉછાળો. -ગી વિ૦ હર્ષઘેલું
**ઉછળાટ** પું૦ ઊછળવું તે; ઉછાળો
**ઉછળામણી** સ્ત્રી૦ હરીફાઈ (૨) હરાજી
**ઉછંક(-ખ)ળ** વિ૦ જુઓ ઉચ્છૃંખલ
**ઉછંગ** પું૦ [સં. उत्संग] ખોળો
**ઉછાનીક** ન૦ + બાળક પાસું ફેરવતું થાય ત્યારે કરાતી ઉત્સવક્રિયા
**ઉછાળ** સ્ત્રી૦ ઉછાળો. ૦વું સ૦ ક્રિ૦ [સં. उच्छाल्] ઊંચે ફેંકવું (૨) ઉપરતળે કરવું (જેમ કે શાક ઇ૦) (૩) (ગમે તેમ) ખરચવું; વાપરવું. -ળો પું૦ કૂદકો; છલંગ (૨) એકાએક વધારો (૩) આવેશ (૪) હુમલો (૫) ઊબકો; બકારી
**ઉછાંછળાવેડા** પું૦બ૦વ૦ ઉછાંછળું વર્તન
**ઉછાંછળું** વિ૦ ઉદ્ધત (૨) લાજ વિનાનું
**ઉછીતું(-નું)** વિ૦ થોડા દિવસ પછી પાછું આપવાની શરતે આપેલું-લીધેલું (વ્યાજ ઇત્યાદિ આપ્યા લીધા વિના)
**ઉછેદિયું** વિ૦ (૨) ન૦ જુઓ ઉચ્છેદિયું
**ઉછેર** પું૦; સ્ત્રી૦ ઉછેરવું તે (૨) કેળવણી
**ઉછેરવું** સ૦ ક્રિ૦ [સં. उच्छ्रि, પ્રા. उच्छेर] પાળીપોષી મોટું કરવું (૨) સંસ્કારવાળું કરવું; કેળવવું. ઉછેરાવવું સ૦ક્રિ૦(પ્રેરક), ઉછેરાવું અ૦ ક્રિ૦ (કર્મણિ)
**ઉજમ(-વ)ણી** સ્ત્રી૦ [સં. उद्यापन] ઊજવવું તે (૨) ઉજાણી
**ઉજમ(-વ)ણું** ન૦ વ્રત વગેરેની સમાપ્તિની ઉજવણી
**ઉજમાળું** વિ૦ ઉમંગી (૨) ઊજળું
**ઉજરડું** ન૦ ભરભાંખળું; અરુણોદય
**ઉજવણી** સ્ત્રી૦ [જુઓ ઉજમણી] ઊજવવું તે (૨) ઉજાણી.
**ઉજવણું** ન૦ જુઓ ઉજમણું
**ઉજવાવવું** સ૦ ક્રિ૦ 'ઊજવવું'નું પ્રેરક
**ઉજળિયાત** વિ૦ [જુઓ ઊજળું] ઉચ્ચ વર્ણનું
**ઉજાગર** વિ૦ ઉજ્જ્વળ; ભપકાદાર
**ઉજાગરો** પું૦ જાગરણ (૨) ચિંતા
**ઉજાડ** સ્ત્રી૦ [દે. उज्जड] ઉજ્જડપણું; પાયમાલી. ૦ણ વિ૦ ઉજ્જડ કરનારું (૨) અપશુકનિયું. ૦વું સ૦ ક્રિ૦ ઉજ્જડ કરવું
**ઉજાણી** સ્ત્રી૦ [સં. उद्यान ઉપરથી, પ્રા. उज्जाणिआ] વન, મંદિર ઇત્યાદિ સ્થળે ઊજવાતું જમણ; વનભોજન (૨) જાફત; મિજબાની
**ઉજાશ(-સ)** પું૦ અજવાળું; પ્રકાશ
**ઉજાસક** પું૦ પ્રકાશ આપનારો પદાર્થ; 'ઇલ્યુમીનંટ' [ર. વિ.]
**ઉજાળવું** સ૦ ક્રિ૦ [સં. उज्ज्वल्] ઊજળું કરવું (૨) સારું કરવું; શોભાવવું [લા.]
**ઉજિયાર(-રું)** વિ૦ સુંદર; ઊજળું
**ઉજેશ(-સ)** પું૦ જુઓ ઉજાશ
**ઉજ્જડ** વિ૦ [દે.] ઊજડ; વેરાન
**ઉજ્જન** ન૦, ઉજ્જય(-યિ)ની સ્ત્રી૦ [સં.] માળવામાં સિપ્રા નદીના કિનારા ઉપર આવેલું પ્રાચીન હિંદુ રાજનગર
**ઉજ્જ્વલ** [સં.] (-ળ) વિ૦ દેદીપ્યમાન
**ઉઝરડવું** સ૦ક્રિ૦ નખ વગેરેથી ઘસરડીને ઉખાડવું; સોરવું. ઉઝરડાવવું સ૦ક્રિ૦ (પ્રેરક). ઉઝરડાવું અ૦ક્રિ૦ (કર્મણિ)
**ઉઝરડો** પું૦ ઉઝરડાવાથી થતો લિસોટો
**ઉટકંટો** પું૦ [સં. उत्कटा] એક વનસ્પતિ
**ઉટકામણ** ન૦ (વાસણ) અજવાળવામાં વપરાતી વસ્તુ (૨) ઊટકવાનું મહેનતાણું
**ઉટકાવવું** સ૦ ક્રિ૦ 'ઊટકવું'નું પ્રેરક

**ઉટપટં(-ટાં)ગ** વિ૦ (૨) ન૦ જુઓ ઉટંગ
**ઉટવણું** ન૦ [સં. उद्वर्तन] શરીરે ચોળવાની ખુશબોદાર ચીજોનું મિશ્રણ; ઉવટણ; ઉપટણું
**ઉટં(-ટાં)ગ** વિ૦ આધાર વગરનું; તરંગી (૨) ન૦ આધાર વગરની વાત; ગપ્પું (૩) તરંગ; બુટ્ટો
**ઉટંગી** વિ૦ ઉપજાવી કાઢેલું (૨) ગપ્પી
**ઉટાંગ** વિ૦ જુઓ ઉટંગ
**ઉટાંટિયું** ન૦,**-યો** પું૦ એક રોગ [તિ
**ઉઠમ(-વ)ણું** ન૦મરણ પ્રસંગે બેસવા જવું
**ઉઠાઉ(૦ગીર)** વિ૦ નજર ચુકાવી પારકી વસ્તુ ઉડાવનારું-ચોરનારું
**ઉઠાડવું** સ૦ ક્રિ૦ 'ઊઠવું'નું પ્રેરક; ઊઠે એમ કરવું (૨) જગવવું (૩) ઊભું કરવું. **ઉઠાડાવવું** સ૦ક્રિ૦(પ્રેરક). **ઉઠાડાવું** અ૦ ક્રિ૦ (કર્મણિ)
**ઉઠામણું** ન૦ જુઓ ઉઠમણું
**ઉઠાવ** પું૦ ઊઠવું-ઊપસવું તે (૨) ઊંચાઈ (૩) ઉપાડ; ખપત (૪) કલ્પના; બુટ્ટો (૫) દેખાવ; ભભક. **૦ડાવવું** સ૦ક્રિ૦ 'ઉઠાવવું'નું પ્રેરક. **૦દાર** વિ૦ સારા ઉઠાવ-દેખાવવાળું. **૦રાવવું** સ૦ ક્રિ૦ ઉઠાવડાવવું. **૦વું** સ૦ ક્રિ૦ [સં. उत्+ पस्थाय्] ઊચકવું; ઉપાડવું (૨) ધીમેથી ઉપાડી જવું-ચોરવું (૩) (ખૂબ) ખાવું (૪) ઉઠાડવું; જગાડવું (૫) ઊભું કરવું; અસ્તિત્વમાં આણવું; તૈયાર કરવું (૬) પાળવું; માનવું; બજાવવું (જેમ કે, હુકમ, ચાકરી ઇ૦).**-વાવું** અ૦ક્રિ૦'ઉઠાવવું'નું કર્મણિ
**ઉઠાવું** અ૦ક્રિ૦ 'ઊઠવું'નું ભાવે પ્રયોગનું રૂપ
**ઉઠાવો** પું૦ બનાવટી વાત (૨) ખપત
**ઉઠાંતરી** સ્ત્રી૦ ચાલ્યા જવું તે
**ઉડતાળીસ** વિ૦ જુઓ અડતાળીસ; ૪૮
**ઉડાઉ** વિ૦ ઉડાવનારું; અતિ ખર્ચાળ
**ઉડા(-ર)ડવું** સ૦ક્રિ૦ જુઓ ઉડાવવું (૨) (પાંખવાળો જીવ) ઊડી જાય એમ કરવું (જેમ કે માંખ ઉડાડવી. 'ઉડાવવી' નહિ.)
**ઉડાણ(-ન)** વિ૦ [સં.उड्डयन, પ્રા. उड्डाण] ઊડે એવું; પવનવેગી (૨) ન૦ ઊડવું તે. **૦ઘોડો** પું૦ અધ્ધર ઊડે તેવો ઘોડો; પવનપાવડી (૨) પવનવેગી ઘોડો
**ઉડામણી** સ્ત્રી૦ મશ્કરીમાં ઉડાવવું તે
**ઉડાવવું** સ૦ ક્રિ૦ [સં. उड्डाय्, પ્રા. उड्डाव] ઊડે એમ કરવું; ચગાવવું (જેમ કે પતંગ) (૨) વાપરી નાખવું; વેડફી નાખવું (૩) (વાત, ગપ ઇ૦) ફેલાવવું (૪) જવાબમાં ચાલાકી કરવી (૫) મશ્કરી કરવી (૬) રદ-નપાસ કરવું (જેમ કે પરીક્ષામાં)
**ઉડાવું** અ૦ ક્રિ૦ 'ઊડવું'નું ભાવે પ્રયોગનું રૂપ; ઊડવાની ક્રિયા થવી
**ઉડુ** પું૦ [સં.] તારો (૨) ગ્રહ (૩) નક્ષત્ર. **૦ગણ** પું૦ તારાઓનો સમૂહ; તારાઓ. **૦પતિ, ૦રાજ** પું૦ ચંદ્ર
**ઉડ્ડયન** ન૦ [સં.] ઊડવું-ઊંચે ઊડવું તે
**ઉઢરણું** ન૦ ઊઢણ; ઉઢેણું
**ઉઢાણિયું** ન૦ ઈંઢાણી
**ઉઢા(-ઢે)ણી** સ્ત્રી૦ નાનું ગૂંથેલું ઉઢાણું
**ઉઢા(-ઢે)ણું** ન૦ માથા ઉપર વજન ઊંચકતી વખતે વચ્ચે મૂકવામાં આવતો લૂગડા ઇત્યાદિનો વીંટો
**ઉતડાવવું** સ૦ક્રિ૦ 'ઊતડવું'નું પ્રેરક
**ઉતપત** (ત,) સ્ત્રી૦ જુઓ ઉત્પત્તિ
**ઉતરડ** સ્ત્રી૦ [દ. उत्तिरिविडि] વાસણ ઉપર વાસણ-ખાસ કરીને એક એકથી નાનાં -એવી ગોઠવણી
**ઉતરડવું** સ૦ક્રિ૦ ઉનેડવું; સીવણ ઉકેલવું; ટાંકા તોડી જુદું કરવું (૨) (છાલ-ચામડી ઇત્યાદિ) ઉતારવી. **ઉતરડાવવું** સ૦ક્રિ૦ (પ્રેરક). **ઉતરડાવું** અ૦ ક્રિ૦ (કર્મણિ)
**ઉતરડિયું** ન૦ ઉતરડવાનું ઓજાર
**ઉતરણ** સ્ત્રી૦; ન૦ ઢાળ (૨) ઊતરાય એવું હોવું તે (૩) એવો નદીનો ભાગ. **-ણી** સ્ત્રી૦ ઊતરવું-પાર જવું તે
**ઉતરાણ** સ્ત્રી૦ [જુઓ ઉત્તરાયણ] મકરસંક્રાંતિ (૨) એ દિવસે પળાતો તહેવાર
**ઉતરાણ** ન૦ [ઊતરવું] ઉતાર; ઉતરણ
**ઉતરાદું(-દુ)** વિ૦ ઉત્તર તરફનું
**ઉતરામણ** ન૦, **-ણી** સ્ત્રી૦ ઉતરાવવું તે (૨) તેનું મહેનતાણું કે ખર્ચ

**ઉતરાવવું** સ૦ક્રિ૦ ઉતારે એમ કરવું (૨) 'ઊતરવું'નું પ્રેરક (૩) (માથેથી) વજન નીચે ઉતારવામાં મદદ કરવી (બેડું, ટોપલો ઉતરાવવાં)

**ઉતરેવડ** સ્ત્રી૦ જુઓ ઊતરડ

**ઉતાર** પું૦ ઊતરાય એવું હોવું તે કે તેવું (નદી ઇ૦નું) સ્થાન (૨) ઓટ (૩) (કેફ, ઝેર, ખરાબ અસર, કટુક દવા વગેરેને) ઉતારવાનો – દૂર કરવાનો ઉપાય (૪) ભૂતપ્રેતની અસર કાઢવા માટે માથેથી ઉતારેલું હોય તે (૫) તદ્દન નકામું અથવા ભૂંડામાં ભૂંડું માણસ કે તેવાનું જૂથ [લા.]

**ઉતારવું** સ૦ક્રિ૦ [સં. अवतारय्] ઊતરે એમ કરવું; 'ઊતરવું'નું પ્રેરક (૨) ઉપરથી નીચે મૂકવું (૩) ઘાટ કાઢવો (જેમ કે, ભમરડો સંઘાડા પર ઉતારવો; કુંભાર ઘાટ ઉતારે) (૪) ધાર કાઢવી (૫) લખવું; નકલ કરવી (૬) ઝેરની અસરથી મુક્ત કરવું (૭) પાર લઈ જવું (૮) વળગાટ કાઢવા માથે ફેરવવું. **ઉતારાવવું** સ૦ક્રિ૦ (પ્રેરક). **ઉતારાવું** અ૦ ક્રિ૦ (કર્મણિ)

**ઉતારુ** પું૦ પ્રવાસી; મુસાફર (૨) ઉતારો કરનાર (ધીશી ધર્મશાળા ઇ૦ના)

**ઉતારો** પું૦ ઊતરવાનો મુકામ (૨) કશામાંથી ઉતારેલું લખાણ; અવતરણ

**ઉતાવળ** સ્ત્રી૦ [દે. उत्तावल] ત્વરા; તાકીદ. **–ળિયું** વિ૦ ઉતાવળ કરનારું-કરાવનારું (૨) ઉતાવળું; અધીરું. **–ળી** સ્ત્રી૦ (ઝટ થતી) એક જાતની જુવાર કે ડાંગર. **–ળું** વિ૦ વેગી; ઝડપી (૨) અધીરું

**ઉતાવું** અ૦ ક્રિ૦ 'ઊતવું'નું ભાવે

**ઉતેડવું** સ૦ક્રિ૦ જુઓ ઊતરડવું. **ઉતેડાવવું** સ૦ ક્રિ૦ (પ્રેરક). **ઉતેડાવું** અ૦ ક્રિ૦ (કર્મણિ)

**ઉત્કટ** વિ૦ [સં.] તીવ્ર; જલદ; પ્રખળ (૨) મત્ત (૩) વિષમ (૪) મુશ્કેલ. **૦તા** સ્ત્રી૦

**ઉત્કર્ષ** પું૦ [સં.] ઉપર ખેંચાવું તે; ઉન્નતિ (૨) અભિવૃદ્ધિ

**ઉત્કલન** ન૦ [સં. उत्कल् ઉપરથી] ઊકળવું તે. **૦બિન્દુ** ન૦, **–નાંક** પું૦ જ્યાં સુધી ગરમી પહોંચવાથી પદાર્થ ઊકળવા માંડે એ સીમા (૨) તેના માપનો અંક

**ઉત્કંઠ** વિ૦ [સં.] કંઠ ઊંચો કરેલો હોય એવું (૨) અતિ ઉત્સુક; આતુર

**ઉત્કંઠા** સ્ત્રી૦ [સં.] તીવ્ર ઇચ્છા; આતુરતા (૨) આશા. **–ઠિત** વિ૦ [સં.] આતુર

**ઉત્કંપ** પું૦ [સં.] ધ્રુજારી; ક્ષોભ

**ઉત્કીર્ણ** વિ૦ [સં.] આલેખેલું; કોતરેલું

**ઉત્કૃષ્ટ** વિ૦ [સં.] શ્રેષ્ઠ; ઉત્તમ

**ઉત્કેંદ્ર** વિ૦ [સં.] મધ્યબિંદુથી આઘું (૨) એક કેન્દ્રવાળું નહિ એવું (૩) વિલક્ષણ

**ઉત્ક્રમ** પું૦ [સં.] ઊલટો ક્રમ (૨) ઉલ્લંઘન (૩) ક્રમિક વધારો; ઊંચો ક્રમ. **૦ણ** ન૦ [સં.] ઊલટું જવું – ઉલ્લંઘન કરવું તે (૨) ક્રમે ક્રમે ઊંચા જવું તે; ખિલવટ

**ઉત્ક્રાંત** વિ૦ [સં.] ઓળંગી ગયેલું (૨) ઉત્ક્રાંતિ પામેલું (ઉત્ક્રાંતિવાદના નિયમાનુસાર). **–તિ** સ્ત્રી૦ [સં.] વિકાસ; ખિલવણી. **–તિવાદ** પું૦ જાતિવિશેષો ('સ્પીશીઝ') એકદમ નવા સર્જાયા નથી પણ અગાઉ પ્રચલિત એવા આકારો પરથી ધીમે ધીમે વિકાસ પામીને બન્યા છે એવો મત

**ઉત્ક્ષિપ્ત** વિ૦ [સં.] ઉત્ક્ષેપ પામેલું [ફેંકેલું]

**ઉત્ક્ષેપ** પું૦ [સં.] ઉપર ફેંકવું તે (૨) ફેંકી

**ઉત્ખાત** વિ૦ [સં.] ખોદી કાઢેલું (૨) ઉખાડેલું

**ઉત્તપ્ત** વિ૦ [સં.] ઘણું ગરમ થયેલું (૨) ક્રોધાયમાન

**ઉત્તમ** વિ૦ [સં.] સૌથી સારું; શ્રેષ્ઠ. **૦પુરુષ** પું૦ [સં.] શ્રેષ્ઠ આદમી (૨) પરમેશ્વર (૩) પહેલો પુરુષ [વ્યા.]. **–માંગ** ન૦ [સં.] માથું (૨) મુખ. **–મોત્તમ** વિ૦ [સં. उत्तम+ उत्तम] ઉત્તમમાં ઉત્તમ

**ઉત્તર** વિ૦ [સં.] પાછલું; બાકીનું (૨) પછીનું (૩) વધતું; વધારે (૪) ડાબું (૫) પું૦; ન૦ જવાબ; પૂછ્યા કે કહ્યા સામે કહેલું તે; રદિયો (૬) બચાવનું કથન (૭) સ્ત્રી૦ ઉત્તર દિશા (૮) પું૦ ગણિત-શ્રેઢીમાં બે સંખ્યાની વચમાંનું અંતર (૯) પું૦ વિરાટ રાજાનો પુત્ર (૧૦) અ૦ પછી.

**૦ક્રિયા** સ્ત્રી૦ [સં.] મરણ પછીની અંતિમ ક્રિયા. **૦ધ્રુવ** પું૦ પૃથ્વીની ધરીનો ઉત્તર તરફનો છેડો (૨) ઉત્તર દિશામાં સ્થિર દેખાતો તારો. **૦પક્ષ** પું૦ [સં.] બચાવપક્ષ; પ્રતિવાદી (૨) પ્રતિવાદીનો જવાબ (૩) અંધારિયું (૪) સમીકરણ ઇત્યાદિની જમણી બાજુ [ગ.]. **૦પત્ર** ન૦; પું૦ પરીક્ષાના પ્રશ્નપત્રના ઉત્તરની વહી. **૦પથ** પું૦ [સં.] હિમાલય ઉપર ઊંચે ને ઊંચે જતો ઉત્તર દિશા તરફનો માર્ગ; દેવયાન (૨) મૃત્યુની તૈયારી તરીકે કરવામાં આવતાં તપ અને જાત્રાઓ. **૦પદ** ન૦ [સં.] (સમાસનું) છેલ્લું પદ (૨) 'સેકન્ડ ટર્મ ઑફ એ રેશિયો' [ગ.]. **૦મીમાંસા** સ્ત્રી૦ [સં.] મીમાંસા દર્શનનો પાછલો ભાગ; વેદાંત. **૦વય** સ્ત્રી૦ [સં.] ઉત્તરાવસ્થા. **૦વહી** સ્ત્રી૦ જુઓ ઉત્તરપત્ર. **૦શ્રેઢી** સ્ત્રી૦ 'જ્યૉમેટ્રિકલ પ્રોગ્રેશન' [ગ]. **૦શ્રેણિ (-ણી)** સ્ત્રી૦ 'જ્યૉમેટ્રિકલ સીરીઝ' [ગ.]. **-રા** સ્ત્રી૦ [સં.] ઉત્તર દિશા (૨) અભિમન્યુની પત્ની (૩) ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર. **-રાખંડ** પું૦ [સં.] હિમાલય પાસેનો ઉત્તર હિંદનો પ્રદેશ; ઉત્તરખંડ. **-રાધિકાર** પું૦[સં.] પાછળથી-ભવિષ્યમાં મળનારો અધિકાર; વારસાનો અધિકાર. **-રાધિકારી** વિ૦ [સં.] ઉત્તરાધિકારવાળું; પછીથી અધિકાર પર આવનારું. **-રાપથ** પું૦[સં.]વિંધ્ય પર્વતની ઉપરનો હિંદ. **-રા ફાલ્ગુની** સ્ત્રી૦ [સં.] બારમું નક્ષત્ર. **-રા ભાદ્રપદા** સ્ત્રી૦ [સં.] ૨૬મું નક્ષત્ર. **-રાષાઢા** સ્ત્રી૦ [સં.] ૨૧મું નક્ષત્ર. **-રાયણ** ન૦ [સં.] સૂર્યનું ઉત્તર તરફના રાશિચક્રમાં જવું તે (૨) ઉતરાણ. **-રાર્ધ** ન૦; પું૦[સં.]છેવટનો-પાછલો અર્ધો ભાગ. **-રાવસ્થા** સ્ત્રી૦ [સં. उत्तर+अवस्था] ઘડપણ. **-રીય** ન૦ [સં.] ઉપવસ્ત્ર. **-ત્તરોત્તર** અ૦ [સં.] વધારે ને વધારે; દિવસે દિવસે; ક્રમશઃ

**ઉત્તંસ** પું૦ [સં.] માથે પહેરવાનું એક આભૂષણ (૨) કાનનું એક આભૂષણ

**ઉત્તાન** વિ૦ [સં.] ચત્તું (૨) પહોળું પથરાયેલું; છીછરું

**ઉત્તાપ** પું૦ [સં.] સંતાપ; ચિંતા

**ઉત્તીર્ણ** વિ૦ [સં.] તરી પાર ઊતરેલું(૨) પાસ થયેલું (પરીક્ષામાં)

**ઉત્તુંગ** વિ૦ [સં.] ઊંચું

**ઉત્તેજક** વિ૦ [સં.] ઉત્તેજન આપે તેવું (૨) ઉત્સાહ-હોંશ પ્રેરે તેવું. **-ન** ન૦[સં.]ઉત્સાહ આપવો-પુષ્ટિ આપવી તે (૨) [ખરાબ અર્થમાં] ઉશ્કેરણી. **-ના** સ્ત્રી૦ [સં.] ઉશ્કેરણી; આવેશ. **-વું** સ૦ ક્રિ૦ [સં. उत्तिज्] ઉત્તેજન આપવું

**ઉત્તેજિત** વિ૦ [સં.] ઉત્તેજન કે ઉદ્દીપન પામેલું (૨) ઉશ્કેરાયેલું

**ઉત્થાન** ન૦ [સં.] ઊઠવું-ઊભા થવું તે(૨) ઊગવું તે (૩) ઉદય; જાગૃતિ (૪)ઉત્સાહ (૫) ટેકો; મદદ

**ઉત્થાપક** વિ૦ [સં.] ઉથલાવી નાખનારું; ઉખાડનારું (૨) ઉશ્કેરનારું (૩) ઊભું કરનારું. **-ન** ન૦ [સં.] ઉત્થાપવું તે (૨) [મંદિરમાં] દેવનું સૂઈને ઊઠવું તે(૩)એકને ઉઠાવી એ જગાએ બીજું મૂકવું તે; 'સબ્સ્ટિટ્યૂશન' [ગ.]. **-નમંત્ર** પું૦ 'ધી પ્રિન્સિપલ ઑફ સબ્સ્ટિટ્યૂશન [ગ.]. **-ના** સ્ત્રી૦ ઉત્થાપવું તે. **-વું** સ૦ ક્રિ૦[સં.उत्था] સ્થાપ્યું ન સ્થાપ્યું કરવું; ઉખાડી નાખવું (૨) ઉથાપવું; ન માનવું (૩) ઉઠાડવું; જાગ્રત કરવું

**ઉત્પત(ત,)** સ્ત્રી૦ + ઉત્પત્તિ; જુઓ ઉતપત

**ઉત્પત્તિ** સ્ત્રી૦[સં.] પેદાશ(૨)જન્મ (૩) મૂળ

**ઉત્પથ** પું૦ [સં.] ખોટો માર્ગ

**ઉત્પન્ન** વિ૦[સં.]જન્મેલું (૨) નીપજેલું; બનેલું (૩) ઊગેલું (૪) ન૦ પેદાશ; નીપજ (૫) કમાઈ (૬) નફો

**ઉત્પલ** ન૦ [સં.] કમળ

**ઉત્પાત** પું૦ [સં.] કૂદવું તે (૨) ધાંધલ (૩) આપત્તિનું ચિહ્ન (૪) વિનાશકારક

આપત્તિ. -તિયું,-તી વિ૦ જંપીને ન બેસે એવું. (૨) તોફાની; મસ્તીખોર (૩) ઉત્પાત કરે એવું

**ઉત્પાદક** વિ૦ [સં.] ઉત્પન્ન-પેદા કરનારું

**ઉત્પાદન** ન૦ [સં.] ઉત્પન્ન કરવું તે (૨) પેદાશ; ઉત્પત્તિ (૩) ફળ [કરાય એવું

**ઉત્પાદ્ય** વિ૦ [સં.] ઉત્પન્ન કરવા યોગ્ય કે

**ઉત્પીડન** ન૦[સં.] એકબીજાને દબાવવું તે (૨)પીડા કરવી તે (૩) પીડા (૪) સ્પર્ધા

**ઉત્પ્રેક્ષા** સ્ત્રી૦ [સં.] ધારણા; કલ્પના (૨) એક અલંકાર, જેમાં ઉપમેય અને ઉપમાન કેટલીક બાબતોમાં મળતાં આવતાં હોવાથી વસ્તુતઃ એક જ છે એવી સંભાવના કરવામાં આવે છે [કા.શા.]

**ઉત્પ્લવ** પું૦ [સં.] કૂદકો

**ઉત્ફુલ્લ** વિ૦ [સં.] ખીલેલું (૨) વિકસેલું

**ઉત્સર્ગ** પું૦ [સં.] તજી દેવું તે; ત્યાગ(૨) સમર્પણ(૩)શરીરમાંથી મળમૂત્રાદિ કાઢવાં તે (૪) સામાન્ય લાગુ પડતો કાયદો કે નિયમ('અપવાદ'થી ઊલટું)[વ્યા.].-ર્જન ન૦ તજી દેવું તે (૨) ઉપવીત બદલવાની વાર્ષિક ક્રિયા (૩) વેદાધ્યયન મુલતવી રાખતી વખતે કરવાની ક્રિયા (૪) મળ-મૂત્રનો ત્યાગ કરવો તે

**ઉત્સર્પણ** ન૦ [સં.] ઊંચે સરવું -જવું તે

**ઉત્સર્પિણી** સ્ત્રી૦[સં.]અવસર્પિણીના જેટલો લાંબો પણ ઉન્નતિ તરફ વળતો સમય[જૈન]

**ઉત્સવ** પું૦ [સં.] આનંદનો દિવસ; તહેવાર (૨) આનંદનો મેળાવડો; ઓચ્છવ

**ઉત્સંગ** પું૦ [સં.] ઉછંગ; ખોળો

**ઉત્સારક** વિ૦[સં.] દૂર કરનારું; ખસેડનારું. -ણા સ્ત્રી૦ [સં.] ખસેડવું તે

**ઉત્સાહ** પું૦ [સં.] હોંશ (૨) આનંદ (૩) ખંત (૪) વીરરસનો એક સ્થાયી ભાવ-દઢતા [કા.શા.].-હી વિ૦[સં.] ઉત્સાહવાળું

**ઉત્સુક** વિ૦[સં.]આતુર(૨)અધીરું.૦તા સ્ત્રી૦

**ઉત્સેક** પું૦[સં.] છાંટવું તે (૨) -નો વધારો થવો - ઊભરાવું તે

**ઉથડક** વિ૦ બંધબેસતું કે ચોટતું ન હોય તેવું

**ઉથલાવવું** સ૦ ક્રિ૦ 'ઊથલવું'નું પ્રેરક; ગબડાવી દેવું; ઊંધુંચતું કરી દેવું (૨) પદચ્યુત કરવું (૩) ફેરવવું. **ઉથલાવાવું** અ૦ ક્રિ૦ (કર્મણિ)

**ઉથાપ** પું૦ ઉથાપવું-ઉલટાવવું તે (૨)સામી થાપ. ૦ન ન૦, ૦ના સ્ત્રી૦ [સં. उत्थापन, -ना] જાગ્રત કરવું તે (૨) મંદિરમાં દેવનું સૂઈ ઊઠવું તે(૩)ઉથાપવું તે. ૦વું સ૦ક્રિ૦ [સં. उत्थाप्] બદલી કે કાઢી નાખવું (૨) ઉલટાવવું(૩)ન માનવું. -પાવવું સ૦ક્રિ૦ (પ્રેરક). -પાવું અ૦ક્રિ૦ (કર્મણિ)

**ઉથામવું** સ૦ક્રિ૦ [અપ૦उत्थामिय=ઉથામેલું] આમથી તેમ ઊંચકવું ને મૂકવું; ઉપાડાઉપાડ કરવું (૨) ફીંદવું; ઊંચુંનીચું કે આમ તેમ કરી નાખવું (૩) મિથ્યા મહેનત કરવી (૪) આમ તેમ ખોળવું. **ઉથામાવવું** સ૦ક્રિ૦ (પ્રેરક) **ઉથામાવું** અ૦ ક્રિ૦ (કર્મણિ)

**ઉથામો** પું૦ ઉથામવા-ઉપાડવાનો પ્રયાસ (૨) જુઓ ઉધામો

**ઉદ** ન૦ [સં.] પાણી [પદ્ય કે સમાસમાં]

**ઉદક** ન૦[સં.] પાણી. ૦ક્રિયા સ્ત્રી૦[સં.]મૂએલાની પાછળ કરાતી જલના તર્પણની ક્રિયા

**ઉદગ્ર** વિ૦[સં.]ઊંચી ટોચવાળું(૨)ઊંચું(૩) આગળ પડતું; પ્રસિદ્ધ (૪) મોટી ઉંમરનું

**ઉદધિ** પું૦ [સં.] સમુદ્ર. ૦કન્યા, ૦તનયા સ્ત્રી૦ [સં.] સમુદ્રની કન્યા, લક્ષ્મી (ચૌદ રત્નોમાંનું એક). ૦મેખલા [સં.](-ળા) સ્ત્રી૦ પૃથ્વી. ૦સુતા સ્ત્રી૦ [સં.] લક્ષ્મી

**ઉદબત્તી** સ્ત્રી૦ [अ. ऊद+वर्त्ती] અગરબત્તી; ઊદબત્તી

**ઉદપાન** ન૦[સં.] જળાશય(૨)હવાડો કે પરબ

**ઉદ(-ધ)માત** પું૦ તોફાન; મસ્તી. -તિયું, -તું વિ૦ ઉદમાત કરનારું

**ઉદય** પું૦ [સં.] ઊગવું તે (૨) ઉન્નતિ (૩) પ્રાગટ્ય;ઉદ્ભવ (૪) કર્મોનું ફળ દેવા તત્પર થવું તે [જૈન].૦ગિરિ પું૦[સં.] જેની પૂઠેથી સૂર્યચંદ્રાદિ ઊગે છે એવો કલ્પિત પર્વત; મેરુ. -યાચલ [સં.] (-ળ) પું૦

ઉદયગિરિ;મેરુ. **-ચાત** વિ૦ જેમાં સૂર્યોદય આવતો હોય તેવી (તિથિ). **-ચાસ્ત** પું૦ ઉદય અને અસ્ત (૨) ચડતીપડતી

**ઉદર** ન૦ [સં.] પેટ (૨) ગર્ભાશય (૩) બખોલ (૪) આજીવિકા [લા.] (૫) અંદરનો ભાગ. **૦નિર્વાહ** પું૦ આજીવિકા; ગુજરાન. **૦પટલ** ન૦ છાતી અને પેટની વચ્ચેનો પડદારૂપ એક અવયવ; 'ડાયેફ્રેમ'

**ઉદરસ** સ્ત્રી૦[ચ.]જુઓ ઉધરસ [અકરાંતિયું

**ઉદરંભરિ** વિ૦ [સં.] પેટ ભરી જાણતું (૨)

**ઉદવું** અ૦ ક્રિ૦ [સં. उदि]+ઊગવું

**ઉદંબર(-રો)** પું૦ [જુઓ ઉદુંબર] ઉંમરડો (૨) ઊમરો (ઘરનો) (૩) હીજડો

**ઉદાત્ત** વિ૦ [સં.] ઉચ્ચ; ઉન્નત (૨) ઉદાર; સખી દિલનું; દાતાર (૩) ઊંચા સ્વરવાળું (૪) પું૦ સ્વરના ત્રણ ભેદોમાંનો પ્રથમ (ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત)

**ઉદાન** પું૦[સં.] પંચ વાયુમાંનો એક, જે ગળા તરફ ઊંચે ચઢીને માથામાં જાય છે

**ઉદાર** વિ૦[સં.]સખી દિલનું;દાનશીલ;ત્યાગશીલ(૨)ખુલ્લા મનનું; નિખાલસ; સરળ. **૦ચરિત** વિ૦[સં.]ઉદારચરિત્રવાળું **૦તા** સ્ત્રી૦. **૦મતવાદ** પું૦ સ્થિતિચુસ્ત ન રહેતાં નવા સુધારા માટે મન ખુલ્લું રાખવાનો વાદ; 'લિબરલિઝમ'

**ઉદાસ** વિ૦ [સં.] નિરપેક્ષ; તટસ્થ; બેફિકર (૨) વૈરાગી; વિષય તરફ અપ્રીતિવાળું (૩) ગમગીન;ખિન્ન. **-સી** વિ૦ [સં.]ઉદાસ(૨) પું૦ ઉદાસીપંથનો સાધુ (૩)સ્ત્રી૦ ઉદાસીનતા. **-સીન** વિ૦[સં.]ઉદાસ;રસ ન ધરાવનારું; તટસ્થ. **-સીપંથ** પું૦ શીખધર્મી સાધુઓનો એક પંથ

**ઉદાહરણ** ન૦ [સં.] દાખલો; દૃષ્ટાંત

**ઉદાહૃત** વિ૦ [સં.] કહેવાયેલું (૨) નામ દઈને બોલાયેલું (૩) દૃષ્ટાંત રૂપે અપાયેલું

**ઉદિત** વિ૦[સં.] ઊગેલું (૨)ખીલેલું(૩)બોલેલું

**ઉદીચી** સ્ત્રી૦[સં.] ઉત્તરદિશા. **૦ન** વિ૦[સં.] ઉત્તર તરફનું. **-ચ્ય** વિ૦[સં.]ઉત્તર દિશામાં આવેલું (૨) પું૦ ઉત્તર ગુજરાતમાં સરસ્વતી નદીની ઉત્તરે અને પશ્ચિમે આવેલો પ્રદેશ

**ઉદીયમાન** વિ૦ [સં.] ઊગતું; ઉદિત થતું

**ઉદુંબર** પું૦ [સં.] જુઓ ઉદંબર (૨) બ્રાહ્મણોની એક જાત (૩) એંશી રતીનું એક વજન

**ઉદે** પું૦ +જુઓ ઉદય

**ઉદેતી** વિ૦ સ્ત્રી૦ જે તિથિમાં સૂર્યનો ઉદય થતો હોય તેવી; ઉદયાત, ઉદયવાળી(તિથિ)

**ઉદો ઉદો** શ૦પ્ર૦ [સં. उदय उदय] ઉદય હો, ઉદય હો; જય હો, જય હો

**ઉદ્** [સં.] ઉત્સર્ગ, સ્થાન, કક્ષા, મંત્ર ઇ૦માં 'ઊંચે કે ઉપર'; અથવા અમુકમાંથી 'અલગ' કે 'બહાર', એવો અર્થ બતાવે છે. ઉદા૦ ઉદ્ગમ; ઉદ્ભવ; ઉદ્ગ્રીવ (૨) 'નઠારું' કે 'ખોટું' એવા અર્થમાં નામ પૂર્વે. ઉદા૦ ઉન્માર્ગ

**ઉદ્ગત** વિ૦ [સં.] ઉપર ગયેલું; ચડેલું (૨) બહાર નીકળેલું (૩) ઊગેલું (૪) ઊંચું

**ઉદ્ગમ** પું૦ [સં.] ઊંચે જવું-ચડવું તે (૨) ઊગવું-બહાર નીકળવું તે; ઉત્પત્તિ (૩) ઉત્પત્તિસ્થાન; ઊગમ (૪) ફણગો; પીલો

**ઉદ્ગાતા** પું૦ [સં.] સામવેદની ઋચાઓ ગાનાર બ્રાહ્મણ

**ઉદ્ગાર** પું૦ [સં.] ઉચ્ચાર; બોલ; શબ્દ. **૦ચિહ્ન** ન૦ લાગણીભર્યો ઉદ્ગાર સૂચવતું '!' આવું ચિહ્ન

**ઉદ્ગ્રીવ** વિ૦ [સં.] ઊંચી ડોકવાળું; ઉત્કંઠ

**ઉદ્ઘાટન** ન૦ [સં.] ખોલવું તે; કૂંચીથી ઉઘાડવું તે (૨) સ્પષ્ટ કરવું-સમજાવવું તે (૩) ઉઘાડવાનું સાધન (કૂંચી વગેરે) (૪) રેંટ. **૦ક્રિયા** સ્ત્રી૦ પહેલપ્રથમ કાંઈ ઉઘાડવાની ક્રિયા-વિધિ

**ઉદ્દંડ** વિ૦ [સં.] નિરંકુશ

**ઉદ્દામ** વિ૦ [સં.] અંકુશ કે બંધન વિનાનું (૨) ઉચ્છૃંખલ (૩) જહાલ. **૦પક્ષ** પું૦ જહાલ પક્ષ [(૩) ધારેલું

**ઉદ્દિષ્ટ** વિ૦ [સં.] બતાવેલું (૨) ઉદ્દેશાયેલું

**ઉદ્દીપક** વિ૦ [સં.] ઉદ્દીપન કરનારું

**ઉદ્દીપન** ન૦ [સં.], **-ના** સ્ત્રી૦ પ્રજ્વલિત કરવું તે (૨) ઉશ્કેરણી (૩) ઉત્તેજના
**ઉદ્દીપ્ત** વિ૦ [સં.] સળગાવેલું-પ્રજ્વલિત કરેલું (૨) ઉત્તેજિત થયેલું; ઉશ્કેરાયેલું
**ઉદ્દેશ** પું૦ [સં.] હેતુ; ઇરાદો. **૦વું** સ૦ ક્રિ૦ [સં. ઉદ્દિશ્] નામ દઈને-અનુલક્ષીને બોલવું -કહેવું. **-શ્ય** વિ૦ [સં.] ઉદ્દેશવા-વિચારવા યોગ્ય; લક્ષ્ય (૨) ન૦ જેને ઉદ્દેશીને કંઈ કહેવાયું હોય તે; કર્તાપક્ષ [વ્યા.]. **-શ્યવર્ધક** ન૦ ઉદ્દેશ્યના અર્થમાં વધારો કરનાર શબ્દસમૂહ [વ્યા.]
**ઉદ્ધત** વિ૦ [સં.] ઉચ્છૃંખલ. **-તાઈ** સ્ત્રી૦
**ઉદ્ધવ** પું૦ [સં.] કૃષ્ણના કાકા અને ભક્ત
**ઉદ્ધાર** પું૦ [સં.] મુક્તિ (૨) સારી સ્થિતિ થવી તે. **૦વું** સ૦ ક્રિ૦ [સં. ઉદ્ધાર] ઉદ્ધાર કરવો [ઉદ્ધારેલું; ઉગારેલું
**ઉદ્ધૃત** વિ૦[સં.]અવતરણ તરીકે લીધેલું (૨)
**ઉદ્ધ્વસ્ત** વિ૦[સં.]જડમૂળથી નાશ પામેલું
**ઉદ્બોધન** ન૦ [સં.] જાગ્રત થવું તે (૨)યાદ આવવું તે. **-વું** અ૦ ક્રિ૦ ઉદ્બોધન કરવું
**ઉદ્ભવ** પું૦ [સં.] જન્મ; ઉત્પત્તિ (૨) મૂળ. **૦વું** અ૦ ક્રિ૦ [સં. ઉદ્ભૂ] ઉત્પન્ન થવું
**ઉદ્ભાવિત** વિ૦ [સં.] માનેલ; કલ્પેલ
**ઉદ્ભિજ્જ** ન૦ [સં.] વનસ્પતિ
**ઉદ્ભિન્ન** વિ૦ [સં.] ઉત્પન્ન થયેલું (૨) ફૂટેલું; ખીલેલું
**ઉદ્ભૂત** વિ૦ [સં.] ઉત્પન્ન થયેલું; પ્રગટેલું
**ઉદ્ભ્રાન્ત** વિ૦ [સં.] ગાભરું; વ્યાકુળ
**ઉદ્યત** વિ૦ [સં.] ખંતીલું (૨) તત્પર
**ઉદ્યમ** પું૦ [સં.] યત્ન (૨) ઉદ્યોગ. **-મી** વિ૦ [સં.] મહેનતુ (૨) ઉદ્યમમાં લાગેલું
**ઉદ્યાન** પું૦; ન૦ [સં.] બગીચો; વાડી
**ઉદ્યાપન** ન૦ [સં.] ધર્મકર્મ-વ્રતાદિની સમાપ્તિની વિધિ
**ઉદ્યોગ** પું૦ [સં.] ધંધો; રોજગાર (૨) કામ (૩) મહેનત. **૦ધંધો** પું૦ ધંધો-રોજગાર; પ્રવૃત્તિ. **૦મંદિર** ન૦, **૦શાલા(-ળા)** સ્ત્રી૦ જ્યાં ઉદ્યોગો શીખવાતા હોય તેવી શાળા; કલાભવન. **-ગી** વિ૦ [સં.] મહેનતુ
**ઉદ્યોત** પું૦ [સં.] પ્રકાશ
**ઉદ્વિગ્ન** વિ૦ [સં.] વ્યાકુળ; ખિન્ન; દુઃખી
**ઉદ્રેક** પું૦ [સં.] પુષ્કળતા (૨) ચડિયાતાપણું
**ઉદ્વેગ** પું૦ [સં.] વ્યાકુળતા(૨)ચિંતા(૩)દુઃખ
**ઉધડ(-ર)કવું** અ૦ ક્રિ૦ (હૃદયનું) થડકવું; ધડકવું; ધ્રૂજવું (૨) ઝબકવું; ચોંકવું
**ઉધડિયું** વિ૦ ઊધડું રાખેલું-આપેલું (કામ) (૨) ઊધડું કામ કરનારું (૩) બેપરવાઈથી કરેલું [લા.] ['ઉદમાત'માં
**ઉધમાત** પું૦ **-તિયું, -તી** વિ૦ જુઓ
**ઉધરકવું** અ૦ ક્રિ૦ જુઓ ઉધડકવું
**ઉધરસ** સ્ત્રી૦ ઉદરસ; ખાંસી
**ઉધરાવવું** સ૦ ક્રિ૦ 'ઊઘરવું'નું પ્રેરક
**ઉધાન** ન૦ ઊંચે ચડવું તે(૨)એક રોગ; દમ (૩)મોટી ભરતી (૪) પશુની કામભોગની ઇચ્છા(૫)ત્રણની સંખ્યાનો વેપારી સંકેત
**ઉધામો** પું૦ પ્રયત્ન (૨) વલખું
**ઉધાયેલું** વિ૦ ઊધઈથી ખવાયેલું
**ઉધાર** વિ૦ [પ્રા. ઉદ્ધાર] પૈસા આપ્યા વિના નામે લખાવીને, દેવા કરી લીધેલું કે આપેલું (૨) ભરપાઈ નહિ થયેલું એવું (૩) દમ વગરનું; બોજારૂપ [લા.]. **૦નોંધ** સ્ત્રી૦ વેચેલો માલ નોંધવાનો ચોપડો. **૦પાસું** ન૦ ચોપડામાં જ્યાં ઉધાર રકમો નોંધાય છે તે પાસું. **૦વહી** સ્ત્રી૦ ઉધાર નોંધ. **૦વું** સ૦ ક્રિ૦ [પ્રા. ઉદ્ધાર=ઉધાર આપવું] નામે લખવું (૨)+ઉદ્ધારવું (૩) ઉછેરવું [સુ.]. **-રાવવું** સ૦ક્રિ૦ (પ્રેરક). **-રાવું** અ૦ક્રિ૦ (કર્મણિ). **-રિયું** વિ૦ વારંવાર ઉધારે ખરીદ કરનારું. **-રિયો** પું૦ ઉધારે લેનાર આદમી. **-રું** વિ૦ ઉધાર. **-રો** પું૦ ઉધાર હિસાબ (૨) વાયદો (૩) વિલંબ; ઢીલ (૪) સાંસા; ખોટ
**ઉધેઈ** સ્ત્રી૦ [દે. ઉદ્દેહિયા] ઊધઈ; જમીનમાં રહેતું એક જીવડું
**ઉધેડવું** સ૦ક્રિ૦ (છાલ ઉતારવી) **ઉધેડાવવું** સ૦ક્રિ૦(પ્રેરક)ઉધેડાવું અ૦ક્રિ૦(કર્મણિ)
**ઉધેરવું** સ૦ક્રિ૦ઘંટીમાંથી લોટ વાળવો-કાઢવો
**ઉધ્ધડ** વિ૦ [સં. ઉદ્ધૃત] જુઓ ઊધડ

**ઉનામણિયું,ઉનામણું** (ના') ન૦ નાહ-વાનું પાણી ઊનું મૂકવાનું વાસણ

**ઉનારવું** (ના')અ૦ ક્રિ૦ [જુઓ ઊનું]ગરમ પાણીથી (જુવારનો) લોટ બાંધવો[સુ.]

**ઉનાવું** અ૦ ક્રિ૦ હિજરાવું; ઝૂરવું

**ઉનાળુ** (ના') વિ૦ ઉનાળામાં વવાતું-પાકતું (૨) ઉનાળાને લગતું

**ઉનાળો** (ના') પું૦ [સં. उष्णकाल, अप. उन्हाल] ફાગણથી જેઠ માસ સુધીનો ગરમીનો સમય

**ઉન્નત** વિ૦ [સં.] ઊંચું (૨)ટટાર(૩) ઉન્ન-તિવાળું.૦કોણ પું૦ 'ઍન્ગલ ઑફ એલિ-વેશન' [ગ.].**-તિ** સ્ત્રી૦ [સં.] ચડતી (૨) મહત્તા.**-તોદરકોણ** પું૦ બે કાટખૂણા કરતાં મોટો ખૂણો:'રીન્વેકસઍન્ગલ'[ગ.]

**ઉન્મત્ત** વિ૦ [સં.] ગાંડું (૨) છાકટું (૩) ગર્વિષ્ઠ; ઉદ્ધત [ખિન્ન

**ઉન્મનું** વિ૦ [સં. उन्मनस्] અધીરું; આતુર;

**ઉન્માદ** પું૦ [સં.] ઘેલછા (૨) મદ (૩) એક રોગ (૪)તોફાન. ૦ક વિ૦ [સં.] ઉન્માદ કરાવનારું [(૨) અનીતિનો માર્ગ

**ઉન્માર્ગ** પું૦ [સં.] ખોટો કે ઊંધો રસ્તો

**ઉન્મીલિત** વિ૦ [સં.] ઊઘડેલું(૨) વિકસેલું

**ઉન્મુખ** [સં.],**-ખું** વિ૦ ઊંચા મુખવાળું (૨) નારાજ (૩) તત્પર; આતુર

**ઉન્મૂલન** ન૦ [સં.]જડમૂળથી કાઢી નાખવું તે

**ઉન્મેષ** પું૦, ૦ણ ન૦[સં.] પલકારો; આંખની ઉઘાડવાસ (૨) સ્ફુરણ (૩) વિકાસ

**ઉપ** [સં.] ઉપસર્ગ. 'પાસે, નજીક' એવો અર્થ ('અપ'થી ઊલટો) બતાવે છે. ઉદા૦ ઉપગમન (૨)નામની સાથે 'ગૌણ,ઊતરતું' એવા અર્થમાં. ઉદા૦ ઉપકથા; ઉપનામ

**ઉપકથા** સ્ત્રી૦ [સં.] મુખ્ય કથામાં આવતી નાની કથા: આડકથા

**ઉપકરણ** ન૦ [સં.] સાધનસામગ્રી

**ઉપકાર** પું૦ [સં.] ભલું કરવું તે (૨) મદદ (૩) પાડ. ૦ક વિ૦ [સં.] ઉપકાર કરનારું (૨) સહાયક; ઉપયોગમાં આવે તેવું. **-રી** વિ૦ [સં.] ઉપકાર કરનારું

**ઉપકૃત** વિ૦[સં.] આભારી. **-તિ** સ્ત્રી૦ [સં.] આભાર; પાડ

**ઉપકોણ** પું૦ [સં.] જુઓ આસન્નકોણ

**ઉપક્રમ** પું૦ [સં.] આરંભ (૨) યોજના. ૦ણિકા સ્ત્રી૦ [સં.] પ્રસ્તાવના (૨) અનુક્રમણિકા ['કોઈફિશન્ટ' [ગ.]

**ઉપગુણ** પું૦[સં.]મુખ્ય નહિ એવો ગુણ(૨)

**ઉપગ્રહ** પું૦ [સં.] મુખ્ય ગ્રહની આસપાસ ફરનારો ચંદ્ર જેવો નાનો ગ્રહ (૨) આકાશમાં આવેલા નાના ગ્રહોમાંનો દરેક (ધૂમકેતુ, રાહુ, કેતુ ઇત્યાદિ ઉપગ્રહો કહેવાય છે.)

**ઉપચય** પું૦[સં.]સંચય;વધારો(૨)ઢગલો (૩) આબાદી (૪) લગ્નકુંડળીમાંના ૩, ૬, ૧૦ ને ૧૧ મા સ્થાનોમાંનું કોઈ પણ એક

**ઉપચાર** પું૦ [સં.] સારું કરવા જે ઉપાય-સારવાર, ઓસડ-વેસડ ઇત્યાદિ કરવાં તે (૨) પૂજાવિધિ (૩) સેવાચાકરી (૪) બીજાને ખુશ કરવા કરેલું મિથ્યા કથન. ૦ક વિ૦ચિકિત્સક(૨)પું૦ સેવક. **-રિકા** સ્ત્રી૦ ઉપચારક સ્ત્રી; 'નર્સ' [ફળદ્રુપ

**ઉપજાઉ** વિ૦ ઊપજ કરનારું; ઉત્પાદક (૨)

**ઉપજાતિ** સ્ત્રી૦ [સં.] પું૦ એક છંદ

**ઉપજાવવું** સ૦ ક્રિ૦ 'ઊપજવું'નું પ્રેરક; પેદા કરવું; જન્મ આપવો (૨)બનાવવું; ઊભું કરવું; કલ્પવું

**ઉપજીવન** ન૦, **ઉપજીવિકા** સ્ત્રી૦ [સં.] આજીવિકા; ગુજરાન [જીવનારું

**ઉપજીવી** વિ૦ (૨) પું૦ [સં.] -ના આધારે

**ઉપટણ(-ણું)** ન૦ [જુઓ ઉટવણું] નહાતાં પહેલાં શરીરે ચોપડવાનું સુગંધી દ્રવ્ય; પીઠી; ઉવટણ

**ઉપટામણી** સ્ત્રી૦ વેવાઈની આગળ વાંચવામાં આવતી કન્યાનાં સગાંઓની યાદી (૨) લગ્નનો દસ્તાવેજ; લગ્નખત

**ઉપટાવવું** સ૦ક્રિ૦ 'ઊપટવું'નું પ્રેરક; ઝાંખું કરવું (૨) દિલગીર કરવું [પ્રેરક

**ઉપડાવવું** સ૦ક્રિ૦ 'ઉપાડવું', 'ઊપડવું'નું

**ઉપણાવવું** સ૦ક્રિ૦ 'ઊપણવું'નું પ્રેરક

**ઉપણિયું** ન૦ ઊપણવાનું સાધન
**ઉપતંત્રી** પું૦ [સં.] મદદનીશ તંત્રી
**ઉપત્યકા** સ્ત્રી૦ [સં.] તળેટીની–નીચાણની જમીન [રોગ; ચાંદી
**ઉપદંશ** પું૦ [સં.] કરડવું તે; ડંખ (૨) એક
**ઉપદેશ** પું૦[સં.]શિક્ષણ(૨)બોધ;શિખામણ; સલાહ(૩)પાસેનો દેશ. **૦ક** વિ૦ (૨) પું૦ [સં.] ઉપદેશ આપનાર. **૦વું** સ૦ક્રિ૦ [સં. उपदिश्] ઉપદેશ આપવો–કરવો
**ઉપદ્રવ** પું૦ [સં.] પજવણી(૨)ત્રાસ;ઉપાધિ (૩)સંકટ. **–વી** વિ૦[સં.]ઉપદ્રવ કરનાર
**ઉપધાતુ** સ્ત્રી૦ [સં.] હલકી ગૌણ–ધાતુ (૨) મિશ્ર ધાતુ [અનાજ
**ઉપધાન્ય** ન૦ [સં.] ખડધાન; હલકી જાતનું
**ઉપનગર** ન૦ [સં.] મુખ્ય નગરનું એક પરું; 'સબર્બ' [સંસ્કાર
**ઉપનયન** ન૦ [સં.] જનોઈ દેવું તે; તેનો
**ઉપનામ** ન૦ [સં.] બીજું નામ (લાડ, અટક, મશ્કરી વગેરેનું)
**ઉપનાયક** પું૦[સં.]વાર્તા, નાટકાદિમાંમુખ્ય નાયક પછીનું બીજું પાત્ર ['કૉલોની'
**ઉપનિવેશ** પું૦ [સં.] સંસ્થાન; વસાહત;
**ઉપનિષદ** સ્ત્રી૦; ન૦ [સં.] વેદનો અંતર્ગત ગણાતો અને તેના ગૂઢ અર્થોને સ્પષ્ટ કરતો, બ્રહ્મવિદ્યાનું પ્રતિપાદન કરતો તાત્ત્વિક ગ્રંથ
**ઉપન્યાસ** પું૦ [સં.] થાપણ (૨) નવલકથા (૩) વ્યાખ્યાન
**ઉપપતિ** પું૦ [સં.] યાર (૨) દિયર
**ઉપપત્ની** સ્ત્રી૦ [સં.] મુખ્ય નહિ એવી પત્ની (૨) રખાત
**ઉપપદસમાસ** પું૦ [સં.] ધાતુસાધિત શબ્દ –કૃદંતની સાથે થતો નામનો સમાસ. ઉદા૦ કુંભકાર; ઘરભેદુ [વ્યા.]
**ઉપપન્ન** વિ૦ [સં.] યોગ્ય; સુસંગત (૨) સાબિત–સિદ્ધ થયેલું [ગૌણ પુરાણ
**ઉપપુરાણ** ન૦ [સં.] મુખ્ય નહિ એવું
**ઉપપ્રમુખ** પું૦ [સં.] મદદનીશ પ્રમુખ
**ઉપપ્રશ્ન** પું૦; ન૦[સં.]પ્રશ્ન પરથી નીકળતો પ્રશ્ન (૨) ગૌણ પ્રશ્ન
**ઉપભોક્તા** પું૦ [સં.] ઉપભોગ કરનાર(૨) માલિક (૩) વારસ
**ઉપભોગ** પું૦ [સં.] ભોગવટો (૨) અનુભવ (૩) માણવું–મજા લેવી તે. **૦ગ્ય** વિ૦ [સં.] ઉપભોગ કરવા યોગ્ય
**ઉપમંત્રી** પું૦ [સં.] મદદનીશ મંત્રી
**ઉપમા** સ્ત્રી૦ [સં.] સરખામણી(૨) મળતાપણું (૩) એક અર્થાલંકાર–જેમાં ઉપમેય તથા ઉપમાનભેદ કાયમ રાખીને તેમનો સમાન ધર્મ બતાવવામાં આવે છે. [કા. શા.]. **૦ન** ન૦ [સં.] જેની સાથે સરખામણી હોય તે (૨) ચાર પ્રમાણોમાંનું એક–પ્રસિદ્ધ વસ્તુના સાધર્મ્યથી સાધ્ય સિદ્ધ કરવું તે [ન્યા.]
**ઉપમેય** ન૦ [સં.] જેને ઉપમા આપવામા આવી હોય તે [બેસતું (૨) ઉપયોગી
**ઉપયુક્ત** વિ૦ [સં.] છાજતું; યોગ્ય; બંધ-
**ઉપયોગ** પું૦ [સં.]કામ; વાપર;વપરાશ (૨) ખપ; જરૂરિયાત (૩) ધ્યાન; સાવચેતી [જૈન]. **–ગિતા** સ્ત્રી૦ [સં.] ઉપયોગીપણું
**ઉપયોગી** વિ૦[સં.] ઉપયોગમાં આવે તેવું
**ઉપર** અ૦ [સં. उपरि] પર; ઊંચે (૨) સ્થાન કે ક્રમથી જોતાં નીચે કે પાછળ નહિ પણ એથી ઊલટું(૩)–ના કરતાંવધારે;ઉપરાંત. ઉદા૦'સો ઉપર ખર્ચ થશે'(૪)(–ના કરતાં) ચડિયાતું કે આગળ આવે એમ. ઉદા૦ 'વર્ગમાં તે ઉપર રહે છે'(૫)અગાઉ;પૂર્વે. ઉદા૦ 'વેદો હજારો વર્ષ ઉપર લખાયા' (૬) (કોઈ ભાવની સાથે શ. પ્ર. માં) –ની પ્રત્યે. ઉદા૦ 'પશુ ઉપર દયા' (૭) –ના આધારે, –ને લઈને, –ને કારણે. ઉદા૦ 'શા ઉપર આ કૂદાકૂદ છે?' (૮) –ની આડથી; –ને આધારે. ઉદા૦ 'ઘર કે માલ ઉપર પૈસા ધીરે છે' (૯) કૃ૦ સાથે આવતાં, તે ક્રિયા થયે કે થાય ત્યારે કે ત્યાર પછી કે થાય એટલે. ઉદા૦ 'તેના આવવા ઉપર સભા મુલતવી રાખી'(૧૦) વિષે;બાબતમાં. ઉદા૦ 'ગાય ઉપર નિબંધ લખો'(૧૧)–ના કિનારા ઉપર, –ને કિનારે. ઉદા૦ 'તે નદી ઉપર

ફરવા ગયો' (૧૨) –ની લગોલગ. ઉદા૦ 'તેઓ મારામારી ઉપર પહોંચ્યા' (૧૩) સાતમી વિભક્તિનો ભાવ બતાવે. ઉદા૦ 'કામ ઉપર ગયો'. ૦**ઉપરથી** અ૦ ઊંડાણમાં ઊતર્યા વિના (૨) સહેજસાજ. ૦**ઉપરનું** વિ૦ ઉપરચોટિયું. ૦**ચોટિયું**, ૦**છલ્લું**(-**ટલું**) વિ૦ છીછરું; ઉપલકિયું. ૦**ટપકે** અ૦ ઉપર ઉપરથી (૨) ચોપડામાં રીતસર લખ્યા વિના. ૦**નીચે થવું**=અધીરું થવું. ૦**પડવું**=હરીફાઈમાં ઊતરવું (૨) રૂપગુણ ઇ૦માં મળતું આવવું. ઉદા૦ 'એ એના બાપ ઉપર પડ્યો છે.'

**ઉપરણી** સ્ત્રી૦ [સં૦ પ્રાવરણ] ઓઢણી

**ઉપરણું** ન૦, -**ણો** પું૦ ખેસ; પિછોડી

**ઉપરતિ** સ્ત્રી૦ [સં.] વૈરાગ્ય (૨) વિરામ; અટકવું તે

**ઉપરવટ** સ્ત્રી૦ અનધિકારપણું દાખવવું તે (૨) ઉલ્લંઘન; અવગણના (૩) વિ૦ વિરુદ્ધ; અવગણતું (૪) ટપે એવું; સરસાઈ કરતું

**ઉપરવટણો** પું૦ ખલનો બત્તો; વાટવાનો પથ્થર

**ઉપરવાડ** સ્ત્રી૦ [સં. उपरि+वाट] ઘર, ફળિયું કે ગામની નજીકનો ભાગ; પરવાડ (૨) ઘરની વાડ–સીમાંત દીવાલની બે બાજુનો ભાગ. -**ડિયો** પું૦ ઉપરવાડે રહેનારો; આશ્રિત માણસ (૨) પાસેના ગામની ખેતી કરનાર ખેડૂત

**ઉપરવાસ** અ૦ પવન કે પાણીના વહનની વિરુદ્ધ દિશાએ; ઉપલે ભાગે

**ઉપરવાસ** પું૦ મેડાનો વાસ

**ઉપરવાસિયો** પું૦ ભંગી

**ઉપરવાસો** પું૦ મેડાનો વાસ

**ઉપરાઉપર, ઉપરાઉ(-છા)પરી** અ૦ એક પછી એક; લાગલાગટ

**ઉપરાણું(-ણી)** ન૦ પક્ષ લેવો તે

**ઉપરામ** પું૦ [સં.] નિવૃત્ત–વિરક્ત થવું તે (૨) વિરામ; અટકવું તે

**ઉપરામણી** સ્ત્રી૦ તફાવત; ઠરાવેલી કિંમતથી ઉપરનું જે હોય તે

**ઉપરાળું** ન૦ જુઓ ઉપરાણું; તરફદારી

**ઉપ(-ફ)રાંટું** (૦) વિ૦ પાસાભેર એવું (૨) બાજુ ઉપરનું; સામેનું (૩) ઊભું (૪) અવળું; ઊંધું

**ઉપરાંત** અ૦ વધારે; વિશેષમાં (૨) સિવાય; વળી બીજું (૩) પછી; ઉપરથી

**ઉપરી** પું૦ ઉપરનો અધિકારી (૨) વિ૦ ઉપરનું. ૦**પણું** ન૦ ઉપરી હોય એવું વર્તન

**ઉપ(-ફે)રું** વિ૦ [સં. उपरि] પાસાભેર (૨) ઊભું (જેમ કે ખાટલો ઉફેરો કરવો)

**ઉપરો(-ર્યુ)ક્ત** વિ૦ [સં. उपरि+उक्त] ઉપર કહેલું–જણાવેલું

**ઉપલ** પું૦ [સં.] પથ્થર; શિલા (૨) રત્ન

**ઉપલક** વિ૦ ઉપરચોટિયું (૨) ફાલતુ (૩) ચોપડામાં (કોઈ ખાસ ખાને) નહિ નોંધેલું એવું. -**કિયું** વિ૦ ઉપર ઉપરનું; ઉપરચોટિયું

**ઉપલક્ષણ** ન૦ [સં.] ચિહ્ન; વિશેષ લક્ષણ

**ઉપલબ્ધ** વિ૦ [સં.] મળેલું; મેળવેલું (૨) જાણેલું. -**બ્ધિ** સ્ત્રી૦ [સં.] પ્રાપ્તિ (૨) બોધ

**ઉપલભ્ય** વિ૦ [સં.] મેળવી–જાણી શકાય એવું

**ઉપલાણ** વિ૦ ઉપરનું; ઉપરના ભાગનું (૨) ન૦ ઉપલો ભાગ અથવા બાજુ

**ઉપલિયું** ન૦ એક રોગ; ઉટાંટિયું

**ઉપલી** સ્ત્રી૦ [સં. उपल પરથી] જમીનમાં દાટેલી ખાંડણી; ખાંડણિયો [કે જણાવેલું

**ઉપલું** (લું,) વિ૦ ઉપરનું (૨) આગળ આવેલું

**ઉપવન** ન૦ [સં.] બગીચો; વાડી

**ઉપવસ્ત્ર** ન૦ [સં.] અંગવસ્ત્ર; ખેસ

**ઉપવાસ** પું૦ [સં.] વ્રત કે નિયમ તરીકે ન ખાવું તે. -**સી** વિ૦ [સં.] ઉપવાસ કરનાર

**ઉપવિષ** ન૦ [સં.] બનાવટી ઝેર (૨) મુખ્ય વિષથી જુદાં–આકડાનું દૂધ વગેરે ઝેર

**ઉપવીત** ન૦ [સં.] જનોઈ

**ઉપવેદ** પું૦ [સં.] વેદોમાંથી નીકળેલી ગૌણ વિદ્યાઓ; જેવી કે, આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ અને સ્થાપત્ય શાસ્ત્ર

**ઉપશમ** પું૦. ૦**ન** ન૦ [સં.] શાંત પડવું-વિરામ લેવો તે (૨) શાંતિ (૩) સાંત્વન. ૦**વું** અ૦ક્રિ૦ [સં. उपशम्] શાંત - નિવૃત્ત થવું

**ઉપસર્ગ** પું૦ [સં.] આફત; સંકટ (૨)

ધાતુઓ કે ધાતુ ઉપરથી બનેલાં નામોની આગળ જોડાતો તથા તેમના મૂળ અર્થમાં વિશેષતા આણતો શબ્દ કે અવ્યય. (પ્ર, પરા, અપ, સમ્, અનુ, અવ, નિસ્ અથવા નિર્, દુસ્ અથવા દુર્, વિ, આ, નિ, અધિ, અપિ, અતિ, સુ, ઉત્-દ્, અભિ, પ્રતિ, પરિ, ઉપ) [વ્યા.]

**ઉપસંહાર** પું૰ [સં.] એકત્ર કરવું તે (૨) સારાંશ (૩) ટૂંકામાં આટોપી લેવું તે

**ઉપસાગર** પું૰ [સં.] પહોળા મુખનો અખાત

**ઉપસાટ** પું૰ ઊપસવું તે (૨) સોજો (૩) ફુલાવો

**ઉપસાવવું** સ૰ ક્રિ૰ 'ઊપસવું'નું પ્રેરક

**ઉપસિદ્ધાંત** પું૰ [સં.] મુખ્ય સિદ્ધાંતમાંથી સીધી રીતે ફલિત થતો સિદ્ધાંત; 'કોરોલરી' [ગ.] [ગુહ્યેન્દ્રિય

**ઉપસ્થ** ન૰ [સં.] પુરુષ અથવા સ્ત્રીની

**ઉપસ્થાન** ન૰ [સં] દેવની સન્મુખ પૂજા માટે મંત્ર કે સ્તુતિ બોલતા ઊભા રહેવું તે; પૂજા [હાજર; રજૂ

**ઉપસ્થિત** વિ૰ [સં.] નજીક ઊભેલું;

**ઉપહસનીય** વિ૰ [સં.] ઉપહાસને પાત્ર

**ઉપહાર** પું૰ [સં.] ભેટ; બક્ષિસ (૨) પૂજાનો સામાન [હાસ કરવા દોરાતું ચિત્ર

**ઉપહાસ** પું૰[સં.]મશ્કરી. ૰ચિત્ર ન૰ ઉપ-

**ઉપાખ્યાન** ન૰ [સં.] નાનું આખ્યાન

**ઉપાડ** પું૰ ['ઉપાડવું'] ઉપસાટ; સોજો (૨) ભરાઉપણું (૩) જુસ્સો (૪) આરંભ (૫) કોશિશ (૬) મૂકેલાં નાણાંમાંથી પાછું લેવું તે (૭) પાછી લીધેલી રકમ (૮) ખપત; માગ

**ઉપાડવું** સ૰ ક્રિ૰ [સં. ઉત્પાત; પ્રા. ઉપ્પાડ] 'ઊપડવું'નું પ્રેરક; ઊંચું કરવું; નીચેથી ઉપર લેવું (૨) માથે લેવું; વહોરવું (૩) મૂળમાંથી ખેંચી કાઢવું (૪) નાણાં મૂકેલાં હોય ત્યાંથી લેવાં (૫) ચોરી કરવી (૬) શરૂ કરવું; માંડવું. **ઉપાડાવવું** સ૰ ક્રિ૰ (પ્રેરક). **ઉપાડાવું** અ૰ ક્રિ૰ (કર્મણિ)

**ઉપાડો** પું૰ જુઓ ઉપાડ (૨) ઝરડાં ઝાંખરાંનો વાઢીને કરેલો જથો

**ઉપાદાન** ન૰ [સં.] અંગીકાર; સ્વીકાર (૨) કારણ; સમવાયી કારણ (૩) જેમાંથી કોઈ પણ વસ્તુ બનાવાઈ હોય તે દ્રવ્ય

**ઉપાદેય** વિ૰ [સં.] લઈ શકાય એવું (૨) સ્વીકાર્ય (૩) પસંદ કરવાનું (૪) ઉત્તમ

**ઉપાધિ** સ્ત્રી૰[સં.] પીડા; આપદા(૨)જંજાળ; પંચાત; ચિંતા (૩) ખાસ લક્ષણ (૪) પદવી; 'ડિગ્રી'

**ઉપાધ્યાય** [સં.], **ઉપાધ્યો** + પું૰ શિક્ષક (૨) પુરોહિત (૩) બ્રાહ્મણોની એક અટક

**ઉપાન** ન૰ [સં. ઉપાનહ્] પગરખું; જોડો

**ઉપાય** પું૰ [સં.] ઇલાજ; સાધન (૨) ચિકિત્સા

**ઉપાર્જન** ન૰,**-ના** સ્ત્રી૰ [સં.] પ્રાપ્તિ; કમાઈ

**ઉપાર્જિત** વિ૰ [સં.] મેળવેલું (૨) વારસામાં મળેલું

**ઉપાલંભ** પું૰ [સં.] ઠપકો [સ્થાન

**ઉપાશ્રય** પું૰ [સં.] અપાસરો (૨) આશ્રય-

**ઉપાસક** પું૰ [સં.] ભક્ત (૨) સેવક

**ઉપાસણ** ન૰ (ભુલાયેલ કે શાંત પડેલ બાબતને) ફરી ઉપાડવી કે તાજી કે ઊભી કરવી તે; ઉશ્કેરણી; સળી કરવી તે

**ઉપાસન** ન૰,**-ના** સ્ત્રી૰ [સં.] આરાધના; સેવા; ભક્તિ

**ઉપાસવું** સ૰ ક્રિ૰ [સં. ઉપાસ્] આરાધવું

**ઉપાસિકા** સ્ત્રી૰ [સં.] ઉપાસક સ્ત્રી

**ઉપાસ્ય** વિ૰ [સં.] ઉપાસના કરવા યોગ્ય

**ઉપાહાર** પું૰ [સં.] નાસ્તો. ૰ગૃહ ન૰ હોટલ

**ઉપાંગ** ન૰ [સં.] અંગનું અંગ (૨) વેદાંગ જેવાં ચાર શાસ્ત્રો-પુરાણ, ન્યાય, મીમાંસા અને ધર્મશાસ્ત્ર

**ઉપાંત** પું૰ [સં.] નજીકનો પ્રદેશ (૨) કોર; છેડો. **-ત્ય** વિ૰ [સં.] છેલ્લાની પહેલું

**ઉપેક્ષા** સ્ત્રી૰ [સં.] અનાદર (૨) ત્યાગ (૩) ઉદાસીનતા (૪) બેદરકારી

**ઉપેંદ્ર** પું૰ [સં.] વિષ્ણુ

**ઉપેંદ્રવજ્રા** સ્ત્રી૰ [સં.] પું૰ એક છંદ

**ઉપોદ્‌ઘાત** પું૰ [સં.] આરંભ (૨) પ્રસ્તાવના

**ઉપોષણ** ન૰ [સં.] ઉપવાસ

**ઉફણાવવું** સ૰ ક્રિ૰ 'ઊફણવું'નું પ્રેરક

**ઉફરાટ** પું૰ ગર્વ કરવો તે; હુંપદ

**ઉફરાંટું** વિ૦ જુઓ ઉપરાંટું
**ઉફરું** વિ૦ જુઓ ઉપરું
**ઉફાંત(–દ)** સ્ત્રી૦ ફુંપદ (૨) શ્રીમંતાઈનો આડંબર (૩) ઉડાઉપણું
**ઉબળક** વિ૦ ઉપલક [ઊવું'નું પ્રેરક
**ઉબ(–ભ)ળાવવું** સ૦ ક્રિ૦ 'ઊબ(–ભ)–
**ઉબળેક** વિ૦ ઉપલક; ઉબળક
**ઉબાટ** પું૦ ઊબ; ઉબાવાથી વળતી ફૂગ કે થતું પરિણામ
**ઉબાડિયું** ન૦ [દે. उम्माडिय] (હાથમાં લીધેલું ને એક છેડેથી શગ વગર) બળતું પાતળું લાકડું કે સાંઠી સળેખડું; ખોરિયું (૨) જુઓ ઉબડિયું [સુ.]
**ઉબાવું** અ૦ ક્રિ૦ ફૂગવાળું બનવું; કોવાવું
**ઉબાળું** ન૦ તાપોડિયું; ગૂમડું
**ઉબાળો** પું૦ બાફ (૨) ઊભરો (૩) ઉશ્કેરણી; રોષ (૪) હોહા; તોફાન (૫) બળતણ; છાણાં (૬) ફલ્લો (એકી-સાથે બાળી ભડકો કરવા જેટલો)
**ઉબેતર** ન૦ ઉનાળામાં કૂવાના પાણીથી કરેલો પાક (૨) લગ્નમાં નોતરે આવેલા-ઓને રજા આપવી તે
**ઉબેર** સ્ત્રી૦ હળમાં કોશને બેસાડવા માટે મારવામાં આવતી ફાચર
**ઉબેલો** પું૦ ચૂંક સાથે ઝાડાની હાજત થાય તે (૨) ચૂંક
**ઉબે(–ખે)ળવું** સ૦ ક્રિ૦ વળ ઊકલે એવું કરવું (૨) વાવેલું ઉખેડી નાખવું (૩) ગઈ-ગુજરી સંભારવી [નિરાંતે નહિ બેઠેલું
**ઉભડ(–ડૂ)ક** વિ૦ અર્ધું ઊભું; ઊભું (૨)
**ઉભય** વિ૦[સં.] બંને. ૦ચર વિ૦[સં.] પાણી અને પૃથ્વી બંને પર ચાલે એવું. ૦તઃ અ૦[સં.] બંને રીતે. ૦થા અ૦[સં.] ઉભયતઃ. ૦લિંગી વિ૦ [વ. વિ.] નર અને નારી એમ બંને પ્રકારનાં ફૂલ બેસે તેવું (વૃક્ષ); 'મોનોઇશિયસ' (૨) નર અને નારી એ બંને અંગ હોય તેવું; 'હરમેફ્રડાઇટ'. –યાન્વયી વિ૦ ઉભય (પદ અથવા વાક્ય)–નો અન્વય કરનારું – ને જોડનારું [વ્યા.]
**ઉભરણ** ન૦ ઊભરો (૨) આથો ચડવો તે
**ઉભરાટ** પું૦ ઊભરાવું તે
**ઉભરામણ** ન૦ ઉભરણ, ઊભરો (૨) ઊભરાઈને જે બહાર નીકળી ગયું હોય તે
**ઉભરાવવું** સ૦ ક્રિ૦ 'ઊભર(–રા)વું' 'ઉભારવું'નું પ્રેરક
**ઉભળાવવું** સ૦ક્રિ૦ જુઓ ઉબળાવવું
**ઉભાળ** વિ૦ ઉભેડું (૨) ઢાળ પડતું (૩) સ્ત્રી૦ ચડાવ
**ઉભેડું(–ડૂં)** વિ૦ ઊભું હોય એવું; ઉભાળ
**ઉભેળવું** સ૦ ક્રિ૦ જુઓ ઉબેળવું (૨) ડાંગરની કરડ કરવી
**ઉભેગો** પું૦ કરડ; અર્ધી ખંડાયેલી ડાંગર
**ઉમદા(–દું)** વિ૦ [अ.] સારું; શ્રેષ્ઠ (૨) ખાનદાન (૩) કીમતી
**ઉમર** સ્ત્રી૦ [अ. उम्र] ઉંમર; વય
**ઉમરડું** ન૦ [સં. उदुंबर] ઉમરડાનું ફળ –ડો પું૦ એક ઝાડ; ઉમરો
**ઉમરદરાજ** વિ૦ [फा.] દીર્ઘાયુ
**ઉમરલાયક** વિ૦ પુખ્ત વયનું
**ઉમરાવ** પું૦ [अ. उमरा] અમીર (૨) શ્રીમંત. ૦જાદી [अ. जादह्] સ્ત્રી૦ ઉમરાવની પુત્રી. ૦જાદો પું૦ ઉમરાવનો પુત્ર
**ઉમળકો** પું૦ વહાલ–હેતનો ઊભરો
**ઉમંગ** પું૦ હોંશ (૨) આનંદ. –ગી વિ૦ ઉમંગવાળું
**ઉમા** સ્ત્રી૦ [સં.] પાર્વતી
**ઉમાડ(–ડિયું)** ન૦, –ડો પું૦[દે. उम्माडिय] જુઓ ઉબાડિયું; ખોરિયું
**ઉમાધવ, ઉમાપતિ** પું૦[સં.] શંકર; મહાદેવ
**ઉમામહેશ્વર** ન૦બ૦વ૦ ઉમા અને મહેશ્વર (૨) મરી ગયેલાંની પાછળ પરણેલાં જોડાંને અપાતું દાન. –રી વિ૦ બેરંગી; ગંગાજમની
**ઉમિયા** સ્ત્રી૦ જુઓ ઉમા. ૦ધીશ, ૦વર પું૦ ઉમાપતિ; મહાદેવ
**ઉમેદ** સ્ત્રી૦[फा.] આશા (૨) ઇચ્છા. ૦વાર વિ૦ ઉમેદ રાખનારું (૨) પું૦ નોકરી માટે અરજદાર અથવા નવું કામ શીખ-નાર આદમી. ૦વારી સ્ત્રી૦ ઉમેદવારપણું

**ઉમેરણ** ન૦ ઉમેરણી(૨)અખરામણ.**–ણી** સ્ત્રી૦ ઉમેરવું તે; વધારો (૨) વધારીને કહેવું–ઉશ્કેરવું તે [લા.]

**ઉમેરવું** સ૦ક્રિ૦ હોય. તેમાં બીજું મૂકવું, નાખવું, રેડવું, વધારવું (૨) મેળવવું; ભેગું કરવું(૩)ઉશ્કેરવું[લા.].**ઉમેરાવવું** સ૦ક્રિ૦ (પ્રેરક). **ઉમેરાવું** અ૦ક્રિ૦ (કર્મણિ)

**ઉમેરો** પું૦ વધારો (૨) મેળવણી

**ઉમેશ** પું૦ [સં.] ઉમાપતિ; શંકર

**ઉમેળવું** અ૦ ક્રિ૦ આમળીને મૂળમાંથી ઉખેડી નાખવું

**ઉર** ન૦ [સં.] હૃદય (૨) છાતી

**ઉરગ** પું૦; ન૦ [સં.] પેટે ચાલે તે–સાપ

**ઉરજ** પું૦; ન૦ જુઓ ઉરોજ

**ઉરઝાવવું** સ૦ક્રિ૦ 'ઊરઝાવું', 'ઊરઝવું'નું [પ્રેરક

**ઉરદૂ** સ્ત્રી૦ જુઓ ઉર્દૂ

**ઉરફે** અ૦ બીજે નામે; કિંવા; ઉર્ફે

**ઉરમંડલ(–ળ)** ન૦ ઉરનો – છાતીનો ભાગ (૨) સ્તનમંડળ

**ઉરવર** ન૦કમળનું બીજ; કમળકાકડી [પ.]

**ઉરવલ્લી** સ્ત્રી૦ ડૂંટીથી છાતી તરફ જતી વેલ જેવી રુવાંટી (૨) પેટ પર વાટા પડે છે તે; ત્રિવલી

**ઉરસ** પું૦ઓલિયાની મરણતિથિનો ઉત્સવ; ઓરસ (૨) લગ્નનું જમણ

**ઉરસ્ત્રાણ** ન૦[સં.] છાતીનું બખ્તર

**ઉરઃસ્થલ** [સં.] (–ળ) ન૦ છાતીનો ભાગ

**ઉરાઉરી** સ્ત્રી૦ + હરીફાઈ

**ઉરાડવું** સ૦ ક્રિ૦ 'ઊડવું'નું પ્રેરક; જુઓ [ઉડાડવું

**ઉરાંગઉટાંગ** પું૦[ઇં. ओरेंगाउटेंग मूळ मलय] ઊભો ચાલી શકે તેવો એક જાતનો વાંદરો

**ઉરુ** વિ૦ [સં.] વિશાલ (૨) મોટું (૩) ઊંચું (૪) ઉમદા; કીમતી

**ઉરેફ–બંડી** સ્ત્રી૦ વણાટની રેખાથી ત્રાંસું વેતરીને કરાતા એક પ્રકારના સીવણવાળી બંડી

**ઉરોગામી** વિ૦ [સં.] પેટે ચાલતું (૨) ન૦ [પેટે ચાલતું પ્રાણી (સર્પાદિ)

**ઉરોજ** પું૦. ન૦ [સં.] સ્તન (૨) કામદેવ

**ઉરોદેશ** પું૦[સં.]પેટની ઉપરના ખાડાનો ભાગ

**ઉરોભાગ** પું૦ [સં.] ઉરોદેશ

**ઉર્ણ** ન૦ [સં.] જુઓ ઊર્ણ. **૦નાભ** પું૦ [સં.] કરોળિયો

**ઉર્દૂ** સ્ત્રી૦ [તુર્કી] ઉત્તર હિંદની એક ભાષા [(૨) તેની લિપિ

**ઉર્ફ(–ર્ફે)** અ૦ [અ.] ઉરફે

**ઉર્વી** સ્ત્રી૦ [સં.] પૃથ્વી (૨) જમીન

**ઉર્સ** ન૦ [અ.] જુઓ ઉરસ

**ઉલટાવવું** સ૦ક્રિ૦ 'ઊલટવું'નું પ્રેરક

**ઉલ(–લે)મા** પું૦ [અ.] ઇસ્લામી પંડિત

**ઉલસાવવું** સ૦ક્રિ૦ 'ઊલસવું'નું પ્રેરક

**ઉલંઘવું** સ૦ક્રિ૦[સં. उल्लंघ्]ઓળંગવું;ઉપર થઈને જવું; પાર કરવું (૨) અનાદર કરવો

**ઉલાણુ** (લા') વિ૦ પાછળના ભાગમાં વધારે વજનવાળું [જુઓ ઉલાળ]

**ઉલાળ** (લા') વિ૦ ઊલળતું (૨) પું૦ ગાડા ઇત્યાદિના પાછળના ભાગમાં વધારે વજન હોવું તે. **૦વું** સ૦ક્રિ૦ 'ઊલળવું'નું પ્રેરક; ઊલળે એમ કરવું (૨) ઉછાળવું(૩)અધવચ મૂકી દેવું (૪) બંધ કરવું; દેવાળું કાઢવું. **–ળિયું** ન૦ ઉલાળવું તે. **–ળિયો** પું૦ ઉલાળવું તે(૨)જુઓ ઉલાળો (૩) સ્ત્રીઓનું એક ઘરેણું [કા.] (૪) દેવાળું કાઢવું તે (૫) વિનાશ

**ઉલાળો** (લા') પું૦ [ઊલળવું]ઊભો આગળો (જૂની ઢબનો લાકડાનો હોય છે તે) (૨) ઉછાળો; ઊબકો

**ઉલાળો** (લા') પું૦[પ્રા. उल्लाल=એક છંદ] કાવ્યના અંતનું વલણ; ઊથલો

**ઉલાંટ** સ્ત્રી૦ઊલટાઈ જવું–ગુલાંટ ખાવી તે. **૦ગુલાંટ** સ્ત્રી૦ ગોટીમડું (૨) એક રમત

**ઉલૂક** પું૦; ન૦ [સં.] ઘુવડ

**ઉલૂખલ** પું૦ [સં.] જુઓ ઊખળ

**ઉલેખે** અ૦ અલેખે; નકામું

**ઉલેચણિયો** પું૦ પાણી ઉલેચવાનું પાત્ર (૨) પાણી ઉલેચવાની એક યુક્તિ

**ઉલેચણી** (લે') સ્ત્રી૦ નાનો ઉલેચણો. **–ણો** પું૦ જુઓ ઉલેચણિયો

**ઉલેચવું** સ૦ક્રિ૦ [સં. उद् + रिच्] સ૦ક્રિ૦ થોડે થોડે બહાર કાઢવું (પ્રવાહી માટે)

**ઉલેમા** પું૦ જુઓ ઉલમા [(૨) ઊંચું
**ઉલેર** (લે') વિ૦ ઊંચા વધવાના વલણવાળું
**ઉલ્કા** સ્ત્રી૦ [સં.] રેખાના આકારે પડતો તેજનો ઢગલો; આકાશનો અગ્નિ(૨)ખરતો તારો (૩) ખોરિયું (૪) જ્વાલામુખીમાંથી ઊડેલો અગ્નિ. ૦**પાત** પું૦[સં.]ઉલ્કાનું પડવું તે(૨) મહા અનર્થ-ઉત્પાત[લા.]. ૦**મુખ** ન૦[સં.]જ્વાલામુખીનું મોં (૨) ખોરિયાનો બળતો છેડો (૩) પું૦ અગ્નિમુખી રાક્ષસ
**ઉલ્ફત** સ્ત્રી૦ [અ.] દોસ્તી; મહોબત
**ઉલ્લર** વિ૦ જુઓ ઉલેર [ઉલ્લાસવું
**ઉલ્લસવું** અ૦ ક્રિ૦ [સં. उल्लस्] જુઓ
**ઉલ્લસિત** વિ૦ [સં.] હર્ષથી પ્રફુલ્લિત
**ઉલ્લંઘન** ન૦[સં.] ઓળંગવું તે (૨)અનાદર કરવો તે; વિરુદ્ધ જવું – ન માનવું તે (૩) અપરાધ. **-વું** સ૦ ક્રિ૦ જુઓ ઉલંઘવું
**ઉલ્લાસ** પું૦ [સં.] આનંદ (૨) પ્રકાશ (૩) પ્રકરણ. ૦**વું** અ૦ ક્રિ૦ [સં. उल्लास्] હરખાવું (૨) પ્રફુલ્લિત થવું (૩) પ્રકાશવું
**ઉલ્લુ** વિ૦ મૂરખ; ગમાર
**ઉલ્લેખ** પું૦ [સં.] નિર્દેશ;કથન (૨)વર્ણન. ૦**વું** સ૦ક્રિ૦ [સં. उल्लिख्] લખવું; કોતરવું (૨) ઉદ્દેશીને લખવું; નિર્દેશ કરવો
**ઉલ્હાદ** પું૦ + આહ્લાદ; ઉલ્લાસ [પ.]
**ઉવટણું** ન૦ ઉપટણું; લેપ કરવો–ચોળવું તે (૨) શરીરે ચોળવાનું એક સુગંધી દ્રવ્ય (૩) ઊટકવાના કામમાં આવતી વસ્તુ. **-ણો** પું૦ ઉવટણ તરીકે વપરાતું દ્રવ્ય(૨) જુઓ ઉપરવટણો
**ઉવાટ** વિ૦ [સં. उद्+वाट] આડું; ખોટું (૨) સ્ત્રી૦ આડો રસ્તો; ખોટો રસ્તો
**ઉવેખવું** સ૦ ક્રિ૦ [સં. उपेक्ष्] ઉપેક્ષા કરવી (૨)અનાદર કરવો; અવગણવું;તુચ્છકારવું
**ઉશાપ** પું૦ શાપનું નિવારણ, તેના ઉતારનો માર્ગ
**ઉશીકું(-સું)** ન૦ [જુઓ ઉશીસું] ઓશીકું
**ઉશી(-ષી)ર** ન૦ [સં.] એક વનસ્પતિ; વીરણનો વાળો
**ઉશીસું** ન૦[સં. उच्छीर्षक] ઓશીકું
**ઉશે(-સે)ટવું** સ૦ક્રિ૦ [સં. उत्क्षिप्] (તિરસ્કારથી કે કાળજી વિના ગમે તેમ) ફેંકવું
**ઉશ્કેરણી** સ્ત્રી૦ ઉશ્કેરવું તે
**ઉશ્કેરવું** સ૦ક્રિ૦ આવેશમાં આવે એમ કરવું (૨) ભંભેરવું. [ 'ઉશ્કેરવું'નું કર્મણિ
**ઉશ્કેરાટ** પું૦ આવેશ;ઉશ્કેરણી.**-વું** અ૦ક્રિ૦
**ઉશ્વાસ** પું૦ + જુઓ ઉચ્છ્વાસ [સમય
**ઉષઃકાલ** [સં.] (**-ળ**) પું૦ ઉષા-મળસકાનો
**ઉષા** સ્ત્રી૦ [સં.]પરોઢ(૨)મળસકાનું અજવાળું
**ઉષીર** ન૦ [સં.] જુઓ ઉશીર [ઊંટડી
**ઉષ્ટ્ર** ન૦[સં.]ઊંટ.**-ષ્ટ્રિકા,-ષ્ટ્રી** સ્ત્રી૦[સં.]
**ઉષ્ણ** વિ૦ [સં.] ગરમ. ૦**કટિબંધ** પું૦ વિષુવવૃત્તથી ૨૩½ અંશ ઉત્તર અને ૨૩½ અંશ દક્ષિણ વચ્ચેનો ભાગ. ૦**તા** સ્ત્રી૦[સં.] ગરમી; ઊનાપણું. ૦**તામાન** ન૦ ગરમીની સપાટીનું માપ; 'ટૅમ્પરેચર.' ૦**તાવહન** ન૦ ગરમી વહન કરવી તે. ૦**તાવાહક** વિ૦ (૨)પું૦ ગરમી વહન કરનાર
**ઉષ્મા** સ્ત્રી૦[સં.] ગરમી (૨) હૂંફ(૩)વરાળ. ૦**ક્ષર** પું૦(વ્યા.) શ, ષ, સ, ને હ એમાંનો કોઈ પણ વ્યંજન. ૦**ભેદ્ય** વિ૦ પ્રકાશમાન ગરમી વહન કરવાના ગુણવાળું. ૦**માન** ગરમીની સપાટી; 'ટૅમ્પરેચર' [પ. વિ.]. ૦**માપક** ન૦ ગરમીની સપાટી માપવાનું યંત્ર; 'થરમૉમિટર'. **-ષ્માંક** [ + સં. अंक ] પું૦ કોઈ પણ પદાર્થની ગરમી ગ્રહણ કરવાની શક્તિનું, પાણીની તેવી શક્તિ સાથેનું ગુણોત્તર; 'સ્પેસિફિક હીટ' [પ. વિ.]
**ઉસરડવું** સ૦ક્રિ૦ એકઠું કરવું (૨) કચરો (દૂર કરવા કે ફેંકી દેવા માટે, જેમ કે ગંદકી, એંઠવાડ ઇ૦) વાળી ઝૂડીને એકઠો કરવો. **ઉસરડાવવું** સ૦ક્રિ૦(પ્રેરક).**ઉસરડાવું** અ૦ક્રિ૦(કર્મણિ) [(૨)કચ્ચરઘાણ
**ઉસરડો** પું૦ ઉસરડીને એકઠી કરેલી વસ્તુ
**ઉસવણ(-ણું)** ન૦ ઊસનું ખારવાળું પાણી
**ઉસાર** પું૦જુઓ ઓસાર; ઓથ(૨)હઠવાનો અવકાશ [ઘસીને ઉસરડી લેવું
**ઉસારવું** સ૦ ક્રિ૦ [સં. उत्सृ] ઉપાડવું (૨)
**ઉસાસ** પું૦ [સં. उच्छ्वास] ઊંડો શ્વાસ

**ઉસેટવું** સ૦ક્રિ૦ જુઓ ઉશેટવું; ફેંકી દેવું. **ઉસેટાવવું** સ૦ક્રિ૦ (પ્રેરક). **ઉસેટાવું** અ૦ક્રિ૦ (કર્મણિ)

**ઉસેડવું, ઉસેડાવવું, ઉસેડાવું** જુઓ 'ઉસરડવું'માં

**ઉસેવણ** ન૦ જુઓ ઉસવણ; ઉસેવવા માટેનું ખારનું પાણી

**ઉસેવવું** સ૦ક્રિ૦ સૂતર અથવા રેશમને રંગ ચઢાવવા માટે પહેલાં ઊસના ખારવાળા ઉકાળામાં બોળી રાખવું (૨) બાફ આપવો; ધોવું (૩) સેવવું; પરિશીલન કરવું

**ઉસ્તાદ** વિ૦ [ફા.] કાબેલ; પહોંચેલું (૨)પું૦ ગુરુ (૩) વિદ્યાગુરુ; આચાર્ય; તજ્જ્ઞ. **–દી** વિ૦ ઉસ્તાદની ઢબનું(૨)સ્ત્રી૦ ઉસ્તાદપણું; કાબેલિયત (૩) ચાલાકી; યુક્તિપ્રયુક્તિ કરવાની હોશિયારી

**ઉળૂખળો** પું૦ [સં. ઉલૂખલ] ખાંડણિયો

**ઉંદર** પું૦[સં.ઉંદુર,પ્રા.]ઊંદર. **૦કણિયું**,ન૦ **૦કણી** સ્ત્રી૦ઉંદરિયું. **૦ડી** સ્ત્રી૦ ઉંદરની માદા (૨) નાનો ઉંદર. **૦ડો** પું૦ નર ઉંદર (૨)મોટો ઉંદર. **૦વાઈ** સ્ત્રી૦, **–રિયું** ન૦ ઊંદર પકડવાનું પિંજરું

**ઉંબર** પું૦ ઊમર; ઘરનો ઉમરો

**ઉંબર** પું૦ [સં. ઉદુંબર] એક ઝાડ; ઉમરડો. **–રી** સ્ત્રી૦ ઉમરડો. **–રું** ન૦ ઉમરડું. **–રો** પું૦ ઉમરડો

**ઉંબરો** પું૦ ઘરનો ઊમરો

**ઉંબી** સ્ત્રી૦[દે.]ઘઉં, જવ, ઇ૦ ધાન્યનું ડૂંડું

**ઉંમર, ૦દરાજ, ૦લાયક** જુઓ 'ઉમર'માં

# ઊ

**ઊ** પું૦ [સં.] સંસ્કૃત વર્ણમાળાનો છઠ્ઠો અક્ષર–એક સ્વર

**ઊકટો** પું૦ દુખતી આંખની એક દવા

**ઊકડું** વિ૦[સં. उत्कुट]જુઓ ઊભડક;અધૂકડું

**ઊકલવું** અ૦ક્રિ૦ ગઠી કે ગૂંચગાંઠનું ખૂલવું; ગૂંચગાંઠ વિનાનું–સરળ કે સીધું બનવું (૨) (અક્ષરો કે લખેલું) વાંચી શકાવું (૩) પાર પડવું

**ઊકળબિંદુ** ન૦ કોઈ પણ પદાર્થ જે ટેમ્પરેચરે ઊકળે તે; 'બોઇલિંગ પોઇન્ટ' [પ. વિ.]

**ઊકળવું** અ૦ક્રિ૦પ્રવાહીનું ઊભરો કે ઉછાળો આવે એટલું ગરમ થવું (૨) ગુસ્સે થવું

**ઊખડવું** અ૦ક્રિ૦[જુઓ ઉખાડવું] (વળગેલું કે ચોટેલું હોય ત્યાંથી) છૂટું પડવું (૨) જડમૂળથી નીકળી જવું (૩) [લા.] ગુસ્સે થઈ જવું (૪) વંઠી જવું

**ઊખડેલ** વિ૦ વંઠેલ

**ઊખર** વિ૦ [સં. ऊषर] ખારાટવાળું (૨) સ્ત્રી૦ જેમાં કાંઈ પાકે નહિ એવી જમીન; ખારાટવાળી જમીન

**ઊખળ** ન૦, **–ળી** સ્ત્રી૦, **–ળું** ન૦ [સં. उलूखल] ખાંડણિયો (૨) ચાર બળદવાળા ગાડાના બે આગળના બળદનું ધૂંસરું

**ઊખળો** પું૦ ઊખળ; ખાંડણિયો

**ઊગટ** સ્ત્રી૦ ઊભેલા ગાડી–ગાડાના પૈડાની આગળપાછળ મુકાતું અટકણ (૨)ઉગટણું

**ઊગટો** પું૦ જુઓ ઊકટો

**ઊગમ** પું૦ ઊગવું તે (૨)ઉદ્ગમસ્થાન (૩) [શરૂઆત

**ઊગરવું** અ૦ક્રિ૦ બચવું (૨) બાકી રહેવું

**ઊગવું** અ૦ક્રિ૦ [સં. उद्गम्] આગળ અંકુર થવા; વધવું; ફૂટવું(બીજમાંથી) (૨)ઉદય થવો (જેમ કે સૂરજ, ચંદ્ર) (૩) (મનમાં) સ્ફુરવું–ઉત્પન્ન થવું (૪) ફળદાયી થવું; પરિણામરૂપે નીપજવું [લા.]

**ઊઘડવું** અ૦ક્રિ૦ [સં. उद्घट्] ઉઘાડું થવું; ખૂલવું(૨)ખીલવું; પ્રફુલ્લ થવું (જેમ કે, ફૂલ, કળી ઇ૦); નસીબ [લા.] (૩) સાફ–સ્પષ્ટ થવું (જેમ કે રંગ, આકાશ ઇ૦) (૪)નવેસર શરૂ થવું (જેમ કે, નિશાળ)

**ઊઘલવું** અ૦ક્રિ૦ પરણવા (વરઘોડામાં) નીકળવું (૨) ફજેત થવું [કટાક્ષમાં]

**ઊચક** અ૦ ઊધડું; ઉચ્ચક
**ઊચકવું** સ૦ક્રિ૦ ઊંચું કરવું; માથે લેવું (૨) ઠપકો આપવો; ધમકાવવું [લા.]. **ઊચકાવું** અ૦ક્રિ૦ (કર્મણિ)
**ઊચકી** સ્ત્રી૦ વાધણી; હેડકી
**ઊચડવું** સ૦ક્રિ૦ ઉચેડવું; ઉખાડવું
**ઊચમૂચ** અ૦ અચાનક
**ઊચરવું** સ૦ક્રિ૦ [સં. उच्चर्] ઉચ્ચારવું; બોલવું. **ઊચરાવું** અ૦ક્રિ૦ (કર્મણિ)
**ઊચલાઊચલ(-લી)** સ્ત્રી૦ ઊંચકાઊંચકી (૨) દોડાદોડી (૩) અશાંતિ [બંધ થવું
**ઊચી જવું** અ૦ક્રિ૦ (ઢોર)વસૂકવું; દૂધ દેવું
**ઊછરવું** અ૦ક્રિ૦ પાલનપોષણ ને સંભાળથી મોટા થવું. **ઊછરાવું** અ૦ક્રિ૦ (કર્મણિ)
**ઊછરેલ પાછરેલ, ઊછર્યું પાછર્યું** વિ૦ ઊછરીને મોટું થયેલું (બાળમરણમાંથી બચીને)
**ઊછળવું** અ૦ક્રિ૦ [સં. उच्छल्] ઊંચે જવું -ફેંકાવું (૨) ઉછાળો મારવો (૩) છલંગ મારવી; કૂદવું (૪) છૂટે હાથે વપરાવું (લાકડી, તલવાર, વસ્તુ ઇત્યાદિનું) (૫) ખૂબ વધી જવું (જેમ કે ભાવ)
**ઊજડ** વિ૦ જુઓ ઉજ્જડ; વેરાન. **૦નોમ** સ્ત્રી૦ અષાડ સુદ ૯
**ઊજમ** પું૦[સં. उद्यम, प्रा. उज्जम] હોંશ; ઉમંગ
**ઊજમાવું** અ૦ ક્રિ૦ ઊજમમાં આવવું
**ઊજવવું** સ૦ ક્રિ૦ [પ્રા. उज्जावण] (વ્રતનું) ઉદ્યાપન કરવું (૨) ઉત્સવ કરવો; કોઈ પ્રસંગ વિધિસર પૂરો કરવો (૩) ફજેત કરવું [કટાક્ષમાં]
**ઊજવાવું** અ૦ક્રિ૦ 'ઊજવવું'નું કર્મણિ
**ઊજળાઈ** સ્ત્રી૦ ઉજાશ (૨) સ્વચ્છતા (૩) સંસ્કારિતા (૪) પૈસેટકે સુખી હોવાનો દેખાવ [સ્ત્રી૦ ઊજળાપણું
**ઊજળાટ** પું૦, **-મણ** સ્ત્રી૦; ન૦, **-શ**
**ઊજળું** વિ૦ [સં. उज्ज्वल] ધોળું (૨) ચકચકતું (૩) નિર્મળ (૪) ઉજળિયાત (૫) રીતભાતે સુઘડ (૬) પૈસેટકે સુખી; સારું; રૂડું
**ઊટકવું** સ૦ક્રિ૦ માંજવું; અજવાળવું
**ઊટોફૂટો** પું૦ ['ફૂટો'નું દ્વિત્વ] અનાજને ખાંડયા ઝાટકયા પછી રહેલાં ફોતરાં
**ઊઠ(-ઠું)** [સં. अर्धचतुर्थ, प्रा. अध्धुट्ठ] વિ૦ સાડાત્રણગણું
**ઊઠબેસ** સ્ત્રી૦ ઊઠવું અને બેસવું તે (૨) એવી કસરત (૩) એવી શિક્ષા (૪) વારે વારે ઊઠવું અને બેસવું તે
**ઊઠવું** અ૦ક્રિ૦ [સં. उत्था] ઊભા થવું (૨) જાગવું અને પથારી છોડી ઊભા થવું (૩) જાગવું; સાવધ થવું; તૈયાર કે ખડું થવું (૪) એકાએક ઓચિંતું ખડું થવું, આવી લાગવું, બનવું (જેમ કે, બંડ, બૂમ) (૫) પૂરું કરીને ઊભા થવું (જેમ કે, સભા, અદાલત) (૬) ખીલવું; બરાબર ઊઘડવું; સ્પષ્ટપણે પરિણમવું (જેમ કે, છાપ, રંગ) (૭) (દિલ) ઊતરી જવું
**ઊઠવેઠ** સ્ત્રી૦સેવાચાકરીમાં હાજરને હાજર રહેવામાં પડતો શ્રમ (૨) વેઠરૂપ શ્રમ
**ઊઠાં** ન૦બ૦વ૦ [જુઓ ઊઠ] સાડાત્રણના ગુણાકારવાળા ઘડિયા. **૦ગણાવવાં, ભણાવવાં** = રમાડી જવું; ભરમાવવું; છેતરવું. **-ઠું** વિ૦ જુઓ ઊઠ
**ઊડકવું** અ૦ક્રિ૦ જુઓ ઊટકવું
**ઊડઝૂડ** અ૦ ઊંધું ઘાલીને; આડુંઅવળું; વિવેકવિચાર વિના. **-ડિયું** વિ૦ ઊડઝૂડ થતું (૨) તેમ કરનારું
**ઊડણ** વિ૦ [ઊડવું] ઊડે એવું (૨) ચેપી (૩) સાધારણ ઉષ્મામાને ઊડી જાય તેવું (તેલ ઇ૦); 'વોલેટાઈલ' [ર.વિ.]. **૦ખાટલી** સ્ત્રી૦ઊડે એવી ખાટલી;બલૂન. **૦ખિસકોલી** સ્ત્રી૦ ઊડતી ખિસકોલી. **૦ઘો** સ્ત્રી૦ ચંદનઘો. **૦ઘોડો** ઉડાણઘોડો. **૦દંડ** પું૦ ઊડી શકે એવી જાદુઈ લાકડી. **૦ફળ** ન૦ રેસાને આધારે બીજ ઊડીને ફેલાય તેવું ફળ; 'સમારા' [વ. વિ.]
**ઊડવું** અ૦ક્રિ૦ [સં. उड्डी] હવામાં અધ્ધર જવું (૨) જોરથી ચાલવું; દોટવું (૩) ફીકું પડવું અને જતું રહેવું (રંગ ઇત્યાદિ) (૪)

ખપી જવું (વસ્તુ, માલ ઇત્યાદિ) (૫) ફેલાવું; પ્રસરવું (૬) ખસી જવું; લડવા ફરી પડવું (જેમ કે, તેનો શો વાંક કે તેના પર તમે ઊડ્યા?) (૭) (પરીક્ષામાં) નાપાસ થવું. (તકરાર અધ્યાહાર રહીને સ્ત્રી૦ માં). ઊડવી = તકરાર કે લડાઈ થવી; વાંધો પડવો. ઊડી જવું = વાયુરૂપે હવામાં જતું રહેવું (ગંધ કપૂર, સ્પિરિટ ઇ૦નું)

**ઊડાઊડ(-ડી)** સ્ત્રી૦ ઉપરાઉપરી ઊડવું તે

**ઊડેલ(-લું)** વિ૦ ચંચળવૃત્તિનું (૨) ફાટેલું; વંઠેલું (૩) ઢોર પણ ન ખાય એવું બગડેલું

**ઊઠણુ** ન૦ જુઓ ઉઠાણું

**ઊણ** વિ૦ [સં. ઊન] ઊણું (૨) સ્ત્રી૦ ઊણપ; ઓછપ; ખોટ (૩) અપૂર્ણતા (૪) ખોડ. ૦વું સ૦ક્રિ૦ વણાટમાં ઊણું હોય તે પૂરવું; તૂણવું. -ણું વિ૦ ઓછું ભરાયેલું; અપૂર્ણ; ખૂટતું; કમી [અ૦ક્રિ૦ (કર્મણિ)

**ઊતડવું** સ૦ક્રિ૦ જુઓ ઉતરડવું. **ઊતડાવું**

**ઊતરચડ** સ્ત્રી૦ ઊતરવું અને ચડવું તે

**ઊતરતી ભાંજણી** સ્ત્રી૦ ભારે કિંમતની સંખ્યાને ઓછી કિંમતની સંખ્યાનું રૂપ આપવાની રીત [ગ.]

**ઊતરતી શ્રેઢી** સ્ત્રી૦ ગણિતની એક રીત; જે હારમાં એક પછી એક ઊતરતી સંખ્યાની રકમો મુકાય તે [ગ.]

**ઊતરવું** અ૦ક્રિ૦ [સં. उद्+तॄ] ઉપર કે ઊંચેથી નીચે આવવું (૨) નીચે આવવું; કમી થવું (જેમ કે, વસ્તુના ભાવ) (૩) (ગુણ, સ્થિતિ, સ્વભાવમાં) ઓછું નીવડવું; બગડવું (જેમ કે, કેરી) (૪) (તોલમાં) આવી રહેવું; બરોબર થવું ('શેરનાં છ રીંગણ ઊતર્યાં'.) (૫) થવું; નીપજવું; ફળ તરીકે હાથ આવવું–મળવું (જેમ કે, પાક ઊતરવો) (૬) ઉતારો કે મુકામ કરવો (જેમ કે તેઓ વીશીમાં ઊતર્યા) (૭) બરોબર આબેહૂબ થવું, પાર પડવું (જેમ કે નકલ, છબી) (૮) (સ્પર્ધા, નાટક, ઇ૦માં) સામેલ થવું (૯) (કોઈ અંગ કે હાડકું) પોતાને સ્થાનેથી હઠવું–ચળવું (૧૦) (ગ્રહ કે દશા) -ની અસર પૂરી થવી (જેમ કે પનોતી ઊતરી) (૧૧) (મોં) ફીકું પડવું; વિલાવું (૧૨) (રંગ) ધોવાથી નીકળવો (૧૩) (મન, હૃદય, ધ્યાનમાં) બરાબર જવું; સમજાવું; ગમવું; ઠસવું (૧૪) (વાળ માટે) ખરી પડવું; નીકળી જવું (૧૫) સ૦ક્રિ૦ પાર કરવું; ઓળંગવું (નદી, પુલ ઇ૦)

**ઊતરાવું** અ૦ ક્રિ૦ ઊતરવાની ક્રિયા થવી ('ઊતરવું'નું ભાવે)

**ઊતરી** સ્ત્રી૦ ગળાનું એક ઘરેણું

**ઊતરેલું** વિ૦ વાપરવામાંથી દૂર કરાયેલું (જેમ કે કપડું); 'સેકન્ડ-હેન્ડ'

**ઊતવું** અ૦ ક્રિ૦ પાણી કે હવા લાગવાથી (લાકડું) વાંકુંચૂકું થવું

**ઊતળું** વિ૦ ઊંડું નહિ એવું

**ઊથલપાથલ** વિ૦ [દે. उत्थल्ल पत्थल्ला] ઊંધુંચતું (૨) સ્ત્રી૦ ઊંધુંચતું થવું તે

**ઊથલ(-લા)વું** અ૦ક્રિ૦ ઊંધા થઈને પડવું; ઊંધુંચતું ઉપરતળે થવું; ઊંધું કે ઊલટું થવું

**ઊથલો** પું૦ [દે. उत्थल्ला] ઊંધાચતા થઈને બીજી બાજુ પર પડવું તે (૨) ગયેલો મંદવાડ પાછો આવે તે (૩) વલણ (કાવ્યમાં) (૪) સામો જવાબ

**ઊથાકૂથો** પું૦ નાની મોટી કચુંબર (૨) નકામી મહેનતનું પરચૂરણ કામ

**ઊદબત્તી** સ્ત્રી૦ જુઓ ઉદબત્તી; અગરબત્તી

**ઊધ** સ્ત્રી૦ [દે. ऊद्धि] ઊધ; (ગાડાનો) ધોરિયો

**ઊધઈ** સ્ત્રી૦ જુઓ ઉધેઈ

**ઊધડ** વિ૦ [જુઓ ઉધ્ધડ] ભાવતાલ કે વજન કર્યા વગર એમનું એમ આપેલું–રાખેલું કે અંદાજે ઠરાવેલું (જેમ કે, ઊધડ ભાવ, માપ, ખરીદી). -ડું વિ૦ ઊધડ (૨) ન૦ જુઓ ઊધડો. ઊધડું લેવું = ખૂબ વઢવું; સખત ઠપકો આપવો. -ડો પું૦ ઊધડું કામ

**ઊધરવું** અ૦ ક્રિ૦ જુઓ ઉદ્ધરવું (૨) દૂર થવું; ટળવું (૩) ઊછરવું

**ઊધર(-રા)વું** અ૦ ક્રિ૦ ઉધાર ખાતે લખાવું

**ઊન** વિ૦ [સં.] ઊણું (૨) ઊણપવાળું

**ઊનતા** સ્ત્રી૦ જુઓ ઊણપ

**ઊનવા** (ન'.) પું૦ એક મૂત્રરોગ
**ઊનું** (નું') વિ૦[સં. ઉષ્ણ]ગરમ.(૨) તાવભર્યું
**ઊપજ** સ્ત્રી૦ પેદાશ(૨)આવક; મળતર(૩) નફો. ૦નીપજ સ્ત્રી૦ ઉત્પન્ન અને વૃદ્ધિ(૨) પેદાશ (૩) ચોખ્ખી આવક. ૦વું અ૦ ક્રિ૦ [સં. उत्पद्] ઉત્પન્ન થવું; પેદા થવું; જનમવું (૨) નીપજવું; નીવડવું (૩)મળવું; સૂઝવું; મળતર કે આવક થવી (૪)કિંમત તરીકે મળવું. ૦વેરો પું૦ આવકવેરો.
**ઊપટવું** અ૦ ક્રિ૦ ઝાંખું પડી જવું
**ઊપટો** પું૦ જુઓ ઊકટો
**ઊપડવું** અ૦ ક્રિ૦ [સં. उत्पत्] ઊપસવું; ઊંચું થવું (૨) ઊંચકાવું(૩)પ્રયાણ કરવું; નીકળવું (૪) એકાએક શરૂ થવું (દુઃખ, રોગ ઇત્યાદિનું) (૫) ચોરાવું; ઉપાડાવું (૬) નાણાં ઉપાડાવાં; ઉપાડ થવો (૭) ખપવું; વેચાવું (જેમ કે, 'હમણાં ખાદી ખૂબ ઊપડે છે.') (૮) ધસવું; કૂદી પડવું (ઉદા૦ તે એને મારવા ઊપડ્યો.)
**ઊપણવું** સ૦ ક્રિ૦ [સં. उत्पू] (અનાજને) પવન નાખી ચોખ્ખું કરવું
**ઊપણાવું** અ૦ ક્રિ૦ 'ઊપણવું'નું કર્મણિ
**ઊપાણું(-ણું)** ન૦ ખાટલાના માથા અથવા પાંગથ આગળનું લાકડું
**ઊપનવું** અ૦ક્રિ૦ઉત્પન્ન થવું (૨)જન્મવું [પ.]
**ઊપસ(-સા)વું** અ૦ક્રિ૦ બહાર નીકળવું; ઊંચું થવું (૨) ફૂલવું (૩) સોજો આવવો
**ઊપણું** ન૦ જુઓ ઊપાણું
**ઊફરું** વિ૦ જુઓ ઉપરું
**ઊબ** સ્ત્રી૦ ફૂગ; ઉબાટ [ઉછાળો
**ઊબક** સ્ત્રી૦-કો પું૦ બકારી; ઊલટી થવાનો
**ઊબટ** વિ૦ ઉબાઈ-બગડી ગયેલું (૨) ખોરું
**ઊબડું** વિ૦ અધૂકડું; અધ્ધર બેઠેલું; ઉભડક (૨) ઊંધું (સુ.)
**ઊબવું** અ૦ક્રિ૦ જુઓ ઉબાવું; ઊબ લાગવી
**ઊબળ** પું૦ ઊલટો વળ
**ઊબ(-ભ)રાવું** અ૦ ક્રિ૦ (વળનું) ઊકલી જવું (૨) (રસ વળ્યા પછી અથવા મટવા આવ્યા પછી) ફરી ઊપડવું; ઊથલો ખાવો

**ઊભ(૦ટ)** વિ૦ જરાક ઊંચું હોય એવું; ઊભું
**ઊભડ** પું૦ મજૂર; દહાડિયો (૨) અસ્થિર વાસવાળો આદમી. ૦વેરો પું૦ બિનખેડૂત ઉપર લેવાતો કર
**ઊભડું** વિ૦ જુઓ ઊભું
**ઊભણી** સ્ત્રી૦ ઘરના પરથારથી મેડા લગીની ઊંચાઈ (૨) ઘરનો પરથાર; ઘરની બેસણી
**ઊભર(-રા)વું** અ૦ ક્રિ૦ ગરમીના જોશથી ઊંચે આવીને બહાર નીકળવું(૨)ન માવાથી બહાર આવવું-છલકાવું (જુસ્સો બહુ ઊભરાઈ જાય છે)(૩)અતિ મોટી સંખ્યામાં ટોળે વળવું
**ઊભરો** પું૦ ઉભરણ (૨) લાગણીનો ઉછાળો
**ઊભવું** અ૦ ક્રિ૦ [જુઓ ઊભું] ઊભા રહેવું -થવું (૨) થંભવું (૩) ટકવું; સામે ટક્કર ઝીલવી
**ઊભળવું** અ૦ ક્રિ૦ જુઓ ઊબળવું
**ઊભાઊભ** સ્ત્રી૦, ઊભા ને ઊભા રહેવું તે (૨) અ૦ બેઠા વિના; નિરાંત વિના; ઊભાં ઊભાં (૩) ઝપાટામાં
**ઊભું** વિ૦ [સં. ऊर्ध्व,પ્રા. उब्भ] ઊભેલું (૨) થંભેલું; થોભેલું; ચાલતું બંધ થયેલું (જેમ કે ગાડી ઊભી છે) (૩) ટટાર; (૪) સીધા-એકદમ બહુ ઢાળના ચડાણવાળું(જેમ કે ઊભી ભેખડ) (૫) અપૂર્ણ; ચાલુ; આગળ ચાલવાની કે પૂરું થવાની વાટ જોતું કે પૂરું કરવાનું બાકી (જેમ કે, આ કામ તો હજી ઊભું છે; ઊભો પાક=લણવાનો બાકી-ખેતરમાં ઊભેલો પાક) (૬) સીધું; આખું એક લાંબા પટમાં પડેલું (ઊભો રસ્તો; ઊભે બરડે બે લગાવવી જોઈએ.) (૭)હયાત; મોજૂદ (ઊભો ધણી) (૮) સપાટીને લંબ દિશાએ આવેલું (જેમ કે ઊભી લીટી; ઊલટું-આડી લીટી)
**ઊમગવું** અ૦ ક્રિ૦ સ્ફુરવું; ઉત્પન્ન થવું
**ઊમટ(-ડ)વું** અ૦ક્રિ૦ઊલટભેર ધસવું; એક સામટા જથામાં આગળ આવવું(૨)પાકવું; ફળ ઊતરવું [જેવું છવાઈ જઈને
**ઊમડઘૂમડ** અ૦ ચંદરવા જેવું, આકાશ

**ઊમડવું** અ૦ ક્રિ૦ જુઓ ઊમટવું

**ઊમર** પું૦ [દે. उम्मर] ઉંબરો; ઘરનો ઊમરો [પ.]. **–રો** પું૦ ઉંબરો (ઘરનો)

**ઊમરો** પું૦ એક ફળઝાડ; ઉમરડો

**ઊમલવું** અ૦ ક્રિ૦ [સં. उन्मील्] ખીલવું; વિકાસ પામવું (૨) [ઢોરનું] વિયાવાનું થવું (૩) પલળીને ભૂકો થવું (કળીચૂનાનું)

**ઊરઝાવું** અ૦ ક્રિ૦ મૂંઝાવું

**ઊરવા** પું૦ બદનામી

**ઊરુ** પું૦ [સં.] જાંઘ

**ઊર્જસ્વી** વિ૦ [સં.] જબરું; બળવાન

**ઊર્જિત** વિ૦ [સં.] જબરું; બળવાન (૨) ઉમદા; સુંદર (૩) મહાન; ભવ્ય

**ઊર્ણ** ન૦ [સં.] ઊન (૨) તાર; તંતુ (૩) કરોળિયાનું જાળું. **૦નાભ(–ભિ)**પું૦[સં.] કરોળિયો. **–ર્ણા** સ્ત્રી૦ [સં.] ઊન (૨) આંખની ભમરો વચ્ચેની વાળની રેખા. **–ર્ણાયુ** વિ૦ [સં.] ઊનનું (૨) પું૦ ઘેટો (૩) કરોળિયો

**ઊર્ધ્વ** વિ૦ (૨) અ૦ [સં.] ઊંચું કરેલું; ઉન્નત. **૦ગામી** વિ૦ [સં.] ઊંચે જનારું (૨) ઉન્નતિ તરફ જનારું [લા.]. **૦રેત (–તા, ૦સ)** વિ૦ [સં.] જેના વીર્યનું પતન થતું નથી એવું (૨) નિત્ય બ્રહ્મચર્ય પાળનારું. **૦લોક** પું૦ [સં.] સ્વર્ગ. **૦વાહિની** સ્ત્રી૦ મૂળે ચૂસેલા રસને ઉપર લઈ જનાર નળી; 'ઝાઈલેમ' [વ. વિ.]

**ઊર્મિ** સ્ત્રી૦ [સં.] તરંગ; મોજું (૨) પ્રવાહ (૩) લાગણીનો તરંગ–ઉછાળો. **૦કાવ્ય, ૦ગીત** ન૦ ઊર્મિથી ભરેલું–રચાયેલું કાવ્ય કે ગીત; 'લિરિક'. **૦લ** વિ૦ લાગણી પ્રધાન; તરંગવશ [વળતી છારી

**ઊલ** સ્ત્રી૦ [દે. उ(ओ)ल्ली] જીભ ઉપર

**ઊલક (લ')** સ્ત્રી૦ ઊલટી; ઓકવું તે

**ઊલકું** ન૦ ખાલી બુમરાણથી નાસભાગ ને ગભરાટ થવો તે

**ઊલઝવું** અ૦ ક્રિ૦ ગૂંચવાવું

**ઊલટ** સ્ત્રી૦ હોંશ; ઉમંગ

**ઊલટ** વિ૦ ઊલટું; અવળું; પાછું. **૦તપાસ** સ્ત્રી૦ પ્રતિપક્ષી તરફની (સાક્ષીની)તપાસ. **૦પા(–પૂ)લટ** વિ૦ અવળાસવળી; ઊલટ-સૂલટ(૨) અવ્યવસ્થિત (૩) સ્ત્રી૦ ઊલટ-પાલટ તપાસ (૪) અવ્યવસ્થા

**ઊલટભ(–ભે)ર** અ૦ ઉમંગભેર; હોંશભેર

**ઊલટવું** અ૦ ક્રિ૦ ઊલટથી કરવું (૨) ધસી આવવું (૩) હુમલો કરવો (૪) ઊંધું થઈ જવું (૫) ફરી થવું; પાછું થવું

**ઊલટસવાલ** પું૦ સામો સવાલ

**ઊલટસૂલટ** વિ૦ અવળાસવળી (૨) ઊંધું-ચતું; આડુંઅવળું; તળે ઉપર એવું

**ઊલટાસૂલટી** વિ૦ જુઓ ઊલટસૂલટ

**ઊલટી** સ્ત્રી૦ [જુઓ ઊલટું] ઓકવું તે

**ઊલટું** વિ૦ [દે. उल्लट्ट] ઊલટ; ઊંધું; અવળું (૨) વિરુદ્ધ; આડું (૩) સામું; વિપરીત

**ઊલવું (લ')** અ૦ક્રિ૦(મોસમનું) ખલાસ થવું

**ઊલસવું** અ૦ ક્રિ૦ [સં. उल्लस्] જુઓ ઉલ્લાસવું(૨)એકાએક ઊભા થવું;ઊભરાવું

**ઊલળવું (લ')** અ૦ક્રિ૦[સં. उद्+लल्] નમી જવું; લળી પડવું (૨) ગાડા ઇત્યાદિનું આગળથી ઊંચું થઈ જવું (૩) ઊલટાઈ જવું (૪) કૂદવું (૫) જતું રહેવું; નાશ પામવું (૬) હોંશભેર ધસવું–ઊંચા ને ઊંચા રહેવું [લા.]

**ઊલિયું** ન૦ ઊલ ઉતારવાની ચીપ

**ઊવટ** સ્ત્રી૦ આપદા (૨) અડચણ; પીડા

**ઊષર** વિ૦ (૨) સ્ત્રી૦ [સં.] જુઓ ઊખર

**ઊષા** સ્ત્રી૦ [સં.] જુઓ ઉષા

**ઊષ્મા** સ્ત્રી૦ [સં.], **૦ક્ષર** પું૦, **૦ભેદ** વિ૦, **–ષ્માંક** પું૦ જુઓ 'ઉષ્મા'માં

**ઊસ** પું૦ [સં. ऊष] એક ક્ષાર

**ઊસ** સ્ત્રી૦ શેરડી

**ઊસરપાટો** પું૦વિનાશ(૨)સંપૂર્ણ નિકંદન

**ઊસરવું** અ૦ ક્રિ૦ [પ્રા. उस्सर] ટળવું; જતા રહેવું (૨) નાશ પામવું; નિકંદન નીકળી જવું (૩) ઓસરવું; ઓછું થવું.

**ઊહ** પું૦ [સં.] તર્ક; કલ્પના (૨) પરીક્ષણ (૩) અધ્યાહાર થવું.

**ઊહ** અ૦ [રવ૦] મશ્કરી, ચેષ્ટા, તિરસ્કાર

અને ગર્વસૂચક ધ્વનિ (૨) હુંપણાનો ઉદ્ગાર. ૰કારો પું૦ દીર્ઘ નિ:શ્વાસ; નિસાસો (૨) સાંભળું છું, ઠીક છે, સ્વીકારું છું, ઇત્યાદિ દર્શાવનારો ધ્વનિ (૩) ગર્વનો અને અનાદર કે તુચ્છકારનો ઉદ્ગાર

**ઊહાપોહ** પું૦ [સં.] ચર્ચા

**ઊંગ(-જ)વું, ઊંગા(-જા)વું, ઊંગા(-જા)વવું** જુઓ 'ઉંજવું'માં

**ઊંઘ** સ્ત્રી૦ ઊંઘવું તે; નિદ્રા

**ઊંઘટિયું, ઊંઘટું** વિ૦ ઊંઘમાં ભરાયેલું

**ઊંઘણ** સ્ત્રી૦ ઊંઘવું તે (૨) બહુ ઊંઘવાની ટેવ. ૰શી વિ૦ ઊંઘ્યા કરવાની ટેવવાળું (૨) આળસુ; એદી

**ઊંઘરેટું** વિ૦ ઊંઘમાં ભરાયેલું

**ઊંઘવું** અ૦ક્રિ૦ [પ્રા. ઉંઘ] નિદ્રા લેવી (૨) આળસુ થઈને પડ્યા રહેવું (૩) અજાણમાં –અજ્ઞાનમાં રહ્યા કરવું [લા.]

**ઊંઘાડવું** સ૦ક્રિ૦ ઊંઘે એમ કરવું (૨) પડતું મૂકવું; શાંત પાડવું

**ઊંઘાવું** અ૦ક્રિ૦ ઊંઘવાની ક્રિયા થવી

**ઊંઘાળ(૰વું)** વિ૦ ઊંઘણશી; બહુ ઊંઘનારું (૨) સહેજ સહેજમાં ઊંઘી જાય તેવું

**ઊંઘેટું** વિ૦ ઊંઘટિયું

**ઊંચ** વિ૦ [સં. उच्च] ચઢિયાતું (૨) ઉમદા

**ઊંચકવું** સ૦ક્રિ૦ [સં. उच्चाक्] નીચેથી ઊંચું કરવું; ઉપાડવું (૨) હાથ પર લેવું; (બોજ) માથા ઉપર લેવું; ઉઠાવવું

**ઊંચકામણ** ન૦, -ણી સ્ત્રી૦ ઊંચકવાનું મહેનતાણું

**ઊંચકાવવું** સ૦ક્રિ૦, **ઊંચકાવું** અ૦ક્રિ૦ 'ઊંચકવું'નું અનુક્રમે પ્રેરક અને કર્મણિ

**ઊંચનીચભાવ** પું૦ અમુક ઊંચું અને અમુક નીચું એવો ભેદભાવ

**ઊંચાઈ** સ્ત્રી૦ ઊંચાપણું (૨) તેનું માપ

**ઊંચાણ** ન૦ ઊંચાઈ (૨) ઊંચી જગા; ટેકરી

**ઊંચું** વિ૦ [સં. उच्च] સપાટી કે બેસણીની ઉપર ઊભું આવેલું કે ઊઠતું ('નીચું'થી ઊલટું) (૨) ઉચ્ચ; ચઢિયાતું; ઉમદા (કદ, પ્રમાણ ઇ૦માં) (૩) અતિ તાણેલ, લંબાવેલ (સૂર કે અવાજ) (૪) જંપ, નિરાંત કે શાંતિ-સમાધાન વગરનું; અણબનાવવાળું (મન, શ્વાસ, જીવ). ૰નીચું વિ૦ ખાડાખૈયાવાળું

**ઊંચે** અ૦ સપાટીથી ઉપર; ઊંચી–ઊંચાણવાળી જગાએ; ઊંચી દિશામાં, માથા ઉપર

**ઊંજણ** ન૦ ઊંજવું તે (૨) ઊંજવાનું દ્રવ્ય –તેલ, દિવેલ ઇત્યાદિ. -ણી સ્ત્રી૦ મંત્ર ભણીને કપડાના, સાવરણી ઇ૦ના છેડાથી રોગ કે ભૂતને દૂર કરવાની ક્રિયા. -ણું ન૦ રાજકુમારી કે રાણીનો રસાલો

**ઊંજવું** સ૦ક્રિ૦ [પ્રા. उज=સીંચવું] તેલ નાખવું–પૂરવું (૨) રોગ કે ભૂત કાઢવા ઊંજણી નાંખવી. **ઊંજાવવું** સ૦ક્રિ૦ (પ્રેરક). **ઊંજાવું** અ૦ક્રિ૦ (કર્મણિ)

**ઊંટ** ન૦ [સં. उष्ट्र, પ્રા. उट्ट] રણમાં ખૂબ ખપતું એક ઊંચું પશુ. ૰ડી સ્ત્રી૦ સાંઢ; સાંઢણી; ઊંટની માદા (૨) સોનીનું ઓજાર. ૰ડો પું૦ ઊંટ (૨) જુઓ ઊંટિયો. ૰વૈદ પું૦ ઊંટનો – માણસની દવા કરવાને નાલાયક એવો, લેભાગુ વૈદ. ૰વૈદું ન૦ ઊંટવૈદનું કામ; રાક્ષસી ઉપચાર

**ઊંટિયા(-યું)જીરું** ન૦ એક ઔષધિ; ઇસપગોળ

**ઊંટિયો** વિ૦ ઊંટ જેવો ઊંચો (૨) પું૦ ઊંટ (૩) મંદબુદ્ધિ ને આળસુ માણસ (૪) ભારે વજન ઉપાડવાનું (ઊંટની ડોક જેવું લાગતું) યંત્ર (૫) અડો [વસ્તુ

**ઊંડળ** સ્ત્રી૦ બાથ (૨) બાથમાં ભરાય તેટલી

**ઊંડળ** સ્ત્રી૦ [દે. उड्ड] પેટનો ગોળો – ચૂંક. ૰ગૂંડળ ન૦ ગોળો; પિંડાળો (૨) પેટમાં ગોળો ચડવો – ચૂંક આવવી તે (૩) ઢંગધડા વગર બોલવું તે (૪) અ૦ અવળ-સવળ; ગોટાળો થાય એમ

**ઊંડાઈ** સ્ત્રી૦ ઊંડાપણું (૨) તેનું માપ

**ઊંડાણ** ન૦ જુઓ ઊંડાઈ (૨) નીચાણ

**ઊંડું** વિ૦ [દે. उंड] સપાટીથી નીચે ઊતરતું (૨) છીછરું નહિ એવું; ઘેરું (૩) અંદરથી લાંબું–દૂર સુધી અંદર ને અંદર વિસ્તરતું

(૪) ઘાડું; ગીચ (જેમ કે વન) (૫) ગહન; ગંભીર; ન પામી શકાય એવું [લા.]

**ઊંદર** પું૦, ૦કણિયું ન૦, ૦કણી સ્ત્રી૦, ૦વાઈ સ્ત્રી૦ જુઓ 'ઉંદર'માં

**ઊંદરી** સ્ત્રી૦ માથાની ચામડીનો એક રોગ

**ઊંધ** સ્ત્રી૦ ચડા અને માંચડાને સાંધતો ગાડાનો ભાગ; ઊંધ [કરનારું

**ઊંધકરમું** વિ૦ અક્કરમી (૨) ઊંધાં કામ

**ઊંધખોદિયું** વિ૦ ઊંધાં કામ કરનારું

**ઊંધાંધાણું** વિ૦ [દે. उद्धंधलिय] ઝાંખું (૨) ચૂંખડું (૩) મૂર્ખ [કા.] (૪) ઉટાઉ [ખાણું

**ઊંધિયું** ન૦ અમુક રીતે બાફેલાં સીંગ કંદનું

**ઊંધું** વિ૦ અવળું; ઊલટું; નીચે માથું ને ઉપર પગ જેવા આસનનું (૨) આડું; અવળું; સીધા કે સવળાથી સાવ ઊલટું-વિરુદ્ધ; ખોટું. **ઊંધી પાઘડી મૂકવી**=દેવાળું કાઢવું. **ઊંધી પૂતળીનું** વિ૦ જેની કીકીમાં ઊંધું પ્રતિબિંબ પડતું હોય એવું. ૦ચ(-ચ્ચ)તું વિ૦ ઊંધું અને ચત્તું; આડુંઅવળું [લા.]

**ઊંબાડિયું** ન૦ [જુઓ ઉબાડિયું] ઉમાડિયું

**ઊંબેશો** પું૦ ઝાડાની હાજત થાય તે; ચૂંક

**ઊંહ** અ૦ [રવ૦] દુઃખ, તુચ્છકાર કે અભિમાનનો ઉદ્ગાર. ૦કારો પું૦ ઊંહ એવો ઉદ્ગાર [ઉદ્ગાર

**ઊંહું** અ૦ [રવ૦] ઇનકાર કે જીદ દર્શાવતો

# ઋ

**ઋ** પું૦ [સં.] વર્ણમાળાનો સાતમો અક્ષર-એક સ્વર (દીર્ઘરૂપ ૠ)

**ઋક્(-ચ, -ચા)** સ્ત્રી૦ [સં.] ઋગ્વેદ (૨) વેદનો મંત્ર

**ઋક્ષ** પું૦,ન૦[સં.] રીંછ(૨)નક્ષત્ર; તારો (૩) પૌરાણિક ભૂગોળના સાત પર્વતમાંનો એક

**ઋખિ** પું૦ + ઋષિ; ગુરુ

**ઋગ્વેદ** પું૦ [સં.] ચતુર્વેદમાંનો પહેલો વેદ. **૦સંહિતા** સ્ત્રી૦ [સં.] ઋગ્વેદની ઋચાઓનો વ્યવસ્થિત સંગ્રહ

**ઋગ્વેદી** વિ૦ [સં.] ઋગ્વેદને જાણનારું (૨) ઋગ્વેદ જાણનાર બ્રાહ્મણોના કુળમાં જન્મેલું (૩) પું૦ ઋગ્વેદી બ્રાહ્મણ

**ઋચ(-ચા)** સ્ત્રી૦ [સં.] જુઓ ઋક

**ઋજુ** વિ૦ [સં.] સરલ; સીધું (૨) અનુકૂળ; નરમ; ભલું. **૦તા** સ્ત્રી૦ [સં.]

**ઋણ** ન૦ [સં.] દેવું(૨) આભારનો ભાર(૩) વિ૦ જુઓ ઋણાત્મક [ગ., પ. વિ.]. **૦ત્રય** ન૦ દેવઋણ, ઋષિઋણ અને પિતૃઋણ; અથવા અતિથિઋણ, મનુષ્યઋણ અને ભૂતઋણ. **૦ભૂત** વિ૦ ઋણવિદ્યુતથી ભરેલું [પ. વિ.]. **૦વિદ્યુત** સ્ત્રી૦ ઋણ વિજળી [પ. વિ.]. **૦સંબંધ** પું૦ પૂર્વજન્મનો ઋણાનુબંધ. **-ણાગ્ર** પું૦; ન૦ ઋણ છેડો [પ. વિ.]. **-ણાત્મક** વિ૦ 'નેગેટિવ' [ગ., પ. વિ.]. **-ણાનુબંધ** પું૦ લેણાદેણી. **-ણાંત** પું૦ (વીજળીના) પ્રવાહનો ઋણ છેડો [પ. વિ.]. **-ણિયું, -ણી** વિ૦ [સં.] ઋણવાળું

**ઋત** ન૦ [સં.] સત્ય(૨)નક્કી અચળ નિયમ; દૈવી નિયમ(૩)પાણી. **-તંભર** પું૦ [સં.] સત્યને ટકાવી રાખનાર તે-ઈશ્વર. **-તંભરા** વિ૦ સ્ત્રી૦ [સં.] વિપર્યાસ વિનાની, સત્ય (પ્રજ્ઞા)

**ઋતુ** પું૦ [સં.] જુઓ ઋતુકાલ(૨) અટકાવ; રજસ્રાવ (૩) સ્ત્રી૦ બે મહિનાનો નિયત કાળ (ષડ્ઋતુ શબ્દ જુઓ) (૪) મોસમ [લા.] (૫) હવાપાણી. **૦કાલ**[સં.] **(-ળ)** પું૦ ગર્ભાધાનનો સમય. **૦ગામી** વિ૦[સં.] ઋતુકાલે જ સંભોગ કરનારું. **૦દર્શન** ન૦ અટકાવનું દેખાવું તે. **૦દાન** ન૦ ગર્ભાધાન. **૦ધર્મ** પું૦ ઋતુદર્શન. **૦પ્રાપ્તિ** સ્ત્રી૦ ઋતુદર્શન. **-મતી** વિ૦ સ્ત્રી૦ [સં.] રજસ્વલા. **૦રાજ** પું૦ [સં.] ઋતુઓમાં શ્રેષ્ઠ એવી ઋતુ-વસંત. **૦સ્નાન** ન૦ [સં.] અટકાવ પછી (ચોથે દિવસે) નાહવું તે

**ઋતે** અ૦[સં.]સિવાય;સિવાય કે [પુરોહિત
**ઋત્વિજ** પું૦[સં.] યજ્ઞ કરાવનાર બ્રાહ્મણ;
**ઋદ્ધિ** સ્ત્રી૦[સં.]વૃદ્ધિ; સમૃદ્ધિ(૨)આબાદી; ઉત્કર્ષ (૩) સિદ્ધિ (૪) લક્ષ્મી; પાર્વતી
**ઋષભ** પું૦ [સં.] આખલો (૨) સ્વરસપ્તકમાંનો બીજો સ્વર (૩) ઉત્તમ; શ્રેષ્ઠ (સમાસમાં છેડે)
**ઋષિ** પું૦[સં.]મંત્રદ્રષ્ટા;નવું દર્શન પામનાર પુરુષ (૨) મુનિ; તપસ્વી. **૦પંચમી** સ્ત્રી૦ [સં.] ભાદરવા સુદ પાંચમ; સામાપાંચમ

# ૠ, ઌ

[નાગરી વર્ણમાળાના આ બે અક્ષરો સંસ્કૃતમાં આવે છે. ગુજરાતીમાં એમનાથી થતો કે તે અક્ષરવાળો શબ્દ નથી. પ્રાકૃત ભાષાઓમાં તેમનો લોપ થયો છે.]

# એ

**એ** પું૦ [સં.] વર્ણમાળાનો દશમો અક્ષર –એક સ્વર
**એ** સ૦ [સં. एतत्; प्रा.एअ] (દર્શક) તે; પેલું (૨)વર અથવા વહુની સંજ્ઞા(હિંદુઓમાં) (૩) વિ૦ પેલું [સૂચક ઉદ્ગાર
**એ** અ૦ [સં.] 'અરે, ઓ, હો' આદિ
**એ** ત્રીજી કે સાતમી વિભક્તિનો પ્રત્યય. (રાજાએ હુકમ કર્યો; છાપરે ચડ્યો)
**એક** વિ૦ [સં.] '૧'; સંખ્યામાં પહેલું (૨) અજોડ; અદ્વિતીય (જેમ કે, ઈશ્વર એક છે) (૩) કોઈ અમુક; તદ્દન ચોક્કસ નહિ એવું ('એક રાજા હતો.') (૪) એકસરખું; સમાન ('તમે અમે સૌ એક છીએ') (૫) એક મતનું; એકતાવાળું ('બધા પક્ષો એક ન થયા') (૬) સંખ્યાવાચક શબ્દને છેડે આવતાં 'આશરે' 'શુમારે' એવો અર્થ બતાવે. ઉદા૦ પાંચેક, સોએક (૭) 'ફક્ત; માત્ર' જેવો ભાવ બતાવે છે. જેમ કે, 'એક પિતાના વચનને સારુ' [એક; ક્રમિક
**એક એક** વિ૦એકી સાથે એક(૨)એક પછી
**એકકક્ષિક સમીકરણ** ન૦ 'ઇક્વેશન ઑફ ધી ફર્સ્ટ ઑર્ડર' [ગ.]
**એક કતાર** [હિં.] કવાયતનો, એક કતાર કે પંક્તિમાં થવાનું કહેવાનો, હુકમ કે બોલ
**એકકેસરી** વિ૦ જેમાં એક જ પુંકેસર કે સ્ત્રીકેસર હોય તેવું(ફૂલ); 'મોનોકાર્પેલરી'; 'મોનોપીસ્ટીલરી' [વ. વિ.]
**એકકોશી** વિ૦ આખું અંગ એક જ કોશ હોય એવું; 'મોનોસેલ્યુલર' [વ. વિ.]
**એકખુરી** વિ૦ એક અખંડ ખરીવાળું (પ્રાણી) (૨) ન૦ શસ્ત્રવૈદનું એક શસ્ત્ર
**એકગાંઠ** સ્ત્રી૦ સંપ; મેળ; મૈત્રી
**એકઘાતપદી** સ્ત્રી૦ 'ધી ફર્સ્ટ ડિગ્રી ઑફ એક્સ્પ્રેશન' [ગ.]
**એકઘાત સમીકરણ** ન૦ સુરેખ સમીકરણ; 'લીનિયર ઇક્વેશન' [ગ.]
**એક(–કે)ચક્કે** અ૦ એકચક્રે; એક જ જણના હાથમાં બધી સત્તા રાખીને
**એકચક્ર** વિ૦ [સં.] ચક્રવર્તી. **–ક્રી** વિ૦ એક પૈડાવાળું (૨) ચક્રવર્તી (૩) સ્ત્રી૦ એક પૈડાની સાઇકલ. **–ક્રે** અ૦ જુઓ એકચક્કે
**એકચિત્ત** વિ૦ [સં.] એકાગ્ર; તલ્લીન (૨) ન૦ ધ્યાન; એકાગ્રતા
**એકછત્ર** વિ૦ એક રાજાવાળું (૨) ન૦ કુલ અધિકાર એક જ હાથમાં હોય એવી શાસનપદ્ધતિ. **–ત્રે** અ૦ એક જ રાજાના અમલ તળે
**એકજથે (–થ્થે)** અ૦ એકસાથે;એક ઠેકાણે
**એકજાત** વિ૦એક જ જાતનું–વર્ગનું;સરખું. **–તીય** વિ૦[સં.] એક વર્ગનું કે કુટુંબનું(૨) એક જ જાતિનું (નર કે માદા)
**એકજીવ** વિ૦ જીવ મળી ગયા હોય તેવું; પરસ્પર ભેદભાવ વગરનું [લંગડું
**એકટંગિયું, એકટંગું** વિ૦ એકપગું (૨)

**એકટાણું** ન૦ એક ટંક જમવું તે
**એકઠું** વિ૦ [સં. एकस्थ] એકત્રિત; ભેગું (૨) અ૦ એક જગાએ–સાથે
**એકડિયાં** ન૦ બ૦ વ૦ એકડો બગડો શીખવાનો બાળપોથીનો વર્ગ; બાળવર્ગ
**એકડો** પું૦ [સં. एक] એકની સંજ્ઞાસૂચક આંકડો –૧ (૨) સહી (૩) કબૂલાત (૪) જ્ઞાતિનો ગોળ
**એકઢાળિયું** વિ૦ એક જ બાજુ ઢળતા છાપરાવાળું (૨) ન૦ એવું મકાન કે ઓસરી
**એકતરફી** વિ૦ એકપક્ષી; એક બાજુનું
**એકતંત** વિ૦ [એક+તંતુ] આગ્રહી (૨) પું૦ આગ્રહ. **–તે** અ૦ સાથે મળીને; એકરાગથી (૨) લાગુ રહીને; ખંત ને આગ્રહથી
**એકતંત્ર** વિ૦ [સં.एक+तंत्र] બધાની સંમતિવાળું (૨) તૂટ પડ્યા વિનાનું (૩) એક વ્યવસ્થા નીચેનું (૪) ન૦ એક સરખી વ્યવસ્થા તે (૫) સર્વાનુમતિ
**એકતંબે** અ૦ [એક+પ્રા. તંવ (સં. स्तम्ब)] એક સાથે સંપીને; એક જૂથમાં
**એકતા** સ્ત્રી૦ [સં.] સંપ; ઐક્ય
**એકતાન** વિ૦ (૨) ન૦ [સં.] જુઓ એકચિત્ત
**એકતાર** વિ૦ એક તારવાળું (૨) એકસરખું (૩) એકરસ (૪) એકચિત્ત. **–રો** પું૦ એક તારવાળો તંબૂરો
**એકતાલ** પું૦ [સં.] જેમાં એક જ તાલ આવે એવો રાગ (૨) સંગીતનો એક તાલ (૩) ઐક્ય (૪) વિ૦ એક તાલવાળું
**એકતાળીસ** વિ૦ [સં. एकचत्वारिंशत्] ૪૧
**એકતાળો** પું૦ મણના એકતાળીસ શેર થાય એવું માપ
**એકતી(–ત્રી)સ** વિ૦ [સં. एकत्रिंशत्] ૩૧
**એકત્ર** અ૦ [સં.] એક જગાએ; સાથે (૨) એકંદર. **–ત્રિત** વિ૦ એકત્ર કરેલું; એકઠું
**એકત્રીસ** વિ૦ જુઓ એકતીસ
**એકદમ** અ૦ [એક કે फा. यक+दम] તાબડતોબ (૨) સાવ; તદ્દન (એકદમ કાળું)
**એકદળ** વિ૦ જેની દાળ પડતી ન હોય તેવું; 'મોનોકોટીલિડોન' [વ. વિ.]
**એકદંડિયું** વિ૦ એક થાંભલા ઉપર રચેલું
**એકદંડી** પું૦ [સં.] એક પ્રકારનો સંન્યાસી; હંસ (૨) વિ૦ એક જ મોટી મધ્યરેખા હોય તેવું (પાન); 'યુનીકોસ્ટેટ' [વ.વિ.]
**એકદંડો** પું૦ મરતી વેળા ઊપડતો સાસ
**એકદંત** વિ૦ [સં.] એક દાંતવાળું (૨) પું૦ ગણેશ (૩) એક દાંતવાળો હાથી
**એકદા** અ૦ [સં.] એક વખતે (૨) અગાઉના વખતમાં [ની કંઠી; મંગળસૂત્ર
**એકદાણિયું** ન૦ એકસરખા દાણા–મણકા-
**એકદાણી** વિ૦ બધા દાણા સરખા હોય તેવું (૨) એક કદનું; એકસરખું
**એકદિલ** વિ૦ જેના દિલમાં જુદાઈ નથી એવું; એકજીવ. **–લી** સ્ત્રી૦ એકદિલ હોવું તે (૨) મનનો મેળ; સંપ
**એકદેશી(૦ય)** વિ૦ [સં.] એક જ દેશનું–વતનનું (૨) એક દેશ–ભાગને લાગુ પડતું; એકતરફી; એકેન્દ્રિય (૩) સંકુચિત; મર્યાદિત
**એકધારું** વિ૦ એકસરખું; ફેરફાર વિનાનું
**એકનિશ્ચયી** વિ૦ [સં.] કરેલા નિશ્ચયને વળગી રહે તેવું; દૃઢ
**એકનિષ્ઠ** વિ૦ [સં.] એક જ નિષ્ઠાવાળું
**એકપક્ષી** વિ૦ [સં.] એકતરફી
**એકપગે** અ૦ અધીરું; તલપાપડ થતું હોય એમ
**એકપત્નીવ્રત** ન૦ [સં.] એક જ પત્ની કરવાનું વ્રત [મિયલ' [ગ.]
**એકપદી** વિ૦ [સં.] એક પદવાળું; 'મોનો-
**એકપાઠી** વિ૦ એક જ વખત વાંચવાથી અથવા સાંભળવાથી યાદ રાખી શકે એવું
**એકપુષ્પી** વિ૦ એક બીજકોશવાળું; 'યુનિલોક્યુલર' ['કોન્કરંટ' [ગ.]
**એકબિંદુક** વિ૦ એક બિંદુમાં મળતું;
**એકભુક્ત** વિ૦ [સં.] એક ટંક ખાનારું (૨) ન૦ એક ટંક ખાવાનું વ્રત
**એકમ** પું૦ ગણતરી વગેરે હેતુઓ માટે એક અને આખી પૂર્ણ માનેલી વસ્તુ અથવા સમૂહ; 'યુનિટ' (૨) એકડો (૩) સંખ્યાલેખનમાં જમણા હાથથી પહેલા સ્થાનનો આંકડો (૪) સ્ત્રી૦ પડવો

**એકમત** વિ૦ એક મત – અભિપ્રાયવાળું; સર્વાનુમત. **–તી** સ્ત્રી૦ બધાનો સરખો મત હોવો તે
**એકમાત્ર** વિ૦ [સં.] એકનું એક; ફક્ત [એક જ
**એકમાર્ગી** વિ૦ એક જ માર્ગને વળગી રહેનારું (૨) સરળ; સીધે માર્ગે જનારું
**એકમેક** અ૦ પરસ્પર; માંહોમાંહે [માપ
**એકર** પું૦ [ઇં.] ૪૮૪૦ ચોરસવાર જમીનનું
**એકરંગિયું** વિ૦ જક્કી
**એકરસ** વિ૦ [સં.] બરાબર મળી-પીગળી ગયેલું (૨) ગુલતાન
**એકરાગ** પું૦ એકમતી; સંપ; સંવાદ
**એકરાર** પું૦,**૦નામું** ન૦ જુઓ 'ઇકરાર'માં
**એકરાશ** વિ૦ એક રાશિનું – એકસરખું; સમાન ગુણવાળું (૨) સ્ત્રી૦ મળતાપણું (૩) સંપ [સરખા દેખાવનું
**એકરેખિક** વિ૦ એક જ રેખા ઉપર ચાલનારું; 'કૉલિનિયર' [ગ.]
**એકરૂપ(–પી)** વિ૦ [સં.] એક જ આકારનું;
**એકલ** વિ૦ [પ્રા. एकल्ल] એકાકી; એકલું
**એકલક્ષી** વિ૦ એક જ લક્ષ કે હેતુવાળું
**એકલડો(–દો)કલ** વિ૦ એકલું; સોબત – સંગાથ વિનાનું (અથવા એકાદ સંગાથવાળું)
**એકલપેટું** વિ૦ આપસ્વાર્થી
**એકલમલ્લ** પું૦ અદ્વિતીય મલ્લ-કુસ્તીબાજ (૨) ઘણો જબરો માણસ (૩) એક્કો (૪) વિ૦ અજોડ (૫) એકમાર્ગી
**એકલમૂડિયું, એકલમૂડું** વિ૦ સ્ત્રી, પુત્ર આદિ પરિવાર વિનાનું; એકલેએકલું
**એકલવાયું** વિ૦ એકલું; એકલદોકલ
**એકલવીર** પું૦ એકલે હાથે ઝૂઝનાર વીર
**એકલસૂરું** વિ૦ એકલું; સોબત વિનાનું (૨) એકલપેટું
**એકલિયું** ન૦ એકને સૂવાના માપનું ગોદડું
**એકલિંગ** પું૦ [સં.] મેવાડના રજપૂતો વગેરેના કુલદેવ એવા મહાદેવ (૨) કુબેર. **–ગી** વિ૦ [વ. વિ.] નર અને નારી એ બેમાંથી એક જ પ્રકારનાં ફૂલ બેસે તેવો (છોડ); 'ડાયોશિયસ' (૨) નરફૂલ અગર નારીફૂલ જેમાં ફક્ત પુંકેસર હોય અગર તો સ્ત્રીકેસર હોય એવું (ફૂલ); 'ડાઇક્લીનસ'
**એકલું** વિ૦ કોઈના સાથ વિનાનું; એકાકી
**એકલોહિયું** વિ૦ એક લોહીવાળું–એક કુળમાં જન્મેલું
**એકવગું** વિ૦ (૨) અ૦ એકસાથે – એક-બાજુએ હોય એવું (૩) એકજથે
**એકવચન** ન૦ [સં.] એક જ વસ્તુનો બોધ કરે તે [વ્યા.]. **–ની** વિ૦ બોલ્યું પાળે એવું
**એકવડું** વિ૦ નાજુક–નબળા બાંધાનું (૨) એક પડવાળું
**એકવાક્યતા** સ્ત્રી૦ [સં.] એકસમાન કે સર્વમાન્ય મત કે અભિપ્રાય હોવો તે
**એકવારિયું** ન૦ એક વાર ખાંડેલી ડાંગર; કરડ
**એકવીસ** વિ૦ [સં. एकविंशति] ૨૧
**એકસઠ** વિ૦ [સં. एकषष्टि] ૬૧
**એકસત્તાક** વિ૦ એકહથ્થુ સત્તાવાળું
**એકસરખું** વિ૦ સમાન; બધી રીતે સરખું
**એકસરી** વિ૦ એકસેરું (૨) સ્ત્રી૦ એવું કોટનું એક ઘરેણું
**એકસળું** વિ૦ પાક્યા બાદ એક જ રેખાએથી ફાટનારું (ફળ); 'ફૉલીકલ' [વ. વિ.]
**એકસંપ** વિ૦ એકસંપીવાળું (૨) પું૦ ઐક્ય; સંપ
**એકસાથે** અ૦ સૌ સાથે મળીને; એકીવખતે
**એકસેરું** વિ૦ એક સેરવાળું
**એકસો(–સો)** વિ૦ ૧૦૦ [હોય એવું
**એકહથુ (–થ્થુ)** વિ૦ એક જ હાથમાં
**એકંદર** વિ૦ બધું મળીને થતું; કુલ. **–ર(–રે)** અ૦ સામટી રીતે; બધી બાબતોનો વિચાર કરતાં
**એકાએક** અ૦ ઓચિંતું; એકદમ
**એકાકાર** વિ૦ [સં.] એક આકારવાળું; એકરૂપ (૨) સેળભેળ
**એકાકિતા** સ્ત્રી૦ એકાકી હોવું તે. **–કિની** વિ૦ સ્ત્રી૦ એકાકી
**એકાકી** વિ૦ [સં.] એકલું (૨) નિરાધાર
**એકાક્ષ(–ક્ષી)** વિ૦ [સં.] એક આંખવાળું (૨) કાણું (૩) પું૦ કાગડો

**એકાક્ષર** વિ૦ [સં.] એક અક્ષરવાળું (૨) પું૦ એક અક્ષર (૩) એવો ગૂઢ મંત્ર—ૐ
**એકાક્ષી** જુઓ એકાક્ષ
**એકાગ્ર** વિ૦ [સં.] એકલક્ષી (૨) તલ્લીન
**એકાણુ(-ણું)** વિ૦ [સં.एकनवति] ૯૧
**એકાત્મ** વિ૦ [સં.] પોતાના ઉપર જ આધાર રાખનારું; એકલું (૨) એક-સમાન આત્માવાળું. ૦તા સ્ત્રી૦, ૦ભાવ પું૦ આત્મૈક્ય
**એકાદ(-દું)** વિ૦ કોઈ એક (૨) એક અથવા બે (૩) ભાગ્યે એક
**એકાદશી** સ્ત્રી૦ [સં.] અગિયારસ
**એકાદું** વિ૦ જુઓ એકાદ
**એકાવળ હાર** પું૦ એક આવલી-સેરનો હાર
**એકાશ(-સ)ણ(-ણું)** ન૦ [સં.एकाशन] એક ટંક ખાવું તે
**એકાશી(-સી)** વિ૦ [સં.एकाशीति] ૮૧
**એકાસણ(-ણું)** ન૦ જુઓ એકાશણ
**એકાએક** અ૦ દરેકેદરેક; તમામ
**એકાંકી** વિ૦ એક અંકવાળું (નાટક)
**એકાંગી** વિ૦[સં.] એકતરફી (૨) એકેંદ્રિય; એક વાતને પકડી રાખનારું; હઠીલું
**એકાંત** વિ૦ [સં.] કોઈના અવરજવર વિનાનું (૨) એકલું; એકાકી (૩) ખાનગી (૪) એક જ બાજુ અથવા વસ્તુને લગતું; અનેકાંતથી વિરુદ્ધ એવું (૫) ન૦; સ્ત્રી૦ જ્યાં કોઈ ન હોય એવી-કોઈના અવરજવર વગરની – એકાંત જગા
**એકાંતર** વિ૦ [સં.] વચમાં એક આંતરો પડે એવું(૨)દર ત્રીજે દિવસે આવતું.૦પ્રમાણ ન૦ 'ઑલ્ટરનેન્ડો' [ગ]. ૦વૃત્તખંડ પું૦ 'ઑલ્ટરનેટ સેગ્મેન્ટ ઑફ એ સર્કલ'[ગ.]
**એકાંતરા** (૦) અ૦ [એક+આંતરો] એકને આંતરે; વચમાં એક મૂકી દઈને. **-રિયું** વિ૦ એકાંતર. **-રિયો** પું૦ એક એક દહાડાને આંતરે આવતો તાવ. **-રું** વિ૦ એકાંતર. **-રે** અ૦ જુઓ એકાંતરા
**એકાંતવાસ** પું૦ એકાંતમાં રહેવું તે (૨) છૂપી રીતે રહેવું તે
**એકાંતિક** વિ૦ [સં.] એક જ હેતુ, માણસ કે સિદ્ધાંતને વળગી રહેનારું (૨) (સિદ્ધાંત જેવું) છેવટનું; 'ઍબ્સોલ્યૂટ'
**એકી** વિ૦ [સં.एक] બે વડે નિઃશેષ ન ભાગી શકાય એવી (સંખ્યા) (૨) સ્ત્રી૦ એકતા (૩) પેશાબની હાજત [લા.]
**એકી** વિ૦ એક જ (પ્રાય: એકી સાથે જેવા અ૦ પ્રયોગમાં આવે છે)
**એકીકરણ** ન૦ [સં.] અનેકને એક કરવાં તે
**એકીકલમે** અ૦ એકી સાથે
**એકીટશે(-સે)** અ૦ એકી નજરે; ટગરટગર
**એકીભવન** ન૦, **એકીભાવ** પું૦ [સં.] અનેકનું એકરૂપ થવું તે
**એકીસાથે** અ૦ એક સાથે; સૌ સાથે લઈને
**એકૂકું** વિ૦ [જુઓ એકેકું] એકએક (૨) એક પછી એક
**એકે (-કે)** વિ૦ એક પણ
**એકેક** વિ૦ એક એક (૨) છૂટું; નોખું (૩) અ૦ એકી વખતે એક એમ
**એકેકું** વિ૦ એક પછી એક
**એકેચકે** અ૦ એકચકવે
**એકેશ્વરવાદ** પું૦ ઈશ્વર એક જ છે એવો મત [માનવાળું; એકાંગી
**એકેંદ્રિય** વિ૦ એક ઇન્દ્રિયના - બાબતના
**એકોતેર** વિ૦ જુઓ ઇકોતેર; ૭૧
**એક્કડ** વિ૦ એકલું રહેવાના સ્વભાવનું; એકાંતપ્રિય
**એક્કે** વિ૦ જુઓ એકે
**એક્કો** પું૦ ['એક' પરથી] રમવાનાં પાનાંમાંનું એક સંજ્ઞાવાળું પત્તું (૨) એક બળદ કે ઘોડાથી ખેંચાતું વાહન (૩) એકતા; સંપ (૪) સૌથી બાહોશ અથવા કુશળ આદમી; શ્રેષ્ઠ પુરુષ [લા.]
**એક્યાશી(-સી)** વિ૦ એકાશી; ૮૧
**એક્સ્પ્રેસ** વિ૦[ઇં.] ઉતાવળનો (તાર) (૨) સ્ત્રી૦ મેલ પેઠે વેગવાળી ને મોટાં સ્ટેશનો જ કરતી ટ્રેન-ગાડી
**એખરો** (ઍ) પું૦ [સં.इक्षुरकः] એક ઔષધિ (૨) એનો છોડ (૩) કચરાપૂંજા જેવો માલ [લા.]

**એખલાસ** પું૦ જુઓ ઇખલાસ; દોસ્તી

**એજન** અ૦ [અ.] એ જ; ઉપર પ્રમાણે

**એજન્ટ** પું૦ [ઇં.] આડતિયો; મુનીમ (૨) પ્રતિનિધિ: મુખત્યાર. **-ન્સી** સ્ત્રી૦ આડત (૨) આડતની દુકાન (૩) અંગ્રેજોના વખતમાં સરકારી એજન્ટની હકૂમત નીચેનો (દેશી રાજ્યમાંનો) પ્રદેશ

**એટએટલું** વિ૦ એટલું એટલું; બધું

**એટલું** વિ૦[સં. एतावत्, પ્રા. एत्तिल] જણાવેલા માપ કે સંખ્યાનું

**એટલે** અ૦ અર્થાત્(૨)તેથી; એ ઉપરથી(૩) એ જગાએ; ત્યાં સુધી (જેમ કે, વાત હવે એટલે આવી છે) (૪)એ વખતે; એટલામાં

**એઠ** (એ) વિ૦ [સં. उच्छिष्ट] એઠું (૨) સ્ત્રી૦ એઠવાડ. **૦વાડ(-ડો)** પું૦ ખાવાપીવાથી થતો ગંદવાડ (એઠું વાસણ, છાંડણ વગેરે) (૨) કચરોપૂંજો; મલિનતા. **-ઠું** વિ૦ જમતાં વધેલું; ઉચ્છિષ્ટ (૨) ખાઈ પી કે અડીને બોટેલું કે બોટાય એવું (૩) એઠવાડથી ગંદું (૪)ન૦ એઠું કે તેવું થાય એવું અન્ન. **-ઠું જૂઠું** વિ૦ એઠું (૨) ન૦ છાંડણ; એઠવાડ

**એડ(-ડી)** સ્ત્રી૦પાનીનો છેડો(૨)બૂટની એડી (૩) ત્યાં લગાડાતી ઘોડાને મારવાની આર

**એડો** (એ') પું૦ નેડો; સ્નેહ

**ઍડ્વોકેટ** પું૦ [ઇં.] વકીલ; ધારાશાસ્ત્રી

**એઢ** સ્ત્રી૦ જુઓ હેડ [પેલી

**એણી** (એ') દર્શક સ૦ ['એ'નું સ્ત્રી૦] એ;

**એણી કોર, એણી ગમ, એણી પા** અ૦ એ બાજુએ [પ્રમાણે

**એણી પેર(-રે)** (એ; પે) અ૦ એ રીતે; એ

**એણીમગ** અ૦ એ બાજુએ

**એતાન** પત્રની જૂની શૈલીમાં શરૂમાં વપરાતો શબ્દ. 'એતાન શ્રી ગામ. . . થી લિ૦ .'

**એદી** (એ) વિ૦[અ. अह्दी] પ્રમાદી; આળસુ

**એંધાણ** (એં)ન૦, **-ણી** સ્ત્રી૦[સં. अभिज्ञान] (ઓળખવા માટેની)સંજ્ઞા; નિશાની; ચિહ્ન

**એન** (એ) વિ૦ [અ.] ખરું; અસલ(૨)ખાસ; મુખ્ય (૩) સુંદર (૪) ઠીકઠીક [કા.] (૫) સ્ત્રી૦; ન૦ શોભા; આબરૂ (૬) અણીનો વખત [બક્ષિસ

**એનાયત** સ્ત્રી૦ [જુઓ ઇનાયત] આપવું તે;

**એનિમા** સ્ત્રી૦[ઇં.] બસ્તી; ઝાડો કરવા માટે અપાતી પિચકારી કે તેનું ઓજાર

**એપ્રિલ** પું૦ [ઇં.] અંગ્રેજી વર્ષનો ચોથો મહિનો [(૨) દૂષણ; કલંક

**એબ** (એ) સ્ત્રી૦ [અ.] ખોડખાંપણ; ખામી

**એમ** (એ) અ૦ [સં. एवम्] એ રીતે; એ પ્રમાણે. **૦નું** વિ૦એ બાજુનું; એ રીતનું; એવું

**એમોનિયા** પું૦ [ઇં.] એક વાયુ

**એરણ (-ણી)** (એર') સ્ત્રી૦ [પ્રા. अहरी] અમુક પ્રકારનું લોખંડનું ગચિયું, જેના ઉપર સોની, લુહાર વગેરે ઘડવાનું ઘડે છે

**એરંડિયું** ન૦ દિવેલ

**એરંડી** સ્ત્રી૦ [સં. एरंड] નાની જાતનો દિવેલો (૨) દિવેલી. **-ડો** પું૦ દિવેલો

**એરિયલ** પું૦ [ઇં.] ધ્વનિ ઇ૦ વહન કરનારાં મોજાંને પકડવા માટે રેડિયો વગેરેનો હવામાં ઊંચે રાખવામાં આવેલો તાર

**એરિંગ** ન૦[ઇં. इयररिंग] કાનની બૂટનું એક ઘરેણું [સાપ વગેરે ઝેરી જાનવર

**એરું** (એ) પું૦ સાપ. **૦ઝાંઝર (-રું)** ન૦

**ઍરોડ્રોમ** ન૦ [ઇં.] વિમાની મથક, જ્યાં વિમાનો ચઢે ઊતરે; વિમાનોનું સ્ટેશન

**ઍરોપ્લેન** ન૦ [ઇં.] વિમાન; હવાઈ જહાજ

**એલચી** પું૦ [તુર્કી] એક રાજ્યનો બીજા રાજ્યમાં મોકલેલો પ્રતિનિધિ – વકીલ

**એલ(-ળ)ચી** ન૦; સ્ત્રી૦ જુઓ ઇલાયચી. **૦ડો(-દો)ડો** પું૦ ઇલાયચીના દાણાનો પોપટો. **-ચો** પું૦ એક જાતની મોટી એલચી (૨) એક જાતનું ઝાડ

**એલફેલ**(એ; ફે) વિ૦ [ફિલ પરથી] આડું-અવળું; ગમે તેવું (૨) અવિચારી; ગાંડું-ઘેલું(૩)અસભ્ય (૪) ન૦ નખરું; તોફાન (૫) અસંબદ્ધ – મિથ્યા પ્રલાપ

**એલળવું** (એલ') અ૦ ક્રિ૦ [પ્રા. ओल्लिअ ઉપરથી] એસરવું; પાણી છૂટવું ( હાથ મીઠું ઇ૦ માંથી)

**એલા** સ્ત્રી૦[સં.]ઇલાયચીનો છોડ(૨)ઇલાયચી
**એલાયચી** ન૦; સ્ત્રી૦ જુઓ ઇલાયચી
**એલ્યુમિનિયમ** ન૦ [ઇં.] એક હલકી ધાતુ
**એવડું** વિ૦ [પ્રા. एवड ] એટલા કદનું (૨) એટલું બધું
**એવામાં** અ૦ એટલામાં
**એવું** (એ') વિ૦ [પ્રા. एव्वं] એ રીતનું -પ્રકારનું (૨) એના જેવું-સરખું. **-વે** અ૦ એ વખતે
**એશ** (એ) સ્ત્રી૦ [અ.] મોજમજા; સુખચેન. **૦આરામ** પું૦ ભોગવિલાસ; સુખચેન
**એશિયા** પું૦; ન૦ [ઇં.] પૃથ્વીનો એક મોટો ખંડ. **૦ઈ** વિ૦
**એષણા** સ્ત્રી૦ [સં.] ઇચ્છા; વાસના
**એસરવું** (એ) અ૦ક્રિ૦[સં. उत्सृ; પ્રા. उस्सर] એલળવું (૨) ઓસરવું (૩) પાછું વળવું; ઊતરી જવું [નીકળનો વાયુ [ર.વિ.]
**ઍસિટિલીન** પું૦ [ઇં.] કાર્બાઈડમાંથી
**ઍસિડ** પું૦;ન૦[ઇં.]એક રસાયનીતત્ત્વ;અમ્લ
**એસેટિકઍસિડ** પું૦ [ઇં.] એક તેજાબ [ર. વિ.]
**ઍસોસિયેશન** ન૦ [ઇં.] મંડળ
**એહ** વિ૦ [સં. ईदृक्, અપ૦ एह] પેલું (૨) સ૦ એ; તે [પ.]
**એળચી** ન૦; સ્ત્રી૦ ઇલાયચી
**એળિયો** પું૦ કુંવારના પાઠાનો સૂકવેલો ગર્ભ; એક ઔષધિ
**એળે, ૦વેળે** (એ; વે) અ૦ ફોકટ; વૃથા (૨) વગર મહેનતે; સહેજમાં
**એંચવું** (એં૦) સ૦ ક્રિ૦ ઈંચવું; નાખવું; ફેંકવું (લખોટી ઇ૦) (૨) ખેંચવું (પતંગ) (૩) હીંચવું
**એંજિન** ન૦ [ઇં.] વેગ આપનારું યંત્ર; ઇંજિન. **-નિયર** પું૦ ઇજનેર
**એંટ** (એં૦) સ્ત્રી૦ મમત; જીદ (૨) આંટ; સાખ (૩) ટેક. **૦વું** અ૦ ક્રિ૦ ગર્વ કરવો (૨) જક કરવી
**એંઠ, ૦વાડ, -ઠું** (એં૦) જુઓ એઠ, ૦વાડ,-ઠું [એંધાણ
**એંધાણ** (એં૦) ન૦, **-ણી** સ્ત્રી૦ જુઓ
**એંશી(-સી)** (એં૦) વિ૦ [સં.अशीति] ૮૦

## ઐ

**ઐ** સ્ત્રી૦ [સં.] વર્ણમાળાનો અગિયારમો વર્ણ-એક સ્વર
**ઐકાંતિક** વિ૦ [સં.] એકાંતનું; એકાંતને લગતું (૨) જુઓ એકાંતિક
**ઐક્ય** ન૦ [સં.] એકતા [મરજિયાત
**ઐચ્છિક** વિ૦ [સં.] પોતાની ઇચ્છાનું-ખુશીનું;
**ઐડ** વિ૦ આડું; જિદ્દી. **૦જંતર** વિ૦ સાવ આડું-ઐડ
**ઐતિહાસિક** વિ૦ [સં.] ઇતિહાસને લગતું
**ઐરાવણ(-ત)** પું૦ [સં.] ઇંદ્રનો હાથી (ચૌદમાંનું એક રત્ન)
**ઐશ્વર્ય** ન૦[સં.] ઈશ્વરપણું(૨)સર્વોપરીપણું (૩) મોટાઈ; સાહેબી (૪) વિભૂતિ; સંપત્તિ
**ઐહલૌકિક** વિ૦ [સં.] આ લોક સંબંધી
**ઐહિક** વિ૦ [સં.] સાંસારિક; આ લોક સંબંધી

## ઓ

**ઓ** પું૦ [સં.] વર્ણમાળાનો બારમો અક્ષર -એક સ્વર
**ઓઇયા** (ઓ) અ૦[રવ૦]ઓડકાર આવતાં થતો-કરાતો સંતોષજનક ઉદ્ગાર (૨) ન૦ ઓડકાર કે તેનો અવાજ (૩)પચાવી પડવું-પાડવું તે
**ઓક** (ઓ) સ્ત્રી૦ [દે. औक्किअ] ઊલટી; બકારી. **૦વું** સ૦ ક્રિ૦ ઊલટી કરવી (૨) [લા.] લીધેલું પાછું આપવું(૩) કહી નાખવું
**ઓકળી** સ્ત્રી૦ [સં. उत्कल्लिका] લહરી (૨) લીંપણની લહરી જેવી દેખાતી ભાત
**ઓકાત** (ઓ) સ્ત્રી૦ [અ.] જુઓ ઓખાત

**ઓકારી** (ઓ) સ્ત્રી૦ ઓક;ખકારી; ઊલટી
**ઓકાવવું** (ઓ) સ૦ ક્રિ૦ 'ઓકવું'નું પ્રેરક
**ઑક્ટોબર** પું૦[ઇં.]ઈ.સ.નો દશમો મહિનો
**ઑક્સવણી** સ્ત્રી૦ [ર. વિ.] ઑક્સિજન સાથે રાસાયણિક સંયોજન થવાની ક્રિયા; 'ઑક્સિડેશન.' -વું સ૦ ક્રિ૦ તે ક્રિયા કરવી; 'ઑક્સિડાઈઝ'
**ઑક્સાઈડ** વિ૦ પું૦ [ઇં.] ઑક્સિજન ભળેલો સંયુક્ત પદાર્થ [ર. વિ.]
**ઑક્સિજન** પું૦ [ઇં.] એક વાયુ [ર.વિ.]
**ઓખર** (ઓ) ન૦ [સં. अवकर] નરક; ગંદવાડ. ૦વાડો પું૦ ઉકરડો; ગંદવાડ. ૦વું સ૦ ક્રિ૦ (ઢોરે) ઓખર કરવું-મળમૂત્રાદિ ગંદવાડ ખાવી.-રા(-વા)ડો પું૦ ઓખરવાડો
**ઓખા** (ઓ) સ્ત્રી૦ [સં. उषा] અનિરુદ્ધની [પત્ની - ઉષા
**ઓખાત(-દ)** (ઓ) સ્ત્રી૦ [જુઓ ઓકાત] તાકાત; ગુંજાશ (૨) વિસાત
**ઓગટ(-ઠ)** (ઓ) પું૦; ન૦ [સં. अवघट्टित; પ્રા. ओवट्टिअ] ઢોરનું છાંડેલું અને પગ તળે રોળેલું ઘાસ
**ઓગણ** [સં. एकोन] એક ઓછું એ અર્થમાં સંખ્યાંકને લાગે છે. જેમ કે, ઓગણચાળીસ-૩૯
**ઓગણીસ** વિ૦ [સં. एकोनविंशति] ૧૯
**ઓગણોતેર** વિ૦ [જુઓ અગણોતેર] ૬૯
**ઓગણ્યાએંશી** (-સી) વિ૦ [જુઓ અગણ્યાએંશી] ૭૯
**ઓગલો** (ઓ) પું૦ ગલોટું (૨) તાકું (૩) રાંધવામાં રહી ગયેલો એક તરફનો કાચો ભાગ
**ઑગસ્ટ** પું૦ [ઇં] ઈ.સ.નો ૮મો મહિનો
**ઓગળવું** (ઓ) અ૦ક્રિ૦ [સં.अपगल्; પ્રા. ओगल] ઘનનું પ્રવાહી થવું (૨) (શરીર)ગળી જવું (૩) નરમ થવું; દયા લાવવી [લા.]
**ઓગાટ (-ઠ)** (ઓ) પું૦; ન૦ ઓગટ; ઢોરનું છાંડ્યું ઘાસ
**ઓગાર(-ળ)** (ઓ)પું૦ [સં.उद्गार] ઓગાટ
**ઓગાળ** (ઓ) પું૦ [પ્રા. ओग्गाल] ચાવીને રસ બનાવેલી વસ્તુ
**ઓગાળવું** (ઓ) સ૦ ક્રિ૦ 'ઓગળવું'નું પ્રેરક (૨) ધીમે ધીમે-વાગોળતા જાણે -ખાઈ જવું
**ઓઘ** પું૦[સં.]પૂરનું પાણી;પ્રવાહ (૨)ઢગલો
**ઓઘડ** (ઓ) વિ૦ અણઘડ; ભોટ; બોથડ (૨) લાગણી વગરનું; ભયના ભાન વગરનું. ૦નાથ પું૦ ઓઘડ માણસ
**ઓઘરાળું** (ઓ) વિ૦ ઓઘરાળાવાળું.-ળો પું૦ પ્રવાહી ખોરાક પીરસવાનો પહોળા ઊંડા મોંનો અને ટૂંકા દાંડાનો એક ચમચો; કૂચો (૨) ઓગાળનો ડાઘ; રેલા જેવો ડાઘ
**ઓઘરી** સ્ત્રી૦કપડાને છેડે છૂટા રહેલા તાંતણા; આંતરી; ઝૂલ
**ઓઘલો** પું૦ જુઓ ઓઘો
**ઓઘો** પું૦ [સં.ओघ] ઓઘ; ગંજી (૨) ગોટો; ફગફગતા વાળનો જથ્થો (૩) જમણ જમનારાનો મોટો સમૂહ (૪) રજોયણો[જૈન]
**ઓચર(-રિયું)** (ઓ) ન૦ બિલ; આધારરૂપ (હિસાબી) કાગળ; દસ્તાવેજ; 'વાઉચર'
**ઓચરવું** (ઓ) સ૦ ક્રિ૦ [સં. उच्चर्] (૨) ઉચ્ચરવું; બોલવું [પ.]
**ઓચરિયું** ન૦ જુઓ ઓચર
**ઓચિંતું** (ઓ) વિ૦ અણચિંતવ્યું (૨) અ૦ અણધારી રીતે; એકદમ
**ઓચ્છવ** (ઓ) પું૦ [સં. उत्सव] ઉત્સવ; ઉજવણી (આનંદ કે ખુશાલીના કે સપરમા દિવસની) (૨) (મંજીરાં મૃદંગ ઇ૦ સાજ સાથે કરાતું) ભજનકીર્તન
**ઓછ** (૦૫) સ્ત્રી૦ ઓછાપણું; ખોટ
**ઓછાડ** (ઓ) પું૦ [સં. अवच्छाद्य; પ્રા. ओच्छाय] ઢાંકવા-પાથરવાનું વસ્ત્ર; ચાદર (૨) ઓઢો. ૦વું સ૦ક્રિ૦ ઢાંકવું; ઓઢાડવું (૨) છાવું; છાંયડો થાય એમ કરવું
**ઓછાબોલું** વિ૦ ઓછું બોલનારું
**ઓછાયો** (ઓ) પું૦ [સં. अपच्छाय] છાયો; પડછાયો (૨) સંકોચ; લાજ
**ઓછાવું** અ૦ક્રિ૦ ઓછું થવું (૨) હલકું-નઠારું થવું
**ઓછું** વિ૦ [ઇં. तुच्छ] જોઈએ તેથી થોડું;

કમી (૨) અધૂરું; ઊણું (૩) ઊતરતું; હલકું. ०વત્તું० વિ० ઓછું કેવધારે; થોડુંઘણું
**ઓજસ** ન० [સં.] શુક્ર ધાતુમાંથી તત્ત્વરૂપે કાંતિ ને પ્રભાવરૂપે વિરાજતી શરીરની ધાતુ (૨) પ્રકાશ; તેજ (૩) બળ; પ્રતિભા; પરાક્રમ (૪) ચૈતન્ય. **-સ્વિતા** સ્ત્રી० [સં.] ઓજસ્વીપણું. **-સ્વી** વિ० [સં.] ઓજસવાળું
**ઓજાર** (ઓ) ન० [અ.] રાચ; હથિયાર; કાંઈ કરવા માટેનું યંત્ર – સાધન
**ઓઝટ(-ડ)** સ્ત્રી० ઓછાયો (૨) ઝપટ; અડફટ (ભૂતપ્રેતની)
**ઓઝાણું** (ઓ) ન० દાયજો; કન્યાને પિતા તરફથી મળતી સંપત્તિ કે દાસદાસી (૨) ગરાસિયાની કન્યાને પરણીને તેડી લાવવા માટે જતી ખાંડા સાથેની વહેલ
**ઓઝપવું** અ०ક્રિ० સંકોચ આવવો
**ઓઝળ** સ્ત્રી० જુઓ ઓઝટ
**ઓઝલ** (ઓ) પું०; સ્ત્રી०; ન० પડદો; બુરખો (૨) જનાનો. ०પડ(-ર)દો પું० સ્ત્રી-પુરુષની બેઠક જુદી પાડનાર પડદો (૨) લાજ કાઢવાનો રિવાજ
**ઓઝી** સ્ત્રી० કુંભારણ. **-ઝો** પું० કુંભાર
**ઓઝોન** પું० [ઇં.] એક વાયુ [૨. વિ.]
**ઓટ** પું०; સ્ત્રી० [સં. અપવૃત્ત] ભરતીનું ઊતરી જવું તે (૨) ઓથું; પડદો (૩) પડતી [લા.] (૪) અ० પરત; વળતું
**ઓટણ** ન० ઓટવું તે (૨) બખિયો. **-ણી** સ્ત્રી० ઓટણ (૨) ઓટાઈ [જુઓ ઓટો
**ઓટલી** સ્ત્રી० નાનો ઓટલો. **-લો** પું०
**ઓટવું** સ०ક્રિ० બખિયો દેવો; કપડાંની કિનારી અંદર વાળીને સીવવું (૨) ઉકાળી, ઘસી કે હલાવીને એકરસ કરવું
**ઓટી** સ્ત્રી० [દે. ઉઅટ્ટી] કમ્મર ઉપરના વસ્ત્રનું વાળીને બંધ જેવું કરાતું પડ
**ઓટો** પું० ઓટલો; બેઠક તરીકે વપરાય એવી ઘરને અડીને કરાતી ઊંચી જગા
**ઓઠ** (ઓ') પું० [સં. ઓષ્ઠ] હોઠ
**ઓઠવવું** (ઓ) સ०ક્રિ० ખોટી વસ્તુ ગોઠવી દેવી; જૂઠું બોલવું (૨) મૂકવું; ગોઠવવું (૩) ચાંપીને ખાવું
**ઓઠંગવું** સ०ક્રિ० જુઓ અઠિંગવું
**ઓઠંગિયું, ઓઠિં(-ઠી)ગણ** ન० જુઓ અઠિંગણ
**ઓઠું** (ઓ) વિ० ભોંઠું; ઝાંખું (૨) ન० પડદો; આંતરો (૩) આંતરાને લીધે અંધારું અને એકાંત હોય તેવી જગા (૪) છુપાવાની કે આશરો લેવાની જગા (૫) ઓઝો (૬) ડાઘો; ડબકો (૭) બહાનું (૮) નમૂનો; બીબું (૯) ઓઠું (૧૦) મહેણું
**ઓડ** વિ० (૨) પું० [દે. ઉડ્ડ] (ખોદવાનું કામ કરનારી) એ નામની જાતનું (માણસ)
**ઓડ** (ઓ) પું० પવન રોકવાનો પડદો
**ઓડ** (ઓડ,) સ્ત્રી० [દે. અવડ્ડા] બોચી; ગરદન.
**ઓડકાર** [સં. ઉદ્‌ગાર] પું० પેટનો વાયુ મોંમાંથી નીકળતાં થતો ડકાર
**ઓડણ** સ્ત્રી० ઓડ જાતની સ્ત્રી
**ઓડનું ઓડ** (ઓ; ઓ) વિ० કેવાનું કેવું! વિચિત્ર; ઊંધું અવળું જ
**ઓડિયાં** (ઓ) ન०બ०વ० ઓડ-બોચી પરના વાળ
**ઓડું** ન० [દે. અવડઅ] ખેતરનો ચાડિયો (૨) કામચલાઉ ખોટી રીતે ઊભું કરેલું નકામું માણસ
**ઓઢણ** ન० **-ણી** સ્ત્રી०, **-ણું** [દે. ઓહૃણ] (સ્ત્રીઓ અને છોકરીઓનું) ઓઢવાનું-પહેરવાનું એક વસ્ત્ર. **-વું** સ०ક્રિ० શરીર કે માથું ઢાંકવું; શરીર કે માથા પર ધારણ કરવું (૨) [લા.] વહોરવું; માથે લેવું (૩) દેવાળું કાઢવું
**ઓઢાડ** પું० ઓઢાડેલું તે; ઢાંકણ. ०વું સ०ક્રિ० 'ઓઢવું'નું પ્રેરક
**ઓઢો** પું० જુઓ ઓઢાડ
**ઓણ** (ઓ) અ० [સં. અધુના પ્રા. અહુણા] આ સાલમાં (૨) ચાલુ સમયમાં. **-ણુંકું** વિ० આ સાલનું
**ઓતણી** સ્ત્રી० ઓતવું તે (૨) ઓતવાનું

પાત્ર (૩) ઓતવાની કળા; ભરતનું કામ (૪) ધાતુ ગાળવાની ભઠ્ઠી (૫) ઓતવાનું મહેનતાણું

**ઓતપ્રોત** વિ૦[સં.]એકબીજામાં પરોવાયેલું; એકબીજા સાથે મળી ભળી ગયેલું (૨) તલ્લીન; તન્મય

**ઓતરંગ** (ઑ) પું૦; ન૦ [સં. उत्तरंग] બારસાખનો ઉપલો ભાગ

**ઓતરાચીતરા** ન૦બ૦વ૦ ઉત્તરાફાલ્ગુની અને ચિત્રા નક્ષત્રનો અતિશય તાપનો સમય

**ઓતરાતું(-દું)** (ઑ) વિ૦ [સં. उत्तर] ઉત્તર દિશાનું; ઉત્તર તરફનું

**ઓતવું** સ૦ક્રિ૦ ધાતુનું ભરતનું કામ કરવું

**ઓથ** સ્ત્રી૦ આશરો (૨) મદદ

**ઓથમીર** પું૦ 'મૂખ' અર્થમાં 'અક્કલનો' જોડે જ આવે છે, જુઓ 'અક્કલમાં'

**ઓથાર** (ઑ)પું૦ ભયંકર સ્વપ્ન; સ્વપ્નમાં કોઈ છાતી ઉપર ચડી બેઠું હોય એમ લાગવું [અર્થો)

**ઓથું** (ઑ) ન૦ જુઓ 'ઓઠું' (૨,૩,૪,૫,

**ઓથો** (ઑ) પું૦ ઓથ (૨) વચ્ચે આવવું તે (૩) છાંયો

**ઓદન** પું૦; ન૦ [સં.] રાંધેલા ચોખા

**ઓદ્ધ(-ધ)વ** પું૦ જુઓ ઉદ્ધવ

**ઓઘ** ન૦ [સં. ओघस्] અડાગ; બાવલું (૨) સ્ત્રી૦ વંશ; કુળ (૩) વારસો

**ઓધવ** (ઑ) પું૦ જુઓ ઉદ્ધવ

**ઓધવાડો** પું૦ [જુઓ ઓધ] ઓલાદ; સંતતિ [રહેવો તે

**ઓધાન** (ઑ) ન૦ [સં. आधान] ગર્ભ

**ઓધાર** (ઑ) પું૦+ઉદ્ધાર [-રી. હોદ્દો

**ઓધ્ધેદાર, -રી. ઓધ્ધો** જુઓ હોદ્દેદાર,

**ઓપ** પું૦ [દે. ओप्प, ओप्पिअ - ઘસીને ઓપેલું] ચળકાટ; ઢોળ (૨) સફાઈ; શોભા

**ઓપટી** સ્ત્રી૦ [સં.आपत्ति] અડચણ; મુશ્કેલી (૨) અટકાવ; ઋતુ (૩) સુવાવડ

**ઓપણી** સ્ત્રી૦ ઓપ (૨) ઓપ ચડાવવાનું ઓજાર

**ઓપવું** અ૦ક્રિ૦ [જુઓ 'ઓપ'] શોભવું (૨) સ૦ક્રિ૦ માંજી ઘસીને ચળકતું કરવું (૩) [સોનારૂપાનો] ઢોળ ચઢાવવો

**ઑફિસ** સ્ત્રી૦[ઇં.] કાર્યાલય. ૦ર પું૦(મોટો) અમલદાર [(૨) નદીનો કાંપ

**ઓબાળ(-ળો)** પું૦ ઉબાળો; બળતણ

**ઓભા** સ્ત્રી૦ મુશ્કેલી; ઉપાધિ; પીડા. ૦મણ (-ણી) સ્ત્રી૦ ઓભાવું તે. ૦વું અ૦ક્રિ૦ મુશ્કેલીમાંથી-પ્રસૂતિની પીડામાંથી છૂટવાને વલખાં મારવાં (૨) અમૂંઝાવું; સલવાવું; ઉપાધિ કે પંચાતમાં આવી પડવું

**ઓમ્** પું૦ [સં.] વેદનો પહેલો અને પવિત્ર ઉચ્ચાર; પ્રણવ; ॐ. ૦કાર પું૦ [સં.] ઓમ, પ્રણવ (૨) ઓમ્ એવો ઉચ્ચાર

**ઓર** સ્ત્રી૦ ઉતાવળી; ચડસાચડસી (૨) પું૦ [ક.] પાણીની ઓટ

**ઓર** (ઑ) વિ૦ [સં. अपर, પ્રા. अवर] અન્ય; બીજું (૨) નિરાળું; વિચિત્ર

**ઓર** (ઑ) સ્ત્રી૦ ગર્ભના રક્ષણ માટે તેના ઉપર રહેતું પાતળી ચામડીનું પડ (૨) કેરીને પાકવા નાખવી તે

**ઓરડી** સ્ત્રી૦ [સં. अपवरक] નાનો ઓરડો. -ડો પું૦ મોટો-મુખ્ય ખંડ કે કોઈ પણ ખંડ (૨)ઘરની પરસાળ પછીનો ખંડ [ચ.] (૩) ઘર (૪) અંતઃપુર [લા.]

**ઓરણી** સ્ત્રી૦ ઓરવું તે (૨) ઓરણીનો સમય (૩)વાવડું (૪) દળવાની ઘંટીનું મોં, જેમાં દળણું ઓરાય છે. (૫) મોંમાં ઓરવું -ખા ખા કરવું તે (તુચ્છકારમાં). -ણું ન૦ જુઓ 'ઓરણી' ૧,૩,૪ અર્થો (૨) ઓરવાની વસ્તુ (અનાજ, બી ઇત્યાદિ) (૩)મોંમાં ઓરવાનું, ખાવાનું(તુચ્છકારમાં)

**ઓરત** (ઑ) સ્ત્રી૦ [અ.] સ્ત્રી; બૈરી

**ઓરતો** (ઑ) પું૦ [સં. आतुरत्व] ઓરિયો; લહાવાની ઉમેદ

**ઓરપો** પું૦ લીંપણની ઓકળીઓની એક ઊભી હાર કે પટ [ચ.]

**ઓરમાઈ(-ન,-યું)** (ઑ) વિ૦ [સં. अपरमातृ, પ્રા. अवरमाउ ]સાવકું(મા કે બાળકો માટે) [કે વાંસ

**ઓરવણી** સ્ત્રી૦ ઓરવવા માટેની દોરી

**ઓરવવું** સ૰ક્રિ૰ છૂટું છૂટું કરીને સૂકવવું (વસ્ત્ર વગેરે) (૨) (ખેતરને ખેડવા પોચું કરવા) પાણી પાવું (૩) ભીંજવવું; ઠરમોવવું

**ઓરવું** સ૰ક્રિ૰ –માં નાખવું; દરેડો કરવો (જેમ કે ઘંટીમાં દળવાનું અનાજ) (૨) (બી) વેરવાં; ઓરણીથી (ખેતર) વાવવું (૩) (રાંધવા માટે) દાણા આધણમાં નાખવા (૪) મોંમાં નાખવું; ખાવું (તુચ્છકારમાં)

**ઓરશિયો** પું૰ [દે. ओहरिस] સુખડ ઇત્યાદિ ઘસવાનો પથ્થર

**ઓરસ** પું૰ જુઓ ઉરસ

**ઓરસંગું** ન૰ કોસ અને વરત એ બેને જોડનારો લાકડાનો કકડો–ખીલો

**ઓરસિયો** પું૰ જુઓ ઓરશિયો

**ઓરાડવું** સ૰ ક્રિ૰ જુઓ ઓઢાડવું

**ઓરિયો** (ઓ) પું૰ જુઓ ઓરતો (૨) કાંઠા ઉપરનો કૂવો

**ઓરી** સ્ત્રી૰એક ચેપી રોગ (બાળકોનો પ્રાયઃ)

**ઓરું** (રું') વિ૰ નજીક; પાસે

**ઑર્ડર** પું૰ [ઇં] હુકમ; આજ્ઞા (૨) (માલ કે હોટેલની ચીજ) ખરીદવા જણાવવું તે

**ઑર્ડિનન્સ** પું૰; ન૰ [ઇં.] ધારાસભાની સંમતિ વગર તાત્કાલિક કરાતો કાયદો –વટહુકમ

**ઓલપાવવું** સ૰ક્રિ૰ સંતાડવું; ઓળવવું [પ.]

**ઓલવવું** (લ') સ૰ક્રિ૰ [પ્રા. ओल्हव] બૂઝવવું

**ઓલાણ** (લા') ન૰ ઓલવવું તે

**ઓલાણ(–ણું)** (ઓ) ન૰ [સં. अवलान] કોસ ખેંચતા બળદોને ઉતરવાનો ઢાળ-વાળો ખાડો

**ઓલાણું** (લા') ન૰ ઓલવવું તે

**ઓલાદ** (ઓ) સ્ત્રી૰ [અ.] સંતતિ (૨) કુળ

**ઓલાં** ન૰ બ૰ વ૰ કરા

**ઓલિયણ** (ઓ) વિ૰ સ્ત્રી૰ 'ઓલિયું'નું સ્ત્રી૰

**ઓલિયું** (ઓ) વિ૰ [અ.] ભોળિયું; નિખાલસ; ઉદાર (૨) ભક્ત. –યો પું૰ ઓલિયો આદમી (૨) ખુદાનો બંદો; ભક્ત

**ઓલું (–લ્યું)** વિ૰ [કા.] પેલું. ૰પેલું વિ૰ આ અને તે; કુટકળ

**ઓલો** (ઓ') પું૰ [દે. उल्ली] ચૂલાની સાથે જોડેલો નાનો ચૂલો

**ઓલ્યું, ૰પેલું** વિ૰ જુઓ 'ઓલું'માં

**ઓવરસિયર** પું૰ [ઇં.] બાંધકામ ઇ૰માં દેખરેખ રાખનાર, નાના દરજ્જાનો ઇજનેરી અમલદાર

**ઓવારણું** ન૰ અશુભ તથા દુઃખનું વારણ કરવા માટે આશીર્વાદ આપવાની એક રીત

**ઓવારવું** સ૰ક્રિ૰ [સં. अपवारय, પ્રા. ओवार] ઓવારણાં લેવાં (૨) વારી નાખવું

**ઓવારવું** [સં. अवतार, પ્રા. ओआर] [ત્રાક ઉપરનું સૂતર] ફાળકા પર ઉતારવું

**ઓવારો** પું૰ [સં. अवतार, પ્રા. ओआर] કિનારો; નાહવાધોવાનો ઘાટ

**ઓવાળવું** સ૰ક્રિ૰ દુઃખ–સંકટનું વારણ કરવા થાળીમાં સળગતી દિવેટો તથા પૈસો મૂકી માણસના માથા ઉપર ઉતારવું (૨) આરતી ઉતારવી (૩) અર્પણ કરવું

**ઓશરી** (ઓ) સ્ત્રી૰ [દે. ओसरिया] અડાળી; માંડવી (૨) ઘરનો શરૂનો – પરસાળમાં જતા પહેલાંનો ખુલ્લો (આંગણું પૂરું થતાં શરૂ થતો) ભાગ

**ઓશલો** પું૰ છાતી (૨) રોટલો (તુચ્છ-કારમાં)

**ઓશિયાળ** વિ૰ જુઓ ઓશિયાળું (૨) સ્ત્રી૰; ન૰ આશ્રય, ઉપકાર કે ગરજને લીધે પરાધીનતા કે દીનતા

**ઓશિયાળું** વિ૰ આશ્રય, ઉપકાર કે ગરજને લીધે પરાધીન–દબાયેલું (૨) શરમિંદું (૩) ન૰ ઓશિયાળાપણું

**ઓશિંકળ, ઓશિંગણ** (ઓ) વિ૰ આભારી

**ઓશિંજાળું** વિ૰ અવટ (૨) ન૰ અવડ જગા (૩) અવડ જગામાં બાઝતું જાળું

**ઓશીકું** ન૰ ઉશીકું

**ઓશીંજાળું** વિ૰ (૨) ન૰. જુઓ ઓશિંજાળું

**ઓષધિ (–ધી)** સ્ત્રી૰ [સં.] જુઓ ઔષધિ

**ઓષ્ટ** પું૰ [સં.] હોઠ

**ઓષ્ઠ્ય** વિ૰ [સં.] હોઠ સંબંધી (૨) હોઠથી જેનો ઉચ્ચાર થતો હોય એવું ('પ' વર્ગનો વ્યંજન) [વ્યા.]

**ઓસ** પું૰; સ્ત્રી૰ [દે.] ઝાકળ (૨) મૃગજળ
**ઓસડ** ન૰ [સં. औषध] દવા (૨) ઉપાય; ઇલાજ [લા.]. **૰વેસડ** ન૰ દવાદારૂ. **–ડિયું** ન૰ દવાના ગુણવાળી વનસ્પતિ
**ઓસરવું** (ઓ) અ૰ક્રિ૰ [સં. अपसृ, પ્રા. ओसर] પાછા હઠવું; સંકોચાવું (૨) ઓછું થવું; ઘટવું (૩) સુકાવું (૪) શરમાવું
**ઓસરી** (ઓ) સ્ત્રી૰ જુઓ ઓશરી
**ઓસલો** પું૰ જુઓ ઓશલો
**ઓસવવું** સ૰ક્રિ૰ [જુઓ ઓસામણ] દાણો ચડી જાય એટલે વધારાનું પાણી નિતારી નાખવું
**ઓસવાવું** અ૰ક્રિ૰ 'ઓસ(–સા)વવું'નું કર્મણિ (૨) (દાણાનું) ચડવું; બફાવું (૩) શોષાઈ ઓછું થવું (૪) મનમાં દુઃખ પામવું [લા.] (૫) શરમાવું; સંકોચાવું
**ઓસાણ(–ન)** (ઓ) ન૰ (કટોકટી વેળાની) હિંમત; ધીરતા
**ઓસામણ** ન૰ [પ્રા. अवस्रावण] ઓસાવવાથી નીકળેલું પાણી (૨) દાળના પાણીની એક વાની [સ્ત્રી૰ ઓથ; રક્ષણ
**ઓસાર** (ઓ) પું૰ ભીંતની જાડાઈ (૨)
**ઓસાર** (ઓ) પું૰ [સં. अपसार, પ્રા. ओसार] ઓસરવું–ઓછું થવું તે; સંકોચાવું તે (૨) પાછા હઠવું તે (૩) ખસેડવું, દૂર કરવું તે (૪) બીક; નબળાઈ; પોચાપણું
**ઓસારો** પું૰ ઓસરી જેવી મોટી ખુલ્લી અડાળી [પડવું તે
**ઓસારો** પું૰ સંકોચ કે શરમથી પાછા
**ઓસાવવું** અ૰ક્રિ૰ જુઓ ઓસવવું
**ઓસાંક** પું૰ જે ઉષ્મામાને ઝાકળ પડવાનું શરૂ થાય તે; 'ડ્યૂ પૉઇંટ' [પ. વિ.]
**ઓસિંજાળું** વિ૰ (૨) ન૰ ઓશિંજાળું
**ઓસીકું(–સું)** ન૰ જુઓ ઉશીકું
**ઓસીંજાળું** વિ૰ (૨) ન૰ જુઓ ઓશિંજાળું [ખંડોમાંનો એક
**ઑસ્ટ્રેલિયા** પું૰ [इं.] પૃથ્વીના પાંચ
**ઓહિયાં** અ૰ [સ્વ૰] જુઓ ઓઈયાં
**ઓળ** (ળ.) સ્ત્રી૰ [દે. ओली] હાર; પંક્તિ (૨) શ્રેણી; વર્ગ (૩) ગલી; શેરી
**ઓળ** સ્ત્રી૰ ઉપસાગર અગર અખાતના મોં આગળ તણાઈ આવેલો કાદવ
**ઓળ** સ્ત્રી૰ [દે. ओल्ली] ઊલ કે તે ઉતારવાની ચીપ
**ઓળખ** સ્ત્રી૰ ઓળખાણ (૨) અડક (૩) ઓળખવાનું ચિહ્ન–સાધન. **૰પત્ર** ન૰ આ એ જ માણસ છે એવું પ્રમાણપત્ર. **૰પાળખ** સ્ત્રી૰ ઓળખ અને પરીક્ષા; ઓળખાણ. **૰વું** સ૰ક્રિ૰ [પ્રા. ओलक्खि (સં. उपलक्षित)] જાણવું; પિછાનવું. **–ખાણ** (**૰પાળખાણ**) સ્ત્રી૰; ન૰ પિછાન; પરિચય (૨) ઓળખવાનું ચિહ્ન–સાધન (૩) ઓળખીતા માણસની ખાતરી
**ઓળખાવવું** સ૰ક્રિ૰ 'ઓળખવું'નું પ્રેરક
**ઓળખાવું** અ૰ક્રિ૰ 'ઓળખવું'નું કર્મણિ (૨) પરખાવું; સારાખોટા જણાવું (૩) પ્રસિદ્ધ થવું (સારે કે ખોટે કારણે)
**ઓળખીતું** (**૰પાળખીતું**) વિ૰ ઓળખાણવાળું; પરિચિત; જાણીતું
**ઓળઘોળ** અ૰ માથે ફેરવીને – ઉતારીને [કા.] [ચોળવું તે
**ઓળચોળ** (ઓ'; બેઉ ળ,) સ્ત્રી૰ ઓળવું
**ઓળછોળ** અ૰ ઓળેછોળે
**ઓળપટિયું** વિ૰ ઢીંચણ વાળીને ઢીંચણ અને કેડની ફરતે ખેસ બાંધીને બેઠેલું
**ઓળપો** પું૰ જુઓ ઓરપો, ઓળીપો
**ઓળવવું** સ૰ક્રિ૰ ખોટી રીતે લઈ લેવું; પચાવી પાડવું (૨) છુપાવવું; સંતાડવું
**ઓળવું** (ઓ') સ૰ક્રિ૰ (કેશને) કાંસકીથી સાફ અને વ્યવસ્થિત કરવા; હોળવું. **૰ચોળવું** સ૰ક્રિ૰ (માથું–કેશ) ચોળીને ધોવું અને કાંસકીથી સાફ કરવું
**ઓળસવું** સ૰ક્રિ૰ ઓળાંસવું
**ઓળંગવું** સ૰ક્રિ૰ [સં. उल्लंघ] પાર જવું; ઉપર થઈને જવું; વટાવી જવું (૨) કૂદી જવું (૩) ઉલ્લંઘવું; અવગણના કરવી; લોપવું [ઓળંગીને જવું [ચ.]
**ઓળંડવું** સ૰ક્રિ૰ [પ્રા. ओरुंड (સં. उल्लंघ)]

**ઓળંબો** પું૦ [સં. अवलंबन, પ્રા. ओलंबण] કડિયાનું એક ઓજાર
**ઓળંભો** પું૦ [સં. उपालंभ] ઠપકો (૨) ફરિયાદ; રાવ (૩) મશ્કરી; ઠઠ્ઠો
**ઓળા** પું૦ બ૦ વ૦ લીલા ચણાના પોપટા; પોપટા સોતી એના છોડવાની ઝૂડીઓ (૨) ચણાના શેકેલા પોપટા [એક હારમાં
**ઓળાઓળ** અ૦ હારબંધ (૨) એક પછી
**ઓળાયો** (ળા') પું૦ આવું ચિહ્ન ')'
**ઓળાંડવું** સ૦ ક્રિ૦ જુઓ ઓળંડવું
**ઓળાંસવું** (૦) સ૦ ક્રિ૦ માલિસ કરવું; ચોળવું (૨) ખુશામત કરવી [લા.]
**ઓળિયાપટી** (**-ટ્ટી**) સ્ત્રી૦ બૂચ કે ડાટો બરાબર બેસાડવા આજુબાજુ વીંટેલી (કપડાની) પટી
**ઓળિયું** ન૦ ગોળ વીંટાળેલો લાંબો કાગળ; ભૂંગળું (૨) ટીપણું; પંચાંગ
**ઓળીપો** પું૦ ઓકળી (લીંપણની) [કા.]
**ઓળેછોળે** અ૦ સૂપડે ને ટોપલે; છૂટે હાથે
**ઓળો** પું૦ ચણાના પોપટાનો પોંક; ઓળા
**ઓળો** પું૦ પડછાયો (૨) સહેજ સ્પર્શ કે સંબંધ [લા.] (૩) રક્ષણ; આશ્રય [કા.]
**ઓંજણું** (૦) ન૦ [કા.] પર્દેનશીન ગરાસિયણ વહેલમાં બેસીને જતી આવતી હોય તે (૨) ઓઝણું (૩) ગરાસિયાની પરણેલી કન્યાને તેડી જતું વહેલડું
**ઓંતાવું** (૦) અ૦ ક્રિ૦ ઠરડાવું; માપમાંથી આઘુંપાછું થવું (ઉદા૦ ચોમાસામાં ખાટલો ઓંતાઈ ગયો)

# ઔ

**ઔ** પું૦ [સં.] સંસ્કૃત કુટુંબની વર્ણમાળાનો તેરમો અક્ષર–એક સ્વર
**ઔચિત્ય** ન૦ [સં.] ઉચિતપણું; યોગ્યતા
**ઔજ્જ્વલ્ય** ન૦[સં.] ઉજ્જ્વલતા (૨) પ્રકાશ
**ઔત્સુક્ય** ન૦ [સં.] ઉત્સુકતા
**ઔદારિક** વિ૦ [સં.] ઉદર–પેટ સંબંધી (૨) અકરાંતિયું
**ઔદાર્ય** ન૦ [સં.] ઉદારતા
**ઔદાસીન્ય** ન૦ [સં.] ઉદાસીનતા
**ઔદીચ** (**-ચ્ય**) વિ૦[સં.] ઉત્તર દિશા તરફનું (૨) પું૦ એ નામની જ્ઞાતિનો બ્રાહ્મણ
**ઔદ્ધત્ય** ન૦ [સં.] ઉદ્ધતપણું
**ઔદ્યોગિક** વિ૦ [સં.] ઉદ્યોગને લગતું
**ઔપચારિક** વિ૦ [સં.] ઉપચારને લગતું (૨) ઉપચાર પૂરતું જ (સાચું નહિ)
**ઔરસ** (**-સ્ય**) વિ૦ [સં.] પોતાની પરણેલી સ્ત્રીથી પેદા થયેલું (સંતાન)
**ઔષધ** ન૦ [સં.] ઓસડ; દવા. **-ધાલય** ન૦ [સં. औषध + आलय] દવાખાનું (૨) દવાઓનું કારખાનું; 'ફાર્મસી'
**ઔષધિ** (**-ધી**) સ્ત્રી૦ [સં.] વનસ્પતિ (૨) ઓસડ; દવા. **૦પંચામૃત** ન૦સૂંઠ, કાળી મૂસળી, ગળોનું સત્ત્વ, શતાવરી અને ગોખરું –એ પાંચ ઔષધિઓનું મિશ્રણ
**ઔષ્ઠ્ય** વિ૦ [સં.] જુઓ ઓષ્ઠ્ય
**ઔંસ** પું૦; ન૦[ઇં.] એક અંગ્રેજી વજન [રતલનો સોળમો કે બારમો ભાગ એમ બે જાતનું છે]

**ક** પું૦ [સં.] કંઠસ્થાની પહેલો વ્યંજન (૨) (પ્રાયઃ બહુવ્રીહિ સમાસને અંતે અર્થ-વૃદ્ધિ કર્યા વગર આવે છે)દા.ત.હિંસાત્મક; કલેશમૂલક (૩) નામ કે વિ૦ને લાગતો તદ્ધિત પ્રત્યય–અલ્પતા, વહાલ બતાવે છે; નકામો પણ આવે છે. દા.ત. બાલક;જરાક

**ક** [સં. कु]નઠારું, અયોગ્ય ઇત્યાદિ અર્થસૂચક પૂર્વગ. ઉદા૦ 'કપૂત'; 'કજોડું'

**ક** (પ્રશ્નાર્થક પદ સાથે બહુધા લાગતાં)તેના અર્થમાં અનિશ્ચિતતા સૂચવતો પ્રત્યય. ઉદા૦ કોક, ક્યારેક

**કઅવસર** પું૦ [સં. कु + अवसर] કવખત

**કઈ** સ૦ (૨) વિ૦ સ્ત્રી૦ 'કયું'નું સ્ત્રીલિંગ

**કઋતુ** સ્ત્રી૦ ખરાબ–અયોગ્ય ઋતુ (૨) અસાધારણ કે મોસમ વગરનો સમય

**કકડતું** વિ૦ [રવ૦] ઊકળતું (૨) ચોખ્ખું અને ઇસ્ત્રીવાળું (કપડું) (૩) આકરી–ધ્રુજાવે એવી (ટાઢ)

**કકડવું** અ૦ક્રિ૦ [રવ૦] કડકડ એવો અવાજ કરવો (૨) દાંત કકડે એટલું ધ્રૂજવું (૩) કડકડ થાય એટલું ઊકળવું

**કકડાટ** પું૦ [રવ૦] કડકડવું તે; કડકડ એવો અવાજ (૨) અ૦ ઝપાટાબંધ; વેગભેર (૩) એકસરખી રીતે; અટક્યા વગર

**કકડી** સ્ત્રી૦ છેક નાનો કકડો

**કકડીને** અ૦ સખત રીતે

**કકડે બચકે** અ૦ થોડે થોડે કરીને

**કકડો** પું૦ એક ભાગ; ટુકડો

**કકણવું, કકણાટ(–ટો)** જુઓ 'કણકણવું'માં

**કકરાવવું** સ૦ક્રિ૦ કાકર કઢાવવા

**કકરું** વિ૦ [સં. कर्कर] લીસું નહિ–કરકર લાગે એવું (૨) આકરા સ્વભાવનું [લા.]

**કકલા(–ળા)ણ** ન૦[સં. कलकल] કળકળવું તે; કલ્પાંત (૨) ધુમચાણ

**કકળવું** અ૦ક્રિ૦ કલ્પાંત કરવું; જીવ બાળવો (૨) બબડવું (૩) ઊકળવું

**કકળાટ** પું૦ કજિયો; કલેશ; રડારોળ (૨)ધુમરાણ. **–ટિયું** વિ૦ કકળાટ કરે–કરાવે એવું; કજિયાખોર

**કક્કાવારી** સ્ત્રી૦ કક્કાનો અનુક્રમ

**કક્કો** પું૦ ક અક્ષર (૨) મૂળાક્ષરોની આખી યોજના (૩) કક્કાનો દરેક અક્ષર લઈ બનાવેલી કાવ્યની એક રચના (૪) પ્રાથમિક જ્ઞાન [લા.]. **૦ખરો કરવો** = પોતાનો મત કે જીદ બીજા પાસે સ્વીકારાવવાં [પડખું

**કક્ષ** પું૦ [સં.] બગલ; કાખ (૨) પાસું;

**કક્ષા** સ્ત્રી૦ [સં.] ગ્રહનો આકાશમાં ફરવાનો માર્ગ (૨) સ્થિતિ; શ્રેણી; તબક્કો (૩) કેડ; પડખું (૪) કાછડી (૫) ઓરડો; ખાનગી ખંડ

**કખવા** પું૦ બગલમાં થતી એક ગાંઠ

**કખાય** પું૦ [સં. कषाय] ભગવો રંગ (૨) મનોવિકાર (૩) વિ૦ તૂરું; કસાણું (૪) કષાય; ભગવું

**કગરવું** અ૦ક્રિ૦ અત્યંત દીનતાપૂર્વક આજીજી કરવી–કાલાવાલા કરવા

**કગ્ગો** પું૦ [સં. काक] કાગડો [પ.]

**કચ** પું૦ [સં.] માથાના કેશ; ચોટલો (૨) પું૦ બૃહસ્પતિનો પુત્ર

**કચ** સ્ત્રી૦ [સં. कच् ઉપરથી] કચકચ

**કચકચ** સ્ત્રી૦ [કચ+કચ] ટકટક; નકામી માથાફોડ (૨) કજિયો; તકરાર **૦વું** અ૦ક્રિ૦ કચકચ કરવી (૨) કચકચ એવો અવાજ થવો. **–ચાટ** પું૦ કચકચ કરવી તે (૨) 'કચકચ' એવો અવાજ થવો તે. **–ચાવવું** સ૦ક્રિ૦ 'કચકચવું'નું પ્રેરક (૨)જોરથી ખેંચીને બાંધવું(૩)હેરાન કરવું. **–ચિયું** વિ૦ કજિયાખોર(૨)માથાફોડિયું

**કચકડું** ન૦, **-ડો** પું૦ કાચબાની પીઠનું હાડકું; કચબડું
**કચડવું** સ૦ક્રિ૦ જુઓ કચરવું
**કચડાકચડ(-ડી, -રી)** સ્ત્રી૦ કચરાઈ જવાય એવી સખત ભીડ
**કચબડું** ન૦ કેરીનું ગાબચું - ચીરિયું (૨) કાચબાનું હાડકું
**કચભાર** પું૦ ચોટલો; અંબોડો
**કચરકૂટ** સ્ત્રી૦ કચરવું અને કૂટવું તે (૨) મહેનત
**કચરપચર** વિ૦ કાચુંકોરું
**કચરવું** સ૦ક્રિ૦ ચગદવું (૨) છૂંદવું (૩) કૂટો કરવો [સખત ભીડ
**કચરાકચર(-રી)** સ્ત્રી૦ કચડાકચડી;
**કચરાપટી (-ટ્ટી)** સ્ત્રી૦ કચરો; પૂંજો (૨) કચરાપૂંજાનો ઢગલો
**કચરાપેટી** સ્ત્રી૦ કચરો નાખવાની - ભેગો કરવાની પેટી [તિલભર્યો કૂટો
**કચરિયું** ન૦ કચરેલું તે; તેલી બીજનો
**કચરુ** ન૦ [સં. कच्चरकं = ગંદું; દે. कच्चवार] નકામો કચરો. **-રો** પું૦ નકામું ફેંકી દેવા જેવું તે (ધૂળ, તરણાં, વિણામણ ઇ૦) (૨) ખરાબમાં ખરાબ માણસ; ઉતાર [લા.] [માટી
**કચરો** પું૦[દે. कच्चर] કાદવ (૨) ચણતરની
**કચવવું** સ૦ક્રિ૦ દિલ દુખવવું (અસંતોષથી)
**કચવાટ** પું૦ મનનું કચવાવું તે; અસંતોષ (૨) અણબનાવ (૩) કચકચાટ; માથાકૂટ. **-ટિયું** વિ૦ કચવાટ કરનારું. **-ણ** ન૦ ચૂંથાઈ જવું તે; ભેળસેળ; ખરાબી (૨) ગભરાટ; અમૂંઝણ (૩) મન કચવાવું તે (૪) વણબોલાવ્યા વચમાં બોલવું તે. **-વવું** સ૦ ક્રિ૦ કચવાય તેમ કરવું. **-વું** અ૦ક્રિ૦ દિલગીર થવું; મનમાં મૂંઝાવું (અસંતોષથી)
**કચાકચ** સ્ત્રી૦ જુઓ કચકચ (૨) કોઈ વસ્તુ કપાયાનો એવો અવાજ (૩) અ૦ કચકચ - ઝપાટાબંધ કપાય એમ
**કચાટ** વિ૦ જિદ્દી (૨) પું૦; સ્ત્રી૦ કચકચ (૩) જીદ (૪) કચવાટ; મૂંઝવણ. **-ટિયું** વિ૦ કચાટ કરવાની આદતવાળું
**કચાલ** પું૦ ખોટો ચાલ - રિવાજ (૨) સ્ત્રી૦ ખરાબ વર્તણૂક (૩) કુટેવ. **-લો** પું૦ કુરિવાજ
**કચાશ** સ્ત્રી૦ કાચાપણું (૨) ન્યૂનતા
**કચિચાણ** ન૦ ભીડ; ગરદી
**કચિયું** વિ૦ કચકચિયું
**કચુંબર** સ્ત્રી૦; ન૦ ઝીણી કકડીઓ
**કચૂકો** પું૦ ચિચૂકો; આંબલીનો ઠળિયો
**કચૂડકચૂડ** અ૦ [રવ૦] એવો અવાજ થાય તેમ
**કચૂમર** સ્ત્રી૦ કચુંબર
**કચૂરો** પું૦ [સં. कर्चूरः] ઝેરકચોલું
**કચેરી** સ્ત્રી૦ કોર્ટ (૨) ઑફિસ; કાર્યાલય (૩) દીવાનખાનું
**કચોરી** સ્ત્રી૦ ખાવાની એક બનાવટ
**કચોરો** પું૦ કપૂરકાચલી જેવું સુગંધી દ્રવ્ય (૨) જુઓ કચૂરો [કંકાવટી
**કચોલું** ન૦ [પ્રા कचोलक] ચલાણું (૨)
**કચ્ચર** વિ૦ કચરાઈ-છૂંદાઈ ગયું હોય એવું (૨) લોહી ન નીકળ્યું હોય પણ અંદરથી સખત ઈજા થઈ હોય એવું. **૦કૂટ** સ્ત્રી૦ જુઓ કચરકૂટ. **૦ઘાણ** પું૦ પૂરેપૂરું કચરાવું-છૂંદાવું તે; પૂર્ણ પાયમાલી
**કચ્ચાંબચ્ચાં** ન૦ બ૦ વ૦ છોકરાંઠૈયાં
**કચ્ચું** વિ૦ કાચું; અનુભવ વિનાનું
**કચ્છ** પું૦ [સં.] કછોટો; લંગોટ (૨) કાચબો (૩) કિનારો; કિનારા પરનો પ્રદેશ (૪) હમેશ જ્યાં પાણી રહે એ દેશ (૫) પું૦; ન૦ કાઠિયાવાડની ઉત્તરનો એ નામનો દેશ
**કચ્છપ** પું૦ [સં.] કાચબો
**કચ્છો** પું૦ કછોટો; લંગોટ
**કછોટી** સ્ત્રી૦ [સં. कच्छ] લંગોટી (૨) એમાં બંધાનો અવયવ. **૦બંધ** વિ૦ લંગોટબંધ; બ્રહ્મચારી (૨) પુરુષવાર (નાતરાં). **-ટો** પું૦ કચ્છો; કાછડો (૨) કચ્છમાં બંધાતો અવયવ

**કછોરુ(-રું)** નં૦ નઠારું છોકરું
**કજલી** સ્ત્રી૦ જુઓ કજ્જલી
**કજળ(-ળા)વું** અ૦ ક્રિ૦ ['કાજળ'ઉપરથી] રાખથી ઢંકાવું; ઠરી જવું; ઓલવાવું (અંગારાનું)
**કજા** સ્ત્રી૦ [अ.] કિસ્મત (૨) આફત; હાણ (૩) મોત (૪) અશુભની આશંકા[લા.]
**કજા** સ્ત્રી૦યુક્તિ;તદબીર. ૦ગરુ વિ૦યુક્તિબાજ
**કજાગરું** વિ૦ નુકસાનકારક (૨) મૃત્યુ નિપજાવે એવું [કુટુંબનું; નીચ
**કજાત** વિ૦ [ક + जात (જન્મેલું)]હલકા
**કજારજા** સ્ત્રી૦ [अ. कज़ा + आरिज़ह] દૈવનો કોપ; આફત (૨) મોત
**કજાવો** પું૦ [फा.] એક પ્રકારનું ઊંટનું પલાણ, જેની બંને તરફ બેસાય છે
**કજિયાખોર** વિ૦કજિયોકરવાની,ટેવવાળું
**કજિયાદલાલ** પું૦ કોર્ટમાં કજિયા લડવાની ગોઠવણ કરી આપનાર દલાલ (૨) [તિરસ્કારમાં] વકીલ (૩) કજિયા કરાવીને અથવા કરનારાઓનો મધ્યસ્થ બનીને કમાઈ ખાનાર આદમી
**કજિયાળું** વિ૦ કજિયો કર્યા કરનારું
**કજિયો** પું૦ [फा.] કંકાસ; તકરાર; ટંટો
**કજોડું** નં૦ સ્વભાવ, રૂપ કે ઉંમર ઇત્યાદિમાં અસમાન – અયોગ્ય જોડું (વરવહુનું)
**કજ્જ** નં૦ [प्रा.] + કાર્ય
**કજ્જલ** નં૦ [सं.] મેશ (૨) કાજળ
**કજ્જલી** સ્ત્રી૦ [सं.] ગંધક અને પારાનું એક મિશ્રણ
**કટ** સ્ત્રી૦ [सं.] કટિ; કેડ (૨) ઘાસની સાદડી
**કટ** સ્ત્રી૦ [જુઓ કટ્ટા] કટ્ટી
**કટ** સ્ત્રી૦[सं. कटक] કંકણ (૨)પર્વતની ધાર
**કટ** અ૦ [રવ૦] તરત (જેમ કે 'કટ દઈને')
**કટ** પું૦ [इं.] કાપ; વેતરવાની રીત (પોશાક)
**કટક** નં૦[सं.]સૈન્ય (૨) છાવણી (૩) હુમલો (૪) કટ; કડું; કંકણ (૫) કોટલું (૬) કટ; પર્વતની ધાર
**કટકટ** સ્ત્રી૦[રવ૦]એક કંટાળાભર્યો અવાજ (૨) ટકટક; ચીડ ચડે એવી ટોક; કજિયો (૩) અ૦ કટકટ અવાજ થાય એમ (૪) વ્યવસ્થિતપણે પણ વેગથી. **-ટાટ(-રો)** પું૦ કટકટ-ટકટક કરવી તે. **-ટાવવું** સ૦ ક્રિ૦ (દાંત) કટકટ કરવા. **-ટિયું** વિ૦ કટકટિયું (૨) કજિયાખોર
**કટકણું** વિ૦ કટ દઈને-ઝટ ભાગી જાય એવું
**કટકબટક** નં૦ કટકો બચકું થોડું ઘણું કાંઈક (ખાવું તે)
**કટકિયું** વિ૦ કટકણું; બરડ
**કટકિયું** નં૦ [सं. कटक] છાપરું (૨) માળ;મેડો
**કટકિયું** વિ૦ કટક – સૈન્યને લગતું. **-યો** પું૦ સૈનિક
**કટકી** સ્ત્રી૦ નાનો કટકો-ટુકડો
**કટકો** પું૦ [सं. कृत्तक] ટુકડો. ૦**બટકો** પું૦ બટકું ભરતાં મોંમાં આવે એટલો ભાગ
**કટલું** નં૦ [सं. कट ઉપરથી] નાનું ઝૂંપડું (૨) કડતલું
**કટાકટ(-ટી)** સ્ત્રી૦ [જુઓ 'કટ્ટા'] મારામારી; ઝપાઝપી (૨) જીવલેણ દુશ્મનાવટ (૩) તીવ્ર હરીફાઈ (૪) જુઓ કટોકટી
**કટાક્ષ** પું૦;નં૦ [सं.] પ્રેમ, સંકેત કે ક્રોધભરી વક્રદૃષ્ટિ(૨)વક્રોક્તિ;કટાક્ષકથન[લા.]
**કટાણું** વિ૦ કટાયેલું (૨) કાટના જેવું બેસ્વાદ (૩) બગડેલું (મોં); અણગમાભર્યું (૪) નં૦ કવેળા
**કટામણું** વિ૦ કાટ ચડાવે એવું (૨) કટાઈ જાય એવું (૩) કટાણું
**કટાર** સ્ત્રી૦ [अ.कितार]વર્તમાનપત્રનું કૉલમ
**કટાર(-રી)** સ્ત્રી૦[सं.कट्टार]એક બેધારું શસ્ત્ર
**કટાવ** પું૦ [सं.कर्त्, प्रा. कट्ट=કાપવું] પત્તાંની રમતમાં અમુક પત્તાં ન હોવાં તે (૨) કોતરણી; કલમ કરવી તે (૩) પતંગોના પેચ થવા-કરવા તે
**કટાવવું** અ૦ ક્રિ૦ કાટ ચડે એમ કરવું
**કટાવવું** સ૦ ક્રિ૦ [કાપવું ઉપરથી] કપાવવું
**કટાવું** અ૦ ક્રિ૦ કાટ ચડવો
**કટાસણું** નં૦ [सं. कटासन] ઊન કે ઘાસ-દર્ભનું આસન
**કટાહ** પું૦ [सं.] કાચબાની પીઠનું કોટલું; ઢાલ (૨) સ્ત્રી૦ પેણી

**કટિ(-ટી)** સ્ત્રી૦ [સં.] કેડ; શરીરનો મધ્યભાગ. **૦બદ્ધ** વિ૦ કેડ બાંધીને ઊભેલું; તૈયાર.**૦બંધ** પું૦ કમરપટો (૨)(ગરમી તથા ઠંડીનો ખ્યાલ આવવા) પૃથ્વીના ગોળાના બતાવાતા પાંચ ભાગમાંનો કોઈ પણ [ભૂ.]. **૦મેખલા(-ળા)**સ્ત્રી૦કંદોરો. **૦સ્નાન** ન૦ કેડ ને તેથી નીચેના ભાગનું સ્નાન; એક કુદરતી રોગોપચાર

**કટુ(૦ક)** વિ૦ [સં] કડવું (૨) તીખું (૩) અપ્રિય [લા.]. **૦તા** સ્ત્રી૦

**કટેવ** સ્ત્રી૦ જુઓ કુટેવ

**કટેશ(-સ)રી** ન૦ ગળાનું એક ઘરેણું

**કટોકટી**સ્ત્રી૦કટાકટી;અણીનો-બારીકસમય

**કટોરી** સ્ત્રી૦[સં.कटोरा]વાડકી **-રો**પું૦વાડકો

**કટ્ટર** વિ૦ [સં. कष्ट (પ્રા. कट्ठ)+કર] ઘણું સખત (૨) ચુસ્ત (૩) જક્કીલેણ

**કટ્ટા(-ટ્ટી)**સ્ત્રી૦[સં कृत,પ્રા कट्ठ]દોસ્તીનો ભંગ

**કટ્ટું** વિ૦ જુઓ કટ્ટર

**કઠ** સ્ત્રી૦ કઠારો, બફારો (૨) આંતરિક પીડા; અમૂંઝવણ (૩) કઠણાઈ

**કઠણ** વિ૦[સં. कठिन] ઝટ ભાંગે નહિ કે પોચું નહિ એવું; સખત (૨) અઘરું; મુશ્કેલ. **૦તા** સ્ત્રી૦ સાબુમાં ફીણ ન વળવા દેવાનો પાણીનો ગુણ [પ. વિ.]. **-ણાઈ** સ્ત્રી૦ મુશ્કેલીનો-કઠણ સમય

**કઠપૂતળી** વિ૦ કાષ્ટની પૂતળીની પેઠે બીજાની દોરવણીથી વર્તનારું

**કઠવું** અ૦ક્રિ૦[સં. कष्ट, પ્રા. कट्ठ] દુઃખ થવું; મૂંઝાવું (૨)બફારો મારવો-લાગવો (૩) ખૂંચવું

**કઠવો** પું૦ ઘી તેલ ભરવાનો ગાડવો (૨) કૂવામાં બેસાડાતું લાકડાનું ચોકઠું

**કઠારો** પું૦ [કઠવું ઉપરથી] બફારો (૨) જુઓ કઠેડો

**કઠિન** વિ૦ [સં.] કઠણ

**કઠિયારણ, કઠિયારી** સ્ત્રી૦ કઠિયારાની સ્ત્રી (૨) કઠિયારાનું કામ કરતી સ્ત્રી

**કઠિયારું** ન૦ કઠિયારાનો ધંધો. **-રો** પું૦ [સં. काष्ठहार] લાકડાં કાપી વેચવાનો ધંધો કરનારો

**કઠેડી** સ્ત્રી૦ નાનો કઠેડો. **-ડો(-રો)** પું૦ બારી, અગાસી, દાદરો ઇત્યાદિ સ્થાનોએ પડી ન જવાય તે માટે કરેલી આડ (૨) ગોખ; ઝરૂખો

**કઠોડિયું, કઠોડી** સ્ત્રી૦ નાનું કઠોડું

**કઠોડું** ન૦ [સં. काष्ठभाण्डक] મસાલો રાખવાની ખાનાંવાળી લાકડાની પેટી; લક્કડિયું

**કઠોડો** પું૦ગોખ(૨)વહાણનો પાછલો ભાગ

**કઠોર** વિ૦ [સં.]કર્કશ(૨)કઠણ (૩) નિર્દય

**કઠોળ** ન૦ દાળ પડે એવું-દ્વિદલ અનાજ

**કડ** સ્ત્રી૦ એક વાર ખાંડેલી ડાંગર; કરડ (૨) ગણીને અપાતી વસ્તુ ઉપર સેંકડે અપાતો વધારો

**કડ** અ૦ [રવ૦] એવો અવાજ કરીને

**કડક** વિ૦ [રવ૦] બટકો બોલે એવું (૨) કઠણ; આકરું (૩) કાચું; અપરિપક્વ

**કડકડ** અ૦ [રવ૦] એવો અવાજ કરીને. **૦તું** વિ૦ જુઓ કકડતું. **૦વું** અ૦ક્રિ૦ જુઓ કકડવું. **-ડાટ** પું૦ (૨) અ૦ જુઓ કકડાટ. **-ડાટી** સ્ત્રી૦ જુઓ કકડાટી(૨)અ૦ કકડાટ કરીને. **-ડાવવું** સ૦ક્રિ૦ કકડાવવું. **-ડિત** વિ૦ કકડેલું; કડક (૨) સફાઈબંધ; ઇસ્ત્રીબંધ. **-ડીને** અ૦ જુઓ કકડીને (૨) ધસારાબંધ; ઘણા જ જોરમાં

**કડકબંગાળી** વિ૦ સાવ ખાલી-નિર્ધન

**કડકાઈ(-રા)** સ્ત્રી૦કડકતા(૨)નાણાંની તાણ

**કડકાબાલૂસ** વિ૦ જુઓ કડકબંગાળી

**કડકિયું** ન૦ પુરુષના કાનનું ઘરેણું

**કડકી** સ્ત્રી૦ કકડી

**કડકો** પું૦ કકડો(૨)વિ૦ પું૦ કડકબંગાળી

**કડકોચલી** સ્ત્રી૦ કરચલી; કરચોલી

**કડછી** સ્ત્રી૦[દે. कडच्छु]રસોઈ હલાવવા કે પીરસવાનું છેડે વાટકી જેવું લાંબી દાંડીનું એક સાધન. **-છો** પું૦ મોટી કડછી

**કડછલ** પું૦ સતાર, બીન જેવાં વાદ્યોમાં પડખે હોતો તાર

**કડડ (૦કડડ)** અ૦[રવ૦]તૂટવા કે કરડવા- [નો અવાજ

**કડડડ** અ૦ [રવ૦]. ૦**ભૂસ** જુઓ કડડભૂસ
**કડ(-ઢ)ણુ** સ્ત્રી૦ [સં. कटक] કરાડ (૨) કોસની કાંબી (૩) આદત; લઢણ
**કડતલું** ન૦ [જુઓ કટલું] કપાસની સાંઠીઓનો ગૂંથેલો પડદો [કાટલું
**કડદો** પું૦ ઓછું આપવું તે (૨) ભેગ (૩)
**કડપ** પું૦ જુઓ કરપ(૨)સ્ત્રી૦જુઓ કડબ
**કડપલું** ન૦ છોડને કાપી કાપીને ખેતરમાં થોડે થોડે અંતરે ઢગલા કરવા તે [સાંઠા
**કડબ** સ્ત્રી૦ [સં. कडंब] જારબાજરીના સૂકા
**કડલી** સ્ત્રી૦ [સં. करक] હાથનું એક ઘરેણું; કલ્લી. -**લું** ન૦ પગનું એક ઘરેણું;કલ્લું
**કડવાટ** સ્ત્રી૦ કડવો સ્વાદ (૨)લાગણીઓ-ની-સંબંધની કટુતા [લા.]. -**શ** સ્ત્રી૦ કડવાપણું
**કડવી** સ્ત્રી૦ એક વેલ; ગળો
**કડવું** વિ૦ [સં. कडवकम्] એક જ રાગના કાવ્યની કેટલીક કડીઓનો સમુદાય
**કડવું** વિ૦ [સં. कटुक] કરિયાતાના સ્વાદ જેવું; કટુ(૨)અપ્રિય. -**ઝેર**, ૦**વખ** વિ૦ ઝેર - વિષ જેવું - ખૂબ કડવું
**કડવો** પું૦ કરવડો; નાળચાવાળો લોટો
**કડવો** પું૦પાટીદારની એક જાતનો માણસ
**કડસલો** પું૦ પડભીંતિયું
**કડા** પું૦ એક જાતની ડાંગર - ચોખા
**કડા** પું૦ [સં. कुटज] કડો
**કડા** સ્ત્રી૦ [સં. कटाह] તળવાનું વાસણ; પેણી (૨) ચરું. ૦**ઈ** સ્ત્રી૦ પેણી
**કડાક** અ૦ [રવ૦] કડાક એવો અવાજ કરીને
**કડાકડ** અ૦ [રવ૦] કડાકડ એવા અવાજ સાથે. -**ડી** સ્ત્રી૦ ચડસાચડસી(૨)સખત બોલાબોલી; મારામારી(૩) કડાકો;લાંઘણ
**કડાકૂટ** સ્ત્રી૦ માથાકૂટ. -**ટિયું** વિ૦ માથા-ફોડિયું; કંટાળાભરેલું. -**ટો** પું૦ કડાકૂટ
**કડાકો** પું૦ [રવ૦] કડાક એવો મોટો અવાજ (૨) નકોરડો ઉપવાસ; લાંઘણ
**કડાઝૂડ** અ૦ ધમધોકાર
**કડાનું** વિ૦ [સં. कृत,પ્રા. कड + नुं] (કોઈને માટે) અંકિત કરાયેલું; -ને યોગ્ય; -ને માટેનું. ઉદા૦ 'આ અનાજ કૂતરાના કડાનું છે.'
**કડાબીડ** અ૦ કડાઝૂડ
**કડાબીન** સ્ત્રી૦ [તુ. करावीन] એક નાની ટૂંકી બંદૂક
**કડા(-ઢા)યું** ન૦ મોટી કડાઈ - પેણો
**કડાસન** ન૦[સં. कटासन] દર્ભનું આસનિયું; ઘાસની ચટાઈ
**કડિયાકામ** ન૦ છોવા ચણવાનું કામ
**કડિયાળી** વિ૦ સ્ત્રી૦ કડીવાળી (ડાંગ)
**કડિયું** ન૦ [જુઓ કડ=કેડ] જુઓ કેડિયું
**કડિયો** પું૦ છોવા ચણવાનું કામ કરનાર કારીગર [કરીને
**કડિંગધીન** અ૦ [રવ૦] એવો અવાજ
**કડી** સ્ત્રી૦ [સં. कटक] આંકડી; 'હૂક' (૨) ગોળ વાળેલો તાર કે સળિયો (૩) કાનનું એક ઘરેણું (૪) બેડી (૫) કવિતાનું પદ; ચરણ (૬) ઓળ; હાર (૭) બારણાની આંકડી-સાંકળ. ૦**તોડ** વિ૦કડી અથવા સાંકળ તોડે એવું (૨) મજબૂત. ૦**બદ્ધ**, ૦**બંધ** વિ૦હારબંધ(૨)સાંકળરૂપે ગાંઠેલું
**કડુ** ન૦ [સં. कटुक] એક વનસ્પતિ-ઔષધિ
**કડું** ન૦ [સં. कटक] ગોળ વાળેલો ધાતુનો સળિયો; મોટી કડી (૨) હાથનું એક ઘરેણું
**કડૂચું** વિ૦ કડવા જેવા સ્વાદનું
**કડેટાટ** અ૦ [રવ૦] સપાટાબંધ
**કડેધડે**અ૦[રવ૦]ધમધોકાર;બહુ સારી રીતે
**કડો** પું૦ [સં. कुटज] એક વનસ્પતિ; ઇંદ્ર-જવનું ઝાડ
**કડોકડે** ન૦ ચકમક અને દોરીનું દેવતા પાડવાનું એક ઓજાર
**કઢણ** વિ૦ જુઓ કઢણિયું (૨)સ્ત્રી૦ જુઓ કડણ (૩) વાંસી [સુ.] (૪) ન૦ મસાલાવાળું ઓસામણ. -**ણિયું** વિ૦ચીડિયું; કઢાપો કરવાના સ્વભાવવાળું. -**વું** સ૦ ક્રિ૦ [સં. क्वथ्, પ્રા. कढ] ખૂબ ઉકાળવું (૨) અ૦ ક્રિ૦ કઢાપો કરવો; ઊકળવું
**કઢંગું** વિ૦ ઢંગ વગરનું; બેડોળ

**કઢા(૦ઈ)** સ્ત્રી૦ જુઓ 'કડા'માં

**કઢાપો** પું૦ ['કઢવું'?] ધામ (૨) કલેશ (૩) કઢી (તિરસ્કારમાં)

**કઢામ** ન૦ ઘોડા અને બળદને પલોટવાનું ત્રકોણ ચોકઠું

**કઢાયું** ન૦ [સં. कटाह] મોટી કડાઈ

**કઢિયલ** વિ૦ કઢેલું; ખૂબ ઉકાળેલું

**કઢી** સ્ત્રી૦ [જુઓ કઢવું] ખાવાની એક વાની. **-ઢો** પું૦ જુઓ કઢાપો ૨, ૩ (૨) કાઢો

**કણ** પું૦ [સં.] દાણો (૨) ઘણો નાનો ભાગ; પરમાણુ (૩) બ્રાહ્મણ કે અભ્યાગતને આપેલું ભિક્ષાન્ન [શા.]

**કણ(-ણું)** પ્રત્યય. ક્રિ૦ને લાગતાં 'તે ક્રિયા કરનારું', તેની ટેવવાળુ' એ અર્થનું વિ૦ બનાવે. ઉદા૦ બીકણ

**કણક** વિ૦ કડક; જરા કાચું

**કણક** સ્ત્રી૦ [સં. कणिक] બાંધેલો લોટ (૨) ભિક્ષાન્ન

**કણકણ** સ્ત્રી૦ [રવ૦] કણકણાટ. **૦વું** અ૦ ક્રિ૦ દુઃખ અથવા અસંતોષને લીધે ગળામાંથી અસ્પષ્ટ અવાજ કાઢવો; ઝીણું રોવું. **-ણાટ** પું૦ કણકણવું તે

**કણકવું** અ૦ક્રિ૦[સં. क्वण्] કચૂડ કચૂડ થવું

**કણકી** સ્ત્રી૦ [સં. कणिक] ચોખાનો ભંગાર (૨) ઝીણો કણ. **૦દાર** વિ૦ દાણાદાર

**કણજિયું** ન૦ કણજીના બીનું તેલ

**કણજી** સ્ત્રી૦ [સં. करज] એક ઝાડ

**કણજું** ન૦ કણજીનું બી

**કણતું** ન૦ ['કણ'] દરમાયા તરીકે અપાતું અનાજ

**કણપીઠ** સ્ત્રી૦ દાણાપીઠ

**કણબી** વિ૦ [સં. कुटुम्बिन्] એ નામની એક જ્ઞાતિનું (૨) પું૦ એ જ્ઞાતિનો માણસ

**કણવટ(-ટિયું,-ત)** ન૦ [સં. कण + वृत्ति] ભિક્ષાથી ભેગું કરેલું પરચૂરણ અનાજ. **-તિયું** વિ૦ ભિક્ષા ઉપર જીવનારું

**કણવું** અ૦ ક્રિ૦ [સં. कण्] કણકણવું

**કણસલું** ન૦ [સં. कणिश] ડૂંડું; કણસું

**કણસવું** અ૦ ક્રિ૦ દુઃખના જોરને લીધે ઊંહકાર કરવો-થવો

**કણાયતું** ન૦ જુઓ કણાતું

**કણિક** પું૦; સ્ત્રી૦ [સં.] કણસલું (૨) કણ; કરચ (૩) કણક

**કણિકા** સ્ત્રી૦ [સં.] છેક ઝીણો કણ; ઝીણી કરચ (૨) આંટણ; કપાશી

**કણિયો** પું૦ ['કણ'] અનાજ વેચનારો; ફેડિયો

**કણી** સ્ત્રી૦ [સં.] જુઓ કણિકા (૨) તેલ-ઘીમાં કોઈ વસ્તુ તળ્યા પછી જે ઝીણી ભૂકી રહે છે તે. **-ણું** ન૦ [સં. कण] નાનો કણ-દાણો (૨) જુઓ કણિકા (૩) જુઓ કણ(-ણું)

**કણેર** સ્ત્રી૦ [સં.] કરેણ

**કણો** પું૦ થોડા દિવસનું જન્મેલું સાપનું બચ્ચું (૨) ફેંટો (૩) રેંટિયાની ધરી (૪) ચરખાની આંકાવાળી લાટ

**કણોતું** ન૦ જુઓ કણતું; કણાયતું

**કત** સ્ત્રી૦ [અ. कत्त] કલમનો કાપ

**કતકું** ન૦ [તુ. कुत्कह] ભાંગ ખાંડવાનો લાકડાનો દસ્તો (૨) કૂતકું

**કતરજોડ** વિ૦ વળગ્યું છૂટે નહિ એવું; જિદ્દી (૨) અ૦ ઝોડની જેમ

**કતરણી** સ્ત્રી૦ [સં. कर्तनी] ધાતુનાં પતરાં કાપવાની કાતર

**કતરાતું(-યું)** વિ૦ત્રાંસું; આડું જતું. **-વું** અ૦ ક્રિ૦ [સં. कृत् ઉપરથી] આડું-ત્રાંસું જવું (૨) વિરુદ્ધ જવું (૩) કપાવું (૪) ગુસ્સાની નજરે જોવું

**કતરાશ(૦)** પું૦ આડાપણું; ઠરડ (૨) દ્વેષ

**કતલ** સ્ત્રી૦ [અ. क़त्ल] કાપાકાપી; ખૂનરેજી. **૦ખાનું** ન૦ કતલ થતી હોય તે જગા-મકાન. **૦ની રાત** સ્ત્રી૦ મોહરમની આગલી રાત (૨) ખૂબ કટોકટી કે તડામારનો વખત; કોઈ કામ કે સંજોગને પહોંચી વળવા માટેની, તાકડા ઉપરની પૂર્વતૈયારી કે તેની ધમાલ

**કતાર** સ્ત્રી૦ [અ. क़तार] અલગાર (૨) લડાઈ

**કતાલ(-ળ)** પું૦; સ્ત્રી૦ [ક+તાલ] કજિયો (૨) રડારોળ

**કતિપય** વિ૦ [સં.] કેટલુંક; અમુક

**કત્લેઆમ** સ્ત્રી૦[અ.]કશા અંકુશ કે વિવેક વિનાની કતલ; આમ કતલ; ખૂનરેજી
**કથન** ન૦ [સં.] કહેવું તે. **–ની** સ્ત્રી૦ કથા; વાત (૨) કહેવાની રીત; કહેણી (૩) કૂથલી. **–નીય** વિ૦ [સં.] કહેવા જેવું
**કથરોટ** સ્ત્રી૦ [સં. काष्ठ+वार्टी] મોટો થાળ
**કથવું** સ૦ક્રિ૦ [સં. कथ्] કહેવું; બોલવું (૨) કથા–વાત કરવી (૩) ટીકા કે વિવેચન કરવું
**કથળવું** અ૦ક્રિ૦ [સં. कु+स्खल्] ઊતરી જવું (હાડકું ઇત્યાદિ) (૨) બગડવું
**કથા** સ્ત્રી૦ [સં.] વાર્તા; કહાણી (૨) ઈશ્વર કે ધર્મ સંબંધી ભાષણ, કીર્તન કે વાર્તા કરવી તે (૩) વૃત્તાંત; ચરિત્ર. **૦કાર** પું૦ કથા કહેનાર (૨) વાર્તા બનાવનાર. **૦નક** ન૦[સં.] કથાનો ભાગ –હિસ્સો (૨) આડકથા; ઉપકથા
**કથિત** વિ૦ [સં.] કહેલું; વર્ણવેલું
**કથીર** ન૦ [સં. कर्त्तार] કલાઈ અને સીસાની મેળવણીથી બનેલી ધાતુ; જસત (૨) હલકી – તુચ્છ વસ્તુ [લા.]
**કથીરી** સ્ત્રી૦ એક જીવડું. **–રો** પું૦ મોટી કથીરી
**કથોલ** સ્ત્રી૦ [ક + સ્થલ] સારા લાગનો અભાવ (૨) કથળવું તે. **–લ(–લું)** વિ૦ (૨) કડેકાણાનું (૨) લાગ વિનાનું; અગવડ ભરેલું
**કથ્થાઈ** વિ૦ કાથાના જેવા રંગનું
**કદ** [સં. कद्] 'કુ'–ખરાબ, નિંદ્ય એ અર્થ બતાવતો (નામ પૂર્વે આવતો) પૂર્વગ. ઉદા૦ કદરૂપું
**કદ** ન૦ [અ. कद्] શરીરની ઊંચાઈ (૨) પ્રમાણ; વિસ્તાર; આકાર
**કદન** ન૦ [સં.] મારવું તે; વધ (૨) દુઃખ
**કદમ** ન૦ [અ.] પગ (૨) પગલું; ડગલું. **૦બોસ** વિ૦ ચરણ ચૂમનારું (૨) નમ્ર; આજ્ઞાંકિત. **૦બોસી** સ્ત્રી૦ ચરણ ચૂમવા તે (૨) દંડવત્ પ્રણામ; નમસ્કાર
**કદમી** વિ૦ [અ. क़दीम] પ્રાચીન (૨) પહેલા આવનાર અને ગરીબ (પારસીના બે વિભાગ–કદમી ને શહેનશાહી–માંના એકનું) [તિ; બૂજ
**કદર** સ્ત્રી૦ [અ. क़द्र] ઘટતી કિંમત કરવી
**કદરજ** વિ૦ [સં. कदर्य] કંજૂસ (૨) પાજી (૩) કદરૂપું
**કદરદાન** વિ૦ કદર જાણે એવું; ગુણજ્ઞ. **–ની** સ્ત્રી૦ કદરદાન હોવું તે; કદર જાણવી તે
**કદર(–રા)વું** અ૦ક્રિ૦ ['કજળવું' ઉપરથી] બોલવાવું; બુઝાવું (દીવાનું કે દેવતાનું)
**કદરૂપું** વિ૦ [સં. कद्रूप] કૂબડું; બેડોળ
**કદલી** [સં.] (**–ળી**) સ્ત્રી૦ કેળ. **૦નાલ(–ળ)** સ્ત્રી૦ કેળના થડની અંદરનો સુંવાળો ભાગ. **૦પુષ્પ** ન૦ [સં.] કેળનું ફૂલ. **૦ફલ** (**–ળ**) ન૦ કેળું. **૦વન** ન૦ કેળોનું વન; કેળો જ્યાં ઘણી હોય એવી જગા. **૦સ્તંભ** પું૦ કેળનો થાંભલો
**કદંબ** ન૦ [સં.] એક ફૂલઝાડ; કદમ
**કદા** અ૦ [સં.] ક્યારે (૨) કોઈ સમયે; કદાચ. **૦ચ** અ૦ દૈવયોગે; રખેને (૨) કોઈ વાર (સંભવ બતાવવા). **૦ચિત** અ૦ [સં.] કોઈ વખતે; ક્યારેક; કદી. **૦પિ** અ૦ [સં.] કદાચિત (૨) કોઈ દહાડો પણ; હરગિજ [આકૃતિવાળું (૨) મજબૂત
**કદાવર** [फा. कद्दावर] મોટા કદ અથવા
**કદી** અ૦ કદાપિ; ક્યારેય પણ (૨) કોઈક વેળા. **૦ક** અ૦ જવલ્લે; કોઈક જ વાર. **૦કદી** અ૦ કોઈ કોઈ વાર
**કદુવા** સ્ત્રી૦ [ક + દુવા] શાપ
**કદૂ** પું૦ [फा. कद्दू] દૂધી (૨) [લા.] બત્તો; ટૂંકો જાડો ને મજબૂત લાકડાનો દંડો (૩) ધોકણું
**કદ્રૂ** સ્ત્રી૦ [સં.] કશ્યપ ઋષિની સ્ત્રી; નાગ-લોકોની માતા. **૦કુમાર** પું૦ નાગ
**કદ્રૂપ** [સં.] (**–પું**) વિ૦ કૂબડું; કદરૂપું
**કધોટું** (**–ણ**) વિ૦ [ક + ધોટું, ધોણ] કધોણું. **–ણી** સ્ત્રી૦ લાંબો વખત ચીજ ન ધોવાથી થતી એની ગાઢ મેલભરી સ્થિતિ (ખાસ કરીને કપડાની). **–ણું, –તું, –વણ** વિ૦ ધોયું ધોવાય નહિ એટલું મેલું

**કનક** ન૦ [સં.] સોનું (૨) ધન; દોલત (૩) ધંતૂરો. **૦ફૂલ** ન૦ સોનાનું ફૂલ (૨) કાનનું એક ઘરેણું (૩) ધંતૂરાનું ફૂલ
**કનકવી** સ્ત્રી૦ નાની પતંગ. **-વો** પું૦ પતંગ
**કનકાચલ** [સં.] (**-ળ**) પું૦ મેરુપર્વત
**કનડગત** સ્ત્રી૦ કનડવું તે; હેરાનગતિ
**કનડવું** સ૦ક્રિ૦ દુઃખ દેવું; પજવવું
**કનફૂલ** ન૦ કાનનું એક ઘરેણું
**કનસ્તર** ન૦ [ઇં. कॅनिस्टर] વાંસ કે ઘાસની ચીપોની ટોપલી કે કરંડિયો (૨) શીશી (પડિયાની) (૩) ટિનના પતરાનો ડબ્બો
**કનાઈ** પું૦ [સં. कृष्ण] + કનૈયો; કહાન [પ્ર.]
**કનાત** સ્ત્રી૦ [અ.] તંબૂની કપડાની ભીંત (૨) જાડા કપડાનો પટદો
**કનિષ્ઠ** વિ૦ [સં.] ઉમ્મરમાં સૌથી નાનું (૨) સૌથી નાનું (૩) છેક ઊતરતું; હલકામાં હલકું. **-ષ્ઠિકા** સ્ત્રી૦ [સં.] ટચલી આંગળી (૨) વિ૦ નાની (બહેન)
**કની** અ૦ 'કે નહિ?' એ અર્થમાં
**કને** અ૦ [સં. कण] પાસે
**કનૈયો** પું૦ [સં. कृष्ण] કૃષ્ણ; કનાઈ
**કન્ના** સ્ત્રી૦ [સં. कर्ण, પ્રા. कन्न] કન્યા; (ઊડવા માટે) પતંગનાં ઢઢ્ઢા અને કમાન સાથે બંધાતી દોરીની યોજના. **૦વું** અ૦ક્રિ૦ એક બાજુ નમતું રહેવું; ગિન્નાવું (પતંગનું). **-ન્ની** સ્ત્રી૦ કન્નાતી ઓછી કરવા માટે પતંગને છેડે ચોડાતી પૂંછડી (૨) નાની પતંગ
**કન્યકા** સ્ત્રી૦ [સં.] નાની કુંવારી છોકરી
**કન્યા** સ્ત્રી૦ જુઓ કન્ના
**કન્યા** સ્ત્રી૦ [સં.] કુંવારી છોકરી (૨) પુત્રી (૩) એક રાશિ (૪) પાર્વતી. **૦કાળ** પું૦ કુંવારાપણાનો સમય (૨) કન્યાને પરણાવી દેવાનો સમય. **૦કુમારી** સ્ત્રી૦ [સં.] હિંદુસ્તાનના દક્ષિણછેડાની ભૂશિર (૨) દુર્ગા. **૦દાન** ન૦ [સં.] કન્યાને વિધિપૂર્વક પરણાવવી તે (૨) તે વખતે અપાતી પહેરામણી. **૦રાશિ** વિ૦ સ્ત્રીના જેવા ગુણવાળું; બાયલું (૨) સ્ત્રી૦ એક રાશિ. **૦વિક્રય** પું૦ કન્યા દેવા બદલ પૈસા લેવા તે. **૦શાળા** સ્ત્રી૦ છોકરીઓની નિશાળ
**કપ** પું૦ [ઇં.] પ્યાલો (૨) હરીફાઈના વિજેતાને મળતું પ્યાલા જેવું ઇનામ
**કપ** પું૦ જામગરી; કફ [પથ્થરનો ભૂકો
**કપચી** સ્ત્રી૦ સડક પૂરવાનો પથ્થર (૨)
**કપટ** ન૦ [સં.] છળ; પ્રપંચ. **૦રૂપ** વિ૦ કપટી રૂપવાળું; ઠગારું. **૦વેશ** પું૦ [સં.] જૂઠો બનાવટી વેશ; સોંગ. **-ટી** વિ૦ [સં.] કપટવાળું; કપટભર્યું
**કપડછાણ** વિ૦ કપડાથી ચાળેલું (૨) કપડામાં સીવી લઈ છાણમાટીથી લીંપેલું (૩) કપડાથી ચાળવું તે
**કપડમટ્ટી** સ્ત્રી૦ હવા ન પેસે તે માટે, કપડાં અને માટી વડે ડાટો મારવો કે કપડું લપેટી માટીનો લેપ કરવો તે
**કપડાંલત્તાં** ન૦બ૦વ૦ પહેરવાનાં લૂગડાંલત્તાં
**કપડું** ન૦ [સં. कर्पटकं] કાપડ; લૂગડું (૨) પહેરવાનું લૂગડું-વસ્ત્ર
**કપતરું** (**-ળું**) ન૦ છાલ; છોતરું (કેરી, દૂધી વગેરેનું) (૨) ગાળચું; ડગળું
**કપરું** વિ૦ [હિ. खप्पर] મુશ્કેલ; અઘરું (૨) વસમા-કડક સ્વભાવવાળું (૩) ખાપરું; ભારે પહોંચેલું [કિંમતનું નાણું
**કપર્દિકા** સ્ત્રી૦ [સં.] કોડી (૨) છેક હલકી
**કપાટ** ન૦ [સં.] કમાડ; બારણું (૨) કબાટ
**કપાતર** વિ૦ જુઓ કુપાત્ર
**કપાલ** [સં.] (**-ળ**) ન૦ ભમરની ઉપરનો અને માથાના વાળની નીચેનો મોઢાનો ભાગ (૨) ખોપરી (૩) ભાગ્ય [લા.]. **૦લી** પું૦ [સં.] ખોપરીનો હાર રાખનાર-મહાદેવ; શિવ (૨) એક જાતનો અઘોરી બાવો-શિવભક્ત. **-લી વિદ્યા** સ્ત્રી૦ અઘોરીની વિદ્યા
**કપાશિયું** વિ૦ જેમાં કપાસનો પાક થતો હોય એવું. **-યો** પું૦ કપાસનું બી (૨) પાકેલા ગૂમડા, ખીલ ઇત્યાદિમાંથી નીકળતો ગંઠાયેલો દાણો
**કપાશી** સ્ત્રી૦ (પગની) કણી; આંટણ
**કપાસ** પું૦ [સં. कार्पास] કપાસનો છોડ (૨) બી સાથેનું રૂ

**કપાસિયું(-યો)** જુઓ 'કપાશિયું'માં
**કપાસી** સ્ત્રી૦ જુઓ કપાશી
**કપાળ** સ્ત્રી૦ જુઓ કપાલ. ૦**કૂટ** સ્ત્રી૦ માથાફોડ; મગજમારી. ૦**કૂટિયું, ૦કૂટું** વિ૦ માથાફોડિયું; કટકટ કરતું (૨) ઘણી મગજમારી કરાવે એવું. ૦**કૂટો** પું૦ કપાળકૂટ
**કપિ** પું૦ [સં.] વાંદરો
**કપિલ** વિ૦ [સં.] ઘેરા બદામી રંગનું (૨) પું૦ સાંખ્ય દર્શનના પ્રણેતા ઋષિ
**કપિલા** વિ૦ સ્ત્રી૦ [સં.] ઘેરા બદામી રંગની (૨) સ્ત્રી૦ ઘેરા બદામી અથવા તદ્દન કાળા રંગની ગાય (૩) તદ્દન એક રંગની ગાય (૪) કામધેનુ
**કપિલાષષ્ઠી** સ્ત્રી૦ ભાદરવા વદ છઠ, હસ્ત નક્ષત્ર, વ્યતિપાત અને મંગળવાર, એ યોગવાળો દિવસ
**કપિંજલ** ન૦ [સં.] તેતર (૨) ચાતક
**કપૂત** પું૦ [સં. कुपुत्र] ખરાબ – નામ બોળે એવો પુત્ર
**કપૂર** ન૦ [સં. कर्पूर] એક સુગંધી પદાર્થ. ૦**કાચરી(-લી)** સ્ત્રી૦ એક સુગંધીદાર મૂળિયું. ૦**ચીની** સ્ત્રી૦ એક ઔષધિ (૨) ચિનાઈ સાકર. -**રિયાં** ન૦બ૦વ૦ કપૂરી પાન (૨) કાચી કેરીનાં લાંબાં ચીરિયાં. -**રી** વિ૦ કપૂરના જેવું; સફેદ (૨) એ નામની જાતનું (નાગરવેલનું પાન)
**કપોટી** સ્ત્રી૦, -**ટું** ન૦ પોપડી (રોટલા, રોટલી ઇત્યાદિની) (૨) પાતળી છાલ; ઝીણું પડ
**કપોત** ન૦ [સં.] કબૂતર (૨) હોલો. ૦**ની, -તિની, -તી** સ્ત્રી૦ [સં.] કપોતની માદા
**કપોલ** [સં.], -**ળ**) પું૦ ગાલ. ૦**કલ્પિત** વિ૦ પાયા વિનાનું કલ્પી કાઢેલું; આકાશ-પુષ્પ જેવું
**કપ્તાન** પું૦ [પો.] આગેવાન; વડો – ઉપરી અમલદાર (૨) ટંડેલ; વહાણ કે આગબોટનો ઉપરી (૩) પલટણનો કે કોઈ ટુકડીનો ઉપરી (જેમ કે ક્રિકેટનો)

**કપ્પડ** ન૦ [સં. कर्पट] કાપડ
**કપ્પી** સ્ત્રી૦ ગોઠવેલી ગરગડીઓનું ચોકઠું
**કફ** પું૦ [સં.] આયુર્વેદ પ્રમાણે શરીરની ત્રણ ધાતુમાંની એક; શ્લેષ્મ (૨) ખાંસી; ઉધરસ (૩) ગળફો; બળખો
**કફ** પું૦ ચકમકના તણખા ઝીલવાનું રૂ; જામગરી; કપ
**કફન** ન૦ [અ., ઇં. કૉફિન] શબને ઓઢાડવાનું લૂગડું (૨) શબ મૂકવાની પેટી. -**ની** ફકીરનું કુડતું; ફકીરનો વેશ (૨) ટૂંકી બાયનું લાંબું પહેરણ
**કફા** વિ૦ [ફા. ख़फ़ा] ખફા; ક્રોધાયમાન; નાખુશ. ૦**મરજી** સ્ત્રી૦ નાખુશી; ઇતરાજી
**કફોડું** વિ૦ [ક+ફોડ] વિષમ; વિપરીત (૨) કઢંગું; મુશ્કેલ
**કબજાગીરો** પું૦ [અ. कब्ज+फा. गिरो] મિલકતનો કબજો આપીને તે ઉપર વ્યાજે નાણાં લેવાં તે
**કબજિય(-યા)ત** સ્ત્રી૦ [અ. कब्जियात] રોકાણ; અટકાવ (૨) બંધકોશ; મળાવરોધ; એક રોગ
**કબજો** પું૦ [અ.] તાબો; હવાલો; ભોગવટો (૨) દબાણ; પકડ (૩) બાંય વગરનું અથવા ટૂંકી બાંયનું બદન (૪) ચોળી
**કબર** સ્ત્રી૦ [અ. क़ब्र] કબ્ર; ઘોર (૨) મડદું દાટી તેના ઉપર કરેલું ચણતર. ૦**સ્તાન** ન૦ [ફા.] મડદાં દાટવાની જગા
**કબરી** સ્ત્રી૦ [સં.] ચોટલો; વેણી
**કબંધ** પું૦; ન૦ [સં.] માથા વિનાનું શરીર (૨) રાહુ (૩) એક રાક્ષસ
**કબાજી** સ્ત્રી૦ [ક+બાજી] ઊંધો ધંધો
**કબાટ** પું૦ ન૦ વસ્તુઓ મૂકવાની ખાનાંવાળી એક બનાવટ
**કબાડ** વિ૦ કદરૂપું; દુષ્ટ (૨) પું૦ ઘાસનો ભાર (૩) ન૦ ઇમારતી લાકડું. -**ડિયું** વિ૦ જાડું અને જોરવાળું (૨) કબાડી. -**ડી** વિ૦ કબાડાં કરનારું (૨) પું૦ ઇમારતી લાકડાનો વેપારી (૩) કઠિયારો.

**-ડું** વિ૦ બેડોળ; કઢંગું; કદરૂપું (૨) નઠારું; દુષ્ટ; વ્યભિચારી (૩) ન૦ તેવું કામ.
**કબાબ** પું૦ [फा.] માંસનું મૂઠિયું–ભજિયું
**કબાબચીની** સ્ત્રી૦ એક ઔષધિ
**કબાલો** પું૦ [अ.] સાટું (૨) સાટાનો કરાર (૩) વાયદે નાણાં આપવાના કરારથી કરેલી ખરીદી
**કબી** અ૦ [हिं. कभी] કભૂ; કદી
**કબીર** વિ૦ [अ.] મહાન; મોટું (૨) પું૦ ભાટ; કવિ (૩) પ્રસિદ્ધ ભક્તકવિ અને જ્ઞાની. **-રો** પું૦ કબીરપંથીઓનું બહોળા મોંનું ભિક્ષાપાત્ર; કટોરો (૨) ઇસ્લામી શરેહ પ્રમાણેનો મહા અપરાધ
**કબીલો** પું૦ [अ.] બૈરાંછોકરાં (૨) કુટુંબ; પરિવાર
**કબુલાવવું** સ૦ક્રિ૦, **કબુલાવું** અ૦ક્રિ૦ 'કબૂલવું'નું પ્રેરક ને કર્મણિ
**કબૂ** અ૦ [हिं. कभू] કદી; કોઈ વાર
**કબૂતર** ન૦ [फा.] એક પંખી. **૦ખાનું** ન૦ કબૂતરો રાખવાનું પીંજરું (૨) નાનાં નાનાં ઘણાં ખાનાંવાળું એવું કબાટ [લા.] (૩) ગંદી જગા. **-રી** સ્ત્રી૦
**કબૂધ** સ્ત્રી૦ કબુદ્ધિ. **-ધિયું** વિ૦ કુબુદ્ધિવાળું
**કબૂલ** વિ૦ [अ.] મંજૂર; માન્ય. **૦ત** સ્ત્રી૦ કબૂલવું તે. **૦તનામું** ન૦, **૦તપત્ર** પું૦ કબૂલાતનો લેખ; કરારનામું. **૦મંજૂર** વિ૦ કબૂલેલું; મંજૂર થયેલું–કરેલું. **૦વું** સ૦ક્રિ૦ હા પાડવી; સ્વીકારવું (૨) કબૂલાત આપવી
**કબૂલાત, ૦નામું, ૦પત્ર,** જુઓ 'કબૂલ'માં
**કબ્ર** [अ.], **૦સ્તાન** [फा.] જુઓ 'કબર'માં
**કભારજા** સ્ત્રી૦ કુભારજા; કર્કશા સ્ત્રી
**કભોડું** વિ૦ [ક+ભોડું] ધોયું ધોવાય નહિ એવું
**કમ** વિ૦ [फा.] ઓછું (૨) ખરાબ. **૦અક્કલ** વિ૦ ઓછી અક્કલવાળું; મૂર્ખ (૨) સ્ત્રી૦ ઓછી અક્કલ   [કંપારી ખાવી
**કમકમવું** અ૦ ક્રિ૦ [सं. कम्] ધ્રૂજવું;
**કમકમાટ** પું૦, **-ટી** સ્ત્રી૦ કમકમવું તે; કમકમી (૨) ત્રાસ (૩) જુગુપ્સા
**કમકમાં** ન૦બ૦વ૦ ધ્રુજારી; કંપારી
**કમકમી** સ્ત્રી૦ કંપારી (૨) સૂગ   [કાંચળી
**કમખો** પું૦ [फा. कमखाब પરથી] કાપડું;
**કમજરે** અ૦ [ક+મજરે] એળે; બરબાદ
**કમજાત** વિ૦ [કમ+જાત] રાંડના–રાખેલીના પેટનું   [**-રી** સ્ત્રી૦ અશક્તિ
**કમજોર** વિ૦ [કમ+જોર] કમતાકાત; દુર્બળ.
**કમઠ** પું૦ [सं.] કાચબો (૨) વાંસ. **-ઠાડું** ન૦ ખપાટિયું (ખાસ કરીને વાંસનું)
**કમઠાણ** ન૦ મોટો ખટલો, રસાલો (૨) વાખરો; સરસામાન (૩) ઢંગધડા વગરની કે ખાલી મોટી રચના
**કમઠાયો** પું૦ બાંધકામનો સારો અનુભવી મિસ્ત્રી; શિલ્પી
**કમઠાળ** સ્ત્રી૦ ચિતાળ; ફાડેલું લાકડું
**કમતર** વિ૦ [फा. कम+तर] વધારે ઓછું–ઊતરતું. **-રીન** વિ૦ [+फा. तरीन] સૌથી ઓછું–ઊતરતું
**કમતાકાત** વિ૦ કમજોર
**કમતી** વિ૦ કમ; ઓછું
**કમન** ન૦ [ક + મન] અપ્રીતિ; અભાવ
**કમનસીબ** વિ૦ દુર્ભાગી (૨) ન૦ દુર્ભાગ્ય. **-બી** સ્ત્રી૦ દુર્ભાગ્ય   [(૨) સુંદર; મજેનું
**કમનીય** વિ૦ [सं.] ચાહવા–ઇચ્છવા યોગ્ય
**કમબખત** વિ૦ [फा.] કમનસીબ (૨) ધૂર્ત; બદમાશ. **-તી** સ્ત્રી૦ [फा.] કમનસીબી (૨) ધૂર્તતા; બદમાશી
**કમબખ્ત, -ખ્તી** જુઓ 'કમબખત'માં
**કમર** સ્ત્રી૦ [फा.] કમ્મર; કેડ
**કમરક(-ખ)** ન૦ [सं. कर्मरंग] એક ખાટું ફળ. **-ખી** સ્ત્રી૦ કમરખનું ઝાડ
**કમરપટો, કમરબંધ** પું૦ કમરે–કેડે બાંધવાનો પટો
**કમલ** ન૦ [सं.] એક ફૂલ; કમળ (૨) ગર્ભાશયનું મુખ (૩) સ્ત્રીકેસરનો અગ્રભાગ; 'સ્ટીગ્મા' [વ. વિ.]. **૦જા** સ્ત્રી૦ લક્ષ્મી. **૦તંતુ** પું૦ કમળનો રેસો. **૦દલ** ન૦

કમળની પાંદડી. **૦નાળ** સ્ત્રી૦ કમળની દાંડી (૨) સ્ત્રીકેસરનો વચલો કેસરવાળો ભાગ; 'સ્ટાઇલ' [વ.વિ.]. **૦પત્ર** ન૦કમળ-દલ. **૦પત્રાક્ષ** વિ૦ કમલદલ જેવી આંખવાળું. **–લા** સ્ત્રી૦ [સં.] વિષ્ણુની પત્ની; લક્ષ્મી (૨) સુંદરી. **–લાકર** પું૦ [સં.]કમળોનો સમુદાય(૨)કમળનું તળાવ –સરોવર. **–લાક્ષ** વિ૦; **–લાક્ષી** વિ૦ સ્ત્રી૦ [સં.] કમળ જેવી સુંદર આંખવાળું. **–લાપતિ** પું૦[સં.]વિષ્ણુ. **–લાસન** પું૦ બ્રહ્મા. **–લિની** સ્ત્રી૦ [સં.] કમળની વેલ (૨) તેથી ભરપૂર તળાવ

**કમળ** ન૦ જુઓ કમલ. **૦કાકડી** સ્ત્રી૦ કમળનું બીજ. **૦કોશ(–ષ)** પું૦કમળના ફૂલનો ડોડો. **૦તંતુ** પું૦જુઓ કમલતંતુ. **૦નાળ** સ્ત્રી૦ જુઓ કમલનાળ. **૦પૂજા** સ્ત્રી૦ કમળ ચડાવીને પૂજા કરવી તે (૨) જેમાં દેવને મસ્તક ચડાવાય છે એવી પૂજા. **–ળા,–ળાપતિ,–ળાસન** જુઓ કમલા, કમલાપતિ, કમલાસન

**કમળી** સ્ત્રી૦[સં. कामला] એક રોગ. **–ળો** એક રોગ (૨) વિકૃત દૃષ્ટિ [લા.]

**કમંડલુ** ન૦ [સં.] સંન્યાસીનું જલપાત્ર(૨) એક ધાતુપાત્ર (પીરસવાના કામનું)

**કમંડળ(–ળુ)** ન૦ જુઓ કમંડલુ

**કમાઈ** સ્ત્રી૦ કમાણી. **–ઉ** વિ૦રળતું;કમાતું

**કમાડ** ન૦ [સં. कपाट] બારણું [કમાઉ

**કમાણી** સ્ત્રી૦ રળતર; કમાઈ. **–ઉલ** વિ૦

**કમાન** સ્ત્રી૦[फा.]કામઠું;ધનુષ(૨)કામઠાનો આકાર; એ આકારની કોઈ પણ રચના; મહેરાબ (૩) સ્થિતિસ્થાપક ગુણવાળું ગૂંછળું; 'સ્પ્રિંગ'

**કમાલ** વિ૦ [अ.] સંપૂર્ણ (૨) ઉત્કૃષ્ટ;ઘણું સારું (૩) સુંદર (૪) સ્ત્રી૦ હદ; પરાકાષ્ઠા

**કમાલિયો** પું૦ નપુંસક; વ્યંઢળ

**કમાવતર** ન૦બ૦વ૦માવતરના સ્વાભાવિક ગુણ વિનાનાં–છોકરાંનું ભૂંડું કરે એવાં માબાપ

**કમાવવું** સ૦ક્રિ૦ (ચામડું) કેળવવું; સાફ અને સુંવાળું કરવું (૨) 'કમાવું'નું પ્રેરક; કમાણી કરાવવી; રળાવવું

**કમાવીસદાર** પું૦[મ.]જુઓ કુમાવીસદાર

**કમાવું** સ૦ ક્રિ૦ પેદા કરવું; રળવું

**કમિટી** સ્ત્રી૦ [ઇં.] સમિતિ

**કમિશન** ન૦ [ઇં.] દલાલી; હકસાઈ (૨) નિયુક્ત તપાસપંચ (૩) અખત્યાર-નામું; સનંદ (૪) અખત્યાર; અધિકાર. **૦એજંટ** પું૦ [ઇં.] દલાલ. **૦ર** પું૦ અંગ્રેજી રાજ્યનો એક અમલદાર; સૂબો (૨) ખાસ કામ માટે નિમાયેલો માણસ

**કમી** વિ૦ [फा. कम] કમ; ઓછું (૨) ઊણું; અધૂરું (૩) સ્ત્રી૦ [फा.] ઓછપ; ઊણપ. **૦જાસ્તી** વિ૦ ઓછુંવત્તું

**કમીન** વિ૦ [फा.] હલકા મનનું. **–ના** સ્ત્રી૦ [फा.] ઓછપ; ખોટ. **–નું** વિ૦ [फा. कमीनह] કંગાળ; પામર; હલકું

**કમુરત** ન૦અશુભ મુહૂર્ત. **–તાં** ન૦બ૦વ૦ કમુરતવાળા દિવસો

**કમોત** ન૦ અસ્વાભાવિક મોત. **–તિયું** વિ૦ કમોતે મરેલું (૨) કમોતે મરે તેવું (૩) સાહસિક [લા.]

**કમોદ** સ્ત્રી૦એક જાતની ડાંગર. **–દિયું** વિ૦ જેમાં કમોદ પાકતી હોય એવું(૨)કમોદનું

**કમોસમ** સ્ત્રી૦ કઋતુ; કવખત

**કમ્મર** સ્ત્રી૦ જુઓ કમર

**કયડુ** ન૦ [જુઓ કરડુ] માંદાને કે સુવા-વડીને આપવાની એક રાબ

**કયામત** સ્ત્રી૦ [अ.] જુઓ કયામત

**કયું** સ૦ (૨) વિ૦ (સ્ત્રી૦ કઈ) કોણ; શું (પ્રશ્નવાચક)

**કર** પું૦ [સં.] હાથ (૨) વેરો; મહેસૂલ; જકાત (૩) લાગો (૪) કિરણ (૫) સૂંઢ (૬) બેની સંજ્ઞા

**કરકટિયો** વિ૦ બખ્તરધારી

**કરકટી** સ્ત્રી૦ ઠાઠડી

**કરકર** સ્ત્રી૦[સં. कर्कर]ઝીણી કાંકરી. **–રાવવું** સ૦ ક્રિ૦ કાકર કઢાવવા

**કરકરિયાવર** પું૦ [કર+કરિયાવર] લગ્ન ઇ૦

પ્રસંગે કરેલો આપલેનો ઠરાવ; પહેરામણી; રીત

**કરકરું** વિ૦ કકરું; ઝીણી કાંકરી જેવું લાગતું

**કરકસર** સ્ત્રી૦ જરૂરી ખર્ચ જ કરવું–થવા દેવું તે. **–રિયું** વિ૦ કરકસર કરનારું

**કરકંકણન્યાય** પું૦[સં.]કેડમાં છોકરું અને ગામ ઢૂંઢે એવો ન્યાય

**કરકોચલી** સ્ત્રી૦ કરચોલી; કરચલી

**કરકોલવું** સ૦ ક્રિ૦ ધીમે ધીમે કોતરી ખાવું

**કરગરવું** અ૦ ક્રિ૦ જુઓ કગરવું

**કરચ** સ્ત્રી૦ છેક નાની પાતળી કકડી

**કરચલી** સ્ત્રી૦ કોઈ સુંવાળી સાફ વસ્તુ સંકોચાવાથી એમાં પડતી રેખા

**કરચલી** સ્ત્રી૦ કરચલાની માદા. **–લું** ન૦, **–લો** પું૦[દે.कुलचिल्ल]એક જળચર પ્રાણી

**કરચળી** સ્ત્રી૦ કરચલી; કરચોલી

**કરચાવું** અ૦ ક્રિ૦ કરચો પડે એમ થવું – કપાવું; કરચ કરચ થઈ જવું

**કરચો** પું૦ સાફ ન મૂંડાયાથી આછા કેશ રહી જાય તે; ખૂંપરો

**કરચોલી(–ળી)** સ્ત્રી૦ કરચલી; કરચળી

**કરજ** ન૦ [અ. कर्ज] દેવું; ઋણ. **૦દાર** વિ૦ દેવાદાર. **–જાઉ** વિ૦ કરજે લીધેલું; વ્યાજુકું

**કરજાળી** સ્ત્રી૦ [સં. कज्जल ઉપરથી] મેશ પાડવાનું કોડિયું (૨) ધુમાડિયું

**કરડ** સ્ત્રી૦ [સં. कट्=કોતરા કાઢવાં] ડાંગરનું એકવારિયું-ભરડીને કાઢેલો દાણો

**કરડ** સ્ત્રી૦ ડંખ; કરડેલું તે (૨) કરડવું તે; ચૂંટ

**કરડ** સ્ત્રી૦ કેળાં કેરી ઇ૦ની ખરીદી પર સેંકડે અપાતો છૂટનો વધારો

**કરડકણું** વિ૦ કરડવાની ટેવવાળું

**કરડ કરડ** અ૦ [રવ૦] (કરડવાનો અવાજ)

**કરડપાંચમ** સ્ત્રી૦ શ્રાવણ સુદ પાંચમ (સ્ત્રીઓ કરડની ખીચડી તે દિવસે જમે છે).

**કરડવું** સ૦ ક્રિ૦ ડંખવું; બચકું ભરવું; દાંતથી કાપવું (૨) ખાવું (તુચ્છકારમાં) (૩) તીવ્રપણે ખૂંચવું [લા.]

**કરડાકી(–ગી)** સ્ત્રી૦ ['કરડું'](વાણીની) વક્રતા; કટાક્ષ; માર્મિકતા (૨) છેલાઈ; અકડાઈ (૩) કડકાઈ; સખ્તાઈ. **–ટ** પું૦, **–શ** સ્ત્રી૦ કરડાપણું [નિર્દય

**કરડું** વિ૦[દે. कुलड] આકરું; સખત (૨) કઠોર;

**કરડું** ન૦ સ્ત્રીઓના કાનનું એક ઘરેણું

**કરડો** પું૦ [સં. कटक] આંગળીએ ઘાલવાનો સોનારૂપાનો આમળાવાળો વીંટલો (૨) સોનીનું એક ઓજાર

**કરણ** ન૦ [સં.] કારણ; હેતુ (૨) કોઈ પણ ક્રિયાનું સાધન (૩) ઇંદ્રિય (૪) કરવું તે; કર્મ. **૦હાર** વિ૦ કરનારું [પ]

**કરણી** સ્ત્રી૦[સં. करण] કરતૂક; આચરણ (૨) કડિયાનું એક ઓજાર (૩) ચમત્કાર; જાદુ

**કરણીય** વિ૦ [સં.] કરવા જેવું

**કરતલ** ન૦ [સં.] હથેળી. **૦ગત** વિ૦ [સં.] હથેળીમાં હોય તેવું. **૦ભિક્ષા** સ્ત્રી૦ હથેળીમાં માય તેટલી જ ભિક્ષા લેવાનું વ્રત

**કરતાર** પું૦ જુઓ કિરતાર; કર્તા

**કરતાલ** [સં.] **(–ળ)** સ્ત્રી૦ હાથ વડે તાળી પાડવી તે (૨) કાંસી–જોડાં; ઝાંઝ

**કરતાં** અ૦ – થી; થકી (તુલના સૂચવવાના અર્થમાં)

**કરતું** ન૦ + કૃત્ય; કર્મ

**કરતુંકારવતું** વિ૦ કર્તાહર્તા; મુખ્ય; આગેવાન; ચલણવાળું; કારભારી

**કરતૂક(–ત)** ન૦ [સં. कर्तृत्व] કૃત્ય; કરણી (૨) વર્તણૂક; આચરણ (ખરાબ)

**કરન્યાસ** પું૦ [સં.] મંત્ર ભણીને કર આદિ વિભાગો ઉપર જુદા જુદા દેવનું સ્થાપન કરવું તે

**કરપ** પું૦ કડપ; દાબ; ધાક; અંકુશ

**કરપત્ર** ન૦ [સં.] કરવત

**કરપલું** ન૦ ઊંટળ (ભાલમાં)

**કરપલ્લવ** પું૦ [સં.] પંજો; પહોંચો (૨) હાથરૂપી પલ્લવ (૩) કોમળ હાથ. **–વી** સ્ત્રી૦ હાથના – આંગળીઓના ચાળાથી વિચાર જણાવવા – સમજાવવાની વિદ્યા (૨) હાથનો ઇશારો – સંકેત

**કરપવું** સ૦ ક્રિ૦ [સં. कृप्] થોડું થોડું કરડવું, કાપવું કે કોરવું

**કરપી** સ્ત્રી૦ ['કરપવું'] રાંપડી
**કરપી** વિ૦ [સં. कृपण] કંજૂસ
**કરપીડન** ન૦ [સં.] પાણિગ્રહણ
**કરપીણુ** વિ૦ કમકમાટીભર્યું; નિર્દય
**કરપુટ** પું૦ [સં.] નમસ્કાર માટે હાથ જોડવા તે (૨) ખોબો
**કરબ** પું૦ [અ. कर्ब] જુઓ કરપ
**કરબડી** સ્ત્રી૦ કરપી;રાંપડી (૨)પંખીઓને ચણ નાખવા ટીંગાવેલું શીકું
**કરબદરવત્** અ૦ [સં.] હાથમાં રહેલા બોરની પેઠે બરોબર જાણી શકાય તેવું
**કરબવું** સ૦ ક્રિ૦ કરબડી–રાંપડી દેવી
**કરભ** પું૦ [સં.] હાથીનું બચ્ચું; નાનો–જુવાન હાથી (૨) ઊંટ; ઊંટનું બચ્ચું
**કરભાગ** પું૦ કરરૂપે આપવાનો ભાગ
**કરભાર** પું૦ [સં.] કરવેરાનો ભાર – બોજો
**કરભૂષણ** ન૦ [સં.] હાથનું ઘરેણું (૨) પતિ (૩) દાન
**કરમ** ન૦ [સં. कर्म] કૃત્ય (૨) કુકર્મ (૩) નસીબ; વિધાતા. ૦**ના ભોગ** (પું૦બ૦ વ૦) શ૦પ્ર૦ પાછલાં કર્મનાં ફળ; સર્જિત
**કરમ** સ્ત્રી૦[અ.]ઉદારતા(૨)કૃપા [એક જીવ
**કરમ** પું૦[જુઓ કિરમ] કૃમિ;પેટમાં થતો
**કરમકથા** સ્ત્રી૦ [કર્મ + કથા] વીતક
**કરમકલ્લો** પું૦ [फा.] એક શાક; કોબી
**કરમકહાણી** સ્ત્રી૦ કરમકથા
**કરમકૂટ** સ્ત્રી૦ નકામી મહેનત; માથાફોડ (૨) એકની એક વાતનું પીંજણ
**કરમજ, કરમજી** જુઓ કિરમજ
**કરમદી** સ્ત્રી૦, **–દો** પું૦ [સં. करमर्द्द] એક ફળઝાડ **–દું** ન૦ કમરદીનું ફળ
**કરમલડો, કરમસો (–ંશો)** પું૦ સાથવો; કુલેર (૨) જુઓ કરમો [આધીન
**કરમાધરમી, કરમાધર્મી** વિ૦ ભાગ્યને
**કરમાવું** અ૦ ક્રિ૦ [સં.] ચીમળાવું;વિલાવું
**કરમિયો** પું૦ જુઓ કિરમ; કૃમિ
**કરમી** વિ૦ નસીબદાર (૨) ધનાઢ્ય
**કરમો** પું૦ [સં. करम्भ] દહીં તથા જીરુંમીઠું નાખેલા ભાતનું માતાનું નૈવેદ્ય

**કરમોડ** સ્ત્રી૦ કરમોડાવું તે; લચક. ૦**વું** સ૦ ક્રિ૦ મરડવું (૨) કરમોવવું. **–ડાવું** અ૦ ક્રિ૦ લચકાવું; મરડાવું
**કરમો(૦વ)વું** સ૦ ક્રિ૦ સહેજ પ્રવાહી સાથે ભેળવવું–મસળવું
**કરવડું** ન૦ [સં. कल्क; प्रा. करव] નાળચું. **–ડો** પું૦ નાળચાવાળો લોટો
**કરવત** સ્ત્રી૦; ન૦ [સં. करपत्र] લાકડાં વહેરવાનું એક ઓજાર. **–તિયો** પું૦ કરવતથી કામ કરનારો; વહેરણિયો. **–તી** સ્ત્રી૦નાનું કરવત(૨)સોનીનું એક ઓજાર
**કરવરું** વિ૦ ઓછા પાકવાળું (વર્ષ) (૨) ન૦ ખરડિયું; નાનો દુકાળ
**કરવાલ** સ્ત્રી૦[સં.],**–લું** ન૦તલવાર;ખડ્ગ
**કરવું** સ૦ ક્રિ૦ [સં. कृ] આચરવું; બનાવવું; યોજવું; ઘડવું; ઉપજાવવું વગેરે (૨) અન્ય ક્રિ૦ સાથે આવતાં તે ક્રિયામાં બીજી આનુષંગિક ક્રિયાઓનો ભાવ ઉમેરે. ઉદા૦ 'જોવું કરવું'. (૩) ક્રિ૦ના ભૂતકાળના રૂપની સાથે વપરાતાં સાતત્યનો ભાવ બતાવે. ઉદા૦ 'જોયા કરવું'. ૦**કારવવું** સ૦ ક્રિ૦ સાંગોપાંગ કરવું (૨) ક્રિયાથી બધી રીતે પરવારવું
**કરવો** પું૦ જુઓ કરવડો
**કરવૈયો** પું૦ કરી જાણનારો; કરનારો
**કરશણ** ન૦ [સં. कर्षण] ખેતી(૨)વાવેતર; મોલ (૩) ઠૂંઠું
**કરસંપુટ** પું૦; ન૦ [સં.] જુઓ કરપુટ (૨) વચ્ચે પોલાણ રહે એમ હાથ ઉપર હાથ રાખવો તે
**કરંક** પું૦; ન૦ [સં.] હાડપિંજર (૨) મડદું; શબ [લા.]
**કરંજ** ન૦ [સં.] એક ઝાડ; કણજી
**કરંજો** પું૦ [फा. कारेज] ફુવારો
**કરંડ,**૦**ક** સ્ત્રી૦[સં.]કરંડિયો. **–ડિકા** સ્ત્રી૦ નાનો કરંડિયો. **–ડિયો** પું૦ કંડિયો
**કરંદુ** વિ૦ કરે એવું; ઉદ્યોગી
**કરા** પું૦ બ૦વ૦ [સં. करक] આકાશમાંથી પડતા કુદરતી બરફના કકડા

**કરાખી** સ્ત્રી૦ સીવણમાં વળણના ભાગો (જેમ કે બગલ) આગળ મુકાતી ત્રિકોણાકાર કાપલી
**કરાડ** સ્ત્રી૦ ખડક (૨) ઊંડા ખાડાની ઊભી કોર; ભેખડ (૩) પર્વતની ખો
**કરાડી** સ્ત્રી૦ પર્વતની સાંકડી ને ઊંચી ફાટ; ખો (૨) ધરો (૩) નદીનો ભેખડવાળો કાંઠો (૪) સોનીનું એક ઓજાર
**કરાડો** પું૦ જુઓ કરાડ ૧,૨ (૨) જે આડા લાકડા ઉપર વહેરવાનું લાકડું મુકાય છે તે
**કરાણી** પું૦ વહાણનો નિરીક્ષક, કારકુન કે ભંડારી
**કરાબીન** સ્ત્રી૦ [તુર્કી] કડાબીન; બંદૂક
**કરામત** સ્ત્રી૦ [અ.] કારીગરી; કસબ (૨) હિકમત; ચાતુરી (૩) બનાવટ (૪) ચમત્કાર; જાદુ. **–તી** વિ૦ કરામતવાળું
**કરાયું** (રા') ન૦ જુઓ કરૈયું–ચણતર
**કરાર** પું૦ [અ.] કબૂલાત; ઠરાવ (૨) દુઃખની શાંતિ; નિરાંત; આરામ. **૦દાદ** પું૦ [+ ફા. દાદ] કબૂલાતનો કાગળ (૨) સુલેહશાંતિની અરજ. **૦નામું, ૦પત્ર** ન૦ ઠરાવપત્ર; દસ્તાવેજ (૨) સંધિપત્ર
**કરાલ** વિ૦ [સં.] ભયંકર; બિહામણું (૨) ઉગ્ર; તીવ્ર (૩) ઊંચું. **–લિની** સ્ત્રી૦ દુર્ગાનું એક ભયંકર સ્વરૂપ (૨) ભયંકર સ્ત્રી. **–ળ** વિ૦ કરાલ
**કરાંજ** સ્ત્રી૦ કરાંજવું તે. **૦વું** અ૦ક્રિ૦ ઝાડે ફરતાં ગુદાને જોર આપવું (૨) ઘણા જોરથી બોલવું
**કરાંટું** (રાં') ન૦ જુઓ કરેટું; ખરેટું
**કરાંઠી** સ્ત્રી૦ સાંઠી; કપાસ, તુવેરની સૂકી સોટી
**કરિણી** સ્ત્રી૦ [સં.] હાથણી
**કરિયાણું** ન૦ ગાંધીને ઘેર મળતું ઓસડ, મસાલો વગેરે (૨) ગાંધિયાટું
**કરિયાતું** ન૦ [સં. किरात] એક ઔષધિ
**કરિયાવર** પું૦ પહેરામણી; રીત
**કરી** પું૦ [સં.] હાથી
**કરી** સ્ત્રી૦ ચરી; પથ્ય; પરહેજી (૨) અણૂજો
**કરી** અ૦ –ને લીધે, કારણે
**કરીને** અ૦ –ને લીધે; કારણે (૨) નામે (જેમ કે દશરથ કરીને એક રાજા હતો.)
**કરીમ** વિ૦ [અ.] દયાળુ; ઉદાર
**કરુણ** વિ૦ [સં.] દયાજનક; શોકકારક. **૦પ્રશસ્તિ** સ્ત્રી૦ પ્રશસ્તિ કાવ્યનો એક પ્રકાર; 'એલીજી'
**કરુણા** સ્ત્રી૦ [સં.] દયા; અનુકંપા. **૦કર** વિ૦ [+ આકર] દયાનિધિ; દયાળુ
**કરુણાંત** વિ૦ કરુણ અંતવાળું (૨) ન૦ એવું વસ્તુ; 'ટ્રેજેડી'
**કરૂપ(–પું)** વિ૦ કદરૂપું
**કરેટું** ન૦ જુઓ ખરેટું (૨) ઘીમાંની છાશ
**કરેઠી** સ્ત્રી૦ જુઓ કળોઠી
**કરેઠું** ન૦ જુઓ કરેટું
**કરેણ** સ્ત્રી૦ [સં. करेण्ड] એક ફૂલઝાડ
**કરેણુ(–ણૂ)** પું૦ [સં.] હાથી (૨) સ્ત્રી૦ હાથણી
**કરેણો** પું૦ જુઓ કરેણ [ક્રોધની ઝાળ
**કરેળી** સ્ત્રી૦ કળેળી; ચીસ (૨) ક્રોધ;
**કરૈયું** (રૈ') ન૦ મોભારાની બનેમાંની કોઈ પણ એક બાજુના કરાનું ઢાળપડતું ચણતર
**કરો(રો')** પું૦ [સં. कट] ઘરની બાજુની દીવાલ
**કરોચળી** સ્ત્રી૦ જુઓ કરચળી
**કરોઠ** સ્ત્રી૦ શરીરનું પાસું
**કરોઠું** ન૦ રાંઠું; આડું
**કરોડ** પું૦ કોટિ; સો લાખ
**કરોડ** સ્ત્રી૦ [સં. क्रोड] બરડાની ઊભી હાડમાળા (૨) બરડો
**કરોડપતિ** પું૦ કરોડાધિપતિ
**કરોડરજ્જુ** પું૦ કરોડમાંથી પસાર થતું જ્ઞાનતંતુનું દોરડું [આસામી
**કરોડાધિપતિ** પું૦ કરોડ રૂપિયાનો
**કરોળિયો** પું૦ [સં. कौलिक] એક જીવડું (૨) ચામડીનો એક રોગ
**કર્ક** પું૦ [સં.] કરચલો (૨) એક રાશિ
**કર્કટ(૦ક)** પું૦ [સં.] જુઓ કર્ક. **૦ટી** સ્ત્રી૦ [સં.] કરચલાની માદા
**કર્કટિ(–ટી)** સ્ત્રી૦ [સં.] કાકડી
**કર્કટી** સ્ત્રી૦ કરકટી; કાકડી

**કર્કટી** સ્ત્રી૦ [સં.] કરચલાની માદા
**કર્કર** વિ૦ [સં.] કઠણ
**કર્કરેખા** સ્ત્રી૦ વિષુવવૃત્તની ઉત્તરે ૨૩° ૨૭' અક્ષાંશની ગોળ રેખા
**કર્કવૃત્ત** ન૦ કર્કરેખાનું વર્તુલ
**કર્કશ** વિ૦ [સં.] આકરું (૨) કડવાબોલું (૩) નિર્દય. **–શા** વિ૦ સ્ત્રી૦ વઢકારી
**કર્ણ** પું૦ [સં.] કાન(૨)કાટખૂણ-ત્રિકોણમાં કાટખૂણાની સામેની બાજુ [ગ.] (૩) સુકાન (૪) કુંતીનો સૂર્યથી થયેલો પુત્ર. **૦કટુ, ૦કઠોર** વિ૦ કાનને કટુ – કઠોર લાગે એવું. **૦ધાર** પું૦ [સં.] સુકાની; નેતા. **૦પટલ** ન૦ કાનનો પડદો. **૦પાલી** સ્ત્રી૦[સં.] કાનની બૂટ. **૦ફૂલ** ન૦કાનમાં પહેરવાનું ફૂલ; સ્ત્રીઓનું એક ઘરેણું
**કર્ણિકા** સ્ત્રી૦ [સં.] કળી; બીજકોશ (૨) હાથીની સૂંઢની અણી (૩) વચલી આંગળી
**કર્ણેન્દ્રિય** સ્ત્રી૦ [સં.] સાંભળવાની ઇંદ્રિય; કાન [બીજા કાને, એમ ફરતું
**કર્ણોપકર્ણ(–ર્ણિ)** અ૦ [સં.] એક કાનેથી
**કર્તન** ન૦ [સં.] કાપવું કે કાતરવું તે
**કર્તરિપ્રયોગ** પું૦ [સં.] જેમાં ક્રિયાપદ કર્તા પ્રમાણે જાતિ અને વચન લેતું હોય તેવો પ્રયોગ [વ્યા.]
**કર્તવ્ય** વિ૦[સં]કરવા યોગ્ય(૨)ન૦કામ; કર્મ(૩)ફરજ(૪)વર્તન. **૦તા** સ્ત્રી૦[સં.]. **૦નિષ્ઠ, ૦પરાયણ** વિ૦પોતાનાં કર્તવ્યોમાં પરાયણ–મંડ્યું રહેનાર. **૦બુદ્ધિ** સ્ત્રી૦ કર્તવ્યની ભાવના કે સમજ
**કર્તા** વિ૦ [સં.] કરનારું; બનાવનારું (૨) પું૦ કરતાર–બનાવનાર માણસ. **૦ભુજ** પું૦ ઉચ્ચાલકમાં આધારબિંદુ કે ટેકાથી બળ લગાડવાની જગા સુધીનું અંતર [પ.વિ.]. **૦૨** પું૦ કિરતાર; સ્રષ્ટા. **૦હર્તા(–ર્ત્તા)** પું૦ સરજનાર અને નાશ કરનાર (ઈશ્વર) (૨)સર્વોપરી સત્તા ધરાવનાર પુરુષ; મુખ્ય ધણી
**કર્તૃ** વિ૦ (૨) પું૦ [સં.] જુઓ કર્તા. **૦ત્વ** ન૦ કરવાની–રચવાની શક્તિ(૨)કર્તાપણું
**કર્ત્તવ્ય,૦તા,૦નિષ્ઠ,૦પરાયણ,૦બુદ્ધિ** જુઓ 'કર્તવ્ય'માં
**કર્ત્તા,૦હર્તા(–ર્ત્તા)** જુઓ 'કર્તા'માં. **–ત્રી** સ્ત્રી૦ [સં.] કર્તાનું સ્ત્રીલિંગ
**કર્દમ** પું૦ [સં.] કાદવ; કીચડ
**કર્પટ** ન૦ [સં.] કાપડ; કપડું (૨) ચીથરું
**કર્પર** ન૦ [સં.] ખોપરી (૨) કલેડું; ઠીકરું
**કર્પૂર** ન૦ [સં.] કપૂર
**કર્મ** ન૦ [સં.] ક્રિયા; કામ (૨) પ્રવૃત્તિ; ધંધો. ઉદા૦ વૈશ્યકર્મ (૩) આચરણ; ધર્મકર્મ (૪) કરમ; નસીબ; પૂર્વજન્મનાં કર્મ [લા.] (૫) કર્તવ્ય (૬) કુકર્મ; પાપ (૭)જેની ઉપર ક્રિયા થતી હોય તે [વ્યા.]. **૦કથા** સ્ત્રી૦ જુઓ કરમકથા. **૦કાર (–રી)** પું૦ [સં.] કામ કરનાર; કાર્યકર્તા (૨) મજૂર (૩) કારીગર (૪) લુહાર (૫) બળદ. **૦કાંડ** ન૦ [સં.] ધર્મક્રિયાઓ અને ધર્મકર્મોને લગતો વેદનો ભાગ (૨) એમાં બતાવેલી ધાર્મિક ક્રિયાઓ અને કર્મો. **૦ક્ષેત્ર** ન૦ [સં.] જુઓ કર્મભૂમિ. **૦ચંડાળ** પું૦[સં.]કર્મનો ચંડાળ; અધર્મી; દુરાચારી. **૦ઠ** વિ૦ [સં.] આહ્નિક કર્મમાં ચુસ્ત; કર્મનિષ્ઠ (૨) બાહ્ય આચારમાં આગ્રહી
**કર્મણિ** વિ૦[સં.]કર્મ પ્રમાણે જાતિવચન ઇ૦ લેનારું [વ્યા.]. **૦પ્રયોગ** પું૦ જેમાં કર્મ પ્રમાણે ક્રિયાપદ જાતિ અને વચન લેતું હોય એવો પ્રયોગ
**કર્મણ્ય** વિ૦ [સં.] કુશળ (૨) ન૦ ઉદ્યોગ
**કર્મધારય** પું૦ [સં.] જે તત્પુરુષ સમાસમાં બન્ને પદો સમાનાધિકરણ હોય તે સમાસ. ઉદા. મહારાજા [વ્યા.]
**કર્મનિષ્ઠ** વિ૦ [સં.] કર્મકાંડમાં આસ્થાવાળું–ચુસ્ત (૨) કર્તવ્યપરાયણ
**કર્મભૂમિ** સ્ત્રી૦ [સં.] કર્મ કરવાનું ક્ષેત્ર (૨) ધર્મકર્મ કરવાનો દેશ (ભારતવર્ષનું એક વિશેષણ)
**કર્મમીમાંસા** સ્ત્રી૦ [સં.]કર્મની ફિલસૂફી; કર્મ સંબંધી વિચારણા(૨)પૂર્વમીમાંસા

**કર્મયોગ** પું૦ [સં.] કર્મમાર્ગની સાધના (૨) નસીબનો જોગ. **-ગી** પું૦ કર્મયોગનો સાધક
**કર્મવાદ** પું૦ કર્મને લગતો વાદ (૨) પ્રારબ્ધવાદ; દૈવવાદ. ૦**દી** વિ૦ (૨) પું૦ કર્મવાદમાં માનનાર
**કર્મવિપાક** પું૦ [સં.] કર્મનું ફળ-પરિણામ
**કર્મવીર** વિ૦ કર્તવ્ય કર્મ કરવામાં વીર-બહાદુર(૨)પું૦એવો માણસ [તાકડો
**કર્મસંજોગ** પું૦ ભાવિનો યોગ; નસીબનો
**કર્મહીણ(-ણું)**વિ૦અભાગિયું; કમનસીબ
**કર્મિષ્ઠ** વિ૦ [સં.] કર્મ કરવા પર પ્રીતિવાળું (૨) કાર્યકુશળ
**કર્મી** વિ૦ [સં.] નસીબદાર (૨) ઉદ્યોગી
**કર્મેન્દ્રિય** સ્ત્રી૦ [સં.] સ્થૂળ કામો કરવાની ઇંદ્રિય (જુઓ 'ઇંદ્રિય'માં)
**કર્ષ** પું૦ [સં.] એક પ્રાચીન તોલ (૨) ખેંચાણ. ૦**ક** વિ૦ [સં.] ખેંચે-આકર્ષે એવું (૨) પું૦ ખેડૂત. ૦**ણ** ન૦ [સં.] ખેડ; ખેતી (૨) ખેંચતાણ (૩) આકર્ષણ
**કલ** પું૦[સં.]એક અવાજ; ગુંજન(૨)કળા; માત્રા [પિંગળ]. ૦**કલ** પું૦ [સં.] પક્ષીઓનો કલરવ (૨) ગુંજારવ (૩) કલબલ; મનુષ્ય યા પશુપક્ષીઓનો મિશ્ર ધ્વનિ
**કલકલાટ** પું૦ [સં. कल् ઉપરથી] ઘોંઘાટ
**કલકલાણ** ન૦ જુઓ કકલાણ
**કલકલિયો** પું૦ એક પક્ષી
**કલકો** પું૦ [સં. कल् ઉપરથી] શોરબકોર
**કલગી** સ્ત્રી૦ [તુર્કી] મુગટ અથવા મરતક પર મૂકવાનો એક શણગાર; મંજરી (૨) ફૂલોનો ગોટો [વસ્ત્ર; બાંટ
**કલગેર** સ્ત્રી૦ એક કીમતી રેશમી
**કલજુગ** પું૦ જુઓ કલિયુગ
**કલત્ર** ન૦ [સં.] વહુ; પત્ની
**કલદાર** વિ૦ અંગ્રેજી ચલણનું (નાણું)
**કલન** ન૦ [સં.] કળી જવું-સમજવું તે (૨) પકડવું-ઝાલવું તે (૩) ગર્ભાધાન થયા પછીની ગર્ભની શરૂઆતની સ્થિતિ; 'ઝાઇગોટ'
**કલના** સ્ત્રી૦ [સં.] સમજણ; ગ્રહણ (૨) અડસટ્ટો (૩) પિછાન
**કલપ** પું૦ [ અ. कल्फ = મોં પર પડતા ડાઘ ] વાળ રંગવાની એક બનાવટ
**કલપવું** અ૦ક્રિ૦ઝૂરવું(૨)રડવું;કલ્પાંત કરવું
**કલપવું** સ૦ક્રિ૦ [સં. कल् ઉપરથી] સારવું (શ્રાદ્ધ); મરનાર વાંસે પુણ્ય કરવું
**કલફ** પું૦ જુઓ કલપ
**કલફાત** સ્ત્રી૦ [અ.] વહાણનાં પાટિયાં બરાબર બેસાડી કયાંય હવા કે પાણી પેસી ન શકે એવું કરવાની ક્રિયા
**કલબલ** સ્ત્રી૦ [સં. कल् ઉપરથી] વાતચીતથી આછો થતો ઘોંઘાટ (૨) ન સમજાય તેવું બોલવું તે. **-લાટ** પું૦ ઘોંઘાટ
**કલમ** સ્ત્રી૦ [અ., સં.] લેખણ (૨) દસ્કત (૩) ચિત્રકામની પીંછી (૪) લેખનશક્તિ; ચીતરવાની છટા [લા.] (૫) કલમની પેઠે ત્રાંસી કાપીને રોપવાને કરાતી ઝાડની ડાળી (૬) કંડિકા; લખાણમાં પડેલો ક્રમિક ભાગ (જેમ કે, કાયદાની કલમ) (૭) કરારની શરત (૮) ભાષા કે લિપિ [લા.] ઉદા૦ ત્રણ કલમ જાણનાર. ૦**કશ** વિ૦ [ફા.] લેખણ વાપરી જાણનારું (૨) પું૦ લહિયો (૩) લેખક; કુશળ લેખક; મુસદ્દી. ૦**કશી** સ્ત્રી૦ કલમ વાપરવી તે; સુંદર છટાદાર લખાણ કરવું તે. ૦**તરાશ** પું૦ [ફા.] કલમ ઘડવાનો ચપ્પુ (૨) કલમ ઘડનાર આદમી. ૦**ત્રાંસ** વિ૦ કલમની માફક ત્રાંસું. ૦**દાન(-નિયું)** ન૦ કલમ રાખવાની ભૂંગળી-પેટી. ૦**બંદી** સ્ત્રી૦ કલમવાર-પેરા પાડીને કરેલું ચોક્કસ લખાણ (૨). ટાંચ; જપ્તી (૩) જપ્ત કરેલી વસ્તુઓની યાદી (૪) કોઈ પણ ભાગની વ્યવસ્થા કે કામકાજનું ધોરણ બતાવતી તપસીલ (૫) કોલકરાર. ૦**વાર** અ૦ દરેક કલમ-ફકરાના ક્રમથી કે તે પ્રમાણે
**કલમી** પું૦[સં. कलम ઉપરથી]એક જાતના ચોખા(૨)વિ૦કલમ કરીને ઉગાડેલું(ઝાડ)

**કલમી.** ૦ન સ્રી૦ વહાણની ડોલકાઠી; નાનો સઢ
**કલમેશરીફ** પું૦ જુઓ કલામેશરીફ
**કલમો** પું૦ [અ.] કુરાનનું મૂળ સૂત્ર-ફરમાન; ઇસ્લામનું દીક્ષાવાક્ય
**કલરવ** પું૦ [સં.] મધુર ધ્વનિ (ખાસ કરીને પંખીઓનો)
**કલશોર** પું૦ ઘોંઘાટ; મોટો કલબલાટ (૨) કલરવ; મધુર અવાજનો સમુદાય
**કલવવું** સ૦ ક્રિ૦ ખીજવવું
**કલવો** પું૦ [સં. कल्यवर्त; प्रा. कल्लवत्त] કવલ; કોળિયો (૨) પરણવા આવેલા વરને ઊઠતાં પહેલાં કન્યાપક્ષ તરફથી મોકલાતો કાચો કંસાર-ખાવાનું
**કલશ** પું૦ [સં.] કળશ; લોટો (૨) દેરા ઉપર મુકાતું ઘડાના આકારનું ધાતુ કે છાનું શિખર-ટોચ [મધુર શોર
**કલશોર** પું૦ [સં. कल+फा. शोर] કલરવ;
**કલહ** પું૦ [સં.] કજિયો; કંકાસ; લડાઈ
**કલહંસ** પું૦ [સં.] હંસ
**કલંક** ન૦ [સં.] ડાઘ; લાંછન (૨) આળ. **-કિત** વિ૦ [સં.] કલંકવાળું; કલંક પામેલું. **-કિની** સ્રી૦ [સં.] કલંકવાળી. **-કી** વિ૦ કલંકવાળું (૨) પું૦ ચંદ્ર
**કલંકી(-ગી)** પું૦[સં. कल्की] જુઓ કલ્કી
**કલંદર** પું૦ [અ.] એક જાતનો ફકીર (૨) નિસ્પૃહ માણસ (૩) મદારી (૪) વર્ણસંકર આદમી
**કલા** સ્રી૦[સં.]કોઈ પણ વસ્તુનો એક ભાગ (૨) ચંદ્રનો સોળમો ભાગ (૩) 'મિનિટ'; ડિગ્રીનો સાઠમો ભાગ [ગ.] (૪) કાલમાન (૫) યુક્તિ; હિકમત (૬) હુન્નર; કસબ (૭) સૌંદર્યયુક્ત રચના કે તેવી હિકમત
**કલાઈ** સ્રી૦ [સં. कलाचि] કોણીથી કાંડા જેટલો હાથ.
**કલાઈ** સ્રી૦ [અ.] એક ધાતુ (૨) વાસણ પર ચડાવાતું કલાઈનું પડ. ૦ગરો, ૦વાળો પું૦ વાસણની કલાઈ કરનારો
**કલાક** પું૦ ૬૦ મિનિટ જેટલો સમય. -૦શીશી સ્રી૦ રેતી ગરવા પરથી સમય જોવાની શીશીનું યંત્ર
**કલાકાર** પું૦[સં.] કલાયુક્ત રચના કરનારો પુરુષ (કવિ, ચિત્રકાર ઇ૦)
**કલાકૌશલ્ય** ન૦ કળાની આવડત (૨) હુન્નરઉદ્યોગની આવડત [જુઓ કલેડું
**કલાડી** (લા')સ્રી૦ નાનું કલાડું. **-ડું** ન૦
**કલાધર** પું૦[સં.] મોર(૨)ચંદ્ર(૩)કલાકાર
**કલાપ** પું૦ [સં.] સમૂહ(૨)મોરનાં પીંછાંનો સમૂહ (૩) ભાથો (તીરનો) (૪) ઘરેણું (૫) મ્યાન (૬) ચંદ્ર
**કલાપી** પું૦ [સં.] મોર
**કલાપીટ** સ્રી૦ [સં. कल + पीट (પીટવું)] શોરબકોર (૨) રડારોળ
**કલાફૂલ** ન૦ કાનનું એક ઘરેણું
**કલાબો** પું૦[અ. कुलाबह्]બાંયનો કાપ(૨) બે છેડા સાંધવા વચ્ચે નખાતી લોઢાની કડી
**કલાભવન** ન૦ હુન્નરકળાની શાળા
**કલામ** સ્રી૦ [અ.] વાણી; વાક્ય; શબ્દ (૨) કડી; ફકરો (૩) લખાણ
**કલામેશરીફ** પું૦ [फा.] કુરાન
**કલાર** (લા') પું૦; ન૦ (જેમ કે બોડિયો કલાર) એક વનસ્પતિ [દુકાનદાર
**કલાલ** પું૦ [સં.कल्यपाल, प्रा. कल्लाल]દારૂનો
**કલાવતી** વિ૦ સ્રી૦ [સં.] કળા-કાંતિવાળી (૨)નૃત્યાદિ કળા જાણનારી(૩)સ્રી૦ વીણા
**કલાવવું, (૦પટાવવું)** સ૦ ક્રિ૦ કળથી સમજાવવું
**કલાવંતી** વિ૦સ્રી૦નૃત્યાદિ કલા જાણનારી
**કલાવાન** વિ૦ [સં.] કળા જાણનારું; કળાવાળું (૨) પું૦ ચંદ્ર
**કલાવિધાન** ન૦ કલાનું સર્જન-રચના
**કલાવિધાયક** વિ૦પું૦ કલાવિધાન કરનારું
**કલાંકલાં** અ૦ સંપૂર્ણ ખીલેલું હોય એમ
**કલાંઠ** વિ૦ લાંઠ; તોફાની અને લુચ્ચું
**કલાંઠી** સ્રી૦ પાંસળી (૨) પાસું; કરોઠી
**કલિ** પું૦[સં.] ટંટો (૨) યુદ્ધ (૩) કળિયુગ (૪) કળિયુગનો અધિષ્ઠાતા પુરુષ-અસુર (૫) પાપની બુદ્ધિ [લા.]

**કલિકા** સ્ત્રી૦ [સં.] અણખીલેલું ફૂલ; કળી
**કલિકાલ(–ળ)** પું૦ કળિયુગનો સમય
**કલિયુગ** પું૦ [સં.] ચાર યુગમાંનો છેલ્લો યુગ; અધર્મનો સમય (જુઓ યુગ)
**કલિંગ** ન૦ [સં.] પ્રાચીન ભારતનો એક પ્રાંત; ઓરિસા [તડબૂચ
**કલિંગડ(–ડું)** ન૦[સં. कलिङ्ग] કાલિંગડું;
**કલિંદ** પું૦ [સં.] એક પર્વત જેમાંથી કાલિંદી–યમુના નીકળે છે [પાપી
**કલુષિત** વિ૦ [સં.] કાદવવાળું; મલિન (૨)
**કલેક્ટર** પું૦ [ઇં.] જિલ્લાનો વડો મહેસૂલી અમલદાર
**કલેજું** ન૦ [સં. कालेय; પ્રા. कालिज्ज] પિત્ત ઉત્પન્ન કરનારો અને શિરાઓમાંનું લોહી સાફ કરનારો એક મોટો માંસલ અવયવ; કાળજું (૨) હૃદય [લા.]
**કલેડી** સ્ત્રી૦ [દે. काहल्ली] નાનું કલેડું. **–ડું** ન૦ રોટલા શેકવાની માટીની તવી
**કલેવર** ન૦ [સં.] શરીર; ખોળિયું
**કલેંદુ** પું૦ [સં.] બીજનો ચંદ્રમા
**કલોલ** પું૦ જુઓ કલ્લોલ
**કલ્ક** પું૦[સં.] વાટીને બનાવેલો લોંદો; લૂગદી (ઔષધ વગેરેની) [છેલ્લો અવતાર
**કલ્કિ(–ક્કી)** પું૦ [સં.] વિષ્ણુનો દશમો અને
**કલ્પ** પું૦ [સં.]બ્રહ્માનો એક દહાડો, અર્થાત્ ૪,૩૨૦,૦૦૦,૦૦૦ વર્ષોનો સમય (૨) ધર્મકર્મનો વિધિ (૩) આચાર(૪)એક વેદાંગ, જેમાં યજ્ઞક્રિયા ઇત્યાદિનો ઉપદેશ છે (૫) ઔષધપ્રયોગ (૬) શબ્દને અંતે 'જેવું, સદૃશ'ના અર્થમાં(ઉદા૦ દ્વીપકલ્પ)
**કલ્પતરુ, કલ્પદ્રુમ** ન૦[સં.] નીચે બેસનાર જેનો સંકલ્પ કરે તે વસ્તુ આપનારું સ્વર્ગમાંનું એક કાલ્પનિક ઝાડ
**કલ્પના** સ્ત્રી૦[સં.]નવું ચિંતવી કે ઉપજાવી કાઢવાની શક્તિ (૨) ધારણા; ખ્યાલ (૩)તરંગ; બુટ્ટો. **૦સૃષ્ટિ** સ્ત્રી૦કલ્પનાની સૃષ્ટિ; મનોરાજ્ય
**કલ્પલતા** સ્ત્રી૦ [સં.] જુઓ કલ્પતરુ
**કલ્પવું** સ૦ ક્રિ૦ કલ્પના કરવી
**કલ્પવૃક્ષ** ન૦ [સં.] જુઓ કલ્પતરુ
**કલ્પાંત** પું૦ [સં.] કલ્પનો અંત; જગતનો પ્રલયકાળ (૨) ન૦ રડારોળ, અતિશય રડવું–શોક કરવો તે
**કલ્પિત** વિ૦ [સં.] કલ્પેલું (૨) જોડી કાઢેલું; ખોટું (૩) ન૦ કલ્પેલ વસ્તુ
**કલ્મષ** પું૦; ન૦[સં.] મેલ; કાળાશ(૨)પાપ
**કલ્મેશરીફ** પું૦ [અ. कलामेशरीफ] કુરાન; કલમેશરીફ
**કલ્યાણ** ન૦ [સં.] સુખ; આબાદી(૨) શ્રેય; કુશળ. **૦કારી** વિ૦ કલ્યાણ કરે એવું. **–ણી** સ્ત્રી૦ [સં.] કલ્યાણ કરનારી દેવી (૨) સૌભાગ્યવતી સ્ત્રી
**કલ્લી** સ્ત્રી૦ નાનો કલ્લો (૨) હાથની આંગળીઓ વડે (ધોતિયા કે સાડી જેવા કપડાની) કરાતી ગડી
**કલ્લી** સ્ત્રી૦ ['કડલી'] હાથના કાંડાનું એક ઘરેણું. **–લ્લું** ન૦ સ્ત્રીના પગનું એક ઘરેણું
**કલ્લો** પું૦ હાથમાં માય એટલો જથો
**કલ્લોલ** પું૦ [સં.] મોજું; ઘોડો(૨)આનંદ; આનંદથી ઊભરાવું તે. **૦વું** અ૦ ક્રિ૦ કલ્લોલ કરવો
**કલ્હાર** ન૦ જુઓ કહ્લાર
**કવ** અ૦ [સં. कदा] + ક્યારે
**કવખત** પું૦; સ્ત્રી૦ અયોગ્ય સમય
**કવચ** ન૦ [સં.] બખતર (૨) તાવીજ; (૩) મૂઠચોટથી શરીરનું રક્ષણ કરતો મનાતો મંત્ર
**કવચ** સ્ત્રી૦ [સં. कपिकच्छु] એક વનસ્પતિ; કૌવચ. **–ચું** ન૦ કવચનું બીજ
**કવણ** સ૦ [પ્રા.] જુઓ કોણ; કયું [પ.]
**કવન** ન૦ [સં.] કવિતા કરવી તે (૨) કવિતા. **–યિત્રી** સ્ત્રી૦ સ્ત્રી કવિ
**કવર** ન૦ [ઇં.] પરબીડિયું
**કવરડું** વિ૦ વાંકું; તીક્ષ્ણ; કટુ (વચન)
**કવરાવવું** સ૦ ક્રિ૦ કાવરું–કાયર કરવું; હેરાન કરવું
**કવર્ગ** પું૦ ક,ખ,ગ, ઘ, ઙ એ પાંચ અક્ષરો
**કવલ** પું૦ [સં.] કોળિયો; ગ્રાસ

**કવચું** ન૦ નળિયું (૨) મોભારિયું
**કવવું** સ૦ ક્રિ૦ [સં. कव्] કવિતા કરવી (૨) સ્તુતિ ગાવી (૩) વર્ણવવું
**કવળ** પું૦ જુઓ કવલ; કોળિયો
**કવા** પું૦ પ્રતિકૂળ પવન (૨) પ્રતિકૂળ સંજોગ. ૦પેસવો = (શરીર) બગડવું
**કવાણ** ન૦[ક + વાન] ખોડખાંપણ; લાંછન. **–ણું** વિ૦ કવાણવાળું (૨) ન૦ ખોડખાંપણ
**કવાબ** પું૦ કબાલ; માંસનું ભજિયું – મૂઠિયું
**કવાયત** સ્ત્રી૦ [अ. कवाइद] ડ્રિલ; લશ્કરી તાલીમ; પરેડ (૨) તાલીમ. **–તી** વિ૦ કવાયત પામેલું
**કવારે** અ૦ અશુભ દિવસે કે સમયે
**કવાલ** પું૦ જુઓ કવ્વાલ. **–લી** સ્ત્રી૦ ગઝલ
**કવાવું** અ૦ક્રિ૦ શરીરમાં કવા પેસવો;શરીર બગડવું (૨) કથળવું (૩) વસૂકી જવું (૪) વગોવાવું
**કવાસ** સ્ત્રી૦ જવ, મધ અને મીઠાની [મિળવણીનું પેય
**કવિ** પું૦[સં.]કાવ્ય–કવિતા કરનાર(૨)ભાટ. ૦ત ન૦ એક જાતની કવિતા (મનહર છંદ). ૦તા સ્ત્રી૦ [સં.] કાવ્ય (૨) પદ્યબંધ (૩) કાવ્યનો ગુણ. ૦ત્વ ન૦[સં.] કાવ્ય રચવાની શક્તિ (૨) કવિપણું (૩) કાવ્યનો ગુણ. ૦વર પું૦ શ્રેષ્ઠ – ઉત્તમ કવિ. **–વીશ્વર** [+ ईश्वर], **–વીંદ્ર** [+ इन्द्र] પું૦ સૌથી મોટો કવિ
**કવેણ** ન૦ અઘટિત વેણ; અપશબ્દ
**કવેળા** સ્ત્રી૦ કવખત
**કવ્ય** ન૦[સં.]પિતૃને આપેલ પિંડ,ભોજન ઇ૦
**કવ્વાલ** પું૦ [अ.] કવાલી ગાનારો. **–લી** સ્ત્રી૦ જુઓ કવાલી
**કશ** સ્ત્રી૦, ૦ણ ન૦ [सं. कश] અંગરખું, બંડી વગેરે ભીડવાની નાની દોરી હોય છે તે (બટનને બદલે)
**કશાલો** પું૦ અચો, ભીડ (જેમ કે, ઘરમાં કામનો કશાલો બહુ પડે છે)
**કશીદો** પું૦ ઈખ અથવા નળિયાને ખૂબ તપવીને તેના રસનો બનાવેલો શીરો
**કશીદો** પું૦ [अ.] જરીનું ભરતકામ
**કશું** સ૦(૨)વિ૦કોઈ;કાંઈ(અનિશ્ચિતાર્થક) ૦ક સ૦ (૨) વિ૦ કોઈક; કાંઈક
**કશ્મલ** વિ૦[સં.] ખરાબ; ગંદું (૨) નામોશી-ભરેલું (૩) ન૦ પાપ (૪) દુઃખ; ઉદાસીનતા
**કશ્યપ** પું૦ [સં.] કાચબો; કચ્છપ (૨) એક ઋષિ (દેવો, દાનવો ઇ૦ના પિતા)
**કષણી** સ્ત્રી૦[सं. कष] કસોટી (૨) કસોટીની વેળા; આપત્તિ (૩) પૈસા ભરવાની લાંબી, કેડે બંધાય એવી કોથળી
**કષાય** વિ૦ [સં.] જુઓ કષાયિત (૨) પું૦ કાવો; ઉકાળો (૩) તૂરો સ્વાદ (૪) ગેરુવો – ભગવો રંગ (૫) કાટ; મેલ; કાલપ (૬) પાપ (૭) ક્રોધ, માન, માયા, અને લોભ એ ચારમાંનું કોઈ પણ [જૈન].**–યિત** વિ૦ [સં.]રંગેલું; રંગવાળું થયેલું (૨) ભગવું (૩) કસાણું; બેસ્વાદ (૪) કષાય – વિકારવાળું
**કષ્ટ** ન૦ [સં.] મહેનત; શ્રમ (૨)દુઃખ;સંતાપ ૦પ્રદ વિ૦ કષ્ટ આપે એવું. ૦સાધ્ય વિ૦ [સં.] કષ્ટથી સધાય એવું. **–ષ્ટાવું** અ૦ક્રિ૦ દુઃખ પામવું; પીડાવું (૨) પ્રસવની પીડ – વેણ આવવી. **–ષ્ટિ** સ્ત્રી૦ [સં.]જુઓ કષ્ટ
**કષ્ટો** સ્ત્રી૦ લેણા પેટે આપવાનો હપતો
**કસ** પું૦ [સં.] કસોટી ઉપરથી નક્કી કરેલો સોનારૂપાના ભાવનો આંક (૨) કસોટી
**કસ** પું૦ [फा. कशीदन] સાર; માલ; સત્ત્વ (૨) બળ; જોર,
**કસ** સ્ત્રી૦ જુઓ કશ
**કસકસ** સ્ત્રી૦ ખૂબ કસીને બાંધવાથી થતો અવાજ. ૦તું વિ૦ ખૂબ ખેંચીને બાંધેલું (૨)પરાણે બરાબર બેસતું થતું. ૦વું અ૦ ક્રિ૦ ખૂબ ખેંચાવું (૨) પરાણે બંધબેસતું થવું (૩) સ૦ક્રિ૦ ખૂબ ખેંચીને બાંધવું
**કસકાગળ** પું૦ રાસાયણિક પ્રક્રિયા દેખાડનાર કાગળ; 'ટેસ્ટપેપર' [ર. વિ.]
**કસટિયો** પું૦ એકના સવાયા કરનારો – માલ ઘરાણે લઈ પૈસા ધીરનારો આદમી
**કસણ** ન૦ [જુઓ કશણ] કસ
**કસણ** સ્ત્રી૦ જુઓ કષણી
**કસણવું** સ૦ક્રિ૦ [सं.कषण] ચોળી મસળીને એક કરવું; ગૂંદવું; કેળવવું

**કસણી** સ્ત્રી૦ [સં.कास] નાનાં છોકરાંને થતો કફ કે શ્વાસનો એક રોગ

**કસણી** સ્ત્રી૦ જુઓ કષણી [રહેવું

**કસતું** વિ૦ પરાણે બેસતું થતું (૨) ઓછું

**કસનળી** સ્ત્રી૦ કસ કાઢવા વપરાતી શીશી જેવી નળી; 'ટેસ્ટ ટ્યૂબ' [ર. વિ.]

**કસબ** પું૦ ભરતકામ, વણાટમાં વપરાતો સોનારૂપાનો બારીક તાર

**કસબ** પું૦ [अ. कस्ब] ધંધો; રોજગાર; કામ (૨)હુન્નર; કળા;કારીગરી(૩)કળાકુશળતા; નિપુણતા. **૦ચોર** પું૦ પોતાનો હુન્નર બીજાને ન દેખાડે એ; આવડ સંતાડનાર આદમી (૨) ધંધામાં ઠગારો [વિશ્યા

**કસબણ, કસબાતણ** સ્ત્રી૦ ['કસબો']

**કસબાતી** વિ૦ [फा.] કસબામાં રહેનારું (૨) મુસલમાનોની વધુ વસ્તીવાળું

**કસબી** વિ૦ કળાકુશળ; નિપુણ (૨) કસબ-વાળું (૩) પું૦ કારીગર

**કસબો** પું૦ [अ.] મુસલમાનોની વિશેષ વસ્તીવાળું ગામ (૨)મોટું ગામ(૩)ગામનો મુસલમાનવાડો

**કસમ** પું૦ બ૦ વ૦ [अ.] સોગન. **૦નામું** ન૦ સોગંદનામું; 'ઍફિડેવિટ'

**કસમોડા** પું૦ બ૦ વ૦ [કસવું + મોડવું] અંગ મરોડવાના ઉકાંટા આવવા તે (૨) પ્રસવ વખતનું શરીરનું દુખવું ને આંકડી -વેણ આવવી તે. **૦વું** અ૦ ક્રિ૦ કસમોડા ખાવા

**કસર** સ્ત્રી૦ [अ. कस्र] ઘટ; ખોટ (૨) કચાશ; અપૂર્ણતા(૩) ખામી; કસૂર (૪) કરકસર (૫) નુકસાન

**કસરત** [अ. कसरत] સ્ત્રી૦ વ્યાયામ (૨) અભ્યાસ.**-બાજ** વિ૦કસરતી;કસરતના શોખવાળું.**-શાળા** સ્ત્રી૦ વ્યાયામશાળા. **-તિયું, -તી** વિ૦ કસરત કરનારું

**કસરાવું** ['કસર'] અ૦ ક્રિ૦ તાવ આવે એવું લાગવું

**કસવાટ** ન૦ ધાણીમાંનું આંટાવાળું ચોકઠું, જેમાં થઈને તેલ બહાર આવે છે

**કસવાડો** પું૦ હળપૂણીને ચવડામાં બરાબર બેસાડવા માટે વપરાતી લાકડાની લાંબી મેખ – ફાચર

**કસવાણ** સ્ત્રી૦ [ક+સવાણ] માંદગી;બેચેની

**કસવું** સ૦ક્રિ૦ [फा. कशीदन] ખૂબ ખેંચવું; સખત બાંધવું

**કસવું** સ૦ક્રિ૦ [ સં. कष ] કસોટી કરવી; અજમાવવું (૨) મહેનત આપવી; રગડવું (૩) પીટવું; સતાવવું (૪) ઓછું આપવાનો પ્રયત્ન કરવો

**કસાઈ** પું૦ [अ. कस्साब] પશુઓને મારીને તેમનું માંસ વેચવાનો ધંધો કરનાર; ખાટકી (૨) ગળકટ્ટો; ખૂની

**કસાકસ(-સી)** સ્ત્રી૦ રસાકસી

**કસાણું** વિ૦[સં. कषाय] કાટના સ્વાદવાળું; કટાણું; બેસ્વાદ. **-યેલું** વિ૦ કટાયેલું

**કસાયેલું** વિ૦['કસાવું']પલોટાયેલું;અનુભવી

**કસાવું** અ૦ક્રિ૦ અનુભવથી કે પરિશ્રમથી ઘડાવું

**કસાદો** પું૦ જુઓ કશીદો (બેઉમાં)

**કસીદો** પું૦[अ.]કાવ્યનો એક પ્રકાર;સ્તુતિ-પ્રશંસા કરવાને માટે લખાયેલું કાવ્ય

**કસુતર(-રું)** વિ૦ સુતર નહિ એવું; મુશ્કેલ (૨) બગડી ગયેલું (૩) આડું; વાંકું

**કસુવાણ** સ્ત્રી૦ જુઓ કસવાણ

**કસુવાવડ** સ્ત્રી૦ [ક+સુવાવડ] ગર્ભનું તેના નિયત સમય પહેલાં ગરી જવું તે

**કસુંબગર** પું૦ કસુંબાનો રંગ ચડાવનાર

**કસુંબલ(-લું)** વિ૦ કસુંબાના રંગનું; લાલ

**કસુંબી** વિ૦ [સં. कुसुंभ] કસુંબલ (૨) સ્ત્રી૦ કસુંબાના ફૂલનો રંગ

**કસુંબો** પું૦ [સં. कुसुंभ] એક વનસ્પતિ (૨) એના ફૂલમાંથી નીકળતો રંગ (૩) એ રંગનું કપડું (૪) પાણીમાં ઘોળેલું અફીણ કે તે મિષે થતો મેળાવડો (જેવો કે, અમુક જ્ઞાતિમાં લગ્નવેળા)

**કસૂર** સ્ત્રી૦ [अ.] ખામી; ભૂલચૂક; વાંકગુનો

**કસૂંબગર, કસૂંબલ(-લું), કસૂંબી, કસૂંબો** જુઓ કસુંબગર, કસુંબલ, કસુંબી, કસુંબો

**કસોજ(-જુ)** વિ૦ [ક+સોજું] બગડી ગયેલું, કસુતર
**કસોટી** સ્રી૦[સં. कसपट्टिका] સોનાનો કસ જોવાની પથરી (૨) કસ કાઢવાની રીત; પરખ (૩) કડક તપાસ-પરીક્ષા
**કસ્તર** ન૦ [દે. कसट्ट]તણખલું; રજ; કચરો
**કસ્તર** [સં. कर्त्तार = કલાઈ] કંસારા લોકો રાંધવાના વાસણને જે લેપ કરે છે તે
**કસ્તી** સ્રી૦ [फा.] પારસીની જનોઈ કે તે દેવાનો સંસ્કાર
**કસ્તુરિકા,**૦**મૃગ** [સં.] જુઓ 'કસ્તૂરિકા'માં
**કસ્તૂરિકા, કસ્તૂરી** [સં.] અમુક જાતના હરણના ડૂંટામાંથી મળતો એક સુગંધી પદાર્થ; મૃગમદ. ૦**મૃગ** પું૦જેના ડૂંટામાંથી કસ્તુરી મળે છે તે હરણ
**કસ્મલ** ન૦ (૨) વિ૦ [સં.] જુઓ 'કશ્મલ'
**કહાણી** (ક઼) સ્રી૦[સં. कथानक, પ્રા. कहाणय] વાર્તા; દંતકથા (૨) કહેવત
**કહાન(-નો)** (ક઼) પું૦[સં. कृष्ण] કૃષ્ણ
**કહાર** પું૦ [દે. काहार] ભોઈ; મ્યાનો-પાલખી ઊંચકનારો
**કહાવવું** સ૦ક્રિ૦ [સં. कथय, પ્રા. कहाव] 'કહેવું'નું પ્રેરક; સંદેશો મોકલવો
**કહીં** અ૦ [પ્રા. कहिं, कहि]ક્યાં; કયે ઠેકાણે (પ્રશ્નાર્થક). ૦**ક** અ૦ ક્યાંક. ૦**કહીં** અ૦ કેટલેક સ્થળે; ક્યાંક ક્યાંક
**કહેણ** (ક઼હે) ન૦ કહેવરાવવું તે; સંદેશો (૨)હુકમ(૩) વેણ;વચન(૪)નેડું;નોતરું. **-ણી** સ્રી૦ કહેવત (૨)કહેવું તે; કહેવાની રીત (૩) કહાણી (૪) લોકાપવાદ; દોષ. **-ણું** ન૦ કહેણ [પવાદ
**કહેતી** સ્રી૦ કહેવત (૨) કહાણી (૩) લોકા-
**કહેવડાવવું** (ક઼હે) સ૦ક્રિ૦ કહાવવું (૨) 'કહેવું'નું પ્રેરક
**કહેવત** (ક઼હે) સ્રી૦ લોકોક્તિ (૨) દૃષ્ટાંત; ઉદાહરણ (૩) ઉખાણો (૪) કહેવરામણ
**કહેવરામ(-વ)ણ** (ક઼હે) ન૦કહેવાપણું;દોષ
**કહેવરાવવું** સ૦ક્રિ૦ જુઓ કહેવડાવવું
**કહેવાપણું** ન૦ કહેવું પડે એવું હોવું તે;ખામી
**કહેવું** (ક઼હે) સ૦ક્રિ૦[સં. कथ्, પ્રા. कह] બોલવું; જણાવવું (૨) સમજાવવું (૩) શિખામણ આપવી(૪)આજ્ઞા કરવી(૫)ઠપકો આપવો (૬) નામ આપવું
**કહ્યાગરું** વિ૦ કહ્યું કરે એવું; આજ્ઞાંકિત
**કહ્યું** ન૦ કહેલું તે; વચન; શિખામણ
**કહ્લાર** ન૦ [સં.] ધોળું કમળ; કલ્હાર
**કળ** સ્રી૦ પેટી વગેરેને જડેલું યંત્ર, જેમાં કૂંચી ફેરવવાથી તે વસાય ઉઘાડાય છે (૨) યંત્રની ચાવી;ચાંપ(૩)યુક્તિ;કરામત[લા.]
**કળ** સ્રી૦ એકદમ (વાગવા વગેરેથી) થતું તીક્ષ્ણ કે સતત દુઃખ(૨)તેથી આવતી મૂર્છા
**કળ** પું૦ [પ્રા. कल = કાદવ] કળી જવાય એવી જમીન; કળણ
**કળ** સ્રી૦ [સં. कल्] અટકળ, સમજ
**કળકળ** સ્રી૦ [સં. कल् ઉપરથી] કળકળાટ (૨) ટિટિયારો; માથાઝીક (૩) પંખીનો કલરવ-કલકલ. ૦**વું** અ૦ક્રિ૦ જુઓ કકળવું. **-ળાટ** પું૦ જુઓ કકળાટ. **-ળાણ** ન૦ જુઓ કકલાણ
**કળજ(-જુ)ગ** પું૦ જુઓ કલિયુગ
**કળણ** ન૦ જેમાં પગ મૂકતાં કળી જવાય એવી જમીન-જગા
**કળણ** ન૦ કળવું-જાણવું તે; સૂઝ; સમજ
**કળતર** ન૦ કળી જવાય એવી જમીન
**કળતર** ન૦ શરીરની અંદર થતી પીડા-કળ-વેદના
**કળતર** ન૦ ગણતરી; અટકળ; અંદાજ (પાકનો).**-રુ** પું૦પાકનો અંદાજ કરનાર
**કળતાણું** ન૦ પાકનો અડસટ્ટો-કળતર કાઢવાનું મહેનતાણું (૨) આનાવારી વખતે ઘણો ઓછો પાક થયેલો જણાતાં ખેડૂતને મળતી રાહત
**કળત્ર** ન૦+જુઓ કલત્ર [કઠોળ
**કળથી** સ્રી૦ [સં. कुलत्थ]એક જાતનું હલકું
**કળપવું** સ૦ક્રિ૦ [સં. कल्प्] મૂએલાને નામે સંકલ્પ કરી દાન આપવું (૨) ખપવું; ઉપયોગમાં આવવું
**કળપવું** અ૦ક્રિ૦[જુઓ કલપવું]ઝૂરવું;રડવું

**કળપી** સ્ત્રી૦ કરપી; રાંપડી
**કળબ** સ્ત્રી૦ મોટી રાંપડી. ૰વું સ૰ક્રિ૦ રાંપડી દેવી–ફેરવવી
**કળય(–વિ)કળ** સ્ત્રી૦ યુક્તિ; તદબીર (૨) ચેન; શાતા (૩) સૂઝ; સમજ
**કળવું** સ૰ક્રિ૦ [સં. कल्] સમજવું (૨) કલ્પવું; ધારવું; અટકળ કરવી; હિસાબ કે અંદાજ કાઢવો
**કળવું** અ૰ક્રિ૦ દુખવું; કળતર થવું
**કળવું** અ૰ક્રિ૦ [પ્રા. कल] કાદવમાં ઊતરી જવું; ખૂંતી જવું
**કળશ** પું૦ [સં. कलश] એક વાસણ; લોટો (૨) મંદિરના શિખર તરીકે મુકાતો ઘાટ; ઘૂમટની ટોચ; કલશ. ૰શી સ્ત્રી૦ લોટી. **–શિયો** પું૦ લોટો (૨) ઝાડો (રોગ)
**કળશી** સ્ત્રી૦ સોળ (કાચા) મણનું માપ
**કળશો** પું૦ [સં. कलश] લોટો
**કળસલી** સ્ત્રી૦ જુઓ કળશલી; લોટી
**કળા** સ્ત્રી૦ જુઓ કલા (૨) (મોરની) કળા –કલાપ ફેલાવવો તે
**કળાઈ** સ્ત્રી૦ કલાઈ; કોણીથી કાંડા સુધીનો હાથનો ભાગ [ઇ૦
**કળાકાર, કળાકૌશલ્ય** જુઓ કલાકાર
**કળાણ** ન૦ કળણ–કાદવવાળી જગા
**કળાધર** જુઓ કલાધર
**કળાપો** પું૦ કળપવું તે; રડારોળ (૨) કલ્પો
**કળાભવન** જુઓ કળાભવન
**કળાયલ** વિ૦ કળા કરેલી હોય એવો (મોર)
**કળાવ(–વં)તી, કળાવાન, કળાવિધાન, કળાવિધાયક** જુઓ કલાવતી ઇ૦
**કળાવું** અ૰ક્રિ૦ 'કળવું'નું કર્મણિ; પ્રતીત થવું; દેખાવું
**કળિ, ૰કાળ, ૰યુગ** જુઓ 'કલિ' ઇ૦
**કળિયો** પું૦ [જુઓ 'કળી'] ઠળિયો (૨) ઊડો (૩) દાડમનો દાણો
**કળિંગડ(૰ડું)** ન૦ કલિંગડું; તડબૂચ
**કળી** સ્ત્રી૦ [સં. कलि] અણખીલ્યું ફૂલ; કલિકા (૨) છૂટો મોતીચૂર (૩) અંગરખાને કે પહેરણની અમુક ઢબને સીવતાં બગલ આગળ કરાતું સીવણ
**કળીચૂનો** પું૦ વિશુદ્ધ કરેલો ચૂનો
**કળુંકું (–ડું)** વિ૦ ['કળવું' ઉપરથી] માટી–કાદવવાળું
**કળે કળે, કળે વળે** અ૦ [કળ+વળ] યુક્તિપ્રયુક્તિથી; સમજાવટથી
**કળેળવું** અ૦ ક્રિ૦ કળકળવું
**કળેળી** સ્ત્રી૦ કરેળી; કળેળવું તે
**કળો** પું૦ કલહ
**કળોટી(–ડી)** સ્ત્રી૦ એક જાતની સફેદ રેતી; સાથિયા પૂરવાની ભૂકી (આરસ વગેરે પથ્થરની)
**કંઈ** અ૦ વાક્યમાં પ્રશ્નાર્થવાચક ને નકાર-સૂચક ઉપયોગ. ઉદા૦ 'કંઈ મારાથી જવાય ?'
**કંઈ** અ૦ [ચ.] ક્યાં. ૰ક અ૦ ક્યાંક
**કંઈ** વિ૦ (૨) સ૦ (અનિશ્ચિતાર્થ, પ્રશ્નાર્થ તથા નકારાર્થમાં મુખ્યત્વે વપરાય છે) કાંઈ; અમુક; કશું. ૰ક વિ૦ (૨) સ૦ કશુંક; કાંઈક (નિશ્ચયાર્થ ને હકારાર્થમાં વપરાય)
**કંઈ** વિ૦ (૨) સ૦ [સં. कति, પ્રા. कइ] અનેક (ઉદા૦ 'તમારા જેવા તો કંઈ આવી ગયા !'). ૰ક વિ૦ (૨) સ૦ કેટલુંક; થોડુંક
**કંઈક** જુઓ ત્રણે 'કંઈ' ૨, ૩, ૪
**કંક** પું૦ [સં.] જેની પાંખમાંથી શરપુંખ થાય છે તે પંખી (૨) બગલો (૩) પીંછાળું તીર (૪) નામધારી બ્રાહ્મણ (૫) યુધિષ્ઠિરે વિરાટ રાજાને ત્યાં ધારણ કરેલું નામ
**કંકણ** ન૦ [સં.] કાંગરાવાળી ચૂડી–બંગડી (૨) કંકણદોરો. ૰દોરો પું૦ લગ્નવિધિ શરૂ કરતાં વરકન્યાને કાંડે બંધાતું મીંઢળ અને લાલ દોરો; કાંકણદોરો. **–ણાકાર, –ણાકૃતિ** વિ૦ [+આકાર, આકૃતિ] કંકણના આકારનું [ખગ્રાસગ્રહણ માટે]; 'ઍન્યુલર'. **–ણી** સ્ત્રી૦ કાંગરીવાળી સોનાની બંગડી; કાંકણી (૨) ઘૂઘરીઓવાળો કંદોરો
**કંકર** પું૦ [સં. कर्कर] કાંકરો; નાનો પથ્થર (૨) મરડિયો [સાપ
**કંકાયુ** પું૦ [પ્રા. कंकाव] એક જાતનો પાણીનો

**કંકાલ** ન૦ [સં.] હાડપિંજર. **-લી** પું૦ કપાલી; શિવ (૨) શિવભક્ત
**કંકાવટી** સ્ત્રી૦ [સં. कुंकुमवर्ति] કંકુ રાખવાની [પ્યાલી
**કંકાસ** પું૦ કજિયો; કલેશ ૦ણું વિ૦ કંકાસ કરે એવું. **-સિયણ** વિ૦ સ્ત્રી૦ કંકાસિયા સ્વભાવની. **-સિયું** વિ૦ કંકાસણા સ્વભાવનું
**કંકુ** ન૦ [સં. कुंकुम] ચાંલ્લા ઇ૦માં વપરાતું લાલ દ્રવ્ય; કુંકુમ. **૦પડી** સ્ત્રી૦, **૦પડો** પું૦ કંકુનું પડીકું
**કંકોડી** સ્ત્રી૦ [સં. कर्कोटकी] કંકોડાની વેલ (૨) સૂતક કાઢવા માટે સ્નાન વખતે માથામાં નંખાતી એક ભૂકી. **-ડું** ન૦ કંકોડાનું શાક-ફળ
**કંકોતરી, કંકોત્રી** સ્ત્રી૦ [સં. कुंकुमपत्रिका] લગ્નાદિ શુભ પ્રસંગની આમંત્રણપત્રિકા (૨) (વ્યંગમાં) ન ગમતું નોતરું કે ખબરની ચિઠ્ઠી
**કંકોલ** પું૦ [સં.] એક ઔષધિ; ચિનિકબાલા
**કંગણ** ન૦ જુઓ કંકણ
**કંગન** ન૦ [હિં.] કંકણ. **-ની** સ્ત્રી૦ કાંસકી
**કંગવો** પું૦ [સં. कंकत] કાંસકી
**કંગાલ(-ળ)** વિ૦ છેક ગરીબ (૨) દરિદ્રી; તુચ્છ (૩) રસકસરહિત. **-લિ(-ળિ)યત** સ્ત્રી૦ અત્યંત ગરીબી; દીનદશા
**કંચન** ન૦ [જુઓ 'કાંચન'] ચોખ્ખું સોનું (૨) ધન; દોલત
**કંચની** સ્ત્રી૦ કળાવંતણી; ગણિકા
**કંચવો** પું૦ [સં. कंचुक] કાંચળી
**કંચુક** પું૦ [સં.] કાંચળી; કમખો (૨) સાપની કાંચળી (૩) બખ્તર. **-કી** સ્ત્રી૦ કાંચળી (૨) પું૦ [સં.] જનાનખાનાનો ચોબદાર
**કંજ** પું૦ [સં.] બ્રહ્મા (૨) ન૦ કમળ
**કંજકંજ(-ઝ)રી** સ્ત્રી૦ એક વનસ્પતિ
**કંજૂસ** વિ૦ અતિશય-વધારેપડતી કરકસર કરે એવું; કૃપણ; પાજી. **-સાઈ** સ્ત્રી૦ કંજૂસપણું [(માછલાં પકડવાનો)
**કંટક** પું૦ [સં.] કાંટો; ફાંસ (૨) આંકડો; ગલ
**કંટારિયું** ન૦ શબ ઉપરનું કપડું
**કંટાળવું** અ૦ ક્રિ૦ કંટાળો ચઢવો-આવવો
**કંટાળી** વિ૦ સ્ત્રી૦ કાંટાવાળી (૨) સ્ત્રી૦ [દે. कंटाली] હાથિયો થોર; થોરી
**કંટાળું** વિ૦ [સં. कंटालु] કાંટાવાળું (૨) ભૂરું કોળું [જતો અણગમો
**કંટાળો** પું૦ અવિવિધતા કે થાકથી ઊપ-
**કંટિયું** ન૦ ઠૂંઠું [ભૂખ્યાં રહેવું તે
**કંટિયો** પું૦ ભારે જમણને બીજે દિવસે
**કંટી** સ્ત્રી૦ ઠૂંડામાંના બારીક કણ (૨) ઠૂંઠું (૩) તાજી ડાંગર
**કંટીવાળો** પું૦ ચૂલે ચડાવવાના વાસણને બહારની બાજુએ કરાતો માટીનો લેપ
**કંટું** ન૦ ખરેટું
**કંટેવાળો** પું૦ જુઓ 'કંટીવાળો'
**કંટેસરી** સ્ત્રી૦ ગળામાં નાંખવાનું એક ઘરેણું
**કંટોડિયું** ન૦ ઉકરડાનો-કચરોપૂંજો નાંખવાનો ખાડો (૨) અધણખાડ
**કંટોલી (-ળી)** સ્ત્રી૦ [દે. कंटोल] એક વેલો; કંકોડી. **-લું (-ળું)** ન૦ કંકોડું
**કંટ્રાક્ટ** પું૦ [ઇ. कॉंट्रेक्ट] કરારથી કરવાનું કામ; ઠેકો. **૦૨** પું૦ ઠેકેદાર
**કંટ્રોલ** પું૦ [ઇં.] કાબૂ; નિયમન
**કંઠ** પું૦ [સં.] ગળું (૨) હૈડિયો (૩) કંઠમાંથી નીકળતો અવાજ; સૂર (૪) કાંઠો-કાંઠલો (૫) કિનારો. **૦ગ્રંથિ** સ્ત્રી૦ કંઠમાં આવેલી એક ગ્રંથિ; 'થાયરૉઈડ ગ્લૅન્ડ'. **૦મણિ** પું૦ [સં.] કંઠીમાંનો હીરો (૨) હૈડિયો (૩) અત્યંત પ્રિયજન [લા.]. **૦માધુર્ય** ન૦ કંઠના અવાજની મધુરતા. **૦માળ** સ્ત્રી૦ ગળાનો એક રોગ. **૦સૂત્ર** ન૦ કંઠી; મંગળસૂત્ર (૨) ગળામાં પહેરવાનું ઘરેણું. **૦સ્થ** વિ૦ [સં.] કંઠે-મોઢે-યાદ હોય તેવું (૨) કંઠસ્થાની (વ્યંજન). **૦સ્થાની** વિ૦ કંઠમાંથી બોલાતો (વ્યંજન). **-ઠાભરણ** ન૦ [સં.] કંઠનું ઘરેણું; ગળચવો; છડો
**કંઠાર(-ળ)** સ્ત્રી૦ દરિયાનો કાંઠો; કિનારો
**કંઠાળ** સ્ત્રી૦ કંથાર (૨) વાસણ ભરવાનો કોથળો (૩) ચીતળ (લાકડાની)

**કંઠી** સ્ત્રી૦ [સં.] ડોકનું એક ઘરેણું (૨) કંઠમાં પહેરવાની ગુરુએ બંધાવેલી માળા (૩) [અંગરખાના] ગળા આગળના ભાગ ઉપરનું શોભીતું સીવણ કે ભરતકામ. **૦પગલું** = વિષ્ણુના પગલાની ચકતીવાળી કંઠી. **–ઠો** પું૦ હાર; મોટા મણકાની માળા (૨) જુઓ કંઠી ૩ [કંઠસ્થાની

**કંઠ્ય** વિ૦ [સં.] કંઠનું; કંઠ સંબંધી (૨)

**કંડ** પું૦ કુંડ (૨) કૂવો ચણવાની વાંકી ઈંટ

**કંડાર** પું૦ ['કંડારવું'] નકસી; કોતરણી (૨) આલેખ; ચિત્રકામ [કરવી

**કંડારવું** સ૦ક્રિ૦ [પ્રા. कंडार] કોતરવું; નકસી

**કંડિકા** સ્ત્રી૦ [સં.] નાનું પ્રકરણ (૨) વેદની ઋચાઓનો સમૂહ (૩) ફકરો

**કંડિયો** પું૦ [સં. करंड] વાંસની ચીપોની ઢાંકણવાળી ટોપલી

**કંડી** પું૦ [સં. करंडिन्] કરંડિયામાં સાપ લઈને ફરનારો મદારી

**કંડીલ** ન૦ [જુઓ 'કંદીલ'] દીવો કરવાનો કાચનો પ્યાલો; હાંડી (૨) ફાનસ. **–લિયું** ન૦ દીવાદાંડી (૨) દીવાને પવન ન લાગે તેમ રાખવાને બનાવેલું નાનું માટીનું વાસણ [ખસ; ખૂજલી

**કંડુ(–ડૂ)** સ્ત્રી૦ [સં.] ચળ; ખજવાળ (૨)

**કંતાઈ** સ્ત્રી૦ કાંતવાનું મહેનતાણું

**કંતાન** ન૦ શણનું કપડું (૨) ગૂણપાટ

**કંતાસણ** ન૦, **–ણી** સ્ત્રી૦ જુઓ કંતાઈ

**કંતાવું** અ૦ ક્રિ૦ 'કાંતવું'નું કર્મણિ (૨) પાતળું થવું; સુકાવું (૩) ઓછું થવું

**કંથ** પું૦ કાંત; પિયુ; પતિ

**કંથવો** પું૦ [સં. कथा + वह] કંથાધારી; વેરાગી; બાવો (૨) અત્યંત ગરીબ માણસ

**કંથવો** [પ્રા. कुंथु] ચોમાસામાં થતું એક નાનું જીવડું

**કંથા** સ્ત્રી૦ [સં.] ચીંથરાંનું બનાવેલું વસ્ત્ર (૨) ગોદડી. **૦ધારી** પું૦ [સં.] કંથવો; કંથા પહેરનારો; સાધુ; યોગી

**કંથાર** ન૦, **–રી** સ્ત્રી૦ [સં.], **–રો** પું૦ એક વનસ્પતિ. **–રું** ન૦ એનું ફળ –બી

**કંથારિયા** પું૦ નાગર બ્રાહ્મણની નાતમાં એક અટક [લાદવાની ગૂણ

**કંથાળ** સ્ત્રી૦ ઘોડા ગધેડા ઉપર માલ

**કંદ** પું૦; ન૦ [સં.] જેમાં ગર હોય તેવું મૂળ; સૂરણ, બટાટા ઇ૦ (૨) મૂળ; કારણ (સમાસને અંતે) ઉદા૦ આનંદકંદ. **૦ફલી** સ્ત્રી૦ કેતકી વગેરેમાં દાંડા ઉપર ઊગતી કળી, જે જમીનમાં દટાતાં નવો છોડ ઉત્પન્ન કરે છે; 'બલ્બિલ'. **૦મૂલ** [સં.] (**–ળ**) ન૦ કંદ તથા મૂળ

**કંદર** ન૦, **–રા** સ્ત્રી૦ [સં.] ગુફા; ખો; બખોલ

**કંદર્પ** પું૦ [સં.] કામદેવ ['કંદીલ'માં

**કંદીલ** ન૦ [અ.]. **–લિયું** ન૦ જુઓ

**કંદુક** પું૦ [સં.] રમવાનો દડો; દડી

**કંદો** પું૦ કુંદો; બંદૂકનો હાથો

**કંદોઈ** પું૦ [સં. कांदविक] મીઠાઈ બનાવનાર તથા વેચનાર આદમી; સુખડિયો

**કંદોરાબંધ** વિ૦ કંદોરો પહેરનાર–પુરુષ પૂરતું (નોતરું)

**કંદોરી** સ્ત્રી૦ નાનો કંદોરો. **–રો** પું૦ [कटि + દોરો] કમરે પહેરવાનો કોઈ પણ દોરો કે સેર (સૂતર, સોનારૂપા વગેરેનો) (૨) ભીંતમાં ચણેલી ઈંટની કિનારી (૩) આંકો; લીટો

**કંદ્રપ** પું૦ + [જુઓ કંદર્પ] કામદેવ

**કંધ** સ્ત્રી૦ [સં. स्कंध] ખભો (૨) ભાર વહેનાર પશુઓની ખાંધ –બોચી

**કંધર(–રા)** સ્ત્રી૦ [સં.] ડોક; ગરદન

**કંધોડું** ન૦ [જુઓ 'કાંધું'] ખેડવા માટે અમુક શરતે ઢોર ભાડે રાખવું તે

**કંપ** પું૦ [સં.] કંપારો; ધ્રુજારો. **૦ન** ન૦ [સં.] કંપવું તે

**કંપની** સ્ત્રી૦ [ઇં.] ટોળી; મંડળી (૨) ભાગીદારો મેળવીને કાઢેલી પેઢી કે મંડળી. **૦સરકાર** સ્ત્રી૦ એક વખત હિંદનો રાજવહીવટ કરતી કંપની; 'ઈસ્ટ ઇન્ડિયા કંપની' [બીવું; ડરવું

**કંપવું** અ૦ક્રિ૦ [સં. कंप्] ધ્રૂજવું; થરથરવું (૨)

**કંપાઉંડ** ન૦ [ઇં., મૂળ મલાયી] ઘર કે

મકાનની ચોતરફની આંતરી લીધેલી જમીન; વાડો

**કંપાઉંડર** પું૦ [ઇં.] દાક્તર કહે તે દવા-દવાનું મિશ્રણ તૈયાર કરી આપનારો તેનો મદદનીશ [ધાતુની તુલા

**કંપાણ** (ણ,) સ્ત્રી૦ એક જાતનો કાંટો;

**કંપાયમાન** વિ૦ [સં.] ધ્રૂજતું; કાંપતું (૨) અસ્થિર; ચલિત

**કંપારી** સ્ત્રી૦, **-રો** પું૦ [સં. कंप] ધ્રુજારી; કમકમી [ખાનું

**કંપાર્ટમેન્ટ** ન૦ [ઇં.] આગગાડીના ડબાનું

**કંપાસ** પું૦ [ઇં.] હોકાયંત્ર (૨) વર્તુળ દોરવાનું યંત્ર

**કંપિત** વિ૦ [સં.] કંપેલું

**કંપોઝીટર** પું૦ [ઇં.] છાપખાનામાં બીબાં ગોઠવનારો માણસ

**કંબલ** પું૦ [સં.] કામળી (૨) ગાયબળદની ગોદડી-ગરદન નીચે લટકતી જાડી ચામડી

**કંબા** સ્ત્રી૦ [સં. कंबी] વાંસની ચીપ (૨) સુતારનો ગજ

**કંબુ** પું૦;ન૦[સં.]શંખ(૨)શંખની બંગડી

**કંબુજ** પું૦ કંબોજ; શંખ

**કંબોઈ** સ્ત્રી૦ [સં. कांबोजी] એક વનસ્પતિ

**કંબોજ** પું૦ [સં.] શંખ

**કંસ** પું૦ જુઓ કૌંસ

**કંસાર** પું૦ [દે.] એક ખાવાની વાની

**કંસારી** સ્ત્રી૦ [દે.] એક જીવડું

**કંસારો** પું૦ [સં. कंसकार] ધાતુનું વાસણ ઘડવા-વેચવાનો ધંધો કરનારો પુરુષ

**કાઇ(-ય)દે-આઝમ** પું૦ [फा.] મોટો-મહાન નેતા કે આગેવાન

**કાઈલ** સ્ત્રી૦ [દે. कवल्लि] શેરડીનો રસ કાઢવાની મોટી કઢાઈ

**કાઉ** પું૦ [રવ૦] કાગડો

**કાઉન્સિલ** સ્ત્રી૦ [ઇં.] વિચાર કે વહીવટ કરનાર મંડળ (૨) તેની બેઠક-સભા (૩) ધારાસભા [લા.]

**કાઉવાઉ** અ૦ [રવ૦] ગરબડાટભર્યું અને ન સમજાય તેમ (૨) સ્ત્રી૦ એકસામટાં ઘણાં માણસો બોલાબોલી કરે તે

**કાક** પું૦ [સં.] કાગડો

**કાકડી** સ્ત્રી૦ [સં. कर्कटी] આરિયું; ચીભડું (૨) ચીંથરાને વળ દઈ બનાવેલી દિવેટ. **-ડો** પું૦ ચીંથરાની મોટી કાકડી (૨) ગળાની બારીની આસપાસનો એક અવયવ; ચોળિયો (૩) પડજીભ

**કાકતાલીય** વિ૦ [સં.] કાગનું તાડ પર બેસવું અને અકસ્માત્ તાડફળનું પડવું થાય એવું; અણધાર્યું; ઓચિંતું

**કાકદૃષ્ટિ** સ્ત્રી૦ કાગડાના જેવી ચંચલ કે છિદ્રાન્વેષી દૃષ્ટિ

**કાકપક્ષ** પું૦ [સં.] જુઓ કાનછેરિયાં

**કાકપદ** ન૦ [સં.] જુઓ હંસપદ

**કાકબ** પું૦ [દે. कक्कब] ગોળ કે મહુડાંની રસી (તમાકુ બાંધવામાં વપરાય છે તે)

**કાકમ** પું૦ [જુઓ 'કાકબ'] પ્રવાહી ગોળ જેવો થાય ત્યાં સુધી ઉકાળેલો શેરડીનો રસ

**કાકર** પું૦ [સં. कर्कर ઉપરથી] દાંત; દંતશૂળ (સુવરાદિ પ્રાણીના) (૨) કરવતનો દાંતો (૩) ચામડીમાં પડેલો કઠણ ચીરો

**કાકર** પું૦ [સં. कर्कर] ઢળિયો (૨) કાંકરો

**કાકર** સ્ત્રી૦ પીંજણને છેડે તાંતની નીચે રહેતી ચામડાની અક્કડ કકરી પટી

**કાકરણી** સ્ત્રી૦ ['કાકર'] કાનસ; અતરડી

**કાકરવું** સ૦ ક્રિ૦ કરવતના કાકર કાઢવા -તીક્ષ્ણ કરવા (૨) ઉશ્કેરવું; મમત પર ચડાવવું (૩) ધીરે ધીરે ખોતરીને ખાવું

**કાકરિયા** પું૦બ૦વ૦ અંદર ચણા મગફળી વગેરે-કાકર-રાખી લોટગોળની બનાવેલી એક વાની-ગોળીઓ

**કાકરિયા કુંભાર** પું૦ એક કલગીદાર પક્ષી

**કાકરી** સ્ત્રી૦ નાના દાંતાવાળી ધાર (૨) નાનો કાંકરો (૩) કરકર; રેતી. **-રો** પું૦ (ચ.) કાંકરો (૨) ડચકું (જેમ કે ડુંગળીનું)

**કાકલી** વિ૦ [સં.] કોમળ ને મધુર

**કાકલૂદી** સ્ત્રી૦ [સં. काकली] દયા ઉપજાવે એવી આજીજી; કાલાવાલા. ૦વેડા પું૦ બ૦ વ૦ કાકલૂદીભર્યું વર્તન

**કાકવંઝા,-ંધ્યા** [સં.] સ્ત્રી૦ એક જ વાર ફળનાર વનસ્પતિ (૨) એવી સ્ત્રી
**કાકશિખંડ** પું૦ [સં.] બાબરી
**કાકા** (કા-કા)અ૦[રવ૦]કાગડાની બોલી
**કાકા** પું૦બ૦વ૦[ફા.=મોટો ભાઈ]'કાકો'-નું માનવાચક રૂપ [જાતનો પોપટ
**કાકાકૌવો** પું૦ [मलायी काकातुआ] એક
**કાકાજી(-સસરા)** પું૦ સસરાના ભાઈ; કાકોસસરો (માનવાચક)
**કાકી** સ્ત્રી૦ કાકાની સ્ત્રી
**કાકીડો** પું૦ [દે. कक्किड, किक्किड] કાચંડો
**કાકીજી(-સાસુ)** સ્ત્રી૦ કાકાજીની સ્ત્રી
**કાકુ** પું૦ [સં.] દુઃખ, ભય, ક્રોધથી સ્વરમાં પડતો ફેર (૨) કરડાકીમાં કે વ્યંગમાં બોલવું તે
**કાકુ** પું૦ કીકો (ભાટિયા લોકોમાં)
**કાકુત્સ્થ** પું૦ [સં.] રામ
**કાકો** પું૦ [જુઓ 'કાકા'] બાપનો ભાઈ (૨) પિતાનું સંબોધન કરવામાં વપરાય છે (૩) દુશ્મન [વ્યંગમાં]
**કાકોદર, કાકોલ** પું૦ [સં.] સાપ
**કાકોસસરો** પું૦ કાકાજી
**કાખ** સ્ત્રી૦ [સં. कक्षा] બગલ. **૦ખલાઈ, ૦બિલાડી** સ્ત્રી૦ બગલમાં થતું એક ગૂમડું; ખામલી. **૦લી** સ્ત્રી૦કાખ;બગલ. **૦લી કૂટવી**=આનંદમાં આવી જવું. **-ખી** સ્ત્રી૦અંગરખા કે કાપડાની બગલની કરાખી. **-ખું** પું૦ કાખનો વાળ
**કાગ** પું૦ [સં] કાક; કાગડો.
**કાગજ(-ઝ)** [અ.] **-ળ** પું૦ વાંસ, ઘાસ, ધાગા ઇ૦માંથી કરાતી લખવા વગેરેના કામની એક બનાવટ (૨)પત્ર; પત્રિકા
**કાગડી** સ્ત્રી૦ કાગડાની માદા (૨) ગાડાની બે ઊધોની પિત્તળથી જડેલી અણી
**કાગડો** પું૦ [સં. काग] કાક; એક કાળું પક્ષી (૨) ચાલાક લુચ્ચું પ્રાણી [લા.]
**કાગદી** વિ૦ [ફા.] પાતળી છાલવાળું (જેમ કે લીંબુ) (૨) તકલાદી (૩) પું૦ કાગળ બનાવનારો કારીગર (૪) કાગળ વેચનારો અથવા ચોપડા ઇ૦ બાંધનારો વેપારી. **૦ચલણ** ન૦ કાગળનું ચલણ
**કાગવાશ** (શ,)સ્ત્રી૦ [સં.काग+वाश्=બોલવું; બોલાવવું ] શ્રાદ્ધને દિવસે પિતૃનિમિત્તે કાગડાને બલિ નાખતી વખતનો ઉદ્ગાર (૨) એ બલિ
**કાગળ** પું૦ જુઓ કાગજ. **૦પત્તર, ૦પત્ર** પું૦ ચિઠ્ઠીચપાટી કે ટપાલનો પત્ર. **-ળિયું** ન૦ કાગળનો કટકો (૨) ચલણી નોટ, લોન, હૂંડી અને શેર જેવો -જેનાં નાણાં થાય તેવો કાગળ
**કાગાનીંદર** સ્ત્રી૦ કાગડાના જેવી, ઝટ ઊડી જાય એવી ઊંઘ [ગરબડાટ
**કાગારોળ** પું૦ (કાગડા જેવી) રોકકળ(૨)
**કાચ** પું૦ [સં.] રેતી અને ખારવાળી માટી ઓગાળીને બનાવાતો એક પદાર્થ (૨) દર્પણ (૩) પાસાદાર, ચળકતી મિશ્રધાતુ (૪) નિર્મળ કે ક્ષણભંગુર એવી ઉપમા આપતાં વપરાય છે; જેમ કે- કાચ જેવું પાણી; કાચનું વાસણ
**કાચકી** સ્ત્રી૦ કાંકચ; એક વનસ્પતિ (૨) ગળાની બારી આગળ થતો એક રોગ (૩) સંકડામણ; મુશ્કેલી. **-કું** ન૦, **-કો** પું૦ કાચકીનું ફળ
**કાચડ** સ્ત્રી૦ [કાચું ઉપરથી] ગૂમડાની આજુબાજુનો સૂજેલો ભાગ
**કાચબી** સ્ત્રી૦ કાચબાની માદા (૨) એક રોગ; કાચકી. **-બો** પું૦ [સં. कच्छप] એક જળચર પ્રાણી
**કાચર** સ્ત્રી૦ કકડી. **૦કૂચર** ન૦ પરચૂરણ ખાદ્ય વસ્તુઓ (૨) પરચૂરણ ભાંગીતૂટી વસ્તુઓનો સમૂહ. **-રી** સ્ત્રી૦ મીઠામાં આથેલી ફળની-શાકની કકડી; સુકવણી. **-રું** ન૦ ચીરિયું; કકડી
**કાચલી** સ્ત્રી૦ [દે. कच्चरा] શાકની-ખાસ કરીને કોઠમડાની સુકવણી
**કાચલી** સ્ત્રી૦[સં. कवच ઉપરથી]નાળિયેરનું ભાંગેલું કોટલું. **-લું** નાળિયેરનું ભાંગેલું કોટલું (૨) કોઈ પણ ભાંગેલું અર્ધગોળ

જેવું કઠણ કોટલું. ઉદા૦ 'ઢીબ' (૩) એવો વાડકો
**કાચલું** ન૦ નદીના ભાઠાની ખેડેલી જમીન
**કાચં(-ચિં,-ચીં)ડો** પું૦ [જુઓ 'કાચીડો'] ઘરોળીના જેવું એક પ્રાણી
**કાચું** વિ૦ પાકેલું નહિ એવું (કાચી કેરી) (૨) બરાબર નહિ પકવેલું કે રંધાયેલું (કાચી ચાસણી; કાચી માટલી; કાચો ભાત) (૩) શેકેલું – રાંધેલું નહિ એવું (કાચી સોપારી, ચણા ઇ૦) (૪) કશા સંસ્કાર ન કરાયેલું–કુદરતી સ્થિતિમાં હોય એવું (કાચો માલ, કાચી ધાતુ) (૫) તકલાદી; મજબૂત કે ટકાઉ નહિ એવું (કાચી સડક, કાચો રંગ) (૬) નાદાન; બિનઅનુભવી (માણસ, જ્ઞાન, ઇ૦) (૭) અધૂરું; અપૂર્ણ (કાચું કામ, કાચી બુદ્ધિ) (૮) કામચલાઉ; છેવટનું નહિ એવું (કાચો હિસાબ ઇ૦) (૯) પોચું; નરમ (કાચા કાળજાનું) (૧૦) બારદાન ઇ૦ સાથેનું કે અંદાજી (વજન, માપ) (૧૧) પાકું–બંગાળી નહિ, તેથી અડધા વજનનું (શેર, મણ ઇ૦ વજન) (૧૨) ન૦ કચાશ; કસર; અધૂરાપણું. **૦કુંવારું** વિ૦ કાચી વયનું અને અવિવાહિત. **૦કોરું** વિ૦ નહિ રાંધેલું અને લૂખું. **૦નચ** વિ૦ સાવ કાચું. **૦પાકું** વિ૦ કંઈક કાચું અને કંઈક પાકું એવું; અર્ધદગ્ધ. **૦પોચું** વિ૦ અનુભવ અને હિંમત વગરનું; ભોળું
**કાચોકૂચો** પું૦ છેવટનો બાકી રહેલો ભાગ
**કાછ** પું૦ જુઓ 'કાછડો'
**કાછડી** સ્ત્રી૦ [જુઓ કછોટી] કાછડાની રીતે પાછળ ખોસેલો ધોતિયાનો એક ભાગ. **૦છૂટો** વિ૦ પું૦ વ્યભિચારી. **-ડો** પું૦ ધોતિયું કે સાલ્લો ઊંચો લઈ બે પગની વચ્ચેથી પાછળ ખોસવો તે; તે રીતે ખોસેલો વસ્ત્રનો ભાગ
**કાછિયણ** સ્ત્રી૦ કાછિયાની સ્ત્રી
**કાછિયો** પું૦ શાક વેચવાનો ધંધો કરનાર આદમી (૨) એ જ્ઞાતિનો માણસ
**કાછો** પું૦ જુઓ કછોટો. **૦ટી** સ્ત્રી૦ જુઓ 'કછોટી'. **૦ટો** પું૦ જુઓ કછોટો
**કાજ** ન૦ [સં. कार्य] કામ (૨) કારણ; પ્રયોજન. **૦ગરું** વિ૦ શક્તિવાળું; કાબેલ (૨) જુવાનજોધ; તરુણ (૩) ઘણું પ્યારું; માનીતું; લાડકું (૪) નાજુક; તકલાદી
**કાજળ** ન૦ [સં. कज्जल] મેશ (૨) આંખમાં આંજવાની મેશ. **૦કંકુ** ન૦ બ૦ વ૦ (સૌભાગ્યવતીના શણગારનાં) કાજળ ને કંકુ. **૦રાણી** સ્ત્રી૦ કાજળી ત્રીજ. **૦વું** અ૦ક્રિ૦ કાજળ–મેશ વળવી (૨) કજળી જવું; ઓલવાવું. **-ળી** સ્ત્રી૦ મેશ (૨) રાખનું પડ (૩) કાળી ફૂગ (૪) મેશ પાડવાનું કોડિયું (૫) ગાય પૂજવાનું સ્ત્રીઓનું એક વ્રત (શ્રાવણ માસમાં). **-ળી ત્રીજ** સ્ત્રી૦ શ્રાવણ વદ ત્રીજ; કાજળરાણી
**કાજી** પું૦ કાઝી; ઇસ્લામી ન્યાયાધીશ (૨) ઇસ્લામી વિદ્વાન – પંડિત
**કાજુ** પું૦ [मलायी काजु] એક સૂકો મેવો. **૦કળિયા** પું૦બ૦વ૦ કાજુ (૨) સાકરિયા કાજુ
**કાજે** અ૦ [જુઓ કાજ] માટે; વાસ્તે
**કાઝી** પું૦ [અ.] જુઓ કાજી
**કાટ** પું૦ [प्रा. किट्ट] ધાતુને લાગતો મેલ કે તેનો વિકાર (૨) નકામો ભારરૂપ ઉતાર કે મેલ [લા.]
**કાટ** પું૦ [સં. काष्ठ] ઇમારતી લાકડું
**કાટ** પું૦ (દાવો કાપવા) સામે મંડાતો દાવો; પ્રતિકાર (૨) (૨,) સ્ત્રી૦ ગંજીફામાં અમુક ભાત ન હોવી–કાપતું હોવું તે
**કાટ** પું૦ કાંટો; નડતર; આડ; વિઘ્ન. ઉદા૦ શત્રુનો કાટ કાઢવો
**કાટકૂટ** સ્ત્રી૦ કાપવું અને કૂટવું–ખાંડવું ટીચવું તે (૨) તૂટેલો ફૂટેલો સરસામાન (૩) મકાનના બાંધકામનો માલ
**કાટકો** પું૦ [જુઓ કડાકો] મોટી ગર્જના
**કાટખૂણ** પું૦ નેઋત્ય અંશનો ખૂણો (૨) એ માપનું કડિયા–સુતારનું ઓજાર. **૦ત્રિકોણ** પું૦ કાટખૂણાવાળો ત્રિકોણ. **-ણો** પું૦ કાટખૂણ

**કાટછાંટ** સ્ત્રી૦ [હિં.] કાપકૂપ; સુધારોવધારો
**કાટપીટિયો** પું૦ કાટ-ઇમારતી લાકડાંનો વેપારી
**કાટમાળ** પું૦[કાટ-કાષ્ઠ]જૂનું નવું પરચૂરણ ઇમારતી લાકડું (વળી, વાંસ ઇ૦)
**કાટરડો** પું૦ [સં. किट्टाल] ઠરેલો કચરો; પ્રવાહી વસ્તુનો મેલ (૨) કટાઈ-બગડીને ખરાબ થઈ ગયેલો માલ; નકામો રદ્દી સરસામાન ઇ૦
**કાટલું** ન૦ વજન; અમુક નક્કી વજનનું તોલવાનું સાધન (૨) સુવાવડમાં સ્ત્રીઓને અપાતું ગુંદર વગેરેનું વસાણું (૩) ઓછું કરવું તે; કાપી લેવું તે. ૦કાઢવું = આડખીલી દૂર કરવી (૨) મારી નાખવું
**કાટવું** સ૦ ક્રિ૦ [સં. कर्त्, પ્રા. कट्ट]કાપવું; છેદવું (૨) કરડવું (૩) છેતરવું
**કાટવું** વિ૦ કાટના રંગનું. -વો પું૦ શોકનો કાટવા રંગનો સાલ્લો
**કાટાકાટ** સ્ત્રી૦ કાપાકાપી (૨) કતલ (૩) અંટસ; અદાવત
**કાટોડો** પું૦ જુઓ 'કાટરડો' (૨) ચકમક (૩) કાચી ધાતુમાંથી લોઢું કાઢી લીધા પછી ભઠ્ઠીમાં રહેતો અવશેષ
**કાઠ** વિ૦ [કાઠું-કઠિન] ધૂર્ત; પહોંચેલ
**કાઠ** પું૦ [સં. काष्ठ] કાષ્ઠ (૨) ઇમારતી કાટ (૩) કાઠડો (૪) હેડબેડીનું ચોકઠું; હેડ. ૦ડી સ્ત્રી૦ નાનો કાઠડો. ૦ડું ન૦, ૦ડો પું૦ ઊંટ વગેરે જાનવરની પીઠ પર મુકાતું લાકડાનું આસન
**કાઠલો** પું૦ કન્યાને પરણાવતા પહેલાં ચડાવાતું ઘરેણું
**કાઠા** વિ૦ (બ૦વ૦) લાલાશ પડતા એક જાતના (ઘઉં)
**કાઠિન્ય** ન૦ [સં.] કઠિનતા (૨) કઠોરતા
**કાઠિયાણી** સ્ત્રી૦ કાઠી સ્ત્રી
**કાઠિયાવાડ** પું૦; ન૦ ગુજરાત પાસેનો એક પ્રદેશ;સૌરાષ્ટ્ર.-ડી વિ૦કાઠિયાવાડનું -તે સંબંધી (૨)પું૦કાઠિયાવાડનો રહીશ
**કાઠી** વિ૦ (૨) પું૦ કાઠિયાવાડની એક અસલી જાતનું (માણસ)
**કાઠી** સ્ત્રી૦ [સં. काष्ठ] બાળવાનું લાકડું (૨) જમીનનું એક માપ (૪૦૦ કાઠી=વીઘું) (૩)લાકડી; દંડો; વાંસ(૪)કાઠું (શરીરનું)
**કાઠું** વિ૦ [સં. कठिन] કઠણ; આકરું (૨) કઠોર (૩) કંજૂસ (૪) ખરાબ; માઠું
**કાઠું** ન૦ [સં. काष्ठ પરથી] કલેવર;શરીરનો બાંધો (૨) ખોખું (ઢોલ. ડફ ઇત્યાદિનું) આકાર (૩) કાઠડો (૪) કોર ચોડવાની હોય એવું સાલ્લાનું કપડું
**કાઢઘાલ** (ઢ, લ,) સ્ત્રી૦ કાઢવું ને ઘાલવું તે
**કાઢવું** સ૦ ક્રિ૦ [સં. कृष्, પ્રા.कड्ढ] (હોય ત્યાંથી કે અંદરથી) બહાર ખેંચવું-લાવવું -લેવું-મોકલવું (૨) અલગ કરવું; છૂટું પાડવું (૩) રદ કરવું ('આ શબ્દ કાઢો તો લખાણ મંજૂર છે.') (૪)આલેખવું;દોરવું (જેમ કે અક્ષર, ચિત્ર ઇ૦) (૫) કહેવું; બોલવું; ઉચ્ચારવું (જેમ કે અવાજ, સાદ ઇ૦) (૬) સ્થાપવું; નવું ખોલવું; શરૂ કરવું (જેમ કે, નિશાળ, દુકાન ઇ૦) (૭) ગણી કાઢવું; ગણતરી કરવી(જેમ કે,ભાવ, માપ) (૮)જાહેરમાં બહાર આણવું (જેમ કે નામ, આબરૂ, દેવાળું) (૯) અંદરનો સાર કે અમુક ભાગ અલગ કરવો(જેમ કે મલાઈ કાઢવી; 'તેણે ૫૦૦ રૂ. આ ખાને કાઢ્યા.')(૧૦)કમાવું; મેળવવું;જોગ કરવો ('દુકાનમાંથી રોટલો કાઢવાનો છે.') (૧૧) બીજા ક્રિ૦ સાથે, તે ક્રિયા પૂરી કરી દેવી, પતવવી, એવો ભાવ પ્રેરે છે. (જેમ કે 'એણે આખું ખેતર ખોદી કાઢયું')
**કાઢો** પું૦ [સં. क्वाथ] કાવો; ઉકાળો
**કાણ**, ૦મોકાણ (ણ,)સ્ત્રી૦ મરણ પાછળ રોવું, કૂટવું અથવા લૌકિકે જવું તે. -ણિયું વિ૦ કાણ કરનારું
**કાણિયું** વિ૦ ['કાણું'] એક આંખવાળું
**કાણું** વિ૦ [સં. काण] વેહ-છિદ્રવાળું (૨) એક આંખવાળું (૩) ન૦ વેહ; છિદ્ર; બાકું
**કાતડી** સ્ત્રી૦ [સં. कृत्ति] ચામડી
**કાતર** વિ૦ [સં.] બીકણ; કાયર(૨)દુઃખી; ભયભીત (૩) કતરાતું; વાંકું

**કાતર** સ્ત્રી૦ [સં. कर्तरी] કાતરવાનું ઓજાર (૨) વાળ ખરી પડવાનો જાનવરોનો એક રોગ (૩) કાતરના જેવી ધારવાળી પાતળી ઠીકરી, પતરું ઇ૦. ૦ણુ ન૦ કાગળની કપાયેલી પટીઓ. ૦ણી સ્ત્રી૦ કાપવું તે; કાપવાની રીત (૨) કાતર (૩) કરસણ કાપી લીધા પછી ખળું કરતી વખતે બ્રાહ્મણોને જે ભાગ આપે છે તે

**કાતરવું** સ૦ક્રિ૦ [સં. कृत्] કાતરથી કાપવું (૨) કાપવું; કરડવું (૩) ઓછું કરવું (૪) ખોતરવું; ખણવું (૫) ઘસાતું બોલવું [લા.]

**કાતરિયું** ન૦ છેક છાપરાની નીચેનો નીચો મેડો (૨) લાકડાનું એક બેધારું અસ્ત્ર (૩) દીવાલ કોચવાનું ચોરનું એક ઓજાર (૪) બે ચૂડીની વચમાં પહેરાતું પાતળી ચીપનું કંકણ (૫)ભેજું (૬) કટાક્ષ; કરડી આંખે જોવું તે (૭) સ્લેટનો ભાગેલો મોટો ટુકડો

**કાતરી** સ્ત્રી૦ [પ્રા. कत्तरिअ] પાતળી, ચપટી કકડી

**કાતરો** પું૦ ચપટું, લાંબું ને વાંકું ફળ. ઉદા૦ આમલીનો કાતરો (૨) એને મળતા આકારનું એક દારૂખાનું (૩) એક જીવડો (એ ઊગતા અનાજનો છોડ કાતરી ખાય છે) (૪) દાઢીની બંને બાજુ રખાતા વાળના લાંબા થોભિયામાંનો પ્રત્યેક

**કાતળી** સ્ત્રી૦ જુઓ કાતરી

**કાતળું** ન૦['કાતરી'] જાડી ચીરી–ગામચું (૨) ગંડેરી (૩) મોટો બેડોળ કકડો

**કાતિલ** વિ૦ [અ.] કતલ કરનારું–કરે એવું (૨)ઘાતક(૩)મર્મવેધી [દગો[લા.]

**કાતી** સ્ત્રી૦ [સં. कर्त्री] છરી (૨)કરવતી(૩)

**કાતું** ન૦ ['કાતી'] બૂઠી છરી–પાળી

**કાત્યાયન** પું૦ [સં.] એક ઋષિ (૨) એક વૈયાકરણી (૩) ન૦ નિકંદન

**કાત્યાયની** સ્ત્રી૦ [સં.] પાર્વતી–દુર્ગા. ૦વ્રત ન૦ઇચ્છેલો પતિ મેળવવા કન્યાઓ કાત્યાયની દેવીને ઉદ્દેશી કરે છે તે વ્રત

**કાથાકબલા** પું૦ બ૦ વ૦ કૂથલી; સાચાં-જૂઠાં(૨)નકામી ભાંજગડ; નજીવી તકરાર

**કાથિયું** વિ૦ કાથાના રંગનું (૨) ન૦ કાથીનું દોરડું (૩) કાથીની સાદડી (૪) કાથીનું બનાવેલું પગલુછણિયું

**કાથી** સ્ત્રી૦ [મ. काथा] નાળિયેરનાં છોડાંના રેસા કે તેની દોરી

**કાથો** પું૦ ખેરની છાલનું સત્ત્વ

**કાથો** પું૦ જુઓ કાથી

**કાદર** વિ૦ [અ. कादिर] શક્તિમાન

**કાદવ** પું૦ [સં. कर्दम]ધૂળ–મટોડીમાં પાણી મળીને બનતો ગારો; કીચડ. ૦કીચડ પું૦ ખૂબ કાદવ

**કાદંબરી** સ્ત્રી૦ [સં.] બાણકૃત સુપ્રસિદ્ધ કથા (૨) તે કથાનું મુખ્ય સ્ત્રીપાત્ર (૩) નવલકથા [લા.]

**કાન** પું૦ [સં. कर्ण] સાંભળવાની ઇંદ્રિય (૨) લક્ષ; ધ્યાન [લા.] (૩) નાકું; છિદ્ર. ૦ખજૂરો પું૦ [સં. खर्जुर=વીંછી] ઘણા પગવાળો એક જીવડો. ૦ચિમડિયું ન૦ વાગોળ (૨) ચામાચીડિયું. ૦છોરિયાં ન૦ બ૦ વ૦ કાન ઉપરના વાળના ગુચ્છા. ૦ટોપી સ્ત્રી૦ કાન ઢંકાય તેવી ટોપી

**કાનડી** વિ૦[સં. कर्णाट] કર્ણાટકનું–ને લગતું (૨) સ્ત્રી૦ કર્ણાટકી ભાષા

**કાનન** ન૦ [સં.] વન; જંગલ

**કાનપટી(–ટ્ટી)** સ્ત્રી૦ કાનની કોર કે બૂટ. ૦પકડવી=ભૂલ કબૂલ કરવી(૨)સામાની ભૂલ બતાવવા–તેને સાનમાં લાવવા કાન ઝાલવો [નાર સાધુ

**કાનફટો** પું૦ કાનમાં મોટું કુંડળ–કડું પહે-

**કાનફટું** વિ૦ બહેરું

**કાનફૂસિયાં** ન૦ બ૦ વ૦ કાનભંભેરણી. –યું વિ૦ કાન ભંભેરનારું (૨) ચુગલખોર (૩) ન૦ ભંભેરણી કે ચુગલી કરવી તે

**કાનફોડિયું** વિ૦ કાન ફોડે એવું (મોટા અવાજ કરીને)

**કાનભંભેરણી** સ્ત્રી૦ કાન ભંભેરવા તે; કાંઈનું કાંઈ કહી ઊંધી દોરવણી કરવી તે

**કાનમ** (ન')સ્ત્રી૦[સં. कृष्णभूमि, પ્રા. कण्हभूम, कान्हम] કાળી જમીન (૨) ન૦ વડોદરા અને ભરૂચ વચ્ચેનો પ્રદેશ

**કાનશિયાં, કાનશેરિયાં** ન૦ બ૦ વ૦ કાનઠેરિયાં
**કાનસ** સ્ત્રી૦ એક ઓજાર; અતરડી (૨) ઘરની મેડાની આગલી પાટડી ઉપર ગોઠવવામાં આવતો બીજો નાનો પાટડો
**કાનસિયાં** ન૦ બ૦ વ૦ કાનઠેરિયાં
**કાનીન** વિ૦ [સં.] કન્યાનું, -ને લગતું
**કાનુડો** પું૦ [સં.] કહાનો; કૃષ્ણ [પુરુષ
**કાનૂગો** પું૦[फा. कानूनगो] કાયદો જાણનાર
**કાનૂન** પું૦ [अ.] કાયદો; નિયમ(૨) ધારો; રિવાજ. ૦ભંગ પું૦ કાનૂનનો-કાયદાનો ભંગ. -ની વિ૦ કાનૂનને લગતું
**કાનેકાન** અ૦ જુદા જુદા કાને થઈને (૨) ખુદ પોતાના કાનથી
**કાનો** (કા') પું૦ [સં. कर्ण] લિપિમાં 'આ'નું 'ા' આનું ચિહ્ન (૨) વાસણની કોર
**કાનોકાન** (કા') અ૦ [વાસણના] કાના સુધી (૨) કાનેકાન
**કાન્યકુબ્જ** પું૦; ન૦ [સં.] કનોજ
**કાપ** પું૦ કાપવું તે (૨) કાપવાથી પડતો આંકો; વાઢ; કાપો; (૩) સ્ત્રીઓના કાનનું એક ઘરેણું (૪) કાપવાની-વેતરવાની રીત, ખૂણી. ૦કૂપ સ્ત્રી૦ જુઓ કાપાકૂપ
**કાપડ** ન૦ [સં. कर्पट] કોરું કપડું. **-ડિયો** પું૦ કાપડ વેચનાર. **-ડી** પું૦ કાપડિયો (૨) વિ૦ કાપડને લગતું [સંન્યાસી
**કાપડી** પું૦ [સં. कर्पटिक] કાર્પટિક; સાધુ-
**કાપડી** સ્ત્રી૦ [સર૦ કાપલી] નાનું કાપડું. **-ડું** ન૦ સ્ત્રીઓનું છાતીએ પહેરવાનું વસ્ત્ર; કાંચળી
**કાપણી** સ્ત્રી૦ [સં. कल्पनी] કાપવાની રીત (૨) પાકેલા અનાજને કાપવું તે; લણણી (૩) પતરાં કાપવાનું ઓજાર; કાતર
**કાપતું** વિ૦'કાપવું'નું વ૦કૃ૦; મોટી રકમમાં નાની સમાતાને ગણાતું (વ્યાજ)
**કાપલી** સ્ત્રી૦ ['કાપવું'] નાનો કાપલો. **-લો** પું૦ કાગળ કે કપડાનો કકડો
**કાપવું** સ૦ક્રિ૦ [પ્રા. कप्प]વાઢવું;વાઢી જુદું પાડવું (૨) ઘટાડવું (૩) દૂર કરવું; ફેંડવું (૪) [ગંજીફાની રમતમાં] ચીપ્યા પછી પાનાં વહેંચતાં પહેલાં અધ્ધર અમુક ભાગ ઉઠાવવો (૫) રમાતી ભાતનું પત્તું ન હોય તો હુકમનું પાનું ઊતરવું; કાટવું
**કાપાકાપ(-પી)** સ્ત્રી૦ એક બીજાને સામસામે કાપી નાંખવું તે; કતલ; ખૂનરેજી
**કાપાકૂપ (-પી)** સ્ત્રી૦ થોડુંઘણું કાપવું ઘટાડવું તે (૨) સુધારોવધારો (૩) કરકસર
**કાપાલ(-લિક)** પું૦ [સં.] જુઓ 'કપાલી'
**કાપુરુષ** પું૦ [સં.] બાયલો માણસ (૨) અધમ-તુચ્છ માણસ [ચીરો; કાપ
**કાપો** પું૦ [કાપવું] આંકો; લીટો; છેકો (૨)
**કાફર** વિ૦ [अ. काफ़िर] મુસલમાની ધર્મને નહિ માનનાર; નાસ્તિક; અધર્મી (૨) લુચ્ચું; હરામખોર (૩) જંગલી (૪) પું૦ આફ્રિકાની મૂળ વતની જાતનો માણસ
**કાફલો** પું૦ [अ. काफ़िलह] સમુદાય; સંઘ (૨) લડાયક વહાણનો સમૂહ
**કાફી** સ્ત્રી૦ એક રાગિણી
**કાફી** સ્ત્રી૦ [इं. कॉफ़ी] બુંદદાણામાંથી બનાવાતું એક પીણું
**કાફી** વિ૦ [अ.] પૂરતું; જરૂર જેટલું
**કાબર** સ્ત્રી૦ એક પંખી (૨) કચકચિયણ સ્ત્રી [લા.]. ૦કલહ સ્ત્રી૦ કાબરોનો કલહ (૨) બોલાચાલી-ઝઘડો; કચકચાટ [લા.]
**કાબરચીતરું** વિ૦ [સં. कर्बुर+चित्र] ચિત્રવિચિત્ર;તરેહવાર રંગનું [કાબરચીતરું
**કાબરિયું** વિ૦ [સં. कर्बुर] રંગબેરંગી;
**કાબરી** સ્ત્રી૦ કસુંબીલી (૨) કાબરચીતરા ધોળા અને કાળા રંગની તલી
**કાબરું** વિ૦ કાબરિયું
**કાબા** પું૦ [अ. कअ्बह] મક્કામાં આવેલું મુસલમાનોનું એક જાત્રાનું સ્થાન
**કાબુલ** ન૦ [फा.] અફઘાનિસ્તાનનો એક પ્રાંત (૨) અફઘાનિસ્તાનનું પાટનગર. **-લી** વિ૦ કાબુલનું, -ને લગતું (૨) પું૦ કાબુલનો વતની; અફઘાન; પઠાણ
**કાબૂ** પું૦ [तुर्की] સત્તા; અખત્યાર (૨) અંકુશ (૩) કબજે (૪) વજન; વગ

**કાબેલ** વિ૰ [अ.काबिल] પહોંચેલું; હોશિયાર (૨) પ્રવીણ; બાહોશ. **-લિયત** સ્ત્રી૰ [अ. काबिलियत] કાબેલ હોવાનો ગુણ

**કાબો** પું૰ કચ્છ તરફ વસતી એક લુટારુ અને ચાંચિયા જાતનો આદમી; લૂંટારો (૨) વિ૰ પું૰ કાબેલ; પક્કો

**કામ** પું૰ [सं.] ઇચ્છા; વાસના (૨) ચાર પુરુષાર્થોમાંનો એક (૩) ઇંદ્રિયસુખ; વિષયસુખ; મૈથુનેચ્છા (૪) કામદેવ; મદન

**કામ** ન૰ [सं. कर्म, प्रा. कम्म] કર્મ; કૃત્ય (૨) નોકરચાકરનું કામ (જેમ કે કામ કરનારી) (૩) કર્તવ્ય (૪) વ્યવસાય; ધંધો (૫) જરૂર; ખપ; ઉપયોગ (૬) કેસ; મુકદ્દમો (ઉદા૰ એના ઉપર કામ ચલાવવું જોઈએ.) (૭) અ૰ કાજે; માટે ('શું કામ?'). ૰**આવવું** = ઉપયોગી થવું (૨) (યુદ્ધમાં) ખપી જવું

**કામકાજ** ન૰ નાનું મોટું કોઈ પણ કામ; વ્યવસાય (૨) ધંધો; રોજગાર

**કામકામી** વિ૰ [सं.] વિષયસુખની ઇચ્છાવાળું [અનિરુદ્ધ

**કામકુમાર, કામકુંવર** પું૰ પ્રદ્યુમ્નનો પુત્ર

**કામકેલિ(-લી)** સ્ત્રી૰ [सं.] સ્ત્રીપુરુષની કામવાસના પ્રેરિત રમત (૨) સંભોગ; મૈથુન [અંગ કરવાનું કામ

**કામગરી** સ્ત્રી૰ નોકરી; ચાકરી (૨) નોકરી

**કામગરું** વિ૰ કામમાં મચ્યું રહેનારું; ઉદ્યોગી

**કામગાર** વિ૰ કામ-મહેનત મજૂરી કરનાર (૨) પું૰ કામદાર; મજૂર

**કામગીરી** સ્ત્રી૰ કામગરી

**કામગુણ** પું૰ [सं.] શબ્દાદિ પાંચ વિષય

**કામચર** વિ૰ [सं.] સ્વચ્છંદી

**કામચલાઉ** વિ૰ કામ ચલાવવા પૂરતું જ હોય એવું (૨) કાયમીથી ઊલટું; હંગામી

**કામચાર** પું૰ [सं.] સ્વચ્છંદ. **-રી** વિ૰ [सं.] સ્વચ્છંદી

**કામચોર** વિ૰ પોતાને સોંપાયેલું કામ બરાબર નહીં કરનાર-હાડકાંનું આખું (૨) પું૰ એવો આદમી (૩) કસબચોર. **-રી** સ્ત્રી૰ કામચોરનું કર્મ

**કામજિત** વિ૰ [सं.] વિષયવાસના જીતનારું

**કામજોગ(-ગું)** વિ૰ કાર્યપૂરતું

**કામજ્વર** પું૰ તીવ્ર વિષયવાસના

**કામઠી** સ્ત્રી૰ [सं. कमठ=વાંસ] નાનું કામઠું; સાદું ધનુષ્ય (૨) કામઠીવાળો માણસ; ભીલ. **-ઠું** ન૰ ધનુષ

**કામડી** વિ૰ [सं. कमठ=વાંસ] નબળા બાંધાનું; સુકલકડી (૨) સ્ત્રી૰ વાંસની ચીપ. **-ડું** વિ૰ (૨) ન૰ જુઓ કામડી

**કામઢું** વિ૰ કામ કરે એવું; કર્તવ્યનિષ્ઠ (૨) મહેનતુ

**કામણ** ન૰ [सं. कार्मण] વશીકરણ; મોહિની લગાડવી તે (૨) ધંતરમંતર; ટુચકો. ૰**ગારું** વિ૰ કામણ કરે એવું; મોહક. ૰**ટૂમણ** ન૰ કામણ અને બીજા ટુચકા; ધંતરમંતર

**કામદ** વિ૰ [सं.] મનકામના પૂરી કરનારું (૨) પું૰ ઈશ્વર (૩) કાર્તિકસ્વામી

**કામદા** વિ૰ સ્ત્રી૰ [सं.] કામદ (૨) સ્ત્રી૰ કામધેનુ (૩) નાગરવેલ

**કામદાર** પું૰ કારભારી; દીવાન (૨) કામ કરનાર-નોકરિયાત માણસ અથવા મજૂર. ૰**પક્ષ** પું૰ મજૂરોનો પક્ષ. ૰**સંઘ** પું૰ કામદારોનો સંઘ. **-રી** સ્ત્રી૰ કામદારપણું

**કામદુઘા** સ્ત્રી૰ [सं.] કામધેનુ

**કામદેવ** પું૰ [सं.] કામવાસનાનો કાલ્પત દેવ; મદન [રોજગાર

**કામધંધો** પું૰ કામ અને ધંધો; વેપાર-

**કામધેનુ** સ્ત્રી૰ [सं.] મનકામના પૂરી કરનારી એક કલ્પિત ગાય [ઇચ્છા; અભિલાષા

**કામના** સ્ત્રી૰ [सं.] વાસના; મનોભાવ (૨)

**કામની** સ્ત્રી૰ [सं. कामिनी] કામ-પ્રેમ-હેત રાખનારી સ્ત્રી (૨) સુંદરી

**કામબાણ** ન૰ કામદેવનું બાણ (અરવિંદ, અશોક, આમ્ર, નવમલ્લિકા અને નીલોત્પલ) (૨) નેત્રકટાક્ષ

**કામભાવ** પું૰ કામવાસના

**કામભોગ** પું૰ [सं.] વિષયભોગ

**કામરૂ** પું૦ [સં. कामरूप] કામરૂપ દેશ. **૦પ** વિ૦ [સં.] ઇચ્છામાં આવે એવું રૂપ ધરનારું (૨)સુંદર; મોહક (૩)પું૦ આસામ દેશના એક ભાગનું પ્રાચીન નામ. **૦પી** વિ૦ [સં.] કામરૂપ
**કામવશ** વિ૦[સં.]કામવાસનાને વશ થયેલું
**કામવાસના** સ્ત્રી૦ કામભોગની ઇચ્છા
**કામવિકાર** પું૦ કામવાસનાને લીધે થતો મનોવિકાર [(૨) મેળવવું; કમાવું
**કામવું** અ૦ ક્રિ૦ કામના–ઇચ્છા કરવી
**કામશર** પું૦; ન૦ [સં.] કામબાણ
**કામશાસ્ત્ર** ન૦ [સં.] કામભોગનું શાસ્ત્ર
**કામસર** અ૦ કામને માટે–અંગે
**કામસૂત્ર** ન૦ [સં.] કામશાસ્ત્ર નિરૂપતો વાત્સ્યાયન મુનિએ રચેલો ગ્રંથ
**કામળ(–ળી)** સ્ત્રી૦[જુઓ 'કાંબળ']ઊનની ધાબળી. **–ળો** પું૦ધાબળો; મોટી કામળી
**કામા** સ્ત્રી૦ [સં. कामिनी] સુંદર સ્ત્રી
**કામાક્ષી** વિ૦ સ્ત્રી૦[સં.]વિષયી આંખવાળી સ્ત્રી (૨) સ્ત્રી૦ તંત્રો પ્રમાણે દેવીની એક મૂર્તિ (૩) દુર્ગાનું એક નામ
**કામાગ્નિ** પું૦ [સં.] કામવાસનારૂપી અગ્નિ
**કામાતુર** વિ૦ [સં.] વિષયેચ્છાથી આતુર બનેલું [કામાગ્નિ
**કામાનલ** [સં.](–ળ) પું૦ કામરૂપી અનલ;
**કામાયુધ** ન૦ [સં.] કામબાણ
**કામાર્ત(–ર્ત્ત)** વિ૦ [સં.] કામવાસનાથી આર્ત–પીડિત [જુસ્સો
**કામાવેશ** પું૦[સં.] વિષયેચ્છાનો આવેશ–
**કામાસક્ત** વિ૦ [સં.] વિષયાસક્ત. **–ક્તિ** સ્ત્રી૦ વિષયાસક્તિ
**કામાસ્ત્ર** ન૦[સં.]કામબાણ
**કામાંધ** વિ૦ [સં.] કામાવેશથી આંધળું બનેલું. **૦તા** સ્ત્રી૦ [વિ૦સ્ત્રી૦ કામી
**કામિની** સ્ત્રી૦ [સં.] જુઓ કામની (૨)
**કામી** વિ૦ [સં.] વિષયી; વિષયાસક્ત
**કામુક** વિ૦ [સં.] ઇચ્છુક(૨)વિષયી; કામી (૩) પું૦ યાર (૪) કામી પુરુષ. **–કા** વિ૦ સ્ત્રી૦ [સં.] કામી (સ્ત્રી)

**કામું** ન૦ [જુઓ 'કામ'] કામ; કાર્ય (૨) વ્યાપાર; ક્રિયા
**કામેચ્છા** સ્ત્રી૦[સં.]કામની–વિષયભોગની ઇચ્છા. **–ચ્છુ** વિ૦ કામેચ્છાવાળો–કામુક
**કામેશ્વર** પું૦[સં.] વિષયવાસના પર કાબૂ મેળવનાર પુરુષ(૨) મહાદેવ; શિવ. **–રી** સ્ત્રી૦ [સં.] પાર્વતી [પરાક્રમ
**કામો** પું૦['કામ' ઉપરથી] બહાદુરીનું કામ;
**કામ્ય** વિ૦ [સં.] ઇચ્છા કરવા યોગ્ય (૨) કામનાથી–ઇચ્છાથી કરેલું (૩) સુંદર
**કાય** સ્ત્રી૦ [સં.] શરીર. **૦કષ્ટ** ન૦ કાયાનું કષ્ટ (૨) તપ આદિથી દેહનું દમન કરવું તે (૩) શારીરિક કામ–મહેનત. **૦કષ્ટી** વિ૦ કાયકષ્ટ કરનારું
**કાયટિયો** પું૦ કાયટું કરાવનાર બ્રાહ્મણ
**કાયટું** ન૦ [સં. करट, દે. करट्ट] મરનારના અગિયારમાને દિવસે કરવામાં આવતી ક્રિયા કે જમણ
**કાયદાબાજ** વિ૦ કાયદાની ઝીણવટ જાણનાર; કાયદાની આવડવાળું
**કાયદાભંગ** પું૦ કાયદો તોડવો તે
**કાયદાશાસ્ત્રી** પું૦ કાયદાનો જાણકાર; ધારાશાસ્ત્રી
**કાયદાસર** અ૦ કાયદા મુજબ
**કાયદે આઝમ** પું૦ જુઓ કાઇદે આઝમ
**કાયદેસર** અ૦ કાયદાસર
**કાયદો** પું૦[અ.]નિયમ; ધારો (૨) સરકારી કાનૂન (૩) ઘોડાના ચોકડા સાથે સંબંધ રાખતી દોરી, જે તેની ડોકની હાંસડીના આંકડામાં ભેરવાય છે
**કાયમ** વિ૦ [અ.] સ્થિર; ટકે એવું (૨) હમેશ માટેનું; સ્થાયી; કામચલાઉથી ઊલટું (જેમ કે નોકરી)(૨) મંજૂર; બહાલ. **–મી** વિ૦ હમેશ માટેનું; સ્થાયી; નિત્ય
**કાયર** વિ૦ [સં. कातर; પ્રા.] નાહિંમત; ડરકણ; બાયલું
**કાયર(–રું)** (કા') વિ૦ [અ. काहिल=सुस्त] કામથી કંટાળી જાય એવું; આળસુ (૨) થાકી–કંટાળી ગયેલું

**કાયરું** વિ૦ કાયર; ડરકણ; બાયલું
**કાયા** સ્ત્રી૦ [સં. काय:] શરીર. **૦કલ્પ** પું૦ વૃદ્ધ કે અશક્ત શરીરને નવું તાજું કરવાનો એક ઔષધ ને ચિકિત્સાનો વિધિ. **૦કષ્ટ** ન૦, **૦કષ્ટિ** સ્ત્રી૦ તપ; વ્રતાદિ અર્થે શરીરને કષ્ટ આપવું તે (૨) દુ:ખ; પીડા. **૦પલટો** પું૦ શરીરની ફેરબદલી; નવો અવતાર લેવો તે (૨) આખા દેખાવની -વેશની ફેરબદલી
**કાયિક** વિ૦ [સં.] કાયા-શરીરને લગતું; શારીરિક
**કાર** પું૦ [સં.] ક્રિયા; કાર્ય (૨) નિશ્ચય (૩) યત્ન (૪) સંબંધ; વ્યવહાર (૫) વક્કર; શાખ (૬) ગજું (૭) ફેરફાર
**-કાર** પું૦ [સં.] એક અનુગ. નામને અંતે 'કરનાર' એવા અર્થમાં. ઉદા૦ 'ચિત્રકાર' (૨) વર્ણને અંતે 'તે વર્ણ કે તેના ઉચ્ચાર' એવા અર્થમાં.ઉદા૦'ટકાર'(૨)રવાનુકારી શબ્દ અંતે 'તે રવ' એવા અર્થમાં. ઉદા૦ ફુત્કાર; હુંકાર; આવકાર
**કાર** પું૦[ફા.]કાર્ય; કામ(૨)કામકાજ;ધંધો
**કાર** સ્ત્રી૦ [ઇં.] મોટરગાડી (ખાનગી માલકીની પ્રાય:)
**કારક** વિ૦ [સં.] કરનારું-કરાવનારું (સમાસને છેડે.) ઉદા૦'સુખકારક' (૨)ન૦ વાક્યમાં નામ અને ક્રિયાપદ અથવા એની સાથે વિભક્તિનો સંબંધ ધરાવતા શબ્દો વચ્ચેનો સંબંધ [વ્યા.] (૩) પદવિન્યાસ
**કારકર્દગી** સ્ત્રી૦[ફા.]કારભાર દરમિયાન-નો સમય (૨) અમલ દરમિયાનમાં કરેલું કામકાજ; વહીવટ [પણ વિભક્તિ
**કારક વિભક્તિ** સ્ત્રી૦છઠ્ઠી સિવાયની કોઈ
**કારકિર્દી** સ્ત્રી૦ [ફા.] જુઓ કારકર્દગી
**કારકુન** પું૦ [ફા.] ગુમાસ્તો; મહેતો. **-ની** સ્ત્રી૦ કારકુનનું કામ
**કારખાનદાર** પું૦ કારખાનાનો માલિક
**કારખાનું** ન૦ [ફા.] જ્યાં હુન્નરઉદ્યોગનું કામ થતું હોય તે મકાન (૨) કોઈ પણ મોટા કામકાજનું ખાતું
**કારગત** સ્ત્રી૦ શક્તિ; કૌવત(૨)વગ; ચલણ (૩) કામ; અર્થ (૪) કામમાં આવવાપણું
**કારજ** ન૦ [સં. कार्य] કામ (૨) વિવાહ કે મૃત્યુ સંબંધી (ખર્ચનો) પ્રસંગ
**કારટિયો,કારટું** જુઓ કાયટિયો, કાયટું
**કારટૂન** ન૦ [ઇં.] મજાક કે ઠેકડી યા કટાક્ષ ઇ૦ કરવા માટે દોરાતું-નર્મસૂચક ચિત્ર; ઠઠ્ઠાચિત્ર; નર્મચિત્ર
**કારણ** ન૦[સં.] કાર્યની ઉત્પત્તિ કે પ્રવૃત્તિનું મૂળ-બીજ; સબબ (૨) હેતુ; ઉદ્દેશ (૩) જરૂર; ગરજ (૪) ભૂત, પ્રેત, મૂઠ ઇત્યાદિથી જે વ્યથા થાય તે (૫) અ૦ કારણ કે. **૦અવતાર** પું૦ અમુક નિશ્ચિત કાર્ય કરવાને સારુ ઈશ્વર જે અવતાર લે છે તે. **૦કે** અ૦ એટલા વાસ્તે કે; કેમ કે. **૦દેહ** પું૦ કારણશરીર. **૦ભૂત** વિ૦ કારણ-સાધનરૂપ બનેલું. **૦રૂપ** વિ૦ કારણભૂત (૨) ન૦ બધાં રૂપોના મૂળબીજરૂપ શ્રેષ્ઠ રૂપ. **૦વશાત્** અ૦ કારણને લીધે. **૦શરીર** ન૦ [સં.] સ્થૂલ-સૂક્ષ્મ શરીરના મૂળ કારણરૂપ (અવિદ્યા શક્તિરૂપ) દેહ [વેદાંત] (૨) લિંગદેહ. **૦સર** અ૦ -ના કારણથી
**કારતક** પું૦ [સં. कार्तिक] વિક્રમ સંવતનો પહેલો મહિનો. **-કી** વિ૦ કારતકનું
**કારતૂસ** સ્ત્રી૦ [ફા.] બંદૂક ઇ૦માં ભરી ફોડવાની ટોટી જેવી બનાવટ
**કારભાર** પું૦ [ફા. कारोबार; સં. कार्यभार] કારોબાર; વ્યવસ્થાનું કામ (૨) એકાદા મોટા કામનો વ્યવસાય. **૦ણ** સ્ત્રી૦કારભાર કરનારી સ્ત્રી (૨) કારભારીની સ્ત્રી. **-રી** પું૦ કારભાર કરનારો; વ્યવસ્થાપક; પ્રધાન. **-રું** ન૦કારભારીનું કામ;પ્રધાનવટું
**કારમું** વિ૦ [સં. कार्मिक] ભયંકર (૨) ફૂટ સ્વરૂપવાળું; અદ્ભુત (૩) દૈવી; સુંદર
**કારવવું** સ૦ ક્રિ૦ [સં. कारय्] બીજા ક્રિ૦ સાથે વપરાતાં તેમાં ઇત્યાદિનો ભાવ ઉમેરે છે. ઉદા૦ જોઈકારવીને, કરીકારવીને
**કારવા** પું૦ આબરૂ; પ્રતિષ્ઠા
**કારવાં** પું૦ [ફા.] કાફલો

**કારવો** પું૰ એક તરેહનો નાચ-કેરબો(૨) કેરબા વખતે ગાવાનો રાગ
**કારસ્તાન** ન૰ [ફા.] પ્રપંચ; લુચ્ચાઈનું કામ (૨) તોફાન; મસ્તી. **-ની** વિ૰ કારસ્તાન કરનારું [બાગ
**કારંજ(-જો)** પું૰ ફુવારો (૨) ફુવારાવાળો
**કારંડવ** ન૰[સં.]એક જળચર પક્ષી-બતક
**કારાગાર** ન૰ [સં.] કેદખાનું
**કારાગૃહ** ન૰[સં.] કારાગાર; કેદખાનું
**કારાવાસ** પું૰ [સં.] કેદખાનામાં રહેવું તે
**કારિકા** સ્ત્રી૰ [સં.] શ્લોકબદ્ધ વ્યાખ્યા કે વિવરણ
**-કારિણી** વિ૰ સ્ત્રી૰ [સં.] કરનારી
**-કારી** વિ૰ [સં.] કરનાર, કરે એવું એ અર્થમાં સમાસને અંતે. ઉદા૰ સુખકારી
**કારી** વિ૰ કારમું; દારુણ (૨) ઘાતક; મારક
**કારી** અ૰ યુક્તિ; તદબીર
**કારીગર** પું૰ [ફા.] હાથની કારીગરીમાં પ્રવીણ માણસ (૨) યંત્રાદિ ચલાવી જાણનાર (૩) કોઈ પણ કળામાં કુશળ -હોશિયાર માણસ; ઉસ્તાદ
**કારીગ(-ગી)રી** સ્ત્રી૰ [ફા.] કારીગરનું કલાત્મક કામ; રચના (૨) કળાકૌશલ્ય; ચતુરાઈ [કારીગર-શિલ્પી
**કારુ** વિ૰ [સં.] કરનારું; બનાવનારું (૨) પું૰
**કારુણિક** વિ૰ [સં.] કરુણાવાળું (૨) કરુણાજનક
**કારુણ્ય** ન૰ [સં.] કારુણિકતા; કરુણા
**કારૂન** પું૰[અ.] એક પ્રખ્યાત કંજૂસ ધનિક
**કારેલી** સ્ત્રી૰ [સં. कारवेल] કારેલાનો વેલો. **-લું** ન૰ શાક તરીકે વપરાતું એક કડવું ફળ
**-કારો** પું૰ [સં. कार] જુઓ '-કાર'. ઉદા૰ ઝાકારો, દેકારો; તુંકારો; હુંકારો
**કારોબાર** પું૰ [ફા.] કારભાર. ૰**સંડળી** સ્ત્રી૰ કાર્યવાહક સભા. **-રી** વિ૰ કારોબારનું, -ને લગતું (૨) સ્ત્રી૰ કારોબારી સમિતિ
**કાર્ડ** ન૰ [इं.] ટપાલનું પત્તું (૨) પોતાના નામનું પત્તું
**કાર્ડિનલ** પું૰ [इं.] ખ્રિસ્તી ધર્મમાં એક ઊંચી પદવી ધરાવતો પાદરી કે ધર્મગુરુ
**કાર્તાંતિક** પું૰ [સં.] જોશી
**કાર્તિક** પું૰, **-કી** વિ૰ [સં.] જુઓ કારતક, -કી
**કાર્તિકેય** પું૰ [સં.] મહાદેવનો પુત્ર
**કાર્પટ(-ટિક)** પું૰ [સં.] સંન્યાસી; ચીંથરેહાલ યાત્રી; કાપડી
**કાર્પણ્ય** ન૰ [સં.] કૃપણતા; દૈન્ય
**કાર્બન** પું૰ [इं.] એક રસાયણી તત્ત્વ (૨) જુઓ 'કાર્બન-પેપર'. ૰**પેપર** પું૰ [इं.] નકલ કરવા માટે વપરાતો શાહીવાળો ખાસ બનાવાતો કાગળ. **-નિક** વિ૰ કાર્બનને લગતું [ર. વિ.]
**કાર્બાઈડ** ન૰ [इं.] કોઈ પણ ધાતુનું કાર્બન સાથેનું સંયોજન [ર. વિ.]
**કાર્બોનિક** વિ૰ [इं.] કાર્બનનું; તે સંબંધી -મિશ્રિત. ૰**ઍસિડ ગૅસ** પું૰ [इं.] શ્વાસ વાટે પ્રાણીઓ બહાર કાઢે છે તે વાયુ
**કાર્બોનેટ** પું૰ [इं.] કાર્બોનિક ઍસિડનો ક્ષાર
**કાર્બોલિક સાબુ** પું૰ [इं. कार्बोलिक+સાબુ] નાહવાનો એક જંતુવિનાશક સાબુ
**કાર્બોહાઇડ્રેટ** ન૰ [इं.] સ્ટાર્ચ અગર સાકરવાળું દ્રવ્ય [ર. વિ.]
**કાર્મુક** ન૰[સં.]ધનુષ્ય(૨)વાંસ(૩)ધનરાશિ
**કાર્ય** ન૰ [સં.] કરવાનું હોય તે; કામકાજ (૨) પ્રયોજન; હેતુ (૩) વિરોધ સામે કરવું પડતું બળ [પ. વિ.]. ૰**કર** વિ૰[સં.] કામકાજ કરનારું-કરે એવું(૨) અસરકારક. ૰**કર્તા(-ર્ત્તા)** પું૰[સં.] કાર્ય કરનારો(૨)સંચાલક. ૰**કારણભાવ** પું૰ [સં.] કાર્ય અને કારણ વચ્ચેનો સંબંધ. ૰**કારી** વિ૰ જુઓ કાર્યકર. ૰**કુશલ** [સં.](**-ળ**)વિ૰ કાર્યનિપુણ. ૰**ક્ષમ** વિ૰ કામમાં ધીરજ રાખે એવું (૨) કાર્ય કરી શકે એવું; પાવરધું. ૰**ક્ષેત્ર** ન૰ કામકાજનું ક્ષેત્ર. ૰**દક્ષ** વિ૰ કાર્યનિપુણ. ૰**નિપુણ** વિ૰ કાર્યો કરવામાં હોશિયાર-પાવરધું; કામની આવડવાળું. ૰**પદ્ધતિ** સ્ત્રી૰ કાર્ય-કામ કરવાની પદ્ધતિ. ૰**વાહક** વિ૰

કારોબાર કરનારું (૨) પું૦ કારભારી. ૦વાહકસભા સ્ત્રી૦ કાર્યવાહકોનું મંડળ. ૦વાહી સ્ત્રી૦ કાર્ય ચલાવવાની રીત; 'પ્રોસીજર' (૨) કાર્યક્રમ. ૦શક્તિ સ્ત્રી૦ કાર્ય કરવાની શક્તિ. ૦સાધક વિ૦ [સં.] કાર્ય સાધે–પાર પાડે એવું. ૦સાધક-સંખ્યા સ્ત્રી૦ મંડળનું કાર્ય કરવાને જરૂરી (સભ્યોની) નાનામાંનાની સંખ્યા; 'કોરમ'. ૦સિદ્ધિ સ્ત્રી૦ [સં.] કાર્યની સિદ્ધિ; કામ પાર પાડવું તે. –ર્યાલય ન૦ [+આલય] કામ કરવાની જગા; ઑફિસ

**કાલ** (લ,) સ્ત્રી૦ [સં. कल्य; कल्लि] ચાલતા દિવસની આગળ કે પાછળનો દિવસ (૨) અ૦ ગઈ કાલે અથવા આવતી કાલે (૩) હમણાં; થોડા દિવસ ઉપર કે પછી [લા.]

**કાલ** પું૦ [સં.] સમય; વખત (૨) સમયનું માપ; વેળા (૩) મોત; નાશ (૪) મોસમ; ઋતુ. ૦કૂટ ન૦ [સં.] હલાહલ ઝેર (૨) અફીણ (૩) સમુદ્રમંથન વખતે નીકળેલું અને શિવે પીધેલું તે–હલાહલ. ૦ક્રમ પું૦ [સં.] વખતનું જવું તે (૨) કાળગણનાની ક્રમિકતા. ૦ક્રમદોષ પું૦ કાળની ક્રમગણનામાં કે સમજમાં દોષ; 'ઍનૅક્રોનિઝમ'. ૦ક્ષેપ પું૦ [સં.] વખત ગુમાવવો તે; વિલંબ કરવો તે. ૦ગ્રસ્ત વિ૦ કાળનો ગ્રાસ થઈ ગયેલું; જૂનું થયેલું; 'ઑબ્સોલીટ'. ૦ચક્ર ન૦ [સં.] કાળનું ચક્ર–પૈડું (૨) [લા.] ભાગ્યનું ચક્ર; જિંદગીના વારાફેરા (૩) મોટી આફત. ૦જ્ઞ વિ૦ [સં.] કાલને–સમયની યોગ્યાયોગ્યતાને જાણનારું (૨) પું૦ જોશી. ૦જ્વર પું૦ કાળરૂપ જ્વર; મોત નિપજાવે એવો તાવ. ૦ત્રય ન૦ [સં.] ત્રણે કાળનો–ભૂત, ભવિષ્ય અને વર્તમાનનો સમૂહ. ૦દોષ પું૦ સમયનો દોષ (૨) કાલવ્યુત્ક્રમ. ૦ધર્મ પું૦ [સં.] સમયને યોગ્ય એવો ધર્મ–કર્તવ્યકર્મનો માર્ગ (૨) સમયનો ધર્મ–ગુણ–નિયમ (૩) મોત. ૦નિદ્રા સ્ત્રી૦ મોતની નિદ્રા

**કાલપણ** ન૦ કાલાપણું; કાલા થવું તે

**કાલપાશ** પું૦ [સં.] યમનો ફાંસો

**કાલપુરુષ** પું૦ [સં.] યમરાજા

**કાલબલ** ન૦ સમયનું બલ

**કાલબૂત** ન૦ [फा. काल्बुद] જોડાની અંદર ઠોકવાનો લાકડાનો પગનો ઘાટ (૨) ઘાટ; બીબું (૩) પાયો; ઓઠું (કજિયાનું)

**કાલમાન** ન૦ [સં.] સમયનું માપ (૨) સમય–સંજોગોની યોગ્યાયોગ્યતાની ગણતરી. –પકયંત્ર ન૦ સમયને માપવાનું યંત્ર; 'ક્રોનોમિટર'

**કાલરાત્રિ(–ત્રી)** સ્ત્રી૦ [સં.] ઘોર અંધારી રાત (૨) કાળરૂપી રાત્રી; જગતના નાશની રાત્રી (૩) ૭૭ વર્ષે આવતી આસો સુદ આઠમ કે શ્રાવણ વદ આઠમની રાત (૪) કાળીના જન્મની રાત (૫) યમરાજાની બહેન

**કાલવવું** સ૦ ક્રિ૦ [દે. कल्लविअ] પ્રવાહી [સાથે મેળવી ઘૂંટવું

**કાલવિપર્યાસ** પું૦ કાલક્રમદોષ

**કાલવ્યુત્ક્રમ** પું૦ કાલક્રમદોષ

**કાલસિદ્ધ** વિ૦ કાળની કસોટીએ ઊતરેલું

**કાલાગ્નિ** પું૦ [સં.] કાલરૂપી અગ્નિ; પ્રલયાગ્નિ

**કાલાતિક્રમદોષ** પું૦ કાલક્રમદોષ

**કાલાતીત** વિ૦ [સં.] કાલથી અતીત–પર (૨) વીતી ગયેલું (૩) જૂનું થઈ ગયેલું

**કાલાનુક્રમ** પું૦ કાલક્રમ

**કાલાપણું** ન૦ જુઓ કાલપણ

**કાલાવાલા** પું૦ બ૦ વ૦ કરગરવું તે; આજીજી

**કાલાષ્ટમી** સ્ત્રી૦ કાર્તિક વદ ૮

**કાલાં** ન૦ બ૦ વ૦ કાલપણ

**કાલાંતરે** અ૦ [સં. कालांतर] ઘણા લાંબા સમયના–યુગોના અંતર પછી (૨) કેટલોક કાળ વીત્યા પછી (૩) કદી પણ [લા.]

**કાલિક** વિ૦ [સં.] કાલ–સમયને લગતું

**કાલિકા** સ્ત્રી૦ [સં.] ચંડિકા; કાલી

**કાલિદાસ** પું૦ [સં.] સંસ્કૃત ભાષાનો એક પ્રખ્યાત કવિ

**કાલિમા** સ્ત્રી૦ [સં.] કાળપ (૨) અંધારું (૩) કલંક (૪) છાયા

**કાલિય** પું૦[સં.]શ્રીકૃષ્ણે નાથેલો કાળીનાગ
**કાલિંગડું** ન૦ [સં. कालिंग ઉપરથી] કલિંગડ; તડબૂચ
**કાલિંગડો** પું૦ [સં. कालिंग] એક રાગ
**કાલિંદી** સ્ત્રી૦ [સં.] કલિંદ પર્વતમાંથી નીકળતી – યમુના નદી
**કાલી** સ્ત્રી૦ [સં.] કાળી; કાળકા
**–કાલીન** વિ૦[સં.](અમુક)સમય સંબંધી (સમાસમાં). ઉદા૦ તત્કાલીન
**કાલીંગડું** ન૦ જુઓ કાલિંગડું
**કાલીંગડો** પું૦ જુઓ કાલિંગરો
**કાલુ** પું૦; સ્ત્રી૦ દરિયાઈ ખડક (૨) એક જાતની મોતી બનાવનારી માછલી
**કાલું** વિ૦ બાળકની વાણી જેવું, ભાંગ્યું તૂટ્યું અને મધુરું (૨)તોતળું (૩)બાલિશ; અણસમજુ
**કાલું** ન૦ [સં. कल्क] કપાસનું જીંડવું
**કાલે** અ૦[સં.कल्ये, कल्ये] જુઓ 'કાલ' અ૦
**કાલ્પનિક** વિ૦[સં.]સાચું નહિ એવું;કલ્પેલું
**કાવડ** સ્ત્રી૦ [દે.] ખાંધે બોજો ઉપાડવાને બનાવેલી તુલા
**કાવડિયું** ન૦ પૈસો
**કાવડિયો** પું૦[દ.कावड्डिअ]કાવડ ઊંચકનારો
**કાવડી** સ્ત્રી૦ જુઓ કાવડ. **–ડું** ન૦ કાવડનું લાકડું [કાવતરું કરનારું
**કાવતરાખોર, કાવતરાબાજ** વિ૦
**કાવતરું** ન૦ છળ; પ્રપંચ; કારસ્તાન (૨) ગુપ્ત અને કપટપૂર્ણ યોજના
**કાવરું, બાવરું** વિ૦ બેબાકળું
**કાવલું** વિ૦ઘણું નાજુક અને શોભીતું પણ તકલાદી [પાતળું પડ
**કાવળી** સ્ત્રી૦ પાણી, દૂધ ઇત્યાદિ પર તરતું
**કાવાદાની** સ્ત્રી૦ [फा. कह्वहदानी] કાવો કરવાનું વાસણ; કીટલી
**કાવાદાવા** પું૦બ૦વ૦છળપ્રપંચ;કપટબાજી
**કાવું** ન૦ છાપરા ઉપરની નળિયાંની ઓળ (૨) ખાટલાની પાટીનો આંટો [સુ.]
**કાવું** અ૦ક્રિ૦ કંટાળવું; કાયર થઈ જવું
**કાવો** પું૦[फा. कह्वह] બુંદદાણાનો ઉકાળો (૨) ઉકાળો; કાઢો
**કાવ્ય** ન૦ [સં.] કવિતામાં જે કલાત્મક રસનું તત્ત્વ હોય છે તે (૨) રસાત્મક વાક્ય કે પદબંધ(૩)પદ્ય; કવિતા. **૦મય** વિ૦ કાવ્યથી ઓતપ્રોત થયેલું. **૦શાસ્ત્ર** ન૦ [સં.] કાવ્ય–કવિતાનું શાસ્ત્ર
**કાશ(–સ)** પું૦; ન૦ [સં.] એક ઘાસ (૨) ન૦ એનું ફૂલ
**કાશ(–સ)** પું૦ [સં. कास] ખાંસી, ઉધરસ
**કાશ (–સ)** સ્ત્રી૦આડખીલી(૨)ચીકણાશ; ચોળાચોળ [ચ.]
**કાશંડી(–દી, –દ્રી)** સ્ત્રી૦ (કાશીની બનાવટનો) મોટા પેટનો પડઘીવાળો લોટો
**કાશી** સ્ત્રી૦ [સં.] યાત્રાનું પ્રસિદ્ધ સ્થળ; વારાણસી
**કાશ્મીર** સ્ત્રી૦ [સં.] એક જાતનું કપડું (૨) ન૦ કેસર (૩) સુહાગ(૪)પું૦; ન૦ હિંદુસ્તાનની છેક ઉત્તરના આવેલો એક દેશ. **–રી** વિ૦ કાશ્મીરનું; કાશ્મીર સંબંધી (૨) સ્ત્રી૦ કાશ્મીરની ભાષા
**કાષાય** વિ૦[સં.]ભગવું(૨)ન૦ ભગવું વસ્ત્ર
**કાષ્ઠ** ન૦ [સં.] લાકડું (૨) કાઠી; બળતણ
**કાસ** જુઓ કાશ ત્રણે
**કાસદ** પું૦ [અ. क़ासिद] સંદેશો–કાગળ લાવનાર લઈ જનાર આદમી; ખેપિયો. **–દિયું** ન૦ કાસદું (૨) વિ૦ એ કામ કરનાર (કબૂતર). **–દું** ન૦ કાસદનું કામ
**કાસળ** ન૦ આડખીલી; નડતર
**કાસાર** પું૦; ન૦ [સં.] સરોવર; તળાવ
**કાળ** પું૦ જુઓ 'કાલ' (૨)દુકાળ(૩)ક્રોધ
**કાળકા** સ્ત્રી૦ જુઓ કાલિકા
**કાળકૂટ** ન૦ કાલકૂટ
**કાળચક્ર** ન૦ કાલચક્ર [ચોઘડિયું
**કાળચોઘડિયું** ન૦ નુકસાનકરક–ઘાતક
**કાળજાતૂટ** વિ૦ કાળજું તૂટી જાય એવું આકરું [ચીવટ
**કાળજી** સ્ત્રી૦ હૃદયપૂર્વક સંભાળ–ચિંતા
**કાળજીભું** વિ૦ કાળ જેવી નુકસાનકારક–ઘાતક જીભવાળું
**કાળજું** ન૦ જુઓ કલેજું (૨) અંતર; અંદરનો જીવ;મન;દિલ[લા.]

**કાળજૂનું** વિ૦ કાળ જેટલું – અતિ જૂનું; પુરાણું
**કાળજ્વર** પું૦ કાલજ્વર; જીવલેણ તાવ
**કાળનિદ્રા** સ્ત્રી૦ કાલનિદ્રા (૨) ગાઢ નિદ્રા
**કાળપ** સ્ત્રી૦ કાળાપણું (૨) કલંક
**કાળપુરુષ** પું૦ યમરાજ
**કાળબળ** ન૦ કાલબળ
**કાળભૈરવ** પું૦ મહાદેવ
**કાળમાપક યંત્ર** ન૦ કાલમાપક યંત્ર
**કાળમીંઢ** વિ૦ ઘણું જ કાળું (૨) નિષ્ઠુર (૩) પું૦ એક જાતનો ઘણો કઠણ અને કાળો પથ્થર
**કાળમુખું** વિ૦ કાળના જેવા મોંવાળું
**કાળમૂર્તિ (-ર્ત્તિ)** વિ૦ કાળના જેવી મૂર્તિવાળું (૨) સ્ત્રી૦ શરીરધારી કાળ પોતે
**કાળયોગ** પું૦ સમયનો યોગ; સંજોગ
**કાળરાત્રી** સ્ત્રી૦ કાલરાત્રી [સંધ્યાકાળ
**કાળવેળા** સ્ત્રી૦ ભયંકર વખત (૨)
**કાળા-બજારિયો** પું૦ કાળું બજાર ચલાવનાર માણસ કે વેપારી
**કાળાગ્નિ** પું૦ જુઓ કાલાગ્નિ
**કાળાટ** પું૦ કાળાપણું. **–શ** સ્ત્રી૦ કાળાટ (૨) સહેજ કાળાપણું [અંજન; સુરમો
**કાળાંજન** ન૦ [સં. काल + अंजन] કાળું
**કાળાંતરે** અ૦ જુઓ કાલાંતરે
**કાળાંધોળાં** ન૦ બ૦ વ૦ કારસ્તાન; બદચાલ (બ૦ વ૦ માં વપરાય છે. જુઓ 'કાળુંધોળું')
**કાળિદાસ** પું૦ જુઓ કાલિદાસ
**કાળિયાર** પું૦ હરણના ટોળાનો મુખી–કાળો નર
**કાળિયું** વિ૦ કાળા રંગનું (૨) ન૦ કાળી નાંદી (૩) અફીણ (૪) કાળિયો. **–યો** પું૦ કાળી તમાકુ
**કાળી** વિ૦ સ્ત્રી૦ કાળા રંગની સ્ત્રી (૨) સ્ત્રી૦ કાળી છાપવાળી ગંજીફાના પત્તાની એક જાત (૩) કાલિકા
**કાળીકંઠી, કાળીગાંઠી** સ્ત્રી૦ [સં. कल्प-कंठिका] સ્ત્રીઓની કોટનું એક ઘરેણું
**કાળીચૌદશ (-સ)** સ્ત્રી૦ આસો વદ ૧૪
**કાળીટીલી** સ્ત્રી૦ કલંક; લાંછન
**કાળીનાગ** પું૦ કાળો નાગ–સાપ (૨) જુઓ કાલિય [વાસી લોકો
**કાળીપરજ** સ્ત્રી૦ દૂબળા વગેરે આદિ-
**કાળીરોટી** સ્ત્રી૦ માલપૂઓ
**કાળીરોળી** સ્ત્રી૦ રોળીકોળી–સાંજનો વખત
**કાળું** વિ૦ [સં. काल] મેશના રંગનું (૨) [લા.] નઠારું; દુષ્ટ; અઘોર; અનીતિમય (જેમ કે કાળું કામ, બજાર ઇ૦) (૩) વસમું, સખત, કારમું ઇ૦ ભાવવાળું (જેમ કે કાળો ચોર, કાળી મજૂરી). **૦ધોળું** ન૦ ખરાબ કામ. **૦પાણી** ન૦ દેશનિકાલ; જન્મટીપ. **૦બજાર** ન૦ છાનુંમાનું ચાલતું ગેરકાયદે નફાખોરીનું બજાર–વેચાણ ને ખરીદ. **૦ભમ્મર** વિ૦ ભમરા જેવું ખૂબ કાળું. **૦મેશ** વિ૦ મેશ જેવું કાળું
**કાળો કામણગારો** પું૦ શ્રીકૃષ્ણ
**કાળો કાયદો** પું૦ ખૂબ આકરો જુલમી કાયદો (૨) પહેલા વિશ્વયુદ્ધ બાદ અંગ્રેજ સરકારે હિંદમાં લાગુ કરેલો જુલમી કાયદો – 'રોલેટ ઍક્ટ' [ખેપિયો
**કાળોતરિયો** પું૦ કાળોતરી લઈ જનારો
**કાળોતરી** સ્ત્રી૦ [સં. कालपत्रिका] મરણના સમાચારની ચિઠ્ઠી. **–રું** વિ૦ કાળું. **–રો** પું૦ કાળો નાગ; ફણીધર
**કાળોત્રી** સ્ત્રી૦ જુઓ કાળોતરી
**કાં** (૦) અ૦ જુઓ કેમ (૨) કિંવા; કાં તો
**કાંઈ(૦ક)** (૦) વિ૦ (૨) સ૦ જુઓ કંઈ, ૦ક
**કાંકચ** (૦) પું૦ કાચકી; એક વનસ્પતિ
**કાંકરાળું, કાંકરિયાળું, કાંકરિયું** (૦) વિ૦ કાંકરીવાળું
**કાંકરી** (૦) સ્ત્રી૦ [જુઓ કાંકર,–રી] ઝીણો કાંકરો (૨) રેતી; પથરી (૩) એ નામનો રોગ. **૦ચાળો** પું૦ કોઈના પર મશ્કરીમાં કાંકરી નાખવી તે
**કાંકરો** (૦) પું૦ ['કાંકર'] ઝીણો પથ્થર (૨) કોઈ પણ કઠણ પદાર્થનો નાનો ગાંગડો (૩)

કંટક; ફાંસ; નડતર (૪) શંકા; વહેમ; ખટકો (૫) ખીલ (આંખમાં થતો)
**કાંકે** (૦) અ૦ કેમ જે; કારણ કે
**કાંક્ષા** સ્ત્રી૦ [સં.] આકાંક્ષા; ઇચ્છા. **–ક્ષિણી** વિ૦ સ્ત્રી૦ આકાંક્ષા રાખનારી. **–ક્ષી** વિ૦ [સં.] ઇચ્છા કરનારું (સમાસમાં અંતે. ઉદા૦ દર્શનકાંક્ષી)
**કાંગ** પું૦; સ્ત્રી૦ [સં. कंगु] એક જાતનું ધાન્ય
**કાંગડું** (૦) ન૦ [પ્રા. कंकडुअ] ગાંગડુ દાણો
**કાંગરી** (૦) સ્ત્રી૦ [જુઓ કાંગરો] દાંતા જેવી હાર–ભાત (૨) કોર; ધાર
**કાંગરો** (૦) પું૦ [ફા. कंगुरा] દાંતો (૨) શિખર (૩) કોટની કોરણ ઉપરનું એક ચણતર (૪) મોટા દાંતાની કાંગરી (૫) ભરત ભરવાની એક તરેહ
**કાંગલું** (૦) વિ૦ જુઓ કાંગું
**કાંગારુ** ન૦ [ઇં.] એક ચોપગું પ્રાણી
**કાંગાવેડા** પું૦ બ૦ વ૦ કાગાપણું
**કાંગું** (૦) વિ૦ રાંક; કાયર
**કાંચન** ન૦ [સં.] સોનું (૨) ધન; દોલત. ૦ગિરિ પું૦ મેરુ પર્વત
**કાંચળી** (૦) સ્ત્રી૦ [સં. कंचुली] કાપડું; કમખો (૨) સાપે ઉતારી દીધેલી ચામડી– ખોળ
**કાંચિ(–ચી)** સ્ત્રી૦ [સં.] ઘૂઘરીવાળો કંદોરો (૨) દક્ષિણમાં આવેલું હિંદુઓનું એક પવિત્ર ધામ
**કાંજી** (૦) સ્ત્રી૦ [મં.] રાબ (૨) લાહી (૩) ખેળ
**કાં જે** (૦) અ૦ કેમ જે; કારણ કે
**કાંટ** સ્ત્રી૦ (૦) કાંટાવાળાં વૃક્ષોની ગીચ ઝાડી
**કાંટાદાર** (૦) વિ૦ પાણીદાર; જુસ્સાવાળું
**કાંટાળું** (૦) વિ૦ કાંટાવાળું
**કાંટિયું** (૦) ન૦ મડદા ઉપર નાખવાનું કપડું (૨) સંડાસ
**કાંટિયો** (૦) પું૦ ['કાંઠિયો'] સંડાસ; જાજરૂ
**કાંટિયો** (૦) પું૦ કાંટો–અંટસ રાખનારો
**કાંટું** (૦) ન૦ માલ આપવાલેવાની ગોઠવણ – કરાર (પ્રાયઃ અણછાજતો) (૨) કઠોળનાં પાંદડાં ડાંખળાં ઇ૦નો ભૂકો; ગોતર
**કાંટો** (૦) પું૦ [સં. कंटक] કેટલીક વનસ્પતિ પર ઊગતો કઠણ અણીદાર સીધો કે વાંકો અંકુર; શૂળ (૨) એના જેવા આકારની કોઈ પણ વસ્તુ (ઘડિયાળનો કાંટો) (૩) યુરોપી ઢબે જમતાં વપરાતું દાંતાળું, ચમચા ઘાટનું સાધન. ઉદા૦ છરીકાંટો (૪) તોલ કરવાનું યંત્ર; કંપાણ ઇ૦ (૫) નાકે પહેરવાનું સ્ત્રીઓનું એક ઘરેણું (૬) રોમાંચ [લા.] (૭) નડતર; ફાંસ (૮) અંટસ; કીનો (૯) વહેમ; શંકા (૧૦) જુસ્સો; પાણી (જેમ કે કાંટાદાર માણસ) (૧૨) ટેક; મમત
**કાંઠલી** (૦) સ્ત્રી૦ સ્ત્રીઓના કંઠનું એક ઘરેણું; હાંસડી (૨) વાણાનો તાર તાણામાં નાખવાનું વણકરનું એક ઓજાર; કાંઠલો
**કાંઠલો** (૦) પું૦ [સં. कंठ] ગળાને બેસતો આવતો અંગરખાનો કાપ (૨) પોપટને કંઠે કાળું વર્તુલ હોય છે તે (૩) જુઓ કાંઠલી (૪) ઘડા, ગાગર વગેરેના પેટાની ઉપરનો–કંઠના ભાગનો ગોળ કાંઠો (૫) ઘાટ; કિનારો
**કાંઠિયું** ન૦, **–યો** પું૦, **કાંઠી** (૦) સ્ત્રી૦ એક જાતનું જાજરૂ; ટટણ
**કાંઠો** (૦) પું૦ કિનારો; તટ; ઘાટ (૨) અંત; છેડો (૩) ઘડો, ગાગર, કૂવો ઇ૦ની છેક ઉપરનો વર્તુલાકાર ભાગ
**કાંડ** પું૦ [સં.] પ્રકરણ; વિભાગ (૨) છોડની બે ગાંઠ વચ્ચેનો ભાગ; પેરી (૩) ડાળી
**કાંડાઘડિયાળ** (૦) સ્ત્રી૦ કાંડે પહેરવાની ઘડિયાળ; 'રિસ્ટવૉચ'
**કાંડાછોડ** (૦) વિ૦ ગમે તેવું સખત પકડેલું કાંડું છોડવી નાંખે એવું; બળવાન (૨) કાંડાબળની રમત (૩) ચડસાચડસી; હુસાતુંસી
**કાંડાબળ** (૦) ન૦ કાંડાનું–હાથનું બળ
**કાંડાબળિયું** (૦) વિ૦ કાંડાના બળવાળું; મજબૂત
**કાંડાવછોડ** વિ૦ જુઓ કાંડા છોડ
**કાંડિયું** (૦) ન૦ સ્ત્રીઓનું કાંડે પહેરવાનું ઘરેણું (૨) ખમીસ ઇ૦નો કાંડા આગળનો ભાગ

**કાંડી** (૦) સ્ત્રી૦ દીવાસળી કે તેની પેટી (૨) જુઓ કાંડું

**કાંડું** (૦) ન૦ [सं. काण्ड] જ્યાં હાથનો પંજો જોડાયેલો છે તે ભાગ

**કાંત** વિ૦ [સં.] ઇચ્છિત; પ્રિય (૨) મજેનું; અનુકૂળ (૩) સુંદર; મનોહર (૪) પું૦ પ્રીતમ (૫) વર; પતિ (૬) ચંદ્ર

**કાંતણ** (૦) ન૦ કાંતવું તે; કાંતવાની ક્રિયા

**કાંતવું** (૦) સ૦ક્રિ૦ [सं. कर्त्] વળ દઈને તાર કાઢવો (૨) ઝીણી – નકામી ચર્ચા કરવી [લા.]

**કાંતા** સ્ત્રી૦[સં.] પ્રિયા(૨)સુંદર સ્ત્રી(૩)પત્ની

**કાંતાર** ન૦ [સં.] મોટું કે નિર્જન જંગલ (૨) દુર્ગમ માર્ગ

**કાંતિ** સ્ત્રી૦ [સં.]શોભા;સૌંદર્ય;મનોહરતા (૨) તેજ; નૂર; દીપ્તિ (૩) ચહેરાનું તેજ

**કાં તો** (૦) અ૦ અથવા; અગર તો

**કાંદો** (૦) પું૦ [सं. कंद] ડુંગળી (૨) કંદ; હરકોઈ વનસ્પતિના મૂળની ગાંઠ – જડ (૩) લાભ; ફાયદો [લા.]

**કાંધ** (૦) સ્ત્રી૦ [सं. स्कंध] ખભો(૨) ખાંધ; ધૂંસરીનું આંટણ. **–ધાખત** ન૦ હપતા પ્રમાણે દેવું ભરી દેવાનું લખત. **–ધાં-પાંજરાં** ન૦ બ૦ વ૦ કરેલાં કાંધાં ચૂકતે ન થાય તો વ્યાજ સાથે તેનાં ફરી કાંધાં કરવાં તે. **–ધિયો** પું૦ ખભા ઉપર ભાર ઉપાડનાર મજૂર (૨) ખળદ (૩) મુડદું ઊંચકનાર આદમી (૪) કાંધાખત કરી નાણાં ધીરનાર આદમી (૫) સાગરીત. **–ધું** ન૦ હપતા પ્રમાણે ભરી દેવાની રકમ; હપતો. **–ધેવાળિયો** પું૦ મોટો છોકરો; ઘરનો ભાર વહેનાર દીકરો (૨) સાથી. **–ધો** પું૦ જુઓ કાંધું

**કાંપ** (૦) પું૦ કાળો – ચીકણો ઠરેલો કાદવ

**કાંપ** (૦) પું૦ કંપ; કંપારો. ૦વું અ૦ક્રિ૦ [सं. कंप्] કંપવું; ધ્રૂજવું (૨) ભયથી ધ્રૂજવું

**કાંબળ(–ળી)** (૦) સ્ત્રી૦[सं.कम्बल]કામળી. **–ળો** પું૦ ધાબળો; કામળો

**કાંબી** (૦) સ્ત્રી૦ [सं. कम्बी] સ્ત્રીઓના પગનું એક ઘરેણું (૨) કોસના મોંનો કાંઠલો (૩) સારણગાંઠ દબાવવાનો કંદોરો

**કાંશિયાં** (૦) ન૦બ૦વ૦ જુઓ કાંસીજોડ

**કાંસ** (૦) પું૦ પાણી લઈ જવાને બનાવેલી નાની નહેર (૨) પાણી વહી જવાને માટે કરેલી નીક; ગટર

**કાંસકી** (૦) સ્ત્રી૦ [सं. कंकतिका; दे. कंकसी] વાળ ઓળવાનું એક સાધન. **–કો** પું૦ વાળ ઓળવાની મોટી કાંસકી

**કાંસવું** (૦) અ૦ ક્રિ૦ [सं. कास्] ખાંસવું (૨) ખોંખારવું (૩)હાંફવું; ફેંફેં કરવું (૪) સ૦ ક્રિ૦ ઠાંસવું; ચગદીને ભરવું [સુ.]

**કાંસાં** (૦) ન૦ બ૦ વ૦ કાંસીજોડ

**કાંસિયો** (૦) પું૦ પિત્તળની કડછી (૨) કાંસાનો મોટો વાડકો–તાંસળું (૩)કાંસકો

**કાંસી(૦જોડ)** સ્ત્રી૦, **કાંસીજોડું** (૦) ન૦ (બહુવચનમાં) કાંસાની બનાવેલી મોટી ઝાંઝ; કાંસાનું છબછબિયું

**કાંસું** (૦) ન૦[सं. कांस्य]તાંબુ, જસત અને કલાઈથી બનતી એક મિશ્રધાતુ

**કાંસ્ય** ન૦ [સં.] કાંસું. ૦કાર પું૦ કંસારો

**કિકલાવવું** સ૦ ક્રિ૦ 'કીકલાવું'નું પ્રેરક

**કિકિયાણ** ન૦ [રવ૦] એકસામટા ઘણા મોટા તીણા અવાજો થવા તે

**કિકિયારી** સ્ત્રી૦ [રવ૦] તીણી કારમી ચીસ. **–રો** પું૦ મોટી કિકિયારી

**કિચૂકો** પું૦ કચૂકો; આમલીનો ઠળિયો

**કિચૂડ** અ૦ [રવ૦] તેવો અવાજ થાય તેમ (જેમ કે કોસના ચાકળાનો)

**કિચૂ(–ચો)ડો** પું૦કિચૂકો(૨)કિચૂડ કિચૂડ થતો અવાજ (૩) નાનો ચકડોળ

**કિતવ** પું૦ [સં.] જુગારી(૨)કપટી; ઠગારો

**કિતાબ** સ્ત્રી૦[અ.] ચોપડી; ગ્રંથ. ૦ખાનું ન૦ ગ્રંથભંડાર; પુસ્તકાલય. ૦પરસ્ત વિ૦ ચોપડીચુંબક

**કિત્તો** પું૦ [अ. कितअह=તેણે કાપ્યું ઉપરથી] જાડા કાપની કલમ–લેખણ (૨) સારો લખેલો ખરડો–નમૂનો(૩)ખેતરનો કકડો – વિભાગ (૪) અ૦ એનું એ જ; એેજન

**કિનખાબ** પું૦ [फा. कम्ख़ाब] જરીબુટ્ટાના વણાટનું એક જાતનું કાપડ(૨)કસબ
**કિનાર(-રી)** સ્ત્રી૦[फा.] ધારનો ભાગ;કોર (૨) વસ્ત્ર પર મૂકવાની કોર (૩) કિનારો. **-રો** પું૦ કાંઠો; તટ
**કિન્નર** પું૦ [સં.] એક જાતનો દેવ; કુબેરનો ગણ. **૦કંઠ** વિ૦, **૦કંઠી** વિ૦ સ્ત્રી૦ કિન્નર જેવા મધુર કંઠવાળી. **-રી** સ્ત્રી૦ [સં.] કિન્નરની સ્ત્રી (૨) સારંગી
**કિન્નાખોર, કિન્નો** જુઓ કીનાખોર, કીનો
**કિફાયત** સ્ત્રી૦ [અ.] બચત (૨) વિ૦ જુઓ કિફાયતી. **-તી** વિ૦ ફાયદા પડતું; સસ્તું
**કિયું** વિ૦ (૨) સ૦ કયું
**કિરકોલ(-ળ)** વિ૦ [સં.] પરચૂરણ (૨) અ૦ છૂટક; થોડે થોડે કરીને
**કિરણ** ન૦ [સં.] પું૦; તેજની રેખા; રશ્મિ. **૦માલી** પું૦ [સં.] સૂર્ય [-ષ્ટા
**કિરતાર** પું૦ [સં. कर्ता] સૃષ્ટિનો કરનારો
**કિરપા** સ્ત્રી૦ જુઓ કૃપા [પ.]
**કિરપાણ** સ્ત્રી૦ [સં. कृपाण] (શીખો ધર્મચિહ્ન તરીકે રાખે છે તે) એક હથિયાર
**કિરમજ** પું૦ [અ. किर्मिज़] એક જાતનો કીડો (૨) એમાંથી નીકળતો કિરમજ-રાતો રંગ અને દવા. **-જી** વિ૦ કિરમજના રંગનું; ઘેરું લાલ
**કિરાત** પું૦ [સં.] પહાડી જંગલી લોકોની એક જાત (૨) એ જાતનો માણસ; ભીલ. **-તી** સ્ત્રી૦ કિરાતની સ્ત્રી; ભીલડી (૨) પાર્વતી; દુર્ગા
**કિરાયાદાર** વિ૦ કિરાયે-ભાડે રહેનારું -રાખનારું (૨) પું૦ ભાડૂત
**કિરાયું** ન૦ [અ.] ભાડું
**કિરીટ** પું૦ [સં.] મુગટ. **-ટી** વિ૦ કિરીટવાળું (૨) પું૦ રાજા (૩) અર્જુન
**કિલ** અ૦ [સં.] ખરેખર
**કિલકાર** પું૦[રવ૦] આનંદભર્યો કલબલાટ (૨) આનંદની કિકિયારી. **૦વું** અ૦ ક્રિ૦ કિલકાર કરવો.**-રી** સ્ત્રી૦ જુઓ કિલકાર (૨) તીણી ચીસ કે પોકાર
**કિલકિલ** સ્ત્રી૦ [સં.] [રવ૦] પક્ષીઓ એકી-સાથે બોલવાથી થતો કિલકિલ એવો હર્ષભર્યો અવાજ. **-લાટ** પું૦ પક્ષીઓનું કિલકિલ એમ કરવું તે (૨) હર્ષધ્વનિ
**કિલાવો** પું૦ [फा. कलावा] હાથીને ગળે લટકતું દોરડું, જેના ગાળામાં પગ ભેરવીને મહાવત હાથીને ચાલવા વગેરેનો ઇશારો કરે છે
**કિલ્બિષ** [સં.], **કિલ્મિષ** [પ.] ન૦ પાપ (૨) અપરાધ (૩) રોગ
**કિલ્લી** સ્ત્રી૦,**૦દાર** પું૦ જુઓ કીલી, ૦દાર
**કિલ્લું** ન૦ [સં. कीट+लुं]અનાજમાં પડતું એક જીવડું; ભોટવું
**કિલ્લેદાર** પું૦ કિલ્લાનો ઉપરી અમલદાર (૨) કિલ્લાનો કબજો ધરાવનાર કે તેનું રક્ષણ કરનાર સૈનિક
**કિલ્લેબંદી(-ધી)** સ્ત્રી૦ શત્રુની સામે રક્ષણ મળે એવું બાંધકામ-કિલ્લો કરવો તે (૨) કિલ્લાનું બાંધકામ
**કિલ્લો** પું૦ [અ. किलअह] કોટ; દુર્ગ
**કિલ્વિષ** ન૦ [સં.] જુઓ કિલ્બિષ
**કિશોર** વિ૦ [સં.] નાની ઉમરનું; સગીર (૨)પું૦ ૧૧થી ૧૫ વર્ષ સુધીની ઉંમરનો છોકરો. **-રાવસ્થા** સ્ત્રી૦ કિશોર વય કે સ્થિતિ. **-રી** સ્ત્રી૦ [સં.]કુમારી; ૧૧થી ૧૫ વર્ષની છોકરી
**કિશ્ત** સ્ત્રી૦ [फा.] શેતરંજનો એક દાવ; શેહ (૨) ખેતી; વાવેતર
**કિશ્તી** સ્ત્રી૦ [फा.] હોડી
**કિષ્કિંધા** સ્ત્રી૦[સં.] સુગ્રીવની રાજધાની
**કિસ** સ૦[हिं.] + કોણ? શું? [પ્રાયઃ પ.]
**કિસમ** સ્ત્રી૦ [અ. क़िस्म] જાત; પ્રકાર; રીત
**કિસમિસ** સ્ત્રી૦ [फा. किश्मिश] નાના દાણાની એક જાતની સૂકી દ્રાક્ષ
**કિસલય** ન૦ [સં.] કૂંપળ
**કિસાન** પું૦ [हिं.] ખેડૂત
**કિસ્ત** સ્ત્રી૦ [फा.] મહેસૂલ વગેરેનો હપતો (૨) મહેસૂલ; ફીસ (૩) ખંડણી; કર (૪) જુઓ કિશ્ત

**કિસ્તી** સ્ત્રી૦ જુઓ કિશ્તી
**કિસ્મત** ન૦ [અ.] નસીબ
**કિસ્સો** પું૦ [અ.] કહાણી; અદ્ભુત કથા –બનાવ (૨) કલ્પિત વાર્તા
**કિહાં** અ૦ જુઓ ક્યાં [પ.]
**કિંકર** પું૦ [સં.] ચાકર. **–રી** સ્ત્રી૦ [સં.] [ચાકરડી
**કિંકર્ત(–ર્ત્ત)૦વ્યતા** સ્ત્રી૦ [સં.] કર્તવ્ય શું છે તેવો પ્રશ્ન ઊઠે એવી દશા. **–મૂઢ** વિ૦ કિંકર્તવ્યતાથી મૂઢ – મૂંઝાયેલું
**કિંકિણાટ** પું૦ કિંકિણીના જેવો અવાજ
**કિંકિણી** સ્ત્રી૦ [સં.] નાની ઘંટડી; ઘૂઘરીવાળો કંદોરો; કાંચી (૨) કંકણ; કાંગરાવાળું વલય
**કિંગલાણુ** ન૦ કિંગલાવું તે (૨) કિંગલાવાનો હર્ષધ્વનિ. **–વું** અ૦ ક્રિ૦ આનંદમાં આવી જવું; ખૂબ ખુશી થવું
**કિંચિત** વિ૦ [સં.] થોડુંક (૨) અ૦ સહેજ; જરા. **૦કર** વિ૦ [સં.] કિંચિત કરે એવું. **૦માત્ર** વિ૦ (૨) [સં.] અ૦ કિંચિત જ
**કિંડરગાર્ટન** ન૦ [જર્મન] ગમ્મત સાથે જ્ઞાન આપવાની બાળશિક્ષણની એક પદ્ધતિ
**કિંતુ** અ૦ [સં.] પરંતુ; તોપણ
**કિંપુરુષ** પું૦ [સં.] કિન્નર (૨) પ્રાચીન કાલની એક જંગલી જાતનો પુરુષ (૩) વર્ણસંકર – નીચ – તુચ્છ માણસ
**કિંબહુના** અ૦ [સં.] વિશેષ (કહેવા)થી શું ?
**કિંમત** સ્ત્રી૦ [જુઓ કીમત] મૂલ્ય; બદલો; વળતર (૨) કદર; બૂજ; લેખું
**કિંવદંતી** સ્ત્રી૦ [સં.] લોકવાયકા; અફવા
**કિંવા** અ૦ [સં.] અથવા
**કિંશુક** પું૦ [સં.] ખાખરો [કિંગલાવું
**કીકલાવું** અ૦ ક્રિ૦ [સં. किलकिल પરથી]
**કીકલી** સ્ત્રી૦ નાની કીકી. **–લો** પું૦ નાનો કીકો
**કીકી** સ્ત્રી૦ [પ્રા. कीया] આંખની પૂતળી
**કીકી** સ્ત્રી૦ નાની બાળકી. **–કો** પું૦ નાનો બાળક
**કીચ,(૦ડ)** પું૦ કાદવ
**કીજે** કરવામાં આવે; કરો (વિધ્યર્થ રૂપ) [પ.]
**કીટ** વિ૦ બરાબર પાકે–મોઢે કરેલું (૨) પૂરું માહિતગાર; કાબેલ
**કીટ** પું૦ [સં. किट्ट] મેલ; કાટ (૨) કચરો; કસ્તર; કીટું (૩) ગઠ્ઠો; ગાંઠ
**કીટ(૦ક)** પું૦ [સં.] કીડો; જંતુ
**કીટલી** સ્ત્રી૦ [ઇં.] ચાદાની
**કીટિયું** વિ૦ કીટીવાળું (૨) ન૦ લાકડાની ચીપટ
**કીટી** સ્ત્રી૦ [પ્રા. किट्टि] રૂમાં જે (કપાસિયાની ફરચ કે પાંદડીનો ભૂકો ઇ૦) કસ્તર વળગી રહેલું હોય તે [જામતો કચરો
**કીટું** ન૦ [સં. किट्ट] ઘીને તાવ્યા પછી નીચે
**કીટો (૦ડો)** પું૦ [સં. किट्ट] ઈંટો કે નળિયાં પકવતાં પીગળીને ગઠ્ઠો થઈ ગયેલી માટી (૨) બળી–પીગળીને ઠરેલો કોઈ પણ કચરો (૩) ધાતુના પદાર્થો, ઘણા તાપથી રસરૂપ થઈ બંધાઈ જાય છે તે (૪) બાવળના લાકડાનો ગાંઠવાળો કકડો
**કીડ** સ્ત્રી૦ [સં. कीट] કીટ; ઊધ (૨) એક રોગ; દાદર, ઊંદરી ઇત્યાદિ (૩) ખજવાળ; ચળ
**કીડિયારું** ન૦ કીડીઓનું દર
**કીડિયાસેર** સ્ત્રી૦ કીડિયાંની સેર–કંઠી
**કીડિયું** ન૦ ખૂબ નાનો કાચનો મણકો
**કીડી** સ્ત્રી૦ [સં. कीटिका] એક ઝીણો જીવ – જંતુ. **૦વેગ** પું૦ કીડીના જેવો – ધીમો વેગ [નાનો જીવડો
**કીડો** પું૦ [સં. कीट; પ્રા. कीड] પેટે ચાલનારો
**કીધ** સ૦ ક્રિ૦ કીધું; કહ્યું [પ.] [રૂપ)
**કીધું** સ૦ ક્રિ૦ કર્યું ('કરવું'નું ભૂતકાળનું એક
**કીધું** સ૦ ક્રિ૦ કહ્યું ('કહેવું'ના ભૂતકાળ માટે વપરાતું એક રૂપ)
**કીનાખોર** વિ૦ કીનો રાખે એવું; દંશીલું
**કીનો** પું૦ [ફા.] વેર; અંટસ
**કીમત** સ્ત્રી૦ [અ.] જુઓ કિંમત. **–તી** વિ૦ [ફા.] ભારે કિંમતનું
**કીમિયાગર** પું૦ [ફા.] કીમિયો કરી જાણનારો આદમી (૨) કળાવાન – યુક્તિબાજ આદમી (૩) ધુતારો
**કીમિયો** પું૦ [અ. कीमिया] હલકી ધાતુને કીમતી બનાવવાની ગુપ્ત રસાયણવિદ્યા (૨) [લા.] ઇલમ; યુક્તિ (૩) સહેલાઈથી

ઘણું દ્રવ્ય મળે અથવા ફાયદો થાય એવો ઇલમ—ધંધો અથવા વસ્તુ
**કીર** પું૦ [સં.; દે.] પોપટ
**કીરચ** સ્ત્રી૦ કરચ; ઘણો નાનો કકડો (૨) સંગીન; 'બૅયોનેટ'
**કીરત** સ્ત્રી૦ જુઓ કીર્તિ [પ.] **૦ન** જુઓ કીર્તન. **૦નિયાં** ન૦ બ૦ વ૦ કાંસીજોડ; કીર્તન કરવાનાં છમછબિયાં. **૦નિયો** પું૦ કીર્તનકાર
**કીર્ત(-ર્ત્ત)ન** ન૦ [સં.] યશોગાન; ગુણ-કીર્તન (૨) ગાયન અને સંગીત સાથેનું ઈશ્વરનું ગુણવર્ણન. **૦કાર** પું૦ કીર્તન કરનારો આદમી; હરદાસ. **–નીય** વિ૦ [સં.] વખાણવા જેવું
**કીર્તિ(-ર્ત્તિ)** [સં.]સ્ત્રી૦ ખ્યાતિ; નામના. **૦કર** વિ૦ ખ્યાતિ કરનારું. **૦ત** વિ૦[સં.] પ્રખ્યાત; જાણીતું. **૦ધ્વજ** પું૦ કીર્તિરૂપી ધ્વજ. **૦માન** વિ૦ કીર્તિવાળું. **–વંત** વિ૦ કીર્તિમાન. **૦લેખ** પું૦ કીર્તનું સૂચન કે વર્ણન કરતો લેખ. **૦સ્તંભ** પું૦ કીર્તિ કરવા (કે કાયમ રાખવા) માટે રોપેલો કે ચણેલો સ્તંભ–મિનારો; સ્મરણસ્તંભ
**કીલ** પું૦ (ગાડાની) મળી
**કીલ** પું૦ [મ.] નખ; ખૂંટો; ઢોર બાંધવાનો ખીલો. **૦ક** ન૦ મેખ; ખૂંટો (૨) ઢોર બાંધવાનો ખીલો (૩) ધરી. **૦કાસ્થિ** ન૦ જેની વચ્ચે કરોડરજ્જુ હોય છે તે કરોડની હાડમાળાનો બીજો મણકો
**કીલી** સ્ત્રી૦ [સં. किल=મેખ] કૂંચી (૨) તિજોરી; નાણાંની પેટી. **૦દાર** પું૦ જેની પાસે કૂચી રહેતી હોય (કિલ્લો, તિજોરી, ઇત્યાદિની) તે આદમી, કિલ્લીદાર
**કીશ** પું૦ [સં.] વાંદરો (૨) સૂર્ય
**કીસ** સ્ત્રી૦[फा.क़िस्त]મહેસૂલ;સરકારભરણું
**કુ** અ૦ [સં.] નામ પૂર્વે આવતાં 'ખરાબ, હલકું, નિંદિત, પાપી' એવો અર્થ સૂચવે. ઉદા૦ કુમાર્ગ (૨) સ્ત્રી૦ પૃથ્વી
**કુકરેકૂક** ન૦ [રવ૦] કૂકરેકૂક
**કુકર્મ** ન૦[સં.] ખોટું–ખરાબ કર્મ. **–ર્મી** વિ૦ કુકર્મ કરનારું
**કુક્કુટ** પું૦ [સં.] કૂકડો
**કુક્ષ(-ક્ષિ)** સ્ત્રી૦ [સં.] કૂખ
**કુચ** પું૦ [સં.] સ્ત્રીની છાતી; સ્તન
**કુચાલ** સ્ત્રી૦ કચાલ; ખરાબ વર્તણૂક
**કુચેષ્ટા** સ્ત્રી૦, **–ષ્ટિત** ન૦ [સં.] ખોટી–ખરાબ ચેષ્ટા
**કુછંદ** પું૦ [સં.] ખરાબ છંદ–વ્યસન કે ચસકો; લંપટપણું
**કુજવાર** પું૦ [સં.] મંગળવાર
**કુજોગ** પું૦ કુયોગ
**કુટજ** પું૦ [સં.] એક ઝાડ; કડો
**કુટામણ** ન૦ કૂટાવું તે; ટિચામણ
**કુટારો** પું૦કૂટામણ(૨)માથાકૂટ;પંચાત[લા.]
**કુટાવવું** સ૦ ક્રિ૦ 'કૂટવું'નું પ્રેરક
**કુટાવું** અ૦ક્રિ૦ 'કૂટવું'નું કર્મણિ(૨)ટિચાવું; અથડાવું(૩)સૂઝ ન પડવી;કુટારો થવો[લા.]
**કુટિ** સ્ત્રી૦ [સં.] ઝૂંપડી
**કુટિલ** વિ૦ [સં.] વાંકું; વળેલું (૨) હઠીલું (૩) છળવાળું; કપટી. **૦તા** સ્ત્રી૦
**કુટી(૦ર)** સ્ત્રી૦ [સં.] કુટિ; ઝૂંપડી
**કુટુંબ** ન૦ [સં.] એક બાપનો પરિવાર—વંશ (૨) બૈરી, છોકરાં વગેરે ઘરનાં માણસોનો સમૂહ (૩) બૈરીછોકરાંનો સમૂહ. **૦કબીલો** પું૦ કુટુંબ અને કબીલો. **૦પરિવાર** પું૦ કુટુંબ અને પરિવાર. **–બિની** સ્ત્રી૦ [સં.] કુટુંબી સ્ત્રી. **–બી** વિ૦ [સં.] કુટુંબનું (૨) કુટુંબવાળું (૩) ન૦; પું૦ કુટુંબનું માણસ
**કુટેવ** સ્ત્રી૦ નઠારી ટેવ—આદત
**કુટ્ટણી** [પ્રા.], **–ની** [સં.] સ્ત્રી૦ કૂટણી
**કુઠાર** પું૦ [સં.] કુહાડો (૨) ફરસી
**કુડતું** ન૦ પહેરણ
**કુણ** સ૦ + કોણ
**કુતકું** ન૦ [तुर्की कुतकः] ડફણું; બૂઠું
**કુતરિયું** ન૦ એક ઘાસ; કૂતરી
**કુતર્ક** પું૦[સં.] ખોટો તર્ક(૨)ખરાબ વિચાર
**કુતુબ** પું૦ [अ. कुत्ब] ઘંટીનો ખીલડો (૨) ધ્રુવતારો. **૦નુમા** ન૦ [फा.] હોકાયંત્ર
**કુતૂહલ** ન૦ [સં.] અમુક વસ્તુ—નવી વસ્તુ

જોવા જાણવાની ઉત્કંઠા; કૌતુક (૨) નવાઈભરી વસ્તુ
**કુત્તી** સ્ત્રી૦ [દે.] કૂતરી. **–ત્તો** પું૦ કૂતરો
**કુત્સિત** વિ૦ [સં.] ધિક્કારવા યોગ્ય; નિંદિત (૨) નીચ; નઠારું; અધમ (૩) મેલું; ગંદું
**કુથ** પું૦ [સં.] હાથી ઉપર નાંખવાની ઝૂલ (૨) સાદડી; શેતરંજી (૩) કંથા
**કુદકારો** પું૦ કૂદકો
**કુદકું** ન૦ જુઓ કુતકું
**કુદરત** સ્ત્રી૦ [અ.] ઈશ્વરી શક્તિ; નિસર્ગ; પ્રકૃતિ (૨) જાતિસ્વભાવ (૩) જોર; તાકાત. **–તી** વિ૦ કુદરત સંબંધી; નૈસર્ગિક; સ્વાભાવિક
**કુદાવવું** સ૦ ક્રિ૦, **કુદાવું** અ૦ ક્રિ૦ અનુક્રમે 'કૂદવું'નું પ્રેરક અને કર્મણિ
**કુદૃષ્ટિ** સ્ત્રી૦ [સં.] ખોટો મત–કલ્પના (૨) ખોટા – ખરાબ ખ્યાલથી જોવું તે
**કુધાન** ન૦ હલકા પ્રકારનું ધાન્ય
**કુધારો** પું૦ ખરાબ રિવાજ (૨) સુધારાથી વિરુદ્ધ એવી ખોટી દિશામાં ગતિ
**કુનેહ** સ્ત્રી૦ [અ. कुन्ह] હિકમત (૨) ચતુરાઈ
**કુપથ** પું. [સં.] ખરાબ–અનીતિનો માર્ગ. **૦ગામી** વિ૦ કુપથે જનારું
**કુપથ્ય** વિ૦ [સં.] પથ્ય નહિ તેવું; આરોગ્યને માફક ન આવે એવું (૨) ન૦ પરેજી–કરી ન પાળવી તે
**કુપાત્ર** વિ૦ [સં.] નાલાયક; અનધિકારી (૨) બેઅદબ; છકીગયેલું (૩) ન૦ ખરાબ વાસણ (૪) કુપાત્ર માણસ
**કુપિત** વિ૦ [સં.] કોપેલું; ક્રોધે ભરાયેલું
**કુપુત્ર** પું૦ [સં.] કપૂત
**કુપ્પી** સ્ત્રી૦ [સં. कूपी] નાનો કુપ્પો. **–પ્પો** [પું૦ કુલ્લું
**કુફર** ન૦ [અ. कुफ्र] નાસ્તિકતા; કાફરપણું
**કુફરાન** ન૦ [અ.] કુફર (૨) ખોટું તહોમત; આળ (૩) ધાંધળ; તોફાન
**કુબજા** સ્ત્રી૦ કુબ્જા (૨) ખરાબ સ્ત્રી
**કુબુદ્ધિ** સ્ત્રી૦ [સં.] નઠારી બુદ્ધિ; લુચ્ચાઈ
**કુબેર** ન૦ [સં.] ઇંદ્રના ધનનો ભંડારી
**કુબ્જ** વિ૦ [સં.] ખૂંધું – કૂબડું
**કુબ્જા** વિ૦ સ્ત્રી૦ [સં.] ખૂંધી – કૂબડી (૨) સ્ત્રી૦ કૈકેયીની દાસી – મંથરા (૩) કૃષ્ણની કૃપાપાત્ર કંસની એક દાસી
**કુભારજા** સ્ત્રી૦ [कु + भार्या] નઠારી સ્ત્રી (૨) કજિયાખોર સ્ત્રી; કર્કશા (૩) કૂવડ
**કુભાંડ** ન૦[સં. कु + भण्ड] જૂઠું તહોમત(૨) તરકટ. **–ડી** વિ૦ ઢોંગી; વેષધારી; તરકટ કરનારું (૨) ખોટો આરોપ મૂકનારું
**કુમક** સ્ત્રી૦ [तुर्की] મદદ
**કુમકુમ** ન૦ જુઓ કુંકુમ; કંકુ
**કુમતિ** સ્ત્રી૦ [સં.] નઠારી મતિ
**કુમળાશ** સ્ત્રી૦ કુમળાપણું
**કુમળું** વિ૦ [સં. कोमल] જુઓ કોમળ
**કુમાતા** સ્ત્રી૦[સં.]ખરાબ માતા;સંતતિ પ્રત્યે વાત્સલ્ય કે ફરજના ભાન વિનાની માતા
**કુમાર** પું૦[સં.]પાંચ વર્ષની ઉંમરનો બાળક (૨) યુવાવસ્થા અથવા એની પહેલાંની અવસ્થાવાળો છોકરો(૩)પુત્ર(૪)રાજપુત્ર. **૦મંદિર** ન૦ પ્રાથમિક કેળવણીની શાળા
**કુમારિકા, કુમારી** સ્ત્રી૦[સં.] બાર વર્ષ સુધીની કન્યા (૨) કુંવારી કન્યા (૩) રાજકુંવરી (૪) પુત્રી
**કુમાર્ગ** પું૦[સં.] નઠારો – આડો રસ્તો(૨) અધર્મ (૩) કુછંદ
**કુમાવિસદાર** પું૦[મ. कमावीसदार] મહેસૂલ ઉઘરાવનાર આદમી; મહેસૂલી અમલદાર; મહાલકારી
**કુમાશ** સ્ત્રી૦ [અ.] સુંવાળપ; નરમાશ (કપડાની) (૨) સફાઈદાર વણાટ
**કુમિત્ર** પું૦ [સં.] નઠારો – મિત્રધર્મથી ઊલટો ચાલનાર મિત્ર
**કુમુદ** ન૦ [સં.] ધોળું કમળ; પોયણું. **૦નાથ, ૦પતિ, ૦બંધુ** પું૦[સં.]ચંદ્રમા. **–દિની** સ્ત્રી૦[સં.]કુમુદના ફૂલનો વેલો (૨) ઘણાં કુમુદવાળી જગા – પુષ્કરિણી ઇ૦
**કુયોગ** પું૦[સં.] (ગ્રહનો ખરાબ યોગ) (૨) કવખત
**કુરકુર** પું૦ [પ્રા. (રવ૦)] કૂરકુરિયાને બોલાવવાનો ઉદ્ગાર (૨) દાંત વડે થોડું

થોડું કરડવાથી અવાજ થાય છે તે. –રિયું ન૦ [સં. कुर्कुर] કૂતરાનું નાનું બચ્ચું; ભટોળિયું
**કુરતું** ન૦ [હિં.] પહેરણ
**કુરન(–નિ)સ** સ્ત્રી૦ [જુઓ કુર્નિશ]નમીને –ઝૂકીને સલામ કરવી તે
**કુરબાન** વિ૦[અ.]બલિદાન તરીકે સમર્પેલું (૨) ન્યોછાવર;ફિદા.–ની સ્ત્રી૦કુરબાન થવું કે કરવું તે; બલિદાન [સ્ત્રી૦ ટિટોડી
**કુરર** પું૦ [સં.] એક પંખી; ટિટોડો. –રી
**કુરંગ** પું૦[સં.] હરણ; મૃગ. ૦ણી,–ગી[સં.] સ્ત્રી૦ હરણી; મૃગી
**કુરાન** ન૦[અ.]મુસલમાનોનો મુખ્ય ધર્મગ્રંથ. ૦(–ને)શરીફ ન૦ કુરાન (માનવાચક)
**કુરુ** પું૦ [સં.] પાંડવકૌરવોનો પૂર્વજ (૨) અર્વાચીન દિલ્હીની આજુબાજુના પ્રદેશનું પ્રાચીન નામ. ૦ક્ષેત્ર ન૦ [સં.] દિલ્હીની પાસે આવેલું એક વિશાળ મેદાન, જ્યાં પાંડવ કૌરવો વચ્ચે યુદ્ધ થયું હતું
**કુરુન્દમ** પું૦ [સં. कुरुविन्द] એક સખત ખનિજ પદાર્થ જેમાંથી ઝવેરાતનાં નંગ બનાવવામાં આવે છે [ર.વિ.]
**કુરૂપ** વિ૦ [સં.] કદરૂપું. ૦તા સ્ત્રી૦
**કુર્નિશ** સ્ત્રી૦ [તુર્કી] કુરનિસ
**કુલ** વિ૦ [અ. कुल्ल] એકંદર; બધું મળીને થાય એટલું (૨) તમામ
**કુલ** [સં.] ન૦ કુટુંબ; વંશ (૨) ખાનદાની; કુલીનતા (૩) ટોળું; જૂથ (૪) અસીલ (વકીલનો)
**કુલકણી** પું૦ [મ.] જુઓ કુળકર્ણી
**કુલકુલા** વિ૦ કુલ અખત્યાર ભોગવતું (૨) અંગત; ખાસ (૩) અ૦ કુલ અખત્યાર સમેત
**કુલક્ષણ** ન૦ [સં.] અપલક્ષણ; ખોડ (૨) કુટેવ. –ણું વિ૦ કુલક્ષણવાળું
**કુલગુરુ** પું૦ કૌટુંબિક કે વંશપરંપરાના ગુરુ
**કુલઘ્ન** વિ૦ [સં.] કુલનો નાશ કરે એવું
**કુલઝપટ** અ૦ બધું મળીને; કુલ
**કુલટા** સ્ત્રી૦ [સં.] ખરાબ ચાલની સ્ત્રી
**કુલડી** (લ') સ્ત્રી૦ [દે. कुल्लड] કસલી જેવું નાનું માટીનું વાસણ; ચડવો(૨)સોનુંરૂપું ગાળવાનું એવું પાત્ર (૩) ગુદાનો ભાગ (જેમાંથી મળ બહાર આવે છે)
**કુલદીપક** પું૦ [સં.]કુલને દીપાવનારો પુરુષ (૨) પુત્ર
**કુલદેવ** પું૦, ૦તા [સં.] પું૦ બ૦ વ૦; સ્ત્રી૦ કુળનો ઇષ્ટદેવ. –વી સ્ત્રી૦ કુળની ઇષ્ટદેવી
**કુલધર્મ** પું૦ [સં.] વંશપરંપરાથી ચાલતો આવેલો વિશિષ્ટ ધર્મ-આચાર
**કુલનાયક** પું૦ કુલપતિથી બીજા ક્રમનો વિદ્યાપીઠનો અધિકારી;'વાઇસ ચૅન્સેલર'
**કુલપતિ** પું૦ [સં.] કુટુંબનો – કુળનો વડો (૨) ૧૦,૦૦૦ શિષ્યોને ખવાડનાર અને ભણાવનાર ઋષિ(૩)વિદ્યાપીઠમાં મોટામાં મોટો અધિકારી; 'ચૅન્સેલર'
**કુલપર્વત** પું૦ [સં.] જુઓ કુલાચલ
**કુલફી** સ્ત્રી૦ [હિં.] બરફમાં ઠારેલ દૂધની એક બનાવટ
**કુલવધૂ** સ્ત્રી૦ [સં.] સારા કુટુંબની વહુ–સ્ત્રી
**કુલવ્રત** ન૦ [સં.] કુળનું વિશિષ્ટ વ્રત
**કુલહીન** વિ૦ કુળ વિનાનું; કુલીન નહિ એવું
**કુલાચલ** [સં.] (–ળ) પું૦ મુખ્ય પર્વત (મહેન્દ્ર, મલય, સહ્ય, શક્તિમાન, ઋક્ષ, વિંધ્ય અને પરિયાત્ર એ સાત)
**કુલાચાર** પું૦[સં.] કુલધર્મ; કુળનો આચાર
**કુલાબો** પું૦ ભૂશિરની જમીન (૨)માંચનો કાપ [અભિમાન
**કુલાભિમાન** ન૦ [સં.] પોતાના કુળ વિષેનું
**કુલાલ** પું૦ [સં.] કુંભાર [સ્ત્રી
**કુલાંગના** સ્ત્રી૦[સં.] કુલીન ઘરની (સુશીલ)
**કુલાંગાર** પું૦ [સં.] કુળમાં અંગાર જેવો નીવડેલ આદમી
**કુલિશ** ન૦ [સં.] ઇંદ્રનું અસ્ત્ર – વજ્ર
**કુલી** પું૦ [તુર્કી] ભાર ઊંચકનારો; મજૂર
**કુલીન** વિ૦ [સં.] ઊંચા કુળનું; ખાનદાન. ૦તા સ્ત્રી૦
**કુલીશ** ન૦ [સં.] ઇંદ્રનું વજ્ર
**કુલે(–લ્લે)** અ૦ [અ. कुल्ल] એકંદરે

**કુલેર** (લે') સ્ત્રી૦ [દે. कुल्लुरी] ઘીગોળ સાથે ચોળેલો બાજરી વગેરેનો કાચો લોટ—એક ખાદ્ય
**કુલોદ્ધાર** પું૦ [સં.] કુલનો ઉદ્ધાર—ઉત્કર્ષ
**કુલ્યા** સ્ત્રી૦ [સં.] સુશીલ સ્ત્રી (૨) નાની નદી, નહેર અથવા ઝરણું
**કુલ્લી** (કુ') સ્ત્રી૦ જુઓ કુલડી (૨) નાનું કુલ્લું. **—લ્લું** ન૦ ઘીતેલ ભરવાનું ચામડાનું મોટું પાત્ર
**કુલ્લે** અ૦ જુઓ 'કુલે'
**કુવચન** ન૦ [સં.] ગાળ (૨) કડવું વેણ
**કુવલય** ન૦ [સં.] ભૂરું કમળ—પોયણું
**કુવાક્ય** ન૦ [સં.] કુવચન; ગાળ
**કુવાહક** વિ૦ ગરમી અગર વિદ્યુતને પરાણે પરાણે વહી જાય તેવું [પ. વિ.]
**કુવિચાર** પું૦ [સં.] ખરાબ વિચાર
**કુવેણ** ન૦ જુઓ કુવચન
**કુવેતર** ન૦ કૂવાવાળી જમીન [આદમી
**કુવેતી** પું૦ કૂવા પરનો—કોસ હાંકનારો
**કુ૦વત** ન૦ [ફા.] કૌવત
**કુશ** પું૦ [સં.] એક જાતનું ઘાસ; દર્ભ (૨) રામનો એક પુત્ર
**કુશકા** પું૦ બ૦ વ૦ [દે.कुकु(—क्कु)स] ડાંગર, કોદરા ઇત્યાદિનાં છોડાં. **—કી** સ્ત્રી૦ ખાંડેલા ચોખાનું ઝીણું ઝટકામણ
**કુશલ** [સં.](—ળ) વિ૦ શુભ (૨) આરોગ્યવાન (૩) પ્રવીણ (૪) ન૦ કુશળતા. **૦ક્ષેમ** વિ૦ સુખી અને આરોગ્ય (૨) ન૦ આબાદી અને તંદુરસ્તી
**કુશાગ્રબુદ્ધિ** વિ૦ [સં.] તીવ્ર બુદ્ધિવાળું
**કુશાદા** વિ૦ [ફા.] ખુલ્લું (૨) વિશાળ; સગવડવાળું (૩) નિખાલસ
**કુશીલવ** પું૦ [સં.] ભાટચારણ (૨) ગવૈયા (૩) નટ; નાટકનો ખેલાડી (૪) વાલ્મીકિ (૫) પું૦ બ૦ વ૦ કુશ અને લવ
**કુષ્ટ** પું૦; ન૦ [સં.] કોઢ. **—ષ્ટી** વિ૦ કોઢીલું
**કુસંગ** પું૦ [સં.] નઠારો સંગ; ખરાબ સોબત
**કુસંપ** પું. [સં. कु+संप] સંપ નહિ તે; અણબનાવ
**કુસુમ** ન૦ [સં.] ફૂલ; પુષ્પ. **૦ધન્વા** [સં.], **૦બાણ** પું૦ [સં] કામદેવ. **—માકર** પું૦ [સં.] વસંતઋતુ (૨) બાગ; બગીચો **—માયુધ** પું૦ [સં.] કામદેવ. **—માંજલિ** સ્ત્રી૦ [સં.] કુસુમોની અંજલિ. **—મિત** વિ૦ [સં.] ફૂલવાળું; ફૂલથી ભરેલું
**કુસુંબી(—બો)** જુઓ કસુંબી,—બો
**કુસ્તી** સ્ત્રી૦ [ફા.] અંગકસરતની એક રીત (૨) બથ્થંબથ્થા. **૦બાજ** વિ૦ કુસ્તીમાં પ્રવીણ [ખરાબ સેવા
**કુસેવા** સ્ત્રી૦ [સં.] સેવાથી ઊલટું આચરણ;
**કુહર** ન૦ [સં.] ગુફા; બખોલ
**કુહાડી** સ્ત્રી૦ [સં. कुहार; प्रा.] નાનો કુહાડો. **—ડો** પું૦ લાકડાં કાપવાનું—ફાડવાનું એક હથિયાર; પરશુ
**કુળ** ન૦ જુઓ કુલ [સં.]
**કુહૂ, ૦કુહૂ, ૦કાર** પું૦ [રવ૦] કોયલનો એવો બોલ [અટક
**કુળકર્ણી** પું૦ [મ.] તલાટી (૨) એક મરાઠી
**કુળગુરુ, કુળગોર** પું૦ જુઓ કુલગુરુ
**કુળતારક** વિ૦ કુળને તારે એવું
**કુળદીપક, કુળદીવો** પું૦ જુઓ કુલદીપક
**કુળદેવ, કુળદેવતા, કુળદેવી, કુળધર્મ** જુઓ કુલદેવ, કુલદેવતા, કુલદેવી, કુલધર્મ
**કુળવધૂ** સ્ત્રી૦ જુઓ કુલવધૂ
**કુળવંત** વિ૦, **—તી** વિ૦ સ્ત્રી૦ કુલીન
**કુળવાટ** સ્ત્રી૦ [કુળ+વાટ] કુળની રીત
**કુળવાન** વિ૦ કુલીન
**કુળહીણ(—ણું)** વિ૦ કુલહીન
**કુંકુમ** ન૦ [સં.] કુમકુમ; કંકુ. **૦પત્રિકા** સ્ત્રી૦ કંકોતરી
**કુંજ** સ્ત્રી૦ [સં.] ઝાડ અથવા વેલાનાં પાંદડાંથી થયેલી ઘટા; લતામંડપ. **૦એકાદશી** સ્ત્રી૦ ફાગણ સુદ ૧૧. **૦ગલન** [પ.], **૦ગલી** સ્ત્રી૦ કુંજમાં થઈને જતો સાંકડો માર્ગ (૨) સાંકડો અને છાયાવાળો ગીચ વનમાર્ગ (૩) વૃંદાવનની પ્રાચીન કુંજગલી, જેનું સ્થાન યાત્રારૂપ ગણાય છે. **૦ડી** સ્ત્રી૦ એક પક્ષી; કૂંજડી

(૨) નાની કુંજ; કૂંજગલી. -ડું ન૦ એક પક્ષી. -ડો પું૦ કાછિયો (૨) માળી (૩) એક પક્ષી. ૦બિ(-વિ)હારી વિ૦ કુંજમાં વિહાર કરનારું (૨) પું૦ કૃષ્ણ

**કુંજર** પું૦ [સં.] હાથી (૨) હસ્ત નક્ષત્ર ૦**કાળ** પું૦ કુંજરનો કાળ – સિંહ

**કુંજરાવું** અ૦ક્રિ૦ ખીલતું અટકવું; બટકું અને અણખીલ્યું રહી જવું (૨) અંતરમાં બળવું

**કુંજાર** વિ૦ કુંજ જેવું; ઘટાદાર

**કુંજો** પું૦ કૂજો; ભોટવો; ચંબુ

**કુંઠિત** વિ૦ [સં.] બૂઠું; ખાંડું (૨) રૂંધાયેલું

**કુંડ** પું૦ [સં.] જમીન ખોદી બાંધેલો ખાડો (યજ્ઞ માટેનો); વેદી (૨) પાણી માટેનો પાકો પગથિયાંવાળો હોજ (૩) કુંડના આકારનું પાત્ર (૪) બલિ આપવાની જગા (૫) કૂંડી; નાનો હવાડો (૬) ખાડો

**કુંડલ** ન૦ [સં.] કાને પહેરવાનું એક ઘરેણું. -**લિની** સ્ત્રી૦ [સં.] મૂલાધારમાં સુષુમ્ણા નાડીની જડની નીચે રહેતી મનાતી એક સર્પાકાર શક્તિ, જેને જાગ્રત કરવી એ યોગીઓનો એક મહા પુરુષાર્થ ગણાય છે. -**લી** સ્ત્રી૦ [સં.] નાનું કૂંડાળું (૨) લાકડી, ભાલા વગેરેને છેડે ઘલાતી ધાતુની ખોળી (૨) ગ્રહ વગેરેની ગણતરીનું ખાનાંવાળું ચોકઠું કે ચકરડું [જ્યો.]

**કુંડળ** જુઓ કુંડલ. -**ળી** જુઓ કુંડલી

**કુંત** પું૦ [સં.] ભાલો

**કુંતલ** પું૦ [સં.] માથાના વાળ; જુલફું (૨) હળ

**કુંતા, કુંતી** [સં.] સ્ત્રી૦ પાંડુરાજાની સ્ત્રી; પાંડવોની માતા

**કુંદ** પું૦; ન૦ [સં.] એક જાતનો મોગરો (૨) એનું ફૂલ

**કુંદન** ન૦ શુદ્ધ સોનું

**કુંદી** સ્ત્રી૦ [હિં.] ધોયેલાં કપડાંને ટીપીને સફાઈદાર કરવાનું એક ઓજાર; લાકડાની મોગરી (૨) ધોયેલાં કપડાંને સફાઈદાર કરવાની ક્રિયા (૩) ટીપવું-મારવું તે. ૦**પાક** પું૦ માર; ઠોક

**કુંદો** પું૦ [ફા.] દંડૂકો; ચોકો (૨) લાકડી અથવા બંદૂકનો જાડો છેડો

**કુંભ** પું૦ [સં.] ઘડો (૨) હાથીના માથા ઉપર બે બાજુ ઊપસી આવેલો ભાગ; ગંડસ્થળ (૩) એક રાશિ

**કુંભક** પું૦ [સં.] પ્રાણાયામ કરતાં શ્વાસ રૂંધી રાખવો તે

**કુંભકર્ણ** પું૦ [સં.] રાવણનો એક ભાઈ. ૦ની ઊંઘ શ૦ પ્ર૦ લાંબી ને ભારે ગાઢ (છ મહિનાની) ઊંઘ

**કુંભકાર** પું૦ [સં.] કુંભાર

**કુંભમેળો** પું૦ [કુંભ+મેળો] મોટો મેળો (૨) દર બાર વરસે ભરાતો એક હિંદુ મેળો

**કુંભસ્થલ(-ળ)** ન૦ જુઓ 'કુંભ' (૨)

**કુંભાર** (૦) પું૦ [સં. कुंभकार] માટીનાં વાસણ ઘડનાર એક જ્ઞાતિનો માણસ (૨) અણઘડ અથવા મૂર્ખ માણસ [લા.]

**કુંભિયો** પું૦ જુઓ કૂંભિયો

**કુંભી** સ્ત્રી૦ [સં. कुंभक] કૂંભી; થાંભલા નીચેની પથ્થર અથવા લાકડાની બેસણી (૨) મકાનનો થાંભલો (૩) ચાર વર્ષે ભરાતો નાનો કુંભમેળો

**કુંભી** સ્ત્રી૦ [સં.] નાનો કુંભ – ઘડો (૨) નાનું કુલ્લું (મશાલમાં તેલ પૂરવા માટે) ૦**પાક** પું૦ [સં.] એક નરક (૨) માર; ઠોક

**કુંવર** (૦) પું૦ [સં. कुमार] કુંવારો છોકરો (૨) રાજકુમાર (૩) પુત્ર – લાડકો પુત્ર. ૦**પછેડો** પું૦ રાજકુટુંબમાં સંતાન જન્મે તે પ્રસંગે રાજ્યને અપાતી ભેટ [કા.]. -**રી** સ્ત્રી૦ [સં. कुमारी] કુંવારી કન્યા (૨) રાજકુમારી (૩) દીકરી; લાડકી દીકરી

**કુંવાર** (૦) સ્ત્રી૦ [સં. कुमारी] એક વનસ્પતિ – ઓષધિ

**કુંવારકા** (૦) સ્ત્રી૦ [સં. कुमारिका] કુંવારી કન્યા (૨) સમુદ્રને મળતી ન હોય એવી નદી

**કુંવારડું** (૦) ન૦ [સં. कुमार ઉપરથી] નાના બાળકના મરણ પાછળ અપાતું ભોજન

**કુંવાર(૦નું)પાઠું** (૦) ન૦ કુંવારનો બરછી જેવો શણગો (આમાંથી એળિયો બને છે.)

**કુંવારી** (૦) વિ૦ સ્ત્રી૦ [સં. कुमारी] સમુદ્રને

નહિ મળતી (નદી). –રું વિ૦[सं. कुमारकं] નહિ પરણેલું

કૂઈ સ્ત્રી૦ [सं. कूपी, प्रा. कूइआ] નાનો કૂવો

કૂક ન૦ [રવ૦] કૂકડીકૂક (૨) એંજિનની સિસોટીનો અવાજ. ૦ગાડી સ્ત્રી૦ આગગાડી (બાળભાષા)

કૂકડાં ન૦બ૦વ૦ [सं. कुक्कुट] મરઘાં બતકાં વગેરે; 'પોલ્ટ્રી'

કૂકડી સ્ત્રી૦ [सं. कुक्कुटी] મરઘી.૦કૂક અ૦ [રવ૦] સંતાકૂકડીની રમતમાં કરાતો અવાજ. –ડેકૂક ન૦ [રવ૦] કૂકડાના બોલવાનો શબ્દ

કૂકડો પું૦ [सं. कुक्कुट] મરઘો

કૂકર પું૦ [सं. कुक्कुर] કૂતરો

કૂકર પું૦ [ઇં.] રાંધવાનું એક ખાસ પાત્ર

કૂકરી સ્ત્રી૦ હળમાં મારેલી ફાચર (૨) ગુરખાઓનું એક છરા જેવું શસ્ત્ર [કાંકરી

કૂકરી [सं. कर्कर] સ્ત્રી૦ નાનો કૂકો; રમવાની

કૂકરેકૂક ન૦ જુઓ કૂકડેકૂક; કુકરેકૂક

કૂકવો પું૦ [રવ૦] મરનારને નામે પુરુષો શિષ્ટાચાર ખાતર રડે તે

કૂકી સ્ત્રી૦ નાનો કૂકો

કૂકું ન૦ કૂતરું (બાળભાષા) [ગોળ કકડો

કૂકો પું૦ પથ્થરનો ગોળ કાંકરો (૨) ઠીકરીનો

કૂખ સ્ત્રી૦ [सं. कुक्षि]પેટનું પડખું (૨) [લા.] ગર્ભાશય; પેટ (૩) સંતતિ. –ખિયો પું૦ સ્ત્રીઓના કબજાનો કૂખો ઢાંકતો ભાગ

કૂચ સ્ત્રી૦ [फा.]રવાના થવું–મુકામ ઉપાડી ચાલતા જવું તે (૨) લશ્કરી ઢબની ચાલ

કૂચ પું૦ [सं.] કુચ; સ્તન

કૂચડી સ્ત્રી૦ [सं. कूर्च] નાનો કૂચડો; જાડા વાળની પીંછી. –ડો પું૦વાસણને અંદરથી માંજવાનો એક છેડે કૂચાવાળો લાકડાનો કકડો (૨) ધોળવા માટે બનાવેલો ભીંડી કે મુંજના રેસાનો ઝૂડો (૩) વણાટમાં પવાયત વખતે વપરાતું એક સાધન

કૂચાપાણી વિ૦ કૂચા અને પાણી જેવું; એકરસ નહિ થયેલું એવું(૨)ન૦ બ૦વ૦ કૂચા અને પાણી(૩)સત્ત્વહીન વસ્તુઓ[લા.]

કૂચી સ્ત્રી૦ [सं. कूर्चिका, कुर्चा] કૂચડી. –ચો પું૦ કચરાવાથી અથવા ચવાવાથી જેના રેસેરેસા જુદા થઈ ગયા હોય એવી વસ્તુ (૨) જુઓ કૂચડો ૧, ૨ (૩) પ્રવાહીની નીચે ઠરેલો કચરો અથવા અણઓગળેલી કૂચા જેવી વસ્તુ (૪) [લા.] વારંવાર કહેવાયેલી–સત્ત્વહીન થઈ ગયેલી વાત (૫) પૂરી સમજી વિચારી લીધેલી વસ્તુ (૬) નિંદા [વાસણ વેચનારો

કૂજડો પું૦ ['કૂજો' ઉપરથી] માટીનાં

કૂજન ન૦ [सं.] કૂજવું તે. –વું અ૦ક્રિ૦ [सं. कूज्] મધુર શબ્દ કરવો; મધુર ગાવું

કૂજિત ન૦ [सं.] કૂજન

કૂજો પું૦ [फा.] ભોટવો; ચંબુ

કૂટ વિ૦[सं.] ન સમજાય કે ન વંચાય એવું (૨) ભેદ અથવા ગૂંચવણભર્યું (૩) જૂઠું; કૂડભર્યું (૪) પું૦; ન૦ કૂડ; ઠગાઈ; છેતરપિંડી (૫) પર્વતની ટોચ; શિખર (૬) ઢગલો (૭) ન સમજાય એવું જે કાંઈ હોય તે (રહસ્ય, કોયડો ઇત્યાદિ)

કૂટ સ્ત્રી૦ [કૂટવું] કડાકૂટ (૨) ભંગાર

કૂટણખાનું ન૦ [કૂટણી+ખાનું] વેશ્યાગૃહ

કૂટણાં ન૦ બ૦ વ૦ કૂટતી વખતે બોલવાના બોલ; રાજિયા (૨) માથાઝીક; કડાકૂટ

કૂટણી સ્ત્રી૦ [सं. कुट्टनी] અનીતિના કામમાં દલાલું કરનાર કે કૂટણખાનું ચલાવનાર સ્ત્રી. –ણું ન૦ ભડવાઈ

કૂટણું ન૦ [કૂટવું પરથી] મરણ પાછળ કૂટવું તે (૨) તેવો પ્રસંગ

કૂટપ્રશ્ન પું૦ કૂટ એવો પ્રશ્ન; કોયડો

કૂટવું સ૦ક્રિ૦ [सं. कुट्ट] મારવું; ઠોકવું (૨) ખાંડવું (૩) મૂએલા પાછળ છાતી પીટવી

કૂટસ્થ વિ૦ ટોચ પર–ઊંચામાં ઊંચા સ્થળે ઊભેલું(૨) શ્રેષ્ઠ(૩)સર્વ કાલે એકરૂપે રહેનારું; અચળ (૪) પું૦ પરમાત્મા

કૂટાકૂટ સ્ત્રી૦ ઠોકાઠોક (૨) મૂએલા પાછળ ખૂબ કૂટવું તે

કૂટિયું ન૦ [કૂટવું] માર (૨) બાજરીને ખાંડીને કરેલી એક વાની

**કૂટી** સ્ત્રી૦ કૂકરી; સોકટી
**કૂટો** પું૦ [કૂટવું] કચરાયેલું – ખંડાયેલું હોય તે; ભંગાર ભૂકો (૨) માર; ઠોક
**કૂડ** ન૦ [સં. कूट] કપટ; ઠગાઈ (૨) વાંધો-વચકો. ૦કપટ ન૦ દગોફટકો; છલપ્રપંચ
**કૂડું** વિ૦ કૂડવાળું; કપટી (૨) વાંકું (૩) ન૦ વાંધોવચકો (ખાસ કરીને દેવીને કે માતાને પડે તે)
**કૂણપ, કૂણાશ** સ્ત્રી૦ કૂણાપણું
**કૂણું** વિ૦ કુમળું
**કૂતકું** ન૦ [तुर्की कुतकह] કુતકું; ડફણું
**કૂતરાની ટોપી** સ્ત્રી૦, **કૂતરાનો કાન** પું૦ ઉકરડામાં અથવા ભીની જગામાં થતી એક છત્રાકાર વનસ્પતિ; શિલિંધ્ર
**કૂતરી** સ્ત્રી૦ એક વનસ્પતિ (૨) એની ચમરી
**કૂતરી** સ્ત્રી૦ કૂતરાની માદા. –રો પું૦ એનો નર [શ્વાન
**કૂતરું** ન૦ [સં. कुक्कुर, દે. कुत्त] એક પશુ;
**કૂથલી** સ્ત્રી૦ [સં. कुथ् પરથી] નિંદા
**કૂથલો, કૂથો** પું૦ [સં. कुथ् પરથી] ગરબડ ગોટો; ગૂંચવાડો (૨) કડાકૂટ (૩) કૂચો (૪) કૂથલી; નિંદા
**કૂદકું** ન૦ જુઓ કુતકું
**કૂદકો** પું૦ [કૂદવું] ઠેકડો; છલંગ
**કૂદવું** અ૦ ક્રિ૦ [સં. कूर्द्] છલંગ મારવી; ઠેકડો મારવો (૨) ગજા ઉપરવટનો ભપકો–ખર્ચ કરવો [લા.]
**કૂદંકૂદા(–દી), કૂદાકૂદ** સ્ત્રી૦ વારંવાર કૂદવું તે (૨) [લા.] વલવલાટ (૩) હદથી જ્યાદે ખર્ચવું તે
**કૂપ** પું૦ [સં.] કૂવો. ૦મંડૂક પું૦ [સં.] કૂવામાંનો દેડકો (૨) ખૂબ સંકુચિત દૃષ્ટિવાળો આદમી [લા.]
**કૂપી** સ્ત્રી૦ [સં.] નાનો કૂપો. –પો પું૦ ફૂલેલા પેટનું અને સાંકડા મોંનું ચામડાનું પાત્ર; કૂલ્લું (૨) એ ઘાટનો કાચનો શીશો
**કૂબડું** વિ૦ [દે. कुब्बड] કદરૂપું
**કૂબો** પું૦ [અ. कुब्बह=ઘુમ્મટ] પક્ષીએ બાંધેલો માળો (૨) ઘુમ્મટવાળું ઘાસનું ઝૂંપડું
**કૂબોપું**૦ [फा. कूबह=મોગરી] ટો–કાંકરેટવાળી જમીન; સ્થ્થડ (૨) તે ટીપવાનું લાકડાના કે લોઢાના વજનદાર ડચકામાં લાકડી ખોસી બનાવેલું સાધન
**કૂર** પું૦ [સં.] ભાત; રાંધેલા ચોખા. –રિયો પું૦ જુવારને મોટી મોટી ભરડીને બનાવાતી એક વાની (૨) જુવારનો પોંક (૩) જુવારના ઠોઠા (૪) ચોખા
**કૂર્ચ** પું૦ [સં.] માથું (૨) દાઢી (૩) કૂચડો. –ર્ચો પું૦ હાડકાંના સાંધા પરનો દોરી જેવો બંધ
**કૂર્મ** પું૦ [સં.] કાચબો. –ર્માવતાર પું૦ [સં.] કાચબારૂપે વિષ્ણુનો એક અવતાર
**કૂલ** પું૦ [સં.] કિનારો
**કૂલો** પું૦ [ફે. कुल्ल] ધગડો
**કૂવાથંભ** પું૦ [કૂવો+સ્થંભ] વહાણના વચલા સઢનો થાંભલો
**કૂવો** પું૦ [સં. कूप] જમીનમાંથી પાણી કાઢવા માટે ખોદેલો ખાડો
**કૂવો** પું૦ જુઓ કૂવાથંભ
**કૂળું** વિ૦ જુઓ કૂણું, કુમળું
**કૂંચી** (૦) સ્ત્રી૦ [સં. कुञ्चिका] ચાવી (૨) [લા.] ઉપાય (૩) રહસ્ય જાણવાનું સાધન
**કૂંજડી** (૦) સ્ત્રી૦ [સં. कुञ्ज ઉપરથી] એક પક્ષી; કુંજડી. –ડું ન૦ એક પક્ષી, કુંજડું
**કૂંજરાવું** (૦) અ૦ક્રિ૦ જુઓ કુંજરાવું
**કૂંડલી(–ળી)** (૦) સ્ત્રી૦ જુઓ કુંડલી
**કૂંડાળી** સ્ત્રી૦ નાનું કૂંડાળું
**કૂંડાળું** (૦) ન૦ [સં. कुण्डलक] ગોળ આકૃતિ (૨) ગોટાળો [લા.]
**કૂંડી** (૦) સ્ત્રી૦ [સં. कुण्ड ઉપરથી] કુંડ જેવો નાનો ખાડો (૨) પહોળા મોંનું નાના કુંડ જેવું વાસણ (૩) નાનો હવાડો (૪) વીસની સંખ્યાનો સંકેત (૫) ગળી. –ડું ન૦ કુંડ જેવું પહોળા મોંનું નાનુંમોટું શકોરું (૨) ફૂલઝાડ વાવવાનું એવું પાત્ર (૩) કૂંડાળું
**કૂંણપ, કૂંણાશ** સ્ત્રી૦ કૂંણાપણું
**કૂંણું** (૦) વિ૦ જુઓ કૂણું [લોટું
**કૂંદલી** (૦) સ્ત્રી૦ સાંબેલાને છેડે લગાવેલું ગોળ

**ફૂંદવું** (૦) સ૦ ક્રિ૦ ફુંદી કરવી

**ફૂંદ(–ધ)વું** (૦) ન૦ ઘાસની ગંજી. **–વો** પું૦ ફૂંદવું (૨) લાકડાનો ઢગલો

**ફૂંપળ** (૦) સ્ત્રી૦ [સં. कुड्मल] કુમળું–નવું ફૂટતું પાંદડું [પું૦ જુઓ ફૂપો

**ફૂંપી** (૦) સ્ત્રી૦ [પ્રા. कुपय] જુઓ ફૂપી.**–પો**

**ફૂંભિયો** (૦) પું૦ [સં. कुंभक] થાંભલા નીચે મુકાતો ઘડેલો પથ્થર

**ફૂંભી** (૦) સ્ત્રી૦ જુઓ કુંભી [પૂંવાડિયો

**ફૂંવાડિયો** (૦) ન૦ એક વનસ્પતિ–છોડ;

**ફૂંણું** (૦) વિ૦ [સં. कोमल] કુમળું; ફૂણું

**કૃચ્છ્ર** વિ૦ [સં.] કષ્ટ પડે એવું (૨) પું૦ કષ્ટ (૩) પ્રાયશ્ચિત્ત; વ્રત. **૦ચાંદ્રાયણ** ન૦ ઘણા કષ્ટે થાય એવું એક પ્રાયશ્ચિત્ત–વ્રત

**કૃત** વિ૦ [સં.] કરેલું; બનાવેલું(૨)પું૦ કૃતયુગ (૩) ન૦ કર્મફળ (૪) ચારની સંખ્યા. **૦કૃત્ય** વિ૦ [સં.] પોતાની ફરજ પૂરી કરી ચૂક્યું હોય એવું (૨) તેના સંતોષવાળું. **૦ઘ્ન(–ઘ્ની)** વિ૦ કરેલો ઉપકાર ભૂલી જાય એવું; નિમકહરામ. **૦જ્ઞ** વિ૦ [સં.] કરેલા ઉપકારની કદર કરનારું; નિમકહલાલ. **૦નિશ્ચય** વિ૦ [સં.] નિશ્ચય કરી બેઠેલું. **૦યુગ** પું૦ [સં.] સત્યયુગ. **–તાર્થ** વિ૦ [સં.] કૃતકૃત્ય. **–તાંત** પું૦ [સં.] યમ(૨) કાળ; મૃત્યુ

**કૃતિ** સ્ત્રી૦ [સં.] કાર્ય; કામ (૨) રચના; સર્જન (૩) આચરણ; કરણી

**કૃતી** વિ૦ [સં.] કૃતકૃત્ય (૨) ભાગ્યશાળી

**કૃત્તિકા** સ્ત્રી૦ [સં.] ત્રીજું નક્ષત્ર

**કૃત્પ્રત્યય** પું૦ [સં.] ધાતુને લાગી નવો શબ્દ બનાવતો પ્રત્યય. જેમ કે, અક (મારક), આમણું (ડરામણું) ઇ૦ [વ્યા.]

**કૃત્ય** ન૦ [સં.] કાર્ય; કામ (૨) આચરણ (૩) ભૂમિતિમાં રચના કરવાને અંગેનો સિદ્ધાંત; 'પ્રોબ્લેમ' [ગ.]

**કૃત્યા** સ્ત્રી૦ [સં.] મેલી દેવી (૨) ડાકણ (૩) જાદુ કરનારી સ્ત્રી(૪)કર્કશા; શંખણી

**કૃત્રિમ** વિ૦ [સં.] બનાવટી

**કૃદંત** પું૦; ન૦ [સં.] ધાતુને કાળ કે અર્થ-વાચક પ્રત્યય લાગવાથી બનતું અપૂર્ણ અર્થવાચક રૂપ. જેમ કે, કરતું; કરનારું, કરેલું ઇ૦ [વ્યા.]

**કૃપણ** વિ૦ [સં.] કંજૂસ. **૦તા** સ્ત્રી૦

**કૃપા** સ્ત્રી૦ [સં.] મહેરબાની (૨) દયા

**કૃપાણ** પું૦ [સં.] તરવાર; ખડ્ગ

**કૃપાદૃષ્ટિ** સ્ત્રી૦[સં.]કૃપાભરી દૃષ્ટિ; રહેમનજર

**કૃપાનિધાન** ન૦, **કૃપાનિધિ** પું૦ કૃપાનો ભંડાર તે [કાગળ

**કૃપાપત્ર** પું૦; ન૦ (વિવેકની ભાષામાં)પત્ર;

**કૃપાપાત્ર** વિ૦ (૨) ન૦ કૃપાને યોગ્ય હોય તે

**કૃપાળુ** [સં.] (**–ળ,–ળુ**) વિ૦ દયાળુ

**કૃમિ** પું૦ [સં.] કીડો(૨)પેટમાંનો એક જીવ; કરમિયો

**કૃશ** વિ૦[સં.]દુર્બળ;સૂકું(૨)પાતળું;નાજુક. **–શાંગ** વિ૦[સં.]કૃશ અંગ–શરીરવાળું. **–શાંગી** વિ૦ સ્ત્રી૦ [સં.] કૃશ–નાજુક શરીરવાળી. **–શોદરી** વિ૦ સ્ત્રી૦ [સં. कृश + उदर] પાતળી કેડવાળી [પું૦ ખેડૂત

**કૃષિ** સ્ત્રી૦ [સં.] ખેતી. **૦ક** પું૦ [સં.], **૦કાર**

**કૃષીવલ** પું૦ [સં.] ખેડૂત

**કૃષ્ટ** વિ૦[સં.] તાણેલું; ખેંચેલું; ખેંચી કાઢેલું (૨) આકર્ષાયેલું (૩) ખેડેલું

**કૃષ્ણ** વિ૦ [સં.] શ્યામ; કાળું (૨) પું૦ વિષ્ણુનો આઠમો અવતાર. **૦પક્ષ** પું૦; ન૦ [સં.] અંધારિયું. **૦સાર** પું૦ [સં.] કાળિયાર; મૃગ. **–ષ્ણા** સ્ત્રી૦ [સં.] દ્રૌપદી (૨) દક્ષિણ હિંદની એક નદી. **–ષ્ણાગર(–રુ)** ન૦ [સં. कृष्णागुरु] કાળું અગરુ. **–ષ્ણાર્પણ** ન૦ [+સં. अर्पण] કૃષ્ણ ભગવાનને અર્પણ કરવું તે. **–ષ્ણાવતાર** પું૦ [+સં. अवतार] વિષ્ણુનો આઠમો અવતાર. **–ષ્ણાષ્ટમી** સ્ત્રી૦ [સં.] કૃષ્ણની જન્મતિથિ; શ્રાવણ વદ ૮

**કે** અ૦ [फा. कि] અથવા; યા; વા (૨) આકાંક્ષાસૂચક ઉભયાન્વયી. ઉદા૦ 'મેં એને કહ્યું કે આવ; કારણ કે; જેમ કે; કેમ કે' (૩) વાક્યને અંતે આવતાં પ્રશ્નાર્થસૂચક.

ઉદા૦ કહ્યું કે ? (૪) નિરર્થક સંબંધક 'જે' સ૦ આગળ આમ વપરાય છે: 'નળ રાજા, કે જેને વનવાસ ભોગવવો પડયો હતો, તે ...' (૫) એટલે, એથી તરત. ઉદા૦ 'વહુનું જરાક કાંઈ કહીએ છીએ કે ચાટકો ચઢે છે' [વાની – મીઠાઈ

**કેક** સ્ત્રી૦ [ઇં.] વિલાયતી ઢબે કરાતી એક

**કેકા** સ્ત્રી૦ [સં.] કેકારવ

**કેકાણ** પું૦ [રવ૦] ઘોંઘાટ (૨) ઘોડો

**કેકારવ** પું૦ [સં. केका+रव]મોરનો ટહુકાર

**કેકાવલ** [સં.] (–ળ) પું૦ મોર. –લિ(–લી) સ્ત્રી૦ [સં.केका+आवलि] મોરના ટહુકારની પરંપરા

**કેકી** પું૦ [સં.] મોર

**કેટલું** વિ૦ [સં. कियत्] (માપ, સંખ્યા કે કદમાં)શા માપનું–પ્રમાણનું (પ્રશ્નાર્થક). ૦એક, ૦ક વિ૦ અમુક માપ કે પ્રમાણનું (અનિશ્ચિતાર્થક). ૦કેટલું, ૦બધું, ૦ય વિ૦ થોડું કે સાધારણ નહિ પણ અનિશ્ચિત છતાં પ્રમાણમાં ઘણું (માપ, સંખ્યા કે કદ)

**કેડ** (કે઼ડ,) સ્ત્રી૦ [સં. कटि, પ્રા. कडि] શરીરનો મધ્ય ભાગ; કમર(૨)કુમક; પીઠબળ [લા.]

**કેડ** સ્ત્રી૦ જુઓ કેડો; પીછો; પૂંઠ [બંડી

**કેડિયું** (કે઼) ન૦ કેડ સુધી આવે એવું બદન;

**કેડી** સ્ત્રી૦ સાંકડો પગરસ્તો; પગથી

**કેડે** અ૦ પૂંઠે; પાછળ

**કેડો** પું૦ પગરસ્તો(૨)પીછો; પૂંઠ(૩)છેડો; અંત (૪) સતામણી [લા.] [કઈ બાજુ

**કેણીગમ, કેણીપા, કેણીમગ(–ગા)** અ૦

**કેતક** પું૦ [સં.] એક વનસ્પતિ; કેવડો (૨) અબોટા પર ખોસવાનું એક ઘરેણું. –કી સ્ત્રી૦[સં.]એક ફૂલ ઝાડ(૨)એ ઝાડનું પાન

**કેતન** ન૦ [સં.] ચિહ્ન (૨) ધજા (૩) ઘર

**કેતુ** પું૦[સં.]એક ગ્રહ;ધૂમકેતુ(૨)ધજા;નિશાન

**કેથલિક** વિ૦ (૨) પું૦ [ઇં.] એ નામના એક ખ્રિસ્તી સંપ્રદાયનું (માણસ)

**કેદ** (કે઼) વિ૦ [અ.] બંધનયુક્ત (૨) સ્ત્રી૦ એવી સ્થિતિ. ૦ખાનું ન૦ જેલ; કારાગાર; તુરંગ

**કેદાર** પું૦; ન૦; [સં.] ખેતર (૨) પું૦ હિમાલયનું એક શિખર–એક યાત્રાસ્થાન

**કેદાર(–રો)** પું૦ [સં.] એક રાગ. કેદારો કરવો=મોટું પરાક્રમ કરવું(૨)ભગાના ભાઈ જેવું કરવું; બાફવું [લા.]

**કે દી** અ૦ કયે દહાડે ? ક્યારે ?

**કેદી** (કે઼) વિ૦ કેદમાં પડેલું (૨) કેદ કરેલું (૩) પું૦ કેદ કરેલો માણસ; બંદીવાન

**કેનું** વિ૦ કોનું ?

**કેન્વાસ** ન૦ [ઇં.] એક જાતનું જાડું કપડું

**કેપ્ટન** પું૦ [ઇં.] જુઓ કપ્તાન

**કેફ** (કે઼) પું૦; સ્ત્રી૦ [फा.] નશો; ઘેન

**કેફિયત** (કે઼) સ્ત્રી૦ [अ.] અધિકારી આગળ રજૂ કરાતી હકીકત

**કેફી** વિ૦ કેફવાળું; કેફ ચઢે એવું

**કેબિન** સ્ત્રી૦ [ઇં.] નાની ઓરડી (જેમ કે, આગબોટની)

**કેમ** (કે઼) અ૦ [સં. किम्] શા માટે ? (૨) કેવી રીતે ? (૩) પ્રશ્નાર્થસૂચક અવ્યય. 'તમે જશો, કેમ ?'

**કેમ કે, કેમ જે** અ૦ કારણ કે

**કેમ રે** અ૦ (ધમકાવવા માટે) કેમ અલ્યા ?

**કેમેરા** પું૦ [ઇં.] ફોટો પાડવાનું યંત્ર

**કેયૂર** ન૦ [સં.] બાજુબંધ; બેરખો

**કેર** (કે઼') પું૦ [अ. कह्र] જુલમ; ગજબ

**કેરખી** સ્ત્રી૦ કાંગરી (૨) સોનાની ગોળ ટીપકીઓની હાર

**કેરડી** (કે઼) સ્ત્રી૦ [સં. करीर] એક વનસ્પતિ. –ડું ન૦ તેનું ફળ; કેરું. –ડો પું૦ કેરડી

**કેરબો** (કે઼) પું૦ એક નાચ; કારવો (૨) એમાં ગવાતું ગાયન (૩) એનો રાગ

**કેરબો** [फा. कहरुबा] સુગંધી ગુંદર જેવો એક પદાર્થ (તેના પારા ફકીરો રાખે છે.)

**કેરલ** [સં.] (–ળ) પું૦ મલબાર પ્રાંત

**કેરી** (કે઼) સ્ત્રી૦ આંબાનું ફળ. ૦ગાળો પું૦ કેરીની મોસમ

**કેરું** (કે઼) ન૦ કેરડીનું ફળ

**કેરું** [દે. केर] નું (છઠ્ઠી વિભક્તિનો અર્થ બતાવે છે) [પ.]

**કેરોસીન** ન૦ [ઇં.] ઘાસતેલ [ચૂનો
**કેલ** પું૦ [સં. केल्=કેળવવું ઉપરથી]કેળવેલો
**કૅલરી** સ્ત્રી૦ [ઇં.]એક ગ્રામ વજનના પાણીને શૂન્ય ડિગ્રી(સેંટી૦)થી,૧ ડિગ્રી સુધી લાવવામાં આપવી પડતી ગરમી. ૦**મીટર** ન૦ તે ગરમી માપવા વપરાતું પાત્ર
**કેલિ(-લી)** સ્ત્રી૦ [સં.] રમત (૨) મૈથુન
**કેલીપર** પું૦ [ઇં.] જુઓ પરકાર
**કૅલોમલ** ન૦ [ઇં.] પારો અને ક્લોરીનનું સંયોજન,જુલાબ તરીકે વપરાય છે[ર.વિ.]
**કૅલ્શિયમ** ન૦[ઇં.]એક ધાતુ–તત્ત્વ[ર.વિ.]
**કેવડિયું** વિ૦ કેવડામાં રાખેલું; કેવડાની સુગંધીવાળું
**કેવડું** વિ૦ [સં. कियत्](માપ,કદ કે વયમાં) કેટલું મોટું? ૦**ક** વિ૦ આશરે કેવડું? ૦**ય** વિ૦ અનિશ્ચિત છતાં પ્રમાણમાં મોટું
**કેવડો** પું૦[સં.केतक]એક ઝાડ(૨)એનો ડોડો
**કેવલ** વિ૦ [સં.] શુદ્ધ (૨) ફક્ત (૩) એકમાત્ર(૪)અ૦ સાવ; છેક. ૦**જ્ઞાન** ન૦ ભ્રાંતિશૂન્ય, વિશુદ્ધ જ્ઞાન. ૦**ધામ** ન૦[સં.] મુક્તિપદ. **-લાદ્વૈત** પું૦ [+સં. अद्वैत] શંકરાચાર્યે સ્થાપેલો જીવ અને બ્રહ્મના અદ્વૈતનો સિદ્ધાંત. ૦**લી** વિ૦ [સં.] [જૈન] કેવલાદ્વૈતમાં માનનારું (૨) કેવલજ્ઞાન જેને પ્રાપ્ત થયું હોય તે (૩) સ્ત્રી૦ ચેતન અને અચેતનની એકતાનો સિદ્ધાંત
**કેવળ** વિ૦(૨)અ૦, ૦**જ્ઞાન** ન૦, ૦**ધામ** ન૦ જુઓ 'કેવલ'માં. ૦**પ્રયોગી** વિ૦ કેવળ ઉદ્ગાર દર્શાવતો (અવ્યય) [વ્યા.]. **-ળી** વિ૦ જુઓ કેવલી
**કેવું** વિ૦ કયા પ્રકારનું? (પ્રશ્નાર્થક કે ઉદ્ગારવાચક).૦ક વિ૦ કેવું? (પ્રશ્નાર્થક કે કોઈક અનિશ્ચિતાર્થવાચક). ૦ય વિ૦ અજ્ઞાત–અનિશ્ચિત પ્રકારનું
**કેશ** પું૦ બ૦વ૦ [સં.] વાળ. ૦**કલાપ** પું૦ [સં.] કેશનો સમૂહ (૨) અંબોડો; વેણી. ૦**નળી** સ્ત્રી૦ વાળ જેવા બારીક વેહવાળી નળી [પ. વિ.] ૦**પાશ** પું૦ [સં.] વેણી; ચોટલો. ૦**ભાર** પું૦ અંબોડો; ચોટલો
**કેશર** ન૦ [સં.]જુઓ કેસર. **-રી** વિ૦પું૦ કેસરના રંગનું; પીળું
**કેશરી** પું૦ [સં.] કેસરી; સિંહ
**કેશલુંચન** ન૦ વાળ ખૂંટી કાઢવા તે
**કેશવ** પું૦ [સં.] શ્રીકૃષ્ણ [ઉપરના કેશ
**કેશવાળી** સ્ત્રી૦ સિંહ કે ઘોડાની ગરદન
**કેશાકર્ષણ** ન૦ કેશવાહિનીમાંનું (પ્રવાહી પદાર્થનું) આકર્ષણ–ખેંચાણ [પ. વિ.]
**કેશાકેશિ** અ૦ [સં.] સામસામા વાળની ખેંચાખેંચી કરીને
**કેશિની** સ્ત્રી૦ [સં.] સુંદર લાંબા કેશવાળી સ્ત્રી
**કેશી** પું૦ [સં.] સિંહ(૨)ઘોડો (૩) શ્રીકૃષ્ણે સંહારેલો એક રાક્ષસ. ૦**નિષૂદન** પું૦ [સં.] શ્રીકૃષ્ણ
**કેસ** ન૦ [ઇં.] મુકદ્દમો; કામ (૨) દરદી કે તેના વિષેની હકીકતનો દવાખાનામાં કરાતો કાગળ (૩) કોઈ અમુક બાબત કે કિસ્સો યા તે સંબંધમાં આવતી વ્યક્તિ
**કેસર** ન૦ [સં.] એક વનસ્પતિ (૨) તેના ફૂલની અંદર વચ્ચે ઊગતો સુગંધીદાર રેસો–તંતુ (૩) હરકોઈ ફૂલની અંદર થતો તંતુ (૪) સ્ત્રી૦ ચાળ
**કેસરપપ્પુ** વિ૦સહેજમાં વચકાઈ–રિસાઈ જાય એવું (૨) વેતા વિનાનું; ગાંડિયું (૩) ભટકતું (૪) પું૦ રિસાળ માણસ (૫) મદ્રાસ તરફનો ચાળા કરી ભીખ માગતો બ્રાહ્મણ
**કેસરભીનું** વિ૦ કેસરિયાં કરીને નીકળેલું
**કેસરિયાં** ન૦ બ૦વ૦ કેસરી વાઘા પહેરીને યા તો છેલ્લો કસૂંબો પીને મરણિયા થઈને લડવું તે
**કેસરિયું** વિ૦ કેસરી રંગનું; પીળું (૨) રંગીલું; ઉમંગી; આનંદી(૩)ન૦ સ્ત્રીઓને પહેરવાનું કેસરી રંગનું વસ્ત્ર
**કેસરી** વિ૦ કેસરના રંગનું; પીળું
**કેસરી** પું૦ [સં.] સિંહ; કેશરી
**કેસૂ(૦ડાં)** ન૦બ૦વ૦ [સં. किंशुक, પ્રા. केसुअ] કેસરી રંગનાં એક જાતનાં ફૂલ; ખાખરાનાં ફૂલ. ૦**ડી** સ્ત્રી૦, ૦**ડો** પું૦ ખાખરો

કેહ વિ૦ (૨) અ૦ કોણ? [પ.]
કેળ સ્ત્રી૦[સં. कदल]જેને કેળાં બેસે છે તે ઝાડ
કેળવણી સ્ત્રી૦ કેળવવું તે (૨) વ્યવસ્થિત ઉછેર, ખિલવણી અને શિક્ષણ(૩)શિક્ષણ (૪)ભણતર; વિદ્યા.૦કાર પું૦ કેળવણીના સિદ્ધાંતોનો–તેના શાસ્ત્રનો જાણકાર અથવા તેનો અમલ કરનાર પુરુષ
કેળવવું સ૦ક્રિ૦ [પ્રા. केलाय] વ્યવસ્થિત રીતે ખીલવવું, ઉછેરવું–સુધારવું–તાલીમ આપવી (૨) (કણક–લોટ) ગૂંદીને તૈયાર કરવું; (૩) (કાચા ચામડાને)પકવી નરમ ને સફાઈદાર બનાવવું (૪) પલોટવું
કેળસોપારી ન૦; સ્ત્રી૦ ઊંચી જાતની એક સોપારી
કેળિયું ન૦ કેલ–કેળવેલો ચૂનો ભરવાનું –ઊંચકી જવાનું લોઢાનું વાસણ; તગારું (૨) કાનનું એક ઘરેણું [કા.] (૩) એક હલકી જાતનું રેશમી વસ્ત્ર
કેળું ન૦ કેળનું ફળ
કેંચી (કૈં૦) સ્ત્રી૦[તુર્કી]કાતર (૨)છાપરાના આધાર માટે મુકાતું ત્રિકોણાકાર ચોકઠું
કેંદ્ર ન૦ [સં.] મધ્યબિંદુ (૨) મધ્ય–મુખ્ય સ્થાન (૩) ઇષ્ટ લગ્નથી ગ્રહનું પહેલું, ચોથું અને દશમું સ્થાન [જ્યો.]. ૦ગામી વિ૦ કેન્દ્ર તરફ જતું; 'સેન્ટ્રિપેટલ'. ૦ત્યાગી વિ૦ કેન્દ્રમાંથી વિખેરાતું; 'સેન્ટ્રિફ્યૂગલ'. ૦વર્તી વિ૦કેંદ્રમાં રહેતું–રહેલું. ૦સ્થ વિ૦ કેંદ્રવર્તી. ૦સ્થાન ન૦ કેંદ્રરૂપ સ્થાન; મધ્ય–મુખ્ય સ્થાન. –દ્રાનુસારી વિ૦ કેંદ્રને અનુસરનારું; કેંદ્રગામી. –દ્રાપગામી વિ૦ જુઓ કેંદ્રત્યાગી. –દ્રાભિમુખ વિ૦ કેંદ્ર તરફ મુખ છે જેનું એવું. –દ્રિત વિ૦ કેંદ્રમાં સ્થિત કરેલું. –દ્રીકરણ ન૦ કેંદ્રિત કરવું તે
કૈક(–કે)યી સ્ત્રી૦[સં.] દશરથની એક પત્ની; ભરતની માતા
કૈતવ ન૦ [સં.] શરતમાં મૂકેલી વસ્તુ (૨) જુગાર (૩) જૂઠાણું (૪) છળકપટ (૫) પું૦ જુગારી (૬) ધુતારો; ઠગ (૭)ધંતૂરો
કૈલાસ પું૦ [સં.] હિમાલયનું એક શિખર (૨) શિવનું નિવાસસ્થાન. ૦વાસ પું૦ કૈલાસમાં રહેવું તે (૨) મૃત્યુ. ૦વાસી વિ૦ કૈલાસમાં વસનારું (૨) મૃત્યુ પામેલું
કૈવર્ત પું૦ [સં.] માછી
કૈવલ્ય ન૦ [સં.] કેવળસ્વરૂપ–બ્રહ્મસ્વરૂપ થવું તે (૨) નિર્લેપપણું; મોક્ષ
કૈસરેહિંદ પું૦ [અ.] એક ઇલકાબ
કો સ૦ (૨)વિ૦ જુઓ કોઈ [પ.] (૩) કોણ (૪) પું૦ હોલાના બોલવાનો શબ્દ [રવ૦]
કોઈ સ૦ (૨) વિ૦ [સં. कोऽपि] ગમે તે (જણ કે વસ્તુ માટે, અનિશ્ચિતાર્થ વાચક) ૦(૦એ)ક વિ૦ (૨) સ૦ ગમે તે એક
કોઈતું ન૦ સરપણનાં લાકડાં ચીરવાનું શસ્ત્ર. –તો પું૦ નાળિયેરની છાલ ઉખેડવાનો મોટો છરો
કોક વિ૦ (૨) સ૦ જુઓ કોઈક
કોક પું૦[ઇં.]કાર્બનનો એક પ્રકાર [ર. વિ.]
કોકટી વિ૦ [સં. कुक्कुटी] રૂની એક જાત (૨) એની બનેલી (ખાદી)
કોકડાવું અ૦ ક્રિ૦ કોકડું વળવું
કોકડિયો કુંભાર પું૦ એક પક્ષી
કોકડી સ્ત્રી૦ નાનું કોકડું.(૨) ચામડી વળી ચડી જાય તે; કરચલી (૩) સૂકવેલું રાયણું. –ડું ન૦શંકુઆકારમાં વીંટાળેલા સૂતરનો કે કોઈ દોરાનો દડો (૨) ચામડીનું કે શરીરનું વળી–ચડી જવું કે સંકોચાવું તે (૩)ગૂંચવણભર્યું કામકાજ કે મામલો[લા.]
કોકમ ન૦ એક ખાટું ફળ. ૦નું ઘી, ૦નું તેલ ન૦ કોકમનાં બીમાંથી કઢાતું તેલ (શિયાળામાં ચામડી ન ફાટે તે માટે વપરાય છે)
કોકરવરણું, કોકરવાયું [સં. कोष्ण (क + उष्ण)= થોડું ઊનું+વર્ણ] જરાતરા ઊનું
કોકરવું સ૦ ક્રિ૦ છેતરવું; ફોસલાવવું (૨) ન૦ કાનનું એક ઘરેણું
કોકશાસ્ત્ર ન૦ [સં.] કોકપંડિતે રચેલું [કામશાસ્ત્ર
કોકંબી ન૦ કોકમનું ઝાડ [–જામા
કોકા પું૦ બ૦ વ૦ સારાં ને કીમતી કપડાં
કોકા સ્ત્રી૦ બોટી; ચુંબન

**કોકા** સ્ત્રી૦ [ઇં.] એક વનસ્પતિ, જેમાંથી કોકેન બને છે
**કોકિલ** પું૦ [સં.] કોયલનો નર. **–લા** સ્ત્રી૦ [સં.] કોકિલની માદા; કોયલ
**કોકીશું** ન૦ કામઠાનો છેડો–ગાળો, જેમાં પણછ ચડાવાય છે(૨)જુઓ કોસીસું (૧)
**કોકેન** ન૦ [ઇં.] એક કેફી ઔષધિ
**કોકો** પું૦ [ઇં.] નાળિયેરની જાતનું એક ઝાડ (૨) તેનું બીજ (૩) પીણા માટે કરાતી તેની ભૂકી (૪) તેનું પીણું
**કોકો** પું૦ ઝભલું (૨) ચુંબન; કોકા
**કોગળિયું** (કો) ન૦ ઝાડા અને ઊલટીનો એક રોગ; કોલેરા
**કોગળો** (કો) પું૦ મોં ભરાય એટલું પાણી –કોઈ પણ પ્રવાહી વસ્તુ (૨) તેને મોંમાં હલાવી બહાર કાઢી નાખવું તે [તિ;કાણું
**કોચ** ન૦ ['કોચવું' ઉપરથી] કોચાઈને થયેલું
**કોચ** પું૦ [ઇં.]સુખાસન;સોફા(૨)છત્રપલંગ (૩) સુખાસનવાળી ચાર પૈડાંની ગાડી. ૦**મેન** પું૦ કોચ ગાડી હાંકનારો
**કોચરાની સાલ** સ્ત્રી૦ [જુઓ કોચરું]ઘણું જૂનું વર્ષ
**કોચરી** સ્ત્રી૦ સ્ત્રી (તિરસ્કારમાં)
**કોચરું** વિ૦ કોચાઈ ગયેલું; છિદ્રવાળું (૨) ઘણું જૂનું.**–રો**પું૦વૃદ્ધ પુરુષ(તિરસ્કારમાં)
**કોચલું** ન૦ [સં. कवच] કોટલું; કઠણ છોડું (ફળ, ઈંડાં વગેરે ઉપરનું)
**કોચવવું** સ૦ ક્રિ૦ દૂભવવું
**કોચવું** સ૦ક્રિ૦ કાણું પાડવું (૨) [ઘરમાં] ખાતર પાડવું (૩) દિલ દુખવવું [લા.]
**કોચું** વિ૦ સુકાઈ સંકોચાઈ ગયેલું (૨) સત્ત્વહીન (૩) સડી ગયેલું
**કોજાગરી** સ્ત્રી૦ [સં. कोजागर ઉપરથી] માણેકઠારી (પૂનમ)
**કોટ** પું૦ [સં.] કિલ્લાની દીવાલ;રક્ષણ માટે કરેલી ભીંત (૨) શત્રુ ન ભેદી શકે એવી વ્યૂહરચના(૩)વંડો(૪)કોટની અંદરનો ભાગ
**કોટ** પું૦ + જુઓ કોટિ; કરોડ
**કોટ** પું૦ [ઇં.] ડગલો (૨) એકદમ સાત હાથ કરી લેવા અને સામાને એકે ન કરવા દેવો તે (પાનાની રમતમાં)
**કોટ** સ્ત્રી૦ [દે. कोट्टा] ડોક; ગળું
**કોટડી** સ્ત્રી૦ [સં. कोष्ठ પરથી] ઓરડી.**–ડું** ન૦ નાનું – પીંઢેરી ઘર (૨) દીવાલ
**કોટર** ન૦ [સં.] ઝાડની બખોલ
**કોટલું** ન૦ [સં. कोष्ठ ઉપરથી] કઠણ છોડું; કોચલું(૨)જેની અંદર કંઈ સાર ન હોય તેવી ચીજ [લા.] [પટારો(૨)કોઠાર
**કોટલો** પું૦ [સં. कोष्ठ] માટીનો બનાવેલો
**કોટવાલ(–ળ)** પું૦ [દે. कोट्ट + पाल – प्रा. वाल] કોટનો – શહેર કે ગામનો બંદોબસ્ત રાખનાર અમલદાર(૨)એક અટક.**–લી (–ળી)** પું૦; સ્ત્રી૦ કોટવાળનું કામ
**કોટાકોટ** વિ૦ કરોડો
**કોટાનકોટ(–ટિ,–ટી)** વિ૦ [સં. कोटि + अनु + कोटि] કરોડો
**કોટિ** સ્ત્રી૦[સં.]કરોડ; સો લાખની સંખ્યા (૨) કમાનનો છેડો (૩) તકરારના પ્રશ્નની એક બાજુ – પૂર્વ પક્ષ (૪) વર્ગ; પ્રકાર (૫) ઊંચામાં ઊંચું બિંદુ; અંતિમતા (૬) [ગ.] કાટખૂણ ત્રિકોણની કર્ણ સિવાયની બાજુ (૭) 'ઍબ્સિસ્સા'. ૦**ક** વિ૦ [સં.] કરોડો; અગણિત. ૦**કોણ** પું૦ પૂરો કાટખૂણો બનાવનાર પૂર્તિરૂપ ખૂણો; 'કૉમ્પ્લિમેન્ટરી ઍન્ગલ' [ગ.]. ૦**જ્યા** સ્ત્રી૦ [સં.] 'કોસાઈન' [ગ.]. ૦**ધ્વજ** પું૦ કરોડપતિના ઘર પર ફરકતી ધજા (૨) કરોડાધિપતિ
**કોટિયું** ન૦ હોડકું; મછવો (૨) મોઈ દંડાની રમતનો એક દાવ (૩) જાનવરના ગળામાં બંધાતું ગોળ લાકડું
**કોટી** સ્ત્રી૦ [જુઓ કોટ (ગળું)] આલિંગન
**કોટી** સ્ત્રી૦ [સં.] જુઓ કોટિ
**કોટીલી** સ્ત્રી૦ કાળાં રંગેલાં કપડાં પર ઠોકવાતું છીપાનું એક બીબું
**કોટીલો** પું૦ પીંજવા માટે પીંજણની તાંતને થડકાવવાનું ઓજાર; ગોટીલો

**કોટું** (કો) ન૦ સામો છેતરાય ને આપણને ફાયદો થાય એવો પેંતરો–બાજી (૨) તકરારી–ખટપટનું વચ્ચે ઊભું કરેલું કામ
**કોટચક્ષ** પું૦ [સં.] કરોડ આંખવાળો–ઇંદ્ર
**કોટચવધિ** વિ૦ [સં.] કરોડોથી ગણાતું હોય એવું (૨) અપાર
**કોઠલી** સ્ત્રી૦ [સં. कोष्ठ ઉપરથી] નાની કોઠી (૨) નાનો કોઠલો. **–લો** પું૦ માટીનો બનાવેલો પટારો (ખાવાની વસ્તુઓ મૂકવાનો) (૨) કોઠાર
**કોઠાયુદ્ધ** ન૦ કોઠામાંનું – ચકરાવામાંનું – અટપટા દાવપેચવાળું યુદ્ધ
**કોઠાર** પું૦ [સં. कोष्ठागार] અનાજ ભરવાનો ઓરડો (૨) ભોંયરું કે ચાર ભીંતોવાળી ચણેલી ઊંચી કોઠી (૩) ભંડાર; વખાર (૪) ખજાનો
**કોઠારિયું** ન૦ નાનો કોઠાર. **–રી** પું૦ કોઠારનો ઉપરી (૨) એક અટક (વાણિયાની)
**કોઠાવિરામ** પું૦ [સં. कोष्ठ+अभिराम] જુદી જુદી પ્રકૃતિને જુદું જુદું ખાવાનું અનુકૂળ આવવું તે
**કોઠી** સ્ત્રી૦ [સં. कोष्ठ ઉપરથી] માટીનો (કે ધાતુનો) ઊંચો નળો (૨) વખાર (૩) વેપારીની પેઢી–દુકાન (૪) થાણું (૫) કોઠીના આકારનું એક દારૂખાનું
**કોઠી** (કો) સ્ત્રી૦ કોઠાનું ઝાડ
**કોઠીમડી** સ્ત્રી૦ એક વેલો. **–ડું** ન૦ કોઠીમડીનું ફળ
**કોઠીંબડી** સ્ત્રી૦ કોઠીમડી. **–ડું** ન૦ કોઠીમડું
**કોઠું** (કો) ન૦ જુઓ કોટું; પ્રપંચ; પેંતરો
**કોઠું** (કો) ન૦ [સં. कपित्थ] એક ફળ
**કોઠું** (કો) ન૦ ચહેરો; મોં
**કોઠો** પું૦ [સં. कोष्ठ] પેટ (૨) શરીર; શરીરની અંદરનો કોઈ પણ કોષરૂપ ભાગ (૩) મન; અંતઃકરણ (૪) ખાનું. ઉદા૦ કોઠો પાડીને લખવું (૫) (સોગટાં ઇત્યાદિ બાજીનું) ઘર; ખાનું (૬) મોટી કોઠી; વખાર (૭) મોટો કૂવો (૮) કિલ્લાનો બુરજ (૯) સુધરાઈની મુખ્ય ઑફિસ; મહેસૂલ, વેરો ઇત્યાદિનાં નાણાં ભરવાની જગા (૧૦) રખડતાં ઢોર પૂરવાનો ડબો (૧૧) વ્યૂહરચના (૧૨) કોષ્ટક; આંકનો પાડો (૧૩) અંગરખાનો ગળાની આસપાસનો ભાગ
**કોડ** પું૦ [દે. कोड्ड] મનોભાવ; અંતરની ઉમેદ **–ડામણું** વિ૦ કોડવાળું; કોડીલું (૨) વરણાગિયું
**કોડિયું** ન૦ [દે. कोडिअ] માટીનું નાનું શકોરું (૨) એ આકારનું દીવો કરવાનું પાત્ર
**કોડી** (કો) સ્ત્રી૦ [સં. कपर्दिका, દે. कवड्डिआ] એક જાતનું દરિયાઈ જીવડાનું ઘર; શંખલી (૨) એક હલકું ચલણ (૩) વીસની સંજ્ઞા
**કોડીલું** વિ૦ કોડવાળું
**કોડું** (કો) વિ૦ એડું; રીતભાત વગરનું
**કોડું** (કો) ન૦ [કોડી] શંખલી. **–ડો** પું૦ શંખલો
**કોઢ** પું૦ [સં. कुष्ठ] ચામડીનો એક રોગ
**કોઢ** (કોઢ,) સ્ત્રી૦ [સં. गोष्ठ] ગમાણ; ઢોરને બાંધવાની જગા (૨) કારીગર લોકોને કામ કરવા બેસવાની જગા. **–ઢારું**, **–ઢિયું** ન૦ ઢોરની કોઢ
**કોઢિયું** (–યેલ) વિ૦ કોઢના રોગવાળું
**કોઢી** (કો) સ્ત્રી૦ કુહાડી
**કોઢી(ઢલું)** વિ૦ કોઢના રોગવાળું
**કોઢો** (કો) પું૦ [ચ૦] જુઓ કુહાડો (૨) વિ૦ પું૦ કોવાડ; કોદાળ [લા.]
**કોણ** પું૦ [સં.] ખૂણો
**કોણ** (કો) સ૦ (૨) વિ૦ [પ્રા. कवण] કયું (પ્રશ્નાર્થક. બહુધા માણસ માટે). ૦જાણે =શી ખબર ? હું નથી જાણતો એ અર્થમાં. ૦માત્ર વિ૦ જેનો હિસાબ નહિ એવું
**કોણમાપક** વિ૦ કોણ – ખૂણો માપનારું (૨) ન૦ એ માટેનું એક ઓજાર
**કોણાકાર** વિ૦ કોણ – ખૂણાના આકારનું (૨) પું૦ કોણનો આકાર
**કોણિયાટવું** (કો) સ૦ક્રિ૦ કોણીએ મારવું
**કોણી** (કો) સ્ત્રી૦ [દે. कुहणी] ખભા નીચેનો હાથનો (પહેલો) સાંધો (૨) એ સાંધાનું અણીદાર હાડકું

**કોણે** (કો) સ૦ કોઈએ પણ [પ.]
**કોતર** ન૦ [सं. कोटर] જમીન કે પર્વતમાં ઊંડો પહોળો ખાડો કે બખોલ
**કોતરકામ** ન૦ કોતરીને કરેલું નકશીકામ
**કોતરણી** સ્ત્રી૦ કોતરવું તે (૨) કોતરવાની ઢબ (૩) કોતરકામ; નકશી (૪) કોતરવાની મજૂરી (૫) કોતરવાનું ઓજાર
**કોતરણું** ન૦ [કોતરવું] જુઓ ખોતરણું
**કોતરવું** સ૦ ક્રિ૦ આછું આછું ખોદવું; ખોતરવું; કોરવું
**કોથમી(૦ર)** સ્ત્રી૦ [सं. कुस्तुंबरी; प्रा. कुत्थुंभरी] ધાણાની ભાજી
**કોથળી** સ્ત્રી૦ [दि. कोत्थल] થેલી (૨) અંડકોષ (૩) હજારની સંજ્ઞા. **૦છોડામણ** ન૦ કરજે રૂપિયા આપતા પહેલાં સાહુકાર જે વ્યાજના રૂપિયા પ્રથમથી કાપી લે છે તે. **૦સાંથ** સ્ત્રી૦ જમીનદારના, ગરાસિયાના અથવા સરકારના ભરણામાંથી અપાતો વટાવ. **–ળો** પું૦ થેલો
**કોદરા** પું૦બ૦વ૦ [सं. कोद्रवाः] એક ધાન્ય. **–રી** સ્ત્રી૦ તે ધાન્યના દાણા
**કોદંડ** ન૦ [सं.] ધનુષ્ય; કામઠું
**કોદાળ** (કો) વિ૦ કોદા જેવું; જાડી બુદ્ધિનું
**કોદાળી** (કો) સ્ત્રી૦ [सं. कुद्दालक] ખોદવાનું એક ઓજાર. **–ળો** પું૦ મોટી કોદાળી
**કો દી** અ૦ કોઈ દિવસ; ક્યારે; કેદી [પ.]
**કોદું** (કો) ન૦ ઘરડી કે થોડું યા નહિ જેવું દૂધ દેતી ભેંસ
**કોદો** (કો) પું૦ કોદાળ આદમી
**કોનું** (કો) સ૦ કેનું? કઈ વ્યક્તિનું? ['કોણ'-નું ષષ્ઠીનું રૂપ] (૨) કોઈનું [પ.]
**કૉન્સ્ટેબલ** પું૦ [ इं.] પોલીસનો સિપાઈ
**કોપ** પું૦ [सं.] ક્રોધ; રોષ (૨) નાશકારક આફત; ગજબ
**કૉપરબરાસ** ન૦ [ इं. कोपरब्रास] તાંબું અને પિત્તળ મળીને બનતી એક ધાતુ
**કોપરાપાક** પું૦ કોપરાના ખમણની બનાવેલી એક મીઠાઈ (૨) [કટાક્ષમાં] માર
**કોપરું** ન૦ નાળિયેરની અંદરનો ગર; ટોપરું
**કોપરેલ** ન૦ કોપરાનું તેલ
**કોંપવું** અ૦ક્રિ૦ [सं. कुप्] કોપ–ગુસ્સો કરવો
**કોપાયમાન, કોપાવિષ્ટ, કોપિત** વિ૦ [सं.] કોપેલું; રૂઠેલું
**કોપીન** ન૦ [सं. कौपीन] લંગોટી (ખાસ કરીને સંન્યાસીની)
**કૉપીરાઈટ** પું૦ [ इं.] લેખક પ્રકાશકાદિને પોતાની કૃતિ પર મળતો કાનૂની હક
**કૉફી** સ્ત્રી૦ [ इं.] શેકેલા બુંદદાણાનો ભૂકો (૨) તેનું પીણું
**કોબાડ** વિ૦ મૂર્ખ
**કોબાલ્ટ** ન૦ [ इं.] એક ધાતુ–તત્ત્વ [ર.વિ.]
**કોબી (૦જ)** સ્ત્રી૦; ન૦ [ इं. कॅबेज] એક શાકભાજી – કરમકલ્લો
**કોમ** સ્ત્રી૦ [अ. कौम] એક જ નામથી ઓળખાતો લોકસમૂહ (જ્ઞાતિ, ધર્મ કે જાતવારનો)
**કોમલ** વિ૦ [सं.] કુમળું; મુલાયમ (૨) સુકુમાર; નાજુક (૩) નરમ; મૃદુ (૪) મધુર (૫) દયાળુ. **–લાસ્થિ** ન૦ [+ सं. अस्थि] કુમળું હાડકું; જેનું વખત જતાં હાડકું બને છે તે પદાર્થ. **–લાંગી** વિ૦ સ્ત્રી૦ [+અંગી] કોમળ શરીરની
**કોમવાદ** પું૦ કેવળ કોમના જ સાંકડા હિતાહિતની દૃષ્ટિનો મત
**કોમળ** વિ૦ જુઓ કોમલ
**કોમી** વિ૦ કોમનું; કોમ સંબંધી
**કોય** સ૦ [सं. कोऽपि] કોઈ [પ.]
**કોયડો** (કો) પું૦ જુઓ કોરડો
**કોયલ** (કો) સ્ત્રી૦ [सं. कोकिल] એક પક્ષી; કોકિલા
**કોયલી** (કો) સ્ત્રી૦ ગળાનો એક રોગ (૨) બળતરા થવી તે
**કોયલો** (કો) પું૦ [दे. कोइला] કોલસો (૨) ઠારેલો કોલસો (૩) અંગારો
**કોર** સ્ત્રી૦ વસ્તુનો છેડો; કિનાર (૨) ત્યાં મૂકવાની ભાત કે પટ્ટી (૩) બાજુ (૪) બાજુ પરનો કકડો; થોડોક ભાગ
**–કોર** સ્ત્રી૦ ['કુંવર' ઉપરથી] સ્ત્રીઓના નામને છેડે મુકાતો શબ્દ. ઉદા૦ જેકોર
**કોરટ** (કો) સ્ત્રી૦ [ इं. कोर्ट] અદાલત

**કોરડું** વિ૰ [કોરું] ભીનાશ વિનાનું (૨) ગાંગડું

**કોરડો** પું૰ ગૂંથેલો ચાબકો; સાટકો (૨) [લા.] દોર; સત્તા (૩) ત્રાસ; જુલમ; સખ્તાઈ (૪) ઝટ ન ઊકલી શકે એવો પ્રશ્ન

**કોરણ** સ્ત્રી૰ બાજુ (૨) વસ્તુનો છેડા પરનો ભાગ; કાનો કે સીમા (૩) ધૂળનું વાવાઝોડું; આંધી

**કોરણિયો** પું૰ કોરીને કરેલી ખોભણ-ખાંચો (૨) કોરવાનું કામ કરનાર (૩) શરીર કોરી ખાય તેવો તાવ; હાડજ્વર

**કોરણી** સ્ત્રી૰ કોરવાનું ઓજાર (૨) કોરવાની રીત-કારીગરી

**કોરમ** ન૰ [ઇં.] સભા-સમિતિનું કામ શરૂ કરવા કે ચલાવવા માટે સભ્યોની જરૂરી આંકેલી કાનૂની સંખ્યા

**કોરમું** ન૰ દાળનો ભૂકો-ચૂરો

**કોરવંકું** વિ૰ એક કોરથી વાંકું ઢળતું

**કોરવું** અ૰ક્રિ૰ [પ્રા. कोरण] વીંધવું; કાણું પાડવું (૨) અંદરથી કોતરવું; આછું ખોદવું

**કોરાડું(-ણ,-ણું)** વિ૰ કોરું; સૂકું

**કોરી** સ્ત્રી૰ આશરે ૧/૪ રૂપિયાની કિંમતનું એક કચ્છી રૂપાનાણું

**કોરું** વિ૰ ભીનું નહિ એવું; સૂકું (૨) લૂખું (૩) વાપર્યા વિનાનું તદ્દન નવું (કાપડ) (૪) લખ્યા વિનાનું (પત્ર, કાગળ ઇત્યાદિ) (૫) રાંધેલું નહિ એવું (સીધું; અનાજ). **૦કટ** વિ૰ તદ્દન કોરું. **૦કડકડતું** વિ૰ તદ્દન નવું (વસ્ત્ર). **૦ધાકોડ(-ર)** વિ૰ તદ્દન કોરું. **૦મોરું** વિ૰ તદ્દન નવું; વાપર્યા કે ઉકેલ્યા વિનાનું

**કોરેકોરું** ન૰ તદ્દન કોરું

**કૉરેન્ટાઈન** ન૰ [ઇં.] જુઓ ક્વોરેન્ટીન

**કોર્ટ** (કો) સ્ત્રી૰ [ઇં.] ન્યાયમંદિર; ઇન્સાફની અદાલત, કોરટ. **૦ફી** સ્ત્રી૰ [ઇં.] કોર્ટના કેસના ખર્ચની સરકારને ભરવી પડતી રકમ-સ્ટેમ્પખર્ચ

**કૉર્ડન** ન૰ [ઇં.] જુઓ ચક્રવ્યૂહ

**કોલ** પું૰ કેલ; ચૂનાની મેળવણીનો ગારો

**કોલ** (કૉ) પું૰ [અ.] વચન; કબૂલાત; ખાતરી. **૦કરાર** પું૰ કોલ અને કરાર; પાળવાનું વચન આપ્યું હોય એવું કબૂલાતપત્ર (૨) સંધિપત્ર; તહનામું [ચૂવો; ડામર

**કોલટા(-તા)ર** પું૰ [ઇં.] ખનીજ કોલસાનો

**કોલન-વૉટર** ન૰ [ઇં.] એક પ્રવાહી દવા

**કોલમ** પું૰;સ્ત્રી૰ [સં. कलम] ડાંગરની એક જાત

**કૉલમ** ન૰ [ઇં.] વર્તમાનપત્ર, ગ્રંથ ઇત્યાદિના પાનાના લખાણની ઊભી ઓળ; કટાર (૨) વિભાગ; ખાનું; કોઠો

**કૉલર** પું૰ [ઇં.] કપડાનો ગળા માટેના સીવણનો ભાગ (૨) (અંગ્રેજી લેબાસમાં) ગળે પહેરાતી કાંઠલા જેવી એક બનાવટ

**કોલસી** (કો) સ્ત્રી૰ [દે. कोल्ल; ઇં. कोल] કોલસાનો ભૂકો (ખાસ કરીને બળેલા ખનિજ કોલસાનો). **-સો** પું૰ એક જાતનું બળતણ

**કોલાબો** પું૰ જુઓ કુલાબો

**કોલાહલ** પું૰ [સં.] શોરબકોર; ઘોંઘાટ

**કોલુ** (લુ') ન૰ [દે. कोल्लुअ] શેરડી પીલવાનો સંચો

**કોલું** (લુ) ન૰ [દે. कुल्ह, कोल्लुअ] શિયાળ

**કોલું** (કો) વિ૰ ઘઉંવર્ણું; ગોરું

**કૉલેજ** સ્ત્રી [ઇં.] મહાવિદ્યાલય; ઉચ્ચ શિક્ષણ માટેનું વિદ્યાલય. **-જિયન** પું૰ [ઇં.] તેનો વિદ્યાર્થી [એક ચેપી રોગ; કોગળિયું

**કૉલેરા** (કો) પું૰ [ઇં.] ઝાડા અને ઊલટીનો

**કોલો** (કો) પું૰ ખૂણો; કોણ

**કોવડામણ** (કો') સ્ત્રી૰ કોવડાવેલી વસ્તુ; સડો

**કોવડા(-રા)વવું** (કો') સ૰ક્રિ૰ 'કોહવું'-નું પ્રેરક [રહે છે તે લાકડું

**કોવાડ** (કો) પું૰ જેના આધારે કોસનું પૈડું

**કોવાડ** (કો') વિ૰ કુહાડીની ધાર જેવી (દલીલ, વાણી) (૨) કોદાળ; જાડી બુદ્ધિનું-ઝટ મારફાડ કરી બેસે એવું (માણસ)

**કોવાવું** (કો') અ૰ક્રિ૰ સડવું ('કોહવું'નું કર્મણિ) [વિદ્વાન; પંડિત

**કોવિદ** વિ૰ [સં.] જાણકાર; પ્રવીણ (૨)

**કોશ** (કોશ,) સ્ત્રી૰ [સં. कुशी ઉપરથી] ખોદવાનું એક ઓજાર; નરાજ (૨) હળપૂણી

**કોશ** પું૦ [સં.] કોઈ પણ વસ્તુ સંઘરવા-સાચવવાનું પાત્ર; ખાનું, આવરણ અથવા ઘર (૨) ભંડોળ; ખજાનો (૩) શબ્દકોશ (૪) મ્યાન (૫) કૂવામાંથી પાણી કાઢવાનું ચામડાનું પાત્ર; કોસ (૬) જીવતા પ્રાણીના શરીરનો અણુ જેવો મૂળ ઘટક (જેની પેશી, માંસ ઇ૦ બને છે). **૦કાર** પું૦ [સં.] શબ્દકોશ બનાવનાર આદમી. **૦કેશ** પું૦ કોશના તંતુઓ 'સિલિક' [વ. વિ.]. **-શાધ્યક્ષ** પું૦ [સં.] કોશનો અધ્યક્ષ; ખજાનચી; ભંડારી

**કોશિ(-યો)** પું૦ કોસ ચલાવનાર-હાંકનાર, (૨) પાણી કાઢનાર

**કોશિશ** સ્ત્રી૦ [फा.] પ્રયત્ન [કોકડું

**કોશેટો** પું૦[સં. कोश] રેશમના કીડાનું ઘર-

**કોષ** [સં.] **૦કાર** [સં.] **-ષાધ્યક્ષ** [સં.] જુઓ કોશ, ૦કાર, -શાધ્યક્ષ

**કોષ્ટક** ન૦ [સં. कोष्ठक] આડી અને ઊભી સમાંતર લીટીઓ દોરવાથી જે ચોખૂણી આકૃતિ પડે તે; કોઠો (૨) તોલ માપ, નાણાં વગેરેના હિસાબો સહેલાઈથી કરી શકાય એ માટે તૈયાર કરેલો એમના પરિણામનો કોઠો

**કોષ્ઠ** પું૦ [સં.] પેટ; કોઠો(૨) પેટનો નીચલો ભાગ; મળાશય (૩) કોઠાર

**કોસ** પું૦ [સં. क्रोश] ગાઉ અથવા દોઢ માઈલનું અંતર

**કોસ** પું૦[સં. कोश] કૂવામાંથી પાણી કાઢવાનો ચામડાનો કોથળો

**કોસંબી** સ્ત્રી૦ [સં. कौशांबी; प्रा.] એક પ્રાચીન નગરી (વત્સ દેશની રાજધાની)

**કોસિયો** પું૦ જુઓ કોશિયો

**કોસીસું** ન૦ [સં.कपिशीर्ष] કોટમાંથી બંદૂક, તીર ઇ૦ મારવાનું બાકું; કોશીશું (૨) કોટ ઉપરનું શોભાનું નાનકડું શિખર

**કોસું** ન૦ [સં. कुश ઉપરથી] બાજરી, જુવાર ઇત્યાદિના ગાંઠામાંથી ફૂટેલો ફણગો (૨) બાણનો છેડો [નો એક રોગ

**કોહ** (કો) પું૦ કોહવું તે; સડો (૨) ચામડી-

**કોહવ(-વા)ણ** ન૦, **કોહવાટ(-રો)** (કો) પું૦ કોહ; સડો [સડવું (૨) કોહ થવો

**કોહવું** (કો) અ૦ક્રિ૦ [સં. कुथ्; प्रा. कोह]

**કોહિનૂર** પું૦ [फा.] તેજનો પર્વત (૨) એક ઘણો તેજસ્વી હીરો [સડેલું

**કોહેલું** વિ૦ જેને કોહ થયો હોય એવું (૨)

**કોહ્યું** વિ૦ [કોહવું] સડેલું

**કોળ** પું૦ [સં., कोल] મોટો જાડો ઉંદર. **૦વાંઈ** સ્ત્રી૦ ઉંદરિયું

**કોળવું** (કો) અ૦ ક્રિ૦ ખીલવું; ફૂલવું; પાંગરવું (૨) ફેલાવું [ફુલાવું

**કોળાવું** (કો) અ૦ક્રિ૦ હર્ષ કે અભિમાનથી

**કોળિયું** (કો) વિ૦ [સં. कवल ઉપરથી] ઊંડળમાં માય એટલું; થોડુંક. **-યો** પું૦ મોંમાં એક વાર લેવાય એટલો ખોરાક - ગ્રાસ

**કોળી** વિ૦ [સં. कोल ઉપરથી] ઠાકરડાની જાતનું (૨) પું૦ ઠાકરડો. **૦નાળી** વિ૦ અનાર્ય - શૂદ્ર જાતિનું (માણસ)

**કોળી** (કો') સ્ત્રી૦ [સં. कुष्माण्डी] કોળાનો વેલો. **-ળું** ન૦ શાક તરીકે વપરાતું એક ફળ

**કોળેકોળ(-ળો) લઈને**=ખૂબ ખડખડાટ (હસવું)

**કોંકણ** પું૦ [સં.] સહ્યાદ્રિ પર્વતની પશ્ચિમે આવેલો એક પ્રદેશ. **૦પટ્ટી** સ્ત્રી૦ કોંકણનો (કિનારાનો પટ્ટી જેવો) મુલક. **૦સ્થ** વિ૦ કોંકણ પ્રદેશમાં રહેનારું (૨) મહારાષ્ટ્રી બ્રાહ્મણોની એક જાતિનું (૩) પું૦ તે જાતિનો માણસ. **-ણી** વિ૦ કોંકણનું (૨) સ્ત્રી૦ મરાઠીની એક બોલી

**કોંગ્રેસ** સ્ત્રી૦ [इं.] અખિલ ભારતીય રાષ્ટ્રીય મહાસભા. **-સી** વિ૦ કોંગ્રેસનું કે તેને લગતું (૨) પું૦ મહાસભાવાદી

**કોંટાઈ** (કો૦) સ્ત્રી૦ મગરૂરી

**કોંટી** (કો૦) સ્ત્રી૦ તરવારને મ્યાન સાથે બાંધી રાખવાની દોરી અથવા સાંકળી

**કોંટું** (કો૦) ન૦ કોટું; પેંતરો

**કોંટો** (કો૦) પું૦ [સં. कंटक] ફણગો

**કૌટિલ્ય** પું૦ [સં.] કુટિલ રાજનીતિજ્ઞ ચાણક્ય (૨) ન૦ કુટિલતા

**કૌટુંબિક** વિ૰ [સં.] કુટુંબનું; કુટુંબને લગતું
**કૌતક** ન૰ + જુઓ કૌતુક
**કૌતુક** ન૰ [સં.] કુતૂહલ (૨) કુતૂહલ ઉત્પન્ન કરે એવું ગમે તે (૩) નવાઈ; અજાયબી (૪) ટીખળ. ૦પ્રિય વિ૰ કૌતુકના શોખવાળું. –કાચાર પું૰ વિવાહવિધિનો એક ભાગ, જે દરમિયાન કેટલીક રમતો તેમજ મીંઢળ બાંધવાનું વગેરે કરાય છે
**કૌતૂહલ** ન૰ [સં.] કુતૂહલ; ઇંતેજારી
**કૌપીન** ન૰ [સં.] લંગોટી; કોપીન
**કૌભાંડ** ન૰ કાવતરું; તરકટ
**કૌમાર** ન૰ [સં.] કુમારપણું. ૦વ્રત ન૰ કુમાર દશામાં કરવાનું વ્રત (૨) કુંવારા રહેવાનું વ્રત. –ર્ય ન૰ કૌમાર
**કૌમુદી** સ્ત્રી૰ [સં.] ચાંદની
**કૌરવ** પું૰ [સં.] કુરુનો વંશજ (૨) ધૃતરાષ્ટ્રના પુત્રોમાંનો દરેક
**કૌલ** વિ૰ [સં.] વામમાર્ગી; શાક્ત
**કૌવચ** સ્ત્રી૰; ન૰ એક વનસ્પતિ (૨) એનો ખજૂરીવાળો ફાફડો
**કૌવત** ન૰ [અ. कुव्वत] તાકાત
**કૌવો** પું૰ કાગડો
**કૌશલ(–લ્ય)** ન૰ [સં.] કુશલપણું; પ્રવીણતા
**કૌશલ્યા** સ્ત્રી૰ [સં.] રામચંદ્રની માતા
**કૌશિક** પું૰ [સં.] વિશ્વામિત્ર (૨) ઇંદ્ર
**કૌસલ્યા** સ્ત્રી૰ [સં.] કૌશલ્યા
**કૌસ્તુભ** પું૰ [સં.] એક જાતનો મણિ; સમુદ્રમંથનથી નીકળેલાં ચૌદ રત્નોમાંનું એક
**કૌંસ** પું૰ [અ. कौस] કંસ; લખાણમાં વપરાતું ( ), [ ], { } આવું ચિહ્ન
**ક્યમ** અ૰ + જુઓ કેમ? [પ.]
**ક્યહું** અ૰ + ક્યાંય પણ [પ.]
**ક્યામત** સ્ત્રી૰ [અ. कियामत] મરણ બાદ ખુદા આગળ ઊભા થઈને જવાબ આપવાનો દિવસ; ઈશ્વર આગળનો ઇન્સાફનો દિવસ
**ક્યારડી** સ્ત્રી૰ નાનો ક્યારડો. –ડો પું૰ જેમાં પાણી ભરાઈ રહે એવું પાળ બાંધેલું ખેતર (ડાંગર વગેરેનું)
**ક્યારી** સ્ત્રી૰ નાનો ક્યારો (૨) પાણી પાવું પડે તેવી જમીન (૩) પાણી ભરાઈ રહે એવી જમીન (૪) ખેડાણ જમીન
**ક્યારે** અ૰ [પ્રા. किवारइ] કયે વખતે? ૦ક અ૰ કોઈક વખતે. ૦ય અ૰ ગમે ત્યારે (૨) કદી પણ
**ક્યારો** પું૰ [સં. केदार] ક્યારડો (૨) ઝાડ, છોડ વગેરેની આજુબાજુ પાણી ભરવા માટે કરેલો ખાડો
**ક્યાસ** પું૰ [અ. कियास] અટક; ધારણા (૨) કિંમતની આંકણી; અંદાજ
**ક્યાં** અ૰ કઈ જગાએ? ૦ક અ૰ કોઈક જગાએ. ૦ય અ૰ કોઈ પણ જગાએ
**ક્રતુ** પું૰ [સં.] યજ્ઞ
**ક્રમ** પું૰ [સં.] એક પછી એક આવે એવી વસ્તુસંકલના (૨) શ્રેણી; હારમાળા (૩) ડગલું; પગલું (૪) ધારો; રિવાજ (૫) આક્રમણ; હુમલો. ૦બદ્ધ વિ૰ નિયત ક્રમવાળું. ૦ભંગ પું૰ [સં.] ક્રમ-નિયમનો ભંગ. ૦વાર અ૰ હારબંધ; અનુક્રમ પ્રમાણે. ૦શઃ અ૰ [સં.] નિયત ક્રમ પ્રમાણે; ક્રમ પ્રમાણે; એક પછી એક (૨) ક્રમેક્રમે; હપતેથી. –માગત વિ૰ [સં.] વંશપરંપરા પ્રમાણે ઊતરી આવેલું અથવા મળેલું. –માનુસાર અ૰ [સં.] ક્રમવાર. –માંક પું૰ અનુક્રમ પ્રમાણેનો નંબર. –મિક વિ૰ [સં.] એક પછી એક –ક્રમ પ્રમાણે આવે એવું (૨) વંશપરંપરાગત
**ક્રય** પું૰ [સં.] ખરીદવું તે; ખરીદી
**ક્રંદન** ન૰ [સં.] રડવું તે; રુદન
**ક્રાઉન** વિ૰ [इं.] (છાપવાના) કાગળના એક માપનું; ૨૦"×૩૦" (૨) પું૰ એક અંગ્રેજી નાણું–રા શિલિંગ
**ક્રાંત** વિ૰ [સં.] અતીત; વીતેલું (૨) આક્રાંત. ૦દર્શી વિ૰ [સં.] અતીત, અનાગત તથા સૂક્ષ્મ પદાર્થ જોઈ શકનારું (૨) વસ્તુનું રહસ્ય જોઈ શકનારું (૩) સર્વજ્ઞ
**ક્રાંતિ** સ્ત્રી૰ [સં.] એક સ્થાનેથી બીજે સ્થાને જવું તે; ગતિ (૨) (ધરમૂળથી) ફેરફાર;

પરિવર્તન; ઊથલપાથલ. ૦કર, ૦કારક, ૦કારી વિ૦ ક્રાંતિ–પરિવર્તન કરનારું. ૦વૃત્ત ન૦[સં.] સૂર્યની ગતિથી જે ગોળાકાર રેખા ખગોળમાં થતી કલ્પાય છે તે; સૂર્યમાર્ગ [ખ.]

**ક્રિકેટ** સ્ત્રી૦ [ઇં.] એક અંગ્રેજી રમત; બૅટની રમત

**ક્રિયમાણ** વિ૦ [સં.] કરાતું; થતું; બનતું (૨) ન૦ ક્રિયાકર્મ; ધર્મ–સંસ્કારવિધિ (૩) નસીબ; ભાગ્ય

**ક્રિયા** સ્ત્રી૦ [સં.] કાર્ય; કર્મ (૨) સંસ્કારવિધિ; ક્રિયમાણ (૩) કામ કરવાની રીત; કૃતિ;અમલ. ૦કાંડ પું૦ક્રિયા–ધર્મવિધિને લગતો વેદશાસ્ત્રનો ભાગ (જુઓ કર્મકાંડ). ૦તિપત્ત્યર્થ પું૦ ક્રિયાપદનું સાંકેતિક ભવિષ્યકાળનું રૂપ. ઉદા૦ જો વૃષ્ટિ થઈ હોત, તો સુકાળ થાત. ૦ત્મક વિ૦ અમલી (૨) પ્રયોગાત્મક. ૦નાથ પું૦ ક્રિયાપદનાં લિંગ, વચન વગેરે જેના પર આધાર રાખે છે તે પદ [વ્યા.]. ૦પદ ન૦ [સં.] ક્રિયા બતાવનારું પદ [વ્યા.]. ૦પૂરક વિ૦ ક્રિયાનો અર્થ પૂરો કરનાર (પદ કે પદો) [વ્યા.]. ૦યોગ પું૦ [સં.] ક્રિયાપદ સાથેનો સંબંધ [વ્યા.] (૨) ઉપાયો યોજવા તે (૩) દેવતાનું આરાધન; દેવમંદિર બનાવવાં ઇત્યાદિ પુણ્યકર્મ (૪) યોગનો અભ્યાસ થઈ શકે તે માટે કરવાનાં સાધનરૂપ કર્મ. ૦વાચક વિ૦ [સં.] જેનાથી ક્રિયાનો બોધ થાય એવું. ૦વિશેષણ (૦અવ્યય) ન૦ [સં.] ક્રિયાપદના વિશેષણ તરીકે વપરાતો શબ્દ [વ્યા.]. ૦વિશેષણ વાક્ય ન૦ ક્રિયાવિશેષણનું કામ કરતું ઉપવાક્ય [વ્યા.]. ૦શક્તિ સ્ત્રી૦ [સં.] ક્રિયા – કામ કરવાનું બળ (૨) ઈશ્વરની એ શક્તિ, જેથી બ્રહ્માંડની ઉત્પત્તિ થયેલી મનાય છે. ૦શીલ વિ૦ કાંઈ કર્યા કરવાના સ્વભાવવાળું

**ક્રીડન** ન૦ [સં.] ખેલવું તે

**ક્રીડવું** અ૦ક્રિ૦ [સં. ક્રીડ્] ખેલવું

**ક્રીડા** સ્ત્રી૦ [સં.] ખેલ; રમતગમત. ૦ભૂમિ (–મી) સ્ત્રી૦, –ડાંગણ ન૦ ક્રીડા કરવાનું ક્ષેત્ર – સ્થળ; રમતગમતની જગા કે મેદાન

**ક્રુદ્ધ** [સં.], **–ધિત** વિ૦ ક્રોધે ભરાયેલું

**ક્રુસેડ** સ્ત્રી૦[ઇં.] મુસલમાનો પાસેથી પોતાનાં ધર્મસ્થાન પાછાં મેળવવા ખ્રિસ્તીઓએ આદરેલું ધર્મયુદ્ધ (૨) ધર્મયુદ્ધ; જેહાદ

**ક્રૂર** વિ૦ [સં.] નિર્દય. ૦તા સ્ત્રી૦

**ક્રૂસ** પું૦ જુઓ ક્રૉસ

**ક્રોડપત્ર** ન૦ [સં.] પૂર્તિ; વધારો

**ક્રોડ વસા** અ૦ [ કરોડ + વસો ] જરૂર

**ક્રોધ** પું૦ [સં.] ગુસ્સો. **–ધાયમાન** વિ૦ [સં. ક્રુધ્યમાન ] ક્રોધે ભરાયેલું; ખફા. **–ધાવેશ** પું૦ ક્રોધનો આવેશ. **–ધાળ** વિ૦ [સં. ક્રોધાલુ] ક્રોધવાળું. **–ધિષ્ઠ** વિ૦ [સં.] ભારે ક્રોધી; તામસી. **–ધી** વિ૦ [સં.] ક્રોધવાળું

**ક્રોમ** ન૦[ઇં.] ચામડું કેળવવાનો એક પ્રકાર (તે રંગલાણું બને છે), કે તેવી રીતે કેળવાયેલ ચામડું કે તેની જાત

**ક્રોમિયમ** ન૦ [ઇં.] એક ધાતુ–તત્ત્વ

**ક્રોશ** પું૦ [સં.] દોઢ માઈલનું અંતર; કોસ

**ક્રૉસ** પું૦ [ઇં.] ચોકડી-ઘાટનો વધસ્તંભ (૨) ખ્રિસ્તી ધર્મચિહ્ન

**ક્રૉસિંગ** ન૦[ઇં.] પગરસ્તામાં વચ્ચે આવતા રેલમાર્ગને ઓળંગવા રખાતો રસ્તો (૨) બે રેલગાડીઓનું એક જગાએ સામસામેથી આવીને મળવું તે

**ક્રૌંચ** પું૦ [સં.] બગલા જેવું એક પક્ષી (૨) પુરાણોમાં વર્ણવેલા સપ્ત દ્વીપોમાંનો એક (૩) હિમાલયમાંનો એક પર્વત. **–ચી** સ્ત્રી૦ [સં.] ક્રૌંચની માદા

**ક્લબ** સ્ત્રી૦ [ઇં.] મનોરંજન તથા મળવા કરવા માટે કરાતું મંડળ (૨) સ્વતંત્ર વ્યવસ્થાથી એકરસોડે જમતું મંડળ કે તેનું રસોડું

**ક્લાંત** વિ૦[સં.] થાકેલું. **–તિ** સ્ત્રી૦ [સં.] થાક

**ક્લિષ્ટ** વિ૦ [સં.] પીડિત (૨) સમજતાં મહેનત પડે એવું; અર્થની ખેંચતાણ કરવી પડે તેવું; સ્પષ્ટ નહિ તેવું [લા.]

**ક્લીબ** વિ૦ [સં.] નપુંસક; નામર્દ

**ક્લેદ** પું૦ [સં.] ભેજ; ભીનાશ (૨) દુઃખ. **૦ન** ન૦ ભીનું કરવું તે (૨) પરસેવો આણવો તે

**ક્લેશ** પું૦ [સં.] પીડા; દુઃખ (૨) કજિયો; [કંકાસ

**ક્લૈબ્ય** ન૦ [સં.] ક્લીબપણું; નામર્દાઈ

**ક્લોરવણી** સ્ત્રી૦ [ર. વિ.] ક્લોરવવાની ક્રિયા. **–વું** સ૦ક્રિ૦ ક્લોરીન વાયુનો પાસ દેવો

**ક્લોરાઈડ** પું૦ [ઇં.][ર. વિ.] જેમાં ઋણાયન તરીકે ક્લોરીન હોય તેવો પદાર્થ (૨) કોઈ પણ ધાતુનું ક્લોરીન સાથેનું સંયોજન

**ક્લોરીન** પું૦[ઇં.] એક વાયુ – તત્ત્વ [ર. વિ.]

**ક્લૉરોફૉર્મ** ન૦ [ઇં.] શસ્ત્રક્રિયા માટે દરદીને અચેત કરવા વપરાતી એક ઔષધિ

**ક્વચિત્** અ૦ [સં.] કદાપિ; કદી; કોક વખત

**ક્વાથ** પું૦ [સં.] ઉકાળો; કાઢો

**ક્વિનાઈન, ક્વિનીન** ન૦ [ઇં.] સિંકોના નામના ઝાડની છાલનું સત્ત્વ; તાવની એક દવા

**ક્વૉરન્ટીન** સ્ત્રી૦; ન૦ [ઇં.] રોગચાળાને ફેલાતો રોકવા માટે રોગના શકમંદ વહાણ, મુસાફર, કે રોગીની અવરજવર ઉપર મુકાતો અમુક વખતનો પ્રતિબંધ કે મનાઈ

**ક્ષ** પું૦ [સં.] ક્ + ષનો જોડાક્ષર. **૦કિરણ** [ન૦ 'એક્સ-રે'

**ક્ષણ** પું૦; સ્ત્રી૦ [સં.] વખતનું એક માપ; સેકન્ડનો ⅘ ભાગ (૨) છેક જ ન્જૂજ સમય [લા.]. **૦જીવી** વિ૦ ક્ષણ સુધી જ જીવે કે ટકે એવું. **૦ભર** અ૦ ક્ષણને માટે; ક્ષણવાર. **૦ભંગુર** વિ૦ [સં.] ક્ષણમાં નાશ પામે એવું; નશ્વર. **–ણિક** વિ૦ [સં.] ક્ષણનું; ક્ષણભંગુર

**ક્ષણુ** સ્ત્રી૦ + ક્ષણ

**ક્ષત** વિ૦ [સં.] ઈજા પામેલું; જખમી (૨) ઓછું થયેલું (૩) ન૦ નાનો છેદ; ઘા. **–તિ** સ્ત્રી૦ [સં.] નુકસાન; હાનિ (૨) ઊણપ; ખોડ (૩) કલંક (૪) ક્ષત; ઘા

**ક્ષત્ર** પું૦ [સં.] ક્ષત્રિય. **૦વટ** સ્ત્રી૦ જુઓ ક્ષત્રીવટ. **–ત્રાણી** સ્ત્રી૦ ક્ષત્રિય જાતિની સ્ત્રી; રજપૂતાણી. **–ત્રિય** વિ૦ (૨) પું૦ [સં.] જેનો ધર્મ પ્રજાનું સંરક્ષણ કરવાનો છે તે વર્ણનો (પુરુષ). **–ત્રિયાણી** સ્ત્રી૦ [સં.] ક્ષત્રાણી. **–ત્રી** પું૦ [સં.] ક્ષત્રિય. **–ત્રીવટ** સ્ત્રી૦ [સં. ક્ષત્રિય+વૃત્તિ] ક્ષત્રિય જાતિનું બિરદ.

**ક્ષપણક** પું૦ [સં.] બૌદ્ધ યા જૈન સાધુ

**ક્ષપા** સ્ત્રી૦ [સં.] રાત્રિ

**ક્ષમ** વિ૦ [સં.] સહન કરી શકે એવું (૨) સાધી શકે એવું (૩) સમર્થ; શક્તિમાન (૪) યથાર્થ; યોગ્ય (૫) ધીરજવાળું. **૦તા** સ્ત્રી૦ [સં.] લાયકાત (૨) સહનશક્તિ (૩) સામર્થ્ય

**ક્ષમા** સ્ત્રી૦ [સં.] દરગુજર કરવું તે; માફી. **૦ધર** પું૦ પર્વત (૨) પૃથ્વીને ધારણ કરનાર-શેષનાગ. **૦પાત્ર** ન૦ ક્ષમાને યોગ્ય

**ક્ષમ્ય** વિ૦ [સં.] ક્ષમા આપી શકાય એવું

**ક્ષય** પું૦ [સં.] ક્ષીણ થવું – ઘસાઈ જવું તે (૨) નાશ (૩) ક્ષય રોગ. **૦તિથિ** સ્ત્રી૦ જેનો લોપ થતો હોય તે તિથિ. **૦રોગ** પું૦ [સં.] એક રોગ

**ક્ષર** વિ૦ [સં.] નાશ પામે એવું

**ક્ષંતવ્ય** વિ૦ [સં.] ક્ષમ્ય; ક્ષમા યોગ્ય

**ક્ષાત્ર** વિ૦ [સં.] ક્ષત્રિયનું, –ને લગતું (૨) ન૦ ક્ષત્રિયનું કર્મ (૩) ક્ષત્રિયપણું (૪) ક્ષત્રિયોનો સમૂહ; ક્ષત્રિય જાતિ [તત્ત્વ

**ક્ષાર** વિ૦[સં.] ખારું (૨) પું૦ ખારાશવાળું

**ક્ષાંતિ** સ્ત્રી૦ [સં.] ક્ષમા; સહિષ્ણુતા

**ક્ષિતિ** સ્ત્રી૦ [સં.] પૃથ્વી

**ક્ષિતિજ** સ્ત્રી૦[સં.] આંખને પૃથ્વી આકાશ સાથે મળતી જણાય છે એ કલ્પિત રેખા; દૃષ્ટિમર્યાદા

**ક્ષીણ** વિ૦ [સં.] ઘસાઈ ગયેલું; સુકાયેલું; નબળું. **૦વીર્ય** વિ૦ જેનું વીર્ય–પરાક્રમ ક્ષીણ થયેલું છે એવું; નમાલું

**ક્ષીર** ન૦[સં.] દૂધ (૨) પાણી (૩) ખીર (૪) ઝાડનું દૂધ–રસ. **૦સાગર** પું૦ [સં.] (પુરાણપ્રસિદ્ધ) દૂધનો સમુદ્ર. **–રોદક** ન૦ [+ ઉદક] દૂધ જેવું સફેદ પાણી (૨) ક્ષીરસાગર (૩) એક જાતનું ધોળું રેશમી વસ્ત્ર, ખીરોદક

**ક્ષુણ્ણ** વિ૦ [સં.] ખાંડેલું; દળેલું(૨) પગ તળે વટાયેલું (૩) અભ્યસ્ત; બરોબર વિચારેલું
**ક્ષુદ્ર** વિ૦[સં.]નજીવું; તુચ્છ; પામર. ૦**ઘંટાળી, ઘંટિકા** [સં.] સ્ત્રી૦ ઝીણી ઘૂઘરીઓવાળી મેખલા – કંદોરો
**ક્ષુધા** સ્ત્રી૦ [સં.] ભૂખ. ૦**તુર** વિ૦ [સં.] ભૂખ્યું; ખાવાને તલપી રહેલું. ૦**ર્ત**(–**ર્ત્ત**) વિ૦ [સં.] ભૂખે પીડાતું. –**ધિત** વિ૦ [સં.] ભૂખ્યું
**ક્ષુબ્ધ** વિ૦ [સં.] ડહોળાયેલું; અસ્થિર (૨) ક્ષોભ પામેલું; ખળભળેલું(૩) આકુળવ્યાકુળ (૪) ડરેલું
**ક્ષુભિત** વિ૦ [સં.] ક્ષોભ પામેલું(૨)ડહોળું
**ક્ષુર** પું૦ [સં.] અસ્ત્રો (૨) જાનવરના પગની ખરી. –**રી** પું૦ [સં.] હજામ [નજીવું
**ક્ષુલ્લક** વિ૦ [સં.] થોડું; અલ્પ (૨) તુચ્છ;
**ક્ષેત્ર** ન૦ [સં.] જમીન; ખેતર (૨) સ્થાન; જગા (૩) કાર્ય કે ધંધાનો અવકાશ; મોકળાશ (૪) શરીર; દેહ (૫) જાત્રાનું ઠેકાણું; તીર્થ (૬) રણાંગણ (૭) સ્ત્રી. ૦**જ્ઞ** વિ૦ [સં.] ક્ષેત્રને જાણનારું; જ્ઞાની(૨)ડાહ્યું; ચતુર (૩) પું૦ આત્મા (૪) પરમાત્મા. ૦**પાલ** [સં.](–**ળ**) પું૦ ખેતરનો રખેવાળ; ખેડૂત(૨)ખેતરનું રક્ષણ કરનાર દેવ (૩) સાપ(૪)સ્વામી; રાજા. ૦**ફલ** [સં.] (–**ળ**) ન૦ ક્ષેત્રનો વિસ્તાર(૨)જમીનની લંબાઈ પહોળાઈનું માપ; 'એરિયા'. ૦**સંન્યાસ** પું૦[સં.]બીજાં બધાં ક્ષેત્રોને છોડી એક જ ક્ષેત્રને–સ્થાનને વળગી બેસવું તે [પતિ
**ક્ષેત્રિય,ક્ષેત્રી** પું૦[સં.]ખેડૂત(૨)આત્મા(૩)
**ક્ષેપ** પું૦ [સં.] ફેંકવું – નાખી દેવું તે (૨) ગાળવું – ગુમાવવું તે (સમયનું). ૦**ક** વિ૦ [સં.]ઘુસાડેલું; પાછળથી ઉમેરેલું (૨) પું૦ નાખનાર પુરુષ (૩) ઉમેરો; પાછળથી ઉમેરેલી વસ્તુ. ૦**ણ** ન૦ [સં.] ક્ષેપ કરવો તે (૨) નિંદા; અપવાદ
**ક્ષેમ** વિ૦ [સં.] સુખશાંતિ આપનારું (૨) સુખશાંતિવાળું; આબાદ(૩)ન૦સુખશાંતિ (૪) કલ્યાણ; શ્રેય (૫) આરોગ્ય. ૦**કર** વિ૦ [સં.] કલ્યાણકારક. ૦**કુશલ**(–**ળ**) વિ૦ સુખશાંતિ અને આરોગ્યવાળું (૨) ન૦ તેવી સ્થિતિ કે તેના સમાચાર. –**મંકર** વિ૦ ક્ષેમકર
**ક્ષોણિ**(–**ણી**) સ્ત્રી૦ [સં.] પૃથ્વી
**ક્ષોભ** પું૦ [સં.] મનનો ગભરાટ; વ્યગ્રતા (૨) ઓસારો ખાવો – શરમાવું તે (૩) ખળભળાટ. –**ભિત** વિ૦[સં.] ક્ષોભ પામેલું
**ક્ષૌર**(૦**કર્મ**) ન૦[સં.]હજામત; મુંડન. –**રિક** પું૦ [સં.] હજામ. –**રી** પું૦ [સં.] અસ્ત્રો
**ક્ષ્મા** સ્ત્રી૦ [સં.] પૃથ્વી

## ખ

**ખ** પું૦ [સં.] કંઠસ્થાની બીજો વ્યંજન (૨) ન૦ પોલાણ; આકાશ
**ખઈ** પું૦ + ક્ષયરોગ (૨) ખાઈ
**ખખ** વિ૦ ખખળી ગયેલું; જીર્ણ
**ખખડધજ** વિ૦ (ખખળેલું – વૃદ્ધ છતાં) મજબૂત બાંધાનું (૨) દમામદાર; ભવ્ય
**ખખડવું** અ૦ ક્રિ૦ [રવ૦] ખડખડ એવો અવાજ થવો
**ખખડાટ** પું૦ [રવ૦] ખખડવાથી થતો અવાજ. –**વવું** સ૦ ક્રિ૦ ખડખડ અવાજ કરવો (૨) [લા.] ધમકાવવું (૩) મારવું (જેમ કે ઘોલ)
**ખખરવખર** અ૦ ખખળેલું – દોદળું હોય એમ (૨) આમ તેમ વીખરાયેલું પડયું હોય એમ
**ખખરી** સ્ત્રી૦ [રવ૦] ગળામાં બાઝેલો કફ કે ખાધેલી વસ્તુનો ભાગ (જેનાથી અવાજ ખોખરો થાય છે) (૨) ગાતી વખતે સૂર કંપાવવો તે (૩) સૂર; અવાજ (૪) ચિંતા; ચટપટી

**ખખરો** પું૦ [રવ૦] શોક; સંતાપ (૨) પસ્તાવો; પશ્ચાત્તાપ (૩) શક; અંદેશો
**ખખળતું** વિ૦ ['ખખળવું'નું વ૦કૃ૦] ખૂબ ઊનું; ઊકળતું (૨) ખળખળ કરતું વહેતું
**ખખળવું** અ૦ ક્રિ૦ [રવ૦] ખૂબ ઊનું થવું; ઊકળવું (૨) વહેતા ખળખળ અવાજ કરવો (૩) બાંધાનું હાલી ઊઠવું; ખખ-ળ્યું – અશક્ત થવું
**ખખળાવવું** સ૦ ક્રિ૦ 'ખખળવું'નું પ્રેરક (૨) ઘણા પાણીથી ધોવું
**ખગ** પું૦[સં.] પક્ષી(૨)સૂર્ય(૩)દેવ. ૰**પતિ** પું૦ [સં.] પક્ષીઓનો રાજા – ગરુડ(૨)હંસ. ૰**વાહન** પું૦ વિષ્ણુ
**ખગોલ** [સં.] (–ળ) પું૦ ગગનમંડળ. ૰**વિદ્યા** સ્ત્રી૦ [સં.] ગ્રહનક્ષત્ર ઇત્યાદિ સંબંધી શાસ્ત્ર. ૰**વેત્તા**, ૰**શાસ્ત્રી** પું૦ ખગોળવિદ્યાનો જાણકાર
**ખગ્ગ** ન૦ ખડ્ગ; તરવાર [પૂર્ણ ગ્રહણ
**ખગ્રાસ** પું૦[સં.]સૂર્ય,ચંદ્ર કે કોઈ પણ ગ્રહનું
**ખચ** અ૦ [સં. ખચ્ = ખેંચી બાંધવું] ખેંચીને; સખત રીતે(૨)અંદર પેસી જવા કે ભોંકવાનો કે તેથી ઊલટી ક્રિયાનો રવ (ખચ દઈને પેસી ગયું)
**ખચકાવવું** સ૦ ક્રિ૦ ખચ દઈને ખોસી દેવું
**ખચકાવું** અ૦ ક્રિ૦ [ખચકો] અચકાવું (૨) પાછા પડવું
**ખચકો** પું૦ સપાટી પર પડેલો ખાડો–ખાંચો (૨) અટકાવ; અંતરાય
**ખચખચવું** અ૦ ક્રિ૦ ['ખચવું'નો દ્વિર્ભાવ] ખીચોખીચ ભરાવું; ભિડાવું
**ખચર** ન૦ ખચ્ચર. –**રી** સ્ત્રી૦ ખચ્ચરની માદા. –**રું** ન૦ નિર્માલ્ય–ખચ્ચર જેવું ઘોડું (૨) વિ૦ ઘરડું; નબળું
**ખચરું** ન૦ જુવાનનું મરણ
**ખચવું** સ૦ ક્રિ૦ [સં. ખચ્ ઉપરથી] જડવું; બેસાડવું (૨) ખીચોખીચ ભરવું–લાદવું
**ખચાખચ** અ૦ [રવ૦] ખચ ખચ (૨) ખીચોખીચ [ગિરદી; ભીડ
**ખચાખચી** અ૦ ખચીત; અવશ્ય (૨) સ્ત્રી૦
**ખચિત** વિ૦ [સં.] જડેલું; બેસાડેલું
**ખચીત** અ૦ જરૂર; અવશ્ય
**ખચૂક ખચૂક** અ૦ [રવ૦] ખડુકખડુક; ઊછળતું અને ધીરું ચાલતું હોય તેમ (ઘોડાની ચાલ માટે) [ખીચોખીચ
**ખચોખચ** અ૦[જુઓ ખૈંચ]ખચોખચ(૨)
**ખચ્ચ** અ૦ જુઓ ખચ
**ખચ્ચર** ન૦ ઘોડો અને ગધેડું એ બંનેની મિશ્ર જાતિનું પ્રાણી
**ખજવાળ** સ્ત્રી૦[સં.ખર્જૂ ઉપરથી]ખંજવાળ. ૰**વું** સ૦ક્રિ૦ ખંજવાળવું [કોષાધ્યક્ષ
**ખજાનચી** પું૦ [ફા.] ખજાનાનો ઉપરી;
**ખજાન(–ની)નો** પું૦ [અ.] નાણું રાખવાની જગા; ભંડાર (૨) ધન; દોલત [લા.] (૩)હથિયાર ભરવાની ખોલ કે ખાનાંવાળો પટો (૪) બંદૂકમાંનું ગોળી ભરવાનું ખાનું (૫) ચલમમાં ગડાકુ મૂકવાનો ખાડો (૬) મીઠું પકવવાનો અગર
**ખજૂર** ન૦ [સં. ખર્જૂર] એક ફળ, જે સુકા-વાથી ખારેક બને છે. ૰**ટોપરાં કરવાં** (બાળકને) પીઠ પર લઈ ખજૂર ટોપરાં વેચતા હોઈએ એમ રમત કે ખેલ કરવો.
**ખજૂરિયું** વિ૦ ખજૂરી–ખંજવાળ લાવે તેવું
**ખજૂરી** સ્ત્રી૦ [સં.ખર્જૂ;પ્રા.ખજ્જ]ખંજવાળ લાવે એવા નાના નાના કાંટા(૨)ખંજવાળ
**ખજૂરી** સ્ત્રી૦ખજૂરનું ઝાડ(૨)એક મીઠાઈ. –**રું** ન૦ ખજૂરીની જાતનું ઝાડ, જેમાંથી તાડી નીકળે છે
**ખજૂરો** પું૦ [સં.ખર્જૂરક] + કાનખજૂરો
**ખટ** વિ૦ [સં. ષટ્] છ
**ખટ** પું૦ [સં. શઠ] ઠગ; લબાડ આદમી
**ખટ** અ૦ [રવ૦] કશું ઠોકવાનો અવાજ
**ખટક ખટક** અ૦[રવ૦]ખટ ખટ અવાજ થાય એમ
**ખટકરમ, ખટકર્મ** ન૦ખ૦વ૦ [સં. ષટ્ + કર્મ] બ્રાહ્મણે કરવાનાં છ ધર્મકાર્યો (યજન, યાજન, અધ્યયન, અધ્યાપન, દાન અને પ્રતિગ્રહ) (૨) ધર્મ સંબંધી નિત્યકર્મ

**ખટકવું** અ૦ક્રિ૦[રવ૦,પ્રા.खक्कय] કાંકરીની પેઠે ખૂંચવું; ભોંકાવું; સાલવું (૨) અંદરથી લાગવું; પશ્ચાત્તાપ થવો
**ખટકો** પું૦ ખટકવું તે કે તેનો અવાજ યા પીડા (૨) હરકત; નડતર (૩) શક; અંદેશો (૪) ચાનક; કાળજી
**ખટખટ** સ્ત્રી૦ [રવ૦] ખટ ખટ એવો અવાજ (૨) હરકત; નડતર (૩) પંચાત; માથાકૂટ. **–ટારો** પું૦ કંટાળો આવે એવી માથાઝીક; કચકચાટ
**ખટગુણ** પું૦ બ૦ વ૦ [સં. षट्+ગુણ] છ ગુણ (ઉદ્યોગ, સાહસ, ધૈર્ય, બળ, બુદ્ધિ ને પરાક્રમ)
**ખટચક્ર** ન૦બ૦વ૦ [સં. षट्+चक्र] [યોગ] શરીરની અંદરનાં છ ચક્રો (આધાર, લિંગ, નાભિ, અનાહત, કંઠ અને મૂર્દ્ધ)
**ખટદર્શન** ન૦બ૦વ૦ [સં. षट्+दर्शन] હિંદુ તત્ત્વજ્ઞાનનાં છ શાસ્ત્રો–દર્શનો (સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, મીમાંસા અને વેદાંત)
**ખટપટ** સ્ત્રી૦ [રવ૦] યુક્તિપ્રયુક્તિથી કામ સાધી લેવાની તજવીજ; પ્રાથમિક ગોઠવણ (૨) ગોઠવણ (૩) કડાકૂટ; પંચાત. **–ટિયું** વિ૦ ખટપટવાળું, કડાકૂટિયું (૨) ખટપટી; કારસ્તાની. **–ટી** વિ૦ ખટપટિયું; કારસ્તાની
**ખટપદ** પું૦ [સં. षट्+पद] છ પગવાળાં પ્રાણીઓનો વર્ગ (૨) ભમરો (૩) મધમાખ (૪) જૂ
**ખટમધુર(–રું)** વિ૦ [સં. शट, દે. खट्ट+मधुर] કંઈક ખાટા અને કંઈક મીઠા સ્વાદવાળું
**ખટમલ** પું૦[હિં.] માંકડ [આવતું; છમાસી
**ખટમાસી** વિ૦[સં. षट्+मास] છ મહિને
**ખટમીઠું** વિ૦[शट्,દે.खट्ट+મીઠું] ખટમધુરું
**ખટરસ** પું૦બ૦વ૦ [સં षट्+રસ] છ સ્વાદ (ખાટો, ખારો, કડવો, તૂરો, તીખો અને ગળ્યો) (૨) વિ૦ છ રસ–સ્વાદવાળું; બધા રસવાળું
**ખટરાગ** પું૦ [સં. षट्+રાગ] છ રાગ (એક મત પ્રમાણે ભૈરવ, માલકોશ, હિંડોળ, શ્રીરાગ, કેદાર અને મલ્હાર) (૨) કજિયો; અણબનાવ (૩) સાંસારિક જંજાળ. **–ગી** વિ૦ કજિયાખોર (૨) જંજાળી
**ખટલો** પું૦ કુટુંબકબીલો; પરિવાર; રસાલો (૨) સરસામાન; સરંજામ (૩) મુકદ્દમો (૪) ગૂંચવણવાળું–મુશ્કેલ કામ
**ખટવવું** સ૦ક્રિ૦ ખટાશ ચડે એમ કરવું (૨) 'ખાટવું'નું પ્રેરક; ખટાવવું
**ખટશાસ્ત્ર** ન૦બ૦વ૦ [સં. षट्+शास्त्र] જુઓ ખટદર્શન
**ખટાઈ** સ્ત્રી૦ ખાટાપણું (૨) ખાટી વસ્તુ
**ખટાઉ** વિ૦ ખટાવે–લાભ કરાવે એવું
**ખટાખટ** અ૦ [રવ.]. **–ટ(–ટી)** સ્ત્રી૦ ખટાખટ એવો અવાજ (૨) કજિયો; તકરાર [લા.]
**ખટાટોપ** પું૦ આડંબર; (ખોટો) મોટો દેખાવ; જરા સરખા કામની જગાએ ભારે કડાકૂટનું તોસ્તાન થવું તે [તકરાર
**ખટાપટી** સ્ત્રી૦[ખટપટ] ગરબડ(૨) કજિયો;
**ખટારો** પું૦ ભાર ભરવાનું ગાડું (૨) તેના જેવું મોટું કોઈ વાહન; ભારની 'મોટર-લોરી' (૩) કર્કશ અવાજ કરે એવું–ખરાબ વાહન [લા.] (૪) ઘરવખરો
**ખટાવવું** સ૦ક્રિ૦'ખટાવું','ખાટવું'નું પ્રેરક
**ખટાવું** અ૦ક્રિ૦ ખટાશ ચડવી; ખાટું થવું (૨) 'ખાટવું'નું કર્મણિ
**ખટાશ** સ્ત્રી૦ [દે. खट्ट=ખાટું ઉપરથી] જુઓ ખટાઈ [૨] અણબનાવ [લા.]
**ખટુંબડું, ખટૂંબડું** વિ૦ થોડુંક ખાટું
**ખડ** વિ૦ [દે. खड्ड=મોટું] સમાસના પૂર્વપદ તરીકે 'મોટું' એ અર્થમાં
**ખડ** ન૦ [સં. खट–ड;] ઘાસ; કડબ (૨) ખેતરમાં ઊગેલું નકામું ઘાસ; નીંદામણ
**ખડક** પું૦ [સં. खडक=સ્થાણુ] પાણીમાંનો કે જમીન ઉપરનો પથ્થરનો ટેકરો (૨) ખરાબો; ધારદાર ભેખડ
**ખડક** પું૦ એક પ્રકારની ચૂડી [ચ.]

**ખડકલો** પું૦ ખડકેલી ચીજોનો જથો; ઢગલો

**ખડકવું** સ૦ક્રિ૦ ઉપરાઉપરી ગોઠવવું; સીંચવું

**ખડકી** સ્ત્રી૦ [સં. खड्कर्की] ઘર આગળની બાંધેલી–બારણાવાળી છૂટી જગા; ડેલી (૨) બે અથવા વધારે ઘર આગળની એક સામાન્ય દરવાજાવાળી ગલી કે શેરી (૩) એવી જાતની–દરવાજાવાળી રચના અથવા એની ઉપરની ડેલી

**ખડખડ** અ૦ [રવ૦] ખડખડ એવો અવાજ કરીને (હસવું) (૨) સ્ત્રી૦ એવો અવાજ (૩) [લા.] ખટપટ; દખલ; પીડા; ઉપાધિ (૪) તકરાર; ખટપટ. ૦તું વિ૦ ખડખડ અવાજ કરતું (૨) ન૦ સૂકું નાળિયેર (૩) બરતરફ થવું તે [લા.]. **ખડખડતું આપવું** = કાઢી મૂકવું. **૦બડબડ** અ૦ બડબડ એવો અવાજ કરીને (૨) સ્ત્રી૦ એવો અવાજ (૩) ગરબડ. ૦વું અ૦ક્રિ૦ ખડખડ અવાજ થવો. **–ડાટ** પું૦ ખડખડ એવો અવાજ (૨) અ૦ એવો અવાજ કરીને (હસવું). **–ડાવવું** સ૦ક્રિ૦ જુઓ ખખડાવવું. **–ડિયું** વિ૦ (૨) ન૦ જુઓ ખડખડતું. (૩) વસાય ખોલાય એવી નાનાં નાનાં પાટિયાંની બારીબારણામાં મુકાતી રચના (૪) અ૦ ખાવાની વાની [શિંગડું

**ખડગ** ન૦ ખડ્ગ; તલવાર (૨) ગેંડાનું

**ખડગ** પું૦ ખડક; ચૂટી

**ખડચંપો** પું૦ [દે. खड्ड=મોટું+ચંપો] એક જાતનો ચંપો [હાડકાંનું; આળસુ

**ખડણ** વિ૦ ['ખડવું' ઉપરથી] હરામ

**ખડતર(–લ)** વિ૦ [સં. खत्तर] દુઃખ ખમી શકે એવું; ખરવાણ (૨) મહેનતુ (૩) મજબૂત બાંધાનું (૪) તુચ્છ

**ખડતાલ(–ળ)વું** સ૦ક્રિ૦ ખરી વડે તારવું –ઠોકવું –ખોદવું (જમીન)

**ખડતું(–તૂસ)** ન૦ ખડખડતું; રજા; બરતરફી

**ખડદું** ન૦ ખડબું; પ્રવાહી પદાર્થનું જામેલું ચોસલું

**ખડદું** ન૦ ખૂબડું; છિદ્ર; દોષ

**ખડધાન** ન૦ ['ખડ' જેવું 'ધાન'] વગર ખેડ્યે ઊગતું –ખેડ્યા કે વાવ્યા વિના થતું ધાન (સામો, મણકી વગેરે) (૨) હલકી જાતનું અનાજ

**ખડધાયેલું, ખડધાલ** વિ૦ [ખધરાવું] ચાઠાં, ખૂજલી ઇત્યાદિ થવાથી ખરાબ થયેલું; કીડ પડી હોય તેવું; ખવાયેલું (૨) ખરડાયેલું; મેલું (૩) ઘસાયેલું; નબળું

**ખડપવું** સ૦ક્રિ૦ [જુઓ ખડપું] ખોતરી–ઉખેડી કાઢવું; સોરવું

**ખડપું** ન૦ [ખૂરપી] ખડપવાનું ઓજાર. **–પો** પું૦ જુઓ ખરપો, ખરપડો [નીચું

**ખડબચડું** વિ૦ ખાડાખૈયાવાળું; ઊંચું-

**ખડબાદાર** વિ૦ ખડબાં નીકળે એવું

**ખડબું** ન૦ જામી ગયેલા પ્રવાહીનું ચોસલું; ખડદું

**ખડબૂચ** ન૦ [સં. खर्बुज, फा. खर्बुजह] એક જાતનું ફળ; તરબૂચ. **–ચી** સ્ત્રી૦ તેનો વેલો; તરબૂચી. **–ચું** ન૦ ખડબૂચ

**ખડભડ** સ્ત્રી૦ [રવ૦] એવો અવાજ (૨) ગરબડ; ધાંધલ (૩) કજિયો; બોલાબોલી (૪) દખલ. ૦વું અ૦ક્રિ૦ ખડભડ અવાજ થવો (૨) બોલાબોલી થવી. **–ડાટ** પું૦ ખડભડ અવાજ (૨) ગરબડ; ધાંધલ

**ખડમા(–માં)કડી** સ્ત્રી૦ એક જીવડું

**ખડમોસાળ** ન૦ [દે. खड्ड + મોસાળ] માનું કે બાપનું મોસાળ [બાપ

**ખડવેવાઈ** પું૦ [દે. खड्ड+વેવાઈ] વેવાઈનો

**ખડવું** સ૦ક્રિ૦ [પ્રા. खड्ड = મર્દન કરવું] ખરડવું; લેપ કરવો (૨) ડાઘ લગાડવો (૩) સડોવવું; આળ મૂકવું (૪) નઠારા કામમાં સામેલ કરવું

**ખડવું** અ૦ક્રિ૦ [દે. खडिअ] અટકવું; રોકાવું; થંભી જવું (૨) હાથપગ ઇ૦ અવયવ ઊતરી જવો (૩) આખડી પડવું; પડી જવું

**ખડંગ** અ૦ [રવ૦] એવો અવાજ કરીને

**ખડા** સ્ત્રી૦ મેઘધનુષ્ય

**ખડા** સ્ત્રી૦ પાવડી; ચાખડી. ૦ઉતાર વિ૦

જોડા ઉતારતાંવેંત–તરત સ્વીકારાય એવી (હૂંડી)
**ખડાઈ** સ્ત્રી૦ ['ખટ'=શઠ]શઠતા; કામચોરી
**ખડાઉ** સ્ત્રી૦ પાવડી; ચાખડી
**ખડાખડ** અ૦ [રવ૦] એવો અવાજ થાય એમ (૨) ઉતાવળથી
**ખડાખાટ** ન૦ [સં. षट्+अष्ट] જ્યોતિષમાં છ અષ્ટકવાળો યોગ (જે બે માણસો વચ્ચે આ યોગ આવે તેમને બને નહિ –અણબનાવ રહે એમ કહેવાય છે). **–ટ્કું, –ટ્ટું, –સ્ટું** ન૦જુઓ ખડાખાટ
**ખડિયાખડખડ** વિ૦ [રવ૦]સખળડખળ; ખખળી ગયેલું; જીર્ણ (૨) સ્ત્રી૦ ભાંગીતૂટી હાલત (૩) જંજાળ; માથાફોડ
**ખડિયાટ** પું૦ તળાવમાં ઊતરવાની, ઢાળ પડતી પણ ખસી ન પડાય એવા ચણતરવાળી, ઓકળીબંધ રચના
**ખડિયું** ન૦ [જુઓ ખરડિયું] સુકવણું (૨) સુકાવાથી તડો પડી ગઈ હોય તેવી જમીન (૩) ચોમાસામાં કેટલાક દિવસ વરસાદ ન પડવાથી જે તાપ પડે છે તે
**ખડિયું** ન૦ ['ખડુ'] બાજીમાં છેવટની કૂકી ઘરમાં બરાબર પહોંચે એથી વધારે દાણા પડતાં તેણે બહાર નીકળવું પડે તે
**ખડિયું** ન૦ ચિત્તો; વાઘ (૨) જુવાન ભેંસ
**ખડિયો** પું૦['ખડી'નું પાત્ર]લખવાની શાહી રાખવાનું પાત્ર (૨) દીવો કરવાનો નાનો ડબો (૩)ઘણા પડવાળી ઝોળી;ખભાની બે તરફ ઝૂલતો નખાય એવો કોથળો (૪) ખલનો; વાટવો
**ખડિયો ખાર** પું૦ ['ખડી'+ક્ષાર] એક જાતનો ક્ષાર; ટંકણખાર
**ખડિંગ** અ૦ [રવ૦] એવો અવાજ કરીને
**ખડી** સ્ત્રી૦ [સં.] ખડી માટી (૨) રસ્તા પર નંખાય છે એવા પથ્થરના કાંકરા–મરડિયા
**ખડી** સ્ત્રી૦ વગર વિયાયેલી ભેંસ [લશ્કર
**ખડી ફોજ** સ્ત્રી૦ ['ખડુ'+ફોજ] કાયમી
**ખડી બોલી** સ્ત્રી૦ [હિં] (દિલ્હી પાસેની— પશ્ચિમી) હિંદી–હિંદુસ્તાની ભાષા
**ખડીમાટી** સ્ત્રી૦ ખડી; એક જાતની ધોળી માટી
**ખડી સાકર** સ્ત્રી૦ એક જાતની સાકર
**ખડું** વિ૦ઊભું (૨) તત્પર (૩) ખડિયું નં. ૨
**ખડેઘાટ** વિ૦['ખડુ'+ઘાટ]ગડીમાં બાફ્યા વગર ધોયેલું (કપડું) (૨) અ૦ ટટાર; મગરૂર રીતે સજ્જ; તત્પર
**ખડે ચોક** અ૦ છચોક; જાહેર રીતે
**ખડે જોડે** અ૦ ઊભે ઊભે; આવતાંવેંત
**ખડ્ગ** ન૦ [સં.] જુઓ ખડગ
**ખણ** સ્ત્રી૦ ['ખણવું'] વલૂર; ચળ; ખંજવાળ
**ખણખણ** અ૦ [રવ૦] ખણખણ અવાજ થાય એમ. ૦વું અ૦ ક્રિ૦ [પ્રા. खणखण] ખણખણ અવાજ થવો. **–ણાટ** પું૦ ખણખણ અવાજ. **–ણિયાં** ન૦બ૦વ૦ ખણખણે એવી નાની નાની ઘૂઘરીઓ કે કાંસીજોડ જેવાં પતરાં (રથ ઇત્યાદિનાં) (૨) કાંસીજોડ; છબછબિયાં. **–ણું** વિ૦ ખૂબ શેકાયેલું; ખરું થયેલું; ખૂબ તપેલું
**ખણખોજ (–ત, –તર, –દ)** સ્ત્રી૦ [ખણવું +ખોજવું, ખોતરવું, ખોદવું] બારીક તપાસ–શોધ (૨) કોઈના દોષ શોધ્યા–કાઢ્યા કરવા તે; નિંદા કર્યા કરવી તે[લા.]. **–દિયું** વિ૦ખણખોદ કરવાની ટેવવાળું. **–ળ** સ્ત્રી૦ ખણખોજ
**ખણજ** સ્ત્રી૦ ખંજવાળ; વલૂર; ખણ
**ખણવું** સ૦ક્રિ૦ [સં. खन्, પ્રા. खग] ઉઝરડવું; ખોતરવું(૨)ખોદવું(૩)વલૂરવું; ખંજવાળવું (૪) ચીમટી ભરવી (ચૂંટી ખણવી)
**ખણુ** ન૦+ક્ષણ. ૦ખણુ અ૦ ક્ષણે ક્ષણે
**ખત** ન૦ [અ.] લેખ; લખત; દસ્તાવેજ. ૦પત્તર, ૦પત્ર ન૦ ખત કે તેને લગતાં કાગળિયાં
**ખતમ** અ૦ [અ. खत्म] ખલાસ; સમાપ્ત
**ખતરવટ** અ૦ આગ્રહપૂર્વક; જીદપૂર્વક
**ખતરિયાંવટ** સ્ત્રી૦ + જુઓ ક્ષત્રીવટ
**ખતરી** વિ૦ [સં. क्षत्रिय] ક્ષત્રિયની એક જાતનું (૨) કાપડ વણવાનો ધંધો કરતી એક ન્યાતનું (૩) પું૦ એ ન્યાતનો માણસ

**ખતરું** ન૦ [જુઓ ખતરો] અડચણ; આફત
**ખતરું** ન૦ ખૂધરું; ખોડ; છિદ્ર
**ખતરો** પું૦ [અ.] ભય (૨) અંદેશો
**ખતવણી** સ્ત્રી૦ ખતવવું તે
**ખતવવું** સ૦ ક્રિ૦ (રોજમેળમાંની રકમની) ખાતાવાર નોંધ કરવી
**ખતા** સ્ત્રી૦ [અ.] નુકસાન (૨) ચૂક
**ખતીબ** પું૦ [અ.] ઉપદેશક; વ્યાખ્યાતા
**ખત્તા** સ્ત્રી૦ જુઓ ખતા. –ત્તો પું૦ ઠોકર (૨) ધપ્પો
**ખત્રાણી** સ્ત્રી૦ ખત્રીની સ્ત્રી
**ખત્રી** વિ૦ (૨) પું૦ જુઓ ખતરી
**ખદખદ** અ૦ [રવ૦] એવો અવાજ થાય તેવું. ૦વું અ૦ ક્રિ૦ ખદખદ થવું (૨) ખદખદ અવાજ સાથે ઊકળવું
**ખદડવું** સ૦ ક્રિ૦ ખૂબ દોડાવવું; તગેડવું (૨) ફેરા ખવડાવવા; આથડાવવું (૩) ખૂબ મહેનત આપવી
**ખદડામણ** સ્ત્રી૦ ખદડવું કે ખદડાવું તે
**ખદડુક ખદડુક** અ૦[રવ૦] એવો અવાજ કરીને (ખૂબ દોડવાનો અવાજ, પ્રાયઃ ઘોડાનો) [(કપડું)
**ખદડું** વિ૦ [દે. ખડ્ડ] ઘટ પોતનું જાડું
**ખદબદ** અ૦ [રવ૦] ખદબદ કરતું સડતું હોય–કીડાઓથી તળેઉપર થતું હોય એમ. ૦વું અ૦ ક્રિ૦ ખદબદ થવું
**ખદબદિયાં** ન૦ બ૦ વ૦ (સુખી સ્થિતિ, મોજ મજા એ અર્થમાં વપરાય છે.)
**ખદિર** પું૦ [સં.] ખેરનું ઝાડ. ૦સાર પું૦ [સં.] ખેરસાર
**ખદુક(–શ) ખદુક(–શ)** અ૦ [રવ૦] ખદડુક ખદડુક; ટૂંકે ટગલે ઘોડું ગધેડું ચાલે તેમ
**ખદેડવું** સ૦ ક્રિ૦ જુઓ ખદડવું
**ખદ્દડ** વિ૦ જુઓ ખદડું
**ખદ્યોત** પું૦ [સં.] આકાશમાં તેજ કરે તે આગિયો, તારો, સૂરજ વગેરે
**ખધરાવું** અ૦ ક્રિ૦ [દે. લખ્ય = ખાધેલું] સપાટી પરથી ખવાવું–ખરબચડું થવું

**ખધ્યા** સ્ત્રી૦+ક્ષુધા; ભૂખ (૨) વારંવાર ખાવાની વૃત્તિ [તપાસ; ખણખોદ
**ખનખન** સ્ત્રી૦ છંદ; વ્યસન (૨) ખંત (૩)
**ખનન** ન૦ [સં.] ખોદવું તે
**ખનિ** સ્ત્રી૦ [સં.] ખાણ. ૦જ વિ૦ ખાણમાંથી નીકળેલું; જમીનમાંથી ખોદી કાઢેલું(૨)ન૦તેવી ધાતુ(સોનું,લોઢું વગેરે)
**ખનિત્ર** ન૦ [સં.] ખોદવાનું ઓજાર; કોદાળી
**ખની** સ્ત્રી૦, ૦જ વિ૦ (૨) ન૦ [સં.] જુઓ 'ખનિ'માં
**ખપ** પું૦ [ખપવું ઉપરથી] વપરાશ (૨) અગત્ય (૩) તંગી; ખોટ (૪) ખપત (૫) પ્રયત્ન. ૦જોગું વિ૦ ઉપયોગ પૂરતું. ૦ત સ્ત્રી૦ વેચાણ; ઉપાડ. ૦તું વિ૦ વપરાય એવું ઉપયોગી (૨) વેચાય એવું (૩) વ્યવહારમાં ચાલે એવું; લેવાય–ખવાય એવું. ૦નું વિ૦ ઉપયોગી
**ખપરડી** સ્ત્રી૦ નાનો ખપરડો (૨) ખપેટી. –ડો પું૦ વાંસની ચીપોની સાદડી–ટટ્ટી
**ખપવું** અ૦ ક્રિ૦ [સં. ક્ષર્] વેચાવું; ઉપાડ હોવો (૨) વપરાવું; ખરચાવું; ખતમ થવું (૩) લેખાવું; ગણાવું (૪) વહેવારમાં ખપતું હોવું (૫) જોઈતું; કામ લાગવું
**ખપાટ** સ્ત્રી૦ કામઠું; વાંસની–લાકડાની ચીપ. –ટિયું ન૦ ખપાટ; વાંસની ચીપ (૨) વાંસનું–લાકડાનું ફાડિયું
**ખપાડવું** અ૦ક્રિ૦ 'ખપવું'નું પ્રેરક
**ખપુષ્પ** ન૦ [સં.] આકાશકુસુમ; મિથ્યા કલ્પના
**ખપૂસવું** અ૦ક્રિ૦ ખંતથી પાછળ લાગવું–મંડવું; એકધ્યાન થવું (૨) સ૦ક્રિ૦ મારવું; કૂટવું
**ખપેટી** સ્ત્રી૦ લાગતા છોડ ખાઈ જનારું એક છવડું (૨) છોડું; પોપટો (૩) ગૂંગું
**ખપેડો** પું૦ ખપરડો; વાંસની ટટ્ટી (૨) પાલખમાં વપરાતો વાંસનો ત્રાગો
**ખપોટી** સ્ત્રી૦ પોપડી; ભિંગડું (૨) કપોટી. –ટું ન૦ પાતળું છોડું; ભિંગડું. –ડી સ્ત્રી૦ ખપોટી

**ખપ્પર** ન૦ [सं. खर्पर] જેમાં આવેલું બધું નાશ પામે એવું પાત્ર (દેવીનું) (૨) ઝેરી નારિયેળનું કે બીજું કોઈ પણ ભિક્ષાપાત્ર
**ખફગી** સ્ત્રી૦ [फा.]ખફાપણું; નાખુશી; રોષ
**ખફા** વિ૦ [अ.] નાખુશ; ક્રોધાયમાન
**ખબખબ** અ૦ [રવ૦] ખદુકખદુક
**ખબડ** વિ૦ જાડું; ઘટ્ટ (ઉદા૦ દૂધ)
**ખબડદાર** વિ૦ જુઓ ખબરદાર. **–રી** સ્ત્રી૦ ખબરદારપણું
**ખબડું** ન૦ જાડું પડ કે થર–ખપોટું
**ખબર** પું૦ બ૦ વ૦;સ્ત્રી૦ [अ.] સમાચાર; બાતમી (૨)સંદેશો; કહેણ (૩)જાણ;જ્ઞાન; ભાન (૪) નજર; સંભાળ. **૦અંતર** પું૦ બ૦વ૦;સ્ત્રી૦ માહિતી; સમાચાર (૨) તબિયતના સમાચાર. **૦દાર** વિ૦ હોશિયાર; કાબેલ (૨) સાવધ (૩)અ૦ 'સાવધ રહો, યાદ રાખો' એવા અર્થનો ઉદ્‌ગાર. **૦દારી** સ્ત્રી૦. **૦પત્ર** પું૦ ખબરઅંતર કે કાગળપત્ર (૨)ખબર દેતો પત્ર. **૦પત્રી** પું૦ (છાપામાં) ખબર મોકલનાર; 'રિપોર્ટર'
**ખબાખબ** અ૦ [રવ૦] ઘોંઘાટ – ધાંટાઘાંટ થાય એમ (૨) સ્ત્રી૦ ઘોંઘાટ; ધાંધલ (૩) ઘાંટાઘાંટ; તકરાર; બોલાબોલી
**ખબૂસવું** સ૦ક્રિ૦ જુઓ ખપૂસવું
**ખબેડવું** સ૦ક્રિ૦ ગમે તેમ ખૂંદવું
**ખઠ્ઠબડ** વિ૦ જુઓ ખબડ
**ખભળવું** અ૦ ક્રિ૦ [રવ૦] ખળભળ અવાજ થવો(૨)હાલી ઊઠવું;તળેઉપર થવું (૩) મનમાં અજંપો.થવો;ગભરાવું [લા.]
**ખભળાટ** પું૦ જુઓ ખળભળાટ
**ખભો** પું૦ [દે. खवय] ધડ ને હાથ જ્યાં જોડાય છે તે અવયવ
**ખમચ(–ચા)વું** અ૦ક્રિ૦ ખંચાવું; અટકવું
**ખમણ** ન૦ છીણીને કરેલો છૂંદો (૨) ખમણઢોકળાં. **૦કાકડી** સ્ત્રી૦ ખમણી શકાય એવી કાકડી (૨) નાળિયેરનું ખમણ (દાળિયા અને મરીમીઠું નાંખી કરે છે તે). **૦ઢોકળાં** ન૦બ૦વ૦ એક ખાવાની વાની; ખમણવાળાં ઢોકળાં. **૦વું** સ૦ક્રિ૦ છીણવું. **–ણી** સ્ત્રી૦ ખમણવાનું ઓજાર; છીણી
**ખમતલ** વિ૦ ખમનારું; સહન કરનારું
**ખમતીધર** વિ૦ખમતું(૨)સધ્ધર; પૈસાદાર
**ખમતું** વિ૦ ખમી શકે એવું (૨) ગજા પ્રમાણેનું (૩) સધ્ધર; પૈસાદાર
**ખમવું** સ૦ક્રિ૦ [सं. क्षम्] સહન કરવું; સાંખવું (૨) ક્ષમા કરવી [જૈન] (૩) અ૦ક્રિ૦ થોભવું
**ખમા** સ્ત્રી૦ [सं. क्षमा] ક્ષમા (૨) સબૂરી (૩) અ૦ જુઓ ખમ્મા
**ખમાર** પું૦ [अ. खम्मार] દારૂ ગાળનારો
**ખમીર** ન૦[अ.]ખટાશ કે આથો ચડાવનારું તત્ત્વ (૨) ખટાશવાળું ઉભરણ (૩) જોશ; તાકાત
**ખમીસ** ન૦[अ. कमीस]એક જાતનું પહેરણ
**ખમ્મા** અ૦ [જુઓ 'ખમા'] 'ક્ષેમકુશળ રહો–દુ:ખ ન થાઓ' એવું બતાવતો ઉદ્‌ગાર
**ખયાલ** પું૦ [अ.] ખ્યાલ
**ખર** પું૦ [सं.] ગધેડો
**ખર** વિ૦ [सं.] તીક્ષ્ણ (૨) કઠોર
**ખરકલો** પું૦ ખડકલો; ઢગલો
**ખરખબર** પું૦ બ૦ વ૦; સ્ત્રી૦ ખબર; સમાચાર
**ખરખર** સ્ત્રી૦ જુઓ ખરખરી (૨) અ૦ એક પછી એક ખરતું હોય એમ (આંસુ); સપાટાબંધ
**ખરખરાજાત** સ્ત્રી૦ પરચૂરણ ખર્ચ (૨) ઘટ; ખાધ; નુકસાન
**ખરખરી** સ્ત્રી૦જુઓ ખખરી. **–રો** પું૦જુઓ [ખખરો
**ખરખલો** પું૦ ખરકલો; ઢગલો
**ખરગોશ(–સ)** ન૦ [फा.] સસલું
**ખરચ** ન૦; પું૦ ખર્ચ; વાપર (૨)કિંમત; લાગત (૩) મોટી રકમ વાપરવાનો સારો નરસો અવસર. **૦ખૂટણ** ન૦ પરચૂરણ –ફાલતુ ખર્ચ (૨) અવસર વખતે કરવાનું ખર્ચ; વરો. **૦પાણી** ન૦ ખરચીપાણી (૨) વરો, જમણવાર ઇ૦

માં છૂટથી ધન ખરચવું તે. ધું૦સં૦ક્રિ૦ ખર્ચ કરવું; વાપરવું. –ચાઉ(–ળ,–ણુ) વિ૦ ખર્ચ કરે એવું; હાથનું છૂટું (૨) મોઘું.–ચી સ્ત્રી૦ ખરચવાને માટે જોઈતી રકમ; ગુજરાનનું ખરચ. –ચીપાણી ન૦ ખરચી; (૨) પરચૂરણ ખરચ

**ખરચુ** ન૦[ફા.ખર્ચ]ઝાડે જવું તે; મળત્યાગ. ૦પાણી ન૦ ખરચુ

**ખરચો** પું૦ જુઓ ખર્ચ

**ખરચો** પું૦ ખાંપો (વાળનો કે ઝાડનો)

**ખરજ** પું૦[સં.ષડ્જ]ષડ્જ–સા સ્વર(સંગીત)

**ખરજ** સ્ત્રી૦ [સં.ખર્જુ] ચામડીનો એક રોગ (૨)ખંજવાળ. ૦વું ન૦ચામડીનો એક રોગ

**ખરડ** સ્ત્રી૦ [ખરડવું] જાડા રગડાનો લેપ [પ્રા. ખરટ] ૦વું સ૦ ક્રિ૦ લેપ કરવો (૨) ખરાબ – મેલું કરવું;બગાડવું(૩)સ ઊવવું; લબદાવવું [લા.]

**ખરડાવું** અ૦ ક્રિ૦ 'ખરડવું'નું કર્મણિ

**ખરડિયું** ન૦ [દે. ખરડિઅ] સુકવણું; દુકાળ જેવું વર્ષ

**ખરડો** પું૦ [ખરડવું] ઘૂંટવાના અક્ષરોનો કાગળ (૨) કાચું લખાણ; મુસદ્દો (૩) યાદી (૪) ખરડ; લેપ [વ. વિ.]

**ખરતલ** વિ૦ ખરી પડે એવું;'ડેસિડ્યુઅસ'

**ખરપડી** સ્ત્રી૦ ખરપવાનું ઓજાર. –ડો પું૦ મોટી ખરપડી (૨) મોટો તવેથો (૩) એંજિનની આગળનું પાટા પર થોડું ઊંચું રહેતું ખરપી જેવું તે (૪) ચામડાં ઉઝરડવાનું ઓજાર (૫) કમઅક્કલ ગામડિયો; ગમાર માણસ [જુઓ ખડપવું

**ખરપવું** સ૦ ક્રિ૦ [પ્રા. ખુરપ્પ ઉપરથી]

**ખરપી** સ્ત્રી૦ જુઓ ખૂરપી. –પો પું૦ જુઓ ખરપડો

**ખરબચડું** વિ૦ ખરબચડું

**ખરરર**, ૦ખટ અ૦ [રવ૦] ઝપાટાબંધ ખરે તેમ (જેમ કે તારો)

**ખરલ** પું૦ [હિં.] જુઓ ખલ પું૦

**ખરવ** વિ૦ જુઓ ખર્વ

**ખરવડ** સ્ત્રી૦ [દે. ખરડિઅ=સૂકું; તતડેલું] ઝાડની છાલ ઉપરનો સુકાયેલો ભાગ (૨) (ભાત દૂધ ઇ૦ માં) નીચે દાઝીને વળતું ખબડું; ખરેરો (૩) તળાવ સુકાઈ ગયા પછી તળિયે બાઝી જતી કાદવની પોપડી

**ખરવા** પું૦ પશુઓની ખરીમાં કીડા પડીને થતો એક રોગ [કરાય છે

**ખરવાડ** સ્ત્રી૦ ગામનું પાદર, જ્યાં ખળાં

**ખરવાણ**વિ૦ખડતલ; દુઃખ ખમી શકે એવું

**ખરવું** અ૦ ક્રિ૦ [સં. ક્ષર્] ઉપરથી નીચે પડવું (૨) સુકાઈને પડી જવું; ગરવું (૩) હારીને દૂર થવું – જતા રહેવું [લા.]

**ખરસટ** વિ૦ ખરબચડું; બરછટ

**ખરસલી** સ્ત્રી૦ પશુઓને ખાવાનું ઝીણું સૂકું ઘાસ; ખસલી

**ખરસલું** ન૦ ખસલું; ઘાસ કે તેનું પાન યા તણખલું [એક વનસ્પતિ

**ખરસાણી, ખરસાંડી** સ્ત્રી૦ [સં. ખરસોનિ]

**ખરસૂરું(–લું)** વિ૦ જરા ખારું તે

**ખરાખર** અ૦ નક્કી; ખરેખર. –રી સ્ત્રી૦ ખરાપણું; સચ્ચાઈ (૨) સાબિતી (૩) સંકટવેળા; બારીક વખત [લા.]

**ખરાજાત** સ્ત્રી૦ [અ. ખરાજાત] મજૂરી કે બગાડને કારણે માલ પાછળ થતું ખર્ચ

**ખરાદ** સ્ત્રી૦ [ફા. ખર્રાદ]લાકડું, હાથીદાંત વગેરેનો ઘાટ ઉતારવાનું યંત્ર; સંઘાડો. ૦વું સ૦ ક્રિ૦ ખરાદીકામ કરવું. –દી પું૦ ખરાદથી ઘાટ ઉતારનારો કારીગર

**ખરાપણું** ન૦ ખરું હોવાપણું

**ખરાબ** વિ૦ [અ.] (કોઈ બાબતમાં)સારું નહિ તેવું; નઠારું (૨) અનીતિમાન; ભ્રષ્ટ. ૦ખસ્ત(–સ્તા [ફા.]) વિ૦ અત્યંત ખરાબ; પાયમાલ થયેલું.–બી સ્ત્રી૦ [ફા.] બગાડ; નુકસાન(૨) નાશ; પાયમાલી

**ખરાબો** પું૦ [ફા.] પાણીથી ઢંકાયેલો ખડક (૨) ખરાબ – ખેડવા લાયક ન હોય તેવી જમીન

**ખરાબોલું** વિ૦ સાચાબોલું

**ખરાવાટ** વિ૦ જુઓ ખરવાટ

**ખરી** સ્ત્રી૦[સં. ખુર] કેટલાંક ચોપગાં પ્રાણી-

ઓને પગનાં આંગળાંને ઠેકાણે જે આખા કે ફાટવાળા નખ હોય છે તે

**ખરીતો** પું૦ [अ.] સરકારી કાગળિયાંનો લખોટો – થેલો (૨) ખલીતો

**ખરીદ** સ્ત્રી૦ [फा.] ખરીદી; ખરીદવું તે. **૦નારું** વિ૦ ખરીદ કરનાર. **૦વું** સ૦ ક્રિ૦ [फा. खरीदन] વેચાતું લેવું. **–દાવવું** સ૦ ક્રિ૦, **–દાવું** અ૦ ક્રિ૦ અનુક્રમે 'ખરીદવું'નાં પ્રેરક ને કર્મણિ. **–દી** સ્ત્રી૦ ખરીદવું તે

**ખરીપટ્ટી** સ્ત્રી૦ગામને દેવામાંથી મુક્ત કરવા માટેનું ઉઘરાણું

**ખરીફ** સ્ત્રી૦ [अ.] ચોમાસુ પાક

**ખરું** વિ૦ સાચું; 'ખોટું'થી ઊલટું; યથાર્થ; જેવું હોય તેવું (હિસાબ, વાત, ઇ૦) (૨) શુદ્ધ; નકલી કે બનાવટી નહિ એવું; જેવું હોવું જોઈએ તેવું; અસલ (ખરો રૂપિયો) (૩) સાચાબોલું; ઈમાનદાર (માણસ)(૪) શેકીને કડક કરેલું કે થયેલું (ખરી રોટલી) (૫) પાકું; બરોબર; ઊણપ વગરનું (ખરા બપોર) (૬) આશ્ચર્યના ઉદ્‌ગારનો ('ભલું' 'બરોબર' જેવો) ભાવ બતાવે છે ('તમે તો ખરી વાત કાઢી!') (૭) અ૦ 'અહા, હા – સાચું, વારુ, અલબત્ત,' જેવા અર્થનો ઉદ્‌ગાર સૂચવે છે.) 'ખરું, ખરું!' 'જો ખરું ને!' ઇ૦). **૦લોહું** ન૦ પોલાદ. **–રે** અ૦ સાચે; ખરેખાત (૨) નક્કી. **–રેખર** સાચે (૨) ખચીત. **–રેખરું** વિ૦ સાચેસાચું. **–રેખાત** અ૦ સાચે (૨) ખચીત

**ખરેટી** સ્ત્રી૦ કાદવ સુકાઈ ફાટી ગયેલી જમીન

**ખરે(૦ડું)** ન૦ કરેડું; તરત વિયાયેલી ગાય-ભેંસનું દૂધ(૨)[દિવને] વાંકું-કૂડું પડવું તે

**ખરેટો** પું૦ ઓધરાળો; રેલાનો ડાઘ (૨) દાઝી ગયેલા અન્નનો પોપડો

**ખરેડી** સ્ત્રી૦ [રવ૦] ગરગડી

**ખરેરી** સ્ત્રી૦ [રવ૦] ખખરી (૨) ગળામાં ખરખર થવું તે

**ખરેરો** (રે') પું૦ ઘોડા, બળદ વગેરેની માલિસ કરવાનું ઓજાર

**ખરેંટી** (૦) સ્ત્રી૦, **–ટું** ન૦ જુઓ ખરેટી

**ખરોખર** અ૦ જુઓ ખરેખર

**ખરોષ્ટી** સ્ત્રી૦ એક જૂની લિપિ

**ખર્ચ** [अ.], **૦ખૂટણ**, **૦વું**, **–ર્ચાઉ** (**૦ળ**, **–ળુ**) જુઓ 'ખરચ'માં

**ખર્વ** પું૦[सं.] હજાર કરોડ(૨)વિ૦ ખોડીલું; અપંગ; અધૂરું (૩) વામન; ઠીંગણું

**ખલ** પું૦ [सं.] ઓસડ વગેરે કચરવાનો કે ઘૂંટવાનો ખાડાવાળો ઘડેલો પથરો

**ખલ** વિ૦ [सं.] શઠ; ધૂર્ત

**ખલક** સ્ત્રી૦ [अ. खल्क] જગત; દુનિયા (૨) માણસજાત; સંસાર

**ખલકો** પું૦ [अ. खिर्क़] ફકીરનો લેબાસ; કંથા

**ખલતો** પું૦ [फा. खर्लातह] ખાનાંખાનાંવાળી થેલી; મોટો વાટવો

**ખલબત્તો** પું૦ ખલનો બત્તો; ઉપરવટણો(૨) ખલ અને બત્તો

**ખલલ** સ્ત્રી૦; ન૦ [अ.] હરકત; અડચણ

**ખલવું** સ૦ક્રિ૦ ખરલ કરવું; ખલમાં ઘાલીને ઘૂંટવું – બારીક કરવું

**ખલવું** ન૦ ગાડાનાં પાંજરાં ટેકવવા માટે માંચડામાં ઘલાતો લાકડાનો હાથો (૨) ક્રિકેટમાં રોપાતો દાંડિયો; 'સ્ટંપ'

**ખલાસ** વિ૦ [अ.] સમાપ્ત; પૂરું

**ખલાસ(–સી)** પું૦ [अ.] ખારવો

**ખલિત** વિ૦ + સ્ખલિત; ખરી પડેલું

**ખલી** સ્ત્રી૦ [सं. खल] ખળું (૨) કહોળની દાળ કરવાની જગા

**ખલીતો** પું૦ [फा.] લખોટો; પરબીડિયું

**ખલીફ(–ફા)** પું૦ [अ.] મહંમદ પેગંબર પછી ઇસ્લામી ધર્મનો વડો; ધર્મરક્ષક

**ખલુ** અ૦ [सं.] જરૂર; નક્કી

**ખલેચી** સ્ત્રી૦ [फा. खर्लातह ઉપરથી] ખાનાવાળી કોથળી; થેલી

**ખલેડી(–રી)** સ્ત્રી૦ ખિસકોલી

**ખલેલ** સ્ત્રી૦ ન૦ જુઓ ખલલ

**ખલ્ક** સ્ત્રી૦ [अ.] જુઓ ખલક

**ખવડા(–રા)વવું** સ૦ક્રિ૦ 'ખાવું'નું પ્રેરક

**ખવળાવું** અ૦ ક્રિ૦ ભોંય, બિછાના પર આળોટવું (૨) વલૂરવું (૩) ખળભળવું

**ખવાડવું** સ૦ ક્રિ૦ ખવડાવવું
**ખવાબ** પું૦ [જુઓ ખ્વાબ] સ્વપ્ન
**ખવાવું** અ૦ક્રિ૦ 'ખાવું'નું કર્મણિ(૨) કાટ કે સડો લાગવો; ક્ષીણ થવું
**ખવાસ** વિ૦ [અ.] સેવાચાકરીનો ધંધો કરતી એક જાતનું (૨) પું૦ તે જાતનો માણસ (૩) હજૂરિયો. (૪) ચીજની ખાસિયત; પદાર્થનો ધર્મ (૫) સ્વભાવ; મિજાજ ૦ણ(-ણી), -સી સ્ત્રી૦ દાસી (૨) ખવાસની સ્ત્રી [(૨)રાક્ષસ
**ખવીસ** પું૦ [અ.] એક જાતનું ભૂત-પ્રેત
**ખશિયાણું** વિ૦ ખિશિયાણું; છોભું
**ખસ** સ્ત્રી૦ [સં.] ચામડાનો એક રોગ
**ખસ** સ્ત્રી૦ [फा.] વીરણનો વાળો
**ખસકવું** અ૦ ક્રિ૦ જુઓ ખીસકવું
**ખસકો** પું૦ [જુઓ ખચકો] ખાંચો
**ખસખસ** સ્ત્રી૦ [સં. खस्खस] અફીણનો છોડવો (૨) એ છોડવાનું બીજ [તેમ
**ખસડફસડ** અ૦ [રવ૦] (૨) ઘસડાતું હોય
**ખસમ** પું૦ [અ. खसम] પતિ; ધણી
**ખસર** સ્ત્રી૦ નાનો ખસરકો. ૦કો પું૦ લીટો; ખચકો(૨)ઉઝરડો; કાપો [ખરસલી
**ખસલી** સ્ત્રી૦ પશુને ખાવાનું ઝીણું સૂકું ઘાસ;
**ખસલું** ન૦ ઘાસ કે તણખલું
**ખસલું** વિ૦ ખસના રોગવાળું
**ખસવું** અ૦ ક્રિ૦ [દે. खस] સરકવું; આઘા થવું (૨) લપસવું (૩) કરાર, મત, માન્યતા, કથન ઇ૦માંથી ફરી જવું
**ખસિયાણું** વિ૦ ખિસિયાણું
**ખસિયું(-યેલ)** વિ૦ ખસના રોગવાળું
**ખસી** સ્ત્રી૦ [અ.] અંડ-વૃષણ પર ઉપચાર કરી તેમને નિરુપયોગી કરવા તે
**ખસૂસ (૦ન)** અ૦ [અ.] ખચીત; જરૂર(૨) ખાસ કરીને [દૂર કરવું
**ખસેડવું** સ૦ ક્રિ૦ ['ખસવું' ઉપરથી]
**ખસ્સી** સ્ત્રી૦ જુઓ ખસી
**ખળ** વિ૦ [જુઓ ખલ] શઠ; ધૂર્ત
**ખળકવું** અ૦ ક્રિ૦ શોભવું; દીપવું
**ખળકવું** અ૦ ક્રિ૦ [રવ૦] ખટખટવું
**ખળકો** પું૦[સં. खल् = એકઠું કરવું]ઉચ્ચક રકમ;અમુક સંખ્યા (૨) જથો, સમૂહ
**ખળખળ** અ૦ [રવ૦] ખળખળ અવાજ થાય એવી રીતે (૨) સ્ત્રી૦; ન૦ ખળખળાટ. ૦તું વિ૦ જુઓ ખખળતું. ૦વું અ૦ ક્રિ૦ [સં. खलखलाय] જુઓ ખખળવું. **-ળાટ** અ૦ ખળખળ અવાજ સાથે; અટક્યા વગર વહેતું હોય એમ (૨) પું૦ એવો અવાજ
**ખળભળ** સ્ત્રી૦ [દે. खलभलिय] ગડબડ; ઘોંઘાટ (૨)મનનો અજંપો; ગભરાટ. ૦વું અ૦ ક્રિ૦ જુઓ ખભળવું. ૦ળાટ પું૦ ક્ષોભ; ગભરાટ (૨) ગરબડ; કોલાહલ
**ખળવું** અ૦ક્રિ૦[સં. स्खल्] અચકાવું;અટકવું
**ખળાવાડ** સ્ત્રી૦ ખળું કરવાની જગા
**ખળાંઢળાં** અ૦ ખળાં ઊભરાઈ જાય એમ; પુષ્કળ છત હોય એમ
**ખળી** સ્ત્રી૦ જુઓ ખલી
**ખળું** ન૦ [સં. खल] કણસલાં ગૂંદીને કે ઝૂડીને અનાજ કાઢવાની જગા
**ખળેળો** પું૦ [રવ૦] દડૂડો
**ખંખ** વિ૦ ખાલી (૨) ખોખા જેવું નકામું (૩) ધનહીન
**ખંખસોટવું** સ૦ક્રિ૦ જરાતરા ચોપડવું
**ખંખળાવવું** સ૦ ક્રિ૦ ઝબકોળીને ધોવું; ખંખાળવું
**ખંખારવું** અ૦ ક્રિ૦ ખોંખારવું
**ખંખાળવું** સ૦ ક્રિ૦ પાણીમાં ઝબકોળીને અને હલાવીને ધોવું; પાણી વડે ખૂબ ધોવું-સાફ કરવું(૨)પાણીના કોગળા કરી (મોં) ખૂબ સાફ કરવું
**ખંખેરવું** સ૦ ક્રિ૦ ખેરવી નાખવું (૨) ઝાટકણી કાઢવી; ધમકાવવું [લા.]
**ખંખોરવું** સ૦ ક્રિ૦ ખોરવું; સંકોરવું; (દીવતા) (૨) વેરી નાખવું; વીંખી નાખવું (૩) નખ વતી ખોતરવું
**ખંખોળા** પું૦બ૦વ૦, **-ળાં** ન૦બ૦વ૦ ખોળંખોળા
**ખંખોળિયાં** ન૦બ૦વ૦ પાણીથી નવાડવું

. તે(નવડાવ્યા પછી વધેલું પાણી એકીસાથે બાળકના માથા પર રેડતી વખતે મા આ શબ્દ બોલે છે)
**ખંગ** પું૦ ખરકલો; ઢગલો(૨)દાઝ; વેર(૩) બદલો (૪) ખંત; ખાંત
**ખંગ** વિ૦ [જુઓ ખંજ] વિ૦ લૂલું
**ખંગળાવવું** સ૦ક્રિ૦ જુઓ ખંખળાવવું
**ખંગાળવું** સ૦ ક્રિ૦ જુઓ ખંખાળવું
**ખંચાવું** અ૦ ક્રિ૦ ખમચાવું; અટકવું
**ખંજ** વિ૦ [સં.] લંગડું; લૂલું
**ખંજન** ન૦ [સં.] એક પક્ષી
**ખંજર** ન૦ [ફા.] કટાર જેવું, બેધારું એક શસ્ત્ર [નગારી – ડફ
**ખંજરી** સ્ત્રી૦ [હિં.] ઘૂઘરીઓવાળી નાની
**ખંજવાળ** સ્ત્રી૦ [સં. खन्+સં. ज्वल] ચામડીનો એક રોગ; લૂખસ; ચૂંટ (૨) ચળ; વલૂર. ૦વું સ૦ ક્રિ૦ વલૂરવું
**ખંજોળવું** સ૦ ક્રિ૦ જુઓ ખંજવાળવું
**ખંડ** પું૦ [સં.] ભાગ; કકડો (૨) જૂથ; સમૂહ (૩) પ્રકરણ (૪) એક ચોળી કે કાંચળી થાય તેટલું મોળિયાં સાથે વણેલું કપડું; રેજો (૫) ઘરનો એક ભાગ; ઓરડો (૬) પૃથ્વીના પાંચ મોટા ભાગોમાંનો પ્રત્યેક (એશિયા, અમેરિકા, આફ્રિકા, યુરોપ અને ઑસ્ટ્રેલિયા) (૭) વિ૦ વિભાગવાળું (૮) નાનું; ટૂંકું. **૦કથા** સ્ત્રી૦ [સં.] નાની–ટૂંકી વાર્તા. **૦કાવ્ય** ન૦ [સં.] નાનું કાવ્ય (૨) અનેક છંદવાળું કાવ્ય
**ખંડણી** સ્ત્રી૦ ખંડિયું રાજ્ય ઉપરી રાજ્યને જે રકમ દર વર્ષે ભરે તે
**ખંડન** ન૦ [સં.] તોડવું તે (૨) દલીલ કે વાદને તોડી પાડવો – રદિયો આપવો તે. **૦મંડન** ન૦ તોડવું અને માંડવું તે (૨) ચર્ચામાં વાદને તોડવો અને માંડવો તે
**ખંડવું** સ૦ક્રિ૦ [સં. खण्ड्; પ્રા.] તોડવું; કકડા–વિભાગ કરવા (૨) માગતા પેટે અમુક ઓછું આપી પતાવવું (૩) સામટો ભાવ ઠરાવીને સોંઘામાં ખરીદવું
**ખંડખંડા** સ્ત્રી૦ ['ખાંડવું' ઉપરથી] ઉપરાઉપરી ખાંડવું તે (૨) ખંડાખંડી
**ખંડાખંડી** સ્ત્રી૦ [સર૦ પ્રા. खंडाखंडि] કચરકચરા; ભીડાભીડ
**ખંડાવવું** અ૦ક્રિ૦ 'ખાંડવું', 'ખંડવું'નું પ્રેરક
**ખંડાવું** અ૦ક્રિ૦ 'ખાંડવું', 'ખંડવું'નું કર્મણિ (૨) નુકસાનમાં આવવું (૩) પીડાવું; ભીડમાં હેરાન થવું
**ખંડિત** વિ૦ [સં.] ભાંગેલું; ખાંડું
**ખંડિયું** [પ્રા. खड्डिअ=પરાજિત] ખંડણી ભરનારું; તાબેદાર (૨) ખંડિત
**ખંડિયેર** ન૦[સં. खंडित, પ્રા. खंडिअ પરથી] ભાંગીતૂટી ઇમારત; પડી ગયેલા ઘરનું ખોખું
**ખંડેર** ન૦ જુઓ ખંડિયેર
**ખંત** સ્ત્રી૦ ચીવટપૂર્વક લાગ્યા–મંડ્યા રહેવાનો ગુણ (૨) ચીવટ; કાળજી. **–તી, –તીલું** વિ૦ ખંતવાળું
**ખંધ** પું૦ [સં. स्कंध; પ્રા.] + ખભો; ખાંધ
**ખંધાઈ** સ્ત્રી૦ ['ખંધુ'] લુચ્ચાઈ; ધૂર્તતા
**ખંધુ** વિ૦ લુચ્ચું; ધૂર્ત [પંજેટી
**ખંપાલી(–ળી)** સ્ત્રી૦ ખેતીનું એક ઓજાર;
**ખંભ** પું૦ [સં. स्तंभ; પ્રા.] થાંભલો; સ્તંભ
**ખંભાતી** વિ૦ (મૂળ ખંભાતમાં બનતું) એક મજબૂત જાતનું (તાળું)
**ખંભો** પું૦ જુઓ ખંભ
**ખા** અ૦ ['ખાવું' ઉપરથી] વારતાં છતાં ન માને ને નિષ્ફળતા મળે ત્યારે કટાક્ષનો બોલ; 'લેતો જા'
**ખાઈ (ખા')** સ્ત્રી૦ [સં. खाति] ખાણ; ઊંડો ખાડો (૨) કોટને ફરતી ખાઈ (૩) ગામનું પાણી જવા ખોદેલો કાંસ [સાધન
**ખાઈ** સ્ત્રી૦ ખાવાની ચીજ; આજીવિકાનું
**ખાઈખપૂસીને** અ૦ ખંત અને એકાગ્રતાથી
**ખાઈપીને** અ૦ ખાઈખપૂસીને
**ખાઈબદેલુ** વિ૦ [ખાવું + બદવું] પહોંચેલ; પાકું; યુક્તિપ્રયુક્તિ વગેરે પામી ગયેલું
**ખાઉ** વિ૦ ખાનારું, સહન કરનારું, એવા અર્થમાં નામને છેડે વપરાય છે. ઉદા૦ 'ભાજીખાઉ'; (૨) ન૦ ખાવાનું; ખાણું. **૦ધર** વિ૦ ખાખા કરનારું; ખાતાં ધરાય

નહિ એવું (૨) લાંચિયું. ૦ધરાવેડા પુંબ૦વ૦ ખાઉધરાપણું કરવું તે. ૦ધરું વિ૦ ખાઉધર
**ખાએશ** સ્ત્રી૦[फा.खाहिश]ઇચ્છા;અભિલાષા
**ખાક** સ્ત્રી૦ [फा.] રાખ; ધૂળ (૨) મારેલી ધાતુ (૩) નાશ; પાયમાલી
**ખાકટી** સ્ત્રી૦, **-ટું** ન૦ કેરીનો મરવો
**ખાકસાર** વિ. [फा.] પગની રજ જેવું તાબેદાર; નમ્ર (૨) પામર; અધમ (૩) એક રાજદ્વારી મુસલમાની સંઘનો સભ્ય
**ખાકી** વિ૦ [फा.] ખાખવાળું; રખોડી ચોળનારું (૨) રાખોડિયા રંગનું (૩) ઘેરા પીળા રંગનું (૪) ઐહિક [લા.]
**ખાખ** સ્ત્રી૦ જુઓ ખાક
**ખાખર** પું૦ [दि. खक्खर] એક ઝાડ, જેનાં પાનનાં પતરાળાં થાય છે
**ખાખર** પું૦ [રવ૦] (ગોતા તરીકે ઢોર ખાય તે) તુવેરની સૂકી પાંદડી. **-રી** સ્ત્રી૦ નાનો ખાખરો (૨) રોટલી (૩) તંબાકુનાં સુકાઈ ગયેલાં પાતરાં; સૂકો. **-રો** પું૦ [दि.खक्खरत] શેકીને કડક કરેલી રોટલી
**ખાખરો** પું૦ જુઓ ખાખર નં. ૧
**ખાખરોટવું** સ૦ક્રિ૦ જરાતરા ચોપડવું
**ખાખસૂસ** અ૦ ખસૂસ; ખચીત
**ખાખાવીખી** [વીંખાવું] વિ૦ છિન્નભિન્ન (૨) દુઃખી; હેરાન (૩) સ્ત્રી૦ પાયમાલી; ધૂળધાણી
**ખાખી** વિ૦જુઓ ખાકી (૨)ખાલી; નિર્ધન (૩)ન૦ખાખી રંગનું લૂગડું. ૦બંગાલી (-ળી) વિ૦ ખાલી હાથે ફક્કડ થઈને ફરનાર. ૦બાવો પું૦રાખ ચોળનાર બાવો
**ખાજ** ન૦ [सं. खाद्य] ખાદ્ય (૨) ખાજું
**ખાજ** સ્ત્રી૦ [सं. खर्जु] ખૂજલી; ખંજવાળ
**ખાજલી** સ્ત્રી૦ નાનું ખાજું; એક ખાવાની વાની.**-લું** ન૦ ખાજું (૨)ચકરડું;ફૂંદાળું
**ખાજું** ન૦ [प्रा. खज्ज] એક ખાવાની વાની.
**ખાટ** સ્ત્રી૦ [सं. खट्वा] દોરીવાળો ખાટ
**ખાટકી** પું૦ [सं. खट्टिक] કસાઈ
**ખાટખટુંબડું** વિ૦ ખટમધુરું
**ખાટખટૂમડું** વિ૦ ખાટખટુંબડું
**ખાટલાવશ** વિ૦ સુવાવડ કે સખત માંદગીથી પથારીવશ
**ખાટલી** સ્ત્રી૦ નાનો ખાટલો; માંચી (૨) ઠાઠડી. **-લો** પું૦ સૂવાનો ખાટ; માંચો; ચારપાઈ (૨) [લા.] મંદવાડ (૩) પ્રસૂતિ
**ખાટવું** સ૦ક્રિ૦ ફાયદો મેળવવો
**ખાટસવાદિયું, ખાટસવાદુ** વિ૦ પોતાના સંબંધ વિનાની નકામી વાતમાં રસ લેનાર
**ખાટિયું** ન૦ ખાટું, પ્રવાહી શાક (૨) કાચી કેરીને બાફીને બનાવાતી પ્રવાહી વાની
**ખાટીમીઠી** સ્ત્રી૦ ખટમધુરી ખાવાની ચકતી કે ગોળી; 'પેપરમિંટ'
**ખાટું** વિ૦[सं. क्षार; दे. खट्ट] ખટાશવાળું (૨) કચવાયેલું; નારાજ. ૦ચડ; **ચરડ**,૦ચૂના જેવું,૦ચેડ,૦ખડચ(-સ) વિ૦ એકદમ ખાટું [(લગ્નને આગલે દિવસે)
**ખાટુંવડું** ન૦ છોકરાના લગનની નાત
**ખાટોડી** સ્ત્રી૦ એક જાતની ખાટી ભાજી
**ખાડ** સ્ત્રી૦ [જુઓ ખાડો] ખાઈ
**ખાડાજાજરૂ** ન૦ ખાડા ઉપર ગોઠવાતું ફેરવી શકાય એવું જાજરૂ
**ખાડી** સ્ત્રી૦ [ખાડો] દરિયાની ભરતી પહોંચે ત્યાં સુધીનો નદીનો ભાગ (૨) જમીનમાં ગયેલો દરિયાનો સાંકડો પ્રવાહ (૩) ગટર; મોરી
**ખાડું** ન૦ ભેંસોનું ટોળું
**ખાડો** પું૦ [दे. खड्ड] ખાધરો; જમીનમાં ખોદાણ (૨) ખોટ; નુકસાન. ૦ખડિયો, ૦ખૈયો પું૦ ખાડો કે ખાધરો
**ખાણ** (ણ,) સ્ત્રી૦ [सं. खानि] ખનીજ પદાર્થો કાઢવા માટે ખોદેલો ખાડો (૨) તેવા પદાર્થો ખોદતાં મળી આવે તેનું સ્થળ-છૂપો ભંડાર (૩) જેમાંથી બહાર ન નીકળાય તેવો ઊંડો ખાડો (ઉદા૦ નરકની ખાણ) (૪) અખૂટ ભંડાર (૫) અનાજ ભરવા માટે બનાવેલું ભોંયરું; ભંડાર (૬) ઉત્પત્તિસ્થાન (૭) ધારવાળી વસ્તુની ધારમાં પડેલો ખચકો

**ખાણ** ન૦ [सं. खादन; प्रा.] ઢોરને ખાવાનું અનાજ કે ગોતું
**ખાણિયો** પું૦ ખાણનો મજૂર
**ખાણી** સ્ત્રી૦ ખાણ; ઉત્પત્તિસ્થાન (૨) ભંડાર
**ખાણીપીણી** સ્ત્રી૦ ખાવાપીવાનું; ખાનપાન
**ખાણું** ન૦ જમણ; ભોજન (૨) મિજબાની (૩)(ખાવા પીવામાં પળાતો) મરણનો શોક
**ખાત** વિ૦[सं.]ખોદેલું. ૦**મુરત,** ૦**મુહૂર્ત** ન૦ બાંધકામનો પાયો નાંખવાનો મંગળ સમય કે તેનો વિધિ
**ખાતમો** પું૦ [अ.खातिमह] છેડો (૨) મોત
**ખાતર** સ્ત્રી૦ [फा.खातिर] ચાકરી; બરદાશ; સરભરા (૨) તરફદારી (૩) અ૦ માટે
**ખાતર** ન૦ [दे.खत्त] ખેતર સુધારવા સારુ તેમાં નખાતાં છાણ, કાંપ, લીંડી વગેરે પદાર્થો; તેવો બીજો રસાયણી પદાર્થ
**ખાતર** ન૦ [दे. खत्त] ચોરે ભીંતમાં પાડેલું બાકું (૨) ચોરી. ૦**પડો,**૦ **પાડુ** પું૦ ખાતર પાડનાર; ચોર
**ખાતરપૂંજો** પું૦ ખાતરમાં કામ આવે એવો પૂંજો; ઘાસ, છાણ, વાસીદું વગેરે કચરો
**ખાતરબરદાશ(-સ)** સ્ત્રી૦ [फा. खातिर+ दरदाश्त] આગતાસ્વાગતા; સરભરા
**ખાતરિયું** ન૦[सं. खात्र] ઘર કોચવાનું ચોરનું હથિયાર
**ખાતરિયો** પું૦ [જુઓ અખંતર] મેલી વિદ્યામાં પ્રવીણ માણસ; ભૂવાનો સાથી
**ખાતરી** સ્ત્રી૦ [अ.खातिर] ભરોસો; પતીજ (૨) નિઃશંકપણું; ચોકસાઈ (૩) સાબિતી; પ્રમાણ. ૦**દાર** વિ૦ખાતરીવાળું. ૦**પૂર્વક,** ૦**બંધ** અ૦ ખાતરીથી
**ખાતાબંધી** સ્ત્રી૦ [फा. खत+बंदिश] જમીન મહેસૂલની રૈયતવારી પદ્ધતિ
**ખાતાબાકી** સ્ત્રી૦ ખાતે બાકી નીકળે તે
**ખાતાવહી** સ્ત્રી૦ ખાતાવાર હિસાબ નોંધવાની વહી-ચોપડી
**ખાતાંપીતાં** અ૦ક્રિ૦નિર્વાહનું ખર્ચ કાઢતાં
**ખાતાંપોતાં** ન૦બ૦વ૦ હિસાબકિતાબ
**ખાતું** ન૦ [फा. खत] આસામીવાર અથવા આવકખર્ચની જાતવાર જમે-ઉધારનો હિસાબ (૨) લેણાદેણીનું લખાણ (૩) વિષય; પ્રકરણ (૪) કામકાજની ફાળવણીનું અંગ. ઉદા૦ 'કેળવણી ખાતું', 'ઇન્સાફ ખાતું'. ૦**પત્રું** ન૦ લેવડદેવડ (૨) લેણદેણને લગતું લખાણ [સાધનવાળું
**ખાતુંપીતું** વિ૦ ઠીક ઠીક ગુજરાનના
**ખાતૂન** સ્ત્રી૦[तुर्की] મોટા ઘરની સ્ત્રી; બેગમ
**ખાતે** અ૦ સ્થળે; મુકામે. ઉદા૦ મુંબાઈ ખાતે ભરાયેલી સભા
**ખાતેદાર** પું૦ સરકારના મહેસૂલી કે કોઈના ખાનગી ચોપડે ખાતાવાળો
**ખાદી** સ્ત્રી૦[ખડદું]હાથે કાંતેલા સૂતરનું હાથે વણેલું કાપડ. ૦**કાર્યાલય** ન૦ ખાદીનું કામ કરતું દફતર. ૦**કેન્દ્ર** ન૦ ખાદીનું કામ કરનારું મથક. ૦**ફેરી** સ્ત્રી૦ ખાદી વેચવા નીકળવું તે. ૦**ભંડાર** પું૦ ખાદીની દુકાન
**ખાદ્ય** વિ૦ [सं.] ખવાય એવું; ખાવા યોગ્ય (૨) ન૦ ખાવાનું
**ખાધ** સ્ત્રી૦ [ખાધરો] ખોટ; નુકસાન(૨) ખોડ; ખાંપણ (જેવી કે હીરા મોતીમાં)
**ખાધ** (ધ,) સ્ત્રી૦[सं. क्षुधा]ખોરાક; આહાર. ૦**ખોરાકી** સ્ત્રી૦ ખાધાખોરાકી. ૦**રું** વિ૦ ખાઉધરું; ખાઉં ખાઉં કરનારું
**ખાધરો** પું૦ ઊંડો ખાડો (૨) નુકસાન
**ખાધાખરચ,ખાધાખર્ચ,ખાધાખાઈ, ખાધાખોરાકી** સ્ત્રી૦ ભરણપોષણ માટે જરૂરી રકમ
**ખાધાવેધ** પું૦; સ્ત્રી૦ શત્રુવટ; વેર
**ખાધાળું** વિ૦ખાધ-ખોડ કે નુકસાનીવાળું
**ખાધું** સ૦ક્રિ૦ [दे.खद्ध]'ખાવું'નું ભૂતકાળ. **-ધેલ** ભૂ૦કૃ૦, **-ધેલ પીધેલ** વિ૦, **-ધેલું** ભૂ૦કૃ૦ ખાધેપીધે સુખી (૨) માતેલું; હૃષ્ટપુષ્ટ
**ખાન** પું૦ [फा.] શાહજાદા, અમીર ગૃહસ્થ વગેરેને અપાતું મુસલમાની ઉપનામ. ૦**ખાના,** ૦**ખાનાન** વિ૦ [फा.] ખાનના ખાન-સૌથી મોટા ખાનનો ઇલકાબ ધરાવનાર

**ખાનગી** વિ૦ [फा.] પોતીકું; અંગત (૨) જાહેર નહિ એવું; ગુપ્ત

**ખાનદાન** વિ૦ [फा.] સારા ઘરનું; કુળવાન (૨) પ્રતિષ્ઠિત (૩) ન૦ કુટુંબ; કુળ. **–ની** સ્ત્રી૦ ખાનદાનપણું; કુલીનતા (૨) સજ્જનતા

**ખાનપાન** ન૦ [सं.] ખાવુંપીવું તે (૨) તેની વસ્તુ

**ખાનબહાદુર** વિ૦ (૨) પું૦ એ ઇલકાબ ધરાવનાર

**ખાનસામા** પું૦ [फा.] (મુસલમાન અને અંગ્રેજ ઘરમાં) રસોઈ વગેરેનો કારભારી

**ખાનસાહેબ** વિ૦ (૨) પું૦ એ ઇલકાબ ધરાવનાર

**ખાનાખરાબ** વિ૦ [फा.] સત્યાનાશ વાળનારું. **–બી** સ્ત્રી૦ સત્યાનાશ

**ખાનાજંગી** સ્ત્રી૦ [फा.] ઘરમાં–આપસ-આપસમાં લડવું તે

**ખાનાશુ(–સુ)મારી** સ્ત્રી૦ [फा.] ઘરોની (વસ્તીની) ગણતરી

**ખાનું** ન૦ [फा.] ઘર; ઘરનો ભાગ; ખંડ (૨) ભંડાર; નિધિ (૩) પેટીપટારો કે મેજ, કબાટ વગેરેમાં વસ્તુ મૂકવા કરેલો વિભાગ (૪) લખાણ માટે અલગ પડાતો વિભાગ કે કોઠો

**ખાપ** સ્ત્રી૦ [सं. कर्पर ઉપરથી] દર્પણ (૨) અબરખની પતરી

**ખાપરિયું** ન૦ [सं. खर्परी] આંખનું એક ઔષધ (૨) બાળકને આપવાનું એક ઔષધ

**ખાપરું** વિ૦ [सं. खर्पर] ગાંજ્યું ન જાય એવું; બહુ જ પહોંચેલું; કપરું. **–રો કોડિયો** પું૦ એકબીજાથી ઠગાય નહિ એવા બે ધૂર્તોમાંનો એક (૨) સમાન હરીફ. **–રો ઝવેરી** પું૦ ચાંપાનેરનો એક પ્રાચીન, મહા કાબેલ અને ધૂર્ત ઝવેરી (૨) [લા.] મહા ઠગ (૩) હીરાનો હોશિયાર પારખ

**ખાપવું** સ૦ક્રિ૦ ખાંપવું; થોડું થોડું સોરવું

**ખાબ** પું૦ [फा. ख्वाब] ઊંઘ (૨) સ્વપ્ન

**ખાબકવું** અ૦ક્રિ૦ [રવ૦] ઊંચેથી ટપકવું (૨) વચ્ચે બોલી ઊઠવું [લા.]

**ખાબડખૂબડ** વિ૦ ખાડાખૈયાવાળું

**ખાબોચિયું** ન૦ પાણીથી ભરેલો નાનો ખાડો

**ખામણિયું** ન૦ નીચે ખામણા પર રહેતું કોસનું દોરડું; વરત

**ખામણું** ન૦ (પાણિયારા વગેરેમાં) વાસણ મૂકવા સારુ કરેલી બેસણી (૨) છીછરો ક્યારો [ઝાડનો] (૩) ખામું; કદ (૪) વિ૦ ઠીંગણું

**ખામી** સ્ત્રી૦ [फा.] ખોડખાંપણ; કસર; ઊણપ (૨) ખોટ; ઘટ (૩) ભૂલ; દોષ

**ખામુખા** અ૦ [फा. खाहमखाह] ઇચ્છાએ કે અનિચ્છાએ; નછૂટકે; અવશ્ય (૨) ખાસ કરીને (૩) જાણીજોઈને

**ખામું** ન૦ આકાર; કદ

**ખામોશ** અ૦ [फा.] સબૂર; થોભો, શાંત! એ અર્થનો ઉદ્ગાર

**ખામોશ(–શી)** સ્ત્રી૦ [फा.] સબૂરી; ધીરજ

**ખાયકી** સ્ત્રી૦ પેદાશ; મળતર (૨) કોઈનું છાનું ખાવું–મેળવવું તે

**ખાર** પું૦ [फा.] કાંટો (૨) વેર (૩) ઈર્ષા

**ખાર** પું૦ [सं. क्षार; प्रा.] ખારાશવાળો પદાર્થ; ક્ષાર. **૦પાટ** પું૦ન૦ ખારવાળી –જેમાં મીઠું પાકતું હોય એવી જમીન

**ખારવાં** ન૦બ૦વ૦ વરસાદને અભાવે જારબાજરીના ખેંચી લીધેલા સાંઠા

**ખારવો** પું૦ [सं. क्षार+वह] ખલાસી; વહાણ ચલાવનારો (૨) સંચારો (૩) ખારાટવાળો ગોળ

**ખારાટ** પું૦ સહેજસાજ ખારાપણું. **૦શ** સ્ત્રી૦ ખારાટ (૨) અણબનાવ [લા.]

**ખારિયું** વિ૦ ખારવાળું (૨) ખારીલું (૩) ન૦ મીઠું ચડાવેલો ચીભડાનો કકડો

**ખારી** સ્ત્રી૦ ખારવાળી માટી કે જમીન (૨) ખારાશવાળી એક ભાજી

**ખારી** સ્ત્રી૦ [सं.] એક વજન (દોઢ મણ)

**ખારીલું** વિ૦ ['ખાર' ઉપરથી] દ્વેષીલું; વેરઝેર રાખનારું

**ખારુઈ** સ્ત્રી૦ વિધવાને પહેરવાનું એક જાતનું વસ્ત્ર

**ખારું** વિ૦ ['ખાર' ઉપરથી] મીઠા જેવા સ્વાદનું (૨) મીઠામાં આથેલું; મીઠું

ચટાવેલું (ઉદા૦ ખારી સૂંઠ) (૩) ખારવાળું; ખારીલું. ૦અગ્ગર, ૦ઊસ, ૦દવ વિ૦ એકદમ ખારું

**ખારેક** સ્ત્રી૦ [દે. खारिक्क] સૂકવેલું ખજૂર. ૦કોપરાં શ૦ પ્ર૦ ન૦બ૦વ૦ હોળીના તહેવારે કન્યાના સાસરેથી કન્યા માટે મોકલાતી ભેટ. **-કી** વિ૦ ખારેક જેવું કે જેવડું [પાપડખાર

**ખારો** પું૦ [સં. क्षार] એક ક્ષાર; સંચોરો;

**ખારોડ** વિ૦ ક્ષારવાળું (જમીન ઇ૦ માટે)

**ખારોપાટ** પું૦ ખારપાટ (૨) એક રમત.

**ખાલ(૦ડી)** સ્ત્રી૦ [દે. खल्ला] ચામડી (૨) છાલ. **૦પી** સ્ત્રી૦ ચામડિયણ. **૦પો** પું૦ ચામડિયો

**ખાલવવું** સ૦ક્રિ૦ ખાલી કરવું

**ખાલસા** વિ૦ [ફા. खालिसह] પોતાની કુલ માલિકીનું; આગવું (૨) સરકારના વહીવટનું; સરકારી (૩) ગુરુ ગોવિંદસિંહે શીખોમાં જે નવું વિધાન પ્રવર્તાવ્યું તેને અનુસરનારું

**ખાલિક** પું૦ [અ.] સર્જનહાર

**ખાલિસ** વિ૦ [અ.] શુદ્ધ (૨) છળકપટ વિનાનું

**ખાલી** વિ૦ [અ.] ઠાલું; કશું ભર્યા વગરનું (૨) નિર્ધન; ગરીબ (૩) સ્ત્રી૦ લોહીનું ફરવું બંધ પડી જવાથી અંગ ઝણઝણે તે; ઝણઝણી (૪) સંગીતનાં તાલમાં તાળી ન આપતાં હાથ છૂટા પાડવા તે કે તેવું સ્થાન (૫) અ૦ અમથું; વ્યર્થ (૬) માત્ર; ફક્ત. **૦ખમ,૦ખંખ** વિ૦ તદ્દન ખાલી; ઠાલુંઠમ. **૦પીલી** અ૦ વગર કારણે; અમથું [ચામડું

**ખાલું** ન૦ ['ખાલ' ઉપરથી] જોડાનું ઉપલું

**ખાલું** ન૦ ['ખાલી' ઉપરથી] વાણાની કોકડી ભરવાનો નેતર કે બરુનો પોલો કકડો (૨) ખળાના અનાજ ઉપર ઢાંકવાનું ઘાસ (૩) પડતર રાખેલું ખેતર (૪) ક્યારો (ઉદા૦ તમાકુનું ખાલું)

**ખાવટી** સ્ત્રી૦ શાહુકાર કે ધણિયામાને ત્યાંથી ખાવા માટે ઉછીનું લેવાનું અનાજ (૨) જિવાઈ

**ખાવરું** વિ૦ ખાઉધરું [પતિ (૩) ઈશ્વર

**ખાવં(-વિં)દ** પું૦ [ફા.] માલિક; શેઠ (૨)

**ખાવું** સ૦ક્રિ૦ [સં. खाद्] અન્ન લેવું; જમવું (૨) વેઠવું; ખમવું (ઉદા૦ 'માર ખાવો') (૩) વાપરવું; ભોગવવું (ઉદા૦ હવા ખાવી) (૪) લેવું; ખર્ચ કરાવવું; ખર્ચ તરીકે કઢાવવું (ઉદા૦ 'આ મકાને સો રૂપિયા ખાધા'; 'આ કામે બહુ દહાડા ખાધા') (૫) વગર હક્કે લેવું; ચોરીછૂપીથી લેવું (ઉદા૦ 'ઘણા પૈસા ખાઈ ગયો') (૬) 'દમ, છીંક, બગાસું, ઉદરસ' ઇ૦ સાથે વપરાય છે-શરીરથી તે ક્રિયા કરવી કે થવી, એ અર્થમાં (૭) ન૦ પકવાન (૮) ખાવાની ચીજ; ભાથું (ઉદા૦ 'ખાવું બંધાવવું')

**ખાશ** સ્ત્રી૦ ['ખાવું' ઉપરથી] ખાવાની શક્તિ (૨) ખાવાનો જથ્થો

**ખાસ** વિ૦ [અ.] પોતીકું; અંગત (ઉદા૦ 'ખાસ માણસ') (૨) વિશિષ્ટ; અસાધારણ (૩) ખરું; અસલ (ઉદા૦ 'ખાસ માલ, ખબર') (૪) અમીરી (ઉદા૦ 'દીવાનેખાસ'). **૦ગત, ૦ગી** [અ.] વિ૦ પોતાનું; અંગત (૨) ખાનગી; ગુપ્ત (૩) અગત્યનું; મુદ્દાનું

**ખાસડિયું** વિ૦ ખાસડાના જેવું (૨) એક હલકી જાતનું (કેળું)

**ખાસડું** ન૦ જૂતું; જોડો (૨) ઠપકો. [લા.]

**ખાસદાર** પું૦ સેવક; હજૂરિયો (૨) ઘોડાની ચાકરી કરનાર; અશ્વપાલ.

**ખાસબજાર** ન૦ મોટું-મુખ્ય બજાર

**ખાસબરદાર** પું૦ [ફા.] સરદારનાં હથિયાર લઈ સાથે ફરનાર; અનુચર

**ખાસિયત** સ્ત્રી૦ [અ.] સ્વભાવ; પ્રકૃતિ (૨) વિશિષ્ટ ગુણધર્મ (૩) આદત

**ખાસિયું** ન૦ ગધેડા ઉપર લાદવાની બે પાસિયાંવાળી ગૂણ (૨) તેની નીચે મૂકેલી ગાદલીગોદડી; આછર

**ખાસું** વિ૦ [અ. खास्सह] રૂડું; મજેનું; સુંદર; બરોબર; યોગ્ય (૨) અ૦ વાહ; શાબાશ (૩) સુંદર! બેશ! બરાબર

**ખાળ** પું૰; સ્ત્રી૰ [દે. खाल] મેલા પાણીના નિકાલ માટેનો નળ–નીક (૨) ખાળવાળી **૰કૂવો** પું૰ ખાળનું પાણી જેમાં છોડાતું હોય તેવો ઊંડો ખાડો–કૂવો (૨) જાજરૂ માટે કરેલો કૂવો. **૰કૂંડી** સ્ત્રી૰ ખાળના મેલા પાણીની કૂંડી [રોકવું

**ખાળવું** સ૰ક્રિ૰ 'ખળવું'નું પ્રેરક; અટકાવવું;

**ખાં** પું૰ મુસલમાન ગૃહસ્થ વા અમીરને બોલાવવાનો માનવાચક શબ્દ (૨) ઉસ્તાદ; ખૂજ જાણનાર

**ખાંખત(–દ)** (૦) સ્ત્રી૰ ઊંડું, ઝીણું કુતૂહલ (૨) ચીવટભરી ખંત (૩) અણગમો; સૂગ

**ખાંખરોટવું**(૦) સ૰ક્રિ૰ થોડું થોડું ચોપડવું

**ખાંખાંખોળા** (૦) પું૰ બ૰ વ૰ [ખાંખાં (ફાંફાં)+ખોળા (ખોળવું)] ખૂણેખાંચરે ખૂબ ખોળાખોળ કરવી

**ખાંગ** (૦) પું૰ ફૂકો (૨) અતિ ગરમીથી પીગળી ગયેલો ઈંટ કે નળિયાનો કટકો; કીટો

**ખાંચ** (૦) સ્ત્રી૰ ખાંચો; નાનો ખાડો–કાપ (૨) સાંકડ; ગૂંચવણ (૩) ખોટ; તોટો (૪) આંચકો (૫) જમે ઉધારનો તાળો નહિ મળવો તે; વધઘટ. **૰કો** પું૰ ખાંચો (૨) આંચકો. **૰ખૂંચ** સ્ત્રી૰ નાનીમોટી ખોડખાંપણ (૨) ઝીણવટ. **–ચાખૂંચી** સ્ત્રી૰ નાનો ખાડોખૈયો; ખૂણો-ખાચરો (૨) ગલીકૂંચી. **–ચો** પું૰ એકસરખી ધાર, સપાટી અથવા લીટીમાં પડતો કાપ, ખાડો કે વાંક (૨) સાંકડો રસ્તો; ગલી (૩) ખૂણો (૪) વાંધો; હરકત [લા.]

**ખાંજણ** (૦) સ્ત્રી૰ જ્યાં દરિયાનું પાણી આવી ભરાઈ રહેતું હોય એવી જગા; ભાઠાની જમીન (૨) ખાડી [સુ.]

**ખાંજરું** (૦) ન૰ ખૂણો; ખૂણે પડતું–જાહેર નહિ તેવું સ્થળ (૨) કૂટણીનું ઘર; કૂટણ-ખાનું (૩) અનાજ સંઘરવાની જગા; કોઠાર

**ખાંટ(–ડુ)** (૦) વિ૰ પક્કું; ધૂર્ત

**ખાંડ** (૦) સ્ત્રી૰ [સં. खण्ड] એક ગળ્યો પદાર્થ. **૰ખાવી** = વધારેપડતું સારું કે રાજી થવા જેવું માની લેવું

**ખાંડકૂટ** (૦) સ્ત્રી૰ ખાંડવું કૂટવું તે; ખાંડવા કરવાનું પરચૂરણ કામ (૨) મૂંઝવણ; અકળામણ; અજંપો [લા.]

**ખાંડણિયું** (૦) ન૰ [ખાંડવું ઉપરથી] સાંબેલું. **–યો** પું૰ અનાજ કે બીજી ચીજ ખાંડવા માટે બનાવેલું લાકડા કે પથ્થરનું સાધન–પાત્ર

**ખાંડણી** (૦) સ્ત્રી૰ નાનો ખાંડણિયો. **૰પરાઈ** સ્ત્રી૰ ખાંડણી ને પરાઈ

**ખાંડણું** (૦) ન૰ ખાંડવું તે (૨) ખાંડવાની વસ્તુ (૩) ખાંડવાનું કામ (૪) ખાંડવાનું સાધન; સાબેલું

**ખાંડવું** (૦) સ૰ક્રિ૰ [સં. कंडु] ફોતરાં જુદાં કરવા કૂટવું (ડાંગર વગેરેને)

**ખાંડિયું** (૦) વિ૰ [ખાંડું પરથી] ખંડિત થયેલું; ખોટખાંપણવાળું (૨) ન૰ ભાગેલાં શીંગડાંવાળું ઢોર (૩) ભેંસ, પાડું [એકવચનમાં વપરાય છે]

**ખાંડી** (૦) સ્ત્રી૰ [દે. खंडिआ] વીસ કાચા મણનું તોલ–માપ. **૰બંધ** અ૰ ખાંડીને હિસાબે–જથાબંધ

**ખાંડું** (૦) વિ૰ ખંડિત; ભાગેલું

**ખાંડું** (૦) ન૰ [સં. खड्ग] સામાન્ય કે બેધારી તલવાર (૨) વરને બદલે એનું ખાંડું લઈને ગયેલી જાન [લા.]

**ખાંત** (૦;ત,) સ્ત્રી૰ જુઓ ખંત (૨) હોંશ; ઉમંગ (૩) લાલસા; તૃષ્ણા. **–તીલું** વિ૰ ખાંતવાળું

**ખાંધ** (૦) સ્ત્રી૰ [સં. स्कंध] ખભો (૨) પશુની ગરદન (૩) ભાર વહેતા પશુની ગરદન પર પડતું આંટણ. **–ધિયો** પું૰ ખાંધે ચડાવી લઈ જનારો; મુડદું ઊંચકનારો (૨) મદદ કરનારો; સાથી (૩) ખુશામતિયો. **–ધી** વિ૰ ખાંધવાળું (૨) પું૰ બળદ

**ખાંધું** (૦) ન૰ કાંધું; હપતો

**ખાંપ** (૦ણ) (૦) સ્ત્રી૰ ખામી; ખોટ; એબ

**ખાંપણ** (૦) સ્ત્રી૰ [દે. खप्पण = વસ્ત્ર] મુડદા ઉપર ઓઢાડવાનું કપડું; કફન

**ખાંપવું** (૦) સ૰ ક્રિ૰ કાઢી નાખવા સોરવું;

(૨) થોડું થોડું ખોદવું; પાવડાથી (ઢગલામાંથી લઈ) આમનેમ ફેરવવું
**ખાંપો** (૦) પું૦ [ખૂંપવું] કાપ્યા પછી રહેલું અણખોદાયેલું જડિયું(૨)સાગેલી ડાંખળીનું થડને વળગી રહેલું ઠૂંઠું (૩) કોઈપણ સપાટી ઉપર રહી ગયેલો કરચો; ખૂંપરો (૪) ખાંપ; ખોડ; ખામી (૫) રાજો [લા.]
**ખાંભ** (૦) પું૦ [સં. स्कंभ] થાંભલો. **-ભી** સ્ત્રી૦ પાળિયો; સ્મરણસ્તંભ (૨) ખોભણ; પાટિયાં બેસાડવા લાકડામાં પાડેલી ખાંચ. **-ભો** પું૦ સીમાડાની હદ બતાવતો પથ્થર (૨) ખાંભી; પાળિયો
**ખાંસવું** (૦) અ૦ક્રિ૦[સં. कास्]ખાંસી ખાવી
**ખાંસી** (૦)સ્ત્રી૦[પ્રા. खासिअ]ઉધરસ; ઠાંસો
**ખિચડિયું** વિ૦['ખીચડી'ઉપરથી]પંચરાઉ; ભેળસેળ (૨) ખીચડીના કામનું
**ખિજમત** સ્ત્રી૦ [અ. खिद्मत] સેવાચાકરી; તહેનાત. ૦**ગાર** પું૦ સેવક; નોકર; ચાકર
**ખિજવણી** સ્ત્રી૦ ખીજવવું તે
**ખિજવાટ** પું૦ ખિજાવું તે; ગુસ્સો; ક્રોધ
**ખિજાવવું** સ૦ ક્રિ૦, **ખિજાવું** અ૦ ક્રિ૦ 'ખીજવું'નું પ્રેરક અને કર્મણિ
**ખિડકી** સ્ત્રી૦ [હિં.] બારી
**ખિતાબ** પું૦[અ.]ઇલકાબ ['ખિજમત'માં
**ખિદમત** સ્ત્રી૦, ૦**ગાર** પું૦ જુઓ
**ખિન્ન** વિ૦ [સં.] દિલગીર; ગમગીન
**ખિન્ની** સ્ત્રી૦[સં. क्षीरिणी]રાયણ [(ઢોર)
**ખિરોયું** વિ૦ ન૦ [સં. क्षीर = દૂધ] દુધાળ
**ખિલકોડી** સ્ત્રી૦ ખિસકોલી; ખિસોડી
**ખિલખિલ** અ૦ [રવ૦] ખિસકોલીનો રવ (૨) ખૂબ હસવાનો રવ
**ખિલવટ(-ણી)** સ્ત્રી૦ ખીલવવું તે
**ખિલાફ** વિ૦ [અ.] વિરુદ્ધ [સત્તા
**ખિલાફત** સ્ત્રી૦[ફા.] ખલીફની ગાદી અથવા
**ખિલાવવું** સ૦ક્રિ૦ ખીલે એમ કરવું
**ખિલાવટ** સ્ત્રી૦ ખિલવટ
**ખિલાવું** અ૦ ક્રિ૦ [જુઓ ખીલો] ઊંચે અટકી રહેવું; ભરાઈ જવું; ટિંગાવું
**ખિલોડી** સ્ત્રી૦ જુઓ ખિલકોડી
**ખિલોણું** (લો) ન૦ રમકડું
**ખિસકાવવું** સ૦ ક્રિ૦ 'ખીસકવું'નું પ્રેરક
**ખિસકોલી** સ્ત્રી૦ એક જનાવર; ખિલકોડી
**ખિસિયાણું** વિ૦ ખસિયાણું; ઝંખવાણું
**ખિસ્સાકાતરુ, ખિસ્સાખરચ, ખિસ્સાખર્ચ, ખિસ્સું** જુઓ ખીસાકાતરુ, ખીસાખરચ, ખીસાખર્ચ, ખીસું,
**ખીખી** અ૦ એવો અવાજ કરીને(૨)સ્ત્રી૦ ખીખી હસવું તે
**ખીચ** વિ૦ ગીચ; ભરચક
**ખીચડી** સ્ત્રી૦ [સં. कृशर; દે. खिच्च] એક ખાવાની વાની. ૦**ખાઉ** વિ૦ ખીચડી ખાનારું; હલકી પંક્તિનું. **-ડું** ન૦ ખીચડી (તુચ્છકારમાં). **-ડો** પું૦ આખા મગ ને ચોખાની અથવા આખા ઘઉં ને દાળની ખીચડી(૨)ખીચડું(૩) ગોટાળો; સેળભેળ તે [લા.] [ચક; ઠાંસી ઠાંસીને
**ખીચા(-ચો)ખીચ** અ૦ ગીચોગીચ; ભર-
**ખીજ** સ્ત્રી૦ [દે. खिज्जिअ] ચીડ; ગુસ્સો (૨) ખીજવવા માટે પાડેલું નામ
**ખીજડો** પું૦ [સં. खदिर] એક ઝાડ; સમડો
**ખીજવવું** સ૦ ક્રિ૦ ખીજે એમ કરવું; ચીડવવું. **ખીજવાવું** અ૦ ક્રિ૦ (કર્મણિ)
**ખીજવું** અ૦ ક્રિ૦ [સં. खिद्; પ્રા. खिज्ज] ગુસ્સે થવું(૨) સ૦ ક્રિ૦ ડાટવું; વઢવું
**ખીણ** સ્ત્રી૦ બે ટેકરીઓ વચ્ચે આવેલો સાંકડો માર્ગ (૨) પર્વતના બે ઊંચા ભાગ વચ્ચેનો પ્રદેશ
**ખીસણું** ન૦ નંગની બેસણી (૨) વાળી કે નથમાં જડેલું નંગ
**ખીમો** પું૦ [અ. कीमह] માંસનો છૂંદો
**ખીર** સ્ત્રી૦ [સં. क्षीर] દૂધભાતની એક વાની (૨) + ક્ષીર; દૂધ. **-રું** ન૦ લોટ અને પાણીને અડવાળી કરેલો રગડો (પૂડા, ભજિયાં ઇ૦ બનાવવા) (૨) ખમીર ચડાવેલો આથો (જલેબી ઇ૦નો) (૩) એક જાતની કુમળી કાકડી (૪) એક જાતનું જાડું કાપડ **-રોદક** ન૦ જુઓ ક્ષીરોદક (૨) એક ધોળું રેશમી વસ્ત્ર

**ખીલ** પું૦ [सं. कील] જુવાનીમાં મોં પર થતી ફોલ્લી (૨) આંખનાં પોપચાં પર થતી લોહી માંસની ગાંઠ (૩) ઘંટીનો ખીલડો. ૦ગોટીલો પું૦ ઘંટીનો ખીલડો. ૦ડો પું૦ ઘંટીના હેઠલા પડમાં વચ્ચોવચ આવેલી ખીલી, જેના પર ઉપલું પડ ફરે છે. ૦મા (-માં) કડી સ્ત્રી૦ ઘંટીના ઉપલા પડિયાની વચ્ચોવચનું લાકડું, જે ખીલડામાં પરોવાય છે (૨) ખીલડો અને માંકડી

**ખીલવવું** સ૦ ક્રિ૦ ખીલે એમ કરવું (૨) ખીલવું; ફાંટવું; સીવવું (ધાબળા ચોફાળના બે પાટ પેઠે)

**ખીલવું** અ૦ ક્રિ૦ ફૂલવું ફાલવું; વિકસવું (૨) શોભવું; દીપવું (૩) ખુશીમાં આવવું; ગમ્મતે ચડવું (૪) ચગવું; ઉશ્કેરાવું; વીફરવું (૫) સ૦ક્રિ૦ (ચોફાળ, કામળા ઇ૦ને વચ્ચે) બખિયા દઈને સીવવું; ફાંટવું; ખીલવવું

**ખીલાઉપાડ** અ૦ જડમૂળથી; નિર્વંશ થાય એવી રીતે [બનાવવાનું ઓજાર

**ખીલાપાટી** સ્ત્રી૦ પેચ પાડવાનું-સ્ક્રૂ

**ખીલારખું** વિ૦ અમુક ખીલે જ બંધાવાની આદતવાળું (૨) બહાર ચરવા નહિ જતાં ઘેર ખીલે બાંધ્યું રહેવાની ટેવવાળું

**ખીલી** સ્ત્રી૦ નાનો ખીલો; ચૂંક. ૦ખટકો પું૦ ખીલી ખૂંચવા જેટલી પીડા; ઈજા; હરકત (૨) અડચણ; વિઘ્ન. ૦પખિ(-સિ)-ચારાં ન૦બ૦વ૦ ખીલી અને પસિયારાં (કલ્લાં, સાંકળાંનાં)

**ખીલો** પું૦ [सं. कीलक] ખૂંટો; મેખ (૨) છક્કાપંજાના જુગારમાં પૈસાની હોડ લાગે તે લેનારો મધ્યસ્થ જુગારી [લા.]

**ખીસકવું** અ૦ક્રિ૦ [दे. खिस] લપસવું

**ખીસાકાતરુ** વિ૦ ખીસું કાતરી ચોરી કરનાર

**ખીસાખરચ, ખીસાખર્ચ** પું૦ સામાન્ય ખરચ માટે ખીસામાં રાખવાનું નાણું (૨) પસંદ પડતી બાબતમાં વાપરવા મળેલું -ખાસ ખરચનું નાણું

**ખીસું** ન૦ [फा. कीसह] ગજવું; ખિસ્સું

**ખીંટી** સ્ત્રી૦ નાનો ખીંટો (૨) કપડાં ભરવવા ભીંતમાં જડેલું ટેકણ

**ખીંટો** પું૦ ખૂંટો; ખીલો; મેખ

**ખુટાડવું** સ૦ક્રિ૦ ખૂટે એમ કરવું; ઘટાડવું (૨) પૂરું કરવું

**ખુદ્દો** પું૦ [फा. खुर्दह] મોટા સિક્કાની કિંમતના નાના સિક્કા તે; પરચૂરણ (૨) કકડેકકડા; ભૂકો [લા.]

**ખુણિયાળું** વિ૦ ખૂણાવાળું

**ખુતબો** પું૦ [अ. खुतबा] તારીફ; પ્રશંસા (૨) જુમાને દિવસે નમાજ વખતે પઢાતો ખાસ સ્તુતિ-પાઠ

**ખુતાડવું** સ૦ક્રિ૦ 'ખૂતવું'નું પ્રેરક

**ખુદ** વિ૦ [फा.] અસલ; શુદ્ધ (૨) સ૦ પોતે; જાતે. ૦અખત્યારી સ્ત્રી૦ પોતાનો કાબૂ હોવો તે. ૦કાશ્તા(-સ્તા) વિ૦ [फा.] જાતે ખેડેલું. ૦કુશી૦ સ્ત્રી૦ [फा.] આપઘાત. ૦ગરજી વિ૦ [फा.] સ્વાર્થી; આપમતલબી (૨) સ્ત્રી૦ આપગરજીપણું

**ખુદા** પું૦ [फा.] ઈશ્વર; પ્રભુ. ૦ઈ વિ૦ ઈશ્વરનું-ઈશ્વરને લગતું (૨) પવિત્ર (૩) કુદરતી; દૈવી (૪) ભોળું [લા.] (૫) સ્ત્રી૦ ઈશ્વરપણું (૬) સૃષ્ટિ. ૦તાલા પું૦ [फा.] મહાન પ્રભુ. ૦પરસ્ત વિ૦ પ્રભુપરાયણ; આસ્તિક. ૦વંત(-દ फा.) વિ૦ ઈશ્વરતુલ્ય (સાહેબ, અન્નદાતા ઇ૦ જેમ રાજારાણી કે માલિકને સંબોધનરૂપે). ૦હાફેજ શ૦પ્ર૦ [अ. हाफिज़-રક્ષણ કરનાર] પ્રભુ તમારું રક્ષણ કરો

**ખુદી** સ્ત્રી૦ [फा.] હુંપણું; હુંપદ; ગર્વ

**ખુનામરકી** સ્ત્રી૦ [ખૂન+મરકી] ખૂનરેજી

**ખુન્નસ** સ્ત્રી૦; ન૦ ખૂનસ; વેરઝેર

**ખુપાવવું** સ૦ ક્રિ૦, **ખુપાવું** અ૦ ક્રિ૦ 'ખૂપવું'નું અનુક્રમે પ્રેરક અને કર્મણિ

**ખુફિયા** વિ૦ [अ.] ગુપ્ત; છૂપું. ૦પોલીસ સ્ત્રી૦ છૂપી પોલીસ

**ખુમારી** સ્ત્રી૦ [अ.] આંખમાં દેખાતો નશો, ઘેન; મસ્તી (૨) ધન, વૈભવ, ઓધ્ધા વગેરેનો ગર્વ

**ખુર** સ્ત્રી૦ [सं.] ખરી

**ખુરદો** પું૦ [फा.] જુઓ ખુદ્દો

**ખુરસું** ન૦ [फा.] એક જાતની મીઠાઈ
**ખુરશી** સ્ત્રી૦ [अ. कुर्सी] એક જાતનું આસન (૨) માનનું કે પદ યા અમલનું સ્થાન [લા.]
**ખુરશેદ** પું૦ [फा.] સૂરજ
**ખુરસી** સ્ત્રી૦ જુઓ ખુરશી
**ખુરાસાની** વિ૦[फा.]ઈરાન દેશમાં આવેલા ખુરાસાન નામના પ્રદેશનું કે તેને લગતું
**ખુરી** સ્ત્રી૦ [જુઓ ખુર] ખરી
**ખુલાસાવાર** અ૦ ખુલાસા સાથે
**ખુલાસો** પું૦ [अ.] સ્પષ્ટીકરણ; ચોખવટ (૨) સાર; ભાવાર્થ (૩) નિકાલ; રસ્તો (૪) મોકળાશ (૫) દસ્ત; ઝાડો [લા.]
**ખુલ્લંખુલ્લા** અ૦ ખુલ્લેખુલ્લી રીતે
**ખુલ્લું** વિ૦ [अ. खुला] ઉઘાડું (૨) નિખાલસ; ચોખ્ખું (૩) સ્પષ્ટ (૪) નાગું; ઢાંકેલું નહિ તેવું (૫) છૂપું નહિ – જાહેર (૬) અસભ્ય (૭) અણઘેરાયેલું (૮) ઘેરું નહિ – આછું
**ખુલ્લેખુલ્લું** વિ૦ સાવ ખુલ્લું
**ખુવાર** વિ૦[फा. ख्वार] અતિ દુઃખી; હેરાન (૨) પાયમાલ. **–રી** સ્ત્રી૦
**ખુશ** વિ૦ [फा.] આનંદી; હર્ષિત; પ્રસન્ન (૨) [તંદુરસ્ત
**ખુશકી** સ્ત્રી૦ [फा.] જમીનમાર્ગ
**ખુશખુશાલ** વિ૦ તંદુરસ્ત તેમ જ ખુશ; ખૂબ ખુશ
**ખુશનુમા** વિ૦ [फा. खुश+नुमा] સુંદર; [રમણીય
**ખુશબખતી, ખુશબખ્તી** [फा.] સ્ત્રી૦ સદ્‌ભાગ્ય (૨) ખુશાલીની ભેટ – બક્ષિસ
**ખુશબો(૦ઈ)** સ્ત્રી૦ [फा. खुशबू] સુગંધી. **૦દાર** વિ૦ સુગંધીદાર
**ખુશમિજાજ** પું૦ સારો–આનંદી સ્વભાવ (૨) વિ૦ ખુશમિજાજવાળું
**ખુશહાલ** વિ૦ **–લી** સ્ત્રી૦ [फा.] જુઓ 'ખુશાલ'માં
**ખુશામત,** [फा.] સ્ત્રી૦ સ્વાર્થ માટે કરેલાં હદ બહારનાં વખાણ; પળશી; હાજી હા. **૦ખોર** વિ૦ ખુશામતની ટેવવાળું. ખુશામતિયું. **–તિયું** વિ૦ ખુશામત કરનારું. **–દ** સ્ત્રી૦ ખુશામત. **–દખોર** વિ૦ ખુશામતખોર
**ખુશાલ** વિ૦ ['ખુશહાલ' ઉપરથી] ખુશ હાલતમાં હોય એવું; સુખી (૨) કુશળ; તંદુરસ્ત. **–લી** સ્ત્રી૦
**ખુશી** સ્ત્રી૦ [फा.] (૨) વિ૦ હર્ષ (૩) મરજી; ઇચ્છા (૪) વિ૦ ખુશ; રાજી
**ખૂજલી(–ળી)** સ્ત્રી૦[सं. खर्जू] ચળ; વલૂર; ખંજવાળ (૨) ચામડીનો એક રોગ (૩) જે લાગવાથી ખંજવાળવું પડે તે; ખજૂરી
**ખૂટ** સ્ત્રી૦ ખોટ; ઘટ (૨) છાપખાનામાં બીબાં ગોઠવતાં ખૂટતાં બીબાં
**ખૂટલ** વિ૦ અપ્રામાણિક; ખોટાબોલું [કા.]
**ખૂટવું** અ૦ક્રિ૦ [दे. खुट्ट] ઓછું થવું; ઘટવું (૨) પૂરું થવું
**ખૂણિયું** વિ૦ ખૂણાવાળું (૨) ન૦ સાલને મજબૂત કરવા લગાડાતી લોઢાની કાટખૂણ આકારની ચીપ
**ખૂણેખાંચરે** અ૦ કોઈ ખૂણામાં – ખૂણા-પડતી અપરિચિત જગાએ
**ખૂણો** પું૦ [सं. कोण] જ્યાં બે દિશા કે લીટી મળતી હોય તે જગા; કોણ; ખાંચો. **૦ખાંચરો** પું૦ ખૂણો કે ખાંચો; ખૂણા પડતી કે ખાંચામાં આવી જતી – ઓછી જાહેર – જગા
**ખૂતવું** અ૦ક્રિ૦ [दे. खुत्त] જુઓ ખૂંતવું
**ખૂદ(–ધ)રું** ન૦ ખોતરણું; દ્વેષ ખાતર કાઢેલી ભૂલ; વાંધોવચકો; છિદ્ર
**ખૂન** ન૦ [फा.] લોહી (૨) ખૂનની – વેરની તરસ; ખૂનસ (૩) જીવથી મારી નાંખવું તે; હત્યા. **૦ખરાબો** પું૦ [+ખરાબો (फा. खराबी)] મારફાડ. **૦ખાર** વિ૦ [फा.] લોહી રેડાય એવું (૨) ઘાતકી; ખૂની. **૦રેજી** સ્ત્રી૦ [+फा. रेज़ी] લોહી રેડવું તે; કાપાકાપી; કતલ (૨) લોહી રેડાય એવી – ખૂનખાર મારામારી
**ખૂનસ** સ્ત્રી૦ ન૦ ખૂનની – વેરની તરસ; ખુન્નસ [ખૂન કરનારું; હત્યારું
**ખૂની** વિ૦ ખૂન કરે એવું; ઘાતકી (૨)
**ખૂપવવું** સ૦ ક્રિ૦ 'ખૂપવું'નું પ્રેરક (૨) બરાબર ગોઠવવું; જમાવવું (જેમકે, દુકાન)

**ખૂપવું** અ૦ ક્રિ૦ [પ્રા. ખુપ્પ] ખૂંપવું; ઊંડું ઊતરવું;ભોંકાવું(૨)કળી જવું;અંદર ઊતરી ચોટી જવું; ખૂંતવું

**ખૂબ** વિ૦ [ફા.] સારું; સુંદર (૨) ઘણું; પુષ્કળ. ૦**સૂરત** વિ૦ રૂપાળું; ફૂટડું

**ખૂબી** સ્ત્રી૦ [ફા.] ખાસ ગુણ; રહસ્ય (૨) મજા; લિજ્જત (૩) ચતુરાઈ (૪) સૌંદર્ય; ચમત્કાર(૫)ભલાઈ.–દાર વિ૦ખૂબીવાળું

**ખૂમચાવાળો** પું૦ ખૂમચામાં ભરીને વસ્તુઓ વેચનારો ફેરિયો

**ખૂમચો** પું૦ [ફા. खान्चह] ઢળતા કાનાનો છાછરો થાળ (૨) વેચવાની વસ્તુઓથી ભરેલો ખૂમચો (૩) એમાં ભરેલી વસ્તુ; ભેટની વસ્તુ

**ખૂરપી** સ્ત્રી૦ [સં. क्षुरप्र] ખરપડી

**ખૂલતું** વિ૦ [ખૂલવું] ખુલ્લું કે પહોળું; ભીંસાતું – તંગ નહિ એવું (૨) ઊઘડતું

**ખૂલવું** અ૦ ક્રિ૦ ['ખુલ્લું' ઉપરથી] ખુલ્લું થવું; ઊઘડવું (૨) ખીલવું (ફૂલ) (૩) દીપવું; શોભવું (રંગ)

**ખૂંખારવું** અ૦ ક્રિ૦ [રવ૦] ખૂંખૂં અવાજ કરવો (૨) (અમુક અવાજ કરી) ગળું સાફ કરવું (૩) હણહણવું (૪) (પોતાની હાજરી, મરદાઈ કે બડાશ બતાવવા) ખૂંખારાથી અવાજ કરવો

**ખૂંખારો** પું૦ [રવ૦] ખૂંખારવું તે (૨) ખૂંખારવાનો અવાજ

**ખૂંખૂં** ન૦ [રવ૦] (ખૂંખારવાનો કે ખાંસી- [નો) અવાજ

**ખૂંચ** (૦**ખાંચ**) સ્ત્રી૦ ખૂણો; ખાંચો (૨) ખૂંચવાની અસર; ભોંક(૩)[લા.]લાગણી; અસર (૪) દાઝ; વેર (૫) બારીક સમજ (૬) વાંધોવચકો ['લેવું' ક્રિ૦ સાથે]

**ખૂંચવવું** સ૦ક્રિ૦ ખેંચીને લઈ લેવું [બહુધા

**ખૂંચવું** અ૦ક્રિ૦ નડવું; ભોંકાવું (૨) મનમાં ખટકવું; દુખવું (૩) બંધનમાં પડવું; ખૂંપવું

**ખૂંચાવવું** સ૦ક્રિ૦ ખૂંચવી લેવું; ઝૂંટી લેવું

**ખૂંટ** પું૦ આખલો; સાંઢ(૨)સ્ત્રી૦ જમીનની હદ બતાવતો પથ્થર (૩) અ૦ બરાબર માપસર; પૂરેપૂરું

**ખૂંટણું** ન૦ ખૂંટવાનું ઓજાર

**ખૂંટવું** સ૦ક્રિ૦ મૂળ સાથે ખેંચી-ટૂંપી કાઢવું (૨) ચૂંટવું; ટૂંપવું

**ખૂંટિયો** પું૦ ખૂંટ; સાંઢ

**ખૂંટી** સ્ત્રી૦ [દે. खुंटी] ખીંટી

**ખૂંટો** પું૦ ખીલો

**ખૂંતવું** સ૦ક્રિ૦ [દે. खुत=નિમગ્ન] ખૂંપવું; કાદવમાં ઊતરી જવું-ચોંટી જવું

**ખૂંદવું** સ૦ક્રિ૦ [શૌરસેની–ख़ुंद] પગ વડે ગેદડવું; ગૂંદવું; કચરવું

**ખૂંદાખૂંદ** સ્ત્રી૦ ['ખૂંદવું' ઉપરથી] ગૂંદાગૂંદ; ચગદાચગદી (૨) કૂદાકૂદ; ધમ્માચકડી

**ખૂંધ** સ્ત્રી૦ [જુઓ ખાંધ] (પશુના) વાંસા પર હોતો ઢેકો (૨) વાંસો વળી જવાથી થતો ઢેકો (માણસને). –ધિયું,–ધું વિ૦ વાંસે ખૂંધવાળું (માણસ)

**ખૂંપ** પું૦ પરણવા જતાં વરને પહેરવાનો ફૂલનો એક શણગાર

**ખૂંપરું** ન૦ ખાંપો. –રો પું૦ (ઝાડ–છોડ કાપ્યા પછી રહેલું) જડિયું; ખાંપો (૨) હજામત કરતાં રહી ગયેલા ખાંપા જેવા વાળ

**ખૂંપવું** સ૦ક્રિ૦ (૨) અ૦ક્રિ૦ જુઓ ખૂપવું. ખૂંપ(–પા)વવું સ૦ ક્રિ૦ (પ્રેરક)

**ખેકડો** પું૦ [સં. कर्कटक] કરચલો

**ખેચર** વિ૦ [સં.] આકાશમાં ફરનારું (૨) ન૦ પક્ષી (૩) ભૂતપ્રેતાદિ (૪) પું૦ તારા, ચંદ્ર, ગ્રહ ઇત્યાદિ(૫)દેવ.–રી સ્ત્રી૦ દેવી; ભૂતડી; જોગણી (૨) પંખિણી; સમડી (૩) એક યોગમુદ્રા

**ખેટ** ન૦ [સં.] ખેડ; ગામડું (૨) પું૦; ન૦ શિકાર. ૦ક પું૦ શિકારી (૨) ન૦ નાનું ગામડું. ૦કી પું૦ શિકારી

**ખેડ** સ્ત્રી૦ ખેતી (૨) ન૦ ખેટ; ગામડું. ૦ણ વિ૦ ખેડનારું (ઉદા૦ 'રથખેડણ'). ૦ણહાર પું૦ ખેડૂત(૨) હાંકેડુ. ૦વું સ૦ ક્રિ૦ [પ્રા. खेट] જમીનને હળ વડે ખોદી, ચાસીને પોચી કરવી(૨)સુધારવું; કેળવવું [લા.] (૩) (સાહસ કે વેપારધંધો) કરવો (૪) [મુસાફરી] કરવી(૫) ચલાવવું;હાંકવું. ૦ઉક(–ક્ક) પું૦ ખેડવાનો હક્ક

**ખેડાણ** વિ૰ ખેડેલું; ખેડાતું હોય એવું(૨) ન૰ ખેડેલી – ખેડાતી હોય એવી જમીન
**ખેડુ** વિ૰ ખેડનારો (૨) પું૰ ખેડૂત
**ખેડું** ન૰ [સં. खेट] ગામડું
**ખેડૂત** પું૰ ખેડવાનો ધંધો કરનાર (૨) તે વર્ગનો આદમી
**ખેત** ન૰ [સં. क्षेत्र] ખેતી માટેનો જમીનનો ટુકડો. ૰ર ન૰ ખેત (૨) + ક્ષેત્ર. ૰રપાદર ન૰ સ્થાવર મિલકત. ૰રપાળ પું૰ [+ पाल] ખેતરનું રક્ષણ કરનાર દેવ (૨) ગ્રામદેવતા. (૩) સાપ. ૰રાઉ(–ઢુ) વિ૰ ખેતરનું – ને લગતું (૨) ખેતર વચ્ચે થઈને જતો (માર્ગ)
**ખેતી** સ્ત્રી૰ જમીનમાં અનાજ વગેરે પકવવા માટે કરવાનું કામ. ૰વાડી સ્ત્રી૰ ખેતર અને શાકભાજી કે ફળફળાદિની વાડી (૨) ખેડૂતનો કામધંધો [ગીરી (૨) થાક
**ખેદ** પું૰, ૰ના સ્ત્રી૰[સં.] શોક; સંતાપ; દિલ-
**ખેદાનમેદાન** (ખે, મે) વિ૰ તારાજ; પાયમાલ
**ખેદીવ** પું૰ [ઇં.; અ. खदीव] મિસરનો રાજા
**ખેદો(–ધો)** પું૰ કેડો; પીછો
**ખેન** (ખે) ન૰ કંટાળો આપે એવું માણસ કે કામ; પીડા(૨) મુસીબત; વિપદ
**ખેપ** સ્ત્રી૰ [સં. क्षेप] ભાર લઈને કોઈ દૂરની જગાએ જઈ આવવું તે; આંટો; ફેરો (૨) લાંબી મુસાફરી; સફર(૩) ફેરાનું મહેનતાણું (૪) વેપારની વસ્તુનું એક દેશથી બીજે દેશ આવવું તે(૫) પછવાડે લાગવું તે; ખંત(૬) હપતો; વારો [(જેમ કે 'દોડવું')
**ખેપટ** અ૰ મૂઠીઓ વાળીને; ઝપાટાબંધ
**ખેપાની** (ખે) વિ૰ તોફાની (૨) યુક્તિબાજ
**ખેપિયો** પું૰ ['ખેપ' ઉપરથી] દૂત; કાસદ
**ખેમકુશળ** (ખે) વિ૰(૨)ન૰ જુઓ ક્ષેમ-કુશળ
**ખેર** (ખે) ન૰ [સં. खदिर] એક ઝાડ
**ખેર** (ખે) અ૰ [અ.] ભલે; હશે; ફિકર નહિ (૨) સ્ત્રી૰ ખેરિયત
**ખેર** સ્ત્રી૰ ધૂળ; ખેરો [શુભેચ્છક
**ખેરખાહ** (ખે) વિ૰ [फा.] ભલું ચાહનારું;
**ખેરવવું** સ૰ ક્રિ૰ ખરી પડે એમ કરવું; ગેરવવું(૨)ખસેડવું; દૂર કરવું; કાઢી મૂકવું
**ખેરસલ્લા** (ખે) સ્ત્રી૰ [અ. खैरसलाह] સુખરૂપતા; સુલેહશાંતિ (૨) અ૰ ખેર, હશે, બન્યું, એવો મન વાળવાનો ઉદ્ગાર
**ખેરસાર(–લ)** (ખે) પું૰ ખેરના લાકડામાંથી નીકળતો પદાર્થ
**ખેરંચો(–ટો)** પું૰ ખેર; રજ; ધૂળ
**ખેરાત** (ખે) સ્ત્રી૰ [અ.] દાન; પુણ્ય; સખાવત. –તી વિ૰ ખેરાત માટે કાઢેલું; ધર્માદાનું (૨) ખેરાત કરે એવું
**ખેરિયત** (ખે) સ્ત્રી૰ [અ.] સુખરૂપ – ક્ષેમ-કુશળ હોવું તે [પોપડી
**ખેરી** સ્ત્રી૰ ખેરો; રજ (૨) દાંત ઉપર બાઝતી
**ખેરીચો** પું૰[અ. खर्रांज = પરચૂરણ ઉપરથી] પરચૂરણ ચીજોનો ડાબડો
**ખેરીજ** વિ૰ [અ. खारिज] વધારાનું; અંદર આવી ગયેલું ન હોય તેવું (૨) અ૰ વિના; સિવાય; વધારામાં
**ખેરો** (ખે) પું૰ ગૂંથીને બનાવેલો દોરીઓનો જાળીદાર થેલો – ઝોળી [એક રોગ
**ખેરો** પું૰ ગેરો; ભૂકો (૨) ડાંગરના ડૂંડાનો
**ખેલ** પું૰ [સં.] રમત (૨) તમાસો; જોવાનું નાટક; ભવાઈ (૩) રચના; લીલા [લા.]
**ખેલાદલી** સ્ત્રી૰ દિલમાં ખેલ કે રમતનો પ્રસન્ન ભાવ હોવો તે
**ખેલવું** અ૰ ક્રિ૰ [સં. खेल] રમવું; ગમ્મત કરવી (૨) યુક્તિ કે પ્રપંચથી કાર્ય કરવું
**ખેલાડી** વિ૰ રમતમાં કામ કાઢી લે એવું; ચતુર; મુત્સદ્દી (૨) પું૰ ખેલ કરે – રમત રમે તે; નટ
**ખેવટ** [હિં.] (–ટિયો) પું૰ માર્ગદર્શક; નેતા (૨) સુકાની. –ટું ન૰ સુકાનીનું – હોડી હંકારવાનું કામ; વહાણવટું
**ખેવના** સ્ત્રી૰ કાળજી; ચાનક; સંભાળ
**ખેસ** પું૰ ખભે નાખવાનું વસ્ત્ર; દુપટ્ટો
**ખેસવવું** સ૰ક્રિ૰ ['ખસવું' ઉપરથી] ખસેડવું
**ખેસિયું** ન૰ ખેસ તરીકે ચાલે એવું વસ્ત્ર; ખેસ
**ખેહ** સ્ત્રી૰ [દે.] ધૂળ; રજ

**ખેહ** પું૦ [સં. ક્ષય ઉપરથી] ક્ષય
**ખેળ** (ખે) સ્ત્રી૦ લાહી; આર; કાંજી
**ખેંકડો** પું૦ એકડો; કરચલો
**ખેંખલી** (ખે૦) વિ૦ [ખેં ખેં ઉપરથી] ખવાઈ–ખળખળી ગયેલું; અત્યંત અશક્ત
**ખેંખેં** (ખે૦) અ૦ (૨) સ્ત્રી૦ ઉધરસનો અવાજ [રવ૦]
**ખેંચ** (ખે૦) સ્ત્રી૦ [પ્રા. ખંચ=ખેંચવું]. ખેંચાણ; તાણ(૨) આગ્રહ(૩)તંગી; તાણ. **૦તાણ** સ્ત્રી૦ ખેંચાખેંચ(૨)આગ્રહ[લા.] **૦વું** સ૦ક્રિ૦ પોતા તરફ આણવું; આકર્ષવું; તાણવું (૨) કસવું; તંગ કરવું (૩) આગ્રહ કરવો; આગ્રહથીવળગી રહેવું (૪) શોષી લેવું; ચૂસવું. **–ચંખેંચા** સ્ત્રી૦ તાણંતાણા. **–ચાખેંચ(–ચી)** સ્ત્રી૦ તાણાતાણ (૨) આગ્રહ. **–ચાણ** નં૦ જુઓ ખેંચ.**–ચાતાણ** સ્ત્રી૦ ખેંચાખેંચ
**ખેંડ** સ્ત્રી૦ [ખરડિયું]પાણી ન પાવું–સુકાવા દેવું તે (૨) સુકવણું; સૂક. **–ડિયું** વિ૦ પાણી વિનાનું; નીક કે નહેર ઇત્યાદિથી જેને પાણી ન પવાતું હોય તેવું (ખેતર) (૨) ન૦ સુકવણું; ખરડિયું
**ખો** (ખો') સ્ત્રી૦[ફા. ખૂ] ટેવ; આદત (૨) ખાર; દ્વેષ; વેર [ખીણ; કોતર
**ખો** (ખો') સ્ત્રી૦ [જુઓ ખોહ] ખાઈ;
**ખો** (ખો') સ્ત્રી૦ [રવ૦] એક રમત (૨) ખોખો રમતનો એક બોલ
**ખોઇયું** ન૦ જુઓ ખોયું
**ખોઈ** સ્ત્રી૦ બાળકને સુવાડવા માટે કરેલી કે બાંધેલી ઝોળી [હોય તે
**ખોખ** ન૦ મોટા કદનું પણ ખાલી ખોખું
**ખોખરાટ** પું૦ ખોખરાપણું
**ખોખરું** વિ૦ [રવ૦]જાડો ને પોલો અવાજ નીકળે એવું(૨)અર્ધું પર્ધું ભાંગેલું–ફૂટેલું
**ખોખલી** સ્ત્રી૦ ['ખોખું' ઉપરથી] ઘરડી શિયાળ (૨) પડી ગયેલા દાંતવાળી વૃદ્ધા. **–લું** વિ૦ખખળી ગયેલું; વૃદ્ધ (૨) ઉધરસ ખાતું.**–લો** પું૦ ઉધરસ; ઠાંસો(૨) વૃદ્ધ–ખખળી ગયેલો આદમી
**ખોખું** ન૦ [સં. શુષ્ક] અંદરથી પોલું ને સાર–ગર કાઢી લીધેલું જે કાંઈ હોય તે(૨)માલ કાઢી લીધો હોય તેવી ખાલી તકલાદી પેટી; હલકી બનાવટની પેટી (૩) કાગળ અને લૂગડું લાહીથી ચોપડી બનાવેલો પાઘડીનો આકાર; કકડાઓની બનાવેલી પાઘડી(૪) ભરપાઈ થઈ ગયેલો હૂંડીનો કાગળ (૫) નમૂનો; ખીણું (૬) કાચું લખાણ; મુસદ્દો (૭) કલેવર; હાડપિંજર
**ખોખો** સ્ત્રી૦ એક રમત; ખો
**ખોગીર** ન૦ [ફા.] ઘોડા ઉપર મૂકવાની ઊનની ગાદી; જીન
**ખોચરું** (ખો) વિ૦ પોલું (૨) ખાંચાવાળું (૩) ન૦ ખો (૪) જૂનો જમાનો
**ખોચરે** (ખો) અ૦ ખૂણે, ઝટ ધ્યાન ન પડે તેવી જગાએ
**ખોજ** સ્ત્રી૦ [અ. ખોજ] તપાસ; શોધ; ખોળ. **૦વું** સ૦ક્રિ૦ ખોજ કરવી; ખોળવું
**ખોજો** વિ૦ [ફા. ખ્વાજહ] હિંદુમાંથી મુસલમાન બનેલી એક જાતનું (૨) પું૦ એ જાતિનો પુરુષ
**ખોજો** પું૦ [ફા. ખોજહ] વ્યંઢળ; હીજડો; જનાનખાનામાં સ્ત્રીઓની તહેનાતમાં રહેનારો નપુંસક નોકર
**ખોટ** સ્ત્રી૦ ['ખૂટવું' ઉપરથી]ઘટ; ઓછાપણું; અપૂર્ણતા (૨) નુકસાન; ગેરલાભ (૩) ભૂલચૂક (૪) નાની જાતની (ઉધાનથી ઊલટા પ્રકારની)
**ખોટક(–કા)વું** અ૦ ક્રિ૦ [સં. ખોટ્=લંગડાવું ઉપરથી] અટકવું; અચકાવું
**ખોટાઈ** સ્ત્રી૦ ['ખોટું' ઉપરથી] જૂઠાપણું; અસત્યતા (૨) હરામીપણું; આળસુપણું
**ખોટાબોલું** વિ૦ ખોટું બોલે તેવું; બોલીને ફરી જાય એવું [રાખનો ગોટો
**ખોટારચો** પું૦છાણાં બળી ગયા પછી રહેલો
**ખોટારું** વિ૦ ['ખોટું' ઉપરથી] જૂઠું (૨) ભૂંડું; ખોટું (૩) ન૦ જૂઠાણું (૪) તરકટ
**ખોટારો** પું૦ ઈંટનો કકડો; પપોયો (૨) અંગારો; લાળો

**ખોટી** અ૦ વિલંબ–ઢીલ થાય એમ; નકામું થોભી રહેવું પડે–વખત બગડે એમ(૨) સ્ત્રી૦ વાર; વિલંબ

**ખોટીપો** પું૦ ખોટી થવું તે; રોકાણ

**ખોટીલું** વિ૦ [ 'ખોટું' ઉપરથી ] આખાં હાડકાંનું; આળસુ (૨) ખોડવાળું (૩) ન૦ નિઃસંતાનને ઘણા વખત બાદ થયેલું–ખોટીનું બાળક

**ખોટું** વિ૦ જૂઠું; અસત્ય(૨)ભૂલચૂકવાળું (૩) ખરાબ; નઠારું (૪) ફરી જાય એવું; બેવફા (૫) ન૦ નુકસાન; અન્યાય; ખોટું કામ (ઉદા૦ 'કોઈનું ખોટું કરવામાં આપણને શો લાભ ?')

**ખોડ** (ડ,) સ્ત્રી૦ ખો; આદત; કુટેવ (૨) શારીરિક ખામી (૩) ભૂલ; ખામી; કલંક; લાંછન (૪) ન૦ ખોડસું. **૦ખાંપણ** સ્ત્રી૦ ખોડ કે ખામી

**ખોડવું** સ૦ક્રિ૦[સં. क्षोड=હાથી બાંધવાનો થાંભલો; દે. खोड=સીમાકાષ્ઠ–તે ઉપરથી] દાટવું (૨) રોપવું; ઊભું કરવું

**ખોડસું** ન૦ મોટું લાકડું–ઠૂણકું; ઝાડનું જૂનું થડિયું

**ખોડંગ(–ગા)વું, ખોડાવું** અ૦ ક્રિ૦ [સં. खोड्ड] લંગડાવું; ખોડું ચાલવું

**ખોડિયું** વિ૦ ખોડવાળું; અપંગ

**ખોડીબારું** ન૦ [લાકડાં 'ખોડી'ને કરેલું બારું] ખેતરમાં જવા આવવા માટે બે પાંખિયાંવાળું લાકડું ઘાલી કરવામાં આવતો રસ્તો–છીંડું

**ખોડીલું** વિ૦ ખોડવાળું; ખોડિયું

**ખોડું** વિ૦ [સં. खोड्ड] ખોડિયું (૨) લંગડું (૩) સ્વર વિનાનું (અક્ષર માટે)

**ખોડો** (ખો) પું૦ [ સં. क्लिन्न ] માથાની ચામડી પર બાઝતો એક મેલ(૨)માથાની ચામડીનો એક રોગ (૩) સંહાર; નાશ

**ખોતરણી** સ્ત્રી૦ ['ખોતરવું' ઉપરથી] દાંત ખોતરવાની સળી (૨) ખરપડી(૩) કોતરવાનું ઓજાર; ટાંકણું (૪) કોતરણી; નકશીકામ. **–ણું** ન૦ ટાંકણું (૨) ખરપડી (૩) ખોતરવાનું સાધન (૪) ખૂધરું; દોષ

**ખોતરવું** સ૦ક્રિ૦ [જુઓ કોતરવું] આછું આછું ખોદવું; ખણવું (૨) પાયમાલ કરવું; (કોઈનું) ખોદવું [લા.]

**ખોતરામણ** ન૦ ખોતરવાનું મહેનતાણું

**ખોદકામ** ન૦ ખોદવાનું કામ(૨) કોતરકામ

**ખોદણી** સ્ત્રી૦ ['ખોદવું' ઉપરથી] ખણખોદ; નિંદા; બદગોઈ [લા.]

**ખોદવું** સ૦ ક્રિ૦; અ૦ક્રિ૦ ભોંય ઉખાડવી; ખણવું (૨) કોતરવું; નકસી પાડવી (૩) ખોદણી કરવી [લા.]

**ખોદાણ** ન૦ ખોદાવું કે ખોદવું તે; ખોદકામ (૨) પાણીના જોરથી ખોદાયેલી જમીન

**ખોપરી** સ્ત્રી૦ [સં. खर्पर] માથાનું પેટી જેવું હાડકું, જેમાં મગજ છે તે

**ખોફ** (ખો) પું૦ [અ.] ડર (૨)ગુસ્સો. **૦નાક** વિ૦ ભયાનક

**ખોબલો, ખોબો** પું૦ બે હાથ છતા જોડવાથી બનતો પાત્રનો આકાર; પોશ (૨) તેમાં માય તેટલું માપ

**ખોભણ(–ણી)** સ્ત્રી૦ ખો; ગુફા (૨) કોતરની બે બાજુનો ખાંચો (૩) ખાડો ( ઠેસ, ચાંપ કે ઉલાળો અટકે એવો)

**ખોભળો** પું૦ ઢીલો–કદ કરતાં મોટો–ગલેફ (૨) એવું પહેરણ વગેરે [લા.]

**ખોયણી** (ખો') સ્ત્રી૦ વઘાર

**ખોયણું** (ખો')ન૦બળતું લાકડું કે સળેખડું (૨) જામગરી (૩) ચાંદવું; ઉશ્કેરણી [લા.]

**ખોયું** ન૦ ઘોડિયાની ખોઈ (૨) ઘોડિયું

**ખોર** વિ૦[फा.] 'ખાનારું', '–ની ટેવવાળું', 'ખાઉ' એવા અર્થમાં પ્રાયઃ નામને અંતે (અનિષ્ટ ભાવ સૂચવે છે). ઉદા૦ હરામખોર; દગાખોર

**ખોરડું** ન૦ ઝૂંપડું; માટીની ભીંતનું નાનું ઘર (૨) ખોલી; ઓરડી

**ખોરણ** ન૦ ['ખોરવું' ઉપરથી] હોલવાઈ ગયેલું જે હોય તે (૨) ખોરવાનું સાધન

**ખોરણી** સ્ત્રી૦ ખોરવું તે (૨) ઉશ્કેરણી (૩) ખોયણી

**ખોરણું** ન૦ જુઓ ખોયણું
**ખોરવાવું** અ૦ ક્રિ૦ ['ખોરવું' ઉપરથી] વેરવિખેર થઈ જવું; તૂટી પડવું
**ખોરવું** સ૦ક્રિ૦ (દિવતાને સતેજ કરવા કે બળતાને જલદી બાળવા) ખંખેરવું-તળે ઉપર કરવું [એવે ઠેકાણે
**ખોરંચે** અ૦ ખૂણેખોચરે; નિકાલ ન થાય
**ખોરાક** પું૦ [फा. ख़ुराक] ખાવાનો પદાર્થ (૨) જેનાથી કોઈ વાતનો નિર્વાહ થાય તે [લા.]. **-કી** સ્ત્રી૦ ખોરાક; ગુજરાનની વસ્તુ (૨) તેનું ખરચ. **-કીપોશાકી** સ્ત્રી૦ અન્નવસ્ત્ર (૨) તેનું ખરચ
**ખોરાટ** (ખો) પું૦, **-શ** સ્ત્રી૦ ખોરાપણું
**ખોરિયું** ન૦ ખોયણું; ઉબાડિયું
**ખોરું** (ખો) વિ૦ જૂનું થવાથી બેસ્વાદ
**ખોલ** સ્ત્રી૦ [दे. खोल, खोल] ખામી; કરચલી; પોલાણ (૨) ઊતરી ગયેલી જીર્ણ ચામડી (૩) સાપની કાંચળી (૪) ખોળી (૫) ખોળ; ગાદી તકિયા વગેરેનું ઉપલું પડ
**ખોલકી** સ્ત્રી૦ [दे. खोल] ગધેડી. **-કું** ન૦ ગધેડાનું નાનું બચ્ચું. **-કો** પું૦ ગધેડો
**ખોલવું** સ૦ ક્રિ૦ [જુઓ ખુલ્લું] ઉઘાડવું (૨) કાઢવું; સ્થાપન કરવું
**ખોલી** સ્ત્રી૦ [सं. खोलिः] ખોળી
**ખોલી** સ્ત્રી૦ [दे. खुड=કુટીર] ઓરડી
**ખોવડા(-રા)વવું** સ૦ક્રિ૦ 'ખોવું'નું પ્રેરક
**ખોવાવું** અ૦ક્રિ૦ 'ખોવું'નું કર્મણિ
**ખોવું** સ૦ક્રિ૦ [सं. क्षप] ગુમાવવું (૨) ગેરલાભ થવો [ખાસવું; ઘોચવું
**ખોસવું** સ૦ ક્રિ૦ જોરથી દાખલ કરવું;
**ખોહ** સ્ત્રી૦ [सं. गोह] ખો; કોતર; ખીણ
**ખોળ** સ્ત્રી૦ જુઓ ખોલ ૨ થી ૫
**ખોળ** (ખો) પું૦ [दे. खोड्ड] તેલ કાઢી લીધા બાદ રહેલો તેલી બીનો કૂચો
**ખોળ** (ખો) સ્ત્રી૦ તપાસ; શોધ. ૦વું સ૦ક્રિ૦ શોધવું; તપાસ કરવી; ઢૂંઢવું [ખોળ
**ખોળંખોળા** (ખો) સ્ત્રી૦ શોધાશોધ; ખોળા-
**ખોળંબો(-સો)** પું૦ વિલંબ; ઢીલ
**ખોળાખોળ(-ળી)** (ખો) સ્ત્રી૦ ખોળંખોળા
**ખોળાઢંઢોળા** (ખો) પું૦ બ૦વ૦ ખોળાખોળ; ખૂબ ઢૂંઢવું તે
**ખોળાધર** (ખો) પું૦ [ખોળો + ધરવો] જામીન. **-રી** સ્ત્રી૦ જામીનગીરી
**ખોળાભરણું** (ખો) ન૦ [ખોળો + ભરવું] સીમંત; અઘરણી
**ખોળાંખંખોળાં, ખોળાંખાંખાં** (ખો) ન૦બ૦વ૦ [ખોળવું] ખૂબ બારીક તપાસ
**ખોળિયું** ન૦ [सं. खोलि] ગોદડાં વગેરે ભરવાનો ઓઢો (૨) શરીર; કલેવર
**ખોળી** સ્ત્રી૦ [सं. खोलिः] વસ્તુના રક્ષણ માટે છેડા ઉપર ગોઠવેલું ઢાંકણ (જેમ કે લાકડીને)
**ખોળો** (ખો) પું૦ [सं. क्रोडकः] પલાંઠી મારી બેસતાં બંને જાંઘ ઉપરની ઘૂંટણ લગી થતી આસન જેવી જગાનો ભાગ (૨) એ ભાગ ઉપરના વસ્ત્રને (તેમાં કાંઈ લેવા) ઝોળી પેઠે કરાય છે તે. **૦ભરવો**= સીમંત કરવું
**ખોંખારવું** (ખોં૦) અ૦ક્રિ૦ જુઓ ખૂંખારવું
**ખોંખારો** (ખોં૦) પું૦ જુઓ ખૂંખારો
**ખ્યાત** વિ૦ [सं.] પંકાયેલું; નામીચું (૨) સ્ત્રી૦ ખ્યાતિ; કીર્તિ [પ.] (૩) ન૦ કથન. **-તિ** સ્ત્રી૦ [सं.] પ્રસિદ્ધિ; કીર્તિ (૨) પ્રતીતિ; જ્ઞાન. **-પન** ન૦, **-પના** સ્ત્રી૦ [सं.] જાહેરાત (૨) કબૂલાત
**ખ્યાલ** પું૦ [જુઓ ખયાલ] તર્ક; સ્મરણ (૨) કેડો (૩) એક જાતનું ગાયન. **-લી** વિ૦ તરંગી (૨) ખ્યાલ-લાવણી જોડનારું
**ખ્રિસ્ત** પું૦ [ग्रीक-क्रिस्टोस] જુઓ ઈસુ. **-સ્તી** વિ૦ ઈસુ સંબંધી; ઈસુના ધર્મનું (૨) પું૦ એ ધર્મ માનનારો માણસ
**ખ્વાબ** પું૦; ન૦ [फा.] ખાબ; સ્વપ્ન. **-બી** વિ૦ સ્વપ્નનું; તે સંબંધી (૨) સ્વપ્ન રચ્યા કરનારું; સ્વપ્નશીલ; તરંગી

# ગ

**ગ** પું૦ [સં.] કંઠસ્થાની ત્રીજો વ્યંજન (૨) ગંધાર સ્વરની સંજ્ઞા
**-ગ** [સં.] [સમાસને અંતે] 'જતું' 'ચાલતું' એવા અર્થમાં. ઉદા૦ ખગ; ઉરગ
**ગઈકાલ** સ્ત્રી૦ આજની પહેલાંનો દિવસ (૨) અ૦ ગઈકાલે. **-લે** અ૦ આજની પૂર્વેના દિવસે; કાલે (૨) બહુ જૂના કાળમાં નહીં – તાજેતરમાં [લા.] [હકીકત
**ગઈગુજરી** સ્ત્રી૦ બની ગયેલી – ભૂતકાળની
**ગગડવું** અ૦ક્રિ૦ [રવ૦] ગાજવું
**ગગડાટ** પું૦ ગડગડ એવો અવાજ (૨) અ૦ સપાટાબંધ; વગર હરકતે. **-વવું** સ૦ક્રિ૦ગડગડે એમ કરવું (૨) ઝપાટાબંધ –અટકયા વગર કામ ચલાવવું (જેમ કે. વાચનનું)
**ગગણવું** અ૦ક્રિ૦ [રવ૦] ગણગણ એવો અવાજ કરવો (૨) નાકમાં બોલવું (૩) પોતાની નામરજી અસ્પષ્ટ રીતે બતાવવી [લા.] (૪) સ૦ ક્રિ૦ મનમાં બબડવું; ગગણતા કહેવું
**ગગણાટ** પું૦ ગગણવું તે
**ગગન** ન૦ [સં.] આકાશ; આભલું. **૦ગામી** વિ૦ગગનમાંજનારું. **૦ગાંઠિયા** પું૦બ૦વ૦ એક મીઠાઈ; ઘઉંના લોટના ચાસણી પાયેલા ગાંઠિયા. **૦ચુંબિત, ૦ચુંબી** વિ૦ આકાશને ચુંબતું; બહુ ઊંચું. **૦ભેદી** વિ૦ ગગનને ભેદે એવું મોટું (અવાજ કે નાદ). **૦વિહાર** પું૦ આકાશમાં વિહાર (૨) બહુ ઊંચા ઊંચા ખ્યાલો કરવા તે [લા.]. **૦વિહારી** વિ૦[સં.]ગગનવિહાર કરનારું. **૦સ્પર્શી** વિ૦ આકાશને અડે એવું; બહુ જ ઊંચું
**ગગરી** સ્ત્રી૦[સં. गर्गरी] નાનો ગગરો. **-રો** પું૦ ધાતુનો ઘડો [ઉપર આવેલું
**ગગળું** વિ૦[સં. गलित] ઢીલું; દીન (૨) પાકવા
**ગગા** સ્ત્રી૦ (બાળભાષા) બાળકનું ઝબલું
**ગગી** સ્ત્રી૦ છોડી; દીકરી. **-ગો** પું૦ છોકરો; દીકરો
**ગચ** અ૦ ઘોંચાવાનો અવાજ
**ગચકડું, ગચકિયું** ન૦ [રવ૦] (ડૂબતાં) તરફડિયાં મારવાં તે (૨) ગચરકું
**ગચરકું** ન૦, **-કો** પું૦ [રવ૦] ખાટો કે તીખો ઓડકાર; ધચરકું
**ગચિયું** ન૦ ['ગચ્ચ' ઉપરથી] ઢેફું; ચોસલું (જેમ કે ઈંટ ચૂનો ઇ૦ નું) (૨) આડ; નડતર [લા.]
**ગચ્ચ** અ૦ [રવ૦] ગચ (૨) સજડ; તૂટે છૂટે નહિ એવું. **-ચ્ચિયું** ન૦ જુઓ ગચિયું
**ગચ્ચી** સ્ત્રી૦ [फा. गच] માટી, ઈંટો, કાંકરા અને ચૂનો વગેરેનું બાઝી જવું તે. ઉદા૦ ચૂનાગચ્ચી (૨) અગાસી; ધાબું (૩) છોબંધ જમીન
**ગચ્ચું** ન૦ જુઓ ગચિયું
**ગચ્છ** પું૦ [સં.] સમુદાય; જથો
**ગચ્છન્તી** સ્ત્રી૦[સં.गच्छ्‌ઉપરથી]નાસી જવું તે
**ગચ્છી** સ્ત્રી૦ જુઓ ગચ્ચી
**ગજ** પું૦[फा., सं.] લંબાઈ ભરવાનું ચોવીસ તસુનું માપ (૨) બારણાની ભૂંગળ (૩) ધાતુનો નક્કર સળિયો (૪) બંદૂકની નાળમાં દારૂ ઠાંસવા માટે વપરાતો સળિયો (૫) તંતુવાદ્ય વગાડવાનું ધનુષ્ય જેવું સાધન
**ગજ** પું૦[સં.]હાથી. **૦કરણ, ૦કર્ણ**[સં.]પું૦ હાથીનો કાન (૨) દરાજ; દાદર (૩) ગણપતિ. **૦ગતિ** સ્ત્રી૦[સં.] હાથીની ચાલ (૨) તેના જેવી ડોલતી ને મગરૂર ચાલ. **૦ગામા, ૦ગામિની** [સં.] વિ૦ સ્ત્રી૦ ગજગતિથી ચાલનારી. **૦ગામી** વિ૦ [સં.] ગજગતિથી ચાલનારું. **-ગ્રાહ** પું૦'ટગ ઑફ વૉર'; પક્ષ પાડીને દોરડું ખેંચવાની રસાકસીની રમત. **૦દળ** ન૦ હાથીનું લશ્કર. **૦દંત**

પું૦[સં.] દંતૂશળ (૨) ગણપતિ (૩) ખીંટી
**ગજબ** પું૦ [અ.] કેર (૨) મોટું દુઃખ (૩) આશ્ચર્ય. **૦નાક** વિ૦[ફા.]ગજબ કરનારું; કેર વર્તાવનારું
**ગજર** પું૦ પહોર પહોરને આંતરે ઘડિયાળાં વગાડવામાં આવે છે તે; ગજ્જર (૨) ચોઘડિયાં
**ગજરું** ન૦ કાંડે કે અંબોડે ઘાલવાનો ફૂલનો હાર(૨)કાંડે પહેરવાનું સ્ત્રીનું ઘરેણું
**ગજરો** પું૦ ગજરું ૧ જુઓ
**ગજલ** સ્ત્રી૦,**-લિસ્તાન**ન૦જુઓ'ગઝલ'માં
**ગજવક્ત્ર, ગજવદન** પું૦ [સં.] ગણપતિ
**ગજવવું** સ૦ક્રિ૦ ગાજે એમ કરવું
**ગજવાકાતરુ** પું૦ ખીસાકાતરુ; ખીસાચોર
**ગજવું** ન૦ [સં. गुह्य] ગુંજું; ખીસું
**ગજવેલ** સ્ત્રી૦ ખરું લોઢું; પોલાદ
**ગજાનન** પું૦ [સં.] ગણપતિ
**ગજાર** સ્ત્રી૦ [ગિઝાર] (રસોડા કે ભંડાર તરીકે વપરાય એવો) મુખ્ય ઓરડાની બાજુનો ખંડ
**ગજાવવું** સ૦ ક્રિ૦ જુઓ ગજવવું; 'ગાજવું'નું પ્રેરક [કાપડ
**ગજિયાણી** સ્ત્રી૦ ગજી પનાનું એક રેશમી
**ગજિયું** વિ૦ એક ગજ માપનું (૨) ન૦ જાડા સૂતરનું (બહુધા ગજી) કપડું
**ગજી** વિ૦ ગજિયું (૨) સ્ત્રી૦ ગજિયાણી
**ગજું** ન૦ ગુંજાશ; શક્તિ
**ગજેન્દ્ર** પું૦ [સં.] ઉત્તમ હાથી(૨)ઐરાવત
**ગજ્જર** પું૦ [ગજ+ધર] વડો સુતાર;મિસ્ત્રી (૨) વડો મુકાદમ
**ગજ્જર** પું૦ અમુક વખત થયો એવું દર્શાવનારો ટકોરો; ગજર (૨) સમય; કાળ
**ગઝનવી** વિ૦[ફા.]ગિઝની નામના શહેરનું, -ને લગતું (૨)પું૦ એક મુસલમાન અટક
**ગઝલ** સ્ત્રી૦ [અ.] એક ફારસી રાગ;રેખતો (૨) એ રાગનું કાવ્ય. **-લિસ્તાન** ન૦ ગઝલોનો સંગ્રહ
**ગટકાવવું** સ૦ ક્રિ૦ ગટગટ કરતાં પીવું કે ખાઈ જવું; ઓહિયાં કરવું [પી જવું
**ગટગટાવવું** સ૦ ક્રિ૦ ગટગટ કરતાં-ઝટ
**ગટર** સ્ત્રી૦ [ઇં.] ગંદું પાણી જવાની નીક
**ગટરપટર** અ૦[રવ૦]ગમે તેમ આડું અવળું
**ગટિયું** વિ૦ જુઓ ગટ્ટું [ગળો
**ગટૂચી** સ્ત્રી૦ [સં. गुडूची] એક વનસ્પતિ;
**ગટ્ટી(-ટ્ટું)** વિ૦ [સં. ग्रथित=ગંઠાઈ ગયેલું] ઠીંગણું (૨) બટકું અને જાડું
**ગઠડી** સ્ત્રી૦ [હિં.] પોટલી; બચકી
**ગઠન** ન૦ [સં. ग्रथन] ગાંઠવું-બાંધવું તે; એકત્રિત કરવું તે
**ગઠિયણ** વિ૦ સ્ત્રી૦ [ગઠિયું] લુચ્ચી; પાજી
**ગઠિયું** [સં. ग्रथित] લુચ્ચું; પાજું
**ગઠ્ઠો** પું૦ [સં. ग्रंथि] ગાગડો; ગચિયું;બાઝી ગયેલો જથો
**ગડ** ન૦ [સં. गडु=ગાંઠ કે દે. गड=મોટો પથ્થર] ગાંઠ (૨) ગૂમડું; ગોડ (૩) સ્ત્રી૦ જુઓ ગડી (લૂગડાની)
**ગડગડ** અ૦ [રવ૦] ગગડતું હોય એમ. **૦વું, -ડાટ, -ડાવવું** જુઓ ગગડવું, ગગડાટ, ગગડાવવું
**ગડગૂમડ** ન૦ નાનાં મોટાં ગૂમડાં (૨) તે થઈને થતો ચામડીનો રોગ
**ગડગૂંદી** સ્ત્રી૦ ગડગૂંદાનું ઝાડ
**ગડગૂંદું** ન૦ એક ફળ;મોટું ગૂંદું. **૦ગૂંદો** પું૦ ગડગૂંદી [નિતનેતામાં
**ગડડગડ** અ૦ [રવ૦] ગરડગડ; ઝટ;
**ગડદાગડદી** સ્ત્રી૦ ગડદાથી મારામારી (૨) ભીડાભીડ
**ગડદાટવું** સ૦ક્રિ૦ ગડદાવવું
**ગડદાપાટુ** ન૦બ૦વ૦ ગડદા ને પાટુ (૨) હાથપગથી મારામાર
**ગડદાવવું** સ૦ક્રિ૦ ગડદે ગડદે મારવું
**ગડદો** પું૦ [સર૦ દે. गुड्डालिय=(મારીને) પિંડો કરી નાખેલું] ઠોંસો; ધીબકો
**ગડબ** સ્ત્રી૦ ગડ; ગાંઠ; સોજો
**ગડબડ** સ્ત્રી૦ [દે. गव्वड; રવ૦] ઘોંઘાટ (૨) અવ્યવસ્થા; ગોટાળો. [લા.] **૦ગોટો** પું૦ ગોટાળો; અવ્યવસ્થા (૨) હિસાબમાં ઘાલમેલ; તડફંચી
**ગડબડવું** અ૦ ક્રિ૦ જુઓ ગબડવું

**ગડબડસડબડ** અ૦ ગડબડગોટો (૨) ધમાલ; ઘોંઘાટ
**ગડબડાટ** પું૦ ગરબડ
**ગડબડિયું** વિ૦ ગડબડ કરે તેવું; ધાંધલિયું (૨) ન૦ અડબડિયું; ગોથું
**ગડબવું** સ૦ ક્રિ૦ [ગડબ] દાબીને ભરવું; ઠાંસવું (૨) મારીને અધમૂઉં કરવું
**ગડસથલ** સ્ત્રી૦ મહેનત; ફાંફાં; ધાલમેલ
**ગડવું** અ૦ક્રિ૦ [રવ૦] અંદર પેસવું–જવું; ગરવું (૨) ગબડવું (૩) ગડગડવું
**ગડવો** પું૦ [સં. गड्डुकः] ઘડાના જેવો ગોળ પડઘીદાર લોટો (૨) ગાડવો
**ગડાકુ** પું૦; સ્ત્રી૦ ગોળ કે કાકબ ભેળવી કરાતી તમાકુ
**ગડિયું** ન૦ ['ગડ' ઉપરથી] તમાકુનાં પાન આમળીને વાળેલી ઝૂડી (૨) ગડાકુનો ગોળો –નાનો ગડો (૩) ન૦ પાલી કે માણાના સોળમા ભાગનું માપ [કા.]
**ગડિયો** પું૦ જુઓ ઘડિયો
**ગડી** સ્ત્રી૦ [ગડ] ગાંઠ; આંટી (૨) ગેડ (જેમ કે કપડાની) (૩) ગરેડીનો ખચકો
**ગડી** પું૦ [म.] દક્ષણી ચાકર; ઘાટી
**ગડુડાવવું** સ૦ક્રિ૦ 'ગડૂડવું'નું પ્રેરક
**ગડુડુડુ** અ૦ [રવ૦] (ગબડવાનો)
**ગડૂચી** સ્ત્રી૦ [સં. गुडूची] એક વનસ્પતિ; ગટૂચી; ગળો [અવાજ કરવો; ગાજવું
**ગડૂ(–ડે)ડવું** અ૦ક્રિ૦ [રવ૦] ગડૂડ એવો
**ગડેડાટ** અ૦ (૨) પું૦ [રવ૦] ગડગડાટ
**ગડેરિયો** પું૦ ગાડરાં સાચવનાર–ભરવાડ
**ગડો** પું૦ [સં. गड] કાંકરો; મોટો ગાંગડો (૨) તમાકુ–ગડાકુનું મોટું ગડિયું
**ગઢ** પું૦ [દે.] કિલ્લો; પર્વત પરનો કોટ. ૦વી પું૦ ગઢનો રખેવાળ (૨) ચારણ
**ગઢવું** ન૦ [સં. घटित, પ્રા. गढिअ] ઘડવું; માટલું (ગોળનું) [એવી જમીન; બીડ
**ગઢાણ** ન૦ જ્યાં એકલું ઘાસ થતું હોય
**ગઢી** સ્ત્રી૦ નાનું ગઢવું–માટલું
**ગઢી** સ્ત્રી૦ નાનો ગઢ
**ગઢેરો** પું૦ [ઘરડુ] મોટેરો– મુખ્ય માણસ
**ગણ** પું૦ [સં.] ટોળું; મંડળ (૨) જાત; વર્ગ (૩) શિવનો સેવક-સમુદાય (૪) છંદ-શાસ્ત્રમાં ત્રણ અક્ષરનો ખંડ (ઉદા૦ યગણ, મગણ ઇ૦)
**ગણક** પું૦ [સં.] જોશી
**ગણકારવું** સ૦ ક્રિ૦ ગણતરીમાં – લેખામાં લેવું; દરકાર કરવી; માનવું
**ગણગણ** અ૦ ગણગણતું હોય એમ. ૦વું, –ણાટ જુઓ ગગણવું, ગગણાટ
**ગણતર** વિ૦ ['ગણવું' ઉપરથી] ગણી શકાય એવું; ગણ્યુંગાંઠ્યું (૨) ન૦ જુઓ ગણતરી
**ગણતરી,** સ્ત્રી૦ ગણવું તે (૨) ગણવાની રીત (૩) ગણીને કાઢેલી સંખ્યા (૪) અંદાજ. ઉદા૦ ગણતરી બહારનું ખર્ચ (૫) માન; પ્રતિષ્ઠા; લેખું [લા.]
**ગણતંત્ર** ન૦ જુઓ ગણરાજ્ય
**ગણતી** સ્ત્રી૦ જુઓ ગણતરી
**ગણધર** પું૦ [સં.] વર્ગ અથવા સમૂહનો મુખી (૨) એક પ્રકારનો આચાર્ય; જે તીર્થંકરનો શિષ્ય હોય છે [જૈન]
**ગણના** સ્ત્રી૦ [સં.] ગણતરી [(૨) શિવ
**ગણનાથ** પું૦ [સં.] ગણોનો ઉપરી; ગણપતિ
**ગણનાયક** પું૦ [સં.] ગણપતિ (૨) શિવ
**ગણપતિ** પું૦ [સં.] મહાદેવના નાના પુત્ર
**ગણરાજ્ય** ન૦ [સં.] ગણતંત્ર; પ્રાચીન હિંદનું એક પ્રકારનું પ્રજાસત્તાક રાજ્ય
**ગણવત(૦પટો)** જુઓ 'ગણોત'માં
**ગણવું** સ૦ક્રિ૦ [સં. गण्] સંખ્યા કાઢવી (૨) હિસાબ કે ગણિતનો દાખલો કરવો (૩) [લા.] લેખામાં લેવું; માનવું, આદર કરવો (૪) સમજણ કે ડહાપણ મેળવવું (જેમ કે ભણ્યો પણ ગણ્યો નહિ.)
**ગણવેશ** પું૦ આખા સમૂહનો એક સમાન પહેરવેશ; 'યુનિફૉર્મ'
**ગણસારો** પું૦ [રવ૦] અણસારો; અવાજથી ચેતવણી આપવી તે [(૨) ગણપતિ
**ગણાધિપ** પું૦ [સં.] ગણોનો અધિપતિ
**ગણિક** પું૦ + ગણક; જોશી
**ગણિકા** સ્ત્રી૦ [સં.] ગુણકા

**ગણિત** વિ૦ [સં.] ગણેલું (૨) ન૦ ગણિતવિદ્યા (૩) તેની (ખાસ કરી અંકગણિતની) ચોપડી. ૦**વિદ્યા** સ્ત્રી૦, ૦**શાસ્ત્ર** ન૦ ગણિતનું જ્ઞાન કે શાસ્ત્ર. –**તી** પું૦ [સં.] ગણિતશાસ્ત્રી [સમૂહ

**ગણિપિટક** ન૦ [સં.] જૈન ધર્મગ્રંથોનો

**ગણું** વિ૦ [સં. ગુણ] –થી ગુણતાં આવે તેટલું (ઉદા૦ ચાર ગણું)

**ગણેશ** પું૦ [સં.] ગણપતિ. –**ચતુર્થી**, ૦**ચોથ** સ્ત્રી૦ ગણેશ પૂજનનો દિવસ; ભાદરવા સુદ ચોથ [હથિયાર

**ગણેશિયું** ન૦,–**યો** પું૦ ખાતરપાડુનું એક

**ગણોત** સ્ત્રી૦;ન૦ [સં. गण + पत्र] ગણવત; સાંથ (૨) ગણોતનામું. ૦**નામું** ન૦, ૦**પટો**(–**ટ્ટો**) પું૦ જમીનદાર અને ખેડૂત વચ્ચેનો સાંથનો કરાર–દસ્તાવેજ.–**તિયો** પું૦ જમીન ગણોતે રાખનાર–ખેડનાર; સાંથીડો

**ગણ્ય** વિ૦ [સં.] ગણનામાં લેવા જેવું

**ગણ્યુંગાંઠ્યું** વિ૦ ગણતર; થોડુંક

**ગત** વિ૦ [સં.] ગયેલું (૨) ભૂતકાળનું; વીતી ચૂકેલું (૩) મરી ગયેલું (૪) અ૦ સુધી. દા૦ ત૦ "પૈસા પેઢીઓ ગત કોઈના પહોંચતા નથી." (૫) [સમાસને અંતે] '–માં આવેલું', '–નું', '–ને અંગેનું કે લગતું' એ અર્થમાં. ઉદા૦ વ્યક્તિગત, અંતર્ગત

**ગત** (ત,) સ્ત્રી૦ [સં. गति] જુઓ ગતિ (૨) વાદ્ય પર વગાડવાની (કોઈ રાગના) સ્વરોની રચના [મશ્કરી

**ગતકડું** ન૦ નવાઈનો બનાવ (૨) ટોળ;

**ગતાગત** વિ૦ [સં.] ગયેલું અને આવેલું (૨) ન૦ અવરજવર; જન્મ ને મરણ

**ગતાગમ** સ્ત્રી૦ [ગતિ+ગમ] સમજણ; જ્ઞાન

**ગતાનુગતિક** [સં.] વિ૦ ચીલે ચાલનારું; ગાડરિયું

**ગતિ** સ્ત્રી૦[સં.] ચાલ (૨) ઝડપ (૩) પ્રવેશ; પ્રવેશ કરવાની બુદ્ધિ–શક્તિ (૪) સમજ; મતિ (૫) શક્તિ; બળ; (૬) સ્થિતિ; દશા (૭) મૂઆ પછીની હાલત (૮) રસ્તો; માર્ગ. ૦**ચક્ર** વિ૦ વેગ આપનારું, વેગનું બળ સંગૃહીત કરનારું અથવા વેગનું નિયમન કરનારું પૈડું. ૦**માન** વિ૦ [સં.] ગતિવાળું (૨) ન૦ ગતિ–વેગનું માન–પ્રમાણ. ૦**શાસ્ત્ર** ન૦ ગતિની ગણિતવિદ્યા; 'ડાઇનેમિક્સ' [પ. વિ.]

**ગત્યર્થક** વિ૦[સં.] ગતિના અર્થવાળું [વ્યા.]

**ગદડું** ન૦ બહાનું; મિષ

**ગદગદ** વિ૦ (૨) અ૦ જુઓ ગદ્ગદ

**ગદગદિયાં** ન૦ બ૦ વ૦ [રવ૦] ખાનપાન, નાણાં, કે આનંદની રેલછેલ (૨) ગલીપચી થવી તે [ગયેલું

**ગદગદુ** વિ૦ [ગદગદ] પાણીપોચું (૨) કોહી

**ગદડવું** સ૦ક્રિ૦ (પગ વતી) દબાવવું (૨) હેરાન કરવું [લા.]

**ગદબદ** વિ૦ [રવ૦] ખદબદ

**ગદબદિયાં** ન૦બ૦વ૦ જુઓ ગદગદિયાં

**ગદા** સ્ત્રી૦ [સં.] લડાઈનું એક હથિયાર. ૦**ધર** પું૦ [સં.] ગદા ધારણ કરનાર (૨) વિષ્ણુ [થકવવું

**ગદાવવું** સ૦ક્રિ૦ દડ કે રેતીમાં દોડાવવું;

**ગદિયાણો** [સં. गद्याणक]અર્ધા તોલાનું વજન

**ગદેલું** ન૦ ગાદલું (૨) જાડી ગાદી

**ગદ્ગદ** વિ૦ [સં.] ગળગળું (૨) અ૦ ગળગળા કંઠે.–**દિત** વિ૦[સં.]ગદ્ગદ થયેલું

**ગદ્ય** ન૦ [સં.] ગવાય નહિ એવું, પદ્યથી ઊલટું–સાદું લખાણ.૦**કાવ્ય** ન૦ કાવ્યની શૈલીમાં લખેલું ગદ્ય

**ગધાડિયું** ન૦ જે ચપટા અને મોટા લાકડામાં ગાડીના પૈડાના લટ્ટા ઘલાય છે તે (૨) વિ૦ જાડું; ગધેયા જેવું (જેમ કે કપડું) (૩) મૂર્ખ

**ગધાડી** સ્ત્રી૦ ગધાડાની માદા. –**ડું** ન૦ [સં. गर्दभ] એક પશુ. –**ડો** પું૦ નર ગધેડું (૨) મૂરખ [લા.]

**ગધેડિયું** ન૦ જુઓ ગધાડિયું

**ગધેડી**(–**ડું**, –**ડો**) જુઓ 'ગધાડી'માં

**ગધૈયો** પું૦ એક પ્રાચીન સિક્કો; ગધૈયું

**ગદ્ધાપચ્ચીશી(-સી)** સ્ત્રી૦ ૧૬ થી ૨૫ વર્ષ સુધીનો સમય, જ્યારે માણસમાં ગધ્ધાપણાનું જોર હોય છે
**ગદ્ધાપાટુ** સ્ત્રી૦; ન૦ ગધ્ધામસ્તી
**ગદ્ધામસ્તી** સ્ત્રી૦ મૂર્ખાઈભર્યું અતિશય તોફાન; લાતંલાતા
**ગદ્ધાવૈતરું** ન૦ સખત વૈતરું (૨) લાભ વગરની–નકામી મહેનત
**ગદ્ધી** સ્ત્રી૦ ગધેડી
**ગદ્ધૈયું** ન૦ જાડી બેડોળ વસ્તુ (૨) એક પ્રાચીન સિક્કો; ગધૈયો
**ગધૈયું** ન૦ [सं. गर्दभक, प्रा. गद्दहय](દાણામાં પડતું) એક જીવડું
**ગદ્ધો** પું૦ ગધેડો (૨) મૂર્ખ [લા.]
**ગનીમત** સ્ત્રી૦ [અ.] ઈશ્વરકૃપા; સદ્ભાગ્ય
**ગપ** સ્ત્રી૦ [फा.] ઊડતી વાત; અફવા (૨) ખોટી વાત; ડિંગ
**ગપ** અ૦ [રવ૦] ગબ; ઝટ. **૦કાવવું** સ૦ ક્રિ૦ ગપ દઈને લઈ લેવું કે ખાઈ જવું
**ગપગોળો** પું૦ [ગપ+ગોળો] ગપાટો
**ગપતાળીસ** વિ૦ ('અધ્ધર અનિશ્ચિત સંખ્યા' એમ સૂચવે છે.) ઉદા૦ સાઢી ગપતાળીસ
**ગપસપ** સ્ત્રી૦ ['ગપ' ઉપરથી] ગપ્પાં; આડી અવળી નવરાશની વાત
**ગપાગપ** અ૦[રવ૦]ગપગપ [પું૦ગપ
**ગપાટી** વિ૦ ગપાટા હાંકનારું; ગપ્પી. **-ટો**
**ગપાવવું** સ૦ક્રિ૦ 'ગપાવું'નું પ્રેરક
**ગપાવું** અ૦ક્રિ૦ [सं. गुप्] ચુપચાપ કે છાનામાના ઘૂસવું
**ગપાષ્ટક** ન૦ ખોટા તડાકા; ગપ
**ગપોડશંખ** પું૦ ગપ્પીદાસ
**ગપોડુ** ન૦, **-ડો** પું૦ ગપ્પું
**ગપોલિયું** ન૦ [सं. गुप् ઉપરથી] કરામાંથી છટકી જઈને ભરાઈ બેસવું તે (ખાસ કરીને નિશાળમાંથી) (૨) વ્યભિચાર
**ગપ્પી** વિ૦ ગપ્પાં મારે એવું. **-દાસ** પું૦ ગપ મારવાની આદતવાળો માણસ. **-પ્પું** ન૦ ગપ; ગપાટો

**ગફલત** સ્ત્રી૦ [અ.] બેદરકારી; (૨) ભૂલ. **-તિયું, -તી** વિ૦ ગફલત કરનારું
**ગફૂર** વિ૦ [અ.] દયાળુ
**ગફ્ફો** પું૦ [રવ૦] ઉતાવળમાં–ગપ દઈને ભરેલો મોટો કોળિયો–બૂકડો
**ગબ** અ૦ [જુઓ ગપ અ૦] ઝટ; ચટ. **૦કાવવું** સ૦ક્રિ૦જુઓગપકાવવું. **૦ગબ** અ૦ ટપોટપ [દાધારંગું; મૂર્ખ
**ગબડગંડ(-ડુ)** વિ૦ [ગરબડિયું+ગાંડું]
**ગબડગંદુ** વિ૦ [ગરબડિયું+ગંદું] ગંદું અને અવ્યવસ્થિત
**ગબડવું** અ૦ક્રિ૦ [જુઓ ગડબડવું] તળે ઉપર થતા સરવું (૨) આળોટવું (૩) (વગર વાંધે કે વિઘ્ને) ચાલી કે નભી જવું, આગળ વધવું [લા.]
**ગબડી(-રડી)** સ્ત્રી૦ ['ગબડવું' ઉપરથી] એકદમ દોડી જવું તે
**ગબરુ** વિ૦ જુઓ ગભરુ
**ગબાગબ** અ૦ [રવ૦] ગબગબ; ટપોટપ. **-બી** સ્ત્રી૦ મુક્કામુક્કી (૨) બોલાબોલી
**ગબારો** પું૦ [अ. गुबारह] નાનું બલૂન (૨) હવાઈ; હવામાં ઊંચે જઈ ફૂટે એવું એક જાતનું દારૂખાનું
**ગબી** સ્ત્રી૦ લખોટી કે મોઈદંડાની રમતમાં કરાતો નાનો ખાડો
**ગબો** પું૦ [अ० गबी] મૂરખો; રાબો
**ગબોગબ** અ૦ [રવ૦] ગબગબ;ઉપરાઉપરી
**ગબોળો** પું૦ જુઓ ગપગોળો (૨) ભવાડો
**ગબ્બર** પું૦ [सं. गह्वर] અંબાજી પાસેનો એક (ચડવામાં કઠણ) ડુંગર (૨) વિ૦ જબરું
**ગબ્બો** પું૦ ગબો; મૂરખો
**ગભરાટ** પું૦['ગભરાવું'ઉપરથી] ગભરામણ. **-ટિયું** વિ૦ ગભરાટવાળું; ગભરાટના સ્વભાવનું. **-મણ** સ્ત્રી૦ અકળામણ; મૂંઝવણ (૨) ભય. **-વું** અ૦ક્રિ૦ ગૂંચાવું; મૂંઝાવું; કચાવું (૨) બીવું
**ગભરુ** વિ૦ ગાભલા જેવું; ગોરું અને માંસલ (૨) નિર્દોષ; ભોળું

**ગભાણ** સ્ત્રી૦ [સં. गवादनी] ઢોરના નીરણ માટે આડું લાકડું રાખી કરેલી જગા. ગામના પાદર પરની ગોચર જમીન; ચરો
**ગભાર(–રો)** પું૦ [સં. गर्भागार] મંદિરની અંદરનો ભાગ [જુઓ ગંભીર
**ગભીર** વિ૦ [સં.] ઊંડું (૨) ઘાડું (૩)
**ગમ** સ્ત્રી૦ [સં. गम् ઉપરથી] બાજુ (૨) મનનું વલણ (૩) ગતિ; પ્રવેશ (૪) સૂઝ
**ગમ** સ્ત્રી૦ [અ.] શોક; દુઃખ (૨) ખામોશી. **૦ગીન** વિ૦ ખિન્ન; ઉદાસ. **૦ગીની** સ્ત્રી૦ [फा.] ગમગીનપણું
**ગમચાં** ન૦ બ૦ વ૦ [રવ૦] બોલતાં બોલતાં અચકાવું તે (લાગણી વિચાર કે નામરજીથી)
**ગમત** સ્ત્રી૦ ['ગમવું' ઉપરથી] વિનોદ; મજા; આનંદ. **–તી** વિ૦ વિનોદી (૨) આનંદી
**ગમન** ન૦ [સં.] જવું–ચાલવું તે (૨) ચાલ; ગતિ (૩) સ્રીસંગ
**ગમવું** અ૦ક્રિ૦ [સં. गम्] મનને સારું લાગવું; ગોઠવું (૨) પસંદ પડવું
**ગમાણ** સ્ત્રી૦ જુઓ ગભાણ સ્ત્રી૦ **–ણિયું** ન૦ આડું લાકડું
**ગમાર** વિ૦ [ફ.] અણસમજુ (૨) રેંચું
**ગમે તે** સ૦ (૨) વિ૦ કોઈ કે કશું પણ (૩) રુચિ કે ઇચ્છા મુજબનું
**ગમે તેમ** અ૦ રુચિ મુજબ; ઇચ્છા પ્રમાણે (૨) કાંઈ બંધન કે મર્યાદા વગર; નિરંકુશ ઉચ્છૃંખલ રીતે (૩) અવ્યવસ્થિત રીતે
**ગમો** પું૦ ગમવું તે; રુચિ
**ગમ્મત** સ્ત્રી૦ જુઓ ગમત; ગંમત
**ગમ્ય** વિ૦ [સં.] જવાય–પહોંચાય એવું કે જવા ધારેલું તેવું (૨) સમજાય એવું
**ગયવર** પું૦ [પ્રા.; સં. गजवर] + મોટો હાથી
**ગયંદ** પું૦[પ્રા.; સં. गजेन्द्र] + હાથી [પંડો
**ગયાવ(–વા)ળ** પું૦ [હિં. गयावाल] ગયાનો
**ગયું** [સં. गत] 'જવું'નું ભૂતકાળનું રૂપ (૨) વિ૦ ગયેલું; વીતેલું; ભૂતકાળનું (૩) મરી ગયેલું
**ગર** પું૦ [સં. गर्भ] ફળની કે ઝાડના થડની અંદરનો ગર્ભ (૨) મનનો ભેદ; મર્મ [લા.]
**ગર** પું૦ [સં.] ઝેરી અથાર; ગલ
**–ગર** [फा.] 'કરનાર' એવો અર્થ સૂચવતો પ્રત્યય. ઉદા૦ 'સોદાગર'; 'કારીગર'
**ગર** પું૦ જુઓ ગીર. ઉદા૦ કેશવગર
**ગરક** વિ૦ [અ.] ડૂબેલું (૨) મગ્ન; લીન. **૦વું** અ૦ક્રિ૦ ડળી–ખૂંપી જવું (૨) ડૂબી જવું (૩) મગ્ન–લીન થઈ જવું. **–કાવ** વિ૦ ગરક; મશગૂલ
**ગરગડી** સ્ત્રી૦ ['ગડગડ' ઉપરથી] ફરે તેવું નાનું પૈડું (૨) દોરાની ગરગડી; 'રીલ'
**ગરજ** સ્ત્રી૦ [અ.] ખપ; જરૂર (૨) સ્વાર્થ
**ગરજવું** અ૦ક્રિ૦ [સં. गर्ज्] ગર્જના કરવી; ગાજવું (૨) મોટેથી બરાડવું; તડૂકવું
**ગરજાઉ, ગરજિયું, ગરજુ(૦ણું), ગરજુ** વિ૦ ગરજવાળું; સ્વાર્થી
**ગરજો** પું૦ ફણગો; અંકુર (૨) કાંટો; ઊભો ખીલો (૩) ખૂંપરો [દઈને; અચાનક
**ગરડગપ(–ફ)** અ૦ [રવ૦] ગટગપ; ઝટ
**ગરડવું** સ૦ક્રિ૦ [સં. घृष्] (અક્ષર) ઘૂંટવા
**ગરણી** સ્ત્રી૦ [સં. गुरु ઉપરથી] સ્ત્રી-ગુરુ (૨) ગરણીજી. **૦જી** સ્ત્રી૦ [જી માનાર્થે] જૈન સાધ્વી
**ગરથ** પું૦ નાણું; પૈસો
**ગરદ** સ્ત્રી૦ [फा. गर्द] ધૂળ (૨) વિ૦ ભિડાયેલું; સાંકડમાં આવેલું; દટાયેલું
**ગરદી** સ્ત્રી૦ ગિરદી; ભીડ [ભૂકો; જરદો
**ગરદો** પું૦ [फा. गर्द] તમાકુનાં પાંદડાંનો
**ગરનાળ** સ્ત્રી૦ [પો. गार्नेल] છરાના ગોળા ભરવાની, ખાંડણી જેવી તોપ
**ગરનાળું** ન૦ [ગર(ગરવું)+નાળું] પાણી આવવા જવા માટે બાંધેલો સાંકડો માર્ગ; નાળું
**ગરબડ, ૦ગોટો, ૦વું, ૦સડ(–ર)બડ, –ડાટ, –ડિયું** જુઓ 'ગડબડ' વગેરેમાં
**ગરબા** સ્ત્રી૦ સ્ત્રીઓના રાગમાં ગાવાની એક જાતની કવિતા. **૦ભટ** પું૦ ગરબીઓ ગાનારો; બેસૂરો રાગ તાણનારો બ્રાહ્મણ (૨) વિ૦ પું૦ રાંટવો [લા.]
**ગરબો** પું૦ નોરતામાં અથવા માતા વારે

છે તે પ્રસંગની કાણાંવાળી માટલી જેમાં ચાલુ ઘીનો દીવો રખાય છે તે(૨)દીવા કે માંડવીની આસપાસ ફરતાં ફરતાં તાળીઓ પાડીને ગાવું તે (૩) મોટી ગરબી; રાસડો

**ગરભ** પું૦ [સં.] જુઓ 'ગર્ભ'માં. **૦છાંટ** સ્ત્રી૦ છરા ભરેલો દારૂનો ગોળો (૨) ગરનાળ. **૦સુતરઉ, ૦સૂતર** વિ૦ તાણામાં રેશમ અને વાણામાં સૂતરના વણાટવાળું [દૂધિયો ડોડો

**ગરભોળું** ન૦ [સં. गर्भ પરથી] મકાઈનો

**ગરમ** વિ૦ [फा. गर्म] ઊનું (૨) શરીરમાં ઉષ્ણતા પેદા કરે-વધારે તેવું (૩) જોસમાં કે ક્રોધમાં આવેલું [લા.]. **૦મસાલો** પું૦ તજ, લવિંગ ઇત્યાદિ ગરમ તેજાનાનો ભૂકો

**ગરમર** સ્ત્રી૦; ન૦ એક વનસ્પતિ (તેનાં મૂળનું અથાણું થાય છે)

**ગરમાગરમ** વિ૦ ગરમ ગરમ; ઊનું ઊનું. **-મી** સ્ત્રી૦ ઉશ્કેરાટ; ઝઘડો

**ગરમાટો(-વો)** પું૦ ગરમી; ઉષ્ણતા

**ગરમાળાનો ગોળ** પું૦ ગરમાળાની શીંગમાંથી નીકળતો રેચક પદાર્થ

**ગરમાળો** પું૦ [સં. कृतमालक] એક ઝાડ

**ગરમી** સ્ત્રી૦ [फा.] ઉષ્ણતા; તાપ (૨) ગરમી-ચાંદી કે પરમિયાનો રોગ

**ગરમી** સ્ત્રી૦ માપસર આંક પાડવા માટેનું સુતારનું એક ઓજાર [વાડકો

**ગરમું** ન૦ તપેલી જેવો પડઘી વિનાનો મોટો

**ગરલ** ન૦ [સં.] વિષ; ઝેર

**ગરવ** પું૦ [સં. गर्व] ગર્વ; અહંકાર

**ગરવું** વિ૦ [સં. गुरुक] ગૌરવવાળું

**ગરવું** અ૰ક્રિ૰ [સં. गल्] ખરવું; પડવું (૨) ધીરે રહીને અંદર પેસવું

**ગરાડી** વિ૦ બંધાણી; ભાંગ, અફીણ કે ગાંજો વગેરેનો વ્યસની

**ગરાશિયો** પું૦ ગરાસ ખાનારો (૨) ગરાસ ખાનારો રજપૂત; રાજવંશી ભાયાત (૩) કોઈ પણ રજપૂત-એક જાત. **-યણ** સ્ત્રી૦ ગરાશિયાની સ્ત્રી

**ગરાસ** પું૦ [સં. ग्रास] ગામનું રક્ષણ કરવાના બદલામાં કાઢી આપેલી જમીન અથવા ઊચક રકમ (૨) ગુજરાન માટે આપેલી જમીન (રાજવંશીઓને). **૦ણ, ૦ણી** સ્ત્રી૦ ગરાસિયાની સ્ત્રી (૨) ગરાસિયા જાતિની સ્ત્રી. **૦દાર** વિ૦ ગરાસ ધરાવનારું. **-સિયણ, -સિયો** સ્ત્રી૦ જુઓ 'ગરાશિયો'માં

**ગરિમા** સ્ત્રી૦ [સં.] મોટાઈ; પ્રૌઢતા (૨) ઇચ્છા પ્રમાણે ભારે થઈ જવાની યોગની એક સિદ્ધિ

**ગરિયો** પું૦ ['ગરવું'ઉપરથી] ભમરડો [કા.]

**ગરિષ્ઠ** વિ૦ [સં.] ભારેમાં ભારે (૨) સૌથી વધુ અગત્યનું

**ગરીબ** વિ૦ [અ.] નિર્ધન; કંગાલ (૨) બાપડું; દુ:ખી (૩) નમ્ર; સાલસ; રાંક [લા.]. **૦ગ(-ગુ)રબું** ન૦ [અ. गरबा -ગરીબનું બ૦વ૦] ગરીબ અને કંગાલ માણસ. **૦ન(-નિ)વાજ** વિ૦ [+नवाज़ (फा.)] ગરીબ પર રહેમ રાખે-ગરીબનું પોષણ કરે એવું. **૦પરવર** વિ૦ [+फा. परवर] ગરીબને પાળનારું. **-બાઈ, -બી** [फा.] સ્ત્રી૦ નિર્ધનતા; કંગાલિયત (૨) નમ્રતા; સાલસાઈ

**ગરીયસી** વિ૦સ્ત્રી૦[સં.]ગૌરવશાળી;મહાન

**ગરુડ** પું૦; ન૦ [સં.] એક પક્ષી (૨) કશ્યપનો વિનતાથી થયેલો પુત્ર; વિષ્ણુનું વાહન. **૦ગામી** પું૦ વિષ્ણુ. **૦ધ્વજ** પું૦ ધ્વજ પર ગરુડના ચિહ્નવાળા વિષ્ણુ

**ગરુડો** પું૦ [સં. गुरु પરથી] ઢેડનો ગોર

**-ગરું** વિ૦ બનાવતો પ્રત્યય. ઉદા૦ કામગરું, કહ્યાગરું

**ગરૂર** વિ૦ [અ. ग़ुरूर=અભિમાન] મગરૂર

**ગરૂવું** વિ૦ + ગરવું

**ગરેડી** સ્ત્રી૦ [રવ૦] ગરગડી

**ગરોડો** પું૦ જુઓ ગરુડો [ઝેરી જનાવર

**ગરોળી** (રો') સ્ત્રી૦[દે. घरोली]ઘરોળી;એક

**ગર્જન** ન૦, **-ના** સ્ત્રી૦ [સં.] ગર્જવું તે (૨) એનો અવાજ. **-ન્ત** વિ૦ ગર્જતું [પ.]

**ગર્જવું** અ૦ક્રિ૦ જુઓ ગરજવું
**ગર્ડર** પું૦[ઇં.] લોખંડનો પાટડો
**ગર્ત** પું૦; ન૦ [સં.] ખાડો; ખાણ
**ગર્થ** પું૦ + ગરથ
**ગર્દ** સ્ત્રી૦ [ફા.] ધૂળ; રજ
**ગર્દભ** પું૦[સં.] ગધેડો. **-ભી** સ્ત્રી૦ [સં.] ગધેડી
**ગર્ધવ** પું૦ જુઓ ગર્દભ
**ગર્ભ** પું૦ [સં.] માના પેટમાં રહેલું જીવનું રૂપ (૨) ગર; અંદરનો માવો (૩) કોઈ પણ વસ્તુનો અંદરનો ભાગ (૪) નાટકની એક સંધિ. **૦કોશ(-ષ)** પું૦ [સં.] ફળેલો અંડકોશ; 'ઝાઈગોટ' [વ. વિ.] **૦ગૃહ** ન૦ [સં.] મકાનની અંદરનો ભાગ (૨) ગભાર. **૦જોગી** પું૦ શુકદેવ. **૦દ્વાર** ન૦ મંદિરનો છેક અંદરનો ભાગ; ગભાર. **૦પાત** વિ૦ [સં.] ગર્ભનું પાડવું – પડવું તે. **૦મંદિર** ન૦ ગભાર. **૦વતી**[સં.],**૦વંતી** વિ૦ સ્ત્રી૦ સગર્ભા (૨) સ્ત્રી૦ ગર્ભિણી. **૦વાસ** પું૦ [સં.] ગર્ભનો ઉદરમાં વાસ. **૦શ્રીમંત** વિ૦ ગર્ભથી – જન્મથી પૈસાદાર; શ્રીમંતને ઘેર જન્મેલું. **૦સ્પોર** પું૦ સમાન જાતીય કોશના સંયોગથી બનેલો સ્પોર; 'ઝાયગોસ્પોર'. [વ. વિ.] **૦સ્રાવ** પું૦[સં.] ગર્ભ સ્રવી – ગળી જવું તે; ગર્ભપાત
**ગર્ભાગાર** પું૦; ન૦ [સં.] ગર્ભાશય (૨) અંદરનો ખાનગી – સૂવાનો ઓરડો (૩) મંદિરનો ગભાર–અંદરનો મૂર્તિવાળો ભાગ
**ગર્ભાધાન** ન૦ [સં.] ગર્ભ મૂકવો તે (૨) ગર્ભ ધારણ કરવો તે (૩) એક સંસ્કાર
**ગર્ભાશય** ન૦ [સં.] સ્ત્રીશરીરમાં ગર્ભ રહેવાની જગા – તે અવયવ
**ગર્ભિણી** સ્ત્રી૦ [સં.] સગર્ભા સ્ત્રી
**ગર્ભિત** વિ૦[સં.] જેના ગર્ભમાં–ઉદરમાં કંઈ બીજી વસ્તુ, અર્થ કે ભાવ રહેલો હોય તેવું; છૂપું
**ગર્વ** પું૦ [સં.] અભિમાન; ગુમાન. **-ર્વિત** [સં.] **-ર્વિષ્ઠ, -ર્વી, -ર્વીલું** વિ૦ ગર્વવાળું; અભિમાની
**ગર્હણ** ન૦,**-ણા** સ્ત્રી૦[સં.] નિંદા. **-ણીય** વિ૦ [સં.] નિંદ્ય; તિરસ્કરણીય
**ગર્હા** સ્ત્રી૦ [સં.] નિંદા. **-ર્હિત** વિ૦ [સં.] નિંદિત. **-ર્હ્ય** વિ૦ [સં.] નિંદ્ય
**ગલ** પું૦ [સં. ગલ=ગળુ] માછલાં પકડવાનો આંકડો (૨) લાંચ; લાલચ (૩) વાત; બાતમી (૪) ગર; માવો
**ગલ** પું૦ [સં. ગલ=ખરવું] ગર; ઝેરી અધારલાળ (૨) બત્તીનો મોગરો (૩) પિવાઈ ગયેલી –બળી ગયેલી ચલમમાંની ગડાકુ
**ગલકંબલ** પું૦ [સં.] ગાય – બળદને ગળે લટકતી ગોદડી જેવી ચામડી
**ગલકી** સ્ત્રી૦ શાકનો એક વેલો. **-કું** ન૦ ગલકીનું ફળ
**ગલખોડ** પું૦, **-ડી** સ્ત્રી૦ અડાડે કે ઢોરને ગાળિયે ઘાલેલો મોઈના આકારનો લાકડાનો કકડો
**ગલગલિયાં** ન૦બ૦વ૦, **ગલગલી** સ્ત્રી૦ ગલીગલી; ગલીપચી
**ગલગોટો** પું૦ [ગલ(ગુલ) + ગોટો] એક ફૂલનો છોડ (૨) તેનું ફૂલ
**ગલઢું** વિ૦ ઘરડું; વૃદ્ધ; મોટું [કા.]
**ગલઢેરો** પું૦ ['ગલઢું'=મોટું; વૃદ્ધ ઉપરથી] કાઠી ગરાસિયો [કા.]
**ગલત** વિ૦ [અ.] ભૂલભરેલું; જૂઠું. **-તી** સ્ત્રી૦ ભૂલ; ચૂક
**ગલથૂથી** સ્ત્રી૦ [ગોળ+થૂથી (થૂથો)- પૂમડું] [જુઓ ગળથૂથી
**ગલપટો(-ટ્ટો)** પું૦ [સં. ગલ + પટો] ગળે વીંટવાનો પટો; ગલૂબંધ
**ગલબો** પું૦[ફા. ગુલ્બન] એક ફૂલઝાડ
**ગલસ્થલ** ન૦ [સં. ગલસ્થલ] ગળું
**ગલસ્થલ** ન૦ જુઓ ગજસ્થળ
**ગલિત** વિ૦[સં.] પડેલું; ટપકેલું (૨) ગળી ગયેલું
**ગલી** સ્ત્રી૦ [સર૦ ઇં. ગૅંગ્લિઅ] જુઓ ગલીપચી
**ગલી** સ્ત્રી૦ [હિં.] સાંકડી વાટ – શેરી. **૦કૂ(-કૂં)ચી** સ્ત્રી૦ [+ ફા. કૂચહ્] ગલીઓમાંનો આડોઅવળો અને સાંકડો માર્ગ
**ગલીગલી** સ્ત્રી૦ [જુઓ ગલી] ગલીપચી
**ગલીચ** વિ૦ [અ. ગલીચ] ગંદું – અતિ ગંદું
**ગલીચો** પું૦ જુઓ ગાલીચો

**ગલીપચી** સ્ત્રી૦ શરીરના અમુક ભાગમાં સ્પર્શથી થતા સળવળાટની મજેદાર અસર
**ગલૂડગલૂડ** અ૦ જાણે ગબડતું હોય તેમ (ચાલતું)
**ગલૂડિયું** ન૦ ભટોળિયું
**ગલૂબંદ(-ધ)** પું૦ [फा. गुलूबंद] ગલપટ્ટો
**ગલેફ** પું૦ [अ. गिलाफ] ગાદીતકિયા વગેરેની ખોલ [-ગર્ભ
**ગલેલી** સ્ત્રી૦ તાડનાં ફળની અંદરનો ગર
**ગલોટિયું** ન૦ [જુઓ ગુલાંટ] ગોટીમડું
**ગલોફું(-ફું)** ન૦ ગાલ નીચેનો મોંની અંદરનો ભાગ
**ગલોલ** સ્ત્રી૦ ગોફણ જેવું ગલોલા ફેંકવાનું એક સાધન(૨)તેના વડે ફેંકાતો ગલોલો. **-લી** સ્ત્રી૦ નાનો ગલોલો. **-લો** પું૦ [अ. गल्लह] ગલોલ વડે મારવાનો ગોળ કાંકરો કે પથરો [આનાકાની
**ગલ્લાંતલ્લાં** ન૦બ૦વ૦ [રવ૦] બહાનાં;
**ગલ્લો** પું૦ [तुर्की-गुल्क अथवा फा. गुल्लहदान] નાણું રાખવાનું ઠામ-ખજાનો (૨)પરચૂરણ વકરાનું નાણું નાખવાનું પાત્ર
**ગવડાવવું** સ૦ ક્રિ૦ 'ગાવું'નું પ્રેરક
**ગવન** ન૦ [इ. 'गाउन'] એક જાતનો સાલ્લો
**ગવરાવવું** સ૦ ક્રિ૦ જુઓ ગવડાવવું
**ગવરી** સ્ત્રી૦ [सं. गौरी] ગાય (૨) વિ૦ સ્ત્રી૦ ગૌરી; ધોળી ને સહેજ લાલ ધાબાવાળી (ગાય)
**ગવર્નર** પું૦ [इं.] રાજ્યનો વડો હાકેમ (૨) સાઇકલનો હાથો (૩) એંજિનમાં જનારી વરાળનું નિયમન કરનારો ભાગ [પ.વિ.]. ૦જનરલ પું૦ [इं.] વડો ગવર્નર
**ગવલી(-ળી)** પું૦ [म. गवळी] ગોવાળિયો (૨) ઢોર રાખનાર અને દૂધ વેચનાર (મુંબઈમાં)
**ગવાક્ષ** પું૦ [सं.] ગોખ; જાળિયું
**ગવાનિ(-ને)ક** ન૦ [सं. गवाह्निक] જમતાં પહેલાં ગાયને માટે જુદું કાઢેલું અન્ન
**ગવાર** પું૦ એક વનસ્પતિ; ગુવાર (૨) તેની શીંગ અને બીજ. ૦ફળી, ૦શિં(-શી, -સિં, -સી)ગ સ્ત્રી૦ ગવારની સીંગ [નિંદાવું; ફજેત થવું [લા.]
**ગવાવું** અ૦ ક્રિ૦ 'ગાવું'નું કર્મણિ (૨)
**ગવાહ** પું૦ [फा.] સાક્ષી પૂરનાર; સાક્ષી. **-હી** સ્ત્રી૦ સાક્ષી; પુરાવો
**ગવાળો** પું૦ સરસામાન વગેરેનો પરચૂરણ ઢગલો (૨) એ ભરવાનો કોથળો
**ગવેષક** વિ૦ [सं.] અન્વેષક. **-ણ** ન૦ [सं.], **-ણા** સ્ત્રી૦ [सं.] અન્વેષણ
**ગવૈયો** પું૦ ગાનારો; ગાવામાં ઉસ્તાદ
**ગવ્ય** ન૦ [सं.] ગાયમાંથી નીપજતું દૂધ, દહીં, ઘી, છાણ, મૂત્ર વગેરે
**ગશ્ત(-સ્ત)** સ્ત્રી૦ [फा.] રોન;ચોકી;પહેરો
**ગહન** વિ૦ [सं.] ઊંડું; ગાઢ (૨) દુર્ગમ; દુર્ભેદ્ય (૩) અકળ; ગૂઢ
**ગહિરગંભીર** વિ૦ [दे. गुहिर=ઊંડું+ગંભીર] ગહન અને ગંભીર; ઊંડાણ અને ગંભીરતાવાળું [ગુફા
**ગહ્વર** ન૦[सं.]પહાડની અંદરની બખોલ;
**ગળ** સ્ત્રી૦ જુઓ ગલ
**ગળકાં** ન૦બ૦વ૦ [જુઓ ગળું] ડૂબકાં; ડૂબતી વખતનાં ડસકાં
**ગળકો** પું૦ એક વાર ચાખેલી વસ્તુનો રહી ગયેલો સ્વાદ (૨) ચસકો
**ગળગળું** વિ૦ [सं. गलत्-गलत्] પાણીપોચું; ઢીલું (૨) દુઃખથી કે લાગણીથી હૈયું વા કંઠ ભરાઈ જવાથી થાય એવું
**ગળચકું** ન૦ જુઓ ગચકડું
**ગળચટું** વિ૦ જરા ગળપણના સ્વાદવાળું
**ગળચવાં** ન૦બ૦વ૦ ગૂંચવાઈને બોત જેવા ઊભા રહેવું કે બોલતાં અચકાવું તે
**ગળચવું** સ૦ક્રિ૦ ગળા સુધી ઈચવું
**ગળચવો** પું૦ પુરુષનું ગળાનું એક ઘરેણું
**ગળચિયું** વિ૦ ગળા સુધી આવે એટલું (૨)ન૦ જુઓ ગળચી(૩)ડૂબતા માણસનું ઉપરનીચે આવવું તે; ડૂબકાં ખાવાં તે
**ગળચી** સ્ત્રી૦ [ગળું+ચું (फा. चह લઘુત્વવાચક)] ગળું; બોચી. **-ચું** ન૦ ગળું (તિરસ્કારમાં)

**ગળણી** સ્ત્રી૦ ગાળવાનું છિદ્રવાળું સાધન. **–ણું** ન૦ પાણી ઇ૦ ગાળવાનો કપડાનો કટકો
**ગળતી** સ્ત્રી૦ [સં. गलन्ती] જેમાંથી ટીપે ટીપે પાણી ગળ્યા કરે એવું શિવલિંગ ઉપર લટકાવાતું વાસણ
**ગળથૂથી** સ્ત્રી૦ [ગળથૂથી] તરત જન્મેલા બાળકને આપવાનું ગોળ, ઘી તથા પાણીનું મિશ્રણ
**ગળધરી, ગળધાઈ, ગળધી** સ્ત્રી૦ [ગળું + સં. दाह] પિત્તવિકારથી ગળું બળવું તે; અન્નનળીની બળતરા
**ગળપણ** ન૦ ગળ્યો સ્વાદ (૨) ગોળ ખાંડ જેવી ગળી વસ્તુ
**ગળફો** પું૦ ગળામાંથી જે કફ મોંમાં આવતાં થૂંકીએ છીએ તે; બળખો
**ગળબંધ** પું૦ જુઓ ગળૂબંધ
**ગળસાણું** ન૦ એક ગળ્યું પેય
**ગળવાઈ** સ્ત્રી૦ તૈયાર થયેલાં ગોળનાં માટલાં રાખવાનું ખળાવાડ જેવું સ્થાન
**ગળવું** સ૦ક્રિ૦ [સં. गिल्] ગળામાં ઉતારી જવું (૨) ગાળવું; શુદ્ધ કરવું
**ગળવું** અ૦ ક્રિ૦ [સં. गल्] ઝમવું (૨) ઓગળવું (૩) ઢીલું થવું; પાકવું (૪) અંદર ઊતરી જવું; કળવું
**ગળસૂણું** ન૦ ગળું સૂણી–સૂજી આવવું તે
**ગળસ્થળ** ન૦ [સં. गल्लस्थल] ગાલ
**ગળાટૂંપો** પું૦ ગળું દૂંપી–દબાવીને મારી નાખવું તે
**ગળાફાંસો** પું૦ ગળે ફાંસો ખાવો–દેવો તે
**ગળાબૂડ** વિ૦ ગળું બૂડે એવું
**ગળામણ** ન૦ (સોનું રૂપું ઇ૦) ગાળવાની રીત કે તેનું મહેનતાણું (૨) ગાળતાં નીકળેલો કચરો
**ગળાવવું** સ૦ક્રિ૦ 'ગળવું', 'ગાળવું'નું પ્રેરક
**ગળિયારો** પું૦ [ગળી + સં. कार] ગળીથી કપડાં સૂતર વગેરે રંગનારો
**ગળિયું** વિ૦ [સં. गल् ઉપરથી] બેહું ઊઠે નહિ એવું (૨) [લા.] નિર્માલ્ય (૩) જક્કી
**ગળિયેલ** વિ૦ ગળીના રંગનું; નીલું
**ગળી** સ્ત્રી૦ એક વનસ્પતિ (૨) એનાં પાંદડાંમાંથી કઢાતો નીલો રંગ
**ગળું** ન૦ [સં. गलः] શરીરનું એક અંગ (૨) અવાજ; સૂર. **–ળૂબંધ** પું૦ ગળાનું એક ઘરેણું. **–ળેપડુ** વિ૦ પારકી વસ્તુ ખવાવી પડનારું (૨) ખોટો આરોપ મૂકનારું
**ગળો** સ્ત્રી૦ [સં. गुडूची; પ્રા. गलोई] એક વેલ
**ગળ્યું** વિ૦ [સં. गुल्य પરથી] ગોળ સાકરના જેવા સ્વાદવાળું; મીઠું
**ગંગ** સ્ત્રી૦ ગંગા નદી
**ગંગરી** સ્ત્રી૦ ગળે બંધાતી સગડી (કાશ્મીરમાં)
**ગંગા** સ્ત્રી૦ [સં.] હિંદુઓની પવિત્ર નદી; ભાગીરથી (૨) ગંગાજળ [લા.]. **૦ગોળી** સ્ત્રી૦ ગંગા જેવી પવિત્ર ગોળી (જે ગોળીમાંથી બેટલે વારાગે જ કાઢીને પાણી પિવાય છે તેને એમ મશ્કરીમાં કહે છે). **૦છાપ** વિ૦ વચમાં મૂળ અને તળે ઉપર ટીકા છાપી હોય તેવું (મુદ્રણ). **૦જમની** વિ૦ બે બાજુ જુદા જુદા રંગવાળું (૨) જુદી જુદી ધાતુઓનું બનેલું. **૦જળ** ન૦ ગંગા નદીનું પાણી. **૦જળી** સ્ત્રી૦ ગંગાજળ રાખવાનું વાસણ (૨) તાંબાકૂંડી. **૦પૂજન** ન૦ ગંગાયાત્રા કરી ઘેર ગંગા લાવે ત્યારે કરાતો પૂજનવિધિ –વરો. **૦વતરણ** ન૦ ગંગાનું પૃથ્વી પર અવતરણ થવું તે. **૦સ્વરૂપ** વિ૦ પવિત્ર (વિધવાના નામ આગળ માનાર્થે વપરાતું 'ગં. સ્વ.' વિશેષણ)
**ગંગોત્રી** સ્ત્રી૦ ગંગા નદીનું મૂળ–એક તીર્થ
**ગંગોદક** ન૦ [સં.] ગંગાજળ
**ગંજ** પું૦ [ફા., સં.] ઢગલો (૨) એક જાતની એકબીજામાં બેસતી વસ્તુઓની ઉતરડ
**ગંજાવર** વિ૦ [ફા.] ઘણું મોટું
**ગંજિયું** ન૦ ગંજમાંનું એક પાત્ર; છાલિયું
**ગંછ** સ્ત્રી૦ [જુઓ ગંજ] ઘાસનો ઢગલો; ઓઘો. **૦નો કૂતરો** રૂઢપ્ર૦ ખાય નહિ ને ખાવા દે નહિ એવો અદેખો માણસ
**ગંછફરાક** ન૦ [ગંછ + ઇં. ફ્રૉક] શરીરે ચપટ આવી રહે એવું ગૂંથેલું બદન

**ગંજીફો** પું૦ [ફા.] રમવાનાં પાનાંનો જથો
**ગંજેટી(-રી)** વિ૦ ['ગાંજા' ઉપરથી]ભાંગ-ગાંજાનો વ્યસની
**ગંઠાવું** અ૦ક્રિ૦ 'ગાંઠવું'નું કર્મણિરૂપ (૨) વધતું અટકવું [લા.]
**ગંઠિયું** વિ૦ [સં. ग्रंथ (પ્રા. गंठ)=દુષ્ટ હોવું] ઠગ (૨) ખીસાકાતરુ
**ગંઠો** પું૦ કોટે પહેરવાનું એક ગાંઠેલું ઘરેણું; કંઠો (૨) દાગીને બાંધેલી ગાંસડી (૩) આઠ ફૂટની લંબાઈનું માપ (૪) ગાંઠિયો
**ગંઠોડો** પું૦ ['ગાંઠવું' ઉપરથી] સ્ત્રીના પગનું એક ઘરેણું (૨) હાથનું સોનાનું સાંકળું (૩) પીપરીમૂળ; એક ઔષધિ
**ગંડ** પું૦ [સં.] લમણો (૨) ગાલ (૩) ગાલ ને લમણા સહિત ચહેરાની એક બાજુ (૪) ગાંઠ; ગોડ. **૦માળ** સ્ત્રી૦ કંઠમાળ. **૦સ્થલ** [સં.] **(-ળ)** ન૦ (હાથીનો) લમણાનો ભાગ; કુંભસ્થળ (૨) ગાલ
**ગંડુ** વિ૦ ગાંડિયું; ગાંડું
**ગંડૂષ** પું૦ [સં.] કોગળો
**ગંડેરી** સ્ત્રી૦ [દે. गंडीरी] છોલેલી શેરડીના કકડા (૨) લાકડાના ગોળવા
**ગંદકી** સ્ત્રી૦ [ફા. गंदगी] ગંદવાડ
**ગંદવાડ** પું૦; સ્ત્રી૦, **-ડો** પું૦ [ગંદું] વાસ મારતો કચરોપૂંજો અથવા મળમૂત્ર (૨) અસ્વચ્છતા [**૦ગોબરું** વિ૦ ગંદું
**ગંદું** વિ૦ [ફા. गंदा] ગંદકીવાળું; મેલું.
**ગંધ** પું૦;સ્ત્રી૦ [સં.] સોડ; વાસ (૨) દુર્ગંધ (૩) સુગંધી પદાર્થ; ચંદન (૪) તિલક; ચાંલ્લો (૫) [લા.] મિથ્યાભિમાન (૬) અણગમો (૭) (જરા પણ) સહવાસ; નિકટતા.ઉદા૦ 'મારે એની ગંધ ન જોઈએ'
**ગંધક** પું૦ [સં.] એક ખનિજ પદાર્થ
**ગંધગજ** પું૦ [સં.] ઉત્તમ જાતનો હાથી
**ગંધદ્રવ્ય** ન૦ [સં.] સુગંધી પદાર્થ
**ગંધબિરોજો** પું૦ એક વનસ્પતિ; બેરજો
**ગંધર્વ** પું૦ [સં.] સ્વર્ગનો ગવૈયો. **૦નગર** ન૦ [સં.] ગંધર્વોની કાલ્પનિક નગરી (૨) મૃગજળ [લા.]. **૦લગ્ન** ન૦, **૦વિવાહ** [સં.] પું૦ વિવાહનો એક પ્રકાર, જેમાં વરકન્યા પોતાની મેળે છાનાં રીતે પરણે છે. **૦વેદ** પું૦ [સં.] સંગીતશાસ્ત્ર
**ગંધવા** પું૦ [ગંધ+વા] સહવાસ; સોબત (૨) ખોડખાંપણ કાઢવાની ટેવ
**ગંધસાર** પું૦[સં.]સુગંધીવાળી વસ્તુ; અત્તર (૨) સુખડ
**ગંધાક્ષત** પું૦બ૦વ૦[સં.]ચંદન અને ચોખા
**ગંધાર** પું૦ [સં.] હિંદુસ્તાન અને ઈરાન વચ્ચે આવેલા દેશનું પ્રાચીન નામ(હાલનું કંદહાર)
**ગંધાર** પું૦ ગાંધાર–'ग' સ્વર (સંગીત)
**ગંધાવું** અ૦ ક્રિ૦ [સં. गंध ઉપરથી] ગંધ–બદબો મારવી (૨) કોવાવું
**ગંધીલું** વિ૦ ['ગંધ' ઉપરથી] વાસ મારતું (૨) [લા.] અદેખું (૩) કંકાસિયું (૪) અતિશય ચીકણા સ્વભાવનું
**ગંભીર** વિ૦ [સં.] ઊંડું (૨) અહોભાવ ને માન ઉપજાવે તેવું; પ્રૌઢ (૩) પુખ્ત; ઠરેલ; વજનદાર (માણસ, વિચાર વગેરે) (૪) ધીર; સહનશીલ (સ્વભાવ)
**ગંમત** સ્ત્રી૦ જુઓ ગમ્મત
**ગાઉ** પું૦ [સં. गव्यूत; પ્રા. गाउ]અંતરનું એક પરિમાણ (દોઢેક માઈલ)
**ગાગર** સ્ત્રી૦ [સં. गर्गरी] સાંકડા મોંનું પાણી ભરવાનું વાસણ; અમુક ઘાટનો ઘડો (૨) હળનો વચ્ચેનો જાડો ભાગ [ચ.]. **૦બેડિયું** ન૦ બેત્રણ ગાગરોની ઉતરડ. **-રિયો ભટ** પું૦ માણભટ
**ગાજ** પું૦ [ઇં. गौज] બોરિયું ઘાલવાનું નાકું
**ગાજર** પું૦; ન૦ [સં.] એક વનસ્પતિ તથા તેનું કંદ. **-રિયું** ન૦, **-રિયો** પું૦ ગાજરના આકારનું મોટું ઊભું ટીલું [લા.]
**ગાજવીજ** સ્ત્રી૦ [ગાજ + વીજ] વાદળાંની ગર્જના અને વીજળી
**ગાજવું** અ૦ક્રિ૦ [સં. गर्ज] ગરજવું (૨) જાહેર થવું; નામના થવી [લા.]
**ગાઝ(-ઝી)** વિ૦[અ.] ધર્મને માટે લડનાર કે મરનાર વીર

**ગાઠવું** અ૦ક્રિ૦ ઠગાવું; છેતરાવું

**ગાઠુઓ** પું૦ + ગઠિયો [(૨) હારેલું

**ગાઠું** વિ૦ [સં. દૃષ્ટ] ઘસાયેલું; નબળું પડેલું

**ગાડર** ન૦[સં. ગડ્ડર]ઘેટું; મેંઢું. **–રિયું** વિ૦ ગાડરને લગતું(૨)ગાડરની જેમ–આંધળી રીતે અનુસરતું; ગતાનુગતિક [લા.]. **–રું** ન૦ ગાડર [ખાડો કરીને દાટવું

**ગાડવું** સ૦ક્રિ૦ [સં. ગર્ત; પ્રા. ગડ્ડ ઉપરથી]

**ગાડવો** પું૦ ઘડા જેવું વાસણ (ઘી–તેલ ભરવાનું) [હાંડેડું

**ગાડાખેડુ** પું૦ ગાડું ચલાવનારો; ગાડાનો

**ગાડી** સ્ત્રી૦ [પ્રા., દે. ગડ્ડી] એક વાહન (રેલ–ગાડી, મોટર–ગાડી, ઘોડા–ગાડી ઇ૦). **૦ત(–વાન)** પું૦ ગાડી હાંકનાર. **–ડું** ન૦ એક વાહન(૨)ઘરસંસાર;રોજગાર [લા.]

**ગાઢ**[સં.](**–ઢું**)વિ૦ઘટ્ટ,ઘાડું (૨)અત્યંત;ઘણું (અજ્ઞાન, અંધારું)(૩)ભારે; ઘોર(નિદ્રા)

**ગાણું** ન૦ [સં. ગાયન] ગાવું તે (૨)ગાયન;ગીત

**ગાતડી** સ્ત્રી૦ [સં. ગાત્ર] વગર સીવેલું કપડું ઓઢીને ગળે વાળેલી ગાંઠ

**ગાતર** ન૦બ૦વ૦ [સં. ગાત્ર] શરીરના અવયવ

**ગાત્ર** ન૦ [સં.] શરીર (૨) શરીરનો અવયવ–ભાગ. **૦સૌષ્ઠવ** ન૦ ગાત્રોની સુંદરતા

**ગાથા** સ્ત્રી૦[સં.]કથા (૨) છંદબદ્ધ વાર્તા (૩) શ્લોક (ઉદા૦ બૌદ્ધ ગાથા) (૪) એક પ્રાકૃત ભાષા

**ગાદલું** ન૦ ખૂબ રૂથી ભરેલું ગોદડું

**ગાદી** સ્ત્રી૦ બેસવાના માપનું નાનું ગાદલું (૨) શેઠ કે મોટા માણસ કે મહંત ઇ૦નું આસન કે પદ(૩)રાજાનું તખ્ત; સિંહાસન. **૦તકિયો** પું૦ ગાદી અને તકિયો (૨) આરામઅનેસુખનીસ્થિતિ[લા.]. **૦નશીન** વિ૦ ગાદીએ આવેલું; ગાદી પર બેઠેલું. **૦પતિ** પું૦ રાજા (૨) ગાદીનો વારસ

**ગાધિ(–ધી)સુત** પું૦ [સં.] ગાધિના પુત્ર વિશ્વામિત્ર

**ગાન** ન૦ [સં.] ગાવું તે; ગાયન. **૦તાન** ન૦ ગાવું બજાવવું તે (૨) ચેનબાજી [લા.]

**ગાપચી** સ્ત્રી૦ યુક્તિથી કાઢી કે નીકળી જવું તે. **–ચું** ન૦ ગાપચી (૨) ઠગાઈ; દગાદાર ટુકડો

**ગાફે(–ફે)લ** વિ૦ [અ. ગાફિલ] અસાવધ

**ગાફેલિયત, ગાફેલી** સ્ત્રી૦ ગાફલપણું

**ગાબચી** સ્ત્રી૦ **–ચું** ન૦ જુઓ ગાપચી–ચું

**ગાબડગૂબડ** ન૦ બ૦ વ૦ નાનાંમોટાં પરચૂરણ ગાબડાં

**ગાબડી** સ્ત્રી૦ કાણું (૨) નાનો ખાડો(ઉદા૦ ગાબડીદાર રૂપિયો) (૩) ગાપચી [લા.]. **–ડું** ન૦ બાકું; કાણું (૨) ખાડો (૩) નુકસાન; ખોટ [લા.]

**ગાભ** પું૦ [સં. ગર્ભ] ગર્ભ (પશુની માદાનો). **૦ણ** ન૦ જુઓ ચિરાડી (૨) વિ૦ સ્ત્રી૦ ગાભણી. **૦ણી** વિ૦ સ્ત્રી૦ [સં. ગર્ભિણી] ગર્ભવાળી (પશુની માદા)

**ગાભરું** વિ૦ ગભરાયેલું

**ગાભલું** વિ૦[સં.ગર્ભ ઉપરથી] નરમ; પોચું (૨)ન૦પીંજેલા રૂનો પોલ(૩)વાદળનો જથો

**ગાભાચૂંથા** પું૦ બ૦ વ૦ [ગાભો+ચૂંથો] રદ્દી કાગળ કે કપડાંના ડૂચા–ગાભા

**ગાભો** પું૦[સં.ગર્ભ] જેનાથી વસ્તુની અંદરનું પોલાણ પૂરવામાં આવે તે (૨) પાઘડીનું ભોતાનું (૩) ઘરેણાની અંદરનો તાંબા-પિત્તળનો સળિયો (૪) અંદરનો ગર–ગરભ (૫) રદ્દી કપડું–ડૂચો

**ગામ** ન૦ [સં. ગ્રામ] માણસના વસવાટનું સ્થળ (બહુધા શહેરથી નાના પાયા પરનું) (૨) વતન; રહેઠાણ. **૦ઈ** વિ૦ આખા ગામનું, –ને લગતું. **૦ગરાસ** પું૦ રાજાએ બક્ષિસ આપેલી જમીન (૨) ગામ કે જમીનની આવકરૂપી આજીવિકા (૩) ગામ કે ગરાસ; માલમિલકત. **૦ઠાણ** ન૦ [+સ્થાન] જેની પર ગામ વસ્યું હોય તે જમીન કે સ્થળ. **૦ઠી** વિ૦[–સં.સ્થ]ગામડા-નું, –ને લગતું (૨) ગ્રામ્ય; ગામડિયું [લા.]. **૦ડિયણ** સ્ત્રી૦ ગામડિયા સ્ત્રી. **૦ડિયું** વિ૦ ગામડાનું, –ને લગતું (૨) તેવી રીતભાતનું; રાંચા જેવું; પ્રાકૃત [લા.]. **૦ડિયો** પું૦ ગામડાનો પ્રાકૃત માણસ. **૦ડું** ન૦

[પ્રા. गामड] નાનું ગામ. **૦તરું** ન૦ [સં. ग्रामान्तर] એક ગામ છોડી બીજે ગામ જવું-ગ્રામાંતર કરવું તે. **૦વખો** પું૦ [+વખો (વિખૂટા પડવું)] ગામનો વિયોગ (૨) તેનું દુઃખ (૩) આખા ગામ સાથે લડાઈટંટો. **૦સ(-સા)રણી** સ્ત્રી૦ આખા ગામને જમાડવું તે; ગામેરું
**ગામાત** વિ૦ ['ગામ' ઉપરથી] જુઓ ગામઈ
**ગામી** પું૦ [સં. ग्रामिक, પ્રા. गामिअ] ગામનો માલિક (૨) મુખી
**ગામી** પું૦ [દે. गन्हिअ] માળી
**ગામી** વિ૦ [સં.] (સમાસને અંતે) 'જતું; પહોંચતું' એવા અર્થમાં. ઉદા૦ ક્ષેત્રગામી
**ગામેતી** પું૦ [સં. ग्रामपति] ગામનો મુખ્ય માણસ; મુખી (૨) ગામનો રખવાળ [કા.]
**ગામેરું** ન૦ આખા ગામને જમાડવું તે-મોટો વરો (૨) ગામ
**ગામોટ** વિ૦ ['ગામ' ઉપરથી] ગામનું (૨) ગામડિયું (૩) પું૦ ગામનો ગોર. **૦ટી** પું૦ ગામોટ. **-ટું** ન૦ ગામનું ગોરપદું
**ગામોતર** પું૦ [સં. ग्राम+उत्तर] ગામનો બહારવટિયો
**ગામોતરું** ન૦ જુઓ ગામતરું
**ગાય** સ્ત્રી૦ [સં. गो] દૂધ દેતું એક ચોપગું
**ગાયક** પું૦ [સં.] ગાનારો; ગવૈયો
**ગાયત્રી** સ્ત્રી૦ [સં.] એક વૈદિક છંદ (૨) એક વૈદિક મંત્ર. **૦પુરશ્ચરણ** ન૦[સં.] સવા લાખ ગાયત્રીનો વિધિપૂર્વક જપ
**ગાયન** ન૦ [સં.] ગાવું તે (૨) ગાવાની ચીજ. **૦વાદન** ન૦ ગાવું-બજાવવું તે
**ગાયબ** વિ૦ [અ. ग़ाइब] ગેબ; અલોપ
**ગાયિકા** સ્ત્રી૦ [સં.] ગાનારી સ્ત્રી; ગાયક સ્ત્રી
**ગાર** સ્ત્રી૦ લીંપવા માટે બનાવેલો છાણ-માટીનો ગારો [(ઠંડુંગાર)
**ગાર** વિ૦ (પ્રાયઃ 'ઠંડું' સાથે) ઘણું ઠંડું
**-ગાર** વિ૦ [ફા.] 'કરનાર' એવા અર્થનો તદ્ધિત-નામને લાગતો પ્રત્યય (ઉદા૦ મદદગાર)
**ગારત(-દ)** વિ૦ [અ.] જેર; મૃત્યુવશ
**ગારવો** પું૦+ ગૌરવ; ગર્વ
**ગારિયું** ન૦ ['ગાર' ઉપરથી] ગૂંદીને ગાર કરવા છાણમાટીનો કરેલો ગોળો (૨) રાંધેલું અન્ન ઢાંકવાનું ટોપલા જેવું માટીનું ઠામ
**ગારુડી** પું૦[સં. गारुडिक] મદારી (૨) સાપનો મંત્ર જાણનાર (૩) જાદુગર
**ગારો** પું૦ કાદવ; કીચડ (૨) ચણતરમાં વાપરવા કરેલી તૈયાર માટી (૩) કેલ
**ગાર્ગી** સ્ત્રી૦ [સં.] ઉપનિષદોમાં પ્રસિદ્ધ એવી બ્રહ્મવાદિની સ્ત્રી
**ગાર્ડ** પું૦ [ઇં.] (લશ્કરી) પહેરેગીર; રક્ષક (૨) આગગાડીને સંભાળીને હંકાવી જનાર
**ગાર્હપત્ય** પું૦[સં.] હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે ગૃહસ્થે રાખવાના ત્રણ અગ્નિમાંનો એક
**ગાર્હસ્થ્ય** ન૦ [સં.] ગૃહસ્થાશ્રમ
**ગાલ** પું૦ [સં. गल्ल] માણસના મોંની બે બાજુનો ભાગ. **૦પચોરિ(-ળિ)યાં** ન૦ બ૦વ૦ કાકડા કે ચોળિયા ફૂલવા તે. **૦મશૂ(-સૂ)રિયું** ન૦ [+સં. मसूरक=ઓસીકું] ગાલ તળે રાખવાનું મશરૂ ઇ૦નું નાનું ગોળ ઓશીકું
**ગાલિપ્રદાન** ન૦ [સં. गालि + प्रदान] ગાળ આપવી-ભાંડવી તે [પાથરણું
**ગાલીચો** પું૦ [ફા.] ઊનનું એક જાતનું
**ગાલોડું** ન૦ ગલોફું; ગલોફું
**ગાલ્લી** સ્ત્રી૦ નાનું ગાલ્લું (ભારનું કે વાહનનું) (૨) એક પરિમાણ; ત્રીસ મણનું માપ. **-લ્લું** ન૦ ગાડું
**ગાવડી** સ્ત્રી૦ ગાય
**ગાવડોલ** પું૦ મુખ્ય કૂવાસ્થંભ
**ગાવલી** સ્ત્રી૦[હિં.] દલાલી; કમિશન. **૦કાઢી જવું**=કામના બોજામાંથી છટકી જવું. **-લું** ન૦ ગાવલી કાઢી જવું તે
**ગાવી** પું૦ ગાવડોલ ઉપર ચડાવેલો શઢ
**ગાવું** સ૦ ક્રિ૦ [સં. गै] સુરેલ અવાજ કાઢવો; સંગીતમાં બોલવું (ગીત વગેરે) (૨) [લા.] વખાણ કરવાં (૩) એકની એક વાત વારંવાર કહેવી
**ગાશા(-શિયો)** [અ.] પું૦ ઘોડાની પીઠ ઉપર નાખવાની દળી; ઘાસિયો

**ગાસ(-ઉ)** પું૦ ઘાણીની આસપાસનો બળદ નીચે વટાયેલો કચરો (૨) તુવેર, મગ ઇત્યાદિનાં ઝીણાં છોડાં
**ગાળ** સ્ત્રી૦ [સં. गालि] અપશબ્દ
**ગાળ** પું૦ ગાળતાં નીકળેલો કચરો. ૦ણ નં૦ ગળાઈને આવેલું પ્રવાહી (૨) ગાળવાની ક્રિયા [ર.વિ.]
**ગાળવું** સ૦ક્રિ૦ [સં. गालय्] કચરો કાઢી શુદ્ધ કરવું (કૂવો, પાણી ઇ૦) (૨) આંચ દઈ ઓગાળવું (ધાતુ ઇ૦) (૩) શોષવું; ઓછું કરવું (૪) વિતાવવું; પસાર કરવું
**ગાળંગાળા(-ળી), ગાળાગાળી** સ્ત્રી૦ પરસ્પર ગાળો દેવી તે
**ગાળિયું** ન૦ [જુઓ ગાળો] ઢોરને બાંધવાનું ગાળાવાળું દોરડું (૨) કામનો બોજો; જવાબદારી [લા.] (૩) ગળણી (૪) ગાળતાં નીકળેલો કચરો
**ગાળી** સ્ત્રી૦['ગાળો' પરથી]પર્વતો વચ્ચેનો સાંકડો માર્ગ; ખીણ
**ગાળો** પું૦ [જુઓ ગળું] સરકતી જવાય એવું નાકું; ફાંસો (૨) અમુક સમય (૩) મોસમ. ઉદા૦ કેરીગાળો(૪)ઘરનો વિભાગ; ખંડ (૫) બે સ્થળ કે કાળ વચ્ચેનું અંતર (૬) પહોળાઈ; પનો (૭) અમુક જગા; પ્રદેશ (૮) દળાણું ઓરવાનું ઘંટીનું મોં (૯) બંગડીનો વ્યાસ (૧૦) શરીરનો બાંધો (૧૧) મોટી ગાળી; ખીણ (૧૨) ફેર; વટાવ (૧૩) પેટમાં ગળાઈને જમેલો મળ (૧૪) સ્ત્રીને પહેરવાનું એક જાતનું વસ્ત્ર
**ગાંગડી** (૦) સ્ત્રી૦ નાનો ગાંગડો
**ગાંગડું** (૦) વિ૦ [સં. काङ्कटुक; प्रा कंकडुअ] ન પલળે અને ન બફાય એવું (૨) પું૦ પલાળવા કે બાફવા છતાં નરમ ન થાય એવો દાણો. **-ડો** પું૦ વસ્તુનો બાઝી ગયેલો નક્કર કકડો-કાંકરો (૨) નહિ ફાટેલું કપાસનું જીંડવું
**ગાંગરવું** (૦) સ૦ક્રિ૦ બરાડવું (ઊંટનું)
**ગાંગલું** (૦) વિ૦ [રવ૦] ટાંગલું; નકામું (૨) ન૦ ગણગણાટ (૩) આનાકાની (૪) ખડખડવું-ફરિયાદ કરવી તે
**ગાંગાંતલ્લાં** (૦) ન૦બ૦વ૦,[રવ૦] જુઓ ગલ્લાંતલ્લાં
**ગાંગું** (૦)વિ૦ [ગાંગલું] કાંગું; નમાલું; રાંક
**ગાંગેય** પું૦ [સં.] ગંગાના પુત્ર-ભીષ્મ
**ગાંછો** (૦)પું૦ વાંસફોડો; વાંસની ચીપટોનાં ટોપલા-ટોપલી ગૂંથનારો
**ગાંજવું** (૦) સ૦ક્રિ૦ [સં. गंजित=ગાંજ્યો] ફોસલાવવું (૨) હરાવવું (૩) બદવું; ગાંઠવું
**ગાંડિ(-ડી)વધન્વા,ગાંડિ(-ડી)વપાણિ** પું૦ [સં. गांडीव धन्वा, -पाणि] ગાંડીવ ધનુષ્યવાળો અર્જુન
**ગાંજો** (૦) પું૦ [સં., પ્રા. गंज] એક છોડ અથવા તેની કળી (તેને ચલમમાં પીવાથી નશો ચડે છે)
**ગાંજો** (૦) પું૦ બાંધો; કદ
**ગાંઠ** (૦,) સ્ત્રી૦ [સં. ग्रंथि] આંટીવાળો બંધ;ગ્રંથિ(૨)ઝાડને જ્યાંથી ડાળાં ફૂટે છે તે ભાગ (૩) લાકડામાંનો ભમરાવાળો ગંઠાઈ ગયેલો ભાગ (૪) મૂળના ગઠ્ઠા જેવો ભાગ (જેને વાવવાથી ફણગો ફૂટે છે) (૫) શરીરમાં લોહી ગંઠાઈ જઈ બાઝેલી ગોળી (૬) એક રોગ; પ્લેગની ગાંઠ (૭) [લા.] અંટસ; કીનો (૮) સંપ. ૦કંદ પું૦; ન૦ સૂરણ કે આળવી જેવો જમીનમાં થડ ફૂલીને થયેલો કંદ. **૦વાળવી** = નિશ્ચય કરવો [લા.]. **૦ગળફો** પું૦ ગાંઠ કે ફાંદો (સૂતરના તારમાંનો) (૨) ખટકો; સંશય. **૦ડી** સ્ત્રી૦ ગાંસડી (૨) ધન; સંપત્તિ. **૦ડો** પું૦ મોટી ગાંઠડી; ગાંસડો. **૦ણ** ન૦ સાંધો (૨) બે તારને જોડતી ગાંઠ (૩) ગાંઠવાના દોરા (૪) ગાંઠવાની ઢબ-કળા. **૦નું** વિ૦ ખાસ પોતાનું; પદરનું
**ગાંઠવું** (૦) સ૦ક્રિ૦ [સં. ग्रंथ्] મણકા કે એવી વેહવાળી વસ્તુને દોરામાં પરોવી ગાંઠ વાળી એકબીજા સાથે ગૂંથવું(૨)દોરી, તાર વગેરેને એકબીજા સાથે ગાંઠ વાળીને બાંધવું (૩) ગાંઠ કરવું; મેળવવું (૪) તાબે રહી હુકમ માનવો; બદવું

**ગાંઠાળું, ગાંઠિયું** (૦) વિ૦ ગાંઠવાળું
**ગાંઠિયો** (૦) પું૦ ['ગાંઠ' ઉપરથી] સૂકવેલી હળદરનો કાંકરો (૨) ચણાના લોટની એક તળેલી વાની (૩) મોટી ગાંઠ (૪) વિ૦ ગાંઠ સાથે સંબંધવાળું
**ગાંઠી** (૦) સ્ત્રી૦ [સં. कण्ठिका] એક ઘરેણું
**ગાંઠે** (૦) અ૦ પાસે; કબજામાં
**ગાંઠો** (૦) પું૦ મોટી ગાંઠ; પેરાઈ આગળનો ભાગ. **૦ગળફો** પું૦ જુઓ ગાંઠગળફો
**ગાંડ** (૦,) સ્ત્રી૦ [દે. ગંડી = અપદ્વાર] (અશિષ્ટ પ્રયોગ) ગુદા (૨) કશાયની બેસણી – બૂધું [સ્ત્રી૦ ગાંડાપણું
**ગાંડછા** (૦) સ્ત્રી૦, **–પણ** ન૦, **ગાંડાઈ**
**ગાંડિયું** (૦) વિ૦ ગાંડું; ગાંડા જેવું
**ગાંડિવ** ન૦ [સં.] અર્જુનનું ધનુષ્ય. **૦ધન્વા, ૦પાણિ** પું૦ અર્જુન
**ગાંડી** (૦) સ્ત્રી૦ ['ગાંડુ' સ્ત્રી૦] બાજીમાં અવળી ચાલે ચાલતી કૂટી
**ગાંડીવ,૦ધન્વા,૦પાણિ** જુઓ 'ગાંડિવ'માં
**ગાંડું** (૦) વિ૦ ઘેલું; અણસમજુ; નાદાન; મગજનું ચસકેલું (૨) ન૦ ગાંડું કામ કે વર્તન (૩) બાજીમાં અવળી ચાલે કૂટી ચારવાનું રમતું તે. **૦ઘેલું** વિ૦ ગાંડા જેવું. **૦તૂર** [+ आतुर (સં.)] છેક ગાંડું
**ગાંદરું** (૦) ન૦, **–રો** પું૦ ગોંદરું; ગામનાં ઢોર ઊભાં રહેવાની ભાગોળ પાસેની જગા (૨) ગામની ભાગોળ
**ગાંધર્વ** વિ૦ [સં.] ગંધર્વોને લગતું(૨)પું૦, **૦નગર** ન૦, **૦લગ્ન** ન૦, **૦વિવાહ** પું૦ જુઓ 'ગંધર્વ'માં [એક–'ગ'
**ગાંધાર** પું૦[સં.] સંગીતના સાત સ્વરમાંનો
**ગાંધાર** પું૦[સં.]ગંધાર દેશ. **–રી** સ્ત્રી૦[સં.] ગાંધારના રાજાની પુત્રી–ધૃતરાષ્ટ્રની પત્ની
**ગાંધિયાટું(–ણું)**(૦)ન૦ જુઓ ગાંધીવટું (૨) ભેળસેળ; ગૂંચવાડો [લા.]
**ગાંધી** (૦) પું૦ [સં. गान्धिकः] કરિયાણું વગેરે વેચનારો વેપારી (૨) એક અટક
**ગાંધીજી**(૦)પું૦ મોહનદાસ કરમચંદ ગાંધી; મહાત્મા ગાંધી. **–ટોપી** સ્ત્રી૦ ખાદીની સફેદ લાંબી ટોપી
**ગાંધીવટું**(૦)ન૦, **–ટો** પું૦ ગાંધીનો ધંધો (૨) બધી બાબતોનું થોડું થોડું જ્ઞાન હોવું તે [લા.]
**ગાંધીવાદ** (૦) પું૦ સત્ય અને અહિંસાના પાયા પર આખી સમાજવ્યવસ્થા તથા માનવજીવનની ગાંધીજીએ બતાવેલી દૃષ્ટિ કે ફિલસૂફી [તુવેરનો દાણો
**ગાંનું** (૦) ન૦ (રોગથી) ગંઠાઈ ગયેલો
**ગાંભીર્ય** ન૦ [સં.] ગંભીરતા
**ગાંયજો** (ગાં'૦) પું૦ [દે. गञ्ज] વાળંદ (૨) ટચાક માણસ [લા.]
**ગાંસડી** (૦) સ્ત્રી૦ [ગાંઠડી] અનેક વસ્તુ એકઠી બાંધી કરેલો બોજો; પોટલી. **–ડો** પું૦ મોટી ગાંસડી; પોટલો
**ગિગલાવવું** સ૦ક્રિ૦ 'ગીગલાવું'નું પ્રેરક
**ગિદરડું** ન૦ [સં. गड्डुर પરથી.] ઘેટાનું બચ્ચું [કા.]
**ગિદ્દડ** વિ૦ [સં. गृद्ध] સુસ્ત; ભારે (ઘણું ખાધાથી) (૨) ન૦ શિયાળ
**ગિનતી** સ્ત્રી૦[હિં.] ગણતરી;હાજરી લેવી તે
**ગિની** સ્ત્રી૦ [ઇં.] જુઓ ગીની
**ગિન્નાવું** અ૦ ક્રિ૦ ['ગિન્ની' ઉપરથી] (પતંગનું) એક બાજુ નમતું – કતરાતું રહેવું (૨) રિસાવું
**ગિન્ની** સ્ત્રી૦[હિં.]ચક્કર ખાવું–ખવરાવવું તે
**ગિરજા** સ્ત્રી૦ ગિરિજા; પાર્વતી
**ગિરજા, ૦ઘર** ન૦ [पो. इंग्रिजिया] ખ્રિસ્તી દેવળ; 'ચર્ચ'
**ગિરદી** સ્ત્રી૦ [फा.] ભીડ [શ્રીકૃષ્ણ
**ગિરધર,ગિરધારી** પું૦[સં. गिरि+धर,धारी]
**ગિરનાર** પું૦ કાઠિયાવાડનો એક પર્વત
**ગિરફતાર** વિ૦ [फा. गिरिफ्तार] પકડાયેલું (૨) તલ્લીન. **–રી** સ્ત્રી૦ કેદ પકડાવું તે
**ગિરમીટ** ન૦ [ઇં. गिम्लेट] છેદ પાડવાનું એક ઓજાર; સારડી
**ગિરમીટ** સ્ત્રી૦ [ઇં.एग्रीमेन्ट] હિંદ બહાર સંસ્થાનોમાં મજૂરી માટે લઈ જવાતા મજૂરો પાસે કરાવી લેવાતું કરારપત્ર. **–ટિયો** પું૦ગિરમીટથી બંધાયેલો મજૂર

**ગિરવી** સ્ત્રી૦ જુઓ 'ગીરવી'
**ગિરા** સ્ત્રી૦ [સં.] વાણી (૨) ભાષા
**ગિરિ** પું૦ [સં.] પર્વત. **૦કંદર(-રા)** સ્ત્રી૦ [સં.]પર્વતનીગુફા. **૦જા** સ્ત્રી૦[સં.]પાર્વતી. **૦જાપતિ** [સં.] **૦જાવર** પું૦ મહાદેવ. **૦જાસુત** પું૦ [સં.] ગણેશ. **૦તનયા** સ્ત્રી૦ પાર્વતી. **૦ધર, ૦ધારી** પું૦ શ્રીકૃષ્ણ. **-રીશ** પું૦ [સં.] મહાદેવ (૨) હિમાલય
**ગિરો** અ૦ (૨) પું૦ [ફા.] જુઓ ગીરો
**ગિલતાન** પું૦ મોભ વગેરેને ત્રિશૂલાકાર ટેકો મૂકવામાં આવે છે તે (૨) ફૂટેતાલ જડતાં માંડવીમાં પાટડી ઉપર મુકાતી બીજી બે ચીતરેલી પાટડીઓમાંની પહેલી
**ગિલેટ** પું૦ [ઇ. गिल्ट] ઢોળ (સોના ઇ૦નો)
**ગિલ્લી** સ્ત્રી૦ મોઈ (૨) ગડગૂમડ કે બીજા દરદને લીધે આવતો સોજો; વેળ. **૦દંડો** પું૦ મોઈ ને દંડો કે તેની રમત
**-ગી** એક ફારસી તદ્‌ભવ તદ્ધિત પ્રત્યય. વિ૦ પરથી ભાવવાચક નામ બને છે. ઉદા૦ માંદગી;પસંદગી [ફિંગલાવું;ગુશ થવું
**ગીગલાવું** અ૦ક્રિ૦ અકળાવું; ગભરાવું (૨)
**ગીગી** સ્ત્રી૦ નાની છોકરી; કીકી. **-ગો** પું૦ નાનો છોકરો; કીકો
**ગીચ** વિ૦ પાસે પાસે સંકડાઈને આવી રહેલું. **-ચોગીચ** અ૦ ખીચોખીચ; ભીડ-ગરદી થાય તેમ(૨)વિ૦ખૂબ ગીચ [ગાણું
**ગીત** ન૦[સં.]ગાયન(૨)અવસર પર ગવાતું
**ગીતા** સ્ત્રી૦ [સં.] કેટલાક ધાર્મિક પદ્યગ્રંથોને આપવામાં આવેલું નામ.ઉદા૦'શિવગીતા'. પરંતુ ખાસ કરીને તે નામથી ભગવદ્‌ગીતા જ ઓળખાય છે. **૦કાર** પું૦ગીતા રચનાર; શ્રીકૃષ્ણ. **૦જયંતી** સ્ત્રી૦ ભગવદ્‌ગીતા કહેવાયાના દિવસનો ઉત્સવ (એક મતે, માગશર સુદ અગિયારશ)
**ગીધ** ન૦[સં. गृध्र]એક મોટું માંસાહારી પક્ષી
**ગીની** સ્ત્રી૦[ઇં.]સોનાનો એક બ્રિટિશ સિક્કો
**ગીર** પું૦ [સં. गिरि] (ગોસાંઈની એક જાતના નામને અંતે વપરાય છે) (૨) ગિરનારનો ગિરિપ્રદેશ
**-ગીર** [ફા.]એક પ્રત્યય. 'વાળું','ઝાલનાર' એવા અર્થમાં નામને અંતે. ઉદા૦ જહાંગીર; દસ્તગીર [મિલ
**ગીરણી** સ્ત્રી૦ [મ.] યંત્રથી ચાલતું કારખાનું;
**ગીરવવું** સ૦ક્રિ૦ ગીરો-ઘરેણે મૂકવું. **ગીરવાવું** અ૦ક્રિ૦ (કર્મણિ)
**ગીરવી** અ૦ [ફા. गिर्वी] ગીરવેલું; ઘરેણે
**-ગીરી** [-ગીર+ઈ] સ્ત્રી૦ નામ બનાવતો પ્રત્યય. ઉદા૦ ગુમાસ્તાગીરી; ગુંડાગીરી
**ગીરો** અ૦ [ફા. गिरो] ગીરવી (૨) પું૦ ગીરવવું તે;દેવા પેટે આડમાં કાંઈ મૂકવું તે. **૦ખત** ન૦ ગીરો મૂક્યાનું ખત-લખાણ
**ગીર્વાણ** પું૦ [સં.] દેવ; સુર. **૦ભાષા** સ્ત્રી૦ સંસ્કૃત
**ગીલ્લી** સ્ત્રી૦, **૦દંડો** પું૦ જુઓ 'ગિલ્લી'માં
**ગીસ** સ્ત્રી૦ [અ. गीस=નઠારાપણું] ચોરી. **૦પડવી**=ખોટ જવી; નુકસાન થવું
**ગુચપુચ** અ૦ [રવ૦] ગુસપુસ; છાની રીતે; કોઈ સાંભળી ન જાય એમ (૨) એકમેકમાં ગૂંચવાતું ગયેલું હોય તેમ;અસ્પષ્ટ (લખાણ) (૩) સ્ત્રી૦ એમ કરેલી વાત. **-ચિયું** વિ૦ અસ્પષ્ટ; ગુચપુચ હોય એવું.**-છ** અ૦જુઓ ગુચપુચ [વાળનો જથો-જુલફું
**ગુચ્છ** [સં.](**-ચ્છો**) પું૦ ગોટો; કલગી (૨)
**ગુજર** સ્ત્રી૦ [ફા.] ગતિ; પ્રવેશ
**ગુજરડાં-ગોરમટી**સ્ત્રી૦ગુજરડું ને ગોરમટી; તે લાવવાનો લગ્નનો એક વિધિ
**ગુજરડું** ન૦ગણપતિ આગળ મૂકવાનું માટીનું વાસણ (૨) ગારાની ગાજર જેવી આકૃતિ, જે માંગલિક પ્રસંગે વેદી ઉપર મુકવામાં આવે છે
**ગુજરવું** અ૦ક્રિ૦ [ફા. गुज़र ઉપરથી] જવું; વહી જવું (૨) વીતવું; માથે આવી પડવું (૩) સ૦ક્રિ૦ જતું કરવું; દરગુજર કરવું. **ગુજરી જવું**=મરી જવું
**ગુજરાત** પું૦;સ્ત્રી૦;ન૦[સં. गुर्जरत्रा]ગુજરાત. **-તી** વિ૦ ગુજરાતનું, -ને લગતું (૨) સ્ત્રી૦ ગુજરાતી ભાષા(૩)પું૦ગુજરાતનો રહેવાસી
**ગુજરાન** ન૦ [ફા.] નિર્વાહ; ગુજારો

**ગુજરી** સ્ત્રી૰ સ્ત્રીના હાથનું એક ઘરેણું
**ગુજરી** સ્ત્રી૰ [फा. गुज़र] શહેર-કસબામાં ભરાતું બજાર
**ગુજારવું** સ૰ક્રિ૰ [फा. गुज़ार्दन] નિર્ગમન કરવું; ગાળવું (૨) રજૂ કરવું; દાદ માગવી (૩) માથે નાખવું; વિતાડવું
**ગુજારો** પું૰ [फा. गुज़ारह] નિભાવ; નિર્વાહ
**ગુજ્જર** વિ૰[સં. गुर्जर; प्रा.] સુતાર, વાણિયા, અહીરો ને ક્ષત્રિયોનો એક ભેદ
**ગુટકો** પું૰ [સં. गुटिका] ઘણી ઓછી લંબાઈ પહોળાઈની જાડી ચોપડી
**ગુટપુ(-સું)ટ** અ૰ બરોબર ઓઢી કરીને (સૂવા માટે); ગોટપોટ
**ગુટિકા, ગુટી** સ્ત્રી૰ [સં.] ગોળી (દવાની)
**ગુડ** પું૰ [સં.] ગોળ
**ગુડગુડ** અ૰ [રવ૰] એવો અવાજ કરીને (૨)ધીરે ધીરે, ગબડતું હોય એમ(ભોટીલાં કે બાળક ચાલે એમ)
**ગુડાકેશ** પું૰ [સં.] અર્જુન (૨) શિવ
**ગુડાવવું** સ૰ક્રિ૰, **ગુડાવું** અ૰ક્રિ૰ 'ગૂડવું'નું અનુક્રમે પ્રેરક અને કર્મણિ
**ગુણ** પું૰ [સં.] જાતિસ્વભાવ; મૂળ લક્ષણ; ધર્મ (૨) સદ્ગુણ (૩) પ્રકૃતિના ત્રણ ધર્મ – સત્ત્વ, રજ, તમ – તે (૪)અસર;ફાયદો (૫) ઉપકાર [ઉદા૰ 'અવગુણ ઉપર ગુણ કરવો'] (૬) પણછ (૭) દોરી; દોરો; દોરડું (૮) દોકડો; 'માર્ક' (૯) સ્વરોના બે ફેરફાર – ગુણ, વૃદ્ધિ – માંનો પ્રથમ [વ્યા.] (૧૦) કૃતિનું રસપ્રદ લક્ષણ (શૈલી, લાલિત્ય વગેરે)[કા.શા.] (૧૧)વિ૰[સંખ્યાને અંતે સમાસમાં] ગણું. ૦ક પું૰[સં.] ગુણનાર અંક – સંખ્યા – રકમ [ગ.]
**ગુણકા** સ્ત્રી૰ ગણિકા; વેશ્યા
**ગુણકારક, ગુણકારી** વિ૰ ફાયદો કરે એવું
**ગુણગાન** ન૰ [સં.] ગુણ ગાવા તે; વખાણ
**ગુણગુણ** અ૰ [રવ૰] ગણગણ
**ગુણગ્રહણ** ન૰ [સં.] ગુણની બૂજ – કદર કરવી તે
**ગુણગ્રામ** ન૰ [સં.] ગુણોનો સમૂહ
**ગુણગ્રાહક** વિ૰ [સં.] ગુણજ્ઞ
**ગુણચિહ્ન** ન૰ગુણવાનું આવું(×)ચિહ્ન[ગ.]
**ગુણજ્ઞ** વિ૰ [સં.] ગુણ જાણનારું; કદરદાન
**ગુણત્રય** ન૰[સં.] સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણનો સમૂહ
**ગુણદોષ** પું૰[સં.] ગુણ અને દોષ; સારાસાર
**ગુણધર્મ** પું૰ [સં.] વસ્તુસ્વભાવથી પ્રાપ્ત થયેલા ગુણ-ધર્મ [ઉત્તમતા; શ્રેષ્ઠતા
**ગુણવત્તા** સ્ત્રી૰[સં.] ગુણવાળા હોવું તે (૨)
**ગુણવંતી** વિ૰ સ્ત્રી૰ ગુણવાળી
**ગુણવાચક** વિ૰ [સં.] ગુણ બતાવનારું (વિશેષણ) [વ્યા.]
**ગુણવું** સ૰ક્રિ૰ [સં. गुण्] એક સંખ્યાને બીજી સંખ્યા જેટલી વાર વધારવી
**ગુણાકાર** પું૰ગુણવું તે(૨)એથી આવતી રકમ
**ગુણાઢ્ય** વિ૰ [સં.] ગુણથી ભરપૂર
**ગુણાતીત** વિ૰ [સં.] સત્ત્વ વગેરે ત્રણ ગુણોને – તેમનાં કાર્યોને ઓળંગી ગયેલું; પરમજ્ઞાની [આસક્તિ કે આદર
**ગુણાનુરાગ** પું૰ [સં.] બીજાના ગુણો પ્રત્યે
**ગુણાન્વિત** વિ૰ [સં.] ગુણવાળું; ગુણી
**ગુણાંક** પું૰ [સં.] ગુણાકાર કરવાથી આવેલી રકમ
**ગુણિયલ** વિ૰ સદ્ગુણી
**ગુણી** વિ૰ [સં.] સદ્ગુણી (૨)પું૰ ગુણવાન પુરુષ (૩) કલાકોવિદ (૪) જંતરમંતર જાણનાર. ૦જન પું૰; ન૰ કદરદાન, ચતુર માણસ (૨) સજ્જન; ગુણિયલ માણસ
**ગુણીભૂત** વિ૰[સં.]ગૌણ બનેલું (૨) ગુણરૂપ-ભૂષણરૂપ બનેલું – કરેલું
**ગુણોત્તર** પું૰; ન૰ [સં.] બે રકમ વચ્ચેનું પ્રમાણ; 'રેશિયો' [ગ.] [દ્વાર
**ગુદા** સ્ત્રી૰ [સં.] શરીરમાંથી વિષ્ટા નીકળવાનું
**ગુનેગાર** વિ૰ ગુનો કરનારું; અપરાધી. –રી સ્ત્રી૰ ગુનેગારપણું
**ગુનો(નો')** પું૰[फा.] અપરાધ; વાંક; તકસીર
**ગુપચુપ** અ૰[ગુપ (ગુપ્ત) + ચૂપ] ચુપચાપ; છાનુંમાનું
**ગુપ્ત** વિ૰ [સં.] છુપાવેલું; સંતાડેલું (ધન વગેરે)

(૨) છાનું; ગૂઢ (વાત વગેરે). ૰ચર પું૰ [સં.] જાસૂસ. ૰દાન ન૰ [સં.] છૂપું દાન
**ગુપ્તી** સ્ત્રી૰[સં. ગુપ્ત]લાકડીની અંદર ગુપ્ત-છૂપું રહે એવું એક અણીદાર સળિયા જેવું હથિયાર [કાતર; ગૂંઠા
**ગુફા** સ્ત્રી૰ [સં. ગુહા] પહાડની બખોલ-કંદ
**ગુફ્‌ત(-ફ્‌તે)ગો** સ્ત્રી૰[ફા.]વાતચીત;મસલત
**ગુબારો** પું૰ જુઓ ગબારો
**ગુમ** વિ૰ [ફા.] ખોવાયેલું
**ગુમસુમ** અ૰ સૂમસામ; ચૂપચૂપ
**ગુમાન** ન૰ [ફા.] અભિમાન; ગર્વ. **-ની** વિ૰ અભિમાની
**ગુમાવડા(-રા)વવું** સ૰ ક્રિ૰ [જુઓ ગુમાવવું] ખોવડાવવું
**ગુમાવવું** સ૰ક્રિ૰ [ફા. ગુમ ઉપરથી] ખોવું (૨) ધૂળધાણી કરવું; ઉડાવી દેવું
**ગુમાસ્તાગીરી** સ્ત્રી૰ ગુમાસ્તાનું કામ; મહેતાગીરી
**ગુમાસ્તી** સ્ત્રી૰ ગુમાસ્તાગીરી. **-સ્તો** પું૰ [ફા. ગુમાશ્તહ] કારકુન; મહેતો
**ગુરમો** પું૰ [રવ૰] મુક્કી
**ગુરખો** પું૰ નેપાળ દેશનો વતની
**ગુરગુર** અ૰ [રવ૰] એવો અવાજ થાય તેમ
**ગુરદો** [ફા.] મૂત્રપિંડ; 'કિડની'
**ગુરુ** વિ૰ [સં.] મોટું (૨) ભારે (૩) દીર્ઘ (૪) પું૰ શિક્ષક (૫) પુરોહિત; ગોર (૬) એ નામનો ગ્રહ; બૃહસ્પતિ (૭) ગુરુવાર. ૰કંસ પું૰[ ]આવો મોટો કંસ. ૰કિલ્લી સ્ત્રી૰ ગુરુકૂંચી. ૰કુલ(-ળ) ન૰ ગુરુને રહેવાનું ઠેકાણું,જ્યાં વિદ્યાર્થીઓને રાખીને તે શિક્ષણ આપે છે (૨) તે પદ્ધતિને અનુસરતી શિક્ષણસંસ્થા. ૰કૂંચી સ્ત્રી૰ અનેક તાળાંને લાગુ પડે એવી કૂંચી; 'માસ્ટર-કી' (૨) ગમે તેવા સંજોગોમાંય કામ દે એવી યુક્તિ, ઉપાય, સાધન ઇ૰ [લા.]. ૰કોણ પું૰ કાટખૂણાથી મોટો ખૂણો; 'ઑબ્ટ્યૂસ ઍંગલ' [ગ.]. ૰ગમ્ય વિ૰ ગુરુ દ્વારા જ સમજાય એવું. ૰ચર્યા સ્ત્રી૰[સં.] ગુરુની સેવા. ૰જન પું૰; ન૰બ૰વ૰[સં.] વડીલવર્ગ (માબાપ, શિક્ષક ઇત્યાદિ). ૰તમ સાધારણ અવયવ પું૰ ગુ.સા.અ.; લઘુતમ... ૰ત્વ ન૰ [સં.] ગુરુપણું (૨) મોટાઈ; ગૌરવ (૩) ભારેપણું. ૰ત્વકેન્દ્ર, ૰ત્વમધ્યબિંદુ ન૰ જે બિંદુથી વજનનું સમતોલપણું થતું હોય તે; 'સેન્ટર ઑફ ગ્રૅવિટી' [પ. વિ.]. ૰ત્વરેખા(-પા) સ્ત્રી૰ ગુરુત્વકેન્દ્રના આકર્ષણની લીટી યા દિશારેખા. ૰ત્વાકર્ષણ ન૰ ભારનું પૃથ્વીના કેન્દ્ર તરફ ખેંચાવું તે; 'ગ્રૅવિટેશન'. ૰દક્ષિણા સ્ત્રી૰ [સં.] અભ્યાસ પૂરો કર્યા પછી ગુરુને આપવાની દક્ષિણા. ૰દાસ વિ૰ પું૰ ભાલો; ભાથો (કટાક્ષમાં). ૰પત્ની સ્ત્રી૰ [સં.] ગુરુની પત્ની. ૰પૂજા સ્ત્રી૰ [સં.] ગુરુની પૂજા-આદર-માન. ૰બંધુ, ૰ભાઈ પું૰ એક ગુરુનો શિષ્ય; સહાધ્યાયી. ૰મંત્ર પું૰ ગુરુએ આપેલો મંત્ર (૨) છૂપી સલાહ; શિખવણી [લા.]. ૰મુખ વિ૰ ગુરુના મોંએથી મળેલું (૨) મનસ્વી નહિ પણ દીક્ષિત-ગુરુના બોધને અનુસરનારું (૩) ન૰ ગુરુનું મુખ. ૰મુખી વિ૰ ગુરુના મુખનું (૨) સ્ત્રી૰ શીખોમાં શરૂ થયેલી પંજાબની એક લિપિ. ૰વાર પું૰ [સં.] અઠવાડિયાનો એક દિવસ
**ગુર્જર** વિ૰[સં.]ગુજરાતનું (૨) પું૰ ગુજ્જર જાત (૩) ગુજરાત (૪) ગુજરાતનો વતની. **-રી** સ્ત્રી૰ [સં.]ગુજરાતણ (૨) રબારણ; ગોવાળણી (૩) એક જૂનો ગુજરાતી રાસ (૪) રાગની એક ઢબ (૫) ગુજરાતી ભાષા (૬) ગુજરાત રૂપી દેવી (૭)વિ૰ ગુર્જર-ગુજરાત દેશને લગતું
**ગુલ** ન૰ [ફા.] ફૂલ (૨) ગુલાબનું ફૂલ (૩) બત્તી ઉપરનો બળેલો ભાગ; મોગરો [લા.]. ૰કંદ પું૰ [ફા.] ગુલાબની પાંખડીઓ ને સાકરનો મુરબ્બો. ૰છડી સ્ત્રી૰ એક ફૂલઝાડ (૨) તેનું ફૂલ (૩) ગુલાબનો ગોટો અથવા તોરો (૪) એક ઘરેણું. ૰જાર(-ઝાર) પું૰ [ફા.] ગુલાબની વાડી; ફૂલવાડી (૨) વિ૰ મનોહર; સુંદર

**ગુલતાન** વિ૰ [फा.] મશગૂલ; તલ્લીન
**ગુલતોરો** પું૰[ગુલ+અ.तुर्रह]ગુલાબનો ગોટો –ગજરો (૨) એક ફૂલઝાડ
**ગુલદસ્ત** પું૰ [फा.] ફૂલનો ગોટો–તોરો
**ગુલદાન** ન૰ [फा.] ફૂલદાની
**ગુલદાવદી(–રી)** સ્ત્રી૰[फा.गुलि(–ले)दाऊदी] એક ફૂલઝાડ (૨) તેનું ફૂલ
**ગુલનાર** પું૰ [फा.] દાડમ
**ગુલઅબ્બાસ** ન૰[ગુલ+अ. अब्बास]એક ફૂલઝાડ (૨) તેનું ફૂલ
**ગુલબાંગ** ન૰[फा.] શોરબકોર(૨)આનંદની –ઠઠ્ઠામશ્કરીની વાત (૩) ગામગપાટો
**ગુલમોર** (મો') સ્ત્રી૰ [फा. गुल्मुहू] એક ફૂલઝાડ (૨) તેનું ફૂલ
**ગુલશન** ન૰ [फा.] ગુલિસ્તાન
**ગુલાબ** ન૰[फा.]એક ફૂલઝાડ(૨)તેનું ફૂલ. **૰જળ** ન૰ગુલાબની ખુશબોવાળું પાણી. **૰જાંબુ** ન૰એક મીઠાઈ. **૰દાન** ન૰[फा.], **૰દાની** સ્ત્રી૰ [फा.] ગુલાબજળ છાંટવાની શિરોઈના આકારની ઝારી. **–બી** વિ૰[फा.] ગુલાબના રંગનું (૨) મીઠું; મજેદાર (ઉદા૰ઊંઘ,સ્વભાવ) (૩) સ્ત્રી૰ ગુલાબના જેવો રાતો રંગ
**ગુલામ** પું૰[अ.] ખરીદ કરેલો ચાકર;બૂડો (૨)પરવશ–પરતંત્ર માણસ[લા.]. **૰ખત** ન૰ ગુલામ તરીકેના વેચાણનું લખત (૨) પરતંત્ર બનાવે એવું લખાણ-કરાર. **ગીરી**૰ સ્ત્રી૰ [फा.] જુઓ ગુલામી. **૰ડી** સ્ત્રી૰ ખરીદ કરેલી દાસી – લૂંડી. **૰દાર** પું૰ ગુલામનો ધણિયામો. **–મી** સ્ત્રી૰ [फा.] ગુલામપણું (૨) ઘણી હલકી તાબેદારી (૩) પરાધીનતા [સુગંધીદાર ભૂકો
**ગુલાલ** પું૰;ન૰ એક રાતા રંગનો સહેજ
**ગુલાંટ** સ્ત્રી૰ [हि. गुलुल्य(च्छ)] ગોટીમડું (૨) ઊલટું ફરી જવું તે [લા.]
**ગુલિસ્તાન** ન૰[फा.]ગુલશન;ફૂલવાડી;બાગ
**ગુલ્મ** ન૰ [सं.] બરોળનો રોગ (૨) ગાંઠ (૩) ઝુંડ; ઝાડી
**ગુલ્લર** ન૰ ગૂલર; ઉમરડો
**ગુલ્લું** ન૰ [જુઓ ગૂલ્લું] પાપડની કણકનો લૂઓ; ગૂલરું
**ગુવાર.૰ફળી,૰રિ(–રી,–રિં,–રીં)**ગ જુઓ 'ગવાર'માં
**ગુસપુસ** સ્ત્રી૰[રવ૰]ગુચપુચ;છાની વાતચીત
**ગુસલ** ન૰, **ખાનું** ન૰ જુઓ 'ગુસ્લ'માં
**ગુસ્તાખી** સ્ત્રી૰[फा.]બેશરમી; અસભ્યતા
**ગુસ્લ** ન૰[अ.]સ્નાન. **૰ખાનું** ન૰ નાહવાની ઓરડી
**ગુસ્સો** પું૰ [अ.] ક્રોધ
**ગુહા** સ્ત્રી૰ [सं.] ગુફા
**ગુહ્ય** વિ૰ [सं.] છૂપું; છૂપાવવા યોગ્ય (૨) ન૰ રહસ્ય; મર્મ (૩) છૂપી વાત
**ગુહ્યક** પું૰ [सं.] દેવોનો એક વર્ગ; કુબેરનો અનુચર
**ગુંગ**[फा.;सं.]**–ગું**, વિ૰ જુઓ 'ગૂંગું'વિ૰માં
**ગુંજ** પું૰, **૰ન** ન૰[सं.] ગણગણાટ
**ગુંજવું** અ૰ ક્રિ૰ [सं. गुंज्] ગણગણવું; ગુંજાર કરવો
**ગુંજાફલ** [सं.] **–ળ**, ન૰ ચણોઠી
**ગુંજાર(૰વ)** પું૰ ગુંજવાનો અવાજ (૨) અવ્યક્ત મધુર અવાજ [લા.]
**ગુંજાશ** સ્ત્રી૰ [फा.गुंजाइश] ગજું; તાકાત (૨) સમાવવાની શક્તિ
**ગુંઠન** ન૰ [सं.] ઢાંકવું – છુપાવવું તે (૨) ચોપડવું લગાડવું તે
**ગુંઠો** પું૰ [इं. Gunter–એક જણનું નામ. તેની સાંકળ માપમાં લેવાતી તે પરથી] જમીનનું એક માપ (એકરનો ૪૦ મો ભાગ; ૧૧×૧૧ ચોરસ વાર)
**ગુંડાગીરી** સ્ત્રી૰ ગુંડાપણું;ગુંડા જેવું વર્તન
**ગુંડો** વિ૰ જબરદસ્તીનાં કામ કરનારું; બદમાશ; દાંડ (૨) પું૰ એવો આદમી
**ગુંદ(૰ર)**પું૰કેટલાંક ઝાડમાંથી ઝરતો ચીકણો રસ (૨) ચોટાડવાના કામમાં આવતો તેવો બાવળનો રસ. **૰રપાક** પું૰ ગુંદર ભેળવીને બનાવેલું વસાણું (૨) એક મીઠાઈ (૩) માર [લા.]. **૰રિયું** ન૰ પલાળેલો ગુંદર રાખવાનું પાત્ર (૨) લકૂકું; કંટાળો આવે

તોય ન ખસે એવું–ચોટણ વૃત્તિનું માણસ. [લા.]. –દિયું ન૦ ગુંદરનું પાત્ર; ગુંદરિયું
ગુંફિત વિ૦ [સં.] ગૂંથેલું
ગુંબજ પું૦ [ફા. ગુંબદ] ઘૂમટ
ગૂ ન૦ [સં.] વિષ્ટા; મળ
ગૂગળ પું૦ [સં. ગુગ્ગુલ] એક ડુંગરી ઝાડનો ગુંદર (તે દવાના તેમ જ ધૂપ કરવાના કામમાં આવે છે)
ગૂગળી વિ૦ (૨) પું૦ ઓખામંડળના બ્રાહ્મણોની એક જાતનું
ગૂજ સ્ત્રી૦ [સં. ગુહ્ય] ગુપ્ત વાત; રહસ્ય (૨) બે બાજુ અણીવાળો (પાટિયાં જોડવાનો) ખીલો (૩) વિ૦ ગુહ્ય; ગુપ્ત
ગૂજરાત, ૦ણ, –તી [સં. ગૂર્જરત્રા] જુઓ 'ગુજરાત'માં
ગૂઝ સ્ત્રી૦ જુઓ ગુજ
ગૂડલું ન૦ [સં. ગૂડ=દડો] ગુલ્લું
ગૂડવું સ૦ ક્રિ૦ કાપવું (૨) ખોદવું
ગૂડાલાકડી સ્ત્રી૦ એક પ્રકારની જૂની સજા – રિબામણી
ગૂડી સ્ત્રી૦ [મ. ગુડી (કાનડી ગુડિ=ધ્વજ)] ઉત્સવને દિવસે ઊભો કરેલો ઝંડો;માણેક-થંભ. ૦પડવો પું૦ ચૈત્ર સુદ પડવો
ગૂડો પું૦ [સર૦ દે. ગોડ=પગ] [ચ.] પગનો નળો (૨) બળ; શક્તિ; દાંત [લા.]
ગૂઢ વિ૦ [સં.] ગુપ્ત; છાનું (૨) ન સમજાય એવું; ગહન (૩) ઇંદ્રિયાતીત; 'મિસ્ટિક'. ૦વાદ પું૦ વસ્તુ ગૂઢ કોઈ સ્વાનુભવનો જ વિષય છે એવો તત્ત્વજ્ઞાનનો વાદ; 'મિસ્ટિસિઝમ'
ગૂણ સ્ત્રી૦ [સં. ગોણી] થેલો; કોથળો (૨) છાલકું (ગધેડા વગેરે ઉપરનું) (૩) ચાર મણનું માપ. ૦પાટ ન૦ શણ કે સૂતળીનું વણેલું તાપડું; ટાટિયું (૨) ન૦બ૦વ૦ તેનાં વસ્ત્ર કે તે પહેરવાની જેલશિક્ષા. –ણિયું ન૦ ગૂણપાટનો બનાવેલો થેલો. –ણિયો પું૦ તાંબાનો ઘડો (૨) થેલો; ગૂણ (૩) પું૦ કાટખૂણો (કારીગરનો) [કામી
ગૂધ વિ૦ [સં. ગૃધ્, ગૃધ્] રમતિયાળ (૨)
ગૂધ (ધ,) સ્ત્રી૦ ગૂમડું મટ્યે રહેતું ચિહ્ન – ખાડો [ચ.] [દિયા જેવો ગટ્ટો
ગૂમડ(–ડું) ન૦ શરીરે ઊઠતો ફોલ્લો –
ગૂમૂતર ન૦ મળમૂત્ર
ગૂરછી પું૦ એક જાતનું પુષ્કળ વાળવાળું ઠીંગણું કૂતરું ['ગુર્જ'ર'માં
ગૂર્જર વિ૦ (૨) પું૦, –રી સ્ત્રી૦ જુઓ
ગૂલર ન૦ ગુલ્લર; ઉમરડો (૨) ઉમરડું (૩) કાનનું એક ઘરેણું. –રું ન૦ [જુઓ ગૂડલું] પાપડનો લૂઓ (૨) જુઓ ગૂલર (૩) ઘોડિયે લટકાવવાનું એક લાકડાનું રમકડું. –રો પું૦ ઉમરડો
ગૂંગણું વિ૦ [સં. ગુંજ] નાકમાંથી બોલતું
ગૂંગણાપણું ન૦ સ્ત્રી૦ ગૂંગણાવું તે
ગૂંગળાવવું સ૦ક્રિ૦ 'ગૂંગળાવું'નું પ્રેરક
ગૂંગળાવું અ૦ક્રિ૦ [ગૂંગું ઉપરથી રવ૦] હવાની ખોટ કે અટકાયતને લીધે અમૂંઝાવું; શ્વાસ રૂંધાવો
ગૂંગાવેડા પું૦બ૦વ૦ ગૂંગાના જેવું વર્તન – ચાળા; ગૂંગાપણું (૨) કોઈ કામમાં ચીકાશ કર્યા કરવી તે (૩) વગર આવડ્યે કામમાં ચૂંથણાં કરવાં તે
ગૂંગું વિ૦ [સં. ગુંજ] નાકમાંથી બોલતું; ગૂંગણું (૨) મૂંગું (૩) ન૦ નાકના મળનો બંધાઈ ગયેલો પોપડો. –ગો પું૦ (નાકમાંનું) ગૂંગું (૨) એક જાતનો છબ્બો
ગૂંચ સ્ત્રી૦ (દોરા વગેરેનું) ગંઠાઈ જવું તે (૨) આંટીઘૂંટી; મુશ્કેલી [લા.]. ૦વણ સ્ત્રી૦ ગૂંચાઈ જવું તે (૨) જેમાંથી ઉકેલ કાઢવો મુશ્કેલ થઈ પડે એવી પરિસ્થિતિ. ૦વણિયું વિ૦ ગૂંચવણવાળું. ૦વવું સ૦ક્રિ૦ ગૂંચવણમાં નાખવું. ૦વાડિયું વિ૦ ગૂંચવાડાવાળું. ૦વાડો પું૦ જુઓ ગૂંચવણ. ૦વાવું અ૦ક્રિ૦ ગંઠાવું (દોરા વગેરેનું)(૨) [લા.] ફસાવું; ઉકેલ ન સૂઝવો (૩) મૂંઝાવું; ગભરાવું. ૦ળિયાળું વિ૦ ગૂંચળીવાળું. ૦ળી સ્ત્રી૦ દોરાની આંટીને કરેલી આંટી કે ગોળો. ૦ળું ન૦ ગોળ આકારમાં વળેલું કે વીંટેલું હોય તે

**ગૂંચાવું** અ૦ક્રિ૦ જુઓ ગૂંચવાવું
**ગૂંછળિયાળું, ગૂંછળી(-ળું)** જુઓ ગૂંચળિયાળું, ગૂંચળી(-ળું)
**ગૂંજું(-જૂં)** ન૦[સં. ગુહ્ય; પ્રા. ગુજ્ઝ] ગજવું
**ગૂંતો** પું૦ ગૂંચ(૨)વાંધો; શંકા(૩) કલંક
**ગૂંથણ** ન૦ ગૂંથવું તે (૨) ગૂંથવાનું કામ (૩)ગૂંથવાની કળા. **-ણી** સ્ત્રી૦ ગૂંથવાનું કામ (૨) ગૂંથવાની કળા કે આવડત (૩) ગૂંથામણી
**ગૂંથવું** સ૦ ક્રિ૦ [સં. ગ્રથ્] દોરો કે સેરને આંટી પાડી પાડીને સાંકળવું – જાળીદાર રચના કરવી [મહેનતાણું
**ગૂંથામણ** ન૦, **-ણી** સ્ત્રી૦ ગૂંથવાનું
**ગૂંથાવવું** સ૦ ક્રિ૦, **ગૂંથાવું** અ૦ ક્રિ૦ 'ગૂંથવું'નાં અનુક્રમે પ્રેરક અને કર્મણિ
**ગૂંદવું** સ૦ ક્રિ૦ ખૂંદવું; પગ તળે કચરવું (૨) દાબી મસળીને નરમ કરવું (૩) મારવું; ઠોકવું [લા.] [માર [લા.]
**ગૂંદાપાક** પું૦ [ગૂંદું] એક મીઠાઈ (૨)
**ગૂંદાવવું** સ૦ક્રિ૦, **ગૂંદાવું** અ૦ક્રિ૦'ગૂંદવું'-નાં અનુક્રમે પ્રેરક અને ભાવે રૂપ
**ગૂંદી** સ્ત્રી૦ [સં. ગુન્દ્ર] એક ઝાડ. **૦પાક** પું૦ જુઓ ગૂંદાપાક
**ગૂંદું** ન૦ ગૂંદીનું ફળ
**ગૃધ્ર** ન૦ [સં.] ગીધ
**ગૃહ** ન૦ [સં.] ઘર(૨) છાત્રાલય (૩) જગા; આલય;મકાન કે ઓરડો(અંતે સમાસમાં, જેમ કે શયનગૃહ, ભોજનગૃહ). **૦ઉદ્યોગ** પું૦ ફાલતુ સમયમાં ઘેર બેઠાં થઈ શકે તેવો ઉદ્યોગ (ઉદા૦ રેંટિયાનો ઉદ્યોગ). **૦કાર્ય** ન૦ [સં.] ઘરનું કામકાજ (૨) ઘેરથી કરી લાવવાનું લેસન. **૦દેવતા** સ્ત્રી૦[સં.]ઘરની દેવી (૨) પું૦બ૦વ૦ ઘરના દેવો (કુલ ૪૫ છે). **૦પતિ** પું૦ [સં.] ગૃહસ્થ(૨)છાત્રો પર દેખરેખ રાખનાર શિક્ષક. **૦પ્રવેશ** પું૦ [સં.] ઘરમાં વિધિપૂર્વક પ્રવેશ કરવો તે (૨) બીજાના ઘરમાં કે હદમાં રજા વિના પેસવું તે; 'ટ્રેસપાસ'. **૦લક્ષ્મી** સ્ત્રી૦ સુશીલ, સચ્ચરિત સ્ત્રી. **૦સચિવ** પું૦ દેશની આંતરવ્યવસ્થા સંભાળનાર પ્રધાન; 'હોમ-મેમ્બર'. **૦સંસાર** પું૦ ઘરસંસાર; ઘરખટલો. **૦સ્થ** પું૦ [સં.] બ્રહ્મચર્યાશ્રમ પૂરો કરી ગૃહસ્થાશ્રમમાં દાખલ થયેલો માણસ(૨)સારો ખાનદાન માણસ; સજ્જન. **૦સ્થાશ્રમ** પું૦ [સં.] બ્રહ્મચર્યાશ્રમ પછીનો બીજો આશ્રમ. **૦સ્થી** વિ૦ ગૃહસ્થને લગતું (૨) સ્ત્રી૦ [હિં.] ગૃહસ્થાઈ; ગૃહસ્થાશ્રમનું કામકાજ વગેરે. **-હિણી** સ્ત્રી૦ [સં.] ગૃહસ્થની સ્ત્રી; ઘરધણિયાણી. **-હી** પું૦[સં.] ગૃહસ્થાશ્રમી (૨) ઘરધણી
**ગૃહીત** વિ૦ [સં.] ગ્રહણ કરેલું (૨) માની લીધેલું. [**ગ્રહીતા** પું૦ ('ગૃહીતા' ખોટું છે) જુઓ તેના ક્રમમાં]. **-તાગમા** સ્ત્રી૦ [गृहीत+आगम] કર્વે યુનિવર્સિટીની બી. એ.ને મળતી પદવી કે તે ધરાવતી સ્ત્રી
**ગૃહ્ય** વિ૦ [સં.] ગૃહનું; ગૃહ સંબંધી. **૦સૂત્ર** ન૦ [સં.] ગૃહધર્મ સંબંધી સૂત્રોનો સંસ્કૃત ગ્રંથ
**ગેડ** (ગૅ) સ્ત્રી૦ ગડ; પડ; ગડી (કપડાની) (૨) સળ (કાગળનો) (૩) મેળ બેસવો તે; સયુક્તિકતા [લા.]
**ગેડી** સ્ત્રી૦ [દે. गेड्डी] ગેડીદડાની રમતમાં વપરાતી છેડેથી વાંકી લાકડી. **૦દડો** પું૦ ગેડી અને દડો કે તે વડે રમાતી રમત
**ગેણિયું, ગેણું** (ગે) ન૦ [સર૦ દે. गोण= બળદ] ઠીંગણો પણ વેગથી ચાલનાર એક જાતનો બળદ
**ગેબ** (ગૅ) વિ૦ [અ.] ન દેખાય એવું; અદૃશ્ય (૨) ન૦ ગેબ હોય તે; અદૃષ્ટ. **-બી** વિ૦ ગુપ્ત; અદૃશ્ય; ગૂઢ
**ગેમેટ** પું૦ [ઇં.] જાતીય કોશ [વ. વિ.]
**ગેય** વિ૦ [સં.] ગવાય એવું કે ગાવા જેવું. **૦તા** સ્ત્રી૦, **૦ત્વ** ન૦
**ગેર** પું૦ ['ગરવું' ઉપરથી] ગરેલો ભૂકો
**ગેર** (ગૅ) [ફા.] 'નિષેધ, અભાવ, ખોટું' એવો અર્થ દર્શાવનાર પૂર્વગ. **૦ઇનસાફ, ૦ઇન્સાફ** પું૦ અન્યાય. **૦કાયદે** વિ૦

(૨) અ० [ફા.] કાયદા વિના; કાયદા વિરુદ્ધ. ૦કાયદેસર અ० ગેરકાયદે; કાયદા પ્રમાણે નહિ. ૦ફાયદો પું० ગેરલાભ. ૦મુનાસ(-સિ)બ વિ० ગેરવાજબી. ૦રસ્તે અ० ખોટી રીતે; બેકાયદે. ૦લાભ પું० ખોટ; નુકસાન (૨) ખોટો લાભ. ૦વર્તણૂક સ્ત્રી० ખરાબ રીતભાત-વર્તન. ૦વલ્લે અ० [अ. वला પરથી] જ્યાંથી ન જડે એવી જગાએ; ખોટી જગાએ [ણ ખેરવું

**ગેરવવું** સ०ક્રિ० ['ગરવું' ઉપરથી] પાડવું;

**ગેરવહીવટ** (ગે) પું० અવ્યવસ્થા; અંધેર

**ગેરવાજબી** (ગે) વિ० અયોગ્ય; અઘટિત

**ગેરવો** પું० [જુઓ 'ગેરુ'] ઘઉંના પાકમાં થતો એક રોગ [ખોટી સમજ

**ગેરસમજ(-જૂત,-જૂતી)** (ગે) સ્ત્રી०

**ગેરહાજર** (ગે) વિ० હાજર નહિ તેવું. **-રી** સ્ત્રી०

**ગેરુ** પું०;ન० [सं. गैरिक] એક જાતની લાલ મટોડી (૨) જુઓ ગેરવો. ૦ઓ(-વો) પું० ગેરુનો-ભગવો રંગ

**ગેરેજ** ન० [ઇં.] મોટર રાખવાનું મકાન

**ગેરો** પું० ['ગરવું' ઉપરથી] ગરેલો ભૂકો; ગેર

**ગેલ** (ગે) ન० લાડ (૨) લાડભર્યો ખેલ, રમત

**ગેલન** પું० [ઇં.] પ્રવાહીનું વિલાયતી માપ (આશરે દશ શેર)

**ગેલરી** સ્ત્રી० [ઇં.] એક પછી એક હાર ઊંચી ઊંચી ગોઠવી હોય એવી બેઠક (નાટકશાળામાં હોય છે તેવી) (૨) છજું

**ગેલી** સ્ત્રી० [ઇં.] (છાપખાનામાં) ગોઠવેલાં બીબાંના ચોકઠાને મૂકવાનું લંબચોરસ પતરું કે પાટિયું (૨) ગેલીપ્રૂફ [લા.]. ૦પ્રૂફ ન० [ઇં.] ગેલીનાં બીબાં પરથી કઢાતું પ્રૂફ

**ગેસ** પું० [ઇં.] વાયુરૂપી પદાર્થ (૨) કોલસામાંથી કઢાતો બળે એવો વાયુ. ૦એંજિન ન० [ઇં.] તેલ કે તેના ગેસથી ચાલતું એંજિન

**ગેસુ** પું० [ફા. गेसू] વાળની લટ; જુલફું

**ગેસુ** પું०, ૦ડી સ્ત્રી० ધૂળ; ગેહુ

**ગેહ** ન० [सं.] ઘર. **-હિની** સ્ત્રી० [सं.] ગૃહિણી

**ગેંગું** (ગેં०) વિ० [રવ०] સહેજમાં રડી પડે એવું; ગાંગું

**ગેંગાટ** (ગેં०) પું० [રવ०] ભારે શોક

**ગેંઘટ** (ગેં०) વિ० ચકચૂર; મસ્ત

**ગેંડી** (ગેં०) સ્ત્રી० ગેંડાની માદા. **-ડો** પું० [सं. गंडक] એક જંગલી જાનવર

**ગેંદ** (ગેં०) સ્ત્રી० [सं. गेंदुक] દડી (ખાસ કરીને ફૂલ કે રેશમની)

**ગો** સ્ત્રી० [सं.] ગાય (૨) ઇંદ્રિય (૩) વાણી (૪) પૃથ્વી (૫) આકાશ. ૦કર્ણ પું० [सं.] ગાયનો કાન (૨) અંગૂઠાથી અનામિકા સુધીના વિસ્તારનું પ્રમાણ (૩) એક જાતનો મૃગ (૪) ન० એક ધોળું ફૂલ (૫) દક્ષિણમાં આવેલું શિવનું એક પ્રસિદ્ધ તીર્થ. ૦કશી સ્ત્રી० ગોવધ

**ગોકળઆઠમ** સ્ત્રી० [सं. गोकुल] શ્રાવણ વદ આઠમ; કૃષ્ણની જન્મતિથિ

**ગોકળગાય** સ્ત્રી० ચોમાસામાં થતું એક લાલ અને સુંવાળું જીવડું; ઇંદ્રગોપ (૨) શિંગડાંવાળું એક જીવડું (તેને પરમેશ્વરની ગાય પણ કહે છે)

**ગોકળગાંડું** વિ० ગોકુળની ગોપી જેવું ગાંડું; સાવ ભાન વગરનું

**ગોકળિયું** ન० ગોકુળ (લાલિત્યવાચક) (૨) વિ० ગોકુળનું, -ને અંગેનું

**ગોકીરો** પું० શોરબકોર; ઘોંઘાટ

**ગોકુલ** [सं.], **(-ળ)** ન० ગાયોનું ટોળું (૨) મથુરા પાસેનું, કૃષ્ણ જ્યાં ઊછર્યા હતા તે ગામ. **-ળિયો રોગ** પું० વિરહને લીધે (ગોકુળની ગોપી જેવો) થતો રોગ

**ગોખ** (ગો) પું० [सं. गवाक्ष] છજું; ઝરૂખો (૨) ગોખલો

**ગોખણ** ન० ગોખવું તે. ૦પટ્ટી સ્ત્રી० ગોખી પાડવું તે. **-ણિયું** વિ० ગોખી પાડનારું

**ગોખરુ** પું०;ન० [सं. गोक्षुर] એક વનસ્પતિ (૨) એનું કાંટાવાળું બીજ

**ગોખલી** (ગો) સ્ત્રી० નાનો ગોખલો. **-લો** પું० ગોખ; તાકું [બોલવું

**ગોખવું** સ०ક્રિ० (મોઢે કરવા) વારંવાર

**ગોખાટવું** સ૦ક્રિ૦ ગોખ ગોખ કરવું
**ગોગળો** પું૦ હડપચીની નીચેનો ગળા તરફ લચી પડતો ભાગ (૨) ઊંટ મસ્તીમાં આવે ત્યારે મોંમાંથી જીભની પાછળથી તાળવાનો ભાગ બહાર કાઢે છે તે
**ગોચું** વિ૦ માલ વગરનું (૨) આવડ વગરનું
**ગોગ્રાસ** પું૦ [સં.] જમતા પહેલાં ગાયને માટે જુદું કાઢેલું અન્ન; ગવાનિક
**ગોચર** વિ૦ [સં.] ઇંદ્રિયગમ્ય (૨) ન૦ ગૌચર; ચરો. **–રી** સ્ત્રી૦ ભિક્ષા
**ગોચલું** ન૦ [ગૂંછળું] વર્તુલાકારમાં એકઠા થવું તે. **ગોચલાં ગણવાં** = પાર ન મૂકવો – ગૂંચવાયા કરવું
**ગોજું** વિ૦ ગંદું
**ગોઝાર** સ્ત્રી૦ [સં. गुह्यागार] જુઓ ગજાર
**ગોઝારું** વિ૦ [સં. गो+हत्यारुं] ગાયની હત્યા કરનાર; પાપી (૨) જ્યાં હત્યા થઈ હોય એવું; અપવિત્ર. **–રો** પું૦ ગોહત્યા કરનાર (૨) હત્યારો
**ગોટ** પું૦ ગોટો (ધુમાડાનો) (૨) ઘૂંટડો (૩) બૈરાં તથા છોકરાંને હાથે પહેરવાનું એક ઘરેણું (૪) બીજા રંગના કપડાને ઓટીને મૂકેલી કિનાર
**ગોટપીટ** ન૦ [રવ૦] અંગ્રેજી કે તે બોલવું [તે (કટાક્ષમાં)
**ગોટપો(–સો)ટ** અ૦ [ગોટો] જુઓ ગુટપુટ
**ગોટલી** સ્ત્રી૦ નાનો ગોટલો (૨) ગોટલાની અંદરની બીજ (૩) કામમાંથી ગપોલિયું [લા.]. **૰બાજ** વિ૦ કામચોર; ગોટલી મારવામાં હોશિયાર. **ગોટલી મારવી** = કામમાંથી ગપોલિયું કરવું. **–લો** પું૦ ફળની અંદરનું કોટલાવાળું બીજ (૨) કઠણ માંસપિંડ. **ગોટલો ચડવો** = સ્નાયુ ઉપર તાણ આવતાં સખત કળતર થવું
**ગોટાવું** અ૦ક્રિ૦ ['ગોટો' પરથી] ગોળ ગોળ ગોટા વળવા (૨) ધુમાવું (૩) ગૂંચાવું
**ગોટાળો** પું૦ [ગોટો] અવ્યવસ્થા; છબરડો (૨) ગૂંચવણ (૩) (હિસાબ કે પૈસાની બાબતમાં) ગરબડ કે ઘાલમેલ યા અફરાતફરી
**ગોટી** સ્ત્રી૦ [સં. गुटी] ગોળી (૨) નાની ગાંઠ
**ગોટીમડું, ગોટીલું** ન૦ ગુલાંટ
**ગોટીલો** પું૦ ['ગોટી'] પીંજણની તાંતને થડકાવવાનું ઓજાર (૨) નક્કર ગોળો; દડો (૩) કાંઠલો (૪) કપડાંનો વણેલો સાટકો
**ગોટો** પું૦ ['ગોટી' પરથી] ગોળો; પિંડો (૨) ફૂલનો તોરો; કલગી (૩) ગલગોટો (૪) વાદળા જેવો ગોળો (ધૂળ, ધુમાડાનો) (૫) ફળની અંદરની ગોળ ચીજ; ઉદા૦ નાળિયેરનો ગોટો (૬) છબરડો; ગોટાળો [લા.]
**ગોઠ** (ઠ,) સ્ત્રી૦ [સં. गोष्ठि] છાની–અંતરની વાતચીત; ગુંજ (૨) મિજબાની; ઉજાણી (૩) મશ્કરી; ટોળ (૪) મિત્રતા (૫) ભેટ (ખાસ કરીને હોળીના દિવસોમાં ગુલાલ ઇ૦ છાંટનારને અપાતી). **૰ડી** સ્ત્રી૦ છાની –અંતરની વાતચીત (લાલિત્યવાચક). **૰ણ** સ્ત્રી૦ ગોઠિયણ
**ગોઠણ** પું૦ [જુઓ ઘૂંટણ] ઢીંચણ
**ગોઠણી** સ્ત્રી૦ ['ગોઠવું' ઉપરથી] ઉતરડની બેસણી; ઈંઢોણી; સૂંથિયું (૨) ગોઠવણ
**ગોઠવણ(–ણી)** સ્ત્રી૦ ગોઠવવું તે કે તેની રીત; રચના (૨) સગવડ; બંદોબસ્ત. **–વું** સ૦ક્રિ૦ વ્યવસ્થિત બંધબેસતું મૂકવું કે કરવું (૨) નોકરીમાં કે કામધંધામાં રાખવું – રખાવવું [આવવું; ગમવું
**ગોઠવું** અ૦ક્રિ૦ ['ગોઠ' ઉપરથી] અનુકૂળ
**ગોઠિયણ** સ્ત્રી૦ [ગોઠ] સ્ત્રીમિત્ર; સખી
**ગોઠિયો** પું૦ ['ગોઠ' ઉપરથી] મિત્ર; દોસ્ત
**ગોઠીમડું** ન૦ જુઓ ગોટીમડું
**ગોડ** (ગૉ) ન૦ [સં. गड; गंड] શરીર ઉપર થતી ગાંઠ; ઢીમણું
**ગોડ** સ્ત્રી૦ ગોડવું તે. **૰વું** સ૦ક્રિ૦ ખોદવું
**ગોડાઉન** સ્ત્રી૦; ન૦ [ઇં.] માલ ભરવાની વખાર; ગોદામ [સાથે, સોબતમાં
**ગોડે** (ગૉ') અ૦ [કા.] પેઠે; જેમ (૨) –ની
**ગોત** સ્ત્રી૦ ['ગોતવું' ઉપરથી] શોધ; ખોળ
**ગોત** ન૦ [સં. गोत्र] + કુળ
**ગોતર** (ગૉ) ન૦ [ગોતું] કઠોળની શિંગોનાં ફોતરાં અને પાંદડાંનો ભૂકો (ઢોરનું ખાણ)
**ગોતર** ન૦ + ગોત્ર; કુળ. **૰જ** પું૦; સ્ત્રી૦

જુઓ ગોત્રજ. ૦ડું ન૦ ગોતરજની પૂજા માટે આણેલી માટી અથવા વસ્તુ કે તે લાવવાનો સમારંભ (લગ્નમાં મંગળ તરીકે કરાય છે)

**ગોતવું** સ૦ ક્રિ૦ [દે. ગુત્તિઅ (શોધેલું) ઉપરથી] શોધવું; ખોળવું

**ગોતું** (ગો) ન૦ [દે. गवत्त=घास] ઢોરને માટે બાફેલું ખાણ(૨)ગમે તેમ રાંધેલું કે ટાઢું ને સ્વાદ વગરનું અન્ન [લા.]

**ગોત્ર** ન૦ [સં.] વંશ; કુલ; 'ટ્રાઈબ' (કોઈ ખાસ મુનિથી શરૂ થતું). **૦જ** વિ૦ [સં.] ગોત્રમાં જન્મેલું (૨) પું૦; સ્ત્રી૦ કુલદેવતા; ગોતરજ. **–ત્રીય** વિ૦ એક ગોત્રનું

**ગોથ** (થ,) સ્ત્રી૦ [અ. गोतह=ડૂબકી] ઊંધે માથે ફરી જવું તે; ગુલાંટ (પતંગની) (૩) ભૂલથાપ; ગોથું [લા.]

**ગોથણો** પું૦ ધૂંસરી નાડવાનો ખીલો

**ગોથાટવું** સ૦ક્રિ૦ ગોથે ગોથે મારવું

**ગોથાવું** અ૦ક્રિ૦ ગોથાં ખાવાં

**ગોથું** ન૦[જુઓ 'ગોથ'] માથું નીચે હોય તેવી શરીરની સ્થિતિ(૨)ગુલાંટ(૩)માથું મારવું તે (૪)[બ૦વ૦] નકામાં ફાંફાં (૫) ભૂલથાપ [લા.]

**ગોદ** સ્ત્રી૦ ખોળો

**ગોદ** (દ,) સ્ત્રી૦ [ગોદવું] વારંવાર ટોકવા કરવું તે ડખલ; અંતરાય

**ગોદડિયું** વિ૦['ગોદડું' ઉપરથી]ખડબચડું ને જાડું(૨)ગોદડીમાં હોઈએ ને થતું–રાતનું (ગ્રહણ)(૩) પાસે માત્ર ફાટેલી ગોદડી કે ચીંથરાં રાખનાર (બાવો, સાધુ) (૪) ન૦ એક જાતનો શીતળાનો રોગ – ઓરી

**ગોદડી** સ્ત્રી૦ નાનું ગોદડું(૨)લૂગડાંના કકડા વગેરે ગોઠવીને કરાતું હલકું પાતળું ઓઢણ કે પાથરણું (૩) ગાયની ડોક નીચેની લબડતી ગોદડી જેવી જાડી ચામડી. **–ડું** ન૦ [દે. गइड] રૂ ભરીને કરાતું મોટું ઓઢણ કે પાથરણું

**ગોદવણી** સ્ત્રી૦ ગોદ; દખલ; પજવણી

**ગોદવું** સ૦ક્રિ૦ ગોડવું; ખોદવું

**ગોદાટવું** સ૦ક્રિ૦ ગોદા મારવા(૨)વારંવાર કહ્યા કરવું; ટોકવું [લા.]

**ગોદાન** ન૦ [સં.] ગાયનું દાન (૨) કેશ કપાવવાનો સંસ્કાર – વિધિ

**ગોદામ** સ્ત્રી૦; ન૦ [ઇં. गोडाउन] ગોદી

**ગોદાવવું** સ૦ક્રિ૦ 'ગોદવું'નું પ્રેરક (૨) ગોદો મારવો(૩) ટોકીને જાગ્રત કે સતેજ કરવું [લા.]

**ગોદી** સ્ત્રી૦ અંદર પાણી કઢાય ઘલાય એવી સવડવાળું, વહાણો બાંધવાનું અને ઊભાં રાખવાનું બંદર (૨) ગોડાઉન

**ગોદો** પું૦ ગોદાવે – ખૂંચે યા ભોંકાય એવું ઊપસેલું તે (૨) મુક્કો; ઠોંસો (૩) ખોટ; નુકસાન [લા.]

**ગોધણ** ન૦ [જુઓ ગોધન] ગાયોનું ટોળું

**ગોધન** ન૦ [સં.] ગાયો રૂપી ધન – દોલત (૨) ગોધણ

**ગોધલિયું** ન૦નાનો ગોધો;વાછરડો

**ગોધા લગન** ન૦ ગોધૂલિક–સમીસાંજનું લગ્ન

**ગોધુમ** પું૦બ૦વ૦ [સં.] ઘઉં

**ગોધુલગન** ન૦ જુઓ ગોધાલગન

**ગોધું** ન૦ જુઓ ગોધલિયું

**ગોધૂમ** પું૦બ૦વ૦ [સં.] ગોધુમ; ઘઉં

**ગોધૂલિક** [સં.], **ગોધૂળિક** વિ૦ ગોરજ – સમીસાંજનું લગ્ન

**ગોધો** પું૦ [સં.ગો+ધવ]આખલો;ખસી નહિ કરેલો બળદ

**ગોપ** પું૦ [જુઓ ગોફ] (પુરુષનું) કોટનું એક ઘરેણું

**ગોપ** પું૦ [સં.] ગોવાળિયો. **૦કાવ્ય** ન૦ ગ્રામ જીવન વર્ણવતું કાવ્ય; 'પેસ્ટોરલ'

**ગોપદ** ન૦ [સં.] ગાયનું પગલું; ગોષ્પદ

**ગોપન** ન૦, **–ના** સ્ત્રી૦ [સં.] સંરક્ષણ(૨) ગુપ્ત રાખવું તે

**ગોપનીય** વિ૦ [સં.] ગોપ્ય; ગુપ્ત રાખવા યોગ્ય

**ગોપવવું**, **ગોપવું** સ૦ક્રિ૦ [સં.ગુપ્ ઉપરથી] સંતાડવું; છુપાવવું

**ગોપહાર** પું૦ [ગોફ](સ્ત્રીનું) કોટનું એક ઘરેણું

**ગોપાલ** (૦ક)પું૦[સં.] ગોવાળિયો(૨)રાજા (૩) કૃષ્ણ. **–લિકા**, **–લી** સ્ત્રી૦ [સં.]ગોપી

**ગોપાષ્ટમી** સ્ત્રી૦ [સં.] કારતક સુદ ૮
**ગોપિકા, ગોપી** સ્ત્રી૦ [સં.] ગોવાળણ (૨) વૃંદાવનની કૃષ્ણભક્ત ગોવાળણ
**ગોપીચંદન** ન૦[સં.] ટીલું કરવામાં વપરાતી એક પીળી માટી. (**ગાંઠનું**) **ગોપીચંદન કરવું**=(ગાંઠના) પૈસા બગાડવા; (જાતે) નુકસાનમાં ઊતરવું
**ગોપુર** ન૦ [સં.] શહેરનો કે મંદિરનો દરવાજો (૨) મુખ્ય દ્વાર
**ગોપ્તા** પું૦ [સં.] રક્ષક; વાલી
**ગોપ્ય** વિ૦[સં.]ગુપ્ત રાખવા યોગ્ય;ગોપનીય
**ગોફ** પું૦ [સં. गुम्फ] કોટનું એક ઘરેણું (૨) હાથનું એક ઘરેણું (૩) રાસ રમતાંની સાથે હાથમાંનાં રંગબેરંગી દોરડાં ગૂંથાતાં જાય છે તે રમત
**ગોફણ** સ્ત્રી૦[દે.गोफणा]ગોળા-પથરા ફેંકવાનું જોતર જેવું સાધન. **-ણિયું** વિ૦ ગોફણના કામનું; કઠણ (પથ્થર) (૨) થોડા ઘીના કઠણ (નાના લાડુ). **-ણિયો** પું૦ગોફણમાં ફેંકવાનો ગોળો (૨) લાડુ (વ્યંગમાં) [લા.]. **-ણી** સ્ત્રી૦ અંબોડે લટકાવવાનું સ્ત્રીઓનું એક ઘરેણું. **-ણો** પું૦ જુઓ ગોફણી (૨) તુંગા પર જડેલો લાકડાનો એક ભાગ
**ગોબર** ન૦ [સં. गोवर] (ગાયનું) છાણ(૨) છાણાંનો ભૂકો [ગોદડિયું
**ગોબરુ** પું૦ ઓરી; એક જાતની શીતળા;
**ગોબરું** વિ૦ [ગોબર] ગંદું (૨) ન૦ ગોબર
**ગોબરો** પું૦ધૂંસરી બાંધવાની હળની દાંડી
**ગોબાવું** અ૦ક્રિ૦ ગોબો પડવો
**ગોબો** પું૦ પછડાયાથી ધાતુની બનેલી વસ્તુની સપાટીમાં પડતો ખાડો
**ગોબ્રાહ્મણપ્રતિપાલ** [સં.], **-ળ** વિ૦ (૨) પું૦ ગાય ને બ્રાહ્મણનો રક્ષક (રાજા)
**ગોમય** [સં.], **-ળ** ન૦ ગાયનું છાણ
**ગોમંડલ** [સં.], **-ળ** ન૦ પૃથ્વીનો ગોળાકાર -ચક્ર
**ગોમાંસ** ન૦ [સં.] ગાયનું માંસ
**ગોમુખ** ન૦ [સં.] ગાયનું મોઢું (ખાસ કરીને પથ્થર વગેરેમાંથી બનાવેલું (૨)એક જાતનું નગારું. **-ખી** સ્ત્રી૦ [સં.] માળા જપવાની ગોમુખના આકારની કોથળી
**ગોમૂત્ર** ન૦ [સં.] ગાયનું મૂતર; ગૌમૂત્ર
**ગોમેધ** પું૦ [સં.] જેમાં ગાયનો ભોગ આપવાનો હોય તેવો યજ્ઞ
**ગોયણી** (ગો) સ્ત્રી૦ ગોરાણી
**ગોયણી** (ગૉ) સ્ત્રી૦ [સં. गौरी ઉપરથી] સૌભાગ્યવતી સ્ત્રી(૨)વ્રત નિમિત્તે જમવા બોલાવેલી સૌભાગ્યવતી સ્ત્રી
**ગોયરો** (ગૉ) સ્ત્રી૦ [સં. गौरी] ગોરમાનું વ્રત
**ગોર** પું૦ (છાણાનો) ભૂકો; ગેરો
**ગોર** (ગો) પું૦ [સં. गुरु] પુરોહિત (૨)પંડો
**ગોર** સ્ત્રી૦ (ગૉર,) જુઓ ગોરમા
**ગોરક્ષા** સ્ત્રી૦ ગાયોનું રક્ષણ
**ગોરખ** વિ૦ [સં. गोरक्ष] ઇંદ્રિયોને સ્વાધીન રાખનારું; સંયમી (૨) પું૦ શિવમાર્ગી સાધુઓનો એક પ્રકાર(૩)પું૦ મત્સ્યેન્દ્રનો પ્રસિદ્ધ શિષ્ય ગોરખનાથ. [**આગે આગે ગોરખ જાગે**=આગળની વાત આગળ જોવાશે; સૌ થશે–વખત આવ્યે કાંઈક જડશે–એવો ભાવ.] **૦આમલી, ૦આંબલી** સ્ત્રી૦ એક ઝાડ(૨)એનું ફળ. **૦ધંધો** પું૦ ગોરખપંથી રાખે છે એવું એક યંત્ર(૨)એકના એક કામનું નિરર્થક પુનરાવર્તન [લા.]
**ગોરજ** સ્ત્રી૦ [સં.]ગાયોના ચાલવાથી ઊડતી રજ–ધૂળ (૨) સમીસાંજ [લા.]. **૦લગ્ન** ન૦ સમીસાંજનું લગ્ન [ધર્મોપદેશક
**ગોરજી** (ગો) પું૦[સં. गुरु+જી] જૈન સાધુ–
**ગોરટ,(-ટિયું,-ટું)**વિ૦[સં.गौर]ગોરું;ગોરાટ
**ગોરણી** (ગો) સ્ત્રી૦ જુઓ ગોયણી નં૦ ૨
**ગોરતો** (ગૉર,) પું૦ [સં. गौरी ઉપરથી] સૌભાગ્યવતી સ્ત્રીઓને જમાડવાનું એક વ્રત
**ગોરધન** પું૦ જુઓ ગોવર્ધન
**ગોરપદું** (ગો) ન૦ [સં. गुरु+ पद]યજમાનવૃત્તિ; ગોરનું કામ
**ગોરમટી** સ્ત્રી૦ [સં. गौरमृत्तिका] લાલ-પીળી માટી; મરોડી

**ગોરમા** (ગોર,) સ્ત્રી૦ [सं. गौरी + माता] ગૌરી; પાર્વતી (૨) કુમારિકાઓનું ગૌરી-પૂજનનું વ્રત
**ગોરસ** ન૦ [सं.] દૂધ, દહીં વગેરે (૨) તે રાખવાનું પાત્ર; ગોરસી. ૦હું ન૦ જુઓ ગોરસું. **–સિયું** વિ૦ ગોરસવાળું (૨) ન૦ જુઓ ગોરસ. **–સી** સ્ત્રી૦,**–સું** ન૦ દહીં દૂધ રાખવાનું માટીનું વાસણ; દોણી
**ગોરંભ(–ભા)વું** અ૦ ક્રિ૦ [सं. घोर+भाव] ઘનઘોર થવું (વાદળાંથી આકાશનું) (૨) ધુમાવું (૩) સૂઝ ન પડવાથી ગૂંચવાવું
**ગોરંભો** પું૦ ગોરંભાવું તે; ગૂંચવણ (૨) ઘેરો (૩) વાદળાં ચડી આવવાં તે
**ગોરાટ** વિ૦ જુઓ ગોરટ
**ગોરાટ(–ડુ)** વિ૦ [सं. गौर ઉપરથી] પોચી, રેતાળ અને લાલાશ વા પીળાશ મારતી (માટી વા જમીન)
**ગોરાણી** (ગો) સ્ત્રી૦ ગોરની સ્ત્રી (૨) ગુરુપત્ની કે સ્ત્રીગુરુ [દેહવાળી સ્ત્રી
**ગોરાંદે, ગોરી** સ્ત્રી૦ [सं. गौरी] ગોરા
**ગોરીલો** પું૦ [इं.] એક જાતનો મોટો વાંદરો
**ગોરુચંદન** ન૦ જુઓ ગોરોચન
**ગોરું** વિ૦ [सं. गौर] ઊજળા રંગનું. ૦ગટ્ટ, ૦ગફાક, વિ૦ એકદમ ગોરું. **–રો** પું૦ ગોરી ચામડીનો પરદેશી (યુરોપ, અમેરિકા વગેરેનો) માણસ
**ગોરોચન** ન૦, **–ના** [सं.] સ્ત્રી૦ ગાયના માથામાંથી મળતી કે તેના પિત્ત યા મૂત્ર-માંથી બનાવાતી એક ઔષધિ
**ગોલ** પું૦ [इं.] (ફૂટબૉલ વગેરે રમતોમાં) પોયું
**ગોલ** વિ૦ [सं.] વર્તુલના–દડાના આકારનું (૨) પું૦ ગોળ આકાર
**ગોલક** પું૦ [सं.] ગોળો (૨) ન૦ ઇંદ્રિયોનું અધિષ્ઠાન–જે દ્વારા તેનું કામ થાય છે તે જગા [ગલ્લો–પેટી
**ગોલક** પું૦ [फा. गुल्क] પૈસા નાખવાનો
**ગોલમાલ** પું૦ [हिं.] ગરબડગોટો; અવ્યવસ્થા
**ગોલવું** (ગો) સ૦ ક્રિ૦ પગ વડે ખૂંદી નાખવું
**ગોલંદાજ** પું૦ [फा.] તોપચી [ગોળો
**ગોલાર્ધ** પું૦ અર્ધગોળ (૨) પૃથ્વીનો અર્ધો
**ગોલાં** ન૦ બ૦ વ૦ [ગોલો] જનાનખાનાનાં હલકા દરજ્જાનાં દાસદાસી. **–લી** સ્ત્રી૦ ગોલણ (૨) વડારણ ['સ્ફેરિકલ' [ગ.]
**ગોલીય** વિ૦ ગોળાકાર; ગોળને લગતું;
**ગોલો** પું૦ [सं. गोल,–ला] એ નામની જ્ઞાતિનો માણસ (૨) જનાનખાનાનો નોકર (૩) ગંજીફાનું એક પત્તું [સ્થાન
**ગોલોક** પું૦ [सं.] વિષ્ણુ વા કૃષ્ણનું નિવાસ-
**ગોલ્લો** પું૦ [सं. गो ઉપરથી] વાછરડો (૨) માતાનો ચુસ્ત ભક્ત (૩) ગંજીફાનો ગોલો –એક પાનું
**ગોવધ** પું૦ [सं.] ગાયનો વધ
**ગોવરું** ન૦ ગોબરું; ઓરી
**ગોવર્ધન** પું૦ [सं.] વૃંદાવનમાં આવેલો એક ડુંગર. ૦**ધર**, ૦**ધારી** પું૦ [सं.] કૃષ્ણ
**ગોવંશ** પું૦ [सं.] ગાયની ઓલાદ; બળદ
**ગોવારું** ન૦ [सं. गो + वृंद] ગાય–ઢોરનું ટોળું
**ગોવાલણી** સ્ત્રી૦ [सं. गोपालिनी] ગોવાળણ
**ગોવાળ** પું૦ [सं. गोपाल] ગાય–ઢોર ચરાવ-નારો. ૦ણ(–ણી) સ્ત્રી૦ ગોવાળની સ્ત્રી. **–ળિયો** પું૦ ગોવાળ. **–ળું** ન૦ ગોવાળનો ધંધો. **–ળો** પું૦ ગોવાળ [પાદર
**ગોવાંદરું** (૦) ન૦ [सं. गोवृंद ઉપરથી] ગોંદરું;
**ગોવિંદ** પું૦ [सं.] કૃષ્ણ
**ગોવૃંદ** ન૦ [सं.] ગાયોનું ટોળું
**ગોવ્રજ** ન૦ [सं.] ગાયોને બાંધવાનો વાડો (૨) ગાયોને ચારવાની જગા (૩) ગાયોનું ટોળું
**ગોશપેચ** વિ૦ [फा.] કાન ઢાંકી દે તેવું (પાઘડી માટે)
**ગોશાલા** [सं.], **–ળા** સ્ત્રી૦ જુઓ ગૌશાળા
**ગોશીતલા** સ્ત્રી૦ [ગો + શીતલા] શીતલા
**ગોશ્ત** ન૦ [फा.] ગોસ; માંસ
**ગોષ્ઠ** પું૦ [सं.] ગાયોનો વાડો (૨) ભરવાડવાડો
**ગોષ્ઠિ(–ષ્ઠી)** સ્ત્રી૦ [सं.] વાતચીત; ગોઠડી (૨) મસલત; છૂપી વાતચીત
**ગોષ્પ(–ષ્પા)દ** ન૦ [सं.] ગાયનું પગલું
**ગોસ** વિ૦ જમણી બાજુનું (સુકાન ફેરવવા વિષે) (૨) ન૦ સઢની નાથનું દોરડું
**ગોસ** ન૦ [फा. गोश्त] માંસ

**ગોસાંઈ** (૦) પું૰ [સં. गो + स्वामी] એક જાતનો સાધુ – વેરાગી (૨) મૂળ ગોસાંઈ પણ હાલ ગૃહસ્થીમાં રહેતી એક નાત. ૦જી પું૰ જુઓ ગોસ્વામી
**ગોસેવા** સ્ત્રી૰[સં.]ગાય ને તેના વંશની સેવા
**ગોસ્વામી** પું૰ [સં.] વૈષ્ણવોના આચાર્ય (૨) એક અડક
**ગોહ** સ્ત્રી૰ [સં.] ગુફા
**ગોહત્યા** સ્ત્રી૰ [સં.] ગાયને મારી નાખવી તે (૨) તેનું પાપ. ૦રું વિ૰ ગોહત્યા કરનારું (૨) ગોઝારું
**ગોહર** પું૰ ગોહ; ગુફા
**ગોળ** વિ૰ (૨) પું૰ જુઓ ગોલ (૩) પું૰ પરસ્પર કન્યાની લેવડદેવડ માટે નક્કી કરેલું નાતીલાઓનું જૂથ
**ગોળ** (ગો) પું૰ [સં. गुड, गुल] શેરડીના રસને ઉકાળીને બનાવાતું એક ખાદ્ય
**ગોળકેરી** (ગો૰કે) સ્ત્રી૰ ગોળવાળું કેરીનું એક અથાણું
**ગોળગોળ** વિ૰ [ગોલ] અસ્પષ્ટ; ઉડાઉ
**ગોળગોળ** (ગો–ગો) વિ૰ નરમ; પૂર્ણ રીતે ચડી ગયેલું (૨) જેનું મન પીગળી ગયું હોય એવું [લા.]
**ગોળચું** (ગો) ન૰ જેમાં ગોળનું પ્રમાણ વધારે હોય એવું અથાણું
**ગોળધાણા** (ગો) પું૰ બ૰ વ૰ ગોળ સાથે મેળવેલા ધાણા (માંગલિક અવસરે વહેંચાય છે) [સુખડી
**ગોળપાપડી** (ગો) સ્ત્રી૰ એક મીઠી વાની;
**ગોળમટોળ** વિ૰ બરાબર ગોળ (૨) હૃષ્ટપુષ્ટ
**ગોળમેજી** વિ૰(૨)સ્ત્રી૰ ગોળ મેજને ફરતા બેસીને ભરાતી (પરિષદ)
**ગોળવા** પું૰ બ૰ વ૰ ['ગોળ' ઉપરથી] સ્ત્રીઓનાં હાથનાં સોનાનાં કડાં (૨) તેવા ઘાટની કાચની બંગડી(૩)લાકડાના ગોળ ટુકડા. **–વો** પું૰ ગોફણ વડે ફેંકવાનો ગોળો (૨) ટૂંકો અને ગોળ મોભિયાનો કકડો (૩) ગોળો; ગોળ આકૃતિ
**ગોળાઈ** સ્ત્રી૰ ગોળપણું. **–કાર** વિ૰ ગોળ. **–કૃતિ** વિ૰ ગોળાકાર (૨) સ્ત્રી૰ ગોળ આકૃતિ. **–ર્ધ** પું૰ ગોલાર્ધ
**ગોળિયા કેરી** (ગો૰કે) સ્ત્રી૰ ગોળકેરી
**ગોળી** સ્ત્રી૰ [સં. गुली] કોઈ નાની ગોળ વસ્તુ (૨) દવાની ગોળી; ગુટિકા(૩)બંદૂક કે પિસ્તોલમાં ભરીને મારવાની (સીસાની) ગોળી (૪) પાણી ભરવાની માટલી (૫) દહીં વલોવવાનું ગોળ વાસણ(૬)અંડકોષ. ૦બાર પું૰ બંદૂકમાંથી કે પિસ્તોલમાંથી ગોળી છોડવી તે
**ગોળો** પું૰ [સં. गोलक; फा. गोल्ह] કોઈ પણ ગોળ વસ્તુ; પિંડો(૨)ગોફણથી મારવાનો ગોળો (૩) તોપથી મારવાનો ગોળો (૪) પાણી ભરવાની મોટી ગોળી (૫) પેટનો એક રોગ (૬) ગપગોળો (૭) ફાનસનો કે વીજળીના દીવાનો પોટો
**ગોંદરું** (ગો૰) ન૰ જુઓ ગાંદરું. **–રો** પું૰ જુઓ ગાંદરો [કેદ કરવું
**ગોંધવું** (ગો૰)સ૰ક્રિ૰બંધ જગામાં પૂરવું;
**ગોંધળ** (ગો૰) પું૰ સેળભેળ; ખીચડો
**ગોંધિયારું** (ગો૰) વિ૰ ગોંધાઈ મરાય એવું બંધિયાર (૨) ન૰ ઘોલકું
**ગૌ** સ્ત્રી૰ [સં. गौ] ગાય
**ગૌડ** પું૰ [સં.] બંગાળાનો એક પ્રાચીન વિભાગ (૨) વિ૰ ગૌડ – બંગાળને લગતું
**ગૌડિયો** પું૰ ['ગૌડ' ઉપરથી] ગારુડી;મદારી
**ગૌડી** સ્ત્રી૰ [સં.] ગૌડ પ્રાંતની સ્ત્રી (૨) એક બોલી (૩) ગોળમાંથી કાઢેલો દારૂ
**ગૌણ** વિ૰ [સં.] મુખ્ય નહિ એવું; પેટામાં આવતું
**ગૌતમ** પું૰ [સં.] બુદ્ધ ભગવાન(૨)ન્યાયદર્શનના સંસ્થાપક (૩) કૃપાચાર્ય
**ગૌતરાટ, ગૌત્રાટ** ન૰ [સં. गौ+त्रिरात्र] ત્રણ રાત પાળવાનું ગૌપૂજનનું સ્ત્રીઓનું એક વ્રત (ભાદરવા સુદમાં)
**ગૌદાન** ન૰ ગાયનું દાન
**ગૌબ્રાહ્મણપ્રતિપાલ(–ળ)** વિ૰ગાયો અને બ્રાહ્મણોનું પાલનપોષણ કરનાર (રાજા)
**ગૌમુખ** ન૰ જુઓ ગોમુખ. **–ખિયું** વિ૰

દેખીતું ગાયના મોં જેવું-દીન મુખવાળું. **-ખી** સ્ત્રી૦ જુઓ ગોમુખી

**ગોમૂત્ર** ન૦ ગાયનું મૂતર

**ગોર** વિ૦ [સં.] ગોરું

**ગૌરવ** ન૦ [સં.] ભાર; વજન (૨) મહત્તા [(૩) આદર

**ગૌરાંગ** વિ૦ ગોરા અંગવાળું (૨) પું૦ ચૈતન્ય. **-ગિની** વિ૦ સ્ત્રી૦ (૨) સ્ત્રી૦ ગોરી સ્ત્રી

**ગૌરી** સ્ત્રી૦[સં.] પાર્વતી (૨) આઠ વર્ષની બાળા (૩) સ્ત્રીઓના નામ સાથે માનાર્થે વપરાતો એક શબ્દ. ઉદા૦ 'વિમળાગૌરી'. **૦પૂજન** ન૦ પાર્વતીની પૂજા(૨)એક વ્રત. **૦શંકર, ૦શિખર** ન૦ હિમાલયનું એક ઊંચું શિખર

**ગૌશાલા(-ળા)** સ્ત્રી૦ ગાયો રાખવાનું મકાન અથવા વાડો (૨) દુગ્ધાલય

**ગૌહત્યા** સ્ત્રી૦ જુઓ ગોહત્યા

**ગ્યાસતેલ** ન૦ જુઓ ઘાસતેલ

**ગ્રથન** ન૦[સં.] જુઓ ગ્રંથન. **-વું** સ૦ક્રિ૦ [સં. ગ્રથ્] ગૂંથવું; ગાંઠવું (૨) રચવું; લખવું

**ગ્રથિત** વિ૦ [સં.] ગ્રથેલું

**ગ્રસવું** સ૦ ક્રિ૦ [સં. ગ્રસ્]પકડવું(૨) કોળિયો કરવો;ખાવું(૩) સૂર્યચંદ્રને રાહુએ ઘેરવું

**ગ્રસિત, ગ્રસ્ત** વિ૦ [સં.] પકડાયેલું; ગ્રાસ કરેલું

**ગ્રહ** પું૦ [સં.] (પ્રાચીન વ્યાખ્યા પ્રમાણે) સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ અને કેતુ એ નવમાંનો એક (૨) [અર્વાચીન વ્યાખ્યા પ્રમાણે] સૂર્યની આસપાસ ફરતો આકાશીય ગોળો (ઉદા૦ બુધ, શુક્ર, પૃથ્વી વગેરે) (૩) ગ્રહવું તે; ગ્રહણ(૪)પૂર્વગ્રહ(૫)ભાગ્ય;નસીબ[લા.]

**ગ્રહણ** ન૦ [સં.]લેવું-પકડવું તે (૨) સમજ (૩) સૂર્ય અને પૃથ્વી વચ્ચે ચંદ્રના આવવાથી કે સૂર્ય અને ચંદ્ર વચ્ચે પૃથ્વીના આવવાથી સૂર્ય અને ચંદ્રનું ઘેરાવું-ઢંકાવું તે [જ્યો.]. **૦શીલ** વિ૦ ગ્રહણ કરવાના સ્વભાવનું; 'રિસેપ્ટિવ'

**ગ્રહદશા** સ્ત્રી૦ ગ્રહોની સ્થિતિ (૨) તેને કારણે થતી મનુષ્યની ભલી કે બૂરી અવસ્થા (૩) દુર્દશા [લા.]

**ગ્રહદાન** ન૦ ગ્રહની નઠારી અસર મટાડવા માટે અપાતું દાન [માઠી અસર

**ગ્રહબલ (-ળ)** ન૦ ગ્રહનું જોર-સારી

**ગ્રહમંડલ** [સં.] **(-ળ)** ન૦ ગ્રહોનું મંડળ

**ગ્રહયોગ** પું૦ ગ્રહનો યોગ; સંજોગ

**ગ્રહવું** સ૦ક્રિ૦ [સં. ગ્રહ્] લેવું; પકડવું (૨) સમજવું

**ગ્રહશાંતિ** સ્ત્રી૦[સં.] **(-તે)ક** ન૦ કોઈ પણ મંગળ કાર્યની શરૂઆતમાં ગ્રહોની માઠી અસર નિવારવા માટે કરાતી ધાર્મિક ક્રિયા

**ગ્રહીતા** પું૦ [સં.] ગ્રહણ કરનાર; ગ્રહનારો

**ગ્રંથ** પું૦ [સં.] પુસ્તક. **૦કર્તા, ૦કાર** પું૦ [સં.] પુસ્તક રચનાર. **૦ન** ન૦, **૦ના** સ્ત્રી૦ [સં.] ગૂંથણ; ગંઠણ (૨) પુસ્તક રચવું-લખવું તે. **૦પાલ (-ળ)** પું૦ પુસ્તકાલયમાં પુસ્તકોની રક્ષા અને આપવા, લેવાની વ્યવસ્થા કરનાર; 'લાઇબ્રેરિયન'. **૦માળા** સ્ત્રી૦ ગ્રંથોની માળા. **૦સંગ્રહ** પું૦ પુસ્તકાલય. **૦સાહેબ** પું૦ શીખ લોકોનો ધર્મગ્રંથ. **૦સ્થ** વિ૦ ગ્રંથમાં રહેલું. **-ગ્રાર્પણ** ન૦ [+અર્પણ] ગ્રંથનું અર્પણ કરવામાં આવે છે તે. **-થાલય** ન૦ [+આલય]પુસ્તકાલય. **-થાવલિ(-લી)** સ્ત્રી૦[+આવલિ]ગ્રંથમાળા. **-થાવલોકન** ન૦ [+અવલોકન] પુસ્તકના ગુણદોષનું અવલોકન. **થાવળિ(-ળી)**સ્ત્રી૦ગ્રંથાવલિ

**ગ્રંથિ** સ્ત્રી૦ [સં.] ગાંઠ (૨) સાંધો

**ગ્રંથિત** વિ૦ [સં.] ગ્રથિત; સંકળાયેલું

**ગ્રંથિલ** વિ૦ [સં.] ગ્રંથિવાળું

**ગ્રાન્ટ** સ્ત્રી૦[ઇં.] મદદ તરીકે અપાતી રકમ

**ગ્રામ** ન૦ [સં.] ગામ; ગામડું (૨) સમૂહ. **૦ઉદ્યોગ** પું૦ ગામડામાં ને તેની અર્થનીતિની દૃષ્ટિએ કરીને ખીલવી શકાય એવો ઉદ્યોગધંધો; 'વિલેજ ઇન્ડસ્ટ્રી. **૦દેવતા** પું૦બ૦વ૦ [સં.] ગામનું રક્ષણ કરનાર દેવતા (૨) સ્ત્રી૦ ગામની દેવ

દેવતા. **૦પંચાયત** સ્ત્રી૦ ગામનો વ્યવહાર ચલાવનાર પંચાયત. **૦સંગઠન** ન૦ ગામડાના આખા જીવનનું સંગઠનકામ. **૦સુધાર** પું૦ ગામડાના આખા જીવનને સુધારવું તે. **૦સેવક** પું૦ ગ્રામસેવા કરનાર. **૦સેવા** સ્ત્રી૦ગામડાંઓની સેવા. **-મીણ** વિ૦ [સં.] ગામડાનું–ને લગતું (૨) પું૦ ગામડિયો. **-મોદ્યોગ** પું૦ જુઓ ગ્રામ ઉદ્યોગ

**ગ્રામોફોન** ન૦ [ઇં.] થાળી ચડાવીને વગાડવાનું એક વિલાયતી વાજું

**ગ્રામ્ય** વિ૦[સં.]જુઓ ગામડિયું(૨)અશ્લીલ

**ગ્રાસ** પું૦ [સં.] કોળિયો (૨) ગ્રહણને લીધે સૂર્યચંદ્રનો ઘેરાયેલો ભાગ

**ગ્રાહ** પું૦[સં.] ગ્રહણ; પકડ(૨)મગર

**ગ્રાહક** વિ૦[સં.]ગ્રહણ કરનારું; સમજનારું (૨) પું૦ ઘરાક (૩) ગ્રહણ કરનાર

**ગ્રાહી** વિ૦ [સં.] ગ્રહણ કરનારું (સમાસને અંતે). ઉદા૦ ગુણગ્રાહી (૨) કબજિયાત કરનારું

**ગ્રાહ્ય** વિ૦ [સં.] ગ્રહણ કરવા યોગ્ય

**ગ્રીક** વિ૦ [ઇં.] ગ્રીસ દેશનું(૨) પું૦ ગ્રીસનો વતની (૩) સ્ત્રી૦ ગ્રીસની ભાષા

**ગ્રીવા** સ્ત્રી૦ [સં.] ગરદન; ડોક

**ગ્રીષ્મ** પું૦;સ્ત્રી૦[સં.](છ ઋતુમાંની)ગરમીની મોસમ (જેઠ અને અષાઢ). **૦વર્ગ** પું૦ ગ્રીષ્મ–ઉનાળાની રજાઓમાં ચલાવવામાં આવતો શિક્ષણનો વર્ગ

**ગ્રેજ્યુએટ** પું૦ [ઇં.] યુનિવર્સિટીનો સ્નાતક (બી. એ., બી. કૉમ. ઇ૦ કોઈ પદવીવાળો)

**ગ્રેન** પું૦ [ઇં.] એક ઘણું નાનું વજન (ચોખા કે જવ–ભાર જેવું)

**ગ્રેફાઇટ** પું૦ [ઇં.] એક કાળો ખનિજ પદાર્થ જેમાંથી પેન્સિલની અણી બને છે [પ. વિ.]

**ગ્રોસ** ન૦ [ઇં.] બાર ડઝન–૧૪૪

**ગ્લાનિ** સ્ત્રી૦ થાક (૨) અનુત્સાહ; ખિન્નતા (૩) ઘૃણા; અણગમો

**ગ્લાસ** પું૦ [ઇં.] કાચ (૨) કાચનો પ્યાલો (૩) ઊભો અને લાંબો કોઈ પણ પ્યાલો

**ગ્લીસરિન** ન૦ [ઇં.] વનસ્પતિ તેલોમાંથી નીકળતો મધ જેવો પદાર્થ [ર. વિ.]

## ઘ

**ઘ** પું૦ [સં.] કંઠસ્થાની ચોથો વ્યંજન

**ઘઈ** સ્ત્રી૦ જુઓ ઘાઈ

**ઘઉં** પું૦ બ૦ વ૦ [સં. गोधूम; फा. गंदुम] એક અનાજ. **૦ઉં,૦વર્ણું** વિ૦ઘઉં જેવા રંગનું

**ઘઘરણું** ન૦ નાતરું

**ઘચ,(૦ક)** અ૦ [રવ૦] (ભોંકાવાનો રવ)

**ઘચડવું** સ૦ ક્રિ૦ [રવ૦] કચડવું; ભીડવું

**ઘચડાઘચડ(–ડી)** સ્ત્રી૦ [રવ૦]ભીડાભીડ; કચડાકચડી

**ઘચરકું** ન૦, **–કો** પું૦ [રવ૦] ગચરકું

**ઘચરડવું** સ૦ક્રિ૦જુઓ ઘચડવું

**ઘચાઘચ** અ૦ [રવ૦](ઉપરાઉપરી ભોંકાય એમ)

**ઘચૂમલ** વિ૦ [ઘૂમચો] ઘચૂમલાવાળું (૨) સ્ત્રી૦ ઘચૂમલો. **–લો** પું૦ જૂથ; ઝોલું (૨) ગૂંચવાડો; અવ્યવસ્થા

**ઘટ** (ટ,) સ્ત્રી૦ ઘટવું તે; ઘટાડો (૨) ખોટ

**ઘટ** વિ૦ જુઓ ઘટ્ટ

**ઘટ** અ૦[રવ૦] (પ્રવાહી ગળતાં ગળામાંથી થતો અવાજ)

**ઘટ** પું૦ [સં.] ઘડો(૨)શરીર(૩)હૃદય; મન

**ઘટક** વિ૦ [સં.] વસ્તુના અંશરૂપ (૨) યોજનારું;રચનારું(૩)પું૦ વસ્તુનો અંગભૂત અવયવ; 'યુનિટ'; 'કૉમ્પોનન્ટ'

**ઘટક** અ૦[રવ૦](પ્રવાહી ગળતાં ગળામાંથી થતો અવાજ). **૦ઘટક** અ૦ [રવ૦]. **–કાવવું** સ૦ક્રિ૦ ઘટક ઘટક–ઝટ પી જવું

**ઘટતું** વિ૦ ['ઘટવું'નું વ૦કૃ૦]યોગ્ય;વાજબી (૨) કમી; ખૂટતું

**ઘટત્વ** ન૦ [ઘટ્ટ] ઘનફળના એકમ જેટલા પદાર્થનું વજન; 'ડેન્સીટી'. **–ત્વાંક** પું૦ કોઈ પણ પદાર્થ પાણી કરતાં કેટલો ભારે છે

તે દર્શાવનાર ગુણોત્તર;'સ્પેસિફિક ગ્રેવીટી'
**ઘટના** સ્ત્રી૦ [સં.] રચના; બનાવટ (૨) બનાવ (૩) કારીગરી
**ઘટમાન** વિ૦[સં.] બનતું;થતું(૨)બને એવું; સંભવિત (૩) યોગ્ય; ઘટતું
**ઘટમાળ** સ્ત્રી૦ રેંટમાં ગોઠવેલી ઘડાની હાર (૨) ક્રમ; પ્રણાલી
**ઘટવું** અ૦ક્રિ૦[સં.ઘટ્]યોગ્ય હોવું;છાજવું(૨) બેસતું આવવું;લાગુ પડવું(પ્રેરક 'ઘટાવવું')
**ઘટવું** અ૦ ક્રિ૦ ઓછું કે કમી થવું (૨) (કપડું) ચડી જવું (પ્રેરક 'ઘટાડવું')
**ઘટસ્થાપન** ન૦ [સં.] નવા ઘરમાં વસતા પહેલાં ત્યાં પાણીનો ઘડો મૂકવાની ક્રિયા(૨) નવરાત્રિના દિવસોમાં ઘડા દ્વારા માતાજી-ની સ્થાપના કરવાની ક્રિયા
**ઘટસ્ફોટ** પું૦ મડદાને બાળી ચિતા છાંટયા પછી છેલ્લી વાર તે તરફ મોં ફેરવી ઘડો ફોડી નાખવો તે (૨) હંમેશ માટે સંબંધ તોડી નાખવો તે [લા.] (૩) તોડ; નિકાલ (૪)છૂપી વાતનો ભેદ ભાગી નાખવો તે
**ઘટા** સ્ત્રી૦ [સં.] જમાવ; ઝુંડ; સમૂહ (ઝાડ, વાદળાં વગેરેનો)
**ઘટાટોપ** પું૦[સં.] ચારે બાજુ ઢંકાઈ જાય તેવી ઘટા(૨)તેવું ઢાંકણ(૩)આડંબર;ભપકો
**ઘટાડવું** સ૦ક્રિ૦'ઘટવું'(ઓછું થવું)નું પ્રેરક
**ઘટાડો** પું૦ [ઘટવું] કમીપણું; ઘટ
**ઘટારત** વિ૦[સં. घटितार्थ] યોગ્ય; ઘટતું
**ઘટાવવું** સ૦ક્રિ૦ ['ઘટવું'નું પ્રેરક] બેસતું કરવું; લાગુ પાડવું (ઉદા૦ શ્લોકનો અર્થ ઘટાવવો)
**ઘટિકા** સ્ત્રી૦ [સં.] ઘડી; ૨૪ મિનિટ જેટલો વખત (૨) ઘડી માપવાનો વાટકો. **૦યંત્ર** સ્ત્રી૦ ઘડી માપવાનું યંત્ર
**ઘટિત** વિ૦ [સં.] યોગ્ય; ઉચિત
**ઘટી** સ્ત્રી૦ [સં.] જુઓ ઘટિકા
**ઘટોત્કચ** પું૦[સં.] ભીમસેનનો હિડિંબાથી થયેલો પુત્ર
**ઘટ્ટ** વિ૦ [પ્રા.] ઘાટું; ઘાડું
**ઘડઘડાટ** પું૦ ઘડઘડ અવાજ
**ઘડતર** ન૦ ['ઘડવું' ઉપરથી] ઘડીને-ટીપીટીપીને કરેલી બનાવટ (૨) ઘડવું-રચવું કે બનાવવું તે કે તેની રીત (૩) ઘડામણ (૪) કેળવાઈને તૈયાર થવું તે; કેળવણી (૫) વિ૦ ઘડીને-ટીપીને થતું (સર૦ ભરતર)
**ઘડપણ** ન૦ ['ઘરડું' ઉપરથી] વૃદ્ધાવસ્થા
**ઘડભાંગ(-ગ્ય)** સ્ત્રી૦ ઘડવું અને ભાંગવું તે (૨) વિચારોનું ડામાડોળપણું [લા.]
**ઘડમથલ** સ્ત્રી૦ ['ઘડવું'+મથવું] જુઓ ગડમથલ
**ઘડવું** ન૦ [જુઓ ઘડવો] ગોળનો ગાડવો
**ઘડવું** સ૦ ક્રિ૦ [સં. घट्] ઘાટ-આકાર આપવો (૨) બનાવવું; રચવું; (જેમ કે, દાગીનો, ખુરશી ઇ૦)(૩)ગોઠવવું;સંકલના કરવી (૪) ટીપવું(જેમ કે ધાતુ)(૫)ખરડો તૈયાર કરવો (જેમ કે ઠરાવ, અરજી, યોજના, મુસદ્દો ઇ૦) (૬) કેળવીને તૈયાર કરવું [લા.] (૭) મારવું
**ઘડવો** પું૦ [સં. घट] ઘડાના ઘાટનો લોટો
**ઘડાઈ** સ્ત્રી૦ ઘડામણ
**ઘડાઉ** વિ૦ હાથ વડે ધાર્યો ઘાટ ઘડી શકાય તેવી; 'પ્લાસ્ટિક' (ધાતુ) [ર. વિ.]
**ઘડાબૂડ** વિ૦ ઘડો બૂડે એટલું ઊંડું (પાણી)
**ઘડામણ** ન૦,**-ણી** સ્ત્રી૦ ઘડવાનું મહેનતાણું
**ઘડાયેલું** વિ૦['ઘડવું'નું ભૂ૦કૃ૦]અનુભવથી પાકું થયેલું [લા.]
**ઘડાવું** અ૦ક્રિ૦ 'ઘડવું'નું કર્મણિ(૨)અનુ-ભવથી પાકું થવું; કસાવું [લા.]
**ઘડિયાળ** સ્ત્રી૦; ન૦ [પ્રા. घडिआलय (સં. घटिका+घआलय) ઉપરથી] વખત જણાવનારું યંત્ર (૨) કાંસાનો ગોળ સપાટ ઘંટ; ઝાલર. **-ળી** પું૦ ઘડિયાળો વેચનાર તથા દુરસ્ત કરનાર [ઘડો
**ઘડિયું** ન૦ તાડી ઝીલવાનો(લાંબી ડોકનો)
**ઘડિયું લગન** ન૦ ગમે તે ઘડીએ થતું અથવા વિવાહ અને લગ્ન સાથે થાય તેવું લગ્ન (બહુધા બહુવચનમાં)
**ઘડિયો** પું૦ [પ્રા. घडिअ (સં. घटित) પરથી] આંકનો પાડો; ગડિયો

**ઘડી** સ્ત્રી૦ [સં. ઘટી] જુઓ ઘટી (૨)[લા.] ક્ષણ (૩) તક; પ્રસંગ. **૦ઘડી** અ૦ ઘડીએ ઘડીએ; વારંવાર; હરઘડી. **૦તાળ** અ૦ મરવાની અણી પર. **૦ભર** અ૦ એક ઘડી સુધી; થોડી વાર. **૦સાધ** અ૦ ઘડીતાળ

**ઘડુડાટ** પું૦ [રવ૦] ઘડડડ અવાજ

**ઘડૂડ ઘડૂડ** અ૦ [રવ૦]

**ઘડૂલિયો** પું૦ જુઓ ઘડૂલો

**ઘડૂલી** સ્ત્રી૦ નાનો ઘડૂલો. **–લો** પું૦ ઘડો [પ.]

**ઘડો** પું૦ [સં. ઘટ] ધાતુ કે માટીનું પાણી ભરવાનું પાત્ર. **૦ઘાટ** પું૦ નિકાલ; ફેંસલો. **૦લાડવો** પું૦ મડદાને બાળ્યા પછી સ્મશાનમાં લાડવાવાળો ઘડો ભાગવો તે (૨) નિકાલ; ફેંસલો [લા.]

**ઘણ** પું૦ [સં. ઘન] મોટો ભારે હથોડો

**ઘણ** પું૦[સં. ઘુણ] લાકડામાં થતો એક કીડો

**ઘણાઘણી** સ્ત્રી૦ ઘણો સ્નેહ; ગાઢ સંબંધ

**ઘણું** વિ૦[સં. ઘન] બહુ; ખૂબ; પુષ્કળ. **૦ક** વિ૦ ('ઘણું'થી જરાક ઓછું એવો અર્થ બતાવે છે). **૦ખરું** અ૦ બહુધા; મોટે ભાગે. **૦ય** વિ૦ ('ઘણું'થી વધારે અર્થ બતાવે). **–ણેરું** વિ૦ ઘણું [પ.]

**ઘન** વિ૦[સં.] નક્કર(૨)ઘાટું; ગીચ(૩)ઘણું; પુષ્કળ(૪)લંબાઈ, પહોળાઈ અને ઊંચાઈ-વાળું; 'ક્યૂબિક' [ગ.] (૫) પું૦ કોઈ સંખ્યાને તેનાથી જ બે વાર ગુણવાથી આવતો ગુણાકાર; 'ક્યૂબ' [ગ.] (૬) છ સરખી બાજુઓની આકૃતિ (૭) પું૦;ન૦ વાદળું. **૦ઘટા** સ્ત્રી૦ વાદળાંની ઘટા. **૦ઘોર** વિ૦ ગાઢું (જેમ કે, વાદળ) (૨) ભયાનક (જેમ કે, અવાજ, યુદ્ધ). **૦ચક્કર** વિ૦ ભગજનું ચસકેલું. **૦દર્શક** ન૦ એક જાતનું યંત્ર, જેમાં બેવડી છબી મૂકી જોવાથી પદાર્થની ઊંડાઈ જાડાઈ પણ આબેહૂબ દેખાય છે; 'સ્ટીરિયોસ્કોપ'. **૦ફલ** [સં.](–ળ) ન૦ વસ્તુના કદનું માપ; 'વોલ્યૂમ' [ગ.] **૦ભૂમિતિ** સ્ત્રી૦ 'સૉલિડ જ્યૉમેટ્રી' [ગ.]. **૦માન, ૦માપ** ન૦ 'ક્યૂબિક મેઝર'. **૦મૂળ** ન૦[સં. ઘનમૂલ] 'ક્યૂબરૂટ' [ગ.]. **૦વાદ્ય** ન૦ ઘંટ મંજીરા વગેરે નક્કર વાદ્ય. **૦શ્યામ** વિ૦ [સં.] મેઘ જેવું કાળું (૨) પું૦ કૃષ્ણ. **૦સમીકરણ** ન૦ 'ક્યૂબિક ઇક્વેશન' [ગ.]. **૦સાર** પું૦ [સં.] કપૂર (૨) પાણી (૩) પારો (૪) ચંદન. **–નિષ્ઠ** વિ૦ [સં.] સૌથી ઘન–ગાઢ. **–નીકરણ** ન૦ ઘનરૂપ કરવું તે. **–નીભૂત** વિ૦ [સં.] નક્કર કે ઘટ્ટ બનેલું

**ઘમ** અ૦ [રવ૦] એવો અવાજ થાય તેમ. **૦કવું** અ૦ ક્રિ૦ [રવ૦] ઘમઘમ અવાજ થવો (જેમ કે ઘૂઘરાનો). **૦કાર(–રો), ૦કો** પું૦ [રવ૦] ઘમકવાનો અવાજ. **૦ઘમાવવું** સ૦ક્રિ૦ ઘમ દઈને જોરથી મારવું [અવાજ જેમ

**ઘમરઘમર** અ૦ [રવ૦] ગોળ ગોળ ગતિના

**ઘમસાણ** ન૦ [પ્રા. घंसान (સં. घर्षण)] રમણભમણ; તોફાન (૨) ભયંકર યુદ્ધ (૩) વિનાશ (૪) લોકોની ભીડ

**ઘમંડ** પું૦ અહંકાર; ગર્વ (૨) ખોટો દેખાવ; ડોળ. **–ડી** વિ૦ ઘમંડવાળું

**ઘમેલું** ન૦ તગારું; તબાહડું

**ઘમ્મર** અ૦ ગોળ ગતિના ઘેર અવાજની જેમ. **૦ઘંટી** સ્ત્રી૦ મોટી ભારે ઘંટી. **૦ઘાઘરો** પું૦ મોટો-ખૂબ ઘેરવાળો ઘાઘરો. **૦વલોણું** ન૦ મોટું ભારે વલોણું

**ઘર** ન૦[સં.] (માણસ કે પશુપંખીનું)રહેવાનું ઠેકાણું; મકાન (૨) ગૃહ; એક કુટુંબનું નિવાસસ્થાન (૩) વસ્તુને રાખવાનું કે રહેવાનું ખોબું, ખાનું, ઘોડી, ઠેકાણું વગેરે (ઉદા૦ 'ચશ્માંનું ઘર', 'સોકટીનું ઘર') (૪) ગ્રહનું જે રાશિમાં સ્થાન હોય તે [જ્યો.] (૫) કુટુંબ (કે લક્ષણાથી તેની આબરૂ, સુખસંપત્તિ, વ્યવહાર ઇ૦) (૬) ઘરસંસાર (લક્ષણાથી સ્ત્રી, પુત્ર ઇ૦) (૭) ખાનદાન; કુળ. **૦આંગણું** ન૦ ઘરનું આંગણું (૨) અતિ પરિચિત – પાસેનું સ્થાન [લા.]. **૦કાજ(–મ)** ન૦ ઘરનું સાધારણ કામકાજ. **૦કૂકડિયું, ૦કૂકડી**

વિ૦ ઘરમાં ને ઘરમાં ભરાઈ રહેનારું. **૦ખટલો** પું૦ ઘરને લગતો સરસામાન; ઘરવાખરો (૨) સંસારવહેવારનું કામકાજ (૩) સ્ત્રી, છોકરાં વગેરે સમુદાય. **૦ખરચ, ૦ખર્ચ** પું૦; ન૦ ઘર ચલાવવામાં થતો ખરચ. **૦ખૂણે** અ૦ ઘરને ખૂણે; ખાનગીમાં. **૦ખોદુ** વિ૦ ઘરનું જ ખોદનાર-બગાડનાર. **૦ગતુ(-થુ,-થ્થુ)** વિ૦ જેની ઉત્પત્તિ કે વપરાશ ઘરમાં જ હોય તેવું (૨) વેચવા માટે નહિ કરેલું (૩) ખાનગી. **૦ઘાલુ** વિ૦ ઘર ઘાલે એવું; પોતાના જ ઘરને નુકસાન પહોંચાડનારું (૨) ખરચાળ (૩) દગાબાજ

**ઘરચોળું** ન૦ સ્ત્રીઓને પહેરવાનું એક રેશમી વસ્ત્ર [રહેનારો જમાઈ

**ઘરજમાઈ** પું૦ સસરાને ઘેર સંસાર માંડી

**ઘરડ** સ્ત્રી૦ [દે. घरट्ट=રેંટ] ચીલો (૨) ચાલુ પ્રણાલી કે રૂઢિ [લા.]

**ઘરડ** અ૦ [રવ૦], **૦વું** સ૦ક્રિ૦ [રવ૦] ઘસડાતું ખેંચવું (૨) જોરથી વલૂરવું; ઘવડવું

**ઘરડાપો** પું૦ ઘડપણ (૨) ઘરડાના જેવું ડહાપણ; દોઢડહાપણ [લા.]. **-સું** વિ૦ ઘરડું દેખાય એવું; ઘરડાંને યોગ્ય

**ઘરડિયું** વિ૦ ઘરડું; વૃદ્ધ. **-યો** પું૦ ઘરડો -વડીલ માણસ

**ઘરડિયો** પું૦ [રવ૦] ગળામાં બોલતો શ્વાસ (ખાસ કરીને મરતા માણસનો)

**ઘરડું** વિ૦ [સં. जरठ] પાકી ઉમ્મરે પહોંચેલું; મોટી વયનું (૨) પુરાણું; જૂનું (૩) પાકી ગયેલું; કઠણ. **૦ખખ** વિ૦ સાવ ઘરડું-ખખળી ગયેલું. **૦ઠચ્ચર** વિ૦ સાવ ઘરડું (તિરસ્કારમાં). **-ડેરું** વિ૦ ઘરડું; વડીલ

**ઘરણ** ન૦ [સં. ग्रहण] સૂર્યચંદ્રનું ગ્રહણ. **૦ઘેલું** વિ૦ અધું ગાંડું (ગર્ભવતી સ્ત્રીએ ગ્રહણ જોયું હોય તો તેનું બાળક ગાંડું થાય એવી માન્યતા પરથી)

**ઘરધણિયાણી** સ્ત્રી૦ ઘરધણીની પત્ની (૨) ઘરની માલિક; ઘરવાળી

**ઘરધણી** પું૦ ઘર ચલાવનારો મુખ્ય પુરુષ (૨) ઘરનો માલિક

**ઘરધંધો** પું૦ ઘરને લગતું કામકાજ

**ઘરધાવડું** વિ૦ વડીલોની પૂંજી પર જીવનારું (૨) નિરુદ્યમી [કામકાજ

**ઘરધોણી** સ્ત્રી૦ ઘરનાં કપડાંલત્તાં ધોવાનું

**ઘરનું** વિ૦ પોતીકું; પોતાના ઘર જેવું; ખાનગી

**ઘરપ્રવેશ** પું૦ જુઓ ગૃહપ્રવેશ

**ઘરફાડુ** વિ૦ ઘર ફાડીને ચોરી કરનારું; ખાતર પાડનારું

**ઘરબાર** ન૦ ઘર; રાચરચીલું, માલમિલકત વગેરે (૨) કુટુંબકબીલો. **-રી** વિ૦ ઘરબારવાળું (૨) સંસારી

**ઘરબોળુ** વિ૦ ઘરને બોળે - બેઆબરૂ કે પાયમાલ કરે એવું

**ઘરભંગ** પું૦ (સ્ત્રી મરવાથી) ઘર ભંગાવું તે (૨) વિ૦ તેવી દશામાં આવેલું

**ઘરભેદુ** વિ૦ પોતાના ઘરનો ભેદ જાણનારું (૨) ઘરનો ભેદ બહાર પાડી દઈ દગો દેનારું

**ઘરમેળે** અ૦ માંહોમાંહે સમજીને (ત્રીજા પક્ષ પાસે ગયા વિના) (૨) મિત્રતાની રીતે

**ઘરમોહ્યું** વિ૦ ઘરકૂકડિયું

**ઘરરખુ** વિ૦ ઘરની સંભાળ રાખે એવું

**ઘરવખરી** સ્ત્રી૦ જુઓ ઘરવાખરો

**ઘરવખુ** વિ૦ ઘરની ચાહનાવાળું; ઘરમોહ્યું

**ઘરવટ** સ્ત્રી૦ એક ઘરનાં હોય તેવો ગાઢ સંબંધ (૨) વિ૦ ઘર જેવા સંબંધવાળું

**ઘરવલું** વિ૦ ઘર પ્રત્યે મમતાવાળું

**ઘરવાખરો** પું૦ ઘરને લગતો સરસામાન; રાચરચીલું

**ઘરવાસ** પું૦ ઘર કરીને રહેવું તે; ગૃહસ્થાશ્રમ

**ઘરવાળી** સ્ત્રી૦ ઘરધણિયાણી (૨) પત્ની. **-ળો** પું૦ ઘરધણી (૨) પતિ

**ઘરવૈદું** ન૦ ઘરગથ્થુ વૈદું

**ઘરસંસાર** પું૦ ગૃહસ્થાશ્રમ (૨) સંસારવહેવાર. **-રી** વિ૦ ઘરસંસારવાળું; ગૃહસ્થાશ્રમી (૨) ઘરસંસારને લગતું

**ઘરસૂત્ર** ન૦ જુઓ ઘરસંસાર

**ઘરાક** પું૦; ન૦ [સં. ग्राहक] ખરીદનાર (૨) ખૂબી પિછાનનાર. **-કી** સ્ત્રી૦ ઘરાકપણું (૨) ખરીદનારાનો આવરો (૩) ખપત, ઉઠાવ

**ઘરાણિયાત** વિ૰ઘરેણે લીધેલું કે આપેલું

**ઘરાણે** અ૰ જુઓ ઘરેણે

**ઘરું** ન૰ ['ઘર' ઉપરથી] કોઈ વસ્તુ રાખવાનું ખોખું – ઘર

**ઘરૂણી** સ્ત્રી૰ ગૃહિણી [પ.]

**ઘરેડ** સ્ત્રી૰ જુઓ ઘરડ(૨)કૂવા પરના પથ્થર ઉપર દોરડાના ઘસારાથી પડેલો ખાડો

**ઘરેડી** સ્ત્રી૰ [રવ૰] ગરગડી (૨) ઘરડ ઘરડ એમ બોલતો – મરતી વખતનો શ્વાસ;

**ઘરેડો** પું૰[રવ૰] મરતી વખતના શ્વાસથી થતો અવાજ (૨) ઘરડ; ચીલો

**ઘરેણાઉ** વિ૰ [જુઓ ઘરેણે] ગીરો સંબંધી (૨) ગીરો રાખેલું [ઘરાણિયાત

**ઘરેણિયાત, ઘરેણિયું** વિ૰ જુઓ

**ઘરેણું** ન૰ [દે. गहणय] દાગીનો. ૰ગાંઠું ન૰ ઘરેણું ને બીજો ગાંઠેલો અલંકાર

**ઘરેણે** અ૰ [દે. गहण = ગીરો લેવું]આંટમાં – ગીરો આપેલું લીધેલું હોય તેમ

**ઘરેરાટ** પું૰ [રવ૰] ઘરર ઘરર અવાજ

**ઘરોઘર** અ૰ ઘેર ઘેર

**ઘરોપું** ન૰, **–પો(–બો)** પું૰ ઘરના જેવો ગાઢ સંબંધ; ઘરવટ

**ઘરોળી** સ્ત્રી૰ [દે. घरोली] ગરોળી

**ઘર્મ** પું૰ [સં.] ઘામ; ઉકળાટ; બફારો

**ઘર્ષણ** ન૰ [સં.] ઘસાવું તે; ઘસારો (૨) સામસામી અથડામણ; તકરાર [લા.]

**ઘલાત** સ્ત્રી૰ ઘાલી કે ઘલાઈ જવું તે; નુકસાની; ખોટ (૨) વસૂલ ન આપવું તે

**ઘલાવું** અ૰ક્રિ૰ 'ઘાલવું'નું કર્મણિ

**ઘલોડી** સ્ત્રી૰ એક શાકનો વેલો; ઘિલોડી (૨)જુઓ ગરોળી.**–ડું** ન૰ જુઓ ઘિલોડું

**ઘવડવું** અ૰ક્રિ૰ ખણવું; જોરથી વલૂરવું

**ઘવાવું** અ૰ક્રિ૰ ['ઘાવ' ઉપરથી] ઘાયલ થવું

**ઘસઘસ(–સાટ)** અ૰ [રવ૰] ગાઢ રીતે (ઊંઘવું તે) [મહેનત

**ઘસડઓરો** પું૰ ઘસડવા–લખ લખ કરવાની

**ઘસડવું** સ૰ક્રિ૰[સં. कृष्] ઢસરડાતું ખેંચવું (૨) ઝપાટાબંધ – ગમેતેમ લખવું કે કામ કરવું [લા.] [આંકો

**ઘસરકો** પું૰ ['ઘસડવું' ઉપરથી] કાપો;

**ઘસરડવું** સ૰ક્રિ૰ જુઓ ઘસડવું

**ઘસરડો** પું૰ ઘસરકો;ઉઝરડો(૨)ઢસરડો;વેઠ

**ઘસરપસર** અ૰ ઘસડાતું પછડાતું;જેમ તેમ (૨) પરાણે; વેઠ લેખે

**ઘસવું** સ૰ક્રિ૰ [સં. घृष्] એક વસ્તુને બીજી વસ્તુ પર દાબીને જોરથી આમ તેમ ખેંચવી (૨)ચોળવું; મસળવું (૩) માંજવું (વાસણ) (૪) ઘસીને ધાર ચડાવવી કે ઓપ આપવો

**ઘસાઘસ** સ્ત્રી૰ ખૂબ ઘસવું તે

**ઘસાતું** વિ૰ [વ૰ કૃ૰ 'ઘસાવું']ઉતારી પાડે એવું (૨) નુકસાનકારક

**ઘસાર** પું૰ ઘસારો. ૰ણ ન૰ ઘસાવું તે; ઘસારો (૨) ઘસાવાથી પડેલી રજ (૩) ઘસાવાથી લાગતી ખોટ; નુકસાન (૪) ઘસારવું. ૰વું ન૰ ઘસીને પીવાનું ઓસડ. **–રો** પું૰ જુઓ ઘસારણ

**ઘસાવવું** સ૰ક્રિ૰ 'ઘસવું'નું પ્રેરક

**ઘસાવું** અ૰ક્રિ૰ 'ઘસવું'નું કર્મણિ (૨) ઘસારો વેઠવો;ખર્ચ કે ખોટ યા નુકસાનમાં ઊતરવું [(ભીંડું)

**ઘસિયું** વિ૰ [ઘસવું] ગાંગડુ નહિ–ભૂકા જેવું

**ઘસિયો** પું૰ લોટ શેકીને કરાતી એક વાની

**ઘસીટ** સ્ત્રી૰ [ઘસવું] એક સ્વર પરથી બીજા સ્વર પર જતાં વચ્ચેનું અંતર નાદસ્વરથી પ્રકાશિત કરવું તે (સંગીત)

**ઘંઘોલિયું** ન૰[દે. घंघ] નકામું, ખરાબ ઘર – ખોરડું (૨) માથેમોઢે–ગોટપોટ ઓઢવું તે; ઘોઘો (૩) વિનાશ; ધૂળધાણી [લા.]

**ઘંટ** પું૰ મોટી ઘંટી

**ઘંટ** પું૰ [સં. घंटा] ધાતુની (કાંસાની) ઊંધા પ્યાલાના આકારની વસ્તુ (૨)જાડી લોઢી જેવી વગાડવાની વસ્તુ;ઝાલર(૩)એના પર વગાડેલો ટકોરો(૪)પક્કો ધૂર્ત;ઉસ્તાદ[લા.]. ૰ડી સ્ત્રી૰ છેક નાનો ઘંટ; ટોકરી (૨) શૂન્ય; કાંઈ નહિ [લા.]

**ઘંટલો** પું૰ ભરડવાની થાળા વિનાની ઘંટી

**ઘંટા** સ્ત્રી૰ [સં.] ઘંટ; ઘંટડી. ૰રવ પું૰ ઘંટનો અવાજ–રણકો

**ઘંટાળી** સ્ત્રી૰ [સં. घंटाली] ઘૂઘરીઓની હાર

**ઘંટી** સ્ત્રી૦ [સં. घर्ट्टी] દળવાનું સાધન (હાથનું કે યાંત્રિક). ૦ચોર પું૦ ચાલાક ચોર (૨) ખીસાકાતરુ

**ઘંટો** પું૦ મોટો ઘંટ (૨) એનો ટકોરો

**ઘા** પું૦ [સં. घात=સંઘાત; જથો] ચોવીસ કાગળનો જથો

**ઘા** પું૦ [સં. घात=પ્રહાર; જખમ; પ્રા. घाय] ઝટકો; પ્રહાર; ચોટ (૨) કાપ; જખમ (૩) મોટા દુ:ખની ઊંડી અસર [લા.]

**ઘાઈ** સ્ત્રી૦ ઉતાવળ; દોડાદોડી (૨) ધાંધલ; ધમાલ (૩) ભીડ; ભરાવો

**ઘાઘરાપાટ** પું૦ ઘાઘરાનું લૂગડું

**ઘાઘરી** સ્ત્રી૦ નાનો ઘાઘરો. **-રો** પું૦ [દે. घग्घर] ચણિયો

**ઘાટ** પું૦ [સં. घट् ઉપરથી] આકાર; દેખાવ (૨) પ્રસંગ; લાગ [લા.] (૩) યુક્તિ-પ્રયુક્તિથી કામ કાઢી લેવાની યોજના; તજવીજ (૪) રીત; લક્ષણ; શોભા

**ઘાટ** પું૦[સં.] બાંધેલો આરો; ઓવારો (૨) પહાડી રસ્તો (૩) સહ્યાદ્રિનો પહાડી પ્રદેશ

**ઘાટ** પું૦ સ્ત્રીઓને પહેરવાનું એક રેશમી વસ્ત્ર

**ઘાટડી** સ્ત્રી૦ રાતા રંગનું બાંધણીની ભાતનું સ્ત્રીઓને પહેરવાનું રેશમી વસ્ત્ર-ચૂંદડી (૨) ગાતડી. [૦ભીડવી=સ્ત્રીએ મહેનત કે મરદાનગીનું કામ ઉપાડવું]

**ઘાટણ** સ્ત્રી૦ ઘાટીની સ્ત્રી

**ઘાટી** વિ૦ દખ્ખણના ઘાટમાં રહેતી એક જાતિનું (૨) પું૦ તે જાતનો માણસ

**ઘાટીલું** વિ૦ ઘાટવાળું; રૂપાળું

**ઘાટું**(-ડું) વિ૦ [સં. गाढ] ઘટ્ટ; લચકદાર (૨) ખીચોખીચ (૩) પુષ્કળ; ગાઢ (૪) કઠણ; સંગીન

**ઘાડવું** ન૦ ['ઘડો' ઉપરથી] ગોળ ભરવાનું માટલું. **-વો** પું૦ જુઓ ગાડવો

**ઘાડું** વિ૦ જુઓ ઘાટું

**ઘાણ** પું૦ [દે.] એક ફેરે રંધાય, તળાય કે કચરાય, ખંડાય એટલો જથો; આખા જથાનો ભાગ (૨) સંહાર; ખરાબી

**ઘાણ** પું૦[પ્રા. घग, સં. घन]મોટો હથોડો; ઘણ

**ઘાણ** પું૦ [સં. घुण] લાકડું કોરી ખાનાર એક કીડો

**ઘાણ** સ્ત્રી૦[સં. घ्राण]ગંધ; બદબો [સાધન

**ઘાણી** સ્ત્રી૦ [દે. घाण] તેલી બી પીલવાનું

**ઘાત** પું૦ [સં.] ઝટકો; ઘા (૨) નાશ; ખૂન (૩) 'પાવર' [ગ.] (૪) 'ડિગ્રી ઑફ એન એક્સ્પ્રેશન' [ગ.] (૫) 'ઈન્વોલ્યૂશન' [ગ.] (૬) સ્ત્રી૦અકાળ મૃત્યુની ઘાંટી. ૦ક વિ૦ [સં.] મોત નિપજાવે એવું; નાશક. ૦કી વિ૦ ખૂની (૨) ક્રૂર; નિર્દય. ૦ચિહ્ન ન૦ આંકડાને તે જ આંકડાથી જેટલી વાર ગુણ્યો હોય તે બતાવનાર અંક; 'ઇન્ડાઇસ'. **-તિની** વિ૦ સ્ત્રી૦ [સં.] હત્યારી. **-તી** વિ૦ [સં.] હત્યા-ખૂન કરનારો

**ઘાતેલ** ન૦ ઘા ઉપર ચોપડવાનું તેલ

**ઘાપહાણ** પું૦ ઔષધિ તરીકે વપરાતો એક પથ્થર [એક વનસ્પતિનું ફૂંડું

**ઘાબાજરિયું** ન૦ ઘા પર કામ આવતી

**ઘામ** પું૦ [સં. घर्म] તાપ (૨) ઉકળાટ; બફારો (૩) પરસેવો

**ઘામચ**(-છ,-ટ) વિ૦ ઘામ-પસીનાથી ગંદું થયેલું (૨) ન૦ પરસેવો (૩) તટમાં થઈને વહાણમાં ભરાયેલું પાણી

**ઘામતકૂંડી** સ્ત્રી૦ વહાણમાં પેસતા ઘામચની કૂંડી

**ઘાયક** વિ૦+ઘાતક

**ઘાયડમલ**(-લ્લ) વિ૦ પહેલવાન; શૂરવીર

**ઘાયલ** વિ૦ ઘાવાળું; જખમી

**ઘાયાંપડઘાયાં, ઘાયાંબૂડયાં** વિ૦ઘવાયા, બૂડવા વગેરેથી કમોતે મરેલાં

**ઘારણ** ન૦ [પ્રા.] ઘોર નિદ્રા (૨) ઊંઘથી ઘોરવું તે (૩) ઊંઘ લાવે એવું ઔષધ

**ઘારી**(૦પૂરી) સ્ત્રી૦[દે. घारिया]એક મીઠાઈ (૨)અડદ કે મગની દાળનું વડું (૩)ચોટલીની ચારે બાજુએ રાખેલા કેશનું ચકરડું

**ઘારું** ન૦ રોગથી શરીરમાં પડેલું નારું

**ઘાલ** (લ,) સ્ત્રી૦ સાથે જમવા બેઠેલાઓની હાર-ઓળ (૨) તેમનો આખો સમૂહ

**ઘાલ** (લ,) સ્ત્રી૦ [ઘાલવું] નુકસાન; ખાધ.

૦મેલ સ્ત્રી૦['ધાલવું' + 'મેલવું'] કાઢઘાલ; ગરબડસરબડ (૨) પંચાત; ધમાલ (૩) ખટપટ; પ્રપંચ
**ધાલવું** સ૦ક્રિ૦ [પ્રા. घल्ल] ખોસવું; અંદર મૂકવું (૨) પહેરવું (૩) પ્રસંગે ભેટ તરીકે પહેરાવવું. ઉદા૦ 'મેં કન્યાની કોટમાં અછોડો ઘાલ્યો.' (૪) અંદર નાખવા–મૂકવાની રીત સૂચવનાર સહાયકારી ક્રિયાપદ સાથે વપરાય છે; જેમ કે, 'ખોસી ઘાલવું'; 'ચગદી ઘાલવું' (૫) [લા.] નાણાં ખાઈ જવાં (૬) બગાડવું; પાયમાલ કરવું. ઉદા૦ ઘર ઘાલવું
**ધાવ** પું૦ [સં. घात] ઘા;જખમ(૨)સમસ્યા
**ધાસ** ન૦ [સં.] ખડ; ચાર. ૦ખાવું = માણસની ગણનામાં ન રહેવું. ૦ચારો પું૦ ઢોરનું ઘાસ, ચારો વગેરે
**ધાસણી** સ્ત્રી૦ ક્ષયરોગ
**ધાસતેલ** ન૦ [ઇં. गैस + तेल] ગ્યાસતેલ
**ધાસલેટ** ન૦ ઘાસતેલ; બાળવાનું એક ખનીજ પ્રવાહી. **–ટિયું** વિ૦ હલકા પ્રકારનું [લા.]
**ધાસવું** સ૦ક્રિ૦ જુઓ ઘસવું(૨) અ૦ક્રિ૦ [ઘસાવું
**ધાસિયું** વિ૦ જેમાં ઘાસ નીપજતું હોય તેવું (૨) ઘાસમાંથી ઉત્પન્ન થતું (૩) સત્ત્વ વગરનું હલકું (જેમ કે ઘાસિયું ઘી, સોનું) [લા.] [ઘાસ કાપનારો
**ધાસિયો** પું૦ સાથરો; ઘાસનો પાથરો(૨)
**ધાસિયો** પું૦ જુઓ 'ગાશિયો'
**ધાસે(–સો)ટિયું** ન૦ ['ઘાસવું' ઉપરથી] ઘરમાં પહેરવાની (સામાન્ય) ચૂડી
**ધાંઘરડવું** (૦) અ૦ક્રિ૦ [રવ૦] ભારે ઘાંટો કાઢીને – ખૂબ રોવું (૨) આરડવું (જેમ કે પાડીનું)
**ધાંઘલું** (૦)ન૦બાવાવરણું(ઉદા૦ઘાંઘલાં લેવાં) ગાંડા જેવું આચરણ (ઉદા૦ઘાંઘલાં કાઢવાં)
**ધાંઘું** (૦) વિ૦ ઉતાવળું (૨) ગભરાયેલું
**ધાંચ** (૦;ચ,) સ્ત્રી૦ ['ગૂંચ' કે 'ખાંચ' ઉપરથી] ચીલામાં પડેલો ખાટો; ખાટો (૨) ગૂંચ; મુશ્કેલી
**ધાંચણ** (૦) સ્ત્રી૦ ઘાંચી સ્ત્રી
**ધાંચી** (૦) વિ૦ [દે. घंचिय] ઘાણી ચલાવી તેલ કાઢી આપવાનો ધંધો કરતી એક ન્યાતનું (૨) દૂધ વેચવાનો ધંધો કરતી એક ન્યાતનું (૩) પું૦ તે ન્યાતનો માણસ
**ધાંચો** (૦) પું૦ વાંસફોડો; ટોપલા, સાદડી વગેરે બનાવનાર
**ધાંટાધાંટ** (૦) સ્ત્રી૦ [ઘાંટો] બૂમાબૂમ
**ધાંટી** (૦) સ્ત્રી૦ ઘાંટા કે કંઠની–પડજીભની જગા; હેડિયો (૨) અવાજ; સૂર
**ધાંટી** (૦) સ્ત્રી૦ ઘાટ;બે પર્વતની કે ડુંગરાની વચ્ચેનો સાંકડો રસ્તો(૨)[લા.] મુશ્કેલીનો બારીક સમય હરકત; અડચણ. ૦ઘૂંચી (૦) સ્ત્રી૦ [ઘાંટી + घूंटी] આંટીઘૂંટીવાળો માર્ગ(૨)મુશ્કેલી કે મુશ્કેલીનો સમય[લા.]. **–ટો** પું૦ મોટી ઘાંટી – ડુંગરાળ રસ્તો
**ધાંટો** (૦)પું૦[સં. घंट् = બોલવું]કંઠ:સાદ(૨) મોટો સાદ;બૂમ(૩)ખિજાઈને કાઢેલો સાદ
**ઘિમેલ** સ્ત્રી૦ એક જાતનું લાલ રંગનું મંકોડાની જાતનું જીવડું
**ઘિયાળ** વિ૦ વધારે ઘી આપે એવું (ઢોર)
**ઘિયો** પું૦ ઘી વેચનારો
**ઘિલોડી** સ્ત્રી૦ જુઓ ઘલોડી. **–ડું** ન૦ ઘિલોડીનું ફળ – ઘલોડું
**ઘિસાવવું** સ૦ક્રિ૦, **ઘિસાવું** અ૦ક્રિ૦ 'ઘીસવું'નું પ્રેરક ને કર્મણિ
**ઘિસ્સો** પું૦ ['ઘિસાવું' ઉપરથી] એકદમ જોરથી પડેલો ઘસરકો
**ઘી** ન૦ [સં. घृत] ઘૃત; તૂપ. ૦કાંટો પું૦ જ્યાં ઘી જોખાતું, વેચાતું હોય એ જગા; ઘીનું બજાર. ૦કેળાં ન૦ બ૦ વ૦ ઘી અને કેળાં (૨) ભારે લાભ [લા.]
**ઘીચ** વિ૦ જુઓ ગીચ. **–ચોઘીચ** વિ૦ ગીચોગીચ
**ઘીચોપડ** ન૦ ઘી ને તેવો ચીકટ પદાર્થ
**ઘીતેલું** ન૦ પોયણીના મૂળમાં થતી ગાંઠ
**ઘીસ** સ્ત્રી૦ [फा. गश्त] રોન
**ઘીસ** સ્ત્રી૦ ઘિસ્સો; ઘસરકો (૨) ચોરી (૩) માર; ઠોક. [૦પડવી = નુકસાન થવું(૨) લાભ થવો. ૦મારવી = ચોરી કરવી.]

**ઘીસ** સ્ત્રી૦ હોળીનો વરઘોડો [ઘૂંસરું
**ઘીસરું** ન૦ [પ્રા. घिस; सं. ग्रस्] ઉપરથી]
**ઘીસલું** ન૦ ['ઘિસાવું' ઉપરથી] જેસલો
**ઘીસવું** સ૦ ક્રિ૦ ઘસવું
**ઘીસાઘીસ** સ્ત્રી૦ ['ઘીસવું' પરથી]ટોકટોકા
**ઘીંસરું** ન૦ ઘીસરું; ઘૂંસરું
**ઘુઘરવટ** સ્ત્રી૦[ઘૂઘરી+વૃત્તિ]ઘાઘરાના ઘેરની નીચેની ઘૂઘરીઓવાળી ઝૂલ (૨) પું૦ ઝૂલ પર ઘૂઘરીઓની હાર હોય એવો ઘાઘરો
**ઘુઘરિયાળું** વિ૦ ઘૂઘરીઓવાળું
**ઘુઘવાટ(-ટો)** પું૦ [રવ૦] ઘૂઘવવું તે
**ઘુઘ્ઘો** પું૦ [રવ૦] ઘુમ્મો
**ઘુણ** પું૦[સં.]લાકડું કોરી ખાનારો એક કીડો
**ઘુમડાવવું** સ૦ ક્રિ૦ 'ઘૂમડવું'નું પ્રેરક
**ઘુમરડવું** સ૦ ક્રિ૦ ઘુમરડી ખવડાવવી
**ઘુમરડી** સ્ત્રી૦ ['ઘૂમવું' ઉપરથી] ચક્રાકારે ફરવું-નાચવું તે; ફૂદડી (૨) ફેર; ચક્કર (૩) પકડનારને ચુકાવી દેવા ઘૂમી જવું તે (૪) હીંચોળવું તે
**ઘુમરાઈ**સ્ત્રી૦['ઘૂમરાવું'ઉપરથી]મગરૂરી;ગર્વ
**ઘુમરાવવું** સ૦ ક્રિ૦ 'ઘૂમરાવું'નું પ્રેરક
**ઘુમાવવું** સ૦ક્રિ૦, **ઘુમાવું**અ૦ક્રિ૦'ઘૂમવું'નું પ્રેરક ને ભાવે
**ઘુમ્મો** પું૦ [રવ૦] ગુમ્મો; મુક્કો
**ઘુરકાવવું** સ૦ ક્રિ૦ 'ઘૂરકવું'નું પ્રેરક
**ઘુરકિયું** ન૦ ઘૂરકવાનો અવાજ (૨)ઠાંઠિયું; ગુસ્સાનો બોલ [નિવો અવાજ
**ઘુરઘુર** અ૦[સં.;રવ૦].**-રાટ** પું૦ઘરકવાનો
**ઘુવડ** પું૦; ન૦ [સં. घूक] રાત્રે જ દેખી શકતું એક પક્ષી [સ્વભાવનું
**ઘુસણિયું** વિ૦ગમે તેમ કરીને પેસનારું;તેવા
**ઘુસપુસ** અ૦ (૨) સ્ત્રી૦ [રવ૦] ગુસપુસ
**ઘુસાડવું** સ૦ક્રિ૦ ['ઘૂસવું'ઉપરથી] પેસાડવું; દાખલ કરવું (વગર રજાએ કે હકે)
**ઘુસાવવું** સ૦ક્રિ૦, **ઘુસાવું** અ૦ક્રિ૦, 'ઘૂસવું'નું પ્રેરક ને ભાવે
**ઘુંમટ** પું૦ [फा. गुंबद] દેરા અથવા મકાન ઉપરનું છત્રાકાર ધાબું; ગુંબજ(૨) ઘુંમટ નીચેનો દેરાનો અંદરનો ભાગ

**ઘૂક** ન૦ [સં.] ઘુવડ
**ઘૂઘર** સ્ત્રી૦જુઓ ઘૂઘરી [પ.]. **૦માળ** સ્ત્રી૦ (બળદને કોટે બાંધવાની) ઘૂઘરાની માળા
**ઘૂઘરી** સ્ત્રી૦ [સં. 'घर्घरी] ધાતુના પતરાની પોલી ખણખણતી ગોળી (૨) સ્ત્રીઓના હાથનું ઘુઘરિયાળું એક ઘરેણું (૩) એક રમકડું; નાનો ઘૂઘરો (૪) બાફેલી જાર-બાજરી વગેરે. **-રો** પું૦ અંદર કાંકરા જેવી વસ્તુ ભરીને કરેલો ખખડે તેવો ધાતુ વગેરેનો પોલો ગોળો(૨)તેવું એક રમકડું (૩) એક વાની (૪) વલોણાનો દાંડો ઘૂમરા જેવા જે ઘાટમાં ફરે છે, ને જે ગોળીને મોઢે ગોઠવાય છે તે ગોળ ઘાટ
**ઘૂઘવવું** અ૦ ક્રિ૦ [રવ૦]'ઘૂઘૂ' એવો અવાજ કરવો (૨) ગર્જવું
**ઘૂઘવાવું** અ૦ ક્રિ૦ ઘૂ ઘૂ અવાજ થવો
**ઘૂઘૂ**અ૦[રવ૦](રેલગાડી,સમુદ્ર વગેરેનો રવ)
**ઘૂડ** પું૦; ન૦ જુઓ ઘુવડ
**ઘૂમ** અ૦ [फा. गुम, प्रा. घुम्म] ગરક; લીન (૨) ચકચૂર-બેભાન
**ઘૂમચી** સ્ત્રી૦ ['ઘૂમવું' ઉપરથી] ઘુમરડી; ચક્રાકારે ફરી વળવું તે [જથો; સમૂહ
**ઘૂમચો** પું૦ [फा. गुंचह=પાંદડીઓનો જથો]
**ઘૂમટ** પું૦ જુઓ ઘુંમટ. **-ટી** સ્ત્રી૦ ઘુંમટ જેવી નાની આકૃતિ
**ઘૂમટો** પું૦ ઘૂંઘટ [(૨)ચક્કર ચક્કર ફેરવવું
**ઘૂમડવું** સ૦ક્રિ૦ ['ઘૂમવું' ઉપરથી]હીંચોળવું
**ઘૂમડાવું** અ૦ ક્રિ૦ 'ઘૂમડવું'નું કર્મણિ
**ઘૂમડી(-ણી)** સ્ત્રી૦ ['ઘૂમવું' ઉપરથી; प्रा. घुम्मण] ઘુમરડી
**ઘૂમરાવું** અ૦ ક્રિ૦ ['ઘૂમવું' ઉપરથી]રીસમાં મોં ચડવું; ધૂંધવાવું (૨) ઘૂમરી ખાવી (૩) વરસાદનું ચડી આવવું (૪) ડહોળાવું
**ઘૂમરી** સ્ત્રી૦ ['ઘૂમવું' ઉપરથી] વમળ; ભમરો (૨) ઘૂમડી, ઘુમરડી (૩) મદમાં કે તોરમાં આંખો ચકળવકળ થવી તે
**ઘૂમવું** અ૦ ક્રિ૦ [સં. घूर्ण्] ગોળ ફરવું (૨) રખડવું [લા.] (૩) મોટો કારભાર કરવો; મહાલવું (૪) મચ્યા રહેવું

**ધૂસાધૂસ(-મી)** સ્ત્રી૦ ['ધૂમવું' ઉપરથી] હરફર; દોડધામ
**ઘૂરકવું** અ૦ક્રિ૦ [દે. घुरुक्क;(રવ૦)] ઘુરઘુર કરવું (૨) જોરથી ભસવું (૩) ગુસ્સામાં ઘાંટો પાડવો; તડૂકવું [લા.]
**ઘૂરકાઘૂરકી** સ્ત્રી૦ સામસામે ઘૂરકવું તે
**ઘૂરકાવું** અ૦ ક્રિ૦ ('ઘૂરકવું'નું ભાવે) ઘૂરકવાની ક્રિયા થવી
**ઘૂર્ણાયમાન** વિ૦ [સં.] ચક્રાકારે ઘૂમતું
**ઘૂલર,-રું** ન૦, **-રો** પું૦ જુઓ 'ગૂલર'માં
**ઘૂસ** પું૦ ઉંદર; કોળ
**ઘૂસણ** ન૦ ઘૂસવું તે; વગર હકનો પ્રવેશ (૨) વિ૦ ઘુસણિયું [પેસી જવું
**ઘૂસવું** અ૦ ક્રિ૦ જોરથી કે ગમેતેમ કરી
**ઘૂસિયું** ન૦ ['ઘૂસ'=ઉંદર] ઉંદરિયું
**ઘૂસિયું મધ** ન૦ (ઝાડ વગેરેની બખોલમાં ઘૂસીને બાંધેલા મધપૂડાનું) એક જાતની ઝીણી માખીએ બનાવેલું મધ
**ઘૂંઘટ(-ટો)** પું૦ ઘૂમટો; સ્ત્રીઓ મોં પર કપડું ઢાંકે છે તે
**ઘૂંટ** પું૦ [દે. घुंट] ઘૂંટડો (૨) ઘાંટો; કંઠ (૩) સ્ત્રી૦ (જીવનું) ઘૂંટાવું-ગૂંગળાવું તે. ૦ડો પું૦ ગળા વાટે એકી વખતે ઊતરી શકે તેટલો પ્રવાહી પદાર્થ
**ઘૂંટણ** પું૦;ન૦,**-ણિયું** ન૦[સં. घुंट]ઢીંચણ
**ઘૂંટવું** સ૦ક્રિ૦ લસોટવું; પીસવું(૨) ઘેરવું; રોધવું (શ્વાસને)(૩)અભ્યાસથી-પુનરાવર્તનથી પાકું કરવું (જેમ કે, અક્ષર,રાગ)
**ઘૂંટવાવું** સ૦ક્રિ૦, **ઘૂંટાવું** અ૦ક્રિ૦ 'ઘૂંટવું'નું પ્રેરક ને કર્મણિ
**ઘૂંટી** સ્ત્રી૦ પગની પાટલી અને નળાને જોડનાર સાંધા આગળનું હાડકું
**ઘૂંટી** સ્ત્રી૦ ['ઘૂંટવું' ઉપરથી] ગળથૂથી
**ઘૂંટી** સ્ત્રી૦ [સર૦ 'ઘાંટી'] ગૂંચવણ; ભરાઈ પડાય એવી મુશ્કેલી
**ઘૂંટો** પું૦ ઘૂંટીને બનાવેલો લોંદો(૨)લસોટવાનું સાધન(૩)ઘૂંટવાથી આવેલો ઓપ
**ઘૃણા** સ્ત્રી૦ [સં.] તિરસ્કાર
**ઘૃત** ન૦ [સં.] ઘી
**ઘેઘૂર** વિ૦ ગાઢ; ઘનઘોર (૨) મસ્ત; ચકચૂર
**ઘેટી** સ્ત્રી૦ ઘેટાની માદા. **-ટું** ન૦ જેના શરીર ઉપર ઊન થાય છે તે પ્રાણી. **-ટો** પું૦ ઘેટાનો નર [મદ; અભિમાન
**ઘેન** (ઘે) ન૦[અ. गैन] નશો;કેફ; સુસ્તી(૨)
**ઘેબર** ન૦ [સં. घृतपुर; દે. घेउ(-व)र] એક વાની-પકવાન.**-રિયું** વિ૦ઘેબરના જેવું સ્વાદિષ્ટ. **-રું** ન૦ ઘેબર
**ઘેર** (ઘે) અ૦ ઘરે; ઘરમાં; ઘર તરફ.. [**-ને ઘેર ઊઠવી**=ના નુકસાનમાં પડવું. **ઘેર બેસવું**=બેકાર બનવું (૨) બરતરફ થવું (૩) -ની સાથે (સ્ત્રીએ) નાતરું કરવું (૪) -નું નુકસાન થવું (સોને ઘેર બેઠી).]
**ઘેર** પું૦ ઘેરાવ; 'સર્કમ્ફરન્સ' (૨) સમૂહ; ટોળી (૩) સ્ત્રી૦ કોર પરનો ભાગ (૪) ચોટલીની આસપાસ રાખેલી ધારી (૫) ઘેરૈયાનું ટોળું
**ઘેરગંભીરું, ઘેરગંભીર** વિ૦ + ['ગહીર ગંભીર'] ઘેરું અને ગંભીર;અતિ ગાઢ
**ઘેરદાર** વિ૦ ઘેરવાળું (કપડું)(૨) ખૂલતું; ચપસીને નહિ એવું
**ઘેરવું** સ૦ક્રિ૦ ચારે તરફ વીંટળાઈ વળવું (૨) (પશુને) પાણી પાવું
**ઘેરાવ** પું૦ ઘેર; ચારે તરફનો વિસ્તાર (૨) ઘેરવું તે; રોકાણ; અટકાયત
**ઘેરાવું** અ૦ ક્રિ૦ 'ઘેરવું'નું કર્મણિ (૨) સપડાવું; ઘેરામાં આવી જવું(૩) ઘેરું થવું; વ્યાપવું (જેમ કે આંખ નશા કે ઊંઘથી; આકાશ કે ચંદ્ર વાદળથી, વાદળ કાળાશથી)
**ઘેરાવો** પું૦ ઘેરાવ
**ઘેરું** વિ૦ [સં. गंभीर] ગાઢ; પાકું (રંગના સંબંધમાં);ઘણી માત્રામાં રંગવાળું (જેમ કે ઘેરો લાલ)(૨)ઊંડું;ગહન(૩)ચકચૂર; ખુમારીવાળું (આંખના સંબંધમાં)
**ઘેરૈયા ચૌદશ** સ્ત્રી૦ [ઘેરૈયા + ચૌદસ] ફાગણ સુદ ચૌદશ
**ઘેરૈયો** પું૦ ['ઘેર' = ટોળી] હોળી ખેલવા નીકળેલો, ઘેરમાંનો માણસ

**ઘેરો** પું૦ ઘેરી લેવું તે (૨) શેકાણ; અટકાવ (૩) સમૂહ; ઘચૂમલો (જેમ કે ઝાડનો)
**ઘેલચંદ્ર(-દું)** (ઘે) વિ૦ જેની ઘેલછા ચંદ્રનાં ક્ષયવૃદ્ધિની પેઠે પાક્ષિક હોય એવું; વખતે ડાહ્યું અને વખતે ગાંડું થઈ જતું હોય એવું.
**ઘેલછા** (ઘે) સ્ત્રી૦ ગાંડપણ (૨) ધૂન
**ઘેલાઇ** (ઘે) સ્ત્રી૦ ઘેલાપણું; ગાંડપણ
**ઘેલું** (ઘે) વિ૦ [સં. ग्रहिल] ગાંડું; અક્કલ વગરનું (૨) ન૦ ગાંડપણ ['ઘેબર'માં
**ઘેવર** ન૦[દે.],-રિયું વિ૦,-રું ન૦ જુઓ
**ઘેંઘટ** (ઘે૦) વિ૦ ઊંઘ કે કેફથી ઘેરાયેલું (૨) સ્ત્રી૦ વરસાદ અંધાર્યો હોય એવી આકાશની સ્થિતિ [વાની-ભદડકું
**ઘેંશ(-સ)** (ઘે૦) સ્ત્રી૦ખાવાની એક હલકી
**ઘૈયું** ન૦ [સં. गह्वर] ખાડો; ખાધરો
**ઘો** સ્ત્રી૦ [સં. गोधा] ગરોળીના આકારનું એક ઝેરી પ્રાણી
**ઘોઘર** પું૦ ભારે માથાનો જંગલી બિલાડો (૨) બાળકને બિવડાવવાનો હાઉ (૩) ન૦ એક પક્ષી
**ઘોઘરું** વિ૦[રવ૦]ખોખરું-ભારે સાદવાળું
**ઘોઘરો(-ળો)** પું૦ [રવ૦] ભારે સાદ; ઘાંટો (૨) ગળાના જે ભાગમાંથી અવાજ નીકળે છે તે
**ઘોઘો** વિ૦ પું૦ અભણ; મૂર્ખ (માણસ) (૨) પું૦ સાપ (૩) મોંમાથું ઢંકાય એમ ઓઢવું તે; ઘંઘોલિયું
**ઘોચ** સ્ત્રી૦ ઘોંચવું-ઘોંચાવું તે; ઘોંચાયાની અસર. ૦પરોણી સ્ત્રી૦, ૦પરોણો પું૦ જુઓ ઘોંચપરોણો
**ઘોચવું** અ૦ક્રિ૦ ઘોંચવું; ભોંકવું
**ઘોટ** પું૦ ઘૂંટ; ઘૂંટડો
**ઘોટક** પું૦ [સં.] ઘોડો
**ઘોડદામણ** અ૦ વારાફરતી
**ઘોડદોડ** (દો) સ્ત્રી૦ ઘોડાઓની દોડવાની હરીફાઈ (૨) એને માટેનું મેદાન અથવા રસ્તો
**ઘોડાકળ** સ્ત્રી૦ ઘડિયાળના લોલકની ગતિને ઉપરના ચક્ર સાથે જોડતી કળ; 'એસ્કેપમેન્ટ'
**ઘોડાગાડી** સ્ત્રી૦ ઘોડા વડે ખેંચાતી ગાડી
**ઘોડાગાંઠ** (૦) સ્ત્રી૦ બેવડી સેડકાગાંઠ (૨) શેતરંજમાં બે ઘોડાને એકમેકના જોરમાં રાખવા તે
**ઘોડાગીની** સ્ત્રી૦ ઘોડાની છાપવાળી ગીની; સોનાનો એક બ્રિટિશ સિક્કો
**ઘોડાઘાટડી** સ્ત્રી૦ ઘોડે બેઠેલી કન્યાને વર તરફથી માથે ઓઢાડાતી ચૂંદડી.
**ઘોડાપૂર** ન૦ ઘોડાની જેમ એકદમ ધસી આવતું મોટું પૂર (૨) અ૦ તેની જેમ; જોશથી
**ઘોડાર** (૨,) સ્ત્રી૦ [ઘોડું+સં. अगार] ઘોડા બાંધવાની જગા; તબેલો. -રિયો પું૦ ઘોડારની સાફસૂફ રાખનારો.-સર સ્ત્રી૦ ઘોડાર
**ઘોડિયાખાતું** ન૦ કારખાનાંમાં કામ કરતી સ્ત્રીઓનાં બાળકો સાચવવાનું ખાતું
**ઘોડિયાટ** પું૦ ['ઘોડી' ઉપરથી] મોભને ટેકવવાનું ત્રિકોણિયું [પારણું
**ઘોડિયું** ન૦ ['ઘોડી' ઉપરથી] એક જાતનું
**ઘોડી** સ્ત્રી૦[પ્રા. घोडो (સં. घोटिका)] ઘોડાની માદા (૨) જેની ઉપર કોઈ વસ્તુ મુકાય અથવા ગોઠવાય કે ટંગાવાય એવી લાકડા-કે ધાતુની બનાવટ (૩) જેનો ટેકો લઈ ચલાય એવી લાકડી (૪) ઊંચે ચડવાની નિસરણી જેવાં પગથિયાંવાળી બનાવટ. [ઘોડીએ ચડવું = નશો કરવો (કાળી ઘોડીએ = અફીણથી, લીલી ઘોડીએ = ભાંગથી, લાલ ઘોડીએ = દારૂથી]. -ડું ન૦ ઘોડો અથવા ઘોડી (૨) નાનું અથવા દુર્બળ ઘોડું; ટટ્ટુ (૩) હયદળ; ઘોડાનો સમૂહ
**ઘોડે** અ૦ પેઠે (કા.)
**ઘોડેસવાર** પું૦ ઘોડા ઉપર સવારી કરનારો માણસ કે સિપાઈ. -રી સ્ત્રી૦ ઘોડેસવાર થવું તે
**ઘોડો** પું૦ [જુઓ ઘોડી] સવારીનું એક પશુ; અશ્વ (૨) નદી કે દરિયાનું મોટું મોજું; લોઢ (૩) ઘોડા જેવા આકારની જાડી નકશીદાર ખીંટી (૪) ચાંપ-કળ

(જેમ કે બંદૂકનો) (૫) મોટી ઘોડી; કોઈ વસ્તુ મૂકવા માટે બનાવેલું ઉભેડું. [**ઘોડા દોડાવવા** = શેખચલ્લી જેવા તરંગ દોડાવવા. **ઘોડે ચડવું** = અગ્રેસર થવું (૨) વરરાજા થવું (૩) ફજેત થવું [લા.] (૪) તત્પર થવું.]

**ઘોયરું** (ઘો) ન૦ ગોતું બાફવાનો ચૂલો

**ઘોયું** ન૦ જખમ (૨) ભમરડાની રમતમાં ચડતો દાવ

**ઘોર** વિ૦ [સં.] બિહામણું (૨) કમકમાટી ઉપજાવે એવું (૩) ગાઢ; અત્યંત

**ઘોર** પું૦ એવો અવાજ કે રણકો (૨) તંબૂરા ઇ૦માં ખરજ સ્વરના તારનો અવાજ કે રણકો

**ઘોર** સ્ત્રી૦ [ફા. ઘોર]મડદું દાટવાનો ખાડો; કબર. **૦ખોદિયો** પું૦ઘોર ખોદનારો(૨) ઘોર ખોદીને મડદાં કાઢી ખાનારું એક પ્રાણી (૩) હીણું કામ કરનારો [લા.]. **૦ખોદુ** વિ૦ ઘોર ખોદનારું

**ઘોરખોદું** ન૦ એક પ્રાણી; ઘોરખોદિયો

**ઘોરવું** અ૦ક્રિ૦[પ્રા. ઘોર (સં. ઘુર)] (ઊંઘમાં) નસકોરાથી શબ્દ કરવો(૨)ઘસઘસાટ ઊંઘવું

**ઘોરંભ(-ભા)વું** અ૦ક્રિ૦ ગોરંભાવું;વાદળાં ચડી આવવાં; ઘેરાવું

**ઘોરંભો** પું૦ જુઓ ગોરંભો

**ઘોરી** વિ૦ ['ઘોરવું' ઉપરથી] ઊંઘણશી

**ઘોરી** પું૦ ઢોરનું ટોળું (ચરવા માટે જતું આવતું)

**ઘોલક(-કી)** સ્ત્રી૦, **-કું** ન૦ સાવ નાનું અંધારું ઘર; 'સ્લમ'

**ઘોલૈયું, ઘોલ્લુ** વિ૦ વગરનોતરે જમવા જનારું

**ઘોષ** પું૦ [સં.] મોટો ધ્વનિ; અવાજ (૨) ઢંઢેરો (૩) ગોવાળિયાનું રહેઠાણ; ઝૂંપડું (૪) મૃદુ વ્યંજનના ઉચ્ચારણનો બાહ્ય પ્રયત્ન [વ્યા.]. **૦ણા** સ્ત્રી૦ જાહેરાત (૨) ઢંઢેરો. **૦વ્યંજન** પું૦ કોમળ, મૃદુ વ્યંજન (ગ, જ, ડ...ધ, ઝ...ઇ૦)[વ્યા.]

**ઘોળવું** સ૦ક્રિ૦ [સં. ઘોલ્ય્]ફરતેથી દાબીને નરમ કરવું (૨) ઓગાળવું (૩) મેળવવું (૪) જોરથી ઘૂસડવું. [**ઘોળીને પી જવું** = ન બદલવું; ન ગાંઠવું.]

**ઘોળાઘોળ(-ળી)** સ્ત્રી૦ ખૂબ ઘોળવું તે (૨) મનમાં વિચાર ઘોળાયા કરવો તે; મનની અનિશ્ચિત સ્થિતિ [લા.]

**ઘોળાવું** સ૦ક્રિ૦ 'ઘોળવું'નું કર્મણિ

**ઘોળ્યું** વિ૦ ઘોળેલું-ઘૂંટેલું (૨) બળ્યું; મૂઉં (ઉદા૦ ઘોળ્યો પગાર!) [કા.]

**ઘોંકવું** (ઘોં૦) [જુઓ 'ઘોંચવું'] કોણી કે ગોદો મારવો (૨) ઘોંચવું

**ઘોંકો** (ઘોં૦)પું૦['ઘોંકવું' ઉપરથી]કોણીનો ગોદો; ઠોંસો (૨) મુક્કો

**ઘોંઘાટ** (ઘોં૦) પું૦ [રવ૦] શોરબકોર; ગરબડાટ

**ઘોંચ** સ્ત્રી૦ (ઘો) ચીલામાં પડેલો ઊંડો ખાડો (૨) ભોંકાવાથી પડેલો ખાડો-ઘા કે તેની અસર (૩) નુકસાન [લા.]. **૦પરોણો** પું૦ વારે વારે પરોણો ભોંકવો તે. **૦વું** સ૦ક્રિ૦ ભોંકવું. **-ચાટવું** સ૦ક્રિ૦ વારંવાર ઘોંચવું. **-ચાવું** અ૦ક્રિ૦ ભોંકાવું

**ઘોંટવું** (ઘોં૦) અ૦ક્રિ૦ ઘોરવું; ઊંઘવું (તુચ્છકારમાં)

**-ઘ્ન** વિ૦ [સં.] હણનારું-નાશ કરનારું (સમાસને અંતે.) ઉદા૦ શત્રુઘ્ન

**ઘ્રાણ** ન૦ [સં.] વાસ; ગંધ (૨) નાક. **-ણેંદ્રિય** સ્ત્રી૦ [સં.] વાસ લેવાની ઇંદ્રિય-નાક

# ઙ

**ઙ** પું૦ કંઠસ્થાની અનુનાસિક (આ વ્યંજનથી શરૂ થતો શબ્દ નથી તથા આમેય ગુજરાતીમાં તે ઓછો જ દેખાય છે.)

# ચ

**ચ** પું૦ [સં.] તાલુસ્થાની પહેલો વ્યંજન (૨) અ૦ અને; વળી
**ચક** પું૦ [તુર્કી चिक] બારણા પર નાખવાનો સળીઓનો પડદો; જાળીદાર અંતરપટ
**ચક** પું૦ (સ્ત્રીઓનું) એક ઘરેણું
**ચક** પું૦ [સં. चक्र] કુંભારનો ચાક
**ચકચક** [રવ૦] (ચકલાનો અવાજ કે નકામો લવારો સૂચવે)
**ચકચક** અ૦ ચળકતું હોય એમ. ૦વું અ૦ક્રિ૦ [સં. चक्; પ્રા. चिकचिकाय] ચળકાટ મારવો; ઝળકવું. **–કાટ** પું૦ ચળકાટ. **–કિત** વિ૦ ચકચકતું; ચળકતું
**ચકચાર** સ્ત્રી૦ પડપૂછ; ચર્ચા; વાતનો ઊહાપોહ
**ચકચૂર** વિ૦ તલ્લીન; ગરક; મસ્ત (જેમ કે, દારૂ કે કેફથી) (૨) અ૦ ચૂરેચૂરા
**ચકડોલ(–ળ)** પું૦ [સં. चक्रन्दोल] પારણા જેવી ડોળીમાં બેસીને ગોળ ફરવાનો ફાળકો (૨) ફેર; ચકરી
**ચકતી** સ્ત્રી૦ નાની ચપટી ગોળ તકતી (૨) ફૂલબેસણીનો વૃદ્ધિ પામતો ભાગ; જેમાં કોઈ વાર મધ હોય છે; 'ડિસ્ક' [વ.વિ.]
**ચકતું** ન૦ ગોળ કે ખૂણાદાર ચોરસ ટેકું; જાડું દળદાર પડ (૨) ચકામું [લા.]
**ચકતું** વિ૦ ['ચકવું' ઉપરથી] સાવધ; સાવચેત
**ચકભિલ્લુ** ન૦ એક રમત
**ચકમક** પું૦ [તુર્કી] એક જાતનો પથ્થર (તેની સાથે લોખંડ અફાળવાથી અગ્નિ ઝરે છે) (૨) સ્ત્રી૦ તણખો (૩) ચમક; ઝલક (૪) તકરાર; કજિયો [લા.]
**ચકમંડળ** ન૦ ઉપર ચકર ચકર ફરવું તે (૨) તેમ ફરતી વસ્તુઓનો સમૂહ (૩) અતિ ખટપટથી વધી ગયેલી અવ્યવસ્થા (૪) મજાકમશ્કરી કરવાને મળેલી ટોળી
**ચકરચકર** અ૦ ફરતા ચક્રની માફક ગોળ ગોળ
**ચકરડી** સ્ત્રી૦ [સં. चक्र ઉપરથી] ફૂદડી (૨) ફેર; ચકરી (૩) ચક્કર ફરતી ચકતી; ફરકડી (૪) ચક્કર ફરે એવું એક રમકડું. ૦ભમરડી સ્ત્રી૦ ફૂદડી ફરવાની એક રમત. **–ડું** ન૦ ચક્ર (૨) કૂંડાળું; મીંડું (૩) ચકરી પાઘડી (તિરસ્કારમાં)
**ચકરભમર** અ૦ ફરતા ચક્રની જેમ
**ચકરવકર** અ૦ ચકરી આવવાથી બેભાન (૨) ચક્રની પેઠે આમ તેમ ફરવું ને વંકાવું (જેમ કે આંખ)
**ચકરાવો** પું૦ ફેરાવો (૨) ઘેર; પરિઘ (૩) કોઠાયુદ્ધ; ચક્રવ્યૂહ
**ચકરી** વિ૦ [સં. चक्र] ગોળ આકારનું (જેમ કે ચકરી પાઘડી=ગોળ દક્ષિણી પાઘડી) (૨) સ્ત્રી૦ ફેર; તમ્મર
**ચકલી** સ્ત્રી૦ ['ચક' રવ૦ ઉપરથી અથવા સં. चटका, चटिका] ચકલાની માદા (૨) [લા.] પાણીનો નળ ખોલવાની ચકલી (૩) પાણીનો નળ. **–લું** ન૦ ચકલીનું ન૦ રૂપ (૨) કોઈ નાનું પંખી (જેમ કે, ચકલાં બહુ ખાઈ જાય છે.)
**ચકલું** ન૦ [સં. चतुष्क, પ્રા. चउक्क ઉપરથી] મહોલ્લા આગળની છૂટી જગા (૨) ચાર રસ્તા મળતા હોય એવું નાકું
**ચકલો** પું૦ ચકલું કે ચકલામાં બેસતું બજાર
**ચકલો** પું૦ નર ચકલું; એક પંખી
**ચકવી** સ્ત્રી૦ ચકવાની માદા
**ચકવું** વિ૦ [સં. चक्] લાગ જોતું બેઠેલું; તત્પર (૨) અ૦ક્રિ૦ લાગ જોતાં બેસવું (૩) તકાસવું [ઠા૦ પ્ર૦ માં]
**ચકવે** અ૦ ચક્રવર્તીપણે ('એકચકવે'
**ચકવો** પું૦ [સં. चक्रवाक] એક પંખી
**ચકળવ(–વિ)કળ** વિ૦ (૨) અ૦ [સં. चक्

(ચકિત)+વકળ(વ્યાકુળ)] આકુળવ્યાકુળ
**ચકાચક** અ૦ [સં. चक्=પરિતૃપ્ત થવું] ભરપટ્ટે; પેટ ભરીને; ખૂબ [કે ચાઠું
**ચકામું(-ચું)** ન૦ ચામડી પર પડેલું ચાંઠું
**ચકારાણા** પું૦ ચકો; ચકલો (બાળભાષામાં)
**ચકાસવું** સ૦ક્રિ૦ તપાસીને જોવું
**ચકિત** વિ૦ [સં.] છક થઈ ગયેલું; આશ્ચર્ય પામેલું [ભાષામાં)
**ચકી(૦બાઈ)** સ્ત્રી૦ ચકલી પક્ષી (બાળ-
**ચકો** પું૦ ચકલો (બાળભાષામાં)
**ચકોતરું** ન૦, **-રો** પું૦ મોટા લીંબુ જેવું એક ફળ; પપનસ
**ચકોર** વિ૦ [સં. चक् ઉપરથી] તરત ચેતી જાય એવું; ચાલાક • [ચકોરની માદા
**ચકોર** પું૦; ન૦ [સં.] એક પક્ષી. **-રી** સ્ત્રી૦
**ચક્કર** વિ૦ [સં. चक्र ઉપરથી] ગાંડું; ચસકેલું (૨) ન૦ ચક્ર; પૈડું (૩) આંટા મારવા-ફરવું તે (૪) કૂંડાળું; ગોળાકાર (૫) ચક્રાકાર ગોઠવણમાં મકાનોનો વાડો (જેલનો) (૬) ચકરી; તમ્મર (૭) અ૦ ગોળાકારે
**ચક્કી** સ્ત્રી૦ [સં. चक्रिन्] ઘંટી (૨) ઘાણી
**ચક્કુ** ન૦ જુઓ ચાકુ; ચપ્પુ
**ચક્ર** ન૦[સં.] પૈડું (૨) ધારવાળું એક ગોળ હથિયાર (૩) વિષ્ણુનું એક હથિયાર—સુદર્શનચક્ર (૪) કૂંડાળું; ગોળાકાર (૫) ઘણું મોટું રાજ્ય (૬) સમૂહ; સમુદાય; મંડળ (૭) તંત્રમાં વર્ણવેલાં ગુદાથી તાળવા સુધીમાં આવતાં છ સ્થાનોમાંનું કોઈ પણ. **૦ધર** વિ૦ [સં.] ચક્ર ધારણ કરનારું (૨) પું૦ વિષ્ણુ. **૦નાભિ** સ્ત્રી૦ [સં.] ચક્રનો મધ્યભાગ, જેમાં આરા ખોસેલા હોય છે; નાયડી. **૦નેમિ** સ્ત્રી૦ [સં.] ચક્રનો પરિધિ-ઘેરાવો. **૦પાણિ** પું૦ [સં.] વિષ્ણુ
**ચક્રમ** પું૦ ગાંડો—ચક્કર માણસ
**ચક્રવર્તિત્વ** ન૦ ચક્રવર્તીપણું
**ચક્રવર્તી** વિ૦[સં.] એકચક્રે રાજ્ય કરનારું; સાર્વભૌમ (૨) પું૦ તેવો રાજા
**ચક્રવાક** પું૦ [સં.] એક પક્ષી; ચકવો. **-કી** સ્ત્રી૦ [સં.] તેની માદા
**ચક્રવૃદ્ધિ** વિ૦ [સં.] મુદ્દલ સાથે વ્યાજનું પણ વ્યાજ ગણાતું હોય તેવું [ગ.] [રચના
**ચક્રવ્યૂહ** પું૦[સં.] ચક્રાકારે ગોઠવેલી સૈન્ય-
**ચક્રાકાર** વિ૦ [સં.] ચક્રના આકારનું
**ચક્રી** વિ૦[સં.] ચક્રવાળું (૨) સાર્વભૌમ (૩) પું૦ સાર્વભૌમ રાજા (૪) વિષ્ણુ (૫) કુંભાર
**ચક્રીય ક્રમ** પું૦ 'સાઇકિલક ઑર્ડર' [ગ.]
**ચક્ષ** ન૦ [સં. चक्षु] આંખ [પ.]
**ચક્ષુ** ન૦ [સં.] આંખ. **૦ગોચર** વિ૦ આંખથી દેખાય એવું. **-ક્ષુઃશ્રવા** પું૦ [સં.] આંખથી સાંભળનાર-સાપ. **૦ષ્માન** વિ૦ [સં.] દેખતું; આંખોવાળું
**ચક્ષૂરાગ** પું૦ [સં.] આંખોની લાલાશ (૨) આંખો વડે દેખાડાતો રાગ-પ્રેમ
**ચક્ષૂરોગ** પું૦ [સં.] આંખનો રોગ
**ચખ** ન૦ [સં. चक्षु] ચક્ષ; આંખ [પ.]
**ચખાડવું** સ૦ ક્રિ૦ 'ચાખવું'નું પ્રેરક
**ચખાર** પું૦ (ચોર સાથે વપરાય છે)
**ચગડોળ** ન૦ જુઓ ચકડોળ [દાબવું
**ચગદવું** સ૦ ક્રિ૦ પગ તળે કચરવું; જોરથી
**ચગદાવું** અ૦ ક્રિ૦ 'ચગદવું'નું કર્મણિ રૂપ
**ચગવું** અ૦ ક્રિ૦ [સં. चक् ઉપરથી] આકાશમાં—ઊંચે ઊડવું (૨) રંગમાં ચાવવું; ખીલવું [લા.] [વીને ખાવું
**ચગળવું** સ૦ક્રિ૦ ધીમે ધીમે ચાવવું; મમળા-
**ચચણવું** અ૦ ક્રિ૦ [રવ૦] બળતરા થવી; લાય બળવી (૨) ચણ ચણ થઈને બળવું (૩) મનમાં દુઃખી થવું-બળવું [લા.]
**ચચણાટ** પું૦ ચચણવું તે; લાય
**ચચરવું** અ૦ ક્રિ૦ [રવ૦] બળતરા થવી; લાય બળવી [લાય બળવી
**ચચરાટ** અ૦ ક્રિ૦ [રવ૦] બળતરા થવી;
**ચચૂકો(-ડો)** પું૦ [સં. चिंचा=આંબલી ઉપરથી] ચિચૂકો; કચૂકો; આંબલીનો ઠળિયો
**ચચ્ચાર** વિ૦ ચાર ચાર
**ચટ** પું૦ શ્રાદ્ધમાં દેવને સ્થળે મુકાતી ગાંઠ વાળેલી દાભની સળી
**ચટ** સ્ત્રી૦ [સં. चट् ઉપરથી] કાળજી; ચાનક (૨) જીદ; હઠ (૩) અ૦ ઝટ; ચપટીની સાથે (૪) તદ્દન સફા (ખાવાનું)

**ચટક** પું૦ [સં.] ચકલો

**ચટક** વિ૦ [સં. चट् ઉપરથી] આંખે બાઝે એવું દીપતું (ઉદા૦ લાલ ચટક) (૨) સ્ત્રી૦ લહેજત; સ્વાદ (૩) ચટકો; ડંખ; ચાનક; લાગણી [લા.] ૦ચાંદની સ્ત્રી૦ ઘણી સ્વરૂપવાન સ્ત્રી. ૦તું વિ૦ ભપકાદાર; ચટકદાર. ૦દાર વિ૦ સ્વાદિષ્ટ; લહેજતદાર (૨) મોહક; ચિત્તાકર્ષક (૩) મનમાં ડંખે તેવું (૪) લાગણી ઉશ્કેરે એવું (લખાણ, ભાષણ). ૦મટક વિ૦ ફાંકડું; નખરાંબાજ (૨) સ્ત્રી૦ વરણાગિયો-નખરાંબાજ દેખાવ કે ચાલવાની રીત. ૦વું સ૦ ક્રિ૦ ચટકો ભરવો (૨) મનમાં ચટકો લાગવો [લા.] (૩) અ૦ ક્રિ૦ (ચાંદનીનું) દીપવું; ખીલવું. **-કંતું** વિ૦ જુઓ ચટકતું. **-કાટવું** સ૦ ક્રિ૦ ચટકો ભરવો. **-કાવવું** સ૦ ક્રિ૦ ડંખ મારવો; કરડવું (૨) મનમાં ખૂંચવું. **-કી** સ્ત્રી૦ તીવ્ર લાગણી (૨) ચૂંટી; ચપટી (૩) મોહિની (૪) ખૂલતો લાલ રંગ. **-કીદાર** વિ૦ જુઓ ચટકદાર ૧ થી ૩. **-કું** ન૦ ટીપું; છાંટો. **-કો** પું૦ દંશ; ડંખ (૨) મનની તીવ્ર લાગણી [લા.] (૩) સ્વાદ; લહેજત; ચસકો

**ચટચટ** અ૦ [જુઓ 'ચટ' અ૦] ઝટઝટ; સપાટામાં

**ચટણી** સ્ત્રી૦ [હિં. चट्=ચાટવું ઉપરથી] વાટીને બનાવાતી એક ચટકદાર વાની

**ચટપટ** અ૦ [રવ૦] તાબડતોબ; ઝટપટ. **-ટી** સ્ત્રી૦ અતિ ઉત્સુકતા; તાલાવેલી (૨) અકળામણ; સંતાપ

**ચટવું** અ૦ ક્રિ૦ [સં. चट्] દિલ પર ચોટ [લાગવી

**ચટાઈ** સ્ત્રી૦ [સં. कट] સાદડી

**ચટાકો** પું૦ [દે. चट्ट=ભૂખ] ચટકો; તીવ્ર લાગણી (૨) સ્વાદ

**ચટાચટ** અ૦ ચટચટ; ઝટઝટ

**ચટાડવું** સ૦ ક્રિ૦ 'ચાટવું'નું પ્રેરક

**ચટાપટા** પું૦ બ૦ વ૦ રંગબેરંગી આડાઅવળા પટા

**ચટાપટી** સ્ત્રી૦ જુઓ ચટપટી

**ચટિયું** વિ૦ ['ચટ' સ્ત્રી૦ ઉપરથી] જિદ્દી; હઠીલું

**ચટીલું** વિ૦ ચટવાળું

**ચટ્ટડું** વિ૦ ['ચાટવું' ઉપરથી] ખાવાનું લાલચુ (૨) લાંચિયું

**ચટોચટ(-ટે)** અ૦ ['ચટ' અ૦ ઉપરથી] [તાબડતોબ

**ચટ્ટ** અ૦ જુઓ ચટ. **-ટ્ટાં** અ૦ જુઓ ચટ; ખતમ; ઓહિયાં

**ચડઊતર(-રી)** સ્ત્રી૦ ચડવું અને ઊતરવું તે

**ચડચડ** અ૦ [રવ૦] (બળવાનો રવ). ૦વું અ૦ ક્રિ૦ તતડવું (૨) ચડચડ એવા અવાજ સાથે બળવું. **-ડાટ** પું૦ તતડાટ

**ચડણ** (ડ') ન૦ ['ચડવું' ઉપરથી] ચડાવવાળો માર્ગ; ચડાવ

**ચડતી** (ડ') સ્ત્રી૦ [ચડવું] ઉન્નતિ (૨) બઢતી; વૃદ્ધિ. ૦પડતી સ્ત્રી૦ ચડવું અને પડવું તે; અસ્તોદય. ૦ભાંજણી સ્ત્રી૦ નાનામાંથી મોટા પરિમાણમાં રકમ ફેરવવી તે [ગ.]. ૦શ્રેઢી સ્ત્રી૦ સરખા ઉત્તરની અથવા સરખા ગુણોત્તરની વધતી સંખ્યાઓનો હિસાબ ગણવાની રીત [ગ.] **-તું** વિ૦ વધતું; ઊંચે જતું (૨) ચડિયાતું

**ચડપ(૦ચડપ)** અ૦ ઉતાવળથી; ત્વરાથી

**ચડપવું** સ૦ ક્રિ૦ જુઓ ઝડપવું

**ચડભડ** સ્ત્રી૦ [રવ૦; દે. चडप्फड] ચડભડવું તે. **-ડવું** અ૦ ક્રિ૦ ગુસ્સે થવું; ખીજવું; લડી પડવું; ઊંચાનીચા થવું. **-ડાટ** પું૦ ચડભડ

**ચડવું** (ડ') સ૦ ક્રિ૦; અ૦ ક્રિ૦ [પ્રા. चड-ढ] નીચેથી ઉપર જવું (૨) વધવું; ઊંચે જવું (ઉદા૦ ભાવ, રેલ) (૩) સવાર થવું; બેસવું; (ઉદા૦ ઘોડે ચડવું) (૪) ચડાઈ કરવી (ઉદા૦ ગુજરાત ઉપર ચડી આવ્યો (૫) બફાવું; રંધાવું (ઉદા૦ ભાત ચડી ગયો છે) (૬) ગર્વથી ફૂલવું (૭) ગુસ્સે થવું (ઉદા૦ ચડી ચડીને બોલે છે) (૮) સંકોચાવું; ટૂંકું થવું (ઉદા૦ કપડું ચડી ગયું) (૯) -ના કરતાં શ્રેષ્ઠ ઠરવું (૧૦) -નો નશો કે ખૂબ અસર કે પાસ લાગવો (ઉદા૦ અફીણ ઇ૦ તથા થાક, ક્રોધ, કાટ, રંગ ઇ૦) (૧૧) -ની લતમાં કે નાદમાં

ફસાવું (ઉદા૦ હઠે ચડવું) (૧૨) (કોઈ વસ્તુની બાકી) વધવી; ચૂકતે કે અદા કરવાનું એકઠું થવું (ઉદા૦ કામ, ઉઘરાણી, રજા ઇ૦) (૧૩) લેપ કે અર્ચા થવી (ઉદા૦ હનુમાનને તેલ ચડવું; પીઠી ચડવી) (૧૪) નૈવેદ્ય ઇ૦ તરીકે અપાવું (ઉદા૦ દેવને ફૂલ, નાળિયેર ચડવું) (૧૫) –ના ઉપર ઢાંકણ કે ગલેફ પેઠે આવવું (ઉદા૦ પૂઠું, ગલેફ ઇ૦)

**ચડવો** પું૦ માટીની નાની લોટી

**ચડસ** પું૦ એક માદક પદાર્થ (૨) વ્યસન; ચસકો; લત (૩) મમત. **–સાચડસી** સ્ત્રી૦ હરીફાઈ. **–સીલું** વિ૦ લતવાળું (૨) મમતી; હઠીલું

**ચડાઈ** (ડા') સ્ત્રી૦ ['ચડવું' ઉપરથી] લશ્કરી આક્રમણ; હુમલો. **–ઉ** વિ૦ ફૂલણજી (૨) ઝટ ગુસ્સે થઈ જાય એવું (૩) જમીનને માફક એવું; ગુણકારી (૪) ચઢવા – સવારી કરવા યોગ્ય. **–ઊતર(–રી)** સ્ત્રી૦ જુઓ ચડઊતર. **–ચંડ(–ડી)** સ્ત્રી૦ હુંસાતુંસી; સરેસાઈની સ્પર્ધા. **–ણ** ન૦ ચડાવ; ચડાવવાળો માર્ગ. **–વ** પું૦ ઊંચાણ (૨) ચડતા ઊંચાણવાળી જગા (૩) તેવો માર્ગ (૪) વૃદ્ધિ; વધારો (૫) ચડાઈ

**ચડાવવું** (ડા') અ૦ ક્રિ૦ 'ચડવું'નું પ્રેરક (૨) ઉશ્કેરવું (૩) આરોગી જવું

**ચડાવો** પું૦ જુઓ ચડાવ (૨) ઉશ્કેરણી

**ચડિયાતાપણું** (ડિ') ન૦ ચડિયાતું હોવું તે

**ચડિયાતું** (ડિ') વિ૦ ['ચડવું' ઉપરથી] વધારે સરસ; ચડતું

**ચડેડાટ** અ૦ [રવ૦] મોટે અવાજે (ફાટવું)

**ચડ્ડી** સ્ત્રી૦ [કા.] અર્ધું પાટલૂન; જાંઘિયો

**ચઢઊતર** સ્ત્રી૦ જુઓ ચડઊતર

**ચઢવું** સ૦ક્રિ૦, અ૦ક્રિ૦ જુઓ ચડવું

**ચઢાઈ, ચઢાઉ, ચઢાઊતર(–રી), ચઢાચઢ (–ઢી), ચઢાવ, ચઢાણ** જુઓ 'ચડાઈ'માં

**ચઢાવવું** અ૦ક્રિ૦ જુઓ ચડાવવું

**ચઢાવો** પું૦ જુઓ ચડાવો

**ચઢિયાતાપણું** ન૦ જુઓ ચડિયાતાપણું

**ચઢિયાતું** વિ૦ જુઓ ચડિયાતું

**ચણ** (ણ,) સ્ત્રી૦ પંખીઓને ચણવા માટે નખાતું અનાજ [કપડાની સીવણી

**ચણ** સ્ત્રી૦ [જુઓ ચીણ] કરચલીવાળી

**ચણક** પું૦ [સં.] ચણો

**ચણચણ** અ૦ [રવ૦] 'ચણણ' થાય એમ. **૦વું** અ૦ ક્રિ૦ જુઓ ચચણવું. **–ણાટ** પું૦ ચચણાટ [(૨) એની રીત

**ચણતર** ન૦ ચણવું તે; ચણવાનું કામ

**ચણભણ** અ૦ ધીમે અવાજે (૨) સ્ત્રી૦ ધીમે અવાજે ચાલતી લોકચર્ચા [કા.]

**ચણવું** સ૦ ક્રિ૦ [સં. चि, प्रा. चिण] (ઈંટ ઇ૦ વડે) દીવાલ, મકાન વગેરે બનાવવું

**ચણવું** અ૦ ક્રિ૦ [પ્રા. चुण] વીણીને ખાવું (પંક્ષી માટે) [ક્ષાર

**ચણાખાર** પું૦ ચણાના છોડ ઉપરથી મળતો

**ચણાપણી** સ્ત્રી૦ ચણાનો પોપટાવાળો છોડ (૨) તેવા છોડની ઝૂડી

**ચણિયારું** (ણિ') ન૦ જે ખાડામાં ટેકાવાથી બારણું ફરે છે તે

**ચણિયો** પું૦ [સં. चलनी] ઘાઘરો

**ચણી** સ્ત્રી૦ નાનો ચણો; ચણાની એક જાત. **૦બોર** ન૦ ચણા જેવું નાનું બોર

**ચણો** પું૦ [સં. चणक] એક કઠોળ

**ચણોઠી** સ્ત્રી૦ [દે. चिणोट्ठी] એક વેલો (૨) તેનું ફળ (૩) વાલના ત્રીજા ભાગનું વજન; રતી [જાતનું વાજું

**ચતરંગ** વિ૦ જુઓ ચતુરંગ (૨) ન૦ એક

**ચતુર્** વિ૦ [સં.] ચાર (સમાસમાં પૂર્વપદ તરીકે ઉદા૦ ચતુર્ભુજ)

**ચતુર** વિ૦ [સં.] ચાલાક; હોશિયાર

**ચતુરસ્ર** વિ૦ [સં.] ચોખૂણિયું

**ચતુરંગ** વિ૦ [સં.] ચાર અંગવાળું (૨) પું૦ શેતરંજ. **–ગિણી** વિ૦ સ્ત્રી૦ [સં.] હાથી, ઘોડા, રથ અને પાયદળ એ ચાર અંગવાળી (સેના). **–ગી** વિ૦ [સં.] ચતુરંગ

**ચતુરંત** વિ૦ [સં.] ચાર છેડાવાળું

**ચતુરા** સ્ત્રી૦ [સં.] ચતુર સ્ત્રી

**ચતુરાઈ** સ્ત્રી૦ ચતુરપણું; ચાલાકી
**ચતુરાનન** પું૦[સં.] ચાર મુખવાળા-બ્રહ્મા
**ચતુરાશ્રમ** પું૦ [સં.] ચાર આશ્રમ (બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્ત)
**ચતુર્થ** વિ૦[સં.]ચોથું. **-ર્થાશ્રમ** પું૦[સં.] ચોથો આશ્રમ – સંન્યસ્તાશ્રમ. **-ર્થાંશ** પું૦ [સં.] ચોથો ભાગ [[વ્યા.]
**ચતુર્થી** સ્ત્રી૦[સં.]ચોથ(૨)ચોથી વિભક્તિ
**ચતુર્દશી** સ્ત્રી૦ [સં.] ચૌદશ
**ચતુર્ભુજ** વિ૦[સં.]ચાર હાથવાળું(૨)હાથ પાછળ બાંધ્યા હોય તેવું – કેદ પકડેલું (૩) ચાર ખૂણા કે બાજુઓવાળું(૪)પું૦ ચાર બાજુઓવાળી આકૃતિ (૫) વિષ્ણુ
**ચતુર્માસ** પું૦બ૦વ૦ [સં.] ચાતુર્માસ (દેવપોઢીથી દેવઊઠી એકાદશી સુધીના)
**ચતુર્મુખ** પું૦ [સં.] ચારમુખવાળા-બ્રહ્મા
**ચતુર્યુગ** પું૦બ૦વ૦ [સં.] ચાર યુગ (સત્ય, દ્વાપર, ત્રેતા, કલિ)
**ચતુર્વર્ગ** પું૦ બ૦ વ૦ [સં.] ચાર પુરુષાર્થ (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ)
**ચતુર્વર્ણ** પું૦ બ૦ વ૦ [સં.] ચાર વર્ણ (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર)
**ચતુર્વિધ** વિ૦ [સં.] ચાર પ્રકારનું
**ચતુર્વેદ** પું૦બ૦વ૦ [સં.] ચાર વેદ(ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ અને અથર્વવેદ). **-દી** વિ૦ ચારે વેદ જાણનારું (૨) બ્રાહ્મણોની એક જાતનું ['ક્વૉડ્રિલેટરલ' [ગ.]
**ચતુષ્કોણ** વિ૦ [સં.] ચાર ખૂણાવાળું (૨)
**ચતુષ્ટય** ન૦ [સં.] ચારનો સમુદાય
**ચતુષ્પથ** પું૦ [સં.] ચાર રસ્તા એકઠા થતા હોય એવી જગા – ચકલું
**ચતુષ્પદ** વિ૦ [સં.] ચાર પગવાળું. **-દી** સ્ત્રી૦ [સં.] ચાર પદની બનેલી કડી
**ચતુઃસીમા** સ્ત્રી૦ [સં.] ચાર બાજુની સીમા
**ચતું** વિ૦ જુઓ છતું. **૦પાટ** વિ૦ છતુંપાટ
**ચત્તાપાટ** અ૦ છત્તાપાટ
**ચત્તું** (**૦પાટ**) જુઓ 'ચતું'માં
**ચનમનિયાં** ન૦ બ૦ વ૦ ગદઅદિયાં (૨) ચેનબાજી; લહેર
**ચનોઠી** સ્ત્રી૦ જુઓ ચણોઠી
**ચપ** અ૦ [રવ૦] ચટ લઈને; એકદમ
**ચપકાવવું** સ૦ ક્રિ૦ ઊંતું કરી ચાંપવું (૨) ચોટાડવું (૩) વઘાર કરવો
**ચપકો** પું૦ ['ચપકાવવું' ઉપરથી] ડામ(૨) [લા.] મહેણું (૩) મહેણાનો ડંખ
**ચપચપ** અ૦[રવ૦]તેવો અવાજ(૨)ઝટઝટ
**ચપચપું** વિ૦ ચીકણું અને ભીનું
**ચપટ** વિ૦ [સં. चिपट] ચોંટેલું; ચપટું;ચપટ. **-ટાવું** અ૦ ક્રિ૦ ચપ્પટ થવું; દબાવું (૨) નુકસાનમાં આવવું [લા.]
**ચપટી** સ્ત્રી૦ [પ્રા. चप्पुडिया]હાથનો અંગૂઠો અને આંગળી ભીડવાં તે(૨)તેમાં પકડાય તેટલું માપ(૩)તેમ કરીને કરાતો ચટ એવો અવાજ(૪)એ અવાજ કરતાં લાગે એટલો સમય; જરા વાર (૫) પકડ; ચીમટી
**ચપટું** વિ૦ [જુઓ 'ચપટ'] બેઠેલું;દબાયેલું
**ચપટો** પું૦ મોટી ચપટી
**ચપડવું** સ૦ક્રિ૦ ટીપીને ચપટું કરવું
**ચપડાલાખ** સ્ત્રી૦ ચપટીને લગડી બનાવેલી ચોખ્ખી લાખ
**ચપડિયો** પું૦ સોનારૂપાના તાર ચપટનારો
**ચપણ**(**-ણિયું,-ણું**) ન૦ ચપ્પણ; ઠીકરું; બટેરું (૨) ભિક્ષાપાત્ર [કકડો
**ચપતરું** ન૦['પતરું'(સં.પત્ર)પરથી]કાગળનો
**ચપરચપર** અ૦ જુઓ ચબડ ચબડ
**ચપરાસ** સ્ત્રી૦ સિપાઈના પટાની પિત્તળની તખતી (૨)મિજાગરું(૩)બડાઈ; પતરાજી. **-સી** પું૦ ચપરાસવાળો-પટાવાળો (૨) સ્ત્રી૦ બડાઈ
**ચપલ** વિ૦ [સં.] ચંચલ (૨) હોશિયાર; ચાલાક. **૦તા** સ્ત્રી૦. **-લા** સ્ત્રી૦ [સં.] ચપળ સ્ત્રી (૨) વીજળી (૩) લક્ષ્મી
**ચપસવું** અ૦ક્રિ૦ [ફા. चस्पीदन] દાબવું; જોરથી દાબવું (૨) ચપ દઈને બરાબર બંધબેસવું
**ચપળ**(**૦તા, -ળા**) જુઓ 'ચપલ'માં
**ચપાચપ** અ૦ [રવ૦] ઝટઝટ
**ચપાટ** અ૦ સાફ; ચટ (૨) સપાટ

**ચપાટવું** સ૦ક્રિ૦સપાટાબંધ ખાવું;ચટ કરી જવું [રોટલી (૨) જાડી રોટલી
**ચપાટી(-તી)** સ્ત્રી૦[સં. चर्पटी]ચારે પડવાળી
**ચપેટ(-ટી)** સ્ત્રી૦[સં. चपेट] ઝાપોટ; તમાચો (૨) સકંચો; કબજો (ખાસ કરીને ભૂતના વળગણ માટે) (૩) નુકસાન; આફત. **-ટો** પું૦ તમાચો
**ચપોચપ** અ૦ [રવ૦] ઝટઝટ
**ચપોતરું** ન૦[જુઓ ચપતરું]કાગળની કકડી
**ચપ્પટ** વિ૦ [જુઓ ચપટ]
**ચપ્પણ(-ણિયું)** ન૦ જુઓ ચપણ
**ચપ્પુ** પું૦; ન૦ જુઓ ચાકુ
**ચબકાવવું** સ૦ક્રિ૦ જુઓ ચપકાવવું
**ચબકો** પું૦ જુઓ ચપકો [આવે એમ
**ચબડચબડ** અ૦[રવ૦]ચપચપ(૨)મનમાં
**ચબરકી(-ખી)** સ્ત્રી૦ [વરખ=પાનું, પત્ર ઉપરથી] કાગળનો નાનો કકડો
**ચબરાક** વિ૦ [फा. चाबक=ચાલાક, चर्ब= ચપળ; તેજ] ચપળ; ચાલાક(૨)બોલવામાં કુશળ; વાચાળ. **-કિયું** ન૦ ટૂંકી ચબરાક ઉક્તિ. **-કી** સ્ત્રી૦ ચબરાકપણું
**ચબાવલું** વિ૦ દોઢડાહ્યું
**ચબાં** અ૦ મોંમાંથી ઉચ્ચાર નીકળતો હોય તેમ. [૦કરવું=ચૂં કે ચાં કરવું; કાંઈ પણ બોલવું (૨) સ્ત્રી૦ જીભ]
**ચબૂતરી** સ્ત્રી૦ નાનો ચબૂતરો; પરબડી. **-રો** પું૦ પોલીસથાણું; 'ગેટ' (૨) કર લેવાની ચોકી; નાકું(૩)ચોતરો(૪)પંખીઓને માટે દાણા નાખવાની જગા; પરબડી
**ચબોલા** પું૦બ૦વ૦સામસામે મારેલા ટોણા
**ચબોળવું** સ૦ક્રિ૦ ગાળ ચોટી દેવી
**ચભડચભડ** અ૦ [રવ૦] (ચાવવાનો અવાજ); ભચડ ભચડ
**ચભડવું** અ૦ ક્રિ૦ જુઓ ચડભડવું
**ચભડાટ** પું૦ ચડભડાટ
**ચમક** સ્ત્રી૦ [પ્રા. चमक्क] ચમકારો (૨) ઝણઝણી-તાણ આવવી તે (૩) તાજુબી; આશ્ચર્યની ચોંક (૪) પું૦ લોહચુંબક. ૦પથ્થર, ૦પહાણ પું૦, ૦બાણ ન૦ લોહચુંબક (૨) ચકમક. ૦વું અ૦ક્રિ૦ ઝબૂકવું (૨)ચોંકવું (૩) વંઠી જવું. **-કાટ** પું૦ ચમકારો; ઝબકારો (૨) વાઈનો આવેશ (૩) વંઠી જવું તે. **-કાર(-રો)** પું૦ [પ્રા. चमक्कार, સં. चमत्कार]ઝબકારો (૨) ચમક; કંપારી (૩) ચમચમ થતો અવાજ. **-કાવવું** સ૦ ક્રિ૦ 'ચમકવું'નું પ્રેરક (૨) ચોડી દેવું; મારવું
**ચમચમ** અ૦ [રવ૦] ચમચમે એમ. ૦વું અ૦ક્રિ૦ 'ચમચમ' એવો અવાજ થવો (૨)તીવ્ર બળતરા થવી. **-માટ** પું૦ ચમચમવું તે
**ચમચી** સ્ત્રી૦ નાનો ચમચો [ખાસ કોથળી
**ચમચી** સ્ત્રી૦ પાનસોપારી ઇ૦ રાખવાની
**ચમચો** પું૦ [तुर्की चुम्चह; સં., પ્રા. चमस] રસોઈમાં તથા ખાવાપીવાના કામમાં આવતું એક કડછી જેવું સાધન
**ચમડી** સ્ત્રી૦ [हिं.] ચામડી
**ચમત્કાર** પું૦[સં.] આશ્ચર્ય;આશ્ચર્યકારક બનાવ – દેખાવ (૨) કરામત; અલૌકિક ક્રિયા. **-રિક,-રી** વિ૦[સં.]ચમત્કારવાળું
**ચમત્કૃતિ** સ્ત્રી૦ [સં.] જુઓ ચમત્કાર
**ચમન** પું૦; ન૦[फा.] બાગ (૨) આનંદ; મોજમજા
**ચમર** પું૦ જુઓ ચમરબંધ
**ચમર** સ્ત્રી૦ [સં.चमर=ચમરી]વાળ કે પીછાં (૨) સ્ત્રી૦; ન૦ જુઓ ચમ્મર
**ચમરખું** ન૦ [સં. चर्म પરથી] રેંટિયાની ત્રાક જેમાં રખાય છે તે (ચામડાનો કકડો)
**ચમરબંધ** પું૦ [સં. चर्म+બંધ] ચામડાનો પટો. **-ધી** વિ૦ કેડે ચમરબંધવાળું (૨) શૂરવીર (૩) પું૦ ચમરબંધી માણસ
**ચમરી** સ્ત્રી૦[સં.] રેસાવાળી ફૂલની માંજર; મંજરી (૨) ફૂલની મંજરીના આકારની રેશમ કે ઊનની બનાવટ (૩) મચ્છર વગેરે ઉડાડવાની ઘોડાના વાળની બનાવેલી ચામર.૦ગાય સ્ત્રી૦ એક પ્રકારની પહાડી ગાય, જેના પૂંછડાના વાળની ચામર બને છે
**ચમસ** પું૦ [સં.] સોમરસ પીવાનો પ્યાલો; એક યજ્ઞપાત્ર

**ચમાર** વિ૰[સં. चर्मकार]ચામડિયાની જ્ઞાતિનું (૨) પું૰ તે જ્ઞાતિનો માણસ; ચામડિયો
**ચમૂ** સ્ત્રી૰ [સં.] સેના. **૰પતિ** પું૰ સેનાપતિ
**ચમેલી** સ્ત્રી૰ એક ફૂલવેલ
**ચમ્મડ** વિ૰[સં. चर्म ઉપરથી] ચામડા જેવું; ઝટ તૂટેફાટે નહિ એવું (૨) કૃપણ; કંજૂસ. **૰તોડ** વિ૰ કંજૂસ
**ચમ્મર** સ્ત્રી૰; ન૰[સં. चमर]ચમરી ગાયના કે બીજા વાળની બનેલી ચમરી; ચામર
**ચય** પું૰ [સં.] ઢગલો; રાશિ (૨) વધારો (૩) 'કૉમન ડિનૉમિનેટર' [ગ.]
**ચર** વિ૰ [સં.] ચંચળ; અસ્થિર; ફરતું (૨) ફરનારું (સમાસને છેડે). ઉદા૰ 'જલચર; ખેચર' (૩) પું૰ જાસૂસ; બાતમીદાર
**ચર** પું૰ [સં. चरु] હોમ નિમિત્તે રાંધેલું અન્ન
**ચર** અ૰ [રવ૰] (કપડું વગેરે ફાટવાનો)
**ચર** સ્ત્રી૰ ખાઈ; નીક (૨) ચૂલ; તમણ
**ચરક** ન૰ પંખીની ચરકેલી અઘાર
**ચરક** પું૰ [સં.] પ્રસિદ્ધ પ્રાચીન વૈદકશાસ્ત્રી
**ચરકણ(-ણું)** વિ૰ ચરકયા કરતું (૨) બીકનું માર્યું ચરકી જાય એવું; ડરકણ
**ચરકલું** વિ૰ ચરકણું(૨) ન૰ ચકલું; ચલ્લું
**ચરકવું** અ૰ક્રિ૰ ઘોડું પ્રવાહી જેવું અઘવું (ખાસ કરીને પક્ષી માટે)
**ચરકું(-ખું)** વિ૰ સહેજ તમતમું તથા કડવું; બેસ્વાદ
**ચરખો** પું૰ [ફા.] કપાસ લોઢવાનો સંચો (૨) મિલ (૩) ખરાદ; સંઘાડો (૪) રેંટિયો (હિંદીમાં)
**ચરચર** અ૰ [રવ૰] બળવાનો અવાજ (૨) ઝડપથી; જલદીથી (૩) સ્ત્રી૰ 'ચરચર' એવો અવાજ (૪)ધીમી બળતરા; ચચરાટ (૫) ચિંતા; ફિકર [લા.]. **૰વું** સ૰ક્રિ૰ જુઓ ચચરવું. **-રાટ** પું૰ જુઓ ચચરાટ. **-રી** સ્ત્રી૰ બળતરા; ચિંતા
**ચરચવું** સ૰ક્રિ૰ [સં. चर्च् ઉપરથી](ચંદન વગેરેનો) લેપ કરવો; અર્ચા કરવી
**ચરડ** અ૰ [રવ૰] કપડું વગેરે ફાટતાં થતો અવાજ (૨) જોડામાંથી નીકળતો અવાજ. **૰કો** પું૰ ચરડ થતો અવાજ (૨)દિલ ચિરાય એવી લાગણી; ઉગ્ર ચિંતા; ધ્રાસકો [લા.]
**ચરણ** પું૰; ન૰ [સં.] પગ (૨) તૂક; કડી (કવિતાની). **૰રજ** સ્ત્રી૰ પગની રજ – ધૂળ. **૰સેવા** સ્ત્રી૰ [સં.] પગચંપી (૨) ભક્તિનો એક પ્રકાર. **૰સ્પર્શ** પું૰ પગનો સ્પર્શ. **-ણામૃત** ન૰ [સં.] ચરણોદક (૨) દૂધ, દહીં, ઘી, મધ અને પાણી વગેરેનું મિશ્રણ, જેના વડે દેવમૂર્તિને સ્નાન કરાવ્યું હોય તે. **-ણારવિંદ** ન૰ [સં.] ચરણરૂપી અરવિંદ–કમળ. **-ણોદક** ન૰ [સં.] દેવ, ગુરુ વગેરેનાં ચરણ ધોયેલું પાણી
**ચરણિયો** પું૰ ચણિયો; ઘાઘરો
**ચરબી** સ્ત્રી૰ [ફા.] પ્રાણીઓના માંસમાં રહેલો તેલી પદાર્થ (૨)મદ; અભિમાન[લા.]
**ચરભક્ષ** ન૰ [સં. चरु+भक्ष]હોમ માટે રાંધેલું અન્ન વરકન્યાએ એકબીજાને ખવડાવવું તે; લગ્નને બીજે દિવસે કરાતી એક ક્રિયા
**ચરમ** ન૰ + [જુઓ ચર્મ] ચામડું
**ચરમ** વિ૰ [સં.] અંતિમ; છેવટનું
**ચરર(૰ર)** અ૰ [રવ૰] (કપડું વગેરે ફાટવાના અવાજ માટે)
**ચરવું** અ૰ક્રિ૰ [સં. चर्] ચાલવું; ફરવું (૨) ઘાસ, દાણો વગેરે ફરીને શોધી ખાવો (પશુ પંખીએ) (૩) રળવું; પેદા કરવું
**ચરસ, -સાચરસી, -સીલું** જુઓ 'ચડસ'માં
**ચરંદું** વિ૰ [ફા. चरिंदह] ચરનારું – ઘાસ ખાનારું (૨) ન૰ જાનવર; પશુ
**ચરાઈ** સ્ત્રી૰ ઢોર વગેરે ચારવાનું મહેનતાણું. **-ઉ** વિ૰ ચરવા માટે યોગ્ય; ચરા તરીકે વાપરવાનું (૨) ન૰ ચરો
**ચરાચર** વિ૰ [સં.] ચર અને અચર; ચેતન અને જડ; સ્થાવર અને જંગમ (૨) ન૰ આખી સૃષ્ટિ
**ચરાણ** ન૰ ચરો; ગોચર (૨) ચરામણ
**ચરામણ** ન૰, **-ણી** સ્ત્રી૰ ચરાઈ
**ચરાવવું** સ૰ક્રિ૰ 'ચરવું'નું પ્રેરક

**ચરિત** ન૦ [સં.] આચરણ; વર્તન (૨) જીવનચરિત્ર. **-તાર્થ** વિ૦ કૃતકૃત્ય;કૃતાર્થ (૨) સફળ (૩) પું૦ નિર્વાહ (૪) ભાવાર્થ
**ચરિત્ર** ન૦ [સં.] જુઓ ચરિત (૨) કપટ; પાખંડ; કાવાદાવા [લા.]. **૦કાર** પું૦ જીવનચરિત્ર લખનાર. **૦કીર્ત(-ર્ત્ત)ન** ન૦ જીવનચરિત્રનું ગુણગાન. **૦નિરૂપણ** ન૦ જીવનનું વર્ણન; જીવનકથા
**ચરી** સ્ત્રી૦ બેહક બેડેલા ઢોરને ઊભું રાખવાની લાકડાની ઘોડી
**ચરી** સ્ત્રી૦ [સં. चर्या] કરી; પરેજી
**ચરુ** પું૦ [સં.] એક પહોળા મોંનું વાસણ; દેગ (૨) હોમનો ચર. **૦ભક્ષણ** ન૦ જુઓ ચરભક્ષ
**ચરેડાટ** અ૦ [રવ૦] જુઓ ચડેડાટ
**ચરેડો** પું૦ [રવ૦] ધ્રાસકો (૨) ચીરો
**ચરેરાટ** પું૦ [રવ૦] ચરેડો; ધ્રાસકો (૨) ચર એવો અવાજ
**ચરેરો** પું૦ ચરેડો
**ચરો** (રો') પું૦ ['ચરવું' ઉપરથી] ગૌચર તરીકે ઇલાયદી રાખેલી પડતર જમીન
**ચરોતર** ન૦ મહી અને સાબર એ બે નદીઓ વચ્ચેનો ગુજરાતનો પ્રદેશ चतुरुत्तर–૧૦૪ ગામનો પ્રદેશ. **-રિયું, -રું** વિ૦ ચરોતરનું;
**ચર્ચ** ન૦ [इं.] ખ્રિસ્તીઓનું પ્રાર્થનામંદિર
**ચર્ચવું** સ૦ ક્રિ૦ [સં. चर्च्] ચર્ચા કરવી (૨) કૂથલી કરવી (૩) ચરચવું; લેપ કરવો
**ચર્ચા** સ્ત્રી૦ [સં.] વાદવિવાદ (૨) કૂથલી (૩) લેપ. **૦ત્મક** વિ૦ [સં.] ચર્ચા કરતું; ચર્ચાથી ભરેલું; ચર્ચા જગવે એવું (જેમ કે, નિબંધ, વાત, મુદ્દો ઇ૦). **૦પત્ર** ન૦ ચર્ચા કે વિવેચનનો છાપામાં આવેલો પત્ર–લખાણ. **૦પત્રી** પું૦ ચર્ચાપત્ર લખનાર. **૦પરિષદ** સ્ત્રી૦ ચર્ચા કરવાની પરિષદ–સભા. **૦પાત્ર** વિ૦ ચર્ચા થાય તેવું. **૦વું** અ૦ક્રિ૦ 'ચર્ચવું'નું કર્મણિ. **૦સ્પદ** વિ૦ [+ સં. आस्पद] ચર્ચાને જેમાં સ્થાન હોય તેવું; ચર્ચાપાત્ર
**ચર્ચિત** વિ૦ [સં.] ચર્ચાયેલું
**ચર્પટ** પું૦ [સં.] થપ્પડ; ધોલ
**ચર્મ** ન૦ [સં.] ચામડું; ત્વચા. **૦ચક્ષુ** ન૦ ભૌતિક – કુદરતી આંખ (જ્ઞાન-ચક્ષુથી ઊલટું). **-ર્માલય** ન૦ [+ સં. आलय] ચામડાનું કારખાનું; 'ટૅનરી'
**ચર્યા** સ્ત્રી૦ [સં.] કામકાજ; વ્યવહાર (૨) રીતભાત; વર્તણૂક (૩) સેવા (૪) અંદરનો ભાવ સમજાય તેવો દેખાવ – ચહેરો
**ચર્વણ** ન૦ [સં.] ચાવવું-વાગોળવું તે (૨) મનન [લા.]
**ચર્વણા** સ્ત્રી૦ [સં.] ચર્વણ (૨) આસ્વાદ; [ઉપભોગ
**ચર્વિત** વિ૦ [સં.] જેનું ચર્વણ થઈ ગયેલું છે એવું. **૦ચર્વણ** ન૦ એકની એક વાત ફરી કહેવી તે; પુનરુક્તિ
**ચલ** વિ૦ [સં.] ચાલતું; હાલતું (૨) અસ્થિર; [ચલાયમાન
**ચલણ** ન૦ [સં. चलन; प्रा.] ચાલવું તે; અમલ; સત્તા (૨) ચલણી નાણું; 'કરન્સી' (૩) ધારો; રિવાજ. **-ણી** વિ૦ વ્યવહારમાં પ્રચલિત – વપરાતું હોય એવું
**ચલતી** સ્ત્રી૦ સંગીતની એક ઢબ, જેમાં ગાનનો પ્રવાહ બહુ ઝડપથી ચલાવવામાં આવે છે
**ચલન** વિ૦ [સં.] હાલતું; કંપતું (૨) ન૦ ચાલવાની ક્રિયા. **૦વલન** ન૦ હાલવું ચાલવું તે; હરફર; ગતિ
**ચલમ** સ્ત્રી૦ [फा.] તમાકુ વગેરે પીવા માટેનું માટીનું એક પાત્ર
**ચલવવું** સ૦ક્રિ૦ જુઓ ચલાવવું
**ચલવિચલ** વિ૦ અસ્થિર; ડગમગતું
**ચલાઉ** વિ૦ ચાલી શકે – નભે એવું
**ચલાચલ** વિ૦ [સં.] સ્થાવર અને જંગમ
**ચલાણી** સ્ત્રી૦ નાનું ચલાણું. **-ણું** ન૦ પડઘીવાળી નાની પ્યાલી
**ચલાયમાન** વિ૦ [સં.] હાલતું (૨) ફરતું; [બદલાતું
**ચલાવવું** સ૦ક્રિ૦ 'ચાલવું'નું પ્રેરક
**ચલાવું** અ૦ ક્રિ૦ ચાલવાની ક્રિયા થવી; 'ચાલવું'નું ભાવે [અસ્થિર
**ચલિત** વિ૦ [સં.] ચળેલું; સ્થાનભ્રષ્ટ (૨)

**ચલિયું** ન૦ ચકલું; એક નાનું પંખી
**ચલૂડું** ન૦ કચોલું; પ્યાલી (૨) માટીની લોટી; લોટું [(આજ્ઞાર્થ૨૫)
**ચલો** અ૦ક્રિ૦ [હિં.] ચાલો; તૈયાર થાઓ
**ચલ્લું** ન૦ ચકલાની જાતનું નાનું પંખી; ચકલું
**ચલ્લું** ન૦ [સં. चुलुक] ચાંગળું; અંજલિ
**ચવ** પું૦; સ્ત્રી૦ મોતીનું એક તોલ; ટકો (રતી=૧૩ા ટકા) (૨) હોશ; રામ; સંસ્કાર (૩) આવડત; ગમ (૪) ઢંગ; ઠેકાણું (૫) સ્વાદ; લહેજત
**ચવચવ** વિ૦ પરચૂરણ; કુટકળ (૨) સ્ત્રી૦ જુદે જુદે ઠેકાણેથી ચૂંટી કાઢેલી-કુટકળ બાબતો.
**ચવડ** વિ૦ મુશ્કેલીથી તૂટે ફાટે કે ચવાય એવું
**ચવડાવવું** સ૦ક્રિ૦ 'ચાવવું'નું પ્રેરક
**ચવડું** વિ૦ ચવડ(૨)ન૦ હળનો અણીદાર દાંતો, જે ભોંયમાં પેસે છે
**ચવરાવવું** સ૦ક્રિ૦ 'ચાવવું'નું પ્રેરક
**ચવર્ગ** પું૦ ચ, છ, જ, ઝ, ઞ એ પાંચ તાલુસ્થાની વ્યંજનોનો વર્ગ
**ચવવું** સ૦ક્રિ૦ [પ્રા. चव = કહેવું] કહેવું; વર્ણવવું [પ.]
**ચવળવું** અ૦ક્રિ૦ સળવળવું; ચળ આવવી
**ચવળાટ** પું૦ ચળ (૨) તનમનાટ
**ચવાણું** ન૦ [સં. चर्वण] કાચું કોરું કે શેકેલું ખાવાનું (ધાણી, ચણા, મમરા શેવ વગેરે)
**ચવાવું** અ૦ક્રિ૦ 'ચાવવું'નું કર્મણિ (૨) વગોવાવું; લોકમાં ગવાવું [લા.]
**ચશ્મ** સ્ત્રી૦ [ફા.] આંખ. **૦પોશી** સ્ત્રી૦ દીઠું અદીઠું કરવું તે; આંખ આડા કાન કરવા તે. **-શ્મું** ન૦ આંખે બરાબર દેખાય તે માટે પહેરવાનો કાચ(પ્રાયઃ બ૦વ૦માં) **-શ્મેધબ** વિ૦ ચશ્માં વગર ન જ દેખાય એવી આંખોવાળું
**ચસક** સ્ત્રી૦ (નસ કે સાંધાના સ્નાયુના એકાએક) ચસકવાથી થતું દુઃખ
**ચસકવું** અ૦ક્રિ૦ પકડમાંથી અથવા એકાદા સ્થાનમાંથી ખસવું; છટકવું (૨) ગાંડા થવું; મગજ ઠેકાણે ન રહેવું
**ચસકો** પું૦ ચસક; સળક (૨) તલબ; ભાવ; ચડસ (૩) લત; ખો (૪) નખરાંબાજી
**ચસચસ** અ૦ ચસે નહિ તેમ. **૦વું** અ૦ક્રિ૦ તંગ હોવું; જકડાવું (૨) સ૦ક્રિ૦ ચસચસાવવું; બરાબર ખેંચીને પીવું. **-સાટ** અ૦ ચસી ન જાય તેમ - તંગ (૨) સપાટાબંધ (પીવું) (૩) પું૦ તંગ હોવું તે. **-સાવવું** સ૦ક્રિ૦ તંગ કરવું (૨) ઝપાટામાં કે બરોબર પીવું
**ચસમ** પું૦ રેશમના દોરાની ગૂંછળી
**ચસમપોશી** સ્ત્રી૦ જુઓ ચશ્મપોશી
**ચસમું** ન૦ જુઓ ચશ્મું [ખસવું
**ચસવું** અ૦ક્રિ૦ [સર૦ ચસકવું] ચળવું;
**ચસાચસી** સ્ત્રી૦ ચડસાચડસી; સ્પર્ધા
**ચહુ** વિ૦ [સં. चतुर, પ્રા. चउ] + ચાર **૦દિશ** અ૦ + ચારે દિશાએ; બધી બાજુ
**ચહેબચ્ચો** પું૦ [ફા. चहबच्चह] લીલ અને વનસ્પતિથી ભરપૂર હોજ
**ચહેરાદાર** વિ૦ ઘાટીલું; સુંદર
**ચહેરો** પું૦ [ફા. चहरह] મોંનો ઘાટ; શિકલ; સૂરત (૨) કપાળ પરની એક ઉન્નમત
**ચળ** વિ૦ ચલ; અસ્થિર
**ચળ** (ળ,) સ્ત્રી૦ ખૂજલી; ખંજવાળ (૨) અજંપો; ચટપટી [લા.]
**ચળક** સ્ત્રી૦ ચળકાટ(૨)ચળકતી ટીકી. **૦વું** અ૦ક્રિ૦ તેજ મારવું; ઝબકવું. **-કાટ** પું૦ ચકચકાટ; પ્રકાશ. **-કારો** પું૦ પ્રકાશનો ચમકારો; ઝબકારો. **-કી** સ્ત્રી૦ ચળકાટ (૨) ચળકારા મારતી વસ્તુનું છાંટણું (ઉદા૦ કપડા ઉપર ચળકી છાંટાવી છે)
**ચળવળ** સ્ત્રી૦ [સં. चल्+वल्] ચટપટી; અજંપો; વલોપાત (૨) હિલચાલ; પ્રવૃત્તિ; આંદોલન. **૦વું** અ૦ક્રિ૦ જરા હાલવું; સળવળવું (૨) કંઈક કરવાને ઊંચાનીચા થવું (૩) મનમાં ખૂંચવું. **-ળાટ** પું૦ ચળવળવું તે (૨) તલસાટ; વલવલાટ (૩) ખંજવાળ. **-ળિયું** વિ૦ ચળવળ જગાડવાના સ્વભાવનું; ધમાલિયું
**ચળવિચળ** વિ૦ જુઓ ચલવિચલ

**ચળવું** અ૰ક્રિ૰ [સં. चल्] ડગવું; ખસવું (૨) પતિત થવું; ચ્યવવું [લા.]
**ચળાઈ** સ્ત્રી૰ ['ચાળવું' પરથી] ચળામણી
**ચળાચળ** વિ૰ જુઓ ચલાચલ
**ચળામણ** ન૰ ચળામણી (૨) ચાળતાં નીકળેલું ભૂસું-કચરો. **-ણી** સ્ત્રી૰ ચાળવાનું મહેનતાણું
**ચળાયમાન** વિ૰ જુઓ ચલાયમાન
**ચળાવવું** સ૰ ક્રિ૰ 'ચળવું', 'ચાળવું'નું પ્રેરક
**ચળાવું** અ૰ક્રિ૰ 'ચાળવું'નું કર્મણિ (૨) 'ચળવું'નું ભાવે
**ચળું** ન૰ [સં. चुलुक] હાથમાં પાણી લેવા હથેળીને પાત્રાકાર કરવામાં આવે છે તે (જમી ઊઠી હાથ મોં ધોતી વખતે)
**ચંગ** વિ૰ [સં.] સ્વચ્છ (૨) મજેદાર (૩) તંદુરસ્ત (૪) પુષ્કળ
**ચંગ** પું૰ [फा.] મોંથી પકડીને વગાડવાનું એક વાજું; મોરચંગ (૨) વગાડવાની પિત્તળની તકતી; તાળ (૩) પતંગનું પૂછડું (૪) ગંજીફાની એક રમત (૫) ન૰ ઘંટ
**ચંગી(૰ભંગી)** વિ૰ [ચંગ+ભંગ (ભાંગ)] ભાંગગાંજામાં મસ્ત રહેનાર; વ્યસની (૨) વ્યભિચારી
**ચંગું** વિ૰ નીરોગી; તંદુરસ્ત
**ચંચ** સ્ત્રી૰ જુઓ ચંચૂ
**ચંચરી** પું૰ [સં.] ભમરો (૨) સ્ત્રી૰ ભમરી
**ચંચલ** વિ૰ [સં.] ડગમગતું (૨) અધીરું (૩) ક્ષણિક; ફાની (૪) ચકોર; ચાલાક. **૰તા** સ્ત્રી. **-લા** સ્ત્રી૰ [સં.] ચંચળ સ્ત્રી (૨) લક્ષ્મી (૩) વીજળી
**ચંચવાળવું** સ૰ક્રિ૰ [ચંચ (સં. चंचु) ઉપરથી] ચાંચમાં આવે તેટલું થોડું થોડું મોંમાં લઈને મમળાવવું (૨) ઝટ પાર ન આણવો [લા.] (૩) પંપાળ્યા કરવું
**ચંચળ,૰તા,-ળા** જુઓ 'ચંચલ' ઇ૰
**ચંચુ(-ચૂ)** સ્ત્રી૰ [સં.] ચાંચ. **૰પાત, ૰પ્રવેશ** પું૰ ચાંચ બોળવી તે (૨) પ્રવેશ માત્ર; અલ્પ પરિચય [લા.]
**ચંડ** વિ૰ [સં.] ગરમ (૨) ક્રોધી (૩) ભયંકર. **-ડા** સ્ત્રી૰ [સં.]ઉગ્ર સ્વભાવની સ્ત્રી (૨) દુર્ગાદેવી
**ચંડાલ** (સં.) (**-ળ**) વિ૰ નિર્દય; ઘાતકી (૨) પાપી; નીચ (૩) પું૰ એક જાતનો અંત્યજ (૪) મારો; જલ્લાદ (૫) નીચ-ઘાતકી કર્મ કરનાર પુરુષ [લા.].**-ળચક** ન૰ અનર્થની કે અનિષ્ટની પરંપરા-ચક; 'વીશિયસ સર્કલ'. **-ળચોકડી** સ્ત્રી૰ કાળાં કામ કરનારાઓની ટોળી. **-ળણ(-ણી)** સ્ત્રી૰ ચંડાળ સ્ત્રી (૨) ચંડાળની સ્ત્રી
**ચંડિ,૰કા,-ડી** સ્ત્રી૰ [સં.] જુઓ ચંડા
**ચંડીપાઠ** પું૰[સં.]દુર્ગાદેવીનું સ્તોત્ર-સપ્તશતી
**ચંડૂલ** પું૰ અફીણનું સત્ત્વ (ચલમમાં પિવાય છે)
**ચંડોલ(-ળ)** પું૰ એક પક્ષી
**ચંત** સ્ત્રી૰+જુઓ ચિંતા (૨) ન૰+ચિત્ત
**ચંતવવું** સ૰ ક્રિ૰ [સં. चिंत्] ચિંતવવું; વિચારવું [પ.]
**ચંદ** વિ૰ [फा.] કેટલુંક; થોડું; જૂજ
**ચંદ** પું૰ [સં.] ચંદ્ર (૨) ચાંલ્લા તરીકે કપાળે ચોડવાની ટીકી
**ચંદન** ન૰ [સં.] સુખડનું ઝાડ-લાકડું (૨) સુખડનો લેપ (૩) ટીલું; તિલક. **૰ગિરિ** સ્ત્રી૰ [સં.] જ્યાં સુખડનાં ઝાડ થાય છે એવો એક પર્વત; મલયાચલ. **૰ઘો** પું૰ જુઓ ઊડણઘો. **૰હાર** પું૰ સ્ત્રીઓના કોટનું એક ઘરેણું
**ચંદની** સ્ત્રી૰ [દે. चंदिण=ચંદ્રિકા; સર૰ દે. चंदणी=ચંદ્રની પત્ની.] ચાંદની (૨) ચંદરવો; છત (૩) એક વનસ્પતિ-બારમાસી
**ચંદરવો** પું૰ [પ્રા. चंदाअव, चंदायय] છતનું રંગબેરંગી કપડું (૨) છત; ચંદની
**ચંદા** સ્ત્રી૰ ચંદ્ર (૨) ચંદની; ચાંદરણું
**ચંદાવું** અ૰ક્રિ૰ચાંદું પડવું; કોહવાણ લાગવું
**ચંદી** સ્ત્રી૰ ઘોડા કે બળદને અપાતો સૂકો દાણો (૨) [લા.] (લશ્કરના વાહનને ચંદી રૂપે) ખંડણી (૩) લાંચરુશવત

**ચંદો** પું૦ [હિ. चन्द्र] ચાંદો (૨) ધાતુના પતરા ઉપર લખેલું બક્ષિસનામું (૩) ચહેરો; મુખવટો (૪) ચંદ્રમા જેવો ગોળ આકાર (ટોપીનો ચંદો) (૫) ચાંલ્લો (૬) મહોર; છાપ

**ચંદ્ર** પું૦ [સં.] ચાંદો (૨) ઉપગ્રહ (જેમ કે, શનિને અમુક ચંદ્ર છે.) (૩) છૂંદણું; ટપકું (૪) ચાંલ્લો (૫) એકની સંજ્ઞા. ૦ક પું૦[સં.]ચાંલ્લો (૨) મોરના પીંછાની ટીલડી (૩) મહોરછાપવાળો સિક્કો; બિલ્લો (૪) ચંદ્રમા જેવો આકાર. ૦કલા સ્ત્રી૦ [સં.] (-ળા) ચંદ્રની કળા; બિંબનો સોળમો ભાગ (૨) એક જાતની સાડી (૩) ચંદ્રનું કિરણ (૪) અંબોડાનું એક ઘરેણું; ચાક. ૦કાંત પું૦ [સં.] એક જાતનો મણિ, જેના ઉપર ચંદ્રનાં કિરણ પડતાં તેમાંથી પાણી ઝમે છે. ૦ગ્રહણ ન૦ [સં.] ચંદ્રનું ગ્રહણ. ૦ચૂડ (-ડામણિ) પું૦ [સં.] શિવ. ૦બિંદુ ન૦ [સં.] અનુનાસિક અવાજની (ँ) આવી નિશાની. ૦મણિ પું૦ [સં.] જુઓ ચંદ્રકાંત. ૦મંડલ [સં.], (-ળ) ન૦ ચંદ્ર અને તેની આસપાસનું કૂંડાળું. ૦મા પું૦ [સં.] ચંદ્ર; ચાંદો. ૦મુખી વિ૦ સ્ત્રી૦ [સં.] ચંદ્રના જેવા મુખવાળી. ૦મૌલિ પું૦ [સં.] મહાદેવ. ૦રે(-લે)ખા સ્ત્રી૦ [સં.] ચંદ્રની કળા. ૦શેખર પું૦ [સં.]મહાદેવ. ૦હાસ પું૦ [સં.] ચકચકતી તલવાર (૨) રાવણની તલવારનું નામ (૩) એક પૌરાણિક રાજા

**ચંદ્રિકા** સ્ત્રી૦ [સં.] ચાંદની

**ચંદ્રી** સ્ત્રી૦ ચંદ્ર [પ.]

**ચંદ્રોદય** પું૦ [સં.] ચંદ્રનો ઉદય

**ચંપક** પું૦ [સં.] ચંપો

**ચંપલ** પું૦; સ્ત્રી૦; ન૦ ઉપર ખોલ વગરનું એક જાતનું પગરખું

**ચંપાવવું** સ૦ક્રિ૦ 'ચાંપવું'નું પ્રેરક

**ચંપાવું** અ૦ક્રિ૦ 'ચાંપવું'નું કર્મણિ રૂપ(૨) ગંદકીમાં પગ પડવો

**ચંપી** સ્ત્રી૦ [હિ. चंपीका=આક્રમણ; દબાવ] મસળવું-દબાવવું તે

**ચંપૂ** સ્ત્રી૦; ન૦ [સં.] ગદ્ય અને પદ્ય બન્નેવાળી સાહિત્યકૃતિ

**ચંપેલી** સ્ત્રી૦ ચમેલી; એક ફૂલવેલ

**ચંપો** પું૦ [સં. चंपक] એક ફૂલઝાડ

**ચંબુ** પું૦ ભોટવાઘાટનું એક વાસણ (૨) કૂજો; ભોટવો

**ચંબૂડિયો** પું૦ ઊંચા ઘાટનો લોટો

**ચંબૂડી** સ્ત્રી૦ નાનો ચંબુ

**ચંમેલી** સ્ત્રી૦ જુઓ ચંપેલી

**ચા** (ચા') પું૦; સ્ત્રી૦ [ચીની-ચા, ત્શા] એક છોડ(૨)તેના પાનનું પીણું

**ચાઉર** ન૦ વાવણી માટે અનાજ ઓરવાનું એક ઓજાર

**ચાઉસ** પું૦ [તુર્કી चावुश] લશ્કરમાં ડંકા નિશાન વગેરેની ટુકડીનો જમાદાર (૨) આરબ સિપાઈ

**ચાચોળ** ન૦ જુઓ ચાશેર

**ચાક** વિ૦ [તુર્કી] તંદુરસ્ત; બરોબર તૈયાર (જેમ કે, તબિયત એની ચાક છે.)

**ચાક** પું૦ [સં. चक्र, प्रा. चक्क] (૨) કુંભારનું ચક્ર; ચાકડો(૩)ચક્રની ગોળ ગતિ; ચકર ચકર ફરવું તે; ઘૂમરી (૪) અંબોડામાં ઘલાતું એક ગોળાકાર બિલ્લા જેવું ઘરેણું

**ચાક** પું૦ [ફ. चॉक] એક જાતની ધોળી પોચી માટી; ખડી [આંધળો સાપ

**ચાકટ** સ્ત્રી૦ [ફ. चाकुंडा] બે મોંઢાનો

**ચાકડો** પું૦ [સં. चक्र] કુંભારનો ચાક

**ચાકણ** (ણ,) સ્ત્રી૦ જુઓ ચાકટ

**ચાકર** પું૦ [फा.] દાસ; નોકર. ૦ડી સ્ત્રી૦ ચાકરનું કામ કરનાર સ્ત્રી. -રિયાત વિ૦ ચાકરી કરનારું(૨)ચાકરિયું(૩)પું૦ નોકર; ચાકર. -રિયું વિ૦ ચાકરી પેટે મળેલું. -રી સ્ત્રી૦ચાકરનું કામ (૨)સેવા; સારવાર(૩)ચાકરનું મહેનતાણું(૪)નોકરી

**ચાકલો** પું૦ કાંચળી ઉપર પાડેલી રેશમ કે કસબની ભાત

**ચાકળ(૦ણ)** (ણ,) સ્ત્રી૦ જુઓ ચાકટ

**ચાકળો** પું૦[दे. चक्कल] આખળિયો;આડણી (૨) કોસની મોટી ગરગડી (૩) ગોળ કે ચોરસ નાની ગાદી (ખાસ કરીને ચામડાની)
**ચાકી** સ્ત્રી૦ [सं. चक्र ઉપરથી] ખીલા, સ્ક્રૂ વગેરે સાથે વપરાતી પેચવાળી કે પેચ વિનાની ચકતી (૨) ગોળ ગાંઠડી (૩) ગોઠવીને કરેલો ઢગલો
**ચાકુ** પું૦; ન૦ ચાકૂ; ચપ્પુ
**ચાકું** ન૦. [सं. चक्र ઉપરથી] ચકતું (૨) ગચિયું (૩) ખજૂરનું વાઢિયું
**ચાકૂ** પું૦; ન૦ [फा.] ચાકુ; ચપ્પુ
**ચાખડી** સ્ત્રી૦ પાવડી
**ચાખવું** સ૦ક્રિ૦[सं. चष्; प्रा. चक्ख]જીભથી સ્વાદ જોવો (૨) જરા-થોડુંક ખાવું [લા.]
**ચાગલું(-ળું)** વિ૦ મૂર્ખ છતાં ચતુર હોવાનો ઢોંગ કરતું(૨)પ્યાર કે લાડ ચાહતું
**ચાચર** પું૦[सं. चत्वर; प्रा. चच्चर] મંડપની બહારનો ખુલ્લો ચોક (૨) ચાર રસ્તાનું ચકલું (૩) સ્ત્રી૦ ચકલાની દેવી. **-રિયાં** ન૦બ૦ વ૦ ચકલાની દેવીના ગણ
**ચાચા** [માનાર્થ], **ચાચો** પું૦જુઓ કાકો
**ચાટ** વિ૦ ભોંઠું; શરમિંદું
**ચાટ** (ટ,) સ્ત્રી૦ કૂતરા વગેરેને ખાવાનું નાખવાનું ઠામ(૨)ખાવાનો ચસકો;લાલસા
**ચાટ** સ્ત્રી૦[सं. चट् ઉપરથી] લપડાક; તમાચો (૨) મહેણું; ટોણો
**ચાટકો** પું૦ મનમાં લાગતો ચટકો
**ચાટણ** ન૦ચાટવું તે (૨)ચાટવાની ઔષધિ. **-ણિયું** વિ૦ચાટવા-ખાવાની લોલુપતાવાળું. **-ણું** ન૦ ચાટવાની ઔષધિ
**ચાટલું** ન૦ દર્પણ. **-લો** પું૦ રૂપિયો (તિરસ્કારમાં)
**ચાટવું** સ૦ ક્રિ૦[दे. चट्ट]જીભ વતી અડકીને વસ્તુને સ્પર્શવી, જીભ તે પર ફેરવવી કે તે વડે ચાખવું, ચૂસવું કે ખાવું
**ચાટવો** પું૦ [दे. चट्ट (०अ)] લાકડાનો કડછો (૨) હલેસું
**ચાટુ** વિ૦ [सं.] પ્રિય; મીઠું (વચન)(૨) સ્ત્રી૦પ્રિય લાગે તેવું વાક્ય-વાત. **-ટૂક્તિ** સ્ત્રી૦ [सं.] પ્રિય લાગે તેવું કથન
**ચાટૂડી** સ્ત્રી૦ નાનો ચાટવો (૨) કાંટામાં નંગ બેસાડવાનું ઘર
**ચાટૂડું** વિ૦ [ચાટું] દોઢડાહ્યું; ચબાવલું
**ચાટૂડું** વિ૦ ચાટણિયું (૨) લાંચિયું
**ચાટો** પું૦['ચાટવું' ઉપરથી] ચાટણ;ચાટણું
**ચાઠું** ન૦ ચામઠું; ડાઘ; ચકામું
**ચાડિયણ** વિ૦ સ્ત્રી૦ ચાડી ખાનારી (સ્ત્રી)
**ચાડિયું** વિ૦ ચાડી ખાનારું. **-યો** પું૦ સુકલકડી માણસ (૨) પંખી, વાંદરાં વગેરેને બિવરાવવા માટે કરેલો માણસ જેવો આકાર (૩) ગામ-શેરીનો નઠારો માણસ (૪) વિ૦ પું૦ ચાડી ખાનારો (માણસ)
**ચાડી** સ્ત્રી૦ [જુઓ ચાડુ] જેમાં ગોળો મુકાય તેવો ગોફણનો ભાગ
**ચાડી** સ્ત્રી૦ એકની વાત બીજાને કહી દેવી તે. ૦**ચુગલી** સ્ત્રી૦ ચાડી; ચુગલી
**ચાડું** ન૦ [दे. चड्ड] ગોફણની ચાડી (૨) ખાડાવાળું દીવો મૂકવાનું ચોકઠું (૩) મોં; ડાચું (તુચ્છકારમાં) (૪) ખામણું
**ચાણક્ય** પું૦ [सं.] અર્થશાસ્ત્રનો પ્રાચીન પ્રસિદ્ધ લેખક-કૌટિલ્ય
**ચાણાક્ષ** વિ૦ ચતુર; ચાલાક
**ચાતક** પું૦ ન૦ [सं.] એક પંખી (તેને વિષે એમ કહેવાય છે કે તે આકાશમાંથી પડતાં વરસાદનાં ટીપાં જ પીને રહે છે)
**ચાતરવું** સ૦ક્રિ૦ ચુપચાપ સરકાવી લેવું
**ચાતુર** વિ૦ [सं.] ચતુર. **-રી** સ્ત્રી૦ [सं.] ચતુરાઈ
**ચાતુર્માસ** પું૦ બ૦ વ૦ જુઓ ચતુર્માસ
**ચાતુર્ય** ન૦ [सं.] ચાતુરી; ચતુરાઈ
**ચાતુર્વર્ણ્ય** ન૦ [सं.] ચાર વર્ણ-બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર (૨) ચારે વર્ણના ધર્મ કે તે પ્રમાણેની સમાજવ્યવસ્થા
**ચાતુર્વેદ** વિ૦ [सं.] ચાર વેદો કે જ્ઞાનશાખાઓવાળું, -ને લગતું
**ચાદર** સ્ત્રી૦ [फा.] ઓછાડ (જેમ કે,

ઓઢવાની, પથારીની, મડદા કે કફનની.) [૦ઓઢવી=દેવાળું કાઢવું. ૦ઓઢાડવી =વારસદાર ચેલો નીમવો.]. ૦પાટ પું૦ ચાદરો કરવા લાયક કપડાનો તાકો.-રું ન૦ ચાદરથી મોટું અને રંગેલું પાથરણું કે ઓછાડ

**ચાદાની** (ચા') સ્ત્રી૦ ચાની કીટલી

**ચાનક** સ્ત્રી૦ કાળજી (૨) ચેતવણી (૩) જાગૃતિ; ચાલાકી

**ચાનકી** સ્ત્રી૦ નાનો રોટલો કે ભાખરી

**ચાનકું** ન૦ જુઓ ચાનકી (૨) નાનું છોકરું

**ચાપ** ન૦ [સં.] ધનુષ્ય (૨) 'આર્ક' ઑફ્ એ સર્કલ'; વર્તુલ-ખંડ [ગ.]. ૦**દીવો** પું૦ કાર્બનની બે પટ્ટી વચ્ચે થતો વીજળીનો દીવો; 'આર્ક લૅંપ' [પ. વિ.]

**ચાપચીપ** સ્ત્રી૦ ટાપટીપ (૨) ચીકણાઈ; દોઢડહાપણ

**ચાપટ** સ્ત્રી૦ [સં. ચંપટ] લપડાક; તમાચો

**ચાપટ** અ૦ ['ચપટ' ઉપરથી] પલાંઠી વાળીને (બેસવું)

**ચાપડો** પું૦ ચપટ-સજ્જડ રાખે એવો બંધ - પટો (૨) ગોળ નહિ પણ ચપટા પત્તા પર વીંટેલો દોર (પતંગનો)

**ચાપણિયું** ન૦ રામપાતર

**ચાપલૂસી** સ્ત્રી૦ [फा.] ખુશામત (૨) ચીપી ચીપીને બોલવું તે; ચબાવલાપણું

**ચાપલ્ય** ન૦ [સં.] ચપળતા (૨) સાહસ; અવિચારી કામ

**ચાપવું** ન૦ ચોપું; હાથ કે પગની આંગળીઓવાળો ભાગ (૨) કાનની બૂટ (૩) કાનનું એક ઘરેણું

**ચાપાચીપ** સ્ત્રી૦ જુઓ ચાપચીપ

**ચાપાણી** (ચા') ન૦બ૦વ૦ ચા કે ચા સાથેનો નાસ્તો (૨) સ્વાગત કે વિદાયની મિજલસ

**ચાપુ** ન૦ ચપ્પુ; ચાકુ

**ચાપું(-પ્પું)** ન૦ પગનું ચાપવું

**ચાબખો** પું૦ [फा. चाबुक ઉપરથી] કોરડો (૨) અસંસ્કારક-માર્મિક વચન [લા.]

**ચાબુક** પું૦ [फा.] પાતળી દોરીનો કોરડો

**ચામ** ન૦ [સં. ચર્મ] ચામડી; ચામડું

**ચામઠું** ન૦ ચાઠું; સોળ

**ચામડ** વિ૦ ચામડા જેવું ચીકણું

**ચામડિયણ** સ્ત્રી૦ ચામડિયાની સ્ત્રી

**ચામડિયો** પું૦ ચામડાં ઉતારવાં-કેળવવાનું કામ કરનારો કે તેની નાતનો; ચમાર

**ચામડી** સ્ત્રી૦ [જુઓ ચામ] ત્વચા (શરીર પરની). ૦**ચોર** પું૦, ૦**રખું** વિ૦ કામમાં પોતાની જાત સંભાળ્યા કરે તેવું; કામ ન કરનારું

**ચામડું** ન૦ ઢોરની ઉતારેલી ખાલ (કેળવેલી કે ન કેળવેલી (૨) ચામડી (તુચ્છકારમાં)

**ચામર** પું૦; ન૦ [સં.] ચમ્મર; ચમરી (૨) એક છંદ [નાનું પ્રાણી

**ચામાચીડિયું** ન૦ વાગોળની જાતનું એક

**ચામાચેણ** સ્ત્રી૦ છછુંદર (૨) ચામાચીડિયું

**ચામોદિયું** વિ૦ નખરાખોર (૨) અડપલું; ચાંદલું (૩) ન૦ નખરું (૪) અડપલું

**ચામોદી** સ્ત્રી૦ નખરાંખોરી (૨) ચાંદવો સ્વભાવ

**ચાર** પું૦ [સં.] જાસૂસ (૨) ખેપિયો

**ચાર** (૨,) સ્ત્રી૦ [પ્રા. चारि] લીલું ઘાસ; ચારો

**ચાર** વિ૦ [સં. चत्वारि; સર૦ फा. चहार] '૪' (૨) થોડુંઘણું; કાંઈક ગણનામાં લેવા જેટલું (જેમ કે તે ચાર પૈસા કમાયો છે; આટલાથી ચાર માણસમાં આબરૂ રહી.) (૩) થોડું; અલ્પ (જેમ કે ચાર દિવસનું ચાંદરણું). [૦**આંખ થવી, કરવી** = ચરમાં આવવાં (૨) ગુસ્સે થવું (૩) સામસામી આંખો મળવી. **ચારે હાથ હોવા** = કૃપાદૃષ્ટિ હોવી.]

**ચારખૂણિયું** વિ૦ ચાર ખૂણાવાળું

**ચારખૂંટ** વિ૦ (૨) અ૦ ચોખૂંટ

**ચારણ** વિ૦ [સં.] રાજાનાં ગુણકીર્તન અને વખાણ કરવાનો ધંધો કરનારી એક જાતિનું (૨) પું૦ એ જાતિનો માણસ. ૦**કાવ્ય** ન૦ 'બૅલડ'.-**ણી** વિ૦ ચારણનું, -ને લગતું (૨) સ્ત્રી૦ ભાટચારણની કવિતાની ભાષા (૩) ચારણ સ્ત્રી

**ચાર ધામ** ન૦બ૦વ૦ હિંદુઓનાં ચાર મુખ્ય તીર્થો–જગન્નાથપુરી, સેતુબંધ રામેશ્વર, દ્વારકા, બદરી-કેદાર
**ચાર પદાર્થ** પું૦ બ૦વ૦ જીવનના ચાર મુખ્ય પુરુષાર્થ–ધર્મ, અર્થ, કામ, મોક્ષ
**ચારપાઈ** સ્ત્રી૦ [હિં.] ખાટલો [ચલાવવું
**ચારવું** સ૦ ક્રિ૦ (ઢોર) ચરાવવું(૨)સોગટું
**ચારસો વીસ** વિ૦ સ્ત્રી૦ પીનલકોડની ૪૨૦મી કલમ – છેતરપિંડી, દગાબાજી, ઇ૦ માટે (૨) વિ૦ તેવા ગુના કરનારું
**ચારિત્ર(–ત્ર્ય)** ન૦[સં.] આચરણ(૨)શીલ; સદાચાર. **૦બળ** ન૦ ચારિત્રનું બળ
**ચારિયું** વિ૦ જેમાં માત્ર ચાર થતી હોય તેવું(ખેતર)(૨)ફક્ત ચાર – ઘાસ પામનારાં ઢોરનું (ઘી) (૩) ન૦ ચાર વાઢી લાવનાર માણસ (૪) ચાર બાંધવાનું વસ્ત્ર
**ચારુ** વિ૦ [સં.] સુંદર; મનોહર
**ચારો** પું૦['ચરવું' 'ચારવું' ઉપરથી] પશુ-પંખીનો ખોરાક; ભક્ષ [ચલણ[લા.]
**ચારો** પું૦ [फा.] ઇલાજ; ઉપાય(૨) સત્તા;
**ચારોળી** સ્ત્રી૦ એક સૂકો મેવો
**ચાર્વાક** પું૦ [સં.] નાસ્તિક મતનો પ્રવર્તક (૨) દુર્યોધનનો એક મિત્ર; એક રાક્ષસ
**ચાલ** સ્ત્રી૦ જુઓ ચાલી
**ચાલ** પું૦ ['ચાલવું' પરથી] રિવાજ (૨) સ્ત્રી૦ચાલવાની પદ્ધતિ હીંડછા; ચાલવાની ગતિ (૪) (રમતમાં) કૂટી વગેરે ચલાવવી તે કે તેનો દાવ (૫)ચાલચલગત; વર્તણૂક
**ચાલક** વિ૦ [સં.] ચલાવનારું; પ્રવર્તક
**ચાલચલગત** સ્ત્રી૦, **ચાલચલણ** ન૦ વર્તણૂક (૨) ચારિત્ર; શીલ
**ચાલણગાડી** સ્ત્રી૦ છોકરાંને ચાલતાં શીખવવાની ગાડી
**ચાલતી** સ્ત્રી૦ ચાલતા થવું તે
**ચાલન** ન૦ [સં.] ચલાવવાની ક્રિયા; એક વસ્તુને એક જગાએથી બીજી જગાએ લઈ જવી–મૂકવી તે (૨) હલાવવું તે
**ચાલબાજી** સ્ત્રી૦ કૂટી ઇ૦ ચલાવવાની રીત કે હોશિયારી (૨) પ્રપંચ; ચાલાકી [લા.]
**ચાલવું** અ૦ ક્રિ૦ [સં. चल्] હીંડવું (૨) કોઈ યંત્ર ગતિવાળું કે ક્રિયાવાન થવું (કારખાનું, સંચો)(૩) નિર્વાહ થવો;નભવું (આમ આપણું ક્યાં સુધી ચાલશે?) (૪) ટકવું; પહોંચવું (આટલા ઘઉં ઘણા દિવસ ચાલશે) (૫) કહ્યાનો અમલ થવો; સત્તા હોવી (એનું કંઈ ચાલતું નથી) (૬) વર્તવું; અનુસરવું (મારા કહ્યા પ્રમાણે ચાલશો, તો સુખી થશો) (૭) બસ–પૂરતું થવું (આમાં આટલું દૂધ ચાલશે)(૮)કોઈ પણ પ્રવૃત્તિનું ગતિમાન થવું કે હોવું [લા.] (અહીં મસલત ચાલે છે)(૯) વ્યવહારમાં– અત્યારે ઉપયોગમાં હોવું (અહીં આ પુસ્તક નથી ચાલતું; અહીં બાબાશી રૂપિયો ચાલે છે)
**ચાલાક** વિ૦ [फा.] ચતુર; હોશિયાર (૨) ધૂર્ત. **–કી** સ્ત્રી૦ ચાલાકપણું
**ચાલી** સ્ત્રી૦ પાયડીપને બાંધેલી અનેક ઓરડીઓવાળી ઇમારત
**ચાલુ** વિ૦ચાલતું; જારી(૨)હાલનું;વર્તમાન
**ચાવડી** સ્ત્રી૦ [ચાર+વાટ] પોલીસથાણું;ગેટ
**ચાવડું** ન૦ અનાજ વાવવા – ઓરવાનું સાધન; ચાડેર [ચવાણું
**ચાવણું** ન૦ ['ચાવવું'] કાચુંકોરું ખાવાનું;
**ચાવલ** પું૦ બ૦વ૦ [દે. चाउल] ચોખા
**ચાવલાં** ન૦બ૦વ૦ નખરાં; હાવભાવ (૨) મલાવડાં [માટે દાંત વતી કચરવું
**ચાવવું** સ૦ ક્રિ૦ [સં. चर्व्] (અન્નને) ખાવા
**ચાવળું** વિ૦ દોઢડહાપણ કરનારું (૨) ચાંપલું; ચિબાવલું
**ચાવી** સ્ત્રી૦ [पो.] કૂંચી (૨) ઉપાય [લા.]
**ચાષ(–સ)** પું૦ [સં.] એક પક્ષી
**ચાસ** પું૦ [દે. चास] ખેડવાથી પડતો લાંબો આંકો. **૦ણી** સ્ત્રી૦ ચાસવાની ક્રિયા
**ચાસણી** સ્ત્રી૦ [फा. चाशनी=શરબત] ઉકાળીને કરાતું ખાંડનું પ્રવાહી(૨) કસોટી
**ચાસત** વિ૦ (૨) અ૦ જુઓ ચાહત
**ચાસવું** અ૦ક્રિ૦ ચાસ પાડવા
**ચાસિયા** વિ૦ બ૦ વ૦ ['ચાસ' ઉપરથી]

પાણી પાયા વિના ઊગેલા (ઘઉં). -સું વિ૦ ચાસના જેવા સળ પડ્યા હોય એવું; 'ફરેરાડ' [વ. વિ.]
ચાહ પું૦ ['ચાહવું' પરથી] પસંદગી; ઇચ્છા (૨) પ્યાર; હેત. ૦ક વિ૦ ચાહનાર; હેતાળ
ચાહત વિ૦ (૨) અ૦ જાહેર-ઉઘાડું
ચાહના સ્ત્રી૦ જુઓ ચાહ [કરવો
ચાહવું સ૦ક્રિ૦ [પ્રા. चाह] ઇચ્છવું (૨) પ્રેમ
ચાહે [ચાહવું પરથી] ઇચ્છા મુજબ; મરજીમાં આવે તેમ. ('ચાહે તે કર' ઇ૦ પ્રયોગમાં)
ચાળ સ્ત્રી૦['ચાળવું' ઉપરથી] અંગરખાનો છાતી નીચેનો ઘેર (૨) ચાળવું તે
ચાળણ ન૦ ચળામણ
ચાળણી સ્ત્રી૦ [સં. चालनी] ચાળવાનું બારીક છિદ્રોવાળું સાધન. -ણો પું૦ મોટાં છિદ્રવાળી કે મોટી ચાળણી
ચાળવણી સ્ત્રી૦ ચાળવવું તે
ચાળવવું સ૦ક્રિ૦ ['ચાળવું'નું પ્રેરક] અવારનવાર ઉથલાવવું-ફેરબદલ કરવું (૨) સંચારવું (છાપરું) (૩) એક ઉપર બીજું દોઢવાનું આવે એમ ગોઠવવું કે સીવવું (૪) જુદી જુદી રીતે ઉપયોગ કરવો (૫) ચારવું (બાજીમાં); ફૂટી ચલાવવી
ચાળવું સ૦ક્રિ૦ [સં. चालन] ચાળણી વડે ચોખ્ખું કરવું (૨) સંચારવું (છાપરું) (૩) સારું માઠું વીણી અલગ કરવું
ચાળા પું૦બ૦વ૦ મશ્કરી ખાતર કોઈનું અનુકરણ-નકલ કરવી તે (૨) હાવભાવ; નખરાં; અંગચેષ્ટા (૩) અડપલાં; તોફાન. ૦ચસકા પું૦ બ૦વ૦ નખરાં; હાવભાવ (૨) આનાકાની
ચાળીસ વિ૦ [चत्वारिंशत्] '૪૦'
ચાળીસાં ન૦બ૦વ૦ ચાળીસ વર્ષે આવતાં ચશ્માં કે તેવી આંખની સ્થિતિ
ચાળો પું૦ ચાળાનું એ૦વ૦ (૨) લક્ષણ; નિશાની; એંધાણ
ચાંઈ (૦) વિ૦ ચરમિંદુ (૨) સ્ત્રી૦ નાનો ચાંલ્લો
ચાંઉ કરવું, કરી જવું = પચાવી પાડવું; અયોગ્ય રીતે લઈ લેવું-ખાઈ જવું
ચાંગળું (૦) ન૦ ચાર આંગળાંની અંજલિ
ચાંચ (૦) સ્ત્રી૦ [સં. चञ्चु] પક્ષીઓનું અણિયાળું મોં (૨) તેના આકારની વસ્તુ (પાઘડીની ચાંચ)
ચાંચડ (૦) પું૦ એક જંતુ
ચાંચલ્ય ન૦ [સં.] ચંચળતા
ચાંચવું (૦) ન૦ ચાંચવાળું, અનાજમાં પડતું એક જીવડું (૨) વિ૦ બહુ બોલ બોલ કરનારું
ચાંચવો (૦) પું૦ ['ચાંચ' ઉપરથી] જમીન ખોદવાનું હથિયાર; તીકમ
ચાંચાટવું (૦) અ૦ક્રિ૦ ચાંચો મારવી
ચાંચિયો (૦) પું૦ [चाञ्च = અરબી સમુદ્રનો એક બેટ] દરિયાઈ લુટારો [ચંડાળ
ચાંડાલ [સં.], (-ળ) વિ૦ (૨) પું૦ જુઓ
ચાંદ (૦) પું૦ [સં. चंद्र] ચાંદો (૨) ચંદ્રક; બિલ્લો. ૦રાત સ્ત્રી૦ સુદ બીજ
ચાંદની (૦) સ્ત્રી૦ [જુઓ ચંદની] ચંદ્રનો પ્રકાશ (૨) ચંદરવો
ચાંદરડું (૦) ન૦ [સં. चंद्र ઉપરથી] તારાઓના ઝાંખો પ્રકાશ (૨) ચાંદની (૩) ઝીણા કાણામાંથી પડતું અજવાળાનું ચાંદું. -ણી વિ૦ ચાંદરણાવાળી (૨) સ્ત્રી૦ તારો (૩) ચાંદરણું. -ણું ન૦ જુઓ ચાંદરડું
ચાંદરું (૦) વિ૦ ધોળા ચાંદાવાળું (૨) નિરંકુશ; મસ્તાની [લા.]
ચાંદલાવહેવાર (૦) પું૦ [ચાંલ્લો + વહેવાર] શુભ પ્રસંગે નાણાંની ભેટ આપવા લેવાનો વહેવાર-સંબંધ; ચાંલ્લાવહેવાર
ચાંદલિયો (૦) પું૦ ચાંદો [પ.]
ચાંદલો (૦) પું૦ ['ચાંદ' ઉપરથી] ચાંલ્લો. [ચાંદલે ચોંટવું = (સ્ત્રીને) નસીબમાં લખાવું; પાલવે પડવું]
ચાંદવું (૦) વિ૦ [જુઓ ચાંદરું] અટપલાંખોર; અટકચાળું (૨) ન૦ અડપલું; અટકચાળું
ચાંદાયેલું (૦) વિ૦ કાટવાળું કે ગૂમડાંનાં ચાંદાંવાળું
ચાંદી (૦) સ્ત્રી૦ એક ધાતુ; શુદ્ધ રૂપું
ચાંદી સ્ત્રી૦ [ચાંદું] એક ચેપી રોગ

**ચિપાસિયું** વિ૦ કંજૂસ (૨) વાતને ચોળીને ચીકણું કરવાની ટેવવાળું; ચીકણું ને દીર્ઘસૂત્રી
**ચિબાવલું** વિ૦ જુઓ ચબાવલું
**ચિબુક** સ્ત્રી૦ [સં.] હડપચી; દાઢી
**ચિબોળવું** સ૦ક્રિ૦ જુઓ ચીબોળવું
**ચિમળાવવું** સ૦ક્રિ૦ 'ચીમળાવું', 'ચીમળવું'નું પ્રેરક
**ચિમાવવું** સ૦ક્રિ૦ 'ચિમાવું'નું પ્રેરક
**ચિમાવું** અ૦ક્રિ૦ ચુમાવું; અમુક વસ્તુ પોતાની પાસે નહિ હોવાથી મનમાં બળવું કે શરમાવું (૨) તે મેળવવાની ઇચ્છાથી તાકીતાકીને જોવું
**ચિમોડિયું** ન૦ જિંગોડો [સુ.]
**ચિમોડી** સ્ત્રી૦ ચિમોડિયું
**ચિર** વિ૦ [સં.] લાંબું (સમય માટે) (૨) લાંબા વખતનું (૩) અ૦ લાંબા વખત સુધી. **૦કાલ(-ળ)** પું૦ લાંબો સમય. **૦કાલીન** વિ૦ [સં.] લાંબા વખતનું–જૂનું. **૦સ્થાયી** વિ૦ [સં.] દીર્ઘકાળ સુધી ટકી રહે એવું. **૦સ્મરણીય** વિ૦ ચિરકાળ યાદ રાખવા યોગ્ય. **-રંજીવ** વિ૦ [સં.] લાંબા આવરદાવાળું (૨) પું૦ પુત્ર. **-રંજીવિની** વિ૦ સ્ત્રી૦ [સં.] લાંબા આવરદાવાળી (૨) સ્ત્રી૦ પુત્રી. **-રંજીવી** વિ૦ [સં.] જુઓ ચિરંજીવ. **-રંતન** વિ૦ [સં.] ચિરકાલીન; જૂનું; પ્રાચીન
**ચિરાઈ** સ્ત્રી૦ ચીરવાનું મહેનતાણું
**ચિરાગ** પું૦ [ફા.] દીવો; બત્તી (૨) રાગ; દીવાની જ્યોત
**ચિરાડો** પું૦ જુઓ ચીરો
**ચિરામણ** ન૦; **-ણી** સ્ત્રી૦ જુઓ ચિરાઈ
**ચિરાવવું** સ૦ક્રિ૦, **ચિરાવું** અ૦ક્રિ૦ 'ચીરવું'નું પ્રેરક અને કર્મણિ
**ચિરૂટ** પું૦; સ્ત્રી૦ [इं.] તમાકુના પાનનો જ વાળેલો મોટો ટોટો–એક પ્રકારની બીડી
**ચિરોડી** પું૦ એક જાતનો પોચો પથ્થર
**ચિલગોજા** ન૦ [फा.] એક મેવો–ફળ
**ચિહ્ન** ન૦ [સં.] નિશાની (૨) 'સાઇન' [ગ.]
**ચિંગુ(-ગૂસ)** વિ૦ બહુ કરકસરિયું; કંજૂસ (૨) મીંઢું
**ચિંત** સ્ત્રી૦ [જુઓ ચિંતા] ફિકર (૨) વિચાર
**ચિંતક** વિ૦ [સં.] ચિંતન કરનારું (૨) પું૦ વિચારક; ફિલસૂફ
**ચિંતન** ન૦ [સં.] વિચાર; મનન. **-નાત્મક** વિ૦ [સં] વિચાર–મનનથી ભરેલું. **-નીય** વિ૦ ચિંતન કરવા જેવું
**ચિંતવન** ન૦ [ચિંતવવું] ચિંતન
**ચિંતવવું** સ૦ક્રિ૦ [સં. चिंत्] મનન કરવું; વિચારવું
**ચિંતા** સ્ત્રી૦ [સં.] ફિકર (૨) વિચાર. **૦કુલ** [સં.], **(-ળ)** વિ૦ ચિંતાથી આકુળ થયેલું–ગભરાયેલું. **૦તુર** વિ૦ [+આતુર] ચિંતાથી વ્યાકુળ. **૦મણિ** પું૦ [સં.] ચિંતવેલું આપે તેવો મણિ. **-તિત** વિ૦ [સં.] વિચારેલું; ધારેલું. **-ત્ય** વિ૦ [સં.] ચિંતનીય
**-ચી** [તુર્કી] 'વાળું' એ અર્થનો નામને લાગતો પ્રત્યય. ઉદા૦ મસાલચી; તોપચી
**ચીક** પું૦; સ્ત્રી૦ વનસ્પતિનાં ફળ, ડાંખળાં વગેરેમાંથી નીકળતું ચીકણું પાણી અથવા દૂધ
**ચીકટ** વિ૦ ચીકણું (૨) તેલ ઇત્યાદિના પાસવાળું (૩) ન૦; સ્ત્રી૦ ચીકાશ (૪) ચીકાશવાળી વસ્તુ (ઘી તેલ વગેરે) કે પદાર્થમાં હોતું તેલી તત્ત્વ; 'ફૅટ'. **-ટાવું** અ૦ ક્રિ૦ ચીકટવાળું થવું; તેલ વગેરેથી ખરડાવું (૨) ચીકટવાળો પદાર્થ ખાવામાં આવવાથી રોગ કે ગૂમડાનું વીફરવું. **-ટું** વિ૦ ચીકટવાળું
**ચીકણાઈ(-શ)** સ્ત્રી૦ ચીકણાપણું
**ચીકણું** વિ૦ [સં. चिक्कण] ચોંટી રહે તેવું (૨) [લા.] ચિંગૂસ; કંજૂસ (૩) ચાપચીપિયું; દોઢડાહ્યું
**ચીકાશ** સ્ત્રી૦ ચીકણાઈ
**ચીકી** સ્ત્રી૦ નાની ચકતી પેઠે (ગોળ ખાંડની ચાસણીથી કરાતી) એક મીઠી વાની
**ચીકુ** ન૦ એક ફળઝાડ (૨) એનું ફળ
**ચીચવાટો(-ડો)** પું૦ [રવ૦] ચીસ; બુમાટો

**ચીચવાનું** અ૦ક્રિ૦ [રવ૦] ટળવળવું
**ચીચવું** અ૦ ક્રિ૦ [રવ૦] ચીસ પાડવી; ચી ચી અવાજ કરવો
**ચીચવો** પું૦[રવ૦] અણીદાર ઊભા લાકડા પર એક આડી મૂકી હીંચાતા ગોળ ફરવાનું રમતનું સાધન
**ચાચી** અ૦ [રવ૦] [ગાયન
**ચીજ(–ઝ)** [ફા.] સ્ત્રી૦ વસ્તુ (૨) સરસ
**ચીટકવું** સ૦ ક્રિ૦ ચોટવું; વળગવું
**ચીટકી** સ્ત્રી૦ [રવ૦] ચપટી
**ચીટું** વિ૦ ચીકણું; ચીકટવાળું (૨) ન૦ ઘી તાવ્યા પછી નીચે ઠરતો કચરો–કીટું
**ચીડ** ન૦ હિમાલય તરફ થતું એક ઝાડ
**ચીડ (ડ')** સ્ત્રી૦ ગુસ્સો; રીસ (૨) સખત અણગમો. ૦વવું સ૦ ક્રિ૦ ગુસ્સે કરવું; ખીજવવું. ૦વાવું અ૦ ક્રિ૦ ખિજાવું; ચિડાવું. ૦વું અ૦ક્રિ૦ચિડાવું; ગુસ્સે થવું. –ડિયું વિ૦ સહેજમાં ચિડાઈ જતું (૨) ન૦ છાછિયું; ગુસ્સે થવું
**ચીડિયું** ન૦ ચકલું; પક્ષી
**ચીણ** સ્ત્રી૦[જુઓ ચીણવું]સ્ત્રીઓની કોટનું એક જાતનું ઘરેણું (૨) ઘાઘરાના નેફા આગળની કરચલીઓ
**ચીણવું** સ૦ક્રિ૦ [સં. ચિ] ચીણ ભરવી (૨) કણે કણે ખાવું; ચાંચ વડે ખાવું
**ચીણો** પું૦ [પ્રા. ચીળ] એક જાતનું અનાજ
**ચીત** વિ૦ પીઠ પર પડેલું; ચત્તું (કુસ્તીમાં)
**ચીત** ન૦ [સં. ચિત્ત] ચિત્ત. ૦ડું ન૦ ચિત્ત
**ચીતરવું** સ૦ક્રિ૦ ચિત્ર કાઢવું; આલેખવું (૨) જેમ તેમ લખી કાઢવું
**ચીતરી** સ્ત્રી૦ સૂગ કે અણગમાની કંપારી
**ચીતરો (–ળ)** પું૦[સં. ચિત્રક] ચિત્તો; એક જાતનો સાપ; ચીતળો [ફાચરો
**ચીતળ** સ્ત્રી૦ [જુઓ ચિતાળ] લાકડાનો
**ચીતળ** સ્ત્રી૦ સ્ત્રીઓની કોટનું એક ઘરેણું (૨) ચપટી પહોળી બંગડી; પાટલી
**ચીતળી** સ્ત્રી૦ જુઓ ચીતરી
**ચીતળો** પું૦ [પ્રા. ચિત્તલિ] એક જાતનો સાપ, ચીતરો

**ચીત્કાર** પું૦ [સં.] ચિત્કાર; ચીસ
**ચીથડું** ન૦ ચીથરું. –રી સ્ત્રી૦, –રું ન૦, –રેહાલ વિ૦ જુઓ ચીંથરી ઇ૦.
**ચીન** પું૦[સં.]હિન્દુસ્તાનની ઉત્તરે આવેલો એક દેશ
**ચીનવું(ન')** સ૦ક્રિ૦ જાણવું; ઓળખવું
**ચીનાંશુક** ન૦ [સં.] ચીનનું રેશમી કાપડ
**ચીની** વિ૦ ચીન દેશનું,–ને લગતું (૨)સ્ત્રી૦ એક જાતની સફેદ માટી (૩)ચીન દેશની ભાષા. ૦કબાલા પું૦ [+સં. કક્કોલ; અ. કબાબ] એક વનસ્પતિનાં બીજ–ઓષધિ. ૦કામ ન૦ચીની માટીનું કામ(૨)કાચનું કામ. –નો પું૦ ચીન દેશનો વતની
**ચીપ** સ્ત્રી૦ [જુઓ ચીપવું] લાંબી ચપટી પટી; ચીપટ (૨) પત્તાં ચીપવાનું કામ કે તેની વારી. ૦ટ સ્ત્રી૦ ચીપ; પટી
**ચીપટી** સ્ત્રી૦ જુઓ ચપટી. –ટો પું૦ જરા મોટી ચપટી; ચપટો
**ચીપડું** ન૦ સુકાઈ ગયેલો આંખનો મેલ; ચીપડો. –ડો પું૦ આંખનો મેલ; પીઓ
**ચીપણી** સ્ત્રી૦. –ણું ન૦ પત્તાંની ચીપ (કંઈક તુચ્છકારમાં)
**ચીપવું** સ૦ક્રિ૦ [દે. ચિપ્પ] દાબી ખેંચીને ચીપ બનાવવી (૨) સફાઈથી ઠીક કરીને ગોઠવવું (જેમ કે ધોતિયાની પાટલી, ગંજીફાનાં પાનાં, બોલવાની ઢબ ઇ૦) (૩)ગંજીફાનાં પત્તાંને છૂટાં પાડવા ઉપરતળે કરવાં (૪) (વાતને) ચોળીને લાંબી કરવી
**ચીપાચીપ** સ્ત્રી૦ વારંવાર ચીપવાની ક્રિયા
**ચીપિયો** પું૦ ['ચીપ' ઉપરથી] દેવતા વગેરે ઝાલવાની પકડ; ચીમટો
**ચીબડી** સ્ત્રી૦ [રવ૦] એક પક્ષી
**ચીબડું** વિ૦ ચીબું; ચપટું
**ચીબરી** સ્ત્રી૦ જુઓ ચીબડી
**ચીબું** વિ૦[સં. ચિપિટ=ચપટું નાક]બેઠેલા–ચપટા નાકવાળું [ન૦ એનું ફળ
**ચીભડી** સ્ત્રી૦[સં. ચિર્ભટિકા]એક વેલો.–ડું
**ચીમટી** સ્ત્રી૦ [દે. ચિમ્ટ] ચીપટી (૨) ચૂંટી. –ટો પું૦ ચીપટો(૨) ચૂંટલો (૩)ચીપિયો

**ચીમની** સ્ત્રી૦ [ઇં.] ધુમાડિયું (૨) ફાનસની બત્તીનું રક્ષણ કરનારી કાચની નળી-ગોળો
**ચીમળવું** સ૦ક્રિ૦ ચીંબોળવું; આમળવું (કાન)
**ચીમળાવું** અ૦ક્રિ૦ ['ચીમળવું' ઉપરથી] કરમાવું (૨) મનમાં બળ્યા કરવું; ઝૂરવું (૩) 'ચીમળવું'નું કર્મણિ
**ચીર** સ્ત્રી૦ [ચીરવું] ચીરી (૨) ફાડ; તરડ
**ચીર** ન૦ [સં.] સ્ત્રીઓનું એક રેશમી વસ્ત્ર (૨) વલ્કલ (૩) કોઈ કીમતી વસ્ત્ર (પ્રાયઃ કટાક્ષમાં)
**ચીરવું** સ૦ ક્રિ૦ [સર૦ સં. चीर्णि] ફાડવું; કાપવું (૨) વચ્ચેથી બે ભાગ કરવા; સોંસરું કે આરપાર જાય એમ કરવું (જેમ કે, ચીરીને જવું) (૩) ઘરાક પાસેથી ખૂબ ભાવ લેવો [લા.]
**ચીરિયાં** ન૦બ૦વ૦ કેરીની ચીરીનું અથાણું. **-યું** ન૦ ફાડ; ચીરી (૨) (પ્રાયઃ કેરીનો) અથાણાનો કકડો
**ચીરી** સ્ત્રી૦ ચીર; નાની પાતળી ફાડ-કકડો
**ચીરો** પું૦ લાંબો પાતળો કકડો (ચીરીને પાડેલો) (૨) ફાટ; તરડ; કાપ
**ચીલ** સ્ત્રી૦ વનસ્પતિમાંથી દૂઝતો ચીકણો રસ; ચીક (૨) એક ભાજી
**ચીલ** સ્ત્રી૦ [સં. चिल्ल] સમડી. **૦ઝડપ** સ્ત્રી૦ સમડી પેઠે ઝટ ઝડપવું તે
**ચીલો(ચી')** પું૦ [દે. चिल्लय] ગાડાવાટ.-ચરડ (૨) રિવાજ; રૂઢિ [લા.]
**ચીવટ** સ્ત્રી૦ કાળજી
**ચીવર** ન૦ [સં.] વસ્ત્ર; કપડું (૨) ફાટેલું કપડું; કંથા (૩) ભિક્ષુઓનું અંગવસ્ત્ર
**ચીસ** સ્ત્રી૦ [દે. चीहाडी] તીણી બૂમ; રાડ. **-સાચીસ** સ્ત્રી૦ ઉપરાઉપરી ચીસો પાડવી તે
**ચીંચીં** અ૦ [રવ૦] (ચકલાંનો)
**ચીંથરિયું** વિ૦ ફાટયાં તૂટયાં વસ્ત્ર પહેર્યાં હોય તેવું
**ચીંથરી** અ૦ નાનું ચીંથરું; ચીંદરડી. **-રું** ન૦ ફાટી ગયેલું કપડું કે કકડો. **-રેહાલ** વિ૦ ફાટયાંતૂટયાં વસ્ત્ર પહેર્યાં હોય એવું (૨) છેક જ ગરીબ [લા.]
**ચીંદરડી** સ્ત્રી૦ લૂગડાની લાંબી પટી. **-ડો** પું૦ મોટી ચીંદરડી
**ચીંદરી** સ્ત્રી૦ જુઓ ચીંદરડી
**ચીંધવું** સ૦ ક્રિ૦ [સં. चिह्न; પ્રા. चिंध] આંગળી કરીને દેખાડવું (૨) ફરમાવવું
**ચીંબોળવું** સ૦ક્રિ૦ આમળવું; ચીમળવું (કાન)
**ચુકાદો** પું૦ ['ચૂકવવું' ઉપરથી] ફેંસલો
**ચુકાવવું** સ૦ક્રિ૦, **ચુકાવું** અ૦ક્રિ૦ 'ચૂકવું'-નું પ્રેરક ને કર્મણિ
**ચુગલ** વિ૦ [તુર્કી चुग़ुल; फा. चुग़ुल] ચુગલ-ખોર (૨) સ્ત્રી૦ પીઠ પાછળ કરેલી નિંદા. **૦ખોર** વિ૦ ચુગલી કર્યા કરનારું. **-લી** સ્ત્રી૦ ચુગલ. **-લીખોર** વિ૦ ચુગલખોર
**ચુડેલ** સ્ત્રી૦ ડાકણ
**ચુનંદા(-દું)** વિ૦ [फा.] ખાસ પસંદ કરેલું; ઉત્તમ
**ચુનાઈ** વિ૦ ચૂનાનું; ચૂના સંબંધી. **-રું** ન૦ ચૂનાનો કેલ ભરવાનું તગારું. **-રો** પું૦ ચૂનો પકવનાર (૨) ચૂનાથી ધોળનાર કડિયો (૩) ચુનારાની ન્યાતનો માણસ
**ચુનાળું** વિ૦ ચૂનો દીધેલું; ધોળેલું (૨) ચૂનાનું (૩) ન૦ કડિયાનું એક ઓજાર-લેલું
**ચુપ** વિ૦ [સં. चुप् = ચૂપકીથી ચાલવું] શાંત કે મૂક (૨) અ૦ શાંત કે મૂક રહેવા સૂચવતી નિશાની કે ઉદ્ગાર. **૦કી, ૦કીદી** સ્ત્રી૦ શાંતિ; મૌન. **૦ચાપ, -પાચુપ** અ૦ કંઈ પણ અવાજ કર્યા વિના; છાનામાના
**ચુમકાવવું** સ૦ક્રિ૦ ચુંબક બનાવવું [પ.વિ.]
**ચુમાવું** સ૦ક્રિ૦ ચિમાવું; મરજી વિરુદ્ધ શાંત થવું (૨) મનમાં બળવું
**ચુલેતરું** ન૦ પાટલીને જડેલી ધારિયા-ઘાટની પાળી; ચૂલિયું. **-રો** પું૦ કેરી કાપવાનું ઓજાર; સૂડો
**ચુલ્લિકા** સ્ત્રી૦ [સં.] ચૂલો
**ચુસણિયું** વિ૦ ચૂસવાના સ્વભાવવાળું (૨) ન૦ બાળકને ચૂસવાનું રમકડું; ધાવણી
**ચુસાડ(-ર)વું** સ૦ ક્રિ૦ 'ચૂસવું'નું પ્રેરક
**ચુસાવું** અ૦ ક્રિ૦ 'ચૂસવું'નું કર્મણિ
**ચુસ્ત** વિ૦ [फा.] આગ્રહી; દૃઢ (૨) તંગ; સક્કસ
**ચુંગ(-ગા)લ** સ્ત્રી૦ [फा.] પંજો (૨) એની કે એવી મજબૂત પકડ; સકંજો [લા.]

**ચુંગી** સ્ત્રી૦ તમાકુ પીવાની નળીના આકારની ચલમ
**ચુંગી** સ્ત્રી૦ દાણ; જકાત
**ચુંબક** વિ૦ [સં.] ચુંબન કરનારું (૨) પોતાની તરફ આકર્ષનારું (૩) ન૦ ચુંબક વસ્તુ. ઉદા૦ લોહચુંબક (૪) કંજૂસ. **–ન** ન૦ બચ્ચી. **–વું** સ૦ ક્રિ૦ [સં ચુંબ્] બચ્ચી કરવી
**ચુંબિત** વિ૦ [સં.] ચુંબેલું
**ચુંમાળાં** ન૦બ૦વ૦ ૪૪ વર્ષની ઉમ્મર થતાં આંખે ઝાંખ પડવી–નબળાઈ આવવી તે; ચૂંવાળાં. **–ળીસ** વિ૦ [પ્રા. ચઉઆલીસ; (સં. चतुश्चत्वारिंशत्)] '૪૪.' **–ળું** વિ૦ ૪૪ શેરનો મણ ગણાય તેવું; ચૂંવાળું (તોલ)
**ચુંમોતેર** વિ૦ [જુઓ ચૂંવોતેર] '૭૪'
**ચૂઓ** પું૦ ઉંદર
**ચૂક** સ્ત્રી૦ ['ચૂકવું' ઉપરથી] ભૂલ; કસૂર
**ચૂકતું** વિ૦ ચૂકવી દીધેલું (ઉદા૦ દેવું). **–તે** અ૦ ચૂકતું હોય એમ
**ચૂકવવું** સ૦ક્રિ૦ ચુકાવવું; ભુલાવવું; (૨) પતાવવું (કજિયો; દેવું)
**ચૂકવાવું** અ૦ક્રિ૦ 'ચૂકવવું'નું કર્મણિ રૂપ
**ચૂકવું** અ૦ ક્રિ૦ [પ્રા. चुक्क =ભૂલવું] ભૂલ કે ગફલત કરવી; ભૂલવું (૨) ચૂકતે થવું; પતવું (જેમ કે દેવું, કજિયો) (૩) બીજા ક્રિયાપદની સહાયમાં આવતાં, તે ક્રિયા કરી પરવારવું, એવો અર્થ બતાવે છે. જેમ કે, મારી ચૂક્યો; લખી ચૂક્યો ઇ૦ (૪) સ૦ ક્રિ૦ ખોવું (જેમ કે વખત, ગાડી, તક, અણી)
**ચૂગવું** સ૦ક્રિ૦ (પક્ષીનું) ચાંચ વડે ખાવું
**ચૂચવવું** અ૦ક્રિ૦ [રવ૦] ચૂચૂ અવાજ કરવો (પેંડા વગેરેએ)
**ચૂટકી** સ્ત્રી૦ ચપટી
**ચૂડ** સ્ત્રી૦ [દે.] આંટી; પકડ (સાપની)
**ચૂડગર** પું૦ [ચૂડી+ગર] ચૂડી વહેરનાર –ઉતારનાર; મણિયાર
**ચૂડલો** પું૦ જુઓ ચૂડો
**ચૂડા** સ્ત્રી૦ [સં.] ચોટલી (૨) મસ્તક (૩) શિખર
**ચૂડાઉતાર** વિ૦ ચૂડી પેઠે એકએકથી નાનું [હોય એવું
**ચૂડાકરણ, ચૂડાકર્મ** ન૦ [સં.] સોળ સંસ્કારમાંનો એક; વાળ ઉતારવા તે
**ચૂડાદાન** ન૦ પતિને બચાવી સ્ત્રીને ચૂડીઓ –સૌભાગ્ય આપવું તે (વૈદ્ય માટે)
**ચૂડામણિ** પું૦ [સં.] મુગટમાં જડેલો મણિ (૨) (સમાસને છેડે) તે વર્ગમાં ઉત્તમ; શ્રેષ્ઠ. ઉદા૦ નરચુડામણિ
**ચૂડી** સ્ત્રી૦ [દે. चूड] નાનો ચૂડો (૨) ગ્રામોફોનની જૂની ચૂડી-ઢબની રેકર્ડ. **૦કરમ** ન૦ પતિનું મરણ થતાં સ્ત્રીના હાથની ચૂડીઓ ભાગવી તે. **૦ગર** પું૦ જુઓ ચૂડગર. **–ડો** પું૦ [દે. चूड] સ્ત્રીઓના કાંડાનું એક ઘરેણું
**ચૂણ** સ્ત્રી૦ ['ચૂણવું' ઉપરથી] ખોરાકની શોધ (પક્ષીની) (૨) ચૂણી. **૦વું** સ૦ક્રિ૦ [સં. चि, પ્રા. चुण] જુઓ ચીણવું. **–ણી** સ્ત્રી૦ બાંયની કરચલી; ચીણ
**ચૂત** પું૦ [સં.] આંબો
**ચૂનવું** સ૦ ક્રિ૦ [જુઓ ચૂણવું] વીણવું; ચૂંટવું (૨) પસંદ કરવું
**ચૂનાગચ્ચી(–છી)** સ્ત્રી૦ ચૂનાનું મજબૂત ચણતર (૨) તેની બનાવેલી અગાસી; ધાબું
**ચૂની** સ્ત્રી૦ હીરાકણી (૨) ચૂનીવાળી નાકની નાની જડ
**ચૂનું** ન૦ કઠોળ ભરડતાં પડેલો ઝીણો ભૂકો
**ચૂનો** પું૦ [સં. चूर्ण; પ્રા. चुन्न] ચણવામાં વપરાતો પથ્થર મરડ વગેરેનો પકવેલો ભૂકો ['ચુપ'માં
**ચૂપ, ૦કી, ૦ચાપ, –પાચૂપ** અ૦ જુઓ
**ચૂસવું** સ૦ક્રિ૦ [સં. चुम्ब्] બચ્ચી કરવી
**ચૂમી** સ્ત્રી૦ બચ્ચી
**ચૂર** પું૦ ['ચૂરવું' પરથી] ચૂરો; ભૂકો. **૦ણ** ન૦ ભૂકો; ચૂરો (૨) ઔષધિનો ભૂકો. **૦મું** ન૦ ભોજનની એક વાની – છૂટો લાડુ. **૦વું** સ૦ ક્રિ૦ [સં. चूर्ण; પ્રા. चूर] ભૂકો કરવો. **–રી** સ્ત્રી૦ ચૂર; ઝીણો ચૂરો (જેવી કે સોપારીની). **–રો** પું૦ ભૂકો

**ચૂર્ણ** વિ૦ [સં.] ચૂરો થયેલું (૨) ન૦ ચૂરણ
**ચૂલ** (ચૂ'લ,) સ્ત્રી૦ [સં. चुल्लि] રસોઈ માટે ખોદેલો મોટો ચૂલો; તમણ
**ચૂલાશ(-સ)ગ(-ઘ)ડી** (ચૂ') સ્ત્રી૦ ચૂલાની પણ ગરજ સારે એવી સગડી
**ચૂલી** (ચૂ') સ્ત્રી૦ [સં. चुल्लि-ल्लीं] નાનો ચૂલો કે ચૂલ. **૦લો** પું૦ રાંધવા વગેરે માટે બળતણ ગોઠવવાં કરાતી જગા કે ગોઠવણ
**ચૂવાચંદન** ન૦ એક જાતની સુખડ
**ચૂવું** અ૦ક્રિ૦ [સં. च्युत; પ્રા. चुअ] ટપકવું; ગળવું (છિદ્રમાંથી)
**ચૂવો** પું૦ ચૂઓ; ઉંદર
**ચૂવો** પું૦ પાણી ચૂવે એવું છાપરામાંનું કાણું (૨)લાકડું કે કાચલી બાળતાં નીકળતો રસ
**ચૂસ** સ્ત્રી૦['ચૂસવું' ઉપરથી] ચૂસી ખાવું તે; શોષણ. **૦ણ** ન૦ ચૂસ(૨)વિ૦ ચૂસનારું. **૦ણનીતિ, ૦ણપદ્ધતિ** સ્ત્રી૦ પારકું ચૂસી ખાવાની પદ્ધતિ;'એક્સ્પ્લોઇટેશન'. **૦ણી** સ્ત્રી૦ધાવણી (૨) ચૂસી ખાવું તે
**ચૂસવું** સ૦ક્રિ૦ [સં. चूष्] મોં વડે રસ ખેંચવો (૨) નિઃસત્ત્વ કરવું [લા.]
**ચૂં** [રવ૦] અ૦ (ઉંદરનો અવાજ). [**ચૂં કે ચાં ન કરવું** = તદ્દન ચૂપ રહેવું; જરા પણ આનાકાની ન કરવી.]
**ચૂંક** સ્ત્રી૦ [સં. चुक्क] પેટની આંકડી (૨) નાની ખીલી; રેખ. **-કાવું** અ૦ક્રિ૦ (પેટમાં) ચૂંક આવવી (૨) મનમાં ગુપ્ત વાંધો હોવો-ના ગમવું [લા.]
**ચૂંખડું(-ળું)** વિ૦ (તેજથી અંજાઈ જાય તેવી) ઝીણી આંખોવાળું; મંદ દૃષ્ટિનું
**ચૂંચવાવું** અ૦ક્રિ૦ મનમાં ચુમાવું
**ચૂંચળું** વિ૦ જુઓ ચૂંખડું
**ચૂંચાં** ન૦ [રવ૦] ચૂં કે ચાં-જરા પણ બોલવું તે; સામો જવાબ આપવો તે (૨) આનાકાની
**ચૂંચું** વિ૦ જુઓ ચૂંખળું
**ચૂંચૂં** ન૦ [રવ૦] ઉંદરનો તેવો અવાજ
**ચૂંટ** સ્ત્રી૦ [જુઓ ચૂંટી] ખંજવાળ; વલૂર. **૦ણી** સ્ત્રી૦ ચૂંટવું તે; પસંદગી (૨) પ્રતિનિધિને ચૂંટવો તે;'ઇલેક્શન'. **૦લી** સ્ત્રી૦ ચૂંટી. **૦લો** પું૦ મોટી ચૂંટી. **૦વું** સ૦ક્રિ૦ [સં., પ્રા. चुंट्] તોડવું; ચૂંપવું (૨) પસંદ કરવું. **-ટાવવું** સ૦ક્રિ૦, **-ટાવું** અ૦ક્રિ૦ 'ચૂંટવું'નું પ્રેરક અને કર્મણિ. **-ટિયાટવું** સ૦ક્રિ૦ બહુ ચૂંટીઓ ખણવી. **-ટી** સ્ત્રી૦ [દે. चहुंतिया; સં. चुंट्=કાપવું; છૂટું પાડવું] ચીમટી
**ચૂંથ** સ્ત્રી૦ ચૂંથારો - પીડા. **૦ણું** ન૦ ચૂંથવું તે. **૦વું** સ૦ક્રિ૦ આમ તેમ અસ્તવ્યસ્ત કરીને ચોળી નાંખવું; ફેંદવું; ક્રમ કે વ્યવસ્થા ઇ૦ બગાડી નાંખવાં. **-થાચૂંથ** સ્ત્રી૦ ફરી ફરીને ચૂંથવું તે. **-થારો** પું૦ ચૂંથાઈ ગયેલી વસ્તુ (૨) શરીરમાં થતું કળતર (૩) ચૂંથાચૂંથ (૪) હૃદય ચૂંથાતું હોય એવી પીડા; ગભરામણ. **-થાવવું** સ૦ક્રિ૦ 'ચૂંથવું'નું પ્રેરક. **-થાવું** અ૦ક્રિ૦ 'ચૂંથવું'નું કર્મણિ રૂપ (૨) (શરીરમાં કે મનમાં) ચૂંથારો થવો. **-થો** પું૦ રોળાયેલો, ચોળાયેલો ડૂચો [લૂગડું
**ચૂંદડી** સ્ત્રી૦ એક જાતનું ભાતીગર રેશમી
**ચૂંધળું** વિ૦જુઓ ચૂંખડું [સ્વભાવનું
**ચૂંધીખોર** વિ૦ નકામી ખણખોદ કરવાના
**ચૂંવાળ** પું૦ અમદાવાદ, પાટણ અને કડી વચ્ચેનો ૪૦ ગામોનો અમુક જથો-પ્રદેશ
**ચૂંવાળાં,-ળીસ,-ળું** જુઓ 'ચુંમાળાં'માં
**ચૂંવોતેર** વિ૦ [પ્રા. चउच्चत्तरी; चोवत्तरि; સં. चतुःसप्तति] ચુંમોતેર; '૭૪'
**ચેક** પું૦[ઇં.]એક જાતનું ચોકડી ભાતનું કાપડ (૨) બેંકમાંથી નાણાં ઉપાડવાની ચિઠ્ઠી
**ચેકવું** (ચે') સ૦ક્રિ૦ જુઓ છેકવું
**ચેકચેકા, ચેકાચેક** (ચે') સ્ત્રી૦ છેકાછેક
**ચેકો** (ચે') પું૦ છેકો (૨) ચેકાવાથી પડેલો લીટો કે ડાઘો
**ચેટક** પું૦ [સં.] દાસ; સેવક
**ચેટક** ન૦ ભૂત; વળગણ (૨) જાદુ
**ચેટિકા, ચેટી** સ્ત્રી૦ [સં.] દાસી; લોંડી
**ચેડાં** ન૦બ૦વ૦ ગાંડાં (૨)અડપલાં; ચાંદવાં
**ચેણ** (ચે) ન૦ છછુંદર

**ચેતન** વિ૦ [સં.] ચેતનાવાળું; સજીવ (૨) ન૦ ચૈતન્ય; જીવનશક્તિ; પ્રાણ (૩) હોશ; સુધ. **–ના** સ્ત્રી૦ [સં.] ચૈતન્ય; જીવનશક્તિ (૨) સમજશક્તિ
**ચેતવણી** સ્ત્રી૦ ચેતવવું તે; અગાઉથી આપેલી ખબર; સાવચેતી
**ચેતવવું** સ૦ક્રિ૦ 'ચેતવું'નું પ્રેરક
**ચેતવું** અ૦ક્રિ૦ [સં. ચિત્] સળગવું; લાગવું (૨) આગ લાગવી (૩) ઇશારતમાં સમજી જવું (૪) સાવધાન થવું; અગાઉથી જાણી જવું
**ચેતાવવું** સ૦ક્રિ૦ જુઓ ચેતવવું
**ચેદિ** પું૦ [સં.] બુંદેલખંડ પાસેના પ્રદેશનું પ્રાચીન નામ. **૦રાજ** પું૦ [સં.] શિશુપાલ
**ચેન** (ચે) ન૦ સુખ; આરામ (૨) ગમ્મત
**ચેન** (ચે') ન૦ [સં. ચિહ્ન]+ ચિહ્ન; લક્ષણ. **૦ચાળો** પું૦ નામનિશાન; ચિહ્ન (૨) પું૦ બ૦ વ૦ હાવભાવ; ચેષ્ટાઓ
**ચેનબાજી** (ચે) સ્ત્રી૦ સુખચેન; મોજમજા
**ચેપ** પું૦ પરુ; રસી (૨) બીજાના રોગ કે સંબંધની અસર
**ચેપ** પું૦ દબાણ (૨) તંત; દુરાગ્રહ; ચીકણાશ **૦વું** સ૦ક્રિ૦ ચાંપવું; દાબવું (૨) નિચોવવું (૩) ખોસવું; રોપવું
**ચેપી** વિ૦ ચેપ લગાડે એવું (૨) ચીકણું
**ચૅરમૅન** પું૦ [ઇં.] (સભા કે સમિતિનો) પ્રમુખ
**ચેરવું** (ચે') સ૦ક્રિ૦ છેકવું (૨) ખોતરણી કરવી; ચર્ચા કરવી. **૦ચૂંથ** સ્ત્રી૦ ચેરવું ને ચૂંથવું તે [ચેરવું તે; છેકાછેક
**ચેરંચેર(–રા), ચેરાચેર,** (ચે) સ્ત્રી૦ ખૂબ
**ચેરીમેરી** સ્ત્રી૦ બક્ષિસ
**ચેરો** (ચે') પું૦ [જુઓ ચેરવું] છેકો
**ચેલકી** સ્ત્રી૦ [દે. ચેલ] છોકરી (વહાલ તેમ જ તિરસ્કારમાં) (૨) ચેલી (તિરસ્કારમાં). **–કું** ન૦ છોકરું. **–કો** પું૦ છોકરો [શિષ્ય
**ચેલી** સ્ત્રી૦ શિષ્યા. **–લો** પું૦ [દે. ચિ(–ચે)લ]
**ચેવડો** પું૦ [સં. ચિપિટ=પૌંઆ] એક ચવાણું
**ચેવવું** સ૦ક્રિ૦ શેકવું; ગરમ કરવું (બળતા રૂ કે મીણથી)
**ચેષ્ટા** સ્ત્રી૦ [સં.] ચાળા (૨) ઠઠ્ઠો; મશ્કરી. **૦ખોર** વિ૦ ચેષ્ટા કરનારું; ટીખળી. **૦ળી** સ્ત્રી૦ ઠેકડી; મશ્કરી
**ચેહ** (ચે) સ્ત્રી૦ [સર૦ પ્રા. चिआ(–चगा)] મડદાની ચિતા
**ચેંચેં** (ચેં૦) સ્ત્રી૦ [રવ૦] ચીં ચીં (૨) કચકચ. **૦પેંચેં** (પેં૦) અ૦ ખાનગી રીતે; માંહોમાંહે (૨) સ્ત્રી૦; ન૦ આનાકાની (૩) બડબડાટ
**ચૈતન્ય** ન૦ [સં.] ચેતના; ચેતનપણું (૨) સમજ; જ્ઞાન (૩) આત્મા (૪) પરમાત્મા (૫) બળ; પરાક્રમ (૬) પું૦ એક પ્રસિદ્ધ બંગાળી વૈષ્ણવ સંત. **૦ઘન** વિ૦ જ્ઞાનથી ભરેલું. જ્ઞાનસ્વરૂપ (૨) બ્રહ્મ. **૦દાયી** વિ૦ ચેતન કે બળ-પરાક્રમ આપનારું
**ચૈતર** પું૦ ચૈત્ર માસ
**ચૈત્ય** ન૦ [સં.] હદ બતાવતો પથ્થર (૨) સ્મરણસ્તંભ; પાળિયો (૩) દેવાલય (૪) બુદ્ધદેવના અવશેષ ઉપર બાંધેલો મિનારો; બૌદ્ધ મંદિર (૫) દેરાસર (જૈન)
**ચૈત્ર** પું૦ [સં.] વિક્રમ સંવતનો છઠ્ઠો માસ. **–ત્રી** વિ૦ [સં.] ચૈત્રનું; ચૈત્રથી શરૂ થતું વર્ષ (૨) સ્ત્રી૦ ચૈત્રની પૂનમ
**ચૈલ** ન૦ [સં.] વસ્ત્ર
**ચો** (ચો) વિ૦ [સં. चतुर् પ્રા. चो, चउ] (સમાસની શરૂઆતમાં) 'ચાર' એવું બતાવતો પૂર્વગ. ઉદા૦ 'ચોતરફ' [સાવધ
**ચોક** (ચો) વિ૦ ['ચોકવું' ઉપરથી] સજાગ;
**ચોક** (ચો) વિ૦ [સં. चतुष्क; પ્રા. चउक्क ઉપરથી] ચારગણું (આંકમાં) (૨) પું૦ ઘર વચ્ચેની ચોખંડી ખુલ્લી જગા (૩) આંગણા આગળની ખુલ્લી જગા (૪) વસ્તી વચ્ચેની ખુલ્લી જગા (૫) અંતર; ગુજરી. - [૦પૂરવા = ચોકમાં સાથિયા પાડવા (૨) મંગલકાર્ય કરવું (૩) શોધખોળ; ચવ્હીના વિચાર કરવા.]
**ચોકઠું** (ચો) ન૦ [પ્રા. चउक्कट्ठ (સં. चतुर्+काष्ठ)] બારી કે બારણાં બેસાડવા ચાર લાકડાં સાલવીને કરેલો ચોખંટો ઘાટ (૨) એવો કોઈ ચોખંટો ઘાટ; 'ફ્રેમ'

(૩) યુક્તિ; બાજી [લા.] (૪) શેરી કે પોળનું ચકલું–ચોગાન
**ચોકડિયું** (ચો) વિ૰ ચોકડીઓવાળું;ચોકડી ભાતનું (૨) ન૰ તેવું સ્ત્રીનું વસ્ત્ર
**ચોકડી** (ચો) સ્ત્રી૰ [સં. चतुष्क; પ્રા.चउक्क ઉપરથી]×આવી આકૃતિ (૨) ઓરડામાં (સામાન્ય રીતે તેના ખૂણામાં) પાણી ઢોળવા કરવામાં આવતું ખાળવાળું કડિયા-કામ (૩) ચારની ટોળી. ઉદા૰ ચંડાળ-ચોકડી (૪) ચાર યુગનો સમુદાય
**ચોકડું** (ચો) ન૰ [સં. चतुष्क ઉપરથી] કાનનું એક ઘરેણું (૨) ગાડા ઉપર માલ ભરવા મૂકવામાં આવતું લાકડાનું પાંજરું (૩) ઘોડાના મોંમાં રહેતો લગામનો લોઢાનો ભાગ (૪) ચોકડી ×(તુચ્છ-કારમાં) (૫) લગામ; અંકુશ; દાબ [લા.]
**ચોકવું** (ચો) અ૰ક્રિ૰ જુઓ ચોંકવું
**ચોકસ** (ચો) વિ૰ [સં.चतुः+कष्] ચોક્કસ; નક્કી; બરાબર (વસ્તુ) (૨) સાવધાન (માણસ) (૩) ખાતરીદાર (માણસ) (૪) અ૰નક્કી અવશ્ય. **–સાઈ** સ્ત્રી૰ચોકસપણું (૨) ખાતરી (૩) સાવધાની; ખબર-દારી. **–સી** પું૰ સોનારૂપાનો કસ કાઢનાર (૨) સોનારૂપાનો ધંધો કરનાર (૩) એક અટક (૪) સ્ત્રી૰ જુઓ ચોકસાઈ
**ચોકાધર્મ** (ચો) પું૰ રસોઈના ચોકાના–ખાનપાનાદિના નિયમો વગેરે પાળવા તે કે તેટલામાં મનાતો ધર્મ
**ચોકિયાત** (ચો) પું૰ચોકી કરનાર;રખવાળ
**ચોકી** સ્ત્રી૰ [પ્રા. દે, चउक्किया; સં. चतुष्किका] રખેવાળને રહેવાનું સ્થાન; 'ગેટ' (૨) રખેવાળી (૩)તપાસ;સંભાળ (૪)(જકાત લેવાનું) નાકું (૫) એક જાતનું ઘરેણું (૬) નાનો બાજઠ. **૦દાર** પું૰ ચોકિયાત; રખેવાળ.**૦દારી** સ્ત્રી૰રખવાળી. **૦પહેરો** પું૰ ચોકી અને પહેરો; સખત જાપતો
**ચોકો** (ચો) પું૰ [સં. चतुष्क] ચાર ખૂણા-વાળી જગા (૨) રસોઈ કરવા અબોટ કરેલી જગા (૩)મરનારને સુવાડવા લીંપી તૈયાર કરેલી જગા
**ચોકો** (ચો) પું૰ [સં. चतुष्क] ચારની સંજ્ઞા-વાળું ગંજીફાનું પત્તું
**ચોંક્કસ** જુઓ ચોકસ
**ચોક્કો** (ચો) પું૰ ચોકો (ગંજીફાનો)
**ચોખ** વિ૰ [સં. चोक्ष; દે. चोक्ख] ચોખ્ખું (૨) સ્ત્રી૰ ચોખ્ખાઈ (૩) નિકાલ [લા.]. **૦ડિયાત** વિ૰વટાળ વિનાનું.**૦ડિયાવેડા** પું૰ બ૰ વ૰ વટાળ બહુ પાળતા હોઈએ એમ બતાવવું તે. **૦ડિયું** વિ૰ ચોખલિયાત (૨) શુદ્ધિ કે નીતિનો અતિ આગ્રહ રાખનાર.**૦લિયાત,૦લિયાવેડા,૦લિયું** જુઓ 'ચોખડિયાત' ઇ૰. **૦વટ** સ્ત્રી૰ ચોખ્ખાઈ;પવિત્રતા(૨)સ્પષ્ટતા(૩)નિકાલ; ખુલાસો [લા.]
**ચોખંડ** (ચો) વિ૰ જુઓ ચોખંડું (૨) પું૰ ચોખંડી આકૃતિ (૩) ચારે ખંડ (પૃથ્વીના). **–ડું** વિ૰ ચારખૂણિયું (૨) ચોરસ (૩) ચાર ખંડવાળું
**ચોખા** પું૰બ૰વ૰ (ડાંગર ભરડીને કઢાતું) એક અનાજ. [**૦મૂકવા જવું**=નોતરું આપવા જવું.]. **૦પૂર** વિ૰ એક ચોખા ચોખા જેટલું(માપ કે વજનમાં)(૨)જરાક [લા.]. **૦ભાર** વિ૰ એક ચોખાના વજન જેટલું (૨) જરાક [લા.]
**ચોખાસું** વિ૰ ['ચોખ્ખું' ઉપરથી] જુઓ ચોખલિયાત; વટાળ વિનાનું.
**ચોખું** (૦ચટ) વિ૰ જુઓ 'ચોખ્ખું'માં
**ચોખૂણ(–ણિયું)** (ચો)વિ૰ચાર ખૂણાવાળું
**ચોખૂંટ** (ચો) વિ૰ ચારે દિશાની મર્યાદામાં આવતું–તમામ(૨)અ૰ ચારે ખૂણાઓમાં –ચારે બાજુ
**ચોખો** પું૰ ચોખાનો દાણો
**ચોખ્ખાઈ** સ્ત્રી૰ સ્વચ્છતા; શુદ્ધતા (૨) પ્રામાણિકતા; નિખાલસતા
**ચોખ્ખું** વિ૰ [દે. चोक्ख] સ્વચ્છ (૨) ભેળ વગરનું (૩) સાચું; પ્રમાણિક (૪) ખુલ્લું; સ્પષ્ટ. **૦ચટ** વિ૰ બિલકુલ ચોખ્ખું
**ચોગઠ** (ચો) સ્ત્રી૰ ચારે છેડે ગંઠાવું તે; લગનની ગાંઠ (૨) ચોરીની આસપાસ બાંધેલી દોરીની ગાંઠ

**ચોગડો** (ચો) પું૦ ચારનો આંકડો '૪'

**ચોગણું** (ચો) વિ૦ [સં. चतुर्गुण] ચાર ગણું

**ચોગમ(-રદમ)** (ચો) અ૦ [ચો=ચાર+ગમ, કે ગરદમ (गिर्द फा.)] ચારે દિશામાં; ચોમેર

**ચોગાન** (ચો) ન૦[फा.] ખુલ્લી જગા;મેદાન

**ચોઘડિયાં** (ચો)ન૦ બ૦વ૦ચાર ચાર ઘડીને આંતરે વગાડાતાં નગારાં [(૨)મુરત

**ચોઘડિયું** (ચો)ન૦ ચાર ઘડી જેટલો વખત

**ચોજાવો** (ચો) પું૦ જવાથી આવતી ચાર તેજાનાની વસ્તુઓ-લવિંગ, ઇલાયચી, તજ અને જાયફળ(૨)ગરમ મસાલો;તેજાનો

**ચોટ** સ્ત્રી૦ [સં. चुट्=તોડી પાડવું]આઘાત; પ્રહાર;મુક્કી (૨)દાવ;લાગ (૩)એક જાતનું જાદુ-મારણ;મૂઠ(૪)નિશાન(તીર,ગોળીનું)

**ચોટડું(-ડૂક,-ણ)** (ચો)વિ૦ ચોટી રહે-ખસે નહિ એવું [ન૦ ચોટેલી વસ્તુ

**ચોટણું** (ચો) વિ૦ ચોટે એવું; ચીકણું(૨)

**ચોટદાર** વિ૦ ચોટવાળું; તાકેડું

**ચોટલી** સ્ત્રી૦ [दे. चोट्टी] શિખા (૨) નાળિયેરના ઉપરના રેસા (૩) મકાઈ જેવા દોડામાં સ્ત્રી કેસરનું ઝૂમખું. **-લો** પું૦ વેણી; અંબોડો

**ચોટવું** (ચો) સ૦ ક્રિ૦ [दे. चुट्ट=ચોટેલું] ચીકાશને લીધે વળગવું(૨) આગ્રહપૂર્વક વળગવું; અડ્ડો જમાવવો [લા.]. (૩) અ૦ ક્રિ૦ બેસવું (તિરસ્કારમાં)

**ચોટાડવું** સ૦ક્રિ૦ 'ચોટવું'નું પ્રેરક રૂપ

**ચોટી** સ્ત્રી૦ [दे. चोट्टी] ચોટલી

**ચોટ્ટાઈ** સ્ત્રી૦ ચોટ્ટાપણું

**ચોટ્ટું** વિ૦ ચોરી કરવાની ટેવવાળું (૨) લુચ્ચું [થપ્પી

**ચોડ** (ચો) સ્ત્રી૦ [જુઓ ચોડો] વસ્તુઓની

**ચોડ** (ચો) વિ૦ [જુઓ ચોડું] પહોળું

**ચોડવું** (ચોડ') સ૦ ક્રિ૦ ચોટાડવું (૨) જડવું; બેસાડવું (જેમ કે ખીલી) (૩) લગાડવું; ઠોકવું (જેમ કે સોટી, ધોલ) (૪) બરોબર લાગે તેવો સચોટ આકરો બોલ કહેવો

**ચોડાઈ** (ચો) સ્ત્રી૦ પહોળાઈ [રૂપ

**ચોડાવવું** (ચોડા')સ૦ ક્રિ૦'ચોડવું'નું પ્રેરક

**ચોડું** (ચો) વિ૦;પહોળું(૨)ચાર પડવાળું; ચોવડું [ખડકલો

**ચોડો** (ચો) પું૦એક ઉપર એક વસ્તુઓનો

**ચોતરફ** (ચો) અ૦ ચારે તરફ

**ચોતરો** (ચો)વિ૦[સં. चत्वर]મોટો ઓટલો; ચબૂતરો (૨) પોલીસચોકી; ચાવડી

**ચોતારું** (ચો) વિ૦ ચાર તારવાળું

**ચોત્રીસ** (ચો) વિ૦ [સં. चतुस्त्रिंशत्, प्रा. चउत्तीस]'૩૪'.**-સો** પું૦બ૦વ૦ચોત્રીસનો ઘડિયો

**ચોથ** (ચોથ,) સ્ત્રી૦ [સં. चतुर्थ, प्रा. चउत्थ] પખવાડિયાની ચોથી તિથિ (૨) જુઓ ચોથાઈ. **-થાઈ** સ્ત્રી૦ ચોથો ભાગ (૨) ખંડણી તરીકે આપવાનો મહેસૂલનો ચોથો ભાગ. **-થિયું** વિ૦ ચોથે દિવસે આવતું (૨) ન૦ ચોથો ભાગ (૩) નાના બાળકના મરણ પાછળ ચોથે દિવસે કરાતી ક્રિયા કે ભોજન. **-થિયો(૦તાવ)** પું૦ ચોથે દહાડે આવતો તાવ [ચોતરફ

**ચોદ(-દિ)શ** (ચો) અ૦ ચારે દિશાઓમાં;

**ચોધરી** (ચો) પું૦ મુખ્ય ગાડીત; સારથિ (૨) સીમનું રક્ષણ કરવા બદલ પસાયતું ખાનાર (૩)જંગલી ડુંગરાઓમાં વસતી એક કોમ.**-રો** પું૦પોલીસપટેલ; ગામનો પટેલ(૨)ચોધરી કોમનો પુરુષ

**ચોધાર** (ચો) વિ૦(૨)અ૦[ચો=ચાર+ધાર] પુષ્કળ (૩) વિ૦ ચોધારું.**-રું** વિ૦ ચાર ધારવાળું એક હથિયાર

**ચોપ** સ્ત્રી૦ [સર૦ 'ચાંપ'] ખંત(૨)ઉત્સાહ (૩) જુઓ ચોબ [ન૦ જાનવર;પશુ

**ચોપગ(-ગું)** (ચો) વિ૦ ચાર પગવાળું (૨)

**ચોપટ** (ચો) સ્ત્રી૦ સોગટાની રમત (૨) તે રમવાનું કપડું કે પાટિયું

**ચોપડ** ન૦ [પ્રા. चोप्पड='ચોપડવું' ઉપરથી] (ચોપડવાનું) ઘી. **-વું** સ૦ ક્રિ૦ લગાડવું; લપેડવું. **-ડાવવું** સ૦ ક્રિ૦ 'ચોપડવું'નું પ્રેરકરૂપ(૨) ગાળ કે અપશબ્દ કહેવો

**ચોપડી** (ચો) સ્ત્રી૦ પુસ્તક. **૦ચુંબક** વિ૦ ચોપડીઓમાં મશગૂલ રહેનાર. **–ડું** વિ૦ [ચો=ચાર+પડ] ચાર પડવાળું. (૨) ન૦ ચાર પડવાળી રોટલી
**ચોપડો** (ચો) પું૦ હિસાબ લખવાની વહી
**ચોપન** (ચો) વિ૦ [सं. चतुःपञ्चाशत्; प्रा. चउपन्न] '૫૪'
**ચોપવું** સ૦ક્રિ૦ [જુઓ ચાંપવું] ખોસવું; રોપવું (૨) ટીપવું (૩) મારવું; ઠોકવું
**ચોપાઈ** (ચો) સ્ત્રી૦ [सं. चतुष्पदी; प्रा. चउपइया] એક છંદ(૨) ચારપાઈ; ખાટલો
**ચોપાટ** (ચો) સ્ત્રી૦ [ચો+પાટ] જુઓ ચોપટ(૨)સરખી સુધરેલી જમીન;ચોગાન (૩) પરસાળ જેવો બેઠકનો ભાગ
**ચોપાનિયું** (ચો) ન૦ ચાર-પાંચ પાનાનું પતાકડું;'પેમ્ફલેટ'(૨)નાનકડું જાહેરનામું (૩) વર્તમાનપત્ર
**ચોપાસ** (ચો) અ૦ ચારે પાસ-બાજુ
**ચોફાળ** (ચો) પું૦ ચાર ફાળવાળી–જાડી મોટી પિછોડી
**ચોફેર(–રી)** (ચો) અ૦ [ચો=ચાર+ફેર] [ચારે બાજુ
**ચોબ** સ્ત્રી૦ [फा.] નાની લાકડી; દંડૂકો (૨) છડી (૩) તંબૂનો વચલો વાંસ. **૦દાર** પું૦ છડીદાર
**ચોબવું** અ૦ક્રિ૦ ચાંપવું; ડામવું
**ચોબો** પું૦[सं. चतुर्वेदी]મથુરા તરફનો બ્રાહ્મણ
**ચોભીલું** વિ૦ [જુઓ છોભીલું] ભોંઠું
**ચોમગ** (ચો) અ૦ [ચો=ચાર+ગમ (વ્યત્યયથી); અથવા ચો+મગ (માર્ગ)] ચોપાસ; ચોમેર
**ચોમાસુ** (ચો) વિ૦ [सं.चातुर्मासिक] ચોમાસામાં થતું. **–સું** ન૦ વરસાદના ચાર મહિના; વર્ષાઋતુ
**ચોમુખ(–ખું)**(ચો) વિ૦ ચાર મોં, બારણાં કે બાજુઓવાળું [ચારે તરફ
**ચોમેર** (ચો) અ૦ [ચો=ચાર+મેર]
**ચોર** પું૦ [सं.] ચોરી કરનાર માણસ; ઠગ. **૦ખાનું** ન૦ (કબાટ, પેટી ઇ૦ નું) છૂપું ખાનું. **૦ચખાર** પું૦ ચોર વગેરે. **૦ટું** વિ૦ ચોટ્ટું

**ચોરણી** સ્ત્રી૦ [સર૦ सं. चलनी; चलनकं; दे. चल्लनग=ચણિયો] લેંઘી; સૂંથણી. **–ણો** પું૦ સાથળ આગળ ખૂલતો હોય એવો લેંઘો (૨) મોટી ચોરણી
**ચોરદાનત** સ્ત્રી૦ખોટી દાનત;અપ્રામાણિકતા
**ચોરવું** સ૦ક્રિ૦ [सं. चुर्] પારકાનું છૂપી રીતે લઈ જવું (૨) પૂરેપૂરું કામ ન દેવું; કસર રાખવી (જેમ કે હાથ પગ કે મન યા કામ ચોરવું)
**ચોરસ** (ચો) પું૦ [सं. चतुरस्र; प्रा. चउरस्स] ચારે સરખી બાજુ ને સરખા ખૂણાની ચતુષ્કોણ આકૃતિ (૨) વિ૦ તેવા આકારનું; 'સ્ક્વેર'[ગ.]. **–સી** સ્ત્રી૦ચોરસ આકારની તખતી. **–સો** પું૦ જાડા કાપડનો ચોરસ કકડો (૨) વિશેષ પહોળી એક પિછોડી
**ચોરાઉ** વિ૦ ચોરાયેલું
**ચોરાણુ(–ણું)**(ચો) વિ૦ [सं. चतुर्+नवति; प्रा. चउणउइ] '૯૪'
**ચોરાશી(–સી)** (ચો) વિ૦ [सं. चतुरशीति; प्रा. चउरासी] '૮૪' (૨) સ્ત્રી૦ બ્રાહ્મણોની ચોરાશી–બધી નાતોનું જમણ
**ચોરી** (ચો) સ્ત્રી૦ [दे. चउरी] માહ્યરું; વરકન્યા પરણવા બેસે છે તે મંડપ
**ચોરી** સ્ત્રી૦ ચોરવું અથવા ચોરાવું તે (૨) ચોરનો ધંધો. **૦ચપાટી** સ્ત્રી૦ કોઈ જાતની ચોરી અથવા ગુનો. **૦છૂપી** સ્ત્રી૦ ચોરી કે ગુપ્તતા
**ચોરીફેરા** (ચો)પું૦બ૦વ૦ ચોરી–માહ્યરામાં વરકન્યાને ફેરવાતા ફેરા
**ચોરો** (ચો) પું૦ [दे. चउरय] ગામમાં સહુને બેસવાની જગા (૨) પોલીસથાણું; 'ગેટ' (૩) મોટો ઓટલો
**ચોવટ** (ચો) પું૦; ન૦ [ચો=ચાર+વાટ] ચકલું; બજાર; ખુલ્લી જગા (૨) પંચનો નિર્ણય–ચુકાદો (૩) અ૦ જુઓ ચોવાટ (૪) સ્ત્રી૦ પંચાત; (લાંબી દોઢડાહી) ચોળાચોળ. **–ટિયણ** વિ૦ સ્ત્રી૦ દોઢડાહી. **–ટિયું** વિ૦ દોઢડાહ્યું (૨) ન૦ પંચનો

ચુકાદો. -ટિયો પું૦ ચોરે બેસનારો; આગેવાન પુરુષ; પંચ
**ચોવડું** (ચો)વિ૦ચાર પડવાળું (૨)ચારગણું
**ચોવાટ(-ટે)** (ચો) અ૦ [ચો=ચાર+વાટ] ચોતરફ; બધી બાજુએ
**ચોવીસ** (ચો) વિ૦ [સં. चतुर्विंशति; પ્રા. चउवीस] '૨૪'
**ચોષવું** સ૦ક્રિ૦ [સં. चूष्] ચૂસવું
**ચોષ્ય** વિ૦ [સં.] ચૂસવા લાયક (૨) ન૦ ચૂસીને ખાવાનું ખાદ્ય ['૬૪'
**ચોસઠ** (ચો) વિ૦ [સં. चतुःषष्टि; પ્રા. चउसट्ठि]
**ચોસર** (ચો) વિ૦ [દે. चउस्सर] જુઓ ચોસેરું (૨) સ્ત્રી૦ ચાર દોરીવાળો ગળચવો (૩)ચાર સેરનું ભરત-ગૂંથણ(૪)સોગટા વડે રમાતી એક બાજી (૫) ચારની જોટ (બળદની)
**ચોસલું** (ચો) ન૦ ગચિયું
**ચોસાર** (ચો) સ્ત્રી૦ દાંડીની ચારે બાજુ બબ્બેની જોડમાં પરસ્પર કાટખૂણે પાન બેસવાની પદ્ધતિ; 'ડેક્યુસેટ' [વ. વિ.]
**ચોળ** વિ૦ [દે. चोल=મજીઠ] ('રાતું' અને 'લાલ' સાથે 'ખૂબ' એ અર્થમાં) [સીંગ
**ચોળ** (ચોળ,) સ્ત્રી૦ [જુઓ ચોળા] ચોળાની
**ચોળવું** સ૦ક્રિ૦ઘસવું-મસળવું (૨) ચૂંથવું; વારંવાર ઉથલાવવું; બગાડવું [લા.]
**ચોળા** (ચો)પું૦બ૦વ૦[દે.चवलय]એક કઠોળ
**ચોળાઈ** (ચો) સ્ત્રી૦ એક ભાજી
**ચોળાચોળ(-ળી)**સ્ત્રી૦ ['ચોળવું' ઉપરથી] વારંવાર ચોળવું-ચૂંથવું તે
**ચોળિયા** પું૦બ૦વ૦ ગળાના કાકડા (૨) એ ફૂલવાથી થતું દર્દ
**ચોળિયું** (ચો)ન૦['દે.चोल'=મજીઠ ઉપરથી] કાઠિયાવાડી સ્ત્રીઓમાં વપરાતું લાલ કપડું
**ચોળિયું** (ચો) ન૦ એક જાતના કાંકરા
**ચોળી** સ્ત્રી૦ [સં. चोली] સ્ત્રીઓનો ટૂંકી બાંયનો કમખો [કઠોળ
**ચોળી** (ચો) સ્ત્રી૦ ચોળાની શીંગ (૨) એક
**ચોળો** પું૦ ['ચોળવું' ઉપરથી] પ્રવાહીમાં ચોળીને કે ઉકાળીને બનાવેલું પેય (૨) વિચારોની ધડભાંગ
**ચોળો** પું૦ [સં. चोल] અંગરખાનો કોઠો (૨) (સાધુ ફકીરો ઢીલો ખૂલતો પહેરે છે એવો) એક જાતનો ઝભ્ભો
**ચોંક** (ચોં૦)સ્ત્રી૦ [સં. चमत्कृ, પ્રા. चमक्क=ચમકવું] ચોંકવું તે. ૦વું અ૦ ક્રિ૦ ભડકવું; ચમકવું
**ચોંચલું** વિ૦ ઉછાંછળું; તોફાની(૨)ચૂંખળું
**ચોંટવું** (ચોં૦)સ૦ક્રિ૦[જુઓ ચોટવું]વળગવું
**ચોંટાડવું** (ચોં૦) સ૦ક્રિ૦ ચોટાડવું
**ચોંટું** ન૦ બજાર
**ચૌદ** વિ૦[સં. चतुर्दश;પ્રા. चउद्द(०स)]'૧૪'. ૦ભ(-ભુ)વન,૦લોક પું૦બ૦વ૦ભૂલોક, ભુવર્લોક, સ્વર્લોક, મહર્લોક, જનલોક, તપોલોક, સત્યલોક વા બ્રહ્મલોક, અતલ, વિતલ, સુતલ, રસાતલ, તલાતલ, મહાતલ અને પાતાલ (૨) સમગ્ર બ્રહ્માંડ; આખું વિશ્વ. ૦મું વિ૦ ક્રમમાં ૧૩ પછી આવે એવું (૨) ન૦ માણસના મરણને ચૌદમે દિવસે કરાતો જમણવાર. ૦મું રતન ન૦ અમૂત (૨) માર; દંડ [લા.]. ૦રત્ન ન૦બ૦ વ૦ સમુદ્રમંથનમાંથી નીકળેલાં ચૌદ રત્ન (લક્ષ્મી, કૌસ્તુભ, પારિજાતક, સુરા, ધન્વંતરિ, ચંદ્રમા, કામદુધા, ઐરાવત, રંભા, સાતમુખા ઘોડો, ઝેર, સારંગધનુષ, પાંચજન્ય શંખ, ને અમૃત). ૦વિદ્યા સ્ત્રી૦ પ્રાચીન ચૌદ વિદ્યાઓ-ચાર વેદ, છ વેદાંગ, ધર્મ, પુરાણ, ન્યાય ને મીમાંસા. ૦શ સ્ત્રી૦ પખવાડિયાની ચૌદમી તિથિ. ૦શિયો પું૦ વિઘ્નસંતોષી માણસ. ૦સ સ્ત્રી૦ ચૌદશ
**ચૌર** પું૦ [સં.] ચોર. -ર્ય ન૦ [સં.] ચોરી
**ચૌલ** (૦કર્મ) ન૦ [સં.] જુઓ ચૂડાકર્મ
**ચ્યવન** પું૦[સં.] એક ઋષિ (૨) પતન; ભ્રષ્ટતા
**ચ્યવવું** અ૦ક્રિ૦ [સં. च्यु] પડવું; ચ્યુતિ થવી
**ચ્યુત** વિ૦ [સં.] પડેલું; ભ્રષ્ટ થયેલું. -તિ સ્ત્રી૦પતન (૨) ખામી (૩) સ્ખલન; ભૂલ

# છ

છ પું૦ [સં.] તાલુસ્થાની બીજો વ્યંજન
છ વિ૦ [સં. षट्; પ્રા. छ] '૬'
છક અ૦ દિગ્મૂઢ; ચકિત [છ નો જથો
છક્કડું ન૦, –ડો પું૦ [સં. षट्क; પ્રા. छक्क]
છકડો પું૦ [સં. शकट] ગાડું; ખટારો
છકવું અ૦ક્રિ૦ [સં. चक्] બહેકી જવું; વંઠી જવું
છક્કડ સ્ત્રી૦ તમાચ; થપ્પડ (૨) ભૂલથાપ
છક્કડ(–ડિયો) પું૦ [સં. षट्क; પ્રા. छक्क પરથી] છ આંગળીવાળો માણસ
છક્કો પું૦ [સં. षट्क; પ્રા. छक्क] છ ચિહ્નવાળું ગંજીફાનું પત્તું (૨) છ દાણાવાળો પાસો.[છક્કા છૂટી જવા = નાઉમેદ થઈ જવું; હિંમત હારી જવું]. ૦પંજો પું૦ સટ્ટાનો ખેલ કે ગંજીફાની એક રમત (૨) જુગાર (૩) દાવપેચ; દગલબાજી
છખૂણ(–ણિયું) વિ૦ છ ખૂણા કે બાજુવાળું (ષટ્કોણ)
છગ પું૦ [સં.] બકરો; છાગ
છગડો પું૦ [સં. षट्, પ્રા. छ(ग्ग)] છનો આંકડો [જાહેરમાં
છચોક (ચો) અ૦ છડેચોક; ખુલ્લી રીતે;
છછણવું અ૦ક્રિ૦[રવ૦] છણછણ અવાજ કરવો (૨) ગણગણવું (૩)ઊકળવું (પાણી) (૪) ગુસ્સે થવું [લા.] [ગુસ્સો
છછણાટ પું૦ ખણખણાટ (૨) મિજાજ;
છછરું વિ૦ [જુઓ છીછરું]ઊંડું નહિ તેવું
છછુંદર ન૦ [સં. छुछुंदर] ઉંદરના જેવું એક પ્રાણી (૨) એક જાતનું દારૂખાનું (૩) વિ૦ અડપલાંખોર; તોફાની [લા.]. –રી સ્ત્રી૦ છછુંદરની માદા. –રું ન૦ છછુંદર
છછૂંદર, –રી, –રું જુઓ 'છછુંદર' ઇ૦
છછોરું વિ૦ છોકરવાદ; બાળક બુદ્ધિનું; નાદાન [વાછંટિયું
છજાવટી સ્ત્રી૦ છજા ઉપરનું નાનું છાપરું;
છજાવવું સ૦ક્રિ૦ 'છાજવું'નું પ્રેરક (૨) છજું કાઢી ઘરને શોભાવવું (૩) છાપરું બનાવવું; છાજ નંખાવવું
છજું ન૦ [પ્રા. छज्ज=છાજવું; શોભવું, કે દે. छज्जिआ=છછરી છાબડી ઉપરથી]ઝરૂખો
છટ અ૦ [રવ૦] ધુત્કારસૂચક ઉદ્ગાર
છટકવું અ૦ ક્રિ૦ એકદમ છૂટવું–ખસવું (૨) નાસી જવું; સટકવું [લા.]
છટકારવું સ૦ક્રિ૦ છટ કહેવું; ધુત્કારવું
છટકિયું ન૦ [છટકવું] ઠંડક માટે રખાતો ભીનો રૂમાલ
છટકું ન૦ ['છટકવું' ઉપરથી] દાવપેચ;જાળ
છટા સ્ત્રી૦ [સં.] શોભા;કાંતિ(૨)રીત;ખૂબી (૩) જુઓ અર્ચા. ૦દાર વિ૦ છટાવાળું
છટાંક ન૦ [છ+ટાંક (સં. टंक)] નવટાંક
છઠ સ્ત્રી૦ પખવાડિયાની છઠ્ઠી તિથિ.–ઠિયું ન૦ છઠ્ઠીને દિવસે બાળકને ઓઢાડવામાં આવતું લૂગડું. –ઠ્ઠી સ્ત્રી૦ [સં. षष्ठी; પ્રા. छट्ठी] બાળકના જન્મ પછીનો છઠ્ઠો દિવસ (૨)તે દિવસે કરવામાં આવતી ક્રિયા. –ઠ્ઠું વિ૦[સં. षष्ठ; પ્રા. छट्ठ] ક્રમમાં પાંચ પછીનું
છડ સ્ત્રી૦ છડવું તે
છડકવું સ૦ક્રિ૦ છાંટવું
છડવું સ૦ક્રિ૦ [દે. छडिय=છડેલું] ખાંડીને છોડાં જુદાં કરવાં (૨) [લા.] મારવું;ઠોકવું (૩) છેતરી લેવું
છડા પું૦બ૦વ૦ (કંકુના) થાપા મારવા તે (૨) (સ્ત્રી કે બાળકના) પગનું એક ઘરેણું
છડા(–મણ) ન૦ છડવાનું મહેનતાણું (૨) છડતાં નીકળેલો ભૂકો; કુશકી
છડી સ્ત્રી૦ સીધી પાતળી સોટી (૨) રાજચિહ્ન તરીકે રાજા આગળ રખાતો દંડ (૩) સળી ઉપર ફૂલ બાંધી કરેલો ગોટો; કલગી. [૦પોકારવી=નેકી પોકારવી]. ૦દાર પું૦ નેકી પોકારનાર; ચોબદાર

**છડું** વિ૦ [પ્રા. छड्ड = છોડવું, તજવું પરથી] એકલું; સાથ વિનાનું (૨) [લા.] કુંવારું (૩) છોકરાંછૈયાં વિનાનું

**છડેચોક** અ૦ [છડું (=જતે)+ચોક = જાણીબૂજીને] ખુલ્લી રીતે; જાહેરમાં

**છડેછડું** વિ૦ સાવ છડું [મોતીનો કંઠો

**છડો** પું૦ 'છડા'નું એ૦વ૦ (જુઓ છડા)(૨)

**છણકવું, છણકારવું** સ૦ક્રિ૦ છણકો કરવો; ગુસ્સામાં બોલવું; તરછોડવું (૨) સૂપડા વડે ઝાટકવું

**છણકારો** પું૦ છણકો; તોર

**છણકો** પું૦ [રવ૦] ગરમ તેલમાં પાણીનો છાંટો પડવાથી થતો અવાજ (૨) ગુસ્સાનો બોલ; ગુસ્સો (૩) તુચ્છકાર; તરછોડ. ૦છાકોટો પું૦ છણકો; ગુસ્સાનો બોલ

**છણછણવું, છણછણાટ** જુઓ છછણવું, છછણાટ

**છણવું** સ૦ક્રિ૦ [રૂ. छाणण = ચાળવું કે ગાળવું તે] બારીક કપડાથી ચાળવું કે ગાળવું (૨) બારીક તપાસ કરવી [લા.]

**છણવું** સ૦ક્રિ૦ [પ્રા. छण (સં. क्षण)] ખણવું; નખથી વલૂરવું (૨) દબાઈ ગયેલી વાતને ફરી ઉખેળવી – છેડવી [લા.]

**છણણી, છણાવટ** સ્ત્રી૦ છણવું તે

**છત** સ્ત્રી૦ [સં. सत्] હોવાપણું; હસ્તી (૨) પુષ્કળપણું; ભરતી

**છત** સ્ત્રી૦ [સં. छत्र; પ્રા. छत्त] ઓરડા કે મકાનના છાપરાનો અંદરનો ભાગ – 'સીલિંગ'; ચંદરવો; વિતાન (૨) ધાબું; અગાશી

**છતાં** અ૦ [સં. सत ઉપરથી] તોપણ

**છતું** વિ૦ [સં. सत् ઉપરથી] છવતું; વિદ્યમાન (૨) ચત્તું; સવળું (૩) સીધું; પાંસરું (૪) ઉઘાડું; જાહેર

**છતુંપાટ** વિ૦ ચત્તું; ચત્તુંપાટ

**છતે** અ૦ એક નકામો વપરાતો શબ્દ-પ્રયોગ (જેમ કે, છતે તમે ક્યારે આવશો?) (૨) 'છતું'નું 'સતિ સપ્તમી' પ્રયોગનું રૂપ (જેમ કે છતે હાથે લૂટો છું.)

**છત્તર** ન૦ જુઓ છત્ર

**છત્તા(–ત્તું)પાટ** વિ૦ જુઓ છતુંપાટ

**છત્ર** ન૦ [સં.] મોટી ભારે છત્રી (૨) રાજ-ચિહ્ન તરીકે વપરાતી છત્રી (૩) રક્ષણ કરનાર; પાલક (૪) ફૂલબેસણીનો એક પ્રકાર જેમાં બધાંજ ફૂલ એક જ સપાટીએ હોય છે; 'અમ્બેલ' [વ. વિ.]. ૦છાયા સ્ત્રી૦ છત્રની છાયા (૨) આશ્રય [લા.]. ૦પતિ પું૦ [સં.] રાજા; શહેનશાહ. ૦પલંગ પું૦ છપરપલંગ. –આકાર વિ૦ છત્રના આકારનું. –ત્ર , તાપ તથા વરસાદથી બચવા માથે ઓઢવાનું એક સાધન (૨) ગાડી, પલંગ વગેરે પર હોતી છત–ઢાંકણ

**છત્રીશ(–સ)** વિ૦ [સં. षट्त्रिंशत्; પ્રા. छत्तीस] '૩૬' [બહાનું

**છદ્મ** ન૦ [સં.] છળકપટ (૨) બનાવટ; ઢોંગ;

**છનાછની** સ્ત્રી૦ [રવ૦] ઉપરાઉપરી છન છન અવાજ થયા કરવો તે (૨) પૈસાની રેલછેલ [લા.]

**છન્ન** વિ૦ [સં.] ઢંકાયેલું

**છન્નુ(–ન્નું)** વિ૦ [સં. षण्णवति; પ્રા. छण्ण (–न्न)उ] '૯૬' [થઈ ગયેલું

**છપતરું** વિ૦ છાછરું (૨) ઘસાઈને પાતળું

**છપર** ન૦ છાપરું. ૦ખાટ સ્ત્રી૦; પું૦ (મચ્છરદાનીની) છત્રીવાળો પલંગ ૦પગું વિ૦ ચાલતાં જેનું જમીન પર આખું પગલું પડે એવું (તે અભાગીનું ચિહ્ન મનાય છે). ૦પલંગ જુઓ છપરખાટ

**છપવું** અ૦ક્રિ૦ છુપાવું; સંતાવું

**છપાઈ(–મણ,–મણી)** સ્ત્રી૦ છાપવાનું મહે-નતાણું (૨) છાપ

**છપાવવું** સ૦ક્રિ૦ 'છપવું', 'છાપવું'નું પ્રેરક

**છપાવું** અ૦ક્રિ૦ 'છાપવું'નું કર્મણિ (૨) છાપવાની ક્રિયા થવી; 'છપવું'નું ભાવે (૩) [પતંગનું] એકદમ નીચે પડવું

**છપ્પન** વિ૦ [સં. षट्पञ्चाशत्; પ્રા. छप्पन्न (न्न)] '૫૬' (૨) (૫૬ દેશ, ૫૬ ભાષા ને

૫૬ સંસ્કૃત કોશ છે એ સમજ પરથી) ઘણું; અનેક; બહુ; બધું. ०ભોગ પું૦ ઠાકોરજીને ધરાવવાની છપ્પન પ્રકારની રસોઈ (૨) દુનિયાના બધા ભોગવિલાસ [લા.]. -નિયો વિ૦ પું૦ સં. ૧૯૫૬માં પડેલો મોટો દુકાળ

**છપ્પય** પું૦ જુઓ છપ્પો [છપર'માં

**છપ્પર, ૦ખાટ, ૦પગું, ૦પલંગ** જુઓ 'છપર'માં

**છપ્પો** પું૦ [પ્રા. छप्पय] છ પદનો એક છંદ

**છબ, (૦છબ, ૦ક છબક)** અ૦ [રવ૦] પાણીમાં કાંઈ અફળાવાનો અવાજ. ૦છબાવવું સ૦ક્રિ૦ 'છબછબ' કરવું (૨) તેમ કરતાં કપડું ધોવું

**છબતરું** વિ૦ છીછરું (૨) ગંદું, ચૂંથાયેલું (૩) ન૦ છપતરું; ઘસાયેલું પતરું (૪) ચૂંથાયેલો કાગળનો કકડો

**છબરડો** પું૦ ગોટાળો; અવ્યવસ્થા; કામ કે ફળને નામે મીંડું [છબછબિયાં

**છબલીકાં** ન૦ બ૦ વ૦ [રવ૦]. કાંસાં;

**છબ(-બી)** સ્ત્રી૦ [જુઓ છવિ] તસવીર (૨) કાંતિ; સૌંદર્ય. -બીલું વિ૦ મોહક છબીવાળું; રૂપાળું

**છબોતરું** વિ૦ (૨) ન૦ જુઓ છબતરું

**છમ (૦ક છમક)** અ૦[રવ૦]. ૦કલું ન૦ અટકચાળું; ચાંદવું (૨) નાનકડું તોફાન. ૦કવું અ૦ક્રિ૦ છમક છમક થવું (જેમ કે, ઘૂઘરીનું)(૨)ઠમકો કરીને ચાલવું. ૦કારવું સ૦ક્રિ૦ છમ અવાજ કરવો (જેમ કે, ઊની વસ્તુ પ્રવાહીમાં બોળીને). ૦કારો પું૦ છમકારવાનો અવાજ. ૦છમ અ૦ [પ્રા. छमच्छम=છમછમ કરવું] એવો અવાજ કરીને (૨) મદમાં [લા.]. ૦છમાટ પું૦ 'છમછમ' અવાજ (૨) તોર; મદ [લા.]. ૦છમિયાં ન૦બ૦વ૦ કાંસીજોડાં (૨) ઝાંઝરિયાં [સણનો છેલ્લો દિવસ

**છમછરી** સ્ત્રી૦ જુઓ સંવત્સરી (૨) પજુ-

**છમાસિક** વિ૦[સં. षण्मासिक; પ્રા. छमासिय] છ મહિને થતું (ખાસ કરીને પરીક્ષા માટે)

**છમાસિયો** પું૦ જુઓ છમાસી

**છમાસી** સ્ત્રી૦મરણ પછી છમાસે કરાતી ક્રિયા

**છર** પું૦ [સં. क्षुर] અસ્ત્રો (૨) તોર; મદ (૩) મસ્તી; તાન [કળતું (૨) કતરાતું

**છરતું** વિ૦ ['છરર' અવાજ કરતું] આડું;

**છરર(૦ર)** અ૦ [રવ૦] વસ્તુ છરતી જતાં કે કપાતાં થતો અવાજ-સરરર

**છરાયું(-યેલું)** વિ૦ ['છર' ઉપરથી] માતેલું; ફાટેલું. -વું અ૦ ક્રિ૦ તોર કે મસ્તીમાં આવવું; ફાટવું

**છરી** સ્ત્રી૦ છૂરી; પાળી; કાતું

**છરેલ** વિ૦ છર-મદવાળું; છરાયેલું

**છરો** પું૦ મોટી છરી (૨) સીધો જમૈયો (૩) બંદૂકના બારમાં ઊડે એવી ગોળીઓ (૪) બૉલ-બેરિંગમાં વપરાતી ગોળીઓ

**છલ** પું૦; ન૦ [સં.] છળ; છેતરપિંડી; કપટ (૨) ખોટો વેશ (૩) બહાનું

**છલક** સ્ત્રી૦ છાલક(૨)પાણીનું બેડું(૩)અ૦ છાલક વાગતી હોય એમ. ૦છોઇયાં અ૦ છલકાતું હોય એમ. -કાવું અ૦ ક્રિ૦ (હાલવાથી) પ્રવાહી પદાર્થનું ઊછળી બહાર પડવું કે ઊભરાવું(જેમ કે વરસાદથી તળાવ છલકાઈ ગયાં) (૨) અભિમાનથી ફુલાવું [લા.]

**છલન** ન૦,-ના સ્ત્રી૦[સં.]છળવું - છેતરવું તે

**છલંગ** સ્ત્રી૦ ઠેકડો; ફલંગ

**છલાછલ** અ૦ [દે. छुल्लुच्छुल=છલકાવું; ઊછળવું] છલકાય તેમ-છેક સુધી (ભરેલું)

**છલાવું** અ૦ક્રિ૦ જુઓ છલકાવું

**છલૂડી** સ્ત્રી૦ નાનું છાલિયું; નાની વાડકી

**છલો** પું૦ એક જાતની ઘૂઘરીઓની વીંટી (૨) લગ્ન વખતે પહેરવાની વીંટી (૩) પૂજાના સામાનની છાબડી

**છલોછલ** અ૦ જુઓ છલાછલ

**છલ્લા** સ્ત્રી૦ કાનનો વેહ વધારવા ઘલાતી કડી (૨) પું૦બ૦વ૦ જુઓ છલ્લો. -લ્લાં ન૦બ૦વ૦ છલ્લા - વીંટીઓ

**છલ્લેયું** ન૦ [દે. छल्ली ઉપરથી] સાવ ઘસાઈ ગયેલું છલ્લુડું (૨) છાલ કે લાકડાની ચૂડી

**છલ્લો** પું૦ જુઓ છલો (૧, ૨ અર્થો બહુધા બ૦ વ૦ તરીકે)

**છવાવું** અ૦ ક્રિ૦ [દે. છગ્ગિઅ=છવાયેલું] ('છાવું'નું કર્મણિ) ઢંકાવું; ઘેરાવું (૨) ફેલાવું
**છવિ** સ્ત્રી૦ [સં.] જુઓ છબી
**છવ્વીશ(-સ)** વિ૦ [સં. षड्+विंशति; પ્રા. छव्वीस] '૨૬'
**છસે(-સો)** પું૦ બ૦ વ૦ [છ+સો] '૬૦૦'
**છળ** પું૦; ન૦ જુઓ છલ. ૦**કપટ** ન૦ પ્રપંચ; દગોફટકો [-છાલક
**છળકો** પું૦ [જુઓ છલક] પાણીની છોળ
**છળપ્રપંચ** પું૦ દગોફટકો; છળકપટ
**છળવું** સ૦ક્રિ૦ [સં. छल्] છેતરવું; ઠગવું
**છળવું** અ૦ક્રિ૦ બીકથી ચમકવું; હબકવું
**છંછણવું** અ૦ક્રિ૦ જુઓ છણછણવું
**છંછણાટ** પું૦ જુઓ છણછણાટ
**છંછેડવું** સ૦ક્રિ૦ [જુઓ છેડવું] ચીડવવું; સળી કરવી
**છંટકાવ** પું૦ [પ્રા. छंट=છાંટવું] છાંટવું તે
**છંટકોર** પું૦ [જુઓ છંટકાવ] છંટકોરવું તે. ૦**વું** સ૦ક્રિ૦ છંટકાવ કરવો; છાંટવું (૨) પાણી છાંટી ઓલવવું
**છંટાવ** પું૦ જુઓ છંટકાવ. ૦**વું** સ૦ક્રિ૦ 'છાંટવું'નું પ્રેરક. **-વું** અ૦ક્રિ૦ 'છાંટવું'નું કર્મણિ (૨) છાંટા ઊડવા; છાંટાથી ભીંજાવું (૩) ગાભણું થવું (ગાય ભેંસ ઇત્યાદિનું)
**છંદ** પું૦ [સં.] લત; વ્યસન
**છંદ** પું૦ [સં.] અક્ષર કે માત્રાના મેળ-નિયમથી બનેલી કવિતા; વૃત્ત. ૦**બદ્ધ** વિ૦ પદ્યરૂપે ગોઠવેલું-બનાવેલું. ૦**ભંગ** પું૦ છંદ-વૃત્તનો ભંગ. ૦(-દઃ)**શાસ્ત્ર** ન૦ વેદનાં છ અંગમાંનું એક (૨) પિંગળ
**છંદી(૦લું)** વિ૦ મોજી; શોખીન (૨) અમુક લતવાળું
**છંદોબદ્ધ** વિ૦ [સં.] જુઓ છંદબદ્ધ
**છંદોભંગ** પું૦ [સં.] જુઓ છંદભંગ
**છાક** પું૦ નશો; કેફ (૨) તોર; મિજાજ (૩) સ્ત્રી૦ દુર્ગંધ. ૦**ટ(-ટું)** વિ૦ દારૂ પીને ભાન ભૂલેલું. ૦**ટો** પું૦ દારૂડિયો
**છાકમછોળ** અ૦ છોળો ઉપર છોળો વાગે એમ (૨) પુષ્કળતા
**છાકવું** અ૦ક્રિ૦ [જુઓ છકવું] છલકાઈ -ફુલાઈ જવું (૨) બહેકી-વંઠી જવું
**છાકોટો** પું૦ ભારે છાકભર્યો છણકો -તિરસ્કાર; છાંછિયું
**છાગ** પું૦ [સં.] છગ; બકરો
**છાગળ** પું૦ [સં. छागल] બકરો (૨) સ્ત્રી૦ પાણી ભરવાની ચામડાની બતક
**છાછર** સ્ત્રી૦ તાસક
**છાછર** સ્ત્રી૦ પાણીની સપાટી પર છરરર કરતું જાય એવી રીતે કાંઈ ફેંકવું તે
**છાછરું** વિ૦ જુઓ છીછરું
**છાજ** ન૦ [સં. छाद् ઉપરથી] છાપરામાં ઘાસ પાટિયાં કે વાંસ વગેરેનું કરાતું આચ્છાદન કે તે વસ્તુઓ. ૦**લી** સ્ત્રી૦ નાનું છજું (૨) અભરાઈ
**છાજવું** સ૦ક્રિ૦ [સં. छाद् ઉપરથી] છાજથી ઢાંકવું; છાવું (૨) છવાઈ રહેવું
**છાજવું** સ૦ ક્રિ૦ [પ્રા. छज्ज] લાયક હોવું (૨) સારું દેખાવું; શોભવું (૩) ઘણો વખત નભવું; ટકવું (ઉદા૦ 'રાંક હાથે રે, રતન ચડ્યું છાજ્યું નહિ') [કૂટવી તે
**છાજિયું** ન૦ શોકના આવેશમાં છાતી
**છાટ** સ્ત્રી૦ પથ્થરનો લાંબો પહોળો કકડો
**છાણ** ન૦ [દે.] ગાયભેંસનો મળ; ગોબર. ૦**પૂંજો** પું૦ કચરોપૂંજો
**છાણવું** સ૦ ક્રિ૦ [દે. छाणण] બારીક રીતે ચાળવું (૨) છણવું
**છાણિયું** વિ૦ છાણ જેવું; પોચું; દમ વગરનું (૨) છાણ ખાઈને રહેનારું (૩) ન૦ છાણમાટીનું બનાવેલું ટોપલું
**છાણું** ન૦ [દે. छाणी] બાળવા માટે છાણને થાપીને સૂકવેલું ચકરડું
**છાત** ન૦ છત્ર; છત્રી [પ.]
**છાતી** સ્ત્રી૦ શરીરનો પેટથી ઉપરનો પહોળો ભાગ (૨) [લા.] હૈયું; દિલ (૩) હિંમત. ૦**પૂર** વિ૦ છાતી સુધી આવે એટલું. ૦**ફાટ** અ૦ છાતી ફાટી જાય એમ; ખૂબ લાગણીથી. ૦**ભેર** અ૦ હિંમતથી (૨) (ઊંચું ચડતાં) છાતી ભરાઈ આવે-દમ ચડે તેમ

**છાત્ર** પું૰ [સં.] વિદ્યાર્થી **૰વૃત્તિ** સ્ત્રી૰જુઓ શિષ્યવૃત્તિ. **–ત્રાલય** ન૰ છાત્રોને રહેવાનું સ્થળ; 'બોર્ડિંગ'; 'હોસ્ટેલ'

**છાનાછાની** સ્ત્રી૰ છાની વાત

**છાનું** વિ૰ [સં. છન્ન] ગુપ્ત (૨) મૂગું. **૰છપતું(–નું)** વિ૰ છૂપું; કોઈ જાણે નહિ તેવું; ગુપ્ત. **૰માનું** વિ૰ છાનુંછપતું (૨) ગુપચુપ

**છાપ** સ્ત્રી૰ ['છાપવું' ઉપરથી] એક બીજા પર દબાવાથી તેની આકૃતિ પડે તે (૨) આકૃતિ પાડવાનો સિક્કો (૩) પતંગ છપાવી તે (૪) છાપવાની સફાઈ (૫) મન ઉપર થયેલી અસર–બંધાયેલો અભિપ્રાય [લા.] (૬) શેહ; દાબ; પ્રભાવ. **૰ખાનું** ન૰ છાપવાનું થતું હોય તે સ્થળ; મુદ્રણાલય. **૰ણી** સ્ત્રી૰ છાપવાની રીત કે સફાઈ. **૰ભૂલ** સ્ત્રી૰ છાપવામાં થયેલી ભૂલ

**છાપર** સ્ત્રી૰ વાટવાનો મોટો ચપટો પથ્થર

**છાપરી** સ્ત્રી૰ નાનું છાપરું (૨) ઝૂંપડી [લા.]. **–રું** ન૰ [જુઓ છપ્પર] મકાન પર કરેલું ઢાંકણ (૨) છાજ (૩) ઝૂંપડું

**છાપવું** સ૰ક્રિ૰ બીબા વડે છાપ–આકૃતિ પાડવી [(૨) બીબું

**છાપું** ન૰ ['છાપવું' ઉપરથી] વર્તમાનપત્ર

**છાપેલ કાટલું** ન૰ [છાપેલું+કાટલું] પહોંચેલ, ખંધા તરીકે પંકાયેલો માણસ [લા.]

**છાપો** પું૰ ['છાપવું' ઉપરથી] ઓચિંતો હુમલો (૨) છાપ વડે કરેલું ચિહ્ન (૩) લાગો; વેરો

**છાબ,(૰ડી)** સ્ત્રી૰, **૰ડું** ન૰ [દે. છબ્બ(૰ગ)] વાંસની છાછરી ટોપલી

**છાયલ** સ્ત્રી૰ (છા') ન૰ [સર૰ દે. છાઇલ્લ =સુંદર] એક જાતનો છાપેલો સાલ્લો

**છાયા** સ્ત્રી૰ [સં.] પડછાયો (૨) આશ્રય; ઓથ (૩) અસર; છાપ [લા.]. **૰ચિત્ર** ન૰ કેવળ છાયા–ઓળારૂપે આલેખાયેલું ચિત્ર. **૰નુવાદ** પું૰ મૂળની છાયા ઉતારતો અનુવાદ; ભાવાનુવાદ. **૰યંત્ર** ન૰ છાયા ઉપરથી વખત જાણવાનું યંત્ર; 'સન–ડાયલ'

**છાયો** (છા') પું૰ [સં. છાયા] છાંયો; પડછાયો

**છાર** (છા') પું૰; સ્ત્રી૰ [સં. ક્ષાર] ઈંટવાડાનો ભૂકો (૨) કૂગ (૩) ધૂળ (૪) રાખોડી (૫) છારી

**છાર** પું૰ [પ્રા.] મત્સર; અભિમાન

**છારવું** (છા') સ૰ક્રિ૰ ['છાર' ઉપરથી] બાળીને ખાખ કરવું (૨) છારું દબાવવું (૩) માંડી વાળવું; છાવરવું

**છારા** (છા') વિ૰ [સં. ક્ષાર] (બ૰વ૰ રૂપ) પિત્તવાળા તીખા (ઓડકાર)

**છારાં** (છા') ન૰ બ૰ વ૰ છારા જાતિનાં માણસ (તુચ્છકારમાં)

**છારિયું** (છા') ન૰ સાંકડા મોંનાં વાસણ ઘસવા માટે વપરાતો કૂચડો [થર

**છારી** (છા') સ્ત્રી૰ વસ્તુ પર બાઝતો આછો

**છારું** (છા') ન૰ [જુઓ 'છાર' પું૰સ્ત્રી૰] ઈંટો, મટોડી અને ચૂનાવાળો ભૂકો

**છારો** (છા') પું૰ એ નામની એક જિપ્સી જેવી જાતનો પુરુષ

**છારોડિયા** (છા') વિ૰બ૰વ૰ જુઓ છારા

**છારોડિયાં** (છા') ન૰બ૰વ૰ મરનારના તેરમાને દિવસે ચકલામાં પીળું ઓઢાડીને મુકાતા ત્રણ ઘડા

**છાલ** સ્ત્રી૰ [સં. છાલ] ત્વચા (ઝાડની)

**છાલ** (છા') પું૰જુઓ ખ્યાલ (૨) કેડો; પીછો

**છાલક** સ્ત્રી૰ [સં. ક્ષાલ્ ઉપરથી] પાણીની છોળ

**છાલકું** વિ૰ ['છાલક' ઉપરથી] છાછરું; છીછરું (૨) આછકલું; પાજી; હલકું [લા.] (૩) ન૰ ગધેડા ઉપર નાખવાની બે પાસિયાંવાળી ખુલ્લી ગૂણ (૪) ચાર મણનો સંતોલો

**છાલાં** ન૰બ૰વ૰ [સં. છાલ] ફોતરાં; છોડાં (૨) ચામડી પરનાં ભિંગડાં

**છાલિયું** ન૰ પહોળા મોંની વાડકી; છાલું

**છાલી** સ્ત્રી૰ નાનું છાલું; વાડકી. **–લું** ન૰ વાડકો

**છાલું** ન૰ ['છાલ' સ્ત્રી૰ ઉપરથી] ઘંટીમાંથી લોટ વાળવાનું નાળિયેરનું છોડું (૨) 'છાલાં'નું એ૰વ૰

**છાવણી** (છા') સ્ત્રી૰ [દે. છાવણી; છાવણિયા] (લશ્કરી) પડાવ કે મથક [કરવો

**છાવરવું** (છા') સ૰ક્રિ૰ ઢાંકવું (૨) ઢાંકપિછોડો

**છાવું** (છા') સ૦ક્રિ૦ [સં. छादय्] ઢાંકવું
**છાશ** (શ,) સ્ત્રી૦ [દે. छासी] દહીં મથી કરાતું પ્રવાહી [હલકી જાતનું [લા.]
**છાશિયું** વિ૦ છાશવાળું; છાશ જેવું (૨)
**છાશી** વિ૦ [સં.षडशीति; प्रा. छासीइ] '૮૬'
**છાસ** સ્ત્રી૦ જુઓ છાશ
**છાસટિયો** પું૦ (છાસઠ દિવસમાં તૈયાર થતી) પાણી પાઈને ઉગાડેલી જુવાર
**છાસઠ** વિ૦ [સં. षष्टि; प्रा. छसट्ठि] '૬૬'
**છાસિયું** વિ૦ જુઓ છાશિયું
**છાસી** વિ૦ જુઓ છાસી
**છાંઈ** (૦) સ્ત્રી૦ જુઓ છાયા
**છાંછળું** (૦) વિ૦ ઉછાંછળું; ઉદ્ધત (૨)ન૦ છાંછિયું; છણકો
**છાંછિયું** (૦) ન૦ [રવ૦] રોષ કે તિરસ્કાર-યુક્ત છણકો કે ધુરકિયું
**છાંટ** (૦) સ્ત્રી૦ [દે. छंट] થોડા ઝીણા ઝીણા છાંટા;ફરફર(૨)ઉપરઉપરથી કાપતાં પડેલા કકડા. (૩) ગપ્પું; બડાઈ [લા.] **૦ણી** સ્ત્રી૦ છાંટવું તે; છાંટવાની ક્રિયા. **૦ણું** ન૦ (કંકુ-કેસર વગેરેથી) છાંટવું તે (૨) (કપડામાં,-પર) છાંટાની ભાત
**છાંટવું** (૦) સ૦ ક્રિ૦ ['છાંટ' ઉપરથી] વિખેરાઈને પડે એમ નાંખવું (૨) ઉપર ઉપરથી કાપવું (૩) [લા.] ગપ- બડાઈ હાંકવી (૪) લાંચ આપવી
**છાંટા** (૦) પુંબ૦વ૦ થોડો છાંટા જેવો વરસાદ. **૦ભાર** વિ૦ છાંટા જેટલું થોડું
**છાંટુ** (૦) વિ૦['છાંટવું' ઉપરથી] ગપ્પી
**છાંટો** (૦) પું૦[દે. छंट] બુંદ; ટીપું(૨) [લા.] ડાઘ; કલંક (૩) સ્પર્શાસ્પર્શ કે ખાવા-પીવાનો સંબંધ (૪)થોડુંક;ચપટીક(જેમ કે, એનામાં છાંટો અક્કલ નથી). **૦પાણી** ન૦ દારૂ [લા.]
**છાંડણ** (૦) ન૦ છાંડવું તે(૨) છાંડેલું અન્ન
**છાંડવું** (૦) સ૦ક્રિ૦ [प्रा. छड्ड, छंड]તજવું (૨) ફારગતી આપવી (૩) ભાણામાં પડી રહેવા દેવું
**છાંડી(-ડેલી)** (૦) વિ૦ સ્ત્રી૦ ['છાંડવું' ઉપરથી]ધણીએ તજેલી-ફારગતી આપેલી
**છાંદવું** (૦)સ૦ક્રિ૦ [સં. छंद् =છાંદવું;લેપવું] છાંદાથી લેપવું-જાડું લીંપવું
**છાંદસ** વિ૦ [સં.] વેદ ભણેલું
**છાંદો** (૦) પું૦ છાણમાટીનો લોંદો (૨)જાડું લીંપણ (૩) જમવાની વાનીઓનો ભેગો ગૂંદો [જુઓ છાયા
**છાંય(૦ડી)** (૦) સ્ત્રી૦, **૦ડો, -યો** પું૦
**છિછકલું, છિછલ્લું** વિ૦ [જુઓ આછકલું તથા છીછરું] આછકલું; ઉછાંછળું (૨) છોકરવાદ (૩) મસ્તીખોર
**છિટ** અ૦ [રવ૦] જુઓ છટ
**છિટકોરવું** સ૦ક્રિ૦ [જુઓ છંટકોરવું] ઝારીથી પાણી છાંટવું
**છિટ છિટ** અ૦ જુઓ છિટ
**છિણાવવું** સ૦ ક્રિ૦, **છિણાવું** અ૦ ક્રિ૦ 'છીણવું'નું પ્રેરક ને કર્મણિ
**છિદ્ર** ન૦ [સં.] કાણું; બાકું; નાકું (૨) દોષ; ખામી [લા.]. **-દ્રાન્વેષણ** ન૦ [સં.] બીજાના દોષ શોધવા તે. **-દ્રાન્વેષી** વિ૦[સં.] બીજાના દોષ શોધનારું.**-દ્રાળુ** વિ૦ છિદ્રવાળું
**છિનાળ** વિ૦ [દે. छिण्णाल] છિનાળવું (૨) સ્ત્રી૦ વ્યભિચારિણી; કુલટા. **૦વું** વિ૦ વ્યભિચારી. **-ળી** સ્ત્રી૦, **-ળું** ન૦ જાર-કર્મ; વ્યભિચાર
**છિન્ન** વિ૦ [સં.] છેદેલું; જુદું પાડેલું. **૦ભિન્ન** વિ૦ ભાંગીતૂટી ગયેલું (૨) અસ્તવ્યસ્ત
**છિપાવવું** સ૦ ક્રિ૦, **છિપાવું** અ૦ક્રિ૦ 'છીપવું'નું પ્રેરક ને કર્મણિ
**છિપોલી** સ્ત્રી૦ જુઓ છીપ
**છિયાડી** સ્ત્રી૦ [દે. छिद्द=ધૂળ; રજ] પવનથી ઊડીને પડેલી ધૂળ. **-ડો** પું૦ પવનથી ઊડીને પડેલો કચરો
**છિલટું** ન૦ [જુઓ છીલટું] છાડું; છોતરું
**છિઃ** અ૦ [સં. રવ૦] ધિક્કાર કે તુચ્છકાર બતાવતો ઉદ્ગાર
**છી** સ્ત્રી૦; ન૦ [જુઓ છિઃ] ગંદી વસ્તુ (૨) (બાળભાષા) મળ; મળત્યાગ

**છી** અ૰ [રવ૦] જુઓ છિઃ (૨) ગંદકીસૂચક ઉદ્ગાર [(વ૦ કા૦)
**છીએ** અ૰ક્રિ૰ 'હોવું'નું પ્રથમ પુરુષ બ૰વ૰
**છીછરું** વિ૰ થોડી ઊંડાઈવાળું
**છી છી** અ૰ જુઓ 'છી' અ૰
**છીટ** અ૰ [રવ૦] છિટ (૨) સ્ત્રી૰ સૂગ, અણગમો; છીત
**છીણવું** સ૰ક્રિ૰ [સં.] છીણી ઉપર ઘસવું; છૂંદો પાડવો(૨) મોળવું; સમારવું (શાક)
**છીણી** સ્ત્રી૰ છીણવાનું સાધન (૨) લાકડાં ફાડવામાં વપરાતી લોઢાની ફાચર (૩) ધાતુ કાપવાનું લોઢાનું વીંધણું
**છીત** સ્ત્રી૰ [જુઓ છીટ] સૂગ
**છીદરી** સ્ત્રી૰[સં. छिद्र ઉપરથી] ટીપકી ટીપકીવાળો એક જાતનો સાલ્લો
**છીનવવું** સ૰ ક્રિ૰ [સં. छिद्] ઝૂંટવી લેવું (૨) છેતરી લેવું
**છીનવાવું** અ૰ક્રિ૰ 'છીનવવું'નું કર્મણિ
**છીપ** સ્ત્રી૰[સં. शुक्ति; प्रा. सिप्पि] એક જાતની માછલીનું કોટલું–ઘર, સીપ
**છીપર** સ્ત્રી૰ પથ્થરની છટા; શિલા
**છીપવું** અ૰ક્રિ૰ શમવું; શાંત થવું(તરસનું) (૨) સંતાવું; લપાવું
**છીપો** પું૰[દે. छिपय]કપડાં છાપનારો;છાપગર
**છીબું** ન૰[દે. छब्ब] તપેલીનું ઢાંકણું;તાસક
**છીલટું** ન૰ [દે.छल्ली] છિલટું; છોડું; છોતરું
**છીલવું** સ૰ ક્રિ૰ છોડાં કાઢવાં; છોલવું
**છીં** અ૰ [રવ૦] છીંકવાનો અવાજ
**છીંક** સ્ત્રી૰[દે. छिक्का] છીં કરીને જોરથી શ્વાસ બહાર ફેંકવો તે. ૦ણી સ્ત્રી૰ સૂંઘવા માટે ઘૂંટીને તૈયાર કરેલી તમાકુ. ૦વું અ૰ક્રિ૰ છીંક ખાવી
**છીંકારડું** ન૰ ['છીંક' ઉપરથી] કાચંડા જેવું એક ઝેરી પ્રાણી, જેની છીંકનો વાયુ ઝેરી માનવામાં આવે છે (૨) એક જાતનું નાનું હરણ
**છીંકારવું** ન૰ એક જાતનું હરણ (૨) વિ૰ વારેઘડીએ–ઘણી છીંકો ખાનારું
**છીંકારું** ન૰ છીંકારવું
**છીંટ** સ્ત્રી૰એક જાતનું રંગિત,ભાતીગર કપડું
**છીંટલો** પું૰ કાંટાનો ભારો ઉપાડવાની બે પાંખિયાંવાળી લાકડી; છેંટલો
**છીંડી** સ્ત્રી૰ [દે. छिंडिआ; छींडी] સાંકડી ગલી–નવેળિયું (૨) નાનું છીંડું. –ડું ન૰ વાડમાં રાખેલું બાકું–માર્ગ (૨) [લા.] દોષ (૩) બહાનું
**છુકછુક** અ૰ [રવ૦] એંજિનનો અવાજ. ૦ગાડી સ્ત્રી૰ (બાળભાષામાં) રેલગાડી (૨) તેની બાળ–રમત
**છુછકારવું** સ૰ક્રિ૰ [રવ૦] કરડવા કે પાછળ પડવા ઉશ્કેરવું (કૂતરાને)
**છુટકારો** પું૰ છૂટકો; મુક્તિ; અંત
**છુટાણ** ન૰ છૂટું પથરાઈ જવું તે (અણુઓનું અગર પ્રકાશનાં કિરણોનું); 'ડીસોશિયેશન' [પ. વિ.] ['છૂટવું'નું ભાવે
**છુટાવું** અ૰ક્રિ૰ છૂટવાની ક્રિયા થવી;
**છુટ્ટી** સ્ત્રી૰ છૂટી; રજા (૨) નવરાશ
**છુટ્ટું** વિ૰ જુઓ છૂટું
**છુપાવવું** સ૰ ક્રિ૰ ['છૂપવું' ઉપરથી] સંતાડવું; ગુપ્ત રાખવું
**છુપાવું** અ૰ક્રિ૰ છૂપવું; સંતાવું
**છુમ(૦છુમ)** અ૰ [રવ૦] (ઘૂઘરી વગેરેનો)
**છુરિકા, છુરી** સ્ત્રી૰ [સં.] છૂરી; છરી
**છુવાવું** અ૰ક્રિ૰ 'છૂવું'નું કર્મણિ
**છું** અ૰ક્રિ૰ 'હોવું'નું પ્રથમ પુરુષ એકવચન (વિ૰ કા૰)
**છૂ** ન૰ [રવ૦] સરકી જવું–જતા રહેવું તે (૨) અ૰ કૂતરાને કોઈની પાછળ પડવા ઉશ્કેરવાનો–છુછકારવાનો ઉદ્ગાર
**છૂટ** (ટ,) સ્ત્રી૰ ['છૂટવું' પરથી] મોકળાશ (૨) રજા; પરવાનગી (૩) છોડી દીધેલી –જતી કરેલી રકમ (૪) ઊડવા માટે પતંગને દૂરથી, ઊડે એમ ઊંચી કરી, છોડવી તે(૫)છૂટાપણું;સ્વતંત્રતા(૬)તંગી કે સખ્તાઈ, સંકોચ યા મનાઈનો અભાવ
**છૂટક** વિ૰ છૂટું છૂટું (૨) અ૰ જથાબંધ નહિ તેમ
**છૂટકો** પું૰ છુટકારો; મુક્તિ

**છૂટછાટ** સ્ત્રી૦ (લેણી રકમ) થોડી ઘણી જતી કરવી તે (૨) છૂટ; મોકળાશ

**છૂટવું** અ૦ક્રિ૦ [સં. छुट्] બંધનમાંથી છૂટા થવું (૨) (એકાએક કે જોરથી) બહાર નીકળવું (જેમ કે, પરસેવો, દુર્ગંધ, બાણ વા તોપ-બંદૂકનો ભડાકો ઇ૦) (૩) પાસેથી જવું કે નીકળવું (જેમ કે, ચમડી તૂટે પણ દમડી ન છૂટે) (૪) (જવાને માટે) છૂટ કે રજા મળવી (જેમ કે, ચોરી, સભા, નિશાળ, કચેરી ઇ૦ છૂટવું), (૫) વછૂટવું; ઊકલવું (જેમ કે ગાંઠ) (૬) કોઈ ભાવ કે લાગણી એકદમ પ્રગટવી (જેમ કે ગુસ્સો, દયા, લાજ, કમકમાટી) (૭) બીજા ક્રિ૦ જોડે સહાયમાં આવી, તે ક્રિયા કરી નાંખી તેમાંથી છૂટ્યો. એવો ભાવ બતાવે છે (જેમ કે, લખી છૂટ્યો. હું તો કહી છૂટ્યો, તેને ફાવે તે હવે કરે.) [છૂટી પડવું=જવાબદારીમાંથી નામુકર જવું (૨) વ્યર્થ જવું (જેમ કે મહેનત).]

**છૂટાછેડા** પું૦ બ૦ વ૦ ફારગતી; લગનના બંધનમાંથી છુટકારો (૨) બાળકનો પ્રસવ

**છૂટી** સ્ત્રી૦ જુઓ છુટ્ટી

**છૂટું** વિ૦ [પ્રા. छुट्ट] બંધન વિનાનું (૨) (નોકરી કે કામ યા કોઈ રોકાણમાંથી) ફારેગ; નવરું; બરતરફ થયેલું યા કરાયેલું (૩) અલગ; જુદું; કોઈ સાથે ભેગું સંધાયેલું કે ગોઠવાયેલું યા મુકાયેલું નહિ એવું (૪) ભભરું (૫) મોકળું; વચમાં અંતર હોય તેવું (૬) ન૦ પરચૂરણ (નાણાંનું). ૦છવાયું વિ૦ અલગ અલગ; વેરાયેલું; આછું

**છૂતઅછૂત** સ્ત્રી૦ [પ્રા. छुत्त (સં. छुप्त)=સ્પૃષ્ટ; દે. छुत्ति=અશૌચ] અમુકને અડાય અમુકને ન અડાય એવી અસ્પૃશ્યતાની માન્યતા

**છૂપવું** અ૦ ક્રિ૦ સંતાવું; છુપાવું

**છૂપાછૂપ** અ૦ છૂપી રીતે

**છૂપીપોલીસ** સ્ત્રી૦ ગુનાની છૂપી રીતે તપાસ કરતી પોલીસ; 'સી. આઈ. ડી.'

**છૂપું** વિ૦ ગુપ્ત; છાનું

**છૂમંતર** ન૦ [છૂ (રવ૦)+મંતર (સં. मंत्र)] જાદુ; જંતરમંતરનો પ્રયોગ. [૦થઈ જવું=નાસી જવું; ભાગી જવું.]

**છૂરિકા, છૂરી** સ્ત્રી૦ [સં.] છરી

**છૂવું** સ૦ ક્રિ૦ અડવું; છોવું

**છૂંછાં** ન૦ વ૦ બ૦ રૂંછાં; વણતાં કે બીજે કારણે રહી ગયેલા તારના છેડા

**છૂંછું** ન૦ ડાચું; મોં (તિરસ્કારમાં)

**છૂંદણી** સ્ત્રી૦ છૂંદવું તે. –ણું ન૦ શરીર પર છૂંદીને પાડેલું ટપકું–ચાઠું કે આકૃતિ

**છૂંદવું** સ૦ ક્રિ૦ [સં. क्षुद्; પ્રા. छुंद ઉપરથી] સોય કે તેવા અણીવાળા હથિયાર વડે ટોચવું (૨) બારીક કચરવું; છૂંદા જેવું બનાવવું [પ્રેરક ને કર્મણિ

**છૂંદાવવું** સ૦ક્રિ૦, **છુંદાવું** અ૦ક્રિ૦ 'છૂંદવું'નું

**છૂંદો** પું૦ છૂંદી છૂંદીને બનાવેલો લોચો (૨) છીણેલી કેરીનું અથાણું

**છેક** અ૦ [દે. छेअ (–ग)=અંત, પ્રાંત, પર્યંત] તદ્દન; સાવ (૨) પું૦ અંત; હદ [પ.]

**છેકણી** સ્ત્રી૦ છેકવું તે (૨) લખેલું છેકી નાખવાનું ઓજાર. –વું સ૦ક્રિ૦ ચેકવું; લખેલું રદ છે. એમ જણાવવાને ઉપર લીટો ખેંચવો (૨) લખેલું કાઢી નાખવું–ભૂંસી નાખવું

**છેકાછેક** અ૦ છેક; તદ્દન

**છેકાછેક(–કી)** સ્ત્રી૦ જ્યાં ત્યાં છેકા–લીટા કરવા તે; ચેરાચેર

**છેકો** પું૦ છેકવા માટે દોરેલો લીટો

**છેટી** સ્ત્રી૦ નાની પોતડી

**છેટું** વિ૦ વેગળું; દૂર (૨) ન૦ બે જગા વચ્ચેનું અંતર (૩) અશક્યતા (પ્રાયઃ બ૦વ૦માં. ઉદા૦ પૃથ્વીમાં આના જેવી અન્ય જેવી, તેનાં તો છેટાં જ)

**છેટે** અ૦ દૂર; આઘે

**છેડ(૦ણી)** સ્ત્રી૦ [છેડવું ઉપરથી] ખીજવવું તે–પજવણી (૨) ખીજ [અટકચાળું

**છેડતી** સ્ત્રી૦ ['છેડવું' ઉપરથી] (૨) અટપલું;

**છેડલો** (છે') પું૦ છેડો (લાલિત્યવાચક)

**છેડવું** સ૦ક્રિ૦ અટકચાળું કરવું; ખીજવવું; (૨) ટકોરવું; જરા હળવો સ્પર્શ કરવો (જેમ

કે વીણાના તાર છેડવા, વાત છેડવી)

**છેડાગાંઠણ(–ણું)** (છે') ન૦ વરકન્યાના છેડા ગાંઠવાનું વસ્ત્ર [તલાક

**છેડાછૂટકા** (છે') પું૦ બ૦ વ૦ છૂટાછેડા;

**છેડાછેડ(–ડી)** (છે') સ્ત્રી૦ વારંવાર છેડવું તે; સતામણી

**છેડાછેડી** સ્ત્રી૦ (છે') ['છેડો ઉપરથી] વરના જામા સાથે વહુની ઘાટડીની ગાંઠ બાંધે છે તે

**છેડાવું** અ૦ક્રિ૦ ખીજવાવું

**છેડો** (છે')પું૦ [દે. છેઓ; કે સં. શેષ] અંતનો ભાગ; અંત (૨) હદ; સીમા(૩) પાલવ(૪) આશરો; મદદ [લા.]. [૦વાળવો=મરણ પાછળ છેડો વાળીને રોવું તે.]

**છેતરપિંડી, છેતરબાજી** સ્ત્રી૦ ['છેતરવું' પરથી] છેતરામણી; ઠગાઈ

**છેતરવું** સ૦ક્રિ૦ ઠગવું; છળવું

**છેતરામણ** ન૦, **–ણી** સ્ત્રી૦ છેતરાવાપણું. **–ણું** વિ૦ છેતરી લે એવું

**છેતાળીસ** (છે) વિ૦ [સં. षट्चत्वारिंशत्, प्रा. छायालीस] '૪૬'; છેંતાળીસ

**છેદ** પું૦ [સં.] કાપો; ચીરો (૨) છિદ્ર (૩) છેદનારી – ભાગનારી સંખ્યા (અપૂર્ણાંકમાં લીટી નીચે લખવામાં આવે છે તે) [ગ.] (૪) નાશ. **૦ક** વિ૦ [સં.] છેદનારું – કાપનારું (૨) ભાગનારું [ગ.] (૩) પું૦ જુઓ છેદ. **૦ન** ન૦ [સં.] છેદવું – કાપવું

**છેદનરેખા, છેદનલીટી** સ્ત્રી૦ વર્તુલને છેદનારી લીટી; 'સીકન્ટ'

**છેદવું** સ૦ક્રિ૦ [સં. छिद्] કાપવું (૨) છિદ્ર – કાણું પાડવું (૩) નિકંદન કાઢવું (૪) છેદ રૂપે થઈને ભાગવું [ગ.]

**છેદશુદ્ધિ** સ્ત્રી૦ છેદ ઉડાડી દેવો તે [ગ.]

**છેર** (છે') સ્ત્રી૦ જુઓ છેરંટો; ખેર

**છેરવું** (છે') અ૦ક્રિ૦ પાતળું અઘવું

**છેરંટો** (છે') પું૦ છેરામણ; પાતળો ઝાડો

**છેરંટો** (છે') પું૦[જુઓ ખેરંટો] ધૂળ;કચરો

**છેરાટો** (છે') પું૦, **–મણ** ન૦; સ્ત્રી૦ છેરવું તે; પાતળો ઝાડો

**છેલ** (છે) પું૦ [સં. છેક, છેકિલ; પ્રા. છઇલ્લ] વરણાગિયો માણસ. **૦છટાકિયું** વિ૦ છેલબટાઉ. **૦છબીલું** વિ૦ મોહક ને રૂપાળું

**છેલછેલ્લું** (છે') વિ૦ ['છેલ્લું'નો દ્વિર્ભાવ] છેલ્લામાં છેલ્લું; સૌથી છેલ્લું; છેલવેલ્લું

**છેલડ** (છે)પું૦ છેલ. **–ડી** સ્ત્રી૦વરણાગિયણ સ્ત્રી. **–ડો** પું૦ છેલ. **–ણ** સ્ત્રી૦ છેલડી

**છેલબટાઉ** (છે) વિ૦ (૨) પું૦ છેલ; વરણાગિયો [છેલછેલ્લું

**છેલવહેલું, છેલવેલ્લું** વિ૦ (છે') જુઓ

**છેલાઈ** (છે) સ્ત્રી૦ છેલપણું. **–ણી** પું૦ છેલ; સહેલાણી

**છેલ્લું** (છે') વિ૦ છેવટનું. [ છેલ્લે પાટલે બેસવું=જાત કે સ્વભાવ ઉપર જવું (૨) અંતિમ હદે જવું.]

**છેવટ** (છે') સ્ત્રી૦;ન૦ અંત;છેડો. **–ટ(–ટે)** અ૦ અંતે; છેડે [છેડા ઉપરનું

**છેવાડું** (છે') વિ૦ [જુઓ છેવટ] છેલ્લું;

**છેહ** પું૦ દગો; વિશ્વાસઘાત

**છેંટલી** (છેં૦) સ્ત્રી૦ છાણ વીણવા કરવાની રદ્દી તૂટીફૂટી ટોપલી (૨) તેવી ગંદી ટોપી (તિરસ્કારમાં 'છેંટલું') [લા.]. **–લો** પું૦ જુઓ છીંટલો

**છેંતાળીસ** (છેં૦) વિ૦ '૪૬'

**છૈયાંછોકરાં** ન૦ બ૦ વ૦ છોકરાંછૈયાં; બાળકો; સંતાન કે પરિવાર

**છૈયું** ન૦ છોકરું. **–યો** પું૦ છોકરો

**છો** (છો') સ્ત્રી [સં.सुधा प्रा. छुहा]ચૂનાનો કેલ

**છો** (છો) અ૦ક્રિ૦ 'હોવું'નું બીજો પુરુષ બ૦વ૦ વર્તમાનનું રૂપ (૨) અ૦ ભલે

**છોકરમત** વિ૦ [છોકરું +મતિ]બાળક જેવી અલ્પબુદ્ધિનું કે હઠીલું (૨) સ્ત્રી૦ બાળક જેવી હઠ

**છોકરવાદ** વિ૦ [છોકરું+વૃત્તિ] થોડી અક્કલનું;છીછરું;અવિવેકી(૨)સ્ત્રી૦તેવું વર્તન. **–દી** સ્ત્રી૦ છોકરવાદપણું

**છોકરી** સ્ત્રી૦ [દે. छोक्करी] સ્ત્રી જાતિનું છોકરું (૨) કન્યા; દીકરી (૩) (વ્યંગમાં)નામર્દ. **–રું** ન૦ સંતાન; બાળક (૨) નાનો

છોકરો કે છોકરી. -રો પું૦ નરજાતિનું છોકરું (૨)નાની વયનો-૧૬ વર્ષ સુધીનો પુરુષ (૩) દીકરો
છોગલો પું૦ ['છોગું' ઉપરથી] લૂગડાનો કકડો; અંગૂછો [છગીલું; ફક્કડ
છોગાળ(-ળું) વિ૦ છોગાં રાખનારું; છેલ-
છોગું ન૦ [સં. ગુચ્છક] કલગીની જેમ ખોસેલો ઊડતો કે ઝૂલતો ફેંટો-ફાળિયાનો છેડો (૨) પાઘડીમાં ખોસેલો ફૂલનો તોરો
છોછ સ્ત્રી૦ ચોખ્ખાઈ કે આચારની ચટ-તીવ્ર લાગણી; છોત. ૦ત સ્ત્રી૦ છોછ (૨) ખણખોદ
છોટું વિ૦ [દે. છુટ્ટ] નાનું
છોટું (છો) ન૦ [દે. છૌ(૦દ)આ=છોડું+ટું] છોડિયું (૨) ભીંડીનું ફેલું; રેસાદાર એવી લટ (૩) પેંગડાનો ચામડાનો પટો
છોડ પું૦ રોપો; છોડવો. ૦ફળ ન૦ સાદાં ફળનો એક પ્રકાર; 'એકીનિયલ ફ્રૂટ' [વ.વિ.]
છોડ (છો) ન૦ [દે. છવ્વી=ચામડી]; સુકાઈને થયેલું છોડું (૨) સુકાઈ ગયેલો ગર્ભ (૩) નાકમાં બાઝતું લીંટ ઇ૦નું સૂકું પડ
છોડવવું સ૦ ક્રિ૦ ['છોડવું' ઉપરથી] બંધનમાંથી છૂટું કરાવવું
છોડવું સ૦ક્રિ૦ [સં. છોટ્; પ્રા. છોટ] છૂટે એમ કરવું (૨) તજવું; ત્યાગ કરવો
છોડવો પું૦ છોડ; રોપો (૨) પોચા થડવાળો છોડ; 'હર્બ' [વ. વિ.]
છોડાવવું સ૦ક્રિ૦ જુઓ છોડવવું
છોડિયું (છો) ન૦ [જુઓ છોડું] છાલ કે તેનો કકડો(૨)લાકડાનો પાતળો કકડો
છોડી સ્ત્રી૦ [દે. છોડિ=નાની] છોકરી
છોડું (છો) ન૦ [જુઓ છોટું ન૦] છોડિયું (૨) છોતરું
છોત સ્ત્રી૦ જુઓ છોછ
છોતરું (છો) ન૦ છોડું; ફોતરું; પડ
છોતેર (છો) વિ૦[સં. षट्सप्तति; પ્રા. छहत्तर] '૭૬'; છોંતેર
છોતો (છો) પું૦ [સર૦ છોટું ન૦] વાસણ ધોવાનો કૂચડો
છોત્તેર (છો) વિ૦ છોતેર
છો ને (છો) અ૦ ભલે ને
છોબંધ (છો') વિ૦ છોવાળું
છોભાવું અ૦ ક્રિ૦ [સં. क्षुभ्; પ્રા. छुब्भ् પરથી] છોભું-ખસિયાણું પડવું
છોભીલું, છોભું વિ૦ [જુઓ છોભાવું] ખસિયાણું; ઝંખવાણું; શરમિંદું
છોરી સ્ત્રી૦ [જુઓ છોરો] છોકરી; છોડી. -રુ(-રું) ન૦ છોકરું. -રો પું૦ [દે. છોય(-ह)र] છોકરો [ઉપરની ત્વચા
છોલ (છો) પું૦;સ્ત્રી૦[જુઓ છાલ]વનસ્પતિ
છોલ પું૦;સ્ત્રી૦['છોલવું' ઉપરથી](લાકડાના) છોલવાથી પડતાં છોલાં
છોલવું સ૦ક્રિ૦ [પ્રા. छोल्ल] ઉપર ઉપરથી ઉખેડવું (૨) (ફળની) છાલ કાઢવી (૩) (લાકડું) ઘડવું (૪)(વ્યંગમાં) અણઆવડતથી કે ખરાબ સાધનથી હજામત કરવી (૫) સખત ઠપકો આપવો [લા.]
છોલાટવું સ૦ક્રિ૦ ખૂબ છોલ છોલ કરવું (૨) સખત ઠપકો આપવો [લા.]
છોલાવું અ૦ક્રિ૦ 'છોલવું'નું કર્મણિ
છોલાં(છો) ન૦બ૦વ૦[જુઓ 'છોડું'(છોડાં)] છાલાં [પ્રેરક; છો કરાવવી
છોવડા(-રા)વવું (છો') સ૦ક્રિ૦ 'છોવું'નું
છોવાવું અ૦ક્રિ૦ 'છોવું'નું કર્મણિ
છોવું સ૦ક્રિ૦[જુઓ છૂવું] અડકવું; અડકીને અપવિત્ર કરવું (૨) અ૦ક્રિ૦ અડકવાથી અપવિત્ર થવું
છોવું (છો') સ૦ક્રિ૦(ઘરવગેરેને) છો કરવી
છોહ પું૦ [પ્રા. छोह=ફેંકવું તે] છેહ (૨) વિયોગ
છોળ (છોળ,) સ્ત્રી૦ તરંગ; મોજું (૨) છલકાવું તે; છાલક(૩) પુષ્કળપણું [લા.]
છોળવું (છો) અ૦ક્રિ૦ [જુઓ છોળ] (બાળકે વધારેના) ધાવણની ઊલટી કરવી
છોંતેર (૦) વિ૦ [જુઓ 'છોતેર'] '૭૬'
છ્યાશી(-સી) વિ૦ જુઓ છાસી; '૮૬'

# જ

જ પું૦ [સં.] તાલુસ્થાની ત્રીજો વ્યંજન -(૨)સમાસને છેડે 'જન્મેલું, ઉત્પન્ન થયેલું' એવો અર્થ બતાવતું પદ. ઉદા૦ 'વંશજ'
જ અ૦ [પ્રા. ચ્ચિઅ, ચેઅ જ્જેવ; અપ. જિ; શૌ. જ્જિઅ] વાક્યના પદ પાછળ આવતાં તેને અંગે મહત્ત્વ, અનન્યતા, નિશ્ચય, ખાતરી વગેરે બતાવે છે. ઉદા૦ 'આવીશ જ'; 'ત્યાં જ' (૨) (કાવ્યમાં) પાદપૂર્તિ માટે વપરાય છે
જઈફ વિ૦ [અ.] વૃદ્ધ (૨) અશક્ત. -ફી સ્ત્રી૦ ઘડપણ (૨) અશક્તિ
જક (જ') સ્ત્રી૦ જીદ; હઠ (૨) રકઝક; પંચાત
જકડ સ્ત્રી૦ જકડવું તે; પકડ; સકંજો. ૦વું સ૦ક્રિ૦ ખેંચીને-ચસકે નહિ એમ, સખત બાંધવું-પકડવું
જકાત સ્ત્રી૦ [અ.] નાકાવેરો; દાણ (૨) (ઇસ્લામમાં) દાન; ખેરાત (આવકનો ૪૦ મો ભાગ ધર્માદા કરવાની આજ્ઞા). -તી વિ૦ જકાતનું-ને લગતું (૨) જકાતને પાત્ર
જકિયું વિ૦ જક્કી; હઠીલું
જકુ પું૦ [तिलुगु जकु = ७] મોઈદંડાની રમતનો એક દાવ
જક્કી વિ૦ જક કરનારું; જકિયું
જક્ષ પું૦ જુઓ યક્ષ. ૦(-ક્ષિ)ણી સ્ત્રી૦ જુઓ યક્ષણી
જખ (જ') સ્ત્રી૦ [સં. ઝષ = માછલું] માછલી. [૦મારવી = પસ્તાવું; વાંકા રહીને ઠેકાણે આવવું.]
જખમ પું૦ [फा. जख्म] ઘા. -માવું અ૦ક્રિ૦ જખમી-ઘાયલ થવું. -મી વિ૦ [फा.] જખમ થયો હોય એવું; ઘાયલ
જખ્ખડ વિ૦ સહેલાઈથી ફાટેતૂટે નહિ એવું-મજબૂત (૨) જાડું
જગ ન૦ [સં. जगत्] જગત. ૦કર્તા(-ર્ત્તા) પું૦ જગતનો કરનાર-ઈશ્વર. ૦જાહેર વિ૦ જગતમાં બધે જાણીતું. ૦જીવન પું૦ જગતના જીવનરૂપ-પરમેશ્વર
જગત ન૦ [સં.] સૃષ્ટિ; વિશ્વ (૨) દુનિયા; પૃથ્વી (૩) લોકો; લોકમત (જેમ કે, જગત જિતાયું નથી) [લા.]. ૦જનની સ્ત્રી૦ જગદંબા-દુર્ગા. -તી સ્ત્રી૦ [સં.] જગત. -ત્રય ન૦ [સં.] ત્રણે જગત-સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ. -ત્પતિ પું૦ [સં.] જગતનો સ્વામી-પરમેશ્વર. -દંબા સ્ત્રી૦ [સં.] જગતની માતા-દુર્ગા. -દાત્મા પું૦ [સં.] જગતનો આત્મા-પરમેશ્વર. -દાધાર પું૦ [સં.] જગતનો આધાર-પરમેશ્વર. -દીશ(-શ્વર) પું૦ [સં.] જગતનો ધણી -પરમેશ્વર. -દ્ગુરુ પું૦ [સં.] આખા જગતનો ગુરુ (૨) શાંકર મતના મુખ્ય આચાર્યની ઉપાધિ (૩) મહાદેવ. -દ્ધાત્રી સ્ત્રી૦ [સં.] જગતની ધાત્રી-જગદંબા. -દ્વંદ્ય પું૦ [સં.] આખા જગતને વંદન કરવા યોગ્ય
જગન પું૦ જુઓ યજ્ઞ (૨) અતિ મુશ્કેલ કે મોટું કામ [લા.]
જગન્નાથ પું૦ [સં.] જગતનો નાથ-પરમેશ્વર (૨) વિષ્ણુનો એક અવતાર (૩) જગન્નાથપુરીમાં આવેલી એ નામની મૂર્તિ. ૦પુરી સ્ત્રી૦ એક પ્રખ્યાત તીર્થસ્થળ
જગન્નાથી સ્ત્રી૦ એક જાતનું ઝીણું સુતરાઉ કાપડ
જગન્નિયંતા પું૦ જગતનો નિયંતા-પરમેશ્વર
જગપતિ પું૦ જગતનો પતિ-ઈશ્વર
જગપ્રસિદ્ધ વિ૦ જગજાહેર
જગબત્રીશી(-સી) સ્ત્રી૦ લોકવાયકા
જગમોહન વિ૦ (૨) પું૦ જગતને મોહ પમાડનાર (પ્રભુ)
જગા સ્ત્રી૦ [फा. जायगाह] સ્થળ; ઠેકાણું (૨) ખાલી જગા (૩) નોકરી (૪) સાધુ બાવાનો મઠ
જગાડ(-વ)વું સ૦ક્રિ૦, જગાવું અ૦ક્રિ૦ 'જાગવું'નું પ્રેરક ને ભાવે

**જગુ** પું૦ જુઓ જગુ

**જગો** સ્ત્રી૦ જુઓ જગા. ૦જગ અ૦ ઠેર ઠેર; બધી જગાએ; સર્વત્ર

**જગધી** સ્ત્રી૦ [સં. जग्ध = ખાયેલું] છોકરો (તિરસ્કારવાચક). –ગ્ધું ન૦ છોકરું. –ગ્ધો પું૦ છોકરો

**જગ્યા** સ્ત્રી૦ જગા

**જઘન** સ્ત્રી૦; ન૦ [સં.] શરીરનો થાપાનો ભાગ (૨) જાંઘ [છેલ્લું

**જઘન્ય** વિ૦[સં.] હલકું; કનિષ્ઠ(૨)અંતિમ;

**જજ** પું૦ [इं.] ન્યાયાધીશ; જડજ

**જજમાન** પું૦, ૦વૃત્તિ સ્ત્રી૦ જુઓ 'યજમાન'માં

**જજિયાવેરો,જજિયો** પું૦ [અ. जिज्यह = હેડિયો] મુસલમાની રાજ્યમાં મોટી ઉંમરના (હેડિયાવાળા) પરધર્મીઓ પાસેથી લેવાતો માથાવેરો

**જટા** સ્ત્રી૦ [સં.] બાવાઓ માથે રાખે છે તે કે તેવું કેશનું ઝુંડ (૨) અવ્યવસ્થિત લાંબા વાળ (૩) વડપીપરનાં લાંબાં લટકતાં મૂળિયાં; વડવાઈઓ. ૦જૂટ પું૦ [સં.] જટાનો બારો. ૦ધર[સં.], ૦ધારી વિ૦ માથે જટા હોય એવું (૨) પું૦ જોગી; તપસ્વી (૩) શિવ (૪) વડનું ઝાડ

**જટાયુ** પું૦ [સં.] દશરથ રાજાનો મિત્ર – ગૃધ્રરાજ

**જટિ** સ્ત્રી૦ [સં.] જટા (૨) સમૂહ. ૦ત વિ૦ બાઝી – અંદર અંદર ગૂંચવાઈ ગયેલું. ૦યું ન૦ વાળની દોરી કે ગૂંચવાયેલી લટ. ૦લ વિ૦ [સં.] જટાવાળું (૨) ગૂંચાયેલું; અટપટું (૩) પું૦ તપસ્વી (૪) બ્રહ્મચારી. ૦લતા સ્ત્રી૦ અટપટાપણું.–ટી સ્ત્રી૦ જટિ

**જઠર** ન૦ [સં.] પેટ; હોજરી. ૦રસ પું૦ જઠરમાં ઝમતો પાચક રસ; 'ગૅસ્ટ્રિક જ્યૂસ'. –રાગ્નિ પું૦ [સં.] ખાધેલું પચાવનારો જઠરનો અગ્નિ–જઠરની શક્તિ

**જડ** વિ૦[સં.]જીવ વિનાનું(૨)લાગણી,બુદ્ધિ, સ્ફૂર્તિ વિનાનું [લા.] (૩) પું૦એવો પુરુષ

**જડ** સ્ત્રી૦ ['જડવું' સ૦ક્રિ૦ ઉપરથી] જડમૂળ (૨) ખીલી; મેખ (૩) સ્ત્રીઓના નાકનું ઘરેણું

**જડજ** પું૦ [इं. जज] ન્યાયાધીશ

**જડતર** વિ૦ જડાવકામનું,–ને લગતું (૨) ન૦ જડવું તે; જડવાની રીત; જડાવકામ

**જડતા** સ્ત્રી૦ [સં.] જડપણું

**જડથું** ન૦ ['જડ' પરથી] અનેક મૂળવાળું મોટું મૂળાડિયું

**જડબા(–ખાં)તોડ** વિ૦ ઉચ્ચાર કરતાં મુશ્કેલ પડે તેવું (૨) જડબું તોડી નાખે એવું; સચોટ

**જડબું** ન૦ દાંતવાળો મોંનો નીચેનો ભાગ (૨) તે ભાગનું હાડકું; 'જૉબોન'

**જડબેસ(–સુ)લાક(–ખ)** અ૦ [જડ + બે = નહીં + સુલાખ (सूराख फा. = કાણું)] સજ્જડ; મક્કમ

**જડભરત** વિ૦[સં.] અણસમજુ; મૂર્ખ (૨) પું૦ એ નામનો એક યોગી

**જડમૂળ(–ળિયું)** ન૦ મુખ્ય મૂળિયું

**જડવાદ** પું૦ જગતનું મૂળ જડ પદાર્થ છે, ચેતન નહિ, એવો વાદ; 'મટિરિયલિઝમ'

**જડવું** સ૦ક્રિ૦ [પ્રા. जडिअ (સં. जटित) = જડાયેલું] સજ્જડ બેસાડવું–જોડવું (જેમ કે, ખીલો, નરમાદા ઇ૦ જડવાં; બેસણીમાં નંગ ગોઠવવું)

**જડવું** અ૦ક્રિ૦ હાથ લાગવું; મળી જવું (૨) ખોવાયેલું ફરી મળવું [અક્કલમાં ઓછું

**જડસુ** વિ૦ [સં. जड] શરીરે મોટું પણ

**જડાઉ(–વ)** જડેલું–બેસાડેલું (૨) પું૦ ન૦ જેમાં હીરામાણેક વગેરે જડ્યાં હોય તેવો દાગીનો

**જડિત(–ત્ર)** વિ૦ જડેલું; બેસાડેલું

**જડિમા** પું૦; સ્ત્રી૦ [સં.] જડતા

**જડિયું** ન૦ મુખ્ય મૂળિયું; જડ

**જડિયો** પું૦ હીરામાણેક વગેરે જડવાનું કામ કરનાર; પચ્ચીગર

**જડી** સ્ત્રી૦ ['જડ' ઉપરથી] ઔષધિના ગુણવાળું મૂળિયું. ૦બુટ્ટી સ્ત્રી૦ નવાઈ ગુણવાળી જડી [આદમી

**જણ** પું૦, ન૦ [પ્રા. સં. जन] પુરુષ; વ્યક્તિ;

**જણુતર** ન૦ જણવું તે; પ્રસવ (૨) બાળક (૩) ઓલાદ [જન્મ આપવો

**જણવું** સ૦ક્રિ૦[સં. जन्;પ્રા. जण] (બચ્ચાંને)

**જણસ** સ્ત્રી૦ [પ્રા. जिन्स] વસ્તુ; ચીજ (૨) માલ; સોદો (૩) તિલક (૪) ઘરેણું (૫) અફીણ. **૦ભાવ** સ્ત્રી૦; ન૦ દરદાગીનો; કીમતી સરસામાન

**જણાવવું** સ૦ક્રિ૦, **જણાવું** અ૦ક્રિ૦ 'જાણવું'નું પ્રેરક અને કર્મણિ

**જત** અ૦ [સં. यत्] 'જત લખવાનું કે' એમ પત્રનો મજકૂર લખતાં શરૂઆતમાં લખાય છે [સંભાળ; સાચવણી

**જતન** ન૦, **-ના** સ્ત્રી૦ [સં. यत्न, -त्तन]

**જતરડું** ન૦, **-ડો** પું૦ [જુઓ જંતરડું] સોનારૂપાના તાર ખેંચવાનું એક સાધન (૨) સકંજો; ચુંગલ [લા.] [ગોરજી

**જતિ** પું૦ [સં. यति] યતિ (૨) જૈન સાધુ;

**જતીમતી** સ્ત્રી૦ દરેકની જુદી કે સામટી–સહિયારી જે જવાબદારી તે (કાયદામાં)

**જતુ** સ્ત્રી૦ [સં.] લાખ. **૦મણિ** પું૦ લાખું. **૦રસ** પું૦ જુઓ અળતો

**જત્રતત્ર** અ૦ + [यत्रतत्र] જ્યાં ત્યાં

**જથરપ(-વ)થર** વિ૦ જ્યાં ત્યાં, ક્યાંનું ક્યાં હોય એવું; આમ તેમ ખસી ગયેલું; અવ્યવસ્થિત

**જથા** અ૦ [સં. यथा] જેવી રીતે

**જથાબંધ** અ૦ છૂટક નહિ પણ એકસામટું

**જથારથ** વિ૦+, **જથાર્થ** વિ૦[સં. यथार्थ] યોગ્ય

**જથો** પું૦ જૂથ; સમૂહ; સમુદાય

**જથ્થાબંધ** અ૦ જથાબંધ

**જથ્થો** પું૦ જથો

**જદપિ** અ૦ [સં. यद्यपि] જોકે

**જદા** અ૦[સં. यदा] જે વખતે. **૦તદા** અ૦ જ્યારે ત્યારે; કોઈ પણ સમયે

**જદુ** પું૦ [સં. यदु] યદુ. **૦નાથ**, **૦પતિ**, **૦રાય**, પું૦ યાદવોના સ્વામી–કૃષ્ણ. **૦વંશ** પું૦ યાદવવંશ

**જદ્યપિ** અ૦ જુઓ જદપિ

**જંદ્વાતદ્વા** અ૦ [સં. यद्वातद्वा] આમ તેમ; ગમે તેમ; બેફામ; ઠેકાણા વગર

**જન** પું૦[સં.] માણસ (એ૦વ૦માં સામાન્ય રીતે સમાસમાં. ઉદા૦ પ્રજાજન, સ્વજન પ્રિયજન) (૨) જનતા; લોકોનો સમુદાય (જેમ કે, જનને ઢાંકણું નહિ; સાંભળીએ જનનું, કરીએ મનનું) (૩) સાત લોક મનાય છે તેમાંનો પાંચમો; જનલોક

**જનક** વિ૦ [સં.] ઉત્પન્ન કરનાર; પેદા કરનાર (પ્રાયઃ સમાસને અંતે) (૨) પું૦ બાપ (૩) સીતાજીના પિતાનું નામ. **૦તનયા, -કાત્મજા** સ્ત્રી૦ [સં.] સીતા

**જનતા** સ્ત્રી૦ [સં.] બધા લોકોનો સમૂહ; આખો મનુષ્યસમાજ

**જનન** ન૦ [સં.] ઉત્પન્ન કરવું તે; ઉત્પત્તિ; જન્મ. **૦નાળ** સ્ત્રી૦ ગર્ભમાં બાળકની ડૂંટી સાથે જોડાયેલી રગોની લાંબી નળી; નાળ. **-ની** સ્ત્રી૦ [સં.] જન્મ આપનારી–માતા. **-નેંદ્રિય** સ્ત્રી૦[+इन्द्रिय]ગુહ્યેન્દ્રિય

**જનપદ** પું૦; ન૦ [સં.] દેશ

**જનમ** પું૦ [સં. जन्मन्] જન્મ; અવતરવું તે (૨) જનમારો; જિંદગી. **૦કુંડળી** સ્ત્રી૦ જન્મ વખતના ગ્રહસંયોગનો બરાબર કાળ લઈને બનાવેલું બાર રાશિવાળું ચક્ર; જન્માક્ષર. **૦કેદ** સ્ત્રી૦ જિંદગી સુધીની કેદ. **૦કેદી** વિ૦ (૨) પું૦ જન્મકેદ થઈ હોય એવું (કેદી). **૦ગાંઠ** સ્ત્રી૦ વરસગાંઠ; જન્મતિથિ. **૦ટીપ** સ્ત્રી૦ જનમકેદ. **૦વું** અ૦ક્રિ૦ જન્મવું; પેદા થવું. **-મારો** પું૦ જન્મથી મરણ લગીનો કાળ; આખી જિંદગી; ભવ

**જનમેજય** પું૦[સં.] પરીક્ષિત રાજાનો પુત્ર

**જનમોજનમ** અ૦ દરેક જન્મે; જન્મોજન્મ

**જનમોતરી, જનમોત્રી** સ્ત્રી૦ જન્મ પછી ઉત્તરોત્તર બનનારા બનાવ ને લાભહાનિ જણાવતી જન્મકુંડળી પરથી જોષીએ બનાવેલી પત્રિકા

**જનયિત્રી** સ્ત્રી૦[સં.] જન્મ આપનારી–મા

**જનરલ** પું૦ [ઇં.] સેનાપતિ (૨) એક મોટી લશ્કરી પદવી

**જનશ્રુતિ** સ્ત્રી૦ [સં.] અફવા
**જનસમાજ** પું૦ જનતા; જનસમૂહ
**જનસ્વભાવ** પું૦ માણસનો કે જનતાનો સ્વભાવ
**જનહિત** ન૦ લોકોનું હિત
**જના** [અ. જિના], ૦**કારી** [ફા. જિનાકારી] સ્ત્રી૦ વ્યભિચાર; છિનાળું
**જનાજો** પું૦ [અ.] મુસલમાનોમાં મડદું દાટવા લઈ જવાની ખાટલી (૨) એની પાછળ જનારું સરઘસ
**જનાનખાનું** ન૦ [ફા.] અંતઃપુર;રણવાસ
**જનાની** વિ૦ સ્ત્રીઓને લગતું; સ્ત્રીઓનું. **–નો** પું૦ [ફા.] ઓઝલમાં રહેનારો સ્ત્રીસમુદાય કે તેનું જનાનખાનું
**જનાબ** વિ૦ [અ.] મહેરબાન; કૃપાળુ (સંબોધન કે શ્રી પેઠે નામ પૂર્વે આદર તરીકે;જેમ કે,જનાબ કુરેશી).**–બેઆલી** વિ૦ [અ.] મોટા મહેરબાન; પરમ કૃપાળુ
**જનાર્દન** પું૦ [સં.] વિષ્ણુ; કૃષ્ણ
**જનાવર** ન૦ જુઓ જાનવર; પશુ(૨)ચિત્ર; છબી [લા.] [બ૦વ૦ 'જનાવરાં' આ બીજા અર્થમાં બોલાય છે; એ૦વ૦ જનાવરું]. ૦**ખાનું** ન૦ જનાવરોનું સંગ્રહસ્થાન;'ઝૂ'
**જનિત** વિ૦ [સં.] જન્મેલું
**જનેતા** સ્ત્રી૦[સં. જનિ(–નયિ)ત્રી]જન્મ આપનારી – મા
**જનોઈ** સ્ત્રી૦;ન૦[સં.યજ્ઞોપવીત;પ્રા. જન્નોવઈય] જુઓ યજ્ઞોપવીત. ૦**વઢ(–ઢો)**, ૦**વાઢ** વિ૦ ધડ પર જનોઈ રહે છે તેની લીટીમાં વાઢેલો (ઘા).
**જન્નત** ન૦ [અ.]સ્વર્ગ; જિન્નત. ૦**નશીન** વિ૦ જુઓ સ્વર્ગસ્થ
**જન્મ** પું૦ [સં.] જન્મવું–પેદા થવું તે (૨) જનમારો. ૦**કુંડલી** [સં.] (**–ળી**), ૦**કેદ**, ૦**કેદી**, ૦**ગાંઠ**, ૦**ટીપ** જુઓ 'જનમ'માં. ૦**તિથિ** સ્ત્રી૦, ૦**દિવસ** પું૦[સં.]જન્મનો દિવસ; જનમગાંઠ. ૦**ભૂમિ** સ્ત્રી૦ [સં.] જ્યાં જન્મ થયો હોય તે સ્થાન કે દેશ; માતૃભૂમિ. ૦**વું** અ૦ક્રિ૦ જુઓ જનમવું. ૦**સિદ્ધ** વિ૦ જન્મથી જ પ્રાપ્ત થયેલું–મળેલું. **–માક્ષર** પું૦ બ૦ વ૦ [+અક્ષર] જુઓ જન્મકુંડળી. **–મારો** પું૦ જુઓ જનમારો. **–માષ્ટમી** સ્ત્રી૦ [સં.] કૃષ્ણજન્મનો દિવસ; શ્રાવણ વદ આઠમ. **–માંતર** ન૦ [સં.] બીજો જન્મ. **–માંધ** વિ૦ [સં.] જન્મથી આંધળું. **–મોજન્મ** અ૦ જુઓ જનમોજનમ. **–મોતરી, –મોત્રી** જુઓ'જનમોતરી'
**જન્ય** વિ૦ [સં.] –થી જન્મેલું; પેદા થયેલું (સમાસને અંતે)
**જપ** પું૦ [સં.] નામ, મંત્ર ઇત્યાદિનું રટન
**જપત** વિ૦[અ.જબ્ત]જપ્ત;ગુનાસર દંડરૂપે સરકારે કબજે કરેલું (૨) માગતા પેટે કબજે લીધેલું.**–તી** સ્ત્રી૦ જપ્તી; ગુનાના દંડરૂપે સરકારે કે માગતા પેટે કોઈએ લીધેલો કબજો (૨) ટાંચ
**જપમાલા** (સં.) (**–ળા**) સ્ત્રી૦ જપ કરવાની માળા – બેરખો
**જપવું** સ૦ક્રિ૦ [સં. જપ્] જપ કરવો; રટવું
**જપ્ત** વિ૦, **–પ્તી** સ્ત્રી૦ જુઓ જપત,–તી
**જફા** સ્ત્રી૦ [ફા.] જુલમ; જબરદસ્તી
**જબ** અ૦ [હિં.] જ્યારે
**જબર** સ્ત્રી૦ [ફા.] જબરું; જબ્બર; મોટું; ભારે; કઠણ(કદ, બળ, સત્તા, ગતિ, ઇ૦માં ઘણું.) (૨) પું૦ ઉર્દૂ લિપિમાં વપરાતું એક ચિહ્ન (તે અકાર બતાવે છે).૦**જસ્ત** વિ૦ જોરાવર;જબરું.૦**જસ્તી** સ્ત્રી૦ બળાત્કાર; જુલમ. ૦**દસ્ત** વિ૦ જબરજસ્ત.૦**દસ્તી** સ્ત્રી૦ જબરજસ્તી. **–રાઈ, –રી** સ્ત્રી૦ જબરજસ્તી [સુરેલ [લા.]
**જબરું** વિ૦ જબર; જોરાવર; બળવાન (૨)
**જબાન** સ્ત્રી૦ [ફા.] જીભ (૨) બોલી; ભાષા
**જબાની** સ્ત્રી૦ [ફા.] જુઓ જુબાની
**જબાં** અ૦ જુઓ જબાન
**જબ્બર** વિ૦ જુઓ જબરું
**જમ** પું૦ જુઓ યમ. ૦**દો** પું૦ જમ,જમદૂત
**જમણ** ન૦ જમવું તે;ભોજન(૨)નાતવરો. ૦**વાર** પું૦;સ્ત્રી૦ નાતવરો (૨)એનો દિવસ

**જમણું** વિ० [सं. यामी; प्रा. जमा; दे. जेमणय] પૂર્વાભિમુખ થતાં દક્ષિણ તરફનું. [**જમણો હાથ** શ० પ્ર० મુખ્ય મદદગાર માણસ] [બાપ
**જમદગ્નિ** પું० [सं.] એક ઋષિ-પરશુરામના
**જમદંડ** પું० યમદંડ
**જમદૂત** પું० યમદૂત
**જમના** સ્ત્રી० [सं. यमुना] ગંગાને મળનારી એક નદી; કાલિંદી.**–નોત્રી** સ્ત્રી० જમના નદીનું મૂળ
**જમપુરી** સ્ત્રી० જમરાજાનું નગર
**જમરૂખ** ન० જામફળ. ०**ડી, –ખી** સ્ત્રી० જમરૂખનું ઝાડ
**જમવું** સ०ક્રિ० [सं. जम्] ભોજન કરવું; ખાવું (૨) લાભવું; ખાટવું (વ્યંગમાં) [લા.]
**જમશેદી નવરોજ** પું० [फा.] એક પારસી તહેવાર (૨૨મી માર્ચ)
**જમા** વિ० [अ.] એકઠું થયેલું; એકઠું (૨) જમા બાજુનું (૩) સ્ત્રી० આવક; ઊપજ; વસૂલ (૪) સરવાળો; જુમલો
**જમાઈ** પું० [सं. जामातृ] દીકરીનો વર
**જમાઉધાર** ન० જમા અને ઉધાર; આવક-જાવકનો હિસાબ [અને ખર્ચ
**જમાખરચ, જમાખર્ચ** પું०; ન० ઊપજ
**જમાડવું** સ०ક્રિ० 'જમવું'નું પ્રેરક
**જમાત** સ્ત્રી०(એક નાતના કે પંથના લોકોનો) સમુદાય; સમૂહ (૨) બાવાઓનો સમૂહ
**જમાતી** વિ० જમાતનું,–ને લગતું
**જમાદાર** પું० સિપાઈઓની નાની ટુકડીનો ઉપરી (૨) ઉપરીપણું કે પ્રભાવ દાખવે એવું માણસ (કટાક્ષમાં) [લા.]. **–રી** સ્ત્રી० જમાદારનું કામ–પદ
**જમાદિલ અવલ** પું०[अ. जमादिल अव्वल] અરબી–મુસલમાની પાંચમો મહિનો
**જમાદિલ આખર** પું० [अ. जमादिल आखिरह] અરબી–મુસલમાની છઠ્ઠો મહિનો
**જમાન** પું० [अ. जामिन] જામીન. ०**ખત** ન० જામીનખત.**–ની** સ્ત્રી० જામીનગીરી
**જમાનો** પું० [फा.] યુગ; લાંબો સમય (૨) દેશકાળની, આચારવિચારાદિની અમુક સ્થિતિ કે તેનો સમય. [**જમાનાનું આવેલ** શ० પ્ર० પહોંચેલ; અનુભવી; પાકું] [ચોપડો
**જમાનોંધ** સ્ત્રી० ખરીદનો માલ નોંધવાનો
**જમાપાસું** ન० ચોપડામાં (ડાબું) પાસું, જ્યાં જમા રકમ લખાય છે
**જમાબંદી (–ધી)** સ્ત્રી० જમીન માપી, જાત વગેરે તપાસી કરીને તેનું સરકાર-ભરત આકારવું તે; 'લૅન્ડ રેવન્યુ-સેટલમેન્ટ'
**જમાબાજુ(–જૂ)** સ્ત્રી० જુઓ જમાપાસું
**જમાલ** પું० [फा.] સૌંદર્ય
**જમાલગોટો** પું० જુઓ નેપાળો
**જમાવ** પું० [જુઓ જમા; 'જામવું' પરથી] ભરાવો; ભીડ. ०**ટ** સ્ત્રી० જમાવવું તે (૨) બંધબેસતી મેળવણી–મિશ્રણ
**જમાવવું** સ०ક્રિ० 'જામવું'નું પ્રેરક
**જમાવસૂલ** સ્ત્રી, ન० મહેસૂલની ઊપજ
**જમાવહી** સ્ત્રી० જમાનોંધ
**જમિયત** સ્ત્રી० [अ. जमीयत] સમૂહ; મંડળ
**જમીન** સ્ત્રી० [फा.] ભોંય (૨) ખેતર તરીકે વપરાય તેવી જમીન (૩) ઘા રુઝાવાથી આવતી નવી ચામડી. ०**દાર** વિ० જમીનની માલિકીવાળો (૨) પું० જમીનનો માલિક (૩) લાટબંધ જમીનનો માલિક. ०**દારી** વિ० જમીનદારનું,–ને લગતું (૨) સ્ત્રી० જમીનદારપણું. ०**દારી પદ્ધતિ** સ્ત્રી० મહેસૂલ માટે સીધો ખેડૂત સાથે વ્યવહાર રાખવાને બદલે જમીનદાર પાસેથી જ મહેસૂલ લેવાની પદ્ધતિ. ०**દોસ્ત** વિ०(ભાંગીતોડી) જમીનસરસું કરેલું; પાયમાલ
**જમે** વિ०(૨)સ્ત્રી० [अ. जमअ] જુઓ જમા
**જમૈયો** પું० કટાર જેવું એક હથિયાર
**જમોર** (મો') પું० જાહેર, સામુદાયિક આત્મહત્યા. **–રિયો** પું० જમોર કરનાર
**જય** પું०; સ્ત્રી० [सं.] જીત; ફતેહ. ०**ઘોષ** પું०, ०**ઘોષણા** સ્ત્રી० [सं.] જય મળવાથી

કરેલો પોકાર (૨) જય થયો છે એવું જણાવતો ઢંઢેરો. ૦જય પું૦ જયજયકાર (૨) અ૦ જે જે (કોઈને સામા મળતાં કે છૂટા પડતાં બોલાતો શબ્દ). ૦જયકાર પું૦ જીતની ખુશાલીનો પોકાર. ૦શ્રી સ્ત્રી૦[સં.] વિજયની દેવી. ૦સ્તંભ પું૦ [સં.] ફતેહની યાદગીરીમાં ઊભો કરેલો સ્તંભ. **–યંતી** સ્ત્રી૦[સં.]મહાન વ્યક્તિનો જન્મદિવસ (૨) વિજયનો વાવટો. **–યા** સ્ત્રી૦ [સં.] દુર્ગા

**જર** પું૦[फा.] પૈસો; નાણું; સોનું (૨) કસબ (સોના–રૂપાના તાર) કે કસબનું વણતર. ૦કસ પું૦ [+[फा. कश] સોનારૂપાનો તાર; કસબ. ૦કસી વિ૦ [फा.] કસબી; કસબના ભરતવાળું

**જરખ** ન૦ [સં. तरक्ष] ઝરખ; એક જંગલી પ્રાણી; ઘોરખોદિયો; તરસ

**જરજરિયું** વિ૦[સં. जर्जर] જીર્ણ થઈ ગયેલું

**જરજોખમ** ન૦ પૈસા વગેરે જોખમની વસ્તુઓ

**જરઠ** વિ૦ [સં.] વૃદ્ધ; ઘરડું (૨) કઠણ

**જરથુષ્ટ્ર** પું૦ [અવેસ્તા] પારસીઓના ધર્મસંસ્થાપક

**જરથોસ્તી** વિ૦ જરથુષ્ટ્રનું,–ને લગતું (૨) જરથુષ્ટ્રનું અનુયાયી (૩) પું૦ પારસી

**જરદાલુ(–ળુ)** ન૦ [फा. ज़र्द પરથી] એક સૂકો મેવો; આલૂ

**જરદી** સ્ત્રી૦ [फा.] ઈંડામાંનો પીળો પદાર્થ

**જરદો** પું૦ [फा.] તમાકુનો ભૂકો

**જરવું** અ૦ક્રિ૦ [સં. जॄ; प्रा. जर] જીર્ણ થવું; ઘસાઈ જવું (૨) પચવું; હજમ થવું (૩) પાંખું કે છૂટું થવું [કાંચળી

**જરા** સ્ત્રી૦ [સં.] વૃદ્ધાવસ્થા (૨) સાપની

**જરા** વિ૦ (૨) અ૦ [અ.] લગાર; થોડું. ૦એક, ૦ક વિ૦ (૨) અ૦ થોડું; લગાર. ૦તરા અ૦ થોડું–નહિ જેવું

**જરાયત** વિ૦[જુઓ જિરાયત] વરસાદના પાણીથી થતું(ખેતી કે પાક માટે; તેનાથી ઊલટું બાગાયત–કૂવાના પાણીથી થતું)

**જરાયુ** ન૦[સં.] ગર્ભને વીંટળાયેલું પાતળું પડ; ઓર. ૦જ વિ૦ જરાયુમાંથી જન્મતું (ઈંડામાંથી નહિ) [કંસનો સસરો

**જરાસંધ** પું૦ [સં.] મગધદેશનો રાજા;

**જરિયાન** વિ૦[फा. ज़र्रीन] જરીનું; કસબી (૨) ન૦ સોનારૂપાનાં ઘરેણાં

**જરી** સ્ત્રી૦ [फा. ज़र] કસબ; કસબી માલ (૨) વિ૦ કસબ સાથે વણેલું; કસબી

**જરી** વિ૦ (૨)અ૦ [જુઓ જરા] થોડું; લગાર. ૦ક વિ૦(૨)અ૦ સહેજ; થોડુંક

**જરીકામ** ન૦ કસબી ભરતકામ

**જરીપટકો** પું૦ પેશવાઈમાં લશ્કરી સરદારને કમરે બાંધવાનો કસબી પટકો

**જરીપુરાણું** વિ૦[સં. जरिन् + पुराण]જૂનું; ફાટીતૂટી ગયેલું; ઘણું જૂનું

**જરૂખો** પું૦ જુઓ ઝરૂખો

**જરૂર** સ્ત્રી૦ [અ.] જુઓ જરૂરત (૨) અ૦ અવશ્ય; નક્કી; અલબત્ત. ૦ત, **–રિયાત** સ્ત્રી૦ અગત્ય; આવશ્યકતા; ગરજ; હાજત. **–રી** વિ૦ જરૂરનું; અગત્યનું

**જર્જર(–રિત)** વિ૦ [સં.] જીર્ણ થઈ ગયેલું

**જર્મન** વિ૦ [ઇં.] જર્મની નામના દેશનું (૨) પું૦ તે દેશનો વતની (૩) સ્ત્રી૦ ત્યાંની ભાષા. ૦સિલ્વર ન૦[ઇં.]એક મિશ્ર ધાતુ

**જલ** ન૦ [સં.] જળ; પાણી. ૦ક્રીડા સ્ત્રી૦ [સં.] પાણીમાં રમત. ૦ગરિયો પું૦ મંદિરમાં ઠાકોરજીની પૂજા માટે પાણી લાવી આપનારો. ૦ચર વિ૦[સં.]પાણીમાં ચાલનારું (૨) ન૦ પાણીનું પ્રાણી. ૦જ વિ૦ [સં.] પાણીમાં ઉત્પન્ન થતું (૨) ન૦ કમળ. ૦જલબંબાકાર અ૦ બધે પાણી પાણી થઈ ગયું હોય તેવું. ૦તરંગ પું૦ પાણીનું મોજું (૨)(પ્યાલામાં પાણી ભરીને યોજાતું) એક વાદ્ય. ૦દ પું૦[સં.]વાદળ; મેઘ

**જલદ** વિ૦ [फा. जल्द] ઉગ્ર; આકરું; તેજ

**જલદી** સ્ત્રી૦ [फा.] ઉતાવળ; ત્વરા(૨) અ૦ ઉતાવળથી; ઝટ; સત્વર

**જલદેવતા** પું૦બ૦વ૦; સ્ત્રી૦ [સં.] જળની દેવી; પાણીની પરી

**જલધિ, જલનિધિ** પું૦ [સં.] સમુદ્ર
**જલપાત્ર** ન૦ [સં.] પાણીનું વાસણ
**જલપાન** ન૦ પાણી પીવું તે
**જલપ્રપાત** પું૦ પાણીનો ધોધ
**જલપ્રલય** પું૦[સં.] ભારે વરસાદ કે પૂરથી નાશ થવો તે
**જલમાર્ગ** પું૦ [સં.] જળ ઉપર-વહાણમાં બેસીને જવાનો રસ્તો (૨) નહેર; વહેળો
**જલસમાધિ** સ્ત્રી૦ પાણીમાં કરેલો પ્રાણત્યાગ (જેમ કે સંન્યાસીએ)
**જલસો** પું૦[અ.] આનંદ યા ઉત્સવનો મેળાવડો (૨) સંગીતનો મેળાવડો
**જલંદ(-ધર)ર** ન૦[સં. जलोदर] એક ઉદર-[રોગ
**જલાગાર** ન૦ [સં. जल + अगार] પાણીનો હોજ; ટાંકી
**જલાશય** ન૦[સં.]કૂવો તળાવ વગેરે પાણીનું [સ્થળ
**જલેબી** સ્ત્રી૦ એક મીઠાઈ
**જલોદર** પું૦ [સં.] જલંદર
**જલ્પ** પું૦[સં.] કથન; કહેવું તે(૨)બકવાદ; લવારો (૩) તત્ત્વનિર્ણયની ઇચ્છાથી નહિ પણ પરપક્ષખંડન અને સ્વપક્ષ-સ્થાપનની ઇચ્છાએ કરેલો વાદ[ન્યા.]. ૦ક વિ૦[સં.] બકવાદ-લવારો કરનારું. ૦વું અ૦ક્રિ૦ [સં. जल्प्] બબડવું-લવારો કરવો
**જલ્લાદ** પું૦[સં.] ગરદન મારનાર;શિરચ્છેદ કરનાર (૨) કસાઈ
**જવ** પું૦ [સં. यव; प्रा.] એક ધાન્ય (૨) જવ જેટલી લંબાઈ અથવા વજનનું માપ
**જવ** પું૦ [સં.] વેગ; ત્વરા; ઝપટ
**જવ** અ૦ જ્યારે [પ.]
**જવખાર** પું૦ જવનો ખાર-ક્ષાર; પોટૅશ્યમનો કાર્બોનેટ [ર. વિ.]
**જવનિકા, જવની** સ્ત્રી૦ [સં.] પડદો;ચક
**જવરઅવર** સ્ત્રી૦ વારંવાર જવું આવવું તે; અવરજવર
**જવલ્લે** અ૦ ક્વચિત્; ભાગ્યે
**જવવું** અ૦ક્રિ૦ (ફળ માટે) બેસવું; ફળ થવું; ઉત્પન્ન થવું.(જેમ કે, ફૂલ બેસે પછી સીંગ જવે)(૨)(ફળ કે કણામાં)જીવ પડવા
**જવાન** વિ૦ (૨) પું૦[फा.] જુઓ જુવાન. -ની સ્ત્રી૦ જુવાની
**જવાબ** પું૦ [અ.] ઉત્તર. ૦દાર વિ૦ [फा.] જવાબદારીવાળું. ૦દારી સ્ત્રી૦ જવાબ દેવાનું જોખમ અથવા ફરજ; જુમ્મેદારી; જોખમદારી.-બી વિ૦[फा.] જેનો જવાબ માગેલો હોય એવું (૨) જેના જવાબનું ખર્ચ ભરેલું હોય એવું (જેમ કે પોસ્ટકાર્ડ; તાર)
**જવારા** પું૦બ૦બ૦ [દે. जवरय;जववारय]જવ વગેરેના નાના-તાજા ઊગેલા અંકુરો
**જવાવું** અ૦ ક્રિ૦ જવાની ક્રિયા થવી; 'જવું'નું ભાવે
**જવાસો** પું૦ [સં. यवास; प्रा. जवास] એક [વનસ્પતિ
**જવાહિર** ન૦[અ.]હીરામાણેક વગેરે ઝવેરાત
**જવાંમર્દ** પું૦ [फा.] બહાદુર; વીર
**જવું** અ૦ક્રિ૦ [સં. या;प्रा. जा] (તેનાં રૂપો-જાઉં, જાય, જા, જાઓ, જતું, ગયું, ગઈ, જઈશ ઇ૦ થાય છે.] ગતિ કરવી; ખસવું (૨)પાસેથી ખસવું; ઓછું થવું (૩) ઘટવું; નુકસાન થવું; નાશ પામવું (૪) વીતવું; પસાર થવું (૫) અન્ય ક્રિ૦ સાથે આવતાં તે ક્રિયા બરોબર યા ચોક્કસ થવાનો કે ચાલુ રહેવાનો ભાવ બતાવે. ઉદા૦ નાસી જવું; ખાઈ જવું; કરતા જવું વગેરે
**જશ** પું૦ [સં. यश स्; प्रा जस] કીર્તિ
**જશન** ન૦ [फा. जश्न]ઉત્સવનો કે આનંદનો દિવસ (પારસી)
**જશવંત** વિ૦ જશવાળું; યશવંત
**જશોદા** સ્ત્રી૦ યશોદા-શ્રીકૃષ્ણનાં મા
**જસ** પું૦ જુઓ જશ
**જસત** ન૦ [સં., प्रा. जसद] એક ધાતુ
**જસું** વિ૦ [સં. यादृश; प्रा. जइस]જેવું; મળતું આવતું
**જસોદા** સ્ત્રી૦ જશોદા; યશોદા
**જહન્નમ** ન૦ [અ.] નરક; દોજખ
**જહાજ** ન૦ [અ.] મોટું વહાણ. -જી પું૦ જહાજ ચલાવનારો (૨) વિ૦ જહાજનું, -ને લગતું

**જહાન** સ્ત્રી૦ [फा.] જહાં; દુનિયા; આલમ
**જહાનમ** ન૦ [જુઓ જહન્નમ] નરક
**જહાલ** વિ૦ [સર૦ अ. जहल, जाहिल = નાદાન] ઉદ્દામ; આકળું (ઊલટું 'મવાલ')
**જહાં** સ્ત્રી૦ [फा.] દુનિયા; જહાન. **૦ગીર** પું૦ દુનિયાનો જીતનારો (૨) એક મોગલ બાદશાહ. **૦ગીરી** વિ૦ જહાંગીરનું, -ને લગતું (૨) [લા.] આપખુદ; જોહુકમીભર્યું (૩) સ્ત્રી૦ જોહુકમી, આપખુદી (૪) અમીરી. **૦પના(૦હ)** વિ૦ (૨)પું૦ [फा.] જગતનું રક્ષણ કરનાર (બાદશાહ)
**જહીં** અ૦ [सं. यत्र; प्रा. जह(-हि, हिं)] જ્યાં; જે ઠેકાણે
**જહેમત** સ્ત્રી૦ [अ. जहमत] મહેનત; શ્રમ
**જહ્નુ** પું૦[सं.] એક પ્રાચીન રાજા. **૦કન્યા, ૦જા,૦સુતા** સ્ત્રી૦ [सं.] ગંગા નદી
**જળ** ન૦ [सं. जल] પાણી. **૦કૂકડી** સ્ત્રી૦ એક જળચર પક્ષી. **૦કૂંડું** ન૦ ચંદ્રની આજુબાજુ આછાં પાણીભર્યાં વાદળાંને લીધે દેખાતું કૂંડાળું. **૦ઘોડો** પું૦ એક પ્રાણી; 'હિપોપોટેમસ'. **૦ચર** વિ૦ ન૦ જુઓ જલચર. **૦જળબંબાકાર** અ૦ જુઓ જલજલબંબાકાર
**જળજળવું** અ૦ક્રિ૦ ['જળવું' ઉપરથી] બળવું (૨) બળતરા થવી
**જળજળું** વિ૦ આંસુથી ભરાયેલું (લોચન)
**જળઝીલણા(-ણી)** વિ૦ સ્ત્રી૦ ભાદરવા સુદ અગિયારશ
**જળણ** ન૦['જળવું' ઉપરથી]બળતણ;લાકડાં
**જળદેવતા, જળપાત્ર, જળપ્રલય,** જુઓ 'જલ'માં
**જળબંબોળ** વિ૦ (૨) અ૦ જળજળ-બંબાકાર
**જળબિલાડી** સ્ત્રી૦ એક જળચર પ્રાણી
**જળમાર્ગ** પું૦ જલમાર્ગ
**જળવું** અ૦ક્રિ૦ [सं. ज्वल्; प्रा. जल] બળવું; સળગવું
**જળસ** ન૦ ઝાડા વાટે પડતો પરુ જેવો ચીકણો પદાર્થ
**જળસમાધિ** સ્ત્રી૦ જુઓ જલસમાધિ
**જળસોઈ** સ્ત્રી૦ (બાળવા કે દાટવાને બદલે) જળમાં સુવાડવું તે (સંન્યાસીને)
**જળંધ(-ધ)ર** જુઓ જલંધર
**જળાઉ** વિ૦ ['જળવું' ઉપરથી] બાળવાના કામનું (લાકડું)
**જળાગાર** ન૦ જુઓ જલાગાર
**જળાતિસાર** પું૦ [सं. जल+अतिसार]પાણી જેવા ઝાડા થાય તેવો એક રોગ
**જળાધારી** સ્ત્રી૦ [सं. जलाधार ઉપરથી] જેમાં શિવલિંગ બેસાડવામાં આવે છે તે ક્યારા જેવો ઘાટ (૨) શિવલિંગ ઉપર ટંગાતું નીચે કાણાવાળું જળપાત્ર
**જળાપો** પું૦'જળવું' ઉપરથી બળાપો;કકળાટ
**જળાશય** ન૦ જુઓ જલાશય
**જળો** સ્ત્રી૦ [सं. जलौका] પાણીમાં રહેતો એક જીવડો (ખરાબ લોહી ચૂસી લેવા તેને ચામડી ઉપર વળગાડવામાં આવે છે)
**જળોદર** ન૦ જુઓ જલોદર
**જળોયું** ન૦ગૂમડું મટી ગયા પછી રહેલું ચાઠું
**જળોયું** ન૦ મેડો જડતી વખતે પીઢો ઉપર પાટિયાં જડે છે ત્યારે તેની તડ પૂરવા નીચે મુકાતી પાતળી ચીપટ
**જંઈ** પું૦ પૈસો; દોકડો [જાણું; ગીચ ઝાડી
**જંખજાળ** સ્ત્રી૦ [ઝાંખરાં+જાળું] ઓશિં-
**જંગ** પું૦ [फा.] મોટી લડાઈ; યુદ્ધ (૨) ઝઘડો; કંકાસ [લા.]
**જંગમ** વિ૦ [सं.] એક ઠેકાણેથી બીજે ઠેકાણે ખસી શકે એવું (સ્થાવરથી ઊલટું)
**જંગલ** ન૦ [सं.; फा.] વન. **-લિયત** સ્ત્રી૦ જંગલીપણું. **-લી** વિ૦ જંગલનું; રાની (૨) ખેડ્યા વિના ઊગેલું (૩) સુધારો, સંસ્કાર કે વિવેક વિનાનું [લા.]
**જંગાલ** પું૦ [फा. जंगार] તાંબાનો કાટ
**જંગી** વિ૦ [फा.] જંગ-લડાઈને લગતું (૨) મોટું; જબરું (૩) સ્ત્રી૦ કિલ્લાની ભીંતમાંનું ત્રાંસું બાકું
**જંઘા** સ્ત્રી૦ [सं.] જાંઘ
**જંજાળ** સ્ત્રી૦ ઉપાધિ; ખટપટ
**જંજીર** સ્ત્રી૦ [फा.] સાંકળ (૨) બેડી
**જંજીરો** પું૦ [अ. जज़ीरह] પાણીમાં બાંધેલો કિલ્લો (૨) ટાપુ; બેટ

**જંત** પું૦ જુઓ જંતુ
**જંતર** પું૦; ન૦ [સં. यंत्र] તાંત્રિક આકૃતિ (૨) તેવી આકૃતિ કે અક્ષરવાળો કાગળ કે પતરું; તાવીજ (૩) જાદુ
**જંતરડું** ન૦ [સં. यंत्र] જુઓ જતરડું
**જંતરમંતર** પું૦; ન૦ જંતર અને મંત્ર
**જંતરવું** સ૦ક્રિ૦ જંતર કરવું; (તાવીજને) જાદુઈ અસર આપવી
**જંતુ** પું૦;ન૦ [સં.] નાનું જીવડું. **૦ઘ્ન** [સં.], **૦નાશક** વિ૦ જંતુઓનો નાશ કરે એવું. **૦વિદ્યા** સ્ત્રી૦, **૦શાસ્ત્ર** ન૦ 'બૅક્ટિરિયોલૉજી'. **૦શુદ્ધ** વિ૦ જીવતાં જીવાણુથી મુક્ત કરેલું; 'સ્ટરીલાઈઝ્ડ' [ર. વિ.]
**જંત્ર** ન૦ [સં. यंत्र] જુઓ છાયાયંત્ર (૨) એક જાતનું તંતુવાદ્ય (૩) પું૦; ન૦ જુઓ જંતર. **–ત્રી** પું૦ જંત્ર વગાડનાર (૨) જાદુગર; ખેલાડી (૩) સ્ત્રી૦ જંતરવાનું તાવીજ (૪) તૈયાર ગણતરીનો કોઠો; કોષ્ટક
**જંપ** (જં') પું૦ [પ્રા. झंप] શાંતિ; નિરાંત. **૦વું** અ૦ક્રિ૦ નિરાંત વાળવી; શાંત પડવું (૨) જરા ઊંઘવું–આંખ મળવી (૩) તોફાન, ધમાચકડી, ઇ૦માંથી રોકાવું; તે બંધ કરી શાંત થવું
**જંબુ** ન૦ [સં.] જાંબુ
**જંબુક** પું૦; ન૦ [સં.] શિયાળ
**જંબુખંડ, જંબુદ્વીપ** પું૦[સં.] (પૌરાણિક ભૂગોળ પ્રમાણે) મેરુ પર્વતની આજુબાજુ આવેલા સાત ખંડમાંનો એક (૨) (બૌદ્ધોની માન્યતા પ્રમાણે) ભારતવર્ષ
**જંબૂ** ન૦ [સં.] જાંબુ
**જંબૂક** પું૦ ન૦ [સં.] શિયાળ
**જંબૂખંડ, જંબૂદ્વીપ** પું૦ [સં.] જુઓ જંબુખંડ
**જંબૂર** ન૦ ખીલા ખેંચી કાઢવાનું ઓજાર –એક જાતની પકડ
**જંબૂરિયો** પું૦ ['જંબૂરો' ઉપરથી] નાનો છોકરો
**જંબૂરો** પું૦ [ફા.] એક નાની તોપ (૨) બાજીગરનો મદદનીશ છોકરો
**જંબે જંબે** અ૦ 'જય અંબે! જય અંબે!' એવો પોકાર. [**૦કરવું**=બેજવાબદારપણે નાચકૂદ કે ખર્ચ કરવું.]
**જાઆવ** સ્ત્રી૦ જવું ને આવવું તે; આવજા
**જાઈ** વિ૦ સ્ત્રી૦ ['જાવું'–જન્મવું] જણી; જણેલી (૨) સ્ત્રી૦ પુત્રી
**જાઈ** સ્ત્રી૦[સં. जाति; પ્રા. जाइ] એક ફૂલની વેલ
**જાઓ** ('જાવ' જોડણી નહિ) 'જવું'નું આજ્ઞાર્થ બ૦ વ૦
**જાકાર(–રો)** પું૦ 'જાઓ' એવો ઉદ્ગાર; સત્કાર ન થવો તે (૨) રુખસદ
**જાકીટ** ન૦[इं. जेकेट] એક પ્રકારનું પહેરવાનું વસ્ત્ર; વાસકોટ
**જાગ** પું૦ [સં. याग] યજ્ઞ
**જાગ** સ્ત્રી૦ રન્નાદે (જવારા)
**જાગતી જોત** વિ૦ સ્ત્રી૦ જેની જ્યોતિ–શક્તિ જાગ્રત હોય–તરત પારખું બતાવતી હોય તેવી (દેવી)
**જાગતું** વિ૦ ઊંઘતું નહિ તેવું; જાગ્રત (૨) સાવધાન
**જાગરણ** ન૦ [સં.] જાગવું તે; ઉજાગરો (૨) જાગૃતિ
**જાગરિત** વિ૦ [સં.] જાગેલું; જાગ્રત
**જાગરિયો** પું૦ ભૂવાનો સાથી–ડાકલું વગાડનાર
**જાગરૂક** વિ૦ [સં.] જાગતું (૨) સાવધ
**જાગર્તિ** સ્ત્રી૦[સં.] જાગવું તે(૨)સાવધપણું
**જાગવું** અ૦ક્રિ૦ [સં. जागृ] ઊંઘમાંથી ઊઠવું; જાગ્રત થવું (૨) પ્રમાદમાં ન પડવું; જાગ્રત રહેવું (૩) જાગતા હોવું (૪) ફરી ઊખડવું; તાજું થવું (જેમ કે, વાત પાછી જાગી છે.) (૫) અજ્ઞાનમાંથી નીકળવું; જ્ઞાન પામવું
**જાગીર** સ્ત્રી૦[ફા.] સરકાર તરફથી બક્ષિસ તરીકે મળેલી જમીન કે ગામ. **૦દાર** વિ૦ જાગીર ધરાવનારું (૨) પું૦ જાગીરનો ધણી. **૦દારી** સ્ત્રી૦ જાગીરદારપણું. **–રી** વિ૦ જાગીરને લગતું (૨) સ્ત્રી૦ જાગીરદારી
**જાગૃત** વિ૦ [સં. जाग्रत् પરથી અશુદ્ધ રૂપ] જાગેલું; જાગતું; જાગ્રત. **–તિ** અ૦ જુઓ જાગર્તિ
**જાગ્રત** વિ૦ [સં.] જાગતું (૨) હોશિયાર;

સાવધ. -દવસ્થા સ્ત્રી૦ [સં. जाग्रत् + अवस्था] જાગૃતિની અવસ્થા (૨) ચિત્તની ત્રણ દશામાંની એક

**જાચક** પું૦[સં. याचक], **જાચ્ના** સ્ત્રી૦, **-ના** સ્ત્રી૦ **-વું** સ૦ ક્રિ૦ [સં. याच] જુઓ યાચક ઇ૦ [પાથરણું

**જાજમ** સ્ત્રી૦ [તુર્કી] પહોળું, જાડું એક

**જાજરમાન** વિ૦ જુઓ જાજ્વલ્યમાન(૨) તરત પારખું દેખાડે એવું (૩) કરડા મિજાજનું; રુઆબદાર; તેજીલું

**જાજરું** વિ૦ [સં. जर्जर] તરત નાશ પામે એવું; બિચારું; પામર (૨) જરી ગયેલું; પાંખા વણાટનું

**જાજરૂ** પું.; ન૦ [ફા. जाये-जरूर] સંડાસ; પાયખાનું [ઝગતું; દેદીપ્યમાન

**જાજ્વલ્યમાન** વિ૦ [સં.] પ્રકાશથી ઝગ-

**જાડઘરું** વિ૦ જડ; જાડી કે મોસાથ બુદ્ધિવાળું

**જાડપણ** ન૦, **જાડાઈ** સ્ત્રી૦ જાડાપણું

**જાડિયું** વિ૦ જાડું

**જાડું** વિ૦ દળદાર (૨) ચરબીથી ભરેલું (૩) ઘાટું (૪) તીણું નહિ એવું (૫) ખોખરું; ભારે (૬) [લા.] મંદ બુદ્ધિવાળું (૭) અશિષ્ટ; ગામડિયું (૮) ઓછી ઝીણવટવાળું (જેમ કે, એનું કામ જરા જાડું હોય ખરું). **૦ખખડ** વિ૦ જાડું; ઘટ્ટ (દૂધ માટે). **૦બ(-અ)સ** વિ૦ ખૂબ જાડું. **૦રે(-રો)ડ** વિ૦ ગાડા જેવું જાડું-ઘટ્ટ

**જાડ્ય** ન૦ [સં.] જડતા (બુદ્ધિની)

**જાણ** વિ૦ ['જાણવું' ઉપરથી] જાણનાર (૨) ઓળખાણવાળું; પરિચિત (૩) સ્ત્રી૦ જાણવું તે; જ્ઞાન; માહિતી (૪) ઓળખાણ. **૦કાર** વિ૦ (૨) પું૦ જાણનાર. **૦ણહાર** વિ૦ ['જાણવું' ઉપરથી] જાણનાર. **૦પિછાણ(-ન)** સ્ત્રી૦ ઓળખાણપિછાન. **૦ભેદુ** વિ૦ વાતનો ભેદ જાણનારું; અંદરની વાત જાણતું

**જાણવું** સ૦ક્રિ૦[સં. ज्ञा; પ્રા. जाण](કશા વિષે) ખબર, માહિતી, સમજ, જ્ઞાન, આવડ કે પરિચય વગેરે હોવું કે પામવું (૨) માનવું; કલ્પવું (જેમ કે, હું જાણું કે તે કરશે). [**જાણી જોઈ** (૦ને), **જાણીબૂજી** (૦ને)= જાણતાં છતાં; ઇરાદાથી]

**જાણીતું** વિ૦[સં. ज्ञात; પ્રા. जाणिअ]ઓળખીતું (૨) અનુભવી (૩) પ્રસિદ્ધ

**જાણે** અ૦ [સં. ज्ञाने પ્રા; जाणे] 'એવું જ હોય ને' એવી ઉત્પ્રેક્ષા બતાવતો શબ્દ (૨) 'માનો કે' એવો ભાવ બતાવતો શબ્દ. **૦અજાણે** અ૦ જાણતાં કે અજાણતાં; વગર ઇરાદે. **-ણે કે** અ૦ જુઓ જાણે. **-ણ્યે અજાણ્યે** અ૦ જાણે અજાણે

**જાત** વિ૦ [સં.] જન્મેલું; ઉત્પન્ન થયેલું

**જાત** (ત,) સ્ત્રી૦ [સં. जाति] જાતિ; વર્ગ (૨) ખાનદાન; કુલ (ઉદા૦ તું તારી જાત ઉપર ગયો) (૩) નાત; જ્ઞાતિ (૪) પંડ; દેહ (૫) મૂળ સ્વભાવ [લા.] (૬) (સમાસના પૂર્વપદ તરીકે) 'જાતનું-પોતાનું', 'આપ' એ અર્થમાં. **૦અનુભવ** પું૦ પોતાનો જ અનુભવ

**જાતક** ન૦ [સં.] જાતકર્મ (૨) જન્માક્ષર; જન્મકુંડળી (૩) જાતક કથા. **૦કથા** સ્ત્રી૦ બુદ્ધ ભગવાનના પૂર્વજન્મની કથા

**જાતકમાઈ** સ્ત્રી૦ પોતે-જાતે કરેલી કમાણી

**જાતકર્મ** ન૦ [સં.] (જન્મ વેળા કરાતો) સોળ સંસ્કારમાંનો એક

**જાતનું** વિ૦ જાતે; જાતિથી (ઉદા૦ જાતનો કોણ છે એ?)

**જાતબુદ્ધિ** સ્ત્રી૦ પોતાની બુદ્ધિ (પારકાની શિખવણી વિનાની)

**જાતભાઈ** પું૦ જાતિભાઈ

**જાતમહેનત** સ્ત્રી૦ જાતે કરેલી મહેનત; સ્વાશ્રય (૨) શરીરશ્રમ [થયું તે

**જાતમુચરકો** પું૦ પોતે જ પોતાના જામીન

**જાતર** અ૦ [સં. यात्रा] વાઘરી ઇત્યાદિ પાડા-બકરાનો ક્રૂર વધ કરી દેવીનો ઉત્સવ કરે છે તે (૨) જાત્રા

**જાતરખું** વિ૦ જાત સાચવનારું-સ્વાશ્રયી

**જાતવંત, જાતવાન** વિ૦ ઉચ્ચ ખાનદાન કે ઓલાદનું

**જાતવેદ(-દા)** પું૰ [સં.] અગ્નિ
**જાતસ્વભાવ** પું૰ જાતિસ્વભાવ; કુળનો -બાપદાદાનો સ્વભાવ
**જાતિ** સ્ત્રી૰ [સં.] કુળ, વર્ણ કે નાત તથા યોનિના ભેદસૂચક વર્ગ; સમુદાય. ઉદા૰ 'મનુષ્યજાતિ'; 'આર્ય જાતિ'(૨)લિંગભેદ-સૂચક વર્ગ [વ્યા.] (૩) અમુક વર્ગની જુદી જુદી જાતિઓમાં રહેલો સમાનધર્મ [ન્યા.]. **૦દ્વેષ** પું૰ જાતિ જાતિ વચ્ચેનો દ્વેષ. **૦ધર્મ** પું૰ [સં.] દરેક જાતિની વિશિષ્ટ ફરજો (૨) એક આખી જાતિનો વિશિષ્ટ સ્વભાવ. **૦ભાઈ** પું૰ એક જ જાતિ કે જ્ઞાતિનો હોઈ ભાઈ. **૦ભેદ** પું૰ જાતિ જાતિ વચ્ચેનો તફાવત. **૦ભ્રષ્ટ** વિ૰ જાતિમાંથી ભ્રષ્ટ થયેલું; ન્યાત બહાર. **૦લક્ષણ** ન૰ જાતિનું લક્ષણ - વિશિષ્ટતા **૦વહેવાર** પું૰ જ્ઞાતિ જ્ઞાતિ વચ્ચેનો ખાધાપીધાનો વ્યવહાર. **૦વાચક** વિ૰ [સં.] જાતિ બતાવનારું [વ્યા.]. **૦વિશેષ** પું૰ અમુક ખાસ જાતિભેદ; 'સ્પીશીઝ' [પ. વિ.]. **૦વ્યવહાર** પું૰ જુઓ જાતિ-વહેવાર. **૦સ્વભાવ** પું૰ [સં.] જાતિ કે કોમનો વિશિષ્ટ સ્વભાવ (૨) પોતાનો સ્વભાવ
**જાતીય** વિ૰[સં.]જાતિનું,-ને લગતું(૨) સ્ત્રી-પુરુષ સંબંધને લગતું 'સેક્શ્યુઅલ'
**જાતીલું** વિ૰ ['જાતિ' ઉપરથી] પોતાની જાતિનું; સ્વજાતીય
**જાતુધાન** પું૰ [સં.] રાક્ષસ
**જાતે** (તે,) અ૰ ['જાત' ઉપરથી] પોતે; પંડે (૨)જાતિથી; જાતિ પ્રમાણે (ઉદા૰ તે જાતે કોણ છે?) [અભિમાન
**જાત્યભિમાન** ન૰ [સં.] પોતાની જાતિનું
**જાત્યંધ** વિ૰ [સં.] જન્મથી આંધળું
**જાત્રા** સ્ત્રી૰ [સં. यात्रा] તીર્થોની મુસાફરીએ જવું તે(૨)દેવ કે મહાપુરુષને નિમિત્તે થતો મોટો સમારંભ કે મેળો(૩)ભરણપોષણનો માર્ગ.**૦ળુ** પું૰(૨)વિ૰જાત્રા કરવા જનાર
**જાથુ(-થૂક)** અ૰હમેશ રહે-ચાલ્યા કરે એમ
**જાદરિયું** ન૰ જુવાર કે ઘઉંના પોંકનો લાડુ
**જાદવ** પું૰ જુઓ યાદવ. **૦રાય** પું૰ શ્રીકૃષ્ણ. **-વાસ્થળી** સ્ત્રી૰ જાદવોની અંદર અંદર થયેલી લડાઈ(૨)એક વર્ગના માણસોની માંહોમાંહેની લડાઈ [લા.]. **-વી** સ્ત્રી૰ યાદવી; જાદવાસ્થળી
**જાદી** સ્ત્રી૰[फा.] દીકરી (જેમ કે, શાહજાદી)
**જાદુ(-દૂ)** [फा.] પું૰; ન૰ મંત્રતંત્ર કે હાથચાલાકીનું કામ.૦(-દૂ)ઈ વિ૰જાદુથી થયેલું; ચમત્કારી; વિલક્ષણ. **૦(-દૂ)કપટ** ન૰ જાદુ અને કપટ. **૦(-દૂ)ગર** પું૰ જાદુનું કામ કરનાર. **૦(-દૂ)ગરી** સ્ત્રી૰ જાદુની વિદ્યા(૨)જાદુનુંકામ. **૦(-દૂ)ગારું** વિ૰ જાદુઈ અસર કરે એવું; માયાવી; મોહક. **૦(-દૂ)ગીરી** સ્ત્રી૰ જાદુગરી **૦(-દૂ)મંતર** પું૰ જાદુનો મંત્ર
**જાદે** વિ૰ [अ. जियादह] જ્યાદા; વધારે
**જાદો** પું૰ [फा.] દીકરો(જેમ કે,શાહજાદો)
**જાન** સ્ત્રી૰ [दे. जन्ना; जाणण] લગ્નમાં વર સાથે જનારાઓનો સમૂહ
**જાન** પું૰ [फा.] જીવ; પ્રાણ (૨) પ્રાણપ્રિય માણસ [લા.] (૩) દમ; શક્તિ
**જાનકી** સ્ત્રી૰ [સં.] સીતા. **૦નાથ** પું૰ રામ
**જાનનિસાર** વિ૰[फा.] પ્રાણને ભોગે સેવા કે ભક્તિ કરે તેવું
**જાનપદ** વિ૰ [સં.] ગામડાંનું,-ને લગતું (૨) પું૰ ગામડિયો ('પૌર'થી ઊલટો) (૩) દેશ
**જાનફિસાની** સ્ત્રી૰ [फा.] પ્રાણાર્પણ
**જાનમાલ** પું૰ જીવ અને માલમતા
**જાનરડી** સ્ત્રી૰ જાનમાંની સ્ત્રી
**જાનવર** ન૰ [फा.] જનાવર; પશુ (૨) વાઘવરુ જેવું હિંસ્ર પશુ [લા.]
**જાની** વિ૰[फा.]જાન સમું પ્રિય(૨)જીવલેણ
**જાની** પું૰ [સં. याज्ञिक] યજ્ઞ કરાવનાર; પુરોહિત (૨) એક બ્રાહ્મણ અટક
**જાનીવાસો** પું૰ જાનનો ઉતારો
**જાનુ** સ્ત્રી૰ [સં.] ઘૂંટણ
**જાનેવારી** પું૰ જુઓ જાન્યુઆરી
**જાનૈયો** પું૰ જાનમાં જનાર પુરુષ

**જાનોતર** [સર૦ दे. जन्नत्ता]સ્ત્રી૦જાને(લગ્નની)
**જાન્યુઆરી** પું૦[इं.] ખ્રિસ્તી પહેલો મહિનો
**જાપ** પું૦[सं.]જપ. ૦ક પું૦[सं.]જાપ કરનારો
**જાપતો** પું૦ [अ. जाप्तह्] પાકો બંદોબસ્ત; જાપ્તો; કાબૂ; તકેદારી
**જાપાની** વિ૦ [इं. Japan; મૂળ निप्पोन =સૂર્યોદય ઉપરથી] જાપાન દેશનું કે તેને લગતું (૨) તકલાદી [લા.] (૩) સ્ત્રી૦ જાપાનની ભાષા (૪) પું૦જાપાનનો વતની
**જાપ્તો** પું૦ જુઓ જાપતો [ઉજાણી
**જાફત** સ્ત્રી૦ [જુઓ જિયાફત] મિજબાની;
**જાફરાન** ન૦ [अ.] કેસર
**જાફરાં(-રિયાં)** ન૦ બ૦ વ૦ લાંબા કેશ (ખાસ કરીને અવ્યવસ્થિત) (૨) બાબરાં. **-રિયું, -રું** વિ૦ જાફરાંવાળું
**જામ** પું૦;ન૦ [फा.] પ્યાલો [ઇલકાબ
**જામ** પું૦જામસાહેબ;જામનગરના દરબારનો
**જામ** પું૦ [सं. याम] એક પહોર
**જામ** ન૦ જામફળ
**જામગરી** સ્ત્રી૦ બંદૂક કે તોપના દારૂને સળગાવવા માટેની કાકડી-પલીતો
**જામણ** ન૦ જામવું-બંધાવું તે (૨) અધરકણ; મેળવણ
**જામદાર** પું૦ [फा. जामह् + दार फा.] જામદારખાનાનો ઉપરી. ૦**ખાનું** ન૦જવાહિર, દાગીના, રોકડ વગેરે કીમતી વસ્તુઓ રાખવાની જગા
**જામની** સ્ત્રી૦ [सं. यामिनी] રાત
**જામફળ** ન૦ એક ફળ-જમરૂખ. **-ળી** સ્ત્રી૦ જામફળનું ઝાડ (૨) તેની વાડી
**જામવું** અ૦ક્રિ૦ [अ. जमअ परथी] એકઠું થવું; છૂટાં છૂટાં તત્ત્વોનું એકત્ર થવું (જેમ કે ટોળું જામ્યું; કચરો, મેલ જામ્યો) (૨) ઘન થવું; ઠરવું; બાઝવું; બંધાવું (જેમ કે દૂધ, બરફ જામવાં) (૩) સ્થિર કે દૃઢ થવું (જેમ કે ખીલો જામવો) (૪) બરોબર ચાલવું; પૂરું રંગમાં આવવું; પુરબહાર થવું; મચવું (જેમ કે, મૈત્રી, ધંધો, યુદ્ધ જામવાં)

**જામાતા(-તૃ,-ત્ર)** પું૦ [सं.] જમાઈ
**જામિન** પું૦ [अ.] બીજાની જોખમદારી પોતા પર લઈ તે વિષે કબૂલાત આપનારો. ૦**ખત** ન૦ જામીન તરીકેનો લેખી કરાર. ૦**ગીરી,-ની** સ્ત્રી૦ જામીન થવું તે; ખાતરી આપવી તે
**જામિની** સ્ત્રી૦ [सं. यामिनी] જામની; રાત્રી
**જામીન, ૦ખત, ૦ગીરી, -ની** જુઓ 'જામીન' ઇ૦
**જામો** પું૦ [फा.] મોટા ઘેરવાળો ઘણો જ નીચો એવો એક જાતનો અંગરખો
**જાદર** ન૦ [दे. जद्दर] એક જાતનું ધોળું રેશમી કપડું
**જાયદાદ** સ્ત્રી૦ [फा.] માલમિલકત; જાગીર
**જાયફળ** ન૦ [सं. जातिफल] એક ફળ-તેજાનો
**જાયા** સ્ત્રી૦ [सं.] સ્ત્રી; પત્ની. ૦**પતિ,૦પતી** [सं.] ન૦બ૦વ૦ પતિપત્ની; દંપતી
**જાયું** વિ૦['જાવું'=જન્મવું ઉપરથી; प्रा.जाय] જન્મેલું (સ્ત્રી૦ 'જાઈ'). **-યો** પું૦ પુત્ર (૨) વિ૦ પું૦ જણેલો; જન્મેલો
**જાર** (૨,) સ્ત્રી૦ [दे. जुआरी, जोवारि]એક અનાજ; જુવાર
**જાર** પું૦[सं.]પરસ્ત્રી સાથે પ્રીતિ કરનાર;યાર. ૦**કર્મ** ન૦ વ્યભિચાર. ૦**જ** વિ૦ [सं.] વ્યભિચારથી જન્મેલું
**જારણ(-ણું)** ન૦[सं.]માણસ રોગી થઈ જાય તેવો મંત્ર-પ્રયોગ (૨) વશીકરણ
**જારત** સ્ત્રી૦ [જુઓ જિયારત]મુસલમાનોમાં મરણને ત્રીજે દિવસે કરવામાં આવતી ઉઠમણાની ક્રિયા
**જારબાજરી** સ્ત્રી૦ જાર અને બાજરી જેવી ઓછામાં ઓછી જરૂરિયાત; ભરણપોષણ. [૦**થઈ જવું**=મહત્ત્વ ઘટી જવું.)
**જારવું** સ૦ક્રિ૦ [सं. जृ-जारय परथी] જીર્ણ કરવું
**જારિણી** સ્ત્રી૦ [सं.] વ્યભિચારિણી
**જારી** અ૦ [अ.] ચાલુ
**જારી** સ્ત્રી૦[सं. जार ઉપરથી]જુઓ જારકર્મ. ૦**વિજારી** સ્ત્રી૦ પકડાયે નહિ અથવા શક ન પડે એવો વ્યભિચાર

**જારુ** અ૦ [अ. जारी] જારી; ચાલુ
**જારું** ન૦ [सं. जार ઉપરથી] જુઓ જારકર્મ
**જાલ** સ્ત્રી૦ [सं.] માછલાં, પંખી વગેરે પકડવા માટેની જાળી (૨) ઘણી વસ્તુઓ ગૂંચવાઈને થયેલું જાળું (૩) ફાંદો; ફરેબ
**જાલમ** વિ૦ જુઓ જાલિમ. ૦**જોર** વિ૦ જુલમ કરવામાં પૂરું. **–મી** સ્ત્રી૦ ક્રૂરતા; જાલમપણું
**જાલિમ** વિ૦ [अ.] જુલમી; નિર્દય
**જાવ** સ્ત્રી૦ જવાની ક્રિયા. ૦**આવ** સ્ત્રી૦ જાઆવ
**જાવક** વિ૦ [જુઓ જાવ] બહાર જતું કે મોકલાતું (૨) સ્ત્રી૦ બહાર મોકલેલું તે (૩) ખરચ; ઉધારેલી રકમ. ૦**બારનીશી** સ્ત્રી૦ જાવક પત્રોની નોંધપોથી
**જાવજીવ** અ૦ [सं. यावज्जीवं] જિંદગી પર્યંત
**જાવત** અ૦ [सं. यावत्] જ્યાં સુધી [૦**ચંદ્રદિવાકરૌ** શ૦ પ્રં૦ જુઓ યાવચ્ચંદ્રદિવાકરૌ]
**જાવરું** વિ૦ જીર્ણ; ઘસાઈ ગયેલું (૨) ક્ષણભંગુર (૩) નાજુક
**જાવલી** સ્ત્રી૦ [જુઓ ઝાવલી] ખજૂરીનાં પાંદડાંની સાદડી
**જાવળું** વિ૦ જુઓ જાવરું (૨) ન૦ રાખનું પાતળું પડ;કાજળી
**જાવંતરી, જાવંત્રી** સ્ત્રી૦ જાયફળ ઉપરનું સુગંધીદાર છોડું – એક તેજાનો
**જાવા** પું૦ હિંદી મહાસાગરનો એક બેટ
**જાવું** અ૦ક્રિ૦ [सं. जन् प्रा. जा.] જન્મવું; (૨) સ૦ક્રિ૦ જન્મ દેવો; જણવું
**જાસક** વિ૦ પુષ્કળ; જોઈએ તે કરતાં વધુ. **–કિયાં** ન૦ બ૦ વ૦ પુષ્કળતા
**જાસાચિઠ્ઠી** સ્ત્રી૦ જાસાનું કારણ દર્શાવતી ચિઠ્ઠી
**જાસુ, જાસૂદ(–દી)** સ્ત્રી૦ [प्रा. जासुयण] એક ફૂલઝાડ
**જાસૂસ** પું૦ [अ.] શત્રુની છૂપી રીતે બાતમી જાણી લાવનાર (૨) કાસદ. **–સી** સ્ત્રી૦ છૂપી બાતમી લાવવાનું કામ
**જાસો** પું૦ અંગત વેર વાળવા લોકો પર કરાતી જબરદસ્તી (૨) તેને માટે અપાતી છૂપી ધમકી
**જાસ્ત** વિ૦ [म.] જોઈએ તેના કરતાં વધારે. **–સ્તી** વિ૦જુઓ જાસ્ત(૨)સ્ત્રી૦જુલમ; જબરદસ્તી
**જાહરે** અ૦ +જ્યારે [૫.]
**જાહેર** વિ૦ [अ. जाहिर] ગુપ્ત નહિ એવું; લોકોને જાણીતું(૨) સાર્વજનિક. ૦**ખબર** સ્ત્રી૦ સૌ કોઈની જાણ માટેની ખબર (૨) તેને માટે લખાણ છપાણ વગેરેનું લેવાતું સાધન. ૦**નામું** ન૦ જાહેર ખબર; ઢંઢેરો. ૦**સભા** સ્ત્રી૦ જાહેર જગાએ અને સૌને માટે થતી સભા
**જાહેરાત** સ્ત્રી૦ [अ. जाहिरात] જાહેર કરવાની ક્રિયા; પ્રસિદ્ધિ (૨) જાહેરખબર (૩) અ૦ છડેચોક; ચાહન
**જાહેલ** વિ૦ [જુઓ જહાલ] ઉગ્ર; આકળું; ઝટ તપી જાય એવું
**જાહોજલાલી** સ્ત્રી૦[फा.]દબદબો;આબાદી; વૈભવ
**જાહ્નવી** સ્ત્રી૦ [सं.] ગંગા નદી
**જાળ** સ્ત્રી૦ જુઓ જાલ (૨) ભમરડો ફેરવવાની દોરી
**જાળવણી** સ્ત્રી૦ [दि. जालवणी] જાળવવું તે; સંભાળ; સાચવણી
**જાળવવું** સ૦ક્રિ૦ [જુઓ જાળવણી] સંભાળવું; સાચવવું
**જાળાવાળા** વિ૦ અંગ દેખાય એવા આછા વણાટવાળું (૨) જરી ગયેલું
**જાળાંઝાંખરાં** ન૦બ૦વ૦જાળાં અને ઝાંખરાં
**જાળિયું** ન૦ [सं. जाल] મકાનમાં અજવાળા માટે મૂકેલું બાકું (૨) જાળીદાર ધુમાડિયું
**જાળી** સ્ત્રી૦ [सं. जाल] વચમાં કાણાં રહે એવી ગૂંથણી કે તેવી બનાવટની વસ્તુ (૨) તેવી ગૂંથણીવાળા વાળાથી કે સળિયાથી ભરેલું બારીબારણાંનું કમાડ કે ભીંતનું જાળિયું (૩) ભમરડાની જાળ
**જાળું** ન૦[सं. जाल] એકબીજા સાથે ગૂંચાઈ કે ગૂંથાઈને બનેલું કોકડું; ધુંગું (જેમ કે છોડ વેલા ઇ૦ નું) (૨) કરોળિયાનું બાવું (૩) આંખની છારી (૪) જાળ; ફાંસલો (જેમ કે કપટનું જાળું)

**જાંગડ** (૦) વિ૰ જોવા દેખાડવા, મૂલ્ય આપ્યા કે સોદો કર્યા સિવાય લીધેલું
**જાંગલો** પું૰ ગોરો; ટોપીવાળો (કોઈક તુચ્છકારમાં) (૨) જંગલી
**જાંઘ** (૦) સ્ત્રી૰ જંઘા; સાથળ. **–ઘિયો** પું૰ જાંઘ ઢંકાય એવડો તંગિયો–ચડ્ડી
**જાંબુ** (૦) ન૰[સં. जंबु]જાંબુડાનું ફળ. **૰ડિયું** વિ૰ જાંબુના રંગનું. **૰ડું** વિ૰ જાંબુના રંગનું(૨)ન૰ જાંબુ. **૰ડો** પું૰ જાંબુનું ઝાડ
**જિકર** સ્ત્રી૰ [અ. ज़िक्र] કથન; વાતચીત આગ્રહ; હઠ; મમત [દોસ્ત [લા.]
**જિગર** ન૰ [फ़ा.] હૈયું (૨) દિલોજાન
**જિગીષા** સ્ત્રી૰[સં.] જીતવાની ઇચ્છા. **–ષુ** વિ૰ [સં.] જિગીષાવાળું
**જિજીવિષા** સ્ત્રી૰ [સં.] જીવવાની ઇચ્છા
**જિજ્ઞાસા** સ્ત્રી૰[સં.]જાણવાની ઇચ્છા;જ્ઞાન-પ્રાપ્તિની ઇચ્છા. **–સુ** વિ૰[સં.]જિજ્ઞાસા-વાળું [અંતે) ઉદા૰ 'ઇંદ્રજિત'
**જિત** વિ૰ [સં. जित्] જીતનારું (સમાસને
**જિત** વિ૰ [સં.] જિતાયેલું
**જિતાડવું** સ૰ક્રિ૰ 'જીતવું'નું પ્રેરક
**જિતાત્મા** વિ૰ [સં.] જાતને–પોતાની વાસનાઓને જીતી હોય એવું
**જિતાવવું** સ૰ક્રિ૰, **જિતાવું** અ૰ક્રિ૰ 'જીતવું'નું પ્રેરક અને કર્મણિ
**જિતેંદ્રિય** વિ૰[સં.]ઇંદ્રિયોને જીતી હોય એવું
**જિદ્દ** સ્ત્રી૰ [અ.] જીદ; હઠ. **–દ્દી** વિ૰ જક્કી
**જિન** ન૰ [ઇં.] કપાસ લોઢવાનું કારખાનું
**જિન** વિ૰ [સં.] (રાગદ્વેષાદિ ઉપર) જય મેળવનારું (૨) પું૰ બુદ્ધ (૩) જૈન તીર્થંકર (૪) વિષ્ણુ. **૰ધર્મ** પું૰ જૈન ધર્મ. **૰મંદિર** ન૰ જૈન મંદિર. **–નેન્દ્ર, –નેશ્વર** પું૰ [સં.] જૈન તીર્થંકર; જિન (૨) બુદ્ધ ભગવાન [સ્વર્ગવાસી
**જિન્નત** ન૰ જન્નત. **૰નશીન** વિ૰
**જિપ્સી** વિ૰ (૨) પું૰ [ઇં.] એ નામની એક રખડાઉ જાતનું માણસ
**જિભાળ(–ળું)** વિ૰ [જીભ ઉપરથી] બહુ-બોલું; અસભ્ય (૨) ભૂંડું (શબ્દ–વેણ)

**જિમ** અ૰+જેમ [પ.]
**જિમખાનું** ન૰ [ઇં. जिमखाना; સર૰ फ़ा. जमख़ाना=મોટી શેતરંજી](મેદાની)રમત-ગમતની મંડળીને ખેલવાની જગા
**જિયાફત** સ્ત્રી૰ [અ.] જાફત; મિજબાની
**જિયારત** સ્ત્રી૰ [अ.] જુઓ જારત
**જિયાવર** પું૰ વરરાજા
**જિરાફ** ન૰ [ઇં.; અ. ज़राफ़ह] આફ્રિકાનું એક જંગલી પશુ
**જિરાયત** વિ૰ [અ.] જુઓ જરાયત
**જિર્ગા** પું૰ [फ़ा.] (સરહદ પ્રાંતની કોમોમાં) પંચ; પરિષદ; સંમેલન
**જિલકદ** પું૰ [અ. ज़िल्क़अदह] મુસલમાની ૧૧મો મહિનો
**જિલહજ** પું૰ [અ. ज़िल्हिज्जह] મુસલમાની ૧૨મો મહિનો [પદાર્થ
**જિલેટીન** ન૰ [ઇં.] એક પ્રાણિજ ચીકણો
**જિલ્દ** સ્ત્રી૰ [અ.] પુસ્તકનું ચામડાનું પૂંઠું (૨) પુસ્તકનો જુદો બાંધેલો વિભાગ
**જિલ્લો** પું૰ [અ. ज़िलअ] વિભાગ (૨) કલેક્ટરની હકૂમત નીચે મુકાતો દેશનો ભાગ
**જિવાઈ** સ્ત્રી૰ [જીવ ઉપરથી] જીવનનિર્વાહ પેટે બાંધી આપેલી રકમ કે જમીન –ગરાસ [બચાવવું(૨)પોષવું
**જિવાડવું** સ૰ક્રિ૰ જીવતું કરવું; મરતું
**જિવારો** પું૰ [જીવ ઉપરથી] જન્મારો
**જિવાવું** અ૰ક્રિ૰ 'જીવવું'નું ભાવે
**જિવાળી** સ્ત્રી૰ તબલાંના ચામડા ઉપરનું કાળું વર્તુલ (૨) તંબૂરાના આરા પર તારને લગાડાતા દોરા (તેને લઈને સૂર બરોબર મળે ને રણકે છે)
**જિષ્ણુ** પું૰ [સં.] ઇંદ્ર (૨) વિષ્ણુ (૩) વિ૰ ફતેહમંદ; વિજયી
**જિસમ** ન૰ [અ. जिस्म] શરીર
**જિસસ(૰ક્રાઇસ્ટ)** પું૰ [ઇં.] ઈશુ ખ્રિસ્ત
**જિહાદ** સ્ત્રી૰ [અ.] જુઓ જેહાદ
**જિહોવા** પું૰ [ઇં.] ઈશ્વરનું યહૂદી નામ
**જિહ્વા** સ્ત્રી૰ [સં.] જીભ. **૰ગ્ર** પું૰;ન૰ [સં.] જીભનું ટેરવું. **૰પત્ર** ન૰ દાંડી અને

પાંદડું મળે ત્યાં ઊગતું જીભ આકારનું નાનું પાન [વ. વિ.]

**જિંગોડી** સ્ત્રી૦ કૂતરાં, ગાય, ભેંસ ઇત્યાદિ પશુઓના કાન વગેરે અંગો પર બાઝતો જીવ. **–ડું** ન૦ જિંગોડો (૨) નાનું છોકરું [લા.]. **૦ડો** પું૦ મોટી જિંગોડી

**જિંજર** પું૦[इं.] આદુના રસવાળું એક પીણું

**જિંદગાની** સ્ત્રી૦ [फा.] જન્મારો; જિંદગી

**જિંદગી** સ્ત્રી૦ [फा.] જીવન (૨) આયુષ્ય. **૦ભર** અ૦ આખી જિંદગી સુધી

**જી** પું૦ જઈ; પૈસો (જેમ કે, બેજી, અડધોજી)

**જી** અ૦ કાવ્યમાં પાદપૂર્તિ માટે વપરાય છે

**જી** અ૦ [सं. 'जीव'; प्रा. जीअ=ઘણું જીવો] 'આ રહ્યો', 'વારુ' વગેરે અર્થ બતાવનાર માનવાચક ઉદ્ગાર (પ્રશ્નાર્થક કે 'હા'નો નિશ્ચયાર્થક; જેમ કે, 'જી?'=શું?; 'જી'= હા; ઠીક) (૨) નામને જોડાતો માનવાચક શબ્દ ઉદા૦ 'પિતાજી'

**જી** સ્ત્રી૦ [प्रा. जीआ] માતા; બા. **૦જી** સ્ત્રી૦ બા (૨) મોટી મા; દાદી. **૦જીબહેન, ૦જીબા** સ્ત્રી૦ મોટી નણંદ. **૦જીમા** સ્ત્રી૦ ઘરડી મા, દાદી. **૦જો** પું૦ દાદો

**જીણ** સ્ત્રી૦; ન૦ [સર૦ दे. झीण=અંગ] કેરીમાં ગોટલી પરનું રુવાંટીવાળું સખત પડ

**જીત** સ્ત્રી૦ ['જીતવું' ઉપરથી] ફતેહ; વિજય

**જીતવું** સ૦ક્રિ૦ [सं. जि] ફતેહ મેળવવી

**જીતૂન** ન૦ જુઓ જેતૂન

**જીતેલું** ન૦ [જુઓ ચીતેલું] એક ફળ અને તેમાંનું બીજ

**જીદ** સ્ત્રી૦ જુઓ જિદ

**જીન** પું૦ [अ. जिन्न] એક જાતનું ભૂત

**જીન** પું૦[फा. जीन; प्रा. जीण] ઘોડાનું પલાણ

**જીન** ન૦ એક જાતનું જાડું મિલનું કપડું

**જીનો** પું૦ [फा.] જુઓ દાદરણાદી

**જીભ** સ્ત્રી૦[सं. जिह्वा; प्रा. जिब्भा] બોલવાની કર્મેન્દ્રિય (૨) વાચા; વાણી (૩) સ્વાદની ઇંદ્રિય (૪) જોડા પહેરવા વપરાતી પટીનું સાધન (૫) પાવા ઇ૦ નું મોઢું દાબવાની પટી. **૦લડી** સ્ત્રી૦ જીભ. **–ભાજોડી (–રી,–ળી)** સ્ત્રી૦ બોલાબોલી; તકરાર. **–ભી** સ્ત્રી૦ જીભના આકારનો વહાણનો આગળનો ભાગ (૨) દેશી વહાણોમાંના ત્રણમાંનો વચલો સઢ (૩) ઊલ ઉતારવાની ચીપ કે પટી; ઊલિયું

**જીમી** સ્ત્રી૦ઘાઘરાને બદલે કાઠી સ્ત્રીઓ કથ્થાઈ રંગનું જે કપડું પહેરે છે તે [[सं.]ઇદ્ર

**જીમૂત** પું૦;ન૦[सं.]મેઘ; વાદળ. **૦વાહન** પું૦

**જીરણ** વિ૦ જુઓ જીર્ણ

**જીરવવું** સ૦ક્રિ૦ [प्रा. जीरव(सं. जॄ)]પચાવવું; હજમ કરવું (૨) સાંખવું; વેઠવું

**જીરવાવું** અ૦ક્રિ૦ 'જીરવવું'નું કર્મણિ

**જીરાકેરી** સ્ત્રી૦ જીરા સાથે આથેલી કેરી

**જીરાસાળ** સ્ત્રી૦ એક જાતની ડાંગર

**જીરિયાકેરી** સ્ત્રી૦ જીરા જેવી વાસવાળી કેરી

**જીરું** ન૦ [सं. जीर(–रु)क; फा. जीरह] એક મસાલો

**જીર્ણ** વિ૦[सं.] છેક જૂનું; ઘસાઈ કે ખવાઈ ગયેલું. **૦જ્વર** પું૦ [सं.] માલૂમ ન પડે એવો શરીરમાં રહેતો ઝીણો ધીમો તાવ. **–ર્ણોદ્ધાર** પું૦ [सं.] જીર્ણ થયેલાને સમરાવવું તે [ઉદ્ગાર

**જીલઉએ** અ૦ અતિશય તાબેદારી સૂચવતો

**જીવ** પું૦ [सं.] શરીરનું ચેતનતત્ત્વ; પ્રાણ(૨) પ્રાણી (૩) મન; દિલ (૪) [લા.] પૂંજી; દોલત (૫) દમ; સાર (૬) કાળજી; લક્ષ. ઉદા૦ 'જીવ રાખીને કામ કરવું'. **૦ઉકાળો** પું૦ બળાપો; કલેશ. **૦જંત(–તુ)** પું૦;ન૦ જીવડું. **૦જાન** વિ૦ અત્યંત વહાલું. **૦ડું** ન૦ કદમાં નાનું જંતુ. **૦ડો** પું૦ જીવ; આત્મા (૨) કીડો [સ્વામી; પતિ

**જીવણ(૦જી)** પું૦ [सं. जीवन] જીવનનો

**જીવત** ન૦જીવિત; જીવતર. **૦ક્રિયા, ૦ચરા** સ્ત્રી૦ પોતાના મરણ પાછળ કરવાની ક્રિયા (વરો વગેરે) જીવતાં જ કરવી તે. **૦જાગત** અ૦ હયાતી સુધી. **૦દાન** ન૦ આફતમાં સપડાયેલાને કે પોતાના સકંજામાં પડેલાને ન મારવો–પ્રાણનું દાન–રક્ષણ કરવું તે; જીવિતદાન

**જીવતર** ન૦ જન્મારો
**જીવતું** વિ૦ ['જીવવું'નું વ૦ કૃ૦] જીવવાળું; જીવનશક્તિવાળું; સજીવ ('મરેલું'થી ઊલટું)
**જીવતોડ** વિ૦ અતિશય મહેનત કરાવે એવું
**જીવદયા** સ્ત્રી૦ જીવો – પ્રાણીઓ પર દયા
**જીવન** ન૦ [સં.] જીવવું તે (૨) આયુષ્ય; જિંદગી (૩) જીવનશક્તિ; પ્રાણ. **૦કથા** સ્ત્રી૦ જિંદગીનું વૃત્તાંત. **૦કલહ** પું૦ જુઓ જીવનસંગ્રામ. **૦કાર્ય** ન૦ જિંદગીનું મુખ્ય કાર્ય. **૦ચરિત(–ત્ર)** ન૦ જિંદગીનું વૃત્તાંત. **૦દૃષ્ટિ** સ્ત્રી૦ જીવન વિષેની દૃષ્ટિ–દૃષ્ટિકોણ. **૦દોરી** સ્ત્રી૦ જીવનરૂપી દોરી; આયુષ્ય (૨) જીવનનો મુખ્ય આધાર [લા.]. **૦નિર્વાહ** પું૦ ભરણપોષણ. **૦પલટો** પું૦ આખા જીવનમાં થતો પલટો; 'કૉન્વર્ઝન'. **૦પ્રક્રિયા** સ્ત્રી૦ જીવ ટકાવવામાં થતી રાસાયણિક ક્રિયા; 'મેટૅબૉલિઝમ'. **૦મંત્ર** પું૦ જીવનનો મુખ્ય ધ્યાનમંત્ર. **૦મૂળી** સ્ત્રી૦ જીવનનું મૂળ. **૦શક્તિ** સ્ત્રી૦ જીવનની મૂળ શક્તિ. **૦સખી** સ્ત્રી૦ સહધર્મચારિણી; પત્ની. **૦સંગ્રામ** પું૦ જીવતા રહેવા માટે પ્રાણીઓને કરવો પડતો સંગ્રામ; 'સ્ટ્રગલ ફૉર એક્ઝિસ્ટન્સ'. **૦સાફલ્ય** ન૦ જિંદગીની સફળતા. **૦સિદ્ધાંત** પું૦ જીવનનો ખાસ સિદ્ધાંત; જીવનમંત્ર. **૦સૂત્ર** ન૦ જુઓ જીવનદોરી (૨) જીવનમંત્ર. **૦સ્મૃતિ** ન૦ સ્મરણરૂપે લખાયેલી આત્મકથા; 'રેમિનિસન્સીઝ'
**જીવન્મુક્ત** વિ૦ [સં.] છતે દેહે માયાનાં બંધનોમાંથી મુક્ત. **–ક્તિ** સ્ત્રી૦ [સં.] જીવન્મુક્ત દશા
**જીવભક્ષી** વિ૦ જીવને મારી ખાનાર; 'કાર્નિવોરસ' [ચબરાક
**જીવરું** વિ૦ ['જીવ' ઉપરથી] ચાલાક; ચપળ;
**જીવલેણ** વિ૦ મૃત્યુ ઉપજાવે એવું
**જીવલોક** પું૦ [સં.] મૃત્યુલોક
**જીવવું** અ૦ક્રિ૦ [સં. जीव्] જીવનક્રિયાઓ કરવાની શક્તિ હોવી; પ્રાણ ધરવા; શ્વાસ ચાલવો (૨) જીવતું હોવું કે રહેવું; હયાત હોવું કે રહેવું (૩) જીવન ગુજારવું
**જીવશેષ** પું૦ વનસ્પતિ કે પ્રાણીનો પૃથ્વીના પડમાંથી મળી આવતો અવશેષ; 'ફૉસિલ'
**જીવસટોસટ** અ૦ જીવને જોખમે
**જીવહત્યા** સ્ત્રી૦ પ્રાણીની હત્યા
**જીવંત** વિ૦ [સં.] જીવતું; પ્રાણવાન
**જીવા** સ્ત્રી૦ [સં.] ધનુષ્યની દોરી (૨) 'કૉર્ડ ઑફ ઍન આર્ક' [ગ.]
**જીવાણુ** પું૦;ન૦[સં.] અણુ જેવડો જીવ; (૨) વનસ્પતિ સૃષ્ટિમાં નાનામાં નાનો એકમ; 'બૅક્ટિરિયા' [કીડાનો સમૂહ
**જીવાત** સ્ત્રી૦ ['જીવ' ઉપરથી] જીવડાં કે
**જીવાત્મા** પું૦[સં.] જીવ; જીવદશાવાળો આત્મા
**જીવાદોરી** સ્ત્રી૦ જુઓ જીવનદોરી
**જીવાંતક** પું૦ [સં.] પારધી (૨) મારો; ખૂની
**જીવિકા** સ્ત્રી૦ [સં.] આજીવિકા; ગુજરાનનું સાધન
**જીવિત** વિ૦ [સં.] જીવતું (૨) ન૦ જીવતર
**જીવિતવ્ય** ન૦ [સં.] આવરદા (૨) જીવવાનું પ્રયોજન
**–જીવી** વિ૦ [સં.] (સમાસને અંતે) જીવનારું; નભનારું. ઉદા૦ 'શ્રમજીવી'
**જીવી** સ્ત્રી૦ [સં. जीवा] મુંજ વગેરેથી ખાટલો ભરતાં વચમાં જે બે સેરો વારાફરતી ઉઠાડે છે અને તારે છે તે
**જીંડવું** ન૦[દે. जिड्ह] છોડનો કોટલાવાળો બીજકોષ [વિ૦ જીંથરાંવાળું
**જીંથરાં** (૦)ન૦બ૦વ૦ જુઓ ઝીંથરાં. **–રિયું**
**જુગ્ગા** ન૦ [સં. द्यूत; પ્રા. जूअ(–व)] જુગટું; જૂગટું. **૦ખાનું** ન૦ જુગારખાનું. **૦ખોર** પું૦ જુગારી
**જુઆરું** ન૦ સંયુક્ત કુટુંબમાંથી છૂટા પડી નવો માંડેલો ગૃહસંસાર
**જુઆળ** પું૦ ભરતી; જ્વાર
**જુઓ** સ૦ ક્રિ૦ 'જોવું'નું આજ્ઞાર્થ બીજો પુરુષ બ૦ વ૦
**જુક્ત** વિ૦[સં. युक्त] જોડેલું (૨) યોગ્ય; અનુકૂળ
**જુક્તિ** સ્ત્રી૦ [સં. युक्ति] ઉપાય; કરામત; તદબીર (૨) રીત; પ્રકાર

**જુગ** પું૦ [सं. युग] જમાનો
**જુગત** વિ૦ જુઓ જુક્ત
**જુગત(-તી)** સ્ત્રી૦ જુઓ જુક્તિ
**જુગતું** વિ૦ [सं. युक्त] બંધબેસતું; યોગ્ય
**જુગદાધાર** પું૦ જુઓ જગદાધાર [પ.]
**જુગલ** ન૦ [सं. युगल] જોડું. **૦કિશોર** પું૦ કૃષ્ણ. **૦જોડી** સ્ત્રી૦ યુગલ; જોડી
**જુગાર** પું૦ [જુઓ જુગારી] જૂગટું; દ્યૂત. **-રિયો** પું૦ જુગારી. **-રી** વિ૦ [सं. द्यूतकारिन्; प्रा. जूआरि] જુગાર રમવાની લતવાળું (૨) પું૦ જુગાર રમનારો
**જુગુપ્સા** સ્ત્રી૦ [सं.] નિંદા (૨) ચીતરી; સખત અણગમો. **-પ્સિત** વિ૦ [सं.] નિંદિત (૨) ચીતરી ચડે તેવું
**જુગ્મ** ન૦ [सं. युग्म] યુગલ; જોડું
**જુઠું** વિ૦ જુઓ જૂઠું ૧ થી ૩
**જુતાવવું** સ૦ ક્રિ૦, **જુતાવું** અ૦ 'જૂતવું'નું પ્રેરક અને કર્મણિ
**જુદાઈ** સ્ત્રી૦ [फा.] જુદાપણું
**જુદું** વિ૦ [फा. जुदा] છૂટું; અલગ; વેગળું (૨) અનોખું; અસાધારણ
**જુદ્ધ** ન૦[सं. युद्ध]લડાઈ. **૦પતિ** પું૦ સેનાપતિ
**જુનવટ** સ્ત્રી૦ જૂનાપણું; જુનવાણીપણું
**જુનવાણી** વિ૦ જૂનું (૨) જૂના વિચારનું; 'ઓર્થોડૉક્સ'
**જુબાન** સ્ત્રી૦ જુઓ જબાન. **-ની** સ્ત્રી૦ બોલીને જણાવેલી હકીકત; સાક્ષી
**જુમલો** પું૦[अ.]એકંદર આંકડો;સરવાળો
**જુમા** પું૦ [अ. जुमअह] શુક્રવાર. **૦મસી-(-સ્જિ)દ** સ્ત્રી૦ (શુક્રવારની નમાજ પઢવાની) મોટી મસીદ
**જુમેરાત** સ્ત્રી૦ [જુમા + રાત] ગુરુવાર
**જુમ્મેદા(-વા)ર** વિ૦ [फा.] જોખમદાર; જવાબદાર. **-રી** સ્ત્રી૦ [फा.] જોખમદારી; જવાબદારી
**જુમ્મો** પું૦ [अ. जिम्मह] જોખમદારી; જવાબદારી
**જુલફું** ન૦ [જુઓ જુલ્ફ] વાળની લટ – ગૂંછળું
**જુલમ** પું૦[अ. ज़ुल्म]જબરદસ્તી;બળાત્કાર (૨) અત્યાચાર; અન્યાય (૩) કોઈ વાતમાં અતિશયતા કરવી કે ખૂબ કરી નાખવું એવો ભાવ બતાવે છે. **૦ગાર** વિ૦ જુલમી. **-માટ** પું૦ જુલમ. **-મી** વિ૦ [फा.] જુલમ કરનારું; જુલમગાર (૨) જેમાં જુલમ હોય તેવું; જુલમભરેલું
**જુલાઈ** પું૦ [इं.] ખ્રિસ્તી સનનો સાતમો મહિનો
**જુલાબ** પું૦ [अ. जुल्लाव] ઝાડા થાય એવું ઓસડ; રેચ (૨) દસ્ત; ઝાડો
**જુલ્ફ** ન૦ [फा.] જુઓ જુલફું
**જુલ્મ** પું૦ [अ.] જુઓ જુલમ
**જુવટું** ન૦ + [જુઓ જુવું] જૂગટું
**જુવતી** સ્ત્રી૦ જુઓ યુવતી
**જુવા,૦ખાતું,૦ખોર** જુઓ 'જુઆ'માં
**જુવાન** વિ૦(૨) પું૦ જુઓ જવાન; યુવાન. **૦જોધ** વિ૦ ભરજુવાન (૨) મજબૂત; કદાવર. **-નિયાવાજું** ન૦ જુવાન સ્ત્રીપુરુષોનું ટોળું (૨) તોફાની કે અતિ સાહસવાળું ટોળું [લા.]. **-નિયું** વિ૦ જુવાન. **-નિયો** પું૦ જુવાન. **-ની** જુઓ યુવાની
**જુવાર** સ્ત્રી૦ [दे. जुआरी, जोवारि] એક અનાજ; જાર
**જુવારું** ન૦, **જુવારો** પું૦ જુઓ જુઆરું
**જુવાળ** પું૦ [જુઓ જુઆળ]ભરતી; ઓર
**જુવું** ન૦ [જુઓ જુવા] જૂગટું; જુગાર
**જુસ્સાદાર** વિ૦ જુસ્સાવાળું
**જુસ્સો** પું૦ [જુઓ જોશ] ઊભરો; જોસ (૨) લાગણીનો જુસ્સો (૩) જોમ; બળ
**જુહાર** પું૦ [दे. जोहार] 'નમસ્કાર', 'સલામ' એ ભાવ બતાવતો શબ્દ. **૦પટોળાં** ન૦ બ૦ વ૦ બેસતા વર્ષને દિવસે આશીર્વાદ લેવા જુહાર કરવા તે
**જૂ** સ્ત્રી૦ [सं. यूका; प्रा. जूआ] માથામાં કે ચામડી પર પડતું એક જંતુ
**જૂઈ** સ્ત્રી૦ [सं. यूथिका; प्रा. जूहिया, जूहि] એક ફૂલવેલ
**જૂગટું** ન૦ જુઓ દ્યૂત; જુગાર
**જૂજ** વિ૦ બહુ થોડું; જરા. **૦તજ** વિ૦ ઘણું થોડું; જરાતરા

**જૂજવું** વિ૦ [અપ. जुअंजुअ] જુદું; નોખું
**જૂટ** પું૦ [सं.] (વાળનો) ચૂડો; સમૂહ
**જૂઠ** ન૦ [दे. जुट्ठ] જૂઠાણું
**જૂઠણ** ન૦ [सं. जुष्ट; प्रा. जुट्ठ] અજીઠવાડ; એઠું; છાંડામણ
**જૂઠાણુ** +, **–ણું** ન૦ જૂઠી વાત
**જૂઠાબોલુ** વિ૦ જૂઠું બોલવાની ટેવવાળું
**જૂઠું** વિ૦ [જુઓ જૂઠ] અસત્ય, જુઠું (૨) કૃત્રિમ;બનાવટી(૩)રહી ગયેલું–જડ(અંગ)
**જૂઠું** વિ૦[सं. जुष्ट; प्रा. जुट्ठ] અજીઠું; એઠું
**જૂડી** સ્ત્રી૦ [सं. जूट] ઝૂડી. **–ડો** પું૦સાવરણી (૨) ઝૂડો [બળદ વગેરે)
**જૂતવું** સ૦ ક્રિ૦ [प्रा. जुत्त] જોડવું (ગાડું,
**જૂતિયું** ન૦, **જૂતી** સ્ત્રી૦, **જૂતું** ન૦ [सं. युक्त; प्रा. जुत्त પરથી] ખાસડું; જોડો
**જૂથ** ન૦ [सं. यूथ] ટોળું; સમૂહ
**જૂન** પું૦ [इं.] ખ્રિસ્તી સનનો ૬ઠ્ઠો મહિનો
**જૂનું** વિ૦ [सं. जीर्ण, जूर्ण;प्रा. जुण्ण] પુરાણું; પ્રાચીન; અગાઉનું (૨) જર્જરિત; જીર્ણ (૩) ઘણો વખત વીતેલું (જેમ કે જૂનો ગોળ; જૂનો મિત્ર); ઘણો વખત વાપરેલું (જેમ કે, જૂનું વાસણ ઇ૦) (૪) રીઢું; નામીચું; અનુભવી (જેમ કે જૂનો ચોર, જૂનો જોગી, ઇ૦). **૦પુરાણું** વિ૦ ગમે તેવું જૂનું; ફાટયુંતૂટયું; જીર્ણ
**જૂરી** સ્ત્રી૦ [इं.] ફેંસલો આપવામાં ન્યાયાધીશને મદદ કરનારું પંચ
**જૂવો** પું૦ [सं. यूकः] ઢોરના શરીર પર ચોંટતું એક જીવડું [ખાવાં
**જૂંફવું** અ૦ક્રિ૦[सं. जृम्भ्] બેઠાં બેઠાં ઝોકાં
**જૃંભકાસ્ત્ર** ન૦ [सं.] શત્રુને ઊંઘમાં નાખી દે તેવું અસ્ત્ર
**જે** (જે') સ૦ (૨) વિ૦ [सं. यद्] ('તે' સાથે સંબંધમાં વપરાય છે. તેનાં રૂપો–જેણે, જેને, જેનું ઇ૦).(૩) અ૦ + કે(વાક્યના બે વિભાગને જોડતું અપેક્ષાપૂરક અ૦) (ઉદા૦ તેનું કારણ એ છે જે (કે) . . . )
**જે** (જે) પું૦; સ્ત્રી૦ [सं. जय] + ફ્રતેહ. **૦જે** પું૦ જય જય; વંદન (૨) અ૦ વંદનસૂચક ઉદ્ગાર. **૦જેકાર** પું૦; સ્ત્રી૦ જુઓ જયજયકાર
**જેઓ** (જે') સ૦ ['જે'નું બ૦ વ૦] (તેનાં રૂપો–જેમનું, –નાથી ઇ૦)
**જેટલું** (જે') વિ૦ [सं. यावत्; प्रा. जेत्तिअ, जेत्तिल] ('તેટલું'ના સંબંધમાં વપરાય. કદ, સંખ્યા, વજન ઇ૦નું માપ કે મર્યાદા સૂચવે છે.) **–લે** અ૦ ('તેટલે' સાથે સંબંધમાં) જેટલે અંતરે, હદે કે મર્યાદા ઇ૦માં (૨) જે વખતે; જ્યારે [પ.]
**જેઠ** પું૦ [सं. ज्येष्ठ, प्रा. जेट्ठ] વરનો મોટો ભાઈ (૨) વિક્રમ સંવતનો આઠમો મહિનો (૩) વિ૦ જુઓ જ્યેષ્ઠ. **–ઠાણી** સ્ત્રી૦ [प्रा. जिट्ठाणी] જેઠની વહુ. **–ડી** વિ૦ જેઠ મહિનાનું, –ને લગતું (૨) સ્ત્રી૦ જેઠ મહિનાની પૂનમ. **–ઠીપુત્ર** પું૦ પહેલા ખોળાનો અથવા વડો પુત્ર
**જેઠીમધ** ન૦[सं. यष्टि (प्रा. जट्ठि) मधु] એક વનસ્પતિ; ઓષધિ
**જેણી** (જે) સ૦ 'જે'નું સ્ત્રી૦ ('તેણી' સંબંધમાં; જૂના પદ્યમાં, કે હાલ મુખ્યત્વે પારસીઓમાં) (૨) વિ૦સ્ત્રી૦ જે. **૦ગમ** અ૦ જે તરફ
**જેણે** (જે) સ૦ 'જે'નું તૃતીયાનું રૂપ
**જેતા** પું૦ [सं.] જીત મેળવનાર વિજેતા
**જેતૂન** (જે)ન૦[अ.]એક તેલી બી;'ઑલિવ'
**જે તે** સ૦ (૨) વિ૦ ગમે તે કોઈ (૩)ફાલતુ; સામાન્ય (ઉદા૦ આ કાંઈ જે તે માણસથી ન બને)
**જેબ** પું૦; સ્ત્રી૦ [अ.] ખીસું
**જેબ** પું૦; સ્ત્રી૦ [फा.] શોભા; સુંદરતા
**જેમ** (જે') અ૦ [અપ૦ जिध(–म), जेम] જે રીતે. **જેમ કે** અ૦ દાખલા તરીકે. **૦તેમ** અ૦ ગમે તેમ; હરકોઈ રીતે; મુશ્કેલીથી
**જેમનું** (જે') સ૦બ૦વ૦ [જે] જેઓનું (૨) વિ૦ જે પ્રમાણેનું; જે રીતનું; જેવું (૩) જે બાજુ કે તરફનું
**જેર** (જે) અ૦ [फा.] વશ; તાબે; પરાજિત. **૦કડી** સ્ત્રી૦ ઘોડાના ચોકડાની કાંટાવાળી

કડી. ૦બંદ(-ધ) પું૦ [फा.] લગામને તંગ સાથે જોડનારી ચામડાની કે જાડી બનાતની પટી (૨) ચામડાનો કોરડો; સાટકો
**જેરો** પું૦ [સર૦ 'ઝેરો'] ગરેલો ભૂકો; ભૂકો (૨) તંબાકુનો ભૂકો; જરદો
**જેલ** સ્ત્રી૦[इं.] કેદખાનું(૨)જેલની સજા; કેદ. ૦જા(-યા)ત્રા સ્ત્રી૦ જેલમાં જવું તે. ૦ર પું૦ [इं.] જેલનો વ્યવસ્થાપક
**જેવડું** વિ૦ [अप. जेवड] ('તેવડું' સાથે સંબંધમાં) અમુક કદ કે માપનું
**જેવર** ન૦ [फा.] અલંકાર; દાગીના
**જેવારો** (જે) પું૦ જયનો વારો-વખત
**જેવું** (જે') વિ૦ [अप० जिव, जेवं] ('તેવું' સાથે સંબંધમાં વપરાય)અમુક જાત, રીત કે ગુણ – લક્ષણનું. ૦તેવું વિ૦ સાધારણ (૨) ગમે તેવું
**જેષ્ટિકા** સ્ત્રી૦ [सं.] લાકડી; સોટી
**જેહ** સ૦ [સર૦ अप० जिह, जेह] જે [પ.]
**જેહાદ** સ્ત્રી૦ [अ. जिहाद] ધર્મ ખાતર કરેલું યુદ્ધ; 'ક્રુસેડ'
**જેહુ** સ્ત્રી૦ [दे. खेह] ધૂળ; રજ
**જેંસલી** (જે૦) સ્ત્રી૦ [સર૦ धींसलुं] નાનો જેંસલો (૨) ખેતીનું ચાસ પાડવાનું ઓજાર. **-લો** પું૦ પૈડાં વગરનું બળદ પલોટવાનું વાહન
**જૈન** વિ૦ [सं.] જિને (તીર્થંકરે) પ્રવર્તાવેલું (૨) જૈન ધર્મને લગતું (૩) પું૦ જિનનો ઉપાસક; શ્રાવક [પ્રવર્તક ઋષિ
**જૈમિનિ** પું૦ [सं.] પૂર્વમીમાંસાદર્શનના
**જો** અ૦ [सं. यदि, प्रा. जइ] (સંશય કે શરત બતાવે છે. 'તો' સાથે વપરાય છે)
**જોઈએ** 'જોઈતું'નું વ૦ કાળનું રૂપ. (જોઈએ છે = જરૂરનું છે એ અર્થમાં વપરાય છે. બાકી અપૂર્ણ ક્રિ૦ છે) (૨) ખપ કે જરૂર યા ઇચ્છા હોય તેમ—એવો ભાવ બતાવે છે [વ૦કા૦નું રૂપ)
**જોઈએ** ('જોવું'નું પહેલો પુરુષ બ૦વ૦નું
**જોઈતું** વિ૦ ('જોઈવું'નું વ૦ કૃ૦) જોઈએ તેટલું; જરૂરી. ૦કરતું, ૦કારવતું વિ૦ જરૂરી; ખપતું
**જોઈવું** અ૦ ક્રિ૦ ખપ, જરૂર કે ઇચ્છા હોવી (૨) સામાન્ય કૃદંત જોડે વપરાતાં 'તે ક્રિયા કરવાની જરૂર કે ફરજ હોવી' એમ અર્થ થાય છે. ઉદા૦ તમારે જવું જોઈએ. (આ ક્રિ૦ અપૂર્ણ છે. જોઈએ, જોઈતું, જોઈશે એ ત્રણ રૂપે જ સામાન્યપણે જોવા મળે છે. સુરત બાજુ 'જોઈવાનું' રૂપ પણ વપરાય છે. જેમ કે, કાલે મારે આ ચોપડી જોઈવાની છે=જોઈશે.)
**જોઈશે** 'જોઈવું'નું ભવિષ્યકાળનું રૂપ
**જોકર** પું૦ [इं.] ગંજીફામાં આવતું એક પત્તું
**જોકે** અ૦ [જો+કે] અગરજો (વિરોધી શરત કે વિધાન બતાવે છે) 'છતાં' અથવા 'પણ' સાથે સંબંધમાં વપરાય છે. (જેમ કે, જોકે તમે કહો છો તે ખરું હશે, પણ મને નથી લાગતું) (૨) 'બલ્કે'થી ઊલટો ભાવ બતાવવા (બે વાક્યો વચ્ચે) વપરાય છે (તેણે આપવા કહ્યું, જોકે એનું મન નથી.)
**જોખ** ન૦ જોખવાનું કાટલું (૨) જોખવાની રીત; તોલ (૩) તાજવું
**જોખમ** ન૦ ભવિષ્યમાં થવાના નુકસાનની ધાસ્તી (૨) નુકસાન; ધોકો (૩) જેમાં નુકસાનની ધાસ્તી હોય એ; સાહસ (૪) જુમ્મો; જવાબદારી. ૦કારક, ૦કારી વિ૦ જોખમવાળું; જોખમ પહોંચાડે એવું. ૦દાર વિ૦ જુઓ જવાબદાર. ૦દારી સ્ત્રી૦ જુઓ જવાબદારી
**જોખમાવું** અ૦ ક્રિ૦ જોખમમાં આવવું; જોખમ કે નુકસાન થવું
**જોખવું** સ૦ક્રિ૦ તોળવું; વજન કરવું (૨) મનમાં તોળીને વિચારી લેવું (જેમ કે, તે શબ્દો જોખીને વાપરે છે) [લા.]
**જોગ** વિ૦ [सं. योग्य, प्रा. जोग्ग] જોગું; લાયક; છાજતું (નામ કે ક્રિયા સાથે નામયોગી અ૦ પેઠે વપરાય છે. જેમ કે, લખવા જોગ બાબત, ખાવા જોગ ફળ, તમારા જોગ કામ (૨) માટેનું; -ના તરફનું (જેમ કે, શાહ જોગ, નામ જોગ હૂંડી)

(૩) અ૦ પ્રતિ; તરફ (જેમ કે...ના તંત્રી જોગ ઇ. ૧૦ પેઠે)

**જોગ** પું૦ જુઓ યોગ (૨) જોગવાઈ (૩) (વણાટમાં તાણાના) ક્રમવાર તાર તળે ઉપર કરી સધાતી ચોકડી જેવી આંટીની યોજના. **૦ટી** સ્ત્રી સાધુડી; બાવી (તુચ્છકારમાં). **૦ટો** પું૦ જોગી; બાવો (તુચ્છકારમાં). **૦ણ** સ્ત્રી૦ જુઓ યોગિની (૨) બાવાની સ્ત્રી; સાધુડી. **૦ણી** સ્ત્રી૦ ઈશ્વરશક્તિનાં કલ્પેલાં ૬૪ સ્ત્રી રૂપોમાંનું દરેક. **૦નિદ્રા** સ્ત્રી૦ યોગયુક્ત નિદ્રા–અર્ધી ઊંઘની ને અર્ધી સમાધિની સ્થિતિ (૨) યુગને અંતે વિષ્ણુની નિદ્રા (૩) બ્રહ્માની નિદ્રા (જે વખતે પ્રલય થાય છે). **૦માયા** સ્ત્રી૦ સૃષ્ટિને ઉત્પન્ન કરનારી ઈશ્વરની મોટી શક્તિ; જગતના કારણરૂપ ઈશ્વરી માયા (૨) દુર્ગા. **૦વટો** પું૦ જોગીપણું; સંન્યાસ

**જોગવવું** સ૦ક્રિ૦ [સં. योजय्] જોગ ખવરાવવો; મેળ કરાવવો; ગોઠવવું (૨) વિવેકથી ભોગવવું; માણવું; સાચવીને કામમાં લેવું

**જોગવાઈ** સ્ત્રી૦ ગોઠવણ; બંદોબસ્ત

**જોગાણ** ન૦ ઘોડા બળદ વગેરેને ખાવાનું અનાજ

**જોગાનજોગ** અ૦ [સં. योग+अनुयोग] જોગ આવી મળવાથી; બનવાકાળ હોવાથી; સંજોગવશાત્

**જોગિયો** પું૦ યોગી

**જોગી** પું૦ જુઓ યોગી (૨) શૈવપંથી ખાખી બાવો (૩) રાવળિયો

**જોગું** વિ૦ જુઓ 'જોગ' વિ૦

**જોગેશ** પું૦ [સં. योगेश] મહાદેવ

**જોજન** પું૦; ન૦ [સં. योजन] ચાર ગાઉનું અંતર [જુવાન-પહેલવેતરી ભેંસ

**જોટડી** સ્ત્રી૦, **–ડું** ન૦ [દે. जोट्टी] ઓટડી;

**જોટલાં(–વાં)** ન૦બ૦વ૦ પગની આંગળીએ પહેરવાનાં સ્ત્રીઓનાં ઘરેણાં

**જોટો** પું૦ [સં. योटक] બે સરખી વસ્તુની જોડ. ઉદા૦ 'ધોતીજોટો' (૨) એક વસ્તુને બધી રીતે મળતી આવતી બીજી વસ્તુ

**જોડ** સ્ત્રી૦ [અપ. जोड=જોડી] બે સરખી વસ્તુઓની જોડી (૨) હરીફાઈ કે સરખામણીમાં બરાબર ઊતરે તેવી બીજી વસ્તુ (૩) તંબૂરાના ચાર તારમાંના વચલા બે તાર (૪) સંગતિ; સોબત; જોડાણ. **૦કણું** ન૦ ગમે તેમ જોડી કાઢેલું ગીત કે કવિતા (૨) જોડી કાઢેલી વાત. **૦કામ** ન૦ જોડવાનું કામ કે રીત. **૦કું** ન૦ એકબીજાની સાથે વળગેલી વસ્તુઓ (૨) જોડે અવતરેલાં બે બાળક (બ૦વ૦માં)

**જોડણી** સ્ત્રી૦ જોડવાનું કામ કે રીત (૨) શબ્દ લખવા અક્ષરોને જોડવાની રીત; 'સ્પેલિંગ'. **૦કોશ** પું૦ જોડણીની શુદ્ધિ અર્થે રચેલો કે શુદ્ધ જોડણીવાળો શબ્દકોશ

**જોડવું** સ૦ક્રિ૦ [પ્રા. जोड (સં. योजय्)] જુદી વસ્તુઓનો સંબંધ કરવો–સાંધવી; ભેગું કરવું; વળગાડવું (૨) છૂટા ભાગો કે ઘટકોને ભેગા કરી એક આખી રચના કરવી. (જેમ કે, વાક્ય કે કવિતા જોડવી; સાઇકલ કે યંત્ર જોડવું) (૩) (વાહન કે કામમાં) લગાડવું; જોતવું (જેમ કે, ગાડીએ ઘોડો જોડવો) (૪) વાહનને કે ઓજારને બળદ ઘોડો જોતીને તૈયાર કરવું (૫) ખોટ કે નુકસાન આવે ત્યારે ભરી આપવું; ખૂટતું પૂરું કરી આપવું (૭) રચવું (જેમ કે, પ્રીત જોડવી; વાત જોડવી.)

**જોડવું** ન૦ જોડું; જોડકું

**જોડાક્ષર** પું૦ બે અથવા વધારે અક્ષરો જોડવાથી બનેલો એક સંયુક્ત અક્ષર

**જોડાજોડ** અ૦ જોડેજોડે; પાસે પાસે; અડોઅડ

**જોડાણ** ન૦ ['જોડવું' પરથી] સાંધો; સંધાન (૨) એકઠું કરવું; ભેગું કરી દેવું (૩) એકઠા થવું, જોડાવું તે (ઉદા૦ બે રાજ્યોનું જોડાણ)

**જોડિયણ** વિ૦ સ્ત્રી૦ જોડે રહેનારી; સાથી

**જોડિયું** વિ૦ ['જોડ' ઉપરથી] સાથે રહેનારું (૨) બેની જોડમાંનું એક. **–યો** પું૦ સાથી

**જોડી** સ્ત્રી૦ બે સરખી વસ્તુઓની જોડ (૨)

નાનાં છોકરાંનું – નાનું પગરખું. ૦દાર પું૦ સાથી (૨) બરાબરિયો. –ડું ન૦ બે વસ્તુઓની જોડી (૨) વરવહુની જોડ (૩) ખાસડું. –ડે અ૦ સાથે; જોડમાં (૨) પાસે; નજીક. –ડો પું૦ પગરખું (૨) જુઓ જોટો
**જોણું** ન૦ જોવું તે (૨) તમાસો; ફજેતો
**જોત** સ્ત્રી૦ [सं. ज्योति] તેજ; પ્રકાશ (૨) દીવાની શિખા
**જોતજોતામાં** અ૦ ક્ષણમાં; પલક વારમાં
**જોતર** ન૦ [सं. योक्त्र] ધૂંસરીની સાથે બળદને જોડવાનો પટો. ૦વું સ૦ ક્રિ૦ જોતર વડે પશુને ધૂંસરી સાથે જોડવું. –રું ન૦ જોતર
**જોદ્ધો(–ધ)** પું૦ [જુઓ યોદ્ધો] લડવૈયો. –ધારમલ પું૦ જબરો અને શૂરવીર; મર્દ
**જોબન** ન૦ [सं. यौवन] જુવાની. ૦વંતુ વિ૦ જોબનવાળું. ૦વેશ વિ૦ યુવાન. –નિયું ન૦ જોબન (લાલિત્યવાચક)
**જોબર** પું૦ [इं.] (મિલમાં) મજૂરો લાવી આપી તેમના કામ પર દેખરેખ રાખનાર
**જોબાવું** અ૦ક્રિ૦ જોબો આવવો; મરણ-ઘાંટીમાં સપડાવું
**જોબો (જો')** પું૦ જીવ ઊંડો ઊતરી જવો – બેભાન થઈ જવું તે; તમ્મર
**જોભાવું** અ૦ક્રિ૦ જોબાવું
**જોભો (જો')** પું૦ જોબો
**જોમ** ન૦ [अ. जअम] જુસ્સો; બળ; શક્તિ
**જોર** ન૦ [फा.] બળ; શક્તિ; કૌવત (૨) શ્રમ; મહેનત (૩) વશ; કાબૂ; ચલણ (૪) ચડતી; તેજી; જોસ; વેગ (ઉદા૦ 'ભાઈ તું કામ કાંઈ જોરમાં દેખાય છે!' તાવનું જોર ઇ૦) [૦આવવું = મહેનત પડવી. ઉદા૦ 'ત્યાં જતાં તને શું જોર આવે છે?']. ૦જબરાઈ, ૦જબરી સ્ત્રી૦ [फा.] જબરદસ્તી; જુલમ. ૦જુલમ પું૦ બળાત્કાર; જુલમ. ૦તલબી સ્ત્રી૦ [फा.] ખંડણી. ૦દાર વિ૦ જોરવાળું. ૦ભેર અ૦ જોરથી. –રાવર વિ૦ [फा.] જોરવાળું; બળવાન. –રાવરી સ્ત્રી૦ [फा.] જબરદસ્તી; બળાત્કાર
**જોરુ** સ્ત્રી૦ [हिं.] બૈરી; વહુ
**જોવડા(–રા)વવું** સ૦ક્રિ૦, **જોવાવું** અ૦ક્રિ૦ 'જોવું'નું પ્રેરક ને કર્મણિ
**જોવું** સ૦ક્રિ૦ [प्रा. जो, जोअ, जोव] દેખવું; આંખ વડે જાણવું (૨) તપાસવું; વિચારવું; ધ્યાન આપવું [લા.] (૩) વાંચવું; અભ્યાસ કરવો (૪) જોશની રીતે અથવા વળગાડ છે કે નહિ તે તપાસવું (જેમ કે, ટીપણું, અક્ષત, ચોખા) (૫) અખતરો કરવો; પ્રયોગ કરવો, એ અર્થમાં બીજાં ક્રિયાપદો સાથે સહાયકારક તરીકે વપરાય છે. [જોઈ લેવું = વિચારી લેવું (૨) મારવાની ધમકી આપવી]
**જોશ** પું૦ [सं. ज्योतिष, प्रा. जोइस] જ્યોતિષનું જ્ઞાન; ગ્રહ, ગ્રહફળ વગેરે જોવું તે
**જોશ** પું૦; ન૦ [फा.] ઉછાળો; ઊભરો (૨) જુસ્સો (૩) વેગ; જોર
**જોશી** પું૦ જોશ જોનારો
**જોશીલું** વિ૦ જોશવાળું; જોસદાર
**જોષ** પું૦ જુઓ જોશ. –ષી પું૦ જુઓ જોશી
**જોસ** પું૦; ન૦ જુઓ જોશ (फा.)
**જોસતા(–દા)ન** ન૦ [अ. जुज़दान] ચોપડીઓ વગેરે રાખવાની વિદ્યાર્થીની કોથળી–પાકીટ
**જોસીલું** વિ૦ જોશીલું
**જોહાકી** સ્ત્રી૦ [अ. जह्हाक–એક જુલમી પાદશાહ ઉપરથી] જોહુકમી
**જોહુકમ** પું૦ જુલમ; દોર (૨) અ૦ હુકમ પ્રમાણે. –મી સ્ત્રી૦ જોહુકમ; આપખુદી (૨) વિ૦ જોહુકમવાળું
**જોંસો** પું૦ [જુઓ ઝાંસો] ઠપકો [જમોર
**જૌહર** ન૦ [अ.] સામુદાયિક આત્મહત્યા;
**જૌહર** ન૦ [अ.] જવાહિર; ઝવેરાત
**જ્ઞ** પું૦ [सं.] જ્, ઞ નો જોડાક્ષર (૨) વિ૦ જાણનારું (સમાસને છેડે) ઉદા૦ 'સર્વજ્ઞ'
**જ્ઞપ્તિ** સ્ત્રી૦ [सं.] જાણવું તે (૨) બુદ્ધિ
**જ્ઞાત** વિ૦ [सं.] જાણેલું. ૦વ્ય વિ૦ [सं.] જાણવા યોગ્ય. –તા પું૦ [सं.] જાણનારો
**જ્ઞાતિ** સ્ત્રી૦ [सं.] ન્યાત; નાત. ૦બંધુ પું૦ નાતભાઈ

**જ્ઞાન** ન૦ [સં.] જાણવું તે; જાણ (૨)ખબર માહિતી (૩) ભાન; પ્રતીતિ (૪) સમજ કે સમજવા જેવી વસ્તુ ('એ તો જ્ઞાન મને ગમતું નથી...') (૫) બ્રહ્મજ્ઞાન. **૦કાંડ** પું૦ [સં.] જીવાત્મા–પરમાત્મા સંબંધીના તત્ત્વજ્ઞાનને લગતો (વેદનો) વિભાગ. **૦કોશ(–ષ)** પું૦ બધી જાતના જ્ઞાનના—માહિતીના સંગ્રહરૂપ મોટો ગ્રંથ; 'એન્સાઈક્લોપીડિયા'. **૦તંતુ** પું૦ જ્ઞાનેન્દ્રિયોને મગજ સાથે સાંધતો તંતુ; 'નર્વ'. **૦પંચમી, ૦પાંચમ** સ્ત્રી૦ કારતક સુદ પાંચમ. **૦પ્રક્રિયા** સ્ત્રી૦ જ્ઞાન નીપજવાની પ્રક્રિયા; 'એપિસ્ટેમોલૉજી'. **૦ભંડાર** પું૦ પુસ્તકાલય. **૦મય** વિ૦ જ્ઞાનથી ભરેલું. **૦માર્ગ** પું૦ જ્ઞાન દ્વારા મોક્ષ મેળવવાનો રસ્તો. **૦યોગ** પું૦[સં.] શ્રવણ, મનન ને નિદિધ્યાસનનાં સાધનવાળો એક યોગ. **૦વિજ્ઞાન** ન૦ [સં.] સામાન્ય અને વિશેષ બધું જ્ઞાન(૨)બ્રહ્મજ્ઞાન. **–ની** વિ૦[સં.]જ્ઞાનવાળું. **–નેન્દ્રિય** સ્ત્રી૦ [સં.] જ્ઞાન ગ્રહણ કરનારી ઇંદ્રિય

**જ્ઞાપક** વિ૦ [સં.] જણાવનારું. **–ન** ન૦ જણાવવું તે (૨)જાહેરાત; ઢંઢેરો

**જ્ઞાપિત** વિ૦ [સં.] જણાવેલું

**જ્ઞેય** વિ૦ [સં.] જાણવા યોગ્ય

**જ્યહાં** અ૦ જુઓ જહીં; જ્યાં [પ.]

**જ્યા** સ્ત્રી૦[સં.] ધનુષ્યની પણછ – દોરી(૨) 'સાઇન' [ગ.],

**જ્યાદા(–દે)** વિ૦ [અ.] વધારે

**જ્યારથી** અ૦ જે સમયથી. **–નું** વિ૦ જે સમયનું

**જ્યારે** અ૦જે વખતે. **૦ત્યારે** અ૦ કોઈ ને કોઈ વખતે (૨) ગમે તે વખતે

**જ્યાં** અ૦ [જુઓ જહીં] જે જગાએ. **૦ત્યાં** અ૦ જહીંતહીં; દરેક જગાએ(૨) મુશ્કેલીથી (૩) કોઈ પણ રીતે

**જ્યુબિલી** સ્ત્રી૦ [ઇં.] મહોત્સવ(અમુક વર્ષ વીત્યાનો) (૨) પરીક્ષામાં નાપાસ થઈ તેના તે વર્ગમાં રહેવું તે [લા.]

**જ્યેષ્ઠ** વિ૦ [સં.] મોટું; સૌથી મોટું;વડું(૨) પું૦ જેઠ માસ. **–ષ્ઠા** વિ૦ સ્ત્રી૦ જ્યેષ્ઠ(૨) સ્ત્રી૦ અઢારમું નક્ષત્ર

**જ્યોતિ** પું૦; સ્ત્રી૦ [સં.] જુઓ જોત (૨) સૂર્ય, ચંદ્ર, તારા વગેરે આકાશના તેજસ્વી પદાર્થ. **૦ર્ધર** પું૦ જ્યોતિ ધારણ કરનાર; પ્રકાશ ફેલાવનાર(ખાસ કરીને જ્ઞાનનો). **૦ર્મય** વિ૦ [સં.]તેજસ્વી. **૦ર્મંડલ(–ળ)** ન૦ તારા નક્ષત્રો વગેરેનો સમૂહ. **૦ર્લિંગ** ન૦ બાર મુખ્ય શિવલિંગોમાંનું દરેક. **ર્વિદ** પું૦[સં.] જ્યોતિર્વિદ્યા જાણનારો. **૦ર્વિદ્યા** સ્ત્રી૦ [સં.] જ્યોતિઃશાસ્ત્ર. **૦શ્ચક્ર** ન૦ [સં.]ગ્રહમંડળ; રાશિચક્ર. **૦ષ** ન૦ [સં.] જુઓ જ્યોતિઃશાસ્ત્ર (૨) વેદનાં અંગોમાંનું એક. **૦ષી** પું૦ [સં.] જ્યોતિષ જાણનારો. **૦ષ્ટોમ** પું૦ [સં.] એક યજ્ઞ. **૦ષ્મતી** વિ૦સ્ત્રી૦ [સં.] તારા અને નક્ષત્રોના પ્રકાશવાળી (રાત). **૦ષ્માન** વિ૦ [સં.] પ્રકાશમાન; કાંતિમાન. **–તિઃપુંજ** પું૦ નક્ષત્રસમૂહ. **–તિઃશાસ્ત્ર** ન૦ [સં.] ગ્રહોની મનુષ્યની સ્થિતિ ઉપર થતી શુભાશુભ અસર જાણવાનું શાસ્ત્ર (૨) ખગોળશાસ્ત્ર

**જ્યોત્સ્ના(–ત્સ્નિકા)** સ્ત્રી૦ [સં.] ચાંદની; ચાંદરણું

**જ્વર** પું૦[સં.] તાવ. **૦ઘ્ન** વિ૦[સં.] જ્વરવિનાશક

**જ્વલન** ન૦ [સં.] બળવું તે (૨)પું૦ અગ્નિ

**જ્વલંત** વિ૦ [સં.] બળતું (૨) પ્રકાશમાન; ઝળહળતું (૩) ઉઘાડું; સ્પષ્ટ [લા.]

**જ્વલિત** વિ૦ [સં.] સળગેલું (૨) પ્રકાશિત

**જ્વાલા** [સં.] **(–ળા)** સ્ત્રી૦ અગ્નિની શિખા. **૦ગ્રાહી** વિ૦ સળગી ઊઠે તેવું. **૦મુખ** ન૦ જ્વાલામુખી પર્વતનું મોં. **૦મુખી** વિ૦(૨)પું૦ [સં.] જેના મુખમાંથી જ્વાલા નીકળે છે એવો – બળતો (પહાડ)

# ઝ

**ઝ** પું૦ [સં.] તાલુસ્થાની ચોથો વ્યંજન
**ઝકઝોલ(-ળ)** વિ૦[દે.झलोझलिअ]મશગૂલ (૨) સ્ત્રી૦ રેલછેલ (આનંદની)
**ઝકૂંબવું** અ૦ક્રિ૦ ઝૂકવું; લળી પડવું
**ઝકોર** સ્ત્રી૦ [હિં.] પવનમાં ફરફરવું તે (૨) ઝકઝોળ (આનંદની)
**ઝખ** સ્ત્રી૦ જુઓ જખ
**ઝગઝ(-મ)ગ** અ૦ [જુઓ 'ઝગવું'] ખૂબ તેજ મારતું હોય તેમ. ૦**વું** અ૦ ક્રિ૦ [સર૦ સં. झगझगायते]ઝગઝગ થવું.**-ગાટ** પું૦ ઝગઝગ થતો પ્રકાશ
**ઝગવું** અ૦ક્રિ૦[સં. झगझगायते]ઝગમગ થવું
**ઝગાર(-રો)** પું૦ ઝગઝગાટ
**ઝઘડવું** અ૦ ક્રિ૦ [દે. ज(-झ)गड] લડવું; ટંટો કરવો; સામસામે બોલાબોલી કરવી
**ઝઘડાખોર** વિ૦ ટંટાખોર; ઝઘડવાના સ્વભાવનું
**ઝઘડાઝઘડી** સ્ત્રી૦ ખૂબ ઝઘડો
**ઝઘડો** પું૦ [દે. झगड] લડાઈ; ટંટો
**ઝઝણાટ** પું૦[જુઓ ઝણઝણાટ]મોટો ઝણકારો(૨)ઝમઝમાટ; બળતરા(૩)ધમધમાટ
**ઝઝણી** સ્ત્રી૦ [જુઓ ઝણઝણી] ખાલી (૨) ક્રોધ કે રીસની લાગણી; ઝાંઝ
**ઝઝૂમવું** અ૦ક્રિ૦ [દે. झुंबणग=પ્રાલંબ] ઉપર લચી પડવું; બહાર કે ઉપરથી ઝૂકવું (૨) ટમટમી રહેવું; જોર કર્યા કરવું
**ઝટ** અ૦ [સં. झटिति] તરત; તાબડતોબ
**ઝટક** સ્ત્રી૦ ઝટકો – આંચકો (૨) સપાટો; ત્વરિત ગતિ (૩) કુસ્તીનો એક દાવ. ૦**વું** સ૦ક્રિ૦ ઝટકો – આંચકો મારવો(૨) ઝટકાથી કાપવું(૩)ઝાટકવું. **-કાટવું** સ૦ક્રિ૦ ખૂબ ઝટકાવવું – ઝટકા મારવા. **-કામણ** ન૦ ઝાટકવાની ક્રિયા(૨)ઝટકવાથી પડતો કચરો; ઝાટકવાનું મહેનતાણું. **-કાવવું** સ૦ક્રિ૦ 'ઝટકવું'નું પ્રેરક(૨)ઝટકો મારવો; ઝટકાથી કાપવું. **-કો** પું૦ જોરથી ઉગામી કરેલો કાપ – ઘા (૨) આંચકો; જોરબંધ ખેંચ (૩) ઘાની માફક થતું દુઃખ [લા.]
**ઝટપટ** અ૦, **-ટી** સ્ત્રી૦[સર૦ દે. झडप्फड] જોશમાં ચાલેલી તકરાર; બોલાબોલી
**ઝટાઝ(-પ)ટી** સ્ત્રી૦ બોલાબોલી; ઝટપટી
**ઝટોઝટ** અ૦ ઝટઝટ
**ઝડકો** પું૦ [રવ૦] કપડાનો ચીરો;ઝરડકો (૨) વલોણું ઝટકો મારીને ફેરવવું તે
**ઝડઝમક** સ્ત્રી૦ એક શબ્દાલંકાર
**ઝડતી** સ્ત્રી૦ [પ્રા.झड=ઝપટ મારવી]બારીક તપાસ(૨)ટાંચ;જપતી(૩)પોલીસની તપાસ
**ઝડપ** સ્ત્રી૦ [દે. झडप्प] ત્વરા; વેગ (૨) ઝડપવાની ક્રિયા (૩) ઝાપટ; અડફટ. ૦**ભેર** અ૦ ઝડપથી; સપાટાબંધ. ૦**ણું** ન૦ ઝૂંટ. ૦**વું** સ૦ક્રિ૦[દે. झडप्प=લઈ લેવું]એકદમ પકડવું; ઓચિંતું ઝૂંટવું – લઈ લેવું. **-પાઝડપી** સ્ત્રી૦ લૂંટાલૂંટ; પડાપડી (૨) ઝપાઝપી; મારામારી. **-પી** વિ૦ ઝડપવાળું
**ઝડી** સ્ત્રી૦ [દે.] એકીસપાટે–જોસભેર વરસવું તે (૨) રમઝટ; ઝપાટો
**ઝણ** અ૦ [રવ૦]. ૦**કાર(-રો)**, ૦**કો** પું૦ [સં. झणत्कार] ઝણ ઝણ અવાજ. ૦**ઝણ** પું૦; સ્ત્રી૦ બળતરા; ચરચરે એવી અસર (૨) અ૦ [રવ૦]. ૦**ઝણવું** અ૦ક્રિ૦ [પ્રા. झणझण] ઝઝણી – ખાલીના જેવી અસર થવી; તમતમવું (૨) ઝણકાર કરવો. ૦**ઝણાટ** પું૦ ઝઝણીની અસર; ઝમઝમાટ (૨)ઝણકારો. ૦**ઝણાટી** સ્ત્રી૦ ઝણઝણાટ; ઝઝણી જેવી તીવ્ર અસર. ૦**ઝણી** સ્ત્રી૦ ઝઝણી; ખાલી (૨) રીસ
**ઝણત્કાર** પું૦ [સં.] ઝણકાર
**ઝનૂન** સ્ત્રી૦; ન૦ [અ. जुनून] ગાંડો જુસ્સો. **-ની** વિ૦ ઝનૂનવાળું
**ઝપ(૦ઝપ)** અ૦ [રવ૦] ઝટઝટ

**ઝપટ** સ્ત્રી૦ ઝપાટો; ઉતાવળ (૨) ઝડપી લેવું તે; ઝડપ (૩) ભૂતપ્રેત ઇત્યાદિની અડફટ (૪) અડફટ. **–ટાવું** અ૦ક્રિ૦ ઝપટમાં આવવું; વચ્ચે આવી જવું (૨) ભરાવું; ફસાવું [લા.] [શાંત રહેવું
**ઝપવું** અ૦ક્રિ૦ [જુઓ જંપવું] સખનું –
**ઝપાઝપ(–પી)** સ્ત્રી૦ ['ઝપ' ઉપરથી] મારામારી; ટંટો (૨) કાપાકાપી; કતલ
**ઝપાટવું** સ૦ક્રિ૦ ઝપાટો કરવો (૨) મારવું; ઝપાટામાં લેવું (૩) ઝટ ઝટ, ચાંપીને ખાવું
**ઝપાટો** પું૦ ઝડપ; વેગ (૨) જોરમાં કરેલો પ્રહાર; સપાટો (૩) અડફટ
**ઝપેટ** સ્ત્રી૦ જુઓ ઝપટ. **૦વું** સ૦ક્રિ૦ ઝપટ–ઉતાવળ કરવી. **–ટો** પું૦ જુઓ ઝપાટો
**ઝપોઝપ** અ૦ ઝપાટાથી; ઝપઝપ
**ઝબ** અ૦ [જુઓ ઝપ] ઓચિંતું; એકદમ. **૦ક** સ્ત્રી૦ ઝબકવું તે. **૦કવું** અ૦ક્રિ૦ ચમકવું; ચોંકવું (૨) ઝબૂકવું. **૦કારો** પું૦ પ્રકાશનો ઝબૂકો [ઝબોળવું
**ઝબકોળવું** સ૦ક્રિ૦ પાણીમાં બોળવું –
**ઝબકોળા** પું૦બ૦વ૦ ઘણાં ઝબકોળાં. **–ણું** ન૦ પાણીમાં ઝબકોળવું તે [પહેરણ
**ઝબલું** ન૦ [અ. जुब्बह] નાના છોકરાનું
**ઝબાકો** પું૦ ઝબકારો
**ઝબુકાવવું** સ૦ક્રિ૦ 'ઝબૂકવું'નું પ્રેરક
**ઝબૂક** અ૦ [સર૦ 'ઝબક'] રહી રહીને ચમકે તેમ (૨) સ્ત્રી૦ ઝબૂકો. **૦વું** અ૦ક્રિ૦ ઝબૂકઝબૂક પ્રકાશવું. **–કો** પું૦ જુઓ ઝબાકો [તે; કતલ
**ઝબે** સ્ત્રી૦ [અ. जब्ह] વધેરવું–ભોગ આપવો
**ઝબો** પું૦ [અ. जुब्बह] લાંબો અને ખૂલતો ડગલો
**ઝબોઝબ** અ૦ ઝપોઝપ
**ઝબોળવું** સ૦ક્રિ૦ જુઓ ઝબકોળવું
**ઝભ્ભો** પું૦ જુઓ ઝબો
**ઝભલું** ન૦ જુઓ ઝબલું
**ઝભો(–ભ્ભો)** પું૦ જુઓ ઝબો
**ઝમ** અ૦ [રવ૦] (રણકવાનો અવાજ)
**ઝમક** સ્ત્રી૦ [સં. यमक] એક શબ્દાલંકાર (૨) જુઓ ઝમકાર (૩) ભભક; તેજ. **૦ઝોલ(–ળ)** વિ૦ આનંદ અને લાલિત્યયુક્ત. **૦વું** અ૦ક્રિ૦ [રવ૦] ઝમકાર – મધુર રણકાર થવો. **–કાર(–રો), –કો** પું૦ [રવ૦] રણકો; ઠણકો
**ઝમઝમ** પું૦[અ.] કાબા પાસેનો પવિત્ર કૂવો
**ઝમઝમ** અ૦ [રવ૦] રણકે તેમ (૨) ઝીણું ઝીણું બળે તેમ. **૦વું** અ૦ક્રિ૦ ઝમઝમ થવું; રણકવું (૨) ઝીણું ઝીણું બળવું; ચચરવું. **–માટ** પું૦ ઝમઝમવું તે
**ઝમર** પું૦ જુઓ ઝમોર; જોહર
**ઝમર(–રૂ)ખ** ન૦ ['જમરૂખ' ઉપરથી. ઊંધા જમરૂખ જેવા આકારનું] શોભા માટે ટંગાતો બિલોરી કાચનાં લોલકોવાળો કાચની હાંડીઓનો દીવો; ઝુંમર
**ઝમવું** અ૦ક્રિ૦ પ્રવાહીનું જરા જરા થઈને બહાર ઝરવું [ઝમોર કરનાર
**ઝમોર** પું૦ જુઓ જમોર. **–રિયો** પું૦
**ઝરખ** ન૦ જુઓ જરખ
**ઝરડ** અ૦ [રવ૦] લૂગડું ફાડતાં થતો અવાજ (૨) સ્ત્રી૦ ઝરડાંના કકડા. **૦કો** પું૦ જુઓ ઝડકો. **૦વું** સ૦ક્રિ૦ [રવ૦] ઝરડ એવા અવાજ સાથે ફાડવું (કપડું). **–ડું** ન૦ ઝાંખરું; કાંટાવાળું ડાળું
**ઝરણ** ન૦ ['ઝરવું' ઉપરથી] જમીન કે પહાડમાંથી ઝરતો પાણીનો વહેળો. **–ણી** સ્ત્રી૦ નાનું ઝરણું. **–ણું** ન૦ ઝરણ
**ઝરમર** ન૦ સ્ત્રીની કોટનું એક સોનાનું ઘરેણું (૨) સ્ત્રીઓના પગનું એક ઘરેણું (૩) એક જાતનું ઝીણું લૂગડું (૪) સ્ત્રી૦ વરસાદની ફરફર (૫) અ૦ ઝીણે ઝીણે છાંટે (વરસવું)
**ઝરવું** અ૦ક્રિ૦ [સં. क्षर्; પ્રા. झर] (પ્રવાહીનું) ધીમે ધીમે બહાર નીકળવું; સ્રવવું
**ઝરાણી** સ્ત્રી૦ જુઓ ઝઝણી; ખાલી
**ઝરામણ** ન૦ ઝારવું તે (૨) ઝારવાનું મહેનતાણું (૩) ઝારેલો ભાગ
**ઝરૂખો** પું૦ બારી બહાર કાઢેલું ઝઝૂમતું બાંધકામ; છજું; જરૂખો

ઝરેણી સ્ત્રી૦ ઝઝણી; ખાલી. -ણી સ્ત્રી૦ ધ્રુજારી; કંપારી (૨) તાવલી
ઝરેળો પું૦ [સર૦ ઝાળ] ચામડી બળવાથી ઊઠેલો ફોલ્લો
ઝરો પું૦ [સં. झर] જુઓ ઝરણ
ઝર્દ વિ૦ [फा.] પીળું; જરદ (૨) ફીકું. -ર્દી સ્ત્રી૦ જુઓ જરદી
ઝલક સ્ત્રી૦ [સં. झला] ઓપ; ચળકાટ. ૦વું અ૦ ક્રિ૦ તેજ મારવું; ચળકવું (૨) પોત પ્રકાશવું [લા.]
ઝલાવું અ૦ ક્રિ૦ 'ઝાલવું'નું કર્મણિ(૨)અક્કડ થઈ જવું; હલનચલન બંધ થવું; રહી જવું (જેમ કે, વાથી અંગ ઝલાય ઇ૦)
ઝલ્લું વિ૦તૈયાર;તત્પર(સેવાકરવામાં).[ઝલ્લાં ને ઝલ્લાં રહેવું = (સેવામાં) તત્પર રહેવું]
ઝલ્લરી સ્ત્રી૦ [સં.] ઝાંઝ; મંજીરા
ઝવણું ન૦ ઝીણું ટપકું
ઝવવું અ૦ક્રિ૦ [સર૦ ઝમવું] ટપકવું
ઝવેર ન૦ [अ. जौहर] જવાહિર (૨) પાણી; દમ [લા.]. -રાત ન૦ [अ. जौहारत] હીરા, માણેક, મોતી (૨) જડાવ દાગીના (૩) બળ; સત્ત્વ; દમ[લા.]. -રી પું૦ ઝવેરાતનો વેપારી
ઝષ ન૦ [સં.] ઝખ; માછલું
ઝળક સ્ત્રી૦ [જુઓ ઝલક] ચળકાટ. ૦વું અ૦ક્રિ૦ જુઓ ઝલકવું. -કાટ પું૦ ઝળકવું તે. -કારો પું૦ તેજનો ચમકારો. -કી સ્ત્રી૦ ઝળક; ભભક (૨) કોઈ પણ અસર સહેજસાજ જણાવી તે. ઉદા૦ 'તાવની ઝળકી'; 'ટાઢની ઝળકી'. -કો પું૦ ઓપ; ચળકાટ
ઝળઝળ અ૦ [प्रा. झलझल] તેજથી ઝળકતું હોય તેમ. ૦વું અ૦ક્રિ૦ ઝળઝળ થવું (૨) આંજી નાંખવું [લા.]. -ળાટ પું૦ ઝગઝગાટ (૨) અ૦ ઝળઝળ થઈ રહે તેમ. -ળિયું ન૦ આંખમાં ઝમતું પાણી-આંસુ (૨) ઝગઝગું. -ળું ન૦ સૂરજ ઊગ્યા પહેલાંનું અને આથમ્યા પછીનું ઝાંખું અજવાળું
ઝળમ(-ઉ)ળ અ૦ જુઓ ઝળઝળ (૨) વિ૦ ચળકતું; પ્રકાશમાન. ૦વું અ૦ક્રિ૦ ખૂબ તેજ મારવું-પ્રકાશવું
ઝળળ(૦ળ) અ૦ તેજથી ઝળકતું હોય તેમ
ઝળાંઝ(-મ)ળાં (૦) અ૦ ઝળઝળાટ (૨) ન૦બ૦વ૦ તેજ તેજનો અંબાર
ઝળેળો પું૦ જુઓ ઝરેળો
ઝંકાર પું૦, ઝંકૃતિ સ્ત્રી૦ [સં.] ઝણકાર
ઝંખના સ્ત્રી૦[જુઓ ઝંખવું]આતુરતાપૂર્વક રટન; વારંવાર સ્મરણ(૨)ચિંતા;ધખારી
ઝંખવાણું વિ૦ ['ઝાંખું' ઉપરથી] ભોંઠું; ખસિયાણું
ઝંખવાવું અ૦ક્રિ૦ઝાંખું પડવું(૨)ભોંઠું પડવું
ઝંખવું સ૦ક્રિ૦ [प्रा. झंख] ઝંખના કરવી
ઝંખા સ્ત્રી૦ ઝંખના [પ.]
ઝંખાવું અ૦ક્રિ૦ઝંખવાવું(૨)તેજથી અંજાઈ જવું [નકામી પીડા
ઝંઝટ સ્ત્રી૦ [प्रा. झंझा] ઝઘડો; પંચાત;
ઝંઝા સ્ત્રી૦ [સં.] પવનનો કે પવન સાથે પડતા વરસાદનો સુસવાટ. ૦નિલ, ૦વાત પું૦ [સં.] વરસાદ ને વંટોળિયાનું તોફાન
ઝંડ પું૦ [फा. ज़िंद] એક ભૂત; જીન (૨) વિ૦ અલમસ્ત; માતેલું (૩) લુચ્ચું; મત્સરવાળું
ઝંડાધારી વિ૦ હાથમાં ઝંડાવાળું (૨) ઝુંડો-ઝુંબેશ ઉઠાવનાર [લા.]
ઝંડી સ્ત્રી૦ નાનો ઝંડો. -ડો પું૦ ઝુંડો; ધ્વજ (૨) [લા.] ઝુંબેશ (૩) પક્ષ કે તેની આગેવાની કે દોરવણી
ઝંદ સ્ત્રી૦[फा.] ઈરાનીઓની પ્રાચીન ભાષા (જેમાં પારસી ધર્મગ્રંથનાં ભાષ્ય લખાયાં છે). ૦અવ(-વે)સ્તા સ્ત્રી૦ [+फा. वस्ता] પારસીઓનો મુખ્ય ધર્મગ્રંથ
ઝંપલાવવું અ૦ક્રિ૦[સં. झंप] ચાહોમ કરીને કૂદી પડવું-સાહસ કરવું
ઝંપા સ્ત્રી૦[સં.] કૂદકો
ઝંપાન સ્ત્રી૦ ડોળી જેવું એક પહાડી વાહન (માણસો તે ઊંચકીને ચાલે છે.)
ઝંપાપાત પું૦ ઓચિંતું કૂદી પડવું તે
ઝંપાવવું અ૦ક્રિ૦ જુઓ ઝંપલાવવું

**ઝાકઝમાક** પું૰ ['ઝમક' ઉપરથી] ઝળક; ભપકો [દેદીપ્યમાન

**ઝાકઝમાળ** વિ૰ ઉજ્જ્વલ; ઝગઝગતું;

**ઝાકમઝોળ** વિ૰ સ્વચ્છ અને સુસ્પષ્ટ (૨) પું૰ મહાલવું તે; આનંદ

**ઝાકળ** સ્ત્રી૰; ન૰ ઓસ; તુષાર

**ઝાઝું** વિ૰ પુષ્કળ. **–ઝેરું** વિ૰ ઝાઝું (લાલિત્યવાચક)

**ઝાટકઝૂટ(–ડ)ક, ઝાટકઝૂમક(–ડ)** ન૰ (દાણાદૂણી વગેરે) ઝાટકી કરીને સાફ કરવું તે [ઝટકામણ

**ઝાટકણ** ન૰ ઝાટકતાં નીકળેલો કચરો;

**ઝાટકણી** સ્ત્રી૰ ઝાટકવું–સૂપડા વડે સોલું તે (૨) ઝાટકવાનું મહેનતાણું (૩) સખત ઠપકો [લા.]

**ઝાટકવું** સ૰ક્રિ૰ [प्रा. झाडण, झाडवण (सं. झाटन) ઉપરથી] સૂપડા વડે ઊપણવું–સોલું (૨) જોરથી ખંખેરવું; ઝાપટવું (૩) ખૂબ ઠપકો આપવો [લા.]

**ઝાટકો** પું૰ જુઓ ઝટકો

**ઝાડ** ન૰ [प्रा.; सं. झाट] વૃક્ષ (૨) દારૂખાનાની એક ચીજ

**ઝાડઝૂટ(–ડ)ક,ઝાડઝૂમક(–ડ)** ન૰ જુઓ ઝાટકઝૂટક [જુઓ ઝાટકવું

**ઝાડકણ** ન૰જુઓ ઝાટકણ. **–વું** સ૰ક્રિ૰

**ઝાડઝૂડ** ન૰[ઝાડવું + ઝૂડવું]વાળઝૂડ;સાફસૂફ

**ઝાડપાન** ન૰ વનસ્પતિમાત્ર

**ઝાડવું** ન૰ નાનું ઝાડ

**ઝાડવું** સ૰ક્રિ૰ [सं. शद्, प्रा. झड; झाडण] ઝાડુથી વાળવું; કચરો કાઢવો (૨)ઝાટકવું; ખંખેરવું (૩) ઊંજણી નાખવી (૪) ઠપકો આપવો [લા.] [(૨) જંગલ

**ઝાડી** સ્ત્રી૰ ઝાડ, વેલા, ઘાસ ઇ૰નો ભરાવો

**ઝાડુ** ન૰ [જુઓ ઝાડવું] મોટો સાવરણો (જેવો કે ભંગી વાપરે છે) (૨) સાવરણી (૩) ઝાટકણી; ઠપકો; અપમાન; અનાદર [લા.]. **૦વાળો** પું૰ ઝાડુ લઈ (રસ્તો) વાળનાર કામદાર; ભંગી

**ઝાડો** પું૰ [ઝાડવું સ૰ક્રિ૰ ઉપરથી] વિષ્ટા (૨) દસ્ત; જુલાબ (૩) બારીક તપાસ (૪) ઝાડવું–ઊંજણી નાંખવી. **૦પેશાબ** પું૰ શૌચ; મળની ઉત્સર્ગક્રિયા

**ઝાનમ** ન૰ જુઓ જહન્નમ

**ઝાપટ** સ્ત્રી૰ [જુઓ ઝપટ] અડફટ (૨) ભૂતપિશાચની ઝપટ. **૦વું** સ૰ક્રિ૰ કપડાની ઝાપટથી સાફ કરવું (૨) ફટકાવવું; મારવું (૩) ખૂબ ખાવું [લા.]. **–ટિયું** ન૰ ઝાપટીને સાફસૂફ કરવા માટે લાકડાની ટોચે કપડું બાંધીને બનાવેલી એક બનાવટ. **–ટું** ન૰ થોડા સમય માટે વરસાદનું એકદમ તૂટી પડવું તે

**ઝાપોટ** સ્ત્રી૰ જુઓ ઝાપટ

**ઝામણ** ન૰ [જુઓ જામણ] મેળવણ; અધરકણ [એક રોગ

**ઝામર** પું૰[दे. झामल] માથા અને આંખનો

**ઝામરી** સ્ત્રી૰ [दि. झाम = દાઝવું] હથેળીમાં કે પગને તળિયે થતો ફોલ્લો. **–રો** પું૰ જુઓ ઝામરી (૨) ચામડીનો એક રોગ (૩) બહુ પાકેલી–દાઝેલી ઈંટનો કકડો

**ઝામવું** સ૰ક્રિ૰ [दि. झाम] તપાવેલી ઈંટ –ઠીકરી વડે પાણી કે ઓસડ છમકારવું

**ઝામોરીન** પું૰ [इं.] કાલીકટના રાજાનો ઇલકાબ

**ઝાયલ** વિ૰ [જુઓ જાહેલ] ઉગ્ર; તામસી

**ઝાર** પું૰ [જુઓ જુવાળ] ભરતી

**ઝાર** પું૰ [इं.] રશિયાના રાજાનો ઇલકાબ. **૦શાહી** સ્ત્રી૰ઝારના જેવો જુલમી અમલ

**ઝારણ** ન૰ [प्रा. झरय = સોની–ઝારનારો] રેણ (ધાતુનાં વાસણ સાંધવાનું) (૨) તેનાથી કરેલું ધાતુનું સાંધણ

**ઝારવું** સ૰ક્રિ૰ ['ઝરવું' પરથી] ઊના પાણીની ધાર વડે ધોવું કે શેકવું (૨) ધીમે ધીમે સિંચન કરવું (૩) નકામાં ડાળાં કાપી નાખવાં; છાંટવું

**ઝારવું** સ૰ક્રિ૰ ઝારણ વડે ધાતુના વાસણને સાંધવું; ઝાળવું

**ઝારી** સ્ત્રી૰ ['ઝરવું' ઉપરથી] નાળચાવાળી ટોયલી (૨) પેણામાંથી તળેલી વસ્તુઓ

કાઢવાનું તવેથા જેવું કાણાંવાળું ઓજાર. **-રો** પું૦ મોટી ઝારી (૨) (બાગમાં કે જમીન પર) પાણી છાંટવાનું નાળચાવાળું વાસણ
**ઝાલ** સ્ત્રી૦ કાનનું એક ઘરેણું
**ઝાલક** સ્ત્રી૦ છાલક; છોળ
**ઝાલર** પું૦ એક કઠોળ-વાલ
**ઝાલર** સ્ત્રી૦ [સં. झल्लरी] ઝૂલ; કોર (૨) મોગરીથી વગાડવાની ઘડિયાળ. **-રી** સ્ત્રી૦ વગાડવાની નાની ઝાલર
**ઝાલવું** સ૦ક્રિ૦ હાથમાં લેવું; પકડવું; ગ્રહવું (૨) કેદ કરવું; પકડી રાખવું; બંધનમાં લેવું (૩) જડવત્ રહી જાય તેમ કરવું (જેમ કે, વાએ કાલથી કેડ ઝાલી છે)
**ઝાવલી** સ્ત્રી૦ નાળિયેરી અને ખજૂરીની સૂકી ડાંખળી (૨) પાંદડાંની ગૂંથેલી સાદડી; ટટ્ટી
**ઝાવસોઈ** સ્ત્રી૦ [અ. या हुसैन] 'યા હુસેન!' એવો મોહરમમાં હુસેનના મૃત્યુના શોકમાં કરવામાં આવતો પોકાર (૨) તેવી રીતે ઝનૂનમાં કૂદવું અને બૂમો પાડવી તે; હોહા; તોફાન; દંગો [લા.]
**ઝાવળી** સ્ત્રી૦ જુઓ ઝાંવલી
**ઝાવાં** ન૦ બ૦વ૦ ડૂબતા માણસનાં તરફડિયાં; વલખાં
**ઝાળ** સ્ત્રી૦[સં. ज्वाला] જ્વાલા; તેની આંચ (૨) ક્રોધનો આવેશ [લા.]
**ઝાળણ** ન૦ જુઓ ઝારણ
**ઝાળવું** સ૦ક્રિ૦ રેણ વડે સાંધવું
**ઝાંખ(૦પ)** (૦) સ્ત્રી૦ઝાંખાપણું (૨) બટ્ટો; લાંછન [લા.]
**ઝાંખરું(૦)**ન૦[દે. झंखर] કાંટાવાળું ડાંખળું
**ઝાંખવું(૦)**સ૦ક્રિ૦ ઝાંખી કરવી (૨) છાનુંમાનું સંતાઈને જોવું (૩) અ૦ક્રિ૦ ઝાંખા પાડવું
**ઝાંખાશ(૦)** સ્ત્રી૦ ઝાંખાપણું
**ઝાંખી(૦)**સ્ત્રી૦ ['ઝાંખવું'(સ૦ક્રિ૦)ઉપરથી] ઝાંખો ખ્યાલ કે દર્શન (૨) છાનુંમાનું જોવું તે (૩) ભાવપૂર્વક દર્શન
**ઝાંખું** (૦) વિ૦ અસ્પષ્ટ; આછું (૨) ઓછા પ્રકાશવાળું; નિસ્તેજ
**ઝાંઝ** (૦) સ્ત્રી૦ [સં. झंझा]છબલીકાં; કાંસીજોડ (૨) ગુસ્સો; રીસ
**ઝાંઝર** (૦) ન૦ [સં. झर्झर] સ્ત્રીઓનું પગનું એક ઘરેણું; નૂપુર (૨) બેડી; જંજીર [લા.]. **-રિયાં** ન૦ બ૦ વ૦ જુઓ ઝાંઝર. **-રી** સ્ત્રી૦ બાળકનું ઝાંઝર (૨) ઘૂઘરી બાંધેલી લાકડી (જે ખખડાવાય છે.)
**ઝાંઝવાં** (૦) ન૦ બ૦ વ૦ મૃગજળ (૨) તેજથી કે આંસુથી આંખને પડતી ઝાંખપ. [**ઝાંઝવાનું જળ** શ૦પ્ર૦ મૃગજળ]
**ઝાંપ** (૦) સ્ત્રી૦ [प्रा. झंप=ઢાંકવું] ઝાંખ
**ઝાંપડી**(૦)સ્ત્રી૦ ,**-ડો** પું૦ એક મલિન ભૂત
**ઝાંપલી** (૦) સ્ત્રી૦ નાનો ઝાંપો (પ્રાયઃ વાડ કે ખેતરનો)
**ઝાંપો** (૦) પું૦ [प्रा. झंप=ઢાંકવું](શેરી, વાડા વગેરેનો) દરવાજો (૨) ગામની ભાગોળ
**ઝાંસો** (૦) પું૦ જુઓ જાસો (૨) હઠ; ત્રાગું (૩) મહેણું
**ઝિકાવું** અ૦ ક્રિ૦ 'ઝીકવું'નું કર્મણિ
**ઝિકાળો** પું૦ ઈંટ-રોડાંનો ભૂકો
**ઝિપાવું** અ૦ ક્રિ૦ 'ઝીપવું'નું કર્મણિ
**ઝિમેલ** સ્ત્રી૦ જુઓ ઘિમેલ
**ઝિયાણું, ઝિયા(-રા)યણું** ન૦ પહેલી સુવાવડ પછી દીકરીને બાળક સાથે વળાવવી તે કે તે વેળાનું આણું કે કરાતી રીત
**ઝિલાવું** અ૦ ક્રિ૦ 'ઝીલવું'નું કર્મણિ
**ઝિંદાદિલી** સ્ત્રી૦ [फा.] હૃદય જીવતુંજાગતું ઉત્સાહિત હોવું તે
**ઝીક** સ્ત્રી૦ ઝીંક; ઝીંકવું તે. [૦**ઝીલવી** = ટક્કર પછાડ ઝીલવી]
**ઝીક** સ્ત્રી૦ કસબી તારનું ભરત. ૦**ચળક** સ્ત્રી૦ ભરવામાં વપરાતા સોનારૂપાના તાર, ટીપકી વગેરે. ૦**ટીકડી, ૦ટીકી** સ્ત્રી૦ ભરવામાં વપરાતી સોનારૂપાની ગોળ ટીપકી [પાડી નાંખવું; હરાવવું
**ઝીકવું** સ૦ક્રિ૦ જોરથી ફેંકવું-પછાડવું(૨)
**ઝીણ** સ્ત્રી૦ ['ઝીણું' ઉપરથી] ઝીણી રજોટી

(જેમ કે પીંજાતા રૂની) (૨) વરસાદની ફરફર (૩) કેરીની ગોટલી પર બંધાવા માંડતું જાળીદાર પડ

**ઝીણવટ, ઝીણાશ** સ્ત્રી૦ બારીકી (૨) ચતુરાઈ; ડહાપણ

**ઝીણું** વિ૦[સં. क्षीण; પ્રા. झिण, झिण्ण]બારીક; નાનું (જેમ કે, ઝીણું કાણું ) (૨) તીણું; અણીદાર (ઝીણી અણી) (૩) પાતળું; બારીક(ઝીણું કપડું) (૪)નાજુક;ઝીણવટ અને સંભાળની જરૂરવાળું (જેમ કે, ઝીણું કામ; ઝીણી વાત) (૫) (અવાજમાં) ધીમું કે પાતળું; મંદ (જેમ કે, ઝીણું ઝીણું બોલવું) (૬) [લા.] ઝીણવટભેર વર્તનાર–કામ કરનાર (માણસ) (જેમ કે; અહીં ઝીણા માણસનું કામ છે) (૭) બહુ કરકસરિયું; કંજૂસ જેવું. [૦કાંતવું=(કોઈ કામ કે વાતમાં) ઊંડું ઊતરવું; અતિ બારીકાઈથી તપાસવું]

**ઝીણો તાવ** પું૦ ધીમો પણ ચાલુ આવ્યા કરતો તાવ

**ઝીપટું** ન૦ ઝીપટાનું ફૂલ. **–ટો** પું૦ એક વનસ્પતિ (એનાં ફૂલ ઝપાટ લાગતાં લૂગડે ચોંટી જાય છે)

**ઝીપવું** સ૦ ક્રિ૦ જુઓ ઝીલવું

**ઝીમી** સ્ત્રી૦ [દે. झामिय = કાળું] એક જાતની કાળી સાડી

**ઝીલ** સ્ત્રી૦ તંબૂરાનો તાર (૨) લાંબેલી મોટી બરણી (૩) ઊંડા પાણીની જગા (૪) છોળ; છાલક

**ઝીલણ** ન૦ ઝીલવું તે(૨)ઝીલેલું તે (પ્રવાહી)

**ઝીલવું** સ૦ ક્રિ૦ [દે. झिलिअ=ઝીલેલું] પકડી લેવું; ઝીપવું (૨) એક જણનું બોલવું કે ગાવું બીજાએ ઉપાડી લેવું

**ઝીલવું** સ૦ક્રિ૦ [પ્રા. झिल=નાહવું]નાહવું; જળક્રીડા કરવી

**ઝીલું** ન૦ ['ઝીલવું' ઉપરથી]લટકતાં સૂપડાં બાંધી નીચેથી ઉપર (ખેતરમાં) પાણી ચડાવવાની એક રચના

**ઝીંક** (૦) સ્ત્રી૦ ઝીક; પછાડ. ૦વું સ૦ ક્રિ૦ જુઓ ઝીકવું. **ઝીંકાવવું** (પ્રેરક) **ઝીંકાવું** (કર્મણિ)

**ઝીંઝી** સ્ત્રી૦ એક ઝાડ (એનાં પાનાં બીડી વાળવામાં વપરાય છે)

**ઝીંટ** (૦) સ્ત્રી૦; ન૦ નકામી પીડા; લફરું. ૦વું સ૦ક્રિ૦ (કાંઈક કાંટાળું–ઝરડું કે એના જેવું) વળગાડવું; બઝાડવું (૨) ખડકવું.**–ટાવવું** (પ્રેરક).**–ટાવું**(કર્મણિ) **–ડું** ન૦ ઝાંખરું (૨)નકામી પીડા; લફરું

**ઝીંથરાં**(૦) ન૦બ૦વ૦ માથાના અવ્યવસ્થિત અને છૂટા વાળ

**ઝુકારવું** સ૦ક્રિ૦ (ઊંટને) બેસાડવું

**ઝુકાવવું** સ૦ ક્રિ૦ નમાવવું (૨) ઝંપલાવવું; યાહોમ કરવું

**ઝુડાવવું** સ૦ક્રિ૦, **ઝુડાવું** અ૦ક્રિ૦ 'ઝૂડવું'નું પ્રેરક અને કર્મણિ

**ઝુણઝુણ** અ૦ (૨) ન૦ [રવ૦]

**ઝુરાપો** પું૦ ઝૂરણ; કલ્પાંત; વિયોગદુઃખ

**ઝુરાવું** અ૦ ક્રિ૦ 'ઝૂરવું'નું ભાવે

**ઝુલણિયું** વિ૦ઝૂલતું(૨)ન૦એક ઝૂલતું ઘરેણું

**ઝુલાવનહાર** વિ૦['ઝૂલવું' ઉપરથી]ઝુલાવનારું

**ઝુલાવવું** સ૦ ક્રિ૦ 'ઝૂલવું'નું પ્રેરક

**ઝુંડ** ન૦ જૂથ; ટોળું

**ઝુંડાધારી** વિ૦ જુઓ ઝંડાધારી

**ઝુંડો** પું૦ જુઓ ઝંડો

**ઝુંબેશ** સ્ત્રી૦ [ફા. जुंबिश=ગતિ;હલનચલન] જોરપૂર્વકની ચળવળ–હિલચાલ

**ઝુંમર** ન૦ જુઓ ઝમરખ

**ઝૂકવું** અ૦ ક્રિ૦ નમવું; લચી પડવું; લટકવું

**ઝૂઝ** સ્ત્રી૦ ઝૂઝવું તે. ૦વું અ૦ક્રિ૦ [સં. युध्, પ્રા. जुज्झ, झुज्झ]મચ્યા રહેવું(૨)જોરથી લડવું

**ઝૂડ** ન૦ મોટો મગર (૨) મજબૂત પકડ (૩) એક જાતનું ભૂત–ઝોડ

**ઝૂડઝાપટ** ન૦ ઝાટઝૂડ; ઝાપટઝૂપટ

**ઝૂડવું** સ૦ ક્રિ૦ [દે. झोड] ધોકા કે બૂધા વડે ઠોકવું (૨) ઝાપટવું; ખંખેરવું

**ઝૂડિયું** ન૦ જેનાથી ઝુડાય એવું સોટું–બૂધું

**ઝૂડી** સ્ત્રી૦ ઝૂડો; જૂડી. **–ડો** પું૦ [સં. जूट; પ્રા. जूड] ઘણી ચીજોનો સાથે બાંધેલો જથો; જૂડો

**ઝૂમ** વિ૦ ધૂમ; ઘણું

**ઝૂમ** સ્ત્રી૦; પું૦ ['ઝૂમવું' ઉપરથી] ઝૂમખું. **૦ખું** ન૦, **૦ખો** પું૦ અનેક વસ્તુઓનો જથો; લૂમખો

**ઝૂમણી** સ્ત્રી૦ ['ઝૂમવું' ઉપરથી]એક જાતનો હાર(એમાં વચમાં પાઈના આકારનું ચકતું હોય છે). **–ણું** ન૦ એક જાતનું ઘરેણું

**ઝૂમવું** અ૦ ક્રિ૦ [સર૦ દે. झुंवणग=પ્રાલંબ] જુઓ ઝઝૂમવું (૨) લટકવું; ટિંગાવું (૩) આતુરતાથી ટાંપી રહેવું

**ઝૂરણ** ન૦ ['ઝૂરવું' ઉપરથી] જુઓ ઝુરાપો. **–વું** અ૦ ક્રિ૦ [પ્રા. झूर=યાદ કરવું (૨) ઝૂરવું; સુકાવું.]–ને માટે તલસવું–કલ્પાંત કરવું (૨) કલ્પાંતથી ક્ષીણ થવું

**ઝૂલ** સ્ત્રી૦ શોભા માટે રાખેલી ઝૂલતી કિનાર; ચીણવાળી કોર (૨) કવિતામાં (લાવણી ઇ૦માં) આવતો આંતરો (૩) બળદ કે ઘોડાને પહેરાવાતો ઓઢો

**ઝૂલણહાર** વિ૦ ઝૂલનારું; હીંચકા ખાનારું

**ઝૂલણા** પું૦ [દે. झुल्लण] એક છંદ

**ઝૂલણું** ન૦ ઝૂલવું તે; હીંચકો (૨) પારણું (૩) ગાવાનું હાલરડું

**ઝૂલતું** વિ૦ ['ઝૂલવું' ઉપરથી] ઝોલાં ખાતું; લટકતું. **–વું** અ૦ ક્રિ૦ [પ્રા.झुल्ल (સં.दुल्)] હીંડોળે કે પારણે હીંચવું (૨) લટકવું

**ઝૂલો** પું૦ ['ઝૂલવું'ઉપરથી]જેમાં ઝૂલી શકાય તે; હીંચકો (૨) નુકસાન; ખાધ [લા.]

**ઝૂંક** (૦) સ્ત્રી૦ [જુઓ ઝૂંકાવું] એકાએક આંખમાં કાંઈ ઝપટાવું તે; ઝોક

**ઝૂંકાવવું** (૦) સ૦ક્રિ૦ ઝૂંકાય એમ કરવું

**ઝૂંકાવું** (૦) અ૦ ક્રિ૦ ઝૂંક લાગવી

**ઝૂંટ** (૦)સ્ત્રી૦ ઝૂંટવી લેવું તે. **૦વવું** સ૦ક્રિ૦ 'ઝૂંટવું'નું પ્રેરક. **૦વું** સ૦ક્રિ૦ ઝડપ મારી ખૂંચવી–પડાવી લેવું. **–ટંઝૂંટા,–ટાઝૂંટ** સ્ત્રી૦સામસામે ઝૂંટ ચલાવવી તે. **–ટાવવું** સ૦ ક્રિ૦,**–ટાવું** અ૦ ક્રિ૦ 'ઝૂંટવું'નું પ્રેરક અને કર્મણિ

**ઝૂંપડી** (૦) સ્ત્રી૦, **–ડું** ન૦[દે. झुंपडा] ઘાસ, સાંઠી,છાજ વગેરેથી બનાવેલું છાપરું–ઘર

**ઝૂંફ** સ્ત્રી૦, **૦ણ** ન૦ ઝૂંફવું–ઝોકાં ખાવાં તે. **૦વું** અ૦ક્રિ૦ [જુઓ જૂંફવું] ઝોકાં ખાવાં

**ઝૂંસરી** (૦) સ્ત્રી૦ જુઓ ધૂંસરી. **–રું** ન૦ ધુરા; ધૂંસરું

**ઝેણ** (ઝે) સ્ત્રી૦ ['ઝીણું' ઉપરથી] ઝીણ; ઝીણી રજોટી (જેમ કે પીંજતા-રૂની, તમાકુની) (૨) વરસાદની ફરફર; પાણીની છાંટ

**ઝેણ** (ઝે) સ્ત્રી૦ [ઝઝણી] ક્રોધની ધ્રુજારી–કમકમી [પરસેવાના રેલા પર રેલા

**ઝેબઝેબાં, ઝેબેઝેબ** અ૦ (૨) ન૦ બ૦ વ૦

**ઝેર** સ્ત્રી૦ [જુઓ ઘેર] ઊંચી જગા કે બેઠકની ધાર; ઘરની ઓટલી કે તેની ધાર

**ઝેર**(ઝે)ન૦[फा.ज़हर] વિષ (૨) ઈર્ષ્યા(૩)વેર. **૦કચૂરો(–લો)**પું૦,**૦કચોલું**,**૦કોચલું** ન૦[फा.कुचलह] એક કડવું બી–ઔષધિ

**ઝેરવું** સ૦ ક્રિ૦ નાની રવાઈથી દહીં વલોવવું

**ઝેરી(૦લું)** (ઝે) વિ૦ ઝેર–વિષવાળું (૨) અદેખું; અંટસ રાખે એવું [ઝૂકવાપણું

**ઝોક** પું૦; સ્ત્રી૦ ['ઝૂકવું' ઉપરથી] વાંક;નમણ;

**ઝોક** પું૦; સ્ત્રી૦ [જુઓ ઝૂંક] આંખમાં કંઈ ઝપટાવું તે; ઝૂંક (૨) નુકસાન

**ઝોકવું** સ૦ ક્રિ૦ ઊંઘમાં ઝોકાં ખાવાં

**ઝોકું** ન૦ ['ઝોકવું'ઉપરથી] ઊંઘ કે ઘેનનું ઝોલું

**ઝોકો** પું૦ ['ઝોકવું' ઉપરથી] હેલો; હડસેલો (૨) આંખની ઝોક (૩) ત્રાજવાં ખોટાં નમાવવાની યુક્તિ [ભિંસ

**ઝોટ(૦ડી)**સ્ત્રી૦, **૦ડું** ન૦ [દે.झोट्टी] જુવાન

**ઝોટિંગ** પું૦ [सं. जोटिंग] એક પ્રકારનું ભૂત (૨) મેલું કે રખડતું દાંડ માણસ

**ઝોટી** સ્ત્રી૦ જુઓ ઝોટડી

**ઝોટું** ન૦ જુઓ ઝોટ

**ઝોડ** (ઝો) ન૦ ઝૂડ; વળગણ. **૦ઝપટ** સ્ત્રી૦ ભૂતપિશાચાદિની અડફટ; વળગાડ

**ઝોબા(–ભા)વું, ઝોબો(–ભો)** પું૦ જુઓ જોબાવું, જોબો

**ઝોયણો** પું૦ જુઓ ઝોલણો

**ઝોલ** સ્ત્રી૦ વચ્ચેથી ઝૂલી જવું તે

**ઝોલણી** સ્ત્રી૦ [જુઓ ઝોળી] ખાનાંવાળી કોથળી; ખડિયો. **–ણો** પું૦મોટી ઝોલણી

**ઝોલવું** અ૰ક્રિ૰ [જુઓ ઝૂલવું] ડોલવું (૨) ઝોકાં ખાવાં
**ઝોલું** (ઝો) ન૰ ઝુંડ; ટોળું
**ઝોલું** ન૰ ['ઝોલવું' ઉપરથી] ઝોકું; ડોલું. **–લો** પું૰ ઝૂલો; હિંડોળો (૨) હેલો; હીંચકાનો એક ઝોક (૩) ઝોલ
**ઝોળ** (ઝો) સ્ત્રી૰ [સં. જ્વાલા] ઝાળ; જ્વાલા
**ઝોળણી** સ્ત્રી૰ **–ણો** પું૰ જુઓ 'ઝોલણી'માં
**ઝોળી** સ્ત્રી૰ [દિ. झोलिया] કપડાના ચાર છેડા પકડીને ઝૂલતું પાત્રાકાર કરાય છે તે. ઉદા૰ 'શાકની, સાધુની ઝોળી' (૨) ઝૂલતી ઝલાતી થેલી (૩) બાળકની ખોઈ. **૰ળો** પું૰ઝોલો; નમી પડવું તે (૨) મોટી ઝોળી
**ઝોંકવું** (૦) સ૰ક્રિ૰ ઝોકવું; પટકવું
**ઝોંકો** (૦) પું૰ જુઓ ઝોકો
**ઝોંટ** (૦) સ્ત્રી૰ ઝૂંટ; ઝડપ. **૰વું** સ૰ક્રિ૰ ઝૂંટવું; ખૂંચવી લેવું
**ઝોંસવું** (૦) સ૰ક્રિ૰ [દિ. झोस = નાખવું; ફેંકવું] રીસથી – અભાવથી આપવું – નાંખવું કે મૂકવું – પટકવું (૨) ઠાંસીને ખાવું – ગળચવું
**ઝોંસો** (૦) પું૰ [જુઓ ઝોંસવું] હડસેલો; ધક્કો

## ઞ

**ઞ** પું૰ [સં.] ચવર્ગનો અનુનાસિક. એથી શરૂ થતો એકે શબ્દ નથી. ચઞ્ચલ, જઞ્જાળ જેવા શબ્દોમાં સંસ્કૃત ઢબે લખવામાં આવી શકે. પણ ગુજરાતીમાં એમ કોઈ ભાગ્યે લખે છે; અનુસ્વાર જ મોટે ભાગે લખાય છે.

## ટ

**ટ** પું૰ [સં.] મૂર્ધસ્થાની પહેલો વ્યંજન
**ટક** અ૰ [રવ૰] ટકોરાથી થતો અવાજ; યા ખટ દઈને થતો અવાજ (જેમ કે, ઘડિયાળનો, કૅમેરાની કળનો)
**ટકટક** અ૰ [રવ૰] સતત ટક ટક અવાજ થાય તેમ (જેમ કે ઘડિયાળનો) (૨) ટગર ટગર (જોવું) (૩) સ્ત્રી૰ જુઓ ટકટકારો. **–કાટ(–રો)** પું૰ ટકટક અવાજ (૨) કંટાળો આવે તેવો નકામો લવારો. **–કિયું** વિ૰ ટકટક કર્યા કરતું
**ટકવું** સ૰ક્રિ૰ [સં. तक्] લાંબા વખત સુધી ચાલવું – નભવું (૨) એક સ્થળે લાંબો વખત થોભવું
**ટકાઉ** વિ૰ ટકે – રહે તેવું; મજબૂત. **–વ** પું૰ ટકાઉપણું; મજબૂતાઈ; ટકવું તે
**ટકાવારી** સ્ત્રી૰ ટકા પ્રમાણે ગણતરી; 'પરસેન્ટેજ'; સોએ કેટલા તેનું પ્રમાણ
**ટકો** પું૰ [સં. त्रिक] ત્રણ પૈસા
**ટકો** પું૰ [સં. टंक] રૂપિયો; નાણું (૨) સેંકડાના પ્રમાણમાં ગણતરી; 'પરસેન્ટેજ'
**ટકો** પું૰ ['ટક' રવ૰] ટક્કો, સાવ બોડું – કેશરહિત માથું
**ટકોર** સ્ત્રી૰ [દિ. टक्कर] ટકોરવું – ટોકવું તે; ધીમેથી ગોદાવવું તે (૨) સહેજ ઇશારો કે સૂચના (૩) વ્યંગ કે મરોડમાં કહેવું તે; મીઠી ટીકા; વક્રોક્તિ. **૰ખાનું** ન૰ ચોઘડિયાં કે તે વગાડનારને બેસવાની જગા. **૰વું** સ૰ક્રિ૰ ટકોરો મારવો (૨) ટોકવું; ગોદાવવું; ટકોર કરવી. **–રી** સ્ત્રી૰ નાનો ટકોરો (૨) નાની ઘડિયાળ (મોગરી વડે વગાડવાની). **–રો** પું૰ રણકે એમ વાગતો ઠોક (૨) ઠોકનો રણકો
**ટક્કર** સ્ત્રી૰ [દિ.] ઠોકર; પ્રહાર (૨) અથડામણ; સામનો
**ટક્કો** પું૰ ટકો; સાવ બોડું માથું

**ટગરટ(-ગ)ગર** અ૰ [સં. ટगर ઉપરથી] એકી નજરે; મીટ માંડીને
**ટગુમગુ** વિ૰ જુઓ ડગુમગુ; ડોલતું (૨) અ૰ ટગુમગુ હોય એમ
**ટચ** વિ૰ [ઇં.]ઊંચી જાતનું (૨) પું૰ સોનાના કસનો આંક [જરી વારમાં; ઝટ
**ટચ** અ૰ [રવ૰] ટચકાનો અવાજ (૨)
**ટચકાટ(-વ)વું** સ૰ક્રિ૰ ટચકે ટચકે કાપવું; ટચકો મારીને કાપવું
**ટચકિયું** ન૰ કમ્મરથી રહી જવું તે
**ટચકું** ન૰ [જુઓ ટોચકું] ટેરવું
**ટચકો** પું૰ [દે. ટ્ચક; રવ૰] ઝટકો; ઘા (૨) તેનો અવાજ [(તુચ્છકારમાં)
**ટચરું** વિ૰[જુઓ ઠચરું]અતિ ઘરડું-બુઢ્ઢું
**ટચલી આંગળી** સ્ત્રી૰ છેલ્લી, સૌથી ટૂંકી આંગળી
**ટચાક** વિ૰ ડોળી; આછકલું; શેખી મારનાર
**ટચાક** અ૰ [રવ૰]. **-કિયો, -કો** પું૰ શરીરના સાંધાનો કડાકો
**ટચૂકડું** વિ૰ ઘણું નાનું [ખચ્ચર
**ટટવું** ન૰ ટટ્ટુ જેવું નાનું ઠીંગણું ઘોડું (૨)
**ટટળવું** અ૰ક્રિ૰ [જુઓ ટવળવું] પીડાવું; ઝૂરવું
**ટટળાટ** પું૰ટટળવાનું દુઃખ [સશક્ત[લા.]
**ટટા(-ટ્ટા)ર** વિ૰ટટાર ઊભું; અક્કડ(૨)
**ટટ્ટી** સ્ત્રી૰ [દે. ટટ્ટઇઆ=પડદો; દે. ટટ્ટી=વાડ] કામઠાનો કે વાંસની ચીપોનો પડદો (૨) વીરણનો બનાવેલો ચક(૩)જાજરૂ;સંડાસ
**ટટ્ટુ** પું૰; ન૰ ઠીંગણું ઘોડું (૨) નબળું ઘોડું
**ટડકાવવું** સ૰ ક્રિ૰ તડકાવવું; ધમકાવવું
**ટડપડ** સ્ત્રી૰, **-ડાટ** પું૰ ખાલી ડંફાસ - દોરતોરનો દેખાવ; શેખી
**ટઢિયાળું** વિ૰ ['ટાઢ' 'ટાઢું' ઉપરથી]ટાઢ વાય એવું (૨) ન૰ એવું વાતાવરણ; ટાઢોડું (૩) ટાઢોડાવાળું સ્થાન
**ટણકો** પું૰[રવ૰]ખોટું લાગવું-રીસ ચડવી તે
**ટણપું** વિ૰ જડ; ગમાર; મૂર્ખ (એક ગાળ)
**ટન** પું૰ [ઇં.] એક અંગ્રેજી તોલ (આશરે ૫૬ મણ) [અવાજ
**ટનટન** અ૰ [રવ૰] (૨) ન૰ એવો ઘંટનો

**ટપ** અ૰ ટપકવાનો રવ (૨) ઝટ
**ટપક** (૦ટપક) અ૰[રવ૰] ટપકતું હોય એમ
**ટપકણું** વિ૰ ટપકાંવાળું
**ટપકવું** અ૰ક્રિ૰ ટીપે ટીપે નીચે પડવું; ચૂવું
**ટપકાવવું** સ૰ક્રિ૰ ['ટપકું' ઉપરથી] ટીપાં પાડવાં (૨) ટૂંકાણમાં લખવું; નોંધ કરી લેવી (૩) બીજામાંથી નકલ કરી લેવી
**ટપકિયું** ન૰ [જુઓ ટપ] ટપ દઈને મરી જવું તે (૨) ટપકું
**ટપકી** સ્ત્રી૰[ટપકું]કપાળમાંનો નાનો ચાંલ્લો; ટીપકી (૨) ટીલડી; મીનાકારી અબરખ કે સોનારૂપાની નાની ગોળ પતરી. **-કું** ન૰ [ટપ (રવ૰) ઉપરથી] ટીપું (૨) નાનું ગોળ બિંદુ - ચિહ્ન [જન્માક્ષર
**ટપકો** પું૰['ટપકાવવું' ઉપરથી]જન્મપત્રિકા;
**ટપ ટપ** અ૰ [રવ૰] (૨)ઝટ ઝટ (૩) સ્ત્રી૰ ખડખડાટ (અણગમાનો)
**ટપટપિયું** વિ૰ ટપટપ - પાછળથી ખડખડાટ કરનારું (૨) ન૰ જુઓ ટપટપી
**ટપટપી** સ્ત્રી૰ અસ્ત્રો ચડાવવા માટેનો ચામડાનો કકડો [મારામારી
**ટપલાબાજી** સ્ત્રી૰ સામસામી ટપલાની
**ટપલી** સ્ત્રી૰ [રવ૰] ધીમેથી મારેલી થપાટ (૨) ટોણો; મહેણું [લા.]
**ટપલું** ન૰ ['ટપ' પરથી] કુંભારનું હાંલ્લાં ટીપવાનું ઓજાર
**ટપલો** પું૰ [રવ૰] મોટી જોરની ટપલી(૨) કુંભારનું ટપલું [થવું [લા.]
**ટપવું** સ૰ ક્રિ૰ કૂદી જવું (૨) વધવું-ચડિયાતું
**ટપાટપ** અ૰ [જુઓ ટપ] ઝટપટ (૨) સ્ત્રી૰ ટપાટપી. **-પી** સ્ત્રી૰ બોલાબોલી; લડાલડી
**ટપારવું** સ૰ ક્રિ૰ ['ટપ' (રવ૰)] મારવું; ટોકવું (૨) વારંવાર કહેવું; ટકોર કરવી[લા.]
**ટપાલ** સ્ત્રી૰ ['ટપ્પો' ઉપરથી] ડાક; પોસ્ટ. **૦ઑફિસ** સ્ત્રી૰ ડાકઘર; પોસ્ટઑફિસ. **૦ખર્ચ** ન૰ ટપાલનું ખર્ચ. **૦વાળો** પું૰ ટપાલ વહેંચનારો. **-લી** પું૰ ટપાલવાળો
**ટપૂસટપૂસ** અ૰ [રવ૰] ધીરે ધીરે; ઘસડાતું ઘસડાતું

**ટપૂસિયાં** ન૦બ૦વ૦ઘસાઈ ગયેલાં ખાસડાં (૨) દક્ષિણી ઘાટની સપાટ (૩) અનાજ ઝાટકતાં સૂપડાને મરાતો ઠોક

**ટપૂસિયું** વિ૦ ટપૂસટપૂસ કરતું (૨) ધીરે ધીરે ઘસડાતું જતું

**ટપેરવું** સ૦ ક્રિ૦ જુઓ ટપારવું

**ટપોટપ** અ૦ [જુઓ ટપ] એક પછી એક (૨) જલદીથી; તરત જ

**ટપ્પાવાળો** પું૦ ટપ્પો ફેરવનારો-હાંકનારો

**ટપ્પો** પું૦ અમુક લંબાઈનો આંતરો (૨) મુસાફરી; મજલ; વિસામો (૩) ઘોડા કે બળદનું વાહન (૪) સંગીતનો એક પ્રકાર (બીજા બે તે ધ્રુપદ ને ખ્યાલ)

**ટબ** ન૦ [ઇં.] ઘણું પહોળું લાકડાનું અથવા પતરાનું એક વાસણ

**ટબકલું** ન૦ + ટપકું (૨) વિ૦ જુઓ ટપકલું

**ટબકિયું** ન૦ જુઓ ટપકિયું

**ટબૂકડું** વિ૦ [સં. વટુક+ડું, વ્યત્યય થઈને] સાવ નાનું

**ટબૂકલું** ન૦ ટાઢોડું.

**ટબૂડી** સ્ત્રી૦ [જુઓ ટબૂકડું] નાની લોટી

**ટબો** પું૦ પાનાના હાંસિયામાં લખેલી ટીકા -અર્થ [જૈન]

**ટમકવું** અ૦ ક્રિ૦ ધીમો પ્રકાશ આપવો (૨) દૂરથી ઝીણો પ્રકાશ દેખાવો

**ટમટમ** સ્ત્રી૦;ન૦ [હિં.] (ઉત્તર હિંદની) એક પ્રકારની ઘોડાગાડી

**ટમટમવું** અ૦ ક્રિ૦ [રવ૦] પડું પડું થઈ રહેવું (૨) આતુર થઈ જવું

**ટમેટું** ન૦,-ટો પું૦ [ઇં.] એક શાકફળ

**ટર્પેન્ટાઇન** ન૦ [ઇં.] અમુક ઝાડોના ગુંદરમાંથી બનતું તેલ [[પ. વિ.]

**ટર્બાઈન** ન૦ વરાળયંત્રનો એક પ્રકાર

**ટલ્લો** પું૦ [રવ૦] ધક્કો; આઘાત (૨) ફેરો; આંટો (૩) માથાનો ટકો

**ટવર્ગ** પું૦[સં.]ટ,ઠ,ડ,ઢ,ણ એ પાંચ વ્યંજનો

**ટવળવું** અ૦ ક્રિ૦ [દે. ટ્લવલ] વલખાં-તરફડિયાં મારવાં (૨) આતુરતાથી ઝંખવું -ઝૂરવું (૩) પીડાવું

**ટશ** સ્ત્રી૦ મીટ; અનિમેષ નજર (ઉદા૦ એકીટશે, ટશે ને ટશે)

**ટશર** સ્ત્રી૦ [પ્રા. ટસર=એક પ્રકારનું સૂતર] તસર; આંખમાં દેખાતી ઝીણી લાલ રગ (૨) ટશિયો

**ટશિયો** પું૦ [જુઓ ટશર] ઉઝરડામાં કે ચીરામાંથી લોહી ઝમી આવવું તે;તેની રેખા

**ટસ** સ્ત્રી૦ જુઓ ટશ. ૦ટસ અ૦ ટગર ટગર; ટસે ને ટસે

**ટસટસ** અ૦[રવ૦]ફાટું ફાટું થઈ જાય તેમ. ૦વું અ૦ક્રિ૦તસતસવું;ફાટું ફાટું થઈ રહેવું

**ટસર** સ્ત્રી૦ જુઓ ટશર (૨) એક જાતનું રેશમ કે તેનું કપડું; તસર

**ટહકારો** પું૦[રવ૦]દુઃખને લીધે થતો ઉદ્ગાર

**ટહુકવું** અ૦ક્રિ૦ (મોર કે કોયલે) બોલવું

**ટહુકાર** પું૦ (કોયલ કે મોરનો) ટહુકો

**ટહુકો** પું૦ [દે. ટ્રુવા] કોયલ કે મોરનો બોલવાનો અવાજ (૨) કોઈને બોલાવવા દીધેલો લાંબો સાદ; ટૌકો (૩) ચાલતી વાતમાં હાજિયો પૂરવો તે; હુંકારો

**ટહેલ** સ્ત્રી૦ [જુઓ ટહેલવું] માગવા જતાં જાચક રોજ સંભળાવે છે તે ઉક્તિ-કહેણ (૨) એકનું એક વારંવાર કહેવું કે ધ્યાન પર નાંખવું તે [લા.]. ૦વું અ૦ક્રિ૦ આંટા મારવા; આમ તેમ ફરવું (૨) ગામમાં ટહેલ નાખવી. -લિયો વિ૦પું૦ (૨) પું૦ ટહેલ નાખનારો

**ટળકવું** અ૦ ક્રિ૦ લલચાવું (૨) વિ૦ લાલચુ

**ટળવળવું** અ૦ ક્રિ૦ જુઓ ટવળવું

**ટળવળાટ** પું૦ ટળવળવું તે

**ટળવું** અ૦ ક્રિ૦ [દે. ટલિઅ=ટળેલું] દૂર થવું; ખસવું; હઠવું (૨) આઘા જવું; મરવું (તુચ્છકારમાં જેમ કે, ટળને અહીંથી)

**ટંક** પું૦ [સં.] છાપ મારેલો સિક્કો; ટકો (૨) પૈસાભાર; ટાંક (૩) સ્ત્રી૦ નક્કી વેળા -વખત (જેમ કે ખાવાનો કે દોહવાનો)

**ટંકણખાર** પું૦ [સં. ટંકણક્ષાર] એક જાતનો ક્ષાર [પાડવાનું કારખાનું

**ટંકશાળ** સ્ત્રી૦[ટંક+ શાલા]ચલણી સિક્કા

**ટંકામણ** ન૦,**-ણી** સ્ત્રી૦ટાંકવાનું મહેનતાણું
**ટંકાર**[સં.],૦**વ** પું૦ધનુષ્યની પણછનો અવાજ
**ટંકારો** પું૦ ટાંકનાર (જેમ કે ઘંટીનો)
**ટંકાવવું** સ૦ ક્રિ૦ 'ટાંકવું'નું પ્રેરક
**ટંકે(-કો)ટંક** અ૦ [જુઓ ટંક] દરેક ટંકે (૨) બરાબર નિયત સમયે; યોગ્ય વખતે જ (૩) ટોચ સુધી; છલોછલ
**ટંગ** સ્ત્રી૦ [સં. टंगा] ટાંગો; પગ. ૦**ડી** સ્ત્રી૦ ટાંગો; તંગડી (૨) ટાંગાથી મારેલી ઠોકર કે આંટી (કુસ્તીમાં)
**ટંગાડ(-વ)વું** સ૦ક્રિ૦ [જુઓ ટાંગવું] લટકાવવું [લટકાવવું
**ટંગાવું** અ૦ક્રિ૦ ['ટાંગવું'નું કર્મણિ]ટિંગાવું;
**ટંટાખોર** વિ૦ ટંટો કરવાની આદતવાળું
**ટંટો** પું૦ કજિયો; તકરાર. ૦**ફિસાદ** પું૦ [+अ. फसाद] ટંટો-તકરાર
**ટંડેલ** પું૦વહાણનો મુખ્ય ખલાસી-સુકાની (૨) ઊંચું માણસ કે કાંઈ વધારે ઊંચું લાગે તે [લા.] [પાત્ર
**ટંબ્લર** ન૦ [ઇં.] એક જાતનું પ્યાલા જેવું
**ટાઇપ** પું૦ [ઇં.] (છાપવાનું) બીબું. ૦**રાઇટર** ન૦[ઇં.]છાપ જેવા અક્ષરોમાં લખવાનું યંત્ર
**ટાઇફૉઈડ** પું૦ [ઇં.] એક જાતનો (આંતરડાને કારણે થતો) મુદતિયો તાવ
**ટાઇમટેબલ** ન૦[ઇં.]સમયપત્રક(રેલગાડીનું, શાળાનું ઇ૦)
**ટાઈ** સ્ત્રી૦ [ઇં.] જુઓ નેકટાઈ
**ટાઉન-હૉલ** પું૦ [ઇં.] ગામનો સાર્વજનિક હૉલ-સભા ઇ૦ માટેનું મકાન
**ટાચકટુચક** વિ૦ છૂટુંછવાયું; પરચૂરણ
**ટાચકો** પું૦[રવ૦] ટચાકો; સાંધાનો કડાકો (૨) ઘોડિયે લટકાવાતું ઝૂમખું-રમકડું (૩) ખોટું લાગવું-રીસ ચડવી તે
**ટાટ** પું૦ [कानडी तट्टे]મોટી તાસકના ઘાટની છછરી થાળી (૨)અ૦ સાવ; તદ્દન. ઉદા૦ 'લૂખોટાટ', 'નાગુંટાટ'
**ટાટ** વિ૦ [ઇં. टाइट] સજ્જડ; કડક; સખ્ખસ (૨) મસ્ત; ચકચૂર
**ટાટ** ન૦ [बंगाली पाट=શણ] શણની દોરીઓના વણાટનું જાડું કપડું. ૦**પટી** (-ટ્ટી) સ્ત્રી૦ જુઓ તાડપત્રી
**ટાટવું** ન૦ ટટ્ટુ; હલકી જાતનું ઘોડું
**ટાટિયાં** ન૦બ૦વ૦ [જુઓ ટાટુ] ગાડાનાં પાંજરાં (૨) કામડાંનાં બારણાં
**ટાટિયું** ન૦ ટાટનો કકડો (કપડું)
**ટાટુ** ન૦ [જુઓ ટટ્ટી] કામડાંની ચીપોની ગૂંથેલી સાદડી, ભીંત કે ઝાંપો (૨) ટાટાંનું બનાવેલું ઝૂંપડું (૩) જુઓ ટાટવું
**ટાટુ** ન૦ [ટાટ=અફીણ ઇ૦ના નશામાં ચકચૂર ઉપરથી] રાજપૂત કે ગરાશિયો (તુચ્છકારમાં)
**ટાઢ** સ્ત્રી૦ [જુઓ ટાઢું] ઠંડી. ૦**ક** સ્ત્રી૦ ઠંડક (૨) નિરાંત [લા.]. ૦**કિયું** ન૦ ઠંડક માટે વપરાતું ભીનું કપડું કે પીછું (૨) પાણી ઠંડું થાય તેવું વાસણ. ૦**તડકો** પું૦ સુખદુઃખ; તડકો છાંયડો [લા.]. **-ઢાશ** સ્ત્રી૦ ટાઢાપણું. **-ઢિયો**(૦**તાવ**) પું૦ ટાઢ વાઈને આવતો તાવ. **-ઢી** સ્ત્રી૦ મડદાની રાખ; વાની
**ટાઢી શિયળ, ટાંઢી શીળી** સ્ત્રી૦ શ્રાવણ સુદ કે વદ સાતમનો દિવસ; શીતળાસાતમ (૨) ટાઢું-વાસી ખાવાનું હોવું તે (વ્યંગમાં)
**ટાઢું** વિ૦ [प्रा. ठड्ढ (सं. स्तब्ध)=કુંઠિત, જડસડ ઉપરથી]શીતળ; ઠંડું (૨) વાસી (૩) [લા.] ધીમું; મંદ (જેમ કે કામમાં) (૪) ઝટ ઉશ્કેરાય નહિ એવું; શાંત સ્વભાવનું. [**ટાઢા(-ઢે) પાણીએ ખસ જવી** =વગર મહેનતે પીડા ટળવી.]
**ટાઢો** પું૦ [ટાઢું ઉપરથી] ટાઢો ડામ; અંદરથી બાળી મૂકે એવું મર્મવચન
**ટાઢોડિયું** ન૦ ['ટાઢું' ઉપરથી] જુઓ ટાઢકિયું (૨) જુઓ ટાઢોડું
**ટાઢોડું** ન૦['ટાઢું' ઉપરથી]ચાલુ વરસાદને લીધે હવામાં થયેલી શરદી
**ટાઢોડો** પું૦ જુઓ ટાઢો. [**ટાઢોડા દેવા**= મહેણાં મારવાં.]
**ટાણું** ન૦ સારોનરસો પ્રસંગ-અવસર

(૨) સંધિ; લાગ. ૦ટચકું ન૦ વાર-તહેવારનો પ્રસંગ – અવસર
**ટાપટીપ** સ્ત્રી૦ વ્યવસ્થા; સુઘડતા (૨) મરામત (૩) ઉપરનો ભભકો – શણગાર; ચાપચીપ. **–પિયું** વિ૦ ટાપટીપ – શણગાર કર્યા કરવાની ટેવવાળું
**ટાપલી** સ્ત્રી૦ ટપલી
**ટાપશી(–સી)** સ્ત્રી૦ ['ટપ' (૨૪૦)] ચાલતી વાતમાં પુરાતો હાજિયો
**ટાપી** સ્ત્રી૦ [૨૪૦] ટપલી (૨) છો બેસાડવા ટીપવાનું ઓજાર
**ટાપુ** પું૦ બેટ; દ્વીપ
**ટાપુવો, ટાપો** પું૦ ['ટપ' (૨૪૦)] રોટલો
**ટાબોટો** પું૦['ટપ' ૨૪૦] હથેળી પર હથેળી અફાળી કરેલો અવાજ; તાબોટો
**ટાભાટેભા** પું૦બ૦વ૦ [જુઓ ટેભો] થાગડથીગડ (૨) જખમના ટાંકા
**ટાભાટેભી** સ્ત્રી૦ ટાભાટેભા કરવા તે
**ટાયડી** સ્ત્રી૦ [જુઓ ટારડી] નાની ઘોડી. **–ડું** ન૦ નાનું ઘોડું. **–ડો** પું૦ નાનો ઘોડો
**ટાયર** ન૦ [ઇં.] સાઇકલ, મોટર વગેરે વાહનને હોતી રબરની વાટ
**ટાયલું** (ટા') ન૦ વગર જરૂરની દોઢડહાપણની અથવા આપવડાઈની વાત
**ટારડી** સ્ત્રી૦ [દે. टार=टट्टु] નાની – માલ વગરની ઘોડી
**ટાલ** સ્ત્રી૦ વાળ જતા રહ્યા હોય એવો માથાનો ભાગ; તાલ. ૦કી સ્ત્રી૦ જુઓ તાલ; તાળવું. ૦કું ન૦ જુઓ તાલકું
**ટાવર** ન૦ [ઇં.] ઊંચા મિનારા જેવું (બહુધા ઘડિયાળવાળું) એક બાંધકામ
**ટાળણટોળણ** ન૦ (ચળામણ, ઝટકામણ જેવો) ટાળી મૂકેલો નકામો ભાગ
**ટાળવું** સ૦ક્રિ૦ [જુઓ ટળવું] દૂર કરવું; નિવારવું (૨) સારું કાઢી લઈ ખરાબ છોડવું
**ટાળો** પું૦ ['ટાળવું'] વાયદા કર્યા કરવા તે (૨) જુદાઈ – અંતર ગણવું કે રાખવું તે
**ટાંક** (૦) પું૦ [સં. टंक] શેરનો ૭૨ મો ભાગ (૨) મોતી તોળવાનું એક વજન – તોલ
**ટાંક** (૦) સ્ત્રી૦ ['ટાંકવું' – (ઘડવું) ઉપરથી] ઘડેલી કલમની અણી (૨) અણિયું; 'નિબ'
**ટાંકણી** (૦) ['ટાંકવું' ઉપરથી] કાગળ ઇત્યાદિમાં ખોસવાની માથાદાર ઝીણી સળી (૨) સુતારનું એક ઓજાર (૩) વારંવાર ટોકવું તે
**ટાંકણું** (૦) ન૦ [સં. टंक् ઉપરથી] ટાંકવાનું ઓજાર (૨) જોગ; પ્રસંગ (૩) રૂડો અવસર; ટાણું
**ટાંકવું** (૦) સ૦ક્રિ૦ [સં. टंक्] ખણવું; કોતરવું (૨) ટાંકા ભરવા; સાંધવું (૩) સાથે જોડવું (૪) ઉતારો કરવો; અવતરણ આપવું
**ટાંકાબારી** (૦) સ્ત્રી૦ [જુઓ ટાંકું] કફોડી દશામાંથી – નીકળી જવાની બારી
**ટાંકી** (૦) સ્ત્રી૦ [દે. टंक = ખોદેલું જલાશય] પાણી ભરવાનો છોબંધ કે લોખંડનો કોઠો (૨) નાનું ટાંકું (પાણીનું) (૩) ટાંકવાની – કોતરવાની ક્રિયા (૪) ફાયદો – અસર (દવાની) [લા.]
**ટાંકું** (૦) ન૦ [જુઓ ટાંકી] વરસાદનું પાણી ભરી મૂકવાને જમીનની અંદર બનાવેલો છોબંધ કોઠો (૨) પાણીથી ઠારેલું ઘી; એક વાની (૩) મોટો ગોખલો
**ટાંકો** (૦) પું૦ [જુઓ ટાંકવું] બખિયો; સીવણ
**ટાંગ** સ્ત્રી૦ [જુઓ ટાંગો] પગ
**ટાંગવું** (૦) સ૦ક્રિ૦ [સં. टंक्] લટકાવવું; ટંગાડવું
**ટાંગાટોળી** (૦) સ્ત્રી૦ [ટાંગો + તોળવું] ટાંટિયો અને હાથ ઝાલી લબડતું ઉપાડવું તે
**ટાંગાતોડ** (૦) સ્ત્રી૦ [ટાંગો + તોડવું] રખડપટ્ટી
**ટાંગો** (૦) પું૦ [સં. टंगा] ટાંગ; ટાંટિયો
**ટાંગો** (૦) પું૦ ઘોડાગાડી; ટપ્પાગાડી
**ટાંચ** (૦) સ્ત્રી૦ [સં. टंक्] જપ્તી (૨) કલમની અણીનો ત્રાંસો કાપ (૩) ટચકો (૪) ઘટ; ખોટ. ૦ણ ન૦ ટૂંકી નોંધ. ૦ણી સ્ત્રી૦ ટાંચણ (૨) ટાંકણી. ૦વું સ૦ક્રિ૦ ટાંકા મારવા (૨) ખોસવું; ઘોંચવું (૩) કલમની અણી કાપવી (૪) કરકસર કરવી; ખર્ચ કમી કરવું. **–ચું** વિ૦ ઓછું; ખૂટતું (૨) ન૦ ઊણપ; ઘટ

**ટાંટિયો** (૦) પું૦ પગ (તુચ્છકારમાં). [**ટાંટિયા મળવા**=હિસાબનાં પાસાં સરખાં થવાં.] [ધાડું

**ટાંડું** (૦) ન૦ પોઠ; વણજાર (૨) ટોળું;

**ટાંડો** (૦) પું૦ ઢાંઢો; બળદ

**ટાંપ** (૦) સ્ત્રી૦; ન૦ વાક્યમાં વિરામ-ચિહ્ન (૨) પૂર્ણ વિરામ

**ટાંપવું** (૦) સ૦ ક્રિ૦ તાકી – તલપી રહેવું

**ટાંપું**(૦)ન૦ મળવા જવું તે(૨)ફેરો; આંટો

**ટાંપુંટૈયું**(૦)ન૦ફેરા–આંટા ખાવાનું કામ

**ટિકાયત** વિ૦ [જુઓ ટિક્કો] પાટવી; વડું (૨) પું૦ પાટવી કુંવર

**ટિકિટ** સ્ત્રી૦ [ઇં.] પ્રવેશવા, જવા તથા મોકલવા-કરવાના પરવાનાનો કાગળ કે પૂઠાનો કકડો. **૦કલેક્ટર** પું૦ [ઇં.] ટિકિટ લેનાર કે તપાસનાર કામદાર. **૦માસ્તર** પું૦ ટિકિટ આપનાર કામદાર

**ટિક્કડ** પું૦ [ટિક્કો] તિક્કડ; જાડો રોટલો

**ટિક્કી** સ્ત્રી૦ [ટિક્કો] સફળતા (૨) લાગવગ; સિફારસ (૩) ટીપકી – ટીલડી

**ટિક્કો** પું૦ [दे. टिक्क] ચાંલ્લો; મોટું ટીલું (૨) ડામ; ડિંગો [લા.]

**ટિચકારી** સ્ત્રી૦ [રવ૦] મશ્કરી; મજાક; તોફાન. **–રો** પું૦ ટીચવાનો અવાજ (૨) મસ્તી; તોફાન

**ટિચાવવું** સ૦ક્રિ૦ 'ટીચવું'નું પ્રેરક

**ટિચાવું** અ૦ક્રિ૦ અફળાવવું; કુટાવું (૨) નકામા ફેરા ખાવા (૩) 'ટીચવું'નું કર્મણિ

**ટિટિભ** પું૦ [સં.] ટિટોડો. **–ભી** સ્ત્રી૦ ટિટોડી

**ટિટિયાણ** ન૦,**–રો** પું૦ [दे. टिट्टियाव] કકળાણ; કકળાટ; કંકાસ

**ટિટોડી** સ્ત્રી૦ [સં. ટિટ્ટિભી] એક પક્ષી. **–ડો** પું૦ ટિટોડીનો નર ['ટિટિભ'માં

**ટિટ્ટિભ** પું૦, **–ભી** સ્ત્રી૦ [સં.] જુઓ

**ટિન** ન૦ [ઇં.] એક ધાતુ – કલાઈ (૨) ટિનના પતરાનું વાસણ. **૦પાટ** [ઇં. पॉट] ન૦ ડબલું (૨) તેના જેવો તુચ્છ માણસ [લા.]. [**ટિનપાટ આપવું**=રુખસત આપવી.] **૦પાટિયું** વિ૦ ટિનપાટ જેવું; તુચ્છ; પામર; નકામું [નારો

**ટિપણિયો** પું૦ટીપણું જોઈ ભવિષ્ય ભાખ-

**ટિપાઈ** સ્ત્રી૦ જુઓ ત્રિપાઈ

**ટિપાઉ** વિ૦ ટીપીને ઘડી શકાય એવું; 'મેલિએબલ' [પ. વિ.]

**ટિપાવવું** સ૦ક્રિ૦,**ટીપાવું** અ૦ક્રિ૦ 'ટીપવું'-નું પ્રેરક ને કર્મણિ

**ટિપ્પણ** ન૦, **–ણી** (**–ની**) [સં.] સ્ત્રી૦ સમજૂતી માટે લખેલી નાની ટીકા (૨) ટાંચણ; ટૂંક નોંધ

**ટિફિનબૉક્સ** સ્ત્રી૦ [ઇં.] ખાવાનું લાવવા-લઈ જવામાં ફાવે તેવું એક પાત્ર

**ટિલાયત** વિ૦ (૨) પું૦ ['ટીલું' ઉપરથી] જુઓ ટિકાયત

**ટિળક** પું૦ [મ.] લોકમાન્ય તિલક

**ટિંગળાવું** અ૦ ક્રિ૦ જુઓ ટિંગાવું

**ટિંગાટોળી** સ્ત્રી૦ જુઓ ટાંગાટોળી

**ટિંગાડ(–વ)વું** સ૦ક્રિ૦ 'ટિંગાવું'નું પ્રેરક

**ટિંગાવું** અ૦ક્રિ૦ ટંગાવું; લટકવું

**ટિંબરવું** ન૦ ટિંબરવાનું ફળ. **–વો** પું૦ [दे. टिंबरु (૦અ)] એક ઝાડ, જેનાં પાન બીડી વાળવામાં વપરાય છે

**ટિંબરું** ન૦ જુઓ ટિંબરવો

**ટિંબો** પું૦ ટીંબો; ટેકરો [ચડતી

**ટીકડી** સ્ત્રી૦ [સર૦ ટીકી] નાની ચપટી

**ટીકવું** સ૦ક્રિ૦ [સં. ટીક્] તાકી તાકીને જોવું (૨) ટીકા કરવી

**ટીકા** સ્ત્રી૦ [સં.] સમજૂતી આપવા કરેલું વિવરણ (૨) ગુણદોષની સમાલોચના (૩) નિંદા; વગોવણી. **૦કાર** પું૦ ટીકા કરનાર; વિવેચક. **૦ખોર** વિ૦ ટીકા-નિંદા કરવાની આદતવાળું

**ટીકી** સ્ત્રી૦ [दे. टिक्क] સોનેરી કે રૂપેરી ટપકી (૨) ઝીણો ચાંલ્લો; ટીલડી (૩) નજર

**ટીકો** પું૦ જુઓ ટિક્કો

**ટીખળ** ન૦ આનંદ ખાતર કરેલી મશ્કરી –મજાક–તોફાન. **–ળી** વિ૦ ટીખળ કરે એવું; મશ્કરું

**ટીચકું** વિ૰ ઠીંગણું (૨) ન૰ નાકનું ટેરવું
**ટીચવું** સ૰ ક્રિ૰ [રવ૰] ઠોકવું; ટીપવું; છૂંદવું
**ટીપ** સ્ત્રી૰ [સં. टिप्पणी] યાદી; નોંધ (૨) ઉઘરાણીનો કાગળ; લખણી (૩) કેદની સજા
**ટીપ** સ્ત્રી૰ [ટીપવું] થાબડી; ટીપણી
**ટીપકી** સ્ત્રી૰[દે. टिप्पी] સોનેરી કે રૂપેરી ટપકી
**ટીપણી** સ્ત્રી૰ સારી પેઠે ટીપવું – ટીપી બેસાડવું તે
**ટીપણું** ન૰ [સં. टिप्पणी] પંચાંગ
**ટીપરી** સ્ત્રી૰ અર્ધા શેરનું માપિયું
**ટીપવું** સ૰ક્રિ૰ કઠણ વસ્તુથી થાબડી મારવી – ઠોકવું (જમીન, ચૂનો ઇ૰) (૨) ઘડીને આકાર બનાવવો (લોઢું, હાંલ્લું ઇ૰) (૩) મારવું; ઠોકવું (૪) સજા ઠોકવી (૫) એકની એક વાત પર જ જોર દેવું [લા.]
**ટીપું** ન૰ પ્રવાહીનું ટપકું
**ટીમ** સ્ત્રી૰ [ઇં.] ખેલાડીઓની ટુકડી (ક્રિકેટ)
**ટીમણ** ન૰ નાસ્તો (૨) ભાથું
**ટીમરુ** ન૰ જુઓ ટિંબરુ
**ટીસલું** ન૰ ગચિયું (૨) લાકડાનું ઢીમચું
**ટીલડી** સ્ત્રી૰ [ટીલું] કપાળે ચોડવાની ટીપકી (૨) નાનો ચાંલ્લો (૩) મોરના પીંછાની આંખ – ચંદ્રક
**ટીલવું** વિ૰ ટીલાવાળું (૨) ન૰ બ્રાહ્મણ (તિરસ્કારમાં). **–વો** પું૰ ટીલિયો (૨) ટીલાવાળો (જેમ કે, કૂતરો) (૩) ટીલાં ટપકાં કરનારો (તુચ્છકારમાં; જેમકે બાવો)
**ટીલિયો** પું૰ ટીલું કરનારો; ટીલાવાળો
**ટીલી** સ્ત્રી૰ ટીલડી. **–લું** ન૰ [સં. तिलकम्] તિલક
**ટીશી(–સી)** સ્ત્રી૰ અંકુર; કૂંપળ (૨) અણીદાર કળી (ફૂલની) (૩) શેખી; પતરાજી
**ટીહો** પું૰ [રવ૰] ડિંગો ('લેતો જા', 'કેવો બન્યો!' એ ભાવનો ઉદ્ગાર)
**ટીંગળાવું** અ૰ક્રિ૰ [ટિંગાવું] લટકવું
**ટીંગાટોળી** સ્ત્રી૰ ટિંગાટોળી; ટાંગાટોળી
**ટીંગાડ(–વ)વું** સ૰ ક્રિ૰ જુઓ ટિંગાડવું
**ટીંગાવું** અ૰ ક્રિ૰ ટિંગાવું; લટકાવું
**ટીંટીં** (૦) અ૰ [રવ૰]
**ટીંડોરું** ન૰ એક શાક-ફળ
**ટીંબરવું** ન૰, **–વો** પું૰, **ટીંબરું** ન૰ જુઓ ટિંબરવું વગેરે
**ટીંબો** પું૰ ટિંબો; ટેકરો
**ટુકડાખાઉ, ટુકડાખોર** વિ૰ ટુકડા માગીને જીવનારું; ભિખારી
**ટુકડી** સ્ત્રી૰ ટોળી [કકડો [લા.]
**ટુકડો** પું૰ નાનો ભાગ; કકડો (૨) ખાવાનો
**ટુક્કલ** સ્ત્રી૰; પું૰ મોટો પતંગ [લા.]
**ટુચકો** પું૰ રસ ઉપજે તેવી ટૂંકી વાત કે વાક્ય (૨) મંતરજંતરને લગતું નાનું વાક્ય કે પ્રયોગ (૩) અણસારો; સંકેત
**ટુવાલ** પું૰ [ઇં. टॉवेल] અંગૂછો
**ટુવાવું** અ૰ ક્રિ૰ (રેશમી કે ગરમ કપડાને ટૂવે ખાવાથી) કાણાં પડવાં
**ટુહૂ** અ૰ [રવ૰] કોયલના ટહુકાની જેમ. ૰કે (–કાર) પું૰ જુઓ ટહુકો; ટહુકાર
**ટુંકાર** (૦) પું૰ જુઓ તુંકાર. ૰વું સ૰ક્રિ૰ તુંકારો કરવો. **–રો** પું૰ તુંકાર
**ટુંબો** પું૰ [દે. टुंबय] ટોણો; મહેણું
**ટૂક** સ્ત્રી૰ ટોચ; શિખર (૨) કવિતાની અમુક કડીઓનો સમૂહ; તૂક
**ટૂટલું** વિ૰ [દે. टुंट=ठूंठु;] ઠૂંઠું; હાથની ખોડવાળું [બનાવટ
**ટૂથબ્રશ** ન૰ [ઇં.] દાંત ઘસવાની પીંછી જેવી
**ટૂમણ** ન૰ ['કામણ'નો દ્વિર્ભાવ 'કામણટૂમણ'] મંતરમંતરનો ટુચકો (૨) ઓછપનું વાંકું પડવું – રીસ ચડવી તે [ઘી કે તેલ
**ટૂમણ** ન૰ [જુઓ ટૂંપણ] કણક ગરડવાનું
**ટૂવો** પું૰ ['ટોવું' ઉપરથી] ખાડો; ગોબો (૨) ઊંડું દર; નાકું (૩) ટપકું; બિંદુ (૪) પાણી ટોવું તે (તમાકુ વગેરેને) (૫) જેના વડે ટૂવા મુકાય તે; પેલ (૬) ચૂંટલો (૭) મહેણું (૮) એક જાતનું જીવડું
**ટૂંક** (૦) સ્ત્રી૰ સ્વમાનની ટેક – લાગણી
**ટૂંક** (૦) સ્ત્રી૰ કવિતાની ટૂક; તૂક
**ટૂંક** (૦) વિ૰ જુઓ ટૂંકું. ૰ડું વિ૰ ટૂંકું; નાનું. ૰માં અ૰ થોડામાં; સારાંશે. **–કાક્ષરી** (૰લિપિ) સ્ત્રી૰ ટૂંકામાં – ઝડપથી

લખવાની લિપિ; 'શૉર્ટહૅન્ડ'. **-કાણ** ન૦ ટૂંકું હોવું તે (૨) ટૂંકાવવું તે. **-કામાં** અ૦ ટૂંકમાં. **-કાવવું** સ૦ ક્રિ૦ ટૂંકું કરવું. **-કું** વિ૦ લાંબું કે વિસ્તૃત નહિ એવું. **-કુંટચ** વિ૦ ખૂબ ટૂંકું

**ટૂંટમૂંટ**(૦)વિ૦[જુઓ ટૂટલું] ભાંગેલું-તૂટેલું

**ટૂંટલું(-ળું)** (૦) વિ૦[દે. टुंट] જુઓ ટૂટલું

**ટૂંટિયું** (૦) ન૦ [સર૦ સં. टुट्टक]=નાનું; દે. टुंट=ઠૂંઠો] કોકડું વળીને સૂવું તે(૨) એક પ્રકારનો તાવ; 'ઇન્ફ્લુએન્ઝા'

**ટૂંપણ** (૦) ન૦ ['ટૂંપવું' ઉપરથી] મૂળમાંથી ચૂંટી નાખવું તે (૨) નીંદણ (૩) ખૂબ ગૂંદવું-મસળવું તે (૪) ટૂંપવાનું ઘી કે તેલ; ટૂમણ. **-ણું** ન૦ ટૂંપવું તે (૨) ટૂંપવાનું ઓજાર

**ટૂંપવું** (૦) સ૦ક્રિ૦ મૂળમાંથી ખેંચી નાખવું; ખૂંટવું (૨) રૂને કાલામાંથી ચૂંટી છૂટું કરવું (૩) (મહેણાંથી) પીંખી નાખવું; શરમિંદું કરવું (૪) મસળીને ગદડવું; કણસવું [મહેનતાણું

**ટૂંપામણ** (૦) ન૦ ટૂંપવું તે (૨) તેનું

**ટૂંપાવવું** (૦) સ૦ ક્રિ૦ 'ટૂંપવું'નું પ્રેરક

**ટૂંપાવું** (૦) અ૦ક્રિ૦ 'ટૂંપવું'નું કર્મણિ (૨) ગળે ભીંસાવું

**ટૂંપો** (૦) પું૦ ['ટૂંપવું' ઉપરથી] ગળું દબાવવું તે; ફાંસો (૨) હેડિયો

**ટૂંબો** પું૦ [જુઓ ટુંબો] મહેણું; ટોણો

**ટેક** પું૦; સ્ત્રી૦ પણ; નિશ્ચય(૨)શાખ;આબરૂ (૩) ટેકો (૪) કવિતાનું ધ્રુવપદ

**ટેકણ** ન૦ ટેકો; આધાર

**ટેકરી** સ્ત્રી૦[દે.टेक्कर] ઊંચી જગા(૨)ડુંગરી; નાનો પર્વત. **-રો** પું૦ મોટી ટેકરી

**ટેકવવું** સ૦ક્રિ૦ ટેકો-આધાર આપવો

**ટેકવું** અ૦ક્રિ૦ ટેકો-આધાર લેવો

**ટેકાવવું** સ૦ ક્રિ૦ જુઓ ટેકવવું

**ટેકી** સ્ત્રી૦ જુઓ ટીકી. [૦**લાગવી**=સારી અસર થવી (૨) સફળ થવું.]

**ટેકી** વિ૦ ટેક-વટવાળું. ૦**લાપણું** ન૦ ટેકીલું હોવું તે. ૦**લું** વિ૦ટેક-વટવાળું

**ટેકો** પું૦આધાર;આશ્રય(૨)આધારની વસ્તુ; થાંભલો(૩)ઠરાવનું સમર્થન કે અનુમોદન

**ટેટી** પું૦; સ્ત્રી૦ એક ફળ-સકરટેટી (૨) નાનો ટેટો-ફટાકડો

**ટેટો** પું૦ વડનું ફળ (૨) દારૂખાનાનો ફટાકડો

**ટેડાઈ** સ્ત્રી૦ ટેડાપણું(૨)આડાઈ; ગર્વ [લા.]

**ટેડું** વિ૦વળેલું;વાંકું;આડું(૨)મિજાજી[લા.]

**ટેનિસ** ન૦ [ઇં.] એક અંગ્રેજી રમત

**ટૅન્ક** ન૦; સ્ત્રી૦ [ઇં.] પોલાદી બખતરવાળું, યુદ્ધનું એક વાહન; રણગાડી

**ટેબલ** ન૦ [ઇં.] મેજ (૨) કોઠો; કોષ્ટક. ૦**ક્લૉથ** ન૦ [ઇં.] ટેબલ પર પાથરવાનો રૂમાલ કે કપડું

**ટેભો** પું૦ ટાંકો; સાંધો [ગરમીનું માપ

**ટેમ્પરેચર** ન૦; સ્ત્રી૦ [ઇં.] (તાવ કે હવાની)

**ટેરવું** ન૦ પાતળો છેડો; અણી

**ટેલર** ન૦ [ઇં. Tailor પરથી] પતંગના દોરાનું રીલ

**ટેલિગ્રાફ** પું૦ [ઇં.] વીજળીથી તાર મારફત સંદેશો મોકલવો તે. **-મ** પું૦ [ઇં.] તાર

**ટેલિફોન** પું૦ [ઇં.] વીજળી દ્વારા દૂર વાત કરવાનું યંત્ર કે તે દ્વારા કરાતી વાત

**ટેવ** સ્ત્રી૦ લત; ખો

**ટેવાવું** અ૦ ક્રિ૦ ટેવ પડવી; પરિચિત થવું

**ટેસ** (ટે) પું૦ [ઇં. टेस्ट] સ્વાદ; લિજ્જત. ૦**દાર** વિ૦ સ્વાદવાળું; લિજ્જતદાર

**ટેસી** (ટે) સ્ત્રી૦ ટીશી; શેખી

**ટેં** (ટેં૦) અ૦ [રવ૦] થાકીને લોથપોથ

**ટેંકાવવું**(ટેં૦)સ૦ક્રિ૦આશા આપી આપીને આતુર-અધીરું કરવું

**ટેંટું** (ટેં૦) વિ૦ ટેં-ઠેં થઈ ગયેલું (૨) અફીણથી બેહાલ-ચકચૂર (૩) ન૦ અફીણિયો; દરિદ્રી (૪) રજપૂત (તિરસ્કારમાં)

**ટેંટેં** (ટેં૦) અ૦ [રવ૦] (૨) સ્ત્રી૦ પતરાજી (૩) અણગમાનો બબડાટ

**ટૈડ** સ્ત્રી૦ મિજાજ; શેખી; ટેડાપણું

**ટૈડકો** પું૦ ટણકો; રીસ (૨) છણકો

**ટૈડપૈડ** સ્ત્રી૦ જુઓ ટડપડ

**ટોક**(૦ણી)સ્ત્રી૦(૦ણું)ન૦['ટોકવું' ઉપરથી]

વારંવાર કહેવું–ઠપકો આપવો તે (૨) નજર લાગવી–ટોકાવું તે
**ટોકરી** સ્ત્રી૦ ઘંટડી (૨) ઘંટડીનું લોલક. **–રો** પું૦ મોટી ટોકરી; ઘંટ
**ટોકવું** સ૦ ક્રિ૦ વારંવાર કહેવું–પૂછવું–ઠપકો દેવો (૨) નજર લાગે એમ કહેવું
**ટૉકી(૦ઝ)** સ્ત્રી૦ [ઇં.] સિનેમાનું બોલતું ચિત્રપટ કે સિનેમા ઘર
**ટોચ** સ્ત્રી૦ છેક ઉપરનો ભાગ; શિખર (૨) ભોંક (૩) મહેણું; દૂઓ
**ટોચકી** સ્ત્રી૦ નાનું ટોચકું. **–કું,–ડું** ન૦ ટોચનો નાનો પાતળો કે ગોળ ભાગ
**ટોચવું** સ૦ ક્રિ૦ ભોંકવું (૨) વારંવાર કહ્યા કરવું; ઠપકો આપવો [લા.]
**ટોચો** પું૦ ['ટોચવું'] ગોદો; તેનો ઘા (૨) મહેણું; દૂઓ [લા.]
**ટોટી** સ્ત્રી૦ કોઈ પણ વસ્તુ ઉપર બેસાડવાનો ખોળી જેવો ઘાટ (૨) કાનનું એક ઘરેણું
**ટોટો** પું૦ મોટી ટોટી (૨) ગળાનો હૈડિયો (૩) એક દારૂખાનું; મોટો ટેટો (૪) વિલાયતી મોટી બીડીનો ટેટો
**ટોડર** પું૦ [દે. तोडर] ડમરો; ડમરાની મંજરી (૨) કલગી
**ટોડલો** પું૦ જુઓ ટોલ્લો
**ટોડાગરાસ** પું૦ ગરાસ પેટે સરકાર તરફથી ઊચક મળતી વાર્ષિક રકમ
**ટોડો** પું૦ તોડો; પગે પહેરવાનું એક ઘરેણું (૨) બંદૂક સળગાવવાની જાડી લાંબી જામગરી (૩) ટોડલો (૪) મિનારો (૫) મોખરો; ભાગોળ (૬) સતાર ઇ૦ વાદ્યોમાં અલંકાર તરીકે વગાડાતો સ્વરસમૂહ
**ટોણ(–ણું)** ન૦, **–ણો** પું૦ [ફા. तानह] મહેણું; મર્મવચનનો ઠોક (૨) જાદુટોણાં
**ટોપ** પું૦ [દે. टोपिआ; टोप्पर] લોઢાની લશ્કરી ટોપી (૨) વરસાદ વખતે ઓઢવાની બનાતની ટોપી (૩) મોટી છત્રી (૪) રાંધવાનું મોટું તપેલું (૫) બિલાડીનો ટોપ
**ટોપચું** ન૦ સાહેબની ટોપી (૨) તે પહેનારો (તિરસ્કારમાં)
**ટોપરાપાક** પું૦ જુઓ કોપરાપાક
**ટોપરું** ન૦ જુઓ કોપરું
**ટોપલી** સ્ત્રી૦ વાંસ કે ઘાસ ઇ૦ની પાત્ર જેવી બનાવટ. **–લો** પું૦ મોટી ટોપલી
**ટોપસું** ન૦ જુઓ ટોપચું
**ટોપી** સ્ત્રી૦ [દે. टोपिआ] માથાનો એક પહેરવેશ. **૦વાળો** પું૦ યુરોપિયન; ગોરો (૨) વેરાગી [(તુચ્છકારમાં)
**ટોપું** ન૦ આંખની ભમર (૨) ટોપી
**ટોપો** પું૦ મોટી ટોપી; ટોપ
**ટોયલી** સ્ત્રી૦ લોટી. **–લું** ન૦ પહોળા મોંનું ઘીતેલ ભરવાનું વાસણ
**ટોયું** ન૦ દાણાનું માપિયું
**ટોયો** પું૦ ['ટોવું' ઉપરથી] બૂમો પાડી ખેતરમાંથી પંખી ઉરાડનારો
**ટૉર્ચ** સ્ત્રી૦ [ઇં.] સાથે રાખી ફરાય એવી વીજળીની એક પ્રકારની બત્તી કે દીવો
**ટોલ** પું૦ [ઇં.] કર; દાણ; વેરો (૨) એ લેવાનું સ્થળ; નાકું
**ટોલકું** (ટો) ન૦ બોડું માથું; ટાલકું
**ટોલું** (ટો) ન૦, **–લો** પું૦ બોડું માથું
**ટોલો** પું૦ મોટી જૂ
**ટોલ્લી** સ્ત્રી૦ ક્રિકેટમાં બૉલને ટોલ્લો મારવો જેથી એ કેવળ રન મળી જાય; 'બાઉન્ડરી'
**ટોલ્લો** પું૦ બારસાખના ઉપલા લાકડા આગળ રહેતો છેડો (૨) ટલ્લો; વાયદો (૩) ઉડાવવું–ઉછાળવું તે (૪) મોઈને દંડાનો ફટકો મારી ઉડાડવી તે
**ટોવાવું** અ૦ક્રિ૦ ['ટોવું' ઉપરથી] વગોવાવું; નિંદાવું (૨) 'ટોવું'નું કર્મણિ
**ટોવું** સ૦ક્રિ૦ [દે. टुव्वा; (२४०)] બૂમ પાડી પક્ષી ઉડાડવાં (ખેતર સાચવવા) (૨) ટીપે ટીપે પાણી પાવું
**ટૉસ** પું૦ [ઇં.] કોણ પહેલો દાવ લે તે નક્કી કરવા સિક્કો ઉછાળવો
**ટોસ્ટ** પું૦ [ઇં.] પાંઉની કાતરી કરી તેને શેકીને તૈયાર કરાતો કકડો. [૦લેવો = સન્માન દાખવવા પીણું પીવાનો ગોરાઓનો વિધિ.]

**ટોળ** (ટો) પું૰;સ્ત્રી૰; ન૰ હસવું આવે એવી ક્રિયા અથવા બોલ; મશ્કરી-ઠઠ્ઠો
**ટોળકી** સ્ત્રી૰ ['ટોળું' ઉપરથી] ટોળી
**ટોળટપ્પો** (ટો) પું૰ મશ્કરીઠઠ્ઠાની વાત
**ટોળટીખળ** (ટો) ન૰ ટોળ અને ટીખળ
**ટોળબાજી** (ટો) સ્ત્રી૰ ઠઠ્ઠામશ્કરી
**ટોળાધર્મ** પું૰ પોતાના જ ટોળા – વર્ગ માટે લાગણી કે તે પૂરતી ધર્મભાવના **-ર્મી** વિ૰ ટોળાધર્મવાળું
**ટોળાશાહી** સ્ત્રી૰ ટોળાની ગુંડાશાહી
**ટોળિયો** (ટો) પું૰['ટોળ' ઉપરથી]મશ્કરો; વિદૂષક
**ટોળી** સ્ત્રી૰ [જુઓ ટોળું] મંડળી
**ટોળી** [ટો] વિ૰ ['ટોળ' ઉપરથી] મશ્કરું
**ટોળું** ન૰ [દે. ટોલ] સમુદાય; સમૂહ
**ટોંચ** (ટો૰) સ્ત્રી૰ ટોચવાથી પડેલો ખાડો (૨) ફાચર; ફાંસ (૩) મહેણું; ટોણું (૪) ઠપકો; ગોદ. **-ણું** ન૰ ટાંચવાનું ઓજાર; ટાંકણું. **-વું** સ૰ક્રિ૰જુઓ ટોચવું
**ટૌકાર(-વ)** પું૰ જુઓ ટહુકાર
**ટૌકો** પું૰ જુઓ ટહુકો

**ટ્યૂબ** સ્ત્રી૰ [ઇં.] ટાયર નીચે રહેતી; હવા ભરવાની રબરની ગોળ નળી જેવી બનાવટ (સાઇકલ, મોટર ઇ૰ની) (૨) ગોળ નળી જેવી કાચની શીશી
**ટ્રસ્ટ** ન૰ [ઇં.] ન્યાસ; સુપરત (૨) સાચવણી અને વ્યવસ્થા માટે સુપરત કરેલાં પારકાં માલમિલકત. **-સ્ટી** પું૰ [ઇં.] જેને ટ્રસ્ટ સોંપવામાં આવ્યું હોય તે; વાલી
**ટ્રંક** સ્ત્રી૰ [ઇં.] (મુસાફરીમાં ચાલે એવી) પતરાની પેટી [સાધન [પ. વિ.]
**ટ્રાન્સફૉર્મર** ન૰ [ઇં.] વોલ્ટેજ બદલવાનું
**ટ્રામ** [ઇં.] (૰ગાડી) સ્ત્રી૰ (ઘોડાથી કે ઘણે ભાગે યાંત્રિક બળથી ચાલતું) એક વાહન
**ટ્રૅક્ટર** ન૰ [ઇં.] જમીન ખોદવા માટેનું યંત્ર
**ટ્રેડમાર્ક** પું૰;સ્ત્રી૰ [ઇં.] જે નિયત છાપ કે નિશાની સાથે વેપારી પોતાનો માલ બજારમાં મૂકે છે–ચાલુ કરે છે તે મારકો
**ટ્રેન** સ્ત્રી૰ [ઇં.] રેલગાડી
**ટ્રેનિંગ કૉલેજ** સ્ત્રી૰ [ઇં.] (શિક્ષણની તાલીમ આપી શિક્ષકો તૈયાર કરનારી કૉલેજ; અધ્યાપન મંદિર

# ઠ

**ઠ** પું૰ [સં.] મૂર્ધસ્થાની બીજો વ્યંજન
**ઠકઠક** અ૰ [રવ૰] ઠોકાવાનો રવ
**ઠકરાઈ** સ્ત્રી૰ [સં. ठक्कुर ઉપરથી]ઠાકોરપણું (૨) શેઠાઈ; મોટાઈ. **-ણાં** ન૰બ૰વ૰ ઠાકોરની સ્ત્રી (માનાર્થે). **-ણી** સ્ત્રી૰ ઠાકોરની સ્ત્રી. **-ણો** પું૰ ઠાકોર. **-ત** સ્ત્રી૰ જુઓ ઠકરાઈ (૨) ઠાકોરની હકૂમતની જાગીર – ગરાસ. **-ળાં** ન૰બ૰વ૰ જુઓ ઠકરાણાં. **-ળું** ન૰ ઠાકોરનું ગામ કે નાનું રાજ્ય
**ઠક્કર** પું૰ ભાટિયા કે લોહાણાની એક અટક
**ઠગ** વિ૰ (૨) પું૰ [સં. स्थग; प्रा.] ઠગનારું (૨) એ નામની લૂંટારાની એક જાતનું
**ઠગઠગાવવું** સ૰ક્રિ૰ [રવ૰] ગોઠવાઈને વધુ માય તે માટે પાત્રને ઠંઠેરવું

**ઠગણું** વિ૰ ઠગારું; લુચ્ચું
**ઠગપાટણ** ન૰ [ઠગ+ સં. पत्तन] ઠગોનું ગામ
**ઠગવું** સ૰ક્રિ૰[ઠગ] ભોળવીને છેતરવું; ધૂતવું
**ઠગળાવું** સ૰ક્રિ૰ ખાડાટેકરાને લીધે ગાડા જેવા વાહનમાં અફળાવું
**ઠગાઈ** સ્ત્રી૰ ઠગવાની ક્રિયા; પ્રપંચ
**ઠગારું** વિ૰ ઠગે એવું
**ઠચરી** સ્ત્રી૰ ડોસી. **-રું** વિ૰ અતિ વૃદ્ધ; ખખળી ગયેલું **-રો** પું૰ ડોસો (ત્રણે તિરસ્કારમાં વપરાય છે.)
**ઠચૂક** (૰ઠચૂક) અ૰[રવ૰] (ખચકાતી મંદ ગતિ સૂચવે છે.)
**ઠચ્ચર** વિ૰ ઠચરું; બહુ ઘરડું
**ઠઠ** સ્ત્રી૰ [દે. थट्ट] ભીડ; ગિરદી; જમાવ
**ઠઠમ(-વે)ઠ** સ્ત્રી૰ ચાકરી; બરદાશ

**ઠઠળવું** અ૦ ક્રિ૦ [રવ૦] ન બફાતાં અફળાયા કરવું (દાણા માટે) (૨) ખખળી જવું

**ઠઠાડવું** સ૦ ક્રિ૦ અડાડી–ઘુસાડી દેવું

**ઠઠારવું** સ૦ ક્રિ૦ ઠાઠ કરવો; ખૂબ શણગારવું

**ઠઠારો** પું૦ ઠાઠમાઠ

**ઠઠોરી (–ળી)** સ્ત્રી૦ [સં. ક્ષ્ટ્રી] ઠઠોળી; મજાક; મશ્કરી

**ઠઠ્ઠાખોર** વિ૦ ઠઠ્ઠામશ્કરી કરવાની આદતવાળું

**ઠઠ્ઠાચિત્ર** ન૦ નર્મચિત્ર; 'કૅરિકેચર'

**ઠઠ્ઠાબાજી, ઠઠ્ઠામશ્કરી** સ્ત્રી૦ ટોળટીખળ

**ઠઠ્ઠો** પું૦ ઠઠોરી; મશ્કરી; ઠેકડી

**ઠણક** સ્ત્રી૦ [રવ૦] એવો અવાજ–રણકો (૨) પગનાં જોટવાં ઠણકે એવી ચાલ. **૦વું** અ૦ ક્રિ૦ ઠણક અવાજ થવો; રણકવું (૨) રણકે એમ ચાલવું (૩) રહી રહીને રોવું. **૦કારો** પું૦ ઠણક અવાજ. **–કો** પું૦ ઠણકારો (૨) ઠમકો (૩) ટાઢની ધ્રુજારી; કંપ

**ઠણઠણ** અ૦ [રવ૦] (ખાલી વાસણના જેવો અવાજ). **૦પાક** પું૦ માર. **૦પાળ, ૦ગોપાળ** પું૦ કંઈ પણ સાધન કે બુદ્ધિ વગરનો આદમી. **૦વું** અ૦ ક્રિ૦ ઠણઠણ એવો અવાજ થવો. **–ણાટ** પું૦ ઠણઠણ એવો અવાજ

**ઠપ** અ૦ [રવ૦]. **૦કવું** અ૦ક્રિ૦ ઠપ એવો અવાજ થવો (૨) પછડાવું; ઠોકાવું. **૦કાર** પું૦ ઠપકવાનો અવાજ. **૦કારવું** સ૦ક્રિ૦ ઠપકે એમ કરવું; પછાડવું (૨) ઠપકો દેવો (૩) મારવું. **૦કાવું** અ૦ ક્રિ૦ ઠપકવું

**ઠપકો** પું૦ દોષ બદલ ધમકાવવું વઢવું તે કે તેનાં વેણ (૨) ઉધરસનું ખાંખાં; ઉધરસ (ઉધરસનો ઠપકો પણ કહેવાય છે) (૩) ઠપ, ઠબ એવો ઠોકરનો અવાજ

**ઠબ** અ૦ [રવ૦] ઠબ એવો અવાજ; ઠપ. **૦કવું** અ૦ક્રિ૦ જુઓ ઠપકવું. **૦કાર** પું૦ જુઓ ઠપકાર. **૦કારવું** સ૦ક્રિ૦ જુઓ ઠપકારવું. **૦કાવું** અ૦ ક્રિ૦ ઠબકવું **૦કો** પું૦ ટકરાવાનો કે ઠોકરનો ઠબ એવો અવાજ; ઠપકો. **૦ઠબાવવું** સ૦ક્રિ૦ જુઓ ઠગઠગાવવું. **૦લાવું** અ૦ક્રિ૦ કુટાવું; અફળાવું; ટિચાવું

**ઠમક** સ્ત્રી૦ [રવ૦] ચાલવાની છટા (૨) ઠમકતી ચાલ. **૦ઠમક** અ૦ [રવ૦] (૨) વરણાગીમાં [લા.]. **૦વું** અ૦ ક્રિ૦ ઠમક ઠમક એવો અવાજ થવો–કરવો (૨) તેવો અવાજ થાય તેવી ચાલે ચાલવું. **૦કારો, –કો** પું૦ ઠમકવું તે (૨) લટકો

**ઠમઠમ** અ૦ [રવ૦]. **૦વું** અ૦ ક્રિ૦ ઠમઠમ એવો અવાજ થવો – કરવો. **–માટ** પું૦ ઠમઠમવું તે (૨) ખાલી ભભકો [લા.]

**ઠરઠેકાણું** ન૦ [ઠરવું + ઠેકાણું] ઠરીને રહેવાનું –નક્કી ઠેકાણું

**ઠરડ** સ્ત્રી૦ જુઓ ઠરડાટ. **૦વું** સ૦ ક્રિ૦ બે કે વધુ દોરાને ભેગો વળ દેવો–આમળવું. **–ડાટ** પું૦ વક્રતા; વાંકાપણું (૨) મિજાજ; તોર [લા.] **–ડાવું** અ૦ ક્રિ૦ વાંકું વળવું; મરડાવું (૨) 'ઠરડવું'નું કર્મણિ (૩) વંકાવું; રિસાવું [લા.]

**ઠરવું** અ૦ક્રિ૦ સ્થિર થવું; થોભવું (૨) નક્કી થવું; નિશ્ચય પર આવવું (ભાવ, મહુરત) (૩) જામવું; તળિયે બેસવું (૪) ઠંડીથી જામીને બાઝવું કે ઘટ થવું (૫) ઠંડું થવું (૬) ટાઢે મરવું; ટાઢ વાવી (૭) (અગ્નિ કે દીવો) ઓલવાવું; બુઝાવું (૮) ઠંડક કે શાંતિ કે તૃપ્તિ થવી [લા.] (૯) (આંખ) મીંચાવી; ઊંઘ આવવી

**ઠરાવ** પું૦ ઠરાવેલી–નક્કી કરેલી વાત (૨) કોઈ બાબતનો નિશ્ચય કે તોડ. **૦વું** સ૦ક્રિ૦ ['ઠરવું'નું પ્રેરક] નક્કી કરવું; નિશ્ચય પર આવવું (૨) ઠરાવ કરવો

**ઠરીઠામ** અ૦ [ઠરવું + ઠામ] મૂળ–અસલ ઠેકાણે (૨) નિરાંતે

**ઠરેલ** વિ૦ ['ઠરવું' ઉપરથી] પુખ્ત વિચારનું; ડાહ્યું; શાણું

**ઠલવવું** સ૦ક્રિ૦ જુઓ ઠાલવવું

**ઠલવાવું** અ૦ક્રિ૦ 'ઠાલવવું'નું કર્મણિ

**ઠસ** વિ૦ [રવ૦] ઠાંસીને—સજ્જડ ભરેલું (૨) સજ્જડ; અક્કડ (૩) આશ્ચર્યચકિત (૪) અ૦ ઠસોઠસ

**ઠસક** પું૦ ઠસ્સો; ભભકો; રોફ (૨) ઠમકો; લટકો. **–કાદાર** વિ૦ ઠસકાવાળું. **–કો** પું૦ જુઓ 'ઠસક'

**ઠસવું** અ૦ક્રિ૦ મનમાં ઊતરવું–સમજમાં આવવું [એમ; સઞ્જઽ દબાવીને]
**ઠસઠસ** અ૦ ઠાંસી ઠાંસીને ભરાયું હોય
**ઠસાવવું** સ૦ક્રિ૦ 'ઠસવું'નું પ્રેરક
**ઠસોઠસ** અ૦ જુઓ ઠસાઠસ
**ઠસ્સાદાર** વિ૦ ઠસ્સાવાળું
**ઠસ્સાબંધ** અ૦ ઠસ્સામાં; ઠસ્સાભેર
**ઠાસો** પું૦ ભપકો (૨) રોફ (૩) લટકો
**ઠળિયો** પું૦ [સં. अष्ठिल] ફળનું કઠણ બીજ
**ઠંડેરવું** સ૦ક્રિ૦ [રવ૦] ખૂબ હલાવવું (૨) ખૂબ વઢવું–ઠપકો દેવો
**ઠંઠોળી** સ્ત્રી૦ [જુઓ ઠઠોરી] મજાક; હસણી
**ઠંડ** સ્ત્રી૦ [સર૦ પ્રા. ठड्ढ = જડસડ (સં. स्तब्ध)] ટાઢ (૨) શીતળતા (૩) શરદી. ૦ક સ્ત્રી૦ શીતળતા (૨) શાંતિ [લા.]. ૦કિયું વિ૦ (૨) ન૦ ઠંડક કરે એવું (લૂગડું, પીણું). –ડાઈ સ્ત્રી૦ શીતળતા; ઠંડાપણું (૨) ઠંડકનું પીણું (૩) ધીમાશ; સુસ્તી [લા]. –ડાશ સ્ત્રી૦ જુઓ ઠંડાઈ ૧, ૩. –ડી સ્ત્રી૦જુઓ ઠંડ. –ડું વિ૦ટાઢું; શીતળ (૨) વાસી (રસોઈ) (૩) ધીમું; મંદ; સુસ્ત (૪) શાંત; ઝટ ક્રોધે ન ભરાય એવું; નિરાંતવાળું. –ડુંગાર વિ૦ ખૂબ ઠંડું
**ઠાકઠીક** અ૦ ઠીકઠાક
**ઠાકર** પું૦ [સં. ठक्कुर] જુઓ ઠાકોર (૨) એક અડક (બ્રાહ્મણોમાં). ૦ડી સ્ત્રી૦ ઠાકરડાની સ્ત્રી. ૦ડો પું૦ નાનો ઠાકોર (૨) (જરા માનાર્થ) ધારાળા જેવી એક કોમનો માણસ; ઠાકોર. –રાં ન૦બ૦વ૦ રજપૂત, ગરાશિયા, ભીલ વગેરે લોકો (૨) ઠકરાણાં.
**ઠાકરી** સ્ત્રી૦ ઠકરાત (ઉદા૦ 'ધન જોબન ને ઠાકરી') [પ.]
**ઠાકોર** પું૦[સં. ठक्कुर] ગામ કે ગરાસનો ધણી; નાનો રાજા (૨) ઠાકોરજી (૩) એક અટક (જેમકે, બ્રહ્મક્ષત્રિયમાં)(૪)ઠાકરડો(માન-વાચક). ૦જી પું૦ દેવની–વિષ્ણુની મૂર્તિ
**ઠાગલી** સ્ત્રી૦ ઉડાડેલી મોઈને નીચે પડે તે પહેલાં દંડો મારવો તે
**ઠાગાઠૈયા** પું૦ બ૦ વ૦ કામ કરવાનો દેખાવ કરીને વખત ગાળવો તે
**ઠાગું** ન૦ જુઓ ઠાંગું
**ઠાઠ** પું૦ [દે. थट्ट = ઠાઠ] ભપકો; શોભા
**ઠાઠડી** સ્ત્રી૦ શબને લઈ જવાની વાંસની એક બનાવટ
**ઠાઠમાઠ** પું૦ જુઓ ઠાઠ
**ઠાઠિયું** વિ૦['ઠાઠું' ઉપરથી] ઠાઠા જેવું–જીર્ણ થઈગયેલું;ખખળીગયેલું(૨)ન૦ તેવું વાહન
**ઠાઠું** ન૦ હાડપિંજર (૨) છાતી અને થાપાનાં હાડકાં(બ૦વ૦માં)(૩) ખોખું; કોઈ પણ જીર્ણ થઈ ગયેલી વસ્તુ (૪) ભાગી તૂટી ઢાલ
**ઠાઠો** સ્ત્રી૦ ઊઠવેઠ; ઠકમઠ; સેવાચાકરી
**ઠાણ** ન૦ [સં. स्थान; પ્રા. ठाण (–म)] સ્થાન; જગા; ઠામ (૨) તબેલો (૩) ઘોડીની ઋતુ-દશા (૪) પ્રકૃતિ; રીત; ઢબ; શરીરનો હાવ-ભાવ('ઉતાવળ હોય પણ તું તો તારીઠાણમાં ને ઠાણમાં'). –ણિયો પું૦ તબેલો સાફ કરનારો; રાવત (૨) ઊંચી જાતનો ઘોડો
**ઠામ** પું૦; ન૦ [સં. स्थान; પ્રા. थाम; અપ. ठाम (–य)] (રહેવાનું) સ્થાન; ઠેકાણું (૨) ન૦ આસન; બેસવાની જગા (૩) વાસણ
**ઠામકું** અ૦ [ઠામ] સાવ; તદ્દન
**ઠામણું** ન૦ ઠામ; વાસણ
**ઠામૂકું** અ૦ જુઓ ઠામકું
**ઠામે(–મો) ઠામ** અ૦ ['ઠામ' ઉપરથી] દરેક જગાએ; ઠેર ઠેર
**ઠાર** પું૦; ન૦ [સં.] ઓસ; ઝાકળ (૨) ટાઢી હવા; હીકળ (૩) ઠામ; ઠેકાણું [પ.] (૪) અ૦ ઠરે–મરે એમ; બરોબર. ઉદા૦ 'ઠાર મારવું – કરવું'
**ઠારક** વિ૦ ઠારે–શાંતિ પમાડે એવું(૨) સ્ત્રી૦ સંતોષ; નિરાંત; ટાઢક –ણ ન૦ ઠંડા પાડ-વાની ક્રિયા; 'કન્ડેન્સેશન' [પ. વિ.]
**ઠારવું** સ૦ ક્રિ૦ ઠરે એમ કરવું
**ઠારોઠાર** અ૦ ઠેર ઠેર
**ઠાલવવું** સ૦ ક્રિ૦ ઠાલું–ખાલી કરવું
**ઠાલિયું** ન૦ ['ઠાલું' ઉપરથી] કપાસ કાઢી લીધેલું કાલું

**ઠાલું** વિ૰ [दे. ठल्ल] ખાલી; નહિ ભરેલું (૨) નકામું; ધંધા વિનાનું (૩) નહિ વાસેલું; ખુલ્લું (૪) સગર્ભ ન હોવું (ભેંસ ઇ૰ નું) (૫) અ૰ નાહક; ફોગટ. ૦**ઠમ,** ૦**માલું** વિ૰ તદ્દન ઠાલું–ખાલી [હોવું તે

**ઠાવકાઈ** સ્ત્રી૰, **ઠાવકાપણું** ન૰ ઠાવકું

**ઠાવકું** વિ૰ ગંભીર; ડાહ્યું; વિવેકી

**ઠાંગરું(-ણું)** (૦)ન૰ ભાણાનું વાસણ;થાળી

**ઠાંગું** (૦) ન૰ ઠાગું; છળકપટ

**ઠાંસ**(૦) સ્ત્રી૰ ['ઠાંસવું' ઉપરથી] વણાટની ઘટ્ટતા (૨) ખાલી દમ; શેખી; બડાઈ (૩) લૂખી ઉધરસ; ઠાંસો. ૦**વું** સ૰ક્રિ૰ ઠોંસવું; દાબીદાબીને ભરવું (૨) દાબી દાબીને ખાવું-પીવું (૩) મનમાં ઉતારવું; ઠસાવવું (૪) અ૰ક્રિ૰ ઉધરસ ખાવી.–**સી** સ્ત્રી૰ખાંસી. –**સો** પું૰ લૂખી ઉધરસ (૨) ગોદો; મુક્કો

**ઠિજાવું** અ૰ ક્રિ૰ 'ઠીજવું'નું ભાવે; ઠરી જવું

**ઠિઠિયારી** સ્ત્રી૰ [રવ૰] મશ્કરી; મજાક

**ઠિઠોળી** સ્ત્રી૰ [જુઓ ઠઠેરી] મજાક; ઠઠોળી

**ઠિસિયારી** સ્ત્રી૰ જુઓ ઠિઠિયારી

**ઠિંગુજી(-શી)** વિ૰(૨)પું૰ વામન; ઠીંગણું

**ઠીક** વિ૰ સારું; યોગ્ય; જોઈએ તેવું; ખરેખર (૨)બહુ સારું કે નઠારું નહિ એવું;(માત્રામાં) સાધારણ (૩) અ૰ 'સારું, વારુ, ભલે,' એવો અર્થ બતાવતો ઉદ્ગાર. ૦**ઠાક** અ૰ બરોબર; વ્યવસ્થિત ગોઠવેલું હોય એમ. –**કાઠીક** વિ૰ (૨) અ૰ જેવું તેવું; કામ-ચલાઉ; માંડ નભે એવું

**ઠીકરી** સ્ત્રી૰ નાનું ઠીકરું. –**રું** ન૰ [दे. ठिक्करिआ]માટીના વાસણનો ભાગેલો કકડો (૨) માટીનું વાસણ [લા.]

**ઠીજવું** અ૰ક્રિ૰ [જુઓ થીજવું] ઠરી જવું

**ઠીઠિયું** વિ૰ ['ઠીઠું' ઉપરથી] ભાંગ્યુંતૂટ્યું; જીર્ણ (૨) ન૰ તેવું ઘર

**ઠીઠું** ન૰ [રવ૰] ભાંગીતૂટી–જીર્ણ અને અવાવરુ ચીજ; ઠોઠું

**ઠીબ** સ્ત્રી૰ભાંગેલા હાંલ્લાનો તળિયાનો ભાગ. ૦**કું(-ણું)**ન૰ઠીબું (તિરસ્કારમાં).–**બું** ન૰ માટીનું ઠામ

**ઠીંકરી** (૦)સ્ત્રી૰ નાનું ઠીકરું.–**રું** ન૰ જુઓ ઠીકરું [–ગણું; ઠિંગુજી

**ઠીંગણું** વિ૰ પ્રમાણમાં ઓછી ઊંચાઈનું

**ઠીંગરાવું** અ૰ક્રિ૰ ખૂબ ઠંડી લાગવી–ઠરી જવું(૨)ઠરીને ચોસલું બાઝી જવું(૩)ગંઠાઈ જવું–વધતા અટકી જવું [લા.]

**ઠીંગાઠોળી** સ્ત્રી૰[રવ૰] ઠઠ્ઠાબાજી; અડપલાં કરી મશ્કરી કરવી તે

**ઠુઠવાવવું** સ૰ક્રિ૰ 'ઠૂઠવાવું'નું પ્રેરક

**ઠુંગો** પું૰ જુઓ ઠૂંગણ

**ઠૂઠવાવું** અ૰ક્રિ૰ [दे. ठुंठ=ठूंठ] ટાઢથી અકડાઈ જવું–ધ્રૂજવું; ઠૂંઠવાવું

**ઠૂઠવો** પું૰ [રવ૰] એકદમ મોટેથી રોઈ પડવું તે [ભારે ગાંઠ

**ઠૂણકું** ન૰[સર૰ सं. स्थाणु]ઠીમચું;લાકડાંની

**ઠૂમકી** સ્ત્રી૰(પતંગને મરાતો)ધીમો આંચકો. –**કો** પું૰ જોરથી મારેલી ઠૂમકી

**ઠૂમરી** સ્ત્રી૰ એક તરેહની ગાયનપદ્ધતિ

**ઠૂશ(-સ)** સ્ત્રી૰ [રવ૰] દમ; અડદાળો (૨) વિ૰ નકામું; નબળું; નિઃસત્ત્વ

**ઠૂસકી** સ્ત્રી૰ [રવ૰]વાછૂટનો અવાજ

**ઠૂસકું** ન૰ [રવ૰] ઠૂઠવો મૂકીને રોવું તે(૨) કટાક્ષનું વેણ [કાચુંકોરું ખાવાનું

**ઠૂંગણ** ન૰,–**ણી** સ્ત્રી૰(અફીણ ખાધા ઉપર)

**ઠૂંગવું** સ૰ક્રિ૰ઠાંસીને ખાવું(૨)ઠૂંગણ કરવું

**ઠૂંગાપાણી** ન૰ બ૰ વ૰ ઠૂંગણ

**ઠૂંગાર** પું૰ ઠૂંગણ [પ્રેરક ને કર્મણિ

**ઠૂંગાવવું** સ૰ ક્રિ, **ઠૂંગાવું**અ૰ક્રિ૰ 'ઠૂંગવું'નું

**ઠૂંગો** પું૰ ઠૂંગાર

**ઠૂંઠવાવવું** સ૰ક્રિ૰ 'ઠૂંઠવાવું'નું પ્રેરક

**ઠૂંઠવાવું** અ૰ક્રિ૰ જુઓ ઠૂઠવાવું

**ઠૂંઠું** વિ૰ [दे. ठुंठ] આંગળાં વિનાના કે થોડાઘણા કપાઈ ગયેલા હાથવાળું (૨) ન૰ ડાળાં વગરનું ઝાડનું થડિયું કે એવું નાગું ઝાડ (૩) બીડી પિવાઈ રહ્યા પછી રહેલો ભાગ(૪)મૂળનું અપંગ રૂપાંતર[લા.]

**ઠૂંશ(-સ)** સ્ત્રી૰ [જુઓ ઠાંસ] ખોટો ગર્વ

**ઠૂંસલો,ઠૂંસો** પું૰ [રવ૰].ઠોંસો; ગોદો;મુક્કો

**ઠેકડી** સ્ત્રી૰ મશ્કરી

**ઠેકઠેકાણે** અ૰ ઠેકાણે ઠેકાણે; જ્યાં ત્યાં

**ઠેકડો** પું૦ ['ઠેકવું'] કૂદકો; છલંગ; થેકડો
**ઠેકવું** સ૦ક્રિ૦ ઠેકડો મારી કૂદી જવું
**ઠેકાણું** ન૦ રહેવાની જગા; મુકામ (૨) સ્થાન; સ્થળ (૩) (કાગળનું) સરનામું (૪) કામધંધાની જગા (ઠેકાણે પાડવું) (૫) [લા.]અમુક નક્કી દશા કે સ્થિતિ; સ્થિરતા; નિશ્ચય (જેમ કે, એ માણસનું કશું ઠેકાણું નહિ; રસોઈનું ઠેકાણું નથી.) (૬) ઢબ; વ્યવસ્થા; ઢંગધડો. [**ઠેકાણે પડવું** = કન્યાએ સારે ઘેર પરણી જવું. **ઠેકાણે પાડવું** = ધંધે વળગાડવું (૨) ગોઠવી દેવું (૩) મારી નાખવું. **ઠેકાણે લાવવું** = સમજાવીને રસ્તા પર લાવવું.]
**ઠેકાણે** અ૦ બદલે; જગાએ
**ઠેકેદાર** પું૦ ઇજારદાર
**ઠેકો** પું૦ નરઘાં કે ડફ ઉપર જોરથી દેવાતો તાલ
**ઠેઠ** અ૦ છેડા લગી. ૦**નું** વિ૦ છેવટ સુધીનું (૨) પૂરું પહોંચેલ; ભેદુ; ધૂર્ત
**ઠેબું** ન૦ પગની ઠેસ; ઠોકર
**ઠેર** (ઠે) અ૦ ખરી જગાએ; અસલ ઠેકાણે (૨) ઠાર. ૦**ઠેર** અ૦ સ્થળે સ્થળે; જ્યાં ત્યાં
**ઠેરવવું** સ૦ ક્રિ૦ ઠરાવવું; નક્કી કરાવવું (૨) સ્થિર કરવું; હાલી જાય નહિ એમ કરવું (૩) અટકાવવું; રોકવું [રહેવું; થોભવું
**ઠેરવું** (ઠે) અ૦ક્રિ૦ બનવું; થવું (લડાઈ)(૨)
**ઠેરાવવું** સ૦ક્રિ૦ ઠરાવવું; નક્કી કરવું
**ઠેલણગાડી** સ્ત્રી૦ ઠેલીને ચલાવવાની ગાડી; ઠેલો (૨) ચાલણગાડી (૩) બાબાગાડી
**ઠેલવું** સ૦ક્રિ૦ હડસેલવું; ધકેલવું (૨) આગળ ધકેલવું – કરવું (મુદત ઠેલવી)
**ઠેલંઠેલ(–લા), ઠેલાઠેલ** સ્ત્રી૦ ઉપરાઉપરી– સામાસામી ઠેલવું તે [ની ગાડી
**ઠેલો** પું૦[ઠેલવું] હડસેલો (૨) ઠેલીને લઈ જવા-
**ઠેશ** સ્ત્રી૦ ઠોકર (૨) હલકી લાત (૩) નાનું અટકણ – ઉલાળી (૪) નાની ફાચર. **–શી** સ્ત્રી૦ ફાચર (૨) ઉલાળી. **–સ** સ્ત્રી૦ જુઓ ઠેશ. **–સણિયું** ન૦ અટકણ; ઠેસ. **–સવું** સ૦ક્રિ૦ ઠોકર મારવી (૨) ન૦ પગની ઠોકર – લાત. **–સી** સ્ત્રી૦ જુઓ ઠેશી

**ઠૈં** (ઠૈં૦) અ૦ સ્તબ્ધ; છક (૨) ધરાઈ ગયું હોય એમ (૩) લોથપોથ; થાકી ગયું હોય એમ; ટૈં [ઠપકો (૩) ટોણો
**ઠોક** પું૦; સ્ત્રી૦ ['ઠોકવું'] પ્રહાર; ગડદો (૨)
**ઠોકઠોક** સ્ત્રી૦ આમ તેમ ઠોકવું તે
**ઠોકર** સ્ત્રી૦ ચાલવામાં પગનું વસ્તુ સાથે ટિચાવું તે (૨) [લા.] ભૂલ (૩) ખોટ. **–રાવું** અ૦ ક્રિ૦ ઠોકર ખાવી
**ઠોકવું** સ૦ ક્રિ૦ એક વસ્તુ પર બીજી વસ્તુ જોરથી ટીચવી — અફાળવી (૨) માર મારવો; પીટવું; લગાવવું (૩) ગપ મારવી (૪) ખૂબ ખાવું (૫) બરાબર, સચોટ, ને ધકેલી દેતા હોઈએ એમ કાંઈ કરવાનો ભાવ બતાવવા વપરાય છે. (જેમ કે તાર, દાવો ઠોકવો) (૬) રોપવું; બાંધવું (તંબૂ)
**ઠોકંઠોકા** સ્ત્રી૦ વારંવાર–ઉપરાઉપરી ઠોકવું તે (૨) તેની ગરબડ (૩) મારામારી
**ઠોકાટ** પું૦['ઠોકવું' ઉપરથી] ઠોકો; ઠોકવું તે કે તેનો અવાજ. ૦**વું** સ૦ ક્રિ૦ ખૂબ ઠોકવું
**ઠોકાઠોક** સ્ત્રી૦ જુઓ ઠોકંઠોકા
**ઠોઠ** વિ૦ ઓછી અક્કલ સમજવાળું – જડસું
**ઠોઠા** પું૦ બ૦ વ૦ બાફેલા આખા દાણા (ઘઉં તુવેરના)
**ઠોઠિયું** (ઠો) વિ૦ જુઓ ઠાઠિયું (૨) ન૦ ફુલ્લાનું ફુડાશિયું [રદ્દી વસ્તુ
**ઠોઠું** (ઠો) ન૦ [જુઓ ઠોઠિયું] જીર્ણ, કમતાકાત
**ઠોબરું(–ળું)** વિ૦ ઘાટ વિનાનું; કદરૂપું (૨) ન૦ ધાતુ અથવા માટીનું વાસણ
**ઠોયો** પું૦ ખાંપો; સપાટી પર નીકળેલો ગોદા જેવો ડોયો
**ઠોર** (ઠો) પું૦ એક મીઠાઈ
**ઠોર** (ઠો) ન૦ ઠામ; ઠેકાણું
**ઠોલિ(–ળિ)યું** (ઠો) વિ૦ મૂર્ખ; ઠોઠ (૨) ઢંગધડા વગરનું; અંટોળકાટલા જેવું (૩) ઠઠ્ઠાબાજી કરનારું
**ઠોંસવું** (ઠો૦) અ૦ક્રિ૦ ઠાંસવું; ખાંસવું (૨) સ૦ ક્રિ૦ ઠાંસવું; ગદડીને ભરવું [મારવા
**ઠોંસાબાજી** (ઠો૦) સ્ત્રી૦ સામસામે ઠોંસા
**ઠોંસો** (ઠો૦) પું૦ જુઓ ઠાંસો

# ડ

**ડ** પું૦ [સં.] મૂર્ધસ્થાની ત્રીજો વ્યંજન
**ડકાટી** સ્ત્રી૦ [ઇં. ડૅકાઇટી] ડાકો મારવો તે; લૂંટફાટ; ડાકાટી
**ડકાર** પું૦; **–રી** સ્ત્રી૦ [રવ૦] ઓડકાર
**ડક્કો** પું૦ ધક્કો; વહાણનો માલ ચડાવવા-ઉતારવા બાંધેલો ઘાટ; ફુરજો (૨) દરિયા કે નદીના પાણી સામે રક્ષણ માટે બાંધેલો બંધ [દખલિયું
**ડખલ** સ્ત્રી૦ જુઓ દખલ. **–લિયું** વિ૦ જુઓ
**ડખળિયું** ન૦ ['ડખો' ઉપરથી] શાક નાખીને કરેલી દાળ કે કઢી
**ડખાડખ** સ્ત્રી૦ ડખો; ડખલ
**ડખું** ન૦ ['ડખો' ઉપરથી] શાક વગેરે નાખી કરેલી દાળ
**ડખો** પું૦ [રવ૦] જુઓ ડખું (૨) [લા.] ગોટાળો; ખીચડો (૩) વાંધો; ઝઘડો
**ડખોળવું** સ૦ ક્રિ૦ [રવ૦] ડહોળી નાખવું
**ડગ** સ્ત્રી૦ ડગવું તે; અસ્થિરતા
**ડગ** ન૦ ડગલું; પગલું (૨) તેનું અંતર
**ડગડગ** વિ૦ જુઓ ડગમગ; ડગડગતું. **૦વું** અ૦ક્રિ૦ આમ તેમ ડોલવું–હાલવું (૨) નિશ્ચયમાંથી ઢચુપચુ થવું–હાલવું [લા.]. **–ગો** પું૦ મનનો ડગમગાટ (૨) દગદગો; શંકા; સંશય (૩) અવિશ્વાસ; વહેમ
**ડગમગ** વિ૦, **૦વું** અ૦ક્રિ૦ [દે. डगमग] જુઓ ડગડગ, ૦વું. **–ગાટ** પું૦ ડગમગવું તે
**ડગર** સ્ત્રી૦ વાટ; રાહ (૨) ધરડ; ચીલો
**ડગરી** સ્ત્રી૦ જુઓ ડોકરી. **–રું** ન૦ ઘરડું ડોસું. **–રો** પું૦ ડોકરો; ડોસો
**ડગલી** સ્ત્રી૦ નાનું ડગલું–પગલું
**ડગલી** સ્ત્રી૦ [તુર્કી दुग्लह] નાનું ડગલું (પહેરવાનું). **–લું** ન૦ પહેરવાનું કપડું –જાડું બદન કે અંગરખું
**ડગલું** ન૦ જુઓ ડગ; પગલું
**ડગલો** પું૦ મોટો અંગરખો કે કોટ–ઓવરકોટ
**ડગવું** અ૦ક્રિ૦ જુઓ ડગડગવું
**ડગશ** (શ,) સ્ત્રી૦ મોટો પથ્થર
**ડગળવું** સ૦ક્રિ૦ ['ડગળું' ઉપરથી] જુઓ ચગળવું (૨) ઈચવું; જે તે ખાધા કરવું
**ડગળાટવું** સ૦ક્રિ૦ ['ડગળું' ઉપરથી] ડગળે ને ડગળે ખાવું; બચકાટવું [સમજશક્તિ
**ડગળી** સ્ત્રી૦ નાનું ડગળું (૨) ડાગળી;
**ડગળું** ન૦ [દે. डगल=ફળનો કકડો] જાડો, મોટો કકડો અથવા ફાડિયું [અસ્થિર
**ડગુમગુ** વિ૦ (૨) અ૦ [જુઓ ડગમગ]
**ડઘાવું** અ૦ક્રિ૦ ગભરાટથી સ્તબ્ધ થઈ જવું (૨) ડાઘ પડવો (ઉદા૦ ડઘાયેલી કેરી)
**ડઘો** પું૦ [સં. ढक्का] બાચું; નરઘાંની જોડમાંનું નાનું
**ડચ** પું૦ [ઇં.] વલંદો; હોલંડનો વતની (૨) સ્ત્રી૦ તેની ભાષા (૩) વિ૦ તે દેશને અંગેનું
**ડચ** અ૦ [રવ૦] (૨) ટચકો મારતાં કપાઈને જુદું પાડવાનો અવાજ (૩) ન૦ જીભ થડકાવીને કરાતો નકારસૂચક અવાજ (૪) બળદ વગેરે હાંકતાં કરાતો અવાજ. **૦કારવું** સ૦ક્રિ૦ ડચ એવો અવાજ કરીને પ્રેરવું–હાંકવું. **૦કારી** સ્ત્રી૦, **૦કારો** પું૦ ડચ એવો અવાજ (હાંકવાનો કે નકારનો) કરીને ઉત્તેજવું, ઉશ્કેરવું તે
**ડચકિયું, ડચકું** ન૦ પાણીમાં ગૂંગળાતાં કે રડતાં કે મુશ્કેલીથી ગળતાં ગળાની બારીમાંથી થતો 'ડચક' એવો અવાજ
**ડચકું** ન૦ (ડચ દઈને કપાઈને પડેલું) ચીર; કકડો (ડુંગળીનો). **–કો** પું૦ ઓગળ્યા વગરનો કે બફાયા વગનો ગાંગડો; લોંદો (૨) ડુંગળીનો કાતરો કે ટુકડો [રૂંધામણ
**ડચૂરો** પું૦ [સર૦ ડૂચો] ગળા કે છાતીમાં
**ડઝન** વિ૦ [ઇં.] બાર (૨) ન૦ બારનો સમૂહ. **૦બંધ** વિ૦ ડઝનોથી ગણતરી થાય એવી સંખ્યાવાળું

**ડટણુ** વિ૦[સર૦દાટવું] દટાયેલું; જમીનની અંદરનું (૨) ન૦ દટણ; ખાળકૂવો. ૦**કૂવો**, ૦**ખાળ**, ૦**જાજરૂ** પું૦ ડટણકૂવા પર કરેલું જાજરૂ

**ડટંતર** પું૦ દુનિયા દટાઈ જાય એવો ઈશ્વરી કોપ; મહાવિનાશ

**ડટ્ટો** પું૦ ડાટા તરીકે વાપરેલો ડૂચો (૨) બારણું ઉઘાડું રહે માટે સાખ સાથે લગાડાતો મિજાગરાવાળો લાકડાનો ટુકડો-અટકણ (૩) મૉન્ટેસોરી બાલમંદિરના એક સાહિત્યમાંનો ડાટા જેવો દરેક નળાકાર (૪) કૅલેન્ડરની તારીખની બાંધેલી થોકડી – 'બ્લૉક'

**ડઠ્ઠર** વિ૦ લાગણી વગરનું; બુઠ્ઠું

**ડઠાવું** અ૦ ક્રિ૦ દોહ્યલું –અશક્ત થવું

**ડણક** સ્ત્રી૦ [રવ૦] સિંહની ગર્જના. ૦**વું** અ૦ક્રિ૦ (સિંહે) ગર્જના કરવી

**ડણું** ન૦ જાડું ડફણું (૨) તોફાની ગાય-ભેંસના ગળામાં નખાતું લાકડું; ડેરો

**ડપકા** પું૦ બ૦વ૦ [જુઓ ડપકો] દોહવાના અંતમાં કઢાતી સેરો (૨) ચણાના લોટનું એક રસાદાર શાક

**ડપકાણું**,**–મણુ**(**–ણું**) ન૦ ['ડપકો' ઉપ-રથી] દબડાવવું તે. **–વવું** સ૦ ક્રિ૦ દબ-ડાવવું; ધમકાવવું

**ડપકી** સ્ત્રી૦ [રવ૦] ડૂબકી. **–કું** ન૦ ડૂબકું; ડૂબકી (૨) ટપકું. **–કો** પું૦ પ્રવાહીનો મોટો છાંટો (૨) ધાબું; ડાઘો (૩) એકલા લોટનું જ કરેલું ભજિયું (૪) [લા.] વહેમ; શંકા (૫) ફાળ; ધ્રાસકો

**ડપટ** વિ૦ [જુઓ દપટ] બેવડું; દોપટ (૨) સંતાડેલું. ૦**વું** સ૦ક્રિ૦ દપટવું; સંતાડવું(૨) લુચ્ચાઈથી હાથ કરી લેવું; દબાવી બેસવું

**ડપોટો** પું૦[દ્વિ+પટ] ખાંડ વગેરે ભરવાનો બે પડવાળો કોથળો

**ડફ** સ્ત્રી૦; ન૦ [फा. दफ़] એક વાદ્ય (૨)અ૦ ઝટ (ઉદા૦ ડફ દઈને, ડફ લઈને)

**ડફણાટવું** સ૦ક્રિ૦ ખૂબ ડફણાવવું

**ડફણાવવું** સ૦ક્રિ૦ ડફણા વડે મારવું

**ડફણું** ન૦ [દે. डफ्फ]નાનો,જાડો દંડૂકો–ધોકો

**ડફલાવવું** સ૦ક્રિ૦ [ડફ]હચમચાવી દેવું (૨) હેરાન કરવું

**ડફાંસ** સ્ત્રી૦ ખોટી બડાશ; ડંફાસ

**ડફોળ** વિ૦ જડસું;બેવકૂફ. ૦**શંખ** પું૦મૂર્ખ (એક ગાળ)

**ડબ** અ૦ [રવ૦]ડૂબવાનો અવાજ(૨)ટપ;ઝટ

**ડબકડોયાં** ન૦ બ૦ વ૦ [રવ૦] પાણીમાં ડૂબકાં (૨) [માટલીમાં]પીધેલા વાસણની બોળાબોળ

**ડબકવું** અ૦ક્રિ૦ [રવ૦] ડૂબકાં ખાવાં

**ડબકા** પું૦ બ૦વ૦ જુઓ ડપકા

**ડબકાણું**, **–મણુ** (**–ણું**), **–વવું** જુઓ 'ડપકાણું'માં

**ડબકી**,**–કું** જુઓ'ડપકી'માં.**–કો**જુઓડપકો

**ડબગર** પું૦ [फा. दफगर] નગારાં પર ચામડાં મઢનારો (૨) છત્રી ઇત્યાદિ પર રંગરોગાન કરનારો

**ડબડબ** અ૦[રવ૦] (૨) ઝટ ઝટ; એક પછી એક. **–બાટ** પું૦ પેટ ચડવું તે (૨) કોઈ બોલતું હોય તેમાં વચ્ચે બોલ બોલ કરવું તે. **–બો** પું૦ ડબડબાટ; પેટ ચડવું તે

**ડબડું**(**–રું**) ન૦ [फा. दब्बह] ચામડાનું કુલ્લું (ઘી–તેલ ભરવાનું)

**ડબરો** પું૦ તાંબાપિત્તળનો ડબો

**ડબલરોટી** સ્ત્રી૦['ડબલ' (ઇં.)+ રોટી(હિં.)] એક પ્રકારની દડા જેવી ફૂલતી રોટી; પાંઉ

**ડબલું** ન૦ [જુઓ ડબડું] ચામડાનું કુલ્લું (૨) વગર પકવેલું હાંલ્લું; લોટું (૩)પતરાનું લોટું; ટિનપાટ

**ડબી** સ્ત્રી૦ [ જુઓ ડબો ] દાબડી

**ડબૂક** અ૦ [રવ૦] ડૂબવાનો અવાજ.**–કિયું** ન૦ ડૂબતાનું ડૂબકું

**ડબો** પું૦ [फा. दब्बह] ધાતુનું એક પાત્ર; દાબડો(૨)રેલગાડીનો ડબો(૩)ઘડિયાળનો ડબ્બો (૪)એક જાતનું ફાનસ(૫)હરાયાં ઢોર પૂરવાનો વાડો (૬)ટિનનો ડબો (૭) પાઘડી (તુચ્છકારમાં)

**ડબોડબ** અ૦ [રવ૦] જુઓ ડબડબ

**ડબોવવું** સ૦ક્રિ૦ ['ડબ' રવ૦] ડુબાવવું; ઝબકોળવું [અપવિત્ર કરવું
**ડબોળવું** સ૦ ક્રિ૦ જુઓ ડબોવવું (૨)
**ડબ્બી** સ્ત્રી૦ [જુઓ ડબો] ડબી; દાબડી. **–બ્બો** પું૦જુઓ ડબો [(ડમરુનું) વાગવું
**ડમક** અ૦[રવ૦]ડમરુનો રવ. ૦વું અ૦ક્રિ૦
**ડમકો** પું૦[રવ૦] ડંકો [નાની ગાલ્લી
**ડમણિયું** ન૦, **ડમણી** સ્ત્રી૦ બે બળદની
**ડમર** [સં.], (**–રી**) સ્ત્રી૦ જુઓ ડંમર
**ડમરુ** ન૦ [સં.] એક વાદ્ય; ડાકલું
**ડમરો** પું૦ [સં. दमनक] એક સુગંધીદાર વનસ્પતિ
**ડમાક** પું૦ [અ. दिमाग़] રોફ; ભપકો; ઠાઠ
**ડર** પું૦[સં. दर; प्रा. ] ભય; બીક. ૦કણ, ૦કુ, ૦પી, ૦પોક વિ૦ બીકણ. ૦વું અ૦ ક્રિ૦ બીવું. **–રામણી** સ્ત્રી૦ ધમકી; સતામણી. **–રામણું** વિ૦ ડર લાગે એવું; ભયાનક (૨) ન૦ ડરામણી. **–રાવવું** સ૦ક્રિ૦ 'ડરવું'નું પ્રેરક(૨)દાટી–ધમકી દેખાડવી કે આપવી
**ડલી** સ્ત્રી૦ ઘોડાની પીઠ પર જીનની નીચે નાખવાની ઊનની ગોદડી
**ડસકું** ન૦ જુઓ ડૂસકું
**ડસડસવું** અ૦ક્રિ૦ ડૂસકાંથી રૂંધાવું (૨) મનમાં અકળાઈ રહેવું [દંશ દેવો
**ડસવું** સ૦ ક્રિ૦ [પ્રા. डस, (સં. दंश्)]કરડવું;
**ડહાપણ** (ડ) ન૦ ડાહ્યાપણું; શાણપણ. ૦ડાહ્યલું, ૦ડાહ્યું વિ૦ દોઢડાહ્યું
**ડહોળવું** (ડહો)સ૦ક્રિ૦(પ્રવાહીને)હલાવવું; ઘુમરડવું(૨)(આંખ લાલ થાય ત્યાં સુધી) ચોળવી (૩) ખૂબ કામોમાં પડવું;અનેકમાં માથું મારવું(કાંઈક નિંદાત્મક અર્થમાં [લા.]
**ડહોળાવું** (ડહો) અ૦ક્રિ૦ 'ડહોળવું'નું કર્મણિ (૨) આંખ લાલ થવી (જેમ કે ચોળાવાથી)(૩)હાલી જઈને અવ્યવસ્થિત થવું; ગૂંચવાઈ જવું; વધારેપડતી ચોળા-ચોળ થવી [લા.]
**ડહોળું** (ડહો) વિ૦ ડહોળાયેલું. **–ળો** પું૦ ડહોળાયેલું પ્રવાહી (૨) અફીણનો રસ

**ડળક ડળક** અ૦ [રવ૦] ફેરાં રૂપે એક પછી એક નીકળે એમ
**ડળી** સ્ત્રી૦ જુઓ ડલી
**ડળું** ન૦ [દે. डल] ડગળી; ફોડવું
**ડંકી** સ્ત્રી૦ [ઇં. ડૉન્કી પંપ] પાણી ખેંચવાનો પંપ – સંચો
**ડંકો** પું૦ [સં. ढक्का, प्रा. डक्क] નગારું; ઢોલ (૨)ઘોડાની પીઠ ઉપર બે બાજુ લટકાવેલાં ઢોલ (૩) ટકોરો (૪) ફતેહનો અવાજ; ફતેહ [લા.]
**ડંખ** પું૦ [દે. डंक (સં. दंश)] ચટકો; દંશ (૨)ધાનનો દાણો સડવાથી પડતું છિદ્ર (૩) આંકડો; ઝેરી કાંટો – આણી (૪) કીનો; વેર [લા.]. ૦વું સ૦ક્રિ૦ ડસવું; દંશ દેવો; આંકડો મારવો; કરડવું (૨) જોડો ઘસાઈ પગને ઈજા થવી (૩) મનમાં ખટકવું [લા.]. **–ખાવું** અ૦ક્રિ૦ 'ડંખવું'નું કર્મણિ (૨) ધાનના દાણાને ડંખ લાગવો. **–ખીલું** વિ૦ ડંખવાળું
**ડંગોરિયું** વિ૦ ડંગોરાથી કામ લે એવું; મારામારી કરે એવું
**ડંગોરું** ન૦, **–રો** પું૦ [દે. डंगा] ડાંગ જેવી જાડી ટૂંકી લાકડી; ધોકો
**ડંડાટવું** સ૦ક્રિ૦ ડંડે ડંડે મારવું
**ડંડાબાજી** સ્ત્રી૦ ડંડાથી મારામારી
**ડંડી(–ડૂ)કો** પું૦ નાનો ડંડો; દંડૂકો
**ડંડો** પું૦ [સં.દંડ; प्रा.डंड] જાડી, ટૂંકી લાકડી
**ડંફાશ(–સ)** સ્ત્રી૦ જુઓ ડફાંસ. **–સિયું** વિ૦ ડંફાસ હાંકતું; બડશીખોર
**ડંબર** પું૦ [સં.] આડંબર; બાહ્ય ભભકો
**ડંબેલ્સ** પું૦બ૦વ૦ [ઇં.] હાથની કસરતનું એક સાધન [ગોટાનો સમૂહ
**ડંમર** પું૦ [સં. डमर] હવામાં ઊડતી ધૂળના
**ડાયનેમો** પું૦ [ઇં.] વીજળી ઉત્પન્ન કરવાનું એક પ્રકારનું યંત્ર. [ડિરેક્ટર,–રી
**ડાયરેક્ટર** પું૦; **–રી** સ્ત્રી૦ [ઇં.] જુઓ
**ડાક** સ્ત્રી૦ [હિં.] ટપાલ (૨) મુસાફરી, ટપાલ વગેરે લઈ જવા માટેની ટપ્પાઓની ગોઠવણ (૩) ડાકગાડી. ૦ગાડી સ્ત્રી૦

ટપાલ લઈને જનારી ગાડી; 'મેલ'. ૦ઘર ન૦ ટપાલ ઑફિસ [ભભકો
**ડાકડમાક** પું૦ [જુઓ ડમાક] ઠાઠમાઠ;
**ડાકડમાળ** પું૦ઘરનો જૂનો પરચૂરણ સામાન
**ડાકણ** સ્ત્રી૦ [સં. ડાકિની] એક જાતની ભૂતડી (૨) મેલી વિદ્યા જાણનારી સ્ત્રી (૩) જેની નજર લાગે એવી સ્ત્રી (૪) ગાજરનું ડીંટું અને અંદરનો કઠણ રેસો. **-ણી** સ્ત્રી૦ ડાકણ; પિશાચણી. **-ણું** વિ૦ ડાકણ જેવું; ખાઈ જાય એવું. **-ણો** પું૦ એક જાતનું ભૂત (પુરુષ)
**ડાકબંગલો** પું૦(સરકારી)મુસાફરી બંગલો
**ડાકલિયો** પું૦ ડાખલું વગાડનારો ભૂવાનો સાથી
**ડાકલી** સ્ત્રી૦ નાનું ડાકલું(૨)સાપનું બોલવું (૩) જડબું. **-લું** ન૦ [પ્રા. ડક્ક] એક જાતનું વાદ્ય; ડુગડુગિયું
**ડાકાટી** સ્ત્રી૦ ડાકો; ધાડ
**ડાકિની** સ્ત્રી૦ [સં.] ડાકણી
**ડાકુ** પું૦ લૂંટારો; ધાડપાડુ
**ડાકો** પું૦ ધાડ
**ડાખલિયો** પું૦ જુઓ ડાકલિયો
**ડાખલી(-લું)** જુઓ 'ડાકલી'માં
**ડાગળી** સ્ત્રી૦ [જુઓ ડગળું] થીંગડી;ડગળી (૨) માથું; મગજ (૩) સમજશક્તિ[લા.]
**ડાગળો** પું૦ વિદૂષક; રંગલો
**ડાઘ** પું૦ [फा. दाग़] (ગંદો દેખાય એવો) ડપકો (૨) [લા.] કલંક; બટ્ટો (૩) કીનો; ખાર. **-ઘાડૂઘી** સ્ત્રી૦ ડાઘા ડાઘા; ડાઘા પડીને થતી અસ્વચ્છતા. **-ઘિયું** વિ૦ ખારીલું; વેર રાખે એવું (૨) ફાડી ખાય તેવું; વિકરાળ. **-ઘિયો** પું૦ ડાઘિયો કૂતરો. **-ઘી** વિ૦ જુઓ ડાઘિયું
**ડાઘુ** પું૦ [જુઓ દાઘ] મડદાને બાળવા લઈ જનારો; ખાંધિયો (પ્રાયઃ બ૦ વ૦ માં જથાવાચક અર્થમાં વપરાય છે.)
**ડાઘેલ** વિ૦ ડાઘાવાળું (૨) ખારીલું (૩) બળેલું; દઝાયેલું [પું૦ એકાદ ડાઘો
**ડાઘો** પું૦ ડાઘ (૨)જુઓ ડાઘિયો.૦ડૂઘો
**ડાચાકૂટ** સ્ત્રી૦ નકામું બોલબોલ કરવું તે -લવારો. **-ટિયું** વિ૦ ડાચાકૂટ કરે એવું
**ડાચું** ન૦ જડબું (૨) મોં (તિરસ્કારમાં)
**ડાટ** પું૦ [જુઓ દાટ] ભારે નાશ; ખુવારી
**ડાટવું** સ૦ક્રિ૦ જુઓ દાટવું (૨) સંતાડવું
**ડાટવું** સ૦ક્રિ૦ ધમકાવવું
**ડાટી** સ્ત્રી૦ [જુઓ ડાટવું] ધમકી
**ડાટો** પું૦દાટો; સાંકડા મોંના પાત્ર (શીશી જેવા)નું મોં બંધ કરવાનું સાધન; બૂચ
**ડાફર** સ્ત્રી૦,**-રિયું** ન૦, [જુઓ ડાફું] નકામું આમ તેમ જોવું-બાલાં મારવાં તે
**ડાફાડોળ** સ્ત્રી૦કશામાં વચ્ચે પડી ડહાપણ ડહોળવું તે
**ડાફું** ન૦ કરડવા પહોળું કરેલું મોં
**ડાફોડિયું** ન૦ ['ડાફું' ઉપરથી] ડાફરિયું
**ડાફોળ** સ્ત્રી૦, **-ળિયું** ન૦જુઓ ડાફર
**ડાબડી** સ્ત્રી૦ જુઓ દાબડી. **-ડો** પું૦ જુઓ દાબડો
**ડાબણિયું** ન૦ દાબવાના કામમાં લેવાતું વજન; દાબવાનું સાધન (૨) બારસાખના ચોકઠા ઉપરનું દબાણ રાખનારું વજન
**ડાબલી** સ્ત્રી૦ જુઓ દાબડી. **-લો** પું૦ જુઓ દાબડો (૨) ઘોડાના પગનો નાળ
**ડાબાજમણી(-ણું)** અ૦ ડાબી અને જમણી બંને બાજુએ(૨)વારાફરતી બંને બાજુએ(૩) ડાબાનું જમણું ને જમણાનું ડાબું થાય તેમ (૪) પક્ષપાતથી [લા.]
**ડાબું** વિ૦ [दे. डव्व, डाव=ડાબો હાથ] જમણાનું ઊલટું (૨) અળખામણું; અળગું [લા.]
**ડાબેરી,ડાબોડિયું,ડાબોડી** વિ૦ડાબે હાથે કામ કરવાની આદતવાળું [ઘાસ-દર્ભ
**ડાભ(૦ડો)** પું૦[સં. दर्भ; प्रा.डब्भ]એક જાતનું
**ડાભોડિયું** વિ૦ જુઓ ડાબોડિયું
**ડામ (ડાં')** પું૦ [સર૦ प्रा. डंभण=ડામવાનું ઓજાર] ગરમ ગરમ વસ્તુ ચામડી ઉપર ચાંપી દેવી તે; ચપકો (૨) [લા.] ડાઘ; કલંક; લાંછન (૩) કંઈ નહિ; ટીકો. (જેમ કે, લે ડામ!)

**ડામચિયો** પું૦ ગોદડાં વગેરે મૂકવાની ઘોડી
**ડામણ** ન૦ [જુઓ દામણ] ઘોડાંગધેડાં નાસી ન જાય તે માટે તેમના પગને જકડવાનું દોરડું (૨) રેંટિયાના પૈડાનાં પાંખિયાં બાંધવાની દોરી
**ડામર** પું૦ કોલટાર; (કોલસામાંથી મળતો) એક કાળો પદાર્થ
**ડામરેજ** ન૦[इं डिमरेज] રેલવેમાં આવેલો માલ વખતસર ન લેવા જવાથી ભરવી પડતી દંડની રકમ [મારવું
**ડામવું** (ડાં) સ૦ક્રિ૦ ડામ દેવો (૨) મહેણું
**ડામાડોળ** વિ૦ અસ્થિર; ડોલતું; ડગમગુ
**ડામીજ**(-સ) વિ૦ ગુનેગાર તરીકે પંકાયેલું; બદમાશ [(૨) કાળો ડાઘ
**ડામું** ન૦ ડામ્યાનું કે ડામ્યા જેવું ચિહ્ન
**ડાયનેમો** પું૦ [इं.] વિદ્યુત્પ્રવાહ ઉત્પન્ન કરવાનું યંત્ર [પ. વિ.] [ચોપડી
**ડાયરી** સ્ત્રી૦ [इं.] રોજનીશી; તે નોંધવાની
**ડાયરો** પું૦ [अ. दाइरह्] નાત; જમણ (રજપૂતોમાં) (૨) ઘરડા અને અનુભવી લોકોનો સમુદાય–રાવણું; દાયરો (૩) અંગત માણસોનું મંડળ
**ડાયલ** પું૦ [इं.] ઘડિયાળનો અંકવાળો ગોળ ભાગ, જેના પર કાંટા ફરે છે
**ડારવું** સ૦ક્રિ૦ ડરાવવું; ધમકી દેવી (૨) મના કરવી; અટકાવવું
**ડારો** પું૦ ધમકી; ઠપકો
**ડાલી** સ્ત્રી૦ [सं. डल्लकं; प्रा. दे. दल्ल] ટોપલી (૨) ભેટનાં ફૂલઇત્યાદિની ટોપલી. **–લું** ન૦ ઢોરનો ખાણનો ભરેલો ટોપલો(૨) વાંસ કે ઘાસનો ઊભો કંડિયો
**ડાહલું** વિ૦ દોઢડાહ્યું; ચાંપલું
**ડાહ્યું** વિ૦ [अ.दाही] ડહાપણભરેલું; સમજુ. **૦ડમરું** વિ૦ [ડાહ્યું+ડમરું (દામર–દામોદર–એક ઇતિહાસપ્રસિદ્ધ ડાહ્યો ગુજરાતી રાજપુરુષ)] બહારથી ડાહ્યું અને ઠાવકું દેખાતું (૨) તદ્દન ડાહ્યું; શાણું
**ડાળ** સ્ત્રી૦; ન૦ [दे. दाल] ડાળું. **૦ખી** સ્ત્રી૦, **૦ખું** ન૦, **–ળી** સ્ત્રી૦ [दे. डाली] નાની ડાળ. **–ળું** ન૦ મુખ્ય થડનો ફાંટો; શાખા
**ડાંખળી** (૦) સ્ત્રી૦, **–ળું** ન૦ ડાળમાંથી ફૂટેલી નાની ડાળી; ડાળખી [લાકડી
**ડાંગ** (૦) સ્ત્રી૦ [दे. डंगा] લાંબી મજબૂત
**ડાંગ** [दे. डुं (–डों)गर] ઝાડીવાળો ડુંગરી પ્રદેશ (૨) સુરત બાજુ આવેલો એવો એક પ્રદેશ [નીકળે છે
**ડાંગર** સ્ત્રી૦ એક ધાન્ય, જેમાંથી ચોખા
**ડાંગાટવું** (૦) સ૦ક્રિ૦ ડાંગે ડાંગે મારવું
**ડાંડ** (૦) વિ૦ [सं. दंड; प्रा. डंड] છડું; બૈરી-છોકરાં વિનાનું (૨) ડંડાથી કામ લેનાર; લાંઠ (૩) નાગું; લબાડ; લુચ્ચું. **૦ગાઈ**, **૦ગી**, સ્ત્રી૦ ડાંડપણું; નાગાઈ; લાંઠાઈ. **૦ગું** વિ૦ જુઓ ડાંડ
**ડાંડલી** (૦) સ્ત્રી૦[જુઓ ડાંડી] ઝીણી ડાળી (૨) પાનની ડાંખળી(૩)નાનો હાથો.**–લો** પું૦ મોટી ડાંડલી (૨) ઘરેણાનો આંકડો (જેમ કે વાળીનો)
**ડાંડાઈ** (૦) સ્ત્રી૦ ડાંડપણું
**ડાંડિયારાસ**(૦) પું૦ ડાંડિયાથી રમવાનો રાસ
**ડાંડિયું** (૦) વિ૦ ડાંડાઈ કરનારું; ડાંડ
**ડાંડિયું**(૦) ન૦[दे. डंड,–डी=સીવેલું જીર્ણ યા જોડિયું વસ્ત્ર] લૂગડાનો જરેલો-ફાટેલો ભાગ વચ્ચેથી કાઢી નાખી બે છેડા સાંધી પહેરવા લાયક કરેલું કપડું
**ડાંડિયો** (૦) પું૦ ડાંડ આદમી (૨) દાંડી પીટનાર;રોન ફરનાર(૩)નાનો પાતળો દંડો
**ડાંડી** (૦) સ્ત્રી૦ [सं. दण्ड; प्रा. डड ઉપરથી] દાંડી; નાની લાકડી, હાથો કે દંડો (૨) જેને બે છેડે તાજવાનાં પલ્લાં બંધાય છે તે લાકડી (૩) ડાંડિયાથી વગાડવાનું એક વાદ્ય (૪) વહાણને નિશાની બતાવવા સારુ ઊંચી ટેકરી ઉપર રોપી રાખેલું લાકડું (૫) દીવાદાંડી (૬) સીધી કિનારી–લીટી (નાકની). **–ડો** પું૦ ટૂંકો દંડો (૨) હાથો (૩) ફણગો; ગરજો. [ડાંડે પડવું = રસ્તો પકડવો; ચાલતા થવું.]
**ડાંફ** (૦) સ્ત્રી૦, **ડાંફું** ન૦ મોટું પગલું ભરવું તે

**ડાંભવું** (૦) સ૦ક્રિ૦[જુઓ ડામવું] દઝાડવું
**ડાંસ** (૦) પું૦[સં. दंश; પ્રા. डंस] એક જાતનો મચ્છર (૨) માંદા માણસને એકાદ ચીજ ખાવાની રુચિ થવી તે [લા.]
**ડાંસું** વિ૦ [સં. दंश; પ્રા. डंस=કરડવું (ગળે ચોટવું)] અપરિપક્વ સ્વાદવાળું (રાયણને માટે)
**ડિગ્રી** સ્ત્રી૦ [ઇં.] અંશ (જેમ કે તાપના, ખૂણાના)(૨)પદવી; ઉપાધિ
**ડિપૉઝિટ** ન૦[ઇં.] બૅન્ક કે કોઈ પાસે મૂકેલી અનામત (૨) બાના તરીકે અપાતી રકમ
**ડિપોટી** પું૦ [ઇં. डेप्युटी] શાળાઓ તપાસનાર સરકારી નિરીક્ષક(૨)વિ૦ મદદનીશ (જેમ કે ડિપોટી સ્ટેશન-માસ્ટર)
**ડિરેક્ટર** પું૦ [ઇં.] સંચાલક; વહીવટદાર **-રી** સ્ત્રી૦[ઇં.]વ્યક્તિઓ, વેપાર, ઇ૦અંગે નામઠામ વગેરે માહિતી આપતી ચોપડી
**ડિલ** ન૦[ફા. दिल]શરીર. [૦ભરાવું=તાવની શરૂઆત થવી.]
**ડિવિડન્ડ** ન૦ [ઇં.] કંપનીના શેરે દીઠ મળતો નફાનો ભાગ કે તેની રકમ યા ટકા
**ડિસમિસ** ક્રિ૦ વિ૦ [ઇં.] બરતરફ; રદ; કાઢી નાંખેલું કે મૂકેલું [મહિનો
**ડિસેંબર** પું૦ [ઇં.] ખ્રિસ્તી સનનો બારમો
**ડિસ્ટ્રિક્ટ** પું૦ [ઇં.] જિલ્લો (૨) સરકારી અમલદારે તપાસ માટે પોતાના વિભાગમાં ફરવું તે
**ડિંગ** સ્ત્રી૦;ન૦ ખોટી-બનાવટી વાત; ગપ ૦મારુ વિ૦ ડિંગ મારનારું; ગપ્પીદાસ
**ડિંગલું** ન૦ [રવ૦] ટોચનો ભાગ-કકડો; નવો દૂધભર્યો અંકુર (૨) થોરિયાનો કકડો (૩) માથું [લા.]
**ડિંગળ** ન૦ [જુઓ ડિંગ]જૂઠો તડાકો (૨) પિંગળના ઠેકાણા વિનાનું લાંબું જોડકણું
**ડિંગો** પું૦ અંગૂઠો બતાવી ના કહેવું તે;ટીકો
**ડિંડિમ** પું૦;ન૦[સં.] એક જાતનું નાનું નગારું
**-ડી** સ્ત્રી૦ પ્રત્યય નામને લાગતાં (૧) લઘુતા કે લાલિત્ય યા પ્રેમ બતાવે છે (વહાલુડી) (૨) તુચ્છતા બતાવે છે (હજામડી)
**ડીચકું** ન૦ [ડચ(રવ૦)] ડીંટું (૨) ટોચકું; ટેરવું (૩) નાનો ગાંઠ જેવો ટુકડો
**ડીચી** સ્ત્રી૦ [ડીચકું] નાનું ડીંટું. **-ચું** ન૦ જુઓ ડીચકું
**ડીટ, ૦ડી,** સ્ત્રી૦ [જુઓ દીટું]સ્તનનું ટોચકું; ડીંટડી. **-ટિયું** ન૦ નાનું ડીંટું(૨) ડીંટિયું; રીંગણું.**-ટી** સ્ત્રી૦ ડીંટડી.**-ટું** ન૦ જેનાથી ફળ શાખાને વળગી રહે છે તે ભાગ; ડીંટું
**ડીકું** ન૦ ડફણી; નાની જાડી લાકડી (૨) લાકડાનું ઠીમચું
**ડીબું** ન૦ [સં. डिंब] ઠેકો; ઢીમણું
**ડીબો** પું૦ [સં. डिंब] ઢૂમો
**ડીમચું** ન૦ લાકડાનું ઠૂણકું; ઢીમચું
**ડી.સી. પ્રવાહ** પું.[ઇં. डायरेक्ट करन्ट]એક જ દિશામાં વહેતો વીજળીનો પ્રવાહ. [પ.વિ.]
**ડીંચી, -ચું** જુઓ ડીચી, -ચું
**ડીંટ (૦ડી)** સ્ત્રી૦ [જુઓ દીંટું] જુઓ ડીટ, -ડી. ૦વું સ૦ક્રિ૦ ડીંટામાથી તોડવું (૨) (ફળને લાગી રહેલી) ડાંખળી -પાંખડી તોડી નાખવી. **-ટિયું** ન૦ જુઓ ડીટિયું. **-ટી** સ્ત્રી૦ જુઓ ડીટ. **-ટું** જુઓ ડીટું
**ડીંડવાણું** ન૦ગેરવહીવટી;અવ્યવસ્થા;અંધેર
**ડુક્કર** ન૦ [સં. शूकर] એક પશુ-ભૂંડ
**ડુગડુગ**અ૦[રવ૦]ડાકલાનો અવાજ.**-ગિયું** ન૦ ડાકલું. **-ગી** સ્ત્રી૦ નાનું ડાકલું
**ડુગ્ગી** સ્ત્રી૦ [રવ૦] ડુગડુગી
**ડુબડુબા**અ૦ ડૂબું ડૂબું; ડૂબવાની અણી પર
**ડુબાડવું** સ૦ક્રિ૦ 'ડૂબવું'નું પ્રેરક
**ડુબાડૂબ** વિ૦ ડુબડુબા થઈ રહેલું(૨) સ્ત્રી૦ વારંવાર ડૂબવું ને બહાર આવવું તે
**ડુબામણું** વિ૦ ડૂબી જવાય એવું
**ડુબાવવું**સ૦ક્રિ૦,**ડુબાવું**અ૦ક્રિ૦'ડૂબવું'નું પ્રેરક ને ભાવે [યંત્ર
**ડુસકલાસ** ન૦ ભારે વજનો ઊંચકવાનું
**-ડું** પ્રત્યય ન૦ જુઓ -ડી
**ડુંગર** પું૦ [દે.] નાનો પર્વત (૨) મોટો ઢગ. **-રાળ** વિ૦ જેમાં ઠેકઠેકાણે ડુંગરા હોય એવું.**-રી** વિ૦ડુંગરમાં થતું-નીપજતું (૨) ડુંગરને લગતું (૩) સ્ત્રી૦ નાનો ડુંગર; ટેકરી. **-રો** પું૦ ડુંગર

**ડુંગળી** સ્ત્રી૦ એક શાક-કંદ; ડૂંગળી
**ડુંગો(-ઘો)** પું૦ ઢૂંગો; ચોર; ઢૂંગો
**ડૂઘો** પું૦ [દે. डुंघो] ટૂંકા દાંડાની એક મોટી કડછી (દૂધપાક વગેરે પીરસવાના કામમાં વપરાતી)(૨) ઊપસેલો હાડકાવાળો કઠણ ભાગ [લા.]
**ડૂચવું** સ૦ક્રિ૦ મોટે કોળિયે ખાવું; ઠાંસીને [ખાવું
**ડૂચો** પું૦ [દે. डुच्चय=વસ્ત્રનો ટુકડો] નકામા કાગળ કે કાપડનો પિંડો (૨) એનો દાટો (૩) મોટો કોળિયો (૪) ચોળાઈ કરીને ગમે તેમ ગોટો થઈ ગયેલું વસ્ત્ર (૫) અસંસ્કારી માણસ; રાભો [લા.]
**ડૂબકાં** ન૦બ૦વ૦ ડબૂકિયાં. **-કી** સ્ત્રી૦, **-કું** ન૦ પાણીમાં પેસવું-ડૂબવું તે
**ડૂબવું** અ૦ક્રિ૦ ['બૂડવું' (પ્રા. वुड्ड)નો વ્યત્યય] પાણીની અંદર જવું (૨) ડૂબીને મરણ પામવું (૩) ક્ષિતિજમાં ડૂબી અસ્ત પામવું (જેમ કે સૂર્ય ચંદ્ર ઇ૦નું) (૪) [લા.] દેવાળું કાઢવું (૫) લીન થઈ જવું
**ડૂબાડૂબ** વિ૦ (૨) સ્ત્રી૦ જુઓ ડુબાડૂબ
**ડૂમચી** સ્ત્રી૦[फा. दुमचेह] સાજ ખસી ન જાય એ માટે ઘોડાની પૂંછડીમાં ભરાવાતી દોરી
**ડૂમો** પું૦ [જુઓ દૂમો] લાગણીના આવેશથી છાતીમાં ભરાતો ડચૂરો
**ડૂલ** વિ૦ [સં. दुल] ડૂલેલું (૨)ન૦ કાનનું એક ઘરેણું. **૰વું** અ૦ક્રિ૦ ડૂબવું;ગરક થવું (૨) ખુવાર થવું; દેવાળું કાઢવું (૩) કાંઈ વિસાતમાં ન હોવું (૪) ડોલવું; હાલવું
**ડૂવો** પું૦ રગડો (૨) નીચે ઠરેલો કચરો
**ડૂશ** સ્ત્રી૦ ડૂશ; અડદાવો
**ડૂસકું** ન૦ [રવ૦] ડસકું; રડતાં રહી રહીને જોરથી ખેંચાતો શ્વાસ
**ડૂંખ** (૦) સ્ત્રી૦ ડૂંપળ આગળ ફૂટતો ભાગ
**ડૂંખરા(-ળા)વવું** (૦) સ૦ક્રિ૦ વઢવું; ધમકાવવું
**ડૂંગળાવું** (૦) અ૦ક્રિ૦ (છોડ, વેલા કે ફળનું) વધતાં અટકવું; કુંજરાવું
**ડૂંગળી** (૦) સ્ત્રી૦ જુઓ ડુંગળી
**ડૂંગો(-ઘો)** પું૦ જુઓ ડુંગો
**ડૂંટાળું** (૦) વિ૦ ડૂંટાવાળું
**ડૂંટી** (૦) સ્ત્રી૦ [સં. तुण्डि] ડૂંટી; નાભિ. **-ટો** પું૦ મોટી ડૂંટી (૨) ડૂંટા જેવો ઊપસી આવેલો ભાગ
**ડૂંડું** ન૦ કણનો ડોડો - કણસલું
**ડેક** ન૦ [ઇં.] વહાણનું તૂતક
**ડેપ્યુટેશન** ન૦ [ઇં.] કશી વાત તેને માટે યોગ્ય અધિકારી આગળ રજૂ કરવા માટે મોકલવામાં આવતું પ્રતિનિધિ-મંડળ
**ડેપો** સ્ત્રી૦ [ઇં.] ભંડાર; કોઠાર; વખાર (જેમ કે, બુક-ડેપો)
**ડેફરાવું** અ૦ક્રિ૦ [જુઓ ડેફરું] પેટ ઊપસવું (૨) ફેફર ચડવી (૩) ફીકું પડી જવું
**ડેફરું** ન૦ મોટું ઊપસેલું પેટ
**ડેબું** ન૦[સં. डिंब ઉપરથી] કમરથી નીચેનો પીઠનો ભાગ
**ડેમી** ન૦ [ઇં.] (છાપવાના) કાગળનું એક કદ
**ડેર** પું૦ વલોણાની ગોળીના કાંઠા પરનું લાકડું, જેમાં રહી રવાઈ ફરે છે [પડાવ
**ડેરાતંબુ** પું૦બ૦વ૦ડેરા કે તંબુ યા નાંખેલો
**ડેરી** સ્ત્રી૦ [ઇં.] દુગ્ધાલય
**ડેરો** પું૦ તંબૂ (૨) પડાવ [લા.]
**ડેરો** (ડૅ) પું૦ તોફાની ઢોરને ગળે બંધાતું લાકડું-ડફણું
**ડેલી** (ડૅ) સ્ત્રી૦ ખડકી; પડાળી (૨) પોલીસ-ચોકી. **-લું** ન૦મોટાં પહોળાં બારણાંવાળું મકાન (૨) મકાનનો ખડકી જેવો મોટો દરવાજો. **-લો** પું૦ ડેલું [વિરામચિહ્ન
**ડેશ** સ્ત્રી૦; ન૦ [ઇં.] (—) આવું એક
**ડેંડવું** (ડૅ૦) ન૦ પાણીનો નાનો સાપ (૨) અ૦ક્રિ૦ [રવ૦] ડેંહું કરવું
**ડેંહું** (ડૅ૦) ન૦[રવ૦] દેડકાનો અવાજ
**ડૈયું** ન૦ જુઓ ડિંગો
**-ડો** પ્રત્યય પું૦ અંકને લગતાં તે અંકનો આંકડો કે સંજ્ઞા બતાવે છે. જેમ કે, એકડો, નવડો ઇ૦ (૨) જુઓ -ડી
**ડોઈ** સ્ત્રી૦ [જુઓ ડોયો] લાંબા દાંડાનું એક વાસણ
**ડોક** સ્ત્રી૦ ગળું; ડોટ; ગરદન

**ડોકરી** સ્ત્રી૦ [दे. डोक्करी] ડોસી. **–રું** વિ૦ ઘરડું (તુચ્છકારમાં). **–રો** પું૦ ડોસો

**ડોકવું** અ૦ક્રિ૦ડોકું કાઢીને જોવું;ડોકિયું કરવું

**ડોકાબારી** સ્ત્રી૦ [ડોકું+બારી] મોટા દરવાજામાં રાખેલી નાની બારી

**ડોકા(૦વ)વું** અ૦ક્રિ૦ ડોકું બહાર કાઢીને જોવું [જોવું તે

**ડોકિયું** ન૦ ડોકું બહાર કાઢીને કે લંબાવીને

**ડોકી** સ્ત્રી૦ ડોક. **–કું** ન૦ માથું (૨) ડોકિયું

**ડૉક્ટર** પું૦ [इं.] દાક્તર; વિલાયતી પદ્ધતિથી વૈદું કરનાર (૨) વિદ્યાની–પંડિતાઈની પદવી (ટૂંકમાં ડૉ૦ લખાય છે). **–રી** વિ૦ દાક્તરને લગતું કે તેની વિદ્યા સંબંધી (૨) સ્ત્રી૦ દાક્તરની વિદ્યા કે તેનો ધંધો

**ડોઘલી** સ્ત્રી૦ નાનું ડોઘલું; ડોચકી. **–લું** ન૦ પહોળા મોંનો ઊભા ઘાટનો ઘડો; ડોચકું (૨) વિ૦ ડોઘું

**ડોઘું** વિ૦ સાબડબોથું; બોથડ; ડોઘલું

**ડોચકું** ન૦ [‘ડોકું’ ઉપરથી] માથું (૨) ટોચકું; ટોચ [કે તેટલી દવા

**ડોઝ** પું૦[इं.]એક વેળા લેવાની દવાની માત્રા

**ડોઝરું** ન૦ પેટ; હોજરું (તિરસ્કારમાં)

**ડોઝું** ન૦ ડોઝરું

**ડોટી** સ્ત્રી૦[इं.ड्वोटा] એક જાતનું જાડું કાપડ

**ડોડકું** ન૦ એક જાતનું શાકફળ. [**ડોડકાં છોલવાં**=કામધંધો ન હોવો (૨) નકામો વખત બગાડવો]

**ડોડલો** પું૦ ડોડો (લાલિત્યવાચક)

**ડોડવું** ન૦ [જુઓ ડોડો] ફળ અથવા કણસલાવાળો ગોટો; ડોડો (૨) જીંડવું; કાલું (૩) એક જાતનું ડોડકા જેવું ફળ. **–વો** પું૦ ફળ, ફૂલ કે કણસલાવાળો વગર ખીલેલો ગોટો–ડોડો

**ડોડળવું** ન૦ [‘ડોડો’ ઉપરથી] ફૂલી ગયેલું આંખનું પોપચું [ન૦ ડોડીનું ફળ

**ડોડી** સ્ત્રી૦ એક વનસ્પતિ–વેલો. **–ડું**

**ડોડો** પું૦ [જુઓ દોડો] ફળફૂલના ગર્ભ-

**ડોબરું** ન૦ ભાગેલું-ફૂટેલું
(૨) રાનીપરજનું એક

**ડોબું** વિ૦ કંઈ ન સમજે
(૨) ન૦ ભેંસ

**ડોબો** પું૦ મૂર્ખ; મંદબુ

**ડોયણું** ન૦ [‘ડોયો’ ઉપર
બાંધવાનું ઘોડિયાનું આ

**ડોયો** પું૦ [दे. डोअ] ના
કરેલું વાસણ (૨) ના
જેમાં હૂકાનો મેર ઘલા
(૪) મોટો ખીલો; ગર

**ડોરણું** ન૦ જુઓ ડોયણું

**ડોલ** સ્ત્રી૦ બાલદી; પાણી
(૨) પું૦ વહાણનો કૂવાથ

**ડોલકાઠી** સ્ત્રી૦ વહાણનો
(૨) તે પરના નિશાનની

**ડોલચી** સ્ત્રી૦ [ડોલ+फा.
ડોલ(૨)ચામડાની ડોલ (
વહાણમાંથી પાણી ઉલેર
ડોલ (૨) ચામડાની ડોલ

**ડોલણ(–ણિયું)** વિ૦ ડોલ

**ડોલન** ન૦ ડોલવાની ક્રિય
ધ્વનિ ઇ૦થી ડોલાવે એ
‘રીધમ’. **૦શૈલી** સ્ત્રી૦
મુખ્ય વસ્તુ છે એવી શૈલ

**ડૉલર** પું૦ [इं.] અમેરિકાન
ચાંદીનો સિક્કો

**ડોલર(–રિયો)** પું૦એક ફૂલ

**ડોલવું** અ૦ક્રિ૦ [प्रा. डोल(
આમનેમ હાલવું(૨)ડગવું

**ડોલું** ન૦[‘ડોલ’ઉપરથી]ઝા

**ડોવાવું** (ડૉ’) અ૦ક્રિ૦ ‘

**ડોવું** (ડૉ’) સ૦ક્રિ૦હલાવી

**ડોશી** સ્ત્રી૦ ઘરડી સ્ત્રી

**ડોસલાં** ન૦ બ૦વ૦ પા
ગયેલા માટે દર વર્ષે ક

**ડોળ** પું૦ [દે. ડોલ] મહુડાનું બી

**ડોળ** પું૦ બ૦ વ૦ [જુઓ ડોળ] ધાણીમાં ફૂટયા વગર રહી ગયેલા દાણા (૨) પું૦ કઠોળ ભરડતાં આખો રહી ગયેલો દાણો

**ડોળ** (ડો) પું; ન૦ આકાર; ઘાટ (૨) બહારનો દેખાવ; ઢોંગ. ૦ઘાલુ વિ૦ડોળી; દંભી. ૦ડ (–દ) માક પું૦ ભભકો; ઠાઠ

**ડોળવા** પું૦બ૦વ૦ જુઓ 'ડોળ' પું૦બ૦વ૦

**ડોળિયું** ન૦ મહુડાના ડોળનું તેલ

**ડોળિયો** પું૦ ડોળી ઊંચકનાર; ભોઈ

**ડોળી** (ડો) વિ૦ ડોળઘાલુ; દંભી

**ડોળી** સ્ત્રી૦ [દે. ડોલા] ઝૂલતી ઝોળી; માંચી (જેવી કે માંદાને લઈ જવાની–'સ્ટ્રેચર') (૨) માઠી ખબર; મોકાણ

**ડોળો** પું૦ [દે. ડોલ=આંખ] આંખનો કાચ –ગોળો (૨) આંખ(૩)નજર; ધ્યાન[લા.]

**ડ્રાઇવર** પું૦ [ઇં.] (રેલવે ઇજિન કે મોટર) હાંકનાર

**ડ્રાફ્ટ** સ્ત્રી૦ [ઇં.] કૂકાથી રમાતી એક અંગ્રેજી [બાજી–રમત

**ડ્રામ** પું૦ [ઇં.] પ્રવાહીનું એક અંગ્રેજી માપ (જેમ કે, દવામાં ચાલે છે. લગભગ એકાદ આનીભાર જેટલું)

**ડ્રાંઉં** (૦ડ્રાંઉં) અ૦[રવ૦] દેડકાનો અવાજ

**ડ્રિલ** સ્ત્રી૦ [ઇં.] કવાયત

**ડ્રેસ** પું૦ [ઇં.] પોશાક; પહેરવેશ

**ડ્રેસિંગ** ન૦ [ઇં.]ઘા, ફોડા ઇ૦ ધોઈ મલમપટી ઇ૦ કરવાં તે

**ડ્રોઇંગ** ન૦ [ઇં.] ચિત્રકામ; રેખાથી આકૃતિ [ચીતરવી તે

## ઢ

**ઢ** પું૦ [સં.] મૂર્ધસ્થાની ચોથો વ્યંજન (૨) સાવ અજ્ઞાન–ઠોઠ માણસ

**ઢગ** પું૦ ઢગલો; ગંજ

**ઢગરું** ન૦, **–રો** પું૦ [જુઓ ધગડો] કૂલો

**ઢગરો** પું૦ [જુઓ ધગડું] હલકા પગારનો સિપાઈ

**ઢગલાબંધ** વિ૦ (૨) અ૦ ઘણું; પુષ્કળ

**ઢગલી** સ્ત્રી૦ નાનો ઢગલો. **–લો** પું૦ પુંજ; ખડકલો

**ઢગો** પું૦બળદિયો(૨)મૂર્ખ; બેવકૂફ આદમી

**ઢચક ઢચક** સ્ત્રી૦ [રવ૦] પાણી પીવાનો અવાજ

**ઢચુપચુ** વિ૦ અનિશ્ચિત; ડગુમગુ

**ઢચૂક** (૦ઢચૂક) અ૦ [રવ૦]

**ઢચ્ચર** વિ૦ બહુ ઘરડું; ખોખા જેવું–જીર્ણ

**ઢડ** અ૦ [રવ૦] ધડ–આઘાતનો અવાજ (ઢડ દઈને ચોડી દીધી) ['ઢણઢણ'માં

**ઢઢણવું, ઢઢણાટ, ઢઢણાવવું,** જુઓ

**ઢઢ્ઢો** પું૦ [દે. ઢડ્ઢ=જડ; સ્તબ્ધ] ઠોઠ માણસ (૨) પતંગ વચ્ચેની ઊભી જાડી અક્કડ સળી કે ચીપટ(બીજી તે કમાન)

**ઢણઢણ** અ૦ [રવ૦]. ૦વું અ૦ક્રિ૦ ઢણઢણ એમ વાગવું (૨) જોરથી બધું એક સાથે હાલી ઊઠવું; ધણધણવું. **–ણાટ** પું૦ ઢણઢણ અવાજ. **–ણાવવું** સ૦ક્રિ૦ (પ્રેરક)

**ઢપ(–ફ)** અ૦ [રવ૦] પડવાનો અવાજ

**ઢબ** અ૦ [રવ૦] ધડવાનો અવાજ (૨) શૂન્ય; ધબ

**ઢબ** સ્ત્રી૦ રીત; પદ્ધતિ; ૦છબ સ્ત્રી૦ [રીતભાત; પદ્ધતિ, છટા

**ઢબઢબિયાં** ન૦બ૦વ૦ ઢબ ઢબ કરવું તે

**ઢબવું** અ૦ક્રિ૦ ઢબ ઢબ એવો અવાજ કરવો (૨) ડૂબવું; બૂડી જવું (૩) ધબી જવું; મરી જવું

**ઢબુ** પું૦ [ફા. ઢબ્બુ; તેલુગુ ઢબ] બેવડિયો [પૈસો (૨) મૂર્ખ

**ઢબૂકવું** અ૦ક્રિ૦ [રવ૦] ઢોલનું વાગવું (૨) પાણીમાં ડૂબકાં ખાવાં

**ઢબૂડ(–ર)વું** સ૦ક્રિ૦ ['ઢબ' કરવું] બરાબર ઓઢાડીને સુવાડવું (૨)થાબડવું(વહાલમાં) (૩) ધીબવું; મારવું

**ઢબ્બુ** પું૦ જુઓ ઢબુ

**ઢમ** અ૦ [રવ૦](૨)ન૦(બાળભાષામાં)ઢોલ.

**ઢમક** (૦ઢમક) અ૦ [રવ૦] ઢોલનો અવાજ. ૦વું અ૦ક્રિ૦ ઢમ ઢમ થવું
**ઢમઢમ** અ૦ [રવ૦] ઢોલનો અવાજ
**ઢમઢોલ** વિ૦ ઢોલ જેવું ફૂલેલું; ખૂબ જાડું દેખાતું
**ઢમાક** અ૦ (૨) પું૦ [રવ૦] ઢોલનો અવાજ
**ઢરડકો** પું૦ [રવ૦] ઢરડવાનો અવાજ
**ઢરડવું** સ૦ક્રિ૦ [રવ૦] ઢસડવું; ઘસડવું
**ઢરડો** પું૦ ['ઢસડવું' ઉપરથી] ઢસરડો; વેઠ; અરસિક વૈતરું [વપરાય છે. 'ઢીલુંઢસ'
**ઢસ** વિ૦ [પ્રા. ઢંસ=ઢસી પડવું] 'ઢીલું' જોડે
**ઢસડવું** સ૦ક્રિ૦ [જુઓ ઢરડવું] જમીન સાથે ખેંચવું; ઘસડવું (૨) [લા.] વેઠ ઉતારવી (૩) ગમે તેમ લખી કાઢવું (૪) કોઈ કામ ગમે તેમ ખેંચી નાંખવું
**ઢસરડવું** સ૦ક્રિ૦ જુઓ ઢસડવું [વેઠ
**ઢસરડો** પું૦ ઢસરડાવાથી થયેલો ઘસરકો (૨)
**ઢસ(૦ળ)વું** અ૦ક્રિ૦ [પ્રા. ઢંસ] ઢગલો થઈને (જેમ કે મકાન, ભીંત, ભેખડ ઇ૦) પડી જવું
**ઢળકવું** અ૦ક્રિ૦ ઢળવું; નમતું રહેવું (૨) નમતું રહેવાથી સુંદર દેખાવું
**ઢળવું** અ૦ક્રિ૦ [દે. ઢલ] આડું થવું; એક બાજુ નમવું (૨) પ્રવાહી પદાર્થનું બહાર નીકળી જવું (૩) બીબામાં રેડાઈ તે ઘાટના થવું (૪) અમુક વલણ તરફ વળવું. [લા.]
**ઢંકાવું** અ૦ ક્રિ૦ 'ઢાંકવું'નું કર્મણિ
**ઢંગ** પું૦ વર્તન; રીતભાત (૨) ચેનચાળા; ઢાળો (૩) રીત; ઢબ; પ્રકાર. ૦ઢાળ પું૦ ઢંગધડો; ઠેકાણું (૨) ઘાટ; આકાર. ૦ધડો પું૦ ઠેકાણું; વિશ્વાસ પડે એવું વર્તન
**ઢંઢ** વિ૦ [દે. ઢંઢ=દંભી] ('પોલું' જોડે વપરાય છે—પોલું ઢંઢ) સાવ પોલું
**ઢંઢેરો** પું૦ જાહેરનામું (૨) સરકારી જાહેરનામું
**ઢંઢોળવું** સ૦ક્રિ૦ [પ્રા. ઢંઢોલ્લ=ધૂમવું, ફરવું] (જગાડવા માટે) ખૂબ હલાવવું
**ઢાકઢોળ** પું૦ [સર૦ ઢાળો] ડોળ; ઘાટ
**ઢાકોઢું(-ઢૂં)બો, ઢાકોઢૂમો** પું૦ ['ઢાંકવું' પરથી] વધેલું ખાવાનું કે ઘરમાં ઉઘાડું હોય તે તપાસી કરીને ઢાંકવું—બંધ કરવું તે
**ઢાચવું** ન૦ ભડકું. (રાનીપરજ લોકોનું)
**ઢાઢી** પું૦ [દે. ઢડ્ઢ=ભેરી] શરણાઈ વગાડનારો (૨) એક જાતનો માગણ
**ઢાલ** સ્ત્રી૦ [સં.] પ્રહાર—ઝટકો ઝીલવાનું ચામડાનું એક સાધન (૨) રક્ષક વસ્તુ [લા.]. ૦ગર પું૦ ઢાલ બનાવનાર
**ઢાળ** પું૦ [દે. ઢાલ=ઢાળવું] ઢોળાવ; ઉતાર (૨) રીત; ઢબ; ઢાળો; ઢંગ (૩) ગાવાની ઢબ (૪) સંબંધ; ઘરોબો (૫) ખેતરના પાકનો અંદાજ
**ઢાળકી** સ્ત્રી૦ [ઢાળવું પરથી] ધાતુને ગાળીને પાડેલી લગડી. —કો પું૦ મોટી ઢાળકી (૨) [લા.] ઢંગ; વર્તણૂક (૩) કામકાજની સફાઈ—આવડ; ભલીવાર (૪) સમજણ. —ણી સ્ત્રી૦ ધાતુ ઢાળવાની ક્રિયા કે રીત
**ઢાળવું** સ૦ક્રિ૦ [દે. ઢાલ] નીચે નાંખવું; નમાવવું (જેમ કે આંખ) (૨) પાથરવું (જેમ કે ખાટલો) (૩) ટીપાં રૂપે પાડવું; ગેરવવું (જેમ કે આંસુ) (૪) પાકનો અંદાજ કાઢવો (૬) ગાળીને ઢાળકી પાડવી; બીબામાં રેડવું
**ઢાળિયું** વિ૦ ઢોળદાર (૨) ન૦ ઢાળકી (૩) ઢાળવાળું ખેતર કે જમીન (૪) એક જ ઢાળ—બાજુવાળું છાપરું (૫) ઢાળદાર મેજ. —યો પું૦ ખેતરમાં પાણી લઈ જવાનો બાંધેલો ઢાળદાર માર્ગ (૨) ઢાળેલો પાસલો —ઘાટ [(૩) પદ્ધતિ; ઢબ
**ઢાળો** પું૦ આરામ; વિશ્રાંતિ (૨) ઢંગ; રીતભાત
**ઢાંકણ** (૦) [ઢાંકવું] ઢાંકણું (૨) સંરક્ષણ (૩) ઢાંકવું તે. —ણી સ્ત્રી૦ નાનું ઢાંકણું (ખાસ કરીને હાંલ્લીનું) (૨) ઘૂંટણ ઉપરનું હાડકું. —ણું ન૦ વસ્તુને ઢાંકવા તેને બેસતો કરેલો કાંઈ પણ ઘાટ (૨) ઢાંકનારું કંઈ પણ
**ઢાંકપ(-પિ)છોડો** (૦) પું૦ (ઢાંકવું+પછેડો, પિછોડો) દોષ છુપાવવાની યુક્તિ—બહાનું
**ઢાંકવું** (૦) સ૦ક્રિ૦ [દે. ઢક્ક] કશા વડે વસ્તુને આવરવી—તેની ઉપર ગોઠવવું, મૂકવું કે પાથરવું (૨) સંતાડવું; ગુપ્ત રાખવું
**ઢાંકેલઢૂંકેલ** (૦) વિ૦ ઢાંકેલું ઢબૂરેલું; ગુપ્ત રાખેલું [ઢાકોઢુંબો
**ઢાંકોઢું(-ઢૂં)બો, ઢાંકોઢૂમો** (૦) પું૦ જુઓ

**ઢાંક્યું** (૦) વિ૦['ઢાંકવું'નું ભૂ૦ કૃ૦] ઢાંકેલું; ગુપ્ત (૨) ન૦ ઘેર પહોંચાડેલું પિરસણ. ૦ધીક્યું વિ૦ અંતરની ગુપ્ત ચિંતાથી બળી રહેલું–દુઃખી

**ઢાંઢું** (૦) ન૦ મરી ગયેલું ઢોર

**ઢાંઢો** (૦) પું૦ મોટો બળદ

**ઢિચાવવું** સ૦ ક્રિ૦, **ઢિચાવું** અ૦ ક્રિ૦ 'ઢીચવું'નું પ્રેરક ને કર્મણિ

**ઢિંગલી** સ્ત્રી૦, **–લું** ન૦, **–લો** પું૦ જુઓ ઢીંગલી, –લું, –લો

**ઢીક** સ્ત્રી૦, ૦ણું વિ૦ જુઓ 'ઢીંક'માં

**ઢીકાપાટુ** સ્ત્રી૦; ન૦ જુઓ ઢીંકાપાટુ

**ઢીકો** પું૦ જુઓ ઢીંકો

**ઢીચવું** સ૦ ક્રિ૦ જુઓ ઢીંચવું

**ઢીબવું** સ૦ક્રિ૦ ધીબવું; માર મારવો

**ઢીમચું** ન૦ ઢીમચું (૨) માટીની જાડી કોઠી (૩) [લા.] ગટ્ટું છોકરું (૪) માથું

**ઢીમડું(–ણું)** ન૦ ગાંઠ જેવો કઠણ સોજો (૨) જેના ઉપર મૂકીને છૂંદાય–ટિપાય તેવો લાકડાનો કકડો

**ઢીમર** પું૦ [સં. धीवर] માછી (૨) ખારવો

**ઢીમું** ન૦ ઢીમણું; ગૂમડું

**ઢીલ** સ્ત્રી૦ [દે. ढिल्ल] વાર; વિલંબ (૨) તંગથી ઊલટું–શિથિલ હોવાપણું (૩) બેદરકારી [લા.]. **–લું** વિ૦ ખેંચમાં શિથિલ; તંગ ન હોય એવું (૨) કઠણ નહિ એવું; પોચું (૩)[લા.] હિંમત વિનાનું (૪) કમજોર(૫) સુસ્ત; ધીરું; મંદ. **–લુંઢસ** વિ૦ સાવ ઢીલું

**ઢીંક** સ્ત્રી૦ [રવ૦] ધીબકો; ધપ્પો

**ઢીંકણું** વિ૦ ફલાણું; અમુક ('ફલાણું' સાથે સાથે એ વપરાય છે, એકલું નહિ)

**ઢીંકવો** પું૦ [દે. ढेंका] નદી કે તળાવના સૂકા તળિયામાં પાણી માટે ખોદેલો ખાડો

**ઢીંકાપાટુ** ન૦ બ૦ વ૦ [ઢીંકો+પાટુ] ધીબકા અને લાતોથી કરેલી મારામારી

**ઢીંકો** પું૦[રવ૦] ઢીકો; મુક્કી; ગડદો; ઠોંસો

**ઢીંગલી** સ્ત્રી૦ નારીરૂપની પૂતળી(૨) ઢીંગલી પેઠે બનેલી ઠનેલી નાના બાંધાની સ્ત્રી [લા.] **–લું** ન૦ પૂતળું–રમકડું. **–લો** પું૦ નરરૂપની પૂતળી

**ઢીંચણ** પું૦ ઘૂંટણ; પગનો ઢાંકણીવાળો સાંધો–ભાગ. **–ણિયું** વિ૦ ઢીંચણ જેટલું ઊંચું (૨) જેનું પૂંછડું ઢીંચણે અડતું હોય એવું (૩) ન૦ ઢીંચણ નીચે મૂકવાનું ટેકણ (૪) ઢીંચણ; ઘૂંટણિયું

**ઢીંચવું** સ૦ ક્રિ૦ હદથી વધારે પીવું (૨) પીવું (તિરસ્કારમાં) (૩) દારૂ પીવો [લા.]

**ઢીંચાવવું** સ૦ક્રિ૦, **ઢીંચાવું** અ૦ક્રિ૦ 'ઢીચવું'નું પ્રેરક ને કર્મણિ

**ઢુકાવવું** સ૦ક્રિ૦, **ઢુકાવું** અ૦ક્રિ૦ 'ઢૂકવું'નું પ્રેરક ને ભાવે

**ઢૂકડું** વિ૦ [જુઓ ઢૂંકડું] નજીક

**ઢૂકવું** અ૦ક્રિ૦ [જુઓ ઢૂંકવું] નજીક જવું

**ઢૂવો** પું૦ રણમાં રેતી ઊડીને થતો ઢગલો

**ઢૂસ** વિ૦ [રવ૦] નકામું; રદ્દી

**ઢૂંકડું** વિ૦ [ઢૂંકવું] ઢૂકડું; દૂર નહિ એવું

**ઢૂંકવું** અ૦ ક્રિ૦ [સં. ढौक्; પ્રા. ढुक्क] ઢૂકવું; નજીક જવું [પ્રેરક ને ભાવે

**ઢૂંકાવવું** સ૦ક્રિ૦, **ઢૂંકાવું** અ૦ક્રિ૦ 'ઢૂંકવું'નું

**ઢૂંઢવું** સ૦ક્રિ૦ [સં. ढुढन] શોધવું, ખોળવું

**ઢૂંઢસું** ન૦ કણસલામાંથી બાજરીના દાણા કાઢી લીધા પછી રહેતું ફોતરું; ઢૂંઢું

**ઢૂંઢાવવું** સ૦ક્રિ૦ **ઢૂંઢાવું** અ૦ ક્રિ૦ 'ઢૂંઢવું'-નું પ્રેરક ને કર્મણિ

**ઢૂંઢિયો** પું૦ જૈન ધર્મનો એક સંપ્રદાય (૨) એ સંપ્રદાયનો આદમી

**ઢૂંઢું (–ણસું,–સું)** ન૦ જુઓ ઢૂંઢસું

**ઢૂંસો** પું૦ ઘઉંનો જાડો મોટો ભાખરો (૨) ધૂંસો; જાડો કામળો

**ઢેકલી** સ્ત્રી૦ નાનો ઢેકો–ગાંઠ (૨) નાની ટેકરી. **–લો,–વો** પું૦ મોટી ઢેકલી; ઢેકો

**ઢેકવો** પું૦ [સં. ढेंक ઉપરથી] કૂવામાંથી પાણી ખેંચવાનું એક યંત્ર

**ઢેકાઢળિયા, ઢેકાઢૈયા** પું૦બ૦વ૦[ઢેકા+ઢળિયા (ઢળવું ઉપરથી)] ઊંચાનીચા–અસમાન જમીન; ખાડાટેકરા

**ઢેકો** પું૦ ઊપસેલો ભાગ; ટેકરો (૨) [શા. પ્ર. માં] શરીર પર ઢેકા પેઠે દેખાતો હાડકાવાળો ભાગ (જેમ કે કેડ, પીઠ)

**ઢેખલો** પું૰ ઈંટનો કકડો; રોડું
**ઢેખાળી** સ્ત્રી૰ નાનો ઢેખાળો(૨)ઈંટનો ભૂકો. **–ળો** પું૰ જુઓ ઢેખલો
**ઢેડ** પું૰ એ નામની એક અંત્યજ જાતનો આદમી. **૰ગુજરાતી** સ્ત્રી૰ અંગ્રેજી મિશ્રણવાળી ગુજરાતી. **૰ફજેતી** સ્ત્રી૰, **૰ફજેતો** પું૰ જાહેર ફજેતી; ખરાબમાં ખરાબ ફજેતી. **૰વાડો** પું૰ ઢેડલોકોનો લત્તો (૨) ગંદી–અસ્વચ્છ જગા; ગંદકી [લા.]. **–ડિયું** વિ૰ ઢેડનું, –ને લગતું. **–ડી** સ્ત્રી૰ ઢેડની સ્ત્રી૰ **–ડો** પું૰ ઢેડ(તુચ્છકારમાં)
**ઢેઢ** **૰ગુજરાતી ૰ફજેતી ૰ફજેતો ૰વાડો** જુઓ 'ઢેડ'માં. **૰ડી** સ્ત્રી૰ ઢેડી. **–ઢિયું** વિ૰ ઢેડિયું
**ઢેપલી** સ્ત્રી૰ નાનું–ચપટું ઢેપું; થેપલી. **–લું** ન૰ રોડું (૨) ચોસલું; દગડું
**ઢેપું(–ફું)** ન૰ જુઓ ઢેપલું
**ઢેબરું** ન૰ એક ખાવાની વાની
**ઢેબો** પું૰ સોનો; ગડબ; ઢેકો(૨) પોદળો
**ઢેયડી** સ્ત્રી૰ ઢેડી
**ઢેર** પું૰ [હિં.] ઢગલો. **–રી** સ્ત્રી૰ ઢગલી
**ઢેલ(૰ડી)** સ્ત્રી૰[પ્રા. ઢેળિયાલ્લિયા]મોરની માદા
**ઢેસકું** ન૰ એક ઘરેણું (૨) જાડો રોટલો (૩) પોદળો
**ઢેસરો(–સો,–ળો)** પું૰ પોદળો
**ઢેંક (ઢેં૰)** વિ૰ તદ્દન હલકી કોટિનું
**ઢેયું** ન૰ મોટું ઢેકું. **–યો** પું૰ ઢગલો; ટેકરો
**ઢોકળિયું** વિ૰ વચમાંથી જાડું (વલણ) (૨) ન૰ પગમાં ગોટલા ચડે એવું દર્દ
**ઢોકળી** સ્ત્રી૰ ખાવાની એક વાની
**ઢોકળું** ન૰ ખાવાની એક બનાવટ–વાની
**ઢોચકી** સ્ત્રી૰ નાનું ઢોચકું. **–કું** ન૰ સાંકડા મોંનો માટીનો ઘડો (૨) [લા.] ડોચકું; માથું (૩) વિ૰ ઢોચકા પેઠે અસ્થિર બેસણીનું કે તેવા મનનું; ઢોળવું
**ઢોર** ન૰ પશુ, ગાય, ભેંસ વગેરે ચોપગું પ્રાણી. **૰ઢાંક, ૰ઢાંક(–ખ)ર** ન૰બ૰વ૰ ઢોર વગેરેનો સમૂહ. **૰માર** પું૰ ઢોરને પડે એવો સખત માર
**ઢોરો** પું૰ [સર૰ ધોરો] ઊપસેલી જમીન
**ઢોલ** પું૰; ન૰[સં.] એક વાદ્ય; નગારું. **૰કી** સ્ત્રી૰ નાનું ઢોલકું. [(બંને બાજુની) **ઢોલકી વગાડવી** = બંને પક્ષ સાચવવા પ્રયત્ન કરવો; એકે પક્ષને પૂરા વફાદાર ન રહેવું]. **૰કું** ન૰ ઢોલ [પલંગડી
**ઢોલડી(–ણ,–ણી)** સ્ત્રી૰ નાનો ખાટલો;
**ઢોલિયો** પું૰ ખાટલો; પલંગ
**ઢોલી** પું૰ ઢોલ વગાડનારો
**ઢોલો** પું૰ [દે. ढोल्ल] વર; ધણી
**ઢોલો** [ઢોલ=નગારું ઉપરથી] જાડો, એદી, મૂર્ખ માણસ
**ઢોળ** પું૰ ઓપ; ધાતુને રસવી તે
**ઢોળફોડ** સ્ત્રી૰ ઢોળવું ફોડવું તે
**ઢોળવું** સ૰ક્રિ૰ [દે. ढल=ઢળવું] રેડવું (૨) ગબડાવવું (૩) ન૰ બેસણી વગરનું વાસણ (૪) બંને બાજુ ઢળી પડે તેવો માણસ [લા.]
**ઢોળવું** સ૰ક્રિ૰ [દે. ढाल] પંખો નાખવા
**ઢોળાણ** ન૰, **–વ, ઢોળો** પું૰ [જુઓ ઢળવું] ઢાળ
**ઢોંગ (ઢોં)** પું૰ ખોટો દેખાવ; દંભ. **૰ધતૂરો** પું૰ ખોટો દંભ ને છેતરપિંડી; ઠગાઈ. **–ગી,–ગીલું** વિ૰ ઢોંગથી ભરેલું; દંભી
**ઢોંડો (ઢોં૰)** પું૰ પથ્થર; પહાણો (૨) મૂર્ખ–જડસો આદમી [લા.]

# ણ

**ણ** [સં.] ટ વર્ગનો–મૂર્ધસ્થાની અનુનાસિક (આ અક્ષરથી શરૂ થતો શબ્દ ભાષામાં નથી)
**–ણ(–ણું)** ન૰ બનાવતો કૃત્પ્રત્યય [જુઓ અણ] (આ પ્રત્યય અંતે અ સિવાયના સ્વરવાળા ધાતુને લાગે છે.) ઉદા૰ ખાણું; પીણું; લેણદેણ; જોણું; મોણ ઇ૰
**–ણુક** કૃત્પ્રત્યય. સ્ત્રી૰ બનાવે છે. ઉદા૰ વર્તણુક; નિમણુક

# ત

**ત** પું૦ [સં.] દંતસ્થાની પહેલો વ્યંજન
**તક** સ્ત્રી૦ [સર૦ દે. थक्क=અવસર] અનુકૂળ વખત – પ્રસંગ; લાગ
**તકતક** અ૦ તકતકે એમ. ૦વું અ૦ક્રિ૦ ચકચકવું; તેજ મારવું
**તકતી** સ્ત્રી૦ [જુઓ તખ્તો]કાચ કે ધાતુની ચાર ખૂણાવાળી ચકતી (૨) એક ઘરેણું. **–તો** પું૦ મોટી તકતી (૨) અરીસો (૩) મઢેલું ચિત્ર કે ફોટો
**તકદીર** ન૦ [અ.] નસીબ; કિસ્મત
**તકમરિયાં** ન૦બ૦વ૦ [જુઓ તુકમરિયાં] એક જાતનાં બિયાં – ઔષધિ
**તકરાર** સ્ત્રી૦[અ.]ઝઘડો; કજિયો;ટંટો (૨) વાંધો;ખાંચો. **–રિયું** વિ૦તકરાર કરવાની ટેવવાળું(૨)તકરારવાળું – તકરાર કરવી પડે તેવું. **–રી** વિ૦ જુઓ તકરારિયું (૨) તકરારને લગતું; તકરારનો વિષય બનેલું
**તકલાદી** વિ૦[અ.तकलीदी=નકલી;બનાવટી] મજબૂત અને ટકાઉ નહિ તેવું; નાજુક
**તકલી** સ્ત્રી૦ [સં. तर्कु]નીચે ગોળ ચકતીમાં ઊભા સળિયાની દાંડીવાળું કાંતવાનું એક સાધન
**તકલીફ** સ્ત્રી૦ [અ.] તસ્દી; શ્રમ; કષ્ટ
**તકસીર** સ્ત્રી૦ [અ.] ભૂલ; કસૂર. ૦વાર વિ૦ તકસીરવાળું [ચાંપતી ઉઘરાણી
**તકાજો(–દો)** પું૦ [અ. तकाजह] તગાદો;
**તકાવી** સ્ત્રી૦ [અ.] સરકાર તરફથી ખેડૂતને ધીરવામાં આવતાં નાણાં [(૨) ઇચ્છવું
**તકાસવું** સ૦ક્રિ૦ લાલચથી તાકીને જોવું
**તકિયો** પું૦ [ફા] પાછળ અઢેલવાનું મોટું ઓશીકું(૨)ઓટલી પર કરાતું તેવા ઘાટનું ચણતર (૩) ફકીરને રહેવાનું સ્થાન
**તકેદારી** સ્ત્રી૦ ચાંપ; જાપતો; દેખરેખ
**તક્તી** સ્ત્રી૦ જુઓ તકતી. **–ક્તો** પું૦ જુઓ તકતો
**તક્ર** સ્ત્રી૦; ન૦ [સં.] તાક; છાશ
**તક્ષક** પું૦ [સં.] સુતાર (૨) નાગલોકનો એક આગેવાન (૩) દેવોનો શિલ્પી. **–ણ** ન૦[સં.] ખરાદી કામ–૬૪માંની એક કળા
**તક્ષશિલા** સ્ત્રી૦[સં.] પંજાબનું એક પ્રાચીન નગર (પ્રસિદ્ધ બૌદ્ધ વિદ્યાપીઠની જગા)
**તખત** ન૦ [જુઓ તખ્ત] સિંહાસન; રાજગાદી
**તખતી** સ્ત્રી૦ જુઓ તકતી. **–તો** પું૦ જુઓ તકતો(૨)મંચ;રંગભૂમિ;'પ્લૅટફૉર્મ'
**તખલ્લુસ** ન૦[અ.]ઉપનામ(જેમ કે, લેખકો ધારણ કરે છે તે, 'કલાપી' 'દ્વિરેફ' ઇ૦)
**તખ્ત** ન૦ [ફા.] જુઓ તખત. **૦નશીન** વિ૦ તખત ઉપર બેઠેલું
**તખ્તી** સ્ત્રી૦ જુઓ 'તકતી'.**–ખ્તેતાઊસ** ન૦ શાહજહાંનું મયૂરાસન. **–ખ્તો** પું૦ [ફા.] જુઓ તકતો
**તગડ** સ્ત્રી૦[ફા.तगदव]દોડધામ(૨)રગડપટ્ટી; અથડામણ. ૦વું સ૦ક્રિ૦ખૂબ દોડાવવું(૨) થકવવું – રખડાવવું [જાડું; હૃષ્ટપુષ્ટ
**તગડું** વિ૦ [કાનડી 'दक्कड'=મજબૂત]ખૂબ
**તગડો** પું૦ [સં. त्रि] ૩ – ત્રણની સંજ્ઞા
**તગણું** વિ૦ [સં. त्रि+गुण] ત્રણ ગણું
**તગતગ** અ૦ જુઓ તકતક.૦વું અ૦ક્રિ૦ જુઓ તકતકવું
**તગર** સ્ત્રી૦; ન૦[સં.]એક વનસ્પતિ(સુગંધ માટે તથા ઔષધિમાં ખપ આવે છે)
**તગવું** અ૦ક્રિ૦ તગતગવું; ચકચકવું
**તગાદો** પું૦ જુઓ તકાજો
**તગારું** ન૦[ફા. तगार]છાબડા ઘાટનું લોઢાનું એક પાત્ર (૨) પેટ (તિરસ્કારમાં) [લા.]
**તગાવી** સ્ત્રી૦ જુઓ તકાવી
**તગેડવું** સ૦ક્રિ૦ જુઓ તગડવું
**તજ** સ્ત્રી૦;ન૦ [પ્રા. तआ; સં. त्वच्] એક તેજાનો (ઝાડની છાલ છે)

**તજગરો** પું૦ [अ. तजकिरह] તપાસ (૨) હિસાબની તપાસ

**તજવીજ** સ્ત્રી૦ [अ.] તપાસ; શોધ (૨) યુક્તિ; કરામત (૩) કોશિશ; પ્રયત્ન (૪) ચોકસી; સંભાળ(પ) વ્યવસ્થા; જોગવાઈ

**તજવું** સ૦ક્રિ૦ [सं. त्यज्] છોડવું; ત્યજવું

**તજાગરમી** સ્ત્રી૦[प्रा.तजा (सं.त्वच्)+ગરમી] ચામડીનો એક રોગ

**તજ્જન્ય** વિ૦ [सं.] તેમાંથી ઉત્પન્ન થયેલું

**તજ્જ્ઞ** વિ૦ [सं.] (અમુક વિષયનો)જાણકાર; વિદ્વાન; તદ્વિદ.

**તટ** પું૦ [सं.] કિનારો; કાંઠો. ૦**સ્થ** વિ૦ નિષ્પક્ષ (૨) પક્ષપાત રહિત; નિરપેક્ષ

**તટિની** સ્ત્રી૦ [सं.] નદી

**તડ** અ૦ [રવ૦] તરડાવાનો અવાજ (૨) સ્ત્રી૦ તરડ; ફાટ (૩) ન૦ પક્ષ; ભાગલો

**તડકવું** અ૦ક્રિ૦ [તડ] ડરવું; ગભરાવું

**તડકાવવું** સ૦ક્રિ૦ 'તડકવું'નું પ્રેરક (૨) ધમકાવવું

**તડકીછાંયડી** સ્ત્રી૦ જુઓ તડકોછાંયડો

**તડકો** પું૦ તાપ; સૂર્યનો ગરમ પ્રકાશ. ૦**છાંયડો**, ૦**છાંયો**, ૦**રીળો** પું૦ તડકો અને છાંયડો (૨) સુખદુઃખ [લા.]

**તડજોડ** સ્ત્રી૦ [તડ + જોડ] તડો વચ્ચે સમાધાન – સલાહસંપ

**તડતડ** અ૦ [રવ૦] ફાટવાનો અવાજ(૨) ઝટ ઝટ. ૦**વું** અ૦ક્રિ૦ તડતડ અવાજ થવો (૨) ફાટું ફાટું થવું; તસતસવું (૩) ગુસ્સાથી બોલવું [લા.]. **–ડાટ** પું૦ તડતડવાનો અવાજ (૨) અ૦ ઝપાટાબંધ. **–ડિયું** વિ૦ તડતડ અવાજ કરે એવું (૨) ન૦ બળતાં તડતડ અવાજ કરે એવું લાકડું. **–ડિયો** પું૦ દેવતાની ચિનગારી (૨) એક દારૂખાનું [જુઓ તડફડ

**તડ ને ફ(–ભ)ડ** શ૦પ્ર૦ [તડનો દ્વિર્ભાવ]

**તડપડાટ** પું૦ જુઓ ટડપડ

**તડપવું** અ૦ક્રિ૦ જુઓ તલપવું

**તડફડ** અ૦ [દે.] લાગલું જ; ઝટ (૨) મોઢામોઢ; ખુલ્લેખુલ્લું. ૦**વું** અ૦ક્રિ૦ તડફડિયાં મારવાં (૨) હાંફવું (૩) વ્યર્થ પ્રયત્ન કરવો – ફાંફાં મારવાં [લા.].**–ડાટ** પું૦ તડફડવું તે. **–ડિયાં** ન૦ બ૦ વ૦ દુઃખમાં હાથપગના પછાડા(૨)વલખાં;ફાંફાં

**તડફવું** અ૦ક્રિ૦ તડફડવું

**તડબૂચ** ન૦ [फा. तरबुज़] એક ફળ

**તડભડ** અ૦ જુઓ તડફડ [સામે ધસવું

**તડવું** અ૦ક્રિ૦ મારવા કે ઝઘડવા માટે

**તડંતડા** સ્ત્રી૦ ['તડવું' ઉપરથી] તડાતડી; બોલાબોલી (૨) મારામારી

**તડાક** અ૦ [રવ૦] તૂટવાનો અવાજ (૨) એકદમ; તરત જ

**તડાકો** પું૦ [રવ૦] જૂઠી વાત – ગપ (૨) એકાએક ધસારો કે વૃદ્ધિ યા લાભ

**તડાગ** ન૦ [सं.] તળાવ

**તડાતડ** અ૦ [રવ૦] ઝટઝટ; ઉપરાઉપરી. **–ડ(–ડી)** સ્ત્રી૦ બોલાબોલી; મારામારી (૨)ચડાચડી;સ્પર્ધા(૩)ઉતાવળ;ધમાચકડી

**તડામાર** અ૦ [તડવું+મારવું] ધમધોકાર; ઝપાટાબંધ. **–ર(–રી)** સ્ત્રી૦ ઉતાવળ;ત્વરા

**તડિત** સ્ત્રી૦ [सं.] વીજળી

**તડિંગધૂમ** અ૦ [રવ૦] ઢોલકનો અવાજ

**તડી** સ્ત્રી૦ [सं. तड् ઉપરથી] ઝડી; દરોડો (૨) મારની ઝડી

**તડુકાવવું** સ૦ક્રિ૦, **તડુકાવું** અ૦ક્રિ૦ 'તડૂકવું'નું પ્રેરક ને ભાવે

**તડૂકવું** અ૦ક્રિ૦[રવ૦]ઘાંટો કાઢવો;ગર્જવું

**તડૂકો** પું૦ તડૂકવાનો અવાજ

**તડેડાટ** પું૦ (૨) અ૦ જુઓ તડતડાટ

**તડોતડ** અ૦ જુઓ તડાતડ

**તણખ** સ્ત્રી૦ [सं. तन्, प्रा. तण=તણાવું] બળતરા સાથે સણકાની વેદના (૨) અવાજમાં ખેંચાવાથી આવતી કર્કશતા

**તણખલું** ન૦[सं. तृणक]તરણું;ઘાસની સળી

**તણખો** પું૦ દેવતાની ચિનગારી કે અંગારો

**તણછ** સ્ત્રી૦ તણખ. **–છાવું** અ૦ક્રિ૦ અવયવ તણાવો (૨) લંગડાવું(૩) સણકા નાખવા ['ડકટાઈલ' [પ. વિ.]

**તણાઉ** વિ૦ તાણીને તાર ખેંચી શકાય એવું;

**તણાવું** અ૰ક્રિ૰ 'તાણવું'નું કર્મણિ;ખેંચાવું (૨) ગજા ઉપરાંતના કામના બોજા તળે કે ખર્ચમાં આવવું

**તણાવો** પું૰ [સં. तन् ઉપરથી] રથની સાંગી નીચેનો દોર

**તણી** સ્ત્રી૰, **-ણું** ન૰, **-ણો** પું૰ [દે. तणय] છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય [પ.]

**તત** સ૰ [સં.] તે. **-તકાલ, -તક્ષણ, -તખેવ** અ૰ તે જ વખતે; તરત જ [પ.]

**તતડવું** અ૰ક્રિ૰ [રવ૰] જુઓ તડતડવું

**તતડાટ** પું૰ તતડવું તે. **-વવું** સ૰ક્રિ૰ 'તતડવું'નું પ્રેરક (૨) ધમકાવવું [લા.]

**તતડિયું** વિ૰ બળતાં તડતડિયા ઊડે એવું (લાકડું, કોલસો ઇ૰).**-યો** પું૰ તણખો; તડતડિયો

**તતઃ** અ૰ [સં.] પછી; તો પછી

**તતૂડી** સ્ત્રી૰ [રવ૰] નાનું તતૂડું. **-ડું** ન૰ એક જાતનું રણશિંગું

**તત્કાલ** અ૰ [સં.] તે જ વખતે; તરત જ. **-લીન** વિ૰ [સં.] તે સમયનું. **-ળ** અ૰ જુઓ તત્કાલ [તતક્ષણ

**તત્ક્ષણ** અ૰ [સં.] તે જ ક્ષણે; તાબડતોબ;

**તત્ત્વ** ન૰ [સં.] કોઈ વસ્તુનું મૂળ અસલ કે વાસ્તવિક રૂપ (૨) સાર; રહસ્ય (૩) પંચભૂતમાંનું દરેક (૪) સાંખ્યનાં ૨૫ તત્ત્વોમાંનું દરેક—પંચમહાભૂત, પંચ વિષયો, દસ ઇંદ્રિયો, મન, બુદ્ધિ, અહંકાર, પ્રકૃતિ અને પુરુષ. ૦**ગ્રાહિણી** વિ૰ સ્ત્રી૰, ૦**ગ્રાહી** વિ૰ તત્ત્વ ગ્રહણ કરનારું. ૦**ચિંતન** ન૰ તત્ત્વ વિષે વિચાર કરવો તે. ૦**જ્ઞ** વિ૰ [સં.] તત્ત્વને જાણનારું (૨) પું૰ ફિલસૂફ. ૦**જ્ઞાન** ન૰ [સં.] તત્ત્વ સંબંધી જ્ઞાન; ફિલસૂફી. ૦**જ્ઞાની** વિ૰ (૨) પું૰ [સં.] તત્ત્વજ્ઞ. ૦**તઃ** અ૰ [સં.] તત્ત્વની દૃષ્ટિએ; ખરી રીતે. ૦**દર્શન** ન૰ તત્ત્વજ્ઞાન; ફિલસૂફી. ૦**મીમાંસા** સ્ત્રી૰'મેટાફિઝિક્સ'. ૦**વેત્તા** પું૰ તત્ત્વજ્ઞાની; ફિલસૂફ. **-ત્ત્વાર્થ** પું૰ મૂળ સત્ય; ખરું તત્ત્વ

**તત્પર** વિ૰ [સં.] બરાબર પરોવાયેલું; એકધ્યાન (૨) તૈયાર; સજ્જ (માણસ). ૦**તા** સ્ત્રી૰

**તત્પરાયણ** વિ૰ [સં.] તત્પર

**તત્પુરુષ** પું૰ [સં.] સમાસના ચાર મુખ્ય પ્રકારમાંનો એક, જેમાં પૂર્વપદ ઉત્તરપદ સાથે વિભક્તિના સંબંધથી જોડાય છે[વ્યા.]

**તત્ર** અ૰ [સં.] ત્યાં

**તત્સમ** વિ૰ [સં.] મૂળ પ્રમાણેનું—બરાબર (૨) મૂળ ભાષામાં અને પ્રાકૃતમાં સરખો એવો (શબ્દ) [વિસ્તાર; લંબાણ

**તથા** સ્ત્રી૰ [દે. तत्ति] સ્પૃહા; તમા (૨)

**તથા** અ૰ [સં.] અને (૨) તે પ્રમાણે; તેમ. ૦**ગત** વિ૰ [સં.] પરમપદે પહોંચેલું (૨) પું૰બુદ્ધ (૩) જ્ઞાની. ૦**પિ** અ૰[સં.] તોપણ. ૦**ભૂત** વિ૰ [સં.] તે પ્રમાણે બનેલું. ૦**સ્તુ** શ૰પ્ર૰ [+સં. अस्तु] 'તેમ થાઓ'; 'એવું હો'

**તથ્ય** વિ૰ (૨) ન૰ [સં.] સત્ય; સાચું. **-થ્યાંશ** પું૰ તથ્ય—સત્યનો અંશ (૨) મહત્ત્વનો ભાગ કે સારાંશ

**તદનુરૂપ** વિ૰ [સં.] તેના જેવું; તેના રૂપનું

**તદનુસાર** અ૰ [સં.] તે પ્રમાણે

**તદપિ** અ૰ [સં.] તોપણ

**તદબીર** સ્ત્રી૰ [અ.] યુક્તિ

**તદર્થે** અ૰ [સં.] તેને માટે; તેને ખાતર

**તદા** અ૰ [સં.] ત્યારે

**તદાકાર** વિ૰[સં.]તેના જ આકારનું;તદ્રૂપ (૨) તન્મય; લીન [વિશેષ; વળી

**તદુપરાંત, તદુપરિ** [સં.] અ૰ તે ઉપરાંત;

**તદ્ગુણ** વિ૰ [સં.] તે કે તેના ગુણવાળું (૨) પું૰ તેનો ગુણ

**તદ્દન** અ૰ બિલકુલ; છેક (૨) નર્યું

**તદ્ધિત** પું૰ [સં.] [વ્યા.] મૂળ નામ, સર્વનામ, વિશેષણ કે અવ્યયને લાગીને નવો શબ્દ બનાવનો પ્રત્યય (૨) વિ૰ તે પ્રત્યયો લાગીને બનેલું

**તદ્ભવ** વિ૰[સં.] તેમાંથી થતું—જન્મતું (૨) મૂળ ભાષામાંથી પ્રાકૃતમાં આવેલો અપભ્રષ્ટ (શબ્દ) [સ્ત્રી૰

**તદ્રૂપ** વિ૰ [સં.] તેના જેવું; તદાકાર. ૦**તા**

**તદ્વિદ** વિ૰ (૨) પું૰ [सं.] જુઓ તજ્જ્ઞ
**તન** પું૰ [सं. तनय] પુત્ર; દીકરો
**તન** ન૰ [फा.; सं. तनु] શરીર; દેહ
**તનક** [फा. तनुक; सं. तनु] થોડું (૨) નાનું;
**તનખો** પું૰ [फा. तनख़ाह] પગાર
**તનમન** અ૰ [તન+મન] ખૂબ આતુરતાથી –અધીરાઈથી. **૦ધન** ન૰બ૰વ૰ સર્વસ્વ; બધી શક્તિ સાધન વગેરે. **–નાટ** પું૰ આવેશ; જુસ્સો; અધીરાઈ
**તનસનિયું** ન૰ એક જાતનું ફૂલ (૨) કાનનું એક ઘરેણું
**તનય** પું૰[सं.] પુત્ર. **–યા** સ્ત્રી૰[सं.]પુત્રી
**તનુ** વિ૰[सं.] કૃશ; પાતળું (૨) થોડું (૩) નાનું (૪) સુંદર
**તનુ(–નૂ)** સ્ત્રી૰;ન૰ [सं.] શરીર. **૦જ** પું૰ [सं.] પુત્ર. **૦જા** સ્ત્રી૰ [सं.] પુત્રી
**તન્મય** વિ૰ [सं.] એકાગ્ર; લીન
**તન્માત્ર** [सं.] ન૰, **–ત્રા** સ્ત્રી૰ પંચમહાભૂતોનું શુદ્ધ–સૂક્ષ્મ રૂપ
**તન્વી** સ્ત્રી૰ [सं.] નાજુક સુકુમાર સ્ત્રી
**તપ** ન૰ [सं.] ઇંદ્રિયદમન; તપસ્યા (૨) લાંબો વખત રાહ જોવી કે બેઠા રહેવું પડે તે; તપવું પડે તે [લા.]
**તપખીર** સ્ત્રી૰ છીંકણી. **–રિયું,–રી** વિ૰ તપખીરના રંગનું
**તપત** સ્ત્રી૰ ગરમી; સહેજસાજ તાવ
**તપલોક** પું૰ સાત લોકમાંનો છઠ્ઠો–તપસ્વીઓનો લોક
**તપવવું** સ૰ક્રિ૰ 'તપવું'નું પ્રેરક
**તપવું** અ૰ક્રિ૰ [सं. तप्] ઊનું–ગરમ થવું (૨) તપ કરવું (૩)[લા.] લાંબો વખત રાહ જોતાં ઊભા રહેવું;ખોટી થવું (૪) ગુસ્સે થવું
**તપશ્ચર્યા** સ્ત્રી૰ [सं.] તપ કરવું તે;તપસ્યા
**તપસી** વિ૰ (૨) પું૰ તપ કરનાર
**તપસીલ** સ્ત્રી૰ વિગત;જુદી જુદી હકીકતનો ફોડ. **૦વાર** અ૰ વિગતવાર
**તપસ્યા** સ્ત્રી૰ [सं.] તપ; તપશ્ચર્યા
**તપસ્વિની** વિ૰ સ્ત્રી૰ (૨) સ્ત્રી૰ [सं.] તપસ્યા કરનાર સ્ત્રી
**તપસ્વી** વિ૰ (૨) પું૰ [सं.] તપ કરનાર
**તપાડ(–વ)વું** સ૰ક્રિ૰ 'તપવું'નું પ્રેરક
**તપાસ(૦ણી)** સ્ત્રી૰ [अ. तफ़हुस] તપાસવું
**તપાસરાવવું** સ૰ક્રિ૰ તપાસાવવું
**તપાસવું** સ૰ક્રિ૰ [તપાસ] શોધવું ખોળવું (૨) ચોકસી કરવી; ઊંડા ઊતરીને જોવું (૩) સંભાળવું; તજવીજ રાખવી
**તપાસ-સમિતિ** સ્ત્રી૰તપાસ કરનાર સમિતિ
**તપાસાવવું** અ૰ક્રિ૰ 'તપાસવું'નું પ્રેરક
**તપેલી** સ્ત્રી૰ પહોળા મોંનું (ધાતુનું) એક વાસણ. **–લું** ન૰ મોટી તપેલી
**તપો–** [सं.](સમાસમાં પૂર્વપદે ઘોષવ્યંજન પૂર્વે). **૦ધન** વિ૰ [सं.] તપ એ જ જેનું ધન છે એવું (૨) બ્રાહ્મણોની એ નામની જાતનું (૩) પું૰ તપસ્વી (૪) તપોધન જ્ઞાતિનો બ્રાહ્મણ. **૦બલ** [सं.] **(–ળ)** ન૰ તપનું બળ; તપનો પ્રભાવ. **૦ભૂમિ(–મી)** સ્ત્રી૰ તપથી પવિત્ર થયેલી ભૂમિ; તપોવન. **૦લોક** પું૰ [सं.] જુઓ તપલોક. **૦વન** ન૰ [सं.] તપસ્વીનું નિવાસસ્થાન
**તપ્ત** વિ૰ [सं.] તપેલું કે તપાવેલું
**તફડવું** અ૰ક્રિ૰ જુઓ તડફડવું
**તફડંચી(–ખાજી)** સ્ત્રી૰ [જુઓ તફરકે] પારકાના માલ કે કૃતિની ઉચાપત; ચોરી
**તફડાટ** પું૰ જુઓ તડફડાટ
**તફડાવવું** સ૰ક્રિ૰તફડંચી કરવી;ચોરી જવું
**તફરકે** અ૰ [अ. तफ़रकह] ચોરાઈ, વેરાઈ કે ઉચાપત થયું હોય એમ
**તફસીલ** સ્ત્રી૰[अ.], **૦વાર** અ૰જુઓ 'તપસીલ'માં
**તફાવત** પું૰ [अ.] ફરક; ઓછાવત્તાપણું
**તફો** પું૰ [अ. ताइफ़ह] જથો; વિભાગ
**તબક** સ્ત્રી૰ [अ.] રકાબી; તાસક; છીબું (૨) માળ; મજલો. **૦ડી** સ્ત્રી૰ નાની તબક – રકાબી
**તબક્કો** પું૰ [अ. तबकह] મજલો; માળ (૨) સ્થિતિ; દશા (૩) પાયરી; ધોરણ (૪) વિભાગ; ખંડ
**તબડક** અ૰[રવ૰][ઘોડાની દોડનો અવાજ]. **–કી** સ્ત્રી૰ ઘોડાની દોડનો પગરવ (૨) દોડ. **–કો** પું૰ ઝપાટો; સપાટો; વેગ

**તબડાવવું** સ૰ક્રિ૰ [રવ૰] દોડાવવું (૨) દબડાવવું; ધમકાવવું

**તબડૂક** વિ૰ ભોટ;કમઅક્કલ(૨)મૂઢ;અવાક

**તબદીલ** વિ૰ [અ.] બદલાયેલું; ફેરેલું. **–લી** સ્ત્રી૰ ફેરબદલી

**તબલચી** પું૰[ફા.]તબલાં–નરઘાં વગાડનાર

**તબલીઘ** સ્ત્રી૰ [અ.] શુદ્ધિ; ધર્માંતર

**તબલું** ન૰ [અ. तब्लह] એક વાદ્ય; નરઘું

**તબિયત** સ્ત્રી૰[અ.] મનની સ્થિતિ–મિજાજ (૨) શરીરની હાલત (તંદુરસ્તી કે માંદગી બાબતની)

**તબીબ** પું૰ [અ.] વૈદ્ય; હકીમ. **–બી** વિ૰ તબીબને લગતું (૨) સ્ત્રી૰ વૈદું

**તબેલો** પું૰ [અ. तवील्ह] ઘોડો, બળદ ઇ૰ કે ગાડી રાખવાનું ઠેલું કે મકાન

**તબો** પું૰ ચલમનો તવો

**તબ્બલ** ન૰ [અ. तब्ल] તાલકું; માથું

**તમ** ન૰ [સં.] અંધારું (૨) તમોગુણ વિ૰ને લાગતાં 'સૌમાં શ્રેષ્ઠ' એમ અર્થ બતાવનારો પ્રત્યય. ઉદા૰ ગુરુતમ

**તમ** સ૰ તમે [પ.]

**તમણ** સ્ત્રી૰ [દે.] ભોંય ખોદીને કરેલો ચૂલો

**તમણું** વિ૰ ત્રણ ગણું; ત્રમણું

**તમતમાટ** વિ૰ તમતમું (૨) પું૰ તીખાશ

**તમતમું** વિ૰ બહુ તીખું

**તમન્ના** સ્ત્રી૰ [અ.] ઇચ્છા; આતુરતા

**તમરી** સ્ત્રી૰ [સં. તિમિર] જુઓ તમ્મર

**તમરું** ન૰ રાતે તીણા અવાજથી બોલતું એક જીવડું

**તમસ** ન૰ [સં.] અંધારું (૨) અજ્ઞાન (૩) [તમોગુણ

**તમંચો** પું૰ [તુર્કી] પિસ્તોલ

**તમા** સ્ત્રી૰[અ.] પરવા; દરકાર(૨) કમીના; [ખોટ

**તમાકુ** સ્ત્રી૰ [પોર્ટુ૰ तबुकी] તંબાકુ

**તમાચો** પું૰ [ફા.] થપ્પડ; લપડાક

**તમામ** વિ૰ (૨) અ૰ [અ.] બધું; સંપૂર્ણ

**તમારિ** પું૰[સં.]સૂર્ય. **૦તનયા** સ્ત્રી૰યમુના નદી

**તમારું** (મા') સ૰[અપ૰ तुम्हार, પ્રા. तुम्हकेर] ['તમે'નું છઠ્ઠી વિભક્તિનું રૂપ

**તમાલ** પું૰ [સં.] એક ઝાડ. **૦પત્ર** ન૰ [સં.] તમાલવૃક્ષનું પાંદડું. **૦પત્રી** સ્ત્રી૰ તમાલપત્ર

**તમાશગીર, તમાશબીન** પું૰ તમાશો જોનાર; પ્રેક્ષક (૨) તમાશો કરનાર

**તમાશો** પું૰ [ફા. तमाशा] ઘણા લોકો જોવા મળે એવો ખેલ કે રમત (૨) ફજેતી[લા.]

**તમાસગીર,તમાસબીન,તમાસો** જુઓ તમાશગીર, તમાશબીન, તમાશો

**તમિસ્ર** ન૰ [સં.] અંધકાર

**તમે(–મો)** (મે', મો') [પ્રા. तुम्ह] બીજો પુરુષ સ૰; 'તું'નું બ૰ વ૰

**તમોગુણ** પું૰[સં.] પ્રકૃતિનો એક ગુણ(૨) ક્રોધ; આકળો સ્વભાવ

**તમ્મર** સ્ત્રી૰ [સં. તિમિર] આંખે આવતાં [ચક્કર

**તર** વિ૰ [ફા.] રસકસથી ભરેલું; તાજું(૨) ધરાયેલું;તૃપ્ત(૩)પૈસાદાર(૪)મસ્ત;ચકચૂર

**તર** સ્ત્રી૰ [દે.] દહીંદૂધ પરની મલાઈની પોપડી

**·તર** પ્રત્યય. ક્રિ૰ને લાગતાં ન૰ બનાવે છે. ઉદા૰ ઘડતર; ભણતર (૨) [સં.,ફા.] વિ૰ને લાગતાં 'તેથી અધિક–વિશેષ' અર્થ સૂચવે. ઉદા૰ અધિકતર; બદતર

**તરક** પું૰ [ફા. तुर्क, દે. तुरक] મુસલમાન [(તિરસ્કારમાં)

**તરકટ** ન૰ પ્રપંચ; કાવતરું. **–ટિયું,–ટી** વિ૰ તરકટ કરે એવું; પ્રપંચી

**તરકડો** પું૰ જુઓ 'તરક'

**તરકસ** ન૰ [ફા. तं(ती)रकश] તીરનો ભાથો

**તરકારી** સ્ત્રી૰ [ફા.] શાકભાજી;ભાજીપાલો (૨) ખાવા યોગ્ય માંસ

**તરકીબ** સ્ત્રી૰ [અ.] યુક્તિ

**તરખડ** સ્ત્રી૰ માવજત; સંભાળ (૨) ભાંજ-[ગડ; પંચાત

**તરખાટ** પું૰ ડર; ભીતિ; ત્રાસ

**તરગાળો** પું૰ ગાવા નાચવાનો ધંધો કરનાર એક ન્યાતનો માણસ

**તરઘાયો** પું૰ પહોળા મોંનો જબરો ઢેગ (૨) મોટું પહોળું ઢોલ (૩) મોટી બેડોળ આકારની વસ્તુ [લા.]

**તરછ** સ્ત્રી૰ મદ; અહંકાર

**તરછોડ** પું૰; સ્ત્રી૰ જોરથી વીંઝવાથી–

તરછોડવાથી થતી અસર (૨) તિરસ્કાર; છિટકાર. ૦વું સ૦ક્રિ૦ જોરથી આંચકો મારવો (૨) તિરસ્કારપૂર્વક કાઢી મૂકવું (૩)તુચ્છકારવું;ધિક્કારવું.-ડો પું૦ તરછોડ
**તરજ** સ્ત્રી૦ [જુઓ તર્જ] ગાવાની ઢબ
**તરજુમિયું** વિ૦ભાષાની છટા કે ભાવ વિનાનું, માત્ર શાબ્દિક સમાનતાવાળું (ભાષાંતર)
**તરજુમો** પું૦ [अ.] ભાષાંતર
**તરડ** સ્ત્રી૦ [રવ૦] તડ; ફાટ; ચીરો. ૦વું અ૦ક્રિ૦ તરડ પડવી; ફાટવું(૨)વાંકું-ત્રાંસું થવું (૩) વંકાઈને વિરુદ્ધ ચાલવું. -ડાટ પું૦ તરડાવું-ફાટવું તે (૨) અભિમાન; મરડાટ. -ડાવું અ૦ક્રિ૦ તરડવું
**તરણ** ન૦ [सं.] તરવાની ક્રિયા (૨) તરવાનું સાધન; હોડી. ૦તારણ વિ૦ (૨) પું૦ તારણતરણ; ઉદ્ધારનાર
**તરણ** ન૦ + [જુઓ તૃણ] તરણું
**તરણિ** પું૦ [सं.] સૂરજ. ૦તનયા સ્ત્રી૦ યમુના નદી [ત્રાપો; હોડી
**તરણિ(-ણી)** સ્ત્રી૦ [सं.] તરવાનું સાધન;
**તરણું** ન૦ [જુઓ તૃણ] તરખલું
**તરણોપાય** પું૦ [सं.] તરી જવાનો-બચવાનો ઉપાય
**તરત** અ૦ [सं. त्वरित, प्रा. तुरंत] એકદમ; ઝટ.૦બુદ્ધિ વિ૦ હાજરજવાબી બુદ્ધિવાળું(૨)સ્ત્રી૦ શીઘ્ર કામ દે એવી-સમયસૂચક બુદ્ધિ
**તરતમ** વિ૦ [सं., प्रा.] ઓછુંવત્તું
**તરતીબ** સ્ત્રી૦ [अ.] આચાર, રીતભાત વગેરેનું શિક્ષણ (૨) વ્યવસ્થા; ગોઠવણ (૩) સંભાળ; માવજત
**તરપં(-પિં)ડી** સ્ત્રી૦ [सं. त्रि+पिंड] મરનારની વરસીને દિવસે કરાતી શ્રાદ્ધક્રિયા
**તરફ** સ્ત્રી૦ [अ.] બાજુ; પક્ષ(૨)તંતુવાદ્યના મુખ્ય તારની નીચે, રણકવા માટે રખાતા તારનો સમૂહ કે પ્રત્યેક તાર (૩) અ૦ બાજુ; ભણી ['તરફડવું'માં
**તરફડવું, તરફડાટ, તરફડિયું** જુઓ
**તરફણ** સ્ત્રી૦ [सं. त्रि+फणा] દાણા વાવવાનું એક ઓજાર; ત્રણ દાંતાનો નાનો વાવણિયો [સ્ત્રી૦ પક્ષપાત; ઉપરાણું
**તરફદાર** વિ૦તરફેણ કરતું; પક્ષવાળું.-રી
**તરફી** વિ૦ (સમાસમાં) તરફનું. ઉદા૦ એકતરફી [બાજુ; પક્ષ(૨)તરફદારી
**તરફેણ** (ફે)સ્ત્રી૦[अ. तरफका ब०व० तरफैन]
**તરફોડો** પું૦[રવ૦]છણકો;છાકોટો;ધુતકાર
**તરબતર** [फा.] ખૂબ તર;પ્રવાહીથી ભરેલું; તરબોળ
**તરબૂચ** ન૦,-ચી સ્ત્રી૦ જુઓ 'તડબૂચ'માં
**તરબોળ** વિ૦ [તર (फा.)+બોળ (બોળવું)] તદ્દન પલળી ગયેલું
**તરભડ** સ્ત્રી૦ [રવ૦] બોલાબોલી; તકરાર. ૦વું અ૦ક્રિ૦આવેશપૂર્વક બોલવું;કજિયો કરવો
**તરભાણી** સ્ત્રી૦[सं. ताम्रभांड] ધર્મવિધિમાં વપરાતી તાંબાની તાસક. -ણું ન૦ મોટી તરભાણી
**તરભેટ(-ટો)** પું૦ [જુઓ ત્રિભેટો] ત્રણ ગામના સીમાડા કે રસ્તા ભેગા થતા હોય એવી જગા
**તરલ** વિ૦ [सं.] ચપલ; અસ્થિર(૨)જલદી ઊડી જાય એવું; 'મોબાઈલ' [પ. વિ.](૩) પું૦ હારનું વચ્ચેનું રત્ન
**તરવર** અ૦ ત્વરાથી તળે ઉપર-સળવળ થતું હોય એમ. ૦વું અ૦ક્રિ૦ ઉપર તળે થવું; સળવળવું (૨) ત્વરાથી અધીરા થવું. -રાટ પું૦ ધમપછાડ;અધીરાઈ; ચંચળતા
**તરવંક** ન૦ [તર (त्रि)+વંક(વાંકું)]વક્રતા
**તરવાડી** પું૦ ત્રિવેદી; એક અટક
**તરવાડો** પું૦ [सं. तल (તાડ)+વાડો(વાઢવું)] ખજૂરાં છેદનારો; તાડી કાઢનારો
**તરવાયો** પું૦ [તર (त्रि)+પાદ (सं.)] ત્રણ પાયાની ઘોડી; માંચી
**તરવાર** સ્ત્રી૦ [सं. तलवारि फा. तल्वार] સમશેર; ખડગ. -રિયો વિ૦ પું૦ સહેજ સહેજમાં તરવાર ખેંચે એવો (૨)તરવાર વાપરી જાણનારો યોદ્ધો
**તરવાવું** અ૦ક્રિ૦ કાચો ગર્ભ પડવો(ઢોર માટે)

**તરવું** સ૦ક્રિ૦ [સં. तृ; પ્રા. तर] ઓળંગવું; પાર કરવું (૨) અ૦ક્રિ૦ ડૂબ્યા વિના પાણીમાં ઉપર રહેવું કે ખસવું (૩) બચવું [લા.]

**તરશ** સ્ત્રી૦ [સં. तर्ष, तृषा] પાણી પીવાની ઇચ્છા; પ્યાસ (૨) તીવ્ર ઇચ્છા [લા.]. **–શ્યું** વિ૦ તરસવાળું; પ્યાસું. **–સ** સ્ત્રી૦ તરશ

**તરસ** [સં. तर्क्ष] એક જંગલી જાનવર – ઝરખ

**તરસ** પું૦ [फा. तर्स] ક્રોધ

**તરસાડ** સ્ત્રી૦ [સં. तल (તાડ) ઉપરથી] તાડનાં પાંદડાં; જાવલી [તલસાવવું

**તરસાવવું** સ૦ક્રિ૦ ['તરસ' ઉપરથી] ઝુરાવવું;

**તરસ્યું** વિ૦ જુઓ તરશ્યું

**તરંગ** પું૦ [સં.] પાણીની લહેર; મોજું (૨) કલ્પના; બુટ્ટો. **–ગિણી** સ્ત્રી૦ [સં.] નદી. **–ગિત** વિ૦ [સં.] લહેરો ખાતું; હાલતું. **–ગી** વિ૦ [સં.] મનના તરંગ પ્રમાણે વર્તનારું (૨) તરંગી – કલ્પનાઓ કર્યા કરનારું

**તરાઈ** સ્ત્રી૦ [हिं.] પહાડની તળેટીનો પ્રદેશ

**તરાડ** સ્ત્રી૦ [રવ૦] ફાટ; ચીરો [ગાયન

**તરાણા (–નો)** પું૦ [फा.] એક તરેહનું

**તરાપ** સ્ત્રી૦ છલંગ (૨) એકદમ મારેલી ઝૂંટ

**તરાપો** પું૦ [સર૦ [સં. तप्र, પ્રા. तप्प] વાંસ કે લાકડાંને એકબીજાની સાથે બાંધીને બનાવેલો પાણીમાં તરે તેવો પાટ જેવો ઘાટ; ત્રાપો [તરી શકાય તેટલું

**તરામણું** વિ૦ તરીને જવું પડે એટલું (૨)

**તરિ** સ્ત્રી૦ [સં.] હોડી

**તરિયો** પું૦ [સં. त्रि ઉપરથી] એકાંતરિયો (૨) ચોથિયો તાવ [ડાંગરનો દાણો

**તરિયો** પું૦ [તરી આવવું] ચોખામાં રહેલો

**તરી** સ્ત્રી૦ [દે. तरिया] મલાઈ (૨) કાંપ (૩) ઉપર તરતી કોઈ પોપડી – થર

**તરી** વિ૦ [સં. त्रि ઉપરથી] ત્રણ ગણું (આંકમાં)

**તરી** સ્ત્રી૦ [સં.] હોડી; તરિ

**તરી** સ્ત્રી૦ [फा.] જળમાર્ગ

**તરીકે** અ૦ [જુઓ તરીકો] –ની માફક; પ્રમાણે; પેઠે; રૂપે

**તરીકો** પું૦ [अ.] રસ્તો; માર્ગ (૨) રીત

**તરુ** ન૦ [સં.] ઝાડ

**તરુણ** વિ૦ [સં.] જુવાન (૨) પું૦ જુવાન પુરુષ. **–ણી** વિ૦ સ્ત્રી૦ [સં.] યુવાનીમાં આવેલી (૨) સ્ત્રી૦ યુવાન સ્ત્રી; યૌવના

**તરુવર** ન૦ [સં.] મોટું ઝાડ

**તરેરાટ** (રે') પું૦ [अ. तर्रार] ધાંટો તરડાઈ જાય એવી બૂમ (૨) ક્રોધનો આવેશ

**તરેરી** (રે') સ્ત્રી૦ [જુઓ તરેરાટ] ગુસ્સાના આવેશની ધ્રુજારી [જાત

**તરેહ** સ્ત્રી૦ [अ. तरह] રીત; પ્રકાર (૨) ભાત;

**તરોપો** પું૦ નાળિયેર

**તર્ક** પું૦ [સં.] અનુમાન; કલ્પના (૨) વિચાર-પ્રક્રિયા (૩) સંભવિત ખુલાસો; 'હાઇપોથેસીસ' (૪) તર્કશાસ્ત્ર; ન્યાયશાસ્ત્ર. **૦વિતર્ક** પું૦ ઊહાપોહ (૨) ગમે તેમ વિચાર દોડાવ્યા કરવા. **૦શાસ્ત્ર** ન૦ [સં.] ન્યાયશાસ્ત્ર; 'લૉજિક'

**તર્જ** સ્ત્રી૦ [अ.] તરજ; ગાવાની ઢબ

**તર્જન** ન૦, **–ના** સ્ત્રી૦ [સં.] ઠપકો; ધમકી (૨) તરછોડ; તિરસ્કાર

**તર્જની** સ્ત્રી૦ [સં.] અંગૂઠા પાસેની આંગળી

**તર્જવું** સ૦ક્રિ૦ [સં. तर्ज्] ઠપકો આપવો; ધમકાવવું (૨) તરછોડવું; ધુતકારવું

**તર્પણ** ન૦ [સં.] તૃપ્તિ (૨) જુઓ જલાંજલિ. **–ણીય** વિ૦ તૃપ્ત કરી શકાય કે કરવા યોગ્ય

**તર્પવું** સ૦ક્રિ૦ [સં. तृप्] તૃપ્ત કરવું; સંતોષવું

**તર્પિત** વિ૦ [સં.] તૃપ્ત થયેલું

**તલ** પું૦ [સં. तिल] એક તેલી બી કે તેનો છોડ (૨) એને મળતો ચામડી ઉપરનો ડાઘો

**તલ** [સં.] ન૦ તળિયું (૨) નીચેનો પ્રદેશ; તળેટી (૩) સપાટી. ઉદા૦ 'ભૂતલ'

**તલક** અ૦ [हिं.] સુધી; લગી

**તલખ** સ્ત્રી૦ [જુઓ તલસવું] ઝંખના; ઇંતેજારી (૨) વ્યાકુળતા (૩) તરસ. **૦વલખ** અ૦ [સં. विलक्ष ઉપરથી] પાણી ન મળવાથી અસ્વસ્થ. **૦વું** અ૦ક્રિ૦ [જુઓ તલસવું] ઝંખવું. **–ખાં** ન૦બ૦વ૦ ઝંખના; પ્રાપ્તિ માટેની વ્યાકુળતા

**તલપ** સ્ત્રી૦ [अ. तल्ब] (પ્રાયઃ વ્યસનની ચીજની) ઉત્કટ ઇચ્છા; તાલાવેલી (૨) કૂદકો; ફલંગ. ૦વું અ૦ક્રિ૦ એકદમ તલપ -કૂદકો મારવો (૨) તલસવું
**તલપાપડ** વિ૦ [તલ + પાપડ] આતુર; અધીરું
**તલપૂર** વિ૦ તલ જેટલું (૨) સહેજ પણ
**તલફવું** અ૦ક્રિ૦ જુઓ તલપવું
**તલબ** સ્ત્રી૦ [अ.] ઉત્કટ ઇચ્છા; તલપ
**તલભાર,તલમાત્ર** વિ૦ તલ જેટલું; સહેજ
**તલવટ** પું૦ જુઓ તળવટ
**તલવાર** સ્ત્રી૦ જુઓ તરવાર
**તલસરું** ન૦ [प्रा. तिलसंगलिया] જેમાં તલ થાય છે તે શીંગ (૨) તલ ખંખેરી લીધા પછીનો તલનો છોડ
**તલસવું** અ૦ક્રિ૦ [सं. तृष्] અતિ આતુર હોવું; આતુરતાથી તરફડવું
**તલસાટ (-ટો)** પું૦ [જુઓ તલસવું] આતુરતા; તરફડાટ
**તલસાંકળી** સ્ત્રી૦ [प्रा. तिल्लसकुलिया] તલની બનાવેલી એક વાની
**તલસ્પર્શ** પું૦ [सं.] તળિયાનો સ્પર્શ (૨) સપાટીનો સ્પર્શ. **-ર્શિતા** સ્ત્રી૦. **-ર્શી** વિ૦ તલસ્પર્શ કરતું (૨) વસ્તુના તળિયા સુધી ઊંડે જઈ વિચારતું
**તલાક** સ્ત્રી૦ [अ.] છૂટાછેડા; ફારગતી (પ્રાયઃ મુસલમાન લગ્ન અંગે) [મહેતો
**તલાટી** પું૦ મહેસૂલ વસૂલ કરનાર સરકારી
**તલાતલ** ન૦ [सं.] સાત પાતાળમાંનું એક
**તલાવ** ન૦ [प्रा. (सं. तडाग)] એક જળાશય; નાનું સરોવર. ૦ડી સ્ત્રી૦, ૦ડું ન૦ નાનું તળાવ
**તલાશ** સ્ત્રી૦ [फा.] શોધ તપાસ
**તલી** સ્ત્રી૦ ઝીણા તલ
**તલી** સ્ત્રી૦ તિલ્લી; બરોળ [કસણી છેડો
**તલો** પું૦ [अ. तला (સોનું) ઉપરથી] પાઘડીનો
**તલ્પ** ન૦ [सं.] શય્યા; પથારી
**તલ્લાક** સ્ત્રી૦ જુઓ તલાક
**તલ્લી** સ્ત્રી૦ બરોળ
**તલ્લીન** વિ૦ [सं.] ગરક; લીન; એકાકાર

**તવ** સ૦ [सं.] તારું [પ.]
**તવ** અ૦ ત્યારે [પ.]
**તવર્ગ** પું૦ [सं.] ત્ થ્ દ્ ધ્ ન્ એ વ્યંજનો
**તવંગર** વિ૦ [फा. तुवांगर] પૈસાદાર; તાલેવંત
**તવાઈ** સ્ત્રી૦ ['તવાવું' ઉપરથી; અથવા फा. तबाही] કમબખ્તી; આફત; ધાડ (૨) તાકીદ; ધમકી
**તવાજો** પું૦ [अ. तवाज़ह] પરોણાચાકરી
**તવારીખ** સ્ત્રી૦ [अ.] ઇતિહાસ [કર્મણિ
**તવાવું** અ૦ક્રિ૦ [सं. तप्; प्रा. तव] 'તાવવું'નું
**તવી** સ્ત્રી૦ નાનો તવો
**તવેથો** પું૦ [सं. तप्, प्रा. तव પરથી] રસોઈમાં ઉપર તળે કરવાનું કે ઉથલાવવાનું એક સાધન; તાવેથો
**તવો** પું૦ [प्रा. तवय; तुर्की तवा] રોટલા શેકવાનું એક પાત્ર; મોટી લોઢી (૨) ચલમમાં મૂકવાની ગોળ ચપટી ઠીકરી
**તશરીફ** સ્ત્રી૦ [अ.] મોટાઈ; મહિમા; શ્રેષ્ઠતા (મોટા માણસને, 'પધારો' એમ કહેવામાં વપરાય છે - તશરીફ લાવો)
**તસતસવું** અ૦ક્રિ૦ [રવ૦] ભચડાવું; તણાવું
**તસતસાટ** પું૦ તસતસવું તે
**તસબી** સ્ત્રી૦ [अ.] (જપવાની) માળા; બેરખો
**તસર** સ્ત્રી૦ [सं. त्रसर; प्रा. टसर] રંગની તીણી રેખા (૨) ન૦ ટસર; એક જાતનું કપડું
**તસલ્લી** સ્ત્રી૦ [अ.] આશ્વાસન; ભરોસો
**તસવી** સ્ત્રી૦ જુઓ તસબી
**તસવીર** સ્ત્રી૦ [अ.] છબી; ચિત્ર [માપ
**તસુ** પું૦; સ્ત્રી૦ [अ. तसूवह] એક ઇંચ જેટલું
**તસું** વિ૦ [अप० तइस; सं. तादृश] તેવું [પ.]
**તસોતસ** અ૦ તસતસે એમ; તંગ
**તસ્કર** પું૦ [सं.] ચોર. ૦વું સ૦ક્રિ૦ ચોરવું. **-રી** સ્ત્રી૦ ચોરનું કામ; ચોરી
**તસ્ત, ૦રું, -સ્તાનું** ન૦ [फा. तश्त, ०री] મળમૂત્ર ઝીલવાનું વાસણ (૨) કોગળા વગેરેનું પાણી ઝીલવાનું વાસણ
**તસ્દી** સ્ત્રી૦ [अ. तस्दीअ] શ્રમ; મહેનત
**તહ** પું૦; સ્ત્રી; ન૦ [फा.] સુલેહ; સંધિ
**તહકુ(-કૂ)બ** વિ૦ [अ. तवक्कुफ = ઢીલ]

મોકૂફ; મુલતવી. -બી સ્ત્રી૦તહકૂબ રાખવું તે; મોકૂફી
**તહનામું** ન૦[फा.] સુલેહનો કોલકરાર-લેખ
**તહસીલ** સ્ત્રી૦; ન૦ [अ.] જમીનમહેસૂલ (૨)તાલુકો. **૦દાર** પું૦ તાલુકાનું મહેસૂલ વસૂલ કરનાર અમલદાર; મહાલકારી
**તહાં** અ૦ જુઓ તહીં [प.]
**તહીં** અ૦ [प्रा. तहि, तहिं] ત્યાં; ત્યહાં
**તહેનાત** (તહે) સ્ત્રી૦ [अ. तअय्युनात] સેવા કરવા માટેની હાજરી (૨) સેવાચાકરી; તાબેદારી
**તહેવાર** (તહે) પું૦ ટાણું; ખુશાલીનો દિવસ
**તહોમત** (તહો) ન૦ [अ. तुहमत] આરોપ; આળ. **૦દાર** વિ૦ આરોપી. **૦નામું** ન૦ આરોપ મૂકયા બાબતનું લખાણ
**તળ** ન૦ જુઓ તલ (૨) મૂળ (૩) પાયો (૪) જન્મસ્થાન. **૦પદ** ન૦ ગ્રામતળની જમીન (૨) અસલ-મૂળ જગા (૩) સપાટ જમીન (૪) જેનું પૂરું મહેસૂલ લેવાતું હોય એવી ખાલસા જમીન. **૦પદું** વિ૦ સ્થાનિક મૂળ વતનનું (૨) ગામઠી; દેશી. **૦વટ** સ્ત્રી૦પગનાં તળિયાંનું તળવાવું તે (૨) તળિયું (૩) જમીનની સપાટી (૪) ઊમરાનું ઘડેલું લાકડું (૫) મોભને ટેકવવા સામસામી ભીંતો પર ગોઠવીને રખાતું આડું લાકડું
**તળવાવું** અ૦ક્રિ૦ વધારેપડતા ઘસારાથી કે તાપથી પગનાં તળિયાંનું આળું થવું
**તળવું** સ૦ક્રિ૦[प्रा. तल]કકડાવેલા ઘીતેલમાં પકવવું [ખૂબ રૂ ભરેલું ગાદલું
**તળાઈ** સ્ત્રી૦ [दे. तल, तल = ગોદડું; બિછાનું]
**તળાતાંદળા** પું૦ બ૦ વ૦ [તળા (તળવું) + તાંદળા (सं. तंडुल)] શેકેલા ચોખા-મમરા (૨)અ૦છૂટેછૂટું;લગારે વળગણ ન રહે એમ
**તળાવ** ન૦, **૦ડી** સ્ત્રી૦, **૦ડું** ન૦ જુઓ 'તલાવ'માં
**તળાવો** પું૦ગાડાની પીંજણી તળેની આડી
**તળાંસવું** (૦) સ૦ક્રિ૦ ધીમે ધીમે ચાંપવું; ચંપી કરવી
**તળિયાઝાટક** અ૦ તળિયું ખુલ્લું થઈ જાય તેમ; ખુલ્લેખુલ્લું; પૂરેપૂરું ખુવાર
**તળિયું** ન૦ તડબૂચ
**તળિયું** ન૦ [सं. तल] છેક નીચેનો ભાગ; તળ (૨) પગનું તળિયું
**તળી** સ્ત્રી૦ જોડામાં પગના તળિયાને અડીને રહેતી ચામડાની પટી; સખતળી
**તળું** ન૦ જુઓ તળિયું
**તળે** અ૦ [सं. तल] નીચે; તળિયે. **૦ઉપર** અ૦ ઊંચુંનીચું;તળે કે ઉપર(૨)તલપાપડ; અધીરું [ला.]
**તળેટી** સ્ત્રી૦ [दे. तलहट्टिया] પર્વતની આજુબાજુનો નીચાણનો પ્રદેશ
**તંગ** વિ૦ [फा.] ભિડાતું; ચપસીને આવી રહેતું (૨) તાણેલું; કસેલું (૩) છૂટ વગરનું (નાણાં કે વેપારની બાબતમાં)(૪)કાયર; કંટાળેલું(૫)પું૦ ઘોડાનું જીન ખસી ન જાય તે માટે પેટને કસીને બાંધેલો પટો
**તંગડી** સ્ત્રી૦ [જુઓ ટંગડી] ટાંટિયો (૨) ટૂંકી ચોરણી - લેંઘો
**તંગાશ** સ્ત્રી૦[फा. तंग ઉપરથી]તંગી;અછત
**તંગિયો** પું૦ [જુઓ તંગડી] નાની સૂંથણી
**તંગી** સ્ત્રી૦ [फा.] તાણ; ન્યૂનતા; અછત
**તંદુલ** પું૦ [सं.] તંદુલ; ચોખા
**તંત** પું૦ [सं. तंति કે तंतु] તાર; તાંતણો (૨)કોઈ ઘટના કે વાતની પરંપરા-તેનો લાંબો તાંતણો(૩)ચર્ચા;વાદવિવાદ;પંચાત (૪) છાલ; કેડો (૫) મમત; જિદ; હઠ
**તંતની** સ્ત્રી૦ [રવ૦] જુઓ તુનતુની
**તંતરવું** સ૦ક્રિ૦ [सं. तंत्र ઉપરથી] છેતરવું; ધૂતી લેવું; ભોળવવું
**તંતુ** પું૦ [सं.] તાર;તાંતણો;રેસો કે પાતળી નસ.**૦વાદ્ય** ન૦[सं.]તંતુથી વાગતું વાજિંત્ર
**તંતે(-તો)તંત** અ૦ [જુઓ તંત] એક કેડે બીજું એમ; લગાતાર (૨) બરોબર; પૂરેપૂરું
**તંત્ર** ન૦ [सं.] હિંદુઓનાં એક પ્રકારનાં શાસ્ત્રો (તેમાં મંત્રો, પ્રયોગો અને ક્રિયાઓ ઉપર વધુ ભાર મૂકેલો છે) (૨)

વ્યવસ્થા; પ્રબંધ (૩) તેની યોજના-પૂર્વક ગોઠવણ; આયોજન (૪) સિદ્ધાંત [ન્યા.]. -ત્રી પું૦ [સં.] તંત્ર ચલાવનાર; અધિપતિ (૨) છાપાનો સંપાદક (૩) સ્ત્રી૦ તંતુવાદ્યનો તાર (૪) ધનુષ્યની દોરી; પણછ (૫) એક તંતુવાદ્ય
**તંદુરસ્ત** વિ૦ [ફા. तंदुरुस्त] નીરોગી; સ્વસ્થ. -સ્તી સ્ત્રી૦ આરોગ્ય
**તંદુલ** પું૦ [જુઓ તંડુલ] ચોખા; તાંદુલ
**તંદ્રા** સ્ત્રી૦ [સં.] આળસ; સુસ્તી; ઘેન (નિદ્રાનાં)
**તંબાકુ(-કૂ)** સ્ત્રી૦[જુઓ તમાકુ]એક વન-સ્પતિ, જેનાં પાંદડાં એક વ્યસનની ચીજ છે
**તંબુ(-બૂ)** પું૦ દોરડાં અને થાંભલાને ટેકે તાણેલું છત્રીઘાટનું લૂગડાનું ઘર
**તંબૂરો** પું૦ [અ. तंबूर] એક તંતુવાદ્ય
**તંબોળ** પું૦ [ફા. तंबूल; સં. तान्बूल] નાગર-વેલનું પાન (૨) તેની બીડી – બીડું (૩) ઘાડો લાલ રંગ (૪) ગળાનો એક રોગ. ૦ણ સ્ત્રી૦ તંબોળીની સ્ત્રી. -ળી પું૦ પાનસોપારી વેચનારો (૨) તે ધંધો કરનારી ન્યાતનો માણસ
**તઃ** [સં] નામને લાગતાં 'માંથી', 'ની દૃષ્ટિએ' એવા અર્થનું અ૦ બનાવે. ઉદા૦ તત્ત્વતઃ
**-તા** [સં.] ભાવવાચક નામ (સ્ત્રી૦) બના-વતો પ્રત્યય
**તા** પું૦ [ફા.] એક કાગળ; તાવ
**તા.** 'તારીખ'નું ટૂંકું રૂપ [વણકર
**તાઈ** પું૦ મુસલમાનની એક નાત; પીંજારો;
**તાઊસ** પું૦ [અ. તાવૂસ] મોર (૨) ન૦ એક છેડે મોરનો આકાર હોય એવું વાદ્ય
**તાક** સ્ત્રી૦ [સં. तक्र] છાશ
**તાક** સ્ત્રી૦ [જુઓ તાકવું] નેમ; ચોટ (૨) પું૦ લાગ; તાકડો. ૦ડો પું૦ તાક; લાગ
**તાકડો** પું૦ [ત્રાક ઉપરથી] તાગડો; દોરો
**તાકણિયું** વિ૦ તાકેડુ
**તાકત** સ્ત્રી૦ જુઓ તાકાત
**તાકવું** સ૦ક્રિ૦ [સં. तर्क्] એકી નજરે જોયા કરવું (૨) નિશાન બાંધવું (૩) ઇચ્છવું
**તાકાત** સ્ત્રી૦ [અ.] શક્તિ સામર્થ્ય; મગદૂર
**તાકીદ** સ્ત્રી૦ [અ.] ઉતાવળ (૨) આજ્ઞા; ફરમાન; તરત કરવાની જરૂરિયાત (૩) ચેતવણી; ધમકી
**તાકું** ન૦ [અ. ताक़] ગોખલો; હાટિયું
**તાકેડુ** વિ૦ તાકવું નિશાન પાડનાર; તાકણિયું
**તાકો** પું૦ [અ.] ફાડ્યા વિનાનું લાંબું એક-સરખું લૂગડું; થાન
**તાકોડી** વિ૦ જુઓ તાકેડુ
**તાગ** પું૦ [સં. स्ताघ; દે. थग्घ] છેડો; અંત; નિવેડો (૨) પરણીને વિદાય થતા વર તરફથી છેવટે ભાગોળે કન્યાપક્ષના ભાટ-બ્રાહ્મણોને અપાતી દક્ષિણા કે લાગો
**તાગડધિન્ના** પું૦બ૦વ૦ [રવ૦] મોજમજા
**તાગડો** પું૦ [ત્રાક ઉપરથી] તાંતણો
**તાગડો** પું૦ ['તાકવું' ઉપરથી] તાકડો; લાગ
**તાગવું** અ૦ક્રિ૦ તાગ કાઢવો; માપ કાઢવું (૨) પરવારવું; તાગ આણવો; છૂટા થવું
**તાછવું** સ૦ક્રિ૦ [સં. तक्ष्] ટાંકણાથી છોલવું; છોલીને ચકચકતું કરવું
**તાછું** ન૦ જુઓ તાસું
**તાજ** પું૦ [ફા.] મુગટ; રાજમુગટ
**તાજગી** સ્ત્રી૦ [ફા.] તાજાપણું (૨) તેજી; સ્ફૂર્તિ (૩) તંદુરસ્તી
**તાજણ** સ્ત્રી૦ [જુઓ તાજી] ઘોડી
**તાજણો** પું૦[ફા. ताजियानह]સાટકો;ચાબુક
**તાજપોશી** સ્ત્રી૦તાજ પહેરવાની – ગાદીએ આવવાની ક્રિયા
**તાજવું** ન૦ જુઓ ત્રાજવું
**તાજા કલમ** સ્ત્રી૦ [ફા.] (ટૂંકમાં લખાય છે તા. ક.) મુખ્ય લખાણ પૂરું થયા પછી તેની નીચે ઉમેરેલું લખાણ
**તાજિયો** પું૦ [અ.] તાબૂત [(ઘોડો)
**તાજી** વિ૦ [ફા.] અરબી – ઉત્તમ પ્રકારનો
**તાજુબ** વિ૦ [અ.] આશ્ચર્યચકિત; દંગ. -બી સ્ત્રી૦ આશ્ચર્ય
**તાજું** વિ૦ [ફા. ताज़ह] નવું; તરતનું (૨) થાક ઊતરી જઈને સ્ફૂર્તિમાં આવેલું (૩) પૈસાથી ભરેલું; તર

**તાન્તૂડી** સ્ત્રી૦ જુઓ ત્રાન્તૂડી
**તાન્જેકલમ** અ૦ જુઓ તાન્તકલમ
**તાજેતર** વિ૦ [ફા. તાજ્ઞ + અ. તર] તાજે-તાજું; તરતનું
**તાટ** પું૦ [જુઓ ટાટ] છાછરી મોટી થાળી
**તાટ** ન૦ શણનું કપડું; ગૂણપાટ
**તાટસ્થ્ય** ન૦ તટસ્થપણું
**તાટી** સ્ત્રી૦ [દે. तट्टी] કામડાંનો પડદો; ટટ્ટી
**તાટું** ન૦ [દે. तट्टी] વાંસ–ઘાસની નાની ચટાઈ કે પડદો
**તાડ** પું૦ [સં. ताल,–लि] એક જાતનું ઝાડ. ૦ગોળ પું૦ તાડ–ખજૂરાંના તાજા રસ–નીરાનો બનાવાતો ગોળ. ૦ગોળો પું૦ તાડનું ફળ. ૦છું ન૦ તાડનું પાંદડું
**તાડન** ન૦ [સં.] તાડવું તે–માર
**તાડપત્ર** ન૦ તાડનું પાંદડું. –ત્રી સ્ત્રી૦ તાડના પાનનું છાજ
**તાડપત્રી** સ્ત્રી૦ [ઇ. टारपोलिन] વરસાદમાં રક્ષણ કરે એવી શણની એક મોદ
**તાડવું** સ૦ ક્રિ૦ [સં. ताड्] મારવું
**તાડવું** અ૦ ક્રિ૦ જુઓ ત્રાડવું
**તાડિયું** ન૦ તાડના પાનનો કકડો (૨) રેંટિયાનું પાંખિયું [બનાવેલો રસ
**તાડી** સ્ત્રી૦ તાડ–ખજૂરાં વગેરેનો કેફી
**તાડૂકવું** અ૦ ક્રિ૦ તડૂકવું; ત્રાટવું
**તાડૂકો** પું૦ તડૂકો; ત્રાડ
**તાડો** પું૦ [સં. ताड ઉપરથી] સોજાને લીધે ચામડી તણાઈ થતી પીડા; તતડાટ (૨) જૂનો ઝઘડો (૩) આગ્રહ; હઠ
**તાણ** સ્ત્રી૦ [તાણવું ઉપરથી] શરીરની –રગોની ખેંચ (૨) તંગી; અછત (૩) આગ્રહ. (૪) ન૦ પાણીના વહેણનું–તાણી જવાનું જોર
**તાણવું** સ૦ ક્રિ૦ [સં. तन्; પ્રા. तण] ખેંચવું (૨) ઘસડવું (૩) લાંબું થાય તેમ ખેંચવું કે કોઈ ક્રિયા ચલાવવી. (જેમ કે, રાગડો, લહેકો ઇ૦) (૪) પક્ષ કરવો. ઉદા૦ કોઈનું તાણવું
**તાણંતાણ (–ણા), તાણાતાણ** સ્ત્રી૦ ખેંચાખેંચ; આમ ને તેમ કે ઉપરાછાપરી તાણવું કે તણાવું તે
**તાણિયો** પું૦ ધાતુના તાર તાણનારો (૨) છાપરા કઠેરા ઇત્યાદિને તાણી ઝાલવા મુકાતો સળિયો (સ્થાપત્યમાં); 'બ્રેકેટ'
**તાણી** સ્ત્રી૦ જુઓ તાણો (૨) વણવા માટે તૈયાર કરેલો તાણો(પવાયત સાંધ સાથેનો)
**તાણીતૂ(–તો)શી (૦ને,–સી,–સીને)** અ૦ ખૂબ ખેંચીને મારીમચડીને; મુસીબતથી
**તાણું(–ણું)** વિ૦ [જુઓ ત્રાણું] '૯૩'
**તાણો** પું૦ [જુઓ તાણવું] વણવા માટે તાણેલા લાંબા–તાર(આડા તાર તે વાણો). ૦વાણો પું૦ તાણો અને વાણો
**તાત** પું૦ [સં.] પિતા; બાપ (૨)(ખાસ કરીને હાથ નીચેનાં માણસો, શિષ્યો કે બાળકો માટે) વહાલનું એક સંબોધન
**તાતા** પું૦[રવ૦] રોટલો(બાળકોની ભાષામાં)
**તાતાથેઈ** અ૦[રવ૦](૨)સ્ત્રી૦,**તાતાથૈયા** અ૦ (૨) પું૦ બ૦ વ૦ નાચવાના તાનનો એક બોલ (૩) નાના બાળકને ઊભું થતાં શીખવતાં વપરાતો શબ્દ
**તાતું** વિ૦ [સં. तप्त; પ્રા. तत्त] ખૂબ ગરમ–તપેલું (૨) આકળા સ્વભાવનું; ગરમ મિજાજનું (૩) તરતનું; તાજું (૪) તેજસ્વી. ૦સાતું વિ૦ ભરેલું; પુષ્ટ
**તાત્કાલિ(–ળિ)ક** વિ૦ [સં. तात्कालिक] તે કાળ–સમય સંબંધી કે તે પૂરતું(૨)તરતનું
**તાત્ત્વિક** વિ૦ [સં.] તત્ત્વને લગતું(૨)યથાર્થ
**તાત્પર્ય** ન૦ [સં.] ભાવાર્થ; મતલબ; સાર (૨) હેતુ; ધારણા [તે કામ પૂરતું
**તાત્પૂરતું** વિ૦ તે વખત પૂરતું; તેટલા કે
**તાથેઈ** અ૦ જુઓ તાતાથેઈ
**તાદર્થ્ય** ન૦ [સં.] 'તેને માટે હોવાપણું' બતાવનો ચોથી વિભક્તિનો અર્થ [વ્યા.] (૨) હેતુ; ધારણા
**તાદાત્મ્ય** ન૦ [સં.] સમાનતા; એકતા
**તાદૃશ** વિ૦ [સં.] તેના જેવું જ; આબેહૂબ
**તાન** સ્ત્રી; ન૦[સં.] ગાયનમાં લેવાતા પલટા; આલાપ (૨) ધૂન; લેહ; લગની (૩)

મસ્તી; તોફાન. ૦પૂરો પું૦ ગાયનમાં તાન પૂરતું વાદ્ય; તંબૂરો
**તાનો** પું૦ [अ.] ટોણો; મહેણું (૨) ક્રોધ
**તાપ** પું૦ [सं.] તડકો (૨) ગરમી; આંચ(૩) જ્વર; તાવ (૪) રુઆબ; કડકાઈ (૫) કરપ; ધાક (૬) દુઃખ; સંતાપ. ૦ડિયું ન૦ જુઓ તાપોડિયું
**તાપડું** ન૦ શણનું જાડું કપડું
**તાપણી** સ્ત્રી૦, **-ણું** ન૦ તાપવા માટે ફૂસ વગેરેનો લગાડેલો અગ્નિ
**તાપતલ્લી, તાપતિલ્લી** અ૦ બરોળની ગાંઠ વધવી તે
**તાપત્રય** પું૦ [सं.] આધિ, વ્યાધિ અને ઉપાધિ અથવા આધ્યાત્મિક, આધિભૌતિક, અને આધિદૈવિક એ ત્રણ જાતનાં દુઃખ – સંતાપ
**તાપવું** અ૦ક્રિ૦ [सं. तप्] અગ્નિથી ટાઢ ઉડાવવી(૨)સ૦ક્રિ૦ (તપ સાથે) તપ કરવું
**તાપસ** વિ૦[सं.] તપ કરનાર(૨)પું૦ તપસ્વી
**તાપસી** સ્ત્રી૦ [सं.] તપસ્વી સ્ત્રી
**તાપી** સ્ત્રી૦ [सं.] ગુજરાતમાં થઈને વહેતી પ્રખ્યાત નદી
**તાપોટો** પું૦, **-ડિયું** સખત તાપ; કઠારો (૨) તાપને લીધે થતો ફોલ્લો
**તાફ્તો** પું૦[फा.] એક જાતનું રેશમી કાપડ
**તાબડતોબ** અ૦ તરત જ; જરા પણ વિલંબ વગર
**તાબૂત** પું૦; ન૦[अ.] મડદા પેટી; જનાજો; ખાસ કરીને ઇસ્લામી શહીદ હુસેનની યાદગીરીમાં મોહરમના દિવસોમાં કબર જેવા ઘાટ કાઢે છે તે; તાજિયો (૨) બાધું કે શઠમૂઢ જેવું થયેલું માણસ [લા.]
**તાબે** અ૦ [अ.] તાબામાં; હુકમ તળે. ૦દાર વિ૦ હુકમમાં રહેનારું; આજ્ઞાંકિત (૨) પરાધીન. ૦દારી સ્ત્રી૦ તાબેદારપણું
**તાબો** પું૦ [જુઓ તાબે] કબજો; હવાલો
**તાબોટો** પું૦ જુઓ ટાબોટો
**તામડી** સ્ત્રી૦ [सं. ताम्र પરથી] જુઓ તાંબડી. **-ડો** પું૦ જુઓ તાંબડો
**તામસ** વિ૦ [सं.] તમોગુણને લગતું (૨) અંધારું; તમસનું બનેલું (૩) પું૦ ગરમ મિજાજ;ગુસ્સો.**-સિક** વિ૦ક્રોધી;તામસી. (૨) તામસ. **-સી** વિ૦ ક્રોધી (૨) તામસ. **-સી વિદ્યા** સ્ત્રી૦ ઊંઘમાં નાખવાની વિદ્યા
**તામિલ** સ્ત્રી૦ [સર૦ प्रा. दमिल(सं. द्रविड)] તામિલનાડ પ્રાંતની, એક દ્રાવિડ ભાષા. ૦નાડ(-ડુ) પું૦ [नाड = દેશ] મદ્રાસ આસપાસનો તામિલ ભાષાભાષી પ્રદેશ
**તામિસ્ર** ન૦ [सं.] ઘોર અંધારાવાળું એક નરક
**તામ્ર** ન૦ [सं.] તાંબું. ૦પટ(-ત્ર) પું૦;ન૦ તાંબાનું પતરું (૨) તેના પર લખેલો લેખ. ૦વર્ણ, ૦વર્ણું વિ૦ તાંબાના રંગનું – લાલચોળ
**તાયફાવાળો** પું૦પાકિસ્તાન અને અફઘાનિસ્તાનની વચ્ચેના ભાગમાં રહેતા તાયફાનો આદમી
**તાયફો** પું૦ [अ.] ટોળી; સમૂહ; મંડળ(૨) ગાવા બજાવવાનું કામ કરનાર રામજણી અને તેના સાથીઓનો સમૂહ
**તાર** વિ૦ [सं.] તીણો કે ઊંચો (સ્વર)
**તાર** પું૦ [फा., सं.] તંતુ; દોરો; રેસો (૨) ધાતુનો ખેંચીને બનાવેલો તાર(૩) [લા.] તારે મારફતનો સંદેશો (૪) તલ્લીનતા. ૦ઑફિસ સ્ત્રી૦ તારથી સંદેશો લેવા – મોકલવાનું કાર્યાલય [(૨)પું૦ તારો
**તારક** વિ૦ [सं.] તારનાર; ઉદ્ધાર કરનાર
**તારકસ** પું૦[તાર + फा. कश] ધાતુનો તાર ખેંચનારો (૨) સોનાચાંદીનો કસબ કરનારો
**તારકસબ** પું૦ સોનાચાંદીના તાર તથા [કસબ
**તારકા** સ્ત્રી૦ [सं.] તારો
**તારણ** ન૦ [सं.] પાર ઉતારવું તે; ઉદ્ધાર (૨) તારવી કાઢેલું તે; સાર; તાત્પર્ય (૩) કરજ કરવામાં મૂકવી પડતી માલની કે રોકડની અનામત (૪) વસ્તુ તારવી કાઢ્યા પછી રહેતું પ્રવાહી. ૦તરણ

વિ० (૨) પું० ઉદ્ધારક. ૦બળ ન० પ્રવાહીમાં રહેલા પદાર્થને ઉપર લાવવાનું બળ [પ. વિ.]. ૦હાર વિ० (૨) પું० જુઓ તારણતરણ

**તારતમ્ય** ન० [સં.] ભાવાર્થ; સારાંશ (૨) ઓછાવત્તાપણું; ફેર (૩) ગુણ, પ્રમાણ વગેરેનો પરસ્પર મેળ [વાચક [પ.]

**તારલિયો, તારલો** પું० તારો (લાલિત્ય-

**તારવણી** સ્ત્રી० (હિસાબ) તારવવો તે

**તારવવું** સ૦ક્રિ० ['તારવું' ઉપરથી]દબાઈ ગયેલી વસ્તુને ઊંચી આણવી (૨) ઉપર ઉપરથી લઈ લેવું (૩) પહોળું કરી પાણી સોંસરું કાઢી લેવું–ભોળી કાઢવું (૪) જમાઉધારનો આંકડો ખાતાવાર નક્કી કરવો (૫) નફોતોટો કાઢવો

**તારવું** સ૦ક્રિ० તરે એમ કરવું; ઉદ્ધારવું; ડૂબતું બચાવવું

**તારા** સ્ત્રી०[સં.] આકાશમાં ઝગૂકતો ગોળો; તારો અથવા ગ્રહ [દોસ્ત; ફના

**તારાજ** વિ० [ફા.] ભેદાનમેદાન; જમીન-

**તારાટપકી** સ્ત્રી० ચાંલ્લા તરીકે કેભરતમાં વપરાતી ધાતુની ચકચકિત ટીપકી

**તારાપતિ, તારાપીડ** પું० [સં.] ચંદ્ર

**તારામતી** સ્ત્રી०[સં.]રાજા હરિશ્ચંદ્રની પત્ની

**તારામંડલ(–ળ)** ન०[સં.]બધા તારાઓનો સમૂહ (૨) એક જાતનું દારૂખાનું

**તારામૈત્રક** [સં.] ન०, **તારામૈત્રી** સ્ત્રી०, **તારાલગ્ન** ન० આંખેઆંખ મળવી તે; નેત્રપલ્લવી (૨) તેનાથી થયેલી પ્રીતિ

**તારાસ્નાન** ન० મળસકે તારા અદૃશ્ય ન થાય તે પહેલાં કરાતું આકાશ નીચે સ્નાન

**તારિકા** સ્ત્રી० [સં.] તારો

**તારીખ** સ્ત્રી० [અ.] એક આખો દિવસ (ઈસ્વી કે મુસલમાની મહિનામાં).–ખિયું ન० તારીખ જાણવા કરેલી યોજના; 'કૅલેન્ડર'

**તારીજ** સ્ત્રી० [અ.] જમાઉધારનું તારણ

**તારીફ** સ્ત્રી० [અ.] વખાણ; પ્રશંસા

**તારુણી** સ્ત્રી० [સં.] તરુણી; જુવાન સ્ત્રી

**તારુણ્ય** ન० [સં.] તરુણાવસ્થા; જુવાની

**તારું** (તા') સ૦ [અપ૦તુમ્હાર] (બીજો પુરુષ એ૦વ૦, છઠ્ઠી વિભક્તિ)

**તારો** પું० [જુઓ તારા] આકાશમાં ઝગૂકતો ગોળો (૨) આંખની કીકી

**તારો** પું०['તરવું' ઉપરથી]હોશિયાર તરનારો

**તારોતાર** અ० તાંતણેતાંતણા છૂટા થાય તેમ (૨) તદ્દન છિન્નભિન્ન [લા.]

**તાર્કિક** વિ० [સં.] તર્કને લગતું (૨) પું० તર્કશાસ્ત્રી

**તાર્ક્ષ્ય** પું० [સં.] ગરુડ

**તાલ** પું० [સં.] ગાયનના ઠેકનું માપ (૨) મજા; રંગ; રસ (૩) લાગ; યોગ્ય સમય (૪) તાડ (૫) કાંસીજોડ (૬) યુક્તિ; ખેલ; પ્રપંચ

**તાલ** સ્ત્રી० , માથાની ટાલ. ૦કી સ્ત્રી० તાળવું; તાલકું. ૦કું ન० માથાનો વચલો અને સૌથી ઉપરનો ભાગ; ટાલકું

**તાલપત્ર** ન० [સં.] તાડપત્ર

**તાલબદ્ધ** [સં.] **તાલબંધ** વિ० (૨) અ० પદ્ધતિસર (૨) સંગીતમાં તાલ પ્રમાણે

**તાલમેલ** સ્ત્રી० [સં., તાલ+મેલ] ટાપટીપ; અચ્છી તરેહથી કરેલી ગોઠવણ (૨) ઉપર ઉપરનો ભપકો–સફાઈ. –ળ પું० તાલનું મળવું તે

**તાલવ્ય** વિ० [સં.] જુઓ તાલુસ્થાની

**તાલાવેલી** સ્ત્રી० [દે. તલ્લોવિલ્લ] આતુરતા; ચટપટી; ધાલાવેલી

**તાલીમ** સ્ત્રી० [અ.] કેળવણી; શિક્ષણ (૨) અંગકસરતનું શિક્ષણ (૩) શિરસ્ત.૦બદ્ધ વિ० તાલીમથી વ્યવસ્થિત થયેલું. ૦બાજ વિ० કસરત જાણનારો; કસરતી (૨) ધૂર્ત; ખેલાડી

**તાલુ** સ્ત્રી०,ન० [સં.] તાળવું

**તાલુક** પું० [અ. તઅલુક] સંબંધ; લાગતું-વળગતું (૨) માલમિલકત; ગરાસ (૩) તાલુકો. ૦દાર પું० નાના ગરાસનો ધણી (૨) તાલુકાનો–ગામનો વહીવટ કરનાર સરકારી અમલદાર. ૦દારી વિ०

તાલુકદારને લગતું (૨) સ્ત્રી૰ તાલુકદારનું કામ કે પદ. -કો પું૰ જિલ્લાનો નાનો ભાગ; પરગણું
**તાલુસ્થાન** ન૰ [સં.] તાળવાનો ભાગ.-ની વિ૰ તાલુસ્થાનમાંથી ઉચ્ચારાતું; તાલવ્ય
**તાલું** ન૰ [અ. तला=સોનું] કાપડમાં મુકાતો એક કસબી કકડો
**તાલે** ન૰ [અ. तालिअ] નસીબ; પ્રારબ્ધ. ૰વર, ૰વંત, ૰વાન વિ૰ નસીબદાર; ભાગ્યશાળી (૨) પૈસાદાર; તવંગર
**તાવ** પું૰ [જુઓ તા] (આખા ઘામાંથી) એક કાગળ
**તાવ** પું૰ [સં. ताप; પ્રા.] જ્વર; શરીરની ગરમી [વધવાનો એક રોગ
**તાવ** પું૰ 'તાવ દેવો' એ પ્રયોગમાં; રોફ કે ગર્વમાં (મૂછ પર) હાથ ફેરવવો એ અર્થમાં
**તાવડી** સ્ત્રી૰ ['તાવવું' ઉપરથી] પેણી; કઢાઈ. -ડો પું૰ ખૂબ મોટી પેણી; કઢાયું
**તાવણ(-ણી)** સ્ત્રી૰ તાવવાની - કકડાવીને શુદ્ધ કરવાની ક્રિયા (૨) કસોટી [લા.]
**તાવતરિયો** પું૰ [તાવ+તરિયો] તાવ વગેરે રોગ
**તાવલી** સ્ત્રી૰ થોડો ધીમો તાવ; ધીકડી
**તાવલું** વિ૰ તાવવાળું
**તાવવું** સ૰ક્રિ૰ [સં. तप्; પ્રા. ताव] શુદ્ધ કરવા માટે ખૂબ તપાવવું (૨) ઓગાળવું (૩) કસવું [લા.]
**તાવી** સ્ત્રી૰ નાનો તવો; લોઢી
**તાવીજ** ન૰ [અ] મંતરજંતરનો દોરો અથવા માદળિયું
**તાવેથો** પું૰ જુઓ તવેથો
**તાસ** સ્ત્રી૰ [અ.] તાસક; તાટ (૨) (ઘડિયાળ) ઝાલર (૩) કલાક (૪) જુઓ તાસતો (૫) ઓપ; ઓપવાળો કસબ
**તાસક** સ્ત્રી૰ [ફા.] ધાતુના પતરાની છીછરી થાળી
**તાસતો** પું૰ [જુઓ તાસ=કસબ] એક [જાતનું રેશમી કાપડ
**તાસીર** સ્ત્રી૰ [અ.] લક્ષણ; ગુણ; છાપ; અસર (૨) રૂપ; ઘાટ. -રો પું૰ તાલ; ઘાટ; મેળ
**તાસું** ન૰ [અ. तास] એક જાતનું નગારું
**તાળ** પું૰; સ્ત્રી૰ [જુઓ તાલ] ઝાંઝ; મંજીરા
**તાળવું** ન૰ [સં. तालु] મોંની બખોલનો ઉપલો ઘુંમટ જેવો ભાગ (૨) માથાનું તાલકું
**તાળાકૂંચી** સ્ત્રી૰ તાળું અને કૂંચી
**તાળાબંધી** સ્ત્રી૰ માલિક તાળું મારીને મજૂરોને કામે ચડતા રોકે તે; 'લૉક-આઉટ'
**તાળી** સ્ત્રી૰ [સં. ताल] બે હાથ અફાળી કરાતો અવાજ યા સંગીતનો અપાતો તાલ. [૰લાગવી=એકતાન થવું; તાલ મળવો]
**તાળું** ન૰ [સં. तालक] બારણાં, પેટી વગેરે બંધ કરવા માટે વપરાતી કળવાળી એક બનાવટ
**તાળેબંદ(-ધ)** પું૰ [તાળો+બંધ] ખાનાં પાડી કરેલી હિસાબની રજૂઆત
**તાળો** પું૰ [સં. तालिका] મળતું-બંધબેસતું હોવાપણું (૨) હિસાબ ખરો છે કે ખોટો તેની તપાસ
**તાંડવ(૰નૃત્ય)** ન૰ [સં.] શિવનું નૃત્ય
**તાંત** (૦) સ્ત્રી૰ [સં. तंतु] ચીકણા પદાર્થનો તંતુ; ચીકણો તાર (૨) આંતરડાંની બનાવેલી દોરી. ૰ણો પું૰ તાર; દોરો. ૰રડી સ્ત્રી૰ દોરડી જેવું સુકલકડી ને બેડોળ શરીર
**તાંતરવું** (૦) સ૰ક્રિ૰ [જુઓ તંતરવું] વશ કરવું [(૨) પંક્તિ; હાર
**તાંતો** (૦) પું૰ [સં. तंतु] તાંતણો; તાર
**તાંત્રિક** વિ૰ [સં.] તંત્રશાસ્ત્રને લગતું (૨) પું૰ મંત્રતંત્રાદિ જાણનારો
**તાંદળજો** (૦) પું૰ [પ્રા. तंदुलेज्जय] એક જાતની વનસ્પતિ - ભાજી
**તાંદળા** (૦) પું૰ બ૰વ૰ [જુઓ તાંદુલ] કાંગ, બાવટો, કોદરા વગેરેમાંથી છડીને કાઢેલા દાણા
**તાંદળિયો** (૦) પું૰ જુઓ તાંદળજો
**તાંદુલ** પું૰બ૰વ૰ [સં. तंडुल] તંદુલ; ચોખા (૨) તાંદળા

**તાંબડી** (૦) સ્ત્રી૰ ['તાંબુ' ઉપરથી] નાનો તાંબડો; તામડી;વટલોઈ. **–ડો** પું૰ તામડો; પાણી ભરવાનું મોટું વાસણ
**તાંબાકૂંડી** (૦) સ્ત્રી૰ નાહવાનું પાણી લેવા વપરાતું તાંબાપીતળનું પહોળા મોંનું એક વાસણ [સિક્કો
**તાંબિયો** (૦) પું૰ તાંબાનો લોટો, વાડકો કે
**તાંબું** (૦) ન૰ [સં. ताम्र] આછા રાતા રંગની એક ધાતુ
**તાંબૂલ** ન૰ [સં.] નાગરવેલનું પાન (૨) પાનબીડું [જુઓ તાંસિયું
**તાંસળી** (૦) સ્ત્રી૰ નાનું તાંસળું. **–ળું** ન૰
**તાંસિયું** (૦) ન૰ **–યો,** પું૰ કાંસાનો પહોળો મોટો વાડકો
**તાંહાં** (૦) અ૰ + ત્યાં [પ.]
**તિકડમ** ન૰ (જેલમાં) ચોરી; નિયમ, ઇ૰માંથી છટકવાની યુક્તિ કે ચાલાકી
**તિક્કડ** પું૰ [જુઓ ટિક્કડ] જાડો રોટલો
**તિક્ત** વિ૰ [સં.] તીખું (૨) કડવું
**તિજોરી** સ્ત્રી૰ [ઇં. ट्रेझरी] નાણાં, કીમતી માલમતા ઇ૰ રાખવાની લોખંડની મજબૂત પેટી
**તિતાલિયું, તિતાલી** વિ૰ [त्रि + ताल] ઉછાંછળું; છોકરવાદ; નાદાન
**તિતિક્ષા** સ્ત્રી૰ [સં.] સુખદુઃખ આદિ દ્વંદ્વોનું ધીરજથી સહન; સહનશીલતા. **–ક્ષુ** વિ૰ તિતિક્ષાવાળું
**તિથિ** સ્ત્રી૰ [સં.] હિંદુ મહિનાનો દિવસ; મિતિ (૨) સંવત્સરીનો દિવસ. ૦**ક્ષય** પું૰ તિથિનો ક્ષય – ગણતરીમાં ન આવવું તે (બે સૂર્યોદયમાં ત્રણ તિથિઓ આવે ત્યારે જે તિથિ સૂર્યના ઉદયકાળમાં ન આવે તેનો ક્ષય ગણાય છે)
**તિબેટ** પું૰ હિમાલયની ઉત્તરનો એક દેશ
**તિબ્બતી** વિ૰ તિબ્બત – તિબેટ દેશનું
**તિમંગળ** પું૰ જુઓ તિમિંગલ
**તિમિર** વિ૰ [સં.] અંધારું(૨) ન૰અંધકાર
**તિમિંગલ** [સં.], **–ળ** પું૰ મગરમચ્છ
**તિરકસ(–સિયું)** વિ૰ ત્રાંસું; તિરછું (૨) ન૰ ભીંતમાં આડી–વાંકી ઈંટો મૂકીને બનાવેલું નાનું જાળિયું
**તિરસ્કરણીય** વિ૰ [સં.] તિરસ્કારને પાત્ર
**તિરસ્કાર** પું૰ [સં.] તુચ્છકાર; અનાદર; ધિક્કાર. ૦**વું** સ૰ક્રિ૰ તિરસ્કાર કરવો
**તિરસ્કૃત** વિ૰ [સં.] તરછોડી કાઢેલું
**તિરોધાન** ન૰ [સં.] અદૃશ્ય થવું તે (૨) આચ્છાદન
**તિરોભાવ** પું૰ [સં.] અદૃશ્યતા
**તિરોભૂત, તિરોહિત** વિ૰ [સં.] અદૃશ્ય(૨) ઢંકાયેલું
**તિર્યક** વિ૰ (૨) અ૰ [સં.] વાંકું; ત્રાંસું. **–ગ્યોનિ** સ્ત્રી૰[સં.] પશુ, પક્ષી વગેરે જીવો
**તિર્યંક(–ચ)** ન૰ [સં.] મનુષ્યથી હલકી જાતનાં પ્રાણી
**તિલ** પું૰ [સં.] જુઓ તલ
**તિલક** ન૰ [સં.] ટીલું
**તિલસ્માત** પું૰ [અ. तिलिस्मात] ચમત્કાર; અચંબાની વાત. **–તી** વિ૰ ચમત્કારી
**તિલાંજલિ** સ્ત્રી૰ [સં.] જુઓ તિલોદક (૨) રુખસદ [અને પાણી
**તિલોદક** ન૰ [સં.] મૂએલાંને અર્પાતાં તલ
**તિલ્લી** સ્ત્રી૰ બરોળ
**તિસમારખાં** વિ૰ [તીસ (ત્રીસ) + મારવું + ખાં] ગરમ મિજાજનું (૨) બડાઈખોર (૩) પું૰મોટાં પરાક્રમોની બડાશો મારનાર આદમી
**તિહાં** અ૰ જુઓ ત્યાં; ત્યહાં [પ.]
**તીકમ** પું૰ જમીન ખોદવાનું એક ઓજાર
**તીક્ષ્ણ** વિ૰ [સં.] બારીક ધારવાળું (૨) આકરું; તીખું (ભાષણ) (૩) ચકોર; ચપળ
**તીખટ** વિ૰ તીખા સ્વાદનું(૨)ન૰ તીખારા આવે એવો મસાલો
**તીખાટ** પું૰ તીખો સ્વાદ (૨) સ્વભાવની ઉગ્રતા [લા.]. **–શ** સ્ત્રી૰ તીખાપણું
**તીખાં** ન૰ બ૰ વ૰ મરચાં (૨) મરી
**તીખું** વિ૰ [પ્રા. तिक्ख(સં. तीक्ष्ण)]ધમધમાટ; જીભ ચચરે એવું (૨) પાણીવાળું; તેજ; જલદ.(૩) ઉગ્ર; ગરમ મિજાજનું (૪) ન૰

ખરું લોઢું; પોલાદ. ૦તમતમું વિ૦ ખૂબ તીખું

**તીજ** સ્ત્રી૦, **-જું** વિ૦ [પ્રા. तीअ] જુઓ ત્રીજ,-જું [જીવ

**તીડ** ન૦ [દે. तिड्ड] એક જાતનો પાંખાળો

**તીણું** વિ૦ [સં. तीक्ष्ण; પ્રા. तिण्ह]. ઝીણી ધારવાળું (૨) ઝીણી અણીવાળું (૩) સૂક્ષ્મ પણ તીવ્ર (સૂર)

**તીતર** પું૦ જુઓ તેતર

**તીતી** સ્ત્રી૦ [રવ૦] ચકલી; પંખી (બાળભાષામાં). ૦ઘોડો પું૦ એક જાતનું પાંખાળું જીવડું

**તીનપાંચ** સ્ત્રી૦ [हिं.] ટટપડ; શેખી; મિજાજ

**તીર** ન૦ [સં.] કાંઠો; કિનારો [ભાથો

**તીર** [સં., फा.] બાણ. ૦કશ પું૦ બાણનો

**તીરછું** વિ૦ [સં. तिरश्चीन, પ્રા. तिरिच्छ] વાંકું; આડું; કતરાતું [૦વાસી

**તીરથ** ન૦, ૦વાસી વિ૦ જુઓ તીર્થ,

**તીરવા** અ૦ [તીર + वा] બાણ જાય એટલે અંતરે (૨) બાણ જેટલું લાંબું કે ઊંચું

**તીરંદાજ** વિ૦ [फा.] તીર મારવામાં કુશળ. -જી સ્ત્રી૦ તીરંદાજપણું

**તીરંબાજ** વિ૦ [તીર + फा. बाज़] તીર મારવામાં કુશળ. -જી સ્ત્રી૦ તીર મારવાની વિદ્યા (૨) અપરાધીને થોડો જમીનમાં દાટીને તીરથી મારવાની એક ક્રૂર શિક્ષા

**તીરી** સ્ત્રી૦ [સં. त्रि પરથી] ત્રણની સંજ્ઞાનું ગંજીફાનું પત્તું

**તીર્થ** ન૦ [સં.] ઘાટ; પાર ઊતરવાનો માર્ગ (૨) કોઈ પવિત્ર કે જાત્રાની જગા. ૦યાત્રા સ્ત્રી૦ [સં.] તીર્થોની યાત્રા. ૦રાજ પું૦ [સં.] તીર્થોમાં શ્રેષ્ઠ – પ્રયાગ. ૦રૂપ વિ૦ (૨) પું૦ પૂજ્ય; પવિત્ર (વડીલોને માટે પત્રમાં વપરાતો માનસૂચક શબ્દ). ૦વાસી વિ૦ તીર્થસ્થાનમાં રહેનારું ૦સ્થાન ન૦ તીર્થ કરવા જેવી પવિત્ર જગા; યાત્રાનું ધામ. ૦સ્વરૂપ વિ૦ (૨) પું૦ જુઓ તીર્થરૂપ. -ર્થંકર પું૦ [સં.] જૈનધર્મનો પ્રવર્તક (તે ૨૪ છે). -ર્થાટન ન૦ [+ સં. अटन] તીર્થયાત્રા. -ર્થોદક ન૦ [સં.] તીર્થસ્થાનનું – પવિત્ર નદી કે ધામનું જળ

**તીવ્ર** વિ૦ [સં.] તીક્ષ્ણ (૨) આકરું; સખત

**તીસ** વિ૦ [સં. त्रिंशत्, પ્રા. तीस] ત્રીસ; ૩૦. -સા પું૦બ૦વ૦ ૩૦×૧થી ૧૦નો ઘડિયો

**તુ** અ૦ [સં.] કિંતુ; પરંતુ [વંશ; કુળ

**તુકમ** ન૦ [फा. तुख़्म] બીજ (૨) વીર્ય (૩)

**તુકમરિયાં** ન૦બ૦વ૦[તુકમ + रैहाँन (અ.)] તકમરિયાં; એક ઔષધિ

**તુક્કલ** સ્ત્રી૦ ટુક્કલ; મોટી પતંગ (૨) પું૦ પતંગ ચડાવીને પછી જે કાગળનું ફાનસ ચડાવે છે તે (અમદાવાદ)

**તુક્કો** પું૦નાખી.વાત; ટુચકો(૨)મનનો તરંગ (૩) બૂઠું તીર; માથે ડગોરું ઘાલેલું તીર

**તુખમ** ન૦ જુઓ તુકમ

**તુચ્છ** વિ૦[સં.] તુચ્છકારને પાત્ર (૨)નજીવું; માલ વગરનું(૩)અતિ અલ્પ. ૦કાર પું૦ [+ સં. कार] અનાદર; તિરસ્કાર. ૦કારવું સ૦ક્રિ૦તુચ્છકાર કરવો.૦કારો તુચ્છકાર

**તુજ** સ૦ તારું [પ.]

**તુણાઈ** સ્ત્રી૦ તૂણવું કે તેનું મહેનતાણું

**તુણાવવું** સ૦ક્રિ૦, **તુણાવું** અ૦ક્રિ૦ 'તૂણ (-ન)વું'નું પ્રેરક ને કર્મણિ

**તુણિયાટ(-ર)** પું૦ જુઓ તુનિયાટ

**તુતંગ** ન૦[જુઓ તૂત]બનાવટી વાત;તરકટ

**તુનતુની** સ્ત્રી૦ [રવ૦] એક વાદ્ય

**તુનાઈ** સ્ત્રી૦ જુઓ તુણાઈ

**તુનારો** પું૦ ['તૂનવું' ઉપરથી]તૂણવાનું કામ કરનારો; તુનિયાટ ['તુણાવવું'માં

**તુનાવવું** સ૦ક્રિ૦, **તુનાવું** અ૦ક્રિ૦ જુઓ

**તુનિયાટ(-ર)** પું૦['તૂનવું' ઉપરથી] તુનારો (૨) પરચૂરણ વેપાર કરનારો આદમી (૩) તુચ્છ માણસ [લા.] [પણું

**તુમાખી** વિ૦ મિજાજી (૨) સ્ત્રી૦ તુમાખી-

**તુમાર** પું૦ [अ.तूमार] બે પક્ષ વચ્ચેનો લાંબો પત્રવ્યવહાર. -રી વિ૦ તુમારને લગતું

**તુમુલ** વિ૦[સં.] ઘોંઘાટ અને ધમાચકડીવાળું (૨) દારુણ (યુદ્ધ) (૩) ન૦ ઘોંઘાટ; ધાંધળ

**તુરગ** પું૦ [સં.] ઘોડો
**તુરત** અ૦ [જુઓ તુરંત] તરત
**તુરતોતુરત** અ૦ તરતોતરત; તરત જ
**તુરંગ** ન૦ [પો.] કેદખાનું; જેલ
**તુરંગ** પું૦ [સં.] ઘોડો (૨) વિચાર [લા.] ૦મ પું૦ [સં.] ઘોડો
**તુરંત** અ૦[પ્રા. તુર (સં. त्वर्)નું વ૦કૃ૦]તરત
**તુરાઈ** સ્ત્રી૦ [સં. तूर्य] ફૂંકીને વગાડવાનું વાદ્ય; શરણાઈ [ઓન્તર
**તુરાઈ** સ્ત્રી૦ [જુઓ તુરિ] સાળવીનું એક
**તુરિ** સ્ત્રી૦ [સં.] તૂરી; સાળવીનો કાંઠલો કે કૂચડો
**તુરિ** પું૦ [સં. तुरग; પ્રા. तुरय] ઘોડો
**તુરી** જુઓ તુરિ (સ્ત્રી૦ તથા પું૦)
**તુરીય** વિ૦ [સં.] ચોથું (૨) ન૦ ચોથો ભાગ (૩) જુઓ તુર્યાવસ્થા. ૦પદ ન૦ તુર્યાવસ્થાનું પદ. **–યાવસ્થા** સ્ત્રી૦ [સં.] જુઓ તુર્યાવસ્થા
**તુર્ક** પું૦ [ફા.] તુર્કસ્તાનનો રહેવાસી. ૦સ્તાન સ્ત્રી૦ પું૦;ન૦ તુર્ક લોકોનો દેશ. **–ર્કી** વિ૦ તુર્કનું, –ને લગતું (૨) ન૦ તુર્કસ્તાન (૩) સ્ત્રી૦ તુર્કી ભાષા
**તુર્ય** વિ૦ [સં.] જુઓ તુરીય. **–ર્યા** [સં.], **–ર્યાવસ્થા** સ્ત્રી૦ [+अवस्था] ચોથી અવસ્થા (જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્યા) જેમાં સમસ્ત ભેદજ્ઞાનનો નાશ થઈ આત્મા બ્રહ્મ બની જાય છે [વેદાંત]
**તુલના** સ્ત્રી૦ [સં.] સરખામણી. ૦ત્મક વિ૦[+आत्मक]તુલનાવાળું;'કમ્પૅરેટિવ'. ૦ત્મક વિ૦ તુલના બતાવનારું
**તુલસી** સ્ત્રી૦[સં.]એક વનસ્પતિ. ૦ક્યારો પું૦ તુલસીનો ક્યારો. ૦પત્ર ન૦ [સં.] તુલસીનું પાંદડું (૨) સભામાં બે પક્ષના મત સરખા થતાં મડાગાંઠ ઊભી થાય, ત્યારે પ્રમુખ જે મત આપી શકે છે તે મત; 'કાસ્ટિંગ વોટ'. ૦વિવાહ પું૦ તુલસીને વિષ્ણુ સાથે પરણાવવાની ક્રિયા (કારતક સુદ ૧૧)
**તુલા** સ્ત્રી૦ [સં.] ત્રાજવું; કાંટો (૨) સાતમી રાશિ (૩) તુલના; સમાનતા [લા.] (૪) જુઓ તુલાદાન. ૦દાન ન૦ [સં.] પોતાની ભારોભાર વસ્તુનું દાન
**તુલ્ય** વિ૦ [સં.] સરખું [એનો છોડવો
**તુવ(–વે)ર** સ્ત્રી૦ [સં.] એક કઠોળ (૨)
**તુષ** પું૦; ન૦ [સં.] ચોખા ઉપરનું ફોતરું
**તુષાર** ન૦[સં.] હિમ; બરફ(૨)ઓસ; ઝાકળ. ૦ગિરિ પું૦[સં.] હિમાલય
**તુષ્ટ** વિ૦ [સં.] સંતુષ્ટ; પ્રસન્ન થયેલું. **–ષ્ટિ** સ્ત્રી૦સંતોષ; તૃપ્તિ; પ્રસન્નતા [થયેલું
**તુષ્યમાન** વિ૦[સં.]તુષમાન; સંતુષ્ટ; પ્રસન્ન
**તુળસી, ૦ક્યારો, ૦પત્ર, ૦વિવાહ** જુઓ 'તુલસી'માં
**તું** સ૦ [સં. त्वम्] (બીજો પુરુષ એ૦વ૦). ૦કાર પું૦ તું કહીને બોલાવવું તે; તુંકારો. ૦કારવું સ૦ક્રિ૦ તુંકારો કરવો; તુચ્છકારવું. ૦કારો પું૦ તુંકાર
**તુંગ** વિ૦ [સં.] ઊંચું (૨) પું૦ પર્વત (૩) ટોચ; શિખર
**તુંદું** વિ૦ [ફા. તુંન] જાડું; ભરાઉ; સ્થૂલ ન૦ ચવડા ઉપરનો હળનો જાડો ભાગ (૩)ફૂલેલું પેટ(૪)રીસથી ચડેલું મોં [લા.]
**તુંડ** ન૦ [સં.] મુખ; મોં (૨) ચાંચ (૩)સૂંઢ
**તુંડ** વિ૦ [ફા. તુંદ] ચડાઉ; તુમાખી; ઉદ્ધત. ૦મિજાજ પું૦ ચડાઉ–ગરમ મિજાજ. ૦મિજાજી વિ૦ તુંડ મિજાજવાળું
**તુંતાં** ન૦બ૦વ૦ તું તું—તુંકારો કરવો તે
**તુંદ** ન૦ [સં.] દુંદ; ફૂલેલું પેટ
**તુંદ** [ફા.] ૦મિજાજ, ૦મિજાજી જુઓ 'તુંડ' વિ૦ માં
**તુંબ** ન૦ [સં.] તુંબડીનું ફળ (૨) તેનું બનાવેલું પાણી ભરવાનું પાત્ર (૩) માથું (તિરસ્કારમાં). **–ડી** સ્ત્રી૦ એક વેલો(૨) નાનું તુંબડું. ૦ડું ન૦ જુઓ તુંબ
**તુંબરુ** પું૦ [સં.] એ નામનો એક ગંધર્વ
**તુંબિ(–બી)** સ્ત્રી૦[સં.] તુંબડીનો વેલો(૨) વાદ્યનું તુંબડું. ૦પાત્ર ન૦ તુંબડાનું બનાવેલું પાણી ભરવાનું પાત્ર
**તુંબુરુ** પું૦ [સં.] જુઓ તુંબરુ

**તૂઈ** સ્ત્રી૦ તોઈ; રીત
**તૂક** સ્ત્રી૦ [फा.] ટૂક; કવિતાની કડી
**તૂટ** સ્ત્રી૦ તૂટી જવું તે; ભંગાણ (૨) અણબનાવ; વિરોધ (૩) ખોટ; તંગી. **૦ક** વિ૦ છૂટું પડી ગયેલું (૨) ખંડિત; અપૂર્ણ (૩) અ૦ છૂટક; કકડે કકડે. **૦ફાટ** સ્ત્રી૦ ફાટફૂટ; અણબનાવ (૨) ફાટ. **૦મૂટ** વિ૦ ભાંગ્યુંતૂટયું
**તૂટવું** અ૦ક્રિ૦ [सं. त्रुट्; प्रा. तुट्ट] ટુકડા થવા; ભાગવું (૨) [લા.] ભાગલા પાડવા; ભંગ થવો (જેમ કે મૈત્રી; સગાઈ ઇ૦) (૩) દેવાળું કાઢવું (૪) ભંગાણ પડવું; નાસભાગ થવી [રિંજીપેંજી
**તૂટયુંફૂટયું** વિ૦ તૂટેલુંફૂટેલું; ભાંગ્યુંતૂટયું;
**તૂઠવું** અ૦ક્રિ૦ [सं. तुष्ट, प्रा. तुट्ठ ઉપરથી] પ્રસન્ન થવું; ત્રૂઠવું
**તૂણ** ન૦ [सं.] તીર રાખવાનું ખોખું; ભાથો
**તૂણવું** સ૦ક્રિ૦ [प्रा. तुण्णण=તૂણવું–રફૂ કરવું તે] કપડામાં જ્યાંથી દોરા ઘસાઈ તણાઈ ગયા હોય ત્યાં દોરા ભરી લેવા (૨) રૂને પીંખી રેસા તાણી પૂણી બનાવવા માટે હાથથી પીંજવું
**તૂણિયો** પું૦ તૂણવાનું કામ કરનારો
**તૂત** ન૦ બનાવટી વાત; જૂઠાણું; ગપ (૨) તરકટ; પ્રપંચ; જાળ (૩) ચેષ્ટા; નખરાં
**તૂતક** સ્ત્રી૦; ન૦ વહાણના ઉપલા ભાગમાં કરેલી સપાટી–અગાસી
**તૂતૂ** અ૦ [રવ૦] કૂતરાને બોલાવવા માટે વપરાતો ઉદ્ગાર (૨) ન૦ કૂતરું (બાળભાષામાં) [સાર તૂત
**તૂતેતૂત** ન૦ તૂત પર તૂતની પરંપરા (૨)
**તૂનવું** સ૦ક્રિ૦ જુઓ તૂણવું
**તૂપ** ન૦ [सं.] ઘી
**તૂમડી** સ્ત્રી૦, **–ડું** ન૦ જુઓ તુંબડી, –ડું
**તૂર** ન૦; સ્ત્રી૦ [सं. तूल] સીમળો, આકડો, ડોડી ઇ૦નાં ફૂંદાંનો બારીક રૂ જેવો પદાર્થ
**તૂર** સ્ત્રી૦ [सं.] શરણાઈ; તુરાઈ (૩) ન૦ એક વાદ્ય (દૂબળા લોકોનું)
**તૂરા** પું૦બ૦વ૦ [अ. तुर्रह] તોરા; છોગાં
**તૂરાટ** પું૦ તૂરાપણું
**તૂરિયું** ન૦ એક શાક-ફળ
**તૂરી** સ્ત્રી૦ [सं. तूर्य, प्रा. तुरिअ, तूर] એક વાદ્ય; તુરાઈ (૨) સાળવીનો કાંઠલો કે કૂચડો
**તૂરી** પું૦ [જુઓ તુરી] ઘોડો
**તૂરું** વિ૦ [सं. तुवर] આંબળાના જેવા સ્વાદનું
**તૂરો** પું૦ જુઓ તોરો
**તૂર્ય** ન૦ [सं.] એક જાતનું વાદ્ય
**તૂલ** ન૦ [सं.] કરસણ; મોલ (૨) રૂ
**તૂવર** સ્ત્રી૦ [सं. तूवरी; प्रा. तूयरी] જુઓ તુવેર
**તૂંબડી** સ્ત્રી૦ જુઓ તુંબડી. **–ડું** ન૦ તુંબડું
**તૃણ** ન૦ [सं.] તરણું; ઘાસ; ખડ. **૦વત્** અ૦ [सं.] તણખલા જેવું તુચ્છ
**તૃતીય** વિ૦ [सं.] ત્રીજું. **૦મ** ન૦ જુઓ ઇદંતૃતીયમ. **–યા** વિ૦ સ્ત્રી૦ [सं.] ત્રીજી વિભક્તિ [વ્યા.]
**તૃપ્ત** વિ૦ [सं.] ધરાયેલું; સંતુષ્ટ. **–પ્તિ** સ્ત્રી૦ [सं.] ધરાયાપણું; સંતોષ. **–પ્તિદાયક** વિ૦ તૃપ્તિ આપનારું
**તૃષા** સ્ત્રી૦ [सं.] તરસ; પ્યાસ (૨) તીવ્ર ઇચ્છા–આકાંક્ષા. [લા.] **૦તુર** વિ૦ [+आतुर] **૦ર્ત (–ર્ત્ત)** વિ૦ [सं.] તરસથી પીડાતું; તરસ્યું. **–ષિત** વિ૦ [सं.] તરસ્યું
**તૃષ્ણા** સ્ત્રી૦ [सं.] તૃષા; તરસ (૨) ઇચ્છા;
**તે** સ૦ [सं. तद्] (ત્રીજો પુરુષ એ૦ વ૦) (૨) વિ૦ એ
**તેખ(૦ડ)** સ્ત્રી૦ તજવીજ; ખોજ (૨) ખંત (૩) ત્રેવડ; કરકસર (૪) જુઓ તેખડું
**તેખડું (–ણું)** ન૦ [सं. त्रिक ઉપરથી] ત્રણની ટોળી–સમૂહ (૨) ત્રણ જણ વચ્ચે કરાયેલું કન્યાનું સાટું
**તેગ(–ગા)** સ્ત્રી૦ [फा.] નાની તલવાર; કટાર
**તેજ** વિ૦ [फा.] તીક્ષ્ણ (૨) ઉગ્ર; આકરું; તીખું (૩) ચપળ; સ્ફૂર્તિવાળું
**તેજ** ન૦ [सं. तेज, तेजस्] પ્રકાશ (૨) પ્રભાવ; પરાક્રમ (૩) પંચમહાભૂતોમાંનું અગ્નિતત્ત્વ
**તેજણ** સ્ત્રી૦ [જુઓ તાજણ] ચપળ ઘોડી
**તેજસ્વિતા** સ્ત્રી૦ [सं.] તેજસ્વીપણું
**તેજસ્વિની** વિ૦ સ્ત્રી૦ [सं.] તેજસ્વી

**તેજસ્વી** વિ૦[સં.] પ્રકાશવાળું (૨) પ્રભાવશાળી; પરાક્રમી

**તેજાનો** પું૦[फा.] તજ, લવિંગ ઇ૦ ગરમ [મસાલો

**તેજાબ** પું૦ [फा.] ઍસિડ. **–બી** વિ૦ તેજાબને લગતું કે તેના જેવી અસરવાળું

**તેજી** સ્ત્રી૦ [फा.] તેજસ્વિતા; ચળકાટ (૨) ભાવ – કિંમતમાં વધારો (૩) હોંશ; ઉત્સાહ; સ્ફૂર્તિ (૪) ચડતી; આબાદી (૫) પું૦ ઘોડો; તેજ સ્વભાવનો ઘોડો (૬) વિ૦ તેજ. **૦મંદી** સ્ત્રી૦ ભાવની ચડઊતર. **૦લું** વિ૦ તેજ; તેજીવાળું

**તેજો-** [સં. तेजस्] (સમાસના પૂર્વપદે ઘોષ-વ્યંજનાદિ શબ્દ પહેલાંનું અંગ). **૦ભંગ, ૦વધ** પું૦ તેજ – માનપ્રતિષ્ઠાનો ભંગ

**તેટલું** વિ૦ કદ, સંખ્યા, અંતર, જગા, સમય વગેરેમાં અમુક જેટલું – અમુક બરાબર. **–લે** અ૦ તેટલામાં; તે વખતે, જગાએ, અંતરે ઇ૦ (૨) તેટલાથી

**તેડ** (તૅ) સ્ત્રી૦ તટ; કાંઠો (૨) બાજુ; તરફ (૩) ભાણા કે થાળીની બાજુ જ્યાં શાક ચટણી ઇ૦ મુકાય છે તે કે તે વસ્તુ[લા.]. [ ૦કરવી = ખાવાનું છાંડવું.]

**તેડવું** સ૦ ક્રિ૦ [दे. तेड] નોતરવું (૨) (બાળકને) ઊંચકવું – કેડે બેસાડવું

**તેડાગર** વિ૦ [તેડું+ગર] તેડી લાવનાર; તેડાં કરનાર

**તેડાવવું** સ૦ ક્રિ૦ 'તેડવું'નું પ્રેરક (૨) [નોતરવું; બોલાવવું

**તેડું** ન૦ ['તેડવું' પરથી] નોતરું; લેવા – બોલાવવા આવવું તે

**તેણી** (તૅ') સ૦ ['તે' ઉપરથી](ત્રીજો પુરુષ એ૦ વ૦નું સ્ત્રી૦ રૂપ. બહુધા પારસીઓમાં વપરાય છે). **૦ગમ, ૦મેર** અ૦ તે તરફ; તે બાજુ. **૦વાર** અ૦ તે વખતે

**તેતર(૦ડો)** પું૦[સં. तित्ति(–त्ति)र ;प्रा. तेत्तिर] તીતર; એક જાતનું પક્ષી

**તેતાલી(–ળી)સ** (તે) વિ૦ જુઓ તેંતાળીસ

**તેત્રીસ** વિ૦[प्रा.तेत्ती(–त्ती)स;(सं.त्रयस्त्रिंशत्)] '૩૩'

**તેથી(૦કરીને)** અ૦ ['તે'ની તૃતીયા વિભક્તિ] માટે; તે કારણે; તેટલા સારુ

**તેપન** (તે) વિ૦ [प्रा. तिपन्न, तेवन्न (सं. त्रिपंचाशत्)] '૫૩'; ત્રેપન

**તેમ** (તે) અ૦ [अप. तिम] તે રીતે–પ્રમાણે

**તેર** વિ૦ [सं. त्रयोदश, प्रा. तेर(०स)] '૧૩'. **૦મું** વિ૦ ક્રમમાં બાર પછીનું (૨) ન૦ માણસના મૃત્યુનો તેરમો દિવસ કે તે દિવસે કરાતો વરો. **૦શ(–સ)** સ્ત્રી૦ પખવાડિયાની તેરમી તિથિ

**તેરીખ** સ્ત્રી૦ વ્યાજ ગણવાનો દિવસ (૨) વ્યાજનો દર

**તેરીજ** સ્ત્રી૦ જુઓ તારીજ

**તેરીમેરી** સ્ત્રી૦ [हिं.] ગાળાગાળી; તારીમારી

**તેલ** ન૦ [सं. तैल; प्रा.] તલ વગેરેમાંથી કઢાતો ચીકણો પ્રવાહી પદાર્થ (૨) તેલમાં કાઢેલું સત્ત્વ (૩) અડદાળો; દમ [લા.]

**તેલગુ** સ્ત્રી૦ તેલંગણના લોકોની ભાષા

**તેલંગણ** પું૦ [प्रा. तेलंग (सं. तैलंग)] ઓરિસાથી દક્ષિણના સમુદ્રકિનારા પરના પ્રદેશનું પ્રાચીન નામ; આંધ્ર દેશ

**તેલિયું** વિ૦ તેલવાળું; તેલથી ચીકણું. **–યો રાજા** પું૦ તેલિયાં વસ્ત્ર પહેરનાર અને તેલમાં જોઈ ગુજરેલી વાત કહેનારો – તાંત્રિક

**તેલી** વિ૦ તેલવાળું; તેલિયું (૨) તેલ વેચનાર (૩) પું૦ ઘાંચી **૦બિયાં** ન૦ બ૦વ૦ જેમાંથી તેલ નીકળે તેવાં બી

**તેલુગુ** સ્ત્રી૦ જુઓ તેલગુ

**તેવડું** વિ૦ [अप. तेवड] તેના જેવડું

**તે વાર(–રે)** અ૦ તે સમયે – પ્રસંગે; ત્યારે

**તેવીસ** વિ૦ [प्रा. (सं. त्रयोविंशति)] ૨૩; ત્રેવીસ

**તેવું** (તે') વિ૦ [सं. तद् + वत्; સર૦ प्रा. तेवँ (૦ઇ)] અમુકને મળતું; અમુક જેવું. **–વે** અ૦ તે સમયે; ત્યારે [પ.]

**તેસઠ** (તે) વિ૦[प्रा.तेसट्ठि (सं. त्रिषष्टि)] '૬૩'; ત્રેસઠ

**તેહ** સ૦ [સર૦ अप. तेह=તેવું] તે [પ.]

**તેંતાલી(–ળી)સ** (તેં૦) વિ૦[प्रा. तेआलीस सं. त्रिचत्वारिंशत्)] '૪૩'

**તેંસઠ** (તેં૦) વિ૦ જુઓ તેસઠ
**તૈયાર** વિ૦ [અ.] રજૂ કરવા કે ઉપયોગમાં લેવા યોગ્ય; પરિપૂર્ણતાએ પહોંચેલું; તરત હાજર કરાય કે કામ દે એવી સ્થિતિવાળું (૨) સજ્જ; તત્પર. **-રી** સ્ત્રી૦ તત્પરતા; સજ્જ હોવું તે. [(માલ) **તૈયારીમાં લઈ જવો**=ઉતારુઓની ગાડીમાં લગેજ કરવો]
**તૈલ** ન૦ [સં.] તેલ. **-લાભ્યંગ** પું૦ [સં.] શરીરે તેલ ચોળવું તે. **-લી** વિ૦ [સં.] તેલવાળું (૨) ચીકટું (૩) પું૦ તેલી; ઘાંચી
**તૈલંગ** [સં.] (૦ણ) પું૦ તેલંગણ; પ્રાચીન તેલંગદેશ
**તો** અ૦ [સં. तदा; પ્રા.] ('જો' સાથે કે એકલું; શરતી વાકયમાં વપરાય છે) ઉદા૦ જો આવશે તો જઈશું
**તો** અ૦ [સં. तु] 'તોપણ' ના અર્થમાં. ઉદા૦ હું તો જઈશ. (તું નહીં આવે તોપણ)
**તો** અ૦ [સર૦ પ્રા. तओ, त्तो] 'તો પછી'ના અર્થમાં. ઉદા૦ તો જા! (૨) 'બીજું કાંઈ નહિ, તો આટલું તો' એ અર્થમાં. ઉદા૦ ખાઓ તો ખરા, પાસે તો આવ (૩) ભાર મૂકવા માટે, ઉદા૦ 'તું ગયો તો નહિ જ!' 'ખા તો ખરો.'
**તોઈ** સ્ત્રી૦ તૂઈ; કસબની કિનારી
**તોક** સ્ત્રી૦ [અ. तौक] ગળામાં નાખવાની વજનદાર બેડી (૨) કોશ; હળપૂણી
**તોકવું** સ૦ક્રિ૦ [હિં.] ઊંચકવું (૨) જોખવું
**તોખમ** ન૦; સ્ત્રી૦ +જુઓ તુખમ
**તોખાર** પું૦ [દ્રૃ. तुक्खार, तोक्खार] ઘોડો
**તોછડાઈ** અ૦ તોછડાપણું [ટૂંકું; ઓછું
**તોછડું** વિ૦ [સં. तुच्छ] અસભ્ય; ઉદ્ધત(૨)
**તોજી** સ્ત્રી૦ [અ. तौजी] વિઘોટી; સાંથ
**તોટો** પું૦ ['તૂટવું' ઉપરથી (સં. त्रुट्)] ખોટ; નુકસાન
**તોટો** પું૦ [જુઓ ટોટો] હરડિયો
**તોડ** સ્ત્રી૦ [સં. तोद; પ્રા.] પગના માંસલ ભાગમાં થતી પીડા
**તોડ** પું૦ ['તોડવું' ઉપરથી] નિકાલ; ફડચો; ફેંસલો (૨) સોગટામાં સામાની સોગટી પહેલી મારવામાં આવે છે તે, કે જે પછી પોતાની સોગટી ઘરમાં લઈ જઈ શકાય. **૦જોડ** સ્ત્રી૦ તડજોડ; સમાધાન. **૦ફોડ** સ્ત્રી૦ તોડવું ફોડવું તે
**તોડવું** સ૦ક્રિ૦ [સં., પ્રા. तोड] જોડાયેલું કે વળગેલું ચા લાગેલું હોય તેને જોર વાપરીને છૂટું કરવું (૨) ચૂંટવું; ચૂંટીને અલગ લેવું; ઉતારવું (૩) ભાંગવું; ફોડવું (૪) અલગ બે ભાગ કરવા; ટુકડો કરી નાંખવો (૫) ભંગ કરવો; ભંગાણ પાડવું. જેમ કે, વચન, મૈત્રી ઇ૦ [લા.]
**તોડો** પું૦ [દે. तोडर] ટોડો; પગનું સાંકળું
**તોડો** પું૦ [જુઓ તોડવું] પૂણીઓ કાંતતાં પડેલો ફોદો (૨) કાચું તોડેલું ફળ
**તોડો** પું૦ [જુઓ ટોડો] ટાલ્લો (૨) મિનારો; શિખર; કાંગરો (૩) વાવની ઉપરની દીવાલ (૪) ચણતરમાં દીવાલની જાડાઈની દિશામાં મુકાતી ઈંટ (દીવાલની લંબાઈની દિશામાં મુકાતીને 'પટ્ટી' કહે છે.)
**તોતડાવું** અ૦ ક્રિ૦ ['તોતડું' ઉપરથી] બોલતાં જીભ ચોટવી
**તોતડું** વિ૦ બોલતાં તોતડાતું. **-ળું** વિ૦ જુઓ તોતડું (૨) અડધા અને કાલા બોલ બોલતું
**તોતળાવું** અ૦ક્રિ૦ જુઓ તોતડાવું
**તોતળું** વિ૦ જુઓ તોતડું
**તોતિંગ** વિ૦ બહુ મોટા કદનું; મોટું તોસતાન
**તોતેર** (તો') વિ૦ [ત્રિ(-હુ)त्तरि] '૭૩'
**તોતો** પું૦ [ફા.] પોપટ
**તોપ** સ્ત્રી૦ [તુર્કી] દારૂગોળો ફેંકવાનું સાધન (૨) મોટી ગપ [લા.]. **૦ખાનું** ન૦ તોપ તથા એનો સરંજામ રાખવાની જગા (૨) તોપ અને એનો સરંજામ. **૦ગોળો** પું૦ તોપનો ગોળો (૨) મોટી ગપ [લા.] **૦ચી** પું૦ તોપ ફોડનારો માણસ; ગોલંદાજ (૨) ગપ્પી માણસ [લા.]
**તોપણ** (તો) અ૦ છતાં; તેમ છતાં; તથાપિ
**તોપમારો** પું૦ તોપના ગોળાનો મારો, ચલાવવો-ગોળા પર ગોળા છોડવા તે

**તોફા** વિ૦[અ.તુઅપ઼ા]સર્વોત્તમ;સરસ;કીમતી
**તોફાન** ન૦ [अ. तूफान] મસ્તી; ધાંધલ(૨) લડાઈ;મારામારી.–**ની** વિ૦તોફાન કરનારું
**તોબરો** પું૦ [फा.] ઘોડાને ચંદી ખવડાવવાની ચામડાની કોથળી (૨) રીસથી ચડેલું મોં [લા.]
**તોબા** અ૦ (૨)સ્ત્રી૦ [अ.] 'હવે હદ થઈ' એવો અર્થ બતાવતો ત્રાસ કે કંટાળાનો ઉદ્ગાર
**તોમર** ન૦ [सं.] ભાલા જેવું એક આયુધ
**તોય** ન૦ [सं.] પાણી; જળ. ૦**જ** ન૦ પોયણું; કમળ. ૦**દ(–ધર)** પું૦; ન૦ [सं.] વાદળ. ૦**(૦નિ)ધિ** પું૦ [सं.] સમુદ્ર
**તોર** (તો) પું૦ [अ. तौर, કે तुर्की तौरह= જુલમી હુકમ ઉપરથી]મિજાજ;અહંકાર
**તોર** (તો) સ્ત્રી૦ [दे. तरिया] તર; મલાઈ
**તોર** (તો)પું૦સાળનો રોલર;તે ગોળ લાકડું જેની પર કપડું વણાય તેમ વીંટાય છે
**તોરણ** ન૦ [सं.] મુખ્ય દરવાજો; કમાનવાળો દરવાજો (૨) શોભા માટે બંધાતો કાગળ, પાન વગેરેનો હાર
**તોરત** ન૦ [જુઓ तौरात] યહૂદીઓનું ધર્મપુસ્તક; બાઇબલનો 'જૂનો કરાર'
**તોરી** (તો) વિ૦ તોરવાળું; મિજાજી (૨) સ્ત્રી૦ તોર; મિજાજ (૩) રીસ; ગ્રંઝ
**તોરો** પું૦[अ. तुर्रह] છોગું; પાલવ; શિરપેચ (૨)પાઘડીનો કસબ(૩)ફૂલનો ગોટો–કલગી
**તોલ** પું૦; ન૦ [सं.] વજન (૨) વજન કરવાનું કાટલું (૩) [લા.] કિંમત; કદર (જેમ કે તોલ કરવો, થવો) (૪)ભારબોજ; વક્કર; પ્રતિષ્ઠા
**તોલકું** (તો)ન૦[જુઓ તોલું] માથું
**તોલડી** સ્ત્રી૦ [જુઓ તોલું] રાંધવાનું માટીનું વાસણ (૨) સ્મશાનમાં લઈ જવાની દેવતાની હાંડલી. –**ડું** ન૦ નાનું માટીનું વાસણ; હાંલ્લું (૨) ભિક્ષાપાત્ર
**તોલન** [सं.] ન૦, –**ના** સ્ત્રી૦ તોળવું તે (૨) તુલના; સરખામણી
**તોલબિંદુ** ન૦ જુઓ ગુરુત્વ મધ્યબિંદુ
**તોલવું** પું૦ સ૦ક્રિ૦ [सं. तुल् प्रा. तोल] જુઓ તોલવું
**તોલાટ** તોલનારો; તોલવાનું કામ કરનારો
**તોલું** ન૦ [दे. तोल (सं. तुल)] દશ શેર વજન (૨) ઘીનું પાટ્ડું
**તોલું** (તો) ન૦ [सं. तालुकं] માથું
**તોલે** અ૦ ['તોલ' ઉપરથી] સરખામણીમાં; તુલનામાં; બરોબર
**તોલો** પું૦ [सं. तोल] એક રૂપિયાભાર
**તોશાખાનું** ન૦ [फा. तोश़ह + खानह] ભંડાર; સામાન મૂકવાની જગા
**તોષ** પું૦[सं.]સંતોષ. ૦**વું** સ૦ક્રિ૦ સંતોષવું
**તોસ્તાન** ન૦ કોઈ પણ મોટી–તોતિંગ ચીજ કે ઘટના
**તોળવું** સ૦ક્રિ૦ [જુઓ તોલવું] જોખવું; વજન કરવું (૨) ઉપાડવું; ઊંચકવું (૩) તુલના–વિચાર–કિંમત કરવી
**તોળાટ** પું૦ જુઓ તોલાટ
**તૌંતેર** વિ૦ [જુઓ તોતેર] '૭૩'
**તૌરાત** ન૦ [हिब्रू तौरत] જુઓ તોરત
**ત્યક્ત** વિ૦ [सं.] તજાયેલું. –**ક્તા** વિ૦ સ્ત્રી૦ તજાયેલી(૨)સ્ત્રી૦પતિએ તજેલી સ્ત્રી
**ત્યજવું** સ૦ક્રિ૦ [सं. त्यज्] તજવું; છોડવું; ત્યાગ કરવો
**ત્યમ** અ૦ જુઓ તેમ; તે પ્રમાણે [પ.]
**ત્યહાં** અ૦ જુઓ ત્યાં [પ.]
**ત્યાગ** પું૦[सं.] તજવાની ક્રિયા(૨)સંન્યાસ (૩) દાન (૪) લગ્નાદિ પ્રસંગે અપાતો બારોટનો લાગો; તાગ. ૦**મૂર્તિ** સ્ત્રી૦ ત્યાગની મૂર્તિરૂપ માણસ(૨)હિંદુ વિધવા [લા.]. ૦**વું** સ૦ક્રિ૦ જુઓ ત્યજવું. –**ગી** વિ૦ ત્યાગ કરનારું (૨) પું૦ સંન્યાસી (૩) દાતા [શકાય તેવું
**ત્યાજ્ય** વિ૦ [सं.] તજવા યોગ્ય કે તજી
**ત્યારે** અ૦ [જુઓ તે વારે] તે વખતે (૨) તે સ્થિતિમાં; તો પછી ['૮૩'
**ત્યાશી(–સી)** વિ૦[प्रा.तेयासीइ(सं.त्र्यशीति)]
**ત્યાં** (') અ૦ તે ઠેકાણે (૨) સંજોગોમાં
**ત્રગણું** વિ૦ ત્રણ ગણું

**ત્રણ** વિ૦ [સં. ત્રીણિ] '૩'
**ત્રપા** સ્ત્રી૦ [સં.] લજ્જા; શરમ
**ત્રમઝટ, ત્રમઝીક** અ૦ પુષ્કળ; ધોધમાર (વરસવું) (૨) સ્ત્રી૦ ઝડી
**ત્રમણું** વિ૦ તમણું; ત્રગણું
**ત્રય** વિ૦ [સં.] ત્રણ (૨) ન૦ ત્રણનો સમૂહ. **–યાનન** પું૦[+આનન] ત્રણ મુખવાળા– દત્તાત્રેય. **–યી** સ્ત્રી૦ [સં.] ત્રણનું જૂથ (૨)ઋક,સામ અને યજુર એ ત્રણ વેદનો સમૂહ [એક અટક
**ત્રવાડી** પું૦ [ત્રિ+વેદ ઉપરથી] ત્રિવેદી;
**ત્રસ્ત** વિ૦ [સં.] ડરેલું; ભડકેલું (૨) બીકણ
**ત્રંબક** પું૦ જુઓ ત્ર્યંબક [વાદ્ય
**ત્રંબાળું** ન૦ ['તામ્ર' ઉપરથી] એક જાતનું
**ત્રાક** સ્ત્રી૦[સં. તર્કુ] જેના પર સૂતર કંતાય છે તે સોયો
**ત્રાગ** પું૦ તાગડો;તાંતણો. ૦ડો પું૦ તાંતણો; તંતુ (૨) જનોઈ (૩) વળ દેવાની ફરકડી. [ત્રાગડો **રચવો**=કાવતરું કરવું]
**ત્રાગું** ન૦ બીજાને ઠેકાણે લાવવા પોતાના ઉપર કરેલી જબરદસ્તી (૨) હઠ; જીદ
**ત્રાજવું** ન૦ [फा. तराजू] જુઓ ત્રાજૂડું
**ત્રાજૂડું** ન૦ જોખવાનું બે પલ્લાંવાળું સાધન; ત્રાજવું (૨) શરીર ઉપર છૂંદાવેલું છૂંદણું
**ત્રાટક** પું૦ [સં.] તાકીને એક જ સ્થાને જોઈ ચિત્ત એકાગ્ર કરવાની યોગની ક્રિયા
**ત્રાટકવું** અ૦ક્રિ૦['ત્રાટક' કે'ત્રાડ'ઉપરથી] અણધાર્યો ધસારો કરવો; છાપો મારવો
**ત્રાડ** (ત્રા') સ્ત્રી૦ મોટી બૂમ; ગર્જના. ૦વું અ૦ક્રિ૦ ગર્જના કરવી
**ત્રાણ** ન૦[સં.] રક્ષણ; બચાવ (૨) શરણ
**ત્રાણુ(–ણું)** વિ૦ [प्रा. तेणउइ(सं. त्रिनवति)] તાણું – '૯૩'
**ત્રાતા** પું૦[સં.] રક્ષણ કરનાર; બચાવનાર
**ત્રાપો** પું૦ જુઓ તરાપો
**ત્રાસ** પું૦[સં.] જુલમ(૨)પજવણી; કંટાળો (૩) કમકમાટી (૪) ધાક; બીક. ૦દાયી વિ૦ ત્રાસ આપનારું. ૦વાદ પું૦ ત્રાસ ફેલાય એમ કરવાથી ફવાય છે એવો રાજકીય મત; 'ટેરરિઝમ'. ૦વું અ૦ક્રિ૦ ત્રાસ પામવું; કંટાળવું (૨) બીવું
**ત્રાહિ** અ૦ (૨) સ્ત્રી૦ [સં.] 'રક્ષણ કરો– બચાવો' એવો ઉદ્‌ગાર.[૦**મામ્** શ૦પ્ર૦ 'મારું રક્ષણ કરો' એવો ઉદ્‌ગાર.]
**ત્રાહિત** વિ૦ અજાણ્યું (૨) તટસ્થ (૩) પું૦ ત્રાહિત આદમી
**ત્રાહ્ય** અ૦(૨)સ્ત્રી૦ જુઓ ત્રાહિ
**ત્રાંબટ** વિ૦ [સં. તામ્ર ઉપરથી] તાંબાનું(૨) ન૦ તાંબાનું પાત્ર; ત્રાંસ
**ત્રાંબું** ન૦ [સં. તામ્ર] જુઓ તાંબું
**ત્રાંસ** પું૦ ત્રાંસાપણું; વાંક (૨) ફાંસ; ફાંસો (૩) વજન; કાટલું (૪) તાંબાની રકાબી; તાસક. **–સિયો** પું૦ જુઓ ત્રાંસ (૨) જુઓ તાંસિયો. **–સું** વિ૦ વાંકું; કતરાતું
**ત્રિ** વિ૦[સં.] ત્રણ. ૦ક ન૦ ત્રણનો સમુદાય. ૦કટુ ન૦ સૂંઠ મરી અને પીપરનું ચૂર્ણ. ૦ક્રમ પું૦ જુઓ ત્રિવિક્રમ
**ત્રિકાલ** પું૦ [સં.] ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળ (૨) સવાર, બપોર અને સાંજ એ ત્રણે સમય. ૦જ્ઞ વિ૦ [સં.] ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળનું જ્ઞાન ધરાવનાર. ૦જ્ઞાની વિ૦ ત્રિકાલજ્ઞ. ૦દર્શી વિ૦ [સં.] ત્રણ કાળ જોઈ શકનારું; ત્રિકાળજ્ઞાની. **–લાબાધ (–ધિત)** વિ૦ [+अबाध (–धित)] ત્રણે કાલથી અબાધ એવું; કાલાતીત. **–ળ** પું૦ ત્રિકાલ
**ત્રિકાંડ** વિ૦ [સં.] ત્રણ કાંડ–વિભાગવાળું
**ત્રિકૂટ** વિ૦[સં.] ત્રણ શિખરવાળું.**–ટાચળ** પું૦ લંકામાં આવેલો એક પર્વત
**ત્રિકોણ** પું૦ [સં.] ત્રણ ખૂણાવાળી આકૃતિ (૨) વિ૦ ત્રણ ખૂણાવાળું
**ત્રિકોણમિતિ** સ્ત્રી૦ ત્રિકોણનું ગણિત; 'ટ્રિગોનોમેટ્રી' [ગ.]
**ત્રિગુણ** વિ૦ [સં.] ત્રણ ગણું; ત્રેવડું (૨) પું૦અ૦વ૦ સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો. **–ણા** સ્ત્રી૦[સં.] માયા (વેદાંતમાં)

–ણાત્મક, –ણી વિ૦ [સં.] ત્રિગુણનું બનેલું
**ત્રિઘાતપદી** સ્ત્રી૦ [સં.] ત્રણ ઘાત સુધીના પદવાળી રકમ; 'ક્યૂબિક એક્સ્પ્રેશન'[ગ.]
**ત્રિજગત** ન૦, **ત્રિજગતી** સ્ત્રી૦ [સં.] ત્રણે દુનિયા (સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ)
**ત્રિજ્યા** સ્ત્રી૦ [સં.] વર્તુલના મધ્યબિંદુથી પરિધિના કોઈ બિંદુ સુધીની સુરેખા કે તેનું અંતર; 'રેડિયસ' [ગ.]. ૦કોણ પું૦ મધ્યબિંદુ આગળ ત્રિજ્યા જેવડા ચાપથી થતો ખૂણો; 'રેડિયન' [ગ.]
**ત્રિતાપ** પું૦બ૦વ૦ [સં.] જુઓ તાપત્રય
**ત્રિતાલ** પું૦ [સં.] સંગીતનો એક તાલ
**ત્રિદંડ** પું૦; ન૦ [સં.] વાગ્દંડ, મનોદંડ અને કાયાદંડ એ ત્રણ સંયમ ધારણ કર્યાની નિશાનીરૂપ સંન્યાસીનો દંડ. –ડી પું૦ [સં.] ત્રિદંડ ધારણ કરનાર; સંન્યાસી
**ત્રિદોષ** પું૦ [સં.] વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષના પ્રકોપથી થતો રોગ; સનેપાત
**ત્રિધા** અ૦ [સં.] ત્રણ પ્રકારે; ત્રેધા
**ત્રિનયન, ત્રિનેત્ર** પું૦ [સં.] મહાદેવ
**ત્રિપથ** પું૦બ૦વ૦ [સં.] સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ (૨) ન૦ ત્રણ રસ્તા જ્યાં મળે એ સ્થળ. ૦ગા સ્ત્રી૦ [સં.] ગંગા
**ત્રિપદી** સ્ત્રી૦ [સં.] ત્રણ પાયાની ઘોડી; ત્રિપાઈ (૨) હાથીનું પલાણ બાંધવાનું દોરડું (૩) વિ૦ ત્રણ પગ કે પદવાળું
**ત્રિપરિમાણ** ન૦ [સં.] લંબાઈ, પહોળાઈ અને ઊંચાઈ કે જાડાઈ એ ત્રણ માપ જે દરેક પદાર્થને હોય તે; 'થ્રી ડાઈમેન્શન્સ' [ગ.]
**ત્રિપાઈ** સ્ત્રી૦ [ત્રિ+પાદ] ત્રિપદી; ત્રણ પાયાની ઘોડી; ટિપાઈ
**ત્રિપાઠી** પું૦ [સં.] વેદનો પાઠ કરવાની સંહિતા, પદ અને ક્રમ એ ત્રણે રીતો જાણનારો બ્રાહ્મણ (૨) એક અડક
**ત્રિપિટક** પું૦ [સં.] સુત્ત, વિનય અને અભિધમ્મ એ ત્રણ પ્રકારના બૌદ્ધ ગ્રંથોનો સમૂહ
**ત્રિપુટ** વિ૦ [સં.] ત્રણ પુટવાળું. –ટી સ્ત્રી૦ [ત્રણનો સમૂહ; ત્રિક
**ત્રિપુર** ન૦ [સં.] મયે રાક્ષસો માટે આકાશ, અંતરિક્ષ અને પૃથ્વી ઉપર બાંધેલાં સોના, ચાંદી અને લોખંડનાં ત્રણ શહેર (૨) પું૦ શિવે મારેલો એક રાક્ષસ. –રારિ પું૦ [સં.] શિવ
**ત્રિપુંડ, –ડ્ર**(૦ક) [સં.] ત્રણ લીટીનું તિલક
**ત્રિફલા** [સં.], **–ળા** સ્ત્રી૦ હરડાં બહેડાં ને આંબળાંનું ચૂર્ણ – એક ઔષધિ
**ત્રિભંગ(–ગી)** વિ૦ [સં.] ત્રણ ઠેકાણે વળેલું
**ત્રિભાગવું** સ૦ક્રિ૦ ત્રણ સરખા ભાગ કરવા
**ત્રિભાજક** વિ૦ ત્રિભાગનારું 'ટ્રાઇસેક્ટર'[ગ.]
**ત્રિભુજ** પું૦; ન૦ [સં.] ત્રિકોણ
**ત્રિભુવન** ન૦ [સં.] સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ એ ત્રણે ભુવન – લોક
**ત્રિભેટો** પું૦ જ્યાં ત્રણ રસ્તા મળે તે જગા; ત્રિપથ
**ત્રિભોમ** સ્ત્રી૦ [ત્રિ+ભૂમિ] ત્રિભુવન; સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ
**ત્રિભોયું** ન૦ [ત્રિ+ભૂમિ – ભોંય]+ત્રીજે માળ
**ત્રિમૂર્તિ(–ર્ત્તિ)** સ્ત્રી૦ [સં.] બ્રહ્મા, વિષ્ણુ અને મહેશનું ત્રિક
**ત્રિયા** સ્ત્રી૦ [સં. સ્ત્રી; હિં.] સ્ત્રી. ૦રાજ્ય ન૦ સ્ત્રીઓનું રાજ (જુઓ કામરૂ) (૨) સ્ત્રીનું ચલણ હોવું તે
**ત્રિરંગી** વિ૦ ત્રણ રંગનું (૨) પું૦ સફેદ, લીલો અને કેસરી એ ત્રણ રંગવાળો રાષ્ટ્રધ્વજ
**ત્રિરાશિ** સ્ત્રી૦ [સં.] આપેલી ત્રણ સંખ્યા કે રાશિ યા પદ ઉપરથી ચોથી સંખ્યા કે પદ કાઢવાની રીત
**ત્રિલોક** પું૦; –કી સ્ત્રી૦ [સં.] ત્રિભુવન
**ત્રિલોચન** પું૦ [સં.] શિવ
**ત્રિવર્ગ** પું૦ [સં.] ત્રણનો સમૂહ; ધર્મ, અર્થ અને કામ (૨) ક્ષય, સ્થિતિ અને વૃદ્ધિ
**ત્રિવલિ(–લી)** સ્ત્રી૦ [સં.] પેટ ઉપર પડતી ત્રણ વલિ – વાટા કે કરચલી
**ત્રિવિક્રમ** પું૦ [સં.] વિષ્ણુ
**ત્રિવિધ** વિ૦ [સં.] ત્રણ પ્રકારનું
**ત્રિવેણિ(–ણી)** સ્ત્રી૦ [સં.] ગંગા યમુના

અને સરસ્વતી (૨) તેમનો જ્યાં સંગમ થાય છે તે ધામ – પ્રયાગ (૩) ઈડા, પિંગલા અને સુષુમ્ણા એ ત્રણ નાડીનો સમુદાય [એક અડક; તરવાડી

**ત્રિવેદી** પું૦ [સં.] ત્રણ વેદ જાણનારો (૨)

**ત્રિશંકુ** પું૦ [સં.] અયોધ્યાનો રાજા; હરિશ્ચંદ્રનો બાપ. [**ત્રિશંકુની સ્થિતિ, દશા** શ૦પ્ર૦ અધવચ – અંતરિયાળ લટકી રહેવું તે; નહિ અહીંનું, નહિ ત્યાંનું એવી સ્થિતિ]

**ત્રિશૂલ**[સં.],(**–ળ**) ન૦ત્રણ અણીઓ – ફળાંવાળું એક હથિયાર. ૦**પાણ**(**–ણિ**) પું૦ [+સં. पाणि] હાથમાં ત્રિશૂલવાળા–શિવ

**ત્રિસંધ્યા** સ્ત્રી૦ [त्रि+संध्या] સવાર;બપોર અને સાંજ એ ત્રણે સમયનો સંધ્યાકાળ કે તે વેળા કરાતો સંધ્યાવિધિ

**ત્રિસ્થલી**[સં.],(**–ળી**) સ્ત્રી૦ કાશી, પ્રયાગ, ગયા એ ત્રણ ધામ

**ત્રિસ્વર** વિ૦ [સં.] ત્રણ સ્વરવાળું

**ત્રીજ** સ્ત્રી૦ [સં. तृतीया]તીજ;પખવાડિયાની ત્રીજી તિથિ [પછીનું

**ત્રીજું** વિ૦ [સં. तृतीय] તીજું; ક્રમમાં બીજા

**ત્રીઠ** સ્ત્રી૦ પીડા; દુઃખ

**ત્રીશ**(**–સ**) વિ૦ જુઓ તીસ

**ત્રુટ** સ્ત્રી૦ ત્રુટી. ૦**વું** અ૦ક્રિ૦ [સં.त्रुट्]તૂટવું. **–ટિ**(**–ટી**) સ્ત્રી૦ [સં.]ઊણપ; ખામી; દોષ

**ત્રૂઠવું** અ૦ક્રિ૦ [प्रा. तुट्ठ (સં. तुष्ट) ઉપરથી] તુઠવું; પ્રસન્ન થવું

**ત્રેખડ** સ્ત્રી૦ (૨) ન૦ જુઓ તેખડ

**ત્રેતા** (૦**યુગ**) પું૦ [સં.] ચાર યુગો પૈકીનો બીજો યુગ

**ત્રેપન** (ત્રે) વિ૦ [જુઓ તેપન] '૫૩'

**ત્રેવડ** સ્ત્રી૦ કરકસર (૨) તજવીજ; ગોઠવણ. **–ડિયું** વિ૦ ત્રેવડવાળું

**ત્રેવીશ** (**–સ**) વિ૦ જુઓ તેવીસ

**ત્રેસઠ** (ત્રે) વિ૦ જુઓ તેસઠ

**ત્રેહ** (ત્રે) પું૦ વરસાદનું પાણી ઊંડે જમીનમાં પહોંચવું

**ત્રેહેક**(**–કા**)**વું** અ૦ક્રિ૦+ ફાટું ફાટું થવું; જોર કરવું (૨) ચેન ન પડવું

**ત્રૈકાલિક** વિ૦ [સં.] ત્રિકાલનું, –ને લગતું

**ત્રૈગુણ્ય** ન૦[સં.]માયાના ત્રણ ગુણોનો સમૂહ

**ત્રૈમાસિક** વિ૦ [સં.] ત્રણ ત્રણ મહિને આવતું – થતું (૨) ન૦ દર ત્રીજે મહિને નીકળતું છાપું [સમુદાય

**ત્રૈલોક્ય** ન૦ [સં.] ત્રિલોક – ત્રણ લોકનો

**ત્રૈવર્ણિક** વિ૦ [સં.] બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણનું, – ને લગતું

**ત્રોફવું** સ૦ક્રિ૦ [સં. त्रुफ्=ઈજા કરવી] (છૂંદણું) છૂંદવું

**ત્ર્યંબક** પું૦ [સં.] ત્રણ નેત્રવાળા – શિવ

**-ત્વ** [સં.] વિશેષણ પરથી ભાવવાચક ન૦ નામ બનાવતો પ્રત્યય. જેમ કે જડત્વ

**ત્વક**(**–ગ**) સ્ત્રી૦ [સં.] ચામડી; ત્વચા. **–ગિંદ્રિય** સ્ત્રી૦ [સં.]સ્પર્શેંદ્રિય; ચામડી

**ત્વચા** સ્ત્રી૦ [સં.] ચામડી

**ત્વદીય** વિ૦ [સં.] તારું

**ત્વન્મય** વિ૦ [સં. त्वं=તું+मय] તારાથી પરિપૂર્ણ [વિ૦ ત્વરાવાળું

**ત્વરા** સ્ત્રી૦ [સં.] ઉતાવળ; ઝડપ. **–રિત**

**ત્વષ્ટા** પું૦ [સં.] દેવોનો શિલ્પી; વિશ્વકર્મા (૨) બ્રહ્મા

# થ

**થ** પું૦ [સં.] તાલુસ્થાની બીજો વ્યંજન
**થઈ** અ૦ક્રિ૦ ('થવું'નું ભૂતકાળ સ્ત્રી૦) બની; રચાઈ; ઘડાઈ ઇ૦ (૨) અ૦ થી; થઈને; દ્વારા; –માંથી પસાર થઈને; –ને રસ્તે. ૦ને ['થવું'નું અ૦કૃ૦] અ૦ બનીને (૨) થી; જુઓ થઈ
**થકવવું** સ૦ક્રિ૦ 'થાકવું'નું પ્રેરક
**થકી** અ૦ જુઓ -થી [પ.]. **–કું** અ૦ –ને લીધે; –ની વતી
**થડ** ન૦ [દે. થુડ] ઝાડનો મૂળ જાડો ભાગ, જેમાંથી આગળ ડાળાંપાંખડાં ફૂટે છે (૨) [લા.] વંશવૃક્ષનું થડ (૩) [ભરત કે ગીતમાં] મંડાણ (૪) ઉત્પત્તિસ્થાન; પ્રારંભસ્થાન
**થડક** સ્ત્રી૦ [રવ૦] બીક; ધ્રુજારી (૨) બોલતાં જીભ ચોટવી તે. ૦વું અ૦ક્રિ૦ થડકા સાથે ઉચ્ચારણ થવું (૨) ધડકવું; ભયથી કંપવું. **–કાટ** પું૦ થડકવું તે. **–કાર(–રો)** પું૦ થડ એવો અવાજ (૨) થડકો. **–કો** પું૦ થડકારો (૨) બોલવામાં અક્ષર પર પડતું જોર
**થડસાં** અ૦ નજીક
**થડિયું** ન૦ થડ કે થડનો મૂળ આગળનો ભાગ (૨) વંશવૃક્ષનું (પેટા) થડ
**થડી** સ્ત્રી૦ [દે. થડ=જૂથ] થપ્પી; ગંજ
**થડું** ન૦ જુઓ થડિયું
**થડો** પું૦ [પ્રા. થુડ] દુકાનનો અગ્ર ભાગ
**થથડાવવું** સ૦ક્રિ૦ [રવ૦] ધમકાવવું; ધધડાવવું
**થથરડો** પું૦ જાડો લેપ
**થથરવું** અ૦ક્રિ૦ [દે. થરથર] કંપવું; ધ્રૂજવું (૨) બીવું; ત્રાસવું [લા.]
**થથરાટ** પું૦ થથરવું [લપેટવું
**થથેડવું** સ૦ક્રિ૦ જાડો થર થાય એમ
**થથે(–થે)ડો** પું૦ જુઓ થથરડો
**થનક**(૦થનક)અ૦[રવ૦]નાચવાનોઅવાજ
**થનગન**(૦થનગન) અ૦ [રવ૦] નાચવાનો અવાજ. ૦વું અ૦ક્રિ૦ થનગન નાચવું કે ચાલવું. **–નાટ** પું૦ થનગન ચાલવું તે (૨) જુસ્સો; તાન; થનથનાટ
**થનથન** અ૦ [રવ૦] નાચવાનો અવાજ. ૦વું અ૦ક્રિ૦ થનગન નાચવું. **–નાટ** પું૦ જુસ્સો; તાન; થનગનાટ
**થપડાક, થપાટ** સ્ત્રી૦ [રવ૦] લપડાક
**થપેલી** સ્ત્રી૦ ['થાપવું' ઉપરથી; પ્રા. થપ્પિઅ =સ્થાપિત] થાપીને કરેલી જાડી પૂરી. **–લો** પું૦ થાપીને બનાવેલો રોટલો
**થપોડું** (**–ડિયું**) ન૦, **–ડી** સ્ત્રી૦, ૦ણું ન૦ [જુઓ થપેલી] હાથથી થાપીને કરેલી ચીજ–ઘાટ
**થપ્પડ** સ્ત્રી૦ [રવ૦] તમાચો; થપડાક
**થપ્પી** સ્ત્રી૦ [પ્રા. થપ્પ (સં. સ્થાપ્) ઉપરથી] એક ઉપર એક ગોઠવીને કરેલો ગંજ
**થપ્પો** પું૦ લપ્પો; (સાડી કબજા પર લગાવાતો) કસબવાળો વણાટ
**થબડાક** અ૦ [રવ૦] દોડવાનો અવાજ
**થયું** અ૦ક્રિ૦ 'થવું'નું ભૂ૦ કા૦ નું ન૦ (**થઈ** સ્ત્રી૦, **થયો** પું૦) (૨) અ૦ બસ; પૂરતું
**થર** પું૦ [સં. સ્તર] પડ; વળું (૨) એકસરખું બાઝેલું કે ચોપડેલું તે; પોપડો (૩) ચડતીઊતરતી ચૂડીઓનો જથો. ૦કાંકણ ન૦ બ૦ વ૦ [+ કાંકણ] લગ્ન વખતે કન્યા પહેરે છે તે ચૂડીઓ
**થરથર** અ૦ [દે.] ધ્રૂજે–કંપે એમ. ૦વું, **–રાટ** જુઓ 'થથરવું' ઇ૦. **–રાટી** સ્ત્રી૦ થરથરાટ; કંપ
**થરમૉમીટર** ન૦ [ઇં.] ગરમીમાપક યંત્ર
**થરમૉસ** ન૦[ઇં.] પોતાની અંદરની વસ્તુની ગરમીઠંડી સાચવી રાખે એવી એક કાચની શીશી જેવી બનાવટ

**થવું** અ૰ક્રિ૰ બનવું; અસ્તિત્વમાં આવવું; રચાવું (૨) નીપજવું; પેદા થવું(૩)(અમુક સમય, અંતર, વજન ઇ૰ પરિમાણ) અસ્તિત્વમાં આવવું;માપમાં હોવું;ગુજરવું (સમય); (વજનમાં) ઊતરવું ઇ૰ (૪) લાગવું; પ્રતીતિ પડવી (જેમ કે, મને એમ થાય છે કે જઈ આવું) (૫) અનુભવમાં આવવું; લાગુ પડવું (દુઃખ થવું; રોગ થવો) (૬)વર્તમાન કૃ૰ની સહાયથી, તે ક્રિયા કરવા માંડવી એવો અર્થ બતાવે છે (જેમ કે, ખાતો થા; ભણતી થા)

**થળ** ન૰ [प्रा. थल] જુઓ સ્થળ. **૰ચર** વિ૰ (૨) ન૰ જુઓ સ્થળચર

**થંભ** પું૰ [प्रा.] સ્તંભ; થાંભલો. **૰ન** જુઓ સ્તંભન. **૰વું** અ૰ક્રિ૰[सं. स्तंभ्; प्रा. थंभ] થોભવું (૨) વિસામો ખાવો

**થાક** પું૰ થાકવું તે; શ્રમ. **૰વું** અ૰ક્રિ૰ [दे. थक्क]કામ કર્યાને લીધે શિથિલ થવું (૨)કંટાળવું;હારવું [લા.]. **–ક્યુંપાક્યું** વિ૰ ઘણું થાકી ગયેલું

**થાગડથી(–થીં)ગડ** ન૰ ઊખડેલા કે ફાટેલાની દુરસ્તી (૨)જેવોતેવો કામચલાઉ ઉપાય [લા.] [અમલદાર (૨) ફોજદાર

**થાણદાર** પું૰ [થાણું+દાર(फा.)] થાણાનો

**થાણું** ન૰ [सं. स्थान; प्रा. थाण] પડાવ; કેન્દ્ર (૨) [दे. थाणय=ચોકી,થાણું]પોલીસચોકી; દેવડી (૩) [प्रा. थाणय (स्थानक)=ક્યારો] ખામણું (વાવવા માટે). **–ણેદાર** પું૰ થાણદાર

**થાથાથાબડી** સ્ત્રી૰ [થા, થા (રવ૰)+ થાબડવું] થાબડી–પંપાળીને શાંત રાખવું તે (૨) આળપંપાળ; પટામણી [લા.]

**થાન** ન૰ તાકો

**થાન** ન૰ [प्रा. थण (सं. स्तन)] સ્તન

**થાન** ન૰ [सं. स्थान; प्रा. थाण] સ્થાન. **૰ક** ન૰ સ્થાન; રહેઠાણ

**થાપ** સ્ત્રી૰ [રવ૰] થાપટ (૨) ભૂલથાપ; ધાપ; છેતરપિંડી(૩) [सं. स्थाप्; प्रा. थप्प] લેપ; રથ્થડ(૪)નરઘાંનો વચલો કાળો ભાગ કે તેના પર વગાડાતો ઠોકો. **૰ટ** સ્ત્રી૰ હાથના પંજાનો પ્રહાર. **૰ડી** સ્ત્રી૰ ટીપવા માટેનું કડિયાનું એક ઓજાર(૨)થપેલી(૩)થાપટ

**થાપણ** સ્ત્રી૰[सं. स्थापनं; प्रा. थप्पण, थावण] મૂડી; પૂંજી (૨) લીંપણ (૩) ન્યાસ

**થાપવું** સ૰ક્રિ૰ [सं. स्थाप्; प्रा. थप्प]સ્થાપવું (૨) લેપ–રથ્થડ કરવો (૩) પહોળા હાથે દાબી દાબીને ચપટો આકાર ઘડવો

**થાપો** પું૰[થાપવું પરથી]પૂંઠનો ભાગ;ઢગરો (૨) મોભારિયું(૩) કંકુવાળા પંજાની છાપ

**થાબડવું** સ૰ક્રિ૰[રવ૰]ધીમે હાથે ઠોકવું; પંપાળવું – હળવે હળવે ચાંપવું [થાપડી

**થાબડી** સ્ત્રી૰ થાબડવાની ક્રિયા(૨)જુઓ

**થાહ** પું૰ [दे. थग्घ; ] ઊંડાઈ કે કોઈ પરિમાણની હદ; તળિયું; છેડો

**થાળ** પું૰; સ્ત્રી૰ [सं. स्थाल; प्रा. थाल] મોટી થાળી(૨)ઠાકોરજીના નૈવેદનો થાળ–પ્રસાદ (૩) એ ધરાવતી વખતનું સ્તોત્રગાન

**થાળી** સ્ત્રી૰ [सं. स्थाली; प्रा. थाली] એક વાસણ (૨) ગ્રામોફોનની રેકર્ડ

**થાળું** ન૰ [सं. स्थाल, प्रा. थाल પરથી]ઘંટીનું ચોકઠું (૨) કૂવાના મોં ઉપર ચણીને બનાવેલી પાત્રાકાર જગા.[**થાળે પડવું**= વ્યવસ્થિત પાયા ઉપર આવવું; બરોબર ગોઠવાઈને ચાલતું થવું;રાગે કે ઠેકાણે પડવું]

**થાંભલી** (૰) સ્ત્રી૰ નાનો થાંભલો. **–લો** પું૰ [सं. स्तंभ] લાકડાનો ઊભો ટેકો; સ્તંભ

**થિગડિયું** વિ૰ થીંગડાવાળું

**થિજાવવું** સ૰ક્રિ૰, **થિજાવું** અ૰ક્રિ૰ 'થીજવું'નું પ્રેરક ને ભાવે

**થિયેટર** ન૰ [इं.] નાટકશાળા; રંગભૂમિ

**થિયૉસૉફી** સ્ત્રી૰ [इं.] ઈશ્વર સંબંધી એક જ્ઞાનદૃષ્ટિ – તત્ત્વવિચાર

**થી** ત્રીજી અને પાંચમી વિભક્તિનો પ્રત્યય

**થીગડી** સ્ત્રી૰ [दे. थिग्गल] જુઓ થીંગડી. **–ડું** ન૰ થીંગડું

**થીજવું** અ૰ક્રિ૰ [प्रा. थिज्ज, थेज्ज (सं. स्थैर्य). પરથી] ઠરી જવું; જામવું

**થીનું** વિ૰ [सं. स्त्यान, प्रा. थीण्ण, थीण= કઠણ; જામેલું] થીજેલું; ઘટ્ટ

**થીંગડિયું** વિ૦ થીંગડાવાળું
**થીંગડી** સ્ત્રી૦ નાનું થીંગડું. **–ડું** ન૦ [दे. थिग्गल]ફાટેલી જગા પર મૂકેલો બીજો કકડો
**થુત્કાર** પું૦[सं.] થૂ અવાજ(૨)ફિટકાર[લા.]
**થુવેર** પું૦; સ્ત્રી૦ થોરિયો; થૂવર
**થૂ** અ૦[प्रा.;સર૦ दे. णिट्ठुहिअ=થૂંક;રવ૦] થૂંકવાનો અવાજ. **થૂઈ** સ્ત્રી૦ રમતમાં, થૂ કરીને તેમાંથી વિરામ બતાવતો ઉદ્ગાર; તેવો વિરામ. ૦**થૂ** અ૦ જુઓ થૂ
**થૂથો** પું૦ [सं. तुस्तं] કૂચો (૨) રૂંછું
**થૂમડું** ન૦ [सं. स्तंब=કણસલું; प्रा. थंब] કણસલાનો જથો
**થૂલ** ન૦ [सं. तूल]બાજરી વગેરેનાં કણસલાં ઉપર થતી નાનાં ફૂલોની રુવાંટી. **–લિયું** ન૦, **–લિયો** પું૦ બાળકની જીભ પર થતો એક રોગ
**થૂલી** સ્ત્રી૦[प्रा. थुल्ली]ઘઉં વગેરેના ભરડેલા કકડા કે તેની વાની. **–લું** ન૦ લોટને ચાળવાથી નીકળેલો છાલા વગેરેનો ભૂકો
**થૂવર** પું૦; સ્ત્રી૦[જુઓ થુવેર] એક કાંટાળી વનસ્પતિ
**થૂંક** ન૦[प्रा.थुक्क;(सं.थूत्कृत)]થૂ કરી મોંમાંથી ફેંકાતી લાળ (૨) મોંમાં ઝરતી લાળ. ૦**વું** સ૦ક્રિ૦ થૂંક બહાર ફેંકવું
**થેઈ** અ૦[રવ૦]નાચનો અવાજ(૨)બાળકને ઊભું કરતાં બોલાતો ઉદ્ગાર. ૦**કાર** પું૦ થૈકાર; નાચના તાનનો ધ્વનિ
**થેક** સ્ત્રી૦ એક છોડના મૂળમાંથી મળતો જુવાર જેવો ખાવાનો પદાર્થ
**થેકડો** પું૦ કૂદકો; ઠેકડો
**થેકવું** અ૦ક્રિ૦ છલંગ મારવી (૨) સ૦ક્રિ૦ ઠેકવું; –ને કૂદી પાર કરવું
**થેપ** સ્ત્રી૦ ['થાપવું' ઉપરથી] જાડું લીંપણ; જાડો લેપ. ૦**ડો** પું૦જાડો થેપ(૨)ઊખડેલા લેપનો પોપડો. ૦**લી** સ્ત્રી૦ લોંદાને થેપીને બનાવેલી થપોલી. ૦**લું** ન૦ થેપીને બનાવેલી ચીજ; થપોલું (૨) એક વાની. ૦**વું** સ૦ક્રિ૦ જાડું લીંપવું; થેપ કરવો (૨) લોંદાને ધીમે દબાવી દબાવીને ઘાટ કરવો

**થેપાડું** ન૦ ધોતિયું (સારી જાતનું)
**થેલો** પું૦ થેલિયો
**થેલો** પું૦ થાંભલો; ટેકો
**થેર** પું૦ [प्रा.] જુઓ સ્થવિર; વૃદ્ધ (બૌદ્ધ). **–રી** સ્ત્રી૦ [प्रा.] સ્થવિરા; ભિક્ષુણી
**થેલી** સ્ત્રી૦ [दे. थल्लिया] કોથળી.**–લો** મોટી થેલી; કોથળો
**થૈકાર** પું૦ [सं.] થેઈકાર
**થોક** પું૦;સ્ત્રી૦[दे. थवक्क]જથો;ઝૂડો;ખરકલો. ૦**ડી** સ્ત્રી૦ નાનો ખરકલો. ૦**ડો** પું૦મોટો ખરકલો. ૦**બંધ** વિ૦ જથાબંધ;પુષ્કળ
**થોડાબોલું** વિ૦ થોડું બોલનારું
**થોડું** વિ૦ [सं. स्तोक; प्रा. थोक(–क्क,–ग)] અલ્પ ('ઘણું'થી ઊલટું)
**થોથ** સ્ત્રી૦ પોચ; કણ વગરની ડાંગર
**થોથર** સ્ત્રી૦ મોં પરનો સોજો અને ફિક્કાશ
**થોથવાવું** અ૦ક્રિ૦ [રવ૦] તોતડાવું
**થોથારિયું** ન૦ થોથું; નકામું પુસ્તક
**થોથું** ન૦ પોલો સળેલો કણ (૨) ફાટેલું તૂટેલું કે લખાણની દૃષ્ટિએ નકામું પુસ્તક
**થોભ** પું૦[सं. स्तोभ;प्रा. थोभ] અટકવાપણું; અંત. ૦**ણ** સ્ત્રી૦; ન૦ ટેકણ; અઢિંગણ. ૦**વું** અ૦ક્રિ૦ કોઈ ક્રિયા કરતાં અટકવું; વિરામવું (૨) રાહ જોતાં ઊભા રહેવું; ખોટી થવું
**થોભા(–ભિયા)** પું૦બ૦વ૦ [सं. स्तोभ] મૂછના બન્ને છેડા આગળ ગાલના ભાગ ઉપર વધારેલા વાળના ગુચ્છા
**થોર** (થો') પું૦ [दे. थोहर] એક કાંટાળી વનસ્પતિ; થૂવર
**થોરિયમ** સ્ત્રી૦ [इं.]એક ધાતુ [ટુકડો
**થોરિયો** (થો')પું૦ થોરનું એક છૂટું ડિંગલું–
**થોરી** (થો')સ્ત્રી૦ એક જાતનો થોર; ફાફડો (૨) તે થોરનાં ઝૂંડ કે ઊગેલી જગા
**થોલ** (થો) પું૦ લાગ; અનુકૂળ સમય કે ઘડી; મોખ; તક
**થોલિયું** (થો) ન૦ એક પાત્ર – બોઘરણું
**થોલો** (થો) પું૦ [सं. स्थूल ઉપરથી] શરીરનો લબડી પડેલો ભાગ [થપ્પડ
**થોંટ** (થો) સ્ત્રી૦ [રવ૦] જોરથી મારેલી

# દ

**દ** પું૦ [સં.] તાલુસ્થાની ત્રીજો વ્યંજન
**–દ** વિ૦ (ઉપપદ સમાસને અંતે) 'આપનાર' એ અર્થમાં. ઉદા૦ 'સુખદ'
**દઈ** સ્ત્રી૦ [સં. દૈવ] 'જાણે' સાથે શ૦પ્ર૦માં 'કોણ જાણે' 'દૈવ જાણે' એ અર્થમાં
**દઈ** (૦ને) 'દેવું'નું અ૦કૃ૦(૨)'ટપ, ધબ, થડ,' ઇ૦જેવા રવ સાથે, એવો અવાજ કરીને, તે સાથે; ઝટ, ઝટ દઈને
**દઈરાત** સ્ત્રી૦ દૈવ (જેમ કે, 'મારે દઈરાત ત્યાં જાય છે!'=દૈવ લઈ જાય તો જ; નહિ તો કોણ જાય છે! હું તો નથી જતો)
**દક્ષ** વિ૦ [સં.] ચતુર; પ્રવીણ (૨) પું૦ ઉમાના પિતા
**દક્ષણા** અ૦ જુઓ દક્ષિણા
**દક્ષણી** વિ૦ જુઓ દક્ષિણી
**દક્ષિણ** વિ૦ [સં.] જમણું (૨) સ્ત્રી૦ પૂર્વ દિશા તરફ મોં રાખતાં જમણા હાથ તરફની દિશા (૩) પું૦ દક્ષિણ દિશામાં આવેલો દેશ (૪) ત્રણ અગ્નિમાંનો એક. ૦ગોળ(–ળાર્ધ) પું૦ પૃથ્વીના ગોળાનો વિષુવવૃત્તથી દક્ષિણનો અર્ધગોળ; દક્ષિણાર્ધ. ૦ધ્રુવ પું૦ ઉત્તરધ્રુવ જેવો દક્ષિણમાં આવેલો ધ્રુવવત્ તારો. ૦વૃત્ત ન૦ 'ઍન્ટાર્ટિક સર્કલ'; દક્ષિણ ધ્રુવથી ૨૩ા° સુધીનો વર્તુલ પ્રદેશ
**દક્ષિણા** સ્ત્રી૦ [સં.] ધાર્મિક ક્રિયાને અંતે બ્રાહ્મણોને અપાતું દાન
**દક્ષિણાચલ** પું૦ [સં.] દક્ષિણ દિશામાં કલ્પેલો પર્વત – મલયાચલ
**દક્ષિણાપથ** પું૦ [સં.] વિંધ્યાચળથી દક્ષિણનો પ્રદેશ; દક્ષિણ હિંદ
**દક્ષિણાભિમુખ** વિ૦ [સં.] દક્ષિણ દિશા તરફનું
**દક્ષિણાયન** ન૦ [સં.] સૂર્યનું કર્ક રાશિમાં જવું તે (૨) કર્ક સંક્રાંતિથી મકર સંક્રાંતિ સુધીનો સમય
**દક્ષિણાર્ધ** પું૦ [સં.] પૃથ્વીના ગોળાનો દક્ષિણ તરફનો ભાગ
**દક્ષિણી** વિ૦ દક્ષિણનું, –ને લગતું (૨) પું૦ દક્ષિણ દેશનો રહેવાસી; મહારાષ્ટ્રી (૩) સ્ત્રી૦ દક્ષિણી – મરાઠી ભાષા
**દક્ષિણોત્તર** વિ૦ [સં.] ઉત્તરથી દક્ષિણ સુધી જતું
**દખ** ન૦ જુઓ દુઃખ
**દખણાતું(–દું)** વિ૦ દક્ષિણ તરફનું (૨) જમણી બાજુનું
**દખણી** વિ૦ (૨) પું૦ જુઓ દક્ષિણી
**દખમું** ન૦ [फा. दख़्मह] પારસીઓનાં શબને ઠેકાણે પાડવાનું સ્થળ
**દખલ** સ્ત્રી૦ [અ.] વચ્ચે પડવું – દરમિયાનગીરી કરવી તે (૨) નડતર; પજવણી; ગોદ. ૦ગીરી સ્ત્રી૦ [+फा. गीरी] દખલ કરવી તે
**દખિયું** વિ૦ જુઓ દુખિયું
**દખ્ખણ** સ્ત્રી૦ જુઓ દક્ષિણ (૨) પું૦ દક્ષિણ દિશામાં આવેલો દેશ; મહારાષ્ટ્ર
**દગડ** પું૦ [દે. दगल] પથ્થર; પહાણો
**દગડ** વિ૦ દગલબાજ; લુચ્ચું. –ડાઈ સ્ત્રી૦ (કામની) હરામખોરી; લુચ્ચાઈ
**દગડાચોથ** સ્ત્રી૦ ભાદરવા સુદ ચોથ; ગણેશચોથ
**દગડી** સ્ત્રી૦ નાનું દગડું. –ડું ન૦ ઢેફું; ગચિયું (૨) ભારોટિયાના થાંભલાની ઉપરનું આધારરૂપ નાનું લાકડું કે પથ્થરનું ચોસલું. –ડો પું૦ પથરો (૨) મોટું ઢેફું
**દગદગો** પું૦ [फा. दग़दग़ह] શક; વહેમ; વસવસો
**દગલબાજ** વિ૦ [अ. दग़ल+फा. बाज़], –જી સ્ત્રી૦ જુઓ દગાબાજી
**દગાખોર** વિ૦ [फा. दग़ा+ख़ोर], –રી સ્ત્રી૦ જુઓ દગાબાજ, –જી
**દગાબાજ** વિ૦ [फा. दग़ा+बाज़] દગો કરનારું. –જી સ્ત્રી૦ દગો કરવો તે

**દગો** પું૦ [फा. दग़ा] છળ; કપટ (૨) વિશ્વાસઘાત
**દગ્ધ** વિ૦ [સં.] બળેલું; દાઝેલું
**દઝાડવું** સ૦ક્રિ૦[સં. दह्; પ્રા. दज्झ] 'દાઝવું'નું પ્રેરક [ઊંડો સંતાપ
**દઝાડો(-ઝો)** પું૦['દઝાડવું' પરથી]બળતરા;
**દઝોડિયું** વિ૦ [જુઓ દઝાડવું] અડધું પડધું બળેલું (૨) ખોયણું
**દટણ, ૦કૂવો, ૦ખાળ, ૦જાજરૂ** વિ૦ (૨) ન૦ ['ડાટવું' ઉપરથી] જુઓ 'ડટણ'માં
**દટવું** અ૦ક્રિ૦ દટાવું; ગરક થવું
**દટંતર** ન૦ જુઓ ડટંતર
**દટાવવું** સ૦ક્રિ૦, **દટાવું** અ૦ક્રિ૦ 'દાટવું'નું પ્રેરક અને કર્મણિ [થતો નાશ; દટંતર
**દટ્ટન** વિ૦ દટાયેલું; ડટણ (૨) ન૦ દટાવાથી
**દટ્ટો** પું૦ [જુઓ દાટવું] ડટ્ટો; દાટો (૨) મોન્ટેસોરી બાલમંદિરમાં વપરાતી ઘાટીલા દાટા જેવી આકૃતિનું સાધન
**દડ** પું૦; ન૦ ઝીણી ધૂળ
**દડઘો** પું૦ [સં. दल ઉપરથી] ઘણું જાડું અને ભારે વાસણ
**દડદડ** અ૦ [રવ૦] પાણી પડવાનો એવો અવાજ (૨) ખળ ખળ (આંસુ)
**દડબ** સ્ત્રી૦ દડબું (૨) જુઓ ગડબ
**દડબડ (૦દડબડ)** અ૦ [રવ૦] દોડવાનો અવાજ. **-ડી** સ્ત્રી૦ ઉતાવળી દોટ
**દડબવું** સ૦ક્રિ૦ દાબીને-ઠાંસીને ભરવું
**દડબું** ન૦ દડબ; ઢેફું; ચોસલું
**દડમજલ** સ્ત્રી૦ કોઈ જગાએ અટકયા વગરની મજલ (૨) અ૦ અટકયા-વિસામો લીધા વિના
**દડવું** અ૦ક્રિ૦ [રવ૦] દોડવું (૨) ગબડવું
**દડિયો** પું૦ [દે. डल्ल = ડાલી] પડિયો
**દડી** સ્ત્રી૦ નાનો દડો (૨) ચીંથરાં લપેટી બનાવાતી દડી (૩) બાંધો; ઘડતર. ઉદા૦ બાંધી દડી, બેઠી દડી (-નું માણસ)
**દડુકાવવું** સ૦ક્રિ૦દડૂકવું(૨)'દડૂકવું'નું પ્રેરક
**દડૂક(૦દડૂક)** અ૦ [રવ૦]. **૦વું** સ૦ક્રિ૦ (હુક્કો) દડૂક દડૂક કરવો
**દડૂલી** સ્ત્રી૦ નાનો દડૂલો; દડી. **-લો** પું૦ રમવાનો દડો [પ.]
**દડો** પું૦ ['દડવું' ઉપરથી] ગોળાકાર ચીજ (ખાસ કરીને રમવાની તે)
**દણું** ન૦ જુઓ ડણું; ડેરો
**દત્ત** વિ૦[સં.]આપેલું(૨) પું૦દત્તાત્રેય(૩)ન૦ પૂર્વજન્મમાં કરેલું પુણ્યદાન.**૦ક** પું૦[સં.] શાસ્ત્રવિધિ પ્રમાણે પોતાનો કરેલો બીજાનો પુત્ર. **-ત્તાત્રેય** પું૦ [સં.] એક ઋષિ - વિષ્ણુના ચોવીસ અવતારમાંના એક
**દદડવું** અ૦ક્રિ૦ [રવ૦] દદૂડી પડવી
**દદામું** ન૦ [સં. दुंदुभ] લડાઈમાં લશ્કરને મોખરે વાગતું નગારું; મોટો ડંકો
**દદૂડી** સ્ત્રી૦ નાનો દદૂડો. **-ડો** પું૦ દડદડ ઊંચેથી પડતી મોટી ધાર
**દદ્રુ** સ્ત્રી૦ [સં.] ચામડીનો એક રોગ-દરાજ
**દધિ** ન૦ [સં.] દહીં
**દધિ** પું૦ [સં. उदधि] સમુદ્ર. **૦જા, ૦સુતા** સ્ત્રી૦ સમુદ્રમાંથી જન્મેલી - લક્ષ્મી
**દધીચ(-ચિ)** પું૦ [સં.] વજ્ર બનાવવા પોતાનાં હાડકાં આપનાર પ્રસિદ્ધ ઋષિ
**દન** પું૦ [સં. दिन] + દિવસ. **-નિયું** ન૦ એક દિવસનું મહેનતાણું - મજૂરી (૨) રોજનું ઘરાક
**દનુ** સ્ત્રી૦[સં.] રાક્ષસોની માતા - કશ્યપની સ્ત્રી. **૦જ** [સં.] પું૦ દાનવ; દૈત્ય
**દપે(-પો)ટો** પું૦ [જુઓ દુપટ્ટો] કીમતી લૂગડાં બાંધવાનો કકડો (૨) કીમતી લૂગડાંનો ગાંસડો
**દફતર** ન૦ [अ.] કામકાજનાં કાગળિયાં, ચોપડા વગેરે(૨)કાર્યાલય(૩)વિદ્યાર્થીની ચોપડીઓ રાખવાની થેલી;પાકીટ.**૦ખાનું** ન૦[+फा. खानह]દફતરો રાખવાની જગા. **-રી** વિ૦ [+फा. ई] દફતરનું,-ને લગતું (૨) પું૦ દફતર લખનારો કે રાખનારો
**દફન** ન૦ [अ.] મુડદાને દાટવું તે. **-નાવવું** સ૦ક્રિ૦ દાટી દેવું
**દફે** વિ૦ [अ. दफ़अ] વિખેરી નાખેલું (૨) નાશ કરેલું (૩) માંડી વાળેલું; પતાવેલું

**દફે** સ્ત્રી૦ [अ. दफ़अह] વાર. ઉદા૦ બે દફે. **૦દાર** પું૦ [+फा. दार] લશ્કરની નાની ટુકડીનો ઉપરી
**દબડાવવું** સ૦ક્રિ૦ ધમકાવવું
**દબડું** ન૦ [સર૦ દડબું] ઢેફું; ચોસલું
**દબદબો** પું૦ [फा.] ઠાઠમાઠ; ભપકો; દમામ
**દબવું** અ૦ક્રિ૦ જુઓ દબાવું (૨) નરમ થવું; નમવું – તાબે થવું
**દબાણ** ન૦ દબાવવું તે (૨) ભાર; વજન (૩) દાબ; અંકુશની અસર [લા.]
**દબાવવું** સ૦ ક્રિ૦, **દબાવું** અ૦ ક્રિ૦ 'દાબવું'નું પ્રેરક ને કર્મણિ
**દબેલ(–લું)** વિ૦ ['દબવું' ઉપરથી] દબી ગયેલું(૨)આભાર તળે આવેલું;ઓશિયાળું
**દબોટો** પું૦ એક જાતની ખાંડ
**દમ** પું૦ [फा.] શ્વાસ (૨) (ધૂમ્રપાનનો) સડાકો (૩) શ્વાસનો એક રોગ (૪) પ્રાણવાયુ; જીવ (૫) [લા.] સત્ત્વ; શક્તિ; પાણી (૬) ધમકી; સજાની શેહ
**દમ** પું૦ [सं.] ઇંદ્રિયોને દમવી–તાબે રાખવી તે; દમન
**દમક** સ્ત્રી૦ ધમક; ચમક; ઝળક; તેજ. **૦વું** અ૦ ક્રિ૦ ચમકવું (૨) (નગારું) વાગવું; ઢમકવું
**દમડી** સ્ત્રી૦ [प्रा. दम्म (सं. द्रम्म)] પૈસાનો ચોથો ભાગ [ઠાઠમાઠ
**દમદમાટ** પું૦ [प्रा. दमदमा = ઠાઠ કરવો]
**દમદાટી** સ્ત્રી૦[દમ+દાટી] ધમકી ને ડરામણી
**દમન** ન૦ [सं.] દમવું–પીડવું તે (૨) દબાવવું; કાબૂમાં રાખવું તે. **૦નીતિ** સ્ત્રી૦ દબાવીને–ગમે તેમ પીડીને વશ કરવાની નીતિ; 'રિપ્રેશન' [ક્ષણે ક્ષણે
**દમબદમ** અ૦ [फा.] દરેક શ્વાસની સાથે;
**દમયંતી** સ્ત્રી૦ [सं.] નળરાજાની સ્ત્રી
**દમલું(–લેલ)** વિ૦દમના રોગવાળું; દમિયલ
**દમવું** સ૦ ક્રિ૦ [सं. दम्] (મનને) દબાવવું–કાબૂમાં રાખવું (૨) દુઃખ દેવું; પીડવું [ભપકો
**દમામ** પું૦ [फा. दमामा=નોબત] દબદબો;
**દમિય(–યે)લ** વિ૦ જુઓ દમલું [એવું
**દમ્ય** વિ૦ [सं.] દમવા યોગ્ય કે દમી શકાય
**દયા** સ્ત્રી૦ [सं.] કૃપા; કરુણા. **૦ધર્મ** પું૦ પ્રાણી ધર્મ પ્રત્યે દયાભાવ. **૦નિધિ** પું૦ દયાનો ભંડાર–ઈશ્વર. **૦મણું** વિ૦ રાંક; ગરીબ; દયા ઊપજે એવું. **૦મય** વિ૦ દયાથી ભરપૂર. **૦ર્દ્ર** વિ૦ દયાથી પીગળી ગયેલું. **૦લુ** [सं.], **૦વંત**, **૦વાન**, **૦ળ**, **૦ળુ** વિ૦ દયાવાળું; કૃપાળુ
**દયિત** વિ૦ [सं.] પ્રિય (૨) પું૦ વલ્લભ; પ્રીતમ. **–તા** સ્ત્રી૦ [सं.] પત્ની
**દર** ન૦ [फा.] બારણું; દરવાજો
**દર** પું૦ ભાવ; કિંમત (૨) અ૦ દરેક
**દર** ન૦ [सं.] ન૦ કોઈ પ્રાણીએ જમીનમાં રહેવાને કરેલું કાણું – છિદ્ર
**દરકાર** સ્ત્રી૦ [फा.] પરવા; કાળજી; તમા
**દરખાસ્ત** સ્ત્રી૦ [फा.] નમ્રતાથી કહેવું તે; અરજી (૨) મંજૂરી માટે રજૂ થતી સૂચના; પ્રસ્તાવ [જગા; દરઘા
**દરગાહ** સ્ત્રી૦ [फा.] પીરની કબરની
**દરગુજર** વિ૦[फा.]માફ કરેલું;સાંખી લીધેલું
**દરઘા** સ્ત્રી૦ જુઓ દરગાહ [કરનારો
**દરજી** પું૦ [फा.] લૂગડાં સીવવાનો ધંધો
**દરજો(–જ્જો)** પું૦ [अ.] પાયરી; કોટી; કક્ષા (જેમ કે, કેટલેક દરજ્જે; વાત એટલે દરજ્જે ગઈ) (૨) હોદ્દો; અધિકાર
**દરદ** ન૦ [જુઓ દર્દ] દુઃખ; પીડા
**દરદાગીનો** પું૦ પૈસોટકો અને ઘરેણુંગાંઠું
**દરદી** વિ૦ દરદવાળું; માંદું
**દરબાર** પું૦; સ્ત્રી૦ [फा.] રાજસભા–કચેરી (૨) પું૦ ઠાકોર; રાજા. **૦ગઢ** પું૦ રાજાનો મહેલ. **૦સાહેબ** પું૦ શીખ ધર્મગ્રંથ. **–રી** વિ૦ દરબારનું;–ને લગતું (૨) પું૦ દરબારનો રાજપુરુષ
**દરભ** પું૦ જુઓ દર્ભ. **–ભિયો** પું૦ હલકી મનાતી વર્ણોની મરણક્રિયા કરાવનાર બ્રાહ્મણ
**દરમાયો** પું૦ [फा. दरमाह] માસિક પગાર
**દર મયાન** [फा.], **દરમ્યાન** અ૦ અમુક

સમયની અંદર. ૦ગીરી સ્ત્રી૦ મારફત; વચ્ચે હોવાપણું [હંમેશ
**દરરોજ** અ૦ [દર+રોજ] હરરોજ; રોજ;
**દરવાજો** પું૦ [फा.] મોટું બારણું કે ફાટક
**દરવાન** પું૦ [फा. दरबान] દરવાજો સાચવનારો; દ્વારપાળ
**દરવેશ** પું૦ [फा.] ફકીર
**દરશ** ન૦ જુઓ દર્શન [પ.]. ૦ન દર્શન
**દરશનિયું** ન૦ [સં. दर्शनीय] સ્ત્રીઓ અને બાળકોને કાંડે પહેરવાનું એક ઘરેણું
**દરાખ** સ્ત્રી૦ [સં. द्राक्ष] દ્રાક્ષ
**દરાજ** સ્ત્રી૦ દાદર; ચામડીનો એક રોગ
**દરાજ** સ્ત્રી૦ [अ. दर्ज] લાકડામાં ખોભણ પાડવાનો સુથારનો રંદો
**દરિ** સ્ત્રી૦ [સં.] ગુફા
**દરિદ્ર** વિ૦ [સં.] ગરીબ; કંગાળ (૨) એદી (૩) સ્ત્રી૦; ન૦ +દારિદ્ર; દળદર. ૦તા સ્ત્રી૦. -દ્રી વિ૦ જુઓ દરિદ્ર
**દરિયાઈ** વિ૦ [फा.] દરિયાનું,-ને લગતું(૨) સ્ત્રી૦ એક જાતનું રેશમી કાપડ
**દરિયાદિલ** વિ૦દરિયા જેવા ઉદાર દિલવાળું. -લી સ્ત્રી૦ [વિવેક; વિચાર
**દરિયાફ (-ફ્ત)** સ્ત્રી૦ [फा. दर्यापत] દર્યાફ;
**દરિયામહેલ** પું૦ નદી કે દરિયાકિનારે બાંધેલો મહેલ
**દરિયાવ** [फा. दरिया], ૦દિલ, ૦દિલી જુઓ દરિયો, દરિયાદિલ, દરિયાદિલી
**દરિયો** પું૦ [फा. दरिया] સમુદ્ર (૨) ખૂબ વિસ્તાર કે ઊંડાણવાળું કાંઈ પણ [લા.]
**દરી** સ્ત્રી૦ [સં.] ગુફા; દરિ
**દરેક** વિ૦ [દર+એક] જુઓ હરેક
**દરેડવું** સ૦ ક્રિ૦ ['દરેડો' ઉપરથી] વાવવા માટે દાણાનો દરેડો કરવો .
**દરેડો** પું૦ [સં. दरणि] ધારા; રેલો
**દરો** સ્ત્રી૦ [સં. दूर्वा] એક વનસ્પતિ-ધરો. ૦આઠમ સ્ત્રી૦ ભાદરવા સુદ આઠમ (જ્યારે સ્ત્રીઓ દરોની પૂજા કરે છે.); ધરોઆઠમ. ૦ઈ સ્ત્રી૦ દરો
**દરોગો** પું૦[જુઓ દારોગો]તપાસ રાખનારો અમલદાર
**દરોડો(-રો)** પું૦ [જુઓ દરોટો] ધાડ
**દર્દ** ન૦ [फा.] જુઓ દરદ(૨)લાગણી; પ્રેમ. ૦નાક વિ૦ [फा.] દુ:ખથી ભરેલું. -ર્દી વિ૦ દર્દવાળું; દરદી
**દર્દુર** પું૦ [સં.] દેડકો
**દર્પ** પું૦ [સં.] ગર્વ; અહંકાર
**દર્પણ** ન૦; સ્ત્રી૦[સં.]ખાપ; ચાટલું; આરસો
**દર્પિણી** વિ૦ સ્ત્રી૦ દર્પવાળી
**દર્ભ** પું૦[સં.] એક વનસ્પતિ-દરભ. -ર્ભાસન ન૦[+આસન]દર્ભનું બનાવેલું આસન
**દર્યાફ(-ફ્ત)** [फा.] સ્ત્રી૦ જુઓ 'દરિયાફ'માં
**દર્શ** પું૦ [સં.] દેખાવ
**દર્શક** વિ૦ [સં.] દેખાડનારું (૨) જોનારું
**દર્શન** ન૦ [સં.] જોવાની ક્રિયા (૨) ભક્તિભાવથી જોવાની ક્રિયા (૩) દેખાવ (૪) શાસ્ત્ર (ષટ્દર્શન) (૫) રુચિ; શ્રદ્ધા. [જૈન] ૦શાસ્ત્ર ન૦ ફિલસૂફી. -નાકાંક્ષી વિ૦ [+આકાંક્ષી] દર્શનની આકાંક્ષાવાળું. -નાતુર વિ૦ [+આતુર] દર્શન કરવા માટે આતુર. -નાર્થી વિ૦ [+અર્થી] દર્શનની ઇચ્છાવાળું. -નિયું ન૦ જુઓ દરશનિયું. -ની વિ૦ પ્રગટ; ખુલ્લું; દેખીતું (૨) વિ૦ સ્ત્રી૦ જોતાંવેંત શિકારવાની (હૂંડી). -નીય વિ૦[સં.] દેખવા યોગ્ય; સુંદર. -નેંદ્રિય સ્ત્રી૦ [સં.] આંખ
**દર્શાવવું** સ૦ક્રિ૦ [સં. दृश् ઉપરથી]દેખાડવું; બતાવવું
**દર્શી** વિ૦ [સં.] (સમાસને અંતે વપરાય છે)જોનારું. જેમ કે, દૂરદર્શી (૨)બતાવનારું
**દલ** ન૦[સં.] પાંદડું (૨) ફૂલની પાંખડી (૩) સૈન્ય (૪) જાડાઈ; ઘનતા [કરવા તે
**દલન** ન૦ [સં.] દળી નાંખવું-ચૂરેચૂરા
**દલપતિ** પું૦ સેનાપતિ
**દલવાડી** પું૦ [સં. दलि (માટીનું ઢેફું) ઉપરથી] ઈંટો પકવનાર
**દલવાડું** ન૦ (મરેલા ઢોરના બદલામાં) ચમારને ત્યાંથી મળતું ચામડું
**દલાલ** પું૦[अ. दलाल]સાટું ગોઠવી આપનાર; મારફતિયો (૨) ભડવો; કૂટણો. -લી

સ્ત્રી૦ [अ. दल्लाली] દલાલનું કામ; મારફત (૨) દલાલ તરીકેનું મહેનતાણું; હકસાઈ. **–લું** ન૦ દલાલનું કામ
**દલિત** વિ૦[સં.]દબાયેલું; કચરાયેલું; પીડિત. **–તોદ્ધાર** પું૦ [+उद्धार] દલિતોનો ઉદ્ધાર
**દલીલ** સ્ત્રી૦ [अ.] (વાતના ટેકામાં દર્શાવેલો) સબબ. **૦બાજી** સ્ત્રી૦ સામસામી દલીલોની ફેંકાફેંકી
**દલ્લો** પું૦ [द्रे. दल्ल=ટોપલો] થાપણ; પૂંજી
**દવ** પું૦ [સં.] વન (૨) દાવાનળ (૩) સંતાપ [લા.]
**દવરાવવું** સ૦ક્રિ૦ ['દાવું'નું પ્રેરક] નર દેખાડવો; આધાન કરાવવું (પશુમાં)
**દવલું** વિ૦ અળખામણું; અણમાનીતું
**દવા** [अ.], **૦ઈ**[फा.] સ્ત્રી૦ ઓસડ; ઔષધ (૨) ઉપાય; ઇલાજ [લા.]. **૦ખાનું** ન૦ ઔષધાલય
**દવાત** પું૦ [अ.] (શાહીનો) ખડિયો
**દવાદારૂ,દવાપાણી** ન૦બ૦વ૦ઓસડવેસડ
**દવાવાળો** પું૦ દવાઓ વેચનારો; 'કેમિસ્ટ'
**દશ** સ્ત્રી૦+દિશ; દિશા [પ.]
**દશ** વિ૦ [સં. दशन्; प्रा. दस] '૧૦'. **૦ક** પું૦ [સં.] દશકો; દશનો જથો (૨)સંખ્યાલેખનમાં એકમથી આગળનું બીજું સ્થાન [ગ.]. **૦કંધ(૦ર)** પું૦ જુઓ દશગ્રીવ. **૦કો** પું૦ દશક (૨) દશ વર્ષનો સમય. **૦ગ્રીવ** પું૦ [સં.] દશ માથાવાળો–રાવણ. **૦દિશ (–શા)** સ્ત્રી૦ ચાર દિશા, ચાર ખૂણા, આકાશ તથા પાતાળ એમ દશ દિશાઓનો સમૂહ [હાર
**દશન** પું૦ [સં.] દાંત. **૦પંક્તિ** સ્ત્રી૦ દાંતની
**દશમ** વિ૦[સં.]દશમું(૨)સ્ત્રી૦પખવાડિયાની દશમી તિથિ. **૦દ્વાર** ન૦બ્રહ્મરંધ્ર;તાળવું. **–મી** સ્ત્રી૦ [સં.] દશમ
**દશમી** સ્ત્રી૦ દૂધે બાંધીને બનાવેલી રોટલી
**દશમું** ન૦ મરણ પછી દશમે દિવસે કરવાની ક્રિયા [રાજા
**દશરથ** પું૦[સં.] રામના પિતા–અયોધ્યાના
**દશરા** પું૦; સ્ત્રી૦ [સં. दशहरा] આસો સુદ દશમ; વિજયાદશમી
**દશહરા** ન૦ [સં.] જેઠ સુદ પડવાનું ગંગાજન્મનું પર્વ (૨) દશેરા
**દશા** સ્ત્રી૦ [સં.] ગાડી ઊંજવા પૈડામાં ઘલાતી તેલવાળી ચીંદરડી (૨) કપડાંની આંતરી, દશી (૩) સ્થિતિ; હાલત (૪) મનુષ્યના નસીબ પર સારી માઠી અસર કરનારી ગ્રહાદિની સ્થિતિ (૫) પડતી હાલત
**દશાનન** પું૦ [સં.] રાવણ
**દશાવતાર** પું૦બ૦વ૦[સં.]વિષ્ણુના દશ અવતાર(મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ અને કલ્કિ.)
**દશાશ્વમેધ** પું૦ [સં.] કાશી પ્રયાગ વગેરે સ્થળોમાંનું એક તીર્થસ્થાન (ત્યાં દસ અશ્વમેધ થયા હતા એવી પુરાણકથા છે)
**દશાંશ** પું૦ [સં.] દશમો ભાગ (૨) વિ૦ (૩) ન૦ દશકથી ગણાતું (અપૂર્ણાંક)[ગ.] **૦અપૂર્ણાંક** ન૦ 'ડેસિમલ ફ્રેક્શન'[ગ.] **૦પદ્ધતિ** સ્ત્રી૦ વિવિધ પરિમાણોને દશકથી ગણવાની કોષ્ટકપદ્ધતિ; 'ડેસિમલ સિસ્ટમ' [ગ.]. **૦બિંદુ** ન૦ દશાંશનું ચિહ્ન–ટપકું [ગ.] [આંતરી;દશા
**દશી** સ્ત્રી૦ [સં. दशा ઉપરથી] કપડાની
**દશેરા** સ્ત્રી૦ જુઓ દશરા
**દશોદિશ** અ૦ [દશ+દિશા] બધી દિશામાં
**દસ** જુઓ દશ સ્ત્રી૦ અને વિ૦
**દસકત** પું૦ [फा. दस्तख़त] અક્ષર; હરફ; (૨) અક્ષરની લખાવટ (હાથની)(૩) સહી
**દસકો** પું૦ જુઓ દશકો
**દસમું** ન૦ જુઓ દશમું
**દસ(–સે)રા** સ્ત્રી૦ જુઓ દશરા
**દસ્કત** પું૦ જુઓ દસકત
**દસ્ત** પું૦ [फा.] હાથ (૨) ઝાડો; જુલાબ; રેચ. **૦કારી** સ્ત્રી૦ [+फा.कारी] હાથની કારીગરી ['બેડ-પૅન'
**દસ્તાનું** ન૦ દસ્ત–ઝાડો ઝીલવાનું વાસણ;
**દસ્તાવેજ** પું૦ [फा.] લેણદેણ વગેરે સંબંધી લખત (૨) આધારભૂત એવું કોઈ પણ લખત. **–જી** વિ૦ દસ્તાવેજનું, –ને લગતું કે તેના આધારવાળું (૨)લેખી

**દસ્તૂર** પું૦[फा.] રિવાજ;ધારો (૨) દાપું;કર (૩) પારસીઓનો ગોર. **-રી** વિ૦દસ્તૂરને લગતું (૨) સ્ત્રી૦ હકસાઈ; દાપું; સુખડી
**દસ્તો** પું૦ [फा.] ખાંડણીનો દાંડો; પરાઈ (૨)હાથો (૩) ચોવીસ કાગળની થોકડી;ધા (૪) સિપાઈઓની અમુક સંખ્યાની ટુકડી
**દસ્યુ** પું૦ [सं.] ચોર; લૂંટારો (૨) અનાર્ય લોકોની એક જાતનો માણસ
**દહન** ન૦ [सं.] દહવું-બાળવું તે. **૦ક્રિયા** સ્ત્રી૦ (શબ) બાળવાની ક્રિયા
**દહવું** સ૦ક્રિ૦[सं. दह्] બાળવું [સગર્ભા
**દહાડાવાળી** વિ૦ સ્ત્રી૦ [જુઓ દહાડો]
**દહાડિયું** વિ૦ (૨) ન૦,**-યો** પું૦ ['દહાડો' ઉપરથી] રોજે કામ કરનારું માણસ
**દહાડી** સ્ત્રી૦[દહાડો ઉપરથી]રોજિંદું મહેનતાણું(૨)અ૦રોજ.**૦દહાડી** અ૦રોજેરોજ
**દહાડો** પું૦ [सं. दिवस; प्रा. दिअह, दीह] દિવસ; વાર; તારીખ; તિથિ (૨) મરનાર પાછળ કરવામાં આવતું જમણ (૩) [લા.] વખત; સમય (૩) ભાગ્ય; સિતારો. [**દહાડા રહેવા**=ગર્ભ રહેવો]. **૦પાણી** ન૦બ૦વ૦ મરનાર પાછળ જમણ
**દહીં** ન૦ [सं. दधि] દૂધ જમાવતાં થાય તે
**દહીંત(-થ)રું** ન૦[सं.दधिसर; दे. दहित्थर] એક જાતની જાડી પોચી પૂરી
**દહીંદૂધિયું** વિ૦ દૂધ-દહીં બંનેમાં પગ રાખનારું; બંને પક્ષ સાચવવા ઇચ્છનારું
**દહીંવડું** ન૦ દહીંમાં પલાળેલું વડું
**દહેજ** સ્ત્રી૦ [फा.] જુઓ દેજ
**દહેશત** સ્ત્રી૦ [अ. दहशत] બીક; ભય
**દળ** ન૦ જુઓ દલ (૨) એક મીઠાઈ
**દળણું** ન૦ દળવાની વસ્તુ -અનાજ
**દળદર** ન૦[सं. दारिद्र्य] દરિદ્રતા; ગરીબી (૨) આળસ; એદીપણું. **-રી** વિ૦ દળદરવાળું
**દળદાર** પું૦ દળવાળું; જાડું (૨) ભારે
**દળદ્રી** વિ૦ દળદરી; દરિદ્રી
**દળવાદળ** ન૦ તોફાનનું વાદળ (૨) લશ્કર
**દળવું** સ૦ક્રિ૦ [सं. दल्] પીસવું; ઘંટીમાં નાંખી ભૂકો કરવો (અનાજ ઇ૦નો)
**દળાઈ** સ્ત્રી૦,**-મણ** ન૦ દળવાનું મહેનતાણું
**દંગ** વિ૦ [फा.] દિંગ; ચકિત
**દંગલ** પું૦;ન૦ [फा.] ટંટો; તકરાર (૨) કુસ્તી (૩) કુસ્તીની હરીફાઈ (૪) અખાડો
**દંગો** પું૦ [फा. दंगल] તોફાન; બખેડો; હુલ્લડ (૨) બંડ; ફિતૂર. **૦ફિસાદ** પું૦ લડાઈટંટો; હુલ્લડ; ફિતૂર
**દંડ** પું૦ [सं.] હાથમાં ઝાલવાની લાકડી (૨)વેત્ર; છડી (૩) શિક્ષા; સજા (૪) શિક્ષા તરીકે લેવાતું નાણું(૫)એક જાતની કસરત (૬) ચાર હાથની લંબાઈ જેટલું માપ. [**૦પીલવા**=દંડની કસરત કરવી]. **૦નાયક**પું૦[सं.]ન્યાયાધીશ(૨)પોલીસનો વડો અમલદાર (૩) સેનાપતિ. **૦નીતિ** સ્ત્રી૦ [सं.] જુઓ રાજનીતિ (૨) ન્યાય વહીવટ. **૦વત્** અ૦[सं.]દંડની પેઠે લાંબા પડીને.**૦વત** વિ૦(૨)પું૦સાષ્ટાંગનમસ્કાર. **૦વું** સ૦ક્રિ૦ [सं. दंड्] શિક્ષા-સજા કરવી (૨) દંડ કરવો [(એક જેલ-શિક્ષા)
**દંડાબેડી** સ્ત્રી૦ વચ્ચે દંડાવાળી પગની બેડી
**દંડી** પું૦ [सं.] દંડધારી સંન્યાસી
**દંડી(-ડૂ)કો** પું૦[सं. दण्ड]જાડી ટૂંકી લાકડી
**દંડો** પું૦[सं. दंड] ટૂંકી જાડી લાકડી; ડંડો (૨) મોઈ રમવાનો દડો
**દંત** પું૦ [सं.] દાંત. **૦કથા** સ્ત્રી૦ મુખપરંપરાથી ચાલતી આવેલી વાર્તા. **૦ધાવન** ન૦ [सं.] દાતણ; દાંત સાફ કરવા તે. **૦પત્ર** ન૦ [सं.] કાનનું એક ઘરેણું. **૦મંજન** ન૦ દાંત માંજવાની ભૂકી-ઔષધિ. **૦વૈદ્ય** પું૦ દાંતનો વૈદ્ય. **૦સ્થાની** વિ૦દાંતની મદદથી બોલાતું;દંત્ય
**દંતારો** પું૦ [सं. दंतकार, प्रा. दंतार] હાથીદાંતનું કામ કરનારો
**દંતાળ** ન૦ ['દંત' ઉપરથી] પંજેટી;ખેતીનું એક ઓજાર(૨)પું૦ (હળ દંતાળી ઇ૦નો) દાંતો. **-ળી** સ્ત્રી૦ પંજેટી. **-ળું** વિ૦ દાંતા-ફણાંવાળું [(૨) ખરેરો
**દંતિયો** પું૦['દંત' ઉપરથી] દાંતિયો;કાંસકો
**દંતી** પું૦ [सं.] હાથી [હાથીનો દાંત
**દંતૂશ(૦ળ,-સળ)** પું૦ [सं. दंत+शूल]

**દંત્ય** વિ૦ [સં.] દાંતસંબંધી (૨)દંતસ્થાની. **–ત્યૌષ્ઠ્ય** વિ૦ [+ औष्ठ्य] દાંત અને હોઠ બંનેની મદદથી ઉચ્ચારાતું. ઉદા૦ 'વ'
**દંપતી** ન૦બ૦વ૦ [સં.] વરવહુ
**દંભ** પું૦ [સં]. ડોળ; ઢોંગ; –ભી વિ૦ [સં.] દંભવાળું; ઢોંગી
**દંશ** પું૦[સં.] ડંખ; સાપ વગેરે ઝેરી જીવ-જંતુનું કરડવું તે (૨) કીનો; વેર [લા.]. ૦વું સ૦ક્રિ૦ દંશ દેવો; કરડવું.**–શીલું** વિ૦ ઝેરીલું
**દંષ્ટ્રા** સ્ત્રી૦ [સં.] મોટા દાંત; દાઢ
**–દા** વિ૦ સ્ત્રી૦ [સં.] આપનારી; 'દ' નું સ્ત્રી૦. ઉદા૦ સુખદા
**દાઇયણ, દાઇયાણી, દાઈ** સ્ત્રી૦ દાયણ; ધાવ (૨) સુયાણી;પ્રસવ કરાવનારી બાઈ
**દાઈદુશ્મન** પું૦ [પ્રા. दाइअ (વારસામાં હિસ્સેદાર)+દુશ્મન] વારસામાં ભાગીદાર અને દુશ્મન (૨) વેરવી
**દાઉદખાની** વિ૦ [अ. दाउद+फा. खान] એ નામની જાતના (ઘઉં કે ચોખા)
**દાઊદી** સ્ત્રી૦ [अ. दाऊद ઉપરથી] એક ફૂલઝાડ; ગુલદાવરી (૨) વિ૦ મુસલમાન કે વહોરાની એક જાતનું (૩) એ નામની જાતના (ઘઉં)
**દાક્તર** પું૦ [इं. 'ડૉક્ટર'] યુરોપીય વૈદક પ્રમાણે દવા કરનાર. **–રી** વિ૦ દાક્તરનું, –ને લગતું(૨)સ્ત્રી૦દાક્તરની વિદ્યા કે ધંધો
**દાક્ષાયણી** સ્ત્રી૦ [સં.] દક્ષની કન્યા; નક્ષત્ર (૨) પાર્વતી
**દાક્ષિણાત્ય** વિ૦ [સં.] દક્ષિણમાં આવેલું (૨) પું૦ દક્ષિણ દેશનો વતની
**દાક્ષિણ્ય** ન૦ [સં.] સભ્યતા; વિવેક
**દાખલ** વિ૦ [अ. दाख़िल] અંદર ગયેલું–પેઠેલું (૨) અ૦ બદલે; માટે; પેટે; તરીકે
**દાખલો** પું૦[अ. दाख़िल:] દૃષ્ટાંત; ઉદાહરણ (૨) અનુભવ; પાઠ; શિક્ષા (૩) પુરાવો; પ્રમાણ (૪) રીત પ્રમાણે ગણવાની રકમ –હિસાબ [ગ.]
**દાખવવું, દાખવું** સ૦ ક્રિ૦ [પ્રા. दक्खव; અપ. दाक्खव; (સં.दर्शय)] દેખાડવું;બતાવવું; ધ્યાન પર લાવવું;કહેવું(૨)અ૦ક્રિ૦અસર બતાવવી;ગુણ દેખાડવો(પ્રાયઃ સારો નહિ) (૩) દુઃખ કરવું; પીડા થવી
**દાગવું** સ૦ક્રિ૦ [સં. दाव ઉપરથી]સળગાવવું; પલીતો ચાંપી ફોડવું
**દાગીનો** પું૦ ઘરેણું (૨) રકમ; નંગ
**દાઘ** પું૦ [ફા.] જુઓ ડાઘ
**દાઘ** પું૦ [સં.] બળવું તે; દહન
**દાજી** પું૦ પિતા કે વડીલ (સંબોધન)
**દાઝ** સ્ત્રી૦[સં. दह्; પ્રા. दज्झ ઉપરથી]લાગણી; અનુકંપા; (૨) ચીડ; ગુસ્સો (૩) દ્વેષ; વેર (૪) દાઝેલો–બળેલો ભાગ (ખોરાકમાં). ૦ણું ન૦ દઝાવાય એવું જમીનનું તપવું તે. ૦વું અ૦ક્રિ૦ ઊનું ચંપાવાની અસર થવી (૨) બળવું; સળગવું (૩) (રસોઈનું) અતિ તાપથી બળવું (૪) મનમાં દાઝ હોવી કે ચઢવી; દાઝે બળવું [લા.]
**દાટ** વિ૦ [फा. दट्ट] ભરચક; પુષ્કળ. ઉદા૦ મોંઘુંદાટ (અતિશય મોંઘું) (૨) પું૦ ડાટ; ભારે નાશ; ખુવારી
**દાટવું** સ૦ક્રિ૦ ખાડો કરી તેમાં માટીથી ઢાંકી દેવું; દફનાવવું; ગાડવું(૨)તેમ કરીને સંતાડવું (૩) કાંઈ છૂપો લાભ સંતાયેલો હોવો. જેમ કે, ત્યાં શું દાટયું છે કે ગયો હતો? [લા.]
**દાટી** સ્ત્રી૦ [हिं.] ધમકી; દાટી
**દાટો** પું૦ ['દાટવું' ઉપરથી] ડાટો
**દાડમ** ન૦ [સં. दाडिम] એક ફળ. ૦કળી સ્ત્રી૦ દાડમનો દાણો. ૦ડી, **–મી** સ્ત્રી૦ દાડમનું ઝાડ
**દાઢ** સ્ત્રી૦ [સં., પ્રા. दाढा] ચપટા માથાનો ચાવવાનો દાંત. [૦સળકવી=સ્વાદ કરવાનું મન થવું]. **–ઢા** પું૦ બ૦ વ૦ લોઢાના દાંતા (કરબડીના)
**દાઢા(–ઢિયા)ળો** વિ૦પું૦દાઢીવાળો–મરદ
**દાઢી** સ્ત્રી૦ [સં. दाढिका; દે. दाढिआ]હડપચી કે ત્યાં ઊગતા વાળ
**દાણ** ન૦[પ્રા. दाणि] જકાત; હાંસલ; ટોલ.

૦ચોકી સ્ત્રી૦ જકાતઘર; દાણ લેવાની જગા. ૦ચોરી સ્ત્રી૦દાણ ભરવાનું ચુકાવવું તે. ૦લીલા સ્ત્રી૦ ગોપીઓ પાસે દાણ લેવાની કૃષ્ણે કરેલી લીલા
**દાણાદાર** વિ૦ [फा. दानह + दार] દાણા-દાણાવાળું; કણીદાર
**દાણાપીઠ** સ્ત્રી૦ દાણાબજાર; કણપીઠ
**દાણી** વિ૦['દાણ' ઉપરથી] દાણનું હકદાર (૨) પું૦ દાણ ઉઘરાવનારો
**દાણો** પું૦[फा. दानह].અનાજ; ધાન્ય (૨) અનાજનો કણ (૩) એના જેવો કોઈ પણ કણ (૪) સોગઠાંબાજી વગેરે રમતમાં પાસા કે કોડીથી દાવ નાખતાં પડેલો અંક.[દાણા વાળવા =વળગણ જોવા કે કાઢવા માથા ઉપરદાણા ફેરવવા]. ૦દૂણી પું૦ અનાજ વગેરે ખોરાકનો સામાન. ૦પાણી પું૦; ન૦ ખાવાપીવાનું સાધન (૨) અન્નજળ; નસીબ
**દાતણ** ન૦ [દ્રિ. दंतवण] દાંત સાફ કરવા માટે આવળબાવળ ઇ૦ની સોટીનો કકડો. ૦પાણી ન૦ દાતણ અને પાણી (૨) તે વડે દાંત મોઢું સાફ કરવાં તે.-ણિયો પું૦ દાતણ વેચનારો
**દાતરડી** સ્ત્રી૦ [સં. दात्र] નાનું દાતરડું (૨) દાતરડી જેવા દાંત; જેમ કે, સૂવરની દાતરડી. -ડું ન૦ઘાસ કાપવાનું એક ઓજાર
**દાતા** [સં.], ૦ર વિ૦ આપનારું (૨) દાન કરનારું; ઉદાર (૩) પું૦ દાન આપનારો પુરુષ. -ત્રી વિ૦ સ્ત્રી૦ દેનારી (૨)સ્ત્રી૦ દાતા સ્ત્રી
**દાથરો** પું૦ રસોઈમાં વરાળથી બાફવા વાસણમાં વસ્તુને અધ્ધર રાખવા કરાતું ઘાસ વગેરેનું પડ (૨) તોબરો (૩) ચડેલું મોં [લા.]
**દાદ** સ્ત્રી૦[फा.] ફરિયાદ; અરજ (૨) ઇન્સાફ. ૦ફરિયાદ સ્ત્રી૦કોઈ પણ જાતની ફરિયાદ
**દાદર** સ્ત્રી૦ [સં. दद्रु] દરાજ
**દાદર** પું૦ [प्रा. दद्दर] દાદરો; નિસરણી. ૦બારી સ્ત્રી૦ દાદરનું નાનું બારણું; જીનો -રો પું૦ નિસરણી (૨) નિસરણી ઉપરનું બારણું (૩) તાળાની અંદરની કળ (૪) એક જાતનો તાલ
**દાદાગીરી** સ્ત્રી૦['દાદો' ઉપરથી] જબરદસ્તી; બળજોરી; ગુંડાગીરી
**દાદી** સ્ત્રી૦ મા કે બાપની મા; વડિયાઈ
**દાદુર** પું૦ [સં.] દેડકો
**દાદો** પું૦ બાપનો કે માનો બાપ; વડવો (૨) ગુંડો; જબરદસ્તી કરવાની ટેવવાળો
**દાધવું** અ૦ક્રિ૦[સં.दग्ध=દાઝેલું] દાઝવું;બળવું
**દાધાબળ્યું** વિ૦ [સં. दग्ध + બળ્યું] અદેખું (૨) રડતી સૂરતવાળું [(૨) ગાંઠિયું
**દાધારંગું** વિ૦ [સં. दग्ध ઉપરથી] અદેખું
**-દાન** [फा.] પ્રત્યય. નામને લાગતાં 'તે રાખનાર, ધારણ કરનાર' કે 'તે જાણનાર' એવા અર્થનું વિ૦ બનાવે. ઉદા૦ 'ગુલાબ-દાન'; 'કદરદાન'
**દાન** પું૦બ૦વ૦ દશનો ઘડિયો; ૧×૧૦=૧૦
**દાન** ન૦ [સં.] આપવું તે(૨) ધર્મબુદ્ધિથી, પુણ્યાર્થે આપવું તે(૩) રમતનો આપવાનો દાવ; વારો(૪)હાથીના લમણામાંથી ઝરતો મદ
**દાનત** સ્ત્રી૦[अ. दियानत] મનનું વલણ; વૃત્તિ
**દાનપત્ર** ન૦ બક્ષિસપત્ર; દાનનું લખાણ
**દાનવ** પું૦ [સં.] રાક્ષસ. -વી સ્ત્રી૦ દાનવ સ્ત્રી; રાક્ષસી(૨)વિ૦ દાનવને લગતું;રાક્ષસી
**દાનાઈ** સ્ત્રી૦ [फा.] દાનાપણું; ડાહ્યાપણું; વિવેક (૨) ભલમનસાઈ(૩) પ્રામાણિકતા
**દાનિશ** સ્ત્રી૦ [फा.] ડહાપણ; વિવેક. ૦મંદ વિ૦ ડાહ્યું; સમજુ; વિવેકી
**દાની** સ્ત્રી૦ [फा. दान] પાત્ર; આલય; -ને રાખવાનું ઠામ, એ અર્થમાં નામને અંતે. જેમ કે ચા-દાની, પીકદાની ઇ૦
**દાની** વિ૦ [સં.] દાન આપનારું; સખી; ઉદાર. -નેશ(-સ)રી પું૦ [સં. दान + ईश्वर] દાનવીર; મોટો દાની માણસ
**દાનો** વિ૦પું૦[फा. दाना]ડાહ્યો;સમજુ;વિવેકી
**દાન્ત** વિ૦ [સં.] વશ કરેલું;કાબૂમાં આણેલું (૨) સંયમી

**દાપું** ન૦ [सं. दापन] હકનું માગણું; લાગો

**દાબ** પું૦ દાબવું તે; દબાણ (૨) આગ્રહ (૩) અંકુશ; ધાક

**દાબડદીબડ** અ૦ ['દાબડ' ('દાબવું' ઉપરથી)નો દ્વિર્ભાવ] છૂપું છૂપું

**દાબડી** સ્ત્રી૦ [अ. दब्बह ઉપરથી] નાનો દાબડો; ડબી. **-ડો** પું૦ ઢાંકણવાળું એક જાતનું ધાતુનું પાત્ર; ડબો

**દાબણિયું** ન૦ કાંઈ દાબવા માટેનું વજન

**દાબવું** સ૦ક્રિ૦ દબાવવું; ચગદવું; ચાંપવું (૨) સખતી કરવી; અંકુશમાં રાખવું [લા.]

**દાભ** પું૦ [सं. दर्भ] એક વનસ્પતિ – દર્ભ

**દામ** પું૦ [सं. द्रम्म; प्रा. दम्म] પૈસો; ધન (૨) ન૦ કિંમત; મૂલ્ય

**દામ** ન૦ [सं.] જુઓ દામણ (૨) સ્ત્રી૦ માળા. **૦ણ** ન૦ [दे. दामण] ઘોડાં – ગધેડાંના પગ બાંધવાનું દોરડું. **૦ણી** સ્ત્રી૦ સ્ત્રીઓના કપાળનું એક ઘરેણું; બંધી. **૦ણું** ન૦ નેતરું; જાડી દોરી

**દામણું** વિ૦ [दे. दयावण] ઓશિયાળું; પરવશ (૨) દયામણું; ગરીબ

**દામદૂપટ** ન૦ [દામ + દૂપટ] ધીરેલાથી બમણું લેવું તે [વગેરેની ચાળ

**દામન** ન૦ [फा.] છેડો; પાલવ (૨) અંગરખા

**દામિની** સ્ત્રી૦ [सं.] વીજળી

**દામોદર** પું૦ [सं.] કૃષ્ણ [ભાગ

**દાય** પું૦ [सं.] વડીલોપાર્જિત મિલકતમાંનો

**-દાયક** વિ૦ [सं.] (પ્રાયઃ સમાસને અંતે) આપનાર. ઉદા૦ સુખદાયક

**દાયકો** પું૦ [सं. दशन् ઉપરથી] દસકો

**દાયજો** પું૦ [प्रा. दाइज्जय = લગ્ન વખતે વર-વહુને અપાતું દ્રવ્ય] સ્ત્રીધન

**દાયણ** સ્ત્રી૦ [જુઓ દાઈ] સુયાણી

**દાયભાગ** પું૦ વારસ તરીકેનો દાયનો ભાગ

**દાયરો** પું૦ [अ. दाइरह] સમુદાય; ટોળું (૨) ડાયરો; રાવણું

**-દાયિની** વિ૦ સ્ત્રી૦ જુઓ – દાયી

**-દાયી** વિ૦ [सं.] 'આપનારું' એવા અર્થમાં સમાસને અંતે. ઉદા૦ સુખદાયી

**-દાર** વિ૦ [फा.] 'વાળું' અર્થમાં શબ્દને છેડે. ઉદા૦ પૈસાદાર

**દારક** પું૦ [सं.] બાળક; વત્સ; પુત્ર

**દારવું** સ૦ક્રિ૦ [सं. दृ (दारय्)] ચીરવું; ફાડવું

**દારા** સ્ત્રી૦ [सं. दार] પત્ની

**દારિદ્ર(-દ્રય)** ન૦ [सं.] દરિદ્રતા; ગરીબાઈ

**દારુ** ન૦ [सं.] દેવદારનું ઝાડ (૨) લાકડું

**દારુણ** વિ૦ [सं.] નિર્દય; કઠોર (૨) ભયાનક; તુમુલ (૩) તીવ્ર; સખત (દર્દ)

**દારૂ** [फा.] મદિરા (૨) બંદૂક, દારૂખાના વગેરેમાં ફોડાતું ગંધક અને કોલસા વગેરેનું મિશ્રણ. **૦ખાનું** ન૦ આતસબાજીની ચીજ. **૦ગોળો** પું૦ દારૂ, ગોળા વગેરે યુદ્ધનો સામાન. **૦ડિયો** પું૦ દારૂનો વ્યસની. **૦નિષેધ** પું૦ દારૂ પીવાનો નિષેધ–મના; દારૂબંધી. **૦બંધી** સ્ત્રી૦ દારૂની બંધી; 'પ્રોહિબિશન'

**દારોગો** પું૦ [तुर्की] જુઓ દરોગો

**દાર્શનિક** વિ૦ [सं.] દર્શનશાસ્ત્રને લગતું (૨) પ્રત્યક્ષ (પુરાવો) (૩) પું૦ દર્શનશાસ્ત્ર જાણનાર

**દાલચીની** સ્ત્રી૦ [फा. दारचीनी; सं. दारुचीनी] તેજાનાની એક વસ્તુ – તજ

**દાલાન** પું૦ [फा.] ઘરનો મોટો ઓરડો (૨) ચોક; આંગણું

**દાવ** પું૦ [फा.] રમતમાં આવતો વારો; દા (૨) પાસામાં પડતા દાણા (૩) લાગ; અનુકૂળ વખત (૪) યુક્તિ; પેચ

**દાવત** સ્ત્રી૦ [अ.] નોતરું; ઇજન

**દાવપેચ** વિ૦ યુક્તિપ્રયુક્તિ

**દાવાઅરજી** સ્ત્રી૦ [દાવો + અરજી] ફરિયાદ-નામું [સળગતો અગ્નિ

**દાવાગ્નિ** પું૦ [सं.] દવ; વનમાં એની મેળે

**દાવાનલ** [सं.] (**-ળ**) પું૦ દાવાગ્નિ

**દાવો** પું૦ [फा. दअवा] હક; માલિકી (૨) હક મેળવવા સારુ સરકારમાં ફરિયાદ (૩) પ્રામાણ્ય કે પુરાવો હોવાનો નિશ્ચય કે તેની રૂએનો હક. જેમ કે, હું દાવાની સાથે કહું છું.

**દાસ** પું૦ [સં.] સેવક. **–સાનુદાસ** પું૦ [+અનુદાસ] દાસનો દાસ; અત્યંત નમ્ર સેવક. **–સી** સ્ત્રી૦ સેવિકા; નોકરડી; લૂંડી
**દાસ્તાન** ન૦ [ફા. દાસ્તન] સંથરો
**દાસ્ય** ન૦ [સં.] દાસપણું
**દાહ** પું૦ [સં.] બળવું તે; બળતરા; અગન
**દાહ્ય** વિ૦ [સં.] બાળવા જેવું (૨) સળગી ઊઠે એવું
**દાળ** સ્ત્રી૦ [પ્રા., દે. दालि] કઠોળનું દળ–ફાડિયું (૨) એની (પ્રવાહી કે ભભરી) બનાવેલી એક વાની (૩) ગડગૂમડ પર વળતું પડ–છોડું. **–ળિયા** પું૦ બ૦ વ૦ (છોડાં વગરના) શેકેલા ચણા
**દાંડ** (૦) વિ૦(૨)પું૦, **૦ગાઈ, ૦ગી,–ડાઈ** સ્ત્રી૦ જુઓ 'ડાંડ'માં
**દાંડિયારાસ** (૦) પું૦ જુઓ ડાંડિયારાસ
**દાંડિયું** (૦) ન૦ [દે. दांडी] ડાંડિયું કે તેનું કરેલું વસ્ત્ર
**દાંડિયો** (૦) પું૦ જુઓ ડાંડિયો
**દાંડી** (૦) સ્ત્રી૦ જુઓ ડાંડી (૨) તંતુવાદ્યનો તુંબડા સાથેનો લાંબો દાંડો
**દાંડીકૂચ** (૦) સ્ત્રી૦ [દાંડી + કૂચ] ઈ. સ. ૧૯૩૦માં ગાંધીજીએ સાબરમતી આશ્રમથી દાંડી ગામ સુધી કરેલી કૂચ
**દાંડો** (૦) પું૦ જુઓ ડાંડો
**દાંત** (૦) પું૦ [સં. दन्त] દંત (૨) દાંતો (૩) વેર;ડીનો(૪)હાથીદાંત. ઉદા૦દાંતની ચૂડી. [**દાંતે ચડવું** = ચર્ચાવું; વગોવું થવું]
**દાંતરું(–રુ)** (૦) વિ૦ [સં. दंतुर] હોઠ બહાર નીકળેલા દાંતવાળું
**દાંતાળું** (૦) વિ૦ દાંતાવાળું
**દાંતિયું** (૦) વિ૦ દાંતાવાળું (૨) ન૦ દાંત દેખાડી કરડવા ધાવું તે (૩) છાંછિયું
**દાંતિયો** (૦)પું૦એકબાજુ દાંતાવાળો કાંસકો
**દાંતી** (૦) સ્ત્રી૦ ['દાંત' ઉપરથી] ખેડૂતનું એક વાવણીનું ઓજાર; ચાઓળ (૨) તડ; ફાટ(૩) ઘસરકાને લીધે થયેલો કે દાંતથી મૂકેલો દોરા પરનો કાપ. **–તો** પું૦ કાંકર (૨) ખચકો; ખસરકો
**દાંપત્ય** ન૦ [સં.] દંપતીપણું; લગ્નસંબંધ
**દાંભિક** વિ૦ [સં.] દંભી; ડોળી; ઢોંગી
**દિક** સ્ત્રી૦ [સં.] દિશા
**દિકામાળી** સ્ત્રી૦ એક વનસ્પતિ (૨) તેનો ગુંદર જે ઓસડ તરીકે વપરાય છે
**દિક્કત** સ્ત્રી૦[અ.]મુશ્કેલી;હરકત(૨)અંદેશો; શક (૩) આનાકાની
**દિક્કાલ(–ળ)** પું૦ દિશા અને કાળ
**દિક્પાલ** [સં.] **–ળ** પું૦ દિશાનો રક્ષક દેવ
**દિગર** વિ૦ [ફા.] દીગર; બીજું; વિશેષ(૨) અ૦ 'બીજું કે, વિશેષ લખવાનું કે' એ અર્થમાં પત્રની શરૂઆતમાં વપરાતો શબ્દ
**દિગંત** પું૦[સં.] દિશાનો અંત; ક્ષિતિજ
**દિગંતર** ન૦ [સં.] દિશાઓનો ગાળો (૨) બીજી દિશા
**દિગંતરેખા(–ષા)** સ્ત્રી૦ ક્ષિતિજ
**દિગંબર** વિ૦[સં.] દિશાઓરૂપી વસ્ત્રવાળું; નગ્ન(૨) એ નામના એક જૈન સંપ્રદાયનું (૩) પું૦ દિગમ્બર સંપ્રદાયનો માણસ
**દિગ્ગજ** પું૦ [સં.] દરેક દિશામાં દિક્પાળ સાથે કલ્પવામાં આવેલો હાથી (ઐરાવત, પુંડરીક, વામન, કુમુદ, અંજન, પુષ્પદંત, સાર્વભૌમ અને સુપ્રતીક એ આઠ દિગ્ગજો છે)
**દિગ્દર્શક** પું૦ નાટક કે ફિલમનો ડિરેક્ટર. **–ન** ન૦ [સં.] દિશાનું દર્શન; રૂપરેખા દર્શાવવી તે (૨) સંચાલન
**દિગ્મૂઢ** વિ૦ [સં.] ચકિત; છક
**દિગ્વિજય** પું૦ [સં.] ચારે દિશાઓમાં વિજય; સંપૂર્ણ વિજય
**દિઙ્મૂઢ** વિ૦ [સં.] દિગ્મૂઢ [સ્ત્રી
**દિતિ** સ્ત્રી૦ [સં.] દૈત્યોની માતા – કાશ્યપની
**દિન** પું૦ [સં.] દિવસ. **૦કર** પું૦ [સં.] સૂર્ય. **૦ચર્યા** સ્ત્રી૦[સં.] રોજનું કામકાજ. **૦નાથ, ૦મણિ** [સં.] પું૦ સૂર્ય. **૦રાત** અ૦ દિવસે અને રાત્રે. **–નો દિન** અ૦ દિને દિને; પ્રતિદિન
**દિમાક(–ગ)** પું૦[અ. दिमाग] મગજ;બુદ્ધિ (૨) ગર્વ; અભિમાન

**દિય(-યે)ર** પું૦ [सं. देवर; प्रा. दिअर]વરનો નાનો ભાઈ. ૦વટું ન૦ [+सं. वृत्ति] દિયર સાથે નાતરું. **-રિયો** પું૦ દિયર (વહાલમાં)

**દિયોર** પું૦ દિયર (૨) (ઉ. ગુજરાત)સાળો

**દિલ** ન૦ [फा.] હૃદય; મન; ચિત્ત. [**દિલનો દરિયાવ** શ૦ પ્ર૦ ઉદાર દિલનો]. **૦ગીર** વિ૦ [फा.] નાખુશ; અપ્રસન્ન. **૦ગીરી** સ્ત્રી૦ નાખુશી. **૦ચસ્પ** વિ૦ [फा.] સારું લાગે-ગમે એવું. **૦ચસ્પી** સ્ત્રી૦ શોખ; ગમવું તે. **૦દાર** વિ૦ પ્રાણપ્રિય (૨) ઉદાર (૩) પું૦ આશક (૪) ગાઢ મિત્ર (૫) સ્ત્રી૦ માશૂક. **૦બર** વિ૦ [फा.] દિલનું હરણ કરનારું(૨)સ્ત્રી૦માશૂક.**૦રુબા** સ્ત્રી૦[फा.] ન૦ એક તંતુવાદ્ય. **૦સોજ** વિ૦ [फा.] લાગણીવાળું; સમભાવી. **૦સોજી** સ્ત્રી૦ કોઈનું દુઃખ જોઈ, દિલમાં થતી લાગણી; સમભાવ; હમદર્દી. **-લાવર** વિ૦[+फा. आवर] મોટા મનનું; ઉદાર (૨) બહાદુર; વીર. **-લાવરી** સ્ત્રી૦ મનની મોટાઈ; ઉદારતા (૨) બહાદુરી

**દિલાસો** પું૦[फा. दिलासा]ધીરજ;આશ્વાસન

**દિલીપ** પું૦ [सं.] એક સૂર્યવંશી રાજા-રઘુનો પિતા

**દિલેર** વિ૦[फा.] બહાદુર; હિંમતવાન. **-રી** [સ્ત્રી૦ બહાદુરી

**દિલોજાન** વિ૦ [फा.] પ્રાણપ્રિય

**દિલ્લગી** સ્ત્રી૦ દિલચસ્પી (૨) વિનોદ; મજાક

**દિલ્લી(-લ્હી)** ન૦; સ્ત્રી૦ હિંદનું પાટનગર. [**૦નો શાહુકાર** શ૦પ્ર૦ મહા લુચ્ચો. **૦દૂર છે**=સફળતા સહેલી નથી]

**દિવસ** પું૦[सं.] સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધીનો સમય; રાતથી ઊલટો તે (૨) એક સૂર્યોદયથી બીજા સૂર્યોદય સુધીનો સમય (૩) પું૦બ૦વ૦સમો;જમાનો;વખત

**દિવંગત** વિ૦ [सं.] પરલોકવાસી; મરણ પામેલું [**૦કર** પું૦[सं.] સૂર્ય

**દિવા** અ૦ [सं.] દિવસે; દિવસ દરમિયાન.

**દિવાસો** પું૦ અષાડ વદ અમાસનું પર્વ

**દિવાસ્વપ્ન** ન૦[सं.] કલ્પના; મનોરાજ્ય

**દિવાળી** સ્ત્રી૦ [सं. दीपाली; प्रा. दीवाली] આસો વદ અમાસ; દીપોત્સવી(૨)આનંદ કે મજા; ખુશાલી [લા.]

**દિવેટ** સ્ત્રી૦ [प्रा. दीव (सं. दीप)+वट्टि (सं. वर्ति)] દીવાની વાટ; બત્તી

**દિવેલ** ન૦ એરંડિયું. **-લિયું** વિ૦ દિવેલ-વાળું; ચીકટું (૨) દિવેલ પીધું હોય એવું (મોં કે માણસ) [લા.]. **-લી** સ્ત્રી૦જેમાંથી દિવેલ નીકળે છે એ બીજ-મીજ. **-લો** પું૦ એરંડો

**દિવ્ય** વિ૦[सं.] દૈવી;અદ્ભુત(૨)પ્રકાશમાન; સુંદર (૩) ન૦ (પ્રાચીન કાળમાં) માણસ અપરાધી છે કે નહિ તે નક્કી કરવા પાણી કે અગ્નિ વડે કરવામાં આવતી પરીક્ષા. **૦ગણ** પું૦ દેવદૂત. **૦ચક્ષુ** વિ૦ [सं] દિવ્ય ચક્ષુવાળું (૨) ન૦ જ્ઞાનચક્ષુ. **૦જ્ઞાન** ન૦ [सं.] દૈવી જ્ઞાન

**દિશ (-શા)** સ્ત્રી૦ [सं.] બાજુ; તરફ; પડખું (૨) પૂર્વ વગેરે ચાર દિશા તથા ચાર ખૂણા ને આકાશ પાતાળ સાથે દશ દિશા-માંની દરેક (૩) માર્ગ; રસ્તો [લા.]. **-શેદિશ,-શોદિશ** અ૦ દરેક દિશામાં

**દિંગ** વિ૦ [જુઓ દંગ] ચકિત; છક

**દી** પું૦[दे. दिअ]દિવસ [કા.] (૨)દશાનો ગ્રહ

**દીકરી** સ્ત્રી૦ પુત્રી. **-રો** પું૦ પુત્ર; બેટો

**દીક્ષા** સ્ત્રી૦ [सं.] ગુરુ પાસેથી વ્રત, નિયમ કે મંત્ર લેવો તે (૨) યજ્ઞયાગાદિ શરૂ કરતાં તેનો વિધિપૂર્વક સંકલ્પ કરવો તે. **-ક્ષિત** વિ૦ [सं.] દીક્ષા લીધી હોય એવું (૨) યજ્ઞ કરનાર

**દીગર** વિ૦ (૨) અ૦ [फा.] જુઓ દિગર

**દીઠ** અ૦ દરેક...ને હિસાબે, પરત્વે. ઉદા૦ 'જણ દીઠ'

**દીઠેલ(-લું)** વિ૦ ['દેખવું'નું ભૂ. કૃ.] દેખેલું

**દીદાર** પું૦ બ૦ વ૦ [फा.], ચહેરો; કાંતિ

**દીદી** સ્ત્રી૦ [हिं. वं.] મોટી બહેન

**દીધેલ(-લું)** વિ૦ ['દેવું'નું ભૂ. કૃ.] આપેલું

**દીન** ન૦પું૦[अ.]મુસલમાની ધર્મ-મજહબ (૨) કોઈ પણ ધર્મ. [**૦દીન** શ૦ પ્ર૦ મુસલમાનોનો યુદ્ધપોકાર]

**દીન** વિ૦(૨)પું૦ [સં.] ગરીબ; રંક; લાચાર. **૦તા** સ્ત્રી૦ [સં.]. **૦દયાળ** વિ૦ ગરીબ પર દયા કરનારું. **૦નાથ** પું૦ ગરીબનો બેલી–પ્રભુ
**દીનપરસ્ત** વિ૦દીન–ધર્મ પર આસ્થાવાળું; ધાર્મિક. **–સ્તી** સ્ત્રી૦
**દીનબંધુ** પું૦ [સં.] ગરીબનો બેલી
**દીનવત્સલ** વિ૦ ગરીબ પર વહાલ–મમતા રાખનારું
**દીનાનાથ** પું૦ જુઓ દીનનાથ [સિક્કો
**દીનાર** પું૦[સં.; फा.]અઢી રૂપિયાની કિંમતનો
**દીપ** પું૦ [સં.] દીવો; દીપક. **૦ક** વિ૦[સં.] ઉત્તેજક; સતેજ કરનારું (૨) દીપાવનારું (૩) પું૦ દીપ; દીવો [એક પ્રાણી
**દીપડો** પું૦ [સં. द्वीपिन्] વાઘની જાતનું
**દીપદાન** ન૦ મૂએલા પાછળ દીવો કરવો તે (નદી હોય તો પડિયામાં વહેતો મુકાય; અથવા તળાવકિનારે ઝૂંપડી કરીને મુકાય)
**દીપન** વિ૦ [સં.] દીપક; ઉત્તેજક (૨) ન૦ સતેજ કરવું–ઉત્તેજવું તે
**દીપમાળ** સ્ત્રી૦ મંદિર આગળ દીવાઓ ગોઠવવા કરેલો મિનારો
**દીપવવું** સ૦ક્રિ૦ [સં. दीप्] દીપે એમ કરવું
**દીપવું** અ૦ક્રિ૦ [સં. दीप्] પ્રકાશવું; ચળકવું (૨) શોભવું [હાર (૨) દિવાળી
**દીપાવલિ(–લી)** સ્ત્રી૦ [સં.] દીવાઓની
**દીપાવવું** સ૦ક્રિ૦[સં. दीप्] દીપવવું
**દીપિકા** સ્ત્રી૦ [સં.] દીવી (૨) મશાલ
**દીપોચ્છવ, દીપોત્સવ** [સં.] પું૦, **દીપોત્સવી** સ્ત્રી૦ દિવાળી
**દીપ્ત** વિ૦ [સં.] સળગાવેલું (૨) પ્રકાશિત; તેજસ્વી [વિ૦ [સં.] દીપ્તિવાળું
**દીપ્તિ** સ્ત્રી૦ [સં.] પ્રકાશ; પ્રભા. **૦માન**
**દીબાચો** પું૦ [फा.] પ્રસ્તાવના
**દીબો** પું૦ ડૂમો; છાતી ભરાઈ આવવી તે
**દીર્ઘ** વિ૦ [સં.] લાંબું; લાંબે સુધી જતું કે પહોંચતું (સમય, અંતર કે જગામાં) (૨) ઉચ્ચારમાં લાંબું (સ્વર, માત્રા, અક્ષર ઇ૦). **૦જીવી** વિ૦ લાંબું જીવનારું. **૦દર્શિતા** સ્ત્રી૦ દીર્ઘદર્શીપણું. **૦દર્શી** વિ૦ [સં.] દૂરદર્શી; અગમબુદ્ધિ. **૦દષ્ટિ** સ્ત્રી૦[સં.] અગમબુદ્ધિ. **૦સૂત્ર(–ત્રી)** વિ૦ [સં.] નાહક લંબાણ કરનારું; ઝટ પાર ન આણે એવું; ચીકણું. **૦સૂત્રતા** સ્ત્રી૦. **–ર્ઘાયુ** વિ૦ [સં.] લાંબા આયુષ્યવાળું (૨) ન૦ લાંબો આવરદા. **–ર્ઘાયુષી** વિ૦ લાંબા આવરદાવાળું
**દીવડું** ન૦['દીવો' ઉપરથી]કણકના લોચાનું બનાવેલું દીવાનું કોડિયું(૨)દીવી(૩)દીવો. **–ડો** પું૦ દીવડામાં કરેલો દીવો (૨) દીવો
**દીવાદાંડી** સ્ત્રી૦ [દીવો + દાંડી]જતાં આવતાં વહાણને ચેતવવા માટે સમુદ્રમાં ખડક ઉપર બાંધેલો દીવાવાળો મિનારો
**દીવાન** પું૦ [अ.] વજીર; પ્રધાન (૨) રાજસભા; કચેરી(૩)મોટો ઓરડો; ખંડ(૪) પ્રકરણ (૫) ન૦ ગઝલસંગ્રહ. **૦ખાનું** ન૦ મુલાકાત માટેનો ખાસ ઓરડો; બેઠક. **૦ગીરી** સ્ત્રી૦ દીવાનનું કામ કે પદ
**દીવાનાપણું** ન૦ દીવાના હોવું તે; ગાંડપણ
**દીવાની** વિ૦ [फा.] લેણદેણના ઇન્સાફને લગતું (૨) સ્ત્રી૦ દીવાનગીરી (૩) રાજ્યનું મહેસૂલી કામ(જેમ કે કલાઇવને બંગાળની દીવાની મળી.) (૪) દીવાની અદાલત (૫) તેમાં કરેલી ફરિયાદ કે કેસ
**દીવાની** સ્ત્રી૦ દીવાનાપણું; ગાંડાઈ
**દીવાનું** વિ૦ [फा.] ગાંડું; ઘેલું
**દીવાને આમ** પું૦; સ્ત્રી૦; ન૦ [अ. दीवान + इ + आम] આમવર્ગના લોકોની રાજસભાને મળવાનું દીવાનખાનું (૨) આમસભા [લા.]
**દીવાનેખાસ** પું૦;સ્ત્રી૦;ન૦ [अ. दीवान + इ + खास] અમીરઉમરાવોની રાજસભાને મળવાનું દીવાનખાનું(૨)અમીર ઉમરાવોના પ્રતિનિધિઓની રાજસભા [લા.]
**દીવાબત્તી** સ્ત્રી૦ [દીવો+બત્તી] દીવા વગેરે
**દીવાલ** સ્ત્રી૦ [फा. दीवार; ] ભીંત
**દીવાવખત** પું૦;સ્ત્રી૦દીવા કરવાનો વખત; સમીસાંજ

**દીવાસળી** સ્ત્રી૦ [દીવો+સળી] અગ્નિ પ્રગટાવવાની, છેડે રસાયનવાળી સળી
**દીવી** સ્ત્રી૦[सं. दीपिका] દીવો મૂકવાની ઘોડી
**દીવો** પું૦ [सं. दीपक] પ્રકાશ આપનારી એક બનાવટ; દીપ.[૦રાજ(–જા)કરવો, ૦રાણો કરવો = દીવો ઓલવવો]
**દીસવું** અ૦ક્રિ૦ [सं. दृश्, प्रा. दिस्स] દેખાવું (૨) ભાસવું; સૂઝવું [લા.]. [**દીસતો રહે** =ટળ–નજર આગળથી દૂર થા (તુચ્છકારમાં)]
**દીંટ, –ટિયું, –ટું**, ન૦ જુઓ 'ડીંટ'માં
**દીંડવું** ન૦ જુઓ ડીંડવું (૨) જુઓ દીંડું
**દીંડું** ન૦ થોર વગેરેનો દૂધભર્યો કકડો
**દુઆ** સ્ત્રી૦ [अ.] આશીર્વાદ
**દુકાન** સ્ત્રી૦[अ. दुक्कान; फा.]વસ્તુઓ વેચવા વેપારી જ્યાં બેસે તે જગા. **૦દાર** પું૦ દુકાનવાળો; વેપારી. **૦દારી** સ્ત્રી૦ દુકાનદારનું કામ, આવડત કે ધંધો
**દુકાની** સ્ત્રી૦ બે પાઈ (૨) બુકાની
**દુકાળ** પું૦ [सं. दुष्काल] અનાજ ઘાસ વગેરેની તંગીનો સમય (૨) કોઈ પણ વસ્તુની તંગી. **–ળિયું** વિ૦ દુકાળ વેઠતું; ભૂખે મરતું
**દુકૂલ** ન૦ [सं.] બારીક રેશમી વસ્ત્ર
**દુખ** ન૦[सं. दुःख] દુઃખ. **૦ડું** ન૦ દુઃખ(૨) ઓવારણું. **૦ણાં** ન૦બ૦વ૦ ઓવારણાં. **૦ણી** વિ૦ સ્ત્રી૦ દુઃખિની. **૦ણું** ન૦ દુખવું તે (૨) પ્રસવ થતાં પહેલાં પેટમાં થતો દુખાવો (૩) ઓવારણાં. **૦દાયક, ૦દાયી, ૦દેણ** વિ૦ દુઃખ દેનારું; દુઃખદ. **૦ભંજક** વિ૦દુઃખ ભાંગનારું–દૂરકરનારું. **૦વટું** ન૦, **૦વટો** પું૦શોકની સ્થિતિ(૨) દિલાસો આપવા જવું તે [દુખાવવું
**દુખવવું** સ૦ક્રિ૦[प्रा. दुक्ख(सं. दुःख)]જુઓ
**દુખવું** અ૦ક્રિ૦દુઃખ થવું; પીડા–વેદના થવી
**દુખશૂરું** વિ૦ દુઃખમાં પણ શૂરું; દુઃખથી હારે નહીં તેવું
**દુખાડવું** સ૦ક્રિ૦'દુખવું'નું પ્રેરક; દુખાવવું (૨) ગૂમડું કે ઘા ઇ૦ દુખાય એમ કરવું
**દુખાવવું** સ૦ ક્રિ૦ 'દુખવું'નું પ્રેરક
**દુખાવું** અ૦ક્રિ૦ દુખ પામવું; દુખવું
**દુખાવો** પું૦ દુઃખવું તે; પીડા; વેદના
**દુખાળું, દુખિયારું, દુખિયું, દુખી** વિ૦ દુખથી પીડાતું
**દુગદુગી** સ્ત્રી૦ મદારીનું ડુગડુગિયું
**દુગ્ધ** ન૦ [सं.] દૂધ
**દુગ્ધા** સ્ત્રી૦ પીડા; આપદા; જંજાળ
**દુગ્ધાલય** ન૦ [सं.] દૂધ અને તેની વસ્તુઓનું કામ જ્યાં થતું હોય તે જગા; 'ડેરી'
**દુઝાણું, (૦વાઝાણું)** ન૦ ['દૂઝવું' ઉપરથી] દૂધ દેતું – દૂઝણું ઢોર
**દુણાવવું** સ૦ક્રિ૦ 'દૂણવું', 'દુણાવું'નું પ્રેરક
**દુણાવું** અ૦ક્રિ૦ [सं. दु–दून = બળેલું; प्रा. दूण-दुण्णिअ] (ખાવા પીવાનું) દાઝવું;બળવું (૨) ['દૂણવું'નું કર્મણિ] મનમાં બળવું
**દુત્તાઈ** સ્ત્રી૦ પક્કાઈ; ધૂર્તતા
**દુત્તું** વિ૦ પાકું; ધૂર્ત
**દુધારો** પું૦ દૂધનો વેપારી; દૂધવાળો
**દુધાળ(–ળું)** વિ૦ દૂધવાળું; દૂધ આપે એવું (ઢોર)
**દુધેલ** વિ૦ જુઓ દૂધાળ [વાની
**દુધેલી** સ્ત્રી૦ દૂધ ને શેરડીના રસની એક
**દુનિયા** સ્ત્રી૦ [अ.] સૃષ્ટિ; જગત; સંસાર. **૦ઈ** વિ૦ દુનિયાનું; સંસારી. **૦દારી** સ્ત્રી૦ દુનિયાનો વ્યવહાર
**દુન્યવી** વિ૦ [अ.] દુનિયાનું; સંસારી
**દુપટ્ટો** પું૦ ખેસ
**દુપ્પટ** વિ૦ જુઓ દૂપટ
**દુબારા** અ૦[फा. दूबारह]બીજીવખત;ફરીથી
**દુભાગવું** સ૦ક્રિ૦ [દુ+ભાગવું] બેએ ભાગવું; અડધું કરવું
**દુભાવવું** સ૦ક્રિ૦ જુઓ દૂભવવું
**દુભાવું** અ૦ ક્રિ૦ દૂભવું; મનમાં બળવું; દુઃખી – નારાજ થવું
**દુભાષિયો** પું૦ [सं. द्वि + भाषा] બે ભાષા જાણનારો (૨) એક ભાષાની મતલબ બીજીમાં બોલી સમજાવનારો
**દુમ** સ્ત્રી૦ [फा.] પૂંછડી

**દુમક્લાસ** ન૦ જુઓ દુમક્લાસ
**દુમચી** સ્ત્રી૦ [ફા.] ઘોડાના સાજનો પૂંછડા નીચે દબાતો પટો (૨) અફીણ, ગડાકુ રાખવાની ચામડાની કોથળી
**દુમદુમ** અ૦ [રવ૦] નગારાનો અવાજ
**દુમાવવું** અ૦ક્રિ૦ 'દૂમવું'નું પ્રેરક
**દુમાવું** અ૦ક્રિ૦ દૂમો ભરાવો; ગૂંગળાવું (૨) દુભાવું; નારાજ થવું; મનમાં ને મનમાં સંતાપ કરવો (૩) 'દૂમવું'નું કર્મણિ
**દુર્** અ૦ [સં.] 'નઠારું, મુશ્કેલ' એવો અર્થ બતાવનારો ઉપસર્ગ. ઉદા૦ દુર્ગમ
**દુરસ્ત** વિ૦ [ફા. દુરુસ્ત] જેવું જોઈએ એવું (૨) ઠીકઠાક કરેલું; સમારેલું (૩) ખરું; વાજબી. **–તી** સ્ત્રી૦ સમારવું–સુધારવું તે; વાજબી. **–સ્તી** સ્ત્રી૦ સમારવું–સુધારવું તે
**દુરંત** વિ૦ [સં.] અનંત; અપાર (૨) અંતે ખરાબ પરિણમતું [દુરાગ્રહવાળું
**દુરાગ્રહ** પું૦[સં.] ખોટો આગ્રહ. **–હી** વિ૦
**દુરાચરણ** ન૦ [સં.] ખરાબ આચરણ. **–ણી** વિ૦ દુરાચરણવાળું
**દુરાચાર** પું૦ [સં.] ખોટો – અનીતિયુક્ત આચાર. **–રી** વિ૦ દુરાચાર કરનારું કે દુરાચારવાળું
**દુરાત્મા** વિ૦ (૨) પું૦ [સં.] દુષ્ટ; પાપી
**દુરારાધ્ય** વિ૦ [સં.] મુશ્કેલીથી રાજી કે પ્રસન્ન કરી શકાય એવું
**દુરાશા** સ્ત્રી૦ [સં.] દુષ્ટ આશા – ઇચ્છા (૨) ફળીભૂત ન થઈ શકે તેવી આશા
**દુરાસદ, દુરાસાધ** વિ૦ [સં.] દુષ્પ્રાપ્ય (૨) દુઃસાધ્ય (૩) જીતી ન શકાય એવું
**દુરિજન** વિ૦ (૨) પું૦ + દુર્જન
**દુરિત** વિ૦ [સં.] મુશ્કેલ (૨) પાપી (૩) ન૦ પાપકર્મ
**દુર્ગ** પું૦ [સં.] કિલ્લો
**દુર્ગતિ** સ્ત્રી૦ [સં.] નઠારી ગતિ
**દુર્ગમ(–મ્ય)** વિ૦ [સં.] મુશ્કેલીથી જઈ શકાય તેવું (૨) મુશ્કેલીથી સમજી શકાય એવું
**દુર્ગંધ** સ્ત્રી૦[સં.] ખરાબ વાસ. **–ધી** વિ૦[સં.] ખરાબ વાસવાળું; ગંધાતું (૨) સ્ત્રી૦ દુર્ગંધ
**દુર્ગા** સ્ત્રી૦ [સં.] પાર્વતી. **૦પૂજા** સ્ત્રી૦ દુર્ગાની પૂજા. **૦ષ્ટમી** સ્ત્રી૦ [+અષ્ટમી] આસો અને ચૈત્ર સુદ આઠમ
**દુર્ગુણ** પું૦ [સં.] દોષ; ખરાબ ગુણ. **–ણી** વિ૦ દુર્ગુણવાળું
**દુર્ગેશ** પું૦ [સં. દુર્ગા + ઈશ] શિવ
**દુર્ઘટ** વિ૦[સં.] મુશ્કેલીથી પાર પડે એવું – બને એવું; અશક્ય
**દુર્ધર્ષ** પું૦ [સં.] અથડાઅથડી; હરીફાઈ
**દુર્જન** પું૦ [સં.] દુષ્ટ – ખરાબ માણસ
**દુર્જય** વિ૦ [સં.] જીતવું મુશ્કેલ
**દુર્દમ(–મ્ય)** વિ૦[સં.] કાબૂમાં રાખવું મુશ્કેલ
**દુર્દશા** સ્ત્રી૦ [સં.] ખરાબ – માઠી દશા
**દુર્દાન્ત** વિ૦ [સં.] જુઓ દુર્દમ (૨) ગર્વિષ્ઠ
**દુર્દિન** પું૦ [સં.] ખરાબ દહાડો (૨) વાદળાં વરસાદ કે વંટોળવાળો દિવસ
**દુર્દૈવ(–વ્ય)** ન૦ [સં.] કમનસીબ; દુર્ભાગ્ય
**દુર્ધર્ષ** વિ૦ [સં.] ઉગ્ર; પ્રચંડ (૨) પાસે ન જઈ શકાય તેવું (૩) જીતી ન શકાય એવું
**દુર્નિવાર(–ર્ય)** વિ૦[સં.] નિવારવું મુશ્કેલ; અનિવાર્ય
**દુર્બલ** [સં.], **(–ળ)** વિ૦ કમજોર; દૂબળું (૨) ગરીબ; રાંક [લા.]. **૦તા** સ્ત્રી૦[સં.]
**દુર્બુદ્ધિ** વિ૦ [સં.] ખરાબ બુદ્ધિવાળું (૨) સ્ત્રી૦ ખરાબ બુદ્ધિ
**દુર્બોધ** વિ૦ [સં.] સમજવું મુશ્કેલ (૨) પું૦ ખરાબ ઉપદેશ – સલાહ
**દુર્ભર** વિ૦[સં.] ભરવામાં મુશ્કેલ (૨) ન૦ પેટ
**દુર્ભાગી** વિ૦[સં. દુર્ભાગ્ય ઉપરથી] કમભાગી. **–ગ્ય** વિ૦[સં.] દુર્ભાગી (૨) ન૦ કમનસીબ
**દુર્ભિક્ષ** પું૦ [સં.] દુકાળ
**દુર્ભેદ્ય** વિ૦[સં.] ભેદી ન શકાય તેવું; મજબૂત
**દુર્મતિ** વિ૦ (૨) સ્ત્રી૦ [સં.] જુઓ દુર્બુદ્ધિ
**દુર્મિલ(–ળ)** વિ૦ [સં. દુર્ + મિલ] દુર્લભ
**દુર્મુખ** વિ૦ [સં.] કદરૂપા મોંવાળું (૨) ગાળો ભાંડતું
**દુર્યોધન** વિ૦ [સં.] જીતવું મુશ્કેલ; અજીત (૨) પું૦ ધૃતરાષ્ટ્રનો મોટો પુત્ર
**દુર્લક્ષ** ન૦ બેદરકારી; ઉપેક્ષા (૨) વિ૦

લક્ષ વગરનું. -ક્ષ્ય વિ૦ [સં.] મુશ્કેલીથી જોઈ શકાતું; લગભગ અદૃશ્ય
**દુર્લભ** વિ૦ [સં.] મળવું મુશ્કેલ
**દુર્વચન** ન૦ [સં.] ખરાબ વેણ-બોલ; ગાળ
**દુર્વાસા** પું૦ [સં.] એક ઋષિ (તે તેમના ક્રોધ માટે પ્રસિદ્ધ છે)
**દુર્વિપાક** પું૦ [સં.] ખરાબ પરિણામ
**દુર્વૃત્તિ** સ્ત્રી૦ [સં.] ખરાબ વૃત્તિ
**દુર્વ્યસન** ન૦ [સં.] ખરાબ વ્યસન
**દુલહન** સ્ત્રી૦ [હિં.] જુઓ દુલ્હિન
**દુલારી** સ્ત્રી૦ [હિં.] લાડીલી દીકરી. **-રો** પું૦ લાડકો દીકરો
**દુલહા** પું૦ [प्रा. दुल्लह (सं. दुर्लभ) પરથી] વર; પતિ. **-લ્હિન** સ્ત્રી૦ નવી વહુ
**દુવા** સ્ત્રી૦ [अ. दुआ] આશિષ; દુઆ
**દુવાઈ** સ્ત્રી૦ [જુઓ દુહાઈ] જાહેરનામું; ઘોષણા (૨) આણ
**દુવાર** ન૦ [प्रा.]+દ્વાર
**દુવિધા** સ્ત્રી૦ દુગ્ધા; અનિશ્ચય; ડામાડોળપણું
**દુશાલો** પું૦ [દુ+શાલ] કીમતી બેવડી શાલ
**દુશ્ચરિત(-ત્ર)** ન૦ [સં.] દુરાચરણ (૨) ખરાબ ચરિત્ર-જીવન
**દુશ્મન** પું૦[फा.]શત્રુ. **-નાઈ,-નાવટ,-ની** સ્ત્રી૦ શત્રુવટ; અદાવત
**દુષ્કર** વિ૦ [સં.] કરવું મુશ્કેલ; અઘરું. **-ર્મ** ન૦ [સં.] દુરાચરણ
**દુષ્કાલ** [સં.], **-ળ** પું૦ જુઓ દુકાળ. ૦**નિવારણ** ન૦ દુકાળનું દુઃખનિવારણ; 'ફૅમિન-રિલીફ'
**દુષ્કૃત** ન૦ [સં.] દુષ્કર્મ
**દુષ્ટ** વિ૦ [સં.] નઠારું; અધમ; પાપી (૨) દોષવાળું. ૦**બુદ્ધિ** સ્ત્રી૦ બદદાનત; પાપી બુદ્ધિ (૨) વિ૦ દુષ્ટ બુદ્ધિવાળું. **-ષ્ટા** વિ૦ સ્ત્રી૦ 'દુષ્ટ'નું સ્ત્રીલિંગ
**દુષ્પરિણામ** ન૦ [સં.] ખરાબ પરિણામ
**દુષ્પ્રાપ (-પ્ય)** વિ૦ [સં.] દુર્લભ
**દુસ્તર** વિ૦ [સં.] મુશ્કેલીથી તરાય-ઓળંગાય એવું [તજાય એવું
**દુસ્ત્યજ, દુસ્ત્યાજ્ય** વિ૦ [સં.] મુશ્કેલીથી
**દુહાઈ** સ્ત્રી૦[હિં.] આણ; દુવાઈ [પત્ની
**દુહાગણ** સ્ત્રી૦[જુઓ દુહાગી]અણમાનીતી
**દુહાગી** વિ૦ [सं. दौर्भागिन्] દુર્ભાગી
**દુહિતર** પું૦ દૌહિત્ર; દીકરીનો દીકરો
**દુહિતા** સ્ત્રી૦ [સં.] દીકરી
**દુહો** પું૦ [सं. दोधक] દોહરો
**દુંગો** પું૦ ચોર; દૂંગો
**દુંદ** સ્ત્રી૦ [सं. तुंद] પેટની ફાંદ. **-દાળ (-ળું)** વિ૦ દુંદવાળું. **-દાળો** પું૦ દુંદવાળા દેવ-ગણેશ [ભેરી
**દુંદુભિ** સ્ત્રી૦; ન૦[સં.] એક જાતનું નગારું;
**દુઃખ** ન૦[સં.]વ્યથા; પીડા; કષ્ટ. ૦**કર** વિ૦ [સં.] દુઃખ કરનારું. ૦**કર્તા(-ર્તા)** વિ૦ (૨) પું૦ દુઃખ કરનાર. ૦**કારક, ૦કારી** વિ૦ દુઃખકર. ૦**દ, ૦દાયક, ૦દાયી, ૦પ્રદ** વિ૦ દુઃખ દેનારું. ૦**ભંજક(-ન), ૦ભંજી** વિ૦ દુઃખ દૂર કરનારું. ૦**મય** વિ૦ દુઃખથી ભરેલું. ૦**શૂરું** વિ૦ જુઓ દુખશૂરું. ૦**હર(-ર્તા)** વિ૦ (૨) પું૦ દુઃખ હરી લેનારું. ૦**હારિણી** વિ૦સ્ત્રી૦, ૦**હારી** વિ૦ દુઃખહર. **-ખાર્ત** વિ૦ [સં.] દુઃખથી પીડિત. **-ખિત** વિ૦ [સં.] દુઃખથી પીડાયેલું; દુઃખી. **-ખિની** વિ૦ સ્ત્રી૦ [સં.] દુઃખી (સ્ત્રી). **-ખી** વિ૦ [સં.] જુઓ દુખી [ભાઈ
**દુઃશાસન** પું૦ [સં.] દુર્યોધનનો એક નાનો
**દુઃશીલ** વિ૦ [સં.] ખરાબ શીલવાળું
**દુઃસહ** વિ૦ [સં.] સહેવું મુશ્કેલ
**દુઃસાધ્ય** વિ૦ [સં.]કરવું મુશ્કેલ (૨) ન મટી શકે તેવું (રોગ માટે)
**દુઃસ્થિતિ** સ્ત્રી૦[સં.]ખરાબ-કફોડી સ્થિતિ
**દુઃસ્વપ્ન** ન૦ [સં.] ખરાબ-અશુભ સ્વપ્ન
**દૂ** વિ૦ [सं. द्वि; प्रा. दु, दो; फा. दो] બે (સમાસમાં); બમણું (આંકમાં) [ગડિયો
**દૂઆ** પું૦ બ૦વ૦ ૧×૨=૨નો ૧૦ સુધીનો
**દૂજું** વિ૦ [प्रा. दुइज्ज] બીજું
**દૂઝણ** સ્ત્રી૦ ['દૂઝવું' ઉપરથી] દૂધ આપતી ગાય ભેંસ. **-ણું(-તું)** વિ૦ (૨) ન૦ દૂધ આપતું (ઢોર માટે)

**દૂઝવું** અ૦ક્રિ૦ [સં. दुह् ઉપરથી (दोह्य–प्रा. दुज्झ)] દૂધ દેવું (૨) ઝરવું; નીગળવું

**દૂણ** સ્ત્રી૦ [સં. दून; પ્રા. दूण = બળેલું] દુણાવું તે; દુણાયાની અસર. **૦વું** સ૦ક્રિ૦ સંતાપવું; સતાવવું. **–ણું** વિ૦ મન બાળે – નાખુશ કરે તેવું (૨) ન૦ નારાજી કે તેનું કારણ. **–ણો** પું૦ બળવું – ચોટવું તે

**દૂત(૦ક)** પું૦ [સં.] સંદેશો પહોંચાડનારો (૨) બાતમીદાર; જાસૂસ. **–તિકા, –તી** સ્ત્રી૦ [સં.] સંદેશો પહોંચાડનાર સ્ત્રી (૨) આશકમાશૂક વચ્ચેના છાના સંદેશા પહોંચાડનારી કે તેમનો મેળાપ કરાવી આપનારી સ્ત્રી

**દૂતું** વિ૦ [સં. धूर्त] લુચ્ચું; ધૂર્ત

**દૂધ** ન૦[સં. दुग्ध; પ્રા. दुद्ध] સ્તન કે આંચળમાંથી નીકળતું ધોળું પ્રવાહી (૨) કેટલીક વનસ્પતિમાંથી નીકળતો એવો ધોળો રસ. [**૦માં ને દહીંમાં પગ રાખવા** = બંને બાજુની ઢોલકી વગાડવી. **૦માંથી પોરા કાઢવા** = ખોટી ખણખોદ કરવી. **દૂધે ધોઈને આપવું** = પ્રામાણિકપણે આદરપૂર્વક લીધેલું પાછું આપવું]. **૦પાક** પું૦ દૂધ અને ચોખાની એક વાની. **૦પીતું** વિ૦ દૂધમાં મોં ડુબાડી મારી નાખેલું (બાળક). **૦ભાઈ** પું૦ બાપ જુદા પણ મા એક જ હોય એવો ભાઈ (આંગળિયાત). **–ધાધારી** વિ૦ [દૂધ+ આહારી] ફક્ત દૂધ પર જીવનારું

**દૂધિયા** વિ૦ પું૦બ૦વ૦ દૂધના જેવા સફેદ (દાંત) (૨) ધાવણા બાળકને ફૂટેલા (દાંત). **–યું** વિ૦ જુઓ દુધાળ (૨) દૂધના રંગનું; સફેદ. ઉદા૦ 'દૂધિયા પેણ' (૩) નવું; તાજું; શરૂઆતનું. ઉદા૦ 'દૂધિયું લોહી' (૪) ન૦ દૂધી (૫) બદામ ઇ૦ ને ઘૂંટીને દૂધ જેવું પાણી કઢાય છે તે

**દૂધી** સ્ત્રી૦ [દે. दुद्धिअ] એક વનસ્પતિ–શાક

**દૂપટ** વિ૦ [દ્વ+પટ] બેવડું; બે ગણું

**દૂબળું** વિ૦ [સં. दुर्बल; પ્રા. दुब्बल] કમજોર

**દૂબળો** પું૦ ભીલને મળતી એક જાતનો આદમી (૨) અર્ધ ગુલામ જેવો (સુરત તરફ) ખેડૂતનો નોકર

**દૂભવવું** સ૦ ક્રિ૦ દુભાવવું

**દૂભવું** અ૦ક્રિ૦ [પ્રા. दूम = દુખી થવું] દુભાવું

**દૂમો** પું૦ જુઓ દૂમો

**દૂર** વિ૦ [સં.; फा.] વેગળું; આઘું (૨) અ૦ વેગળે; આઘે. [**૦બેસવું** = (સ્ત્રીએ) રજસ્વલા થવું]. **૦અંદેશ** વિ૦ દૂરઅંદેશો રાખનારું. **૦અંદેશી** સ્ત્રી૦ દૂરઅંદેશપણું. **૦અંદેશો** પું૦ ભાવીનો વિચાર પ્રથમથી જ કરી રાખવો તે; અગમચેતી. **૦ગામી** વિ૦ દૂર સુધી જાય એવું. **૦દર્શકયંત્ર** ન૦ દૂરની વસ્તુ જોઈ શકાય એવું યંત્ર; દૂરબીન. **૦દર્શિતા** સ્ત્રી૦ **૦દર્શી** વિ૦ [સં.] દૂરદૃષ્ટિવાળું. **૦દૃષ્ટિ** સ્ત્રી૦ દૂર સુધી જતી નજર – દૂરંદેશી. **૦બીન** ન૦ [फा.] દૂરદર્શકયંત્ર. **૦વર્તી** વિ૦ દૂર – આઘું રહેલું. **૦સ્થ** વિ૦ [સં.] દૂર; આઘું; દૂરવર્તી

**દૂરંદેશ** વિ૦ [फा.], **–શી** સ્ત્રી૦, **–શો** પું૦ જુઓ 'દૂર'માં દૂરઅંદેશ,–શી,–શો

**દૂરાકૃષ્ટ** વિ૦ [સં.] તાણીતોશીને કરેલું કે સાધેલું; અસહજ [પત્તું (ગંજીફામાં)

**દૂરી** સ્ત્રી૦ ['દ્વ' ઉપરથી] બેની સંજ્ઞાવાળું

**દૂર્વા** સ્ત્રી૦ [સં.] એક ઘાસ – દરો. **૦ષ્ટમી** સ્ત્રી૦ [+અષ્ટમી] જુઓ ધરોઆઠમ

**દૂલ** ન૦ [સં. दुल] બૈરાં–છોકરાંના કાનનું એક ઘરેણું

**દૂલવું** અ૦ ક્રિ૦ જુઓ ડૂલવું

**દૂષક** વિ૦ [સં.] દોષ કાઢનારું; છિદ્ર શોધનારું (૨) દોષ ઉત્પન્ન કરનારું; દોષ લગાડનારું. **–ણ** ન૦[સં.] દોષ; ખોટખાંપણ

**દૂસરું** વિ૦ [હિં. दूसरा] બીજું

**દૂંગો** પું૦ દુંગો; ઢુંગો; ચોર

**દૂંટી** સ્ત્રી૦ જુઓ ડૂંટી. **–ટો** પું૦ જુઓ ડૂંટો

**દૂંડું** ન૦ જુઓ ડૂંડું. **–દૂંડો** પું૦ જુઓ ડૂંડો

**દૃક(–ગ)** સ્ત્રી૦ [સં.] દૃષ્ટિ; નજર (૨) આંખ (૩) બેની સંજ્ઞા. **–ગ્ગોચર** વિ૦ [સં.] જુઓ દૃષ્ટિગોચર

**દૃઢ** વિ૦ [સં.] સ્થિર; મજબૂત; પાકું;

નિશ્ચિત; ટકાઉ; અટળ (લા. અર્થમાં પણ). ૦તા સ્ત્રી૦ [સં.]. ૦ભાજક પું૦ બે કે વધારે આંકડાનો મોટામાં મોટો સાધારણ અવયવ [ગ.]
**દૃઢીભૂત** વિ૦ [સં.] મજબૂત બનેલું
**દૃસ** વિ૦ [સં.] મગરૂર; દર્પવાળું
**દૃશદ** પું૦ [સં.] પથરો
**દૃશ્ય** વિ૦ [સં.] જોવા જેવું (૨) દેખાય એવું (૩) ન૦ દેખાવ (૪) દેખાતું આ વિશ્વ. ૦માન વિ૦ [સં.] દેખાતું હોય એવું
**દૃષદ** પું૦ [સં.] જુઓ દૃશદ [પ.]
**દૃષ્ટ** વિ૦ [સં.] જોયેલું; દેખેલું(૨)સ્ત્રી૦ દૃષ્ટિ
**દૃષ્ટાંત** ન૦[સં.] ઉદાહરણ; દાખલો. ૦કથા સ્ત્રી૦ દૃષ્ટાંત તરીકે કહેલી કથા; 'પૅરેબલ'
**દૃષ્ટિ** સ્ત્રી૦ [સં.] નજર (૨) જોવાની શક્તિ (૩) [લા.] ધ્યાન; લક્ષ (૪)જુઓ દૃષ્ટિકોણ. ૦કોણ પું૦ [સં.] વસ્તુને નિહાળવાની–વિચારવાની રીત કે માર્ગ. ૦ગોચર વિ૦ [સં.] નજરે પડે એવું; દૃષ્ટિ પહોંચી શકે એવું. ૦દોષ પું૦ આંખની ખોડ (૨) નજરચૂકથી રહી ગયેલી ખામી (૩) આંખ વડે થયેલો દોષ–અપરાધ. ૦પથ પું૦ [સં.] જુઓ દૃષ્ટિમર્યાદા. ૦પાત પું૦ [સં.] નજર પડવી–જોવું તે. ૦પૂત વિ૦ [સં.] આંખથી જોયેલું–તપાસી લીધેલું. ૦બિંદુ ન૦ દૃષ્ટિકોણ. ૦ભેદ પું૦ દૃષ્ટિનો–દૃષ્ટિકોણનો ભેદ કે ફરક. ૦મર્યાદા સ્ત્રી૦ જ્યાં સુધી આંખ જોઈ શકે તે હદ (૨) ક્ષિતિજ. –ષ્ટોદષ્ટ સ્ત્રી૦ દૃષ્ટિ સામે દૃષ્ટિ
**દે** સ્ત્રી૦ [સં. દેવી, પ્રા. દેઈ પરથી] સ્ત્રીના નામને અંતે આવે છે. જેમ કે રૂપાંદે, ગોરાંદે
**દેકારો** (દે) પું૦ ['દે'+ કાર] દે દે–માર માર એવો પોકાર
**દેખત** અ૦ ['દેખવું' ઉપરથી] જોતાંવેંત. –તું વિ૦ જોતું; આંધળું નહિ એવું (૨) સમજુ; વિચારી
**દેખરેખ** સ્ત્રી૦ ['દેખવું' ઉપરથી] સંભાળ; તપાસ [જોવું
**દેખવું** સ૦ ક્રિ૦ [પ્રા. દેક્ખ; અપ.દેખ (સં.દૃશ્)]
**દેખંતુ** વિ૦ શોભીતું; દેખાવડું (૨) દેખવા પૂરતું; ઉપરથી દેખાતું
**દેખા** સ્ત્રી૦ દેખાવું–પ્રત્યક્ષ જણાવું તે
**દેખાડ** પું૦ જુઓ દેખાડો
**દેખાડવું** સ૦ ક્રિ૦ 'દેખવું'નું પ્રેરક; બતાવવું (૨) હાથ, ડાંગ, ચાકુ, આંખ ઇ૦ બતાવીને ડરાવવું (૩) પશુની માદાને નર દેખાડવો–સંભોગ માટે ભેગાં કરવાં
**દેખાડો** પું૦ સામાને બતાવવા પૂરતો દેખાવ–ડોળ (૨) દેખાડવું–બતાવવું તે
**દેખાદેખી** સ્ત્રી૦ સામાનું જોઈને વાદેવાદ કરવું તે; અનુકરણ (૨) અ૦ જોઈ જોઈને; વાદેવાદ
**દેખાવ** પું૦ દેખાવું તે; દૃશ્ય (૨) આકાર; આકૃતિ (૩) જૂઠો દેખાવ; ડોળ [લા.]
**દેખાવડું** વિ૦ સુંદર; રૂપાળું
**દેખાવું** અ૦ ક્રિ૦ ('દેખવું'નું કર્મણિ) જોવાવું; જણાવું; નજરે પડવું; સૂઝવું
**દેખીતું** વિ૦ પ્રત્યક્ષ; ખુલ્લું; સ્પષ્ટ (૨) માત્ર બહારથી જ દેખાતું; વાસ્તવિક નહિ એવું; દેખંતું
**દેગ** પું૦ [फा.] મોટો દેગડો (૨) સ્ત્રી૦ દેગડી; તાંબાનું એક વાસણ. ૦ડી સ્ત્રી૦ દેગ ૨ જુઓ. ૦ડો પું૦ ધાતુનું એક મોટું વાસણ; હાંડો
**દેજ** સ્ત્રી૦; ન૦ [સર૦ फा. दहेज] કન્યાને વરપક્ષ તરફથી આપવાની લૂગડાં વગેરેની ભેટ કે જમણ (૨) કન્યાનું શુલ્ક [સુ.]
**દેડકી** સ્ત્રી૦ દેડકાની માદા. –કું ન૦[સર૦ દે. ડિડ્ડુર] ભીનાશમાં રહેતું એક પ્રાણી; મેડક. [દેડકાની પાંચશેરી શ૦પ્ર૦ ઉધમાતિયું ને અસ્થિર ટોળું (૨) એવાં બાળકોનો સમૂહ]. –કો પું૦ નર દેડકું
**–દેણ** (દે) વિ૦ ['દેવું' પરથી]દેનારું(સમાસને અંતે) ઉદા૦ દુઃખદેણ
**દેણ** (દે) ન૦ [अ. दैन] દેવું; કરજ (૨) સરકારભરણું (૩) ઉપકારનું દબાણ. ૦ગી સ્ત્રી૦[म.] બાક્ષસ (૨) દાન. ૦દાર, –ણિયાત વિ૦ દેવાદાર. –ણું ન૦ જુઓ દેણ

**દેદાર** પું૦ [જુઓ દીદાર] દેખાવ
**દેદીપ્યમાન** વિ૦ [સં.] દીપતું; ઝગઝગતું
**દેન** (દે) સ્ત્રી૦ તાકાત; મગદૂર
**દેમાર** અ૦ [દેવું + મારવું પરથી] ઝડીની સાથે; ઝપાટાભેર. જેમ કે, વરસાદે દેમાર પડ્યા કર્યું; દેમાર કરતા પહોંચ્યા ત્યાં ગાડી ઊપડી ગઈ. [શકાય એવું
**દેય** વિ૦ [સં.] આપવા યોગ્ય કે આપી
**દેર** પું૦ [સં. દેવર; પ્રા. દેઅર] દિયર
**દેર** સ્ત્રી૦ [ફા.] ઢીલ; વાર
**દેરડી** (દે') સ્ત્રી૦ દેરું-નાનું મંદિર
**દેરાણી** સ્ત્રી૦[પ્રા. દેઅ(-વ)રાણી] દિયરની વહુ
**દેરાસર** (દે') ન૦ ઘરમાં દેવ રાખવાની જગા (૨) જૈન દેવમંદિર. **-રી** વિ૦ દેરાસરમાં રહી નિયમિત દેવપૂજા કરનારું
**દેરી** (દે') સ્ત્રી૦ નાનું દેરું
**દેરું** (દે') ન૦ [સં. દેવગૃહ, દેવકુલ; અપ૦ દેહરય, દેહુર] દેવદેવીનું સ્થાન-મંદિર
**દેવ** પું૦ [સં.] દેવતા; સુર; સ્વર્ગમાં રહેતું દિવ્ય સત્ત્વ (૨) ભગવાન; પરમેશ્વર (૩) સ્વામી; શેઠ; રાજા (આદર ને શ્રેષ્ઠતાસૂચક). [૦થવું = મરણ પામવું]. **૦ઊઠી અગિયારશ(-સ)**સ્ત્રી૦ કારતક સુદ અગિયારશ. **૦ઋણ** ન૦ મનુષ્યનું દેવો પ્રત્યેનું ઋણ. **૦કન્યા** ન૦ [સં.] દેવની કન્યા (૨) અતિ રૂપ-ગુણવાળી કન્યા [લા.]. **૦કપાસ** પું૦ એક જાતનો કપાસ. **૦ઘર** ન૦ દેરાસર; દેવમંદિર
**દેવડાવવું** સ૦ ક્રિ૦ 'દેવું'નું પ્રેરક
**દેવડી** સ્ત્રી૦ દ્વારપાળને બેસવાની જગા (૨) ચોકી; ચબૂતરો (૩) સાધુ સંન્યાસી અથવા સતીને જ્યાં દાટ્યાં-બાળ્યાં હોય ત્યાં કરેલું નાનું દેરા જેવું ચણતર
**દેવતરુ** ન૦ [સં.] સ્વર્ગનાં પાંચ વૃક્ષોમાંનું દરેક (મંદાર, પારિજાત, સંતાન, કલ્પ અને હરિચંદન) (૨) જેની નીચે ગામના લોકો ભેગા મળતા હોય તે ઝાડ
**દેવતા** પું૦ [સં.] દેવ (૨) અગ્નિ (૩) સ્ત્રી૦ દેવી. **૦ઈ** વિ૦ દૈવી; અલૌકિક
**દેવદર્શન** ન૦ [સં.] દેવનું દર્શન
**દેવદાર(-રુ)** ન૦ [સં. દેવદારુ] એક જાતનું ઝાડ કે તેનું લાકડું
**દેવદાસી** સ્ત્રી૦ [સં.] દેવને અર્પણ કરેલી સ્ત્રી (મદ્રાસ તરફની એક પ્રથા)
**દેવદિવાળી** સ્ત્રી૦ કારતક સુદ પૂનમનું પર્વ
**દેવદૂત** પું૦ [સં.] દેવનો દૂત
**દેવનદી** સ્ત્રી૦ [સં.] ગંગા
**દેવનાગરી** વિ૦ (૨) સ્ત્રી૦ [સં.] સંસ્કૃત અથવા બાળબોધ લિપિ
**દેવપોઢી અગિયારશ(-સ)** સ્ત્રી૦ અષાડ સુદ અગિયારશનું પર્વ
**દેવભાગ** પું૦ [સં.] દેવયજ્ઞ તરીકે દેવોને અર્પવાનો ભાગ
**દેવભાષા** સ્ત્રી૦ [સં.] સંસ્કૃત ભાષા
**દેવભૂમિ(-મી)** સ્ત્રી૦ [સં.] સ્વર્ગ
**દેવમંદિર** ન૦ દેવસ્થાન [પોષાયેલો (દેશ)
**દેવમાતૃક** વિ૦ [સં.] વરસાદના પાણીથી
**દેવમુનિ** પું૦ [સં.] નારદ
**દેવયજ્ઞ** પું૦હોમ વગેરે(પંચયજ્ઞોમાંનો એક)
**દેવયાન** ન૦[સં.]સ્વર્ગનો રથ;સ્વર્ગીય વાહન
**દેવર** પું૦ [સં.] દિયર
**દેવરાવવું** સ૦ ક્રિ૦ જુઓ દેવડાવવું
**દેવરિયો** પું૦ દેવર (વહાલમાં)
**દેવરાજ** પું૦ [સં.] ઇંદ્ર
**દેવર્ષિ** પું૦ [સં.] નારદ (૨) દેવ જેવા ઋષિ (અત્રિ, મરીચિ વગેરે)
**દેવલાં** ન૦ બ૦ વ૦ ઘરના દેવસ્થાનની મૂર્તિઓ
**દેવલોક** પું૦ [સં.] દેવોનો લોક-સ્વર્ગ
**દેવશયની એકાદશી** સ્ત્રી૦ જુઓ દેવપોઢી અગિયારસ
**દેવસેવા** સ્ત્રી૦ દેવની મૂર્તિની પૂજા
**દેવસ્થાન** ન૦ [સં.] મંદિર
**દેવળ** ન૦ [સં. દેવકુલ, પ્રા. દેઉલ] દેરું (ખાસ કરીને ખ્રિસ્તી લોકોનું)
**દેવાતણ(-ત)** ન૦ [સં. દેવત્વ ઉપરથી] દેવપણું [હોય એવું
**દેવાદાર** વિ૦ [દેવું+દાર] કરજદાર; માથે દેવું

**દેવાધિદેવ** પું૰[સં.]દેવોનોપણદેવ–પરમેશ્વર
**દેવાનાંપ્રિય** વિ૰ [સં.] દેવોને પ્રિય એવું (અશોકનો ઇલકાબ)
**દેવાલય** ન૰ [સં.] દેવમંદિર; દેરું
**દેવાવું** અ૰ક્રિ૰ 'દેવું'નું કર્મણિ.[દેવાઈ જવું =અટકી જવું; બંધ થઈ જવું (૨) ખૂટવું; કાંઈ બાકી ન રહેવું (૩) નિર્વંશ થવું]
**દેવાળિયું** વિ૰ દેવાળું કાઢનારું; નાદાર. **–યો** પું૰ નાદાર માણસ
**દેવાળું** ન૰ દેવું આપવાની અશક્તિ; નાદારી [અપ્સરા
**દેવાંગના** સ્ત્રી૰ [સં.] દેવની સ્ત્રી; દેવી (૨)
**દેવાંશી** વિ૰ [સં.] દેવના અંશવાળું
**દેવી** સ્ત્રી૰ [સં.] દેવની સ્ત્રી; દેવતા; દિવ્ય શક્તિ; માતા (૨) રાણી (સંબોધનમાં) (૩) સ્ત્રીના નામને અંતે લગાડાતો ગૌરવવાચક શબ્દ. ઉદા૰ ઉષાદેવી (૪) સ્ત્રી (ગૌરવવાચક)
**દેવું** સ૰ ક્રિ૰ [સં. દા] આપવું (૨) મારવું ઠોકવું. [લા.] (૩) વાસવું; બંધ કરવું (૪)સા૰ કૃ૰ની જોડે આવતાં, તે ક્રિયાની રજા આપવી, એવો ભાવ બતાવે છે. જેમ કે, જવા દેવું (૫) અ૰ ભૂ૰કૃ૰ ની સાથે આવતાં, તે ક્રિયા બરોબર કરી છૂટવું, એવો ભાવ બતાવે છે. જેમ કે, તેમને છોડી દીધા
**દેવું** ન૰ [સં. દેય, અપ૰ દેવં] કરજ; ઋણ
**દેશ** પું૰ [સં.] રાષ્ટ્ર; કોઈ અમુક પ્રજાનું વતન; મુલક (૨) (કોઈ મોટી વસ્તુનો અમુક) વિભાગ (૩) વતન (૪) ક્ષેત્ર; પ્રદેશ; જગા. **૰કાલ** [સં.], **–ળ** પું૰ દેશ અને કાળ; સમય અને સ્થળ (૨) દૃશ્ય પદાર્થને વિચારવા માટેનાં બે પરિમાણ (૩) ચાલતો રીતરિવાજ [લા.]. **૰દાઝ** સ્ત્રી૰ દેશની લાગણી. **૰દ્રોહ** પું૰ દેશ પ્રત્યે બેવફાઈ. **૰દ્રોહી** વિ૰ દેશદ્રોહ કરનારું. **૰નિકાલ** પું૰ દેશમાંથી કાઢી મૂકવું તે. **૰પાર** અ૰ દેશની બહાર (દેશનિકાલ). **૰પ્રેમ** પું૰ દેશને માટે પ્રેમ. **૰બંધુ** પું૰ દેશભાઈ. **૰ભક્ત** પું૰ દેશભક્તિવાળો. **૰ભક્તિ** સ્ત્રી૰દેશ પ્રત્યેની ભક્તિ. **૰ભાઈ** પું૰ પોતાના દેશનો માણસ. **૰વટો** પું૰ પરદેશમાં વાસ (૨) દેશાટન. **૰સેવક** પું૰ દેશસેવા કરનાર. **૰સેવા** સ્ત્રી૰ દેશની સેવા
**દેશાઈ** પું૰ એક અટક (૨) રાજ્યને કરેલી સેવા બદલ મળેલી બક્ષિસનો માલિક; વતનદાર (૩) રબારી માટેનો માનવાચક શબ્દ. **૰ગીરી** સ્ત્રી૰દેશાઈનું પદ કે હક (૨) તેની રૂએ સરકારમાંથી મળતું લવાજમ
**દેશાચાર** પું૰ [સં.] દેશનો આચાર–રૂઢિ
**દેશાટન** ન૰[સં.]જુદા જુદા દેશોમાં ફરવું તે
**દેશાભિમાન** ન૰ [સં.] પોતાના દેશનું અભિમાન. **–ની** વિ૰ દેશાભિમાનવાળો
**દેશાવર** પું૰ [સં.] પરદેશ
**દેશાંતર** ન૰ [સં.] દેશાવર
**દેશી** વિ૰ [સં.] દેશનું,–ને લગતું (૨) સ્વદેશી (૩) પું૰ સ્વદેશનો રહીશ (૪) પ્રાકૃત ભાષાનો એક પ્રકાર (૫) સંસ્કૃત નહિ પણ પ્રાકૃત છંદ કે પદ્યરચના. **૰ય** વિ૰[સં.] દેશનું (૨) સ્થાનિક
**દેશોન્નતિ** સ્ત્રી૰[સં.] દેશની ઉન્નતિ–ચડતી
**દેશ્ય** વિ૰ [સં.] સ્થાનિક; પ્રાંતિક (૨) દેશી; દેશના મૂળ વતનીઓનું વા એમની ભાષામાંથી આવેલું
**દેસાઈ,૰ગીરી** જુઓ 'દેશાઈ'માં
**દેહ** પું૰; સ્ત્રી૰ [સં.] શરીર; કાયા. **૰ત્યાગ** પું૰ [સં.] દેહનો ત્યાગ–મરણ. **૰દમન** ન૰ દેહનું દમન; શારીરિક તપસ્યા. **૰દંડ** પું૰ [સં.] શરીરને કષ્ટ આપવું તે (૨) શારીરિક શિક્ષા; શરીરનો અવયવ કાપી નાખવાની શિક્ષા. **૰ધર્મ** પું૰[સં.] શરીરના ગુણધર્મ. **૰ધારણ** ન૰[સં.] દેહ ધારણ કરવો તે (૨) દેહ ટકાવી રાખવો – જીવવું તે. **૰ધારી** વિ૰ [સં.] જેને દેહ હોય એવું; શરીરી. **૰પાત** પું૰ દેહનું પડવું તે; મરણ. **૰યાત્રા** સ્ત્રી૰ [સં.] શરીરનિર્વાહ; ગુજરાન (૨) મરણ. **૰રખુ** વિ૰ શરીરની જ

વધારે ફિકર કર્યા કરનારું (૨) જાતરણું; સ્વાર્થી. ૦લગ્ન ન૦ શરીર પૂરતું લગ્ન –સ્નેહલગ્ન નહિ તે

**દેહલિ(–લી)** સ્ત્રી૦ [સં.] ઉંબરો. **૦દીપક-ન્યાય** પું૦ ઉંબરા પર મૂકેલો દીવો જેમ બંને બાજુ પ્રકાશ આપે તેમ બંને બાજુને એકસાથે લાગુ પાડવું તે

**દેહાત** સ્ત્રી૦ [फा.] ગામડું. **–તી** વિ૦ ગામડાનું (૨) પું૦ ગામડાનો રહીશ

**દેહાંત** પું૦ દેહનો અંત; મૃત્યુ. **૦દંડ** પું૦ મોતની શિક્ષા

**દેહી** વિ૦ [સં.] દેહધારી; શરીરવાળું (૨) પું૦ આત્મા

**દેહોત્સર્ગ** પું૦ દેહત્યાગ; મૃત્યુ (૨) ન૦ શ્રીકૃષ્ણે જ્યાં દેહત્યાગ કરેલો તે સ્થળ (પ્રભાસ પાટણ)

**દેંડવું** (દેં૦) ન૦[જુઓ ડેંડવું]પાણીનો સાપ

**દૈત્ય** પું૦ [સં.] રાક્ષસ

**દૈનિક** વિ૦[સં.] રોજ(૨)ન૦ રોજ નીકળતું છાપું

**દૈન્ય** ન૦ [સં.] દીનતા

**દૈવ** વિ૦ [સં.] દેવ-દેવતાને લગતું (૨) ન૦ નસીબ. **૦ગતિ** સ્ત્રી૦ [સં.] નસીબની ગતિ – ઘટના. **૦જોગ** પું૦ નસીબનો જોગ –સંયોગ. **૦જ્ઞ** પું૦ [સં.] નસીબને જાણનારો – જોશી. **૦ત્વ** ન૦ [સં. दैवत्व] તેજ (૨)સત્ત્વ; સાર. **૦યોગ** પું૦[સં.] દૈવજોગ. **–વાધીન** વિ૦ [સં.] દૈવને–નસીબને આધીન. **–વી** વિ૦ [સં.] દેવ સંબંધી; દેવતાઈ (૨) અલૌકિક (૩) આકસ્મિક

**દૈશિક** પું૦ [સં.] ગુરુ(૨)ભોમિયો; જાણકાર

**દૈહિક** વિ૦ [સં.] દેહનું,–ને લગતું

**દો** વિ૦ [फा.; प्रा.; सं. द्वि] બે. **૦આબ** પું૦ બે નદીઓ વચ્ચેનો પ્રદેશ

**દોકડો** પું૦ રૂપિયાનો સોમો ભાગ (૨) બાર ટકા વ્યાજ (૩) ગુણ; 'માર્ક'

**દોખ** પું૦ + દોષ; ખામી.**–ખી** વિ૦ દોષિત

**દોજખ** ન૦ [फा.] નરક; મરણ બાદ પાપના ફળ રૂપે મળતી શિક્ષા ભોગવવાનું કલ્પિત સ્થાન – એક લોક (૨) દુઃખથી ભરપૂર કોઈ જગા [લા.]

**દોટ** સ્ત્રી૦ દોડવાની ક્રિયા. **–ટંદોટા, –ટાદોટ** સ્ત્રી૦ દોડાદોડ

**દોટી** સ્ત્રી૦ એક જાતનું કાપડ (૨) કન્યાના બાપને વેવાઈ તરફથી મળતી બક્ષિસ

**દોઠું** ન૦ જાડી પૂરી

**દોડ** (દો૦) સ્ત્રી૦ દોડવાની ક્રિયા કે ઝડપ

**દોડકી** સ્ત્રી૦ તૂરિયાની જાતની એક વેલ. **–કું** ન૦ તેનું ફળ

**દોડધામ, દોડમાર** (દો) સ્ત્રી૦ દોડાદોડ; ધમાચકડી

**દોડવું** (દો) અ૦ ક્રિ૦ [સં. द्रु] નાસવું; ઝડપથી કૂદતે પગલે હીંડવું–ધસતા ચાલવું

**દોડંદોડા, દોડાદોડ (–ડી)** (દો) સ્ત્રી૦ દોડધામ; અહીં તહીં વારંવાર દોડવું તે

**દોડી** સ્ત્રી૦ જુઓ ડોડી. **–ડું** ન૦ ડોડું

**દોડો** પું૦ જુઓ ડોડો

**દોઢ** (દો) વિ૦ [प्रा. दिवड्ढ (सं. द्व्यपार्ध)] એક ને અડધું – '૧॥' (૨) સ્ત્રી૦ દોઢવવું તે. **૦ડહાપણ** ન૦ વધારેપડતું ડહાપણ; ચિબાવલાપણું. **૦ડાહ્યું** વિ૦ વધારેપડતું ડહાપણ કરનારું (૨)ન૦ દોઢડહાપણ કે તેવી વાત. **૦વવું** સ૦ક્રિ૦ દોઢ ગણું કરવું. **૦વું** સ૦ક્રિ૦ સીવવું; દોરવવું (૨)દોઢવવું

**દોઢિયાં** (દો) ન૦બ૦વ૦ પૈસો; ધન [લા.]

**દોઢિયું** (દો) વિ૦ દોઢું(૨) ન૦ દોઢ પને સીવેલું વસ્ત્ર(૩)પૈસો; કાવડિયું (૪) જેમાં પ્રાસ દોઢવાય છે એવું ગીત

**દોઢી** (દો) સ્ત્રી૦ [જુઓ દેવડી] માંડવી

**દોઢું** (દો) વિ૦ ['દોઢ' ઉપરથી] દોઢ ગણું

**દોણી** (દો') સ્ત્રી૦[સં. दोहनी; या दे. दुद्धिणी] હાંલ્લી (દૂધ, દહીં વગેરે ભરવાની).**–ણું** ન૦ મોટી દોણી(૨) (દોણી જેવું)પેટ[લા.]

**દોત** પું૦ + દવાત; ખડિયો

**દોદરું** વિ૦ [સં. दर्दर] જીર્ણ; નબળું (૨) ખોખરું

**દોદશ** (દો) અ૦ [જુઓ દશોદિશ] બધી બાજુએ; આમ તેમ

**દોદળું** વિ૦ જુઓ દોદરું

**દોપટ** વિ૦ [દો+પટ] બેવડું; બમણું; દુપટ

**દોપિસ્તાં** ન૦ બ૦ વ૦ [फा. दो + पुस्त] અક્ષર ઘૂંટવાનું જાડું પૂંઠું

**દોર** (દો) પું૦ [અ. दौर] અમલ; સત્તા (૨) ભભકો. **૦દમામ** પું૦ દોર અને દમામ
**દોર** પું૦ [સં.; દે.] જાડું દોરડું (૨) પતંગની દોરી. **૦ડી** સ્ત્રી૦ પાતળું દોરડું; દોરી. **૦ડું** ન૦ દોર; રેસાદાર વસ્તુને વળ દઈ કરાતી બનાવટ. **૦ડો** પું૦ દોરો (૨) મંત્રેલો દોરો
**દોરવણી** સ્ત્રી૦ દોરવવું તે (૨) શિખવણી
**દોરવવું** સ૦ક્રિ૦ હાથ ઝાલી ચલાવવું; રસ્તો બતાવવો (૨) દોરા ભરવા; સીવવું
**દોરવું** સ૦ક્રિ૦ જુઓ દોરવવું (૨) આંકવું (લીટી) (૩) ચીતરવું (ચિત્ર)
**દોરંગી** વિ૦ [દો+રંગ] બે રંગવાળું (૨) મનસ્વી; ચંચળ [લા.]
**દોરાચિઠ્ઠી** સ્ત્રી૦ મંતરેલા દોરા ચિઠ્ઠી વગેરે
**દોરિયું** ન૦[સં. दोर ઉપરથી]એક જાતનું વસ્ત્ર
**દોરિયો** પું૦ [સર૦ સં. दोर; प्रा. दोरिया] એક જાતનું કાપડ(૨)ગળાનું એક ઘરેણું
**દોરી** સ્ત્રી૦ [સં. दोर; દે.] રસી; દોરડી (૨) પતંગની પાતળી દોરી (૩)લગામ; કાબૂની ચાવી [લા.] (૪) કાંઈ માપવાની દોરી. **૦સંચાર(–રો)** પું૦ દોરી ખેંચવાથી હાલતાં ચાલતાં પૂતળાંને નચાવવાં તે (૨) પાછળ રહીને યુક્તિપ્રયુક્તિ કરવી તે [લા.]. **૦સંચો** પું૦ પાછળથી દોરી ખેંચવાનો સંચો – યુક્તિ; દોરીસંચારો
**દોરો** પું૦ [સં. दोर] દોરડો; સીવવા વગેરે માટેનો પાતળો દોર (૨) ગળાનું એક ઘરેણું (૩) કંદોરો (૪) મંતરેલો દોરો. **૦ધાગો** પું૦ મંતરેલો દોરો
**દોલત** (દો) સ્ત્રી૦ [અ. दौलत] પૈસો; પૂંજી. **૦મંદ,૦વાન** વિ૦ પૈસાદાર
**દોલન** ન૦ [સં.] જુઓ ડોલન
**દોલા** સ્ત્રી૦[સં.] હીંચકો (૨) પાલખી; ડોળી. **૦યમાન** વિ૦ [સં.] જુઓ ડોલાયમાન. **૦યંત્ર** ન૦ ઘડામાં પ્રવાહી ભરી તેની અંદર ઔષધિની પોટલી લટકતી રાખી ઔષધિ તૈયાર કરવાની રચના
**દોલું** (દો) વિ૦ ભોળું (૨) ઉદાર જીવનું; સખી
**દોલોત્સવ** પું૦ [સં.] વૈષ્ણવ મંદિરનો હિંડોળાનો ઉત્સવ
**દોવડા(–રા)વવું** (દો') સ૦ક્રિ૦, **દોવાવું** (દો') અ૦ક્રિ૦ 'દોહવું'નું પ્રેરક ને કર્મણિ
**દોશી** પું૦ [સં. दौष्यिक, प्रा. दोसिअ] કાપડ વેચનારો ફેરિયો
**દોષ** પું૦ [સં.] ભૂલ; ચૂક (૨) ખોડખાંપણ; ખામી (૩) ગુનો; વાંક (૪) લાંછન (૫) પાપ. **૦દર્શી** વિ૦ [સં.] (પારકાના) દોષ જોનારું –ખોળનારું. **૦દૃષ્ટિ** સ્ત્રી૦ [સં.] (પારકાના) દોષ જોવા તે **–ષારોપણ** ન૦ [સં.] માથે દોષ ચડાવવો તે. **–ષિત, –ષી** [સં.] વિ૦ દોષવાળું; અપરાધી (૨) પાપી
**દોસ્ત** પું૦ [फा.], **૦દાર** પું૦ મિત્ર; ભાઈબંધ. **૦દારી,–સ્તી** સ્ત્રી૦ મિત્રાચારી
**દોહદ** પું૦; ન૦ [સં.] ગર્ભિણી સ્ત્રીને થતો અભિલાષ (૨) તીવ્ર ઇચ્છા
**દોહન** ન૦ [સં.] દોહવું તે
**દોહરો** પું૦ [સર૦ હિં. दोहरा] એક છંદ
**દોહવું** સ૦ક્રિ૦ [સં. दुह्] ઢોરનું દૂધ કાઢવું (૨) સાર ખેંચવો; કસ કાઢી લેવો [લા.]
**દોહિતર** પું૦ [સં. दौहित्र; प्रा. दोहित्त] દૌહિત્ર (૨) મૂએલા માણસ પાછળ વહેંચવામાં આવતા દૂધના લાડુ .
**દોહિત્ર** પું૦ दौहित्र] દીકરીનો દીકરો
**દોહ્યલું** વિ૦ [સં. दुःख, प्रा. दुह ઉપરથી] અઘરું; મુશ્કેલ (૨) ન૦ દુઃખ; સંકટ
**દોંગાઈ** સ્ત્રી૦ [જુઓ દોંગું] લુચ્ચાઈ
**દોંગું** વિ૦ [સર૦ का. डोंका] ધૂર્ત; લુચ્ચું (૨) બેઅદબ; ઉદ્ધત (૩) માંસલ
**દૌર્જન્ય** ન૦ [સં.] દુર્જનતા
**દૌર્બલ્ય** ન૦ [સં.] દુર્બળતા
**દૌર્ભાગ્ય** ન૦ [સં.] કમનસીબી; દુર્દૈવ
**દૌહિત્ર** પું૦ [સં.] દીકરીનો દીકરો; દોહિત્ર. **–ત્રી** સ્ત્રી૦ દીકરીની દીકરી
**દ્યાવાપૃથિવી** ન૦બ૦વ૦ [સં.] દ્યૌ અને પૃથ્વી; ધરતી અને આકાશ
**દ્યુતિ** સ્ત્રી૦ [સં.] તેજ; કાંતિ
**દ્યુલોક** પું૦ [સં.] સ્વર્ગ

**દ્યૂત** ન૦ [સં.] જૂગટું; જુગાર
**દ્યોત** પું૦ [સં.] દ્યુતિ; તેજ; પ્રકાશ. ૦ક વિ૦ [સં.] પ્રકાશ કરનારું (૨) સ્પષ્ટ કરનારું
**દ્યૌ** સ્ત્રી૦ [સં.] આકાશ (૨) સ્વર્ગ
**દ્રમ્મ** પું૦ [સં.] એક પ્રાચીન સિક્કો; નિષ્કનો ૧ સોળમો ભાગ
**દ્રવ** પું૦ [સં.] દ્રવવું તે (૨) ગળેલો રસ. ૦વું અ૦ક્રિ૦ [સં. દ્રુ-દ્રવ્] પીગળવું; ઓગળવું (૨) ઝરવું; ગળવું (૩) ગદ્ગદ થવું (દિલનું) [લા.]
**દ્રવિડ** પું૦ [સં.] દક્ષિણના એક દેશનું પ્રાચીન નામ (૨) ત્યાંનો વતની
**દ્રવિત** વિ૦ [સં.] દ્રવેલું
**દ્રવીભૂત** વિ૦ [સં.] દ્રવેલું; દ્રવિત થયેલું
**દ્રવ્ય** ન૦ [સં.] પૈસો; નાણું (૨) વસ્તુ; પદાર્થ (૩) મૂળ તત્ત્વ [ન્યા.]. ૦વાચક વિ૦ સોનું, ગોળ જેવાં દ્રવ્યોનું વાચક (નામ) [વ્યા.]
**દ્રષ્ટવ્ય** વિ૦ [સં.] જોવા યોગ્ય [રૂપ આત્મા
**દ્રષ્ટા** પું૦ [સં.] જોનારો (૨) પ્રકૃતિના સાક્ષી-
**દ્રહ** પું૦ [સં.; પ્રા.] ધરો; હ્રદ
**દ્રાક્ષ(-ક્ષા)** સ્ત્રી૦ [સં.] એક જાતનું ફળ. ૦લતા સ્ત્રી૦ દ્રાક્ષની વેલ. **-ક્ષાસવ** પું૦ દ્રાક્ષનો આસવ
**દ્રાવ** પું૦ [સં.] જુઓ દ્રાવણ. ૦ક વિ૦ [સં.] ઓગાળી નાખે એવું (૨) ન૦ ધાતુઓ વગેરેનો ઝટ રસ બને એ માટે એની સાથે ભેળવવાનો એક પદાર્થ. ૦ણ ન૦ [સં.] દ્રવાવેલું-પ્રવાહીરૂપ બનાવેલું તે
**દ્રાવિડ** વિ૦ [સં.] દક્ષિણમાં પૂર્વ કિનારે આવેલા દ્રવિડ દેશનું (૨) પું૦ એ દેશનો આદમી (૩) દક્ષિણના બ્રાહ્મણોની પાંચ જાતિમાંની એકનો માણસ (દ્રાવિડ, કર્ણાટ, ગુર્જર, મહારાષ્ટ્ર અને તૈલંગ.) **-ડી પ્રાણાયામ** પું૦ બિનજરૂરી કે સીધું સરળ નહિ એવું લંબાણ [લા.]
**દ્રાવ્ય** વિ૦ [સં.] ઓગળે એવું
**દ્રુત** વિ૦ [સં.] ગળેલું; ઝરેલું; ટપકેલું (૨) ઉતાવળું; ઝડપવાળું [પિતા
**દ્રુપદ** [સં.] પાંચાલ દેશનો રાજા-દ્રૌપદીનો
**દ્રુમ** ન૦ [સં.] ઝાડ
**દ્રોણ** પું૦ [સં.] પાંડવકૌરવોના ગુરુ (૨) પું૦; ન૦ એક માપ (એક કે ચાર આઢક જેટલું) (૩) દડિયો
**દ્રોહ** પું૦ [સં.] દગો; બેવફાઈ (૨) ઈર્ષા; વેર. **-હી** વિ૦ [સં.] દ્રોહ કરનારું
**દ્રૌપદી** સ્ત્રી૦ [સં.] દ્રુપદ રાજાની પુત્રી; પાંડવોની પત્ની
**દ્વય** વિ૦ [સં.] બે
**દ્વંદ્વ** પું૦ [સં.] જુઓ દ્વંદ્વ સમાસ (૨) ન૦ બેનું જોડું (૩) જુઓ દ્વંદ્વયુદ્ધ (૪) ઝઘડો; બખેડો. ૦યુદ્ધ ન૦ [સં.] બે જણ વચ્ચેનું યુદ્ધ. ૦સમાસ પું૦ 'રામલક્ષ્મણ', 'માબાપ' એવો બે કે વધારે શબ્દોનો સમાસ [વ્યા.]. **-દ્વાતીત** વિ૦ [સં.] સુખદુઃખ, પાપપુણ્ય ઇત્યાદિ દ્વંદ્વોને તરી ગયેલું
**દ્વાદશ** વિ૦ [સં.] '૧૨'-બાર. **-શી** સ્ત્રી૦ [સં.] બારશ તિથિ
**દ્વાપર** પું૦ [સં.] ચાર યુગોમાંનો ત્રીજો યુગ
**દ્વાર** ન૦ [સં.] બારણું
**દ્વારકા** સ્ત્રી૦; ન૦ [સં.] એક તીર્થ-કૃષ્ણની રાજધાની. ૦નાથ પું૦ [સં.] કૃષ્ણ. **-કેશ** પું૦ [સં.] કૃષ્ણ
**દ્વારપાલ** [સં.], **(-ળ)** પું૦ દરવાન
**દ્વારા** અ૦ [સં.] મારફતે
**દ્વારામતી, દ્વારિકા** [સં.] સ્ત્રી૦ દ્વારકા
**દ્વિ** વિ૦ [સં.] બે (સમાસના પહેલા પદ તરીકે આવે છે). ૦અર્થી વિ૦ બે અર્થવાળું (૨) અસ્પષ્ટ; સંદિગ્ધ
**દ્વિકક્ષિક** વિ૦ [સં.] બીજી કક્ષાનું. ૦સમી-કરણ ન૦ 'ઇક્વેશન ઑફ ધી સેકન્ડ ઑર્ડર' [ગ.]
**દ્વિકર્મક** વિ૦ [સં.] બે કર્મવાળું (ક્રિ૦) [વ્યા.]
**દ્વિગુ** પું૦ [સં.] કર્મધારય સમાસનો એક પ્રકાર. ઉદા૦ ત્રિભુવન [વ્યા.]
**દ્વિગુણ** વિ૦ [સં.] બમણું; બેવડું. **-ણિત** વિ૦ બેથી ગુણેલું; બમણું
**દ્વિઘાત** વિ૦ [સં.] 'ક્વૉડ્રૅટિક' [ગ.]. ૦પદી સ્ત્રી૦ 'ક્વૉડ્રૅટિક એક્સ્પ્રેશન' [ગ.]

**દ્વિજ** વિ૰ [સં.] બે વાર જન્મેલું (૨) પું૰ બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય (૩) દાંત (૪) ન૰ પંખી; અંડજ
**દ્વિજન્મા** પું૰ [સં.] દ્વિજ; બ્રાહ્મણ
**દ્વિજરાજ** પું૰ [સં.] ઉત્તમ દ્વિજ (૨) ગરુડ
**દ્વિતીય** વિ૰ [સં.] બીજું. **-યા** વિ૰ સ્ત્રી૰ બીજી (૨) સ્ત્રી૰ બીજ (તિથિ) [ન૰ કઠોળ
**દ્વિદલ** [સં.], (-ળ) વિ૰ બે દલ-ફાડવાળું (૨)
**દ્વિધર્મી** વિ૰ બે ગુણ-ધર્મવાળું
**દ્વિધા** અ૰ [સં.] બે રીતે (૨) સ્ત્રી૰ દુવિધા
**દ્વિપ** પું૰ [સં.] હાથી
**દ્વિપદ** વિ૰ [સં.] બે પગવાળું; દ્વિપાદ (૨) 'બાયનોમિયલ' [ગ.]
**દ્વિભાજક** વિ૰ (૨) પું૰ [સં.] દુભાગનાર; 'બાયસેક્ટર' [ગ.]
**દ્વિરુક્તિ** સ્ત્રી૰ [સં.] બે વાર કહેવું તે
**દ્વિરેફ** પું૰ [સં.] ભ્રમર
**દ્વિર્ભાવ** પું૰ [સં.] વર્ણનું બેવડાવું તે [વ્યા.]
**દ્વિવચન** ન૰ [સં.] બેનો બોધ કરે એવું વચન [વ્યા.]
**દ્વિવિધ** વિ૰ [સં.] બે પ્રકારનું
**દ્વીપ** પું૰ [સં.] બેટ; ટાપુ. **૦કલ્પ** પું૰ જેની ત્રણ બાજુએ પાણી હોય તેવો જમીનનો ભાગ
**દ્વેષ** પું૰ [સં.] ઈર્ષા; વેર (૨) અપ્રિયતા; તિરસ્કાર. **૦ભાવ** પું૰ દ્વેષની લાગણી. **-ષી** વિ૰ [સં.] દ્વેષવાળું. **-ષ્ટા** પું૰ [સં.] દ્વેષ કરનારો; દુશ્મન
**દ્વૈત** ન૰ [સં.] બેપણું; ભિન્નતા. **૦ભાવ** પું૰ ઈશ્વર અને જગત વચ્ચે દ્વૈતની બુદ્ધિ-ભાન. **૦મત** પું૰; ન૰, **૦વાદ** પું૰ [સં.] બ્રહ્મ અને જગત, જડ અને ચેતન વગેરે તત્ત્વો એકબીજાથી ભિન્ન છે એવો મત. **૦વાદી** વિ૰ [સં.] દ્વૈતવાદને લગતું (૨) દ્વૈતવાદને માનનારું (૩) પું૰ દ્વૈતવાદમાં માનનારો. **-તાદ્વૈત** ન૰ [સં.] દ્વૈત કે અદ્વૈત; ભેદભાવ
**દ્વૈધીભાવ** પું૰ [સં.] ભેદભાવ; દ્વૈત (૨) અનિશ્ચય; સંશય (૩) બહાર અને અંદર જુદો ભાવ રાખવો તે [વિદવ્યાસ
**દ્વૈપાયન** પું૰ [સં.] મહાભારતના કર્તા -
**દ્વૈમાસિક** વિ૰ [સં.] દર બે માસે આવતું, બનતું (૨) ન૰ દર બે માસે પ્રગટ થતું છાપું
**દ્વ્યર્થ (-ર્થી)** વિ૰ [સં.] બે અર્થવાળું (૨) અસ્પષ્ટ; સંદિગ્ધ

# ધ

**ધ** પું૰ [સં.] દંતસ્થાની ચોથો વ્યંજન (૨) સા રી ગ મ માં ધૈવત સ્વરની સંજ્ઞા
**ધકમક** સ્ત્રી૰ ઉતાવળ
**ધકાવવું** સ૰ક્રિ૰ ધકેલવું (૨) તડામાર આગળ ચલાવવું
**ધકેલવું** સ૰ક્રિ૰ ધક્કો મારવો; હડસેલવું (૨) ગમે તેમ બેદરકારીથી આગળ ને આગળ ચલાવ્યે જવું; દીધે રાખવું
**ધક્કંધક્કા, ધક્કાધક્કી** સ્ત્રી૰ સામસામી ધક્કા મારવા તે (૨) ભીડ [મારી
**ધક્કામુક્કી** સ્ત્રી૰ ધક્કા અને મુક્કાથી મારા-
**ધક્કો** પું૰ [સં. ધક્ક ઉપરથી] હડસેલો (૨) નુકસાન (૩) ફેરો (૪) [સર૰ [ઇં. 'ડૉક'] ડક્કો; માલ ચડાવવા ઉતારવાની જગા
**ધખધખવું** અ૰ક્રિ૰ ધખવું; સમસમવું
**ધખના** સ્ત્રી૰ ['ધખવું' ઉપરથી] રટણ; ચિંતન; બળતરા
**ધખમખ** સ્ત્રી૰ ધકમક; ઉતાવળ
**ધખવું** અ૰ક્રિ૰ [પ્રા. ધગધગ (રવ૰)= અતિશય સળગવું] ધીકવું (૨) [લા.] ગુસ્સે થવું (૩) સ૰ક્રિ૰ ઠપકો આપવો
**ધખારો** પું૰ ['ધખવું' ઉપરથી] બાફ; ગરમી; તપારો (૨) ઝંખના; મનમાં ઘૂમ્યા કરવું તે [લા.]
**ધગડું** ન૰ ઠૂંસો (૨) પટાવાળો (તિરસ્કારમાં) **-ડો** પું૰ ઠૂંસો; થાપો (૩) લંગોટિયો બાવો

**ધગધગ** અ૦[રવ૦] (જોરથી સળગવું કે ગરમ થવું સૂચવે છે). ૦વું અ૦ક્રિ૦ [પ્રા. धगधग] જોશથી બળવું (૨) ખૂબ ગરમ થવું

**ધગવું** અ૦ક્રિ૦ જુઓ ધખવું

**ધગશ** સ્ત્રી૦ ['ધગવું' ઉપરથી] દાઝ; ઉત્સાહ

**ધજ** વિ૦ [સં. ध्वज] શ્રેષ્ઠ (૨) મજબૂત (૩) જોશીલું

**ધજા** સ્ત્રી૦ [સં. ध्वजा] વાવટો; નિશાન. ૦ગરો પું૦ ધજા પકડનારો (૨) ધજાનો દંડ. ૦પતાકા સ્ત્રી૦ ધજા અને પતાકા

**ધડ** ન૦ [દે.] માથા વિનાનું શરીર (૨) મૂળ પાયો [લા.]

**ધડ** અ૦ [રવ૦] (કાંઈ પડવાનો રવ)

**ધડક** સ્ત્રી૦ [રવ૦] હૃદયનો કંપ (૨) બીક (૩) અ૦[રવ૦]. ૦ણ વિ૦ બીકણ

**ધડકવું** અ૦ક્રિ૦ [રવ૦] ધબકવું

**ધડકાર(-રો)** પું૦ ધડ અવાજ; ધબકારો

**ધડકી** સ્ત્રી૦ ધાબળો (૨) નાનું આસન

**ધડધડ** અ૦ [રવ૦] ધારા પડે કે લાકડી ઇ૦ ઉપરાઉપરી ને જોરથી પડે તેનો અવાજ. ૦વું ધડધડ થવું (૨) એકદમ તૂટી પડવું. -ડાટ પું૦ ધડધડ અવાજ (૨) અ૦ ઝપાટાભેર

**ધડંધડા** સ્ત્રી૦ મારામારી

**ધડાકો** પું૦ [રવ૦] મોટો અવાજ; ભડાકો (૨)સાંભળનાર ચોંકે એવી નવી કે વિચિત્ર વાત કે બનાવ (૩) કાળનો ઝપાટો

**ધડાધડ** અ૦[રવ૦] 'તડાતડ, ઉપરાછાપરી, ઝપાટામાં' સૂચવતો અવાજ. -ડી સ્ત્રી૦ ધડંધડા (૨) ધમાલ

**ધડી** સ્ત્રી૦ એક તોલ કે વજન

**ધડૂકવું** અ૦ક્રિ૦ [દે. धुडुक्क; રવ૦] ગાજવું (૨) ધાંટા કાઢવા

**ધડો** પું૦ [સં. धट ઉપરથી] ત્રાજવાનું સમતોલપણું ન હોવું તે (૨) તેનું સમતોલપણું લાવવા મુકાતો ભાર (૩) બોધ (૪) નિયમ; ઠેકાણું; ધોરણ; (૫) ગણના; કદર; બૂજ [લા.]

**ધણ** સ્ત્રી૦ [સં. धन्य; પ્રા. धण्ण] (ભારેવાઈ) [સ્ત્રી

**ધણ** ન૦ [સં. धन] (ગાયોનું) ટોળું. ૦ખૂંટ પું૦ ધણમાં રાખેલો આખલો

**ધણધણવું** અ૦ક્રિ૦ ધણધણ થવું (૨) કંપવું

**ધણિયાણી** સ્ત્રી૦ ['ધણી' ઉપરથી] વહુ (૨) માલિક સ્ત્રી

**ધણિયાતું** વિ૦ ધણી-માલિકવાળું (૨) માલકીનું. -પું ન૦ ધણીપણું. -સો પું૦ દૂબળાનો ધણી

**ધણી** પું૦ [સં. धनिन्; પ્રા. धणि (०अ)] માલિક (૨) પતિ (૩) વિ૦ માલિક. જેમ કે, આનું કોઈ ધણી નથી. ૦જોગ વિ૦, ૦જોગી વિ૦ સ્ત્રી૦ વેચાણ લેનારને જ મળે એવી (હૂંડી). ૦ધોરી પું૦ [+धुरीण (સં.)] માલિક (૨) રક્ષક. ૦રણી પું૦ કુલ માલિક. ૦વખું વિ૦ ધણીના પક્ષનું

**ધતિંગ** ન૦ તોફાન (૨) ઢોંગ; ખાલી ધામધૂમ

**ધતૂરો** પું૦ [સં. धत्तूर] એક વનસ્પતિ; ધંતૂરો

**ધધડાવવું** સ૦ક્રિ૦ [રવ૦] ધડધડ-ખૂબ ઠપકો આપવો [જબરો દદૂડો

**ધધૂડો** પું૦ [રવ૦] ધડધડ પડતો-મોટો

**ધન** અ૦ ધન્ય [પ.]

**ધન** ન૦ [સં.] દોલત; પૈસો (૨) સમૃદ્ધિ. જેમ કે, પશુધન, વિદ્યાધન (૩) એક રાશિનું નામ (૪) વિ૦ 'પોઝિટિવ' [પ. વિ.; ગ.]. ૦તેરશ(-સ) સ્ત્રી૦ આસો વદ તેરસ. ૦દ પું૦ [સં.] કુબેર. ૦ધાન્ય ન૦ ધન અને ધાન્ય. ૦વંત, ૦વાન [સં.] વિ૦ ધનવાળું

**ધનંજય** પું૦ [સં.] અર્જુન

**ધનાઢ્ય** વિ૦ [સં.] ધનવાન [ગ.]

**ધનાત્મક** વિ૦ [સં.] ધન; 'પોઝિટિવ' [પ.વિ.;

**ધનારક(-ખ), ધનાર્ક** [સં.] પું૦ ધનરાશિનો સૂર્ય

**ધનિક** વિ૦ [સં.] ધનવાન

**ધનિષ્ઠા** સ્ત્રી૦ [સં.] એક નક્ષત્ર

**ધની** વિ૦ [સં.] ધનવાન

**ધનુ** ન૦ [સં.] કામઠું; ચાપ

**ધનુર** પું૦ [સં. धनु] એક રોગ

**ધનુર્ધર** [સં.], **ધનુર્ધારી** પું૦ બાણાવાળી

**ધનુર્માસ** પું૦ સૂર્ય ધન સંક્રાંતિમાં હોય તે મહિનો [રોગ; ધનુર

**ધનુર્વા(૦ત)** પું૦ [સં. धनुः+वात] એક

**ધનુર્વિદ્યા** સ્ત્રી૦[સં.]ધનુષ્ય વાપરવાની વિદ્યા
**ધનુર્વેદ** પું૦ [સં.] ધનુર્વિદ્યા; એક ઉપવેદ
**ધનુષ(-ષ્ય)** ન૦ [સં. ધનુસ્] કામઠું. **૦તકલી** સ્ત્રી૦ ધનુષ જેવા સાધન વડે ફેરવવાની તકલી
**ધનેડું(-ડું)** ન૦[ प्रा.धान्नकीड (सं.धान्यकीट)] દાણામાં સડો કરનારું એક જીવડું; કિલ્લું
**ધનેશ(-શ્વર)** પું૦ [સં.] કુબેર
**ધન્ય** વિ૦ [સં.]ભાગ્યશાળી (૨) વખાણવા યોગ્ય (૩) કૃતાર્થ (૪) અ૦ શાબાશ; વાહવાહ. **૦તા** સ્ત્રી૦. **૦ભાગ્ય** ન૦ અહોભાગ્ય;સુભાગ્ય. **૦વાદ** પું૦[સં.] શાબાશી. **-ન્યા** વિ૦ સ્ત્રી૦ [સં.] સુખી; સુભાગી (૨) સ્ત્રી૦ આયા; 'નર્સ'
**ધન્વંતરિ** પું૦ [સં.] દેવોનો વૈદ્ય
**ધપવું** અ૦ ક્રિ૦ આગળ ધસવું
**ધપ્પો** પું૦ [ધપ રવ૦] મુક્કો; થાપટ
**ધબ** અ૦ [રવ૦] કાંઈ પડવાનો કે પછડાવાનો કે ઠોકાવાનો અવાજ (૨) શૂન્ય; ઢબ (૩) ધબ્બો મારવાનો અવાજ
**ધબક** સ્ત્રી૦ ધબકારો. **૦વું** અ૦ ક્રિ૦ ધડકવું. **-કારો** પું૦ ધડકારો
**ધબડકો** પું૦ [ધબ પરથી] એકદમ બધું નકામું થવું, મીંડું વળવું કે છબરડો વળવો તે
**ધબડાઈ જવું** અ૦ ક્રિ૦ વાવેલા પર તરત વરસાદ પડવાથી બી બગડવું–નકામું જવું
**ધબવું** અ૦ ક્રિ૦ [રવ૦] પડવું (૨) [લા.] દેવાળું કાઢવું (૩) મરી જવું
**ધબાકો** પું૦ [રવ૦] મોટો અવાજ
**ધબાય નમઃ** ન૦ ['ધબ'=શૂન્ય ઉપરથી] (શ૦ પ્ર૦) મીંડું; શૂન્યતા; ધબડકો
**ધબે(-બો)ડવું** સ૦ ક્રિ૦[ધબ રવ૦] હાથથી મારવું (૨) છેતરવું [ડાઘ; ધાબું
**ધબ્બો** પું૦ જુઓ ધપ્પો; મુક્કો (૨) મોટો
**ધમક** સ્ત્રી૦ [પ્રા. ધમ (સં. ધ્મા) ઉપરથી] જોશ(૨) તેજ (૩) ભપકો. **૦વું** અ૦ ક્રિ૦ ગાજવું (૨) કંપવું (૩) પ્રકાશવું. **-કાર (-રો)** પું૦ ધમ ધમ થવું તે (૨) ધમક; જોશ. **-કાવવું** સ૦ક્રિ૦ ધમકી આપવી; ડરાવવું (૨) ધધડાવવું. **-કી** સ્ત્રી૦ ડર
**ધમચકડ** સ્ત્રી૦ [રવ૦] ધમાલ (૨) તોફાન
**ધમણ** સ્ત્રી૦[પ્રા.] પવન ફૂંકવાનું એક સાધન
**ધમધમ** અ૦ [રવ૦]. **૦વું** અ૦ક્રિ૦ [સર૦ प्रा.धमधम(सं.धमधमाय्)] ધમધમ થવું(૨) કંપવું (૩) બહુ ગરમ થવું. **-માટ** વિ૦ તીખું; તમતમું; ઉગ્ર (૨) પું૦ [રવ૦] ધમધમ અવાજ (૩) રોફ; દોર (૪) દમામ (૫) તીખાશ. **-માવવું** સ૦ક્રિ૦ 'ધમધમવું'નું પ્રેરક (૨) ધમકાવવું (૩) [લા.] જોશથી કામ ચલાવવું; કશું વેગથી કે ખૂબ કરવું (૪) જોશથી (બીડીનો) દમ મારવો
**ધમધોકાર** અ૦ પૂર જોશમાં; સપાટાબંધ
**ધમનિ(-ની)** સ્ત્રી૦ [સં.] ફૂંકણી; ભૂંગળી (૨) સ્વચ્છ લોહી વહેનારી નસ;'આર્ટરી'
**ધમપછાડ** સ્ત્રી૦, **-ડા** પું૦બ૦વ૦ [ધમ+ પછાડ] તોફાન અને અધીરાઈ
**ધમવું** સ૦ક્રિ૦ [સં. ધ્મા; પ્રા. ધમ] ધમણ ચલાવવી (૨) દેવતાને પવન નાંખવો (૩) અગ્નિથી બરાબર તપાવવું(૪)ધૂતવું; ચોરવું
**ધમાચકડી** સ્ત્રી૦ જુઓ ધમચકડ
**ધમાધમ(-મી)** સ્ત્રી૦ [રવ૦] (૨) મારામારી; ગરબડ
**ધમારવું** સ૦ક્રિ૦ નવડાવવું (પશુને)
**ધમાલ** સ્ત્રી૦ ધાંધળ; ધમાચકડી. **-લિયું** વિ૦ધમાલ કરી મૂકે એવું–એવા સ્વભાવનું
**ધમાવવું** સ૦ક્રિ૦ 'ધમવું'નું પ્રેરક (૨) ધમવું; ચોરવું [ગૂંથેલો અંબોડો
**ધમ્મિલ(-લ્લ)** પું૦ [સં.] ફૂલ ઇત્યાદિ સાથે
**-ધર** વિ૦ [સં.] ધારણ કરનારું (સમાસને અંતે) ઉદા૦ મણિધર
**ધર** સ્ત્રી૦ ['ધરાવું' અથવા 'ધરવું' ઉપરથી] ધરપત; સંતોષ; વિશ્વાસ
**ધર** સ્ત્રી૦ [સં. धुर्] ધૂંસરી; ધુરા (૨) બળદ જોડાતો થાય ત્યારથી ગણાતું તેનું વર્ષ (૩) શરૂઆત. **૦ખમ** વિ૦ ધર–ધુરા ખમે એવું; મજબૂત (૨) પ્રવીણ. **૦ઘડીથી** અ૦ છેક મૂળથી–પહેલેથી

**ધરણુ** સ્ત્રી૦ ધરણી [પ.]
**ધરણિ(-ણી)** સ્ત્રી૦ [સં.] પૃથ્વી (૨) જમીન; ભોંય. ૦ધર પું૦ [સં.] શેષનાગ (૨) વિષ્ણુ
**ધરણું** ન૦ [સં. ધૃ પરથી] ત્રાગું
**ધરતી** સ્ત્રી૦ [સં. ધરિત્રી] પૃથ્વી (૨) જમીન. ૦કંપ પું૦ ધરતી ડોલવી તે; ભૂકંપ
**ધરપકડ** સ્ત્રી૦ [ધરવું+પકડવું] કાયદાથી પકડવું તે (૨) પકડાપકડી
**ધરપત** સ્ત્રી૦ [ધર (ધરાવું)+તૃપ્તિ] ધરાવાપણું; સંતોષ (૨) ધીરજ
**ધરબવું** સ૦ક્રિ૦ ધરવવું (૨) ઠાંસવું
**ધરબોળ** ન૦ [ધરા (પૃથ્વી)+બોળ (બોળાવું)] પ્રલય; સત્યાનાશ
**ધરમ** પું૦ જુઓ ધર્મ. ૦ધક્કો પું૦ નકામો ફેરો
**ધરમૂળ** ન૦ [ધર+મૂળ] ઠેઠ શરૂઆત; તદ્દન [પ્રારંભ
**ધરવ** પું૦ સંતોષ. ૦વું સ૦ક્રિ૦ ['ધરાવું'નું પ્રેરક] સંતોષવું; તૃપ્ત કરવું
**ધરવું** સ૦ ક્રિ૦ [સં. ધૃ] સાહવું; પકડવું (૨) પહેરવું (૩) ધારણ કરવું (વેષ, જન્મ) (૪) પાસે મૂકવું, -ની આગળ રજૂ કરવું
**ધરા** સ્ત્રી૦ [સં.] પૃથ્વી. ૦ધર પું૦ [સં.] જુઓ ધરણીધર
**ધરાધર** સ્ત્રી૦ ['ધર' ઉપરથી] શરૂઆત (૨) અ૦ ધરાર. -રી અ૦ સાથે; જોડે (૨) ધરાર (૩) સુધ્ધાં; પણ
**ધરાબોળ** ન૦ ધરબોળ; પ્રલય
**ધરાર** અ૦ [સર૦ ધરાધર] અલબત્ત; અવશ્ય (૨) સાવ; તદ્દન
**ધરાર** પું૦ ['ધર' (ધુરા) ઉપરથી] વાહનમાં ધૂંસરી આગળ વધારે ભાર હોવાપણું ('ઉલાળ'થી ઊલટું)
**ધરાવવું** સ૦ક્રિ૦ [સં. ધૃ ઉપરથી] 'ધરવું' અને 'ધરાવું'નું પ્રેરક (૨) નૈવેદ્ય કરવું; દેવ આગળ ધરવું
**ધરાવું** અ૦ક્રિ૦ તૃપ્ત થવું; સંતોષ પામવો
**ધરાળ** પું૦ જુઓ ધરાર
**ધરિત્રી** સ્ત્રી૦ [સં.] પૃથ્વી
**ધરી** સ્ત્રી૦ [સં. ધુર્ ઉપરથી; પ્રા. ધુર્રા] વાહનની લઠ્ઠી; આંસ (૨) પૃથ્વી કે ખગોળની ધરી -ઉત્તર દક્ષિણ સાંધતી કલ્પિત સુરેખા
**ધરુ** ન૦ [સં. તરુ] ઉખાડીને રોપવા માટે ઉછેરેલો રોપો. ૦વાડિયું ન૦ ધરુનું ખેતર
**ધરો** પું૦ [સં. હ્રદ કે ગ્રહ] ઊંડો ખાડો (ખાસ કરીને પાણીનો)
**ધરો** પું૦ [જુઓ ધરી] જેની બે બાજુ પૈડાં પરોવાય છે તે ગાડાની આડી
**ધરો** સ્ત્રી૦ [સં. દૂર્વા; સર૦ દરો] એક જાતનું ઘાસ; દૂર્વા. ૦આઠમ સ્ત્રી૦ જુઓ દરોઆઠમ
**ધર્મ** પું૦ [સં.] નીતિ, સદાચાર વિષેનું તથા મરણ, સાંપરાય, ઈશ્વરાદિ ગૂઢ તત્ત્વો વિષેનું જ્ઞાન, શ્રદ્ધા કે માન્યતા (૨) શાસ્ત્રોક્ત વિધિનિષેધ – આચાર (૩) પુણ્ય; દાન (૪) ફરજ; કર્તવ્ય (૫) ચાર પુરુષાર્થોમાંનો એક (૬) ગુણ; લક્ષણ; સ્વભાવ (૭) ધર્મરાજ. ૦ક્ષેત્ર ન૦ [સં.] પવિત્ર સ્થળ –ધામ. ૦ગુરુ પું૦ ધર્મની દીક્ષા દેનાર કે તે ઉપદેશનાર ગુરુ. ૦ગ્રંથ પું૦ [સં.] જેમાં ધર્મનું નિરૂપણ હોય તેવો ગ્રંથ. ૦ચક્ર ન૦ [સં.] ધર્મનું સામ્રાજ્ય ૦ચક્રપ્રવર્તન ન૦ ધર્મનો પ્રચાર; તેનું સામ્રાજ્ય પ્રવર્તાવવું તે. ૦ઝનૂની વિ૦ ધાર્મિક બાબતોમાં ઝનૂનવાળું; 'બિગટેડ'. ૦ધુરંધર વિ૦ પું૦ ધર્મની બાબતમાં અગ્રેસર. ૦નિષ્ઠા સ્ત્રી૦ ધર્મ વિષેની આસ્થા. ૦પત્ની સ્ત્રી૦ [સં.] ધર્મપ્રમાણે-વિધિપૂર્વક થયેલી પત્ની. ૦પુત્ર પું૦ [સં.] (વિષયને વશ થઈને નહિ પણ) ધર્મ સમજી ઉત્પન્ન કરેલો પુત્ર (૨) જન્મથી નહિ પણ ધર્મથી માનેલો પુત્ર. ૦પ્રવર્તક પું૦ ધર્મ પ્રવર્તાવનાર. ૦બંધુ પું૦ પોતાના ધર્મનો માણસ (૨) ધર્મ સમજીને માનેલો ભાઈ. ૦બુદ્ધિ સ્ત્રી૦ ધર્મની સમજ; ધર્મદૃષ્ટિ; ધર્માધર્મની વિવેકશક્તિ. ૦ભગિની સ્ત્રી૦ [સં.] પોતાના ધર્મની સ્ત્રી (૨) ધર્મ સમજીને માનેલી બહેન. ૦ભાવના સ્ત્રી૦ ધર્મની ભાવના; ધર્મબુદ્ધિ. ૦ભ્રષ્ટ વિ૦ ધર્મમાંથી ચળેલું-પતિત. ૦યુદ્ધ ન૦ ધર્મ ખાતર કરેલું યુદ્ધ

(૨) યુદ્ધના નિયમો અનુસાર કરેલું યુદ્ધ. **૦રાજ(-જા)** પું૰ [સં.] યમ (૨) યુધિષ્ઠિર. **૦લાભ** પું૰ [સં.] ભિક્ષા માગનાર સાધુનો 'ધર્મનો લાભ થાઓ' એવો આશીર્વાદ [જૈન] (૨) ધાર્મિકતાની પ્રાપ્તિ–ધાર્મિકતાનો ગુણ વધવો તે. **૦વીર** પું૰ [સં.] ધર્મકાર્યમાં વીર (૨) શહીદ. **૦વેત્તા** પું૰ ધર્મવિદ. **૦શાસ્ત્ર** ન૰ [સં.] ધર્મનું જ્ઞાન આપનાર શાસ્ત્ર. **૦શાળા** સ્ત્રી૰ મુસાફરખાનું; સરાઈ. **૦સંકટ** ન૰ જેમાં ધર્મઅધર્મની સૂઝ ન પડે એવો કઠણ પ્રસંગ. **-ર્માચરણ** ન૰ [+आचरण] ધર્મને અનુસરીને ચાલવું તે. **-ર્માચાર્ય** પું૰[સં.]ધર્મગુરુ(૨)સંપ્રદાયનાઆચાર્ય. **-ર્માત્મા** વિ૰ (૨) પું૰ [સં.] ધર્મિષ્ઠ માણસ. **-ર્માદા** વિ૰ દાનમાં આપેલું(૨) ધર્માદાને અંગેનું. **-ર્માદો** પું૰ દાન; સખાવત. **-ર્માધિકારી** પું૰ [સં.]ધર્મની બાબતમાં દેખરેખ રાખનાર અધિકારી. **-ર્માધ્યક્ષ** પું૰ [સં.] ધર્મની બાબતોનો અધ્યક્ષ; ધર્માચાર્ય (૨) ન્યાયાધીશ. **-ર્માભિમાન** ન૰ [+अभिमान] ધર્મ માટેનું અભિમાન. **-ર્માલય** ન૰ [+आलय] મંદિર(૨)મઠ. **-ર્માસન** ન૰ ન્યાયાસન. **-ર્માંતર** ન૰ [+अंतर] ધર્મ બદલવો તે; એક ધર્મ છોડી બીજા ધર્મમાં જવું તે.**-ર્માંધ** વિ૰[+अंध]ધર્મની બાબતોમાંઅવિચારીઆગ્રહવાળું.**-ર્મિષ્ઠ** વિ૰ [સં.] ધર્મ પ્રમાણે ચાલનાર. **-ર્મી** વિ૰ [સં.] અમુક ધર્મ કે ગુણવાળું (૨) ધર્મિષ્ઠ (૩) ધર્મને લગતું (બહુધા, સમાસને અંતે. ઉદા૰ ઇસ્લામધર્મી'). **-ર્મોપદેશ** પું૰ [સં.] ધર્મનો ઉપદેશ. **-ર્મોપદેશક** પું૰ ધર્મોપદેશ કરનાર

**ધર્મ્ય** વિ૰ [સં.] ધર્મને અનુસરતું; ધર્મવાળું

**ધવ** પું૰ [સં.] પતિ

**ધવડા(-રા)વવું** સ૰ક્રિ૰ [સં. હે.પ્રા. ધવ ઉપરથી] 'ધાવવું'નું પ્રેરક; ધવાડવું

**ધવલ** [સં.], **(-ળ)** વિ૰ ધોળું (૨) નિર્મળ; શુદ્ધ. **૦મંગલ (-ળ)** ન૰બ૰વ૰ જુઓ ધોળમંગળ

**ધવા** સ્ત્રી૰ [दे.धव्व=वेग] તંદુરસ્તી; શક્તિ (૨) સારી દશા. [**૦વળવી** = તંદુરસ્તી વગેરે પુનઃ પ્રાપ્ત થવાં]

**ધસમસ** સ્ત્રી૰ [ધસવું ઉપરથી] દોડધામ

**ધસવું** અ૰ક્રિ૰ [પ્રા. ધસ]જોરથી આગળ જવું

**ધસારો** પું૰ ધસવું તે; હલ્લો

**ધંખના** સ્ત્રી૰ ઝંખના (૨) ધ્યાન; કાળજી

**ધંતર** ન૰ [સં. तंत्र ઉપરથી] જાદુ (૨) ધૂતી લેવાની કળા. **૦મંતર** ન૰ [સં.तंत्रमंत्र] ધંતર અને મંતર

**ધંતૂરો** પું૰ [સં. धत्तूर] એક વનસ્પતિ; ધતૂરો

**ધંધાદાર** વિ૰ ધંધાવાળું (૨) ઉદ્યોગી (૩) પું૰ વેપારી (૪) કારીગર; કસબી. **-રી** વિ૰ ધંધાદાર (૨) સ્ત્રી૰ ધંધો; ઉદ્યમ

**ધંધો** પું૰ ઉદ્યમ; રોજગાર; પ્રવૃત્તિ (૨) વેપાર. **૦રોજગાર** પું૰ ધંધો ને રોજગાર

**ધા** પું૰; સ્ત્રી૰ [दे. धाहा] મદદ માટેનો પોકાર (૨) હાય [કા.] [અંતે. ઉદા૰ અનેકધા

**ધા** [સં.] પ્રત્યય; 'પ્રકારે,રીતે' અર્થમાં શબ્દને

**ધાઈ** સ્ત્રી૰ [ધાવવું] સ્તન; થાન

**ધાક** પું૰; સ્ત્રી૰ [સર૰ દે. धक्क = ભયથી ધડકવું]ડર; બીક(૨)અંકુશ(૩)બહેરાપણું

**ધાગડી** સ્ત્રી૰ ધાગાની ગોદડી

**ધાગો** પું૰ [दे. धग्ग= કપાસ] જૂનું ફાટેલું લૂગડું (૨) દોરો

**ધાટી** સ્ત્રી૰ રીત; ઢબ; શૈલી

**ધાડ** સ્ત્રી૰ [प्रा. धाडी; (सं. धाटी)] લૂંટારાની ટોળીનો હુમલો–હલ્લો (૨) દરોડો (૩) ઉતાવળ [લા.]. [**૦મારવી**=મોટું પરાક્રમ કરવું]. **૦પાડુ** પું૰ ધાડ પાડનારો; લૂંટારો. **-ડિયું** ન૰ જુઓ ધાડું. **-ડું** ન૰ મોટું ટોળું [એક મસાલો

**ધાણા** પું૰ બ૰વ૰ [સં. धाना; प्रा. धाणा]

**ધાણિયું** વિ૰ ['ધાણી' પરથી] થોડા કસ–વાકવાળું (અનાજ; ગુંદર)

**ધાણી** સ્ત્રી૰ [સં. धाना] શેકવાથી ફૂટેલા અનાજના દાણા [કોઠો; કોષ્ટક

**ધાત** સ્ત્રી૰ [જુઓ ધાતુ] વીર્ય; શુક્ર (૨)

**ધાતવું** અ૰ક્રિ૰ ફાવવું; અનુકૂળ આવવું
**ધાતા** પું૰ [સં.] બ્રહ્મા; સરજનહાર
**ધાતુ** પું૰ [સં.] ક્રિયાપદનું મૂળ રૂપ(૨) સ્ત્રી૰ ખનિજ દ્રવ્ય(૩)શરીરનાં સાત દ્રવ્યમાંનું દરેક (રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર) (૪) વીર્ય. **૰ક્ષય** પું૰ [સં.] વીર્યનો ઘટાડો; એક રોગ. **૰સાધિત** વિ૰ ધાતુ પરથી બનાવેલું [વ્યા.]
**ધાત્રી** સ્ત્રી૰ [સં.] દાઈ; ધાવ
**ધાત્વર્થ** પું૰ [સં.] મૂળ ધાતુ પરથી નીકળતો અર્થ; મૂળ શબ્દાર્થ
**ધાન** ન૰ [સં. धान्य] અનાજ
**ધાનિયું** વિ૰ રાંધેલું અનાજ ખાનારું
**ધાન્ય** ન૰ [સં.] ધાન; અનાજ
**ધાપ** સ્ત્રી૰ ઉતાવળમાં થયેલી ભૂલ (૨) થાપ; છેતરપિંડી; ફરેબ (૩) ચોરી [લા.]
**ધાબડધિં(-ધીં)ગું** વિ૰લઠ્ઠ; પુષ્ટ; જોરાવર (૨) તોફાની [ઠગી લેવું
**ધાબડવું** સ૰ક્રિ૰ ['ધાપ' ઉપરથી] છેતરવું;
**ધાબળ(-ળી)** સ્ત્રી૰ પાતળો ધાબળો; કામળી. **-ળો** પું૰ જાડા ઊનનું બનૂસ
**ધાબું** ન૰ (છાપરાને ઠેકાણે કરેલી) અગાસી; ગચ્ચી(૨)ડાઘો(૩)દૂધનું બેડું
**ધાબો** પું૰ [રવ૰] ચૂનો, પંપોયા ઇ૰ના રથ્થડને ટીપવો કે તેનો ઢૂઓ
**ધામ** ન૰[સં.]રહેવાનું સ્થળ;ઘર(૨)દેવસ્થાન; તીર્થ [સાપ
**ધામણ** સ્ત્રી૰ [સં. धर्मण] એક જાતનો જાડો
**ધામણી** સ્ત્રી૰ જાડી-જબરી ભેંસ
**ધામધૂમ** સ્ત્રી૰ [રવ૰] ભારે તૈયારી; મોની ધમાલ [માટેનો પડાવ
**ધામો** પું૰ ['ધામ' ઉપરથી] લાંબા વખત
**ધામોડો** પું૰ (દૂધ દોહવાના) અનાજની રમઝટ
**ધાર** સ્ત્રી૰[સં.]હથિયાર કે ઓજારની તીણી કોર (૨) પ્રવાહી પદાર્થની પાતળી ધારા -શેડ (૩) કોરણ; કિનારો; છેડો
**ધારક** વિ૰ [સં.] ધારણ કરનારું
**ધારણ** ન૰ [સં.] ધરવાની ક્રિયા; ધરવું તે (૨) આધારભૂત હોવું કે થવું તે(૩)સ્ત્રી૰ ટેકો; આધાર (૪) ધીરજ; આશ્વાસન (૫) પાટડો; ભારવટિયો (૬) સંતોલો
**ધારણા** સ્ત્રી૰ [સં.] મનસૂબો (૨) કલ્પના (૩) યાદશક્તિ(૪)ધારણ કરવું-ધરવું તે
**ધારણાંપારણાં** ન૰ બ૰વ૰ [સં. धारणा+ पारणा] (શ્રાવણ મહિનામાં) એકાંતરે જમવાનું વ્રત
**ધારવું** સ૰ક્રિ૰ [પ્રા. धार (સં. धारय)]માનવું (૨)ઇચ્છવું(૩)અટકળ કરવી(૪)નક્કી કરવું
**ધારા** સ્ત્રી૰[સં.] પરંપરા;હાર(૨)પ્રવાહીની ધાર-શેડ (૩) વૃષ્ટિ. **૰યંત્ર** ન૰ [સં.] ફુવારો [નિયમો વગેરે
**ધારાધોરણ** ન૰ [ધારો + ધોરણ] કાયદા
**ધારાપોથી** સ્ત્રી૰ કાયદાની ચોપડી
**ધારાશાસ્ત્રી** પું૰ કાયદાનો પંડિત;વકીલ
**ધારાસભા** સ્ત્રી૰ કાયદા ઘડનારી સભા
**ધારાળો** પું૰ કોળી-ઠાકરડા જેવી એક કોમ
**ધારિણી** સ્ત્રી૰ [સં.] પૃથ્વી
**ધારિયું** ન૰ ['ધાર' ઉપરથી] એક હથિયાર
**-ધારી** વિ૰ [સં.] (સમાસને અંતે)ધારણ કરનારું. ઉદા૰ 'વેષધારી'
**ધારો** પું૰ ['ધારા' (પ્રવાહ) ઉપરથી] રિવાજ; પ્રથા (૨) કાયદો
**ધારોષ્ણ** વિ૰ [સં.] તરતનું દોહેલું;શેડકઢું
**ધાર્મિક** વિ૰[સં.]ધર્મને લગતું(૨)ધર્મનિષ્ઠ
**ધાર્યું** વિ૰ [જુઓ ધારવું]ધારેલું; મનસૂબો કરેલું; નક્કી કરેલું(૨)ન૰ ધારણા; સંકલ્પ
**ધાલાવેલી** સ્ત્રી૰ જુઓ [તાલાવેલી]ઉત્કટ અધીરાઈ
**ધાવ** સ્ત્રી૰ [પ્રા. धावी-धाई (સં. धात्री)] બાળકને ધવડાવવા રાખેલી સ્ત્રી
**ધાવ** પું૰ [પ્રા. धाव=દોડવું] ધા; 'ધાઓ' એમ મદદ માટે પોકાર
**ધાવણ** ન૰ ['ધાવવું' ઉપરથી] માનું દૂધ. **-ણી** સ્ત્રી૰ ધાવણા બાળકને ધાવવાનું રમકડું; ચૂસણી. **-ણું** વિ૰ ધાવતું; ધાવણ પર રહેતું (૨) તે ઉંમરનું (૩) ન૰ ધાવતું બાળક

**ધાવરું** ન૦ એક દર્દ (જેમાં હાથ, મોં, આખો ઉપર સોજો આવી જાય છે)
**ધાવવું** સ૦ક્રિ૦[सं. धे; प्रा. धय](બચ્ચાએ) સ્ત્રી કે માદાનું દૂધ પીવું
**ધાવું** અ૦ક્રિ૦ [सं. धाव्; प्रा. धा] દોડવું; મદદે દોડવું (૨) એકદમ રોગ વ્યાપવો (શ૦ પ્ર૦માં. ઉદા૦ ધનુર્વા, શીળસ)
**ધાશ(-સ)કો** પું૦ [दे. घसक्क] ધ્રાસકો; ફાળ
**ધાસ્તી** સ્ત્રી૦ ડર; દહેશત
**ધાંધલ(-ળ)** (૦) સ્ત્રી૦; ન૦ ગરબડ; ધમાલ; તોફાન. **-લિ(-ળિ)યું** વિ૦ ધાંધલ કરનારું
**ધિક્** અ૦ [सं.] ધિક્કારવાચક ઉદ્ગાર; ફટ
**ધિકધિકાવવું** સ૦ક્રિ૦ ખૂબ ધિકાવવું
**ધિકાવવું** સ૦ક્રિ૦ ['ધીકવું'નું પ્રેરક] ખૂબ ગરમ કરવું (૨) જોરથી સળગાવવું
**ધિક્કાર** પું૦ [सं.] ફિટકાર. **૦વું** સ૦ક્રિ૦ ધિક્કાર કરવો
**ધિનકટ(૦ધિન્નાં)** અ૦ [રવ૦](તબલાંનો)
**ધિબાવવું** સ૦ક્રિ૦, **ધિબાવું** અ૦ક્રિ૦ 'ધીબવું'નું પ્રેરક ને કર્મણિ
**ધિરાવવું** સ૦ક્રિ૦, **ધિરાવું** અ૦ક્રિ૦ 'ધીરવું'નું પ્રેરક ને કર્મણિ
**ધિંગડમલ (-લ્લ)** પું૦ [ધિંગું + મલ] જોરાવર ને ખડતલ માણસ
**ધિંગાઈ** સ્ત્રી૦ ધિંગાપણું(૨) ધિંગાણું. **-ણું** ન૦ ['ધિંગું' ઉપરથી] તોફાન; જોશમાં મચેલી લડાઈ. **-મસ્તી** સ્ત્રી૦ મસ્તી; તોફાન
**ધિંગું** વિ૦ જાડું; મજબૂત; લઠ્ઠ; ધીંગું
**ધી** સ્ત્રી૦ [सं.] બુદ્ધિ
**ધીકડી** સ્ત્રી૦, **-ડું** ન૦ ['ધીકવું' ઉપરથી] સહેજ ગરમી; ઝીણો તાવ
**ધીકતું** વિ૦ ['ધીકવું'નું વ૦ કૃ૦] ધગધગતું (૨) જોશભેર ચાલતું; આબાદ [લા.]
**ધીકધીકતું** વિ૦ ['ધીકતું' ઉપરથી] ધગધગતું; ખૂબ ગરમ [તપવું કે બળવું
**ધીકવું** અ૦ક્રિ૦ [सं. धिक्ष्] ધગધગવું; ખૂબ
**ધીટ** વિ૦ [सं. धृष्ट] સહનશીલ (૨) નીડર. **૦તા** સ્ત્રી૦
**ધીબ** અ૦ [રવ૦] (૨) સ્ત્રી૦ ધીબવું તે. **૦કારો** પું૦ ધીબ એવો અવાજ. **૦કો** પું૦ મુક્કો; ગડદો. **૦વું** સ૦ક્રિ૦ ધીબ ધીબ મારવું. **-બા(-બો)ધીબ** અ૦ [રવ૦]
**ધીમર** પું૦ [सं. धीवर] ઢીમર; માછી
**ધીમંત** [प्रा.], **ધીમાન** [सं.] વિ૦ બુદ્ધિમાન
**ધીમાશ** સ્ત્રી૦ ધીમાપણું
**ધીમું** વિ૦ હળવું; મંદ; ધીરું (ક્રિયાની ગતિ, વેગ, અવાજ વગેરેમાં)(૨) ઉગ્ર નહિ એવું; શાંત (જેમ કે, ગરમી, સ્વભાવ)(૩) ઠંડું (સ્ફૂર્તિ, ચપળતા, જોશ વગેરેમાં)
**ધીમે(૦થી)** અ૦ ધીરે; આસ્તે; હળવે
**ધીર** વિ૦ [सं.] ધૈર્યવાન; અડગ; નિશ્ચયી (૨) ગંભીર; ઠરેલ (૩) સ્ત્રી૦ [सं. धैर्य; प्रा. धीर] ધીરજ (૪) ભરોસો; પતીજ. **૦ગંભીર** વિ૦ [सं.] શાંત અને નિશ્ચયી
**ધીરજ** સ્ત્રી૦ [सं. धैर्य; प्रा. धिरिअ; धिज्ज] આકળું કે ઉતાવળું ન થવાનો ભાવ(૨) ધૈર્ય; હિંમત
**ધીરતા** સ્ત્રી૦ [सं.] ધીર હોવું તે; ધીરજ
**ધીરધાર** સ્ત્રી૦[ધીરવું+ધારવું]વ્યાજે નાણાં આપવાં તે; લેવડદેવડ
**ધીરપ** સ્ત્રી૦ ધીરજ
**ધીરવું** સ૦ક્રિ૦ભરોસો રાખવો (૨) ભરોસે સોંપવું (૩) ઉછીનું કે વ્યાજે આપવું
**ધીરું** વિ૦ [सं. धीर] ધીમું (૨) ધીર. **-રે(૦થી, ૦ધીરે)** અ૦ ધીમે ધીમે કે ધીરતાથી
**ધીરોદાત્ત** વિ૦ [सं.] ધીર અને ઉદાત્ત (૨) પું૦ એક પ્રકારનો નાયક
**ધીવર** પું૦ [सं.] ધીમર; ઢીમર
**ધીશ** પું૦ [सं.] વિદ્વાન; ભારે બુદ્ધિમાન
**ધીશ** પું૦[सं. अधीश] રાજા; અધિપતિ [પ.]
**ધીંગાઈ** સ્ત્રી૦ જુઓ ધિંગાઈ
**ધીંગાણું** ન૦ જુઓ ધિંગાણું. **-મસ્તી** સ્ત્રી૦ ધિંગામસ્તી
**ધીંગું** વિ૦ જુઓ ધિંગું
**ધુજારી** સ્ત્રી૦, **-રો** પું૦ [ધ્રૂજવું પરથી] કંપારો; ધ્રુજારી

**ધુજાવવું** સ૰ક્રિ૰ 'ધ્રૂજવું'નું પ્રેરક
**ધુણાવવું** સ૰ક્રિ૰ 'ધૂણવું'નું પ્રેરક
**ધુત** વિ૰ [સં.] તુચ્છકારેલું; તરછોડેલું (૨) અ૰ તિરસ્કારવાચક ઉદ્ગાર. **૰કારવું** સ૰ક્રિ૰ તુચ્છકારવું; તિરસ્કારવું
**ધુતારણ** સ્ત્રી૰[સં. ધૂર્ત ઉપરથી] ઠગારી સ્ત્રી
**ધુતારી** સ્ત્રી૰ ધુતારણ. **–રું** વિ૰ [પ્રા. धुत्तार=ઠગવું] ઠગારું. **–રો** પું૰ ઠગ
**ધુતાવું** અ૰ક્રિ૰ 'ધૂતવું'નું કર્મણિ
**ધુન(–નિ)** સ્ત્રી૰ [સં.] સૂરનો ગુંજારવ; ધૂન
**ધુપેલ** ન૰ [સં. ધૂપ+તેલ પરથી] માથામાં નાખવાનું એક જાતનું તેલ. **–લિયું** વિ૰ ધુપેલ જેવું(૨)ન૰ધુપેલ રાખવાનું ચલાણું. **–લિયો, –લી** પું૰ ધુપેલ વેચનાર
**ધુમાડિયું** ન૰ ધુમાડો નીકળવા કરેલો માર્ગ (૨) વિ૰ ધુમાડો જેમાંથી નીકળે એવું (ઘાસતેલ)
**ધુમાડી** સ્ત્રી૰ [સં. ધૂમ ] ધૂણી. **–ડો** પું૰ ધુમાડો; ધૂણી. [ **ધુમાડાના બાચકા ભરવા**=ફોગટ ફાંફાં મારવાં ]
**ધુમાવું** અ૰ક્રિ૰ [સં. ધૂમ ઉપરથી] બળતાં ધુમાડો થવો (૨) ધૂંધવાવું
**ધુમાસ** પું૰ [સં. ધૂમ ઉપરથી] ધુમાડાનો લાગેલો કચરો (ભીંત વગેરે પર)
**ધુમ્મસ** ન૰[દે. धूममहिसी; धूमसिहा] ધૂમસ
**ધુર** ન૰ [સં.] ધૂંસરું (૨) આગલો ભાગ. **–રંધર** વિ૰બોજો વહેનારું (૨) શ્રેષ્ઠ (૩) પું૰ બોજો વહેનાર પશુ(૪)અગ્રેસર. **–રા** સ્ત્રી૰[સં.]ધૂંસરી. **–રીણ** પું૰[સં.] મહત્વની જવાબદારી ઉઠાવનાર (૨) અગ્રેસર
**ધુસકો** પું૰ [રવ૰] ધ્રુસકો;ભેંકડો [કરતાં
**ધુસમુસ** અ૰ [જુઓ ધસમસ] દોડાદોડ
**ધુસળમુસળ** ન૰ [ધૂંસળ+મુશળ] વરને પોંખતાં વપરાતી વસ્તુઓ
**ધુળાટો** પું૰ જુઓ ધૂળકોટ [દિવસ
**ધુળેટી** સ્ત્રી૰ [દે. धूलिहडी] હોળી પછીનો
**ધુંશું** ન૰ ગરડાં ઝાંખરાંનું જાળું
**ધૂખળ** વિ૰ [સં. धूसर] ધૂળથી ઝાંખું થયેલું (૨) ન૰ ધૂળકોટ

**ધૂજ** સ્ત્રી૰ [ધ્રૂજવું પરથી] ધ્રૂજ; કંપારી. **૰વું** અ૰ ક્રિ૰ [સં. धू–धूयते પરથી] કાંપવું; ધ્રૂજવું
**ધૂડ** સ્ત્રી૰ ધૂળ. **–ડિયું,–ડી** વિ૰ ધૂળવાળું (૨) પાટી પર ધૂળ નાખી કામ લેવાતું તે જમાનાની (શાળા) [આવીને હાલવું
**ધૂણવું** અ૰ક્રિ૰[પ્રા.धुण(સં. धू)] આવેશમાં
**ધૂણી** સ્ત્રી૰ ધુમાડી (૨) જોગીબાવાઓની આગળનો અખંડ અગ્નિ
**ધૂતવું** સ૰ક્રિ૰ [પ્રા. धुत्त (સં. धूर्तय्)] ઠગવું
**ધૂન** સ્ત્રી૰ [સં.] લહે; લત (૨) તરંગ; લહેર (૩) સૂરનો ગુંજારવ (૪) ભજનની તાન તરીકે વપરાતી પદપંક્તિ. **–નિ** સ્ત્રી૰ [સં.] જુઓ ધુન ૧, ૨, ૩. **–ની** વિ૰ ધૂનવાળું (૨) તરંગી
**ધૂપ** પું૰ [સં.] સુગંધીદ્રવ્ય
**ધૂપ** પું૰; સ્ત્રી૰ [હિં.] તડકો
**ધૂપછાંવ** સ્ત્રી૰ તડકો છાંયો (૨) દશાના વારાફેરા (૩) એક રમત(૪)એક પ્રકારનું રંગીન કપડું
**ધૂપદાની** સ્ત્રી૰ ધૂપ કરવાનું પાત્ર–ધૂપિયું
**ધૂપસળી** સ્ત્રી૰ અગરબત્તી
**ધૂપિયું** ન૰ ધૂપદાન
**ધૂમ** વિ૰ (૨) અ૰ [રવ૰] પુષ્કળ; સખત (૨) આવેશભેર (૩) સ્ત્રી૰ શોર; ધમાલ
**ધૂમ** પું૰ [સં.] ધુમાડો. **૰કેતુ** પું૰ [સં.] પૂંછડિયો તારો
**ધૂમધામ** સ્ત્રી૰ ધામધૂમ [ધુમ્મસ
**ધૂમર(–સ)** સ્ત્રી૰;ન૰ [દે. धूमरी] જુઓ
**ધૂમ્ર** પું૰[સં.] ધુમાડો (૨)વિ૰ધુમાડાવાળું (૩)ધુમાડાના રંગનું. **૰પાન** ન૰ ધુમાડો ખેંચવો તે (૨) બીડી પીવી તે
**ધૂર્જટિ** પું૰ [સં.] શંકર
**ધૂર્ત** વિ૰ [સં.] લુચ્ચું (૨) કાબેલ (૩) પું૰ ઠગ. **૰તા** સ્ત્રી૰
**ધૂલિ(–લી)** સ્ત્રી૰ [સં.] ધૂળ
**ધૂસર** વિ૰ [સં.] ધૂળના રંગનું
**ધૂળ** સ્ત્રી૰ [સં. धूलि] મટોડીનો ઝીણો ભૂકો; જેહુ (૨) રસ્તાની રજ (૩)

નકામું–માલ વગરનું કે તુચ્છ તે [લા.]. ૦ફ(–ફો)ટ પું૦ વંટોળિયો; ધૂળનું ઊંચે ઊડવું તે. ૦ધમા સ્ત્રી૦, ૦ધમાસ ન૦, ૦ધમાસો પું૦ માલ વગરની વસ્તુ કે વાત. ૦ધાણી સ્ત્રી૦ ખરાબી; બરબાદી. ૦ધોયું વિ૦ ધૂળે છવાયેલું (૨) ધૂળ ધોનારું. ૦ધોયો પું૦ સોનાચાંદીની રજ શોધવા ધૂળ ધોનાર. ૦પડવો પું૦ ધુળેટી; હોળી પછીનો દિવસ. ૦રાખ સ્ત્રી૦ ધૂળધમા; નકામું કાંઈ. –ળી નિશાળ સ્ત્રી૦ ધૂડી નિશાળ. –ળી પડવો પું૦ ધૂળ પડવો. –ળી શાળા સ્ત્રી૦ ધૂડી નિશાળ

ધૂંઆપૂંઆ અ૦ [ધૂંઆં (સં. ધૂમ, પ્રા. ધૂમ) + પૂંઆ (દ્વિર્ભાવ)] આવેશ કે ગુસ્સાથી બેબાકળું; ધૂંવાંપૂંવાં

ધૂંધ સ્ત્રી૦ [દે. उधुंधलिय (ધૂંધળું થયેલું)] ઝાંખ. ૦કાર પું૦; ન૦ વંટોળિયાથી થયેલું અંધારું. ૦વાટ પું૦ ધુમાવું તે (૨) દબાઈ રહેલો ક્રોધ[લા.]. ૦વાવું અ૦ક્રિ૦ ધુમાવું; ગોટાવું (૨) મનમાં ગુસ્સે થવું–અકળાવું [લા.]. ૦ળકું ન૦ ઝાંખું અજવાળું. ૦ળાવું અ૦ક્રિ૦ (ધુમાડાથી) ઝાંખું પડવું; અંધરાવું. ૦ળું વિ૦ ધૂમસવાળું; ઝાંખું (૨) ન૦ સવારસાંજનો ઝાંખો પ્રકાશ

ધૂંવાડો પું૦ [પ્રા. धूव ઉપરથી] ધુમાડો

ધૂંવાંપૂંવાં અ૦ જુઓ ધૂંઆપૂંઆ [ધુરા

ધૂંસરી સ્ત્રી૦, –રું ન૦, –ળ ન૦ ઝૂંસરી;

ધૂંસો પું૦ [સં. द्विशाट] જાડો કામળો

ધૃત વિ૦ [સં.] ધારણ કરેલું (૨) ઝાલી રાખેલું

ધૃતરાષ્ટ્ર પું૦ [સં.] કૌરવોના બાપ

ધૃતિ સ્ત્રી૦ [સં.] સ્થિરતા (૨) ધૈર્ય

ધૃષ્ટ વિ૦ [સં.] હિંમતવાન (૨) બેશરમ; ઉદ્ધત. ૦તા સ્ત્રી૦ હિંમત (૨) બેશરમી; ઉદ્ધતાઈ

ધેણ સ્ત્રી૦ [પ્રા. धेणु = નવી વિયાયેલી કે સવત્સા ગાય (સં. धे ઉપરથી)] પહેલી વાર ગર્ભવતી થયેલી સ્ત્રી. –ણાવું અ૦ક્રિ૦ (ગાય ભેંસનું) ઋતુમતી થવું. –નુ સ્ત્રી૦ જુઓ ધેણ (૨) ધેનુ; ગાય

ધેનુ સ્ત્રી૦ [સં.] ગાય [સ્વસ્થતા

ધૈર્ય ન૦ [સં.] હિંમત (૨) ધીરજ (૩)

ધૈવત પું૦ [સં.] સંગીતના સ્વરસપ્તકમાંનો છઠ્ઠો સ્વર 'ધ'

ધો પું૦ [પ્રા. धोअ=ધોવું ઉપરથી] પ્રવાહ (૨) પું૦; સ્ત્રી૦ ધોવણ; ધોવું તે (૩) ધોવાવું તે

ધોકડી સ્ત્રી૦, –ડું ન૦ [સર૦ થોકડી (સં. स्तोक)] રૂની મોટી ગાંસડી (૨) કાયા

ધોકણી સ્ત્રી૦ નાનું ધોકણું. –ણું, –રણું ન૦ ધોવાનો ધોકો

ધોકાટવું સ૦ ક્રિ૦ ધોકે ધોકે મારવું

ધોકારાબંધ, ધોકારે અ૦ ઝપાટાભેર

ધોકો પું૦ [પ્રા. धोअग (સં. धावक) પરથી] જાડી લાકડી, ધોકણું (૨) ગદડો (૩) નુકસાન

ધોકો(–ખો) પું૦ નુકસાન (૨) ચિંતા (૩) દગો

ધોણ ન૦, (–ણી) સ્ત્રી૦ [પ્રા. धोअण] ધો; ધોવું તે; ધોવણ

ધોત વિ૦ [જુઓ धौत] સ્વચ્છ (૨) સફેદ

ધોતલી સ્ત્રી૦ નાનું ધોતિયું

ધોતિયું ન૦ [જુઓ ધોતી] થેપાડું

ધોતી સ્ત્રી૦ [સં. धौत ઉપરથી] ધોતલી (૨) જુઓ ધૌતી. ૦જોટો(–ડો) પું૦ ધોતિયાંની જોડ

ધોધ (૦ડો) પું૦ [રવ૦] ઊંચેથી જોરથી પડતો પાણીનો પ્રવાહ. ૦માર અ૦ પુષ્કળ; મોટી ધારાઓમાં. ૦વો પું૦ નાનો ધોધ

ધોબણ સ્ત્રી૦ ધોબીની સ્ત્રી કે ધોબી સ્ત્રી

ધોબી પું૦ ['ધોવું' ઉપરથી; પ્રા. धोवय] કપડાં ધોવાનો ધંધો કરનારો. ૦ઘાટ પું૦ ધોબીને કપડાં ધોવાની જગા

ધોબું વિ૦ [સર૦ का. दोण्प=જાડું] ઠોઠ; કમઅક્કલ (૨) ન૦ ઈંટ; રોડું. –બો પું૦ ઠોઠ માણસ [આકારનું ચાંદીનું પાત્ર

ધોબો પું૦ ખોબો; અંજલિ (૨) ખોબાના

ધોમ પું૦ સૂર્ય (૨) સખત તડકો (૩) ક્રોધ

ધોયલાપાક પું૦ માર

ધોયલો પું૦ ['ધોવું' ઉપરથી] અડદનો લાડુ

ધોરણ ન૦ [સં.] વલણ (૨) શાળાનો વર્ગ (૩) પ્રમાણ; ધડો (૪) વહીવટ; પદ્ધતિ

**ધોરિયો** પું૦ [સં. ધુર્ય; પ્રા. ધોરિય] બે બળદની વચ્ચે રહેતું ગાડાનું લાકડું; ઊધ (૨) બળદ (૩) પાણીની નીક; ઢાળિયો (૪) ધોરો

**ધોરિંધર** વિ૦ +ધુરંધર

**ધોરી** વિ૦ [પ્રા. ધોરિય, (સં. ધુર્ય)] મુખ્ય; સરિયામ; મોટું (૨) પું૦ ધોરી બળદ (૩) દીકરો

**ધોરો** પું૦ [સં. ધુ] અગાસીની પાળ; ઓટલાનો તકિયો (૨) ઝાડની ચોતરફ કરાતો માટીનો ઓટલો(૩) ખેતરની પાળ

**ધોલ** (ધૉ) સ્ત્રી૦ તમાચો. ૦**થાપટ** સ્ત્રી૦ જુઓ થોલથાપટ

**ધોલાઈ** સ્ત્રી૦ જુઓ ધોવાઈ

**ધોવડામણ** ન૦ ['ધોવું' ઉપરથી] ધોવાઈ (૨) ધોતાં વધેલું પાણી; નિગાળ. **–ણી** સ્ત્રી૦ ધોવાઈ

**ધોવડાવવું** સ૦ક્રિ૦ 'ધોવું'નું પ્રેરક

**ધોવણ** ન૦ [સં. ધાવન; પ્રા.] ધો; ધોણ(૨) ધોવડામણ (૩) ધોવાની ક્રિયા

**ધોવરામણ** ન૦ જુઓ ધોવડામણ

**ધોવરાવવું** સ૦ક્રિ૦ જુઓ ધોવડાવ

**ધોવાઈ** સ્ત્રી૦ ધોવાનું મહેનતાણું

**ધોવાણ** ન૦ ['ધોવું' ઉપરથી] (પાણીથી માટીનું) ધોવાઈ જવું તે

**ધોવાવું** અ૦ક્રિ૦ 'ધોવું'નું કર્મણિ (૨) (શરીર) ઘસાવું; ક્ષીણ થવું

**ધોવું** સ૦ ક્રિ૦ [સં. ધાવ્; પ્રા. ધોઅ,–વ] પાણીથી સાફ કરવું. [**ધોઈ પીવું**=નકામું રાખીમૂકવું(૨)ન લેખવવું;ધ્યાન ન આપવું]

**ધોળ** (ધૉ) પું૦; ન૦ [સં. ધવલ] ગીતનો એક પ્રકાર

**ધોળકુ** (ધૉ) ન૦ ધોળવું તે (૨) [શ૦પ્ર૦ માં] (કટાક્ષમાં) સફળતા; બહાદુરી

**ધોળમંગળ** (ધૉ) ન૦બ૦વ૦ ધોળ અને મંગળ; લગ્ન વખતનાં ગીતો

**ધોળવું** (ધૉ) સ૦ક્રિ૦ ['ધોળું' ઉપરથી] ચૂનો લગાડવો(૨)(કટાક્ષમાં) કાર્યસિદ્ધિ ન થવી તે

**ધોળાઈ** સ્ત્રી૦ ધોળવાનું મહેનતાણું

**ધોળાં** ન૦બ૦વ૦ પળિયાં

**ધોળું** (ધૉ) વિ૦ [સં. ધવલ] સફેદ; ઊજળું. [**ધોળો હાથી** [શ૦ પ્ર૦] અતિશય ખર્ચ કરવું પડે તેવું પ્રાણી કે વસ્તુ]. ૦**ધબ** વિ૦ સાવ સફેદ. ૦**ફક(–ગ)** વિ૦ એકદમ ધોળું. ૦**બખ** વિ૦[+સં. વક] બગલાની પાંખ જેવું ધોળું

**ધોંસ** (ધોં૦) સ્ત્રી૦ ધસારો

**ધૌત** વિ૦ [સં.] ધોયેલું (૨) સ્વચ્છ; શુભ્ર

**ધૌતિ(–તી)** સ્ત્રી૦ [સં.] હઠયોગની એક ક્રિયા કે તે કરવાની કપડાની પટ્ટી

**ધ્યાત** વિ૦ [સં.] ધ્યાન ધરાયેલું. **–તા** પું૦ [સં.] ધ્યાન ધરનાર

**ધ્યાન** ન૦ [સં.] ચિંતન(૨)લક્ષ; એકાગ્રતા (૩)યોગનાં આઠ અંગોમાંનું એક. ૦**મંત્ર** પું૦ ધ્યાનનો મંત્ર; 'ભોટો'. ૦**સ્થ** વિ૦ [સં.] ધ્યાનમાં બેઠેલું. **–ની** વિ૦ [સં.] ચિંતનશીલ (૨) ધ્યાન ધરનારું (૩) એક અડક [કરવું

**ધ્યાવું** સ૦ક્રિ૦ [સં. ધ્યૈ] ચિંતવવું; ધ્યાન

**ધ્યેય** વિ૦ [સં.] કરવા યોગ્ય; ચિંતનીય (૨) ન૦ આદર્શ; લક્ષ્ય; નેમ

**ધ્રાસ(–સ)કો** પું૦ [જુઓ ધાસકો] ફાળ

**ધ્રુજારટ** પું૦, **–રી** સ્ત્રી૦ [જુઓ ધ્રૂજવું] કંપારી; ધ્રુજારી. **–રો** પું૦ ધ્રુજારો.**–વવું** સ૦ક્રિ૦, **–વું** અ૦ ક્રિ૦ 'ધ્રૂજવું'નું પ્રેરક ને ભાવે

**ધ્રુપદ** પું૦ ગાયનનો એક પ્રકાર (૨)પદની પ્રથમ કડી; ટેક (૩) એક જાતનો તાલ. **–દિયો** પું૦ ધ્રુપદ ગાનારો

**ધ્રુવ** વિ૦ [સં.] સ્થિર; નિશ્ચળ (૨) નિશ્ચિત (૩) પું૦ પૃથ્વી જે કલ્પિત ધરી પર ફરે છે તે ઉત્તર અને દક્ષિણ તરફના બે છેડામાંનો પ્રત્યેક (૪) તે છેડાના સ્થાન પાસેનો તારો (૫) ઉત્તાનપાદનો પુત્ર–પ્રખ્યાત વિષ્ણુ-ભક્ત. ૦**તારક** પું૦ [સં.] ધ્રુવનો તારો(૨)અટલ લક્ષ્ય [લા.]. ૦**પદ** ન૦ અચળપદ–ધામ (૨) જુઓ ધ્રુપદ. ૦**મત્સ્ય** ન૦ ધ્રુવ અને તેની પાસેના છ

મળીને સાત તારાઓનું ઝૂમખું. **૦વૃત્ત** ન૦ ઉત્તર કે દક્ષિણ ધ્રુવ પાસેનો પ્રદેશ (૨૩।। અંશ સુધીનો)

**ધ્રુસકો** પું૦ [જુઓ ધુસકો] ભેંકડો

**ધ્રૂજ** સ્ત્રી૦ [જુઓ ધ્રૂજવું] ધ્રુજારી. **૦વવું** સ૦ક્રિ૦ ધ્રુજાવવું. **૦વું** અ૦ ક્રિ૦ કંપવું; થરથરવું

**ધ્વજ** પું૦ [સં.] ધજા; વાવટો. **૦વંદન** ન૦ ધ્વજને વંદવું તે કે તેનો વિધિ. **–જારોપણ** ન૦[સં.]વાવટો ચડાવવો તે

**ધ્વનિ** પું૦ [સં.] અવાજ (૨) વ્યંજના. **૦કાવ્ય** ન૦[સં.] વ્યંગ્યાર્થપ્રધાન કાવ્ય. **૦ત** વિ૦ [સં.]અવાજવાળું(૨) વ્યંજનાવાળું. **૦વર્ધક** ન૦ ધ્વનિને વધારનારું એક યંત્ર; 'મેગાફોન'. **૦શાસ્ત્ર** ન૦ સ્વરનું શાસ્ત્ર; 'ફોનેટિક્સ'

**ધ્વસ્ત** વિ૦ [સં.] ઉખાડી નાખેલું;રંજાડેલું

**ધ્વંસ** પું૦ [સં.] વિનાશ

# ન

**ન** પું૦[સં.] દંતસ્થાની અનુનાસિક વ્યંજન (૨) અ૦ ના; નહિ

**નઈ** (નʼ) સ્ત્રી૦ દૂધી. **૦યું** ન૦ એના છોડ પર થતું શાકફળ

**નઈ તાલીમ** સ્ત્રી૦ [હિં.] જુઓ પાયાની કેળવણી [(૨) બેશરમ [લા.]

**નકટું** વિ૦ જુઓ નાકકટ્ટું; નાક વિનાનું

**નકરું** વિ૦[ન + કર ઉપરથી] મહેસૂલમાંથી મુક્ત (૨) જંજાળ કે લફરાં વિનાનું (૩) નર્યું; સાવ

**નકલ** સ્ત્રી૦ [अ. नक्ल] મૂળ ઉપરથી, ઉતારેલું બીજું લખાણ (૨)અનુકરણ(૩) જોડી કાઢેલી વાર્તા [અવતાર

**નકલંકી અવતાર** પું૦ જુઓ કલ્કી

**નકલી** વિ૦ બનાવટી; કૃત્રિમ (૨) પું૦ વેશધારી; મશ્કરો

**નકશી** સ્ત્રી૦ [अ.] કોતરકામ. **૦કામ** ન૦ નકશી.**૦દાર** વિ૦નકશીવાળું [આલેખ

**નકશો** પું૦[अ.] જગા કે પ્રદેશનો માપસર

**નકામું** વિ૦ [प्रा. णिकम्म(सं. निष्कर्मन्)] ઉપયોગ વિનાનું (૨) અ૦ નિરર્થક; વિના કારણ

**નકાર** પું૦ ના. **૦વું** સ૦ ક્રિ૦ ના પાડવી. **–રાત્મક** વિ૦ નકારવાળું;નિષેધક

**નકારું** વિ૦ [फा. नाकारह] નઠારું(૨)જિદ્દી

**નકીબ** પું૦ [अ.] છડીદાર; ચોબદાર

**નકુલ** [સં.], (**–ળ**) પું૦ નોળિયો (૨) સૌથી નાનો પાંડવ

**નકૂચો** પું૦ વાળેલો આંકડો (સાંકળ કે આંકડી ભરવવાનો) [(ઉપવાસ)

**નકોરડો** વિ૦ પું૦ કશું ખાધા વિનાનો

**નક્કર** વિ૦ [दे. णिक्कल = પોલાણથી રહિત; અથવા अ. नुकह] પોલું નહિ તેવું; સંગીન

**નક્કારું** વિ૦ જુઓ નકારું

**નક્કી** વિ૦ [अ.] ચોક્કસ; ખાતરીવાળું (૨) અ૦ જરૂર; ખચીત

**નક્કૂર** વિ૦ જુઓ નક્કર

**નક્કોરડો** વિ૦ પું૦ જુઓ નકોરડો

**નક્ષત્ર** ન૦ [સં.] તારાનું ઝૂમખું; કૃત્તિકા, રોહિણી, મૃગશીર્ષ વગેરે ૨૭માંનું દરેક. **૦નાથ, ૦પતિ** પું૦ [સં.] ચંદ્ર. **૦માલા,** [સં.] **–ળા** સ્ત્રી૦૨૭ નક્ષત્રોની માળા–હાર

**નક્ષત્રા** વિ૦ સ્ત્રી૦ [ન+ક્ષત્ર] ક્ષત્રિય વિનાની

**નખ** પું૦ [સં.] હાથપગનાં આંગળાંના ટેરવા પરનું હાડકું(૨) પશુપંખીને હોતો નહોર. **૦ચિત્ર** ન૦ નખથી કોતરેલું ચિત્ર

**નખતેલ** ન૦ [अ. नक्त] એક તેલ; 'નેપ્થા'

**નખર** પું૦ [સં.] નખ [કરનાર

**નખરાળું, નખરાંબાજ** વિ૦ નખરાં

**નખરું** ન૦ [फा. नखह]લટકું;શૃંગારિક ચેષ્ટા

**નખલી** સ્ત્રી૦['નખ'ઉપરથી]સ્ત્રીઓનું કાનનું એક ઘરેણું

**નખલો** પું૦ નખનો ઉઝરડો
**નખશિખ** અ૦ [સં.] પગથી માથા સુધી; આખે શરીરે
**નખાવવું** સ૦ક્રિ૦ 'નાખવું'નું પ્રેરક
**નખાવું** અ૦ક્રિ૦ 'નાખવું'નું કર્મણિ (૨) નિર્મળ થઈ જવું [લા.]
**નખિયું** ન૦ નખ કાપવાનું એક ઓજાર (૨) નસ કેતારેલી શિંગ (૩) નખનો ઉઝરડો
**નખી** વિ૦ અણીદાર નખવાળું (૨) સ્ત્રી૦ મઢેલો નખ (૩) વાદ્યના તાર વગાડવાની તારની એક વીંટી (૪) નખિયું
**નખેતર** વિ૦ [પ્રા. णक्खत्त] અશુભ; નખેદ (૨) ન૦+નક્ષત્ર
**નખેદ** વિ૦ [પ્રા. णक्खत्त (सं. नक्षत्र)] અશુભ
**નખોદ** ન૦ [સં. નિ (અત્યંત)+ખોદ] વંશનો ઉચ્છેદ (૨) સત્યાનાશ. **-દિયું** વિ૦ વિનાશકારક (૨) વાંઝિયું (૩) ન૦ નિર્વંશ થયેલાનું ધન
**નખોરિયું** ન૦ નખનો ઉઝરડો
**નગ** પું૦ [સં.] પર્વત
**નગણું** વિ૦ [ન+ગુણ] ઉપકાર ભૂલી જનાર; કૃતઘ્ન
**નગદ** વિ૦ [અ. नक़्द] રોકડું (૨) કીમતી (૩) ભારે; સંગીન. **૦નારાયણ** પું૦ રોકડનાણું,રૂપિયા (૨) વિ૦ રોકડ નાણાંવાળો માણસ (૩) (વ્યંગમાં) કંગાળ માણસ. **૦માલ** પું૦ માલમલીદા જેવો તર ખોરાક; પાકો માલ. **-દી** વિ૦ નગદ
**નગપતિ** પું૦ [સં.] હિમાલય
**નગર** ન૦ [સં.] શહેર. **૦કીર્તન** ન૦ [સં.] શહેરમાં ગાતા ગાતા ફરવું તે. **૦ચર્ચા** સ્ત્રી૦ લોકવાયકા. **૦ચર્યા** સ્ત્રી૦ (રાજા વગેરેએ) ગુપ્ત રીતે રાત્રે નગરની સ્થિતિ જોવા નીકળવું તે. **૦શેઠ,૦શ્રેષ્ઠી** પું૦ નગરનો આગેવાન શેઠ
**નગરી** સ્ત્રી૦ [સં.] શહેર (૨) વિ૦ નગરનું; શહેરી
**નગરું** વિ૦ [ન+ગુરુ] ગુરુ વિનાનું (૨) બેશરમ
**નગાધિરાજ** પું૦ [સં.] હિમાલય
**નગારું** ન૦ [फा. नक़ारह; अ. नक़ारा] ઢોલ
**નગીન** ન૦ [फा.] રત્ન. **-ના વાડી** સ્ત્રી૦ તળાવ વચ્ચે (જડેલા નંગ પેઠે શોભતી) આવેલી વાડી કે બગીચો. **-નો** પું૦ નગીન; રત્ન (૨) ચતુર માણસ
**નગુણું** વિ૦ જુઓ નગણું
**નગુરું** વિ૦ જુઓ નગરું
**નગ્ન** વિ૦ [સં.] નાગું (૨) ઉઘાડું (૩) બેશરમ[લા.]
**નઘરોળ** વિ૦ [દે. णिग्घोर=દયાહીન] નઠોર; જડ (૨) બેફિકરું
**નચ(-ચા)વવું** સ૦ક્રિ૦ 'નાચવું'નું પ્રેરક
**નચિકેત(-તા)** પું૦ [સં.]યમરાજા પાસેથી બ્રહ્મવિદ્યા શીખી લાવનાર બ્રાહ્મણ-કુમાર (૨) અગ્નિ
**નચિંત** વિ૦ [ન૦+ચિંતા] બેફિકર
**નચૂકો** પું૦ જુઓ નકૂચો
**નછૂટકે** અ૦ નાછૂટકે;ન ચાલ્યે; લાચારીથી
**નજદીક** અ૦ [फा.] પાસે; નજીક
**નજર** સ્ત્રી૦ [અ. नज़्र] ભેટ; બક્ષિસ
**નજર** સ્ત્રી૦ [અ.] દૃષ્ટિ (૨) લક્ષ (૩) નઠારી દૃષ્ટિથી થયેલી અસર[લા.]. **૦કેદ** સ્ત્રી૦ નજર આગળથી ખસે નહિ તેટલા પૂરતી કેદ. **૦ચૂક** સ્ત્રી૦ ધ્યાન બહાર રહેલી ભૂલ; સરતચૂક. **૦ચોર** પું૦ નજર ચુકાવનાર. **૦બંધી** સ્ત્રી૦ જાદુથી લોકોની આંખને ભુલાવામાં નાખવી તે. **૦બાગ** પું૦ મકાન પાસેનો બાગ
**નજરાણું** ન૦,**-ણો** પું૦[फा. नज़रानह]ભેટ
**નજરાવું** અ૦ક્રિ૦ નજર લાગવી
**નજરિયું** ન૦ નજર ન લાગવા માટે કરાતું ગાલ પરનું મેશનું ટપકું કે માદળિયું વગેરે ટૂચકો
**નજરોનજર** અ૦ દેખતાં;આંખ સામે; પ્રત્યક્ષ
**નજીક** અ૦ [જુઓ નજદીક] પાસે
**નજીવું** વિ૦[ન+જીવ]માલ વિનાનું(૨)સહેજ
**નજૂમ** પું૦ [અ.] જ્યોતિષવિદ્યા. **-મી** વિ૦ [અ.] જ્યોતિષને લગતું (૨)પું૦ જોશી
**નઞ** અ૦ [સં.] નકારવાચક સંજ્ઞા [વ્યા.]. **૦તત્પુરુષ** પું૦ [સં.] તત્પુરુષ સમાસની એક જાત. ઉદા૦ અહિત; નચિંત

**નટ** પું૦ [સં.] વેશ ભજવનાર(૨)દોરડા પર નાચનાર (૩) એક રાગ. ૦**ખટ** વિ૦ ખટપટી; ધૂર્ત. ૦**નાગર** પું૦ કુશળ નટ (૨)કૃષ્ણ. ૦**રાજ** પું૦ શિવ. ૦**વર** પું૦ [સં.] ઉત્તમ નટ (૨) કૃષ્ણ. **–ટી** સ્ત્રી૦ [સં.] નટની કે નટ સ્ત્રી (૨) સૂત્રધારની સ્ત્રી. **–ટેશ્વર** પું૦ [સં.] શિવ
**નઠારું** વિ૦ ખરાબ; ગંદું
**નઠોર** વિ૦ [સં. निष्ठुर; પ્રા. णिट्ठुर(–ल)] શિખામણ ન લાગે એવું; નફટ
**નડતર** સ્ત્રી૦; ન૦ હરકત; વિઘ્ન (૨) ન૦ વળગણ. ૦**નડવું** સ૦ક્રિ૦[પ્રા. णड]હરકત કરવી; પીડવું
**નણદલ** સ્ત્રી૦ જુઓ નણંદ. ૦**વીર** પું૦ પતિ
**નણદી** સ્ત્રી૦ જુઓ નણંદ. **–દોઈ** પું૦ નણંદનો વર [બહેન
**નણંદ** સ્ત્રી૦ [સં. ननान्द, પ્રા. णणंदा] વરની
**નત** વિ૦ [સં.] નમેલું
**નતીજો** પું૦ [અ.] પરિણામ; ફળ
**નત્રવાયુ** પું૦ [ નત્ર (ઇં. नाइट्र) + વાયુ] 'નાઇટ્રોજન' [પ.[ [વાળી;વેસર
**નથ**(૦**ડી**,**–ણી**,**–ની**) સ્ત્રી૦ [દે.णत्था]નાકની
**નથી** અ૦ક્રિ૦ [સં. नास्ति; પ્રા. णत्थि] છે નહિ (સર્વ પુરુષ અને વચનમાં 'છે'નું નકારવાચક રૂપ) [માણસ [લા.]
**નથુ**(**–થ્થુ**)**ભાઈ** પું૦ મોટો મહત્ત્વનો
**નદ** પું૦[સં.]મોટી નદી [રહ્યો એ રીતે
**નદાવા** અ૦ [ન + દાવો] હવે હક્ક–દાવો ન
**નદી** સ્ત્રી૦ [સં.] પર્વત કેસરોવરમાંથી વહેતો મોટો કુદરતી જળપ્રવાહ; સરિતા. ૦**નાવ સંજોગ** પું૦ અકસ્માત્ થોડા વખત માટે પ્રાપ્ત થયેલો યોગ–સંબંધ. ૦**નાળું** ન૦ નાનકડી નદી કે વહેળો. ૦**માતૃક** વિ૦ નદીના પાણીથી પોષાયેલો(દેશ).૦**વ્યાઘ્ર-ન્યાય** પું૦ [સં.] આમ જાય તો વાઘના પંજામાં સપડાય અને તેમ જાય તો નદીમાં ડૂબી મરે તેવો ન્યાય (બને રીતે છૂટકો ન મળે તેવી સ્થિતિ) [(૨) નવારસુ
**નધણિયાતું**, **નધણિયું** વિ૦ ધણી વિનાનું
**નનામી** સ્ત્રી૦ અનામી; ઠાઠડી
**નનામું** વિ૦ નામ વિનાનું (૨) લખનારની સહી વિનાનું
**નન્નો** પું૦ નકાર
**નપાટ** વિ૦ નઠારું
**નપાણિયું** વિ૦ પાણી વિનાનું (૨) પાણી પાયા વિના ઊછરેલું (૩) શૂરાતન વિનાનું
**નપાવટ** વિ૦ જુઓ નપાટ
**નપાસ** વિ૦ પાસ નહિ થયેલું; નાપાસ
**નપુંસક** વિ૦ [સં.] નાન્યતર જાતિનું [વ્યા.] (૨) પુરુષત્વ વિનાનું (૩) પું૦ હીજડો
**નફકરું** વિ૦ [ન + ફિકર] બેફિકર; નિશ્ચિંત
**નફટ** વિ૦બેશરમ;નફ્ફટ.**–ટાઈ**સ્ત્રી૦બેશરમી
**નફરખંદું**(**–ધું**) વિ૦ નફટ અને ખંધું
**નફરત** સ્ત્રી૦ [અ.] તિરસ્કાર; ઘૃણા
**નફાખોર** વિ૦ નફો ખાવાની વૃત્તિવાળું; વધારેપડતો નફો તાકનાર. **–રી** સ્ત્રી૦ [ફા.] નફો જ તાકવો તે; નફાખોરપણું
**નફિકરું** વિ૦ [ન+ફિકર] નફકરું; બેફિકર
**નફેરી** સ્ત્રી૦ [અ. नफ़ीरी] એક વાદ્ય–ઢોલ
**નફો** પું૦ [અ. नफ़अ] કમાણી; લાભ; ફાયદો. ૦**તોટો** પું૦ નફો કે તોટો; નફોનુકસાન (૨) નફો કે તોટો કાઢવાનું ગણિત; અંકગણિતનો એક ભાગ
**નફ્ફટ** વિ૦ જુઓ નફટ
**નબળાઈ** સ્ત્રી૦ અશક્તિ; કમજોરી
**નબળું** વિ૦ [સં. निर्बल; પ્રા. णिब्बल]અશક્ત. ૦**પાતળું** વિ૦ કમજોર; દુર્બળ (૨) સારું ખોટું–જેવું હોય એવું [લા.]
**નબાપું** વિ૦ બાપ વિનાનું; માબાપ વિનાનું
**નબી** પું૦ [અ.] પેગંબર
**નબીરો** પું૦ [ફા.] દીકરા કે દીકરીનું સંતાન
**નબ્જ** સ્ત્રી૦ [અ.] નાડી
**નભ** ન૦ [સં.] આકાશ. ૦**મંડલ**(**–ળ**) ન૦ જુઓ આકાશમંડળ
**નભવું** અ૦ક્રિ૦ [સં. निर्वह्] ટકવું (૨)પોષાવું; નિર્વાહ થવો (૩) કામચલાઉ થવું
**નભાવ** પું૦ [નભવું પરથી] નિભાવ; પોષણ; ગુજારો. ૦**વું** સ૦ક્રિ૦ 'નભવું'નું પ્રેરક

**નભોમંડલ** [સં.](-ળ) ન૦ આકાશમંડળ
**નમક** ન૦ [फा.] નિમક; મીઠું; લૂણ
**નમણ** ન૦ નમવું તે (૨) દેવપૂજાનું પાણી. -ણું વિ૦ નમેલું (૨) વાંકું (૩) સુંદર વળાંકવાળું (નાક) [લા.]
**નમતું** વિ૦['નમવું'નું વ૦કૃ૦]નીચે વળતું— ઢળતું(૨)(ત્રાજવાનું પલ્લું)એકબાજુ નીચે જતું (૩) ઢીલું(૪)નમ્ર; વિવેકી (૫) ન૦ નમવું — પાછા પડવું તે
**નમન** ન૦ [સં.] નમસ્કાર
**નમયંતુ** વિ૦+નમેલું; નમતું
**નમવું** સ૦ક્રિ૦ [સં. नम्] નીચા વળવું (૨) નમસ્કાર કરવા (૩) નમ્ર થવું (૪) તાબે થવું; શરણે જવું. [લા.]
**નમસ્કાર** પું૦[સં.]નમન; વંદન [પ્રણામ
**નમસ્કૃતિ, નમસ્ક્રિયા** સ્ત્રી૦[સં.]નમસ્કાર;
**નમઃ** અ૦ [સં.] 'નમન હો'. [**નમસ્તે** = 'તમને નમસ્કાર'; 'જેજે']
**નમાજ(-ઝ)** [फा.]સ્ત્રી૦બંદગી.[૦પઢવી= ઇસ્લામ મજહબ પ્રમાણે બંદગી કરવી]
**નમાયું** વિ૦ મા વિનાનું
**નમાર** પું૦ [જુઓ નીવાર] ખેડ્યા વિના ઊગેલી ડાંગર
**નમારમૂંડું** વિ૦ [નિમાળા+મૂંડવું] નવરું (૨) નિરંકુશ (૩) કુટુંબપરિવાર વિનાનું
**નમાલું** વિ૦ માલ-શહૂર વિનાનું;નિર્માલ્ય
**નમિત** વિ૦ [સં.] નમેલું
**નમૂછિયું** વિ૦ મૂછ વિનાનું
**નમૂના(-નો)દાર** વિ૦ ઉત્તમ
**નમૂનો** પું૦ [फा.] વાનગી(૨)જેના ઉપરથી નકલ કરવાની હોય તે મૂળ પ્રત કે વસ્તુ. ૦**નિશાની** સ્ત્રી૦ પુરાવા પેટે આપેલું પરિશિષ્ટ [(વારંવાર) નમસ્કાર હો
**નમો** અ૦[સં.] જુઓ નમઃ. ૦**નમઃ** અ૦
**નમ્ર** વિ૦ [સં.] વિનયી; સાલસ. ૦**તા** સ્ત્રી૦
**નય** પું૦ [સં.] સદ્વર્તન (૨) રાજનીતિ (૩) દાર્શનિક મત-સિદ્ધાંત (૪) અનેકધર્મી વસ્તુનો તેના કોઈ એક ધર્મ-દ્વારા સ્વરૂપ-નિશ્ચય કરવામાં આવે તે [જૈન]
**નયણું** વિ૦ [સં. निरन्न] નરણો - ખાલી (કોઠો) ('નયણે કોઠે') [લઈ જવું તે.
**નયન** ન૦ [સં.] આંખ (૨) પહોંચાડવું -
**નર** પું૦ [સં.] પુરુષવાચક પ્રાણી (૨) મનુષ્ય (૩) ચણિયારામાં ફરતો કમાડનો ખીલો (૪) એક ઋષિ
**નરક** ન૦ [સં.] દોજખ (૨) વિષ્ટા (૩) પું૦ નરકાસુર. ૦**કુંડ** પું૦ [સં.] નરકરૂપી કુંડ. ૦**ચતુર્દશી** સ્ત્રી૦ કાળીચૌદશ. ૦**વાસ** પું૦ નરકમાં વાસ
**નરકેસરી** પું૦ [સં.] સિંહ જેવો વીર પુરુષ
**નરગિસ, નરગેશ** ન૦ જુઓ નર્ગિસ
**નરઘું** ન૦ સંગીતમાં તાલ આપવા માટેનું વાદ્ય-તબલું [વ્યા.]
**નરજાતિ** સ્ત્રી૦ [સં.] પુરુષવર્ગ (૨) પુંલ્લિંગ
**નરડી** સ્ત્રી૦, -ડો પું૦ ગળું (૨)શ્વાસનળી
**નરણું** વિ૦ [જુઓ નયણું] ખાધા વિનાનું
**નરતું** વિ૦ નઠારું; ખરાબ
**નરદમ** વિ૦શુદ્ધ;એક જ જાતનું(૨)અ૦તદ્દન
**નરદેવ** પું૦ [સં.] રાજા
**નરનારાયણ** પું૦ [સં.] નર અને નારાયણ (અર્જુન અને કૃષ્ણ)
**નરપતિ** પું૦ [સં.] રાજા [પુરુષ
**નરપશુ** પું૦[સં.] પશુ જેવો માણસ; અધમ
**નરમાદા** ન૦ બ૦વ૦ નર અને માદા (૨) બરડવાની જોડી [આવે એવો યજ્ઞ
**નરમેધ** પું૦[સં.] જેમાં માણસને હોમવામાં
**નરમો** પું૦ એક જાતનો કપાસ; દેવકપાસ
**નરવા** (વા') પું૦ જુઓ નરવો. ૦**દાર** પું૦ નરવાની જમીનવાળો
**નરવી** વિ૦ સ્ત્રી૦ [પ્રા. णिरुअ (સં. निरुज) ] કુંવારી. -વું વિ૦ નર્યું; નીરોગી (૨) અ૦ નરદમ. -વો પું૦ કુંવારો (૨) નીરોગી માણસ
**નરવો** (વો') પું૦[સં. निर्वाह ઉપરથી]કાયમી જમાબંધીવાળી જમીન(૨)વંશપરંપરાનો વહીવટ
**નરસિંહ** પું૦ [સં.] રાજા (૨) સિંહ જેવો બહાદુર પુરુષ (૩) નરસિંહાવતાર (૪)

ગુજરાતનો આદિ ભક્ત કવિ નરસિંહ મહેતો. **-હાવતાર** પું૦ [+अवतार] નૃસિંહાવતાર
**નરસું** વિ૦[સં. नीरस]રસવિનાનું (૨) નઠારું
**નરહરિ** પું૦ [સં.] જુઓ નૃસિંહ
**નરાજ** સ્ત્રી૦ [સં. नाराच; પ્રા. णराच ઉપરથી] કોશ (ખોદવાની) [વાનું ઓજાર
**નરાણી** (રા') સ્ત્રી૦ [દે. णहरणी]નખ કાપ-
**નરાતાળ** અ૦ નરદમ; નર્યું
**નરાધમ** પું૦ [સં.] અધમ-નીચ આદમી
**નરાધિપ** પું૦ [સં.] રાજા [જુઓ નરદમ
**નરું** વિ૦ નરવું; તંદુરસ્ત; નીરોગી(૨)અ૦
**નરેણી** (રે') સ્ત્રી૦ જુઓ નરાણી
**નરેશ, નરેંદ્ર** પું૦ [સં.] રાજા
**નરોત્તમ** પું૦ [સં.] ઉત્તમ પુરુષ (૨) રાજા
**નરો વા કુંજરો વા** [સં.] (માણસ કે હાથી -બંનેને લાગુ પડે તેવો) સંદિગ્ધ ભ્રામક જવાબ
**નર્ગિસ** ન૦ [અ.] એક ફૂલ કે તેનું ફૂલઝાડ
**નર્ત** પું૦ [સં.] નાચનારો (૨) નટ. **૦કી** સ્ત્રી૦ [સં.] નટી. **૦ન** ન૦ [સં.] નાચ
**નર્તિકા** સ્ત્રી૦ નર્તકી
**નર્મ** ન૦ [સં.] રમત (૨) આનંદ; વિનોદ (૩) ઠઠ્ઠામશ્કરી. **૦ગોષ્ઠિ(-ષ્ઠી)** સ્ત્રી૦ ગેલ ગમત કે મજાકની વાત. **૦ચિત્ર** ન૦ નર્મસૂચક ચિત્ર; 'કારટૂન-કેરિકેચર'. **૦દ** વિ૦ [સં.] નર્મ-આનંદ આપનાર (૨) નર્મદાશંકર કવિ. **૦દા** સ્ત્રી૦ [સં.] આનંદ આપનારી (૨) એક નદી
**નર્યું** વિ૦ (૨) અ૦ જુઓ નરું
**નર્સ** સ્ત્રી૦ [ઇં.] માંદાની સારવારનું કામ કરનાર બાઈ; બરદાસી. **-ર્સિંગ** ન૦ [ઇં.]નર્સનું કામ; બરદાસચાકરી;માવજત
**નલ** પું૦ [સં.] પેટમાંનું મોટું આંતરડું (૨) માટી કે ધાતુનો ગોળ પોલો લાંબો ઘાટ (૩) નળ રાજા-દમયંતીનો પતિ(૪)સેતુ બાંધનારો રામની સેનાનો એક વાનર નાયક. **-લાસ્થિ** ન૦ [+अस्थि] નળાનું હાડકું
**નલિકા** સ્ત્રી૦ નળી. **૦યંત્ર** ન૦ દૂરબીન
**નલિન** ન૦ [સં.] કમળ. **-ની** સ્ત્રી૦ [સં.] કમળનો છોડ (૨) કમળનો સમૂહ (૩) કમળવાળું તળાવ
**નવ** અ૦ [પ્રા. णवि] નહિ [પ.]
**નવ** વિ૦ [સં.] નવું
**નવ** વિ૦ [સં.] '૯'. **૦ખંડ** પું૦બ૦વ૦ પૌરાણિક ભૂગોળ પ્રમાણે પૃથ્વીના ૯ ખંડ (ઇલાવૃત્ત, ભદ્રાશ્વ, હરિવર્ષ, કિંપુરુષ, કેતુમાલ, રમ્યક, ભારત, હિરણ્મય ને ઉત્તરકુરુ. બીજા મતે-ભરત, વર્ત, રામ, દ્રામાલા, કેતુમાલ, હિરે, વિધિવસ, મહિ ને સુવર્ણ) (૨) આખી પૃથ્વી. **૦ઘરું** ન૦ નવ ગ્રહનાં નંગ જેમાં બેસાડેલાં છે એવું ઘરેણું (૨) કસણી મોળિયું. **૦ચંડી** સ્ત્રી૦ નવ દુર્ગાઓ (૨) તેમની સ્તુતિ, પૂજન, હોમ ઇત્યાદિ
**નવજવાન** વિ૦ [फा. नौजवान] જુવાનીમાં પ્રવેશ કરનાર (૨) પું૦ ઊગતો જુવાન
**નવજીવન** ન૦ નવું જીવન
**નવજુવાન** વિ૦ (૨) પું૦ જુઓ નવજવાન
**નવજોત** સ્ત્રી૦ [સં. नव + ज्योति] પારસીઓનો કસ્તી પહેરવાનો સંસ્કાર
**નવજોબન** ન૦ નવી જુવાની. **-ના** સ્ત્રી૦ નવજુવાન સ્ત્રી
**નવટાંક** વિ૦ [નવ+ટાંક]શેરના ૮મા ભાગ જેટલું વજન (૨) ન૦ નવટાંકિયું. **-કિયું** ન૦, **-કી** સ્ત્રી૦ નવટાંકનું માપ કે કાટલું
**નવડાવવું** (ન') સ૦ક્રિ૦ [પ્રા. ण्हव (સં. स्नपय्)] 'નાહવું'નું પ્રેરક (૨) ઠગવું; નુકસાને કે ખાડામાં ઉતારવું [લા.]
**નવતર(-રું)** વિ૦ નવું; નવીન
**નવત્સું** વિ૦ [ન+વત્સ] વત્સ-બાળક કે વાછડા વગરનું [કારનાર
**નવધર્મી** વિ૦ (૨) પું૦ [સં.] નવો ધર્મ સ્વી-
**નવધા** અ૦ [સં.] નવ પ્રકારે. **૦ભક્તિ** સ્ત્રી૦ નવ પ્રકારની ભક્તિ (શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, સખ્ય, દાસ્ય અને આત્મનિવેદન)
**નવનવું** વિ૦ અવનવું

**નવનિધ(-ધિ)** સ્ત્રી૦બ૦વ૦[સં. नवनिधि] કુબેરના નવ ભંડાર (૨) સર્વ પ્રકારની સમૃદ્ધિ [લા.]
**નવનીત** ન૦ [સં.] માખણ
**નવનેજા** પું૦ બ૦વ૦;સ્ત્રી૦;-જાંન૦બ૦વ૦ [નવ+નેજો] મહામુશ્કેલી
**નવપલ્લવ** પું૦ [સં.] નવાં પાનવાળી ડાળી; કૂંપળ. **-વિત** વિ૦ નવપલ્લવવાળું
**નવમલ્લિકા,નવમાલિકા** સ્ત્રી૦[સં.] જૂઈ
**નવયુવક** પું૦ [સં.] નવજુવાન
**નવયૌવન** ન૦[સં.]નવી જુવાની.**-ના** સ્ત્રી૦ નવયૌવનવાળી સ્ત્રી [પુનર્ઘટના
**નવરચના** સ્ત્રી૦ [સં.] નવેસર રચવું તે;
**નવરત્ન** ન૦બ૦વ૦[સં.] નવ પ્રકારનાં રત્નો (હીરો, માણેક, મોતી, પાનું, પોખરાજ, ગોમેદ, લસણિયો, પરવાળું, નીલમ) (૨) ભોજરાજાના દરબારના નવ પંડિતો (કાલિદાસ, ધન્વંતરિ, ક્ષપણક, અમર, શંકુ, વેતાલ, ઘટકર્પર, વરાહમિહિર, વરરુચિ)
**નવરસ** પું૦ બ૦ વ૦ [સં.] કાવ્યશાસ્ત્રમાં વર્ણવેલા નવ રસ-શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્ભુત, શાંત
**નવરંગ** વિ૦ [સં.] નવા રંગવાળું (૨) મોહક. **-ગી** વિ૦નવા રંગનું (૨) વિવિધ રંગવાળું (૩) છેલછબીલું
**નવરાઈ** સ્ત્રી૦ ફુરસદ; નવરાપણું
**નવરાત(૦ર)** સ્ત્રી૦ [સં. नवरात्र] ચૈત્ર તથા આસો માસના શુક્લ પક્ષની નવ તિથિઓ (દશેરા પહેલાંનાં નોરતાં ખાસ કરીને)
**નવરાત્ર** ન૦બ૦વ૦, **-ત્રિ(-ત્રી)** સ્ત્રી૦ [સં.] નવરાત; નોરતાં
**નવરાવવું** (ન') સ૦ક્રિ૦ જુઓ નવડાવવું
**નવરાશ** સ્ત્રી૦ જુઓ નવરાઈ
**નવરું** વિ૦ કામ વગરનું (૨) કામથી ફારગ. **૦ધૂપ** વિ૦ સાવ નવરું
**નવરોજ** પું૦ [ફા.] વસંત ઋતુનો સરખાં દિવસ અને રાતવાળો દિવસ (૨) પારસીઓનું બેસતું વર્ષ
**નવલ** વિ૦ [સં. नव; પ્રા. णवल्ल] નવલું; આશ્ચર્યકારક (૨) સ્ત્રી૦ તેવી બીના
**નવલ** સ્ત્રી૦ [સર૦ ઇં. નૉવેલ] નવલકથા. **૦કથા** સ્ત્રી૦ ગદ્યમાં લખેલી કલ્પિત વાર્તા. **૦કાર** પું૦ નવલકથાનો લેખક
**નવલકિશોર** પું૦ કૃષ્ણ
**નવલખ** વિ૦ [સં. नव+लक्ष] નવ લાખની કિંમતનું (૨) અગણિત (૩) અમૂલ્ય. **-ખું** વિ૦ નવ લાખની પૂંજી કે આવકવાળું (૨) પૈસાદાર
**નવલિકા** સ્ત્રી૦ ટૂંકી વાર્તા
**નવલું** વિ૦ નવલ; નવું
**નવલોહિયું** વિ૦નવા-ચડતા લોહીનું;જુવાન
**નવવધૂ** સ્ત્રી૦ [સં.] નવી પરણેલી સ્ત્રી
**નવશેકું** વિ૦ [નવ+શેકું(શેકે તેવું-ગરમ)] જરાક ગરમ; કોકરવરણું [નવસેરું
**નવસર** વિ૦ [સં. नवन्+સર] નવ સેરનું;
**નવસા(૦ગ)ર** [સં. नवसार; ફા. नौशादर] ધાતુઓ ગાળવાનો એક ખાર
**નવસેરું** વિ૦ જુઓ નવસર
**નવસ્ત્રું** વિ૦ વસ્ત્ર વગરનું; નાગું
**નવાઈ** સ્ત્રી૦ નવાપણું;નવીનતા(૨)અચરજ (૩) અપૂર્વતા; અદ્ભુતતા
**નવાજવું** સ૦ક્રિ૦ [ફા. नवाख्तन-नवाज] વધારવું (૨) ભેટ આપવી
**નવાજિશ** સ્ત્રી૦ [ફા.] કૃપા (૨) બક્ષિસ
**નવાજૂની** સ્ત્રી૦ [નવું+જૂનું] નવા-જાણવા જેવા સમાચાર(૨)ઊથલપાથલ;ભારે ફેરફાર
**નવાજેશ** સ્ત્રી૦ જુઓ નવાજિશ
**નવાણ** (ન') ન૦ [સં. निपान; પ્રા. णिवाण] જળાશય [ णवणउइ] '૯૯'
**નવાણુ (-ણું)** વિ૦ [સં. नवनवति, પ્રા.
**નવાબ** પું૦ [અ. नव्वाब] સૂબો; મુસલમાન રાજા (૨) એક ઇલકાબ. **૦જાદી** સ્ત્રી૦ નવાબની પુત્રી (૨) તેના જેવી આપખુદ સ્ત્રી [લા.]. **૦જાદો** પું૦ નવાબનો પુત્ર(૨)તેના જેવો આપખુદ માણસ [લા.]. **૦શાહી** સ્ત્રી૦ નવાબની સત્તા (૨) આપખુદી[લા.]. **-બી** વિ૦ નવાબ સંબંધી(૨) સ્ત્રી૦ નવાબનું પદ (૩) નવાબશાહી

**નવાર** પું૦ જુઓ નીવાર [વગરનું
**નવારસ(-સિયું,-સુ,-સું)** વિ૦ વારસ
**નવાંકુર** પું૦ [સં.] નવો ફૂટેલો અંકુર
**નવીજૂની** સ્ત્રી૦ જુઓ નવાજૂની
**નવીન** વિ૦ [સં.] નવું
**-નવીસ** [ફા.] લખનાર, એ અર્થમાં નામને અંતે આવે છે. જેમ કે, ફડનવીસ, અખબારનવીસ (તેનું તદ્ભવ 'નીસ'. જેમ કે, ચિટનીસ)
**નવું** વિ૦ [સં. નવ] અગાઉ ન જોયું જાણ્યું હોય એવું (૨) તરતનું; તાજું; શરૂનું (૩) શિખાઉ; કાચું; બિનઅનુભવી (૪) અપૂર્વ; અપરિચિત (૫) પૂર્વે નહિ વાપરેલું (જેમ કે વસ્ત્ર ઇ૦) (૬) બદલાયેલું; ફરી જઈ બીજું બનેલું; નવેસરનું. [**નવું લોહી** શ૦પ્ર૦ જુવાનીનો જુસ્સો]. **૦જૂનું** વિ૦ નવું અને જૂનું; આગળપાછળનું (૨) નવાજૂનીવાળું. **૦નક્કોર** વિ૦ તદ્દન નવું. **૦સવું** વિ૦ તરતનું (૨) અપરિચિત
**નવેણ (ન')** સ્ત્રી૦ [પ્રા. ण्हाण=નાહવું, ण्हवण ઉપરથી] રસોડું; નાહ્યાધોયા વગર જ્યાં જઈ ન શકાય એવી જગા (૨) કોઈને અડકાય નહિ એવી જમતાં પહેલાંની સોળી હાલત. **-ણિયું** વિ૦ સ્વચ્છ; નવેણને લગતું (૨) ન૦ નવેણમાં પહેરવાનું કપડું
**નવેલી** સ્ત્રી૦ [જુઓ નવલ] નવવધૂ
**નવેસર (૦થી)** અ૦ ફરીથી શરૂ કરીને
**નવેળિયું (ન')** ન૦ નેળ; સાંકડી ગલી (૨) ઘર પાછળની છીંડી
**નવેળી (ન')** સ્ત્રી૦ નવેળું (૨) પાણી જવાની નીક. **-ળું** ન૦ જુઓ નવેળિયું
**નવેંદુ** ન૦ [સં.] બીજનો ચંદ્રમા
**નવેંબર** પું૦ [ઇં.] ઈ૦ સ૦ નો ૧૧મો માસ
**નવોઢા** સ્ત્રી૦ [સં.] નવવધૂ (૨) નાયિકાનો એક પ્રકાર
**નવ્ય** વિ૦ [સં.] નવું
**નવ્યાશી(-સી)** વિ૦ [સં. नवाशीति;] '૮૯'; નેવ્યાશી(-સી) [નવાણુ
**નવ્વાણુ(-ણું)** વિ૦ [સં. नवनवति;] '૯૯';

**નશાખોર** વિ૦ નશામાં ચકચૂર રહેનારું. **-રી** સ્ત્રી૦ વ્યસનમાં ચકચૂર રહેવું તે
**નશાબાજ** વિ૦ જુઓ નશાખોર. **-જી** સ્ત્રી૦ જુઓ નશાખોરી
**-નશીન** વિ૦ [ફા.] બેઠેલું; આરૂઢ (સમાસમાં. ઉદા૦ તખ્તનશીન) [કેફ
**નશો** પું૦ [ફા. नश्अह्] કેફી ચીજથી ચડતો
**નશ્વર** વિ૦ [સં.] નાશ પામે તેવું. **૦તા** સ્ત્રી૦
**નષ્ટ** વિ૦ [સં.] નાશ પામેલું (૨) ખરાબ; નીચ
**નસ** સ્ત્રી૦ [દે. णसा] રગ; રસવાહિની (૨) રેસો
**નસકોરી** સ્ત્રી૦ [દે. नक्कसिरा પરથી] નાખોરી; નસકોરામાંની કુમળી ચામડી. **-રું** ન૦ નાકનું કાણું (૨) નાક
**નસલ** સ્ત્રી૦ [અ. नस्ल] મૂળ; ઉત્પત્તિસ્થાન (૨) વંશ
**નસંતાન** વિ૦ [સં. निःसंतान] સંતાન વગરનું; વાંઝિયું (૨) ન૦ નિર્વંશપણું; નખોદ
**નસાડવું** સ૦ક્રિ૦ 'નાસવું'નું પ્રેરક
**નસિકાવવું** સ૦ક્રિ૦, **નસિકાવું** અ૦ક્રિ૦ 'નસીકવું'નું પ્રેરક ને કર્મણિ
**નસિયત** સ્ત્રી૦ [અ. नसीहत] નસીહત; શિખામણ (૨) સજા
**નસીકવું** સ૦ક્રિ૦ [પ્રા. णिसिक्क] નાકમાંથી લીંટ સાફ કરવું
**નસીબ** ન૦ [અ.] ભાગ્ય. **૦દાર** વિ૦ ભાગ્યશાળી., **૦વાદી** વિ૦ (૨) પું૦ નસીબ પર આધાર રાખી બેસી રહેનારું; દૈવવાદી. **૦વાન** વિ૦ નસીબદાર
**નસીહત** સ્ત્રી૦ [અ.] જુઓ નસિયત
**નસ્તર** ન૦ [ફા. नश्तर] વાઢકાપ કે તે કરવાનું હથિયાર
**નહાતીધોતી** વિ૦ સ્ત્રી૦ [નાહવું+ધોવું] અટકાવ આવતો થયો હોય તેવી (સ્ત્રી)
**નહાર** ન૦ વરુ [નહિ તો
**નહિ** અ૦ [સં.] ના. **૦તર** અ૦ [+ સં. तर्हि]
**નહિયું** ન૦ [સં. નख, પ્રા. णह પરથી] નખને લગતી ચામડીનો ભાગ
**નહિવત્** અ૦ [સં.] નહિ જેવું કે જેટલું; નજીવું; જરાતરા

**નહીં**(૦લ્ર) જુઓ 'નહિ'માં
**નહેર** (નહે) સ્ત્રી૦ [अ. नह्र] સરોવર કે મોટી નદીમાંથી ખોદેલો મોટો કાંસ. **–રિયું** ન૦ નાની નહેર (૨) નાળું; વહેળો. **–રી** સ્ત્રી૦ નહેરથી પીતી જમીન. **–રું** ન૦ વહેળો; વાંઘું; નાળું
**નહોર** પું૦ [સં. नखर; પ્રા. णहर] પંજાનો નખ (૨) નખનો ઉઝરડો.
**નહોરાં** પું૦બ૦વ૦ કાલાવાલા; આજીજી
**નહોરિયું** ન૦ નખનો ઉઝરડો
**નળ** પું૦ જુઓ નલ
**નળાકાર** વિ૦ નળ જેવા આકારનું
**નળિયું** ન૦ ['નળ' ઉપરથી] કવલું; છાપરું ઢાંકવાની પરનાળા જેવી માટીની બનાવટ.
**નળી** સ્ત્રી૦ ['નળ' ઉપરથી] ભૂંગળી (૨) પવાલી; ઊંચું નળાકાર એક વાસણ
**નળો** પું૦ ['નળ' ઉપરથી] મોટી નળી (૨) ઘૂંટણથી પાટલી સુધીનો લાંબો અવયવ કે તેનું હાડકું (૩) પેઢુથી છાતી સુધીનો ભાગ (૪) ધાતુની મોટી નળાકાર કોઠી કે પવાલું
**નંખાવું** અ૦ક્રિ૦ 'નાંખવું'નું કર્મણિ રૂપ (૨) દુર્બલ થઈ જવું (૩) ઓકવું
**નંગ** ન૦ [फा. नग] એક વસ્તુ (૨) પહેલ પાડેલો હીરો (૩) [લા.] મૂર્ખ માણસ (૪) લુચ્ચો–ખંધો માણસ
**નંદ** પું૦ [જુઓ નંદન] દીકરો
**નંદ** પું૦ [સં.] આનંદ (૨) કૃષ્ણને ઉછેરનાર ગોકુલનો મુખી (૩) મગધનો એક પ્રાચીન રાજવંશ
**નંદન** ન૦ [સં.] ઇંદ્રનું ઉપવન (૨) પું૦ દીકરો (૩) વિ૦ આનંદ આપનાર. **૦વન** ન૦ ઇંદ્રનું ઉપવન
**નંદનંદન** પું૦ [સં.] કૃષ્ણ
**નંદવવું** સ૦ક્રિ૦ ભાગવું; તોડવું (ખાસ કરીને કાચની વસ્તુનું)
**નંદવાવું** અ૦ક્રિ૦ [જુઓ નંદવવું] ભાગવું
**નંદવું** સ૦ક્રિ૦ જુઓ નંદવવું
**નંદવું** અ૦ ક્રિ૦ [સં. नन्द्] આનંદવું
**નંદિ** પું૦ [સં.] શિવનો પોઠિયો
**નંદિની** સ્ત્રી૦ [સં.] છોકરી(૨) કામધેનુ ગાય
**નંદી** પું૦ જુઓ નંદિ
**નંબર** પું૦ [ઇં.] અંક; આંકડો; ક્રમાંક. **–રી** વિ૦ નંબરવાળું; જાણીતું; સારી જાતનું (ઉદા૦ નંબરી માલ)
**ના** અ૦ [સં.] નહિ (૨) સ્ત્રી૦ નકાર
**ના** [फा.] નામ ને વિ૦ ની આગળ વપરાતો નકારસૂચક ઉપસર્ગ. ઉદા૦ નાઇલાજ
**નાઇટ્રોજન** પું૦[ઇં.]હવામાં મોટા પ્રમાણમાં હોતો એક વાયુ; નત્રવાયુ
**નાઇલાજ** વિ૦[फा.]ઇલાજ વગરનું;લાચાર
**નાઈ** પું૦ [સં. नापित; પ્રા. णाविअ] હજામ; વાળંદ [નિરાશા
**નાઉમેદ** વિ૦ [फा.] નિરાશ. **–દી** સ્ત્રી૦
**નાક** ન૦ [दे. णक्क] નાસિકા (૨) [લા.] આબરૂ (૩) વર્ગની મુખ્ય વસ્તુ. **૦કટ્ટુ** વિ૦ કપાયેલા નાકવાળું (૨) બેશરમ[લા.]
**નાકબૂલ** વિ૦ [फा.] નામંજૂર
**નાકલીટી** સ્ત્રી૦માફી માગવા માટે જમીન ઉપર નાક ઘસવું તે
**નાકાબંદી** (**–ધી**) સ્ત્રી૦ જુઓ નાકેબંધી
**નાકું** ન૦ [दे. णक्क] કાણું(૨)સોયનું કાણું (૩) જકાત લેવાનું થાણું (૪) જ્યાં ઘણા રસ્તા મળતા હોય તેવું સ્થળ (૫)રસ્તાનો છેડો કે પ્રવેશદ્વાર (૬) ગામમાં પેસવા બદલ અપાતો કર. [લા.] **–કેદાર** પું૦ નાકાવાળો; થાણદાર. **–કેબંધી** સ્ત્રી૦ માલની આવજા રોકવા નાકે નાકે ચોકી મૂકી દેવી તે; ઘેરો
**નાખવું** સ૦ક્રિ૦ જુઓ નાંખવું
**નાખુદા** પું૦ [फा.] ટંડેલ
**નાખુશ** વિ૦[फा.]નારાજ. **–શી** સ્ત્રી૦નારાજી
**નાખોરી** સ્ત્રી૦ જુઓ નસકોરી. **–રું** ન૦ નાક; નસકોરું
**નાગ** પું૦ [સં.] ફેણવાળો સાપ(૨)પાતાળમાં રહેતો એક જાતનો કાલ્પનિક સર્પ; એક ઉપદેવ (૩) હાથી (૪) શક લોકોની એક શાખાનો માણસ. **૦કન્યા** સ્ત્રી૦ નાગની

કન્યા (૨) પરમ સુંદર સ્ત્રી. **૦કેશર** ન૦ એક વનસ્પતિ; કબાબચીની. **૦ચંપો** પું૦ એક જાતનો ચંપો
**નાગડું** વિ૦ જુઓ નાગું. **-ડો** પું૦ બાવાઓનો એકપ્રકાર(૨)બાવો(તિરસ્કારમાં) (૩) લુચ્ચો માણસ [લા.]
**નાગણ(-ણી)** સ્ત્રી૦ સાપણ (૨) હાથણી (૩) એક ઘરેણું
**નાગણું** ન૦ [જુઓ નાંગર] વાસણ ઊંચકવા કરાતો એક ગાળો (૨) દામણું (૩) હળની ધૂંસરીને બાંધવાનું દોરડું [દમન
**નાગદમન** ન૦ (કૃષ્ણે કરેલું કાલિય) નાગનું
**નાગપંચમી** સ્ત્રી૦ નાગપૂજાનો એક તહેવાર; શ્રાવણ માસની સુદ પાંચમ
**નાગપાશ** પું૦ [સં.] નાગના ગૂંચળા જેવો ફાંસો (૨) એક પ્રકારની વ્યૂહરચના (૩) ગાળો; સરકિયું (૪) વરુણનું આયુધ
**નાગપાંચમ** સ્ત્રી૦ જુઓ નાગપંચમી
**નાગર** વિ૦ [સં.] નગરનું (૨) સભ્ય (૩) ચતુર (૪) બ્રાહ્મણોની (અમુક ભાગમાં વાણિયાની) એ નામની ન્યાતનું (૫) પું૦ એ ન્યાતનો માણસ
**નાગરણું** ન૦ જુઓ નાગણું [વનસ્પતિ
**નાગરમોથ** સ્ત્રી૦ [સં. नागरमुस्ता] એક
**નાગરવેલ(-લી)** સ્ત્રી૦ [સં. नागवल्ली; સર૦ फा. नागरवल्ली] એક વેલ (તેનાં પાન મુખવાસમાં ખવાય છે)
**નાગરાજ** પું૦ [સં.] શેષનાગ
**નાગરિક** વિ૦ [સં.] શહેરનું (૨) પું૦ શહેરી; શહેરમાં રહેનાર કે રાજ્યનો સામાન્ય પ્રજાજન; 'સિટિઝન'. **૦તા** સ્ત્રી૦
**નાગરી** વિ૦ નગરનું (૨) નાગર સંબંધી (૩) સ્ત્રી૦ [સં.] શહેરી સ્ત્રી (૪) નાગરણ (૫) દેવનાગરી લિપિ
**નાગલી** સ્ત્રી૦ બાવટા જેવું એક અનાજ
**નાગલોક** પું૦ [સં.] પાતાળ
**નાગાઈ** સ્ત્રી૦ નફટાઈ (૨) લુચ્ચાઈ
**નાગાસ્ત્ર** ન૦ [સં.] સર્પાસ્ત્ર
**નાગું** વિ૦ [સં. नग्न] ઉઘાડું; નગ્ન (૨) અલંકાર કે શોભા વગરનું (જેમ કે, નાગાં કાન, નાક ઇ૦) (૩) [લા.] બેશરમ (૪) લુચ્ચું. **૦પૂગું** વિ૦ તદ્દન નાગું-ઉઘાડું
**નાગેશ(-શ્વર)** પું૦ [સં.] શેષનાગ
**નાગેંદ્ર** પું૦ [સં.] શેષનાગ (૨) ઐરાવત
**નાગોડિયું** વિ૦ નગ્ન; નાગું
**નાગો(-ધો)રી** વિ૦ મારવાડના નાગોર ગામનું (૨) પું૦ ઢોર પાળનાર મુસલમાન ભરવાડની જાતનો માણસ
**નાચ** પું૦ [સં. नृत्य; प्रा. णच्च] નૃત્ય કે તેનો જલસો (૨) [લા.] ખેલ; તમાસો (૩) ચાળા; નખરાં. **૦તમાશો(-સો)** પું૦ નાચ ને એવી બીજી મોજમજા
**નાચનારી** સ્ત્રી૦ નાચ કરનાર સ્ત્રી
**નાચરંગ** પું૦ નાચ અને મોજમજાહ
**નાચવું** અ૦ક્રિ૦ [સં.नृत्;प्रा.णच्च] નાચ કરવો
**નાચારો(-રી)** પું૦ અશક્તિ; લાચારી
**નાચિકેત** પું૦ [સં.] અગ્નિ
**નાચીજ** વિ૦ [फा.] નજીવું; નકામું
**નાછૂટકે** અ૦ [ના +છૂટકો] પરાણે; અવશ થઈને; લાચારીથી
**નાજનીન** સ્ત્રી૦ [फा.] પ્રિયા (૨) ખૂબસૂરત સ્ત્રી
**નાજર** પું૦ [अ. नाजिर] અદાલતનો એક અમલદાર [સ્ત્રી૦ નાજુકપણું
**નાજુક** વિ૦ [फा.] સુકુમાર. **-કાઈ,-કી**
**નાઝણાસાંકળ** સ્ત્રી૦ [નોઝણું+સાંકળ] દોહતી વખતે ગાયને પાછલે પગે બાંધવાનું દોરડું
**નાઝિમ** પું૦ [अ.] વડો હાકેમ; ગવર્નર
**નાટ** ન૦ [સં.] નૃત્ય; અભિનય
**નાટ** અ૦ નક્કી [પ.]
**નાટક** ન૦ [સં.] દૃશ્ય કાવ્ય (૨) [લા.] ભવાડો; ફજેતો (૩) ઢોંગ. **૦કંપની** સ્ત્રી૦ નાટક કરવાનો ધંધો કરનારી મંડળી. **૦કાર** પું૦ નાટક બનાવનાર (૨) નટ. **૦ચેટક** ન૦ હાસ્યવિનોદ. **૦મંડળી** સ્ત્રી૦ નાટક કંપની (૨) નાટક કરનારાઓની મંડળી. **૦શાલા(-ળા)** સ્ત્રી૦ નાટક ભજવવાનું સ્થાન. **-કિયું** વિ૦ નાટકને લગતું (૨)

ઢોંગી [લા.]. -કી વિ૦[સં.]નાટકના જેવું; નાટકિયું. ૦કીય વિ૦[સં.]નાટકને લગતું
**નાટારંગ** પું૦ [નાટ+રંગ] નાટક, નૃત્ય વગેરેનો રંગ-આનંદ
**નાટિકા** સ્ત્રી૦ [સં.] ટૂંકું નાટક
**નાટ્ય** ન૦ [સં.] નૃત્ય અને અભિનય. ૦કલા(-ળા) સ્ત્રી૦ નાટક, અભિનયની કળા. ૦કાર પું૦ નાટકકાર. ૦પ્રયોગ પું૦નાટક;સંવાદ ઇ૦ કરવાં તે. ૦શાસ્ત્ર ન૦ [સં.] નાટ્યકળાનું શાસ્ત્ર
**નાઠાબારી** સ્ત્રી૦ [નાઠું (નાસવું)+બારી] નાસી છૂટવાની બારી કે માર્ગ
**નાડ** સ્ત્રી૦ [સં. નાડિ] રગ (ખાસ કરીને કાંડા પાસેની જેના ઉપરથી વૈદ્ય લોહીની ગતિ પારખે છે) (૨) આળા ચામડાને આમળીને બનાવેલો દોર; નાડણ (૩) કમળની પોલી નળી-દાંડી (૪) [લા.] વલણ (૫) લગામ; કાબૂ. ૦ણ ન૦ ગૂંસડું બાંધવાનું દોરડું. ૦વું સ૦ ક્રિ૦ નાડ-દોરડાથી જકડીને બાંધવું. -ડાછડી સ્ત્રી૦ બે કે વધારે રંગની સૂતરની દોરી
**નાડી** સ્ત્રી૦ [સં.] નાડ; રગ(૨)નાની દોરી
**નાડું** ન૦ ['નાડ' ઉપરથી] નાની દોરી (૨) નાડાછડી (૩)લેંઘા-કે ઘાઘરાની દોરી (૪)અંબોડો બાંધવાની દોરી(૫)હદ;આંકો
**નાણવું** સ૦ક્રિ૦ [સં. જ્ઞાન, પ્રા. णाण ઉપરથી] તપાસવું; અજમાવી જોવું
**નાણાકીય** વિ૦ નાણા સંબંધી
**નાણાબજાર** ન૦ શરાફોનું બજાર
**નાણાભીડ** સ્ત્રી૦ નાણાંની તંગી
**નાણામંત્રી** પું૦ નાણાખાતાનો મંત્રી; 'ફાઇનેન્સ-મેમ્બર'
**નાણાવટ** સ્ત્રી૦ [નાણાં+સં. वृत्त(પ્રા. वट्ट)] નાણાબજાર. -ટી પું૦ શરાફ(૨)પૈસાદાર માણસ. -ટું ન૦ શરાફનો ધંધો
**નાણાશાસ્ત્ર** ન૦ નાણાની લેવડદેવડ વગેરે સર્વ વ્યવહારનું શાસ્ત્ર. -સ્ત્રી પું૦ તે શાસ્ત્ર જાણનાર; 'ફાઇનેન્સિયર'
**નાણાં** ન૦બ૦વ૦ ['નાણું'] પૈસા(૨)કિંમત
**નાણું** ન૦ [સં. नाणक]ચલણી સિક્કો (૨) ધન; પૈસો
**નાત** સ્ત્રી૦ [સં. જ્ઞાતિ] જ્ઞાતિ;જાત;એક કુળ, વાડા કે વર્ગનો લોકસમૂહ (૨) નાતને આપેલું જમણ. [નાતબહાર મૂકવું= જ્ઞાતજન તરીકેનો વહેવાર તોડી નાખવો]. ૦જાત સ્ત્રી૦ જ્ઞાતિ અને જાતિ. ૦ભાઈ સ્ત્રી૦ એક જ જ્ઞાતિનો હોઈને ભાઈ તે
**નાતરિયું** વિ૦ નાતરાનું, તેને લગતું (૨) નાતરું કરવાની છૂટવાળું (૩) એક જાતનું નહિ તેવું
**નાતરું** ન૦ [જુઓ નાતો] સંબંધ. ઉદા૦ 'ગામનાતરે ભાઈ' (૨)લગ્નવિધિ વગર, રાંડેલી કે ફારગતીથી છૂટી થયેલી સ્ત્રીનું કે એવી સ્ત્રી સાથે પુરુષનું પરણવું તે (૩) જોડકામાંથી એક નંગ જતું રહી તેની જગાએ બીજી બિનતતીય વસ્તુનું આવવું તે
**નાતવરો** પું૦ જ્ઞાતિભોજન
**નાતાલ** સ્ત્રી૦ [પો.]ડિસેમ્બરને અંતે આવતા ખ્રિસ્તી તહેવારો; ઈશુજયંતી
**નાતીલું** વિ૦ નાતનું
**નાતો** પું૦[સં. જ્ઞાતિ] સંબંધ; મેળ
**નાથ** પું૦ [સં.] સ્વામી (૨) માલિક (૩) સંન્યાસીઓની દશમાંની એક અટક
**નાથ** સ્ત્રી૦ [રૂ. णत्था] જુઓ નથ (૨) બળદ વગેરેના નાકમાં નંખાતી દોરી (૩) જમીનનું ધોવાણ રોકવા બંધાતી પાળ. ૦ણું ન૦ પલ્લાં લટકાવવાની દોરી. ૦વું સ૦ક્રિ૦ [રૂ. णत्थण = નાકમાં છેદ પાડવો] (બળદને) નાથ ઘાલવી (૨) અંકુશમાં આણવું (૩) પલોટવું
**નાદ** પું૦ [સં.] અવાજ; ઘોષ; ધ્વનિ (૨) વાચા કે વર્ણોનું મૂળ ધ્વનિનું રૂપ (૩) [લા.] ટેવ; છંદ (૪) લહે; ધૂન (૫) ગર્વ. ૦બ્રહ્મ પું૦; ન૦ નાદરૂપી પરમાત્મા
**નાદર** વિ૦ [અ. नादिर] અસાધારણ; ઉત્તમ
**નાદાન** વિ૦ [फा.] અણસમજુ; મૂર્ખ. -નિયત, -ની સ્ત્રી૦ નાદાનપણું
**નાદાર** વિ૦ [फा.] કંગાલ (૨) દેવાળિયું (૩)

પું૦ તેવો માણસ. **-રી** સ્ત્રી૦ ગરીબી (૨) દેવાળું
**નાદિરશાહ** પું૦[फा.]એક જુલમી બાદશાહ. **-હી** સ્ત્રી૦ જુલમી રાજ્યકારભાર [લા.]
**નાદી** વિ૦ [सं.] નાદવાળું; નાદને લગતું (૨) તોરી; છંદી. **૦લું** વિ૦ જુઓ નાદી
**નાદુરસ્ત** વિ૦ [फा. नादुरुस्त] માંદું. **-સ્તી** સ્ત્રી૦ અનારોગ્ય; માંદગી
**નાન** ન૦ [फा.] મોટી દડા જેવી એક રોટી; [પાંઉ
**નાનક** પું૦ શીખધર્મના પ્રવર્તક સંત
**નાનકડું** વિ૦ નાનું (લાલિત્યવાચક)
**નાનકપંથી** વિ૦ (૨) પું૦ શીખધર્મી
**નાનકશાહી** વિ૦ ગુરુ નાનકે સ્થાપેલું કે પ્રવર્તાવેલું
**નાનખટાઈ** સ્ત્રી૦ [फा.] એક ખાદ્ય પદાર્થ; [મીઠાઈ
**નાનડિયું** (ના') વિ૦ નાનું
**નાનપ** (ના') સ્ત્રી૦ ['નાનું' ઉપરથી] નાનમ
**નાનપણ** (ના') ન૦ બાળપણ
**નાના** વિ૦[सं.]વિધવિધ. **૦વિધ** વિ૦અનેક પ્રકારનું (૨) અ૦ અનેક પ્રકારે
**નાની** સ્ત્રી૦ માની મા; આજી
**નાનું** (ના') વિ૦ [सं. श्लक्ष्ण; प्रा. लण्ह; म. लहान; हिं. नान्ह, नन्हा] થોડી ઉંમરનું (૨) કદમાં અલ્પ (૩) હલકું; ઊતરતું [લા.]. **૦શી** ખ્રરાક સરખું (કદ કે ઉંમરમાં). **૦સૂનું** વિ૦ નજીવું; સાધારણ. **-નેરું** વિ૦ નાનકડું
**નાનો** પું૦ [સર૦ દે. णण्ण=મોટો ભાઈ]માનો [બાપ; આજો
**નાન્યતર** વિ૦ [सं.]નપુંસક લિંગનું [વ્યા.]
**નાપસંદ** વિ૦[फा.]અણગમતું(૨)અમાન્ય. **૦ગી** સ્ત્રી૦ અણગમો (૨) માન્ય ન થવું તે
**નાપાક** વિ૦ [फा.] અપવિત્ર. **-કી** સ્ત્રી૦ અપવિત્રતા
**નાપાય(-યા,-યે)દાર** વિ૦ [फा.] પાયો કે આધાર વગરનું; અધ્ધરિયું
**નાપાસ** વિ૦ [ના+પાસ(इं.)] જુઓ નપાસ (૨) નાપસંદ
**નાપિક(-ત)** [सं.] પું૦ વાળંદ; હજામ
**નાફરમાન** વિ૦ [फा.] હુકમનો અનાદર કરનાર. **-ની** સ્ત્રી૦ હુકમની અવજ્ઞા
**નાફેરવાદ** પું૦ જે નીતિ છે તેમાં ફેરફાર ન કરવો-ન ફેરવવું જોઈએ એવો મત (૨) અસહકાર તરીકે ધારાસભાઓના બહિષ્કારમાં ફેરફાર ન કરવો એવો કોન્ગ્રેસ પક્ષનો (૧૯૨૦-૩૦ યુગમાં) મત. **-દી** વિ૦ (૨) પું૦ નાફેરવાદમાં માનનાર
**નાબૂદ** વિ૦ [फा.] નિર્મૂળ; સમૂળું ખલાસ; હોય જ નહિ તેવું કરેલું-થયેલું. **-દી** સ્ત્રી૦ સમૂળ ઉચ્છેદ-નાશ
**નાભિ** સ્ત્રી૦ [सं.] દૂંટી (૨) કેંદ્ર; મધ્યભાગ (૩) પૈડાનો મધ્યભાગ જ્યાં આરાઓ મળે છે. **૦કમલ(-ળ)** ન૦ દૂંટીરૂપી કમળ. **૦નાલ**[सं.](**-ળ**) સ્ત્રી૦ ગર્ભમાં બાળકની દૂંટી સાથે જોડાયેલી રગોની લાંબી નળી.
**નામ** અ૦ [सं.] એટલે કે; અર્થાત્. ઉદા૦'બ્રહ્મ નામ વેદ; તેની ચર્ચા નામ પ્રતિપાલના'
**નામ** ન૦[सं.; फा.] સંજ્ઞા(૨)વસ્તુની સંજ્ઞારૂપ શબ્દ [વ્યા.] (૩) યાદગીરી; કીર્તિ. [**નામે માંડવું**=હિસાબમાં (-ના) નામ ઉપર ખાતે રકમ માંડવી; -ની પાસેથી તે લી રકમ લેવી બાકી છે એમ નોંધવું]. **૦ક** વિ૦ નામનું; નામવાળું (સમાસને અંતે) ઉદા૦ 'એની બેસંટ નામક'. **૦કરણ** ન૦ [सं.] નામ પાડવાનો વિધિ (૧૬માંનો એક સંસ્કાર)
**નામક્કર** વિ૦ [फा. नामुकिर] નાકબૂલ; હા કહ્યા પછી ફરી જનારું
**નામચીન, નામજાદુ** વિ૦[નામ+फा.चीन; फा. जादह] નામીચું; પ્રખ્યાત
**નામજોગ(-ગી)** વિ૦ જેનું નામ લખ્યું હોય તેને જ મળે તેવી (હૂંડી)
**નામઠામ** ન૦ નામ અને ઠામ; સરનામું
**નામણદીવો** પું૦ જુઓ રામણદીવો
**નામદાર** વિ૦ [फा.] મશહૂર (૨) માનવંત. **-રી** સ્ત્રી૦ પ્રખ્યાત [[વ્યા.]
**નામધાતુ** પું૦ નામ ઉપરથી બનેલો ધાતુ
**નામધારી** વિ૦ [सं.] નામ ધારણ કરનારું (૨) નામનું જ; જૂઠું; ઢોંગી
**નામધૂન** સ્ત્રી૦(ઈશ્વરનાં)નામની ધૂન કે લહે

**નામના** સ્ત્રી૦ કીર્તિ
**નામનિર્દેશ** પું૦[સં.]નામનો ખાસ ઉલ્લેખ (૨) નામ બોલીને કરેલી ગણતરી
**નામનિશાન** ન૦ નામ કે બીજું કાંઈ ચિહ્ન
**નામનું** વિ૦ નામવાળું (૨) માત્ર દેખાડવાનું જ; કહેવા માત્ર
**નામમાત્ર** વિ૦ [સં.] નામ પૂરતું; નામનું જ
**નામમુદ્રા** સ્ત્રી૦ [સં.] નામવાળો સિક્કો (સીલ મારવાનો) [[વ્યા.]
**નામયોગી** વિ૦ શબ્દયોગી (અવ્યય)
**નામરજી** સ્ત્રી૦ [ફા.] અનિચ્છા; મરજી ન હોવી તે [નામવાળું
**નામરાશિ** વિ૦ એક નામનું; એક રાશિના
**નામર્દ** વિ૦ [ફા.] બાયલું.**–દાઈ,–દી** સ્ત્રી૦ બાયલાપણું
**નામવર** વિ૦ [નામ + ફા. વર] પ્રખ્યાત
**નામવાક્ય** ન૦ નામ તરીકે વપરાયેલું ગૌણ વાક્ય [વ્યા.]
**નામવાચક** વિ૦ નામ બતાવનાર [વ્યા.]
**નામવું** સ૦ ક્રિ૦ [સં. નમ્] નમાવવું [પ.] (૨) રેડવું (૩) અ૦ક્રિ૦ વળવું; તરફ જવું
**નામશૂદ્ર** વિ૦ (૨) પું૦ એ નામની એક અસ્પૃશ્ય મનાતી જાત
**નામશેષ** વિ૦ માત્ર નામ બાકી રહ્યું હોય તેવું; નાશ પામેલું
**નામસ્મરણ** ન૦ નામ લેવું – યાદ કરવું તે; નામનો જપ [નામંજૂર થવું તે
**નામંજૂર** વિ૦ [ફા.] નાકબૂલ.**–રી** સ્ત્રી૦
**નામાવલિ(–લી,–ળિ,–ળી)** સ્ત્રી૦[સં.નામાવલિ,–લી] નામની ટીપ
**નામાંકિત** વિ૦ [સં. પ્રખ્યાત; જાણીતું
**નામાંતર** ન૦ [સં.] નામ બદલી નાખવું તે (૨) બીજું નામ
**નામિક** વિ૦[સં.] નામવાળું; નામ સંબંધી
**નામી(૦ચું)** વિ૦ [ફા.] પ્રખ્યાત (૨) સુંદર
**નામુનાસ(–સિ)બ** વિ૦ [ફા. નામુનાસિવ] ગેરવાજબી; અયોગ્ય; અઘટિત
**નામુરાદ** વિ૦ [ફા.] નિરાશ
**નામું** ન૦ [ફા.] જમેઉધારનો હિસાબ (૨) હક; દાપું (૩) વર્ણન; ઇતિહાસ. ઉદા૦ સિકંદરનામું. **૦ઠામું, ૦લેખું** ન૦ નામાનો વિગતવાર હિસાબ
**નામે** અ૦ નામ ઉપર,–ને ખાતે (૨) નામથી. ઉદા૦ નામે ફલાણા. **૦નામ** અ૦ બરોબર એક જ નામથી [જ નામનું
**નામેરી** વિ૦ ['નામ' પરથી] સમાન–એક
**નામોશી** સ્ત્રી૦[અ. નામૂસ]બેઆબરૂ; હીણપત
**નાયક** પું૦[સં.]આગેવાન; સરદાર(૨)નાટકનું કે વાર્તાનું મુખ્ય પાત્ર (૩) એક અટક
**નાયકડી** સ્ત્રી૦ [સર૦ નાયકો] એક આદિવાસી કોમની સ્ત્રી.**–ડો** પું૦તે કોમનો પુરુષ
**નાયકણ(–ણી)** સ્ત્રી૦[જુઓ નાયકા]વેશ્યા
**નાયકા** સ્ત્રી૦ નાયિકા
**નાયકો** પું૦['નાયક' ઉપરથી] સુરત બાજુની એક રાનીપરજનો માણસ
**નાયડી** સ્ત્રી૦ [સં. નાલિ; પ્રા. णाहि] (પેડાંની) નાભિ [દોરી
**નાયડી** [જુઓ નાડ] તાંત; ચામડાની પાતળી
**નાયબ** વિ૦ [અ. नाइब] હાથ નીચેનું–મદદગાર. **૦પ્રધાન** પું૦ મદદનીશ પ્રધાન; 'ડેપ્યુટી મિનિસ્ટર'
**નાયિકા** સ્ત્રી૦ મુખ્ય સ્ત્રીપાત્ર (૨) અગ્રેસર સ્ત્રી (૩) ગુણકા; રામજણી
**–નાર** [સં. अन + कार (પ્રા. आर) પરથી; સર૦ હાર (તારણહાર); હિં.हारा] ભ૦કૃ૦નો કે કર્તૃત્વવાચક પ્રત્યય. ઉદા૦ કરનાર
**નાર** સ્ત્રી૦ નારી; સ્ત્રી [પ.]
**નારકી(૦ય)** વિ૦ [સં.] નરકનું
**નારખું** ન૦ [નાભિ=નાયડી + રખું (સં. रक्ष ઉપરથી)] ચમરખું (૨) પેડાની નાભિમાં ઘાલવામાં આવતી લોઢાની ચૂડી
**નારદ** પું૦[સં.] એક દેવર્ષિ; બ્રહ્માના એક માનસપુત્ર(૨)બે જણને આમતેમ કહીને લડાવી મારનાર, તેમાં મજા માણનાર માણસ [લા.]. **૦વિદ્યા** સ્ત્રી૦, **૦વેડા** પું૦બ૦વ૦ બે જણને લડાવવાની કળા
**નારંગ** પું૦ [સં.; ફા.] નારંગીનું ઝાડ.**–ગિયું** વિ૦ નારંગી.**–ગી** વિ૦ નારંગી રંગનું (૨) સ્ત્રી૦ એક ઝાડ કે તેનું ફળ

**નારા** સ્ત્રી૦ [સં.] પાણી [એક છંદ
**નારાચ** ન૦ [સં.] લોઢાનું બાણ (૨) પું૦
**નારાજ** વિ૦[फा.] નાખુશ. ૦ગી, –જી સ્ત્રી૦ [फा.] નાખુશી
**નારાયણ** પું૦ [સં.] શેષશાયી વિષ્ણુ (૨) એક ઋષિ; નરના સાથી (૩) સંન્યાસી. **–ણી** સ્ત્રી૦ [સં.] દુર્ગા (૨) લક્ષ્મી
**નારિકેર (–લ)** ન૦ [સં.] નારિયેળ
**નારિયેળ** ન૦ [સં. नारिकेल; णारिएर,–ल] શ્રીફળ. [૦**આપવું** = નોકરીમાંથી કાઢી મૂકવું. ૦**સ્વીકારવું** = વિવાહની માગણી કબૂલવી]. **–ળી** સ્ત્રી૦ નાળિયેરનું ઝાડ. **–ળી પૂનમ** સ્ત્રી૦ શ્રાવણી પૂર્ણિમા
**નારી** સ્ત્રી૦ [સં.] સ્ત્રી. ૦**કુંજર** પું૦ હાથીનો દેખાવ દેખાય તેવી સ્ત્રીઓના શરીરની ગોઠવણ
**નારીકેર(–લ)** ન૦ [સં.] નારિયેળ
**નારીજાતિ** સ્ત્રી૦ સ્ત્રીજાતિ (૨) સ્ત્રીલિંગ [વ્યા.] [સન્માન
**નારીપ્રતિષ્ઠા** સ્ત્રી૦ સ્ત્રીઓ પ્રત્યેનો આદર-
**નારુ** પું૦ વસવાયો (૨) વસવાયાની હકસાઈ. ૦**કારુ** વિ૦ [फा. नारुकारु] ફાલતુ–હલકી જાતનું (૨) પું૦ બ૦ વ૦ વસવાયાની ચૌદ જાત (નવ નારુ અને પાંચ કારુ)
**નારું** (ના') ન૦ [સર૦ દે. णारुट्ट = ખાડો, દર] ગૂમડું પાકીને પડેલો શાર–તેનું મોઢું (૨) એક રોગ જેમાં ફોલ્લાઓ થઈ અંદરથી સૂતર જેવો લાંબો કીડો નીકળે છે
**નાલ** સ્ત્રી૦ [સં.] દાંડી (કમળ ઇ૦ની)
**નાલાયક** વિ૦ [फा. नालाइक] અયોગ્ય. **–કી** સ્ત્રી૦ અયોગ્યતા [નસ
**નાલિ** સ્ત્રી૦ [સં.] મોરી; નીક (૨) નાડી;
**નાલિકેર** ન૦ [સં.] નાળિયેર. **–રી** સ્ત્રી૦ નાળિયેરી
**નાલી** સ્ત્રી૦[સં.] જુઓ નાલિ [બદગોઈ
**નાલેશી(–સી)** સ્ત્રી૦ [फा. नालिश] નિંદા;
**નાવ** સ્ત્રી૦; ન૦ [સં. नौ; प्रा. णावा] હોડી; વહાણ. ૦**ડી** સ્ત્રી૦ નાની હોડી. ૦**ડું** ન૦ હોડકું
**નાવણ** (ના') ન૦ [સં. स्ना; प्रा. ण्हा(०व) ઉપરથી] સ્નાન (૨) નાહવાનું પાણી (૩) ઋતુસ્નાન (૪) રજ; આર્તવ. **–ણિયું** ન૦ સ્નાન [પ.] (૨) નાહવાની જગા. **–ણિયો** પું૦ અંઘોળિયું
**નાવલિયો,નાવલો** પું૦ પતિ(લાલિત્યવાચક)
**નાવાકેફ** વિ૦[फा. ना+अ. वाक़िफ़] અજાણ; અપરિચિત [વગરનું(૨)નધણિયાતું
**નાવારસ(–સી)** વિ૦[फा. नावारिस] વારસ
**નાવિક** પું૦ [સં.] વહાણવટી (૨) સુકાની
**નાવી** પું૦ [સં. नापित; प्रा. णाविअ] હજામ; નાઈ
**નાવીન્ય** ન૦ [સં.] નવીનતા
**નાશ** પું૦ [સં.] સંહાર; પાયમાલી; ખુવારી (૨) નુકસાન; તોટો. ૦**ક** [સં.], ૦**કારક** વિ૦ નાશ કરનારું. ૦**ન** વિ૦ [સં.] જુઓ નાશક (૨) ન૦ નાશ. ૦**વંત**, ૦**વાન** વિ૦ નાશ પામે તેવું; નશ્વર
**નાશિક** ન૦ જુઓ નાસિક
**–નાશી** વિ૦ [સં.] નાશક (સમાસને અંતે આવે છે) [વરાળ લેવી તે
**નાસ** પું૦ [સં. नस्य] નાક વાટે ધૂણી કે
**નાસણું** ન૦ નાસવું તે; નાસભાગ
**નાસપતી** સ્ત્રી૦; ન૦[फा. नाशपाती] એક ફળ
**નાસભાગ** સ્ત્રી૦(નાસવું+ભાગવું) નાસાનાસ
**નાસમજ** વિ૦[फा. ना+समज] અણસમજુ
**નાસવું** અ૦ક્રિ૦ (સં. नश्; प्रा. णस्स, णास] દોડવું(૨) જતું રહેવું; ભાગવું(૩) પાછું પડવું
**નાસા** સ્ત્રી૦ [સં.] નાક (૨) દરવાજાનો ઉપલો ભાગ જેમાં ગણપતિનું ચિત્ર કાઢેલું હોય છે. ૦**ગ્ર** ન૦ [સં.] નાકનું ટેરવું
**નાસાનાસ(–સી)** સ્ત્રી૦ દોડાદોડ; નાસભાગ
**નાસાબિત** વિ૦ [फा.] સાબિત ન થયેલું; અસિદ્ધ [હિંદુતીર્થ
**નાસિક** ન૦ [સં. नासिक्य] દક્ષિણનું એક
**નાસિકા** સ્ત્રી૦ [સં.] જુઓ નાસા. ૦**ગ્ર** ન૦ [સં.] જુઓ નાસાગ્ર
**નાસિ(–સી)પાસ** વિ૦ [फा.] નિરાશ. **–સી** સ્ત્રી૦ નિરાશા [એક રોગ
**નાસૂર** ન૦ [अ.] નાક અને ગળા વગેરેનો

**નાસેડુ** વિ૦ (૨) પું૦ ['નાસવું' ઉપરથી] નાસી જનાર (માણસ)

**નાસ્તિ** સ્ત્રી૦ [સં.] અભાવ; ન હોવું તે. **૦ક** વિ૦ [સં.] ઈશ્વર, પરલોક, કર્મફળ. વગેરે નથી એવી માન્યતાવાળું (૨) પું૦ તેવો માણસ (૩) ચાર્વાક. **૦કતા** સ્ત્રી૦ [સં.], **૦કપણું**, **૦ક્ય** ન૦ [સં.] નાસ્તિક હોવું તે કે તેનો ભાવ

**નાસ્તો** પું૦ [फा. नाश्तह] હાજરી; શિરામણ

**નાહક** અ૦ [फा. नाहक़] વગર કારણે; ખાલીપીલી (૨) વગર હકે; અન્યાયી રીતે. **૦નું** ક્રિ૦ વિ૦ કારણ કે હક વગર; નાહક

**નાહવું** (ના'વું) અ૦ક્રિ૦ [સં. स्ना; प्रा. ण्हा] સ્નાન કરવું. [**નાહી નાખવું**=ખતમ કે મૂએલું જાણવું (૨) આશા કે સંબંધ છોડી દેવાં (૩) શોક ચિંતા વિસારે પાડવાં]. **૦નિચોવવું** અ૦ક્રિ૦ લાગતું-વળગતું હોવું; સંબંધ હોવો [લા.]

**નાહિંમત** વિ૦ [फा.] હિંમત વિનાનું; કાયર

**નાહીં** અ૦ [अप. णाहिं] નહિ [પ.]

**નાળ** પું૦ [અ. નઅલ] ઘોડા તથા બળદને પગે કે જોડાની એડીએ જડવામાં આવતી લોખંડની જાડી પટી

**નાળ** પું૦ [સં. नाल] નાલ; લાંબી પોલી દાંડી કે નળી (૨) ગર્ભમાં બાળકની દૂંટી સાથે જોડાયેલી રગોની લાંબી નળી (૩) સ્ત્રી૦ નેળ (૪) નળિયું (૫) પરનાળ (૬) બંદૂકની નળી. **૦ચું** ન૦ પ્રવાહી પદાર્થ રેડવા માટેની અમુક આકારની ભૂંગળી

**નાળિયું** ન૦ [નાળ પરથી] નેળ; સાંકડી ગલી

**નાળિયેર, –રી, –રી પૂનમ** જુઓ 'નારિયેળ'માં [નદી (૩) ગરનાળું

**નાળું** ન૦ [સં. नालक] વહેળો (૨) નાની

**નાંખવું** (૦) સ૦ક્રિ૦ [સં. निक्षिप; प्रा. णिक्खिव] નાખવું; ફેંકવું; ઉરોટવું (૨) દૂર કરવું; બાજુ પર રાખવું; પડતું મૂકવું (૩) મૂકવું (જેમ કે ઘાસ ક્યાં નાંખવાનું છે?) (૪) અંદર ઉમેરવું (શાકમાં ગોળ નાખવો) (૫) કારીગરને ત્યાં તૈયાર કરાવવા સોંપવું (દરજીને ત્યાં કપડાં નાંખવાં) (૬) કર કે વેરો બેસાડવો (૭) અન્ય ક્રિ૦ની સહાયમાં તે ક્રિયા ઝપાટાબંધ પૂરી કરવાનો (અથવા કોઈ સ્થાને તે ગમે તેમ પૂરી કરવાનો) ભાવ બતાવે છે. ઉદા૦ કાપી નાંખ; લખી નાંખ [લંગર

**નાંગર** (૦) ન૦ [दे. णंगर,–ल; फा. लंगर]

**નાંગરણું** (૦) ન૦ જુઓ નાગરણું [રવું

**નાંગરવું** (૦) સ૦ક્રિ૦ લંગર નાખવું (૨) જોત-

**નાંદી** સ્ત્રી૦ [સં.] આશીર્વાદાત્મક શ્લોક; આશીર્વાદ, નમસ્કાર કે વસ્તુનિર્દેશવાળો નાટકનો પ્રારંભનો શ્લોક

**નાંધડિયું** (૦) વિ૦ નાનું

**નાંધલું** (૦) વિ૦ નાનું

**નિ** [સં.] ક્રિયાપદ અને નામની આગળ નીચેના અર્થોમાં લગાડાતો પૂર્વગ : (૧) નીચે, તળે, અંદર. ઉદા૦ નિપાત, નિમગ્ન (૨) સમૂહ, ગાઢતા, અતિશયતા. ઉદા૦ નિકુંજ, નિગ્રહ, નિગૂઢ (૩) ચોકસપણું; ભાવાત્મકતા. ઉદા૦ નિખાલસ (૪) નિર્, નિસ્ એ સં. પૂર્વગોના રૂપ તરીકે, બહાર એવા અર્થમાં. ઉદા૦ નિકાસ (૫) અભાવ, ઓછપ એવા અર્થમાં. ઉદા૦ નિધડક

**નિકટ** વિ૦ [સં.] પાસેનું (૨) અ૦ પાસે. **૦વર્તી** વિ૦ નિકટ રહેલું

**નિકર** પું૦ [સં.] સમૂહ

**નિકલ** સ્ત્રી૦ [ઇં.] એક ધાતુ [પથ્થર

**નિકષ** પું૦ [સં.] સરાણ (૨) કસોટી કે તેનો

**નિકંદન** ન૦ [સં.] નાશ

**નિકા** પું૦ [અ. निकाह] લગ્ન [સમૂહ

**નિકાય** પું૦ [સં.] ઘર; રહેઠાણ (૨) શરીર (૩)

**નિકાલ** પું૦ [प्रा. णिक्काल (સં. निर्+कालय) પરથી] ફેંસલો; પતાવટ (૨) નીકળવાનો માર્ગ

**નિકાશ(–સ)** સ્ત્રી૦ [જુઓ નિકાસવું] માલનું પરદેશ જવું તે

**નિકાસવું** સ૦ક્રિ૦ [સં. निर्+कालय; प्रा. णिक्कस] નિકાસ કરવી (૨) બહાર કાઢવું

**નિકાહ** પું૦ [અ.] જુઓ નિકા

**નિકુંજ** સ્ત્રી૦ [સં.] વનસ્પતિની ઘટા

**નિકૃષ્ટ** વિ૦ [સં.] અધમ; હલકું (૨) પાસે
**નિકેત** પું૦, **૦ન** ન૦ [સં.] સ્થાન; ઘર
**નિક્ષિપ્ત** વિ૦ [સં.] ફેંકેલું(૨) મોકલેલું(૩) તજેલું (૪) થાપણ તરીકે મૂકેલું–સોંપેલું
**નિક્ષેપ** પું૦ [સં.] ફેંકવું તે(૨)મોકલવું તે (૩) ત્યાગ (૪) ન્યાસ; થાપણ; ટ્રસ્ટ
**નિખરાવવું** સ૦ક્રિ૦ 'નિખારવું'નું પ્રેરક
**નિખર્વ** પું૦[સં.]સો અબજ જેટલી સંખ્યા
**નિખાદ** પું૦ જુઓ નિષાદ
**નિખાર** પું૦ ખેળ કાઢવી–નિખારવું તે(૨) ખેળ; કાંજી(૩)મોટી ઓટ (૪)ઓટ પછી બાર મિનિટ સુધી પાણી સ્થિર રહે છે તે
**નિખારવું** સ૦ક્રિ૦ ધોવું; સાફ કરવું; ખેળ કાઢી નાંખવી
**નિખાલસ** વિ૦ [नि+खालिस (અ.)] ખુલ્લા –શુદ્ધ દિલનું. **૦તા** સ્ત્રી૦
**નિખિલ** વિ૦ [સં.] બધું
**નિગડ** ન૦ [સં.] બેડી (૨) હાથીના પગમાં નાખવાની સાંકળ (૩) હેડ; ડેરો
**નિગમ** પું૦ [સં.] વેદ; ધર્મશાસ્ત્ર (૨)ઈશ્વર (૩) અંત. **૦ન** ન૦ [સં.] સાર; નિકાલ (૨) ન્યાયના પંચાવયવ વાક્યમાં છેલ્લું – પાંચમું, જેમાં પ્રતિજ્ઞાવાક્યમાં જણાવેલી વાત સિદ્ધ થઈ એવું સૂચવવા તેનું ફરીથી કથન કરવામાં આવે છે [ન્યા.]
**નિગમવું** સ૦ક્રિ૦ [સં. निर्गम्, પ્રા. निग्गम પરથી] ટાળવું; દૂર કરવું (૨) અ૦ક્રિ૦ વીતવું; ગુજરવું [વગેરે શાસ્ત્રો
**નિગમાગમ** ન૦ [સં. निगम + आगम] વેદ
**નિગાહ** સ્ત્રી૦ [ફા.] નજર; દૃષ્ટિ (૨) [લા.] ધ્યાન; સંભાળ; કાળજી (૩) મહેરબાની
**નિગાળ** પું૦ ['નિગાળવું' ઉપરથી]ઓઘરાળો (૨) ઘાડો રસ (૩) ગાળતાં રહેલો કચરો. **૦વું** સ૦ક્રિ૦ [નિ+ગાળવું] ટપકે એમ કરવું. **–ળો** પું૦ જુઓ નિગાળ
**નિગૂઢ** વિ૦ [સં.] ગુપ્ત; બરોબર સંતાડેલું (૨) ઊંડું; અગમ્ય; ગૂઢ
**નિગ્રહ** પું૦ [સં.] અવરોધ; અટકાવ; દમન (૨) બંધન (૩) સજા
**નિગ્રો** પું૦ [ઇં.] હબસી
**નિઘંટુ** પું૦ [સં.] શબ્દકોશ; શબ્દસૂચિ
**નિઘા** સ્ત્રી૦ જુઓ નિગાહ
**નિચોડ** પું૦ [નિચોવવું] નિચોવીને કાઢેલો રસ (૨) સાર; તાત્પર્ય [લા.]
**નિચોર(–લ)** [સં. निचोल] પું૦ આચ્છાદન; ઘૂંઘટનું કપડું (૨) પછેડી; ચાદર (૩)વસ્ત્ર; કપડું
**નિચોવવું** સ૦ક્રિ૦ [દે. णिच्चोय] દબાવીને પાણી બહાર કાઢવું (૨) કસ રહે નહિ તેમ કરવું. [લા.]. **નિચોવાવું** અ૦ ક્રિ૦ (કર્મણિ) [णिच्छाल]વીછળવું
**નિછાળવું** સ૦ક્રિ૦ [સં. नि+क्षालय्; પ્રા.
**નિજ** વિ૦ [સં.] પોતાનું. **૦ધામ** ન૦ સ્વ-ધામ; પરમાત્માનું ધામ. **–જાનંદ** પું૦ [+आनंद] પોતાનો આનંદ(૨) આત્માનંદ
**નિજારા** પું૦જુઓ નેજારા [ની સંજ્ઞા
**નિઝામ** પું૦[અ.]દક્ષિણ હૈદરાબાદના રાજા-
**નિટોલ(–ળ)** અ૦ નીઠ; નક્કી
**નિત** વિ૦ (૨) અ૦ [સં. नित्य] નિત્ય; રોજ [પ.]. **૦નવું** વિ૦ હમેશ નવું; તાજું
**નિતરાણ, નિતરામણ** ન૦ નીતરેલું પાણી કે પ્રવાહી [નિતારાવવું
**નિતરાવવું** સ૦ક્રિ૦ 'નીતરવું'નું પ્રેરક;
**નિતલ** ન૦ [સં.] સાત પાતાળમાંનું એક
**નિતંબ** પું૦ [સં.] કૂલો; થાપો (સ્ત્રીનો) (૨)ઊંચો અને ઊતરતો ઢોળાવ. **૦વતી, –બિની** સ્ત્રી૦ [સં.] ભારે અને ઢળતા નિતંબવાળી સ્ત્રી
**નિતાર** પું૦ નિતારી લીધેલું પ્રવાહી. **૦વું** સ૦ક્રિ૦ નીતરે એમ કરવું. **–રાવવું** સ૦ક્રિ૦ (પ્રેરક) (૨) નિતારવામાં મદદ કરવી. **–રાવું** અ૦ ક્રિ૦ (કર્મણિ)
**નિતાંત** વિ૦ (૨) અ૦ [સં.] ખૂબ; અતિશય
**નિત્ય** વિ૦ [સં.] શાશ્વત; અવિનાશી (૨) રોજનું; રોજ કરવાનું (૨) અ૦ દરરોજ. **૦કર્મ** ન૦ [સં.] રોજનું કાર્ય; નિત્ય કરવાનો ધાર્મિક વિધિ. **૦તા** સ્ત્રી૦, **૦ત્વ** ન૦ [સં.] શાશ્વતતા. **૦નવું** વિ૦

જુઓ નિતનવું. ૦નિયમ પું૦ [સં.] ન ફરી શકે તેવો–સનાતન નિયમ (૨) નિત્યકર્મ. –પાઠ પું૦ હંમેશ કરવાનો ધાર્મિક પાઠ. –ત્યાનંદ પું૦ [+આનંદ] શાશ્વત આનંદ

**નિદર્શક** વિ૦ [સં.] જોનાર (૨) બતાવનાર; સૂચક. –ન ન૦ [સં.] બતાવવું તે (૨) જોવું તે (૩) પુરાવો (૪) ઉદાહરણ

**નિદાઘ** પું૦ [સં.] ઉનાળો (૨) તડકો; તાપ

**નિદાન** ન૦ [સં.] મૂળ કારણ (૨) રોગનાં કારણોની તપાસ (૩) રોગ નક્કી કરવો તે; રોગની ઓળખ (૪) પરિણામ, અંત (૫) અ૦ ઓછામાં ઓછું; છેવટે; આખરે (૬) અવશ્ય

**નિદિધ્યાસ** પું૦, ૦ન ન૦ [સં.] ચિંતવન

**નિદેશ** પું૦ [સં.] આજ્ઞા

**નિદ્રા** સ્ત્રી૦ [સં.] ઊંઘ. ૦ધીન, ૦વશ વિ૦ નિદ્રાને આધીન; ઊંઘતું. ૦સન ન૦ [+આસન] અતિ લાંબી નિદ્રામાં પડવું તે. –દ્રિત વિ૦ [સં.] ઊંઘતું; ઊંઘેલું

**નિધડક** અ૦ [નિ+ધડક] બેધડક

**નિધન** ન૦ [સં.] મૃત્યુ

**નિધાન** ન૦ [સં.] નિધિ (૨) આધાર

**નિધિ** પું૦ [સં.] ભંડાર

**નિન(–ના)દ** પું૦ [સં.] અવાજ

**નિનાદિત** વિ૦ [સં.] અવાજવાળું

**નિપજાવવું** સ૦ક્રિ૦ ઉત્પન્ન કરવું; 'નીપજવું'નું પ્રેરક

**નિપાત** પું૦ [સં.] નીચે પડવું તે (૨) વિનાશ (૩) મૃત્યુ (૪) [વ્યા.] અવ્યય (૫) જે શબ્દનું મૂળ ન મળતું હોય તે; અનિયમિત રૂપ. –તી વિ૦ [સં.] નીચે પડતું (૨) નાશ પામતું

**નિપુણ** વિ૦ [સં.] પ્રવીણ. ૦તા સ્ત્રી૦

**નિબંધ** પું૦, ૦ન ન૦ [સં.] મુદ્દાસર લેખ (૨) કાયદો; ધારો (૩) બંધન; પ્રતિરોધ

**નિબિડ** વિ૦ [સં.] ઘાડું (૨) ભારે મુશ્કેલ

**નિબોધ** પું૦, ૦ન ન૦ [સં.] જ્ઞાન

**નિભાડો** પું૦ જુઓ નિમાડો

**નિભાવ** પું૦ [સં. નિર્વાહ] ભરણપોષણ(૨) આધાર; ટકાવ. ૦વું સ૦ક્રિ૦ 'નીભવું'નું પ્રેરક (૨) જેમ તેમ કરીને નિભાવ કરવો (૩) ચલાવી લેવું

**નિભૃત** વિ૦ [સં.] મૂકેલું; ભરેલું(૨)સંતાડેલું (૩) શાંત; સ્થિર; દૃઢ(૪) નમ્ર; વિનયી (૫) નિર્જન; એકાંત (૬) બંધ (૭) વિશ્વાસુ

**નિભ્ભર** વિ૦ [સં. નિર્ભર; પ્રા. ણિબ્ભર]ભારે (૨) ભરેલું (૩) મજબૂત

**નિભ્રંછના** સ્ત્રી૦ + જુઓ નિર્ભર્ત્સના. –વું સ૦ક્રિ૦ + નિભ્રંછના કરવી

**નિમક** ન૦ [જુઓ નમક] મીઠું. ૦હરામ વિ૦ લૂણહરામ; કૃતઘ્ન. ૦હરામી સ્ત્રી૦ કૃતઘ્નતા. ૦હલાલ વિ૦ કૃતજ્ઞ. ૦હલાલી સ્ત્રી૦ કૃતજ્ઞતા

**નિમગ્ન** વિ૦ [સં.] લીન; એકતાર

**નિમજ્જન** ન૦ [સં.] ડૂબકું

**નિમડાવવું** સ૦ક્રિ૦ ['નિમાડો' ઉપરથી] માટીના વાસણને અગ્નિશુદ્ધ કરવા ચૂલા ઉપર ઊંધું મૂકી તપાવવું

**નિમણૂક** સ્ત્રી૦ જગા કે કામ ઉપર નિમાવું કે નીમવું તે (૨) પગાર

**નિમતાણો** પું૦ તપાસ; હિસાબની તપાસ. –નદાર હિસાબ તપાસનાર; અન્વેષક. –નો પું૦ નિમતાણો

**નિમંત્રક** પું૦ [સં.] નિમંત્રણ કરનાર; 'કન્વીનર'. –ણ ન૦ [સં.] આમંત્રણ; નોતરું. ૦વું સ૦ક્રિ૦ નોતરવું

**નિમંત્રિત** વિ૦ [સં.] નોતરેલું

**નિમંત્રી** પું૦ [સં.] નિમંત્રક; 'કન્વીનર'

**નિમાજ(–ઝ)** જુઓ નમાજ, –ઝ

**નિમાડો** પું૦ [સં. નિર્મા, પ્રા. निम्माण પરથી] માટીનાં વાસણોને પકવવા ગોઠવેલો ઢગલો (૨) કુંભારની ભઠ્ઠી

**નિમાવવું** સ૦ક્રિ૦, **નિમાવું** અ૦ક્રિ૦ 'નીમવું'નું પ્રેરક ને કર્મણિ

**નિમાળો** પું૦ વાળ

**નિમિત્ત** ન૦ [સં.] કારણ (૨) હેતુ; ઉદ્દેશ (૩) યોગ; શુકન (૪) આળ (૫) બહાનું. ૦ભૂત વિ૦ નિમિત્ત બનેલું

**નિમિષ** પું૦ [સં.] આંખનો પલકારો(૨)પળ
**નિમીલિત** વિ૦ [સં.] બિડાયેલું; મીંચાયેલું
**નિમેખ** પું૦ +, **નિમેષ** [સં.] પું૦ જુઓ નિમિષ
**નિમેષોન્મેષ** પું૦ [સં.] નિમેષ અને ઉન્મેષ; આંખની ઉઘાડવાસ
**નિમ્ન** વિ૦ [સં.] નીચું (૨) ઊંડું. **૦ગા** સ્ત્રી૦ નદી. **૦લિખિત** વિ૦ નીચે લખેલું
**નિયત** વિ૦ [સં.] નક્કી થયેલું કે કરેલું (૨) સ્થાપેલું. **૦કાલિક** વિ૦ નક્કી કરેલા સમયવાળું (૨) ન૦ તેવું છાપું;સામયિક
**નિયતિ** સ્ત્રી૦ [સં.] નિયમ (૨) ભાગ્ય
**નિયમ** પું૦ [સં.] ધારો; કાયદો (૨) રીત; ચાલ (૩) વ્રત; પ્રતિજ્ઞા (૪) બંધન; નિયંત્રણ (૫) ઠરાવ. **૦ન** ન૦ [સં.] નિયંત્રિત કરવું, કાબૂમાં રાખવું, મર્યાદામાં રાખવું તે. **૦બદ્ધ** વિ૦ નિયમોથી બંધાયેલું; ચોકસ; નિયમિત
**નિયમસર** અ૦ નિયમ પ્રમાણે
**નિયમાવલિ(–લી)** સ્ત્રી૦ [સં.] નિયમોની હારમાળા (૨)સંસ્થા તંત્ર ઇ૦ના નિયમો તે – ધારાધોરણ
**નિયમિત** વિ૦ [સં.] મુકરર કરેલું (૨) નિયમબદ્ધ. **૦તા** સ્ત્રી૦
**નિયંતા** પું૦[સં.]નિયમમાં રાખનાર–ઈશ્વર
**નિયંત્રણ** ન૦, **–ણા** સ્ત્રી૦ [સં.] જુઓ નિયમન [તેવું કે આણેલું – કરેલું
**નિયંત્રિત** વિ૦ [સં.] નિયંત્રણમાં હોય
**નિયામક** વિ૦ [સં.] નિયમમાં રાખનાર; વ્યવસ્થા કરનાર (૨) પું૦ તેવો માણસ. (૩) નિયામકસભાનો સભ્ય; 'સેનેટર' **૦સભા** સ્ત્રી૦ વિદ્યાપીઠનું તંત્ર ચલાવનાર સભા; 'સેનેટ'
**નિયુક્ત** વિ૦ [સં.] નિમાયેલું; નીમવામાં આવેલું. **–ક્તિ** સ્ત્રી૦ [સં.] નિમણૂક
**નિયુત** પું૦ [સં.] દશ લાખ
**નિયોગ** પું૦ [સં.] હુકમ(૨)નિયુક્ત કર્તવ્ય
**નિયોજન** ન૦ [સં.] કોઈ કામમાં યોજવું, મુકરર કરવું, પ્રેરવું તે

**નિર્** અ૦ [સં.] જુઓ નિસ્; 'વિનાનું', –થી 'મુક્ત','બહાર' એવો અર્થ બતાવતો ઉપસર્ગ
**નિરક્ષર** વિ૦ [સં.] અભણ. **૦તા** સ્ત્રી૦
**નિરત** વિ૦ [સં.] લીન; મગ્ન. **–તિ** સ્ત્રી૦[સં.] આસક્તિ; લગની
**નિરતિશય** વિ૦ [સં.] જેનાથી ચડિયાતું ન હોય તેવું; ઉત્તમ કોટિનું
**નિરધાર** પું૦ જુઓ નિર્ધાર(૨)અ૦ નક્કી. **૦વું** સ૦ક્રિ૦ જુઓ નિર્ધારવું
**નિરનિરાળું** વિ૦[જુઓ નિરાળું (દ્વિર્ભાવ)] જુદું જુદું; અલગ અલગ
**નિરપરાધ(–ધી)** વિ૦ [સં.] નિર્દોષ
**નિરપવાદ** વિ૦[સં.]અપવાદ વગરનું;પૂરેપૂરું
**નિરપેક્ષ** વિ૦ [સં.] અપેક્ષા વગરનું; નિસ્પૃહ (૨) સ્વતંત્ર; પોતાની મેળે નભે એવું; 'ઍબ્સોલ્યૂટ'. **૦તા** સ્ત્રી૦. **–ક્ષિત** વિ૦ [સં.] અપેક્ષિત નહિ તેવું
**નિરભિમાન** વિ૦ [સં.] અભિમાન વગરનું (૨) ન૦ અભિમાનનો અભાવ
**નિરભ્ર** વિ૦ [સં.] વાદળાં વગરનું
**નિરયન** વિ૦ [સં.] અયનચલનને ગણતરીમાં ન લેતું [ખ.]
**નિરર્ગલ** [સં.], **–ળ** વિ૦ જુઓ અનર્ગળ
**નિરર્થ(૦ક)** વિ૦[સં.] અર્થહીન(૨)નકામું
**નિરલસ** વિ૦ [સં.] આળસ વગરનું
**નિરવદ્ય** વિ૦ [સં.] દોષરહિત;ખોડખાંપણ વિનાનું [પાર વગરનું
**નિરવધિ** વિ૦[સં.] અવધિ કે હદ બહારનું;
**નિરવયવ(–વી)** વિ૦ [સં.] અવયવ વગરનું; અખંડ
**નિરવશેષ** વિ૦ [સં.] બધું; તમામ
**નિરવાણ** અ૦ [જુઓ નિર્વાણ] અવશ્ય; જરૂર [પ.] [વગરનું
**નિરસ** વિ૦ [સં.] નીરસ; રસ કે સ્વાદ
**નિરસન** ન૦ [સં.] કાઢી મૂકવું – દૂર કરવું તે (૨) ઓકવું તે (૩) નિરાકરણ (૪) નાશ
**નિરસ્ત** વિ૦ [સં.] કાઢી મૂકેલું; દૂર કરેલું (૨) નાશ પામેલું (૩) ના પાડેલું (૪)ઓકેલું

**નિરસ્ત્ર** વિ૦ [સં.] હથિયાર વિનાનું
**નિરહંકાર(-રી)** વિ૦[સં.] અહંકાર વિનાનું
**નિરંકુશ** વિ૦[સં.] અંકુશ વગરનું; ઉચ્છૃંખલ
**નિરંજન** વિ૦ [સં.] અંજન વિનાનું (૨) દોષ વિનાનું
**નિરંતર** અ૦ [સં.] સતત (૨) હંમેશ
**નિરાકરણ** ન૦ નિવેડો; ઉકેલ (૨) નાકબૂલ -રદબાતલ કરવું તે
**નિરાકાર** વિ૦ [સં.] આકાર વગરનું
**નિરાગ્રહી** વિ૦ [સં. निराग्रह] આગ્રહ વગરનું
**નિરાડંબર** વિ૦[સં.]આડંબર રહિત; સરળ
**નિરાધાર** વિ૦ [સં.] આધાર વગરનું
**નિરામય** ન૦ તંદુરસ્તી (૨) વિ૦[સં.] નીરોગી
**નિરામિષ** વિ૦ [સં.] માંસ વગરનું; 'વેજિટેરિયન'. **-ષાહાર** પું૦ [+आहार] માંસ વગરનો ખોરાક; અન્નાહાર. 'વેજિટેરિયેનિઝમ'. **-ષાહારી** વિ૦ (૨) પું૦ અન્નાહારી [વગરનું (૨) અધ્ધર
**નિરાલંબ** વિ૦ [સં.] આલંબન - આધાર
**નિરાવવું** સ૦ક્રિ૦ 'નીરવું'નું પ્રેરક
**નિરાશ** વિ૦ [સં.] નાઉમેદ; આશાભંગ. **-શા** સ્ત્રી૦ નાઉમેદી. **-શાવાદ** પું૦ 'પેસિમિઝમ'; આશાવાદથી ઊલટું તે. **-શાવાદી** પું૦ (૨) વિ૦ નિરાશાવાદવાળું કે તેમાં માનનાર
**નિરાશ્રિત** વિ૦ [સં.] નિરાધાર
**નિરાસક્ત** વિ૦ [સં.] આસક્તિ વગરનું
**નિરાહાર(-રી)** વિ૦ [સં.] ભૂખ્યું; ઉપવાસી
**નિરાળું** વિ૦ [પ્રા. णिरालय (સં. निरालय)= એકત્ર સ્થિતિ ન કરનારું] જુદું; ન્યારું
**નિરાંત** સ્ત્રી૦ ફુરસદ (૨) સુખ; જંપ (૩) શાંતિ; સલામતી. **-તે** અ૦ આરામથી (૨) ઉતાવળ કે દોડધામ કર્યા વગર (૩) સુખચેનથી
**નિરીક્ષક** પું૦ [સં.]નિરીક્ષણ કરનાર માણસ (૨) (શાળાનો) ઇન્સ્પેક્ટર. **-ણ** ન૦ અવલોકન
**નિરીક્ષા** સ્ત્રી૦ [સં.] અવલોકન
**નિરીશ્વર** વિ૦ [સં.] ઈશ્વર વગરનું (૨) ઈશ્વર નથી એમ માનનારું. **૦વાદ** પું૦

**નિરુક્ત** ન૦ [સં.] એક વેદાંગ; વ્યુત્પત્તિશાસ્ત્ર. **-ક્તિ** સ્ત્રી૦ વ્યુત્પત્તિ
**નિરુત્તર** વિ૦ [સં.] જવાબ વગરનું (૨) વાદ કે ચર્ચામાં સામો જવાબ ન આપી શકનારું; ચૂપ થઈ ગયેલું
**નિરુત્સાહ** પું૦ ઉત્સાહનો અભાવ; નાઉમેદી (૨) વિ૦ [સં.] ઉત્સાહ વગરનું. **-હી** વિ૦ નિરુત્સાહ
**નિરુદ્ધ** વિ૦ [સં.] રોકેલું (૨) કેદ કરેલું
**નિરુદ્યમ** [સં.], **-મી** વિ૦ ઉદ્યમ વગરનું; આળસુ [ઉપદ્રવ ન કરે તેવું; શાંત
**નિરુપદ્રવ, -વી** [સં.] વિ૦ ઉપદ્રવ વગરનું (૨)
**નિરુપયોગી** વિ૦ [સં. निरुपयोग] ઉપયોગ વિનાનું; નકામું
**નિરુપાય** વિ૦ [સં.] ઉપાય વગરનું; લાચાર
**નિરૂપક** વિ૦ [સં.] નિરૂપનારું (૨) પું૦ નિરૂપણ કરનાર
**નિરૂપણ** ન૦[સં.] બરોબર વર્ણવવું — રજૂ કરવું તે; વર્ણન (૨) અવલોકન; વિવેચન
**નિરૂપવું** સ૦ક્રિ૦ [સં. निरूप्] નિરૂપણ કરવું. **નિરૂપાવવું** સ૦ક્રિ૦ (પ્રેરક). **નિરૂપાવું** અ૦ક્રિ૦ (કર્મણિ) [હોય તે
**નિરૂપિત** વિ૦ [સં.] જેનું નિરૂપણ થયું
**નિરોધ** પું૦ [સં.] રોકાણ; નિગ્રહ. **૦ક, -ધી** વિ૦ રોકનારું
**નિર્ગમ** પું૦; **૦ન** ન૦ [સં.] બહાર જવું તે (૨) દરવાજો (૩) ગુજરવું - ગાળવું તે
**નિર્ગુણ(-ણી)** વિ૦ [સં.] ગુણ વગરનું (૨) કૃતઘ્ની
**નિર્ગ્રંથ** વિ૦ [સં.] ગ્રંથિ - બંધનમાંથી મુક્ત (૨) ગરીબ (૩) અસહાય; એકલું (૪) પું૦ બંધનમુક્ત; સાધુ; ક્ષપણક
**નિર્ઘૃણ(-ણી)** વિ૦ [સં.] ક્રૂર
**નિર્જન** વિ૦ [સં.] ઉજ્જડ. **૦તા** સ્ત્રી૦
**નિર્જર** વિ૦[સં.]અજર; અમર (૨) પું૦ દેવ
**નિર્જલ** વિ૦ (સં.) પાણી વગરનું. **-લા એકાદશી** સ્ત્રી૦ જેઠ સુદ અગિયારશ. **-ળ** વિ૦ નિર્જલ. **-ળા અગિયારશ (-સ), -ળા એકાદશી** સ્ત્રી૦ નિર્જલા એકાદશી

**નિર્જીવ** વિ૦ [સં.] જીવ વગરનું; અચેતન (૨) નિર્બળ (૩) નકામું; નજીવું

**નિર્ઝર** પું૦; ન૦ [સં.] ઝરો (૨) ધોધ. **–રિણી, –રી** સ્ત્રી૦ [સં.] નદી

**નિર્ણય** પું૦ [સં.] નિશ્ચય (૨) ફેંસલો

**નિર્ણાયક** વિ૦ [સં.] નિર્ણય કરનાર કે લાવનાર. **૦મત** ન૦; પું૦ 'કાસ્ટિંગ વોટ'

**નિર્ણીત** વિ૦ [સં.] નક્કી કરેલું

**નિર્દય** વિ૦ [સં.] ક્રૂર; દયા વગરનું. **૦તા** સ્ત્રી૦

**નિર્દાવા** વિ૦ [નિર્+દાવો] ફરીથી દાવો ન થાય તેવું

**નિર્દિષ્ટ** વિ૦ [સં.] બતાવેલું (૨) વર્ણવેલું (૩) આજ્ઞા અપાયેલું (૪) નક્કી કરેલું

**નિર્દેશ** પું૦ [સં.] આજ્ઞા (૨) ઉલ્લેખ. **૦ક** વિ૦ [સં.] દર્શાવનાર; આજ્ઞા કરનાર. **૦ન** ન૦ નિર્દેશવું તે. **૦પત્ર** પું૦; ન૦ સભામાં થવાના કામનો નિર્દેશ કરનારો પત્ર; 'એજેન્ડાપેપર'. **૦વું** સ૦ક્રિ૦ નિર્દેશ કરવો

**નિર્દોષ** વિ૦ [સં.] નિરપરાધી; દોષ વિનાનું. **૦તા** સ્ત્રી૦, **૦પણું** ન૦. **–ષી** વિ૦ નિર્દોષ

**નિર્ધન** [સં.] (**–નિયું, –ની**) વિ૦ પૈસા વગરનું; ગરીબ

**નિર્ધાર** પું૦ [સં.] નિશ્ચય; નિર્ણય. **૦વું** સ૦ક્રિ૦ નિરધારવું; નક્કી કરવું. **–રિત** વિ૦ [સં.] નક્કી કરેલું

**નિર્બલ** [સં.], **–ળ** બળ વગરનું; દુર્બળ. **૦તા** સ્ત્રી૦

**નિર્ભય** વિ૦ [સં.] નીડર. **૦તા** સ્ત્રી૦

**નિર્ભર** વિ૦ [સં.] ભરેલું (૨) પુષ્કળ (૩) આશ્રિત; અવલંબિત

**નિર્ભર્ત્સના** સ્ત્રી૦ [સં.] તુચ્છકાર; તિરસ્કાર (૨) દમદાટી

**નિર્ભેળ** વિ૦ [નિર્+ભેળ] ભેળ વગરનું; ચોખ્ખું; સાફ

**નિર્ભ્રંછવું** સ૦ક્રિ૦ [સર૦ પ્રા૦ णिब्भच्छ] + જુઓ નિર્ભંછવું

**નિર્મમ** વિ૦ [સં.] મમત્વ વિનાનું; વિરક્ત

**નિર્મલ** વિ૦ [સં.] સ્વચ્છ; પવિત્ર

**નિર્મવું** સ૦ક્રિ૦ [સં. નિર્મા; પ્રા. णिम्म;] નિર્માણ કરવું; રચવું; બનાવવું; ઘડવું (૨) નિયત કે નક્કી કરવું

**નિર્મળ** વિ૦ જુઓ નિર્મલ. **૦તા** સ્ત્રી૦. **–ળી** સ્ત્રી૦ એક વનસ્પતિ જેનાંબી મેલું પાણી સ્વચ્છ કરવામાં વપરાય છે

**નિર્માણ** ન૦ [સં.] રચના; સર્જન (૨) નસીબ; નિયતિ

**નિર્માતા** પું૦ સર્જન કરનાર; 'પ્રોડ્યૂસર'

**નિર્માલ** સ્ત્રી૦; ન૦ જુઓ નિર્માલ્ય (સ્ત્રી૦; ન૦)

**નિર્માલ્ય** સ્ત્રી૦; ન૦ [સં.] દેવ ઉપરથી ઉતારેલી કે દેવને ચડેલી વસ્તુ (ફૂલ વગેરે) (૨) વિ૦ દમ વગરનું; તુચ્છ. **૦તા** સ્ત્રી૦

**નિર્માવું** અ૦ક્રિ૦ ['નિર્મવું'નું કર્મણિ] નિર્મિત – નક્કી થવું

**નિર્મિત** વિ૦ [સં.] નિર્માયેલું; રચાયેલું (૨) નક્કી થયેલું; નિયત

**નિર્મૂલ** [સં.], **–ળ** વિ૦ મૂળ વગરનું (૨) નિર્વંશ

**નિર્મોહ** [સં.], **–હી** વિ૦ મોહ વગરનું

**નિર્લજ્જ** વિ૦ [સં.] લાજ વગરનું; અવિવેકી. **૦તા** સ્ત્રી૦

**નિર્લિપ્ત, નિર્લેપ** વિ૦ [સં.] લેપાયા વગરનું; અનાસક્ત

**નિર્લોભ** [સં.], **–ભી** વિ૦ લોભ વગરનું

**નિર્વહણ** ન૦ [સં.] અંત; સમાપ્તિ (૨) નિર્વાહ (૩) નાશ

**નિર્વંશ** [સં.], (**–શી**) વિ૦ જેના વંશમાં કોઈ ન રહ્યું હોય તેવું; નિઃસંતાન

**નિર્વાટ** વિ૦ [સં.] વાટ–પગરવટ વિનાનું

**નિર્વાણ** ન૦ [સં.] મોક્ષ; અંતિમ શાંતિ–શૂન્યત્વ (૨) આખર; અંત; મરણ (૩) વિ૦ શૂન્ય; શાંત (૪) અંત કે અસ્ત પામેલું (૫) અ૦ નિશ્ચલ; ચોક્કસ, અવશ્ય

**નિર્વાસિત** વિ૦ [સં.] ઘરબાર કે વાડીવતનમાંથી હાંકી કાઢવામાં આવેલું; 'રેફ્યુજી'

**નિર્વાહ** પું૦ [સં.] ગુજારો (૨) ટકાવ

**નિર્વિકલ્પ** વિ૦ [સં.] વિકલ્પ વિનાનું; જ્ઞાતા-જ્ઞેય ઇત્યાદિ ભેદ વગરનું (ધ્યાન) (૨) સ્થિર; નિશ્ચિત

**નિર્વિકાર** [સં.], **–રી** વિ૦ વિકાર વિનાનું

**નિર્વિઘ્ન** વિ૦ [સં.] વિઘ્ન વગરનું. **–ઘ્ને** અ૦ વિઘ્ન વગર

**નિર્વિવાદ** વિ૦ [સં.] ચોક્કસ; ખિનતકરારી
**નિર્વીર્ય** વિ૦ [સં.] વીર્યહીન (૨) નબળું; બાયલું
**નિર્વૃત** વિ૦[સં.]સંતોષ પામેલું(૨)પૂરું થયેલું
**નિર્વૃતિ** સ્ત્રી૦ [સં.] સંતોષ (૨) આનંદ (૩)શાંતિ(૪)નાશ(૫)મુક્તિ(૬)પૂરું થવું તે
**નિર્વેદ** પું૦ [સં.] અણગમો (૨) વૈરાગ્ય
**નિર્વૈર** વિ૦ [સં.] વેરવૃત્તિ વગરનું
**નિર્વ્યસની** વિ૦[સં.નિર્વ્યસન]વ્યસન વગરનું
**નિર્વ્યાજ** વિ૦ [સં.] કપટરહિત; સાલસ
**નિર્હેતુક** વિ૦ [સં.] હેતુરહિત
**નિલય** ન૦ [સં.] રહેઠાણ
**નિલવટ** ન૦ [સં. લ્લાટપટ્ટ; સર૦ પ્રા. ણિલાડ, ણિડ(–ડા)લ] લિલવટ; કપાળ
**નિવર્તક** વિ૦ [સં.] પાછું ફરતું(૨)નિવારનારું. **–ન** ન૦ [સં.] પાછું ફરવું તે
**નિવાજવું** સ૦ક્રિ૦ [જુઓ નવાજવું] સરપાવ, પદવી વગેરે આપી સંતોષવું
**નિવાપ** પું૦ [સં.] શ્રાદ્ધ વખતે પિતૃઓને અપાતો બલિ કે અંજલિ. **–પાંજલિ** સ્ત્રી૦ [+અંજલિ] શ્રદ્ધાંજલિ
**નિવાર** પું૦ [સં.] નિવારણ. **૦ક** વિ૦ [સં.] નિવારનારું. **૦ણ** ન૦ [સં.] વારવું તે; દૂર કરવું તે. **૦વું** સ૦ક્રિ૦[સં. નિવારય્] વારવું; રોકવું
**નિવાસ** પું૦ [સં.] રહેઠાણ. **૦સ્થાન** ન૦ નિવાસનું સ્થાન. **–સી** વિ૦ (૨) પું૦ [સં.] રહેવાસી; રહેનારું
**નિવિષ્ટ** વિ૦ [સં.] બેઠેલું (૨) એકતાર થયેલું (૩) ગોઠવાયેલું (૪) પેઠેલું
**નિવૃત્ત** વિ૦ [સં.] નિવૃત્તિ પામેલું
**નિવૃત્તિ** સ્ત્રી૦ [સં.] નિરાંત (૨) ફુરસદ (૩) સંસારની ઉપાધિમાંથી દૂર થઈ એકાંતવાસ સેવવો તે (૪) કામ ન કરવું તે (૫) નોકરીધંધામાંથી ઘડપણ વગેરેને કારણે ફારેગ થવું તે(૬)સમાપ્તિ. **૦માર્ગ** પું૦ નિવૃત્તિ દ્વારા સાધનાનો માર્ગ
**નિવેડો** પું૦ ['નીવડવું' ઉપરથી] ફેંસલો (૨) છેવટ
**નિવેદન** ન૦ [સં.] નમ્રતાથી રજૂ કરવું તે; જણાવવું તે (૨)અરજ (૩) અહેવાલ
**નિવેદિત** વિ૦ [સં.] નિવેદન કરાયેલું (૨) નૈવેદ્ય રૂપે અપાયેલું
**નિવેશ** પું૦ [સં.] પ્રવેશ (૨) પ્રવેશદ્વાર (૩) પડાવ (૪) રહેઠાણ
**નિશ્** [સં.] એક ઉપસર્ગ; જુઓ નિસ્
**નિશ** સ્ત્રી૦ [સં.] રાત્રિ; નિશા. **૦દિન** અ૦ અહોરાત્ર
**નિશા** સ્ત્રી૦[પ્રા. ણિસા; દે. ણીસા] નિશાતરાથી જેના ઉપર વાટવામાં આવે તે પથ્થર
**નિશા** સ્ત્રી૦ [સં.] નિશ; રાત. **૦કર** પું૦ [સં.] ચંદ્ર (૨) મરઘો. **૦ચર** પું૦ [સં.] રાક્ષસ (૨) ભૂત; પિશાચ (૩) ચોર (૪) ન૦ ઘુવડ (૫) વાગળું
**નિશાતરો** પું૦ [જુઓ નિશા નં. ૧] દાળ વાટવાનો પથરો; ઉપરવટણો
**નિશાન** ન૦ [દે. ણિસ્સાણ] ડંકો; ચોઘડિયું (૨) ઊંટ પરની નોબત
**નિશાન** ન૦ [ફા.] ચિહ્ન (૨) ચોટ; તાકવાનું લક્ષ્ય (૩) વાવટો. **૦બાજ** વિ૦ (૨) પું૦ બરાબર નિશાન તાકનાર; તાકોડુ. **૦બાજી** સ્ત્રી૦ નિશાન તાકવાનો અભ્યાસ (૨) નિશાન તાકવાની રમત. **–ની** સ્ત્રી૦ ચિહ્ન (૨) સંજ્ઞા
**નિશાપતિ** પું૦ [સં.] ચંદ્ર
**નિશાળ** સ્ત્રી૦ શાળા. **૦ગરણું** ન૦ [+પ્રા. ગરણ=વિધિ, અનુષ્ઠાન (સં. કરણ)] છોકરાછોકરીને નિશાળે મૂકતી વખતે કરવામાં આવતો વિધિ. **–ળિયો** પું૦ વિદ્યાર્થી
**નિશિત** વિ૦ [સં.] તીક્ષ્ણ; ધાર કાઢેલું
**નિશીથ** પું૦ [સં.] નિશા; રાત્રિ (૨) મધરાત
**નિશ્ચય** પું૦ [સં.] સંકલ્પ; નિર્ણય (૨) ખાતરી (૩) અ૦ નિશ્ચે; નક્કી. **૦પૂર્વક** અ૦ ચોક્કસ; ખાતરીપૂર્વક. **–યાત્મક** વિ૦ [+ આત્મક] નિશ્ચયવાળું; ચોક્કસ. **–યી** વિ૦ નિશ્ચયવાળું
**નિશ્ચલ** [સં.], **–ળ** વિ૦ અચલ; સ્થિર
**નિશ્ચિત** વિ૦ [સં.] નક્કી કરેલું

**નિશ્ચિંત** વિ० [સં.] ચિંતા વગરનું; બેફિકર
**નિશ્ચે** અ०+ખચીત; અવશ્ય; ખાતરીથી [પ.]
**નિશ્ચેતન** વિ० [સં.] ચેતન વગરનું; જડ; મૃત
**નિશ્ચેષ્ટ** વિ० [સં.] નિશ્ચલ; સ્થિર (૨) બેહોશ
**નિશ્વાસ** પું०, **૦ન** ન० [સં. નિઃશ્વાસ] નિસાસો
**નિષ્** [સં.] જુઓ નિસ્
**નિષાદ** પું० [સં.] સંગીતના સાત સ્વરમાંનો 'ની' સ્વર (૨) ભીલ (૩) માછી (૪) ચંડાળ
**નિષિદ્ધ** વિ० [સં.] મના કરેલું; ત્યાજ્ય; બાધિત
**નિષૂદન** વિ० [સં.] નાશ કરનાર (૨) ન० નાશ; કતલ
**નિષેધ** પું० [સં.] મના; બાધ (૨) શાસ્ત્રવિહિત મનાઈ; વિધિથી ઊલટું. **૦ક** વિ० [સં.] મના કરનારું. **૦વાચક** વિ० નિષેધ કહેતું–બતાવતું–સૂચવતું. **૦વું** સ०ક્રિ० મનાઈ કરવી. **–ધાત્મક** વિ० [+आत्मक] નિષેધવાળું; નિષેધરૂપ
**નિષ્ક** પું० [સં.] સોનાનો એક પ્રાચીન સિક્કો
**નિષ્કપટ(–ટી)** વિ० [સં.] કપટ વગરનું
**નિષ્કર્મ** વિ० [સં.] કર્મ ન કરનારું (૨) આળસુ; નવરું (૩) કર્મો વડે લિપ્ત ન થનારું; અનાસક્ત
**નિષ્કર્ષ** પું० [સં.] સાર [નિર્દોષ
**નિષ્કલંક** વિ० [સં.] કલંક વગરનું; શુદ્ધ;
**નિષ્કંટક** વિ० [સં.] કાંટા વગરનું (૨) [લા.] અડચણ વગરનું; સરળ (૩) શત્રુ વગરનું
**નિષ્કંપ** વિ० [સં.] અચળ; સ્થિર; કંપવગરનુ
**નિષ્કામ** [સં.], **–મી** વિ० કામના વિનાનું (૨) ફળની ઇચ્છા વિનાનું (૩) નિઃસ્વાર્થ
**નિષ્ક્રમણ** ન० [સં.] બહાર જવું તે (૨) સંન્યાસ (૩) બાળકને ચોથે માસે ઘર બહાર લાવતાં કરાતો વિધિ
**નિષ્ક્રિય** વિ० [સં.] ક્રિયારહિત. **૦તા** સ્ત્રી०
**નિષ્ઠા** સ્ત્રી० [સં.] શ્રદ્ધા; ભક્તિ; વફાદારી (૨) આસ્થા; વિશ્વાસ (૩) એકાગ્રતા; લીનતા (૪) આશય; ધારણા
**નિષ્ઠુર** વિ० [સં.] નિર્દય (૨) કઠોર. **૦તા** સ્ત્રી० [પ્રવીણ માણસ
**નિષ્ણાત** વિ० [સં.] પ્રવીણ (૨) પું०
**નિષ્પક્ષ** વિ० [સં.] પક્ષ વગરનું; તટસ્થ; ત્રાહિત. **૦પાત, ૦પાતી** વિ० પક્ષપાત વગરનું; સમદર્શી [પ્રાપ્તિ; સિદ્ધિ
**નિષ્પત્તિ** સ્ત્રી० [સં.] સમાપ્તિ; અંત (૨)
**નિષ્પન્ન** વિ० [સં.] ઉત્પન્ન થયેલું; ફલિત (૨) સમાપ્ત થયેલું
**નિષ્પાપ** વિ० [સં.] પાપ વગરનું
**નિષ્પ્રભ** વિ० [સં.] તેજહીન (૨) કમજોર; નિસ્તેજ [નકામું
**નિષ્પ્રયોજન** વિ० [સં.] પ્રયોજન વગરનું;
**નિષ્પ્રાણ** વિ० [સં.] પ્રાણ વગરનું; મૃત (૨) જોર કે જુસ્સા વગરનું [લા.]
**નિષ્ફલ** [સં.], **–ળ** વિ० ફળ વગરનું (૨) નકામું. **૦તા** સ્ત્રી०
**નિસ્** અ० [સં.] 'વિનાનું', 'રહિત' એવા અર્થોમાં નામને લગાડાતો પૂર્વગ. ક્રિયાપદોને લાગતાં તે વિયોગ, ચોક્કસતા, પૂર્ણતા, ઉલ્લંઘન વગેરે અર્થો બતાવે છે. સ્વરો અને ઘોષ વ્યંજનો પહેલાં તેનું રૂપ નિર્ થાય છે; અને ઊષ્માક્ષરો આગળ નિઃ કે પછીના ઊષ્માક્ષર મુજબ નિશ્, નિસ્ થાય છે (જેમકે નિઃશબ્દ, નિશ્શબ્દ; નિઃસત્ત્વ, નિસ્સત્ત્વ); તથા ચ અને છ પહેલાં નિશ્ થઈ જાય છે; અને ક તથા પ પહેલાં નિષ્ થઈ જાય છે. (જેમ કે નિશ્ચલ, નિષ્કપટ, નિષ્પન્ન)
**નિસ્બત** સ્ત્રી० [અ.] નિસ્બત; સંબંધ; નાતો (૨) દરકાર; પરવા (૩) અ० મારફતે
**નિસરણી** સ્ત્રી० [સં. નિઃશ્રેણી; પ્રા. णिस्सेणि] સીડી
**નિસર્ગ** પું० [સં.] સ્વભાવ (૨) જગત; સૃષ્ટિ (૩) કુદરત. **૦શક્તિ** સ્ત્રી० કુદરતી–મૌલિક શક્તિ; પ્રતિભા. **–ર્ગોપચાર** પું० કુદરતને અનુકૂળ થઈને તથા જળ, વાયુ, માટી વગેરે કુદરતી સાધનો વડે ઉપચાર કરવું વૈદું; 'નેચરોપથી'
**નિસાતરો** પું० જુઓ નિશાતરો
**નિસાસો** પું० [સં. નિઃશ્વાસ; પ્રા. णिस्सास, णिसास] નિશ્વાસ

**નિસૂદન** ન૦ [સં.] જુઓ નિષૂદન
**નિસ્તબ્ધ** વિ૦ [સં.] સ્થિર; જડ; નિશ્ચેષ્ટ
**નિસ્તાર** પું૦[સં.]પાર ઊતરવું તે(૨) મોક્ષ; ઉદ્ધાર [જુસ્સા કે છટા વગરનું
**નિસ્તેજ** વિ૦ [સં.] તેજહીન; ઝાંખું; ફીકું (૨)
**નિસ્પંદ** વિ૦ [સં.] સ્થિર (૨) પું૦ ધ્રુજારો; કંપ
**નિસ્પૃહ(-હી)** વિ૦ [સં.] જુઓ નિઃસ્પૃહ
**નિસ્બત** સ્ત્રી૦ [અ.] જુઓ નિસબત
**નિહાર** પું૦[સં.] નીહાર; હિમ (૨) ઝાકળ (૩) મલમૂત્રાદિની ઉત્સર્ગક્રિયા
**નિહારિકા** સ્ત્રી૦ [સં.] આકાશમાં ફરતા હવામય તેજસમૂહો (જેમાંથી ઘનાવસ્થા પામી ગ્રહો વગેરે બન્યા કહેવાય છે)
**નિહાલ** વિ૦ [ફા.] જુઓ ન્યાલ
**નિહાળવું** સ૦ક્રિ૦[સં. नि + भालु; પ્રા. णिहाल] ધારી ધારીને જોવું
**નિંદક** વિ૦ (૨) પું૦ [સં.] નિંદા કરનાર
**નિંદવું** સ૦ ક્રિ૦ [સં. निंद्] નિંદા કરવી
**નિંદા** સ્ત્રી૦ [સં.] બદગોઈ; વગોવણી. **૦ખોર** વિ૦[+ફા. ખોર]નિંદા કર્યા કરનારું. **૦પાત્ર** વિ૦ નિંદ્ય. **-દિત** વિ૦ [સં.] નિંદાયેલું
**નિંદ્ય** વિ૦ [સં.] નિંદાને લાયક; ખરાબ
**નિઃ** [સં.] જુઓ નિસ્
**નિઃશબ્દ** વિ૦ [સં.] શબ્દ વિનાનું; શાંત (૨) (જવાબમાં) શબ્દ ન બોલતું
**નિઃશસ્ત્ર** વિ૦[સં.]શસ્ત્ર વિનાનું. **-સ્ત્રીકરણ** ન૦ નિઃશસ્ત્ર કરવું તે [વગરનું
**નિઃશંક** વિ૦ [સં.] શંકા વગરનું; ભય
**નિઃશુલ્ક** વિ૦ [સં.] શુલ્ક વગરનું
**નિઃશેષ** વિ૦[સં.] સંપૂર્ણ (૨) અ૦ બિલકુલ
**નિઃશ્વસિત** વિ૦ [સં.] શ્વાસ સાથે બહાર કાઢેલું (૨) ન૦ નિશ્વાસ
**નિઃસત્ત્વ** વિ૦[સં.]સત્ત્વહીન; માલ વિનાનું
**નિઃસંગ** વિ૦ [સં.] એકલું; સંગવગરનું
**નિઃસંતાન** વિ૦ [સં.] વાંઝિયું; સંતાન વગરનું
**નિઃસંદેહ** વિ૦ [સં.] સંદેહરહિત; ચોક્કસ
**નિઃસંશય** વિ૦ [સં.] સંશયરહિત; નિઃશંક
**નિઃસીમ** વિ૦ [સં.] સીમારહિત; અપાર
**નિઃસ્તબ્ધ** વિ૦ [જુઓ નિસ્તબ્ધ] સાવ સ્તબ્ધ – નિશ્ચેષ્ટ
**નિઃસ્પૃહ** વિ૦ [સં.] સ્પૃહા વગરનું; નિષ્કામ. **૦તા** સ્ત્રી૦. **-હી** વિ૦ નિઃસ્પૃહ
**નિઃસ્વાર્થ** [સં.], **-ર્થી** વિ૦ સ્વાર્થરહિત
**ની** પું૦ નિષાદ સ્વરની સંજ્ઞા [સંગીત]
**નીક** સ્ત્રી૦ [સં. नीका] પાણી જવાનો રસ્તો
**નીકર** અ૦ નહિ તો
**નીકળવું** અ૦ક્રિ૦[જુઓ નિકાલ] (અંદરથી કે આરપાર થઈને) બહાર આવવું કે જવું (ઓરડીમાંથી) (૨) જવું; પસાર થવું (આ રસ્તે નીકળજો) (૩) વીતવું; ગુજરવું (કલાક નીકળી ગયો)(૪) પ્રગટવું; બહાર પડવું; ઝરવું (નદી, ઝરો) (૫) દેખાવું; ઉદય થવું(ચંદ્ર, સૂર્ય) (૬) છૂપું છાનું કાંઈ પણ જડવું કે હાથ લાગવું (ચોરીનો માલ) (૭) અંદરથી પેદા થવું. (ગૂમડું, ખળિયા) (૮) છૂટવું; મુક્તિ થવી (કેદમાંથી, દેવામાંથી) (૯) દૂર થવું (ડાઘો) (૧૦) નીવડવું; પાકવું (છોકરો ખરાબ નીકળ્યો) (૧૧) રચાઈને પ્રસિદ્ધ થવું (કાયદો, છાપું) (૧૨) શરૂ થવું; ચાલવું; ઊપડવું (વાત, ચર્ચા; અથવા રેલવે, સડક) (૧૩) તપાસતાં કે હિસાબ કરતાં જે(લેણદેણ)હોય તે જણાવું (માગતું નીકળવું, ભૂલ નીકળવી)(૧૪)બીજી ક્રિયાના કૃદંત સાથે આવતાં, તે કરવાનું આરંભવું, તેને માટે બહાર પડવું એવો ભાવ બતાવે છે (જવા નીકળવું) (૧૪) 'આવવું' 'જવું' 'પડવું' ક્રિ૦ની સહાયમાં 'નીકળી' કૃ૦ તરીકે આવતાં નીકળવાનું ઝટ ને બરોબર થવાનો ભાવ બતાવે છે
**નીગળવું** અ૦ક્રિ૦ [સં. निर् + गल्, પ્રા; णिग्गल] ટપકવું [દાણા આવવા
**નીઘલવું, નીઘલાવું** અ૦ક્રિ૦ ડૂંડાંએ
**નીચ** વિ૦[સં.] અધમ; હલકું. **૦તા** સ્ત્રી૦. **૦લું** વિ૦ નીચે આવેલું
**નીચાજોણું** ન૦ નીચું જોવું પડે–લજવાવું પડે એવી સ્થિતિ

**નીચાણ** ન૦ નીચી જગ્યા (૨) ઢોળાવ
**નીચું** વિ૦ [सं. नीच] ઢળતું (૨) ઓછી ઊંચાઈનું (૩) નીચ;હલકું. **–ચે** અ૦ હેઠે
**નીઠ** અ૦ [સર૦ प्रा. णिट्ठिय (सं. निष्ठित)= સ્થિર, નક્કી] નક્કી
**નીડ** પું૦; ન૦ [सं.] માળો (૨) બોડ
**નીડર** વિ૦ [નિર્+ડર] નિર્ભય. **૦તા** સ્ત્રી૦
**નીતરવું** અ૦ક્રિ૦ [सं. निस्+तॄ;प्रा. णित्थर] ટપકવું (૨) કચરો નીચે ઠરી જઈ સ્વચ્છ થવું (પ્રવાહીનું)
**નીતર્યું** વિ૦ નીતરેલું; સ્વચ્છ
**નીતિ** સ્ત્રી૦ [सं.] ધર્મ પ્રમાણેનું આચરણ; સદાચાર(૨) આચરણના ધાર્મિક નિયમ (૩)ચાલચલગત (૪) રાજનીતિ (૫) પદ્ધતિ (૬) ધોરણ. **૦જ્ઞ** વિ૦[सं.] નીતિ જાણનાર. **૦ધર્મ** પું૦ નીતિ અને ધર્મ (૨) ધર્મબુદ્ધિપૂર્વકની નીતિ. **૦નાશ** પું૦ નીતિનો નાશ; દુરાચારની અવધિ. **૦મત્તા** સ્ત્રી૦ નીતિમાન હોવું તે. **૦માન** વિ૦ [सं.] નીતિવાળું. **૦શાસ્ત્ર** ન૦[सं.]આચરણના નિયમનું શાસ્ત્ર(૨)રાજનીતિશાસ્ત્ર. **૦સૂત્ર** ન૦ નીતિનું સૂત્ર; 'મૅક્સિમ'
**નીપજ** સ્ત્રી૦ [નીપજવું પરથી] પેદાશ.**૦વું** અ૦ક્રિ૦ [सं. निष् + पद्; प्रा. णिप्फज्ज] પેદા થવું(૨) બનવું; પરિણામ આવવું(૩) લાભ થવો
**નીપનવું** અ૦ક્રિ૦ નીપજવું [પ.]
**નીભવું** અ૦ક્રિ૦ નભવું; ટકવું
**નીમ** પું૦ ÷ નેમ; નિયમ(૨)ભૂતપ્રેત વગેરેને અપાતો બલિ
**નીમ** વિ૦ [फा.; સર૦ सं. नेम] અડધું
**નીમડવું** અ૦ક્રિ૦ નીવડવું; નક્કી થઈ પ્રકટ થવું (૨) ઘડાઈને રીઢું થવું; સિદ્ધ થવું
**નીમવું** સ૦ક્રિ૦ [સર૦ प्रा. णिम, णिमे (सं. नि+मा)] કામ કે પદ ઉપર સ્થાપવું; નિયોજવું [અડધો અડધ
**નીમે** અ૦ અરધે ભાગે. **૦નીમ** વિ૦
**નીમો** પું૦ [फा.] વરરાજાને પહેરવાનો એક જાતનો પોશાક

**નીર** ન૦ [सं.] પાણી. **૦ક્ષીરન્યાય** પું૦ [सं.] હંસ જેમ પાણીવાળા દૂધમાંથી દૂધ પી લે છે અને પાણી રહેવા દે છે તેવો ન્યાય; સારગ્રાહી વૃત્તિ.
**નીરખવું** સ૦ક્રિ૦ [सं. निरीक्ष्; प्रा. णिरक्ख] બરાબર જોવું
**નીરજ** ન૦ [सं.] જલજ; કમળ
**નીરણ** ન૦ [दे. णीरण] નીરેલું તે–ઘાસ
**નીરદ** ન૦; પું૦ [सं.] વાદળ
**નીરમ** ન૦ વહાણને પાણીમાં સરખું રાખવાને રખાતું વજન
**નીરવ** વિ૦ [सं.] શાંત. **૦તા** સ્ત્રી૦
**નીરવું** સ૦ક્રિ૦ [જુઓ નીરણ] ઢોરને ઘાસ નાખવું [**૦તા** સ્ત્રી૦
**નીરસ** વિ૦ [सं.] નિરસ; રસ વગરનું.
**નીરો** પું૦ તાજી તાડી
**નીરોગ** વિ૦ [सं.] તંદુરસ્ત. **૦તા, –ગિતા** સ્ત્રી૦ નીરોગીપણું; તંદુરસ્તી. **–ગી** વિ૦ તંદુરસ્ત
**નીલ** વિ૦ [सं.] કાળું; આસમાની (૨) પું૦ એક જાતનો વાંદરો (૩) મોરથૂથુ (૪) ગળી (૫) રામની વાનરસેનાનો એક સેનાપતિ. **૦કંઠ** પું૦ [सं.] શિવ (૨)મોર (૩) ભમરો
**નીલમ** ન૦[फा.] નીલ રંગનું રત્ન;નીલમણિ
**નીલમણિ** પું૦ [सं.] નીલમ
**નીલવર** પું૦ ગળીની ખેતી કરાવનારો (અંગ્રેજ) જમીનદાર
**નીલું** વિ૦ નીલ રંગનું (૨) લીલું
**નીલોદ્વાહ** પું૦ [सं. नील+उद्वाह] મરનાર પુરુષની પાછળ ગાય પરણાવવાની ક્રિયા
**નીવડવું** અ૦ક્રિ૦ [प्रा. णिव्वड(–ल)=બનવું; સિદ્ધ થવું] જુઓ નીમડવું
**નીવળ** ન૦ [प्रा. णिव्वल=જુદું પડવું] દહીંમાંથી કાઢી લીધેલું પાણી
**નીવાર** પું૦ [सं.] નવાર; સામો
**નીવિ(–વી)** સ્ત્રી૦ [सं.] સ્ત્રીઓ કમ્મરે પહેરવાના લૂગડાને જે ગાંઠ વાળે છે તે (૨) મૂડી; ભંડોળ

**નીસરવું** અ૦ક્રિ૦[સં. निस् + सृ; प्रा. णिस्सर] નીકળવું. **નીસરાવું** અ૦ક્રિ૦ (ભાવે)
**નીહાર** પું૦ [સં.] જુઓ નિહાર
**નીહારિકા** સ્ત્રી૦ જુઓ નિહારિકા
**નીંગળવું** અ૦ક્રિ૦ [નીગળવું] ટપકવું; ઝરવું
**નીંદ** સ્ત્રી૦ [સં. निद्रा] નિદ્રા; ઊંઘ
**નીંદણ** ન૦ [રે. णिदिर्णा=નીંદવું તે]નીંદી નાખેલું નકામું ઘાસ
**નીંદર** સ્ત્રી૦ નીંદ; ઊંઘ
**નીંદવું** સ૦ક્રિ૦[જુઓ નીંદણ] ખેતરમાંથી રોપાની આસપાસનું નકામું ઘાસ ખોદી કાઢવું [મજૂરી
**નીંદામણ** ન૦, **–ણી** સ્ત્રી૦ નીંદવાની
**નીંભાડો** પું૦ જુઓ નિભાડો
**નુકસાન** ન૦ [અ.] બગાડ; હાનિ (૨) ગેરફાયદો. ૦**કર્તા** (**–ર્તા**), ૦**કારક**, ૦**કારી** વિ૦ હાનિ કરનારું. **–ની** સ્ત્રી૦ નુકસાન(૨)નુકસાનનું વળતર કે ભરપાઈ (૩) વિ૦ નુકસાનવાળું
**નુક્તેચીન** વિ૦[અ.नुक़्तह + फा.चीन]બીજાનાં છિદ્ર શોધનારું. **–ની** સ્ત્રી૦ એવું કામ
**નુક્તો** પું૦ [फा.] ફારસી–અરબી લિપિમાં શબ્દની ઉપર નીચે મુકાતું ટપકું–બિંદુ (૨) કોયડો; ટુચકો (૩) બુટ્ટો; તર્ક
**નુસખો** પું૦ [फा.] વૈદ દરદીને દવા લખી આપે તે કે તેનો કાગળ; 'પ્રિસ્ક્રિપ્શન'
**નૂગરું** વિ૦ જુઓ નગરું
**નૂતન** વિ૦ [સં.] નવું
**નૂપુર** ન૦ [સં.] નેપુર; ઝાંઝર
**નૂર** ન૦ ભાડું (વહાણ, રેલગાડી વગેરેમાં માલ લાવવા લઈ જવાનું)
**નૂર** ન૦ [અ.] તેજ; પ્રકાશ
**નૃ** પું૦ [સં.] નર; માણસ (સમાસમાં)
**નૃત્ય** ન૦ [સં.] નાચ. ૦**કલા** (**–ળા**) સ્ત્રી૦ નાચવાની કળા. ૦**કાર** પું૦ નાચનાર
**નૃપ**(૦**તિ**) પું૦ [સં.] રાજા
**નૃપાલ** [સં.], **–ળ** પું૦ રાજા
**નૃવંશવિદ્યા** સ્ત્રી૦ માનવ જાતિઓના ગુણ-ધર્મ ચર્ચતું શાસ્ત્ર; 'એથનોલૉજી'
**નૃશંસ** વિ૦ [સં.] ક્રૂર; નીચ
**નૃસિંહ** પું૦ [સં.] રાજા (૨) સિંહ જેવો પરાક્રમી માણસ (૩) નૃસહાવતાર. **–હાવતાર** પું૦ [+अवतार] વિષ્ણુનો ચોથો અવતાર
**ને** (**નેં**) અ૦ અને (૨) બીજી તથા ચોથી વિભક્તિનો પ્રત્યય (૩) ત્રીજી કે સાતમી વિભક્તિના (સ્ત્રી૦ વગરના) નામ જોડે આવતા છઠ્ઠી વિભક્તિવાળા શબ્દનો પ્રત્યય. ઉદા૦'સીતા વાલ્મિકીને આશ્રમે પહોંચ્યાં.' 'જુમામસ્જિદને નામે ઓળખાય છે.' (૪) વાક્ય કે આજ્ઞાર્થક ક્રિ૦ને અંતે વપરાય છે ત્યારે 'આગ્રહ' 'ખરેખરપણું' એવો ભાવ ઉમેરે છે. ઉદા૦ 'આવ ને' (૫) પ્રશ્નાર્થ ક્રિ૦ જોડે હકાર સૂચવે છે. ઉદા૦ 'મેં કહ્યું હતું ને!'
**નેક** વિ૦ [फा.] પ્રામાણિક; સાચું; ન્યાયી (૨) નીતિમાન (૩) ધાર્મિક (૪) સ્ત્રી૦ નેકી; ન્યાયીપણું (૫) પું૦ હદ; પ્રમાણ (૬) ભાવ; દર
**નેકટાઈ** સ્ત્રી૦ [ઇં.] યુરોપી પહેરવેશમાં ગળે બંધાતી એક પટી
**નેકનજર** સ્ત્રી૦ ચોખ્ખી દાનત
**નેકનામ**(૦**દાર**) વિ૦ નેકી માટે પ્રખ્યાત; ભારે પ્રખ્યાત (૨) એક માનવાચક શબ્દ કે ઇલકાબ
**નેકી** સ્ત્રી૦ [फा.] પ્રામાણિકપણું; ઈમાન-દારી (૨)ભલાઈ; સજ્જનતા (૩) સદાચાર (૪) (રાજા મહારાજા પધારે ત્યારે ઉચ્ચારાતાં) સ્તુતિનાં વચન;છડી પોકારવી તે. ૦**દાર** પું૦ નેકી પોકારનાર; છડીદાર
**નેગ** પું૦ + સ્નેહ; સંબંધ. **–ગિયો** પું૦ દૂત; કાસદ
**નેજારા** પું૦બ૦વ૦[અ.नज़ारह]નિજરા;કટાક્ષ
**નેજું** ન૦, **–જો** પું૦ [फा.]વાવટો; નિશાન (૨) બરછી (૩) ભાલો
**નેટ** અ૦ નક્કી [બારીક તપાસ
**નેટાં** ન૦બ૦વ૦, **નેટી** સ્ત્રી૦ ખણખોદ;
**નેડું** વિ૦ [प्रा. णिअड (सं. निकट)] પાસેનું. **–ડે** અ૦ પાસે

નેડો પું૦ [જુઓ નેહ] પ્રેમ (૨) નેટાં
નેણ (ને) ન૦+નયન; નેન [પ.]
નેતર ન૦ એક જાતનો વેલો અને તેની સોટી; વેતસ
નેતરું ન૦ [સં. नेत्र] વલોણાનું દોરડું
નેતા પું૦ [સં.] આગેવાન. ૦ગીરી સ્ત્રી૦ આગેવાની
નેતિ અ૦[સં.]એ નહિ(૨) એટલું બસ નહિ
નેતી સ્ત્રી૦ [સં.] હઠયોગની નાક માટેની એક ક્રિયા કે તેનું સાધન
નેત્ર ન૦ [સં.] આંખ. –ત્રાંજન ન૦ [સં.] આંખનું આંજણ.–ત્રાંબુ ન૦[સં.] આંસુ
નેત્રી સ્ત્રી૦ [સં.] સ્ત્રી-નેતા
નેન (ને) ન૦ નેણ; નયન; નેત્ર [પ.]
નેપથ્ય ન૦ [સં.] રંગભૂમિનો પડદો (૨) તેની પાછળનો ભાગ, જ્યાં રહી નટો કપડાં બદલે છે
નેપાળો પું૦ રેચક બીવાળી એક વનસ્પતિ
નેપુર ન૦ [સં. नूपुर] ઝાંઝર
નેફો પું૦ [फा.] જેમાં નાડું ઘાલવામાં આવે છે તે ચણિયા કે સુરવાલની ખોલ. [નેફા વગરની નાત=કશા નિયમ કે વ્યવસ્થાના બંધન વગરની નાત]
નેમ સ્ત્રી૦ નિશાન (૨) આશય; હેતુ
નેમ પું૦ [સં.] અર્ધ ભાગ
નેમિ(–મી) સ્ત્રી૦ [સં.] કૂવા ઉપરની ગરગડી (૨) પૈડાનો પરિઘ
નેરું વિ૦+[જુઓ નેડું] પાસે; નજીક
નેવ ન૦ [સં. नीव्र; प्रा. णिव्व] નળિયું (૨) છાપરાના છેડા ઉપરનાં નળિયાં, જેમાંથી પાણી બહાર પડે છે તે (૩) તેમાંથી પડતું પાણી
નેવર ન૦ [જુઓ નેપુર] ઝાંઝર
નેવલે અ૦ [નેવ+લું] નેવે; નેવાંએ
નેવુ(–વું) વિ૦[સં.नवति प्रा.णउ(–इ)इ]'૯૦'
નેવું ન૦ જુઓ નેવ ['૮૯'
નેવ્યાશી(–સી)વિ૦જુઓ નવ્યાશી(–સી);
નેસ(૦ડો) પું૦ [प्रा. णिवेस (सं. निवेश)] ભરવાડોએ જંગલમાં બાંધેલાં ઝૂંપડાંનું ગામ (૨) ભરવાડનું ઝૂંપડું [પામેલું
નેસ્તનાબૂદ વિ૦ [फा.] જડમૂળથી નાશ
નેસ્તી પું૦ [ફિ. ણેત્તિથિ] મોદી
નેહ પું૦ [સં. स्नेह] પ્રેમ; વહાલ
નેહ (નૈ) સ્ત્રી૦ [फा. नै;] હૂકાની નળી
નેળ (ને) સ્ત્રી૦ [જુઓ નળી] સાંકડી ગલી – નળી (૨) હૂકાની નળી. ૦ચો પું૦ હૂકાનો મેર
નૈઋત (નૈ') વિ૦(૨) સ્ત્રી૦ જુઓ નૈર્ઋત્ય
નૈતિક વિ૦ [સં.] નીતિ સંબંધી,–ને લગતું (૨) નીતિવાળું
નૈપુણ્ય ન૦ [સં.] નિપુણતા
નૈમિત્તિક વિ૦ [સં.] ખાસ નિમિત્તને કારણે કરવાનું કે કરેલું (કર્મનો એક પ્રકાર) (૨) પ્રાસંગિક; આગંતુક (૩) ન૦ નિમિનેત્ત લઈને થતું કાર્ય
નૈમિષારણ્ય ન૦ [સં.] એક અરણ્યનું નામ
નૈયત સ્ત્રી૦ [अ.] દાનત; વૃત્તિ
નૈયાયિક વિ૦ [સં.] ન્યાયને લગતું (૨) પું૦ ન્યાયશાસ્ત્ર જાણનાર
નૈયું (નૈ') ન૦ જુઓ નહિયું
નૈર્ઋત્ય વિ૦ [સં.] પશ્ચિમ અને દક્ષિણ દિશા વચ્ચેનું (૨) સ્ત્રી૦ એ દિશા કે ખૂણો
નૈવેદ(–દ્ય) [સં. नैवेद्य] ન૦ પ્રસાદ; દેવને ધરાવેલી ખાવાની વસ્તુ
નૈષધ(૦નાથ) પું૦ [સં.] નળરાજા
નૈષ્કર્મ્ય ન૦ [સં.] નિષ્કર્મપણું
નૈષ્ઠિક વિ૦ [સં.] નિષ્ઠાવાળું
નૈસર્ગિક વિ૦ [સં.] કુદરતી
નોક (નો) પું૦; સ્ત્રી૦ [फा.] અણી; છેડો (૨) ટેક; વટ; વક્કર (૩) છટા; શોભા (૪) ઘાટ; મોખરો; મુખવટો. –દાર વિ૦ નોકવાળું
નોકર (નો) પું૦ [फा.] ચાકર (૨) સેવક. ૦ડી સ્ત્રી૦ સ્ત્રી-નોકર યા નોકરની સ્ત્રી. ૦શાહી સ્ત્રી૦ નોકરોથી ચાલતું–નોકરોની કુલ સત્તાવાળું રાજતંત્ર; 'બ્યુરોક્રસી'. –રિયાટ(–ત) વિ૦ નોકરી કરનારું (૨) પરાધીન. –રી સ્ત્રી૦ ચાકરી; સેવા

**નોખું** (નો) વિ૦ [દે. णोक्ख] જુદું
**નોળણું** ન૦ દોહતી વખતે ગાયને પાછલે પગે બાંધવાનું દોરડું; સેલો
**નોટ** સ્ત્રી૦ [ઇં.] સિક્કાને ઠેકાણે વપરાતો ચલણી કાગળ (૨) નોંધ (૩) ચિઠ્ઠી (૪) કોરા કાગળની બાંધેલી વહી; નોંધપોથી. ૦બુક સ્ત્રી૦ [ઇં.] કોરા કાગળની બાંધેલી વહી
**નોટિસ** સ્ત્રી૦ [ઇં.] ચેતવણી; પૂર્વખબર (૨) તે હેતુ કાગળિયું
**નોતર** (નોં') સ્ત્રી૦ નોતરેલાં મહેમાનનો સમૂહ (૨) મોસાળું લઈને આવતો મહેમાનવર્ગ [ચ.]
**નોતરવું** (નોં')સ૦ક્રિ૦[સં. निमंत्र]આમંત્રણ આપવું; બોલાવવું; આવવા કહેણ મોકલવું (સારા પ્રસંગ પર કે ભોજન. ઇ૦ માટે)
**નોતરિયું** (નોં') ન૦ નોતરામાં આવેલું માણસ. **–યો** પું૦ નોતરાં દેવાનું કામ કરનાર
**નોતરું** (નોં') ન૦ [જુઓ નોતરવું] આમંત્રણ (પ્રાયઃ જમવાનું) [વગરનું
**નોધારું** (નોં') વિ૦ [ન+આધાર] આધાર
**નોબત** (નો) સ્ત્રી૦ [અ.] મોટું નગારું (૨) અમુક નક્કી વખતે વગાડાતું ટકોરખાનું [લા.]
**નોમ** (નો) સ્ત્રી૦ નવમી તિથિ
**નોરતાં** (નો) ન૦બ૦વ૦ [સં.नवरात्र ઉપરથી] નવરાત્રિના દિવસો; આસો સુદ ૧થી ૯
**નોરો** (નો) પું૦ [જુઓ નહોરા] (બ૦વ૦માં વપરાય છે) નહોરા; આજીજી
**નોળ(–ળિયો)** પું૦ [સં. नकुल; પ્રા. णउल] એક નાનું ચોપગું પ્રાણી
**નોળીકર્મ** (નો) ન૦ [સં. नौलीकर्म] પેટના નળ હલાવવાની યોગની એક ક્રિયા (૨) કાવતરું [લા.] [શ્રાવણ સુદ નોમ
**નોળીનોમ** (નોમ) સ્ત્રી૦ [નોળ+ઈ+નોમ]
**નોંધ** (નો૦) સ્ત્રી૦ ટાંચણ (૨) ટિપ્પણી (૩) આપેલો માલ જેમાં વિગત સાથે નોંધાય છે તે ચોપડી. ૦ણી સ્ત્રી૦ નોંધવાની ક્રિયા. ૦પોથી, ૦વહી સ્ત્રી૦ નોંધ કરવાની ચોપડી. ૦વું સ૦ક્રિ૦ નોંધ કરવી
**નૌકા** સ્ત્રી૦ [સં.] હોડી. ૦બળ ન૦ નૌકા-સૈન્યનું બળ. ૦સૈન્ય ન૦ દરિયાઈ લશ્કર
**નૌજવાન** પું૦ [फा.] નવયુવક
**નૌતમ** વિ૦ [સં. नवतम] નૂતન
**નૌલી, ૦કર્મ, ૦ક્રિયા** સ્ત્રી૦ નોળીકર્મ; એક યોગક્રિયા
**ન્યસ્ત** વિ૦ [સં.] ફેંકેલું (૨) ન્યાસ – થાપણ તરીકે મૂકેલું (૩) દોરેલું; ચીતરેલું
**ન્યાત** સ્ત્રી૦ [સં. ज्ञाति] નાત; જ્ઞાતિ. ૦જાત સ્ત્રી૦ ન્યાત અને જાત. **–તીલું** વિ૦ ન્યાતનું (૨) ન૦ ન્યાતનું માણસ
**ન્યાય** પું૦[સં.] ઇનસાફ; ખરું ખોટું તપાસીને ફેંસલો કરવો તે (૨) યોગ્યતા; વાજબીપણું (૩) ધારો; રિવાજ (૪) દૃષ્ટાંત; કહેવત. ઉદા૦ કાકતાલીયન્યાય (૫) પ્રમાણ દ્વારા વસ્તુની પરીક્ષા (૫) ન્યાયશાસ્ત્ર –દર્શન. ૦ખાતું ન૦ ઇન્સાફખાતું. ૦દર્શન ન૦ ષડ્દર્શનમાંનું એક; ગૌતમ ઋષિએ પ્રવર્તાવેલું પ્રમાણશાસ્ત્ર. ૦મંદિર ન૦ અદાલત; કચેરી; 'હાઈકોર્ટ'. **–યાધીશ** પું૦[સં.] ન્યાય આપનાર અમલદાર; જજ. **–યાધીશી** સ્ત્રી૦ ન્યાયમંદિર. **–યાસન** ન૦ [સં.] ન્યાયાધીશને બેસવાનું સ્થાન. **–યી, –ય્ય** વિ૦ [સં.] બરાબર ન્યાય આપે એવું (૨) વાજબી; ન્યાય-પુરઃસર
**ન્યારું** વિ૦ જુદું (૨) અનાયણ
**ન્યાલ** વિ૦ નિહાલ; કૃતાર્થ (૨) પૈસાદાર
**ન્યાળવું** (ન્યા')સ૦ક્રિ૦જુઓ નિહાળવું[પ.]
**ન્યાસ** પું૦ [સં.] મૂકવું તે (૨) ચિહ્ન (૩) વિશ્વાસ ઉપર સાચવવા આપવું તે; થાપણ (૪) ત્યાગ (૫) મંત્ર અને વિધિ સહિત શરીરનાં જુદાં જુદાં અંગોને દેવતાઓને સોંપવાં તે – એક ધર્મવિધિ
**ન્યૂન** વિ૦ [સં.] ઓછું; ઊણું (૨) સ્ત્રી૦ ન્યૂનતા [પ.]. ૦તા સ્ત્રી૦
**ન્યૂનાધિક** વિ૦ [સં.] ઓછુંવત્તું
**ન્યૂસપેપર** ન૦ [ઇં.] વર્તમાનપત્ર; છાપું
**ન્યોછાવર** વિ૦[हिं.] કુરબાન કરેલું; ખેરાત (૨) ન૦ (પુષ્ટિમાર્ગમાં) ભેટ

# પ

**પ** પું૦ [સં.] પહેલો ઓષ્ઠ્ય વ્યંજન (૨) સંગીતમાં પંચમ સ્વરની સંજ્ઞા (૩) ઉપપદ સમાસમાં 'પા'નો આદેશ. જેમ કે મધુપ; ભૂપ(૪)સ્ત્રી૦ [સં. त्व; પ્રા. प्प, प] વિશેષણ પરથી ભાવવાચક નામ બનાવતો પ્રત્યય. ઉદા૦ મોટપ, ઊણપ

**પકડ** સ્ત્રી૦ પકડવું તે(૨)પકડવાની શક્તિ કે તેનો લાગ કે દાવ(૩)પકડવાનું એક ઓજાર

**પકડવું** સ૦ક્રિ૦ ઝાલવું; ગ્રહવું (૨) ધારણ કરવું; ધરી રાખવું (રંગ) (૩) નાસતું કે છટકી જતું રોકવું (૪) ખોળી કાઢીને હાથ કરવું (ભૂલ) (૫) આકલન કરવું; મનથી પામવું (અર્થ; વાત) (૬) કેદ કરવું

**પકવવું** સ૦ક્રિ૦ [અપ૦ पकाव; સં. पच्, पक्व–પ્રા. पक्क પરથી] રાંધવું (૨) માટી ઇ૦ના વાસણને પાકું કરવા ભઠ્ઠીમાં નાખી તપાવવું (૩) પાકે એમ કરવું

**પકવાન** ન૦ જુઓ પકવાન્ન

**પકાવવું** સ૦ક્રિ૦ 'પાકવું'નું પ્રેરક; પકવવું

**પકોડી** સ્ત્રી૦ તળેલી એક વાની

**પક્કાઈ** સ્ત્રી૦ ખંધાઈ; લુચ્ચાઈ

**પક્કું** વિ૦ [સં. पक्व; પ્રા. पक्क] માહિતગાર; છેતરાય નહિ તેવું (૨) ખંધું (૩) પૂરેપૂરું (૪) પાકું; દૃઢ (૫) ન બોટાય એવી રીતે કરેલું–ઘીથી તળીને કે દૂધથી બાંધીને

**પક્વ** વિ૦ [સં.] પાકું(૨)રંધાયેલું. **–ક્વાન્ન** ન૦ [સં.] તળીને બનાવેલી મીઠાઈ

**પક્ષ** પું૦ [સં.] તરફેણ; બાજુ(૨)તડ; ભાગ (૩) તકરારના પક્ષની એક બાજુ (૪) પક્ષપાત (૫) પખવાડિયું (૬) સાધ્ય જેને વિષે સિદ્ધ કરવાનું હોય તે [ન્યા.] (૭) સ્ત્રી૦ પાંખ. **૦કાર** વિ૦ (૨) પું૦ પક્ષ કરનાર. **૦ઘાત** પું૦ અડધા અંગનું રહી જવું તે; લકવો. **૦પાત** પું૦વગ; તરફદારી. **૦પાતી** વિ૦ વગિયું; એકતરફી. **૦ક્ષાઘાત** પું૦ [સં.] લકવો. **–ક્ષાપક્ષી** સ્ત્રી૦ પક્ષ પડી જવા તે; ભેદભાવની લાગણી (૨) તરફદારી; પક્ષપાત. **–ક્ષિણી** સ્ત્રી૦[સં.] પક્ષીની માદા. **–ક્ષી** ન૦ [સં.] પંખી. **–ક્ષીરાજ** પું૦ ગરુડ

**પક્ષ્મ** ન૦ [સં.] પાંપણ

**પખ** પું૦ પક્ષ; તરફેણ

**પખવાજ** સ્ત્રી૦[પ્રા. पक्खाउज्ज(સં. पक्षातोद्य)] પખાજ; મૃદંગ જેવું એક વાદ્ય

**પખવાડિક** વિ૦ [જુઓ પખવાડુ] પંદર દિવસે પ્રગટ થતું; પખવાડિયાનું (૨) ન૦ પંદર દિવસે પ્રસિદ્ધ થતું છાપું. **–યું** ન૦ જુઓ પખવાડું

**પખવાડું** ન૦[સં. पक्ष+वारकं]પંદર દિવસનો [કાળ; પક્ષ

**પખાજ** સ્ત્રી૦ જુઓ પખવાજ

**પખાલ** સ્ત્રી૦ [સં.પ્રક્ષાલ્ય, પ્રા. पक्खाल]ફૂલ વગેરે ઉપાડી લઈ સંધ્યાકાળે દેવસ્થાન ધોવું તે (૨) પખાળવું તે; પ્રક્ષાલન

**પખાલ** સ્ત્રી૦પાણી ભરી લાવવાની ચામડાની ગૂણ કે થેલી.**૦ચી,–લી** પું૦ પખાલ વડે પાણી ભરી લાવનાર કે છાંટનાર

**પખાળવું** સ૦ ક્રિ૦ [સં.प्र+क्षाल्य; પ્રા. पक्खाल] પાણીથી ધોવું

**પખિયારું** ન૦['પખ' પખું ઉપરથી] ખીલી ઘાલવાનું નાકું (ઘરેણામાં) (૨) ચણિયારું

**પખું** ન૦ પખ પક્ષ (૨) ઓથ; તરફેણ

**પખે** અ૦ [સં. पक्ष; પ્રા. पक्ख ઉપરથી] સિવાય; પાખે

**પગ** પું૦ [દ્રે. पगय=પગ] પ્રાણીનો ચાલવાનો અવયવ (તે આખો કે માત્ર ચાપવું યા ઘૂંટણ નીચેનો ભાગ પણ 'પગ' કહેવાય છે.) (૨) [લા.] અવરજવર (૩) મૂળ. **૦ચંપી** સ્ત્રી૦ પગ દબાવવા તે. **૦તોડ** સ્ત્રી૦ નકામા આંટાફેરા

**પગથાર** પું૦ [પ્રા. पत्थार (સં. प्रस्तार)]

(સીડીનાં) થોડાં પગથિયાં પછી આવતું પહોળું પગથિયું
**પગથિયું** ન૦ ચડવા ઊતરવા માટે કે સીડીમાં પગ માંડવા જોગી કરાતી રચના
**પગથી** સ્ત્રી૦ જુઓ પગરવટ (૨) માર્ગની બાજુએ રાહદારી માટે રાખેલો રસ્તો; 'ફૂટપાથ'
**પગદંડી** સ્ત્રી૦ [પગ + દે. दंडय] પગથી; કેડી
**પગપાળું** વિ૦ [પગ + પળવું] પગે ચાલતું
**પગપેસારો** પું૦ [પગ + પેસવું] પગ માંડવો –ઘૂસવું તે (૨) અવરજવર; પરિચય; લાગવગ [લા.]
**પગભર** વિ૦ [પગ + ભેર] બીજાના આશ્રય વગર ટકી રહે તેવું
**પગર** પું૦ [सं. प्रकार] ખળું કરવા કરેલો ડૂંડાંનો ઢગલો કે તે પર બળદ ફેરવવા તે
**પગરખું** ન૦ [પગ + રક્ષવું] ખાસડું
**પગરણ** ન૦ [सं. प्रकरण; प्रा.] સારું ટાણું (૨) આરંભ [અવરજવર [લા.]
**પગરવ** પું૦ પગનો –ચાલવાનો અવાજ (૨)
**પગરવટ** સ્ત્રી૦ પગની અવરજવરથી પડેલો શેરડો (૨) પગના ઘસારાની નિશાની
**પગરસ્તો** પું૦ પગપાળા ચાલવા માટેનો રસ્તો – કેડી
**પગલાં** ન૦બ૦વ૦ દેવ, સંત ઇ૦નાં પૂજા માટેનાં પગલાં – તેનું પદક
**પગલી** સ્ત્રી૦ ['પગ' પરથી] પગલાં
**પગલુછ(–સ)ણિયું** ન૦ પગ લૂછવા બારણા પર મુકાતી કાથી કે તારની બનાવટ
**પગલું** ન૦ પગના તળિયાની છાપ–આકૃતિ (૨) ડગલું (૩) એક ધરેણું (૪) ચાંપતો ઉપાય [લા.] [માર્ગ; ખુશકી
**પગવાટ** સ્ત્રી૦ [પગ + વાટ] પગથી (૨) સ્થળ-
**પગાર** પું૦[પો.] વેતન; દરમાયો. ૦દાર વિ૦ પગાર લઈને કામ કરનારો; પગાર ખાનાર કે મેળવનાર. ૦પત્રક ન૦ પગારની આકારણીનું પત્રક
**પગી** પું૦ ['પગ' ઉપરથી] પગલું પારખી ચોરની ભાળ કાઢનાર (૨) ચોકિયાત
**પગેરું** ન૦ ['પગ' ઉપરથી] ચોરનું પગલું
**પગેલાગણું** ન૦ [પગ + લાગવું] નમસ્કાર
**પચ** અ૦ [રવ૦] પચ એવો દબાવાનો પોચાપણાનો અવાજ. ૦દઈ અ૦ પચ એવા અવાજ સાથે (૨) જલદી; ઓચિંતું. ૦પચ અ૦[રવ૦] દબાવાથી પ્રવાહીનો અવાજ. ૦પચવું અ૦ ક્રિ૦ પચપચ અવાજ થવો (૨) પચપચું થવું. ૦પચું વિ૦ પચપચ થાય એવું ગદગદું. ૦રકવું અ૦ ક્રિ૦ ધાર છૂટવી. ૦રકિયું વિ૦ પચરકે એવું ઢીલું. ૦રકો પું૦ પાણીની શેડ
**પચરંગ,–ગિયું,–ગી** વિ૦ પાંચ રંગવાળું (૨) વિવિધ વર્ણ કે જાતનું [પચાવવું
**પચવવું** સ૦ક્રિ૦ [सं. पच्] હજમ કરવું;
**પચવું** અ૦ ક્રિ૦ [सं. पच् ઉપરથી] હજમ થવું; જરવું (૨) અંદર સમાઈ કે મરી જવું. ઉદા૦ પાણી બધું ત્યાં પચી ગયું (૩) અંદર મગ્ન, લીન કે ફસેલું હોવું (૪) હરામનું મળવું; નિરાંતે ભોગવવાને માટે મળી જવું — પોતાનું થવું [લા.]
**પચાવવું** સ૦ ક્રિ૦ 'પચવું'નું પ્રેરક; પાચન કરવું (૨) [લા.] બરોબર ગ્રહણ કરી પોતાનું કરવું (૩) હરામનું લઈ લેવું; બથાવી પાડવું
**પચાસ** વિ૦ [सं. पंचाशत्; प्रा. पंचास] '૫૦'
**પચીશ(–સ)** વિ૦ [सं. पंचविंशति; अप. पचीस] '૨૫'. –શી(–સી) સ્ત્રી૦ જુઓ પચ્ચીશી(–સી)
**પચુસણ** ન૦ + [જુઓ પર્યુષણ] પજુસણ
**પચ્ચી** સ્ત્રી૦ [प्रा. पच्चुत्त (सं. प्रत्युप्त)=જડેલું] વીંટીમાં નંગ બેસાડવાનું કાંગરાવાળું ખીમણું. ૦ગર પું૦ પચ્ચી કરનાર; જડિયો
**પચ્ચીશી(–સી)** સ્ત્રી૦ પચીશી; પચીસનો સમૂહ (૨) ૨૫ વર્ષોનો સમૂહ (૩) ઉંમરનાં પહેલાં ૨૫ વર્ષનો કાળ (ગધ્ધાપચીસી)
**પચ્છમ** વિ૦ [सं. पश्चिम] + પશ્ચિમ (૨) પાછળનું. ૦બુદ્ધિ, ૦બૂધિયું વિ૦ જેને પાછળથી બુદ્ધિ સૂઝે તેવું
**પછડાટ** પું૦ પછડાવું તે. –વું અ૦ ક્રિ૦ અફળાવું; કુટાવું

**પછવાડી** અ૦ [સં. પશ્ચાત્] પછાડી; પાછળ. **–ડું** વિ૦ છેવાડું (૨) ન૦ પાછળનો ભાગ; પૂંઠ (૩) છેડો. **–ડે** અ૦ પાછળ; પૂંઠે; છેડે
**પછાટ(–ડ)** સ્ત્રી૦ પછડાવું તે; પછાડો
**પછાડવું** સ૦ ક્રિ૦ જોરથી અફાળવું-પટકવું (૨) હરાવવું (જેમ કે કુસ્તીમાં)
**પછાડી** અ૦ જુઓ પછવાડી
**પછાત** વિ૰[સં.પશ્ચાત્‌ ઉપરથી]પાછળનું; પાછળ રહી ગયેલું (૨) અ૦ પાછળ. ૦**વર્ગ** પું૦ સંસ્કારમાં પાછળ રહી ગયેલો લોકસમૂહ
**પછી** અ૦ [સં. પશ્ચાત્] પાછળ; પાછળથી
**પછીત** સ્ત્રી૦ ઘરની પાછલી ભીંત. **–તિયું** ન૦ પાંજરીવાળા ગાડાનું પાછલું પાટિયું
**પછે** અ૦ + પછી
**પછેડી** સ્ત્રી૦ [સં. प्रच्छद; પ્રા. पच्छय] પિછોડી; ઓઢવાની જાડી ચાદર. ૦**વા** વિ૦ પછેડી જેટલું (દૂર) (૨) પછેડી પલળે તેટલો (વરસાદ). **–ડો** પું૦ મોટી પછેડી (૨) સંતાનના જન્મ કે લગ્ન પ્રસંગે આપવામાં આવતું કીમતી વસ્ત્ર કે અવેજ
**પજવણી** સ્ત્રી૦, **–ણું** ન૦ પજવવું તે; હલાકી
**પજવવું** સ૦ ક્રિ૦ ત્રાસ આપવો; હેરાન કરવું; સતાવવું [તર થવું
**પજળવું** અ૦ક્રિ૦ [પ્રા. पज्ज=પાણું] લદબદ–
**પજુસણ** ન૦[પ્રા. पज्जु(ज्जू)सण] પર્યુષણ; ભગવાન મહાવીરની જયંતી સમયનું જૈન પર્વ(૨)શ્રાવણ વદ બારસથી ભાદરવા સુદ ચોથ સુધીના જૈનોના તહેવાર (બ૦ વ૦માં)
**પટ** ન૦ [સં.] વસ્ત્ર (૨) પું૦ ખાનાં ચીતરેલું પાટિયું કે કપડું (શેતરંજ વગેરે રમવા માટે) (૩) પડદો (૪) નદીની પહોળાઈ (૫) વિસ્તાર(૬) સાંકડો અને લાંબો પટો (જમીનનો) (૭) ચીતરવા માટેનું પાટિયું કે કપડું; ફલક
**પટ** પું૦ [સં. पुट] પાસ; પુટ(૨)પાસ;અસર
**પટ** અ૦ [રવ૦] ઝટ
**પટકવું** સ૦ક્રિ૦ પછડાતું ફેંકવું
**પટકૂળ** ન૦ [સં. पट्टकूल] રેશમી વસ્ત્ર; ઊંચી જાતનું સુંદર વસ્ત્ર
**પટકો** પું૦ [સં. पट्ट] લૂગડાનો ટૂકડો કકડો (૨) ભેગલો (૩) કાછો
**પટણી** વિ૦ [સં. पत्तन, પ્રા. पट्टण પરથી] પાટણ ગામનું (૨) પું૦ એક અટક
**પટપટ** અ૦ [રવ૦] જલદી (૨) સ્ત્રી૦ બોલ બોલ કરવું તે. ૦**વું** સ૦ક્રિ૦ પટપટ કરવી. **–ટાટ(–રો)** પું૦ પટપટ કરવી તે (૨) પટપટાવવું તે. **–ટાવવું** સ૦ક્રિ૦ પટપટ હલાવવું (પૂંછડી). **–ટિયું** વિ૦લવરીખોર (૨) ન૦ લાકડાનું રમકડું (૩) એ જાતનું ટપટપિયું [મુખ્ય રાણી
**પટરાણી** સ્ત્રી૦ [સં. पट्ट+राज्ञी] રાજાની
**પટલ** પું૦ [સં.] પડદો; ઢાંકણ (૨) આંખનું પડળ (૩) ટોળું; જથો
**પટલ** પું૦ [દે. पट्टइल्ल] જુઓ પટેલ. **–લાઈ** સ્ત્રી૦ પટેલનો અધિકાર કે કામ; પટેલાઈ. **–લાણી** સ્ત્રી૦ પટેલની સ્ત્રી
**પટવારી** પું૦ [હિ.] તલાટી (૨) એક અટક
**પટવો** પું૦ રેશમની દોરીઓની ગૂંથણીનું અને સોનારૂપાના દાગીનાને ગાંઠવાનું કામ કરનારો
**પટહ** પું૦ [સં.] પડઘમ (૨) નગારી
**પટંતર** ન૦, **–રો** પું૦ [સં. पट+अंतर] અંતરપટ (૨) જુદાઈ
**પટા** પું૦ બ૦ વ૦ [મ. पटा=એક જાતની તલવાર] તરવાર કે લાકડીના દાવ
**પટાઉ** વિ૦ પટાવી–ફોસલાવી જાય એવું
**પટાક** અ૦ [રવ૦] પટ (૨) તરત
**પટાટો** પું૦ [સર૦ ઇં. पोटेटो] બટાકો
**પટાદાર** વિ૦ [પટો+દાર] ચટાપટાવાળું (૨) પું૦પટેથી–અમુક વર્ષની બાંધણીથી (જમીન ઇ૦) રાખનાર (૩) જમીનદાર (૪) પટાવાળો [જલદી; પટોપટ
**પટાપટ** અ૦ [રવ૦] એક પછી એક;
**પટાબાજ** વિ૦ પટા ખેલી જાણનાર. **–જી** સ્ત્રી૦ પટાબાજપણું (૨) દાવપેચ
**પટામણી** સ્ત્રી૦[જુઓ પટાવવું]ફોસલામણી. **–ણું** વિ૦ ફોસલાવનારું(૨) ન૦ પટામણી
**પટારી** સ્ત્રી૦ [સં. पेटक, पिटक] પેટી. **–રો** પું૦ મોટી પેટી

**પટાવત** પું૰ રાજસેવા બજાવવા બદલ ગામગરાસનો પટો ધરાવનાર–ભોગવનાર
**પટાવવું** સ૰ ક્રિ૰ ફોસલાવવું; યુક્તિ-પ્રયુક્તિથી સમજાવી લેવું–મનાવવું
**પટાવાળો** પું૰ [પટ્ટો+વાળો] નોકર; ચપરાસી [દાર વાળના પટા
**પટિયાં** ન૰બ૰વ૰ ઓળીને પાડેલા સફાઈ-
**પટી** સ્ત્રી૰[પ્રા. पट्टी (સં. पट्ट)] પાતળી વસ્તુનો ચીપ જેવો લાંબો કટકો (૨) ગડગૂમડ કે કાગળ પર ચોડવાનો નાનો ટુકડો(૩) કેટલીક ક્રિયાના સૂચક નામ સાથે સમાસમાં આવતાં, તે 'વારંવાર' 'સતત' કે વધારેપડતી કરવી એવો અર્થ ઊભો કરે છેઃ ગોખણપટ્ટી; રખડપટ્ટી; ઉજાગરપટ્ટી
**પટુ** વિ૰ [સં.] ચાલાક. ૰ડું વિ૰ મીઠું મીઠું બોલી રંજિત કરનાર; પટાઉ. ૰તા સ્ત્રી૰, ૰ત્વ ન૰ ચાલાકી; હોશિયારી
**પટેલ** પું૰ [દે. पट्टइल] અમુક જથાનો કે સંઘનો વડો (૨) ગામનો મુખી (૩) પાટીદાર (૪) જમાઈ [ચ.] (૫) એક અટક. –લાઈ સ્ત્રી૰ પટલાઈ. –લિયો પું૰ પટેલ ૧, ૨, ૩, જુઓ
**પટો** પું૰ [સં.पट्ट] સનદ; દસ્તાવેજ (૨) લૂગડાનો કે ચામડાનો (કે બીજા કશાનો) લાંબો ચીરો (૩) કમરબંધ (૪) રંગનો પહોળો લીટો (૫) ચપરાસની નિશાની તરીકે રાખવાનો પટો
**પટોપટ** અ૰ [રવ૰] પટાપટ; ઝટ ઝટ
**પટોળી** સ્ત્રી૰, –ળું ન૰ [સં. पटोल] એક જાતનું રેશમી કપડું [વિ૰ મુખ્ય
**પટ્ટ** ન૰ [સં.] રાજગાદી; સિંહાસન (૨)
**પટ્ટણ(–ન)** ન૰ [સં. पट्टन] શહેર; પતન
**પટ્ટાભિષેક** પું૰ [સં.] રાજ્યાભિષેક
**પટ્ટી** સ્ત્રી૰જુઓ પટી.[૰પાડવી=સમજાવીને કામ કાઢવું–લાગ સાધવો]
**પટ્ટિ(–ટ્ટી)શ(–સ)** ન૰ [સં.] એક જાતનું પ્રાચીન હથિયાર
**પટ્ટુ** પું૰; ન૰ ઊનનું એક વસ્ત્ર
**પટ્ટો** પું૰ જુઓ પટો
**પઠન** ન૰ [સં.] ભણતર
**પઠવું** અ૰ક્રિ૰ [સં. पठ्] પાઠ કરવો; વાંચવું
**પઠાણ** પું૰[સં. पृष्ठ,પ્રા. पट्ठ=પીઠ] વહાણની પીઠ (૨) નમતાં પીઢિયાંને ટેકો દેવા આડો નખાતો મોભ
**પઠાણ** પું૰ [પ્રા. पट्ठ (સં. प्रष्ठ)=અગ્રગામી; મુખિયો, નિપુણ] ખલાસીઓનો નાયક
**પઠાણ** પું૰ [पश्तो पुख्तान=પશ્તો ભાષા બોલનાર] એ નામની મુસલમાન જાતનો આદમી. –ણી વિ૰ પઠાણને લગતું (૨) આકરું (વ્યાજ) [લા.]
**પઠિત** વિ૰ [સં.] પઠાયેલું; પઢાયેલું
**પઠે** (૰સ) અ૰ + જુઓ પેઠે [પ.]
**પઠ્ઠું** વિ૰[સં. पुष्ट; પ્રા. पुट्ठ] અલમસ્ત; પહેલવાન; પરિપુષ્ટ
**પડ** ન૰ [પ્રા. पड (સં. पट)] થર (૨) ઢાંકણ; આચ્છાદન (૩) ગડી (૪) પડિયું
**પડ** [સં. प्रति; પ્રા. पडि] 'પ્રતિ'ના અર્થમાં આવતો ઉપસર્ગ. ઉદા૰ પડતર
**પડઉત્તર** પું૰; ન૰ [પ્રા. पडिउत्तर; (સં. प्रत्युत्तर) પ્રત્યુત્તર; જવાબનો જવાબ
**પડકાર** પું૰ [પ્રા. पडिआर, (સં. प्रतिकार)] મોટેથી સંબોધન (૨) આહ્વાન. ૰વું સ૰ક્રિ૰ પડકાર કરવો; સામે આવી જવાનું કહેવું, પ્રેરવું, ઉશ્કેરવું. –રો પું૰ પડકાર [(૩) મદદ
**પડખું** ન૰ [જુઓ પખું] પાસું (૨) પક્ષ
**પડઘી** સ્ત્રી૰ વાસણની કે લાડુની બેસણી (૨) છોડ કે વૃક્ષના મૂળની ફરતે કરેલી પાળ કે ઓટલી
**પડઘમ** સ્ત્રી૰ ઢોલ જેવું વાદ્ય
**પડઘી** સ્ત્રી૰ જુઓ પડગી. [પ્રતિઘોષ
**પડઘી** સ્ત્રી૰, ૰ઘો પું૰ સામો અવાજ;
**પડછંદ(–દો)** પું૰ [સં. प्रतिच्छंद] પડઘો
**પડછાયો** પું૰[પ્રા.पडिच्छाया(સં.प्रतिच्छाया)] ઓળો (૨) પ્રતિબિંબ
**પડછું** ન૰ [સં. प्रतिच्छदन] શેરડીની ટોચ ઉપરનું આચ્છાદન

**પડછો** પું० [सं. प्रतिच्छेद; प्रा. पडिच्छेद] પડછાયો (૨) સરખામણી
**પડજીભ** સ્ત્રી०[सं. प्रतिजिह्वा]ગળામાં લટકતી નાની જીભ; 'ઉલ્વા'
**પડતર** વિ० ['પડવું' ઉપરથી] નફો ચડાવ્યા વિનાનું (૨) ખેડયા વિનાનું (૩) વેચાયા વગર પડી રહેલું (૪) ખુલ્લું; ઇમારત વિનાનું
**પડતી** સ્ત્રી० પતન; અવદશા (૨) વિ० સ્ત્રી० પડતું
**પડતું** વિ० 'પડવું'નું વ०કૃ० (૨) નબળું (પડતી દશા) (૩) 'તે તરફ જતું-ઝૂકતું' એ અર્થમાં શબ્દની સાથે (પીળાશ પડતું) (૪) ન० ભૂસકો
**પડથાર** પું०પગથાર (૨) છાબંધ ભોંયતળિયું
**પડદી** સ્ત્રી० નાનો પડદો (૨) બિલ્લાનો કે પાટિયાંનો આંતરો
**પડદેનશીન** વિ० જુઓ પર્દેનશીન
**પડદો** પું० [જુઓ પરદો] આંતરો (૨) કાનનો ઢોલ (૩) ઓઝલ (૪) તંતુવાદ્ય પર સ્વરોનાં સ્થાન બતાવવા બંધાતો આંતરો
**પડપડ** અ० [રવ०]. ०વું અ०ક્રિ० પડપડ અવાજ કરવો. **–ડાટ** પું० પડપડ અવાજ (૨) પપડાટ. **–ડિયાં** ન०બ०વ० પાતળા ઝાડાથી થતો અવાજ. **–ડી** સ્ત્રી० દોટ
**પડપું** ન०['પડ' ઉપરથી]અત્યંત શુષ્ક પદાર્થ
**પડપૂછ** સ્ત્રી० [सं. प्रतिपृच्छा; प्रा. पडिपुच्छा] પૂછપરછ
**પડભીંત** સ્ત્રી० [પડ + ભીંત] એક ભીંત ચણીને અંતર મૂકી ચણેલી બીજી ભીંત. **–તિયું** ન० આગળ ભીંત ચણી લઈ પાછળ રાખેલો ગુપ્ત ખંડ (૨) સંચ (૩) વિ० ભીંત અને પડભીંતની વચ્ચેના ગાળાનું
**પડવાયો** પું० [सं. प्रतिपाद; प्रा. पडिपाय] પાયા તળે મૂકવાનો લાકડાનો કકડો
**પડવું** અ०ક્રિ० [सं. पत्; प्रा. पड]પતન થવું; નીચે ગરવું કે ગબડવું – ગતિ થવી (૨)જવું; પળવું(રસ્તે પડવું)(૩)થવું; બનવું;નીપજવું (સમજ; દુઃખ; ટાઢ) (૪) મુકામ કરવો; પડાવ નાંખવો;ઊતરવું(૫)લાંબા થવું; સૂવું (૬) કિંમત બેસવી; મૂલ્ય હોવું: વ્યાજ કે ભાડું હોવું (૭) લાગવું; પ્રતીત થવું; અનુભવમાં આવવું (તંગ, ઢીલું, વાયડું, ગરમ ઓછુંવત્તું ઇ० પડવું) (૮) કશામાં પેદા થવું, નીપજવું (જીવાત) (૯) –માં મંડવું – તલ્લીન થવું (૧૦) ભ્રષ્ટ થવું; પતિત થવું (૧૧) હારવું; જિતાવું; યુદ્ધમાં મરવું (કિલ્લો, યોદ્ધો) (૧૨) હાજરીની ગણતરીમાંથી રહી જવું; ગેરહાજરી ગણાવી (દિવસ પડવો) (૧૩) અન્ય ક્રિયાપદના સામાન્ય કૃ૦ના રૂપ જોડે લાગતાં આવશ્યકતા, લાચારી કે ફરજનો ભાવ ઉમેરે છે. ઉદા० જવું પડશે. અથવા તેના અ० કૃ० જોડે લાગતાં અણધાર્યાપણાનો ભાવ દર્શાવે છે. ઉદા० તે જઈ પડયો. અથવા તે ક્રિયા બરોબર થઈ જવાનો ભાવ બતાવે છે. ઉદા० બેસી પડવું
**પડવૈયો** પું० જુઓ પડવાયો
**પડવો** પું० [सं. प्रतिपद्; प्रा पडिवई.–या] પખવાડિયાની પહેલી તિથિ; પ્રતિપદા
**પડસાળ** સ્ત્રી० [प्रा. पडिसाल (सं. प्रतिशाला)] ઘરનો આગલો ખંડ
**પડહ** પું० [प्रा.]+ જુઓ પટહ
**પડળ** ન० [सं. पटल, प्रा. पडल] આંખને છાવરી લેતું પડ; છારી
**પડા** પું०બ०વ० થાપા; હાથા
**પડાઉ** વિ० પડાવી લીધેલું (૨) વેચાયા વગર પડી રહેલું
**પડાક** અ० [રવ०] એકદમ; પટાક
**પડાદાર** પું० [પડો + દાર] દાંડી પીટનાર
**પડાપડ(–ડી)**સ્ત્રી० ['પડવું'ઉપરથી]સ્પર્ધાથી ધસવું તે; ઉપરાઉપરી પડવું તે
**પડાવ** પું० ['પડવું' ઉપરથી] મુકામ; છાવણી
**પડાવવું** સ०ક્રિ० 'પડવું' 'પાડવું'નું પ્રેરક (૨) ઝૂંટવી–છીનવી લેવું [એક
**પડાળ** ન०; સ્ત્રી०છાપરાના બે ઢોળાવમાંનો
**પડાળી** સ્ત્રી० [दे. पडाली] અડાળી
**પડિયાણ** વિ० ['પડવું' ઉપરથી] પડતર
**પડિયું** ન० ['પડ' ઉપરથી] ઘંટીનું પડ

**પડિયો** પું૦ [સં. પુટ; પ્રા. पुड पात्र] પાંદડાનો વાટકો; દડિયો
**પડી** સ્ત્રી૦ પડો–ઢોલ
**પડી** સ્ત્રી૦[જુઓ પડીકી] નાનું પડીકું. ૰કી સ્ત્રી૦ પડી; નાનું પડીકું (૨) દવાની પડી–નાનું પડીકું. ૰કું ન૦ વસ્તુને પાન કે કાગળમાં લપેટીને ઝીણી પોટકી જેવું કરેલું બાંધણ (૨) દવાની પડીકી
**પડીદાર** પું૦ [પડી+દાર] પડી–ઢોલ પીટનાર
**પડીપથારી** સ્ત્રી૦ પડ્યોપાથર્યો વાસ કે પડાવ; ધામો
**પડો** પું૦[સં. पुट, પ્રા. पुड;] મોટું પડીકું કે પૂડો
**પડો** પું૦[સં. पटह; પ્રા. पडह] ઢોલ (૨) ઢંઢેરો
**પડોશ** પું૦ જુઓ પાડોશ. ૰ણ સ્ત્રી૦ જુઓ પાડોશણ. **–શી** પું૦ જુઓ પાડોશી
**પડ્યુંપાથર્યું** વિ૦ ધામો નાંખીને પડેલું; નિરાંત કરીને રહેલું [હારજ્ઞાનશૂન્ય
**પઢતમૂર્ખ** વિ૦ ભણેલું પણ મૂર્ખ–વ્યવ-
**પઢવું** સ૦ક્રિ૦ [સં. पठ्; પ્રા. पढ] ભણવું
**પઢિયાર** પું૦ [સં. प्रतिहार; પ્રા. पडिहार] પ્રતિહાર (૨) એક અટક
**પણ** ન૦ [સં.] પ્રતિજ્ઞા; ટેક; વચન; નેમ (૨) શરત; હોડ(૩)પું૦ એક પ્રાચીન સિક્કો
**પણ** અ૦[સં.पुनर्;પ્રા.पुण]પરંતુ(વિરોધવાચક ઉભયાન્વયી) (૨) વળી; ઉપરાંત; સુધ્ધાં
**પણ** ન૦જુઓ પણું. ઉદા૦ ગાંડપણ;બાળપણ
**પણઘટ** પું૦ પાણીનો ઘાટ; જળાશય
**પણછ** સ્ત્રી૦ [સં. प्रत्यंचा] ધનુષની દોરી
**પણવ** પું૦ [સં.] નાનું નગારું
**પણી** સ્ત્રી૦ ભાજીની ઝૂડી
**–પણું** ન૦[સં. त्व; અપ. प्पण, –ણ] સામાન્ય કૃ૦ કે નામ યા વિ૦ ઉપરથી ભાવવાચક નામ બનાવતો પ્રત્યય. ઉદા૦ માણસપણું; સારાપણું; કહેવાપણું
**પણે** (પ') અ૦ પેલે ઠેકાણે [માલ–વસ્તુ
**પણ્ય** ન૦ [સં.] વેચવાની ચીજ; વેપારી
**પત** પું૦ પતિ [પ.]
**પત** સ્ત્રી૦; ન૦ ગળતો કોઢ
**પત** સ્ત્રી૦ [સં. प्रत्यय] આબરૂ–ટેક (૨) વિશ્વાસ. [૰કરવું = ગણવું; માન રાખવું (૨) ગાંઠવું; માનવું]
**પતન** ન૦ [સં.] પડવું તે (૨) પડતી; નાશ (૩) હાર; પરાજય (૪) ભ્રષ્ટતા; અધઃપાત
**પતરવેલિયું** ન૦ [પત્ર+વેલિયું (દે.वेल्लविअ = ખરડેલું)] અળવીનું પાન(૨)તેનું ભજિયું
**પતરાજ(–જી)** સ્ત્રી૦ બડાઈ
**પતરાવળ(–ળી)** સ્ત્રી૦ [સં. पत्र+આવલી] પત્રાવળ; પતરાળાની હાર (૨) પતરાળું
**પતરાળી** સ્ત્રી૦ પત્રાળી; પતરાવળ (૨) ભાણું; પિરસણ. **–ળું** ન૦ પત્રાળું; પાંદડાંનો કરેલો થાળી જેવો આકાર
**પતરી** સ્ત્રી૦ [જુઓ પતરું] ધાતુનો નાનો પાતળો કકડો
**પતરું** ન૦ [સં. पत्रकं] ધાતુનો પાતળો મોટો સપાટ ઘાટ (૨) મોટી કથરોટ
**પતવવું** સ૦ક્રિ૦[દે. पत्ताण] પતે એમ કરવું
**પતવું** અ૦ક્રિ૦ [જુઓ પતવવું] અંત આવવો; ખતમ–પૂરું થવું(૨)નિકાલ થવો; તોડ આવવો (૩) ચૂકતે થવું
**પતંગ** પું૦ [સં.] પતંગિયું (૨) પું૦; સ્ત્રી૦ કનકવો. **–ગિયું** ન૦ ફૂદું
**પતંજલિ** પું૦ [સં.] મહાભાષ્યના લેખક કે યોગદર્શનના પ્રવર્તક ઋષિ
**પતાકડું** ન૦ [સં. पत्रक + ડું] કાગળનો નાનો ટુકડો [આવતી આડકથા
**પતાકા** સ્ત્રી૦ [સં.]નાની ધજા (૨) નાટકમાં
**પતાવટ** સ્ત્રી૦ પતાવવું તે; તોડ
**પતાવવું** સ૦ક્રિ૦ જુઓ પતવવું
**પતાસું** ન૦ ખાંડની પેંતા જેવી એક બનાવટ
**પતિ** પું૦ [સં.] સ્ત્રીનો ધણી; કંથ (૨) (પ્રાયઃ સમાસમાં) સ્વામી; માલિક. ઉદા૦ પૃથ્વીપતિ (૩) ઉપરી; અધ્યક્ષ; આગેવાન
**પતિત** વિ૦ [સં.] પડેલું (૨) પાપી. ૰પાવન વિ૦ પાપીને પાવન કરનાર
**પતિપરાયણ** વિ૦સ્ત્રી૦પતિને પરાયણ એવી
**પતિયલ** વિ૦ જુઓ પતિયું
**પતિયાર** પું૦ [પ્રા. पत्तिआअ, –व (સં. प्रति + आयत्) ઉપરથી] વિશ્વાસ (૨) આબરૂ

**પતિયું** વિ૦ પતના રોગવાળું
**પતિવ્રત** ન૦ પતિભક્તિ; શિયળ. **-તા** વિ૦સ્ત્રી૦ (૨) સ્ત્રી૦ [સં.] સતી; પતિવ્રત પાળનાર સ્ત્રી
**પતીકું** ન૦ પૈતું; કાતળી
**પતીજ** સ્ત્રી૦ ['પતીજવું' પરથી] આબરૂ (૨) વિશ્વાસ. ૦**વું** અ૦ક્રિ૦ [प्रा. पत्तिज्ज (सं. प्रति+इ)] પતીજ પડવી; ખાતરી થવી
**પતેતી** સ્ત્રી૦ [झेंद] પારસીઓના બેસતા વર્ષનો તહેવાર
**પંત્તન** ન૦ [સં.] શહેર; પટ્ટન
**પત્તર** સ્ત્રી૦ ['પત' પરથી] આબરૂ
**પત્તર** ન૦ [प्रा. पत्तल (सं. पत्र)] પતરાળું; ભાણું (૨)ભિક્ષાપાત્ર. ૦**વડિયું,** ૦**વેલિયું** ન૦ જુઓ પતરવેલિયું
**પત્તું** ન૦ [સં. पत्रक] પાંદડું (૨) કાગળનું જાડું પાન(૩)ગંજીફાનું પાનું(૪)પોસ્ટકાર્ડ
**પત્તો** પું૦ ઠામઠેકાણું; નામનિશાની (૨) બાતમી; ભાળ; ખબર
**પત્ની** સ્ત્રી૦ [સં.] વહુ; ધણિયાણી
**પત્ર** પું૦;ન૦ [સં.] ચિઠ્ઠી; કાગળ (૨) ન૦ પાંદડું(૩)છાપું. ૦**ક** ન૦[સં.] ટીપ-યાદીના કાગળોની નોટ; રજિસ્ટર. ૦**કાર** પું૦ છાપાનો તંત્રી, માલિક કે તેમાં લખવાના ધંધાવાળો; 'જર્નેલિસ્ટ'. ૦**કારિત્વ** ન૦ પત્રકારનું કામ; 'જર્નેલિઝમ'. ૦**લેખક** પું૦(છાપામાં)પત્ર લખનાર;'કૉરસ્પૉન્ડન્ટ'. ૦**લેખા** સ્ત્રી૦ [સં.] સ્ત્રીઓએ કપાળે દોરેલાં ચિત્ર. ૦૦**વ્યવહાર** પું૦ કાગળ-પત્ર લખવા તે; 'કૉરસ્પૉન્ડન્સ' (૨) કાગળપત્રનો વહેવાર કે સંબંધ.**-ત્રાવલિ** (**-લી**) સ્ત્રી૦ [સં.] પત્રલેખા (૨) પત્રાળી. **-ત્રાવળ**(**-ળી**) સ્ત્રી૦, (**-ળું**) ન૦ પતરાવળ.**-ત્રાળી** સ્ત્રી૦ જુઓ પતરાળી. **-ત્રાળું** ન૦ પતરાળું. **-ત્રિકા** સ્ત્રી૦ [સં.] ચિઠ્ઠી; પત્ર (૨) નાનું છાપું. **-ત્રી** સ્ત્રી૦ [સં.] ખપોટી (૨) પત્રિકા (૩) વિ૦ પત્રવાળું (સમાસમાં). ઉદા૦ ખબરપત્રી
**પથ** પું૦ [સં.] રસ્તો
**પથક** ન૦ સૈનિકોની કે સ્વયંસેવકોની (અમુક સંખ્યાની) ટુકડી
**પથરણું** ન૦ [સં. प्रस्तरण] પાથરણું (૨) કાણે આવનારને બેસવાનું પાથરણું
**પથરાટ** પું૦ ['પાથરવું' ઉપરથી] પથાર ફેલાવો. ૦**ણ** સ્ત્રી૦ માટી વગેરે પાથરીને કરેલી ઊંચી જમીન (૨) ન૦ પાથરી મૂકેલી વસ્તુઓ. **-વવું** સ૦ ક્રિ૦, **-વું** અ૦ ક્રિ૦ 'પાથરવું'નું પ્રેરક ને કર્મણિ
**પથરાળ**(**-ળું**) વિ૦ પથ્થરિયું; પથરાવાળું
**પથરી** સ્ત્રી૦ [જુઓ પથ્થર] કાંકરી; નાનો પથ્થર (૨) અસ્ત્રા ઇ૦ની ધાર કાઢવાને માટેનો નાનો પથ્થર હોય છે તે (૩) પેશાબ કે મૂત્રમાર્ગનો એક રોગ કે તેમાં થતો પથ્થર જેવો પદાર્થ
**પથરો** પું૦ જુઓ પથ્થર (૨) [લા.] જડ કે લાગણીહીન માણસ (૩) વિઘ્ન; આડખીલી (૪) કાંઈ નકામું તુચ્છ કે નિરર્થક એવો ભાવ બતાવે. ઉદા૦ તેને શું પથરા આવડે છે!
**પથાર** પું૦ [प्रा. पत्थार (सं. प्रस्तार)] મોટી પથારી (૨) વિસ્તાર; ફેલાવો. **-રી** સ્ત્રી૦ [दे.पत्थारी] બિસ્તરો (૨) [લા.] મુકામ (૩) માંદગી. ૦**રીવશ** વિ૦ માંદગીથી ખાટલાવશ. **-રો** પું૦ જુઓ પથાર
**પથિક** પું૦ [સં.] વટેમાર્ગુ
**પથ્થર** પું૦ [प्रा. पत्थर (सं. प्रस्तर)] પથરો; પાષાણ (૨) રસ્તાની લંબાઈ બતાવતો કે સીમા ઇ૦ બતાવતો પથ્થર (૩) પથરો; જડ કે લાગણીહીન માણસ[લા.]. [૦**ઉપર પાણી** શ૦પ્ર૦ નકામી મહેનત;કાંઈ અસર ન થવી]. ૦**પાટી** સ્ત્રી૦ સ્લેટ; પથ્થરની લખવાની પાટી. ૦**પેન** સ્ત્રી૦સ્લેટ પર લખવાની પથ્થરની પેન. ૦**ફોડો** પું૦ પથ્થર ફોડનાર મજૂર. **-રિયું** વિ૦ પથ્થરનું બનાવેલું(૨)પથ્થર જેવું કઠણ(૩)ન૦પથ્થરનું વાસણ. **-રિયો** પું૦ પથ્થરનો વાડકો
**પથ્ય** વિ૦ [સં.] અનુકૂળ; હિતકર (૨) ન૦ પથ્ય ખોરાક (૩) કરી; પરેજી

**પદ** પું૦ [સં.] પગ (૨) ન૦ દરજ્જો (૩) અર્થવાળો શબ્દ [વ્યા.] (૪) કવિતાની મૂળ કડી (૫) [ગ.] 'ટર્મ' (૬) મૂળ; 'રૂટ'. ૦ક ન૦ [સં.] ચાંદ (૨) સિક્કો. ૦ચ્છેદ પું૦ [સં.] વાક્યના શબ્દનો વર્ગ કહેવો તે (૨) પદનું વ્યાકરણ. ૦ચ્યુત વિ૦ [સં.] પદભ્રષ્ટ. ૦પાઠ પું૦ [સં.] (વેદનાં) પદો છૂટાં પાડીને અન્વય કરવો તે. ૦બંધ પું૦ [સં.] પદોમાં સળંગ કાવ્યની રચના. ૦ભ્રષ્ટ વિ૦ પદ પરથી–અધિકારથી દૂર થયેલું

**પદર** પું૦પાલવ;લૂગડાનો છેડો(૨)સ્ત્રી૦શરણ [લા.].[પદરનું સ૦પ્ર૦પોતાનું;ગાંઠનું(ધન)]

**પદરજ** સ્ત્રી૦ પગની ધૂળ

**પદલાલિત્ય** ન૦ [સં.] કવિતામાં પદો કે શબ્દોનું લાલિત્ય–માધુર્ય

**પદવિ(–વી)** સ્ત્રી૦ [સં.] દરજ્જો(૨)ઉપાધિ; ઇલકાબ. ૦દાનસમારંભ પું૦ પદવી આપવાની વિધિ; તેનો ઉત્સવ; 'કૉન્વોકેશન'. ૦ધર, ૦ધારી વિ૦ પદવી ધારણ કરનાર

**પદાક્રાંત** વિ૦ [સં.] છૂંદેલું; જેર કરેલું

**પદાતિ(–તી)** પું૦ [સં.] પગપાળો (૨) પાયદળનો સિપાઈ

**પદારથ** પું૦ [સં. પદાર્થ] પદાર્થ [પ.]

**પદાર્થ** પું૦ [સં.] શબ્દાર્થ (૨) ચીજ;વસ્તુ (૩) તત્ત્વ. ૦પાઠ પું૦ પ્રત્યક્ષ પદાર્થ દ્વારા બોધ. ૦વિજ્ઞાન ન૦ ભૌતિક પદાર્થના ગુણધર્મની મીમાંસા કરતું શાસ્ત્ર; 'ફિઝિક્સ' [સંગ્રહ

**પદાવલિ(–લી)** સ્ત્રી૦ [સં.] પદો–કાવ્યોનો

**પદાવવું** સ૦ક્રિ૦ 'પાદવું'નું પ્રેરક (૨) [લા.] ટસ કાઢવી; પદેડવું (૩) જબરદસ્તીથી કઢાવવું–મેળવવું, લઈ લેવું

**પદી** ન૦ [સં.] અનેક પદો મળીને બનતી રકમ; 'એક્સપ્રેશન' [ગ.]

**–પદું** ન૦ [સં. પદ] પદ; કામ (પ્રાયઃ સમાસમાં). જેમ કે, ગોરપદું

**પદે(–દો)ડવું** સ૦ક્રિ૦ ખદેડવું; ખૂબ થાકી જાય ત્યાં સુધી દોડાવવું (૨) (ગમે તેમ — બગડે ત્યાં સુધી) ખૂબ વાપરવું કે કામમાં લેવું

**પદ્ધત** સ્ત્રી૦ પદ્ધતિ; રીત

**પદ્ધતિ** સ્ત્રી૦ [સં.] રીત (૨) કોઈ પણ કામ કરવાની વ્યવસ્થિત કે શાસ્ત્રશુદ્ધ રીત અથવા ક્રમ કે તે નિરૂપતો ગ્રંથ. ૦સર અ૦ પદ્ધતિ પ્રમાણે; બરોબર રીતસર

**પદ્મ** ન૦ [સં.]કમળ; રાતું કમળ(૨)હાથીની સૂંઢ અને કુંભસ્થળ ઉપરની રંગદાર છાંટ (૩) હજાર અબજ (૪) વિષ્ણુનું એક આયુધ (૫) શરીરનાં ષટ્ ચક્રોમાંનું એક (૬) આંગળીનાં ટેરવાં કે પગનાં તળિયાં ઉપરનું એક સામુદ્રિક ચિહ્ન–આકૃતિ (૭)નાગની ફેણ ઉપરનું ચિહ્ન (૮) કુબેરના નવ નિધિઓમાંનો એક. ૦જ પું૦[સં.] બ્રહ્મા. ૦નાભ પું૦ [સં.] વિષ્ણુ. –દ્માસન ન૦ યોગનાં ચોરાશી આસનોમાંનું એક

**પદ્મિની** સ્ત્રી૦ [સં.]કમળનો છોડ(૨)કમળની તલાવડી (૩) કામશાસ્ત્રમાં ગણાવેલા ચાર પ્રકારમાંની ઉત્તમ સ્ત્રી

**પદ્ય** ન૦ [સં.] કવિતા (૨) છંદબદ્ધ શબ્દરચના. ૦બંધ પું૦ પદ્યમાં કરેલી રચના. –દ્યાત્મક વિ૦ પદ્યમાં રચેલું

**પધરામણી** સ્ત્રી૦ પધારવું કે, પધરાવવું તે(૨)ગુરુ કે આચાર્ય ઇ૦ની પધરામણી કરાવાય ત્યારે તેને અપાતી ભેટ

**પધરાવવું** સ૦ ક્રિ૦ ['પધારવું'નું પ્રેરક] માનથી તેડી આણવું કે પહોંચાડવું (૨) (ન ખપતી કે ન જોઈતી વસ્તુ ) બીજાને બઝાડી દેવી; તેવી રીતે અનિષ્ટ વસ્તુને ટાળવી કે દૂર કરવી [લા.]

**પધારવું** અ૦ ક્રિ૦ [સં. પદ + ધૃ;] આવવું કે જવું (માન કે કટાક્ષમાં)

**પનઘટ** પું૦ [હિં.] જુઓ પણઘટ

**પનાઈ** સ્ત્રી૦ હોડી

**પનારો** પું૦ફરજિયાત સહવાસ કે સંબંધમાં આવવું પડે એવી દશા; કોઈની સાથે પાનું પડવું તે

**પનાહ** સ્ત્રી૦ [ફા.] રક્ષણ [પાણિયારી
**પનિયા(-હા)રી** (નિ') સ્ત્રી૦ જુઓ
**પનીર** ન૦ [ફા.] દહીંમાંથી પાણી કાઢી લઈ બનાવેલો ખાદ્ય પદાર્થ
**પનું** ન૦ કેરી વગેરેનું કરાતું ખટમધુરું પ્રવાહી – પીણું
**પનો** (નો')પું૦[ફા. पह्ना] કાપડની પહોળાઈ
**પનોતી** (નો') સ્ત્રી૦ શનિની દશા; પડતી દશા
**પનોતી** (નો) સ્ત્રી૦ ભાગ્યશાળી સ્ત્રી; જેનું એકે છોકરું મરી નથી ગયું તેવી સ્ત્રી
**પનોતું** (નો') વિ૦ શુભ; મંગળકારી (૨) સુખી; વંશવિસ્તારવાળું (૩) છોકરાં વિનાનાને ઘણે વર્ષે થયેલું (સંતાન)
**પન્નગ** પું૦ [સં.] સાપ
**પન્નું** ન૦ એક જાતનો હીરો; પાનું
**પપડાટ** પું૦[રવ૦] પડપડાટ; (તુમાખીભેર) પડપડ બોલવું તે
**પપનસ** ન૦ એક ફળ
**પપલામણ** સ્ત્રી૦ ['પપલાવવું' પરથી] લાડ; વહાલથી પંપાળવું તે(૨) આળપંપાળ[લા.]
**પપલાવવું** સ૦ક્રિ૦[દે. पोप्पव=હાથ ફેરવવો] પપલામણ કરવી; પંપાળવું
**પપળામણ** સ્ત્રી૦ પપલામણ
**પપળાવવું** સ૦ ક્રિ૦ પપલાવવું
**પપેટી** સ્ત્રી૦ જુઓ પતેતી
**પપૈયું** ન૦ [સ્પે.;પો. पापाया] એક ફળ. **-યો** પું૦ તેનું ઝાડ
**પપૈયો** પું૦ [દે. पप्पीअ] બપૈયો; ચાતક
**પમરવું** અ૦ક્રિ૦ મઘમઘવું; સુવાસ પસરવી
**પમરાટ** પું૦ મહેક; ખુશબો
**પમાડ(-વ)વું** સ૦ક્રિ૦ 'પામવું'નું પ્રેરક
**પય** ન૦ [સં.] પાણી (૨) દૂધ
**પયગંબર** પું૦ [ફા.] પેગંબર; માણસ માટે ઈશ્વરનો સંદેશો લઈ આવનાર; નબી. **-રી** વિ૦ પયગંબરને લગતું (૨) પયગંબરે કહેલું (૩) સ્ત્રી૦ પયગંબરનું કામ
**પયગામ** પું૦ [ફા.] પેગામ; સંદેશો (૨) ઈશ્વરી સંદેશો
**પયોદ** પું૦ [સં.] વાદળ
**પયોધર** પું૦ [સં.] સ્તન (૨) વાદળ
**પયોધિ** પું૦ [સં.] દરિયો
**પર** અ૦ [પ્રા. परि = ઉપર] ઉપર
**પર** [સં. प्रति, परि; પ્રા. परि] 'પ્રતિ', 'પરિ' તરીકેના અર્થનો તદ્ભવ ઉપસર્ગ. ઉદા૦ પરબીડિયું, પરકમ્મા
**પર** વિ૦ [સં.] પારકું (૨) અન્ય; બીજું (૩)દૂર;અતીત (૪) પછીનું;ઉત્તર (૫) શ્રેષ્ઠ
**પર** ન૦ [ફા.] પીંછું
**પરકમ્મા** સ્ત્રી૦[પ્રા. परिक्कम (સં. परिक्रम)] પરિક્રમણ; પ્રદક્ષિણા
**પરકાય(-યા)પ્રવેશ** પું૦ [સં.] બીજાના શરીરમાં પેસવું તે – એક સિદ્ધિ
**પરકાર** પું૦ [ફા.] વર્તુલ દોરવાનો કંપાસ
**પરકીય** વિ૦ [સં.] બીજાનું; પારકું. **-યા** સ્ત્રી૦ [સં.] પારકાની સ્ત્રી (૨) ત્રણ પ્રકારની નાયિકાઓમાંની બીજી
**પરખ** સ્ત્રી૦ [પરખવું પરથી] પરીક્ષા. **-વું** સ૦ક્રિ૦ [સં. परीक्ष्; પ્રા. परिक्ख] પારખવું; પરીક્ષા કરવી(૨)ઓળખવું(પરખી કાઢવું). **-ખામણી** સ્ત્રી૦ પારખવાનું મહેનતાણું (૨) પારખવાની આવડત. **-ખાવવું** સ૦ક્રિ૦ 'પરખવું', 'પારખવું'નું પ્રેરક (૨) [લા.] આપવું (૩) ભાળવવું (૪) સમજણ પાડવી;સમજ પડે એમ કરવું.**-ખાવું** અ૦ ક્રિ૦ ઓળખાવું; 'પ(-પા)રખવું'નું કર્મણિ (૨) યોગ્ય વર તરીકે ગણાવું-જડપાવું[લા.]
**પરગજુ** વિ૦ પરોપકારી
**પરગણું** ન૦ [ફા. परगनह्] તાલુકો
**પરગામ** ન૦ બીજું ગામ.**-મી** વિ૦ બીજા ગામનો રહેવાસી (૨) ત્રાહિત [લા.]
**પરચૂટ(-ર)ણ** વિ૦ જુદું જુદું; કુટકળ (૨) ન૦ ખુરદો. **-ણિયું** વિ૦ પરચૂરણ (૨) ખાસ મહત્ત્વનું નહિ – ફાલતુ [લા.]
**પરચો** પું૦ પરતો; પ્રતાપ; ચમત્કાર
**પરછંડ** વિ૦ [સં. प्रचंड] કદાવર; હૃષ્ટપુષ્ટ
**પરછંદો** પું૦ [જુઓ પટછંદો] પડઘો
**પરજ** સ્ત્રી૦ [સં. प्रजा ઉપરથી] પ્રજા; જાત
**પરજન** પું૦ [સં.] પારકું – સંબંધી નહિ

એવું માણસ; 'સ્વજન'થી ઊલટું તે

**પરજળવું** અ૦ક્રિ૦[સં. प्रज्वल् ]ચેતવું; બળવું

**પરજંદ(–ગ)** પું૦ જુઓ પંચંદ [પ.]

**પરજાળવું** સ૦ક્રિ૦ [જુઓ પ્રજાળવું] 'પરજળવું'નું પ્રેરક; સળગાવવું; બાળવું [પ.]

**પરજિયો** પું૦ રાજિયો

**પરજીવી** વિ૦ બીજાને ભોગે, તેને આધારે રહીને જીવનાર; 'પૅરેસાઈટ'

**પરઠ(૦ણ)** સ્ત્રી૦ [પરઠવું ઉપરથી] કબૂલાત; કરાર (૨) વર કે કન્યાની પહેરામણી તરીકે ઠરાવેલી રકમ

**પરઠવું** સ૦ક્રિ૦ [પ્રા. પઙ(–રિ)ટ્ઠવ(સં. प्रति, परि+स्थापय्)] સ્થાપન કરવું; નક્કી કરવું; ઠરાવવું; કરાર કરવો

**પરડ** સ્ત્રી૦ માથાફોડ (૨) લપ; પીડા

**પરડકું(–ચું)** ન૦ [દે. परडा] સાપોલિયું

**પરડિયો, પરડો** પું૦ બાવળની શિંગ

**પરણ** ન૦ પરણવું તે; લગ્ન (૨) પરણવાનો ઉત્સાહ – અભરખો [લા.]. ૦**ત** ન૦ પરણવું તે; લગ્ન. ઉદા૦ ચોથું પરણત (૨) વિ૦ પરણિયત. ૦**વું** સ૦ ક્રિ૦ [સં. परिणी] લગ્ન કરવું(૨)અતૂટ સંબંધ બાંધવો [લા.]

**પરણાયું** ન૦ શકોરું; માટીનું પ્યાલું

**પરણાવવું** સ૦ક્રિ૦ 'પરણવું'નું પ્રેરક (૨) દૂધમાં પાણી ભેળવવું [લા.]

**પરણિયત** વિ૦ પરણેલું (૨) સ્ત્રી૦ પરણેતર; પત્ની [સ્ત્રી૦ પત્ની

**પરણેત(૦ર)** ન૦ પરણવું તે; લગન(૨)

**પરણેયું** ન૦ જુઓ પરણાયું

**પરણ્યો** પું૦ પરણનારો; ધણી

**પરત** અ૦ પાછું

**પરતંત્ર** વિ૦[સં.]પરવશ;પરાધીન. ૦**તા** સ્ત્રી૦

**પરતો** પું૦ જુઓ પરચો

**પરત્ર** અ૦ [સં.] પરલોકમાં

**પરત્વે** અ૦ વિષે; સંબંધમાં

**પરથાર** પું૦ જુઓ પડથાર

**પરદાદો** પું૦ દાદાનો બાપ; પ્રપિતામહ

**પરદાર(–રા)** સ્ત્રી૦ [સં.] પારકાની સ્ત્રી. ૦**ગમન** ન૦ વ્યભિચાર

**પરદુઃખ** ન૦[સં.] પારકાનું દુઃખ. ૦**ભંજન** વિ૦ બીજાનું દુઃખ દૂર કરનાર

**પરદેશ** પું૦ [સં.] પારકો દેશ. **–શી** વિ૦ પારકા દેશનું

**પરદો** પું૦ [ફા.] જુઓ પડદો

**પરધન** ન૦ [સં.] પારકું ધન

**પરધર્મ** પું૦[સં.] બીજાનો ધર્મ(૨)બીજો– જુદો ધર્મ; સ્વધર્મ નહિ તે. **–ર્મી** વિ૦ જુદો ધર્મ પાળનારું; ભિન્નધર્મી

**પરધામ** ન૦ [સં.] પરમધામ; (૨)પરલોક

**પરનાતીલું** વિ૦ બીજી નાતનું

**પરનાર(–રી)** સ્ત્રી૦ બીજાની સ્ત્રી

**પરનાળ** સ્ત્રી૦,**–ળું** ન૦ [સં. प्रणाल]નેવાંનું પાણી ઝિલાઈને બાજુએ જવા માટે રખાતી ધાતુ કે લાકડાની નીક(૨)ચંદીનો ખીલડો રાખવાની ભૂંગળી [પુરુષ

**પરપુરુષ** પું૦ [સં.] પતિ સિવાયનો બીજો

**પરપેંઠ (પેં)** સ્ત્રી૦પેંઠ ગુમ થવાથી ફરીથી (ત્રીજી વાર) લખાયેલી હૂંડી

**પરપોટી** સ્ત્રી૦ નાનો પરપોટો. **–ટો** પું૦ હવાથી પ્રવાહીમાં થતો ફુક્કો – બુદ્બુદ(૨) થોડા વખતમાં ફૂટી તૂટી નાશ પામી જાય તે; ક્ષણભંગુર [લા.]

**પરબ** સ્ત્રી૦ [સં. प्रपा] રસ્તામાં મુસાફરને પાણી પાવાની ધર્માદા જગા. ૦**ડી** સ્ત્રી૦ પંખીઓને દાણા નાખવા એક થાંભલા પર કરેલું સાર્વજનિક મકાન

**પરબાણ** ન૦ થડ બાંધવાનું આડું લાકડું

**પરબારું** અ૦ બારોબાર

**પરબિયો** પું૦ પરબ ઉપર બેસી પાણી પાનારો; પરબવાળો

**પરબીડિયું** ન૦[સં.परि + પ્રા. वीडग = બીડું] (કાગળ બીડવાની)કાગળની કોથળી;લખોટો

**પરબીડો** પું૦ મોટું પરબીડિયું

**પરબ્રહ્મ** ન૦ [સં.] પરમતત્ત્વ; પરમાત્મા

**પરભવ** પું૦ [સં.] બીજો અવતાર

**પરભાતિયું** ન૦ જુઓ પ્રભાતિયું

**પરભારું(–ર્યું)** અ૦ પરબારું; બારોબાર (૨) વિ૦ બહારનું

**પરભાષા** સ્ત્રી૦[સં.] બીજી – બીજાની ભાષા
**પરભૃત** પું૦[સં.]કોયલનો નર.**–તા(–તિકા)** સ્ત્રી૦ [સં. परभृता] કોયલ
**પરભોગી** વિ૦ બીજા વડે ભોગવાતું. ઉદા૦ 'ચંપો પરભોગી છે'
**પરમ** વિ૦ [સં.] ઉત્તમ (૨) ગઈ કાલ પહેલાંનું કે આવતી કાલ પછીનું. **૦તત્ત્વ** ન૦ અંતિમ–શાશ્વત તત્ત્વ; બ્રહ્મ
**પરમતસહિષ્ણુતા** સ્ત્રી૦ પારકાના મતને સહન કરવાની વૃત્તિ–ઉદારતા
**પરમધામ** ન૦ ઉત્તમલોક; મોક્ષ
**પરમપદ** ન૦ [સં.] મોક્ષ; મુક્તિ
**પરમપુરુષ** પું૦ [સં.] પરમાત્મા
**પરમહંસ** પું૦ [સં.] સંન્યાસીઓના ચાર પ્રકારમાંથી સૌથી શ્રેષ્ઠ પ્રકાર (કુટીચક, બહૂદક, હંસ અને પરમહંસ)
**પરમાટી** સ્ત્રી૦ [પર + માટી] માંસ [પ.]
**પરમાણ** ન૦ જુઓ પરબાણ
**પરમાણ** વિ૦ [સં. प्रमाण] સાર્થક; પ્રમાણ (૨) અ૦ નિશ્ચે; નક્કી. **૦વું** સ૦ક્રિ૦ [સં. प्रमाणय्] પ્રમાણભૂત–સાચું માનવું
**પરમાણુ** પું૦; ન૦ [સં.] વધુ વિભાગ થઈ શકે નહિ તેવો ઝીણામાં ઝીણો અણુ
**પરમાણું** ન૦ [પ્રા.परिमाण]પરિમાણ;માપ
**પરમાણું** ન૦ [સં प्रमाण] પુરાવો; દાખલો
**પરમાત્મા** પું૦ [સં.] પરમેશ્વર
**પરમાનંદ** પું૦ [સં.] પરમ–શ્રેષ્ઠ આનંદ (૨) પરબ્રહ્મ [વિ૦ પરમાર્થી
**પરમારથ** પું૦ પરમાર્થ; પરોપકાર. **–થી**
**પરમાર્થ** પું૦ [સં.] ઉત્તમ પુરુષાર્થ–મોક્ષ (૨) પરમતત્ત્વ (૩) પરોપકાર. **૦બુદ્ધિ** સ્ત્રી૦ પરમાર્થ સાધવાની બુદ્ધિ. **–ર્થી** વિ૦ પરોપકારી
**પરમિટ** સ્ત્રી૦ [ઇં.] રજા કે પરવાનગી કે તે દેતી (સરકારી) ચિઠ્ઠી ['ગોનોરિયા'
**પરમિયો** પું૦ [સં. प्रमेह] એક રોગ;
**પરમેશ(–શ્વર)** પું૦[સં.]પરમાત્મા(૨)શિવ. [**૦નું માણસ** શ૦પ્ર૦ભલો આદમી;ઓલિયો].**–શ્વરી** સ્ત્રી૦(૨)વિ૦જુઓ ઈશ્વરી
**પરમેષ્ઠી** પું૦ [સં.] બ્રહ્મા (૨) વિષ્ણુ (૩) શિવ (૪) અર્હન્ત [જૈન]
**પરમોત્કર્ષ** પું૦[સં.]મોટામાં મોટો અભ્યુદય
**પરરાજ્ય** ન૦[સં.]બીજું રાજ્ય(૨)વિદેશીનો અમલ ['ઑબ્જેક્ટિવ'
**પરલક્ષી** વિ૦ [સં.] બીજાને લક્ષ કરતું;
**પરલોક** પું૦ [સં.] મૃત્યુ પછીનો સ્વર્ગ વગેરે બીજો લોક. **૦વાસી** વિ૦ મરણ પામેલું; મરહૂમ
**પરવડવું** અ૦ ક્રિ૦ [સર૦ फा. परवर्दन = પોષણ કરવું] પાલવવું; પોસાવું
**પરવડી** સ્ત્રી૦ જુઓ પરબડી [પરમેશ્વર
**પરવરદિગાર** પું૦ [फा.] પાલનહાર (૨)
**પરવરવું** અ૦ ક્રિ૦ જવું
**પરવશ** વિ૦ [સં.] પરાધીન
**પરવળ** ન૦ એક શાક
**પરવા** સ્ત્રી૦ [फा.] દરકાર (૨) ગરજ
**પરવાડ** સ્ત્રી૦ [સં. परि + દે. वाडी = વાડ] ગામનો છેવાડાનો ભાગ
**પરવાનગી** સ્ત્રી૦ [फा.] રજા
**પરવાનો** પું૦ [फा.] રજાનો લેખી હુકમ; લાઇસન્સ (૨) પતંગિયું (૩) છૂટ [લા.]
**પરવાર** પું૦; સ્ત્રી૦ નવરાશ. **૦વું** અ૦ ક્રિ૦ કામ આટોપી નવરું થવું
**પરવાળું** ન૦ જુઓ પ્રવાલ
**પરશુ** સ્ત્રી૦; ન૦ [સં.] કુહાડી. **૦રામ** પું૦ [સં.] વિષ્ણુનો છઠ્ઠો અવતાર
**પરસાદ** પું૦ જુઓ પ્રસાદ. **–દિયું** વિ૦ પ્રસાદ ખાવાનો ગમતો હોય તેવું (૨) પ્રસાદ ખાવા પૂરતી જ દેવ ઉપર જેની આસ્થા હોય એવું.**–દી** સ્ત્રી૦જુઓ પ્રસાદી
**પરસાળ** સ્ત્રી૦ જુઓ પડસાળ
**પરસેવો** પું૦ [સં. प्रस्वेद] ચામડીનાં છિદ્રોમાંથી નીકળતું પાણી
**પરસ્ત** વિ૦ [फा.] (સમાસમાં) પૂજક; ભક્ત. ઉદા૦ ખુદાપરસ્ત. **–સ્તી** સ્ત્રી૦ [फा.] પૂજા; ભક્તિ (૨) પ્રશંસા (૩) ખુશામત
**પરસ્ત્રી** સ્ત્રી૦ [સં.] બીજાની સ્ત્રી

**પરસ્પર** અ૦ [સં.] એકબીજાનો; અરસપરસ. **-રાવલંબી** વિ૦ [+અવલંબી] પરસ્પર અવલંબન રાખતું
**પરસ્મૈપદ** ન૦ [સં.] સંસ્કૃતમાં ધાતુઓનાં રૂપો કરવાના બે પ્રકારમાંનો એક
**પરહદ** સ્ત્રી૦ પારકી હદ
**પરહરવું** સ૦ક્રિ૦ પરિહરવું; તજવું
**પરહેજ** (૨) વિ૦ [ફા.] બંધનમાં પડેલું; કેદી (૨) કરી-પરહેજી પાળનારું (૩) સ્ત્રી૦ કરી (૪) સંયમ; નઠારાં કામોથી દૂર રહેવું તે. **-જી** સ્ત્રી૦ કેદ (૨) કરી
**પરંતુ** અ૦ [સં.] પણ
**પરંદું** ન૦ [ફા. परंदह्] પરિંદું; પક્ષી
**પરંપરા** સ્ત્રી૦ [સં.] હાર; શ્રેણી (૨) ઘણા કાળથી ચાલતો આવેલો રિવાજ. **૦ગત** [+आगत] વિ૦ પરંપરાથી ચાલતું આવેલું
**પરા** વિ૦ સ્ત્રી૦ [સં.] શ્રેષ્ઠ; ઉત્તમ; પર
**પરા** [સં.] સંસ્કૃત ઉપસર્ગ. નામ કે ક્રિયાને લાગતાં (૧) પાછું, ઊલટું (જેમ કે પરાગતિ; પરાજય) (૨) અતિશય, ખૂબ, છેવટનું (જેમ કે પરાક્રમ) એવા ભાવ બતાવે છે
**પરાઈ** સ્ત્રી૦ [દે. पाराई] ખાંડણીનો દસ્તો (૨) નરાજ [બીજાની
**પરાઈ** વિ૦ સ્ત્રી૦ [જુઓ 'પરાયું'] પારકી;
**પરાકાષ્ઠા** સ્ત્રી૦ [સં.] છેવટની હદ – આખર
**પરાકોટિ(-ટી)** સ્ત્રી૦ [સં.] છેલ્લી હદ
**પરાક્રમ** ન૦ [સં.] બહાદુરી; શૂરાતન (૨) (વ્યંગમાં) અવિચારી કે ખોટા સાહસનું કામ [લા.]. **-મી** વિ૦ પરાક્રમ કરનારું
**પરાગ** પું૦[સં.] ફૂલમાંની રજ. **૦કોશ(-ષ)** પું૦ પુંકેસરની ટોચની પરાગની થેલી
**પરાગતિ** સ્ત્રી૦ [સં.] પાછા જવું તે (૨) મરણ. **૦ક** વિ૦ પાછી ગતિ કરનારું; પ્રાગતિક નહિ એવું; 'રિઍક્શનરી'
**પરાઙ્મુખ** વિ૦ [સં.] વિમુખ
**પરાજ** સ્ત્રી૦ ઊભા કાનાની મોટી થાળી
**પરાજય** પું૦ [સં.] હાર
**પરાજિત** વિ૦ [સં.] હારેલું
**પરાણી** સ્ત્રી૦ નાનો પરોણો
**પરાણે** અ૦ બળાત્કારે (૨) મહામહેનતે; માંડ માંડ [લાકડી; પરોણો
**પરાણો** પું૦ [સં. प्रवयण] આરવાળી લાંબી
**પરાત** સ્ત્રી૦ જુઓ પરાજ
**પરાત** સ્ત્રી૦ છાશ ઉપરનું પાણી [શ્રેષ્ઠ
**પરાત્પર** વિ૦ [સં.] પરથી પણ પર; શ્રેષ્ઠમાં
**પરાધીન** વિ૦ [સં.] પરતંત્ર. **૦તા** સ્ત્રી૦
**પરાન્ન** ન૦ [સં.] પારકું અન્ન
**પરાપૂર્વ** પું૦ [પર + પૂર્વ] બહુ જૂનો સમય
**પરાભવ** પું૦ [સં.] પરાજય
**પરાભૂત** વિ૦ [સં.] હારેલું
**પરામર્શ** પું૦ [સં.] સ્પર્શ (૨) વિચાર
**પરાયણ** વિ૦ [સં.] એકાગ્ર; લીન (પ્રાયઃ સમાસમાં)
**પરાયું** વિ૦ [પ્રા. पराय (સં. परकीय)] પારકું
**પરાર** અ૦ [સં., પ્રા. परारि] ગયે કે આવતે ત્રીજે વર્ષ
**પરાર્થ** વિ૦[સં.] બીજાને માટે હોય તેવું (૨) પું૦ પરોપકાર; સ્વાર્થથી ઊલટું તે
**પરાર્ધ** વિ૦ [સં.] સંખ્યાવાચનમાં છેલ્લી સંખ્યા (એકડા ઉપર સત્તર મીંડાંવાળો અંક)
**પરાવર્ત** પું૦ [સં.] વિનિમય; બદલો (૨) પરાવર્તન. **૦ન** ન૦ પાછું ફરવું તે (૨) પાછું ફેંકવું તે
**પરાવલંબન** ન૦ [સં.] પારકા ઉપર આધાર રાખવો તે [રાખનારું
**પરાવલંબી** વિ૦ [સં.] પારકા પર આધાર
**પરાવિદ્યા** સ્ત્રી૦ [સં.] શ્રેષ્ઠ વિદ્યા; બ્રહ્મવિદ્યા
**પરાવૃત્ત** વિ૦ [સં.] પાછું ફરેલું (૨) કંટાળેલું; વિમુખ
**પરાશ** સ્ત્રી૦ પરાત; છાશ ઉપરનું પાણી
**પરાશર** પું૦ [સં.] વ્યાસના પિતા અને પરાશરસ્મૃતિના પ્રવર્તક
**પરાસ્ત** વિ૦ [સં.] હારેલું
**પરાળ** ન૦ [સં. पलाल] ડાંગર વગેરે અનાજનું પોચું ઘાસ – ખરસલું
**પરાંઠું** (૦) ન૦ લોઢી પર તળીને કરાતી ચોપડા જેવી એક જાતની ભાખરી

**પરિ-** [સં.] એક ઉપસર્ગ. 'ચારે તરફનું', 'પરિપૂર્ણ'એવો અર્થ બતાવે.ઉદા૦ પરિક્રમા
**પરિકર** પું૦ [સં.] પરિજન (૨) વૃંદ; સમૂહ
**પરિક્રમ** પું૦ [સં.], ૦ણ નં૦, **-મા** સ્ત્રી૦ પ્રદક્ષિણા (૨) આમતેમ ફરવું તે
**પરિગ્રહ** પું૦ [સં.] સ્વીકાર; અંગીકાર (૨) ધન માલમતા વગેરેનો સંગ્રહ. **-હી** વિ૦ પરિગ્રહવાળું
**પરિઘ** પું૦[સં.]વર્તુળનો ઘેરાવો (૨) આગળો; ભોગળ (૩) ભોગળ જેવું એક આયુધ
**પરિચય** પું૦ [સં.] ઓળખાણ (૨) સહવાસ (૩) મહાવરો [સેવા; ચાકરી
**પરિચર** પું૦ [સં.] સેવક. **-ર્યા** સ્ત્રી૦ [સં.]
**પરિચારક** પું૦ [સં.] સેવક
**પરિચારિકા** સ્ત્રી૦ [સં.] દાસી
**પરિચિત** વિ૦ [સં.] ઓળખીતું
**પરિચ્છિન્ન** વિ૦ [સં.] મર્યાદિત(૨)વિભક્ત; જુદું પાડેલું
**પરિચ્છેદ** પું૦ [સં.] ભાગ (૨) સીમા
**પરિજન** પું૦; ન૦ [સં.] નોકર
**પરિણત** વિ૦ [સં.] પરિણતિ પામેલું.**-ત** સ્ત્રી૦ [સં.] ઝૂકવું-નમવું તે (૨) જુઓ પરિણામ. **-મવું** અ૦ક્રિ૦ [સં. परिणम्] પરિણામ પામવું; ફલિત થવું; નીપજવું
**પરિણામ** પું૦; ન૦ [સં.] અંત; ફળ; નતીજો(૨)રૂપાંતર; વિકાર(૩)પરિપક્વતા. **-મી** વિ૦ [સં.] પરિણમતું; ફલિત; પરિણામરૂપે નીપજતું
**પરિણીત** વિ૦ [સં.] પરણેલું
**પરિતપ્ત** વિ૦ [સં.] પરિતાપ પામેલું
**પરિતાપ** પું૦ [સં.] તાપ; સંતાપ
**પરિતૃપ્ત** વિ૦ [સં.] પરિતૃપ્તિ પામેલું.**-પ્તિ** સ્ત્રી૦ સંતોષ
**પરિતોષ** પું૦ [સં.] સંતોષ
**પરિત્યક્ત** વિ૦ [સં.] છોડી દીધેલું; ત્યજેલું
**પરિત્યાગ** પું૦ [સં.] છોડી દેવું તે
**પરિત્રાણ** નં૦ [સં.] સંરક્ષણ
**પરિધાન** ન૦ [સં.] પહેરવું તે (૨) વસ્ત્ર
**પરિધિ** પું૦ [સં.] વર્તુળનો ઘેરાવો; 'સર્કમ્ફરન્સ' (૨) સૂર્યચંદ્રની આસપાસ દેખાતું તેજનું કૂંડાળું (૩)ચોમેર ફરતી વાડ
**પરિનિર્વાણ** ન૦ [સં.] મોક્ષ
**પરિપક્વ** વિ૦[સં.] પૂરેપૂરું પાકેલું. **૦તા** સ્ત્રી૦
**પરિપત્ર** પું૦; ન૦ [સં.] લાગતાંવળગતાંની જાણ માટે ફેરવાતો પત્ર; 'સરક્યુલર'
**પરિપાક** પું૦ [સં.] પરિણામ; ફળ (૨) પરિપક્વ થવું તે
**પરિપાટિ(-ટી)** સ્ત્રી૦ [સં.] શૈલી; રીતિ (૨) ધારો; પ્રથા; નિયમ (૩) ક્રમ; શ્રેણી
**પરિપાલન** ન૦,**-ના** સ્ત્રી૦[સં.]પાલન;રક્ષણ
**પરિપુષ્ટ** વિ૦ [સં.] સારી રીતે પોષણ-વૃદ્ધિ પામેલું. **-ષ્ટિ** સ્ત્રી૦ [સં.] પરિપુષ્ટપણું
**પરિપૂર્ણ** વિ૦ [સં.] ભરપૂર. **૦તા** સ્ત્રી૦
**પરિપૂર્તિ** સ્ત્રી૦ [સં.] પરિપૂર્ણતા
**પરિપ્રશ્ન** પું૦ [સં.] ફરી ફરીને પૂછવું તે
**પરિબળ** ન૦ [સં. परि+बल] જોર
**પરિબ્રહ્મ** ન૦ [જુઓ પરબ્રહ્મ]પરમાત્મા [પ.]
**પરિભવ** પું૦ [સં.] તિરસ્કાર (૨) પરાભવ
**પરિભાષા** સ્ત્રી૦ [સં.] કોઈ પણ શાસ્ત્રની સાંકેતિક સંજ્ઞાઓ કે શબ્દો
**પરિભ્રમણ** ન૦[સં.] ફરવું-ટહેલવું તે; ભ્રમણ (૨) ગોળ ગતિમાં ફરવું તે
**પરિમલ** [સં.], **-ળ** પું૦ સુગંધ
**પરિમાણ** ન૦ [સં.] માપ (૨) જેને લઈને વસ્તુને માપી શકાય છે તે એનું લક્ષણ-મપાઈ શકાવું તે કે તેની રીત
**પરિમાર્જન** ન૦ [સં.] ધોવું-માંજવું તે
**પરિમિત** વિ૦ [સં.] અલ્પ; મર્યાદિત (૨) અંદાજસર; માપેલું. **-તિ** સ્ત્રી૦ [સં.] માપ; તોલ (૨) સીમા; મર્યાદા (૩) 'પેરીમીટર' [ગ.]
**પરિમેય** વિ૦ [સં.] માપી શકાય તેવું; મર્યાદિત (૨) માપવા યોગ્ય (૩) ન૦ માન; મૅગ્નિટ્યુડ [ગ.]
**પરિયું** ન૦, **-યો** પું૦ [સં. प्रजा ઉપરથી] પૂર્વજ (૨) વંશજ [રક્ષાયેલું
**પરિરક્ષિત** વિ૦ [સં.] બધી બાજુએથી
**પરિરંભ** પું૦, ૦ણ ન૦ [સં.] આલિંગન

**પરિવર્ત** પું૦ [સં.] યુગ કે કાળનો અંત (૨) ફેરફાર; ક્રાંતિ (૩) ગોળ ફરવું તે. **-ર્તક** વિ૦(૨) પું૦ [સં.] ફેરફાર-ક્રાંતિ કરનાર (૩) ગોળ ફરનાર કે ફેરવનાર. **-ર્તન** ન૦ [સં.] જુઓ પરિવર્ત. **-ર્તી** વિ૦[સં.]બદલાતું. **-ર્ત** પું૦ [સં.]પરિવર્ત
**પરિવાર** પું૦ [સં.] કુટુંબકબીલો
**પરિવાહ** પું૦ [સં.] છલકાઈને જવું તે (૨) વધારાનું પાણી બહાર નીકળવાનો માર્ગ
**પરિવૃત** વિ૦ [સં.] વીંટાયેલું
**પરિવૃત્ત** વિ૦ [સં.] ગોળ ફરેલું (૨) પાછું ફરેલું (૩) ચારે બાજુથી વીંટળાયેલું. **-ત્તિ** સ્ત્રી૦ [સં.] ગોળ ફરવું તે (૨) પાછા ફરવું તે (૩) વીંટળાઈ વળવું તે
**પરિવેશ(-ષ)** પું૦ [સં.]તેજનું કૂંડાળું;'હેલો'
**પરિવેષ્ટન** ન૦ [સં.] ઢાંકણ; આચ્છાદન
**પરિવેષ્ટિત** વિ૦[સં.]વીંટળાયેલું(૨)ઢંકાયેલું
**પરિવ્રજિત** વિ૦ [સં.] પરિવ્રજ્યા લીધી હોય તેવું
**પરિવ્રજ્યા** સ્ત્રી૦ [સં.] સંન્યાસ
**પરિવ્રાજક** પું૦ [સં.] સંન્યાસી
**પરિવ્રાજિકા** સ્ત્રી૦ [સં.] સંન્યાસિની
**પરિશિષ્ટ** ન૦[સં.]પુરવણી (ગ્રંથ કે લેખની); 'ઍપેન્ડિક્સ' (૨) વિ૦ બાકી રહેલું
**પરિશીલન** ન૦[સં.]અનુશીલન;દીર્ઘ સેવન
**પરિશુદ્ધ** વિ૦ [સં.] પૂર્ણપણે શુદ્ધ
**પરિશેષ** વિ૦ [સં.] બાકી રહેલું; અવશિષ્ટ
**પરિશ્રમ** પું૦ [સં.] મહેનત
**પરિષદ** સ્ત્રી૦ [સં.] સભા
**પરિષહ** પું૦ [સં.] જુઓ પરીષહ
**પરિષ્કાર** પું૦ [સં.] અલંકાર; શણગાર (૨) સંસ્કાર
**પરિસમાપ્ત** વિ૦ [સં.]સંપૂર્ણ. **-પ્તિ** સ્ત્રી૦ [સંપૂર્ણતા
**પરિસીમા** સ્ત્રી૦ [સં.] હદ
**પરિસ્તાન** ન૦ [ફા.] પરીઓનો મુલક (૨) સુંદર સ્ત્રી-પુરુષોની જમાવટ [લા.]
**પરિસ્થિતિ** સ્ત્રી૦ [સં.] આજુબાજુની સ્થિતિ-સંજોગ
**પરિહરવું** સ૦ક્રિ૦ [સં. परिहृ] છોડવું;તજવું
**પરિહાર** પું૦ [સં.] ત્યાગ. **-ર્ય** વિ૦[સં.] ટાળી શકાય એવું કે ટાળવા જેવું
**પરિહાસ** પું૦ [સં.] મશ્કરી
**પરિંદું** ન૦ [જુઓ પરંદું] પક્ષી
**પરી** સ્ત્રી૦ [ફા.] પાંખોવાળી,દેવતાઈ સુંદરી. **૦કથા** સ્ત્રી૦ પરીઓ જેમાં આવતી હોય એવી-અદ્ભુત કથા
**પરીક્ષક** પું૦ [સં.] પરીક્ષા કરનાર. **-ણ** ન૦ [સં.] પરીક્ષા
**પરીક્ષા** સ્ત્રી૦ [સં.] તપાસ; કસોટી. **૦થી** પું૦ [+અર્થી] પરીક્ષામાં બેસનાર. **-ક્ષિત** વિ૦ [સં.] પારખેલું; તપાસેલું (૨) પું૦ અભિમન્યુનો પુત્ર
**પરીખ** પું૦ [સં. परीक्ष् ઉપરથી] જુઓ પારેખ
**પરીવાર** પું૦ [સં.] પરિવાર
**પરીવાહ** પું૦ [સં.] જુઓ પરિવાહ
**પરીષહ** પું૦[પ્રા. परीसह] ટાઢ, તડકો, ભૂખ, તરસ વગેરે બાવીસ વિપત્તિઓમાંની પ્રત્યેક કે તે સહેવી તે [જૈન]
**પરુ** ન૦ [સર૦ સં. पूय] પાચ
**પરુષ** વિ૦ [સં.] કઠોર. **૦તા** સ્ત્રી૦
**પરું** વિ૦ [સં. पर] અળગું [પ.] (૨) અ૦ દૂર; અલગ
**પરું** ન૦ શહેર બહારનો વસવાટ; ઉપનગર
**પરૂણાગત** સ્ત્રી૦[જુઓ પરણો]મહેમાનગીરી
**પરૂણો** પું૦ [સં. प्राघुणक] મહેમાન; અતિથિ
**પરે** અ૦ [સં. पर] પણે; પેલે ઠેકાણે (૨) પર; ઉપર [જુઓ 'પરહેજ'માં
**પરેજ (રે')** વિ૦ (૨) સ્ત્રી૦, **-જી** સ્ત્રી૦
**પરેડ** સ્ત્રી૦ [ઇં.] કવાયત
**પરેશ** પું૦ [સં.] પરમેશ્વર
**પરેશાન** વિ૦ [ફા.] હેરાન (૨) વ્યાકુલ; ઉદ્વિગ્ન (૩) ધૂર્ત; ખંધું; ચતુર. **-ની** સ્ત્રી૦ મુસીબત; હેરાનગત (૨) વ્યાકુલતા; ઉદ્વેગ
**પરોક્ષ** વિ૦ [સં.] અપ્રત્યક્ષ; ગેરહાજર
**પરોઢ (રો')** પું૦; ન૦ [સં. पल्लड; પ્રા. पल्लड] પ્રભાત; સવાર. **-ઢિયું** ન૦ મળસકું
**પરોણાગત** સ્ત્રી૦ જુઓ પરૂણાગત
**પરોણી** સ્ત્રી૦ [જુઓ પરાણી] આરવાળી નાની લાકડી. **-ણો** પું૦ મોટી પરોણી

**પરોણો** પું૦ [જુઓ પરૂણો] મહેમાન
**પરોપકાર** પું૦ [સં.] પારકાનું ભલું કરવું તે. **–રિતા** સ્ત્રી૦ પરોપકાર કરવાનો ગુણ. **–રી** વિ૦ [સં.] પરોપકાર કરનારું
**પરોપજીવી** વિ૦ [સં.] બીજાને આધારે જીવનારું
**પરોવવું** સ૦ ક્રિ૦ [સં. प्र+वे] પ્રોવું; વેહવાળી વસ્તુને દોરા ઉપર ચડાવવી કે તેમાં દોરો ઘાલવો (૨)જોડવું;લગાડવું[લા.]
**પર્જન્ય** પું૦ [સં.] વરસાદ [[સં.] ઝૂંપડી
**પર્ણ** ન૦ [સં.] પાંદડું. ૦કુટિ (–ટી) સ્ત્રી૦
**પર્દેનશીન** વિ૦ [फा.] પડદામાં રહેનાર
**પર્યટન** ન૦ [સં.] મુસાફરી
**પર્યવસાન** ન૦ [સં.] અંત. **–યિની** વિ૦ સ્ત્રી૦, **–યી** વિ૦ [સં.] અંતિમ; અંતવાળું
**પર્યંક** પું૦ [સં.] પલંગ
**પર્યંત** પું૦ [સં.] ચોગરદમ ફરતી હદ; (૨) અંત; છેવટ (૩) અ૦ સુધી; લગી
**પર્યાપ્ત** વિ૦ [સં.] પૂરતું (૨) સંપૂર્ણ (૩) પ્રચુર; પુષ્કળ (૪) સમર્થ (૫) મર્યાદિત. **–પ્તિ** સ્ત્રી૦ [સં.] પર્યાપ્તપણું
**પર્યાય** પું૦ [સં.] સમાનાર્થ શબ્દ (૨) રીત; રસ્તો (૩) યુક્તિ; બહાનું (૪) પ્રકાર (૫) ક્રમ; અનુક્રમ (૬) પદાર્થનો ગુણ કે ધર્મ અથવા તજ્જન્ય પરિણામ
**પર્યાલોચન** ન૦, **–ના** સ્ત્રી૦ [સં.] સંપૂર્ણ આલોચન; સમીક્ષા
**પર્યુપાસના** સ્ત્રી૦ [સં.] સેવા
**પર્યુષણ** ન૦ [સં.] જુઓ પજુસણ
**પર્યેષક** પું૦[સં.] પર્યેષણા કરનાર; શોધક. **–ણ** ન૦, **–ણા** સ્ત્રી૦ [સં.] અન્વેષણ; આલોચના; તત્ત્વચિંતન
**પર્વ** ન૦ [સં.] ગ્રંથનો ભાગ (૨) આઠમ, ચૌદશ, પૂનમ અને અમાસ એમાંની કોઈ પણ તિથિ (૩) પવિત્ર દિવસ (૪) તહેવાર (૫) સાંઠાનો એક ગાંઠાથી બીજા ગાંઠા સુધીનો ભાગ. ૦ણી સ્ત્રી૦[સં.]પવિત્ર દિવસ
**પર્વત** પું૦ [સં.] પહાડ
**પર્હેજ(–જી)** [फा.] જુઓ 'પરહેજ'માં
**પલ** ન૦ [સં.] ચાર તોલા જેટલું માપ (૨) સ્ત્રી૦ પળ; ક્ષણ વાર
**પલક** સ્ત્રી૦ [સં.] પળ; ક્ષણ
**પલક** સ્ત્રી૦ [फा.] આંખનો પલકારો. ૦વું અ૦ ક્રિ૦ મીંચાવું ને ઊઘડવું (૨) આંખ પલકવાની જેમ ગતિ હોવી કે થવી (૩) ઝબૂકવું; રહી રહીને પ્રકાશવું. **–કારો, –કો** પું૦ આંખનું પલકવું તે(૨) ઝબકારો (૩) અણસારો; ઇશારો [ટુકડી
**પલટણ(–ન)**સ્ત્રી૦[इं. प्लॅटून; पो.]લશ્કરની
**પલટવું** સ૦ક્રિ૦ [प्रा. पलट्ट] બદલવું
**પલટાપલટી** સ્ત્રી૦ ફેરફાર; ઊથલપાથલ
**પલટાવવું** સ૦ક્રિ૦, **પલટાવું** અ૦ક્રિ૦ 'પલટવું'નું પ્રેરક અને કર્મણિ
**પલટી** સ્ત્રી૦, **–ટો** પું૦ [જુઓ પલટવું] ફેરબદલી (૨) ઊથલો
**પલવટ** સ્ત્રી૦ [સં. पल्लव] કેડ બાંધવી તે કે તેનું કપડું (જેવું ભીલો બાંધે છે) (૨) પાલવ કે નીચે લટકતો છેડો; તેને કેડે કે છાતીએ તાણી બાંધવો તે
**પલળવું** અ૦ક્રિ૦ [જુઓ પલાળવું] ભીનું થવું(૨)પોચું થવું; પીગળવું (મન) [લા.]
**પલંગ** પું૦[સં.पर्यंक प्रा. पल्लंक] મોટો ખાટલો. **–ડી** સ્ત્રી૦ નાનો પલંગ; ઢોલણી. ૦**પોશ** ન૦ પથારી ઉપર પાથરવાનો ઓછાડ
**પલાકું(–ખું)** ન૦ આંકના પાડાનો પ્રશ્ન
**પલાણ** ન૦ [સં. पर्याण; प्रा. पल्लाण; સર૦ फा. पालान] ઘોડાની પીઠ ઉપર નાખવાનો સામાન (૨) સવારી.૦વું અ૦ક્રિ૦ સવારી કરવી(૨)ઘોડાની પીઠ ઉપર સામાન કસવો
**પલાયન** ન૦ [સં.] નાસી જવું તે
**પલાયિત** વિ૦ [સં.] નાઠેલું; દોડી ગયેલું
**પલાવ** પું૦ [फा.] ભાતમાં દાળ ને માંસ નાખી બનાવેલી એક વાની
**પલાશ** પું૦ [સં.] ખાખરો
**પલાળવું** સ૦ ક્રિ૦ [સર૦ प्रा. पलाविय (સં. प्लावित)] ભીંજવવું (૨) મન પર અસર પહોંચાડવી (૩) વતું કરવા દાઢી પલાળવી (૪) કોઈ કામ શરૂ કરવું

**પલાળિયું** ન૦ નાહતી વખતે પલાળવા બદલાતું પંચિયું
**પલાંઠી** સ્ત્રી૦ [ प्रा. पल्लत्थि(सं. पर्यस्तिका)] પગ અમુક ઢબે વાળીને ચપટ બેસવાની એક રીત. **–ઠો** પું૦ મોટી પલાંઠી
**પલિત** વિ૦ [सं.] પળિયાંવાળું
**પલીત** પું૦; ન૦ [फा. पलीद] ભૂતપ્રેત
**પલીતો** પું૦ [फा.; प्रा. पलित्त (सं. प्रदिप्त)] જામગરી. [૦**ચાંપવો** = ઉશ્કેરવું [લા.]]
**પલેટ** પું૦; સ્ત્રી૦ [इं. प्लेट](સીવવાના સંચાથી) કપડાની પટ્ટી વાળી સાંધવી તે
**પલોટ** સ્ત્રી૦ ['પલોટવું' પરથી] અનુભવ; કેળવણી; તાલીમ. ૦**વું** સ૦ક્રિ૦ [प्रा. पलोट्ट=પ્રવૃત્તિ કરવી] કામકાજમાં જોડી પાવરધું કરવું (૨) કેળવી સવારી લાયક કરવું (૩) ચંપી કરવી; દબાવવું
**પલ્લવ** પું૦; ન૦ [सं.] કૂંપળ (૨) પાંદડું (૩) પાલવ; છેડો. ૦**ગ્રાહી** વિ૦ ઉપર-ચોટિયું; ઊંડું નહિ તેવું (જ્ઞાન). **–વિત** વિ૦ [सं.] નવા પાનના ફાલથી લેલૂર થઈ રહેલું. **–વી** સ્ત્રી૦ [सं.] ચલનવલનથી કરેલા ઇશારા. ઉદા૦ કરપલ્લવી; નેત્રપલ્લવી
**પલ્લી** સ્ત્રી૦ [सं.] નાનું ગામડું
**પલ્લી** સ્ત્રી૦ માંડવી; ગરબાની કોડિયાં મૂકવાની દીવી
**પલ્લું** ન૦ [फा.] ત્રાજવાનું એક છાબડું
**પલ્લું** ન૦ વર તરફથી કન્યાને અપાતું સ્ત્રીધન
**પવન** પું૦[सं.] વા; વહેતો વાયુ(૨)[લા.]તોર; મિજાજ (૩) શોખનો શિરસ્તો – ફેશન. ૦**ચક્કી** સ્ત્રી૦ પવનથી ચાલતું ચકવાળું યંત્ર. ૦**પાવડી** સ્ત્રી૦ જેથી આકાશમાં ઊડી શકાય એવી જાદુઈ પાવડી. ૦**વેગી** વિ૦ પવન જેટલા અતિ વેગવાળું. ૦**સુત** પું૦ [सं.] હનુમાન (૨) ભીમ
**પવાડો** પું૦[प्रा. पवाड]વીરનું પ્રશસ્તિ-કાવ્ય
**પવાત, પવાયત** સ્ત્રી૦ ['પાવું' ઉપરથી] સૂતર અને કાપડને પાવામાં આવતી કાંજી (૨) ખેતર વગેરેમાં પાણી પાવું તે
**પવાલી** સ્ત્રી૦ [જુઓ પ્યાલી] નાનું પ્યાલું (૨) એક ઊંચું, નળાકાર વાસણ. **–લું** ન૦ પાણી પીવા માટેનું નાનું વાસણ; જામ(૨) એક મોટું નળાકાર વાસણ (૩) અનાજ માપવાની નાની પાલી
**પવિત્ર** વિ૦ [सं.] શુદ્ધ; પાવન. ૦**તા** સ્ત્રી૦
**પવિત્રા અગિયારશ(–સ)** સ્ત્રી૦ [પવિત્રું + અગિયારશ] શ્રાવણ વદ અગિયારશ
**પવિત્રી** સ્ત્રી૦ [सं. पवित्रक = વીંટી] દર્ભની વીંટી (૨) પવિત્ર શબ્દો પાડેલી કે ભરેલી રેશમી પટ્ટી
**પવિત્રું** ન૦ [सं. पवित्र ઉપરથી] ઠાકોરજીને ધરાવેલી રેશમની માળા
**પવૈયો** પું૦ પાવૈયો; હીજડો
**પશમ** સ્ત્રી૦ [फा. पश्म] રુવાંટી; વાળ (૨) હિમાલયમાં થતા એક જાતના બકરાના વાળ (જેનું ગરમ કાપડ બને છે). **–મી** [फा.] પશમનું; પશમવાળું. **–મીનો** પું૦ [फा.] પશમનું બનેલું કાપડ
**પશુ** ન૦ [सं.] જાનવર; ચોપગું પ્રાણી. ૦**તા** સ્ત્રી૦. ૦**ધર્મ** ન૦ [सं.] પશુને છાજે એવો હીન – અમાનવ ધર્મ. ૦**પતાક(૦સ્ત્ર)** ન૦ શંકરનું એક દિવ્ય અસ્ત્ર; પાશુપત. ૦**પતિ** પું૦ [सं.] મહાદેવ. ૦**યજ્ઞ** પું૦ [सं.] પશુ વડે કરાતો યજ્ઞ. ૦**વૃત્તિ** સ્ત્રી૦ પશુતા; પાશવતા
**પશ્ચાત્** અ૦ [सं.] પછી. **–ત્તાપ** પું૦ [सं.] પસ્તાવો. **–દ્ભૂમિ** સ્ત્રી૦ ચિત્રની પાછળની ભૂમિકા, જે તેને ઉઠાવ, છટા વગેરે આપે છે; 'બૅકગ્રાઉન્ડ'.
**પશ્ચિમ** વિ૦ [सं.] આથમણું (૨) પાછળનું; પાછલું (૩) સ્ત્રી૦ આથમણી દિશા (૪) ન૦ યુરોપ, અમેરિકા વગેરે પશ્ચિમનો પ્રદેશ. [**પશ્ચિમમાં સૂર્ય ઊગવો**=કદી પણ ન બને તેવું બનવું]. ૦**બુદ્ધિ** વિ૦ પાછળથી જેને ડહાપણ સૂઝે છે તેવું. **–મી** વિ૦ પશ્ચિમનું
**પશ્તો** સ્ત્રી૦ એ નામની સરહદ પ્રાંતથી અફઘાનિસ્તાન સુધી ચાલતી એક ભાષા
**પસરવું** અ૦ક્રિ૦ (प्रा. पसर (सं. प्र + सृ)] પ્રસરવું; ફેલાવું

**પસલી** સ્ત્રી૦ [प्रा. पसइ (सं. प्रसृति) પોશ] (૨) એક આચમનનું જળ રહે એવો હાથના પહોંચાનો આકાર (૩) ભાઈની બહેનને ભેટ
**પસવારવું** સ૦ક્રિ૦ પંપાળવું
**પસંદ** વિ૦ [फा.] ગમતું (૨) ચૂંટી કાઢેલું; સ્વીકારેલું. ૦ગી સ્ત્રી૦ પસંદ કરવું તે;રુચિ
**પસાયતું** ન૦ [प्रा. प्रसाय (सं. प्रसाद)] બક્ષિસ તરીકેની જમીન
**પસાર** વિ૦ [फा.] (બહુધા વિધેય વિ૦ તરીકે વપરાય છે.) વટાવેલું;આરપાર ગયેલું (૨) (કસોટીમાં) પાર ઊતરેલું
**પસાર** પું૦ [प्रा. पसार (सं. प्रसार)] પ્રસાર; ફેલાવો; પ્રચાર (૨) પ્રવેશ; પેસારો. ૦વું સ૦ક્રિ૦ [सं. प्रसारय्; प्रा. पसार]ફેલાવવું (૨) લંબાવવું. **–રો** પું૦ પસાર; ફેલાવ
**પસિયારું** ન૦ જુઓ પખિયારું
**પસીનો** પું૦ જુઓ પરસેવો
**પસ્તાનું** ન૦ [सं. प्रस्थान ] બહારગામ જવા ઊપડવું તે (૨) મુહૂર્ત સાચવવા પોતાને ઘેરથી નીકળી બીજાને ઘેર વાસ કરવો તે
**પસ્તાવું** અ૦ ક્રિ૦ પસ્તાવો કરવો. **–વો** પું૦ [सं. पश्चात्ताप ] ભૂલ કે દોષને માટે પાછળથી થતો ખેદ; પશ્ચાત્તાપ [પ્રહાર
**પસ્તાળ** સ્ત્રી૦ ઉપરાઉપરી ઠોક; વાણીના
**પસ્તી** સ્ત્રી૦ નકામા – રદ્દી કાગળ
**પસ્તું** ન૦ [જુઓ પિસ્તું] એક સૂકો મેવો; પિસ્તું
**પહાડ** પું૦ ડુંગર; પર્વત. **–ડી** વિ૦ પહાડનું (૨) કદાવર; મજબૂત [લા.] (૩) સ્ત્રી૦ નાનો પહાડ (૪) પહાડોની હાર
**પહાણ** પું૦ [प्रा. पहाण(सं. पाषाण)] પથ્થર
**પહાણી** ન૦ [प्रा. पेह, (सं.प्रेक्ष्) પરથી] તપાસણી. ૦પત્રક ન૦ [म.] જેમાં ખેતર, તેમાંનાં ઝાડ અને પાકની નોંધ લેવાય છે તે તલાટીનું પત્રક
**પહાણો** પું૦ જુઓ પહાણ
**પહેરછા** સ્ત્રી૦ પહેરવાની રીત
**પહેરણ** (પ) ન૦ કુડતું; બદન
**પહેરવું** (પ) સ૦ક્રિ૦ [सं. परिधा; प्रा. पहिर] શરીર ઉપર ધારણ કરવું
**પહેરવેશ** પું૦ [પહેરવું+વેશ] કપડાં પહેરવાની રીત (૨) પોશાક
**પહેરામણી** સ્ત્રી૦ [प्रा. पहिरावण] કન્યાના બાપ તરફથી વરને તથા તેનાં સગાંને અપાતી બક્ષિસ
**પહેરાવવું** સ૦ક્રિ 'પહેરવું'નું પ્રેરક (૨) યુક્તિપૂર્વક બીજાને વળગાડવું – વેચવું
**પહેરેગીર** (પ)પું૦પહેરો ભરનાર; ચોકીદાર
**પહેરો** (પ)પું૦ [फा. पहरह; सं. प्रहरिक, प्रा. पाहरिय=પહેરેગીર] તપાસ; જાપતો; ચોકી (૨) સંભાળ; હવાલો
**પહેલ** (પ્હે) સ્ત્રી૦ [दे. पहिल्ल = પહેલ – આગેવાની કરની] પ્રારંભ; આગેવાની
**પહેલ** (પ્હે) [फा. पहलु] પાસો. ૦દાર વિ૦ પાસાદાર
**પહેલવહેલું** (પ્હે; વ્) વિ૦ પહેલી જ વારનું; સૌથી પ્રથમ (૨) અ૦ શરૂઆતમાં જ; સૌથી અગાઉ
**પહેલવાન** પું૦ [ फा. पहलवान ] મલ્લ; કુસ્તીબાજ (૨) બહાદુર; શૂરવીર
**પહેલવારકું** (પ્હે) વિ૦ પહેલી વારનું
**પહેલવી** સ્ત્રી૦[फा. पहलवी]ઈરાનની પ્રાચીન ભાષા [(ગાય ભેંસ ઇ૦)
**પહેલવેતરી** (પ્હે) વિ૦સ્ત્રી૦પહેલા વેતરની
**પહેલાં** (પ્હે) અ૦અગાઉ; પૂર્વે. **–લું** વિ૦ પ્રથમ (૨) પહેલા દરજ્જાનું; મુખ્ય (૩) અ૦ સૌથી આગળ
**પહોંચ** (પ્હો) સ્ત્રી૦ પહોંચવું તે (૨) પાવતી; રસીદ (૩) [લા.] સમજશક્તિ; અક્કલ (૪) શક્તિ; સામર્થ્ય
**પહોંચવું** (પ્હો)અ૦ક્રિ૦[प्रा. पहुच] (ધારેલે ઠેકાણે) જવું; પૂગવું(૨)(મોકલેલી વસ્તુનું) મળવું(૩) ટકવું; જારી રહેવું (૪) સ૦ક્રિ૦ (સરખામણીમાં કે સ્પર્ધામાં) બરાબર થવું
**પહોંચાડવું** (પ્હો)સ૦ક્રિ૦'પહોંચવું'નું પ્રેરક
**પહોંચેલું** (પ્હો)વિ૦ ['પહોંચવું' ઉપરથી] ન છેતરાય તેવું; પક્કું [લા.]

**પહોતવું** (પ્હો) અ૦ક્રિ૦ + પહોંચવું [પ.]
**પહોર** (પ્હો) પું૦[જુઓ પ્રહર]ત્રણ કલાક
**પહોળું** (પ્હો) વિ૦ [પ્રા. પુહુલઅ (સં. પૃથુલક)] ચોડું;પનાદાર(૨)ખુલતું;મોકળું (૩) બીડેલું;બંધ નહિ તેવું;ખુલ્લું (૪)છૂટું; પથરાયેલું (જેમ કે દાણા પહોળા કરવા)
**પહોંચ, ૦વું, -ચ** (પ્હો૦) જુઓ પહોચ, ૦વું, -ચાડવું
**પહોંચી** (પ્હો૦) સ્ત્રી૦ પહોંચાનું એક ઘરેણું
**પહોંચેલું** (પ્હો૦) જુઓ પહોચેલું
**પહોંચો** (પ્હો૦) પું૦ હાથનું કાંડું
**પળ** સ્ત્રી૦ [સં. पल] ઘડીનો સાઠમો ભાગ; ૨૪ સેકંડ (૨) ક્ષણ
**પળકવું** અ૦ક્રિ૦[દે.पल्लक=આસક્ત;લંપટ] ખાવાની લાલચથી મોંમાં પાણી છૂટવું(૨) ખાવાની આશાએ આવવું – પેધવું
**પળકો** પું૦ પલકો; ચમકારો
**પળવું** અ૦ક્રિ૦ [સં., પ્રા. पल्] જવું
**પળવું** સ૦ક્રિ૦ ['પાળવું' ઉપરથી] બરદાશ થવી; પોષણ થવું (૨) અનુકૂળ આવવું (૩) ભોગવટો તાબામાં હોવો (જમીન ઇ૦નો) (૪) સ૦ક્રિ૦ (વચન) પાળવું
**પળશી(-સી)** સ્ત્રી૦[દે.पलसु=સેવા-પૂજા; ભક્તિ] ખુશામત; મન મેળવવાની મહેનત
**પળાવવું** સ૦ક્રિ૦ 'પાળવું' 'પળવું'નું પ્રેરક
**પળાવું** અ૦ક્રિ૦ 'પળવું,' 'પાળવું'નું કર્મણિ
**પળિયું** ન૦ [સં. पलित, પ્રા. पलिअ] ધોળો થયેલો વાળ. [**પળિયાં આવવાં** = વાળ ધોળા થવા; ઘડપણ આવવું]
**પળિયેલ** વિ૦ પળિયાંવાળું
**પળી** સ્ત્રી૦ [સં. पल=પ્રવાહીનું એક માપ; પ્રા. पलिअ] કુલ્લા કે બરણીમાંથી ઘી-તેલ કાઢવાનું એક લોઢાનું સાધન. **-ળો** પું૦ મોટી પળી
**પળોજણ** સ્ત્રી૦ [ફા.] ખરદાસ;ઊઠવેઠ (૨) ઉપાધિ; ચિંતા
**પળોટવું** સ૦ક્રિ૦ જુઓ પલોટવું
**પંક** પું૦ [સં.] કાદવ. **૦જ** ન૦ [સં.] કમળ
**પંકાવું** અ૦ક્રિ૦[સં पंक्ति=કીર્તિ]પ્રખ્યાત થવું; વખણાવું
**પંકિલ** વિ૦ [સં.] કાદવવાળું
**પંક્તિ** સ્ત્રી૦ [સં.] લીટી (૨) હાર; પંગત. **૦પાવન** વિ૦[સં.] નાતને પવિત્ર કરે તેવું; પવિત્ર આચારવાળું. **૦ભેદ** પું૦ જમવા એક પંગતે – અડીને ન બેસાય તેવો ભેદ
**પંખ** સ્ત્રી૦ [પ્રા. (સં.पक्ष)] પાંખ [પ.]. **૦ણી** સ્ત્રી૦ [જુઓ પંખી] માદા પક્ષી;પક્ષિણી. **-ખા** સ્ત્રી૦ પાંખ
**પંખાળી** સ્ત્રી૦ ડાંગરની ત્રણ પાંખાવાળી એક જાત
**પંખાળું** વિ૦ પાંખવાળું (૨) ઝડપથી દોડે એવું [લા.]
**પંખિણી** સ્ત્રી૦ માદા પક્ષી; પક્ષિણી
**પંખી(-ખેરું)** ન૦[પ્રા.पंखि(સં.पक्षिन्)]પક્ષી
**પંખો** પું૦ [પ્રા. पक्खय (સં. पक्षक)] વીંજણો (૨) મોટર ઇ૦ના પૈડા ઉપરનું ઢાંકણ
**પંગત** સ્ત્રી૦[સં. पंक्ति ઉપરથી]ચાલ; જમવા બેઠેલાંની હાર (૨) એકસાથે જમવા બેઠેલો આખો સમૂહ (૩) જમણવારમાં તે સમૂહ એક પછી એક બેસે તે ક્રમ
**પંગુ(૦લ)** વિ૦ [સં.] પાંગળું
**પંચ** વિ૦ [સં.] પાંચ (૨) ન૦ કોઈ વાતનો તોડ લાવવા માટે નિમાયેલા પાંચ કે તેથી વધારે માણસો; લવાદ (૩) પું૦ તેમાંનો એક. **૦ક** ન૦ [સં.] પાંચનો સમુદાય (૨) ધનિષ્ઠાના ઉત્તરાર્ધથી રેવતીના અંત લગી આવતાં પાંચ નક્ષત્રો. [**૦બેસવું** = અડચણ આવવી [લા.]]. **૦કલ્યાણી** વિ૦ ચાર પગ અને કપાળ એ પાંચ ધોળાં હોય એવું શુભ ચિહ્નવાળું(ઢોર માટે). **૦કેશ** પું૦બ૦વ૦ શરીરના પાંચ ભાગના વાળ; માથું, ઉપલો હોઠ, બે બગલ અને ગુહ્યેન્દ્રિય). **૦કોશી** સ્ત્રી૦[સં. पंचक्रोशी] મોટા તીર્થની આસપાસની પાંચ કોશની જમીન. **૦ક્યાસ** પું૦ પંચે પ્રત્યક્ષ જોઈ-તપાસીને નોંધેલો પોતાનો ક્યાસ (૨) તે રીતે કરાતી તેની જાહેર તપાસ. **૦ગવ્ય** ન૦ [સં.] ગાયનું દૂધ, દહીં, ઘી, મૂત્ર અને છાણ. **૦ત્વ** ન૦ [સં.] મૃત્યુ (શરીરનાં પાંચ મહાભૂત

છૂટાં થઈ જવાં તે). **૦નામું** ન૦ પંચ સમક્ષ કરેલી તપાસણીની નોંધ. **૦પાત્ર** ન.[સં.](સંધ્યા વગેરેમાં વપરાતું) પ્યાલું. **૦પ્રાણ** પું૦ બ૦ વ૦[સં.] પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ શરીરના પાંચ પ્રાણો. **૦બાણ** પું૦[સં.]કામદેવ(અરવિંદ, અશોક, નવમાલિકા, આંબામોર અને નીલોત્પલ એ પાંચ પુષ્પ જેનાં બાણ છે તે). **૦ભદ્ર** પું૦ [સં.] કાળજું, મોં, પીઠ, પડખું અને કેડ આગળ ભમરો હોય તેવો ઘોડો. **૦ભાગ** પું૦ રસોઈ માટે કાઢેલા સીધામાંથી બ્રાહ્મણને આપવા કાઢેલો ભાગ (લોટ, ચોખા, દાળ, ઘી અને મીઠું). **૦ભૂત** ન૦ બ૦ વ૦ [સં.] આકાશ, વાયુ, અગ્નિ, પાણી અને પૃથ્વી એ પાંચ મહાભૂત. **૦મ** વિ૦ [સં.] પાંચમું (૨) પાંચમી–નિષાદ વગેરે જંગલી લોકોની જાતનું–વર્ણનું ગણાતું (૩) પું૦ સ્વરસપ્તકમાંનો પાંચમો ૫ સ્વર (૪) પંચમ વર્ણનો માણસ (૫) એક રાગ. **૦મહાયજ્ઞ** પું૦ બ૦ વ૦ [સં.] પાંચ મુખ્ય યજ્ઞો (દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, ભૂતયજ્ઞ, બ્રહ્મયજ્ઞ, નૃયજ્ઞ). **૦મી** વિ૦સ્ત્રી૦(૨)સ્ત્રી૦[સં.] પાંચમ(૩) પાંચમી વિભક્તિ. **૦રાઉ** વિ૦ પરચૂરણ (વિચાણ) (૨) ચાર પાંચ જાતના મિશ્રણવાળું. **૦રાશિ** સ્ત્રી૦બેવડી ત્રિરાશિ. **૦વટી** સ્ત્રી૦ [સં.]ગોદાવરીને કિનારે આવેલું એક સ્થાન (૨) પીપળો, બીલી, વડ, આંબલી અને અશોક એ પાંચ ઝાડનો સમૂહ (૩) જ્યાં પાંચ રસ્તા મળતા હોય એવું મોટું ચકલું. **૦વાયકા** સ્ત્રી૦ લોકવાયકા. **૦શર** પું૦ [સં.] કામદેવ (જુઓ પંચબાણ). **–ચાગ્નિ** પું૦ બ૦ વ૦ ગાર્હપત્ય, આહવનીય, દક્ષિણ, સભ્ય અને આવસથ્ય એ પાંચ અગ્નિ (૨) ચાર બાજુ ચાર ધૂણીનો અને પાંચમો માથે સૂર્યનો તાપ

**પંચાજીરી** સ્ત્રી૦ સૂંઠ, ખસખસ, અજમો, કોપરું અને સવા એના ભૂકામાં ખાંડ મેળવીને કરેલું મિશ્રણ

**પંચાણુ (–ણું)** વિ૦ [प्रा. पंचाणउइ (सं. [पञ्चनवति)] '૯૫'

**પંચાત** સ્ત્રી૦ [सं. पंचायतन] તકરારનો નિવેડો લાવવા નીમેલી પાંચ કે વધુ માણસોની મંડળી (૨) તેણે કરેલી તપાસ (૩) તેણે આપેલો ફેંસલો-નિકાલ (૪) [લા.] ઊહાપે ; ભાંજગડ (૫) ગૂંચવાડો; મુશ્કેલી. **૦નામું** ન૦ પંચાતે કરેલા ઠરાવ કે ફેંસલાનો લેખ (૨) પંચાત કરવાની સત્તા આપનારો લેખ. **–તિયું** વિ૦ પંચાતવાળું; ગૂંચવણવાળું (કામ કે વસ્તુ) (૨) પાંચ જણે–પંચાતે મળીને કરવા જેવું (૩) પંચાતખોર (માણસ) .

**પંચાનન** પું૦ [સં.] શિવ (૨) સિંહ

**પંચામૃત** ન૦[સં.]દૂધ, દહીં, ઘી, મધ અને ખાંડનું મિશ્રણ અથવા એનો દેવનો પ્રસાદ

**પંચાયત** સ્ત્રી૦ [सं. पंचायतन] પંચાયત કરનારી મંડળી (૨) કોમનું કારોબારી મંડળ (૩) પંચાત; ભાંજગડ

**પંચાયતન** ન૦ [સં.]ઉપાસ્ય પાંચ દેવની મૂર્તિઓનો સમૂહ (૨) ગણપતિ, દેવી, સૂર્ય, વિષ્ણુ અને શિવ એ પાંચનો સમૂહ

**પંચાલ** પું૦ જુઓ પંચાળ

**પંચાવન** વિ૦ [प्रा.पंचावन्न (सं.पंचपंचाशत्)] '૫૫' [शीति)] '૮૫'

**પંચાશી(–સી)** વિ૦[प्रा. पंचासीइ (सं.पंचा-

**પંચાળ** પું૦ [सं. पांचाल=પાંચ પ્રકારના કારીગરોનું પંચ] લુહાર

**પંચાંગ** વિ૦ [સં.] પાંચ અંગવાળું (૨) ન૦ ટીપણું; કૅલેન્ડર

**પંચિયું** ન૦ ટૂંકું ધોતિયું

**પંચી** સ્ત્રી૦ નાકે પહેરવાની જડ – ચૂની–કાંટો(જેમાં પાંચ રંગનાં રત્ન જડ્યાં હોય)

**પંચીકરણ** ન૦ [સં.] સૃષ્ટિની ઉત્પત્તિ માટે પંચમહાભૂતનું વિશિષ્ટ મિશ્રણ (૨) એ દ્વારા સૃષ્ટિની ઉત્પત્તિની હકીકત

**પંચોતેર** વિ૦[प्रा.पंचहत्तर(सं.पञ्चसप्तति)]'૭૫'

**પંજર** ન૦ [सं.; फा.] પાંજરું [માર[લા.]

**પંજરી** સ્ત્રી૦ જુઓ પંચાજીરી. **૦પાક** પું૦

**પંજાબી** વિ૰ [ફા.] પંજાબને લગતું કે પંજાબનું (૨) પું૰ પંજાબનો વતની (૩) સ્ત્રી૰ પંજાબી બોલી–ભાષા (પંજાબના વતની જેવું) કદાવર [લા.]
**પંજેટવું** સ૰ક્રિ૰(પંજેટીથી) એકઠું કરવું
**પંજેટી** સ્ત્રી૰ [સં. पंचदन्ती] ખેતીનું એક ઓજાર–ખંપાળી
**પંજો** પું૰[ફા.]પાંચ આંગળાં અને હથેળીથી બનેલો અવયવ (૨) પશુનો નહોરવાળો અવયવ (૩) પાંચના આંકવાળું પત્તું કે પાસો [જુઓ (૩) પિંડ
**પંડ** પું૰ [સં. पिंड] શરીર (૨) પોતાની
**પંડુ** પું૰ [સં. पांडु; પ્રા. पंडु] પાંડુરોગ. ૦રોગિયું,૦રોગી વિ૰ પાંડુરોગવાળું
**પંડિત** પું૰ [સં.] શાસ્ત્રમાં નિષ્ણાત પુરુષ (૨)વિદ્વાન;સાક્ષર. –તા સ્ત્રી૰[સં.]વિદુષી સ્ત્રી. –તાઈ સ્ત્રી૰ વિદ્વત્તા; સાક્ષરતા
**પંડુ** પું૰ [પ્રા.] પંડ; પાંડુરોગ
**પંડે** અ૰ [સં. पिंड ઉપરથી] જાતે; પોતે
**પંડો** પું૰ (તીર્થનો) પંડ્યો; ગોર
**પંડોળું** ન૰ [સં. पटोल] એક શાક
**પંડ્યા** પું૰[સં. पंडित] (આનાર્થક) પંડ્યો; ગોર (૨) એક અટક. –ડ્યો પું૰ ગામઠી નિશાળનો બ્રાહ્મણ મહેતાજી (૨) ગોર; પુરોહિત [મિનિસ્ટર'
**પંતપ્રધાન** પું૰ મુખ્ય પ્રધાન; 'ચીફ
**પંતિયાળું** વિ૰ ['પાંતી'=ભાગ ઉપરથી] ઘણા જણનું સહિયારું (૨) ન૰ સહિયારો વેપાર કે વહીવટ
**પંતૂજી** પું૰ [મ. पंतोजी; पंत] માત્ર છોકરાં ભણાવી જાણનાર; મહેતાજી (૨) વેદિયો માણસ [લા.]
**પંથ** પું૰ [જુઓ પથ] માર્ગ (૨)ધર્મનો સંપ્રદાય.૦ક પું૰ મુસાફર (૨) દૂત; કાસદ
**પંથવર** પું૰ પહેલી વાર પરણતો વર
**પંથી** પું૰ ['પંથ' ઉપરથી] મુસાફર (૨) વિ૰પંથનું કે તેને લગતું (પ્રાયઃ)સમાસમાં. (જેમ કે, નાનકપંથી)
**પંદર** વિ૰ [પ્રા. पन्नर (સં. पंचदशन्)] '૧૫'
**પંપ** પું૰ [ઇં.] પાણી ખેંચવાનું યંત્ર–ડંકી કે તેની ગોઠવણવાળી જગા (ફ્રેંચ ઇ૦) (૨) હવા ભરવાનું સાધન (સાઇકલ વગેરેમાં) (૩) મોટરમાં પેટ્રોલ ભરવાનું યંત્ર કે તે વડે પેટ્રોલ ભરી આપવાની જગા
**પંપાળવું** સ૰ક્રિ૰[સં. पाल्] વહાલથી હાથ ફેરવવો (૨) [લા.] ખોટાં લાડ લડાવવાં (૩) ખૂબ કાળજીથી સંભાળ્યા કરવું
**પંપેચો** પું૰ ઈંટનો કકડો
**પા** વિ૰ [પ્રા. पाव (સં. पाद)] ચોથા ભાગનું
**પા** સ્ત્રી૰ [સં. पार्श्व; પ્રા. पास] બાજુ
**પાઈ** સ્ત્રી૰ ['પા' ઉપરથી] તાંબાનો એક સિક્કો; પૈસાનો ત્રીજો ભાગ
**પાઉડર** પું૰; ન૰ [ઇં.] ભૂકો; ચૂર્ણ (૨) દંતમંજન (૩) ચામડી પર લગાવવાનો સુગંધીદાર ભૂકો
**પાઉંડ** પું૰ [ઇં.] એ નામનો સોનાનો અંગ્રેજી સિક્કો(૨)એક અંગ્રેજી તોલ;રતલ
**પાક** વિ૰ [ફા.] પવિત્ર (૨) પ્રમાણિક
**પાક** પું૰ [સં.] પરિપક્વતા (૨) નીપજ (૩) ખેતીની નીપજ (૪) દૂધ, ઘી, ચાસણી વગેરેમાં રાંધી–પકવી બનાવવામાં આવેલો ખાવાનો પદાર્થ (૫) પાકવું તે (ગૂમડું) (૬) રસોઈ; પકવવું તે
**પાકટ** વિ૰ પાકું (૨) પુખ્ત
**પાકણું** વિ૰ પાકી ઊઠે એવું
**પાકદામન** વિ૰ [ફા.] પવિત્ર; શીલવાન
**પાકવું** અ૰ક્રિ૰ [સં. पाक ઉપરથી]પરિપક્વ થવું (અનાજ ફળ) (૨) ઉત્પન્ન થવું; નીપજવું (બાજરી કેટલી પાકી?) (૩) (શરીરમાં) અંદર પરુ પેદા થવું (૪) ધોળું થઈ જવું (વાળનું) (૫) [લા.] નીવડવું (છોકરો સારો પાક્યો) (૬) પાકી ગયું હોય તેમ (શરીર કે તેનું કોઈ અંગ) દુખવું (૭) ઠરાવેલો વખત આવવો; મુદત થવી (હૂંડી) (૮) (સોગઠીનું) ઘરમાં જવું (૯) લાભ થવો રંધાવું; ફળવું; મળવું (એમાં તારું શું પાક્યું?)
**પાકશાલા** [સં.] –ળા સ્ત્રી૰ રસોડું

**પાકશાસ્ત્ર** ન૦ રસોઈનું શાસ્ત્ર

**પાકાઈ** સ્ત્રી૦ ['પાકું' ઉપરથી] પક્કાઈ

**પાકી** સ્ત્રી૦ કામધંધો બંધ રાખવો તે;હડતાળ

**પાકીટ** ન૦ [ઇં. પૉકેટ;] પૈસા રાખવાની ખીસામાં મુકાય તેવી એક બનાવટ (૨)અનેક જાતની વસ્તુઓ મુકાય એવી થેલી જેવી એક બનાવટ; વિદ્યાર્થીનું પાકીટ (૩) પરબીડિયું

**પાકું** વિ૦ [સં. पक्व; प्रा. पक्क] કાચું નહિ–પાકેલું(૨)પુખ્ત (૩)મિષ્ટાન્નવાળું(જમણ); તે બની શકે એવું (સીધું) (૪) સ્પર્શથી બોટાય નહિ એવું–ઘીથી પકવેલું (૫) છેતરાય નહિ તેવું; પહોંચેલ [લા.] (૬) સારું જ્ઞાન ધરાવતું; હોશિયાર (ગણિતમાં પાકો છે) (૭) દૃઢ; અડગ (૮) કચાશ વગરનું; બરોબર કરાયેલું; પરિપૂર્ણ (બાંધકામ, લખાણ, દસ્તાવેજ ઇ૦). [**૦પાન** શ૦પ્ર૦ ઘરડું–વયોવૃદ્ધ માણસ. **૦મકાન** શ૦પ્ર૦ ઈંટચૂનાથી બનાવેલું મકાન. **પાકો રંગ** શ૦પ્ર૦ ઊડી ન જાય તેવો કાયમી રંગ]

**પાક્ષિક** વિ૦ [સં.] પખવાડિયાનું,–ને લગતું (૨) એક બાજુનું–પક્ષનું (૩) ન૦ પખવાડિયે નીકળતું છાપું

**પાખર** સ્ત્રી૦[દે. पक्खर,–रा] ઘોડા કે હાથી પર નાખવાનું બખતર (૨)ફૂલની ચાદર (૩) ઘોડા ઉપર નાખવાની સોનારૂપાનાં ફૂલોની બનાવેલી ઝૂલ (૪) ઘોડા ઉપર કસવાનો સામાન; ડળી

**પાખંડ** ન૦[સં.] ઢોંગ;દંભ.**–ડી** વિ૦ ઢોંગી

**પાખી(–ખે)** અ૦ [જુઓ પખે] સિવાય

**પાંગ** પું૦ [દે. पग्ग] પગ [પ.]

**પાગ** પું૦ [જુઓ પાજ] પાળ

**પાગ** પું૦ [જુઓ પાઘ] + પાઘડી

**પાગઠું** ન૦['પાગ' ઉપરથી] પેંગડું

**પાગડી,૦પનો** જુઓ 'પાઘડી' વગેરે

**પાગલ** વિ૦ [સં.] ગાંડું. **૦ખાનું** ન૦ગાંડાને રાખવાનું સ્થાન

**પાઘ** સ્ત્રી૦ પાઘડી[પ.] (૨) પું૦ મોટી પાઘડી. **૦ડી** સ્ત્રી૦ માથાનો એક પહેરવેશ (૨) [લા.] સારા કામ બદલ અપાતી ભેટ; સરપાવ કે ચાંલ્લો (૩) મકાન ભાડે લેવા માટે અગાઉ ખાનગી આપવી પડતી ઉચક રકમ (૪) લાંચ. **૦ડીપનો** પું૦ પાઘડીના જેવો વિસ્તાર (લંબાઈમાં વધારે પણ પહોળાઈમાં ઓછો). **૦ડીબંધ** વિ૦ પુરુષો પૂરતું (નોતરું)

**પાચ** ન૦ [સં. पच् ઉપરથી] પરુ; ગૂમડામાંથી નીકળતી રસી

**પાચક** વિ૦[સં.] પાચનક્રિયાને મદદ કરનારું; પચાવનારું

**પાચન** ન૦[સં.] હજમ કરવું–પચવું-પચાવવું તે. **૦ક્રિયા** સ્ત્રી૦ પચવાની ક્રિયા. **૦રસ** પું૦ પચવામાં મદદ કરનાર (જઠરમાંથી ઝરતો) રસ. **૦શક્તિ** સ્ત્રી૦ ખાધેલું પચાવવાની શક્તિ; જઠરાગ્નિ

**પાચ્ય** વિ૦[સં.] પચી શકે કે પકાવી શકાય એવું

**પાછલું** વિ૦ ['પાછું' ઉપરથી] પાછળનું (૨) પૂર્વનું; પહેલાંનું

**પાછળ** અ૦ [જુઓ પાછું] પછવાડે

**પાછું** વિ૦ [સં. पश्चात्, प्रा. पच्छा ઉપરથી] પાછળનું (૨) અ૦ પાછળ(૩) વળી; ફરીથી (૪) ઊલટી કે અવળી–સામેની દિશામાં (પાછો આવ) (૫) બાજુએ કે આઘું (તું પાછો ખસ)

**પાછોટિયું** ન૦ જુઓ પછીતિયું

**પાછોતર(–રું)** વિ૦ [प्रा. पच्छ (સં. पश्चात्) + સં. उत्तर] મોસમના પાછલા ભાગનું

**પાજ** સ્ત્રી૦ [સં. पद्या, प्रा. पज्जा = રસ્તો; કેડી ઉપરથી] પાળ; સેતુ

**પાજણી** સ્ત્રી૦ જુઓ પાંજણી

**પાજી** વિ૦ [फा.] હલકું; નીચ (૨) કંજૂસ

**પાટ** પું૦ [સં.] બાજઠ; મોટો પાટલો (૨) આખું થાન; તાકો(૩)જમીનનો લાંબો પટ (૪) બેથી વધારે નંગનો સામટો વણાટ (૫) પગ દઈને ચાલવા માટે માન ખાતર વાટમાં પાથરવામાં આવતાં કપડાં (૬) ઘેણને પહેરવાનો ફાળ (૭) સ્ત્રી૦ બહુ માણસ બેસી શકે તેવી પાટિયાંની એક

ઊંચી બેઠક(૮) લાંબો લંબચોરસ કકડો; લાટો (૯) ન૦ રાજગાદી
**પાટડી** સ્ત્રી૦ [પાટ ઉપરથી] નાનો પાટડો. **–ડો** પું૦ વહેરેલો પાસાદાર ભારવટિયો
**પાટણ** ન૦ [સં. पत्तन;પ્રા. पट्टण] જુઓ પટ્ટણ
**પાટનગર** ન [પાટ+નગર] રાજધાની
**પાટલાઘો** સ્ત્રી૦ [પાટલો (સં. पट्ट)+ઘો] એક પ્રકારની ઘો
**પાટલી** સ્ત્રી૦ [જુઓ પાટલો] સાંકડી પાટ; બાંક (૨) નાનો પાટલો (૩) ધૂંટીથી આંગળાં સુધીનો ભાગ (૪) એક પ્રકારનું ઘરેણું (૫) કપડાની ચારપાંચ આંગળ પહોળી ગેડ કે તેવી ધોતિયાની ગેડ કરી પહેરાય છે તે [ચોરણો
**પાટલૂન** ન૦ [ઇં. पॅन्टॅलून] યુરોપી ઘાટનો
**પાટલો** પું૦ [સં. पट्टक] ભોંયથી થોડું ઊંચું લાકડાનું એક બાજઠ જેવું આસન (૨) જાડી મોટી લગડી (રૂ કે રૂપાની)
**પાટવ** ન૦ [સં.] પટુતા; ચતુરાઈ; કુશળતા (૨) ચાલાકી; ચંચળતા
**પાટવણ** વિ૦સ્ત્રી૦ પાટવી સ્ત્રી કે પાટવીની સ્ત્રી
**પાટવી** વિ૦ [સં., પ્રા. पट्ट=ગાદી ઉપરથી] સૌથી મોટું (૨) પું૦ ગાદીનો વારસ
**પાટંબર** ન૦ [સં., પ્રા. पट्ट=રેશમ કે શણ+અંબર]એક જાતનું રેશમી વસ્ત્ર
**પાટિયાં** ન૦બ૦વ૦ [સં. पट्ट, पट्टी] સ્ત્રીઓનું કોટનું એક ઘરેણું
**પાટિયું** ન૦ ['પાટ પરથી'] લાકડાને કે પથ્થરને વહેરીને પાડેલાં પાતળાં પડમાંનું એક (૨) લખવા માટે કરેલું કાળું પાટિયું (નિશાળમાં) (૩) છાતીની પેટી પરનાં હાડકાંમાંનું એક (૪) વાસણ
**પાટિયો** પું૦ પહોળા મોંનું માટીનું કે ધાતુનું એક ઠામ
**પાટી** સ્ત્રી૦ [સં. पाटी=ક્રમ, વારો] પ્રસંગ; બનાવ (ઉદા૦ સત્તાનાશની પાટી)
**પાટી** સ્ત્રી૦ ['પાટ' ઉપરથી] સ્લેટ (૨) સૂતર કે રેશમની વણેલી કે ગૂંથેલી સાંકડી પટી(૩) લોઢાની તેવી પાટી (૪) ગામમાં ગરાસદારનો હિસ્સો; નાનો વાંટો (૫) હારબંધ એક માલકીનાં ખેતર. **૦દાર** પું૦ જમીનદાર; વતનદાર (૨) એ નામની એક નાતનો માણસ
**પાટીવાળો** પું૦ [પાટી(ઇં. पार्टी)] રેલવેની સડક પર કામ કરનાર રેલવેના નોકરોની ટુકડીનો માણસ; 'ગૅંગમૅન'
**પાટીવાળો** પું૦ (મુંબઈમાં) પાટી–ટોપલાવાળો હેલકરી
**પાટુ** સ્ત્રી૦ [દે. पट्टुया] લાત [વાસણ
**પાટૂડી** સ્ત્રી૦ પાટિયાના ઘાટનું નાનું માટીનું
**પાટૂડી** સ્ત્રી૦, **–ડું** ન૦ [સં. पिट्टवर्टी] છાશમાં ચણાનો લોટ ઉકાળીને કરેલાં ઢોકળાં
**પાટૂડું** સ્ત્રી૦ પાટૂડી (વાસણ)
**પાટો** પું૦ [સં. पट्ट] પાટીના આકારનો લૂગડાનો ચીરો (૨) જેના ઉપર આગગાડી દોડે છે તે લોઢાનો પાટો (૩) ચીલો
**પાઠ** પું૦ [સં.] ભણી જવું–બોલી જવું તે (૨)ધાર્મિક ગ્રંથ કે સ્તોત્ર વગેરેનું રોજનું વાચન(૩)પાઠ્યપુસ્તકોનો એકાદ દિવસમાં પઢી શકાય તેવો વિભાગ (૪) શબ્દ કે વાક્યોનો ક્રમ કે યોજના(૫) બોધ; શીખ (૬) નાટકના પાત્રનું કામ. **૦ક** પું૦ [સં.] વાચક(૨)અધ્યાપક(૩)ધર્મોપદેશક (૪) વેદ-શાસ્ત્ર ભણનારો (૫) બ્રાહ્મણની એક અટક. **૦પૂજા** સ્ત્રી૦ પાઠ, પૂજા વગેરે નિત્યકર્મ. **૦ફેર**, **૦ભેદ** પું૦ જુઓ પાઠાંતર. **૦માલા (–ળા)** સ્ત્રી૦ વસ્તુને ક્રમિક પાઠો રૂપે ગોઠવીને આપતું પુસ્તક
**પાઠવવું** સ૦ક્રિ૦ [સં. प्रस्थापय्; પ્રા. पट्ठव] મોકલવું
**પાઠશાલા** [સં.], **–ળા** સ્ત્રી૦ નિશાળ (૨) સંસ્કૃત શીખવવાની શાળા
**પાઠાંતર** ન૦ [પાઠ+અંતર] ગ્રંથની બીજી પ્રતમાં મળી આવતું ભિન્ન લખાણ; ગ્રંથ કે લખાણનો જુદો પડતો પાઠ
**પાઠી** પું૦ [સં.] પાઠ કરનાર (ગ્રંથનો) (૨) પાઠ કરતાં યાદ કરી લે એવો. જેમ કે, એકપાઠી (પ્રાયઃ સમાસમાં)

**પાઠું** ન૰ પીઠ ઉપર થતું ગૂમડું
**પાઠું** ન૰ કુંવારનું પાન
**પાઠ્ય** વિ૰ [સં.] ભણવાનું (૨) નિશાળમાં ચાલતું. ૦**પુસ્તક** ન૰ નિશાળમાં ચાલતી ચોપડી; 'ટેક્સ્ટબુક'
**પાડ** પું૰[સં. पाटक; પ્રા. पाडय, पाढ] સોનીની કામ કરવાની જગા [કાર; આભાર
**પાડ** (પા')પું૰[સર૰દે. पाडहुक=જામીન]ઉપ-
**પાડપડોશ** પું૰ [પાડો + પાડોશ] એક જ મહોલ્લાનો કે પાસે પાસેનો વાસ-વસતી. **–શી** પું૰ પાડપડોશમાં રહેનાર
**પાડવું** સ૰ક્રિ૰ [પ્રા. पाड (સં. पातय्)] પડે એમ કરવું (૨) બનાવવું (સિક્કા, પોંક)
**પાડાખાર** પું૰ બે પાડા વચ્ચે હોય છે તેવું પાકું વેર [**–શી** પું૰ પાડપડોશી
**પાડાપ(–પા)ડોશ** પું૰ જુઓ પાડપડોશ.
**પાડી** સ્ત્રી૰[દે.] ભેંસનું માદા બચ્ચું. **–ડું** ન૰ ભેંસનું બચ્ચું. **–ડો** પું૰ ભેંસનું નર બચ્ચું કે તેનો નર
**પાડો** પું૰ [સં. पाठ; પ્રા पाढ]આંકનો ગડિયો
**પાડો** પું૰[સં. पाटकः પ્રા. पाड, ૦य] મહોલ્લો
**પાડોશ,૦ણ,–શી** [દે. पाडोस,–सिअ]જુઓ પડોશ, ૦ણ,–શી
**પાણ** સ્ત્રી૰ ચોથો ભાગ; તે દર્શાવનારી કાના જેવી ઊભી લીટી
**પાણ** ન૰ [સં. पान; પ્રા.] ખેતરના પાકને પાણી પાવું તે (૨) કાંજી; પવાત
**પાણ** પું૰ [સં. पाणि] પાણિ; હાથ [પ.]
**પાણકોરું** ન૰ [પાણ (કાંજી) + કોરું] ગજિયા જેવું કપડું
**પાણતિયો** પું૰ ખેતરમાં પાણી વાળનારો
**પાણિ** પું૰[સં.] હાથ. ૦**ગ્રહણ** ન૰ [સં.] (લગ્નમાં) હાથ ઝાલવો તે (૨) લગ્ન
**પાણિનિ** પું૰[સં.]પ્રસિદ્ધ સંસ્કૃત વૈયાકરણી
**પાણિયારી** (પા') સ્ત્રી૰ [પ્રા. पाणिअहारी (સં. पानीय+हारिणी)]પાણી ભરનારી.**–રું** ન૰ ઘરમાં પાણીનાં વાસણ રાખવાની જગા
**પાણી** ન૰ [સં. पानीय; પ્રા.] પીવાનું કુદરતી પ્રવાહી (૨) જળ જેવું કોઈ પ્રવાહી (૩) [લા.]ધાર; વાઢ(૪)નૂર; તેજ (૫) શૂરાતન; પોરસ (૬) ટેક; વટ; આબરૂ (૭) ઢોળ; સોનારૂપાનો રસ. ૦**ચું** વિ૰ પાણીથી ભરેલું (૨) ન૰ પાણીથી ભરેલું નાળિયેર (૩) રુખસદ; બરતરફી [લા.]. ૦**છલ્લુ** વિ૰ શરમિંદું; લજ્જાગ્રસ્ત (૨) પાણીચું; પાણીથી ભરેલું (૩) ન૰ નાળિયેર. ૦**દાર** વિ૰ પાણીવાળું; તેજ. ૦**પંથું** વિ૰ પાણીના જેવી ગતિવાળું; ત્વરિત.૦**પોચું** વિ૰ જેમાં થોડું પાણી રહ્યું હોય તેવું; ગદગદું.૦**ફેર,**૦**બદલો** પું૰ પાણી બદલવું–સ્થાનાંતર કરવું તે (તંદુરસ્તી માટે)
**પાત** પું૰ [સં.] પતન; પડવું તે. ૦**ક** ન૰ [સં.] પાપ(૨)વિ૰ પાડે એવું; પાડનારું. ૦**કી** વિ૰ [સં.] પાપી
**પાતરું** ન૰ [સં. पात्र=પત્ર] પાંદડું (૨) પતરવેલિયું (૩) એનું ભજિયું
**પાતળ** સ્ત્રી૰ [પ્રા. पत्तल(સં. पत्र)]પત્રાળું(૨) પીરસેલું ભાણું [દેખાવડો પુરુષ
**પાતળિયો** પું૰ પાતળો પણ નીરોગી,
**પાતળું** વિ૰ [દે. पत्तल] જાડું નહિ એવું
**પાતાલ** [સં.], **–ળ** ન૰ પુરાણાનુસાર પૃથ્વીની નીચે આવેલા સાત લોકમાંનો છેલ્લો; નાગલોક(૨)પૃથ્વીનું બહુ ઊંડું તળ. **–ળપાણી** ન૰ પાતાળ ફોડીને કાઢેલું પાણી; અખૂટ પાણી
**પાતિક** ન૰ + પાતક [પ.] [વ્રતાપણું
**પાતિવ્રત્ય** ન૰[સં.] પતિવ્રતાનો ધર્મ; પતિ-
**પાત્ર** વિ૰ [સં.] યોગ્ય; લાયક (સમાસમાં. ઉદા૰ વિશ્વાસપાત્ર) (૨) ન૰ વાસણ (૩) નદીના બે કાંઠા વચ્ચેનો ભાગ(૪)નાટકમાં વેશ લેનાર (૫) કથા કે વાતમાં આવતી વ્યક્તિ (૬) અધિકારી; લાયક પુરુષ
**પાથરણ(–ણું)** ન૰ ['પાથરવું' ઉપરથી] નીચે પાથરવા માટેનું જાડું મોટું કપડું; શેતરંજી; જાજમ. [**પાથરણે જવું**=મરનારને ત્યાં શોક દર્શાવવા બેસણે જવું]
**પાથરવું** સ૰ક્રિ૰[સં. प्रस्तृ;પ્રા. पत्थर]ફેલાવવું (૨) બિછાવવું

**પાથેય** ન૦ [સં.] ભાતું
**પાદ** પું૦ [સં.] પગ (૨) ચોથો ભાગ (૩) કવિતાની કડી; ચરણ. ૦પ ન૦ [સં.] વૃક્ષ. ૦પીઠ ન૦ [સં.] ઊંચે આસને બેઠેલાને પગ મૂકવાની પાટલી. ૦પૂર્તિ સ્ત્રી૦ અધૂરો શ્લોક પૂરો કરી આપવો તે
**પાદર** ન૦ [દે. पद्द] ભાગોળ આગળનું મેદાન
**પાદરી** પું૦ [પો.] ખ્રિસ્તી ધર્મોપદેશક
**પાદશાહ** પું૦ [ફા.] બાદશાહ; સમ્રાટ. –હી વિ૦ પાદશાહનું (૨) સ્ત્રી૦ પાદશાહનું રાજ્ય [જેર કરેલું
**પાદાક્રાંત** વિ૦ [સં. पाद + आक्रांत] છુંદેલું;
**પાદુકા** સ્ત્રી૦ [સં.] પાવડી; ચાખડી
**પાધર** વિ૦ [દે. पद्दर] વસ્તી કે વનસ્પતિ વિનાનું; સપાટ; ઉજ્જડ (૨) ખુલ્લું; મેદાન જેવું (૩) ન૦ જુઓ પાદર. –રું વિ૦ આડુંઅવળું નહિ પણ સીધું (૨) સીધે માર્ગે જનારું; પાંસરું (૩) અ૦ બારોબાર (૪) વગર વિલંબે; તરત. –રુંદોર વિ૦ પાંસરું; સીધું
**પાન** ન૦ [સં.] પીવું તે
**પાન** ન૦ [સં. पर्ण; પ્રા. पन्न] પાંદડું (૨) પૃષ્ઠ (પુસ્તકનું) (૩) નાગરવેલનું પાન; તાંબૂલ. ૦ખર સ્ત્રી૦ જેમાં પાન ખરે છે એ ઋતુ; મહા–ફાગણ. ૦ડી સ્ત્રી૦ નાનાં કુમળાં કુમળાં પાંદડાં (૨) સ્ત્રીઓનું કાનનું એક ઘરેણું. ૦ડું ન૦ પાંદડું. ૦દાની સ્ત્રી૦ ખાવાનાં પાન તથા તેમનો સામાન મૂકવાનું પાત્ર. ૦પટી(–ટ્ટી), ૦બીડી સ્ત્રી૦, ૦બીડું ન૦ પાનનું બીડું; તાંબૂલ. ૦સોપારી સ્ત્રી૦; ન૦ પાન તથા સોપારી; મુખવાસ (૨) [લા.] સિપાઈસપરાંને નાની બક્ષિસ (૩) કોઈના માનમાં કરાતો સમારંભ
**પાનિયું** ન૦ જુઓ પાનું; પૃષ્ઠ (૨) નસીબનું પાનિયું – ભાગ્ય [લા.]
**પાની** (ની') સ્ત્રી૦ [સં. पार्ष्णि; પ્રા. पण्हि, या] પગના તળિયાનો એડી તરફનો ભાગ
**પાનું** ન૦ [સં. पर्ण; પ્રા. पन्न] પાંદડું (૨) ચોપડીનું પૃષ્ઠ (૩) ગંજીફાનું પત્તું (૪) ચપ્પુ ઇ૦નું ફળ (૫) પન્નું; લીલા રંગનું એક રત્ન (૬) [લા.] જિંદગીભરનો સંબંધ (બહુધા બ૦વ૦માં) (૭) નસીબનું પાનિયું. [૦પડવું = સંબંધ થવો; જીવનમાં સાથે રહેવાનું થવું] [નું ઓઢણું વસ્ત્ર
**પાનેતર** ન૦ પરણતી વખતે કન્યાને પહેરવા-
**પનો** (નો') પું૦ [સં. प्रस्नव; દે. पन्हव; ફા. पह्न] વાત્સલ્યથી માની છાતીમાં દૂધ ઊભરાઈ આવવું તે (૨) જુઓ પોરસો; પાણો (૩) પોરસ; જુસ્સો; ધૈર્ય [લા.]
**પાન્થ** પું૦ [સં.] જુઓ પાંથ
**પાપ** ન૦ [સં.] ધર્મ વિરુદ્ધ કૃત્ય; દુષ્કૃત (૨) [લા.] કપટ (૩) અણગમતી વ્યક્તિ. ૦કર્મ ન૦ [સં.] પાપનું કામ [કરવું તે
**પાપગલી, પાપગી** સ્ત્રી૦ બાળકને પ્રાપા
**પાપડ** પું૦ [સં. पर्पट; પ્રા. पप्पड] એક ખાવાની વાની. ૦ખાર, –ડિયો ખાર પું૦ પાપડમાં વપરાતો એક ખાર; સંચોરો. –ડી સ્ત્રી૦ [સં. पर्पटिका; પ્રા. पप्पडिया] ચોખાના લોટની પાપડ જેવી વાની
**પાપડી** સ્ત્રી૦ વાલની શિંગ
**પાપણી** સ્ત્રી૦ પાપી સ્ત્રી [પાપી બુદ્ધિ
**પાપબુદ્ધિ** વિ૦ પાપી બુદ્ધિવાળું (૨) સ્ત્રી૦
**પાપભીરુ** વિ૦ પાપ કરવાથી ડરનારું; પાપકર્મથી ડરીને ચાલનારું
**પાપા** પું૦ રોટલી; તાતા (બાળભાષામાં) (૨) અ૦ બાળકને પગલાં મંડાવવાનો ઉદ્ગાર
**પાપાચરણ** ન૦ [સં.] પાપકર્મ; દુરાચાર
**પાપાત્મા** પું૦ [સં.] પાપી; દુષ્ટાત્મા [સ્ત્રી
**પાપિણી(–ની)** વિ૦ સ્ત્રી૦ [સં. पापिनी] પાપી
**પાપિયું** વિ૦ પાપી
**પાપિષ્ટ** વિ૦ [સં.] અત્યંત પાપી
**પાપી** વિ૦ [સં.] પાપ કરનારું
**પામર** વિ૦ [સં.] કંગાલ; રાંક (૨) તુચ્છ સાંકડા મનનું [કે રેશમનો)
**પામરી** સ્ત્રી૦ [સં.] ઉપરણો; દુપટ્ટો (ઊન
**પામવું** સ૦ ક્રિ૦ [સં. प्राप्; પ્રા. पाम] મેળવવું પ્રાપ્ત કરવું (૨) સમજવું; કળી જવું
**પાય** પું૦ [પ્રા. पाय (સં. पाद; ફા.)] પગ

**પાયખાનું** ન૦ જાજરૂ [સવારની ટુકડી
**પાયગા** સ્ત્રી૦ [फा. पायगाह] ઘોડાર(૨) ઘોડે-
**પાયજામો** પું૦ સુરવાળ
**પાયતખ્ત** ન૦ [फा.] રાજધાની; પાટનગર
**પાયદસ્ત** સ્ત્રી૦ (પારસીની) મરણયાત્રા
**પાયદળ** ન૦[પાય+सं. दल] પગપાળું લશ્કર
**પાયમાલ** વિ૦ [પાય + फा. माल्दिन्= મસળવું] છેક દુર્દશામાં આવી પડેલું; ખુવાર. **–લી** વિ૦ ખુવારી; ભારે દુર્દશા
**પાયરી** સ્ત્રી૦ પગથિયું (૨) દરજ્જો; પદવી
**પાયરી** સ્ત્રી૦ [पो.पांयरी] એક જાતની કેરી
**પાયલ** ન૦ ['પાય' પરથી] ઝાંઝર
**પાયલાગણું** ન૦ પગે લાગવું તે
**પાયલી** સ્ત્રી૦ અનાજ માપવાનું વાસણ; પાલી (ચાર શેર) (૨) (ગ્રામ્ય) પાવલી; ચારઆની. ૦**લું** ન૦ પાયલી;ચારઆની
**પાયસ** પું૦, **–સાન્ન** ન૦ [सं.] ખીર
**પાયાદાર** વિ૦ પાયાવાળું; આધારવાળું
**પાયાની કેળવણી** સ્ત્રી૦પ્રાથમિક કેળવણી-ની ગાંધીજીએ યોજેલી પદ્ધતિ
**પાયો** પું૦ [फा.] ખુરશી, ખાટલા, ટેબલ ઇ૦નો પગ (૨) ઘોડિયું (૩) જે મૂળ ચણતર ઉપર ઇમારત ઊભી કરવામાં આવે છે તે (૪) જે બાજુ ઉપર ત્રિકોણ ઊભો રહે છે તે બાજુ (૫) સુખડી બનાવવા માટે કરેલો ઘીગોળનો મૂળ પાક (૬) આધાર; મૂળ [લા.]
**પાર** પું૦ [सं] છેડો; અંત (૨) હદ; સીમા (૩) કાંઠો; તીર(૪)ઊંડો મર્મ; ભેદ [લા.]
**પાર** (૨,) સ્ત્રી૦ [दे. पारी] બરણી; લાખેલું માટલું [બીજાનું
**પારકું** વિ૦ [दे.पारक्क, पारकेर (सं.परकीय)]
**પારખ** સ્ત્રી૦ પારખવું તે; પરીક્ષા (૨) પું૦ જુઓ પારેખ. **–વું** સ૦ક્રિ૦ [सं. परीक्ष्; प्रा. परिक्ख] પરીક્ષા કરવી; ગુણદોષ જાણવા (૨) ઓળખી કાઢવું. **–ખુ** વિ૦ પરીક્ષક; કદર કરનાર. **–ખું** ન૦પરીક્ષા (૨) પરનો [વાચક)
**પારણિયું** ન૦ પારણું; પાલણું (લાલિત્ય-
**પારણું** ન૦બાળકને સુવાડવાની કઠેરાવાળી નાની હિંડોળાખાટ; તેવું ઘોડિયું; પાળણું
**પારણું** ન૦ [सं. पारण] વ્રત કે ઉપવાસની સમાપ્તિએ કરવામાં આવતું ભોજન
**પારતંત્ર્ય** ન૦ [सं.] પરતંત્રતા
**પારદર્શક** વિ૦ [सं.] આરપાર દેખાય એવું
**પારદર્શિતા** સ્ત્રી૦ પારદર્શીપણું
**પારદર્શી** વિ૦[सं.] પાર કે મર્મ પામનારું; દીર્ઘ ને ઊંડી દૃષ્ટિવાળું
**પારધી** પું૦ [दे. पारद्ध] શિકારી
**પારમાર્થિક** વિ૦ [सं.] પરમાર્થ સંબંધી; જેનાથી પરમાર્થ પ્રાપ્ત થાય એવું (૨) વાસ્તવિક (ભ્રમ કે પ્રતીતિરૂપ નહિ)
**પારલૌકિક** વિ૦ [सं.] પરલોકને લગતું
**પારસ** પું૦ [सं., फा. पार्स; प्रा.] ઈરાન દેશ
**પારસ** પું૦ જુઓ પારસમણિ (૨) વિ૦ મોટું કે સારી જાતનું. ઉદા૦પારસ જાંબુ
**પારસનાથ** જુઓ પાર્શ્વનાથ
**પારસમણિ** પું૦ [प्रा. पारस (सं. स्पर्शमणि)] સ્પર્શથી લોઢાને સોનું બનાવનાર મણિ
**પારસલ** ન૦ [જુઓ પાર્સલ]પોટકું (ટપાલ કે રેલવે મારફતનું)
**પારસી** વિ૦ [फा. पारसिक] પારસીઓને લગતું (૨) પું૦ ઈરાનથી હિંદમાં આવી વસેલો જરથોસ્તી કે તેનો વંશજ
**પારસો** પું૦ [सं. प्रस्रव; અથવા पयस्+स्राव] બાવલામાં દૂધનો ભરાવ
**પારંગત** વિ૦[सं.] અધ્યયનમાં પાર ઊતરેલું (૨) પૂરેપૂરું માહિતગાર
**પારાયણ** ન૦ [सं.] (આખું) વાંચી જવું તે (૨) નિયત સમયમાં વેદ કે પુરાણનો સમગ્ર પાઠ (૩) કંટાળો ઉપજાવે તેવું લાંબું વિવેચન [લા.]
**પારાવત** પું૦ [सं.] કબૂતર [પુષ્કળ
**પારાવાર** પું૦ [सं.] દરિયો (૨) વિ૦ અપાર;
**પારાશર** પું૦ [सं.] પરાશરના પુત્ર વ્યાસમુનિ
**પારાશીશી** સ્ત્રી૦ [પારો + શીશી] 'થરમૉમીટર'
**પારિજાત(૦ક)** ન૦ [सं.] સમુદ્રમંથન કરતાં

નીકળેલાં પાંચ દેવવૃક્ષોમાંનું એક;તેનું ફૂલ (૨) હારસિંગારનું ઝાડ; તેનું ફૂલ
**પારિતોષિક** ન૦ [સં.] ઇનામ
**પારિભાષિક** વિ૦ [સં.] પરિભાષા સંબંધી
**પારી** સ્ત્રી૦[દે. पाराई]પથ્થર તોડવાની નરાજ
**પારેખ** પું૦ [જુઓ પારખ](સિક્કા, ઝવેરાત વગેરેની) પરીક્ષા કરી જાણનાર (૨) એક અટક [કબૂતર
**પારેવડું,પારેવું** ન૦[प्रा.पारेवय(सं.पारापत)]
**પારો** પું૦[સં.पारद] એક ખનીજ પ્રવાહી ધાતુ (૨) માળાનો મણકો (૩) તંબૂરો સુરેલ બનાવવા રખાતો તારને ભરવેલો મણકો (૪) બંદૂકની ગોળી કે છરો (૫) અવાળુ
**પાર્થ** પું૦ [સં.] પૃથાનો પુત્ર; અર્જુન
**પાર્થિવ** વિ૦ [સં.] પૃથ્વી (મહાભૂત)નું (૨) માટીનું (૩) નશ્વર (૪) પું૦ રાજા (૫)માટીના મહાદેવ. **૦પૂજા** સ્ત્રી૦પાર્થિવેશ્વર–મહાદેવની પૂજા
**પાર્લમેન્ટ** સ્ત્રી૦ [ઇં.] ઇંગ્લંડની રાજસભા (૨) કોઈ દેશની મુખ્ય લોકપ્રતિનિધિસભા. **૦રી** વિ૦ [ઇં.] પાર્લમેન્ટને લગતું કે તે વિષેનું (૨) પાર્લમેન્ટમાં છાજતું
**પાર્વતી** સ્ત્રી૦ [સં.] હિમાલયની પુત્રી
**પાર્શ્વનાથ** પું૦ [સં.] જૈનોના તેત્રીસમા તીર્થંકર; પારસનાથ
**પાર્ષદ** પું૦ [સં.] દેવનો સેવક
**પાર્સલ** ન૦ [ઇં.] જુઓ પારસલ
**–પાલ** વિ૦ [સં.] 'પાળનારું, પાળક' એ અર્થમાં સમાસને અંતે. ઉદા૦ગોપાલ
**પાલ** પું૦ નાનો તંબૂ કે તેની કનાત
**પાલ** પું૦[જુઓ પાલિયું] કેટલીક જગાના પાણી પર તરતી દેખાતી ચીકાશ તે (૨) તેવા પાણીને લીધે રોગીલો બનેલો પ્રદેશ
**પાલક** વિ૦ (૨) પું૦ [સં.] ઉછેરીને મોટું કરનાર (૨) રક્ષક [એક ભાજી
**પાલક(–ખ)** સ્ત્રી૦[प्रा.पालक्का; (सं.पालक्या)]
**પાલખ** સ્ત્રી૦ [સર૦ 'પાલખી'] કડિયા વગેરે કારીગરોને ઊંચે કામ કરવા માટે કરેલો વાંસ-વળીઓનો આધાર
**પાલખી** સ્ત્રી૦ [સં. पल्यंक ઉપરથી] સુખપાલ
**પાલટવું** સ૦ક્રિ૦ જુઓ પલટવું [પારણું
**પાલણું** ન૦ [સં. पालन ઉપરથી] બાલકનું
**પાલન** ન૦ [સં.] પાળવું તે. **૦પોષણ** ન૦ પાળવું અને પોષવું તે. **૦હાર** પું૦પાળનારો
**પાલવ** પું૦ [સં. पल्लव] પહેરેલા સાલ્લાનો લટકતો છેડો(૨)દુપટ્ટા— પાઘડીનો કસબી છેડો આશરો;શરણ. [–ને પાલવે પડવું –ને આશરે જવાનું થવું] [નભાવવું
**પાલવવું** સ૦ક્રિ૦ [સં.पालय्] ઉછેરવું;પોષવું;
**પાલવવું** અ૦ક્રિ૦ [સર૦ સં. पारय्; प्रा. पाल] પરવડવું; પોસાવું; ગોઠવું થવું
**પાલિ** સ્ત્રી૦ [प्रा. पालियाय = धर्मोपदेश= બુદ્ધના ધર્મોપદેશની ભાષા] એક પ્રાચીન ભાષા, જેમાં બૌદ્ધ ગ્રંથો લખાયેલા છે
**પાલિત** વિ૦ [સં.] પાળેલું; રક્ષિત
**પાલિયું** વિ૦ ['પાલો' ઉપરથી] ઝાડપાલાના અને લીલના કોહાણવાળું; પાલવાળું
**પાલી** સ્ત્રી૦ [સં.; દે.] કાઠિયાવાડનું અનાજનું એક માપ; તેનું વાસણ (૨) (મુંબઈમાં) ચાર શેરનું માપ
**પાલી** સ્ત્રી૦[સં.पल्लव]ઝીણાં પાંદડાં [પ્યાલું
**પાલી** સ્ત્રી૦ [ જુઓ પ્યાલી ] નાનું પાલું –
**પાલીસ** સ્ત્રી૦ [ઇં. पॉलिश] બૂટ, કબાટ, વાસણ વગેરે વસ્તુઓ પર ચળકી લાવવા ચોપડાતું દ્રવ્ય; તે ક્રિયા કે ચળકી
**પાલું** ન૦ [સં. पल्ल=ધાન્યનો કોઠાર]ખપરડાનો કે માટીનો અનાજ ભરવાનો કોઠલો (૨) વાંસની ચીપોનું ટાટું (૩) વરસાદમાં માટીની ભીંત ધોવાઈ ન જાય તે માટે આડું રાખેલું કરાંઠીનું ટાટું
**પાલું** ન૦ [જુઓ પ્યાલું] પવાલું [પડદું
**પાલું** ન૦ પાલવ (૨) આશરો. ઉદા૦ પાલે
**પાલો** પું૦ [સં. पल्लव] ઢોરને ખાવાનાં પાંદડાં
**પાલો** પું૦ પ્યાલો
**પાલો** પું૦ ગાડીગાડા ઉપરની ખપરડાંની છત્રી
**પાલો** પું૦ [સં.पलेय] વાદળમાંથી પડતો કરો
**પાવક** વિ૦ [સં.] પાવન કરનાર (૨)પું૦ અગ્નિ
**પાવડી** સ્ત્રી૦ [સં. पादुका; प्रा. पाउआ; ]

જોડાને ઠેકાણે પહેરવાનો લાકડાનો એક ઘાટ; પાદુકા; ચાખડી (૨) પગ વડે દાબવાનું સાળનું એક સાધન
**પાવડો** પું० [સં. फाल ઉપરથી] માટી, કચરો વગેરે ઉસડવાનું કે ભરવાનું એક સાધન (૨) ગાડીના એંજિનનો ખરપડો
**પાવતી** સ્ત્રી० પહોંચ; રસીદ
**પાવન** વિ० [સં.] પવિત્ર; શુદ્ધ (૨) શુદ્ધ કરનારું (૩) ન० પવિત્રતા; શુદ્ધિ. ०**કારી** વિ० પવિત્ર કરનારું
**પાવરધું** વિ० [फा.. पर्वर्दह] કુશળ
**પાવલી** સ્ત્રી० [સં. पाद પરથી] પાવલું; ચારઆની. **–લું** ન० ચારઆની
**પાવળું** ન० નાની પળી
**પાવિત્ર્ય** ન० [સં.] પવિત્રતા
**પાવું** સ० ક્રિ० [સં. पा] પિવડાવવું
**પાવૈયો** પું० હીજડો; નપુંસક
**પાવો** પું० [દે. पावय] એક જાતની વાંસળી (૨) આગબોટનું ભૂંગળું વાગે છે તે–તેની સિસોટી
**પાશ** પું० [સં.] ફાંસો; ગાળો (૨) પશુપક્ષી ફસાવવાનું શિકારીનું સાધન (૩) વરુણનું આયુધ (૪) ફસાવવાની યુક્તિ [લા.]
**પાશવ(–વી)** વિ० [સં.] પશુનું; પશુના જેવું
**પાશા** પું० [तुर्की] હાકેમ (૨) તુર્કસ્તાનનો ઊંચા દરજ્જાનો અમલદાર
**પાશિયું** ન० [દે. पास] કરબડી કે રાંપડીમાં મુકાતું ધારવાળું લોખંડનું ફળ (૨) રાંપડી
**પાશુપત** પું० [સં.] એક પ્રાચીન શૈવ સંપ્રદાય (૨) તેનો અનુયાયી (૩) ન० શંકરના તેજનું દિવ્ય અસ્ત્ર
**પાશેર** પું० [પા+શેર] શેરનો ચોથો ભાગ. **–રી** સ્ત્રી० પાશેરનું માપિયું કે વજન. **–રો** પું० પાશેર વજનનું કાટલું. [**પાશેરામાં પહેલી પૂણી** રૂ० પ્ર० તદ્દન શરૂઆત]
**પાશ્ચાત્ય** વિ०[સં.]પશ્ચિમનું; પશ્ચિમમાં આવેલું
**પાષાણ** પું० [સં.] પથ્થર
**પાસ** પું० [સં. स्पर्श] સ્પર્શથી પટ કે રંગ બેસવો તે (૨) સોબતની અસર [લા.]
**પાસ** સ્ત્રી० [સં. पार्श्व; પ્રા. पास] બાજુ; પાસું (૨) અ० પાસે [પ.]
**પાસ** વિ० [ઇં.] પસાર; ફતેહમંદ; સફળ (૨) મંજૂર; પસંદ (૩) પું० રજા કે મંજૂરીની ચિઠ્ઠી. ०**પોર્ટ** પું० દેશાંતર જવા માટેનો પરવાનો. ०**બુક** સ્ત્રી० બેંક સાથેની લેવડદેવડની નોંધની ખાતેદારને મળતી ચોપડી [લંબચોરસ કકડો
**પાસલો** પું० પાસાના આકારનો ધાતુ વગેરેનો
**પાસવાન** પું० [फा. पासबान] હજૂરિયો; નોકર
**પાસવું** સ० ક્રિ० રંગ બેસાડવા સારુ પ્રથમ ખટાશ વગેરેનો પાસ દેવો
**પાસાજળ** ન० પાસાના બંધારણમાં રહેલું પાણી; વૉટર ઑફ ક્રીસ્ટલીઝેશન [ર.વિ.]
**પાસાબંડી** સ્ત્રી० [પાસું+બંડી] બે બાજુ કસો બાંધવાની એક જાતની બંડી
**પાસાશૂળ** ન० [પાસું+શૂળ] પડખામાં ફૂટતું શૂળ (૨) હંમેશની નજીકની ઉપાધિ કે નડતર [લા.]
**પાસિયું** ન० જુઓ પાશિયું [(૨) પક્ષ
**પાસું** ન० [સં. पार्श्व; પ્રા. पास] પડખું; બાજુ
**પાસે** અ०[સં. पार्श्वे]નજીક (૨) પડખે; બાજુમાં (૩) તાબામાં કબજામાં (૪) સામે; આગળ
**પાસો** પું० [સં. पाशक] ચોપાટ રમવામાં વપરાતા અંક પાડેલા લંબચોરસ કકડામાંનો એક (૨) પદાર્થનો તેવો પાસલો
**પાસો** પું०[સં. प्रस्नव] દૂધને(ઢોરે)આંચળમાં આવવા દેવું તે [એવો ઉદ્ગાર
**પાહિ(०પાહિ)** રૂ० પ્ર० [સં.] 'રક્ષણ કરો'
**પાહો** પું० જુઓ પારસો
**પાળ** સ્ત્રી० [સં. पालि] તળાવ કે સરોવરનો કિનારો (૨) પ્રવાહીને વહી જતું અટકાવવા કરેલી આડ.
**–પાળ** વિ० જુઓ –પાલ વિ० [પારણું
**પાળણું** ન० [સં. पालन ઉપરથી] પાલણું;
**પાળવું** સ० ક્રિ० [સં. पाल्] રક્ષણ કરવું (૨) ભરણપોષણ કરવું (૩) પોષવું અને કેળવવું (૪) ભંગ ન કરવો, –ની પ્રમાણે વર્તવું; માનવું (વચન, આજ્ઞા, વ્રત, રજા, અણોજો)

**પાળિયો** પું૦[સં. पालि=પ્રશંસા(૨)ચિહ્ન] સ્મારક તરીકે ઊભો કરેલો પથરો; ખાંભી
**પાળિયો** પું૦ ['પાળ' ઉપરથી] ઘોરિયો
**પાળી** સ્ત્રી૦ [સં. पालिका] છરી
**પાળી** સ્ત્રી૦[સં. पाली=પંક્તિ] વારો
**પાળી** સ્ત્રી૦ હડતાળ; પાટી
**પાળી** સ્ત્રી૦ પાળ
**પાળું** વિ૦ (૨) ન૦ [સં. पाद ઉપરથી] પગે ચાલનારું. **–ળો** પું૦ પગપાળો મુસાફર (૨) પેદળ, મુલકી કે લશ્કરી સિપાઈ
**પાળો** પું૦ સ્વામીનારાયણ સંપ્રદાયનો એક કોટીનો સેવક [ડબલ રોટી
**પાંઉ** (૦) પું૦; ન૦ [પો.], **૦રોટી** સ્ત્રી૦
**પાંખ** (૦) સ્ત્રી૦ [સં. पक्ष] પક્ષીનો ઊડવાનો અવયવ (૨) લશ્કરની બે બાજુમાંની એક (૩) છાપરાનો બે તરફનો બહાર પડતો ભાગ (૪) આશ્રય; પડખું [લા.]
**પાંખડી** (૦)સ્ત્રી૦ [દે. पंखुडी] કળી ખીલતાં છૂટા પડતા અવયવોમાનો દરેક. **–ડું** ન૦ ડાળની બાજુએથી ફૂટતી નાની ડાળી(૨) કુટુંબની શાખા [લા.]
**પાંખાળી** (૦) સ્ત્રી૦ ['પાંખ' ઉપરથી] ઘોડીની એક જાત [લા.]
**પાંખાળું** (૦) વિ૦ ['પાંખ' ઉપરથી] પાંખવાળું (૨) દાંતાવાળું (૩) ડાળીવાળું
**પાંખિયું** (૦) ન૦ ['પાંખ' ઉપરથી] પક્ષ; તડ (૨) ડાળી; શાખા (૩) દેશી તાળાનો કે કિલ્લાનો એક બાજુનો નાનો છૂટો પડનો ભાગ (૪) કાતરનું પાનું
**પાંખું** (૦) વિ૦ છૂટું; આછું
**પાંગત(–થ)** (૦) સ્ત્રી૦પથારી કે ખાટલાનો પગ તરફનો ભાગ
**પાંગરવું** (૦) અ૦ક્રિ૦ અંકુર ફૂટવા
**પાંગરું** (૦) ન૦, **–રો** પું૦ [સં. प्रग्रह] પારણાને કે ખોડયાને અધ્ધર પકડી રાખનાર દોરી (૨) ત્રાજવાની સેર (૩) ગોફણની બે બાજુની દોરી (૪) સુકાન તરફનો વહાણનો છેડો
**પાંગળું** (૦) વિ૦[સં. पंगु] પગે અપંગ (૨) [લા.] અશક્ત; નિર્બળ (૩) આધાર–ટેકા વિનાનું
**પાંગોઠું** (૦) ન૦ ખભાથી કોણી સુધીનો હાથનો ભાગ (૨) હાલવા ચાલવાના અવયવોના સાંધા-મૂળ
**પાંચ** (૦) વિ૦ [સં. पंचन्] '૫'
**પાંચજન્ય** પું૦ [સં.] કૃષ્ણનો શંખ
**પાંચમ**(૦)સ્ત્રી૦ પખવાડિયાની પાંચમી તિથિ
**પાંચશેરી** (૦) સ્ત્રી૦ પાંચ શેરનું કાટલું. [**૦કૂટવી** = નકામી માથાકૂટ કરવી]
**પાંચાલી** [સં.], **–ળી** સ્ત્રી૦ પંચાલ દેશના રાજાની પુત્રી દ્રૌપદી
**પાંજણ(–ણી)**(૦) સ્ત્રી૦[સં. पावन, प्रा. पज्ज ઉપરથી] નિયત સમયે જેનું સેવન કર્યા વિના ન ચાલે તેવી ટેવ; બંધાણ
**પાંજરાપોળ** (૦) સ્ત્રી૦ અશક્ત કે ઘરડાં ઢોરને રાખવાનું ધર્માદા સ્થાન
**પાંજરાં**(૦)ન૦ બ૦ વ૦ જુઓ કાંધાંપાંજરાં
**પાંજરું** (૦) ન૦ [સં. पंजर] પશુપક્ષીને પૂરી રાખવા બનાવેલું સળિયાનું ઘર (૨) તેવો કોઈ પણ ઘાટ (૩) અદાલતમાં ન્યાયાધીશ સામે જવાબ આપવા ઊભા રહેવાની પાંજરા જેવી જગા
**પાંડવ** પું૦ [સં.] પાંડુનો દીકરો
**પાંડિત્ય** ન૦ [સં.] પંડિતાઈ
**પાંડુ** વિ૦ [સં.] ફીકું (૨) પું૦ એક રોગ; 'એનિમિયા' (૩) પાંડવોનો પિતા
**પાંડુર** વિ૦ [સં.] ફીકું; ધોળું
**પાંતી** (૦) સ્ત્રી૦[સં. पंक्ति] પક્ષ; બાજુ (૨) રીત;માર્ગ(૩)ભાગ; હિસ્સો(૪)પરિમાણના વિભાગ પાડીને હિસાબ ગણવાની ગણિતની એક રીત(૫)જુઓ પાંથી; સેંથી
**પાંત્રીશ(–સ)** (૦) વિ૦ [સં. पञ्चत्रिंशत्; प्रा. पणतीस] '૩૫'
**પાંથ** પું૦ [સં.] મુસાફર
**પાંથી** (૦) સ્ત્રી૦[દે. पंति = કેશરચના]સેંથી
**પાંદડી** (૦) સ્ત્રી૦ [સં. पर्ण] જુઓ પાનડી. **–ડું** ન૦ પર્ણ. [**પાંદડું ફરવું** = ભાગ્ય બદલાવું; ભાગ્યોદય થવો] [રના વાળ
**પાંપણ** (૦) સ્ત્રી૦ પોપચાંની કિનારી ઉપ-

**પાંશરું** (૦) વિ૦ સીધું; ડાહ્યું; પાધરું. **૦દોર** વિ૦ સીધુંદોર; આડાઈ વગરનું
**પાંશુ** સ્ત્રી૦ [સં.] ધૂળ. **૦લ** વિ૦ [સં.] ધૂળવાળું (૨) ભ્રષ્ટ; દુરાચારી
**પાંસઠ** (૦) વિ૦ [સં. पंचषष्ठि] '૬૫'
**પાંસરું(૦દોર)** જુઓ 'પાંશરું'માં
**પાંસળી** (૦) સ્ત્રી૦ [પ્રા. पासलि (સં. पार्श्व)] છાતીના માળાનાં બંને બાજુનાં હાડકાંમાંનું દરેક. **–ળું** ન૦ જુઓ પાંસળી
**પાંસુ** સ્ત્રી૦ [સં.], **૦લ** વિ૦ જુઓ 'પાંશુ'માં
**પિક** પું૦ [સં.] કોકિલ; કોયલનો નર
**પિક** સ્ત્રી૦ થૂંક; પીક. **૦દાની** સ્ત્રી૦ થૂંકદાની
**પિકેટિંગ** ન૦ [ઇં.] પહેરો; ચોકી
**પિખાવવું** સ૦ક્રિ૦, **પિખાવું** અ૦ક્રિ૦ 'પીખવું'નું પ્રેરક ને કર્મણિ
**પિગળાવવું** સ૦ક્રિ૦ 'પીગળવું'નું પ્રેરક
**પિચકારી** સ્ત્રી૦ [પિચ (રવ૦) + કારી] પાણીની સેડ (૨) સેડ છોડવાનું ભૂંગળી જેવું એક સાધન. [**૦આપવી** = એનિમા આપવો]
**પિચ્છ** ન૦ [સં.] પીંછું
**પિછાણ(–ન)** સ્ત્રી૦ [સં.प्रत्यभिज्ञान] માહિતી (૨) ઓળખાણ. **૦વું** સ૦ક્રિ૦ ઓળખવું
**પિછોડી** સ્ત્રી૦ જુઓ પછેડી
**પિટાવવું** સ૦ક્રિ૦, **પિટાવું** અ૦ક્રિ૦ 'પીટવું'નું પ્રેરક ને કર્મણિ
**પિતપાપડો** પું૦ [સં. पीत (પીળું)+પાપડી] ખાખરાની શિંગ
**પિતર** પું૦ [જુઓ પિતૃ] મૃત પૂર્વજ
**પિતરાઈ** પું૦, **–ણ** સ્ત્રી૦ જુઓ 'પિત્રાઈ'માં
**પિતવાડો** પું૦[પીત+વાડો] કૂવાના પાણીથી જ્યાં દર વર્ષે શિયાળુ–ઉનાળુ વાવેતર થતું હોય તેવું ખેતર [છાલિયું
**પિતળિયું** ન૦ પિત્તળનું નાનું વાસણ;
**પિતા** પું૦ [સં.] બાપ. **૦જી** પું૦ (માનાર્થે). **૦મહ** પું૦ [સં.] દાદા (૨) બ્રહ્મા. **૦મહી** સ્ત્રી૦ [સં.] દાદી. **૦શ્રી** પું૦ પિતાજી **–તુ** પું૦ પિતા; બાપ [પ.]
**પિતૃ** પું૦[સં.]બાપ (૨) પું૦બ૦વ૦ પૂર્વજો; મરી ગયેલા બાપદાદાઓ. **૦ઋણ** ન૦ પિતૃઓ પ્રત્યેનું ઋણ દેવું(જુઓ ઋણત્રય). **૦તર્પણ** ન૦ [સં.] પિતૃઓનું તર્પણ કરવા આપેલી જલાંજલિ; પિતૃયજ્ઞ (૨) તર્જની અને અંગૂઠા વચ્ચેનો મધ્યભાગ. **૦દેવ** પું૦ [સં.] પિતરો (૨) વિ૦ પિતાને દેવ તરીકે પૂજનાર. **૦યજ્ઞ** પું૦ [સં.] પિતૃતર્પણ (૨) પાંચ મહાયજ્ઞોમાંનો એક
**પિત્ત** ન૦ [સં.] કલેજામાં પેદા થતો રસ, જે આંતરડામાં ઊતરી ખોરાકને પચાવે છે (૨) વૈદક પ્રમાણે શરીરની ત્રણ ધાતુઓમાંની એક (કફ, પિત્ત અને વાયુ). **–ત્તાશય** ન૦ [પિત્ત + આશય] શરીરનો પિત્તનો અવયવ
**પિત્તળ** ન૦ [સં., પ્રા. पित्तल] તાંબા અને જસતની મિશ્ર ધાતુ. **–ળિયું** ન૦પિતળિયું
**પિત્તો** પું૦ [સં. पित्त] પિત્ત (૨) ક્રોધની તીવ્ર લાગણી [લા.]
**પિત્રાઈ** પું૦ [સં. पितृव्य] કાકાનાં છોકરાં; સાતમી પેઢીસુધીમાં એક બાપનો વંશજ (૨) પિતા સંબંધી. **–ણ** વિ૦ સ્ત્રી૦ પિત્રાઈનેત્યાં જન્મેલી. **–ણ(–ણી)** સ્ત્રી૦ પિત્રાઈની વહુ
**પિન** સ્ત્રી૦ [ઇં.] ટાંકણી (૨) પાટો, વેણી વગેરે જકડી રાખવા વપરાય છે તે બનાવટ
**પિનાક** ન૦ [સં.] શિવનું ધનુષ. **૦પાણ(–ણિ)** [સં. पिनाकपाणि] પું૦ શિવ. **–કી** પું૦ [સં.] શિવ
**પિપરમીટ** સ્ત્રી૦[ઇં. पीपरमिन्ट]જુઓ ખાટી મીઠી [[સં.] તરસ્યું
**પિપાસા** સ્ત્રી૦ [સં.] તરસ. **–સુ** વિ૦
**પિપૂડી** સ્ત્રી૦ [રવ૦] ફૂંકીને વગાડવાની ભૂંગળી; પીપી. [**૦વગાડવી** શ૦ પ્ર૦ એકની એક વાત કહ્યા કરવી–ગાયાં કરવી (૨) ખુશામત દાખલ સૂર પુરાવવો; હાજી હા ભણવી]
**પિપ્પલ** પું૦ [સં.] પીપળો [(વર્તમાન; કૃ૦)
**પિબંતું** વિ૦ [સં. पिबन्त; ઉપરથી] + પીતું
**પિમળાટ** પું૦ ['પીમળવું' ઉપરથી] સુવાસ

**પિયર** (પિ') ન૦ [सं. पितृगृह; प्रा. पिइहर] સ્ત્રીનાં માબાપનું ઘર. ૦પનોતી વિ૦ સ્ત્રી૦ પિયરમાં ભાઈભાંડુંવાળી. **-રિયું** ન૦ પિયરનું સગું
**પિયળ** સ્ત્રી૦ કપાળમાં કરેલી કંકુની અર્ચા
**પિયાજ** ન૦ [फा.] કાંદો; ડુંગળી
**પિયાનો** પું૦ [इं.] એક વિદેશી વાજિંત્ર
**પિયારું** વિ૦ [अप. पिआर (सं. प्रियतर)] પ્યારું [પ.] [પાયાનું ખર્ચ (૨) પરબ
**પિયાવો** પું૦ ['પિવાડવું' ઉપરથી] પાણી
**પિયુ** પું૦ [अप. पिअइउ (सं. प्रीणयितृ)]પતિ
**પિયેર(-રિયું)** (પિ') ન૦ જુઓ 'પિયર'માં
**પિરસણ** ન૦ [सं. परिवेषण; प्रा. परिवेसण] પીરસવું તે (૨) પીરસેલું ભાણું (૩) નાતવરાને અંગે ઘેર ભાણું પીરસવું તે
**પિરસાવવું** સ૦ક્રિ૦ 'પીરસવું'નું પ્રેરક
**પિરાઈ** સ્ત્રી૦ જુઓ પેરાઈ
**પિરામિડ** પું૦ [इं.]પ્રાચીન મિસરી રાજાના મૃતદેહ ઉપર બંધાવેલી શંકુ આકારની સમાધિ-કબર (૨) શંકુ આકાર
**પિરોજ** (-જી,-જું) જુઓ 'પીરોજ'માં
**પિલાઈ** સ્ત્રી૦ પીલવું તે(૨)તેનું મહેનતાણું. **-મણ** ન૦, **-મણી** સ્ત્રી૦ પીલવાનું મહેનતાણું (૨) ત્રાસ; યાતના [લા.]
**પિલાવવું** સ૦ક્રિ૦, **પિલાવું** અ૦ક્રિ૦ 'પીલવું'નું પ્રેરક ને કર્મણિ
**પિલ્લું** ન૦, **-લ્લો** પું૦ ['પિંડલું' ઉપરથી] વીંટીને કરેલો દડો-ગોટો
**પિવડાવવું** સ૦ક્રિ૦, **પિવાવું** અ૦ક્રિ૦ 'પીવું'નું પ્રેરક ને કર્મણિ
**પિશાચ** પું૦; ન૦ [सं.] અવગતિયો જીવ; પ્રેત (૨) ભૂતપ્રેત જેવી એક હીન યોનિ. ૦ણી, **-ચી** સ્ત્રી૦ પિશાચ સ્ત્રી
**પિશુન** વિ૦[सं.] કઠોર (૨) નીચ(૩)ચાડિયું
**પિષ્ટ** વિ૦ [सं.] કૂટેલું;પીસેલું(૨)પું૦ ભૂકો; લોટ. ૦પેષણ ન૦ [सं.] પુનરુક્તિ; એકનું એક ફરી ફરી કહેવું તે
**પિસાવવું** સ૦ક્રિ૦, **પિસાવું** અ૦ક્રિ૦ 'પીસવું'નું પ્રેરક ને કર્મણિ
**પિસ્ટન** પું૦ [इं.] એંજિન કે પિચકારી વગેરેમાં વપરાતો દટ્ટાવાળો દાંડો
**પિસ્તાળીસ** વિ૦ [सं. पञ्चचत्वारिंशत्]'૪૫'
**પિસ્તું** ન૦ [फा.] પસ્તું; એક મેવો
**પિસ્તોલ** સ્ત્રી૦ [पो.] નાની બંદૂક; તમંચો
**પિંગલ** [सं.], **-ળ** વિ૦ લાલાશ પડતા પીળા રંગનું (૨)ન૦ છંદશાસ્ત્ર(૩)અત્યંત વિસ્તાર [લા.]. **-લા**[सं.],**-ળા** સ્ત્રી૦ હઠયોગમાં માનેલી ત્રણ પ્રધાન નાડીઓમાંની એક (ઇડા, પિંગળા, અને સુષુમ્ણા) (૨)વિ૦સ્ત્રી૦લાલાશ પડતા પીળા રંગની
**પિંજર** ન૦ [सं.] પંજર; પાંજરું
**પિંડ** પું૦ [सं.] ગોળો(૨)પિતૃઓ નિમિત્તે લોટ કે ભાતનો વાળેલો ગોળો (૩) શરીર. ૦દાન ન૦ [सं.] શ્રાદ્ધમાં પિંડ અર્પણ કરવો તે. ૦લું ન૦ જુઓ પિંડું. ૦લો પું૦ પિંડો
**પિંડી** સ્ત્રી૦ [सं. पिण्डिका] પગના નળાની પાછળનો માંસનો લોચો
**પિંડું** ન૦ [सं. पिंड ઉપરથી] પિલ્લું. **-ડો** પું૦ વીંટેલો કે વાળેલો ગોળો-ગોટો (કણક, માટી, દોરા ઇ૦નો)
**પિંઢોરી** વિ૦(૨)ન૦ [प्रा. पिन्डघर (सं. पिण्डगृह)] પીંઢેરી; માટીની ભીંતોનું (ઘર)
**પી** અ૦ [રવ૦] તિરસ્કારાર્થ ઉદ્ગાર; હુરિયો (૨) પિપૂડીનો રવ
**-પીઉ** વિ૦ (સમાસને અંતે) પીનારું
**પીક** સ્ત્રી૦ જુઓ પિક (૨)તેની પિચકારી
**પીગળવું** અ૦ક્રિ૦ [प्रा. पगल(सं. प्र+गल्)] ઓગળવું; પ્રવાહી થવું (૨) (દયાથી) ઢીલું-નરમ થવું [લા.]
**પીછ** ન૦ [सं. पिच्छ] પીછું. **-છી** સ્ત્રી૦ [सं. पिच्छिका; प्रा. पिच्छी] વાળ, પીંછાં કે તેવી બીજી વસ્તુની હાથાવાળી બનાવટ (માખો ઉરાડવાની, ચીતરવાની, વગેરે)
**પીછું** ન૦ પીછ (૨) તેની કલમ [હાર
**પીછેહઠ** સ્ત્રી૦ [हिं.] પાછા હઠવું કે પડવું તે;
**પીછો** પું૦ [प्रा. पिच्छ=પૂંછડું] કેડો; પૂંઠ
**પીટવું** સ૦ક્રિ૦ [प्रा. पिट्ट] ખૂબ મારવું

(૨) મૂએલાની પાછળ કૂટવું (૩) ઠોકવું; વગાડવું (દાંડી)
**પીટયું** વિ૦ મૂઉં (સ્ત્રીઓમાં ગાળ તરીકે)
**પીઠ** ન૦ [સં.] (દેવ, આચાર્યાદિનું) સ્થાનક (૨) સ્ત્રી૦ બજાર (૩) બજારભાવ
**પીઠ** સ્ત્રી૦ [સં. पृष्ठ; प्रा. पिट्ठ] વાંસો. [૦**આવવી** = વાંસો છોલાઈને પાકવો]. ૦**બળ** ન૦ પાછળ રહીને જોર દેતું બળ
**પીઠિકા** સ્ત્રી૦ [સં.] બાજઠ (૨) મૂર્તિ કે થાંભલાની બેઠક–આધાર (૩) ભૂમિકા
**પીઠી** સ્ત્રી૦ [સં. पिष्ट; प्रा. पिट्ठ] લગ્નપ્રસંગે વરકન્યાને શરીરે ચોળવાનો પીળો સુગંધી પદાર્થ
**પીઠું** ન૦ [સં. पीठ] બજાર કે દુકાન (ખાસ કરીને લાકડાંનું અને દારૂતાડીનું)
**પીડ** સ્ત્રી૦ [સં. पीडा] પીડા; દુઃખ (૨) ચૂંક; આંકડી (૩) વેણ; પ્રસવવેદના. ૦**ન** ન૦ [સં.] પીડા (૨) પીડવું–પકડવું કે દાબવું તે. ૦**વું** સ૦ક્રિ૦ [સં. पीड्] દુઃખ દેવું (૨) પકડવું; ઝાલવું (૩) ચાંપવું; દાબવું. –**ડા** સ્ત્રી૦ [સં.] દુઃખ (૨) નડતર. –**ડાકારક**, –**ડાકારી** વિ૦ પીડા કરનારું. –**ડાવું** અ૦ ક્રિ૦ 'પીડવું'નું કર્મણિ. –**ડિત** વિ૦ [સં.] પીડા પામેલું
**પીઢ** સ્ત્રી૦ [દે. पीढी; સં. पीठिका; प्रा. पीढिआ] જેના ઉપર મેડાનાં પાટિયાં જડવામાં આવે છે તે લાંબું લાકડું–વળી (૨) વિ૦ મોટી ઉંમરનું; ઠરેલ. –**ઢિયું** ન૦ પીઢ (૨) દાઢનો દાંત (૩) અવાળુ; પેઢું
**પીણું** ન૦ પીવાની વસ્તુ; પેય
**પીત** ન૦ [સં. पीत] પાણી પાઈને ઉછેરેલો મોલ (૨) વિ૦ [સં.] પીળું
**પીતળ** ન૦ જુઓ પિત્તળ
**પીતાંબર** ન૦ [સં.] પીળું કે કોઈ પણ રેશમી અબોટિયું (૨) વિ૦ પીળાં વસ્ત્રવાળું
**પીધેલ** (–**લું**) 'પીવું'નું ભૂ૦ કૃ૦ (૨) વિ૦ દારૂના નશાવાળું; છાકટું
**પીન** વિ૦ [સં.] જાડું; પુષ્ટ; માતું
**પીપ** ન૦ ગૂમડાનું પરુ
**પીપ** ન૦ [પો. पीपा] લાકડાનું કે ધાતુનું નળાકાર પાત્ર [જાતનું એક ઝાડ
**પીપર** સ્ત્રી૦ [જુઓ પીપળ] પીપળાની
**પીપર** સ્ત્રી૦ [સં. पिप्पली] એક વસાણાની ચીજ–વનસ્પતિની સીંગ. –**રીમૂળ** ન૦ પીપરના છોડનાં મૂળ; ગંઠોડો
**પીપળ** પું૦ [સં. पिप्पल] એક ઝાડ; અશ્વત્થ. –**ળી** સ્ત્રી૦ નાનો પીપળો
**પીપળીમૂળ** ન૦ જુઓ પીપરીમૂળ
**પીપળો** પું૦ જુઓ પીપળ
**પીપી** અ૦[રવ૦] (૨) સ્ત્રી૦ ફૂંકીને વગાડવાની ભૂંગળી; (ગાજર કે પાંદડાની) પિપૂડી (૩) 'પી' બોલાય તે; ફજેતી [ગોળી
**પીપી** સ્ત્રી૦ (બાળભાષા) પિપરમીટ જેવી
**પીમળ** સ્ત્રી૦ [સં. परिमल] સુગંધ. ૦**વું** અ૦ ક્રિ૦ સુગંધ ફેલાવી
**પીયળ** સ્ત્રી૦ જુઓ પિયળ
**પીયૂષ** ન૦ [સં.] અમૃત [પદાર્થ
**પીયો** પું૦ આંખને ખૂણે બાઝતો ચીકણો
**પીર** પું૦[फा.] મુસલમાનોમાં પવિત્ર ગણાતો પુરુષ [ભાણામાં મૂકવું
**પીરસવું** સ૦ક્રિ૦[સં. परिविष्] જમવા માટે
**પીરસાવું** અ૦ક્રિ૦ 'પીરસવું'નું કર્મણિ
**પીરોજ** પું૦ [फा.] એક રત્ન. –**જી** (–**જું**) વિ૦ પીરોજના રંગનું; આસમાની
**પીલવું** સ૦ક્રિ૦ [સં. पीड्य; प्रा.पील] દબાઈ –કચરાઈ નિચોવાય એમ કરવું (૨) દુઃખ દેવું; કનડવું [લા.] (૩) લોઢવું (કપાસ)
**પીલવો** પું૦ [જુઓ પીલુ] એક ઝાડ
**પીલુ** પું૦ [સં.] એક ઝાડ; પીલુડી (૨) એક રાગ (૩) પીલુડું. ૦**ડી** સ્ત્રી૦ પીલુનું ઝાડ. ૦**ડું** ન૦ તેનું ફળ [બચ્ચું
**પીલું** ન૦ [દે. पीलुअ=બચ્ચું] મરઘીનું
**પીલો** પું૦ [દે. पीलुअ.] થડ કે મૂળમાંથી ફૂટેલો ફણગો
**પીવું** સ૦ ક્રિ૦ [સં. पा; प्रा. पिव] પ્રવાહી પેટમાં લેવું (૨) પ્રવાહીને પોતામાં સમાવવું કે શોષવું (૩) (ધૂમ્રપાન) કરવું. [**પી જવું** = ગાંઠવું (૨) સહન કરી જવું]

**પીસવું** સ૦ ક્રિ૦ [સં. पिष्; प्रा. पिस] દળવું (૨) લસોટવું; ઘૂંટવું (૩) ચીપવું (ગંજીફાને)

**પીસવો** પું૦ સિસોટી

**પીળાશ** સ્ત્રી૦ પીળાપણું

**પીળિયું** ન૦ લગ્ન પ્રસંગે કન્યાને પહેરવાનું હળદરથી રંગેલું પીળું વસ્ત્ર (૨) પીળા – કાંઈક કાળી ઈંટ

**પીળું** વિ૦ [સં. पीतक; प्रा. पीअल] હળદરના રંગનું; પીત. ૦પચ્ચ વિ૦ સાવ પીળું – ફીક્કું

**પીંખણી** સ્ત્રી૦, –ણું ન૦ પીંખવું તે તે; ચૂંથણું

**પીંખવું** સ૦ ક્રિ૦ વિખેરી નાખવું (૨) ચૂંથી નાખવું

**પીંખાવવું** સ૦ ક્રિ૦, **પીંખાવું** અ૦ ક્રિ૦ 'પીંખવું'નું પ્રેરક ને કર્મણિ

**પીંગળું** વિ૦ [સં. पिंगल] પીળચટું (૨) માંજરું

**પીંઠબળ** ન૦ પાછળ રહીને જોર દેવું

**પીંછ** ન૦ [જુઓ પીંછ] પીછું. –છાળું વિ૦ પીંછાવાળું. –છી સ્ત્રી૦ જુઓ પીછી. –છું ન૦ પીછું

**પીંજણ** સ્ત્રી૦ પીંજવાનું સાધન (૨) ન૦ પીંજવું તે (૩) (વાતને) નકામું ચૂંથવું – લંબાવવું તે [લા.]. –ણી સ્ત્રી૦ પીંજણ (૨) પીંજવું તે (૩) પૈંડા પરનું ઢાંકણ (રથનાં પૈંડાં પર હોય છે તે)

**પીંજરું** ન૦ જુઓ પિંજર; પાંજરું

**પીંજવું** સ૦ ક્રિ૦ [સં. पिंज्] રૂના રેસા છૂટા પાડવા (૨) પીંજણ કરવું – લંબાવવું [લા.]

**પીંજામણ** ન૦, –ણી સ્ત્રી૦ પીંજવાની મજૂરી

**પીંજારણ** સ્ત્રી૦ પીંજારાની વહુ (૨) પીંજવાનું કામ કરતી સ્ત્રી

**પીંજારો** પું૦ પીંજવાનું કામ કરનાર

**પીંજાવવું** સ૦ ક્રિ૦, **પીંજાવું** અ૦ ક્રિ૦ 'પીંજવું'નું પ્રેરક ને કર્મણિ

**પીંડાર(–રો)** પું૦ [સં. पिंडार; દે. पेंडार] આહીર; ભરવાડ

**પીંડાળો** પું૦ જુઓ પિંડો

**પીંઢારો** પું૦ [મ. पेंढार] લૂંટારુની એક પ્રસિદ્ધ જાતનો માણસ

**પીંઢેરી** વિ૦ [જુઓ પિંઢારી] માટીની [ભીંતોવાળું

**પુકાર** પું૦ [પ્રા. पुक्कार] પોકાર; બૂમ. ૦વું સ૦ ક્રિ૦ પોકારવું (૨) પોકારીને કહેવું; જાહેર કરવું

**પુખ્ત** વિ૦ [ફા.] પાકું; પાકટ (૨) ઠરેલ

**પુગાડવું** સ૦ ક્રિ૦ 'પૂગવું'નું પ્રેરક: પહોંચાડવું

**પુગાવું** અ૦ ક્રિ૦ 'પૂગવું'નું ભાવે

**પુચકારી** સ્ત્રી૦ [રવ૦] બાળકને શાંત કરવા ઓઠ વચ્ચેથી કરેલો મૃદુ અવાજ

**પુચ્છ** ન૦ [સં.] પૂંછડી

**પુછડિયું** વિ૦ ['પૂંછડી' ઉપરથી] પૂંછડી-વાળું. –યો તારો પું૦ ધૂમકેતુ

**પુછાવવું** સ૦ ક્રિ૦, **પુછાવું** અ૦ ક્રિ૦ 'પૂછવું'નું પ્રેરક ને કર્મણિ

**પુટ** પું૦ [સં.] પડિયો (૨) પડિયા જેવો કોઈ પણ ઘાટ (૩) આચ્છાદન; ઢાંકણ (૪) કુલડી કે શકોરામાં ધાતુ કે ઓષધ મૂકી ઉપર ઢાંકણ કે બીજું શકોરું મૂકી કપડછાણ કરી કરેલો ઘાટ; સંપુટ (૫) તેને ભઠ્ઠીમાં મૂકી ઓષધને આપેલી આંચ (૬) પટ; પાસ

**પુઠેવાળ** વિ૦ ['પૂંઠ' ઉપરથી] પાછલી વયમાં જન્મેલું; પૂઠેવાળ

**પુણ્ય** વિ૦ [સં.] પવિત્ર (૨) પુણ્ય પ્રાપ્ત થાય એવું (૩) ધર્મ્ય (૪) ન૦ સત્કર્મ (૫) તેનું ફળ. ૦તિથિ સ્ત્રી૦ (મહાપુરુષના) મરણની તિથિ કે તેની ઉજવણી. ૦દાન ન૦ ધર્મદાન. ૦પ્રકોપ પું૦ (પાપ કે અન્યાય સામે) ધર્મબુદ્ધિને લીધે ઉપજેલો ક્રોધ. ૦પ્રતાપ પું૦ [સં.] પુણ્યનું બળ. ૦શાલી(–ળી) વિ૦ પુણ્યવાન (૨) પૂર્વજન્મનાં સુકૃતવાળું. ૦શ્લોક વિ૦ [સં.] રૂડી કીર્તિવાળું (૨) જેનું નામ દેવાથી પુણ્ય થાય તેવું (૩) પું૦ તેવો માણસ. –ણ્યાત્મા વિ૦ (૨) પું૦ [સં.] પવિત્ર મનનું (માણસ)

**પુત્ર** પું૦ [સં.] દીકરો. ૦વતી વિ૦ સ્ત્રી૦ [સં.] પુત્રવાળી. ૦વધૂ સ્ત્રી૦ [સં.] પુત્રની વહુ. –ત્રિણી વિ૦ સ્ત્રી૦ પુત્રવતી. –ત્રૈષણા સ્ત્રી૦ [સં.] પુત્રપ્રાપ્તિની તીવ્ર કામના – વાસના

**પુદ્ગલ** ન૦ [સં.] પરમાણુ (૨) શરીર [(૩) આત્મા [બૌદ્ધ]

**પુનમિયું** વિ૦ પૂનમને લગતું (૨) પૂનમથી શરૂ થતું (૩) દર પૂનમે જાત્રાએ જનારું
**પુનર્** અ૦ [સં.] ફરીથી (૨) સમાસમાં પૂર્વપદ તરીકે 'ફરીનું' 'ફરી થતું' એવા અર્થમાં. **-રપિ** અ૦ [સં.] ફરીને વળી. **-રવલોકન** ન૦ ફરી જોઈ જવું તે. **-રાવર્તન** ન૦ [સં.] પાછા કે ફરી આવવું તે (૨) ફરી વાંચી-જોઈ જવું તે (૩) એકની એક વાત ફરી કરવી તે. **-રાવૃત્તિ** સ્ત્રી૦ [સં.] પુનરાવર્તન (૨) બીજી વારની આવૃત્તિ (પુસ્તકની). **-રુક્તિ** સ્ત્રી૦ [સં.] એકની એક વાત ફરીને કહેવી તે. **-રુત્થાન** ન૦ [સં.] ફરીથી ઊભું થવું તે. **-રુદ્ધાર** પું૦ જુઓ જીર્ણોદ્ધાર (૨) મુક્તિ (૩) ફરીથી જન્મ. **-ર્જન્મ** પું૦ [સં.] ફરી જન્મવું તે; નવો જન્મ. **-ર્લગ્ન** ન૦ જુઓ પુનર્વિવાહ. **-ર્વિવાહ** પું૦ [સં.] ફરીથી લગ્ન કરવું તે (૨) વિધવાવિવાહ
**પુનઃ** અ૦ [સં.] જુઓ પુનર્
**પુનિત** વિ૦ [સં.] પવિત્ર
**પુનેરી** વિ૦ પૂના સંબંધી કે તે ગામનું
**પુર** ન૦ [સં.] શહેર
**પુર** વિ૦ [ફા.] પૂર; ભરેલું (સમાસમાં પૂર્વપદ તરીકે આવે છે.)
**પુરજો** પું૦ ડક્કો
**પુરબહાર** વિ૦ (૨) અ૦ પૂરી શોભા સહિત
**પુરબિયો** [સં. પૂર્વ ઉપરથી], **પુરભૈયો** પું૦ ઉત્તર હિન્દના પૂર્વ ભાગનો વતની
**પુરવઠો** પું૦ (જરૂર પૂરી પાડવા માટે જોઈતો) જથો; સંગ્રહ
**પુરવણી** સ્ત્રી૦ ['પૂરવું' ઉપરથી] પૂર્તિ; પરિશિષ્ટ (૨) ઉત્તેજન; ઉશ્કેરણી
**પુરવધૂ** સ્ત્રી૦ [સં.] પુર-નગરની યુવાન સ્ત્રી
**પુરવાર** વિ૦ [પો. પ્રોવાર] સાબિત
**પુરવિયો** પું૦ જુઓ પુરબિયો; પુરભૈયો
**પુરશ્ચરણ** ન૦ [સં.] અમુક મંત્રનો સકામ જપ
**પુરસ્કરણ** ન૦ [સં.] આગળ કરવું-પ્રાધાન્ય આપવું તે
**પુરસ્કર્તા** પું૦ [સં.] આગળ કે રજૂ કરનાર; પ્રવર્તક
**પુરસ્કાર** પું૦ [સં.] પુરસ્કરણ (૨) માન; પૂજા (૩) ઇનામ
**પુરંદર** પું૦ [સં.] ઇંદ્ર
**પુરઃસર** વિ૦ [સં.] આગળ ચાલનાર (૨) અ૦ (સમાસને છેડે) સાથે-પૂર્વક. ઉદા૦ હેતુપુરઃસર
**પુરાણ** વિ૦ [સં.] પ્રાચીન (૨) ન૦ પ્રાચીન દેવકથા અને મનુષ્યકથા જેમાં આપેલી હોય એવું પુસ્તક (વેદવ્યાસે લખેલાં કુલ અઢાર છે) (૨) કંટાળાભરેલી લાંબી વાત [લા.]. **૦પુરુષ** પું૦ [સં.] પરમાત્મા. **-ણી** પું૦ પુરાણ વાંચી સંભળાવનાર (૨) પુરાણ રચનાર (૩) એક અટક. **-ણું** વિ૦ પ્રાચીન
**પુરાતત્ત્વ** ન૦ [સં.] પુરાતન કાળની બાબત
**પુરાતન** વિ૦ [સં.] પ્રાચીન
**પુરાવવું** સ૦ક્રિ૦ 'પૂરવું'નું પ્રેરક
**પુરાવિદ** પું૦ [સં.] પુરાતત્ત્વનો શોધક
**પુરાવું** અ૦ક્રિ૦ 'પૂરવું'નું કર્મણિ
**પુરાવો** પું૦ [પો. પ્રોવાર] સાબિતી
**પુરાંત** (૦) વિ૦ બાકી રહેલું; શેષ
**પુરી** સ્ત્રી૦ [સં.] નગરી
**પુરુ** પું૦ [સં.] યયાતિ અને શર્મિષ્ઠાનો પુત્ર
**પુરુષ** પું૦ [સં.] નર; મરદ (૨) વર; પતિ (૩) આત્મા (૪) બોલનાર, સાંભળનાર કે તે સિવાયની વ્યક્તિ-એ ત્રણ પૈકી એક [વ્યા.]. **૦ત્વ** ન૦ [સં.] મરદાઈ; પુરુષપણું. **૦પ્રયત્ન** પું૦ માણસથી થઈ શકતી મહેનત. **૦વાચક** વિ૦ પહેલો, બીજો અને ત્રીજો પુરુષ બતાવનાર [વ્યા.]. **-ષાતન** ન૦ મરદાઈ. **-ષાર્થ** પું૦ [સં.] ઉદ્યોગ; મહેનત (૨) ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ દરેક. **-ષાર્થી** વિ૦ ઉદ્યોગી. **-ષોત્તમ** પું૦ [સં.] વિષ્ણુ ભગવાન. **-ષોત્તમમાસ** પું૦ (સૌર અને ચાંદ્ર વર્ષોનો મેળ બેસાડવા દર ૩૨ ચાંદ્રમાસ ૧૬ દિવસ અને ૪ ઘડીએ ઉમેરાતો) અધિકમાસ
**પુરોગામી** વિ૦ [સં.] પૂર્વે-આગળ થયેલું કે જતું (૨) પું૦ પુરોગામી તે (માણસ ઇ૦)

**પુરોડાશ** પું૦ [સં.] યજ્ઞને માટે બનાવેલો ચોખાના લોટનો રોટલો (૨) હવિ (૩) હોમતાં બાકી રહેલો હવિ–પ્રસાદ [નાર ગોર

**પુરોહિત** પું૦ [સં.] યજ્ઞયાગાદિ કર્મો કરાવ-

**પુલ** પું૦ [ફા.] સેતુ [રોમાંચિત

**પુલક** ન૦ [સં.] રોમ; રુવાંટું. **–કિત** વિ૦ [સં.]

**પુલાવ** પું૦ [જુઓ પલાવ] એક મસાલાદાર (મુસલમાની) વાની

**પુલિન** પું૦; ન૦ [સં.] બાહુ; નદીનો કાંઠો (૨) નદીના પ્રવાહની વચ્ચે તરી આવેલો રેતીનો બેટ

**પુલોમા** પું૦ [સં.] એક રાક્ષસ; ઇંદ્રનો સસરો

**પુશ્તો** સ્ત્રી૦ [સં.] સરહદ પ્રાંતની ભાષા

**પુષ્કર** ન૦ [સં.] નીલ કમળ (૨) પાણી (૩) તે નામનું અજમેર પ્રાંતમાં તીર્થ (૪) દુકાળ લાવનાર મેઘ–મેઘાધિપ. **–રાવર્તક** પું૦ [સં.] પ્રલય કે કલ્પને અંતે વરસતો મેઘ. **–રિણી** સ્ત્રી૦ [સં.] તળાવડી (૨) કમળની વેલ

**પુષ્કળ** વિ૦ [સં. पुष्कल] ખૂબ; મસ

**પુષ્ટ** વિ૦ [સં.] પોષાયેલું; જાડું. **–ષ્ટિ** સ્ત્રી૦ [સં.] પોષણ (૨) સમર્થન (૩) ઉત્તેજન (૪) ભગવાનની કૃપા. **–ષ્ટિકારક** વિ૦ પૌષ્ટિક. **–ષ્ટિપત્ર** ન૦ કાગળ ઉપર લખતાં નીચે મુકાતું જાડું પૂઠું. **–ષ્ટિપંથ, –ષ્ટિમાર્ગ** પું૦ વલ્લભાચાર્યે ચલાવેલો વૈષ્ણવ ભક્તિમાર્ગ

**પુષ્પ** ન૦ [સં.] ફૂલ. **૦ક** ન૦ [સં.] રાવણનું વિમાન (મૂળે તે કુબેર પાસેથી રાવણે લઈ લીધેલું). **૦ધન્વા** પું૦ [સં.] કામદેવ (જુઓ પંચબાણ). **૦રાગ** પું૦ [સં.] પોખરાજ. **૦વૃષ્ટિ** સ્ત્રી૦ [સં.] ફૂલોનો વરસાદ. **–ષ્પાંજલિ** [સં.] **(–લિ)** સ્ત્રી૦ ખોબો ભરીને ફૂલ (૨) માર [લા.]. **–ષ્પિત** વિ૦ [સં.] ફૂલથી છવાયેલું

**પુસ્તક** ન૦ [સં.] ચોપડી; ગ્રંથ. **–કાલય** ન૦ વાંચવા માટે રાખેલાં પુસ્તકોના સંગ્રહનું સ્થાન (જાહેર કે ખાનગી); લાઇબ્રેરી. **–કિયું** વિ૦ પુસ્તકથી મળેલું (ગુરુ મારફતે કે અનુભવથી નહિ) (૨) પુસ્તકમાં જ રાખેલું–જીવનમાં નહિ ઉતારેલું



**પુસ્તિકા** સ્ત્રી૦ નાનું પુસ્તક

**પુસ્તી** સ્ત્રી૦ [ફા. पुश्ती] મજબૂતી માટે કરેલું ચણતર કે પ્લાસ્ટર (ઘરના પાયા ઇ૦ આગળ. **–સ્તો** પું૦ [ફા. पुश्तह] પાણીનો ધક્કો ઝીલે તેવું બાંધકામ કે ચણતર; હાથણી; ડક્કો

**પુંકેસર** ન૦ [સં.] ફૂલની અંદરનો નર-બીજવાળો રેસો

**પુંજ** પું૦ [સં.] ઢગલો [પું૦ વિષ્ણુ

**પુંડરીક** ન૦ [સં.] ધોળું કમળ. **–કાક્ષ**

**પુંડ્ર** પું૦; ન૦ [સં.] ચંદન વગેરેનું તિલક

**પુંલિં(–લ્લિં)ગ** ન૦ [સં.] નરજાતિ [વ્યા.]

**પૂગવું** અ૦ક્રિ૦ પહોંચવું

**પૂગીફલ** [સં.], **–ળ** ન૦ સોપારી

**પૂછ** ન૦ [સં. पुच्छ] પુચ્છ; પૂંછડું [કરવું તે

**પૂછગાછ** સ્ત્રી૦ (માહિતી ખાતર) પૂછવું

**પૂછડી** સ્ત્રી૦ પૂંછડી. **૦ડું** ન૦ પૂછ

**પૂછપરછ, પૂછપાછ** સ્ત્રી૦ જુઓ પૂછગાછ

**પૂછવું** સ૦ક્રિ૦ [સં. पृच्छ्; પ્રા. पुच्छ] સવાલ કરવો; જવાબ માગવો (૨) તપાસ કરવી (૩) સલાહ લેવી (૪) લેખામાં લેવું. **૦ગાછવું** સ૦ક્રિ૦ પૂછવું કરવું; પૂછીને બરોબર તપાસ કરવી

**પૂછાપૂછ(–છી)** સ્ત્રી૦ [પૂછવું પરથી] વારંવાર કે અનેક જણને પૂછવું તે

**પૂછેવાળ** વિ૦ જુઓ પૂંછેવાળ

**પૂજક** પું૦ (૨) વિ૦ [સં.] પૂજા કરનાર. **–ન** ન૦ [સં.] પૂજા (૨) સંમાન; સત્કાર. **–નીય** વિ૦ [સં.] પૂજ્ય [ભજવું

**પૂજવું** સ૦ક્રિ૦ [સં. पूज्] પૂજા કરવી (૨) સેવવું;

**પૂજા** સ્ત્રી૦ [સં.] પૂજન; આરાધના; ઉપાસના (૨) પૂજનની સાધનસામગ્રી (૩) માર [લા.]. **૦પો** પું૦ [સં. पूजोपस्कर] પૂજાનો સામાન. **૦રણ, ૦રિણી** સ્ત્રી૦ પૂજા કરનાર સ્ત્રી. **૦રી** પું૦ પૂજા કરનાર પુરુષ. **૦ર્હ** વિ૦ [સં.] પૂજ્ય. **૦વવું** સ૦ક્રિ૦ 'પૂજવું'નું પ્રેરક. **૦વું** અ૦ક્રિ૦

'પૂજવું'નું કર્મણિ (૨) સત્કાર પામવો. **-જિત** વિ૦ [સં.] પૂજાયેલું. **-જ્ય** વિ૦ [સં.] પૂજવા યોગ્ય (૨) વડીલ (૩) જમાઈ કે બનેવી [લા.]
**પૂજ્યારાધ્ય(-ધ્ય)** વિ૦ [સં. पूज्य + आराध्य] પૂજ્ય અને આરાધ્ય (પત્રની ભાષામાં વડીલને ઉદ્દેશી વપરાય છે)
**પૂઠ** સ્ત્રી૦ [સં. पृष्ठ; પ્રા. पुट्ठ] પૂંઠ; શરીરનો પાછલો ભાગ (૨) થાપો (૩) કેડો; પીછો [લા.]. **૦ળ** સ્ત્રી૦ પાછળ. **-ઠિયું** ન૦ પૈડાનો ઘેર જે કકડાઓનો બને છે તેમાંનો દરેક (૨) પાછોટિયું (૩) થાપો. [**પૂઠિયાં ફાટવાં**=બીક લાગવી;ગભરાવું]. **-ઠું** ન૦ કઠોળ ઉપરનું છોડું (૨) ચોપડીનું ઢાંકણ (૩) થાપો (૪) મૂળનું બંધારણ કે તેની મજબૂતી(શરીરનું).**-ઠે** અ૦ પાછળ
**પૂડલો, પૂડો** પું૦[પ્રા. पूअल (સં. पूप)] લોટ કે દાળના ખીરાની તળેલી પોળી(૨)મધપૂડો
**પૂણી** સ્ત્રી૦ [દે.] કાંતવા માટે પીંજેલા રૂનો વણીને બનાવેલો લાંબો ગોળ આકાર
**પૂત** પું૦ પુત્ર
**પૂત** વિ૦ [સં.] પવિત્ર
**પૂતના** સ્ત્રી૦[સં.]કંસે બાળક કૃષ્ણને મારવા મોકલેલી રાક્ષસી; બકાસુરની બહેન
**પૂતળી** સ્ત્રી૦ આંખની કીકી
**પૂતળી** સ્ત્રી૦ [ સં. पुत्तली ] માટી, ધાતુ વગેરેનો બનાવેલો સ્ત્રીનો ઘાટ. **-ળું** ન૦ ધાતુ, પથ્થર, માટી, લાકડું વગેરેની બનાવેલી આકૃતિ-મૂર્તિ
**પૂનમ** સ્ત્રી૦[સં. पूर्णिमा]પૂર્ણ ચંદ્ર ઊગવાની તિથિ; પૂર્ણિમા
**પૂમ** સ્ત્રી૦ [ફા. पुम्बह] રૂ પીંજતાં ઊડતી ઝીણી રજ-રુવાંટી (૨) કાપડ ઉપરની રુવાંટી. **૦ડી** સ્ત્રી૦ છોડને વળગી રહેલું રૂ (૨) નાનું પૂમડું. **૦ડું** ન૦ રૂનો બહુ નાનો પિંડ (૨) વચ્ચેથી થોડો ઊભો ભાગ વણીને બનાવેલી વાટ
**પૂર** વિ૦ [સં. ] પૂરેપૂરું; સંપૂર્ણ (૨) ન૦ નવા પાણીનું નદીનાળામાં જોશબંધ આવવું તે (૩) પૂરણપોળી ઇ૰નું પૂરણ
**પૂર** અ૦ નામને અંતે 'જેટલું-ના માપે', 'સુધી, પર્યંત' એવા અર્થમાં. ઉદા૦ ચોખાપૂર; વાંસપૂર
**પૂરક** વિ૦ [સં.] (ખૂટતું) પૂરું કરનાર (૨) પું૦પ્રાણાયામમાં શ્વાસ અંદર ખેંચવાની ક્રિયા (૩) પૂરક આંકડો કે રકમ [ગ.]
**પૂરણ** વિ૦ [સં.] પૂરનાર; પૂર્ણ કરનાર (૨) ન૦ પૂરવું-ભરવું તે
**પૂરણ** વિ૦ [સં. पूर्ण] પૂર્ણ (૨) સર્વવ્યાપી (૩) ન૦ પૂરવાની કે પૂરેલી વસ્તુ (ઉદા૦ પોળીનું પૂરણ; જમીનનું પૂરણ).**૦પોળી** સ્ત્રી૦ પૂરણ ભરીને બનાવેલી રોટલી; વેડમી. **-ણી** સ્ત્રી૦ પૂરવું તે (૨) પૂરવાની વસ્તુ (ઈંટ-રોડાં વગેરે) (૩) વધારાનું કથન; પૂર્તિ (૪) ઉશ્કેરણી
**પૂરતું** વિ૦ ['પૂરવું' પરથી] જોઈએ તેટલું
**પૂરપાટ** અ૦ પૂરા-અત્યંત વેગથી
**પૂરવું** સ૰ક્રિ૦ [સં. पूर्] ભરવું; ભરી કાઢવું (૨) ગોંધવું; અટકાયતમાં રાખવું(૩)પૂરું પાડવું [એક તળેલી વાની
**પૂરી** સ્ત્રી૦ [પ્રા. पूअलिआ (સં. पूपिका)]
**પૂરુષ** પું૦ [સં.] જુઓ પુરુષ
**પૂરું** વિ૦. [સં. पूर] જુઓ પૂર્ણ. **૦પાધરું** વિ૦ સીધેસીધું. **-રેપૂરું** વિ૦ સંપૂર્ણ
**પૂર્ણ** વિ૦ [સં.] ઊણું, ખંડિત, ઓછું કે અધૂરું નહિ એવું; પૂરું (૨) સમાપ્ત (૩) ન૦ મીંડું; શૂન્ય. **૦પુરુષોત્તમ** પું૦ શ્રીકૃષ્ણ (૨) વૈષ્ણવ મહારાજોનું સંબોધન. **૦માસી** સ્ત્રી૦ [સં.] પૂનમ. **૦વિરામ** ન૦ લખાણમાં વાક્ય પૂરું થયાનું સ્થાન બતાવનાર (.) ચિહ્ન [વ્યા.]. **-ર્ણાહુતિ** સ્ત્રી૦ [ + आहुति ] યજ્ઞની સમાપ્તિએ આપેલી આહુતિ (૨) કોઈ પણ કાર્યની સમાપ્તિની ક્રિયા (૩) સમાપ્તિ. **-ર્ણાંક** પું૦ [+अंक] (અપૂર્ણાંકથી ઊલટો) પૂરો અંક. **-ર્ણિમા** સ્ત્રી૦ [સં.] પૂનમ
**પૂર્તિ(-ર્ત્તિ)** સ્ત્રી૦ [સં.] ઉમેરણ; વધારો
**પૂર્વ** વિ૦ [સં.] પ્રાચીન (૨) આગળનું;

આગલું (૩) ઉગમણું (૪) સ્ત્રી૦ સૂર્યના ઊગવાની દિશા. ૦ક વિ૦ સમાસને અંતે 'સહિત' '-થી' એવો અર્થ બતાવે છે. ઉદા૦ શ્રદ્ધાપૂર્વક. ૦કાલીન વિ૦ [સં.] પ્રાચીન. ૦ગ વિ૦ [સં.] પુરોગ; આગળ જનાર (૨) શબ્દની આગળ આવનાર ઉપસર્ગ જેવો શબ્દ (ઉદા૦ કુ, પુનર્, બિન વગેરે). ૦ગ્રહ પું૦ પહેલેથી જ બંધાયેલો અભિપ્રાય. ૦જ પું૦ [સં.] વડવો; પિતૃ. ૦જન્મ પું૦ [સં.] આ જન્મ પહેલાંનો જન્મ. ૦તૈયારી સ્ત્રી૦ આગળથી કરેલી કે કરવાની તૈયારી. ૦દિશા સ્ત્રી૦ સૂર્યના ઊગવાની દિશા (૨) ઊગતા સૂર્ય જેવું ફળદાતા. ૦પક્ષ પું૦ [સં.] ચર્ચા કે નિર્ણય માટે કોઈ શાસ્ત્રીય વિષયની બાબતમાં રજૂ કરેલો પક્ષ કે પ્રશ્ન (૨) અદાલતમાં વાદીએ રજૂ કરેલી વાત. ૦પદ ન૦ [સં.] સમાસ કે વાક્યનું પ્રથમ અંગ (૨) ગુણોત્તરનું પહેલું પદ; 'ઍન્ટીસીડન્ટ'. ૦ભૂમિકા સ્ત્રી૦ ભૂમિકા; ઉપોદ્ઘાત. ૦મીમાંસા સ્ત્રી૦ જૈમિનિ મુનિએ રચેલું કર્મકાંડ-પ્રધાન દર્શન (જુઓ ષડ્દર્શન). ૦રંગ પું૦ [સં.] નાટકની શરૂઆતમાં વિઘ્નોની શાંતિ માટે નટોએ કરેલ સંગીત, સ્તુતિ વગેરે[ના. શા.]. ૦વત્ અ૦[સં.]પહેલાંની જેમ. ૦શરત સ્ત્રી૦ કશું થતા કે કરતા પહેલાંની આવશ્યકતા; પહેલેથી હોવી જોઈતી શરત; 'પ્રિરેક્વીઝીટ.' -ર્વાપર વિ૦ [સં.] આગલુંપાછલું (૨) અ૦ આગળપાછળ. -ર્વાફાલ્ગુની સ્ત્રી૦ અગિયારમું નક્ષત્ર. -ર્વા ભાદ્રપદા સ્ત્રી૦ [સં.] પચીસમું નક્ષત્ર. -ર્વાભિમુખ વિ૦ [સં.] પૂર્વ તરફ મોંવાળું. -ર્વાર્ધ પું૦, ન૦ આગલો અડધો ભાગ. -ર્વાવસ્થા સ્ત્રી૦ [+ अवस्था] ઘડપણ પહેલાંનું જીવન. -ર્વાશ્રમ પું૦ [સં.] સંન્યાસ પહેલાંનું જીવન. -ર્વાષાઢા સ્ત્રી૦ [સં.] વીસમું નક્ષત્ર. -ર્વે અ૦ પહેલાં. -ર્વોક્ત વિ૦ [સં.] પહેલાં કહેવાયેલું. -ર્વોપાર્જિત વિ૦ [+ उपार्जित] પૂર્વે કે પૂર્વજન્મમાં કમાયેલું

**પૂષા** પું૦ [સં.] સૂર્ય

**પૂળિયું** ન૦ નાનો પૂળો

**પૂળી** સ્ત્રી૦ [જુઓ પૂળો] ઘાસની ઝૂડી

**પૂળો** પું૦[સં. पूल]ઘાસ કે કડબનું મોટું પૂળિયું

**પૂંખ** સ્ત્રી૦ ['પાંખ' ઉપરથી] છાપરાનો બે બાજુ બહાર પડતો ભાગ – પાંખ. ૦ણું ન૦ તીરનો પીંછાંવાળો છેડો

**પૂંખવું** સ૦ક્રિ૦ [દે. पुंखणग] પોંખણાં વડે વરકન્યાને વધાવવાં (૨) વાવવા માટે વેરવું. (**પૂંખાવવું; પૂંખાવું**)

**પૂંછ** ન૦ [સં. पुच्छ] પૂછડું. ૦ડિયું વિ૦ પૂછડીવાળું. ૦ડી સ્ત્રી૦ જુઓ પૂછડી. ૦ડું ન૦ પૂછડું

**પૂંજ** સ્ત્રી૦; ન૦ મીંડું; અનુસ્વાર

**પૂંજણી** સ્ત્રી૦ [જુઓ પૂંજવું] ભીંડી કે સૂતરની સાવરણી (૨) સાવરણી. -વું સ૦ક્રિ૦[પ્રા. पुंज (સં. पुंजय्)] એકઠું કરવું. ઉદા૦ છાણ પૂંજવું

**પૂંજી** સ્ત્રી૦ [સં. पुंजि] દોલત

**પૂંજો** પું૦ [દે. पुंजय] કચરો; વાસીદું

**પૂંઠ** સ્ત્રી૦, ૦ળ અ૦, -ઠિયું ન૦, -ઠું ન૦, -ઠે અ૦ જુઓ 'પૂઠ'માં

**પૂંઠેવાળ** વિ૦ જુઓ પુઠેવાળ

**પૃચ્છા** સ્ત્રી૦ [સં.] પ્રશ્ન; તપાસ

**પૃથક્** અ૦ [સં.] અલગ; છૂટું. -ક્કરણ ન૦ [સં.] ઘટક તત્ત્વો જુદાં પાડવાં તે. -ગ્જન પું૦ [સં.]ઇતર સામાન્ય માણસ (૨)નીચ કે મૂર્ખ માણસ

**પૃથા** સ્ત્રી૦ [સં.] કુંતી

**પૃથિવી** સ્ત્રી૦ [સં.] પૃથ્વી ગ્રહ (૨) પંચ-મહાભૂતોમાંનું એક (૩) જમીન

**પૃથુ(૦લ)** વિ૦ [સં.] પહોળું; વિસ્તીર્ણ

**પૃથ્વી** સ્ત્રી૦ [સં.] જુઓ પૃથિવી

**પૃષ્ઠ** ન૦ [સં.] પીઠ; વાંસો (૨) (ગ્રંથનું) પાન (૩) સપાટી. ૦ફળ ન૦ આકૃતિની સપાટીનું ક્ષેત્રફળ

**પે** (પૅ) અ૦ જુઓ પૈં
**પેક** (પૅ) વિ૦ [ઇં.] બરાબર ભરીને બંધ કરેલું (૨) પક્કું; હોશિયાર [લા.]
**પેખવું** સ૦ક્રિ૦ [प्रा. पेक्ख (सं. प्रेक्ष्)] જોવું
**પેગંબર** પું૦ જુઓ પયગંબર
**પેગામ** પું૦ જુઓ પયગામ; સંદેશ
**પેચ** પું૦ [फा.] આંટો; વળ (૨) વળવાળી ખીલી; સ્ક્રૂ (૩) પતંગની દોરીઓનો કટાવ (૪)[લા.]યુક્તિ; તદબીર;પ્રપંચ(૫) ફાંદો; જાળ; ગુરકેલી. **–ચિયું** વિ૦ પેચ ખોલવા તથા બેસાડવાનું સાધન. **–ચી** (૦લું) વિ૦ યુક્તિબાજ [(૨) પવાત
**પેજ** સ્ત્રી૦[प्रा. पेज्जा(सं. पेया)]ચોખાની કાંજી
**પેટ** ન૦ [દે.]જઠર(૨)જઠર વગેરે ભાગોની શરીરની આખી બખોલ (૩) [લા.] આજીવિકા (૪) ગર્ભાશય (૫) પોતાનું સંતાન; પોતાનો આખો વેલો–વંશ (૬) અંતર; મન (૭) કોઈ વસ્તુનો અંદરનો ભાગ; પેટું. **૦પૂજા** સ્ત્રી૦ ભોજન. **૦પૂર** વિ૦ પેટ ભરાય એટલું. **૦બળ્યું** વિ૦ અંદરથી અકળાયેલું (૨) અદેખું. **૦ભરું** વિ૦ પેટ ભરવાની જ કાળજીવાળું (૨) એકલપેટું (૩) પેટિયું
**પેટવવું** સ૦ક્રિ૦ સળગાવવું
**પેટવું** અ૦ ક્રિ૦ સળગવું [આવેલું ખાનું
**પેટાખાનું** ન૦ મુખ્ય ખાનાના પેટામાં
**પેટાજ્ઞાતિ** સ્ત્રી૦ મુખ્ય જ્ઞાતિનો એક ભાગ
**પેટાનિયમ** પું૦ મુખ્યના ભાગ તરીકે આવતો – ગૌણ નિયમ; 'બાઈ–લૉ'
**પેટારો** પું૦ [દે૦ पेटाल] પટારો
**પેટાવવું** સ૦ક્રિ૦ જુઓ પેટવવું
**પેટાવિભાગ** પું૦ મુખ્ય ભાગનો વિભાગ
**પેટાસમિતિ** સ્ત્રી૦ મોટી સમિતિએ નીમેલી નાની સમિતિ
**પેટાળ** ન૦ ['પેટ' ઉપરથી] અંદરનો ભાગ
**પેટિયું** વિ૦ ['પેટ' ઉપરથી] પેટપૂર અન્ન બદલ નોકરી કરનારું (૨)ન૦ પેટનું ખર્ચ; રોજનું ખાવાનું (૩) પગાર પેટે આપેલું પેટપૂર અન્ન (૪) પગાર; રોજ
**પેટી** સ્ત્રી૦ [सं.] કાંઈ મૂકવા માટે કરાતી એક બનાવટ. **૦જાજરૂ** ન૦ પેટી જેવી, જાજરૂ માટેની સવડની બનાવટ; 'કોમોડ'
**પેટું** ન૦ ['પેટ' ઉપરથી]કોઈ પણ ચીજનો વચ્ચેથી પોલો કે દુંદની પેઠે ઊપસેલો ભાગ (૨) મોટી ચીજની અંદર સમાતો ભાગ–અંશ(૩) સમાસના પૂર્વપદ તરીકે, 'ગૌણ', 'અંદર સમાતું' એવા અર્થમાં (૪)(તિરસ્કારમાં) પેટી.[**પેટામાં લખવું** = પેટાવિભાગ કે પેટાખાનામાં લખવું]
**પેટૂડું** વિ૦ ['પેટ' ઉપરથી] સ્વાર્થી
**પેટે** અ૦ ['પેટું' ઉપરથી] બાબતમાં (૨) સાટે; બદલામાં
**પેટ્રન** પું૦ [ઇં.] મુરબ્બી; આશ્રયદાતા(૨) મંડળ કે સંસ્થામાં અમુક સારી મદદ આપનાર સભાસદ;એક માનવાચક હોદ્દો
**પેટ્રોલ** ન૦ [ઇં.] (મોટર વગેરેમાં વપરાતું) એક ખનિજ તેલ
**પેઠ(–ઠે)**(પે) અ૦ [सं. पीठिकया] રીતે;માફક
**પેડુ** ન૦ દૂંટીની નીચેનો પેટનો ભાગ
**પેઢવું** ન૦ [જુઓ પેઢું] અવાળુ
**પેઢી** સ્ત્રી૦ [सं. पीठ; प्रा. पीढ] શરાફની દુકાન (૨) વેપારીની કોઠી (૩) વંશ-પરંપરાનું પગથિયું. **૦ઉતાર** વિ૦ પેઢી દર પેઢી ચાલતું આવેલું(૨)અ૦ પેઢી દર પેઢી. **૦નામું** ન૦ વંશવૃક્ષ
**પેઢુ** ન૦ જુઓ પેડુ
**પેઢું** ન૦ [सं. पीठक; प्रा. पीढय] દાંતનાં મૂળ ઢાંકતો ભાગ; અવાળુ
**પેણ** (પે) સ્ત્રી૦ પથ્થરપેન
**પેણી** (પે)સ્ત્રી૦ તાવડી.**–ણો** પું૦ મોટી પેણી
**પેદળ** (પે) ન૦ જુઓ પાયદળ(૨)અ૦ પગે ચાલીને (૩) વિ૦ પગે ચાલનારું; પગપાળું
**પેદા** (પૅ) વિ૦ [फा.] ઉત્પન્ન(૨)કમાયેલું; મેળવેલું. **૦શ** સ્ત્રી૦ [फा. पैदाइश] ઉત્પન્ન; ઊપજ [આદત પડવી
**પેધવું** (પે) અ૦ક્રિ૦ [જુઓ પેંધવું]ટેવાવું;
**પેધું** (પે) વિ૦ પેધેલું(૨)ન૦ પેંધેલું તે;ટેવ
**પેન** સ્ત્રી૦ [ઇં.] પથ્થરપેન(૨)અંદર શાહી

ભરી રખાય એવી એક જાતની કલમ; 'ફાઉન્ટન પેન'
**પેનસિલ** સ્ત્રી૦ [ઇં.] સીસાપેન; પેન્સિલ
**પેની** સ્ત્રી૦[ઇં.]તાંબાનો અંગ્રેજી ચલણી સિક્કો
**પેન્શન** ન૦ [ઇં.] નોકરી બદલ, તેમાંથી નિવૃત્ત થયે મળતો બેઠો પગાર. ૦ર પું૦ [ઇં.] પેન્શન મેળવનાર
**પેન્સ** સ્ત્રી૦ [ઇં.] પેની
**પેન્સિલ** સ્ત્રી૦ [ઇં.] સીસાપેન
**પેપર** ન૦ [ઇં.] વર્તમાનપત્ર; છાપું (૨) પું૦; ન૦ પરીક્ષાનો પ્રશ્નપત્ર
**પેય** વિ૦ [સં.] પીવા યોગ્ય; પીવાનું (૨) ન૦ પી શકાય એવું ખાદ્ય (૩) પીણું (ચા, કૉફી વગેરે)
**પેર** (પે) સ્ત્રી૦ [દે. पयर = માર્ગ; રસ્તો] પ્રકાર; રીત (૨) ખબર (૩) તદબીર
**પેર** સ્ત્રી૦ [સં. पर्वन्] પેરાઈ
**પેર** ન૦ જામફળ; પેરુ
**પેરવી** (પે) સ્ત્રી૦ [ફા. पैरवी] તજવીજ; ગોઠવણ; યુક્તિ (૨) પ્રયત્ન (૩) દરજ્જો
**પૅરા** [ઇં.] પું૦ ફકરો; કંડિકા
**પેરાઈ, પેરી** સ્ત્રી૦ [સં. पर्वन्] સાંઠાની બે ગાંઠ વચ્ચેનો ભાગ
**પેરુ** ન૦ જામફળ; પેર
**પેરે** (પે) અ૦ [દે. पयर] પ્રકારે (૨) પેઠે
**પૅરેફિન** ન૦ [ઇં.] એક જાતના પથ્થર, લાકડું વગેરેમાંથી ગાળી કાઢવામાં આવતો મીણ જેવો પદાર્થ (મીણબત્તીમાં તેમ જ જુલાબ તરીકે વપરાય છે)
**પૅરો** પું૦ પૅરા; ફકરો
**પેલ** (પે) ન૦ [દે. पिउली; પ્રા. पेलु] પીંજેલા રૂની ચેપલી; પોલવું
**પેલું** વિ૦(૨)સ૦ સામે આંગળીથી બતાવેલું; ઓલ્યું (૩) આવતા પરમ દિવસ પછીનો કે ગયાની પૂર્વનો (દિવસ)
**પેશ** અ૦ [ફા.] આગળ; ઉપરી અધિકારી તરફ (૨) આગળ; હેઠ. ૦કદમી સ્ત્રી૦ સામે લેવા જવું તે (૨) આગેકૂચ (૩) ચઢાઈ. ૦ગી સ્ત્રી૦ કામ પેટે આગળથી આપેલું લવાજમ; બાનું
**પેશવા** પું૦ [ફા.] પેશ્વા; આગેવાન (૨) સતારાના મરાઠા રાજાઓનું વંશપરંપરાગત પ્રધાનવટું ધરાવનાર બ્રાહ્મણ(૩) મુખ્ય પ્રધાન. ૦ઈ વિ૦ પેશવાને લગતું (૨) સ્ત્રી૦ પેશવાઓનું પ્રધાનવટું-અમલ (૩) પેશવાઓનો રાજ્યકાળ કે તેમનું સામ્રાજ્ય [વિરદાર જામો
**પેશવાજ** પું૦ [ફા.] બીબીઓનો એક
**પેશાબ** પું૦[ફા.]મૂતર.૦ખાનું ન૦મુતરડી
**પેશી** સ્ત્રી૦ [સં.] માંસનો લોચો; 'ટિશ્યુ' (૨)(ફણસ,ખજૂર જેવો)ફળના ગરનો પિંડ
**પેશી** સ્ત્રી૦ [ફા.] કેસની સુનાવણી;આગળ કેસ ચાલવો તે
**પેશો** પું૦ [ફા.] પેશ; ધંધો; કસબ
**પેશ્વા(૦ઈ)** જુઓ 'પેશવા'માં
**પેસનીકળ** (પે) સ્ત્રી૦ પેસવું અને નીકળવું તે (૨) કારભાર [લા.]
**પેસવું** (પે) અ૦ક્રિ૦ [સં. प्रविश्; પ્રા. पइस] દાખલ થવું; પ્રવેશ કરવો
**પેસાર(-રો)** (પે) પું૦[પ્રા. पइसर]દાખલ થવું તે; પ્રવેશ (૨) પરિચય; ગાઢ સંબંધ
**પેસેન્જર** (પે) સ્ત્રી૦ [ઇં.] ઉતારુઓ લાવતી લઈ જતી રેલગાડી (એ સામાન્ય રીતે દરેક સ્ટેશને ઊભી રહે છે)(૨)વાહનનો મુસાફર
**પેળ** પું૦ [સં. पेल] વૃષણ
**પેં** (પેં૦) અ૦ [સં. प्रति; પ્રા. पइ] [પ.] સરખામણીમાં; મુકાબલે (૨) ઉપર
**પેંગડું** (પેં૦) ન૦ ઘોડેસવાર જેમાં પગ રાખે છે તે કડું
**પેંઠ** (પેં૦) સ્ત્રી૦ હૂંડી ગેરવલ્લે પડવાથી બીજી વાર લખી આપવામાં આવે છે તે
**પેંડો** (પેં૦) પું૦ [સં. पिण्ड; પ્રા. पेंड] પિંડ; (માટીનો) લોંદો (૨) દૂધના માવાની બનાવેલી એક મીઠાઈ
**પેંતરો** (પેં૦) પું૦ કુસ્તી વગેરેની શરૂઆતમાં આગલા પગને જરા વાળીને અને પાછલા પગને ટટાર રાખી ઊભા રહેવું તે (૨) યુક્તિ; પ્રપંચ
**પેંધવું** (પેં૦) અ૦ક્રિ૦ જુઓ પેધવું

**પેંધું** (પેં૦) વિ૦ (૨) ન૦ જુઓ પેધું
**પૈકી** અ૦ [का० पैक=સમુદાય]-માંનું;-માંથી
**પૈડ** સ્ત્રી૦ ચોળાચોળ; પંચાત
**પૈડું** ન૦ [दे. पइअ] ચક્ર; ચાક
**પૈતું** ન૦ પાતળો કકડો; કાતળી
**પૈતૃક** વિ૦[सं.] બાપીકું; વારસામાં મળેલું
**પૈશાચ** વિ૦ [सं.] રાક્ષસી. **-ચિક** વિ૦ [सं.] પૈશાચી. **-ચી** વિ૦ રાક્ષસી (૨) સ્ત્રી૦ [सं.] પ્રાકૃત ભાષાનો એક પ્રકાર
**પૈશુન(-ન્ય)** ન૦ [सं.] પિશુનતા
**પૈસાદાર** વિ૦ ['પૈસો' ઉપરથી] ધનવાન
**પૈસો** પું૦ એક તાંબાનો સિક્કો; આનાનો ચોથો ભાગ (૨) દોલત; ધન [લા.]. **૦ટકો** પું૦ ધન; પૂંજી
**પો** (પૉ) સ્ત્રી૦; ન૦ પાસાના દાવમાં એકનો દાવ (૨) કોડીઓના દાવમાં ૧૦, ૨૫, અને ૩૦ જેવા દાણા કે તે પડે ત્યારે લેવાનો એક વધુ દાણો (૩) ચોપટમાં પહેલું ખાનું. [**૦બાંધવો**=કયાસ કરવો]
**પો** (પૉ') પું૦; સ્ત્રી૦ [જુઓ પોહ]પરોઢિયું
**પોક** સ્ત્રી૦[प्रा. पोक्क] બૂમ પાડીને રડવું તે. **૦રાણ** ન૦ પોકાપોકનો અવાજ. **૦રાવવું** સ૦ક્રિ૦ પોકારે એમ કરવું
**પોકળ** વિ૦ [दे. पोक्क] પોલું (૨) ખોટું
**પોકાર** પું૦ [प्रा. पुक्कर, पोक्कर] બૂમ (૨) ફરિયાદ. **૦વું** સ૦ક્રિ૦ મોટે ઘાંટે-બૂમ પાડીને બોલવું કે કોઈને બોલાવવું
**પોકેપોક** અ૦ ખૂબ પોકો પાડીને
**પોખરાજ** પું૦ પીળા રંગનું એક રત્ન
**પોખવું** સ૦ક્રિ૦ + જુઓ પોષવું [પ.]
**પોગળ** ન૦ [સર૦ પોકળ] ભોપાળું
**પોચ** સ્ત્રી૦[दे. पोच्चड]દાણા વગરનું ખોખું (ડાંગરનું). **૦કણ** વિ૦ ['પોચું' ઉપરથી] પોચું; બીકણ; પચકણ. **૦કું** ન૦ છાણનો લોંદો. [**પોચકાં નાખવાં** = ગભરાઈ જવું]. **૦ટ(-ડ)** વિ૦ પોચું
**પોચું** વિ૦ [दे. पोच्च] નરમ; દબાયું દબાય એવું (૨) બીકણ; પોચકણ [લા.]
**પોટકી** સ્ત્રી૦ [જુઓ પોટલી] નાની ગાંસડી. **-કું** ન૦ ગાંસડી
**પોટલી(-લું)** [दे. पोट्टल, पोट्टलिगा] જુઓ 'પોટકી'માં. **-લો** પું૦ મોટું પોટલું
**પોટાશ(-સ)** પું૦ [इं.] એક રાસાયનિક દ્રવ્ય - ક્ષાર
**પોટીસ** સ્ત્રી૦[इं. पोल्टीस] ગડગૂમડ પકવવા માટે ઘઉંના લોટ વગેરેની ગરમ લૂગદી
**પોટેશિયમ** સ્ત્રી૦ [इं.] એક ધાતુ
**પોટ્ટી** સ્ત્રી૦ છોકરી. **-ટ્ટો** પું૦ છોકરો
**પોઠ** સ્ત્રી૦[सं. पृष्ठ, प्रा. पुट्ठ ઉપરથી]પ્રાણીની પીઠ પર નખાય તેવી બેવડી ગૂણ (૨) વણજાર (૩) પોઠિયો. **-ઠિયો** પું૦ પોઠ ઉપાડનાર બળદ(૨)મહાદેવનો નંદી.**-ઠી** પું૦ પોઠનો બળદ (૨) વણજારો
**પોડું** ન૦ [प्रा. पुडग (सं. पुट)] લીંપણના જાડા થરનો કકડો (૨) મધપૂડો
**પોઢણ** (પૉ) ન૦ [दे. पवड्ढ = પોઢવું] શયન. **-વું** અ૦ક્રિ૦ સૂવું
**પોણ** (પૉ) ન૦ + [જુઓ પણ] પ્રતિજ્ઞા
**પોણા** (પૉ) પું૦બ૦વ૦[सं. पादोन]પોણાના આંક. **-ણિયું** વિ૦ પોણા ભાગનું **-ણિયો** વિ૦ પું૦ બાયલો; રાંડવો [લા.]. **-ણીસો** વિ૦ સોમાં પા ઓછો; '૯૯ાા'. **-ણું** વિ૦ આખામાં પા ઓછું; '૦ાા'. **-ણોસો** વિ૦ પંચોતેર
**પોત** ન૦ [सं. आत्मत्व, प्रा. अप्पत्त] પોતાનું ખરું સ્વરૂપ. [**૦પ્રકાશવું** = સ્વભાવ ખુલ્લો કરવો; પોતાના ગુણકર્મ ઉપર જવું]
**પોત** ન૦ [सं.] બાળક; બચ્ચું (૨) કપડું (૩)વસ્ત્રનો વણાટ [લા.]. **૦ડી** સ્ત્રી૦ધોતી
**પોતદાર** પું૦ [फा. पोतह+दार] ખજાનચી
**પોતરો** પું૦ [सं. पौत्र, प्रा. पोत्त] પૌત્ર
**પોતાપણું** ન૦ [પોતે+પણું] આત્મીયભાવ (૨) વ્યક્તિત્વ (૩) અસ્મિતા; અહંભાવ
**પોતારો** પું૦ ભીનું પોતું (૨) પોતું ફેરવવું તે
**પોતિયાદાસ** પું૦ પોતિયું પહેરનારો-ઢીલો માણસ [ધોતિયું
**પોતિયું** ન૦ [सं. पौतिक; प्रा. पोत्तिअ] નાનું
**પોતીકું** વિ૦ [જુઓ 'પોત' ન૦ નં૦ ૧] પોતાનું; સ્વકીય

**પોતું** ન૦[સં. पुस्त; પ્રા. पुत्थ, पोत्थ]પાણીમાં ભીંજવેલો લૂગડાનો કકડો(૨)ચૂનામાં કે રંગમાં ભીંજવેલો કૂચડો

**પોતે** સ૦ [જુઓ પોત નં૦ ૧] જાતે; પંડે

**પોથી** સ્ત્રી૦ [સં. पोतकी] પોઈની વેલ (૨) પોઈના રંગમાં કે અળતામાં બોળી રાખેલું રૂનું પોલ (દાંત ઉપર મૂકવા)

**પોથી** સ્ત્રી૦ [સં. पुस्तिका, પ્રા. पोत्थिया] લાંબાં છૂટાં પાનાંનું પુસ્તક, કે એની પોટલી. [**પોથીમાંનાં રીંગણાં** શ૦પ્ર૦ બીજાને ઉપદેશવાનું, પણ જાતે તેમ કરવાનું નહિ તે]

**પોદળો** પું૦ [દે. पोह] છાણનો લોંદો

**પોપ** પું૦ [ઇં.]રોમમાં રહેનો રોમન કૅથલિક સંપ્રદાયનો વડો ધર્માધિકારી

**પોપચું** ન૦ આંખનું પાંપણવાળું ઢાંકણ(૨) ખસખસનો દાણા બાઝ્યા વગરનો દોડો

**પોપટ** પું૦ લીલા જેવા રંગનું એક પક્ષી; શુક. **–ટિયું** વિ૦ પોપટના જેવા રંગનું (૨) પોપટના નાકના આકારનું (૩) પોપટની પેઠે સમજ્યા વિના ગોખી મારેલું (૪) કેવળ મોઢાનું; બોલવા પૂરતું. **–ટી** વિ૦ પોપટિયું (૨) સ્ત્રી૦ પોપટની માદા

**પોપટો** પું૦ ચણાની શિંગ

**પોપડી** સ્ત્રી૦ [પ્રા. पउप्पड = ઊંચા થવું, ફૂટવું (સં. प्र + उत्+पत्)] નાનો પોપડો – પડ. **–ડું** ન૦ નાનો પોપડો. **–ડો** પું૦ ઊપસેલું, ઊખડેલું કે લાગેલું પડ

**પોપલાં** ન૦ બ૦ વ૦ [જુઓ પોપલું] અશક્તિનાં ફાંફાં

**પોપલિન** (પૉ) ન૦[ઇં.] એક જાતનું કાપડ

**પોપલું** વિ૦ [દે. पोप्पय = હાથ ફેરવ્યા કરવો; પપલાવવું] પોચું; કાંઈ સહન કરી શકે નહિ તેવું (૨) લડાવેલું; લાડકું કરી નાખેલું (૩) નકામાં ફાંફાં મારતું

**પોપાંબાઈનું રાજ** ન૦ ગેરવ્યવસ્થા અને અનાવડતને કારણે ચાલતું અંધેર

**પોપું** વિ૦ [જુઓ પોપલું] ફાંગું; પોચું

**પોપૈયું** ન૦ જુએ પપૈયું. **–યો** ૦ તેનું ઝાડ; પપૈયો

**પોબાર** પું૦ બ૦વ૦ [પો+બાર] ત્રણ પાસાની રમતમાં છ, છ અને એક, એમ કુલ તેર દાણાનો દાવ(૨)ફતેહ. [**પોબારા ગણવા** = નાસી જવું]

**પોમલું** વિ૦ હરખઘેલું (૨) પોપલું

**પોયણ(–ણી)** સ્ત્રી૦ [સં. पद्मिनी; પ્રા. पउमिणी, पोमिणी] એક જાતના કમળની વેલ. **–ણું** ન૦ એક જાતનું નાનું કમળ; રાત્રે ખીલતું કમળ

**પોયું** ન૦ [જુઓ પોલું] ગેડીદડાની રમતમાં જ્યાં દડો પહોંચાડવાથી જીત ગણાય તે મુકરર કરેલી હદ; 'ગોલ' [વર્ષે

**પોર** [પોં']અ૦[સં. परुत्]ગયે વર્ષે કે આવતે

**પોરસ** (પૉ) પું૦ [સં. प्रहर्ष, પ્રા. पहरिस; કે સં. पौरुष, પ્રા. पोरिस] ખુશાલીનો ઉકરાંટો (૨) શૂરાતન; પાણી [**–ચો** પું૦ છોકરો

**પોરિયું** ન૦ [સં. पोत કે पुत्र ઉપરથી] છોકરું.

**પોરી** સ્ત્રી૦ [જુઓ પોરિયું] છોકરી

**પોરૂકું** (પૉ') વિ૦ પોરનું; ગઈ સાલનું

**પોરો** (પૉ) પું૦ [પ્રા. पोर] પાણીમાં થતો એક બારીક જીવ [અવસર; સમો

**પોરો** (પૉ) પું૦ [ . प्रहर; પ્રા. पहर]

**પોરો** (પૉ) પું૦ જુઓ પોરસ

**પોર્ટર** પું૦ [ઇં.] રેલવે સ્ટેશનનો મજૂર

**પોર્ટુગીઝ** સ્ત્રી૦ [ઇં.] પોર્ટુગલ દેશની ભાષા (૨) પું૦ તે દેશનો વતની (૩) વિ૦ તે દેશ કે તેના વતનીને લગતું

**પોલ** [પોં] પું૦ [દે. पिउली] પીંજેલું રૂ (૨) ન૦ પોચું ગોદડું (૩) પોલરું

**પોલ** સ્ત્રી૦; ન૦ [દે. पोल] પોલાણ (૨) [લા.] મિથ્યા દેખાવ; જૂઠાણું (૩) અંધાધૂંધી; ગોટાળો [જાતનું બદન

**પોલકું** ન૦ સ્ત્રીઓ કે બાળકોનું એક

**પોલવું** (પૉ) ન૦ [જુઓ પોલ] રૂની નાની ઘેપલી

**પોલંપોલ** ન૦ સાવ પોલ હોવું તે

**પોલાણ** ન૦ પોલાપણું (૨) પોલો ભાગ (જેમ કે ઝાડનું)

**પોલાદ** ન૦[ફા. पौलाद]ખરું લોઢું; ગજવેલ.

**-દી** વિ૦ પોલાદનું (૨) મજબૂત [લા.]
**પૉલિશ** ન૦; સ્ત્રી૦ [ઇં.] ચળકાટ; ઓપ
**પૉલિસી** સ્ત્રી૦ [ઇં.] વીમાખત (૨) કૂટ નીતિ; યુક્તિ
**પોલીસ** પું૦ [ઇં.] આંતરિક વ્યવસ્થા અને સલામતી માટે રખાતા મુલકી દળનો માણસ – સિપાઈ (૨) સ્ત્રી૦ પોલીસની ફોજ. **૦ચોકી** સ્ત્રી૦ પોલીસની ચોકી; 'ગેટ'. **૦પટેલ** પું૦ ગામની વ્યવસ્થાનો સત્તાધીશ; મુખી
**પોલું** વિ૦ [દે. पोल्ल] વચ્ચે પોલાણવાળું – ખાલી (૨) મિથ્યા દેખાવનું [લા.]
**પો(૦વ)વું** સ૦ક્રિ૦ [સં. प्र + वे; પ્રા. पोअ] પરોવવું (૨) ગળીમાં નાંખવું
**પોશ** (પો) પું૦; સ્ત્રી૦ [સં. प्रसृति] ખોબો (૨) વિ૦ (એક કે બંને હાથની) પોશ જેટલું. ઉદા૦ પોશ ચોખા ને મૂઠી દાળ
**પોશાક** પું૦ [ફા.] પહેરવેશ; લેબાસ (૨) પહેરવાનાં વસ્ત્ર. **-કી** સ્ત્રી૦ લૂગડાંલત્તાં કે તેનું ખરચ
**પોષ** પું૦ [સં.] વિક્રમ સંવતનો ત્રીજો [મહિનો
**પોષક** વિ૦ [સં.] પોષણ કરનાર. **-ણ** ન૦ [સં.] પોષવું તે (૨) ગુજરાન; નભાવ. **-વું** સ૦ક્રિ૦ [સં. पोषय] ખવરાવી પિવરાવી જતન કરવું (૨) ઉત્તેજન – મદદ આપવી [લા.]
**પોષાવું** અ૦ક્રિ૦ 'પોષવું'નું કર્મણિ (૨) પાલવવું; પરવડવું (૩) માગણી થવી; ખપવું
**પોષિત** વિ૦ [સં.] પોષાયેલું; પોષાતું
**પોષી** વિ૦ પોષ માસનું
**પોષ્ય** વિ૦ [સં.] પોષવા યોગ્ય
**પોસ** પું૦ [ફા. पोश्त] નોકરચાકરોને હોળી – દિવાળીની કે આનંદપ્રસંગની બક્ષિસ
**પોસ** પું૦ [સં. पौष; પ્રા. पोस] પોષ મહિનો
**પોસ(૦દોડો)** પું૦ [ફા. पोस्त + દોડો] ખસખસનું ખાલી જીંડવું
**પોસવું** સ૦ક્રિ૦ જુઓ પોષવું
**પોસાણ** ન૦ પોષાવું તે (૨) માગણી; ખપત. **-તું** વિ૦ પોસાય તેવું (૨) પુષ્ટ; મોટું
**પોસ્ટ** સ્ત્રી૦ [ઇં.] ડાક; ટપાલ. **૦ઑફિસ** સ્ત્રી૦ [ઇં.] ટપાલઑફિસ; ડાકઘર. **૦માસ્તર** [+ઇં. માસ્ટર] ટપાલઑફિસનો વડો અમલદાર. **૦મૅન** પું૦ [ઇં.] ટપાલી
**પોહ** (પો) પું૦ [દે. पहअ = દિવસ] મોટું પરોઢિયું; પો
**પોહ** અ૦ [રવ૦] ઢોરને પાણી પાવાને [ઉચ્ચારાતો ઉદ્ગાર
**પોળ** સ્ત્રી૦ [સં. प्रतोली; પ્રા. पओली, पोली] દરવાજો (૨) દરવાજાવાળો મહોલ્લો (૩) શેરી. **-ળિયો** પું૦ ['પોળ' ઉપરથી] દરવાન
**પોળી** સ્ત્રી૦ [સં. पोलिका, पोली] પાતળી અને પોચી રોટલી (૨) પૂરણપોળી
**પોંક** (૦) પું૦ [સં. पृथुक, પ્રા. पहुंक] દૂધ ભરાયેલા કણસલાને ભૂંજીને કાઢેલા કણ
**પોંકણું** (૦) ન૦ [દે. पुंखणाग] પોંખવામાં વપરાતાં – ધૂંસળ, મુસળ, રવૈયો અને ત્રાક – એ ચારમાંનું દરેક (૨) પોંખવાની ક્રિયા. **-વું** સ૦ક્રિ૦ પોંખણા વડે વરકન્યાને વધાવવાં [પોંકણું, પોંકવું
**પોંખ, પોંખણું, પોંખવું** જુઓ પોંક,
**પૌત્ર** પું૦ [સં.] દીકરાનો દીકરો. **-ત્રી** સ્ત્રી૦ [સં.] દીકરાની દીકરી
**પૌર** પું૦ [સં.] શહેરી
**પૌરસ્ત્ય** વિ૦ [સં.] પૂર્વનું
**પૌરાણિક** વિ૦ [સં.] પુરાણને લગતું (૨) પું૦ પુરાણી [(૩) પુરુષાતન
**પૌરુષ** વિ૦ [સં.] પુરુષનું (૨) ન૦ પુરુષત્વ
**પૌર્ણમાસી, પૌર્ણિમા** સ્ત્રી૦ [સં.] પૂર્ણિમા
**પૌલસ્ત્ય** વિ૦ [સં.] પુલસ્ત્ય ઋષિનું (૨) પું૦ [સં.] રાવણ, કુબેર કે વિભીષણ
**પૌષ** પું૦ [સં.] પોષ માસ
**પૌષ્ટિક** વિ૦ [સં.] પુષ્ટિ આપનાર
**પૌંઆ(-વા)** પું૦બ૦વ૦ [સં. पृथुक] શેકેલી ડાંગરને ખાંડીને કાઢેલા ચપટા દાણા
**પ્યાજ** ન૦ પિયાજ; ડુંગળી
**પ્યાદું** ન૦ [ફા. पियादह] શેતરંજમાં પેદળ સિપાઈનું મહોરું (૨) પેદળ સિપાઈ
**પ્યાર** પું૦ [અપ. पिआर (સં. प्रियकार)] પ્રેમ.

**–રી** સ્ત્રી૰ [અપ. પિઆરી] વહાલી સ્ત્રી. **–રું** વિ૰ વહાલું. **–રો** પું૰ વહાલો પુરુષ
**પ્યાલી** સ્ત્રી૰ [ફા. પિયાલ્હ] નાનું પવાલું. **–લું** પું૰ પવાલું. **–લો** પું૰ મોટું પવાલું
**પ્યાસ** સ્ત્રી૰ [હિં.] તરસ. **–સી** વિ૰સ્ત્રી૰; **–સું** વિ૰ તરસ્યું
**પ્રકટ** વિ૰ [સં.] પ્રગટ; ખુલ્લું (૨) પ્રત્યક્ષ (૩) પ્રસિદ્ધ; પ્રકાશિત (પુસ્તક) (૪) અ૰ ખુલ્લી રીતે; જાહેર રીતે. **–ટીકરણ** ન૰ [સં.] ગૂઢ રહેલું સ્પષ્ટ કરવું તે
**પ્રકરણ** ન૰[સં.] પ્રસંગ; વિષય (૨) ગ્રંથનો વિભાગ; અધ્યાય (૩) કોઈ બાબત ઉપરનો સંપૂર્ણ વ્યવહાર – મામલો
**પ્રકર્ષ** પું૰ [સં.] અત્યંતતા (૨) શ્રેષ્ઠતા
**પ્રકાર** પું૰ [સં.] ભેદ; જાત (૨) રીત; તરેહ
**પ્રકાશ** પું૰ [સં.] અજવાળું (૨) પ્રસિદ્ધિ; પ્રાકટ્ય. **૰ક** વિ૰[સં.] પ્રકાશ કરનારું (૨) પ્રસિદ્ધ કરનાર. **૰ન** ન૰ [સં.] પ્રકાશિત કરવું તે (૨) પ્રસિદ્ધ કરેલો ગ્રંથ. **૰નમંદિર** ન૰ પુસ્તકો પ્રસિદ્ધ કરનાર સંસ્થા. **૰માન** વિ૰[સં.] પ્રકાશતું. **૰વું** અ૰ક્રિ૰ ચળકવું (૨) સ૰ક્રિ૰ પ્રસિદ્ધ કરવું. **–શિત** વિ૰ [સં.] પ્રકાશવાળું (૨) છપાવી પ્રસિદ્ધ કરેલું [(૨) પરચૂરણ
**પ્રકીર્ણ** વિ૰ [સં.] વેરાયેલું; છૂટુંછવાયું
**પ્રકૃત** વિ૰ [સં.] પ્રસ્તુત; જેની વાત ચાલુ હોય તેવું (૨) અવિકૃત; મૂળ સ્થિતિનું
**પ્રકૃતિ** સ્ત્રી૰ [સં.] કુદરત (૨) ધર્મ; પ્રધાન ગુણ (૩) તબિયત (૪) સ્વભાવ; મિજાજ (૫) અમાત્યવર્ગ (૬) પ્રજા (૭) પુરુષથી ભિન્ન એવું જગતનું મૂળ ઉપાદાન (૮) જેને રૂપાખ્યાનના પ્રત્યયો લાગે છે તે [વ્યા.]
**પ્રકોપ** પું૰[સં.] ગુસ્સો; ક્ષોભ (૨) પ્રબળતા
**પ્રક્રિયા** સ્ત્રી૰ [સં.] કાર્યપ્રણાલી; પદ્ધતિ; રીત (૨) અનુષ્ઠાનઃ ક્રિયા
**પ્રક્ષાલન** ન૰ [સં.] ધોવું તે
**પ્રક્ષાલિત** વિ૰ [સં.] પખાળેલું; ધોયેલું
**પ્રક્ષિપ્ત** વિ૰ [સં.] નાખેલું; ફેંકેલું (૨) પાછળથી ઉમેરાયેલું
**પ્રક્ષેપ** પું૰ [સં.] નાખવું – ફેંકવું તે (૨) પાછળથી ઉમેરવું કે ઉમેરેલું તે
**પ્રખર** વિ૰ [સં.] ઉગ્ર; તીક્ષ્ણ
**પ્રખ્યાત** વિ૰ [સં.] પ્રસિદ્ધ; જાણીતું; વખણાયેલું. **–તિ** સ્ત્રી૰ [સં.] પ્રસિદ્ધિ
**પ્રગટ** વિ૰ (૨) અ૰ જુઓ પ્રકટ. **૰વું** અ૰ક્રિ૰ પ્રગટ થવું; જન્મવું (૨) સળગવું (૩) સ૰ક્રિ૰ સળગાવવું. **–ટાવવું** સ૰ક્રિ૰ 'પ્રગટવું'નું પ્રેરક
**પ્રગતિ** સ્ત્રી૰ આગળ વધવું તે; ઉન્નતિ. **૰કર** વિ૰ પ્રગતિ કરનારું; પ્રાગતિક. **૰શીલ** વિ૰ પ્રગતિ કરતું
**પ્રગલ્ભ** વિ૰ [સં.] પ્રૌઢ; ગંભીર (૨) ઉંમરે પહોંચેલું; પુખ્ત (૩) નિર્ભય; નીડર (૪) નિર્લજ્જ; ધૃષ્ટ (૫) ઉદ્ધત; અભિમાની
**પ્રગાઢ** વિ૰ [સં.] બહુ ગાઢ
**પ્રચલિત** વિ૰ [સં.] ચાલતું આવેલું; ચાલુ
**પ્રચંડ** વિ૰ [સં.] ભયંકર (૨) કદાવર
**પ્રચાર** પું૰ [સં.] ફેલાવો (૨) વહીવટ; રૂઢિ. **૰ક** પું૰ પ્રચાર કરનાર
**પ્રચુર** વિ૰ [સં.] ખૂબ; પુષ્કળ
**પ્રચ્છન્ન** વિ [સં.] ઢાંકેલું (૨) અણછતું
**પ્રચ્છાદિત** વિ૰ [સં.] ઢાંકેલું; છુપાવેલું
**પ્રજનન** ન૰ [સં.] જન્મ આપવો – પ્રસવ થવો તે. **૰શાસ્ત્ર** ન૰ 'યુજેનિક્સ'
**પ્રજળવું** અ૰ક્રિ૰[સં. પ્રજ્વલ્] સળગવું; બળવું
**પ્રજા** સ્ત્રી૰ [સં.] જનતા; લોકસમૂહ (૨) એક સંસ્કૃતિ ને ઐક્યભાવવાળો લોકસમૂહ; એક રાષ્ટ્રની જનતા (૩) માનવવંશશાસ્ત્રની રીતે એકસરખો લોકસમૂહ (૪) રૈયત (૫) સંતતિ. **૰પતિ** પું૰ [સં.] સૃષ્ટિની ઉત્પત્તિનો અધિષ્ઠાતા દેવ; બ્રહ્મા (૨) રાજા (૩) કુંભાર [લા.] (૪) સૂર્યમાળાનો એક દૂરનો ગ્રહ; 'યુરેનસ'. **૰સત્તાક** વિ૰ પ્રજાની સત્તા કે ચલણવાળું; પ્રજાના વહીવટવાળું
**પ્રજાળવું** સ૰ક્રિ૰ [જુઓ પ્રજળવું] સળગાવવું; [જ્ઞાની
**પ્રજ્ઞ** વિ૰(૨)પું૰ [સં.] ઊંડું જ્ઞાન ધરાવનાર;

**પ્રજ્ઞા** સ્ત્રી૦[સં.]બુદ્ધિ. ૦ચક્ષુ વિ૦[સં.]અંધ
**પ્રજ્વલિત** વિ૦ [સં.] પ્રજળતું; પ્રદીપ્ત
**પ્રણ** ન૦+[જુઓ પણ] હોડ [કરવા
**પ્રણમવું** સ૦ક્રિ૦[સં. प्रणम्]નમવું;નમસ્કાર
**પ્રણય** પું૦ [સં.] પ્રેમ (સ્ત્રી પુરુષનો). **–યિની** સ્ત્રી૦ [સં.] પ્રેમ કરનારી કે પ્રેમનું પાત્ર થયેલી સ્ત્રી(૨)પત્ની. **–યી** વિ૦[સં.] પ્રેમ કરનાર કે પ્રેમનું પાત્ર થયેલો(પુરુષ) (૨) પું૦ પતિ (૩) પ્રણયી પુરુષ
**પ્રણવ** પું૦ [સં.] ૐકાર
**પ્રણામ** પું૦ [સં.] નમસ્કાર
**પ્રણાલિકા, પ્રણાલી** સ્ત્રી૦[સં.]રૂઢિ;પદ્ધતિ
**પ્રણિપત** સ્ત્રી૦ [સં. प्रणिपात] કાલાવાલા; આજીજી
**પ્રણિધાન** ન૦ [સં.] સમાધિ; ધ્યાન (૨) ભક્તિ; ઉપાસના (૩) કર્મફલત્યાગ
**પ્રણિપાત** પું૦ [સં.] પગે પડવું તે
**પ્રણીત** વિ૦ [સં.] રચેલું
**પ્રણેતા** પું૦ [સં.] રચનાર
**પ્રત** સ્ત્રી૦ ગ્રંથની નકલ (૨) મૂળ લખાણ
**પ્રતાપ** પું૦ [સં.] સામર્થ્ય; પ્રભાવ (૨) તેજ; કાંતિ (૩) રુઆબ. **૦વાન, –પી** વિ૦ [સં.] પ્રતાપવાળું
**પ્રતારણા** સ્ત્રી૦ [સં.] છેતરપિંડી
**પ્રતિ** સ્ત્રી૦ જુઓ પ્રત
**પ્રતિ** અ૦ [સં.] તરફ(૨) નીચેના અર્થમાં વપરાતો એક ઉપસર્ગ : વિરુદ્ધ, વિપરીત (પ્રતિકાર); સામે (પ્રત્યક્ષ) ; બદલામાં (પ્રત્યુપકાર); હરેક; દરેક (પ્રત્યેક; પ્રતિક્ષણ); સમાન; સદૃશ (પ્રતિકૃતિ)
**પ્રતિઉત્તર** પું૦ પ્રત્યુત્તર
**પ્રતિકાર** પું૦ [સં.] વિરોધ; સામનો(૨) બદલો (૩) ઉપાય; ઇલાજ
**પ્રતિકાવ્ય** ન૦[સં.] ઉપહાસ કરવા કરાતી મૂળ કાવ્યની પ્રતિકૃતિ; 'પેરડી'
**પ્રતિકૂલ** [સં.], **–ળ** વિ૦ અનુકૂળ નહિ તેવું; વિરુદ્ધ; ઊલટું. **૦તા** સ્ત્રી૦
**પ્રતિકૃતિ** સ્ત્રી૦ [સં.] છબી (૨) નકલ
**પ્રતિક્રિયા** સ્ત્રી૦ [સં.] ઉપાય (૨)વિરોધી ક્રિયા–ગતિ; 'રીઍક્શન'
**પ્રતિક્ષણ** અ૦ [સં.] પળે પળે
**પ્રતિગામી** વિ૦ [સં.] સામી કે પાછી ગતિ કરનારું; પ્રગતિથી સામું
**પ્રતિગ્રહ** પું૦[સં.] દાન લેવું તે(૨)સ્વીકાર. **–હી** વિ૦ [સં.] દાન લેનાર
**પ્રતિઘાત** પું૦ [સં.] (માર્યા) સામું મારવું તે (૨) જુઓ પ્રત્યાઘાત (૩) રુકાવટ
**પ્રતિઘોષ** પું૦ [સં.] પડઘો
**પ્રતિજ્ઞા** સ્ત્રી૦ [સં.] પણ; નિયમ (૨) શપથ. **૦પત્ર** પું૦; ન૦ [સં.] પ્રતિજ્ઞાનો લેખ. **૦બદ્ધ** વિ૦ પ્રતિજ્ઞાથી બંધાયેલું
**પ્રતિદિન, પ્રતિદિવસ** અ૦ [સં.] દરરોજ
**પ્રતિધ્વનિ** પું૦ [સં.] પડઘો
**પ્રતિનિધિ** પું૦ [સં.] –ને બદલે, –ના તરફથી કામ કરવા નિયુક્ત કરેલો માણસ. **૦ત્વ** ન૦ પ્રતિનિધિપદ (૨). પ્રતિનિધિ ચૂંટવાનો અધિકાર
**પ્રતિપક્ષ** પું૦ [સં.] સામેનો પક્ષ (૨) શત્રુ; સામાવાળિયો (૩) પ્રતિવાદી. **–ક્ષી** પું૦[સં.]પ્રતિપક્ષનો માણસ;સામાવાળિયો
**પ્રતિપત્તિ** સ્ત્રી૦ [સં.] પ્રાપ્તિ (૨) પ્રતીતિ; જ્ઞાન (૩) સંમતિ; સ્વીકાર (૪) નિશ્ચય; ખાતરી (૫) પ્રતિપાદન; નિરૂપણ
**પ્રતિપદ(–દા)** સ્ત્રી૦ [સં.] પડવો; એકમ
**પ્રતિપન્ન** વિ૦ [સં.] જાણેલું(૨)સ્વીકારેલું (૩) મળેલું (૪) શરણાગત (૫) સાબિત કરેલું (૬) સંમાન–પ્રતિષ્ઠા પામેલું
**પ્રતિપાદક** વિ૦ [સં.] પ્રતિપાદન કરનારું. **–ન** ન૦ [સં.] પ્રમાણો આપી પુરવાર કરવું તે
**પ્રતિપાદિત** વિ૦ [સં.] પ્રતિપાદન કરેલું
**પ્રતિપાદ્ય** વિ૦[સં.]જેનું પ્રતિપાદન કરવાનું હોય તે [રક્ષણ કરનાર
**પ્રતિપાલક** પું૦[સં.] ભરણપોષણ કરનાર;
**પ્રતિપાળ** પું૦ પ્રતિપાલક (૨) સ્ત્રી૦ સંભાળ; રક્ષણ [–રુકાવટવાળું
**પ્રતિબદ્ધ** વિ૦ [સં.]બંધાયેલું (૨) પ્રતિબંધ
**પ્રતિબંધ** પું૦ [સં.] વિઘ્ન; વાંધો; મનાઈ; રુકાવટ. **૦ક** વિ૦ [સં.] રોકનારું

**પ્રતિબિંબ** ન૦ [સં.] પડછાયો; ચળકતી સપાટીમાં પડતી પ્રતચ્છાયા. **-બિત** વિ૦[સં.]જેનું પ્રતિબિંબ પડયું હોય એવું
**પ્રતિબોધ** પું૦ [સં.] જાગૃતિ (૨) જ્ઞાન; સમજણ (૩) બોધ; ઉપદેશ (૪) સ્મરણ; યાદ આપવું તે
**પ્રતિભા** સ્ત્રી૦[સં.]કાંતિ;તેજ(૨)માનસિક શક્તિની ઝળક-છટા (૩) કલ્પના, સર્જન અને શોધખોળના ક્ષેત્રમાં નવું નવું તેજ બતાવનારી અસાધારણ ઈશ્વરદત્ત બુદ્ધિ-શક્તિ. **૦શાળી** વિ૦ પ્રતિભાવાળું
**પ્રતિમા** સ્ત્રી૦ [સં.] મૂર્તિ
**પ્રતિરોધ** પું૦ [સં.] અટકાવ; રોકાણ. **૦ક, -ધી** વિ૦ [સં.] રોકનારું
**પ્રતિલોમ** વિ૦ [સં.] ઊલટા ક્રમનું (૨) ઉપલા વર્ણની સ્ત્રી સાથેનું (લગ્ન)
**પ્રતિવાદ** પું૦ [સં.] વિરોધ; ખંડન (૨) ઉત્તર; જવાબ. **-દી** પું૦ [સં.] દાવામાં બચાવપક્ષનો માણસ
**પ્રતિશબ્દ** પું૦ [સં.] પડઘો [વાળવું તે
**પ્રતિશોધ** પું૦ [સં.] બદલો લેવો-વેર
**પ્રતિષેધ** પું૦ [સં.] નિષેધ; મના
**પ્રતિષ્ઠા** સ્ત્રી૦ [સં.] આબરૂ(૨) (મૂર્તિની) વિધિપૂર્વક સ્થાપના (૩) સ્થિરતા; મજબૂતી. **૦ન** ન૦ [સં.] સ્થાન; સ્થળ. **-ષ્ઠિત** વિ૦ [સં.] પ્રતિષ્ઠાવાળું; આબરૂદાર (૨) સ્થિર; જામેલું
**પ્રતિસિદ્ધાંત** પું૦ [સં.] સિદ્ધાંતથી ઊલટો સિદ્ધાંત; 'કૉન્વર્સ' થિયરમ' [ગ.]
**પ્રતિસ્પર્ધા** સ્ત્રી૦ [સં.] હરીફાઈ. **-ર્ધી** પું૦ [સં.] હરીફ
**પ્રતિહત** વિ૦[સં.]પ્રતિઘાત-પ્રતિબંધ પામેલું
**પ્રતિહાર** પું૦ [સં.] દ્વારપાળ. **-રી** સ્ત્રી૦ સ્ત્રી-દરવાન
**પ્રતિહિંસા** સ્ત્રી૦[સં.] હિંસા સામે હિંસા
**પ્રતીક** ન૦[સં.] પ્રતિમા; મૂર્તિ (૨)ચિહ્ન; નિશાન; 'સિમ્બૉલ'
**પ્રતીકાર** વિ૦ [સં.] જુઓ 'પ્રતિકાર'
**પ્રતીક્ષા** સ્ત્રી૦ [સં.] વાટ જોવી તે
**પ્રતીચી** સ્ત્રી૦ [સં.] પશ્ચિમ દિશા
**પ્રતીત** વિ૦ [સં.] સ્પષ્ટ જણાયેલું (૨) સ્ત્રી૦ પ્રતીતિ. **-તિ** સ્ત્રી૦ ભરોંસો; વિશ્વાસ; પતીજ (૨) ખાતરી (૩) સમજ; જ્ઞાન
**પ્રતીપ** વિ૦ [સં.] વિરુદ્ધ; ઊલટું
**પ્રતીહાર (-રી)** જુઓ 'પ્રતિહાર'માં
**પ્રત્યક્** વિ૦ [સં.] પાછું ફરેલું; વિમુખ થયેલું (૨) અંતર્મુખ; અંદર વળેલું (૩) અંતર્વર્તી; આંતર (૪) પશ્ચિમ
**પ્રત્યક્ષ** વિ૦ [સં.] નજર સામેનું (૨) સ્પષ્ટ; ખુલ્લું (૩) ઇંદ્રિયગ્રાહ્ય (૪) ચક્ષુ-ગ્રાહ્ય (૫) ન૦ ઇંદ્રિયો દ્વારા થતું જ્ઞાન (૬) તેનું સાધન-પ્રમાણ
**પ્રત્યગ્** વિ૦ [સં.] જુઓ પ્રત્યક્
**પ્રત્યય** પું૦ [સં.] વિશ્વાસ; ભરોંસો (૨) ખાતરી; નિશ્ચય (૩) કારણ; હેતુ (૪) અનુભવજન્ય જ્ઞાન (૫) રૂપો કે સાધિત શબ્દો બનાવવા શબ્દને અંતે લગાડવામાં આવે છે તે [વ્યા.]
**પ્રત્યવાય** પું૦[સં.]વિઘ્ન; નડતર(૨)પાપ; દોષ
**પ્રત્યંગ** પું૦[સં.]શરીરનું ગૌણ અંગ - કપાળ, કાન ઇ૦
**પ્રત્યંચા** સ્ત્રી૦ [સં.] પણછ
**પ્રત્યાગમન** ન૦ [સં.] પાછા આવવું તે
**પ્રત્યાઘાત** પું૦[સં.]સામો આઘાત કે ધક્કો; 'રી-ઍક્શન' (૨) પડઘો
**પ્રત્યારોપ** પું૦ [સં.] સામું આળ. **૦ણ** ન૦ સામેનામાં આરોપવું તે (૨) પ્રત્યારોપ કરવો તે
**પ્રત્યાહાર** પું૦ [સં.] અષ્ટાંગનું એક અંગ-વિષયમાત્રમાંથી ઇંદ્રિયોને પાછી હઠાવી એક જગાએ સ્થિર કરવી તે
**પ્રત્યુત્તર** પું૦[સં.]સામો જવાબ; જવાબનો જવાબ [ઉત્પન્ન થયેલું
**પ્રત્યુત્પન્ન** વિ૦[સં.] યોગ્ય સમયે તરત જ
**પ્રત્યુપકાર** પું૦ [સં.] ઉપકારના બદલામાં સામો ઉપકાર
**પ્રત્યે** અ૦ પ્રતિ; તરફ
**પ્રત્યેક** વિ૦ [સં.] દરેક

**પ્રથમ** વિ૦[સં.] પહેલું(૨)અ૦ શરૂઆતમા (૩) પહેલેથી; અગાઉથી. **૦તઃ** અ૦[સં.] મૂળમાં; શરૂઆતમાં. **–મા** વિ૦ સ્ત્રી૦[સં.] પહેલી (વિભક્તિ)
**પ્રથા** સ્ત્રી૦ [સં.] ધારો; વહીવટ (૨) રીત
**પ્રથિત** વિ૦ [સં.] પ્રખ્યાત
**પ્રદ** વિ૦ [સં.] 'આપનાર' એ અર્થમાં સમાસમાં નામને છેડે. ઉદા૦ 'ફળપ્રદ'
**પ્રદક્ષિણા** સ્ત્રી૦ [સં.] કોઈ પણ વસ્તુ કે વ્યક્તિને જમણી બાજુ રાખીને તેની આસપાસ ફરવું તે
**પ્રદર્શક** વિ૦ [સં.] બતાવનારું. **–ન** ન૦ [સં.]નિરૂપણ(૨)હુન્નર,વિદ્યા, કળા વગેરેનાં દૃશ્યોને જાહેરમાં જોવા મૂકવાની પ્રાસંગિક યોજના
**પ્રદર્શિત** વિ૦ [સં.] બતાવેલું
**પ્રદાન** ન૦ [સં.] આપવું તે
**પ્રદીપ** પું૦ [સં.] દીવો. **૦ક** વિ૦ [સં.] ઉત્તેજિત કરનાર (૨) સળગાવનાર. **૦ન** ન૦[સં.]સળગવું તે. **–પ્ત** વિ૦[સં.]સળગેલું (૨) ઉત્તેજિત
**પ્રદેશ** પું૦ [સં.] દેશ; મુલક; ભૂમિ (૨) મોટા દેશનો એક ભાગ
**પ્રદોષ** પું૦ [સં.] સંધ્યાકાળ
**પ્રદ્યુમ્ન** પું૦ [સં.] કૃષ્ણનો પુત્ર
**પ્રધાન** વિ૦ [સં.] મુખ્ય (૨) પું૦ વજીર; કારભારી. **૦પદ(–દું)** ન૦ પ્રધાનનો હોદ્દો; વજીરાઈ [પ્રધ્વંસ કરનાર
**પ્રધ્વંસ** ન૦ [સં.] નાશ; ઉચ્છેદ. **૦ક** વિ૦
**પ્રનાલિકા, પ્રનાલી** સ્ત્રી૦[સં.]રૂઢિ;પદ્ધતિ
**પ્રપત્તિ** સ્ત્રી૦ [સં.] શરણ લેવું તે; પ્રણિધાન
**પ્રપન્ન** વિ૦ શરણાગત; પ્રપત્તિવાળું
**પ્રપંચ** પું૦[સં.] વિસ્તાર (૨) સંસાર (૩) સાંસારિક માયા (૪) છળકપટ. **–ચી** વિ૦ પ્રપંચથી ભરેલું; કપટી
**પ્રપા** સ્ત્રી૦ [સં.] પરબ
**પ્રપાત** પું૦ [સં.] ધોધ (૨) ભૂસકો
**પ્રપિતામહ** પું૦ [સં.] બાપનો દાદો; પરદાદો. **–હી** સ્ત્રી૦ [સં.] બાપની દાદી
**પ્રફુલ્લ (–લ્લિત)** વિ૦ [સં.] ખીલેલું (૨) આનંદ પામેલું
**પ્રબલ** [સં.], **–ળ** વિ૦ બળવાન(૨) અત્યંત
**પ્રબંધ** પું૦ [સં.] ઇતિહાસ અને દંતકથાથી મિશ્રિત લેખ (ઉદા૦ ભોજપ્રબંધ) (૨) ચિત્રકાવ્ય(ઉદા૦ છત્રપ્રબંધ,સમુદ્રપ્રબંધ) (૩) ગોઠવણ; બંદોબસ્ત. **૦સમિતિ** સ્ત્રી૦ વ્યવસ્થા કરનારી સમિતિ
**પ્રબુદ્ધ** વિ૦ [સં.] જાગેલું (૨) જ્ઞાની; સમજુ
**પ્રબોધ** પું૦ [સં.] જાગ્રત (૨) જ્ઞાન (૩) ઉપદેશ. **૦ક** વિ૦ [સં.] પ્રબોધ કરનારું. **૦કાલ(–ળ)** પું૦ [+સં. काल]સવાર; જાગવાનો સમય. **૦વું** સ૦ ક્રિ૦ બોધ આપવો; જગાડવું
**પ્રભવ** પું૦[સં.]ઉત્પત્તિ;જન્મ. **૦વું** અ૦ક્રિ૦ ઉત્પન્ન થવું [પું૦ [સં.] સૂર્ય
**પ્રભા** સ્ત્રી૦ તેજ; કાંતિ (૨) દમામ. **૦કર**
**પ્રભાત** ન૦ [સં.] સવાર. **૦ફેરી** સ્ત્રી૦ પ્રભાતનું નગરકીર્તન કે તે કરનારી મંડળી. **–તિયું** ન૦ સવારમાં ગાવાનું પદ
**પ્રભામંડલ** [સં.], **–ળ** ન૦ તેજનું કૂંડાળું
**પ્રભાવ** પું૦ [સં.] શક્તિ (૨) પ્રતાપ; તેજ (૩) દમામ; રુઆબ (૪) અસર; ગુણ. **૦ક** [સં.], **૦શાળી** વિ૦ પ્રભાવવાળું. **–વિત** વિ૦ પ્રભાવની અસરમાં આવેલું
**પ્રભુ** પું૦ [સં.] પરમેશ્વર (૨) માલિક; સ્વામી. [**૦નું માણસ**=નિષ્પાપ, નિખાલસ, ભોળું માણસ]. **૦તા** સ્ત્રી૦ [સં.] માલિકી (૨) ગૌરવ (૩) પરમેશ્વરપણું; દેવત્વ. **૦ત્વ** ન૦ [સં.] માલિકી (૨) કાબૂ. **૦મય** વિ૦ પ્રભુની ભક્તિથી તરબોળ
**પ્રભૃતિ** અ૦ [સં.] વગેરે; ઇત્યાદિ
**પ્રભેદ** પું૦ [સં.] ભિન્નતા; તફાવત (૨) ભેદ પ્રકાર (૩) ભિન્ન કરવું–જુદું પાડવું તે
**પ્રમત્ત** વિ૦ [સં.] પ્રમાદી; ગાફેલ
**પ્રમથવું** [સં. प्रमथ्] વલોવવું (૨) પીડવું (૩) મારી નાખવું; નાશ કરવો
**પ્રમદ** પું૦ [સં.] હર્ષ; આનંદ. **૦વન** ન૦ [સં.] રણવાસનો બાગ. **–દા** સ્ત્રી૦ [સં.] જુવાન, સુંદર સ્ત્રી

**પ્રમાણ** ન૦ [સં.] યથાર્થ જ્ઞાનનું સાધન (૨) પુરાવો; સાબિતી (૩) માપ; ધોરણ (૪) બે કે તેથી વધુ ગુણોત્તરનું સરખાપણું; 'પ્રોપોર્શન' [ગ.] (૫) અ૦ નક્કી [પ.] (૬) વિ૦ પ્રમાણભૂત; સત્ય; માન્ય કરવા યોગ્ય. ૦પત્ર ન૦ [સં.] પદવી, યોગ્યતા વગેરેની ખાતરી આપતો પત્ર; 'સર્ટિફિકેટ'. ૦ભૂત વિ૦ [સં.] વિશ્વાસપાત્ર;માન્ય રાખવું પડે એવું. ૦વું સ૦ક્રિ૦ જાણવું (૨) પ્રમાણભૂત માનવું; કબૂલ રાખવું (૩) પુરવાર કરવું. ૦શાસ્ત્ર ન૦ યથાર્થ જ્ઞાનના સાધનનું શાસ્ત્ર.ન્યાયશાસ્ત્ર. ૦સર વિ૦ (૨) અ૦ માપસર. **–ણિક** વિ૦ [સં] પ્રામાણિક; સાચું; ઈમાનદાર. **–ણિકતા** સ્ત્રી૦, **–ણિકપણું** ન૦. **–ણે** અ૦ પેઠે; અનુસાર

**પ્રમાદ** પું૦ [સં.] ગફલત (૨) આળસ. **–દી** વિ૦ [સં.] પ્રમાદવાળું

**પ્રમાર્જન** ન૦ [સં.] વાળવું ઝૂડવું કે માંજીને [સાફ કરવું તે

**પ્રમુખ** પું૦ [સં.] સભાપતિ; અધ્યક્ષ (૨) વિ૦ મુખ્ય; આગેવાન. ૦સ્થાન, ૦પદ ન૦ પ્રમુખની જગા

**પ્રમેય** ન૦ [સં.] પ્રમાણ દ્વારા જેનું જ્ઞાન કરવાનું હોય તે (૨) સિદ્ધ કરવાની વસ્તુ; સિદ્ધાંત; 'થિયરમ' [ગ.]

**પ્રમોદ** પું૦ [સં.] આનંદ

**પ્રમોશન** ન૦ [ઇં.] શાળામાં ઉપલા વર્ગમાં ચડાવવું તે (પ્રાય: નાપાસ થનારને) (૨) પગારમાં બઢતી કે વધારો

**પ્રયત્ન** પું૦[સં.] પ્રયાસ; કોશિશ

**પ્રયાણ** ન૦ [સં.] જવું તે; પ્રસ્થાન

**પ્રયાસ** પું૦ [સં.] શ્રમ; મહેનત

**પ્રયુત** વિ૦ [સં.] દસ લાખ

**પ્રયોગ** પું૦ [સં.] ઉપયોગ; વાપર (૨) જારણ, મારણ વગેરે તાંત્રિક ઉપચાર (૩) સાધના; અનુષ્ઠાન (૪) અખતરો (૫) ક્રિયાનાથના અન્વયે ક્રિયાપદની યોજના. ઉદા૦ કર્મણિપ્રયોગ [વ્યા.] (૬) (નાટક) ભજવવું તે. ૦શાળા(–ળા) સ્ત્રી૦વૈજ્ઞાનિક પ્રયોગો કરવાની જગા; 'લૅબોરેટરી'

**પ્રયોજક** પું૦ [સં.] પ્રેરક(૨)લેખક. **–ન** ન૦ [સં.] સબબ; હેતુ (૨)ઉપયોગ; જરૂર

**પ્રયોજિત** વિ૦ [સં.] યોજેલું; ગોઠવેલું (૨) કામમાં લીધેલું; પ્રયોગમાં આણેલું

**પ્રલય** પું૦ [સં.] વિનાશ (૨) કલ્પને અંતે જગતનો લય

**પ્રલાપ** પું૦ [સં.] આવેશમાં મોટેથી અસંબદ્ધ બોલવું તે (૨) વિલાપ

**પ્રલોભન** ન૦ [સં.] ભારે લાલચ

**પ્રવચન** ન૦ [સં.] વ્યાખ્યાન

**પ્રવર્તક** વિ૦ [સં.] પ્રેરક; પ્રવૃત્ત કરનાર (૨) પું૦ પ્રવર્તાવનાર (૩) સંસ્થાપક. **–ન** ન૦ [સં.] પ્રચાર; પ્રસાર. **–માન** વિ૦ [સં.] પ્રવર્તતું; ફેલાતું. **–વું** અ૦ક્રિ૦ [સં. પ્રવૃત્] ફેલાવું (૨) ચાલવું; પ્રમાણિત હોવું

**પ્રવર્ત્તક, –ન, –માન** જુઓ 'પ્રવર્તક'માં

**પ્રવાદ** પું૦[સં.]પરસ્પર વાતચીત(૨)લોકોમાં ચાલેલી વાત (૩) બદનામી

**પ્રવાલ** [સં.] ન૦ સમુદ્રમાં એક જાતનાં જીવડાંએ બનાવેલું ઘર; પરવાળું

**પ્રવાસ** પું૦ [સં.] મુસાફરી. **–સી** પું૦ [સં.] મુસાફર

**પ્રવાહ** પું૦ [સં.] વહેણ. ૦પતિત વિ૦ પ્રવાહમાં પડેલું – ચાલતું આવેલું. **–હી** વિ૦ [સં.] રેલો ચાલે એવું (૨) ન૦ તેવી વસ્તુ [ડાંખળી

**પ્રવાળ** ન૦ પ્રવાલ. **–ળી** સ્ત્રી૦પરવાળાંની

**પ્રવિષ્ટ** વિ૦ [સં.] પેઠેલું

**પ્રવીણ** વિ૦ [સં.] કુશળ

**પ્રવૃત્ત** વિ૦ [સં.] ચાલુ; વર્તમાન (૨) પ્રવૃત્તિમાં મચેલું કે લાગેલું યા રોકાયેલું

**પ્રવૃત્તિ** સ્ત્રી૦ [સં.] ઉદ્યોગ; વ્યવસાય (૨) હિલચાલ(૩)સાંસારિક વિષયોમાં મચ્યા રહેવું તે. ૦ધર્મ, ૦માર્ગ પું૦ સાંસારિક પ્રવૃત્તિનો માર્ગ(૨)ઈશ્વરપ્રીત્યર્થે પ્રવૃત્તિ કરીને મોક્ષ પામવાનો માર્ગ

**પ્રવેશ** પું૦ [સં.] પેસવું કે દાખલ થવું તે (૨) નાટકમાં અંકનો પેટાવિભાગ. ૦ક વિ૦ [સં.] પ્રવેશ કરાવનારું કે કરનારું

(૨) પું૦ નાટકમાં તે સ્થળ, જ્યાં વચ્ચે બની ગયેલી પણ રંગભૂમિ ઉપર ન આણેલી વાત કોઈ પાત્ર વાર્તાલાપ દ્વારા જણાવી દે છે. ૦દ્વાર ન૦ દાખલ થવાનો દરવાજો કે બારણું. ૦પત્ર ન૦; પું૦ શાળા, પરીક્ષા વગેરેમાં દાખલ થવા માટે ભરવાનું અરજીપત્ર. ૦વું અ૦ ક્રિ૦ [સં. પ્રવિશ્] પ્રવેશ કરવો; દાખલ થવું. -શિકા સ્ત્રી૦ કોઈ પણ વિષયમાં પ્રવેશ કરાવનારી ચોપડી

**પ્રવ્રજિત** વિ૦[સં.] પ્રવ્રજ્યા લીધી હોય તેવું

**પ્રવ્રજ્યા** સ્ત્રી૦ [સં.] સંન્યાસ

**પ્રશમન** ન૦ [સં.] શાંત કરવું–શમાવવું તે

**પ્રશસ્ત** વિ૦ [સં.] વખણાયેલું; ઉત્તમ (૨) વિહિત. -સ્તિ સ્ત્રી૦[સં]પ્રશંસા; વાહવાહ (૨)પ્રશંસાની કવિતા કે લેખ. -સ્ય વિ૦ [સં.] વખાણવા લાયક

**પ્રશંસક** વિ૦[સં.]વખાણનાર. -નીય વિ૦ [સં.] જુઓ પ્રશસ્ય. -વું સ૦ ક્રિ૦ [સં. પ્રશંસ્] વખાણવું

**પ્રશંસા** સ્ત્રી૦ [સં.] વખાણ

**પ્રશાખા** સ્ત્રી૦ [સં.] નાની શાખા

**પ્રશાંત** વિ૦ [સં.] ખૂબ શાંત

**પ્રશ્ન** પું૦; ન૦[સં.]સવાલ(૨)બાબત;જાણવા વિચારવાની કે ચર્ચવાની વસ્તુ;'પ્રૉબ્લેમ'. ૦પત્ર પું૦; ન૦ સવાલપત્રક. ૦વિરામ ન૦ લખાણમાં(?)આવું પ્રશ્નસૂચક વિરામ-ચિહ્ન. -શ્નાર્થ વિ૦ [+અર્થ] (૨) પું૦ વાક્યની પ્રશ્નસૂચક–પ્રશ્નનો અર્થ નીકળે એવી રચના [વ્યા.]. -શ્નાર્થક વિ૦ પ્રશ્નાર્થ. -શ્નાવલિ (-લી,-ળિ,-ળી) સ્ત્રી૦[+આવલિ]પ્રશ્નમાળા; પ્રશ્નોની હાર. -શ્નોત્તર પું૦બ૦વ૦ સવાલો ને જવાબો. -શ્નોત્તરી સ્ત્રી૦ સવાલજવાબરૂપે થતું વિવેચન

**પ્રસક્ત** વિ૦ [સં.] વળગેલું (૨) આસક્ત

**પ્રસન્ન** વિ૦ [સં.] ખુશ; આનંદી (૨) સંતુષ્ટ(૩)સરળ; અર્થ તરત સમજાય તેવું (૪) નિર્મળ; પારદર્શક. ૦તા સ્ત્રી૦

**પ્રસરવું** અ૦ક્રિ૦ [સં. પ્રસૃ] ફેલાવું

**પ્રસવ** પું૦ [સં.] જન્મ આપવો કે થવો તે (૨) જન્મ; ઉત્પત્તિ. ૦વું સ૦ક્રિ૦ [સં. પ્રસૂ] જણવું (૨) અ૦ક્રિ૦ જન્મવું

**પ્રસંગ** પું૦ [સં.] જુઓ અવસર (૨) સહવાસ; સંગ (૩) પ્રકરણ; વિષય (૪) બનાવ; ઘટના. ૦વશાત્ અ૦ (સં.) પ્રસંગને લીધે; પ્રસંગોપાત્ત. -ગોચિત વિ૦ [+ઉચિત] પ્રસંગને યોગ્ય. -ગોપાત્ત અ૦ પ્રસંગે; પ્રસંગ આવ્યેથી

**પ્રસાદ** પું૦[સં.] પ્રસન્નતા (૨) મહેરબાની (૩) નિર્મળતા (૪) વરસાદ (૫) સાંભળવાની સાથે જ ભાવ સ્ફુરે અને હૃદયમાં ઊતરી જાય તેવો કાવ્યનો એક ગુણ. -દી સ્ત્રી૦ દેવને ધરાવેલી સામગ્રી (૨) દેવ ગુરુએ પ્રસન્ન થઈ આપેલી ચીજ (૩) માર [લા.]

**પ્રસાધન** ન૦[સં.]શણગાર કે તે સજવાની સાધનસામગ્રી; 'ટૉઇલેટ'

**પ્રસાર** પું૦ [સં.] ફેલાવો. ૦ક વિ૦ ફેલાવનારું. ૦વું સ૦ક્રિ૦ પ્રસરે એમ કરવું

**પ્રસિદ્ધ** વિ૦ [સં.] વિખ્યાત; જાહેર (૨) પ્રકાશિત; બહાર પડેલું (પુસ્તક). ૦કર્તા (-ર્ત્તા) પું૦ પ્રસિદ્ધ કરનાર. -દ્ધિ સ્ત્રી૦ [સં.] ખ્યાતિ (૨) છપાવી પ્રસિદ્ધ કરવું તે (૩) જાહેરાત [ઊંઘેલું

**પ્રસુપ્ત** વિ૦ [સં.] સુપ્ત; સૂતેલું(૨)ઘસઘસાટ

**પ્રસૂતા** સ્ત્રી૦[સં.] જેને તરતમાં પ્રસવ થયો હોય એવી સ્ત્રી

**પ્રસૂતિ** સ્ત્રી૦ [સં.] પ્રસવ (૨) સુવાવડ(૩) સંતતિ. ૦ગૃહ ન૦ સુવાવડ માટેનું દવાખાનું

**પ્રસ્તાવ** પું૦ [સં.] આરંભ (૨) પ્રસંગ; બાબત (૩) દરખાસ્ત; ઠરાવ. ૦ક વિ૦ (૨) પું૦ દરખાસ્ત મૂકનાર. ૦ના સ્ત્રી૦ [સં.] ઉપોદ્ઘાત; આમુખ

**પ્રસ્તુત** વિ૦[સં.] કહેવામાં આવેલું; ચર્ચાતું (૨)ન૦જેનેવિષે કહેવાનું કે કહેવાતું હોય તે

**પ્રસ્થાન** ન૦ [સં.] પ્રવાસે જવા ઊપડવું

તે; પ્રયાણ (૨) જુઓ પરતાનું (૩) માર્ગ. **૦ત્રય** ન૦, **૦ત્રયી** સ્ત્રી૦ વેદધર્મના પાયારૂપ ઉપનિષદ, બ્રહ્મસૂત્ર અને ભગવદ્ગીતા એ ત્રણ [સિદ્ધ કરેલું
**પ્રસ્થાપિત** વિ૦ [સં.] સ્થાપિત કરેલું;
**પ્રસ્રવ** પું૦, **૦ણ** ન૦, **પ્રસ્રાવ** પું૦ [સં.] સ્રવવું તે (૨) ધારા; વહેણ (૩) સ્તન કે આંચળમાંથી સ્રવતું દૂધ
**પ્રસ્વેદ** પું૦ [સં.] પરસેવો
**પ્રહર** પું૦ [સં.] ત્રણ કલાક; પહોર. **–રી** પું૦ [સં.] પહેરેગીર
**પ્રહસન** ન૦ [સં.] દુર્ગુણની ફજેતી કરનારું એક બે અંકનું હાસ્યરસપ્રધાન નાટક
**પ્રહાર** પું૦ [સં.] ઘા [પ્રસિદ્ધ વિષ્ણુભક્ત
**પ્રહ્લાદ** પું૦ [સં.] હિરણ્યકશિપુનો પુત્ર–
**પ્રાક્** અ૦ [સં.] પહેલાં; અગાઉ
**પ્રાકટ્ય** ન૦ [સં.] પ્રગટવું તે; અવતાર (૨) પ્રસિદ્ધિ (પુસ્તકની)
**પ્રાકાર** પું૦ [સં.] કોટ; કિલ્લો
**પ્રાકૃત** વિ૦ [સં.] જુઓ પ્રાકૃતિક (૨) સામાન્ય વર્ગનું; મામૂલી (૩) સામાન્ય જનસમુદાયને લગતું (૪) અશિષ્ટ; સંસ્કાર વિનાનું (૫) સ્ત્રી૦; ન૦ (સંસ્કૃત ઉપરથી ઊપજેલી) એક પ્રાચીન લોકભાષા (૬) સંસ્કૃત પરથી અપભ્રંશ થઈને આવેલી કોઈ (પ્રાચીન અર્વાચીન) ભાષા. **–તિક** વિ૦ [સં.] કુદરતને લગતું; ભૌતિક (૨) સ્વાભાવિક (૩) લૌકિક
**પ્રાગ્** અ૦ [સં.] જુઓ પ્રાક્
**પ્રાગટ્ય** ન૦ જુઓ પ્રાકટ્ય [પ્રગતિશીલ
**પ્રાગતિક** વિ૦ [સં.] પ્રગતિ કરનાર;
**પ્રાગલ્ભ્ય** ન૦ [સં.] પ્રગલ્ભતા
**પ્રાચી** સ્ત્રી૦ [સં.] પૂર્વ દિશા
**પ્રાચીન** વિ૦ [સં.] જૂનું
**પ્રાચ્ય** વિ૦ [સં.] પૂર્વનું
**પ્રાજ્ઞ** વિ૦ [સં.] બુદ્ધિશાળી; ચતુર (૨) જ્ઞાતા; પિછાણનાર
**પ્રાણ** પું૦ [સં.] શ્વાસ; શ્વાસનો વાયુ (૨) જીવ (૩) જીવનશક્તિ; બળ. **૦ઘાતક** વિ૦ [સં.] જીવલેણ. **૦જીવન** વિ૦ [સં.] પ્રાણને જીવનરૂપ (૨) પું૦ પ્રીતમ; પતિ. **૦ધારી** વિ૦ પ્રાણ ધારણ કરનારું (૨) પું૦; ન૦ માણસ (૩) પ્રાણી. **૦નાથ** પું૦ [સં.] પ્રાણનો નાથ; પતિ. **૦પણે** અ૦ જાનને જોખમે. **૦પ્યારું** વિ૦ પ્રાણ સમાન પ્રિય. **૦પ્રતિષ્ઠા** સ્ત્રી૦ પ્રાણ ફૂંકવો તે (૨) મૂર્તિની સ્થાપના કરતા પહેલાં મંત્રો દ્વારા તેમાં પ્રાણનો આરોપ કરવો તે. **૦પ્રદ** વિ૦ [સં.] પ્રાણ આપનાર. **૦પ્રિય** વિ૦ [સં.] પ્રાણપ્યારું. **૦મય કોશ(–ષ)** પું૦ [સં.] જીવના પાંચ કોષોમાંનો બીજો (જુઓ આનંદમયકોશ). **૦વલ્લભ** પું૦ પ્રાણ સમાન વહાલો પુરુષ. **૦વાયુ** પું૦ [સં.] ઑક્સિજન. **૦વિનિમય** પું૦ 'મેસ્મેરિઝમ'. **૦સખા** પું૦ પ્રાણપ્રિય મિત્ર. **–ણાયામ** પું૦ [સં.] યોગનાં આઠ અંગમાંનું એક. **–ણાંત** પું૦ મૃત્યુ. **–ણજ** વિ૦ 'ઑર્ગેનિક' [૫. વિ.]. **–ણિયો** પું૦ પ્રાણી; જીવ [૫.]. **–ણી** ન૦ [સં.] જીવ. **–ણીવિદ્યા** સ્ત્રી૦ 'ઝૂલોજી'. **–ણેશ** પું૦ [સં.] પ્રાણનાથ. **–ણેશ્વરી** સ્ત્રી૦ [સં.] પ્રાણની માલિક; પ્રાણપ્રિયા
**પ્રાત** પું૦ ન૦ [સં. પ્રાતર્] પરોઢિયું; સવાર. **–તઃકર્મ** ન૦ [સં.] સ્નાન, સંધ્યા વગેરે સવારે કરવાનું કર્મ. **–તઃકાળ** પું૦ સવાર. **–તઃસંધ્યા** સ્ત્રી૦ [સં.] સવારની સંધ્યા. **–તઃસ્નાન** ન૦ [સં.] સવારનું સ્નાન
**પ્રાથમિક** વિ૦ [સં.] આરંભનું (૨) આરંભ દશાનું
**પ્રાદુર્ભાવ** પું૦ [સં.] ઉત્પત્તિ; પ્રગટ થવું તે
**પ્રાદુર્ભૂત** વિ૦ [સં.] પ્રાદુર્ભાવ પામેલું; પ્રગટેલું
**પ્રાદેશિક** વિ૦ [સં.] પ્રદેશનું; પ્રદેશ સંબંધી
**પ્રાધાન્ય** ન૦ [સં.] પ્રધાનપણું; મુખ્યત્વ
**પ્રાધ્યાપક** પું૦ [સં.] અધ્યાપક; પ્રોફેસર
**પ્રાપંચિક** વિ૦ [સં.] પ્રપંચ સંબંધી; સંસારવહેવારને લગતું

**પ્રાપ્ત** વિ૦ [સં.] મેળવાયેલું કે મળેલું (૨) ઉપસ્થિત; રજૂ. **–પ્તિ** સ્ત્રી૦ [સં.] લાભ
**પ્રાપ્ય** વિ૦ [સં.] લભ્ય; મળે એવું
**પ્રાબલ્ય** ન૦ [સં.] પ્રબળપણું; જોર
**પ્રામાણિક** વિ૦[સં.]પ્રમાણો દ્વારા સાબિત થયેલું (૨) પ્રમાણભૂત; વિશ્વાસપાત્ર (૩)સાચું;ઈમાનદાર;પ્રમાણિક.**૦તા** સ્ત્રી૦
**પ્રાય** વિ૦ [સં.] લગભગ સરખું (સમાસને અંતે)ઉદા૦ મૃતપ્રાય(૨)અ૦ જુઓ પ્રાયઃ
**પ્રાયશઃ** અ૦ [સં.] મોટે ભાગે; ઘણુંખરું
**પ્રાયશ્ચિત્ત** ન૦ [સં.] પાપના નિવારણ માટેનું તપ [બધી રીતે
**પ્રાયઃ** અ૦ [સં.] બહુધા; મોટે ભાગે (૨)
**પ્રાયોગિક** વિ૦ [સં.] પ્રયોગને લગતું; તે સંબંધી (૨) પ્રયોગ કરી શકાય એવું
**પ્રાયોપવેશન** ન૦[સં.] અન્નજળનો ત્યાગ કરી મરવા માટે તૈયાર થઈ બેસવું તે
**પ્રારબ્ધ** વિ૦ [સં.] શરૂ કરેલું (૨) ન૦ નસીબ. **૦વાદ** પું૦ દૈવવાદ. **૦વાદી** વિ૦ (૨) પું૦ દૈવવાદી
**પ્રારંભ** પું૦ [સં.] શરૂઆત. **૦ક** વિ૦ પ્રારંભ કરનારું (૨) પું૦ નવો પ્રારંભ કરનાર; 'પાયોનિયર'. **–ભિક** વિ૦ પ્રારંભનું; પ્રાથમિક
**પ્રાર્થના** સ્ત્રી૦ [સં.] અવાજ (૨) ઈશ્વર-સ્તુતિ. **૦સમાજ** પું૦;સ્ત્રી૦એક અર્વાચીન ધર્મસમાજ. **–વું** સ૦ક્રિ૦ [સં. प्रार्थ्] પ્રાર્થના કરવી; વીનવવું; માગવું
**પ્રાર્થિત** વિ૦ [સં.] અરજ કરીને માગેલું
**પ્રાવરણ** ન૦ [સં.] ઢાંકણ
**પ્રાવીણ્ય** ન૦ [સં.] કુશળતા
**પ્રાવૃષ** પું૦[સં.]ચોમાસું; અષાઢ–શ્રાવણની વર્ષાઋતુ [રૂપ
**પ્રાવેશિક** વિ૦[સં.] પ્રવેશ કરવામાં સાધન-
**પ્રાશ** પું૦, **૦ન** ન૦ [સં.] અશન; ખાવું તે
**પ્રાસ** પું૦ [સં. अनुप्रास] કવિતાની તૂકને અંતે અક્ષર મળતા આવવા તે
**પ્રાસંગિક** વિ૦[સં.]પ્રસ્તુત;પ્રસંગને અનુકૂલ(૨) વારંવાર નહિ પણ કોઈક વખતનું
**પ્રાસાદ** પું૦ [સં.] મહેલ
**પ્રાસાદિક** વિ૦ [સં.] પ્રસાદ ગુણવાળું (૨)અનુગ્રહરૂપ; કલ્યાણકારી(૩)ઈશ્વરની કૃપાથી મળેલું
**પ્રાસ્તાવિક** વિ૦[સં.] પ્રસ્તાવનાને લગતું; પ્રસ્તાવનારૂપ; પ્રાવેશિક (૨) પ્રસ્તુત
**પ્રાહુણો** પું૦ [સં. प्राघुणक; प्रा. पाहुणक]+ મહેમાન
**પ્રાંગણ** ન૦ [સં.] આંગણું
**પ્રાંત** પું૦ [સં.] છેડો (૨) દેશનો વિભાગ; જિલ્લાઓ મળી બનતો વિભાગ. **–તિક, –તીય** વિ૦ પ્રાંતને લગતું. **–તીયતા** સ્ત્રી૦,પોતાના પ્રાંતનો જ વિચાર કરવાની સંકુચિતતા
**પ્રિય** વિ૦ [સં.] વહાલું; ગમતું (૨) પું૦ પિયુ; કાંત (૩) ન૦ હિત; કલ્યાણ (૪) મિષ્ટ વચન. **૦કર** વિ૦ [સં.] હિતકર. **૦જન** પું૦ [સં.] પ્રેમપાત્ર માણસ. **૦તમ** વિ૦ [સં.] સૌથી વધારે વહાલું (૨) પું૦કાન્ત; પ્રીતમ (૩) પતિ. **૦તમા** સ્ત્રી૦ [સં.]કાંતા;પ્રિયા (૨) પત્ની. **૦દર્શી** વિ૦ [સં.] સર્વ પ્રત્યે પ્રેમથી જોનાર (૨) પું૦ અશોક રાજા. **–યંવદા** સ્ત્રી૦ [સં.] પ્રિય બોલનારી. **–યા** સ્ત્રી૦ [સં.] વહાલી સ્ત્રી
**પ્રીછ** સ્ત્રી૦ [સં. प्रेक्ष्; प्रा. पिच्छ] ઓળખ. **૦વું** સ૦ક્રિ૦ઓળખવું(૨) સમજવું;જાણવું
**પ્રીત** સ્ત્રી૦ પ્રીતિ; પ્રેમ. **૦મ** પું૦ [જુઓ પ્રિયતમ] પતિ (૨) પ્રભુ
**પ્રીતિ** સ્ત્રી૦ [સં.] પ્રેમ. **૦દાન** ન૦ [સં.] પ્રેમનું દાન કે પ્રીતિથી ભેટ કે કાંઈક આપવું તે. **૦ભોજન** ન૦ [સં.] (વર્ણ કે નાતની સૂગ વિનાનું)સામુદાયિક ભોજન
**પ્રીમિયમ** ન૦ [ઇં.] વીમાનો હપ્તો (૨) શેરની મૂળ આંકેલી કિંમતમાં થતો વધારો
**પ્રૂફ** ન૦ [ઇં.] ગોઠવાયેલાં બીબાંની શુદ્ધિ તપાસવા લેવાતી અજમાયશની છાપ કે તેનો કાગળ [કામકાજ(૨) મહાવરો
**પ્રેક્ટિસ** સ્ત્રી૦ [ઇં.] વકીલાત કે દાક્તરીનું

**પ્રેક્ષક** પું૦ [સં.] જોનારો (૨) પરિષદ,સભા વગેરેમાં માત્ર જોવા સાંભળવા આવનાર.
**પ્રેક્ષણીય** વિ૦ [સં.] જોવા જેવું
**પ્રેત** ન૦ [સં.] શબ (૨) અવગતિયો જીવ (૩) પિશાચ જેવી એક યોનિ. ૦કર્મ ન૦ [સં.] મરેલાના દહનથી માંડીને સપિંડીકરણ સુધી કરવામાં આવતું કર્મ
**પ્રેમ** પું૦ [સં.] હેત; પ્રીતિ (૨) ચાહ; રુચિ. ૦દા સ્ત્રી૦ જુઓ પ્રમદા. ૦લ વિ૦ પ્રેમવાળું; પ્રેમાળ. ૦લક્ષણાભક્તિ સ્ત્રી૦ નવધા ભક્તિનો એક પ્રકાર; શ્રેષ્ઠ ભક્તિ. ૦શૌર્ય ન૦ પ્રેમ અને શૌર્ય; 'શિવલી.' ૦ળ વિ૦ પ્રેમલ. **–માનંદ** પું૦ પ્રેમ અને આનંદ (૨) પ્રેમનો આનંદ (૩) બ્રહ્માનંદ (૪) જાણીતો ગુજરાતી કવિ. **–માર્દ્ર** વિ૦ [+આર્દ્ર] પ્રેમથી ભીંજાયેલું. **–માળ** વિ૦ હેતાળ વહાલસોયું. **–માંશી** વિ૦ [+અંશી] પ્રેમના અંશવાળું; પ્રેમી. **–મી** વિ૦ [સં.] પ્રેમવાળું; પ્રેમ કરનારું
**પ્રેય** ન૦ [સં.] ઐહિક–પાર્થિવ સુખ
**પ્રેયસી** સ્ત્રી૦ [સં.] પ્રિય સ્ત્રી (૨) વિ૦ સ્ત્રી૦ વધારે પ્રિય; અતિ પ્રિય
**પ્રેરક** વિ૦ [સં.] પ્રેરણા, ગતિ કે ઉત્તેજન આપનારું (૨) બીજા તરફથી પ્રેરણા બતાવનારું (ક્રિ૦નું રૂપ) [વ્યા.]
**પ્રેરણા** સ્ત્રી૦ [સં.] પ્રેરવું તે (૨) પ્રોત્સાહન (૩) આદેશ; આજ્ઞા
**પ્રેરવું** સ૦ક્રિ૦ [સં. પ્રેર્] મોકલવું (૨) ગતિ, પ્રોત્સાહન, આજ્ઞા કે ખાનગી સલાહ આપવી
**પ્રેરિત** વિ૦ [સં.] પ્રેરાયેલું
**પ્રેષિત** વિ૦ [સં.] મોકલેલું
**પ્રેસ** ન૦ [ઇં.] દાબવાનું યંત્ર (૨) રૂ વગેરેને દાબી ગાંસડીઓ બાંધવાનો સંચો (૩) છાપવાનું યંત્ર(૪) છાપખાનું(૫) છાપાં[લા.]
**પ્રોક્ષણ** ન૦ [સં.] પવિત્ર કરવા મંત્રપૂર્વક પાણી છાંટવું તે
**પ્રોગ્રામ** ન૦; પું૦ [ઇં.] કાર્યક્રમ
**પ્રોટીન** ન૦ [ઇં.] ખાદ્યનું માંસપોષક એક [તત્ત્વ
**પ્રોત્સાહક** વિ૦ [સં.] પ્રોત્સાહન આપતું. **–ન** ન૦ [સં.] ખૂબ ઉત્સાહ–ઉત્તેજન આપવું તે
**પ્રોત્સાહિત** વિ૦ [સં.] પ્રોત્સાહન પામેલું
**પ્રોવું** સ૦ક્રિ૦[સં.પ્રોત=પરોવેલું] પરોવવું [પ.]
**પ્રૌઢ** વિ૦ [સં.] પુખ્ત; આધેડ (૨) ગંભીર (૩) વિશાળ; ભવ્ય (૪) પ્રૌઢિવાળું. **–ઢિ** સ્ત્રી૦ [સં.] પ્રૌઢપણું (૨) વિચાર અને ભાષાની પ્રૌઢતા
**પ્લવંગ** (૦મ) પું૦ [સં.] વાંદરો
**પ્લાવિત** વિ૦ [સં.] ડુબાડેલું; તરબોળ
**પ્લાસ્ટર** ન૦[ઇં.] ચણતર ઉપર લગાડવાનો ચૂના વગેરેનો લેપ (૨) ઓષધનો લેપ (૩) તેવા લેપવાળી પટી
**પ્લાસ્ટિક** ન૦ [ઇં.] કચકડા જેવો એક બનાવટી પદાર્થ
**પ્લીહા** સ્ત્રી૦ [સં.] બરોળ
**પ્લુત** વિ૦ [સં.] દીર્ઘ સ્વરથી દોઢાં લાંબા ઉચ્ચારનું (૨) ડૂબેલું;તરબોળ. **–તિ** સ્ત્રી૦ ઠેકડો (૨) પૂર (૩) ઘોડાની એક ચાલ (૪) સ્વર ત્રણ માત્રા સુધી લંબાવવો તે
**પ્લેગ** પું૦ [ઇં.] એક ચેપી રોગ; મરકી; મહામારી
**પ્લૅટફૉર્મ** ન૦ [ઇં.] સ્ટેશન પરનો લાંબો ઓટલો, જેના પર રહીને રેલગાડીમાં ચડઊતર થાય છે(૨)વ્યાસપીઠ;સભાનો મંચ
**પ્લૅટિનમ** સ્ત્રી૦ [ઇં.] એક કીમતી ધાતુ

**ફરજંદ** ન૦ [फा.] સંતાન
**ફરજિયાત** વિ૦ [अ. फर्जियत] ફરજરૂપ; ફરજ તરીકે કરવું પડે એવું
**ફરતારામ** પું૦ [ફરતું+રામ] ફર્યા કરતો –જગાએ સ્થિર ન રહેતો માણસ (૨) સહેલાણી
**ફરતું** વિ૦[જુઓ ફરવું] ચારે તરફ આવેલું (૨) ચાલતું; ગતિવાળું (૩) બદલાતું
**ફરદ** ન૦ [अ. फर्द] જોડમાંનું એક
**ફરફર** સ્ત્રી૦ ['ફોરું' ઉપરથી] વરસાદની ઝીણી છાંટ (૨) અ૦ પવનમાં ઊડતું હોય એમ. **૦વું** અ૦ક્રિ૦ [सं. फरफराय्]હાલવું; ફરકવું. **–રાટ** પું૦ ફરફર અવાજ (૨) અ૦ જલદી ઊડતું હોય એમ. **–રિયું** વિ૦ ફરફરે એવું (૨) ન૦ કાગળિયું
**ફરમાન** ન૦ [फा.] હુકમ(૨)સનદ.**–વવું** સ૦ક્રિ૦ હુકમ કરવો. **–શ(–સ)** સ્ત્રી૦ હુકમ; ઉપરીની સૂચના (૨) ભલામણ. **–સી(–સુ)** વિ૦ ભલામણથી મળેલું; હુકમપ્રમાણે તૈયાર કરેલું (૨) નમૂનેદાર
**ફરમો** પું૦ [इं. फॉर्म] બીબું–નમૂનો (૨) છાપવાને માટે પાનાવાર ગોઠવીને તૈયાર કરેલ બીબાંનું ચોકઠું
**ફરવું** અ૦ક્રિ૦ [प्रा. फिर] આમ તેમ કે ગોળ ગોળ ચાલવું(૨) મનગમાડા માટે કે હવા ખાવા ટહેલવું (૩) ગતિ કરવી (૪) બદલાવું
**ફરશી** સ્ત્રી૦ [सं. परशु; प्रा. फरसु] સુથારનું એક ઓજાર (૨) કુહાડીના ઘાટનું એક હથિયાર
**ફરસ** સ્ત્રી૦[फा. फर्श] છાટ; તખતી. **૦બંધી** સ્ત્રી૦ પથ્થર બેસાડેલી જમીન
**ફરસાણ** ન૦ કોઈ પણ ફરસી વાની
**ફરસી** સ્ત્રી૦ જુઓ ફરશી
**ફરસું** વિ૦ [सं. परुष; प्रा. फरुस] ચણા, વટાણા વગેરે કઠોળ ખાતાં લાગતા સ્વાદનું
**ફરંદુ** વિ૦['ફરવું' ઉપરથી] હરાયું; ભટકેલ (૨) પહોંચેલું; કાબેલ
**ફરાક** ન૦ [इं. फ्रॉक] છોકરીઓને પહેરવાનું એક વસ્ત્ર
**ફરાશ** પું૦ [अ. फर्राश] દીવાબત્તી તથા સાફસૂફીનું કામ કરનાર ચાકર કે પટાવાળો
**ફરાળ** ન૦ [सं. फलाहार] ઉપવાસનો ખાસ ખોરાક; ફલાહાર. **–ળી** વિ૦ ફરાળ તરીકે ખવાય તેવું
**ફરિયાદ** સ્ત્રી૦ [फा. फर्याद] અરજી (૨) જુલમ કે અન્યાય સામેનો પોકાર (૩) દાવો. **–દી** પું૦ ફરિયાદ કરનાર; વાદી (૨) સ્ત્રી૦ ફરિયાદ
**ફરી, ૦થી (–ને)** અ૦ ['ફરવું' ઉપરથી] પુનઃ; પાછું; વળી બીજી વાર.૦પાછું અ૦ વળી; બીજી વાર. **૦ફરીને** અ૦ વારંવાર
**ફરેબ** પું૦; સ્ત્રી૦ [फा.] દગો; ધોખો; ઠગબાજી. **–બી** વિ૦ દગલબાજ
**ફરેલ(–લું)** વિ૦ ['ફરવું' ઉપરથી] બદલાયેલું (૨) અનુભવી (૩) મિજાજી; અવિચારી
**ફર્નિચર** ન૦ [इं.] ખુરશી ટેબલ વગેરે જેવું રાચરચીલું
**ફર્શ** સ્ત્રી૦ [फा.] જુઓ ફરસ
**ફલ** ન૦ [सं.] વનસ્પતિનું ફળ (૨) પરિણામ (૩) ફાયદો (૪) પાનું (હથિયાર કે ઓજારનું)
**ફલક** ન૦ [अ.] આસમાન (૨) સ્વર્ગ
**ફલક** ન૦[सं.]સપાટ પાટિયું (૨) બાણનું ફળું
**ફલદ** [सं.], **–દાયક, –દાયી** [सं.] વિ૦ ફળ દેનારું (૨) ફાયદાકારક
**ફલન** ન૦ [सं.] ફળવું તે (૨) પાક (૩) પરિણામ
**ફલપ્રદ** વિ૦ ફલદાયી
**ફલશ્રુતિ** સ્ત્રી૦ [सं.] કર્મનું ફળ જણાવનારું કથન
**ફલસિદ્ધિ** સ્ત્રી૦[सं.]પરિણામ; ફળની પ્રાપ્તિ
**ફલંગ** સ્ત્રી૦ [प्रा. फाला] ફાળ; ફડકો
**ફલાણું** વિ૦ [अ. फुलां] અમુક. **૦ઢીકણું** વિ૦ આ ને તે; અમકડું ને તમકડું
**ફલાલીન** સ્ત્રી; ન૦[इ. फलेनल] એક જાતનું ઊનનું કાપડ
**ફલાસક્તિ** સ્ત્રી૦ [सं.] (કર્મના) ફળમાં આસક્તિ
**ફલાહાર** પું૦ [सं.] ફળનો ખોરાક (૨) ફરાળ. **–રી** વિ૦ ફળાહાર કરનારું
**ફલિત** વિ૦ [सं.] ફળેલું; નીપજેલું (૨) ન૦

ફળ; 'રિઝલ્ટ'[ગ.]. **–તાર્થ** પું૦પરિણામ (૨) ઉત્પન્ન થતો–નીપજી આવતો અર્થ
**ફલીભૂત** વિ૦ [સં.] સાર્થક (૨) ફળવાળું
**ફલેચ્છા** સ્ત્રી૦ [સં.] (કર્મના) ફળની ઇચ્છા
**ફલ્ગુ** પું૦ [સં.] વસંત (૨) સ્ત્રી૦ ગયાક્ષેત્ર પાસેની નદી [એક નક્ષત્ર
**ફલ્ગુન** પું૦[સં.] જુઓ ફાલ્ગુન. **–ની** સ્ત્રી૦
**ફસ** સ્ત્રી૦ [અ. फस्द] નસ; નાડી
**ફસ** સ્ત્રી૦[રવ૦] ફસકવાનો અવાજ. **૦કવું** અ૦ક્રિ૦ છટકવું; નાહિંમત થવું (૨) તૂટી પડવું (૩) ફસ લઈને ફાટવું
**ફસકી** સ્ત્રી૦ જુઓ ફસ; હાર
**ફસડાવું** અ૦ક્રિ૦ [દે. फल्हुस] તૂટી–ખસી પડવું; ફાંસાઈ જવું
**ફસલ** સ્ત્રી૦[અ. फस्ल] મોસમ(૨)પાક. **–લી** વિ૦ [ફા.] મોસમનું
**ફસામણ(–ણી)** સ્ત્રી૦ ફસાવું તે
**ફસાવવું** સ૦ક્રિ૦ 'ફસાવું'નું પ્રેરક
**ફસાવું** અ૦ ક્રિ૦ [પ્રા. फंस] સપડાવું;ભરાવું (૨) ઠગાવું
**ફળ** ન૦ જુઓ ફલ. **૦ઝાડ** ન૦ ખાઈ શકાય એવાં ફળ આપનાર ઝાડ. **૦દાયક**, **૦દાયી** વિ૦જુઓ ફલદાયક. **૦દ્રુ(–દ્રૂ)પ** વિ૦ રસાળ; સારો પાક–ફળ આપે એવું. **૦દ્રુ(–દ્રૂ)પતા** સ્ત્રી૦ **૦વું** અ૦ક્રિ૦[સં. फल्] ફલ આવવાં (૨) સિદ્ધ થવું. **૦સિદ્ધિ** સ્ત્રી૦ જુઓ ફલસિદ્ધિ. **–ળાઉ** વિ૦ ફળ આપતું **–ળાહાર,–ળાહારી** જુઓ 'ફલાહાર'માં
**ફળિયું** ન૦[પ્રા. फलिह(સં. परिघ=આગળો)] મહોલ્લો
**ફળી** સ્ત્રી૦ નાનું ફળિયું
**ફળીભૂત** વિ૦ જુઓ ફલીભૂત
**ફળું** ન૦ [સં. फलक] ફળ; પાનું (૨) મેલડી વગેરે દેવીઓના સ્થાનમાં રખાતું તેમનું નિશાન
**ફંગોળવું** સ૦ક્રિ૦ ફેંકવું (૨) ઘુમાવવું
**ફંટાવું** અ૦ક્રિ૦ ['ફાંટો' ઉપરથી] દિશા બદલવી(૨)ફાંટા પાડવા
**ફંડ** ન૦ [ઇં.] ઉઘરાણું; ફાળો; ટીપ
**ફંદ** પું૦ [ફા. फंद] ફાંદો; કાવતરું(૨) જાળ (૩) ઢોંગ (૪) દુર્વ્યસન [લા.]. **–દીલું** વિ૦ ફંદવાળું; કપટી (૨) ઢોંગી (૩) દુર્વ્યસની. **–દો** પું૦ જાળ; કાવતરું
**ફંફોસવું** સ૦ક્રિ૦ [પ્રા. फुस] બારીકાઈથી તપાસવું; ખોળવું
**ફંફોળવું** સ૦ક્રિ૦ જુઓ ફંફોસવું
**ફંફોળા** પું૦ બ૦ વ૦ ફંફોળવું તે; શોધ; ખોળ; તપાસ
**ફાઈલ** સ્ત્રી૦ [ઇં.] કાગળો કે ચોપાનિયાં એકઠાં કરી રાખવાનું સાધન કે તેમાં એકઠાં કરી રાખેલ કાગળો કે ચોપાનિયાંનો સમૂહ
**ફાકડો** પું૦ ફાકો
**ફાકવું** સ૦ક્રિ૦ [જુઓ ફાકો] ઉછાળીને મોંમાં નાખવું; ફાકો મારવો
**ફાકા** પું૦ બ૦ વ૦ [અ.] તંગી; હાડમારી (૨) અનશન
**ફાકી** સ્ત્રી૦ નાનો ફાકો (૨) દવાનું ચૂર્ણ
**ફાકો** પું૦ [દે. फुक्को=મૂઠી] ફાકવું કે ફાકેલું તે; બુક્કો
**ફાગ** પું૦ [દે. फग्गु (સં. फल्गु)] વસંત (૨) હોળીનાં શૃંગારી ગીતો કે તે વખતે બોલાતા અપશબ્દ [પાંચમો મહિનો
**ફાગણ** પું૦ [સં. फाल्गुन] વિક્રમ સંવતનો
**ફાચર** સ્ત્રી૦ [ફાડ+ચું (ફા. चह)]લાકડાની નાની ચીર; ફાંસ (૨) નડતર [લા.]. **–રો** પું૦ લાકડાનો કકડો; ચીતળ
**ફાજલ** વિ૦ [અ. फाजिल] વધેલું (૨)ફાલતુ
**ફાટ** સ્ત્રી૦ફાટવું તે (૨) તરડ (૩) કળતર (૪) [લા.] ભેદ; ફૂટ (૫) ગર્વ; મદ
**ફાટક** પું૦;સ્ત્રી૦ ['ફાટવું' ઉપરથી] ઝાંપો; દરવાજો. **૦વાળો** પું૦ રેલવેની ફાટક સાચવનાર
**ફાટફૂટ** સ્ત્રી૦ વિરોધ; કુસંપ; ભેદ
**ફાટવું** અ૦ક્રિ૦ [સં.स्फट्; પ્રા. फट्ट] તૂટવું; ફાટ પડવી (૨) છૂટી જવું (૩) ખૂબ દુખવું (અંગ)
**ફાટું** વિ૦ ફાટેલું (૨) અસભ્ય (૩) ઉદ્ધત.

૦તૂટું વિ૦ ફાટેલું ને તૂટેલું (૨) જૂનું. –ટેલ(–લું) વિ૦ ફાટું. –ટયું વિ૦ ફાટું. –ટયું તૂટયું વિ૦ ફાટુંતૂટું

ફાડ સ્ત્રી૦ [ફાડવું પરથી] ચિરાવું–ફાટવું તે (૨) ચીરી; કકડો. ૦ચું ન૦ ચીરિયું. ૦વું સ૦ક્રિ૦ [દે. फड्ड] ચીરવું; તોડવું. –ડિયું ન૦ ચીરી; ફડશ

ફાતડો પું૦ હીજડો

ફાતિયા પું૦બ૦વ૦ [अ. फातिहह] પાયમાલી. –યો પું૦ મરેલા પાછળ ભણાતો કુરાનનો અધ્યાય

ફાનસ ન૦ [अ. फानूस] બત્તી; દીવો

ફાની વિ૦ [अ.] નાશવંત

ફાફડો પું૦ એક જાતના થોરનું પહોળું પાન (૨) એક જાતની પહોળી શીંગ (૩) એક ફરસાણ–વાની

ફામ સ્ત્રી૦ [अ. फहम] સ્મરણ; યાદ

ફાયદાકારક, ફાયદાકારી, ફાયદેમંદ વિ૦ લાભદાયક [સારી અસર

ફાયદો પું૦ [अ. फाइदह] લાભ (૨) ગુણ;

ફારક(–ગ) વિ૦ [अ. फारिग] છૂટું; મુક્ત (૨) નવરું. –ગત વિ૦ [अ. फरागत] ફારક (૨) સ્ત્રી૦ ફારગતી. –ગતી સ્ત્રી૦ છુટકારો; મુક્તિ (૨) છૂટાછેડા

ફારસ ન૦ [इं. फार्स] પ્રહસન (૨) હસવા જેવું કાર્ય

ફારસ પું૦ [फा.] પારસ; ઈરાન. –સી વિ૦ ઈરાની (૨) સ્ત્રી૦ ફારસી ભાષા

ફાલ પું૦ [प्रा. फार (सं. स्फार)] પાક (૨) અતિશયતા [લા.]

ફાલતુ વિ૦ પરચૂરણ (૨) વધારાનું

ફાલવું અ૦ક્રિ૦ [જુઓ ફાલ] ખીલવું (૨) પુષ્ટ થવું [–સું ન૦ એક ફળ

ફાલસી સ્ત્રી૦ [फा. फाल्सह] ફાલસાનું ઝાડ.

ફાલુ ન૦ [सं. ल्लुक] એક જાતનું શિયાળ

ફાલૂદો પું૦ [फा.] મુસલમાનોની એક વાની

ફાલ્ગુન પું૦ [सं.] ફાગણ. –ની વિ૦ [सं.] ફાગણને લગતું (૨) સ્ત્રી૦ એક નક્ષત્ર

ફાવ સ્ત્રી૦ ફાવટ. ૦ટ સ્ત્રી૦ ફાવવું–ગોઠવું તે

ફાવવું અ૦ક્રિ૦ [प्रा. फव्वीह] ગોઠવું; અનુકૂળ આવવું (૨) સફળ થવું; લાગ ખાવો

ફાશીવાદ પું૦ [इं. फॅशिझम] એક રાજદ્વારી રાષ્ટ્રીય વાદ. –દી વિ૦ (૨) પું૦ તે વાદને લગતું કે તેમાં માનનાર

ફાસફૂસ સ્ત્રી૦ [રવ૦] નકામો રદ્દી માલ. –સિયું વિ૦ નકામું; નબળું

ફાસલો પું૦ [अ. फासिलह] સમય; અંતર; કે વિસ્તારનો ફરક

ફાસિસ્ટ વિ૦ (૨) પું૦ [इं.] જુઓ ફાશીવાદી

ફાસીવાદ(–દી) જુઓ 'ફાશીવાદ'માં

ફાસ્ટ પું૦ [इं.] ઉતારુઓ માટેની ઝડપી રેલવે ગાડી

ફાળ સ્ત્રી૦ [प्रा. फाला] ફલંગ (૨) ધ્રાસકો

ફાળ પું૦ [सं. फाल; प्रा. फाल=સુતરાઉ કપડું] કપડાનો લાંબો ટુકડો; ચીરો

ફાળકી સ્ત્રી૦ નાનો ફાળકો. –કો પું૦ દોરા ઉતારવાનું સાધન

ફાળકો પું૦ [सं. फलक] સ્ટીમરમાં ત્રીજા વર્ગના ઉતારુઓને બેસવાની એક જગા

ફાળવણી સ્ત્રી૦ વહેંચણી

ફાળવવું સ૦ ક્રિ૦ [सं. फाल = માથાના વાળને પાંતી પાડી વહેંચી નાખવા તે] વહેંચવું; હિસ્સા પાડી દેવા [પંચિયું

ફાળિયું ન૦ [જુઓ ફાળ પું૦] ફેંટો (૨)

ફાળો પું૦ હિસ્સો (૨) વહેંચણી (૩) ઉઘરાણું; ટીપ

ફાંક (૦) સ્ત્રી૦ [हिं.] ચીર

ફાંકડું (૦) વિ૦ ફક્કડ (૨) રસિક

ફાંકો (૦) પું૦ તોર; અભિમાન

ફાંટ (૦) પું૦ [सं.] દવાને બે ઉભરા લાવી બનાવેલું પેય

ફાંટ (૦) સ્ત્રી૦ ['ફાંટો'] લૂગડાનો છેડો કે તેની કામચલાઉ કરી લેવાતી ઝોળી જેવું તે

ફાંટો (૦) પું૦ ['ફાટવું' ઉપરથી] શાખા; ભાગ (૨) ફીનો (૩) તરંગ

ફાંદ (૦) સ્ત્રી૦ [सं. फांड] પેટનો ઝૂલતો ભાગ

ફાંદો (૦) પું૦ પ્રપંચ; જાળ

ફાંફાં (૦) ન૦ બ૦વ૦ [રવ૦] ડાફેરિયાં (૨) મિથ્યાં પ્રયત્ન; વલખાં

**ફાંસ** (૦) સ્ત્રી૦ લાકડાની ઝીણી કરચ; ફાચર (૨) આડખીલી [લા.]
**ફાંસલો** (૦) પું૦ [ફાંસો] શિકાર પકડવા ગોઠવાતી એક યુક્તિપૂર્ણ રચના; ફાંદો
**ફાંસવું** (૦) સ૦ક્રિ૦ ફાંસો નાંખવો (૨) ગાળો ઘાલવો (૩) તોડવું (ઉદા૦ ડાળ)
**ફાંસાવું** અ૦ક્રિ૦ ફસડાઈ જવું
**ફાંસિયો** (૦) પું૦ફાંસો દઈ મારનાર;જલ્લાદ
**ફાંસી** (૦) સ્ત્રી૦ફાંસો દઈ મારી નાંખવાની શિક્ષા કે યુક્તિ. **૦ખોલી** સ્ત્રી૦ ફાંસીના કેદી માટેની જેલની ખાસ ઓરડી. **૦ગરો** પું૦ ફાંસિયો
**ફાંસુ** (૦) અ૦ અમસ્તું; ફોગટ [નો ગાળો
**ફાંસો** (૦) પું૦ [सं. पाशक] ફાંદો (૨) દોરડા-
**ફિકર** સ્ત્રી૦ [अ. फ़िक्र] ચિંતા; કાળજી
**ફિક્કાશ** સ્ત્રી૦ ફિક્કાપણું
**ફિક્કું** વિ૦ નિસ્તેજ (૨) નીરસ; મોળું. **૦ફચ(-સ)** વિ૦ સાવ ફિક્કું
**ફિટકાર** પું૦ [प्रा. फिट्ट = નષ્ટ, ધ્વસ્ત + કાર (सं. कृ)] ધિક્કાર; અનાદર. **૦વું** સ૦ક્રિ૦ ફિટકાર કરવો
**ફિટાડ(-વ)વું** સ૦ક્રિ૦ 'ફીટવું'નું પ્રેરક
**ફિડલ** સ્ત્રી૦ [ઇં.] એક વિદેશી તંતુવાદ્ય
**ફિણાવવું** સ૦ ક્રિ૦, **ફિણાવું** અ૦ ક્રિ૦ 'ફીણવું'નું પ્રેરક ને કર્મણિ
**ફિતૂર** ન૦ [अ. फ़ुतूर] ફેલ; ઢોંગ (૨) બળવો; દગો (૩) તોફાન. **-રી** વિ૦ ફિતૂરવાળું; તે કરનારું
**ફિદવી** પું૦ [अ.] ચાકર; દાસ [આસક્ત
**ફિદા** વિ૦ [अ.] ખૂબ ખુશ (૨) અતિ
**ફિનાઈલ** ન૦ [ઇં.] ખાળ ઇ૦ માટે જંતુનાશક એક દવા
**ફિરકો** પું૦ [अ.] કોમ (૨) ટોળી; વર્ગ (૩) એક રાષ્ટ્રની પ્રજા
**ફિરદોસ** સ્ત્રી૦ [अ.] સ્વર્ગ. **-સી** પું૦ એક ફારસી કવિ [પેગંબર
**ફિરસ્તો** પું૦ [फा. फ़िरिश्तह] દેવદૂત (૨)
**ફિરંગી** પું૦ [फा.] પોર્ટુગલ દેશનો વતની (૨) ગોરો

**ફિલમ** [ઇં. फ़िल्म] ફોટો લેવા માટે વપરાતી કચકડા જેવી બનાવાતી પટી (૨) સિનેમાની ફિલમ [સ્ત્રી૦ તત્ત્વજ્ઞાન
**ફિલસૂફ** પું૦ [अ. फ़ैलसूफ़] તત્ત્વજ્ઞાની. **-ફી**
**ફિલ્ડિંગ** સ્ત્રી૦ [ઇં.] ક્રિકેટમાં બૅટ રમનાર પક્ષ સામેના પક્ષનું કામ
**ફિલ્મ** સ્ત્રી૦ [ઇં.] જુઓ ફિલમ
**ફિશિયારી** સ્ત્રી૦ બડાઈ; પતરાજી
**ફિસાદ** સ્ત્રી૦ [अ. फ़साद] તોફાન(૨)હુલ્લડ; બળવો. **-દી** વિ૦ તોફાની(૨)બળવાખોર
**ફિસિયારી** સ્ત્રી૦ ફિશિયારી
**ફિસોટો** પું૦ ફીણનો લોચો
**ફી** સ્ત્રી૦ [ઇં.] લવાજમ (૨) મહેનતાણું
**ફીકાશ** સ્ત્રી૦ ફિક્કાશ (૨) મોળાશ
**ફીકું** વિ૦ જુઓ ફિક્કું. **૦ફચ(-સ)** વિ૦ સાવ ફીકું
**ફીચ** સ્ત્રી૦ [सं. स्फिच्] જાંઘનો ઉપલો ભાગ
**ફીટવવું** સ૦ક્રિ૦ ફિટાડવું [(૨) પતવું
**ફીટવું** અ૦ક્રિ૦ [प्रा. फिट्ट] ટળવું; મટવું
**ફીણ** ન૦ [सं. फेन; प्रा. फेण] પ્રવાહી પર થતો ધોળો પદાર્થ. **૦વું** સ૦ક્રિ૦ ખૂબ ઘૂમરડીને-ફીણ થાય તેમ-એકતાર કરવું (૨) લાભ કાઢવો [લા.]
**ફીત** સ્ત્રી૦ ગૂંથેલી કોર
**ફીફું** ન૦ [રવ૦] અનાજનું ફોતરું – ખોખું [**ફીફાં ખાંડવાં**=નકામી મહેનત કરવી]
**ફીરકી** સ્ત્રી૦ ચકરડી (૨) નાની ફાળકી
**ફીસું** વિ૦ [જુઓ ફશ] ફિક્કું (૨) ઢીલું; ઓછા જોરવાળું; ઝટ ફસકી જાય એવું
**ફીંચ** સ્ત્રી૦ જુઓ ફીચ
**ફીંડલું** ન૦ જુઓ પિલ્લું
**ફીંદવું** સ૦ક્રિ૦ચૂંથવું.(ફીંદાવવું,ફીંદાવું)
**ફુઆજી** પું૦ (માનાર્થે) ફુઓ (૨) ફુઆ-સસરા
**ફુઈ** સ્ત્રી૦ [दे. पुप्फी] ફોઈ. **-ઓ** પું૦ ફોઈનો વર. **-ઓસસરો** પું૦ પત્નીનો કે પતિનો ફુઓ [(અર્થ ૩)
**ફુક્કો** પું૦ મૂત્રાશય (૨) પરપોટો (૩) ફૂલકો
**ફુગાવવું** સ૦ક્રિ૦, **ફુગાવું** અ૦ક્રિ૦ 'ફૂગવું'-નું પ્રેરક ને ભાવે

**ફુગાવો** પું૦ ['ફૂગવું' ઉપરથી] નાણાના ચિહ્નરૂપ કાગળના ચલણમાં અતિ ઘણો વધારો
**ફુજૂલ** વિ૦ [અ.] વધારેલું (૨) નકામું
**ફુટકળ** વિ૦ ફાલતુ; પરચૂરણ (૨) નકામું
**ફુત્કાર** પું૦ [સં.] ફૂંફાડો. ૦વું સ૦ક્રિ૦ ફૂંફાડો મારવો
**ફુદીનો** પું૦ એક વનસ્પતિ
**ફુદ્દી** સ્ત્રી૦ જુઓ ફૂદી; નાની પતંગ
**ફુફવાટો(-ડો)** પું૦[રવ૦]ફૂંફવાડો;જોસથી મારેલી ફૂંક (૨) ગુસ્સાનો આવેશ [લા.]
**ફુરચો** પું૦ [फा. पुर्ज़ह] કકડો
**ફુરજો** પું૦ [અ.] બંદર પરનું જકાત લેવાનું મથક (૨) વહાણો ઠેરવવાનું મથક
**ફુરસદ** સ્ત્રી૦ [अ. फुर्सत] નવરાશ
**ફુલવણી** સ્ત્રી૦ ફૂલવવું તે
**ફુલાટો** પું૦ ['ફૂલવું'] બડાઈ;પતરાજી.**-વટ** સ્ત્રી૦ ફુલાવવું તે.**-વવું** સ૦ક્રિ૦ 'ફૂલવું'નું પ્રેરક. **-વું** અ૦ક્રિ૦ 'ફૂલવું'નું ભાવે. **-શ** સ્ત્રી૦ ફુલાશે
**ફુલેકું** ન૦ વરઘોડો
**ફુલેલ** ન૦ સુગંધીદાર તેલ
**ફુલેવર** [इं. फ्लावर] ફુલ્લી; ગંજીફામાં ફૂલનું પાનું (૨) એક શાક; કોલી ફ્લાવર
**ફુલ્લી** સ્ત્રી૦ જુઓ ફુલેવર (અર્થ ૧)
**ફુવારો** પું૦ [फा. फव्वारह] પાણી ઊડતું પડે એવી રચના (૨) ઝરો
**ફુંગરાવવું** સ૦ક્રિ૦ ગમે તેમ ભરાવીને ઉશ્કેરવું; બહેકાવવું
**ફુંગરાવું** અ૦ક્રિ૦ રિસાવું
**ફૂ** અ૦ [રવ૦] ફૂંફાડાનો એક અવાજ
**ફૂગ** સ્ત્રી૦ [ફૂગવું] ઊબ. ૦વવું સ૦ક્રિ૦ ફુગાવવું. ૦વું અ૦ક્રિ૦ [सं.फक्क અથવા दे. फुग्गफुग्ग=વીખરાયેલા ફૂલેલા વાળવાળું] ઊબ વળવી(૨) ફૂલવું (૩) બહેકવું
**ફૂટ** પું૦ [इं.] બાર ઇંચનું માપ કે તેવડી પટી
**ફૂટ** સ્ત્રી૦ ફૂટવું તે(૨)ફાટ(૩)ભંગાણ;કુસંપ
**ફૂટ** ન૦ સક્કરટેટી જેવું ફળ; ચીભડું
**ફૂટડું** વિ૦[सं. स्फूट; प्रा. फुड] સુંદર; રૂપાળું
**ફૂટપાથ** પું૦ [इं.] પગે જનારા માટે શહેરી રસ્તાની બાજુ પર હોતી પગથી
**ફૂટબૉલ** પું૦ [इं.] હવા ભરેલો મોટો દડો કે એનાથી રમવાની રમત
**ફૂટવું** અ૦ક્રિ૦ [प्रा. फुट्ट] ખીલવું; વિકસવું; ઊગવું; પલ્લવિત થવું (૨) તૂટવું; ભાગી જવું (૩) જોરથી ફાટવું (૪) ખુલ્લું થવું; ઉઘાડું પડી જવું (૫) ફરી જવું; દગો દેવો
**ફૂટાફૂટ** સ્ત્રી૦ ઉપરાઉપરી ફૂટવું તે (૨) કુસંપ (૩) ભંગાણ
**ફૂદડી** સ્ત્રી૦[अप. फुडिअ (सं. स्फुरित)] ગોળ ગોળ ફરવું તે (૨ તારાના કે ફૂલના જેવું ચિહ્ન
**ફૂદું** ન૦ [अप. फुडिअ (प्रा. फुरिअ;सं. स्फुरित) ઉપરથી] પાંખોવાળું નાનું જીવડું (૨) પતંગિયું
**ફૂમતું** ન૦ [प्रा. फुम] છોગું; કલગી
**ફૂર્તિ** સ્ત્રી૦[सं. स्फूर्ति] જાગૃતિ (૨) ઉત્સાહ. ૦લું વિ૦ ફૂર્તિવાળું
**ફૂલ** ન૦ [अप. फुल; प्रा. फुल्ल (सं. फुल्ल)] પુષ્પ; તેના આકારની વસ્તુ (૨) આંખનો રોગ (૩) એક ઘરેણું (૪) ફૂલકોબી (૫) પતરાજી; ગર્વ. ૦ક(૦ર)ણી સ્ત્રી૦ એક જાતનું દારખાનું. ૦કો પું૦ નાની ફુલાવેલી રોટલી (૨) કોઈ પણ વસ્તુનું ફૂલવું તે (૩)ફુલાવીને રમવાની રબરની ટોટી;ફુક્કો. ૦કોબી(૦જ) સ્ત્રી૦ એક શાક; ફૂલ. ૦ગજરો પું૦ ફૂલની કલગી. ૦ગૂંથણી સ્ત્રી૦ ફૂલ ગૂંથવાં તે (૨) વસ્તુની બંધબેસતી સંકલના [લા.]. ૦ઝાડ ન૦ ફૂલને જ માટે ઉગાડાતું ઝાડ કે છોડ. ૦ડું ન૦ ફૂલ. ૦ડોલ પું૦ એક ઉત્સવ. ૦ણજી(-શી) વિ૦ (૨) પું૦ વખાણ કર્યાથી ફુલાઈ જાય તેવું. ૦દાન ન૦ ફૂલ મૂકવાનું પાત્ર. ૦ફટાક(-કિયું) વિ૦ વરણાગિયું (૨) નાજુક; તકલાદી. **-ફેલ઼ુ** વિ૦ ફૂલની જેમ ખીલેલું; કોમળ. ૦બેસણી સ્ત્રી૦ ફૂલની દાંત નીચેનો ભાગ જેના ઉપર આખું ફૂલ બેસે છે;

'રિસેપ્ટેકલ' [વ. વિ.]. ૦મણિ પું૰ પુંકેસર અને સ્ત્રીકેસરને ફરતી રંગબેરંગી સુગંધી પાંખડીવાળો ભાગ [વ. વિ.]. ૦વડી સ્ત્રી૦ એક જાતની વડી. ૦વવું સ૰ક્રિ૰ ફુલાવવું. ૦વાડી સ્ત્રી૦ ફૂલ-ઝાડની વાડી

ફૂલવું અ૰ક્રિ૰ [પ્રા. फुल्ल] ઊપસવું (૨) ખીલવું (૩) હરખાવું (૪) બડાઈ મારવી (૫) બહેકવું. ૦ફાલવું અ૰ક્રિ૰ બરોબર ખીલવું ને વધવું

ફૂલું ન૰ આંખનો એક રોગ

ફૂલ્સકૅપ પું૰[ઇં.]અમુક વિશિષ્ટ કદનો કાગળ

ફૂવડ વિ૰ આળસુ (૨) ગંદું. ૦તા સ્ત્રી૦

ફૂસ સ્ત્રી૦ ફૂશ (૨) વિ૰ રદ્દી (૩) ન૰ઘાસ (સૂકું); ખડ. ૦ફાસ,૦ફાસિયું,-સિયું વિ૰ હલકું; નિર્માલ્ય; ફાસફૂસિયું

ફૂં અ૰ [રવ૰] એવો અવાજ; ફૂ

ફૂંક સ્ત્રી૦ [દ્દ.फुंका] મોંથી પવન ફેંકવો તે (૨) પ્રાણ. ૦ણી સ્ત્રી૦ ફૂંકવાની રીત કે ભૂંગળી

ફૂંકવું સ૰ક્રિ૰ [પ્રા. फुक्क (સં. फुत् + कृ)] ફૂંક મારવી (૨) ફૂંકીને વગાડવું (૩) દેવાળું કાઢવું(૪)પંપાળવું.[ફૂંકી મૂકવું= બાળી મૂકવું]

ફૂંફાર(-રો) પું૰ [પ્રા.फुंकार (સં. फुत्कार)] ફૂંક (૨) ફૂંફવાટો. ૦વું સ૰ક્રિ૰ મોંમાં પાણી ભરી ફૂંકથી છાંટવું (૨) ફૂંક કે ફૂંફાડો મારવો [પ્રેરક ને કર્મણિ

ફૂંફાવવું સ૰ક્રિ૰, ફૂંફાવું અ૰ક્રિ૰'ફૂંકવું'નું

ફૂંફવાટો(-ડો),ફૂંફાટો(-ડો)પું૰ ફુફવાટો

ફૅચો(-ચ્ચો) પું૰ જુઓ ફીચ

ફેજ પું૰ [અ.] ખરાબી; દુર્દશા (૨)શિક્ષા

ફેઝ સ્ત્રી૦ [તુર્કી] એક જાતની મુસલમાની ટોપી

ફેડ(ફે)અ૰ [રવ૰] એવા અવાજ સાથે

ફેડણ વિ૰ ફેડનારું. -વું સ૰ક્રિ૰ [પ્રા. फेड] દૂર કરવું; ટાળવું; મટાડવું (૨) અદા કરવું; વાળવું

ફેણ (ફે) સ્ત્રી૦ જુઓ ફણા

ફેણ (ફે) ન૰ [સં. फेन] ફીણ

ફેદો પું૰ લોચો [ફીણવાળું

ફેન ન૰ [સં.] ફીણ. -નિલ વિ૰ [સં.]

ફેફર સ્ત્રી૦ [પ્રા. फुर (સં. स्फुर्) ઉપરથી] શેથર. -રાવું અ૰ક્રિ૰ ફેફર આવવી

ફેફરી સ્ત્રી૦, -રું ન૰ [પ્રા. फुर (સં स्फुर्) ઉપરથી] વાઈ [કાઢવાનું અંગ

ફેફસું ન૰ [સં.फुफ्फुस] શરીરનું હવા લેવા-

ફેબ્રુઆરી પું૰[ઇં.]ઈસ્વી સનનો બીજો માસ

ફેર પું૰ [દે. फेरण] ફરક; તફાવત (૨) તમ્મર (૩) પેચ (૪) ઘેરાવો (૫)લૂગડાની ફડક (૬) ચક્કર; મધારેપડતું ફરવાનું થવું તે (૭) ફેરવવાની ખીલી (ઉદા૰ લવિંગિયાનો ફેર) (૮) અ૰ ફરીથી. ૦ફૂંડાળું ન૰ ચક્કર (૨) ગૂંચવાડો. ૦ણી સ્ત્રી૦ ફેરી (૨) રખડપટ્ટી. ૦ફાર પું૰ ફરક; તફાવત (૨) સુધારો (૩) બદલી. ૦બદલ વિ૰ ફેરબદલીવાળું. ૦બદલી સ્ત્રી૦, ૦બદલો પું૰ અરસ-પરસ ફેરફાર; અદલાબદલી. ૦વવું સ૰ક્રિ૰ 'ફરવું'નું પ્રેરક

ફેરાવો પું૰ ફેર; ઘેરાવો (૨) ચક્કર

ફેરિયો પું૰ ફેરી કરનાર

ફેરિસ્ત સ્ત્રી૦ [અ૰ फिहिस्त] યાદી; ટીપ

ફેરી સ્ત્રી૦ ['ફેર' ઉપરથી] ચક્કર; આંટો (૨) વખત; વાર (૩) કોઈ પણ વસ્તુ વેચવા માટે ફરવું તે. -રો પું૰ આંટો (૨) વારો (૩) ચક્કર. [ફેરા ફરવા= અગ્નિની પ્રદક્ષિણા કરવી (લગ્નવિધિમાં)]

ફેલ (ફે) પું૰ [अ. फअल] ઢોંગ

ફેલ (ફે) સ્ત્રી૦ [ફેલ] લટ; સેર

ફેલાવ (ફે) પું૰ [પ્રા. पयल्ल (સં. प्रसृ)= ફેલાવું; પ્રસરવું]વિસ્તાર; પ્રસાર (૨)વૃદ્ધિ. ૦વું સ૰ક્રિ૰ફેલાય તેમ કરવું. -વું અ૰ક્રિ૰ પ્રસરવું] (૨) વધવું. -વો પું૰ ફેલાવ

ફેલું (ફે) ન૰[પ્રા. पयल (સં. प्रचल) =લટકવું; ફરકવું] (દોરડું ભાગતાં મુકાતી) તારની લટ. [૦મૂકવું =ફાંસ નાખવી]

ફેલો (ફે) પું૰ [ઇં.] કૉલેજમાં ગ્રૅજ્યુએટ

થયા બાદ આગળ અભ્યાસ માટે અપાતું એક પદ
**ફૅશન** સ્ત્રી૦ [इं.] આચારવિચારમાં અમુક ખાસ વલણ-ઝોક કે વિશેષતા. **-નેબલ** વિ૦ [इं.] ફૅશનવાળું
**ફૅસલો** (ફે) પું૦ [अ.] નિકાલ; ફેંસલો
**ફેંકવું** (ફેં૦) સ૦ક્રિ૦ નાખવું (૨) ગપ મારવી [લા.]
**ફેંટ** (ફેં૦) સ્ત્રી૦ કમરની આજુબાજુનો [લૂગડાનો બંધ
**ફેંટ** સ્ત્રી૦ [રવ૦] થપાટ; ધબ્બો
**ફેંટો** (ફેં૦) પું૦ લૂગડું; ફાળિયું [નાખવું
**ફેંદવું** (ફેં૦) સ૦ક્રિ૦ ફીંદવું; ચૂંથવું (૨) વિખેરી
**ફેંસલો** (ફેં૦) ફેસલો; નિકાલ
**ફૅડકો** પું૦ [રવ૦] લૂગડાની ઝપટ (૨) ધૂમાધૂમ
**ફોઇયાત** વિ૦ ફોઈનું, -ને લગતું. **-રું** વિ૦ ફોઈ તરફનું
**ફોઈ** સ્ત્રી૦ બાપની બહેન. ૦જી સ્ત્રી૦ (માનાર્થે) ફોઈ (૨) ફોઈસાસુ. ૦બા સ્ત્રી૦ ફોઈ. ૦સાસુ સ્ત્રી૦ પતિ કે પત્નીની ફોઈ
**ફોક** વિ૦ [दे. फुक्का मिथ्या] ફોગટ; રદ. ૦ટ વિ૦ (૨) અ૦ નકામું; વ્યર્થ. ૦ટિયું વિ૦ મફતિયું (૨) નકામું
**ફોકસ** ન૦ [इं.] દૂરબીન; કૅમેરા ઇ૦નું અમુક ખાસ કેન્દ્ર કે બિન્દુ જ્યાં પ્રતિબિંબ બરોબર સાફ હોય છે
**ફોગટ(-ટિયું)** જુઓ ફોકટ,-ટિયું
**ફોજ** (ફો) સ્ત્રી૦ [फा.] સેના. ૦દાર પું૦ એક પોલીસ અમલદાર. ૦દારી વિ૦ કાયદાથી શિક્ષાપાત્ર ગુના સંબંધી, 'ક્રિમિનલ' (૨) સ્ત્રી૦ ફોજદારનું કામ કે પદ (૩) ફોજદારી અદાલત
**ફોટો(૦ગ્રાફ)** પું૦ [इं.] છબી. ૦ગ્રાફર પું૦ છબી પાડનાર કે તેનો ધંધાદાર. ૦ગ્રાફી સ્ત્રી૦ છબી પાડવાની કળા
**ફોડ** પું૦; સ્ત્રી૦ [प्रा. फोड (सं. स्फोटय्)] ફોડવું તે (૨) વિગત (૩) નિકાલ (૪) વહેંચણી. ૦ણી સ્ત્રી૦ ફોડવાની ક્રિયા
**ફોડલી** સ્ત્રી૦ [प्रा. फोड] ફોલ્લી. **-લો** પું૦ ફોલ્લો
**ફોડવું** સ૦ક્રિ૦ ફૂટે એમ કરવું (૨) -નો નિકાલ લાવવો (૩) ન૦ સમારીને કરેલો શાક ઇ૦ નો કકડો (૪) દહીંનું ખડબું
**ફોતરી** સ્ત્રી૦ બિંગડું; પોપડી. **-રું** ન૦ છોતરું (૨) કાગળનો ટુકડો
**ફોદું** વિ૦ ખાલી ફૂલેલું. **-દો** પું૦ લોચો (દૂધદહીં ઇ૦ નો)
**ફોન** પું૦ [इं.] ટેલિફોન
**ફોનોગ્રાફ** ન૦ [इं.] જુઓ ગ્રામોફોન
**ફોફળ** ન૦ [प्रा. पोप्फल (सं. पूगफल)] સોપારી. **-ળી** સ્ત્રી૦ સોપારીનું ઝાડ
**ફોફું** ન૦ [दे.पुप्फुअ]=ફૂલેલું, જાડું] ખાલી ફૂલેલું - શક્તિ વગરનું માણસ (૨) સીંગનું ફોતરું
**ફોફૈયો** પું૦ પાણીથી ભરેલો ફોલ્લો
**ફોમ** (ફો) સ્ત્રી૦ [જુઓ ફામ] યાદ
**ફોરન** (ફો) અ૦ [अ.] ઝટપટ; જલદી [[લા.]
**ફોરમ** [अ.] સ્ત્રી૦ સુગંધ; સુવાસ (૨) આબરૂ
**ફોરવવું** સ૦ક્રિ૦ 'ફોરવું'નું પ્રેરક [ફેલાવી
**ફોરવું** અ૦ક્રિ૦ [જુઓ 'ફોરમ'] સુવાસ
**ફોરું** (ફો) વિ૦ [प्रा. फुर सं. (स्फुर् ઉપરથી)] ચંચળ; ચાલાક (૨) જરા મોટું; ખૂલતું (૩) હલકું; અલ્પ વજનવાળું
**ફોરું** ન૦ છાંટો; ટપકું
**ફોલ** પું૦ [प्रा. फोड (सं. स्फोटय् ઉપરથી)] ફોલીને કાઢેલું તે (૨) કચૂકા કાઢી નાખેલી આંબલી. ૦વું સ૦ ક્રિ૦ છોડાં વગેરે કાઢી ચોખ્ખું કરવું
**ફોલ્લી** સ્ત્રી૦ ['ફોડલી' ઉપરથી] નાનો ફોલ્લો **-લ્લો** પું૦ ગૂમડું (૨) ઝળેળો
**ફોસલામણ(-ણી)** સ્ત્રી૦ [प्रा. फुसणा] પટામણ (૨) છેતરામણ. **-ણું** વિ૦ (૨) ન૦ પટામણું
**ફોસલાવવું** સ૦ક્રિ૦ પટાવવું; છેતરવું
**ફોસલાવું** અ૦ક્રિ૦ છેતરાવું; પટાવું
**ફૉસ્ફરસ** પું૦ [इं.] હવા લાગતાં સળગી ઊઠે એવું એક રસાયન (દીવાસળીમાં વપરાય છે.)
**ફ્યૂઝ** પું૦ [इं.] વીજળીના જોડાણમાં રખાતો

નબળો તાર જે વધુ દબાણ આવતાં પીગળી જાય છે [પ. વિ.] [ભાષા
**ફ્રેંચ** વિ૰ [ઇં.] ફ્રાંસ દેશનું (૨) સ્ત્રી૰ ફ્રાંસની
**ફ્લાયવ્હીલ** (વી') ન૰ [ઇં.] ગતિ કાયમ રાખવા વપરાતું મોટું પૈડું [પ. વિ.]
**ફ્લોરીન** પું૰ [ઇં.] એક વાયુ [ર. વિ.]

# બ

**બ** પું૰ [સં.] ત્રીજો ઓષ્ઠ્ય વ્યંજન
**બક** પું૰ [સં.] બગ; બગલો
**બકડિયું** ન૰ [બે + કડુ] એક વાસણ
**બકધ્યાન** ન૰ બગલા જેવું દંભી ધ્યાન – ધ્યાનનો ઢોંગ; ધૂર્તતા
**બકનળી** સ્ત્રી૰ લાંબાટૂંકા છેડાવાળી વાળેલી નળી; 'સાઈફન' [પ. વિ.]
**બકબક** સ્ત્રી૰, **–કાટ(–ટો, –રો)** પું૰ [પ્રા. बुक्क] નકામો લવારો–ડાચાકૂટ
**બકરી** સ્ત્રી૰ [સં. वर्कर] બકરાની માદા
**બકરીઈદ** સ્ત્રી૰[અ. वकर्+ईद] મુસલમાનોનો કુરબાનીનો એક તહેવાર
**બકરું** ન૰ એક ચોપગું. **–રો** પું૰ બકરાનો નર (૨) રેલવેનાં વેગનોને ધકેલવા માટે પૈડાં નીચે રેલ પર મૂકીને વાપરવાનું એક લાંબું કોશ જેવું સાધન
**બકલ** ન૰ [ઇં.] કમરપટો તંગ કરવા વપરાતી અણીદાર જીભોવાળી કડી
**બકવા,૦ટ(–દ)** પું૰ લવારો
**બકવું** સ૰ક્રિ૰ નકામો લવારો કરવો (૨) બોલવું (તિરસ્કારમાં) (૩) હોડ–શરત લગાવવી
**બકવૃત્તિ** સ્ત્રી૰ [સં.] બગલા જેવી વૃત્તિ; બકધ્યાનીની દંભી સ્વાર્થસાધુ વૃત્તિ
**બકાત** વિ૰ [અ. वाकियात] વાપરતાં વધેલું; (૨) બાકી
**બકારી** સ્ત્રી૰ ઊલટીનો ઊબકો
**બકારો** પું૰ [દે. बुक्कार] બૂમ (૨) બકવાદ
**બકાલ** પું૰[અ. वक्काल] કાછિયો(૨)વાણિયો (તુચ્છકારમાં). **–લું** ન૰ લીલોતરી; શાક (૨) બકાલનો ધંધો
**બકુલ** ન૰[સં.]બોરસલીનું ઝાડ(૨)તેનું ફૂલ
**બકોર** પું૰ [દે. बुक्कार] ઘોંઘાટ; કોલાહલ
**બક્ષવું** સ૰ક્રિ૰ [ફા. बख्शीदन] ભેટ તરીકે આપવું (૨) આપવું
**બક્ષિશ(–સ)** સ્ત્રી૰ [ફા.] ભેટ. **૦પત્ર** ન૰ બક્ષિસ આપ્યા બાબતનું લખાણ-દસ્તાવેજ
**બક્ષી** પું૰ [ફા.] લશ્કરને પગાર આપનાર અમલદાર
**બખડિયું** ન૰ જુઓ બકડિયું
**બખતર** ન૰ [ફા. बक्तर] લોઢાનો પોશાક; કવચ; બખ્તર. **–રિયો** પું૰ બખ્તરવાળો યોદ્ધો
**બખારો** પું૰ મોટો ધાંટો; બુમાટો. **–રિયું** વિ૰ બખારા કરવાની ટેવવાળું. **–ળો** પું૰ બખારો; બુમાટો
**બખિયો** પું૰ [ફા. बख्यह] આંટી દઈને ભરેલો દોરાનો ટાંકો
**બખું** ન૰ બાકોરું; બાકું
**બખેડો** પું૰ મારામારી; ટંટો [વગેરેમાં)
**બખોલ** સ્ત્રી૰ બખું–પોલાણ (ઝાડ, પહાડ
**બખ્ખડ** વિ૰ ખબ્બડ; જાડું; ઘટ્ટ
**બખ્તર,–રિયો** જુઓ બખતરમાં
**બગ** પું૰ [સં. बक; પ્રા.] બગલો
**બગડવું** અ૰ક્રિ૰[બગાડ] ખરાબ થવું (૨) ભ્રષ્ટ થવું (૩) અણબનાવ હોવો કે થવો
**બગડો** પું૰ [સં. द्विकः] બેનો આંકડો
**બગદો** પું૰ કચરો; પૂંજો
**બગધ્યાન** ન૰ જુઓ બકધ્યાન
**બગબગું** ન૰ ભળભાંખળું; મળસકું
**બગભગત** પું૰ બગલા જેવો દંભી ભગત
**બગરી** સ્ત્રી૰, **–રું** ન૰ ઘી તાવવાથી ઉપર તરી આવતો કચરો (૨) ઘીતેલનો રગડો
**બગલ** સ્ત્રી૰[ફા.] ખભા તળેનો હાથના મૂળ

આગળનો ખાડો. ૰થેલી સ્ત્રી૰ ખભા ઉપર ભેરવતાં બગલ નીચે લટકતી રહે તેવી થેલી. ૰ભરચું વિ૰ –ની ઓથ કે બગલમાં ભરાઈ રહેતું (૨) ગટ્ટં. –લિયો પું૰ ગમે ત્યારે ગમે તેવું કામ દે એવો માણસ
**બગલી** સ્ત્રી૰ [સં. वक, પ્રા. वग ઉપરથી] બગલાની માદા. –લું ન૰ એક પંખી. –લો પું૰ નર બગલું [માંથી ઊઠતાં)
**બગવાવું** અ૰ક્રિ૰ બાઘા જેવા થવું (ઊંઘ-
**બગાઈ** સ્ત્રી૰ [दे. विग्गाइआ; विग्गाइ] ઢોર વગેરે પર બેસતી એક જાતની માખ
**બગાડ** પું૰[સં. विघटन] નુકસાન(૨)વિકાર; સડો (૩) અણબનાવ (૪) ભ્રષ્ટતા. ૰વું સ૰ક્રિ૰ બગાડ કરવો. –ડો પું૰ બગાડ
**બગાસું** ન૰ [સં. विकस्; પ્રા. विगस] ઊંઘ ભરાતાં કે કંટાળાને વખતે દીર્ઘ શ્વાસ લેતાં મોં ફાડવું તે [ઘોડાગાડી
**બગી** સ્ત્રી૰ [ इं. वग्गी] એક જાતની
**બગીચો** પું૰ [फा. वाग्चह] બાગ
**બચકારો** પું૰ [રવ૰] બચબચ અવાજ (જેમકે ખાતાં) [–કું ન૰ પોટલું
**બચકી** સ્ત્રી૰ [तुर्की वुकचह ] નાની પોટલી.
**બચકું** ન૰ કરડવું તે; ડાકું (૨) બચકામાં માય એટલો ટુકડો
**બચકો** પું૰ મોટી બચકી: પોટલું
**બચત** વિ૰ [જુઓ બચવું] વધેલું (૨) સ્ત્રી૰ બચેલું તે (૩) બચાવેલી રકમ
**બચપણ** ન૰ [જુઓ બચ્ચું] બાળપણ
**બચબચ** અ૰ [રવ૰] ધાવવાનો અવાજ
**બચરવાળ** વિ૰ બચ્ચાંકચ્ચાંવાળું
**બચવું** અ૰ક્રિ૰ [સં. वञ्च्] ઊગરવું(૨)વધવું; સિલક રહેવું
**બચાવ** પું૰ [જુઓ બચવું] સંરક્ષણ (૨) બચત. ૰પક્ષ પું૰ બચાવ કરનારો પક્ષ. ૰વું સ૰ક્રિ૰ 'બચવું'નું પ્રેરક
**બચી** સ્ત્રી૰[જુઓ બચ્ચું] છોકરી; દીકરી
**બચી** સ્ત્રી૰ [રવ] ચુંબન
**બચુ** પું૰ (૨) સ્ત્રી૰ [જુઓ બચ્ચું] છોકરા કે છોકરીને માટે લાડવાચક શબ્દ
**બચોળિયું** ન૰ બચ્ચું; નાનું બાળક
**બચ્ચાંકચ્ચાં** ન૰બ૰વ૰ નાનાં છોકરાં
**બચ્ચી** સ્ત્રી૰ જુઓ બચી
**બચ્ચું** ન૰ [फा. वच्चाह] બાળક (પ્રાયઃ પશુનું). –ચ્ચો પું૰ છોકરો (૨) માણસ –'એની માનો દીકરો,' એવો ભાવ બતાવે છે. ઉદા૰ બચ્ચો હોય તે હવે આવે [લા.]
**બજર** પું૰; સ્ત્રી૰ તમાકુ; છીંકણી
**બજરબટ્ટુ(–ટ્ટું)** ન૰ પોયણીનું ફળ (૨) રીંછના મોંમાં ઘાલીને કાઢી લીધેલો કાળો મણકો (નજર ન લાગે માટે બાળકને કોટે બાંધવાનો)
**બજરંગ(–ગી)** પું૰ [સં. वज्रांग] હનુમાન
**બજરિયું** ન૰ બજર–છીંકણીની ડાબલી
**બજવણી** સ્ત્રી૰ ['બજાવવું' ઉપરથી] અમલમાં મૂકવું–મુકાવું તે
**બજવું** અ૰ક્રિ૰ [પ્રા. वज्ज] અમલમાં આવવું –મુકાવું (૨) વાગવું (વાદ્યનું; કલાકનું). –વૈયો પું૰ કુશળ વાદ્ય વગાડનારો
**બજાજ** પું૰ [अ. वज्जाज] કાપડિયો (૨) એક મારવાડી અટક [ઉપર નાચનાર નટ
**બજાણિયો** પું૰ [બજાવવું] ઢોલી (૨) દોરડાં
**બજાર** પું૰; સ્ત્રી૰; ન૰ [फा. वाजार] ચૌટું; હાટ (૨) ગુજરી (૩) ભાવ; દર (૪) ખપત; ખરીદ. –રુ વિ૰ બજારનું; સાધારણ; હલકું (૨) બજારમાં ચાલતું; ઊડતું; સત્તાવાર નહિ એવું
**બજાવણી** સ્ત્રી૰ જુઓ બજવણી. –વું સ૰ક્રિ૰ 'બજવું'નું પ્રેરક
**બઝાડવું** સ૰ક્રિ૰ 'બાઝવું'નું પ્રેરક (૨) માથે નાખવું; ગળે વળગાડવું [લા.]
**બટ** વિ૰ [સં. वट; કે वृत्त (પ્રા. वट्ट)] ભરાવદાર (૨) નક્કર; ઘટ
**બટક** વિ૰ [રવ૰] બરડ. ૰ણ(–ણું) બરડ; બટકી જાય તેવું [કરડકણું
**બટકણ(–ણું)** વિ૰ [ જુઓ બટકું ]
**બટકબોલું** વિ૰ [બટકું + બોલવું] રોકડું પરખાવી દેનારું–કહી દેનારું (૨) ટીખળ કરનાર; વિનોદી

**બટકવું** અ૦ક્રિ૦ ['બટક' રવ૦] ભાંગી જવું (૨) ખરી જવું
**બટકાવું** અ૦ક્રિ૦ ફાંસાઈ જવું (૨) ફેઉ ફેઉ ફાટી જવું (કપડા માટે)
**બટકું** ન૦[સં. વંટક] બચકું; ડાકું (૨) કડકો
**બટકું** વિ૦ [સં. વંટક] ઠીંગણું
**બટન** [ઇં.] બોરિયું; બુતાન (૨) વીજળી ચલાવના દાબવાની બોરિયા જેવી કળ
**બટમોગરો** પું૦ ઘણી પાંખડીઓવાળો મોગરો
**બટવો** પું૦ [સં. વૃત્ત (પ્રા. વટ્ટ) ઉપરથી] વાટવો (૨) બેઠા ઘાટનો લોટો
**બટાઉ** વિ૦ [સં. વંટ્ ઉપરથી] ઉડાઉ
**બટાકો(-ટો)** પું૦ [પો. વટાટા] એક કંદ
**બટાવું** અ૦ક્રિ૦ [દે. વટ્ટ=હાનિ; બટ્ટો] (અનાજ કે ખાવાનું) ઘણો વખત પડી રહેવાથી વાસ મારવી-પાછું વળવું
**બટુ** પું૦[સં.] નાનો છોકરો. ૦ક પું૦ [સં.] જનોઈ દીધા વગરનો છોકરો (૨) ઠીંગણો માણસ [રામપાતર
**બટેરું** ન૦ [દે. વટ્ટ; વટ્ટ] મોટું કોડિયું;
**બટ્ટો** પું૦ [દે. વટ્ટ=હાનિ] આળ; તહોમત (૨) ડાઘ; લાંછન
**બડ** વિ૦ [દે.] મોટું
**બડઘો** પું૦ જાડો લઠ્ઠ માણસ
**બડકું** ન૦ છણકો; તરછોડી નાખવું તે. **-કો** પું૦જાડી બુદ્ધિનો, અડબંગ માણસ
**બડબડ** સ્ત્રી૦ (૨) અ૦ [પ્રા.] બકબક; લવલવ. ૦વું અ૦ક્રિ૦ બબડવું; બડબડ કરવું (૨) અણગમાને કારણે મનમાં ગણગણવું(૩)વઢવું. **-ડાટ** પું૦ બડબડવું તે. **-ડાટિયું, -ડિયું** વિ૦ બડબડાટ કરનારું [ભાગ્યશાળી
**બડભાગી** વિ૦ [બડ+ભાગ્ય] મહા
**બડમૂછિયો, બડમૂછો** વિ૦ પું૦ મૂછો વગરનો
**બડવું** ન૦ મિજાગરું
**બડવો** વિ૦પું૦ [પ્રા. વડુઅ(સં. વટુક)]માથું મૂંડાવેલો; કદરૂપો (૨) પું૦ જેને જનોઈ દેવામાં આવતું હોય તે છોકરો (૩) છોલેલી શેરડી કે સાંઠાનો કકડો
**બડાઈ** સ્ત્રી૦ ['બડુ' ઉપરથી] મોટાઈ (૨) મગરૂરી
**બડાબૂટ** અ૦ વેરણછેરણ; અવ્યવસ્થિત
**બડાશ** સ્ત્રી૦ બડાઈ; ફૂલ
**બડી ફજર** સ્ત્રી૦ [હિં.] મળસકું
**બડું** વિ૦ [દે. વઙ] મોટું; ભારે
**બડૂકો** પું૦ [રવ૦] કઠણ વસ્તુ લાગતાં કે ચાવતાં થતો અવાજ
**બઢતી** સ્ત્રી૦ આબાદી (૨) પગારમાં વધારો
**બઢવું** અ૦ક્રિ૦ [પ્રા. વડ્ઢ] બઢતી થવી
**બણગું** ન૦ [સં. વણ્ ઉપરથી] રણશિંગું (૨) હુલ્લડ (૩) વખાણ; ગપગોળો [લા.]
**બણબણ** અ૦[રવ૦](૨)ન૦ બણબણાટ. ૦વું અ૦ક્રિ૦ બણબણાટ કરવો. **-ણાટ** પું૦ બણબણ અવાજ (માખો ઇ૦નો)
**બતક** ન૦; સ્ત્રી૦ [અ.] એક પક્ષી (૨) બતકના આકારનું પાણી રાખવાનું પાત્ર
**બતાડ(-વ)વું** સ૦ક્રિ૦[પ્રા. વત્ત (સં. વ્યક્ત)] દેખાડવું
**બત્તી** સ્ત્રી૦ [પ્રા. વત્તિ (સં. વર્તિ)] દિવેટ (૨) દીવો (૩) ઉશ્કેરણી; ઉત્તેજન [લા.]
**બત્તો** પું૦ દસ્તો (ખલ વગેરેનો)
**બત્રીશ(-સ)** વિ૦[સં. દ્વાત્રિંશત્; પ્રા. વત્તિસં] '૩૨'. ૦લક્ષ(-ખ)ણું વિ૦ સંપૂર્ણ માણસનાં બત્રીસ લક્ષણવાળું (૨)લુચ્ચું; પેક [લા.]. **-શી(-સી)** સ્ત્રી૦ બત્રીસ દાંત (૨) બત્રીસ વસ્તુઓનો સમૂહ (૩) સ્વાદિષ્ટ ભોજન [**બત્રીશીએ ચડવું**= લોકચર્ચાનો વિષય બનવું;વગોવાવું]. **-સું** ન૦ બત્રીસ વસાણાંનું ચૂર્ણ (સુવાવડીનું)
**બથાવવું** સ૦ક્રિ૦ થકવી નાખવું (૨) પચાવી પાડવું [લડવું તે
**બથ્થંબથ્થા** સ્ત્રી૦બાથમાં પકડી પકડીને
**બદ** સ્ત્રી૦ જાંઘના ખૂણામાં થતું ગરમીનું એક દરદ
**બદ** વિ૦ [ફા.] ખરાબ; હીન (સમાસમાં પૂર્વપદ તરીકે પ્રાય: વપરાય છે).૦ગોઈ

સ્ત્રી૦ [ફા.] નિંદા; ચૂગલી. ૦ચાલ સ્ત્રી૦ દુરાચરણ (૨) વિ૦ દુરાચરણી. ૦દાનત સ્ત્રી૦ હરામ દાનત; બેઈમાની. ૦દુઆ (-વા) સ્ત્રી૦ શાપ
**બદન** ન૦ [ફા.] શરીર (૨) કુડતું; પહેરણ
**બદનક્ષી** સ્ત્રી૦ બદનામી
**બદનામ** વિ૦ બદનામી પામેલું. **-મ** ન૦, **-મી** સ્ત્રી૦ બટ્ટો; લાંછન; નામોશી
**બદનું** ન૦, **-નો** પું૦ પાણીનું કૂંડું કે કુલડી (કડિયાકામમાં)(૨) જાજરૂમાં લઈ જવાનું ડબલું [અનીતિ; દુરાચરણ
**બદફેલ** વિ૦ [ફા.] દુરાચારી. **-લી** સ્ત્રી૦
**બદબદવું** અ૦ક્રિ૦ જંતુઓથી ખદબદ થવું; કોવાવું
**બદબો**(૦ઈ) સ્ત્રી૦[ફા.] દુર્ગંધ(૨)બદનામી
**બદમાશ(-સ)** વિ૦ [ફા.] કાળાં કર્મ કરનાર; લુચ્ચું; દુરાચારી. **-શી(-સી)** સ્ત્રી૦ નીચતા; લુચ્ચાઈ (૨) દુરાચાર; વ્યભિચાર
**બદર** ન૦ [સં.] બોર. **-રિ, -રિકા, -રી** સ્ત્રી૦ [સં.] બોરડી. **-રી નાથ, -રી નારાયણ** પું૦ હિમાલયમાં આવેલા બદરિકાશ્રમના દેવ કે તેમનું ધામ
**બદલ** અ૦ [અ.] સાટે; અવેજમાં. ૦વું સ૦ક્રિ૦ ફેરફાર કરવો (૨) -ને બદલે બીજું આપવું - લેવું. **-લાવું** અ૦ક્રિ૦ 'બદલવું'નું કર્મણિ(૨)પલટો થવો; ફરવું. **-લી** સ્ત્રી૦ બદલાવું કે બદલવું તે; ફેરફાર (૨) નોકરીનું કે કામનું સ્થાન કે પ્રકાર ફેરવવાં તે.[**બદલીમાં હોવું**=અવેજીમાં હોવું]. **-લે** અ૦ બદલ. **-લો** પું૦ સાટું; અવેજ (૨) ફેરફાર (૩) વેર; પ્રતિકાર
**બદવું** સ૦ક્રિ૦ ગાંઠવું; હુકમ માનવો
**બદશિકલ** વિ૦ [બદ+શિકલ]વરવું;બેડોળ
**બદસૂરત** વિ૦ [ફા.] વરવું; કદરૂપું
**બદહજમી** સ્ત્રી૦ [ફા.] અપચો
**બદામ** સ્ત્રી૦ [ફા. बादाम] એક સૂકો મેવો (૨)હિસાબમાં એક હલકું ચલણ. **-મી** વિ૦ભૂખરું લાલ(૨)બદામનું;બદામસંબંધી
**બદી** સ્ત્રી૦ [ફા.] દુરાચરણ; અનીતિ (૨) કુટેવ (૩) નિંદા
**બદ્ધ** વિ૦ [સં.] બાંધેલું (૨) બંધાયેલું
**બધિર** વિ૦ [સં.] બહેરું [ઠેકાણે;સર્વત્ર
**બધું** વિ૦ સઘળું; સર્વ. **-ધે** અ૦ સઘળે
**બનત** સ્ત્રી૦ મેળ; સ્નેહ; બનતું આવવું તે
**બનવું** અ૦ક્રિ૦ થવું; રચાવું; સધાવું (૨) બનાવ-મેળ હોવો (૩) રૂપ લેવું; વેશ ધારણ કરવો (૪) [લા.] ફજેતી થવી; ચાટ પડવું (૫) ઠાઠ કરવો (૬) રંગમાં આવવું (નશાના).[**બનવાકાળ** શ૦પ્ર૦ ભાવી. **બનવા જોગ** શ૦ પ્ર૦ સંભવિત]. ૦ઠનવું સ૦ક્રિ૦શણગાર સજીઠાઠ કરવો
**બનાત** સ્ત્રી૦ એક જાતનું ઊનનું કપડું
**બનારસ** સ્ત્રી૦ [સં. वाराणसी] કાશી
**બનાવ** પું૦ ['બનવું'ઉપરથી] પ્રસંગ (૨) જુઓ બનત
**બનાવટ** સ્ત્રી૦ બનાવવાની રીત; રચના (૨) તરકટ (૩)ફજેતી.**-ટી** વિ૦ નકલી
**બનાવવું** સ૦ક્રિ૦ ['બનવું'નું પ્રેરક] રચવું; કરવું(૨)મશ્કરી કરવી; ચાટ પાડવું[લા.]
**બનૂસ** ન૦[અ. बुर्नुस] ઊનનો જાડો ધાબળો
**બનેવી (નેં)** પું૦ [સં. भगिनीपति; प्रा. बहिणी-वइ] બહેનનો વર
**બન્નૂસ** ન૦ જુઓ બનૂસ [જણ
**બન્ને(-ન્નો)** વિ૦ [प्र. बिन्नी ઉપરથી] બેઉ
**બપૈયો** પું૦ [दि. बप्पीह] ચાતક
**બપોર** પું૦ [प्रा. बि (सं. द्वि)+प्रहर)] મધ્યાહ્‌ન. **-રિયો** પું૦ એક જાતનું દારૂખાનું. **-રી** સ્ત્રી૦ બપોરનો સમય. [**બપોરી કરવી**=બપોરના સમયે આરામ કરવો]
**બફર** ન૦ [ઇં.] ધક્કો ઓછો લાગે તે માટે વચ્ચે રખાતી સ્પ્રિંગની ગોઠવણ [પ. વિ.]
**બફારો** પું૦ ['બાફ' ઉપરથી] ઘામ; બાફ. **-વવું** સ૦ક્રિ૦ 'બાફવું'નું પ્રેરક. **-વું** અ૦ક્રિ૦ 'બાફવું'નું કર્મણિ (૨) ઘામથી અકળાવું. [**બફાઈ જવું**=કંઈને માટે કંઈ કહેવાઈ જવાથી ઘાટ બગડી જવો]

**બબડ** સ્ત્રી૦ [રવ૦] બડબડાટ. ૦વું,–ડાટ, –ડાટિયું જુઓ 'બડબડ'માં
**બબરચી** પું૦ [फा. बावर्ची] રસોઇયો (મુસલમાન કે ગોરાનો). ૦ખાનું ન૦ બબરચીનું રસોડું (૨) ગંદકી [લા.]
**બબૂચક** વિ૦ મૂર્ખ
**બબ્બે** વિ૦ બે બે
**બમ** અ૦ [प्रा. बम्ह, बंभ (सं.ब्रह्मन्)][રવ૦] ઠસોઠસ ભરાયેલું હોવાનો અવાજ ('સજડ'ની પછી વપરાય છે : સજડ બમ કર્યું છે) (૨) મહાદેવને સંબોધન-રૂપે કરાતો અવાજ
**બમણવું** અ૦ક્રિ૦ પાંખોનો ગણગણાટ કરવો (૨) તેવી રીતે આજુબાજુ ઊડયા કરવું–ભમવું (પ્રાયઃ માખ જેવાં પાંખાળાં જીવડાંએ)
**બમણાટ** પું૦ બમણવું તે [બેગણું; બેવડું
**બમણું** વિ૦ [प्रा. बिउणअं; (सं. द्विगुणकं)]
**બયાન** ન૦ [अ.] વર્ણન; હેવાલ
**બર** પું૦ [फा.] પનો (૨) જાત (૩) માલ (૪) અ૦ પ્રમાણે (૫) વિ૦ સફળ; પૂરતું (૬) જોઈતું; યોગ્ય
**બરકત** સ્ત્રી૦[अ.] ફાયદો; લાભ (૨) ફતેહ; સિદ્ધિ (૩) ભરપૂરતા; સમૃદ્ધિ [બોલાવવું
**બરકવું** સ૦ક્રિ૦ [सं. बुक्क्] બૂમ પાડીને
**બરકંદાજ** પું૦ [फा.] બંદૂકવાળો
**બરકો** પું૦ [જુઓ બરકવું] બૂમ; ઘાંટો
**બરખાસ્ત** વિ૦ [फा.] વિસર્જિત; ખલાસ
**બરછટ** વિ૦ ખરબચડું (૨) હલકું (અનાજ)
**બરછી** સ્ત્રી૦ ભાલા જેવું એક હથિયાર. –છો પું૦ ભાલો (૨) ઊભો સીધો સાંઠો (૩) તેવી કોઈ પણ વસ્તુ
**બરજોરી** સ્ત્રી૦ જબરજસ્તી
**બરડ** વિ૦ [सं. भिदुर] ઝટ ભાંગી જાય તેવું
**બરડવું** ન૦ મજાગરું
**બરડો** પું૦ પીઠ કે વાંસો [નળાકાર)
**બરણી** સ્ત્રી૦ એક જાતનું પાત્ર (મોટે ભાગે
**બરતરફ** વિ૦ [फा.] કાઢી મૂકેલું (નોકરી-માંથી). –ફી સ્ત્રી૦ નોકરીમાંથી રુખસદ મળવી તે
**બરદાશ(–સ)** સ્ત્રી૦[फा. बरदाश्त] સંભાળ; તજવીજ; ચાકરી. –સી બરદાસ–ચાકરી કરનાર. –સ્ત સ્ત્રી૦ બરદાશ
**બરફ** પું૦; ન૦ [फा. बर्फ़] જામી ગયેલું પાણી
**બરફી** સ્ત્રી૦[फा. बर्फ़ी] એક મીઠાઈ. ૦ચૂરમું ન૦ ચોસલાં પાડી ઠારેલું ચૂરમું
**બરબાદ** વિ૦ [फा.] રદ; નકામું (૨) પાયમાલ. –દી સ્ત્રી૦[फा.] ખરાબી; પાયમાલી
**બરાક** સ્ત્રી૦[इं. बैरक] સિપાઈઓને રહેવાની ઓરડીઓની લાંબી હાર (૨) માણસોને –કેદીઓને ગોંધવાનું મકાન [લા.]
**બરાગળ** સ્ત્રી૦ ઝીણો તાવ
**બરાડ** સ્ત્રી૦ [सं. वि+रट् (प्रा. राडि)] બૂમ; રાડ. ૦વું બરાડ પાડવી. ૦ડો પું૦ બરાડ [(૨) વરઘોડો
**બરાત** સ્ત્રી૦ [सं. वर + यात्रा] વરની જાન
**બરાબર** વિ૦ (૨) અ૦ [फा.] સમાન; સરખું (૩) ખરું; વાજબી (૪) જોઈએ તેવું; ભૂલચૂક વિનાનું. –રિયું વિ૦ સમોવડિયું; સરખેસરખું. –રિયો પું૦ સમોવડિયો. –રી સ્ત્રી૦ સમાનતા
**બરાસ** ન૦ કપૂરમાં મસાલો નાખી બનાવેલો એક સુગંધીદાર પદાર્થ
**બરાસ** ન૦ [पो.] સો ધનફૂટ
**બરી** સ્ત્રી૦ ખરટું
**બરુ** પું૦; ન૦ [दे. वरुअ] નેતરની જાતનું ઘાસ
**બરો** પું૦ ઘણા તાવને લીધે ઓઠના ખૂણા આગળ થતી ઝીણી ફોલ્લીઓ
**બરોબર, –રિયું, –રિયો, –રી** જુઓ 'બરાબર'માં [અવયવ; પ્લીહા
**બરોળ** સ્ત્રી૦ પેટને ડાબે પડખે આવેલો એક
**બર્બર** ન૦ [सं.] મૂર્ખ; અસંસ્કારી (૨) પું૦ અનાર્યોની એક જાતનો માણસ
**બલ** ન૦ [सं.] જોર; શક્તિ (૨) લશ્કર
**બલકે** અ૦ [फा.] બલ્કે; એટલું જ નહિ પણ
**બલદાયી, બલપ્રદ** [सं.] વિ૦ બળ આપનારું
**બલવંત, બલવાન** [सं.] વિ૦ બળવાળું
**બલા** સ્ત્રી૦ [अ.] પીડા કરતું વળગણ–ભૂત (૨) [લા.] તેવું માણસ (૩) દુઃખ; મુસીબત

**બલાકા** સ્ત્રી૦ [સં.] બગલી
**બલાત્કાર** પું૦ [સં.] બળજોરી; જોરજુલમ (૨) સ્ત્રી પર અત્યાચાર
**બલાબલ** ન૦ [સં.] શક્તિ અને અશક્તિ કે તેનું માપ કે પ્રમાણ
**બલારાત** સ્ત્રી૦ [बला (अ.) + अराति (सं.)] દઈરાત (શ૦ પ્ર૦ માં વપરાય છે. ઉદા૦ મારે બલારાત ત્યાં જાય છે.)
**બલિ** પું૦ [સં.] ભોગ; દેવને માટે કાઢેલો ભાગ (૨) પ્રહ્લાદનો પૌત્ર–દાનવોનો રાજા. **૦દાન** ન૦ [સં.] બલિ–ભોગ આપવો તે; ત્યાગ; કુરબાની
**બલિવર્દ** પું૦ [સં.] બળદ
**બલિષ્ઠ** વિ૦ [સં.] સૌથી બળવાન
**બલિહારી** સ્ત્રી૦ [હિં.] ખૂબી (૨) વાહવાહ
**બલીયસી** વિ૦ સ્ત્રી૦ [સં.] વધારે બળવાન
**બલીવર્દ** પું૦ [સં.] બલિવર્દ; બળદ
**બલૂચ** વિ૦ [तुर्की] બલૂચિસ્તાનનું (૨) પું૦ ત્યાંનો રહેવાસી. **–ચિસ્તાન** ન૦ [फा.] સિંધ અને અફઘાનિસ્તાન પાસેનો એક મુલક. **–ચી** વિ૦ બલૂચ
**બલૂન** ન૦ [ઇં.] આકાશમાં વાયુથી ઊડતી એક [બનાવટ
**બલૈ(–લો)યું** ન૦ [સં. वलयकं] ચૂડી
**બલ્કે** અ૦ [फा.] જુઓ બલકે
**બલ્લૈયું** ન૦ જુઓ બલૈયું; ચૂડી
**બવો** પું૦ બાઉવો; લાડવો (બાળભાષા)
**બસ** અ૦ [फा.] ચયું; પૂરતું (૨) ભાર–નિશ્ચય જણાવતો શબ્દ
**બસ** સ્ત્રી૦ [ઇં.] એક વાહન–મોટરનો ખટારો
**બસૂરું** વિ૦ જુઓ બેસૂરું (ખોટો શબ્દ-પ્રયોગ)
**બસેં(–સો)** (સેં૦) પું૦ '૨૦૦'
**બસ્તિ** સ્ત્રી૦ [સં.] નાભિની નીચેનો ભાગ; પેડુ (૨) મૂત્રાશય (૩) ગુદા વાટે પાણી ચડાવવાની ક્રિયા કે તેની પિચકારી
**બહલાવવું** સ૦ક્રિ૦ મજબૂત કરવું; ખીલવવું (૨) ફેલાવવું (૩) આનંદિત કરવું [લા.]
**બહાદુર** વિ [फा.] શૂરવીર; હિંમતવાન. **–રી** સ્ત્રી૦ પરાક્રમ
**બહાનું** ન૦ [फा. वहानह] મિષ; ખોટું કારણ
**બહાર** પું૦; સ્ત્રી૦ [फा.] ભભકો; શોભા (૨) આનંદ (૩) વસંતઋતુ; તેનો રંગભર્યો ઉન્માદક સમય
**બહાર** અ૦ [સં. वहिर्] અંદર નહિ. **૦વટિયો** પું૦ [+ प्रा. वट्ट (सं. वृत्)= વર્તવું; આચરણ કરવું] રાજાથી નારાજ થઈ તેને સતાવવા કાયદો તોડનારો કે પ્રજાને રંજાડવા નીકળેલો માણસ (૨) બહાર રહી લૂંટફાટ કરનારો; લૂંટારો. **૦વટું** ન૦ બહારવટિયાનું કામ
**બહારવું** સ૦ ક્રિ૦ [दे. वउहारी, वहुआरी =સાવરણી] ઝાડુ કાઢવું
**બહાલ** વિ૦ [फा.] મંજૂર; કાયમ. **–લી** સ્ત્રી૦ મંજૂરી; કાયમ રાખવું તે
**બહિર્** અ૦[સં.] બહાર[પ્રાયઃ સમાસમાં]. **–રંગ** વિ૦[સં.] બહારનું; અંતરંગ નહિ તેવું (૨) ન૦ કોઈ પણ વિધિનો પ્રારંભનો ભાગ (૩) બહારનો અવયવ; બહારનું સ્વરૂપ. **–રિન્દ્રિય** સ્ત્રી૦ [સં.] બહારની (પાંચ) ઇંદ્રિય. **–ર્ગોળ** વિ૦ બહાર પડતી ગોળ સપાટીવાળું; 'કોન્વેક્સ' [ગ.] **–ર્મુખ** વિ૦ [સં.] વિમુખ; પરાઙ્મુખ (૨) બાહ્ય વિષયોમાં આસક્ત. **–ર્વૃત્ત** ન૦ 'એસ્કાક્રાઇબ્ડ સર્કલ' [ગ.]
**બહિશ્ત** ન૦ [फा.] જન્નત; સ્વર્ગ
**બહિષ્કાર** પું૦ [સં.] અસ્વીકાર; ત્યાગ(૨) નાત કે મહાજન કે કોઈ સંઘની બહાર મૂકવું તે
**બહિષ્કૃત** વિ૦[સં.] બહિષ્કાર પામેલું
**બહિસ્ત** ન૦ જુઓ બહિશ્ત
**બહિઃકેન્દ્ર** ન૦ ત્રિકોણની ત્રણે બાજુ કે બહારથી સ્પર્શતા વર્તુળનું કેંદ્ર; 'એક્સ-સેંટર' [ગ.]
**બહુ** વિ૦ (૨) અ૦ [સં.] ખૂબ (સંખ્યા કે માપમાં). **૦કોણ** વિ૦ અનેક કોણવાળું (૨) પું૦ તેવી આકૃતિ; 'પોલિગોન' [ગ.]
**બહુચર(–રા,–રાજી,–રી)** સ્ત્રી૦ એક દેવી
**બહુધા** અ૦[સં.] અનેક રીતે(૨)ઘણું કરીને

**બહુપદી** વિ૦ સ્ત્રી૦ અનેક પદવાળી સંખ્યા [ગ.]
**બહુમતી** સ્ત્રી૦ મોટા ભાગનો મત(૨) એક પક્ષ કરતાં બીજાના મતની અધિકતા
**બહુમાન** ન૦ [સં.] આદર; સંમાન
**બહુરૂપી** વિ૦ ઘણા રૂપવાળું (૨) પું૦ અનેક વેશ ધારણ કરનારો
**બહુલ** વિ૦ [સં.] ઘણું; અધિક
**બહુવચન** ન૦ [સં.] એકથી વધારેને માટે વપરાતું વચન [વ્યા.]
**બહુવિધ** વિ૦ [સં.] અનેક પ્રકારનું
**બહુવ્રીહિ** પું૦ [સં.] જેમાં પૂર્વપદ વિશેષણ હોય અને ઉત્તરપદ વિશેષ્ય હોય તેમ જ આખું સમસ્ત પદ પાછું અન્ય પદનું વિશેષણ હોય તેવો સમાસ [વ્યા.]
**બહુશ્રુત** વિ૦ [સં.] વિદ્વાન
**બહેક** સ્ત્રી૦ સુગંધ. **૦વું** અ૦ક્રિ૦ મઘમઘવું; મહેકવું (૨) ફાટવું; છકી જવું; વંઠી જવું. **–કાટ** પું૦ બહેકવું તે. **–કાવવું** સ૦ક્રિ૦ 'બહેકવું'નું પ્રેરક
**બહેડું** ન૦ [સં. विभीतक; प्रा. बहेडय] એક ફળ
**બહેત્તર** વિ૦ [ફા. बिहतर] ઠીક; સારું
**બહેન** સ્ત્રી૦ [સં. भगिनी, प्रा. बहिणिआ] એક માતાપિતાની કે કાકા, મામા, માસી વગેરેની દીકરી (૨) કોઈ પણ સ્ત્રી (૩) સ્ત્રીના નામ અંતે આદરવાચક અનુગ. **૦જી** સ્ત્રી૦ (માનાર્થે) બહેન. **૦પણાં** ન૦બ૦વ૦ (સ્ત્રીઓની) મિત્રાચારી. **૦પણી** સ્ત્રી૦ સાહેલી; સ્ત્રીમિત્ર. **નાં(–ની)** સ્ત્રી૦ બહેન (પ્યારદર્શક)
**બહેર** સ્ત્રી૦ [સં. बधिर, प्रा. बहिर ઉપરથી] બહેરાટ(૨) ચેતન ન હોવું તે. **–રાટ** પું૦, **–રાશ** સ્ત્રી૦ બહેરાપણું. **–રું** વિ૦ ન સાંભળી શકે તેવું; ઓછું સાંભળનારું (૨) ખખડવામાં કસરવાળું (જેમ કે રૂપિયો) (૩) વેદના ન થાય તેવું. ઉદા૦ ચામડી બહેરી થઈ જવી
**બહેરવું** સ૦ક્રિ૦ જુઓ બહારવું; ગ્રાહુ કાઢવું
**બહોળું** વિ૦ [સં. बहुल] મોટું; વિસ્તારવાળું

**બળ** ન૦ [જુઓ બલ] જોર (૨) લશ્કર. **૦કટ** વિ૦ બળવાન
**બળકણું** વિ૦ બળવાના–બળી ઊઠવાના ગુણવાળું (૨) (લાગણી કે દાઝથી) મનમાં બળ્યા કરતા સ્વભાવનું
**બળખો** પું૦ ગળફો
**બળજબરી, બળજોરી** સ્ત્રી૦ જબરદસ્તી
**બળતણ** ન૦ બાળવાનાં લાકડાં
**બળતરા** સ્ત્રી૦ દાઝવાથી થતી પીડા(૨) મનમાં થતી તેવી લાગણી
**બળતું** વિ૦ સળગતું (૨) ન૦ સળગતી વસ્તુ (૩) બળતરા (૪) તાપણી કે તાપણું
**બળદ** પું૦ [દ. बल्द] એક ચોપગું (૨) મૂર્ખ; ગમાર [લા.]
**બળદાયી** વિ૦ જુઓ બલદાયી
**બળદિયો** પું૦ બળદ
**બળબળતું** વિ૦ બાળે–દઝાડે એવું (૨) [પીડાતું.
**બળવંત** વિ૦ બળવાળું
**બળવાખોર** વિ૦ [બળવો+ખોર] બંડખોર
**બળવાન** વિ૦ બળવાળું
**બળવું** અ૦ક્રિ૦ [प्रा. वल (सं. ज्वल्)] સળગવું (૨) બળતરા થવી (૩) ઈર્ષ્યા કરવી [લા.]
**બળવો** પું૦ [અ. बल्वा] બંડ
**બળાત્કાર** પું૦ જુઓ બલાત્કાર [સંતાપ
**બળાપો** પું૦ ['બાળવું' ઉપરથી] કઢાપો;
**બળાબળ** ન૦ જુઓ બલાબલ
**બળિ** પું૦ જુઓ બલિ
**બળિયા, ૦કાકા, ૦બાપજી** પું૦ બ૦વ૦ શેયડ (૨) એના દેવ (૩) જરા જરામાં વાંકું પાડે કે ગુસ્સો કરે એવું માણસ [લા.]. [**બળિયા ટાંકવા** = શીતળાની રસી મૂકવી]
**બળિયું** વિ૦ ['બળ' ઉપરથી] જોરાવર
**બળિયેલ** વિ૦ ['બળવું' ઉપરથી] અદેખું
**બળી** સ્ત્રી૦ કરાંટાની કરાતી એક વાની
**બળેવ** સ્ત્રી૦ ['બલિ' ઉપરથી] શ્રાવણી પૂર્ણિમા
**બળોતિયું** ન૦ જુઓ બાળોતિયું
**બળ્યુંજળ્યું** વિ૦ [બળવું + જળવું] ગુસ્સે થયેલું (૨) સંતાપ પામેલું (૩) અદેખું

**બંકું** વિ૦ [સં. वंक ઉપરથી] વાંકું; અટપટું. **-કો** વિ૦ પું૦ છેલબટાઉ
**બંગ** સ્ત્રી૦ [સં. वङ्ग] કલાઈ (૨) બંગભસ્મ (૩) પું૦ સીસાનો એક ક્ષાર
**બંગ** પું૦ [સં. वङ्ग] બંગાળ [વગેરેનું
**બંગડી** સ્ત્રી૦ સ્ત્રીઓનું કાંડે પહેરવાનું એક
**બંગભસ્મ** સ્ત્રી૦ કલાઈની ભસ્મ
**બંગલી** સ્ત્રી૦ નાનો બંગલો. **-લો** પું૦ એક વિશિષ્ટ જાતનું મકાન
**બંગાળ(-ળા)** પું૦ [પ્રા. वंगाल] એ નામનો પૂર્વ હિંદનો પ્રાંત. **-ળી** વિ૦ બંગાળનું (૨) સ્ત્રી૦ બંગાળની ભાષા (૩) પું૦ બંગાળનો વતની. [**ખાખી બંગાળી** શ૦ પ્ર૦ છેક ખાલી ખમ; તદ્દન ગરીબ] **-ળી તોલ** પું૦ ૮૦ રૂપિયાભારના શેર પ્રમાણેનો તોલ
**બંગીડો** પું૦ એક જાતનો સાલ્લો
**બંટી** સ્ત્રી૦ એક જાતનું હલકું અનાજ
**બંડ** ન૦ હુલ્લડ; બળવો. ૦**ખોર** વિ૦ બંડ કરનારું [બદન
**બંડી** સ્ત્રી૦ ['બાંડું' ઉપરથી] એક જાતનું
**બંદગી** સ્ત્રી૦ [फा.] પ્રાર્થના; ઇબાદત. [**બંદગી ઉઠાવવી**=હુકમનું પાલન કરવું]
**બંદર** ન૦ [फा.; દે. वंदिर] દરિયા કે નદીને કિનારે આવેલું વહાણોની આવજા થઈ શકે તેવું સ્થાન (૨) તેવા સ્થાનવાળું ગામ. **-રી** વિ૦ બંદરને લગતું
**બંદિ(-દી)** પું૦ [સં.] કેદી (૨) સ્ત્રી૦ બંધી; મના (૩) બાંદી; ગુલામડી; બળાત્કારે પકડી આણેલી સ્ત્રી
**બંદી** પું૦ [સં.] વખાણ કરનાર; ચારણ
**બંદીખાનું** ન૦[બંદી+ખાનું]કેદખાનું;તુરંગ
**બંદીજન** પું૦[સં.] વખાણ કરનાર;ચારણ
**બંદીવાન** પું૦ [બંદી+વાન] કેદી
**બંદૂક** સ્ત્રી૦ [અ.] દારૂથી ગોળી મારવાનું એક શસ્ત્ર. **-કિયું** વિ૦ બંદૂક જેવું (૨) બંદૂકવાળું
**બંદો** પું૦ [फा.] સેવક; દાસ (૨) પોતે (બડાઈ બતાવવા વપરાય છે)
**બંદોબસ્ત** પું૦ [फा.] વ્યવસ્થા; તજવીજ (૨) જાપતો
**બંધ** વિ૦ વાસેલું; ઉઘાડું નહિ તેવું (૨) અટકેલું; ચાલુ નહિ તેવું(૩)નામને અંતે સમાસમાં 'સાથે', 'વાળું', '-પ્રમાણે, ક્રમથી' એવા અર્થમાં. (હથિયારબંધ, હારબંધ)
**બંધ** પું૦[સં.] બાંધવું તે કે તેનું સાધન(૨) તેની ગાંઠ–પકડ (૩) બંધન; કેદ (૪) રચના; ગૂંથણી (૫) પાળ. ૦ક વિ૦ [સં.] બંધનકારક [કબજિયાત
**બંધકોશ(-ષ)** પું૦ [બંધ+કોશ (કોષ્ઠ)]
**બંધણી** સ્ત્રી૦ ['બંધ' ઉપરથી] કરાર
**બંધન** ન૦ [સં.] અટકાવ; પ્રતિબંધ (૨) કેદ (૩)બાંધનારી વસ્તુ;તેની પકડ–ગાંઠ. ૦**કારક, ૦કારી** વિ૦ બંધન કરનાર. ૦**મુક્ત** વિ૦ બંધનમાંથી છૂટેલું
**બંધબેસતું** વિ૦ [બંધ+બેસતું] બેસતું; ગોઠતું (૨)માફક; અનુકૂળ. **-વું** અ૦ ક્રિ૦ બંધબેસતું થવું (૨) કામમાં આવવું
**બંધવ(-વો)** પું૦ [સં. वांधव] ભાઈ
**બંધાણ** ન૦ બાંધવાની વસ્તુ; તેની ગાંઠ–પકડ (૨) વ્યસન. **-ણી** વિ૦ વ્યસની
**બંધારણ** ન૦ બાંધણી; રચના(૨)વ્યસન; આદત (૩) પેટે બાંધવાની ઔષધની થેપ (૪) ધારાધોરણ; 'કૉન્સ્ટીટ્યૂશન'. ૦**સભા** સ્ત્રી૦ દેશનું બંધારણ ઘડવા માટેની ખાસ પ્રજાકીય સભા; 'કૉન્સ્ટિટ્યુઅન્ટ ઍસેમ્બલી'. **-ણીય** વિ૦ બંધારણનું કે તેને લગતું કે તેની રીત પ્રમાણેનું
**બંધારો** પું૦ રંગવાનો ભાગ જુદો બાંધી જુદા જુદા રંગ કરનાર(૨)રેશમી કપડાં ધોઈ કુંદી કરી આપનાર (૩) તમાકુના પડા બાંધનાર
**બંધાવવું** સ૦ક્રિ૦ 'બાંધવું'નું પ્રેરક (૨) સાથે લઈ જવા કાંઈક આપવું. ઉદા૦ રસ્તા માટે નાસ્તો બંધાવ્યો છે
**બંધિયાર** વિ૦ [સં. वंध ઉપરથી] હવા

અજવાળા વગરનું (સ્થાન) (૨) વહેતું નહિ તેવું(પાણી). ૦ખાનું ન૦ બંદીખાનું; કેદ જેવી જગા

**બંધી** સ્ત્રી૦ [સં. बंध] મના (૨) પરેજી (૩) પાકી (૪) કરાર (૫) દામણી

**બંધુ** પું૦ [સં.] ભાઈ (૨) સગો. **૦કૃત્ય** ન૦ [સં.]ભાઈચારાનું કામ; મિત્રકાર્ય. **૦જન** પું૦ [સં.] સગો; કુટુંબી. **૦તા** સ્ત્રી૦, **૦ત્વ** ન૦ [સં.] બંધુપણું(૨)ભાઈચારો;મિત્રતા. **૦ભાવ** પું૦ [સં.] ભાઈના જેટલી પ્રીતિ. **૦વર્ગ** પું૦ [સં.] સગાંસંબંધી. **૦હીન** વિ૦ [સં.] સગાંસંબંધી વિનાનું

**બંધૂક** સ્ત્રી૦,**–કિયું** વિ૦ જુઓ 'બંદૂક'માં

**બંને** વિ૦ જુઓ બન્ને; એક

**બંબ** વિ૦ મોટું; કદાવર

**બંબાખાનું**ન૦આગનો બંબો રાખવાનું સ્થળ

**બંબાવાળો** પું૦ બંબો લઈ આગ ઓલવનાર માણસ

**બંબો** પું૦ [અ. मंबा; पो. पोंपा] પાણી કાઢવાનું યંત્ર (૨) આગ ઓલવવા માટે પાણી ફેંકવાનું યંત્ર (૩) પાણી ગરમ કરવાનું એક પ્રકારનું વાસણ (૪) પાણીનો મોટો નળ

**બંસરી** સ્ત્રી૦['બંસી' ઉપરથી]વાંસળી;વેણ

**બંસી** સ્ત્રી૦ [वंशी [સં.] प्रा. वंसी] બંસરી; વાંસળી. **૦ધર** પું૦ શ્રીકૃષ્ણ. **૦વડ** પું૦ ગોકુળનો એક પ્રખ્યાત વડ

**બા** સ્ત્રી૦ [दे. वाइया] મા (૨) વડીલ સ્ત્રીના નામ પાછળ લગાડાતો શબ્દ; જેમ કે કસ્તૂરબા (૩) અ૦ વહાલનો એક ઉદ્‌ગાર

**બાઇબલ** ન૦ [ઇં.] ખ્રિસ્તી લોકોનો ધર્મગ્રંથ

**બાઇસિકલ** સ્ત્રી૦ [ઇં.] બે પૈડાંની સાઇકલ

**બાઈ** સ્ત્રી૦[दे. बाइया]કોઈ પણ સ્ત્રી;બાઈડી (૨) સ્ત્રીના નામ પાછળ લગાડાતો માનસૂચક શબ્દ (૩) સાસુ (૪) નોકરડી. **૦જી** સ્ત્રી૦ સાસુ. **૦ડી** સ્ત્રી૦ કોઈ પણ સ્ત્રી (૨) પત્ની. **૦માણસ** ન૦ બૈરું

**બાઉ** પું૦ લાડવો (બાળભાષા)

**બાઉ** (બા') પું૦ બહાઉ; હાઉ

**બાઉલું** ન૦ પશુનો આંચળવાળો અવયવ

**બાઉવો** પું૦ લાડવો (બાળભાષા)

**બાકરી** સ્ત્રી૦ હઠથી સામે ઝઘડવું તે

**બાકળા** પું૦બ૦વ૦ [अ. वाकला] આખું બાફેલું કઠોળ

**બાકાત** વિ૦ જુઓ બકાત

**બાકી** વિ૦ [અ.] ખૂટતું (૨) વધેલું (૩) ગણતરીમાં લેવામાં રહેલું(જેમ કે સરવાળા ઇ૦ ગણતાં); શેષ (૪) સ્ત્રી૦ સિલક; ગણતાં છેવટે રહેતું જમા તે (૫) પત્યા વગર રહેલી કે ચૂકતે કરવામાં ચડેલી રકમ (૬) અ૦ નહિ તો

**બાકું**(**–કોરું**) ન૦ બખોરું; કાણું

**બાખડવું** અ૦ક્રિ૦ બખેડો કરવો; આખડવું

**બાખડું** વિ૦[સં. वष्कयिणी] વિયાયાને જેને ઘણો વખત થઈ ગયો હોય તેવું (ઢોર)

**બાખું** ન૦ બાકું

**બાગ** પું૦ [फा.] બગીચો. **૦વાન** પું૦ [+ फा. वान] માળી. **–ગાયત** સ્ત્રી૦ [फा. बागात] બગીચામાં થતી ખેતી; શાકભાજી (૨) વિ૦ કૂવાના પાણીથી થતી (ખેતી). **–ગાયતી** વિ૦ ફળફૂલનાં ઝાડ ઉછેરવા લાયક (જમીન)

**બાઘડ**(**–ડું**) વિ૦ જુઓ બાઘું (૨)બિહામણું. **–ડો** પું૦ તેવો માણસ

**બાઘાઈ** સ્ત્રી૦ બાઘાપણું

**બાઘાં** ન૦બ૦વ૦ ફાંફાં; બાલાં

**બાઘું** વિ૦ મૂઢ; ગતાગમ વિનાનું

**બાચકો** પું૦ મૂઠી કે કલ્લો યા તેમાં આવે તેટલું તે (૨) પાંચે આંગળાં વડે ભરેલો ચીમટો – વલૂરો

**બાજ** પું૦ [फा.] એક શિકારી પક્ષી;શકરો

**બાજ** વિ૦ [फा. वाज (वाख्तन)] નામને લાગતાં 'વાળું', 'અનુરક્ત' વગેરે અર્થો બતાવતો પ્રત્યય. ઉદા૦ દગાબાજ

**બાજ** સ્ત્રી૦; ન૦ [સં. व्यजन, प्रा. वीजण= પંખો] પતરાળું

**બાજઠ** પું૦ [સં. पादपृष्ठ] ચાર પાયાવાળું એક જાતનું આસન

**બાજડું (-ણું)** સ્ત્રી૦ ન૦ બાજ; પતરાળું
**બાજરી** સ્ત્રી૦ એક અનાજ. **-રો** પું૦ મોટા દાણાની બાજરી
**બાજી** સ્ત્રી૦ [फा.] જે પાટિયા કે કપડા ઉપર રમત મંડાય તે (૨) સોગઠાં કે ગંજીફાની રમત (૩) હાથ (ગંજીફામાં) (૪) યુક્તિ; પ્રપંચ. ૦ગર પું૦ મદારી; જાદુગર
**બાજુ(-જૂ)** [फा.] સ્ત્રી૦ છેડો; અંત (૨) દિશા; પાસું; પડખું (૩) પક્ષ; તરફેણ. ૦(-જૂ)બંધ પું૦ હાથનું એક ઘરેણું
**બાઝવું** સ૦ક્રિ૦ [सं. वद्ध, प्रा. वज्झ ઉપરથી] વળગવું (૨) અ૦ક્રિ૦ લડવું; ટંટો કરવો
**બાઝંબાઝા(-ઝી), બાઝાબાઝ(-ઝી)** સ્ત્રી૦ [જુઓ બાઝવું] લડાઈ; ટંટો
**બાટ** પું૦ બાફેલો લોટ; કંસાર
**બાટ** ન૦ કાટલાનો સટ; બાંટ
**બાટલી** સ્ત્રી૦ [इं. बॅाटल] શીશી (૨) દારૂ [લા.]. **-લો** પું૦ શીશો
**બાટી** સ્ત્રી૦ છાણાંની આંચથી શેકેલો કણકનો ગોળો કે જાડી ભાખરી
**બાઠું** વિ૦ [सं. वंठ] બાંઠ; ઠીંગણું
**બાડુવું** વિ૦ [सं. वटुक; प्रा. वडुअ]+ બાપડું; રાંક; દયામણું
**બાડું** વિ૦ ત્રાંસા ડોળાવાળું કે નજરવાળું
**બાઢમ્** અ૦ [सं.] ભલે; ઠીક. **-મં** ન૦ મીંડું; શૂન્યતા (વ્યંગમાં)
**બાઢુવું** વિ૦ જુઓ બાડુવું
**બાણ** ન૦ [सं.] તીર (૨) એક લંબગોળ પથ્થર (શિવલિંગ) (૩) જ્યાં ભરતીનું પાણી આવતું હોય તે ખાડીની જમીન (૪) ખેતરની હદ બતાવવા દાટેલો પથ્થર કે બીજી વસ્તુ (૫) ઓખાનો પિતા બાણાસુર. **-ણાવળી** પું૦ બાણ મારવામાં હોશિયાર યોદ્ધો
**બાણી** સ્ત્રી૦ [सं. वाणी] ઠરાવેલી મુદત (૨) શરત; કબૂલાત ['ક્ષ્ર'
**બાણું(-ણું)** વિ૦ [सं. द्वानवति; प्रा. बाणउइ]
**બાતમી** સ્ત્રી૦ [अ. वात्तिनी] સમાચાર (૨) ભાળ. ૦દાર વિ૦(૨)પું૦ ખબર લાવનાર
**બાતલ** વિ૦ [अ. वात्तिल] રદ; નકામું (૨) કાઢી મૂકેલું [પકડ (૨) ટક્કર [લા.]
**બાથ** સ્ત્રી૦ બે હાથ પહોળા કરી દીધેલી
**બાથરૂમ** સ્ત્રી૦ [इं.] નાહવાની ઓરડી
**બાથંબાથા(-થી)** સ્ત્રી૦ સામાસામી બાઝવું તે [પ્રયત્ન
**બાથોડિયું** ન૦ ['બાથ' ઉપરથી] વલખાં (૨)
**બાદ** વિ૦ [अ.] બાતલ; કમ (૨) અ૦ પછી. ૦બાકી સ્ત્રી૦ બાદ કરવાની રીત [ગ.] (૨) બાદ કરતાં રહેલી રકમ
**બાદરાયણ** પું૦ [सं.] વેદવ્યાસ. ૦સંબંધ પું૦ તાણીતૂશીને બેસાડેલો કે બતાવેલો સંબંધ [ચડાવેલું (૨) તકલાદી
**બાદલું** વિ૦ ['બોદું' ઉપરથી] નકલી; ઢોળ
**બાદલું** ન૦ કસબનું ગૂંછળું (૨) કસબ ભરેલી સાડી
**બાદશાહ** પું૦ [फा.] રાજાધિરાજ; સમ્રાટ. ૦ત સ્ત્રી૦ [फा.] બાદશાહનું રાજ્ય–હકૂમત. **-હી** વિ૦ બાદશાહનું, -ને લગતું (૨) બાદશાહને શોભે એવું; તેના જેવા ઠાઠમાઠવાળું (૩) સ્ત્રી૦ બાદશાહત; સામ્રાજ્ય (૪) ભારે ઠાઠમાઠ ને સમૃદ્ધિ
**બાદી** સ્ત્રી૦ [फा.] અપચો; બદહજમી (૨) પેટમાં થતો વાયુ
**બાધ** પું૦ [सं.] અડચણ (૨) વિરોધ (૩) દોષ; પાપ (૪) પીડા. ૦ક વિ૦ [सं.] બાધ કરનારું
**બાધા** સ્ત્રી૦ [सं.] માનતા; આખડી (૨) પીડા; દુઃખ (૩) વિઘ્ન. **-ધિત** વિ૦ [सं.] પીડિત (૨) અસંગત ઠરેલું; રદ કરાયેલું
**બાધું** વિ૦ [જુઓ બધું] આખું [૫.]
**બાધે ભારે** અ૦ [બાંધેલું + ભાર] મોઘમ; નામનિર્દેશ વગર
**બાન** વિ૦ [अ. वैआनह] જામીન તરીકેનું; સાટાનું (૨) ન૦ બાનું (૩) જામીન
**-બાન** [फा] નામને લગતાં 'વાન, વાળું' અર્થ બતાવતો પ્રત્યય. ઉદા૦ મહેરબાન
**બાનાખત** ન૦બાનામાં આપેલા પૈસાનું ખત
**બાની** સ્ત્રી૦ [सं. वाणी] બોલવા–લખવાની છટા (૨) વાણી

**બાનુ** સ્ત્રી૦ [फा. बानू] સવારી
**બાનું** ન૦ [જુઓ બાન વિ૦] સોદાના સાટા પેટે અગાઉથી અપાયેલું નાણું
**બાનૂ** સ્ત્રી૦ [फा.] જુઓ બાનુ
**બાપ** પું૦ [दे. बप्प (सं. वप्तृ)] પિતા (૨) લાડવહાલ કે સન્માનસૂચક એક સંબોધન. **૦કમાઈ** વિ૦ બાપની કમાઈ ઉપર આધાર રાખનારું. **૦જન્મારે** અ૦ આખી જિંદગી દરમિયાન; કદી પણ [લા.]. **૦જી** પું૦ જુઓ બાપુ અર્થ ૨
**બાપડું** વિ૦ [दे. बप्पुड] ગરીબ; રાંકડું
**બાપદાદા** પું૦ બ૦ વ૦ પૂર્વજો
**બાપલિયો** પું૦ બાપો (પાટીદાર પટેલ માટે વપરાય છે.)
**બાપા** પું૦ (માનાર્થે બ૦વ૦) જુઓ બાપુ
**બાપીકું** વિ૦ બાપનું; વારસામાં મળેલું
**બાપુ** પું૦ બાપ (૨) વડીલ પ્રત્યે માનવાચક કે નાના પ્રત્યે વહાલસૂચક ઉદ્ગાર
**બાપૂકું** વિ૦ જુઓ બાપીકું
**બાપો** પું૦ જુઓ બાપ
**બાફ** પું૦; સ્ત્રી૦ [सं. बाष्प; प्रा. बप्फ] બફારો (૨) પરસેવો (૩) વરાળ. **૦ણું** ન૦ બાફવું તે (૨) બાફેલી વસ્તુ (૩) ગોતું (૪) કેરીનું શાક (૫) [લા.] સ્વાદ વગરનો ખોરાક (૬) ગોટાળો; બાફવું તે. **૦લો** પું૦ બાફેલી કેરીનો રસ. **૦વું** સ૦ક્રિ૦ પાણીમાં ઉકાળીને રાંધવું (૨) બગાડી મૂકવું; ગોટો વાળવો [લા.]
**બાબત** સ્ત્રી૦ [फा.] વિષય; મુદ્દો; કામ (૨) વિગત (૩) અ૦ વિષે; બાબતમાં
**બાબરાં** ન૦ બ૦વ૦ [दे. बब्बरी] માથાના વીંખાયેલા વાળ. **–રિયું** વિ૦ બાબરાંવાળું. **–રી** સ્ત્રી૦ માથા ઉપરના વાળનો ગુચ્છો (૨) ટોપીના કોરની ઝૂલ. **–રું** વિ૦ બાબરિયું; બાબરાંવાળું
**બાબા** પું૦ [फा.] સંત સાધુ કે વૃદ્ધ માટે વપરાતો આદરસૂચક શબ્દ
**બાબાગાડી** સ્ત્રી૦ [બાબો + ગાડી] નાનાં છોકરાંની ગાડી
**બાબાવાક્ય** ન૦ બાબાનું– આપ્ત પુરુષનું વાક્ય કે કથન; વેદવાક્ય જેવું સ્વતઃસિદ્ધ વાક્ય
**બાબાશાહી,બાબાશી** વિ૦ [म. बाबा + शाही] હલકું; નકામું (૨) વિ૦ પું૦ વડોદરા રાજ્યમાં પહેલાં ચાલતો (સિક્કો)
**બાબુ** પું૦ બંગાળી માટે કે ઉપરી અમલદાર માટે વપરાતો શબ્દ
**બાબો** પું૦ તાતા; રોટલો (બાળભાષા) (૨) નાનો છોકરો; બાળક (૩) ધાવણો છોકરો (સ્ત્રી૦ બેબી)
**બામ** પું૦ [इं.] દુખાવો મટાડવા ચોપડાતો [મલમ
**બામણિયું** વિ૦ બ્રાહ્મણને મળે એવું
**બામણી** સ્ત્રી૦ જુઓ સાપબામણી
**બામલાઈ,બામલી** સ્ત્રી૦ બગલમાં થતી ગાંઠ
**બાયડ** વિ૦ [सं. बाह्य] બહિષ્કૃત
**બાયડી** સ્ત્રી૦ [दे. बाइया] બાઈડી; સ્ત્રી (૨) પત્ની
**બાયલું** વિ૦ [બાઈ + લું] નામર્દ; બીકણ [(૨) બૈરીને વશ
**બાયું** ન૦ નરઘાંની જોડમાંનું નાનું
**બાર** પું૦ બંદૂક વગેરેનો અવાજ
**બાર** ન૦ [सं. द्वार, वार; प्रा.] બારણું (૨) આંગણું (૩) ડેલી
**બાર** વિ૦ [सं. द्वादशन्; प्रा.] '૧૨' [વહાણ
**બારકસ** ન૦[फा. बारकश]માલ લઈ જનાર
**બારણું** ન૦[सं. वार; प्रा. वार] દ્વાર;દરવાજો
**બારદાન** ન૦ [फा.] જેમાં માલ ભર્યો હોય તે ખાલી બાંધણ કે પાત્ર, અથવા તેનું તોલ
**બારમું** વિ૦ ક્રમમાં અગિયાર પછીનું (૨) ન૦ મરનારનો બારમો દિવસ કે તે દિવસે કરાતી ક્રિયા–વરો. [**બારમો ચંદ્રમા હોવો** = અણબનાવ હોવો]
**બારશ(–સ)** સ્ત્રી૦ બારમી તિથિ
**બારસાખ** સ્ત્રી૦ [બાર (બારણું) + સાખ] બારણાનું ચોકઠું
**બારાક્ષરી, બારાખડી** સ્ત્રી૦ દરેક વ્યંજનમાં બાર સ્વર ઉમેરી બનાવેલા અક્ષરો
**બારિસ્ટર** પું૦ [इं. बैरिस्टर] વિલાયતની પદવીવાળો વકીલ

**બારી** સ્ત્રી૦ નાનું બારણું (૨) છટકવાનું બારું; બહાનું
**બારીક** વિ૦ [ફા.] ઝીણું; સૂક્ષ્મ (૨) પાતળું (જેમ કે સૂતર; કપડું) (૩) કદમાં નાનું (જેમ કે સોપારી, દાણો ઇ૦) (૪) કટોકટીનું; અગત્યનું [લા.]. **-કાઈ,-કી** સ્ત્રી૦ બારીકપણું
**બારું** ન૦[જુઓ બાર ન૦]અંદરમાં પેસવાનો માર્ગ (૨) રસ્તો (૩) છટકવાની બારી
**બારે વફાત** પું૦ [બાર+અ. वफात] મહંમદ પેગંબરની પુણ્ય તિથિ – એક તહેવાર
**બારેવાટ** અ૦ [બાર+વાટ] અસ્તવ્યસ્ત; ઠેકાણા કે ઢંગધડા વગર
**બારૈયો** (રૈ') પું૦ ઠાકરડાની એક જાત
**બારોટ** (રો') પું૦ એ નામની એક જાત કે તેમની અટક(૨)પું૦ ભાટચારણ માટે વપરાતો એક માનવાચક શબ્દ
**બારોબાર** અ૦ પરભારું; લાગલું જ; વગર પૂછ્યે કે વગર કહ્યે કર્યે. **-રિયું** વિ૦ બારોબાર – પૂછ્યા વિનાનું
**બાલ** પું૦ [સં.] વાળ. **૦તોડ(-ડો)** પું૦ વાળ તૂટવાથી થયેલો ફોલ્લો
**બાલ** વિ૦ [સં.] ઉંમરમાં નાનું(૨)નાદાન; છોકરવાદ (૩) પું૦છોકરો (૪)ન૦બાળક. **૦ક** ન૦ [સં.] નાનું છોકરું (૨) પું૦ છોકરો. **૦કબુદ્ધિ** વિ૦ બાળકબુદ્ધિ
**બાલગીર** પું૦ [ફા. बारगीर = ઘોડેસવાર સૈનિક] ઉત્સાહી, બહાદુર બાળક
**બાલગોપાલ** પું૦ [સં.] શ્રીકૃષ્ણ
**બાલટી(-દી)** સ્ત્રી૦ [પો. Balde] ડોલ
**બાલસંદિર** ન૦ જુઓ બાળમંદિર
**બાલહત્યા** સ્ત્રી૦ [સં.] બાળકની હત્યા(૨) તેનાથી લાગતું પાપ [અંદરની સ્ત્રી
**બાલા** સ્ત્રી૦ [સં.] છોકરી (૨) ૧૬ વર્ષની
**બાલાં** ન૦બ૦વ૦ ડાફરિયાં; ફાંફાં(૨)બહાનાં
**બાલિકા** સ્ત્રી૦ [સં.] બાળા; છોકરી
**બાલિશ** વિ૦[સં.]બાળકના જેવું;છોકરવાદ; નાદાન; બેસમજ [ઉદ્યાન-બગીચો
**બાલોદ્યાન** પું૦ [સં.] બાળકોને ખેલવાનું
**બાલ્ય** ન૦,**-લ્યાવસ્થા** સ્ત્રી૦[સં.]બાળપણ
**બાવટો** પું૦ એક અનાજ
**બાવડું** ન૦ [સં. बाहु] ખભા અને કોણી વચ્ચેનો ભાગ
**બાવન** વિ૦ [પ્રા. बावन्न (સં. द्वापञ्चाशत्)] '૫૨'. **૦વીર** વિ૦ બહાદુર; બળવાન. **-ની** સ્ત્રી૦બાવનનો સમુદાય(૨)ગુજરાતી મૂળાક્ષરો (૩) શરૂઆતમાં ક્રમસર ગુજરાતી મૂળાક્ષરોવાળા બાવન શ્લોકનો સમૂહ [બેબાકળું
**બાવરું** (બા') વિ૦[પ્રા. बाउल(સં. व्याकुल)]
**બાવલું** (બા') ન૦ [દે. बाउल्लिआ] પૂતળું
**બાવલું** (બા') ન૦ બાઉલું; અડણ
**બાવળ, -ળિયો** પું૦ [સં. वब्बुल; वर्बुर] કાંટાવાળું એક વૃક્ષ. **-ળી** સ્ત્રી૦ અનેક બાવળોવાળી જગા કે બાવળનું જંગલ
**બાવી** સ્ત્રી૦ બાવાની સ્ત્રી; સાધુડી
**બાવીશ(-સ)** વિ૦ [પ્રા. बावीस (સં. द्वाविंशति)] '૨૨'
**બાવું** ન૦ કરોળિયાનું જાળું
**બાવો** પું૦ સાધુ (૨) બાપ. [**બાવા આદમ** શ૦પ્ર૦ ઘણો વૃદ્ધ પુરુષ (૨) મૂળ પુરુષ (ખ્રિસ્તી માન્યતા પ્રમાણે)]
**બાષ્પ** ન૦[સં.] બાફ; વરાળ(૨)ધુમ્મસ(૩) આંસુ.**-ષ્પીભવન** ન૦[સં.]વરાળ થવી તે
**બાસઠ** વિ૦ [પ્રા. बासट्ठि (સં. द्वाषष्टि)] '૬૨'
**બાસમતી** પું૦બ૦વ૦ ચોખા કે ડાંગરની એક સારી ગણાતી જાત
**બાસું(-સૂ)દી** સ્ત્રી૦ ઉકાળીને કરાતી દૂધની એક વાની [કાપડ
**બાસ્તો** પું૦[ઇ. वटिस्ट] એક જાતનું સુતરાઉ
**બાહિ(-હી)ર** અ૦[પ્રા. बाहिर (સં.वहिस्)] + બહાર [બાજુ [ગ.]
**બાહુ** પું૦[સં.]બાવડું(૨)હાથ(૩)આકૃતિની
**બાહુક** પું૦ [સં.] વાંદરો (૨) ગટિયો–વરવો – બિહામણો માણસ (૩) કર્કોટકે કરડ્યા પછી નળે ધારણ કરેલું નામ (૪) બાહુક જેવું–બાધું માણસ [લા.]
**બાહુબલ** [સં.], **-ળ** ન૦ હાથનું જોર

**બાહુલ્ય** ન૦ [સં.] બહુપણું; બહુલતા
**બાહોશ** વિ૦ [ફા.] ચાલાક; હોશિયાર. **–શી** સ્ત્રી૦ ચાલાકી; હોશિયારી
**બાહ્ય** વિ૦ [સં.] બહારનું. **૦ગોળ** વિ૦ જુઓ બહિર્ગોળ. **–હ્યાચાર** પું૦ બહારનો આચાર. **–હ્યોપચાર** પું૦ બહારનો ઉપચાર
**બાળ** વિ૦(૨)પું૦; ન૦ [સં. बाल] બાળક. **૦ઉછેર** પું૦ બાળકોને ઉછેરવાં તે. **૦ક** પું૦;ન૦ બાલક. **૦કબુદ્ધિ** સ્ત્રી૦ અપરિપક્વ બુદ્ધિ; અણસમજુપણું. **૦કી** સ્ત્રી૦ નાની છોકરી. **૦ગોપાળ** ન૦ બ૦ વ૦ છોકરાંછૈયાં. **૦પણ(–ણું)** ન૦ બચપણ; નાનપણ. **૦પોથી** સ્ત્રી૦ બાળકોને વાંચતાં શીખવવા માટેનું પ્રથમ પુસ્તક (૨) કોઈ પણ વિષયનું પ્રાથમિક જ્ઞાન આપનાર પુસ્તક [લા.]. **૦બચ્ચાં** ન૦ બ૦ વ૦ છોકરાંછૈયાં. **૦બોધ** વિ૦ બાળકોને ઝટ સમજાય તેવું (૨) સ્ત્રી૦ દેવનાગરી લિપિ. **૦ભાષા** સ્ત્રી૦ બાળકની ભાષા. **૦મંદિર** ન૦ બાળકોને તાલીમ આપવાની શાળા. **૦મિત્ર** પું૦ બાળપણામાંનો મિત્ર. **૦લગ્ન** ન૦ બાળપણમાં થતું લગ્ન. **૦વર્ગ** પું૦ બાળકોને શીખવવાનો વર્ગ. **૦વિધવા** સ્ત્રી૦ બાળપણમાં થયેલી વિધવા
**બાળવું** સ૦ક્રિ૦ બળે એમ કરવું [હઠ
**બાળહઠ** સ્ત્રી૦ બાળકની કે બાળકના જેવી
**બાળા** સ્ત્રી૦ જુઓ બાલા
**બાળાપણ** ન૦ [બાળ + પણું] બાળકપણું; અજ્ઞાનતા (૨) બાળા – કુમારી હોવાપણું
**બાળારાજા** પું૦ [બાળ + રાજા] (બાળક માટે વહાલમાં વપરાય છે)
**બાળી** સ્ત્રી૦ બાળા (પ્રેમવાચક)
**બાળુંભોળું** વિ૦ બાળક જેવું અણસમજુ ને ભોળું
**બાળોતિયું** ન૦ બાળક નીચે રખાતું કપડું (ઝાડો પેશાબ કરે તે માટે) (૨) સાવ ગંદું કપડું [લા.] [પાટલી
**બાંક(–કો)**(૦)પું૦ [પો.Banco] બેસવાની
**બાંકું** (૦) વિ૦ [પ્રા. वंक (સં. वक्र)] છેલ; ફાંકડું (૨) ટેડું; વિચિત્ર મિજાજનું (૩) સાહસિક (૪) નાજુક (કામ)
**બાંગ** સ્ત્રી૦ [ફા.] નમાજનો સમય સૂચવવા મુલ્લાંએ કરેલો પોકાર
**બાંગડ** (૦) વિ૦ [જુઓ બાંકું] લુચ્ચું; ખંધું (૨) સાહસિક
**બાંગી** પું૦ [ફા.] બાંગ પોકારનાર મુલ્લાં
**બાંટ** (૦)ન૦ સ્ત્રીઓને પહેરવાનું રેશમી વસ્ત્ર
**બાંટ** પું૦ (૦) બાટ; એક મીઠી વાની
**બાંઠ** (૦) વિ૦ [સં., પ્રા. वंठ] ઠીંગણું; ગટ્ટુ
**બાંડિયું** (૦) વિ૦ જુઓ બાંડું (૨) ન૦ ટૂંકી બાંયનું પહેરણ
**બાંડું** (૦) વિ૦ પૂંછડી વગરનું (૨) વરવું (કાંઈક અપૂર્ણતાને લીધે) (૩) ખુલ્લું; ઉઘાડું (તરવાર) [ગુલામડી
**બાંદી** (૦) સ્ત્રી૦ [સં., પ્રા. वंदी; ફા. वंदह]
**બાંધ** (૦) પું૦ પુસ્તો; પાળ; બંધ. **૦કામ** ન૦ બાંધવા–ચણવાનું કામ. **૦છોડ** સ્ત્રી૦ બાંધવું ને છોડવું તે (૨) તોડ; છૂટ મૂકવી તે; માંડવાળ [લા.]. **૦ણ** ન૦ બાંધવાનું કપડું (૨) બંધન; ગાંઠ. **૦ણી** સ્ત્રી૦ બાંધવાની રીત(૨)બંધામણી(૩)રચના; ઇમારત (૪) વચ્ચે વચ્ચે જુદા રંગ રંગવાની રીત(૫)તેવી રીતે રંગેલું કપડું
**બાંધવ** પું૦ [સં.] ભાઈ (૨) સગો
**બાંધવું** (૦) સ૦ક્રિ૦ [સં. बन्ध्] બંધ વડે કોઈ વસ્તુને જકડવી (૨) કોઈ વસ્તુ પર (તેને લપેટીને કે અંદર લઈ લઈ ને) બંધ લગાવવો(૩)કાયદો, નિયમ, વચન ઇ૦ની મર્યાદામાં–બંધનમાં મૂકવું (૪)બનાવવું; રચવું (જેમ કે, ઘર, પાઘડી) (૫) કોઈ પાયા કે આધાર ઉપર કલ્પના, તર્ક કે આશા રચવી (૬) નક્કી કરવું; ઠરાવવું (જેમ કે, દૂધનો વારો બાંધવો)
**બાંધી હડીનું** (૦) વિ૦ મજબૂત બાંધાનું
**બાંધીમૂઠી** (૦) સ્ત્રી૦ સચવાઈ રહેલો ભાર–વક્કર
**બાંધો** (૦) પું૦ કાઠું; બંધારણ (૨) બંધન
**બાંય** (બાʼ૦) સ્ત્રી૦[સં. बाहु ઉપરથી] હાથને

ઢાંકનો અંગરખા, ચોળી વગેરેનો ભાગ (૨) હાથ (૩) મદદ [લા.] ૦ધરી સ્ત્રી૦ જામીનગીરી
**બિગાડ** પું૦ જુઓ બગાડ
**બિચારું** વિ૦ [फा. बेचारह]બીચારું;દુઃખી
**બિછાત** સ્ત્રી૦['બિછાવવું' ઉપરથી] પાથરણું
**બિછાનું** ન૦ પાથરણું (૨) પથારી
**બિછાવવું** સ૦ક્રિ૦[सं. वि + छाद्‌] પાથરવું
**બિજોરી** સ્ત્રી૦ બિજોરાનું ઝાડ. **–રું** ન૦ [सं. बीजपूर] એક ફળ
**બિઝીક** સ્ત્રી૦ [इं.] પત્તાંની એક રમત
**બિડાવવું** સ૦ક્રિ૦, **બિડાવું** અ૦ક્રિ૦ 'બીડવું'નું પ્રેરક ને કર્મણિ
**બિન** પું૦ [फा.] દીકરો (કોનો દીકરો એ કહેવા માટે પ્રાયઃ આ વપરાય છે. જેમ કે મહમદ બિન કાસિમ)
**બિન** અ૦ [सं. विना] વિના(૨) સમાસમાં પૂર્વપદ તરીકે નિષેધ કે અભાવ સૂચવે છે. ૦**અનુભવી** વિ૦ અનુભવરહિત. ૦**જરૂરી** વિ૦ જરૂર વગરનું; નકામું. ૦**શરતી** વિ૦ શરત વિનાનું
**બિના** સ્ત્રી૦[अ.] બીના; હકીકત(૨)બનાવ
**બિયાબાન** ન૦ [फा.] પાણી વગરનો પ્રદેશ
**બિયાબારું** ન૦ [प्रा. बा (सं. द्वि) + प्रा. बार (सं. द्वादशन्)] જ્યોતિષમાં સામી પ્રીત દાખવતો બે અને બારનો જોગ (૨) સામી પ્રીત; અણબનાવ
**બિયાબાં** ન૦ જુઓ બિયાબાન
**બિયારું(–વું)** ન૦ [प्रा. बीअ (सं. बीज)] અનેક બીજનો સમૂહ; વાવવા માટેનાં બી
**બિયું** ન૦ [प्रा. बीअ (सं. बीज)] બી; બીજ
**બિરદ** ન૦ [જુઓ બિરુદ] પ્રતિજ્ઞા; ટેક (૨) યશ; ખ્યાતિ (૩) ગદ્યપદ્યમય રાજસ્તુતિ. **–દાઈ** સ્ત્રી૦ ટેકીલાપણું (૨) પું૦ બિરદ ગાનારો બારોટ. **–દાવલિ(–લી, –ળિ, –ળી)** સ્ત્રી૦ યશની કથા; પ્રશંસાનાં ગીત
**બિરયાની** સ્ત્રી૦[फा.]એક મુસલમાની વાની
**બિરંજ** પું૦ કેશરી ભાત (૨) (વ્યંગમાં) ખીચડી
**બિરાજમાન** વિ૦[सं. विराजमान]બિરાજતું; બિરાજેલું [બેસતું (માનવાચક)
**બિરાજવું** અ૦ક્રિ૦ [सं. विराज्] શોભવું
**બિરાદર** પું૦ [फा.] ભાઈ (૨) સાથી; ભાઈબંધ. **–રી** સ્ત્રી૦ ભાઈચારો (૨) ન્યાત (૩) ભાઈચારાવાળો સમાજ
**બિરુદ** ન૦ [सं. विरुद; प्रा.] બિરદ; ટેક
**બિલ** ન૦ [इं.] ભરતિયું; આપેલા માલની કે કરેલી સેવાનો આંકડો (૨) નવા કાયદાનો ખરડો
**બિલકુલ** અ૦ [अ.] જરા પણ (નકારાત્મક વાક્યમાં) (૨) સંપૂર્ણતઃ; સાવ
**બિછાયત** સ્ત્રી૦ બિછાત
**બિલાડી** સ્ત્રી૦ [प्रा. बिलाड (सं. बिडाल)] બિલાડાની માદા કે કોઈ બિલાડું (૨) કૂવામાં પડેલું વાસણ કાઢવાનું આંકડાવાળું એક સાધન (૩) વહાણનું લંગર. ૦**નો ટોપ** પું૦ વરસાદમાં ઊગતી ઓળારા પડતી છત્રી જેવી વનસ્પતિ. **–ડું** ન૦ એક ચોપગું. [**બિલાડાં ચીતરવાં** = ગમે તેમ લીટા તાણવા (૨) જોયા તપાસ્યા વિના સહી કરવી. **બિલાડાં બોલવાં** (પેટમાં) = કકડીને ભૂખ લાગવી. **બિલાડું કાઢવું** (કોથળામાંથી) = કંઈક અણધારી વાત કાઢવી કે જેથી રંગમાં ભંગ જેવું થાય]. **–ડો** પું૦ નરજાતિનું બિલાડું
**બિલોર** પું૦[अ. बिल्लूर] એક જાતનો પાસાદાર જાડો કાચ. **–રી** વિ૦ બિલોરનું બનેલું. **–રી કાચ** પું૦ બિલોર
**બિલ્લી** સ્ત્રી૦ [हिं.] બિલાડી
**બિલ્લું** ન૦ [सं. बिल् = જુદું પાડવું] એક ઈંટના ઓસારની ભીંત
**બિલ્લો** પું૦ મહોર–છાપવાળો ચાંદ (૨) ઉપાધિ; પદવી [લા.]
**બિલ્વપત્ર** ન૦ [सं.] જુઓ બીલીપત્ર
**બિવડા(–રા)વવું** (બિ') સ૦ક્રિ૦ 'બીવું'નું પ્રેરક
**બિશપ** પું૦ [इं.] એક ખ્રિસ્તી ધર્માધિકારી
**બિસ** ન૦ [सं.] કમળનો રેસો કે રેસાવાળો દાંડો

**બિસમાર** વિ૰[સં. विस्मृ]વિસ્મૃત; વિસારી મૂકેલું

**બિસાત** સ્ત્રી૰[અ.]વિસાત;ગૂંજી [વાની

**બિસ્કિ(-સ્કૂ)ટ** સ્ત્રી૰ [इं] નાસ્તાની એક

**બિસ્તરો, બિસ્ત્રો** પું૰[फा. बिस्तर] બિછાનું

**બિસ્મથ** ન૰[इं.]એક ધાતુ-તત્ત્વ[ર૰વિ૰]

**બિસ્મિલ્લા** શ૰પ્ર૰[अ.]અલ્લાના નામથી. [૰કરવું=બિસ્મિલ્લાનો મંત્ર બોલી ઝબે કરવું (૨) આરંભવું]

**બિહામણું** વિ૰[प्रा. बीह (सं. भी)] ભયંકર

**બિહારી** વિ૰ જુઓ વિહારી(૨) બિહાર પ્રાંતનું (૩) સ્ત્રી૰ બિહારની બોલી

**બિહાવવું** સ૰ક્રિ૰ [प्रा. बीह (सं. भी) ઉપરથી] + બિવડાવવું

**બિંદી** સ્ત્રી૰ [सं. बिंदु ઉપરથી] બીનકી; ચાંઈ (૨) અનુસ્વારનું ટપકું; બિંદુ

**બિંદુ** ન૰ [सं.] ટીપું; ટપકું (૨) મીંડું

**બિંબ** ન૰ [सं.] જેનું પ્રતિબિંબ પડ્યું હોય તે (૨) સૂર્યચંદ્રનું મંડળ (૩) ઘિલોડું (૪) છાયા; પ્રતિમા. **-બાકાર** વિ૰ [+आकार] ગોળ (૨) પું૰ ગોળ આકાર. **-બિત** વિ૰ [सं.] જેનું બિંબ પડ્યું હોય તેવું. **-બો(-બૌ)ષ્ઠ** પું૰ [सं.] બિંબ-પાકા ઘિલોડા જેવો સુંદર હોઠ

**બી** ન૰ [प्रा. बीअ (सं. बीज)] બિયું; બીજ (૨) મૂળ; મૂળ કારણ [લા.]

**બીક** (બી') સ્ત્રી૰ ['બીવું' ઉપરથી] ભય. ૰ણ (-ણું) વિ૰ બી જાય તેવું; ડરપોક

**બીચ** અ૰ [हि. बिच] વચ્ચે

**બીચારું** વિ૰ [फा.] જુઓ બિચારું

**બીજ** સ્ત્રી૰[प्रा. बिइआ;बिइज्जा (सं. द्वितीया)] પડવા પછીની - બીજી તિથિ (૨) સુદ બીજનો ચંદ્ર

**બીજ** ન૰ [सं.] જુઓ બી (૨) મનુષ્ય-દેહનું બીજ-વીર્યનું બિંદુ (૩) ઓલાદ [લા.] (૪) વર્ણ; અક્ષર (૫) બીજમંત્ર (૬) સમીકરણનું બીજ-'રૂટ' [ગ.] (૭) નાટકના કે કથાના વસ્તુનું મૂળ. ૰ક ન૰ બિલ; ભરતિયું (૨) કબીરનો એક તત્ત્વગ્રંથ (૩) કોશ-કેન્દ્ર; 'ન્યુક્લિયસ' [પ્ર. વિ.]. ૰કોશ(-ષ) પું૰[सं.] બીજનો અણુ (૨) બીજની કોથળી. ૰ગણિત ન૰ અક્ષરગણિત; 'ઍલ્જીબ્રા'. ૰પત્ર ન૰ બીજ ઉપરનું પાંદડું. ૰મંત્ર પું૰ [सं.] ગૂઢ મંત્ર, જેમાં કોઈ દેવને પ્રસન્ન કરવાની શક્તિ માનેલી હોય છે

**બીજવર** પું૰ બીજી વાર પરણનાર વર

**બીજું** વિ૰[प्रा. बिइज्ज (सं. द्वितीय)] દ્વિતીય (૨) જુદી જાતનું (૩) અ૰ વળી; વધારામાં

**બીડ** ન૰ ઘાસની જમીન; ચરો

**બીડ** ન૰ કાચું ભરતનું લોઢું

**બીડવું** સ૰ક્રિ૰ [જુઓ બીડી] બંધ કરવું (૨) પરબીડિયામાં મૂકી તે બંધ કરવું

**બીડી** સ્ત્રી૰ [प्रा. वीडी (सं. वीटी)] પાન-બીડી (૨) તમાકુની બીડી. **-ડું** ન૰ મોટી પાનબીડી. [**બીડું** ઉપાડવું, **ઝડપવું**=ભારે કામ કરવાનું માથે લેવું]. **-ડો** પું૰ કાગળો ઘાલેલું મોટું પરબીડિયું

**બીધું** (બી') [सं. भीत; प्रा. बीहिअ] 'બીવું'નું ભૂતકાળ; બીન્યું (૨) વિ૰ બીધેલું

**બીધેલ(-લું)** (બી') વિ૰['બીધું' ઉપરથી] ડરેલું; બીનેલ

**બીન** ન૰; સ્ત્રી૰ [सं. वीणा] એક વાદ્ય; વીણા. ૰કાર પું૰બીન વગાડનાર ઉસ્તાદ

**બીનવું** (બી') અ૰ક્રિ૰ બીવું

**બીના** સ્ત્રી૰ બિના; હકીકત

**બીનેલ(-લું)** (બી') વિ૰ ડરેલું; બીધેલ

**બીબી** સ્ત્રી૰ [फा.] મુસલમાનની સ્ત્રી (૨) ખાનદાન મુસલમાન સ્ત્રી

**બીબું** ન૰ [सं. बिंब] કોઈ આકૃતિ ઢાળવાનું ચોકઠું (૨) કોઈ આકૃતિ છાપવાનું કોતરેલું સાધન (૩) છાપવાનો સીસાનો અક્ષર;'ટાઇપ' (૪) નમૂનો; પ્રતિકૃતિ[લા.]

**બીભત્સ** વિ૰ [सं.] ચીતરી ચડે તેવું (૨) બિહામણું; ઘોર (૩) ભૂંડું; શરમભરેલું

**બીમાર** વિ૰[फा] માંદું. **-રી** સ્ત્રી૰ માંદગી

**બીલ** ન૰ જુઓ 'બિલ' (इं.)

**બીલી** સ્ત્રી૰ [प्रा. बिल्ल (सं. बिल्व)] એક

ઝાડ કે એનાં પાંદડાં. ૦પત્ર ન૦ બીલીનું પાન. -લું ન૦ બીલીનું ફળ
**બીવું** (બી') અ૦ક્રિ૦ [પ્રા. बीह (સં. भी)] ડરવું; બીનવું (૨) ચોંકવું; ગભરાવું
**બુક** સ્ત્રી૦[ઇં.]પુસ્તક;ચોપડી.૦બાઇન્ડર પું૦ [ઇં.] ચોપડીઓ બાંધવાનું કામ કરનારો. ૦બાઇન્ડિંગ ન૦[ઇં.]ચોપડીઓ બાંધવાનું કામ. ૦સેલર પું૦[ઇં.]ચોપડીઓ વેચનાર
**બુકાટવું** સ૦ક્રિ૦ બૂકે બૂકે ખાવું કે ફાકવું
**બુકાની** સ્ત્રી૦ દાઢી અને ગાલ ઉપર આવી રહે તેમ માથે કપડું બાંધવું તે
**બુકાવવું** સ૦ક્રિ૦ 'બૂકવું'નું પ્રેરક
**બુકિંગ** ન૦ [ઇં.] રેલવેમાં ટિકિટ આપવી કે રવાના કરવાનો માલ લેવો તે
**બુક્કો** પું૦ [દે. बुक्का] ફાકો; કોળિયો
**બુખાર** પું૦ [અ.] તાવ; જ્વર
**બુજરગ** વિ૦[જુઓ બુઝુર્ગ] ઘરડું; વયોવૃદ્ધ
**બુઝારું** ન૦ [દે. बुज्झण = ઢાંકણ] પાણીના માટલા ઉપર ઢાંકવાનું પાત્ર
**બુઝાવવું** સ૦ક્રિ૦ બૂઝવવું; ઓલવવું
**બુઝાવું** અ૦ક્રિ૦ ઓલાવું
**બુઝુર્ગ** વિ૦ [ફા.] ઘરડું; વયોવૃદ્ધ
**બુટ્ટાદાર** વિ૦[બુટ્ટો+દાર]નકશી-ભાતવાળું
**બુટ્ટી** સ્ત્રી૦ (કાનની) બૂટ(૨)તેમાં પહેરવાનું ઘરેણું
**બુટ્ટી** સ્ત્રી૦ નાનો બુટ્ટો-ભાત
**બુટ્ટી** સ્ત્રી૦ ચમત્કારિક ગુણવાળી વનસ્પતિ (૨) [લા.] અકસીર ઉપાય (૩) મહાચતુર અને પહોંચેલ માણસ
**બુટ્ટો** પું૦ ભરત કે વણાટમાં ફૂલ જેવો આકાર (૨) મનનો તરંગ [લા.]
**બુઠ્ઠું** વિ૦ ધાર વગરનું (૨) [લા.] જાડી બુદ્ધિનું (૩) લાગણી વગરનું
**બુડથલ** વિ૦ બેવકૂફ; મૂર્ખ
**બુડાડ(-વ)વું** સ૦ક્રિ૦, **બુડાવું** અ૦ક્રિ૦ 'બૂડવું'નું પ્રેરક અને ભાવે
**બુઢાપો** પું૦ ['બુઢ્ઢું' ઉપરથી] ઘડપણ
**બુઢ્ઢું** વિ૦[સં. वृद्ध, પ્રા. वुड्ढ] બૂઢું; ઘરડું
**બુત** ન૦ [ફા.] મૂર્તિ; પ્રતિમા. ૦પરસ્ત વિ૦મૂર્તિપૂજક.૦પરસ્તી સ્ત્રી૦મૂર્તિપૂજા
**બુતાનું** ન૦ [અ. बतानह] બુતાનો (૨) મેલી ફાટેલી પાઘડી [લા.]. -નો પું૦ ઝીણી ફાટેલી પાઘડીનો ટુકડો; બોતાનું
**બુદબુદ** પું૦ [સં. बुद्बुद] પરપોટો
**બુદ્ધ** વિ૦ [સં.] જ્ઞાતા; સમજુ (૨) જાગેલું (૩) જ્ઞાન પામેલું (૪) પું૦ ગૌતમ બુદ્ધ; બુદ્ધાવતાર
**બુદ્ધ** સ્ત્રી૦ બુદ્ધિ [પ.]
**બુદ્ધિ** સ્ત્રી૦ [સં.] વસ્તુને જાણવાની ચિત્તની આકલન-કે સમજ શક્તિ; અક્કલ; ચિત્તની એક વિભૂતિ (૨) સમજ; જ્ઞાન; વિવેક; ડહાપણ (૩) વિચાર. ૦ગમ્ય,૦ગ્રાહ્ય વિ૦ [સં.] બુદ્ધિથી સમજી શકાય તેવું. ૦જીવી વિ૦ [સં.] બુદ્ધિ ઉપર ગુજારો કરનાર (શ્રમજીવીથી ઊલટું).૦પુરઃસર, ૦પૂર્વક અ૦ [સં.]બુદ્ધિથી; જાણીજોઈને. ૦બલ(-ળ) ન૦સમજશક્તિ (૨) શેતરંજની રમત. ૦ભેદ પું૦ [સં.] બુદ્ધિનું ડામાડોળપણું. ૦ભ્રમ પું૦ [સં.] બુદ્ધિ ભ્રમિત-વિપરીત થઈ જવી તે. ૦ભ્રંશ પું૦ [સં.] બુદ્ધિનો નાશ. ૦સત્તા સ્ત્રી૦, ૦મત્ત્વ ન૦ [સં.] બુદ્ધિમાન હોવાપણું. ૦માન વિ૦ બુદ્ધિશાળી; અક્કલમંદ. ૦શાળી વિ૦ [સં.] બુદ્ધિવાળું. ૦હીન વિ૦ [સં.] બુદ્ધિ વગરનું
**બુદ્બુદ** પું૦ [સં.] પરપોટો
**બુધ** વિ૦ [સં.] ડાહ્યું; વિદ્વાન (૨) પું૦ એ નામનો ગ્રહ (૩) બુધવાર (૪) વિદ્વાન; ડાહ્યો માણસ. ૦વાર પું૦ અઠવાડિયાનો ચોથો દિવસ
**બુનિયાદ** [ફા.] સ્ત્રી૦ પાયો; મૂળ. -દી સ્ત્રી૦વિ૦ પાયાનું; મૂળનું. -દી તાલીમ અ૦ જુઓ પાયાની કેળવણી
**બુભુક્ષા** સ્ત્રી૦[સં.] ભૂખ (૨) ભોગવવાની ઇચ્છા. -ક્ષિત વિ૦ [સં.] ભૂખ્યું. -ક્ષુ વિ૦ [સં.]ભૂખ્યું (૨) ભોગની ઇચ્છાવાળું
**બુમરાણ** ન૦ બૂમાબૂમ; ઘાંટાઘાંટ; પોકાર
**બુમાટ** સ્ત્રી૦; ન૦ બૂમ પોકાર (૨) વાયકા; અફવા. -ટો પું૦ બુમાટ

**બુરખો** પું૦ [અ. બુર્કઅ] ચહેરો ઢાંકવાનું જાળીવાળું કપડું (૨) આખું શરીર ઢંકાય તેવું પડદો કરવાનું સીવેલું વસ્ત્ર
**બુરજ** પું૦ [અ. બુર્જ] કિલ્લાના મથાળા પર તોપ ગોઠવવા કાઢેલી અગાશી જેવી રાવઠી (૨) પુસ્તો; હાથણી
**બુરાવવું** સ૦ ક્રિ૦, **બુરાવું** અ૦ ક્રિ૦ 'બૂરવું'નું પ્રેરક ને કર્મણિ
**બુલડોગ** પું૦ [ઇં.] એક જાતનો મોટો જબરો ગણાતો વિલાયતી કૂતરો
**બુલબુલ** ન૦ [ફા.] એક પક્ષી
**બુલંદ** વિ૦ [ફા.] ભવ્ય (૨) ઊંચી યોગ્યતાવાળું (૩) મોટો; ઊંચો (અવાજ)
**બુસટિયો** પું૦ ['બૂસટ' ઉપરથી] દિયેર
**બુંદ** ન૦ [સં. બિંદુ] ટીપું
**બુંદ** પું૦ એક બી, જેની કૉફી બને છે. ૦દાણા પું૦બ૦ વ૦ જુઓ બુંદ પું૦
**બુંબાણ** ન૦, **બુંબારવ** પું૦ [દે. બુંબા] ઘોંઘાટ; શોરબકોર
**બૂ** સ્ત્રી૦ [ફા.] બો; ગંધ (૨) મુસલમાન સ્ત્રીના નામ પાછળ લગાડાય છે. (મરિયમબૂ)
**બૂક(૦ડો)** પું૦ [દે. બુક્કા] કોળિયો
**બૂકવું** સ૦ક્રિ૦ ફાકવું (૨) ઝટઝટ ખાવું
**બૂકો** પું૦ બૂક; મોટો કોળિયો; ફાકો
**બૂચ** પું૦ ડાટો
**બૂચિયું** વિ૦ બૂચું
**બૂચી** સ્ત્રી૦ છોકરી (લાડમાં)
**બૂચું** વિ૦ [જુઓ ચીબું (સં. ચિપિટ)] બેઠેલા કે ટેરવા વિનાના નાકનું (૨) ઘરેણાં વગરનું (કાન કે નાક) [લા.]
**બૂચો** પું૦ છોકરો.(લાડમાં)
**બૂજ** સ્ત્રી૦ [પ્રા. બુજ્ઝ (સં. બુધ્) ઉપરથી] સમજ કે કદર. ૦વું સ૦ક્રિ૦ સમજવું; કદર કરવી
**બૂઝવવું** સ૦ક્રિ૦ [જુઓ બુઝાવવું] ઓલવવું
**બૂટ** પું૦ [ઇં.] વિલાયતી જોડો
**બૂટ** સ્ત્રી૦ બુટ્ટી; કાનની નીચેની ચામડી; લાળી. –ટિયું ન૦ બૂટે પહેરવાનું ઘરેણું
**બૂઠું** વિ૦ જુઓ બુઠ્ઠું
**બૂઢ** પું૦ [પ્રા. બુડ્ઢ, વુડ્ઢ (સં. વૃદ્ધ)=મોટું ઉપરથી] મોટો વાંદરો
**બૂઢિયું** વિ૦ [જુઓ બુઢ્ઢું] ઘરડું
**બૂઢિયો** પું૦ જુઓ બૂઢ
**બૂઢું** વિ૦ બૂઢિયું
**બૂધ** સ્ત્રી૦ [સં. બુદ્ધિ] બુદ્ધિ; સમજ [પ.]
**બૂધું** ન૦ જાડો ડંગોરો
**બૂંધું** ન૦ [સં. બુધ્ન; પ્રા. બુંધ] તળિયું (વાસણને આંચથી પડે છે તે કે તેની બેઠક) [(૨) અફવા
**બૂમ** સ્ત્રી૦ [દે. બુંબા] ઘાંટો; બરાડો; પોકાર
**બૂમલું** ન૦ સૂકવેલી માછલી
**બૂમાબૂમ** સ્ત્રી૦ બુમરાણ
**બૂરવું** સ૦ક્રિ૦ [સં. મૃ ઉપરથી] પૂરવું
**બૂરાઈ(–શ)** સ્ત્રી૦ દુષ્ટતા (૨) અણબનાવ
**બૂરુ** ન૦ ધોયેલી ઝીણી ખાંડ
**બૂરું** વિ૦ ખરાબ
**બૂસટ** સ્ત્રી૦ ઘેણને ગાલે દિયર તમાચો મારે તે; સીમંતને અંગેનો એક વિધિ
**બૂહો** પું૦ [પ્રા. વૂહ (સં. વૃંહ્ ઉપરથી)] આડો જડેલો લાકડાનો કકડો (૨) મૂર્ખ [લા.]
**બૂંગિયો** પું૦ શૂરાતન ચઢાવવા વગાડવામાં આવતો ઢોલ
**બૃહત** વિ૦[સં.] મોટું; વિશાળ. –દ્ગુ(–ગૂ) જરાત પું૦; સ્ત્રી૦; ન૦ ગૂજરાત તેમ જ બહાર જ્યાં ગુજરાતીઓ રહેતા હોય એવા વસાહતી પ્રદેશોનો સમૂહ
**બૃહસ્પતિ** પું૦ [સં.] દેવોના ગુરુ (૨) એક ગ્રહ. ૦વાર પું૦ ગુરુવાર
**બે** (બેં) વિ૦ [પ્રા. વિ (સં. દ્વિ)] '૨'
**બે** (બેં) અ૦ [ફા.] નિષેધ કે અભાવ અર્થનો ઉપસર્ગ. ૦અદબ વિ૦ અવિવેકી; અસભ્ય. ૦અદબી સ્ત્રી૦ અવિવેક; અસભ્યતા. ૦આબરૂ, ૦ઇજ્જતી સ્ત્રી૦ અપકીર્તિ. ૦ઈમાન વિ૦ વિશ્વાસઘાતી; અપ્રામાણિક (૨) કૃતઘ્ન; નિમકહરામ (૩) આસ્થા વગરનું. ૦ઈમાની સ્ત્રી૦ બેઈમાન
**બેઉ** વિ૦ બંને

**બેકદર** (બે) વિ૦ [ફા.] કદર વિનાનું
**બેકસૂર** (બે) વિ૦ કસૂર-વાંક વિનાનું
**બેકાર** (બે) વિ૦ નવરું (૨) નકામું. **-રી** સ્ત્રી૦ કામધંધાનો અભાવ
**બેકી** સ્ત્રી૦ ['બે' વિ૦ ઉપરથી] બેની જોડી (૨) બેથી ભાગી શકાય એવી સંખ્યા (૩) આંગળીની સંજ્ઞાથી (બતાવાતી) ટટ્ટીની હાજત
**બેખબર** (બે) વિ૦ અજાણ્યું
**બૅગ** સ્ત્રી૦ [ઇં.] થેલી (૨) ટૂંકચાટની પેટી (પ્રાયઃ ચામડાની)
**બેગમ** સ્ત્રી૦ [તુર્કી] મોટા દરજ્જાની મુસલમાન સ્ત્રી
**બેગરજ(-જાઉ,-જુ)** (બે) વિ૦[ફા.]ગરજ વિનાનું
**બેગાના** વિ૦ [ફા.] ત્રાહિત
**બેગાર** પું૦;સ્ત્રી૦[હિં.]વેઠ. **-રી** વેઠિયો(૨) મજૂર
**બેગુના(૦હ)** (બે) વિ૦ [ફા] નિર્દોષ
**બેચેન** (બેચે) વિ૦[ફા. બે + ચેન]અસ્વસ્થ; અજંપાવાળું. **-ની** સ્ત્રી૦ બેચેનપણું
**બેજાર** (બે) વિ૦[ફા.] અકળાયેલું; કંટાળેલું
**બેજીવવાળી, બેજીવસોતી** (બે;સો) વિ૦ સ્ત્રી૦[બે + જીવ+સોતી(સહિત)]ગર્ભવંતી
**બેટ** પું૦ [ફા व्यद्ध] ચારે બાજુએ પાણીથી વીંટળાયેલી જમીન; દ્વીપ
**બૅટરી** સ્ત્રી૦ [ઇં.] જુઓ ટૉર્ચ (૨) વીજળી રાખવાનું એક સાધન (જેમ કે મોટરની, રેડિયોની)
**બેટી** સ્ત્રી૦ [દે. विट्टी] દીકરી. **૦જી** સ્ત્રી૦ ગોસાંઈજીની પુત્રી. **૦વહેવાર** પું૦ કન્યા આપવા-લેવાનો સંબંધ. **-ટો** પું૦[દે. विट्ट] દીકરો. **-ટ્ટસજી** પું૦ બેટો (વ્યંગમાં)
**બેઠક** (બે) સ્ત્રી૦ [અપ. वइट्ठ, દે. विट्ठ (સં. उपविष्ट) = બેઠેલું] બેસવું તે (૨) બેસવાની જગા; આસન (૩) બેસવા ઊઠવાનો ઓરડો (૪) ઘણા જણનું એકઠા થઈ બેસવું તે (૫) બેસણી (૬) એક કસરત (૭) વ્યવસ્થિત સભા કે મંડળનું અધિવેશન ભરાવું તે; 'સેશન'
**બેઠાખાઉ** (બે) વિ૦ [બેઠું + ખાવું] શ્રમ કર્યા વિના ખાનારું; નિરુદ્યમી; આળસુ
**બેઠાગરું, બેઠાડુ** (બે) વિ૦ [બેઠું ઉપરથી] ઘણું બેસી રહેનાર; બેઠાબેઠ થઈ ગયેલું
**બેઠાબેઠ** (બે) સ્ત્રી૦['બેઠું' ઉપરથી]રોજગાર વિના બેસી રહેવું તે (૨) નફાખોટ વગરનું હોવું તે (૩) અ૦ બેઠેલું ને બેઠેલું હોય તેમ. **-ડી** સ્ત્રી૦ જુઓ બેઠાબેઠ
**બેઠી** (બે) સ્ત્રી૦ ['બેઠું' ઉપરથી] બેઠી મશ્કરી કે મજાક. **-ઠું** 'બેસવું'નું ભૂતકાળ(૨)વિ૦ બેઠેલું (૩) નીચું (ઘાટમાં) (૪) ધાંધલિયા દેખાવ વિના શાંતિથી -સ્થિર ગતિથી કે ઠંડે પેટે થતું. ઉદા૦ બેઠું કામ; બેઠો બળવો[લા.]. **-ઠો પગાર** પું૦ કામ કર્યા વગર મળતો પગાર
**બેડ** સ્ત્રી૦ બેળ; ચૂલાનો ઉપરનો છૂટો ભાગ
**બેડલી** સ્ત્રી૦ [દે. वेड, वेडा] હોડી; નાનો બેડો
**બેડશી(-સી)**સ્ત્રી૦[જુઓ બડાશ]હુંપદ;ગર્વ
**બેડિયું** ન૦['વેડવું' ઉપરથી]આંબેથી કેરીઓ અધ્ધર વેડવાની જાળીદાર ઝોળી
**બેડિયું** ['બે' ઉપરથી] બે બળદનું ગાડું (૨) (બેડિયામાં માય એટલું)બત્રીસ મણનું માપ
**બેડી** સ્ત્રી૦[સં. वेष्टन]જંજીર;કેદીને બાંધવાની સાંકળ(૨)બંધન; જંજાળ; પ્રતિબંધ[લા.] (૩)પગનું રૂપાનું ઘરેણું (૪) બે આંગળીએ પહેરવાની જોડેલી વીંટી
**બેડું** (બે') ન૦ ઘડો ને દેગડો; ઉતરડ
**બેડો** પું૦ [દે वेड, वेडा] વહાણ
**બેડોળ** (બે) વિ૦ [બે (ફા.) + ડોળ] કદરૂપું
**બેઢંગ(-ગું)** (બે) વિ૦ [બે (फा.)+ઢંગ] ઢંગવગરનું; કઢંગું
**બેત** (બે) પું૦ વેત; યુક્તિ; તજવીજ (૨) મનસૂબો
**બેત** (બે) પું૦ [સં. वेतस्] નેતર
**બેત** સ્ત્રી૦ [અ.] બે ટૂંકની ફારસી કવિતા
**બેતકસીર** (બે) વિ૦ [ફા.] નિર્દોષ
**બેતમા** (બે) વિ૦ [ફા.] બેદરકાર
**બેતરફી** (બે) વિ૦ બે તરફનું
**બેતાલ(-લું)** (બે) વિ૦ તાલ વગરનું
**બેતાળાં** (બે') ન૦બ૦વ૦ બેતાળીસ વર્ષની ઉમ્મરે આંખે આવતી ઝાંખ કે ત્યારે

પહેરાતાં ચશ્માં. **–ળીસ** વિ૰ [સં. द्विचत्वारिंशत्] '૪૨'. **–ળું** ન૰ બેતાળીસ શેરના મણનું (તોલ)
**બેદરકાર** (બે) વિ૰ [फा.] કાળજી વગરનું. **–રી** સ્ત્રી૰ બેદરકારપણું
**બેદર્દ** (બે) વિ૰ [फा.] લાગણી વિનાનું; નિષ્ઠુર. **–ર્દી** સ્ત્રી૰
**બેદિલ** (બે) વિ૰ [फा.] મન ઊઠી ગયું હોય તેવું; નાખુશ. **–લી** સ્ત્રી૰ નાખુશી (૨) અણબનાવ
**બેદું** (બે) ન૰ [अ. बैज़ह] ઈંડું
**બેધડક** (બે) અ૰ [બે (फा) + ધડક] ડર વગર; હિંમતભેર
**બેધારું** (બે) વિ૰ બે ધારવાળું (૨) ગોળ ગોળ; દ્વિઅર્થી. [**બેધારી તરવાર** શ૰પ્ર૰ સામાને તેમ જ વાપરનારને બંનેને નુકસાન કરનારી વસ્તુ]
**બેધ્યાન** (બે) વિ૰ ધ્યાન વગરનું; વ્યગ્ર
**બેનમૂન** (બે) વિ૰ [फा.] અજોડ; સર્વોત્તમ
**બૅન્ક** સ્ત્રી૰ જુઓ બૅંક
**બૅન્ડ** વિ૰ [ઇં.] સમૂહમાં અનેક વડે વગાડાતું. ઉદા૰ બૅન્ડ વાજાં મંગાવ્યાં છે (૨) ન૰ વાજાંવાળાનો સમૂહ
**બૅન્ઝીન** ન૰ [ઇં.] લોબાનનું તેલ
**બેપગું** (બે) વિ૰ બે પગવાળું
**બેપરવા** (બે) વિ૰ [फा.] કોઈની પરવા ન રાખે તેવું; સ્વતંત્ર. ૰ઈ સ્ત્રી૰ પરવા ન રાખવી તે
**બેફાક(–ગ,–ટ)** (બે) વિ૰['ફાટવું' ઉપરથી] ખુલ્લું; અમર્યાદ (૨) અ૰ ઉઘાડે છોગે (૩) પુરપાટ
**બેફામ** (બે) વિ૰ [फा. बेफ़हम] ધ્યાન–લક્ષ વિનાનું (૨) ગાફેલ
**બેફિકર** (બે) વિ૰ [फा.] ફિકર વગરનું. **–રાઈ** સ્ત્રી૰ બેફિકરાપણું. **–રું** વિ૰ બેફિકર
**બેબાકળું** (બે) વિ૰ [સં. व्याकुल ઉપરથી] બાવરું; ગભરું
**બેબી** સ્ત્રી૰ [ઇં.] નાની બાળકી (૨) નાની બાળકી માટે લાડનું નામ
**બેભતું** (–થ્થું) (બે) વિ૰ [બે + ભાત] બે જાતનું (૨) સેળભેળવાળું
**બેભાન** (બે) વિ૰ [બે (फा.) + ભાન] બેશુદ્ધ
**બેરખ** [ा. बैरक़] નગારું, વાવટો અને ડંકાવાળી ટુકડી [ઇત્યાદિ]
**બેરખી** (બે) સ્ત્રી૰ સ્ત્રીઓનું કોણીનું એક [ઘરેણું]
**બેરખો** (બે) પું૰ રુદ્રાક્ષના મણકાની માળા
**બેરજો** પું૰ પર્વતમાં થતા એક ઝાડનો ગુંદર
**બેરિયમ** ન૰ [ઇં.] એક ધાતુ–તત્ત્વ [ર. વિ.]
**બૅરિસ્ટર** પું૰ [ઇં.] બારિસ્ટર. **–રી** સ્ત્રી૰ બારિસ્ટરી
**બેરીજ** સ્ત્રી૰ સરવાળો; સરવાળાની રકમ
**બેરોજગાર** (બે) વિ૰ [ा.] રોજગાર વગરનું
**બૅરોનેટ** પું૰ [ઇં.] 'સર'નો વંશપરંપરાગત ઇલકાબ ધરાવનાર
**બૅરોમીટર** ન૰ [ઇં.] વાતાવરણના દબાણનું માપ દેખાડનાર યંત્ર
**બેલ** (બે) પું૰ [દે. बइल्ल] બળદ. ૰ગાડી સ્ત્રી૰ બળદગાડી
**બેલગામ** (બે) વિ૰ [फा.] નિરંકુશ
**બેલડી** સ્ત્રી૰ બે જણની જોડી
**બેલતેલ** ન૰ [બેલ (ઇં. બૅલ્સડ) + તેલ] લાકડાં ઉપર લગાડવાનું એક તેલ
**બેલાશક** (બે) અ૰ [अ. बिलाशक] સંકોચ રાખ્યા વિના [નાર સિપાઈ]
**બેલિફ** પું૰ [ઇં.] અદાલતના હુકમ બજાવ-
**બેલી** પું૰ ધણી; મુરબ્બી; સહાયતા કરનાર
**બેવકર** (બે) વિ૰ ભાર–બોજ વિનાનું
**બેવકૂફ** વિ૰ [फा.] મૂર્ખ. **–ફી** સ્ત્રી૰ મૂર્ખાઈ
**બેવક્કર** (બે) વિ૰ બેવકર [૰પણું ન૰]
**બેવચની** (બે) વિ૰ બોલીને ફરી જનાર.
**બેવડ** વિ૰ [બે+પડ] બેવડેલું હોય તેવું (૨) સ્ત્રી૰ બેવડું પડ. ૰વું સ૰ક્રિ૰ બેવડું કરવું. **–ડાવું** અ૰ક્રિ૰ બેવડું કે બમણું થવું. **–ડિયું** વિ૰ બે પડવાળું (૨) બેવડા બાંધાનું. **–ડું** વિ૰ બે પડવાળું (૨) બમણું
**બેવફા** (બે) વિ૰ [फा.] નિમકહરામ; બેઈમાન. ૰ઈ સ્ત્રી૰ બેવફાપણું
**બેશક** (બે) અ૰ [फा.] શક વગર

**બેશરમ** (બે) વિ૦ [फा. बेशर्म] નિર્લજ્જ.
**–મી** સ્ત્રી૦ નિર્લજ્જતા [–દ્ધિ સ્ત્રી૦ મૂર્છા
**બેશુદ્ધ** (બે) વિ૦ [બે (फा.)+શુદ્ધ] બેભાન.
**બેશુમાર** (બે) વિ૦ [फा.] સુમાર વગરનું;
બેહદ [મૈત્રી; સંબંધ [લા.]
**બેસઊઠ** (બે) સ્ત્રી૦ બેસવુંઊઠવું તે (૨)
**બેસણી** (બે) સ્ત્રી૦ જેના ઉપર વસ્તુ ચપટ
બેસીને સ્થિર રહે છે તે ભાગ (૨) બેઠક
**બેસણું** (બે) ન૦ ['બેસવું' ઉપરથી] બેસણી;
બેઠક (૨) બેસવાની રીત (૩) ઉઠમણું
**બેસતમ** (બે) વિ૦ [फा. बेशतन] પુષ્કળ
**બેસતી** (બે) સ્ત્રી૦ ['બેસવું' ઉપરથી] ગાઢ
મૈત્રી. **–તું** વિ૦ 'બેસવું'નું વ. કૃ. (૨)
ગોઠતું આવતું (૩) નવું શરૂ થતું (૪)
ખરોખર હોય એવું; માફકસરનું
**બેસવું** (બે) અ૦ક્રિ૦ [अप. वइस्त, वईस; प्रा. वेत्त] આસન માંડવું (ઊભા હોય કે સૂતા
હોય તેમાંથી) (૨) નીચે આવવું; ઊતરવું
(ભાવ; કચરો) (૩) બંધબેસતું આવવું
(ડગલો) (૪) શરૂ થવું (ઋતુ; વર્ષ) (૫)
(ફળફૂલનું) આવવું (૬) કિંમત લાગવી;
મૂલ પડવું (૭) લાગવું; ચોટવું; (પાસ; ડાઘ)
(૮) પેસી જવું; વાગવું; લાગવું. ઉદા૦
હાથમાં ચપ્પુ બેઠો (૯) સ્થાપિત થવું;
જારી થવું. ઉદા૦ જપતી બેઠી; દશા બેઠી
(૧૦) અર્થ સમજાવો; રીત પ્રમાણે
ગોઠવાવું (હિસાબ; કોયડો) (૧૧) વળવું;
સ્થિર થવું. ઉદા૦ ચીતરવામાં તેનો હાથ
બેઠો છે (૧૨) કામકાજ વિના પડી રહેવું
ઉદા૦ ભાઈ શું કરે છે? – બેઠા છે (૧૩)
જાડું – ખોખરું થવું. ઉદા૦ ગળું બેસી ગયું
(૧૪) રાહ જોવી; ખોટી થવું. ઉદા૦ બેસીને
હું તો થાક્યો (૧૫) કસ કે તીક્ષ્ણતા દૂર
થવી (કપડું; ધાર) (૧૬) આધાર વિનાનું
–તેજ વિનાનું થઈ જવું; ભાગી પડવું.
ઉદા૦ ઘર બેઠું=પતિ, પત્ની, કે છોકરાં
વિનાનું, ટેકા કે માલ વિનાનું થયું. (૧૭)
વ્યાપવું; જામવું. ઉદા૦ કરપ બેસવો (૧૮)
બીજા ક્રિયાપદ સાથે આવતાં તે ક્રિયા શરૂ
કરવી, વળગવું–મંડવું એવો અર્થ બતાવે
છે. ઉદા૦ રડવા – ખાવા બેઠો. અથવા
અચાનક કે ભૂલથી તે કરી નાખવું એવો
અર્થ બતાવે છે. ઉદા૦ લખી બેઠો;
બોલી બેઠો. [**બેસી જવું**=દેવાળું કાઢવું;
પડી ભાગવું. **બેસી પડવું** = ધંધામાંથી
કે માથે લીધેલ કામમાંથી (થાકીને)
અધવચ ખસી જવું]
**બેસાડવું** (બે) સ૦ક્રિ૦ ('બેસવું'નું પ્રેરક)
બેસે તેમ કરવું (૨) બેસતું આવે તેમ
કરવું; જડવું. ઉદા૦ નંગ વીંટીમાં બેસાડવું
(૩) પૂરી દેવું. ઉદા૦ જેલમાં બેસાડી
દીધો (૪) નાંખવું; ઠરાવવું. ઉદા૦ લાગો
બેસાડયો (૫) વ્યાપી–જામી જાય તેમ
કરવું. ઉદા૦ કરપ બેસાડવો
**બેસામણ** (બે) ન૦ રોગને લીધે ઢોરથી
ઊભું ન થવાવું, બેહક બેસવું તે
**બેસારવું** (બે) સ૦ ક્રિ૦ જુઓ બેસાડવું
**બેસુમાર** (બે) વિ૦ જુઓ બેશુમાર
**બેસૂરું** (બે) વિ૦ [બે (જુદા જુદા)+ સૂર
અથવા બે (फा.) + સૂર] ખોટા કે ખરાબ
સૂરનું; બસૂરું [યા બગડેલા સ્વાદનું
**બેસ્વાદ** (બે) વિ૦ સ્વાદ વગરનું કે ખરાબ
**બેહક** (બે) અ૦ ફરી ન ઉઠાય તેમ (બેસવું,
ઢોરનું)
**બેહક(–ક્ક)** (બે) વિ૦ [फा.] હક વગરનું
(૨) અ૦ હક વગર; અકારણ
**બેહદ** (બે) વિ૦ [फा.] હદ વગરનું
**બેહાલ** (બે) વિ૦ [फा.] ભૂંડી હાલતમાં
આવી પડેલું (૨) પું૦બ૦વ૦ દુર્દશા. **–લી**
સ્ત્રી૦ દુર્દશા [નકામું; અઘટિત
**બેહૂદી** (બે) સ્ત્રી૦ બેહૂદાપણું **–દું** વિ૦ [फा.]
**બેહેસ્ત** (બે) ન૦ [फा. [बिहिश्त] સ્વર્ગ.
૦નશીન વિ૦ સ્વર્ગવાસી [**–શી** સ્ત્રી૦
**બેહોશ** (બે) વિ૦ [फा.] બેભાન; બેશુદ્ધ.
**બેળ** સ્ત્રી૦ જુઓ બેડ [પરાણે
**બેળેબેળે** (બે; બે) અ૦ મહા મુશ્કેલીએ;
**બેં** (બેં૦) અ૦ [રવ૦] (બકરાંઘેટાંનો)
**બેંક** સ્ત્રી૦ [इं.] બૅન્ક; શરાફી કામ કરતી

પેઢી કે મંડળ. ૰ર પું૰[ઇં.]બૅંકનું કામકાજ કરનારો કે સંભાળનારો માણસ; શરાફ (૨) એક અટક. -કિંગ ન૰ [ઇં.] બૅન્કનું કામકાજ; શરાફી [મોકલવાની)
બૅગી સ્ત્રી૰ સીવેલી નાની પોટલી (ટપાલમાં
બૈજિક વિ૰ [સં.] બીજ સંબંધી (૨) મૂળભૂત (૩) 'એલ્જિબ્રેક્લ' [ગ.] (૪) ન૰ મૂળ કારણ
બૈયર સ્ત્રી૰ જુઓ બૈરી [બૈરીની સલાહ
બૈરકબુદ્ધિ સ્ત્રી૰ બૈરાના જેવી બુદ્ધિ (૨)
બૈરકશાસ્ત્ર ન૰ બૈરાંમાં ચાલતા કે તેઓ સમજે કે રસ લે એવા રીતરિવાજ ને ધારાધોરણ
બૈરી સ્ત્રી૰ [દે. વાઇયા] સ્ત્રી૰(૨)પત્ની; વહુ. -રું ન૰ બૈરી [અભિમાન [લા.]
બો સ્ત્રી૰ [ફા.] બૂ; ગંધ; વાસ (૨)
બો સ્ત્રી૰[ઇં.]બીડો ઇ૰ બાંધવામાં વપરાતી એક જાતની દોરી; 'ટ્વાઇન'
બૉઇલર ન૰ [ઇં.] જેમાં પાણીની વરાળ થાય છે તે (એંજિનનો) ભાગ
બોકડી સ્ત્રી૰[દે.] બકરી. -ડું ન૰ બકરું. -ડો પું૰ બકરો.
બોકી સ્ત્રી૰ બચ્ચી
બોખ સ્ત્રી૰ ['બખુ', 'બખોલ' ઉપરથી] ભગદાળું; મોટો ખાડો(૨)પાણી કાઢવાની ચામડાની ડોલ. ઉદા૰ ઊંડો કૂવો ને ફાટી બોખ (અખો). ૰લું વિ૰ દાંત પડી ગયા હોય તેવું. -ખું વિ૰ બોખલું
બોગદું ન૰ [પોર્તુ. આગોગદા] ભગદાળું (૨) ભોંયરું; 'ટનલ' (રેલવેનું)
બોઘરણું ન૰ પહોળા મોંની વટલોઈ
બોઘલું, બોઘું વિ૰ ઓલિયું; મૂર્ખ
બોચલો પું૰ ['બોચી' ઉપરથી] વાળની કિનારીવાળી બાળકોની ટોપી(૩)અંબોડો
બોચિયું ન૰ વાંસની હલકી ટોપલી
બોચી સ્ત્રી૰ ગરદન
બોજ પું૰ [દે. वोज्झ(સં. वह)]ભાર(૨)બોજો. -જો પું૰ ભાર (૨) જવાબદારી; જોખમ
બોટ સ્ત્રી૰ [ઇં.] હોડી; મછવો (૨) સ્ટીમર
બોટ ન૰ જુઓ અબોટ
બોટણી સ્ત્રી૰[દે. बोंटण] સ્તનની ડીંટડી(૨) ડીંટડીના આકારની ચૂસણી
બોટવું સ૰ક્રિ૰ [દે. वोट्ट] ખાઈને કે પીને કે સ્પર્શ વગેરેથી એઠું કરવું, અભડાવવું (૨) પહેલેથી રોકી લઈ કબજે કરવો
બોટિયું ન૰ જુઓ અબોટિયું; મુગટો
બોડ (બૉ) સ્ત્રી૰ [પ્રા. बुड(સં. पुट)] બખોલ; ગુફા (પશુની) [-ડું વિ૰ જુઓ બોડું
બોડકી સ્ત્રી૰ બોડી; વિધવા (તુચ્છકારમાં).
બોડવું સ૰ક્રિ૰ [દે.वोडिय=બોડેલું] મૂંડવું
બોડિયું વિ૰ જુઓ બોડું. ૰તકોડિયું વિ૰ સાવ બોડું
બોડી સ્ત્રી૰ [જુઓ 'બોડું'] જુઓ બોડકી. -ડું વિ૰ [દે. वोड्ड] માથે વાળ વિનાનું (૨) ઉઘાડું; ખુલ્લું; સાફ (માથું, ખેતર, મથાળા વગરનો અક્ષર, લૂંટી લીધેલો માણસ વગેરે) [લા.]
બોણી (બૉ) સ્ત્રી૰ [પ્રા. वोहण (સં. वोधन) ઉપરથી] પહેલો વકરો(૨)બેસતા વર્ષની બક્ષિસ (૩) ઠપકો; ગાળ [લા.]
બોત (બૉ) પું૰ [ફા. बुत=જડ મૂર્તિ] બાઘો; મૂર્ખ [(૨) કલંક; આળ
બોતાન(-નું) ન૰પાઘડીની અંદરનો ગાભો
બોતે(-ત્તે)ર (બૉ') વિ૰ [પ્રા. बाहत्तरि, बावत्तरि (સં. द्वासप्तति)] '૭૨'
બોથડ વિ૰ જડ; ઠોઠ (૨) સુસ્ત
બોથું ન૰ પાઘડું (તિરસ્કારમાં)
બોદલું વિ૰ જુઓ બોદું
બોદાવું અ૰ક્રિ૰ [જુઓ બોદું] પાણી પીને તર થવું(૨)પાણીથી કોવાઈ બગડી જવું
બોદું વિ૰ [સં. वोद्रकं] બોદાઈ ગયેલું (૨) ખોખરું (૩) ઢીલું; કાચું (૪) ન૰ તડવાળું કે બરાબર નહિ પકવેલું માટીનું વાસણ
બોધ પું૰ [સં.] ઉપદેશ(૨)જ્ઞાન. ૰ક વિ૰ [સં.] બોધ આપનારું. ૰દાયક, ૰દાયી વિ૰ બોધ આપનારું; જેમાંથી બોધ મળે એવું. ૰પત્ર ન૰ માહિતી આપનારી ચોપડી; 'પ્રૉસ્પેક્ટસ'. ૰પાઠ પું૰ પદાર્થ-

પાઠ (૨) નમૂના તરીકેનો પાઠ (૩) શિખામણ; ધડો. ૦વચન ન૰શિખામણનું વચન. -ધાત્મક વિ૰ બોધના લક્ષણવાળું; 'ડિડેક્ટિક'
**બોધિ** સ્ત્રી૰ [સં.] સંપૂર્ણ જ્ઞાન (બૌદ્ધ)
**બોધિત** વિ૰ [સં.] બોધ પામેલું
**બોધિવૃક્ષ** ન૰ [સં.] ગયામાં આવેલું પીપળાનું ઝાડ, જેના જગાએ પૂર્વે બુદ્ધદેવને જ્ઞાન થયું હતું
**બોધિસત્ત્વ** પું૰ [સં.] જે પૂર્ણ જ્ઞાન મેળવવાના માર્ગ ઉપર છે અને થોડા જન્મમાં એ સ્થાને પહોંચનાર છે એવો (બૌદ્ધ) સાધક
**બોબડી** સ્ત્રી૰['બોબડુ' પરથી]બોલતી;જીભ
**બોબડું** વિ૰ [રવ૰] તોતડું
**બોબિન** ન૰[ઇં.]સાળમાં વપરાતી વાણાના તારની ભૂંગળી
**બૉમ્બ, ૦ગોળો, ૦ર** [ઇં.]જુઓ 'બૉંબ'માં
**બૉયકોટ** પું૰ [ઇં.] બહિષ્કાર
**બોયું** (બો') ન૰ જેમાંથી ભીંડી થાય છે તે છોડનો(ભીંડી ઉતારી લીધેલો)સાંઠો
**બોયું** ન૰ [ઇં. बोइ] પાણીમાંના ખરાબાની ચેતવણી આપવા માટે દરિયામાં તરતો રાખેલો લોઢાનો ગોળો
**બોર** ન૰ [પ્રા. (સં. बदर)] બોરડીનું ફળ. ૦કૂટો પું૰[+કૂટવું]કચ્ચરઘાણ: પાયમાલી. ૦ડી સ્ત્રી૰ [પ્રા. बोरी; बदरी] બોરનું ઝાડ. ૦માળા સ્ત્રી૰બોર જેવા મણકાની માળા -એક ઘરેણું
**બોરસલ્લી(-ળી)**સ્ત્રી૰ [પ્રા.बउलसिरी(સં. बकुलश्री)] એક ફૂલઝાડ [એક ઘરેણું
**બોરિયું** ન૰ ['બોર' ઉપરથી] બટન (૨)
**બોરી** સ્ત્રી૰ [ફા. बूरिया] ગાંસડી: ગૂણ
**બોરીક** પું૰ [ઇં.] ટંકણખાર-તેનું દ્રાવણ [ર. વિ.]
**બોરો** પું૰[જુઓ બોરી] ધાબળો; બન્નૂસ
**બૉર્ડ** ન૰ [ઇં.] પાટિયું (૨) મંડળ. ઉદા૰ સ્કૂલ બૉર્ડ, લોકલ બૉર્ડ
**બૉર્ડિંગ** સ્ત્રી૰ [ઇં.] છાત્રાલય
**બૉલ** પું૰ [ઇં.] દડો
**બોલ** પું૰ ['બોલવું' ઉપરથી] શબ્દ; વચન (૨)કડી; તૂક(૩)મહેણું[લા.]. ૦કણું, ૦કું વિ૰ વાચાળ;વાતોડિયું(૨)લડકણું.૦ચાલ સ્ત્રી૰ બોલવું ચાલવું તે; વાતચીતનો વહેવાર; મેળાપ (૨) તકરાર (૩) સાટું; કરાર. ૦છા સ્ત્રી૰ બોલવાની ઢબ. ૦તી સ્ત્રી૰ જીભ.૦પટ ન૰ બોલતું ચિત્રપટ-સિનેમા. ૦બંધ પું૰ કરાર. ૦બાલા સ્ત્રી૰ ચલણ કે ચડતી કળા હોવી તે; ફતેહ
**બૉલબૅટ** ન૰બ૰વ૰ [ઇં.] ક્રિકેટની રમત
**બૉલબૅરિંગ** ન૰ [ઇં.] છરાને આધારે પૈડું સહેલાઈથી ફરે તે માટેની યોજના(જેમ કે, સાઇકલમાં)
**બોલવું** સ૰ક્રિ૰ [પ્રા. बुल्ल बोल्ल] વાચા કાઢવી; ઓચરવું (૨) કહેવું; વાત કરવી (૩) વઢવું; ગુસ્સો કે અણગમો બતાવવા કહેવું [લા.] [તકરાર
**બોલંબોલા** સ્ત્રી૰ સામસામે બોલવું તે;
**બોલાચાલી** સ્ત્રી૰ તકરાર (૨) બોલવા ચાલવાનો સંબંધ-દોસ્તી
**બોલાબોલ** સ્ત્રી૰ બોલંબોલા
**બોલી** સ્ત્રી૰ ભાષા કે ગૌણ ભાષા જે બોલવામાં જ ચાલતી હોય (૨) મહેણું (૩) કબૂલાત. ૦ચાલી સ્ત્રી૰ બોલવા ચાલવાની રીતભાત
**બોલ્ટ** પું૰ [ઇં.] એક બાજુ ચાકી ચઢાવવાનો માથાદાર ખીલો
**બોલ્શેવિક** વિ૰[ઇં.] રશિયાના એ નામના એક સામ્યવાદી મંડળનું. -ઝમ ન૰ તે મંડળની ફિલસૂફી
**બોવું** સ૰ક્રિ૰ [સં. वप्] વાવવું(૨)ગુમાવવું
**બોસો** પું૰ [ફા.] બચ્ચી
**બોળ** પું૰ [સં. बोल] એક જાતનો ગુંદર
**બોળકેરી** પું૰ [બોળવું + કેરી] મીઠામાં આથેલી આખી કેરી-એક અથાણું
**બોળવું** સ૰ક્રિ૰[સં. बुड्; પ્રા. बोल]પ્રવાહીમાં ડુબાવવું (૨) ગુમાવવું; વણસાડવું [લા.]
**બોળાવાડો** પું૰ ભ્રષ્ટતા; વટાળ; અડાઅડ

**-બોળુ** વિ૦ ['બોળવું' ઉપરથી] બોળનાર (સમાસને અંતે). ઉદા૦ ઘરબોળુ
**બૉંબ(૦ગોળો)** પું૦ [ઇં.] દારૂગોળાનું એક હિંસક અસ્ત્ર. **૦મારો** પું૦ બૉંબથી મારો ચલાવવો તે. **૦ર** ન૦ [ઇં.] બૉંબ નાખવા વપરાતું લડાયક વિમાન
**બૌદ્ધ** વિ૦ [સં.] બુદ્ધને લગતું (૨) બુદ્ધનું અનુયાયી. **૦ધર્મી, ૦માર્ગી** વિ૦ (૨) પું૦ બૌદ્ધમાર્ગનું કે તેનું અનુયાયી. **-દ્ધિક** વિ૦ બુદ્ધિને લગતું. ઉદા૦ બૌદ્ધિક શિક્ષણ
**બ્યાન** ન૦ [જુઓ બયાન] વર્ણન
**બ્યાશી(-સી)** વિ૦ [પ્રા. વાસી (સં. દ્વ્યશીતિ)] '૮૨'
**બ્યૂગલ** ન૦ [ઇં.] એક વિલાયતી રણવાદ્ય
**બ્રશ** ન૦[ઇં.] વાળ, તંતુ કે વાળાની, કશાને ઘસીને સાફ કરવા માટેની એક બનાવટ
**બ્રહ્મ** ન૦ [સં.] સચ્ચિદાનંદસ્વરૂપ, જગતનું મૂળતત્ત્વ (૨) વેદ (૩) પરમાત્મા (૪)પું૦ બ્રહ્મા (૫) બ્રાહ્મણ. **૦કુમાર** પું૦ નારદ. **૦ક્ષત્રિય** પું૦એ નામની નાતનો માણસ. **૦ગાંઠ** સ્ત્રી૦ જનોઈમાં વળાતી ગાંઠ. **૦ચર્ય** ન૦ [સં.] બ્રહ્મના સાક્ષાત્કારની સાધના(૨)ઇંદ્રિયનો નિગ્રહ. **૦ચર્યાશ્રમ** પું૦ ચારમાંનો પ્રથમ આશ્રમ-જેમાં બ્રહ્મચર્ય સેવીને માણસ વિદ્યાભ્યાસ કરે છે. **૦ચારિણી** સ્ત્રી૦[સં.] બ્રહ્મચર્ય પાળનાર સ્ત્રી. **૦ચારી** પું૦[સં.] બ્રહ્મચર્ય પાળનાર માણસ(૨)વિદ્યાર્થી. **૦જિજ્ઞાસા** સ્ત્રી૦ [સં.] બ્રહ્મજ્ઞાનની ઇચ્છા; ઉત્કંઠા (૨) બ્રહ્મવિષયક વિચારણા; તે કરતું શાસ્ત્ર. **૦જ્ઞ** વિ૦ [સં.] બ્રહ્મને જાણનારું. **૦જ્ઞાન** ન૦ [સં.] બ્રહ્મનું જ્ઞાન. **૦જ્ઞાની** [સં.] વિ૦. **૦ણ્ય** વિ૦[સં.] બ્રહ્મ સંબંધી. (૨) બ્રાહ્મણો પર આસ્થા રાખનારું. **૦તેજ** ન૦ [સં.] બ્રહ્મચર્ય કે બ્રહ્મજ્ઞાનનું તેજ. **૦દેવ** પું૦ બ્રહ્મા (૨) પૂજ્ય બ્રાહ્મણ. **૦નિર્વાણ** ન૦ [સં.] મોક્ષપદ. **૦નિષ્ઠ** વિ૦ [સં.] બ્રહ્માના ધ્યાનમા લીન; બ્રહ્મજ્ઞ. **૦બંધુ** પું૦ [સં.] નામનો જ બ્રાહ્મણ. **૦ભટ્ટ** વિ૦(૨)પું૦ એ નામની જાતિનું. **૦ભોજન** ન૦ બ્રાહ્મણને જમાડવા તે. **૦યજ્ઞ** પું૦ [સં.] પાંચ મહાભૂતોમાંનો એક-વેદનું અધ્યયન અને અધ્યાપન. **૦રંધ્ર** ન૦ [સં.] મનુષ્યના મસ્તકમાં માનેલું એક છિદ્ર, જ્યાંથી બ્રહ્મલોકમાં જનારના પ્રાણ નીકળે છે એમ કહેવાય છે. **૦રાક્ષસ** પું૦[સં.]ભૂત થયેલો બ્રાહ્મણ. **૦ર્ષિ** પું૦ [સં.] બ્રાહ્મણ ઋષિ. **૦લોક** પું૦[સં.]બ્રહ્માનો-ઊંચામાં ઊંચો લોક. **૦વર્ચસ** ન૦[સં.] બ્રહ્મચર્યથી કે બ્રહ્મના જ્ઞાનથી પ્રગટતી તેજસ્વિતા (૨) બ્રહ્મતેજ. **૦વાદિની** સ્ત્રી૦ [સં.] ગાયત્રી (૨) અવિવાહિત રહી વેદાભ્યાસ કરનારી સ્ત્રી. **૦વાદી** વિ૦[સં.]બ્રહ્મવાદનું અનુયાયી (૨) વેદનું પઠનપાઠન કરનારું. **૦વિદ્યા** સ્ત્રી૦ [સં.] બ્રહ્મસંબંધી વિદ્યા. **૦વેત્તા** પું૦. બ્રહ્મને જાણનાર. **૦સંબંધ** પું૦ બ્રહ્મની સાથે સંબંધ(૨)પુષ્ટિમાર્ગીઓનો એક વિધિ. **૦સૂત્ર** ન૦ જનોઈ (૨) બાદરાયણે રચેલાં વેદાંતનાં સૂત્ર. **૦હત્યા** સ્ત્રી૦ બ્રાહ્મણની હત્યા
**બ્રહ્મા** પું૦ [સં. ब्रह्मन्] સૃષ્ટિની ઉત્પત્તિ કરનાર વેદધર્મની વિભૂતિમાંના એક દેવ. [**૦ના લેખ** શ૦પ્ર૦ ટાળ્યા ન ટળે તેવા લેખ. **૦નો દહાડો** શ૦પ્ર૦ ઘણો લાંબો ને કંટાળાભરેલો દિવસ]. **-હ્માક્ષર** પું૦ [+અક્ષર] ઓમકાર; પ્રણવ. [**૦પણ ન આવડવો** = કશું ન આવડવું.] **-હ્માણી** સ્ત્રી૦ બ્રહ્માની પત્ની (૨) દુર્ગા. **-હ્માનંદ** પું૦ [સં.] બ્રહ્મ સાથે અભેદનો આનંદ. **-હ્માર્પણ** ન૦ [સં.] બ્રહ્મને-ઈશ્વરને અર્પણ. **-હ્માસ્ત્ર** ન૦[સં.] બ્રહ્માનું અસ્ત્ર (૨) બ્રાહ્મણનો શાપ. **-હ્માંડ** ન૦[સં.]વિશ્વ
**બ્રાહ્મ** વિ૦ [સં.] બ્રહ્મનું, -ને લગતું
**બ્રાહ્મણ** પું૦[સં.]હિંદુઓના ચાર વર્ણોમાંના પહેલા વર્ણનો માણસ (૨) મંત્રોનો જુદાં જુદાં કર્મોમાં વિનિયોગ જણાવનારો વેદનો ભાગ. **૦ત્વ** ન૦ બ્રાહ્મણપણું;

બ્રાહ્મણના સદ્ગુણ. ૦**ધર્મ** પું૦ હિંદુ વેદધર્મ. **-ણિયું** વિ૦ બ્રાહ્મણ સંબંધી (૨) બ્રાહ્મણના હાથનું કે તેને ખપે તેવું. **-ણી** સ્ત્રી૦ બ્રાહ્મણ સ્ત્રી
**બ્રાહ્મમુહૂર્ત** ન૦ [સં.] જુઓ બ્રાહ્મવેળા
**બ્રાહ્મવિવાહ** પું૦ વિવાહના આઠ પ્રકારોમાંનો એક, જેમાં કન્યાને શણગારી વરને કશું લીધા વિના આપવામાં આવે છે
**બ્રાહ્મવેળા** સ્ત્રી૦ સૂર્યોદય પહેલાંની બે ઘડીનો સમય [અર્વાચીન ધર્મસમાજ
**બ્રાહ્મસમાજ** પું૦; સ્ત્રી૦ બંગાળાનો એક
**બ્રાહ્મી** સ્ત્રી૦[સં.]એક વનસ્પતિ (૨) સરસ્વતી (૩) વાણી (૪) વિ૦ બ્રહ્મને લગતું
**બ્રાહ્મોસમાજ** પું૦ બ્રાહ્મસમાજ
**બ્રિટન** પું૦; ન૦ [ઇં.] ઇંગ્લંડ
**બ્રિટિશ** વિ૦[ઇં.]બ્રિટન દેશનું કે તેને લગતું
**બ્રિજ** સ્ત્રી૦ [ઇં.] પાનાંની એક રમત (૨) પું૦ પુલ
**બ્રિજ**+,૦**ભાષા**,૦**વાસી** જુઓ 'વ્રજ'માં
**બ્રેઇલપદ્ધતિ** સ્ત્રી૦ આંધળા માટે બ્રેઇલ નામના માણસે શોધેલી લખવા વાંચવાની પદ્ધતિ
**બ્રેક** સ્ત્રી૦[ઇં.]ગતિમાન ચક્રને થોભાવવાની ચાંપ (૨) રેલવેનો એક ડબો, જેમાં લગેજ સામાન ભરવામાં આવે છે
**બ્રેડ** સ્ત્રી૦ [ઇં.] ડબલરોટી; પાઉં
**બ્રોડકાસ્ટ** વિ૦[ .] વાયરલેસ ધ્વનિવર્ધક યંત્ર દ્વારા પ્રસારિત કરેલું; રેડિયો પર કહેલું [વાળો પદાર્થ [ર. વિ.]
**બ્રોમાઇડ** પું૦ [ઇં.] બ્રોમીનના સંયોજન-
**બ્રોમીન** પું૦ [ઇં.] એક વાયુ [ર. વિ.]
**બ્લાઉઝ** ન૦ [ઇં.]વિલાયતી ફૅશનનો કમખો
**બ્લૉક** પું૦ [ઇં.] ચિત્ર કે છબી છાપવાનું તૈયાર કરેલું બીબું (૨) મોટા મકાનમાં એક કુટુંબ સ્વતંત્ર રહી શકે એવો અલગ ભાગ

## ભ

**ભ** પું૦ [સં.] ઓષ્ઠ્ય ચોથો વ્યંજન
**ભક્ત** વિ૦ [સં.] ભક્તિ કરનારું (૨) -ના પર આશક; -ની ભક્તિવાળું (૩) પું૦ ભગત. ૦**વત્સલ** વિ૦ [સં.] ભક્ત પર પ્રેમ રાખનાર. **-ક્તાણી** સ્ત્રી૦ ભક્ત સ્ત્રી (૨) ભક્તની સ્ત્રી. **-ક્તાધીન** વિ૦ [+અધીન] ભક્તને વશ (પ્રભુ)
**ભક્તિ** સ્ત્રી૦ [સં.] ભજવું તે; ભજન (૨) પ્રેમ; આદર. ૦**ભાવ** પું૦ ભક્તિનો ભાવ; આદર; પ્રેમ. ૦**માર્ગ** પું૦ ભક્તિ દ્વારા સાધનાનો માર્ગ
**ભક્ષ** પું૦ [સં.] ખોરાક (૨) શિકાર. ૦**ક** વિ૦ [સં.] ભક્ષ કરનાર; ખાનાર. ૦**ણ** ન૦ [સં.] ખાવું તે. ૦**ણીય** વિ૦ [સં.] ખાવાને યોગ્ય
**ભક્ષિત** વિ૦ [સં.] ખાધેલું
**ભક્ષી** વિ૦ [સં.] ભક્ષનારું (સમાસને અંતે ઉદા૦ માંસભક્ષી)
**ભક્ષ્ય** વિ૦ [સં.]ખાવા યોગ્ય (૨) ન૦ ભક્ષ; ખાવાનું
**ભગ** ન૦ [સં.] નસીબ; સદ્ભાગ્ય (૨) ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય એ છનો સમૂહ
**ભગત** વિ૦ (૨) પું૦ ['ભક્ત' પરથી] ભજન કરનાર. ૦**માણસ** પું૦ સીધો સાદો અને ઈશ્વરથી ડરીને ચાલનારો માણસ. **-તાણી** સ્ત્રી૦ ભક્તાણી
**ભગદાળું** ન૦ મોટું બાકોરું
**ભગરું** વિ૦ [પ્રા. ભગ્ગ, ભુગ્ગ (સં. ભગ્ન,ભુગ્ન)] ભભરું (૨) છૂટું; ચીકાશ-વાક વગરનું (૩) બરડ (૪) ઊડી ગયેલા રંગનું
**ભગવતી** વિ૦[સં. ભગવત્ ઉપરથી]ભગવાનનું; ભક્ત; ઓલિયું (૨) સ્ત્રી૦ [સં.] દેવી
**ભગવત્પરાયણ** વિ૦ ઈશ્વરભક્તિમાં પરોવાયેલું [મુખ્ય ધર્મપુસ્તક-ગીતા
**ભગવદ્ગીતા** સ્ત્રી૦ [સં.] હિંદુઓનું એક

**ભગવંત** વિ૦ [સં. भगवत्] ઈશ્વર(૨)માન-વાચક સંબોધન

**ભગવાન** વિ૦ (૨) પું૦ [સં.] ઈશ્વર. [૦નું **માણસ** શ૦પ્ર૦ ભલું, ઓલિયું માણસ].

**ભગવું** વિ૦ગેરુના રંગનું.[**ભગવાં પહેરવાં**= સાધુ-સંન્યાસી થવું]

**ભગંદર** ન૦ [સં.] ગુદાની પાસે છિદ્ર-વ્રણ થવાનો એક રોગ

**ભગાડવું** સ૦ ક્રિ૦ નસાડવું (૨) છેતરી ભોળવીને લઈ જવું કે મૂળ સ્થળ તજાવવું

**ભગિની** સ્ત્રી૦ [સં.] બહેન. ૦**સમાજ** પું૦; સ્ત્રી૦ સ્ત્રીઓનું મંડળ

**ભગીરથ** પું૦ [સં.] આકાશમાંથી ગંગાને પૃથ્વી પર લાવનાર રાજા (૨) વિ૦ મહામુશ્કેલ [લા.]

**ભગ્ન** વિ૦ [સં.] ભાગેલું; નાશ પામેલું (૨) હારેલું; હતાશ. **-ગ્નાશ** વિ૦ [સં.] નિરાશ; હતાશ [ખોસી દેવું

**ભચકાવવું** સ૦ ક્રિ૦ [રવ૦] ભચ દઈને

**ભચડવું** સ૦ક્રિ૦ [રવ૦] દાબવું; કચડવું (૨) ભરડવું

**ભચડંભચડા, ભચડાભચડી** સ્ત્રી૦ ખૂબ ભચડાવું તે; સખ્ત ભીડ

**ભચરડવું** સ૦ક્રિ૦ ભચડવું

**ભચોભચ(-ચ્ચ)** અ૦ [રવ૦] ભચ ભચ (૨) ઉપરાઉપરી

**ભજન** ન૦ [સં.] નામસ્મરણ; ભક્તિ (૨) ભક્તિનું ગીત. ૦**મંડળી** સ્ત્રી૦ ભજન ગાનારાઓની મંડળી. **-નિક** વિ૦ ભજન કરનાર કે ગાનાર. **-નિયાં** ન૦ બ૦ વ૦ ભજનો (૨) કરતાલ (૩) ગાળો [લા.]

**ભજવવું** સ૦ક્રિ૦ [સં. भज्] નાટક કરવું; તેનો ખેલ કરી દેખાડવો;વેશ કાઢી બતાવો

**ભજવું** સ૦ક્રિ૦ [સં.भज्] ભજન કરવું (૨) જપવું (૩) સેવવું(૪) પહેરવું; ધારણ કરવું (વસ્ત્રાભૂષણ). ઉદા૦ 'મણિ મુકુટ ભજે ભગવાન'

**ભજ્જવું** અ૦ ક્રિ૦ [પ્રા. भाज (સં. भ्राज्)= ચમકવું] શોભવું. ઉદા૦ 'વર્ણથી ચંપક ભજ્યું'

**ભજિયું** ન૦[પ્રા. भज्जिअ (સં. भर्जित)]તળીને કરેલી એક વાની

**ભટ** પું૦ [સં.] યોદ્ધો

**ભટ** પું૦ [જુઓ ભટ્ટ] પંડિત (૨) ભિક્ષુક બ્રાહ્મણ (૩) રસોઇયો(૪)બ્રાહ્મણની એક અટક. ૦જી પું૦(માનાર્થે કે વ્યંગમાં)ભટ્ટ

**ભટકણ(-ણું)** વિ૦ ભટકનારું; રખડેલ

**ભટકવું** અ૦ ક્રિ૦ રખડવું

**ભટકાવું** અ૦ક્રિ૦ [ભટ (રવ૦)] અથડાવું (૨) આડે આવવું (૩) રખડવું (૪) [લા.] અણધાર્યું મળવું(૫)લડાઈ કે કજિયો થવો

**ભટકાં** ન૦બ૦ વ૦ વલખાં (૨) ફેરા આંટા

**ભટૂરિયું, ભટોળિયું** ન૦ કૂતરાનું બચ્ચું

**ભટ્ટ** પું૦ [સં.] વિદ્વાન બ્રાહ્મણ; ભટ (૨) બ્રાહ્મણની એક અટક

**ભટ્ટારક** વિ૦ [સં.] માનનીય; નામવર

**ભટ્ટિની** સ્ત્રી૦ [સં.] રાણી(૨) શેઠાણી (૩) ભટ્ટની સ્ત્રી

**ભઠ** અ૦ [પ્રા. भट्ठ (સં. भ्रष्ट)] ધિક્

**ભઠિયારખાનું** ન૦ ['ભઠ્ઠી' ઉપરથી] રસોડું (૨) રસોડાનું કામકાજ [લા.]

**ભઠિયારણ, ભઠિયારી** સ્ત્રી૦ ભઠિયારું કરનાર સ્ત્રી (૨) ભઠિયારાની સ્ત્રી

**ભઠિયારું** ન૦ ભઠિયારાનું-રાંધવાનું કામ (૨) રસોડું [લા.]. **-રો** પું૦ ભઠ્ઠી પર શેકનારો (૨) રાંધનારો

**ભઠોરું** ન૦ જમીનમાં પડતી ફાટ-ચીરો

**ભઠ્ઠ** અ૦ જુઓ ભઠ

**ભઠ્ઠી** સ્ત્રી૦ [પ્રા. भट्ठ (સં. भ्रष्ट्र)] નીચેથી આંચ કે પવન દઈ શકાય એવો થાપી કરી કરેલો ચૂલો (જેમ કે ભાડભૂંજાની) (૨)ચૂનો, ઈંટ જેવું પકવવાની રચના(૩) દારૂ ગાળવાનું કુંડ (૪) ભઠ્ઠી પર રાખેલું વાસણ ને તેમાંની વસ્તુ (જેમ કે વૈદની, ધાતુ વગેરે મારવા માટે) **-ઠ્ઠો** પું૦ મોટી ભઠ્ઠી

**ભડ** વિ૦ [પ્રા. भड (સં. भट)] બળવાન (૨) સમૃદ્ધિમાન (૩) પું૦ યોદ્ધો (૪) શ્રીમંત

**ભડ** ન૦ કૂવામાંથી પાણી ખેંચવાની સવડનું

ચણતર કે લાકડું. [૦બાંધવું=મથાળું –મોઢું બાંધવું (જેમ કે વાતનું)]
**ભડ** ન૦ સુકાઈ ગયેલી જમીનની ફાટ;ભઠોરું
**ભડ** સ્ત્રી૦ જુઓ ભેડ. [**૦નીકળી જવી, ૦વેરાઈજવી**=ભોપાળું બહાર પડી જવું]
**ભડક** સ્ત્રી૦ ['ભડકવું' ઉપરથી] ચમક; બીક. **૦ણ(–ણું)** વિ૦બીકણ; ચમકનારું. **૦વું** અ૦ક્રિ૦ ચમકવું; ઓચિંતું ડરવું. **–કિયું** વિ૦ ભડકે એવું; ભડકણ
**ભડકી** સ્ત્રી૦ [જુઓ ભરડકી] રાબડી કે કાંજી જેવી એક વાની. **–કું** ન૦ ઘટ્ટ રાબ જેવી એક વાની; ભરડકું
**ભડકું** ન૦, **–કો** પું૦ અગ્નિનો ભભૂકો (૨) ઝાળ; લાય [(રીંગણનું)
**ભડત** ન૦ ભડથાવીને તૈયાર કરેલું શાક
**ભડથાવું** અ૦ક્રિ૦ [જુઓ ભડથું] ભડસાળમાં ચડવું – બફાવું – સીઝવું
**ભડથિયું, ભડથું** ન૦ [प्रा. भडित्त=શૂળ ઉપર સેકેલું માંસ] ભડથાયેલો પદાર્થ
**ભડદું** ન૦ [સર૦ ભડથું]જાળી પડી ગયેલી કાચી કેરી
**ભડભડ** અ૦ [રવ૦] એવા અવાજથી (૨) જોરથી; ઝટ. **૦વું** અ૦ક્રિ૦ વગર વિચાર્યું બોલવું (૨) ભડભડ સળગવું; ઓચિંતું સળગવું (૩) ભભડવું; ખાવાનું મન થવું. **–ડાટ** પું૦ ભડભડવું તે (૨) ભડભડ એવો અવાજ(૩)અ૦ એવા અવાજથી. **–ડિયું** વિ૦ મનમાં જે હોય તે કહી દેનારું; ગુપ્ત ન રાખી શકે એવું
**ભડભાદર** વિ૦ [ભડ (दे. वड्ड)+ભાદર (सं. भद्रक)] મોટું; ભર્યુંભાદર્યું (૨)આબરૂદાર
**ભડવીર** પું૦ [ભડ+વીર] બહાદુર યોદ્ધો
**ભડવો** પું૦ પોતાની સ્ત્રીના વ્યભિચાર ઉપર જીવનાર(૨)વેશ્યાનો સાથી(૩)સ્ત્રીવશ પતિ
**ભડસાળ** સ્ત્રી૦ ચૂલા કે સગડીનો ઊની રાખવાળો ભાગ
**ભડાક** અ૦ [રવ૦]ભડાકા સાથે (૨)તરત
**ભડાકો** પું૦ [જુઓ ભડાક] ધડાકો (૨) બદૂક ફૂટવાનો અવાજ (૩) ગપગોળો
**ભડાભડ** અ૦ [રવ૦] એવા અવાજ સાથે (૨) એકદમ. **–ડ(–ડી)** સ્ત્રી૦ ભડાભડ અવાજ (૨) ધાંધલ; ધમપછાડા
**ભડાભૂટ** સ્ત્રી૦; ન૦ [રવ૦] ધાંધલ (૨) વેરણછેરણ
**ભડું** ન૦ [प्रा. भित्तग (सं. भित्तक)] ઘરની આગલી દીવાલ (૨) પડદા તરીકે કરાતી પાતળી દીવાલ
**ભડોભડ** અ૦ [રવ૦] જુઓ ભડાભડ
**ભણકાર(–રો), ભણકો** પું૦ કશાના અવાજની આગાહી કે ગુંજારવ
**ભણતર** ન૦ ભણેલું તે; શિક્ષણ
**ભણવું** સ૦ક્રિ૦[सं. भण्] શીખવું(૨)બોલવું; કહેવું. ઉદા૦ ભણે નરસૈયો (૩) વાંચવું
**ભણાવવું** સ૦ ક્રિ૦ ('ભણવું'નું પ્રેરક) શીખવવું(૨)પાઠ કરાવવો; ઉચ્ચારાવવું. [**ભણાવી મૂકવું**=શીખવી–સમજાવી રાખવું]
**ભણી** અ૦ તરફ; બાજુએ
**ભતકું** ન૦, **ભતકો** પું૦ લાકડીનો સપાટો –પ્રહાર (૨) ફાંસ; આડખીલી [લા.]
**ભત્તું** ન૦ [सं. भक्त, प्रा. भत्त] ભાતું કે તે બદલ અપાતા પૈસા (૨) ખાસ કામ માટે પગાર ઉપરાંત અપાતું મહેનતાણું કે ખરચી
**ભત્રીજી** સ્ત્રી૦[प्रा. भत्तिज्ज(सं. भ्रातृक)પરથી] ભાઈની કે પતિ યા પત્નીના ભાઈની દીકરી. **–જો** પું૦ ભાઈનો કે પતિ યા પત્નીના ભાઈનો દીકરો
**ભથવારી** સ્ત્રી૦ખેતરમાં ભાથું લઈ જનારી (સ્ત્રી). **–રું** વિ૦ ખેતરમાં ભાથું લઈ જનારું (માણસ)
**ભથ્થું** ન૦ ભત્તું
**ભદવું** ન૦ નાનો માટીનો ઘડો; દોચકું
**ભદંત** પું૦[सं.] માનવાચક સંબોધન(બૌદ્ધ) (૨) બૌદ્ધ સાધુ
**ભદ્દર, ભદ્ર** ન૦ [सं. भद्र] મોટા કોટની અંદરનો નાનો કોટ (૨) ટોલું
**ભદ્ર** વિ૦ [सं.] કલ્યાણકારી (૨) માંગલિક (૩)સાભ્યશાળી(૪)ન૦.કલ્યાણ. **૦કાલી** [सं.], **૦કાળી** સ્ત્રી૦ એક દેવી

**ભદ્રા** સ્ત્રી૦ [સં.] દુર્ગા
**ભપકાદાર** વિ૦ ભભકાવાળું
**ભપકાબંધ** વિ૦ ભભકાવાળું (૨) અ૦ ભભકાથી
**ભપકાવવું** સ૦ક્રિ૦ જોરથી કે ખૂબ રેડવું. ઉદા૦ દૂધમાં પાણી ભપકાવી દેવું
**ભપકી.** સ્ત્રી૦ ['ભપ' રવ૦] (પતંગના ગેચમાં) એકદમ દોરની છૂટ મૂકવી
**ભપકો** પું૦ ભભકો
**ભભક** સ્ત્રી૦ ચળકાટ; ઝળક. ૦વું અ૦ક્રિ૦ ભભૂકા મારવા (૨) શોભવું (૩) ગુસ્સે થવું [લા.]
**ભભકાદાર** વિ૦ ભભકાવાળું
**ભભકાબંધ** વિ૦ જુઓ ભપકાબંધ
**ભભકી** સ્ત્રી૦ જુઓ ભપકી [આડંબર
**ભભકો** પું૦ ['ભભકવું' ઉપરથી] ભપકો; રોફ;
**ભભડવું** અ૦ ક્રિ૦ ખાઉં ખાઉં થવું
**ભભડાટ** પું૦ ભભડવું તે
**ભભરાવવું** સ૦ક્રિ૦['ભભરું' ઉપરથી] ભૂકો છૂટો છૂટો નાખવો [રાંધેલી દાળ.
**ભભરી દાળ** સ્ત્રી૦ ભભરી રહે તેવી રીતે
**ભભરું** વિ૦ ભગરું; વેરાઈ જાય એવું
**ભભુકાવવું** સ૦ક્રિ૦ 'ભભૂકવું'નું પ્રેરક
**ભભૂકવું** અ૦ ક્રિ૦ ભભૂકો થવો
**ભભૂકો** પું૦ ભડકો (૨) પ્રકાશ
**ભભૂત(-તી)** સ્ત્રી૦ [સં. વિભૂતિ] ભસ્મ
**ભમ** [રવ૦] જાડાપણાનું કે પોલાપણાનું વધારાપણું બતાવવા શબ્દની આગળ કે પાછળ વપરાતો શબ્દ. ઉદા૦ 'જાડુંભમ' 'ભમપોલ' [માણસ
**ભમતારામ** પું૦ ભમતો ફરનાર-રખડેલ
**ભમર** પું૦ [સં. ભ્રમર] ભમરો
**ભમર** સ્ત્રી૦[પ્રા. ભમયા (સં. ભ્રૂ)] ભૃકુટિ; ભવું
**ભમર** સ્ત્રી૦ [સં. ભ્રમિ] વમળ (૨) અ૦ ગોળ ગોળ-ચક્કર ફરે તેમ. ૦ડી સ્ત્રી૦ નાનો ભમરડો(૨) ચકરડી. ૦ડો પું૦ એક રમકડું-ગરિયો (૨) 'કાંઈ નહિ!' ઉદા૦ ભમરડો આવડે છે! [લા.]. -રાળું વિ૦ ભમર ભમર ફરતાં ચકોવાળું-ભીષણ
**ભમરાળું** વિ૦ સુંદર ભમ્મરવાળું
**ભમરિયું** વિ૦ ગોળ ગોળ ફરતું (૨) ન૦ ભમરી ભાતનું સ્ત્રીઓનું એક વસ્ત્ર (૩) ચકરીનો રોગ
**ભમરિયું** વિ૦ ભમરી માખીનું,-ને લગતું
**ભમરી** સ્ત્રી૦ [સં. ભ્રમરી] ભમરાની માદા; કરડે એવી એક માખી
**ભમરી** સ્ત્રી૦ [સં. ભ્રમિ] ઘૂમરી; ચકરી. -રો પું૦ વમળ (૨) વાળનું ફૂંડાળું
**ભમરો** પું૦ ભ્રમર; છ પગવાળી એક નરમાખી
**ભમવું** અ૦ક્રિ૦ [પ્રા. ભમ (સં. ભ્રમ્)] ચકાકારે ફરવું (૨) રખડવું (૩) તમ્મર આવવાં
**ભમાડ(-વ)વું** સ૦ ક્રિ૦ [પ્રા. ભમાડ (સં. ભ્રમય)] 'ભમવું'નું પ્રેરક (૨) ઝુલાવામાં નાખવું
**ભમ્મર** સ્ત્રી૦ ભમર; ભવું
**ભય** પું૦; ન૦ [સં.] બીક. ૦**ભીત** વિ૦ [સં.] બીધેલું. -**યંકર** વિ૦ [સં.] ભય ઉપજાવે એવું. -**યાનક** વિ૦[સં.] ભયંકર. -**યાવહ** વિ૦ [સં.] ભયંકર
**ભયું** [સં. ભૂત, પ્રા. ભૂઅ] થયું; બન્યું (ભૂ૦ કા૦નું રૂપ) [પ.]
**ભયો** પું૦ [જુઓ ભયું] માનતા પૂરી કર્યા પછી પૂજારીની આશિષ મેળવવી તે (૨) અ૦ કૃતાર્થતાનો સંતોષ થયો હોય એમ. ૦**ભયો** અ૦ સારી પેઠે ભયો
**ભર** [સં. ભૃ; પ્રા. ભર ઉપરથી] નામને અંતે લાગતાં 'તેના જેટલું, તે બધું-આખું' એવો અર્થ થાય છે. ઉદા૦ ક્ષણભર; દિવસભર (૨) વિ૦ બરોબર જામેલું; ભરપૂર; પરિપૂર્ણ. ઉદા૦ ભર જુવાની
**ભરકૂચ(-શ,-સ)** સ્ત્રી૦ [ભર+સં. કૂર્ચ તથા કુશ] પરચૂરણ નકામી વસ્તુઓ કે છોકરાં ને માણસોનો સમૂહ
**ભરખવું** સ૦ક્રિ૦[સં. ભક્ષ્] ખાવું (૨) કરડવું
**ભરચક** વિ૦ [ભર+ચક] પુષ્કળ (૨) ખીચોખીચ
**ભરડકી** સ્ત્રી૦, -કું ન૦ જુઓ ભરડિયું
**ભરડવું** સ૦ક્રિ૦ [રવ૦] અનાજને જાડું

જાડું દળવું; બે ફાડ પડે એમ દળવું (૨) ગમે તેમ બકવું [લા.]
**ભરડિયું** નં૦ભરડેલા અનાજની એક વાની
**ભરડો** પું૦ ભરડેલું તે (૨) ભરડાઈ જાય એમ આજુબાજુ જોરથી વીંટવું-વીંટાવું તે (અજગરનું)
**ભરણ** ન૦ [સં.] ગુજરાન (૨) આંખમાં ખાપરિયું ભરવું તે. **૦પોષણ** ન૦ ગુજરાન
**ભરણી** સ્ત્રી૦ [સં.] બીજું નક્ષત્ર; ગાલ્લી
**ભરણી** સ્ત્રી૦ ભરવું તે (૨) ઉમેરો. **-ણું** ન૦ ભરણી;ઉમેરો;ભરવું તે(૨)ભરેલું નાણું
**ભરત** પું૦[સં.] રામનો ભાઈ-કૈકેયીનો પુત્ર (૨) દુષ્યંતનો પુત્ર-જેના પરથી ભારત-દેશ કહેવાય છે(૩)જડભરત(૪)ભારતીય નાટ્યશાસ્ત્રના કર્તા
**ભરત** ન૦ ['ભરવું' ઉપરથી]માપ; પ્રમાણ (૨)લૂગડા ઉપર વેલ, બુટ્ટી વગેરે ભરવી તે (૩) બીબાંમાં રસ રેડી ઘાટ બનાવવો તે(૪) મસાલો ભરી કરેલું શાક. **૦કામ** ન૦ બરત ભરવું તે
**ભરતખંડ** પું૦ હિંદુસ્તાન
**ભરતગૂંથણ** ભરતકામ અને ગૂંથણકામ
**ભરતભૂમિ** સ્ત્રી૦ જુઓ ભરતખંડ
**ભરતર(-લ)** વિ૦ ભરતનું; ઢાળેલું
**ભરતવાક્ય** ન૦ [સં.] સંસ્કૃત નાટકમાં અંતે મુકાતો આશીર્વાદનો શ્લોક
**ભરતાર** પું૦[પ્રા. भत्तार (સં. भर्तृ)]પતિ;ભર્તા
**ભરતિયું** ન૦ ['ભરવું' ઉપરથી] માલની કિંમતની વિગતવાર યાદી; બિલ (૨) કોઈમાં માય તેટલું માપ (૩) એક વાસણ
**ભરતી** સ્ત્રી૦ ભરવું કે ભરાવું તે; ઉમેરણ (૨) જુવાળ(૩) પુષ્કળતા; આવરો [લા.]
**ભરથરી** પું૦ [સં. भर्तृहरि] ભર્તૃહરિ (૨) એકતારો વગાડી માગનાર જોગીની એક જાત
**ભરથાર** પું૦ [જુઓ ભરતાર] પતિ
**ભરનીંગળ** ન૦[ભરાવું+નીંગળવું]ભરાવું ને ઠલવાવું તે (૨) ગૂમડાનો એક રોગ
**ભરપટ્ટે** અ૦ જોઈએ તેટલું; ખૂબ
**ભરપાઈ** સ્ત્રી૦ સંપૂર્ણ પતાવટ (લેણું, ખાતું હૂંડી વગેરેની) [અ૦ પૂરેપૂરી રીતે
**ભરપૂર** વિ૦ પુષ્કળ(૨) પૂરેપૂરું ભરેલું(૩)
**ભરભરું** વિ૦ [ભગરું જુઓ] કોરું; ચીકટ વગરનું (૨) કરકરું; કણદાર
**ભરભાંખળું** ન૦ પરોઢિયું; મળસકું
**ભરમ** પું૦ [સં. भ्रम] ભ્રમ; ભ્રાંતિ; વહેમ (૨) ભેદ; રહસ્ય
**ભરમાર** સ્ત્રી૦ ખૂબ હોવું તે; અતિશયતા
**ભરમાવું** અ૦ક્રિ૦ છેતરાવું (૨) વહેમાવું
**ભરવવું** સ૦ક્રિ૦ ટંગાડવું; લટકાવવું (૨) જોડવું (૩) ભંભેરણી કરવી [લા.]
**ભરવાડ** પું૦[સં.भरटक]ઢોર રાખી ગુજરાન ચલાવનારી એક જાતનો માણસ. **૦ણ (-ણી)** સ્ત્રી૦ ભરવાડ જાતની કે ભરવા-ડની સ્ત્રી
**ભરવું** સ૦ક્રિ૦ [પ્રા. भर (સં. भृ)] ખાલી હોય તેમાં મૂકવું, રેડવું વગેરે (વાસણમાં પાણી, પાનામાં લખાણ ઇ.)(૨)સંઘરવું (અનાજ)(૩)ભરપાઈ કરવું (નુકસાની ભરવી)(૪)ફળરૂપે મળવું; લણવું (કરશો તેવું ભરશો) (૫)જમે કરાવવું કે માગતા પેટે આપવું (વિશે, ભાડું, વીમો ઇ૦) (૬) ટીપ કે ફાળામાં આપવું-લખાવવું (પાંચ રૂપિયા ભર્યા)(૭) મેળવવું-એકઠું કરવું-ભેગું કરવું (સભા, બજાર ઇ૦) (૮) ગૂંથવું (ખાટલાની પાટી ભરવી)(૯) ભરતકામ કરવું (૧૦) માપવું (માપિયા કે પટી વગેરેથી) (૧૧) પૂરવું; ચોપડવું (ચિત્રમાં રંગ ભર્યા)(૧૨) પૂર્ણ-સમૃદ્ધ-છતવાળું કરવું (બાપનું ઘર ભરે છે.) (૧૩) લાદવું; ગોઠવવું (ભાર ભરવો) (૧૪) ખાલી પદ કે નોકરી ઉપર સ્થાપવું; નીમવું (જગાઓ ભરવી) (૧૫) જુદા જુદા શબ્દો સાથે વપરાઈને જુદા જુદા અર્થ થાય છે; તે તે શબ્દોમાં જુઓ. (ઉદા૦ ડગલું ભરવું = પગલું માંડવું; ચાલવું; દોરો ભરવો = સાંધવું; સીવવું. બચકું ભરવું = કરડવું. મોં ભરવું = લાચ આપવી. દિવસ ભરવા = રોજીએ કામ કરવું)

**ભરસાડ** સ્ત્રી૰ જુઓ ભડસાળ
**ભરાઉ** વિ૰ ભરેલું; પુષ્ટ
**ભરાડી** વિ૰ [ 'ભરાવવું' ઉપરથી ] ઊંધાં-ચત્તાં કરનારું (૨) ચોર; ઉઠાઉગીર
**ભરાવ** પું૰ ભરાવું – જમા જવું તે; જથો; જમાવ (૨) પૂર્ણતા; ભરપૂરતા. ૦દાર વિ૰ ભરાવવાળું
**ભરાવવું** સ૰ક્રિ૰ 'ભરવું' 'ભરવવું'નું પ્રેરક
**ભરાવું** અ૰ક્રિ૰ 'ભરવું'નું કર્મણિ (૨) સંતાવું (૩) તાવ દાખલ થવો; તપવું (શરીર ભરાવું) (૪) થાકથી અકડાવું (ચાલીને પગ ભરાવા) (૫) પકડાવું; ઝલાવું (કાંટામાં છેડો ભરાવો) (૬) સપડાવું; ફસાવું (૭) વ્યાપવું (મોં ફોલ્લાથી ભરાઈ ગયું) (૮) પુરાવું; રૂઝ આવવી (ઘા ભરાયો છે) (૯) પુષ્ટ થવું (ગાલ ભરાવા) (૧૦) પૂરું થવું; અંત આવવો (દિવસ ભરાઈ ચૂકવો) (૧૧) જામવું; એકઠું થવું (મેળો ભરાવો)
**ભરાવો** પું૰ જુઓ ભરાવ
**ભરૂચ** ન૰ [સં. भृगुकच्छ] નર્મદા નદીના મુખ આગળ આવેલું શહેર
**ભરૂંસાદાર, ભરૂંસાપાત્ર** વિ૰ ભરોસો કરવા લાયક; વિશ્વાસુ
**ભરૂંસો** પું૰ વિશ્વાસ; ખાતરી [દાર ઇ૰
**ભરોસાદાર, ભરોસાપાત્ર** જુઓ ભરૂંસા-
**ભરોસો** પું૰ વિશ્વાસ; ખાતરી
**ભરોંસાદાર, ભરોંસાપાત્ર** જુઓ ભરૂંસા-દાર ઇ૰
**ભરોંસો** પું૰ ભરૂંસો
**ભર્ગ** ન૰ [સં.] તેજ [કરનાર
**ભર્તા(-ર્ત્તા)** પું૰[સં.] સ્વામી (૨) પોષણ
**ભર્ત્રી** સ્ત્રી૰ [સં.] પોષણ કરનારી
**ભર્યુંપૂર્યું** વિ૰ ભરેલું; પૂરેપૂરું
**ભર્યુંભાદર્યું** વિ૰ સમૃદ્ધ; આબાદ
**ભલતું** વિ૰ ગમે તેવું; ઠામઠેકાણા વગરનું (૨) ફાલતુ; અચોક્કસ; અપ્રસ્તુત
**ભલપણ** ન૰ ભલાઈ
**ભલભલું** વિ૰ કંઈ કંઈ ભલાઈ કે મોટાઈ-વાળું કે મહત્ત્વનું; ભારે વજનવક્કરવાળું. ઉદા૰ ભલભલા હારી જાય છે
**ભલમનસાઈ** સ્ત્રી૰ ભલાઈ
**ભલા** અ૰ 'ભલા ભાઈ' કે 'ભાઈલા' એવો સંબોધનનો ઉદ્ગાર
**ભલાઈ** સ્ત્રી૰ સારાપણું; સુજનતા (૨) નેકી; સાલસાઈ (૩) ભલા તરીકેની પ્રશંસા
**ભલાભલી** સ્ત્રી૰ સારાસારી. **–લું** વિ૰ જુઓ ભલભલું
**ભલામણ(–ણી)** સ્ત્રી૰[જુઓ ભળામણ] સિફારસ (૨) સોંપણ; ભાળવણી. ૦પત્ર પું૰; ન૰ ભલામણનો કાગળ
**ભલાશ** પું૰ ભલાઈ; સારાપણું
**ભલીભૂંડી** સ્ત્રી૰ સારી અથવા ખરાબ વાત; ટીકા [(૨) આવડત; હોશિયારી
**ભલીવાર** પું૰; સ્ત્રી૰ સત્ત્વ; સાર; બરકત
**ભલું** વિ૰ [પ્રા. भल्ल (સં. भद्र)] સારું (૨) માયાળુ (૩) સભ્ય (૪) પ્રામાણિક. [**ભલો આવ્યો**=ઠીક આવ્યો; આવશે એમ નહોતું માન્યું]
**ભલે** અ૰ ઠીક; સારું; અસ્તુ. [૦**પધાર્યા**= ઠીક થયું જે આવ્યા. (સ્વાગત કરતાં વપરાય છે)]. ૦રું વિ૰ ભલું [પ.]
**ભલ્લુ(–લ્લૂ)ક** પું૰; ન૰ [સં.] રીંછ
**ભવ** પું૰ [સં.] સંસાર (૨) જન્મ (૩) જન્મારો (૪) મહાદેવ. [**એક ભવમાં બે ભવ કરવા**=બીજું લગ્ન કરવું (સ્ત્રીએ)]. ૦ચક્ર ન૰ સંસારરૂપી ચક્ર
**ભવતી** સ્ત્રી૰ [સં.] આપ; તમે
**ભવદીય** વિ૰ [સં.] આપનું
**ભવન** ન૰ [સં.] રહેઠાણ; મકાન
**ભવભૂતિ** પું૰ [સં.] એક સંસ્કૃત કવિ
**ભવસાગર, ભવસિંધુ** પું૰ સંસારરૂપી સમુદ્ર; સાગર જેવો આ સંસાર
**ભવાઈ** સ્ત્રી૰[સં.भव = શંકર, भवा = પાર્વતી –ઉપરથી] હલકા પ્રકારનું એક જાતનું નાટક (૨) ફજેતી [લા.]
**ભવાટવિ(–વી)** સ્ત્રી૰[સં.]સંસારરૂપી વન
**ભવાડો** પું૰ [જુઓ ભવાઈ] ફજેતો

**ભવાની** સ્ત્રી૦ [સં.] પાર્વતી
**ભવાયો** પું૦ [જુઓ ભવાઈ] ભવાઈનો નટ (૨) નિર્લજ્જ કે ફજેતી કરે એવો માણસ [લા.]
**ભવિતવ્ય** વિ૦ [સં.] ભવિષ્યમાં થનારું (૨) ન૦ ભવિષ્ય. **૦તા** સ્ત્રી૦ [સં.] નસીબ
**ભવિષ્ય** વિ૦ [સં.] આવતા કાળનું (૨) ન૦ નસીબ (૩) દોલત; વારસો (૪) ભવિષ્યકાળ. **૦કાલ** [સં.], **૦કાળ** પું૦ આવનાર સમય (૨) ક્રિ૦નો એક કાળ [વ્યા.]. **૦કૃદંત** ન૦ ભવિષ્યકાળસૂચક કૃદંત [વ્યા.]. **૦વાણી** સ્ત્રી૦ ભવિષ્ય ભાખતી વાણી. **૦વેત્તા** પું૦ ભવિષ્ય જાણનાર
**ભવું** ન૦ [અપ. भउहा (સં. भ्रू)] ભમ્મર. [**ભવાં ચડાવવાં**=ગુસ્સે થવું]
**ભવૈયો** પું૦ જુઓ ભવાયો
**ભવોભવ** અ૦ ભવે ભવે; દરેક જન્મમાં
**ભવ્ય** વિ૦ [સં.] પ્રૌઢ; ગૌરવશાળી; પ્રભાવશાળી (૨) મોક્ષનું અધિકારી [જૈન] (૩) ભવિષ્ય. **૦તા** સ્ત્રી૦
**ભશ(-સ)કો** પું૦ [માગધી भुश्का; દે. भुक्खा (સં. बुभुक्षा)] ઇચ્છા; ભારે આતુરતા
**ભસવું** અ૦ક્રિ૦ [પ્રા. भस (સં. भष्)] કૂતરાનું બોલવું (૨) નકામો બકવાટ કરવો [લા.]
**ભસ્મ** સ્ત્રી૦ [સં.] રાખોડી (૨) યજ્ઞની કે મંત્રેલી રાખ (૩) ધાતુની વૈદકીય રાખ; માત્રા. **૦ક** વિ૦ [સં.] બાળીને ભસ્મ કરી દે એવું (૨) પું૦ ખાય તેટલું બળી જાય-ગુણ ન દે એવો પેટનો એક રોગ. **૦સાત્** અ૦ [સં.] રાખોડીરૂપ. **-સ્મીભૂત** વિ૦ [સં.] ભસ્મ બનેલું
**ભળ** સ્ત્રી૦ ભળી જવું તે (૨) પ્રથમ ભળતાં થતો સંકોચ. [**૦ભાગવી**=શરમ તૂટવી]
**ભળકડું** ન૦ જુઓ ભરભાંખળું
**ભળકુ(-કૂ)ડું** વિ૦ ભોળું; નિખાલસ
**ભળતું** વિ૦ ભળી જાય-મળતું આવે એવું (૨) જુઓ ભલતું
**ભળભાંખળું** ન૦ જુઓ ભરભાંખળું
**ભળવું** અ૦ક્રિ૦ [સં. मेल्य्] ભેગું મળી જવું (૨) અમુકના જેવા હોવું; મળતું આવવું
**ભળામણ(-ણી)** સ્ત્રી૦ જુઓ ભલામણ (૨) ભળાવવું તે; સોંપણ
**ભળાવવું** સ૦ક્રિ૦ [પ્રા. भलाविअ (સં. भल्)] ભલામણ કરવી (૨) સોંપવું
**ભંગ** પું૦ [સં.] તૂટવું કે ભાંગી પડવું તે (૨) તોડવું તે (૩) નાશ (૪) વિઘ્ન (૫) વળાંક
**ભંગ** સ્ત્રી૦ [સં.] ભાંગ. **૦ડ** વિ૦ ભાંગનો વ્યસની
**ભંગાણ** ન૦ ભંગ (૨) તૂટ
**ભંગાર** પું૦ ભાગેલાં વાસણ કે બીજે સરસામાન
**ભંગિ** સ્ત્રી૦ [સં.] વ્યંગ, વાચાની ચાતુરી (૨) રીત; ઢબ (૩) અંગોનો મરોડ (૪) પગથિયું
**ભંગિયણ** સ્ત્રી૦ ભંગી જાતની કે ભંગીની સ્ત્રી
**ભંગિયો** પું૦ બહોરવાનું કામ કરનાર જાતનો માણસ
**ભંગી** સ્ત્રી૦ જુઓ ભંગિ
**ભંગી** પું૦ ભંગિયો
**ભંગીજંગી** વિ૦ ભંગડ (૨) ઢંગધડા વગરનું
**ભંગુર** વિ૦ [સં.] ભાગી જાય એવું (૨) નાશવંત
**ભંજક** વિ૦ [સં.] ભાગનાર; ટાળનાર. **-ન** ન૦ [સં.] ભાંગવું તે (૨) નાશ (૩) વિ૦ ભંજક. (જેમ કે, પરદુઃખભંજન)
**ભંજવું** સ૦ક્રિ૦ [સં. भंज्] ભાંગવું [પ.]
**ભંડક** [પ્રા. भंडग] ભોંયરું (૨) સ્ટીમરમાં ફાળકાની ફરતે આવેલા ત્રીજા વર્ગના મુસાફરોની જગા. **-કિયું** ન૦ નાનું ભોંયરું
**ભંડાર** પું૦ [પ્રા.; (સં. भाण्डागार)] ધનધાન્ય વગેરે ભરી રાખવાની જગા (૨) ખજાનો; સંગ્રહ (૩) વહાણના તૂતકની નીચેનો ભાગ (૪) દુકાન (જેમ કે, ખાદીભંડાર). **૦વું** સ૦ક્રિ૦ ભંડારમાં મૂકવું (૨) છુપાવવું. **-રિયું** ન૦ ભીંતમાં બારણાવાળો ગોખલો (૨) ગાડા નીચેની પેટી જેવી ગોઠવણ (૩) ઘરમાં ઓરડાની પાછળનો નાનો ખંડ. **-રી** પું૦ ખજાનચી (૨) કોઠારી (૩) એક અટક (૪) તાડી અને દારૂ ગાળવાનો

ધંધો કરનારી એક જાતનો માણસ. -રો પું૦ ગામ કે નાતના તમામ માણસોને અપાતું જમણ (૨) સાધુઓનું જમણ
**ભંડોળ** ન૦ [પ્રા.મંડ (સં. માણ્ડ્=એકઠું કરવું)] ભેગી કરેલી કોઈ પણ મૂડી. **-ળિયું** વિ૦ ખજાનાને કે ભંડોળને લગતું (૨) સોના વાપરનું; મિશ્ર
**ભંપોલ** વિ૦ અંદરથી પોલું; બોદું
**ભંભલી** સ્ત્રી૦ [દે. ભંભા=ભેરી] સાંકડા મોંની બદામના ઘાટની બતક
**ભંભારવ** પું૦ [સં.] ગાય, બળદનો અવાજ (૨) મોટો પોલો લાગતો અવાજ
**ભંભેરણી** સ્ત્રી૦ ['ભંભેરવું' ઉપરથી] સાચાં જૂઠાં; ખોટી ઉશ્કેરણી. **-વું** સ૦ક્રિ૦ ભંભેરણી કરવી
**ભા** સ્ત્રી૦ [સં.] કાંતિ; તેજ
**ભા** પું૦ ['ભાઈ' ઉપરથી] વડીલ માટે સંબોધન (૨) દાદા, બાપ કે મોટાભાઈ
**ભાઈ** પું૦ [પ્રા. ભાઇ (સં. ભ્રાતૃ)] માજાયો; સહોદર(૨)કાકા, મામા, માસી વગેરેનો દીકરો (૩) કોઈ પણ માણસ માટે વિવેકયુક્ત સંબોધન. **૦ચારો** પું૦ ભાઈ જેવું વર્તન; દોસ્તી. **૦જી** પું૦ જેઠ. **૦બંધ** પું૦ મિત્ર. **૦બંધી** સ્ત્રી૦ મિત્રાચારી. **૦બાપા** પું૦બ૦વ૦ 'ભાઈ, બાપા' એવી નમ્ર વિનવણી ને આજીજી-સૂચક શબ્દો. **૦બીજ** સ્ત્રી૦ કારતક સુદ બીજ. **૦ભાંડુ** ન૦ બ૦ વ૦ એક માબાપનાં છોકરાં. **૦લો** પું૦ ભાઈ (લાડમાં) (૨) નાનો છોકરો. **૦શ્રી** પું૦બ૦વ૦ (લખાણમાં)વિવેકનું સંબોધન. **૦સલામ** સ્ત્રી૦ 'ભાઈ, સલામ' એમ કહીને નમ્ર વિનવણી અને આજીજી. **૦સંગ** પું૦બ૦વ૦બચ્ચાજી; બેટમજી (તુચ્છકારમાં). **૦સાહેબ** પું૦બ૦વ૦ મોટા ભાઈ! સાહેબજી!
**ભાઉ** પું૦[પ્રા.. (સં. ભ્રાતૃ)]ભાઈ. **૦સાહેબ** પું૦ [મ.] પેશ્વાઈનો એક ઇલકાબ
**ભાખર** પું૦ [સં. ભ્રસ્જ્=શેકવું ઉપરથી] મોટો જાડો રોટલો. **-રી** સ્ત્રી૦ જાડી કઠણ રોટલી. **-રો** પું૦ ભાખર
**ભાખવું** સ૦ક્રિ૦ [સં. ભાષ્] બોલવું (૨) ભવિષ્ય કહેવું
**ભાખા** સ્ત્રી૦ + ભાષા
**ભાગ** પું૦ [સં.] અંશ; હિસ્સો (૨)પુસ્તકનો હિસ્સો (ઉદા૦ભાગ પહેલો) (૩)ભાગાકાર [ગ.]. **૦ચિહ્ન** ન૦ ભાગાકારનું (÷) ચિહ્ન [ગ.]. **૦બટાઈ** સ્ત્રી૦[+સં. વંટ્] મહેસૂલ તરીકે ખેતીની ઊપજનો ભાગ આપવો તે. **૦લું** વિ૦ ભાંગેલું; તૂટેલું (૨) ખોખરું; ફાટવાળું (માટીનું વાસણ) **૦લો** પું૦ ભાગ; ટુકડો
**ભાગવત** વિ૦ [સં.] ભગવાનને લગતું (૨) ન૦ અઢાર પુરાણોમાંનું એક
**ભાગવું** અ૦ક્રિ૦ [જુઓ ભાંગવું] તૂટવું; કકડા થવા; નાશ પામવું (૨) દૂર થવું (જેમ કે ભો ભાગવો) (૩) દેવાળું કાઢવું (જેમ કે પેઢી ભાગી) (૪) નાસવું (૫) સ૦ક્રિ૦ કકડા કરવા; તોડવું (૬) લૂંટીને પાયમાલ કરવું (જેમ કે ગામ) (૭) અદા ન કરવું; પાછું ન વાળવું (જેમ કે ઋણ, વ્યાજ) (૮) ભાગ કરવા; ભાગાકાર કરવા [ગ.] (૯) વણવું (દોરડું)
**ભાગળ** સ્ત્રી૦ જુઓ ભાગોળ
**ભાગાકાર** પું૦ [સં.] [ગ.] ભાગવું તે (૨) તેથી આવતી રકમ
**ભાગિયણ** સ્ત્રી૦ ભાગીદાર સ્ત્રી
**ભાગિયું** વિ૦ ભાગીદાર. **-યો** પું૦ ભાગીદાર
**ભાગીદાર** પું૦[ભાગ + फा. दार]ભાગવાળો; હિસ્સેદાર (૨) ગોઠિયો; સાથી. **-રી** સ્ત્રી૦ ભાગીદારપણું; પંતિયાળું
**ભાગીરથી** સ્ત્રી૦ [સં.] ગંગા નદી
**ભાગું** વિ૦ ['ભાગ' ઉપરથી]-ને કારણે; લીધે (ઉદા૦ દુઃખ ભાગ્યા ડરો નહિ)
**ભાગેડુ** પું૦[ભાગવું ઉપરથી]નાસી જનાર
**ભાગોળ** સ્ત્રી૦ [સં. ભા-ભોગ; ] શહેરના કોટનો દરવાજો (૨) ગામનું પાદર (૩) બજાર; ચકલું
**ભાગ્ય** ન૦ [સં.] નસીબ. **૦વશાત્** અ૦ [સં.] નસીબજોગે. **૦વંત, ૦વાન** [સં.]

**૦શાળી** વિ૦ નસીબદાર. **૦હીન** વિ૦ કમનસીબ

**ભાગ્યુંતૂટ્યું** વિ૦ ભાંગેલું-તૂટેલું (૨) સળંગ કે અટક્યા વગર નહિ એવું; તૂટક

**ભાગ્યે** અ૦ [સં.] કદાચ; ક્વચિત

**ભાજક** પું૦ [સં.] ભાગનાર સંખ્યા [ગ.]

**ભાજન** ન૦ [સં.] વાસણ; પાત્ર (૨) (સમાસને અંતે) આધારસ્થાન; અધિકારી, એવો અર્થ બતાવે છે (ઉદા૦ દયાભાજન)

**ભાજવું** અ૦ક્રિ૦(૨)સ૦ક્રિ૦ જુઓ ભાંજવું

**ભાજી** સ્ત્રી૦ [પ્રા. ભજ્જિઆ] શાક લાયક કુમળા છોડ કે તેનું શાક. **૦ખાઉ** વિ૦ ભાજી ખાનારું(૨) તાકાત વગરનું [લા.]. **૦પાલો** પું૦ ભાજી પાલો વગેરે. **૦મૂળા** પું૦બ૦વ૦ મૂળો અને તેની ભાજી (૨) તુચ્છ-લેખામાં ન લેવા જેવી વસ્તુ [લા.]

**ભાજ્ય** વિ૦ [સં.] ભાગી શકાય તેવું (૨) ન૦ ભાગવાની રકમ

**ભાટ** પું૦[સં., પ્રા. ભટ્ટ] રાજાઓનાં ગુણગાન ગાનાર એક જ્ઞાતિનો માણસ (૨) ખુશામતિયો [લા.]. **-ટાઈ** સ્ત્રી૦ભાટનું કામ-પદ (૨) ભાટની પેઠે અતિશયોક્તિથી વખાણ કરવાં તે

**ભાટિયણ** સ્ત્રી૦ ભાટિયા કે ભાટિયાની સ્ત્રી

**ભાટિયો** પું૦ [સં. ભટ્ટ ઉપરથી] એ નામની એક જ્ઞાતિનો માણસ (૨) દૂધ વેચનાર; ઘાંચી (૩) કાછિયો (ગામડામાં)

**ભાઠ** સ્ત્રી૦ [પ્રા. ભટ્ટ (સં. મૃષ્ટ)] ચામડી છોલાઈ પડેલું ચાંદું

**ભાઠું** ન૦ [દે. ભટ્ઠા=સપાટ જમીન] નદીકાંઠાની રેતાળ જમીન(૨)છીછરા પાણીવાળી જગા

**ભાઠું** ન૦ જુઓ ભાઠ (૨) કપડા પર પડેલો ચીકટો કે સહેલાઈથી ન ધોવાય તેવો ડાઘ

**ભાડ** સ્ત્રી૦ [દે.] અનાજ શેકવાની ભઠ્ઠી (૨)ભાડભૂંજાનું કલેડું. **૦ભૂંજણ** સ્ત્રી૦ ભાડભૂંજાની સ્ત્રી. **૦ભૂંજો** પું૦ ભઠ્ઠીથી ધાણીચણા ઇ૦ શેકવાનો ધંધો કરનાર

**ભાડવાત** પું૦ જુઓ ભાડૂત

**ભાડાખત** ન૦, **ભાડાચિઠ્ઠી** સ્ત્રી૦ ભાડા સંબંધી દસ્તાવેજ

**ભાડિયો** પું૦ ['ભાડ' ઉપરથી] અનાજ શેકવાનું કાણાંવાળું હાંલ્લું.

**ભાડું** ન૦ [સં. ભાટક; પ્રા. ભાડય] કોઈ પણ વસ્તુ વાપર્યા બદલ આપવાનું નાણું. **-ડૂત** પું૦ ભાડે રહેનાર. **-ડૂતી** વિ૦ ભાડે રાખેલું(૨)પૈસા ખાતર કામ કરતું; 'મર્સિનરી'

**ભાણ** પું૦ [પ્રા.(સં.ભાનુ)] સૂર્ય

**ભાણ** પું૦ [સં.] નાટકનો એક પ્રકાર, જેમાં એક પાત્ર જ રંગભૂમિ પર આવે છે

**ભાણાવહેવાર** પું૦ [ભાણું+વહેવાર] સાથે બેસી જમવાનો સંબંધ; રોટીવહેવાર

**ભાણિયો** પું૦ જુઓ ભાણેજ(૨)નીંદાળવી પડે એવી વસ્તુ – સોગાત [લા.]

**ભાણી** સ્ત્રી૦ જુઓ ભાણેજી

**ભાણું** ન૦ [પ્રા. ભાન, ભાયન (સં. ભાજન)] પીરસેલી થાળી

**ભાણેજ** પું૦ [પ્રા. ભાઇણેજ્જ (સં. ભાગિનેય)] ભાણો; બહેનનો દીકરો. **૦વહુ** સ્ત્રી૦ ભાણેજની વહુ.**-જાં** ન૦બ૦વ૦ બહેનનાં છોકરાં.**-જી** સ્ત્રી૦ બહેનની છોકરી;ભાણી

**ભાણો** પું૦ [જુઓ ભાણેજ] ભાણિયો

**ભાત** સ્ત્રી૦ [પ્રા. ભત્તિ (સં.ભક્તિ)] વેલબુટ્ટીવાળી છાપ (૨) રીત; પ્રકાર

**ભાત** પું૦ [પ્રા. ભત્ત (સં. ભક્ત)] રાંધેલા ચોખા (૨)ભાતું (કામગીરીની જગા ઉપર લઈ જવાનું)(૩)પું૦; ન૦ ડાંગર. **૦ખાઉ** વિ૦ વધારે પ્રમાણમાં ભાત ખાનારું (૨) ઢીલું; પોચું [લા.]

**ભાતભાતનું** વિ૦ રંગબેરંગી; તરેહવાર

**ભાતિયું** ન૦ ભાત કાઢવાનો તાવેથો કે ઝારો (૨) ભાત ઓસાવવાનો કાણાંવાળો ટોપલો

**ભાતીગર(-ળ),ભાતીલું** વિ૦ રંગબેરંગી; [તરેહવાર

**ભાતું** ન૦ મુસાફરીમાં સાથે લીધેલું ખાવાનું

**ભાથી** પું૦['ભાથો' પરથી] બહાદુર લડવૈયો.

૦**ખતરી** પું૦ સાપ, વીંછી વગેરેનું ઝેર ઉતારવા જેની આણ દેવાય છે તેવો પુરુષ
**ભાથું** ન૦ જુઓ ભાતું
**ભાથું** ન૦, **-થો** પું૦ [દે. भत्थ, भत्था (सं. भस्त्रा)] બાણ રાખવાની કોથળી
**ભાદરવો** પું૦ [સં. भाद्रपद] પું૦ વિક્રમ સંવતનો અગિયારમો માસ
**ભાદ્રપદ** પું૦ [સં.] ભાદરવો. **-દા** સ્ત્રી૦ પચ્ચીસમું અને છવ્વીસમું નક્ષત્ર (પૂર્વા અને ઉત્તરા)
**ભાન** ન૦ [સં.] શુદ્ધિ; હોશ (૨) સ્મરણ (૩) સમજ; અક્કલ (૪) કલ્પના; ભાસ (૫) સાવચેતી; કાળજી. ૦**ભૂલું** વિ૦ ભાન ભૂલેલું
**ભાનુ** પું૦ [સં.] સૂર્ય
**ભાભી** સ્ત્રી૦ [પ્રા. भाउज्जाइया (सं. भ्रातृ+जाया)] ભાઈની સ્ત્રી. ૦જી સ્ત્રી૦ ભાઈજીની પત્ની; જેઠાણી (૨) ભાભી (માનાર્થે)
**ભાભુ** સ્ત્રી૦ [સર૦ ભાભી] બાપની મા (૨) મોટા કાકાની વહુ (૩) ભાભી
**ભાભો** પું૦ ['ભા' ઉપરથી] કણબી (૨) જડસો
**ભામ** પું૦ ભામા [પ.]
**ભામટો** પું૦ ['ભમવું' ઉપરથી] રખડેલ; ઉઠાવગીર; ભમતો ચોર
**ભામણાં** ન૦બ૦વ૦ [પ્રા. भामण (सं. भ्रमण) =(હાથ) ફેરવવા તે પરથી] ઓવારણાં
**ભામા** સ્ત્રી૦ [સં.] ભામિની
**ભામિની** સ્ત્રી૦ [સં.] સ્ત્રી (૨) રૂપાળી જુવાન સ્ત્રી [ભાગ્ય [પ.]
**ભાયગ** ન૦ [પ્રા. भाअ (सं. भाग)] +
**ભાયડો** પું૦ ['ભાઈ' પરથી] પુરુષ (૨) પતિ
**ભાયાત** પું૦ ['ભાઈ' ઉપરથી] પિત્રાઈ (૨) રાજાનો પિત્રાઈ. **-તી** વિ૦ ભાયાતને લગતું
**ભાયેગ** ન૦ જુઓ ભાયગ
**ભાર** પું૦ [સં.] વજન (૨) ચોવીસ મણનું વજન (૩) વીસ તોલાનું કે એક તોલાનું વજન (૪) અમુક તોલ જેટલું તે. ઉદા૦ પૈસાભાર, રતીભાર (૫) (ઘણુંખરું પું૦ બ૦વ૦) ગજું; ગુંજાશ. ઉદા૦ તારા તે બોલવાના શા ભાર? (૬) ગ્રહ, દશા કે મંતરજંતરની અસર (૭) જથો; સમૂહ (૮) અપચો; અજીર્ણ (૯) જવાબદારી [લા.] (૧૦) વજન; વક્કર; વટ (૧૧) આભાર; પાડ. ૦**ખાનું** ન૦ ભાર ભરવાનું વાહન (૨) માલગાડી
**ભારજા** સ્ત્રી૦ જુઓ ભાર્યા
**ભારટિયું** ન૦, **-યો** પું૦ જુઓ ભારવટિયો; મોભ; પાટડો
**ભારણ** ન૦ દબાણ; વજન (૨) ભારવું-રાખમાં દાબવું તે (૩) વશીકરણ; જાદુ
**ભારત** પું૦; ન૦ [સં.] હિંદુસ્તાન (૨) ન૦ (૩) વિ૦ જુઓ મહાભારત. ૦**વર્ષ** પું૦ ન૦ હિંદ; ભારત દેશ
**ભારતી** સ્ત્રી૦ [સં.] વાણી; સરસ્વતી (૨) સંન્યાસીઓના દસ વર્ગોમાંનો એક (૩) ભારત માતા
**ભારતીય** વિ૦ [સં.] ભારતવર્ષનું કે તેને લગતું
**ભારબોજ** પું૦ ભાર; વજન (૨) જવાબદારી (૩) વક્કર
**ભારવક્કર** પું૦ ભારબોજ; વક્કર; મોભો
**ભારવટ(-ટિયો)** પું૦ [સં. भारवत् કે भारवह्] જુઓ ભારટિયો
**ભારવાહક, ભારવાહી** [સં.] વિ૦ ભાર વહન કરનારું (૨) જવાબદારી ઉઠાવનારું
**ભારવું** સ૦ક્રિ૦ ['ભાર' ઉપરથી] રાખમાં દાબી રાખવું (દેવતા) (૨) વશીકરણ કરવું; મોહિત કરવું
**ભારી** વિ૦ ભારે. (૨) નાનો ભારો
**ભારે** વિ૦ [પ્રા. भारिअ (सं. भारिक)] વજનદાર (૨) મુશ્કેલ (૩) કીમતી (૪) પચવામાં મુશ્કેલ એવું (ખોરાક, પાણી ઇ૦) (૫) અ૦ અતિ; ખૂબ. ૦**ખમ** વિ૦ [સં. भारक्षम] આબરૂદાર; મોભાવાળું (૨) ગંભીર (૩) મોટાઈના ડોળવાળું
**ભારેવાઈ** સ્ત્રી૦ [સં. भारवाहिका] સગર્ભા
**ભારો** પું૦ [સં. भारक] ઘાસ લાકડાં વગેરેને એકત્રિત બાંધતાં થતો બોજ; ઝૂડો; મોટું વજન. ૦**ટિયું** ન૦, ૦**ટિયો** પું૦

જુઓ ભારટિયો. ૦ટી સ્ત્રી૦ લાકડાની ભારી. ૦ભાર અ૦ સરખે વજને (૨) પૂરેપૂરું; ભરપૂર

**ભાર્ગવ** પું૦ [સં.] પરશુરામ (૨) શુક્રાચાર્ય (૩) વિ૦ પું૦ ભૃગુના વંશમાં જન્મેલો

**ભાર્યા** સ્ત્રી૦ [સં.] પત્ની

**ભાલ** ન૦ [સં.] કપાળ

**ભાલ** ન૦ ભાઠાની જમીન (૨) પું૦;ન૦ ધોળકાની આજુબાજુનો પ્રદેશ. **–લિયા** પું૦ બ૦ વ૦ (ભાલના) ઘઉંની એક જાત

**ભાલુ** ન૦ [સં.] રીંછ (૨) શિયાળ

**ભાલું** ન૦, **–લો** પું૦ [સં., પ્રા. મલ્લ] એક હથિયાર. **–લોડું** ન૦ [સર૦ દે. મલ્લોડ] તીર કે તેનું પાનું

**ભાવ** પું૦ કિંમત; દર

**ભાવ** પું૦ [સં.] અસ્તિત્વ; હોવાપણું (૨) પ્રકૃતિ; સ્વભાવ (૩) ઇરાદો; મતલબ (૪) વૃત્તિ; લાગણી (૫) તાત્પર્ય; અભિપ્રાય (૬) ચેષ્ટા; અભિનય (૭) હેત; પ્રીતિ; ગમો (૮) આસ્થા (૯) આર્ય! પૂજ્ય! (નાટકમાં સંબોધન) (૧૦) સ્થિતિ; સ્વરૂપ. ઉદા૦ શિષ્યભાવ, પુરુષભાવ. **૦ગીત** ન૦ ભાવ વ્યક્ત કરતું –ભાવપ્રધાન ગીત [જંજાળ

**ભાવટ(–ઠ)** સ્ત્રી૦ [સં. મવાર્ત્તા] ઉપાધિ;

**ભાવન** ન૦ [સં.] ભાવના; ધ્યાન. **–ના** સ્ત્રી૦ [સં.] કલ્પના; ધારણા (૨) આસ્થા (૩) અભિલાષા; કામના; લાગણી (૪) પટ; પુટ (૫) અનુશીલન; ધ્યાન; ચિંતન. **–નાપ્રધાન, –નાશીલ** વિ૦ સ્વભાવે વિશેષ લાગણીવાળું કે લાગણી ભરેલું

**ભાવવું** અ૦ક્રિ૦ [સં. માવ ઉપરથી] ગમવું

**ભાવાત્મક** વિ૦[સં.] સત્ય (૨) અસ્તિવાચક

**ભાવાનુવાદ** પું૦ [સં.] શબ્દશઃ નહિ પરંતુ તાત્પર્યસૂચક અનુવાદ

**ભાવાર્થ** પું૦ [સં.] મતલબ; તાત્પર્ય

**ભાવાવેશ** પું૦[સં.]ભાવનો આવેશ–ઉમળકો

**ભાવિ** વિ૦ [સં.] ભવિષ્યનું કે ભવિષ્યમાં થનારું (૨) ન૦ ભવિષ્ય; નસીબ

**ભાવિક** વિ૦[સં.] આસ્થાવાળું (૨) મર્મજ્ઞ; ભાવુક

**ભાવિત** વિ૦ [સં.] ચિંતવેલું (૨) પાસ દીધેલું (૩) ભાવિક; ભાવનાવાળું (૪) શુદ્ધ; નિર્દોષ. **–તાત્મા** પું૦ [+આત્મા] સ્થિર પ્રજ્ઞાવાળો; સ્થિતપ્રજ્ઞ

**ભાવી** વિ૦ [સં.] જુઓ ભાવિ

**ભાવુક** વિ૦ [સં.] વિચારશીલ (૨) રસજ્ઞ; સહૃદય

**ભાવેપ્રયોગ** પું૦ [સં.] જેમાં ક્રિયાપદનો ભાવ એ જ કર્તા હોય તેવો પ્રયોગ [વ્યા.]

**ભાષણ** ન૦ [સં.] બોલવું તે (૨) વ્યાખ્યાન. **–ણિયું** વિ૦ (ભાષણના ગુનાથી) સત્યાગ્રહમાં પકડાયેલું (જેલશબ્દ) (૨) ભાષણ કર્યા કરવાની ટેવવાળું

**ભાષા** સ્ત્રી૦ [સં.] બોલી; વાણી; જબાન (૨) વ્રજભાષા. **૦શાસ્ત્ર** ન૦ ભાષાનું શાસ્ત્ર; 'ફાઇલોલોજી'. **૦શાસ્ત્રી** પું૦ ભાષાશાસ્ત્ર જાણનાર. **–ષાંતર** ન૦ [સં.] અનુવાદ; તરજુમો. **–ષાંતરકાર** પું૦ અનુવાદક. **–ષી** વિ૦ બોલનાર (સમાસમાં ઉત્તરપદ તરીકે). ઉદા૦ 'પરભાષાભાષી'

**ભાષ્ય** ન૦ [સં.] વિસ્તૃત વિવરણ. **૦કાર** પું૦ [સં.] ભાષ્ય કરનાર–રચનાર

**ભાસ** પું૦ [સં.] ખ્યાલ; છાપ (૨) આભાસ; ભ્રાંતિ (૩) સરખાપણું; –ના જેવું દેખાવું તે (૪) ઝાંખો પ્રકાશ (૫) એક સંસ્કૃત નાટકકાર. **૦માન** વિ૦ [સં.] ભાસતું

**ભાસવું** અ૦ક્રિ૦ [સં. માસ્] દેખાવું (૨) સમજાવું; લાગવું (૩) પ્રકાશવું

**ભાસ્કર** પું૦ [સં.] સૂર્ય. **–રાચાર્ય** પું૦ [સં.] પ્રસિદ્ધ ગણિતી અને ખગોળશાસ્ત્રી

**ભાળ** સ્ત્રી૦ [જુઓ ભાળવું] પત્તો; ખબર (૨) સંભાળ. **૦વણ(–ણી)** સ્ત્રી૦ સુપરત. **૦વવું** સ૦ક્રિ૦ ભાળ રાખવા સોંપવું (૨) સિફારસ કરવી. **૦વું** સ૦ક્રિ૦ [સં. મલ્] જોવું; અવલોકવું

**ભાંગ** સ્ત્રી૦ [સં. મङ्गा] ગાંજાની કળી તથા પાંદડાં (૨) તેનું બનાવેલું પીણું

**ભાંગતોડ, ભાંગફોડ** (૦) સ્ત્રી૦ ભાંગવું અને તોડવું ફોડવું તે [તેવું (ચોખા)
**ભાંગરું** (૦) વિ૦ ખાંડતાં ભાંગી જાય
**ભાંગરો**(૦)પું૦ [સં. भृङ्गराज] એક વનસ્પતિ. [૦વાટવો=છૂપી વાત ખુલ્લી કરી દેવી; વાતચીતમાં બાફવું. (ભાંગરો જેમ વટાય તેમ ગંધ મારે છે તે ઉપરથી)]
**ભાંગવું** (૦) અ૦ક્રિ૦ [સં. भङ्ग ઉપરથી] કકડા થવા (૨) સ૦ ક્રિ૦ કકડા કરવા; તોડવું (૩)(ગામને) લૂંટી-બાળી પાયમાલ કરવું [કા.]
**ભાંજગ(-ઘ)ડ** (૦) સ્ત્રી૦ [ભાંગવું + ઘડવું] તકરાર(૨)પંચાત. **-ડિયું** વિ૦ ગૂંચવણ-ભરેલું; ગોટાળાભરેલું(૨)ભાંજગડ કરનારું
**ભાંજણી** (૦) સ્ત્રી૦ ['ભાંજવું' ઉપરથી] વહેંચણી(૨)ભાગ; હિસ્સો (૩) મોટામાંથી નાના અને નાનામાંથી મોટા પરિમાણમાં રકમને ફેરવવાની રીત [ગ.]
**ભાંજવું** (૦) સ૦ક્રિ૦[સં. भञ्] ભાંગવું;તોડવું
**ભાંડ** (૦) પું૦ [સં. भाण्ड=ચાળા; ચેષ્ટા ઉપરથી] મશ્કરો (૨) બીભત્સ બોલ, ચાળા વગેરેથી હસાવી ખેલ કરનારી જાતનો માણસ(૩)વિ૦અસભ્ય;નિર્લજ્જ
**ભાંડ** ન૦ [સં.] પાત્ર; વાસણ
**ભાંડણ** (૦) ન૦ ['ભાંડવું' ઉપરથી] ગાળાગાળ;ભાંડવું તે(૨)વિ૦ભાંડણવાળું;ભાંડતું
**ભાંડરાં** (૦) ન૦બ૦વ૦ ભાંડુઓ
**ભાંડવું** (૦) સ૦ક્રિ૦ [સં. भण्ड्] ગાળ દેવી (૨) બદગોઈ કરવી (૩) ઠપકો આપવો
**ભાંડુ** ન૦ [દે. भाइहड (સં. भ्रातृभाण्ड)] ભાઈ બહેન વગેરે સ્વજન
**ભાંડો** પું૦ [સં. भाण्ड] બોઘરણું; પહોળા મોઢાનું તાંબડી જેવું પાત્ર
**ભાંભરવું** (૦) અ૦ક્રિ૦ ગાયનું બરાડવું
**ભાંભરું (-ળું)** (૦) વિ૦ ખરસૂરું; ખારું (૨) સ્વાદ વગરનું
**ભિક્ષા** સ્ત્રી૦ [સં.] ભીખ (૨) ભિક્ષામાં મળેલી વસ્તુ. **૦ટન** ન૦ [સં.] ભિક્ષા માટે ફરવું તે. **૦ન્ન** ન૦ [સં.] ભીખી આણેલું અન્ન. **૦પાત્ર** ન૦ [સં.] ભીખ માગવાનું વાસણ. **૦વૃત્તિ** સ્ત્રી૦ [સં.] ભિક્ષાથી ચલાવેલું ગુજરાન; ભિક્ષાનો ધંધો
**ભિક્ષુ, ૦ક** પું૦[સં.] માગણ(૨)ભિક્ષા ઉપર નભનાર(૩)બૌદ્ધ સાધુ. **૦કી, ૦ણી** સ્ત્રી૦ સ્ત્રી ભિક્ષુ
**ભિખારચોટ** વિ૦ભિખારી જેવું(૨)ભૂખડું
**ભિખારણ** સ્ત્રી૦ [જુઓ ભિખારી] માગણ સ્ત્રી.**-ણું** વિ૦(૨)ન૦ભિખારી(તુચ્છકારમાં)
**ભિખારવેડા** પું૦ બ૦ વ૦ ભિખારીના જેવું વર્તન
**ભિખારી** વિ૦ (૨) પું૦ [અપ.; (સં. भिक्षाकारिन्)] ભીખ માગનાર. **૦વેડા** પું૦બ૦વ૦ ભિખારવેડા. **-રું** વિ૦(૨) ન૦ ભિખારી (તુચ્છકારમાં)
**ભિખ્ખુ** પું૦ [પાલિ] બૌદ્ધ સાધુ-ભિક્ષુક
**ભિજાવવું** સ૦ ક્રિ૦, **ભિજાવું** અ૦ ક્રિ૦ 'ભીજવું'નું અનુક્રમે પ્રેરક ને કર્મણિ
**ભિડાવવું** સ૦ક્રિ૦ 'ભીડવું'નું પ્રેરક(૨)કસવું; બાંધવું. ઉદા૦ બટન ભિડાવ્યાં નથી(૩) દબાવવું; ભેટવું (૪) ગૂંચવાડામાં નાખવું; ગભરાવવું(૫)અંટસ પડાવવો(૬)ધમકાવવું
**ભિડાવું** અ૦ક્રિ૦ 'ભીડવું'નું કર્મણિ (૨) ભીડમાં આવવું (૩) સંકડાવું; દબાવું
**ભિત્તિ** સ્ત્રી૦ [સં.] ભીંત. **૦ચિત્ર** ન૦ ભીંત પરનું ચિત્ર; 'ફ્રેસ્કો' [ભીંજવું
**ભિનાવું** અ૦ક્રિ૦ ['ભીનું' પરથી] પલળવું;
**ભિન્ન** વિ૦ [સં.] જુદું; ફેરવાળું (૨)ભાંગેલું. **૦તા** સ્ત્રી૦ જુદાપણું. **૦ભાવ** પું૦ જુદાઈ. **૦રુચિ** વિ૦[સં.]જુદી રુચિવાળું
**ભિયા** પું૦ [प्रा. भाइअ (સં. भ्रातृ)] ભાઈ (પુરુષ માટે સંબોધન)
**ભિલ્લુ** પું૦ રમતનો સાથી
**ભિષક(-ગ, -જ)** પું૦ [સં.] વૈદ્ય
**ભિસ્તી** પું૦ પખાલી
**ભિંગડું** ન૦ [प्रा. भिंग=બળેલો ભાગ] છાલ કે ચામડીનું કઠણ છોડું; ભીંગડું
**ભિંડ(-ડિ)માળ** સ્ત્રી૦ [સં. भिन्दिपाल; प्रा. भिंदिमाल] ગોફણ

**ભીખ** સ્ત્રી૦ [प्रा. भिक्ख (सं. भैक्ष)] ભીખવું તે (૨) ભીખીને મેળવેલી વસ્તુ. **૦વું** સ૦ક્રિ૦ ખેરાત માગવી (૨) અ૦ક્રિ૦ ભિખારી થવું

**ભીજવવું** સ૦ક્રિ૦ ભીંજવવું; ભીનું કરવું; [પલાળવું

**ભીજવું** અ૦ક્રિ૦ [सं. अभ्यंजू]ભીંજવું;ભીનું થવું; પલળવું

**ભીડ** સ્ત્રી૦ [दे. भिड=ભીડવું] ગિરદી (૨) તંગી(૩)પું૦ ભીડો. **૦વું** સ૦ક્રિ૦ વાસવું; બંધ કરવું(૨) કસવું; બાંધવું(૩)દબાવવું; ભેટવું (૪) અ૦ક્રિ૦ + ભડવું; ઝૂઝવું. **–ડો** પું૦ લાકડું ભીડવા માટેનું સુથારનું એક ઓજાર

**ભીત** વિ૦ [सं.] ભય પામેલું

**ભીતર** ન૦ [दे. भित्तर]અંદરનો ભાગ(૨) દિલ; હૈયું (૩) અ૦ અંદર

**ભીતિ** સ્ત્રી૦ [सं.] બીક

**ભીનાશ** સ્ત્રી૦ ભીનાપણું

**ભીનું** વિ૦ [सं. भिन्न=ભીનું થયેલું]પલળેલું (૨)શ્યામ.ઉદા૦ ભીનેવાન.**૦ભદ્દડક** વિ૦ સાવ ભીનું [હોય એવું શ્યામ

**ભીનેવાન** વિ૦ [ભીનું+વાન] પાકે રંગે

**ભીમ** વિ૦ [सं.] ભયંકર; વિકરાળ (૨) પું૦ પાંચ પાંડવોમાંનો બીજો.**૦અગિયારશ(–સ)** સ્ત્રી૦ જેઠ સુદ અગિયારસ; નિર્જલા એકાદશી

**ભીરુ** વિ૦ [सं.] બીકણ. **૦તા** સ્ત્રી૦

**ભીરુ** પું૦ ભિલ્લુ; ભેરુ

**ભીલ** પું૦ [सं. भिल्ल] એક રાની પ્રજાનો માણસ. **૦ડી** સ્ત્રી૦ ભીલ જાતિની કે ભીલની સ્ત્રી

**ભીષણ** વિ૦ [सं.] ભયંકર

**ભીષ્મ** વિ૦ [सं.] ભયંકર (૨) પું૦ શાંતનુ અને ગંગાના પુત્ર

**ભીંગડું** ન૦ ભિંગડું; છોડું

**ભીંછાં** ન૦બ૦વ૦ (કપાવવાના થયેલા) મોટા વાળ

**ભીંજવવું** સ૦ક્રિ૦ [જુઓ ભીજવું]પલાળવું

**ભીંજવું** અ૦ક્રિ૦ [જુઓ ભીંજવું] પલળવું

**ભીંજાવવું** સ૦ક્રિ૦ ભીંજવવું

**ભીંજાવું** અ૦ક્રિ૦ ભીંજવું; પલળવું

**ભીંડી** સ્ત્રી૦ એક છોડ (૨) એની છાલના કઢાતા રેસા [તેનો છોડ

**ભીંડો** પું૦ [सं. भिण्ड, भेण्डा] એક શાક કે

**ભીંડો** પું૦ [ભીડો કે ભીંડી પરથી] ફેલું; હરકત(૨) ગપ;તોપ [લા.]. [**૦મારવો**= ગપ મારવી (૨) હરકત ઊભી કરવી.]

**ભીંત** સ્ત્રી૦ [सं. भित्ति]દીવાલ. [**૦ભૂલવી** =છેક જ માર્ગ ચૂકવો; તદ્દન અવળે રસ્તે ચઢી જવું]. **૦પત્ર** ન૦ સમાચાર વગેરેની જાહેરાત માટે ભીંત પર કરાતું લખાણ.**–તિયું** ન૦ નાની પાતળી ભીંત

**ભીંસ** સ્ત્રી૦ [सं. पिष् ઉપરથી] ભીંસાવું તે; દબાણ; ધક્કો. **૦વું** સ૦ક્રિ૦દાબવું; પીલવું (૨) ભેટવું; ચાંપવું. **–સાવવું** સ૦ક્રિ૦ (પ્રેરક). **–સાવું** અ૦ક્રિ૦ (કર્મણિ)

**ભુક્ત** વિ૦[सं.] ખાધેલું;ભોગવેલું [ભોજન

**ભુક્તિ** સ્ત્રી૦ [सं.] ભોગ; સંસારસુખ (૨)

**ભુખાળવું** વિ૦['ભૂખ' ઉપરથી] ખાઉધરું

**ભુજ** પું૦ [सं.] ખભાથી કોણી સુધીનો ભાગ (૨) હાથ (૩) બાજુ [ગ.]

**ભુજંગ,(૦મ)** પું૦ [सं.] સાપ

**ભુજા** સ્ત્રી૦ [सं.] ભુજ; હાથ

**ભુટ્ટો(–ટ્ટો)** પું૦ [सं. भृष्ट ઉપરથી] મકાઈ-ડોડો (૨) ગોળ વંતાક

**ભુલકણું** વિ૦ ભૂલી જવાની ટેવવાળું

**ભુલભુલામણી** સ્ત્રી૦ ભૂલા પડી જવાય તેવી અટપટી રચના

**ભુલવણ(–ણી)**સ્ત્રી૦ભુલાવવું–ભૂલવું તે;ભ્રમ

**ભુલામણું** વિ૦ ભુલકણું (૨) ભુલાવે તેવું

**ભુલાવવું** સ૦ક્રિ૦, **ભુલાવું** અ૦ક્રિ૦ 'ભૂલવું'નું અનુક્રમે પ્રેરક ને કર્મણિ

**ભુલાવો** પું૦ ભુલવણી; ભ્રમ

**ભુવન** ન૦ [सं.] જગત; લોક. **૦ત્રય** ન૦ [सं.] ત્રણ લોક(સ્વર્ગ, મૃત્યુ, પાતાળ)

**ભુવર,(–ર્લોક)** પું૦ [सं.] ભૂલોક અને સૂર્ય વચ્ચેનો લોક

**ભુસાડવું** સ૦ક્રિ૦ જુઓ ભૂંસાડવું

**ભુસાવવું** સ૦ક્રિ૦, **ભુસાવું** અ૦ક્રિ૦ 'ભૂસવું'નું પ્રેરક ને કર્મણિ
**ભુસ્કો** પું૦ [રવ૦] ફૂદકો; ભૂસકો
**ભુંગળ,-ળી,-ળું** [દે. ભુંગલ] જુઓ 'ભૂંગળ'માં
**ભુંડ** ન૦ [દે.] જુઓ ભૂંડ
**ભૂ** ન૦ (બાળભાષામાં) પાણી
**ભૂ** સ્ત્રી૦ [સં.] પૃથ્વી
**ભૂકરી** સ્ત્રી૦, **-રો** પું૦ ભૂકો; જેરો
**ભૂકંપ** પું૦ [સં.] ધરતીકંપ
**ભૂકી** સ્ત્રી૦[સં. भुग्न; પ્રા. भुग्ग] બારીક ભૂકો. **-કેભૂકા** પું૦બ૦વ૦ ચૂરેચૂરા
**ભૂખ** સ્ત્રી૦ [દે. भुक्खा (સં. बुभुक्षा)] ક્ષુધા (૨) ઇચ્છા [લા.]. **૦ડીબારશ(-સ)** વિ૦ (અગિયારસ પછીને દિવસે હોય તેવું) ખાઉં ખાઉંની દાનતવાળું (૨) કંગાલ. **૦ડું** વિ૦ ભૂખ્યું (૨) કંગાલ; તંગીમાં આવેલું. **૦મરો** પું૦ ભૂખથી મરો થવો તે; ભૂખથી ચીમળાવું કે મરવું પડે તે કે તેવી દશા
**ભૂખર** વિ૦ [સં. ऊषर] ઊખર; વેરાન; ઉજ્જડ. **-રું** વિ૦ રાખોડિયું; ફીકું
**ભૂખ્યું** વિ૦ જેને ભૂખ લાગી હોય તેવું (૨) લાલચુ (૩) ગરીબ. **૦પાખ્યું** વિ૦ ભૂખ્યું; સાવ ભૂખ્યું
**ભૂગર્ભવિદ્યા** સ્ત્રી૦ [સં.] ભૂસ્તરવિદ્યા
**ભૂગોળ** પું૦ [સં. भूगोल] પૃથ્વીનો ગોળો (૨) સ્ત્રી૦ ભૂગોળવિદ્યા. **૦વિદ્યા** સ્ત્રી૦ પૃથ્વીનાં તળ, ઊપજ, પ્રાણી, લોક, કુદરતી કે રાજકીય વિભાગ, આબોહવા, વસ્તી વગેરે હકીકતનું શાસ્ત્ર. **૦વેત્તા** પું૦ ભૂગોળનો ખાસ વિદ્વાન
**ભૂચર** વિ૦ [સં.] પૃથ્વી ઉપર ફરનાર (૨) ન૦ પૃથ્વી પરનું પ્રાણી
**ભૂત** વિ૦ [સં.] થઈ ગયેલું; વીતેલું (૨) 'થયેલું; બનેલું' એ અર્થમાં સમાસને અંતે (ઉદા૦ અંગભૂત; પ્રાણભૂત) (૩) ન૦ પંચમહાભૂતોમાંનું એક (૪) પ્રાણી (૫) પ્રેત; પિશાચ(૬)ભૂતની જેમ પાછળ ફરનાર માણસ (બાતમીદાર ઇ૦) (૭) વહેમ; ધૂન. **૦કાલ(-ળ)** પું૦ ગયેલો વખત(૨)ક્રિ૦નો ભૂતકાળ[વ્યા.].**૦કાલીન** વિ૦ ભૂતકાળનું, -ને લગતું. **૦કૃદંત** ન૦ ભૂતકાળના અર્થનું કૃદંત [વ્યા.]. **૦દયા** સ્ત્રી૦ [સં.] સર્વ જીવો પ્રત્યેની દયા; જીવદયા. **૦પતિ** પું૦ [સં.] શિવ; મહાદેવ. **૦પલીત** ન૦ પ્રેત (૨) બેડોળ માણસ. **૦પૂર્વ** વિ૦ [સં.] પહેલાં થયેલું(૨) માજી. **૦પ્રેત** ન૦ ભૂત; પિશાચ. **૦ભાવન** વિ૦ [સં.] પ્રાણીઓને સર્જનાર; પાળનાર. **૦બલિ** [સં.],**૦બળિ**પું૦પ્રાણીઓને નિત્ય આપવાનો બલિ. **૦ભાઈ** પું૦ બલારાત. ઉદા૦ ભૂતભાઈ જાણે. **૦યજ્ઞ** પું૦ [સં.] પાંચ યજ્ઞોમાંનો એક; ભૂતબલિ. **૦યોનિ** સ્ત્રી૦ [સં.] ભૂતપ્રેતની જાતિ(૨)ભૂતમાત્રનું ઉત્પત્તિસ્થાન. **૦વિદ્યા** સ્ત્રી૦ [સં.] પ્રેત વિષેની વિદ્યા
**ભૂતલ** [સં.], **-ળ** ન૦ પૃથ્વીની સપાટી. **૦વિદ્યા** સ્ત્રી૦ ભૂતળની ભૌતિક સ્થિતિ સંબંધી વિદ્યા
**ભૂતાવળ(-ળી)** સ્ત્રી૦[સં. भूतावलि] ભૂતોનું ટોળું
**ભૂતિ** સ્ત્રી૦ [સં.] ભસ્મ; સમૃદ્ધિ; કલ્યાણ
**ભૂદાન** ન૦ ભૂમિદાન
**ભૂદેવ** પું૦ [સં.] બ્રાહ્મણ; ભૂસુર
**ભૂધર** પું૦ [સં.] પર્વત (૨) રાજા (૩) નાગ (૪) કૃષ્ણ (૫) શિવ
**ભૂપ** પું૦ [સં.] રાજા. **૦તિ, -પાલ** [સં.], **-પાળ** પું૦ રાજા
**ભૂપૃષ્ઠ** ન૦ [સં.] જુઓ ભૂતલ
**ભૂમધ્યરેખા(-ષા)** સ્ત્રી૦ [સં.] વિષુવવૃત્ત
**ભૂમધ્યસમુદ્ર** પું૦ [સં.] યુરોપ અમેરિકા વચ્ચેનો સમુદ્ર
**ભૂમંડલ** [સં.] **-ળ** ન૦ આખી પૃથ્વી
**ભૂમિ** સ્ત્રી૦ [સં.] પૃથ્વી (૨) જમીન (૩) દેશ; પ્રદેશ. **૦કા** સ્ત્રી૦ [સં.] જમીન (૨) સ્થળ (૩) પાયરી (૪) મૂળ; ઊગમ (૫) નાટકનું પાત્ર કે તેનો ભાગ કે શણગાર (૬) પ્રસ્તાવના. **૦ગત** વિ૦ ભૂમિમાં રહેલું-દાટેલું

**ભૂમિતિ** સ્ત્રી૦ [સં.] રેખાગણિત
**ભૂમિદાન** ન૦ [સં.] ભૂમિનું દાન કરવું તે
**ભૂમિદાહ** પું૦ (શબને) દફન કરવું તે
**ભૂમિશય્યા** સ્ત્રી૦ [સં.] જમીન ઉપર (કશું પાથર્યા વિના) સૂવું તે
**ભૂમી** સ્ત્રી૦ [સં.] જુઓ ભૂમિ
**ભૂર** વિ૦ મૂર્ખ (૨) લુચ્ચું
**ભૂર** વિ૦ [જુઓ ભૂરિ] ઘણું; વધારે
**ભૂરકી** સ્ત્રી૦ ભસ્મ (૨) જાદુમંત્ર (૩) મોહિની [લાંચ [લા.]
**ભૂરશી** સ્ત્રી૦ બાંધી રકમની દક્ષિણા (૨)
**ભૂરાકોળું** ન૦ જુઓ ભૂરૂંકોળું
**ભૂરાટ,-શ** સ્ત્રી૦ ભૂરાપણું
**ભૂરિ** વિ૦ [સં.] ભૂર; ખૂબ; પુષ્કળ
**ભૂરિયું** વિ૦ આસમાની રંગનું (૨) ગોરું
**ભૂરું** વિ૦જુઓ ભૂરિયું.૦કોળું ન૦કંટાળું; કોળાના જેવું ધોળું ફળ
**ભૂર્જ** ન૦ [સં.] એક વૃક્ષ. **૦પત્ર** ન૦ કાગળ તરીકે વપરાતી ભૂર્જની છાલ
**ભૂર્લોક** પું૦ [સં.] ભૂલોક
**ભૂલ** સ્ત્રી૦ [પ્રા. भुल्ल] ચૂક; ખામી; ગફલત (૨) છેતરાવું તે (૩) વિસ્મૃતિ (૪) ગેરસમજ. **૦ચૂક** સ્ત્રી૦ ભૂલ. [ભૂલચૂક લેવીદેવી = ભૂલચૂક જ્યારે નજરે પડે ત્યારે એકબીજાને મજરે આપવી]. **૦થાપ** સ્ત્રી૦ ભૂલ; ગફલત (૨) છેતરામણ. **૦વવું** સ૦ ક્રિ૦ ભૂલમાં નાખવું; ભૂલ પાડવી; ભુલાવવું. **૦વું** અ૦ક્રિ૦ ભૂલ કરવી. **–લું** વિ૦ ભૂલેલું (૨) આડે રસ્તે ચડેલું (૩) ભુલકણું
**ભૂલોક** પું૦ [સં.] મૃત્યુલોક; પૃથ્વી
**ભૂવો** પું૦ પાણીથી પડેલો ઊંડો ખાડો
**ભૂવો** [પ્રા. भूअवाइ (સં. भूतवादिन्)] ભૂત કાઢનાર [એક જીવડો
**ભૂવો** પું૦ [પ્રા. भूअ (સં. भूत) = જંતુ]
**ભૂશિર** સ્ત્રી૦ [સં.] દરિયામાં ગયેલી જમીનની લાંબી પટી
**ભૂષણ** ન૦ શોભા(૨)ઘરેણું [ગારેલું
**ભૂષા** સ્ત્રી૦[સં.]ભૂષણ.**–ષિત** વિ૦[સં.]શણ-

**ભૂસકો** પું૦ કૂદકો; ઊંચેથી નીચે પડવું તે
**ભૂસવું** સ૦ક્રિ૦[પ્રા. पुंछ (સં. प्रोञ्छ्)] ભૂસાડવું; ભૂંસવું
**ભૂસું** ન૦ [સં.,પ્રા. बुस] થૂલું (૨) ચવાણાનું એક મિશ્રણ. [**૦ભરવું** = નકામી માહિતી (મગજમાં) ભરવી. **૦ભરાવું** = તોર ચડવો (૨) ખોટો વહેમ ભરાવો (મગજમાં). **માથામાં ભૂસું ભર્યું છે!** = જરાય સમજણ કે યાદશક્તિ નથી]
**ભૂસ્તરવિદ્યા** સ્ત્રી૦ **ભૂસ્તરશાસ્ત્ર** ન૦ પૃથ્વીના પડ સંબંધી વિદ્યા
**ભૂંકવું** અ૦ક્રિ૦ [પ્રા. भुक्क (સં. बुक्क)] ગધેડાનું ભોંભોં કરવું (ભૂંકાવવું)
**ભૂંગરા** પું૦ બ૦વ૦ ભૂંજેલા ઘઉં ચણા વગેરે
**ભૂંગરેટ** સ્ત્રી૦ ['ભૂંજવું' પરથી] ગરમ રાખ
**ભૂંગળ** સ્ત્રી૦ ગજ; બારણું બંધ રાખવાનો લાંબો આડો દંડો
**ભૂંગળ** સ્ત્રી૦ [દે. भुगल] એક વાજિંત્ર. **૦ભટિયું** ન૦ ટીપણું (૨) લાંબું લખાણ. **૦ભટિયો** પું૦ હાથ જોનાર બ્રાહ્મણ. **–ળિયો** પું૦ ભૂંગળ વગાડનાર. **–ળી** સ્ત્રી૦ પોલી નળી (૨) ફૂંકણી (૩) ખોળી (૪) દરદીને તપાસવાની દાક્તરની નળી. **–ળું** ન૦ નળાકાર કોઈ પણ ઘાટ (૨) નળાકાર ધુમાડિયું
**ભૂંજર** સ્ત્રી૦ ભૂંડણ ને તેનાં બચ્ચાં (૨) નાનાં છોકરાંનું ધાડું.**૦વાડ**સ્ત્રી૦,**૦વાડો** પું૦ જુઓ ભૂંજર (૨) ગંદવાડ [લા.]
**ભૂંજવું** સ૦ક્રિ૦ [સર૦દે. मुज्जि = ભૂંજેલું ધાન] શેકવું (ભૂંજાવવું, ભૂંજાવું)
**ભૂંડ,૦કું** ન૦ [દે. मुंड] ડુક્કર; સૂવર. **૦ણ** (**–ણી**) સ્ત્રી૦ ભૂંડની માદા
**ભૂંડાઈ** સ્ત્રી૦ ભૂંડાપણું (૨) અણબનાવ. **–પો** પું૦ ભૂંડાપણું (૨) ભૂંડાપણાનું કલંક. **–શ** સ્ત્રી૦ જુઓ ભૂંડાઈ
**ભૂંડું** વિ૦ ખરાબ (૨) દ્વેષી (૩) બીભત્સ
**ભૂંસવું** સ૦ક્રિ૦ ભૂસવું; કાઢી નાખવું (ભૂંસાવવું, ભૂંસાવું)
**ભૃકુટિ(–ટી)** સ્ત્રી૦ [સં.] ભમ્મર

**ભૃગુ** પું૦ [સં.] એક ઋષિ (૨) શુક્ર (૩) જમદગ્નિ (૪) પર્વતનું શિખર. **૦પાત** પું૦ ઊંચેથી પડતું મૂકી આપઘાત કરવો. **૦લાંછન** પું૦ કૃષ્ણ

**ભૃત્ય** પું૦ [સં.] નોકર [ભ્રમરી

**ભૃંગ** પું૦ [સં.] ભમરો. **–ગી** સ્ત્રી૦ [સં.]

**ભે** (ભે) પું૦ [સં. भय] જુઓ ભય (૨) જોખમ. **૦કાર** વિ૦ ભયંકર; ભેંકાર [પ.]

**ભેખ** પું૦; સ્ત્રી૦ જુઓ વેષ (૨) સંન્યાસનો વેષ; સંન્યાસની દીક્ષા [ખૂણો; કરાડ

**ભેખ(૦ડ)** સ્ત્રી૦ ટેકું (૨) ઝઝૂમતો ટેકરાનો

**ભેખધારી** વિ૦ ભેખ ધારણ કરનાર

**ભેગ** પું૦ મિશ્રણ. **–ગું** એકઠું; સાથે (૨) મિશ્ર

**ભેચો** પું૦ જુઓ ભેંચો

**ભેજ** પું૦ ['ભીજવું' ઉપરથી] ભીનારો. **૦ગ્રાહી** વિ૦ ભેજ ચૂસી લે તેવું. **૦દ્રવી** વિ૦ હવામાંથી ભેજ ચૂસી દ્રાવણ બની જનારું

**ભેજવું** સ૦ક્રિ૦ [હિ. भेजना] મોકલવું

**ભેજાગેબ** (ગે) વિ૦ ગેબ થયેલા ભેજાવાળું; ચસકેલું

**ભેજું** ન૦ [હિં. भेजा] મગજ

**ભેટ** સ્ત્રી૦ [દે. भिट्ट, भिट्टा] મેલાપ; મુલાકાત (૨) બક્ષિસ (૩) કમ્મરે તાણી બાંધેલું કપડું. **૦વું** સ૦ક્રિ૦ આલિંગન આપવું (૨) મુલાકાત થવી (૩) લડવા માટે ભેગા થવું. **–ટો** પું૦ મેલાપ (૨) આલિંગન [કાળ

**ભેડ** ન૦ [સં.] ઘેટું. **–ડિયો** પું૦ વરુ; ભેડનો

**ભેણું** (ભે) ન૦ [પ્રા. भायण (સં. भाजन)] ઘી તાવવાનું માટીનું વાસણ

**ભેદ** પું૦ [સં.] તફાવત; જુદાપણું (૨) વર્ગ; વિભાગ; પ્રકાર (૩) છાની વાત (૪) છળભેદ (૫) ફૂટ પાડવી તે (૬) ચીરો; બારું. **૦ક** વિ૦ [સં.] ભેદનારું (૨) રેચક. **૦દૃષ્ટિ** સ્ત્રી૦ [સં.] ભેદભાવ; જુદાપણું. **૦ન** ન૦ [સં.] ભેદવું તે. **૦બુદ્ધિ** સ્ત્રી૦ [સં.] જુઓ ભેદદૃષ્ટિ. **૦ભાવ** પું૦ જુદાપણું; અંતર (૨) કપટ. **૦વું** સ૦ક્રિ૦ છેદ પાડવો; તોડવું. **–દી** [સં.] રહસ્યમય; ગૂઢ. **–દુ** પું૦ ભેદ–રહસ્ય જાણનાર (૨) જાસૂસ (૩) ફૂટ પડાવનાર. **–દ્ય** વિ૦ [સં.] ભેદી શકાય તેવું (૨) ભેદવા યોગ્ય

**ભેર** સ્ત્રી૦ ['ભેરુ' ઉપરથી] મદદ; વહાર

**ભેર** સ્ત્રી૦ [સં.] ભેરી

**–ભેર** (ભે) [પ્રા. भरिअ (સં. भृत, भरित)] શબ્દને લાગતાં '–તે સાથે, સહિત' એ અર્થનું અ૦ બનાવે. ઉદા૦ હોંસભેર. કેટલીક જગાએ 'માત્ર તે સાથે' એવો અર્થ પણ થાય છે. ઉદા૦ પોતિયાભેર

**ભેરવ** (ભૈ) વિ૦ [પ્રા. भेरव (સં. भैरव)] ભૈરવ સંબંધી (૨) ભયંકર (૩) પું૦ શિવનું એક સ્વરૂપ. **૦જપ** પું૦ [સં. झंपा = કૂદકો] મોક્ષ માટે જપ કરતાં કરતાં પર્વત ઉપરથી પડતું મૂકવું તે

**ભેરવવું** સ૦ક્રિ૦ ભરવવું; વળગાડવું (૨) ભંભેરવું; ભમાવવું

**ભેરવાવું** અ૦ક્રિ૦ 'ભેરવવું'નું કર્મણિ (૨) ગૂંચવાઈ જવું; સંડોવાવું

**ભેરિ(–રી)** સ્ત્રી૦ [સં.] નોબત; નગારું; ભેર

**ભેરુ** પું૦ સાથી; ભિલ્લુ

**ભેલાડ** પું૦ [સં. मेल् ઉપરથી] બગાડ; નુકસાન. **૦વું** સ૦ક્રિ૦ બગાડવું; વણસાડવું

**ભેળ** પું૦ [સં. मेल् ઉપરથી] મિશ્રણ (૨) ભેલાડ; બગાડ (૩) ભંગાણ; લૂટ (૪) સ્ત્રી૦ એક ચવાણું (મુંબઈ). **૦વણ** ન૦, **૦વણી** સ્ત્રી૦ મેળવણી; મિશ્રણ. **૦વવું** સ૦ક્રિ૦ મેળવવું; મિશ્ર કરવું (૨) સામેલ કરવું. **૦વું** સ૦ક્રિ૦ સામેલ રાખવું (૨) મેળવવું; મિશ્રિત કરવું (૩) ભેળવવું. **૦સેળ** વિ૦ એકઠું; મિશ્રિત (૨) સ્ત્રી૦ મિશ્રણ. **૦સેળિયું** વિ૦ ભેળસેળવાળું. **–ળાડ, –ળાડવું** જુઓ 'ભેલાડ'માં. **–ળું** વિ૦ (૨) અ૦ ભેગું; સાથે

**ભેં** (ભેં૦) ન૦ (૨) અ૦ [રવ૦] રડવાનો અવાજ. **૦કડો** પું૦ લાંબે સાદે રડવું તે (૨) તેનો સાદ. **૦કવું** અ૦ક્રિ૦ ભેંકડો મૂકવો; ભેં ભેં કરવું. **૦કાર** પું૦ ભેંકડો

**ભેંકાર** (ભેં૦) વિ૦+[જુઓ ભેકાર] ભયંકર

**ભેંચો** (ભેં૦) પું૦ છૂંદાયેલો લોચો; માંસનો લોચો (૨) છૂંદાયેલી વસ્તુ (૩) કસ; દમ [લા.]
**ભેંશ(-સ)** (ભેં૦) સ્ત્રી૦ [સં. महिषी; પ્રા. महिसी] દૂધ દેનારું એક ઢોર; ડોબું. **-સાસુર** પું૦ ભયંકર માણસ(૨)પાડાના આકારનો એક રાક્ષસ; મહિષાસુર. **-સાસૂર** પું૦ ભેંસ જેવો જાડો સૂર
**ભેંસો** (ભેં૦) પું૦ [જુઓ ભીંસ] દબાણ; પડખાથી જોર દેવું તે
**ભૈડ** સ્ત્રી૦ [ 'ભીડવું' ઉપરથી ] કોસની વરત અને ઝુંસરાના દોરડાને સાંધવાની લાકડાની મેખ. [૦**નીકળી જવી**, ૦**વેરાઈ જવી**=સોપાળું બહાર પડી જવું]
**ભૈયો** પું૦ [પ્રા. भाइअ (સં. भ्रातृ)] ભાઈ (૨) ઉત્તર હિંદનો વતની
**ભૈરવ** વિ૦(૨)પું૦[સં.]જુઓ ભેરવ. ૦**ઘાટી** સ્ત્રી૦ ઊંચા શિખરની ભયંકર કરાડનું સ્થાન. ૦**જપ** પું૦જુઓ ભેરવજપ. **-વી** વિ૦ સ્ત્રી૦ [સં.] ભયંકર (૨) સ્ત્રી૦ દુર્ગા
**ભોઈ** પું૦ [દે. भोइ=મુખી,નાયક]પાલખી ઉપાડવાનો ધંધો કરનાર
**ભોક** પું૦['ભોકવું' ઉપરથી]જુઓ ભોંક.૦**વું** સ૦ક્રિ૦ [સં. भूक=છિદ્ર] ઘોંચવું; ભોંકવું
**ભોક્તા** પું૦ [સં.] ભોગવનાર
**ભોગ** પું૦ [સં.] ભોગવવું તે (૨) ભોગવવાની સામગ્રી (૩) દેવને ધરાવવાનો પ્રસાદ (૪) માઠી દશા (૫) બલિદાન. ૦**જોગે** અ૦ દૈવયોગે; સંજોગવશાત્; કદાચ. ૦**ભૂમિ** સ્ત્રી૦(કર્મભૂમિથી ઊલટી) જ્યાં નવો પુરુષાર્થ નથી થઈ શકતો, પણ જૂના પુરુષાર્થનાં ફળ જ ભોગવવાનાં હોય છે, તેવી સ્વર્ગ વગેરે જગા. ૦**વટો** પું૦ ઉપયોગ; માલિકી. ૦**વવું** ઉપભોગ કરવો(૨)સહન કરવું. ૦**વિલાસ** પું૦ અમનચમન
**ભોગળ** સ્ત્રી૦ જુઓ ભૂંગળ નં. ૧
**ભોગિયો** પું૦ ભોગી પુરુષ; ભોગવનાર
**ભોગી** વિ૦ [સં.] ભોગવનાર (૨) પું૦ ભોગિયો (૩)આશક; પ્રીતમ (૪) ભમરો (૫) સાપ. **-ગીંદ્ર** પું૦ [સં.] શેષનાગ
**ભોગ્ય** વિ૦ [સં.] ભોગવવા લાયક (૨) ન૦ ધન; પૂંજી
**ભોજ** પું૦ [સં.] યાદવોની એક જાતનો માણસ (૨) એક દાનવીર પ્રાચીન રાજા
**ભોજક** પું૦ [સં.] ભોગવનાર (૨) જૈન મંદિરનો ગવૈયો
**ભોજન** ન૦ [સં.] જમણ. ૦**ગૃહ**, **-નાલય** ન૦, ૦**શાલા(-ળા)** સ્ત્રી૦ જમવાનું સ્થાન (૨) વીશી
**ભોજપત્ર** જુઓ ભૂર્જપત્ર
**ભોજપુરી** સ્ત્રી૦ [હિં.] બિહારના એક ભાગની બોલી
**ભોજાઈ** સ્ત્રી૦ [દે. भाउज्जा] ભાભી
**-ભોજી** વિ૦ [સં.] ખાનાર (સમાસમાં છેડે). ઉદા૦ 'માંસભોજી'
**ભોજ્ય** વિ૦ [સં.] ખાવા કે ભોગવવા લાયક (૨) ન૦ ખાવા કે ભોગવવાની વસ્તુ
**ભોટ** વિ૦ પું૦ મૂઢ; બેવકૂફ
**ભોટવો** પું૦ માટીનો ચંબુ
**ભોટીલું** ન૦ કુરકુરિયું
**ભોઠપ** સ્ત્રી૦, **ભોઠામણ** ન૦ જુઓ ['ભોંઠપ'માં
**ભોઠું** (ભોં) વિ૦ જુઓ ભોંઠું
**ભોડ** વિ૦ [પ્રા. पोढ (સં. प्रौढ)] પાકવા પર આવેલી - સાખ જેવી (આમલી)
**ભોડું** ન૦[દે. बोड=મૂંડેલું માથું (સં. मुंड)] માથું [વગેરેનાં)
**ભોથું** ન૦ મૂળિયાનો ઝૂડો (દાભ, શેરડી
**ભોદો** પું૦ પેટ (તિરસ્કારમાં)
**ભોપાળું** ન૦ પોલ; પોકળ (૨) ઢોંગ
**ભોપો** વિ૦ પું૦ બેવકૂફ; મૂર્ખ [૩, ૪
**ભોમ** પું૦ [પ્રા. (સં. भौम) ] જુઓ ભૌમ
**ભોમ(૦કા)** સ્ત્રી૦ ભૂમિ
**ભોમવાર** પું૦ મંગળવાર
**ભોમિયણ** સ્ત્રી૦ જાણકાર સ્ત્રી
**ભોમિયું** વિ૦ જાણકાર. **-યો** પું૦ જાણકાર માણસ (૨) વાટ બતાવનાર
**ભોર** પું૦; સ્ત્રી૦ પરોઢિયું

**ભોર** (ભો) પું૦ ઘાસના પૂળાથી ભરેલું ગાડું (૨) ગાડું ભરાય તેટલો જથો. ઉદા૦ ભોર લાકડાં
**ભોરિંગ** પું૦ મોટો નાગ [જાડું ભોલ
**ભોલ** વિ૦ [દ્દે. પોલ્લ] પોલું; ફૂલેલું. ઉદા૦
**ભોલુ** પું૦ વાંદરો
**ભોળપ** સ્ત્રી૦, ૦ણ ન૦ ભોળાપણું
**ભોળવવું** અ૦ક્રિ૦ ભરમાવવું
**ભોળાઈ** સ્ત્રી૦ ભોળાપણું
**ભોળાનાથ, ભોળાશંકર** પું૦ મહાદેવ
**ભોળિયું** વિ૦ ભોળું
**ભોળું** વિ૦ [દ્દે. ભોલ] કપટમાં ન સમજે તેવું; સાલસ. ૦**ભટ**, ૦**ભટાક**, ૦**ભાળું** વિ૦ સાવ ભોળું
**ભોં** (ભો૦) સ્ત્રી૦ [સં. ભૂમિ] ભોંય
**ભોંક** (ભો૦) ન૦ [જુઓ ભોક] છિદ્ર;કાણું (૨)ભોંકાવાની અસર.૦વું અ૦ક્રિ૦ભોકવું
**ભોંઠપ** (ભો૦) સ્ત્રી૦, **ભોંઠાસણ** (ભો૦) ન૦ શરમ;શરમિંદાપણું;નીચાજોણું [વાળું
**ભોંઠું** (ભો૦)વિ૦[પ્રા. ભટ્ટ (સં. ભ્રષ્ટ)] ભોંઠપ-
**ભોંણિયું** (ભો૦) ન૦ [રવ૦] ભોંયું
**ભોંય** (ભો૦) સ્ત્રી૦ [સં. ભૂમિ] જમીન (૨) નવી ચામડી; રૂઝ [લા.]. ૦**તળિયું** ન૦ ઘરનો છેક નીચેનો ભાગ. ૦**રસો** પું૦ લીંપણના પોપડાનો રસ. ૦**રું** ન૦ જમીનની અંદર કરેલું ઘર (૨) ભોંયની અંદર કરેલો રસ્તો. ૦**શિં(-શીં,-સિં, -સીં)ગ** સ્ત્રી૦ મગફળી
**ભાૈગોલિક** વિ૦ [સં.] ભૂગોળ સંબંધી
**ભાૈતિક** વિ૦ [સં.] પંચમહાભૂત સંબંધી-તેમનું બનેલું; સ્થૂળ; જડ (૨) ભૂતયોનિ સંબંધી. ૦**વિદ્યા** સ્ત્રી૦ [સં.] ભૂતપ્રેત સંબંધી વિદ્યા (૨) ભાૈતિકશાસ્ત્ર. ૦**શાસ્ત્ર** ન૦ ભાૈતિક પદાર્થોને લગતું શાસ્ત્ર; 'ફિઝીક્સ'
**ભાૈમ** વિ૦ [સં.] પૃથ્વી સંબંધી (૨) મંગળનું (૩) પું૦ મંગળગ્રહ (૪) મંગળવાર (૫) આટોડીનો છોડ. ૦**વા(૦સ)ર** પું૦ [સં.] મંગળવાર
**ભ્રમ** પું૦ [સં.] સંદેહ (૨) ભ્રાન્તિ (૩) ગોળ ફરવું તે. ૦**ણ** ન૦ [સં.] ફરવું-રખડવું તે (૨) જુઓ ભ્રમ. ૦**ણા** સ્ત્રી૦ ભ્રમ; ભ્રાંતિ
**ભ્રમર** પું૦ [સં.] ભમરો
**ભ્રમિત** વિ૦ [સં.]ભ્રમ પામેલું;ભ્રમમાં પડેલું
**ભ્રષ્ટ** વિ૦ [સં.] ઠામેથી પડેલું (૨) પાપી; દુરાચારી(૩)અપવિત્ર થયેલું. ૦**તા** સ્ત્રી૦. **-ષ્ટાચાર** પું૦ [+ આચાર] દુરાચાર; પાપ
**ભ્રંશ(-સ)** પું૦[સં.] નીચે પડવું તે;અધઃપાત
**ભ્રાત(-તા)** [સં.] પું૦ ભાઈ. **-તૃવત્સલા** સ્ત્રી૦ [સં.] ભાભી. **-તૃતા** સ્ત્રી૦, **-તૃત્વ** ન૦ [સં.], **-તૃભાવ** પું૦ ભાઈચારો
**ભ્રામક** વિ૦ [સં.] ભ્રમમાં નાખે એવું
**ભ્રાંત** વિ૦ [સં.] ભ્રમિત; ભ્રાંતિવાળું. **-ત (-તિ)** સ્ત્રી૦ [સં. ભ્રાંતિ] ભ્રમ; મોહ; ખોટો ખ્યાલ; ખોટું જ્ઞાન (૨) શક; અંદેશો. **-તિકર** [સં.], **-તિકારક** વિ૦ ભ્રાંતિ ઉપજાવનારું [ભવું; ભમ્મર
**ભ્રૂ** સ્ત્રી૦; ન૦, ૦**કુટિ(-ટી)** સ્ત્રી૦ [સં.]
**ભ્રૂણ** પું૦ [સં.] કાચો ગર્ભ. ૦**હત્યા** સ્ત્રી૦ [સં.] ગર્ભની હત્યા; ગર્ભપાત કે ગર્ભનાશ કરવો તે (એક મહાપાપ)
**ભ્રૂભંગ, ભ્રૂવિકાર** પું૦ [સં.] ભવાં ચડાવવાં તે

# મ

મ પું૦ [सं.] પ વર્ગનો અનુનાસિક
મ પું૦ સંગીતના મધ્યમ સ્વરનો સંકેત
મ અ૦ [प्रा. (सं. मा)] મા; નહિ
મઉ વિ૦ [दे. मउअ] ઘણા દિવસનું ભૂખ્યું; ભૂખથી ટળવળતું (૨) પોચું (૩) કંજૂસ (૪) પું૦ ભૂખ્યા અને દુઃખી લોકોનું ટોળું
મક્દૂર સ્ત્રી૦[अ.]જુઓ મગદૂર [મનસ્વી
મકનું વિ૦ [सं. मनाका = હાથણી] મસ્ત;
મકબરો પું૦ [अ.] કબરસ્તાન (૨) રોજો
મકર પું૦ [सं.] મગરમચ્છ (૨) જુઓ મગર પું૦ (૩) દશમી રાશિ
મકરકૂટી સ્ત્રી૦ ચરબી; તોફાન
મકરકેતુ, મકરધ્વજ પું૦ [सं.] કામદેવ
મકરરાશિ સ્ત્રી૦ મકર; દશમી રાશિ
મકરસંક્રાંતિ સ્ત્રી૦ સૂર્યનું મકર રાશિમાં જવું તે; ઉત્તરાયણ
મકરંદ પું૦ [सं.] ફૂલનું મધ (૨) ફૂલની રજ (૩) ભમરો (૪) કોકિલ
મકરાણી પું૦ સિંધની વાયવ્યે આવેલા મકરાણ દેશનો રહેવાસી
મકલાવું અ૦ક્રિ૦ મલકાવું; સ્મિત કરવું
મકસદ સ્ત્રી૦ [अ.] મુરાદ; ધારણા
મકાઈ સ્ત્રી૦; પું૦ એક અનાજ. ૦ડોડો, ૦દોડો પું૦ મકાઈનો ડોડો
મકાન ન૦ [अ.] ઘર; ઇમારત
મકોડી સ્ત્રી૦, –ડો પું૦ [दे. मक्कोड] જુઓ 'મંકોડી'માં
મક્કમ વિ૦ [अ. मुहकम] દૃઢ. ૦તા સ્ત્રી૦
મક્કા ન૦ [अ.] એક નગર; મહંમદ પેગંબરનું જન્મસ્થાન (અરબસ્તાનમાં)
મક્ષિ(–ક્ષી)કા સ્ત્રી૦ [सं.] માખ
મખ પું૦ [सं.] યજ્ઞ [રેશમી કાપડ
મખમલ ન૦; સ્ત્રી૦ [अ.] એક જાતનું
મખાંતર ન૦[सं. निपांतर] નિમિત્ત; બહાનું
મખ્ખીચૂસ વિ૦ [हिं.] કંજૂસ
મગ પું૦ [प्रा. मुग (सं. मुद्ग)] એક કઠોળ. [૦નું નામ મરી (ન દેવું, પાડવું)= બોલવું નહિ (યુક્તિ ખાતર કે કંઈ રહસ્યથી. (મોંમાં) મગ ઓરવા, ભરવા = (બોલવું ઘટે છતાં) ન બોલવું]
મગ પું૦ [प्रा. मग्ग (सं. मार्ग)] માર્ગ [प.] (૨) સ્ત્રી૦ બાજુ; તરફ (૩) અ૦ ભણી; તરફ [લોટની એક મીઠાઈ
મગજ પું૦ [सं. मुद्ग = મગ] ચણાના
મગજ ન૦ [फा. मग्ज़] ખોપરીની અંદરનો નરમ ભાગ; ભેજું (૨) પું૦ ફળની મીજ. ૦મારી સ્ત્રી૦ માથાફોડ
મગજી સ્ત્રી૦ જુઓ મુગજી
મગતરું ન૦ મચ્છર; ડાંસ
મગતું વિ૦ મોકળું; પહોળું; છૂટાશવાળું
મગદળ પું૦ મગના લોટનો લાડુ
મગદળ ન૦[सं. मुद्गर] મગદળિયો. –ળિયો પું૦ કસરત માટે હાથથી ફેરવવાની લાકડાની બનાવટ [હિંમત
મગદૂર સ્ત્રી૦ [જુઓ મક્દૂર] તાકાત (૨)
મગન વિ૦ [જુઓ મગ્ન] રાજી
મગન પું૦ [प्रा. मग्ग (सं.मार्ग)] માગ; મગા
મગફળી સ્ત્રી૦ તેલી બીની એક શીંગ; ભોંયશીંગ [મણકાની માળા
મગમાળા સ્ત્રી૦ મગ જેવડા સોનાના
મગર અ૦ [फा.] પરંતુ
મગર પું૦ [प्रा. (सं. मकर)] એક જલચર પ્રાણી. ૦મચ્છ પું૦ એક જાતનો મોટો મચ્છ – માછલું. ૦મસ્ત વિ૦ હૃષ્ટપુષ્ટ; જોરાવર. –રી સ્ત્રી૦ મગરની માદા
મગરૂબ વિ૦ મગરૂર; અભિમાની. –બી સ્ત્રી૦ અભિમાન. –ર વિ૦ [अ.] અભિમાની. –રી સ્ત્રી૦ અભિમાન
મગા સ્ત્રી૦ [प्रा. मग्ग (सं. मार्ग)] જગા
મગાવવું સ૦ક્રિ૦, 'માગવું'નું પ્રેરક (૨) મંગાવવું
મગાવું અ૦ક્રિ૦ 'માગવું'નું કર્મણિ

**મગિયું** વિ૦ ['મગ' ઉપરથી] મગ જેવડું (૨)ન૦સ્ત્રીઓનું એક જાતનું સુતરાઉ લૂગડું
**મગિયો** પું૦ એક જાતનો પથ્થર
**મગ્ન** વિ૦ [સં.] તલ્લીન; ગરક થયેલું (૨) મગન; રાજી [ફેલાવવી; મહેકવું
**મઘમઘવું** અ૦ક્રિ૦ [પ્રા. મઘમઘ] ખુશબો
**મઘમઘાટ** પું૦ મઘમઘવું તે
**મઘવા** પું૦ [સં.] ઇંદ્ર
**મઘા** સ્ત્રી૦ [સં.] દસમું નક્ષત્ર
**મચક** સ્ત્રી૦ પાછું હઠવું-ડગવું તે
**મચકારવું** સ૦ક્રિ૦ જુઓ મીંચકારવું
**મચકારો** પું૦['મચકારવું' ઉપરથી]આંખ મીંચવી (ફેંચાડવી) તે
**મચકો** પું૦ [પ્રા. मच्च् (सं. मद्)=ગર્વ કરવો લટકો; લહેકો
**મચકોડ** પું૦[જુઓ મચકો]ઠેલો; હડસેલો (૨) તિરસ્કાર (૩) સ્ત્રી૦ મચડાવું; અમળાવું. ૦વું સ૦ક્રિ૦ મરડવું; આંબળવું. -ડાવું અ૦ક્રિ૦ (કર્મણિ)
**મચડવું** સ૦ ક્રિ૦ [પ્રા. चड्ड=મસળવું કે દે. चमढ (ચીંબોળવું)] મરડવું; આમળવું (૨) મસળવું (મચડાવું)
**મચમચાવવું** સ૦ક્રિ૦ મટમટાવવું
**મચવું** અ૦ક્રિ૦ [સં. मज्ज्; પ્રા. मज्ज] સમાઈ જવું (૨) તલ્લીન થઈ જવું; મંડવું(૩)જામવું; જોસમાં આવવું (જેમ કે તોફાન) [મચકોડવું; મરડવું
**મચે(-ચો)ડવું** સ૦ ક્રિ૦ [જુઓ મચડવું]
**મચ્છ** પું૦; ન૦ [સં.] માછલું (૨) મેષધનુપ (૩) જુઓ મત્સ્યાવતાર
**મચ્છર** પું૦ [સં. मत्सर] ડાંસ (૨) મત્સર; ગુમાન. ૦દાની સ્ત્રી૦ મચ્છરને અટકાવવા કરાતી જાળીદાર કાપડની બનાવટ
**મચ્છી** સ્ત્રી૦ માછલી. ૦બજાર ન૦ માછલીઓનું બજાર (૨) ખૂબ કોલાહલનું સ્થાન [લા.]. ૦માર પું૦ માછી
**મછરું** ન૦ મગતરું; ડાંસ
**મછવો** પું૦ [સં. मत्स्यवाह] હોડી
**મજ** સ૦ [જુઓ મુજ] મારું [પ.]
**મજકૂર** વિ૦[અ.] સદર; આગળ જણાવેલું (૨) પું૦ હેવાલ; બીના; હકીકત
**મજદૂર** પું૦ [ફા.] જુઓ મજૂર
**મજનૂ** વિ૦ [અ. मजनून] પ્રેમઘેલું (૨) પું૦ ફારસી સાહિત્યમાં આવતો એક પ્રખ્યાત પ્રેમઘેલો માણસ
**મજબૂત** વિ૦ [અ.] દૃઢ; હાલે નહિ તેવું(૨) સબળું; શક્તિવાળું (૩) સજ્જડ; સકસ (૪) નક્કર; સહેજે તૂટે નહીં તેવું. -તી સ્ત્રી૦ મજબૂતપણું
**મજબૂર** વિ૦ [અ.] નિરુપાય; લાચાર
**મજમુ(-મૂ)** વિ૦ [અ. मज्मूअ] મજિયારું. ૦દાર પું૦ પરગણાનો હિસાબ રાખનારો અમલદાર;હિસાબ તપાસનાર(૨)ભાગીદાર
**મજરે** અ૦ [અ. मुज्रा] પેટે; સાટે
**મજરો** પું૦ [અ. मुज्रा] સલામ (૨) બદલો
**મજલ** સ્ત્રી૦ [અ. मंजिल] એક દિવસની મુસાફરી જેટલું અંતર (૨) મજલ પૂરી થાય તે ઠેકાણું;મુકામ(૩)મુસાફરી;ટપ્પો
**મજલિસ** સ્ત્રી૦ મિજલસ(૨)સભા;મંડળી
**મજલો** પું૦ [અ. मंजिल] માળ; મેડો
**મજહબ** પું૦ [અ.] ધર્મ; પંથ. -બી વિ૦ મજહબનું કે તેને લગતું
**મજા** સ્ત્રી૦ [ફા.] આનંદ; લહેર [ખોર
**મજાક** સ્ત્રી૦[અ.]મશ્કરી. -કી વિ૦ મશ્કરી-
**મજાગરું** ન૦ [જુઓ મિજાગરું] બરડવું
**મજાનું** વિ૦આનંદ પડે એવું;મનોહર;ખાસું
**મજાલ** સ્ત્રી૦ [અ.] મગદૂર
**મજિયારું** વિ૦ [દે. मज्झयार] અહિયારું; પંતિયાળું (૨) ન૦ ભાગિયાભાગ; ભાગીદારી. -રો પું૦ સંયુક્ત વહીવટ
**મજીઠ** સ્ત્રી૦ [સં. मंजिष्ठा; પ્રા. मजिट्ठा] એક વનસ્પતિ. -ઠિયું વિ૦ મજીઠના રંગનું; પાકા લાલ રંગનું
**મજૂર** પું૦ [ફા. मजदूर] રોજિંદાં દામ લઈ મહેનત કરનાર; શ્રમજીવી. ૦ણ સ્ત્રી૦ મજૂરી કરનાર સ્ત્રી. ૦મહાજન ન૦, ૦સંઘ પું૦ મજૂરોનું મંડળ; 'ટ્રેડ યુનિયન'. -રી સ્ત્રી૦ વેતરું; મહેનત (૨) તેના બદલામાં મળતું નાણું

**મજૂસ** સ્ત્રી૦[સં. मञ्जूषा; પ્રા. मंजूसा]લાકડાનો મોટો પટારો [૦નું વિ૦ મજાનું
**મજે** સ્ત્રી૦ જુઓ મજા. **૦દાર** વિ૦ મજેનું.
**મજ્જન** ન૦ [સં.] ડૂબકી (૨) સ્નાન
**મજ્જા** સ્ત્રી૦ [સં.] હાડકામાંનો માવો
**મઝધાર** સ્ત્રી૦ [સં. मध्य + धारा] પ્રવાહની મધ્ય ધારા [વચલું; મધ્યનું
**મઝલું** વિ૦ [પ્રા. मज्झिल्ल (સં. माध्यिक)]
**મઝા** સ્ત્રી૦ મજા. ૦નું મજાનું
**મઝે, ૦દાર, ૦નું,** જુઓ 'મજે'માં
**મટક** સ્ત્રી૦[સં. मट्]મટકો; ચાળો. **–કાવવું** સ૦ક્રિ૦ આંખ મટમટાવવી (વાત કરતાં)
**મટકી** સ્ત્રી૦, **–કું** ન૦ માટલી; હાંલ્લી
**મટકું** ન૦ આંખનો પલકારો. **–કો** પું૦ ચાળો; હાવભાવ; ચેષ્ટા
**મટન** ન૦ [ઇં.] માંસ (ઘેટાંબકરાંનું)
**મટમટાવવું** સ૦ક્રિ૦ આંખના પલકારા મારવા
**મટવું** અ૦ક્રિ૦ [સર૦ દે. मिट = મિટાવવું] દૂર થવું; ટળવું (૨) રોગમુક્ત થવું; સાજું થવું
**મટુકી** સ્ત્રી૦ જુઓ મટકી(લાલિત્યવાચક)
**મટોડી** સ્ત્રી૦[પ્રા. मट्टी (સં. मृत्तिका)]માટી. **–ડું** ન૦ માટી, કચરો વગેરે રદી–કચરું
**મઠ** પું૦ એક કઠોળ
**મઠ** પું૦ [સં.] સાધુનો આશ્રમ (૨) વિદ્યાનું મથક. **–ઠાધિકારી** પું૦ મઠનો વડો
**મઠારવું** સ૦ક્રિ૦[પ્રા. मट्ठ(સં. मृष्ट ઉપરથી)] ઘૂટવું (૨) ટીપીને કે રંદો ફેરવીને ઘાટદાર બનાવવું (૩) ટાપટીપ કરવી (૪) મારવું; ટીપવું (૫) તૃપ્તિથી સ્વાદપૂર્વક ખાવું
**મઠિયું** ન૦ મઠના લોટની વાની
**મઠિયો** પું૦ કપાસની એક જાત
**મઠેરવું** સ૦ક્રિ૦ જુઓ મઠારવું
**મઠો** પું૦[પ્રા. मट्ठ (સં. मृष्ट)] દહીં ભાગીને બનાવેલી જાડી છાશ (૨) તેની એક વાની
**મડદાલ** વિ૦['મડદુ' પરથી] જુઓ મુડદાલ
**મડદું** ન૦ [દે. मड; પ્રા. मडय (સં. मृतक); ફા. મુર્દહ્] મુડદું; શબ
**મડધો** પું૦ [ફા. મરિદેહ] મોટો મલ્લ; જાડો હૃષ્ટપુષ્ટ માણસ
**મડમ** સ્ત્રી૦[ઇં. मॅडम] યુરોપિયન–ગોરી સ્ત્રી
**મડાગાંઠ** સ્ત્રી૦ [મડું + ગાંઠ] છોડી છૂટે નહિ તેવી ગાંઠ [મડદું
**મડું** ન૦ [દે. मड; પ્રા. मडय (સં. मृतक)]
**મઢવું** સ૦ક્રિ૦ [દે. मढिअ = મઢેલું]લપેટી કે આવરીને જડી દેવું
**મઢી, –ઢૂડી(–લી)** સ્ત્રી૦ [પ્રા. मढी (સં. मठिका) કુટિર; છાપરી
**મણ** પું૦ [અ. मन्न] ચાળીસ શેરનું તોલ
**મણકો** પું૦ (સં. मणि) વેહવાળા ગોળ દાણા (૨) અંકોડો
**મણા** સ્ત્રી૦ [પ્રા. मणा (સં.मनाक्) = થોડું] ઊણપ; ખામી; ખોટ
**મણારાજ** પું૦ જુઓ માણારાજ
**મણિ** પું૦ [સં.] કીમતી પથરો; રત્ન. **૦કર્ણિકા, ૦કર્ણી** સ્ત્રી૦ [સં.] કાશીનો એક ગંગાઘાટ. **૦ધર** પું૦ નાગ. **૦બંધ** પું૦ [સં.] કાંડું. **૦મહોત્સવ** પું૦ ૬૦ વર્ષે ઊજવાતો–હીરક મહોત્સવ. **૦મંડપ** પું૦ [સં.] મણિ જડેલો મંડપ; અતિ સુશોભિત સ્થાન
**મણિયાર** પું૦[પ્રા. मणिआर (સં. मणिकार)] મનિયાર; બંગડીનો બનાવનાર એક જાતનો માણસ [વજનનું કાટલું
**મણિયું** વિ૦ મણ વજનનું. **–યો** પું૦ મણ
**મણીકું** ન૦, **–કો** પું૦ મણનું કાટલું કે માપ
**–મત્** વિ૦[સં.]નામને લાગતાં 'વાળુ' એવા અર્થમાં. ઉદા૦ 'નીતિમત્' (સ્ત્રી૦ -મતી)
**મત** સ્ત્રી૦ + [જુઓ મતિ] બુદ્ધિ
**મત** અ૦ [હિં.] મા; નહિ
**મત** પું૦; ન૦ [સં.] અભિપ્રાય(૨)સંપ્રદાય (૩) હઠ; મમત (૪) પું૦ ચૂંટણી અંગે બતાવવામાં આવતો અભિપ્રાય; 'વોટ'. **૦દાર** પું૦મત આપવાના અધિકારવાળો. **૦દારમંડળ** ન૦મતદારોનું મંડળ.ચૂંટણી માટે મતદારોનો નક્કી કરાતો તફો–સમૂહ. **૦પત્ર** પું૦; ન૦ મત લખવાનો કાગળ.

**૦પેટી** સ્ત્રી૦ચૂંટણીમાં મતપત્ર નાખવાની પેટી. **૦ભેદ** પું૦ મત ભિન્ન હોય તે. **૦મતાંતર** પું૦; ન૦ મતોની ભિન્નતા

**મતલબ** સ્ત્રી૦ [અ.] હેતુ; આશય(૨)ભાવ; તાત્પર્ય. **-બિયું, -બી** વિ૦ સ્વાર્થી; પોતાની મતલબ સાધનારું

**મતવાલું** વિ૦[દે.मत्तवाल] માતેલું; મદમસ્ત (૨) નશામાં ચકચૂર; છાકટું

**મતંગ(૦જ)** પું૦ [સં.] માતંગ; હાથી

**મતા** સ્ત્રી૦ [અ.] માલ-મિલકત; દોલત. **૦દાર** પું૦ [ફા.] ગામમાંથી સરકારને ભરણું ભરાય તેની સહીસાખ કરનારો

**મતાધિકાર** પું૦ ચૂંટણીમાં મત આપવાનો અધિકાર [અભિમાન

**મતાભિમાન** ન૦[સં.] પોતાના મત માટેનું

**મતાંતર** ન૦; પું૦ [સં.] અન્ય મત-પંથ

**મતિ** સ્ત્રી૦ [સં.] બુદ્ધિ [તેલું; હઠીલું

**મતિયું** વિ૦ પોતાના મતને છોડે નહિ

**-મતી** વિ૦ સ્ત્રી૦ [સં.] '-મત્'નું સ્ત્રી૦ રૂપ (જુઓ 'મત્')

**મતી** સ્ત્રી૦ વણાટમાં કપડાનો પનો સરખો તણાઈ ને રહેવા માટે આરવાળી લાકડીની રખાતી યોજના

**મતીલું** વિ૦ મતિયું; હઠીલું

**મતું** ન૦ શાખ કે કબૂલાતની સહી. [**અત્ર મતું તત્ર સાખ**=દસ્તાવેજમાં દસ્તાવેજ કરનારે ને સાક્ષી રહેનારે સહીઓ કરવાનું સ્થાન જણાવતો પ્રયોગ

**મત્ત** વિ૦[સં.]મદ ચડયો હોય તેવું; ઉન્મત્ત; ગાંડું; મસ્ત

**મત્સર** પું૦ [સં.] અદેખાઈ (૨) ગુમાન

**મત્સ્ય** ન૦ [સં.] માછલું. **૦ગંધા** સ્ત્રી૦ [સં.]સત્યવતી; શાંતનુની પત્ની. **-ત્સ્યાવતાર** પું૦[સં.] વિષ્ણુનો પહેલો અવતાર

**મથક** ન૦[પ્રા. मत्थग(સં.मस्तक)]મુખ્ય સ્થાન

**મથન** ન૦ [સં] વલોવવું તે (૨) માથાકૂટ; ગડમથલ; મહેનત

**મથવું** સ૦ક્રિ૦ [સં. मथ्] વલોવવું (૨) અ૦ક્રિ૦ મહેનત કરવી

**મથામણ** સ્ત્રી૦ મથવું તે (૨) મહેનત

**મથાળું** ન૦લખાણનું માથું-શીર્ષક(૨)ટોચ

**મથિત** વિ૦ [સં.] વલોવેલું [તીર્થ

**મથુ(-થૂ)રા** સ્ત્રી૦;ન૦ [સં.] હિંદુઓનું એક

**મથોટી** સ્ત્રી૦ ['માથું' ઉપરથી] ઢોરના શિંગડાનો મૂળમાંનો ભાગ (૨) સાલ્લાના માથા આગળના ભાગ ઉપર ચીકટનો કે વપરાશનો ડાઘ પડે તે; માથાવટી. **-ડું** ન૦ માણસની ઊંચાઈ જેટલું (ઊંડાણ) (૨) તેટલું માપ

**મદ** પું૦[સં.] કેફ; કેફની ખુમારી (૨) ગર્વ; તોર(૩)હાથીના ગંડસ્થળમાથી ઝરતો રસ. **૦ગળ** પું૦ હાથી. **૦ગળતો** વિ૦ પું૦ ગંડસ્થળમાંથી મદ ઝરતો હોય તેવો(હાથી)

**મદદ** સ્ત્રી૦ [અ.] સહાયતા. **૦ગાર,૦નીશ, -દિયું** વિ૦ મદદ કરનાર [મીંઢળ

**મદન** પું૦ [સં.] કામ; કામદેવ. **૦ફળ** ન૦

**મદનિયું** ન૦ હાથીનું બચ્ચું

**મદમત્ત,મદમસ્ત,મદમાતું** વિ૦ મદથી મસ્ત બનેલું [(મુસલમાની)

**મદરેસા** સ્ત્રી૦ [અ. मद्रसा] નિશાળ

**મદાર** પું૦ સ્ત્રી૦ [અ.] આધાર; ભરોસો

**મદારી** પું૦ રીંછ; માંકડાં કે સાપ કેળવી ખેલ કરી બતાવનાર

**મદાંધ** વિ૦ [સં.] મદથી અંધ બનેલું

**મદિયો** પું૦ આંબા કે કપાસને મધ જેવો પદાર્થ લાગવાનો રોગ

**મદિરા** સ્ત્રી૦ [સં.] દારૂ

**મદીના** ન૦ [અ.]અરબસ્તાનનું એક શહેર, જ્યાં મહંમદ પેગંબરની કબર છે

**મદોન્મત્ત** વિ૦ [સં.] મદથી ઉન્મત્ત બનેલું

**મદ્ય** ન૦ [સં.] મદિરા; દારૂ. **૦નિષેધ** પું૦ દારૂનિષેધ. **૦પ** પું૦[સં.] દારૂડિયો. **૦પાન** ન૦ [સં.] દારૂ પીવો તે. **-દ્યાર્ક** પું૦ [+ अर्क] મદ્યનો અર્ક; 'આલ્કોહોલ'

**મધ** અ૦ 'મધ્ય' ઉપરથી વચ્ચે [પ.]

**મધ** ન૦ [સં. मधु] મધમાખીઓએ એકઠો કરેલો ફૂલનો રસ (૨) મધ જેવી મીઠાશ. ઉદા૦ મધવાળી છાશ. **૦પૂડો** પું૦ મધ-

માખીઓનું ઘર. ૦માખ(-ખી) સ્ત્રી૦ મધ બનાવનારી માખી
**મધરાત** સ્ત્રી૦ અરધી રાત
**મધલાળ** સ્ત્રી૦ લાલચ
**મધુ** વિ૦ [સં.] મીઠું; ગળ્યું (૨) ન૦ મધ (૩) પું૦ દારૂ (૪) વસંત (૫) ચૈત્રમાસ. **૦કર** પું૦ [સં.] ભમરો (૨) મધમાખ. **૦કરવૃત્તિ** સ્ત્રી૦ મધુકરના જેવી સારું સારું વીણી સંગ્રહ કરવાની વૃત્તિ. **૦કરી** સ્ત્રી૦ [સં.] ભમરી; મધમાખ (૨) જુઓ માધુકરી. **૦પર્ક** પું૦ [સં.] દહીં, ઘી, પાણી, મધ અને ખાંડ એ પાંચનું મિશ્રણ (સત્કાર, પૂજનમાં વપરાતું). **૦પ્રમેહ** પું૦ [સં.] પેશાબમાં સાકર જવાનો રોગ. **૦મક્ષિકા** સ્ત્રી૦ [સં.] મધમાખી. **૦માલતી** સ્ત્રી૦ [સં.] એક ફૂલવેલ. **૦માસ** પું૦ ચૈત્ર મહિનો
**મધુર** વિ૦ [સં.] મધુરું; ગળ્યું (૨) મીઠું; પ્રિય (૩) સુંદર; મનોરંજક (૪) શાંત; સૌમ્ય. **૦તા** સ્ત્રી૦. **-રું** વિ૦ મધુર
**મધુવન** ન૦ [સં.] વૃંદાવન
**મધુસૂદન** પું૦ [સં.] મધુ દૈત્યને મારનાર કૃષ્ણ
**મધે** અ૦ + મધ્યે. **-વોસધ** સ૦ વચ્ચોવચ
**મધ્ય** વિ૦ [સં.] વચ્ચેનું (૨) ન૦ વચલો ભાગ (૩) પું૦ મધ્યમસર અવાજ કે સ્વર (સંગીત. જુઓ મંદ્ર). **૦કાલ** પું૦ [સં.] મધ્યયુગ. **૦કાલીન** વિ૦ મધ્યયુગનું. **૦ગા** સ્ત્રી૦ 'મીડિયન' [ગ.]. **૦બિંદુ** ન૦ કેન્દ્ર. **૦મ** વિ૦ [સં.] વચલું (૨) મધ્યમસરનું (૩) પું૦ સંગીતના સ્વરસપ્તકમાંનો ચોથો સૂર – 'મ' (૪) ન૦ 'મીન' [ગ.]. **૦મપદ** ન૦ વચલું પદ [ગ.]. **૦મમાર્ગ** પું૦ બુદ્ધે બતાવેલો સાધનાનો મધ્યમ માર્ગ (૨) કોઈ બાજુના અતિપણા વગેરેનો – વચલો, સોનેરી માર્ગ. **૦મસર** અ૦ મધ્યમ રીતે; મર્યાદિત પ્રમાણમાં. **૦મા** સ્ત્રી૦ [સં.] વચલી આંગળી (૨) મધ્યમિકા (૩) વાણીની ત્રીજી સ્થિતિ (જુઓ પરા). **૦રાત્ર(-ત્રિ,** -ત્રી) સ્ત્રી૦ મધરાત. **૦રેખા(-ષા)** સ્ત્રી૦ વિષુવવૃત્ત. **૦વર્તી**, **૦સ્થ** [સં.] વિ૦ વચમાં આવેલું (૨) તટસ્થ (૩) બે પક્ષનું સમાધાન કરનાર કે ન્યાય તોળનાર. **૦સ્થી** સ્ત્રી૦ મધ્યસ્થ હોવું તે. **-ધ્યાન(-હ્ન)** પું૦ [સં. मध्याह्न] બપોર. **-ધ્યે** અ૦ વચ્ચે; મધ્યમાં (૨) માં; અંદર
**મન** ન૦ [સં.] સંકલ્પવિકલ્પ વગેરે કરનારી ઇંદ્રિય (૨) દિલ (૩) ઇચ્છા
**મનખાદેહ** પું૦; સ્ત્રી૦ મનુષ્યનું શરીર
**મનખો** પું૦ મનુષ્ય તરીકેની જિંદગી
**મનગમતું** વિ૦ મનને ગમતું
**મનન** ન૦ ચિંતન (૨) તર્કવિતર્ક. **૦શીલ** વિ૦ ચિંતન કરવાના સ્વભાવવાળું. **-નીય** વિ૦ મનન કરવા જેવું
**મનપસંદ** વિ૦ મનને ગમતું
**મનફેર** વિ૦ જરાક ફેરવાળું (૨) પું૦ અકળાયેલું, થાકેલું મન બીજે ફેરવવું તે
**મનભંગ** વિ૦ નિરાશ (૨) પું૦ નિરાશા
**મનભાવતું**, **મનભાવિત** વિ૦ મનપસંદ
**મનમાનતું**, **મનમાન્યું** વિ૦ મન માને તેવું કે તેટલું; યથેચ્છ
**મનમોજી** વિ૦ મનસ્વી; તરંગી
**મનમોહન** વિ૦ મોહ પમાડે તેવું
**મનરંજન** વિ૦ મનને આનંદ આપનાર (૨) ન૦ મનોરંજન [કરવું
**મનવવું** સ૦ક્રિ૦ [સં. मन् પરથી] માને તેમ
**મનવાર** સ્ત્રી૦ [ઇં. मॅन ऑफ वॉर] લશ્કરી વહાણ
**મનવાંછિત** વિ૦ મનથી ઇચ્છેલું
**મનવો** પું૦ મન [પ.]
**મનવો** પું૦ [પ્રા. मणुअ (સં. मनुज)] મનુષ્ય
**મનસા** અ૦ [સં.] મનથી. [૦વાચા કર્મણા = મન, વચન ને કર્મથી]
**મનસૂબો** પું૦ [અ.] વિચાર; ધારણા; ઇરાદો
**મનસૂર** પું૦ [અ.] 'અનલહક' બોલવા માટે દેહાંતદંડ પામનાર મુસલમાન સંત
**મનસ્વિતા** સ્ત્રી૦ [સં.] મનસ્વીપણું
**મનસ્વિની**, વિ૦ સ્ત્રી૦ [સં.] મનસ્વી સ્ત્રી

**મનસ્વી** વિ૦ [સં.] સ્વચ્છંદી; તરંગી (૨) ઉદાર – શ્રેષ્ઠ ચિત્તવાળું (૩) ધીર – સ્થિર ચિત્તવાળું (૪) માની

**મનહર** વિ૦ મનોહર

**મનઃપૂત** વિ૦[સં.] મન વડે વિચારી જોયેલું; અંતઃકરણે કબૂલ રાખેલું

**મનઃશિલ** પું૦ [સં.] એક ખનિજ પદાર્થ

**મના** [અ.], ૦ઈ સ્ત્રી૦ બંધી; નિષેધ. ૦ઈ-હુકમ પું૦ મનાઈ કરતો કે જણાવનારો હુકમ

**મનાસ(–વ)ણું** ન૦ મનાવવું તે

**મનાવવું** સ૦ક્રિ૦, **મનાવું** અ૦ક્રિ૦ 'માનવું' નું પ્રેરક અને કર્મણિ

**મનિયાર** પું૦ જુઓ મણિયાર

**મનીઑર્ડર** પું૦ [ઇં.] ટપાલઑફિસ મારફતે મોકલાતાં નાણાંની હૂંડી

**મનીષા** સ્ત્રી૦[સં.] ઇચ્છા (૨) બુદ્ધિ; જ્ઞાન. **–ષી** વિ૦ [સં.] બુદ્ધિમાન (૨) પું૦ ડાહ્યો પુરુષ; વિદ્વાન

**મનુ** પું૦ [સં.] વિવસ્વતના પુત્ર આદિ-માનવ; માનવકુળના ઉત્પાદક (૨) બ્રહ્માના ૧૪ પુત્રમાંના દરેક, જેમનાથી મન્વંતર ગણાય છે. ૦કુલ ન૦ માનવકુટુંબ; મનુષ્યજાતિ. ૦જ પું૦ [સં.] મનુષ્ય

**મનુષ્ય** પું૦; ન૦ [સં.] માણસ. ૦જાતિ સ્ત્રી૦ [સં.] માણસજાત. ૦તા સ્ત્રી૦, ૦ત્વ ન૦ [સં.] માણસાઈ. ૦લોક પું૦ [સં.] મૃત્યુલોક; પૃથ્વી. ૦વિજ્ઞાન ન૦ મનુષ્ય વિષેનું વિજ્ઞાન; 'ઍન્થ્રોપોલૉજી'. **–ષ્યાહારી** વિ૦ [+ आहारी] મનુષ્યનો આહાર કરનારું. **–ષ્યેતર** વિ૦ [+ इतर] મનુષ્યથી જુદું

**મનુ-સંહિતા, મનુ-સ્મૃતિ** સ્ત્રી૦ [સં.] [મનુએ રચેલી સ્મૃતિ

**મને** (મ') સ૦ 'હું'નું બીજી કે ચોથી વિભક્તિનું એકવચન

**મનો-** [સં.] સમાસમાં ઘોષ વ્યંજન પૂર્વેનું મનસ્ (મન)નું રૂપ. ૦ગત વિ૦ [સં.] મનમાં રહેલું (૨) ન૦ વિચાર; અભિપ્રાય. ૦જ વિ૦ [સં.] મનમાં ઉત્પન્ન થયેલું (૨) પું૦ કામદેવ. ૦જ્ઞ વિ૦ [સં.] મનપસંદ; સુંદર. ૦નિગ્રહ પું૦ [સં.] મનનો સંયમ. ૦બળ ન૦ માનસિક બળ; મનનું બળ. ૦મય વિ૦ [સં.] માનસિક; મન સંબંધી. ૦મંથન ન૦ મનમાં ચાલતું મંથન. ૦યત્ન પું૦; ન૦ મનની મહેનત (૨) અભ્યાસપાઠ (ખાસ કરીને ગણિતમાં). ૦રથ પું૦ [સં.] મનની ધારણા; મુરાદ

**મનોરદા** પું૦ [સં. मनोहर] દિવાળી બાદ દીવાલ ઉપર છાણથી કરાતું ચિત્ર, જેને સ્ત્રીઓ અને કન્યાઓ રંગબેરંગી ફૂલપાનથી શણગારી રોજ સાંજે દીવો સળગાવી પૂજે છે અને ગીત ગાય છે

**મનોરમ** વિ૦ મનોરંજક. **–મા** સ્ત્રી૦ [સુંદર સ્ત્રી

**મનોરંજક** વિ૦ મનને આનંદ આપનાર. **–ન** ન૦ [સં.] મજા; આનંદ

**મનોરાજ્ય** ન૦ [સં.]કલ્પનાવિહાર; શેખચલ્લીના તરંગ

**મનોવાંછિત** વિ૦ [સં.] મનથી ઇચ્છેલું

**મનોવિકાર** પું૦ [સં.] ભાવ; લાગણી

**મનોવિજ્ઞાન** પું૦મનની ક્રિયા-પ્રક્રિયા નિરૂપતું શાસ્ત્ર; 'સાઇકૉલૉજી'

**મનોવૃત્તિ** સ્ત્રી૦ મનની વૃત્તિ

**મનોવેધક** વિ૦ મનને વીંધનારું; મન પર ભારે અસર કરનારું

**મનોવ્યથા** સ્ત્રી૦ [સં.] માનસિક વેદના

**મનોવ્યાપાર** પું૦ મનની ક્રિયા; સંકલ્પ-વિકલ્પ

**મનોહર** વિ૦ [સં.] મોહક; સુન્દર

**મનોહર** ન૦ માથાનો પહેરવેશ. ઉદા૦ 'માથા કરતાં મનોહર મોટું'

**મનોહારી** વિ૦ [સં.] મનોહર

**મન્મથ** પું૦ [સં.] કામદેવ

**મન્ય** વિ૦ [સં.] સમાસને અંતે,'આભાસવાળું' 'માનતું' એવા અર્થમાં. દા૦ત૦ 'પંડિતમન્ય'

**મન્યુ** પું૦ [સં.] ગુસ્સો

**મન્વંતર** પું૦[સં.] એક મનુની કારકિર્દીનો સમય;૩૦,૬૭,૨૦,૦૦૦ વર્ષ (જુઓ મનુ)

**મપાવવું** સ૦ક્રિ૦, **મપાવું** અ૦ક્રિ૦ 'માપવું'નું પ્રેરક ને કર્મણિ

**મફત** અ૦ [અ. मुफ्त] વગર પૈસે; કાંઈ ખર્ચ કે મળતર વિના; ફોગટ. **-તિયું** વિ૦ ફોગટિયું; મફત લેનાર-વાપરનાર

**મફલર** ન૦ [ઇં.] ગલપટા જેવું વિલાયતી ઢબનું વસ્ત્ર

**મબલક(-ગ)** વિ૦[અ.] અતિશય; પુષ્કળ

**મમ** પું૦બ૦વ૦ ચાવણું (બાળભાષામાં)

**મમ** સ૦ [સં.] મારું. **૦ત** પું૦; ન૦ [પ્રા. ममत्त(સં. ममत्व)]હઠ; દુરાગ્રહ(૨) ચડસ. **૦તા** સ્ત્રી૦ જુઓ મમત્વ. **૦તાળુ** વિ૦ હેતાળ; માયાળુ. **૦તી(૦લુ)** વિ૦ હઠીલું; આગ્રહી. **૦ત્વ** ન૦[સં.] મારાપણું; હુંપદ (૨) હેત; સ્નેહ (૩) જુઓ મમત

**મમરી** સ્ત્રી૦ મમરા જેવા નાના કણ

**મમરો** પું૦ [પ્રા. मम्मर (સં. मर्मर)]ચોખાની ધાણીનો દાણો (૨)તેના જેવા આકારની ઈંડાળ (જેમ કે આમલી વગેરેમાં) (૩) દિવેટનો સળગાવેલો મમરા જેવો ભાગ (૪) ઉશ્કેરણી; ફડદું [લા.]

**મમળાવવું** સ૦ક્રિ૦ઓગાળવા માટે મોંમાં આમ તેમ ફેરવવું [(મિસર)

**મમી** સ્ત્રી૦; ન૦ [ઇં.] સંઘરી રાખેલું મડદું

**મય** [સં.] નામને લાગતાં '-થી ભરપૂર', '-નું બનેલું', 'તે-રૂપ' એવા અર્થનું વિ૦ બનાવતો પ્રત્યય. ઉદા૦ સુખમય(૨)પું૦ દાનવોનો શિલ્પી [બની દુકાન

**મય** પું૦ [ફા.] શરાબ. **૦ખાનું** ન૦ શરા-

**મયગલ** પું૦[પ્રા.(સં. मदकल)] જુઓ મેગલ

**મયંક** પું૦ [પ્રા. (સં. मृगाङ्क)] મૃગ; ચંદ્ર

**મયા** સ્ત્રી૦ દયા (૨) માયા; સ્નેહ

**મયૂર** પું૦ [સં.] મોર. **૦ધ્વજ** પું૦ એક પૌરાણિક રાજા. **-રાસન** ન૦ દિલ્હીનું મોગલોનું પ્રસિદ્ધ રાજ્યાસન.**-રી** સ્ત્રી૦ઢેલ

**મર** અ૦ હશે; છોને; ભલે

**મરક મરક** અ૦ [જુઓ મરકવું] મંદ મંદ હસતું હોય એમ [મંદ હાસ્ય

**મરકલડું, મરકલું** ન૦['મરકવું' ઉપરથી]

**મરકવું** અ૦ક્રિ૦ જુઓ મલકવું

**મરકી** સ્ત્રી૦ મહામારી; ઘણા લોક મરે તેવો રોગ; કોગળિયું, પ્લેગ વગેરે

**મરઘી** સ્ત્રી૦ [ફા. मुर्ग़ी] કૂકડી. **-ઘું** ન૦ કૂકડું. **-ઘો** પું૦ કૂકડો

**મરચી** સ્ત્રી૦ [સં; मरीच] મરચાંનો છોડ (૨)કાનનું એક ઘરેણું(૩)એક દારૂખાનું. **-ચું** ન૦ મરચીનું તીખું ફળ (૨) મરચા જેવું નાનું પણ તીખું માણસ[લા.].[**મરચાં લાગવાં** = ખોટું લાગવું; રીસ ચડવી]

**મરજ** પું૦ [અ.] રોગ; વાવડ

**મરજાદ** સ્ત્રી૦ [જુઓ મર્યાદા] અદબ; સભ્યતા (૨) જુઓ મરજાદી. **-દા** સ્ત્રી૦ મર્યાદા; સભ્યતા. **-દી** વિ૦ પુષ્ટિમાર્ગના ખાસ આચાર પ્રમાણે ચાલનારું (૨) સ્ત્રી૦ પુષ્ટિમાર્ગની આચારપ્રણાલી

**મરજિયાત** વિ૦મરજી પર આધાર રાખતું; મરજી હોય તો કરવાનું

**મરજી** સ્ત્રી૦ [અ.] ઇચ્છા; ખુશી

**મરજીવો** પું૦ [દે. मर्जीवय] દરિયામાંથી મોતી કાઢનાર (૨) મરણિયો [લા.]

**મરડ** પું૦; સ્ત્રી૦ [ફા. मल्र] મરડિયો (૨) મરડિયા (પદાર્થવાચક નામ)

**મરડ** પું૦; સ્ત્રી૦ જુઓ મરડાટ. **૦વું** સ૦ક્રિ૦ વાંકું વાળવું (૨) આમળવું. **-ડાટ** પું૦ મરડાવું તે (૨) વક્રતા; રીસ (૩) ગર્વ(૪) લટકો; ચાળો. **-ડાવું** અ૦ક્રિ૦ 'મરડવું'નું કર્મણિ(૨) વંકાવું; રિસાવું (૩) લટકા કરવા

**મરડિયો** પું૦ એક જાતનો કાંકરો, જેને પકવ્યાથી ચૂનો બને છે

**મરડો** પું૦ એક રોગ જેમાં ઝાડા વાટે આમ તથા લોહી પડે છે.

**મરણ** ન૦ [સં.] મોત; મૃત્યુ (૨) નાશ; ખુવારી; અંત. **૦તોલ** વિ૦ મરી જાય તેવું-તેટલું. **૦પથારી** સ્ત્રી૦ મરણની દહેશતવાળો મંદવાડ કે તેવી દશા. **-ણાંત** વિ૦(૨) અ૦[સં.] મરણ સુધીનું. **-ણિયું** વિ૦ જીવ પર આવ્યું હોય એવું; મોતની પરવા વિનાનું. **-ણું** ન૦ મરણ

**મરતબો** પું૦ [અ.] દરજ્જો; મોભો
**મરદ** પું૦ [જુઓ મર્દ] પુરુષ (૨) વીર પુરુષ (૩) વિ૦ બહાદુર; વીર. **–દાઈ, –દાનગી** સ્ત્રી૦ પુરુષાતન (૨) વીરતા. **–દાના, –દાની** વિ૦ મરદને લગતું; મરદ માટેનું, મરદને છાજે એવું
**મરને** અ૦ જુઓ મર [મર્મ જાણનાર
**મરમ** પું૦ જુઓ મર્મ [પ.]. **–મી** વિ૦
**મરમ્મત** સ્ત્રી૦ [અ.] મરામત; જીર્ણોદ્ધાર; સમારકામ (૨) મારપીટ [લા.]
**મરવું** અ૦ક્રિ૦[પ્રા.મર (સં.મૃ)] મરણ પામવું; નાશ પામવું(૨)ખુવાર થવું; હાનિ ભોગવવી (૩) (ધાતુની) ભસ્મ થવી (૪) (પ્રવાહી કે ફળનું દૂધ) અંદર ઊતરી કે શોષાઈ કે સમાઈ જવું (૫) ટળવું; દૂર ખસવું કે જવું (તુચ્છકારમાં)(૬)ઠેકાણેથી ઊડી જવું. ઉદા૦ સોગટી મરી ગઈ (૭) અન્ય ક્રિયાપદ સાથે 'થાકી જવું' એવા અર્થમાં વપરાય છે. ઉદા૦ આખો દહાડો નાહક ચાલી મર્યાં. અથવા ગુસ્સામાં 'કરી છૂટવું' એવા અર્થમાં વપરાય છે. ઉદા૦ ભસી મર! [**મરી મથીને**=જેમ તેમ કરીને; મહામુશ્કેલીએ]
**મરવો** પું૦ નાની કાચી કેરી
**મરસિયો** પું૦ [અ.] રાજિયો
**મરહૂમ** વિ૦ [અ.] મરણ પામેલું; સ્વર્ગસ્થ
**મરાઠણ** સ્ત્રી૦ [જુઓ મરાઠી] મરાઠા સ્ત્રી
**મરાઠી** વિ૦ [પ્રા. મરહટ્ટી (સં. મહારાષ્ટ્રી)] મહારાષ્ટ્રનું (૨) સ્ત્રી૦ મહારાષ્ટ્રની ભાષા. **–ઠો** પું૦ મહારાષ્ટ્રનો રહેવાસી
**મરામત** સ્ત્રી૦ જુઓ મરમ્મત. **–તી** વિ૦ મરામત કરાવવી પડે તેવું
**મરાલ** પું૦[સં.] હંસ. **–લી** સ્ત્રી૦[સં.]હંસી
**મરિયું** ન૦ મરી(૨)મરી જેવું તીખું–ક્રોધી માણસ [લા.]
**મરી** ન૦ [સં. मरिच, मरीच] એક તેજાનો
**મરીચિ** પું૦ [સં.] દશ પ્રજાપતિમાંના એક
**મરીચિ** સ્ત્રી૦ [સં.] કિરણ. ૦**કા** સ્ત્રી૦[સં.] મૃગજળ. **–ચી** પું૦ [સં.] સૂર્ય
**મરીનો** પું૦ [સ્પૅ૦ मेरिनो] એક જાતના ઊનનું કાપડ (૨) એ ઊન પેદા કરનાર ઘેટાની જાત [શયોક્તિ [લા.]
**મરીમસાલો** પું૦ ગરમ મસાલો(૨) અતિ-
**મરુત** પું૦ [સં.] પવન
**મરુદેશ** પું૦,**મરુભૂમિ(–મી),મરુસ્થલી** સ્ત્રી૦ [સં.] રણ (૨) મારવાડ
**મરે** અ૦ મર; ભલે; છોને [પ.]
**મરેઠણ, મરેઠી** સ્ત્રી૦ મરાઠણ
**મરેઠો** પું૦ મરાઠો
**મરો** પું૦ ['મરવું' ઉપરથી] મોત(૨)મોતના જેવું દુઃખ; હેરાનગતિ
**મરોડ** પું૦ ['મરડવું' ઉપરથી] વાંક; વલણ; (અક્ષરનો) આકાર (૨) જુઓ મરડાટ. ૦**દાર** વિ૦ મરોડવાળો (અક્ષર). ૦**વું** સ૦ક્રિ૦ જુઓ મરડવું
**મર્કટ** પું૦ [સં.] વાંદરો
**મર્ત્ય** વિ૦ [સં.] નાશવંત; મરવાના નસીબવાળું (૨) પું૦ માણસ. ૦**લોક** પું૦ [સં.] મૃત્યુલોક
**મર્દ** પું૦ [ફા.] જુઓ મરદ
**મર્દન** ન૦ [સં.] ચોળવું તે (૨) દમન; નાશ
**મર્દવું** સ૦ક્રિ૦ [સં. मृद्, मर्दय्] મર્દન કરવું
**મર્દાઈ, –નગી, –ના, –ની** [ફા.] જુઓ 'મરદ'માં
**મર્મ** પું૦[સં.] છૂપી વાત; ભેદ (૨) રહસ્ય; તાત્પર્ય (૩) મર્મસ્થાન. ૦**ગ્રાહી** વિ૦ રહસ્યનું ગ્રહણ કરનારું. ૦**જ્ઞ** વિ૦ [સં.] મર્મ જાણનાર; ચતુર. ૦**ભેદી** વિ૦ [સં.] મર્મસ્થાનને ભેદનાર. ૦**વચન** ન૦ મહેણું. ૦**વેધક, વેધી** વિ૦ મર્મભેદી. ૦**સ્થલ** [સં.] ૦**સ્થળ,**૦**સ્થાન** ન૦[સં.]જ્યાં ઈજા થવાથી મૃત્યુ થાય તેવો શરીરનો કોમળભાગ
**મર્માળ(–ળું)** વિ૦ મર્મવાળું
**મર્યાદ(–દા)** [સં. मर्यादा] સ્ત્રી૦ હદ(૨)અદબ; વિવેક. **–દા પુરુષોત્તમ** પું૦ શ્રી રામ. **–દિત** વિ૦ [સં.] મર્યાદાવાળું
**મલ** પું૦ [સં. मल्ल] કુસ્તીબાજ; પહેલવાન
**મલ** પું૦ [સં.] મેલ (૨) વિષ્ટા

**મલક મલક** અ૦ મંદ મંદ હસતું હોય એમ. ઉદા૦ મોં મલક મલક થાય છે
**મલકવું** અ૦ક્રિ૦ મલકાવું; મંદ મંદ હસવું
**મલકાટ** પું૦ ['મલકવું' ઉપરથી] મંદ સ્મિત (૨) હર્ષ; આનંદ. **–વું** અ૦ક્રિ૦ મલકવું
**મલકૂડું** વિ૦ સહેજમાં મલકાઈ જાય તેવું
**મલખમ, મલખંભ** પું૦ કસરત માટેનો લાકડાનો લીસો એક ખાસ થાંભલો
**મલત્યાગ** પું૦ [સં.] ઝાડે ફરવું તે
**મલપતું** વિ૦ [દે. मलपिअ] ઉમંગમાં ઠાઠથી ધીમે ધીમે ચાલતું
**મલમ** પું૦ [अ. मर्हम] ગડગૂમડ ઉપર ચોપડવાનું ઔષધ. **૦પટી (–ટ્ટી)** સ્ત્રી૦, **૦પટો (–ટ્ટો)** પું૦ મલમવાળી લૂગડાની પટી કે પટો
**મલમલ** ન૦; સ્ત્રી૦ એક જાતનું બારીક કાપડ
**મલય, ૦ગિરિ, ૦પર્વત** પું૦ [સં.] દક્ષિણમાં આવેલો ચંદનનાં જંગલવાળો પર્વત. **–યાગરુ** ન૦ [+ अगरु] સારામાં સારી સુખડ. **–યાચલ** [સં.] **–યાચળ, –યાદ્રિ** [સં.] પું૦ મલયગિરિ. **–યાનિલ** પું૦ [સં.] મલય પર્વતમાંથી આવતો પવન
**મલવું** સ૦ક્રિ૦ [સં. मिल्] મળવું
**મલવું** સ૦ક્રિ૦ [प्रा. मल (सं. मृद्)] મસળવું; દબાવવું [ઝાડો સાફ આવવો તે
**મલશુદ્ધિ** સ્ત્રી૦ [સં.] ઝાડે ફરવા જવું કે
**મલાઈ** સ્ત્રી૦ [फा. बालाइ] દૂધની તર (૨) વધારે ઘી-તત્ત્વવાળો, દૂધનો જુદો કરાતો ભાગ; 'ક્રીમ'
**મલાજો** પું૦ [જુઓ મુલાજો] મર્યાદા; અદબ (૨) એ ખાતર પળાતી લાજ કાઢવાની કે પડદો રાખવાની ક્રિયા
**મલાર** (લા') પું૦ એક રાગ
**મલાવડાં** ન૦બ૦વ૦ [જુઓ મલાવવું] મીઠું મીઠું બોલી સારું લગાડવું તે
**મલાવવું** સ૦ક્રિ૦ બહલાવવું, દીપાવવું (૨) લંબાવવું; અતિશયોક્તિ કરવી
**મલાવો** પું૦ મલાવવું તે [સ્થાન
**મલાશય** ન૦ [સં.] શરીરમાં મળને રહેવાનું
**મલિક** પું૦ [અ.] રાજા. **–કા** સ્ત્રી૦ રાણી

**મલિન** વિ૦ [સં.] મેલું. **૦તા** સ્ત્રી૦
**મલીદો** પું૦ [फा. मलीदह] ચૂરમું (૨) સત્ત્વવાળો ખોરાક (૩) માર [લા.]
**મલેરિયા** પું૦ [ઇં.] મચ્છર કરડવાથી આવતો –ટાઢિયો તાવ
**મલોખું** ન૦ [માલ+રખું] રેંટિયાની માળ ન ખસી જાય માટે બે ઢીંગલીની વચ્ચે ઘલાતી સળીઓમાંની દરેક
**મલોત્સર્ગ** પું૦ [સં.] મળત્યાગ
**મલ્લ** વિ૦ [સં.] મજબૂત અને કસરતી (૨) પું૦ પહેલવાન (૩) બૌદ્ધકાલીન એક પ્રજા. **૦યુદ્ધ** ન૦ [સં.] કુસ્તી. **૦વિદ્યા** સ્ત્રી૦ [સં.] કુસ્તીની કળા અને શાસ્ત્ર
**મલ્લિકા** સ્ત્રી૦ [સં.] એક વેલ અને તેનું ફૂલ
**મવડાવવું, મવાડવું** સ૦ક્રિ૦ ['માવું' ઉપરથી] માય તેમ કરવું; સમાવવું
**મવાલ** વિ૦ [म. मवाळ (सं. मृदुल)] (જહાલથી ઊલટું) મોળું; નરમ; 'મૉડરેટ'. **૦પક્ષ** પું૦ નરમ 'મૉડરેટ' લોકનો પક્ષ
**મવાલી** પું૦ [फा.] કંગાળ; ભિખારી (૨) ગુંડો
**મવાળ** વિ૦ જુઓ મવાલ
**મશ** ન૦ [જુઓ મિષ] બહાનું
**મશક** સ્ત્રી૦ [સં.; फा.] પાણી ભરવાની ચામડાની કોથળી
**મશગૂલ** વિ૦ [અ.] નિમગ્ન; લીન
**મશરૂ** પું૦ [अ. मश्रू] રેશમ તથા સૂતરનું ઘણા રંગના પટાવાળું કપડું
**મશહૂર** વિ૦ [અ.] પ્રખ્યાત; જાણીતું
**મશાલ** સ્ત્રી૦ [અ.] લાકડી ઉપર ચીંથરાં વીંટેલો સળગાવવાનો કાકડો. **૦ચી, –લી** પું૦ મશાલ ધરનારો
**મશિયાઈ** વિ૦ માસીનું કે માસી તરફનું
**મશી** સ્ત્રી૦ [સં.] કાજળ; મેશ (૨) દાંત ઘસવાનો કે કાળા કરવાનો ભૂકો
**મશી** સ્ત્રી૦ [સં. मशक, मश] મચ્છર જેવું કરડતું નાનું જંતુ
**મશીન-ગન** સ્ત્રી૦ [ઇં.] યંત્રથી ઝપાટાભેર ગોળીઓ વરસાવતી એક ખાસ બંદૂક
**મશ્કરી** સ્ત્રી૦ [फा. मस्खर्गी] મજાક; ઠઠ્ઠો;

ટોળ. -રો પું૦ મશ્કરી કરનારો (૨) વિદૂષક; રંગલો
**મસ** વિ૦ [फा. मस्त] પુષ્કળ
**મસ** ન૦ મિષ; બહાનું
**મસ** પું૦ મસો
**મસકો** પું૦ [फा.] માખણ (૨) શિખંડ માટે દહીંનું પાણી કાઢી નાખી તૈયાર કરેલો લોંદો (૩) ખુશામત [લા.]
**મસલત** સ્ત્રી૦ [अ. मस्लहत] સાથે મળીને થતી વિચારણા; સંતલસ; સલાહ
**મસવાડું** ન૦ [अ. मवाश = ઢોર + વાડો] ઘરની પાછળનો ભાગ. **-ડો** પું૦ ભાગોળ
**મસળવું** સ૦ક્રિ૦ [દે. मसार = સુંવાળું કરવાનો પથ્થર] ઘસીને ચોળવું; ગદડવું; મર્દન કરવું
**મસાણ** ન૦ [प्रा. (सं. श्मशान)] સ્મશાન. **-ણિયું** વિ૦ મસાણનું (૨) સ્મશાનમાં જઈ આવેલું (૩) કંગાળ; અપશુકનિયું [લા.]. **-ણિયો** પું૦ મડદા સાથે સ્મશાનમાં ગયેલો માણસ (૨) મસાણનો ભંગી. **-ણી** વિ૦ મસાણિયું; કંગાળ (૨) પું૦ બાળતી કે દાટતી વખતે ધાર્મિક ક્રિયા કરાવનાર (૩) મરણક્રિયા માટેનો સામાન વેચનાર
**મસાલો** પું૦ [अ. मसाल्ह] રસોઈ ધમધમાટવાળી કે સ્વાદિષ્ટ કરવા નાખવાનો તેજાનો (૨) કોઈ ચીજ બનાવવા જોઈતી સામગ્રી (૩) ચણવા માટે રેતી ચૂનો વગેરેનો કાલવેલો માલ
**મસિ** સ્ત્રી૦ [सं.] જુઓ મશી
**મસિયાઈ, મસિયેણ** વિ૦ જુઓ મશિયાઈ
**મસી** સ્ત્રી૦ [सं.] જુઓ મશી (૨) શેરડીનો એક રોગ
**મસીદ** સ્ત્રી૦ [अ. मस्जिद] મુસલમાનોનું બંદગી કરવાનું જાહેર મકાન; નિમાજ પડવાનું સ્થાન
**મસીહ(-હા)** પું૦ [अ.] ઈસા મસીહ
**મસુર** સ્ત્રી૦ [सं.] એક જાતની દાળ
**મસૂદો** પું૦ ખરડો; 'ડ્રાફ્ટ'
**મસૂર** સ્ત્રી૦ જુઓ મસુર
**મસૂરિયું** ન૦ [प्रा. मसूरय (सं. मसूरक)] ગોળ ઓશીકું. ઉદા૦ ગાલમસૂરિયું
**મસો** પું૦ [प्रा. मस (सं. मश)] ચામડી ઉપર બાઝેલી ગોળ ગાંઠ (૨) અર્શ
**મસોડું** ન૦ દાંતનું પેઢું; અવાળુ
**મસોતું** ન૦ [स. मर्श+पोतु] ચૂલા ઉપરનાં ગરમ વાસણ પકડવા વપરાતું ચીંથરું
**મસ્જિદ** સ્ત્રી૦ [अ.] જુઓ મસીદ
**મસ્ત** વિ૦ [फा.] મદમાતું; ઉન્મત્ત
**મસ્તક** ન૦ [सं.] માથું
**મસ્તાન(-નું)** વિ૦ [फा.] મસ્ત
**મસ્તિક(-ષ્ક)** ન૦ [सं.] માથું (૨) મગજ. ૦**વિદ્યા** સ્ત્રી૦ માથાના ઘાટ પરથી માનસિક શક્તિઓ પારખવાની વિદ્યા; 'ફ્રેનોલૉજી'
**મસ્તી** સ્ત્રી૦ [फा.] તોફાન (૨) મસ્ત હાલત. ૦**ખોર** વિ૦ તોફાની
**મહત** વિ૦ [सं.] મોટું. **-તી** વિ૦ સ્ત્રી૦ [सं.] મોટી (૨) સ્ત્રી૦ મહત્તા (૩) એક જાતની વીણા. **-ત્તા** સ્ત્રી૦, **-ત્વ** ન૦ [सं.] મોટપણ; મહિમા (૨) અગત્ય; પ્રતિષ્ઠા. **-ત્વાકાંક્ષા** સ્ત્રી૦ [+आकांक्षा] મોટાઈ મેળવવાની આકાંક્ષા. **-ત્વાકાંક્ષી** વિ૦ મહત્ત્વાકાંક્ષાવાળું
**મહમદ** પું૦ મહંમદ; ઇસ્લામના પેગંબર. **-દી** વિ૦ મહંમદનું; તેમનું અનુયાયી
**મહર્ષિ** પું૦ [सं.] મોટા ઋષિ
**મહંત** પું૦ [सं. महत् પરથી] મોટો સાધુ; મઠાધિકારી
**મહંમદ** પું૦ [अ.] જુઓ મહમદ. **-દી** વિ૦ [अ.] જુઓ 'મહમદ'માં [મહિનો
**મહા** પું૦ [प्रा. माह (सं. माघ)] માઘ-માહ
**મહા** વિ૦ [सं.] (સમાસમાં) મોટું (કર્મધારય અને બહુવ્રીહિ સમાસ તથા કેટલાક અનિયમિત શબ્દોના આદિમાં આવતું 'મહત્'નું રૂપ). ૦**કવિ** પું૦ [सं.] મોટો કવિ. ૦**કાય** વિ૦ [सं.] મોટા શરીરવાળું. ૦**કાલ** પું૦ [सं.] મહાદેવ. ૦**કાલી** સ્ત્રી૦ [सं.] ભયંકર સ્વરૂપવાળી દુર્ગા. ૦**કાલેશ્વર**

પું૦ બાર જ્યોતિર્લિંગમાંનું એક. ૦કાવ્ય ન૦ [સં.] મોટું કે મહાન કાવ્ય. ૦કાળ પું૦ મહાદેવ. ૦કાળી સ્ત્રી૦ મહાકાલી. ૦કાળેશ્વર પું૦ જુઓ મહાકાલેશ્વર. ૦જન ન૦ [સં.] મોટો પ્રતિષ્ઠિત માણસ કે ગામના તેવાઓનું મંડળ (૨) સરખા ધંધાદારીઓનું મંડળ કે સંઘ. ૦જનિયું વિ૦ મહાજનને લગતું (૨) ધણી વગરનું; રખડાઉ. ૦ત્મા વિ૦ [સં.] મહાન આત્માવાળું (૨) પું૦ તેવો પુરુષ; સંત. ૦દેવ પું૦ [સં.] શિવ. ૦દ્વાર ન૦ [સં.] મુખ્ય દરવાજો. ૦ન વિ૦ [સં.] મોટું; મહત. ૦નુભાવ વિ૦ [સં.] મોટા મનનું; ઉદાર; મહાશય (૨) પું૦ મોટા મનવાળો પુરુષ. ૦પદ્મ ન૦ [સં.] સો અબજ; ૦પાતક ન૦ [સં.] મોટું પાપ (બ્રહ્મહત્યા, સુરાપાન, ચોરી, ગુરુપત્ની સાથે વ્યભિચાર, અને એ ચાર કરનાર સાથે સંગ – એ પાંચ). ૦પુરુષ પું૦ [સં.] સજ્જન; સંત પુરુષ. ૦પ્રજ્ઞ વિ૦ મહાન પ્રજ્ઞાશક્તિવાળું; 'જીનિયસ.' ૦પ્રભુ[સં.], ૦પ્રભુજી પું૦ વલ્લભાચાર્ય. ૦પ્રલય પું૦ [સં.] ચારસો બત્રીસ કરોડ વર્ષોને અંતે થતો મનાતો સૃષ્ટિનો સમૂળગો નાશ. ૦પ્રાણ વિ૦ [સં.] જેનો ઉચ્ચાર કરતાં વધારે પ્રાણ વપરાય છે તે – કવર્ગ વગેરે દરેક વર્ગનો બીજો અને ચોથો વ્યંજન, તથા શ, ષ, સ અને હ [વ્યા.]. ૦બાહુ વિ૦ [સં.] મોટી ભુજાવાળું (૨) શૂરવીર; બળવાન. ૦બોધિ પું૦ [સં.] ભગવાન બુદ્ધ (૨) શ્રેષ્ઠ જ્ઞાન. ૦ભાગ વિ૦ [સં.] ભાગ્યશાળી (૨) સદાચારી. ૦ભારત ન૦ [સં.] તે નામનું પ્રસિદ્ધ મહાકાવ્ય. (૨) વિ૦ બહુ મોટું અને મુશ્કેલ ૦ભિનિષ્ક્રમણ ન૦ [+ अभिनिष्क्रमण] મહાન ત્યાગ કે સંન્યાસ (બુદ્ધનો). ૦ભૂત ન૦[સં.]મૂળતત્ત્વ; પંચમહાભૂતમાંનું દરેક. ૦મંત્રી પું૦ [સં.] પ્રધાન મંત્રી. ૦માત્ર પું૦ [સં.] વડો અમાત્ય (૨) વિદ્યાપીઠનો મંત્રી; 'રજિસ્ટ્રાર'. ૦માયા સ્ત્રી૦ [સં.] જગતની કારણભૂત અવિદ્યાની અધિષ્ઠાત્રી; દુર્ગા (૨) બુદ્ધ ભગવાનની માતાનું નામ (૩) લક્ષ્મી (૪) જેનાથી ભૌતિક જગત સત્ય જણાય છે તે માયા. ૦મારી સ્ત્રી૦[સં.] મરકી; કૉલેરા (૨) કોઈ પણ રોગચાળો; 'એપિડેમિક'. ૦યજ્ઞ પું૦ [સં.] નિત્ય કરવાના પાંચ યજ્ઞ (બ્રહ્મ-દેવ-પિતૃ-ભૂત-નૃ૦) માંનો દરેક. ૦યાન પું૦ [સં.] એક બૌદ્ધ સંપ્રદાય

**મહાર** પું૦ [મ.] એક અંત્યજ જાતનો માણસ; ભંગી

**મહારથી** પું૦[સં.]એકલો દશ હજાર યોદ્ધાઓ સામે લડી શકે તેવો પરાક્રમી લડવૈયો

**મહારાજ** પું૦ [સં.] મોટો રાજા; સમ્રાટ (૨) વૈષ્ણવોના આચાર્ય (૩) બ્રાહ્મણ, સંત, રાજા વગેરેના સંબોધન તરીકે વપરાય છે (૪) બ્રાહ્મણ રસોઇયો

**મહારાજા** પું૦ સમ્રાટ

**મહારાજાધિરાજ** પું૦[સં.]સર્વોપરી સમ્રાટ

**મહારાણી** સ્ત્રી૦ વડી રાણી

**મહારાત્રિ(–ત્રી)** સ્ત્રી૦ [સં.] શિવરાત્રી; મહા વદ ૧૪ની રાત્રી (૨) મહાપ્રલયની રાત્રી; કાળરાત્રી

**મહારાષ્ટ્ર** પું૦ન૦[સં.] ગુજરાતની દક્ષિણ અને કર્ણાટકની ઉત્તરે આવેલો અરબી સમુદ્રના કિનારા પરનો પ્રદેશ. –ષ્ટ્રી વિ૦ [સં.] મહારાષ્ટ્રનું, –ને લગતું (૨) પું૦ મહારાષ્ટ્રનો રહેવાસી (૩) સ્ત્રી૦ મહારાષ્ટ્રની પ્રાકૃત

**મહાલક્ષ્મી** સ્ત્રી૦ [સં.] નારાયણની શક્તિ (૨) અપાર સંપત્તિ [મંદિર

**મહાલય** ન૦ [સં.] મહેલ (૨) પવિત્ર ધામ;

**મહાલવું** અ૦ક્રિ૦ [કે. मल्ह] ઠાઠમાઠથી ને આનંદમાં અહીંતહીં ફરવું (૨) મોજ કરવી; લહેર કરવી

**મહાવત** પું૦ [સં. महामात्र]હાથીનો હાંકનાર

**મહાવરો** પું૦ [અ.] અભ્યાસ; ટેવ (૨) શિરસ્તો; ચાલુ વહીવટ

**મહાવિદ્યાલય** ન૦ ઊંચો અભ્યાસ કરવાની વડી શાળા; કૉલેજ
**મહાવિરામ** ન૦ ( : ) આવું મહાવિરામનું ચિહ્ન; 'કોલન' [વ્યા.]
**મહાવીર** પું૦ [સં.] મોટો પરાક્રમી પુરુષ (૨) ચોવીસમા જૈન તીર્થંકર (૩) હનુમાન
**મહાવ્રત** ન૦ મોટું ખૂબ કઠણ વ્રત (૨) પાંચ મોટાં વ્રત(અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ) તેમાંનું દરેક (૩) જીવનની અનિવાર્ય ફરજ
**મહાશય** વિ૦ [સં.] ઉચ્ચ આશયવાળું; સજ્જન (૨) પું૦ તેવો માણસ (૩) 'જી' જેવું એક માનવાચક. ઉદા૦ માસ્તર મહાશય
**મહાશંકુ** ન૦ [સં.] દસ મહાપદ્મ (સંખ્યા)
**મહાસભા** સ્ત્રી૦ મોટી વિશાળ સભા (૨) 'કૉંગ્રેસ' [ઇંડિયા કૉંગ્રેસ કમિટી'
**મહાસમિતિ** સ્ત્રી૦ મોટી સમિતિ (૨) 'ઑલ
**મહાસાગર** પું૦ મોટો સમુદ્ર
**મહાંત** વિ૦ [સં. મહત્] + મોટું; મહાન
**મહિ** સ્ત્રી૦ [સં.] પૃથ્વી. ૦તલ [સં.], ૦તળ ન૦ પૃથ્વીની સપાટી. ૦ધર પું૦[સં.] પર્વત. ૦પતિ[સં.], ૦પાલ [સં.] ૦પાળ પું૦ રાજા
**મહિનો** પું૦ [फा. माह; सं. मास] માસ; વરસના બાર ભાગમાંનો એક કે તેટલો સમય (૨) માસિક પગાર. [મહિના રહેવા=ગર્ભ રહેવો તે]. ૦માસ પું૦ લગભગ એક માસ જેટલો સમય
**મહિમા** પું૦ [સં.] પ્રતાપ; યશ (૨) સ્ત્રી૦ મોટું સ્વરૂપ લેવાની યોગની એક સિદ્ધિ. ૦વાન વિ૦ મહિમાવાળું [પિયર
**મહિયર** ન૦[સં. मातृ + गृह; प्रा. माइ+हर]
**મહિયારી** સ્ત્રી૦['મહી' ઉપરથી]ભરવાડણ; ગોપી (૨) ગોત્રજની પૂજા કરનાર સ્ત્રી
**મહિલા** સ્ત્રી૦ [સં.] સ્ત્રી (૨) રાણી. ૦પાઠશાળા, ૦વિદ્યાલય ન૦ સ્ત્રીઓની પાઠશાળા. ૦શ્રમ પું૦; ન૦ [+આશ્રમ] સ્ત્રીઓ માટેની આશ્રમ સંસ્થા
**મહિષ** પું૦ [સં.] પાડો. -ષાસુર પું૦ [સં.] એક રાક્ષસ; ભેંસાસુર. -ષી સ્ત્રી૦ [સં.] ભેંસ (૨) પટરાણી; રાણી
**મહી** સ્ત્રી૦ [સં.] ગુજરાતની એક મોટી નદી (૨) જુઓ મહિ
**મહી** ન૦ [प्रा. महिअ (सं. मथित)= વલોવેલું] દહીં; મહીડું. ૦ડું ન૦ દહીં
**મહીતલ(-ળ), મહીધર, મહીપતિ, મહીપાલ(-ળ)** જુઓ 'મહિ'માં
**મહીમાટલું** ન૦ જુઓ માહ્યામાટલું
**મહીસાગર** પું૦ મહી નદી
**મહીં** અ૦ અંદર. ૦મહીં અ૦ વચ્ચે વચ્ચે; ક્યાંક ક્યાંક (૨) કોક કોક વાર
**મહુડી** સ્ત્રી૦ [प्रा. महुअ (सं. मधुक)] નાનો મહુડો (૨) દારૂ. -ડું ન૦ મહુડાનું ફૂલ. -ડો પું૦ એક ઝાડ
**મહુરત** ન૦ જુઓ મુહૂર્ત
**મહુવર** સ્ત્રી૦ [प्रा. महुअर] મદારીની વાંસળી
**મહેક** (હે) સ્ત્રી૦ [सं. महक] ફોરમ; સુગંધ. ૦વું અ૦ક્રિ૦ ફોરવું. -કાટ પું૦ મહેક
**મહેચ્છા** સ્ત્રી૦, મોટી ઇચ્છા; મહાકાંક્ષા
**મહેણાંટૂ(-ટો)ણાં** (હે; ટો) ન૦ બ૦ વ૦ મહેણાં; મર્મવચન
**મહેણું** (હે)ન૦ ટોણો; મર્મવચન
**મહેતર** (હે) પું૦ [हिं.] ઢેડનો મુખી (૨) ઝાડુ મારનાર ભંગી. ૦ણ,-રાણી સ્ત્રી૦ મહેતરની કે તે જાતિની સ્ત્રી
**મહેતલ**(હે) સ્ત્રી૦ [अ. मुहलत]મુદત; સમય
**મહેતાગીરી** (હે) સ્ત્રી૦ મહેતાનું કામ
**મહેતાજી** (હે) પું૦ મહેતો (માનાર્થે)
**મહેતાબ** (હે) પું૦ [फा. महताब] ચંદ્ર
**મહેતી** (હે)સ્ત્રી૦ શિક્ષિકા (૨) મહેતાજીની સ્ત્રી
**મહેતો** (હે) પું૦ [सं. महत्तर] શિક્ષક (૨) કારકુન; ગુમાસ્તો; વાણોતર
**મહેનત** (હે) સ્ત્રી૦ [अ. मिहनत, मेहनत] શ્રમ. -તાણું ન૦ મહેનતનો બદલો; રોજી; પગાર. -તુ વિ૦ ઉદ્યમી; ઉદ્યોગી
**મહેફિલ** (હે) સ્ત્રી૦ [अ. महफ़िल] મિજલસ (૨) ઉજાણી
**મહેબૂબ** (હે) વિ૦ [अ. महबूब] પ્રિય

**મહેમાન** (હે)પું૦ [फा. मिहमान] પરોણો. **૦ગત(–તિ), ૦ગીરી, ૦દારી, –ની** સ્ત્રી૦ પરોણાચાકરી
**મહેર** (હે) સ્ત્રી૦ [फा. मिह्‌र] કૃપા; દયા. **૦બાન** વિ૦ કૃપાળુ;માયાળુ.**૦બાની** સ્ત્રી૦ મહેર; કૃપા [આકારનું ચણતર
**મહેરાબ** (હે) પું૦ [अ. महराब] કમાનના
**મહેરામણ** (હે) પું૦ [સર૦ डिंगल महराण (सं. महार्णव)] સમુદ્ર
**મહેરો** (હે) પું૦ પાલખી ઊંચકનાર; ભોઈ
**મહેલ** (હે) પું૦ [अ. महल], **–લાત** સ્ત્રી૦ [अ.] રાજમહેલ
**મહેલ્લો** (હે) પું૦ [अ. महल्लह] ફળિયું
**મહેશ(–શ્વર)** પું૦ [सं.] મહાદેવ
**મહેસૂલ** (હે) સ્ત્રી૦;ન૦ [अ. महसूल] જમીન ઉપરનો કર (૨) જકાત; દાણ (૩) રાજ્યની કુલ આવક. **–લી** વિ૦ મહેસૂલને લગતું
**મહેંદ્ર** પું૦ [सं.] ઇંદ્ર [ઉત્સવ
**મહોચ્છવ, મહોત્સવ** [सं.] પું૦ મોટો
**મહોદધિ** પું૦ [सं.] મહાસાગર
**મહોદય** વિ૦ (૨) પું૦ [सं.] મહાનુભાવ; મહાશય [(૨) પ્રેમ; પ્યાર
**મહોબત** (હો) સ્ત્રી૦ [अ. महब्बत] દોસ્તી
**મહોર** (હો) સ્ત્રી૦ [फा. मुह्‌र] ગીની (૨) છાપ; સિક્કો. **૦દાર** સ્ત્રી૦ બેગમ; સ્ત્રી
**મહોરું** (હો)ન૦[फा.मुहूह]શેતરંજનું સોગઠું. **–રો** પું૦ સાપના તાળવામાં થતો મનાતો ગોળ ચપટો પદાર્થ (૨) ઘસીને ચળકાટ આપવો તે
**મહોલ, –લાત** (હો) જુઓ 'મહેલ'માં
**મહોલ્લો** (હો) પું૦ જુઓ મહેલ્લો
**મળ** પું૦ [सं. मल] મેલ; કચરો; વિષ્ટા
**મળતર** ન૦ ['મળવું' ઉપરથી] નફો; કમાણી
**મળતાવડું** વિ૦ મિલનસાર
**મળતિયું** વિ૦ સાથે મળીને કામ કરનાર; સાથી (૨) અમુક પક્ષમાં મળી ગયેલું; પક્ષકાર
**મળવું** અ૦ક્રિ૦ [सं. मिल] જોડાવું; ભેગું થવું; ભળવું (૨) એકરૂપ બનવું; સંપ કરવો (૩) મુલાકાત થવી; એકઠા થવું (૪) સમાન હોવું (૫) મેળ હોવો (૬) પ્રાપ્ત થવું (૭) જડવું; હાથ લાગવું
**મળસકું** ન૦ પરોઢિયું
**મળાશય** ન૦ જુઓ મલાશય
**મળોત્સર્ગ** પું૦ જુઓ મલોત્સર્ગ
**મળી** સ્ત્રી૦ [प्रा. मलिअ (सं. मृदित)= પિલાયેલું)] પેંડામાં ઊંજેલા દિવેલ તથા ચીંથરાનો થતો મેલ (૨) હનુમાનની મૂર્તિ ઉપરનો તેલ અને સિંદૂરનો મેલ
**મંકોડા** પું૦ બ૦વ૦ [सं. मणि, मणिक] કેડના અંકોડા – મણકા
**મંકોડી** સ્ત્રી૦ [दे. मक्कोड] નાનો મંકોડો. **–ડો** પું૦ એક જંતુ
**મંગરો** પું૦ ડુંગરો; ટેકરો
**મંગલ** વિ૦ [सं.] શુભ; કલ્યાણકારક (૨) પું૦ એ નામનો ગ્રહ (૩) મંગળવાર (૪) ન૦ કલ્યાણ; સુખ (૫) ખુશાલીનો અવસર (૬) આશીર્વાદ કે ખુશાલીનું ગીત (૭) ગ્રંથને આરંભે કરાતી સ્તુતિ. **૦કારક, ૦કારી** વિ૦ [सं.] મંગળ કરનારું; શુભ. **–લાચરણ** ન૦ [सं.] ગ્રંથ કે કોઈ કામને આરંભે કરાતી ઈશ્વરસ્તુતિ (૨) શરૂઆત [લા.]. **–લાષ્ટક** ન૦ [सं.] લગ્ન વગેરે પ્રસંગે અંતે બોલાતા આઠ શ્લોક. **–ળ, –ળકારક ૦ળકારી** જુઓ 'મંગલ' ઇ૦. **–ળફેરા** પું૦બ૦વ૦ પરણી ઊઠી વરવહુ ચોરીની આસપાસ ચાર વાર ફરે છે તે. **–ળમય** વિ૦ મંગળકારી; કલ્યાણકારી. **–ળમૂર્તિ (–ર્ત્તિ)** સ્ત્રી૦ જેનું દર્શનસ્મરણાદિ મંગળકારી છે તે (૨) ગણપતિ. **–ળવાર** પું૦ અઠવાડિયાનો ત્રીજો વાર. **–ળસૂત્ર** ન૦ લગ્ન વખતે વર તરફથી કન્યાના ગળામાં દોરો પહેરાવાય છે તે, જેને કન્યા ધણીની હયાતી સુધી પહેરી રાખે છે (૨) સ્ત્રીના ગળાનું એક ઘરેણું. **–ળા** વૈષ્ણવ મંદિરમાં ઠાકોરજીનાં પ્રભાતનાં પહેલાં દર્શન (૨) 'દુર્ગા

**મંગાવવું** સ૦ ક્રિ૦ ['માગવું' ઉપરથી] લાવવાને કહેવું, લખવું ઇ૦
**મંચ(૦ક)** પું૦ [સં.] પલંગ (૨) માંચડો; વ્યાસપીઠ (૩) ખેતરમાં બાંધેલો માળો
**મંછા** સ્ત્રી૦ [સં. મનીષા; પ્ર. મંછા, મનછા] ઇચ્છા; ઉમેદ; વિચાર. [૦ભૂત ને શંકા ડાકણ=ભૂત અને ડાકણ એ આપણી જ મનીષાઓ અને શંકાઓ છે]
**મંજન** ન૦ [સં.] માંજવું તે (૨) દાંત ઘસવાની ભૂકી (૩) દાંતે પીડ-રંગની લુગદી મૂકવી તે
**મંજરિ(-રી)** સ્ત્રી૦ [સં.] મોર; ફૂલની કળીઓનું ઝૂમખું-ડાળખી(૨) કૂંપળ
**મંજાર** પું૦[પ્રા.(સં.मार्जार)]માંજાર;બિલાડો
**મંજિલ** સ્ત્રી૦ [અ.] મકાન
**મંજીરા** પું૦ બ૦ વ૦ [સં. मर्जार ઉપરથી] કાંસીજોડાં; કરતાલ
**મંજુ(૦લ)** વિ૦ [સં.] કોમળ; મધુર
**મંજૂર** વિ૦ [અ.] કબૂલ; માન્ય; સંમત; બહાલ. **-રી** સ્ત્રી૦ બહાલી; હા પાડવી તે; સંમતિ
**મંજૂષા** સ્ત્રી૦ [સં.] પેટી; મંજૂસ [સ્થાપન
**મંડન** ન૦ [સં.] શણગાર (૨) (મતનું)
**મંડપ** પું૦ [સં.] માંડવો
**મંડલ** ન૦ [સં.] ગોળ ઘેરાવ; કૂંડાળું(૨) ટોળું; સંઘ (૩) પ્રદેશ; પ્રાંત (૪) બાર રાજ્યોનો સમૂહ(૫)ઋગ્વેદના ખંડમાંનો દરેક. **-લાકાર** વિ૦ ચક્રાકાર; ગોળ. **-લિક** પું૦ સામંત; ખંડિયો રાજા. **-લી** સ્ત્રી૦ ટોળી; મંડળ. **-લીક** પું૦ [સં.] મંડલિક. **-લેશ(-શ્વર)** પું૦ [સં.] ૧૨ રાજ્યોના મંડળનો અધિપતિ
**મંડવું** અ૦ક્રિ૦ [દે. मंड] ખંતથી વળગવું; લાગવું; મચવું
**મંડળ, -ળાકાર, -ળિક, -ળી, -ળીક, -ળેશ(-શ્વર)** જુઓ 'મંડલ'માં
**મંડાણ** ન૦ આરંભ;પાયો (૨) કૂવા પરનાં જે લાકડાં સાથે ચાક હોય છે તે
**મંડામણ** ન૦ ['માંડવું' ઉપરથી] નાણું ધીરનાર વ્યાજ ઉપરાંત ચોપડામાં ખાતું પાડવા બદલ બક્ષિસ લે છે તે
**મંડાવવું** સ૦ક્રિ૦, **મંડાવું** અ૦ક્રિ૦ 'માંડવું'નું પ્રેરક ને કર્મણિ
**મંડિત** વિ૦ [સં.] શણગારેલું
**મંડીલ** ન૦ જુઓ મંદીલ
**મંડૂક** પું૦ [સં.] દેડકો [રસાયણ
**મંડૂર** ન૦ [સં.] લોઢાનો કાટ (૨) તેનું
**મંતર** પું૦ જુઓ મંત્ર. **૦વું** સ૦ ક્રિ૦ મંત્રથી કાબૂમાં લેવું કે અસર કરવી(૨) ભરમાવવું; શીખવી રાખવું [લા.]
**મંતવ્ય** વિ૦ [સં.] મનન કરવા યોગ્ય(૨) ન૦ મત; માન્યતા
**મંત્ર** પું૦ [સં.] દેવ કે કોઈ શક્તિ સાધ્ય કરવાનો ગૂઢ શબ્દ કે શબ્દો (૨) મંત્રણા. **૦ણા** સ્ત્રી૦[સં.]ખાનગી મસલત. **૦મુગ્ધ** વિ૦ મંત્રથી મોહ પામેલું કે બીજા કરાથી તેના જેવી અસર પામેલું. **૦સિદ્ધિ** સ્ત્રી૦ મંત્ર સિદ્ધ થવો-મંત્રની કાર્યસાધક શક્તિ પ્રાપ્ત કરવી તે. **-ત્રી** પું૦ [સં.] સલાહકાર; પ્રધાન (૨) પ્રધાન કાર્યકર્તા; સંસ્થાનું તંત્ર સંભાળનાર; 'સેક્રેટરી'
**મંથન** ન૦ [સં.] વલોવવું કે વલોવાવું તે (૨) ઊથલપાથલ; ગડમથલ [લા.]
**મંથર** વિ૦ [સં.] મંદ; સુસ્ત; જડ
**-મંદ** [ફા.] નામને લાગતાં '-વાળું' એવો અર્થ બતાવનારો પ્રત્યય. ઉદા૦ અક્કલમંદ
**મંદ** વિ૦ [સં.] ધીમું; ધીરું; થોડું. **૦ગતિ** વિ૦ [સં.] ધીમી ગતિવાળું (૨) સ્ત્રી૦ ધીમી ગતિ. **૦તા** સ્ત્રી૦ [સં.]. **૦બુદ્ધિ** વિ૦ [સં.] કમઅક્કલ. મૂર્ખ (૨) સ્ત્રી૦ જડતા; મૂર્ખતા. **૦ભાગી** વિ૦ [સં.] કમનસીબ. **૦ભાગ્ય** વિ૦ મંદભાગી(૨) ન૦ દુર્ભાગ્ય. **૦મતિ** વિ૦(૨) સ્ત્રી૦જુઓ મંદબુદ્ધિ
**મંદરાચલ** [સં.], **-ળ** પું૦ એક પૌરાણિક પર્વત (સમુદ્રમંથનનો રવૈયો)
**મંદવાડ** પું૦ બીમારી; રોગ

**મંદહાસ્ય** ન૦ સ્મિત; જરાક મલકાઈને હસવું તે
**મંદાકિની** સ્ત્રી૦[સં.] ગંગા(૨)આકાશગંગા
**મંદાક્રાંતા** પું૦ [સં.] એક છંદ
**મંદાગ્નિ** પું૦ [સં.] પાચનશક્તિની મંદતા
**મંદાર** ન૦ [સં.] સ્વર્ગનાં પાંચ વૃક્ષોમાંનું એક (૨) તેનું ફૂલ
**મંદિર** ન૦ [સં.] દેવાલય(૨)ઘર(૩)વિદ્યાનું ધામ. ૦**પ્રવેશ** પું૦ મંદિરમાં પ્રવેશવાની છૂટ (હરિજન વગેરે અસ્પૃશ્યોને). **–રિયું** ન૦ મંદિર [૫.](૨) વિ૦મંદિરનું; મંદિરની માલિકીનું
**મંદી** સ્ત્રી૦ કમીપણું (૨) ભાવની પડતી
**મંદીલ** ન૦ [અ.] કસબી બારીક વણાટની પાઘડી કે ફેંટો
**મંદું** વિ૦ જુઓ મંદ
**મંદ્ર** વિ૦ [સં.] ધીમો; ગંભીર(સૂર) (૨) સંગીતના ત્રણ પ્રકારના સ્વરોમાંનો એક
**મા** અ૦ [સં.] ના; નહિ
**મા** સ્ત્રી૦ [સં.] માતા; બા. ૦**ઈ** સ્ત્રી૦ મા
**માઈક** ન૦; પું૦ [ઈં.] ધ્વનિવર્ધક યંત્ર દ્વારા બોલવા માટેનું સાધન [નબળું
**માઈકાંગલું** વિ૦ માવડિયું (૨) બાયલું;
**માઈક્રોફોન** પું૦; ન૦ [ઈં.] જુઓ માઈક
**માઈક્રોસ્કોપ** ન૦ [ઈં.] સૂક્ષ્મદર્શક યંત્ર
**માઈલ** પું૦ [ઈં.] બાવનસો એંશી ફૂટ જેટલું અંતર
**માકડ** પું૦ [प्रा. मंकण (સં. मत्कुण)] એક જીવડું; માંકડ. **–ડિયું** વિ૦ માકણવાળું (૨)ન૦ માકણ ભરાઈ રહે તેવું કાણાંવાળું પાટિયું (૩) માકણ જેવી ગંધવાળું એક જીવડું. **–ણ** પું૦ માકડ. **–ણિયું** વિ૦ માકડિયું [ઊડતું જીવડું; માખી
**માખ** સ્ત્રી૦[प्रा.मक्खिअ (સં. मक्षिका)] એક
**માખણ** ન૦ [प्रा. मक्खण (સં. म्रक्षण)] દહીં વલોવવાથી નીકળતું સત્ત્વ; નવનીત. (૨) ખુશામત [લા.]. ૦**ચોર** પું૦ શ્રીકૃષ્ણ. **–ણિયું** વિ૦ માખણ જેવું નરમ (૨) ખુશામતિયું [લા.]
**માખી** સ્ત્રી૦ જુઓ માખ
**માગ** પું૦ [સં. मार्ग; प्रा. मग्ग] રસ્તો (૨) જગા; આસન (૩) અંતર; મોકળાશ. [૦**મુકાવવો** = ચડિયાતાપણું કબૂલ કરાવવું]
**માગ** સ્ત્રી૦['માગવું'ઉપરથી] માંગ;માગણી; ખપત (૨) ઉઘરાણી. ૦**ણ** પું૦ માગનાર; ભિખારી (૨) ન૦ માગવું તે. ૦**ણિયાત** વિ૦ ભિખારી. ૦**ણી** સ્ત્રી૦ માગવું તે (૨) ખપત. ૦**ણું** ન૦ માગણી; માગવું તે (૨) લેણું (૩) પર હદમાંથી આરોપી કે ગુનેગારને કોર્ટમાં હાજર કરવાની માગણી; 'એક્સ્ટ્રેડિશન'. ૦**તું** વિ૦ માગણી કરતું (૨) ન૦ લેણું [વહીવંચો
**માગધ** પું૦ [સં.] વંશની કીર્તિ ગાનાર;
**માગધી** વિ૦ [સં.] મગધ દેશનું (૨) સ્ત્રી૦ એની ભાષા (ચારમાંની એક પ્રાકૃત)
**માગવું** સ૦ ક્રિ૦ [સં. मार्गय्, प्रा. मग्ग] આપવા માટે કહેવું (૨) પાછું આપવા કહેવું [નો બીજો મહિનો
**માગશર** પું૦ [સં. मार्गशिर] વિક્રમ સંવત-
**માગી તાગી(૦ને)** અ૦ [માગવું + તાગવું] આમથી તેમથી – ગમે તેમ કરીને મેળવીને
**માગું** ન૦ માગણી (બહુધા લગ્નવિષયક)
**માઘ** પું૦ [સં.] માહ; વિક્રમ સંવતનો ચોથો મહિનો
**માઘેલું** વિ૦ મા પાછળ ઘેલું ઘેલું થાય એવું
**માછણ** સ્ત્રી૦ માછીની કે માછી સ્ત્રી
**માછલી** સ્ત્રી૦, **–લું** ન૦ [સં. मत्स्य; प्रा. मच्छ; मागधी–मश्चली] એક જળચર પ્રાણી
**માછી** પું૦ [प्रा. मच्छिअ (સં. मात्स्यिक)] માછીમાર (૨) ખલાસી. ૦**માર** પું૦ માછલાં પકડવાનો ધંધો કરનાર
**માજણ્યું** એક માનું; સહોદર
**માજન** ન૦ હદ; અંકુશ
**માજાઈ** સ્ત્રી૦ [મા + જાયું] બહેન. **–યું** વિ૦ માજણ્યું. **–યો** પું૦ ભાઈ
**માજિસ્ટ્રેટ** પું૦ જુઓ મૅજિસ્ટ્રેટ [મરહૂમ
**માજી** વિ૦[અ.]પૂર્વનું;અગાઉ થઈ ગયેલું(૨)

**માજી** સ્ત્રી૦ [મા+જી] દાદી(૨)અંબા માતા કે કોઈ દેવી (૩) વૃદ્ધ સ્ત્રીનું માનવાચક સંબોધન
**માઝમ** વિ૦[प्रा.मज्झिम (सं.मध्यम)] મધ્યમ
**માઝા** સ્ત્રી૦ [दे. मज्जा; प्रा. मज्जाया (सं. मर्यादा)] મર્યાદા
**માટ** અ૦ માટે [પ.]
**માટ** ન૦ [प्रा. मट्टिआ (सं. मृत्तिका) ઉપરથી] માટલું. ૦લી સ્ત્રી૦ નાનું માટલું. ૦લું ન૦ માટીનું એક વાસણ
**માટી** સ્ત્રી૦ [प्रा. मट्टिआ (सं. मृत्तिका)] મટોડી (૨) માંસ
**માટી** વિ૦ જોરાવર (૨) પું૦ માંટી; ધણી (૩) મરદ. ૦ડો પું૦ પુરુષ (૨) ધણી
**માટે,** ૦કરી(૦ને) અ૦ વાસ્તે; સારુ (૨) તેથી; તે કારણે
**માઠું** વિ૦ ખરાબ; ભૂંડું; અશુભ
**માઢ** (મા') ન૦ [જુઓ માઢ] બાજઠ ઉપર કેળ બાંધી બનાવેલું રન્નાદેનું સ્થાન; કેળોનો મંડપ (૨) પું૦ જુઓ માઢ
**માડણુ** ન૦ [सं. मण्ड्=શણગારવું] તારા ટપકીની પિયળ
**માડણુ** ન૦ ગામને પાદરે પાણી ભરાયેલો ખાડો (જેમાં ભેંસો પડી રહે છે)
**માડી** સ્ત્રી૦ [प्रा. माइ (सं. मातृ)] મા (૨) માતા; દેવી (ભક્તિમાં). ૦જાયો પું૦ માનો બેટો; બચ્ચો; બહાદુર માણસ
**માઢ** પું૦ [सं. माडि; दे. माढिअ] મહેલ; મેડીવાળું સુંદર મકાન (૨) મહોલ્લો. ૦મેડી સ્ત્રી૦ દરવાજા પર બાંધેલી મેડી
**માણ** સ્ત્રી૦ [सं. मणि=પાણી ભરવાનું વાસણ] ગાગર (૨) ઉતરડ [મોવણ
**માણ** સ્ત્રી૦[सं. मंड] ખમીર;ખટાશ(૨)ન૦
**માણ** અ૦ જુઓ માણ માણ
**માણભટ(-ટ્ટ)** પું૦ માણ ખખડાવી કથા કહેનાર વ્યાસ.
**માણ માણ(-ણે)** અ૦ [प्रा. मणा मणा (सं. मनाक् मनाक्)] + માંડ માંડ; જેમ તેમ કરીને; પરાણે (૨) મંદ મંદ; ધીરે ધીરે
**માણવું** સ૦ક્રિ૦ [प्रा. माण (सं. मानय्)= અનુભવવું] અનુભવવું; ભોગવવું (૨) અ૦ક્રિ૦ રાજી થવું; મજા કરવી
**માણસ** પું૦; ન૦ [प्रा. माणुस (सं. मानुष)] મનુષ્ય.–સાઈ સ્ત્રી૦ માણસને યોગ્ય ગુણ કે વર્તન [માણસ (લોકગીતમાં)
**માણારાજ** પું૦ મોટું માણસ; વહાલું
**માણિક્ય** ન૦ [सं.] માણેક
**માણિયો** પું૦ ['માણ' ઉપરથી] ગાડવો; ઘડો
**માણી** સ્ત્રી૦ [સર૦ सं. माणिका] બાર મણનું તોલ
**માણેક** ન૦ [सं. माणिक्य] રાતો મણિ. ૦ચોક પું૦ દરબારી લોકોનાં મકાનો વચ્ચેનું મેદાન (૨) અમદાવાદમાં માણેકનાથના સ્થાનક પાસેનું બજારનું સ્થાન. ૦ઠારી સ્ત્રી૦ શરદપૂનમ. ૦થંભ પું૦ વિજય સ્તંભ (૨)લગ્ન વખતે મંડપ માટે રોપાતો થંભ [વિનાનું થયેલું
**માત** (મા') વિ૦ [अ.] હારી ગયેલું; જોર
**માત** સ્ત્રી૦ [सं. मातृ] માતા [પ.]. ૦પિતા ન૦ બ૦ વ૦ માબાપ
**માતબર** વિ૦[अ. मुअतबर]સમૃદ્ધ; તાલેવાન
**માતરિશ્વા** પું૦ [सं.] પવન
**માતલિ** પું૦ [सं.] ઇંદ્રનો સારથિ
**માતવું** અ૦ ક્રિ૦ [सं. मत्त પરથી] ફાલવું; હૃષ્ટપુષ્ટ થવું (૨) મસ્તીમાં આવવું
**માતંગ** પું૦ [सं.] હાથી. –ગી સ્ત્રી૦ [सं.] હાથણી (૨) હાથીના વાહનવાળી દેવી
**માતા** સ્ત્રી૦ [सं.] જનની (૨) દેવી (૩) શીતળામાતા.૦જીસ્ત્રી૦માતા(માનવાચક). ૦પિતા ન૦ બ૦ વ૦ માતપિતા. ૦મહ પું૦ [सं.] માનો બાપ. ૦મહી સ્ત્રી૦ [सं.] માની મા
**માતુ** સ્ત્રી૦ [सं. मातृ] મા. ૦લ પું૦ [सं.] મામો. ૦શ્રી સ્ત્રી૦ મા (માનસૂચક)
**માતું**(૦તાતું) વિ૦['માતવું' ઉપરથી]માતેલું
**માતૃ** સ્ત્રી૦ [सं.] માતા. ૦ક વિ૦ [सं.] મા સંબંધી. ૦કા સ્ત્રી૦ [सं.] મા(૨)દાઈ(૩) વર્ણમાળા; બારાખડી(૪)માંગલિક કૃત્યો

વખતે બ્રાહ્મી, માહેશ્વરી, વૈષ્ણવી, વગેરે (સાત કે આઠ) દેવીઓનું પૂજન થાય છે તેમાંની દરેક. **૦ત્વ** ન૦ માતા તરીકેનો ધર્મ; માતાપણું. **૦દેવ** વિ૦ [સં.] માતાને દેવ તરીકે પૂજનાર. **૦દેશ** પું૦જન્મભૂમિ. **૦પક્ષ** પું૦[સં.] મા તરફનાં સગાંવહાલાં. **૦પદ** ન૦ માતા થવું તે (૨) માતા તરીકેનું સ્થાન – ગૌરવ (૩)માતા તરીકેનો ધર્મ;માતાપણું. **૦ભાષા** સ્ત્રી૦ સ્વભાષા. **૦ભૂમિ(–મી)** સ્ત્રી૦ જન્મભૂમિ

**માત્ર** [સં.] નામને લાગતાં 'તે બધું; સઘળું' એવો સમગ્રતાવાચક અર્થ બનાવે છે. ઉદા૦ માણસમાત્ર (૨) અ૦ ફક્ત; કેવળ (૩) વિ૦ [સં.] બહુવ્રીહિ સમાસમાં ઉત્તરપદ તરીકે '–માપ કે પ્રમાણનું'એ અર્થમાં. ઉદા૦ અંગુલીમાત્ર; રજમાત્ર

**માત્રા** સ્ત્રી૦ [સં.]બારાખડીમાં ઉપર મુકાતું ( ે ) આવું ચિહ્ન(૨) કાવ્ય કે સંગીતમાં સમયની ગણનાનો એકમ (૩) ધાતુની ભસ્મ; રસાયણ(૪)માપ; પ્રમાણ.**૦મેળ છંદ** પું૦ જેમાં ઓછી વધારે માત્રા ઉપર પદબંધનો આધાર હોય તેવો છંદ

**માત્સર્ય** ન૦ [સં.] બીજાનું સુખ દેખી બળવું તે; ઈર્ષા

**માથાકૂટ** સ્ત્રી૦ ભાંજગડ; પંચાત (૨) નકામી મહેનત; પીડા. **–ટિયું** વિ૦ માથાકૂટ કરાવે તેવું

**માથાઝીક** સ્ત્રી૦ માથાકૂટ

**માથાફરેલ** વિ૦ મિજાજી; ક્રોધી

**માથાફોડ** સ્ત્રી૦ માથાકૂટ

**માથાબોળ** અ૦માથું અને શરીર પલાળીને

**માથાભારે** વિ૦ મિજાજી; તુમાખીવાળું

**માથાવટી** સ્ત્રી૦ સાલ્લો ન બગડે માટે તેના માથા ઉપરના ભાગ નીચે સીવેલો અસ્તરનો કકડો (૨) માથાના કપડા પર પડેલા તેલના ડાઘા (૩) માથાનો ભાગ(૪) આબરૂ [લા.] [વાઢે એવું; કારસું

**માથાવાઢ** વિ૦ [માથું + વાઢવું] માથું

**માથાવેરો** પું૦ માથાદીઠ લેવાતો કર

**માથું** ન૦ શરીરનો ખોપરીવાળો ભાગ (૨) ધડની ઉપરનો ભાગ; ડોકું (૩) કોઈ પણ વસ્તુના મથાળાનો ભાગ; ટોચ (૪) મગજ; બુદ્ધિ [લા.]. **–થે** અ૦ ઉપર. ઉદા૦ ઘા માથે પાટો બાંધ્યો [કા.] (૨) 'માથું'નું સપ્તમીનું રૂપ. **–થોડું** ન૦ માથું ડૂબે તેટલું ઊંડાણ

**માદ** પું૦ [સં.] કેફ (૨) મદ; અહંકાર. **૦ક** વિ૦ [સં.] કેફી [સ્ત્રી૦ માતૃભાષા

**માદર** સ્ત્રી૦ [फा.] મા. **૦જબાન, ૦જબાં**

**માદરપાટ** પું૦ [मद्रीपोलम् સ્થાને તૈયાર થતું] એક જાતનું સુતરાઉ કાપડ

**માદરી** વિ૦ [फा.] માનું, –ને લગતું

**માદરે વતન** ન૦ [फा.] માતૃભૂમિ

**માદળિયું** ન૦ દોરો, ચિઠ્ઠી કે તાવીજવાળો ધાતુનો નળી જેવો કે ચપટો ઘાટ

**માદા** સ્ત્રી૦ [फा.] પશુ કે પંખીમાં સ્ત્રીજાત (૨) બરડવાંની જોડમાં ખાડાવાળું બરડવું

**માધવ** પું૦ [સં.] વિષ્ણુ; શ્રીકૃષ્ણ(૨)વૈશાખ માસ. **–વી** સ્ત્રી૦[સં.]એક ફૂલવેલ(૨)વિ૦ વૈશાખ માસનું;વસંતઋતુનું [માગવી તે

**માધુકરી** સ્ત્રી૦ [સં.] ઘેર ઘેર ફરી ભિક્ષા

**માધુરી** સ્ત્રી૦[સં.] માધુર્ય;મીઠાશ(૨)ભલાઈ

**માધુર્ય** ન૦ [સં.] મધુરતા

**માધ્યમ** વિ૦ [સં.] વચલું(૨)ન૦ સંચાર કે વિનિમય વગેરે માટે વચ્ચે વાપરવાનું સાધન કે વાહન; 'મીડિયમ'. **–મિક** વિ૦ [સં.] વચલું; મધ્યમાં આવેલું (૨) પ્રાથમિકથી આગળનું; 'સેકંડરી'.**–મિક શાળા** સ્ત્રી૦ પ્રાથમિક પછીની શાળા; વિનયમંદિર; 'હાઈસ્કૂલ'

**માન** ન૦ [સં.] આબરૂ; પ્રતિષ્ઠા (૨) સદ્ભાવ;આદર(૩) અભિમાન (૪) તોલ; માપ (૫) પરિમેય; 'મૅગ્નિટયુડ' [ગ.]

**માનત(–તા)** સ્ત્રી૦ ['માનવું' પરથી]બાધા; આખડી

**માનદ** વિ૦ [સં.] માનપ્રદ; માન આપતું (૨) વેતન લીધા વગર કામ કરનારું; 'ઑનરરી'

**માનની** સ્ત્રી૦ + જુઓ માનિની
**માનનીય** વિ૦ [સં.] માનને યોગ્ય; માન્ય
**માનપત્ર** ન૦ વખાણ કે ધન્યવાદનો જાહેર રીતે અર્પણ થતો લેખ
**માનપાન** ન૦ માન; આદર (૨) આબરૂ; પ્રતિષ્ઠા
**માનભંગ** પું૦ અપમાન (૨) વિ૦ અપમાનિત
**માનમરતબો** પું૦ મોભો; પ્રતિષ્ઠા
**માનમર્યાદા** સ્ત્રી૦ અદબ; વિવેક
**માનવ** વિ૦ [સં.] મનુ સંબંધી (૨) પું૦ માણસ. ૦જાતિ સ્ત્રી૦ મનુષ્યજાતિ. ૦તા સ્ત્રી૦ મનુષ્ય ઉપર પ્રેમ, હિતબુદ્ધિ (૨) માણસાઈ. ૦શાસ્ત્ર ન૦ 'ઍન્થ્રોપોલૉજી'
**માનવંતું** વિ૦ માનયુક્ત; માનભર્યું
**માનવી** વિ૦ માનવ-મનુષ્ય સંબંધી (૨) પું૦ માણસ
**માનવું** સ૦ક્રિ૦ [સં. मन्] કબૂલ કરવું; સ્વીકારવું (૨) માન આપવું; ગણવું; લેખવું (૩) માનતા રાખવી
**માનવ્ય** ન૦ [સં.] માનવજાતિ (૨) માનવતા
**માનશુકન** પું૦ બ૦ વ૦ શુકન-અપશુકન; શુભાશુભ ચિહ્ન
**માનસ** વિ૦ [સં.] મન સંબંધી (૨) ન૦ મન (૩) જુઓ માનસસર. ૦પુત્ર પું૦ [સં.] બ્રહ્માએ મનથી ઉત્પન્ન કરેલો પુત્ર. જેમ કે, નારદ. ૦પૃથક્કરણશાસ્ત્ર ન૦ ગુપ્ત માનસ-ચિત્તનું શાસ્ત્ર; 'સાઇકો-ઍનેલિસિસ'
**માનસર(-રોવર)** ન૦ જુઓ માનસસર
**માનસશાસ્ત્ર** ન૦ મનની વૃત્તિઓ, ગુણ-ધર્મ, ક્રિયાઓ તથા સ્વરૂપનું શાસ્ત્ર; 'સાઇકૉલૉજી' [પ્રસિદ્ધ સરોવર
**માનસસર** ન૦ [સં.] કૈલાસ શિખર પાસેનું
**માનસિક** વિ૦ [સં.] મન સંબંધી
**માનસી** વિ૦ સ્ત્રી૦ [સં.] મન વડે કરેલી (૨) વિ૦ કલ્પિત (ઉદા૦ માનસી રાજ્ય)
**માનહાનિ** સ્ત્રી૦ અપમાન
**માનિત** વિ૦ [સં.] માન પામેલું; માન્ય
**માનિની** વિ૦ સ્ત્રી૦ (૨) સ્ત્રી૦ [સં.] માન માગતી કે અભિમાની સ્ત્રી
**માની** વિ૦ [સં.] અહંકારી (૨) ગૌરવયુક્ત
**માનીતું** વિ૦ [સં. मानित] ખાસ પ્રેમપાત્ર
**માનુની** સ્ત્રી૦ + જુઓ માનિની
**માનુષ** વિ૦ [સં.] મનુષ્ય સંબંધી (૨) પું૦ માણસ. -ષી વિ૦ [સં.] માણસ સંબંધી (૨) સ્ત્રી૦ [સં.] મનુષ્ય સ્ત્રી
**માન્ય** વિ૦ [સં.] માનનીય; શિષ્ટ (૨) કબૂલ કરવા યોગ્ય (૩) સ્વીકારેલું. ૦તા સ્ત્રી૦ માન્ય હોવું તે (૨) માનવું તે
**માપ** ન૦ [દે. मप्प (સં. मा = માપવું)] લંબાઈ, પહોળાઈ, વજન વગેરેનું પ્રમાણ (૨) [લા.] પ્રતિષ્ઠા; ભાર (૩) હદ; ગજું. ૦ક વિ૦ માપનારું. ૦ણી સ્ત્રી૦ માપવું તે; માપવાનું કામ. ૦ણું ન૦ ઓરવાનું કામ કરતા ખેડૂતને ઘેરથી જતું ભાતું (૨) માપવાનું પાત્ર. ૦વું સ૦ક્રિ૦ માપ કાઢવું; ભરીને ગણતરી કરવી (૨) પગે ચાલતા જવું [લા.] [સાધન
**માપિયું, માપું** ન૦ માપવાનું વાસણ કે
**માફ** વિ૦ [અ. मुआफ़] ક્ષમા કરેલું; જવા દીધેલું (દોષ, માગતું, ફી ઇ૦)
**માફક** વિ૦ [અ. मुवाफ़िक़] અનુકૂળ; રુચતું (૨) અ૦ પેઠે; પ્રમાણે. ૦સર અ૦ પ્રમાણસર; યથાસ્થિત
**માફી** સ્ત્રી૦ [અ. मुआफ़ी] ક્ષમા (૨) જતું કરવું તે; મુક્તિ. ૦પત્ર પું૦; ન૦ માફી માગતો કે આપતો પત્ર
**માફો** પું૦ [ફા. मुआफ़ह] રથ
**માબાપ** ન૦ બ૦ વ૦ મા ને બાપ કે તેમના જેવું પદ ધરાવનાર (૨) આધાર-ભૂત કે મૂળ વિગત. ઉદા૦ એ ખર્ચનાં માબાપ બતાવો [લા.]
**મામ** સ્ત્રી૦ [સર૦ સં. मामक = મારું (૨) મમતાવાળું] માયા; મમતા (૨) નવાઈ (૩) ધૈર્ય; દૃઢતા (૪) મમત; ટેક
**મામલત** સ્ત્રી૦ [અ. मुआमलात] માલમતા; પૂંજી; વિસાત (૨) મામલતદારનું કામ. ૦દાર પું૦ તાલુકાની વસૂલાત સંબંધી કામ કરનાર અમલદાર; વહીવટદાર
**મામલો** પું૦ [અ. मुआमलह] પરિસ્થિતિ (૨) કટોકટીનો સમય

**મામા** પું૦બ૦વ૦[દિ. माम] મામો(માનાર્થે) (૨) શત્રુ; ચોર [લા.]. [૦**મામીનું કરવું** =સગાંસાગવાંનો પક્ષ કરવો]. ૦**જી**, ૦**સસરા** પું૦બ૦વ૦પતિ કે પત્નીના મામા

**મામી** સ્ત્રી૦[દિ.]મામાની વહુ. ૦**જી**, ૦**સાસુ** સ્ત્રી૦પતિ કે પત્નીની મામી [સાધારણ

**મામૂલ** ન૦[અ.]રિવાજ.**-લી** વિ૦સામાન્ય;

**મામેરું** ન૦ મોસાળું

**મામો** પું૦ [દિ. माम, मामग] માનો ભાઈ (૨) શત્રુ; ચોર [લા.]. ૦**જી**, ૦**સસરો** પું૦ મામાસસરા

**માયકાંગ(-ગ)લું** વિ૦ [માયા (સં. मातृ કે माया)+ કાંગલું] નમાલું; બાયલું

**માયનો** પું૦[અ. मअनी] અર્થ; હેતુ; ઇરાદો

**માયા** સ્ત્રી૦ [સં.] જેનાથી બ્રહ્માંડ રચાયું છે કે ભાસમાન થાય છે તે આદિશક્તિ –અવિદ્યા (૨) છળ; પ્રપંચ; ઇન્દ્રજાળ (૩) મમતા; સ્નેહ [લા.] (૪) મમતાનો કોઈ પણ વિષય (૫) ધન; દોલત (૬) ભાંગ [લા.]. ૦**મમતા** સ્ત્રી૦ દયા; માયા; સ્નેહ; પ્રીતિ. ૦**મય** વિ૦ [સં.] માયાથી ભરેલું. ૦**મૃગ** પું૦;ન૦ [સં.] બનાવટી મૃગ. ૦**વાદ** પું૦ [સં.] બ્રહ્મથી ભિન્ન એવા જગતનો અનુભવ તે માયા – ભ્રમ છે એવો વાદ (વેદાંત).૦**વિની** વિ૦સ્ત્રી૦[સં.]માયાવાળી; ઠગનારી. ૦**વી** વિ૦[સં.] જુઓ માયિક. ૦**ળુ** વિ૦ સ્નેહાળ; હેતાળ

**માયિક** વિ૦[સં.] માયાથી ઊપજેલું; મિથ્યા (૨) માયાવી; પ્રપંચથી ભરેલું

**માર** પું૦[સં.] મારવું તે; તાડન (૨) મરણ; મૃત્યુ (૩) કામદેવ (૪) (બૌદ્ધ)આસુરી સંપત્તિઓની અધ્યક્ષ એવી કલ્પેલી શક્તિ; સેતાન (૫) મારો; વિપુલતા [લા.]. ૦**ક** વિ૦ [સં.] મારનારું; નાશ કરનારું. ૦**કણું**,૦**કું**+વિ૦ મારવાની ટેવવાળું. ૦**કૂટ** સ્ત્રી૦ મારપીટ

**માર્કેટ** ન૦ [ઇં.] બજાર

**માર્કો** પું૦ [ઇં. मार्क] નિશાન (૨) વેચાઉ માલ પર હોતી છાપ

**મારખાઉ** વિ૦ માર ખાયા કરે તેવું

**મારગ** પું૦ જુઓ માર્ગ

**મારઝૂડ** સ્ત્રી૦ મારવું અને ઝૂડવું તે

**મારણ** ન૦ [સં.] મારવું તે (૨) મારવાનો તાંત્રિક પ્રયોગ

**મારદડી** સ્ત્રી૦ દડીથી રમવાની એક રમત

**મારપીટ** સ્ત્રી૦ મારવું અને પીટવું તે

**મારફત** અ૦ [અ. मअरिफत] દ્વારા; વચમાં રાખીને(૨) સ્ત્રી૦ આડતિયા કે દલાલની મારફત કામ કરવાની રીત (૩) દલાલી; હકસાઈ. **-તિયું** વિ૦ મારફતથી થયેલું-કરવાનું. **-તિયો** પું૦ વચમાં રહીને સોદા ગોઠવી આપનારો; દલાલ

**મારફાડ** સ્ત્રી૦ મારપીટ

**મારમાર** ન૦ ['મારવું' ઉપરથી] વારે વારે મારવું તે (૨) અ૦ પુષ્કળ જોરથી (૩) મુશ્કેલીથી

**મારવાડ** પું૦[સં. मरु]રજપૂતાનામાં આવેલો એક પ્રદેશ. ૦**ણ** સ્ત્રી૦ મારવાડી સ્ત્રી. **-ડી** વિ૦ મારવાડનું (૨) કંજૂસ [લા.] (૩) પું૦ મારવાડનો રહેવાસી (૪) સ્ત્રી૦ મારવાડની ભાષા

**મારવું** સ૦ક્રિ૦[સં. मारय्] પ્રહાર કરવો; ઠોકવું (૨) ઠાર કરવું (૩) પાછું હઠાવવું; જેર કરવું (ધાડ) (૪) ગુણધર્મનો નાશ કરવો(ચામડી) (૫) લૂંટવું; હુમલો કરીને લઈ લેવું (ગામ) (૬) ઝડપ ને જોરથી કોઈ ક્રિયા કરવી; વીંઝવું; અફાળવું; નાખવું; ભરવું (બાથોડિયાં;ફાકો) (૭) અસર થાય તેમ પ્રયોગ કરવો (બોલ; મૂઠ) (૮) (પ્રહાર કરવા માટે) છોડવું; વાપરવું; ચલાવવું (તીર) (૯) રોકવું; દબાવવું; રોધવું (ભૂખ; મન) (૧૦) ધાતુની ભસ્મ કરવી (૧૧) તફડાવવું;ચોરવું [લા.] (૧૨) લગાડવું; ચોડવું; ખોસવું (ઠૂચો; ખીલો) (૧૩)જોરથી નાખવું; ફેંકવું; આપવું. ઉદા૦ માથામાં મારવું (૧૪) –ની અસર–ભાસ –વેદના દેખાવાં (ચળકાટ; આંખ) (૧૫) પરાણે કે ઠગીને વળગાડવું. ઉદા. માથે

મારવું (૧૬) અન્ય ક્રિયાપદ સાથે આવતાં ઉતાવળ કે બેદરકારીનો ભાવ બતાવે. ઉદા૦ લખી મારવું. [**મારી ખાવું** = ઓળવવું; તફડાવી જવું. **મારી મૂકવું** = પૂરપાટ દોડાવી મૂકવું. **માર્યું માર્યું ફરવું** = ગાભરું કે કાયર થઈને અહીં તહીં રખડવું]

**મારંમારા** સ્ત્રી૦ સામાસામી મારવું તે

**મારા** પું૦ બ૦વ૦ નિશાન મારવા કિલ્લાની દીવાલમાં રખાતાં બાકાં (૨) કોઈને મારી નાખવા રોકેલા કે મોકલેલા માણસો

**મારામાર(-રી)** સ્ત્રી૦ ['મારવું' ઉપરથી] લડાઈ; ધિંગાણું (૨) તંગી; તાણ

**મારીચ** પું૦ [સં.] એક રાક્ષસ (એણે સીતાહરણમાં મદદ કરવા કનકમૃગનું રૂપ લીધું હતું) [નિંદા

**મારીતારી** (મા';તા') સ્ત્રી૦ ગાળાગાળી(૨)

**-મારુ** વિ૦ [સમાસમાં અંતે] મારી નાખે -વીંધી નાખે તેવું. ઉદા૦ વાઘમારુ

**મારુ(૦જી)** પું૦ પ્રીતમ; પતિ

**મારુત** પું૦[સં.]પવન. **-તિ** પું૦[સં.]હનુમાન

**મારું** (મા') સ૦ [અપ. महारिय (સં. मदीय)] 'હું'ની છઠ્ઠી વિ૦નું એ૦વ૦ [**૦તારું કરવું** = ભેદભાવ રાખવો]

**મારો** પું૦ ['મારવું' ઉપરથી] મારી નાખનારો; જલ્લાદ (૨) ઉપરાઉપરી પ્રહાર (૩) રમઝટ; વિપુલતા [લા.]

**માર્ક** પું૦ [ઇં.] ચિહ્ન; (ટ્રેડમાર્ક) મારકો (૨) ગુણ; પરીક્ષામાં અપાતો ગુણાંક

**માર્ગ** પું૦ [સં.] રસ્તો (૨) રૂઢિ (૩) મત; સંપ્રદાય. **૦દર્શક** વિ૦ [સં.] રસ્તો બતાવનાર. **૦દર્શન** ન૦ માર્ગ બતાવવો તે. **૦દર્શિકા** સ્ત્રી૦ માર્ગ દર્શાવનાર - પ્રવેશ કરાવનાર પુસ્તક

**માર્ગશિર, માર્ગશીર્ષ** પું૦[સં.] માગશર

**માર્ગસ્તંભ** પું૦ માર્ગદર્શક સ્તંભ કે ચિહ્ન કે વસ્તુ; 'માઈલ-સ્ટોન'

**માર્ગી** વિ૦ [સં.] માર્ગનું -પંથનું અનુયાયી (સમાસમાં અંતે). ઉદા૦ 'શિવમાર્ગી' [માર્ગ બતાવનાર

**માર્ગોપદેશક** પું૦ [સં. मार्ग + उपदेशक]

**માર્ગોપદેશિકા** સ્ત્રી૦ જુઓ માર્ગદર્શિકા

**માર્ચ** પું૦ [ઇં.] ઈ. સ. નો ત્રીજો મહિનો

**માર્જન** ન૦ [સં.] સાફ કરવું તે (૨) શુદ્ધ કરવા મંત્ર ભણી પાણી છાંટવું તે. **-ની** સ્ત્રી૦ [સં.] સાવરણી [બિલાડી

**માર્જાર** પું૦[સં.] બિલાડો. **-રી** સ્ત્રી૦ [સં.]

**માર્જિત** વિ૦ [સં.] માર્જન કરેલું

**માર્તંડ** પું૦ [સં.] સૂર્ય

**માર્દવ** ન૦ [સં.] મૃદુતા [૦તા સ્ત્રી૦

**માર્મિક** વિ૦ [સં.] મર્મજ્ઞ (૨) મર્મભેદી

**માર્યું** વિ૦ ['મારવું' ઉપરથી] ઘવાયેલું; ત્રાસેલું. ઉદા૦ દુઃખનું માર્યું

**માલ** પું૦ [અ.] સામાન (૨) વિસાત; પૂંજી (૩)[લા.] સત્ત્વ; દમ (૪) મિષ્ટાન્ન(૫)ગાંજો

**માલ** પું૦ [સં.] ઊંચાણનો પ્રદેશ

**માલકી** સ્ત્રી૦ માલિકપણું; સત્તા. **૦હક** (-ક્ક) પું૦ માલકીનો હક

**માલખું** ન૦ [સં. मालक (હારડો)] સળિયા કે દોરામાં પરોવી રાખેલો કાગળો તથા ચિઠ્ઠીઓનો સમૂહ (૨) હારડો. [**હાડકાનું માલખું** શ૦ પ્ર૦ સુકાઈ જઈને નર્યાં હાડકાં રહ્યાં હોય એવું]

**માલગાડી** સ્ત્રી૦ ભારખાનું; માલ લાવતી લઈ જતી આગગાડી

**માલગુજારી** સ્ત્રી૦ [ફા.] જમીન મહેસૂલ (૨) જમીનદારે ઉઘરાવી આપેલી મહેસૂલ

**માલણ** સ્ત્રી૦ [સં. मालिनी] માળીની સ્ત્રી; માળીનો ધંધો કરનાર સ્ત્રી (૨) નાકમાં થતી ફોલ્લી

**માલતિ(-તી)** સ્ત્રી૦ [સં.] એક વેલ

**માલદાર** વિ૦ [ફા.] ધનવાન; તવંગર

**માલધણી** પું૦ માલિક [જાત

**માલધારી** પું૦ સૌરાષ્ટ્રમાં ભરવાડની એક

**માલપાણી** ન૦બ૦વ૦ મિષ્ટાન્ન; ભારે જમણ

**માલપૂઓ(-ડો)** પું૦ [માલ (દે. मह्लय = પૂડો) + પૂઓ (સં. अपूप)] ગળ્યો પૂડો; એક મિષ્ટાન્ન

**માલમ** પું૦ [અ. मुअल्लिम] વહાણમાંના માલનો હિસાબ રાખનાર (૨) વહાણનો દોરનાર; 'પાઈલટ'

**માલમતા** સ્ત્રી૦ [માલ + મતા] સ્થાવર અને જંગમ મિલકત

**માલમલીદો** પું૦ ભારે મિષ્ટાન્ન

**માલમસાલો** પું૦[માલ + મસાલો] મિષ્ટાન્ન (૨) ઉપયોગની સાધનસામગ્રી

**માલમિલકત** સ્ત્રી૦ જુઓ માલમતા

**માલા** સ્ત્રી૦[સં.]માળા; મણકા વગેરે પરોવી કરેલો હાર (૨) જપમાળા (૩) કોઈ પણ વસ્તુની એને મળતી એકત્રિત સંકલના. ઉદા૦ ગ્રંથમાલા. ૦કાર પું૦ [સં.] માળી

**માલિક** પું૦ [અ.; સં. मलिक=રાજા (સં. मलि=ભોગવટો; કબજો)]માલેક;સ્વામી; શેઠ (૨) પરમેશ્વર

**માલિકા** સ્ત્રી૦[સં.] માલા [માલકી હક

**માલિકી** સ્ત્રી૦ માલકી. ૦હક પું૦ જુઓ

**માલિની** સ્ત્રી૦ [સં.]એક છંદ (૨) માળણ

**માલિન્ય** ન૦ [સં.] મલિનતા [ચાંપવું તે

**માલિશ(-સ)** સ્ત્રી૦ [फा.] ચોળવું,.રગડવું;

**માલી** પું૦ [સં.] જુઓ માળી [પડેલું

**માલૂમ** વિ૦ [अ. मअलूम] જાણેલું; ખબર

**માલેક** પું૦ જુઓ માલિક

**માલેતુજા(-જ્જા)ર** ન૦ [अ मल्कित्तुज्जार] વેપારીઓનો વડો; મોટો વેપારી (૨) વિ૦ ખૂબ પૈસાદાર

**માવજત** (મા') સ્ત્રી૦ [अ. मुहाफिजत] બરદાસ્ત; સંભાળ; સારવાર

**માવજી** (મા') પું૦ [સં. माधव] શ્રીકૃષ્ણ

**માવઠું** ન૦[સં.माघ+वृष्टि]કઋતુનો વરસાદ

**માવડિયું** વિ૦ માની સોડમાં કે માના કહ્યામાં જ રહેનારું (૨) બીકણ; બાયલું

**માવડી** સ્ત્રી૦ [સં. मातृ;प्रा. माई] મા

**માવ(-વી)તર** ન૦બ૦વ૦ [સં. मातृ+पितृ] માબાપ

**માવું** અ૦ક્રિ૦ [સં. मा; प्रा. माअ] સમાવું; બરોબર આવી રહેવું-ગોઠવાઈ જવું

**માવો** પું૦ દૂધ ઉકાળી કરાતો ઘટ્ટ પદાર્થ (૨) ગર (જેમ કે ફળનો), કે તેના જેવું કાંઈ પણ (૩) સત્ત્વ [શ્રીકૃષ્ણ

**માવો** (મા') પું૦ [સં. माधव; प्रा. माहव]

**માશી** સ્ત્રી૦ [प्रा. माउसी, माउसिआ (સં.मातृ + स्वसृ)] માની બહેન.૦જી,૦સાસુ સ્ત્રી૦ પતિ કે પત્નીની માસી

**માશૂક** સ્ત્રી૦ પ્રિયા

**માષ** પું૦ [સં.] અડદ

**માસ** પું૦ [સં.] મહિનો

**માસલો** પું૦ [अ. मसल] નમૂનો (૨) ઘાટ

**માસાજી** પું૦ માસોસસરો

**માસિક** વિ૦ [સં.] માસને લગતું (૨) ન૦ માસિક પત્ર(૩)અટકાવ(૪)અ૦દર માસે. ઉદા૦ માસિક શું મળે છે ?

**માસિયો** પું૦ મરણ પામેલાનું એક વરસ સુધી દર માસે કરવામાં આવતું શ્રાદ્ધ (૨) એક પ્રેતભોજન

**માસી,૦જી,૦સાસુ** સ્ત્રી૦ જુઓ 'માશી'માં

**માસો** પું૦ તોલાનો બારમો ભાગ

**માસો** પું૦ માસીનો પતિ. ૦સસરો,૦જી પું૦ વર કે વહુનો માસો

**માસ્તર** પું૦ [इं. मास्टर] મહેતાજી; શિક્ષક (૨)અમલદાર(પોસ્ટ, રેલવે, મિલ ઇ૦ માં)

**માહ** પું૦ [प्रा. (સં. माघ)] માઘ માસ

**માહ** પું૦ [फा.] માસ

**માહાત્મ્ય** ન૦ [સં.] મહિમા; મહત્ત્વ

**માહિત** વિ૦ [अ. माहिय्यत]વાકેફ. ૦ગાર વિ૦ વાકેફગાર; જાણીતું; પરિચયવાળું. **-તી** સ્ત્રી૦ વાકેફગારી; જાણ(૨)ખબર; હકીકત

**માહે** અ૦ ['માહ' फा. ઉપરથી] અમુક 'મહિનો' એ અર્થમાં. ઉદા૦ માહે ફાગણ

**માહ્યરું** ન૦[સં. मातृगृह] લગ્નવિધિ કરવાનો મંડપ

**માહ્યાંમાટલું** ન૦ કન્યાને વળાવતાં રીત પ્રમાણે અપાતું ખાવાનું માટલું

**માળ** પું૦[दे. माल]મેડો; મજલો [પ્રદેશ

**માળ** પું૦ [સં. माल]નિર્જન વેરાન બીડનો

**માળ** સ્ત્રી૦ [સં. माल] માળા (૨)રેંટિયાના ચક્કર અને ત્રાક ઉપર ફરતી દોરી

**માળખું** ન૦ જુઓ માલખું

**માળણ** સ્ત્રી૦ જુઓ માલણ

**માળણુ** ન૦ ['માળવું' ઉપરથી] છાજ; સેંડણ
**માળવું** સ૦ક્રિ૦ છાજવું; સેંડવું (છાપરું)
**માળા** સ્ત્રી૦ જુઓ માલા
**માળિયું** ન૦ ['માળ' ઉપરથી] મેડો (૨) સરસામાન રાખવા છાપરા નજીક કરેલો નાનો માળ [(૨) ફૂલ વેચનાર
**માળી** પું૦ [सं. मालिन्] ફૂલઝાડ ઉછેરનાર
**માળું** વ૦ વહાલમાં કે નિરર્થક, નામ સાથે વપરાય છે [કા.]
**માળો** પું૦ [दे. माल] પંખીનું ઘર (૨) ઘણાં કુટુંબો રહી શકે એવું ઘણા માળવાળું મકાન (૩) ખેતરનો માંચડો
**માં** (૦) [सं. स्मिन्; प्रा. म्मि] સાતમી વિભક્તિનો પ્રત્યય
**માંકડ** (૦) પું૦ [सं. मत्कुण; प्रा. मंकुण] માકણ; માકડ. **ડિયું** ન૦ જુઓ માકડિયું
**માંકડી** (૦) સ્ત્રી૦ [प्रा. मक्कडी (सं. मर्कटी)] માંકડાની માદા (૨) ઘંટીના ઉપલા પડમાં બેસાડેલો લાકડાનો કકડો (૩) રવૈયાનો તે ભાગ, જે વડે ગોળી ઉપર તે ચપસીને બંધાય છે (૪) ઢોર બાંધવાના દોરડાના ગાળામાંની મોઈ (૫) હળ ઉપર ચોડેલું મોઈના આકારનું લાકડું, જેના પર ખેડૂત ખેડતી વખતે ભાર મૂકે છે (૬) ભૂરી ભેંસ (૭) માંકડીફૂકડી (૮) ચામડીનો એક રોગ (૯) ઘોડીની એક જાત. ૦ફૂકડી સ્ત્રી૦ એક છોવડું, જેનું મૂતર અડવેથી ફોલ્લા થાય છે. **–ડું** ન૦ [प्रा. मक्कड (सं. मर्कट)] લાલ મોંનું વાંદરું. **–ડો** પું૦ લાલ મોંનો વાંદરો ['માંકડ'માં
**માંકણ** પું૦, **–ણિયું** (૦) ન૦ જુઓ
**માંખ** (૦) સ્ત્રી૦ જુઓ માખી
**માંગલિક** વિ૦ [सं.] શુભ
**માંગલ્ય** ન૦ [सं.] શુભ; કલ્યાણ
**માંગવું** (૦) સ૦ક્રિ૦ જુઓ માગવું
**માંગળિક** વિ૦ જુઓ માંગલિક
**માંચડો** (૦) પું૦ [सं. मञ्च] માંચો; ઊંચી બેઠક; (૨) ગાડાની ધરી ઉપરનો પાટલો
**માંચી** (૦) સ્ત્રી૦ [सं. मञ्च] ખાટલી (૨) નાનો માંચો; આસન જેવી બેઠક. **–ચો** પું૦ જુઓ માંચડો (૨) ખાટલો (વાણ કે કાથીનો)
**માંજર** (૦) સ્ત્રી૦ [જુઓ મંજરી] તુલસી, ડમરા ઇ૦ની બિયાંવળી ડાખળી (૨) જોડાની સખતળી (૩) ચંપલની સીવણીમાં પગ તળે રહેતું પાતળું પડ (૪) મરઘાના માથા ઉપરની કલગી
**માંજરું** (૦) વિ૦ [प्रा. मंजर (सं. मार्जार) પરથી] ભૂરી કીકીવાળું
**માંજવું** (૦) સ૦ક્રિ૦ [सं. मृज्, मञ्ज्] ઘસીને સાફ કરવું (વાસણ)
**માંજાર** પું૦ [सं. मार्जार] બિલાડો
**માંજો** (૦) પું૦ [જુઓ માંજવું] કાચ પાયેલો દોર (પતંગનો)
**માંડ** (૦) અ૦ [प्रा. मणयं (सं. मनाक्)] માંડ માંડ
**માંડ** (૦) પું૦ ['માંડવું' ઉપરથી] શોભા માટે ગોઠવેલી ઉતરડો
**માંડણ** (૦) ન૦ જુઓ માડણ
**માંડણી** (૦) સ્ત્રી૦ ['માંડવું' ઉપરથી] માળની ઊંચાઈ; ઊભણી (૨) મંડાણ કરવું તે; ગોઠવણી
**માંડ માંડ** (૦) અ૦ [જુઓ માંડ] માણ માણ; જેમ તેમ કરીને; મહા મુશ્કેલીએ
**માંડલિક** વિ૦ [सं.] મંડળનું (૨) મંડળમાંનું; ખંડિયું (૩) પું૦ ખંડિયો રાજા; સામંત
**માંડવ** (૦) પું૦ [प्रा. मंडव (सं. मंडप)] વરપક્ષને પહેરામણી આપવાનો છેલ્લો વિધિ (૨) સ્ત્રી૦ નવરાત્રીની માંડવી
**માંડવાળ** (૦) સ્ત્રી૦ માંડી વાળવું તે; સમાધાન
**માંડવી** સ્ત્રી૦ [प्रा. मडव (सं. मंडप)] ઘર આગળની બેઠક (૨) રવેશી (૩) નવરાત્રીમાં દીવા મૂકવા માટે બનાવેલી મંડપ જેવી રચના (૪) જકાત લેવાની જગ્યા (૫) ચકલું; બજાર
**માંડવી** સ્ત્રી૦ ભોંયસિંગ
**માંડવું** (૦) સ૦ક્રિ૦ [सं. मंड्] શરૂ કરવું (૨) લખવું; નોંધવું (૩) ગોઠવવું–મૂકવું (૪) યોજવું; સ્થાપવું (૫) બીજી ક્રિયાની સહાયથી તે ક્રિયા કરવાનું શરૂ કરવું, તેમાં લાગવું,

વળગવું એવો ભાવ બતાવે છે. ઉદા૦ લખવા માંડો

**માંડવો** (૦) પું૦ [सं. मंडप] મંડપ; ચંદરવો બાંધી બનાવેલી બેઠક કે સ્થાન (૨) છોડી; કન્યા [લા.]

**માંત્રિક** પું૦ [सं.] મંત્રવિદ્યા જાણનાર

**માંદગી** (૦) સ્ત્રી૦ [फा.] બીમારી

**માંદલું** (૦) વિ૦ માંદું ને માંદું રહેતું; (તેથી) નિર્બળ; અશક્ત; ઢીલું પોચું

**માંદું** (૦) વિ૦ [फा.] બીમાર; રોગી. ૦સાજું વિ૦ (૨) ન૦ નરમ ગરમ તબિયતવાળું (માણસ)

**માંધાતા** પું૦ [सं.] એક મહાપ્રતાપી સૂર્યવંશી રાજા (૨) મોટો પ્રતાપી માણસ[લા.]

**માંસ** ન૦ [सं.] શરીરની સાત ધાતુમાંની એક. ૦**પેશી** સ્ત્રી૦ [सं.] માંસનો લોચો; 'ટિશ્યૂ'. ૦**માટી** ન૦ બ૦ વ૦ માંસ. ૦**લ** વિ૦ [सं.] માંસવાળું; જાડું; ભરાવદાર. –**સાહાર** પું૦[सं.] માંસનો ખોરાક. –**સાહારી** વિ૦ માંસ ખાનારું

**માંહી(–હે)** અ૦ [સર૦ સાતમી વિભક્તિના પ્રત્યય: सं. स्मिन्, प्रा. म्मि; अप. पालि म्हि] અંદર. –**હેલું** વિ૦ અંદરનું. –**હો માંહે** અ૦ અંદર અંદર. –**હ્ય** અ૦ માંહી. –**હ્યલું** વિ૦ અંદરનું

**મિકાડો** પું૦ જાપાનનો શાહેનશાહ

**મિકૅનિક** પું૦ [इं.] યંત્રવિદ્યાનો કારીગર. ૦**લ** વિ૦[इं.] યંત્રવિદ્યાને લગતું (૨) યાંત્રિક રીતે કરાતું

**મિચકારવું** સ૦ક્રિ૦ [જુઓ મીંચવું] મિચકારો કરવો; મીંચવું

**મિચકારો** પું૦ મીંચવું –મીંચાવું તે

**મિચામણાં** ન૦ બ૦ વ૦ મીંચામણાં; આંખો વારેવારે ઉઘાડવી અને બંધ કરવી તે (૨) તેના વડે ઇશારો કરવો તે

**મિચાવવું** સ૦ક્રિ૦, **મિચાવું** અ૦ક્રિ૦ 'મીંચવું'નું પ્રેરક ને કર્મણિ

**મિચ્છા મિ દુક્કડમ** શ૦ પ્ર૦ [सं. मिथ्या मे दुष्कृतम्] 'મારું દુષ્કૃત મિથ્યા થાઓ' (માફી માગવા જૈનોમાં વપરાય છે.)

**મિજબા(–મા)ન** પું૦ [फा. मेज़बान] મહેમાનગીરી કરનાર. –**ની** સ્ત્રી૦ ઉજાણી (૨) મહેમાની

**મિજલસ** સ્ત્રી૦ [अ. मज्लिस] ગમ્મતનો મેળાવડો (૨) મજલિસ; સભા

**મિજાગરું** ન૦ જેને આધારે બારણું વસાય છે તથા ઊઘડે છે તે; બરડવું

**મિજાજ** પું૦ [अ.] ગુસ્સો (૨) અભિમાન (૩) તબિયત; પ્રકૃતિ. –**જી** વિ૦ મિજાજવાળું

**મિટાવવું** સ૦ ક્રિ૦, **મિટાવું** અ૦ ક્રિ૦ 'મીટવું'નું પ્રેરક ને ભાવે

**મિટ્ટી** સ્ત્રી૦ [सं. मृत्तिका; प्रा. मित्तिआ] માટી

**મિણાવું** અ૦ક્રિ૦ મીણો ચડવો (૨) પાનો ખેંચી લેવો; (ઢોરે) દૂધ ન મૂકવું

**મિત** વિ૦ [सं.] પરમિત; પ્રમાણસર. ૦**ભાષી** વિ૦ [सं.] બોલનારું. –**તાક્ષર (–રી)** વિ૦[सं.] સંક્ષિપ્ત: ટૂંકું. –**તાહાર** પું૦[सं.] પ્રમાણસર–પોષણ માટે જોઈએ તેટલો ખોરાક. –**તાહારી** વિ૦ મિતાહાર કરનારું

**મિતિ** સ્ત્રી૦ [सं.] તિથિ; તારીખ (૨) માપ

**મિત્ર** પું૦ [सं.] ભાઈબંધ (૨) સૂર્ય. ૦**કૃત્ય** ન૦ [सं.] મિત્ર તરીકે કરેલું કામ. ૦**તા** સ્ત્રી૦ દોસ્તી; ભાઈબંધી. ૦**રાજ્ય** ન૦ મિત્રનું કે મિત્રાચારી રાખનાર રાજ્ય. –**ત્રાચારી** સ્ત્રી૦ ભાઈબંધી; દોસ્તી

**મિથુન** ન૦ [सं.] જોડું; જોડ (૨) સ્ત્રી૦ ત્રીજી રાશિ

**મિથેન** પું૦ [इं.] કોહવાટમાંથી છૂટતો એક વાયુ [ર. વિ.]

**મિથ્યા** વિ૦ (૨) અ૦ [सं.] અસત્ય; અવાસ્તવિક (૩) ફોગટ. ૦**ચાર** પું૦ [सं.] મિથ્યા આચાર (૨) દંભ. ૦**ચારી** વિ૦ મિથ્યા આચારવાળું (૨) દંભી. ૦**ત્વ** ન૦ [सं.] મિથ્યાપણું (૨) નાસ્તિકતા. ૦**પવાદ** પું૦ [सं.] ખોટું તહોમત. ૦**પવાદી** વિ૦ ખોટું તહોમત મૂકનાર. ૦**ભિમાન** ન૦ [+अभिमान] ખોટું અભિમાન. ૦**ભિમાની** વિ૦ મિથ્યા અભિમાન કરનારું

**મિનાર(-રો)** પું૦ [અ. मनार] થાંભલાના આકારનું એક જાતનું બાંધકામ
**મિનિટ** સ્ત્રી૦ [ઇં.] કલાકનો સાઠમો ભાગ
**મિનિસ્ટર** પું૦ [ઇં.] વજીર; પ્રધાન
**મિયાઉં** ન૦[રવ૦]બિલાડીનો અવાજ;મ્યાઉં
**મિયાણો** પું૦ [फा. मियानह] એ નામની એક જાતનો માણસ [ઘર
**મિયાન** ન૦ [फा. नियाम] તલવાર વગેરેનું
**મિયાં** પું૦ મુસલમાન ગૃહસ્થ (૨) તેનું સંબોધન
**મિરાત** સ્ત્રી૦ [અ. मिरास] પૂંજી; દોલત
**મિલ** સ્ત્રી૦ [ઇં.] યંત્રથી ચાલતું કારખાનું (બહુધા મોટું ને વસ્ત્રનું). ૦**એજંટ** પું૦ મિલના શૅરહોલ્ડરો (ભાગીદારો) તરફથી મિલનો સમગ્ર વહીવટ સંભાળવા નિમાતો વડો ભાગીદાર
**મિલકત** સ્ત્રી૦ [અ.] ધનમાલ વગેરે; પૂંજી
**મિલન** ન૦ [સં.] મુલાકાત; મિલાપ; મળવું તે. ૦**સાર** વિ૦ મળતાવડું
**મિલમજૂર** પું૦મિલમાં કામ કરતો મજૂર
**મિલમાલિ(-લી)ક** પું૦ મિલનો વહીવટદાર એજંટ (જેને સામાન્ય રીતે માલિક કહેવામાં આવે છે)
**મિલાપ** પું૦ [સં. मिल् ઉપરથી] મેલાપ;મેલ
**મિલાવટ** સ્ત્રી૦[સં. मिल् ઉપરથી] મેળવણી; મિશ્રણ.-**વું** સ૦ક્રિ૦ મેળવવું; ભેગું કરવું
**મિલિત** વિ૦ [સં.] મળેલું; એકઠું થયેલું
**મિશ્ર** વિ૦ [સં.] ભેળસેળવાળું; મિશ્રિત; એકઠું(૨)પું૦માન આપવા યોગ્ય પુરુષના નામને અંતે લાગે છે. ઉદા૦ મંડનમિશ્ર. ૦**ણ** ન૦ [સં.] મેળવણી; ઉમેરો (૨) મેળવણીથી થયેલી વસ્તુ(૩)'એલિગેશન' [ગ.]. ૦**ધાતુ** સ્ત્રી૦ મિશ્રણવાળી ધાતુ(૨) બે ધાતુઓના મિશ્રણથી બનેલી ધાતુ; 'એલોય'. -**શ્રિત** વિ૦ [સં.] મિશ્ર
**મિષ** ન૦[સં.] બહાનું; મશ. [(-ને) **મિષે** = -નું બહાનું કાઢીને]
**મિષ્ટ** વિ૦ [સં.] મીઠું; મધુર. -**ષ્ટાન્ન** ન૦ ગળી ને પૌષ્ટિક વાની
**મિશન** ન૦ [ઇં.] પ્રચારનું, જીવનધ્યેય જેવી મહત્તાવાળું લક્ષ્ય (૨) ખ્રિસ્તી ધર્મ-પ્રચારનું તેવું કામ (૩) તેનું ધામ. ૦**રી** વિ૦ [ઇં.] મિશનને લગતું (૨) પું૦ મિશનનો કે મિશનવાળો માણસ
**મિસર** ન૦ [અ. मिस्र] આફ્રિકાનો એક પ્રસિદ્ધ દેશ; ઇજિપ્ત
**મિસરી** સ્ત્રી૦ [અ. मिस्र ઉપરથી] સાકર
**મિસલ** સ્ત્રી૦ [અ. मसल] રીત; તરેહ
**મિસાલ** સ્ત્રી૦ [અ.] ઉદાહરણ; દૃષ્ટાંત (૨) અ૦ પેઠે, -ની જેમ [રંગવાની ભૂકી
**મિસી** સ્ત્રી૦ [સં. मसि(-सी)] દાંત કાળા
**મિસ્ટ(-સ્ત)ર** પું૦ [ઇં.] પુરુષના નામ આગળ અંગ્રેજી ભાષામાં વપરાતો 'શ્રી' એવો સન્માનસૂચક શબ્દ (૨) 'ભાઈ' અર્થનું સંબોધન
**મિસ્ત્રી** પું૦ [ઇં. मास्टर; पो. मेस्तर] હોશિયાર કારીગર (ખાસ કરીને સુતાર, કડિયો)
**મિસ્સી** સ્ત્રી૦ જુઓ મિસી
**મિહિર** પું૦ [સં.] સૂર્ય
**મીચવું** સ૦ ક્રિ૦ [જુઓ મીંચવું] બીડવું; બંધ કરવું [બિયાંનો ગર
**મીજ** સ્ત્રી૦ [प्रा. मिंज (सं. मज्जा)] મીંજ;
**મીજાન** ન૦ [અ.] અંદાજ; માપ. ૦**સર** અ૦ માપસર; મીજાનમાં
**મીટ** સ્ત્રી૦ નજર; અનિમેષ દૃષ્ટિ
**મીટર** ન૦ [ઇં.] (વીજળી, ગરમી, પાણીનો વાપર વગેરે) માપવા માટેનું યંત્ર (૨) પું૦ લંબાઈનું એક માપ (ફ્રેંચ)
**મીટવું** અ૦ક્રિ૦ [દે. मिट] ભૂંસાઈ જવું; નાબૂદ થવું (૨) મટવું
**મીઠડાં** ન૦ બ૦ વ૦ વહાલનાં આલિંગન (૨)દુખણાં;ઓવારણાં. -**ડું** વિ૦ મીઠું [પ.] (૨) મીઠું મીઠું બોલનારું (૩)ન૦ જુઓ મીઠડાં
**મીઠપ** સ્ત્રી૦ મીઠાશ
**મીઠાઈ** સ્ત્રી૦ સુખડિયાને ત્યાં વેચાતી કે એવી કોઈ પણ ગળી વાની (૨)મીઠાશ; મધુરતા

**મીઠાશ** સ્ત્રી૦ મીઠાપણું
**મીઠી** સ્ત્રી૦ બચ્ચી (૨) સ્નેહાલિંગન
**મીઠું** વિ૦ [प्रा. मिट्ठ (सं. मिष्ट)]મધુર(૨) ગળ્યું(૩)ન૦ લવણ; નિમક. [૦મરચું ભભરાવવું=વધારીને વાત કહેવી]. ૦લીંબુ ન૦ મોસંબી જેવું એક ફળ. –ઠો ભાત પું૦ એક જાતનો બિરંજ. –ઠો લીમડો પું૦ એક વનસ્પતિ, જેનાં પાન કઢીમાં નાખે છે
**મીડલી** સ્ત્રી૦ સ્ત્રીના કેશની ગૂંથેલી લટ
**મીડું** ન૦ શૂન્ય; બિંદુ; ટપકું
**મીઢળ** ન૦ [सं. मदनफल] મીંઢળ;એક ફળ (લગ્ન જેવી ક્રિયાઓ વખતે કાંડે બંધાય છે)
**મીઢી(૦આવળ)** સ્ત્રી૦ સોનામુખી
**મીણ** અ૦ જુઓ મીનાં
**મીણ** ન૦ [प्रा. मयण (सं. मदन)] મધપૂડો જેનો બનેલો હોય છે તે ચીકણો પદાર્થ. ૦કપ્પડ, ૦કાપડ ન૦ પાણી ન શોષે તે સારુ મીણ કે એવો પદાર્થ ચડાવીને બનાવેલું એક જાતનું કાપડ; મીણિયું. ૦બત્તી સ્ત્રી૦ જેમાં વાટ ઘાલેલી હોય એવી મીણ જેવા પદાર્થની બનાવટ. –ણિયું વિ૦મીણવાળું(૨)ન૦મીણકપ્પડ
**મીણિયું, મીણું** વિ૦ ['મીણો' ઉપરથી] નશામાં પડેલું
**મીણો** પું૦ [प्रा. मयण (सं. मदन)=માદક] કેફ; નશો(૨) કેફ ચડે તેવો ઝેરી પદાર્થ
**મીન** સ્ત્રી૦[सं.]બારમી રાશિ(૨)ન૦ માછલું
**મીનડી** સ્ત્રી૦ [જુઓ મીની] મીંદડી; બિલાડી. –ડું ન૦ બિલાડું
**મીનમેખ(–ષ)** સ્ત્રી૦ વાંધો; હરકત; શંકા કરવાપણું (૨) વધારોઘટાડો કરવાપણું (૩) અ૦ ઓછુંવત્તું હોય તેમ
**મીનાકારી** વિ૦ [फा.] ભાતવાળું(૨)સ્ત્રી૦ સોનાચાંદી પર રંગીન કામ–કારીગરી
**મીનાં** અ૦હાર્યાની કબૂલાતનો સંકેતશબ્દ
**મીની** સ્ત્રી૦ [રવ૦] મીનડી; બિલાડી
**મીનો** પું૦ [फा. मीना] સોનાચાંદી પરનું રંગિત ચિત્રકામ; મીનાકારી
**મીમાંસક** પું૦ [सं.] મીમાંસા કરનાર(૨) મીમાંસાદર્શન જાણનાર કે માનનાર
**મીમાંસા** સ્ત્રી૦ [सं.] વિચારણા; તપાસ; સમાલોચના (૨) જૈમિનિપ્રણીત પૂર્વ-મીમાંસાદર્શન
**મીર** પું૦ [फा.] અમીર
**મીરજા** પું૦ [फा.] મુસલમાનોનો એક ખિતાબ; અમીર; ઉમરાવ
**મીરાસ** સ્ત્રી૦ [अ.] વારસો
**મીલન** ન૦ [सं.] બંધ કરવું–બીડવું તે
**મીલિત** વિ૦ [सं.] બંધ કરેલું–બીડેલું
**મીંચવું** સ૦ક્રિ૦ [दे. मींचण]જુઓ મીચવું
**મીંચામણાં** ન૦બ૦વ૦ જુઓ મિચામણાં
**મીંચાવવું** સ૦ક્રિ૦, **મીંચાવું** અ૦ક્રિ૦ 'મીચવું'નું પ્રેરક અને કર્મણિ
**મીંજ** સ્ત્રી૦ જુઓ મીજ
**મીંડ** સ્ત્રી૦ [सं. मीडम्=ધીમે અવાજે] (સંગીત) એક શ્રુતિ યા સ્વર ઉપરથી બીજી શ્રુતિ યા સ્વર જવાનો એક મધુર પ્રકાર; ઘસીટ [ચોટલાની લટ
**મીંડલી(–ળી)** સ્ત્રી૦ કપાળ ઉપર ગોઠવેલી
**મીંડું** ન૦ જુઓ મીડું
**મીંઢળ** ન૦ જુઓ મીઢળ
**મીંઢી(૦આવળ)** સ્ત્રી૦ જુઓ મીઢી
**મીંઢું** વિ૦ મનમાં સમજે પણ બહાર દેખાવા ન દે તેવું (૨) ખંધું
**મીંદડી** સ્ત્રી૦[જુઓ મીની]મીનડી;બિલાડી. –ડું ન૦મીનડું;બિલાડું.–ડો પું૦બિલાડો
**મુકટો** પું૦ જુઓ મુગટો [મુકાદમી
**મુકદ્દમ** પું૦[अ.]જુઓ મુકાદમ. –મી સ્ત્રી૦
**મુકદ્દમો** પું૦ [अ.] દાવો
**મુકમ્મલ** વિ૦ [अ.] પૂરેપૂરું; સંપૂર્ણ. ૦આઝાદી સ્ત્રી૦ પૂર્ણ સ્વાતંત્ર્ય
**મુકરદમ** પું૦ જુઓ મુકાદમ
**મુકરદમો** પું૦ જુઓ મુકદ્દમો
**મુકરર** વિ૦ [अ. मुक़र्रर] નિયત;નક્કી કરેલું
**મુકરવું, મુકરી જવું** અ૦ક્રિ૦ નામુક્કર જવું; કહીને ફરી જવું
**મુકાણ** ન૦ મૂકવું તે

**મુકાદમ** પું૦ [ अ. मुक़द्दम]નાયક;જમાદાર. **–મી** સ્ત્રી૦ મુકાદમનું કામ [સામી ભેટ
**મુકાબલો** પું૦[અ.] સરખામણી (૨) સામ-
**મુકામ** પું૦ [અ.]રહેઠાણ(૨)પડાવ; ઉતારો
**મુકાવવું** સ૦ ક્રિ૦, **મુકાવું** અ૦ ક્રિ૦ 'મૂકવું'નું પ્રેરક ને કર્મણિ
**મુકુટ** પું૦ [સં.] જુઓ મુગટ
**મુકુર** પું૦ [સં.] આયનો
**મુકુલ** ન૦ [સં.] ખીલતી કળી. **–લિત** વિ૦ [સં.] કળીઓવાળું (૨) અડધું ઊઘડેલું
**મુકુંદ** પું૦ [સં.] વિષ્ણુ
**મુક્કર** વિ૦ [જુઓ મુકરર] ઠરાવેલું (૨) અ૦ જરૂર; ખચીત
**મુક્કાટવું** સ૦ક્રિ૦ મુક્કે મુક્કે મારવું
**મુક્કી** સ્ત્રી૦ [दे. बुक्का=मुष्टि] ઠોંસો. **–ક્કો** પું૦ ઠોંસો; ગડદો
**મુક્ત** વિ૦ [સં.] બંધનરહિત; છૂટું (૨) મુક્તિ પામેલું. ૦ક ન૦ [સં.] પૂર્ણ અર્થવાળો સ્વતંત્ર શ્લોક. ૦કંઠ વિ૦ [સં.] જોરથી કે બેધડક બોલનારું કે ગાનારું. ૦કંઠે અ૦ સંકોચ રાખ્યા વિના; ઉમળકાથી
**મુક્તા**, ૦ફલ [સં.], ૦ફળ ન૦ મોતી. ૦વલિ(**–લી**)[સં.], ૦વળિ(**–ળી**) સ્ત્રી૦, ૦હાર પું૦ [સં.] મોતીનો હાર
**મુક્તિ** સ્ત્રી૦ [સં.] મોક્ષ(૨)છુટકારો. ૦પદ ન૦ મુક્તાવસ્થા;મોક્ષ. ૦**પુરી** સ્ત્રી૦ જ્યાં જવાથી મુક્તિ મળે તેવી નગરી (દ્વારકા, અયોધ્યા, મથુરા વગેરે). ૦ફોજ સ્ત્રી૦ લશ્કરી ઢબે સંગઠિત કરવામાં આવેલું એક ખ્રિસ્તી મિશન
**મુખ** ન૦ [સં.] મોં (૨) ચહેરો(૩)આગલો કે ઉપરનો ભાગ (૪) નદી જ્યાં દરિયાને મળે તે સ્થાન. ૦કમલ [સં.], ૦કમળ ન૦ મુખરૂપી કમળ. ૦કળા સ્ત્રી૦ મોંની શિકલ, શોભા:છટા ઇ૦. ૦ચંદ્ર પું૦ મુખરૂપી ચંદ્ર. ૦ચિત્ર ન૦ ગ્રંથ, સામયિક વગેરેનું પ્રારંભમાં મુકાતું ચિત્ર
**મુખત્યાર** વિ૦ [अ. मुख़्तार] પોતાની મરજીમાં આવે તેમ કરવાને સત્તા અપાયેલું (૨) પું૦ એલચી; વકીલ; પ્રતિનિધિ. ૦**નામું** ન૦ પોતા તરફથી કામ કરવાની સત્તા આપનારું લખાણ. **–રી** સ્ત્રી૦ સદર પરવાનગી; કુલ સત્તા
**મુખપત્ર** ન૦ અમુક મંડળનું છાપું
**મુખપાઠ** પું૦ ગોખવું–યાદ કરવું તે; મોઢે બોલવાનું તે
**મુખપૃષ્ઠ** ન૦ગ્રંથ કે સામયિકના પૂઠાનું પાનું
**મુખમુદ્રા** સ્ત્રી૦ ચહેરો; મોંનો દેખાવ
**મુખર(–રિત)** વિ૦ [સં.] ખખડતું; અવાજ કરતું (૨) વાચાળ
**મુખવાસ** પું૦ [સં.] જમ્યા પછી મોં સુવાસિત કરવા ખાવાની વસ્તુ
**મુખારવિંદ** ન૦[સં.]કમળ જેવું સુંદર મોં
**મુખિયું** વિ૦ મુખ્ય. **–યો** પું૦ મુખ્ય માણસ (૨) ઠાકોરજીની સેવાપૂજા કરનારાઓનો મુખી
**મુખી** પું૦ ['મુખ' ઉપરથી] અગ્રેસર; નાયક (૨) ગામનો વડો (એક સરકારી અધિકારી)
**મુખ્ય** વિ૦ [સં.] પ્રધાન; પહેલું. ૦તઃ અ૦ ખાસ કરીને. ૦ત્વે, ૦ત્વે કરીને અ૦ ઘણું કરીને. ૦**પ્રધાન** પું૦ રાજ્યના વડા પ્રધાન; 'ચીફ મિનિસ્ટર'
**મુગજી** સ્ત્રી૦ (કોઈ વસ્ત્રને લગાડાતી બીજા રંગની ઝીણી પાતળી કિનાર
**મુગટ** પું૦[सं. मुकुट]પાઘડી પર સજવાનો એક શણગાર (૨) રાજાનો તાજ
**મુગટી** સ્ત્રી૦ નાનો મુગટો. **–ટો** પું૦ [सं. मुक्तक = કીડો નીકળી ગયા પછીના રેશમમાંથી વણેલું]એક રેશમી વસ્ત્ર; મુકટો
**મુગલ** વિ૦ (૨) પું૦ [तुर्की] જુઓ મોગલ. **–લાઈ** વિ૦ મુગલ સંબંધી (૨) સ્ત્રી૦ મુગલનો અમલ–રાજ્ય(૩)[લા.] ઠાઠમાઠ; ભપકો(૪) સ્વેચ્છાચારી રાજ્ય;અંધાધૂંધી કે જુલમ
**મુગ્ધ** વિ૦ [સં.] મોહ પામેલું (૨) અણસમજુ; અજ્ઞ (૩) સાલસ;નિષ્પાપ (૪)

૦ધાર વિ૦ જુઓ મુશળધાર. -ળું ન૦ મુસળ

**મુસાફર** પું૦ [अ. मुसाफिर] વટેમાર્ગુ. ૦ખાનું ન૦ પ્રવાસીઓને પડાવ નાખવાનું સ્થાન; ધર્મશાળા. -રી સ્ત્રી૦ પ્રવાસ; પર્યટન. -રી બંગલો પું૦ સવારીમાં ફરતા અમલદારો માટે રખાતો સરકારી બંગલો; ડાકબંગલો

**મુસીબત** સ્ત્રી૦[अ.] તકલીફ (૨) વિપત્તિ

**મુસ્કાવું** અ૦ક્રિ૦ મલકાવું; મંદહાસ્ય-સ્મિત કરવું (૨) રાચવું; રાજી થવું

**મુસ્તાક** વિ૦[अ. मुस्ताक] આતુર (૨) દૃઢ

**મુસ્લિમ** વિ૦ [अ.] ઇસ્લામનું કે તેનું અનુયાયી (૨) પું૦ મુસલમાન

**મુહાજિર** પું૦ [अ.] હિજરત કરનાર; બીજે દેશ જઈ રહેનાર

**મુહૂર્ત** ન૦ [सं.] બે ઘડી જેટલો સમય; ૪૮ મિનિટ (૨) કોઈ કામ શરૂ કરવાનો શુભ સમય

**મુંજ** ન૦ [सं.] દાભ જેવું એક ઘાસ

**મુંડ** ન૦ [सं.] માથું (૨) પું૦ સાધુ. ૦ક મૂંડેલા માથાવાળો સાધુ (૨) સ્ત્રી; ન૦ એ નામનું ઉપનિષદ. ૦ન ન૦ [सं.] માથું મૂંડાવવું તે. ૦માળા સ્ત્રી૦ માથાની કે ખોપરીઓની માળા. -ડી વિ૦ [सं.] બોડાવેલા માથાવાળું (૨) પું૦ હજામ(૩) સંન્યાસી. -ડો પું૦મદારી જેવો ભિખારી

**મુંબઈ** સ્ત્રી૦; ન૦ એ નામની નગરી. ૦ગરું વિ૦ મુંબઈનું (૨) કલદાર (રૂપિયો)

**મુંબ(-સા)ઈ** સ્ત્રી૦ કચ્ચર વાગેલા માટેની એક ઔષધિ

**મૂઈ** વિ૦ સ્ત્રી૦ મૂએલી

**મૂઉં** વિ૦ [प्रा. मुअ; मूअ (सं. मृत)] મૂએલું; મરેલું(૨)ક્રોધ કે વહાલમાં અપાતું વિશેષણ-ઉદ્ગાર. -એલું વિ૦ મરેલું. -ઓ વિ૦ પું૦

**મૂક** વિ૦ [सं.] મૂગું

**મૂકવવું** સ૦ક્રિ૦ મૂકે એમ કરવું; છોડાવવું

**મૂકવું** સ૦ક્રિ૦[અપ૦ मुक्क (सं. मुच्)] છોડવું; તજવું; મુક્ત કરવું (૨) (અમુક સ્થાને) નીમવું, સ્થાપવું કે ગોઠવવું; મેલવું (૩) પહેરવું; ઘાલવું (ટોપી; પાઘડી)(૪)રંધાવા -ચડવા માટે ચૂલા ઉપર મેલવું (ખીચડી; શાક; ભાત) (૫) (વ્યાજે કે ગીરો) રાખવા અથવા સાચવવા સોંપવું. ઉદા૦ તેને ત્યાં સો રૂપિયા મૂકયા છે (૬) શીખવા મોકલવા માંડવું. ઉદા૦ શરાફની દુકાને-નિશાળે મૂકયો (૭) બાકી રાખવું, છોડવું. ઉદા૦ ચાર લીટી મૂકી દીધી (૮)-ને જુમ્મે નાખવું – રાખવું (૯) જોરથી મોટે સાદે કાઢવું (પોક; રાડ ઇ૦)(૧૦) અન્ય ક્રિયા સાથે આવતાં તે ક્રિયાની પૂર્ણતા સૂચવે છે. ઉદા૦ ભગાડી મૂકવું

**મૂગું** વિ૦ [सं. मूक] બોલી ન શકે તેવું; અવાચક(૨)શાંત [ઉપર ઊગતા વાળ

**મૂછ** સ્ત્રી૦ [प्रा. मंसु (सं. श्मश्रु)] ઉપલા હોઠ

**મૂજી** વિ૦ [अ.] કંજૂસ (૨) અક્કલ કે હોંસ વગરનું; જડ [એક દાવ

**મૂઠ** સ્ત્રી૦ [तेलुगु मुट्ठु] ગિલ્લીદંડાની રમતમાં

**મૂઠ** સ્ત્રી૦[सं. मुष्टि; प्रा. मुट्ठि] મુઠ્ઠી(૨)જ્યાંથી તરવાર વગેરે પકડાય છે તે હાથો (૩) પીડા કરવાનો કે મારી નાખવાનો એક તાંત્રિક પ્રયોગ. -ઠિયું ન૦ કણકને મૂઠી વડે વાળી બનાવેલી એક વાની. -ઠી સ્ત્રી૦ જુઓ મુઠ્ઠી.-ઠો પું૦ મોટી મૂઠી

**મૂડકાવેરો** પું૦ માથાદીઠ લેવાતો વેરો

**મૂડકું** ન૦ [सं. मुंड] માથું

**મૂડી** સ્ત્રી૦ [प्रा. मुह (सं. मुख) + ડી; કે सं. मुंड = માથું] મોં અથવા માથાનો ભાગ. [૦નીચી કરવી=ટેક આબરૂ જતાં કરવાં]

**મૂડી** સ્ત્રી૦[प्रा. मूलिय (सं. मौल्कि)] પૂંજી; ધન (૨) વેપાર ઉદ્યોગમાં રોકાતી થાપણ-દ્રવ્ય. ૦દાર વિ૦ (૨) પું૦ મૂડીવાળો; પૈસાદાર. ૦વાદ પું૦ મૂડીદારોની સત્તા; કેપિટેલિઝમ'. ૦વાદી વિ૦ (૨) પું૦ મૂડીવાદને લગતું કે તેમાં માનતું

**મૂડો** પું૦ [दे. मूड] સો મણનું વજન (૨) ઘાણીનું ભારવાળું ગોળ ખાતું

**મૂડો** પું૦ સરકટ કે નેતરની એક જાતની ગોળ ખુરસી કે માંચી જેવું આસન
**મૂઢ** વિ૦ [સં.] મૂર્ખ; ઠોઠ (૨) સ્તબ્ધ; નિશ્ચેષ્ટ(૩)મોહવશ; વિવેકરહિત; મોહમાં પડેલું. **૦તા** સ્ત્રી૦. **૦મતિ** વિ૦ [સં.] બેવકૂફ; મૂર્ખ. **–ઢાગ્રહ** પું૦ [+આગ્રહ] મૂઢતાભેર રખાતો આગ્રહ; 'ડૉગ્મૅટિઝમ'. **–ઢાત્મા** પું૦ [સં.] મૂઢ પુરુષ
**મૂતર** ન૦ [જુઓ મૂત્ર] પેશાબ. **૦ગંદો** પું૦ મૂતરના ભેજની ગંદકી. **૦વું** અ૰ક્રિ૦ પેશાબ કરવો. [**મૂતરી પડવું**=બી જવું; ગભરાઈ જવું]. **–રાવું** અ૰ક્રિ૦ 'મૂતરવું'નું ભાવે
**મૂત્ર** ન૦[સં.] મૂતર; પેશાબ. **૦પિંડ** પું૦ શુદ્ધ લોહી તથા મૂત્રને જુદાં પાડનાર અવયવ; 'કિડની'. **૦રોગ** પું૦ પેશાબનો રોગ. **૦લ, ૦વર્ધક** વિ૦[સં.]વધારે મૂત્ર કરાવે તેવું. **–ત્રાશય** પું૦; ન૦ [સં.] મૂત્રને એકઠું થવા માટેનો અવયવ; કુક્ષો; 'બ્લૅડર'. **–ત્રોત્સર્ગ** પું૦પેશાબ કરવો તે
**મૂનિયું** ન૦ જુઓ મોનિયું
**મૂમતી** સ્ત્રી૦ [પ્રા. मुहपत्ती (સં. मुखपत्री)] જૈન યતિઓ મોં ઉપર બાંધે છે તે લૂગડાનો કકડો
**મૂરખ** વિ૦(૨)પું૦મૂર્ખ. **–ખાઈ,–ખામી** સ્ત્રી૦ મૂર્ખાઈ. **–ખું** વિ૦ મૂરખ
**મૂરઝાવું** અ૰ક્રિ૦[હિં. मुरझाना (સં. मूर्च्छन)] કરમાવું; ચીમળાવું
**મૂરત** સ્ત્રી૦ [સં. मूर्ति] મૂર્તિ [પ.]
**મૂર્ખ** વિ૦(૨)પું૦ [સં.] અભણ; બેવકૂફ; અક્કલહીન. **૦તા,–ર્ખાઈ** સ્ત્રી૦ મૂર્ખપણું
**મૂર્છના** સ્ત્રી૦[સં.]મૂર્ચ્છા(૨)સાત સ્વરોનો ક્રમસર આરોહ અવરોહ–થાટ
**મૂર્ચ્છા** સ્ત્રી૦ [સં.] બેશુદ્ધિ. **–ર્ચ્છિત** વિ૦ મૂર્ચ્છા પામેલું
**મૂર્છના** સ્ત્રી૦ જુઓ મૂર્ચ્છના
**મૂર્છા(–ર્છિત)** જુઓ 'મૂર્ચ્છા'માં
**મૂર્ત** વિ૦ [સં.] મૂર્તિમાન; સાકાર
**મૂર્તિ(–ર્ત્તિ)** સ્ત્રી૦ [સં.] પ્રતિમા; આકૃતિ (દેવ-દેવીની) (૨) સાધુ (વ્યક્તિ). **૦કાર** પું૦ મૂર્તિ ઘડનાર; શિલ્પી. **૦પૂજક** વિ૦ મૂર્તિને પૂજનાર. **૦પૂજા** સ્ત્રી૦ મૂર્તિની પૂજા. **૦ભંજક** વિ૦ મૂર્તિને ભાંગનાર. **૦મતી** વિ૦ સ્ત્રી૦, **૦મંત, ૦માન** વિ૦ [સં. मूर्तिमत्] શરીરવાળું; સાક્ષાત્ મૂર્ત. **૦શાસ્ત્ર** ન૦ મૂર્તિઓ બનાવવાનું શાસ્ત્ર; શિલ્પ
**મૂર્ધન્ય** વિ૦ [સં.] મૂર્ધસ્થાનથી ઉચ્ચારાતું (૨) માથાને લગતું(૩)પું૦મૂર્ધસ્થાની વર્ણ
**મૂર્ધસ્થાન** ન૦ [સં.] તાળવાની વચ્ચેનો ભાગ. **–ની** વિ૦ મૂર્ધસ્થાનનું
**મૂર્ધા** પું૦ [સં.] માથું (૨) દાંતનાં મૂળ અને તાળવાની વચ્ચેનો ભાગ [વ્યા.]
**મૂલ** ન૦ [સં. मूल्य] કિંમત
**મૂલ** ન૦ [સં.] વનસ્પતિની જડ (૨) પાયો; મંડાણ (૩) નદીનું ઉત્પત્તિસ્થાન(૪) મૂલ કારણ [લા.] (૫) ૧૯મું નક્ષત્ર (૬) 'રૂટ' (મૂલવિધિમાં) [ગ.] **૦ક** વિ૦ [સં.] (બહુવ્રીહિ સમાસને અંતે) મૂળવાળું. ઉદા૦ દંતકથામૂલક. **૦કારણ** ન૦ [સં.] મુખ્ય કારણ. **૦ગત** વિ૦ મૂળમાં રહેલું. **૦ગું** વિ૦(૨)અ૦જુઓ મૂળગું. **૦ચિહ્ન** ન૦ (√)આવું સંખ્યાનું મૂળ સૂચવતું ચિહ્ન. 'રૅડિકલ સાઈન' [ગ.]. **૦તત્ત્વ** ન૦ પાંચ મહાભૂતોમાંનું એક(૨)કોઈ ચીજનું મૂળ–પ્રાથમિક ઘટક તત્ત્વ(૩)ન૦ બ૦વ૦ શાસ્ત્ર કે કળાના પ્રાથમિક સિદ્ધાંતો. **૦પુરુષ** પું૦ [સં.] વંશનો આદિપુરુષ(૨) કુટુંબનો મુખ્ય માણસ. **૦પ્રકૃતિ** સ્ત્રી૦ [સં.]પ્રકૃતિ;જગતનું આદિ કારણ(સાંખ્ય). **૦પ્રત** સ્ત્રી૦ છાપવાનું મૂળ લખાણ;'પ્રેસ-કૉપી'. **૦ભૂત** વિ૦ મૂળરૂપ; મૂળનું
**મૂલવવું** સ૦ ક્રિ૦ મૂલ્ય નક્કી કરવું (૨) ખરીદવું (૩) આંકવું; કદર કરવી.
**મૂલવાવું** અ૦ક્રિ૦ 'મૂલવવું'નું કર્મણિ
**મૂલાક્ષર** પું૦ [સં.] જુઓ મૂળાક્ષર
**મૂલાધાર** પું૦ [સં.] મૂળ આધાર (૨) ન૦ ગુદા ને ઉપસ્થની વચમાં આવેલું ચક્ર

**મૂલ્ય** ન૦ [સં.] મૂલ; કિંમત. **૦વાન** વિ૦ કીમતી
**મૂષક, મૂષિક** પું૦ [સં.] ઉંદર
**મૂસ** સ્ત્રી૦ [સં. મુષા, મુષી; પ્રા. મૂસા] ધાતુ ગાળવાની કુલડી (૨) બીબું
**મૂસળી** સ્ત્રી૦ ઔષધિ-વસાણાના કામનું એક મૂળ [પરાઈ
**મૂસળી** સ્ત્રી૦ [સં. મૂસલ] ખાંડણીનો દસ્તો;
**મૂસા** પું૦ [અ.] યહૂદી ધર્મનો પ્રવર્તક
**મૂળ** વિ૦ [સં. મૂલ] અસલ; પહેલાંનું; મૂળભૂત (૨) ન૦ જુઓ મૂલ (સં.). **૦કારણ,૦ગત** જુઓ 'મૂલ(સં.)'માં. **૦ગું** વિ૦ (૨) અ૦ મૂળ; અસલ (૩) તમામ; બધું. **૦ગેથું** અ૦+મૂળથી. **૦તત્ત્વ, ૦પુરુષ, ૦પ્રકૃતિ, ૦પ્રત, ૦ભૂત** જુઓ 'મૂલ(સં.)'માં. **-ળાક્ષર** પું૦ વર્ણમાળાના મૂળ અક્ષરો. **-ળાડિયું, -ળાડું** ન૦ મૂલ. **-ળાધાર** પું૦ જુઓ મૂલાધાર. **-ળિયું** ન૦ મૂળ; જડ. **-ળી** સ્ત્રી૦ મૂળના ઝીણા ઝીણા ફણગા (૨) મૂળ [પ.]. **-ળો** ખાવામાં વપરાતું એક મૂળ
**મૂંગું** વિ૦ જુઓ મૂગું
**મૂંજી** વિ૦ જુઓ મૂજી
**મૂંઝવણ(-ણી)** સ્ત્રી૦ [જુઓ મુઝાવું] અકળામણ; ગભરામણ; વ્યગ્રતા; ઉચાટ. **-વું** સ૦ક્રિ૦ મૂંઝવણ કરવી; મૂંઝાવવું
**મૂંઝારી(-રો)** જુઓ 'મુઝારી'માં
**મૂંઝાવવું** અ૦ક્રિ૦ 'મૂંઝાવું'નું પ્રેરક
**મૂંઝાવું** અ૦ક્રિ૦ જુઓ મુઝાવું
**મૂંડકાવેરો** પું૦ [મૂંડકું+વેરો] માથા દીઠ લેવાતો વેરો
**મૂંડકી** સ્ત્રી૦ ['મૂંડવું' ઉપરથી] બોડી સ્ત્રી
**મૂંડકી** સ્ત્રી૦ [સં. મુંડક] ઘોડા કે ઊંટના પલાણના કાઠાના આગલા ભાગનું માથું
**મૂંડકું** ન૦ [સં. મુંડક] માથું
**મૂંડણ** ન૦ જુઓ મુંડન
**મૂંડવું** સ૦ક્રિ૦ [સં. મુંડ] મુંડન કરવું; બોડવું (૨)[લા.] છેતરવું; ધૂતવું(૩)ચેલો બનાવવો
**મૂંડામણ** ન૦ મૂંડવાનું મહેનતાણું
**મૂંડાવવું** સ૦ક્રિ૦,**મૂંડાવું**અ૦ક્રિ૦'મૂંડવું'નું પ્રેરક અને કર્મણિ
**મૂંડિયો** પું૦ મુંડી; સંન્યાસી [સ્ત્રી
**મૂંડી** સ્ત્રી૦ ['મૂંડવું' ઉપરથી] મૂંડકી; બોડી
**મૂંડી** સ્ત્રી૦ [સં. મુંડ ઉપરથી] માથું(૨)જણ.
**મૂંડું** વિ૦ ['મૂંડવું' ઉપરથી] બોડાવેલું. **-ડો** પું૦ બોડું માથું(૨) બોડા માથાવાળો માણસ; મૂંડિયો
**મૂંદર** પું૦ ભેંસના આગલા બે પગ વચ્ચે લબડતો ભાગ [કા.]
**મૃગ** પું૦ [સં.] પશુ (૨) હરણ (૩) ન૦ 'મૃગશીર્ષ'; પાંચમું નક્ષત્ર. **૦ચર્મ** ન૦ હરણનું ચામડું. **૦ચર્યા** સ્ત્રી૦ મૃગની પેઠે નિષ્પાપ જીવન ગાળવું તે(ભક્ત માટે). **૦જલ(-ળ)** ન૦ રેતાળ જમીન ઉપર સૂર્યનાં કિરણ પડવાથી દૂરથી દેખાતો પાણી જેવો આભાસ. **૦તૃષ્ણા** સ્ત્રી૦ મૃગજળ. **૦નયની** વિ૦સ્ત્રી૦ મૃગ જેવાં નયનોવાળી. **૦નાભિ** સ્ત્રી૦ [સં.]કસ્તૂરી. **૦પતિ** પું૦ [સં.] સિંહ. **૦મદ** પું૦ [સં.] કસ્તૂરી. **૦યા** સ્ત્રી૦ [સં.] શિકાર. **૦રાજ** પું૦ [સં.] મૃગપતિ; સિંહ. **૦લાંછન** પું૦ [સં.] ચંદ્ર (૨)મૃગનું ચિહ્ન. **૦લિયું** ન૦ [પ.] નાનું મૃગ (૨)હરણનું બચ્ચું. **૦લી** સ્ત્રી૦ હરણી. **૦લું** ન૦ હરણું. **૦લો** પું૦ હરણ. **૦લોચના(-ની)** [સં.] વિ૦ સ્ત્રી૦ જુઓ મૃગનયની. **૦શિર, ૦શીર્ષ** ન૦ [સં.] પાંચમું નક્ષત્ર. **-ગાંક** પું૦ [સં.] ચંદ્ર. **-ગી** સ્ત્રી૦ [સં.] હરણી. **-ગેંદ્ર** પું૦ [સં.] સિંહ
**મૃણાલ** પું૦;ન૦[સં.]કમલનો તંતુ. **-લિની, -લી** સ્ત્રી૦[સં.] કમળનો છોડ
**મૃણ્મય** વિ૦ [સં.] માટીનું
**મૃત** વિ૦ [સં.] મરણ પામેલું(૨)ન૦ મૃત્યુ; મરણ. **૦ક** વિ૦ [સં.] મરનાર સંબંધી (૨) ન૦ શબ (૩) મરણનું સૂતક. **૦પ્રાય** વિ૦ મરવાની અણી ઉપર આવેલું;લગભગ મૃત. **૦સંજીવની** વિ૦સ્ત્રી૦ [સં.] મૂએલાને જીવતા કરનારી (૨) સ્ત્રી૦ તેવી વિદ્યા

**મૃત્તિકા** સ્ત્રી० [સં.] માટી
**મૃત્યુ** ન० [સં.] મરણ. **०દંડ** પું० મોતની શિક્ષા; દેહાતદંડ. **०લોક** પું० [સં.] પૃથ્વી. **०વેરો** પું० મરનારની મિલકત વારસદારને મળે તે ઉપર લેવાતો વેરો. **०શય્યા** સ્ત્રી० મરણપથારી. **-ત્યુંજય** વિ० [સં.] મૃત્યુને જીતનારું; અમર (૨) પું० મહાદેવ
**મૃદંગ** ન० [સં.] બંને બાજુ વગાડાય તેવું તબલા જેવું એક વાદ્ય
**મૃદુ** વિ० [સં.] કોમળ; સુંવાળું (૨) મધુર. **०તા** સ્ત્રી०. **०લ** વિ० [સં.] મૃદુ
**મૃન્મય** વિ० [સં.] માટીનું બનાવેલું
**મૃષા** અ० [સં.] ખોટી રીતે (૨) નકામું; વ્યર્થ. **०વાદ** પું० જૂઠું; અસત્ય. **०વાદી** વિ० જૂઠું બોલનાર
**મે** પું० [ઇં.] ઈસવી સનનો પાંચમો મહિનો
**મેકર** પું० [ઇં.] બનાવનાર. ઉદા० સારા મેકરનો માલ
**મેખ** સ્ત્રી० +મેષ રાશિ
**મેખ** સ્ત્રી० [ફા.] ખીલી (૨) ફાચર
**મેખલા** સ્ત્રી०[સં.]કંદોરો; કટીમેખલા (ખાસ કરીને સ્ત્રીની)(૨)ફરતી વર્તુલાકાર રેખા કે મર્યાદા. **-ળ** ન० કંદોરો
**મેખળ** ન० લડાઈનું એક હથિયાર(સરખાવો હળમેખળ)
**મેખળા** જુઓ મેખલા
**મેગળ** પું० [પ્રા. मयगल (સં. मदकल)] હાથી
**મેઘ** પું० [સં.] વરસાદ (૨) વાદળ. **०ગર્જના** સ્ત્રી०[સં.]વાદળાંનો ગડગડાટ. **०ધનુ(०ષ,०ષ્ય)**ન० ઇંદ્રધનુષ. **०નાદ** પું० [સં.]મેઘગર્જના(૨)રાવણનો પુત્ર ઇંદ્રજિત. **०રવો** પું० આંબા વગેરેના મોરમાંથી ઝીણી મધુની છાંટ વરસે છે તે (૨) ઝીણું ઝાકળ જેવું પડતું વાદળ (?). **०રાજા** પું० ઇંદ્ર (૨) વરસાદ. **०લ(-લી)** વિ० સ્ત્રી० વાદળવાળી. **-ઘાડંબર** પું०; ન० [સં.] ઘોરંભો; વાદળાંની જમાવટ (૨) ગર્જના; ગડગડાટ (૩) છત્રીવાળી અંબાડી
**મેચકું** ન० નાનું પૂતળા જેવું છોકરું (તિરસ્કારમાં)
**મેજ** સ્ત્રી०; ન० [ફા.] ટેબલ. **०બાન** પું०, **०બાની** સ્ત્રી० જુઓ મિજબાન,-ની
**મેજર** પું० [ઇં.] ફોજનો એક અમલદાર
**મૅજિસ્ટ્રેટ** પું० [ઇં.] ન્યાયાધીશ
**મૅટ્રિક** વિ० [ઇં.] મહાવિદ્યાલયમાં દાખલ થવા જેટલું ભણેલ; વિનીત (૨) ન०; સ્ત્રી० તે કક્ષાનું ભણતર
**મૅટ્રિક સિસ્ટમ** સ્ત્રી० [ઇં.] વિવિધ-પરિમાણોનાં દશાંશ માપનાં કોષ્ટકની પદ્ધતિ
**મેડક** પું०[સં. मंडुक] મેંડક; દેડકો [માળ
**મેડી** સ્ત્રી०[દે. मेड्ड]નાનો માળ. **-ડો** પું०
**મેઢ** પું० લાકડામાં પડતો એક છિદ્ર
**મેઢ** પું० [દે. मेढक=દંડો, દાંડો, ખીલો] ખળાની વચ્ચે રોપેલી થાંભલી (ઇડર)
**મેઢી(०આવળ)** (મે) સ્ત્રી० જુઓ મીંઢી
**મેતે** (મે) અ० મેળે; જાતે
**મેથિયું** ન० મેથીનો મસાલો ભરી બનાવેલું અથાણું (૨) વિ० મેથી ભરેલું
**મેથી** સ્ત્રી० [સં.] એક ખી કે તેની ભાજી. **०પાક** પું० મેથીના લાડુ (૨) માર [લા.]
**મેદ** પું० [સં.] ચરબી
**મેદની** સ્ત્રી० દુનિયા (૨) ભીડ; ટોળું
**મેદાન** (મે) ન०[ફા.]ખુલ્લી સપાટ જમીન. **-ની** વિ०મેદાનમાં રમાય એવી (રમત)
**મેદિની** સ્ત્રી० [સં.] પૃથ્વી; દુનિયા
**મેંદી** (મે) સ્ત્રી०[સં. मेंधी]એક વનસ્પતિ;મેંદી
**મેંદો** (મે) પું०[ફા.] ધોયેલા ઘઉંનો બારીક લોટ; મેંદો
**મેધ** પું० [સં.] યજ્ઞ (૨) બલિ; ભોગ
**મેધા** સ્ત્રી० [સં.] બુદ્ધિ (૨) ધારણશક્તિ. **०વિની** વિ० સ્ત્રી०. **०વી** વિ० [સં.] બુદ્ધિમાન; પંડિત [(૨) પવિત્ર
**મેધ્ય** વિ० [સં.] યજ્ઞનું; યજ્ઞમાં હોમવાનું
**મેના** (મે) સ્ત્રી०[સં. मदना; દે. मयणा] એક પક્ષી; સારિકા [પક; સંચાલક
**મૅનેજર** પું०[ઇં.] વહીવટ કરનાર;વ્યવસ્થા-
**મેનો** (મે) પું० જુઓ મ્યાનો
**મૅન્ડેટ** પું० [ઇં.] હકૂમત ચલાવવાના કે અમુક કાર્ય કરવાના અધિકારની સોંપણ

**મેમોરિયલ** ન૦ [इं.] યાદગીરી માટે ઊભું કરેલું બાવલું વગેરે; સ્મારક (૨) સરકારને કારણો વગેરે સાથે કરેલી અરજી
**મેમ્બર** પું૦ [इं.] સભાસદ; સભ્ય
**મેયર** પું૦ [इं.] મોટા નગરની ખાસ અલગ કાયદાથી રચાતી (કૉર્પોરેશન) સુધરાઈનો પ્રમુખ [બી૦ પુ૦ એક વ૦)
**મેર** (મે) ['મરવું ઉપરથી] મર! (આજ્ઞાર્થ
**મેર** પું૦ [सं. मेरु] માળાનો શરૂઆતનો મોટો મણકો (૨) શિરોમણિ; મુગટ (૩) જેના ઉપર ચલમ રહે તે હુક્કાનો ડોયો (૪) મેરુ પર્વત [પ.]
**મેર** સ્ત્રી૦ બાજુ; દિશા
**મેરમેરા(-રે)યું** ન૦ ['મેરુ' ઉપરથી] દિવાળીમાં છોકરાં ઊંબાડિયા જેવો, હાથમાં ઝાલવાના ડોયાવાળો દીવો કરે છે તે
**મેરાઈ** પું૦ દરજી
**મેરા(-રિ)યું** ન૦ જુઓ મેરમેરાયું
**મેરુ** પું૦ [सं.] એક પર્વત (સોનાનો), જેની આસપાસ ગ્રહો વગેરે ફરે છે એમ મનાય છે (૨) મિત્ર; સોબતી (૩) તાંબાનું એક મોટું વાસણ (૪) હુક્કાનો મેર (૫) માળાનો મેર. ૦દંડ પું૦ કરોડ
**મેરૈયું** ન૦ જુઓ મેરમેરાયું
**મેલ** પું૦ [सं.] મિલન; મેલાપ
**મેલ** પું૦; સ્ત્રી૦ [इं.] ડાકગાડી; ટપાલ લઈને જતી ઝડપી ટ્રેન
**મેલ** (મે) પું૦ ['મેલું' ઉપરથી] કચરો; ગંદકી; મેલું તે. ૦ખાઉ વિ૦ મેલ ઢાંકી શકે એવી જાતનું
**મેલગાડી** સ્ત્રી૦ ડાકગાડી; 'મેલ'
**મેલડી** (મે) સ્ત્રી૦ ચંડાળ ભૂતડી (૨) એક દેવી
**મેલણ** (મે') ન૦ મેલવું તે; છુટકારો
**મેલવું** (મે') સ૦ક્રિ૦ [प्रा. मिल्ल] મૂકવું
**મેલાણ** (મે') ન૦ ['મેલવું' ઉપરથી] મેળાપ
**મેલાવવું** (મે') સ૦ક્રિ૦; **મેલાવું** અ૦ક્રિ૦ 'મેલવું'નું પ્રેરક ને કર્મણિ
**મેલી** (મે) સ્ત્રી૦ ['મેલું' ઉપરથી] ઓર; જરાયુ ૦**વિદ્યા** સ્ત્રી૦ મારણજારણ કે ભૂતપલીત વશ કરવાની વિદ્યા
**મેલું** (મે) વિ૦ [प्रा. मइल (सं. मलिन)] ગંદું (૨) કપટી (૩) ન૦ મળમૂત્રાદિ (૪) ભૂતપ્રેત વગેરે
**મેલો** પું૦ [सं. मेलक; प्रा. मेलय] મેળાપ
**મેવલિયો, મેવલો** પું૦ [જુઓ મેહુલો] વરસાદ (૨) મેઘસ્તુતિનું ગીત
**મેવાત** પું૦ [सं. मही + वास] મહી નદીના ડાબા કાંઠાનો પ્રદેશ. -તી વિ૦ મેવાતનું. -સ પું૦ મેવાત. -સી વિ૦ મેવાતી
**મેવો** પું૦ [फा.] લીલાં કે સૂકાં ફળ
**મેશ** (મે) સ્ત્રી૦ [सं. मषी(-सि)] કાજળ
**મેષ** પું૦ [सं.] ઘેટો (૨) પહેલી રાશિ
**મેષોન્મેષ** પું૦ [सं.] આંખ પટપટાવવી તે; પલકારો
**મેસ** (મે) સ્ત્રી૦ જુઓ મેશ
**મેસૂર** (મે) પું૦ એક મીઠાઈ
**મેસ્મેરિઝમ** ન૦ [इं.] પોતાના સંકલ્પબળથી સામાનામાં ઊભી કરાતી નિદ્રા જેવી સ્થિતિ (૨) એ સ્થિતિ ઊભી કરવાની શક્તિ (૩) એ સ્થિતિ, તેના કાયદા વગેરેનું વિજ્ઞાન
**મેહ** પું૦ [प्रा. (सं. मेघ)] વરસાદ. ૦લો, -હુલો પું૦ [જુઓ મેહ] વરસાદ; મેવલો
**મેળ** પું૦ [सं. मेल] રોજનો આવક ખરચનો હિસાબ (૨) હિસાબ; લેખું. ઉદા૦ અત્યારે ત્યાં જવાનો શો મેળ છે? (૩) મળતાપણું; બંધબેસતું હોવું તે (૪) બનાવ; સંપ (૫) એકઠા થવું તે (૬) તજવીજ; ઘાટ (૭) સગવડ; સંજોગ. ઉદા૦ હમણાં મને ત્યાં આવવાનો મેળ નથી
**મેળવણ** ન૦ ['મેળવવું' પરથી] મિશ્રણ (૨) અખરામણ. -ણી સ્ત્રી૦ મેળવવું-ઉમેરવું તે (૨) મેળવવાની ચીજ; ઉમેરણ. -વું સ૦ક્રિ૦ ['મેળ' પરથી] એકઠું કરવું; મિશ્ર કરવું (૨) પ્રાપ્ત કરવું (૩) સરખાવી જોવું (૪) આખરવું (૫) વાદ્યને સૂરમાં આણવું – તેના તાર વગેરે બરોબર ગોઠવવા
**મેળાપ** પું૦ [प्रा. मेलाव (सं. मेल)] મળવું

-એકઠા થવું તે; સમાગમ (૨) સદ્ભાવ; બનાવ [લા.]. -પી પું૦ બેઠકઊઠકવાળો માણસ; મિત્ર [મિજલસ; પરિષદ
**મેળાવડો** પું૦ જમાવ; ટોળું (૨) સભા;
**મેળાવો** પું૦મેળાવડો(૨) મેળાપ; મુલાકાત
**મેળે** (મે) અ૦ જાતે; પોતે (૨) પોતાની રાજીખુશીથી
**મેળો** પું૦ [જુઓ મેલો]મેળાપ; મેરો (૨) ઘણાં માણસનું એકઠા થવું તે (ઉત્સવ, યાત્રા વગેરે નિમિત્તે)
**મેં** (મેં) સ૦[સં. मया; પ્રા. मि, मे (બ૦વ૦ अम्हे)] 'હું'નું ત્રીજી વિભક્તિનું એકવચન
**મેંડક** (મેં૦) પું૦ [જુઓ મેડક] દેડકો. -કી સ્ત્રી૦ દેડકી
**મેંઢી** (મેં૦) સ્ત્રી૦ [પ્રા. (સં. मेंढ=ઘેટો)] ઘેટી. -ઢું ન૦ ઘેટું. -ઢો પું૦ ઘેટો
**મેંદી** (મેં૦) સ્ત્રી૦ [જુઓ મેદી] એક વનસ્પતિ
**મેંદો** (મેં૦) પું૦ જુઓ મેદો
**મૈત્રી** સ્ત્રી૦ [સં.] ભાઈબંધી
**મૈથિલી** સ્ત્રી૦ [સં.] સીતા (૨) બિહારના (દરભંગા પાસેના) એક ભાગની બોલી
**મૈથુન** ન૦ [સં.] નરમાદાનો સંભોગ
**મૈનાક** પું૦ [સં.] એક પૌરાણિક પર્વત
**મૈયત** સ્ત્રી૦ [અ.] મરણ (૨) મોકાણ (૩) વિ૦ મરણ પામેલું
**મૈયા** સ્ત્રી૦ [हिं.] માતા
**મોઈ** વિ૦ સ્ત્રી૦ જુઓ મૂઈ (૨) ભલે, ફિકર નહિ એવા અર્થમાં સ્ત્રીલિંગી શબ્દો સાથે. ઉદા૦ મોઈ, પડી ગઈ તો!
**મોઈ** સ્ત્રી૦ મોઈદંડાની રમતમાં નાનો લાકડાનો કકડો. ૦દંડા પું૦બ૦વ૦ મોઈ અને દંડા વડે રમવાની રમતો
**મોકલવું** સ૦ક્રિ૦[दि. मोकल] રવાના કરવું; જવા કહેવું (૨) પહોંચાડવું
**મોકલાવવું** સ૦ક્રિ૦ 'મોકલવું'નું પ્રેરક
**મોકળાણ(-શ)** સ્ત્રી૦ ['મોકળું' ઉપરથી] જવાની છૂટ; ખુલ્લું હોવું તે
**મોકળું** વિ૦[दे. मुक्कल (પ્રા. मुक्क, સં. मुक्त)] મોકળાશવાળું (૨) ખુલ્લું (૩) [લા.] નિખાલસ (૪) ઉદાર
**મોકાણ** (મો) સ્ત્રી૦ [दे. मुह+विक्कोणी= મોં મરડવું તે; અથવા મૂઉં+કાણ] મરણના સમાચાર (૨) મરનાર પાછળ શોક કરવા ભેગું થવું તે (૩) પીડા; આફત [લા.]
**મોકૂફ** વિ૦[અ.] બંધ પાડેલું; રહેવા દીધેલું; મુલતવી. -ફી સ્ત્રી૦ મોકૂફ રાખવું તે
**મોકો** પું૦ [અ.] પ્રસંગ; લાગ
**મોક્ષ** પું૦[સં.]મુક્તિ; છુટકારો. ૦કાલ(-ળ) પું૦ (ગ્રહણ) છૂટવાનો સમય. ૦દા એકાદશી સ્ત્રી૦ માગસર સુદ ૧૧. ૦દ્વાર ન૦ મોક્ષનું દ્વાર. ૦પદ ન૦ મુક્તિ; મોક્ષ. -ક્ષાર્થી પું૦ (૨) વિ૦ [+अर्थी] મુમુક્ષુ
**મોખ** પું૦ [જુઓ મોકો] પ્રસંગ; લાગ (૨) સારો મોખરો; વિશિષ્ટ સ્થાન. ઉદા૦ ઘર સારા મોખમાં આવેલું છે (૩) વેત; અનુકૂળતા; ગોઠવણ. ઉદા૦ મોખ આવશે ત્યારે પૈસા આપીશ
**મોખરો** (મો) પું૦ [સં. मुख ઉપરથી] આગળનો ભાગ; બહાર પડતો ભાગ
**મોગર** વિ૦ છોડાં કાઢી નાખેલી (દાળ)
**મોગરી** સ્ત્રી૦ એક જાતનું શાક
**મોગરી** સ્ત્રી૦ [સં मुद्गर;પ્રા. मोग्गर]હથોડી જેવું લાકડાનું ખાંડવાનું કે ઘંટ વગાડવાનું ઓજાર [રાનું તેલ
**મોગરેલ** ન૦ [મોગરો + તેલ પરથી] મોગ-
**મોગરો** પું૦ [પ્રા. मोग्गर (સં. मुद्गर)] એક ફૂલઝાડ (૨) મોટી મોગરી – હથોડી (૩) નાના ઘૂમટ કે શિખર જેવો આકાર; કાંગરો (૪)ટટ્ટો;'નોખ'(૫)એક ઘરેણું (૬) દીવાની વાટનો ઉપરનો બળી ગયેલો છેડો
**મોગલ** વિ૦ (૨) પું૦ [જુઓ મુગલ] મોંગોલિયાના મુસલમાનની એક જાત. -લાઈ, -લાણી જુઓ મુગલાઈ, -ણી
**મોઘ** વિ૦ [સં.] નકામું; વ્યર્થ; નિષ્ફળ
**મોઘમ** (મો) વિ૦(૨)અ૦ અસ્પષ્ટ; અનિશ્ચિત

**મોઘલ,-લાઈ,-લાણી** જુઓ 'મોગલ'માં
**મોઘવારી** (મોં) સ્ત્રી૦ જુઓ મોંઘાઈ (૨) મોંઘવારીને કારણે પગાર કે રોજમાં મળતું વિશેષ ભથ્થું [કે મળતું તે
**મોઘાઈ, મોઘારત** (મોં) સ્ત્રી૦ મોંઘું હોવું
**મોઘું** (મોં) વિ૦ [સં. महार्घ; પ્રા. महग्घ] મોંઘું; કીમતી; વધારે કિંમત પડે તેવું (૨) [લા.] અતિપ્રિય (૩) દુર્લભ (૪) આદરમાનને પાત્ર (૫) ખાસ માન કે લાડ યા પ્રેમ ચાહતું; મનાવવું પડે એવું. ૦ડા (-દા)ટ વિ૦ અતિશય મોઘું. -ઘેરું વિ૦ (લાલિત્યવાચક) મોઘું
**મોચક** વિ૦ [સં.] મુક્ત કરનાર. -ન ન૦ [સં.] મુક્ત કરવું તે (૨) વિ૦ મોચક (પ્રાયઃ સમાસમાં અંતે આવતાં)
**મોચણ** સ્ત્રી૦ મોચીની સ્ત્રી
**મોચી** પું૦ [દે. मोच=એક પ્રકારનું પગરખું; સર૦ સં. मोचन=ચામડું ઉતારવું] ચામડાંની વસ્તુઓ બનાવવાનો ધંધો કરનાર
**મોજ** (મોં) સ્ત્રી૦ [અ.] આનંદ (૨) મરજી
**મોજડી** સ્ત્રી૦ [દે. मोच=એક પ્રકારનું પગરખુ] નાજુક કે કસબી પગરખું
**મોજણી** સ્ત્રી૦ માપણી (જમીનની). ૦દાર પું૦ તે કરનાર
**મોજમજા** (મોં) સ્ત્રી૦ આનંદ; સુખચેન
**મોજશોખ** (મોં) પું૦ ભોગવિલાસ
**મોજી** (મોં) [फा.], ૦લું વિ૦ આનંદી; લહેરી (૨) વિલાસી (૩) મનસ્વી
**મોજું** ન૦ [અ. मौज] પાણીનો તરંગ
**મોજું** ન૦ [फा.] હાથપગનું ગૂંથેલું ઢાંકણ
**મોજૂદ** વિ૦ [અ.] હયાત; હાજર; તૈયાર
**મોજે** (મોં) અ૦ [અ. मौज़] (અમુક) મુકામે, સ્થાને; ગામે. ઉદા૦ મોજે કડોદ
**મોજો** પું૦ [फा.] જુઓ મોજું
**મોઝાર** અ૦ [દે. मज्झआर] માં; મધ્યે [પ.]
**મોઝિન** (મો) પું૦ [અ. मुवज़्ज़िन] મસીદમાં બાંગ પોકારનાર
**મોટ** સ્ત્રી૦ પોટલું; ગાંસડી
**મોટપ** સ્ત્રી૦ [દે. मोट्टिम] મોટાપણું; પ્રતિષ્ઠા; આબરૂ. -પણું ન૦ મોટાઈ (૨) મોટી ઉમ્મર. -સ સ્ત્રી૦ મોટપ
**મોટર** સ્ત્રી૦ [ઇં.] વીજળી વગેરેના બળથી જાતે ફરનારું યંત્ર, જે પછી બીજા સંચાકામને ચલાવે છે (૨) મોટરગાડી. ૦ગાડી સ્ત્રી૦ પેટ્રોલ વગેરેથી ચાલતી ગાડી-એક યાંત્રિક વાહન. ૦બસ સ્ત્રી૦ [ઇં.] જુઓ બસ. ૦સાઇકલ સ્ત્રી૦ [ઇં.] પેટ્રોલથી ચાલતી સાઇકલ [મોટપ
**મોટાઈ** (મો') સ્ત્રી૦ ['મોટું' પરથી] જુઓ
**મોટાભા** (મો') પું૦ બ૦ વ૦ [મોટું+ભાઈ] આગળપડતી માનપાત્ર વ્યક્તિ
**મોટાશ** (મોં') સ્ત્રી૦ જુઓ મોટપ
**મોટું** (મો') વિ૦ [સં. महत्] નાનાથી ઊલટું (૨) [લા.] ઉદાર; સખી (૩) પ્રતિષ્ઠિત; આબરૂદાર (૪) મુખ્ય; અગત્યનું. ઉદા૦ મોટી મોટી બાબત. -ટેથી અ૦ મોટે અવાજે. -ટેરું વિ૦ મોટું; વડીલ
**મોડ** (મોં) પું૦ [પ્રા. मउड (સં. मुकुट)] લગ્ન વગેરે શુભ પ્રસંગે સ્ત્રીને માથે મુકાતો સુથાડિયાની સળીઓ વગેરેનો એક ઘાટ (૨) જોખમદારી; ભાર [લા.]
**મોડ** પું૦ [જુઓ મોડવું] વળાંક (રસ્તા ઇ૦નો (૨) મરડાટ; ગર્વ (૩) જીદ; ટેક (૪) હાવભાવ; નખરાં (૫) ઢબ; મરોડ
**મોડબંધો** (મોં) વિ૦ મોડ બાંધનાર; બહાદુર (૨) પું૦ વરરાજા
**મોડવું** સ૦ક્રિ૦ [પ્રા. मोड (સં. मोट्य्)] મરડવું; મરડી-તોડી નાખવું
**મોડી** સ્ત્રી૦ ['મોડવું' ઉપરથી] મરાઠી ભાષાની હાથે લખવામાં વપરાતી લિપિ
**મોડું** (મોં) વિ૦ મુકરર વખત પછીનું(૨) ન૦ વેળા વટી જવી તે (૩) ઢીલ; કાળક્ષેપ
**મોઢામોઢ** (મોં) અ૦ ['મોઢું' ઉપરથી] રૂબરૂ; સમક્ષ (૨) એક મોઢેથી બીજે મોઢે એમ
**મોઢિયું** (મોં) ન૦ મોઢાનો - સૌથી ઉપરનો ભાગ (૨) ફાનસમાં બત્તી જેમાં રહે છે તે ભાગ (૩) રેંટિયામાં ત્રાક તથા

ચમરખાં જેમાં રહે છે તે ચોકઠું (૪) પશુના મોં ઉપર બાંધવામાં આવતી જાળી
**મોઢું** (મો)ન૦ [સં. मुख; પ્રા. मुह]મોં; મુખ
**મોણ** ન૦ મોવું તે કે તે માટે વપરાતું ચીકટ
**મોત** (મો) ન૦ [અ.] મૃત્યુ
**મોતિયો** પું૦ ['મોતી' ઉપરથી] આંખની કીકી ઉપર થતું પડ. [**મોતિયા મરી જવા** = ટાંટિયા ભાગી જવા; નાહિંમત થઈ જવું]
**મોતી** ન૦ [સં. मौक्तिक; પ્રા. मुत्तिअ] છીપમાંથી નીકળતી એક દરિયાઈ પેદાશ. [૦**ના ચોક પૂરવા** = મોટા મનોરથ ઘડવા; હવામાં કિલ્લા બાંધવા]. ૦**ચૂર** પું૦ કળીના લાડુ. ૦**ચૂરમું** ન૦ મોતીચૂર બનાવવાનું ચૂરમું. ૦**જ(–ઝ)રો** પું૦ બળિયા જેવો એક રોગ, જેમાં શરીરે મોતી જેવા ફોલ્લા થઈ આવે છે
**મોદ** સ્ત્રી૦ જુઓ મોદિયું
**મોદ** પું૦ [સં.] આનંદ. ૦**ક** પું૦ [સં.] લાડુ. ૦**ન** ન૦[સં.] આનંદ. ૦**વું** અ૦ક્રિ૦ ખુશી થવું; રાચવું; આનંદવું
**મોદિયું** ન૦ જાડી મોટી ચાદર
**મોદી** પું૦ અનાજ, ઘી, મસાલો વગેરેનો વેપારી; નેસ્તી (૨) કોઠારી; ભંડારી (૩) એક અટક. ૦**ખાનું** ન૦ મોદીની દુકાન (૨) દાણાનો કોઠાર (૩) લશ્કરને ખોરાકી પોશાકી પૂરી પાડનાર ખાતું
**મૉનિટર** પું૦ [ઇં.] વડો વિદ્યાર્થી
**મોનિયું** ન૦મોઢાનું–ઉપરચોટિયું આમંત્રણ
**મૉન્ટેસૉરી** સ્ત્રી૦ બાળકેળવણીની એક પદ્ધતિનાં યોજક ઇટાલિયન બાઈ. ૦**પદ્ધતિ** સ્ત્રી૦ તેમણે યોજેલી બાળકેળવણીની પદ્ધતિ. ૦**શાળા** સ્ત્રી૦ તે પદ્ધતિ પ્રમાણે ચલાવાતી શાળા.૦**શિક્ષક** પું૦ તે શાળાનો શિક્ષક
**મોપલો** પું૦ મલબારમાં વસતી મુસલમાનોની એક જાતનો આદમી
**મોફસલ** ન૦જુઓ મુફસિલ [મોંબદલો
**મોબદલો** (મો) પું૦ [અ. मुबादला] જુઓ
**મોબેદ** પું૦ [અ. मुअब्बिद] પારસીઓનો ધર્મક્રિયા કરાવનાર ગોર
**મોભ** પું૦[દે. मुब्भ, मोब्भ]છાપરાના ટેકારૂપ આડું લાકડું. –**ભાગ્ર** ન૦ મોભનો છેડો. –**ભાગ્રબુદ્ધિ** વિ૦ મોભના છેડા જેવી–બૂઠી બુદ્ધિવાળું (૨) સ્ત્રી૦ તેવી જાડી બુદ્ધિ
**મોભાદાર** વિ૦ મોભાવાળો; પ્રતિષ્ઠિત
**મોભારિયું** ન૦ મોભ ઉપર ઢાંકવાનું મોટું નળિયું
**મોભારો** પું૦ છાપરાનો મોભવાળો ભાગ
**મોભિયું** ન૦ મોભ [પ્રતિષ્ઠા; ઇજ્જત
**મોભો** પું૦ [અ. मुहाबा] દરજ્જો; આબરૂ;
**મોમ** ન૦ [फा.] મીણ. ૦**બત્તી** સ્ત્રી૦ મીણબત્તી
**મોયરું** (મો') ન૦ જુઓ માયરું
–**મોયું** (મો') વિ૦[સં. मुख ઉપરથી] નામને અંતે '–ની તરફ મોંવાળું', '–ની ચાહનાવાળું' એમ અર્થ બતાવતો અનુગ. ઉદા૦ ઘરમોયું
**મોર** પું૦[પ્રા. (સં. मयूर)]એક પક્ષી; મયૂર
**મોર** (મો) પું૦ [પ્રા. मउर (સં. मुकुर)] આંબા, આંબલી વગેરેનાં ફૂલ–મંજરી (૨) ઘોડાના માથાનો એક શણગાર
**મોર** (મો'ર,) અ૦[સં. मुख,પ્રા. मुह ઉપરથી] આગળ; પૂર્વે; મોખરે
**મોરચંગ** પું૦ એક વાજું [સાથે
**મોરચાબંધ** વિ૦મોરચા બાંધેલું(૨)મોરચા
**મોરચો** પું૦ [फा.] લશ્કરની મોખરાની વ્યૂહરચના (૨) બુરજ ઉપર જ્યાં તોપ ગોઠવવામાં આવે છે તે ભાગ
**મોરથૂથુ** ન૦ [સં. मयूरतुत्थ] એક ઝેરી ઔષધ; તાંબું અને ગંધકનો એક ક્ષાર
**મોરધ્વજ** પું૦ જુઓ મયૂરધ્વજ
**મોરબ્બો** પું૦ જુઓ મુરબ્બો
**મોરમોર** (મો મો) અ૦ [દે. मुरिअ=તૂટેલું, ભાંગેલું] (ખાદ્ય) મોંમાં ઘાલતાં ફૂટેફૂટ થઈ જાય એમ
**મોરલી** સ્ત્રી૦ [જુઓ મુરલી] વાંસળી
**મોરલો** પું૦ મોર (લાલિત્યવાચક)

**મોરવણ** ન૰ [જુઓ મોરવવું] અખરામણ
**મોરવવું** સ૰ક્રિ૰ [सं. मोरण=ખાટી છાશ] આખરવું
**મોરવવું** સ૰ક્રિ૰ [જુઓ મોરવું સ૰ક્રિ૰] ટોચ પરથી છોલી નાખવું
**મોરવાવું** અ૰ક્રિ૰[प्रा. मुर; दे. मुरिअ] ઉપર ઉપરથી તૂટી જવું; કપાવું
**મોરવું** (મો) અ૰ ક્રિ૰ ['મોર' ઉપરથી] ઝાડને) મોર આવવો [(શાક ઇ૰ને)
**મોરવું** સ૰ક્રિ૰ [प्रा. मुर] કાપવું; સમારવું
**મોરસ** સ્ત્રી૰ [इं. मोरिशियस ટાપુના નામ ઉપરથી] દાણાદાર ખાંડ
**મોરાર** પું૰ [જુઓ મુરારિ] શ્રીકૃષ્ણ
**મોરિયો** પું૰ સામા જેવું અણખેડયું ધાન્ય
**મોરી** સ્ત્રી૰[फा. मूरी] ખાળ; ગંદા પાણીની નીક; ગટર
**મોરું** (મો') વિ૰ [જુઓ મોર અ૰]આગળ પડતું; મોખરેનું(૨)ન૰ (રૂપગુણ વગેરેમાં) મોરું માણસ
**મોરું** (મો') ન૰ મહોરું (શેતરંજનું)
**મોરું** સ૰ મારું [પ.]
**મોરે** (મો') અ૰ [જુઓ મોર અ૰] આગળ
**મોલ** (મો) પું૰ [सं. मुकुल; प्रा. मउल= કળી)] પાક
**મોલવી** (મો) પું૰[अ.] મુસલમાન વિદ્વાન (૨) મુસલમાની કાયદા પ્રમાણે ન્યાય આપનાર [પું૰ અગ્રેસર; આગેવાન
**મોવડી** વિ૰ આગળનું; મોખરાનું (૨)
**મોવણ** ન૰ ['મોવું' ઉપરથી] જુઓ મોણ
**મોવાળો** પું૰ [જુઓ મુવાળો] વાળ
**મોવું** સ૰ક્રિ૰ કરમોવવું; ચીકટવાળું કરવું
**મોસમ** (મો) સ્ત્રી૰ [अ. मौसिम] ઋતુ. **–મી** વિ૰ મોસમનું
**મોસંબી** સ્ત્રી૰ [पो. मोझांबिक માંથી પ્રથમ આવેલું માટે] એક ફળ
**મોસાળ** (મો) ન૰ [सं. मातृशाला] માનું પિયેર. **૦સાસરી** સ્ત્રી૰, **૦સાસરું** ન૰ પતિ કે પત્નીનું મોસાળ. **–ળિયું** ન૰ મોસાળપક્ષનું માણસ. **–ળું** ન૰ માબાપ તરફથી છોકરીને સીમંત વખતે અને તેનાં છોકરાને જનોઈ કે લગ્ન વખતે જે રીત આપવામાં આવે છે તે (૨) મોસાળમાં ગાવાનું ગીત (૩) મોસાળાની રીત કરવા જતુ સરઘસ
**મોહ** પું૰ [सं.] અજ્ઞાન; ઊંઘ (૨) મૂર્છા; બેહોશી (૩) આસક્તિ; પ્યાર. **૦ક** વિ૰ મોહ પમાડનારું. **૦કતા** સ્ત્રી૰ મોહકપણું. **૦જાળ** સ્ત્રી૰ મોહની જાળ. **૦ન** વિ૰ [सं.] મોહક (૨) ન૰ મોહવું તે (૩) વશીકરણ; કામણ; એક અભિચાર (૪) શ્રીકૃષ્ણ [મિષ્ટાન્ન
**મોહનઠાર,મોહનથાળ** પું૰ એક પ્રકારનું
**મોહનમાળા** સ્ત્રી૰ અમુક કદના સોનાના મણકાની ગળે પહેરવાની માળા
**મોહનાસ્ત્ર** ન૰ [सं.] બેહોશ કરી નાખે એવું અસ્ત્ર
**મોહનિદ્રા** સ્ત્રી૰ [सं.] મોહરૂપી નિદ્રા
**મોહની** સ્ત્રી૰ [सं.] મોહ; ભૂરકી (૨) મોહિની; એક અપ્સરા
**મોહરમ** (મો) પું૰ [अ. मुहर्रम] હિજરી સનનો પહેલો મહિનો (જેમાં તાજિયા નીકળે છે)
**મોહવું** અ૰ક્રિ૰[सं. मुह् ઉપરથી]મોહ પામવું (૨) સ૰ક્રિ૰ મોહ પમાડવું
**મોહાવું** અ૰ક્રિ૰ મોહ પામવું
**મોહાંધ** વિ૰ [सं.] મોહથી અંધ બનેલું
**મોહિત** વિ૰ [सं.] મોહ પામેલું
**મોહિની** સ્ત્રી૰ [सं.] જુઓ મોહની(૨) મોહ પમાડે તેવી સ્ત્રી(૩)વૈશાખ સુદ અગિયારસ
**મોળ** (મોળ,)સ્ત્રી૰['મોળુ' ઉપરથી] શરીરમાં વાયુનું જોર થવાથી મોઢામાં લાળ છૂટે તે
**મોળપ** (મો) સ્ત્રી૰ મોળાપણું [(શાક)
**મોળવું** સ૰ક્રિ૰ [જુઓ મોરવું] સમારવું
**મોળાઈ(–ત)** (મો) વિ૰મોસાળનું; મામાનું
**મોળાશ** (મો) સ્ત્રી૰ મોળાપણું
**મોળિયું** (મો') ન૰ કાપડાની બાંયે ચોડાતો (કસબી) પટો (૨) કસબી ફેંટો
**મોળિયું**(મો')ન૰['મોળુ'પરથી]મીઠા વગરનો રોટલો (૨) શોકમાં પહેરવાનો સાલ્લો

**મોળું** (મો) વિ૦ ફિક્કું; સ્વાદ વગરનું (૨) ઢીલું; પોચું [લા.]. ૦સચ વિ૦ સાવ મોળું
**મોં** (મોં') ન૦ [પ્રા. मुह (સં. मुख)] મુખ; મોઢું (૨) આબરૂ; લાજશરમ (પ્રયોગો મોઢુ શબ્દ જેવા જ લગભગ છે) [લા.]
**મોંઘવારી, મોંઘાઈ, મોંઘારત, મોંઘું** જુઓ મોઘવારી, મોઘાઈ, મોઘારત, મોઘું
**મોંજો(૦ય)ણું** (મોં') સ્ત્રી૦ પહેલી વાર વર કે કન્યાને મોં જોઈને ભેટ આપવી તે
**મોંજેયું** (મોં') વિ૦ એકનું એક; લાડકું
**મોંબદલો** (મોં૦) પું૦ [જુઓ મોબદલો] કંઈ કર્યા કે આપ્યાના અવેજમાં મળે તે; વળતર (૨) જમીન ખરીદનારને વેચનારે સરકારમાં તેની નોંધ કરાવી આપવી તે
**મોંબળ્યું** (મોં') વિ૦ બળ્યા મોંનું; ભૂંડું
**મોંમાગ્યું** (મોં') વિ૦ માગે એટલું; ખૂબ
**મોંમાથું** (મોં') ન૦ મોં કે માથું; કશાના ઢંગ કે રૂપરંગ વિષે કાંઈ સાધારણ જાણ કે પતો [લા.]
**મોંમાર** (મોં') વિ૦ બોલવે નીડર અને [પ્રભાવશાળી
**મોંસૂઝણું** (મોં') ન૦ [મોં+સૂઝવું] પરોઢિયું
**મૌક્તિક** ન૦ [સં.] મોતી
**મૌખિક** વિ૦ [સં.] મુખનું; મુખને લગતું (૨) લેખિત નહિ; મોંથી પૂછેલું-કહેલું. ઉદા૦ મૌખિક પરીક્ષા
**મૌગ્ધ્ય** ન૦ [સં.] મુગ્ધતા
**મૌન** ન૦ [સં.] ન બોલવું તે (૨) વિ૦ મૂક; ચૂપ. ૦ધારી વિ૦ મૌન ધારણ કરનારું. ૦વ્રત ન૦ [સં.] મૌન રહેવાનું વ્રત. -ની વિ૦ [સં.] મૌનધારી
**મૌર્ખ્ય** ન૦ [સં.] મૂર્ખતા
**મૌર્ય** પું૦ [સં.] એક પ્રાચીન હિન્દુ રાજવંશ
**મૌર્વી** સ્ત્રી૦ [સં.] પણછ
**મૌલવી** પું૦ જુઓ મોલવી
**મૌલા** પું૦ [અ.] ધણી; માલિક
**મૌલાના** પું૦ [फा.] મોટા મોલવી
**મૌલિ** ન૦ [સં.] માથું (૨) ટોચ (૩) છોગું; કલગી [નલ'. ૦તા સ્ત્રી૦
**મૌલિક** વિ૦ [સં.] મૂળ; મુખ્ય; 'ઓરિજિ-
**મૌલી** વિ૦ [સં.] મૌલિ-મુગટવાળું
**મૌંજી** સ્ત્રી૦ [સં.] મુંજનો કંદોરો
**મ્યાઉં** ન૦[રવ૦]મિયાઉં; બિલાડીનો અવાજ
**મ્યાન** ન૦ [જુઓ મિયાન] ધારવાળા હથિયારનું ઘર [પાલખી; મેને
**મ્યાનો** પું૦ [फा. मियानह] એક જાતની
**મ્યુનિસિપલ** વિ૦ [ઇં.] મ્યુનિસિપાલિટીનું કે તેને લગતું [ખાતું સુધરાઈખાતું
**મ્યુનિસિપાલિટી** સ્ત્રી૦ [ઇં.] શહેર કે કસ-
**મ્લાન** સ્ત્રી૦ [સં.] કરમાયેલું; ખિન્ન. -નિ સ્ત્રી૦ [સં.] નિસ્તેજતા; ગ્લાનિ
**મ્લેચ્છ** પું૦ [સં.] આર્યોની સંસ્કૃતિથી ભિન્ન સંસ્કૃતિનો માણસ

# ય

**ય** પું૦ [સં.] ચાર અર્ધસ્વરોમાં પહેલો (૨) વિ૦ પરથી ભાવવાચક (ન૦) નામ બનાવતો પ્રત્યય. જેમ કે, દૈન્ય [વ્યા.]
**ય** પદને અંતે લાગતાં 'પણ, અપિ; વળી'નો અર્થ બતાવે. ઉદા૦ તમેય; (૨) પ્રશ્નાર્થક સ૦ને લગતાં અનિશ્ચિતાર્થક ઘણાપણાનો ભાવ બતાવે. ઉદા૦ કેટલુંય
**યકીન** ન૦ [અ.] વિશ્વાસ
**યકૃત** ન૦ [સં.] કાળજું; 'લીવર'
**યક્ષ** પું૦ [સં.] એક દેવયોનિ; કુબેરનો અનુચર. ૦(-ક્ષિ)ણી સ્ત્રી૦ [સં. यक्षिणी] યક્ષ સ્ત્રી; યક્ષની સ્ત્રી. ૦રાજ પું૦ કુબેર
**યક્ષ્મ(-ક્ષ્મા)** પું૦ [સં.] ક્ષયરોગ
**યજન** ન૦ [સં.] યજ્ઞ કરવો તે (૨) પૂજન. ૦યાજન ન૦ જાતે યજ્ઞ કરવા તથા બીજા પાસે કરાવવા રૂપી (બ્રાહ્મણનું) કર્મ
**યજમાન** પું૦ [સં.] યજ્ઞ કરનાર (૨) ગોર કે બ્રાહ્મણને દક્ષિણા આપી ધાર્મિક

ક્રિયા કરાવનાર (૩) આશ્રય આપનાર; દાતા. **૦વૃત્તિ** સ્ત્રી૦ યજમાનનાં દાન-દક્ષિણા વડે આજીવિકા કરવી તે
**યજવું** સ૰ક્રિ૰ [સં. યજ્] પૂજા કરવી (૨) યજ્ઞ કરવો
**યજુર(-ર્વેદ)** પું૰[સં.] ચાર વેદમાંનો એક
**યજ્ઞ** પું૰ [સં.] એક વેદોક્ત કર્મ; યાગ(૨) લોકસંગ્રહ કે સેવા અર્થે કરેલું કર્મ. **૦કુંડ** પું૰ [સં.] યજ્ઞની વેદી. **૦ક્રિયા** સ્ત્રી૦ [સં.] યજ્ઞનો વિધિ. **૦પુરુષ** પું૰ [સં.] વિષ્ણુ. **૦યાગ** પું૰ હોમહવન. **૦વેદિ(-દી)** સ્ત્રી૦ [સં.] યજ્ઞની વેદી. **૦શાલા** [સં.], **૦શાળા** સ્ત્રી૦ યજ્ઞ કરવાનો ઓરડો. **-જ્ઞોપવીત** ન૰ [સં.] જનોઈ
**યતિ** પું૰ [સં.] જિતેંદ્રિય પુરુષ; સંન્યાસી (૨) જૈન સાધુ (૩) સ્ત્રી૦ છંદમાં આવતો વિરામ (૪) વાક્યમાં આવતી ટાંપ
**યતી** પું૰ [સં.] યતિ; સંયમી
**યતીમ** ન૰ [અ.] અનાથ બાળક. **૦ખાનું** ન૰ અનાથાશ્રમ
**યત્કિંચિત્** અ૰ [સં.] જરા પણ
**યત્ન** પું૰ [સં.] યત્ન; મહેનત; ઉદ્યોગ
**યત્ર** અ૰ [સં.] જ્યાં. **૦તત્ર** અ૰ જ્યાં ત્યાં; ઠેકઠેકાણે
**યથા** અ૰ [સં.] જેવી રીતે; જે પ્રમાણે (૨) અવ્યયીભાવ સમાસમાં '-ની પ્રમાણે', 'અનુસાર' એવા અર્થમાં. **૦કાલ** [સં.], **૦કાળ** અ૰ સમય અનુસાર;યોગ્ય વખતે. **૦તથ** અ૰ [સં.] જેમ હોય તેમ; સાચેસાચું. **૦યોગ્ય** અ૰ [સં.] હોય તેમ. **૦ર્થ** વિ૰ [સં.] સાચું; ખરું; વાસ્તવિક (૨) અ૰ વાસ્તવિક રીતે. **૦ર્થતા** સ્ત્રી૦ સાચાપણું; ખરાપણું. **૦વત્** અ૰ [સં.] જેમ હોય તેમ. **૦વિધિ** અ૰ [સં.] વિધિ પ્રમાણે. **૦શક્તિ** અ૰ [સં.] શક્તિ પ્રમાણે. **-થેચ્છ(-ષ્ટ)** વિ૰ [સં.] મરજી મુજબનું (૨) અ૰ ઇચ્છા પ્રમાણે
**યદપિ** અ૰ [સં.] જોકે; યદ્યપિ
**યદા** અ૰ [સં.] જ્યારે
**યદિ** અ૰ [સં.] જો
**યદુ** પું૰ [સં.] યયાતિ અને દેવયાનીનો પુત્ર અને યાદવોનો પૂર્વજ. **૦નંદન** [સં.], **૦વર** પું૰ કૃષ્ણ
**યદૃચ્છા** સ્ત્રી૦ [સં.] સ્વેચ્છા (૨) અકસ્માત્
**યદ્યપિ** અ૰ [સં.] જોકે; યદપિ
**યદ્વાતદ્વા** અ૰ [સં.] ગમે તેમ; એલફેલ
**યમ** પું૰ [સં.] નિગ્રહ; સંયમ (૨) અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ અને અસ્તેય એ પાંચ (૩) મૃત્યુનો દેવ
**યમક** પું૰ જોડકું(૨)[કા. શા.] ભિન્ન અર્થના સમાન શબ્દોની પુનરાવૃત્તિ-શબ્દાલંકાર (૩) પ્રાસ; 'રાઈમ'
**યમદૂત** પું૰ [સં.] યમનો નોકર
**યમનિયમ** પું૰બ૰વ૰ [સં.] અષ્ટાંગ યોગનાં પહેલાં બે અંગ (પાંચ મહાવ્રતરૂપી યમ; તથા શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, ઈશ્વરપ્રણિધાન એ પાંચ નિયમ)
**યમપાશ** પું૰ [સં.] જે ફાંસા વડે જીવને યમ લઈ જાય છે તે
**યમપુરી** સ્ત્રી૦ યમરાજાની નગરી(૨) નરક
**યમલ** ન૰ [સં.] જોડકું
**યમલોક** પું૰, **યમસદન** ન૰ યમનું સ્થાન
**યમી** વિ૰ (૨) પું૰ [સં.] સંયમી (૩) સ્ત્રી૦ યમુના નદી
**યયાતિ** પું૰ [સં.] એક ચંદ્રવંશી રાજા
**યરવડાચક્ર** ન૰ ગાંધીજીએ યરવડા જેલમાં સુધારેલો પેટી-રેંટિયો
**યવ** પું૰ [સં.] જવ
**યવન** પું૰ [સં.] (પ્રાચીન) યુનાન દેશનો રહેવાસી (૨) આર્યસંસ્કૃતિ બહારનો માણસ; મ્લેચ્છ. **-નિકા** સ્ત્રી૦ [સં.] જવનિકા; પડદો (૨) યવની. **-ની** સ્ત્રી૦ [સં.] યવનની કે યવન સ્ત્રી
**યશ** પું૰ [સં.] કીર્તિ (૨) ફતેહ; સિદ્ધિ [લા.]. **૦સ્વતી, ૦સ્વિની** વિ૰ સ્ત્રી૦, **૦સ્વી** વિ૰ [સં.] નામાંકિત (૨) ફતેહમંદ. **-શોગાન** ન૰ યશનું ગાન; યશ ગાવો તે. **-શોદા** સ્ત્રી૦ [સં.]

શ્રીકૃષ્ણને ઉછેરનાર નંદની પત્ની. **–શોધન** ન૦ [સં.] યશરૂપી ધન (૨) વિ૦ યશસ્વી. **–શોધરા** સ્ત્રી૦ [સં.] ભગવાન બુદ્ધનાં પૂર્વાશ્રમનાં પત્ની
**યષ્ટિ, ૦કા, –ષ્ટી** સ્ત્રી૦ [સં.] લાકડી
**યહૂદી** વિ૦ (૨) પું૦ [फा.] પૅલેસ્ટાઈનનો મૂળ વતની; મૂસા પેગંબરનો અનુયાયી
**યંત્ર** ન૦ [સં.] સંચો (૨) જુઓ જંતર. **૦ણા** સ્ત્રી૦ [સં.] ક્લેશ; વેદના (૨) નિયંત્રણ. **૦રચના** સ્ત્રી૦ યંત્રની રચના; યંત્રની ગોઠવણી. **૦વત્** અ૦ યંત્રની પેઠે; એકધારું. **૦વિદ્યા** સ્ત્રી૦ યંત્રોની વિદ્યા. **૦શાસ્ત્ર** ન૦ યંત્રોનું શાસ્ત્ર; 'મિકેનિક્સ'. **–ત્રિત** વિ૦ [સં.]નિયંત્રિત. **–ત્રોદ્યોગ** પું૦ [+उद्योग] યંત્રો દ્વારા થતો કારખાનાનો ધંધોરોજગાર. **–ત્રોદ્યોગવાદ** પું૦ યંત્રોદ્યોગો વધવાથી દેશની આબાદી છે એવો વાદ; 'ઇન્ડસ્ટ્રિયલિઝમ'
**યા** અ૦ [फा.] હે! (૨) અથવા; યાને. [**૦અલ્લા!** શ૦ પ્ર૦ હે પ્રભુ!]
**યાકૂત** ન૦ [અ.] માણેક; એક રત્ન. **–તી** સ્ત્રી૦ ભાંગના ઘીમાં મસાલા મેળવી બનાવેલો એક માદક પાક
**યાગ** પું૦ [સં.] યજ્ઞ
**યાચક** પું૦ [સં.] માગણ. **–ના** સ્ત્રી૦ [સં.] વિનંતિ; પ્રાર્થના (૨) માગણી; ભીખ
**યાચવું** સ૦ક્રિ૦ [સં. याच्] યાચના કરવી
**યાચિત** વિ૦ [સં.] માગેલું
**યાજક** પું૦[સં.]યજ્ઞવિધિ કરાવનાર ઋત્વિજ
**યાજન** ન૦ [સં.] યજ્ઞ કરાવવો તે
**યાજ્ઞવલ્ક્ય** પું૦ [સં.] એક પ્રાચીન ઋષિ
**યાજ્ઞસેની** સ્ત્રી૦ [સં.] દ્રૌપદી
**યાજ્ઞિક** વિ૦ [સં.] યજ્ઞ સંબંધી (૨) પું૦ યજ્ઞ કરનાર કે કરાવનાર (૩) એક અટક
**યાજ્ય** વિ૦ [સં.] યજ્ઞમાં હોમવાનું
**યાતના** સ્ત્રી૦ [સં.] દુઃખ; કષ્ટ; પીડા
**યાતાયાત** સ્ત્રી૦ [સં.] જવું ને આવવું તે; હેરાફેરો (૨) જન્મમરણનું દુઃખ
**યાત્રા** સ્ત્રી૦ [સં.] જુઓ જાત્રા. **૦ળુ** પું૦ યાત્રા કરનારો. **–ત્રિક** [સં.], **–ત્રી** વિ૦ યાત્રા કરનારું (૨) પું૦ યાત્રાળુ
**યાદ** સ્ત્રી૦[फा.]સ્મરણ (૨) યાદી; ટાંચણ. **૦ગાર** વિ૦ યાદ કરાવે તેવું (સ્મારક) (૨) યાદ રહી જાય તેવું. **૦ગીરી** સ્ત્રી૦ યાદદાસ્ત; સ્મરણ (૨) સંભારણું; સ્મારક. **૦દાસ્ત(–સ્તી)** સ્ત્રી૦ [फा. + दाश्तन] સ્મરણશક્તિ
**યાદવ** પું૦ [સં.] યદુનો વંશજ (૨) કૃષ્ણ. **–વાસ્થળી, –વી** સ્ત્રી૦ યાદવોની અંદર અંદરની લડાઈ અને કતલ (૨) અંદર અંદરની લડાઈ [લા.]
**યાદી** સ્ત્રી૦ [फा.] ટીપ; વિગતવાર ટાંચણ (૨)તે નોંધવાની ચોપડી (૩) યાદ; સ્મરણ
**યાદશ** વિ૦ [સં.] જેવું; જેના જેવું
**યાન** ન૦[સં.] વાહન(૨)શત્રુ સામે આક્રમણ
**યાને** અ૦ [अ. यानी] અથવા; યા
**યામ** પું૦ [સં.] ત્રણ કલાક; પહોર
**યામિની** સ્ત્રી૦ [સં.] રાત્રી
**યામ્ય** વિ૦ [સં.] યમ સંબંધી (૨) દક્ષિણ દિશાનું. **–મ્યોત્તર** વિ૦ દક્ષિણમાંથી ઉત્તરમાં જતું
**યાર** પું૦ [फा.] દોસ્ત (૨) આશક; જાર. **–રી** સ્ત્રી૦ દોસ્તી; પ્યાર (૨) સ્ત્રીપુરુષનો અનુચિત પ્રેમ કે સંબંધ (૩) સઢ છૂટો મૂકવાનો દોર (૪) મદદ. [**યારી આપવી** (નસીબે) = નસીબ પાધરું ઊતરવું; પ્રયત્ન સફળ થવો.]
**યાર્ડ** પું૦ [इं.] વાર; ત્રણ ફૂટનું માપ (૨) વાડો; વાડા જેવી જગા. ઉદા૦ રેલવે યાર્ડ
**યાલ** સ્ત્રી૦[तुर्की]સિંહની ગરદન પરના વાળ
**યાવચ્ચંદ્રદિવાકરૌ** અ૦[સં.] સૂર્ય અને ચંદ્ર હોય ત્યાં સુધી; હમેશને માટે
**યાવજ્જીવન** અ૦[સં.] આખી જિંદગી સુધી
**યાવત્** અ૦ [સં.] જ્યાં સુધી
**યાહોમ** અ૦[अवस्ता : ओहाम] કૂદવાનીનો પોકાર. [**૦કરવું**=મરણિયા થઈને પડવું]
**યાળ** સ્ત્રી૦ જુઓ યાલ

**યાંત્રિક** વિ૦ [સં.] યંત્રનું; યંત્ર સંબંધી; યંત્ર જેવું (૨) પું૦ યંત્રશાસ્ત્રી

**યુક્ત** વિ૦[સં.] જોડાયેલું (૨) યોગ્ય; ઘટતું (૩) (સમાસને અંતે)'વાળું' અર્થમાં. ઉદા૦ અપમાનયુક્ત. **-ક્તાયુક્ત** વિ૦ [+अयुक्त] સારુંનરસું; યોગ્યાયોગ્ય

**યુક્તિ** સ્ત્રી૦ [સં.] તદબીર; કરામત (૨) ન્યાય; તર્ક. ૦**પ્રયુક્તિ** સ્ત્રી૦ સારાનરસા ઉપાય કરવા તે; વિવિધ યુક્તિઓ અજમાવવી તે. ૦**બાજ** વિ૦ ચતુર; હોશિયાર (૨) શોધક; કરામતી

**યુગ** પું૦ [સં.] પૌરાણિક રીતે પાડેલા કાળના લાંબા ચાર વિભાગોમાંનો દરેક (સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ) (૨) જમાનો [લા.](૩) યુગલ; યુગ્મ. ૦**ધર્મ** પું૦ યુગનો પ્રધાન ધર્મ. ૦**પ્રવર્તક** વિ૦ યુગ પ્રવર્તાવનાર; યુગ બદલનાર (૨) પું૦ જેના મહાન પુરુષાર્થથી જગતમાં યુગાંતર થાય તે (પુરુષ). ૦**લ** ન૦ જોડું. **-ગંધર** પું૦ [સં.] યુગપ્રવર્તક

**યુગ્મ** ન૦ [સં.] જોડું. ૦**ક** ન૦ [સં.] યુગ્મ; જોડું. ૦**કોણ** પું૦ 'ઑલ્ટર્નેટ ઍન્ગલ'[ગ.]

**યુટોપિયા** પું૦[ઇં.] આદર્શ સમાજવ્યવસ્થા અને સુખસંપત્તિવાળો કાલ્પનિક બેટ કે તેવો પ્રદેશ યા સ્થિતિ

**યુત** વિ૦ [સં.] યુક્ત; સહિત. **-તિ** સ્ત્રી૦ [સં.] યોગ; મિલન; મેલાપ [મોટો

**યુધિષ્ઠિર** પું૦ [સં.] પાંચ પાંડવોમાં સૌથી

**યુદ્ધ** ન૦ [સં.] લડાઈ; સંગ્રામ. ૦**નિષેધ** પું૦ યુદ્ધનો સર્વથા નિષેધ. ૦**સોકૂફી** સ્ત્રી૦ થોડા સમય માટે યુદ્ધ બંધ રાખવું તે;'આર્મિસ્ટીસ'. ૦**દ્ધોત્તર** વિ૦[+उत्तर] યુદ્ધ પછીનું; યુદ્ધ પત્યા પછીના શાંતિના કાળમાં કરવાનું-હાથ ધરવાનું; જેમ કે યુદ્ધોત્તર યોજનાઓ

**યુનાન** પું૦ [फा.] ગ્રીસ. **-ની** વિ૦ યુનાનનું કે તેને લગતું (૨) મુસલમાનોનું-તેમણે ખીલવેલું (વૈદું) [જાતનો જથો

**યુનિટ** પું૦ [ઇં.] એકમ; મૂળ ઘટક (૨)એક

**યુનિવર્સિટી** સ્ત્રી૦ [ઇં.] વિદ્યાપીઠ; વિશ્વવિદ્યાલય [[૨. વિ.]

**યુરેનિયમ** ન૦[ઇં.] એક ધાતુ (મૂળ તત્ત્વ)

**યુવક** પું૦ યુવાન. ૦**પ્રવૃત્તિ** સ્ત્રી૦યુવાનોના સંગઠનની કે તે વડે ચલાવાતી પ્રવૃત્તિ. ૦**મંડળ** ન૦, ૦**સંઘ** પું૦ યુવકોનો સંગઠિત સમૂહ કે સંસ્થા

**યુવતી** સ્ત્રી૦ [સં.] જુવાન સ્ત્રી

**યુવરાજ** પું૦ [સં.] પાટવી કુંવર. **-જ્ઞી** સ્ત્રી૦ પાટવી કુંવરની સ્ત્રી

**યુવા** પું૦[સં.]યુવાન. ૦**ન** વિ૦ યુવાવસ્થામાં આવેલું; જુવાન (૨) પું૦ તેવો પુરુષ. ૦**વસ્થા** સ્ત્રી૦ [+अवस्था] જુવાની

**યૂકા** સ્ત્રી૦ [સં.] જૂ

**યૂથ** ન૦ [સં.] ટોળું

**યૂપ** પું૦[સં.]યજ્ઞના પશુને બાંધવાનો થાંભલો

**યે** 'ય' જેમ જ અર્થ સૂચવે (કાંઈક વિશેષ માત્રામાં) [પ્રકારે;ગમે તેમ કરીને

**યેન કેન પ્રકારેણ** શ૦પ્ર૦ [સં.] ગમે તે

**યોગ** પું૦ [સં.] મેળાપ; સંગમ (૨) ઉપાય; ઇલાજ (૩) પરમાત્મા સાથે સંબંધ કરવાનો ઉપાય (૪) ચિત્તવૃત્તિનો નિરોધ (૫) યોગદર્શન (૬) અવસર; પ્રસંગ; લાગ (૭)સૂર્ય કે ચંદ્રના અમુક સ્થાનમાં આવવાથી થતા ૨૭ વિશિષ્ટ અવસરમાંનો દરેક [જ્યો.](૮) વ્યુત્પતિ [વ્યા.]. ૦**ક્ષેમ** પું૦; ન૦[સં.]જે વસ્તુ ન હોય તે મેળવવી અને હોય તેનું રક્ષણ કરવું તે (૨) કુશળતા; આબાદી. ૦**દર્શન** ન૦ [સં.] પતંજલિપ્રણીત યોગશાસ્ત્ર. ૦**નિદ્રા** સ્ત્રી૦ [સં.]અર્ધી નિદ્રા અને અર્ધી સમાધિની સ્થિતિ (૨) યુગના અંતમાં વિષ્ણુની નિદ્રા. ૦**બલ** [સં.], ૦**બળ** ન૦ યોગથી પ્રાપ્ત થતી શક્તિ. ૦**ભ્રષ્ટ** વિ૦ [સં.] યોગમાંથી ચળેલું. ૦**માયા** સ્ત્રી૦ [સં.] યોગની જાદુઈ શક્તિ (૨)સૃષ્ટિની ઉત્પત્તિ કરનારી ઈશ્વરની શક્તિ(૩) દુર્ગા. ૦**મુદ્રા** સ્ત્રી૦ ખેચરી વગેરે પાંચ મુદ્રાઓમાંની દરેક; યોગની વિશિષ્ટ ક્રિયા. ૦**રૂઢિ** સ્ત્રી૦

શબ્દની ત્રણ પ્રકારની અર્થબોધક વૃત્તિ-શક્તિમાંની એક (યોગ, રૂઢિ અને યોગરૂઢિ), જેમાં યોગ–વ્યુત્પત્તિ–તેમ જ રૂઢિ બંનેથી શબ્દનો અર્થ નક્કી થાય છે. ઉદા૰ પંકજ[વ્યા.]. ૦શાસ્ત્ર ન૰ [સં.] યોગનું નિરૂપણ કરનારું શાસ્ત્ર. ૦સમાધિ સ્ત્રી૰[સં.]પૂર્ણ ધ્યાનમાં જીવનું લીન થઈ જવું તે.૦સાધના સ્ત્રી૰ યોગની સાધના. ૦સિદ્ધ પું૰ યોગની સિદ્ધિ પ્રાપ્ત કરનારો; યોગી. ૦સૂત્ર ન૰ [સં.] પતંજલિએ રચેલો યોગશાસ્ત્રનો પ્રસિદ્ધ ગ્રંથ. **–ગાનુયોગે** અ૰ [+ अनुयोग] જુઓ જોગાનજોગ. **–ગાભ્યાસ** પું૰ [+अभ्यास]યોગનો અભ્યાસ.**–ગાયોગ**પું૰ [+ अयोग] અનુકૂળ અને પ્રતિકૂળ સંજોગ. **–ગિની** સ્ત્રી૰ [સં.] યોગાભ્યાસ કરનારી સ્ત્રી; તાપસી (૨) દુર્ગા અને શિવની તહેનાતમાં રહેતી આઠ ઉપદેવી-ઓમાંની દરેક. **–ગી** પું૰ [સં.] યોગ-સાધન કરનાર; તપસ્વી. **–ગીરાજ, –ગીશ્વર. –ગીંદ્ર, –ગેન્દ્ર, –ગેશ્વર** પું૰ [સં.] યોગીઓમાં શ્રેષ્ઠ (૨) મહાદેવ

**યોગ્ય** વિ૰ [સં.] છાજતું; ઘટતું; લાયક. **૦તા** સ્ત્રી૰ [સં.] યોગ્ય હોવું તે. **–ગ્યાયોગ્ય** વિ૰ [+ अयोग्य] યોગ્ય અને અયોગ્ય

**યોજક** વિ૰ (૨) પું૰[સં.] યોજના કરનાર. **૦તા** સ્ત્રી૰ યોજવાની શક્તિ

**યોજન** પું૰ [સં.] ચાર ગાઉ

**યોજના** સ્ત્રી૰ [સં.] ગોઠવણ; વ્યવસ્થા (૨) કાર્ય પરત્વે રીત, વસ્તુ, ઉદ્દેશ વગેરેનો પહેલેથી કરેલો વિચાર, સંકલના વગેરે તે

**યોજવું** સ૰ક્રિ૰ [સં युज्] જોડે સાંધવું; જોડવું (૨) યોજના કરવી; રચવું; ગોઠવવું (૩) નીમવું; મૂકવું; –માં પ્રવૃત્ત કરવું

**યોદ્ધો, યોધ** [સં.] પું૰ લડવૈયો

**યોનિ(–ની)** સ્ત્રી૰ [સં.] સ્ત્રીની જનનેંદ્રિય (૨) ઉત્પત્તિસ્થાન; આદિ કારણ (૩) દેવ, મનુષ્ય, પશુ વગેરે જેવી જીવની જાત

**યૌગિક** વિ૰ [સં.] યોગ સંબંધી

**યૌન** વિ૰ [સં.] યોનિ સંબંધી; યોનિમાંથી જન્મેલું (૨) લોહીના સંબંધવાળું, લગ્ન-સંબંધમાંથી થતુ

**યૌવન** ન૰ [સં.] જુવાની. ૦વેશ(–ષ)વિ૰ જુવાન. **–ના** સ્ત્રી૰ યુવતી (અશુદ્ધ શબ્દ-રચના)

# ર

**ર** પું૰ [સં.] ચાર અર્ધસ્વરોમાંનો બીજો

**રકઝક** સ્ત્રી૰['જક'નો દ્વિર્ભાવ]ખેંચાખેંચી; તકરાર

**રકમ** સ્ત્રી૰[અ. ચીજ(૨)દાગીનો;ઘરેણું(૩) મોટી સંખ્યામાં નાણું (૪)સંખ્યા [ગ.] (૫) ગણિતનો હિસાબ મંડાવે છે તે લખાણ [એક પાત્ર

**રકા(–કે)બી** સ્ત્રી૰ [फा.] નાનું, છીછરું

**રક્ત** વિ૰ [સં.] રાતું; લાલ (૨) રાગવાળું (૩) ન૰ લોહી. ૦કણ પું૰ લોહીમાં હોતો (રાતો ને ધોળો) સૂક્ષ્મ અણુ; 'કોર્પસ્કલ'. ૦પાત પું૰ [સં.] લોહીનું પડવું-વહેવું તે. ૦પિત્ત ન૰ [સં.] લોહી-વાળી રસી ઝર્યા કરે તેવો એક કોઢ (૨) જેમાં નાક–મોં ઇત્યાદિમાંથી લોહી પડે છે અથવા લોહીમિશ્રિત કાંઈ પડે છે એવો એક રોગ. ૦વાહિની સ્ત્રી૰ રક્ત વહેનારી નસ. ૦સ્રાવ પું૰ લોહીનું વહેવું તે (૨) ઝાડા વાટે લોહીનું જવું તે – એક રોગ

**રક્ષક** વિ૰ (૨) પું૰ [સં.] રક્ષણ કરનાર. **–ણ** ન૰[સં] રખવાળી;બચાવ;પાલન. **–ણાત્મક** વિ૰ રક્ષણ પર ધ્યાનવાળું; 'ડિફેન્સિવ; 'પ્રોટેક્ટિવ'

**રક્ષવું** સ૰ ક્રિ૰ [સં. रक्ष्] રક્ષણ કરવું

**રક્ષા** સ્ત્રી૰ [સં.] રક્ષણ (૨) રાખડી (૩)

રાખોડી. ૦બંધન ન૦ રાખડી બાંધવાની ક્રિયા (શ્રાવણી પૂર્ણિમાને દિવસે)
**રક્ષિત** વિ૦ [સં.] રક્ષાયેલું
**રખડપટ્ટી** સ્ત્રી૦ રખડવું તે; ફેરા; ધક્કા
**રખડવું** અ૦ક્રિ૦ રઝળવું; નકામા ફેરા ખાવા (૨) [લા.] ઠેકાણે ન પડવું (૩) અધવચથી વણસી જવું
**રખડાઉ** વિ૦ રખડતું; ભટકતું (૨) હરાયું
**રખડામણ** ન૦, **-ણી** સ્ત્રી૦ નકામી રખડપટ્ટી
**રખડુ(-ડેલ)** વિ૦ જુઓ રખડાઉ
**રખપત** સ્ત્રી૦ પત-આબરૂ રાખવી તે
**રખરખ** ન૦ [રવ૦] તલપવું-તલસવું તે (૨) (માંદગીમાંથી) ચેન ન પડવું તે. ૦વું અ૦ક્રિ૦ રખરખ કરવું(૨)અ૦ક્રિ૦ધીકવું
**રખવાળ** પું૦ [દે. रक्खवाल (સં. रक्ष्, પ્રા. रक्ख ઉપરથી)] રક્ષક; ચોકીદાર. **-ળી** સ્ત્રી૦, **-ળું** ન૦ રક્ષણ; ચોકી (૨) તે બદલ અપાતું મહેનતાણું
**રખાત** સ્ત્રી૦ વગર પરણ્યે રાખેલી સ્ત્રી
**રખાપત** સ્ત્રી૦ જુઓ રખપત
**-રખુ** વિ૦ રાખનાર, રક્ષનાર, સાચવનાર, સંભાળનાર એવા અર્થમાં નામને અંતે. ઉદા૦ ઘરરખુ
**રખે(૦ને)** અ૦ કદાચ; કદાપિ
**રખેવાળ, -ળી, -ળું** જુઓ 'રખવાળ'માં
**રખોળવું** સ૦ક્રિ૦ રાખવાળું કરવું; રાખ ભેળવવી
**રખો(૦પિયો)** પું૦ [સં. रक्ष् ઉપરથી] ગામ કે ખેતરની ચોકી કરનાર. ૦પું ન૦ જુઓ રખવાળું [ભસ્મ
**રખ્યા** સ્ત્રી૦ [પ્રા. रक्खा (સં. रक्षा)] રાખ;
**રગ** સ્ત્રી૦ [फा.] નસ (૨) [લા.] મનોવૃત્તિ; વલણ (૩) હઠ
**રગ** પું૦; ન૦ [इं.] બનૂસ
**રગડ** સ્ત્રી૦ માલિસ; રગડવું તે (૨) સખત મહેનત. ૦દગડ અ૦ જેમ તેમ કરીને; જેમ તેમ. ૦પટ્ટી સ્ત્રી૦ ખૂબ રગડવું તે. ૦બુઝારું ન૦ જાડી બુદ્ધિનું કે ભલીવાર વિનાનું માણસ
**રગડવું** સ૦ક્રિ૦ ઘૂંટવું (૨) ચોળવું (૩) ખૂબ મહેનત કરાવવી; હેરાન કરવું
**રગડો** પું૦ ['રગડવું' પરથી] જાડો પ્રવાહી પદાર્થ (૨) પ્રવાહી નીચે ઠરતો કચરો (૩) ખટપટ; ઝઘડો; પંચાત
**રગતપીતિયું** વિ૦ પતનું રોગી
**રગદોળવું** સ૦ક્રિ૦ ધૂળમાં રગડવું; ખરડાય એમ કરવું
**રગરગ** સ્ત્રી૦ [સર૦ રખરખ] કાલાવાલા. ૦વું અ૦ક્રિ૦ કરગરવું; કાલાવાલા કરવા. **-ગાવવું** સ૦ક્રિ૦ 'રગરગવું'નું પ્રેરક (૨) આશા આપી દુ:ખી કરવું (૩) ટટકાવવું; વલખાં મરાવવાં
**રગશિયું** વિ૦ ધીરું; ધીમું; સુસ્ત. [૦ગાડું શ૦પ્ર૦ અત્યંત ધીમે ને મુશ્કેલીથી ચાલતું કામ]
**રગિયું, રગીલું** વિ૦['રગ' ઉપરથી] હઠીલું (૨) અમુક રગ-મનના વલણવાળું
**રઘવાટ** પું૦ ઉતાવળનો ગભરાટ; બાવરાપણું. **-ટિયાપણું** ન૦ રઘવાટ કરવો તે. **-ટિયું, -યું** વિ૦ રઘવાટ કરનારું
**રઘુ** પું૦ [સં.] એક સૂર્યવંશી રાજા-રામના પ્રપિતામહ. ૦નંદન, ૦નાથ, ૦પતિ, ૦વીર પું૦ [સં.] રામચંદ્ર
**રચન** ન૦, **-ના** સ્ત્રી૦[સં.] રચવું-બનાવવું તે (૨) ગોઠવણ; વ્યવસ્થા. **-નાત્મક** વિ૦[+आत्मक] જેમાં કાંઈક નવું રચવાનું હોય તેવું. [**રચનાત્મક કાર્યક્રમ** પું૦ રચનાત્મક કામોની યોજના. જેમ કે ગાંધીજીએ બતાવેલી]
**રચયિતા** પું૦ [સં.] રચનાર
**રચવું** સ૦ક્રિ૦[સં.रच्]રચના કરવી; બનાવવું
**રચવું** અ૦ક્રિ૦[દે.रच्च](પ્રવાહીનું)જમીનમાં ઊતરવું-પચવું (૨) રાચવું; આસક્ત થવું
**રચિત** વિ૦ [સં.] રચેલું
**રચ્યુંપચ્યું, રચ્યુંપચ્યું** વિ૦ [રચવું + પચવું] રત; તલ્લીન
**રજ** સ્ત્રી૦ [સં.] અણુ; ધૂળનો કણ (૨) ધૂળ; કસ્તર (૩) ન૦ સ્ત્રીનો માસિક અટકાવ (૪) વિ૦ થોડું; જરાક

**રજક** પું૦ [સં.] ધોબી
**રજકણ** સ્ત્રી૦; પું૦ ધૂળનો કણ
**રજકો** પું૦ મેથીની જાતનું ઘાસ
**રજકોશ** પું૦ ફૂલનો અંડકોશ કે રજ [વ. વિ.]
**રજત** વિ૦ [સં.] રૂપાનું (૨) ધોળાશ પડતું (૩) ન૦ રૂપું. ૦**મહોત્સવ** પું૦ પચીસ વર્ષ પૂરાં થતાં ઊજવાતો ઉત્સવ; 'સિલ્વર જ્યુબિલી'
**રજનિ(-ની)** સ્ત્રી૦ [સં.] રાત્રી. ૦**કર**, ૦**નાથ**, ૦**પતિ** પું૦ [સં.] ચંદ્ર
**રજપૂત** વિ૦ (૨) પું૦ [સં. राजपुत्र] રજપૂતાનાના ક્ષત્રિય રાજવંશનો આદમી કે તેને લગતું. **-તાઈ** સ્ત્રી૦ રજપૂતપણું. **-તાણી** સ્ત્રી૦ રજપૂત સ્ત્રી. **-તાના** પું૦ હિંદનો એ નામનો પ્રદેશ; રાજસ્થાન. **-તી** સ્ત્રી૦ રજપૂતપણું [મહિનો
**રજબ** પું૦ [અ.] હિજરી સનનો સાતમો
**રજવાડી** વિ૦ [રાજ+વાડો] રજવાડાનું. **-ડું** ન૦ દેશી રાજ્ય. **-ડો** પું૦ દેશી રાજ્ય (૨) રજપૂતો રહેતા હોય તે પ્રાંત-સંસ્થાન (૩) રાજાનો મહેલ
**રજસ** પું૦ [સં.] જુઓ રજોગુણ (૨) જુઓ રજ. **-સ્વલા** [સં.], **-સ્વળા** સ્ત્રી૦ અટકાવવાળી સ્ત્રી [છુટ્ટી (૩) રુખસદ
**રજા** સ્ત્રી૦ [અ. रिज़ा] પરવાનગી; સંમતિ (૨)
**રજાઈ** સ્ત્રી૦ થોડા રૂની ઓઢવાની અમુક પ્રકારની ગોદડી
**રજાકજા** સ્ત્રી૦ [અ. रिज़ाक़ज़ा] માંદગી (૨) અણધારી આફત (૩) મૃત્યુ
**રજાચિઠ્ઠી** સ્ત્રી૦ રજા આપતી કે માગતી ચિઠ્ઠી
**રજિસ્ટર** ન૦ [ઇં.] પત્રક; નોંધપત્રક (૨) [ઇં. रजिस्टर्ड ઉપરથી] પોસ્ટ ઑફિસમાં નોંધાવી પાવતી લઈને વિશેષ સુરક્ષિતપણે મોકલાતો કાગળપત્ર (૩) સરકારમાં નોંધવું – નોંધાવવું તે
**રજી** સ્ત્રી૦ ['રજ' ઉપરથી] રેતી
**રજૂ** વિ૦ [અ. रजूअ] નજર સામે રાખેલું; હાજર કરેલું. ૦**આત** સ્ત્રી૦ રજૂ કરવું તે
**રજોગુણ** પું૦ [સં.] પ્રકૃતિના ત્રણ ગુણોમાંનો બીજો (પ્રવૃત્તિનો હેતુભૂત ગુણ) (૨) ક્રોધ; તામસ [લા.]. **-ણી** વિ૦ રજોગુણવાળું કે તેને લગતું (૨) ક્રોધી; તામસી [થવું
**રજોટાવું** અ૦ક્રિ૦ (કપડું) રોળાવું ને ધૂળથી મેલું
**રજોટી** સ્ત્રી૦ ['રજ' ઉપરથી] ઝીણી ધૂળ
**રજોણો** પું૦ [रजस् + हरण] જૈન સાધુની પૂંજણી – ઓઘો [થવું તે
**રજોદર્શન** ન૦ [સં.] પહેલી વાર રજસ્વલા
**રજોયણો** પું૦ જુઓ રજોણો
**રજ્જુ** સ્ત્રી૦ [સં.] દોરી; દોરડું
**રઝળપટ્ટી, રઝળપાટ** સ્ત્રી૦ રઝળ્યા કરવું તે (૨) રઝળવાની ધમાલ કે મહેનત
**રઝળવું** અ૦ક્રિ૦ નકામું કે કામધંધા વગર રખડવું – ભટકવું. [(કામ) **રઝળી જવું** = ગેરવલ્લે કે ખોરંભે પડી જવું]
**રટણ** ન૦, **-ણા** સ્ત્રી૦, **-ન** [સં.] ન૦, **-ના** [સં.] સ્ત્રી૦ રટવું તે. **-વું** સ૦ક્રિ૦ [સં. रट्] વારે વારે યાદ કરવું – બોલવું
**રડકણુ(-ણું), રડકું** વિ૦ જરાકમાં કે વારંવાર રડયા કરતું; રોતલ
**રડતી સૂરત** વિ૦ રડતા – ઉદાસી ચહેરાનું
**રડથડ** પું૦ જુઓ રથ્થડ
**રડબડવું** અ૦ ક્રિ૦ [રડ (દે. रड्ड = ખસી પડેલું) + ગબડવું] રખડવું; રઝળવું; રવડવું
**રડવડ** સ્ત્રી૦ રડવડવું તે. ૦**વું** અ૦ ક્રિ૦ [જુઓ રડબડવું] રખડવું; કુટાવું
**રડવું** અ૦ક્રિ૦ [પ્રા. रड (સં. रट्)] રુદન કરવું (૨) સ૦ક્રિ૦ –ને ઉદ્દેશીને દુઃખી થવું (૩) દયા આવે તે રીતે વર્ણવવું
**રડવું** અ૦ક્રિ૦ [દે. रड्ड = ગબડેલું] ગબડી જવું
**રડાકૂટ** સ્ત્રી૦, **-ટો** પું૦ રોવું કૂટવું તે (૨) બળાપો (૩) વ્યર્થ શ્રમ
**રડારોળ** સ્ત્રી૦ [રડવું + રોળ (દે. रोल = કોલાહલ)] પોકેપોક મૂકીને રડવું તે
**રડુંખડયું** વિ૦ [રડવું (દે. रड्ड) + ખડવું] વિખૂટું – ભૂલું પડેલું (૨) વાગ્યે કોઈક (૩) વેરાયેલું; વીખરાયેલું
**રઢ** સ્ત્રી૦ [પ્રા. रढ (સં. रट्)] લગની (૨) હઠ

**રઢિયાળું** વિ૦[સં.રાદ્ધ ઉપરથી]સુંદર;મોહક
**રણ** ન૦[પ્રા. रण्ण(સં. अरण्य)] રેતીનું મેદાન
**રણ** ન૦ [સં.] યુદ્ધ (૨) લડાઈનું મેદાન
**રણકવું** અ૦ ક્રિ૦ [રવ૦; પ્રા. रणक्कार (સં. रणत्कार)] રણકારો થવો-કરવો (૨) પાડાનું બોલવું [કા.]
**રણકાર(-રો), રણકો** પું૦ [જુઓ રણકવું]ધાતુની વસ્તુ ખખડવાનો અવાજ (૨) તે અવાજ થઈ ગયા બાદ નીકળ્યા કરતો કંપતો-ધ્રૂજતો સૂર
**રણક્ષેત્ર** ન૦ [સં.] રણભૂમિ
**રણગાડી** સ્ત્રી૦ લોઢાના બખ્તર વગેરેથી સુસજ્જ, તથા ખાડાખૈયા વટાવી શકે તેવાં પૈડાંની રચનાવાળી તોપ વગેરેવાળી યાંત્રિક ગાડી; 'ટૅન્ક'
**રણગીત** ન૦ લડાઈનું ગીત
**રણછોડ** પું૦[સં.रण+છોડવું] શ્રીકૃષ્ણનું એક નામ(જરાસંધ સાથેના યુદ્ધમાંથી રણભૂમિ છોડીને દ્વારકા નાસી ગયા હોવાથી).**૦રાય** પું૦ બ૦વ૦ ડાકોરના પ્રસિદ્ધ મંદિરમાં સ્થાપિત (ભગવત્-) સ્વરૂપનું નામ
**રણજંગ** પું૦ મોટું યુદ્ધ; સખત ઝપાઝપી
**રણજિત** વિ૦ યુદ્ધમાં જીતનાર
**રણઝણવું** અ૦ક્રિ૦ [રવ૦] (નૂપુર વગેરેનું) ઝણઝણવું-ખણખણવું
**રણધીર(-રું)** વિ૦ યુદ્ધમાં ધીર-અડગ
**રણબંકો** પું૦ રણશૂરો
**રણભૂમિ(-મી)** સ્ત્રી૦[સં.] લડાઈનું મેદાન
**રણરંગ** પું૦ કૂચ કે તેનું મેદાન (૨)લડાઈનો રસ; ઉત્સાહ
**રણવાટ** સ્ત્રી૦રણક્ષેત્રનો રસ્તો(૨)બહારવટું
**રણવાસ** પું૦ રાણીઓને રહેવાનો વાસ-સ્થાન; અંતઃપુર
**રણશિંગડું, રણશિંગું** ન૦ યુદ્ધમાં વગાડવાનું તતૂડું
**રણશૂર(-રું)** વિ૦ યુદ્ધમાં બહાદુર
**રણસંગ્રામ** પું૦ મોટું યુદ્ધ (૨) રણભૂમિ
**રણહાક** સ્ત્રી૦ લડાઈની કિકિયારી-હાકલ કે ગર્જના
**રણાંગણ** ન૦ [સં.] રણભૂમિ
**રણિત** વિ૦ [સં.] રણકાર કરતું
**રણિયું,રણી** વિ૦ (સં. ऋण પરથી] દેવાદાર
**રત** વિ૦ [સં.] લીન (૨) આસક્ત
**રતન** ન૦ જુઓ રત્ન (૨) આંખની કીકી. **૦જોત** સ્ત્રી૦ એક વનસ્પતિ
**રતલ** પું૦ [અ.रत्ल] લગભગ સાડી આડત્રીસ, રૂપિયાભાર જેટલું એક અંગ્રેજી વજન. **-લી** વિ૦ રતલનું (૨) (સંખ્યાવાચક જોડે) અમુક રતલનું
**રતવા** પું૦ ચામડીનો એક રોગ
**રતાશ** સ્ત્રી૦ ['રાતું' ઉપરથી] લાલાશ
**રતાળુ** ન૦ [સં. रक्तालु=સકરકંદ ઉપરથી] એક કંદ [રાતી સુખડ
**રતાંજ(-દ)લી(-ળી)** સ્ત્રી૦ [સં. रक्तचंदन]
**રતાંધળું** વિ૦ [પ્રા. रत्तिंध(સં.रात्र्यन्ध)]રાતે ન દેખે તેવું
**રતિ** સ્ત્રી૦ [સં.] આસક્તિ; અનુરાગ (૨) પ્રીતિ; આનંદ (૩) કામક્રીડા; સંભોગ (૪) કામદેવની સ્ત્રી. **૦નાથ, ૦પતિ** પું૦ [સં.] કામદેવ
**રતી** સ્ત્રી૦ [સં. रत्तिका] ચણોઠી જેટલું કદ કે વજન (૨) વાલ, તોલાથી નાનું એક વજન. **૦પૂર, ૦ભાર** વિ૦ રતી જેટલું (૨) જરાક [લાલાશ પડતું
**રતુંબડું, રતૂમડું** વિ૦ ['રાતું' ઉપરથી]
**રતોવ(-વા)ઇ** અ૦ રાતે ને રાતે
**રત્ન** ન૦ [સં.] કીમતી પથ્થર(મણિ વગેરે) (૨) દરેક જાતિમાં ઉત્કૃષ્ટ વસ્તુ (૩) સમુદ્ર વલોવતાં નીકળેલી ૧૪ વસ્તુઓમાંની દરેક (લક્ષ્મી, કૌસ્તુભ, પારિજાતક, સુરા, ધન્વંતરિ, ચંદ્રમા, કામદુધા, ઐરાવત, રંભા વગેરે દેવાંગનાઓ, ઉચ્ચૈઃશ્રવા, હલાહલ, સારંગધનુષ, પાંચજન્ય શંખ અને અમૃત). **૦ચિંતામણિ** પું૦ ચિંતામણિ. **૦જડિત** વિ૦ રત્નોથી જડેલું. **૦માલા** સ્ત્રી૦ [સં.] મણિઓની માળા કે હાર. **-ત્નાકર** પું૦ [સં.] રત્નોની ખાણ; સમુદ્ર. **-ત્નાવલી** સ્ત્રી૦ [સં.] રત્નમાલા

**રથ** પું૰ [સં.] ઉપર ઘુમ્મટ જેવા છત્રવાળું એક વાહન (૨) લડાઈની ગાડી. **૰જા (-યા)ત્રા** સ્ત્રી૰ અષાડ સુદ બીજનો તહેવાર,જ્યારેદેવનેરથમાં બેસાડી ફેરવે છે
**રથડ** પું૰ [સં. स्तर ઉપરથી] માટી અને છાણનું જાડું લીંપણ
**રથ્યા** સ્ત્રી૰ [સં.] શેરી (૨) રાજમાર્ગ
**રદ** વિ૰ [અ. रद्द] નકામું; બાતલ કરેલું
**રદન** પું૰ [સં.] દાંત
**રદિયો** પું૰ ['રદ'ઉપરથી]કહેલી વાતને રદ કરે તેવો સામો જવાબ
**રદ્દી** વિ૰ [જુઓ રદ] નકામું
**રન્નાદે** સ્ત્રી૰ [સં. रन्दला] સૂર્યની પત્ની (૨) ટોપલીમાં જવારા વાવીને દેવી બેસાડે છે તે (જનોઈ કે લગ્ન વખતે)
**રપાટી** સ્ત્રી૰,**-ટો** પું૰ આંટો; ફેરો (૨) લાંબી દોડ; ગબરડી(૩) રપેટવું-થકવવું તે
**રપેટવું** સ૰ક્રિ૰ ખૂબ જોસથી દોડાવવું (૨) ખૂબ મહેનત કરાવી થકવવું
**રપેટી** સ્ત્રી૰, **-ટો** પું૰ જુઓ રપાટી
**રફતે રફતે** અ૰[ફા.] ધીરે ધીરે; થોડે થોડે
**રફુ** વિ૰ [અ. रफअ] નાઠેલું; પલાયન કરી ગયેલું. **૰ચક્કર** વિ૰ પલાયન કરી ગયેલું
**રફૂ** પું૰ [અ.] તુણવાનું કામ. **૰ગર** પું૰ તૂણનાર [અસ્તવ્યસ્ત
**રફેદફે** અ૰ [અ. रफअदफअ] ફનાફાતિયા;
**રબ** પું૰ [અ. रब्ब] પરમેશ્વર; પરવરદિગાર
**રબડી** સ્ત્રી૰ [હિં.] બાસુદી
**રબર** ન૰[ઇં.]એક પ્રકારના ઝાડના રસનો બનતો પદાર્થ
**રબાબ** ન૰ [અ.] એક તંતુવાદ્ય; રવાબ
**રબારી** પું૰ ભરવાડ જેવી એક નાતનો માણસ
**રબી** પું૰ [અ.] વસંતઋતુ કે ત્યારનો રબી-પાક. **૰ઉલઅવલ** પું૰ [+ उलअव्वल (અ.)] હિજરી સનનો ત્રીજો મહિનો. **૰ઉલઆખર** પું૰ [+ लआखिर (અ.)] હિજરી સનનો ચોથો મહિનો. **૰પાક** પું૰ શિયાળુ પાક

**રબ્બડ(-ર)** ન૰ જુઓ રબર
**રમકઝમક** સ્ત્રી૰ [રવ૰] ઝાંઝર રૂમઝૂમ ઠમકે તેમ લટકાથી ચાલવું તે
**રમકડું** ન૰ નાનાં છોકરાંને રમવાની વસ્તુ
**રમખાણ** ન૰ મારફાડ; તોફાન; ધિંગાણું
**રમચી** સ્ત્રી૰ સોનાગેરુ; એક જાતની લાલ માટી [માસ
**રમજાન** પું૰ [અ.] હિજરી સનનો નવમો
**રમઝટ** સ્ત્રી૰ તડામાર; ઝડી
**રમઝમ** સ્ત્રી૰ [રવ૰] નૂપુરનો અવાજ (૨) અ૰ રૂમઝૂમ
**રમણ** પું૰ [સં.] કાંત; પતિ (૨) ન૰ રમવું તે; વિલાસ; ક્રીડા. [**રમણે ચડવું** =રમતમાં ઘેલું થવું (૨) (ઘેલછા જેવું લાગે ત્યાં સુધી) જોશમાં આવવું; ઉડેલ કે વાયેલ તબિયતનું થવું]
**રમણબુઝારું** ન૰ માટીનું જાડું ઢાંકણ (૨) તેના જેવું બેડોળ, ઢંગધડા વિનાનું કાંઈ પણ [લા.]
**રમણભમણ** અ૰[રમવું + ભમવું] અસ્ત-વ્યસ્ત; વેરણખેરણ
**રમણા (-ણી)** સ્ત્રી૰[સં.]સ્ત્રી(૨)સુંદર સ્ત્રી
**રમણીક,-ય** [સં.]વિ૰મનોહર.**-યતા** સ્ત્રી૰
**રમત** સ્ત્રી૰ ['રમવું' ઉપરથી] ખેલ; ક્રીડા; ગમ્મત (૨) રમવાની રીત (ગિલ્લીદંડો; શેતરંજ વગેરે). **૰ગમત** સ્ત્રી૰ જુદી જુદી જાતની રમતો; ખેલ; ક્રીડા. **૰વાત** સ્ત્રી૰ સાવ સહેલી, રમત જેવી વસ્તુ કે કામ; રમતા રમતાં સધાય એવું તે. **-તારામ** પું૰ એક ઠેકાણે ટકીને ન રહેનાર;બધે રખડયા કરનાર.**-તિયાળ, -તીલું** વિ૰ રમતમાં જ ચિત્તવાળું. **-તું** વિ૰ 'રમવું'નું વ૰કૃ૰ (૨) છૂટું; બંધનરહિત(૩)મોકળું; ખુલ્લું(૪) ઢીલું; તંગ નહિ એવું [માનતું; લીન
**રમમાણ** વિ૰ [સં.] રમી રહેલું; આનંદ
**રમરમ** અ૰ એવો અવાજ થાય તેમ (૨) છૂબ ઉપર સવરવે તેમ. **-માવવું** સ૰ક્રિ૰ જોરથી મારવું

**રમલ** પું૦ [અ. रम्ल; સં. रमल] પાસા ફેંકી ભવિષ્ય જોવાની વિદ્યા (૨) તેના પાંચ ધાતુના પાસા
**રમવું** અ૦ક્રિ૦[સં. रम्]ખેલવું (૨)આનંદ માનવો (૩) મનમાં કે યાદદાસ્ત પર સતત હોવું – ત્યાંથી ન ખસવું કે ભુલાવું. જેમ કે, વાત રમ્યા કરવી, રમી રહેવી (૪) કામક્રીડા કરવી (૫) તમાશો – ખેલ કરવો (ભવૈયો) (૬) દાવ ખેલવો(પાસા, પત્તાં) (૭) લાડ કરવું (૮) નકામું રખડવું; રસળવું
**રમા** સ્ત્રી૦ [સં.] સુંદર સ્ત્રી (૨) લક્ષ્મી. **૦કાંત** પું૦ [સં.] વિષ્ણુ; પ્રભુ
**રમાડવું** સ૦ક્રિ૦ 'રમવું'નું પ્રેરક (૨) પટાવવું; ફોસલાવવું; છેતરવું
**રમાનાથ,રમાપતિ** પું૦[સં.]વિષ્ણુ; પ્રભુ
**રમૂજ** સ્ત્રી૦ [અ. रमूज] મન ખુશ થાય તેવી ગમ્મત (૨) મશ્કરી; વિનોદ. **–જી** વિ૦ ગમતી; વિનોદી
**રમેશ** પું૦ [સં.] જુઓ રમાપતિ
**રમ્ય** વિ૦ [સં.] રમણીય
**રયણ(–ણી,–ની)** સ્ત્રી૦ [પ્રા. रयणी (સં. रजनी)] + રાત્રી
**રવ** પું૦ [સં.] અવાજ
**રવઈ** સ્ત્રી૦ [દે. रवय] નાનો રવૈયો
**રવડવું** અ૦ક્રિ૦[જુઓ રડવડવું] રખડવું
**રવરવ** અ૦ રવરવે તેમ. **૦વું** અ૦ક્રિ૦ ચચરવું (૨) અવાજ સાથે (જ્વાળાની જેમ) ગતિમાન દેખાવું. **–વાટ** પું૦ રવરવવું તે
**રવાનગી** સ્ત્રી૦ [फा.] જવું–રવાના થવું તે; વિદાયગીરી (૨) તે વખતે આપેલી ભેટ (૩) પરગામ રવાના કરવું–મોકલવું તે
**રવાના** અ૦ [अ.] મોકલેલું; વિદાય કરેલું
**રવાનુકારી** વિ૦[સં.]અવાજના અનુકરણથી થતો (શબ્દ)
**રવાને** અ૦ જુઓ રવાના
**રવાલ** સ્ત્રી૦ [फा. रहवार] ઘોડા તથા બળદની (અમુક એકધારા વેગવાળી) એક પ્રકારની ચાલ
**રવિ** પું૦ [સં.] સૂર્ય (૨) રવિવાર. **૦વાર** પું૦ [સં.] અઠવાડિયાનો એક દિવસ
**રવી** વિ૦ જુઓ રખી
**રવેશ** પું૦ [फा. रविश] માળનો બહાર પડતો ભાગ; ઝરૂખો (૨) રિવાજ; ધારો. **–શી** સ્ત્રી૦ મકાનનો રવેશ નીચેનો પરસાળ પહેલાંનો અડાળી જેવો ભાગ
**રવૈયું** ન૦ ઘણું નાનું વેંગણ (૨) ઉપરથી થોડું ચીરી, મસાલો ભરી કરાતું – ભરતનું શાક
**રવૈયો** પું૦ [જુઓ રવઈ] દહીં વલોવવાનો વાંસ
**રવૈયો** પું૦ [फा. रविय्यह] શિરસ્તો
**રવો** પું૦ દાણાદાર લોટ (૨) ધાતુનો રસ જામી જઈ બનેલો દાણો (૩) ગોળની ચાકી
**રશિયન** વિ૦ [સં.] રશિયાનું કે તેને લગતું (૨) પું૦ તેનો વતની(૩) સ્ત્રી૦ તેની ભાષા
**રશિયા** પું૦ [ઇં.] યુરોપની પૂર્વે અને એશિયાની ઉત્તરે આવેલો દેશ
**રશ્મિ** પું૦; ન૦[સં.]કિરણ(૨) લગામ;રાશ
**રસ** પું૦ [સં.] જીભથી માલૂમ પડતો સ્વાદ (ખાટો, ખારો, ગળ્યો, તીખો, કડવો, તૂરો, એ છ) (૨) શરીરની સાત ધાતુઓમાંની પ્રથમ; અન્નનું પ્રથમ રૂપાંતર (જેમાંથી પછી માંસ, મેદ, વીર્ય વગેરે સાત બને છે.) (૩) કાવ્ય જોવા સાંભળવાથી સ્થાયી ભાવોનો ઉદ્રેક થતાં થતો અલૌકિક આનંદ (શૃંગાર, હાસ્ય, કરુણ, વીર, રૌદ્ર, ભયાનક, અદ્‌ભુત, બીભત્સ, અને શાંત એ નવ પ્રકારનો) (૪) પ્રીતિ; આનંદ (૫) મમત; સરસાઈ (૬) દ્રવ; પ્રવાહી (૭) વનસ્પતિ કે ફળનું પ્રવાહી (૮) સાર; સત્ત્વ (૯) લાભ; નફો (૧૦) સોનું રૂપું વગેરે ધાતુને ઓગાળીને કરેલું પ્રવાહી (૧૧) પારો (૧૨) પારા, ધાતુઓ વગેરેની ભસ્મ. **૦કપૂર** ન૦ સફેદ રંગની એક ઉપધાતુ(વૈદક) (૨) પારો મારીને કરેલું એક રસાયન; 'કૅલોમલ'. **૦કસ** પું૦ સાર; સત્ત્વ; કસ. **૦ગુલ્લું** ન૦, **ગુલ્લો** પું૦ એક બંગાળી મીઠાઈ (૨) તેના જેવો

ગોળમટોળ માણસ [લા.]. ૦જ્ઞ વિ૦ રસ ઓળખનાર – સમજનાર (૨) પું૦ તેવો માણસ (૩) રસાયનનો વૈદ. ૦નેંદ્રિય સ્ત્રી૦ [રસના + ઇંદ્રિય] જીભ. ૦બસ વિ૦ રસથી પરિપૂર્ણ. ૦ભેર અ૦ રસપૂર્વક; હોંશભેર

**રસમ** સ્ત્રી૦ [અ. रस्म] રીત; રિવાજ

**રસમય** વિ૦ [સં.] રસથી પરિપૂર્ણ

**રસવું** સ૦ક્રિ૦ [સં. रस्] ઢોળ – ઓપ ચડાવવો (૨) સુશોભિત કરવું

**રસળવું** અ૦ક્રિ૦ [જુઓ રઝળવું] ઢીલ કરવા નકામા આમ તેમ ફર્યા કરવું

**રસળાગી(-જી)** સ્ત્રી૦, **-ટ** પું૦ રસળવું તે; નકામો વખત કાઢવો તે

**રસાકશી(-સી)** સ્ત્રી૦ [રસો (દોરડું) + કસવું (ખેંચવું)] ચડસપૂર્વક ખેંચાખેંચી; ગજગ્રાહ જેવી સ્પર્ધા

**રસાતલ** [સં.], **-ળ** ન૦ પાંચમું પાતાળ. [૦જવું = વિનાશ થવો (૨) નિર્વંશ જવું]

**રસાત્મક** વિ૦ [સં.] રસવાળું (૨) પ્રવાહી

**રસાદાર** વિ૦ [રસો + દાર] રસાવાળું

**રસાબોળ** સ્ત્રી૦ [સં. रसा = પૃથ્વી + બોળ (બોળવું)] પૃથ્વી ડૂબે – રસાતળ જાય તેમ

**રસાયણ,-ન** [સં.]ન૦ ધાતુ, પારા વગેરેની ભસ્મવાળી ઓષધિ (૨) જરા અને વ્યાધિ દૂર કરનાર ઔષધ (૩) રસાયનવિદ્યા. ૦(-ન)વિદ્યા સ્ત્રી૦ ધાતુ, પારો વગેરે મારવાની કે તાંબું વગેરે હલકી ધાતુઓનું સોનું બનાવવાની વિદ્યા (૨) રસાયણશાસ્ત્ર. ૦(-ન)શાસ્ત્ર ન૦ ભૌતિક પદાર્થોનાં તત્ત્વો તથા તેમનાં પરિવર્તનનાં પરિણામોની ચર્ચા કરતું શાસ્ત્ર; 'કેમિસ્ટ્રી' (૨) રસાયનવિદ્યા. **-ણી(-ની)** વિ૦ રસાયણ સંબંધી (૨) પું૦ રસાયનશાસ્ત્રી

**રસાલ** પું૦ [સં.] આંબો

**રસાલદાર** પું૦ ઘોડેસવાર ટુકડીનો નાયક

**રસાલો** પું૦ [અ. रिसाल्ह] ઘોડેસવાર પલટન (૨) અમલદાર કે શ્રીમંતનાં પરિજન, પરિવાર વગેરે

**રસાસ્વાદ** પું૦ [સં.] રસ ચાખવો તે

**રસાળ(-ળું)** વિ૦ રસવાળું (૨) ફળદ્રુપ

**રસિક** વિ૦ [સં.] રસવાળું; રસપૂર્ણ (૨) રસિયું; ભાવુક; રસજ્ઞ (૩) પું૦ તેવો માણસ. ૦તા સ્ત્રી૦. **-કા** સ્ત્રી૦ રસજ્ઞ કે રસીલી સ્ત્રી

**રસિયણ** વિ૦ સ્ત્રી૦ 'રસિયું'નું સ્ત્રીરૂપ

**રસિયું** વિ૦ [પ્રા. रसिअ (સં. रसिक)] રસે ઊભરાતું; રસ માણવાને ઉત્સુક (૨) રસ અનુભવનારું (૩) રસે ચડનારું; ચડસીલું

**રસી** સ્ત્રી૦ [દે. रसिआ] પરુ; તેના જેવું પાણી (૨) રોગના જંતુઓની બનાવેલી દવા (જેને સોયવાળી પિચકારી વડે શરીરમાં દાખલ કરે છે)

**રસી** સ્ત્રી૦ [પ્રા. रस्सि] દોરડી

**રસીદ** સ્ત્રી૦ [ફા.] પહોંચ; પાવતી

**રસીલું** વિ૦ રસ ભોગવવા ઉત્સુક (૨) છબીલું; સુંદર (૩) રસથી ભરેલું

**રસૂલ** પું૦ [અ.] પેગંબર. **-લેખુદા** પું૦ ખુદાનો પેગંબર

**રસેશ(-શ્વર)** પું૦ [સં.] શ્રીકૃષ્ણ

**રસેંદ્રિય** સ્ત્રી૦ [સં.] જીભ

**રસો** પું૦ ['રસ' ઉપરથી] અથાણું, શાક, મુરબ્બા વગેરેનો મસાલાવાળો જાડો રસ

**રસો** પું૦ [પ્રા. रस्सि] જાડું દોરડું

**રસોઇયણ** સ્ત્રી૦ 'રસોઇયો'નું સ્ત્રીરૂપ

**રસોઇયો** પું૦ રસોઈનો ધંધો કરનારો પુરુષ

**રસોઈ** સ્ત્રી૦ [અપ૦ रसोइ; પ્રા. रसवई (સં. रसवती)] રાંધણું (૨) રાંધેલું અન્ન; ભોજન. ૦પાણી ન૦ ભોજન કે તેનું લગતું કામ. **-ડું** ન૦ રસોઈ કરવાની જગા

**રસોળી** સ્ત્રી૦ શરીરની સપાટી ઉપર ઊપસી આવેલી ગાંઠ

**રસ્તો** પું૦ [ફા. रास्तह] માર્ગ; રાહ (૨) [ઉપાય; ઇલાજ

**રસ્સી** સ્ત્રી૦ [પ્રા. रस्सि (સં. रश्मि)] રસી; દોરડી. **-સ્સો** પું૦ રસો; જાડું દોરડું

**રહસ્ય** ન૦ [સં.] છૂપો ભેદ (૨) મર્મ; તત્ત્વ

**રહિત** વિ૦ [સં.] વગરનું

**રહીમ** વિ૦ [અ.] કૃપાળુ (૨) પું૦ પરમેશ્વર

**રહીશ** વિ૦ ['રહેવું' ઉપરથી] રહેવાસી

**રહેઠાણ** (રહે) ન૦ રહેવાનું સ્થાન; વાસ

**રહેણી** (રહે) સ્ત્રી૦ રહેવાની રીત. **૦કરણી** સ્ત્રી૦ વર્તન; રીતભાત

**રહેમ** (રહે) [અ. रह्म], **૦ત** સ્ત્રી૦ [અ. रह्मत] દયા; કૃપા; મહેરબાની. **૦દિલ** વિ૦ કૃપાળુ. **૦દિલી** સ્ત્રી૦ કૃપાળુતા. **૦નજર** સ્ત્રી૦ કૃપાદૃષ્ટિ. **–માન** પું૦ પરમ કૃપાળુ પરમેશ્વર. **–મિયત** સ્ત્રી૦ કૃપાદૃષ્ટિ

**રહેવાવું** (રહે) અ૦ક્રિ૦ રહી શકાવું (૨) ચેન પડવું. ઉદા૦ દુઃખે રહેવાતું નથી

**રહેવાસ** (રહે) પું૦ રહેવું–વસવું તે (૨) રહેઠાણ. **–સી** વિ૦ રહેનારું; રહીશ

**રહેવું** (રહે) અ૦ક્રિ૦[દિ. रह]વસવું(૨)ટકવું; ઠરવું (૩) માવું; સમાવું (૪) અટકવું; થોભવું (૫) બાકી હોવું (૬) જીવવું; જીવતા રહેવું (૭) શાંત પડવું; સ્વસ્થ થવું (૮) નોકરીએ લાગવું (૯) ગર્ભ રહેવો (૧૦) હોવું (બીજા શબ્દો સાથે. ઉદા૦ ઢીલા રહેવું) (૧૧) બીજા ક્રિયાપદના ભૂત કૃદંત સાથે 'તે ક્રિયા પૂરી કરવી' એ અર્થમાં. ઉદા૦ તે બોલી રહ્યો (૧૨) ભૂત કૃદંત સાથે 'તે ક્રિયા ચાલુ હોવી' એ અર્થમાં. ઉદા૦ હું વિચારી રહ્યો છું કે હવે મારે શું કરવું (૧૩) વર્તમાન કૃદંત સાથે 'તે ક્રિયા ચાલતી રહે છે' એ અર્થમાં. ઉદા૦ તે ઘેર કાગળ લખતો રહે છે

**રહેંટ** (રહેં૦) પું૦ [સં. अरघट्ट; પ્રા. अरहट्ट, रहट्ट] જુઓ રેંટ

**રહેંસવું** (રહેં૦) સ૦ક્રિ૦ [જુઓ રેંસવું] ચીરી નાખવું; કતલ કરવું

**રહ્યું** વિ૦(૨)અ૦('રહેવું'નું ભૂ૦કૃ૦) નકારવાચક વાક્ય પછી, 'તો ભલે એટલે થોભતું', 'ભલે એટલે વાત અટકે', 'ભલે એમ ન કરે' એવા ભાવનો ઉદ્ગાર. ઉદા૦ ન આવો તો રહ્યું. ન આવે તો રહ્યો,–હી. **૦સહ્યું** વિ૦ બાકી બચેલું

**રળતર** ન૦ [રળવું પરથી] કમાણી

**રળવું** સ૦ક્રિ૦ કમાવું

**રળાઉ** વિ૦રળતું;કમાતું(૨)નફો થાય તેવું

**રળિયાત** વિ૦ [સં. ललित ઉપરથી] ખુશી; પ્રસન્ન

**રળિયામણું** વિ૦ [જુઓ રળિયાત] સુંદર

**રંક** વિ૦ [સં.] ગરીબ

**રંગ** પું૦ [સં.; फा.] લાલ, પીળો વગેરે વર્ણ કે તેની ભૂકી કે તેનું પ્રવાહી (૨) પટ; અસર (૩) આનંદ; મસ્તી; તાન (૪) કેફ; નશો (૫) પ્રીતિ; સ્નેહ (૬) આબરૂ; વટ (૭) રંગભૂમિ (૮) રણાંગણ. **૦ઢંગ** પું૦ (પ્રાયઃ બ૦વ૦) બાહ્ય દેખાવ; રીતભાત; ચાળા. **૦ત** વિ૦ રંગેલું (૨) સુશોભિત (૩) સ્ત્રી૦ રંગની છટા. ઉદા૦ આ કપડાની રંગત સારી નથી (૪) મજા; આનંદ. **૦તાળી** સ્ત્રી૦હરખના ઊભરાની તાળી. **૦દ્વેષ** પું૦જુદા રંગના લોકો પ્રત્યેનો દ્વેષ. **૦પંચમી** સ્ત્રી૦વસંતપંચમી. **૦પાણી** ન૦ કેફી પીણું. **૦બહાર** સ્ત્રી૦ આનંદની રેલારેલ. **૦બાજી** સ્ત્રી૦ [फा.] મોજમજા (૨) ગંજીફાની એક રમત. **૦બેરંગી** વિ૦ વિવિધ રંગનું. **૦ભૂમિ(–મી)** સ્ત્રી૦ [સં.] જેના ઉપર નાટક થાય છે તે ઊંચી જગા (૨) નાટકશાળા. **૦ભેદ** પું૦ જુદા વર્ણના લોકો પ્રત્યે ભેદભાવ. **૦ભેર** અ૦ હરખભેર; ઉલ્લાસથી. **૦મંડપ** પું૦ ઉત્સવ નિમિત્તે શણગારેલો મંડપ (૨) રંગભૂમિ (૩) દેવમંદિરનો ખુલ્લો ચોક. **૦રસ** પું૦ ભોગવિલાસ; પ્રેમરસ (૨) કંકુનો રંગ. **૦રસિયું** વિ૦ ભોગવિલાસ કરનારું; વિલાસી. **૦રાગ** પું૦ ગાનતાન; મોજમજા. **૦રાતું** વિ૦ રંગીલું; મોજી [થનાર

**રંગરૂટ** પું૦ [ઇં. રિક્રુટ]લશ્કરમાં નવો ભરતી

**રંગરૂપ** ન૦ ઘાટ; દેખાવ; સુન્દરતા

**રંગરેજ** પું૦ [फा.] કપડાં રંગનાર

**રંગરોગાન** ન૦ (પ્રાયઃ બ૦વ૦) રંગ અને રોગાન (વગેરેની સુશોભિતતા)

**રંગલો** પું૦ મશ્કરો; વિદૂષક; હસાવનારો (ભવાઈ કે નાટકમાં)

**રંગવું** સ૦ક્રિ૦ રંગ ચડાવવો (ઉપર ચોપડીને કે તેમાં બોળીને)
**રંગાઈ** સ્ત્રી૦ રંગવાની મજૂરી (૨) રંગવાની સફાઈ કે કળા. **–ટ** પું૦ રંગવાનું કામ અને કળા. **–ટી** સ્ત્રી૦ રંગાટ (૨) રંગરેજ (૩) રંગવાનું કારખાનું. **–રો** રંગરેજ
**રંગિત** વિ૦ રંગેલું
**રંગી** વિ૦ [સં. रंगिन्] રંગનું શોખીન (૨) (સમાસમાં છેડે) રંગવાળું. ઉદા૦ 'બહુરંગી' (૩) સ્ત્રી૦ એક જાતની લાલ માટી
**રંગીન** વિ૦ [फा.] રંગેલું; રંગિત
**રંગીભંગી** વિ૦ [રંગ + ભાંગ] વ્યસની (૨) રંગરસિયું; વિલાસી
**રંગીલું** વિ૦ [प्रा. रंगिल्ल] આનંદી; મોજી; રસિયું (૨) સુંદર; ખૂબસૂરત
**રંગોળી** સ્ત્રી૦ [રંગ + ઓળ] જમીન પર રંગ પૂરી પાડેલી ભાત કે તે પાડવાનું એક ઓજાર
**રંચ** વિ૦ રજ; જરા
**રંજ** સ્ત્રી૦ [फा.] દુઃખ; ખેદ; દિલગીરી
**રંજક** વિ૦ [સં.] ખુશ કરે તેવું (સમાસને છેડે). ઉદા૦ મનોરંજક. **–ન** ન૦ [સં.] ખુશ કરવું તે (૨) રંગવું તે (૩) વિ૦ મનોરંજક
**રંજવું** સ૦ક્રિ૦ પીડવું; કનડવું
**રંજાડ** પું૦; સ્ત્રી૦ ['રંજ' ઉપરથી] બગાડ; નુકસાન (૨) તોફાન; મસ્તી (૩) કનડગત; સંતાપ; કલેશ. **૦વું** સ૦ક્રિ૦ રંજાડ કરવી
**રંજિત** વિ૦ [સં.] રંગિત (૨) પ્રસન્ન; આનંદિત (૩) આસક્ત; અનુરક્ત
**રંડા** સ્ત્રી૦ [સં.] રાંડ; રંડી (એક ગાળ). **૦પો** પું૦ વિધવાપણું. **૦વવું** સ૦ક્રિ૦, **૦વું** અ૦ક્રિ૦ 'રાંડવું'નું પ્રેરક ને કર્મણિ. **–ડી** સ્ત્રી૦ નાચવા ગાવાનો ધંધો કરતી સ્ત્રી (૨) વેશ્યા (૩) ગંજીફાનું રાણીનું પત્તું. **–ડીબાજ** વિ૦ વેશ્યાના છંદમાં પડેલું; વ્યભિચારી. **–ડીબાજી** સ્ત્રી૦ રંડીબાજપણું
**રંતિદેવ** પું૦ [સં.] પ્રસિદ્ધ દાની ચંદ્રવંશી રાજા
**રંદો** પું૦ [फा.] લાકડું છોલી લીસું કરવાનું એક સુતારી ઓજાર
**રંધવારી** સ્ત્રી૦ ['રાંધવું' ઉપરથી] રસોઇયણ
**રંધાવું** અ૦ક્રિ૦ 'રાંધવું'નું કર્મણિ (૨) કામ સિદ્ધ થવું; ફાવવું; લાભવું [લા.]
**રંધો** પું૦ જુઓ રંદો
**રંધ્ર** ન૦ [સં.] છિદ્ર; કાણું (૨) દોષ [લા.]
**રંભા** સ્ત્રી૦ [સં.] એક અપ્સરા (૨) સુંદર સ્ત્રી (૩) કેળ. **૦ફળ** ન૦ કેળું. **–ભોરુ** વિ૦ સ્ત્રી૦ [સં.] કેળ જેવા સાથળવાળી સુંદર સ્ત્રી
**રા** પું૦ [સં. राजन्] રાજા
**રાઇફલ** સ્ત્રી૦ [इं.] એક જાતની બંદૂક
**રાઈ** સ્ત્રી૦ [સં. रक्त = તાંબું ઉપરથી] જુઓ રાવતી
**રાઈ** સ્ત્રી૦ [प्रा. राइ (સં. राजि)] (સમાસમાં) શ્રેણી; પંક્તિ. ઉદા૦ વનરાઈ
**રાઈ** સ્ત્રી૦ [प्रा. राइआ (સં. राजिका)] એક જાતનાં મસાલાનાં બી. **૦તું** ન૦ રાઈ ચડાવેલા દહીંમાં ફળની બારીક કચુંબર નાખી બનાવેલી વાની. **૦મીઠું** ન૦ નજર ઉતારવા રાઈમીઠું ઉતારી અગ્નિમાં નાખવાં તે
**રાઉત** પું૦ [प्रा. राउत्त (સં. राजपुत्र)] વીર પુરુષ; બહાદુર
**રાક્ષસ** પું૦ [સં.] દાનવ; દૈત્ય; અસુર (૨) રાક્ષસ જેવા લક્ષણવાળો માણસ [લા.]. **–સી** વિ૦ રાક્ષસનું (૨) રાક્ષસના જેવું; ગંજાવર; વિકરાળ; ક્રૂર (૩) સ્ત્રી૦ રાક્ષસ સ્ત્રી; રાક્ષસની સ્ત્રી (૪) ફૂતરિયો દાંત
**રાખ** સ્ત્રી૦ [प्रा. रक्खा (સં. रक्षा)] રાખોડી
**રાખડી** સ્ત્રી૦ [સં. रक्षा] અનિષ્ટથી બચવા કાંડે બાંધવામાં આવતો દોરો (જેમ કે, બળેવને દિવસે)
**રાખવું** સ૦ક્રિ૦ [प्रा. रक्ख (સં. रक्ष्)] રક્ષવું; પાળવું; બચાવવું (બોલ, માન) (૨) સંઘરવું (૩) ધારણ કરવું; બતાવવું (દયા, જોર) (૪) હોવા દેવું; રહેવા દેવું (કાયમ રાખવું) (૫) ખરીદવું; ઉપયોગ માટે પાસે રહે એમ કરવું (૬) આડા સંબંધ માટે પોતાનું કરવું (પરસ્ત્રી કે પર-પુરુષને) (૭) અન્ય ક્રિયાપદના (ભૂત-

કાળના) રૂપ સાથે સાતત્યનો અર્થ બતાવે. ઉદા૦ ઝાલી રાખવું; લખ્યે રાખવું
**રાખોડિયું** વિ૦ રાખોડીના રંગનું
**રાખોડી** સ્ત્રી૦ ભસ્મ
**રાગ** પું૦ [સં.] મોહ; મમતા; આસક્તિ (૨) ગમો; મેળ; બનત (૩) ક્રોધ; ગુસ્સો (૪) લાલ રંગ (૫) મનોરંજન થાય તેવી ગાવાની રીત (૬) અવાજ; સૂર. ૦**ડો** પું૦ લાંબો સાદ (ગાવાનો કે રડવાનો). ૦(**–ગિ**)**ણી** સ્ત્રી૦[સં. रागिणी] રાગની સ્ત્રી (દરેક રાગની છ મનાય છે). **–ગી** વિ૦ [સં.] પ્રેમી; અનુરક્ત (૨) ક્રોધી
**રાઘવ** પું૦ [સં.] રઘુનો વંશજ (૨) રામ
**રાચ** ન૦ ઓજાર (૨) રાચરચીલું (૩) વાસણ (૪) પું૦ સાળમાં જેના વતી તાણો ઊંચોનીચો થાય છે તે, દોરીથી ગૂંથેલી બનાવટ. ૦**રચીલું** ન૦ ઘરનો સરસામાન [શોભવું
**રાચવું** અ૦ક્રિ૦ [દે. रच्च] રાજી થવું (૨)
**રાજ** પું૦ [સં. राजन्] રાજા (૨) સમાસમાં 'રાજા'નું પૂર્વ પદમાં થતું સંસ્કૃત રૂપ. ઉદા૦ રાજમહેલ (૩) ન૦ રાજ્ય. ૦**દૈવક** ન૦ રાજ્યનો તથા ઈશ્વરી કોપ; આસમાની સુલતાની. ૦**કન્યા** સ્ત્રી૦ [સં.] રાજકુંવરી. ૦**કર્તા** પું૦ [સં.] રાજ્ય કરનાર; રાજા. ૦**કવિ** પું૦ રાજાનો માનીતો આશ્રિત કવિ. ૦**કાજ** પું૦ રાજ્યને લગતું કામકાજ (૨) રાજનીતિ. ૦**કારણ** ન૦ રાજવહીવટ; 'પોલિટિક્સ'. ૦**કારણી** વિ૦ રાજકારણને લગતું (૨) પું૦ રાજકારણમાં ભાગ લેનાર માણસ. ૦**કારભાર** પું૦ રાજકાજ. ૦**કીય** વિ૦ રાજા કે રાજ્ય સંબંધી. ૦**કીયકેદી** પું૦ રાજદ્રોહને કારણે કેદમાં પૂરવામાં આવેલો રાજકારણી પુરુષ. ૦**કુમાર** પું૦ [સં.] રાજાનો દીકરો. ૦**કુમારી** સ્ત્રી૦ રાજાની દીકરી. ૦**કુલ** [સં.], ૦**કુળ** ન૦ રાજાનું કુટુંબ. ૦**કુંવર** પું૦ રાજકુમાર. ૦**કુંવરી** સ્ત્રી૦ રાજકુમારી. ૦**કેદી** પું૦ જુઓ રાજકીય કેદી (૨) રાજા કે રાજાના જેવા વિધિથી પૂરવામાં આવેલો કેદી. ૦**ક્રાંતિ** સ્ત્રી૦ રાજસત્તાની ઊથલપાથલ – ફેરબદલી
**રાજગરો** પું૦ એક જાતનું ફરાળનું અનાજ
**રાજગાદી** સ્ત્રી૦ રાજાનું સિંહાસન
**રાજગુરુ** પું૦ [સં.] રાજાનો ગોર
**રાજગોર** પું૦ જુઓ રાજગુરુ
**રાજચિહ્ન** ન૦ [સં.] મુગટ, છત્ર, ચામર, દંડ વગેરે રાજાનાં ચિહ્ન (૨) ભવિષ્યમાં રાજા થશે એવું સૂચવતાં કેટલાંક સામુદ્રિક ચિહ્ન (૩) રાજાના સિક્કાની છાપ
**રાજદરબાર** પું૦ રાજાને રહેવાનું અને દરબાર ભરવાનું મોટું મકાન
**રાજદંડ** પું૦ [સં.] રાજાનો દંડ; એક રાજચિહ્ન (૨) રાજાએ કરેલી શિક્ષા (૩) રાજાની સત્તા
**રાજદૂત** પું૦ [સં.] રાજાનો એલચી
**રાજદ્રોહ** પું૦ [સં.] રાજા કે રાજ્યનો દ્રોહ. **–હી** વિ૦(૨) પું૦ [સં.] રાજદ્રોહ કરનાર
**રાજદ્વાર** ન૦ [સં.] રાજાના મહેલનો દરવાજો (૨) રાજદરબાર. **–રી** વિ૦ રાજા કે રાજ્ય સંબંધી; રાજકીય
**રાજધર્મ** પું૦ [સં.] રાજાનો ધર્મ
**રાજધાની** સ્ત્રી૦ [સં.] રાજા રહેતો હોય તે મુખ્ય શહેર; પાટનગર
**રાજન** પું૦રાજા (સંબોધન) (૨) રાજા [પ]
**રાજન** પું૦ [ઇં. रेझिन] એક ઝાડમાંથી નીકળતો રસ; બેરજો
**રાજનગર** ન૦ રાજધાની; મુખ્ય શહેર
**રાજનીતિ** સ્ત્રી૦ [સં.] રાજશાસનની નીતિ કે વિદ્યા
**રાજનૈતિક** વિ૦ રાજનીતિને લગતું
**રાજપાટ** ન૦ રાજગાદી
**રાજપુત્ર** પું૦ [સં.] રાજકુમાર. **–ત્રી** સ્ત્રી૦ [સં.] રાજકુમારી [અમલદાર
**રાજપુરુષ** પું૦ [સં.] રાજાનો નોકર કે
**રાજપ્રકરણ** ન૦ રાજકારણ
**રાજપ્રમુખ** પું૦રાજ્યોના એકમનો બંધારણીય પ્રમુખ

**રાજબંધારણ** ન૦ રાજ્યનું બંધારણ
**રાજબીજ** વિ૦ રાજાના વંશમાં જન્મેલું
**રાજભક્ત** વિ૦ (૨) પું૦ રાજાનો ભક્ત. **-ક્તિ** સ્ત્રી૦ રાજા પ્રત્યેની ભક્તિ
**રાજભવન** ન૦ [સં.] રાજાનો મહેલ
**રાજભંડાર** પું૦ રાજા કે રાજ્યનો ખજાનો -ભંડાર
**રાજભાગ** પું૦ રાજા કે તાલુકદારે ખેડૂત પાસેથી લેવાનો ખેતીની ઊપજનો ભાગ
**રાજભોગ** પું૦ [સં.] વૈષ્ણવ મંદિરમાં બપોરનો એક ભોગ તથા દર્શન
**રાજમહેલ** પું૦ રાજાનો મહેલ
**રાજમાતા** સ્ત્રી૦ રાજાની મા
**રાજમાન, ૦રાજેશ્રી** વિ૦ (સંક્ષેપમાં રા. રા.) જે પુરુષને કાગળ લખાતો હોય તેને ઉદ્દેશીને વપરાતું વિશેષણ
**રાજમાન્ય** વિ૦ રાજાએ માનેલું, પ્રતિષ્ઠિત (૨) રાજ્યબંધારણથી માન્ય; 'કૉન્સ્ટિટ્યુશનલ'
**રાજમાર્ગ** પું૦ [સં.] ધોરી રસ્તો
**રાજયોગ** પું૦ [સં.] પતંજલિએ વર્ણવેલો અષ્ટાંગયોગ (૨) રાજા થાય તેવો ગ્રહોનો યોગ (જન્મકુંડળીમાં) [એક ઇલકાબ
**રાજરત્ન** પું૦ રાજ્યના રત્ન જેવો પુરુષ-
**રાજરમત** સ્ત્રી૦ રાજકારણી દાવ-પેચ, યુક્તિપ્રયુક્તિ [રાજાધિરાજ
**રાજરાજેશ્વર** પું૦ રાજાઓનો રાજા; મહા-
**રાજરાણી** સ્ત્રી૦ રાજાની સ્ત્રી; પટ્ટરાણી
**રાજરોગ** પું૦ ક્ષય
**રાજર્ષિ** પું૦ [સં.] ક્ષત્રિય વંશનો ઋષિ (૨) ઋષિના જેવા આચારવાળો રાજા
**રાજવી** પું૦ રાજા (૨) રાજા જેવો ભાગ્યશાળી માણસ (૩) વિ૦ રાજાને છાજે તેવું; રાજસી
**રાજવું** અ૦ક્રિ૦ [સં. राज्] પ્રકાશવું; શોભવું
**રાજવૈદ(-દ્ય)** પું૦ મોટો પ્રખ્યાત વૈદ્ય
**રાજશાસન** ન૦ રાજાની આજ્ઞા (૨) રાજ્ય ચલાવવું તે (૩) રાજા મારફતે ચાલતો રાજવહીવટ; 'મૉનર્કી'
**રાજશાહી** સ્ત્રી૦ રાજાની મરજી પ્રમાણે ચાલતો રાજવહીવટ; 'મૉનર્કી'
**રાજસ** વિ૦[સં.] રજોગુણવાળું કે તેને લગતું
**રાજસત્તા** સ્ત્રી૦ રાજા(૨)રાજ્ય ચલાવનાર સત્તા. ૦ક વિ૦ જેમાં રાજાની સત્તા ચાલતી હોય તે
**રાજસભા** સ્ત્રી૦રાજાની સભા(૨)રાજાઓનો દરબાર (૩) ખાસ વર્ગના લોકોના પ્રતિનિધિઓની ધારાસભા; 'કાઉન્સિલ ઑફ સ્ટેટ' [ઠાઠ (૨) જુઓ રાજસ
**રાજસી** વિ૦ રાજાને યોગ્ય. ઉદા૦ રાજસી
**રાજસૂય** પું૦ [સં.] સર્વોપરી રાજા વડે પોતાના રાજ્યાભિષેક વખતે કરાતો એક યજ્ઞ
**રાજસ્થાન** ન૦ દેશી રાજ્ય(૨)રજપૂતાના. **-ની** વિ૦ રાજસ્થાનનું (૨) સ્ત્રી૦ રાજસ્થાનની ભાષા
**રાજહંસ** પું૦[સં.]લાલ ચાંચ અને પગવાળો એક જાતનો હંસ [રાજા કરવો
**રાજા** અ૦ ઓલવાઈ જાય તેમ (ઉદા૦ દીવો
**રાજા** પું૦ [સં.] રાજ્ય કરનાર આદમી (૨) રાજાની સંજ્ઞાનું પત્તું (ગંજીફામાં) (૩) ભોળો ને ઉદાર સ્વભાવનો માણસ. **૦જ્ઞા** સ્ત્રી૦[સં.] રાજાનો હુકમ. **૦ધિરાજ** પું૦ રાજાઓનો રાજા; મહારાજા
**રાજિયો** પું૦ રાજા [પ.] (૨) મરેલાને ઉદ્દેશી કૂટતી વખતે ગાવાનું ગીત; મરસિયો
**રાજી** વિ૦ [અ.] ખુશ (૨) સંમત. **૦ખુશી** સ્ત્રી૦કુશળતા;સહીસલામતી (૨) સ્વેચ્છા; હોંસ. **૦નામું** ન૦ નોકરીમાંથી છૂટા થવાની અથવા દાવા વગેરેમાં કોઈ પણ બાબતમાં હઠી જવાની રાજીખુશી દર્શાવતું લખાણ [આંખોવાળું
**રાજીવલોચન** વિ૦ કમળ જેવાં લોચન-
**રાજેશ્વર, રાજેંદ્ર** પું૦ [સં.] રાજાધિરાજ
**રાજ્ય** ન૦ [સં.] રાજાની હકૂમતનો પ્રદેશ (૨) સત્તા; ચલણ. **૦કર્તા(-ર્તા)** પું૦ [સં.] રાજ્ય કરનાર; રાજા. **૦ક્રાંતિ** સ્ત્રી૦ રાજ્ય કે રાજસત્તાની ઊથલપાથલ. **૦તંત્ર**

નo [સં.] રાજ્યનું તંત્ર. **૦ધુરા** સ્ત્રીo [સં.] રાજ્યની જવાબદારી. **૦નીતિ** સ્ત્રીo રાજ્ય ચલાવવાની વિદ્યા; દંડનીતિ. **૦પ્રકરણ** નo રાજકારણ. **૦બંધારણ** નo રાજતંત્રનું બંધારણ – તે ચલાવવાનાં ધારાધોરણ કે તેનો કાયદો. **૦લક્ષ્મી** સ્ત્રીo રાજાની શોભા–વૈભવ–ઐશ્વર્ય (૨) વિજયની કીર્તિ–ગૌરવ. **૦વ્યવસ્થા** સ્ત્રીo જુઓ રાજ્યબંધારણ (૨) રાજકારભાર. **૦વ્યવહાર** પુંo રાજ્યનું કામકાજ. **૦શાસ્ત્ર** નo રાજ્ય સંબંધી શાસ્ત્ર; 'પોલિટિક્સ'. **૦સભા** સ્ત્રીo જુઓ રાજસભા. **–જ્યાભિષેક** પુંo [સં.] રાજગાદી ઉપર બેસાડવું તે કે તેનો વિધિ. **–જ્યારોહણ** નo [+ आरोहण] રાજ્ય ઉપર બેસવું તે

**રાજ્ઞી** સ્ત્રીo [સં.] રાણી

**રાડ** સ્ત્રીo [પ્રા. राडि (સં. राटि) ચીસ; બૂમ (૨) કજિયો (૩) ફરિયાદ

**રાડું** નo જુવાર બાજરી કે સરકટનો સાંઠો (૨) તીર (૩) બરુ

**રાણી** સ્ત્રીo [પ્રા. (સં. राज्ञी) રાજાની સ્ત્રી (૨) રાણીની સંજ્ઞાનું ગંજીફાનું પાનું. **૦જાયું** નo રાણીનું છોકરું. **૦વાસ** પુંo જુઓ રણવાસ

**રાણું** વિo [સં. निर्वाण] બુઝાયેલું (દીવા માટે). **૦ધબ** વિo સાવ રાણું; તદ્દન અંધારું

**રાણો** પુંo [ प्रा. राण, राणय (સં. राजन्, राजक)] રજપૂત રાજા (૨) ગોલો [લા.]

**રાત** પુંo [દે. रत्तिअ] હજામ; વાળંદ (વાળંદનું માનવાચક સંબોધન)

**રાત** સ્ત્રીo જુઓ રાત્રિ

**રાતડિયો** પુંo રાતી જુવાર

**રાતદહાડો, રાતદિવસ** અo રાત્રે ને દિવસે; હંમેશાં [કામ ચાલવું તે

**રાતપાળી** સ્ત્રીo રાતની પાળી; રાતે પણ

**રાતબ** સ્ત્રીo [અ.] રોજ નિયમિત પૂરું પાડવાનું કે લેવાનું સીધું

**રાતવાસો** પુંo રાતે ક્યાંક મુકામ કરવો કે ખેતરમાં ચોકી માટે રહેવું તે

**રાતું** વિo [પ્રા. रत्त(સં. रक्त)] લાલ રંગનું (૨) આસક્ત; રત (સમાસને છેડે. ઉદાo રંગરાતું). **૦ચટક, ૦ચોળ** [+સં. चोल] વિo ખૂબ રાતું. **૦પીળું** વિo ઉશ્કેરાયેલું; આકળું; છંછેડાયેલું [લા.]. **૦માતું** વિo [+ સં. मत्त] હૃષ્ટપુષ્ટ ને આનંદતું

**રાતોરાત** અo રાત્રે ને રાત્રે; રતોવઈ

**રાત્રિ(–ત્રી)** સ્ત્રીo [સં.] સૂર્ય આથમે ને ઊગે તેની વચ્ચેનો સમય; રાત. **૦ચર્યા** સ્ત્રીo [સં.] રાત્રે ફરવું તે (૨) રાતે કરવાની ક્રિયા. **૦શાલા (–ળા)** સ્ત્રીo રાતે કામ કરતી નિશાળ (ધંધાદારી મોટા માટે)

**રાત્રે** અo રાતે; રાત્રિએ

**રાધા** સ્ત્રીo [સં.] એક ગોપકન્યા(શ્રીકૃષ્ણની પરમ અનુરાગિણી). **૦કાંત, ૦વલ્લભ** પુંo શ્રીકૃષ્ણ. **૦ગાંડું** વિo રાધા જેવું ગાંડું; પ્રેમવિહ્વલ; વેવલું; પ્રેમાળ. **–ધિકા** સ્ત્રીo [સં.] રાધા

**રાધેય** પુંo [સં.] કર્ણ (ધૃતરાષ્ટ્રના સારથિ અધિરથની પત્ની રાધા દ્વારા પાલિત)

**રાન** નo [પ્રા. रण्ण (સં. अरण्य)] જંગલ (૨) ઉજ્જડ પ્રદેશ. **૦ટી, ૦વી, ૦વું** વિo જંગલી (૨) અસભ્ય (૩) ગમાર (૪) વનેરું. **–ની** વિo જંગલી. **–ની પરજ** સ્ત્રીo [+સં. प्रजा] રાન પ્રદેશમાં વસતી આદિવાસી જાત

**રાફડો** પુંo [દે. रप्फ] સાપ કે ઉંદરનું દર (૨) કીડી, ઊધઈ વગેરેનું ઉપર પોચી માટીના ઢગલાવાળું દર. [૦ફાટવો = ઘણી મોટી સંખ્યામાં બહાર આવવું]

**રાબ(૦ડી)** સ્ત્રીo [दे. रब्बा] ભરડકું; કાંજી; ઘેંસ (૨) ઉકાળીને જાડો રાબ જેવો કરાતો શેરડીનો રસ

**રાબેતો** પુંo [અ. राबितह] ધારો; રિવાજ

**રાભું** વિo[સં. रासभ પરથી]ગામડિયું;અણઘડ

**રામ** પુંo [સં.] દશરથ રાજાના પુત્ર; વિષ્ણુનો એક અવતાર (૨) પરશુરામ

(૩) બળરામ (૪) પરમેશ્વરનું એક નામ (૫) જીવ; દમ; હીર (૬) વ૦કૃ૦ને અંતે લાગતાં 'તે ક્રિયા કરવાની ટેવવાળું –મસ્ત માણસ' એવો અર્થ સૂચવે છે. ઉદા૦ ભમતારામ (૭) [સર૦ મ. राम = રૂપિયો, सीता = અધેલી] આનો (વ્યાજ) (૮) 'તે વર્ગમાં મોટું' એ અર્થ બતાવવા નામની પહેલાં મુકાય છે. ઉદા૦ રામકૂંડાળું ઇ૦. [૦બોલો ભાઈ રામ! = મડદાને સ્મશાનમાં લઈ જતાં બોલાતો બોલ (૨) થઈ રહ્યું! સત્યાનાશની પાટી! ૦રમી જવા = મરી જવું (૨) પાયમાલ થવું]. ૦કહાણી સ્ત્રી૦ વીતકકથા; દુઃખની કહાણી. ૦ડી સ્ત્રી૦ [હિં.] બાવી; સાધુની બાયડી. ૦કૂંડાળું ન૦ મોટું કૂંડાળું. ૦ચંદ્ર પું૦ [સં.] દશરથના પુત્ર રામ

**રામજણી(–ની)** સ્ત્રી૦ [સં. रामा + जनी] નાચનારી; ગણિકા

**રામઢોલ** પું૦ મોટું નગારું [આપદા

**રામણ** સ્ત્રી૦ ['રામાયણ' ઉપરથી] પીડા;

**રામણદીવો** પું૦ [જુઓ લામણ દીવો] વરઘોડામાં વરની મા મંગળનો દીવો લે છે તે [એવી) એક તુલસી

**રામતુલસી** સ્ત્રી૦ (કૃષ્ણ = કાળીથી જુદી

**રામદવારો** પું૦ [સં. राम + द्वार] રામનું મંદિર (૨) ધર્મશાળા

**રામદાસ** પું૦ મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંત. **–સી** વિ૦ રામદાસના સંપ્રદાયનું

**રામદુવાઈ** સ્ત્રી૦ રામની આણ

**રામદૂત** પું૦ [સં.] વાનર (૨) હનુમાન

**રામધૂન** સ્ત્રી૦ રામનામની ધૂન–જોરથી જપ કે લહે

**રામનવમી** સ્ત્રી૦ [સં.] ચૈત્ર સુદ નોમ; રામચંદ્રજીનો જન્મદિવસ

**રામનામ** ન૦ રામનું–પ્રભુનું નામ

**રામપગલું** ન૦ રામનાં પગલાંવાળું મીનાકારી ઘરેણું

**રામપાતર, રામપાત્ર** ન૦ બટેરું; શકોરું

**રામફળ** ન૦ એક ફળ

**રામબાણ** ન૦ કદી નિષ્ફળ ન જાય તેવું રામનું બાણ (૨) નિષ્ફળ ન નીવડે તેવું; અમોઘ [લા૦]

**રામભરોસો** પું૦ રામનો ભરોસો

**રામરસ** પું૦ મીઠું (૨) રામની ભક્તિનો રસ

**રામરાજ(–જ્ય)** ન૦ રામચંદ્રજીનું રાજ્ય (૨) તેના જેવું ન્યાયથી ચલાવાતું સુખી રાજ્ય [(૨) માલપૂઓ

**રામરોટી** સ્ત્રી૦ રાંધેલા અન્નની ભિક્ષા

**રામલીલા** સ્ત્રી૦ રામની કથાનું ભવાઈ જેવું નાટક

**રામા** સ્ત્રી૦ [સં.] સ્ત્રી (૨) સુંદર સ્ત્રી

**રામાનંદ** પું૦ રામાવત સંપ્રદાયના સ્થાપક, પ્રસિદ્ધ વૈષ્ણવ આચાર્ય (વિ. સં. ૧૩૫૬–૧૪૬૭). **–દી** વિ૦ રામાનંદનું અનુયાયી

**રામાનુજ(–જાચાર્ય)** પું૦ [સં.] વિશિષ્ટાદ્વૈતના પ્રવર્તક પ્રસિદ્ધ વૈષ્ણવ આચાર્ય (વિ. સં. ૧૦૭૧–૧૧૯૪). **–જી** વિ૦ એમના સંપ્રદાયનું,–ને લગતું

**રામાયણ** ન૦ [સં.] રામની જીવનકથા (૨) [લા.] વીતકકથા (૩) લાંબી વાત; ટાયલું (૪) સ્ત્રી૦ મુશ્કેલ કામ; રામણ

**રામી** પું૦ [સં आराम=બગીચો પરથી] માળી

**રામેશ્વર** ન૦[સં.] દક્ષિણનું એક તીર્થધામ

**રામૈયું** ન૦ રામપાત્ર; શકોરું

**રામૈયો** વિ૦પું૦ (૨)પું૦ ચૂંક વિનાનો કોસ

**રામો** પું૦ [સં. राम ઉપરથી] ઘરકામ કરનાર નોકર; 'ઘાટી' (મુંબઈ)

**રામોશી(–સી)** પું૦ પહેરેગીર; ચોકિયાત (૨) સિપાઈ; પટાવાળો

**રાય** સ્ત્રી૦ [ફા.] ધારણા; અભિપ્રાય; મત

**રાય** પું૦ [પ્રા. (સં. राजन्)] રાજા (૨) ધનવાન માણસ (૩)કેટલાંક વિશેષનામોના અંતમાં આવે છે. ઉદા૦ કલ્યાણરાય

**રાયણ** સ્ત્રી૦ [પ્રા. रायणी (સં. राजादनी)] એક ઝાડ અને તેનું ફળ. ૦**માળા** સ્ત્રી૦ રાયણ જેવા સોનાના મણકાની માળા. **–ણું** ન૦ રાયણનું ફળ

**રાયતું** જુઓ 'રાઈતું'માં
**રાયવર** પું૦ વરરાજા (લગ્નગીતમાં)
**રાલ** સ્ત્રી૦ [સં.] જુઓ રાળ
**રાવ** સ્ત્રી૦ [સં.] ફરિયાદ (૨) સહાયતા માટેની આજીજી (૩) ચાડી
**રાવ** પું૦ મહારાષ્ટ્રમાં નામને લગાડાતો સન્માનસૂચક શબ્દ કે પદવી. ઉદા૦ રામરાવ. [(૨) નાનો તંબૂ
**રાવટી(-ડી)** સ્ત્રી૦ ગોળ છજું; અગાશી
**રાવણ** પું૦[સં.]દશ માથાવાળો લંકાનો રાજા
**રાવણહથ્થો** પું૦[સં. राव = રોવું; અવાજ કરવો ઉપરથી] ભરથરીનું તંતુવાદ્ય
**રાવણિયો** પું૦ ['રાવણું' ઉપરથી] ગામનો ચોકીદાર; ગામના ચોરાનો હવાલદાર
**રાવણું** ન૦ [પ્રા. राउल (સં. राजकुल) = રાજગૃહ; દરબાર] રજપૂત ઠાકોરની મિજલસ (૨) ગામની નાત કે પંચ ભેગું થવું તે (૩) સિપાઈઓને રહેવાનું ઠેકાણું
**રાવત** વિ૦ [પ્રા. राउत्त (સં. राजपुत्र) = રજપૂત; ક્ષત્રિય] પું૦ ઘોડાવાળો (૨) ઘોડેસવાર યોદ્ધો [વપરાતું રેણ
**રાવતી** સ્ત્રી૦[જુઓ રાઈ નં. ૧] ઘરેણામાં
**રાવલ** પું૦ [જુઓ રાવ] રજપૂતાનાના કેટલાક રાજાઓને માટે વપરાતો માનસૂચક શબ્દ (૨) નાનો રજપૂત જાગીરદાર (૩) એક માગણની જાતનો માણસ
**રાવળ** પું૦ [પ્રા. राउल्ल = રાજકીય; રાજ સંબંધી] કુળની વંશાવલીના ચોપડા લખી રાખવાનો ધંધો કરનાર (૨) બ્રાહ્મણોમાં એક અટક
**રાવળિયો** પું૦ [પ્રા. राउल (સં. राजकुल ઉપરથી)] એ નામની જાતનો આદમી
**રાવળું** ન૦ [જુઓ રાવણું] રાવણું (૨) રાજદરબાર; રજવાડો (૩) જનાનખાનું
**રાશ** સ્ત્રી૦[સં. राशि]ભાગીદારી (૨) વ્યાજ-મુદ્દલ (૩) સરાસરી (૪) રાશિથી મળતાં જાતિ, ગુણ, સ્વભાવ વગેરે (૫) પું૦ ઢગલો
**રાશ** સ્ત્રી૦ [પ્રા. रस्सि (સં. रश्मि)] દોરડું (૧૬ હાથનું) (૨) લગામ; અછોડો. ૦**વા** વિ૦ રાશ જેટલું (સોળ હાથ)
**રાશિ** પું૦ [સં.] ઢગલો (૨) ગણિતનો આંકડો (૩) સ્ત્રી૦ નક્ષત્રનાં બાર ઝૂમખાંમાંનું પ્રત્યેક (મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ અને મીન)
**રાશી** વિ૦ [અ.] ખરાબ
**રાષ્ટ્ર** ન૦ [સં.] દેશ; રાજ્ય. ૦**ગીત** ન૦ રાષ્ટ્રનું ગીત. ૦**ધ્વજ** પું૦ રાષ્ટ્રનો વાવટો. ૦**પતિ** પું૦ સમગ્ર રાષ્ટ્રનો પ્રમુખ. ૦**પિતા** પું૦ રાષ્ટ્રની આઝાદી ને ઉન્નતિનો પિતા – ઘડવૈયો (૨) મહાત્મા ગાંધીને લગાડવામાં આવેલો સન્માનસૂચક શબ્દ. ૦**પૂજા** સ્ત્રી૦ રાષ્ટ્રવાદ; રાષ્ટ્રની એકાંતિક પૂજા. ૦**ભાષા** સ્ત્રી૦ આખા રાષ્ટ્રમાં ચાલે એવી સામાન્ય ભાષા. ૦**મુદ્રા** સ્ત્રી૦ રાષ્ટ્રનું પ્રતીક. ૦**વાદ** પું૦ રાષ્ટ્ર એક સ્વતંત્ર ઘટક છે માટે તેનું હિત સાધવું એવો વાદ; રાષ્ટ્રપૂજા; 'નૅશનલિઝમ'. ૦**સંઘ** પું૦ રાષ્ટ્રોનો સંઘ; 'લીગ ઑફ નેશન્સ.' **-ષ્ટ્રિ(-ષ્ટ્રી)ય** વિ૦ રાષ્ટ્રનું, -ને લગતું. **-ષ્ટ્રિ(-ષ્ટ્રી)ય કરણ** ન૦ રાષ્ટ્રની માલકીનું કરવું તે; 'નૅશનલાઇઝેશન'. **-ષ્ટ્રિ(-ષ્ટ્રી)ય શાળા** સ્ત્રી૦ પરદેશી સરકારથી સ્વતંત્ર રીતે અને રાષ્ટ્રીયતાની દૃષ્ટિએ ચલાવાતી શાળા. **-ષ્ટ્રિ(-ષ્ટ્રી)ય શિક્ષણ** ન૦ રાષ્ટ્રની દૃષ્ટિએ અપાતું કે પરદેશી સરકારથી સ્વતંત્રપણે યોજેલું શિક્ષણ]. **-ષ્ટ્રોપયોગી** વિ૦ રાષ્ટ્રને ઉપયોગી; રાષ્ટ્રનું હિતકર
**રાસ** પું૦ (૨) સ્ત્રી૦ જુઓ રાશ
**રાસ** પું૦ [સં.] ગાતાં ગાતાં ગોળાકારે ફરતાં કરાતો નાચ કે તેમાં ગવાય એવું ગીત. ૦**ડો** પું૦ એક જાતનો ગરબો (બનેલો બનાવ વર્ણવતો)
**રાસભ** પું૦ [સં.] ગધેડો [રાસની ક્રીડા
**રાસલીલા** સ્ત્રી૦ કૃષ્ણે ગોપીઓ સાથે કરેલી
**રાસાયણિક, રાસાયનિક** [સં.] વિ૦ રસાયણને લગતું; રસાયણી, 'કેમિકલ'

**રાસો** પું૦ એક પ્રકારનું વીરરસનું કાવ્ય
**રાહ** પું૦ [ફા.] રસ્તો (૨) સ્ત્રી૦ રીત; તરેહ; ચાલ (૩) વાટ; પ્રતીક્ષા
**રાહત** સ્ત્રી૦ [અ.] સુખ; આરામ; વિસામો; દુઃખમાં દિલસોજી – મદદ
**રાહદારી** પું૦ વટેમાર્ગુ (૨) સ્ત્રી૦ રસ્તા ઉપરથી લઈ જવાતા માલ ઉપર લેવાતો કર; તેની રજાચિઠ્ઠી (૩) રાહબરી
**રાહબર** પું૦ [જુઓ રાહ] ભોમિયો. **–રી** સ્ત્રી૦ ભોમિયા થવું – હોવું તે
**રાહુ** પું૦ [સં.] પુરાણાનુસાર નવ ગ્રહમાંનો એક; સૂર્યચંદ્રને ગ્રહણ વખતે ગ્રસનાર પીડાકારી ગ્રહ
**રાળ** સ્ત્રી૦ [સં. राल] ઝટ સળગી ઊઠે તેવો એક જાતના વૃક્ષમાંથી મળતો પદાર્થ
**રાંક(–કું)**(૦) વિ૦[સં. रंक] ગરીબ; રાાલસ
**રાંગ** (૦) સ્ત્રી૦ કોટની દીવાલની બાજુ (૨) સવારી [એક રોગ
**રાંઝણ(–ણી)** (૦) સ્ત્રી૦ [દે. रंजण] પગનો
**રાંટ** (૦) સ્ત્રી૦ વાંક; વલણ (૨) અણબનાવ; વિરોધ. **–ટું** વિ૦ રાંટવાળું
**રાંડ** (૦) સ્ત્રી૦ [સં. रंडा] રાંડેલી; વિધવા (૨)વેશ્યા. ૦વું અ૦ક્રિ૦ વિધુર કે વિધવા થવું (૨) વિ૦ બાયલું. ૦વો પું૦બાયલો; નામર્દ. **–ડીરાંડ** સ્ત્રી૦ વિધવા (૨) નિરાશ્રિત વિધવા.**–ડેલી** વિ૦સ્ત્રી૦વિધવા
**રાંઢવું** (૦) ન૦ [દે. रंढुअ] દોરડું
**રાંધણ** (૦) ન૦ રાંધવાનું કામ. ૦છઠ સ્ત્રી૦ શ્રાવણ સુદ કે વદ છઠ. **–ણિયું** ન૦ રસોડું. **–ણી** સ્ત્રી૦ રસોડું (૨) રાંધવાની રીત. **–ણું** ન૦ રાંધવાની ક્રિયા (૨) રાંધેલી રસોઈ (૩) રાંધવાની રીત
**રાંધવું** (૦) સ૦ક્રિ૦ [સં. रन्ध्] ખોરાક પકવવો (૨) સાધવું; ફળ મેળવવું
**રાંપ** (૦) પું૦ [પ્રા. रंप પરથી] મોટી રાંપડી. ૦ડી સ્ત્રી૦ કરસણમાં ઊગેલું નકામું ઘાસ કાઢી નાંખવાનું ખેતીનું ઓજાર. ૦વું સ૦ક્રિ૦ રાંપડી ફેરવવી.**–પી** સ્ત્રી૦ મોચીનું એક ઓજાર

**રિક્ત** વિ૦ [સં.] ખાલી; શૂન્ય
**રિક્ષા** સ્ત્રી૦ [ઇં.] માણસથી ખેંચાતી બે પૈડાંની નાની ગાડી [બિઠી રાખેલું
**રિઝર્વ્ડ** વિ૦ [ઇં.] ખાસ અલાયદું રાખેલું;
**રિઝવટ(–ણ)** સ્ત્રી૦ રીઝવવાની કળા
**રિઝામણું** ન૦ રીઝવવું તે કે તે માટે અપાતી વસ્તુ
**રિઝાવવું** સ૦ક્રિ૦ જુઓ રીઝવવું
**રિઝાવું** અ૦ક્રિ૦ જુઓ રીઝવું [પરથી)
**રિટાયર્ડ** વિ૦ [ઇં.] નિવૃત્ત થયેલું (નોકરી
**રિદ્ધિ** સ્ત્રી૦[જુઓ ઋદ્ધિ]સમૃદ્ધિ. ૦સિદ્ધિ સ્ત્રી૦ રિદ્ધિ અને સિદ્ધિ(૨) ગણપતિની બે પત્નીઓ
**રિપુ** પું૦ [સં.] શત્રુ
**રિપોર્ટ** પું૦ [ઇં.] સવિસ્તર હેવાલ
**રિબામણ(–ણી)** સ્ત્રી૦ રિબાવાની પીડા
**રિબાવવું** સ૦ ક્રિ૦, **રિબાવું** અ૦ ક્રિ૦ 'રીબવું'નું પ્રેરક ને કર્મણિ
**રિયાસત** સ્ત્રી૦ [અ.] રાજ્ય; હકૂમત (૨) જાગીર (૩) દેશી રાજ્ય. **–તી** વિ૦
**રિવાજ** પું૦ [અ. रवाज] ચાલ; ધારો
**રિવિઝન** ન૦ [ઇં.] ફરી જોઈ – તપાસી જવું તે; પુનરાવર્તન
**રિવેટ** પું૦ [ઇં.] એક બાજુ માથાવાળો અને બીજી બાજુ જોડવાની વસ્તુમાં પરોવ્યા પછી ટીપીને જોડી દેવાય તેવો ખીલો
**રિવૉલ્વર** સ્ત્રી૦ [ઇં.] એક વખત ભર્યે અનેક બાર કરી શકાય એવી કળવાળી પિસ્તોલ [સ્ત્રી૦ સગપણ
**રિશ્તેદાર** વિ૦ [ફા.] સગું; સંબંધી. **–રી**
**રિશ્વત** સ્ત્રી૦ [અ.] લાંચ; રુશવત. ૦ખોર, **–તી** વિ૦ લાંચિયું
**રિસામણી** સ્ત્રી૦ રિસાવું તે. **–ણું** વિ૦ જરાકમાં રિસાઈ જાય એવું(૨) ન૦ રીસ. [**રિસામણાં મનામણાં કરવાં** = સહેજમાં રિસાવું અને સહેજમાં મનાવું]
**રિસાવું** અ૦ક્રિ૦ [પ્રા. रूस (સં. रुष्)] ક્રોધથી નારાજ થવું; ક્રોધે ભરાવું
**રિસાળ(૦વું)** વિ૦ રિસામણું

**રિસીવર** પું૦ [ઇં.] સગીરની કે કજિયાની મિલકતની વ્યવસ્થા માટે નિમાતો સરકારી અમલદાર (૨)સંદેશો ઝીલવાનું યાંત્રિક સાધન(ટેલિફોન, વાયરલેસ ઇ૦નું)
**રિહર્સલ** સ્ત્રી૦ [ઇં.] નાટ્ય સંવાદ વગેરે અગાઉથી અભ્યાસ માટે ભજવવાં તે
**રિંગ** સ્ત્રી૦ [ઇં.] વીંટી (૨) રમતગમત કે અખાડાની ચારે બાજુની અંદરની જગા
**રી** પું૦ ઋષભ સ્વરની સંજ્ઞા
**રીઝ** સ્ત્રી૦ ['રીઝવું' ઉપરથી] ખુશી; આનંદ
**રીઝવવું** સ૦ક્રિ૦ રીઝે એમ કરવું
**રીઝવું** અ૦ક્રિ૦ [प्रा. रिज्झ (सं. ऋध्) = ખુશી થવું] ખુશ થવું; સંતુષ્ટ થવું
**રીડ** સ્ત્રી૦ [प्रा. राडि] રાડ; બૂમ; પોકાર. **-ડિયારમણ** સ્ત્રી૦ બૂમાબૂમ; હોકારા
**રીઢું** વિ૦ [દે. रिढ्ढ = પાકું] વપરાઈને મજબૂત થયેલું(૨)દુઃખ વેઠી કઠણ થયેલું (૩)નઘરોળ; સુધરે નહિ એવું(ગુનેગાર)
**રીત** સ્ત્રી૦ જુઓ રીતિ (૨) કરકરિયાવર. **૦ભાત** સ્ત્રી૦ ચાલચલણ; વર્તણૂક (૨) કરકરિયાવર. **૦રિવાજ** પું૦બ૦વ૦ રીત અને રિવાજ. **૦સર** અ૦ રીત પ્રમાણે
**રીતિ** સ્ત્રી૦ [સં.] પ્રકાર; તરેહ (૨)પદ્ધતિ; રૂઢિ; ધારો (૩) શૈલી [કા. શા.]
**રીતે** અ૦ પ્રમાણે; પેઠે (૨) + તરીકે (૩) રિવાજ – પદ્ધતિ પ્રમાણે
**રીધ** સ્ત્રી૦+રિદ્ધિ. **૦સીધ** સ્ત્રી૦ રિદ્ધિસિદ્ધિ
**રીબવું** સ૦ક્રિ૦ [સં. रिप्] કનડવું; ખૂબ દુઃખ આપવું
**રીમ** ન૦ [ઇં.] વીસ ઘા (કાગળ)
**રીર** સ્ત્રી૦ [સં. રી ઉપરથી] + રાડ; બૂમ
**રીલ** સ્ત્રી૦; ન૦ [ઇં.] દોરો વીંટેલી ગરગડી કે ભૂંગળી (૨) સિનેમાનાં દૃશ્યોની લાંબી પટી
**રીસ** સ્ત્રી૦[प्रा. रूसा]રિસાવું તે; રોષ; ગુસ્સો
**રીંગણ** ન૦ રીંગણીનું ફળ – એક શાક. **-ણી** સ્ત્રી૦[दे रिंगणी] રીંગણાનો છોડ. **-ણું** ન૦ રીંગણ
**રીંછ** ન૦ [अप. रिछ, प्रा. रिच्छ (सं. ऋक्ष)] એક રાની હિંસ્ર પ્રાણી. **૦ડી** સ્ત્રી૦ રીંછની માદા. **૦ડું** ન૦ રીંછનું બચ્ચું
**રુઆબ** પું૦ [अ. रुअब]જુઓ રોફ. **૦દાર** વિ૦ રુઆબવાળું
**રુકાવટ** સ્ત્રી૦ રોકાણ
**રુક્કો** પું૦ [अ. रुक्अह] ટૂંકી ચિઠ્ઠી
**રુક્મિણી** સ્ત્રી૦ [સં.] શ્રીકૃષ્ણનાં પટરાણી
**રુક્ષ** વિ૦ [સં.] રૂક્ષ; લૂખું; શુષ્ક (૨)કઠોર. **૦તા** સ્ત્રી૦ [ (૩) પક્ષપાત; વલણ
**રુખ** પું૦ [फा.] ગાલ (૨) ચહેરો; સિકલ
**રુખસત(-દ)** સ્ત્રી૦ [अ.] બરતરફી; રજા
**રુગ્ણ** વિ૦ [સં.] માંદું. **-ગ્ણાલય** ન૦ [+ આલય] દવાખાનું
**રુચવું** અ૦ક્રિ૦ [સં. रुच्] ગમવું
**રુચિ** સ્ત્રી૦ [સં.] ઇચ્છા; ભાવ (૨) ભૂખ. **૦કર** વિ૦ [સં.] રુચિ ઉત્પન્ન કરે તેવું (૨) ગમે એવું; સુંદર. **૦ભંગ** પું૦ રસબુદ્ધિને ન ગમવું તે. **૦ર** વિ૦ [સં.] સુંદર; મનોહર (૨) રુચિ થાય એવું
**રુજ(-જા)** સ્ત્રી૦ [સં.] પીડા; રોગ
**રુઝાવવું** સ૦ક્રિ૦ 'રૂઝવું'નું પ્રેરક
**રુઝાવું** અ૦ક્રિ૦ 'રૂઝવું'નું ભાવે; ઘા પુરાઈ ઉપર નવી ચામડી – રૂઝ આવવી
**રુદન** ન૦ [સં.] રડવું તે; રોદણું
**રુદય** ન૦ હૃદય [પ.]
**રુદિત** ન૦ [સં.] રુદન (૨) વિ૦ રડેલું
**રુદિયું** ન૦ હૃદય [પ.]
**રુદ્ધ** વિ૦ [સં.] રોકાયેલું; રૂંધાયેલું
**રુદ્ર** વિ૦ [સં.] ભયંકર; ભયાનક (૨) પું૦ મહાદેવ (૩) એ નામના અગિયાર દેવોમાંનો દરેક. **-દ્રાક્ષ** પું૦; સ્ત્રી૦ એક વૃક્ષ અને તેનું બી. **-દ્રાણી** સ્ત્રી૦ [સં.] પાર્વતી. **-દ્રાવતાર** પું૦ [+अवतार] રુદ્રનો અવતાર; રુદ્ર જેવું ક્રોધી રૂપ. **-દ્રી** સ્ત્રી૦ શિવની સ્તુતિનું એક વૈદિક સૂક્ત કે તેનો અગિયાર વાર પાઠ
**રુધિર** ન૦ [સં.] લોહી. **૦વાહિની** સ્ત્રી૦ લોહીની નસ. **-રાભિસરણ** ન૦ [+अभिसरण] શરીરમાં રુધિરનું ફરવું તે

**રુબાયત** સ્ત્રી૦ [अ. रुबाइ] ચોપાઈ(અરબી, ફારસી કે ઉર્દૂ)
**રુમલાવવું** (રું') સ૦ક્રિ૦'રૂમલાવું'નું પ્રેરક
**રુમાડો** (રું') પું૦['રૂમવું' પરથી]બૂમાબૂમ; શોરબકોર ['રૂમવું'નું પ્રેરક ને કર્મણિ
**રુમાવવું** (રું') સ૦ક્રિ૦, **રુમાવું** અ૦ક્રિ૦
**રુવાંટી** સ્ત્રી૦['રૂંવું' ઉપરથી] કૂમળા અને ઝીણા વાળ. **–ટું** ન૦ રૂંવું
**રુચેલ(–લું)** વિ૦ રૂથી ભરેલું
**રુશનાઈ** સ્ત્રી૦ [જુઓ રોશનાઈ] શાહી
**રુશવત,૦ખોર** જુઓ રિશ્વત,૦ખોર
**રુષ્ટ** વિ૦ [सं.] ગુસ્સે થયેલું
**રુંડ** ન૦ [सं.] માથું; ડોકું(૨) વિ૦ બોડું; અપંગ. **૦મુંડ** વિ૦ ગોળમટોળ. **૦માળ** સ્ત્રી૦ માણસની ખોપરીઓનો હાર
**રુંધન** ન૦[सं.] રોકવું, રોકાવું કે ગૂંગળાવું તે
**રૂ** ન૦ [દે. रूअ]બી કાઢી લીધેલો કપાસ
**રૂએ** અ૦ [फा. रू, रूए સ્ત્રી૦ = કારણ] પ્રમાણે–આધારે કે ક્રમે યા કારણે
**રૂક્ષ** વિ૦ [सं.] જુઓ રુક્ષ. **૦તા** સ્ત્રી૦
**રૂખ** સ્ત્રી૦ જુઓ રુખ (૨) અટકળ (૩) વિચાર; અભિપ્રાય (૪) બજારનું વલણ; ભાવતાલ (૫) યોગ્ય પ્રસંગ; મોખ
**રૂખ(૦ડું)** ન૦ [सं. वृक्ष प्रा. रुक्ख] એક નાનું ઝાડ–છોડ [(सं. रुद्)] રુઝાવું
**રૂઝ** સ્ત્રી૦ રુઝાવું તે. **૦વું** અ૦ક્રિ૦[प्रा. रुज्झ
**રૂઠવું** સ૦ક્રિ૦ [प्रा. रुट्ठ(सं. रुष्ट)પરથી]કોપવું
**રૂડપ** સ્ત્રી૦ ['રૂડું' પરથી] રૂપાળાપણું; સુંદરતા (૨) સારાપણું (૩) ભલાપણું
**રૂડું** વિ૦ [प्रा. रूव(सं. रूप) ઉપરથી] સારું; ઉત્તમ; સુંદર. **–ડેરું** વિ૦ રૂડું (લાલિત્યવાચક)
**રૂઢ** વિ૦ [सं.] ઘણા કાળથી પ્રચાર કે વપરાશમાં હોવાથી દૃઢ થયેલું. **–ઢાર્થ** પું૦ [+ अर्थ] શબ્દનો રૂઢ અર્થ (યોગાર્થથી ઊલટો)
**રૂઢિ** સ્ત્રી૦ [सं.] રૂઢ થયેલી રીતિ કે રિવાજ (૨) તે કારણથી શબ્દનો અમુક અર્થબોધ કરાવવાની શક્તિ (જુઓ યોગરૂઢિ). **૦પ્રયોગ** પું૦ ભાષામાં રૂઢ–રૂઢિથી જેનો વિશેષ અર્થ થતો હોય એવો શબ્દપ્રયોગ
**રૂપ** ન૦ [सं.] આકાર; દેખાવ; સ્વરૂપ(૨) સૌંદર્ય (૩) વેશ (૪) વાકયમાં વાપરવા પ્રત્યય વગેરે લગાડીને તૈયાર કરેલો શબ્દ–પદ [વ્યા.] (૫) વિ૦ (સમાસને અંતે) સરખું; સમાન (ઉદા૦ દુઃખરૂપ)
**રૂપક** ન૦ [सं.] એક પ્રકારનું નાટક (૨) એક અર્થાલંકાર, જેમાં ઉપમેયને ઉપમાન સાથે તદ્રૂપ કે અભિન્ન બતાવી વર્ણન કરેલું હોય છે [કા. શા.]
**રૂપરેખા** સ્ત્રી૦ માત્ર રૂપ બતાવનારી રેખા (૨) આછો ખ્યાલ; ટૂંકું બ્યાન
**રૂપવતી** વિ૦ સ્ત્રી૦ [सं.] રૂપાળી
**રૂપવાન** વિ૦ [सं.] રૂપવાળું; સુંદર
**રૂપાખ્યાન** ન૦ ધાતુનાં રૂપો બનાવવાં તે [વ્યા.]
**રૂપાળું** વિ૦ સુંદર
**રૂપાંતર** ન૦ રૂપમાં ફેરફાર; અન્ય રૂપ
**રૂપાંદે** (૦) સ્ત્રી૦ રૂપાળા દેહવાળી સ્ત્રી
**રૂપિયાભાર** વિ૦ (૨) પું૦ એક રૂપિયાના વજન જેટલું; તોલા જેટલું
**રૂપિયો** પું૦ [सं. रूप्यक] સોળ આનાની કિંમતનો રૂપાનો સિક્કો
**રૂપી** વિ૦રૂપાનું;રૂપાવાળું (સમાસને અંતે)
**રૂપું** ન૦ [सं. रूप्यकं] એક ધાતુ. **–પેરી** વિ૦ રૂપાનું; રૂપા જેવું. **–પૈડી** સ્ત્રી૦ રૂપિયો (તિરસ્કારમાં)
**રૂબરૂ** અ૦ [फा.] સમક્ષ
**રૂબલ** પું૦ [इं.]રશિયાનો રૂપિયા જેવો સિક્કો
**રૂમ** સ્ત્રી૦ [इं.] ઓરડી
**રૂમઝૂમ** અ૦ [રવ૦] ઝાંઝરનો અવાજ
**રૂમલાવું** (રૂ') અ૦ક્રિ૦ રૂમવા પર ચડવું; ગાંડપણથી રૂમવું (ઢોરનું)
**રૂમવું** (રૂ') અ૦ક્રિ૦[प्रा. रुम्ह=મલિન કરવું] જોરથી ઘૂમવું (યુદ્ધમાં)(૨) ભટકવું; ફરવું
**રૂમાલ** પું૦ [फा.] (હાથમોં લૂછવાનો) લૂગડાનો કકડો

**રૂવું** ન૦ [सं. रोमक] રૂંવું; શરીર ઉપરનો નાનો વાળ; રોમ; રુવાંટું. [**૦ન ફરકવું** = જરા પણ અસર ન થવી]
**રૂસ** પું૦;ન૦[फा.] યુરોપ-એશિયામાં સળંગ ફેલાયેલો એક દેશ; 'રશિયા'
**રૂસણું** ન૦ ['રૂસવું' પરથી] રિસાવું તે
**રૂસવું** અ૦ક્રિ૦[सं. रुष्; प्रा. रूस] રિસાવું
**રૂસી** વિ૦ [फा.] રશિયાનું, –ને લગતું
**રૂહ** પું૦; ન૦ [अ.] આત્મા; જીવાત્મા. **–હાની** વિ૦ [फा.] જીવાત્મા કે આત્મા સંબંધી [કે તાંતણો
**રૂંછડું, રૂંછું** ન૦ [જુઓ રૂંવું] ટૂંકો વાળ
**રૂંધ** સ્ત્રી૦, **૦ણ,૦ન** ન૦ ['રૂંધવું પરથી] રૂંધાવું તે; રોકાણ; પ્રતિબંધ (૨)આંટી; અકળામણ [(૨) ગૂંગળાવવું
**રૂંધવું** સ૦ક્રિ૦ [प्रा. रूध (सं. रुध्)] રોકવું
**રૂંધામણ** સ્ત્રી૦ રૂંધાવું તે; ગૂંગળામણ
**રૂંધાવવું** સ૦ક્રિ૦, **રૂંધાવું** અ૦ક્રિ૦ 'રૂંધવું'નું પ્રેરક ને કર્મણિ
**રૂંવાડું, રૂંવું** ન૦ [જુઓ રૂવું] રુવાંટું
**રે** અ૦ [सं.] એ! ઓ! [સંબોધનનો ઉદ્ગાર] (૨) કવિતામાં પાદપૂર્તિ માટે નિરર્થક મુકાય છે
**રેઇનકોટ** પું૦ [इं.] વરસાદમાં ન પલળાય તેવા કાપડનો ડગલો
**રેકર્ડ** ન૦ [इं.] નોંધ (૨) દફતર; ફાઈલ (૩) સ્ત્રી૦ગ્રામોફોન વાજાની થાળી – ચૂડી (૪) પું૦; ન૦ પરાકાષ્ઠા; આંક; છેલ્લી હદ
**રૅકેટ** ન૦ [इं.] ટેનિસનું બૅટ
**રેખ** સ્ત્રી૦ [सं. रेखा] રેખા (૨) દાંતે જડાવેલી સોનાની ટપકી (૩) નાની ખીલી (૪) અ૦ જરાયે [પ.]
**રેખતો** પું૦ [फा.] ફારસી અને ઉર્દૂ કવિતાનો એક ઢાળ
**રેખા** સ્ત્રી૦ [सं.] લીટી; આંકો. **૦કંસ** પું૦ ઉપર રેખા દોરી કરાતો કંસ [ગ.]. **૦ચિત્ર** ન૦ રેખાઓથી દોરેલું ચિત્ર (૨) કોઈના જીવનનું ટૂંકું નિરૂપણ
**રેખાંશ** પું૦ [सं.] ઉત્તર અને દક્ષિણ ધ્રુવમાંથી પસાર થતી પૃથ્વીના ગોળા ઉપરની લીટી; 'લૉન્જિટ્યૂડ'. **૦વૃત્ત** ન૦ રેખાંશનું વર્તુળ
**રેખિક** વિ૦ એક ઘાતચિહ્નવાળું સમીકરણ, જેનો આલેખ રેખાથી દર્શાવી શકાય; 'લાઇનિયર' [ગ.]
**રેગિસ્તાન** પું૦; ન૦ [फा.] રેતાળ પ્રદેશ; રણ; મરુભૂમિ [જુલાબ કરાવે એવું
**રેચ** પું૦ [सं.] જુલાબ. **૦ક** વિ૦ [सं.]
**રેજગી** સ્ત્રી૦ છૂટું પરચૂરણ; મોટા નાણાનું નાનું પરચૂરણ
**રેડ** સ્ત્રી૦ [इं.] છાપો; ધાડ
**રેડ** (રે) વિ૦ જાડું રગડા જેવું
**રેડવવું** સ૦ક્રિ૦ [दि. रड्ड = ગબડેલું]રોડવવું; નિભાવી લેવું (૨) ગબડાવવું
**રેડવું** સ૦ક્રિ૦ પ્રવાહીની ધાર કરવી (૨) ધારા ચલાવીને ભરવું, અંદર નાખવું
**રેડિયમ** ન૦ [इं.] વિકિરણધર્મી એક તત્ત્વ-ધાતુ
**રેડિયો** પું૦ [इं.] તાર વગર, અવાજ દૂર સંભળાવવાનું કે સાંભળવાનું યંત્ર કે તે ક્રિયા [(૨) નકામું; નમાલું
**રેઢિયાળ** (રે) વિ૦ રવડતું; ધણી વિનાનું
**રેઢું** (રે) વિ૦ રખડતું; સંભાળ વિનાનું
**રેણ** (રે)સ્ત્રી૦[प्रा.रयणी (सं. रजनी)]+રાત્રી
**રેણ** (રે) સ્ત્રી૦ [જુઓ રેણુ] રજ
**રેણ** (રૅ) ન૦ધાતુની સાંધ કરવાનું ઝારણ. **૦વું** સ૦ક્રિ૦ રેણ દેવું
**રેણી** (રે) સ્ત્રી૦[જુઓ રેણ નં. ૧]+રાત્રિ
**રેણુ** પું૦; સ્ત્રી૦ [सं.] ધૂળ; રજ
**રેણુકા** સ્ત્રી૦ [सं.] પરશુરામની માતા
**રેત** ન૦ [सं.] વીર્ય
**રેત** સ્ત્રી૦ ઝીણી રેતી. **૦દાની** સ્ત્રી૦ લખાણની શાહી સૂકવવા ભભરાવવાની રેત રાખવાનું પાત્ર. **૦વો** પું૦ ખોદતાં બહુ રેતી નીકળે એવો કૂવો. **–તાળ** વિ૦ રેતીવાળું. **–તિયું** ન૦ રેતદાની (૨) રેતીનું; રેતીવાળું. **–તી** સ્ત્રી૦ પથ્થરનો ઝીણો ભૂકો; વાલુકા

**રેન** (રે) સ્ત્રી૦ [જુઓ રેણ = રજની]રાત
**રેફ** પું૦ [સં.] અક્ષર ઉપર કરાતું રનું (ʼ) આવું ચિહ્ન
**રેફ્રિજરેટર** પું૦ [ઇં.] જેની અંદર મૂકેલી વસ્તુઓ ઠંડી, થઈ સારી રહે અથવા ઠરી જાય તેવું એક યંત્ર–સાધન
**રેખચો** (રૅ) પું૦[જુઓ ચહેબચો] પાણીની અત્યંત ઢોળાઢોળ; તેથી થયેલો કીચડ
**રેબઝેબ** અ૦ [સર૦ ઝેબઝેબાં]પરસેવાથી નીતરતું
**રેલ** સ્ત્રી૦ [દે. रेल्लि] પૂર(૨)પુષ્કળતા[લા.]
**રેલ** સ્ત્રી૦ [ઇં.] રેલવેનો પાટો. ૦**ગાડી** સ્ત્રી૦ આગગાડી
**રેલછેલ, રેલમછેલ** સ્ત્રી૦ રેલીને છલકાઈ જવું તે (૨) પુષ્કળતા [લા.]
**રેલવું** અ૦ક્રિ૦ રેલ આવવી; જોરથી વહેવું (૨) જવું; પરવરવું (૩) સ૦ક્રિ૦ જોરથી રેડવું (૪) ઢોળવું (૫) રેલમાં તાણી જવું
**રેલવે(૦લાઈન)**સ્ત્રી૦[ઇં.]આગગાડીનોમાર્ગ. ૦**સ્ટેશન** ન૦ [ઇં.] આગગાડીને ઊભા રહેવાનું સ્થાન;ત્યાં કરાતું તેનું મકાન વગેરે
**રેલસંકટ** ન૦ પાણીની રેલથી ઊપજેલું સંકટ
**રેલારેલ** સ્ત્રી૦ ['રેલ' ઉપરથી] રેલમછેલ
**રેલાવું** અ૦ક્રિ૦ રેલો ચાલવો; ઢોળાવું
**રેલો** પું૦ ['રેલ' ઉપરથી] નાનો પ્રવાહ
**રેવડી** સ્ત્રી૦ ખાંડની ચાસણી અને તલની એક બનાવટ (૨) બેહાલ; ફજેતી[લા.]. ૦**દાણાદાણ** સ્ત્રી૦ પૂરી ફજેતી
**રેવત** પું૦ [સં. रेवत्=કૂદવું] ઘોડો
**રેવતાચળ** પું૦[સં.रैवताचल]રૈવત;ગિરનાર
**રેવતી** સ્ત્રી૦ સત્તાવીસમું નક્ષત્ર (૨) બલરામની પત્ની
**રેવંચી** સ્ત્રી૦ [फा. रेवदचीनी] એક વનસ્પતિનો ગુંદર–એક ઓષધિ. ૦**નો ગોળ** પું૦ જુલાબ માટે તેમ જ રંગ વગેરે માટે વપરાતો રેવંચીનો ગુંદર
**રેવંત** પું૦ [જુઓ રેવત] ઘોડો
**રેવા** [સં.], ૦**જી** સ્ત્રી૦, નર્મદા નદી
**રૅશન** ન૦ [ઇં.] ફાળવણી પ્રમાણે નિયત પ્રમાણ – માપ (૨) ફાળવણી પ્રમાણેનું સીધું. ૦**કાર્ડ** ન૦ [ઇં.] રૅશન માટેની સીધાચિઠ્ઠી. –**નિંગ** ન૦ [ઇં.] જરૂરની વસ્તુઓની નિયત ફાળવણી કરવી તે; માપબંધી
**રેશમ** ન૦ [फा. अब्रेशम] એક જાતના કીડાની લાળના તંતુ કે તેનું બનાવેલું કાપડ (૨) સ્ત્રી૦ એક જાતની ઘોડી [કા.]. –**મી** વિ૦ રેશમનું (૨) રેશમ જેવું સુંવાળું
**રેષા** સ્ત્રી૦ [સં.] રેખા લીટી
**રેસ** સ્ત્રી૦ [ઇં.] ઘોડદોડની શરત; તેને લગતો જુગાર. ૦**કોર્સ** પું૦ [ઇં.] ઘોડદોડનું મેદાન
**રેસાદાર** વિ૦ [રેસો + દાર] રેસાવાળું
**રેસિડેન્ટ** પું૦ [ઇં.] અંગ્રેજી અમલ વખતે દેશી રાજ્યોમાં રખાતો અંગ્રેજી સત્તાનો પ્રતિનિધિ [ફળ વગેરેનો)
**રેસો** પું૦ [સં. रेषा ઉપરથી] તંતુ (વનસ્પતિ,
**રેંકડી,** (રેં૦) સ્ત્રી૦, –**ડો** પું૦, નાની બળદગાડી (૨) ભારની નાની લારી
**રેંકવું** (રેં૦) અ૦ક્રિ૦ [प्रा. रेक्क] ગાયભેંસનું બાંધડવું
**રેંજીપેંજી** (રેં૦ પેં૦) વિ૦ [જુઓ રંજ] નમાલું (૨) ઉત્સાહ વગરનું
**રેંટ** (રેં૦) પું૦ [तिलुगु रेंडु (म. रेंड = બે) ગિલ્લીદંડાનો બીજો દાવ
**રેંટ** (રેં૦) પું૦ [સં. अरघट्ट] કૂવામાંથી પાણી કાઢવાની ઢોચકાંવાળા ચક્રની યોજના. ૦**માળ** સ્ત્રી૦ રેંટનાં ઢોચકાંની ફરતી હાર; ઘટમાળ
**રેંટિયાબારશ(–સ)** (રેં૦) સ્ત્રી૦ ભાદરવા વદ બારશ (ગાંધીજીની જન્મતિથિ)
**રેંટિયો** (રેં૦) પું૦[જુઓ રેંટ]હાથે સૂતર કાંતવાનું ચક્રનું એક સાધન
**રેંટુડો** (રેં૦) પું૦ રેંટ [રહેંસવું
**રેંસવું** (રેં૦) સ૦ક્રિ૦ [દે. रेल्लिअ] જુઓ
**રૈયત** સ્ત્રી૦ [अ.] પ્રજા. ૦**વારી** વિ૦ (૨) સ્ત્રી૦ બારોબાર ખેડૂત પાસેથી મહેસૂલ

ઉઘરાવવી તે (જમીનદારીથી ઊલટું) કે તેને લગતું
**રૈવત,**૦ક,૦ગિરિ પું૦ (સં.) ગિરનાર પર્વત
**રોક** વિ૦ રોકડું
**રોક** વિ૦(૨)સ્ત્રી૦ ['રોકવું' ઉપરથી]રોકણી
**રોકકળ** સ્ત્રી૦, **-ળાટ** પું૦ રોવું ને કકળવું તે; રોકૂટ
**રોકટોક** વિ૦ રોકવું કે ટોકવું તે; કશો પણ વાંધો કે વિરોધ
**રોકડ** વિ૦ રોકડું (૨) સ્ત્રી૦ રોકડા પૈસા. **-ડિયું** વિ૦ રોકડ વહેવાર કરનારું (૨) હાજરજવાબી. **-ડી** સ્ત્રી૦ દિવસના સાધારણ સમય ઉપરાંત સવારમાં જે વધુ કામે રોકાય તે કે તેની રોકડી મજૂરી. **-ડું** વિ૦ ઉધાર ન રાખેલું પણ તરત આપેલું (નાણું) (૨) નગદ નાણું (નોટ નહિ) (૩) [લા.] કાંઈ પણ છુપાવ્યા વિના તરત કહેલું (કથન)(૪)તેવો જવાબ
**રોકવું** સ૦ક્રિ૦ [प्रा. रुक्क (સં. रुध्; કે रुत्+कृ)] અટકાવવું; જવા ચાલવા કે થવા ન દેવું; આંતરવું (૨) કામે વળગાડવું; નોકરીમાં રાખવું (૩) વેપારધંધામાં નાખવું (નાણું) [અટકાયત
**રોકાણ** ન૦ રોકવું કે રોકાવું તે (૨)
**રોકૂટ** સ્ત્રી૦ રોવું અને કૂટવું તે; રડારોળ
**રોગ** પું૦ [સં.] બગાડ; વિકાર; તંદુરસ્તીમાં બગાડો; વ્યાધિ. ૦**ચાળો** પું૦ રોગનો ફેલાવો. ૦**દોગ** પું૦વરસાદ વગેરેની પીડા
**રોગાન** પું૦; ન૦ [फा. रौग़न] તેલ, મીણ, લાખ વગેરેનું એક જાતનું મિશ્રણ(લાકડાં, લૂગડાં વગેરે ઉપર ચડાવે છે)
**રોગિયું, રોગિષ્ઠ, રોગી** [સં.], **રોગીલું** વિ૦ માંદું; રોગવાળું
**રોચક** વિ૦ [સં.] રુચિ કરાવે તેવું; ગમતું
**રોજ** પું૦[फा.] દિવસ (૨) એક દિવસની મજૂરી (૩) અ૦ હમેશ. ૦**ગાર** પું૦ ગુજરાન માટે કરવાનો ધંધો, નોકરી કે ઉદ્યમ. ૦**ગારી** સ્ત્રી૦રોજગાર; કામધંધો. ૦**નીશી** સ્ત્રી૦ દરરોજના કામની નોંધ-પોથી; ડાયરી. ૦**બરોજ** અ૦ [फा.] રોજરોજ; દરરોજ. ૦**મેળ** પું૦ દરરોજનો હિસાબ(૨)તે લખવાનો ચોપડો. **-જિંદું** વિ૦ રોજનું. **-જી** સ્ત્રી૦ રોજગાર (૨) ગુજરાન (૩) રોજની આવક; પેદાશ
**રોજો** પું૦ [અ.] મોટા અને ધાર્મિક મુસલમાનની કબર (૨) મુસલમાનનો દિવસનો ઉપવાસ [જંગલી પશુ
**રોઝ** ન૦ [દે. रोज्झ] ઘોડાને મળતું એક
**રોઝિયો,રોઝી** વિ૦ એક જાતનો કપાસ
**રોટલી** સ્ત્રી૦ [સં. रोट; દે. रुट्टिया, रोट्टग] ઘઉંના લોટની પાતળી ગોળ વાની. **-લો** પું૦ હાથે થાપીને બનાવેલી જાડી ભાખરી (૨) આજીવિકા [લા.]
**રોટી** સ્ત્રી૦ [સર૦ हिं.] જુઓ રોટલી (૨) પાંઉરોટી. ૦**વહેવાર** પું૦ સાથે જમવા જમાડવાનો સંબંધ
**રોઠું** (રો) ન૦ બરાબર પાકતા પહેલાં સુકાઈને ચીમળાઈ ગયેલું બેસ્વાદ સોપારી (૨) રાંભું - જડ માણસ [લા.]
**રોડવવું** અ૦ક્રિ૦ [प्रा. रुल (સં. लुठ् के लुड्)] ગબડાવવું
**રોડા** પું૦બ૦વ૦ [જુઓ રોડવવું] દોટ; ગબરડી. **-ડી** સ્ત્રી૦ દોટ; રોડા
**રોડું** ન૦ [સં. लोष्ठ] ઈંટનો કકડો
**રોણ** સ્ત્રી૦ [જુઓ રોન] રાતની ચોકી
**રોણું** ન૦ [प्रा. रोवण (સં. रोदन)] રુદન
**રોતડ,-ડું,-લ** વિ૦ ['રોવું' ઉપરથી] ઝટ રોઈ પડે એવું
**રોતું** વિ૦ ['રોવું'નું વ૦કૃ૦] રડતું;રડયા કરતું
**રોદડું(-ણું)** ન૦ વીતકની કથની (૨) રુદન
**રોદન** ન૦ [સં.] રુદન
**રોધ** પું૦ [સં.] અટકાવ. ૦**ક** વિ૦ [સં.] રોધ કરનારું. ૦**ન** ન૦ [સં.] રોધવું તે. ૦**વું** સ૦ક્રિ૦ રોકવું; અટકાવવું
**રોન** સ્ત્રી૦ [ई. राउन्ड] રાતની ચોકી માટે ફરવું તે [વિ૦ રોનકવાળું
**રોનક** સ્ત્રી૦ [અ.] તેજ; ભપકો. ૦**દાર**
**રોપ** પું૦ ['રોપવું' પરથી] રોપો; છોડ.

૦ણ ન૦ [સં.] રોપવું તે. ૦ણી સ્ત્રી૦ રોપણ; વાવણી
**રોપવું** સ૦ક્રિ૦[સં. रोप्]વાવવું(૨)જમીનમાં થોડું દાટીને ઊભું કરવું (ઉદા૦ વાંસડો રોપવો)
**રોપિત** વિ૦ [સં.] રોપેલું
**રોપીટ** સ્ત્રી૦ રોકૂટ; રોવું ને છાતી પીટવી તે
**રોપો** પું૦ જુઓ રોપ
**રોફ(-બ)** (રો) પું૦ [જુઓ રુઆબ] ભપકો; દબદબો; (૨) પ્રતાપ; તેજ; દાબ
**રોબડ** વિ૦ જડ; મૂર્ખ; અરસિક
**રોમ** પું૦; ન૦ [સં.] રુવાંટું; રૂવું; શરીર ઉપરના વાળ
**રોમ** ન૦ [ઇં.] ઇટાલીનું જાણીતું શહેર. ૦ન વિ૦ [ઇં.] રોમનું કે તેને લગતું કે તેનું રહેવાસી
**રોમહર્ષ** પું૦ [સં.] રોમાંચ (૨) વિ૦ રોમાંચ કરે એવું
**રોમંથ** પું૦ [સં.] વાગોળવું તે
**રોમાવલિ, -લી, -ળિ, -ળી** સ્ત્રી૦ [સં. रोमावलि-ली] રુવાંટીની હાર
**રોમાંચ** પું૦ [સં.] (લાગણીથી) શરીર ઉપરનાં રૂવાં ઊભાં થવાં તે. ૦ક રોમાંચ કરે એવું; રોમહર્ષ. **-ચિત** વિ૦ [સં.] રોમાંચ થયો હોય તેવું
**રૉયલ** વિ૦ [ઇં.] એક ખાસ કદનો (છાપવાનો કાગળ) (૨) શાહી; દરબારી
**રૉયલ્ટી** સ્ત્રી૦ [ઇં.] લેખક વગેરેને તેમની કૃતિના વેચાણ ઉપર જે મહેનતાણું ઠરાવી આપવામાં આવે તે
**રોયું** વિ૦ ['રોવું' ઉપરથી] પીટયું;રડયું (સ્ત્રીઓની ગાળ)
**રોલ** પું૦ [ઇં.] આંકણી. ૦ર પું૦ [ઇં.] ગબડે તેવો ગોળ ઘાટ (જેમ કે, છાપખાનાનો; જમીન દાબવાનો)
**રોવડાવવું** સ૦ક્રિ૦, **રોવાવું** અ૦ક્રિ૦ 'રોવું'નું પ્રેરક અને ભાવે
**રોવું** અ૦ક્રિ૦ [પ્રા. रोव (સં. रुद्)] રડવું (૨) સ૦ક્રિ૦-ને રડવું; -નું દુઃખ કરવું, ગાવું (૩) ન૦ રડવું તે; રોણું
**રોશન** વિ૦[ફા.]ચળકતું(૨)જાહેર. **-નાઈ, -ની** સ્ત્રી૦ (ઘણા દીવાઓનો) સામટો પ્રકાશ (૨) રુશનાઈ [રોષવાળું
**રોષ** પું૦ [સં.] ગુસ્સો. **-ષિત** વિ૦ [સં.]
**રોહિણી** સ્ત્રી૦ [સં.] ચોથું નક્ષત્ર (૨) બળરામની માતા (૩) ચંદ્રની પટરાણી
**રોહિત** વિ૦ [સં.] રાતું (૨) પું૦ હરિશ્ચંદ્ર રાજાનો પુત્ર
**રોહિલા** પું૦ પઠાણોની એક જાતિ
**રોળ** પું૦ અધઓક; મરકી (૨) ગજબ; દાટ; પાયમાલી
**રોળવું** સ૦ક્રિ૦ [પ્રા. रुल्(સં. लुट् ઉપરથી)] ચોળવું; મસળવું (૨) રગદોળવું; મેલું કરવું (૩) કચરી મારી નાખવું [લા.]
**રોંચું** (રોં૦) વિ૦ ગામડિયું; જંગલી; અસભ્ય. **-ચો** પું૦ રાશો; જડસો
**રોંઢું** (રોં૦) ન૦ ત્રીજે પહોર; સમીસાંજનો વખત. **-ઢો** પું૦ ત્રીજા પહોરનું જમણ(૨) વાળુ(૩)રોંઢું
**રૌદ્ર** વિ૦ [સં.] રુદ્ર સંબંધી (૨)ભયંકર; ઉગ્ર (૩) પું૦ રૌદ્રપણું; રુદ્રતા (૪) કાવ્યના નવ રસમાંનો એક
**રૌપ્ય** વિ૦ [સં.] રૂપાનું (૨) રૂપા જેવું. ૦મહોત્સવ પું૦ પચીસ વર્ષે ઊજવાતો ઉત્સવ
**રૌરવ** ન૦ [સં.] એક નરક

# લ

**લ** પું૦ [સં.] ચાર અર્ધસ્વરોમાંનો ત્રીજો
**લઈ** 'લેવું'નું કૃ૦ રૂપ. જેમ કે, લઈ જવું ઇ૦. ૦ને અ૦ ['લેવું'નું અ૦કૃ૦] ઉદા૦ 'એને લઈને'
**લઉઓ** પું૦ [પ્રા. लव (સં. लप्) ઉપરથી] રાજાની પાસે રહેતો મશ્કરો; લૌવો
**લકડધકડ** અ૦ ધમધોકાર; ઝપાટાબંધ
**લકડિયું** વિ૦ લાકડાનું (૨) કઠણ (૩) ઝાડને પણ બાળી દે એવું (હિમ) (૪) મસાલા રાખવાની ખાનાંવાળી લાકડાની પેટી
**લકવો** પું૦ [અ. लक्वह] શરીરનું એકાદ અંગ રહી જવાનો રોગ; પક્ષાઘાત
**લકીર** સ્ત્રી૦ લીટી; રેખા
**લકું(-કૂં)ઓ** પું૦ [અ. लुक्मह] કોળિયો; લાડવો; ફાયદો (કટાક્ષમાં)
**લક્કડ** ન૦ [સં. लकुट; પ્રા. लक्कुड] લાકડું (બહુધા સમાસમાં વપરાય છે). **૦કામ** ન૦ લાકડાનું કામ; સુતારીકામ. **૦કોટ** પું૦ લાકડાનો કોટ કે આંતરો (૨) વહાણમાંથી જ્યાં લાકડાં ઊતરે છે તે ડક્કો. **૦ખોદ** પું૦ એક પક્ષી. **૦ધક્કડ** અ૦ જુઓ લકડધકડ. **૦પીઠ** સ્ત્રી૦ લાટી; લાકડાનું પીઠું. **૦ફોડો** પું૦લાકડાં ફોડનારો. **૦શી** વિ૦ લાકડા જેવું કઠણ (૨) પું૦બ૦વ૦ જુઓ લક્કડશી લાડુ. **૦શી લાડુ** પું૦ એક મીઠાઈ. **૦સી** વિ૦ જુઓ લક્કડશી. **-ડિયું** વિ૦ (૨) ન૦ જુઓ લકડિયું
**લક્ષ** પું૦ [સં.] લાખની સંખ્યા (૨) ધ્યાન (૩) ઉદ્દેશ (૪) (તાકવાનું) નિશાન
**લક્ષણ** ન૦ [સં.] ચિહ્ન; નિશાની (૨) ગુણ; બીજી વસ્તુથી જુદો પાડનાર ખાસ ધર્મ (૩) તેવા ધર્મનું કથન; વ્યાખ્યા [વ્યા.] (૪) ઢંગ; આચરણ. **૦વંતું** વિ૦ સુલક્ષણું (૨) (કટાક્ષમાં) નઠારાં લક્ષણવાળુ
**લક્ષણા** સ્ત્રી૦ [સં.] લક્ષ્યાર્થનો બોધ કરાવનાર શબ્દની શક્તિ [વ્યા.]
**લક્ષધા** અ૦ [સં.] લાખ રીતે
**લક્ષવસા** અ૦ અવશ્ય; જરૂર
**લક્ષવું** સ૦ક્રિ૦ [સં. लक्ष्] તાકવું (૨) તાકીને બેસવું (૩) અટકળ કરવી (૪) શોધી કાઢવું; જોઈ જવું
**લક્ષવેધી** વિ૦ ધારેલું નિશાન પાડનાર
**લક્ષાધિપતિ** પું૦ [સં.] લાખ રૂપિયાની પૂંજીવાળો; લખપતિ
**લક્ષિત** વિ૦ [સં.] દેખાડેલું (૨) દેખેલું
**લક્ષી** વિ૦ [સં.] લક્ષવાળું; લક્ષતું (સામાન્ય રીતે સમાસને અંતે. ઉદા૦ 'એકલક્ષી')
**લક્ષ્મણ** પું૦ [સં.] રામનો નાનો ભાઈ; સુમિત્રાનો પુત્ર
**લક્ષ્મી** સ્ત્રી૦ [સં.] વિષ્ણુની પત્ની; ધનની અધિષ્ઠાત્રી દેવી; ચૌદ રત્નમાંનું એક (૨) ધન; દોલત. **૦કાંત, ૦નાથ, ૦પતિ,** પું૦ [સં.] વિષ્ણુ. **૦પૂજન** ન૦, **૦પૂજા** સ્ત્રી૦ [સં.] આસો વદ તેરસને દિવસે કરાતી લક્ષ્મીની પૂજા. **૦વંત(-તું), ૦વાન** [સં.] વિ૦ પૈસાદાર
**લક્ષ્ય** વિ૦ [સં.] લક્ષ આપવા જેવું (૨) તાકવાનું; તાકી શકાય તેવું (૩) જોઈ શકાય – જાણી શકાય તેવું; દૃશ્ય (૪) ન૦ ધ્યેય (૫) લક્ષ; હેતુ (૬) નિશાન (તાકવાનું) (૭) લક્ષ્યાર્થ (૮) જેનું લક્ષણ બાંધવાનું હોય તે [ન્યા.]. **૦બિંદુ** ન૦ લક્ષ્ય; ધ્યેય. **૦વેધ** પું૦ [સં.] ધારેલા નિશાનને તોડી પાડવું તે: **૦વેધિત્વ** ન૦ લક્ષવેધીપણું. **૦વેધી** વિ૦ જુઓ લક્ષવેધી. **-ક્ષ્યાર્થ** પું૦ [+અર્થ] મુખ્યાર્થનો બાધ થયે તેનો સંબંધી એવો જે બીજો અર્થ લેવો પડે છે તે [વ્યા.]
**લખ** વિ૦ [જુઓ લક્ષ્ય] દૃશ્ય (જગત માટે).

**૦ચોરાશી** સ્ત્રી૦ ચોરાસી લાખ જન્મનું ચક્ર
**લખ** વિ૦ [જુઓ લક્ષ] લાખ [પ.]
**લખણ** ન૦ [સં. लक्षण] + લક્ષણ; ચિહ્‌ન
**લખણી** ન૦ ['લખવું' પરથી] ટીપ; યાદી (દાન કે ઉઘરાણાની). **–ણું** ન૦ લખવાનું વતરણું; લેખણ (૨) લખાણી. **–ત** ન૦ કરાર; સહી સાથેનું લખાણ (૨) નસીબના લેખ. **–ત પત્તર** ન૦ કાગળિયા ઉપરનું લખાણ (૨) ગમે તેવું (કાચું કે અગોચર) લખાણ
**લખપતિ** પું૦ લક્ષાધિપતિ
**લખલખ** વિ૦ [સં. लक्ष् ઉપરથી; અથવા રવ૦] ચળકતું; સ્વચ્છ (૨) અ૦ લખલખે એમ. **૦વું** અ૦ક્રિ૦ ફાટવું; પીડા થવી (૨) ચટચટવું; ઝળકવું (૩) લવલવવું
**લખલખવું** અ૦ક્રિ૦ [સં. लष्] તીવ્ર ભૂખ લાગવી; તીવ્ર અભિલાષા થવી
**લખલખાટ** પું૦ [સં. लक्ष् ઉપરથી] ઝગઝગાટ (૨) લવારો (૩) સણકો; પીડા [ભૂખ
**લખલખાટ** પું૦ [સં. लष् ઉપરથી] ધખણા;
**લખલૂટ** વિ૦ [લખ (લક્ષ) + લૂટ (લૂંટવું, કે લોટવું)] પુષ્કળ; બેશુમાર
**લખવું** સ૦ક્રિ૦ [સં. लिख्] લખાણ કરવું
**લખવું** સ૦ક્રિ૦ [સં. लक्ष्, પ્રા. लक्ख] અવલોકવું; જોવું
**લખંલખા** સ્ત્રી૦ ['લખવું' ઉપરથી] ઉપરાઉપરી કે સામસામી લખવું તે
**લખાઈ** સ્ત્રી૦ લખવાનું મહેનતાણું. **–ણ** ન૦ લખવું તે (૨) લખેલું તે. **–પટ્ટી** (**–ડી**) સ્ત્રી૦ લખંલખા કરવું–વારંવાર લખવું તે [નકામી ટકટક
**લખારો** પું૦ [લખલખ; રવ૦] લવારો;
**લખારો** પું૦ ['લાખ' ઉપરથી] લાખની ચૂડી વગેરે બનાવનારો (૨) લાખ ચડાવવાનું કામ કરનારો
**લખાલખ** સ્ત્રી૦ જુઓ લખંલખા
**લખાવટ** [સ્ત્રી૦ 'લખવું' ઉપરથી] લખાણ (૨) લખવાની ઢબ [લિખિતંગ
**લખિતંગ** વિ૦[સં.लिखितम्](પત્ર)લખનાર;
**લખેશરી** વિ૦ [સં. लक्षेश्वर] તાલેવંત (૨) પું૦ લખપતિ [ત્રાસલને)
**લખોટવું** સ૦ક્રિ૦ લાખ ચડાવવી (માટીના
**લખોટી** સ્ત્રી૦ [સં. लाक्षा + वृत्तकः] કાચ કે પથ્થરની (રમવાની) નાની ગોળી. **–ટો** પું૦ મોટી લખોટી (૨) અગત્યના કે સરકારી કાગળોનો સીલબંધ બીડો
**લખ્ખણ** ન૦ લક્ષણ [લેખ; નસીબ
**લખ્યા લેખ** પું૦બ૦વ૦ વિધિએ લખેલો
**લગ** અ૦ + લગી; સુધી
**લગટ** વિ૦ (૨) અ૦ સળંગ; એકધારું
**લગડી** સ્ત્રી૦ સોના કે ચાંદીની પાટ
**લગડું** ન૦ [સં. लग् ઉપરથી] ગધેડાનું છાલકું કે ચોકઠું (૨) બોજો
**લગણ** અ૦ [સં. लग् ઉપરથી] લગી; સુધી
**લગત** વિ૦ [સં. लग्] લગતું; નજીકનું (૨) સ્ત્રી૦ સંબંધ; ઘરોબો (૩) અ૦ પાસે; જોડે; લાગીને. **–તી** સ્ત્રી૦ વગ; શરમ. **–તું** વિ૦ સંબંધી; લાગુ પડતું; નજીકનું
**લગન** ન૦ [સં. लग्न] જુઓ લગ્ન (૨) લગની. **૦ગાળો** પું૦ લગનની મોસમ. **૦પડો** પું૦ વરના તરફથી કન્યાને ત્યાં લગ્નનો શુભ દિવસ લખી, મોકલાતું કંકુનું પડીકું. **૦સરા** સ્ત્રી૦ લગનગાળો. **–નિયો** પું૦ વરને તેડવા જનારો કન્યા તરફનો સગો. **–ની** સ્ત્રી૦ લત; લહે; લત
**લગલગ** અ૦ [દ. लग (દ્વિર્ભાવ)] પાસે; અડોઅડ (૨) આશરે
**લગાડવું** સ૦ક્રિ૦ ['લાગવું'નું પ્રેરક] અડકાડવું (૨) ચોપડવું (૩) વળગાડવું; લાગુ કરવું
**લગાડવું** સ૦ક્રિ૦ સળગાવવું
**લગાતાર** અ૦ લાગલાગટ; સતત
**લગામ** સ્ત્રી૦ [फ़ा.] ઘોડાના મોંનું લોઢાનું ચોકઠું (૨) તેને બાંધેલી હાંકનારના હાથમાં રહેતી દોરી (૩) અંકુશ [લા.]
**લગાર(–રેક)** વિ૦ થોડું (૨) અ૦ થોડા વખત માટે
**લગાવવું** સ૦ક્રિ૦ ['લાગવું'નું પ્રેરક]; જુઓ લગાડવું નં૦ ૧ (૨) મારવું; ઠોકવું

**લગી** અ૰ લગણ; સુધી
**લગીર(-રેક)** વિ૰ જુઓ લગાર
**લગે** અ૰ + લગી
**લગેજ** ન૰ [इं.] (રેલવે) ઉતારુનો સામાન. [૰કરવું = ઉતારુનો સામાન લગેજના ખાસ ડબામાં મોકલવો (૨) સરસામાન જોખાવી રસીદ કઢાવવી]
**લગોલગ** અ૰ [દે. लग = નજીક] છેક પાસે; અડીને (૨) લગભગ; પાસે
**લગ્ન** વિ૰ [सं.] લાગેલું; વળગેલું (૨) લીન; આસક્ત (૩) ન૰ જેટલો સમય પૃથ્વી એક રાશિમાં રહે તેટલો વખત (૪) કોઈ શુભ કાર્ય કરવાનું મુહૂર્ત (૫) પરણવાનું મુહૂર્ત (૬) પરણવું તે; વિવાહ
**લઘરવઘર** વિ૰ ચીંથરેહાલ
**લઘિમા** સ્ત્રી૰ [सं.] લઘુપણું (૨) આઠ સિદ્ધિઓમાંની એક-અતિ લઘુ થઈ જવું તે
**લઘુ** વિ૰[सं.] નાનું (૨) હલકું (૩) સહેલું (૪) હ્રસ્વ; એક માત્રાનું. **૰કૌંસ** પું૰ () આવો કૌંસ. **૰કોણ** પું૰ ૯૦°થી નાનો કોણ; 'ઍક્યૂટ ઍન્ગલ' [ગ.]. **૰તમ** વિ૰ સૌથી નાનું (૨) પું૰ અમુક રકમોમાંની દરેકથી જેને શેષ વિના ભાગી શકાય એવી નાનામાં નાની રકમ. **૰તમ સાધારણ અવયવી, ૰તમ સાધારણ ભાજ્ય** પું૰ જુઓ લઘુતમ. **૰તા** સ્ત્રી૰ [सं.]. **૰તાવાચક** વિ૰ લઘુતા બતાવનાર. **૰મતી** સ્ત્રી૰ થોડા મત ધરાવતો પક્ષ (૨) એવા લોકો (૩) થોડા મત હોવા કે ધરાવવા તે. **૰લાઘવી** સ્ત્રી૰ ચાલાકી; પેચ; યુક્તિ. **૰લિપિ** સ્ત્રી૰ બોલેલું જલદી લખી શકાય તેવી ટૂંકા સંકેતોવાળી લિપિ; 'શૉર્ટહૅન્ડ'. **૰લેખન** ન૰ લઘુલિપિમાં લખવું તે. **૰શંકા** સ્ત્રી૰ પેશાબની હાજત
**લચક** સ્ત્રી૰ લચકાતી ચાલ (૨) મચકોડ
**લચકલચક** અ૰ ['લચકો' ઉપરથી] લચકે ને લચકે; મોટે મોટે કોળિયે; ઉતાવળથી
**લચકવું** અ૰ક્રિ૰ લચી જવું (૨) કરમોડાવું; સાંધામાંથી ઊતરી જવું (૩) મદથી ચાલતાં કમ્મરેથી જરા મરડાવું
**લચકો** પું૰ લોચો (૨) લચકો દાળ. **૰દાળ** સ્ત્રી૰ ઢીલી દાળ (પ્રવાહી અને ભરડી વચ્ચેની) [અને લોંદા જેવું હોય તેમ
**લચપચ** અ૰ [રવ૰] પ્રવાહીથી તરબોળ
**લચવું** અ૰ક્રિ૰ ભારથી નમી જવું
**લચ્છો** પું૰ માંજો; પાયેલા દોરની આંટી
**લજવવું** સ૰ક્રિ૰ [सं. लज्] લાજે તેમ કરવું; લજાવવું
**લજાડવું** સ૰ક્રિ૰ 'લાજવું'નું પ્રેરક
**લજામણી** સ્ત્રી૰ ['લાજ' ઉપરથી] એક છોડ (અડવાથી તેનાં પાન સંકોચાઈ જાય છે). **-ણું** વિ૰ લાજ પમાડે તેવું; લાજ આવે તેવું; શરમજનક
**લજાવવું** સ૰ક્રિ૰ જુઓ લજાડવું
**લજ્જત** સ્ત્રી૰ [अ.] મજા; લિજ્જત
**લજ્જા** સ્ત્રી૰ [सं.] લાજ; શરમ (૨) અપકીર્તિ. **૰હીન** વિ૰ [सं.] શરમ વિનાનું; બેશરમ. **-જ્જિત** વિ૰[सं.] લજ્જા પામેલું; શરમાયેલું
**લટ** સ્ત્રી૰ [सं. लट्वा] થોડા વાળની સેર (૨) વડની મૂળી (૩) અમુક (સૂતરના) તાર કે દોરાની આંટી (૪) મોતીની સેર
**લટક** સ્ત્રી૰ ['લટકવું' ઉપરથી] લટકો (૨) છટા; ખૂબી; શૈલી. **૰ણ,૰ણિયું** વિ૰ ['લટકવું' ઉપરથી] લટકતું; ઝૂલતું (૨) ન૰ કાનનું એક લટકતું રહેતું ઘરેણું
**લટકવું** અ૰ ક્રિ૰ ઝૂલવું; લબડવું; ટંગાવું. (૨) આધાર રહિત થવું; વચ્ચે રખડી જવું [લા.]
**લટકાવવું** સ૰ક્રિ૰ 'લટકવું'નું પ્રેરક
**લટકાળું** વિ૰ લટકાવાળું (૨) લટકા કરનારું
**લટકું** ન૰ લટકો; નખરું. **-કો** પું૰ શરીરનો મોહક હાવભાવ-ચાળો; નખરું. **-કોમટકો** પું૰ આંખ અને શરીરનો ચાળો; નખરું
**લટપટ** વિ૰ [રવ૰] પ્રેમાસક્ત; એકબીજાને વળગેલું - ચોટેલું (૨) સ્ત્રી૰ ધાલમેલ; ખટપટ. **-ટિયું** ન૰ હજામની અસ્ત્રો ઘસવાની ચામડાની પટી

**લટવું** અ૦ક્રિ૦ નમી પડવું
**લટાર** સ્ત્રી૦ આંટો; ફેરો; ચક્કર
**લટિયું** ન૦ [જુઓ લટ] વાળ (જરા તુચ્છકારદર્શક) [(૪) પું૦ ભમરડો
**લટ્ટુ** વિ૦ નરમઘેંશ (૨) પરવશ (૩) સ્તબ્ધ
**લઠ** વિ૦ [પ્રા. लट्ठि (સં. यष्टि)=લાઠી] જાડું ને મજબૂત (૨) પું૦ ડંગોરો. –ઠિયું વિ૦ લઠ્ઠ (૨) ન૦ ગાડાનો નીચલો ભાગ જેમાં લઠ્ઠો રહે છે. –ઠિં(–ઠાં)ગું વિ૦ લઠ; મજબૂત (૨) લુચ્ચું. –ઠ્ઠ વિ૦ (૨) પું૦ જુઓ લઠ. –ઠ્ઠી સ્ત્રી૦ નાનો લઠ્ઠો. –ઠ્ઠો પું૦ ગાડી કે ગાડાનાં પૈડાંની લોઢાની ધરી (૨) લઠ્ઠ માણસ [સ્વભાવનું
**લડકણ(–ણું)(લ')** વિ૦ ટંટાખોર; લડવાના
**લડત** (લ') સ્ત્રી૦ લડાઈ [ઓકરું
**લડધું** વિ૦ લઠ્ઠ; અલમસ્ત (૨) ન૦ તેવું
**લડબડવું** અ૦ક્રિ૦ લડબડિયું ખાવું
**લડબડિયું** ન૦ઠોકર ખાઈ લથડી પડવું તે
**લડવાડ** (લ') સ્ત્રી૦ ['લડવું' પરથી] ઝઘડો; કજિયો; વઢવાડ. –ડિયું વિ૦ લડયા કરવાના સ્વભાવવાળું (૨) જેને કારણે લડાઈ ચાલતી હોય તેવું
**લડવું** (લ') સ૦ક્રિ૦ [સં. लड्] વઢવું; ઠપકો દેવો (૨) અ૦ક્રિ૦ સામસામે વાદવિવાદ, ટંટો, બોલાબોલી, મારામારી કે યુદ્ધ – લડાઈ કરવાં (૩) કોર્ટે ચડવું (૪) અણબનાવ થવો [લા.]. –વૈયો પું૦ યોદ્ધો [જંગ (૨) ટંટો; ઝઘડો
**લડાઈ** (લ') સ્ત્રી૦ ['લડવું' પરથી] યુદ્ધ;
**લડાક(–કુ)** (લ') વિ૦ લડકણું
**લડાયક** (લ') વિ૦ લડી શકે તેવું (૨) લડાઈના ખપનું (૩) લડકણું
**લડાવવું** સ૦ક્રિ૦['લાડ' ઉપરથી] લાડ કરવાં
**લડાવવું** (લ') સ૦ક્રિ૦ 'લડવું'નું પ્રેરક
**લડી** સ્ત્રી૦ ['લટ' ઉપરથી] એક જાતની વસ્તુઓની પંક્તિ કે માળા (૨) દોરાની લટ
**લડ્ડુ** પું૦ [સં.] લાડુ
**લઢણ** સ્ત્રી૦ લત; ટેવ (૨) પદ્ધતિ
**લણણી** સ્ત્રી૦લણવાની ક્રિયા. –વું સ૦ક્રિ૦ [સં. लू] તૈયાર થયેલા પાકને કાપવો (૨) ફળ મેળવવું [લા.]
**લત** સ્ત્રી૦ લગની (૨) ટેવ; વ્યસન
**લતા** સ્ત્રી૦ [સં.] વેલ
**લતાડ** સ્ત્રી૦; પું૦ લાત; પાટુ (૨) ફેરવી તોળવું તે; ફરી જવું તે (૩) ગોથ; ગોથું
**લતામંડપ** પું૦ [સં.] લતાઓનો માંડવો
**લત્તાં** ન૦બ૦વ૦[સં. लत्तक કે फा. लत्तह] લૂગડાં
**લત્તો** પું૦ [ફા.] શહેરનો ભાગ; મહોલ્લો
**લથડપથડ** અ૦[રવ૦] પાણીથી ભીંજાઈને તરબોળ હોય તેમ (૨) જુઓ લથરપથર
**લથડવું** અ૦ક્રિ૦ ઠોકરથી ગોથું ખાવું (૨) બોલતાં અચકાવું (૩) દૂબળું પડી જવું (માંદગીથી)
**લથડિયું** ન૦ ગોથું; અડબડિયું
**લથબથ** અ૦[સં. श्लिष् + બાથ] એકબીજાને જોરથી વળગ્યા હોય તેમ [અસ્તવ્યસ્ત
**લથરપથર** અ૦ ઢીલું લબડતું હોય એમ;
**લદબદ** અ૦ [રવ૦ કે સં. लप् ઉપરથી] પ્રવાહીથી ભરપૂર લચકા જેવું હોય તેમ (૨) ઢીલા પદાર્થમાં પડી ખરડાયેલું હોય એમ (૩) લીન; ચકચૂર
**લદાવું** અ૦ક્રિ૦ 'લાદવું'નું કર્મણિ
**લપ** સ્ત્રી૦[સં. लिप् ઉપરથી] પીડા; ઉપાધિ લફરું
**લપ** અ૦ [રવ૦] જલદી; ઝટ
**લપકલપક** અ૦ [રવ૦] લપાલપ; લપકે લપકે (૨) લપકારા મારતું હોય એમ; લબકલબક; રહી રહીને વેદના થાય એમ (જેમ કે, ગૂમડામાં) [મારવા
**લપકવું** અ૦ક્રિ૦ [રવ૦] લપકારા થવા –
**લપકારો** પું૦ જીભને લબૂક લબૂક બહાર કાઢવી તે (૨) વેદનાથી કે ભયથી કોઈ પણ અવયવનું લબૂક લબૂક થવું તે
**લપકારો** પું૦ [સં. लप् ઉપરથી] તોછડાઈથી વધારેપડતું બોલવું તે; લપકો
**લપકો** પું૦ [સં. लिप्] ગંદા પદાર્થનો લચકો (૨) ડામ
**લપકો** પું૦ [સં. लप् ઉપરથી] તોછડાઈથી વધારેપડતું બોલવું તે (૨) લપકારો

**લપછપ** સ્ત્રી૦ ધાલમેલ
**લપટ** સ્ત્રી૦ [રવ૦; સં. લિપ્ ઉપરથી] ઝપટ (૨) અડફટ (૩) પેચ; ફાંદો (૪) તલ્લીન; મશગૂલ. **૦ઝપટ** સ્ત્રી૦ ઓચિંતી ઝૂંટ મારવી તે. **૦વું** અ૦ ક્રિ૦ સરકવું
**લપટાવવું** સ૦ક્રિ૦'લપટવું','લપટાવું'નું પ્રેરક
**લપટાવું** અ૦ક્રિ૦ [સં. લિપ્] ચીકટમાં ખરડાવું (૨) લલચાવું; ફસાવું [લા.]
**લપટું** વિ૦ [જુઓ લપટવું] સજ્જડ નહિ તેવું; ઢીલું
**લપડંગ** વિ૦ ખૂબ ઊંચું
**લપડાક** સ્ત્રી૦ [સં.] લપ્પડ; તમાચો (૨) ઠપકો કે ખત્તા ખાવી તે [લા.]
**લપરડો** પું૦ જાડો લેપ; લપેડો
**લપલપ** સ્ત્રી૦ [રવ૦; સં. લપ્] બકબક; લવારો (૨) અ૦ ચપચપ; ઝડપથી (૩) લબૂક લબૂક. **-પાટ** પું૦; સ્ત્રી૦ લવારો; બકવાટ (૨) ઉતાવળ; ધાંધલ. **-પિયું** વિ૦ લપલપાટ કરનારું
**લપવું** અ૦ક્રિ૦ [સં. લિપ્, લુપ્] સંતાવું
**લપસણું** વિ૦ લપસી પડાય એવું (૨) ન૦ લપસી પડાય એવી જગ્યા
**લપસવું** અ૦ક્રિ૦ ખસી પડવું; સરી જવું (૨) પતન થવું [લા.]
**લપાવું** અ૦ક્રિ૦ સંતાવું (૨) સોડમાં ભરાવું; અડોઅડ દબીને ગોઠવાવું
**લપૂડું** વિ૦ [સં. લપ્] લપલપિયું; વાતોડિયું (૨) પેટમાં વાત ન રહે તેવું
**લપેટવું** સ૦ક્રિ૦ વીંટવું(૨)સંડોવવું [લા.]
**લપેડવું** સ૦ક્રિ૦ લપેડો કરવો
**લપેડો** પું૦[સં. લિપ્] લપરડો; જાડો લેપ
**લપ્પટ** વિ૦ [સં. લિપ્ ઉપરથી] બરોબર સજ્જડ ચોંટેલું
**લપ્પડ** સ્ત્રી૦ [રવ૦] લપડાક
**લપ્પનછપ્પન** સ્ત્રી૦; ન૦ પંચાત; છૂપી ધાલમેલ(૨)દોઢડહાપણ; તીનપાંચ
**લપ્પો** પું૦ [अ. लफ = વીંટાળેલું] ભરચક કસબવાળું રેશમી વણાટનું કપડું (૨) મોટું ઢંગધડા વગરનું થીંગડું [લા.]
**લફડ(-ર)ફફડ(-ર)** અ૦ [રવ૦] લબડતું, આમતેમ ઊડચા કરતું તથા પગે અટવાતું હોય તેમ; અવ્યવસ્થિત
**લફરું** ન૦ [રવ૦] લીંટનો લબકો (૨) (વસ્તુ કે કામ કે માણસ વળગવાથી થતું) નડતર; પીડા; ઉપાધિ [લા.]
**લફંગું** વિ૦ [तुर्की लपं(-फ)ग] કપટી; દગલબાજ (૨) લંપટ; વ્યભિચારી (૩) નફ્ટ; નિર્લજ્જ
**લબ** અ૦ [રવ૦] એવા અવાજ સાથે (મોંમાં મૂકવું)(૨)લપ;જલદી. **૦ક લબક** અ૦ જુઓ લપક લપક. **૦કારો** પું૦ જુઓ લપકારો. **૦કો** પું૦ જુઓ લપકો
**લબડવું** અ૦ક્રિ૦ [સં. लम्ब्] જુઓ લટકવું
**લબતરું** વિ૦ ['લબડવું' ઉપરથી] નબળું; ક્ષીણ (૨) નરમ; પોચું
**લબદાવું** અ૦ ક્રિ૦[જુઓ લદબદ] પ્રવાહીથી તરબોળ થવું કે ખરડાવું (૨) સંડોવાવું; ફસાવું [લા.] [બોલવું તે; લપકારો
**લબરકો** પું૦[સં. लप्]તોછડાઈથી વધારે પડતું
**લબલબ** અ૦ [રવ૦] એવો અવાજ થાય તેમ (જેમ કે, કૂતરાના ચાટવાનો) (૨) ઉતાવળે (૩) લબુલબુ
**લબાચો** પું૦ [ ल्वाद (फा.)+ચો(चेह फा.) મેલાં ફાટેલાં લૂગડાંનો જથો (૨) ભાંગ્યા-તૂટયા સરસામાનનો જથો (૩) (બહુ કીમતી નહિ એવો) ઘરવાખરો (તિરસ્કારમાં ને બહુધા બ૦વ૦માં)
**લબાડ(-ડી)** વિ૦ [સં. लप् ઉપરથી] જૂઠું બોલવાની ટેવવાળું. **-ડી** સ્ત્રી૦ જૂઠાણું
**લબુઢબુ, લબુલબુ, લબૂકલબૂક** અ૦ બીકથી લપ લપ થાય તેમ
**લબોતરું** વિ૦ જુઓ લબતરું
**લબ્ધ** વિ૦ [સં.] મળેલું. **૦પ્રતિષ્ઠ** જેની પ્રતિષ્ઠા જામેલી છે તેવું; પ્રતિષ્ઠિત. **-બ્ધા** સ્ત્રી૦ દુગ્ધા; પીડા; બૈરીછોકરાંની જંજાળ. **-બ્ધિ** સ્ત્રી૦ પ્રાપ્તિ; સિદ્ધિ
**લબ્બેક** અ૦ [अ. लब्बैक] 'સેવામાં હાજર છું' 'જી સાહેબ' એવા અર્થનો ઉદ્ગાર

**લભ્ય** વિ૰ [સં.] મળી શકે એવું
**લમણા(-ણાં)ઝીક** સ્ત્રી૰ માથાઝીક
**લમણું** ન૰, **-ણો** પું૰ ગાલની ઉપરનો કાન આગળનો માથાનો ભાગ
**લય** પું૰ [સં.] નાશ; પ્રલય (૨) લીનતા; એકતાર થઈ જવું તે (૩) વિરામ (સંગીતમાં) (૪) નૃત્ય, ગીત અને વાદ્યની સમતા (સંગીતમાં) (૫) કોઈ સ્વર કાઢવામાં લાગતો સમય (દ્રુત, મધ્ય અને વિલંબિત) (૬) ગાવાનો ઢંગ; સ્વર કાઢવાનો ઢંગ
**લયલા** સ્ત્રી૰ [અ.] ફારસી સાહિત્યની એક પ્રસિદ્ધ માશૂક. ૦**મજનૂન** ન૰બ૰વ૰ લયલા અને તેનો આશક મજનૂન; ફારસી સાહિત્યમાં આશક માશૂકની એક પ્રસિદ્ધ જોડી
**લયાનત** સ્ત્રી૰ [જુઓ લાનત] લ્યાનત; શરમ; નામોશી (૨) ધિક્કાર; ફિટકાર; ફજેતા
**લલકાર** પું૰ [રવ૰] [સં. લલ્+કૃ] લલકારવું તે (૨) લલકારેલું ગાન. ૦**વું** સ૰ ક્રિ૰ લાંબે સ્વરે ગાવું (૨) બૂમ પાડવી (૩) હાંકવા -જલદી ચલાવવા ઉશ્કેરવું-ઉત્તેજિત કરવું (૪) લડાઈનું આહ્વાન કરવું; પડકારવું
**લલચાવવું** સ૰ક્રિ૰ 'લલચાવું'નું પ્રેરક
**લલચાવું** અ૰ ક્રિ૰ [જુઓ લાલચ] લાલચમાં ફસાવું (૨) મોહિત થવું (૩) લાલસા કરવી
**લલના** સ્ત્રી૰ [સં.] સુંદર સ્ત્રી
**લલાટ** ન૰ [સં.] કપાળ. ૦**રેખા** સ્ત્રી૰ [સં.] વિધાતાએ લલાટે લખેલા નસીબના લેખ
**લલામ** વિ૰ [સં.] સુંદર; રમણીય
**લલિત** વિ૰ [સં.] મનોહર; સુંદર (૨) પ્રિય; ગમે એવું (૩) નાજુક; કોમળ (૪) પું૰ એક છંદ. ૦**કલા(-ળા)** સ્ત્રી૰ 'ફાઈન આર્ટ'; મન અને કલ્પનાના શ્રમ પર મુખ્ય આધાર રાખનાર કલા. ઉદા૰ ચિત્રકળા, સંગીત ઇ૰. **-તા** સ્ત્રી૰ [સં.] જુવાન સુંદર સ્ત્રી
**લલુતા** સ્ત્રી૰ [સં. લલ્ ઉપરથી] જુઓ લોલુપતા
**લલોપતાં** ન૰બ૰વ૰, **લલ્લોપચ્ચો** સ્ત્રી૰ [સં. લલ્ ઉપરથી; સર૰ દે. લલ્લિ= ખુશામત] સવાસલાં; ખુશામત

**લવ** વિ૰ [સં.] થોડું (૨) પું૰ અંશ (૩) નિમેષનો છઠ્ઠો ભાગ (૪) રામનો પુત્ર
**લવ** સ્ત્રી૰ [પ્રા. (સં. લૂ)] લવારો
**લવચીક** વિ૰ [મ.] ભાગે નહિ પણ વળે એવું
**લવણ** ન૰ [સં.] મીઠું
**લવરી** સ્ત્રી૰ [જુઓ લવવું] લવારો
**લવલવ** સ્ત્રી૰ લવારો; બકબકાટ (૨) અ૰ લવલવ કરે તેમ. ૦**વું** અ૰ ક્રિ૰ લવલવ કરવું. **-વાટ(-રો)** પું૰ લવારો
**લવલીન** વિ૰ તલ્લીન
**લવલેશ** વિ૰ [સં.] થોડું (૨) અ૰ જરા પણ; તલમાત્ર (૩) પું૰ બહુ જ થોડો અંશ
**લવવું** અ૰ ક્રિ૰ [પ્રા. લવ (સં. લૂ)] લવારો કરવો
**લવંગ** ન૰ [સં.] લવિંગ; એક તેજાનો. **-ગિયું** વિ૰ લવંગ જેવું કે જેવડું (૨) ન૰ કાનનું એક ઘરેણું
**લવાજમ** ન૰ [અ. લ્વાજિમ] અમુક મુદતે આપવાની રકમ (જેમ કે, પગારની, વર્તમાનપત્રની)
**લવાદ** પું૰ [અ. લિવાજ઼] પંચ (૨) પંચાતિયો. **-દી** વિ૰ લવાદ સંબંધી (૨) સ્ત્રી૰ લવાદનું કામ
**લવાર** (વા') પું૰ (ગ્રામ્ય) લુહાર. **-રિયાં** ન૰બ૰વ૰ લુહારનું કામ કરતી જિપ્સી જેવી એક જાત
**લવારું** ન૰ બકરીનું બચ્ચું
**લવારો** પું૰ [જુઓ લવવું] લવરી; બકવાટ
**લવિંગ** ન૰ જુઓ લવંગ (૨) એ આકારનો (બંદૂક, સ્ટવ વગેરેનો) નાનો ભાગ. **-ગિયું** વિ૰ (૨) ન૰ જુઓ લવંગિયું
**લવૂરિયું** (વૂ') ન૰, **લવૂરો** પું૰ નખ કે નોરથી ભરેલો ઉઝરડો
**લવ્વો** પું૰ જીભનો લોળો
**લશ્કર** ન૰ [ફા.] સૈન્ય (૨) ટોળું; ધાડિયું [લા.]. **-રી** વિ૰ લશ્કરનું, -ને લગતું
**લસણ** ન૰ [સં. લશુન] એક કંદ. **-ણિયું** વિ૰ લસણવાળું (૨) લસણ જેવું (જેમ કે મૂળો). **-ણિયો** પું૰ લસણની નાની

કળી જેટલો તપખીરિયા રંગનો એક મણિ [લસરકાભેર

**લસરક લસરક** અ૰ [રવ૰] ઝપાટાબંધ;

**લસરકો** પું૰ [રવ૰] ઝપાટાથી ખેંચવું કે ઘસડવું તે (૨) ઘસરકો

**લસલસ** અ૰ [સં. लस्] લસલસતું હોય એમ. ૦વું અ૰ ક્રિ૰ ચળકવું; તેજ મારવું (૨) ઘી તેલથી તરબોળ હોવું (૩) આનંદમાં ખેલવું કે નાચવું

**લસંતી** વિ૰સ્ત્રી૰ [સં.] શોભતી; ચળકતી

**લસોટવું** સ૰ક્રિ૰ લસરકે ઘૂંટવું – વાટવું

**લસ્સી** સ્ત્રી૰ દૂધ અને પાણીનું શરબત

**લહર(–રા)વું** અ૰ ક્રિ૰ લહરીઓ ઊઠવી

**લહરિ(–રી)** સ્ત્રી૰ [સં.] તરંગ; મોજું

**લહાણ** (લ્) ન૰ [પ્રા. लह (સં. लाग)]લાભ; નફો. **–ણી** સ્ત્રી૰ [સર૰ દે. लाहण = ખાદ્ય વસ્તુની ભેટ] ખુશાલીને પ્રસંગે ભેટની વહેંચણી. **–ણું** ન૰ શુભાશુભ પ્રસંગે નાતીલા વગેરેમાં કરાતી વહેંચણી

**લહાવ(–વો)** (લ્) પું૰ [પ્રા. लह (સં.लभ्)] આનંદનો ઉપભોગ(૨)ઓરતો; ઓરિયો

**લહિયો** પું૰ [પ્રા. लिह; સં. लिख्] લખવાનું કામ કરનારો માણસ

**લહે** (લ્હે) સ્ત્રી૰ ['લહેવું'] લગની; તાન

**લહેકવું** (લ્હે) અ૰ક્રિ૰ [સં. लस्] ઝૂલવું (૨) લહેકાથી ચાલવું, બોલવું વગેરે જેવી ક્રિયા કરવી (૩) ફરફરવું

**લહેકો** (લ્હે) પું૰[જુઓ લહેકવું] શરીરનો મોહક ચાળો કે મરોડ(૨)વર્ણ લંબાવીને કે રાગડો તાણીને બોલવું તે

**લહેજત** (લ્હે) સ્ત્રી૰ [જુઓ લજ્જત]મજા (૨) રસ; સ્વાદ. ૦દાર વિ૰ લહેજતવાળું

**લહેર** (લ્હે) સ્ત્રી૰[સં. लहरी ઉપરથી]તરંગ; મોજું (પાણી, પવન કે વિચારનું) (૨) ઊંઘ કે કેફની અસર (૩) લીલાલહેર (૪) મજા; ચમન. ૦વું અ૰ ક્રિ૰ તરંગ ઊઠવો; મોજાંની લહરી ચાલવી. **–રિયું** ન૰ મોજાંની ભાતનો સાલ્લો (૨) સ્ત્રીઓનું કોટનું એક ઘરેણું (૩) ઝોકું. **–રી** વિ૰ આનંદી (૨) તરંગી (૩) ઇશ્કી(૪)ઉડાઉ (૫) સ્ત્રી૰ લહેર; મોજું

**લહેવું** (લ્હે) સ૰ ક્રિ૰ [પ્રા. लह(સં. लभ्)] ધ્યાનપૂર્વક સાંભળવું (૨) સમજવું; પિછાનવું(૩)ભાળવું(૪)પ્રાપ્ત કરવું;મેળવવું

**લળકવું** અ૰ક્રિ૰[સં. लल्]ચમકારા મારવા; ચળકવું (૨) ઉમંગથી ડોલતાં ડોલતાં આવવું (૩) લાલસા કરવી

**લળવું** અ૰ક્રિ૰ [સં. लुल्, लल्] નમવું (૨) પ્રેમથી ઉમળકામાં આવવું (૩) જુઓ લળકવું

**લંક** પું૰ પાતળી કમ્મરનો લાંક; મરોડ

**લંકા, ૦પુરી, –કા** [સં.] સ્ત્રી૰ રાવણની નગરી (૨) સિલોન

**લંગડ** વિ૰ [સં. लंग ઉપરથી; ફા. लंग] લૂલું; ખોડું; પાંગળું. **–ડાવું** અ૰ક્રિ૰ લંગડું ચાલવું. **–ડી**(૦ઘોડી) સ્ત્રી૰ એક રમત. **–ડું** વિ૰ લંગડ

**લંગડો** પું૰ એ નામની જાતની કેરી કે આંબો

**લંગર** ન૰ [ફા.; દે. लंगर] વહાણ થોભાવી રાખવા જમીનમાં ભરાય તેમ નાખવાનું વાંકા અંકોડાવાળું એક સાધન (૨) સદાવ્રત; લંગરખાનું (૩) સ્ત્રીઓનું પગનું એક ઘરેણું (૪) એક છેડે વજન બાંધેલી દોરી; લંગીસ (૫) લાંબી હાર; લંગાર [લા.]. ૦ખાનું ન૰ સદાવ્રત; લંગર. ૦વું સ૰ક્રિ૰ લંગર નાખી વહાણ થોભાવવું (૨) એકને બીજું વળગાડી સાંકળ કે હાર કરવી (૩) ફંદામાં નાખવું [લા.]

**લંગાર** સ્ત્રી૰ [જુઓ લંગર] લાંબી હાર; પંક્તિ (૨) સાંકળ. ૦વું સ૰ક્રિ૰ જુઓ લંગરવું

**લંગાવું** અ૰ક્રિ૰ [સં. लंग्] લંગડાવું

**લંગીસ** ન૰પતંગના દિવસોમાં રમાતું લંગર

**લંગૂર** ન૰ [જુઓ લંગૂલ] પૂંછડું. **–ર (–રિયો)** પું૰ વાંદરો

**લંગૂલ** ન૰ [સં.] લાંગૂલ; પૂંછડી

**લંગોટ** પું૰ [સર૰ કાનડી लगूटी] લંગોટી જેવી લાંબી પટીવાળું તથા લંગોટીની

પેઠે પહેરાતું શરૂઆતમાં ત્રિકોણ કકડાવાળું એક વસ્ત્ર. **૦બંધ** વિ૦ લંગોટ પહેરેલું (૨) બ્રહ્મચારી. **–ટિયું** વિ૦ લંગોટી પહેરતું; નાની ઉંમરનું. **–ટિયો** પું૦ બાળપણનો મિત્ર (૨) બાવો. **–ટી** સ્ત્રી૦ માત્ર ઇંદ્રી ઢંકાય તેમ કમ્મરે બાંધેલી પટી કે દોરી સાથે ખેંચીને બાંધવાની લૂગડાની પટી. **–ટો** પું૦ મોટો લંગોટ

**લંઘન** ન૦ [સં.] જુઓ ઉલ્લંઘન(૨)લાંઘણ. **–નીય** વિ૦ ઓળંગી કે ઉથાપી શકાય એવું. **–વું** સ૦ ક્રિ૦ જુઓ ઉલ્લંઘવું (૨) લાંઘવું

**લંઘાવું** અ૦ ક્રિ૦ જુઓ લંગાવું (૨) ઓસવાઈ જવું. ઉદા૦ શાક લંઘાઈ ગયું

**લંપટ** વિ૦ [સં.] લપટાઈ લટ્ટુ બની ગયેલું (૨) વ્યભિચારી; વિષયી

**લંબ** વિ૦ (૨) પું૦ [સં.] 'પર્પેન્ડિક્યુલર' [ગ.] (૩) વિ૦ (૪) પું૦ ઓળંબો (૫) દરિયાનું પાણી માપવાની દોરી. **૦ક** પું૦ [સં.]પરિચ્છેદ; અધ્યાય. **૦કર્ણ** વિ૦[સં.] લાંબા કાનવાળું (૨) પું૦ ગધેડો. **૦ગોળ** વિ૦(૨)પું૦ અંડાકાર; 'ઇલિપ્સોઇડ'[ગ.]. **૦ચોરસ** વિ૦ (૨) પું૦ 'રેક્ટૅન્ગલ' [ગ.]. **–બાઈ** સ્ત્રી૦ લાંબાપણું કે તેનું માપ. **–બાણ** ન૦ લાંબાપણું;દૂરતા(૨)લંબાવવું તે. **–બાવવું** સ૦ ક્રિ૦ 'લંબાવું'નું પ્રેરક. **–બાવું** અ૦ક્રિ૦ લાંબું થવું (૨) ઘણો વખત ચાલવું

**લંબૂશ(–સ)** વિ૦ ['લંબ', 'લાંબું' ઉપરથી] સાધારણથી વધારે લાંબું કે ઊંચું (૨) પું૦ તેવું માણસ

**લંબોદર** વિ૦ [સં.] દુંદાળું (૨) પું૦ ગણપતિ

**લા** [અ.] નકારદર્શક પૂર્વગ. ઉદા૦ લાઇલાજ

**લાઇબ્રેરી** સ્ત્રી૦ [ઇં.] પુસ્તકાલય

**લાઇલાજ** વિ૦ [અ.] નિરુપાય; લાચાર

**લાઇલાહ ઇલ્લલ્લાહ મુહંમદર્રસૂલુલ્લાહ** શ૦પ્ર૦ [અ.] 'અલ્લા સિવાય કોઈ અલ્લા નથી, ને મહંમદ એના રસૂલ છે' એ કલમો–ઇસ્લામનો મુખ્ય સિદ્ધાંત

**લાઇસન્સ** ન૦ [ઇં.] પરવાનો

**લાકડ** ન૦ જુઓ લક્કડ. **–ડી** સ્ત્રી૦ સોટી; લાઠી. **–ડું** ન૦ [સં. लक्कुट; પ્રા. लक्कुड] ઝાડનાં સૂકાં થડ ડાળ વગેરે (૨) બળતણ (૩) આડખીલી; નડતર; ગોદ [લા.]

**લાક્ષણિક** વિ૦ [સં.] લક્ષણા સંબંધી; લક્ષણાથી સૂચિત થતું (૨) લક્ષણ સંબંધી (૩) ખાસ લક્ષણ સૂચવનારું; આખા વર્ગનું સૂચક. **૦તા** સ્ત્રી૦

**લાક્ષા** સ્ત્રી૦ [સં.] લાખ. **૦ગૃહ** ન૦ લાખનું બનાવેલું ઘર. **૦રસ** પું૦ લાખનો રસ; અળતો

**લાખ** સ્ત્રી૦ [સં. लाक्षा] ખાખરો પીપળો બોરડી વગેરે પર થતા કીડાઓએ બનાવેલો એક પદાર્થ

**લાખ** પું૦ [સં.लक्ष] સો હજાર. **૦પસાય** પું૦(૨)સ્ત્રી૦ [+પ્રા. (સં. प्रसाद)] એક ગામ, એક હાથી ને લાખ રૂપિયા કે બીજી કોઈ લાખ વસ્તુઓનો રાજાએ આપેલો સરપાવ(૨)મોટામાં મોટો સરપાવ [લા.]

**લાખવું** સ૦ ક્રિ૦ લાખવાળું કરવું; લાખ ચડાવવી

**લાખાગૃહ** ન૦ જુઓ લાક્ષાગૃહ

**લાખિયું** વિ૦ લાખનું બનાવેલું કે લાખેલું (૨) ન૦ લાખનું કંકણ

**લાખું** ન૦ [સં. लक्ष्मन्] શરીર ઉપરનું જન્મથી પડેલું ચાઠું

**લાખેણું** વિ૦ [પ્રા. लक्खणिय (સં. लाक्षण्य)] પ્રતિષ્ઠિત; આબરૂદાર; સુલક્ષણું

**લાખેણું** વિ૦ લાખ રૂપિયાનું; કીમતી

**લાખોટવું** સ૦ક્રિ૦ જુઓ લાખવું

**લાગ** પું૦[સં लग्न]તાકડો; દાવ; પ્રસંગ (૨) આધાર; ટેકણ (૩) યુક્તિ(૪)વચાળ

**લાગટ** અ૦ [સં. लग्] સતત;ચાલુ; લગાતાર

**લાગણી** સ્ત્રી૦ ['લાગવું' ઉપરથી] મનની વૃત્તિ કે ભાવ(૨)દયા; સમભાવ.**૦પ્રધાન** વિ૦ વિચાર કે તર્ક નહિ પણ લાગણી જેમાં મુખ્ય હોય તેવું; ભાવપ્રધાન

**લાગત** સ્ત્રી૦ થયેલું ખર્ચ (૨) દાણ; જકાત

**લાગતું વળગતું** વિ૰ કુટુંબી કે કોઈ બીજી રીતે સંબંધી

**લાગભાગ** પું૰ સંબંધી તરીકેનો હિસ્સો

**લાગલાગટ** અ૰ સતત; ચાલુ; લાગટ

**લાગલું** અ૰ [સં. લગ્ ઉપરથી] તરત જ

**લાગવગ** સ્ત્રી૰ લાગ અને વગ; વગવસીલો

**લાગવું** સ૰ક્રિ૰[સં. લગ્] સંબંધ કે સ્પર્શ થવો (૨) સંબંધ કે સગાઈ હોવી (૩) લાગણી કે અસર થવી (૪) જણાવું; સમજાવું (૫) દેખાવું; ભાસવું (૬) ઇચ્છા – હાજત થવી (ભૂખ – તરસ) (૭) મંડવું; મચ્યા રહેવું (૮) લાગુ થવું; શરૂ કરી દેવું (નોકરીએ-ધંધે) (૯) લાગુ પડવું; બેસતું આવવું (કૂંચી, દવા) (૧૦) લાગુ પડીને નડવું (પાણી લાગવું) (૧૧) અથડાવું; વાગવું (૧૨) મીંચાવું (હમણાં જ આંખ લાગી છે) (૧૩) કિંમત પડવી; ખર્ચ થવું (૧૪) શરૂ કરીને જારી રહેવું (રડવા લાગ્યું) (૧૫) સ્ત્રી કે પુરુષે ખરાબ સંબંધ બાંધવો (૧૬) બીજા ક્રિયાપદ સાથે આવતાં તે ક્રિયા કરવામાં હાથ કે મદદ દેવાં અથવા તેમાં મંડવું એવો અર્થ બતાવે (કરવા લાગ; નાખવા લાગ)

**લાગવું** અ૰ક્રિ૰ સળગવું

**લાગુ** વિ૰ વળગેલું; લાગેલું; સંબંધ હોય તેવું (૨) બંધબેસતું; અનુકૂલ આવતું (૩) અ૰ ચાલુ; જારી

**લાગો** પું૰ [દે. लाग] દાપું; હકસાઈ (૨) કર; વેરો (૩) સંબંધ; સગપણ (૪) પીછો; કેડો

**લાઘવ** ન૰ [સં.] લઘુતા (૨) ચપળતા; કુશળતા (૩) નાનમ (૪) ક્ષુલ્લકપણું (૫) તર્કનો એક ગુણ – થોડાથી ઘણાનો ખુલાસો થવો તે(તેથી ઊલટો ગૌરવદોષ છે) [ન્યા.]

**લાચાર** વિ૰ [ફા.] નિરુપાય; વિવશ (૨) ગરીબ; દીન. **–રી** સ્ત્રી૰ લાચારપણું; વિવશતા

**લાછાં** ન૰બ૰વ૰ [જુઓ લાંછન] પગને તળિયે તેમ જ હથેળીમાં લીમડાનાં પાનથી છાશ છાંટી, તાવેતાથી ઝડપથી વારંવાર ડામવું તે

**લાજ** સ્ત્રી૰ [જુઓ લજ્જા] શરમ (૨) મર્યાદા; મલાજો (૩) આબરૂ; પત

**લાજમ** વિ૰ જુઓ લાજિમ

**લાજવું** અ૰ક્રિ૰ [સં.लस्ज्;પ્રા.लज्ज] શરમાવું

**લાજા** સ્ત્રી૰ [સં.] ડાંગરની ધાણી. **૰હોમ** પું૰ લગ્નના વિધિ દરમ્યાન વરકન્યા વેદીમાં ડાંગર હોમે છે તે

**લાજાળુ** વિ૰ [સં. लज्जालु] શરમાળ

**લાજિમ** વિ૰[અ.]લાઝમ;ઘટિત; છાજે એવું

**લાટ** પું૰[સં.] ભરૂચ આસપાસના પ્રદેશનું પ્રાચીન નામ

**લાટ** પું૰ લાટો; મોજો; તરંગ

**લાટ** સ્ત્રી૰ [પ્રા. लट्ठि (સં. यष्टि)] ઘાણીનું ઊભું લાકડું (૨) ધરી (જેમ કે, ગાડાની, રેંટિયાની) [જથાબંધ

**લાટ** પું૰ [ઇં. લૉટ] જથો. **૰બંધ** અ૰

**લાટસાહેબ** પું૰ મોટો સાહેબ; 'લૉર્ડ'

**લાટી** સ્ત્રી૰ લાકડાનું પીઠું

**લાટો** પું૰ મોજો; તરંગ

**લાટો** પું૰ [પ્રા. लट्ठि (સં. यष्टि)] સાબુ કે કોઈ ધાતુનો લાંબો ટુકડો

**લાઠી** પું૰ [પ્રા.लट्ठि(સં.यष्टि)] જાડી લાકડી. **૰બાજ** વિ૰ લાઠી ચલાવવામાં કુશળ

**લાડ** ન૰ [દે. लड्डिय] હસાવી ખેલાવી રાજી રાખવું તે (૨) તેવું વર્તન કે ચેષ્ટા. **૰કણું** વિ૰ લાડકું. **૰કવાયું** વિ૰ જુઓ લાડવાયું. **૰કું** વિ૰ જુઓ લાડવાયું. **૰ણું(–લું)** વિ૰ લાડવાયું. **૰વાયું** વિ૰ લાડમાં ઊછરેલું; વહાલું

**લાડવો** પું૰ જુઓ લાડુ

**લાડી** સ્ત્રી૰ [દે. लडह = રમ્ય ઉપરથી] કોમળ કન્યા (૨) નવી પરણેલી વહુ

**લાડીલું** વિ૰લાડવાયું(૨)ન૰લાડવાયું છોકરું

**લાડુ** પું૰ [સં. लड्डु] મોદક; એક મીઠી વાની (૨) પિંડો; ગોળો [છોકરો

**લાડો** પું૰ [જુઓ લાડી] વર (૨) લાડવાયો

**લાણી** સ્ત્રી૦ [જુઓ લણણી] કાપણી ('લહાણી' અર્થમાં આ જોડણી નહિ)

**લાત** સ્ત્રી૦ [દે. લત્તા] પગથી મારવું તે-કરેલો આઘાત; પાટુ (૨) નુકસાન [લા.]

**લાદ** સ્ત્રી૦ [દે. લદ્દી] ઘોડા ગધેડાનું છાણ

**લાદવું** સ૦ક્રિ૦ [દે. લદ્] (ગધેડા વગેરેની પીઠ પર) સામાન ભરવો; ખડકવું

**લાદી** સ્ત્રી૦ પથ્થરની પાતળી અને નાની તખતી (૨) ફરસબંધી

**લાધવું** સ૦ક્રિ૦ [પ્રા.લદ્ધ (સં.લબ્ધ)ઉપરથી] પ્રાપ્ત થવું; મળવું

**લાનત** સ્ત્રી૦[અ.] લયાનત; લ્યાનત; શરમ

**લાપટ** સ્ત્રી૦ [રવ૦] તમાચો. **-ટિયો** પું૦ લાપોટિયો; ભુસટિયો

**લાપરવા** વિ૦ [ફા.] બેપરવા. **૦ઈ** સ્ત્રી૦ બેપરવાઈ [એક મીઠી વાની

**લાપશી(-સી)** સ્ત્રી૦[દે.લપ્પસિયા] ઘઉંની

**લાપી** સ્ત્રી૦ સફેદો અને બેલતેલની બનાવેલી લુગદી; લાંપી

**લાપોટ,-ટિયો** જુઓ 'લાપટ'માં

**લાફો** પું૦ [ફા. લાફ] તમાચો

**લાબી** સ્ત્રી૦ જુઓ લાપી; લાંબી

**લાભ** પું૦ [સં.] ફાયદો. **૦કારક, ૦કારી** વિ૦ લાભ કરે તેવું. **૦દાયી** વિ૦ લાભ આપનારું. **૦પાંચમ** સ્ત્રી૦ કાર્તક સુદ પાંચમ. **૦વું** સ૦ક્રિ૦ મળવું; પ્રાપ્ત થવું; ખાટવું. **-ભોજી** પું૦ તોલતાં તોલાટ 'એક'ને બદલે બોલે છે

**લામણદીવો** પું૦ જુઓ રામણદીવો

**લામા** પું૦ [તિ.; : વેર્ટા બ્લામ)] તિબેટનો વડો બૌદ્ધ આચાર્ય

**લાય** (લા'હ,) સ્ત્રી૦ આગ (૨) બળતરા

**લાયક** વિ૦ [અ. લાઇક] યોગ્ય; ઉચિત (૨) લાયકાતવાળું; પાત્ર (૩) બંધબેસતું; છાજતું; અનુકૂળ. **-કાત,-કી** સ્ત્રી૦ યોગ્યતા; પાત્રતા

**લાયરી** (લા') સ્ત્રી૦ [સં. લપ્] બહુ બોલવું તે (૨) પતરાજી; શેખી; ડંફાસ

**લાર** (લા') સ્ત્રી૦ લાંબી હાર

**લારી** (લા') સ્ત્રી૦ [ઇં. લૉરી] રેલના પાટા પર ઠેલીને ચલાવવાની ગાડી (૨) માલ વહી જવાની ગાડી (હાથની કે મોટર)

**લારું** (લા') ન૦ [જુઓ લાર] ઝાંખરું; લફરું (૨) ધાડું; ટોળું (૩) આડો સંબંધ [લા.]

**લાલ** પું૦ [સં. લલ્ ઉપરથી] છેલ; રંગીલો; બાંકો (૨) છોકરો; પુત્ર

**લાલ** વિ૦ [ફા. લાલ=રત્ન ઉપરથી] રાતા રંગનું. **૦ઘૂમ** વિ૦ [+સં. ઘૂર્ણ] ખૂબ લાલ

**લાલચ** સ્ત્રી૦ [સં. લલ્ ઉપરથી; લાલસા] લલચાવું તે; લાલસા; લોભ (૨) લલચાવે તે; લાલચમાં નાખે તેવી વસ્તુ; લાંચ

**લાલચટક** વિ૦ ખૂબ લાલ

**લાલચુ** વિ૦ લાલચવાળું; લોભી

**લાલચોળ** વિ૦ [લાલ + સં. ચોલ] ખૂબ લાલ

**લાલજી** પું૦ કૃષ્ણના બાળસ્વરૂપની મૂર્તિ (૨) ગોસાંઈજીનો પુત્ર

**લાલન** ન૦ [સં.] લાડ લડાવવાં તે. **૦પાલન** ન૦ લાડમાં ઊછરવું તે

**લાલપાણી** સ્ત્રી૦ [લા.] દારૂ (૨) લોહી

**લાલબમ** વિ૦ લાલચોળ

**લાલબાઈ** સ્ત્રી૦ આગ; લાય

**લાલસા** સ્ત્રી૦ [સં.] ઉત્કટ ઇચ્છા; તૃષ્ણા

**લાલા** સ્ત્રી૦ [સં.] લાળ

**લાલા** પું૦ [સં. લલ્] લહેરી; છેલ; ફક્કડ (૨) ઉત્તરમાં અમુક જાતિના લોકના નામ પૂર્વે આદરનો શબ્દ, જેમ કે લાલા લજપતરાય (૩) બાપને માટે સંબોધન શબ્દ (કોઈ ઠેકાણે). **૦જી** પું૦ છેલ; ફક્કડ. **૦તાણ** સ્ત્રી૦ (હે લાલા! તું તાણીને ઉપર લે તો બચાય! એવા વાર્તા-પ્રસંગ ઉપરથી) નાલેશીભરી મુશ્કેલ સ્થિતિ

**લાલાશ** સ્ત્રી૦ લાલી; રતાશ

**લાલિત્ય** ન૦ [સં.] લલિતપણું

**લાલિમા** સ્ત્રી૦ લાલાશ

**લાલિયો** પું૦ [જુઓ લાલો] બબરચી-કૅટ [સુ.] (૨) લાલ કૂતરો કે બળદ

**લાલી** સ્ત્રી૦ [લાલ=રાતું ઉપરથી] રતાશ

**લાલો** પું૦ લાલ; ફાંકડો (૨) પઠાણ
**લાવણી** સ્ત્રી૦ એક રાગ કે ઢાળ; લલકારાય એવી કવિતા (૨) સંગીતનો એક તાલ
**લાવણ્ય** ન૦ [સં.] સૌંદર્ય. **૦મય** વિ૦, **૦મયી** વિ૦ સ્ત્રી૦ [સં.] સુંદર
**લાવરી** સ્ત્રી૦ [સં. लावकी] એક પંખી
**લાવરું** (લા') ન૦ [પ્રા. लाविर (સં. लवितृ) કાપનાર ઉપરથી] કૂતરાનું કરડવું તે (૨) કૂતરાનું ભસવું તે
**લાવલશ્કર** ન૦ સરંજામ સાથેનું મોટું લશ્કર
**લાવવું** સ૦ક્રિ૦ [સં. ला; અપ૦ लाविय=લાવેલું] લઈ આવવું; આણવું
**લાવા** પું૦ [ઇં.] જ્વાળામુખીમાંથી નીકળતો ગરમ રસ [લાવરું
**લાવું** (લા') ન૦ [સં. ला ઉપરથી] કૂતરાનું ડાકું;
**લાશ(-સ)** વિ૦ [તુર્કી] બરબાદ; પાયમાલ (૨) સ્ત્રી૦ [ફા.] મડદું
**લાસર** સ્ત્રી૦ [સં. लासक] ઢીલ; રસળાજી. **-રિયું** વિ૦ રસળાજીવાળું; કહે પણ કરે નહિ એવું
**લાસુ** વિ૦ [પ્રા. लुह (સં. रूक्ष)] લૂખું; ઘી કે ચીકટ વિનાનું (૨) ન૦ કઠોળ સિવાયનું અનાજ
**લાસ્ય** ન૦ [સં.] સંગીત સાથેનું નૃત્ય
**લાહ** (લા'હ,) સ્ત્રી૦ જુઓ લાય
**લાહી** સ્ત્રી૦ ઘઉંના લોટની ખેળ
**લાળ** સ્ત્રી૦ [સં. लाला] મોઢાનો ચીકણો પ્રવાહી. **-ળિયું** વિ૦ ઘણી લાળ પડતી હોય તેવું (છોકરું)(૨)લાળથી બદન પલળે નહિ તે માટે બાળકને ગળે બંધાતું કપડું
**લાળી** સ્ત્રી૦ [સં. लोला] કાનની નીચે લબડતી ચામડી (૨) બૂમ(પશુપંખી-ખાસ કરીને શિયાળની)
**લાળો** (લા') પું૦ [સં. अलात] અંગારો
**લાંક** (૦) પું૦ લંક; કમરનો વાંક-મરોડ
**લાંગ** પું૦ [સં. लंका] વટાણા જેવું એક કઠોળ
**લાંગર** (૦) ન૦ જુઓ લંગર. **૦વું** સ૦ક્રિ૦ જુઓ લંગારવું; લંગર નાંખી થોભવું
**લાંગુ(-ગૂ)લ** ન૦ [સં.] પૂંછડું

**લાંઘ(૦ણ)**(૦)ન૦;સ્ત્રી૦[પ્રા. लंघण(સં. लंघन)] લાંઘો; ઉપવાસ. **૦ણું** ન૦ હેતુ સાધવા લાંઘણ લઈ બેસવું તે (કોઈની સામે). **૦વું** અ૦ક્રિ૦ [સં. लंघ्] લાંઘો કરવો. **-ઘો** પું૦ લાંઘણ; ઉપવાસ (૨) લાંઘણું
**લાંચ** (૦) સ્ત્રી૦ [સં. लचा] અમલદાર કે સત્તાધારીને છૂપી રીતે અપાતી કે લેવાતી અઘટિત રકમ. **૦ખાઉ**, **૦ખોર** વિ૦ લાંચિયું. **-ચિયું** વિ૦ લાંચ લેનારું
**લાંછન** ન૦ [સં.] ડાઘ; કલંક (૨) ચિહ્ન. **-ના** સ્ત્રી૦ લાંછન લાગવું કે લગાડવું તે
**લાંઠ** (૦) વિ૦ ['लट्ठ' ઉપરથી] લોંઠ; ખંધું; શઠ (૨) ગાંઠે નહિ તેવું; તોફાની. **-ઠાઈ** સ્ત્રી૦ લુચ્ચાઈ; શઠતા. **-ઠિયું** વિ૦ લાંઠ
**લાંપી(-બી)** (૦) સ્ત્રી૦ જુઓ લાપી
**લાંબીટૂંકી**(૦) સ્ત્રી૦ એલફેલ (૨) તકરાર
**લાંબું** (૦) વિ૦ [સં. लंब] લંબાઈ, સમય વગેરેમાં ઘણું. [**લાંબી ખેંચવી** = ઘસઘસાટ ઊંઘવું (૨) મરી જવું]
**લાંભવું**, **લાંભુ**(૦) ન૦ [સં. लभ् ઉપરથી] વિભાગ; હિસ્સો (૨) ભાગિયાઓના ભાગ વહેંચવા નાખવામાં આવતી ચિઠ્ઠી
**લિખિત** વિ૦ [સં.] લખેલું (૨) ન૦ લખ્યા લેખ. **-તંગ** વિ૦ 'લખનાર' એ અર્થમાં કાગળ લખવામાં વાપરે છે; લખિતંગ (સંક્ષેપ લિ૦)
**લિજ્જત**, **૦દાર** જુઓ 'લહેજત'માં
**લિટમસ** પું૦ [ઇં.] રતનજોતના ફળનો રસ (તેજાબ અને આલ્કલીની પારખ માટે વપરાય છે) [લખવાની રીત
**લિપિ(-પી)** સ્ત્રી૦ [સં.] ભાષાના વર્ણો
**લિપ્ત** વિ૦ [સં.] લીંપાયેલું; ખરડાયેલું (૨) આસક્ત; ફસેલું [લાલસા; કામના
**લિપ્સા** સ્ત્રી૦ [સં.] મેળવવાની ઇચ્છા (૨)
**લિફાફો** પું૦ [અ.] પરબીડિયું
**લિફ્ટ** ન૦ [ઇં.] ઉપર ચઢવા માટેનું એક યાંત્રિક સાધન
**લિબરલ** વિ૦ (૨) પું૦ [ઇં.] ઉદારમતવાદી
**લિબાસ** પું૦ [અ.] લેબાશ; પોશાક

**લિમિટેડ** વિ૦ [ઇં.] કાયદાથી સહિયારું (જેમ કે, કંપની)
**લિલવટ** ન૦ [સં. ललाटपट्ट] નિલવટ; કપાળ
**લિલાઉં(-મ)** ન૦[પો.લેઇલોંવ,ર્નીલામ] હરાજી
**લિસોટી** સ્ત્રી૦ [સં. रेखा] નાની લીટી કે ઉઝરડો. **-ટો** પું૦ મોટી લિસોટી
**લિસ્ટ** ન૦ [ઇં.] યાદી
**લિંગ** ન૦ ચિહ્ન (૨) જાતિ [વ્યા.] (૩) સાધન; હેતુ [ન્યા.] (૪) મહાદેવની મૂર્તિ (૫) પુરુષની ઇંદ્રી (૬) લિંગદેહ. **૦દેહ** પું૦, **૦શરીર** ન૦ [સં.] જીવાત્માનું સૂક્ષ્મ શરીર. **-ગાયત** પું૦ એ નામના શૈવ સંપ્રદાયનો આદમી. **-ગી** વિ૦ લિંગવાળું
**લિંબણ** સ્ત્રી૦ લિંબુનું ઝાડ; લિંબોઈ
**લિંબુ** ન૦ [સં. निंबू] લીંબુ; એક ખાટું ફળ. **૦ડી, -બોઈ** સ્ત્રી૦ લીંબોઈ
**લિંબોળી** સ્ત્રી૦ લીંબોળી; પહોળા મોંનું એક મોટું વાસણ [લીંબડાનું ફળ
**લિંબોળી** સ્ત્રી૦[પ્રા. णिम्बोलिया; दे. लिंबोहली]
**લીક** સ્ત્રી૦ [હિં.] લીટી (૨) હદ
**લીખ** સ્ત્રી૦ [પ્રા. लिक्खा (सं. लिक्षा)] જૂ નામના જંતુનાં ઈંડાં. **-ખિયું** ન૦ લીખ કાઢવાની ઝીણા દાંતાની કાંસકી
**લીચી** સ્ત્રી૦ [ચીની लिचू] પૂર્વ હિંદમાં થતું એ નામનું એક ફળઝાડ કે તેનું ફળ
**લીજીએ, લીજે** 'લેવું'નું વિધ્યર્થ રૂપ [પ.]
**લીટી** સ્ત્રી૦ [પ્રા. लिहा (सं. लेखा)] પહોળાઈ વગરની રેખા (૨) હાર; ઓળ (૩) પદ; કડી (૪) લીક; હદ
**લીદ** સ્ત્રી૦ [હિં. लद्दी] લાદ
**લીધું** સ૦ક્રિ૦ 'લેવું'નું ભૂ૦કા૦ (૨) લીધેલું
**લીધે** અ૦ લઈને; તેથી; તેટલા માટે; કારણે
**લીધેલ(-લું)** 'લેવું'નું ભૂ૦ કૃ૦
**લીન** વિ૦[સં.] લય પામેલું (૨) ગરક; તલ્લીન
**લીપણ** ન૦['લીપવું' પરથી] લીંપણ; જમીન ઉપર કરેલો છાણ માટીનો લેપ [કરવો
**લીપવું** સ૦ક્રિ૦[સં. लिप] છાણ માટીનો લેપ
**લીમડી** સ્ત્રી૦ [અપ૦ लिम्बड; પ્રા. लिम्ब (सं. निम्ब) નાનો લીમડો (૨) લીમડાની જાતનું કોઈ પણ નાનું ઝાડ (જેમ કે મીઠી લીમડી). **-ડો** પું૦ એક ઝાડ
**લીરો** પું૦ લૂગડાનો લાંબો કકડો; ચીરો
**લીલ** સ્ત્રી૦ બંધિયાર પાણીમાં કે તેવી જગામાં થતી લીલી ચીકણી વનસ્પતિ (૨) ભલ
**લીલ** સ્ત્રી૦ [સં. नील] આખલો (પ્રયોગમાં લીલ પરણાવવી કહેવાય છે)
**લીલમ** ન૦ લીલા રંગનું એક રત્ન
**લીલવો** પું૦ કઠોળનો લીલો દાણો (જેમ કે પાપડી તુવેરનો)
**લીલા** સ્ત્રી૦ [સં.] ક્રીડા; ખેલ (૨) અદ્ભુત ખેલ (૩) અવતારે કરેલાં કામ (૪) તેનું નાટક
**લીલાણ** ન૦ લીલોતરીવાળો પ્રદેશ
**લીલાપુરુષોત્તમ** પું૦ [સં.] શ્રીકૃષ્ણ (તેથી ઊલટું – મર્યાદાપુરુષોત્તમ = શ્રીરામ)
**લીલામું** ન૦ વાગવાથી થયેલું લીલું ચાઠું
**લીલાલહેર** સ્ત્રી૦ આનંદ; સુખ (૨) આબાદી
**લીલાવતી** સ્ત્રી૦ [સં.] પ્રસિદ્ધ ગણિતી ભાસ્કરાચાર્યની પુત્રી
**લીલાશ** સ્ત્રી૦ લીલાપણું
**લીલાંપાણી** ન૦બ૦વ૦ ટૂટેલી ભાંગનું પેય
**લીલી ઘોડી** સ્ત્રી૦ ભાંગ (૨) ભાંગનો કેફ
**લીલી ચા** સ્ત્રી૦ એક ઘાસ કે તેને ઉકાળીને ચા પેઠે પિવાતું પેય
**લીલીસૂકી** સ્ત્રી૦ [લીલું+સૂકું] સુખ અને દુઃખ; ચડતીપડતી
**લીલું** વિ૦ [दे. लिल्लिर] કાચી કેરીના રંગનું (૨) ભીનું (૩) રસવાળું; પાકું (૪) ખૂબ પૈસાદાર [લા.]. [લીલો દુકાળ શ૦ પ્ર૦ અતિવૃષ્ટિને લીધે પડેલો દુકાળ]. **૦છમ** વિ૦ [રવાનુ.] ખૂબ લીલું. **૦પીળું** વિ૦ ખૂબ ક્રોધાયમાન. **-લોતરી** સ્ત્રી૦ તાજી લીલી વનસ્પતિ (૨) ભાજીપાલો; તાજું શાક
**લીવર** ન૦ [ઇં.] કલેજું; કાળજું
**લીસું** વિ૦ [દે. લિસઅ = પાતળું-નાનું કરેલું] ખરબચડું નહિ તેવું; સુંવાળું (૨) સરકણું
**લીહ(-હી)** સ્ત્રી૦ [પ્રા. लीहा (सं. लेखा)] લીટી (૨) હદ

**લીંટ** ન૦; સ્ત્રી૦ નાકનો ચીકણો મળ

**લીંડી** સ્ત્રી૦ [સં. લેંડ; દે. લિંડ–ડિયા] ગોળીના આકારની અધાર(ઉંદર–બકરી વગેરેની) **૦પીપર** સ્ત્રી૦ લાંબી પીપર. **–ડું** ન૦. ગરગોલા જેવો કઠણ મળ (ગધેડાં ઇ૦ નો)

**લીંપણ, ૦ગૂંપણ** ન૦ જુઓ લીપણ. **–વું, –વું ગૂંપવું** સ૦ક્રિ૦ જુઓ લીપવું

**લીંબડી(–ડો)** જુઓ 'લીમડી'માં

**લીંબણ** સ્ત્રી૦ જુઓ લિંબણ

**લીંબુ, ૦ડી, –બોઈ** જુઓ 'લિંબુ'માં

**લીંબોળી** સ્ત્રી૦ જુઓ લિંબોળી

**લુકમાન** પું૦ [अ.] કુરાનમાં વર્ણવેલો એક વિદ્વાન ડાહ્યો પુરુષ

**લુચ્ચાઈ** સ્ત્રી૦ લુચ્ચાપણું

**લુચ્ચું** વિ૦ કપટી; ઢોંગી (૨) ખંધું; પક્કું; પહોંચેલું (૩) વ્યભિચારી [હોય તે

**લુછણિયું** ન૦ લૂછવાનું કપડું ઇત્યાદિ જે

**લુછાવવું** સ૦ક્રિ૦, **લુછાવું** અ૦ક્રિ૦ 'લૂછવું'નું પ્રેરક ને કર્મણિ

**લુટણિયું** વિ૦ લૂંટી જાય તેવું

**લુટાઉ** વિ૦ લૂંટનું

**લુટારુ(–રો)** પું૦ લૂંટનારો; ધાડપાડુ

**લુટાવવું** સ૦ક્રિ૦, **લુટાવું** અ૦ક્રિ૦ 'લૂટવું'નું પ્રેરક ને કર્મણિ

**લુઠવું** અ૦ ક્રિ૦ [સં लुठ्] જુઓ લૂઠવું

**લુપ્ત** વિ૦ [સં.] લોપાયેલું; નાશ પામેલું

**લુબ્ધ** વિ૦ [સં.] લોભિયું; લાલચુ (૨) લોભાયેલું; મોહિત. **–બ્ધા** સ્ત્રી૦ લોભ; આતુરતા [ચાગ્યે; ઝટઝટ (ખાવું તે)

**લુશ(–સ)લુશ(–સ)** અ૦ [રવ૦] વગર

**લુહાર** પું૦ [प्रा. लोहार (सं. लोहकार)] લોઢું ઘડવાનો ધંધો કરનાર જ્ઞાતિનો આદમી. **–રિયાં** ન૦ બ૦ વ૦ જુઓ લવારિયાં

**લુંગી** સ્ત્રી૦[हिं.] કાછડી વાળ્યા વગર કેડે વીંટવાનું વસ્ત્ર

**લુંચન** ન૦ [સં.] વાળ ટૂંપી નાખવા તે

**લુંચિત** વિ૦ [સં.] લૂંચન કરેલું

**લૂ** સ્ત્રી૦ ઉનાળાના ગરમ પવનનો ઝપાટો (૨) તેનાથી થતો રોગ

**લૂઓ** પું૦ [સં. લવ ઉપરથી] વણવા માટે લીધેલો કણકનો નાનો ગોળો

**લૂક(–ખ)** સ્ત્રી૦ જુઓ લૂ

**લૂખસ** સ્ત્રી૦ ચામડીનો એક રોગ; ખૂજલી

**લૂખું** વિ૦ [प्रा. लुक्ख (सं. रूक्ष)] ચીકટ વિનાનું (૨) રસ વિનાનું (૩) નિર્ધન; ખાલી [લા.]. **૦પા(–પૂ)ખું** વિ૦ લૂખું

**લૂગડાંલત્તાં** ન૦બ૦વ૦[લૂગડું + फा.लत्तह] લૂગડાં અને તેવી બીજી વસ્તુઓ

**લૂગડું** ન૦ [प्रा. दुगूल, दुगुह्ल (सं. दुकूल)] કપડું; વસ્ત્ર(૨)સાલ્લો. [**લૂગડાં ઉતારીને વાંચજો** = (પત્રની શરૂઆતમાં) મરણના સમાચાર સૂચવવા લખાય છે]

**લૂગદી** સ્ત્રી૦ પ્રવાહી સાથે ઘૂંટીને બનાવેલો લોંદો (૨) દોર પાવાનો લોંદો

**લૂછણું** ન૦ ['લૂછવું' ઉપરથી] લુછણિયું

**લૂછવું** સ૦ક્રિ૦[प्रा. लुञ्छ, लुह (सं. प्र + उञ्छ्)] લૂગડાથી ઘસી સાફ કરવું; લોહવું (૨) કોઈને ઘસવું, લગાડવું કે ચોટાડવું

**લૂટ** સ્ત્રી૦ લૂટવું તે (૨) લૂટેલો માલ. **૦ફાટ** સ્ત્રી૦ લૂટવું તે

**લૂટવું** સ૦ક્રિ૦ [सं. लुंट्; प्रा. लुट्ट, लुंट] બળાત્કારે હરી લેવું; ઝૂંટવી લેવું

**લૂટાલૂટ** સ્ત્રી૦ ['લૂટવું' પરથી] ઉપરાઉપરી કે અનેક સ્થળે લૂટફાટ મચી રહેવી તે

**લૂઠવું** અ૦ક્રિ૦[જુઓ લુઠવું]ગબડવું;આળોટવું

**લૂણ** ન૦ [प्रा. (सं. लवण)] મીઠું; નિમક. [**૦ઉતારવું** = બલા દૂર કરવા પાત્રમાં મીઠું ઘાલી માથા ઉપર ફેરવવું]. **૦હરામ** વિ૦ નિમકહરામ. [**લૂણ હરામ કરવું** = જેનો રોટલો ખાધો હોય તેને બેવફા નીવડવું.] **૦હલાલ** વિ૦ નિમકહલાલ. [**લૂણ હલાલ કરવું** = વફાદાર રહેવું]

**લૂણી** સ્ત્રી૦ [प्रा. लूण (सं. लवण) પરથી] એક ભાજી

**લૂણો** પું૦ ભીનાશથી ઈંટ, છો વગેરે ખવાઈને ઉપર વળતી છારી

**લૂમ** સ્ત્રી૦ ફળનું ઝૂમખું. **૦ખું** ન૦, **૦ખો** પું૦ ઝૂમખું; મોટી લૂમ. **૦ઝૂમવું** અ૦ક્રિ૦

લૂમખાબેર લટકવું. ૦વું અ૦ક્રિ૦ લટકવું (૨) નમી જવું [જીભ; લોલા

**લૂલી** (૦બાઈ) સ્ત્રી૦ [સં. લુલ્ ઉપરથી]

**લૂલું** વિ [સં. લૂ, લુલ્] લંગડું (૨) અપંગ; અશક્ત; નિર્બળ (૩) પાયા કે આધાર વગરનું [લા.]

**લૂંટ** સ્ત્રી૦ [સં. લુંટ્ ઉપરથી] જુઓ લૂટ. ૦ણિયું વિ૦ જુઓ લુટણિયું. **૦ફાટ** સ્ત્રી૦ જુઓ લૂટફાટ. ૦વું સ૦ક્રિ૦ જુઓ લૂટવું. **–ટાઉ** વિ૦ જુઓ લુટાઉ. **–ટારુ(–રો)** પું૦ જુઓ લુટારુ. **–ટાલૂંટ** સ્ત્રી૦ જુઓ લૂટાલૂટ. **–ટાવવું, –ટાવું** જુઓ લુટાવવું, લુટાવું

**લૂંડાપણું** ન૦ ગુલામગીરી [ગુલામ

**લૂંડી** સ્ત્રી૦ દાસી; ગુલામડી. **–ડો** પું૦ દાસ;

**લૂંબ** સ્ત્રી૦ [દે. લુંબા] જુઓ લૂમ. ૦વું અ૦ક્રિ૦ જુઓ લૂમવું

**લે** (લે) 'લેવું'નું આજ્ઞાર્થ બીજો પુરુષ એકવચન (૨) અ૦ વાહ, ઠીક એ અર્થનો ઉદ્‌ગાર

**લેખ** પું૦ [સં.] લખેલું તે; લખાણ (જેમ કે શિલાલેખ; વિધિના લેખ) (૨) ખત; કરારનું લખાણ (૩) ટૂંકો નિબંધ. **૦ક** પું૦ [સં.] લહિયો (૨) ગ્રંથ કે લેખ લખનાર. **૦ણ(–ણી)** સ્ત્રી૦ [સં. લેખની] કલમ. **૦ન** ન૦ [સં.] લખવું તે. **૦નકલા (–ળા)** સ્ત્રી૦ લખવાની કળા. **૦નપદ્ધતિ** સ્ત્રી૦ લખવાની રીત; ઇબારત. **૦નસામગ્રી** સ્ત્રી૦ લખવાનો સામાન. **૦ની** સ્ત્રી૦ [સં.] જુઓ લેખણ. **૦પત્ર** પું૦; ન૦ [સં.] કરાર; દસ્તાવેજ. **૦વવું, ૦વું** સ૦ક્રિ૦ [જુઓ લેખું] હિસાબમાં લેવું; ગણકારવું. **–ખા** સ્ત્રી૦ [સં.] લીટી; રેખા **–ખિકા** સ્ત્રી૦ સ્ત્રી લેખક. **–ખિત** વિ૦ લખેલું; લેખી. **–ખિતવાર** વિ૦ લેખિત; લખાણમાં હોય એવું (૨) અ૦ લખીને. **–ખિની** સ્ત્રી૦ [સં.] લેખણ. **–ખી** વિ૦ લેખિતવાર. **–ખું** ન૦ મોંએ ગણાય એવો ટૂંકો સહેલો હિસાબ (૨) ગણતરી; હિસાબ (૩) ગજું [લા.]. **–ખે** અ૦ હિસાબે; પ્રમાણે (૨) પ્રીત્યર્થે; વાસ્તે; ખાતે

**લેજીમ** સ્ત્રી૦ [ફા. લેઝમ] કસરતનું એક સાધન કે તેની કસરત

**લેટ** વિ૦ [ઇં.] મોડું

**લેટવું** અ૦ક્રિ૦ લોટવું; આળોટવું (૨) સૂવું

**લેટિન** સ્ત્રી૦ [ઇં.] પ્રાચીન રોમની ભાષા

**લેડી** સ્ત્રી૦ [ઇં.] બાનુ; માનવંત સ્ત્રી (૨) 'સર'ની પત્નીનો તેવો ઇલકાબ

**લેણ** સ્ત્રી૦ જુઓ લેંડ

**લેણ** (લે) વિ૦ ['લેવું' ઉપરથી] 'લેનાર' એ અર્થમાં શબ્દને છેડે (ઉદા૦ જીવલેણ) (૨) (લેં) ન૦ લેણું; લેવાનું તે. **૦દાર** પું૦ લેણાવાળો. **૦દેણ** સ્ત્રી૦ લેવડદેવડનો સંબંધ (૨) લેણાદેણી. **–ણાદેણી** સ્ત્રી૦ પૂર્વજન્મનું માગતું આપવાનું કે લેવાનું હોય તેવો સંબંધ; ઋણાનુબંધ (૨) લેવડદેવડનો સંબંધ. **–ણિયાત** પું૦ લેણદાર; લેણાવાળો. **–ણું** (લે) ન૦ આપેલું પાછું લેવાનું તે (૨) ઋણાનુબંધ જેવો સારો સંબંધ

**લેથ** સ્ત્રી૦ [ઇં.] સંઘાડો (લોઢાનો ઘાટ ઉતારવાનો) [કાચ [પ. વિ.]

**લેન્સ** પું૦ [ઇં.] અંતર્ગોળ કે બહિર્ગોળ

**લેપ** પું૦ [સં.] ઢીલા પદાર્થનો પાતળો થર; ખરડ (૨) ખરડ કરવાનો ઢીલો પદાર્થ (૩) લેપાવું તે; આસક્તિ

**લેપન** ન૦ [સં.] લેપ કરવો તે (૨) લેપાવું તે

**લેપાવું** અ૦ક્રિ૦ ખરડાવું (૨) આસક્ત થવું

**લેફ્ટનન્ટ** પું૦ [ઇં.] મદદનીશ કર્મચારી

**લેબલ** ન૦ [ઇં.] નામઠામવાળું પત્તું

**લેબાસ** પું૦ [જુઓ લિબાસ] પોશાક; પહેરવેશ

**લેબોરેટરી** સ્ત્રી૦ [ઇં.] પ્રયોગશાળા

**લેભાગુ** (લે) વિ૦ લઈને નાસી જનારું (૨) અહીંતહીંથી પારકું લઈને પોતાનું ખતાવનારું

**લેમન(–નેડ)** પું૦; સ્ત્રી૦; ન૦ [ઇં.] લીંબુના શરબત જેવું એક પીણું

**લેમૂક** (લૅ) સ્ત્રી૦ લેવું ને મૂકવું—છોડવું તે; બાંધછોડ (૨) લેમેલ; મૂઝવણ
**લેમેલ** (લૅ) સ્ત્રી૦ વારંવાર લેવું અને મૂકવું તે (ઉતાવળના ગભરાટમાં) (૨)મરવાની તૈયારી; ભોંયે લેવાનો વખત (૩) તેવો ગભરાટ કે મૂઝવણ
**લૅમ્પ** પું; ન૦ [ઇં.] દીવો [લૂમખું
**લેરખું** (લૅ) ન૦ ['લહેરવું' પરથી] જુઓ
**લેલુ** (લૅ)ન૦કોલ પાથરવાનું કડિયાનું ઓજાર
**લેલૂર** (લૅ) વિ૦ ઊંઘે ઘેરાયેલું (૨) ઘણું; અતિશય .
**લેવડ** સ્ત્રી૦[લેવું+વટ(સં. વૃત્તિ)]ઉધાર લેવાનો વ્યવહાર. ૦**દેવડ** સ્ત્રી૦ ઉછીનું લેવા આપવાનો સંબંધ. —**ડાવવું** સ૦ક્રિ૦ 'લેવું'નું પ્રેરક (૨) ધમકાવવું; ઠપકારવું
**લેવલ** ન૦ [ઇં.] સપાટી; સમતલતા (૨) (સપાટીથી ગણતાં) ઊંચાઈ
**લેવાદેવા** પું૦; સ્ત્રી૦ આપવાલેવાનો કે બીજી કોઈ પણ જાતનો સંબંધ
**લેવાલ** ન૦ ખરીદનારું (શૅર બજારમાં વપરાય છે). —**લી** સ્ત્રી૦ ખરીદી
**લેવાવું** અ૦ક્રિ૦ 'લેવું'નું કર્મણિ (૨) (શરીરનું) સુકાવું; ફિક્કું પડવું (૩) ખસિયાણા પડવું; શરમાવું
**લેવી** સ્ત્રી૦[ઇં]ફરજિયાત ઉઘરાણું; લાગો(૨) રાજા કે ગવર્નરનો લોકને મળવાનો દરબાર
**લેવું** સ૦ક્રિ૦ [પ્રા. લે (સં. લા)] સ્વીકારવું (૨) પકડવું; ઝાલવું (૩) ભેળવવું; દાખલ કરવું. ઉદા૦ એ કામમાં એને ન લેશો (૪) ખાવું અથવા પીવું (દૂધ લેશો કે ચા ?) (૫) માન્ય રાખવું; ટેકો આપવો (પક્ષ, ઉપરાણું) (૬) ખરીદ કરવું (ઘોડો ક્યારે લીધો ?) (૭) કિંમત લેવી (આ શાલનું શું લીધું ?) (૮) ધારણ કરવું (વેશ લેવો) (૯) દાખવવું (શક લેવો) (૧૦) દોરવું; તેડી જવું (છોકરાને સાથે લીધો) (૧૧) ઝૂંટવવું; પડાવવું; વિનાનું કરવું(આબરૂ, વખત, જીવ, લાંચ) (૧૨) ધમકાવવું; ઠપકો આપવો (તે આવ્યો કે તેને લીધો) (૧૩) ઉપાડવું; સ્થળાંતર કરવું (ટેબલ પાસે લો) (૧૪) બોલવું; ઉચ્ચારવું(તેનું નામ ન લેશો)(૧૫)વહોરવું (હાય લેવી)(૧૬)નોંધવું; ઉતારી લેવું(તેમનું ઠેકાણું લઈ લો) (૧૭) કાપવું; ઉતારવું (નખ, વાળ) (૧૮) આપે કે કરે તેમ કરવું (કામ લેવું) (૧૯) તપાસ કરી સમજવું (માપ, તાગ, ખબર) (૨૦) માગવું; પૂછવું (આજ્ઞા, પરવાનગી)(૨૧) ઉપાડવું; રજૂ કરવું (વાંધો લેવો) (૨૨) પૂર્વ શબ્દથી સૂચિત થતી ક્રિયા બતાવે (શ્વાસ લેવો) (૨૩) બીજા ક્રિ૦ની સાથે આવતાં તે ક્રિયા પૂરી કરવી અથવા વહેલી પતાવવી એવો અર્થ બતાવે (ખાઈ લેવું). ૦**દેવું** ન૦ જુઓ લેણદેણ
**લેશ** વિ૦ [સં.] જરાક (૨) પું૦ અણુ; થોડો ભાગ. ૦**માત્ર** વિ૦ બહુ જ થોડું (૨) અ૦ જરાક પણ
**લેસ** સ્ત્રી૦ [ઇં.] જરીની કિનાર
**લેસન** ન૦ [ઇં.] વિદ્યાર્થીએ ઘેરથી તૈયારી કરી લાવવાનું કામ કે ભણતર
**લેંકવું** (લૅં૦) સ૦ક્રિ૦ [જુઓ લહેકવું] ઝૂલવું
**લેંઘો** (લૅં૦) પું૦ મોટું સૂથણું; ચોરણો
**લેંડ** (લૅં૦) સ્ત્રી૦[તિલુગુ रोंडू=બે] લેણ; ગિલ્લી-દંડાની રમતમાં વકટ પછીનો દાવ; રેંટ
**લોઈ** સ્ત્રી૦ [ સં. लोम ઉપરથી ] કામળ; ઊનનું કાપડ
**લોક** પું૦[સં.]જનતા; જનસમૂહ (૨) વર્ગ; જાતિ (૩) કર્મફળ ભોગવવાનાં માનેલાં જુદાં જુદાં સ્થાન કે જગત (સ્વર્ગલોક ઇ૦). ૦**કથા** સ્ત્રી૦ લોકોમાં પ્રચલિત વાત (૨) દંતકથા. **ચર્ચા** સ્ત્રી૦ લોકોમાં ચાલતી વાત. ૦**જીવન** ન૦ લોકનું—સમાજનું જીવન. ૦**ત્રય** ન૦[સં.] ત્રિભુવન (સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ).૦**પાલ** [સં.], —**ળ** પું૦ જુઓ દિક્પાલ. ૦**પ્રસિદ્ધ** વિ૦ [સં.] જગમશહૂર. ૦**પ્રિય** વિ૦ લોકોને પ્રિય. ૦**ભાષા** સ્ત્રી૦ સામાન્ય જનતાની બોલી. ૦**ભોગ્ય** વિ૦ આમ

લોકોને રસ પડે એવું. ૦મત પું૦ લોકોનો મત. ૦માતા સ્ત્રી૦ [સં.] સમગ્ર જન-સમુદાયને પોષનારી લક્ષ્મી (૨) નદી. ૦માનસ ન૦ લોકનું સમૂહગત માનસ; 'માસમાઇન્ડ'. ૦માન્ય વિ૦ લોકોમાં માન પામેલું; લોકોએ સ્વીકારેલું (૨) પું૦ તિલક મહારાજ

**લોકલ** સ્ત્રી૦ [ઇં.] ધીમી ગતિએ દોડતી ને બધાં સ્થાનોએ ઊભી રહેતી ગાડી (૨) મોટા શહેરના ભાગો અને પરાંમાં દોડતી ટ્રેન (૩) સ્થાનિક; તળનું. ૦બોર્ડ સ્ત્રી૦; ન૦ [ઇં.] જિલ્લા કે તાલુકામાં જ્યાં સુધરાઈ નથી હોતી ત્યાંની સ્થાનિક સ્વરાજ્યની સંસ્થા [ડર

**લોકલાજ** સ્ત્રી૦ લોકોમાં નઠારું કહેવાવાનો

**લોકવાયકા** સ્ત્રી૦ લોકોમાં ચાલતી વાત; અફવા

**લોકવાર્તા** સ્ત્રી૦ [સં.] જુઓ લોકકથા

**લોકશાસન** ન૦, **લોકશાહી** સ્ત્રી૦ લોકો દ્વારા ચાલતું રાજ્ય; 'ડેમોક્રસી'

**લોકશાળા** સ્ત્રી૦ સામાન્ય જનતા માટેનું શિક્ષણ આપતી અમુક જાતની એક શાળા

**લોકસંગ્રહ** પું૦[સં.] લોકહિત; લોકકલ્યાણ

**લોકસાહિત્ય** ન૦ લોકોમાં પ્રચલિત કથા-વાર્તા કે કવિતારૂપી સાહિત્ય

**લોકસેવક** પું૦પ્રજાસેવક, લોકસેવા કરનાર

**લોકહિત** ન૦ [સં.] લોકોનું હિત

**લોકાચાર** પું૦ [સં.] લોકોમાં ચાલતો વ્યવહાર કે રૂઢિ [કહેવાવું તે – વગોણું

**લોકાપવાદ** પું૦ [સં.] લોકમાં નઠારું

**લૉકિટ** ન૦, **લૉકેટ** ન૦ [ઇં.] સ્ત્રીઓનું ગળાનું એક ઘરેણું

**લોકૈષણા** સ્ત્રી૦ [સં.] લોકોમાં પ્રતિષ્ઠા કે યશની કામના (૨) સ્વર્ગ વગેરે લોકના સુખની કામના

**લોકોક્તિ** સ્ત્રી૦ [સં.] કહેવત

**લોકોત્તર** વિ૦[સં.] અલૌકિક; અસાધારણ

**લોખંડ** ન૦ લોઢું. **–ડી** વિ૦ લોખંડનું બનાવેલું (૨) ઘણું મજબૂત (૩) દૃઢ-નિશ્ચયી; અણનમ [લા.]

**લોચ** પું૦ [સં. लुञ्च्] માથાના વાળ પોતાને હાથે ચૂંટી કાઢવા તે [જૈન]. **૦ન** ન૦ લુંચન; ચૂંટી નાખવું તે (૨) છીનવી લેવું તે

**લોચન** ન૦ [સં.] આંખ. **–નિયું** ન૦ લોચન [પ.]

**લોચવાવું લોચાવું** અ૦ક્રિ૦ લોચામાં પડવું; ગૂંચવાવું; સડોવાવું (૨) લોચો વળવો

**લોચો** પું૦ [સં. लोचक] લોંદો; લચકો (૨) ડૂચો; ડબૂચો (૩) ગરબડ; ગોટાળો (૪) વાંધો; તકરાર

**લોટ** પું૦ [દે. रोट्ट] બારીક ભૂકો; આટો

**લોટકું** ન૦ [જુઓ લોટું] ચડવો

**લોટણ(–ણિયું)** વિ૦ લોટતી – ગુલાંટ ખાયા કરતી (પતંગ)

**લોટપોટ** વિ૦ લોથપોથ (૨) ગોટપોટ

**લૉટરી** સ્ત્રી૦ [ઇં.] ટિકિટો વેચી ખરીદના-રાઓમાંથી જેને નસીબે આવે તેને ઇનામો આપવાની શરતે કરાતી એક પ્રકારની દ્યૂતવ્યવસ્થા (૨) નસીબનો ખેલ [લા.]

**લોટવું** અ૦ ક્રિ૦ [પ્રા. लोट्ट (સં. लुट्)] લેટવું; આળોટવું (૨) સૂવું (૩) ગબડવું; ગુલાંટ ખાવી

**લોટિયું** વિ૦ [જુઓ લોટું] લોટાના તળિયા જેવું; બોડું રોડું. **–યો** પું૦જુઓ વહોરો ૧

**લોટી** સ્ત્રી૦ ['લોટવું' ઉપરથી] નાનો લોટો. **–ટું** ન૦ નાનો માટીનો ઘડો; માટીનું લોટા જેવું વાસણ (૨) માથું [લા.]. **–ટો** પું૦ ધાતુનું એક પાત્ર – કળશિયો (૨) દસ્ત [લા.]

**લોઢ** પું૦ [દે. लोढ=વાટવાનો પથ્થર (સં. लोष्ठ)] પાણીનું લાટ જેવું મોજું; પૂરનો ઘોડો (૨) તાપથી ઓગળીને બાઝેલો માટીનો ગઠ્ઠો; લોઢાનો લઠ્ઠો (૩) વાંધો; તકરાર [લા.] [(કપાસ)

**લોઢવું** સ૦ક્રિ૦ [દે. लोढ] ચરખાથી પીલવું

**લોઢાં** ન૦બ૦વ૦ લોઢાનાં ઓજારો. **–ઢી** સ્ત્રી૦ લોઢાની તવી

**લોઢું** ન૦ [સં. लोह ઉપરથી] એક ધાતુ; લોખંડ

**લોથ** સ્ત્રી૦ લાશ; મડદું (૨) [લા.] ઉપાધિ;

પીડા (૩) વિ૦ તદ્દન થાકી ગયેલું. ૰પોથ વિ૦ થાકી ગયેલું [આળોટવું

**લોથવું** અ૦ ક્રિ૦ બેચેનીમાં આમ તેમ

**લોથિયું** (લૉ) ન૦ [સં. लुंथ्] કૂતરાનું બચકું

**લોન** સ્ત્રી૦ [ઇં.] અમુક શરતે લેવાતી ઉછીતી કે વ્યાજુકી રકમ

**લોપ** પું૦ [સં.] લુપ્ત થવું તે; નાશ પામવું તે; દેખાતું બંધ થવું તે. ૰ક વિ૦ લોપ કરનારું

**લોપડચોપડ** ન૦ [લિપવું+ચોપડવું] ચીકટ; ઘી, તેલ વગેરે (૨) [લા.] અતિશયોક્તિ (૩) ખુશામદ

**લોપરી** સ્ત્રી૦ [જુઓ લેપડી] થપોલી

**લોપવું** સ૦ક્રિ૦[સં. लुप्] ઉલ્લંઘવું; ન માનવું

**લોફર** વિ૦ પું૦ [ઇં.] ભટકેલ; બદમાશ

**લોબ** (લૉ) સ્ત્રી૦ યાદદાસ્તી (૨) આદત

**લોબડી(-રી)** સ્ત્રી૦ [અપ. लोअडी] બારીક ઊનની કામળી કે ઓઢણી

**લોબાન** પું૦ [फा. लुबान]એક વૃક્ષનો ગુંદર (ધૂપ કે ઔષધિ)

**લોભ** પું૦[સં.] લાલચ; તૃષ્ણા. ૰ન વિ૦[સં.] જુઓ લોભામણું (૨) ન૦ પ્રલોભન. **-ભામણું** વિ૦ લલચાવે તેવું.**-ભાવવું** સ૦ક્રિ૦'લોભાવું'નું પ્રેરક.**-ભાવું** અ૦ક્રિ૦ લોભમાં પડવું; લલચાવું. **-ભિત** વિ૦ [સં.] લોભાયેલું. **-ભિયું, -ભી** વિ૦ લોભવાળું

**લોમ** પું૦; ન૦ [સં.] વાળ; રૂંવું; રોમ

**લોલ** વિ૦ [સં.] ચંચળ(૨) સુંદર(૩)આતુર (૪) ન૦ ગરબાની લીટીને છેડે આવતો શબ્દ. ૰ક ન૦ લટકતી અને ઝૂલતી વસ્તુ (જેમ કે ઘંટ કે ઘડિયાળમાં)

**લોલા** સ્ત્રી૦ [સં.] જીભ

**લોલિત** વિ૦ [સં.] હાલતું; ઝૂલતું

**લોલુપ** વિ૦ [સં.] લલુતાવાળું; તૃષ્ણાતુર. ૰તા સ્ત્રી૦

**લોલો** અ૦ [સં. लुल्] હાલરડાનો એક અવાજ (૨) પું૦ (જીભનો) ઝૂલતો રનાયુ; લોળો [પ્રેરક

**લોવડા(-રા)વવું** (લૉ') સ૦ક્રિ૦ 'લોહવું'નું

**લોવાવું** (લૉ') અ૦ક્રિ૦ 'લોહવું'નું કર્મણિ

**લોષ્ટ** ન૦ [સં.] માટીનું ઢેફું

**લોહ** ન૦[સં.]લોઢું. ૰ચુંબક ન૦ લોઢાને આકર્ષવાના ગુણવાળું એક દ્રવ્ય.૰ચુંબકત્વ ન૦ લોઢાને આકર્ષવાનો ગુણ; 'મૅગ્નેટિઝમ'

**લોહર** પું૦ જડસો; મૂર્ખ (૨) લોફર; રખડેલ ચા તોફાની જુવાનડો

**લોહવું** સ૦ક્રિ૦ [प्रा. लुह] લૂછવું

**લોહિત** વિ૦ [સં.] લાલ; રાતું

**લોહિયાળ(-ળું)** વિ૦ લોહીવાળું

**લોહી** ન૦ [प्रा. लोहिअ (सं. लोहित)]રુધિર. ૰ઉકાળો પું૦બળાપો; કંકાસ. ૰તરસ્યું વિ૦ સામાનું લોહી રેડીને તેની દાઝ શમે એવું. ૰લુ (-લો) હાણ વિ૦ લોહીના રેલાથી ખરડાઈ ગયેલું

**લોળિયું** ન૦ [સં. लोल ઉપરથી] સ્ત્રીઓનું કાનની બૂટનું એક ઘરેણું [ટેરવું

**લોળો** પું૦ [સં. लुद् ઉપરથી] જીભ; જીભનું

**લોંકડી** (લૉ૦) સ્ત્રી૦ [प्रा. लुक्क=છુપાયેલું] એક નાનું ચોપગું પ્રાણી

**લોંઠ** (લૉ૦) વિ૦ [प्रा. लुंठग (सं. लुंठक)] જુઓ લાંઠ. **-ઠિયું** વિ૦ જુઓ લાંઠિયું. **-ઠું** ન૦ છોકરું [સુ.]

**લોંડી** સ્ત્રી૦ લૂંડી [લોચો

**લોંદો** (લૉ૦) પું૦ ચીકણા નરમ પદાર્થનો

**લૌકિક** વિ૦ [સં.] લોકોમાં ચાલતું (૨) આ લોકનું; દુન્યવી (૩) ન૦ લોકાચાર (૪) ખરખરો [રાજાનો મશ્કરો

**લૌવો** પું૦[સં.लप् ઉપરથી] લવો; વિદૂષક;

**લ્યાનત** સ્ત્રી૦ [अ. लानत] જુઓ લયાનત

# વ

**વ** પું૦ [સં.] ચાર અર્ધસ્વરોમાંનો ચોથો
**વકટ** પું૦ [तिलुगु वकटु=એક] ગિલ્લીદંડાની રમતમાં પહેલો દાવ
**વકફ** વિ૦ [अ. वक्फ] સાર્વજનિક; ધર્માદા
**વકરવું** અ૦ક્રિ૦ [સં. वि+कृ] બગડવું;વીફરવું (૨) બહેકવું; ફાટવું (૩) ફરી જવું; વાંકું બોલવું
**વકરી** સ્ત્રી૦, **-રો** પું૦ [સં. वि+क्री ઉપરથી] વેચાણ(૨)વેચાણનું નાણું(૩)વેચાયેલો માલ
**વકાલત** સ્ત્રી૦ [अ.] વકીલાત; વકીલનું કામ. **૦નામું** ન૦ અસીલ તરફથી વકીલાત કરવાની સત્તાનો લેખ
**વકાસવું** સ૦ક્રિ૦ [સં. वि+कस्] (મોં) પહોળું કરવું - ફાડવું [ઉમેદ
**વકી** સ્ત્રી૦ [अ. वाकीअ] સંભવ (૨)આશા;
**વકીલ** પું૦ [अ.] સનંદી કાયદાશાસ્ત્રી(૨) એલચી; પ્રતિનિધિ (૩) કોઈના પક્ષની વાત રજૂ કરનાર — તે માટે મથનાર. **-લાત** સ્ત્રી૦, **-લાતનામું** ન૦ જુઓ વકાલત, ૦નામું [ઢંગ; લાયકી
**વક્કર** પું૦ [अ. वक्र] મોભો; વજન (૨)
**વક્તવ્ય** વિ૦ [સં.] બોલવા જેવું (૨) ન૦ કથન; ભાષણ
**વક્તા** પું૦ [સં.] બોલનાર; ભાષણ કે કથા કરનાર.**-ક્તૃતા**સ્ત્રી૦,**-ક્તૃત્વ**ન૦બોલવાની છટા. **-ક્તૃત્વશક્તિ** સ્ત્રી૦ છટાદાર બોલવાની કે ભાષણ કરવાની શક્તિ
**વક્ત્ર** ન૦ [સં.] મુખ
**વક્ર** વિ૦[સં.] વાંકું. **૦તા** સ્ત્રી૦ [સં.] વક્રપણું (૨) વળાંક; 'કર્વેચર' [ગ.]. **૦તુંડ** પું૦ [સં.] ગણપતિ. **૦દૃષ્ટિ** સ્ત્રી૦ [સં.] બાડી નજર (૨) વાંકું જ જોનારી – ક્રોધની કે દ્વેષની નજર (૩) વિ૦ તેવી નજરવાળું. **-ક્રીભવન** ન૦ [સં.] (કિરણોનું) વાંકા થવું તે. **-ક્રોક્તિ** સ્ત્રી૦ [સં.] કટાક્ષનું વચન (૨) વાંકો બોલ (૩) એક કાવ્યાલંકાર [કા. શા.]
**વક્ષ,૦સ્થલ(-ળ), -ક્ષઃસ્થલ(-ળ)** ન૦ [સં. वक्षस्, वक्षःस्थल] છાતી
**વખ** ન૦ + જુઓ વિષ
**વખત** પું૦ [अ. वक्त] કાળ; સમય (૨) તક (૩) માઠી હાલત (૪) નવરાશ(૫) વાર; ફેરો (જેમ કે, એને કેટલી વખત કહું ?) **૦બેવખત** અ૦ [फा. बेवक्त] ગમે ત્યારે; અવારનવાર.**૦સર** અ૦ યોગ્ય વખતે. **-તે** અ૦ કદાચ; સંભવતઃ. **-તોવખત** અ૦ વારંવાર
**વખલો** પું૦ વાણાના દોષથી થતો કપડાનો નુકસાનીવાળો ભાગ
**વખવખવું** અ૦ક્રિ૦ વલખાં મારવાં (૨) ખાઉં ખાઉં કરવું; તલપવું
**વખાણ** ન૦ [प्रा. वक्खाण (સં. व्याख्यान); અપ.] પ્રશંસા. **૦વું** સ૦ક્રિ૦ પ્રશંસા કરવી (૨) + વિગતથી કહેવું; વર્ણવવું
**વખાર** સ્ત્રી૦ [દે. वक्खार] કોઠાર. **-રિયો** પું૦ વખારવાળો (૨) વખારનો નોકર
**વખુ** વિ૦[प्रा. वक्ख(સં. पक्ष)] નામને લાગતાં -'ના વલણ, લગની કે પક્ષનું.' ઉદા૦ બાપવખુ.**-ખું** ન૦પક્ષ (૨) ઓથ(૩)વગ
**વખૂટું** વિ૦ વિખૂટું [(૨) સંકટ
**વખો** પું૦ [अ. वाकिअह] ભૂખમરાનું સંકટ
**વખોડવું** સ૦ક્રિ૦ [દે. विक्खोट] ખોટ કાઢવી; નિંદા કરવી
**વગ** પું૦; સ્ત્રી૦ [प्रा. वग्ग (સં. वर्ग)] પક્ષ; તરફેણ (૨) જગા; સવડ (૩) તક; અવસર. [વગે કરવું = ઠેકાણે પાડવું. વગે પડવું શ૦પ્ર૦ અનુકૂળતા પ્રમાણે]
**વગડાઉ** વિ૦ ['વગડો' ઉપરથી] જંગલી
**વગડો** પું૦ [प्रा. विगड (સં. विकट)] જંગલ; વેરાન કે ઉજ્જડ પ્રદેશ; રાન

**વગદાં** ન૦બ૦વ૦ ફાંફાં. [૦વીણવાં]
**વગર** અ૦ [अ. विगैर] વિના
**વગવસીલો** પું૦ [વગ + વસીલો] વગ ને વસીલો; મોટાની સાથેનો સંબંધ, તેની ઓથ ને કુમક
**વગળ** પું૦; ન૦ [प्रा. विगल (सं. विकल)] ભેગ (૨) ભ્રષ્ટતા; વર્ણસંકરતા. ૦વંશી વિ૦ વર્ણસંકર
**વગાડવું** સ૦ક્રિ૦ [જુઓ વાગવું] વગડે એમ કરવું; બજાવવું (૨) વાગે – લાગે એમ કરવું
**વગિયું, વગીલું** વિ૦ ['વગ' ઉપરથી] ઓળખીતું; વગવાળું (૨) પક્ષપાત કરનારું
**વગુ** અ૦ [જુઓ વગ] જથે; બાજુ
**વગૂતવું** અ૦ક્રિ૦ [सं. वि + प्रा. गुत्थ (सं. ग्रथित)] ભરાવું; ગૂંચાવું
**વગેરે** અ૦ [अ. वग़ैरह] અને બીજા; ઇત્યાદિ
**વગો** પું૦ [જુઓ વગ] લત્તો; ભાગ
**વગોણું** ન૦, **–વણી** સ્ત્રી૦ **–વણું** ન૦ [ 'વગોવવું' ઉપરથી] નિંદા; ફજેતી
**વગોવવું** સ૦ક્રિ૦ [प्रा. विगोव (सं. विगोपय्)] = ફજેત કરવું] નિંદા કરવી; ફજેતી કરવી
**વઘરડું** ન૦ રાતી સાઠી જેવી ડાંગર
**વઘરાણું** ન૦ [જુઓ વઘરો] હરકત; વિઘ્ન
**વઘરો** પું૦ [सं. विग्रह] ટંટો; અણબનાવ (૨) વિઘ્ન (૩) બગડવું કે સળવા માંડવું તે
**વઘાર** પું૦ [સર૦ प्रा. वग्घारिअ = વઘારેલું] ઘી કે તેલમાં મરચાં, રાઈ, હિંગ વગેરે કકડાવી દાળ, કઢી વગેરેમાં છમકારવું તે (૨) મમરો; ટુચકો; ઉશ્કેરણી [લા.]. ૦ણી સ્ત્રી૦ હિંગ. ૦વું સ૦ક્રિ૦ વઘાર કરવો. **–રિયું** વિ૦ વઘાર દીધેલું (૨) ન૦ એક અથાણું
**વચ** ન૦ [सं] વચન; બોલવું તે
**વચ** સ્ત્રી૦ [દે. विच्च = મધ્ય] વચ્ચે હોવું તે; મધ્યસ્થતા (૨) અ૦ + વચ્ચે
**વચકલું** ન૦ [જુઓ વચકાવું] વાંધો; વાંકું
**વચક(–કાવું)** અ૦ક્રિ૦ [सं. व्यत्यय; प्रा. वच्चय] માઠું લાગવું; રિસાવું; છેડાવું (૨) વચ્ચેથી છટકી જવું
**વચકું** ન૦ [જુઓ વચકવું] વિઘ્ન; વચકલું. **–કો** પું૦ માઠું લાગવું તે (૨) વાંધો (૩) વહેમ
**વચગાળો** પું૦ વચ્ચેનો ભાગ
**વચડવું** સ૦ક્રિ૦ [સર૦ प्रा. विचच्चिया (सं. विचर्चिका)] વલૂરવું
**વચન** ન૦ [सं] વેણ; કથન; વાક્ય (૨) પ્રતિજ્ઞા; કોલ (૩) સંખ્યા [વ્યા.]. **–ની** વિ૦ વચન પાળનારું; સત્યવાદી. **–નીય** વિ૦ [सं.] રહેવા કે બોલવા જેવું (૨) નિંદ્ય (૩) ન૦ લોકાપવાદ; લાંછન. ૦ભ્રષ્ટ વિ૦ વચન ન પાળતું
**વચમાં** અ૦ ['વચ' પરથી] વચ્ચે
**વચલું** વિ૦ વચમાંનું; મધ્યેનું
**વચળવું** અ૦ક્રિ૦ [सं. विचल्] કચળવું; ચસકવું; બગડવું
**વચાળ** સ્ત્રી૦ વચ્ચેની ખાલી જગા
**વચાળો** પું૦ ['વચ' ઉપરથી] ન વપરાતો ખૂણો
**વચેટ** વિ૦ [જુઓ વચ] વચલું
**વચ્ચે** અ૦ [જુઓ વચ] વચમાં. **–ચ્ચોવચ** અ૦ બરાબર વચ્ચે [વાછરડું
**વચ્છ(–છ)** પું૦; ન૦ [प्रा. वच्छ (सं. वत्स)]
**વછિયાત** પું૦ મોટા વેપારી તરફથી પરદેશ માલ ખરીદનાર કે વેચનાર આડતિયો
**વછુટાવું** અ૦ક્રિ૦ 'વછૂટવું'નું ભાવે
**વછૂટવું** અ૦ક્રિ૦ છૂટવું (૨) છૂટીને ઊડવું
**વછૂટું** વિ૦ [જુઓ છૂટું] વિખૂટું; જુદું પડેલું
**વછેરી** સ્ત્રી૦ [જુઓ વચ્છ] નાની ઘોડી. **–રું** ન૦ ઘોડીનું બચ્ચું. **–રો** પું૦ નાનો ઘોડો (૨) વાછડો (તરતમાં ખસી કરેલો)
**વછો** પું૦ [દે. विच्छोह] વિયોગ
**વછોડવું** સ૦ક્રિ૦ વછૂટે એમ કરવું
**વછોયું** વિ૦ [દે. विच्छोइय] વિખૂટું પડેલું
**વજન** ન૦ [अ. वज़्न] ભાર (૨) તોલ (૩) [લા.] દબાણ; વગ (૪) મોભો; માન. ૦દાર વિ૦ વજનવાળું [વગાડવું
**વજાડવું** સ૦ક્રિ૦ [प्रा. वज्जाव (सं. वादय्)]
**વજીફદાર** વિ૦(૨)પું૦ વજીફાવાળો: જાગીરદાર
**વજીફો** પું૦ [अ.] ઇનામમાં મળેલી જમીન
**વજીર** પું૦ [अ.] પ્રધાન (૨) શેતરંજનું એક મહોરું. **–રાઈ(–ત), –રી** સ્ત્રી૦ વજીરનો હોદ્દો, કારકિર્દી કે અમલ

**વજૂ** ન૦ [અ.] (નિમાજ પઢતા પહેલાં) હાથ, પગ, મોં વગેરે ધોવાં તે

**વજૂદ** ન૦ [અ.] ખરાપણું; વાસ્તવિકતા

**વજ્જર** ન૦ + ઇંદ્રનું આયુધ – વજ્ર

**વજ્ર** ન૦ [સં.] દધિચિ ઋષિનાં હાડકાંનું બનેલું ઇંદ્રનું આયુધ(૨)વીજળી(૩)ફૂલની દાંડી. ૦કાય વિ૦ વજ્ર જેવી કઠણ કાયાવાળું. ૦પાત પું૦ વીજળીનું પડવું તે. (૨) મોટું સંકટ આવી પડવું તે [લા.]. ૦લેપ પું૦ કદી ઊખડે નહિ તેવો લેપ

**વટ** પું૦ [સં.] વડ

**વટ** વિ૦ [દે. वट्ट] મુખ્ય; બધા માટેનું

**વટ** સ્ત્રી૦ [સં. वृत्ति; પ્રા. वट्ट] ટેક; પણ (૨) આબરૂ(૩)ધીરધાર કરવી તે (૪)ધીરધાર થતી હોય તે બજાર. ઉદા૦ નાણાવટ (૫) હોવાપણું એવો ભાવ બતાવતો પ્રત્યય. ઉદા૦ ઘરવટ (૬) પું૦ રોફ

**વટકવું** અ૦ક્રિ૦ [સર૦ પ્રા. वट्टिअ(સં.वर्तित)] રીસમાં ખસી જવું; વંકાવું

**વટપૂર્ણિમા** સ્ત્રી૦ [સં.] જેઠી પૂનમ

**વટલ(-લા)વું** અ૦ ક્રિ૦ [જુઓ વટાળવું] હલકી મનાતી જાતિ કે ધર્મમાં જવું

**વટલોઈ** સ્ત્રી૦ તાંબડી

**વટવું** સ૦ક્રિ૦ [પ્રા. वट्ट (સં. वृत्त કે वर्त्मन्) ઉપરથી]ઓળંગવું;પસાર કરવું(૨)અ૦ક્રિ૦ (વેળાનું) પસાર થઈ જવું (૩) (પાણીનું) પાછું હઠવું; ઓસરવું (૪) નાસી જવું

**વટસાવિત્રી** સ્ત્રી૦ [સં.] જેઠ પૂર્ણિમાએ વડની નીચે જેની પૂજા કરાય છે તે દેવતા; તેનું પર્વ

**વટહુકમ** પું૦ મુખ્ય કે સર્વને લાગુ પડતો હુકમ(૨)ખાસ સત્તાથી કાઢેલો તાત્કાલિક હુકમ; 'ઑર્ડિનન્સ'

**વટંતર** વિ૦ પરેણિયાત (૨) ન૦ વટાવ

**વટાણો** પું૦ એ નામનો કઠોળનો દાણો

**વટાવ** પું૦[સં. वट् ઉપરથી] છૂટ; મુદ્દલમાંથી કાંઈ કારણથી જે ઓછું લેવાય અથવા કાપી અપાય તે (૨) મોટા સિક્કાનું પરચૂરણ લેતાં જે ઓછું આવે તે (૩) વેચાણ ઉપરનું વળતર. ૦વું સ૦ ક્રિ૦ મોટા સિક્કાનું પરચૂરણ નાણું લેવું (૨) હૂંડી, નોટ વગેરેનાં નાણાં કરવાં

**વટાવવું** સ૦ ક્રિ૦ [જુઓ વટવું] પસાર કરવું; ઓળંગવું. [વટાવી ખાવું=છેતરી જવું(૨) ન બદલવું (૩)-નો દુરુપયોગ કરવો (બાપની આબરૂ વટાવી ખાધી). (-ને) વટાવે એવું શ૦ પ્ર૦ –થી ચડિયાતું]

**વટાળ** પું૦ [દે. विट्टाल] વટલાવાપણું; ભ્રષ્ટતા. ૦વું સ૦ક્રિ૦ વટલાવવું. –ળો પું૦ વટાળ

**વટિકા** સ્ત્રી૦ [સં.] ગોળી; વડી

**વટિયું, વટી** વિ૦ વટ–ટેકવાળું

**વટી** સ્ત્રી૦ [સં.] વટિકા; ગોળી

**વટું** ન૦ [પ્રા. वट्ट (સં. वृत्त)] 'તેનો ધંધો કે કામકાજ' એ અર્થમાં નામને અંતે લાગે છે (પ્રધાનવટું)

**વટેમાર્ગુ** પું૦ [સં. वाट + मार्ग] મુસાફર

**વટેશરી** સ્ત્રી૦ વાટખર્ચ (૨) ભાથું

**વડ** પું૦ [પ્રા. (સં. वट)] એક ઝાડ

**વડ** વિ૦ [દે. वड्ड] વડું (સમાસમાં વપરાતું રૂપ). ૦પણ ન૦ મોટાપણું

**વડવા** સ્ત્રી૦ [સં.] ઘોડી [લબડતું મૂળ

**વડવાઈ** સ્ત્રી૦ વડની ડાળમાંથી ફૂટીને

**વડવાગ(-ગો)ળ** સ્ત્રી૦રાત્રે ઊડતું એક પક્ષી

**વડવાગ્નિ** [સં.], **વડવાનલ**[સં.],**વડવાનળ** સમુદ્રમાં રહેલો અગ્નિ

**વડવો** પું૦ [દે. वड्ड ઉપરથી] પૂર્વજ (૨) બાપ અથવા માનો બાપ

**વડસસરો** પું૦ સાસુ કે સસરાનો બાપ

**વડસાસુ** સ્ત્રી૦ સાસુ કે સસરાની મા

**વડાઈ** સ્ત્રી૦ ['વડું' પરથી] મોટાઈ; કીર્તિ (૨) અભિમાન; પતરાજ

**વડાગરું** વિ૦ [પ્રા. वट (સં. वट) + અગર] દરિયાકિનારે ખાડાઓમાં પાણી સૂકવીને બનાવેલું ગાંગડાદાર (મીઠું)

**વડારણ** સ્ત્રી૦ [સર૦ પ્રા. वड्डर] ગોલી; ખવાસણ; રાણીની દાસી [માની મા

**વડિયાઈ** સ્ત્રી૦[વડું + આઈ] બાપ અથવા

**વડી** સ્ત્રી૦[દે.]ચોળાની દાળની એક બનાવટ

**વડીલ** વિ૰ [दे. वड्डिल] (કુટુંબમાં) પૂજ્ય; મોટું; મુરબ્બી (૨) પું૰ તેવો માણસ (૩) પૂર્વજ. **–લોપાર્જિત** વિ૰ [+ उपार्जित] બાપદાદાએ રળેલું
**વડું** વિ૰ [दे. वड्ड; અથવા प्रा. वड्ढ (सं. वृद्ध)] મોટું (સમાસમાં 'વડ' રૂપ, જેમ કે વડસાસુ)
**વડું** ન૰ [प्रा. वडअ (सं. वटक)] અડદની દાળની એક વાની
**વડું** ન૰ [प्रा. वड, पड (सं. पट)] પડના અર્થમાં સંખ્યાવાચક શબ્દને લાગે છે. ઉદા૰ એકવડું, બેવડું, તેવડું ઇ૰ (૨) કદ (પડ) બતાવવાના અર્થમાં આ, જે, કે, તે વગેરે સર્વનામોને લાગે છે. ઉદા૰ આવડું, જેવડું, કેવડું ઇ૰
**વડે** અ૰ વતી; થી
**વડેરું** વિ૰ [दे. वड्ड] વડીલ; મોટું
**વઢકણ(–ણું), વઢકારું** વિ૰ ['વઢવું' ઉપરથી] કજિયાખોર
**વઢવાડ** સ્ત્રી૰ ['વઢવું' ઉપરથી] કજિયો; તકરાર; લડાઈ. **–ડિયું** વિ૰ વઢકણું
**વઢવું** અ૰ક્રિ૰ તકરાર કરવી (૨)મારામારી કરવી (૩) સ૰ક્રિ૰ ઠપકો આપવો
**વઢવેડ** સ્ત્રી૰ વઢવાડ
**વણ** ન૰ [दे. वउणी; સર૰ प्रा. वणी] કપાસ, કપાસનો છોડ કે કપાસનું ખેતર
**વણ** અ૰ [सं. विना] વિના [પ.]
**વણકર** પું૰વણવાનો ધંધો કરનાર. **–રી** વણવાની મજૂરી
**વણછો** પું૰ [सं. पर्णछाया] ઝાડની છાયા (નીચેના રોપ પરની)
**વણજ** પું૰[प्रा. वणिज(सं. वाणिज्य)] વેપાર; ધંધો (૨)સ્ત્રી૰વેપારની વસ્તુ; 'કૉમોડિટી'
**વણજાર** સ્ત્રી૰ [વણજ + હાર કે કાર] વણજારાની પોઠ કે કાફલો. **–રી** સ્ત્રી૰ વણજારાની સ્ત્રી. **–રું** ન૰ વણજારાનો ધંધો.**–રો** પું૰ બળદોની પીઠ ઉપર માલ ભરી દેશપરદેશ લઈ જનાર વેપારી
**વણતર** ન૰વણવું તે(૨)વણાટ;પોત; કમાણ
**વણલોભી** વિ૰ [વણ (વિના) + લોભ] લોભરહિત
**વણવું** સ૰ક્રિ૰ [दे. वुणण(सं. वे)] આમળવું; ભાગવું (દોરડું) (૨) સાળ વડે કપડું બનાવવું (૩) વેલણ વડે રોટલી વગેરે કરવું (૪) પાટિયા ઉપર લોટ મસળીને (સેવો) પાડવી
**વણસવું** અ૰ક્રિ૰ [सं. विनश्] બગડવું; ખરાબ થવું (૨) નાશ પામવું
**વણસાડવું** સ૰ક્રિ૰ બગાડવું
**વણાટ** પું૰ વણતર; પોત. ૰**કામ** ન૰ વણવાનું કામ
**વણિક** પું૰ [सं.] વાણિયો (૨) વેપારી. ૰**વૃત્તિ** સ્ત્રી૰ જુઓ વાણિયાવિદ્યા (૨) વેપાર વડે આજીવિકા ચલાવવી તે
**વણિય(–યે)ર** (વ') ન૰ એક નાતનું ચોપગું પ્રાણી
**-વત્** [सं.] નામને લાગતાં '–ની પેઠે,–ની જેમ' અર્થ બતાવે છે. ઉદા૰ આત્મવત્
**-વત્** [सं.] નામને લાગતાં 'વાળું' અર્થ બતાવે છે. ઉદા૰ ફલવત્
**વતડવું** સ૰ક્રિ૰ [सं. वि + तुड्] નખથી ખણવું કે ફાડી નાખવું
**વતન** ન૰ [अ.] મૂળ ગામ કે દેશ (૨) ઇનામ દાખલ સરકાર તરફથી મળેલી જાગીર (૩) જમીનજાગીરની ઊપજ. ૰**દાર** વિ૰(૨)પું૰જાગીરદાર. ૰**પરસ્તી** સ્ત્રી૰ [फा.] સ્વદેશાભિમાન; સ્વદેશ-પૂજા. **–ની** વિ૰ (૨) પું૰ મૂળ રહીશ
**વતરડવું** સ૰ક્રિ૰ જુઓ વતડવું
**વતરણું** ન૰ કલમ
**વતરેક** અ૰ [सं. व्यतिरेक] + વિના; વગર (૨) પું૰ વ્યતિરેક; ભેદ; અભાવ
**વતી** અ૰ વડે (૨) માટે; બદલે
**-વતી** વિ૰સ્ત્રી૰[सं.] (જુઓ 'વત્'માં)ઉદા૰ લાવણ્યવતી [પાત,–તિયું
**વતીપાત** પું૰, **–તિયું** વિ૰ જુઓ વ્યતિ-
**વતું** ન૰ [सं. वप् ઉપરથી] હજામત
**વતે** અ૰ [सं. वृत्ते] વડે; થી

**વતેસર** વિ૦['વિસ્તાર' પરથી] વિસ્તારવાળું (૨) ન૦ નકામું લંબાણ; ટાયલું
**વત્તું** વિ૦ [વધતું] વધારે
**વત્રેક** વિ૦ [સં. व्यतिरेक] + શ્રેષ્ઠ (૨) અ૦ વિના; વતરેક
**વત્સ** પું૦; ન૦[સં.] બાળક (૨)ન૦ વાછરડું
**વત્સર** પું૦ [સં.] વર્ષ
**વત્સલ** વિ૦[સં.] માયાળુ; સ્નેહાળ. ૦તા સ્રી૦ વાત્સલ્ય
**વત્સા** સ્રી૦ [સં.] પુત્રી
**વદ** અ૦ [જુઓ વદિ] કૃષ્ણપક્ષમાં (૨) સ્રી૦ કૃષ્ણપક્ષ
**વદતો૦વ્યાઘાત** પું૦ [સં.] પોતે બોલેલી વાતથી વિરુદ્ધ બોલવું તે; એક તર્કદોષ
**વદન** ન૦ [સં.] મુખ
**વદવું** સ૦ક્રિ૦ [સં. वद्] બોલવું
**વદિ** અ૦ [સં.] કૃષ્ણપક્ષમાં; વદ
**વદ્દી** સ્રી૦ [સં. વૃદ્ધિ] વધ; સરવાળા કે ગુણાકારમાં, એકમ દશક વ૦ કોઈ એક સ્થાનના સરવાળા કે ગુણાકારની આવેલી રકમમાંથી એકમનો આંકડો રાખી બાકીના સ્થાનના અંક આગળના સ્થાનની રકમમાં ઉત્તરોત્તર ઉમેરવામાં આવે છે તે [ગ.]
**વધ** પું૦ [સં.] કાપીને મારી નાખવું તે
**વધ** સ્રી૦ [સં. વૃદ્ધિ] વધારો. ૦ઘટ સ્રી૦ વત્તઓછું થવું તે
**વધવું** અ૦ક્રિ૦ [સં. વૃદ્ધ] સંખ્યા, કદ, માપ, ગુણ, કશામાં પણ વધારો થવો; મોટા થવું (૨) બચવું; બાકી રહેવું (૩) આગળ જવું; ટપવું; પ્રગતિ કરવી
**વધાઈ(-સણી)** સ્રી૦ [પ્રા. वद्धावण (સં. वर्धापन)] ખુશીના સમાચાર(૨)ખુશખબર લાવનારને અપાતી ભેટ. **-સણું** ન૦ મંગળકાર્ય નિમિત્તે માતાનું પૂજન (૨) વધામણી
**વધારવું** સ૦ક્રિ૦ [પ્રા. वद्धार (સં. वर्धय्)] વધારો કરવો; ઉમેરવું (૨)વિસ્તારવું(૩) બચત કરવી; બાકી રાખવું
**વધારે** વિ૦[જુઓ વધારવું]અધિક; વિશેષ. ૦પડતું વિ૦ જોઈએ કે ઘટે તેથી વધારે (માત્રા, કદ, મર્યાદા વગેરેથી). **-રો** પું૦ ઉમેરો; વૃદ્ધિ (૨) નફો (૩) બાર્તા; સિલક (૪) સાંધણ; પુરવણી(૫)વર્તમાનપત્રનો વધારા તરીકે કાઢેલો અંક
**વધાવવું** સ૦ક્રિ૦ [જુઓ વધાઈ]ભક્તિથી અથવા આશીર્વાદ દેતાં ફૂલ ચોખા નાખવા (૨) હર્ષભેર આવકાર આપવો
**વધાવો** પું૦ વધાવવાની સામગ્રી
**વધુ** વિ૦[સં. वृद्ध પરથી] વધારે. ૦પડતું વિ૦ વધારેપડતું [છોકરાની વહુ
**વધૂ** સ્રી૦ [સં.] વહુ; જુવાન પત્ની (૨)
**વધૂકું** વિ૦ વધારેપડતું; વધારાનું
**વધેરવું** સ૦ક્રિ૦ [સં. वर्ध् ] બલિદાન આપવું (૨) ફોડવું (૩) કાપવું
**વધ્ય** વિ૦ [સં.] વધ કરવા યોગ્ય
**વન** ન૦ [સં.] જંગલ. ૦ફૂળ ન૦ વલ્કલ. ૦ચર વિ૦[સં.] વનમાં રહેનારું; જંગલી (૨)પું૦ તેવું માણસ કે પ્રાણી(૩) વાંદરો. ૦દેવતા પું૦ બ૦વ૦; સ્રી૦ [સં.], ૦દેવી સ્રી૦ વનનો અધિષ્ઠાતા દેવ કે દેવી. ૦ભોજન ન૦ ગામ બહાર રમ્ય જગાએ કરેલી ઉજાણી. ૦માલા[સં.], ૦માળા સ્રી૦ વનના ફૂલની માળા (૨) ઘૂંટણ લગી પહોંચે તેવો ફૂલનો હાર (શ્રીકૃષ્ણનો). ૦માલી [સં.],૦માળી પું૦શ્રીકૃષ્ણ ૦રાઈ સ્રી૦જુઓ વનરાજી.૦રાજ પું૦[સં.]સિંહ. ૦રાજિ(-જી) સ્રી૦ [સં.] લાંબો જંગલનો પ્રદેશ (૨) જંગલમાંનો પગરસ્તો. ૦વાસ પું૦ [સં.] વનમાં વસવું તે. ૦વાસી વિ૦ [સં.]વનમાં વસનારું. ૦શ્રી સ્રી૦જંગલની શોભા. ૦સ્થલી [સં.], ૦સ્થળી સ્રી૦ અરણ્યનો પ્રદેશ
**વનસ્પતિ** સ્રી૦ [સં.] ઝાડ, છોડ વગેરે. ૦ઘી ન૦ વનસ્પતિ (તેલીબિયાં)ના તેલનો રાસાયણિક પ્રક્રિયાથી ધોઈ-ઠારીને બનાવાતો ઘી જેવો પદાર્થ. ૦શાસ્ત્ર ન૦ 'બૉટની'

**વના** સ્ત્રી૦ જુઓ વનિતા [પ.]
**વના** અ૦ [જુઓ વિના] સિવાય
**વનિકા** સ્ત્રી૦ [સં.] ઉપવન; નાનકડું વન
**વનિતા** સ્ત્રી૦ [સં.] સ્ત્રી
**વનું** વિ૦ 'વિનાનું' એવા અર્થમાં નામને લાગે છે (ઉદા૦ ભાનવનું)
**વનેચર** વિ૦(૨)પું૦[સં.] વનચર; જંગલી
**વનેરુ** વિ૦ રખડેલ; જંગલી
**વનો** પું૦ [સં. विनय] + વિવેક
**વન્ય** વિ૦ [સં.] જંગલનું
**વન્સ મોર** પું૦ [ઇં.] 'એક વાર ફરીથી' એવા અર્થનો હર્ષોદ્ગાર
**વપત** સ્ત્રી૦ જુઓ વિપત્તિ [કરાવવી તે
**વપન** ન૦ [સં.] વાળ કપાવવા તે; હજામત
**વપરાશ** સ્ત્રી૦ વાપર; ઉપયોગ
**વપુ** ન૦ [સં.] શરીર
**વફા** સ્ત્રી૦ [અ.] વચનને વળગી રહેવું તે; પ્રમાણિકપણું (૨) ભક્તિ; શ્રદ્ધા; વિશ્વાસ. **૦દાર** વિ૦ વચનને વળગી રહેનારું(૨) વિશ્વાસુ (૩) સ્વામીભક્ત. **૦દારી** સ્ત્રી૦ વચનને વળગી રહેવું તે (૨) સ્વામીભક્તિ (૩) નિષ્ઠા (૪) રાજભક્તિ
**વભૂટ(-ઠ)ણ** ન૦ પીડા; આપદા
**વભો** પું૦ [જુઓ વૈભવ] સાહેબી (૨) મર્યાદા; અદબ (૩) પ્રતિષ્ઠા; વજન
**વમન** ન૦ [સં.] ઊલટી
**વમવું** સ૦ક્રિ૦ [સં. वम्] ઓકી કાઢવું
**વમળ** ન૦ વહેતા પાણીમાં થતું કૂંડાળું - ભમરો
**વય** ન૦; સ્ત્રી૦ [સં.] ઉમ્મર
**વયણ** ન૦ [પ્રા.; જુઓ વચન] + બોલ
**વયસ્ય** પું૦ [સં.] મિત્ર. **-સ્યા** સ્ત્રી૦ સખી
**વયોવૃદ્ધ** વિ૦ [સં.] ઘરડું; વડીલ
**વર** વિ૦ [સં.] ઉત્તમ(૨) પું૦ વરરાજા (૩) પતિ (૪) વરદાન (૫) નામને લગતાં 'શ્રેષ્ઠ, ઉત્તમ' એવો અર્થ થાય. ઉદા૦ પંડિતવર. **૦કન્યા** ન૦બ૦વ૦ પરણનાર પુરુષ ને સ્ત્રી [પાતળું પતરું
**વરક(-ખ)** પું૦ [અ.] સોનાચાંદીનું છેક
**વરઘોડિયાં** ન૦ બ૦વ૦ નવદંપતી [ચ.] (૨) લગ્નના વરઘોડામાં જતાં બાળકો(૩) નાસ્તો કરવા વર જોડે જતાં જાનનાં છોકરાં
**વરઘોડો** પું૦ [વર + ઘોડો] પરણવા જતા વરની સવારી (૨) ફજેતી [લા.]
**વરજવું** સ૦ક્રિ૦ [જુઓ વર્જવું] તજવું
**વરડુ** (વ')ન૦[પ્રા. वरहाड=ફણગો નીકળવો] વ્યંજન સાથે જોડાતું ઉ-ઊકારનું ( ુ , ૂ ) આવું ચિહ્ન
**વરડું** (વ') ન૦ [જુઓ વરડુ] વેઢું; ફૂટેલો -ઊગેલો કઠોળનો દાણો
**વરણ** સ્ત્રી૦[જુઓ વર્ણ] જાતિ; નાત
**વરણાગિયું** વિ૦ વરણાગી કરનારું
**વરણાગી** સ્ત્રી૦ ટાપટીપ; છેલાઈ; ભપકો
**વરણી** સ્ત્રી૦ [સં. वरण=વરવું તે ઉપરથી] ક્રિયાકર્મ કરાવવા બ્રાહ્મણને પસંદ કરી તેનું પૂજન કરવું તે (૨) પસંદગી
**વરત** પું૦; સ્ત્રી૦ [પ્રા. वरत्ता (સં. वरत्रा)] કોસ ખેંચવાનો દોર
**વરતણિયો** પું૦[પ્રા. वत्तण(સં. वर्तन)=વેતન] રાવણિયો; ગામનો રખવાળ (૨) પગી(૩) ભોમિયો; વળાવો
**વરતવું** અ૦ક્રિ૦ [જુઓ વર્તવું] ચાલવું(૨) બનવું; થવું(૩)સ૦ક્રિ૦પારખવું; ઓળખવું (૪) રીત આપવી. ઉદા૦ બહેનને કંઈ વરત્યા નહિ
**વરતારો** પું૦['વરતવું' ઉપરથી]ભવિષ્યકથન
**વરદ** વિ૦, **-દા** વિ૦ સ્ત્રી૦ [સં.] વરદાન દેનાર; કૃપાળુ
**વરદાન** ન૦ [સં.] દેવદેવી કે સંતે પ્રસન્ન થઈ આશા પૂરી પાડવા આપેલું વચન
**વરદાયક, વરદાયી** વિ૦ [સં.] જુઓ વરદ
**વરદી** સ્ત્રી૦ [અ. वरदी ઉપરથી] ખબર; કહેણ (૨) હુકમ
**વરધ** સ્ત્રી૦[સં. वृद्धि] (પ્રાયઃ લગ્નના)મુહૂર્તની આડે રહેલા દિવસોમાંનો દરેક (૨) લગ્નપૂર્વની એક મંગળવિધિ
**વરમ** પું૦ [સં.] સોજો
**વરમાળ(-ળા)** સ્ત્રી૦ સ્વયંવરમાં કન્યા

પસંદ કરેલા વરને પહેરાવે છે તે માળા (૨) પરણતી વખતે વરકન્યાના કંઠમાં નંખાતી સૂતરની માળા
**વરરાજા** પું૦ પરણવા જતો વર
**વરવધૂ** [સં.], **-હુ** ન૦ બ૦ વ૦ વર અને વહુ; પતિપત્ની
**વરવું** સ૦ક્રિ૦ [પ્રા. वर (સં. वृ.)] પસંદ કરવું (૨) વર તરીકે પસંદ કરવું; પરણવું
**વરવું** અ૦ક્રિ૦ [સં. व्याप्] ખપવું; વપરાવું; ખર્ચાવું [(૨) નરસું; નઠારું
**વરવું** વિ૦ [પ્રા. विरूव (સં. विरूप)] બેડોળ
**વરશી** સ્ત્રી૦ [સં. वर्ष ઉપરથી] મરનારની પહેલી વાર્ષિક તિથિએ કરવામાં આવતી ક્રિયા
**વરસ** ન૦ વર્ષ. **૦ગાંઠ** સ્ત્રી૦ જન્મદિવસ. **૦દહાડો** પું૦, **૦વળોટ**, **૦વંટોળ** ન૦ વરસ જેટલો સમય
**વરસવું** અ૦ક્રિ૦ [પ્રા. वरिस (સં. वृष्)] વરસાદ પડવો (૨) વરસાદ જેમ પડવું કે રેડાવું (૩) સ૦ક્રિ૦ વરસાદની જેમ છૂટથી આપવું કે વેરવું
**વરસાદ** પું૦ ['વરસવું' ઉપરથી] વાદળમાંથી પાણીનું પડવું તે (૨) ઉપરથી મોટા જથામાં પડવું તે
**વરસી** સ્ત્રી૦ જુઓ વરશી [વર્ષાસન
**વરસૂંદ** સ્ત્રી૦ વર્ષે વર્ષે મળતી બાંધી રકમ;
**વરસોવરસ** અ૦ દર વર્ષે
**વરંડ** [સં.], **-ડો** પું૦ ઓસરી; પડાળી
**વરાડ** પું૦; સ્ત્રી૦ ['વરાડું' ઉપરથી] ભાગ; હિસ્સો
**વરાડું** (વ') ન૦ દોરડું [લગ્નની જાન
**વરાત** સ્ત્રી૦ [સં. वर + यात्रा અથવા व्रात]
**વરાધ** સ્ત્રી૦ નાનાં છોકરાંને થતો એક રોગ
**વરાપ** સ્ત્રી૦ તલપ; આતુરતા (૨) વરસાદ આવી ગયા બાદ થોડા દિવસ ઉઘાડ નીકળતા પાણી ચુસાઈ જાય છે તેવી જમીનની સ્થિતિ
**વરાસન** ન૦ [સં.] ઉત્તમ આસન – બેઠક
**વરાહ** પું૦ [સં.] ડુક્કર; સૂવર (૨) વિષ્ણુનો ત્રીજો અવતાર [ને ખગોળશાસ્ત્રી
**વરાહમિહિર** પું૦ [સં.] પ્રાચીન ગણિતી
**વરાળ** સ્ત્રી૦ પાણી ગરમ થતાં તેનું વાયુરૂપે થતું રૂપાંતર (૨) બળતરા; દાઝ; ગુસ્સો [લા.]. **૦યંત્ર** ન૦ વરાળથી ચાલતો સંચો
**વરાં** અ૦ [જુઓ વાર] વેળા; વખત. ઉદા૦ લાખવરાં
**વરાંગ** વિ૦ [સં.] સુંદર અવયવોવાળું (૨) ન૦ માથું. **૦ના**, **-ગી** સ્ત્રી૦ સુંદર અંગવાળી સ્ત્રી
**વરાંસવું** (૦) અ૦ ક્રિ૦ [જુઓ વરાંસો] ભરોસે ભૂલવું (૨) પસ્તાવું; અફસોસ કરવો
**વરાંસો** (૦) પું૦ ભરોંસો (૨) પસ્તાવો
**વરિયાળી** (વ') સ્ત્રી૦ [સં. वृहयाली] મુખવાસ તરીકે વપરાતું એક બી
**વરિષ્ઠ** વિ૦ [સં.] સર્વોત્તમ [હિંસ્ર પ્રાણી
**વરુ** પું૦; ન૦ [સં. वृक] એક ચોપગું
**વરુણ** પું૦ [સં.] પાણીનો અધિષ્ઠાતા દેવ; પશ્ચિમ દિશાનો દિક્પાલ (૨) સૂર્યમાળાનો એક ગ્રહ; 'નેપ્ચ્યૂન'
**વરેઠી** અ૦ [સં. वर+इष्टि કે वर+गोष्ठी] વર તરફથી અપાતું લગ્નની ખુશાલીનું જમણ (૨) જનોઈ દીધા બાદ અપાતું જમણ
**વરેડું** (રે') ન૦ [જુઓ વરાડું] ગંદલું; દોરડું
**વરેણ્ય** વિ૦ [સં.] પસંદ કરવા યોગ્ય (૨) પ્રધાન; શ્રેષ્ઠ
**વરો** પું૦ [જુઓ વરવું=વપરાવું] નાત જમાડવી તે (૨) વપરાશ; ખરચ
**વરો(-રે)ડી** સ્ત્રી૦ વરેઠી
**વર્ગ** પું૦ [સં.] મોટા સમુદાયનો એક ભાગ (૨) જાત પ્રમાણે પાડેલા જથામાંનો દરેક (૩) શ્રેણી; કોટિ; કક્ષા (૪) શાળામાં શ્રેણીવાર વિદ્યાર્થીઓને ભણવા બેસવાનો ઓરડો (૫) 'સ્ક્વૅર' [ગ.]. **૦પદી** પું૦ 'ક્વૉડ્રૅટિક ઇક્વેશન' [ગ.] **૦સૂત્ર** [સં.], **૦મૂળ** ન૦ 'સ્ક્વૅર રૂટ' [ગ.] **૦વિગ્રહ** પું૦ સમાજના વર્ગો વર્ગો વચ્ચે હિતવિરોધને કારણે વિગ્રહ; 'ક્લાસ-વૉર'. **-ર્ગીકરણ** ન૦ [સં.] વર્ગ પાડવા તે. **-ર્ગીય** વિ૦ [સં.] વર્ગનું; વર્ગસંબંધી (૨) એક જ વર્ગનું
**વર્ચસ** ન૦ [સં. वर्चस्] દીપ્તિ; તેજ (૨) બળ;

પરાક્રમ (૩) વીર્ય. -સ્વ ન૦ વર્ચસ. -સ્વી વિ૦ [સં.] તેજસ્વી; વીર્યવાન
**વર્જ** પું૦,૦ન ન૦ [સં.] વર્જવું તે. **૦નીય** વિ૦ [સં.] તજવા યોગ્ય. **૦વું** સ૦ક્રિ૦ [સં. वृज्] તજવું; છોડી દેવું. **-ર્જિત** વિ૦ [સં.] તજેલું; છોડી દીધેલું. **-ર્જ્ય** વિ૦ [સં.] વર્જનીય
**વર્ણ** પું૦ [સં.] રંગ (૨) અક્ષર (૩) રૂપ (૪) પ્રકાર (૫) પું૦; સ્ત્રી૦ હિંદુ સમાજના ચાર વિભાગમાંનો દરેક(બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર)(૬) જ્ઞાતિ. ઉદા૦ અઢાર વર્ણ. **૦ધર્મ** પું૦ [સં.] દરેક વર્ણનો ધર્મ
**વર્ણન** ન૦ [સં.] વર્ણવવું કે વર્ણવેલું તે; બ્યાન (૨) પ્રશંસા. **-નાત્મક** વિ૦ વર્ણનરૂપ. **-નીય** વિ૦[સં.] વર્ણવવા યોગ્ય
**વર્ણભેદ** પું૦ [સં.] વર્ણો વચ્ચેનો ભેદ
**વર્ણમાલા** [સં.], **-ળા** સ્ત્રી૦ ભાષાના મૂળાક્ષરો [વિગતે કહેવું(૨)વખાણવું
**વર્ણવવું** સ૦ક્રિ૦ [સં. वर्ण्] વર્ણન કરવું;
**વર્ણવું** સ૦ક્રિ૦ જુઓ વર્ણવવું
**વર્ણવ્યવસ્થા** સ્ત્રી૦[સં.]વર્ણોની વ્યવસ્થા; ચાર વર્ણો દ્વારા થતી સમાજવ્યવસ્થા
**વર્ણસંકર** વિ૦ [સં.] ભિન્ન વર્ણના સ્ત્રીપુરુષથી ઉત્પન્ન થયેલું(૨)વ્યભિચારથી ઉત્પન્ન થયેલું (૩) પું૦ તેવો માણસ
**વર્ણાનુક્રમ** પું૦ [સં.] મૂળાક્ષર પ્રમાણેનો ક્રમ. **૦ણિકા, ૦ણી** સ્ત્રી૦ મૂળાક્ષર પ્રમાણે ગોઠવેલું સાંકળિયું
**વર્ણાશ્રમ** પું૦[સં.](સમાજ તથા વ્યક્તિના) વર્ણવાર અને આશ્રમવાર વિભાગ અને તેમનાં કર્તવ્યોની વ્યવસ્થા
**વર્ણાંતર** વિ૦ [સં.] ભિન્ન વર્ણનું (૨) ન૦ ભિન્ન વર્ણ
**વર્ણિત** વિ૦ [સં.] વર્ણવેલું
**-વર્ણું** વિ૦[સં. वर्ण પરથી](સમાસને અંતે લાગતાં) '-ના વર્ણ-રંગવાળું'. ઉદા૦ ઘઉંવર્ણું [કરવાનું છે તેવું
**વર્ણ્ય** વિ૦ [સં.] વર્ણનીય(૨)જેનું વર્ણન
**વર્તણૂક** સ્ત્રી૦ વર્તવાની રીત; ચાલચલગત

**વર્તન** ન૦ [સં.] આચરણ; રીતભાત
**વર્તમાન** વિ૦ [સં.] ચાલુ (૨) આધુનિક (૩)પું૦ બ૦ વ૦ સમાચાર; ખબર (૪) પું૦ વર્તમાનકાળ. **૦કાળ** પું૦ ચાલુ સમય (૨) ક્રિ૦નો એક કાળ [વ્યા.]. **૦કૃદંત** ન૦ ક્રિ૦નું એક કૃદંત [વ્યા.]. **૦પત્ર** ન૦ છાપું
**વર્તવું** અ૦ક્રિ૦ [સં. वृत्] આચરણ કરવું; ચાલવું (૨) થવું; હોવું (૩) સ૦ક્રિ૦ પારખવું; જોવું (૪) રીત પ્રમાણે આપવું
**વર્તાવ** પું૦ ['વર્તવું' ઉપરથી] વર્તણૂક; રીતભાત [ઉદા૦ મધ્યવર્તી
**-વર્તી** વિ૦ [સં.] (સમાસને અંતે) હોતું.
**વર્તુલ** [સં.], **-ળ** ન૦ ગોળાકાર; કૂંડાળું (૨)'સર્કલ' [ગ.]. **-લા(-ળા)કાર** વિ૦ [+ आकार] ગોળ આકારનું; 'સરક્યુલર' [ગ.] (૨) પું૦ ગોળ આકૃતિ
**વર્ધક** વિ૦[સં.]વધારનારું (પ્રાયઃ સમાસને અંતે). **-માન** વિ૦ [સં.] વધતું જતું; આબાદ થતું (૨) પું૦ વિષ્ણુ (૩) ૨૪મા તીર્થંકર-મહાવીર
**વર્ધાયોજના** સ્ત્રી૦ વર્ધા મુકામે ગાંધીજીએ ઘડેલી પ્રાથમિક કેળવણીની યોજના; પાયાની કેળવણી [વધતું; સમૃદ્ધ થતું
**વર્ધિત** વિ૦ [સં.] વધેલું. **-ષ્ણુ** વિ૦ [સં.]
**વર્મ** ન૦ [સં.] કવચ
**વર્ય** વિ૦[સં.] પ્રધાન;શ્રેષ્ઠ (સમાસને અંતે)
**વર્ષ** ન૦ [સં.] બાર માસનો સમય (૨) (પ્રાચીન ભૂગોળ મુજબ) પૃથ્વીનો અમુક ખંડ. જેમ કે, ભારતવર્ષ
**વર્ષણ** ન૦ [સં.] વરસવું તે
**વર્ષફળ** ન૦ વર્ષ દરમ્યાન બનનાર બનાવોનો વરતારો [વરસવું
**વર્ષવું** અ૦ક્રિ૦(૨)સ૦ક્રિ૦[સં. वृष्] જુઓ
**વર્ષા** સ્ત્રી૦ [સં.] વરસાદની ઋતુ-શ્રાવણ અને ભાદરવો (૨) વરસાદ
**વર્ષાસન** ન૦ [સં. वर्ष+अशन] (રાજ્ય તરફથી) ગુજરાન માટે મળતી વાર્ષિક રકમ [મારવાં
**વલખવું** અ૦ ક્રિ૦ [સં. वि+लक्ष्]વલખાં

**વલખાં** ન૦બ૦વ૦ ફાંફાં

**વલણ** ન૦ [સં. वल् ઉપરથી] વૃત્તિ; મનનું વળવું તે (૨) (રસ્તા કે નદીનો) વાંક (૩) કવિતામાં આવતો ઊથલો (૪) નફાતોટાની ઉપરામણી (૫) મરોડ

**વલય** ન૦ [સં.] કંકણ; કડું

**વલવલ** સ્ત્રી૦ [જુઓ વલવલવું] વધારે પડતી ચંચળતા (બોલવા, બેસવા, ઊઠવામાં); ઘડી સખણું ન રહેવું તે (૨) વગર પૂછ્યે બોલબોલ કરવું તે; ચિબાવલાવેડા. ૰વું અ૦ક્રિ૦ [સં. वि + लप्; પ્રા. वडवड] બોલબોલ કરવું (૨) રોતાં રોતાં બોલવું; વિલાપ કરવો (૩) વલખાં મારવાં. **–લાટ** પું૦ વલોપાત (૨) સળવળાટ. **–લિયું** વિ૦ વલોપાત કરતું (૨) વલવલ કર્યા કરતું; બહુબોલું [રહેવાસી; ડચ

**વલંદો** પું૦ [ઇં. હૉલેંડ ઉપરથી] હોલૅંડનો

**વલી** પું૦ [અ.] પીર; ઓલિયો

**વલૂર** (વ') સ્ત્રી૦ ['વલૂરવું' પરથી] ચળ; ખણજ. ૰વું સ૦ક્રિ૦ [પ્રા. लूर] ખણવું; ઉતરડવું. **–રિયું** ન૦, **–રો** પું૦ નહોર કે નખનો ઉઝરડો; લવૂરો

**વલૂંદ(–ધ)વું** અ૦ક્રિ૦ મંડવું (૨) પેંધવું; પળવું (૩) સ૦ક્રિ૦ વળગવું

**વલે** (લે) સ્ત્રી૦ [અ. वल्ह] હાલ; દશા (૨) ભૂંડા હાલ

**વલોણાવાર** (વ') પું૦ વલોવવાનો દિવસ. **–રે** અ૦ આખોઘડીએ; વારે વારે [લા.]

**વલોણી** (વ') સ્ત્રી૦ [જુઓ વલોવવું] રવાઈ; નાનું વલોણું. **–ણું** ન૦ વલોવવું તે (૨) વલોવવાની ગોળી (૩) રવૈયો

**વલોપાત** પું૦ અધીરાઈનું આકળાપણું (૨) આક્રંદ; કલ્પાંત. **–તિયું** વિ૦ વલોપાત કરનારું; તેવા સ્વભાવનું

**વલોવવું** (વ') સ૦ક્રિ૦ [સં. वि + लुड्] માખણ કાઢવા દહીંને રવૈયા વડે ઘૂમડવું (૨) ચર્ચવું; ચૂંથવું [લા.]

**વલ્કલ** ન૦ [સં.] ઝાડની છાલ (બહુધા પહેરવા માટેની)

**વલ્મિ(–લ્મી)ક** પું૦; ન૦ [સં.] રાફડો

**વલ્લભ** વિ૦ [સં.] વહાલું (૨) પું૦ પ્રિય; પતિ (૩) વલ્લભાચાર્ય – પ્રસિદ્ધ વૈષ્ણવ આચાર્ય. **–ભા** સ્ત્રી૦ [સં.] પ્રિયા; પત્ની

**વલ્લરિ(–રી)** સ્ત્રી૦ [સં.] વેલ

**વલ્લિ(–લ્લી)** સ્ત્રી૦ [સં.] વેલ

**વલ્લું** વિ૦ [પ્રા. वल्ल ઉપરથી] ચાંટું; ફંટાવું (૨) પહોળું; ચોડું (૩) વધુ (ઉદા૦ માવલ્લું; ઘરવલ્લું)

**વવટા(–ઠા)વું** અ૦ક્રિ૦['વા'(વાયુ)ઉપરથી] પવનમાં ઝૂલીને સુકાવું [આવવી

**વવળવું** અ૦ક્રિ૦ [સં. वि + वल्] ખરજ

**વવળાટ** પું૦ ચળ; ખણજ (૨) સળવળાટ

**વશ** વિ૦ [સં.] તાબે; શરણે (૨) મુગ્ધ (૩) પું૦ કાબૂ; નિયમન. ૰વર્તી વિ૦ [સં.] તાબે રહેનારું

**વશાત્** અ૦ [સં.] (સમાસમાં. નામને અંતે) 'ને લીધે' એવા અર્થમાં. ઉદા૦ દૈવવશાત્

**વશિત્વ** ન૦ [સં.] તાબેદારી (૨) યોગની આઠ સિદ્ધિઓમાંની એક – સર્વને વશ કરવાની શક્તિ

**વશિયર** પું૦ [સં. विषधर; પ્રા. विसहर] નાગ

**વશિષ્ઠ** પું૦ [સં.] એક પ્રસિદ્ધ વૈદિક ઋષિ; રઘુવંશના કુલગુરુ

**વશી** પું૦ જુઓ વસી

**વશીકરણ** ન૦ [સં.] વશ કરવું તે (૨) વશ કરવાનો મંત્ર; જાદુ

**વસતિ(–તી)** સ્ત્રી૦ [સં.] વસવું તે; વસ્તી (૨) વાસ; રહેઠાણ (૩) લોકસંખ્યા (૪) બાળબચ્ચાંનો ભરાવો (૫) વસેલી જગા. ૰ગણતરી સ્ત્રી૦ વસતિની ગણતરી. ૰પત્રક ન૦ માણસોની સંખ્યાની ગણતરીની નોંધ

**વસન** ન૦ [સં.] વસ્ત્ર [(૩) માઠું

**વસમું** વિ૦ [સં. विषम] મુશ્કેલ (૨) કપરું

**વસવસો** પું૦ [અ.] અંદેશો; વહેમ

**વસવાટ** પું૦ વસવું તે. **–યું** ન૦, **–યો** પું૦ ગામ તરફથી પસાયતાં આપી વસાવેલા હજામ, ધોબી, વગેરે કારીગર

**વસવું** અ૦ક્રિ૦ [સં. वस्] રહેવું; મુકામ કરવો (૨) મનમાં ઠસવું; દિલમાં ઊતરવું
**વસંત** સ્ત્રી૦; ન૦ [સં. वसन] વર તરફથી કન્યાને અપાતી (વસ્ત્રાદિની) ભેટ
**વસંત** પું૦;સ્ત્રી૦ [સં.] ચૈત્ર-વૈશાખ માસની ઋતુ; ઋતુરાજ(૨)એક રાગ. ૦તિલકા સ્ત્રી૦ [સં.] એક છંદ. ૦પંચમી સ્ત્રી૦ [સં.] માઘ સુદ પંચમી. **–તિયું** ન૦ વસંત ઋતુમાં સ્ત્રીઓ પહેરે છે તે કસુંબાની છાંટવાળું ધોળું વસ્ત્ર. **–તી** વિ૦ વસંત સંબંધી (૨) પીળું. **–તોત્સવ** પું૦ [સં.] વસંત ઋતુનો ઉત્સવ (પહેલાં ચૈત્રની પૂનમે; હવે ફાગણની પૂનમે)
**વસા** સ્ત્રી૦ [સં.] મેદ (૨) ચરબી
**વસાણું** ન૦ ઓષધિઓ નાખી બનાવેલો પાક (૨) ગાંધિયાટાની ચીજ
**વસાત** સ્ત્રી૦ [જુઓ વિસાત] માલ; પૂંજી (૨) હિસાબ; ગણતરી
**વસાવું** અ૦ક્રિ૦ [સં. वस्] 'વસવું'નું ભાવે (૨) 'વાસવું'નું કર્મણિ. **–વો** પું૦ રખો; રખેવાળ
**વસાહત** સ્ત્રી૦ [સં. वस् ઉપરથી] મૂળ-સ્થાનેથી બીજે કરાતો વાસ કે તેનું સ્થાન (૨) સંસ્થાન; 'કૉલોની'. **–તી** વિ૦ વસાહતને લગતું (૨) વસાહત કરી રહેનાર
**વસિયત** સ્ત્રી૦ [અ. वसिय्यत] વારસો (૨) વસિયતનામું. ૦નામું ન૦ વીલ; વારસા વિષેનું લખાણ
**વસિષ્ઠ** પું૦ [સં.] જુઓ વશિષ્ટ
**વસી** પું૦ [અ.] વહીવટ કરનાર; ગામનો બંદોબસ્ત કરનાર
**વસીલો** પું૦ [અ.] મોટા સાથે સંબંધ; તેમની લાગવગ કે મદદ
**વસુ** ન૦ [સં.] સોનું (૨) પું૦; સ્ત્રી૦ ધન; દોલત (૩) પું૦ સૂર્ય (૪) આઠ દેવોના એક મંડળમાંનો દરેક. ૦દેવ પું૦ [સં.] શ્રીકૃષ્ણના પિતા. ૦ધા સ્ત્રી૦ [સં.] પૃથ્વી. ૦મતી, **–સુંધરા** સ્ત્રી૦ [સં.] પૃથ્વી
**વસૂકવું** અ૦ક્રિ૦ [સં. विशुष्क] (ગાયભેંસ) દૂધ દેતી બંધ થવી
**વસૂલ** ન૦[અ.]માગતા પેટે ચૂકતે થયેલી રકમ (૨) આમદાની (૩) મહેસૂલ (૪) ચૂકતે થાય કે થયેલું હોય તેમ. **–લાત** સ્ત્રી૦ વસૂલ કરવાની સાંથ; મહેસૂલ (૨) વસૂલ કરવું કે લેવું તે
**વસો** પું૦ ['વીસ' ઉપરથી] વીઘાનો વીસમો ભાગ (૨) સવાપાંચ હાથ (૩) સો કે વીસનો અનુક્રમે સોમો કે વીસમો અંશ
**વસ્ત** સ્ત્રી૦ + વસ્તુ
**વસ્તાર** પું૦ જુઓ વિસ્તાર (૨) બહોળું કુટુંબ. ૦ણ વિ૦ સ્ત્રી૦ વસ્તારી સ્ત્રી. **–રી** વિ૦ બહોળા કુટુંબવાળું
**વસ્તી** સ્ત્રી૦ જુઓ વસતી. ૦ગણતરી, ૦પત્રક જુઓ 'વસતિ(–તી)'માં
**વસ્તુ** સ્ત્રી૦ [સં.] પદાર્થ; ચીજ (૨) સત્ય; સાર (૩) ન૦ નાટક કે કથાનો વિષય; 'પ્લૉટ'. ૦તઃ અ૦ [સં.] ખરી રીતે; સાચું જોતાં. ૦તા સ્ત્રી૦ ખરાપણું; સાચ. ૦નિર્દેશ પું૦ ગ્રંથના વિષયનું કે વાર્તાનું સૂચન. ૦સંકલના સ્ત્રી૦ કથા કે નાટકના વસ્તુની યોજના–ગૂંથણી
**વસ્ત્ર** ન૦ [સં.] કપડું. ૦પરિધાન ન૦ [સં.] કપડાં પહેરવાં તે. ૦સ્વાવલંબન ન૦ વસ્ત્રની બાબતમાં સ્વાવલંબન–જાતે કાંતી પોતાની કપડાંની જરૂર પૂરી કરી લેવી તે. **–સ્ત્રાલંકાર** પું૦બ૦વ૦ [+अलंकार] વસ્ત્રો અને આભૂષણો
**વસ્લ** પું૦ [અ.] મેળાપ (૨) સંબંધ
**વહન** ન૦ [સં.] વાહન (૨) ઉપાડવું–ઊંચકવું તે; ઊંચકીને લઈ જવું તે (૩) વહેવું તે (પાણીનું)
**વહવું** સ૦ક્રિ૦ [સં. वह्] વહન કરવું; વહેવું (૨) અ૦ક્રિ૦ પ્રવાહરૂપે વહેવું (૩) જવું
**વહાણ** ન૦ [પ્રા. वाहण] નાવ; મોટો મછવો. ૦વટી પું૦ ખારવો; નાવિક (૨) દરિયાઈ વેપારી (૩) વહાણનો

માલિક; ઉપરી. ૦વટું નં૦ દરિયામાં વહાણ ફેરવવાં તે (૨) વહાણો વડે વેપાર કરવો તે (૩) દરિયાની મુસાફરી
**વહાણું** નં૦ [दे. विहाण] પ્રભાત
**વહાર** (વ્) સ્ત્રી૦ [प्रा. वाहर (सं. व्याहृ) = મદદ માટે બોલાવવું] સહાયતા; મદદ
**વહાલ** (વ્) નં૦ પ્રીતિ. ૦પ સ્ત્રી૦, ૦પણ (-ણું) નં૦ પ્રેમ. ૦મ પું૦ પ્રિયતમ; પતિ. ૦સોયું વિ૦ વહાલમાં ઊછરેલું; લાડકવાયું. **-લી** સ્ત્રી૦ પ્રિયા. **-લું** વિ૦ પ્રિય. **-લેશરી** વિ૦ હિતેચ્છુ. **-લો** પું૦ પ્રિયતમ. **-લોવહાલી** નં૦બ૦વ૦ આશક ને માશૂક [વિળ; ધૂર્ત [લા.]
**વહી** સ્ત્રી૦ [अ. वह्य] ખુદાનો સંદેશો (૨)
**વહી** સ્ત્રી૦ [दे. वहिया] નામાનો ચોપડો (૨) વંશાવળીની ચોપડી (૩) ચોપડી (કોરી કે લખેલી). ૦પૂજન, નં૦, ૦પૂજા સ્ત્રી૦ દિવાળીને દિવસે કરાતું ચોપડાઓનું પૂજન
**વહીવટ** પું૦ કારભાર; બંદોબસ્ત (૨) પદ્ધતિ; શિરસ્તો (૩) લેવડદેવડ; સંબંધ. ૦દાર પું૦ કારભારી (૨) મામલતદાર. **-ટી** વહીવટને લગતું [રાખનાર ભાટ
**વહીવંચો** પું૦ [વહી + વાંચવું] પેઢીનામું
**વહુ** સ્ત્રી૦ [प्रा. वहू (सं. वधू)] પત્ની (૨) છોકરાની સ્ત્રી. ૦ઘેલું વિ૦ વહુ પાછળ ગાંડું; વહુવખુ. ૦વર સ્ત્રી૦ નવોઢા સ્ત્રી (૨) નં૦ લગ્નનો વરઘોડો (૩) નં૦બ૦વ૦ ધણી-ધણિયાણી; નવું પરણેલું જોડું. ૦વારુ સ્ત્રી૦ જુવાન માનીતી વહુ
**વહેણ(-ન)** (વ્) નં૦ [प्रा. वहण (सं. वहन)] પ્રવાહ
**વહેમ** (વ્) પું૦ [अ. वह्म] શક; સંદેહ (૨)ભ્રમ;ખોટી માન્યતા.**-માવું** અ૦ક્રિ૦ વહેમ લાવવો;વહેમમાં પડવું **-મી(૦લું)** વિ૦ વહેમવાળું; વહેમથી ભરેલું
**વહેર** (વ્) પું૦ [જુઓ વહેરવું] વહેરતાં પડેલો ભૂકો (૨) ફાટ; ચીરો. ૦ણિયો પું૦ વહેરનારો. ૦વું સ૦ક્રિ૦ કરવત વડે કાપવું. **-રો, -રોઆંતરો, -રોવંચો** પું૦ તફાવત; આંતરો
**વહેલ** (વ્હે) સ્ત્રી૦ [दे. वेल्लग = છાપરાવાળી ગાડી] રથ; વાહન [ચર પ્રાણી
**વહેલ** (વ્) સ્ત્રી૦ [इं.] એક મોટું જળ-
**વહેલું** (વ્હે) વિ૦ [दे. वहिल्ल] ઉતાવળું; જલદી. ૦મોડું વિ૦ વખતસર નહિ તેવું; વહેલું કે મોડું (૨) અ૦ વહેલું કે મોડું એમ (૨) ગમે ત્યારે; સગવડે
**વહેવાર** (વ્) પું૦ [प्रा. ववहार (सं. व्यवहार)] સંબંધ; ઘરવટ (૨) ધીરધાર કે લેવડદેવડનું કામ (૩) વર્તણૂક; વર્તન (૪) આચાર; આચરણ (૫) દુનિયાદારીના સંબંધ કે કામકાજ (૬) રૂઢિ; વહીવટ. **-રિયું** વિ૦ વહેવારને લગતું (૨) વહેવારીક. **-રિયો** પું૦ લેવડદેવડમાં ચોખવટવાળો (૨) વહેવારે ચાલનારો (૩) શાહુકાર. **-રીકું** વિ૦ મધ્યમ; કામ સરે તેવું. **-રુ** વિ૦ મધ્યમ; સાધારણ (૨) વહેવારમાં ચાલી શકે તેવું; આચારમાં ઉતારી શકાય તેવું; વ્યવહારુ
**વહેવું** (વ્હે) સ૦ક્રિ૦ [सं. वह्] ઊંચકવું (૨) ખમવું; વેઠવું (૩) અ૦ક્રિ૦ પ્રવાહરૂપે સરવું (૪) ઘસડાવું (૫) જતું રહેવું; વીતવું. [વહી જવું = વંઠી જવું]
**વહેળિયું** (વ્હે) નં૦ નાનો વહેળો
**વહેળો** (વ્હે) પું૦ [दे. वहोल, वाहली] નાનો પ્રવાહ (૨) વહેણનો ખાડો
**વહેંચણ(-ણી)** (વ્હે૦) સ્ત્રી૦ વહેંચવું કે ભાગ કરવા તે (૨) હિસ્સો
**વહેંચવું** (વ્હે૦) સ૦ક્રિ૦ [सं. विभंज्; प्रा. विहंज] હિસ્સા પાડવા (૨) દરેકને ભાગ પ્રમાણે આપવું
**વહોણું** (વ્) વિ૦ [सं. विहीन] વનું; વિહોણું
**વહોરત** (હો) સ્ત્રી૦ વહોરેલું તે; ખરીદ (૨) જોખમ (૩) ભિક્ષા; ભિક્ષામાં મળેલું તે. **-તિયો** પું૦ ખરીદનાર (૨) યતિ; શ્રમણ
**વહોરવું** (હો) સ૦ક્રિ૦ [प्रा. विहार (सं.

विधारय्)] ખરીદ કરવું (૨) સંઘરવું (૩) માગી લાવવું(૪)માથે લેવું (જોખમ)
**વહોરો** (વહો) પું૦ ['વહોરવું' પરથી] લોટિયો; શિયા મુસલમાનની એક જાતનો આદમી (૨) મુસલમાનોની એક જમાતનો આદમી (૩) એક અટક
**વહ્નિ** પું૦ [સં.] અગ્નિ
**વળ** પું૦ [પ્રા. वल (સં. वल्) ઉપરથી] આમળો; આંટો (૨) સંબંધ; વગ (૩) યુક્તિ; કરામત (૪) દાવ; લાગ (૫) અંટસ; કીનો (૬) મમતા; આગ્રહ (૭) ત્રેળ; ગાંઠ
**વળકો** પું૦ ['વળવું' ઉપરથી] બફાવા પર આવવું તે (૨) શાંત પડવું તે
**વળગણ** ન૦ વળગવું તે (ભૂતપ્રેતનું) (૨) નિસબત; સંબંધ (૩) ભૂતપ્રેત (૪) વળગેલું કામ કે માણસ (૫) આડો સંબંધ. **–ણી** સ્ત્રી૦ કપડાં નાખવાનો આડો વાંસ
**વળગવું** અ૦ક્રિ૦ [પ્રા. वलग्ग, विलग्ग (સં. वि + लग्)] બાઝવું; લપેટાવું (૨) આગ્રહ-થી મંડવું
**વળગાટ(–ડ)** પું૦ ભૂત કે કાંઈ વળગવું તે (૨) ભૂતપ્રેત. **–ડવું** સ૦ક્રિ૦ 'વળ-ગવું'નું પ્રેરક (૨) માથે નાખવું
**વળણ** ન૦ જુઓ વલણ (૨) જાંઘનું મૂળ
**વળતર** ન૦['વળવું' ઉપરથી] બદલા તરીકે જે કંઈ મજરે આપવાનું હોય તે
**વળતા(–તાં)**અ૦[પ.]**વળતી**અ૦ ['વળવું' ઉપરથી] પછી (૨) વધારામાં; વળી
**વળતું** વિ૦ ['વળવું' ઉપરથી] સામું (૨) પાછું ફરતું.ઉદા૦વળતો જવાબ;વળતીટપાલ
**વળદાર** વિ૦ વળવાળું
**વળવળ** સ્ત્રી૦ [સં. वल् ઉપરથી] ખણજ; ચળ; સળવળાટ. **૦વું** અ૦ ક્રિ૦ ખણજ આવવી; સળવળવું
**વળવું** અ૦ક્રિ૦[સં. वल्]વાંકું થવું; મરડાવું (૨) પાછા ફરવું (૩) મનનું વલણ થવું (૪) કસાવું (૫) સુધરવું (૬) બંધાવું (અંબોડો, લાડુ) (૭)-માં લાગવું, વળગવું (વાતે વળ્યા) (૮) થવું; બનવું (શેવાળ વળવી, ટોળે વળવું) (૯) પલટાવું; જવું (વળતો દહાડો, વળતી વેળા) (૧૦) ફાયદો થવો; સરવું [**વળતાં પાણી** શ૦ પ્ર૦ આંટ, જોર ઓછું થવું તે]
**વળાવવું** સ૦ક્રિ૦ 'વળવું', 'વાળવું'નું પ્રેરક (૨) વિદાય કરવું; માર્ગે પાડી આવવું
**વળાવિયો** પું૦ ['વળાવવું' ઉપરથી]ભોમિયો (૨) વાટમાં સંભાળ રાખનાર
**વળાવું** ન૦ [જુઓ વળાવિયો] ભોમિયાનું કામ (૨) તેનું મહેતાણું. **–વો** પું૦ જુઓ વળાવિયો [(૨) વળોક; મરોડ
**વળાંક** (૦) પું૦ (રસ્તાનું) વળવું તે; મરડાટ
**વળિયાંપળિયાં** ન૦ બ૦ વ૦ વળેલાં અંગ ને પળિયાં; ઘડપણ
**વળી** સ્ત્રી૦ [પ્રા. वलहि (સં.वलभि)] પાતળો લાંબો સોટો (જેવો કે ઘર બાંધવામાં વપરાય છે)
**વળી** અ૦['વળવું'ઉપરથી]વધારામાં;ઉપરાંત
**વળું** ન૦ [વળવું ઉપરથી] જમીનનું પડ (૨) પાણીનાં જમીનમાં વહેતાં વહેણ (૩) મનનો તરંગ; વેળ
**વળુંદ(–ધ)વું** સ૦ક્રિ૦ જુઓ વલૂરવું
**વળો** પું૦ જાડી મોટી વળી
**વળોક** પું૦ ['વળવું' ઉપરથી] ઘાટ; મરોડ (૨) રીતભાત; વિવેક
**વંક** વિ૦ [સં.] વાંકું (૨) પું૦ આડું વલણ. **–કાઈ** સ્ત્રી૦ વાંકાઈ (૨) આડાઈ. **–કાવું** અ૦ક્રિ૦ રિસાવું; આડા થવું (૨) વાંકું થવું; વળાંક કે વાંક
**વંગ** સ્ત્રી૦ [સં.] કલાઈ (૨) બંગ-બંગાળ દેશ
**વંચન** ન૦ [સં.] ઠગવું તે (૨) ઠગાવું તે. **–ના** સ્ત્રી૦ [સં.] ઠગાઈ (૨) ભ્રમ
**વંચિત** વિ૦[સં.]છેતરાયેલું(૨)વિમુખ; હીન
**વંઝા** સ્ત્રી૦[પ્રા.(સં.वन्ध्या)]વંધ્યા;વાંઝણી સ્ત્રી
**વંટોળ(–ળિયો)**પું૦[પ્રા. वट्टुल (સં. वर्तुल)= ગોળાકાર ઉપરથી] ફૂંડાળાં કરતો જોરમાં વાતો પવન

**વંઠવું** અ૦ક્રિ૦ [સં. वंठ्] હાથથી જવું; હદ બહાર જવું(૨)ફાટવું; વહી જવું(૩)બગડવું
**વંડી** સ્ત્રી૦ [દે. वरंड] ખુલ્લી જમીનની આસપાસની નાની ભીંત.**–ડો** પું૦ મોટી વંડી(૨)તેના વડે આંતરેલું મોટું સ્થાન(૩) પોળ.**–ઢી** સ્ત્રી૦,**–ઢો** પું૦જુઓ વંડી,–ડો
**–વંત** વિ૦ [સં. वत्] 'વાળું' અર્થમાં નામને છેડે (ઉદા૦ માનવંત)
**વંતર** ન૦ [પ્રા. (સં. व्यन्तर)] ભૂત. **–રી** સ્ત્રી૦ ભૂતડી [રીંગણી
**વંતાક** ન૦ [સં. वृन्ताक] રીંગણું. **૦ડી** સ્ત્રી૦
**–વંતું** વિ૦ જુઓ વંત
**વંદન** ન૦,**–ના** સ્ત્રી૦[સં.]નમસ્કાર;પ્રણામ. **–નીય** વિ૦ [સં.] વંદન કરવા યોગ્ય
**વંદવું** સ૦ક્રિ૦ [સં. वंद्] પ્રણામ કરવા
**વંદિત** વિ૦, **–તા** વિ૦ સ્ત્રી૦ [સં] પૂજ્ય; આદરણીય
**વંદે માતરમ્**,શ૦ પ્ર૦ [સં.] 'ભારત માતાને વંદું છું' (એક જયઘોષણા) (૨) નમસ્કાર કહેવાનો કે પત્રમાં અંતે લખવાનો એક પ્રયોગ
**વંદો** પું૦ એક છવડું
**વંદ્ય** વિ૦ [સં.] જુઓ વંદનીય
**વંધ્ય** વિ૦ [સં.] વાંઝિયું; નિષ્ફળ. **૦ત્વ** ન૦ વાંઝિયાપણું. **–ધ્યા** સ્ત્રી૦ વાંઝણી સ્ત્રી
**વંશ** પું૦ [સં.] પુત્રપૌત્રાદિકનો ક્રમ; કુળ (૨) ઓલાદ (૩) વાંસ. **૦જ** વિ૦[સં.] વંશમાં ઉત્પન્ન થયેલું (૨) પું૦ સંતાન; વારસદાર. **૦પરંપરા** સ્ત્રી૦ [સં.] પેઢીનો ક્રમ (૨) અ૦ પેઢીના ક્રમથી. **૦વિસ્તાર** પું૦ વંશ વધારવો કે આગળ ચલાવવો તે. **૦વૃક્ષ** ન૦ વંશવિસ્તારનું ઝાડ; પેઢીનામું. **–શાવળ(–ળી)** સ્ત્રી૦ [સં. वंशावली] પેઢીનામું; વંશવૃક્ષ. **–શી** વિ૦ વંશનું (૨) સ્ત્રી૦ બંસી
**વા** અ૦ [સં.] અથવા; કે, યા
**વા** પું૦ [સં. वात, वायु] પવન; વાયુ (૨) તરંગ; ફાંટો (૩) શરીર પર ગડગૂમડ નીકળવાનો, માથામાં કે કાનમાં ચસકા નાંખવાનો, કે સાંધા રહી જવાનો રોગ (૪) રોગ કે વિચારનું મોજું [લા.]
**વા** અ૦ [સર૦ પ્રા. वाय (સં. व्याप)] 'જેટલે અંતરે કે જેટલું' એ અર્થમાં નામને લાગે છે (ઉદા૦ ખેતરવા; રાશવા)
**વાઈ** સ્ત્રી૦ મૂગી; ફેફરું; 'હિસ્ટીરિયા'
**વાઈસ** [ઇં.] 'ઉપ', '–ની નીચેના દરજ્જાનું' એ અર્થનો ઉપસર્ગ(જેમ કે,૦ચાન્સેલર, ૦પ્રેસિડેન્ટ)
**વાઈસર** પું૦ [ઇં. वॉशर] બે ભાગ ધટ્ટ જોડવા વચ્ચે મુકાતી ચકતી
**વાઈસરૉય** પું૦ [ઇં.] રાજાનો પ્રતિનિધિ
**વાએક** ન૦ + વાયક; વાક્ય [પ.]
**વાક** પું૦ [દે. वक्कल કે वक्क] કસ; સત્ત્વ (૨) લોટ બંધાય એવી તેની ચીકાશ
**વાક** સ્ત્રી૦ [સં.] વાચા; વાણી [પ્રદેશ
**વાકળ** પું૦ મહી અને ઢાઢર નદી વચ્ચેનો
**વાકેફ**, **૦ગાર** વિ૦ [અ. वाकिफ] જાણતું; માહિતગાર (૨) પ્રવીણ
**વાક્ચાતુરી** સ્ત્રી૦, **વાક્ચાતુર્ય** [સં.] ન૦ બોલવાની ચતુરતા–હોશિયારી કે ચાલાકી
**વાક્છલ** [સં.],**–ળ** ન૦ શબ્દનો અભિપ્રેતથી જુદો અર્થ કરી બીજાની વાતને ઉડાવી દેવી તે
**વાક્પટુ** વિ૦ [સં.]બોલવામાં ચતુર.**૦તા**સ્ત્રી૦
**વાક્ય** ન૦ [સં.] પૂર્ણ અર્થ બતાવતો શબ્દસમૂહ (૨) વચન; કથન. **૦રચના** સ્ત્રી૦ [સં.] વાક્યની રચના; 'સિન્ટેક્સ'
**વાખરો** પું૦ [પ્રા. उवक्खर (સં. उपस्कर)] ઘરગતુ સરસામાન (પ્રાય: 'ઘર' સાથે આવે છે) [(૨) મરજી
**વાખો** પું૦ [અ. वाक़िअह] જુઓ વખો
**વાગ** સ્ત્રી૦ [સં.] વાક; વાણી
**વાગડ** પું૦ [પ્રા.] કચ્છનો પૂર્વ તરફનો એક પ્રદેશ(૨)કપાસની એક જાત.**–ડિયું** વિ૦ વાગડ દેશનું (૨) ન૦ સ્ત્રીઓનું એક વસ્ત્ર
**વાગલાં** ન૦બ૦વ૦[સં.वलान]વાંગલાં; વલખાં
**વાગલું** ન૦ જુઓ વાગોળ
**વાગવું** અ૦ક્રિ૦ [જુઓ વાજવું] અવાજ

નીકળવો (વાઘનો) (૨) ઈજા થવી; જખમાવું(૩)(અમુક કલાકનો)સમય થવો
**વાગળું** ન૦ [प्रा. वग्गुलि] વાગલું; વાગોળ
**વાગોલ** સ્ત્રી૦; ન૦ વડવાગોળ
**વાગોલવું** સ૦ક્રિ૦ [प्रा. वग्गोल] ખાધેલું મોંમાં લાવી ફરી ચાવવું (ઢોરે) (૨) ધીમે ધીમે ચાવી ખાતાં વાર લગાડવી [લા.]
**વાગોળ** સ્ત્રી૦; ન૦ વડવાગોળ
**વાગોળવું** સ૦ક્રિ૦ વાગોલવું [આડંબર
**વાગ્જાલ** [સં.], **–ળ** સ્ત્રી૦ ખાલી શબ્દોનો
**વાગ્દાન** ન૦ [સં.] 'કન્યા આપીશ' એમ કહેવું તે; સગાઈ (૨) વચન
**વાગ્દેવતા** સ્ત્રી૦ [સં.] સરસ્વતી
**વાગ્બાણ** ન૦ [સં.] મહેણું
**વાગ્યુદ્ધ** ન૦ [સં.] માત્ર શાબ્દિક યુદ્ધ (૨) ગરમાગરમ ચર્ચા
**વાગ્વિલાસ** પું૦ [સં.] આનંદપૂર્વક પરસ્પર સંભાષણ (૨) કંઈ તથ્ય કે તત્ત્વપ્રાપ્તિ વિનાની ખાલી ડાચાકૂટ
**વાગ્યે** અ૦ ['વાગવું'નું કૃ૦] વાગતાં; વાગે ત્યારે
**વાઘ** પું૦ [प्रा. वग्घ (सं. व्याघ्र)] એક હિંસ્ર પ્રાણી. **૦ણ** સ્ત્રી૦ વાઘની માદા. **૦નખ** પું૦ વાઘના નખનું બાળકનું ઘરેણું(૨)એક પોલાદી હથિયાર. **૦બારશ** (**–સ**) સ્ત્રી૦ આસો વદિ બારશ
**વાઘરણ** સ્ત્રી૦ વાઘરીની કે વાઘરી સ્ત્રી (૨) ગંદી ફૂઅડ સ્ત્રી
**વાઘરી** પું૦ [प्रा. वागुरिय (सं. वागुरिक)] એ નામની જાતનો આદમી (૨) મેલો, ગંદો કે અસભ્ય નીચ માણસ [લા.]
**વાઘિયો** પું૦[सं. वल्गा; प्रा. वग्गा ઉપરથી] ઘોડાની લગામના બે છેડામાંનો દરેક
**વાઘો** પું૦ [सं. वास+युग्म] ડગલો; પોશાક
**વાઙ્મય** ન૦ [સં.] સાહિત્ય
**વાચ** સ્ત્રી૦ [સં.] વાણી; ભાષા; બોલી (૨) બોલવાની શક્તિ
**વાચક** વિ૦ [સં.] બોલતું (૨) (સમાસને છેડે) દર્શક; બોધક (૩) પું૦ વાંચનાર (૪) (અર્થ દર્શાવનાર) શબ્દ. **૦વર્ગ** પું૦ વાંચનારાઓનો વર્ગ; વાચક જનતા
**વાચન** ન૦ [સં.] વાંચવું તે(૨)વાંચવાની ઢબ (૩) ધારાસભામાં ચર્ચા માટે બિલ આવવું તે; 'રીડિંગ'. **૦માળા** સ્ત્રી૦ વર્ગોમાં ચલાવવા તૈયાર કરેલી ચોપડીઓની શ્રેણી. **–ના** સ્ત્રી૦[સં.]પુસ્તકનું મૂળ લખાણ; પાઠ; 'ટેક્સ્ટ' (૨) તેનું પઠન કરવું કે કરાવવું તે. **–નાલય** [+ आलय] ન૦ છાપાં વગેરે વાંચવા માટે રખાતાં હોય તે સ્થાન
**વાચસ્પતિ** પું૦[સં.] બૃહસ્પતિ; દેવોના ગુરુ
**વાચા** સ્ત્રી૦ [સં.]વાણી; બોલી. **૦બંધન** ન૦ [સં.] પ્રતિજ્ઞાબદ્ધ થવું તે. **૦લ** [સં.], **–ળ** વિ૦બહુબોલું. **–ચિક** વિ૦ [સં.] વાચા સંબંધી; વાચાનું
**વાચ્ય** વિ૦ [સં.] બોલવા જેવું (૨) કહેવા ધારેલું. **–ચ્યાર્થ** પું૦ [+ अर्थ] શબ્દની અભિધાશક્તિથી નીકળતો મૂળ અર્થ
**વાછટ** સ્ત્રી૦ [વાયુ + છાંટ] પવનથી ઊડેલા વરસાદના છાંટા. **–ટિયું** ન૦ વાછટ અટકાવવા બારી–બારણા પર કરેલું છજું
**વાછડી** સ્ત્રી૦ [प्रा. वच्छदरी (सं. वत्सतरी)] ગાયનું માદા બચ્ચું.**–ડું** ન૦ વાછરું. **–ડો** પું૦ગાયનું નર બચ્ચું.**–રડી** સ્ત્રી૦,**–રડું** ન૦,**–રડો** પું૦ જુઓ વાછડી,–ડું,–ડો
**વાછરું** ન૦ [જુઓ વાછડી] ગાયનું બચ્ચું
**વાછંટ** સ્ત્રી૦,**–ટિયું** ન૦ જુઓ 'વાછટ'માં
**વાછૂટ** સ્ત્રી૦ ગુદા વાટે પવન નીકળવો–પાદવું તે
**વાજ** વિ૦ [प्रा. वज्ज = ત્રાસવું પરથી] કંટાળેલું (૨) હારેલું (૩) સ્ત્રી૦ તોબા; પીડા; કંટાળો. [**૦આવવું** = કંટાળવું; ત્રાસવું] [અને એની ધામધૂમ
**વાજન** ન૦ [ 'વાજવું' ઉપરથી] વાજિંત્રો
**વાજબી** વિ૦ [अ. वाजिब] ઉચિત; યોગ્ય
**વાજવું** અ૦ક્રિ૦ [प्रा. वज्ज (सं. वद्=વાદ્યનું વાગવું)] વાગવું (વાદ્યનું) [પ.] [**વાજતે ગાજતે** = ધામધૂમથી; જાહેર રીતે]

**વાજાપેટી** સ્ત્રી૦ હાર્મોનિયમ

**વાજિત્ર** ન૦ [સં. વાદિત્ર] વાજું; વાદ્ય

**વાજિયા** વિ૦(૨) પું૦બ૦વ૦ પાણી પાઈને પકવેલા (ઘઉં)

**વાજિંત્ર** જુઓ 'વાજિત્ર'

**વાજી** પું૦ [સં.] ઘોડો. ૦કરણ ન૦ [સં.] વીર્યવર્ધક ઔષધ-પ્રયોગ

**વાજું** ન૦[જુઓ વાદ્ય] વા, ધા ને ઘસરકો કે એ ત્રણ પૈકી કોઈથી ધ્વનિ નીકળે તેવું સાધન(૨) (એકસરખા લક્ષણવાળા લોકનું) મંડળ [લા.]

**વાટ** સ્ત્રી૦ [સં.] રસ્તો (૨) પ્રતીક્ષા; રાહ

**વાટ** સ્ત્રી૦ [પ્રા. વટ્ટિ (સં. વર્તિ)] દિવેટ

**વાટ** સ્ત્રી૦ [પ્રા. વટ્ટ (સં. વૃત્ત)] પૈડા ઉપર ચઢાવવામાં આવતો લોઢાનો પાટો

**વાટકી** સ્ત્રી૦ [દે. વટ્ટ] છાલી. **-કો** પું૦ મોટું છાલું

**વાટખરચ**, પું૦, **-ચી** સ્ત્રી૦, મુસાફરીનો ખર્ચ (૨) મુસાફરી દરમ્યાન ખરચવાની રકમ [પથરો

**વાટણિયો, વાટણો** પું૦ વાટવાનો ગોળ

**વાટપાડુ** પું૦ મુસાફરોને લૂંટનાર

**વાટવું** સ૦ક્રિ૦[દે. વટ્ટ] કચરવું; લસોટવું

**વાટવો** પું૦[પ્રા. વટ્ટ (સં. વૃત્ત) = ગોળાકાર] પાનસોપારી કે પૈસા વગેરે રાખવાની ઘણાં પડવાળી એક પ્રકારની કોથળી

**વાટસરુ** વિ૦(૨)પું૦[વાટ+સરવું] વટેમાર્ગુ

**વાટાઘાટ** સ્ત્રી૦ [સં. વટ્ (તોડવું) + વટ્ (જોડવું)] ભાંજગડ; પંચાત

**વાટિકા** સ્ત્રી૦ [સં.] બગીચો; વાડી

**વાટી** સ્ત્રી૦ [દે. વટ્ટ] કાચલી (૨) વાડકી

**વાટેરુ** પું૦ [જુઓ વાટસરુ] મુસાફર

**વાટો** પું૦ [પ્રા. વટ્ટ (સં. વૃત્ત)] ગોળ લાંબો વીંટો(૨) (પેટ પર વળતી મોટી) કરચલી (૩) ચૂનાની ગોળ કિનાર

**વાડ** સ્ત્રી૦ [દે. વાડી] જમીનની આજુબાજુ કાંટા વગેરેથી કરેલી આડ

**વાડ** સ્ત્રી૦ [પ્રા.વાડ (સં.વાટ)] મહોલ્લો; લત્તો ઉદા૦ વહોરવાડ

**વાડકી,-કું,-કો** પું૦ જુઓ 'વાટકી'માં

**વાડવ** પું૦ [સં.] બ્રાહ્મણ

**વાડાબંધી** સ્ત્રી૦ અલગ અલગ વાડામાં બંધાવું તે – જુદાઈ; પક્ષાપક્ષી (૨) વિ૦ વાડામાં બંધાયેલું એવું

**વાડિયું** (વા') ન૦ ખજૂર ભરવાનો કે તે ભરેલો સાદડીનો થેલો

**વાડી** સ્ત્રી૦ [પ્રા. (સં. વાટી)] બાગ; બગીચો (૨) ફૂલ ગૂંથીને કરેલો શણગાર (૩) નાતવરા ઇ૦ માટે બાંધેલી વચ્ચે ચોકવાળી જગા (૪) નાનો વાડો કે મહોલ્લો; પોળ જેવી જગા. ૦વજીફો પું૦ જાગીર, ખેતર વગેરે(૨)સમૃદ્ધિ [લા.]. ૦વિસ્તાર પું૦ કુટુંબકબીલો

**વાડો** પું૦ [પ્રા. વાડ (સં. વાટ)] ઘર પછવાડે આંતરેલી ખુલ્લી જગા (૨) બકરાંઘેટાં પૂરવાની જગા (૩) મહોલ્લો (૪) સંડાસ (૫) તડ; પક્ષ [લા.]. ૦લિયું ન૦ ઝાડની આસપાસ કરેલી નાની વાડ

**વાઢ** પું૦ શેરડીનું ખેતર

**વાઢ** પું૦ [વાઢવું ઉપરથી] કાપ; જખમ (૨) ધાર (૩) ચૂંક (૪) કાપણી. ૦કાપ સ્ત્રી૦ ચીરવું કે કાપવું તે (દાક્તરે શરીરને). ૦કૂડિયો પું૦ વાઢકાપ કરનારો (દાક્તર) (૨) ભાંજગડિયો

**વાઢવું** સ૦ક્રિ૦ [પ્રા. વડ્ઢ (સં. વર્ધ્)] કાપવું

**વાઢિયું** ન૦ જુઓ વાડિયું

**વાઢિયો** પું૦ [પ્રા. વટ્ (સં. વૃપ્)ઉપરથી] ઉત્કટ ઇચ્છા; ગળકો (૨) ચટક

**વાઢી** સ્ત્રી૦ ઘી પીરસવાનું પ્રાયઃ નાળચાવાળું માટીનું વાસણ

**વાણ** સ્ત્રી૦ બોલી [પ.]

**વાણ** ન૦ કાથી, ભીંડી, ખજૂરીનાં પાંદડાં ઇ૦ ની (ખાટલો ભરવામાં પ્રાયઃ વપરાતી) દોરી

**વાણિજ્ય** ન૦ [સં.] વેપાર

**વાણિયણ** સ્ત્રી૦ વાણિયા કોમની કે વાણિયાની સ્ત્રી

**વાણિયાવિદ્યા** સ્ત્રી૦, **વાણિયાવેડા** પું૦ બ૦વ૦ વાણિયાની રીત કે વર્તન (કરકસર, વખત વર્તીને કામ લેવું ઇ૦)

**વાણિયો** પું૦ [प्रा. वाणिअ (सं. वाणिज)] એ નામની નાતનો આદમી (૨) એક જીવડું (વરસાદ પડવાનો થાય ત્યારે નીચે ઊડે છે)

**વાણી** સ્ત્રી૦ [સં.] સરસ્વતી (૨) વચન; બોલી (૩) વાચા (૪) વાગિંદ્રિય; જીભ (૫) સ્વર; સૂર. **૦વિવેક** પું૦ વાણીનો વિવેક; વિચારપૂર્વક બોલવું તે. **૦શૂરું** વિ૦ બોલવે શૂરું

**વાણો** પું૦ ['વણવું' ઉપરથી] વણતાં નંખાતા આડા દોરા

**વાણોતર** પું૦ ગુમાસ્તો

**વાણોતાણો** પું૦ વાણો અને તાણો

**વાત** પું૦ [સં.] પવન (૨) શરીરની ત્રણ ધાતુઓમાંની એક (જુઓ પિત્ત)

**વાત** સ્ત્રી૦ [સં. वार्ता] વાર્તા; કથા (૨) હકીકત; બીના; વૃત્તાંત (૩) લોકમાં ચાલતી ખરી ખોટી વાત; ગામગપાટો (૪) કહેલું કે કહેવાનું તે. ઉદા૦ 'તમારી વાત હું સમજ્યો.' (૫) વાતચીત; સંભાષણ (૬) મોટી–અગત્યની કે અઘરી બાબત; વિસાત (એમાં તે શી મોટી વાત છે?) (૭) વિષય; બાબત (પારકી વાતમાં માથું ન મારો) (૮) રીત; વર્તન; વહેવાર (પૈસાદારની વાત જુદી છે) (૯) વર્ણન; ગુણગાન (એની તે વાત થાય?) (૧૦) સરસાઈ; વાદ (એની શી વાત કરવી?) (૧૧) કહેવાનું કે કરવાનું તે (વખત આવે ત્યારે વાત) (૧૨) યોજના; ગોઠવણ (મારી બધી વાત મારી ગઈ) (૧૩) ગુપ્ત ભેદ; રહસ્ય (તેની વાત બહાર પડી ગઈ). **૦ચીત** સ્ત્રી૦ સંભાષણ (૨) ગપ્પાં

**વાતડ** સ્ત્રી૦ [વા+તડ] વા પેસી શકે તેવી તરડ

**વાતડી** સ્ત્રી૦ વાત [પ.]

**વાતાવરણ** ન૦ [સં.] પૃથ્વીને વીંટળાઈને રહેલું વાયુનું આવરણ (૨) પરિસ્થિતિ; આજુબાજુના નૈતિક કે માનસિક સંજોગો [લા.]

**વાતૂડિયું, વાતૂડું, વાતોડિયું, વાતોડુ** વિ૦ ઘણી વાતો કરવાની ટેવવાળું

**વાત્સલ્ય** ન૦ [સં.] મમતા; પ્રેમ (મોટાનો નાના પ્રત્યે)

**વાત્સ્યાયન** પું૦ [સં.] ન્યાયભાષ્ય તથા કામસૂત્રના લેખકોનું નામ

**વાદ** પું૦ [સં.] ચર્ચા; શાસ્ત્રાર્થ (૨) ભાંજગડ; તકરાર (૩) ચડસાચડસી (૪) જ્ઞાનવિજ્ઞાનના કોઈ વિષયમાં કાઢેલું અનુમાન કે તારણ; 'થિયરી'. ઉદા૦ વિકાસવાદ. **૦ગ્રસ્ત** વિ૦ [સં.] સંશયયુક્ત; ચર્ચાસ્પદ

**વાદન** ન૦ [સં.] વગાડવું તે

**વાદવિવાદ** પું૦ [સં.] ચર્ચા; સામસામા સવાલ જવાબ

**વાદળ** ન૦ [दे. वद्दल (सं. वार्दल)] આકાશમાં એકઠો થયેલો વરાળનો ગોટા જેવો સમૂહ જે વરસાદરૂપે નીચે પડે છે. **–ળી** વિ૦ વાદળી રંગનું (૨) વાદળમાં થઈને આવતો (સખત તાપ) (૩) સ્ત્રી૦ નાનું વાદળ (૪) પાણી ચૂસી રાખે તેવી એક દરિયાઈ જાનવરની કે તેવી કૃત્રિમ પેદાશ. **–ળું** ન૦ વાદળ

**વાદિત્ર** ન૦ [સં.] વાજિંત્ર; વાજું

**વાદી** વિ૦ [સં.] વદનાર; બોલનાર (સમાસને અંતે). ઉદા૦ સત્યવાદી (૨) (સમાસને છેડે) વાદમાં માનનારું. ઉદા૦ વેદાંતવાદી (૩) વાદ કરનાર (૪) ફરિયાદી (૫) મુરલી વગેરે વગાડીને (સાપ વગેરેનો) ખેલ કરનાર; મદારી. **૦લું** વિ૦ મમતી; વાદે ચઢે તેવું. **–દોવાદ** અ૦ સ્પર્ધામાં

**વાદ્ય** ન૦ [સં.] વાજું

**વાધણ(–ણી)** સ્ત્રી૦ હેડકી; અટકડી

**વાધર(–રી)** સ્ત્રી૦ [સં. वर्ध्री] ચામડાની સાંકડી પટી કે દોરી

**વાધવું** અ૦ક્રિ૦ [સં. वृध्] વધવું

**વાન** પું૦ [સં. वर्ण] વર્ણ (૨) ન૦ શરીરનો બાંધો

**-વાન** વિ૦ [સં. वत्‌નું પું૦] શબ્દને છેડે 'વાળું'ના અર્થમાં લાગે છે (વેગવાન)

**વાનગી** સ્ત્રી૦ [सं. वर्णिका; प्रा. वन्निआ] નમૂનો (૨) નવાઈની ચીજ
**વાનપ્રસ્થ** વિ૦ [सं.] વાનપ્રસ્થાશ્રમમાં ગયેલું (૨) વૃદ્ધાવસ્થાને કારણે પેન્શન લઈ નોકરીમાંથી છૂટું થયેલું. **-સ્થાશ્રમ** પું૦ ગૃહસ્થાશ્રમ પછીનો ત્રીજો આશ્રમ; જેમાં માણસ વનમાં રહી સંન્યાસની તૈયારી કરે છે
**વાનર** પું૦ [सं.] વાંદરો; કપિ. **૦ચેષ્ટા** સ્ત્રી૦ અડપલાં [લા.]. **૦સેના** સ્ત્રી૦ (રામની) વાંદરાંની સેના (૨) છોકરાઓની સેના કે સંઘ [લા.]
**વાની** સ્ત્રી૦ એક જાતની મીઠી જુવાર
**વાની** સ્ત્રી૦ [प्रा. वन्निआ (सं. वर्णिका)] જણસ; ચીજ; પ્રકાર (જમણની)
**વાની** સ્ત્રી૦ મડદાની રાખ
**વાનું** ન૦ [જુઓ વાની નં. ૨] વસ્તુ; ચીજ; જણસ. [**સૌ સારાં વાનાં થવાં**=બધું હેમખેમ પાર ઊતરવું]
**વાનો** પું૦ [प्रा. वण्णय (सं. वर्णक)] એક સુગંધીદાર પદાર્થ (૨) લેપ; પીઠી
**વાપર** પું૦ [વાપરવું પરથી] વપરાશ. **૦વું** સ૦ક્રિ૦ [सं. व्यापृ] ઉપયોગમાં લેવું (૨) ખર્ચવું
**વાપસ** અ૦ [फा.] પાછું
**વાપિ(-પી)** સ્ત્રી૦ [सं.] વાવ
**વામ** સ્ત્રી૦ જુઓ વામા [પ.]
**વામ** પું૦; સ્ત્રી૦[प्रा. (सं. व्याम)] બે હાથ પહોળા કરતા છાતી સાથે થતી લંબાઈનું માપ
**વામ** વિ૦ [सं.] સુંદર (૨) ડાબું (૩) ઊલટું; પ્રતિકૂળ (૪) અધમ; નીચ. **૦કુક્ષિ** સ્ત્રી૦ [सं.] જમ્યા બાદ ડાબે પડખે સૂવું તે
**વામણું** વિ૦[જુઓ વામન] ઠીંગણું; નીચું
**વામન** વિ૦ [सं.] ઠીંગણું (૨) પું૦ બલિને છળવા થયેલો વિષ્ણુનો પાંચમો અવતાર (૩) પું૦ ઠીંગણો. **૦દ્વાદશી** સ્ત્રી૦ ભાદરવા સુદિ બારસ. **-નાવતાર** પું૦ વામનરૂપે વિષ્ણુનો પાંચમો અવતાર
**વામમાર્ગ** પું૦ તંત્રમાર્ગ; શાક્ત સંપ્રદાય
**વામા** સ્ત્રી૦ [सं.] નારી (૨) સુંદર સ્ત્રી
**વામાટામા** પું૦બ૦વ૦ અનિશ્ચયમાં વખત ગાળવો તે; ગલ્લાંતલ્લાં
**વામાંગ** ન૦ [सं.] ડાબું અંગ – પડખું
**વાય** પું૦ [प्रा. (सं. वात)] વાયુ [પ.]
**વાયક** ન૦ વેણ; વાક્ય [પ.]. **-કા** સ્ત્રી૦ [प्रा. वाया (सं.वाच्) ઉપરથી] વાત; અફવા
**વાયડાઈ** સ્ત્રી૦ વાયડાપણું
**વાયડું** વિ૦ [प्रा. वाउल (सं. वातूल)] પેટમાં વાયુ ઉત્પન્ન કરે તેવું (૨) ફડાકા કે ફૂંફાડા મારવાની ટેવવાળું (૩) વિચિત્ર સ્વભાવનું; હઠીલું [લા.]. [**૦પડવું**= ભારે પડવું; ધાર્યા કરતાં અવળું પરિણામ આવવું]
**વાયણું** ન૦[सं.वाज + अन्न] (સીમંતિનીને અપાતું) ખુશાલીનું જમણ
**વાયદાચિઠ્ઠી** સ્ત્રી૦ અમુક મુદતે પૈસા આપવાની કબૂલાતનું લખાણ
**વાયદાસર** અ૦ વાયદા પ્રમાણે; મુદતસર
**વાયદો** પું૦ [अ. वअदह] મુદત; અવધિ (૨) મુદત પર કરવાનું કામ. [**વાયદાનો સોદો** શ૦ પ્ર૦ અમુક મુદતે અમુક ભાવે માલ લેવાનો સટ્ટાનો વેપાર]
**વાયરો** પું૦ [दे. वायार (सं. वात, प्रा. वाय)] પવન (૨) શિરસ્તો; ફેશન [લા.]. **વાયરે ચઢવું**=લહેરમાં આવવું (૨) ફુલાવું (૩) હવાઈ કિલ્લા બાંધવા (૪) ખોરંભે પડવું]
**વાયલ** ન૦[इं. वॉइल] એક જાતનું સ્ત્રીઓનું વસ્ત્ર
**વાયલ** વિ૦ [प्रा. वाउल (सं. वातूल)] તરંગી; દૃઢતા વિનાનું
**વાયવ્ય** વિ૦ [सं.] વાયુ સંબંધી (૨) ઉત્તરપશ્ચિમ ખૂણાને લગતું (૩) સ્ત્રી૦ ઉત્તર અને પશ્ચિમ વચ્ચેનો ખૂણો
**વાયસ** પું૦ [सं.] કાગડો
**વાયુ** પું૦ [सं.] પવન (૨) પું૦; ન૦ બાદી (૩) ન૦ વાઈ; મૂર્ગી. **૦પુત્ર** પું૦ [सं.] હનુમાન (૨) ભીમ. **૦મંડળ** ન૦ વાતાવરણ. **૦શાસ્ત્રી** પું૦ વાતાવરણમાં થનારા

ફેરફારો દર્શાવવાનું શાસ્ત્ર જાણનાર; 'મિટિયોરોલૉજિસ્ટ'. ૦સુત [સં.] પું૦ વાયુપુત્ર
**વાયેક** ન૦ વાયક; વેણ [પ.]
**વાયોલિન** ન૦ [ઇં.] ફીડલ; એક તંતુવાદ્ય
**વાર** (વા') પું૦ [ઇં. યાર્ડ] ત્રણ ફૂટ જેટલું માપ
**વાર** અ૦ [સં.] નામને અંતે પ્રમાણે, અનુસાર એવા અર્થમાં. ઉદા૦ ક્રમવાર
**વાર** [ફા.] 'વાળુ'' અર્થમાં નામને લાગતો પ્રત્યય. ઉદા૦ ઉમેદવાર
**વાર** પું૦ [સં.] અઠવાડિયાનો દરેક દિવસ (૨) સ્ત્રી૦ વખત; સમય (૩) વખત; ફેરો. ઉદા૦ પાંચ વાર (૪) ઢીલ; વિલંબ [લા.]. ૦કવાર પું૦ [+કુવાર] સારો નરસો દહાડો
**વારણ** પું૦ [સં.] હાથી (૨) ન૦ વારવું–અટકાવવું તે (૩) નિવારવું–દૂર કરવું તે
**વારણું** ન૦ [સં. वारणकं] ઓવારણું
**વારતહેવાર** પું૦, **વારપરબ(-વ)** ન૦ ઉત્સવનો દિવસ; સારો વાર કે પર્વ
**વારવું** સ૦ક્રિ૦ [પ્રા. वार (સં. वारय्)] અટકાવવું; મના કરવી (૨) ઓવારવું
**વારસ** પું૦[ફા. वारिस]મરનારની મિલકત, જવાબદારી, હકદાવો વગેરેનો હકદાર. **-સાગત** વિ૦ વારસામાં ઊતરેલું. **-સાહક(-ક્ક)** પું૦ વારસાનો હક. **-સો** પું૦વારસને મળેલી મરનારની મિલકત ઇ૦
**વારંવાર** અ૦ [સં.] વારેઘડીએ; ફરી ફરીને
**વારાણસી** સ્ત્રી૦ [સં.] કાશી
**વારાફરતી** અ૦ વારા પ્રમાણે એક પછી એક
**વારાફેરા** પું૦બ૦વ૦ વારંવાર આવવુંજવું તે (૨) બદલાવું તે (દશાનું)
**વારાંગના** સ્ત્રી૦ [સં.] ગણિકા; વેશ્યા
**વારિ** ન૦ [સં.] પાણી; નીર. ૦દ ન૦[સં.] વાદળું; મેઘ. ૦ધિ પું૦ [સં.] સમુદ્ર
**વારી** સ્ત્રી૦ [સં. वार] વારો; ક્રમ; પાળી (૨) બદલો લેવાનો અવસર
**વારુ** અ૦ [સં. वरम्] ઠીક(૨)વિ૦સારું;સુંદર
**વારુણી** સ્ત્રી૦ મદિરા (૨) પશ્ચિમ દિશા
**વારેઘડીએ** અ૦ વારંવાર
**વારો** પું૦ [સં. वार] વારી; ક્રમ; પાળી (૨) અણોજો; પાકી. [૦બાંધવો = કોઈ વસ્તુ નિયમિત પૂરી પાડવાનો કરાર કરવો (ઉદા૦ દૂધનો ઇ૦)]
**વારો** પું૦ [સં. वार] ઘડો. [૦સૂકવો = ગરમ પાણી ભરીને ઘડો પેટ પર મૂકીને શેક કરવો]
**વારોવારિયું** વિ૦ વાર પ્રમાણે દિવસો ગણીને કાઢવામાં આવતું (વ્યાજ)
**વાર્તા** સ્ત્રી૦ [સં.] વાત; કથા (૨) બીના; હકીકત; સમાચાર [વાળી ટીકા
**વાર્તિ(-ર્ત્તિ)ક** ન૦ [સં. वार्त्तिक] વિવેચન-
**વાર્દ્ધ(-ર્ધ)ક(-ક્ય)** ન૦ [સં.] વૃદ્ધાવસ્થા
**વાર્નિશ** પું૦[ઇં.] લાકડાને પાલીસ કરવાનું દ્રવ્ય–એક પ્રવાહી બનાવટ
**વાર્ષિક** વિ૦ [સં.] વરસે વરસે આવતું કે થતું (૨) વરસ સંબંધી (૩) ન૦ દર વરસે પ્રકટ થતું પત્ર
**વાર્ષ્ણેય** પું૦ [સં.] વૃષ્ણિકુળના – શ્રીકૃષ્ણ
**વાલ** પું૦ [સં. वल्ल] ત્રણ રતી જેટલું તોલ
**વાલ** પું૦બ૦વ૦ [પ્રા. वल्ल] એક કઠોળ
**વાલ** પું૦ [ઇં. वाल्व] નળી વગેરેની અંદર રાખેલો એક બાજુ ઊંચો થઈ શકે તેવો પડદો [૦સુત પું૦ અંગદ
**વાલિ** પું૦ [સં.] સુગ્રીવનો મોટો ભાઈ.
**વાલી** સ્ત્રી૦['વાલ'ઉપરથી]નાના દાણાના વાલ
**વાલી** પું૦ [અ.] મુરબ્બી; રક્ષક; પાલક
**વાલી,૦સુત** જુઓ વાલિ, ૦સુત
**વાલુકા** સ્ત્રી૦[સં.] રેતી. ૦યંત્ર ન૦ કલાક જાણવાની રેતી ભરેલી શીશી (૨) વૈદકમાં ઔષધ બનાવવાનું (તેના ઘાટનું)એક યંત્ર
**વાલોળ** (લો') સ્ત્રી૦ ['વાલ' પરથી] એક શીંગ – શાક
**વાલ્મીકિ** પું૦[સં.]રામાયણ રચનાર ઋષિ
**વાવ** સ્ત્રી૦ [પ્રા. वावी (સં. वापी)] અંદર ઊતરવાનાં પગથિયાંવાળો કૂવો
**વાવટો** પું૦ ધજા; ફરકાવવાનું નિશાન
**વાવડ** પું૦ [વા (સં. वि + आ = व्या) + પ્રા. (સં. पत्)] ભાળ; પત્તો; સમાચાર (૨) રોગનું ફેલાવું તે

**વાવણિયો** પું૰ બીજ ઓરવાનું સાધન
**વાવણી** સ્ત્રી૰ વાવવું તે
**વાવર** પું૰ જુઓ વાવડ
**વાવવું** સ૰ક્રિ૰ [પ્રા. વાવ (સં. વપ્)] ઉગાડવા માટે જમીનમાં બી કે રોપા નાખવા-રોપવું
**વાવંટોળ** પું૰ વંટોળિયાનું તોફાન
**વાવા** અ૰['વાહવાહ'ઉપરથી](બાળભાષામાં) સારું; મઝેનું (૨) સ્ત્રી૰ ઝબલું
**વાવાઝોડું** ન૰ [વા(વાયુ)+ઝોડું (પ્રા. ઝોડ =ઝૂડી પાડવું) વાવંટોળ
**વાવાદળ** ન૰ [વા+વાદળ] જોરથી વાતો પવન અને વાદળ; તોફાની વાદળી (૨) સંકટ [લા.] [જગામાં
**વાવાશ** અ૰ ખુલ્લામાં; પવન લાગે તેવી
**વાવું** અ૰ક્રિ૰ [સં. વા] (પવનનું) ફૂંકાવું (૨) (શરીરને ટાઢની) અસર થવી (૩) સ૰ક્રિ૰ (પ્રાયઃફૂંકીને) વગાડવું; બજાવવું
**વાવું** સ૰ક્રિ૰ [સં. વી] વિયાવું
**વાવેતર** ન૰ વાવવું તે (૨) વાવેલું તે (૩) વાવેલી જમીન
**વાશ** સ્ત્રી૰ [સં. વાશ્; પ્રા. વાસ] કાગવાશ
**વાસ** પું૰ [સં.] વસવાટ (૨) મુકામ; ઘર; સ્થાન (૩) પોળ; મહોલ્લો (૪) સ્ત્રી૰ ગંધ (૫) દુર્ગંધ
**વાસકોટ** પું૰;ન૰[ઈં.વેસ્ટકોટ] બાંડિયો કબજો
**વાસણ** ન૰ [દે.] પાત્ર;ઠામ.[૰ખખડવાં= ઘરમાં (ઘણુંખરું પતિપત્ની વચ્ચે)તકરાર થવી].૰કૂસણ ન૰રાંધવા વગેરેનાં વાસણ
**વાસના** સ્ત્રી૰ [સં.] પૂર્વના સંસ્કારોથી દૃઢ થયેલી કામના (૨) વાસ; ગંધ
**વાસર** પું૰ [સં.] દિવસ; વાર
**વાસરી** સ્ત્રી૰[સં. વાસર] ડાયરી; રોજનીશી
**વાસલ** વિ૰ જુઓ વાસેલ
**વાસવ** પું૰ [સં.] ઇંદ્ર
**વાસવું** સ૰ક્રિ૰[સં. વસ્=આચ્છાદન કરવું] બંધ કરવું [કરવો] વગાડવું; વાવું
**વાસવું** સ૰ક્રિ૰[પ્રા.વાસ (સં. વાશ્=)અવાજ
**વાસંતી** વિ૰ [સં.] વસંત ઋતુનું, -ને લગતું (૨) સ્ત્રી૰ એક વેલ
**વાસિત** વિ૰ [સં.] સુવાસિત કરેલું
**વાસિની** વિ૰ સ્ત્રી૰, **વાસી** વિ૰ [સં.] (બહુધા સમાસને છેડે) રહેનારું (ઉદા૰ નગરવાસી)
**વાસી** વિ૰ [પ્રા. વાસિઅ (સં. વાસિત)] આગલા દિવસનું; વધારે વખત રહેવાથી બગડી ગયેલું
**વાસીદું** ન૰ [પ્રા. વાસિદ (સં. વાસિત)= વાસી રાખેલ] ઢોરનું છાણ, મૂતર વગેરે કચરો; પૂંજો
**વાસુકિ** પું૰ [સં.] નાગોનો રાજા
**વાસુદેવ** પું૰ [સં.] શ્રીકૃષ્ણ. ૰પ્યાલો પું૰ 'ટૅન્ટેલસ કપ' [પ. વિ.] [ખેતર
**વાસેલ** વિ૰[વાસી રાખેલ] પડતર રાખેલું
**વાસો** પું૰[સં.વાસ]વાસ કરવો તે (૨)મુકામ
**વાસો** પું૰ [જુઓ વાસર] દહાડો (ખાસ કરીને પ્રસવ થયાનો)
**વાસ્તવ** ન૰ [સં.] જુઓ વાસ્તવિકતા. ૰દર્શી વિ૰ વસ્તુતાએ હોય તે જોનારું – કલ્પના કે ભાવનાથી દોરાઈને નહિ; 'રિયલિસ્ટ'. -**વિક** વિ૰ [સં.] ખરેખરું (૨) વાજબી. -**વિકતા** સ્ત્રી૰ સાચી હકીકત (૨) વાજબીપણું
**વાસ્તુ** ન૰ [સં.] ઘર બાંધવાની જગા (૨) ઘર (૩) વાસ્તુપૂજન. ૰પૂજન ન૰ નવા ઘરમાં રહેવા જતાં કરાતી શાંતિક્રિયા. ૰વિદ્યા સ્ત્રી૰ મકાન બાંધવાની વિદ્યા; સ્થાપત્ય
**વાસ્તે** અ૰ [અ. વાસ્તિહ] કાજે; અર્થે
**વાહ** અ૰ [ફા.] 'કેવું સારું; શાબાશ!' એવો પ્રશંસાનો ઉદ્ગાર
**વાહક** વિ૰ [સં.] વહેનારું; ઊંચકનારું; ખેંચનારું; લઈ જનારું
**વાહન** ન૰ [સં.] જમીન પર આવજા માટે વપરાતું સાધન (ગાડી, પશુ ઇ૰) (૨) વિચાર, લાગણી કે કાર્ય પ્રગટ કરવા માટે વપરાતું સાધન; માધ્યમ
**વાહવાહ** સ્ત્રી૰ [ફા. વાહ] કીર્તિ (૨) અ૰ જુઓ વાહ

**વાહવું** સ૦ક્રિ૦ સમજાવવું પટાવવું; છેતરવું

**વાહવું** સ૦ક્રિ૦ ['વહવું', સં. वाहय् ઉપરથી] વ્યતીત કરવું; ગાળવું; વહે એમ કરવું

**વાહિની** વિ૦ સ્ત્રી૦ [સં.] વહેનારી (૨) સ્ત્રી૦ નદી (૩) સેના (૪) નસ

**વાહિયાત** વિ૦ [અ.] વ્યર્થ; નકામું (૨) ખરાબ; હલકું

**વાહી** વિ૦ [સં.] વહેનારું; ઊંચકનારું (પ્રાયઃ સમાસને અંતે) ઉદા૦ ભારવાહી

**વાળ** પું૦ [સં. वाल] કેશ. [**૦ઊભા થવા** = રોમાંચ થવો]

**વાળણ** ન૦ ['વાળવું'=પાછું ફેરવવું] ઉતાર; અસર ધોઈ નાખવાની શક્તિવાળું તે

**વાળવું** સ૦ક્રિ૦ [પ્રા. वाल (સં. वाल्य्)] વાંકું કરવું, નમાવવું (૨) વાળીને આકાર કરવો કે ગોઠવવું (જેમ કે, લાડુ, બીડી, અંબોડો) (૩) પાછું ફેરવવું (દેવું, મન, બદલો) (૪) કચરો કાઢવો (ઘર વાળવું) (૫) ઉપર છાવરવું; ઢાંકવું (ધૂળ વાળવી, છેડો વાળવો) (૬) પાણી જવાનો રસ્તો કરવો ખેતરમાં (૭) આવેલી ક્રિયા કે પ્રસંગ પૂરાં કરવાં (વરસી વાળવી)

**વાળંદ** પું૦ [વાળ + સં. दा = કાપવું] હજામ; નાવી [ધોવાની પીંછી

**વાળાકૂંચી** સ્ત્રી૦ [વાળો + કૂચડો] દાગીના

**વાળી** સ્ત્રી૦ [સં. वाली] (સ્ત્રીઓનું) નાકનું ઘરેણું – નથ (૨) કડી [રેતી; કાંકરી

**વાળુ** સ્ત્રી૦ [પ્રા. वालुआ(સં. वालुका)]રેણુ;

**વાળુ** ન૦; સ્ત્રી૦ [દે. विआलिअ] રાત્રિભોજન

**–વાળું** વિ૦[પ્રા.वालओ–पालओ(સં. पालकः)] '–ના સંબંધનું', '–ની માલિકીનું', '–ના ધંધાનું' વગેરે અર્થોમાં નામને અંતે (ઘરવાળો, દૂધવાળો)

**વાળો** પું૦ ['વાળ' ઉપરથી] ધાતુનો લાંબો તાર (૨) એક રોગ

**વાંક** (૦) પું૦ [જુઓ વાંકું] અપરાધ; ખામી; દોષ(૨)વક્રતા; રાંટ (૩) સ્ત્રીઓનું હાથનું એક ઘરેણું

**વાંકડિયું** (૦) વિ૦ વાંકું (લાલિત્યવાચક)

**વાંકડો** (૦) પું૦ વરને આપવાની પરઠણ

**વાંકાબોલું** (૦) વિ૦ બોલીને ફરી જનારું

**વાંકિયું** (૦) ન૦ સળિયા, નળ વગેરેના જોડાણ માટેનો વાંકી આકૃતિનો ટુકડો

**વાંકું** (૦) વિ૦ [પ્રા. वंक (સં. वक्र)] વક્ર; સીધું નહિ એવું; ટેડું (૨) સરળ નહિ એવું; કુટિલ (૩) અવળું; ખોટું; ઊંચું (૪) વિરુદ્ધ; સામે થયેલું (૫) ન૦ વાંધો; ગેરસમજ; અણબનાવ (૬) વાંકું તે; વક્રતા. **૦ચૂકું** વિ૦ વાંકું;આડું અવળું

**વાંધું** (૦) ન૦ કોતર

**વાંધો** (૦) પું૦[પ્રા. वग्गु(સં. वर्ग)]વર્ગ;જાત

**વાંચન** (૦) ન૦ [જુઓ વાચન]વાંચવું તે (૨) વાંચવાની ટેવ (૩) અભ્યાસ. **૦માળા** સ્ત્રી૦ જુઓ વાચનમાળા. **–નાલય** ન૦ જુઓ વાચનાલય

**વાંચવું** (૦) સ૦ક્રિ૦ [સં. वच् પરથી] લખેલું મનમાં કે મોટેથી ઉકેલવું (૨) [લા.] ભાખવું (૩) ઇચ્છવું

**વાંછના** સ્ત્રી૦ [જુઓ વાંછા] ઇચ્છા

**વાંછવું** સ૦ક્રિ૦ [સં. वाञ्छ्] ઇચ્છવું

**વાંછા** સ્ત્રી૦ [સં.] ઇચ્છા; વાંછના

**વાંછિત** વિ૦ [સં.] ઇચ્છેલું

**વાંઝ(૦ણી)** (૦) સ્ત્રી૦[પ્રા. वंझा (સં.वन्ध्या)] સંતતિ ન થતી હોય તેવી સ્ત્રી; વંધ્યા. **૦ણું** વિ૦ જુઓ વાંઝિયું. **–ઝિયાબારું** વાંઝિયાનું બિનવારસી (૨) ન૦ એકનો એક છોકરો.**–ઝિયામહેણું** ન૦વાંઝિયા હોવાનું મહેણું; વાંઝિયાપણાની ખોડ. **–ઝિયું** વિ૦ સંતતિ ન થતી હોય તેવું (૨) ફળ કે લાભ ન થતો હોય તેવું

**વાંટ** (૦) પું૦ [સં. वण्ट् પરથી] હિસ્સો; ભાગ. **–ટો** પું૦ વાંટ (૨) ગરાસ કે નરવાની જમીનનો ટુકડો

**વાંઢો** (૦) પું૦ [દે.वंठ (સં. वण्ट=અપરિણીત)] કન્યા ન મળવાથી કુંવારો રહેલો

**વાંદર** (૦)પું૦[સં.वानर]વાંદરું. **૦(–રા)વેડા** પું૦ બ૦ વ૦ વાંદરા જેવી ચેષ્ટાઓ કરવી તે. **–રી** સ્ત્રી૦ વાંદરાની માદા. **–રું** ન૦

વાનર-એક ચોપગું પ્રાણી. -રો પું૦ નર વાનર (૨) ચાંપ; ઘોડો (૩) તાળાનો ખીલો; ઉલાળો (૪) એક પ્રકારનું દારૂખાનું (૫) ભાર ઉપાડવાનું એક યંત્ર
**વાંદો** (૦) પું૦ વંદો; એક જીવડો
**વાંધો** (૦) પું૦ [સં. बाधक] હરકત; અડચણ (૨) વિરોધ; ઝઘડો; તકરાર. ૦વચકો પું૦ ભૂલચૂક; ખોડખાંપણ; કંઈ ને કંઈ છિદ્ર કે વિરોધનું કારણ
**વાંફળ** (૦) વિ૦ વાયલ (૨) ફોગટ; માલ વગરનું (૩) વિવેક વિના બોલે કે વાવરે તેવું
**વાંસ** (૦) પું૦ [સં. वंश] એક ઝાડ (૨) તેનો સોટો (૩) વલોણાનો રવૈયો (૪) સાત આઠ હાથ જેટલું માપ. ૦ડો પું૦ વાંસનો સોટો. ૦ફોડો પું૦ વાંસનાં છાબડાં વગેરે બનાવનાર [વાચક
**વાંસલડી** (૦) સ્ત્રી૦ વાંસળી; બંસી (લાલિત્ય-
**વાંસલો** (૦) પું૦ [સં., પ્રા. वासि] લાકડાં છોલવાનું સુતારી ઓજાર
**વાંસળી** (૦) સ્ત્રી૦ ['વાંસ' પરથી] બંસી; ફૂંકીને વગાડવાનું નળી જેવું એક વાદ્ય (૨) રૂપિયા ભરવાની સાંકડી લાંબી કોથળી
**વાંસી** (૦) સ્ત્રી૦ ['વાંસ' પરથી] દાતરડા જેવું ફળ બેસાડેલો લાંબો વાંસ
**વાંસી** (૦) સ્ત્રી૦ ચોખાની એક જાત
**વાંસે** (૦) અ૦ ['વાંસો' પરથી] પૂંઠે; પછવાડે
**વાંસો** (૦) પું૦ [સં. वंश = કરોડ પરથી] બરડો; પીઠ
**વિ** [સં.] એક ઉપસર્ગ. જુદાઈ, વિરોધ કે ઊલટાપણું બતાવે (વિયોગ); પુષ્કળપણું કે વિશેષતા બતાવે (વિનાશ) (૨) બહુવ્રીહિસમાસમાં 'વગરનું' એવા અર્થમાં આવે (વિજન) [વિકરાળ; ભીષણ
**વિકટ** વિ૦ [સં.] મુશ્કેલ (૨) દુર્ગમ (૩)
**વિકરાલ** [સં.], -ળ વિ૦ ડરામણું; ભયાનક
**વિકર્ણ** પું૦ 'ડાયેગોનલ' [ગ.]
**વિકલા** સ્ત્રી૦ [સં.] કળાનો સાઠમો ભાગ; ક્ષણથી પણ થોડો વખત (૨) એક અંશનો ૩૬૦૦ મો ભાગ [ગ.]
**વિકલ્પ** પું૦ [સં.] તર્કવિતર્ક (૨) આવી શકે તેવી ઘણી વસ્તુઓમાંથી ગમે તે એક લેવાની છૂટ હોવી તે; તેવી વસ્તુ [વ્યા.]
**વિકસવું** અ૦ ક્રિ૦ [સં. विकस्] ખીલવું (વિકસાવવું)
**વિકસિત** વિ૦ [સં.] ખીલેલું; વિકાસ પામેલું
**વિકળ** વિ૦ [સં. विकल] વિહ્વળ; વ્યાકુળ
**વિકળા** સ્ત્રી૦ જુઓ વિકલા
**વિકાર** પું૦ [સં.] ફેરફાર; પરિવર્તન (૨) શારીરિક કે માનસિક બગાડ. ૦ક વિ૦ વિકાર કે ફેરફાર કરનારું. ૦વશ વિ૦ વિકારને વશ થયેલું. -રી વિ૦ [સં.] વિકારવાળુ (૨) વિકાર કે ફેરફાર થઈ શકે એવું. -રોત્તેજક વિ૦ [સં.] વિકારને ઉત્તેજિત કરનારું
**વિકાસ** પું૦ [સં.] ખીલવું તે (૨) ઉત્ક્રાંતિ. ૦વાદ પું૦ જુઓ ઉત્ક્રાંતિવાદ
**વિકિરણ** ન૦ [સં.] વિખેરવું તે (૨) ગરમી કે પ્રકાશનાં કિરણોનું ફેંકાવું તે; 'રેડિયેશન' [પ. વિ.]
**વિકીર્ણ** વિ૦ [સં.] વીખરાયેલું
**વિકૃત** વિ૦ [સં.] વિકાર પામેલું. -તિ સ્ત્રી૦ [સં.] વિકાર
**વિક્રમ** પું૦ [સં.] પરાક્રમ (૨) વિક્રમાદિત્ય. ૦સંવત પું૦ વિક્રમ રાજાથી ચાલેલો સંવત્સર (ટૂંકમાં વિ૦ સં૦). -માદિત્ય પું૦ [સં.] ઉજ્જનનો એક પ્રસિદ્ધ રાજા
**વિક્રય** પું૦ [સં.] વેચાણ
**વિક્રિયા** સ્ત્રી૦ [સં.] ફેરફાર; વિકાર
**વિક્ષિપ્ત** વિ૦ [સં.] વિક્ષેપ પામેલું
**વિક્ષુબ્ધ** વિ૦ [સં.] વિક્ષોભ પામેલું
**વિક્ષેપ** પું૦ [સં.] અડચણ (૨) અસ્થિરતા; મૂંઝવણ
**વિક્ષોભ** પું૦ [સં.] ખળભળાટ; ક્ષોભ
**વિખ** ન૦ [જુઓ વિષ] ઝેર. ૦વાદ પું૦ ઝેર પેદા થાય તેવી બોલચાલ; તકરાર; કજિયો
**વિખાણ** સ્ત્રી૦; ન૦ + જુઓ વખાણ
**વિખૂટું** વિ૦ [વિ + ખૂટો (ખૂટેથી છૂટું થયેલું)] જુદું; સાથમાંથી છૂટું પડી ગયેલું

**વિખેરવું** સ૦ક્રિ૦[પ્રા.विक्खिर (સં. वि+कृ)] ભેગું હોય તેને છૂટું કરી નાખવું (**વિખેરાવવું,વિખેરાવું**)
**વિખ્યાત** વિ૦ [સં.] જાણીતું; પ્રસિદ્ધ. **–તિ** સ્ત્રી૦ [સં.] પ્રસિદ્ધિ [વિઘટન
**વિગઠન** ન૦ [સં.] સંગઠનથી ઊલટું તે;
**વિગત** વિ૦ [સં.] ગત; અતીત (૨) મૃત
**વિગત** સ્ત્રી૦ [वि (વિશેષ) + गति(સમજ)]. બીના; બાબત. **૦વાર, –તે** અ૦ દરેક વિગત સાથે; વિસ્તારપૂર્વક
**વિગલિત** વિ૦[સં.] પીગળી ગયેલું [વાળું
**વિગુણ** વિ૦[સં.]ગુણરહિત(૨)વિરુદ્ધ ગુણ-
**વિગ્રહ** પું૦ [સં.] યુદ્ધ; સંગ્રામ (૨)શરીર (૩) સમાસના અવયવો છૂટા પાડવા તે [વ્યા.]. **૦રેખા** સ્ત્રી૦ લઘુરેખા; (–) આવું વિરામચિહ્ન [વ્યા.]
**વિઘટન** ન૦ [સં.] છૂટું પાડવું તે
**વિઘાતક** વિ૦ નાશ કરનારું
**વિઘોટી** સ્ત્રી૦ દર વીઘે આકારાતું કે ભરવાનું મહેસૂલ
**વિઘ્ન** ન૦ [સં.] હરકત; સંકટ; મુશ્કેલી. **૦કર્તા** વિ૦ (૨) પું૦ વિઘ્ન કરનાર. **૦સંતોષી** વિ૦વિઘ્ન કરવામાં રાજી થનારું
**વિચક્ષણ** વિ૦ [સં.] ચતુર; બુદ્ધિમાન
**વિચરવું** અ૦ક્રિ૦ [સં. वि+चर्] જવું; આમ તેમ ફરવું
**વિચલિત** વિ૦ [સં.] અસ્થિર; હાલતું
**વિચાર** પું૦ [સં.] મનથી ચિંતવવું; મનન કરવું તે (૨) અભિપ્રાય (૩) ઉદ્દેશ; આશય (૪) કલ્પના; મનસૂબો (૫) નિશ્ચય (૬) વિવેક; મર્યાદા (૭) પરિણામનો ખ્યાલ (૮) ચિંતા. **૦ક** પું૦[સં.] વિચાર કરનાર; ચિંતનશીલ પુરુષ. **૦ણા** સ્ત્રી૦ [સં.] વિચાર કરવો તે. **૦ણીય** વિ૦ [સં.] વિચારવા માટેનું કે વિચારવા યોગ્ય. **૦દોષ** પું૦ વિચારપદ્ધતિ કે તેની સરણીનો દોષ; વિચાર કરવામાં થતી ભૂલ. **૦પૂર્વક** અ૦ વિચાર કરીને. **૦વંત,૦વાન** વિ૦ વિચાર કરનારું; વિચારવાળું. **૦વિનિમય** પું૦ વિચારોની આપલે. **૦વું** સ૦ક્રિ૦ વિચાર કરવો. **૦સરણિ(–ણી)** સ્ત્રી૦ વિચારની સરણી –તેની પદ્ધતિ, ક્રમબદ્ધતા વગેરે. **૦સૃષ્ટિ** સ્ત્રી૦ વ્યક્તિના સમગ્ર વિચારોનો સમૂહ
**વિચિ** સ્ત્રી૦ [સં.] મોજું; તરંગ
**વિચિત્ર** વિ૦ [સં.] તરેહવાર; વિલક્ષણ (૨) અદ્ભુત; નવાઈ પમાડતું. **૦તા** સ્ત્રી૦
**વિચી** સ્ત્રી૦ [સં.] વિચિ; મોજું
**વિચ્છિન્ન** વિ૦ [સં.] વિચ્છેદ પામેલું
**વિચ્છેદ** પું૦ [સં.] કાપ; છેદ (૨) વિભાગ (૩) વિયોગ (૪) નાશ
**વિછળામણ** ન૦ વીછળેલું પાણી
**વિછળાવવું** સ૦ક્રિ૦ 'વીછળવું'નું પ્રેરક
**વિછોહ** પું૦[દે.विच्छोह] વિયોગ; જુદાઈ [પ.]
**વિજન** વિ૦ [સં.] માણસના અવરજવર વિનાનું; એકાંત; વેરાન
**વિજય** પું૦[સં.] ફતેહ. **૦ડંકો** પું૦ વિજય સૂચવતો ડંકો. **૦યાત્રા** સ્ત્રી૦ વિજયની ઉજવણીની યાત્રા. **૦સ્તંભ** પું૦ વિજયની યાદગીરી માટે ઊભો કરેલો સ્તંભ. **–યા** સ્ત્રી૦[સં.]પાર્વતી (૨) ભાંગ. **–યાદશમી** સ્ત્રી૦ [સં.] દશેરા; આસો સુદ ૧૦. **–યી** વિ૦ [સં.] ફતેહમંદ
**વિજાતીય** વિ૦ [સં.] બીજી જાતનું
**વિજિગીષા** સ્ત્રી૦ [સં.] જીતવાની ઇચ્છા
**વિજેતા** પું૦ [સં.] વિજય મેળવનાર
**વિજોગ** પું૦ જુઓ વિયોગ; છૂટું પડવું તે. **૦ણ(–ણી)** વિ૦ સ્ત્રી૦ વિયોગી સ્ત્રી; વિરહિણી
**વિજ્ઞપ્તિ** સ્ત્રી૦ [સં.] વિનંતી
**વિજ્ઞાત** વિ૦ [સં.] સારી રીતે જાણેલું
**વિજ્ઞાન** ન૦ [સં.] સવિશેષ જ્ઞાન; શાસ્ત્રીય જ્ઞાન; 'સાયન્સ' (૨) અનુભવજ્ઞાન (૩) બ્રહ્મજ્ઞાન; તત્ત્વજ્ઞાન. **૦શાસ્ત્રી** પું૦ વૈજ્ઞાનિક; 'સાયન્ટિસ્ટ'
**વિજ્ઞાપક** વિ૦[સં.]જાહેર કરનારું; માહિતી આપનારું (પુસ્તક કે ચોપાનિયું). **–ન** ન૦, **–ના** સ્ત્રી૦ નિવેદન; વિનંતિ

**વિટ** પું૦ [સં.] વેશ્યાનો અનુચર; ભડવો (૨) નાટકમાં નાયક-નાયિકાનો વિદૂષક જેવો સાથી

**વિટપ** પું૦ [સં.] ડાળી

**વિટંબણા** સ્ત્રી૦[સં.વિડંબના] દુઃખ; સંતાપ; [મુશ્કેલી

**વિટામિન** ન૦ [ઇં.] ખોરાકમાં હોતું એક પ્રાણદાયી તત્ત્વ

**વિઠ્ઠલ** પું૦ [સં.] કૃષ્ણ; વિષ્ણુ

**વિડંબન** ન૦, **-ના** સ્ત્રી૦ [સં.]અનુકરણ (૨) ઉપહાસ; મશ્કરી (૩) છળ (૪) મુશ્કેલી; પીડા

**વિણ** અ૦[પ્રા વિણા (સં. વિના)] વિના [૫.]

**વિણામણ** ન૦અનાજમાંથી વીણી કાઢેલો નકામો ભાગ (૨) વીણવાની મજૂરી

**વિણાવવું** સ૦ક્રિ૦, **વિણાવું** અ૦ક્રિ૦ 'વીણવું'નું પ્રેરક ને કર્મણિ

**વિત** ન૦ [સં. વિત્ત] વિત્ત; ધન [૫.]

**વિતથ** વિ૦ [સં.] અસત્ય; મિથ્યા

**વિતરણ** ન૦ [સં.] અર્પણ; દાન

**વિતર્ક** પું૦[સં.] એક તર્ક પછીનો બીજો તર્ક (૨) સંદેહ; શક (૩) તર્કવિતર્ક; વિચાર

**વિતંડા** સ્ત્રી૦; **૦વાદ** પું૦ [સં.] ખોટો બકવાદ; નકામી માથાઝીક (૨) પોતાનો પક્ષ જ ન હોય અને માત્ર સામા પક્ષનું ખંડન જ કર્યા કરવું તે [ન્યા.]

**વિતાડવું** સ૦ ક્રિ૦['વીતવું'નું પ્રેરક] દુઃખ દેવું; પજવવું (૨) પસાર કરવું (દિવસ)

**વિતાન** પું૦; ન૦ [સં.] ચંદરવો; છત

**વિતાવવું** સ૦ક્રિ૦ વિતાડવું; પસાર કરવું

**વિત્ત** ન૦ [સં.] દ્રવ્ય

**-વિદ્** વિ૦ [સં.] સમાસમાં ઉત્તરપદ તરીકે આવતાં 'જાણનાર' અર્થ બતાવે છે (કલાવિદ્)

**વિદર્ભ** પું૦ [સં.] એક દેશ; આધુનિક વરાડ

**વિદાય** વિ૦ [જુઓ વદાય]વળાવેલું;મોકલેલું (૨) સ્ત્રી૦ રજા; છૂટા પડવું તે. **૦ગીરી** સ્ત્રી૦ રજા આપવી તે; વળાવવું તે

**વિદારક** પું૦ [સં.] વિદારણ કરનાર. **-ણ** ન૦ [સં.] વિદારવું તે (૨) વિદારક

**વિદારવું** સ૦ક્રિ૦ [સં. વિદૄ] ચીરવું; કકડા કરી નાખવા

**વિદારિત** વિ૦ [સં.] ચીરેલું

**વિદિત** વિ૦ [સં.] જાણમાં આવેલું; જાણાયેલું

**વિદીર્ણ** વિ૦ [સં.] વિદારિત; ચિરાયેલું

**વિદુર** પું૦ [સં.] ધૃતરાષ્ટ્ર તથા પાંડુનો નાનો ભાઈ

**વિદુષી** વિ૦ સ્ત્રી૦ [સં.] પંડિતા

**વિદૂષક** પું૦ [સં.] મશ્કરો; રંગલો (૨) નાટકમાં નાયકનો મિત્ર

**વિદેશ** પું૦ [સં.] પરદેશ. **-શી** વિ૦ (૨) પું૦ [સં.] પરદેશી. **-શીય** વિ૦ [સં.] પરદેશી

**વિદેહ** વિ૦ [સં.] અશરીરી (૨) વિગત; મૃત (૩) કૈવલ્ય પામેલું; માયાપાશથી મુક્ત થયેલું. **૦મુક્તિ** સ્ત્રી૦ મરણ બાદ પ્રાપ્ત થતી મુક્તિ (જીવનમુક્તિથી ઊલટું). **-હી** વિ૦ જુઓ વિદેહ

**વિદ્ધ** વિ૦ [સં.] વીંધાયેલું

**વિદ્યમાન** વિ૦ [સં.] હયાત (૨) હાજર

**વિદ્યા** સ્ત્રી૦ [સં.] જ્ઞાન (૨) તેનું શાસ્ત્ર કે કળા (સમાજવિદ્યા)(૩)વિજ્ઞાન;'સાયન્સ' (૪) જુઓ વધા. **૦ગુરુ** પું૦ વિદ્યા શીખવનાર ગુરુ. **૦દાન** ન૦ [સં.] વિદ્યાનું દાન. **૦ધર** પું૦ [સં.] એક દેવયોનિનો દેવ. **૦ધરી** સ્ત્રી૦ [સં.] વિદ્યાધર વર્ગની સ્ત્રી. **૦ધિકારી** પું૦ [+અધિકારી] કેળવણી ખાતાનો ઉપરી; 'ડી. પી. આઈ.' **૦પીઠ** સ્ત્રી૦; ન૦ વિદ્યાનું ધામ: 'યુનિવર્સિટી (૨) ગુજરાત વિદ્યાપીઠ; ગાંધીજીએ ગુજરાતમાં સ્થાપેલ રાષ્ટ્રીય યુનિવર્સિટી. **૦ભ્યાસ** પું૦ [સં.] ભણતર; કેળવણી. **૦મંદિર** ન૦ શાળા. **૦ર્થિની** સ્ત્રી૦, **૦ર્થી** પું૦ [સં.] ભણનાર; અભ્યાસી. **૦લય** ન૦ [સં.] શાળા

**વિદ્યુત** સ્ત્રી૦ [સં.] વીજળી. **-દ્વેગી** વિ૦ [+વેગી] વીજળીના વેગવાળું; અતિ ત્વરિત. **-લ્લતા, -લ્લેખા** સ્ત્રી૦ [સં.] વીજળીની વાંકીચૂકી રેખા

**વિદ્રુમ** ન૦ [સં.] પરવાળું (૨) કૂંપળ

**વિદ્વજ્જન** પું○ [સં.] વિદ્વાન માણસ
**વિદ્વત્તા** સ્ત્રી○ [સં.] પંડિતાઈ; જ્ઞાન
**વિદ્વદ્ભોગ્ય** વિ○ [સં.] વિદ્વાનોને જ રસ પડે એવું [પંડિત; જ્ઞાની
**વિદ્વાન** વિ○ (૨) પું○ [સં.] જ્ઞાનવાન;
**વિદ્વેષ** પું○[સં.]દ્વેષ; શત્રુતા.**-ષી** વિ○[સં.] વિદ્વેષવાળું [(બહુવિધ)
**-વિધ** વિ○[સં.] (સમાસને અંતે) રીતનું.
**વિધ** સ્ત્રી○ [પ.] વિધિ; રીત; પ્રકાર (૨) અ○+પ્રમાણે; રીતે
**વિધર્મી**વિ○[સં.]વિરોધી કે ભિન્ન ધર્મવાળું
**વિધવા** સ્ત્રી○ [સં.] જેનો પતિ મરી ગયો હોય તેવી સ્ત્રી. ○**વિવાહ** પું○ [સં.] તેનું પુનર્લગ્ન [વિવિધ
**વિધવિધ** વિ○[જુઓ વિધ]બહુ પ્રકારનું;
**વિધાતા** પું○[સં.] બ્રહ્મા (૨) સ્ત્રી○ વિધાત્રી. **-ત્રી** સ્ત્રી○ પ્રારબ્ધની અધિષ્ઠાત્રી દેવી
**વિધાન** ન○ [સં.] વિધિ; રીત (૨) શાસ્ત્રાજ્ઞા (૩) ક્રિયા (૪)સેવા (૫) ઉપાય. ○**સભા** સ્ત્રી○ કાયદા ઘડનારી સભા; 'લેજિસ્લેટીવ એસેમ્બ્લી'
**વિધાયક** વિ○ [સં.] રચનાત્મક (૨) પું○ વ્યવસ્થા કરનાર (૩) રચનાર
**વિધિ** પું○ [સં.] બ્રહ્મા (૨) ભાગ્યદેવતા (૩) આજ્ઞા; શાસ્ત્રાજ્ઞા (૪) સંસ્કાર (૫) પું○; સ્ત્રી○ ક્રિયા (૬) ક્રિયાનો ક્રમ કે પદ્ધતિ. ○**નિષેધ** પું○ અમુક કરવા ન કરવા માટેની શાસ્ત્રાજ્ઞા
**વિધુ** [સં.] ચંદ્રમા
**વિધુર** પું○ [સં.] જેની પત્ની મરી ગઈ હોય એવો પુરુષ
**વિધેય** વિ○[સં.] કરવા યોગ્ય (૨) અધીન; આજ્ઞાધારક (૩) ન○ વાક્યમાં ઉદ્દેશને વિષે જે કંઈ કહ્યું હોય તે [વ્યા.]. ○**વર્ધક** વિ○ વિધેયના અર્થમાં વધારો કરનાર (૨) ન○ તેવું પદ [વ્યા.]
**વિધ્યર્થ** પું○ [સં.] શાસ્ત્રાજ્ઞા, પ્રેરણા, ઉપદેશ, ફરજનો અર્થ બતાવતું ક્રિયાપદનું રૂપ [વ્યા.]
**વિધ્વસ્ત** વિ○ [સં.] નાશ પામેલું
**વિધ્વંસ** પું○ [સં.] નાશ
**વિન** અ○ [સં. વિના] + વિણ; વિના [પ.]
**વિનત** વિ○ [સં.] નમ્ર (૨) નમી ગયેલું
**વિનતિ** સ્ત્રી○ [સં.] વિનંતી (૨) નમ્રતા
**વિનય** પું○ [સં.] નમ્રતા (૨) સભ્યતા. ○**મંદિર** ન○ માધ્યમિક કેળવણી આપનારી શાળા
**વિનવણી** સ્ત્રી○ વીનવવું તે
**વિનંતિ(-તી)**સ્ત્રી○[પ્રા. विन्नत्ति[સં.]विज्ञप्ति)] અરજી; આજીજી. ○**પત્ર** ન○ વિનંતી કરતો પત્ર કે લખાણ
**વિના** અ○ [સં.] સિવાય; વગર. ○**નું** વિ○ વગરનું; રહિત; વિહોણું
**વિનાયક** પું○ [સં.] ગણપતિ
**વિનાશ** પું○[સં.]નાશ. ○**ક** વિ○ નાશ કરનાર. **-શિકા** સ્ત્રી○લોઢાના બખ્તરવાળું એક લડાયક જહાજ;'ડિસ્ટ્રૉયર'.**-શિની** વિ○ સ્ત્રી○, **-શી** વિ○ [સં.] નાશ કરનારું (૨) નાશ પામે તેવું
**વિનિપાત** પું○ [સં.] અવનતિ; પડતી
**વિનિમય** પું○ [સં.] અદલોબદલો; આપલે
**વિનિયોગ** પું○ [સં.] ઉપયોગ; પ્રયોગ (૨) નિમણૂક
**વિનીત** વિ○ [સં.] સૌમ્ય; વિવેકી (૨) સુશિક્ષિત (૩) નરમ પક્ષનું; 'લિબરલ' (૪) હાઈસ્કૂલ કે વિનયમંદિરનો અભ્યાસક્રમ પાર કરી ગયેલું; 'મૅટ્રિક' (૫) એ કક્ષાનું. ○**પક્ષ** પું○ બંધારણીય માર્ગે રાજકીય સુધારાઓ માટે પ્રવૃત્તિ ચલાવવામાં માનતો 'લિબરલ' કે 'મૉડરેટ' પક્ષ
**વિનોદ** પું○ [સં.] મોજ; આનંદ (૨) મશ્કરી; મજાક. **-દિની** વિ○ સ્ત્રી○, **-દી** વિ○ વિનોદ કરનારું કે કરી શકે એવું
**વિન્યાસ** પું○ [સં.] ગોઠવણ (૨) મૂકવું તે
**વિપક્ષ** વિ○ [સં.] સામા પક્ષનું; વિરોધી (૨) પું○ સામાવાળિયો; દુશ્મન
**વિપત(-ત્તિ)** સ્ત્રી○ [સં.] દુઃખ; આફત (૨) મુશ્કેલી

**વિપથ** પું૦ [સં.] કુમાર્ગ. **૦ગામી** વિ૦ (૨) પું૦ કુમાર્ગે જનાર

**વિપદ(-દા)** સ્ત્રી૦ [સં.] વિપત્તિ

**વિપરીત** વિ૦ [સં.] ઊલટું; વિરોધી

**વિપર્યય, વિપર્યાસ** પું૦ [સં.] ઊલટપૂલટ થઈ જવું તે (૨) મિથ્યાજ્ઞાન; હોય તેનાથી ઊલટું જ સમજવું તે

**વિપલ** [સં.], **-ળ** સ્ત્રી૦ પળનો ૬૦મો ભાગ

**વિપાક** પું૦ [સં.] પરિપક્વતા (૨) પરિણામ; ફળ [ગાઢ. **૦તા** સ્ત્રી૦

**વિપુલ** વિ૦ [સં.] વિશાળ (૨) પુષ્કળ (૩)

**વિપ્ર** પું૦ [સં.] બ્રાહ્મણ

**વિપ્રયોગ** પું૦ [સં.] વિયોગ

**વિપ્લવ** પું૦ [સં.] બળવો; અંધાધૂંધી (૨) વિપત્તિ (૩) વિનાશ (૪) ડૂબી જઈ નાશ પામવું તે. **૦વાદી** વિ૦ બળવો જરૂરી છે એમ માનનારું; 'રેવોલ્યુશનિસ્ટ'

**વિફરાવવું** સ૦ક્રિ૦ 'વીફરવું'નું પ્રેરક

**વિફલ** [સં.], **-ળ** વિ૦ નિષ્ફળ

**વિભક્ત** વિ૦ [સં.] વિભાગ કરેલું (૨) જુદું પડેલું કે પાડેલું

**વિભક્તિ** સ્ત્રી૦ [સં.] નામનો ક્રિયા સાથે સંબંધ દેખાડનાર પ્રત્યય [વ્યા.]

**વિભાકર** પું૦ [સં.] સૂર્ય

**વિભાગ** પું૦ [સં.] ભાગ (૨) હિસ્સો. **-ગી(૦ય)** વિ૦ વિભાગનું, -ને લગતું

**વિભાજક** વિ૦ [સં.] જુદું પાડનાર

**વિભાજ્ય** વિ૦ [સં] ભાગી શકાય કે ભાગવા જેવું. **૦તા** સ્ત્રી૦

**વિભાવરી** સ્ત્રી૦ [સં.] રાત્રિ

**વિભિન્ન** વિ૦ [સં.] ભિન્ન; પૃથક; જુદું

**વિભુ** વિ૦ [સં.] સર્વવ્યાપી; નિત્ય; અચલ (૨) શક્તિમાન; સમર્થ (૩) મહાન; શ્રેષ્ઠ (૪) પું૦ પ્રભુ

**વિભૂતિ** સ્ત્રી૦ [સં.] સંપત્તિ; ઐશ્વર્ય (૨) દિવ્ય કે અલૌકિક શક્તિ (૩) ભસ્મ

**વિભૂષા** સ્ત્રી૦ [સં.] શણગારની સજાવટ

**વિભૂષિત** શણગારેલું

**વિમનસ્ક** વિ૦ [સં.] ઉદાસ; ખિન્ન

**વિમર્શ(-ર્ષ)** પું૦ [સં.] વિચાર આલોચન; સમીક્ષા

**વિમલ** [સં.], **-ળ** વિ૦ નિર્મળ. **૦તા** સ્ત્રી૦

**વિમાતા** સ્ત્રી૦ [સં.] સાવકી મા

**વિમાન** ન૦ [સં] આકાશમાં ફરી શકે તેવું વાહન. **૦વિદ્યા** સ્ત્રી૦ વિમાન ચલાવવાની વિદ્યા; 'એવિએશન'. **-ની** વિ૦ વિમાનવાળું કે તે સંબંધી (૨) પું૦ વિમાન ચલાવવાનું જાણતો માણસ. **-ની મથક** ન૦ વિમાનને ઊડવા ઊતરવાનું મથક કે સ્ટેશન; 'એરોડ્રોમ'

**વિમાર્ગ** પું૦ [સં.] અવળો રસ્તો

**વિમાસણ** સ્ત્રી૦ વિમાસવું તે; પસ્તાવો (૨) ઊંડી ચિંતા

**વિમાસવું** અ૦ક્રિ૦ [પ્રા. वीमंस (સં. विमृश् તથા मीमांस्)] પસ્તાવું; પાછળથી ચિંતા કરવી (૨) વિચારવું; વિચારમાં પડવું

**વિમુક્ત** વિ૦ [સં.] સ્વતંત્ર; મુક્ત (૨) તજેલું; છોડેલું. **-ક્તિ** સ્ત્રી૦ [સં.] છુટકારો; મુક્તિ

**વિમુખ** વિ૦ [સં.] મોં ફેરવી લીધું હોય તેવું;પરાઙ્મુખ; નિવૃત્ત(૨)પ્રતિકૂળ; વિરુદ્ધ

**વિમૂઢ** વિ૦ [સં.] મૂઢ બની ગયેલું

**વિયત** ન૦ [સં.] આકાશ

**વિયાવું** અ૦ક્રિ૦ [પ્રા. विआय (સં. विजनय्)] પ્રસવ થવો (સામાન્યતઃ પશુને)

**વિયુક્ત** વિ૦ [સં.] જુદું પડેલું

**વિયોગ** પું૦ [સં.] જુદા પડવું તે(૨)વિરહ. **-ગિની** વિ૦ સ્ત્રી૦[સં.] વિરહિણી. **-ગી** વિ૦ [સં.] વિરહી

**વિયોજક** વિ૦ [સં.] છૂટું પાડનાર

**વિરક્ત** વિ૦ [સં.] અનુરાગ કે સ્પૃહા વિનાનું. **-ક્તિ** સ્ત્રી૦ [સં.]

**વિરચિત** વિ૦ [સં.] રચેલું

**વિરજ** વિ૦ [સં.] રજ વિનાનું; સ્વચ્છ

**વિરણ** [સં.], **૦વાળો** પું૦ એક સુગંધીદાર મૂળ; વીરણ

**વિરત** વિ૦ [સં.] વિરામ પામેલું; નિવૃત્ત

થયેલું. -તિ સ્ત્રી૦[સં.] વૈરાગ્ય; વિરક્તિ (૨) વિરામ [શોભવું
**વિરમવું** અ૦ક્રિ૦ [સં. वि + रम् ] અટકવું;
**વિરલ** [સં.], -ળું વિ૦ દુર્લભ (૨) આછું આછું (૩) અલ્પ (૪) નિર્જન
**વિરસ** વિ૦[સં.]સ્વાદ વિનાનું(૨)રસ વિનાનું (૩)વિષણ્ણ(૪)પું૦રસભંગ. ૦તા સ્ત્રી૦
**વિરહ** પું૦[સં.]પ્રિયજનનો વિયોગ.-હાગ્નિ પું૦ [+ अग्नि] વિરહરૂપી અગ્નિ.-હાતુર વિ૦ [+ आतुर] વિરહથી વ્યાકુળ બનેલું. -હિણી વિ૦ સ્ત્રી૦ (૨) સ્ત્રી૦ [સં.] પ્રિયના વિરહવાળી. -હિત વિ૦ [સં.] વિહોણું; વિનાનું. -હી વિ૦ (૨) પું૦ [સં.] વિરહવાળો
**વિરંચિ** પું૦ [સં.] બ્રહ્મા
**વિરાગ** પું૦ [સં.] વૈરાગ્ય. -ગી વિ૦ [સં.] વૈરાગ્યયુક્ત (૨) પું૦ સાધુ; સંન્યાસી
**વિરાજમાન** વિ૦ [સં.] પ્રકાશમાન (બેઠેલું કે હાજર એ અર્થમાં માન બતાવવા વપરાય છે)
**વિરાજવું** અ૦ક્રિ૦ [સં. वि + राज्]પ્રકાશવું; શોભવું (જુઓ વિરાજમાન)
**વિરાજિત** વિ૦ [સં.] સુશોભિત; પ્રકાશિત (જુઓ વિરાજમાન)
**વિરાટ** વિ૦[સં.] મોટું; ભવ્ય; અતિ વિશાળ (૨) પું૦ જેને ત્યાં પાંડવો અજ્ઞાતવાસ રહ્યા હતા તે મત્સ્ય દેશનો રાજા (૩) વિશ્વસ્વરૂપ ઈશ્વર. ૦પુરુષ પું૦ સર્વ-વ્યાપી આત્મા; વિશ્વપુરુષ
**વિરામ** પું૦ [સં.] નિભાવવું તે (૨)આરામ; વિસામો (૩) અંત; અવસાન. ૦ચિહ્ન ન૦ થોભવાની નિશાની (વાંચતાં). ૦વું અ૦ક્રિ૦ અટકવું; થોભવું; બંધ પડવું; અંત આવવો
**વિરુદ્ધ** વિ૦ [સં.] ઊલટું; પ્રતિકૂલ
**વિરૂપ** વિ૦ [સં.] કદરૂપું
**વિરેચન** ન૦[સં.]જુલાબ;દસ્ત; દવા લઈ પેટ સાફ કરવું તે
**વિરોધ** પું૦ [સં.] વિરુદ્ધતા; દ્વેષ; શત્રુવટ (૨) કજિયો; તકરાર. -ધાભાસ પું૦ [+ आभास] માત્ર દેખીતો વિરોધ (૨) તેવા વર્ણનવાળો એક અર્થાલંકાર [કા. શા.]. -ધી વિ૦ વિરોધ કરનારું; વેરી; શત્રુ (૨)વિરુદ્ધ; ઊલટું(૩)પું૦ દુશ્મન
**વિલક્ષણ** વિ૦ [સં.] વિચિત્ર; અદ્ભુત; અસાધારણ. ૦તા સ્ત્રી૦
**વિલપન** ન૦ [સં.] વિલાપ. -વું અ૦ક્રિ૦ [સં. विलप्] વિલાપ કરવો
**વિલય** પું૦ [સં.] લય; નાશ
**વિલસવું** અ૦ક્રિ૦ [સં. विलस्] ઝળકવું (૨) આનંદ કરવો
**વિલંબ** પું૦ [સં.] ઢીલ; વાર. -બિત વિ૦ લટકતું (૨) વિલંબ થયો હોય એવું (૩) ધીમું
**વિલાપ** પું૦ [સં.] રુદન; આક્રંદ
**વિલાયત** સ્ત્રી૦;ન૦ [અ.] વતન (૨)તુર્કોનો અસલ દેશ (૩) ગોરા લોકોનો દેશ (૪) ઇંગ્લંડ. -તી વિ૦ વિલાયતનું કે ત્યાં બનેલું (૨) સ્વદેશનું નહિ એવું; પરદેશી (૩) અસાધારણ; વિચિત્ર [લા.]
**વિલાવું** અ૦ક્રિ૦ [સં. वि + ली] કરમાવું
**વિલાસ** પું૦[સં.] ખેલ; ક્રીડા (૨) ચેનબાજી; મોજ (૩) મોહક હાવભાવ. -સિની સ્ત્રી૦ [સં.] વિલાસવાળી સ્ત્રી. -સી વિ૦ (૨)પું૦ કામાસક્ત; વિષયી (૩) ચેનબાજી ઉડાવનાર; લહેરી
**વિલીન** વિ૦ [સં.] લીન થઈ ગયેલું (૨) લય પામેલું [તપાસવું
**વિલોકવું** સ૦ક્રિ૦ [સં. विलोक्] જોવું (૨)
**વિલોમ** વિ૦ [સં.] વિપરીત; ઊલટું
**વિવક્ષિત** વિ૦ [સં.] કહેવા ધારેલું
**વિવર** ન૦ [સં.] દર; છિદ્ર
**વિવરણ** ન૦ [સં.] સ્પષ્ટીકરણ; વિવેચન
**વિવર્ત** પું૦ [સં.] ભ્રમ; મિથ્યાભાસ (૨) ચક્રાકાર ફરવું તે
**વિવશ** વિ૦[સં.]પરાધીન (૨) વ્યાકુળ
**વિવસ્વાન** પું૦ [સં.] સૂર્ય
**વિવાદ** પું૦ [સં.] ચર્ચા (૨) ઝઘડો (૩)

મતભેદ. ૦ગ્રસ્ત વિ૦ ઝઘડામાં પડેલું; જેને વિષે વિવાદ ચાલે છે તેવું.-દાસ્પદ વિ૦ [+ आस्पद] વિવાદને જેમાં સ્થાન છે તેવું
**વિવાહ** પું૦ [સં.] વેવિશાળ (૨) લગ્ન. ૦ચાત્ન ન૦ વિવાહ કે તેવો ધામધૂમવાળો અવસર. -હિત વિ૦, -હિતા વિ૦ સ્ત્રી૦ [સં.] પરણેલું
**વિવિધ** વિ૦ [સં.] અનેક પ્રકારનું. ૦તા સ્ત્રી૦ વિવિધ હોવાપણું (૨) વૈચિત્ર્ય
**વિવૃત** વિ૦[સં.] ઉઘાડું; ખુલ્લું (૨) વિસ્તૃત
**વિવેક** પું૦[સં.] જુઓ વિવેકબુદ્ધિ (૨) સભ્યતા; વિનય. ૦બુદ્ધિ સ્ત્રી૦સારાસાર છૂટા પાડવાની-સમજવાની બુદ્ધિ. -કી વિ૦ વિવેકબુદ્ધિવાળું; સમજુ; સભ્ય (૨) વિનયવાન; જ્ઞાની
**વિવેચક** વિ૦ (૨) પું૦ વિવેચન, ટીકા કે સમીક્ષા કરનાર. -ન ન૦[સં.]સ્પષ્ટીકરણ (૨) ટીકા; ગુણદોષ જુદા પાડી બતાવવા તે. -ના સ્ત્રી૦ [સં.] વિવેચન
**વિશદ** વિ૦ [સં.] નિર્મળ (૨) સ્પષ્ટ; સરળ. ૦તા સ્ત્રી૦
**વિશાખા** સ્ત્રી૦ [સં.] ન૦ સોળમું નક્ષત્ર
**વિશારદ** વિ૦ (૨) પું૦ [સં.] નિપુણ (૨) પંડિત; વિદ્વાન
**વિશાલ** [સં.], -ળ વિ૦ મોટું; વિસ્તીર્ણ
**વિશિષ્ટ** વિ૦ [સં.] વિશેષતાવાળું; અસાધારણ.૦તા સ્ત્રી૦.-ષ્ટાદ્વૈત ન૦[+ अद्वैत] રામાનુજે પ્રવર્તાવેલો વેદાન્તનો સિદ્ધાંત
**વિશીર્ણ** વિ૦ [સં.] ભાંગીતૂટી ગયેલું;જીર્ણ
**વિશુદ્ધ** વિ૦ [સં.] પવિત્ર(૨)નિર્મળ. ૦તા સ્ત્રી૦. -દ્ધિ સ્ત્રી૦ [સં.] વિશુદ્ધતા
**વિશૃંખલ** [સં.], -ળ વિ૦ બંધન વિનાનું; સ્વચ્છંદી
**વિશે** અ૦ [જુઓ વિષે] સંબંધી
**વિશેક** વિ૦ + જુઓ વિશેષ
**વિશેષ** વિ૦[સં.]વધારે(૨)ખાસ;અસાધારણ (૩) પું૦ તફાવત (૪) અસાધારણ ધર્મ. [૦વિનંતિ કે (ટૂંકમાં વિ૦ વિ૦)= વિશેષમાં કહેવાનું કે (એ અર્થમાં પત્રમાં લખાય છે).વિશેષે કરીને =ખાસ કરીને]
**વિશેષણ** ન૦ [સં.] નામનો ગુણ કે સંખ્યા બતાવનાર શબ્દ [વ્યા.]
**વિશેષતઃ** અ૦ [સં.] મુખ્યત્વે કરીને; ખાસ કરીને. -તા સ્ત્રી૦ વધારેપણું(૨)તફાવત (૩) ઉત્કૃષ્ટતા; અસાધારણતા
**વિશેષનામ** ન૦[સં.]વસ્તુ, માણસ આદિનું ખાસ નામ તે; નામનો એક પ્રકાર[વ્યા.]
**વિશેષ્ય** ન૦ [સં.] વિશેષણથી જેનો ગુણ કે વધારો બતાવાયો હોય તેવો શબ્દ[વ્યા.]
**વિશ્રંભ** પું૦ [સં.] વિશ્વાસ (૨) રહસ્ય; ખાનગી વાત. ૦કથા સ્ત્રી૦ખાનગી વાત
**વિશ્રામ** પું૦ [સં.] વિસામો; આરામ (૨) આરામ લેવાનું સ્થાન
**વિશ્રાંતિ** સ્ત્રી૦ વિશ્રામ
**વિશ્રુત** વિ૦ [સં.] પ્રખ્યાત
**વિશ્લિષ્ટ** વિ૦ [સં.] છૂટું પડેલું-પાડેલું
**વિશ્લેષ** પું૦, ૦ણ ન૦ [સં.] છૂટું પડવું કે પાડવું તે
**વિશ્વ** ન૦ [સં.] જગત; સૃષ્ટિ(૨)વિ૦સમગ્ર; વિરાટ. ૦કર્મા પું૦ [સં.] દેવોના શિલ્પશાસ્ત્રી (૨) ઈશ્વર (૩) સુતાર. ૦જનીન વિ૦ [સં.] સમસ્ત વિશ્વનું,-ને લગતું (૨) ભૂતમાત્ર પ્રત્યેનું. ૦જિત વિ૦ [સં. विश्वजित्] વિશ્વને જીતનારું. ૦નાથ પું૦ [સં.] સ્વામી; પરમેશ્વર (૨) કાશીમાં આવેલું શિવનું જ્યોતિર્લિંગ. ૦રૂપ વિ૦ [સં.] સર્વવ્યાપી (૨) પું૦ વિષ્ણુ. ૦વિદ્યાલય ન૦ યુનિવર્સિટી; વિદ્યાપીઠ. ૦વ્યાપી વિ૦ [સં.] આખા જગતમાં વ્યાપી રહેલું. ૦શાંતિ સ્ત્રી૦ સકલ જગતની શાંતિ
**વિશ્વસનીય** વિ૦ [સં.] વિશ્વાસ કરવા લાયક; વિશ્વાસપાત્ર
**વિશ્વસ્ત** વિ૦[સં.] વિશ્વાસુ; વિશ્વસનીય
**વિશ્વંભર** વિ૦[સં.] આખા જગતનું પોષણ કરનાર (૨) સર્વવ્યાપી (૩) પું૦ વિષ્ણુ. -રા વિ૦ સ્ત્રી૦ વિશ્વનું પોષણ કરનારી (૨) સ્ત્રી૦ પૃથ્વી

**વિશ્વામિત્ર** પું૦ [सं.] એક પ્રસિદ્ધ ઋષિ
**વિશ્વાસ** પું૦ [सं.] ભરોસો; ખાતરી (૨) શ્રદ્ધા; પ્રતીતિ. **૦ઘાત** પું૦ [सं.] કોઈએ મૂકેલો વિશ્વાસ તોડવો તે; વિશ્વાસ આપીને અવળું કરવું તે; દગલબાજી. **૦ઘાતી** વિ૦ (૨) પું૦ [सं.] વિશ્વાસઘાત કરનાર. **૦પાત્ર** વિ૦ [सं.] વિશ્વસનીય
**વિશ્વાસી** વિ૦ [सं. विश्वास પરથી] જુઓ વિશ્વાસુ (૨) પું૦ઈસુ ખ્રિસ્ત વિષે વિશ્વાસ – શ્રદ્ધા રાખનાર; ખ્રિસ્તી. **–સુ** વિ૦ વિશ્વાસ રાખનાર (૨) વિશ્વાસપાત્ર; વિશ્વાસ રાખવા યોગ્ય [મહાદેવ
**વિશ્વેશ્વર** પું૦ [सं.] વિશ્વનાથ; કાશીના
**વિષ** ન૦ [सं.] ઝેર [નિસ્તેજ
**વિષણ્ણ** વિ૦[सं.] ઉદાસ; ખિન્ન (૨) ફીકું;
**વિષધર** પું૦[सं.] સાપ; નાગ
**વિષમ** વિ૦ [सं.] અસમાન; ખાડાટેકરાવાળું (૨) મુશ્કેલ (૩) પ્રતિકૂળ (૪) દારુણ (૫) એકી સંખ્યા. **૦જ્વર** પું૦ [सं.] રહી રહીને આવતો તાવ
**વિષય** પું૦[सं.]ઇંદ્રિયગ્રાહ્ય પદાર્થ(૨)ભોગ્ય પદાર્થ; ભોગનું સાધન (૩) કામભોગ(૪) વિચાર માટે કે ભણવા માટેનું વસ્તુ (૫) મજકૂર; મુદ્દો(૬)દેશ; જનપદ. **૦ભોગ** પું૦ વિષયો ભોગવવા તે; કામભોગ. **૦લંપટ** વિ૦ વિષયભોગમાં લંપટ. **૦વાસના** સ્ત્રી૦ વિષયભોગની વાસના. **૦વિકાર** પું૦ વિષયને લીધે થતો વિકાર (૨) કામરૂપી વિકાર. **૦વિચારિણી** વિ૦સ્ત્રી૦ સભામાં રજૂ કરવાના ઠરાવ વિચારી કાઢનારી (સમિતિ). **૦સુખ** ન૦ [सं.] વિષયભોગનું સુખ. **–યાસક્ત** વિ૦ [सं.] જુઓ વિષયલંપટ. **–યાસક્તિ** સ્ત્રી૦[सं.]વિષયસુખમાં આસક્તિ. **–યાંતર** ન૦[+अंतर]વિષયનો ફેરફાર; પ્રસ્તુત વિષયમાંથી અન્ય વિષયમાં ઊતરી જવું તે. **–યાંધ** વિ૦ [+ अंध] વિષયભોગમાં અંધ બનેલું. **–યી** વિ૦[सं.] વિષયાસક્ત; કામી (૨) વિષયનું, -ને લગતું
**વિષાદ** પું૦[सं.]ખેદ; દિલગીરી(૨)નિરાશા; અનુત્સાહ

**વિષુવરેખા** સ્ત્રી૦ [सं.], **વિષુવવૃત્ત** ન૦ પૃથ્વીની ધરીની મધ્યમાં કાટખૂણે કલ્પેલું વર્તુળ; 'ઇક્વેટર'
**વિષે** અ૦ [सं. विषये] વિશે; માં(૨)બાબત
**વિષ્કંભક** પું૦ [सं.] આગલી કથાનો સાર તથા આવનાર વસ્તુનું સૂચન કરતો નાટકનો ઉપોદ્‌ઘાત – અવતરણ
**વિષ્ટા** સ્ત્રી૦ [सं.] મળ; નરક
**વિષ્ટિ** સ્ત્રી૦ [सं.] સમાધાનીની વાટાઘાટ
**વિષ્ણુ** પું૦ [सं.] સૃષ્ટિનું પાલન કરનારું ઈશ્વર-રૂપ (૨) વિ૦ વિભુ; સર્વવ્યાપી. **૦પદ** ન૦ [सं.] વૈકુંઠ [અસમાન
**વિસદૃશ** વિ૦ [सं.] સદૃશ નહિ એવું;
**વિસરાવવું** સ૦ક્રિ૦ 'વીસરવું'નું પ્રેરક
**વિસર્ગ** પું૦ [सं.] હકાર જેવો ઉચ્ચાર કરવાનું (:) આવું ચિહ્‌ન [વ્યા.]
**વિસર્જન** ન૦ [सं.] છોડી દેવું તે (૨)વિદાય થવું કે કરવું તે (૩) સમાપ્તિ
**વિસર્જિત** વિ૦ [सं.] વિસર્જન કરાયેલું
**વિસંગત** વિ૦ [सं.] અસંગત; વિસંવાદી. **–તિ** સ્ત્રી૦ અસંગતિ; વિસંવાદ
**વિસંવાદ** પું૦ [सं.] અસંગતિ(૨)વિરોધ. **–દી** વિ૦ [सं.] વિસંવાદયુક્ત
**વિસાત** સ્ત્રી૦ [अ. विसात] વસાત; કિંમત; મહત્ત્વ(૨)[લા.] ગજું; દમ (૩) ગણતરી; લેખું; હિસાબ
**વિસામો** પું૦ [प्रा. विस्साम (सं. विश्राम)] થાક ખાવો તે; વિશ્રાંતિ (૨) વિસામો લેવાની જગા
**વિસારવું** સ૦ક્રિ૦ [प्रा. विस्सार, वीसार (सं. वि + स्मृ)] ભૂલી જવું
**વિસારો** પું૦ વીસરી જવું તે; વિસ્મરણ
**વિસ્ખલન** ન૦ [सं.] ભૂલ [પામવું
**વિસ્તરવું** અ૦ ક્રિ૦ [सं. विस्तृ] વિસ્તાર
**વિસ્તાર** પું૦ [सं.] ફેલાવો (૨) વધારો (૩) વિશાળતા (૪) બહોળો પરિવાર કે કુટુંબ [લા.]. **૦પૂર્વક** અ૦વિસ્તારથી; લંબાણથી
**વિસ્તારવું** સ૦ ક્રિ૦ [सं. विस्तृ] વિસ્તાર કરવો; લંબાવવું

**વિસ્તીર્ણ** વિ૰[સં.]વિસ્તારવાળું.**૰તા** સ્ત્રી૰
**વિસ્તૃત** વિ૰ [સં.] વિસ્તારવાળું
**વિસ્ફોટક** વિ૰ ફૂટે એવું કે ફોડી નાખે એવું (દ્રવ્ય)
**વિસ્મય** પું૰ [સં.] આશ્ચર્ય; અચંબો. **૰કારક, ૰કારી** વિ૰વિસ્મય પમાડે તેવું
**વિસ્મરણ** ન૰ [સં.] ભૂલી જવું તે
**વિસ્મિત** વિ૰ [સં.] વિસ્મય પામેલું
**વિસ્મૃત** વિ૰ [સં] ભૂલી જવાયેલું. **–તિ** સ્ત્રી૰ [સં.] વિસ્મરણ
**વિસ્રંભ** પું૰ [સં.] જુઓ વિશ્રંભ
**વિહગ** ન૰ [સં.] પક્ષી; વિહંગ
**વિહરવું** અ૰ક્રિ૰ [પ્રા. विहर (સં. वि + हृ] ફરવું (૨) વિહાર કરવો
**વિહંગ** ન૰[સં.] પક્ષી; વિહગ. **૰દૃષ્ટિ** સ્ત્રી૰ પક્ષીની પેઠે બધી પરિસ્થિતિને એકી સાથે ઉપરથી જોઈ લેવી તે. **૰મ** ન૰ [સં.] વિહંગ. **–ગાવલોકન** ન૰ [+ अवलोकन] વિહંગદૃષ્ટિથી કરેલું નિરીક્ષણ
**વિહાર** પું૰ [સં.] ક્રીડા (૨) આનંદમાં હરવું ફરવું તે(૩)ભ્રમણા (૪)(બૌદ્ધ) મઠ. **–રિણી**વિ૰સ્ત્રી૰,**–રી**વિ૰વિહાર કરનાર
**વિહીત** વિ૰ [સં.] સુઝાયેલું (૨) (શાસ્ત્રે) ફરમાવેલું
**વિહીન** વિ૰ [સં] વિનાનું
**વિહોણું** વિ૰[પ્રા.विहीण(સં. विहीन)]વિનાનું
**વિહ્વલ** [સં.], **–ળ** વિ૰ બાવરું; આતુર. **૰તા** સ્ત્રી૰
**વિંધ્ય** પું૰ [સં.] દક્ષિણાપથ ને ઉત્તરાપથ વચ્ચેની પર્વતમાળા.**–ધ્યાચલ(–ળ)**પું૰ [+ अचल] વિંધ્ય પર્વત
**વીખર(–રા)વું** અ૰ક્રિ૰ [સં. वि + क्षर्] વેરાવું; છૂટા પડી જવું
**વીગત** સ્ત્રી૰,**૰વાર** અ૰જુઓ'વિગત'માં
**વીઘું** ન૰ [પ્રા. विग्गह(સં. विग्रह) = વિભાગ] જમીનનું એક માપ (પચીસેક ગૂંઠાનું)
**વીચિ(–ચી)** પું૰;સ્ત્રી૰ [સં.] તરંગ;મોજું. **૰માલા** [સં.], **–ળા** સ્ત્રી૰ તરંગોની હાર
**વીછળવું** સ૰ક્રિ૰ [પ્રા. विच्छोल] પાણી રેડી હલાવી સાફ કરવું (**વીછળાવું**)
**વીછી(–છુ)** પું૰ [સં. वृश्चिक; પ્રા. विच्छिअ, विच्छु] એક ઝેરી પ્રાણી; વીંછી
**વીછુવા** પું૰ બ૰ વ૰ ['વીછી' ઉપરથી] (સ્ત્રીઓનું) પગને અંગૂઠે પહેરવાનું ઘરેણું
**વીજ** સ્ત્રી૰ [પ્રા. विज्जु (સં. विद्युत)] વિદ્યુત. **૰કારો** પું૰ પદાર્થમાં ઉત્પન્ન થયેલ વીજશક્તિ. **૰કાવવું** સ૰ક્રિ૰ પદાર્થમાં વીજશક્તિ ઉત્પન્ન કરવી;'ચાર્જ'' [પ.વિ.]. **૰ચુંબક** ન૰ વીજળીથી થતું ચુંબક [પ. વિ.] [વીંજણો; પંખો
**વીજણો** પું૰ [પ્રા. वीजण (સં. विजन)]
**વીજળી** સ્ત્રી૰[પ્રા.विज्जुलिया (સં. विद्युत्)] એક ભૌતિક શક્તિ; વીજ; વિદ્યુત્. **૰ઘર** ન૰ વીજળી જ્યાં ઉત્પન્ન થાય કે જ્યાંથી બધે મોકલાય તે સ્થાન;'પાવર-સ્ટેશન'
**વીજાણુ** ન૰ વીજળીનો અણુ; 'ઇલેક્ટ્રોન'
**વીણવું** સ૰ક્રિ૰ [પ્રા. विणी (સં. वि + नी)] ચૂંટવું (૨) પસંદ કરવું (૩) (અનાજમાંથી કાંકરા વગેરે) ઉપાડી લેવું, દૂર કરવું
**વીણા** સ્ત્રી૰ [સં.] બીન; એક તંતુવાદ્ય. **૰ધર, પાણિ** પું૰ નારદ
**વીત** વિ૰ [સં.] જતું રહેલું(૨)છોડી દીધેલું. **૰ક** ન૰; સ્ત્રી૰ વીતેલું તે (૨) સંકટ. **૰તૃષ્ણ** વિ૰[સં.] તૃષ્ણા વિનાનું. **૰રાગ (–ગી)** વિ૰[સં. वीतराग] રાગ–આસક્તિ વિનાનું. **૰લોભ** વિ૰ લોભરહિત. **૰વું** અ૰ક્રિ૰ ગુજરવું; પસાર થઈ જવું (૨) દુઃખ પડવું
**વીથિ(–થી)** સ્ત્રી૰ [સં.] માર્ગ; રસ્તો
**વીનવવું** સ૰ક્રિ૰ [પ્રા. विन्नव (સં. विज्ञपय्)] વિનંતિ, અનુરોધ કે આજીજી કરવી. (**વીનવાવું**)
**વી. પી.** ન૰ [ઇં.] અંકિત દામ આપ્યે મળે એવું ટપાલમાં આવતું પારસલ, બુક-પોસ્ટ ઇ૰
**વીફરવું** અ૰ક્રિ૰[પ્રા. विप्फुर(સં. वि + स्फुर)] વકરવું; ગુસ્સે થવું; ઉશ્કેરાવું
**વીમાકંપની** સ્ત્રી૰ વીમો ઉતારનાર મંડળી
**વીમો** પું૰ [ફા. बीमह] વસ્તુ કે જિંદગીને

નુકસાન પહોંચતાં તે બદલ પૈસાથી થતી ભરપાઈ; 'ઇન્સ્યોરન્સ' (૨) તેનો કરાર (૩) તે પેટે ભરવાનો હપ્તો (૪) જોખમભર્યું સાહસ [લા.]
**વીર** વિ૦ [સં.] શૂર; પરાક્રમી(૨)પું૦ તેવો પુરુષ.(૩) વીરો; ભાઈ (૪) એક ભૂત (૫) મહાવીર
**વીરડો** પું૦ [દે. विअर] નદી કે તળાવના સૂકા ભાગમાં પાણી માટે ખોદેલો ખાડો
**વીરણ**[સં.], **૦વાળો** પું૦ જુઓ વિરણ
**વીરતા** સ્ત્રી૦, **વીરત્વ** ન૦ [સં.] શૂરવીરતા; પરાક્રમ
**વીરપસલી** સ્ત્રી૦શ્રાવણી પૂર્ણિમાને દિવસે ભાઈ તરફથી બહેનને અપાતી ભેટ
**વીરભદ્ર** પું૦ [સં.] શિવનો એક ગણ
**વીરભૂમિ** સ્ત્રી૦ વીરોની જન્મદાતા ભૂમિ
**વીરરસ** પું૦[સં.]કાવ્યના નવ રસોમાંનો એક
**વીરહાક** સ્ત્રી૦ યુદ્ધ પ્રસંગે યોદ્ધાની ભયંકર ગર્જના
**વીરાસન** ન૦ [સં.] (યોગનું) એક આસન
**વીરાંગના** સ્ત્રી૦ [સં.] વીર–બહાદુર સ્ત્રી
**વીરી** સ્ત્રી૦ [જુઓ વીરો] બહેન. **–રો** પું૦ [સં. वीर] ભાઈ
**વીર્ય** ન૦ [સં.] શુક્ર; ધાતુ(૨)વીરતા; બળ; પરાક્રમ. **૦પાત** પું૦ [સં.] વીર્યસ્રાવ. **૦વંત,વાન** [સં.] વિ૦પરાક્રમી; બળવાન.. **૦સ્રાવ** પું૦ વીર્ય ઝરી જવું–ખરવું તે. **૦હીન** વિ૦ [સં.] નામર્દ; નિર્બળ
**વીલ** ન૦ [ઇં.] વસિયતનામું
**વીલાં** ન૦ બ૦વ૦ ટોળામાં જ ફરતાં એક જાતનાં પંખીઓ
**વીલું** (વી') વિ૦ [પ્રા. विहल (સં. विघट्)] રઝળતું; છૂટું [શરમિંદું; ભોંઠું
**વીલું** (વી') વિ૦ [પ્રા. विलिज (સં. व्रीडित)]
**વીશ** વિ૦ જુઓ વીસ. **–શી** સ્ત્રી૦ જુઓ વીસી
**વીશી** સ્ત્રી૦ પૈસા આપવાથી તૈયાર રસોઈ મળે તે જગા.**૦વાળો** પું૦વીશીનો માલિક
**વીસ** વિ૦[પ્રા. वीस(સં. विंशति)] '૨૦'; વીશ
**વીસરવું** સ૦ક્રિ૦[પ્રા. वीसर (સં. वि + स्मृ)]. ભૂલી જવું (**વીસરાવું**)
**વીસા** પું૦ બ૦વ૦ ૨૦×૧થી ૧૦નો ઘડિયો (૨) વાણિયાઓનો એક પેટાભાગ
**વીસી** સ્ત્રી૦ વીશી; વીસનો સમૂહ; (૨) વણાટમાં તાણાના તારની એક ગણતરી
**વીંખવું** સ૦ક્રિ૦[પ્રા. विक्खिव(સં. वि+क्षिप्)] જુઓ પીંખવું
**વીંછિયો** પું૦ ['વીંછી' ઉપરથી] એક ઘરેણું
**વીંછી** (પું૦ [પ્રા. विंछिअ, विंछुअ (સં. वृश्चिक)] એક ઝેરી જંતુ; વીંછી. **૦ડો** પું૦ વીંછી (૨) વૃશ્ચિક રાશિ. **–છુ** પું૦ વીંછી. **–છુડો** પું૦ વીંછીડો
**વીંછુવા** પું૦બ૦વ૦ જુઓ વીછુવા
**વીંજણું** ન૦ એક સુતારી ઓજાર
**વીંજણો** પું૦ [જુઓ વીજણો] પંખો
**વીંઝણું** ન૦ જુઓ વીંજણું
**વીંઝવું** સ૦ક્રિ૦[પ્રા. वीइज्जमाण(સં. वीजय्)] હવામાં જોરથી ઘુમાવવું [એક ઘરેણું
**વીંટલી** સ્ત્રી૦, **–લો** પું૦ સ્ત્રીઓનું નાકનું
**વીંટલો** પું૦ [દે. विंटलिआ] જુઓ વીંટો
**વીંટવું** સ૦ક્રિ૦[પ્રા. विंट (સં. वेष्ट्)] લપેટવું (**વીંટાવવું, વીંટાવું**)
**વીંટાળવું** સ૦ક્રિ૦ [જુઓ વીંટવું] લપેટવું; ગોળ વીંટવું(**વીંટાળાવવું,વીંટાળાવું**)
**વીંટી** સ્ત્રી૦ [દે. विंटिया] આંગળી ઉપર પહેરવાનું ગોળ ઘરેણું
**વીંટો** પું૦ [જુઓ વીંટવું] વીંટાળેલો ગોળ આકાર (૨) પથારીનો વીંટો
**વીંઢારવું** સ૦ક્રિ૦[પ્રા. वीढ (સં.पीठ)ઉપરથી] અગવડ વેઠીને સાથે રાખવું(**વીંઢારાવવું, વીંઢારાવું**)
**વીંધ** ન૦ ['વીંધવું' ઉપરથી] વેહ; કાણું; નાકું. **૦ણી** સ્ત્રી૦ છિદ્ર પાડવાનું ઓજાર
**વીંધણું** ન૦ જુઓ વીંજણું
**વીંધવું** સ૦ક્રિ૦ [પ્રા. विंध (સં. व्यध्)] વીંધ પાડવું (૨) કોચવું; ભોકવું. (**વીંધાવવું, વીંધાવું**) [વરસવું [પ.]
**વૂઠવું** સ૦ક્રિ૦ [પ્રા. वुट्ठ (સં. वृष्ट) ઉપરથી]

**વૃક** ન૦ [સં.] વરુ. **-ોદર** પું૦ [સં.] ભીમ
**વૃક્ષ** ન૦ [સં.] ઝાડ. **-ક્ષારોપણ** ન૦ ઝાડ રોપવું તે
**વૃત્ત** ન૦ [સં.] વર્તન (૨) અક્ષરમેળ છંદ (૩) વર્તુળ (૪) સમાચાર (૫) વૃત્તાંત; હકીકત. **૦ખંડ** પું૦ વર્તુળનો ભાગ; 'સેગ્મેન્ટ' [ગ.]
**વૃત્તાંત** પું૦;ન૦[સં.]હકીકત;વર્ણન(૨)ખબર
**વૃત્તિ** સ્ત્રી૦ [સં.] ચિત્તમાં ઊઠતો વિચાર; ચિત્તનો વ્યાપાર (૨) મનનું વલણ (૩) સ્વભાવ; પ્રકૃતિ (૪) વર્તન (૫) વ્યાખ્યા; ટીકા (૬) ધંધો; આજીવિકા (૭) શબ્દની અર્થ બતાવવાની શક્તિ [વ્યા.]
**વૃત્ર** પું૦[સં.] એક રાક્ષસ,જેને ઇંદ્રે મારેલો
**વૃથા** અ૦[સં.] ફોગટ; નિષ્ફળ
**વૃદ્ધ** વિ૦ [સં.] ઘરડું (૨) વડીલ. **૦ત્વ** ન૦ [સં.] ઘડપણ. **-દ્ધા** વિ૦ સ્ત્રી૦[સં.] ઘરડી થયેલી (૨) સ્ત્રી૦ ડોસી. **-દ્ધાવસ્થા** સ્ત્રી૦ [સં. + अवस्था] ઘડપણ
**વૃદ્ધિ** સ્ત્રી૦ [સં.] વધારો (૨) આબાદી (૩) સંસ્કૃત સ્વરોમાં થતો એક ફેરફાર[વ્યા.]
**વૃદ્ધિંગત** વિ૦[સં.] વધી ગયેલું; વિસ્તાર પામેલું [આઠમી રાશિ
**વૃશ્ચિક** પું૦[સં.] વીંછી (૨) વીંછીડો –
**વૃષ** પું૦[સં.] આખલો. **૦કેતુ** પું૦[સં.] શિવ
**વૃષણ** પું૦; ન૦ [સં.] અંડ; ગોળી
**વૃષભ** પું૦[સં.] આખલો; પોઠિયો. **૦ધ્વજ** પું૦ [સં.] વૃષકેતુ; શિવ
**વૃષલ** પું૦[સં.]શૂદ્ર (૨) નીચ; પાપી માણસ
**વૃષ્ટિ** સ્ત્રી૦ [સં.] વરસાદ
**વૃષ્ણિ** પું૦ [સં.] શ્રીકૃષ્ણનો એક પૂર્વજ
**વૃંત** ન૦ [સં.] ડીંટું
**વૃંદ** ન૦[સં.] ટોળું. **૦સંગીત** ન૦બધાએ સાથે કરવાનું સંગીત. **૦વાદન** ન૦ એક સાથે અનેક વાદ્યોના વાદનનું સંગીત
**વૃંદા** સ્ત્રી૦ [સં.] તુલસી. **૦વન** ન૦ [સં.] ગોકુળ નજીક આવેલું વન
**વેઇટિંગ રૂમ** સ્ત્રી૦ [ઇં.] રેલવે સ્ટેશન ઉપર ઉપલા વર્ગના મુસાફરોને બેસવા-ઊઠવાનો ઓરડો

**વેકળો** પું૦ નાનો વહેળો; વોકળો
**વેખવું** સ૦ક્રિ૦[સં. वि + ईक्ष्] જોવું; તપાસવું
**વેગ** પું૦[સં.] ગતિ; ઝડપ (૨) જુસ્સો; જોસ (૩) ચસકો (૪) ત્રાસ; તાપ
**વૅગન** ન૦ [ઇં.] માલ ભરવાનો – ભાર-ખાનાનો ડબો [અલગ.**-ળે** અ૦આઘે
**વેગળું** વિ૦ [દે. वेग्गल] દૂર (૨) જુદું;
**વેગી(૦લું)** વિ૦ [સં.] વેગવાળું
**વેચવાલ** વિ૦ વેચવાવાળું; વેચનાર
**વેચવું** સ૦ક્રિ૦ કિંમત લઈને આપવું
**વેચાણ** ન૦ વેચાવું તે(૨) વેચવું તે. **૦ખત** ન૦ વેચાતું આપ્યાનું લખાણ. **-ણિયું** વિ૦ ખરીદેલું (૨) વેચી શકાય તેવું
**વેચાતું** વિ૦ કિંમત આપીને લીધેલું કે આપેલું
**વેઠ** સ્ત્રી૦ [પ્રા. विट्ठि (સં. विष्टि)] વગર દામનું વૈતરું (૨) ફરજિયાત વૈતરું (૩) ભાર; પીડા; ઉપાધિ [લા.]
**વેઠવું** સ૦ક્રિ૦ [પ્રા.वेढण (સં.वेष्टन)] સહન કરવું; ખમવું (૨) નિભાવવું
**વેઠિયાવાડ** સ્ત્રી૦ ગમે તેમ કરી નાખવું તે; કમને કરેલું કામ
**વેઠિયો** પું૦ વેઠ કરનારો (૨) વેઠે પકડેલો વગર પૈસાનો નોકર
**વેડફવું** સ૦ક્રિ૦ નકામું ખરચી નાખવું; ઉડાવી દેવું; બગાડવું
**વેડમી (વે')** સ્ત્રી૦[સં. वेढनिका]પૂરણપોળી
**વેડવું** સ૦ક્રિ૦[પ્રા. विर (સં. वीर्)] વેડીથી તોડવું–ઉતારવું (ફળ)
**વેડવો** પું૦ [જુઓ વીરડો] તળાવ કે નદીમાં પાણી માટે ખોદેલો ખાડો
**-વેડા** પું૦બ૦વ૦[પ્રા. विडंब ([સં. विडम्ब्)= નકલ કરવી]'–ના જેવું વર્તન' એ અર્થમાં શબ્દને અંતે (ઉદા૦ બાયલાવેડા)
**વેઢાંગ** પું૦ અશ્વ; ઘોડો
**વેડી** સ્ત્રી૦ [જુઓ વેડવું] છેડે જાળીદાર ઝોળીવાળી લાંબી લાકડી(આંબા વેડવાની) **-ડો** પું૦ વેડનારો
**વેઢ** પું૦ [પ્રા. (સં. वेष्ट)] આંગળી ઉપરનો

સાંધા આગળનો કાપો (૨) બેથી વધારે આંટાવાળી વાળાની વીંટી
**વેઢમી** સ્ત્રી૦ જુઓ વેડમી
**વેઢો** પું૦ [જુઓ વેઢ] આંગળી ઉપરનો સાંધા આગળનો કાપો [છોડ; વણ
**વેણ**(વૅ) સ્ત્રી૦ [प्रा. वणी (सं. वर्नी) કપાસનો
**વેણ** (વૅ) સ્ત્રી૦ [प्रा. वेअणा (सं. वेदना)] પ્રસવની પીડા [વચન
**વેણ** (વૅ) ન૦ [अप० वेण (सं. वचन)] જુઓ
**વેણિ(-ણી)** સ્ત્રી૦ [सं.] ચોટલો (૨) અંબોડે બાંધવાનો ફૂલનો ગજરો
**વેણુ** સ્ત્રી૦ [सं.] વાંસળી
**વેત** (વૅ) પું૦ ઘાટ; મોખ (૨) તજવીજ; ત્રેવડ
**વેતન** ન૦ [सं.] પગાર
**વેતર** ન૦ [(सं. वी ઉપરથી)] એક એક વારનું જણતર (પ્રાયઃ ઢોરનું) [તજવીજ
**વેતરણ** સ્ત્રી૦ વેતરવું તે (૨) જોઈતી ગોઠવણ;
**વેતરવું** સ૦ક્રિ૦ ['વેત' ઉપરથી] શરીરને બેસતું આવે તેમ લૂગડું કાતરવું (૨) કોઈ કામની) જોઈતી ગોઠવણ કે તજવીજ કરવી; ઘાટ બેસાડવો (૩) બગાડવું; ઊંધું મારવું [લા.]
**વેતસ** પું૦; ન૦ [सं.] નેતર. ૦(**-સી**) **વૃત્તિ** સ્ત્રી૦ નેતરની જેમ (બળિયા આગળ) નમી જવા છતાં સ્થિતિસ્થાપક રહેવાની વૃત્તિ
**વેતા** પું૦ બ૦ વ૦ ભલીવાર; ડહાપણ; આવડ
**વેતાલ** [सं.], **-ળ** પું૦ એક જાતનો ભૂત (૨) મૃત શરીરમાં પેઠેલો ભૂત (૩) ભૂતનો રાજા (૪) દ્વારપાળ
**વેત્તા** પું૦ [सं.] જાણનાર
**વેત્ર** ન૦ [सं.] નેતર (૨) છડી
**વેદ** પું૦ [सं.] જ્ઞાન (૨) શાસ્ત્રીય જ્ઞાન (૩) આર્યોનું સૌથી પ્રાચીનધર્મ પુસ્તક ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ
**વેદના** સ્ત્રી૦ [सं.] પીડા
**વેદવચન, વેદવાક્ય** ન૦ [सं.] વેદનું વચન (૨) તેના જેટલું પ્રમાણભૂત વચન
**વેદવું** સ૦ક્રિ૦ [सं. विद्] જાણવું
**વેદવ્યાસ** પું૦ [सं.] જુઓ વ્યાસ
**વેદાંગ** ન૦ [सं.] વેદનાં છ અંગો (શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ, જ્યોતિષ)
**વેદાંત** પું૦; ન૦ [सं.] વેદોનો અંતિમ ભાગ— ઉપનિષદ (૨) ન૦ વેદાંતદર્શન. ૦**દર્શન** ન૦ બાદરાયણ વ્યાસે રચેલાં બ્રહ્મસૂત્ર; છ વૈદિક દર્શનોમાંનું એક—ઉત્તર મીમાંસા
**વેદિ(૦કા)** સ્ત્રી૦ [सं.] હોમ વગેરે માટે તૈયાર કરેલી ઓટલી કે કુંડ; વેદી
**વેદિયું** વિ૦ વેદ ભણેલું (૨) ભણેલું પણ ગણેલું નહિ [લા.]
**વેદી** સ્ત્રી૦ [सं.] જુઓ વેદિ
**વેધ** પું૦ [सं.] છિદ્ર; વેહ (૨) વીંધવું તે (૩) ગ્રહો વગેરેનું નિરીક્ષણ (૪) સુતાર કે કડિયાના કામમાં શાસ્ત્રીય દોષ (૫) ઊંચે રહેલા પદાર્થની દિશાનો સમતલ રેખા સાથે થતો ખૂણો; 'આલ્ટિટ્યૂડ' [ગ.]
**વેધવું** સ૦ક્રિ૦ [सं. विध्] વેધ પાડવો (૨) વીંધવું
**વેધશાલા** [सं.], **-ળા** સ્ત્રી૦ ગ્રહાદિકની ગતિ વગેરે નીરખવાનું સ્થાન; 'ઑબ્ઝર્વેટરી' [ડમણિયું
**વેન** (વૅ) ન૦ [જુઓ વાહન] બળદગાડી કે
**વેપાર** (વૅ) પું૦ [सं. વ્યાપાર] માલ વેચવા-સાટવાનો ધંધો ૦**રોજગાર**, ૦**વણજ** પું૦ [+ सं. वाणिज्य] વેપારનું કામકાજ; કામધંધો. ૦**શાહી** સ્ત્રી૦ વેપારને માટે જમાવેલું કે વેપારની દૃષ્ટિવાળું રાજ કે હકૂમત. **-રી** પું૦ વેપાર કરનાર
**વેર** અ૦ લગી; સુધી
**વેર** (વૅ) ન૦ [જુઓ વૈર] શત્રુવટ (૨) દ્વેષ; ઝેર
**વેરણ** (વૅ) વિ૦ સ્ત્રી૦ વેરી—વેરભાવ રાખનારી
**વેરણખે(-છે)રણ** વિ૦ [વેરવું + ખેરવું, છેરવું] અસ્તવ્યસ્ત
**વેરભાવ** (વૅ) પું૦ શત્રુવટ; દ્વેષ
**વેરવી** (વૅ) પું૦ વેરી; શત્રુ
**વેરવું** સ૦ક્રિ૦ [सं. वि+ईर्] છૂટું છૂટું કે વીખરાતું પડે એમ કરવું (૨) પાથરવું (૩) ખૂબ ખર્ચવું [લા.]
**વેરાગ** (વૅ) પું૦ વૈરાગ્ય. ૦**ણ** સ્ત્રી૦ સાધુડી; બાવી. **-ગી** પું૦ બાવો; સાધુ

**વેરાન** (વે) વિ૦ [फा. विरान] ઉજ્જડ
**વેરાવું** અ૦ ક્રિ૦ 'વેરવું'નું કર્મણિ (૨) વીખરાઈ જવું; છૂટું પડી જવું
**વેરી** ((વે) વિ૦ [प्रा. वेरी (सं. वैरिन्)] વેર રાખનારું (૨) પું૦ દુશ્મન; શત્રુ
**વેરે** (વે) અ૦ [प्रा. वेर (सं. द्वार)] જોડે; સાથે (લગ્ન) (૨) + પેઠે
**વેરો** પું૦ કર; જકાત
**વેલ** સ્ત્રી૦ [प्रा. वेल्लि (सं. वल्ली)] લતા; લાંબી ને પથરાતી કે ઊંચે ચડતી વનસ્પતિ
**વેલણ** ન૦ [सं. वेल्लन] રોટલી વગેરે વણવાનો દંડીકો
**વેલબુટ્ટી** સ્ત્રી૦, **-ટ્ટો** પું૦ ભરતકામ કે ચિત્રકામમાં વેલ વગેરેની નકશી
**વેલા** સ્ત્રી૦ [सं.] જુઓ વેળા
**વેલી** સ્ત્રી૦ [જુઓ વેલ] લતા
**વેલુ** સ્ત્રી૦ [सं. वालुका] રેતી
**વેલો** પું૦ મોટી વેલ (૨) વંશપરંપરા [લા.]
**વેલ્લો** પું૦ સ્ત્રીના કાનનું એક ઘરેણું
**વેવલાઈ** સ્ત્રી૦ વેવલાપણું
**વેવલાં** ન૦ બ૦વ૦ ફાંફાં; વલખાં
**વેવલું** વિ૦ ઢંગ વગરનું; હાથારંગું (૨) લાગણીવેડા કરનારું (૩) વાત બોલી નાખે તેવું; લપૂડું
**વેવાઈ** (વા') પું૦ [प्रा. वेवाहिअ (सं. वैवाहिक)] પુત્ર કે પુત્રીનો સસરો. **-ણ** સ્ત્રી૦ વેવાઈની સ્ત્રી [વિવાહ ગોઠવનારો
**વેવિશાળ** (વે') ન૦ સગપણ. **-ળિયો** પું૦
**વેશ** પું૦ [सं] પોશાક; પહેરવેશ (૨) રૂપ; સોંગ. **૦ધારી** વિ૦ [सं.] વેશ લેનાર (૨) ઢોંગી; લુચ્ચું (૩) પું૦ ઠગ; લુચ્ચો
**વેશ્યા** સ્ત્રી૦ [सं.] ગણિકા. **૦વાડ** સ્ત્રી૦, **૦વાડો** પું૦ વેશ્યાઓનો લત્તો કે ધામ
**વેષ, ૦ધારી** જુઓ 'વેશ'માં
**વેષ્ટન** ન૦ [सं.] વીંટાળવું તે (૨) વીંટેલું તે; ઢાંકણ; બાંધણ
**વેષ્ટિત** વિ૦ [सं.] વીંટેલું; ઢાંકેલું
**વેસણ** ન૦ [प्रा. (सं. वेसन)] ચણાનો લોટ (૨) તેનું ખીરું
**વેસર(-રી)** સ્ત્રી૦ નથ; વાળી
**વેહ** પું૦ [प्रा. (सं. वेध) વીંધ; કાર (૨) નાકું (૩) દર
**વેળ** (વે) સ્ત્રી૦ તાણ; આંકડી (૨) ગડ-ગૂમડ કે ઘાના દર્દને લીધે સાંધાના મૂળમાં બાઝતી ગાંઠ (૩) મનનો તરંગ; વળું
**વેળ** સ્ત્રી૦ [सं. वेला] વેળા; વખત (૨) ભરતી. **-ળા** સ્ત્રી૦ સમય; વખત (૨) વિલંબ; વાર (૩) [લા.] ખાસ ટાણું; પ્રસંગ (૪) મુશ્કેલી કે આપદાનો પ્રસંગ
**વેળુ** સ્ત્રી૦ [જુઓ વેલુ] રેતી
**વેંગણ** (વેં૦) ન૦ [दे. वइंगण] વંતાક; રીંગણું. **-ણી** સ્ત્રી૦ વંતાકનો છોડ. **-ણું** ન૦ વેંગણ
**વેંત** (વેં૦) પું૦ [જુઓ વેત] ખેત, ગોઠવણ; લાગ; પેચ (શા વેંતમાં ફરો છો ?)
**વેંત** (વેં૦) સ્ત્રી૦ [सं. वितस्ति; फा. वालिश्त] હથેળીના અંગૂઠાના ટેરવાથી તે ટચલી આંગળીના ટેરવા સુધીનું લાંબામાં લાંબું અંતર (૨) અ૦ ક્રિયાના વ૦કૃ૦ના રૂપને લાગતાં, 'તે ક્રિયા થવાની સાથોસાથ, તરતોતરત' એવો અર્થ બતાવે છે (જતાંવેંત). **-તિયું** વિ૦ વેંત જેવડું (૨) ન૦ પાતાળમાં હોતુ મનાતું વેંતિયું માણસ
**વૈકલ્પિક** વિ૦ [सं.] વિકલ્પવાળું
**વૈકુંઠ** ન૦ [सं.] વિષ્ણુનું ધામ. **૦નાથ, ૦પતિ, ૦રાય** પું૦ વિષ્ણુ. **૦વાસ** પું૦ વૈકુંઠમાં વાસ (૨) મૃત્યુ
**વૈખરી** સ્ત્રી૦ [सं.] વાણીની ચોથી કોટિ; સ્પષ્ટ ઉચ્ચારાયેલી વાણી (પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી) (૨) ચટપટાટ ધાણી ફૂટે તેમ બોલાતી વાણી
**વૈખાનસ** વિ૦ [सं.] વાનપ્રસ્થને લગતું (૨) પું૦ વાનપ્રસ્થ. **૦મત** ન૦ વાનપ્રસ્થને ઘટતું મત
**વૈચિત્ર્ય** ન૦ [सं.] વિચિત્રતા
**વૈજયંતી** સ્ત્રી૦ [सं.] ધ્વજ (૨) કાળી તુલસી (૩) પાંચ રંગની ઘૂંટણ સુધી પહોંચે તેવી માળા (શ્રીકૃષ્ણની) (૪) માળા

**વૈજ્ઞાનિક** વિ૦ [સં.] વિજ્ઞાન સંબંધી(૨) પું૦ વિજ્ઞાનશાસ્ત્રી
**વૈઠ** પું૦ [જુઓ વેઢો] હાથપગની ચામડી ફાટવાથી પડતો ચીરો
**વૈડું** ન૦ (ચ.) જુઓ વરડું
**વૈતરણિ(-ણી)** સ્ત્રી૦ [સં.] યમપુરીમાં જતાં આવતી કલ્પિત પૌરાણિક નદી
**વૈતરું** ન૦ થાક લાગે કે કંટાળો ઊપજે તેવું કામ (૨) વેઠ (૩) મહેનતાણું
**વૈતરો** પું૦ [સં. वहितृ =(ભાર) વહેનાર] વૈતરું કરનાર મજૂર (૨) ખૂબ વૈતરું કરી શકનાર
**વૈતાલ** પું૦ જુઓ વેતાલ
**વૈતાલિક** પું૦[સં.] સવારમાં સ્તુતિનાં ગાન કરી રાજાને ઉઠાડનાર; માગધ; ચારણ (૨) વેતાલ સાધ્યો હોય તેવો જાદુગર
**વૈતાળ** પું૦ જુઓ વેતાળ; વેતાલ
**વૈદ** પું૦ [સં. वैद्य] રોગ જાણી દવા કરનાર. **૦ક** ન૦ વૈદું; રોગનાં નિદાન, ચિકિત્સા વગેરેનું શાસ્ત્ર. **૦કીય** વિ૦ વૈદક સંબંધી
**વૈદગ્ધ(-ગ્ધ્ય)** ન૦ [સં.] વિદગ્ધતા;ચતુરતા
**વૈદરાજ** પું૦ વૈદ (માનાર્થે)
**વૈદર્ભ** પું૦ [સં.]વિદર્ભ દેશનો રાજા. **-ર્ભી** સ્ત્રી૦ [સં.] તેની પુત્રી-દમયંતી
**વૈદિક** વિ૦ [સં.] વેદોને લગતું (૨) વેદોમાં કહેલું (૩) વેદ જાણતું
**વૈદું** ન૦ [સં. वैद्यक] વૈદનો ધંધો
**વૈદૂર્ય** ન૦ [સં.] એક નીલ રંગનો મણિ
**વૈદેહી** સ્ત્રી૦ [સં.] સીતા
**વૈદ્ય, ૦ક, ૦કીય** [સં.] જુઓ 'વૈદ'માં
**વૈધર્મ્ય** ન૦ [સં.] ભિન્ન કે વિરુદ્ધ ધર્મવાળા હોવાપણું (૨) નાસ્તિકતા
**વૈધવ્ય** ન૦ [સં.] વિધવાપણું; રંડાપો
**વૈનતેય** પું૦ [સં.] ગરુડ (૨) અરુણ
**વૈપુલ્ય** ન૦ [સં.] વિપુલતા
**વૈભવ** પું૦ [સં.] વિભવ. **૦શાલી(-ળી)** વિ૦(૨)પું૦ વૈભવવાળું [ખિન્નતા
**વૈમનસ્ય** ન૦ [સં.] વેર; દ્વેષ (૨)નિરુત્સાહ;
**વૈયક્તિક** વિ૦ [સં.] વ્યક્તિને લગતું કે તેને અંગેનું
**વૈયાકરણ(-ણી)** વિ૦ [સં.] વ્યાકરણ સંબંધી (૨) પું૦ વ્યાકરણશાસ્ત્રી
**વૈર** ન૦[સં.] વેર. **૦ભાવ** પું૦ [સં.] વેરભાવ
**વૈરાગ** પું૦[સં.] સંસાર ઉપરની આસક્તિનો અભાવ; વિરક્તિ. **-ગી** વિ૦ [સં.] વેરાગી; વૈરાગયુક્ત (૨) પું૦ બાવો; સાધુ. **-ગ્ય** પું૦; ન૦ [સં.] વૈરાગ
**વૈરી** વિ૦ (૨) પું૦ [સં.] વેરી
**વૈવસ્વત** પું૦ [સં.] જુઓ મનુ (૨) યમ
**વૈવાહિક** વિ૦ [સં.] વિવાહ સંબંધી
**વૈવિધ્ય** ન૦ [સં.] વિવિધતા
**વૈશંપાયન** પું૦ [સં.] જનમેજયને મહાભારતની કથા સંભળાવનાર
**વૈશાખ** પું૦ [સં.] વિક્રમ સંવતનો સાતમો મહિનો. **-ખી** વિ૦ વૈશાખ માસમાં આવતું કે થતું
**વૈશિષ્ટ્ય** ન૦ [સં.] વિશિષ્ટતા
**વૈશેષિક** વિ૦ [સં.] વૈશેષિક મતનું (૨) પું૦ વૈશેષિક મતનું અનુયાયી (૩) ન૦ છ વૈદિક દર્શનોમાંનું કણાદ મુનિએ પ્રવર્તાવેલું દર્શન
**વૈશ્ય** પું૦ [સં.] ચાર વર્ણોમાંનો ત્રીજો-ખેતી,ગોરક્ષા અને વેપાર કરનારો વર્ણ. **૦વૃત્તિ** સ્ત્રી૦ [સં.] વૈશ્યનો ધંધો (૨) વૈશ્યનો સ્વભાવ; દરેક કામમાં હાનિલાભ જોવાની વૃત્તિ [અપાતો બલિ
**વૈશ્વદેવ** પું૦ [સં.] રોજ જમતા પહેલાં દેવોને
**વૈશ્વાનર** પું૦ [સં.] જઠરાગ્નિ (૨) અગ્નિ (૩) પરમેશ્વર
**વૈષમ્ય** ન૦ [સં.] વિષમતા; અસમાનતા
**વૈષ્ણવ** વિ૦ [સં.] વિષ્ણુ સંબંધી (૨) વિષ્ણુની ઉપાસના કરનારું (૩) પું૦ તેવો માણસ. **-વી** વિ૦ સ્ત્રી૦ (૨) સ્ત્રી૦ [સં.] વૈષ્ણવ સ્ત્રી
**વોકળો** પું૦ નાનો વહેળો; નાળું
**વૉકાઉટ** પું૦ [ઇં.] વિરોધ દર્શાવવા સભામાંથી ચાલ્યા જવું તે [મત આપનાર
**વોટ** પું૦ [ઇં.] ચૂંટણીનો મત. **૦ર** પું૦ [ઇં.]
**વૉટરપ્રૂફ** વિ૦ [ઇં.] પાણી જેમાં ન પેસી શકે તેવું

**વૉટરવર્ક્સ** ન૦ [ઇં.] શહેર વગેરેની વસ્તીને પાણી પૂરું પાડનારું મથક કે કારખાનું;ટાંકી
**વૉરંટ** ન૦ [ઇં.] ધરપકડ કરવાનો સરકારી પરવાનો [ગામનો) વિભાગ
**વૉર્ડ** પું૦ [ઇં.] (કોઈ વહીવટ માટે પડતો
**વૉર્ડર** પું૦ [ઇં.] કેદીઓનો મુકાદમ
**વૉલ્ટ** પું૦ [ઇં.] વીજળીનું દબાણ દેખાડનાર એકમ. **-લ્ટેજ** ન૦[ઇં.]વીજળીના દબાણનું માપ [પ. વિ.] [ધોબીની દુકાન
**વૉશિંગ કંપની** સ્ત્રી૦[ઇં.](વિલાયતી ઢબની)
**વોળામણ(-ણું)** (વૉ) વિ૦ [વળવું' પરથી] વાંકું; વળાંકવાળું (૨) ન૦ વાંક; વળાંક
**વોળાવવું** (વૉ) સ૦ક્રિ૦ [પ્રા. वोल (वोलाविअ)] વળાવવું; વિદાય કરવું
**વોળાવિયો** (વૉ) પું૦ [વોળાવવું પરથી] વળાવનારો;વળાવવા સાથે જનાર ભોમિયો
**વોંકળો** (વૉ૦) પું૦ જુઓ વોકળો
**વ્યક્ત** વિ૦[સં.]સ્પષ્ટ;ખુલ્લું(૨)સાકાર બનેલું
**વ્યક્તિ** સ્ત્રી૦ [સં.] કોઈ પણ વર્ગમાંનું એક (૨) માણસ (૩) વ્યક્ત થવું તે. **૰ગત** વિ૦ વ્યક્તિને લગતું; અંગત; વૈયક્તિક. **૰ત્વ** ન૦ વ્યક્તિનો વિશેષ ગુણ
**વ્યગ્ર** વિ૦[સં.]વ્યાકુળ; અસ્થિર; ગભરાયેલું. **૰તા** સ્ત્રી૦ [વિપર્યાસ (૩)બાધા; વિઘ્ન
**વ્યતિક્રમ** પું૦ [સં.] ઉલ્લંઘન કરવું તે (૨)
**વ્યતિરિક્ત** વિ૦ [સં.] અતિરિક્ત; સિવાય; ભિન્ન [(૩) ઉત્તમતા; શ્રેષ્ઠતા
**વ્યતિરેક** પું૦ [સં.] અભાવ (૨) ભિન્નતા
**વ્યતીત** વિ૦ [સં.] વીતી ગયેલુ
**વ્યતીપાત** પું૦ [સં.] જ્યોતિષમાં અશુભ મનાતો ૧૭મો યોગ(૨)ઉત્પાત કે ઉપદ્રવ. **-તિયું** વિ૦ ઉપદ્રવ કરનારું; તોફાની
**વ્યત્યય** પું૦ [સં.] વ્યતિક્રમ
**વ્યથા** સ્ત્રી૦ [સં.] દુ:ખ; પીડા. **-થિત** વિ૦ [સં.] વ્યથા પામેલું; દુ:ખી
**વ્યભિચાર** પું૦ [સં.] પોતાના ગુણધર્મને વફાદાર ન રહેવું તે (૨) પરસ્ત્રીપુરુષનો આરો વ્યવહાર (૩) કર્તવ્યભ્રષ્ટતા (૪) નિયત સાહચર્ય ન હોવું તે [ન્યા.]. **-રિણી** વિ૦સ્ત્રી૦ [સં.] વ્યભિચારી સ્ત્રી. **-રી** વિ૦ [સં.] વ્યભિચાર કરનારું (૨) વ્યભિચારદોષવાળું (૩) પું૦ વ્યભિચારી માણસ [વ્યયવાળું
**વ્યય** પું૦[સં.]ખરચ;વાપર. **-યી** વિ૦[સં.]
**વ્યર્થ** અ૦ [સં.] ફોગટ; મિથ્યા (૨) વિ૦ નકામું; નિરર્થક. **૰તા** સ્ત્રી૦
**વ્યવચ્છેદ** પું૦ [સં.] જુદું પાડવું તે
**વ્યવધાન** ન૦[સં.] આડ; પડદો (૨) વિઘ્ન; એકાગ્રતામાં ભંગ
**વ્યવસાય** પું૦[સં.]કામકાજ કે તેની ખટપટ; ઉદ્યોગ (૨) નિશ્ચય. **-યી** વિ૦ [સં.] વ્યવસાયવાળું
**વ્યવસ્થા** સ્ત્રી૦ [સં.] બંદોબસ્ત; ગોઠવણ. **૰પક** પું૦[સં.]વ્યવસ્થા કરનાર;'મૅનેજર'. **-સ્થિત** વિ૦ વ્યવસ્થાયુક્ત; બરાબર ગોઠવેલું-ગોઠવાયેલું
**વ્યવહાર** પું૦ [સં.] વ્યાપાર; કામકાજ; ધંધો(૨)વર્તન (૩)લોકરીતિ(૪) પરસ્પર આપવાલેવાનો સંબંધ. **૰કુશળ, ૰દક્ષ** વિ૦ વ્યવહારની બાબતોમા કુશળ. **-રુ** વિ૦ વહેવારુ; વ્યવહાર્ય. **-ર્ય** વિ૦ [સં.] વહેવારમાં મુકાય કે ઉતારાય તેવું
**વ્યવહિત** વિ૦[સં.]વચ્ચે પડદાવાળું;ઢંકાયેલું
**વ્યષ્ટિ** સ્ત્રી૦ [સં.] સમષ્ટિનો પ્રત્યેક અંશ કે વ્યક્તિ
**વ્યસન** ન૦ [સં.] ટેવ; લત (૨) માદક પદાર્થ લેવાની ટેવ (૩) દુ:ખ (૪) આફત; જોખમ (૫) નાશ; ખુવારી. **-ની** વિ૦ [સં.] વ્યસનવાળું
**વ્યસ્ત** વિ૦ [સં.] વેરાયેલું (૨) ઊલટું (૩) વહેંચી નાખેલું;છૂટું પાડેલું(૪)'ઇન્વર્સ'[ગ.]
**વ્યંગ** વિ૦ [સં.]એકાદ અંગ વિનાનું; અપંગ (૨) જુઓ વ્યંગ્ય. **-ગાર્થ** પું૦ [સં.] જુઓ વ્યંગ્યાર્થ
**વ્યંગ્ય** વિ૦ [સં.] આડકતરી રીતે સૂચિત (૨) કટાક્ષથી કહેલું (૩) ન૦ વક્રોક્તિ; કટાક્ષ. **-ગ્યાર્થ** પું૦ શબ્દની વ્યંજના વૃત્તિથી સૂચિત થતો ગૂઢ અર્થ; વાચ્યાર્થ અને લક્ષ્યાર્થથી ભિન્ન એવો-વ્યંગ્ય અર્થ

**વ્યંજન** પું; ન૦ [સં.] સ્વરની મદદ વિના જેનો ઉચ્ચાર ન થઈ શકે તે વર્ણ
**વ્યંજના** સ્ત્રી૦[સં.] વ્યંગ્યાર્થનો બોધ કરવાની શબ્દની શક્તિ [વ્યા.] [નપુંસક
**વ્યંડલ(-ળ)** પું૦ [સં. વંડર; વિ+અંડ]
**વ્યાકરણ** ન૦ [સં.] ભાષાના શુદ્ધ પ્રયોગો, નિયમો વગેરેનું શાસ્ત્ર. **૦કાર** પું૦ વ્યાકરણ રચનાર; વૈયાકરણ. **૦શુદ્ધ** વિ૦ વ્યાકરણના દોષ વિનાનું
**વ્યાકુલ** [સં.], **-ળ** વિ૦ ગાભરું; બાવરું; ગભરાયેલું. **૦તા** સ્ત્રી૦
**વ્યાખ્યા** સ્ત્રી૦ [સં.] વસ્તુનું પૂરતું અને આવશ્યક વર્ણન (૨) વિસ્તૃત કે સ્પષ્ટ અર્થ; ટીકા. **૦તા** પું૦ [સં.] વ્યાખ્યાન કરનાર. **૦ન** ન૦ [સં.] ભાષણ; કોઈ વિષયનું વિસ્તારથી પ્રતિપાદન
**વ્યાઘાત** પું૦[સં.]વિઘ્ન; પ્રતિબંધ (૨) વિરોધ
**વ્યાઘ્ર** પું૦ [સં.] વાઘ. **૦ચર્મ**[સં.],**-ઘ્રાંબર** [+અંબર] ન૦ વાઘનું ચામડું
**વ્યાજ** ન૦ [સં. વિ + आजन्=નવું જન્માવવું -વધારવું]નાણાં વાપરવા બદલ મૂળ રકમ ઉપર આપવો પડતો વધારો. **૦ખાઉ** વિ૦ મોટે વ્યાજે નાણાં ધીરનારું; વ્યાજ પર કમાઈ કરનારું. **૦ખાદ(-ધ)** સ્ત્રી૦ નાણાં નકામાં પડી રહેવાથી કે મુદત પહેલાં પરત થવાથી આવતી વ્યાજની ખોટ. **૦ખોર** વિ૦જુઓ વ્યાજખાઉ. **૦મુદ્દલ** ન૦ વ્યાજ અને મુદ્દલનો ભેગો આંકડો; રાશ. **૦વટંતર** ન૦ વ્યાજ ને વટાવ વગેરેની ઊપજ. **૦વટું** ન૦ વ્યાજ અને વટાવનો ધંધો. **-જુ(૦કુ)** વિ૦ વ્યાજે ધીરેલું અથવા લીધેલું
**વ્યાધ** પું૦ [સં.] પારધી
**વ્યાધિ** પું૦;સ્ત્રી૦[સં.] રોગ;મરજ. **૦ગ્રસ્ત** વિ૦ [સં.] વ્યાધિમાં સપડાયેલું; રોગી
**વ્યાન** પું૦ [સં.] પંચપ્રાણમાંનો એક
**વ્યાપ** પું૦ [સં.] વ્યાપ્તિ; વિસ્તાર; પસારો. **૦ક** વિ૦ [સં.] સર્વ ઠેકાણે વ્યાપી રહેનારું (૨) વિશાળ. **૦કતા** સ્ત્રી૦. **૦વું** સ૦ક્રિ૦ [સં. व्याप्] અ૦ક્રિ૦ કોઈ ચીજની અંદર ફેલાવું (૨) પ્રસરવું; ફેલાવું
**વ્યાપાર** પું૦ [સં.] પ્રાણી કે પદાર્થની ક્રિયા (૨) ઉદ્યોગ; ધંધો (૩) વેપાર. **-રી** પું૦ વેપારી [અંતે)
**વ્યાપી** વિ૦ [સં.] વ્યાપક (પ્રાયઃ સમાસને
**વ્યાપ્ત** વિ૦ [સં.] વ્યાપેલું. **-પ્તિ** સ્ત્રી૦ [સં.] વ્યાપવું તે(૨)[ન્યા.] નિત્યસાહચર્ય (૩) સાધન અને સાધ્યનો સાહચાર્ય નિયમ
**વ્યામોહ** પું૦ [સં.] મોહ; અજ્ઞાન; ભ્રાંતિ
**વ્યાયામ** પું૦ [સં.] કસરત. **૦મંદિર** ન૦, **૦શાળા** સ્ત્રી૦ કસરતશાળા
**વ્યાલ** પું૦ [સં.] સાપ (૨) ચિત્તો; વાઘ
**વ્યાવર્તક** વિ૦[સં.] વ્યાવૃત્ત કરનારું; જુદું પાડનારું [(૨) વહેવારુ
**વ્યાવહારિક** વિ૦ [સં.] વહેવાર સંબંધી
**વ્યાવૃત્ત** વિ૦ [સં.] પાછું ફરેલું કે ફેરવેલું (૨) અલગ કરેલું કે થયેલું (૩) નિષિદ્ધ (૪) આચ્છાદિત; ઘેરાયેલું. **-ત્તિ** સ્ત્રી૦ વ્યાવૃત્ત થવું કે કરવું તે (૨) અભાવ
**વ્યાસ** પું૦[સં.]મહાભારત અને પુરાણોના કર્તા-એક ઋષિ (૨) બ્રાહ્મણની એક અટક (૩) જાડાઈ; વિસ્તાર (૪) વર્તુળના મધ્યબિન્દુમાંથી પસાર થઈ તેના પરિઘને બે બાજુ અડતી લીટી; 'ડાયેમીટર'[ગ.]. **૦જી** પું૦ વ્યાસ ઋષિ (માનાર્થે) (૨) (મહાભારતની)કથા કરનાર[લા.]. **૦પીઠ** સ્ત્રી૦;ન૦ વક્તા કે કથાકારને ઊભા રહેવાનું કે બેસવાનું ઊંચું સ્થાન
**વ્યાસંગ** પું૦ [સં.] મહાવરો; અભ્યાસ (૨) આસક્તિ; ભક્તિ. **-ગી** વિ૦ વ્યાસંગવાળું
**વ્યાળ** પું૦ જુઓ વ્યાલ [(૩) અવ્યવસ્થા
**વ્યુત્ક્રમ** પું૦ [સં.] ઊલટો ક્રમ (૨) ઉલ્લંઘન
**વ્યુત્ક્રાંત** વિ૦ [સં.]ઉલ્લંઘેલું; ઓળંગાયેલું. **-ંતિ** સ્ત્રી૦ બહાર નીકળવું-જતા રહેવું તે (૨)ઉલ્લંઘન (૩) મોટી ક્રાંતિ;ઊથલપાથલ
**વ્યુત્પત્તિ** સ્ત્રી૦ [સં.] શબ્દની મૂળ ઉત્પત્તિ [વ્યા.] (૨) વિદ્વત્તા; પ્રાવીણ્ય
**વ્યુત્પન્ન** વિ૦ [સં.] વિદ્વાન; પ્રવીણ (૨) સાધિત (શબ્દ) [વ્યા.]

વ્યૂહ પું૦ [સં.] સૈન્યની ગોઠવણી. ૦રચના સ્ત્રી૦ તેની રચના
૦વ્યોમ ન૦ [સં.] આકાશ
વ્રજ ન૦ [સં.] વૃંદાવન (ગોકુળ પાસે) (૨) ગોવાળોનું ગામ (૩) પું૦ સમૂહ. ૦ભાષા સ્ત્રી૦ એક બોલી-વ્રજ દેશની ભાષા. ૦વનિતા સ્ત્રી૦ વ્રજની સ્ત્રી; ગોપી. ૦વિહારી વિ૦ (૨) પું૦ વ્રજમાં વિહાર કરનાર (શ્રીકૃષ્ણ). -જાંગના સ્ત્રી૦ [સં.] ગોપી
વ્રજવું અ૦ક્રિ૦ [સં. व्रज्] જવું
વ્રણ પું૦; ન૦ [સં.] ઘા; નારું
વ્રત ન૦ [સં.] નિયમપૂર્વક આચરવાનું પુણ્યકર્મ (૨) અમુક કરવા ન કરવાનો ધાર્મિક નિશ્ચય. ૦ચર્યા સ્ત્રી૦ [સં.] વ્રત કરવું કે પાળવું તે. ૦ધારી વિ૦ વ્રત લેનારું. ૦ભંગ પું૦ વ્રતનો ભંગ; વ્રત તોડવું તે. -તી વિ૦ [સં.] વ્રતવાળું
વ્રીડા સ્ત્રી૦ [સં.] લાજ; શરમ
વ્રીહિ પું૦ [સં.] ચોખા
વ્રેહ પું૦ જુઓ વિરહ [પ.]

# શ

શ પું૦ [સં.] ચાર ઉષ્માક્ષરો (શ, ષ, સ, હ) માંનો પ્રથમ (ચવર્ગનો)
શક પું૦ [અ.] વહેમ; શંકા
શક પું૦ [સં.] એક પ્રાચીન જાતના લોક (૨) સંવત (૩) શાલિવાહને ચલાવેલો સંવત (ઈ. સ. ૭૮ થી)
શકટ ન૦ [સં.] ગાડું
શકતું ન૦ [પ્રા. सक्क (સં. शल्क)=છાલ] ફેલું; થૂથો
શકદાર વિ૦ [फा.] જેના પર શક જતો હોય તેવું
શકન,-નિયાળ જુઓ 'શુકન'માં
શકપ્રવર્તક વિ૦ [સં.] શક પ્રવર્તાવનારું; જેના સ્મરણમાં સંવત શરૂ થાય તેવું; યાદગાર
શકમંદ વિ૦ [फा.] સંશયગ્રસ્ત; શકવાળું
શકરખોર(-રો) પું૦ [फा.] એક પક્ષી (૨) મીઠી વાનીઓનો શોખીન
શકરટેટી સ્ત્રી૦ [પ્રા. शर्करा, फा. शकर+ટેટી] એક ફળ
શકરપારો પું૦ [फा. शकरपारा] ઘઉંની મીઠી તળેલી વાની
શકરિયું ન૦ એક કંદ
શકરો [फा. शिकरह], ૦બાજ પું૦ બાજ પક્ષી
શકવર્તી વિ૦ [સં.] જુઓ શકપ્રવર્તક
શકવું અ૦ક્રિ૦ [સં. शक्] શક્તિમાન થવું (૨) સંભવવું (મુખ્ય ક્રિ૦ ને સહાયક રૂપે જ વપરાય છે. જેમ કે, બોલી શકશે)
શકાર પું૦ [પ્રા. स (સં. सत्)+પ્રા. कार (ક્રિયા, આકૃતિ)] સકાર; બરકત; સાસ
શકુન ન૦ [સં.] ભાવિ શુભાશુભસૂચક ચિહ્ન; શુકન (૨) પક્ષી
શકુનિ ન૦ [સં.] પંખી (૨) ગીધ (૩) પું૦ દુર્યોધનનો મામો
શકુંત ન૦ [સં.] મોર (૨) શકુન; પક્ષી. ૦લા સ્ત્રી૦ [સં.] મેનકા અને વિશ્વામિત્રની પુત્રી; દુષ્યંતની પત્ની
શકે અ૦ [શકવું પરથી] જાણે કે [પ.]
શકોરું ન૦ [સં] ખટેરું; માટીનું કોડિયું
શક્કર સ્ત્રી૦ [फा. शकर; પ્રા. सक्करा] સક્કર; ખાંડ. ૦ટેટી સ્ત્રી૦ જુઓ શકરટેટી. ૦પારો પું૦ જુઓ શકરપારો. -રિયું ન૦ શકરિયું
શક્કલ સ્ત્રી૦ [જુઓ શિકલ] ચહેરો; સ્વરૂપ
શક્કાદાર વિ૦ ઘાટીલા સુંદર ચહેરાવાળું (૨) મોહક; ભભકાદાર
શક્કો પું૦ [અ. सिक्कह=છાપ કે शक्ल=ચહેરા ઉપરથી] ચહેરો; સુંદર ભવ્ય ચહેરો (૨) ઘરેણાં વગેરેની ભભક

**શક્તિ** સ્ત્રી૦ [સં.] સામર્થ્ય; બળ (૨) દેવી (૩) એક અસ્ત્ર. **૦પૂજક** વિ૦ (૨) પું૦ દેવીનો ઉપાસક. **૦પૂજા** સ્ત્રી૦ [સં.] દેવી-પૂજા. **૦મત્તા** સ્ત્રી૦ [સં.] શક્તિ હોવી તે; સામર્થ્ય. **૦માન** [સં.], **૦સંપન્ન** વિ૦ બળવાન; સમર્થ
**શક્ય** વિ૦ [સં.] બની શકે કે કરી શકાય એવું. **૦તા** સ્ત્રી૦ [સં.] સંભવ; શક્ય હોવું તે
**શક્ર** પું૦ [સં.] ઇંદ્ર. **–ક્રાણી** સ્ત્રી૦ [સં.] [ઇંદ્રાણી; શચી
**શખસ** પું૦ [અ. शख्स] માણસ
**શગ** સ્ત્રી૦ દીવાની જ્યોત
**શગડી** સ્ત્રી૦ કોલસા બાળવાનું એક સાધન; ચૂલાનું કામ દેતી એક બનાવટ; સગડી
**શગરામ** ન૦ જુઓ શિગરામ
**શચિ(–ચી)** સ્ત્રી૦ [સં.] ઇંદ્રાણી. **૦પતિ** પું૦ [સં.] ઇંદ્ર
**શઠ** વિ૦ [સં.] ધૂર્ત; લુચ્ચું (૨) તેવો માણસ. **૦તા** સ્ત્રી૦, **૦ત્વ** ન૦ [તેના રેસા
**શણ** ન૦ [સં.] ભીંડીની જાતનો એક છોડ(૨)
**શણગટ** પું૦ સણગટ; ઘૂંઘટ; ઘૂમટો
**શણગાર** પું૦ [સં. शृंगार; प्रा. सिंगार] શરીરને શોભાવનાર વસ્ત્ર, આભૂષણ વગેરે. **૦વું** સ૦ ક્રિ૦ સુશોભિત કરવું (૨) ઘરેણાં પહેરવાં
**શણગાવું** સ૦ક્રિ૦ સણગાવું; ફણગો ફૂટવો
**શણગો** પું૦ સણગો; અંકુર; ફણગો
**શણિયું** ન૦ ['શણ' ઉપરથી] શણનું કપડું
**શત** પું૦ [સં.] સો. **૦ક** ન૦ [સં.] સોનો સમુદાય (૨) સૈકું. **૦ક્રતુ** પું૦ [સં.] યજ્ઞ કરનાર (૨) ઇંદ્ર. **૦ગુણ** વિ૦ [સં.] સો ગણું. **૦ધા** અ૦ [સં.] સો રીતે. **૦દ્રુ** સ્ત્રી૦ [સં.] સતલજ નદી. **૦મુખ** વિ૦ [સં.] સો મુખવાળું (૨) સો રીતે થતું
**શતસાઈ** સ્ત્રી૦ [સં. शत ઉપરથી] સો શ્લોક-વાળો ગ્રંથ [ઉત્સવ
**શતાબ્દી** સ્ત્રી૦ [સં.] સૈકું (૨) સો વર્ષનો
**શતાવધાન** ન૦ [સં.] એકીસાથે સો વાતો પર ધ્યાન આપવું કે સાંભળી યાદ રાખવી તે કે તેવી શક્તિ. **–ની** વિ૦ શતાવધાનવાળું
**શતાંશ** પું૦ [સં.] સોમો ભાગ
**શત્રુ** પું૦ [સં.] વેરી; દુશ્મન. **૦ઘ્ન** પું૦ [સં.] લક્ષ્મણનો ભાઈ. **૦તા** સ્ત્રી૦, **૦ત્વ** ન૦[સં.] શત્રુવટ; દુશ્મનાઈ; **૦વટ** સ્ત્રી૦ દુશ્મનાવટ; વેર
**શનિ** પું૦ [સં.] એ નામનો ગ્રહ ( જુઓ ગ્રહ) (૨) શનિવાર(૩)નીલમ. [**–ની દશા** શ૦ પ્ર૦ દુર્ભાગ્ય; ભારે વિપત્તિનો સમય (સાડાસાત દિવસ,–માસ કે,–વર્ષ રહેતો મનાય છે)]. **૦વાર** પું૦ [સં.] અઠવાડિયાનો સાતમો દિવસ. **૦શ્ચર** પું૦ શનિ
**શનૈઃ** અ૦ [સં.] ધીમે ધીમે
**શનૈશ્ચર** પું૦ [સં.] જુઓ શનિશ્ચર
**શપથ** પું૦ [સં.] સોગંદ; કસમ
**શબ** ન૦ [સં.] મડદું
**શબનમ** ન૦ [फा.] ઝાકળ (૨) એવું ઝીણું ને મૃદુ મલમલનું કાપડ [ભીલડી
**શબરી** સ્ત્રી૦ [સં.] રામની પરમભક્ત એક
**શબ્દ** પું૦ [સં.] અવાજ (૨) બોલ; વચન (૩) અર્થયુક્ત એક કે વધારે અક્ષરોનો સમુચ્ચય [વ્યા.] **૦કોશ(–ષ)** પું૦ [સં.] ભાષાના શબ્દોના સંગ્રહનો ગ્રંથ. **૦ચિત્ર** ન૦ [સં.] શબ્દો દ્વારા આપેલો ચિતાર–દોરેલું ચિત્ર. **૦જાળ** સ્ત્રી૦ જુઓ વાગ્જાળ. **૦પ્રમાણ** ન૦ [સં.] શબ્દજ્ઞાનનું સાધન (૨) શાબ્દિક પુરાવો. **૦પ્રયોગ** પું૦ શબ્દનો પ્રયોગ–ઉપયોગ કે વાપર (૨) રૂઢિપ્રયોગ. **૦બ્રહ્મ** ન૦ [સં.] શબ્દરૂપી બ્રહ્મ–વેદ. **૦યોગી** વિ૦ નામ સાથે સંબંધમાં વપરાતું; નામયોગી (અવ્યય) [વ્યા ]. **૦રચના** સ્ત્રી૦ શબ્દોની ગોઠવણી; બોલવા લખવાની શૈલી. **૦વેધી** વિ૦ [સં.] માત્ર શબ્દ–અવાજને આધારે ધાર્યું બાણ મારનારું. **૦શક્તિ** સ્ત્રી૦ [સં.] શબ્દની અર્થબોધક શક્તિ (અભિધા, લક્ષણા અને વ્યંજના ). **–બ્દાતીત** વિ૦ [સં.] શબ્દથી ન વર્ણવી શકાય એવું. **–બ્દાર્થ** પું૦ [સં.] શબ્દનો અર્થ (૨) શાબ્દિક

અર્થ.-બ્દાલંકારપું૦[સં.]શબ્દરચનાની ચમત્કૃતિવાળો અલંકાર[કા.શા].-બ્દાળુ વિ૦ નકામા વધારેપડતા શબ્દોવાળું કે તેવી શૈલીનું; 'વર્બોઝ'
**શમ** પું૦ [સં.] શાંતિ (૨) ક્ષમા (૩) ઇંદ્રિયો અને વાસનાઓનું શાંત થવું તે. ૦તા સ્ત્રી૦ શાંતિ (૨) ક્ષમા; ધીરજ. ૦ન ન૦ [સં.] શાંત પડવું કે પાડવું તે. ૦વું [સં. શમ્] શાંત પડવું; ટાઢું પડવું (૨) નાશ પામવું
**શમશમવું** અ૦ ક્રિ૦ [સં. શમ્] હાલતું ચાલતું બંધ થઈ જવું (૨) શાંત થવું
**શમશેર** સ્ત્રી૦ [ફા.] તરવાર. ૦બહાદુર વિ૦ તરવાર ચલાવવામાં બહાદુર (એક ખિતાબ)
**શમળી** સ્ત્રી૦ એક પક્ષી; સમડી
**શમા** સ્ત્રી૦ [અ.] મીણબત્તી (૨) દીવો [લા.]
**શમિયાનો** પું૦ [જુઓ શામિયાનો] તંબૂ
**શમી** સ્ત્રી૦ [સં.] એક ઝાડ; સમડો. ૦પૂજન સમડીના વૃક્ષનું પૂજન (દશેરા પર થાયછે)
**શયતાન** પું૦ [અ.] ઈશ્વર સામે બળવો કરનાર એક ફિરસ્તો (૨) બદમાશ;સેતાન. -નિયત સ્ત્રી૦ બદમાસી
**શયદા** વિ૦ [ફા.] ઘેલું; ગાંડું (૨) પ્રેમઘેલું
**શયન** ન૦ [સં.] સૂવું તે (૨) પથારી. ૦ગૃહ ન૦ સૂવાનો ઓરડો
**શય્યા** સ્ત્રી૦ [સં.] પથારી
**શર** પું૦; ન૦ [સં.] બાણ
**શરચ્ચંદ્ર** પું૦ [સં.] શરદઋતુનો ચંદ્ર
**શરણ** ન૦ [સં.] આશ્રય; રક્ષણ; ઓથ. [**શરણે આવવું** = તાબે થવું]
**શરણાઈ** સ્ત્રી૦[ફા. સુર્નાઈ] ફૂંકીને વગાડવાનું એક વાદ્ય
**શરણાગત** વિ૦ [સં.] શરણે આવેલું. -તિ સ્ત્રી૦ શરણે આવવું તે
**શરણાર્થી** વિ૦ [સં.] શરણ ઇચ્છનારું
**શરણું** ન૦ શરણ; આશ્રય
**શરણ્ય** વિ૦ (૨) ન૦[સં.] શરણ દઈ શકે એવું
**શરત** સ્ત્રી૦ [અ. શર્ત] હોડ; કરાર; બોલી. -તી વિ૦ [ફા.] શરતને લગતું; શરતવાળું (૨) શરત કરી હોય તેવું
**શરત્પૂર્ણિમા** સ્ત્રી૦ [સં.] આશ્વિન પૂર્ણિમા; માણેકઠારી પૂનમ
**શરદ** સ્ત્રી૦ [સં.] આસોથી કાર્તિક માસ સુધી રહેતી ઋતુ (૨) વર્ષ [લા.]. ૦પૂનમ સ્ત્રી૦ શરત્પૂર્ણિમા [સળેખમ
**શરદી** સ્ત્રી૦ [ફા. સર્દી] ઠંડી; ભેજ (૨)
**શરદુ(-દો)ત્સવ** પું૦ [સં.] આશ્વિન પૂર્ણિમાનો-શરદ પૂનમનો ઉત્સવ
**શરબત** પું૦; ન૦ [અ.] ફળના રસનું બનાવેલું પીણું.-તી વિ૦ આછા રંગનું (૨) સ્ત્રી૦ એક જાતનું બારીક કાપડ
**શરમ** સ્ત્રી૦ [ફા. શર્મ] લજ્જા (૨) પ્રતિષ્ઠા; ઇજ્જત (૩) લયાનત -**માવવું** સ૦ ક્રિ૦ 'શરમાવું'નું પ્રેરક (૨) શરમ કે માન રાખી સમજે-માને એમ કરવું; શરમથી મનાવવું.-**માવું** અ૦ ક્રિ૦ શરમ આવવી (૨) ઝંખવાણું પડવું.-**માળ** વિ૦ શરમાય એવું; શરમવાળું. -**મિંદગી** સ્ત્રી૦ [ફા.] શરમ. -**મિંદુ** વિ૦ [ફા. શર્મિંદહ] શરમથી ઝંખવાણું પડી ગયેલું
**શરયુ(-યૂ)** સ્ત્રી૦ [સં.] જુઓ સરયુ
**શરવું** વિ૦ [જુઓ સરવું] તીક્ષ્ણ કાનનું
**શરવું** વિ૦તૈયાર જમીન ઉપર વરસાદની ધાર પડવાથી જે સુવાસ નીકળે છે તેવું. ઉદા૦ નવી માટલીનું પાણી શરવું શરવું લાગે છે
**શરવૃષ્ટિ** સ્ત્રી૦ [સં.] બાણનો વરસાદ
**શરસડો** પું૦ જુઓ શિરીષ
**શરાદિ(-ધિ)યાં** ન૦ બ૦વ૦ શ્રાદ્ધ પક્ષ; ભાદરવા વદના દિવસો
**શરાફ** પું૦ [અ. સર્રાફ] ધીરધારનો ધંધો કરનાર; નાણાવટી
**શરાફત** સ્ત્રી૦ [અ.] માણસાઈ; લાયકી
**શરાફી** સ્ત્રી૦ શરાફને લગતું (૨) ચોખ્ખું (૨) સ્ત્રી૦ નાણાવટું
**શરાબ** પું૦ [અ.] દારૂ. ૦ખોરી સ્ત્રી૦ દારૂની લત. ૦બાજી સ્ત્રી૦ શરાબનું વ્યસન; શરાબખોરી. -બી વિ૦ દારૂ પીનાર

**શરાવ** [સં.], **૦લું** ન૦ શકોરું; ચપણિયું
**શરાસન** ન૦ [સં.] ધનુષ્ય
**શરિયત** સ્ત્રી૦ [અ.] કુરાનનું અનુશાસન –ધાર્મિક નિયમો
**શરીફ** વિ૦ [અ.] ઊંચા કુળનું (૨) પ્રતિષ્ઠિત; આબરૂદાર (૩) પું૦ મોટા શહેરનો સરકારનિયુક્ત એક નાગરિક અધિકારી
**શરીર** ન૦ [સં.] દેહ. **૦ધારી** વિ૦ શરીરી. **૦યાત્રા** સ્ત્રી૦ [સં.] શરીરનો નિર્વાહ (૨) શરીરનો વ્યાપાર. **૦રચના** સ્ત્રી૦ શરીરની રચના. **૦વિદ્યા** સ્ત્રી૦ શરીરની રચના વગેરેનું વિજ્ઞાન; 'ફિઝિયોલોજી'. **૦સંપત્તિ** સ્ત્રી૦ [સં.] આરોગ્ય; શારીરિક શક્તિ. **૦સંબંધ** પું૦ [સં.] શરીર સાથેનો સંબંધ (૨) સંભોગ સંબંધ. **–રી** વિ૦ [સં.] શરીરવાળું (૨) પું૦ આત્મા
**શરુ** ન૦ [फा. सर्व] એક જાતનું ઝાડ; સરુ
**શરૂ** વિ૦ [અ. शुरूअ] આરંભાયેલું; ચાલુ. **૦આત** સ્ત્રી૦ આરંભ; પહેલ
**શર્કરા** સ્ત્રી૦ [સં.] સાકર; ખાંડ
**શર્મિષ્ઠા** સ્ત્રી૦ [સં] યયાતિની એક રાણી
**શર્વ** પું૦ [સં.] શિવ
**શર્વરી** સ્ત્રી૦ [સં.] રાત્રી. **૦પતિ, ૦શ**[+ईश] પું૦ ચંદ્ર
**શલભ** ન૦ [સં.] તીડ
**શલાકા** સ્ત્રી૦ [સં.] સળી (૨) પીંછી
**શલાવડું** ન૦ જુઓ શરાવલું
**શલ્ય** ન૦ [સં.] તીર (૨) કાંટો (૩) પું૦ માદ્રીનો ભાઈ
**શલ્યા** સ્ત્રી૦ [જુઓ શિલા] પથ્થરની છાટ
**શશ, ૦ક** પું૦; ન૦ [સં.] સસલું. **૦ધર** પું૦ [સં.] ચંદ્ર. **–શાંક** પું૦ [સં.] ચંદ્ર
**શશિકલા**[સં.],**–ળા** સ્ત્રી૦ ચંદ્રની કળા
**શશિકાંત** પું૦ [સં.] જુઓ ચંદ્રકાંત
**શશિયર** પું૦ [प्रा. ससहर (सं. शशधर)] ચંદ્ર
**શશિલેખા** સ્ત્રી૦ [સં.] શશિકળા
**શશી** પું૦ [સં.] ચંદ્ર
**શસ્ત્ર** ન૦ [સં.] (મારવાનું) હથિયાર. **૦ક્રિયા** સ્ત્રી૦ વાઢકાપ; 'ઑપરેશન'. **૦ધારી** વિ૦ શસ્ત્ર ધારણ કરનારું (૨) પું૦ યોદ્ધો. **૦પ્રયોગ** પું૦ વાઢકાપ; 'ઑપરેશન'. **૦યુદ્ધ** ન૦ શસ્ત્રાસ્ત્રથી–હિંસક યુદ્ધ. **૦વિદ્યા** સ્ત્રી૦[સં.] શસ્ત્ર વાપરવાની વિદ્યા. **–સ્ત્રાસ્ત્ર** ન૦ બ૦ વ૦ [સં.] શસ્ત્ર અને અસ્ત્ર; મારવાનાં તેમ જ ફેંકવાનાં હથિયાર
**શસ્ય** ન૦ [સં.] અનાજ
**શહાદત** સ્ત્રી૦ [અ.] શહીદ થવું તે
**શહાળી** સ્ત્રી૦ [सं. शेफालिका; प्रा. सेहालिआ] એક ફૂલઝાડ
**શહીદ** વિ૦ (૨) પું૦ [અ.] ધર્મયુદ્ધમાં પ્રાણ આપનાર. **–દી** સ્ત્રી૦ શહીદપણું
**શહૂર** ન૦ [अ. शुऊर] હોશ; આવડત
**શહેનશાહ** (શહે) પું૦[फा. शहनशाह] રાજાઓનો રાજા; સમ્રાટ. **૦ત** સ્ત્રી૦ સામ્રાજ્ય. **–હી** વિ૦ શહેનશાહ સંબંધી (૨) સ્ત્રી૦ શહેનશાહત
**શહેર** (શહે) ન૦ [फा. शह्र] નગર; મોટું ગામ. **–રી** વિ૦ શહેરનું કે તે સંબંધી (૨) પું૦ શહેરમાં વસનાર (૩) નાગરિક; 'સિટિઝન'
**શળ** પું૦ [सं. शलाका ઉપરથી] ગડીથી પડેલો આંકો; સળ (૨) સોળ
**શળી** સ્ત્રી૦ [सं. शलाका] સળી
**શંકર** પું૦ [સં.] શિવ. **–રાચાર્ય** પું૦ [સં.] કેવલાદ્વૈતના પ્રવર્તક આચાર્ય કે તેમણે સ્થાપેલ પીઠનો અધિપતિ
**શંકા** સ્ત્રી૦ [સં.] શક; સંદેહ; વહેમ (૨) કલ્પિત ભય (૩) ઝાડા પેશાબની હાજત. **૦વું** અ૦ ક્રિ૦ સંદેહમાં પડવું; વહેમાવું (૨) સંકોચાવું; શરમાવું. **૦શીલ** વિ૦ વહેમી. **૦સ્પદ** વિ૦ [સં.] જેને વિષે શંકા હોય તેવું. **–કિત** વિ૦ [સં.] શંકાવાળું
**શંકુ** ન૦ [સં.] ઉપર જતાં અણિયાળી થતી જતી ગોળ બેઠકની ઘન આકૃતિ (૨) હજાર અબજ
**શંખ** પું૦ [સં.] એક જાતના દરિયાઈ પ્રાણીનું કોટલું જેને ફૂંકવાથી અવાજ થાય છે (૨) આંગળી ઉપરનું તેના આકારનું ચિહ્ન

(૩) મૂર્ખ [લા.]. [૦જ્હૂં કેવો = દેવાળું કાઢવું (વ્યંગમાં)]

**શંખજીરું** ન૦ [સર૦ ફા. સંગજરાહત] એક સફેદ ચીકણો પથ્થર કે તેનો ભૂકો

**શંખણી** સ્ત્રી૦ [જુઓ શંખિની] કર્કશા, કંકાસિયણ સ્ત્રી [નાનો શંખ

**શંખલી** સ્ત્રી૦ નાનો શંખલો. -લો પું૦

**શંખિની** સ્ત્રી૦ [સં.] કામશાસ્ત્ર પ્રમાણેના ચાર વર્ગોમાંના એક વર્ગની સ્ત્રી (પદ્મિની, ચિત્રિણી, હસ્તિની અને શંખિની)

**શંઢ** પું૦ [સં.] ષંઢ; નપુંસક

**શંભુ** પું૦ [સં.] શિવ

**શંભુમેળો** પું૦ જુદી જુદી જાતો કે વસ્તુઓનો અવ્યવસ્થિત સમૂહ; ખીચડો (૨) અઢારે વર્ણનું સેળભેળ થવું તે

**-શઃ** અ૦[સં.]શબ્દને લાગતાં તે ક્રમે-હિસાબે એવો ભાવ બતાવે છે. ઉદા૦ શબ્દશઃ

**-શાઈ** વિ૦ [ફા.શાહી] નામને અંતે લાગતાં 'તેને લગતું, તે રીતનું, તેના જેવું' એવો અર્થ સૂચવે છે. ઉદા૦ વાણિયાશાઈ

**શાક** ન૦ [સં.] ન૦ ખાઈ શકાય તેવાં કંદ, ફળ, ભાજી

**શાકણ(-ણી)** સ્ત્રી૦ જુઓ શાકિની (૨) પિશાચી; ચુડેલ

**શાકપાંદડું** ન૦ શાકભાજી

**શાકબજાર** સ્ત્રી૦; ન૦ શાકનું બજાર

**શાકભાજી** સ્ત્રી૦ શાક ને ભાજી (૨) સામાન્ય કે નજીવું ગણી કઢાય એવું - મહત્ત્વ વિનાનું તે [લા.]

**શાકાહાર** પું૦[સં.]વનસ્પતિનો જ આહાર; અન્નાહાર. -રી વિ૦ (૨)પું અન્નાહારી; 'વેજિટેરિયન' [પિશાચી કે દેવી

**શાકિની** સ્ત્રી૦ [સં.] દુર્ગાના ગણમાંની એક

**શાકે** અ૦[સં શક ઉપરથી]શક સંવત પ્રમાણે

**શાક્ત** વિ૦[સં.] શક્તિ સંબંધી (૨) શક્તિ કે દેવીનું પૂજન (૩) પું૦ તેવો માણસ

**શાક્ય, ૦નંદન, ૦મુનિ, ૦સિંહ** પું૦ [સં.] ગૌતમ બુદ્ધ [જુઓ સાક્ષી

**શાખ** સ્ત્રી૦ આબરૂ; વટ (૨) અટક (૩)

**શાખા** સ્ત્રી૦ [સં.] ડાળી (૨) વિભાગ (૩) જુદાં જુદાં ગોત્રો કે મંડળોમાં પ્રચલિત વેદની સંહિતાનો પાઠ કે ક્રમનો ભેદ. ૦મૃગ પું૦ [સં.] વાંદરો

**શાગરિત(-દ), શાગિર્દ** [ફા.] પું૦ શિષ્ય; ચેલો (૨) સહાયક; મદદગાર

**શાઠ્ય** ન૦ [સં.] શઠતા

**શાણ** પું૦ [સં.] કસોટીનો પથરો

**શાણકું** ન૦ [જુઓ સાણકું, સાનક] શકોરું (૨) ભીખ માગવાનું પાત્ર

**શાણપ** સ્ત્રી૦, ૦ણ ન૦ [શાણું પરથી] ડહાપણ; ચતુરાઈ

**શાણું** વિ૦[પ્રા. સયાણ(સં. સજ્ઞાન)] ચતુર; ડાહ્યું

**શાતા** સ્ત્રી૦ [સં. શાત; પ્રા. સાત, સાતા] શાંતિ; ટાઢક; નિરાંત

**શાદી** સ્ત્રી૦ [ફા.] લગ્ન

**શાન** સ્ત્રી૦ [અ.] ભભકો (૨) દેખાવ; છટા; ઠબછબ. ૦દાર વિ૦ છટાદાર; ધારીલું (૨) નજરમાન

**શાપ** પું૦[સં.]બદદુવા. ૦વું સ૦ક્રિ૦[સં.શાપ] શાપ દેવો. -પિત વિ૦ [સં.] શાપ પામેલું

**શાબાશ** અ૦ [ફા.] સાબાશ; ધન્ય! વાહ!. -શી ધન્યવાદ; તારીફ [મૌખિક

**શાબ્દિક** વિ૦[સં.]શબ્દનું કે તેને લગતું (૨)

**શામક** વિ૦ [સં.] શમાવે એવું; શાન્તિકારક

**શામળ(-ળિયો)** પું૦ [સં.શ્યામલ] શ્રીકૃષ્ણ. -ળું વિ૦ કાળું. -ળો પું૦ શ્રીકૃષ્ણ

**શામિયાનો** પું૦ [ફા.] જુઓ સામિયાનો

**શામિલ** વિ૦ [અ.] સામેલ; ભળેલું; જોડાયેલું

**શાયર** પું૦ [અ. શાઅર] કવિ; વિદ્વાન. -રી સ્ત્રી૦ શાયરપણું (૨) કાવ્યકળા; કવિતા

**-શાયી** વિ૦ [સં.] (સમાસને અંતે) 'સૂનાર' પોઢનાર' એવા અર્થમાં (શેષશાયી)

**શાર** (શાʼ) પું૦ કાણું; છિદ્ર. ૦ડી સ્ત્રી૦ શાર પાડવાનું અણીદાર ઓજાર. ૦ડો પું૦ મોટી શારડી (૨) કૂવામાં વધારે પાણી લાવવા શાર પાડવો તે કે નળ જમીનમાં ઉતારી કૂવો બનાવવો તે; 'બોરિંગ'

**શારદા** સ્ત્રી૦ [સં.] સરસ્વતી. ૦પીઠ સ્ત્રી૦

વિદ્યાપીઠ (૨) શંકરાચાર્યની પશ્ચિમ ભારતની ગાદી કે મઠ (દ્વારકાનો)
**શારવું** (શા') સ૦ક્રિ૦ શાર પાડવો (૨) મહેણાંથી બાળવું [લા.]
**શારંગ** ન૦ [સં. શાર્ઙ્ગ] જુઓ સારંગ. ૦**ધર**, ૦**પાણિ** પું૦ વિષ્ણુ
**શારીરિક** વિ૦[સં.] શરીર સંબંધી
**શાર્દૂલ** પું૦[સં.] વાઘ.૦**વિક્રીડિત** પું૦[સં.] એક છંદ
**શાલ** પું૦ [સં.] સાગનું ઝાડ
**શાલ** સ્ત્રી૦[ફા.] ભરેલી કિનારનું ઓઢવાનું ઊનનું એક કીમતી વસ્ત્ર. ૦**દુશાલા** પું૦બ૦વ૦ માનાર્થે અપાતાં શેલાપાઘડી વગેરે [નિશાળ
**શાલા** સ્ત્રી૦[સં.] મકાન; ઘર (૨) પાઠશાળા;
**શાલિ** સ્ત્રી૦ [સં.] ડાંગર; શાળ
**શાલિગ્રામ** પું૦ [સં.] વિષ્ણુના પ્રતીક તરીકે પૂજાતો કાળો લીસો ગોળ પથ્થર
**શાલિની** પું૦ [સં.] એક છંદ (૨) વિ૦ સ્ત્રી૦ 'શાલી'નું સ્ત્રી૦ રૂપ
**શાલિવાહન** પું૦ [સં.] શક જાતિનો એક પ્રસિદ્ધ રાજા,જેનાથી શકસંવત ગણાય છે
**શાલિહોત્ર** પું૦ [સં.] ઘોડો (૨) ઘોડા વગેરે જાનવરોનું વૈદું. –**ત્રી** પું૦ અશ્વવૈદ્ય; જાનવરોનો વૈદ્ય; સાલોત્રી
-**શાલી** [સં.] વિ૦ નામને અંતે લાગતાં, 'વાળું' અર્થ બતાવે છે (પ્રભાવશાલી)
**શાલોપયોગી** વિ૦ [સં.] વિદ્યાર્થીઓને ઉપયોગી
**શાલ્મલિ** પું૦; ન૦ [સં.] એક ઝાડ; શીમળો
**શાવ**(૦**ક**) પું; ન૦ [સં.] બાળ; બચ્ચું
**શાશ્વત** વિ૦ [સં.] નિત્ય. ૦**તા** સ્ત્રી૦
**શાસક** પું૦ [સં.] શિક્ષા કરનાર (૨) રાજા; હાકેમ
**શાસન** ન૦ [સં.] શિક્ષા (૨) અમલ; રાજ્ય (૩) આજ્ઞા (૪) ઉપદેશ. ૦**તંત્ર** ન૦ રાજ્યતંત્ર. ૦**પદ્ધતિ** સ્ત્રી૦ રાજ્ય ચલાવવાની પદ્ધતિ
**શાસ્ત્ર** ન૦ [સં.] ધર્મગ્રંથ (૨) કોઈ પણ વિષયનું તાત્ત્વિક તેમ જ વ્યવસ્થિત જ્ઞાન. ૦**કાર** પું૦ [સં.] શાસ્ત્ર રચનાર. ૦**જ્ઞ** વિ૦ (૨)પું૦ શાસ્ત્ર જાણનાર.–**સ્ત્રાર્થ** પું૦[સં.] શાસ્ત્રવિષયક ચર્ચા (૨) શાસ્ત્રના અર્થની ચર્ચા. –**સ્ત્રી** પું૦ [સં.] શાસ્ત્ર જાણનાર (૨) એક બ્રાહ્મણ અટક. –**સ્ત્રીય** વિ૦ [સં.]શાસ્ત્રસંબંધી; શાસ્ત્રનું(૨)શાસ્ત્રશુદ્ધ. –**સ્ત્રીયતા** સ્ત્રી૦ શાસ્ત્રશુદ્ધ હોવું તે. –**સ્ત્રોક્ત** વિ૦ [સં.] શાસ્ત્રમાં કહેલું
**શાહ** પું૦ [ફા.] મુસલમાન રાજા; બાદશાહ (૨) શરાફ (૩) પ્રમાણિક–વટવાળો પુરુષ (૪) (કટાક્ષમાં) ચોર (૫) વાણિયાઓમાં એક અટક.૦**જાદી** સ્ત્રી૦પાદશાહની પુત્રી. ૦**જાદો** પું૦ પાદશાહનો પુત્ર.૦**જોગ** વિ૦, ૦**જોગી** વિ૦ સ્ત્રી૦ પ્રમાણિક (૨) સ્વીકારવા જોગ; કાયદેસર; લાવનારને નાણાં આપવાં પડે તેવી (હૂંડી)
**શાહમૃગ** ન૦ આફ્રિકાનું એક મોટું પક્ષી
**શાહી** વિ૦ [ફા.] શાહ સંબંધી (૨) સામ્રાજ્યનું, –ને લગતું
**શાહી** સ્ત્રી૦ [फा.सियाही] લખવામાં વપરાતો પ્રવાહી રંગીન પદાર્થ; સાહી. ૦**ચૂસ** પું૦; ન૦ સાહીને ચૂસી લે તેવો એક જાતનો કાગળ
**શાહુકાર** પું૦ [સં.साधु (प्रा. साहु) + कार] શરાફ; નાણાવટી (૨) વટવાળો; પ્રમાણિક (૩) (કટાક્ષમાં) ચોર; લુચ્ચો.–**રી** સ્ત્રી૦ શાહુકારપણું; પ્રમાણિકતા
**શાહુડી** સ્ત્રી૦ [સં. शल्यकी] જમીનમાં બોડ કરીને રહેતું એક અણીદાર પીછાંવાળું પ્રાણી; સાહુડી
**શાહેદ** પું૦ [अ. शाहिद] સાક્ષી પૂરનાર. –**દી** સ્ત્રી૦ સાક્ષી; પુરાવો (૨) પું૦ જુઓ શાહેદ; સાક્ષી
**શાળ** સ્ત્રી૦ [સં. शालि] ડાંગર
**શાળા** સ્ત્રી૦ જુઓ શાલા
-**શાળી** વિ૦ જુઓ –શાલી
**શાળી** સ્ત્રી૦ [જુઓ શાલિ] ડાંગર
**શાળોપયોગી** વિ૦ જુઓ શાલોપયોગી

**શાંકર(-રી)** વિ૦[સં.] શંકર સંબંધી (૨) શંકરાચાર્યનું

**શાંત** વિ૦[સં.] શાંતિયુક્ત. **-તિ** સ્ત્રી૦[સં.] વેગ, ક્ષોભ કે ક્રિયાનો અભાવ (૨) ક્લેશ-કંકાસ કે યુદ્ધનો અભાવ (૩) નીરવતા (૪) માનસિક કે શારીરિક ઉપદ્રવ કે વિકારનું મટી જવું તે (૫) ધીરજ; ખામોશ (૬) વિશ્રામ; નિવૃત્તિ. **-તિપાઠ** પું૦ શાંતિ થાય એ માટે થતો મંત્રનો પાઠ. **-તિમય** વિ૦ શાંતિથી ભરેલું

**શાર્ઙ્ગ** પું૦; ન૦ [સં.] ધનુષ્ય (૨) વિષ્ણુનું ધનુષ્ય. **૦ધર, ૦પાણિ** પું૦ [સં.] વિષ્ણુ

**શિકરાવવું** સ૦ક્રિ૦ 'શિકાવું'નું પ્રેરક

**શિકરાવું** અ૦ક્રિ૦ 'શિકારવું'નું કર્મણિ

**શિકલ** સ્ત્રી૦ [અ. શક્લ] મુખાકૃતિ; ચહેરો

**શિકસ્ત** સ્ત્રી૦[ફા.] પરાજય; હાર

**શિકાકઈ** સ્ત્રી૦મેલ કાપનારી એક વનસ્પતિ; ચિકાખાઈ

**શિકાયત** સ્ત્રી૦[અ.]ફરિયાદ; ભૂલ કાઢવી તે

**શિકાર** પું૦ [ફા.] ગમ્મત, ખોરાક કે કસરત માટે પશુપંખીને મારવાં તે;મૃગયા (૨) એ રીતે મારેલું કે મારવા યોગ્ય પ્રાણી(૩)ભોગ;ભક્ષ[લા.] [પ્રાયઃ)

**શિકારવું** સ૦ક્રિ૦ સ્વીકારવું (ઢૂંઢી માટે

**શિકારી(-રૂ)** વિ૦ [ફા.]શિકાર સંબંધી (૨) શિકાર કરનારું (૩) પું૦ શિકાર કરનાર; પારધી

**શિકોતર(-રી)** સ્ત્રી૦ [દે. સાંકોત્તરી=સ્ત્રી] શિકોતરા જેવી ભૂતડી. **-રૂ** ન૦ વળગેલું છૂટે નહિ તેવું ભૂત

**શિક્કલ** સ્ત્રી૦ જુઓ શિકલ

**શિક્કે** અ૦ સિક્કે; સુધ્ધાં; સહિત

**શિક્ષક** પું૦ [સં.] શિક્ષણ આપનાર

**શિક્ષણ** ન૦ [સં.] કેળવણી (૨) બોધ; ઉપદેશ. **૦પદ્ધતિ** સ્ત્રી૦શિક્ષણ આપવાની પદ્ધતિ. **૦શાસ્ત્ર** ન૦ શિક્ષણનું શાસ્ત્ર

**શિક્ષા** સ્ત્રી૦ [સં.] જ્ઞાન; બોધ; શિખામણ (૨) સજા (૩) એક વેદાંગ; ઉચ્ચારશાસ્ત્ર. **૦પત્રી** સ્ત્રી૦શિક્ષા-બોધ આપતું લખાણ કે ગ્રંથ(૨)સ્વામીનારાયણ સંપ્રદાયનો એક મુખ્ય બોધગ્રંથ. **-ક્ષિકા** સ્ત્રી૦ [સં.] સ્ત્રી શિક્ષક. **-ક્ષિત** વિ૦ [સં.] શિક્ષણ પામેલું

**શિખર** ન૦[સં.]પર્વતની ટોચ (૨) મથાળું; ટોચ. **-રિણી** પું૦ [સં.] એક છંદ

**શિખવણી** સ્ત્રી૦ભંભેરણી; છાની શિખામણ

**શિખવાડવું** અ૦ક્રિ૦ જુઓ શીખવવું (૨) ભંભેરવું; ઉશ્કેરવું [લા.]

**શિખંડ** પું૦ [દે. છિહંડઅ] દહીં ખાંડની બનાવાતી એક મીઠી વાની

**શિખંડી** પું૦[સં.]મોર(૨)દ્રુપદ રાજાનો પુત્ર

**શિખા** સ્ત્રી૦ [સં.] ચોટલી (૨) છોગું (૩) જ્યોત

**શિખાઉ** વિ૦ શીખતું (૨) બિનઅનુભવી

**શિખામણ** સ્ત્રી૦ [સર૦ પ્રા. સિક્ખાવણ (સં. શિક્ષણ)] બોધ; શિક્ષા; સલાહ

**શિગરામ** ન૦ સિગરામ; એક વાહન

**શિથિલ** વિ૦ [સં.] નરમ; ઢીલું પડી ગયેલું (૨) નિર્બળ (૩) થાકેલું. **૦તા** સ્ત્રી૦.

**શિફારસ** સ્ત્રી૦ જુઓ સિફારસ

**શિબિ** પું૦ [સં.] હોલાને માટે બાજને શરીર આપનાર પુરાણપ્રસિદ્ધ રાજા

**શિબિકા** સ્ત્રી૦ [સં.] પાલખી

**શિબિર** પું૦ [સં.] તંબૂ (૨) છાવણી

**શિયળ** ન૦ [જુઓ શીલ] સતીત્વ; સ્ત્રીનું પાવિત્ર્ય [સંપ્રદાયનું

**શિયા** વિ૦ [અ.] એ નામના મુસલમાની

**શિયાવિયા** વિ૦ ગભરાયેલું; બાવરું (૨) ભોંઠું પડી ગયેલું

**શિયાળ** પું૦; સ્ત્રી૦, **૦વું, -ળિયું** ન૦ [સં. શૃગાલ; પ્રા. સિઆલ] કૂતરાના વર્ગનું એક પ્રાણી

**શિયાળુ** વિ૦ શિયાળામાં થતું

**શિયાળો** પું૦ [સં. શીતકાલ; દે. સિઅહિ] (કાર્તિકથી માઘ મહિના સુધીની) ટાઢની ઋતુ

**શિર** ન૦ [સં.; સર૦ ફા. સર] માથું (૨) ટોચ; મથાળું (૩) લશ્કરની આગલી હાર. **૦શ્છત્ર** વિ૦ [સં.] માથાના છત્રરૂપ; પાલક; વડીલ. **૦શ્છેદ** પું૦ [સં.] માથું કાપી નાખવું તે. **૦છત્ર** વિ૦ શિરશ્છત્ર

**શિરજોરી** સ્ત્રી૰ [फा. सर + जोर ઉપરથી] જોરાવરી; જબરદસ્તી
**શિરતાજ** પું૰ [फा. सर + ताज] માથાનો મુગટ (૨) વડીલ; ઉપરી [લા.]
**શિરપેચ** પું૰ [સર૰ प्रा. सरपेच] પાઘડી કે ફેંટા પરનું છોગું; કલગી; તોરો
**શિરમોર** પું૰ [શિર + प्रा. मउड (सं. मुकुट)] માથાનો મુગટ (૨) સર્વશ્રેષ્ઠ તે [લા.]
**શિરસા** અ૰ [सं.] શિર વડે. **૰વંદ્ય** વિ૰ [सं.] માથું નમાવવા જેવું; માન્ય
**શિરસ્તેદાર** પું૰ [શિરસ્તો + દાર] અમલદારનો મુખ્ય કારકુન. **–રી** સ્ત્રી૰ શિરસ્તેદારનું કામ કે પદ
**શિરસ્તો** પું૰ [फा. सरिश्तह] પ્રથા; રિવાજ
**શિરા** સ્ત્રી૰ [सं.] રક્તવાહિની; નસ
**શિરાઈ** (રા') સ્ત્રી૰[अ. सुराही] ઊભા મોંનું પાણીનું એક વાસણ
**શિરામણ** (રા') ન૰, **–ણી** સ્ત્રી૰ નાસ્તો
**શિરાવવું** (રા') સ૰ક્રિ૰ નાસ્તો કરવો
**શિરીષ** ન૰ [सं.] એક ઝાડ (૨) તેનું ફૂલ
**શિરોઈ** (રો') સ્ત્રી૰ જુઓ શિરાઈ
**શિરોધાર્ય** વિ૰[सं.] માથે ચડાવવા–સ્વીકારવા યોગ્ય
**શિરોબિંદુ** ન૰[सं.] ઊંચામાં ઊંચું બિંદુ કે સ્થાન; ટોચ (૨) 'વર્ટેક્સ' [ગ.]
**શિરોભાગ** પું૰[सं.]ટોચનો કે માથાનો ભાગ
**શિરોમણિ** પું૰[सं.] ચૂડામણિ (૨) મુખ્ય; શ્રેષ્ઠ; નાયક [લા.]
**શિરોમાન્ય** વિ૰[सं.]માથે ચડાવવા–સ્વીકારવા લાયક
**શિલા** સ્ત્રી૰ [सं.] પથ્થરની છાટ. **૰છાપ** સ્ત્રી૰ શિલાઉપર કોતરીને કરેલું છાપકામ. **૰જિત** ન૰[सं.]ડુંગરનો રસ મનાતી એક પૌષ્ટિક ઔષધિ. **૰રોપણ** ન૰[+आरोपण] મકાન બાંધવામાં પ્રથમ તેનો પાયાનો પથ્થર મૂકવો તે–તેનો વિધિ. **૰લેખ** પું૰ પથ્થર ઉપર કોતરેલો લેખ
**શિલિંગ** પું૰ [इं.] એક અંગ્રેજી સિક્કો (બારેક આના જેટલો)
**શિલીંધ્ર** ન૰ [सं.] ટોપ; કૂતરાનો કાન
**શિલ્પ** ન૰[सं.] કારીગરી; કળા (૨) બાંધકામની કળા. **૰કાર** પું૰[सं.]કારીગર (૨) બાંધકામમાં પ્રવીણ માણસ. **૰શાસ્ત્ર** ન૰ [सं.] શિલ્પનું શાસ્ત્ર. **–લ્પી** વિ૰ શિલ્પને લગતું (૨) પું૰ શિલ્પશાસ્ત્રી (૩) કારીગર
**શિવ** વિ૰[सं.] શુભ; કલ્યાણકારી (૨) પું૰ શંકર; મહાદેવ (૩) ન૰ કલ્યાણ. **૰જી** પું૰(માનાર્થક)શિવ;મહાદેવ. **૰નિર્માલ્ય** ન૰ શિવને અર્પણ થયેલું તે (૨) તેની પેઠે ઉપયોગમાં ન લેવા જેવું તે. **૰માર્ગ** પું૰ શૈવ સંપ્રદાય. **૰રાત(–ત્રિ,–ત્રી)** સ્ત્રી૰ [सं. शिवरात्रि] માઘ વદિ ૧૪ની રાત. **૰લિંગ** ન૰ [सं.] શિવનું લિંગસ્વરૂપી પ્રતીક. **–વાલય** ન૰[सं.] શિવનું મંદિર
**શિશિર** સ્ત્રી૰[सं.] માઘ ને ફાગણ માસની ઠંડી ઋતુ
**શિશુ** પું૰; ન૰ [सं.] બાળક; બચ્ચું
**શિશુપાલ**[सं.],**–ળ** પું૰ચેદિ દેશનો પ્રસિદ્ધ રાજા જેનો શ્રીકૃષ્ણે વધ કર્યો હતો
**શિશૂડી** સ્ત્રી૰ [રવ૰] નાનો શિશૂડો. **–ડો** પું૰ પીસવો; સિસોટી
**શિશ્ન** ન૰[सं.] પુરુષની ગુહ્યેન્દ્રિય
**શિષ્ટ** વિ૰ [सं.] વિદ્વાન; સુશિક્ષિત (૨) સંભાવિત. **૰તા** સ્ત્રી૰, **–ષ્ટાચાર** પું૰[सं.] શિષ્ટોમાં ચાલતો આવેલો વ્યવહાર; શિષ્ટોનો આચાર (૨) સભ્ય રીતભાત (૩) આદરસત્કાર (૪) સભ્યતા દેખાડવા ખાતર કરવાનો આચાર
**શિષ્ય** પું૰[सं.] ચેલો; વિદ્યાર્થી. **૰વૃત્તિ** સ્ત્રી૰ શિષ્યને તેના ખર્ચ પેટે મળતી (નાણાંની) મદદ. **–ષ્યા** સ્ત્રી૰ સ્ત્રી શિષ્ય
**શિસ્ત** સ્ત્રી૰ [फा. शस्त = નેમ] નિયમબદ્ધ વર્તન; 'ડિસિપ્લીન'. **૰પાલન** ન૰ શિસ્ત પાળવી–શિસ્તમાં રહેવું તે. **૰બદ્ધ** વિ૰ શિસ્તવાળું; શિસ્તપૂર્વક
**શિંગ** સ્ત્રી૰ [हि. सिंगा] કઠોળની કે તેના જેવી બીવાળી પાપડી
**શિંગ** ન૰[प्रा.सिंग (सं.शृंग)] જુઓ શિંગડું. **૰ડાટવું** સ૰ક્રિ૰ શિંગડા વડે ઉપરાઉપરી

મારવું. ૦ટી સ્ત્રી૦ નાનું શિંગડું (૨) બંદૂકનો દારૂ ભરવાની શિંગડાઘાટની નળી. ૦ડું ન૦ પશુના માથા ઉપરનો અવયવ (૨) એવા આકારનું એક વાદ્ય; રણશિંગડું. –ગાળ(–ળું) વિ૦ શિંગડાંવાળું. –ગી વિ૦ શિંગડાંવાળું (૨) સ્ત્રી૦ રણશિંગડું

**શિંગોડી** સ્ત્રી૦ [સં. શૃંગાટક=શિંગોડું] જેને શિંગોડાં થાય છે તે વેલો. –ડું ન૦ પાણીમાં થતી એક વેલનું ફળ (૨) એના આકારનું એક દારૂખાનું

**શીકર** પું૦; ન૦[સં.] સીકર; પાણીની છાંટ; ફરફર [નળી

**શીકલી,શીકી** સ્ત્રી૦ બળદને મોઢે બંધાતી

**શીકું** ન૦ [સં. શિક્ય; પ્રા. સિક્કય] (ખાદ્ય મૂકવાનો) અધ્ધર લટકાવાય એવો ઝોળી જેવો ઘાટ; શીંકું

**શીકે** અ૦ [જુઓ સિકે] સુધ્ધાં

**શીખ** સ્ત્રી૦ [સં. શિક્ષા] શિખામણ (૨) વિદાયગીરી કે તે વેળા અપાતી ભેટ

**શીખ** સ્ત્રી૦ [ફા. સીખ] અણીદાર પોલો લોઢાનો સળિયો (થેલામાંથી અનાજ કાઢવા માટેનો)

**શીખ** પું૦[સં.શિષ્ય]ગુરુ નાનકના સંપ્રદાયનો અનુયાયી

**શીખવવું** સ૦ક્રિ૦ [પ્રા. સિક્ખવ (સં. શિક્ષય્)] ભણાવવું (૨) ભંભેરવું, ઉશ્કેરવું [લા.]

**શીખવું** સ૦ક્રિ૦ [સં. શિક્ષ્] ભણવું; જ્ઞાન મેળવવું

**શીખે** અ૦ [જુઓ શીકે] સુધ્ધાં

**શીઘ્ર** વિ૦ [સં.] સત્વર (૨) અ૦ જલદી. ૦કવિ પું૦ શીઘ્ર કવિતા બનાવે તેવો કવિ. ૦કવિતા સ્ત્રી૦, ૦કાવ્ય ન૦ કશી પણ પૂર્વતૈયારી વિના તરત જ બનાવેલી કવિતા. ૦તા સ્ત્રી૦ ઝડપ; ઉતાવળ

**શીડવું** સ૦ ક્રિ૦ સીડવું; (કાણું, ફાટ વગેરે) પૂરવું; પૂરીને બંધ કરવું (૨) બીડવું (૩) (દેવું) વાળવું

**શીત** વિ૦ [સં.] ટાઢું; ઠંડું (૨) ન૦ શરીર ઠંડું પડી જવું તે. ૦કટિબંધ પું૦ (એક) ધ્રુવ આસપાસનો શીતળ કટિબંધ પ્રદેશ

**શીતલ** વિ૦ [સં.] ઠંડું. ૦તા સ્ત્રી૦

**શીતલા** સ્ત્રી૦ [સં.] બળિયા (૨) શીતલામા. ૦મા સ્ત્રી૦ બળિયાના રોગની દેવી

**શીતળ, ૦તા** જુઓ 'શીતલ'માં

**શીતળા (૦મા)** જુઓ 'શીતલા'માં. ૦સાતમ સ્ત્રી૦ શ્રાવણ સુદ કે વદ સાતમ

**શીતાંશુ** પું૦ [સં.] ચંદ્ર [એવું; મધ્યમ

**શીતોષ્ણ** વિ૦ [સં.] અતિ ગરમ કે ઠંડું નહિ

**શીદ (૦ને)** અ૦ શા માટે? શું કામ?

**શીદી** પું૦ [ફા.] સીદી; હબસી

**શીધું** ન૦ રસોઈની કાચી સામગ્રી; સીધું

**શીમળ(–ળો)** પું૦ [સં. શાલ્મલિ] એક ઝાડ

**શીરીન** વિ૦ [ફા.] મીઠું; મધુર

**શીરું** ન૦ શીરા જેવો રગડો; ખીરું

**શીરો (શીં')** પું૦ [ફા.] એક મીઠી વાની (૨) જુઓ શીરું

**શીર્ણ** વિ૦ [સં.] તૂટીફૂટી ગયેલું (૨) જીર્ણ (૩) ચીમળાઈ કે સુકાઈ ગયેલું

**શીર્ષ** ન૦ [સં.] શીશ; માથું. ૦ક [સં.] માથું (૨) ખોપરી (૩) માથાનો ટોપ (૪) મથાળું (લખાણનું) (૫) વિ૦ (અંતે સમાસમાં) 'મથાળાવાળું' એ અર્થમાં. –ર્ષાસન ન૦ [+આસન] માથા ઉપર ઊભા રહેવાનું એક યોગાસન

**શીલ** ન૦ [સં.] સ્વભાવ (૨) વર્તણૂક (૩) ચારિત્ર્ય (૪) શિયળ (૫) વિ૦ (સમાસને અંતે) '–ના સ્વભાવવાળું; –ની ટેવવાળું' એવા અર્થમાં ઉદા૦ 'દાનશીલ'. ૦વંત (–તુ), ૦વાન [સં.] વિ૦ શીલવાળું

**શીશ** ન૦ [પ્રા. સીસ (સં. શીર્ષ)] માથું. ૦ફૂલ ન૦ માથામાં પહેરવાનું એક ઘરેણું

**શીશમ** ન૦ સીસમ

**શીશમહેલ** પું૦ [ફા.શીશહ+મહલ] દીવાલો પર કાચ જડ્યા હોય એવી ઓરડી કે મકાન

**શીશી** સ્ત્રી૦ કાચનું (દવા ઇ૦ ભરવા વપરાતું) એક પાત્ર; બાટલી. [૦સુંઘાડવી=વાઢકાપ કરવા કલોરોફૉર્મની દવા સૂંઘાડી મૂર્છા

આણવી]. **-શો** પું૦ [फा. शीशह] મોટી શીશી. [**શીશામાં ઉતારવું** = છેતરીને કાબૂમાં લેવું - વશ કરવું]

**શીળ, ૦વતું, ૦વાન** જુઓ 'શીલ'માં

**શીળવા** પું૦, **શીળશ** ન૦ જુઓ શીળી

**શીળી** સ્ત્રી૦ [प्रा.सीअलिया (सं.शीतलिका)] ઓચિંતાં ઢીમણાં થઈ આવવાનો એક રોગ. **૦સાતમ** સ્ત્રી૦ જુઓ શીતલાસાતમ

**શીળું** વિ૦ [प्रा. सीअल (सं. शीतल)] ઠંડું. **-ળો** પું૦ છાંયો

**શીંકલી** સ્ત્રી૦ જુઓ શીકલી

**શીંકી** સ્ત્રી૦ પડિયાપતરાળાંની બાંધેલી થોકડી (૨) શીંકલી

**શીંકું** ન૦ જુઓ શીકું [જુઓ 'શિંગ'માં

**શીંગ, ૦ડી, ૦ડું, -ગાળી, -ગાળું, -ગી**

**શીંગોડી,-ડું** 'જુઓ 'શિંગોડી'માં

**શુક** પું૦ [सं] પોપટ (૨) શુકદેવ. **૦દેવ** પું૦[सं.]વ્યાસના પુત્ર-ભાગવતના કથાકાર

**શુકન** ન૦ જુઓ શકુન (૨) સારા-શુભ શકુન. **-નિયાળ** વિ૦ શકુનવાળું

**શુકર** પું૦ [अ. शुक्र] આભાર; ઉપકાર (૨) સુભાગ્ય (૩) ફતેહ. **-રાના** પું૦બ૦વ૦ ઉપકાર માનવો તે (૨) જેજેકાર (૩) ફતેહ [ભરાતું બજાર-ગુજરી

**શુક્કરવાર** પું૦જુઓ શુક્રવાર. **-રી** શુક્રવારે

**શુક્તિ** સ્ત્રી૦ [सं.] છીપ [(૩)ન૦ વીર્ય

**શુક્ર** પું૦[सं.] એ નામનો ગ્રહ (૨) શુક્રવાર

**શુક્ર** પું૦[अ.] જુઓ શુકર. **૦ગુજારી** સ્ત્રી૦ [फा.] આભાર માનવો તે

**શુક્રવાર** પું૦અઠવાડિયાનો એક દિવસ (૨) ભલીવાર;ઢંગ; રામ. **-રી** સ્ત્રી૦ શુક્કરવારી

**શુક્રાચાર્ય** પું૦ દૈત્યોના ગુરુ (૨) કાણો માણસ [લા.]

**શુક્રાના** પું૦બ૦વ૦ [फा.] જુઓ શુકરાના

**શુક્લ** વિ૦ [सं.] સફેદ; ધોળું (૨) પું૦ બ્રાહ્મણોનો પુરોહિત (૩) એક બ્રાહ્મણ અટક.**૦પક્ષ** પું૦;ન૦સુદ પક્ષ;અજવાળિયું

**શુચિ** વિ૦ [सं.] શુદ્ધ; પવિત્ર (૨) સ્ત્રી૦ શુદ્ધતા; શુચિતા. **૦તા** સ્ત્રી૦, **૦ત્વ** ન૦

**શુદ્ધ** વિ૦ [सं.] ચોખ્ખું; સ્વચ્છ (૨) પવિત્ર (૩) દોષરહિત (૪) ભેળસેળ વિનાનું (૫) સ્ત્રી૦ શુદ્ધિ; સૂધ; ભાન; ખબર [પ.]. **-દ્ધાદ્વૈત** ન૦[+ अद्वैत] શ્રી વલ્લભાચાર્યે સ્થાપેલો મત

**શુદ્ધિ** સ્ત્રી૦[सं.]પવિત્રતા; શુદ્ધતા; સ્વચ્છતા (૨) પ્રાયશ્ચિત્ત કરી પવિત્ર થવું તે (૩) ધર્માંતર કરેલાને ધાર્મિક ક્રિયા કરી મૂળ ધર્મમાં પાછું આણવું કે તેણે આવવું તે (૪) ભાન; જાગૃતિ. **૦પત્ર(૦ક)** ન૦ છાપની ભૂલોના સુધારાની યાદી

**શુની** સ્ત્રી૦ [सं.] કૂતરી

**શુભ** વિ૦[सं.] મંગળપ્રદ; કલ્યાણકારી(૨) ન૦ ભલું; કલ્યાણ. **૦ચિંતક** વિ૦ શુભેચ્છક. **૦મસ્તુ** શ૦પ્ર૦ [सं.] 'ભલું થાઓ' એવું આશીર્વચન. **-ભેચ્છક** વિ૦ [+सं. इच्छक] શુભ ઇચ્છનારું; હિતેચ્છુ. **-ભેચ્છા** [+ इच्छा]શુભ થાઓ એવી ઇચ્છા. **-ભોપમાલાયક** વિ૦ [+ ઉપમા + લાયક]શુભ ઉપમાઓને લાયક(પત્રલેખનમાં વિશેષણ)

**શુભ્ર** વિ૦[सं.] ઉજ્જ્વળ (૨) સફેદ

**શુમાર** પું૦[फा.] સુમાર; આશરો; અડસટ્ટો (૨) હિસાબ; ગણતરી. **-રે** અ૦ આશરે; અંદાજથી; અડસટ્ટે

**શુલ્ક** ન૦ [सं.] દાયજો; સ્ત્રીધન (૨)કન્યાની કિંમત તરીકે વર પાસેથી લેવાતું ધન (૩) મૂલ્ય; કિંમત (૪) ભાડું (૫) જકાત; દાણ

**શુશ્રૂષા** સ્ત્રી૦ [सं.] સેવાચાકરી [સ્ત્રી૦

**શુષ્ક** વિ૦[सं.]સૂકું; રસ વગરનું; લૂખું. **૦તા**

**શું** સ૦ વસ્તુવાચક પ્રશ્નાર્થ સર્વનામ (શું કહો છો ?)(૨)બેપરવાઈ કે તુચ્છકાર બતાવવા પ્રશ્નાર્થમાં વપરાય છે (તારાથી શું થાય તેમ છે ?) (૩) વિ૦ કયું, કઈ જાતનું એ અર્થમાં સવાલ પૂછતાં વપરાય છે (તે શો પદાર્થ છે ?) (૪) આશ્ચર્યસૂચક (શો રોફ !) (૫) પ્રશ્નાર્થસૂચક ('શો વિચાર છે ?')(૬)કેટલાક પ્રયોગોમાં 'કંઈ' 'શુંય' જેવો અર્થ થાય છે (શુંતું

શું થઈ ગયું) (૭) બને અથવા બધા સરખા એવો ભાવ બતાવવા બે શું વપરાય છે. (શું મોટા, શું નાના) (૮) અ૦ પ્રશ્નવાચક (તમે આવવાના છો શું?)

**શું** [પ્રા. સિઉ (સં. સમ)] સરખું જેવું (નામને છેડે) જેમ કે, 'તાબરાશું મોં'

**શું** અ૦ [અપ૦ સહું(સં. સહ)] સાથે; સહિત. 'રામનામશું તાળી લાગી' [પ.]

**શુંડ** પું૦, **-ડા** સ્ત્રી૦ [સં.] હાથીનો લાંબો નાક જેવો અવયવ; સૂંઢ

**શુંય** વિ૦ શું; કંઈ (અનિશ્ચિતાર્થક. ઉદા૦ 'શું કહ્યું હશે ને શું સમજ્યો')

**શૂકર** પું૦[સં.]ભૂંડ; સૂકર. **-રી** સ્ત્રી૦ભૂંડણ

**શૂડમૂઢ** વિ૦ ગભરાટથી સૂનમૂન જેવું

**શૂદ્ર** પું૦ [સં.] ચોથી વર્ણનો માણસ

**શૂધ** સ્ત્રી૦ શુદ્ધિ; ભાન; જાગૃતિ. ૦**બૂધ** સ્ત્રી૦ સૂધબૂધ; ભાન; સંજ્ઞા (૨) અક્કલ; સમજ

**શૂન** સ્ત્રી૦ [જુઓ શૂન્ય] મીંડું. ૦**કાર** પું૦ ઉજ્જડપણું; નીરવતા (૨) (ચિત્તની) શૂન્ય સ્થિતિ. ૦**મૂન** વિ૦ સાવ મૂક જેવું; સૂનમૂન

**શૂન્ય** વિ૦ [સં.] ખાલી (૨) અસત (૩) ભાન કે સંજ્ઞા વિનાનું (૪) (સમાસને છેડે) રહિત; વિનાનું. ઉદા૦ જ્ઞાનશૂન્ય (૫) ન૦ મીંડું (૬) અભાવ. ૦**મનસ્ક** વિ૦ [સં.] શૂન્ય મનવાળું

**શૂર** વિ૦ [સં.] બહાદુર; પરાક્રમી (૨) પું૦ શૂરવીર (૩) ન૦ શૌર્ય; જુસ્સો. ૦**વીર** વિ૦ (૨) પું૦ બહાદુર; હિંમતવાન. **-રાતન** ન૦ શૌર્ય. **-રું** વિ૦ શૂરવાળું; શૂરવીર

**શૂર્પ** ન૦ [સં.] સૂપડું. ૦**ણખા** સ્ત્રી૦ [સં.] રાવણની બહેન

**શૂલ** ન૦ [સં.] ભાલા જેવું એક પ્રાચીન અસ્ત્ર (૨) શૂળી (૩) ત્રિશૂલ (૪) કાંટો (૫) શૂળ ભોંકાયા જેવું દરદ. ૦**પાણિ** પું૦ [સં.] શંકર

**શૂળ** ન૦ જુઓ શૂલ (૨) સ્ત્રી૦ (સીધો, લાંબો) કાંટો

**શૂળી** સ્ત્રી૦ [સં. શૂલિકા] જમીનમાં રોપેલો અણીવાળો મોટો જાડો સળિયો, જેના પર પરોવી મોતની શિક્ષા કરવામાં આવે છે તે કે તેની શિક્ષા

**શૃગાલ** ન૦ [સં.] શિયાળ

**શૃંખલા** સ્ત્રી૦ [સં.] સાંકળ (૨) બેડી. ૦**બદ્ધ** વિ૦ શૃંખલાથી બંધાયેલું (૨) ક્રમબદ્ધ

**શૃંગ** ન૦ [સં.] શિખર; ટોચ (૨) શિંગડું

**શૃંગાર** પું૦[સં.] વિલાસ; રતિ (૨) તે માટેની સ્ત્રીપુરુષની એકબીજા પ્રત્યેની સ્પૃહા (૩) શૃંગાર રસ (૪) શણગાર. **-રી** વિ૦ [સં.] શૃંગાર સંબંધી (૨) કામી

**શૃંગી** વિ૦ [સં.] શિંગડાવાળું (૨) શિખરવાળું (પર્વત)

**શેક** પું૦ શેકવું તે

**શેકવું** સ૦ ક્રિ૦ દેવતા ઉપર નાખી ચડાવવું કે ખરું કરવું (૨) ગરમ લૂગડાં કે પાણી વગેરે દ્વારા ગરમી આપવી (શરીરના કોઈ ભાગને) (૩) બાળવું; દુઃખી કરવું [લા.]

**શેખ** પું૦ [અ.] આરબોની ટોળીનો ઉપરી (૨) મુસલમાનોની એક જાતનો આદમી (૩) એક મુસલમાન અટક. ૦**ચલ્લી** પું૦ હવાઈ કિલ્લા બાંધનાર (૨) આળસુ અને તરંગી આદમી

**શેખર** પું૦ [સં.] મુગટ; કિરીટ (૨) માથા પર પહેરવાની માળા (૩) શિખર (૪) (નામને અંતે) '-માં શ્રેષ્ઠ' (મુનિશેખર)

**શેખસલ્લી** પું૦ જુઓ શેખચલ્લી

**શેખાઈ** સ્ત્રી૦ પતરાજી; બડાઈ

**શેખી** સ્ત્રી૦ [ફા.] જુઓ શેખાઈ. ૦**ખોર** વિ૦ બડાઈ હાંકનાર

**શેઠ** પું૦ [પ્રા. સેટ્ઠિ (સં. શ્રેષ્ઠિન્)] મોટો આબરૂદાર વેપારી; શાહુકાર (૨) વાણિયો (૩) ધણી; માલિક (નોકરનો) (૪) વેપારી વગેરેને સંબોધતાં વપરાતો શબ્દ (૫) એક અટક. **-ઠાઈ** સ્ત્રી૦ શેઠપણું. **-ઠાણી** સ્ત્રી૦ શેઠ કે શેઠની સ્ત્રી. **-ઠિયો** પું૦ શાહુકાર (૨) માથે ગોરો એવો બળદ

**શેડ** (શે') સ્ત્રી૦ [પ્રા. સેઢિ, -ઢી (સં. શ્રેઢી)] ધારા; ધાર (૨) એના જેવો અણીદાર

ભાગ; શગ [લા.]. ૦કઢું વિ૦ તરતનું જ દોહેલું (દૂધ)
**શેડા** પું૦ બ૦ વ૦ લીંટના લબકા
**શેઢો** પું૦ [જુઓ છેડો] ખેતરની ચોમેર ખેડયા વિનાની છોડાતી પટ્ટી, જ્યાં ચાર ઊગે છે
**શેતરંજ** પું૦ [અ. शतरंज] રમત; ચતુરંગ
**શેતરંજી** પું૦ [फा. शतरंजी] એક જાતનું રંગીન ભાતીગળ પાથરણું
**શેતાન** પું૦ જુઓ શયતાન. **-નિયત** સ્ત્રી૦ શેતાનપણું. **-ની** વિ૦ તોફાની (૨)સ્ત્રી૦ શેતાનિયત
**શેતૂર** ન૦ [फा. शहतूत] એક ઝાડ (જેનાં પાંદડાં પર રેશમના કીડા ઊછરે છે) (૨) તેનું ફળ [ચાળીસમો ભાગ
**શેર** પું૦ [દે. सेर] એક તોલ – મણનો
**શેર** પું૦ [फा.] વાઘ; સિંહ (૨) ચિત્તો
**શેર** (શે) સ્ત્રી૦ [અ. शिअर] કવિતા; કવિતાની કડી (ફારસી, ઉર્દૂ વગેરે)
**શૅર** પું૦ [ઇં.] ધંધા માટેની પંત્યાળી મૂડી કે ભાગીદારીનો નિયત ભાગ (૨) તેનું ખત
**શેરડી** સ્ત્રી૦ એક વનસ્પતિ -જેના સાંઠામાંથી ગોળ ને ખાંડ બને છે; શેલડી (૨) નાનો સાંકડો શેરડો–રસ્તો
**શેરડો** પું૦ પગવાટ (૨) લોહી તરી આવવાથી મોં પર પડતો લિસોટો (૩) સુકાઈ ગયેલા આંસુના રેલાના ડાઘ (૪) ધ્રાસકો (૫) ઠંડું પાણી પીતાં અંદર પેટ સુધી થતી ઠંડકની લિસોટા જેવી અસર
**શૅરદલાલ** (શે) પું૦ શૅરનો (તે લેવા-વેચવા માટે) દલાલ [બજાર
**શૅરબજાર** (શૅ) ન૦ શૅરની લેવડદેવડનું
**શેરવાણી(-ની)** સ્ત્રી૦ [હિં.] એક પ્રકારનો લાંબો (ઉત્તર હિંદુસ્તાની) કોટ
**શેરવું** અ૦ ક્રિ૦ જુઓ છેરવું
**શેરામણ** ન૦ જુઓ છેરામણ
**શેરિયું** ન૦ શેર વજનનું માપ. **-યો** પું૦ શેર વજનનું કાટલું [પોળ
**શેરી** સ્ત્રી૦ [દે. सेरी] સાંકડી ગલી (૨) ફળિયું;

**શેરો** (શેરો') પું૦ અરજી વગેરે પર અધિકારીએ ટૂંકમાં કરેલું ટિપ્પણ
**શેલડી** સ્ત્રી૦ જુઓ શેરડી
**શેલું** ન૦ કસબી ઉપરણો–ખેસ (૨) (અમુક કોમની) વિધવાએ પહેરવાનો ખાસ એક સાલ્લો (૩) સ્ત્રીઓનું કસબી પાલવવાળું એક કીમતી વસ્ત્ર
**શેલો** પું૦ [દે. सेल्ली = દોરડું ઉપરથી] દોહતી વખતે ગાયને પગે બાંધવાનું દોરડું
**શેવ** સ્ત્રી૦ સેવ; ચણાના લોટની લાંબી સળી જેવી એક તળેલી વાની (૨) ઘઉંની કરાતી એ જ આકારની એક વાની
**શેવાલ** સ્ત્રી૦ [સં.] લીલ; સેવાળ
**શેવાલ(-ળ)** સ્ત્રી૦ [સં. स्वेद] બાફ; વરાળ
**શેવાળ** સ્ત્રી૦ લીલ; સેવાળ
**શેષ** વિ૦[સં.]બાકી રહેલું (૨) પું૦ શેષનાગ (૩) શેષ ભાગ (૪) સ્ત્રી૦ પ્રસાદ (૫) ભાગાકારમાં વધતી રકમ [ગ.]. **૦શાયી** પું૦ [સં.] વિષ્ણુ
**શેહ** (શે) સ્ત્રી૦ [फा. शह] હરાવવું તે; દબાવવું તે (૨) દાબ; છાપ (૩) શેતરંજની રમતમાં સામાના રાજાને નાસવું પડે તેવી રીતે પોતાનું મહોરું ગોઠવવું તે (૪) પતંગના પેચ થાય ત્યારે એકદમ દોરી જવા દેવી તે [માટે (પ્રશ્નાર્થક)
**શેં** (શેં૦) અ૦ શા કારણે; શાથી (૨) શા
**શૈત્ય** ન૦[સં.] ઠંડક
**શૈથિલ્ય** ન૦[સં.]શિથિલતા; મંદતા; ઢીલાશ
**શૈલ** પું૦ [સં.]પર્વત. **૦કન્યા,૦જા,૦તનયા** સ્ત્રી૦ [સં.] પાર્વતી. **૦રાજ** પું૦ [સં.] હિમાલય [રીત; ઇબારત
**શૈલી** સ્ત્રી૦ [સં.] ઢબ; રીત (૨) લખાણની
**શૈલેશ** પું૦ [સં.] હિમાલય
**શૈવ** વિ૦[સં.]શિવ સંબંધી(૨)પું૦શિવભક્ત
**શૈશવ** ન૦[સં.] બાળપણ
**શોક** (શો) પું૦ [અ.] જુઓ શોખ
**શોક** (શોક,)સ્ત્રી૦ સપત્ની;પતિની બીજી સ્ત્રી
**શોક** પું૦[સં.] ખેદ; દિલગીરી; સંતાપ(૨) મરણ પછી શોક વ્યક્ત કરવાનો લોકાચાર. **૦જનક** વિ૦ શોક ઉત્પન્ન કરનારું

**શોકપગલું** (શોક,) ન૦ મરેલી શોક નડે નહિ એમ માની ગળામાં પહેરાતું માદળિયું કે ઘરેણું [શોકથી પીડિત

**શોકાતુર,શોકાર્ત** વિ૦ [+ આતુર, આર્ત]

**શોકિયું** ન૦ જુઓ સોગિયું

**શોકીન** (શૉ) વિ૦ [અ.] શોખીન

**શોખ** (શૉ) પું૦ [જુઓ શોક અ.] હોંસ; ઇચ્છા; કોડ (૨) મોજમજા; રંગબાજી. **–ખી(૦ન)** વિ૦ શોખ કરનારું; શોખ મારનારું

**શોગ** પું૦ [જુઓ શોક સં.] સોગ; શોક

**શોગિયું** ન૦ જુઓ સોગિયું

**શોચ** પું૦ [સં. શુચ્ ઉપરથી] શોક (૨) ફિકર (૩) પસ્તાવો. **૦ના** સ્ત્રી૦ શોક. **૦નીય** વિ૦ [સં.] શોચ કરવા યોગ્ય. **૦વું** સ૦ક્રિ૦ શોચ કરવો (૨) વિચારવું. **–ચ્ય** વિ૦ [સં.] શોચનીય

**શોણિત** ન૦ [સં.] લોહી

**શોધ** પું૦; સ્ત્રી૦ [સં.] શોધવું તે; ખોળ; તપાસ (૨) શોધેલી વસ્તુ. **૦ક** વિ૦ (૨) પું૦ [સં.] શોધ કરનાર. **૦ખોળ** સ્ત્રી૦ શોધવું તે; તપાસ કરવી તે

**શોધન** ન૦, **૦ના** સ્ત્રી૦ [સં.] શોધવું તે (૨) સ્વચ્છ કરવું તે; શુદ્ધિ (૩) પરીક્ષા

**શોધવું** સ૦ ક્રિ૦ [સં. શુધ્] ખોળવું; તપાસ કરવી (૨) પરીક્ષા કરવી (૩) દોષ દૂર કરવા; શુદ્ધ કરવું (૪) ન જાણેલી વસ્તુ નવી ખોળી કાઢવી

**શોધિત** વિ૦ [સં.] શોધેલું; ખોળેલું (૨) તપાસેલું (૩) શુદ્ધ કરેલું

**શૉફર** પું૦ [ઇં.] મોટર હાંકવાનો ધંધો કરનાર

**શોભવું** અ૦ ક્રિ૦ [સં. શુભ્] સુંદર દેખાવું (૨) છાજવું; લાયક હોવું કે દેખાવું

**શોભા** સ્ત્રી૦ [સં.] સુંદર દેખાવ; સૌંદર્ય (૨) પ્રતિષ્ઠા; આબરૂ [લા.]. **૦યમાન** વિ૦ [સં.] શોભીતું; શોભાવાળું. **૦સ્પદ** વિ૦ [+આસ્પદ] શોભાવે તેવું. **–ભીતું** શોભતું; સારું દેખાતું [પું૦ કોલાહલ

**શોર** પું૦ [ફા.] કોલાહલ; ઘોંઘાટ. **૦બકોર**

**શોષ** પું૦ [સં.] શોષાવું તે; પ્યાસ; સોસ. **૦ક** વિ૦ શોષી લેનારું. **૦ણ** ન૦ [સં.] શોષવું તે; શોષાવું તે. **૦વું** સ૦ ક્રિ૦ [સં. શુષ્] ચૂસી લેવું; ચૂસી ચૂરું કરી નાખવું. **–ષાવું** અ૦ ક્રિ૦ ['શોષવું'નું કર્મણિ] ચુસાવું; સુકાઈ જવું. **–ષિત** વિ૦ [સં.] શોષાઈ ગયેલું

**શૌચ** ન૦ [સં.] સ્વચ્છતા; પવિત્રતા (૨) મલોત્સર્ગ. **૦કૂપ** પું૦ પાયખાનું; સંડાસ

**શૌરસેની** સ્ત્રી૦ [સં.] એક પ્રાકૃત ભાષા

**શૌર્ય** ન૦[સં.] શૂરતા; પરાક્રમ; બહાદુરી. **૦ગીત** ન૦વીરરસનું ગીત; શૌર્યનું વર્ણનાત્મક કે પ્રેરણાત્મક ગીત

**શૌહર** પું૦[ફા.] સ્વામી; પતિ

**શ્મશાન** ન૦[સં.] મડદાં બાળવાનું સ્થાન. **૦ભૂમિ(–મી)** સ્ત્રી૦મસાણ. **૦વૈરાગ્ય** પું૦ [સં.] ક્ષણિક વૈરાગ્ય [લા.]. **–નિયો** પું૦ ડાઘુ; મસાણિયો

**શ્મશ્રુ** સ્ત્રી૦ [સં.] દાઢી (૨) મૂછ

**શ્યામ** વિ૦[સં.] કાળું (૨) પું૦ કાળો રંગ (૩) શ્રીકૃષ્ણ. **૦લ** વિ૦ [સં.] લીલું (૨) કાળું; શામળું. **૦સુંદર** પું૦ [સં.]શ્રીકૃષ્ણ. **–મા** સ્ત્રી [સં.] સોળ વર્ષની જુવાન સ્ત્રી

**શ્યાલ(૦ક)** પું૦ [સં.] સાળો

**શ્યેન** પું૦ [સં.] બાજ

**શ્રદ્ધા** સ્ત્રી૦[સં.] આસ્થા; વિશ્વાસ. **૦ળુ** **(–ળુ)** વિ૦ [સં. શ્રદ્ધાલુ] શ્રદ્ધાવાળું. **–દ્ધાંજલિ** સ્ત્રી૦ [+ અંજલિ] શ્રદ્ધાપૂર્વક આપેલી અંજલિ (શ્રાદ્ધ તરીકે). **–દ્ધેય** વિ૦ [સં.] શ્રદ્ધા રાખવા યોગ્ય

**શ્રમ** પું૦[સં.] થાક (૨) મહેનત; તકલીફ. **૦જીવી** વિ૦ [+ સં. જીવિન્] શારીરિક શ્રમ કરીને ગુજરાન મેળવનાર ('બુદ્ધિજીવી'થી ઊલટું)

**શ્રમણ** પું૦ [સં.] બૌદ્ધ કે જૈન સાધુ. **૦સંસ્કૃતિ** સ્ત્રી૦ બૌદ્ધ અને જૈન કાળમાં પ્રવર્તેલી સંન્યાસપ્રધાન સંસ્કૃતિ. **–ણી** સ્ત્રી૦ સાધ્વી

**શ્રમવિભાગ** પું૦ કામ કરવાની મહેનતના ભાગ પાડવા તે; તેની વહેંચણી

**શ્રમિત** વિ૦ [સં.] મહેનત કરીને થાકેલું
**શ્રવણ** ન૦[સં.] સાંભળવું તે (૨) વેદાધ્યયન (૩) બાવીસમું નક્ષત્ર (૪) પું૦ કાન (૫) અંધ માબાપને કાવડમાં બેસાડી તીર્થયાત્રા કરાવનાર-અંધક મુનિનો પુત્ર. **૦ગોચર** વિ૦[સં.]કાનથી સાંભળી શકાય તેવું. **–ણેંદ્રિય** સ્ત્રી૦ [સં.] કાન
**શ્રવવું** સ૦ક્રિ૦ [સં. શ્રુ] શ્રવણ કરવું [પ.]
**શ્રાદ્ધ** ન૦ [સં.] પિતૃઓની તૃપ્તિ માટે શ્રદ્ધાથી કરાતી તર્પણક્રિયા. **૦કર્મ** ન૦, **૦ક્રિયા** સ્ત્રી૦ [સં.] શ્રાદ્ધ કરવું તે (૨) શ્રાદ્ધની ક્રિયા
**શ્રાપ** પું૦ જુઓ શાપ
**શ્રાવક** વિ૦[સં.]સાંભળનાર(૨) પું૦ જૈન કે [બૌદ્ધ ગૃહસ્થ
**શ્રાવણ** પું૦ [સં.] વિક્રમસંવતનો દશમો મહિનો (૨) શ્રવણ નં. ૫ (૩) શ્રવણ કરાવવું તે. [**૦ભાદરવો વહેવો** = ચોધાર આંસુ ચાલવાં]. **–ણી** સ્ત્રી૦[સં.] શ્રાવણ મહિનાની પૂનમ; બળેવ
**શ્રાવિકા** સ્ત્રી૦[સં.]શ્રાવક–જૈન કે બૌદ્ધ–સ્ત્રી
**શ્રાવ્ય** વિ૦[સં.] સાંભળવા યોગ્ય(૨)સાંભળીને માણવાનું નાટક ('દૃશ્ય'થી ઊલટું)
**શ્રાંત** વિ૦[સં.] થાકેલું. **–ંતિ** સ્ત્રી૦[સં.]થાક
**શ્રી** પું૦[સં.] લખાણના આરંભમાં વપરાતો મંગળ શબ્દ (૨) 'શ્રીમાન, શ્રીમતી'નો સંક્ષેપ(નામની આગળ લગાડાતો આદર બતાવનારો શબ્દ) (૩) સ્ત્રી૦ લક્ષ્મી (૪) સૌંદર્ય; શોભા. **૦કંઠ** પું૦[સં.] શિવ;મહાદેવ. **૦ખંડ** પું૦મોર; શિખંડી(૨)શિખંડ (૩) ન૦ [સં.] ચંદન. **૦ગણેશાય નમઃ** શ૦પ્ર૦ (મંગળ તરીકે) ગણેશને નમસ્કાર (૨)પું૦બ૦વ૦ પ્રારંભ. **૦જી** પું૦ (માનાર્થે બ૦વ૦)પ્રભુ; વિષ્ણુ(૨)સહજાનંદસ્વામી. **૦પાંચ** વિ૦નામ પૂર્વે માનવાચક પૂર્વંગ (ધન, ધાન્ય, પશુ, પુત્ર અને દીર્ઘાયુષ એ પાંચ શોભા). **૦ફળ** ન૦ નાળિયેર. **૦મત્** વિ૦ [સં.] શ્રીમાન. **૦મતી** વિ૦ સ્ત્રી૦ [સં.] 'શ્રીમાન'નું સ્ત્રીલિંગ. **૦મંત** વિ૦તવંગર (૨) રાજાઓના નામ આગળ મુકાતો શબ્દ. **૦મંતાઈ** સ્ત્રી૦શ્રીમંતપણું. **૦માન** વિ૦[સં.] ધનવાન (૨) શોભાવાન (૩) નામની આગળ મુકાતો આદરસૂચક શબ્દ. **૦મુખ** ન૦ ભવ્ય અને સુંદર મુખ; પૂજ્ય અને પવિત્ર પુરુષનું મુખ('આપ પોતે, સ્વમુખે' એમ માનાર્થે વપરાય છે). **૦યુત** વિ૦ [સં.] શ્રીમાન પુરુષના નામ આગળ મુકાતો આદરસૂચક શબ્દ
**શ્રુત** વિ૦[સં.] સાંભળેલું. **૦લેખન** ન૦ સાંભળીને લખવું તે; 'ડિક્ટેશન'
**શ્રુતિ** સ્ત્રી૦ [સં.] સાંભળવું તે (૨) કાન (૩) સાંભળેલી વાત; કિંવદંતી (૪)વેદ (૫) ધ્વનિ; અવાજ
**શ્રેઢી** સ્ત્રી૦ [સં.] 'પ્રોગ્રેશન' [ગ.]. **૦ફલ** (–ળ) શ્રેઢીનો સરવાળો [ગ.]
**શ્રેણિ(–ણી)** સ્ત્રી૦ [સં.] પંક્તિ; હાર
**શ્રેય** ન૦ [સં] મોક્ષ (૨) કલ્યાણ; હિત; શુભ. **૦સ્કર** વિ૦[સં.] શ્રેય કરે એવું
**શ્રેષ્ઠ** વિ૦[સં.] સર્વોત્તમ; ઉત્કૃષ્ટ. **૦તા** સ્ત્રી૦
**શ્રેષ્ઠી** પું૦[સં.] શેઠ; મહાજનનો આગેવાન
**શ્રોણિ(–ણી)** સ્ત્રી૦[સં.] થાપો; નિતંબ
**શ્રોતા** પું૦[સં.] સાંભળનાર. **૦જન** પું૦;ન૦, **૦(–તૃ)વર્ગ** પું૦ સાંભળનારો સમુદાય
**શ્રોત્ર** પું૦;ન૦[સં.] કાન. **–ત્રિય** વિ૦[સં.] વેદ ભણેલો (૨) પું૦ વેદાભ્યાસી બ્રાહ્મણ
**શ્લાઘા** સ્ત્રી૦[સં.]વખાણ;સ્તુતિ;પ્રશંસા. **–ઘ્ય** વિ૦ [સં.] વખાણવા યોગ્ય; પ્રશંસાપાત્ર
**શ્લિષ્ટ** વિ૦[સં.] જોડેલું; ભેટેલું; મળેલું (૨) શ્લેષવાળું. **–તા** સ્ત્રી૦
**શ્લેષ** પું૦[સં.]બે અર્થવાળા શબ્દોનો પ્રયોગ (૨) આલિંગન
**શ્લેષ્મ** ન૦ [સં.] કફ
**શ્લોક** પું૦[સં.] ચાર ચરણનું પદ (૨) અનુષ્ટુભ છંદનું પદ (૩)(સમાસને અંતે) કીર્તિ; યશ (ઉદા૦ પુણ્યશ્લોક)
**શ્વપચ, શ્વપાક** પું૦ [સં.] ચંડાળ
**શ્વશુર** પું૦[સં.] સસરો
**શ્વશ્રૂ** સ્ત્રી૦[સં.] સાસુ

**શ્વસન** ન૦[સં.] શ્વાસ લેવો તે (૨) પવન
**શ્વાન** પું૦[સં.] કૂતરો. ૦**નિદ્રા** સ્ત્રી૦ [સં.] કૂતરાની ઊંઘ; અર્ધજાગ્રત અવસ્થા. ૦**વૃત્તિ** સ્ત્રી૦ હડે થવા છતાં ટુકડો મળતાં દોડવાની વૃત્તિ
**શ્વાસ** પું૦ [સં.] નાકથી વાયુ લેવો મૂકવો તે (૨) દમ; હાંફ. ૦**નળી** સ્ત્રી૦ જે દ્વારા શ્વાસ ફેફસામાં જાય છે તે નળી. **–સોચ્છ્વાસ** [સં.], **–સોચ્છ્વાસ** [+ઉચ્છ્વાસ] પું૦ શ્વાસ લેવો અને મૂકવો તે
**શ્વેત** વિ૦ [સં.] સફેદ. ૦**પત્ર** પું૦ અમુક હકીકત વિષે બયાન આપતો સરકારી ખરીતો. ૦**પિંડ** પું૦ 'પિટ્યુટરી ગ્લૅન્ડ'. **–તાંબર** પું૦ [+અંબર] સફેદ વસ્ત્રવાળો (૨) જૈન ધર્મનો એ નામનો એક સંપ્રદાય કે તેનો અનુયાયી

# ષ

**ષ** પું૦ [સં.]ચાર ઉષ્માક્ષરોમાંનો (ટવર્ગનો) બીજો
**ષટ** વિ૦ [સં. षट्,–ड्,–ण्] છ
**ષટ્કર્મ** ન૦બ૦વ૦ [સં.] બ્રાહ્મણનાં છ કર્મ (અધ્યયન, અધ્યાપન, દાન, પ્રતિગ્રહ, યજન અને યાજન) (૨) તાંત્રિક છ કર્મ (જારણ, મારણ, ઉચ્ચાટન, મોહન, સ્તંભન અને વિધ્વંસન)(૩)યોગનાં છ કર્મ (ધૌતિ, બસ્તી, નેતી, નૌલિ, ત્રાટક અને કપાલભાતી)
**ષટ્કોણ** પું૦, **–કોણાકૃતિ** સ્ત્રી૦ [સં.] છ ખૂણાવાળી આકૃતિ: 'હેક્ઝેગોન [ગ.]
**ષટ્ચક્ર** ન૦બ૦વ૦ શરીરમાં ગુદાથી બ્રહ્મરંધ્ર સુધીનાં મનાતાં છ ચક્રો (મૂળાધાર, લિંગ, નાભિ, હૃત્, કંઠ, મૂર્ધ) [યોગ]
**ષટ્પદ** વિ૦ છ પગવાળું (૨) પું૦ ભમરો
**ષટ્સંપત્તિ** સ્ત્રી૦ [સં.] વેદાંતના અધિકારીમાં હોવા જોઈતા છ ગુણ (શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન)
**ષડંગ** ન૦બ૦વ૦[સં.]વેદનાં છ અંગ(શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ, જ્યોતિષ)
**ષડ્ઋતુ** સ્ત્રી૦ છ ઋતુઓ (વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત અને શિશિર)
**ષડ્જ** પું૦[સં.] સંગીતના સપ્તસ્વરોમાંનો પહેલો (સા)
**ષડ્દર્શન** ન૦બ૦વ૦ [સં.] વૈદિક તત્ત્વજ્ઞાનનાં છ દર્શનો (સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, મીમાંસા અને વેદાંત)
**ષડ્યંત્ર** ન૦ [સં.] કાવતરું
**ષડ્રસ** પું૦ બ૦ વ૦ [સં.] છ રસ (મીઠો, ખારો, ખાટો, તીખો, કડવો અને તૂરો)
**ષડ્રિપુ** પું૦બ૦વ૦ [સં.] મનુષ્યના છ આંતર શત્રુઓ (કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર)
**ષષ્ટિ** સ્ત્રી૦ [સં.] સાઠ. ૦**પૂર્તિ** સ્ત્રી૦ [સં.] સાઠ વર્ષ પૂરાં થવાં તે કે તેનું પર્વ
**ષષ્ઠ** વિ૦[સં.] છઠ્ઠો. **–ષ્ઠાંશ** પું૦ [+અંશ] છઠ્ઠો ભાગ.**–ષ્ઠી** સ્ત્રી૦છઠ(૨) છઠ્ઠી વિભક્તિ (૩) બાળકના જન્મનો છઠ્ઠો દિવસ
**ષંઢ** પું૦[સં.] નપુંસક
**ષોડશ** વિ૦[સં.]સોળ. ૦**કલા** [સં.], **–ળા** સ્ત્રી૦ બ૦વ૦ (ચંદ્રની) સોળ કળાઓ. **–શી** સ્ત્રી૦ [સં.] સોળનો સમૂહ (૨) દશ મહાવિદ્યાઓમાંની એક. **–શોપચાર** પું૦બ૦વ૦ [+उपचार] પૂજનના ૧૬ ઉપચાર (આવાહન, આસન, અર્ઘ્ય પાદ્ય, આચમન, મધુપર્ક, સ્નાન, વસ્ત્રાભરણ, યજ્ઞોપવીત, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, તાંબૂલ, પરિક્રમા, વંદન)

**સ** પુંo[સં.]ચાર ઉષ્માક્ષરોમાંનો (ત વર્ગનો) ત્રીજો (૨) નામ પૂર્વે લાગતાં પ્રાયઃ 'સાથે, સહિત' કે ક્યાંક 'સમાન' અર્થમાં બહુવ્રીહિ સમાસ બનાવે છે (સકુટુંબ)
**સ** [સં. सु] એક પૂર્વગ. 'સુ, સારું' એ અર્થમાં (સપૂત)
**સઈ** પુંo [સં. सूचिक; પ્રા. सूइअ] દરજી
**સકડવું** સoક્રિo [પ્રા. संकड, संकुड (સં. संकट, संकुट) ઉપરથી] તાણીને બાંધવું
**સકરકંદ** નo [પ્રા. सक्करा (સં. शर्करा) કે फा. शकर + કંદ]મીઠા સ્વાદવાળું એક કંદ; શક્કરિયું
**સકરટેટી** સ્ત્રીo જુઓ શકરટેટી
**સકરપારો** પુંo જુઓ શકરપારો
**સકર્મક** વિo[સં.] જેને કર્મ હોય તેવું (ક્રિયાપદ) [શાળી; નસીબવાન
**સકર્મી** વિo [સ (સં. सु) + कर्मन्] ભાગ્ય-
**સકલ** [સં.], **-ળ** વિo સર્વ; તમામ
**સકંજો(-જો)** પુંo [फा. शिकंजह] અપરાધીઓને શિક્ષા કરવાનો એક સંચો; હેડ (૨) સખત પકડવાનું યંત્ર (૩) કાબૂ; કબજો [લા.]
**સકામ** વિo[સં.] કામનાવાળું; કામનાથી કરેલું (૨) ફળની ઇચ્છાવાળું (૩) સ્વાર્થબુદ્ધિવાળું
**સકાર** પુંo ઢંગ; આવડ (૨) સ્વાદ; સત્ત્વ
**સક્કર** સ્ત્રીo [પ્રા. (સં. शर्करा), फा. शकर] સાકર; ખાંડ. **oખોર** પુંoસાકર ખાનારો જીવડો (૨) મીઠી વસ્તુઓ બહુ ભાવતી હોય તેવો માણસ. **oટેટી** સ્ત્રીo જુઓ સકરટેટી. **oપારો** પુંo જુઓ સકરપારો
**સક્કસ** વિo [જુઓ કસવું] સારી રીતે કસેલું; ખૂબ ખેંચેલું (૨) સખત; મજબૂત
**સક્કાદાર** વિo જુઓ શક્કાદાર
**સક્કો** પુંo ચહેરો (૨) રોફ; ભપકો
**સક્રિય** વિo[સં.] ક્રિયાયુક્ત; અમલી
**સખણું** વિo અડપલું નહિ તેવું; સાલસ (૨) જંપવાળું; ઉધમાત વિનાનું
**સખત** વિo [જુઓ સખ્ત] કઠણ (૨) દૃઢ; મજબૂત (૩) કઠોર; નિર્દય (૪) આકરું; થકવી નાખે તેવું (૫) ખૂબ; હદથી જ્યાદે (સખત ભીડ) (૬) કડક; ઉગ્ર (૭) આગ્રહભર્યું; જોરદાર (સખત ભલામણ) (૮) મુશ્કેલ
**સખતળી** સ્ત્રીo જોડાની અંદર નાખવામાં આવતું નરમ છૂટું પડ
**સખતાઈ, સખતી** સ્ત્રીo કડકાઈ; કઠોરતા (૨) જુલમ (૩) બંધી; પ્રતિબંધ
**સખળડખળ** વિo[સં. स्खल् + ડખોળવું] ઢીલું પડી ગયેલું; હાલતું
**સખા** પુંo [સં.] મિત્ર
**સખાવત** સ્ત્રીo [અ.] દાન; ખેરાત (૨) ઉદારતા. **-તી** વિo દાની; ઉદાર (૨) સખાવતનું
**સખી** વિo [અ.] દાની; ઉદાર
**સખી** સ્ત્રીo [સં.] સાહેલી
**સખુન** પુંo જુઓ સુખન
**સખેદ** વિo[સં.]ખેદયુક્ત (૨)અo ખેદ સાથે
**સખ્ત** વિo [फा.], **-ખ્તાઈ,-ખ્તી** [फा.] સ્ત્રીo જુઓ 'સખત' ઇo
**સખ્ય** નo [સં.] મિત્રતા; પ્રીતિ
**સગ** સ્ત્રીo [જુઓ શગ] દીવાની જ્યોત
**સગડ** પુંo; સ્ત્રીo ખબર; બાતમી; પત્તો (૨) પગેરું
**સગડી** સ્ત્રીo જુઓ શગડી
**સગપણ** નo [સગું+પણું] સગાઈ; લોહીનો સંબંધ (૨) વિવાહ; વાગ્દાન
**સગરામ** પુંo; નo શિગરામ; શગરામ
**સગર્ભા** વિo સ્ત્રીo [સં.] ગર્ભવંતી; ભારેવાઈ
**સગવડ** સ્ત્રીo જોગવાઈ; અનુકૂળતા. **-ડિયું**

વિ૦ સગવડવાળું; ફાવતું; અનુકૂળ પડતું
**સગાઈ** સ્રી૦ સગપણ
**સગીર** વિ૦ [અ.] (કાયદા પ્રમાણે) કાચી ઉંમરનું
**સગુણ** વિ૦ [સં.] ગુણયુક્ત (૨) આકારવગેરે ગુણવાળું
**સગું** [પ્રા. सग (સં. स्वक)] એક લોહીનું કે લગ્નસંબંધથી જોડાયેલું (૨) ન૦ તેવું માણસ. ૦વહાલું ન૦ સગું; સંબંધી. ૦સંબંધી ન૦ સગું અને સંબંધી; સગું કે સંબંધી. ૦સાગવું ન૦ સગું-વહાલું; સગુંસંબંધી
**સગોત્ર(-ત્રી)** વિ૦ [સં.] એક ગોત્રનું
**સઘન** વિ૦[સં.] ગાઢ; ઘન (૨) નક્કર. ૦તા સ્રી૦
**સઘળું** વિ૦ [પ્રા. सगल (સં. सकल)] સકળ; બધું; તમામ
**સચરાચર** વિ૦ [સં.] સ્થાવર જંગમ બધું (૨) અ૦ સર્વત્ર; ચર અચર બધામાં
**સચિ** સ્રી૦ [સં.] શચી; ઇદ્રાણી
**સચિત્ર** વિ૦ [સં.] ચિત્રવાળું
**સચિવ** પું૦ [સં] પ્રધાન; વજીર
**સચી** સ્રી૦ [સં.] સચિ; ઇદ્રાણી
**સચેત, ૦ન** વિ૦ [સં.] ચેતનવાળું (૨) સાવધ
**સચોટ** વિ૦ [સ+ચોટ] અચૂક; નિષ્ફળ ન જાય એવું (૨) અ૦ ચૂકે નહિ તેવી રીતે
**સચ્ચરિત(-ત્ર)** વિ૦[સં.] સદાચારી (૨) ન૦ સદ્વર્તન; સદાચાર
**સચ્ચાઈ** સ્રી૦ ['સચ્ચું' પરથી] સાચાપણું
**સચ્ચિદાનંદ** પું૦ [સં.] સત, ચિત અને આનંદરૂપ બ્રહ્મ; પરમાત્મા
**સજ** વિ૦ જુઓ સજ્જ
**સજડ** વિ૦ મજબૂત; દૃઢ; સખ્ત (૨) ભારે; આકરું (૩) સખત ચોંટેલું (૪) અકડાયેલું; જડાયેલું
**સજની** સ્રી૦ [પ્રા. सजण (સં. स्वजन) ઉપરથી] સખી (૨) પ્રિયા
**સજલ** વિ૦[સં.] જળવાળું (૨) આંસુથી ભરેલું
**સજવું** સ૦ ક્રિ૦ [સં. सज्ज्] ધારણ કરવું (૨) શણગારવું (૩) સજ-તૈયાર કરવું
**સજળ** વિ૦ જુઓ સજલ
**સજા** સ્રી૦ [ફા.] શિક્ષા; દંડ; નસિયત
**સજાત** વિ૦[જુઓ સુજાત] કુલીન; ખાનદાન
**સજાતીય** વિ૦ [સં.] એક જાતિ કે વર્ગનું
**સજાવટ** સ્રી૦ સજવું તે કે તેની ઢબછબ, રીત; શણગાર શોભા કરવાં તે
**સજીવ** વિ૦ [સં.] જીવવાળું; જીવતું
**સજીવન** વિ૦ [સં.] જીવતું
**સજીવારોપણ** ન૦ [સં.] નિર્જીવમાં સજીવ-પણાનો આરોપ કરવો તે (એક અલંકાર)
**સજોડે** અ૦ પતિ કે પત્નીની સાથે
**સજ્જ** વિ૦ [સં.] (સજીને) તૈયાર થયેલું
**સજ્જડ** વિ૦ જુઓ સજડ
**સજ્જન** પું૦[સં.] સભ્ય; ખાનદાન કે સદાચારી માણસ (૨) ન૦ સજ્જ કરવું તે. ૦તા સ્રી૦ ખાનદાની
**સજ્જા** સ્રી૦ [પ્રા. (સં. शय्या)] શય્યા (૨) તેરમાને દિવસે અપાતું ખાટલા અને પથારીનું દાન
**સજ્જિત** પું૦ [સં.] સજ્જ થયેલું કે કરેલું
**સટ** પું૦ [ઇં. સેટ] સમાન વસ્તુઓનો સમૂહ
**સટ(૦ક)** અ૦ [રવ૦] ઝટ; એકદમ
**સટકવું** અ૦ ક્રિ૦ ['સટક' અ૦ ઉપરથી] નાસી જવું (૨) સરી જવું; ખસી પડવું
**સટકિયું** વિ૦ સટકે તેવું (૨) ન૦ ઝટ સરે એવી ગાંઠ
**સટરપટર** વિ૦[રવ૦] અવ્યવસ્થિત; વેરણ-છેરણ (૨) આમ તેમ; આઘુંપાછું (૩) પરચૂરણ (૪) અ૦ અવ્યવસ્થિતપણે
**સટા** સ્રી૦[સં.] જટા (૨) કેશવાળી (સિંહની)
**સટાક** અ૦ [રવ૦] તેવો અવાજ થાય તેમ (૨) ઝટ; ત્વરાથી. -કો પું૦ કોરડાનો અવાજ (૨) કોરડો
**સટીક** વિ૦[સં.] ટીકાવાળું; ટીકા સહિત (પુસ્તક)
**સટોડિ(-રિ)યો** પું૦ સટ્ટો કરનારો
**સટોસટ** અ૦['સટ' ઉપરથી] ઉપરાઉપરી
**સટ્ટાખોર** વિ૦ સટ્ટાની લતવાળું. -રી સ્રી૦
**સટ્ટાબાજ** વિ૦ સટ્ટાની લતવાળું. -જી સ્રી૦
**સટ્ટો** પું૦ [દે. सट्ट = વિનિમય] લાભનું લેખું માંડીને કરેલું સોદાનું સાહસ
**સડક** વિ૦(૨) અ૦ સ્તબ્ધ; દિગ્મૂઢ

**સડક** સ્ત્રી૦ [अ. शरक] પાકો રસ્તો
**સડકો** પું૦[રવ૦]આંગળાંથી પ્રવાહી પદાર્થ મોંમાં લેતાં થતો અવાજ; સબડકો (૨) જોરથી વાયુ ખેંચતાં નાકમાં થતો અવાજ
**સડવું** અ૦ક્રિ૦ [प्रा. सड (सं. शट् કે सद्)] કોહી જવું (૨) સાવ બગડવું [લા.]
**સડસડવું** અ૦ક્રિ૦ સડસડ અવાજથી ઊકળવું કે બળવું
**સડસડાટ** પું૦ સડસડ અવાજ(૨)સપાટાબંધ રેલાની પેઠે; સડેડાટ
**સડાક** અ૦ [રવ૦] જલદી
**સડાકો** પું૦[રવ૦]ચાબુકનો અવાજ; સટાકો (૨) જુઓ સડકો (૩) બીડી ચલમનો દમ ખેંચવો તે [પાન; પાતરાં
**સડિયાનાં પાન** (ડિ') ન૦બ૦વ૦ અળવીનાં
**સડિયાની ગાંઠ** (ડિ') સ્ત્રી૦ તેના કંદની ગાંઠ [પાન કે દાંડો
**સડિયો** (ડિ') પું૦ અળવીનો છોડ, તેનું
**સડેડાટ** અ૦ [રવ૦] સડડડ કરીને (ગતિ માટે), વગર વિઘ્ને; સડસડાટ
**સડો** પું૦['સડવું' ઉપરથી] કોહવાટ; બગાડો (૨) ભ્રષ્ટાચાર; ખરાબી [લા.]
**સઢ** પું૦ [દિ.] પવન ભરાઈને વહાણને ગતિ મળે તે માટે વહાણના થાંભલાને બાંધવામાં આવતું કપડું
**સણકો** પું૦ શૂળ ભોંકાતી હોય એવું દરદ (૨) મનનો તરંગ [લા.]
**સણગટ** પું૦ શણગટ; સોડિયું; ઘૂંઘટ
**સણગાવું** અ૦ક્રિ૦ જુઓ શણગાવું
**સણગો** પું૦ જુઓ શણગો
**સણસણ** અ૦ [રવ૦] ઊકળતા પાણીનો અવાજ. ૦વું અ૦ ક્રિ૦ સણસણ અવાજ થવો. **–ણાટ** પું૦ પાણી બળતાં કે હવા ચિરાતાં થતો અવાજ
**સત** વિ૦ [सं.] (સમાસની શરૂઆતમાં) સાચું (૨) સારું (૩) અસ્તિત્વવાળું (૪) યથાર્થ (૫) ન૦અસ્તિત્વ (૬) સાચાપણું (૭) સાર (૮) સતીત્વનો જુસ્સો. ૦**જુગ** પું૦ સત્યયુગ
**સતત** વિ૦[सं.] હંમેશ ચાલુ (૨) કાયમી (૩) અ૦ હંમેશાં; નિરંતર
**સતપત** સ્ત્રી૦, **–તાટ** પું૦ [સ + ઉત્પાત ઉપરથી] જંપીને ન બેસાય તે; ચંચળતા. **–તિયું** વિ૦ સતપત કર્યા કરનારું; ચંચળ; હાલ હાલ્ કર્યા કરનારું
**સતયુગ** પું૦ જુઓ સત્યયુગ
**સતસાઈ** સ્ત્રી૦ જુઓ શતસાઈ
**સતામણી** સ્ત્રી૦ સતાવવું તે; પજવણી
**સતાર** પું૦; સ્ત્રી૦ જુઓ સિતાર
**સતારો** પું૦ જુઓ સિતારો
**સતાવણી** સ્ત્રી૦ જુઓ સતામણી
**સતાવવું** સ૦ક્રિ૦ [प्रा. संताव(सं. संतापय्)] પજવવું [સમાવું તે
**સતાવું** અ૦ક્રિ૦ સમાવું. **–શ** પું૦ સમાવેશ;
**સતાં** અ૦ [सं. सत्] + છતાં; તોપણ
**સતાં** અ૦ [प्रा. सत्त (सं. सप्तन्)=સાત] સાતે ગુણેલું. ઉદા૦ ૭ સતાં બેંતાલીસ
**સતિયું** વિ૦ ['સત' ઉપરથી] સત્યવાદી; પ્રામાણિક; સતું
**સતિયું** અ૦ [प्रा. सत्त (सं. सप्तन्)=સાત ઉપરથી] સાતે ગુણેલું; જુઓ સતાં
**સતિસપ્તમી** સ્ત્રી૦ [सं.] ક્રિયાપદે બતાવેલી ક્રિયા કઈ પરિસ્થિતિમાં થઈ હતી તે બતાવવા સંસ્કૃતમાં કરાતો કૃદંતનો અને તેના વિશેષ્યનો એક પ્રયોગ [વ્યા.]
**સતી** સ્ત્રી૦ [सं.] પતિવ્રતા (૨) મૃત પતિ સાથે ચિતામાં બળનારી સ્ત્રી (૩) પાર્વતી (૪) ગાયત્રી. ૦**ત્વ**, ૦**પણું** ન૦
**સતું** વિ૦[प्रा. सत्त (सं. सत्य) ઉપરથી] સાચું; સત્ય માર્ગે ચાલનારું (૨) સતવાળું
**સતે** અ૦ [सं. सत्] + હોતાં; છતે
**સતેજ** વિ૦ [सं.] (વધારે) પ્રકાશયુક્ત કે સળગતું (૨) ઉત્સાહયુક્ત (૩) જાગ્રત
**સત્કર્મ** ન૦ [सं.] સારું કામ
**સત્કાર** પું૦ [सं.] સ્વાગત. ૦**વું** સ૦ ક્રિ૦ સત્કાર કરવો. ૦**સમારંભ** પું૦ સત્કાર કરવા માટે ગોઠવાતો સમારંભ. ૦**સમિતિ** સ્ત્રી૦ સ્વાગતસમિતિ

**સત્કાર્ય** ન૦ [સં.] સારું કાર્ય
**સત્તર** વિ૦ [પ્રા. (સં. सप्तदशन्)] '૧૭'
**સત્તા** સ્ત્રી૦ [સં.] સ્વામિત્વ; માલકી (૨) અધિકાર; હદ (૩) અમલ (૪) બળ; જોર (૫) અસ્તિત્વ. **૦ધારી** વિ૦ સત્તાવાન. **૦ધીશ** વિ૦ [+અધીશ] સત્તા અને અધિકારવાળું (૨) પું૦ અધિકારી; અમલદાર
**સત્તાણુ(-ણું)** વિ૦ [પ્રા. सत्ताणउइ (સં. सप्तनवति)] '૯૭'
**સત્તાવન** વિ૦ [પ્રા. सत्तावण्ण-न्न (સં. सप्तपञ्चाशत्)] '૫૭'
**સત્તાવાર** વિ૦ [સત્તા+ફા. वार] સત્તાયુક્ત; પ્રમાણિત
**સત્તાવાહી** વિ૦ સત્તાવાળું; સત્તા સૂચવતું; સત્તાની અસર પહોંચાડે એવું
**સત્તાવીસ** વિ૦ [પ્રા. (સં. सप्तविंशति)] '૨૭'
**સત્તુ** પું૦ [પ્રા. (સં. सक्तु)] સાથવો
**સત્ત્વ** ન૦ [સં.] અસ્તિત્વ (૨) અંતઃકરણ (૩) સાર; તત્ત્વ (૪) સદ્‌ગુણ (૫) બળ; પરાક્રમ (૬) પ્રાણી. **૦ગુણ** પું૦ પ્રકૃતિના ત્રણ ગુણમાંનો પ્રથમ (જુઓ ત્રિગુણ). **૦ગુણી** વિ૦ સત્ત્વગુણવાળું. **૦હીન** વિ૦ કે બળ તત્ત્વ વગરનું
**સત્પથ** પું૦ [સં.] સન્માર્ગ
**સત્પુરુષ** પું૦ [સં.] સારો પુરુષ; સજ્જન
**સત્ય** વિ૦ [સં.] સાચું; વાસ્તવિક; ખરું (૨) ન૦ ખરાપણું; તથ્ય; સાચી વાત. **૦તા** સ્ત્રી૦. **૦નારાયણ** પું૦ [સં.] સત્યરૂપી નારાયણ; વિષ્ણુ ભગવાનનું એક નામ. **૦નારાયણની કથા** સ્ત્રી૦ સત્યનારાયણની પૂજા ને તેમની કથાનો પાઠ પ્રસાદ વગેરે. **૦નિષ્ઠ** વિ૦ સત્યને જ વળગી રહેનારું. **૦નિષ્ઠા** સ્ત્રી૦ સત્ય જ પરમ છે એવી શ્રદ્ધા કે ભક્તિ – અચળ વિશ્વાસ; સત્યપરાયણતા. **૦પરાયણ** વિ૦ સત્યને જ વળગી રહેનારું. **૦યુગ** પું૦ ચાર યુગમાંનો પ્રથમ; સતજુગ. **૦વક્તા** પું૦, **૦વાદી** વિ૦ સત્ય બોલનાર. **૦સંકલ્પ** વિ૦ જેનો સંકલ્પ સાચો છે – જેનો સંકલ્પ તરત સિદ્ધ થાય છે એવું
**સત્યાગ્રહ** પું૦ [સં.] સત્યપાલનનો આગ્રહ (૨) તે દ્વારા લડાતું અહિંસક યુદ્ધ (૩) તે અર્થે કરેલો સવિનય કાનૂનભંગ. **૦છાવણી** સ્ત્રી૦ સત્યાગ્રહના સૈનિકોની છાવણી. **–હી** વિ૦ સત્યાગ્રહને અંગેનું (૨) સત્યાગ્રહ કરનારું (૩) પું૦ સત્યાગ્રહ કરનાર
**સત્યાનાશ** ન૦ [સં. સત્તા (અસ્તિત્વ)+ નાશ] નખોદ; પાયમાલી
**સત્યાર્થપ્રકાશ** પું૦ [સં.] સ્વામી દયાનંદકૃત આર્યસમાજનો મૂળ ગ્રંથ
**સત્યાશી(–સી)** વિ૦ [પ્રા. सत्तासीइ (સં. सप्ताशीति) '૮૭'
**સત્ર** ન૦ [સં.] યજ્ઞ શરૂ થઈ પૂરો થાય ત્યાં સુધીનો (૧૩ થી ૧૦૦ દિવસનો) સમય (૨) યજ્ઞ (૩) લાંબી રજાઓ વચ્ચેનો શાળાનો અભ્યાસનો સમય – ગાળો; 'ટર્મ' (૪) સદાવ્રત. **–ાંત** વિ૦ [સં.] સત્રને અંતે આવતું કે બનતું (૨) પું૦ સત્રનો અંત
**સત્વર** વિ૦ [સં.] ત્વરાયુક્ત (૨) અ૦ જલદી
**સત્સમાગમ** પું૦ [સં.] સત્સંગ; સાધુસંત કે સજ્જનનો સમાગમ
**સત્સંગ** પું૦ [સં.] સંત કે સજ્જનની સોબત. **–ગી** વિ૦ સત્સંગ કરનારું (૨) પું૦ સત્સંગ કરનાર (૩) સ્વામીનારાયણ સંપ્રદાયનો અનુયાયી
**સથરપ(–વ)થર** અવ્યવસ્થિત; વીખરાયેલું
**સથવારો** પું૦ [પ્રા. सत्थ (સં. सार्थ); કે દે. सत्थर = સમૂહ] સાથ (૨) કાફલો
**સદડું** વિ૦ [જુઓ સદળું] પ્રવાહી અને જાડું – ઘટ
**સદન** ન૦ [સં.] ઘર; રહેઠાણ
**સદર** વિ૦ [અ. सद्र] મુખ્ય; વડું; શ્રેષ્ઠ (૨) સદરહુ (૩) કુલ (સત્તા, પરવાનગી) (૪) ન૦ મોટી કચેરીવાળું કે હાકેમ રહેતો હોય તે સ્થળ (૫) પું૦ પ્રમુખ; સભાપતિ. **૦અદાલત** સ્ત્રી૦ વડી કચેરી. **૦આમીન** પું૦ જજથી ઊતરતો વડે

દેશી અમલદાર. ૦પરવાનગી સ્ત્રી૦ જેમ ફાવે તેમ કરવાની કુલમુખત્યારી. ૦બજાર પું૦; સ્ત્રી૦; ન૦ મુખ્ય બજાર
**સદરહુ** વિ૦ [અ. सद्रहु] આગળ જણાવેલું; પૂર્વોક્ત
**સદરો** પું૦ [અ.] ટૂંકી બાંયનું ખૂલતું પહેરણ
**સદવું** અ૦ ક્રિ૦ માફક આવવું
**સદસદ્‌વિવેક** પું૦ [સં.] સારાનરસાનો ભેદ સમજવાની શક્તિ
**સદસ્ય** પું૦ [સં.] સભાસદ
**સદળ** વિ૦ [સં. स+दल] દળવાળું; જાડું. –ળું વિ૦ જુઓ સદળ (૨) ભારે
**સદંતર** અ૦ સદાને માટે (૨) પૂર્ણતઃ; સર્વથા
**સદા** [સં.], ૦કાળ અ૦ હમેશાં
**સદાચરણ** ન૦ સારું આચરણ; સદ્વર્તન. –ણી વિ૦ સદાચરણવાળું
**સદાચાર** પું૦[સં.]સદાચરણ; શિષ્ટ પુરુષોનો આચાર. –રી વિ૦ [સં.] સદાચારવાળો
**સદાવ્રત** ન૦ [સં. सदा+व्रत કે वृत्ति] દીન ભૂખ્યાને રોજ અન્ન આપવાનું વ્રત કે જ્યાં તેમ રોજ અન્ન અપાય છે તે સ્થળ; અન્નક્ષેત્ર [(૨) પું૦ મહાદેવ
**સદાશિવ** વિ૦ [સં.] હંમેશાં કલ્યાણકારી
**સદી** સ્ત્રી૦ [फा.] સૈકો
**સદૃશ** વિ૦ [સં.] સમાન
**સદેહ** વિ૦ [સં.] દેહ સહિત. –હે અ૦ દેહ સાથે (પરલોક જવું)
**સદૈવ** અ૦ [સં.] હમેશાં
**સદોદિત** વિ૦ [સં.] નિત્ય પ્રકાશમય; નાશરહિત (૨) અ૦ સદા; સર્વદા
**સદોષ** વિ૦ [સં.] દોષવાળું [મૃત
**સદ્‌ગત** વિ૦ [સં.] સારી ગતિ પામેલું;
**સદ્‌ગતિ** સ્ત્રી૦ [સં.] સારી ગતિ; ઉત્તમ લોકની પ્રાપ્તિ [સદ્‌ગુણવાળું
**સદ્‌ગુણ** પું૦ [સં.] ગુણ. –ણી વિ૦ [સં.]
**સદ્‌ગૃહસ્થ** પું૦ [સં.] પ્રતિષ્ઠિત માણસ (૨) સજ્જન
**સદ્ધર્મ** વિ૦ [સં.] સાચો કે શ્રેષ્ઠ ધર્મ
**સદ્‌બુદ્ધિ** સ્ત્રી૦ [સં.] સારી બુદ્ધિ; સન્મતિ
**સદ્‌ભાગી** વિ૦ [સં. ભાગ્યશાળી
**સદ્‌ભાગ્ય** ન૦ [સં.] સારું ભાગ્ય; સુભાગ્ય
**સદ્‌ભાવ** પું૦ [સં.] હોવાપણાનો ભાવ (૨) સારાપણાનો ભાવ (૩) બીજા પર ભાવ કે સ્નેહની લાગણી
**સદ્ય** અ૦ [સં.] તરત જ [ચરણ
**સદ્‌વર્તન** ન૦ [સં.] સારું વર્તન; સદા-
**સદ્‌વૃત્તિ** સ્ત્રી૦[સં.]સારી વૃત્તિ (૨) સદ્વર્તન
**સધર્મચારિણી** સ્ત્રી૦ [સં.] સહધર્મિણી
**સધર્મી** વિ૦ [સં.] સમાન ધર્મવાળું; સહધર્મી [ભાગ્યવતી સ્ત્રી
**સધવા** વિ૦ સ્ત્રી૦ (૨) સ્ત્રી૦ [સં.] સૌ-
**સધ્ધર** વિ૦ શક્તિમાન; સબળું (૨) પૈસાદાર
**સન** સ્ત્રી૦[અ.]શક; સંવત(ખ્રિસ્તી કે હિજરી).
**સનદ** સ્ત્રી૦ [અ.] પરવાનગી; પરવાનો. –દી વિ૦ સનદવાળું
**સનમ** સ્ત્રી૦ [અ.] માશૂક
**સનસનાટી** સ્ત્રી૦ આશ્ચર્ય કે હબકની સ્તબ્ધતાની વ્યાપક અસર; તરખાટ
**સનદ(–દી)** જુઓ 'સનદ'માં
**સનાતન** વિ૦ [સં.] શાશ્વત (૨) પરાપૂર્વથી ચાલ્યું આવતું. ૦ધર્મ પું૦ પ્રાચીન કાળથી ચાલ્યો આવતો (હિંદુ) વેદધર્મ. –ની વિ૦(૨)પું૦ સનાતન ધર્મનો અનુયાયી
**સનાન** ન૦ [સં. स्नान] સગાંસંબંધીના મરણથી કરવાનું સ્નાન. ૦સૂતક ન૦ સનાન અને સૂતક (૨) લેવાદેવા; સંબંધ [લા.]
**સને** અ૦ સન પ્રમાણે [મુઆરો
**સનેપાત, સન્નિપાત** [સં.] પું૦ ત્રિદોષ;
**સન્માન** ન૦ [સં.] સત્કાર (૨) પ્રતિષ્ઠા. ૦વું સ૦ ક્રિ૦ સન્માન કરવું
**સન્માર્ગ** પું૦ [સં.] સારો–નીતિનો માર્ગ
**સન્મિત્ર** પું૦ [સં.] સારો મિત્ર
**સપક્ષ** વિ૦ [સં.] પાંખવાળું (૨) જેની પાછળ પક્ષ હોય એવું (૩) એકસમાન પક્ષનું (૪) સમાન
**સપટાવવું** સ૦ક્રિ૦ 'સપટાવું'નું પ્રેરક

**સપટાવું** અ૰ક્રિ૰ સપટાવું; ફસાવું; જકડાવું
**સપડાવું** અ૰ ક્રિ૰ ફસાવું; પકડાવું
**સપત્ની** સ્ત્રી૰[સં.] શોક; પતિની બીજી પત્ની
**સપનું** ન૰ જુઓ સ્વપ્ન
**સપરમું** વિ૰ [સં. સુ+પર્વ ઉપરથી] શુભ પર્વનું; માંગલિક; ખુશાલીનું
**સપાટ** વિ૰ [સં. સ (સમ) + પાટ, પટ્ટ] ખાડા-ટેકરા વિનાનું; એકસરખું (૨) તમામ; તળિયાઝાટક [નેડા; ખાસડી
**સપાટ** સ્ત્રી૰ એક પ્રકારના (એડી વગરના)
**સપાટાબંધ** અ૰ તરત; તાબડતોબ
**સપાટી** સ્ત્રી૰ કોઈ પણ વસ્તુનો છેક ઉપરનો સપાટ ભાગ
**સપાટો** પું૰ ઝપાટો; ઝડપ (૨) તમાચો (૩) ચાબુકનો પ્રહાર(૪)ગપાટો [ભલામણ
**સપાડું** ન૰[સ+પાડ] આભાર; પાડ (૨) વગ;
**સપિંડ** વિ૰ (૨) પું૰ [સં.] એક જ લોહીનું; સાત પેઢી સુધીના પિતૃઓને પિંડ આપનાર સંબંધી
**સપૂચું** વિ૰ સમૂળગું; આખું; તમામ
**સપૂત** પું૰ [સ+પૂત] કુટુંબની આબરૂ વધારે તેવો દીકરો (૨) સારો પુત્ર [માસ
**સપ્ટેંબર** પું૰ [ઇં.] ઈસવી સનનો નવમો
**સપ્ત** વિ૰ [સં.] સાત. ૰ક ન૰ [સં.] સાતનો સમૂહ. ૰કોણ વિ૰ [સં.] સાત ખૂણાવાળું (૨) પું૰ સાત ખૂણાવાળી આકૃતિ [ગ.]. ૰દ્વીપ પું૰ બ૰ વ૰ પુરાણાનુસાર પૃથ્વીના સાત મોટા વિભાગ (જમ્બુ, કુશ, પ્લક્ષ, શાલ્મલિ, ક્રૌંચ, શાક અને પુષ્કર). ૰પદી સ્ત્રી૰[સં.] વિવાહવિધિમાં વરકન્યાએ સાત પગલાં સાથે ફરવું તે(૨) તે વખતે બોલવાનો મંત્ર. ૰મી વિ૰ સ્ત્રી૰ [સં.] સાતમી(૨)સ્ત્રી૰સાતમ. ૰ર્ષિ પું૰બ૰વ૰ મરીચિ, અત્રિ, અંગિરસ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, અને વસિષ્ઠ એ સાત ઋષિઓ કે સાત તારાઓનું એક જૂથ. ૰લોક પું૰ બ૰ વ૰ ભૂ, ભુવર્, સ્વર્, મહર્, તપ, જન, સત્ય એ સાત લોક. ૰શતી સ્ત્રી૰ [સં.] ૭૦૦ શ્લોકનો સમૂહ. ૰સમુદ્ર, ૰સાગર [સં.] પું૰ બ૰ વ૰ લવણ, ઇક્ષુરસ, સુરા, ઘૃત, ક્ષીર, દધિ અને શુદ્ધોદક એ નામના સાત પૌરાણિક સમુદ્ર. ૰સૂર, ૰સ્વર પું૰બ૰વ૰ ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ એ સંગીતના સાત સૂર (સા, રી, ગ, મ, પ, ધ, ની). –સ્તાહ ન૰ [સં.] અઠવાડિયું (૨) સ્ત્રી૰ સાત દિવસ ચાલતું (ભાગવતનું) પારાયણ કે કથા
**સપ્રમાણ** વિ૰ [સં.] સાધાર; સાબિતીવાળું (૨) યોગ્ય પ્રમાણવાળું; માપસર (૩) અ૰ પ્રમાણ ટાંકીને. ૰તા સ્ત્રી૰
**સપ્રેમ** અ૰ [સં.] પ્રેમસહિત; પ્રેમપૂર્વક
**સફર** સ્ત્રી૰ [હિ.; અ.] પ્રવાસ; મુસાફરી (૨) વહાણની મુસાફરી
**સફરજન** ન૰ [અ. सफरजल] એક ફળ
**સફરી** વિ૰ [ફા.] મુસાફરીનું; સફર કરનારું (૨) પું૰ ખલાસી
**સફલ** [સં.], –ળ વિ૰ ફળવાળું (૨) જેનો હેતુ પાર પડ્યો છે તેવું; સિદ્ધ; સાર્થક. ૰તા સ્ત્રી૰ [પૂરું
**સફા** વિ૰ [અ.] સાફ; સ્વચ્છ (૨) ખલાસ;
**સફાઈ** સ્ત્રી૰ [ફા.] સાફસૂફી: સ્વચ્છતા (૨) નિષ્કપટતા (૩) [લા.] બડાઈ (૪) ટાપટીપ
**સફાચટ** અ૰ તદ્દન સફા – ખલાસ
**સફાળું** વિ૰ ફાળ પડી હોય એવું; બેબાકળું (૨) ઓચિંતું
**સફેદ** વિ૰ [ફા.] ધોળું. –દી સ્ત્રી૰ ધોળી ભૂકી (૨) ધોળાશ (૩) ચૂના વડે ધોળવું તે (૪) ઈંડાનો ધોળો ગર. –દો પું૰ ધોળો ભૂકો (૨) તેલવાળો ધોળો રંગ
**સફો** પું૰ [અ. सफह्] પૃષ્ઠ; બાજુ
**સબક** પું૰; ન૰ [અ.] પાઠ; ધડો
**સબજી** સ્ત્રી૰ [ફા.] ભાંગ (૨) શાકભાજી; ભાજીપાલો. ૰મંડી સ્ત્રી૰ શાકબજાર
**સબડકો** પું૰ [રવ૰] પ્રવાહી પદાર્થ ચૂસતાં થતો અવાજ
**સબડવું** અ૰ ક્રિ૰ [સં. शबल, પ્રા. सबल= કાબરચીતરું; દૂષિત — ઉપરથી] વાસી પડ્યું રહેવાથી બગડી જવું (૨) નકામું થઈ પડ્યું રહેવું [લા.]

**સખડાક** અ૦ [રવ૦] સખડકાનો રવ
**સખધું** વિ૦ [સં. सुबद्ध] સારા બાંધાનું; મજબૂત; ખમે તેવું
**સખબ** પું૦[અ.]કારણ;હેતુ (૨) અ૦ કારણ
**સખસરીન** સ્ત્રી૦ [ફં.] પાણીની સપાટી નીચે ચાલતી બોટ
**સખર** સ્ત્રી૦(૨) અ૦ [અ. सब्र] જુઓ સબૂર
**સખરસ** ન૦ [હિં. सब (સં. सर्व) + રસ] મીઠું
**સખલ** [સં.], **-ળ,-ળું** વિ૦ બળવાન
**સબૂર** સ્ત્રી૦ [જુઓ સબર] ધીરજ; સહનશક્તિ (૨) અ૦ 'થોભો; રહો' એ અર્થનો ઉદ્‌ગાર. **-રી** સ્ત્રી૦ ધીરજ; સહનશક્તિ
**સબોડવું** સ૦ક્રિ૦ સોટીથી સબોસબ મારવું
**સબોસબ** અ૦ [રવ૦] ઝપાટાબંધ; ત્વરાથી
**સભર** વિ૦ [સં. सु + भृ ઉપરથી] ભરપૂર; પૂરેપૂરું ભરેલું
**સભા** સ્ત્રી૦ [સં.] મેળાવડો; પરિષદ (૨) સમાજ; મંડળી. **૦ક્ષોભ** પું૦ સભામાં ઊઠીને બોલતાં થતો ગભરાટ. **૦પતિ** પું૦ [સં.] સભાનો અધ્યક્ષ; પ્રમુખ; સદર. **૦મંડપ** પું૦ સભાનો મંડપ. **૦શાસન** ન૦ સભાનું વ્યવસ્થાસર કામ ચલાવવું તે. **૦શાસ્ત્ર** ન૦ સભાશાસન અંગેનું શાસ્ત્ર. **૦સદ** પું૦ [સં.] સભાનો સભ્ય; 'મેમ્બર'. **૦સ્થાન** ન૦ સભા ભરાવાની જગા
**સભ્ભર** વિ૦ [જુઓ સભર] ભરપૂર; સભર (૨) માતબર; પૈસેટકે ભરપૂર
**સભ્ય** વિ૦ [સં.] વિવેકી; સંભાવિત; શિષ્ટ (૨) પું૦ સભાસદ. **૦તા** સ્ત્રી૦ સભ્યપણું (૨) સંસ્કૃતિ; સુધારો. **-ભ્યા** સ્ત્રી૦ સ્ત્રી સભ્ય
**સમ** પું૦બ૦વ૦ [સર૦ અ. कसम] સોગન
**સમ** વિ૦ [સં.] સરખું; સમાન (૨) પું૦ તાલનું આરંભસ્થાન(સંગીત). **૦કાલીન** વિ૦ [સં.] એક જ કાળમાં સાથે વિદ્યમાન. **૦કોણ** વિ૦ [સં.] સમાન કોણવાળી (આકૃતિ) [ગ.]
**સમક્ષ** વિ૦(૨) અ૦ [સં.] (-ની) પ્રત્યક્ષ; રૂબરૂ; નજર સામે

**સમગ્ર** વિ૦ [સં.] સઘળું; તમામ
**સમઘાત** વિ૦ [સં.] સમાન ઘાતવાળો (પદી) [ગ.]
**સમચતુર્ભુજ** પું૦[સં.] ચારે સમાન બાજુવાળો ચતુર્ભુજ-ચતુષ્કોણ;'રોમ્બસ' [ગ.]
**સમચરી** સ્ત્રી૦ [જુઓ સંવત્સરી] દર વર્ષે આવતી મરણતિથિ (૨) તે દિવસે કરાતી ક્રિયા
**સમચોરસ** વિ૦ (૨) પું૦ [સમ + ચોરસ] ચારે બાજુ ને ખૂણા સરખા હોય તેવી આકૃતિ
**સમચ્છેદ** પું૦ [સં.] અનેક અપૂર્ણાંકનો સમાન છેદ [ગ.]
**સમછરી** સ્ત્રી૦ જુઓ સમચરી
**સમજ(૦ણ)** સ્ત્રી૦ ['સમજવું' પરથી] અક્કલ; જ્ઞાન; ડહાપણ (૨) પરસ્પર સમજી રાખેલી વાત; કરાર. **૦ણું** વિ૦ સમજે તેવું; સમજણવાળું. **૦દાર** વિ૦સમજણું
**સમજવું** સ૦ ક્રિ૦ જાણવું (૨) અર્થ ગ્રહણ કરવો (૩) ખરાખોટાની તુલના કરવી; વિચાર કરવો (૪) અ૦ક્રિ૦ આગ્રહ છોડવો; માની જવું
**સમજાવવું** સ૦ક્રિ૦ સમજે તેમ કરવું (૨) મનાવવું; નરમ પાડવું; શાંત કરવું (૩) ફોસલાવવું; છેતરવું
**સમજુ** વિ૦ સમજણું; શાણું
**સમજૂત(-તી)** સ્ત્રી૦ સમજવું તે; માની લેવું તે (૨) સમજાવવું તે; ભ્રમ કે વિરોધ દૂર કરી સમાધાન કરાવવું તે (૩) શિખામણ; સલાહ (૪) ખુલાસો; વિવેચન
**સમડી** સ્ત્રી૦ એક પક્ષી
**સમડી** સ્ત્રી૦ [સં. शमी] એક ઝાડ. **-ડો** પું૦ શમી વૃક્ષ
**સમણું** ન૦ જુઓ સ્વપ્નું
**સમતલ** વિ૦ [સં.] સરખી સપાટીનું (૨) ન૦ સરખી સપાટી (૩) 'પ્લેઇન' [ગ.]
**સમતા** સ્ત્રી૦ [સં.] સમત્વ; સરખાપણું
**સમતુલા** સ્ત્રી૦ [સં.] સમતોલપણું
**સમતોલ** વિ૦ [સમ + તોલ] સરખા

વજનનું (૨) સરખું; સમાન (૩) પું૦; ન૦ બરાબર સરખું વજન

**સમત્વ** ન૦ [સં.] સમતા

**સમદર્શિતા** સ્ત્રી૦ [સં.] સમદર્શીપણું

**સમદર્શી** વિ૦ [સં.] સૌની તરફ સરખી નજરે જોનારું; નિષ્પક્ષપાતી

**સમદૃષ્ટિ** વિ૦ [સં.] સમદર્શી (૨) સ્ત્રી૦ સમાનદૃષ્ટિ; નિષ્પક્ષપાત

**સમધારણ** વિ૦ [સમ + ધારણ] સરખું; નહિ ઊંચું કે નીચું (૨) મધ્યમ પ્રકારનું

**સમન્વય** પું૦ [સં.] એકસરખો વ્યવસ્થિત ક્રમ (૨) પરસ્પર સંબંધ (૩) તાત્પર્ય

**સમન્વિત** વિ૦ [સં.] સમન્વય કરેલું; યુક્ત; સંબદ્ધ [પત્ર

**સમન્સ** પું૦ [ઇં.] અદાલતી તેડું કે તેનો

**સમબાજુ(-જૂ)** વિ૦ સરખી બાજુઓવાળી (આકૃતિ) [ગ.]

**સમભાવ** પું૦ [સં.] સમતાની બુદ્ધિ-ભાવ (૨) પોતીકાપણું [બાજુ

**સમભુજ(-જ્ય)** વિ૦ [સં.] જુઓ સમ-

**સમય** પું૦ [સં.] વખત; કાળ (૨) મોસમ (૩) લાગ; અવસર; સંજોગ (૪) પ્રતિજ્ઞા; નિયમ (૫) સંકેત; (૬) સિદ્ધાંત (૭) શાળામાં શિક્ષણ માટે નિયત કરેલો સમયવિભાગ; 'પીરિયડ'. **૦પત્રક** ન૦ સમયની ફાળવણીની નોંધ. **૦સૂચક** વિ૦ સમયસૂચકતાવાળું. **૦સૂચકતા** સ્ત્રી૦ સમયને યોગ્ય તત્કાળ કાર્ય કરવાની બુદ્ધિ. **-યાનુસાર** અ૦ [સં.] સમયને અનુસરીને; સમય પ્રમાણે. **-યાનુસારી** વિ૦ સમયને અનુસરીને વર્તનારું. **-યોચિત** વિ૦ સમયને અનુકૂળ [સ્ત્રી૦ [સં.] રણક્ષેત્ર

**સમર** પું૦; ન૦ [સં.] યુદ્ધ. **૦ભૂમિ(-મી)**

**સમરવું** સ૦ ક્રિ૦ [સં. સ્મૃ; પ્રા. સમર] સ્મરણ કરવું

**સમરસ** વિ૦ [સં.] સમાન કે એક રસવાળું

**સમરાવવું** સ૦ ક્રિ૦ 'સમારવું'નું પ્રેરક

**સમરાંગણ** ન૦ [સં.] રણક્ષેત્ર

**સમરૂપ** વિ૦ [સં.] સમાન રૂપવાળું (૨) 'સિમિલર' [ગ.] [આવેલું [ગ.]

**સમરેખ** વિ૦ [સં.] સમાન રેખા ઉપર

**સમર્થ** વિ૦ [સં.] બળવાન; શક્તિમાન. **૦ક** વિ૦ (૨) પું૦ [સં.] સમર્થન કરનાર. **૦ન** ન૦ [સં.] દલીલોથી પુરવાર કરવું તે (૨) ટેકો (૩) સાબિતી

**સમર્થિત** વિ૦ [સં.] સમર્થન કરાયેલું

**સમર્પણ** ન૦ [સં.] અર્પણ કરવું તે

**સમર્પવું** સ૦ક્રિ૦[સં. સમર્પ્] સમર્પણ કરવું

**સમર્પિત** વિ૦ [સં.] સમર્પણ કરેલું; સમર્પાયેલું [સમોવડિયું

**સમવયસ્ક** વિ૦ [સં.] સરખી ઉંમરનું;

**સમવાય** પું૦ [સં.] સમૂહ (૨) સંબંધ (૩) એવો નિત્ય સંબંધ કે જેમાં એક સંબંધીનો નાશ થતાં બીજો સંબંધી પણ નાશ પામે (જેમ કે, દૂધ અને તેના સફેદ રંગનો) [ન્યા.]. **૦તંત્ર** ન૦ અનેક સ્વાયત્ત સમૂહોનું એકત્ર રાજ્યતંત્ર સમૂહતંત્ર; 'ફેડરેશન'. **-યી** વિ૦ સમવાયસંબંધવાળું (૨) સમવાયતંત્રને લગતું; 'ફેડરલ'

**સમશાન** ન૦ મસાણ. **-નિયું** વિ૦ સ્મશાન જેવું-નિર્જન (૨) અમંગળ (૩) દાગુ તરીકે આવેલું [અને ઠંડીવાળું

**સમશીતોષ્ણ** વિ૦ [સં.] સરખી ગરમી

**સમશેર (૦બહાદુર)** જુઓ 'શમશેર'માં

**સમશ્લોકી** વિ [સં. સમ+શ્લોક] એક સરખા શ્લોકવાળું; મૂળ શ્લોક પ્રમાણે શ્લોકવાળું (ભાષાંતર) [('વ્યષ્ટિ'થી ઊલટું)

**સમષ્ટિ** સ્ત્રી૦ [સં.] સમગ્રતા; સમુદાય

**સમસમવું** અ૦ ક્રિ૦ [સં. સિમિસિમાયતે] એવો અવાજ થવો (૨) મૂંધવાઈ રહેવું (મનમાં)

**સમસ્ત** વિ૦ [સં.] સઘળું; તમામ; બધું ભેગું (૨) ન૦ સમગ્ર સમુદાય

**સમસ્યા** સ્ત્રી૦ [સં.] પ્રશ્ન; કોયડો (૨) સાન; સંકેત (૩) ઉખાણું. **૦પૂર્તિ** સ્ત્રી૦ સમસ્યાનો જવાબ આપવો કે અધૂરો ભાગ પૂરો કરી આપવો તે; એવી રમત

**સમળી** સ્ત્રી૦ સમડી; એક પક્ષી
**સમળી** સ્ત્રી૦, **-ળો** પું૦ શમીવૃક્ષ
**સમંજસ** વિ૦ [સં.] ઉચિત; વાજબી (૨) સ્પષ્ટ; સમજી શકાય તેવું
**સમા** સ્ત્રી૦ પૂરી ભરતી આવ્યે ૧૨ મિનિટ પાણી થોભે છે તે [સોબત; સંગત
**સમાગમ** પું૦ [સં.] સંયોગ; મેળાપ (૨)
**સમાચાર** પું૦ [સં.] ખબર (બહુધા બ૦વ૦ માં). **૦પત્ર** ન૦ વર્તમાનપત્ર
**સમાજ** પું૦ [સં.] સમુદાય (૨) મંડળી; સભા (૩) એક ધર્મ કે આચારવાળો જનસમુદાય (૪) વ્યવસ્થિત જનસમુદાય; જનતા. **૦કારણ** ન૦ સમાજતંત્રની રચના-વ્યવસ્થિતિ. **૦જીવી** વિ૦ સમાજમાં જ જીવી શકે એવું (૨) સમાજ ઉપર જીવનાર. **૦વાદ** પું૦ વ્યક્તિ કે વર્ગની નહિ, પણ સમાજની સત્તાનો વાદ; 'સોશિયેલિઝમ'. **૦વાદી** વિ૦ (૨) પું૦સમાજવાદમાં માનનાર. **૦વિદ્યા** સ્ત્રી૦, **૦શાસ્ત્ર** ન૦ સમાજવ્યવસ્થાનું શાસ્ત્ર. **૦વૃત્તિ** સ્ત્રી૦ સમાજમાં રહેવાની કે તે વસાવવાની માણસની સહજવૃત્તિ. **-જી** વિ૦ સમાજનું; સમાજ સંબંધી (૨) કોઈ અમુક સમાજમાં જોડાયેલું
**સમાણી** સ્ત્રી૦ જુઓ સમણી
**સમાણું** વિ૦ [प्रा. समाण (सं. समान)] સમાન; સરખું (૨) -ને લાગુ પડતી (ગાળ) (૩) અ૦[अप. समाणु; प्रा. समम्] -ની સાથોસાથ; જુઓ સમું ૩
**સમાધ** સ્ત્રી૦ જુઓ સમાધિ [પ.]
**સમાધાન** ન૦ [સં.] વિરોધ, શંકા કે ગૂંચવણનો નિવેડો અને શાંતિ (૨) તૃપ્તિ; સંતોષ (૩) ધ્યાન; સમાધિ (૪) પતવું કે પતવવું તે (૫) કજિયાની પટાવટ. **-ની** સ્ત્રી૦ સમાધાન; નિવેડો (૨) ચિત્તની શાંતિ; નિરાંત (૩) સુલેહસંપ (૪) પું૦ મંદિરની જરૂરિયાતો વૈષ્ણવોને સમજાવી તેમની પાસેથી માગણી કરનાર મંદિરનો અધિકારી; મંદિરની આંતરિક વ્યવસ્થા કરનાર
**સમાધિ** પું૦; સ્ત્રી૦ [સં.] જેમાં ધ્યાતા અને ધ્યાનનો ખ્યાલ લુપ્ત થઈ ધ્યેયનું સ્વરૂપ જ ચિત્તમાં રહે છે તેવું ઊંડું ધ્યાન [યોગ] (૨) સાધુસંન્યાસીનું મરણ (૩) સાધુસંતને દાટ્યા હોય તે જગા પર કરેલી દેરી. **૦સ્થ** વિ૦ સમાધિમાં પડેલું
**સમાન** વિ૦ [સં.] સરખું (૨) પું૦ પાંચ પ્રાણવાયુમાંનો એક (જુઓ પંચપ્રાણ). **૦કક્ષ** વિ૦ સમાન કક્ષાનું. **૦તા** સ્ત્રી૦. **૦ધર્મા(-ર્મી)** વિ૦ [સં.] સમાન ધર્મવાળું. **૦શીલ** વિ૦ સમાન ગુણ, ધર્મ કે સ્વભાવનું. **-નાર્થ** વિ૦ [+अर्थ] સમાન અર્થવાળું
**સમાપન** ન૦, **-ના** સ્ત્રી૦ [સં.] સમાપ્ત કે પૂરું કરવું તે; સમાપ્તિ
**સમાપ્ત** વિ૦ [સં.] પૂરું; પૂર્ણ. **-પ્તિ** સ્ત્રી૦ પૂરું થવું કે કરવું તે; છેવટ; અંત
**સમાર** પું૦ સમારવું તે; સમારકામ (૨) ચાસમાં બી નાંખી તે ઢાંકવા ઉપર ફેરવવામાં આવતું લાંબું પાટિયું. **૦કામ** ન૦ સમારવું-દુરસ્ત કરવું તે
**સમારવું** સ૦ક્રિ૦ [प्रा. समार (सं. सम्+आ+रचय्)] દુરસ્ત કરવું; સુધારવું (૨) કાપવું (શાક) (૩) ઓળી કરીને વ્યવસ્થિત કરવું (વાળ)
**સમારંભ** પું૦ [સં.] ઠાઠમાઠથી કરેલો આરંભ (૨) ધામધૂમવાળો ઉત્સવ
**સમારોપ** પું૦, **૦ણ** ન૦ [સં.] આરોપવું તે. **-પિત** વિ૦ [સં.] આરોપેલું; ચઢાવેલું
**સમાલવું** સ૦ક્રિ૦ [સં. सम्+भाल्] સંભાળવું [**-ના** સ્ત્રી૦ અવલોકન
**સમાલોચક** વિ૦ [સં.] અવલોકન કરનાર.
**સમાવ** પું૦ સમાવું કે સમાવવું તે; સમાવેશ
**સમાવવું** સ૦ક્રિ૦ 'સમાવું'નું પ્રેરક
**સમાવિષ્ટ** વિ૦ [સં.] સમાવેશ પામેલું
**સમાવું** અ૦ક્રિ૦ [प्रा. समाव (सं. सम्+आप्)] માવું; અંદર આવી જવું (૨)

સતાવું; ચાલતા તંત્રમાં ગોઠવાવું—અનુકૂળ થઈને સ્થાન પામવું.
**સમાવેશ** પું૦ [સં.] સમાવું તે; સમાસ
**સમાસ** પું૦ [સં.] સમાવું તે; સમાવેશ (૨) બે કે વધારે શબ્દોના સંયોગથી થયેલો શબ્દ [વ્યા.] (૩) સંક્ષેપ
**સમાહાર** પું૦ [સં.] સંગ્રહ; સમૂહ (૨) સંક્ષેપ. ૦દ્વંદ્વ પું૦ દ્વંદ્વ સમાસનો એક પ્રકાર. ઉદા૦ 'ચકાતકા', 'જા-આવ'
**સમાંતર** વિ૦ [સં.] સમાન અંતરે આવેલું; સમાન અંતરવાળું; 'પૅરેલલ'. ૦ચતુર્ભુજ,૦ચતુષ્કોણ પું૦ 'પૅરેલલોગ્રામ' [ગ.]
**સમિતિ** સ્ત્રી૦ [સં.] મંડળી; (નાની) સભા
**સમિધ** સ્ત્રી૦ [સં.] યજ્ઞોપયોગી લાકડાં
**સમીકરણ** ન૦ [સં.] સરખું કરવું તે (૨) 'ઇક્વેશન' [ગ.]
**સમીક્ષા** સ્ત્રી૦ [સં.] બારીકાઈથી જોવું કે તપાસવું તે (૨) આલોચના; સમાલોચના
**સમીચીન** વિ૦ [સં.] યથાર્થ (૨) યોગ્ય
**સમીપ** વિ૦ [સં.] નજીક; નિકટ. ૦તા સ્ત્રી૦. ૦વર્તી વિ૦ [સં.] નજીકનું; પાસે પડેલું
**સમીર(૦ણ)** પું૦ [સં.] પવન
**સમીસંધ્યા, સમીસાંજ** સ્ત્રી૦ [સમી (પ્રા. સમિઅ; સં. સંમિત કે સમ્યગ)+સંધ્યા, સાંજ] સંધ્યાકાળ; સાંજની વેળા
**સમુચિત** વિ૦ [સં.] યોગ્ય
**સમુચ્ચય** પું૦ [સં.] સંગ્રહ; સમૂહ
**સમુત્ક્રાંતિ** સ્ત્રી૦ [સં.] જુઓ ઉત્ક્રાંતિ
**સમુદાય** પું૦ [સં.] ટોળું; જથો
**સમુદ્ર** પું૦ [સં.] દરિયો. ૦કિનારો પું૦ દરિયાનો કાંઠો. ૦મંથન ન૦ દાનવો અને દેવોએ અમૃત માટે કરેલું સમુદ્રનું મંથન
**સમું** વિ૦ [સં. સમ] ઠીક; સરખું; દુરસ્ત; વ્યવસ્થિત (૨) [અપ. સમઉ; પ્રા. સમં, સં. સમમ્)] જુઓ સમાણું (૩) અ૦ સાથોસાથ; સહિત. ઉદા૦ ધડાકા સમું તે નીચે પડ્યું. ૦નમું વિ૦ સમું; સરખું
**સમૂલ** વિ૦ [સં.] મૂલસહિત. —લાગ્ર વિ૦ [+ અગ્ર] મૂળ તથા ટોચ સાથે
**સમૂહ** પું૦ [સં.] ટોળું. ૦કાર્ય ન૦ આખા સમૂહનું એકત્રિત, એક બનીને થતું—સંગઠિત કાર્ય. ૦તંત્ર ન૦ જુઓ સમવાયતંત્ર. ૦પ્રાર્થના સ્ત્રી૦ સામુદાયિક પ્રાર્થના. ૦વાચક વિ૦ સમૂહ બતાવનારું
**સમૂળ** [સં. સમૂલ], ૦ગું વિ૦ [સં. સમૂલક] તમામ; પૂરેપૂરું. —ળું વિ૦ સમૂળ
**સમૃદ્ધ** વિ૦ [સં.] સમૃદ્ધિવાળું; સંપન્ન. —દ્ધિ સ્ત્રી૦ [સં.] આબાદી; ઐશ્વર્ય
**સમેટવું** સ૦ ક્રિ૦ [જુઓ સમેત] આટોપવું; એકઠું કરવું
**સમેત** વિ૦ [સં.] સંયુક્ત; સાથે હોય તેવું (૨) અ૦ સુધ્ધાં; સહિત
**સમૈયો** પું૦ [પ્રા. સમેઅ (સં. સમેત)] સામૈયું (૨) અમુક એક ધર્મના માણસોનો મેળાવડો [અવસર
**સમો** પું૦ [જુઓ સમય] વખત (૨) પ્રસંગ;
**સમોતું** વિ૦ [સં. સમવેત] એકસાથે સઘળું
**સમોલ** સ્ત્રી૦ [પ્રા. સમિલા (સં. શમિલા, શમ્યા)] જોતરું ભરાવવાની ધૂંસરાની ખીલી
**સમોવડ** વિ૦ [પ્રા. સમોવિઅ (સં. સમવ +પદ્)]=સામે આવવું પરથી] સમાન; બરાબરિયું (૨) પ્રતિસ્પર્ધી. —ડિયણ વિ૦ સ્ત્રી૦, —ડિયું વિ૦ સરખા ઉંમરનું; સરખું (૨) પ્રતિસ્પર્ધી; હરીફ. —ડું વિ૦ સમોવડ
**સમોવણ** ન૦ સમોવવું તે કે તેને માટેનું પાણી
**સમોવવું** સ૦ ક્રિ૦ વધારે ગરમ પાણીને નવાય એવું કરવા તેમાં ઠંડું પાણી ઉમેરવું
**સમ્યક** વિ૦ [સં.] યોગ્ય (૨) અ૦ ઠીક; બરાબર. —ક્ત્વ ન૦. —ગ્દૃષ્ટિ સ્ત્રી૦ યોગ્ય —સાચી દૃષ્ટિ
**સમ્રાજ્ઞી** સ્ત્રી૦ [સં.] મહારાણી; સમ્રાટની સ્ત્રી
**સમ્રાટ** પું૦ [સં.] રાજાધિરાજ; શહેનશાહ
**સયુક્તિક** વિ૦ [સં.] યુક્તિ કે પ્રમાણ સાથેનું
**સર** ન૦ [સં.] સરોવર
**સર** સ્ત્રી૦ [સં.; દે. સરિઆ, સરી] ગળામાં પહેરવાની સેર; સાંકળી
**સર** પું૦ [ઇં.] અંગ્રેજી રાજ્યમાં અપાતો એક

ઇલકાબ (૨) સાહેબ (શાળામાં શિક્ષકને માટે અંગ્રેજીમાં સંબોધન)
**સર-** વિ૦ [फा.] 'વડું'ના અર્થમાં શબ્દની આગળ (ઉદા૦ સરસૂબો)
**સર** પું૦ [સર૦ फा.] (ઘણુંખરું બ૦વ૦માં) પત્તાંની રમતમાં અમુકનું પ્રાધાન્ય તે; હુકમ
**સર** વિ૦ તાબે; આધીન; જિતાયેલું
**સર** પું૦બ૦વ૦ (વ્યાજ ગણવામાં) મુદ્દલ અને મુદતના મહિનાનો ગુણાકાર
**સર** અ૦ 'પ્રમાણે; રૂએ' એ અર્થમાં નામની કે વિશેષણની સાથે (કાયદેસર) (૨) 'માટે, અર્થે' એ અર્થમાં નામની સાથે (ધંધાસર) (૩) નિરર્થક પૂર્વપદ તરીકે. ઉદા૦ સરસમાચાર [એક છોડ
**સરકટ** ન૦ [सं. सर+कट] નેતર કે બરુ જેવો
**સરકણું** વિ૦ સરકી જાય-જવાય એવું (૨) ન૦ સરકણી જગા
**સરકવું** અ૦ક્રિ૦ [सं. सृ] લપસવું; ખસવું (૨) છટકવું; ધીમે રહીને જતા રહેવું
**સરકસ** ન૦ [ઇં.] જનાવર, કસરત વગેરેના ખેલનો તમાસો
**સરકાર** પું૦; સ્ત્રી૦ [फा.] પ્રજાનું શાસન કરનારી સત્તા (૨) રાજાસાહેબ, સત્તાધીશ એ અર્થના ઉદ્બોધનમાં વપરાય છે. **૦ધારો** પું૦, **૦ભરણું, ૦ભરત** ન૦ મહેસૂલ. **-રી** વિ૦ સરકારનું; સરકાર સંબંધી
**સરકિયું** ન૦ સરકી શકે તેવી ગાંઠ
**સરકો** પું૦ [फा. सिरक़ह; सं सरफ़] ઘણો જ ખાટો રસ; તાડી, શેરડી, દ્રાક્ષ વગેરેનો ખટાશ ચડેલો રસ
**સરખામણી** સ્ત્રી૦ [જુઓ સરખું] તુલના; મુકાબલો (૨) બરાબરી
**સરખાવવું** સ૦ ક્રિ૦ ['સરખું' પરથી] મુકાબલો કરવો; મેળવી જોવું; તુલના કરવી
**સરખું** વિ૦ [प्रा. सारिक्ख (सं. सदृक्ष)] બરોબર; સમાન (૨) સપાટ; ખાડાટેકરા વિનાનું (૩) બરોબર રીતનું; વ્યવસ્થિત (૪) છાજતું; ઘટિત (મારા સરખું કામ) (૫) વાક્યમાં નામ પછી વપરાતાં 'ય' કે 'યે' જેવો ભાવ સૂચવે છે. ઉદા૦ આંગળી સરખી ન ઉપાડી
**સરગવો** પું૦ [सं. शिग्रु] એક ઝાડ
**સરઘસ** ન૦ [फा. शहगश्त] વરઘોડાની પેઠે, પ્રસંગ પર ગામમાં ફરે છે તે કે તેમ નીકળેલ સમુદાય
**સરજનહાર** પું૦ જુઓ સર્જનહાર
**સરજવું** સ૦ક્રિ૦ જુઓ સર્જવું
**સરજોરી** સ્ત્રી૦ [फा.] જુઓ સિરજોરી
**સરડકો** પું૦ [રવ૦] સરડ એવો અવાજ; સેડકો; સબડકો
**સરડો** પું૦ [प्रा. सरड (सं. सरट)] કાચિંડો
**સરણિ(-ણી)** સ્ત્રી૦ [सं.] પગરસ્તો; માર્ગ (૨) પદ્ધતિ; રીત
**સરત** સ્ત્રી૦ [સર૦ સુરતા (सं. स्मृति)] નજર (૨) યાદદાસ્ત; સ્મૃતિ (૩) ધ્યાન. **૦ચૂક** સ્ત્રી૦ નજરચૂક; ભૂલી જવું તે
**સરતું** વિ૦ [સર૦ સરસું] નજીક; પાસે
**સરદાર** પું૦ [फा.] નાયક; આગેવાન (૨) અમીર; ઉમરાવ
**સરદેશમુખી** સ્ત્રી૦ [म. સર + દેશમુખ ઉપરથી)] મરાઠી રાજ્યનો મહેસૂલી લાગો
**સરનશીન** પું૦ [फा.] સભાપતિ; પ્રમુખ
**સરનામું** ન૦ [फा.] નામઠામ વગેરે
**સરપણ** ન૦ [सं. श्रपण = રાંધવા માટેનો અગ્નિ] બાવળનાં લાકડાં
**સરપંચ** પું૦ [સર + सं. पंच] પંચનો વડો
**સરપાવ** પું૦ [फा. सरोपा] શાબાશી બદલ આપવામાં આવતો પોશાક; ઇનામ
**સરપેચ** પું૦ [फ़ा.] જુઓ શિરપેચ
**સરફરોશી** સ્ત્રી૦ [फा.] માથું ફૂલ કરવું -આપવું તે
**સરભર** વિ૦ [दे. सरिभरी (प्रा. सरि-सं. सदृश + भृ)] ઓછુંવત્તું નહિ-સરખે-સરખું (૨) નફાતોટા વિનાનું
**સરભરા** સ્ત્રી૦ [फा. सरबराह] આદરસત્કાર; સેવાચાકરી
**સરમુખત્યાર** વિ૦ [સર + મુખત્યાર] કુલ

સત્તાવાળું (૨) કુલ સત્તાવાળો અધિકારી. -રી સ્ત્રી૦ સરમુખત્યારપણું; કુલ સત્તા
**સરયુ(-યૂ)** સ્ત્રી૦ [સં.] ઉત્તર હિંદુસ્તાનની નદી, જેને કાંઠે પ્રાચીન અયોધ્યા હતી
**સરલ** વિ૦ [સં.] સીધું (૨) મુશ્કેલ નહિ એવું (૩) નિષ્કપટી; નિખાલસ. **૦તા** સ્ત્રી૦
**સરવડિયું, સરવડું** ન૦, **સરવડો** પું૦ રહી રહીને પડતું વરસાદનું ઝાપટું
**સરવણી** સ્ત્રી૦['સરાવવું' ઉપરથી] તેરમાને દિવસે કરાતી સજ્જાદાન ઇ૦ની ક્રિયા
**સરવર** ન૦ જુઓ સરોવર
**સરવાણી** સ્ત્રી૦ ['સરવું' ઉપરથી] ઝરણું
**સરવાયું** ન૦આખા વર્ષના હિસાબનું તારણ
**સરવાળે** અ૦ [જુઓ સરવાળો] એકંદર (૨) પરિણામે; અંતે
**સરવાળો** પું૦ સંખ્યાઓને ભેગી ઉમેરવી તે (૨) તેથી થતી કુલ રકમ
**સરવું** વિ૦ [પ્રા. સર (સં. स्वर) ઉપરથી] શરવું; ઝટ સાંભળે તેવું (૨) મોટેથી બોલાયેલું
**સરવું** વિ૦ [જુઓ સરાટ] અમુક જાતના સ્વાદ અને ફોરમવાળું [સરવા પગ
**સરવું** વિ૦ [સં. સૃ ઉપરથી] ચપળ. ઉદા૦
**સરવું** અ૦ ક્રિ૦ [પ્રા. सर (સં. सृ)] જુઓ સરકવું (૨) પાર પડવું; વળવું (જેમ કે ગરજ, અર્થ, કામ)
**સરવે** (ર્‌વે) સ્ત્રી૦ [इं.] આંકણી; મોજણી; (જમીનના માપ ઇ૦ની) તપાસ. **૦યર** પું૦ [इं.] તે કરનાર ઇજનેર
**સરવૈયું** ન૦ જુઓ સરવાયું
**સરશિયું** ન૦ સરસવનું તેલ [અળસિયું
**સરશિયું** ન૦ [પ્રા. सरीसिव (સં. सरीसृप)]
**સરસ** પું૦ જુઓ સરેશ
**સરસ** વિ૦ [સં. श्रेयस् ઉપરથી] સારું; ઉત્તમ
**સરસ** વિ૦ [સં. स+रस] રસવાળું (૨) સુંદર
**સરસવ** પું૦ [પ્રા. सरिसव (સં. सर्षप)] એક જાતનું તેલી બી [સ્પર્ધા; ચડસાચડસી
**સરસાઈ** સ્ત્રી૦ ['સરસ' નં. ૨ ઉપરથી]
**સરસામાન** પું૦ [સર+સામાન] રાચરચીલું; ઘરગથુ સામાન

**સરસિજ** ન૦ [સં.] કમળ
**સરસિયું** ન૦ જુઓ સરશિયું નં. ૧ તથા ૨
**સરસું** અ૦ [દે. सरिस] અડીને પાસે; નજીક
**સરસૂબો** પું૦ [फा.] વડો સૂબો; પ્રાંત કે વિભાગનો ઉપરી
**સરસ્વતી** સ્ત્રી૦ [સં.] વિદ્યાની દેવી; શારદા (૨) ઉત્તર ગુજરાતની એક નદી (૩) ત્રિવેણીસંગમની ગુપ્ત નદી. **૦પૂજન** ન૦સરસ્વતીની પૂજાનો ઉત્સવ(કોઈ ઠેકાણે વસંતપંચમીએ તો કોઈ ઠેકાણે આસો માસમાં) (૨) દિવાળીમાં ચોપડાનું પૂજન
**સરહદ** સ્ત્રી૦ [फा. सरहद] સીમા; સીમાડો. **૦પ્રાંત** પું૦ હિંદના વાયવ્ય ખૂણાનો, તે સરહદ પરનો પ્રાંત (હવે પાકિસ્તાનમાં)
**સરળ, ૦તા** સ્ત્રી૦ જુઓ 'સરલ'માં
**સરંજામ** પું૦ [फा.] જોઈતી સામગ્રી (૨) લડાઈ કે લશ્કરની સામગ્રી
**સરા** સ્ત્રી૦ [સં. सृ ઉપરથી] પ્રવાહ; ધારા (૨) ઋતુ; મોસમ (ઉદા૦ લગનસરા)
**સરા(-ઈ)** સ્ત્રી૦ [फा.] મુસાફરખાનું
**સરાટ** પું૦ સરવી વાસ કે સ્વાદ
**સરાણે** અ૦[જુઓ સરાણ]સવે;સીધે માર્ગે
**સરાણ** સ્ત્રી૦ [પ્રા. साण (સં. शाण)] ધાર કાઢવાનું યંત્ર. **-ણિયો** પું૦ સરાણ ઉપર ધાર કાઢી આપનાર
**સરાફ(-ફી)** જુઓ 'શરાફ'માં
**સરાર** અ૦ [प्रा. सरासर = આ છેડાથી પેલા છેડા સુધી] હરાર; ઠેઠ સુધી
**સરાવ** [સં.], **૦લું** ન૦ શરાવ; શકોરું
**સરાવવું** સ૦ ક્રિ૦ સારવું-શ્રાદ્ધ કરવું
**સરાસર** અ૦, **-રી** અ૦ (૨) સ્ત્રી૦ [फा; સર૦ દે. सरिसरी] જુઓ સરેરાશ
**સરાંઠી** (૦) સ્ત્રી૦ [સં. शर કે शण + કાઠી (સં. काष्ठ)] કરાંઠી; સાંઠી
**સરિત(-તા)** સ્ત્રી૦ [સં.] નદી
**સરિયામ** વિ૦ મુખ્ય; ધોરી (રસ્તો) (૨) જાહેર (૩) સીધું; સળંગ
**સરીખું** વિ૦ [પ્રા. सरिक्ख] સરખું
**સરીસું** વિ૦ [પ્રા. सरिस (સં. सदृश)] સરખું

**સરીસું** અ૦ સરસું; નજીક [પ.]
**સરુ** ન૦ [फा. सर्व] એક ઝાડ; શરુ
**સરૂપ** વિ૦ [सं] સરખું; સમાન (૨) રૂપાળું; સુંદર. **૦તા** સ્ત્રી૦
**સરેડે** અ૦ જુઓ સરાડે
**સરેરાશ** સ્ત્રી૦ નાની મોટી રકમોનો જુમલો કરીને કઢાતું માન (૨) અ૦ સરેરાશ ગણતાં (૩) શુમારે; અંદાજથી [ગ.]
**સરેશ(-સ)** પું૦ [फा.] ચામડાં કે હાડકાંમાંથી મળતો ચીકણો પદાર્થ
**સૈરેયો** પું૦ [प्रा. सुरहिओ (सं. सुरभिक)] સુગંધીદાર વસ્તુઓ વેચનાર
**સરોજ** ન૦ [सं.] કમળ.**-જિની** સ્ત્રી૦ [सं.] કમળની વેલ
**સરોદ** પું૦ [फा. सुरोद] એક તંતુવાદ્ય
**સરોવર** ન૦ [सं.] મોટું તળાવ
**સર્કલ,૦ઇન્સ્પેક્ટર** પું૦ [इं.] અમુક સર્કલ કે વિભાગનો એક મહેસૂલી અધિકારી
**સર્ગ** પું૦ [सं.] સૃષ્ટિ (૨) ઉત્પત્તિ (૩) ત્યાગ (૪) અધ્યાય (કાવ્યનો)
**સર્ચલાઇટ** સ્ત્રી૦; ન૦ [इं.] ખૂબ દૂર સુધી પહોંચે એવો વીજળીનો જોરદાર પ્રકાશ
**સર્જક** વિ૦ (૨) પું૦ [सं.] સર્જનાર
**સર્જન** પું૦ [इं.] શસ્ત્રવૈદ્ય; વાઢકાપનું કામ ખાસ જાણતો દાક્તર
**સર્જન** ન૦ [सं.] સર્જવું તે (૨) સર્જેલું તે; કૃતિ (૩) સૃષ્ટિ. **૦જૂનું** વિ૦ આદિ; સૃષ્ટિની શરૂઆતથી ચાલતું આવેલું. **૦શક્તિ** સ્ત્રી૦ નવું રચવાની શક્તિ. **૦હાર** પું૦ સરજનહાર; પેદા કરનાર; ઈશ્વર
**સર્જવું** સ૦ક્રિ૦ [सं. सृज्] પેદા કરવું; રચવું
**સર્જિત** વિ૦ [सं.] સર્જેલું (૨) નસીબમાં લખેલું
**સર્ટિફિકેટ** ન૦ [इं.] પ્રમાણપત્ર
**સર્પ** પું૦ [सं.] સાપ. **૦દંશ** પું૦ સાપનો દંશ
**સર્પવું** અ૦ ક્રિ૦ [सं. सृप्] દોડી જવું
**સર્પિણી** સ્ત્રી૦ [सं.] સાપની માદા
**સર્વ** વિ૦ [सं.] બધું; સઘળું. **૦કાલીન** વિ૦ [सं.] નિત્ય; બધો વખત ટકી રહેનાર. **૦ગત** વિ૦ [सं.] સર્વત્ર રહેલું. **૦ગામી** વિ૦ [सं.] સર્વવ્યાપક. **૦ગુણસંપન્ન** વિ૦ સર્વ ગુણોવાળું (૨) દુર્ગુણે પૂરું; બધા દુર્ગુણવાળું [લા]. **૦ગ્રાહી** વિ૦ બધું ગ્રહણ કરતું. **૦જનીન** વિ૦ [सं.] સાર્વજનિક; સર્વ લોક સંબંધી. **૦જ્ઞ** વિ૦ [सं.] બધું જાણનારું. **૦જ્ઞતા** સ્ત્રી૦. **૦તઃ** અ૦ [सं.] ચોતરફ (૨) બધી બાજુએથી (૩) સર્વ પ્રકારે. **૦તોભદ્ર** વિ૦ [सं.] બધી રીતે સુંદર. **૦તોમુખ(-ખી)** વિ૦ [सं.] બધી બાજુ મુખવાળું (૨) દરેક પ્રકારનું; પૂર્ણ; વ્યાપક. **૦ત્ર** અ૦ [सं.] દરેક સ્થળે. **૦થા** અ૦ [सं.] સર્વ પ્રકારે; બધી રીતે. **૦દમન** વિ૦ [सं] બધાનું દમન કરનારું. (૨) પું૦ દુષ્યંત અને શકુંતલાનો પુત્ર ભરત. **૦દર્શી** વિ૦[सं.]બધું જોનારું કે જાણનારું. **૦દા** અ૦[सं.]હંમેશાં;નિરંતર. **૦દેશિતા** સ્ત્રી૦ સર્વદેશીપણું. **૦દેશી(૦ય)** વિ૦ બધા દેશ, અંગ કે વિભાગને લગતું. **૦ધર્મસમભાવ** પું૦ બધા ધર્મો પ્રત્યે સમાનતાનો ભાવ. **૦નામ** ન૦ [सं.] નામને બદલે આવતો શબ્દ [વ્યા]. **૦નાશ** પું૦ [सं.] બધાનો નાશ. **૦પક્ષી** વિ૦ બધા પક્ષને લગતું (૨) સર્વનો યોગ્ય પક્ષ કરતું. **૦ભક્ષી** વિ૦ બધું ભક્ષણ કરતું. **૦માન્ય** વિ૦ બધાંને માન્ય. **૦વ્યાપક, ૦વ્યાપી** વિ૦ [सं. सर्वव्यापी] સર્વત્ર વ્યાપી રહેલું. **૦શક્તિમાન** વિ૦ સર્વ પ્રકારની શક્તિવાળું. **૦શ્રેષ્ઠ** વિ૦ સર્વમાં શ્રેષ્ઠ. **૦સત્તાધીશ** પું૦ સર્વ સત્તા જેના હાથમાં છે તેવું; સરમુખત્યાર; **૦સંગ્રહ** પું૦ [सं.] બધી જાતની માહિતીનો સંગ્રહ; 'સાઇક્લોપીડિયા'. **૦સાધારણ, ૦સામાન્ય** વિ૦ સૌને લાગુ પડતું. **૦સ્વ** ન૦ [सं.] પોતાનું બધું; બધી માલમત્તા કે શક્તિસંપત્તિ. **-ર્વાનુમત** વિ૦ [+अनुमत] બધાને અનુમત-કબૂલ (૨) પું૦;ન૦ બધાનો મત. **-ર્વાનુમતિ** સ્ત્રી૦ બધાની અનુમતિ.

**-ર્વાર્પણ** ન૦[+अर्पण] સર્વસ્વનું અર્પણ. **-ર્વાંગી(૦ણ)** વિ૦ [સં. सर्वांगीण] સર્વ અંગોને લગતું(૨)આખા શરીરમાં વ્યાપી કે ફરકી રહેતું. **-ર્વે** સ૦ [સં.] સર્વ; બધું. **-ર્વોચ્ચ** વિ૦ [+उच्च] સૌથી ઉચ્ચ. **-ર્વોત્કૃષ્ટ, -ર્વોત્તમ** વિ૦ [સં.] સૌમાં ઉત્તમ; શ્રેષ્ઠ. **-ર્વોદય** પું૦ [+उदय] સર્વનો ઉદય; બધાનું હિત. **-ર્વોપમાલાયક** વિ૦ [+ઉપમા+લાયક] બધી શુભ ઉપમાઓને યોગ્ય; શ્રેષ્ઠ (વકીલ માટે પત્રોમાં વપરાતું વિ૦). **-ર્વોપયોગી** વિ૦ સર્વને ઉપયોગી. **-ર્વોપરી** વિ૦ [+ઉપરી] સૌથી ચડિયાતું (૨) શ્રેષ્ઠ

**સલક્ષણું** વિ૦ [સ+લક્ષણ] સારાં લક્ષણ-વાળું (૨) સખણું; તોફાની નહિ તેવું

**સલજ્જ** વિ૦ [સં.] લાજવાળું (૨) અ૦ લજ્જાપૂર્વક

**સલવામણ** સ્ત્રી૦ સલવાવું તે

**સલવાવું** અ૦ક્રિ૦[જુઓ સાલ (સં. शल्य)] ઉકેલ ન સૂઝવાથી ગભરાવું; ગૂંચાવું (૨) 'સાલવવું'નું કર્મણિ

**સલાટ** પું૦ [પ્રા. सिलार (સં. शिलाकार)] પથ્થર ઘડનારો

**સલાડું** ન૦ [જુઓ સાલ (સં. शल्य)] ભંભેરણી; સલાડો

**સલામ** સ્ત્રી૦[અ.] નમસ્કારનો એક પ્રકાર. [૦અલૈકુમ [અ.], ૦આલેકમ શ૦ પ્ર૦ મળતી વખતે વંદન કરવા બોલવાનો મુસલમાની ઉદ્‌ગાર('તમને શાંતિ મળો!')

**સલામત** વિ૦[અ.] સહીસલામત;સુરક્ષિત (૨)હયાત અને તંદુરસ્ત. **-તી** તંદુરસ્તી; ક્ષેમ(૨)હયાતી; જિંદગી (૩)સુરક્ષિતતા

**સલામિયા** વિ૦ સલામી દાખલ જ થોડું મહેસૂલ ભરવું પડે તેવી જમીન

**સલામી** સ્ત્રી૦ સલામ દાખલ અપાતું માન, ભેટ કે મહેસૂલ (૨) વ્યાયામમાં કે કવાયતમાં સલામ કરવાની રીત

**સલાવડું** ન૦[જુઓ શરાવલું] પાત્ર; શકોરું

**સલાહ** સ્ત્રી૦[અ.]શિખામણ (૨)અભિપ્રાય

**સલાહ** સ્ત્રી૦ [અ. सिलाह] સુલેહ. **૦કાર** વિ૦(૨)પું૦ સુલેહ કરનાર કે કરાવનાર

**સલાહકાર** પું૦ સલાહ આપનાર

**સલિલ** ન૦[સં.] પાણી

**સલૂક** સ્ત્રી૦ [અ.] વર્તણૂક; રીતભાત; વર્તાવ

**સલૂકાઈ** સ્ત્રી૦[અ. सलूक ઉપરથી] સભ્યતા; વિનયી વર્તણૂક (૨) સદ્‌ભાવ; મેળ

**સલૂણું** વિ૦ [પ્રા. सलूण (સં. स+लवण)] મનોહર; સુંદર

**સલૂન** ન૦ [ઇં.] ઘરના જેવી સગવડોવાળો મનોહર; સુંદર રેલગાડીનો ખાસ ડબ્બો (૨) સ્ટીમરમાં ઉતારુઓનો મોટો ઓરડો (૩) હજામની દુકાન

**સલેપાટ** પું૦ [ઇં. स्लीपर] રેલના પાટા નીચે ગોઠવાતો પાટડો

**સલો** પું૦ પાતળું લીંપણ; અબોટ

**સલ્તનત** સ્ત્રી૦ [અ.] પાદશાહત; રાજ્ય

**સલ્ફર** પું૦ [ઇં.] ગંધક [ર. વિ.]

**સલ્ફાઇટ** પું૦ [ઇં.] સલ્ફ્યૂરસ ઍસિડનો ક્ષાર [ર. વિ.]. **-ડ** પું૦ [ઇં.] સલ્ફર સાથે ભળીને થયેલો ક્ષાર [ર. વિ.]

**સલ્ફેટ** પું૦ [ઇં.] સલ્ફ્યૂરિક ઍસિડનો ક્ષાર [ર. વિ.]

**સલ્ફ્યૂરસ ઍસિડ** પું૦ [ઇં.] એક તેજાબ [ર. વિ.]

**સલ્ફ્યૂરિક ઍસિડ** પું૦ [ઇં.] એક તેજાબ [ર. વિ.]

**સલ્લી** સ્ત્રી૦ [પ્રા. सिल्लिया (સં. शिल्लिका)] [અસ્ત્રો ઘસવાની પથરી

**સલ્લો** પું૦ સાગોળ

**સવચ્છી** સ્ત્રી૦ વિ૦ જુઓ સવત્સી

**સવડ** પું૦; સ્ત્રી૦ [સં. सु + वट (સં. वृत्ति)] જુઓ સગવડ

**સવત્સ** વિ૦, **-ત્સી** વિ૦ સ્ત્રી૦ વાછડાવાળી

**સવર્ણ** વિ૦[સં.] એક જ વર્ણનું; સમાન વર્ણનું (૨) ચાતુર્વર્ણ્યમાં સમાતો-વર્ણવાળો (હિંદુ)

**સવળવું** અ૦ક્રિ૦ જુઓ સળવળવું

**સવળું** વિ૦ સુલટું; અવળાથી ઊલટું(૨) ઘડિયાળના કાંટાની દિશામાં ફરતું;'ક્લૉકવાઈઝ'

**સવા** પું૦ બ૦ વ૦ [સં. शताह्वा] એક વનસ્પતિનાં બીજ; સુવા

**સવા** વિ૦ [પ્રા. सवाय (સં. सपाद)] એક અને પા; ૧। (૨) (બીજી સંખ્યા આગળ લાગતાં) તેથી ૦। વધારે. જેમ કે, સવા છ (૩) સો, હજાર જેવી સંખ્યા પૂર્વે 'તેથી સવા ગણું' અર્થ બતાવે. ઉદા૦ સવા સો. ૦ઈ વિ૦ સ્ત્રી૦ સવાયું (૨) સ્ત્રી૦ સવાગણું તે

**સવાકવા** પું૦ [સ (સં. सु)+વા, ક (સં. कु) +વા] અનુકૂળ કે પ્રતિકૂળ પવન (૨) અકસ્માત

**સવાકો** પું૦['સવા' ઉપરથી]પૈસો; દોઢિયું

**સવાણ** સ્ત્રી૦ [જુઓ સુહાણ] સોબતનો આનંદ; સોબતની હૂંફ(૨)આરામ; કરાર

**સવાદિયું** વિ૦ ['સ્વાદ' ઉપરથી] સ્વાદિષ્ટ (૨) સ્વાદિષ્ટ ચીજોના ચટકાવાળું

**સવાયા** પું૦બ૦વ૦,**-યાં** ન૦બ૦વ૦ સવાના આંક, **-યું** વિ૦ સવાગણું (૨) ચડિયાતું. **-યો** પું૦ સવાકો; પૈસો

**સવાર** (સ') સ્ત્રી૦;ન૦[દે.]પ્રાતઃકાળ;વહાણું

**સવાર** વિ૦ [फा.] ઘોડા, હાથી કે વાહન ઉપર બેઠેલું (૨) પું૦ તેવો માણસ; અસ્વાર (૩) ઘોડેસવાર સિપાઈ. **-રી** સ્ત્રી૦[फा.]સવાર થવું તે(૨)ગાડી વગેરેમાં બેસનાર ઉતારુ (૩) વાહને ચડી ઠાઠમાઠથી વરઘોડા રૂપે ફરવું તે; તેવો વરઘોડો (૪) અમલદારીને અંગે મુસાફરી (૫) કૂચ; હુમલો; ચડાઈ

**સવાલ** પું૦ [અ.] પ્રશ્ન (૨) પૂછવાનું તે; માગણી; અરજ (૩) બોલ. **૦જવાબ** પું૦બ૦વ૦ પ્રશ્નોત્તર (૨) બોલાબોલી (૩) પડપૂછ – તપાસ

**સવા વીસ** વિ૦ [સવા+વીસ] સાચું; પ્રમાણરૂપ; શિરોધાર્ય [લા.]

**સવાસણ** સ્ત્રી૦ [સં. सुवासिनी] સૌભાગ્યવતી સ્ત્રી

**સવાસલું** ન૦ સારું લગાડવા મીઠું મીઠું બોલવું તે (૨) કાલાવાલા [પ્રભુ

**સવિતા** પું૦ [સં.] સૂર્ય (૨) સરજનહાર;

**સવિનય** વિ૦ [સં.] વિનયયુક્ત (૨) અ૦ વિનયપૂર્વક. **૦ભંગ** પું૦ વિનયપૂર્વક – અહિંસાયુક્ત ભંગ (અન્યાયી કે અધર્મી કાયદા કે હુકમનો)

**સવિશેષ** વિ૦ [સં.] વિશિષ્ટતાવાળું; અસાધારણ (૨) ઉત્તમ; મુખ્ય (૩) અ૦ ખાસ કરીને (૪) ખૂબ જ

**સવિસ્તર** વિ૦ [સં.] વિસ્તારયુક્ત (૨) અ૦ વિસ્તારપૂર્વક

**સવે** (વે,) અ૦ [સ+વેહ ઉપરથી] ઠેકાણે; રસ્તે; વ્યવસ્થિત (૨) વિ૦ સારું; રૂડું

**સવેળા** અ૦ વખતસર; આગળથી

**સવૈયો** પું૦ એક છંદ

**સવ્ય** વિ૦ [સં.] ડાબું (૨) ડાબે ખભે રહેલું (જનોઈ). **૦સાચી** પું૦ [સં.] (ડાબે હાથે પણ બાણ છોડી શકનાર) અર્જુન

**સવ્યાપસવ્ય** વિ૦ [સં.] ડાબું જમણું

**સશક્ત** વિ૦ શક્તિવાળું; સબળું

**સશસ્ત્ર** વિ૦ [સં.] શસ્ત્રસજ્જ; શસ્ત્ર સાથે

**સસડવું** અ૦ક્રિ૦ [રવ૦] સડ સડ અવાજ સાથે ખૂબ ઊકળવું [ગરમ કરવું

**સસડાવવું** સ૦ક્રિ૦ 'સસડવું'નું પ્રેરક;ખૂબ

**સસણવું** અ૦ક્રિ૦ [રવ૦] સણસણવું

**સસણાટ** પું૦[રવ]સણસણાટ;સણસણવું તે

**સસણી** સ્ત્રી૦ [રવ૦] સસણવાનો અવાજ (૨) બાળકનો એક રોગ [બાપ

**સસરો** પું૦[સં. श्वशुर; પ્રા. ससुर]વર કે વહુનો

**સસલી** સ્ત્રી૦ [સં. शश; પ્રા. सस] સસલાની માદા. **-લું** ન૦ એક નાનું ચોપગું પ્રાણી. **-લો** પું૦ સસલાનો નર. [**સસલાનું શીંગડું** શ૦પ્ર૦ તેના જેવી અસંભવિત વસ્તુ દર્શાવવા વપરાય છે]

**સસ્તન** વિ૦ સ્તનવાળું; 'મૅમલ'

**સસ્તું** વિ૦ સોંઘું (૨) ભાર કે વક્કર વિનાનું [લા.]

**સસ્ય** ન૦ [સં.] ધાન્ય; અનાજ

**સસ્સો** પું૦ [પ્રા. सस (સં. शश)] સસલો

**સહ** અ૦ [સં.] સાથે. **૦કાર** પું૦ [સં.] સાથે મળીને કામ કરવું તે; એકબીજાને મદદગાર થવું તે (૨) આંબો. **૦કારિતા**

સ્ત્રી૦, **૦કારિત્વ** ન૦ સહકારીપણું. **૦કારી** વિ૦ સહકારવાળું; સહકાર કરતું કે તેનાથી ચાલતું (૨) પું૦ સહકાર કરનાર. **૦કારી ભંડાર** પું૦ સહકારથી ચાલતી દુકાન. **૦કારી મંડળ** ન૦, **૦કારી મંડળી** સ્ત્રી૦ સહકારથી ચાલતું મંડળ

**સહગમન** ન૦ [સં.] સાથે જવું તે (૨) સતી થવું તે [સોબતી. **-રી** સ્ત્રી૦

**સહચર** વિ૦ (૨) પું૦ [સં.] સાથે ફરનાર;

**સહચાર** પું૦ [સં.] સાથ; સંગ; સોબત; સંબંધ (૨) સુસંગતપણું (૩) સાહચર્ય. **-રિણી** વિ૦ સ્ત્રી૦ [સં.] સાથે રહેનારી કે ફરનારી (૨) સ્ત્રી૦ સહચરી

**સહજ** વિ૦ [સં.] સાથે જન્મેલું (૨) કુદરતી; સ્વાભાવિક (૩) સહેજ; સહેલું (૪) અ૦ ખાસ કારણ વિના (૫) સ્વાભાવિક રીતે (૬) સહેલાઈથી

**સહજન્ય** વિ૦ [સં. सह + जन् ઉપરથી] સાથે જન્મેલું

**સહજપ્રાપ્ત** વિ૦ સહેજે મળેલું

**સહજબુદ્ધિ** સ્ત્રી૦ કુદરતી બુદ્ધિ કે પ્રેરણા; 'ઇન્સ્ટિંક્ટ' [સ્ફુરવું તે

**સહજસ્ફૂર્તિ** સ્ત્રી૦ સહજબુદ્ધિ; સહેજે

**સહધર્મચાર** પું૦ [સં.] સાથે રહી જીવનની ફરજો બજાવવી તે. **-રિણી** સ્ત્રી૦ પત્ની

**સહધર્મિણી** સ્ત્રી૦ જુઓ સહધર્મચારિણી

**સહધર્મી** વિ૦ (૨) પું૦ [સં.] સમાન ધર્મવાળું (૨) એકસમાન ધર્મનું અનુયાયી.

**સહન** ન૦ [સં.] સહેવું – ખમવું તે. **૦શક્તિ** સ્ત્રી૦ સહન કરવાની શક્તિ. **૦શીલ** વિ૦ [સં.] સહન કરે તેવા સ્વભાવનું; શાંત; ધીર; સહિષ્ણુ. **૦શીલતા** સ્ત્રી૦ [ધ્યાયી

**સહપાઠી** પું૦ [સં.] સાથે ભણનાર; સહા-

**સહભાગિની** સ્ત્રી૦ [સં.] પત્ની

**સહભોજન** ન૦ [સં.] સાથે બેસી કરેલું ભોજન (૨) ભિન્ન વર્ણના લોકોનું એક પંગતે ભોજન [સરખા મતવાળું

**સહમત** વિ૦ [સં.] એકમત; સમાન-

**સહયોગ, -ગી** [સં.] જુઓ સહકાર, -રી

**સહર્ષ** વિ૦ [સં.] હર્ષયુક્ત (૨) અ૦ હરખભેર

**સહવાસ** પું૦ [સં.] સાથે વસવું તે (૨) સોબત; સંબંધ (૩) અભ્યાસ; મહાવરો. **-સી** વિ૦ સાથે વસનારું (૨) પરિચિત (૩) ટેવાયેલું [સાથે શિક્ષણ આપવું તે

**સહશિક્ષણ** ન૦ [સં.] છોકરાછોકરીઓને

**સહસા** અ૦ [સં.] ઉતાવળે (૨) ઓચિંતું (૩) વિચાર કર્યા વિના

**સહસ્ર** પું૦ [સં.] હજાર. **૦રશ્મિ** પું૦ [સં.] સૂર્ય. **-સ્રાક્ષ** પું૦ [સં.] ઇંદ્ર

**સહાધ્યાયી** પું૦ [સં.] સાથે ભણનારો વિદ્યાર્થી; સહપાઠી

**સહાનુભાવ** પું૦, **સહાનુભૂતિ** સ્ત્રી૦ [સં.] સમભાવ; દિલસોજી

**સહાય** પું૦ [સં.] મિત્ર; મદદગાર

**સહાય** સ્ત્રી૦ [જુઓ સાલ] મદદ. **૦ક** વિ૦ મદદગાર. **૦કારક, ૦કારી** વિ૦ સહાય કરનારું (૨) સહાયમાં વપરાતું ક્રિયાપદ [વ્યા.]

**સહાયતા** સ્ત્રી૦ [સં.] સાલ; મદદ

**સહાયભૂત** વિ૦ મદદગાર થયેલું

**સહાયવૃત્તિ** સ્ત્રી૦ પરસ્પર સહાય કરવાની (પ્રાણીની) સહજવૃત્તિ; સહાયશીલતા

**સહારો** પું૦ આશ્રય; હૂંફ

**સહિત** અ૦ [સં.] સાથે (૨) સુધ્ધાં

**સહિયર** સ્ત્રી૦ [પ્રા. सही (સં. सखी)] સહી; સખી

**સહિયારું** વિ૦ [પ્રા. साहार, ०ण સં. साधारण)] ભાગિયાભાગવાળું (૨) ભેગું; ભાગ વહેંચ્યા ન હોય તેવું (૩) ન૦ પંતિયાળું; ભાગિયાપણું

**સહિષ્ણુ** વિ૦ [સં.] જુઓ સહનશીલ. **૦તા** સ્ત્રી૦

**સહી** સ્ત્રી૦ [અ. सहीह] (ખત, કાગળમાં) નીચે પોતાનું નામ લખવું તે; મતું (૨) વિ૦ ખરું; સાચું (૩) અ૦ કબૂલ; મંજૂર; નક્કી

**સહી** સ્ત્રી૦ [પ્રા. (સં. सखी)] સખી; સહિયર. **૦પણું** ન૦ સખીપણું; સહિયર તરીકેનો સંબંધ

**સહીસલામત** વિ૦ સુરક્ષિત; કાંઈ પણ

ઈજા કે નુકસાન વિનાનું (૨) અ૦ તેવી રીતે. **-તી** સ્ત્રી૦ સહીસલામતપણું
**સહુ** વિ૦ સર્વ [સહેલાઈ
**સહૂલિયત** સ્ત્રી૦ [अ. सहूल्त] સુગમતા;
**સહૃદય** વિ૦[सं.] સામાનો ભાવ કે લાગણી સમજી શકે તેવું (૨) દયાળુ (૩) રસિક; રસજ્ઞ. **૦તા** સ્ત્રી૦
**સહેજ** (સહે) વિ૦ [सं. सहज ઉપરથી] થોડું; અલ્પ (૨) અ૦ જુઓ સહજ. **૦સાજ** વિ૦ (૨) અ૦ થોડુંઘણું; જરાક. **-જે** અ૦ સહેલાઈથી
**સહેતુક** વિ૦ [सं.] હેતુવાળું; સપ્રયોજન
**સહેલ** (સહે) વિ૦ [अ. सह्ल] સહેલું
**સહેલ** (સહે) સ્ત્રી૦ [अ. सैर] આનંદથી આમતેમ ફરવું તે (૨) મોજમજા; લહેર. **૦ગાહ** સ્ત્રી૦ [+ फा. गाह = જગા] હરવું ફરવું કે મોજમજા માણવી તે કે તેની જગા. **૦સપાટા** પું૦બ૦વ૦ મોજમજા
**સહેલાઈ** (સહે) સ્ત્રી૦ [જુઓ સહેલ ૧] સરળતા
**સહેલાણી** (સહે) વિ૦ (૨) પું૦ [જુઓ સહેલ ૨] મોજી; આનંદી (માણસ)
**સહેલું** (સહે) વિ૦ [જુઓ સહેલ ૧] મુશ્કેલ નહિ તેવું; સરળ. **૦સટ** વિ૦ એકદમ સહેલું
**સહેવાવું** (સહે) અ૦ક્રિ૦ 'સહેવું'નું કર્મણિ
**સહેવું** (સહે) સ૦ક્રિ૦ [सं. सह्] સહન કરવું; વેઠવું; ખમવું
**સહોદર** વિ૦ [सं.] એક માને પેટે જન્મેલું (૨) પું૦ ભાઈ. **-રા** વિ૦ સ્ત્રી૦ [सं.], **-રી** સ્ત્રી૦ બહેન [એક પર્વત
**સહ્ય** પું૦[सं.] પશ્ચિમ ઘાટનો એક ભાગ-
**સહ્ય** વિ૦ [सं.] સહી શકાય એવું. **૦ભેદ** પું૦ જુઓ કર્મણિપ્રયોગ [વ્યા.]
**સહ્યાદ્રિ** પું૦ [सं.] સહ્ય પર્વત
**સળ** પું૦ ગેડ કે દબાણનો આંકો-કાપો (૨) સોળ
**સળક** સ્ત્રી૦ સળકવું તે; સણકો
**સળકડી** સ્ત્રી૦ [सं. शलाका] નાની સળી; સળેકડી (૨) ઉશ્કેરણી [લા.]. **-ડું** ન૦ સળેકડું; સળી
**સળકવું** અ૦ક્રિ૦[सं. शलाका ઉપરથી]સહેજ હાલવું; સળવળવું(૨)(દાઢ સાથે)ખાવાનો ભાવ થવો (૩)ભોંકાતું હોય તેમ સણકા નાખવા
**સળકો** પું૦ જુઓ સળક (૨) તીવ્ર ઇચ્છા
**સળગવું** અ૦ક્રિ૦ બળવું; લાગવું
**સળવળવું** અ૦ ક્રિ૦ જરા જરા હાલવું; મરડાવું (૨) શરીર પર જીવડું ચાલતું હોય તેવી લાગણી થવી (૩) કશું કરવા તત્પર થઈ રહેવું [લા.]
**સળવળાટ** પું૦ સળવળવું તે
**સળવું** અ૦ ક્રિ૦ [જુઓ સડવું] જીવડા પડવાથી અંદરથી ખવાઈ જવું; અંદરથી બગડી જવું
**સળંગ** વિ૦ [सं. संलग्न] સાંધ વિનાનું; આખું; તૂટક નહિ તેવું; ઠેઠ સુધીનું (૨) અ૦ અટક્યા વિના; ઠેઠ સુધી. **૦સૂત્ર** વિ૦ સળંગ; ક્રમબદ્ધ; બરોબર સંકળાયેલું
**સળિયો** પું૦ [જુઓ સળી] ધાતુનો લાંબો કકડો
**સળી** સ્ત્રી૦ [सं.शलाका] ઘાસનો, લાકડાનો કે ધાતુનો લાંબો, પાતળો, ગોળ, નાનો કકડો. **૦સંચો** પું૦યુક્તિપ્રયુક્તિ(૨)ઉશ્કેરણી[લા.]
**સળેકડી** સ્ત્રી૦, **-ડું** ન૦, **સળેખડી** સ્ત્રી૦, **સળેખડું** ન૦ જુઓ 'સળકડી'માં
**સળેખમ** ન૦ [सं.श्लेष्मन्]એક રોગ; શરદી
**સળો** પું૦ સડો; સળવું તે
**સંકટ** ન૦ [सं.]દુઃખ આફત. **૦નિવારણ** ન૦ મદદ આપી સંકટ દૂર કરવું તે
**સંકડામણ(-ણી)** સ્ત્રી૦ જગાની તંગાશ (૨) ભીડ; મુશ્કેલી
**સંકડાવું** અ૦ ક્રિ૦ [સાંકડું ઉપરથી]દબાવું; ભચડાવું (૨) જગાની તંગાશ વેઠવી (૩) મુશ્કેલીમાં આવવું [લા.]. **-શ** સ્ત્રી૦ જગાની તંગાશ (૨) મુશ્કેલી
**સંકર** પું૦ [सं.] ભેળસેળ; મિશ્રણ
**સંકર્ષણ** પું૦ [सं.] બલરામ (૨) શેષનાગ
**સંકલન** ન૦, **-ના** સ્ત્રી૦ [सं.]એકઠું કરવું તે; સંગ્રહ (૨) સરવાળો

**સંકલિત** વિ૦ [સં.] એકઠું કરેલું
**સંકલ્પ** પું૦ [સં.] તરંગ ઇરાદો; ઇચ્છા(૨) નિશ્ચય; મનસૂબો (૩) ધર્મકર્મ વગેરે કરવા માટે લેવામાં આવતો નિયમ (૪) કલ્પના કરવી તે; તર્ક. **૦વિકલ્પ** પું૦બ૦વ૦ તર્કવિતર્ક. **૦શક્તિ** સ્ત્રી૦ સંકલ્પની શક્તિ; ઇચ્છાશક્તિ. **-લ્પિત** વિ૦ [સં.] કલ્પેલું (૨)ઇચ્છેલું; ધારેલું(૩) નિશ્ચય કરેલું
**સંકળાવું** અ૦ક્રિ૦ 'સાંકળવું'નું કર્મણિ; સંલગ્ન થવું; સાંકળના આંકડા પેઠે જોડાયેલ હોવું
**સંકીર્ણ** વિ૦[સં.] મિશ્રિત; સેળભેળ થયેલું (૨) વેરાયેલું; ફેલાયેલું; વ્યાપ્ત; ભરચક (૩) અસ્પષ્ટ (૪) સંકુચિત
**સંકીર્ત(-ર્ત્ત)ન** ન૦ [સં.] સ્તુતિ
**સંકુચિત** વિ૦ [સં.] સંકોચ પામેલું (૨) સાંકડું; ઉદાર કે વિશાળ નહિ તેવું
**સંકુલ** વિ૦ [સં.] વ્યાપ્ત; ભીડવાળું (૨) અવ્યવસ્થિત (૩) અસંગત
**સંકેત** પું૦ [સં.] અગાઉથી કરેલી છૂપી ગોઠવણ (૨) જુઓ સંકેતસ્થાન (૩) ઇશારો; નિશાની (૪) કરાર; શરત (૫) અમુક શબ્દથી અમુક અર્થનો બોધ થવો જોઈએ એવી ભાષાની પરંપરાગત રૂઢિ [વ્યા]. **૦સ્થાન** ન૦ સંકેત પ્રમાણે મળવાની જગા
**સંકેલવું** સ૦ક્રિ૦ [દે. संकेलिअ] આટોપવું; એકઠું કરવું; પાછું વાળી લેવું
**સંકોચ** પું૦ [સં.] તંગી; અછત; સંકડાશ (૨) આંચકો; ખચકાવું તે (૩) લજ્જા; શરમ (૪) બિડાવું તે. **૦ન** ન૦ સંકોચવું તે. **૦વું** સ૦ક્રિ૦[સં. संकुच्]સંકોચ કરવો. **-ચાવું** અ૦ક્રિ૦ સંકોચ પામવો
**સંકોડવું** સ૦ક્રિ૦ [પ્રા. संकोड]સાંકડું કરવું; ફેલાયેલું એકઠું કરવું; સંકોચવું
**સંકોરણી** સ્ત્રી૦ સંકોરવું તે
**સંકોરવું** સ૦ક્રિ૦ વધારે અંદર ઠેલવું (૨) પ્રજ્વલિત કરવું (૩) ઉશ્કેરવું (૪) જુઓ સંકેલવું
**સંક્રમ** પું૦, **૦ણ** ન૦ [સં.] એક જગા કે સ્થિતિમાંથી બીજી જગા કે સ્થિતિમાં જવું તે; સંચાર(૨) ઓળંગવું તે (૩) પ્રવેશ કરવો તે
**સંક્રાંત** વિ૦ [સં.] એક જગાએથી બીજી જગાએ ગયેલું (૨) પહોંચતું કરેલું; સંચારિત (૩) સ્ત્રી૦ જુઓ મકરસંક્રાંતિ. (૪) નાતવરામાં ભાણામાં વધેલું ઉધરાવતાં વપરાતો બોલ. **-ંતિ** સ્ત્રી૦ [સં.] જુઓ સંક્રમ(૨) મકરસંક્રાંતિ. **-ંતિકાલ(-ળ)** પું૦ સંક્રાંતિનો સમય; વચગાળો; એક જગા કે સ્થિતિમાંથી બીજી જગા કે સ્થિતિમાં જવા સુધીનો વચલો સમય
**સંક્ષિપ્ત** વિ૦ [સં.] ટૂંકું
**સંક્ષેપ** પું૦ [સં.]ટૂંકાણ; સાર (૨) ટૂંકાવેલું કે સારરૂપ તે
**સંખાવું** અ૦ ક્રિ૦ [સં. शंका ઉપરથી] સંખાવો થવો. **-વો** પું૦ શંકા; હાજત (૨) કમકમાટી; કંટાળો
**સંખ્યા** સ્ત્રી૦ [સં.] રકમ; આંકડો (૨) ગણના; ગણતરી. **૦તીત** વિ૦ [સં.] અસંખ્ય. **૦બલ(-ળ)** ન૦ નાની મોટી સંખ્યા હોવાને કારણે મળતું કે નીપજતું એવું બળ. **૦વાચક** વિ૦ સંખ્યા જણાવનારું (વિ૦) [વ્યા.]
**સંગ** પું૦ [સં.] સંયોગ (૨) સંબંધ (૩) સોબત; સહવાસ(૪) આસક્તિ (૫) મૈથુન
**સંગ** પું૦ [ફા.] પથ્થર
**સંગઠન** ન૦ વીખરાયેલાં બળ, લોકો કે અંગોને એકત્રિત કરી વ્યવસ્થિત કરવાં તે
**સંગઠિત** વિ૦ સંગઠનવાળું
**સંગત** વિ૦ [સં.] સંબદ્ધ (૨) સુસંગત
**સંગતિ** સ્ત્રી૦ [સં.] સંયોગ (૨) મેળ(૩) સહવાસ (૪) પૂર્વાપર સંબંધ. **૦દોષ** પું૦ સોબતની માઠી અસર
**સંગદિલ** વિ૦[ફા.]પથ્થરજેવા દિલનું; કઠોર
**સંગદોષ** પું૦ જુઓ સંગતિદોષ
**સંગમ** પું૦ [સં.]સંયોગ; મેળાપ; સમાગમ (૨) નદીઓનું મિલન; તે સ્થાન. **૦નીય**

પું૰ એક મણિ, જે મળ્યાથી પ્રિયના વિયોગનો અંત આવે છે એમ મનાય છે
સંગસારી સ્ત્રી૰ [फा.] પથ્થર મારી મારીને જીવ લેવાની સજા
સંગાથ પું૰સંગતિ; સાથ; સોબત (વાટમાં). -થી વિ૰(૨)પું૰ સંગાથ કરનાર
સંગી વિ૰[सं.]સંગ કરનાર(૨)પું૰ સોબતી
સંગીત ન૰[सं.] ગાયન, વાદન અને નૃત્યનો સમાહાર (૨) ગાયન કે વાદન
સંગીન વિ૰ [फा.] પથ્થરનું (૨) ટકાઉ; મજબૂત (૩) સ્ત્રી૰ બંદૂકની નળીને છેડે ઘાલવામાં આવતું ભાલા જેવું અણીદાર પાનું; 'બૅયોનેટ'. ૰તા સ્ત્રી૰સંગીન હોવું તે
સંગૃહીત વિ૰ [सं.] સંઘરેલું
સંગેસરમર પું૰[फा.] ચકમકની છાંટવાળો આરસપહાણ
સંગોપન ન૰ [सं.] પાલનપોષણ
સંગ્રહ પું૰[सं.]એકઠું કરવું તે (૨) સંઘરી રાખેલો જથો (૩) સારી સારી વસ્તુઓનો એક સ્થળે કરેલો જમાવ. ૰કર્તા(-ર્ત્તા) પું૰ સંગ્રહ કરનાર [એક રોગ
સંગ્રહણી સ્ત્રી૰ [सं.] સંઘરણીનો – ઝાડાનો
સંગ્રહવું સ૰ક્રિ૰ સંગ્રહ કરવો
સંગ્રહસ્થાન, સંગ્રહાલય ન૰ જ્યાં દેશપરદેશની જાણવા અને જેવાજેગ વસ્તુઓ એકઠી કરી હોય તે સ્થળ; 'મ્યૂઝિયમ'
સંગ્રામ પું૰ [सं.] યુદ્ધ. ૰સમિતિ સ્ત્રી૰ યુદ્ધની વ્યવસ્થાપક સમિતિ
સંગ્રાહક પું૰ સંગ્રહ કરનાર
સંઘ પું૰ [सं.] ટોળું (૨) યાત્રાળુઓનો સમૂહ (૩) સંગઠિત અને વ્યવસ્થિત સમુદાય (જેમ કે, બૌદ્ધ ભિક્ષુઓનો ઇ૰)
સંઘટન ન૰ [सं.] જુઓ સંગઠન
સંઘટિત વિ૰ [सं.] એકત્રિત; સંગઠિત
સંઘબળ ન૰ સંઘનું કે સંઘ બનવાથી નીપજતું બળ
સંઘરણી સ્ત્રી૰ જુઓ સંગ્રહણી
સંઘરવું સ૰ક્રિ૰ [सं. संग्रह] એકઠું કરવું; જમા કરવું (૨) જતન કરીને રાખી મૂકવું (૩) સમાસ કરવો; પોતાની અંદર લેવું
સંઘરાખોર વિ૰ જરૂરથી વધારેપડતું સંઘરી રાખવાની વૃત્તિવાળું. -રી સ્ત્રી૰ સંઘરાખોર વૃત્તિ; 'હોર્ડિંગ' [જથો
સંઘરો પું૰ [सं. संग्रह] સંઘરેલી વસ્તુઓનો
સંઘર્ષ પું૰, ૰ણ ન૰ [सं.] બે વસ્તુઓનું ઘસાવું કે અથડાવું તે (૨) સ્પર્ધા (૩) કલહ
સંઘવી પું૰ સંઘ કાઢનાર (૨) એક અટક
સંઘવ્યાયામ પું૰ સમૂહનો સાથે થતો વ્યાયામ
સંઘશક્તિ સ્ત્રી૰ સંઘબળ
સંઘાડિયો પું૰ સંઘાડાથી ઘાટ ઉતારનારો
સંઘાડો પું૰ [सं. संघट्ट ઉપરથી] હાથીદાંત, લાકડાં વગેરેનો ઘાટ ઉતારવાનું યંત્ર
સંઘાત પું૰ [सं.] ભેગા થવું – એકઠા થવું તે (૨) સમૂહ, જથો (૩) સાથ; સંગાથ (૪) એક જ પદાર્થના અણુઓનું પરસ્પર આકર્ષણ; 'કોહીઝન' [પ. વિ.] (૫) અ૰ સાથે (કોની સંઘાત ગયો?). -તી વિ૰(૨) પું૰ સંગાથ કરનાર. -તે અ૰ સાથે
સંઘેડો પું૰ જુઓ સંઘાડો
સંચ પું૰ [જુઓ સંચો] ગુપ્ત કરામત કે ગોઠવણ (૨) ભીંત કે પટારા વગેરેમાં રાખેલું ગુપ્ત ખાનું
સંચય પું૰ [सं.] સંગ્રહ; જમાવ
સંચરવું અ૰ક્રિ૰ [सं. संचर्] જવું; ચાલતા થવું (૨) દાખલ થવું; વ્યાપી જવું
સંચળ પું૰ [प्रा. सोवच्चल (सं. सौवर्चल)] એક ક્ષાર
સંચાર પું૰ [सं.] ફેલાવું તે; પ્રસાર (૨) ચલાવવું તે; પ્રેરવું તે (૩) જવું તે; -માં થઈને જવું તે (૪) સૂર્યનું એક રાશિમાંથી બીજીમાં જવું તે
સંચારવું સ૰ક્રિ૰ [सं. संचार्]. નળિયાં ફેરવીને છાપરું ઠીક કરવું
સંચારાવવું સ૰ક્રિ૰ 'સંચારવું'નું પ્રેરક
સંચારો પું૰ છાપરું સંચારનાર
સંચાલક પું૰ [सं.] ચલાવનાર–વ્યવસ્થા

કરનાર. -ન ન૦ ચલાવવું-વ્યવસ્થા કરવી તે
**સંચાલિત** વિ૦ [સં.] સંચાલન કરાયેલું
**સંચિત** વિ૦ [સં.] એકઠું કરેલું; સંઘરેલું (૨) પૂર્વજન્મનાં બાકી રહેલાં કર્મ
**સંચે** પું૦ + જુઓ સંચય
**સંચો** પું૦ યંત્ર (૨) સંચ
**સંચોરો** પું૦[સર૦ સંચળ] પાપડિયો ખારો
**સંજીવન** ન૦ [સં.] મરેલું જીવતું કરવું તે. -ની સ્ત્રી૦ [સં.] મરેલાને જીવન આપે તેવી વિદ્યા કે ઔષધિ
**સંજોગ** પું૦ [પ્રા. (સં. संयोग)] ભેટો (૨) દૈવયોગ (૩) પરિસ્થિતિ. ૦વશાત્ અ૦ દૈવયોગે; સંજોગોને લીધે
**સંજ્ઞા** સ્ત્રી૦ [સં.] ભાન; ચેતના (૨) જ્ઞાન; સમજ (૩) સાન; નિશાની (૪) નામ. ૦વાચક વિ૦ સંજ્ઞા બતાવનારું [વ્યા.]
**સંડાસ** પું૦; ન૦ જાજરૂ
**સંડોવવું** સ૦ક્રિ૦ [પ્રા. संडोइय(સં. संडौकित) ઉપરથી] સામેલ કરવું; સપડાવવું
**સંત** વિ૦ [પ્રા. (સં. शान्त કે सत्)] સાધુ પુરુષ
**સંતત** વિ૦ (૨) અ૦ [સં.] સતત
**સંતતિ** સ્ત્રી૦ [સં.] બાળબચ્ચાં; સંતાન; ઓલાદ (૨) વિસ્તાર (૩) પરંપરા. ૦નિયમન ન૦ સંતતિ વધતી કે થતી અટકાવવી તે. ૦શાસ્ત્ર ન૦ ઉત્તમ સંતતિ પ્રાપ્ત કરવાના નિયમોનું શાસ્ત્ર; પ્રજનનવિદ્યા; 'યુજેનિક્સ'
**સંતપ્ત** વિ૦ [સં.] ખૂબ તપી ગયેલું (૨) દુઃખી; પીડિત (૩) ખૂબ ગુસ્સે થયેલું
**સંતરું** ન૦ [પો. सिन्तरा; सिंहली – संन्तिरो)] એક ફળ; એક જાતની નારંગી
**સંતલસ** સ્ત્રી૦ ખાનગી મસલત
**સંતાકૂકડી** સ્ત્રી૦ [સંતાવું + કૂક (૨૦)] એક રમત
**સંતાડવું** સ૦ક્રિ૦ છુપાવવું
**સંતાન** ન૦ [સં.] સંતતિ
**સંતાપ** પું૦ [સં.] ક્લેશ; દુઃખ; ઉદ્વેગ; પશ્ચાત્તાપ. ૦વું સ૦ક્રિ૦ [સં. संतापू]સંતાપ આપવો; પીડવું. -પિત વિ૦[સં.]સંતાપ પામેલું
**સંતાવું** અ૦ક્રિ૦[પ્રા. सन्त(સં. शान्त)ઉપરથી] [છુપાવું; ગુપ્ત રહેવું
**સંતુષ્ટ** વિ૦ [સં.] સંતોષ પામેલું
**સંતોખવું** સ૦ક્રિ૦ [સં. संतोषय्] સંતોષ આપવો; રાજી કરવું
**સંતોલો** પું૦ [સમ+તોલ]બારદાન સહિત [કુલ વજન
**સંતોષ** પું૦ [સં.] તૃપ્તિ; સમાધાન; સુખ (૨)હોય તેટલાથી રાજી રહેવું તે. ૦કારક વિ૦ સંતોષ આપે તેવું. -ષી વિ૦ [સં.] સંતોષ રાખનારું
**સંત્રી** પું૦ [ઇં. सेन्ट्री] પહેરેગીર
**સંથાગાર** પું૦ [પાલિ] વિચાર કરવા ભેગા મળવાનું જાહેર મકાન; 'ટાઉનહૉલ'
**સંથારો** પું૦ [પ્રા. संथारग,-य(સં. संस्तारक)] મરણ નજીક આવતાં મમતા છોડી મરણપથારી પર સૂવું તે
**સંદર્ભ** પું૦[સં.] ગૂંથવું તે; ગોઠવવું તે (૨) એકઠું કરવું તે (૩) આગળપાછળના અર્થનો સંબંધ (૪) રચના (૫) પ્રબંધ; ગ્રંથ. ૦ગ્રંથ પું૦અર્થ, આંકડા કે એવી માહિતી મેળવવા માટે ખપનો સંગ્રહગ્રંથ; આકરગ્રંથ; 'બુક ઑફ રેફરન્સ'
**સંદિગ્ધ** વિ૦ [સં.] સંદેહયુક્ત; અસ્પષ્ટ. ૦તા સ્ત્રી૦
**સંદૂક** સ્ત્રી૦ [અ.] પેટી; તિજોરી
**સંદેશ(-શો)** પું૦ [સં.] કહેણ; ખબર; સમાચાર
**સંદેહ** પું૦ [સં.] શંકા; વહેમ
**સંધાડવું** સ૦ક્રિ૦ સાંધવું; જોડવું
**સંધાણ, -ન** [સં.] ન૦ જોડાણ; સાંધણ(૨) જોગ; લાગ (૩) લક્ષ; નિશાન(૪) ધનુષ્ય પર બાણ ચડાવી નિશાન લેવું તે
**સંધિ** પું૦; સ્ત્રી૦ [સં.] જોડાવું તે; સંયોગ (૨) સાંધો; સાંધાની જગા (૩)સુલેહ;તહ (૪) આણાનો વખત (૫) બે શુભ કે વિશિષ્ટ સમયો વચ્ચેનો સમય (૬) બે વર્ણો સાથે આવવાથી થતો ફેરફાર કે જોડાણ [વ્યા.] (૭) નાટકનો સાંધો – વિભાગ (૮) ચોરે

ભીંતમાં પાડેલું બાકું. ૦કાળ પું૦ બે યુગ કે વિશિષ્ટ સમયો વચ્ચેનો સમય. ૦વા પું૦ શરીરના સાંધા રહી જાય તેવો રોગ
**સંધું** વિ૦[પ્રા.संधिअ(સં.संहित)]સઘળું;તમામ
**સંધ્યા** સ્ત્રી૦ [સં.] બે સમયને જોડનારો–વચગાળાનો ટૂંકો વખત (૨) સાંજ (૩) સંધ્યા વખતે કરાતું નિત્યકર્મ. ૦કાલ [સં.], –ળ પું૦ સાંજ. ૦વંદન ન૦ [સં.] સંધ્યા વખતનું નિત્યકર્મ
**સંનિધિ** પું૦; સ્ત્રી૦ [સં.] સમીપતા (૨) અ૦ પાસે; નજીક
**સંનિપાત** પું૦ [સં.] જુઓ સનેપાત (૨) ઢગલો (૩) સાથે મળવું તે (૪) સંબંધ
**સંન્યસ્ત** વિ૦ [સં.] તજી દીધેલું (૨) ન૦ સંન્યાસ. –સ્તાશ્રમ પું૦ [+आश्रम] વાનપ્રસ્થ પછીનો ચોથો આશ્રમ
**સંન્યાસ** પું૦ [સં.] ત્યાગ કરવો તે (૨) સંસાર વ્યવહારનો ત્યાગ(૩) સંન્યાસાશ્રમ.–સાશ્રમ પું૦ જુઓ સંન્યસ્તાશ્રમ. –સિની સ્ત્રી૦ [સં.] સંન્યાસી સ્ત્રી. –સી પું૦ [સં.] જેણે સંન્યાસ લીધો હોય તે
**સંપ** પું૦ [પ્રા. संपाय(સં. संपात)] ઐક્ય; મેળ
**સંપત** સ્ત્રી૦ [સં.] સંપદ; સંપત્તિ
**સંપત્તિ** સ્ત્રી૦[સં.] ધન; દોલત (૨) ઐશ્વર્ય; આબાદી (૩) અધિકતા; સંપૂર્ણતા. ૦શાસ્ત્ર ન૦ અર્થશાસ્ત્ર; સપત્તિની ઉત્પત્તિ અને વહેંચણીના નિયમોની ચર્ચા કરતું શાસ્ત્ર
**સંપદ(–દા)** સ્ત્રી૦ [સં.] સંપત; સંપત્તિ
**સંપન્ન** વિ૦ [સં.]યુક્ત;સહિત(૨)વૈભવશાળી
**સંપર્ક** પું૦ [સં.] સંબંધ; સંગ
**સંપવું** અ૦ક્રિ૦ સંપ કરવો
**સંપાડવું** સ૦ક્રિ૦ [પ્રા. संपाड (સં. संपादय्)] પ્રાપ્ત કરવું; મેળવવું ('સાંપડવું'નું પ્રેરક)
**સંપાત** પું૦ [સં.] એક સાથે પડવું તે (૨) સંગમ; સમાગમ (૩) પ્રહાર
**સંપાદક** પું૦ [સં.] સંપાદન કરનાર. –ન ન૦ [સં.] મેળવવું તે (૨) તૈયાર કરવું તે (૩) કોઈ પુસ્તક કે પત્ર પ્રસિદ્ધ કરવા તૈયાર કરવું તે
**સંપાદિત** વિ૦ [સં.] સંપાદન કરેલું
**સંપી(૦લું)** વિ૦ સંપવાળું
**સંપુટ** પું૦; ન૦ [સં.] બે શકોરાં કે તેવી પોલી વસ્તુઓનાં મોં એક ઉપર એક મૂકી કરેલો ઘાટ (૨) હાથના પંજા તે પ્રમાણે જોડવા તે
**સંપૂર્ણ** વિ૦ [સં.] બધું;તમામ(૨)પરિપૂર્ણ (૩)સમાપ્ત.૦તા સ્ત્રી૦ [સં.] પરિપૂર્ણતા; ન્યૂનતા ન હોવી તે
**સંપેતરું** ન૦ કોઈને પહોંચાડવા માટે સોંપાયેલી વસ્તુ; ભેટસોગાતની ચીજ
**સંપ્રદાન** ન૦ [સં.] આપવું તે (૨) ચોથી વિભક્તિનો અર્થ [વ્યા.]
**સંપ્રદાય** પું૦ [સં.] રિવાજ; ચાલુ વહીવટ (૨)ધર્મનો ફાંટો; પંથ(૩) ગુરુપરંપરાગત ઉપદેશ
**સંપ્રસારણ** ન૦ [સં.] ય્, વ્, ર્, લ્નાં અનુક્રમે ઇ, ઉ, ઋ, લૃ, થવાં તે [વ્યા.] (૨) પ્રસારવું તે
**સંબદ્ધ** વિ૦ [સં.] જોડાયેલું; યુક્ત
**સંબંધ** પું૦ [સં.] સંયોગ; સંપર્ક; જોડાણ (૨) વિવાહ; સગાઈ(૩)મિત્રતા; પરિચય (૪) છઠ્ઠી વિભક્તિનો અર્થ [વ્યા.]. ૦ક વિ૦ [સં.] સંબંધ કરનારું (૨)સંબંધવાચક. ૦વાચક વિ૦ છઠ્ઠી વિભક્તિનો અર્થ બતાવતું [વ્યા.]. –ધી વિ૦ [સં.] સંબંધવાળું (૨) સગું (૩) અ૦ વિષે; બાબતે; સંબંધમાં
**સંબુદ્ધ** વિ૦ [સં.] જાગેલું (૨) સંપૂર્ણ જ્ઞાનવાળું
**સંબોધન** ન૦ [સં.]જગાડવું તે(૨)જણાવવું તે; સમજાવવું તે (૩) બોલાવવું તે (૪) બોલાવવા વપરાતો શબ્દ. –વું સ૦ ક્રિ૦ [સં. संबोधय्] ઉદ્દેશીને બોલવું(૨)સમજાવવું
**સંબોધિત** વિ૦ સંબોધાયેલું
**સંભવ** પું૦[સં.] શક્યતા(૨)મૂળ(૩)ઉત્પત્તિ. ૦નીય વિ૦ [સં.] સંભવે એવું; શક્ય. ૦વું અ૦ક્રિ૦ [સં. संभू] ઉત્પન્ન થવું;બનવું

(૨) સંભવ હોવો; બની શકવું. ૰વિત વિ૰ [સં.] સંભવ હોય તેવું; શક્ય
**સંભળાવવું** સ૰ક્રિ૰'સાંભળવું'નું પ્રેરક(૨) વળતો ઉત્તર કે કડક વેણ કે ગાળ કહેવી
**સંભાર** પું૰ [સં.] જોઈતી સામગ્રી (૨) શાક કે અથાણામાં ભરવાનો મસાલો
**સંભારણું** ન૰ યાદગીરીની વસ્તુ કે નિશાની
**સંભારવું** સ૰ક્રિ૰ [प्रा. संभर (सं. संस्मृ)] યાદ કરવું [(૨) ન૰ તેવું શાક
**સંભારિયું** વિ૰સંભારવાળું; મસાલો પૂરેલું
**સંભાવના** સ્ત્રી૰ સંભવ; શક્યતા
**સંભાવિત** વિ૰ [સં.] પ્રતિષ્ઠિત
**સંભાવ્ય** વિ૰ [સં.] શક્ય (૨) સત્કાર કરવા યોગ્ય (૩) કહી શકાય તેવું
**સંભાષણ** ન૰ [સં.] વાતચીત; પ્રશ્નોત્તરી
**સંભાળ** સ્ત્રી૰ [સંભાળવું પરથી] તપાસ; દરકાર; કાળજી (૨) રક્ષણ; જતન. ૰વું સ૰ક્રિ૰ [प्रा. संभाळ (सं. संभालय्)] સંભાળ રાખવી; જતન કરવું; સાચવવું; જાળવવું (૨) (કામ, જવાબદારી ઇ૰) માથે લેવું -ચલાવવું; નિભાવવું (૩) અ૰ક્રિ૰ સાવચેત કે હોશિયાર રહેવું; ગફલતમાં ન પડી જવું
**સંભૃત** વિ૰ [સં.] એકઠું કરેલું
**સંભોગ** પું૰ [સં.] ઉપભોગ (૨) મૈથુન (૩) વિષયભોગ
**સંભ્રમ** પું૰ [સં.] ઘૂમવું તે; ચક્કર ફરવું તે (૨) ત્વરા; ધાંધળ (૩) ગભરાટ; વ્યાકુળતા (૪) ઉત્કંઠા (૫) ભ્રાંતિ (૬) ભૂલ (૭) ભય
**સંભ્રાંત** વિ૰ [સં.] ઘુમાવેલું (૨) ગભરાયેલું; વ્યાકુળ થયેલું (૩) ભ્રાંતિમાં પડેલું
**સંમત** વિ૰ [સં.] સંમતિવાળું; સરખો કે અનુરૂપ મત ધરાવતું (૨) માન્ય; પસંદ. -તિ સ્ત્રી૰ [સં.] અનુમતિ; કબૂલાત; સમાન મતવાળું હોવું તે
**સંમાન** ન૰ [સં.] સન્માન; આદરસત્કાર (૨) ગૌરવ; પ્રતિષ્ઠા. -નિત વિ૰ [સં.] સંમત (૨) સંમાનવાળું. -ન્ય વિ૰ [સં.] સંમાનને યોગ્ય
**સંમાર્જની** સ્ત્રી૰ [સં.] સાવરણી
**સંમિશ્ર** વિ૰ [સં.] મિશ્રિત. ૰ણ ન૰ [સં.] જુઓ મિશ્રણ. -શ્રિત વિ૰ [સં.] જુઓ સંમિશ્ર
**સંમુખ** વિ૰ [સં.] સામે મુખવાળું; સામે હોય તેવું (૨) -ની પ્રત્યે લાગણીવાળું (૩) અ૰ રૂબરૂ; સામે [મિળાવડો
**સંમેલન** ન૰ [સં.] એકઠા થવું તે (૨)
**સંમોહ** પું૰ [સં.] મૂર્છા (૨) ભ્રાંતિ (૩) અજ્ઞાન (૪) મોહ
**સંયત** વિ૰ [સં.] દાબમાં કે કાબૂમાં રાખેલું (૨) બાંધેલું; જકડેલું (૩) સંયમવાળું
**સંયમ** પું૰ [સં.] નિગ્રહ; નિરોધ (૨) ઇન્દ્રિયનિગ્રહ. ૰ન ન૰ [સં.] નિયંત્રણ; દમન; નિગ્રહ (૨) ખેંચી રાખવું તે. -મી વિ૰ (૨) પું૰ [સં.] સંયમવાળું
**સંયુક્ત** વિ૰ [સં.] જોડાયેલું; યુક્ત (૨) અનેક મળીને કરેલું
**સંયોગ** પું૰ [સં.] જોડાવું કે ભેગા થવું તે (૨) સંબંધ (૩) સમાગમ (૪) મિશ્રણ; મેળવણી (૫) સંજોગ; પરિસ્થિતિ. -ગી વિ૰ [સં.] જોડનારું (૨) સંયોગવાળું. -ગીભૂમિ(-મી) સ્ત્રી૰ જમીનના બે મોટા પ્રદેશને જોડનારી સાંકડી જમીનની પટ્ટી
**સંયોજક** વિ૰ (૨) પું૰ [સં.] જોડનાર. -ન ન૰ [સં.] જોડવું તે (૨) જોડાણ; સંબંધ (૩) આયોજન; (૪) બે પદાર્થો રાસાયનિક રીતે ભળી જઈને નવો પદાર્થ થવો તે [ર.વિ.]
**સંયોજિત** વિ૰ [સં.] જોડેલું
**સંરક્ષણ** ન૰ [સં.]રક્ષણ [૰તા સ્ત્રી૰
**સંલગ્ન** વિ૰ [સં.] લાગેલું; વળગેલું; ચોંટેલું.
**સંવત** પું૰[સં.] વિક્રમ સંવત(૨) તેનું કોઈ પણ વર્ષ [વાર્ષિક મરણતિથિ
**સંવત્સર** પું૰[સં.]વર્ષ. -રી સ્ત્રી૰છમછરી;
**સંવનન** ન૰ [સં.] વશ કરવાની ક્રિયા (૨) પ્રેમ કરવો તે; પ્રેમથી જીતી લેવાનો પ્રયત્ન [તે (૩) વધારવું તે
**સંવર્ધન** ન૰ [સં.] વધવું તે (૨) ઉછેરવું

**સંવાદ** પું૦ [સં.] વાતચીત; સવાલજવાબ (૨) ચર્ચા (૩) એકરાગ હોવો તે (૪) એકમત થવું તે. **-દિતા** સ્ત્રી૦ સંવાદી-પણું; 'હાર્મની'. **-દી** વિ૦ સહમત; અનુકૂલ; એકરાગવાળું
**સંવાહક** વિ૦ [સં.] સંવાહન કરનારું. **-ન** ન૦ [સં.] વહન કરવું તે; લઈ જવું તે (૨) ચંપી કરવી તે
**સંવિધાન** ન૦ [સં.] વ્યવસ્થા; આયોજન (૨) નાટકના વસ્તુની સંકલના; ગોઠવણી
**સંવૃત** વિ૦ [સં.] આચ્છાદિત; ઢાંકેલું; ઢંકાયેલું (૨) સંકુચિત; સાંકડું ('વિવૃત'થી ઊલટું) [વ્યા.] [સ્ફુરણ
**સંવેદન** ન૦, ૦**ના** સ્ત્રી૦ ભાન; પ્રતીતિ;
**સંશય** પું૦ [સં.] સંદેહ; શક (૨) દહેશત; ભય. ૦**વાદી** કોઈ પણ તત્ત્વમાં શંકાથી નિહાળવાની વૃત્તિવાળું; 'સ્કેપ્ટિક'. **-યાત્મક** વિ૦ સંશયવાળું; સંશય જાય એવું. **-યાત્મા** વિ૦ [સં.] શંકાશીલ
**સંશુદ્ધિ** સ્ત્રી૦ [સં.] પવિત્રતા; શુદ્ધિ
**સંશોધક** વિ૦ [સં.] શોધ કરનારું (૨) શુદ્ધ કરનારું. **-ન** ન૦ [સં.] શુદ્ધિ (૨) શોધખોળ; 'રિસર્ચ'. [શોધેલું
**સંશોધિત** વિ૦ [સં.] શુદ્ધ કરેલું (૨)
**સંસદ** સ્ત્રી૦ [સં.] સભા; મંડળ
**સંસર્ગ** પું૦ [સં.] સંબંધ; સોબત; સંગતિ (૨) આસક્તિ; લંપટતા
**સંસાર** પું૦ [સં.] સૃષ્ટિ; જગત (૨) માયાનો પ્રપંચ (૩) જન્મમરણની ઘટમાળ (૪) ગૃહસંસાર. ૦**વ્યવહાર** પું૦ દુનિયાદારીનો વ્યવહાર. ૦**સાગર** પું૦ સંસારરૂપી સાગર. ૦**સુખ** ન૦ કુટુંબપરિવારનું કે સંસારના ભોગોનું સુખ. ૦**સુધારો** પું૦ સામાજિક અને કૌટુંબિક બાબતોમાં સુધારો. **-રી** વિ૦ [સં.] સંસારવ્યવહાર સંબંધી (૨) સંસારમાં રચ્યુંપચ્યું (૩) સંસાર માંડી બેઠેલું [સફળતા; પ્રાપ્તિ
**સંસિદ્ધિ** સ્ત્રી૦ [સં.] સિદ્ધિ; પૂર્ણતા (૨)
**સંસ્કરણ** ન૦ [સં.] શુદ્ધ કરવું, દુરસ્ત કરવું કે સમરાવવું તે (૪) સંસ્કાર કરવા તે (૩) (ગ્રંથની) આવૃત્તિ
**સંસ્કાર** પું૦ [સં.] શુદ્ધ કરવું તે (૨) સુધારવું તે (૩) શણગારવું તે (૪) વાસનાઓ કે કર્મોની મન ઉપર પડતી છાપ (૫) શિક્ષણ, ઉપદેશ, સંગતિ વગેરેનો મન ઉપર પડેલો પ્રભાવ (૬) પૂર્વકર્મોનું ફળ; સંજોગ (૭) મરણ પાછળ કરવાની ક્રિયા (૮) દ્વિજોને જન્મથી મરણ સુધી કરવા પડતા આવશ્યક ૧૬ વિધિમાંનો દરેક (ગર્ભાધાન, પુંસવન, અનવલોભન, વિષ્ણુબલિ, સીમંતોન્નયન, જાતકર્મ, નામકરણ, નિષ્ક્રમણ, સૂર્યાવલોકન, અન્નપ્રાશન, ચૂડાકર્મ, ઉપનયન, ગાયત્ર્યુપદેશ, સમાવર્તન, વિવાહ, સ્વર્ગારોહણ) (૯) શિક્ષણ; કેળવણી. **-રિતા** સ્ત્રી૦ [સં.] સંસ્કારીપણું; 'કલ્ચર'. **-રી** વિ૦ [સં.] મૂળથી સારા સંસ્કારવાળું (૨) સારી કેળવણીવાળું (૩) પુણ્યશાળી
**સંસ્કૃત** વિ૦ [સં.] સંસ્કાર પામેલું (૨) શુદ્ધ કરેલું (૩) શણગારેલું (૪) સ્ત્રી૦; ન૦ ગીર્વાણભાષા. ૦**મય** વિ૦ સંસ્કૃતથી પરિપૂર્ણ
**સંસ્કૃતિ** સ્ત્રી૦ [સં.] સભ્યતા; સામાજિક પ્રગતિ; 'સિવિલિઝેશન'
**સંસ્થા** સ્ત્રી૦ [સં.] સ્થાપિત વ્યવસ્થા કે રૂઢિ (ઉદા૦ લગ્નસંસ્થા) (૨) મંડળ; તંત્ર; 'ઇન્સ્ટિટ્યૂશન'
**સંસ્થાન** ન૦ [સં.] નાનું રાજ્ય; રજવાડો (૨) પરમુલકમાં વસાહત; તેનું રાજ્ય; 'કૉલોની'. ૦**વાસી** વિ૦ (૨) પું૦ વસાહતમાં રહેનાર [કરનાર
**સંસ્થાપક** વિ૦ (૨) પું૦ [સં.] સંસ્થાપન
**સંસ્થાપન** ન૦, **-ના** સ્ત્રી૦ [સં.] સારી રીતે સ્થાપવું તે; પ્રતિષ્ઠા કરવી તે
**સંસ્થાપિત** વિ૦ [સં.] સંસ્થાપન કરેલું
**સંસ્મરણ** ન૦ [સં.] વારંવાર સ્મરણ (૨) ન૦ બ૦ વ૦ વ્યક્તિના જીવનપ્રસંગોનું આલેખન; 'રેમિનિસન્સીસ'
**સંસ્મૃતિ** સ્ત્રી૦ [સં.] સ્મૃતિ; યાદ

**સંહતિ** સ્ત્રી૦ [સં.] સમુદાય (૨) સંપ;સંગઠન
**સંહરવું** સ૦ક્રિ૦ [પ્રા. संहर (સં. सं+हृ)] એકઠું કરી લેવું; પાછું ખેંચી લેવું (૨) સંહાર કરવો
**સંહાર** પું૦ [સં.] નાશ; કતલ; ઉચ્છેદ. ૦ક વિ૦ (૨) પું૦ સંહાર કરનાર. ૦વું સ૦ ક્રિ૦ [સં. संहारय्] સંહાર કરવો
**સંહિતા** સ્ત્રી૦[સં.]પદ કે લખાણનો વ્યવસ્થિત સંગ્રહ. ઉદા૦ મનુસંહિતા (૨) વેદોનો દેવોની સ્તુતિવાળો મંત્રભાગ [સ્વર
**સા** પું૦ સંગીતના સ્વરસપ્તકમાંનો પ્રથમ
**સાઇકલ** સ્ત્રી૦ [ઇં.] બેસનારે પોતે ચલાવવાનું બે ચક્રવાળું એક વાહન
**સાઇક્લોપીડિયા** પું૦ [ઇં.] જ્ઞાનકોશ
**સાઇક્લોસ્ટાઈલ** ન૦ [ઇં.] મૂળ લખાણ લખી તે પરથી નકલો કાઢવાની એક યુક્તિ કે સાધન
**સાઇફન** સ્ત્રી૦ જુઓ બકનળી [પ. વિ.]
**સાઈસ** પું૦ [અ.] ઘોડાવાળો; રાવત
**સાકટી** સ્ત્રી૦, **–ટું** ન૦ ,**–ટો** પું૦, **–ડી** સ્ત્રી૦ સાગની લાંબી જાડી વળી
**સાકર** સ્ત્રી૦ [પ્રા. सक्करा (સં. शर्करा)]ખાંડના પાસાદાર ગાંગડા. **–રિયું** વિ૦ સાકર ચડાવેલું (૨) સાકર જેવું (સ્વાદ કે આકારમાં). **–રિયો** પું૦ ફૂલમાંના મધની ઝરમર (૨) સાકરિયો ચણો
**સાકાર** વિ૦[સં.] આકારવાળું;મૂર્તરૂપવાળું
**સાકી** પું૦ [અ.] મદ્ય પાનાર (૨) માશૂકનું સંબોધન
**સાક્ષર** વિ૦ (૨) પું૦ [સં.] વાંચવાલખવાની આવડતવાળું;ભણેલું (૨) શિક્ષિત;વિદ્વાન (૩) લેખક; સાહિત્યકાર.**–રી** વિ૦ સાક્ષર સંબંધી(૨)ભારે ભારે શબ્દોવાળું (લખાણ)
**સાક્ષાત્** અ૦ [સં.] નજરોનજર; સંમુખ. **–ત્કાર** પું૦ [સં.] નજરોનજર જોવું તે; પ્રત્યક્ષ દર્શન (૨) પરમ તત્ત્વ કે ઈશ્વરનો સાક્ષાત્ અનુભવ
**સાક્ષી** સ્ત્રી૦ સાખ; શાહેદી
**સાક્ષી** પું૦ [સં.] નજરોનજર જોનાર (૨) સાક્ષી પૂરનાર; શાહેદ
**સાખ** સ્ત્રી૦ શાખ; શાહેદી
**સાખ** સ્ત્રી૦ ઝાડ ઉપર જ પાકેલું ફળ
**સાખ** સ્ત્રી૦ બારણાના ચોકઠાના ઊભા ટેકા (૨) બારણું; આંગણું [લા.]. ૦પ(–પા)ડોશી પું૦ જોડમાં જ જેનું ઘર હોય એવો પાડોશી
**સાખી** સ્ત્રી૦ બે ચરણનો એક પ્રકારનો દોહરો કે પદ (૨) ગઝલ, લાવણી, કે ગરબીમાં આવતી, લંબાવીને ગાવાની ટૂંકી પંક્તિઓ [જોડાજોડ; લગોલગ
**સાખોસાખ** અ૦[સાખ (બારણાની)પરથી]
**સાગ** પું૦ [પ્રા. (સં. शाक)] જેનાં ઇમારતી લાકડાં બને છે તે એક જાતનું ઝાડ
**સાગર** પું૦ [સં.] દરિયો (૨) દશ પદ્મ જેટલી સંખ્યા [(પ્રાયઃ બૂરા કામમાં)
**સાગરીત(–દ)** પું૦ [જુઓ શાગરીત]સાથી
**સાગુચોખા, સાગુદાણા** પું૦ બ૦ વ૦ [साबू (મલાયા) + ચોખા કે દાણા] તાડ જેવા સાગૂ નામના ઝાડના થડના ગરના બનાવેલા દૂધિયા દાણ [ણાદીક ચૂનો
**સાગોળ** પું૦ [ફા. શાગલ્ગિ] ચાળેલો
**સાચ** ન૦ [પ્રા. सच्च (સં. सत्य)] સત્ય ૦કલું વિ૦ સાચું બોલનાર; પ્રમાણિક;નિષ્કપટી. ૦માચ વિ૦ ['સાચ'નો દ્વિર્ભાવ] ખરેખરું; જેવું છે તેવું (૨) અ૦ ખરેખર
**સાચવણ(–ણી)** સ્ત્રી૦ ['સાચવવું' ઉપરથી] જતન; સંભાળ [જતન કરવું
**સાચવવું** સ૦ ક્રિ૦ [પ્રા. सच्चव] સંભાળવું;
**સાચાઈ** સ્ત્રી૦ સચ્ચાઈ
**સાચાબોલું** વિ૦ સાચું બોલનારું
**સાચું** વિ૦ [જુઓ સાચ] ખરું; સત્ય; હોય તેવું(૨)અસલ; બનાવટી નહિ એવું.જેમ કે, સાચું મોતી (૩) સત્ય બોલનારું(૪)એક-વચની. ૦જૂઠું વિ૦ ખરુંખોટું (૨) ન૦ ભંભેરણી. **–ચે** અ૦ ખરે; નક્કી (૨) વાજબી રીતે. **–ચેસાચું** વિ૦ ખરેખરું; સાવ સાચું; સાચમાચ
**સાજ** પું૦ [ફા.] ઉપયોગી સરસામાન (૨) શણગાર; વસ્ત્રાભૂષણ (૩) ઘોડા પર નાખવાનો સામાન

**સાજન** [सं. सज्जन], ०**મહાજન** ન૦, **-નિયા** પું૦બ૦વ૦ વરના વરઘોડા સાથે રહેલું પ્રતિષ્ઠિત લોકોનું મંડળ. **-નું** ન૦ નાતનું પંચ

**સાજસરંજામ** પું૦ સાધનસામગ્રી

**સાજિંદો** પું૦ [फा. साजिंदह्] ગાનાર કે નાચનારની સાથેનો સારંગીવાળો કે તબલચી

**સાજીખાર** પું૦ [सं. सर्जिका (प्रा. सज्जिआ) + ખાર (सं. क्षार)] એક ખાર

**સાજું** વિ૦ [सं. सज्ज, सयस्क] તંદુરસ્ત (૨) ભાંગેલું નહિ એવું; આખું. ०**તાજું** વિ૦ તાજું અને નીરોગી. ०**સમ,** ०**સમું** વિ૦ તંદુરસ્ત; નીરોગી (૨) સાવ સાજું; આખેઆખું; અક્ષત

**સાટકો** પું૦ ચામડાની પટીઓ બાંધી બનાવેલો ચાબુક કે કોરડો

**સાટાખત** ન૦ સાટા વિષેનું લખત

**સાટાંતેખડાં** ન૦બ૦વ૦ [સાટું + તેખડું] કન્યાનાં સાટાં ને તેખડાં કરવાનો વ્યવહાર

**સાટી** સ્ત્રી૦ માણસો જેમાં બેસે છે તે ગાડીનું ખોખું -ચોકઠું

**સાટીન** સ્ત્રી૦ [इं. सॅटिन] એક જાતનું રેશમી કાપડ

**સાટું** ન૦ [दे. सट्ट] કરાર; બોલી; કબાલો (૨) મૂલ ઠેરવવું તે (૩) બહાનાની રકમ (૪) માલને બદલે માલ કે કન્યાને બદલે કન્યા આપવી તે (૫) બદલો; અવેજ. **-ટે** અ૦ બદલે; અવેજમાં

**સાઠમારી** સ્ત્રી૦ જંગલી પ્રાણીઓને ખીજવીને લડાવવાનો તમાસો (૨) લડાલડી [લા.]

**સાઠી** સ્ત્રી૦ સાઠ વર્ષની વય; ઘડપણ (૨) સાઠ વર્ષનો ગાળો [કે ડાંગર

**સાઠી** સ્ત્રી૦ સાઠ દિવસે પાકતી એક જુવાર

**સાડત્રીશ(-સ)** વિ૦ [सं. सप्त त्रिंशत्] '૩૭'.

**સાડલો** પું૦ [प्रा. साड; साडिल्ल (सं. शाटक)] સાલ્લો; સાડી

**સાડા(-ડી)** (ડ') વિ૦ [प्रा. सड्ढ (सं. सार्ध)] (સંખ્યા પૂર્વે આવતાં) સાર્ધ; ઉપર અડધું. ઉદા૦ સાડા પાંચ. [**સાડા(-ડી) બાર** શ૦પ્ર૦ પરવા]

**સાડી** સ્ત્રી૦ [प्रा. साडी (सं. शाटी)] કીમતી સાલ્લો (૨) સાલ્લો [(પનોતી)

**સાડીસાતી** (ડી') વિ૦ સાડા સાત હાથની

**સાઢુ(-ઢુ),** ०**ભાઈ** (ઢુ') પું૦ [सं. स्याली, प्रा. साली+(सं. वोढ. प्रा. वोढु)]સાળીનો વર

**સાણકું** ન૦ મોટું શકોરું (૨) ભિક્ષાપાત્ર

**સાણશી(-સી)**સ્ત્રી૦[प्रा. संडाश(सं. संदंश)] પકડ જેવું એક સાધન; સાંડસી. **-સો** પું૦ મોટી સાણસી (૨)પકડ; સંકડામણ; મુશ્કેલી [લા.]

**સાત** વિ૦ [प्रा. सत्त (सं. सप्तन्)] '૭'. ०**ડો** પું૦ સાતનો આંકડો. ०**તાળી** સ્ત્રી૦ [+ તાળી] દોડીને રમવાની એક રમત

**સાતત્ય** ન૦ [सं.] સતતપણું

**સાતપડો** પું૦ પાનીએ કે હથેળીમાં થતું એક જાતનું ગૂમડું

**સાતમ** સ્ત્રી૦ [सं. सप्तमी] પખવાડિયાની સાતમી તિથિ. **-મું** વિ૦ ક્રમમાં ૭ પછી આવતું

**સાતવો** પું૦ [प्रा. सत्तु (सं. सक्तु)] શેકેલા અનાજનો લોટ; સત્તુ

**સાત્ત્વિક** વિ૦ [सं.] સત્ત્વગુણવાળું; શાંત (૨) સત્ત્વગુણમાંથી ઉત્પન્ન થયેલું (૩) સત્ય (૪) પ્રામાણિક (૫) સદ્ગુણી

**સાથ** પું૦ [प्रा. सत्थव (सं. संस्तव)] સોબત (૨) સહકાર (૩) અ૦ સાથે [પ.]

**સાથરો** પું૦ [प्रा. सत्थर (सं. स्रस्तर)] ઘાસનું બિછાનું; પરાળની શય્યા (૨) દર્ભની સાદડી; (૩) ચોકો; મરનારને સુવાડવા લીંપી તૈયાર કરેલી જમીન

**સાથવો** પું૦ જુઓ સાતવો [જાંઘ

**સાથળ** સ્ત્રી૦ [प्रा. सत्थिअ (सं. सक्थिक)]

**સાથિયો** પું૦ [प्रा. सत्थिअ (सं. स्वस्तिक)] 卐 આવી મંગળસૂચક આકૃતિ

**સાથી** પું૦ ['સાથ' પરથી] સોબતી; મદદગાર; જોડીદાર (૨) ખેડ માટે રાખેલો નોકર; હાળી

**સાથે** અ૦ ['સાથ' પરથી] જોડે, ભેગું; સંગાથે. **૦લાગું** અ૦ [+લાગવું] સાથે સાથે; ભેગાભેગી; એકીફેરે (૨) સામટું; એકદમ

**સાદ** પું૦ [પ્રા. सद्द (સં. शब्द)] અવાજ; [ઘાંટો; સૂર (૨) બૂમ

**સાદગી** સ્ત્રી૦ [फा.] સાદાઈ

**સાદડી** [સર૦ દે. सारी] દર્ભ, તાડછાં વગેરેની બનાવેલી ચટાઈ

**સાદર** વિ૦ (૨) અ૦ [સં.] આદરપૂર્વક; માનસહિત. [૦કરવું = વિનયપૂર્વક રજૂ કરવું]

**સાદાઈ** સ્ત્રી૦ સાદાપણું; સાદગી

**સાદું** વિ૦ [फा. सादह] ભપકો, આડંબર, ખર્ચાળપણું, જટિલતા, મિશ્રણ, દંભ કે કૃત્રિમતા વિનાનું; સરળ; સીધું (૨) રંગ, ભાત કે લખાણ વિનાનું; કોરું (૩) મજૂરી કરવાની ન હોય તેવું; આસાન (કેદ)

**સાદૃશ્ય** ન૦ [સં.] સરખાપણું; સમાનતા

**સાદ્યંત** વિ૦ (૨) અ૦ [સં.] સંપૂર્ણ; આદિથી અંત સુધીનું

**સાધક** વિ૦ [સં.] કાર્યસિદ્ધિમાં ઉપયોગી (૨) સિદ્ધ કરનારું (૩) સિદ્ધ કરવા પ્રયત્ન કરનારું (૪) ભૂત, દેવ વગેરે સાધનારું (૫) પું૦ સાધના કરનાર (મોક્ષની)

**સાધન** ન૦ [સં.] સાધવું તે (૨) ઉપકરણ; ઓજાર; સામગ્રી (૩) ઉપાય; યુક્તિ (૪) ઈશ્વરપ્રાપ્તિ માટે જરૂરી તપ, સંયમ, ઉપાસના વગેરે (૫) હેતુ [ન્યા.]. **૦સમૃદ્ધિ** સ્ત્રી૦ સાધનસામગ્રીની છત -વિપુલતા

**સાધના** સ્ત્રી૦ [સં.] સાધવા કે સિદ્ધ કરવા આવશ્યક પ્રયત્ન કે ક્રિયા કરવાં તે

**સાધર્મ્ય** ન૦ [સં.] સમાન ગુણધર્મવાળા હોવાપણું

**સાધવું** સ૦ ક્રિ૦ [સં. साध्] સિદ્ધ કરવું; પાર પાડવું (૨) સાબિત કરવું (૩) (દેવ, મંત્ર વગેરે વશ થાય કે સિદ્ધ થાય તે માટે) સાધના કરવી (૪) પોતાને અનુકૂલ કે વશ કરવું (૫) શબ્દનું સિદ્ધ રૂપ કયા ફેરફારોથી બન્યું તે બતાવવું (૬) (તક કે સંજોગોનો) લાભ ઉઠાવી લેવો

**સાધારણ** વિ૦ [સં.] સામાન્ય; ખાસ નહિ તેવું (૨) મધ્યમ; નહિ અતિ ઘણું કે નહિ અતિ ઓછું (૩) સમાન; બધાને લાગુ પડે તેવું. **૦અવયવ** પું૦ 'કૉમન ફૅક્ટર' [ગ.]. **૦તા** સ્ત્રી૦

**સાધિત** વિ૦ [સં.] સાધેલું

**સાધુ** વિ૦ [સં.] સારું; ઉત્તમ (૨) ધાર્મિક; ઈશ્વરભક્તિપરાયણ; સદાચરણી (૩) સમાસને અંતે (સાધનારું. ઉદા૦ સ્વાર્થ) સાધુ; તકસાધુ (૪) પું૦ સાધુ પુરુષ (૫) ત્યાગી; બાવો; વેરાગી (૬) અ૦ શાબાશ! ધન્ય!. **૦ચરિત** વિ૦ સાધુતાવાળા જીવનવાળું; સાધુ (પુરુષ). **૦તા** સ્ત્રી૦

**સાધ્ય** વિ૦ [સં.] સિદ્ધ કરવાનું (૨) સાધી શકાય તેવું (૩) ન૦ સિદ્ધ કરવાનું તે.

**સાધ્વી** વિ૦ સ્ત્રી૦ [સં.] શીલવતી; પતિવ્રતા (૨) સ્ત્રી૦ બાવી; સાધુડી

**સાન** સ્ત્રી૦ [પ્રા. संणा (સં. संज्ञा)] ઇશારો; સંકેત; આંખમચકારો (૨) સમજણ; અક્કલ (૩) ન૦ ગીરો મૂકવું તે; અવેજ

**સાનંદાશ્ચર્ય** ન૦ આનંદયુક્ત આશ્ચર્ય (૨) અ૦ આનંદ અને આશ્ચર્ય સાથે

**સાની** સ્ત્રી૦ પેણીમાં ખાજાં વગેરે તળતાં ખરી પડેલો ભૂકો (૨) તેલભર્યો કચરેલા તલનો ભૂકો (૩) રાખ

**સાનુકૂલ** [સં.], **-ળ** વિ૦ અનુકૂળ; મદદગાર

**સાન્ત** વિ૦ [સં.] અંતવાળું; મર્યાદિત; નશ્વર

**સાપ** પું૦ [પ્રા. सप्प (સં. सर्प)] સર્પ; ભુજંગ. **૦ણ (-ણી)** સ્ત્રી૦ સાપની માદા

**સાપેક્ષ** વિ૦ [સં.] અપેક્ષાવાળું (૨) સ્વતંત્ર હસ્તી ન ધરાવનારું પણ બીજા કશા પર આધાર રાખનારું; 'રિલેટિવ'

**સાપોલિયું** ન૦ નાનો સાપ (૨) સાપનું બચ્ચું

**સાપ્તાહિક** વિ૦ [સં.] સાત દિવસનું (૨) સપ્તાહને લગતું (૩) ન૦ સાત સાત દિવસે બહાર પડતું છાપું

**સાફ** વિ૦ [અ.] સફા; સ્વચ્છ (૨) કચરા-કાંટા વગરનું (૩) સપાટ (૪) નિષ્કપટી (૫) સ્પષ્ટ (૬) અ૦ બિલકુલ ઘસીને

**સાફલ્ય** ન૦ [સં.] સફળતા
**સાફસાફ** વિ૦ તદ્દન સાફ (૨) અ૦ ચોખ્ખે-ચોખ્ખું: સ્પષ્ટ રીતે (૩) ખુલ્લા દિલથી
**સાફસૂફ** વિ૦ ચોખ્ખું; કચરા વિનાનું (૨) સ્ત્રી૦ સફાઈ; વાળઝૂડ (૩) કામકાજની સુઘડતા (૪) પું૦ દંડની કસરતનો એક પ્રકાર. **-ફી** સ્ત્રી૦ સાફસૂફ [કકડો
**સાફી** સ્ત્રી૦ [અ.] ચલમ પીવાનો કપડાનો
**સાફી** વિ૦ [અ.] વળતર વગરનું
**સાફો** પું૦ ફેંટો
**સાબડબોથું** વિ૦ ભોળું; નિષ્કપટી (૨) ભેળસેળવાળું [(૩) ટટાર; સાજું
**સાબદુ** બધુંયે; તમામ (૨) સજ્જ; તૈયાર
**સાબર** ન૦ [સં. શંવર] શિંગડાવાળું હરણ જેવું એક પ્રાણી. **૦શિં(-શીં)ગડું, ૦શિં(-શીં)ગું** ન૦ સાબરનું શિંગડું
**સાબર(૦મતી)** સ્ત્રી૦ અમદાવાદ પાસેની નદી. **૦કાંઠો** પું૦ તેના કાંઠા પર આવેલો પ્રદેશ
**સાબાશ(-શી)** જુઓ શાબાશ,-શી
**સાબિત** વિ૦ [અ.] સિદ્ધ; પુરવાર. **-તી** સ્ત્રી૦ પુરાવો; ખાતરી
**સાબુ** પું૦ [અ. साबून] ક્ષાર અને તેલની મેળવણીથી બનાવેલો મેલ કાપે તેવો પદાર્થ [જુઓ સાબુચોખા
**સાબુચોખા, સાબુદાણા** પું૦ બ૦ વ૦
**સાબૂ** પું૦ જુઓ સાબુ
**સાબૂત** વિ૦ [અ. शुबूत]આખું; જેવું ને તેવું; સાજુસમું; પૂરેપૂરું હયાત (૨) સંગીન; નક્કર; મજબૂત. **-તી** સ્ત્રી૦ મજબૂતી; સંગીનતા (૨) સુરક્ષિતતા
**સાભાર** વિ૦ [સં.] આભારસહિત (૨) અ૦ આભારપૂર્વક [કંઈ અર્થ કે હેતુવાળું
**સાભિપ્રાય** વિ૦ [સં.] અભિપ્રાયવાળું;
**સાભિમાન** વિ૦ [સં.] અભિમાનયુક્ત
**સામ** પું૦ [પ્રા. सामि (સં. स्वामिन्)] સ્વામી; પતિ [પ.]
**સામ** પું૦ [સં.] જુઓ સામવેદ (૨) રાજનીતિના ચાર ઉપાયોમાંનો એક, મીઠી વાતોથી સમજાવીને મેળવી લેવું તે(સામ, દામ, દંડ, અને ભેદ)
**સામગ્રી** સ્ત્રી૦ [સં.] કોઈ કાર્યમાં ઉપયોગી કે સાધન તરીકે કામનો સામાન (૨) ઠાકોરજીના પ્રસાદની વિવિધ વાનીઓ
**સામટુ** વિ૦ ભેગું; એકઠું (૨)અ૦સામટું; એકીવારે [બાકરી
**સામનો** (સા') પું૦ સામે થવું તે; વિરોધ;
**સામયિક** વિ૦ [સં.] સમયસંબંધી (૨) સમયોચિત (૩) નિયતકાલિક (૪) ન૦ નિયત સમયે પ્રકટ થતું છાપું
**સામર્થ્ય** ન૦ [સં.] બળ; શક્તિ; તાકાત
**સામવેદ** પું૦ [સં.] ચારમાંનો ત્રીજો વેદ. **-દી** વિ૦ સામવેદ ભણેલું કે સામવેદનું અનુયાયી (૨) પું૦ તેવો માણસ
**સામસામું** (સા') વિ૦ બરાબર સામું (૨) વિરુદ્ધ (૩) સ્પર્ધાવાળું (૪) અ૦ એકબીજાની સામે (૫) હરીફાઈમાં. **-મે** અ૦ સામસામું; સામાસામી
**સામળ(-ળિયો)** પું૦ [પ્રા. सामल (સં. श्यामल)] શામળ; શ્રીકૃષ્ણ. **-ળું** વિ૦ શામળું; કાળું. **-ળો** પું૦ શ્રીકૃષ્ણ
**સામંજસ્ય** ન૦ [સં.] ઔચિત્ય; યોગ્યતા
**સામંત** પું૦ [સં.] વીર યોદ્ધો (૨) ખંડિયો રાજા (૩) રાજાનો મોટો જાગીરદાર કે સરદાર. **૦શાહી** સ્ત્રી૦ સામંતોના કે અમીર ઉમરાવોના આધાર કે વર્ચસવાળી રાજ્યપ્રથા; 'ફ્યુડલિઝમ'
**સામાજિક** વિ૦ [સં.] સમાજ સંબંધી(૨) સમાજનું. **૦તા** સ્ત્રી૦
**સામાન** પું૦ [ફા.] સામગ્રી; રાચરચીલું; ઉપયોગી ચીજો; સાહિત્ય; સરંજામ (૨) સાજ; પલાણ
**સામાન્ય** વિ૦ [સં.] સાધારણ; ખાસ નહિ તેવું (૨) બધામાં સમાન. **૦જ્ઞાન** ન૦ ખાસ અમુક વિષયનું નહિ પણ સાધારણ જરૂરી એવા અનેક વિષયોનું સામાન્ય જ્ઞાન. **૦તઃ** અ૦ [સં.] સાધારણ રીતે. **૦નામ** ન૦ કોઈ એક આખા વર્ગને લાગુ પડતું નામ [વ્યા.]

**સામાપાંચમ** સ્ત્રી૦ [સામો + પાંચમ] ભાદરવા સુદ પાંચમ – એક હિંદુ પર્વ
**સામાયિક** ન૦ [સં.] સમતાપૂર્વક એકાગ્ર બેસવાનું નિત્યકર્મ [જૈન]
**સામાવાળિયું, સામાવાળું** (સા') વિ૦ સામા પક્ષનું; શત્રુ પક્ષનું
**સામાસામી** (સા') અ૦ સામસામે; એકબીજાની સામે (૨) સ્પર્ધામાં
**સામિયાનો** પું૦ જુઓ શામિયાનો
**સામીપ્ય** ન૦ [સં.] સમીપતા; નજીકપણું
**સામુદાયિક** વિ૦ [સં.] સમુદાયનું, –ને લગતું (૨) સમુદાય વડે કરાતું
**સામુદ્ર** વિ૦ [સં.] સમુદ્રનું, –ને લગતું. ૦ધુની સ્ત્રી૦ [+સં. धुनी = નદી] બે મોટા સમુદ્રને જોડનારી ખાડી. –દ્રિક વિ૦ [સં.] સમુદ્ર સંબંધી (૨) ન૦ શરીરનાં ચિહ્ન ઉપરથી ભવિષ્ય કે શુભાશુભ ફળ જાણવાનું શાસ્ત્ર (૩) પું૦ તે શાસ્ત્ર જાણનાર
**સામું** (સા') વિ૦ [પ્રા. संमुह (સં. संमुख)] સામે આવેલું (૨) વિરુદ્ધ. –મે અ૦ રૂબરૂ (૨) નજર તરફની દિશામાં (૩) વિરુદ્ધમાં
**સામેલ, ૦ગીરી** જુઓ શામિલ, ૦ગીરી
**સામૈયું** ન૦ [સામું + આવવું] (વાજતે ગાજતે) સામે લેવા જવું સરઘસ કે અતિથિને તેમ જઈને રામ રામ કરવા તે
**સામો** પું૦ [પ્રા. सामय (સં. श्यामाक)] એક ખડધાન્ય
**સામોપચાર, સામોપાય** પું૦[સં.] સામનો ઉપયોગ કે પ્રયોગ; મીઠા વચનથી મેળવી લેવું તે
**સામ્ય** ન૦[સં.] સમાનતા. ૦વાદ પું૦માલમતા વગેરે સામાજિક માલકીનાં ગણી, દરેકનું સામ્ય સ્થાપનારો એક રાજકીય વાદ; 'કૉમ્યુનિઝમ'. ૦વાદી વિ૦ (૨) પું૦ સામ્યવાદમાં માનનાર કે તેને લગતું
**સામ્રાજ્ય** ન૦ [સં.] એક સમ્રાટની હકૂમત નીચે આવેલાં અનેક રાષ્ટ્રોનો સમૂહ (૨) તેની હકૂમત. ૦વાદ પું૦ 'ઇમ્પીરિયલિઝમ'. ૦વાદી વિ૦ (૨) પું૦ સામ્રાજ્યવાદમાં માનતું કે તે સંબંધી
**સાયક** ન૦ [સં.] બાણ (૨) ખડ્ગ; હથિયાર
**સાયન** વિ૦[સં.] અયનચલન પ્રમાણે ગણાતું
**સાયર** પું૦ [પ્રા. (સં. सागर)] સાગર
**સાયંકાલ** [સં.], –ળ પું૦ સંધ્યાકાળ; સાંજ
**સાયંપ્રાતર** અ૦ [સં.] સાંજે અને સવારે
**સાર** સ્ત્રી૦ સહાય; મદદ [પ.]
**સાર** વિ૦ [સં.] સારું; ઉત્તમ [પ.] (૨) પું૦; ન૦ કસ; સત્ત્વ (૩) તાત્પર્ય; સારાંશ (૪) લાભ [લા.]. ૦ગ્રાહી વિ૦ અસાર છોડી સાર ગ્રહણ કરનારું
**સારજન્ટ** પું૦ [इं.] ગોરો પોલીસ જમાદાર
**સારણગાંઠ** સ્ત્રી૦ પેટમાં થતી એક જાતની ગાંઠ
**સારણી** સ્ત્રી૦ [જુઓ સારવું] વાણાટ માટે કૂણીમાંથી તાણો પરોવવો તે. ૦કામદાર પું૦ કૂણીમાં તાણો સારવાનું કામ કરનાર
**સારથિ** પું૦ [સં.] રથ હાંકનાર
**સારપ** સ્ત્રી૦ સારાપણું; સજ્જનતા
**સારભાગ** પું૦ સારો ભાગ (૨) સારાંશ
**સારભૂત** વિ૦ સારરૂપ (૨) સર્વોત્તમ
**સારવાર** સ્ત્રી૦ [પ્રા. सारविअ (સં. समारचित) = સંભાળેલું; દુરસ્ત કરેલું] બરદાસ્ત; સેવાચાકરી [શ્રાદ્ધ કરવું; સરાવવું
**સારવું** સ૦ ક્રિ૦ [પ્રા. सारव (સં. स्नारय्)]
**સારવું** અ૦ ક્રિ૦ [પ્રા. सार (સં. सारय्)] પરોવવું (૨) આંજવું; લગાડવું
**સારસ** પું૦; ન૦ [સં.] એક પંખી. –સી સ્ત્રી૦ [સં.] સારસની માદા
**સારસ્ય** ન૦ [સં.] સરસતા
**સારસ્વત** વિ૦ [સં.] સરસ્વતી સંબંધી (૨) વિદ્યોપાસક (૩) બ્રાહ્મણોની એક જાત
**સારંગ** પું૦ [फा. सारंग] વહાણનો મુખ્ય ટંડેલ (૨) તેનો મદદનીશ
**સારંગ** પું૦ [સં.] એક રાગ (૨) મૃગ (૩) ન૦ ધનુષ્ય
**સારંગ** ન૦ [સં. शार्ङ्ग] વિષ્ણુનું ધનુષ્ય; શાર્ઙ્ગ. ૦ધર, ૦ધારી, ૦પાણિ પું૦ વિષ્ણુ

**સારંગી** સ્ત્રી૦[સં.]એક તંતુવાદ્ય (૨) મૃગલી
**સારાઈ(-શ)** સ્ત્રી૦ સારાપણું
**સારાસાર** પું૦ [સં.] સારું અને ખોટું. **૦વિચાર** પું૦[સં.] સારાસારનો વિચાર. **૦વિવેક** પું૦ સાર અને અસારનો વિવેક કરવો–જુદા પાડવા તે
**સારાસારી** સ્ત્રી૦ સારો મેળ કે સંબંધ
**સારાંશ** પું૦[સં.]ભાવાર્થ;મતલબ; તાત્પર્ય
**સારિકા** સ્ત્રી૦ [સં.] મેના
**સારીગમ** સ્ત્રી૦ [સા–રી–ગ–મ ઇ૦] સંગીતના સાત સ્વર કે તેની સ્વરલિપિ (૨) કોઈ રાગ કે ગીતના સ્વર
**સારીપેઠ(-ઠે)** અ૦ ખૂબ; પુષ્કળ
**સારુ** અ૦ –ને માટે; વાસ્તે
**સારું** વિ૦ [સર૦ हिं.] સમસ્ત; આખું
**સારું** વિ૦ (૨) ન૦ [સં. सारकं; प्रा. सारअ] શુભ; ભલું (૨) સુંદર; મજાનું (૩) અ૦ (જવાબમાં) ઠીક; ભલે. **૦નરસું**, **૦માઠું** વિ૦ સારું અને ખોટું
**સારેવડું** ન૦ ચોખાના લોટનો પાપડ
**સારો** પું૦ બેસતા વર્ષને દિવસે વંચાતી, વર્ષ દરમ્યાન બનવાના બનાવોની આગાહી [તારવવું તે
**સારોદ્ધાર** પું૦ [સં.] સાર કે રહસ્ય
**સાર્થ** વિ૦ [સં.] અર્થયુક્ત (૨) પું૦ કાફલો
**સાર્થક** વિ૦ [સં.] સફળ; કૃતાર્થ (૨) ન૦ સફળતા; સિદ્ધિ. **–ક્ય** ન૦ સાર્થકતા
**સાર્થવાહ** પું૦ [સં.] વણજારો (૨) સંઘવી; કાફલાનો આગેવાન
**સાર્વજનિક, સાર્વજનીન** વિ૦ [સં.]સર્વ લોકોનું; સર્વે લોકો સંબંધી (૨) સર્વ લોકોને ઉપયોગી [(૨) સર્વવ્યાપી
**સાર્વત્રિક** વિ૦ [સં.] સર્વ જગાએ થતું
**સાર્વભૌમ** વિ૦[સં] આખી પૃથ્વીનું;આખી પૃથ્વી સંબંધી(૨)પું૦ ચક્રવર્તી રાજા
**સાલ** પું૦; ન૦ [સં.] એક વૃક્ષ
**સાલ** ન૦ [સં. शल्य; प्रा. सल्ल] વીંધમાં બેસે તેવો છેડો; બંધબેસતો સાંધો (૨) નડતર; આડખીલી (૩) ગિલ્લીદંડાની એક રમત. [૦કાઢવું=બંધબેસતો સાંધો બનાવવો (૨) આડખીલી દૂર કરવી]
**સાલ** સ્ત્રી૦ [फा.] વર્ષ (૨) પાકની મોસમ (૩) વર્ષાસન. **૦ગરેહ** સ્ત્રી૦ [+फा. गिरह] વરસગાંઠ
**સાલપોલિયું** વિ૦ સાલમાંથી ઢીલું પડી ગયેલું (૨) સાલ બરાબર બેઠાં ન હોય તેવું
**સાલમ** પું૦ [અ.] એક કંદ. **૦પાક** પું૦ સાલમ નાખીને બનાવાતો એક પાક (૨) માર [લા.]
**સાલવવું** સ૦ક્રિ૦ સાલ બેસાડવાં
**સાલવારી** સ્ત્રી૦ વરસ પ્રમાણે અનુક્રમ; (૨) બનાવોની સાલવાર ગોઠવણી
**સાલવું** અ૦ક્રિ૦ [જુઓ સાલ નં. ૨] શલ્ય પેઠે દુઃખ્યા કરવું; ખટકવું; ભોંકાવું (૨) દિલમાં દુઃખ થવું [સરળ
**સાલસ** વિ૦ [અ.] નરમ સ્વભાવનું; ભલું;
**સાલાર** વિ૦ [फा.] આગેવાન; મુખ્ય
**સાલિયાણું** ન૦ [फा. सालाना] વર્ષાસન; વાર્ષિક વેતન [સાળો
**સાલુ** વિ૦ જુઓ સાળું. **–લો** પું૦ જુઓ
**સાલોત્રી** પું૦ [જુઓ શાલિહોત્રી] ઢોરનો દાક્તર [વસ્ત્ર
**સાલ્લો** પું૦ સાડલો; સ્ત્રીઓને પહેરવાનું
**સાવ** (સાં') અ૦ તદ્દન
**સાવકું** વિ૦ [प्रा. सावक्क (सं. सापत्न)] ઓરમાયું; અપરમાનું
**સાવચેત** વિ૦ સાવધાન; જાગ્રત; સચેત. **–તી** સ્ત્રી૦ સાવધાની (૨) ચેતવણી
**સાવજ** પું૦ [સં. श्वापद; प्रा. सावय] સિંહ
**સાવજું** ન૦ પંખી (લાડમાં)
**સાવધ, –ધાન** [સં.] વિ૦ સાવચેત; હોશિયાર; જાગ્રત. **–ધાનતા, –ધાની** સ્ત્રી૦
**સાવયવ** વિ૦ [સં.] અવયવવાળું
**સાવરણી** સ્ત્રી૦ પૂંજો વાળવાનું સાધન. **–ણો** પું૦ મોટી સાવરણી
**સાવિત્રી** સ્ત્રી૦ [સં.] સૂર્યનું કિરણ (૨) ગાયત્રી (૩) સત્યવાનની પત્ની. **૦વ્રત** ન૦ જેઠ માસના શુક્લ પક્ષના છેલ્લા

ત્રણ દિવસોમાં સૌભાગ્યની રક્ષા માટે કરાતું સ્ત્રીઓનું (વટસાવિત્રીનું) વ્રત
**સાશંક** વિ૰ [સં.] શંકાયુક્ત
**સાશ્ચર્ય** વિ૰ [સં.] આશ્ચર્યવાળું; નવાઈ ભરેલું (૨) અ૰ અચંબા સાથે
**સાષ્ટાંગ** વિ૰ [સં.] આઠે અંગ સહિત (માથું, આંખ, હાથ, છાતી, પગ, જાંઘ, મન અને વાણી). ૰**પ્રણામ** પું૰બ૰વ૰ નીચા સૂઈ (આઠે અંગથી) કરેલા પ્રણામ
**સાસ** પું૰ [પ્રા. (સં. શ્વાસ)] શ્વાસ; દમ (૨) જીવ; પ્રાણ; (૩) શકાર [લા.]
**સાસરવાસો** પું૰ સાસરે જતાં દીકરીને અપાતો લૂગડાં, ઘરેણાં વગેરે સામાન
**સાસરવેલ** સ્ત્રી૰સસરાનાં કુટુંબનાં માણસો
**સાસરિયું** ન૰સાસરીનું સગું(૨)સાસરું [પ.]
**સાસરી** સ્ત્રી૰, **–રું** ન૰ [પ્રા. સાસુરયં (સં. શ્વાશુરકમ્)] સસરાનું ઘર
**સાસુ** સ્ત્રી૰ [પ્રા. સાસૂ (સં. શ્વશ્રૂ)] વર કે વહુની મા. ૰**જાયો** પું૰ પતિ. ૰**જી** સ્ત્રી૰ (માનાર્થે) સાસુ [હાંફતે હાંફતે
**સાસોટ** અ૰ ['સાસ' ઉપરથી] શ્વાસભેર;
**સાહચર્ય** ન૰ [સં.] સાથે રહેવું કે ફરવું તે (૨) સંગ; સાથ (૩) હંમેશાં સાથે હોવું તે [કુદરતી
**સાહજિક** વિ૰ [સં.] સહજ; સ્વાભાવિક;
**સાહવું** સ૰ક્રિ૰ [પ્રા. સાહ (સં. સાધ્)] ઝાલવું; પકડવું
**સાહસ** ન૰ [સં.] જોખમભરેલું કામ (૨) અવિચારી કામ (૩) જોખમ હોવા છતાં હામ ભીડી ઝંપલાવવું તે. **–સિક** વિ૰ [સં.] સાહસ કરનારું. ૰**તા** સ્ત્રી૰
**સાહાય્ય** સ્ત્રી૰ [સં.] મદદ. ૰**કારક** વિ૰ સહાય કરે એવું
**સાહિત્ય** ન૰ [સં.] સાધન; સામગ્રી (૨) પ્રજાનાં વિચાર, ભાવના, જ્ઞાન વગેરેની ભાષામાં સંગ્રહાયેલી મૂડી; વાઙ્મય. ૰**કાર** પું૰ સાહિત્ય રચનાર. ૰**કૃતિ** સ્ત્રી૰સાહિત્યની ચીજ.૰**પરિષદ**, ૰**સભા** સ્ત્રી૰ સાહિત્યચર્ચા કરનારી પરિષદ કે સભા. **–ત્યિક** વિ૰ સાહિત્યને લગતું
**સાહી, ૰ચૂસ** જુઓ શાહી, ૰ચૂસ
**સાહુકાર, –રી** જુઓ શાહુકાર, –રી
**સાહુડી** સ્ત્રી૰ જુઓ શાહુડી
**સાહેબ** પું૰ [અ. સાહિબ] માલિક; ધણી (૨) મોટો માણસ (૩) ટોપીવાળો; યુરોપિયન (૪) ઈશ્વર. ૰**જાદી** સ્ત્રી૰ બાદશાહ કે ઉમરાવની દીકરી. ૰**જાદો** પું૰ બાદશાહ કે ઉમરાવનો દીકરો. ૰**ટોપી** સ્ત્રી૰ 'હૅટ'; ગોરા પહેરે છે એવું ટોપચું કે ટોપી. ૰**લોક** પું૰ ગોરાલોક, –ખાસ કરીને અંગ્રેજ. **–બા** સ્ત્રી૰શેઠાણી; પ્રતિષ્ઠિત સ્ત્રી. **–બી** સ્ત્રી૰ જાહોજલાલી; વૈભવ (૨) શેઠાઈ. **–બો** પું૰ સ્વામી; વર
**સાહેલી** સ્ત્રી૰ [દે. સાહુલી; સર૰ પ્રા. સહી (સં. સખી)] સખી [સહાયતા કરનાર
**સાહ્ય** સ્ત્રી૰ [સં.] સહાયતા. ૰**કારક** વિ૰
**સાળ** સ્ત્રી૰ [સર૰ પ્રા. સાલિય (સં. શાલિક) = વણકર] કપડાં વણવાનું ઓજાર. ૰**ખાતું** ન૰ મિલનો સાળોનો વિભાગ. ૰**વી** પું૰ કપડાં વણનાર; વણકર
**સાળાવેલી** સ્ત્રી૰ સાળાની વહુ; સાળેલી
**સાળી** સ્ત્રી૰ [સં. શ્યાલી] વહુની બહેન
**સાળુ** પું૰ [દે. સાડલી] સ્ત્રીઓને પહેરવાનું ઝીણું રંગીન વસ્ત્ર
**સાળું** વિ૰ વાક્યમાં વપરાતાં તેની વિવક્ષામાં જરા વધારે સચોટતા ને મમતાનો ભાવ ઉમેરે છે. ('મારું સાળું' પણ બોલાય છે.) ઉદા૰ સાળી વાત તો ખરી (૨) 'માળું' પેઠે વહાલમાં કે નિરર્થક બોલાય છે [સુ.]
**સાળેલી** સ્ત્રી૰ જુઓ સાળાવેલી [સુ.]
**સાળો** પું૰ [પ્રા. સાલઅ (સં. શ્યાલક)] વહુનો ભાઈ
**સાંઈ** (૦) પું૰ [સં. સ્વામી] પરમેશ્વર; ખુદા (૨) ફકીર. ૰**બાવા** પું૰ સાધુ; બાવો (માનાર્થ બ૰વ૰)
**સાંકડ** (૦) સ્ત્રી૰ સંકડામણ (૨) મુશ્કેલી. **–ડું** વિ૰ [પ્રા. સંકુડ] પહોળાઈમાં ઓછું (૨) ભીડાતું; છૂટ વગરનું (૩) સંકુચિત;

અનુદાર. -ડે માંકડે અ૦ ગમે એમ સંકડાઈને

**સાંકળ** (૦) સ્ત્રી૦ [प्रा. संकल (सं. शृंखल)] કડીઓ કે આંકડા જોડીને બનાવેલી લાંબી હાર (૨) બારી બારણાને બંધ કરવાની એવી હારનું સાધન (૩) જમીન ભરવાનું ૧૦૦ ફૂટનું માપ. ૦વું સ૦ક્રિ૦ સાંકળની પેઠે જોડવું; વળગાડવું (૨) અ૦ક્રિ૦ સાંકળની પેઠે બંધાવું; સંકળાવું. -ળિયું ન૦ પુસ્તકનાં પ્રકરણ વગેરેનો પાનના નંબર સાથે અનુક્રમ. -ળી સ્ત્રી૦ નાની કડીઓ જોડી બનાવેલી સેર (૨) કોટે ઘાલવાની કંઠી. -ળું ન૦ પગનું એક ઘરેણું [વાળું (૨) પારિભાષિક

**સાંકેતિક** વિ૦[सं.] સંકેત સંબંધી; સંકેત-

**સાંખવું** (૦)સ૦ક્રિ૦[सं. सं + क्षम्] ખમવું; સહન કરવું (૨) ક્ષમા કરવી

**સાંખ્ય, ૦દર્શન** ન૦ [सं.] કપિલ મુનિએ રચેલું દર્શન; છ વૈદિક દર્શનોમાંનું એક

**સાંગ** વિ૦ [सं.] અંગો સહિત (૨) આખું; તમામ [હથિયાર

**સાંગ** પું૦; સ્ત્રી૦; ન૦ બરછી જેવું એક

**સાંગામા(-માં)ચી** (૦) સ્ત્રી૦ અઢેલીને બેસાય તેવી પાટી ભરેલી ખુરસી-ઘાટની માંચી

**સાંગી** (૦) સ્ત્રી૦ રથની ધરી અને સાટી એ બે વચ્ચેનો કઠેરાવાળો ભાગ

**સાંગોપાંગ** વિ૦ (૨) અ૦ [सं.] અંગ-ઉપાંગ સહિત; સમસ્ત; પૂર્ણ

**સાંચરવું** (૦) અ૦ક્રિ૦ [જુઓ સંચરવું] ચાલવું (૨) જવું; વિદાય થવું

**સાંચવું** (૦) સ૦ક્રિ૦ [सं. संचि] સંઘરવું; એકઠું કરવું; વહોરી રાખવું

**સાંચાકામ** ન૦ યંત્ર (૨) યંત્રકામ (૩) યંત્રની રચના વગેરે

**સાંચો** (૦) પું૦ (૨) બીબું [સંધ્યાકાળ

**સાંજ(-ઝ)** (૦) સ્ત્રી૦ [प्रा. संझा (सं. संध्या)]

**સાંઠી** (૦) સ્ત્રી૦ સરાંઠી. -ઠો પું૦ જુવાર શેરડી વગેરેનો પેરાઈવાળો દાંડો

**સાંડશી,-સી,-સો**(૦)જુઓ સાણસી,-સો

**સાંઢ** (૦) પું૦ [प्रा. संड (सं. षाण्ड)] ગોધો; આખલો(૨)માતેલો નિરંકુશ માણસ[લા.]

**સાંઢ(૦ણી)** (૦) સ્ત્રી૦ [दि. संढी] ઊંટડી; ઉતાવળી ચાલતી સવારીની ઊંટડી

**સાંઢિયો** (૦) પું૦ જુઓ સાંઢ પું૦

**સાંતળવું** (૦) સ૦ક્રિ૦ [सं. सम् + તળવું] ઘી કે તેલમાં શેકવું કે તળવું

**સાંતી** (૦) સ્ત્રી૦ એક હળથી વવાય તેટલી જમીન (૨) ન૦ જુઓ સાંતીડું. ૦ડું ન૦ હળ [શાંતિ

**સાંત્વન** ન૦, -ના સ્ત્રી૦ [सं.] આશ્વાસન;

**સાંથ** (૦) સ્ત્રી૦ ગણોત; જમીન ખેડવા આપ્યા બદલ લેવાનું ભાડું

**સાંથવું** (૦) સ૦ક્રિ૦ સાંથે આપવું

**સાંથિયો, સાંથી (૦ડો)** (૦) સાંથે જમીન ખેડનાર ખેડૂત; ગણોતિયો [ગુરુ

**સાંદીપનિ** પું૦ [सं.] શ્રીકૃષ્ણ અને સુદામાના

**સાંધ** (૦) સ્ત્રી૦ જુઓ સાંધો (૨) કાંતણ વણાટમાં તાર સાંધવા તે (જેમ કે, નવી તાણી સાળ પર લેતાં). ૦ણ ન૦ સાંધવું તે; સાંધો (૨) અનુસંધાન (૩) વધારાનો ભાગ; પુરવણી. ૦વું અ૦ ક્રિ૦ [सं. संधा, प्रा. संध] સીવવું (૨) જોડવું (૩) સાંધો કરવો (૪) (વાસણને) રેણવું-થીંગડું દેવું. -ધો પું૦ જ્યાં બે વસ્તુઓ સાથે જોડાઈ કે સિવાઈ હોય તે ભાગ (૨) ફાટેલું કે તૂટેલું દુરસ્ત કરવા દીધેલું થીંગડું

**સાંધ્ય** વિ૦ [सं.] સંધ્યા સંબંધી

**સાંનિધ્ય** ન૦ [सं.] સમીપતા

**સાંપડવું** (૦) અ૦ ક્રિ૦ [प्रा. संपड (सं. सं + पद्)]; મળવું; પ્રાપ્ત થવું (૨) જન્મવું; અવતરવું [જીવન કે તે વિષે વિચાર

**સાંપરાય** પું૦ [सं.] પરલોક (૨) મરણોત્તર

**સાંપ્રત** વિ૦ [सं.] યોગ્ય (૨) હમણાંનું; હાલનું (૩) અ૦ તરત; અબઘડી. -તિક વિ૦ [सं.] વર્તમાન સમયનું; હમણાંનું

**સાંપ્રદાયિક** વિ૦ [सं.] સંપ્રદાય સંબંધી કે સંપ્રદાયનું [લીખંડની ખોળી

**સાંબ** (૦) સ્ત્રી૦ [सं. शम्ब] સાંબેલાની નીચલી

**સાંબેલ** (૦) સ્ત્રી૦ જુઓ સમોલ
**સાંબેલી** (૦) સ્ત્રી૦ ['સાંબ' ઉપરથી] નાનું સાંબેલું. **–લું** ન૦ જે વડે ખાંડવાનું તે એક સાધન
**સાંભરવું** (૦) સ૦ ક્રિ૦ [પ્રા. संभर (सं. संस्मृ)] એકઠું કરવું (૨) અ૦ ક્રિ૦ યાદ આવવું
**સાંભળવું** (૦) સ૦ ક્રિ૦ [પ્રા. संभल] શ્રવણ કરવું (૨) ધ્યાન ઉપર લેવું [લા.]
**સાંસતું** (૦) વિ૦ ધીરજ–સબૂરીવાળું (૨) જુસ્સો નરમ પડયો હોય એવું
**સાંસા** (૦) પું૦ બ૦વ૦ [પ્રા. सास (सं. श्वास)] તંગી; મુશ્કેલી
**સાંસારિક** વિ૦ [સં.] સંસાર સંબંધી
**સાંસોટ** (૦) અ૦ સોંસરું; સીધું
**સાંસ્કારિક** વિ૦ [સં.] સંસ્કાર સંબંધી
**સાંસ્કૃતિક** વિ૦ [સં.] સંસ્કૃતિને લગતું (૨) સંસ્કૃત ભાષાને લગતું
**સાંસ્થાનિક** વિ૦ [સં.] સંસ્થાન સંબંધી (૨) પું૦ સંસ્થાનમાં સાથે વસતો દેશભાઈ. **૦સ્વરાજ** પું૦ બ્રિટિશ સંસ્થાનોને મળતું સ્વરાજ; 'ડોમિનિયન સ્ટેટસ'
**સિકલ** સ્ત્રી૦ [અ. शक्ल] મુખવટો; ચહેરો
**સિકલીગર** પું૦ [ફા. शैकलगर] (હથિયાર વગેરે) ઘસીને સાફ કરનારો; સરાણિયો
**સિકંદર** પું૦ [ફા.] ગ્રીસનો બાદશાહ અલેક્ઝાંડર
**સિક્કલ** સ્ત્રી૦ જુઓ સિકલ
**સિક્કાદાર** વિ૦ છાપવાળું (૨) સુંદર દેખાવનું
**સિક્કાશાસ્ત્ર** ન૦ પ્રાચીન સિક્કાઓ પરથી કરાતી પુરાતત્ત્વ શોધનું શાસ્ત્ર; 'ન્યુમિસ્મેટિક્સ'
**સિક્કે** અ૦ સુધ્ધાં [નાણું
**સિક્કો** પું૦ [અ.] છાપ; મહોર (૨) ચલણી
**સિક્ત** વિ૦ [સં.] છાંટેલું
**સિગરામ** પું૦; ન૦ જુઓ શિગરામ; સગરામ
**સિગાર(–રેટ)** સ્ત્રી૦ [ઇં.] વિલાયતી બીડી
**સિગ્નલ** ન૦; પું૦ [ઇં.] દૂરથી ખબર આપવાની નિશાની કે તે માટેની યોજના (૨) રેલવેનો હાથ

**સિઝાવું** અ૦ ક્રિ૦ 'સીઝવું'નું ભાવે
**સિડાવું** અ૦ ક્રિ૦ 'સીડવું'નું કર્મણિ
**સિત** વિ૦ [સં.] શ્વેત; સફેદ (૨) પું૦ ધોળો રંગ
**સિતમ** પું૦ [ફા.] જુલમ. **૦ગર(–ગા)ર** વિ૦ જુલમગાર. **૦ગુજારી** સ્ત્રી૦ સિતમ ગુજારવો તે
**સિતાર** પું૦; સ્ત્રી૦ [ફા.] એક તંતુવાદ્ય
**સિતારો** પું૦ [ફા.] તારો; ગ્રહ (૨) દશા; નસીબ [લા.]
**સિત્તેર** વિ૦ [પ્રા. सत्तरि (सं. सप्तति] '૭૦'
**સિત્તોતેર** [પ્રા. सितहत्तरि (सं. सप्तसप्तति]'૭૭'
**સિત્યાશી(–સી)** વિ૦ [પ્રા. सत्तासीइ (सं. सप्ताशीति)] સત્યાશી; '૮૭'
**સિત્યોતેર** વિ૦ જુઓ સિત્તોતેર
**સિદાવું** અ૦ ક્રિ૦ [સં. सीद्] દુઃખી થવું; રિબાવું
**સિદ્ધ** વિ૦ [સં.] તૈયાર; સફળ; પ્રાપ્ત (૨) નિશ્ચિત; સાબિત (૩) નિષ્ણાત (૪) સિદ્ધિ પ્રાપ્ત કરી હોય તેવું (૫) મુક્ત (૬) પું૦ સિદ્ધિઓ મેળવી હોય તેવો યોગી કે દૈવી પુરુષ (૭) મુક્ત પુરુષ. **૦તા** સ્ત્રી૦ [સં.] સિદ્ધપણું (૨) સિદ્ધિ; સફળતા (૩) સાબિતી. **૦સંકલ્પ** વિ૦ [સં.] જેના સંકલ્પમાત્રથી કાર્ય સિદ્ધ થાય એવું. **૦હસ્ત** વિ૦ જેનો હાથ બેસી ગયો છે એવું; હથોટીવાળું. **–દ્ધાર્થ** પું૦ [સં.] ગૌતમ બુદ્ધ
**સિદ્ધાંત** પું૦ [સં.] પૂરી તપાસ કે વિચારણા પછી સાચો સાબિત થયેલો એવો નિશ્ચિત મત કે નિર્ણય (૨) ઉપપત્તિયુક્ત ગ્રંથ. **૦વાદી** વિ૦ સિદ્ધાંતમાં માન્યતાવાળું; કોઈ પણ બાબતમાં તે અંગેના સિદ્ધાંત પ્રમાણે (બીજા કોઈ બળતા આધારે નહિ) ચાલવામાં માનનારું. **–તી** વિ૦ (૨) પું૦ [સં.] સિદ્ધાંત રજૂ કે સમર્થન કરનારું; સિદ્ધાંતવાદી (૩) શાસ્ત્રના તત્ત્વને માનનારું
**સિદ્ધિ** સ્ત્રી૦ [સં.] પરિપૂર્ણ, સફળ કે સાબિત થવું તે (૨) સાબિતી (૩) ફળપ્રાપ્તિ (૪) ઈશ્વરની મુક્તિ (૫) યોગથી મળતી આઠ શક્તિઓમાંની દરેક (જુઓ અષ્ટ-

મહાસિદ્ધિ). ૦દાયક વિ૦ સિદ્ધિ આપનારું [વિદાય થવું
**સિધાર(-વ)વું** અ૦ક્રિ૦ ચાલતી પકડવી;
**સિનેમા** પું૦ [ઇં.] ચિત્રોની પરંપરાને ચાલતી ઘટના તરીકે પટ ઉપર બતાવવાની યુક્તિ (૨) તે યુક્તિથી બતાવાતું ચિત્ર કે નાટક; ચલચિત્ર (૩) સિનેમાગૃહ. ૦ગૃહ ન૦સિનેમાનું થિયેટર. -મૅટોગ્રાફ પું૦; ન૦ [ઇં.] સિનેમા બતાવવાની યુક્તિ કે તેનું યંત્ર (૨) સિનેમા
**સિપાઈ** પું૦[જુઓ સિપાહી] સૈનિક;ફોજનો માણસ (૨) ચપરાસી; પટાવાળો (૩) પોલીસ. ૦ગીરી સ્ત્રી૦ સિપાઈનું કામ કે નોકરી. ૦સપરાં ન૦ બ૦વ૦ સિપાઈ વગેરે ફૂટકળ માણસો [સેનાપતિ
**સિપાહસાલાર** પું૦ [फा.] લશ્કરનો ઉપરી;
**સિપાહી** પું૦ [फा.] સિપાઈ
**સિફત** સ્ત્રી૦ [अ.] ગુણ; વિશેષતા; ખાસિયત (૨) તારીફ (૩) ચાલાકી; હોશિયારી
**સિફારસ** સ્ત્રી૦ [फा. सिफारिश] ભલામણ; લાગવગવાળા આગળ કોઈને માટે કરેલી પ્રશંસા કે આગ્રહ .
**સિમેંટ** પું૦; સ્ત્રી૦ [ઇં.] ચણતરમાં ચૂના પેઠે વપરાતી એક વસ્તુ
**સિર** ન૦ [प्रा. (सं. शिरस्); फा. सर] શિર; માથું. ૦જોરી સ્ત્રી૦ શિરજોરી; જબરદસ્તી (૨) તુમાખી. ૦તાજ પું૦ મુગટ (૨) [લા.] મુરબ્બી (૩) સરદાર; અગ્રણી. ૦નામું ન૦ જુઓ સરનામું. ૦પાવ પું૦જુઓ સરપાવ. ૦પેચ પું૦ ફેંટા કે પાઘડી પર બંધાતો હીરામોતીજડિત પટકો
**સિરસ્તેદાર, -રી** જુઓ શિરસ્તેદાર, -રી
**સિરસ્તો** પું૦ જુઓ શિરસ્તો; ચાલુ વહીવટ
**સિરોઈ** સ્ત્રી૦ જુઓ શિરોઈ
**સિર્ફ** અ૦ [अ.] ફક્ત; માત્ર; કેવળ
**સિલક** સ્ત્રી૦ [જુઓ શિલક] ખર્ચ જતાં બાકી વધેલી રકમ (૨) હાથ પરની રોકડ રકમ (૩) વિ૦ હાથમાં બચત રહેલું; બચત
**સિલસિલાબંધ** વિ૦ અનુક્રમ પ્રમાણેનું (૨) સળંગ (૩) અ૦ અનુક્રમ પ્રમાણે; એક પછી એક
**સિલસિલો** પું૦ [अ.] સાંકળ (૨) ક્રમ; પ્રથા; પરંપરા (૩) કુલપરંપરા; વંશાનુક્રમ
**સિલાઈ** સ્ત્રી૦ સીવવાની રીત (૨) સિવડામણ
**સિલિકા** સ્ત્રી૦ [ઇં.] રેતી [ર. વિ.]
**સિલિકોન** ન૦ [ઇં.] એક ધાતુ-તત્ત્વ [ર.વિ.]
**સિલેદાર** પું૦ [फा. सिलाहदार] ઘોડેસવાર સિપાઈ [મહેનતાણું
**સિવડામણ** ન૦, -ણી સ્ત્રી૦ સીવવાનું
**સિવડાવવું** સ૦ ક્રિ૦ 'સીવવું'નું પ્રેરક
**સિવાય** અ૦ [अ.] (અમુક) વિના; વગર
**સિવાવું** અ૦ ક્રિ૦ 'સીવવું'નું કર્મણિ
**સિવિલ** વિ૦ [ઇં.] મુલકી. ૦સરજન પું૦ જિલ્લા માટેનો સરકારી દાક્તર. ૦સર્વિસ સ્ત્રી૦ [ઇં.] આઈ. સી. એસ. કહેવાતી ઊંચા અમલદારોની નોકરી. ૦હૉસ્પિટલ સ્ત્રી૦ [ઇં.] જિલ્લાની વડી સરકારી ઇસ્પિતાલ. -લિયન પું૦ [ઇં.] આઈ. સી. એસ.ની પરીક્ષામાં પાસ સરકારી અમલદાર (૨) બધાં કામો કે ખાતાંમાં સરખું કામ દઈ શકે એવું કાંઈ (માણસ કે વસ્તુ) [લા.]
**સિસકારવું** સ૦ ક્રિ૦ સિસકારો કરવો; ઉશ્કેરવું [થતાં થતો અવાજ
**સિસકારો** પું૦[રવ૦]દાંતમાંથી પવન પસાર
**સિસૃક્ષા** સ્ત્રી૦ [सं.] સર્જન કરવાની ઇચ્છા
**સિસોટી** સ્ત્રી૦ [રવ૦] જુઓ સીટી
**સિસોળિયું** ન૦[સર૦ दे. साहुलिआ=મોરનું પીંછું] સાહુડીનું સળિયા જેવું પીંછું
**સિસ્ટર** સ્ત્રી૦ [ઇં.] નર્સ; સ્ત્રી બરદાસી
**સિંગ** સ્ત્રી૦ [दे. सिंगा] સીંગ
**સિંચન** ન૦ [सं.] સિંચવું તે. -વું સ૦ક્રિ૦ [सं. सिंच्] સીંચવું; છાંટવું; રેડવું (૨) પાણી પાવું (ઝાડને) (૩) ઉપરાઉપરી ગોઠવવું (૪) લાદવું (૫) (પાણી કાઢવા માટે) કૂવામાં મૂકવું (ઘડો કે દોરડું)
**સિંદૂર** ન૦ [सं.] પારો, સીસું તથા ગંધકની મેળવણીનો લાલ ભૂકો. -રિયું વિ૦ સિંદૂરના રંગનું

**સિંધ** પું૰; ન૰ [सं. सिंधु] હિંદનો એક પ્રાંત (હાલ પાકિસ્તાનમાં)
**સિંધવ** પું૰; ન૰ [प्रा. (सं. सैन्धव)] એક ખનિજ ક્ષાર
**સિંધાલૂણ** ન૰ જુઓ સિંધવ
**સિંધી** વિ૰ સિંધનું, –ને લગતું (૨) પું૰ સિંધનો રહેવાસી (૩) સ્ત્રી૰ સિંધી ભાષા
**સિંધુ** પું૰ [सं.] સમુદ્ર (૨) સ્ત્રી૰ તે નામની હિંદુસ્તાનની પ્રસિદ્ધ નદી (હાલ પાકિસ્તાનમાં)
**સિંહ** પું૰ [सं.] એક રાની હિંસક પ્રાણી; પશુઓનો રાજા (૨) પાંચમી રાશિ. ૰ણ સ્ત્રી૰ સિંહની માદા. ૰દ્વાર ન૰ [सं.] મુખ્ય દ્વાર. ૰નાદ પું૰ [सं.] સિંહનો કે સિંહ જેવો નાદ
**સિંહલ, ૰દ્વીપ** પું૰ [सं.] લંકા; સિલોન
**સિંહસ્થ** ન૰ [सं.] બૃહસ્પતિ સિંહરાશિમાં હોય તે સમય
**સિંહાવલોકન** ન૰ [सं.] સિંહની પેઠે આગળ વધતાં પહેલાં પાછળનું ફરીથી જોઈ લેવું તે (૨) સમાલોચન; આગળ કહેતા પહેલાં પૂર્વેનું સારાંશે કહેવું તે
**સિંહાસન** ન૰ [सं.] સિંહની આકૃતિવાળું ઊંચું આસન (રાજા, દેવ કે આચાર્યનું)
**સિંહિકાસુત** પું૰ [सं.] સિંહિકા નામની રાક્ષસીનો પુત્ર – રાહુ
**સીક** સ્ત્રી૰ [फा. सीख] શીખ; લોઢાનો સળિયો કે ગજ
**સીકર** પું૰; ન૰ [सं.] શીકર; ફરફર; છાંટ
**સીખ** સ્ત્રી૰ [फा.] જુઓ સીક
**સીગરો** પું૰ સુતારનું એક ઓજાર
**સીઝવવું** સ૰ક્રિ૰ 'સીઝવું'નું પ્રેરક
**સીઝવું** અ૰ક્રિ૰ [प्रा. सिज्झ (सं. सिध्)] ધીમે તાપે બરાબર બફાઈને તૈયાર થવું–રંધાઈ રહેવું (૨) પાર પડવું; સીધવું (૩) [લા.] શાંત પડવું (૪) દુઃખી થવું
**સીટી** સ્ત્રી૰ [રવ૰] ઓઠ કે ભૂંગળી જેવા સાધનથી પવન ફૂંકીને કરાતો તીણો અવાજ કે તેનું સાધન; સિસોટી
**સીડવું** સ૰ક્રિ૰ [જુઓ શીડવું] પૂરવું; છાંદી લેવું (૨) અદા કરવું (જેમ કે, દેવું)
**સીડી** સ્ત્રી૰ [दे. सिड्ढी] નિસરણી
**સીત** સ્ત્રી૰ [सं.] હળપૂણી; ચાસ
**સીતા** સ્ત્રી૰ [सं.] જનકની પુત્રી; એક સતી
**સીતાફલ(–ળ)** ન૰ એક ફળ. **–ળી** સ્ત્રી૰ સીતાફળનું ઝાડ
**સીત્કાર** પું૰ [सं.] શ્વાસ અંદર ખેંચતાં કરાતો કે થતો સીત એવો અવાજ
**સીદી** પું૰ આફ્રિકાનો મૂળ વતની; હબસી
**સીધ** સ્ત્રી૰ ખબર; સમાચાર
**સીધ** સ્ત્રી૰ [જુઓ સીધું] સીધાપણું
**સીધવું** અ૰ક્રિ૰ [सं. सिध्] સિદ્ધ થવું; પાર પાડવું; સીઝવું
**સીધાઈ** સ્ત્રી૰ ['સીધું' ઉપરથી] સીધાપણું
**સીધી** પું૰ જુઓ શીદી
**સીધું** ન૰ રાંધવા જેટલું કાચું અનાજ વગેરે સામગ્રી
**સીધું** વિ૰ [सं. सिद्ध ઉપરથી] વાંકું નહિ તેવું; એક લીટીમાં હોય એવું (૨) પાંશરું; પાધરું (૩) સરળ; ઝટ સમજાય એવું (૪) નિષ્કપટી. ૰દોર વિ૰ દોર જેવું સીધુંસટ
**સીધુંપાણી** ન૰ ('સીધાંપાણી' ન૰બ૰વ૰ માં પણ વપરાય છે), સીધાની સામગ્રી કે તેનો સામાન; ખાવાપીવાનું
**સીધુંસટ** વિ૰ એકદમ સીધું; સાવ સીધું
**સીધુંસામગ્રી** સ્ત્રી૰, **સીધુંસામાન** ન૰બ૰વ૰ સીધાની સામગ્રી–સામાન
**સીન** પું૰ [इं.] નાટકનું દૃશ્ય (૨) દેખાવ. ૰રી સ્ત્રી૰ [इं.] રંગભૂમિ પર દેખાવમાં સાધનોની ગોઠવણી. ૰સીનરી સ્ત્રી૰ જુઓ સીનરી
**સીનો** પું૰ [फा.] છાતીનો ફેલાવ
**સીપ** સ્ત્રી૰ [प्रा. सिप्प (सं. शुक्ति)] છીપ
**સીમ** સ્ત્રી૰ [प्रा. सिम (सं. सीमा)] ખેતર કે ગામની હદ; તે ભાગની જમીન
**સીમળો** પું૰ જુઓ શીમળો
**સીમંત** ન૰ [सं.] સ્ત્રીઓનો સેંથો (૨)

અધરણી. **–તિની** સ્ત્રી૰ [સં.] સૌભાગ્યવતી સ્ત્રી (૨) જેને અધરણી આવી હોય એવી સ્ત્રી. **–તોન્નયન** ન૰ [સં.] સગર્ભાવસ્થામાં સ્ત્રીને ચોથા, છઠ્ઠા કે આઠમા માસમાં કરવાનો એક સંસ્કાર

**સીમા** સ્ત્રી૰ [સં.] હદ; મર્યાદા. **૰ચિહ્ન** ન૰ સીમા બતાવનારી નિશાની. **૰ડો** પું૰ ગામની હદ; તે ભાગ. **–મોલ્લંઘન** ન૰ [સં.] સીમા ઓળંગવી તે (૨) દશેરાને દિવસે પોતાના રાજ્યની સીમા ઓળંગી પારકી હદમાં પ્રવેશ કરવાની એક ક્રિયા

**સીરી** વિ૰ [फा. शीरीन] મીઠું; મધુર; સ્વાદ પેદા કરે તેવું (૨) સ્ત્રી૰ તેવી વાસ

**સીલ** સ્ત્રી૰ [ઈં.] મહોર; મુદ્રા; છાપ (૨) મહોર લગાડી ચોંટાડેલું લાખ કે એવા બીજા પદાર્થનું ચકતું. **૰બંધ** વિ૰ સીલ મારેલું (૨) સીલ તૂટ્યા વિનાનું; વગર ખોલેલું

**સીવણ** ન૰ ['સીવવું' ઉપરથી] જુઓ સીવણી (૨) જ્યાં સીવ્યું હોય તે જગા. **૰કામ** ન૰ સીવવાનું કામ કે કારીગરી. **–ણી** સ્ત્રી૰ સીવવું તે કે તેની ઢબ

**સીવવું** સ૰ ક્રિ૰ [પ્રા. सीव (સં. सिव्)] ટાંકા મારી જોડવું; સાંધવું

**સીસમ** સ્ત્રી૰; ન૰ [દે.] એક ઝાડ કે એનું લાકડું; શીશમ

**સીસા(–સા)પેન** સ્ત્રી૰ [સીસું+પેન] પેનસિલ

**સીસી** સ્ત્રી૰ શીશી, બાટલી

**સીસું** ન૰ [પ્રા. (સં. सीस)] એક ધાતુ

**સીસો** પું૰ શીશો; બાટલો

**સીંગ** સ્ત્રી૰ જુઓ શિંગ

**સીંચણિયું** ન૰ પાણી સીંચવાનું પાત્ર કે સાધન (૨) કૂવામાં સીંચવાનું દોરડું

**સીંચવું** સ૰ક્રિ૰ જુઓ સિંચવું [શકરો

**સીંચાણો** પું૰ [દે सिंचाण] બાજપક્ષી;

**સીંદરી** સ્ત્રી૰ [દે. सिंदु, सिंदुरय (દે. सिंदी= ખજૂરીનું ઝાડ)] (કાથીની) દોરડી

**સુ** અ૰ [સં.] નીચેના અર્થમાં વપરાતો ઉપસર્ગ (૧) સુંદર; સારું (સુવાસ) (૨) સારી રીતે; ખૂબ (સુરક્ષિત) (૩) સહેલાઈથી (સુલભ) [સુકગળું

**સુકતાન** ન૰ [फा. सुक्त ઉપરથી] જુઓ

**સુકર** વિ૰ [સં.] સહેલું [શરીરનું

**સુકલકડી** વિ૰ લાકડી જેવું સૂકું; દુબળ

**સુકવણી** સ્ત્રી૰ સૂકવેલી વસ્તુ (૨) સુકવણું. **–ણું** ન૰ પૂરતો વરસાદ ન આવવાથી વાવેતર વગેરેનું સુકાઈ જવું તે

**સુકાન** ન૰ [દે. सुक्काणय; अ. सुक्कान] જેને મરડવાથી વહાણ દિશા બદલે છે તે કળ કે તેની જગાનો વહાણનો ભાગ. **–ની** પું૰ [સર૰ દે. सुक्काणिअ] સુકાન ફેરવનાર ખલાસી

**સુકાવું** અ૰ ક્રિ૰ [પ્રા. सुक्क (સં. शुष्)] ભેજ કે પ્રવાહી ઊડી જઈ શુષ્ક થવું (૨) (શરીર) દૂબળું પડવું; કૃશ થવું

**સુકાળ** પું૰ [સં. सु+काल] સારા પાકનો વખત (દુકાળથી ઊલટું) (૨) છત; પુષ્કળપણું [લા.]

**સુકુમાર** વિ૰ [સં.] ઘણું કોમળ; નાજુક

**સુકૃત** ન૰, **–તિ** સ્ત્રી૰ [સં.] સારું કામ; પુણ્ય. **–ત્ય** ન૰ સુકૃત

**સુખ** ન૰ [સં.] તનમનને ગમે એવો અનુભવ (આરામ, ચેન, શાંતિ, સંતોષ, તૃપ્તિ, ઉપભોગ); કામનાની સિદ્ધિનો આનંદ. **૰કર, ૰કારક, ૰કારી,** વિ૰ [સં.] સુખ કરનારું; સુખદાયી. **૰ચેન** ન૰ સુખશાંતિ; આરામ

**સુખડ** સ્ત્રી૰ [પ્રા. सिरिखंड (સં. श्रीखंड)] ચંદનના ઝાડનું સુગંધીદાર લાકડું કે તે ઘસી કરાતો લેપ [બનાવનારો; કંદોઈ

**સુખડિયો** પું૰ ['સુખડી' પરથી] મીઠાઈ

**સુખડી** સ્ત્રી૰ [પ્રા. सक्कुलि (સં. शष्कुलि)] ઘીગોળમાં ઘઉંનો લોટ શેકીને બનાવેલી એક વાની (૨) મીઠાઈ (૩) હકસાઈ; દસ્તૂરી; બક્ષિસ

**સુખતળી** સ્ત્રી૰ જોડાની અંદર નખાતું નરમ છૂટું ચામડું [જુઓ સુખકર

**સુખદ** [સં.], **–દાયક, –દાયી, –દેણ** વિ૰

**સુખન** પું૦ [ફા.] બોલ; વેણ; શબ્દ
**સુખપાલ** સ્ત્રી૦ એક જાતની પાલખી
**સુખમણા** સ્ત્રી૦ જુઓ સુષુમ્ણા [પ.]
**સુખરૂપ** વિ૦ (૨) અ૦ [સં.] સાજુંસમું; સહીસલામત
**સુખાકારી** સ્ત્રી૦ સુખી હાલત; તંદુરસ્તી
**સુખાવહ** વિ૦ [સં.] સુખકારક
**સુખાસન** ન૦ [સં.]સુખદાયક બનાવટવાળું આસન (૨) પાલખી; મ્યાનો
**સુખિયારું, સુખિયું** વિ૦ જુઓ સુખી
**સુખી** વિ૦ [સં.] સુખવાળું; દુઃખ વિનાનું
**સુગત** પું૦ [સં.] બુદ્ધ ભગવાન
**સુગતિ** સ્ત્રી૦ [સં.] સદ્ગતિ; મોક્ષ
**સુગમ** વિ૦ [સં.] સહેલું. **૦તા** સ્ત્રી૦
**સુગરી** સ્ત્રી૦ [સં. सुगृही] એક પક્ષી (એ સુંદર માળો બનાવે છે)
**સુગંધ** પું૦; સ્ત્રી૦ [સં.], **-ધી** સ્ત્રી૦ સારી ગંધ; ખુશબો. **-ધીદાર** વિ૦ સુગંધીવાળું
**સુગાવું** અ૦ક્રિ૦ સૂગ ચડવી
**સુગાળ, ૦વું, -ળું** વિ૦ [સૂગ પરથી] જેને ઝટ સૂગ ચડે એવું; ઝટ સુગાય એવું
**સુગૃહી** સ્ત્રી૦ [સં.] એક પક્ષી; સુગરી
**સુગ્રાહ્ય** વિ૦ [સં.] સહેલાઈથી ગ્રહણ કરી શકાય એવું(૨)સહેલાઈથી સમજાય એવું
**સુગ્રીવ** પું૦ [સં.] (રામાયણમાં) વાનરોનો રાજા; વાલીનો ભાઈ
**સુઘટિત** વિ૦ [સં.] સારી રીતે રચેલું (૨) સુવ્યવસ્થિત (૩) ઘટિત; યોગ્ય
**સુઘડ** વિ૦ [સં. सु + घट] સ્વચ્છ; ચોખ્ખું (૨) ચતુર; વિવેકી. **૦તા** સ્ત્રી૦
**સુઘરી** સ્ત્રી૦ જુઓ સુગરી
**સુચરિત(-ત્ર)** વિ૦ [સં.] જુઓ સચ્ચરિત (૨) ન૦ સારું ચરિત્ર
**સુજન** પું૦ [સં.] સારો સદાચારી માણસ
**સુજાણ** વિ૦[પ્રા. (સં. सुज्ञ)]હોશિયાર; જ્ઞાની; સમજુ
**સુજાત** વિ૦ [સં.] કુલીન; ઊંચા કુળનું
**સુજ્ઞ** વિ૦[સં.]ડાહ્યું;ચતુર;વિદ્વાન.**૦તા** સ્ત્રી૦
**સુઝાડવું** સ૦ક્રિ૦ 'સૂઝવું'નું પ્રેરક
**સુડતાળીસ** વિ૦ [પ્રા. सत्तचत्तालीस (સં. सप्तचत्वारिंशत्)] '૪૭'
**સુડોલ** વિ૦ [સુ+ડોળ] ઘાટીલું; રૂપાળું
**સુણવું** સ૦ક્રિ૦[પ્રા. सुण (સં. श्रु)] સાંભળવું (સુણાવું, સુણાવવું)
**સુત** પું૦ [સં.] પુત્ર
**સુતનુ** વિ૦ [સં.] સુંદર નાજુક શરીરવાળું
**સુતર** વિ૦ (૨) અ૦ [સં.सु + तर] સહેલું; સુગમ; સરળ
**સુતરાઉ** વિ૦ સૂતરનું બનેલું
**સુતરિયો** પું૦ સૂતરનો વેપારી
**સુતરું** વિ૦ (૨) અ૦ જુઓ સુતર
**સુતરેલ** વિ૦ જુઓ સુતરાઉ
**સુતલ** [સં.] **,-ળ** ન૦ ત્રીજું પાતાળ
**સુતા** સ્ત્રી૦ [સં.] પુત્રી
**સુતાર** પું૦[સં. सूत्रधार; પ્રા. सुत्तहार] લાકડાં ઘડનાર કારીગર. **૦કામ** ન૦ લાકડાં ઘડવાનું કામ. **-રી** વિ૦ સુથારનું, -ને લગતું (૨) સ્ત્રી૦ સુથારકામ [ઘાસ
**સુથાડિયો** પું૦ એક જાતનું જાડી સળીનું
**સુથાર, ૦કામ, -રી** જુઓ 'સુતાર'માં
**સુદ** અ૦ [જુઓ સુદિ] શુક્લ પક્ષમાં (૨) સ્ત્રી૦ શુક્લ પક્ષ [ન૦ વિષ્ણુનું ચક્ર
**સુદર્શન** વિ૦ [સં.] સારા દેખાવવાળું (૨)
**સુદામા** પું૦ [સં.], શ્રીકૃષ્ણનો એક ગરીબ સહાધ્યાયી ને મિત્ર (૨) કંગાળ માણસ [લા.]. **૦પુરી** સ્ત્રી૦ પોરબંદર(૨) કંગાળનું નિવાસસ્થાન [લા.]
**સુદિ** અ૦ [સં.] જુઓ સુદ
**સુદિન** પું૦ [સં.] શુભ દિવસ
**સુદૂર** વિ૦ ઘણું દૂર
**સુદૃઢ** વિ૦ [સં.] ઘણું દૃઢ
**સુધન્વા** પું૦ [સં.] એક પ્રસિદ્ધ વિષ્ણુભક્ત
**સુધરવું** અ૦ ક્રિ૦ સારું થવું
**સુધરાઈ** સ્ત્રી૦ સુધારો; સુધરેલી સ્થિતિ (૨) મ્યુનિસિપાલિટી
**સુધરાવવું** સ૦ક્રિ૦ 'સુધરવું'નું પ્રેરક; સુધારે એમ કરવું; સુધારાવવું
**સુધા** સ્ત્રી૦ [સં.] અમૃત (૨) ચૂનો. **૦કર** પું૦

[સં.] ચંદ્ર. ૦ધવલ વિ૦ અમૃત જેવું ધોળું (૨) ચૂનાથી ધોળેલું
**સુધાર** પું૦['સુધારવું' પરથી] સુધારો. ૦ક વિ૦ સુધારનારું; સુધારો કરનારું (૨) પું૦ તેવો આદમી. ૦ણા સ્ત્રી૦ સુધારવું તે; સુધારો
**સુધારવું** સ૦ ક્રિ૦ બગડેલું, કથળેલું સુધરે એમ કરવું; સારું કરવું (૨) દુરસ્ત કરવું; સમારવું (શાક, મકાન ઇ૦) (૩) ભૂલ દૂર કરી ખરું કહેવું કે લખવું
**સુધારસ** પું૦ [સં.] અમૃત
**સુધારાવવું** સ૦ ક્રિ૦ સુધરાવવું
**સુધારો** પું૦ સુધરવું તે; સારી સ્થિતિ; સારો ફેરફાર (૨) સંસ્કૃતિ; સભ્યતા (૩) નવો ચાલ કે રીતભાત (૪) ઠરાવને સુધારવા માટેનો ઠરાવ
**સુધાંશુ** પું૦ [સં.] ચંદ્રમા
**સુધી** અ૦ [સં. सावधि] લગી; પર્યંત
**સુધીર** વિ૦ [સં.] ખૂબ ધીર
**સુધ્ધાં (૦ત)** અ૦ સાથે; મળીને; પણ (બાકી રહ્યા કે છોડયા વિના)
**સુનાવણી** સ્ત્રી૦['સુણવું''સુણાવવું' ઉપરથી] ન્યાયાધીશે ફરિયાદ સાંભળવી તે કે તેને સંભળાવવી તે
**સુન્નત** સ્ત્રી૦ [અ.] એક મુસલમાની સંસ્કાર, જેમાં લિંગની પોપચાની ચામડી કાપી નાખવામાં આવે છે (૨) મુસલમાન કરવું તે; ધર્માંતર [લા.]
**સુન્ની** વિ૦ [અ.] એ નામના મુસલમાની પંથનું (૨) પું૦ એક મુસલમાની સંપ્રદાય
**સુપક્વ** વિ૦ [સં.] સારી રીતે પાકેલું
**સુપથ** પું૦ [સં.] સારો, નીતિનો માર્ગ
**સુપન** ન૦ જુઓ સ્વપ્ન [પ.] [સોંપેલું
**સુપરત** સ્ત્રી૦ [फा. सुपुर्द] સોંપણ (૨) વિ૦
**સુપરિન્ટેન્ડેન્ટ** પું૦ [ઇં.] નિરીક્ષણ કરનાર ઉપરી; મુખ્ય અધિકારી
**સુપાત્ર** વિ૦ [સં.] યોગ્ય; લાયક. ૦તા સ્ત્રી૦
**સુપુત્ર** પું૦ [સં.] સપૂત
**સુપ્ત** વિ૦ [સં.] સૂતેલું; ઊંઘેલું
**સુપ્રતિષ્ઠિત** વિ૦ [સં.] સારી પ્રતિષ્ઠાવાળું; આબરૂદાર
**સુપ્રભ** વિ૦ [સં.] સુંદર પ્રભાવાળું
**સુપ્રસન્ન** વિ૦ [સં.] ઘણું પ્રસન્ન
**સુફલ (–ળ)** વિ૦ [સં. सु + फल] સારા ફળ–પરિણામવાળું (૨) ન૦ સારું પરિણામ–ફળ
**સુફિયાણું** વિ૦ [फा. सूफ़ीआनह] ઉપરથી સુંદર; ખાલી સફાઈદાર
**સુબુદ્ધિ** સ્ત્રી૦ [સં.] સદ્‌બુદ્ધિ
**સુબોધ** પું૦ [સં.] સારું જ્ઞાન કે શિખામણ. ૦ક વિ૦ સુબોધ દેનારું
**સુભગ** વિ૦ [સં.] સુંદર; રમણીય (૨) સુભાગી. ૦તા સ્ત્રી૦, –ગા વિ૦ સ્ત્રી૦ ખૂબસૂરત કે સૌભાગ્યવતી (સ્ત્રી)
**સુભટ** પું૦ [સં.] બહાદુર લડવૈયો
**સુભદ્રા** સ્ત્રી૦ [સં.] શ્રીકૃષ્ણની બહેન; અર્જુનની પત્ની
**સુભાગી** વિ૦ [સં.] ભાગ્યશાળી
**સુભાષિત** વિ૦ [સં.] સુંદર રીતે કહેલું (૨) ન૦ તેવું વાકય કે પદ
**સુમતિ** સ્ત્રી૦ [સં.] સદ્‌બુદ્ધિ
**સુમન** ન૦ [સં.] ફૂલ
**સુમાર** પું૦ [જુઓ શુમાર] અડસટ્ટો. –રે અ૦ આશરે; લગભગ
**સુમિત્રા** સ્ત્રી૦ [સં.] લક્ષ્મણની માતા
**સુમેળ** પું૦ સારો મેળ – બનાવ (૨) સારું સુભગ મિશ્રણ
**સુયાણી** સ્ત્રી૦ [प्रा.सूइया (सं.सूतिका)] પ્રસવ કરાવનારી સ્ત્રી; દાઈ [અવસર
**સુયોગ** પું૦ [સં.] શુભ–સારો કે યોગ્ય
**સુર** પું૦ [સં.] દેવ
**સુરક્ષિત** વિ૦ [સં.] સારી રીતે રક્ષાયેલું
**સુરખી** સ્ત્રી૦ [फा.] લાલી
**સુરગંગા** સ્ત્રી૦ [સં.] આકાશગંગા
**સુરગુરુ** પું૦ [સં.] દેવોના ગુરુ; બૃહસ્પતિ
**સુરત** ન૦ તે નામનું શહેર [કલ્પદ્રુમ
**સુરતરુ** ન૦ [સં.] સ્વર્ગનું એક ઝાડ (૨)
**સુરતા** સ્ત્રી૦ લગની (૨) ધ્યાન (૩) યાદ; સૂધ
**સુરદાસ** પું૦ પ્રસિદ્ધ અંધ ભક્ત કવિ (૨) આંધળો સાધુ કે માણસ [લા.]

**સુરધનુ** ન૰ મેઘધનુષ્ય
**સુરધેનુ** સ્ત્રી૰ [સં. સુર+ધેનુ] કામધેનુ
**સુરપતિ** પું૰ [સં.] ઇંદ્રરાજા
**સુરભિ(-ભી)** વિ૰ [સં.] સુવાસિત (૨) સ્ત્રી૰ કામધેનુ ગાય (૩) ગાય
**સુરમો** પું૰ [फा.] એક ખનિજ પદાર્થ કે તેનું આંખનું અંજન
**સુરમ્ય** વિ૰ [સં.] અત્યંત રમણીય
**સુરવાલ(-ળ)** પું૰; સ્ત્રી૰ [फा. शुल्वार] પાયજામો; ચોરણો
**સુરસરિ(૰ત,૰તા)** સ્ત્રી૰ [સં.] ગંગા
**સુરંગ** સ્ત્રી૰ જમીનમાં કરેલું ભોંયરું (૨) (જમીનમાં ખાડો ખોદી ખડક તોડવા કે શત્રુનો નાશ કરવા વપરાતી) દારૂગોળાની એક યુક્તિ કે તેને માટેની બનાવટ
**સુરંગી** વિ૰ સારા સુશોભિત રંગનું
**સુરા** સ્ત્રી૰ [સં.] મદિરા; દારૂ
**સુરાઈ** સ્ત્રી૰ [જુઓ સુરાહી] કૂજાના ઘાટનું સાંકડા ગળાનું વાસણ
**સુરાખ** સ્ત્રી૰[फा.] કાણું; બાકોરું [રાજ્ય
**સુરાજ્ય** ન૰ [સં.] સારું-સારી રીતે ચાલતું
**સુરાપાન** ન૰ [સં.] દારૂ પીવો તે [ધ્વનિ
**સુરાવટ** સ્ત્રી૰ સૂર મિલાવવા તે (૨) સુરેલ
**સુરાહી** સ્ત્રી૰ [अ.] જુઓ સુરાઈ
**સુરીલું** વિ૰મધુર કે ખરેખર મળેલા સૂરવાળું
**સુરુચિ** સ્ત્રી૰ [સં. સુ+रुचि] સારી રુચિ. ૰ભંગ પું૰સુરુચિનો-શિષ્ટરસજ્ઞતાનો ભંગ
**સુરેખ** વિ૰ [સં.] પ્રમાણસર; ઘાટીલું; સુંદર
**સુરેખા** સ્ત્રી૰ સીધી લીટી [ગ.]
**સુરેલ** વિ૰ ['સૂર' ઉપરથી] સુરીલું; સુમધુર
**સુરેશ, સુરેંદ્ર** પું૰ [સં.] ઇંદ્ર
**સુલક્ષણ** [સં.], **-ણું** વિ૰ સારાં લક્ષણવાળું [નું પ્રેરક)
**સુલટાવવું** સ૰ક્રિ૰ સૂલટું કરવું ('સૂલટાવું'-
**સુલતાન** પું૰ [अ.] બાદશાહ; મુસલમાની રાજા. **-ના** સ્ત્રી૰ બેગમ; રાણી. **-ની** વિ૰ સુલતાનનું, -ને લગતું (૨) સ્ત્રી૰ સુલતાનનો અમલ (૩) રાજાની આપખુદી કે જુલમ [લા.]
**સુલભ** વિ૰ [સં.] સહેલાઈથી મળે એવું
**સુલાખ** સ્ત્રી૰ જુઓ સુરાખ
**સુલેખન** ન૰ [સં.] સારા અક્ષર લખવા તે
**સુલેહ** સ્ત્રી૰ [अ. सुल्ह] સલાહશાંતિ; ઝઘડા કે લડાઈનો અભાવ (૨) સમાધાની; સંધિ. ૰**શાંતિ** સ્ત્રી૰ સુલેહ અને શાંતિ
**સુલફો** પું૰ [फा. सुल्फा] વગર તવે કે કોરી તમાકુ ભરેલી ચલમ
**સુવડા(-રા)વવું** સ૰ક્રિ૰ 'સૂવું'નું પ્રેરક
**સુવર્ણ** વિ૰ [સં.] સુંદર રંગનું (૨) ન૰ સોનું. ૰**કાર** પું૰ [સં.] સોની. ૰**નિયમ** પું૰ સુવર્ણ જેવો ઉત્તમ કીમતી નિયમ. ૰**મહોત્સવ** પું૰ પચાસ વર્ષે ઊજવાતી જયંતી. ૰**મંદિર** ન૰ અમૃતસરનું સુવર્ણથી મઢેલું શીખ મંદિર. ૰**યુગ** પું૰ સારામાં સારો યુગ; સત્યયુગ. **-ર્ણું** વિ૰ સુંદર વર્ણવાળું
**સુવા** પું૰ એક વનસ્પતિ; તેનાં બીજ
**સુવાડવું** સ૰ક્રિ૰ 'સૂવું'નું પ્રેરક; સુવડાવવું
**સુવાણ** સ્ત્રી૰ જુઓ સવાણ
**સુવારોગ** પું૰ [પ્રા. સૂઆ (સં. સૂતિ)+રોગ] સુવાવડમાંથી થતો એક રોગ
**સુવાર્તા** સ્ત્રી૰ [સં. સુ+વાર્તા] સારી-પવિત્ર વાર્તા; 'ગૉસ્પેલ'. ઉદા૰ ઈશુની સુવાર્તા
**સુવાવડ** સ્ત્રી૰ બાળકને જન્મ આપવાનો અને તે પછીનો સૂતકનો સમય. ૰**ખાનું** ન૰ સુવાવડ કરવાનું દવાખાનું; પ્રસૂતિગૃહ. **-ડી** સ્ત્રી૰સુવાવડમાં હોય એવી સ્ત્રી
**સુવાવું** અ૰ક્રિ૰ 'સૂવું'નું ભાવે રૂપ
**સુવાસ** સ્ત્રી૰ [સં.] સારી વાસ; સુગંધી
**સુવાસણ, સુવાસિણી** સ્ત્રી૰ [જુઓ સુવાસિની] સૌભાગ્યવંતી સ્ત્રી
**સુવાસિત** વિ૰ [સં.] ખુશબોદાર
**સુવાસિની** સ્ત્રી૰ [સં.] સુવાસણ
**સુવાહક** વિ૰ ગરમી કે વીજળીને પોતાનામાંથી સરળતાથી વહેવા દે તેવું [પ. વિ.]
**સુવિદિત** વિ૰ [સં.] સારી રીતે જાણેલું
**સુવ્યવસ્થા** સ્ત્રી૰ [સં.] સારી વ્યવસ્થા. **-સ્થિત** વિ૰[સં.] સારી પેઠે વ્યવસ્થિત

**સુશિક્ષિત** વિ૦ [સં.] સારી રીતે શિક્ષિત
**સુશીલ** વિ૦[સં.]ઉત્તમ શીલવાળું;સચ્ચરિત (૨) વિવેકી; વિનયી(૩)સરળ;સીધું
**સુશોભન** ન૦ શોભા માટે કરેલી સજાવટ
**સુશોભિત** વિ૦ [સં.] ઘણું શોભીતું
**સુશ્રુત** વિ૦ [સં.] બહુશ્રુત; વિદ્વાન (૨) પું૦ પ્રાચીન પ્રસિદ્ધ વૈદ્ય [બિસાડેલું
**સુશ્લિષ્ટ** વિ૦ [સં.] સારી રીતે જોડેલું કે
**સુષુપ્ત** વિ૦[સં.] સૂતેલું; ઊંઘતું(૨)અપ્રગટ; અંદર રહેલું; 'લેટન્ટ': **-પ્તિ** સ્ત્રી૦ [સં.] ગાઢ નિદ્રા
**સુષુમણા, સુષુમ્ણા** [સં.]સ્ત્રી૦ યોગશાસ્ત્ર પ્રમાણે ત્રણ પ્રધાન નાડીઓમાંની વચલી
**સુષ્ઠુ** અ૦ [સં.] સારી રીતે; ઉત્તમ રીતે
**સુસવાટ(-ટો)** પું૦ [રવ૦] જોરથી વહેતા કે વીંધાતા પવનનો કે તેને મળતો અવાજ
**સુસંગત** વિ૦ [સં. सु + संगत] બરાબર સંગત-બંધબેસતું.**-તિ** સ્ત્રી૦સુસંગતતા
**સુસંબદ્ધ** વિ૦ [સં.] આગળપાછળ બરાબર સંબંધવાળું; સુસંગત
**સુસ્ત** વિ૦ [ફા.] આળસુ (૨) મંદ; ધીમું. **-સ્તી** સ્ત્રી૦આળસ;ઊંઘનું ઘેન(૨)મંદતા
**સુસ્થ** વિ૦ [સં.] સુસ્થિત (૨) સ્વસ્થ; સાજુંતાજું
**સુસ્થિત** વિ૦ [સં.] સારી રીતે સ્થિત; દૃઢ (૨) સારી સ્થિતિવાળું (૩) બરાબર ગોઠવાયેલું
**સુહાગ** પું૦ [પ્રા. सोहग्ग (સં. सौभाग्य)] સૌભાગ્ય. **૦ણ** વિ૦ સ્ત્રી૦ સૌભાગ્યવંતી (૨) પતિની માનીતી. **-ગિયું, -ગી** વિ૦ સુભાગી; સુખી
**સુહાણ** સ્ત્રી૦[સર૦[પ્રા. सुहावण(સં सुखायन)] શાંતિ; સમાધાન
**સુહાવવું** સ૦ક્રિ૦'સુહાવું'નું પ્રેરક;શોભાવવું
**સુહાવું** અ૦ક્રિ૦[પ્રા. सुह(સં. शुभ्); અથવા પ્રા. सुहा (સં. सु+भा)] શોભવું; સોહાવવું
**સુહાસિની** વિ૦સ્ત્રી૦[સં.] સુંદર હાસ્યવાળી
**સુહૃદ** પું૦ [સં.] મિત્ર
**સું** અ૦ [અપ. सहुं] સાથે શું [પ.]
**સુંદર** વિ૦ [સં.] રૂપાળું; સુશોભિત; મજેનું. **૦તા** સ્ત્રી૦. **-રી** સ્ત્રી૦ સુંદર સ્ત્રી (૨) શરણાઈ જેવું એક વાદ્ય [વાની
**સુંવાળી** (૦) સ્ત્રી૦પૂરી જેવી નાસ્તાની એક
**સુંવાળું** (૦) વિ૦ [પ્રા. सुउमारअ (સં. सुकुमारकम्)] લીસું અને નરમ (૨) સ્વભાવનું નરમ; મૃદુ
**સૂક** સ્ત્રી૦ સૂકાપણું; ભીનાશનો અભાવ
**સૂકગળું** ન૦ બાળકને થતો એક રોગ; સુકતાન; રિકેટ્સ
**સૂકર** પું૦; ન૦ [સં.] શૂકર; ભૂંડ; સૂવર
**સૂકવવું** સ૦ક્રિ૦ જુઓ સુકાવવું
**સૂકું** વિ૦ [પ્રા. सुक्क; (સં. शुष्क)] શુષ્ક; ભીનાશ વિનાનું (૨) કૃશ; દૂબળું
**સૂકો** પું૦ તમાકુનો ભૂકો; જરદો
**સૂક્ત** વિ૦ [સં.] સારી રીતે કહેવાયેલું (૨) ન૦ વેદમંત્રો કે ઋચાઓનો સમૂહ.**-ક્તિ** સ્ત્રી૦ [સં.] ઉત્તમ ઉક્તિ કે કથન
**સૂક્ષ્મ** વિ૦ [સં.] અણુ; ઝીણું; બારીક (૨) ન૦ બ્રહ્મ. **૦દર્શક યંત્ર** ન૦ બારીક વસ્તુ મોટી દેખાડનારું એક સાધન. **૦દેહ** પું૦ [સં.] દેહથી છૂટો પડેલો જીવ જેનો આશ્રય કરી રહે છે તે શરીર (પાંચ પ્રાણ, પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ સૂક્ષ્મભૂતો, મન અને બુદ્ધિ એ સત્તર વરતુનું બનેલું શરીર). **૦શરીર** ન૦ [સં.] સૂક્ષ્મ દેહ
**સૂગ** સ્ત્રી૦ [સં. सुग=વિષ્ટા ઉપરથી] અતિશય અણગમો; ઘૃણા; ચીતરી
**સૂચક** વિ૦ [સં.] સૂચવે એવું; સૂચવનારું (૨) ગર્ભિત સૂચનોવાળું કે તે જગાડતું
**સૂચન** ન૦ [સં.] સૂચવવું તે કે જે સૂચવાય તે. **-ના** સ્ત્રી૦ [સં.] સૂચવવું તે; ઇશારો; ચેતવણી
**સૂચવવું** સ૦ક્રિ૦ [સં. सूच्] સૂચના કરવી; ધ્યાન ઉપર લાવવું; જણાવવું. (**સૂચવાવું**)
**સૂચિ** સ્ત્રી૦ [સં.] યાદી; સાંકળિયું; ક્રમાનુસારી ટીપ (૨) સોય
**સૂચિત** વિ૦ [સં.] સૂચવાયેલું કે સૂચવેલું
**સૂચિપત્ર (૦ક)** ન૦ [સં.] સૂચિ; યાદી

**સૂચી** સ્ત્રી૦ [સં.] જુઓ સૂચિ. ૦**પત્ર(૦ક)** ન૦ [સં.] જુઓ સૂચિપત્રક
**સૂજવું** અ૦ ક્રિ૦ (દરદથી ચામડી વગેરેનું) ઊપસવું; ફૂલવું; સોજો ચડવો
**સૂઝ** સ્ત્રી૦ સૂઝવું તે; સમજ; ગમ; પહોંચ. ૦**વું** ન૦ પોતાને ગમતું-સમજાતું
**સૂઝવું** અ૦ ક્રિ૦ [સર૦ પ્રા. सुज्झंत (સં. દૃશ્યમાન)]દેખાવું;નજરે પડવું(૨)સમજાવું; ગમ પડવી; અક્કલ પહોંચવી
**સૂટ** ન૦ [ઇં.] કોટ પાટલૂન ઇ૦ લૂગડાંનો સટ. ૦**કેસ** ન૦ [ઇં.] (સૂટ આવી જાય એવી) નાની બૅગ કે પેટી
**સૂડ** વિ૦ [જુઓ સૂડવું] (રૂપિયા રહ્યા હોય તેટલા વખતનું સામટું અને સાદું (વ્યાજ) (૨) પું૦;ન૦ મૂળ (૩) આગલા વાવેતરનાં મૂળ, ઠૂંઠાં વગેરે ખોદી બાળી સફાઈ કરવી તે [પું૦ મોટી સૂડી
**સૂડી** સ્ત્રી૦ સોપારી કાતરવાનું સાધન. –**ડો**
**સૂડો** પું૦ એક જાતનો પોપટ [સૂજવું
**સૂણવું** અ૦ક્રિ૦ [પ્રા. सूण (સં. शून)ઉપરથી]
**સૂત** પું૦ [સં.] સારથિ; રથ હાંકનાર (૨) ક્ષત્રિયથી બ્રાહ્મણીને પેટે થયેલો પુત્ર
**સૂતક** ન૦ [સં.] સગાંસંબંધીમાં જન્મ અને મરણ વગેરેથી પાળવામાં આવતી આભડછેટ. –**કી** વિ૦ સૂતકવાળું
**સૂતપુત્ર** પું૦ [સં.] કર્ણ
**સૂતર** ન૦ [સં. सूत्र] રૂ કાંતીને કાઢેલો તાર
**સૂતરફેણી** (ફે) સ્ત્રી૦ એક જાતની મીઠાઈ
**સૂતરશાળ** સ્ત્રી૦ એક જાતની ડાંગર
**સૂતળી** સ્ત્રી૦ [સં. सूत्र ઉપરથી] શણની પાતળી દોરી [ન૦ સુવાવડખાનું
**સૂતિકા** સ્ત્રી૦ [સં.] સુવાવડી સ્ત્રી. ૦**ગૃહ**
**સૂત્ર** ન૦ [સં.] દોરો; તાંતણો (૨) સૂતર (૩) નિયમ; વ્યવસ્થા (૪) પ્રાચીન શાસ્ત્રકારોએ રચેલાં મૂળ સંક્ષિપ્ત વાક્ય કે તેનો ગ્રંથ (૫) ધ્યેય તરીકે સ્વીકારેલું ટૂંકું વાક્ય (૬) 'ફૉર્મ્યુલા' [ગ.] (૭) 'પ્રોપોઝિશન' [ગ.]. ૦**કાર** પું૦ [સં.] મૂળ સૂત્ર રચનાર. ૦**ગ્રંથ** પું૦ સૂત્રોમાં લખાયેલો ગ્રંથ (જેમ કે, કેટલાક હિંદુ ધર્મગ્રંથ). ૦**ધાર** પું૦ [સં.] નાટકમાં પ્રધાન નટ, જે નાંદી તેમ જ પ્રસ્તાવના ભજવે છે (૨) સુતાર. ૦**પાત** પું૦ પ્રારંભ; શરૂઆત
**સૂધ** સ્ત્રી૦ [જુઓ શુદ્ધિ] ભાન (૨) ભાળ; ખબર. ૦**બૂધ** સ્ત્રી૦ [+બુદ્ધિ] ભાન; અક્કલ; હોંશ. (૨) બ૦વ૦ એ નામની ગણપતિની બે પત્નીઓ–શુદ્ધિ અને બુદ્ધિ
**સૂન** વિ૦ [પ્રા. सुन्न (સં. शून्य)] શૂન્ય. ૦**કાર** પું૦ જુઓ શૂન્યકાર. ૦**સૂન** વિ૦ જુઓ શૂનમૂન; શઢમૂઢ
**સૂનું** વિ૦ [જુઓ સૂન; પ્રા. सुन्नअं (સં. शून्यकम्)] નિર્જન; ઉજ્જડ; વસ્તી કે સહવાસ વિનાનું (૨) સંભાળ કે રક્ષણ વિનાનું [ન૦ તેવી વાણી
**સૂનૃત** વિ૦ [સં.] સત્ય અને પ્રિય (૨)
**સૂપ** ન૦ [સં.; ઇં.] એક પ્રકારનું શાકનું ઓસામણ
**સૂપડી** સ્ત્રી૦ [પ્રા. सुप्प (સં. सूर्प) + ડું] નાનું સૂપડું. –**ડું** ન૦ અનાજ ઝાટકવાનું સાધન
**સૂફી** વિ૦ [फा. सूफ=બકરાંના વાળ ઉપરથી] બકરાંના વાળનું; ઊનનું (વસ્ત્ર) (૨) સૂફી વાદ સંબંધી (૩) પવિત્ર; નિર્દોષ (૪) પું૦ સૂફી મતનો અનુયાયી. ૦**વાદ** પું૦ ઇસ્લામનો એક સંપ્રદાય
**સૂબાગીરી** સ્ત્રી૦ [फा.] સૂબાનું પદ
**સૂબેદાર** પું૦ [फा.] સિપાઈઓની નાની ટુકડીનો અમલદાર (૨) પ્રાંતનો વડો હાકેમ. –**રી** સ્ત્રી૦ સૂબેદારનું પદ
**સૂબો** પું૦ [અ.] ઇલાકો; પ્રાંત (૨) ઇલાકા કે પ્રાંતનો હાકેમ–સૂબેદાર
**સૂમ** વિ૦ [સં.शून्य] શૂન્ય (૨) મૂઢ; જડ. ૦**સામ** વિ૦ અવાજ કે હિલચાલ વિનાનું (૨)ન૦ શૂન્યકાર
**સૂર** પું૦ [સં.] સૂર્ય [પ.]
**સૂર** પું૦[સં.स्वर]અવાજ; કંઠ; સ્વર (સંગીત). [૦**પૂરવો** = મદદરૂપે સાથે ગાવા લાગવું કે વાદ્ય વગાડવું (૨) ટેકો આપવો [લા.]]

**સૂરજ** પું૦ [પ્રા. सुज्ज (સં. सूर्य)] સૂર્ય. ૦**મુખી** ન૦ એક ફૂલઝાડ (૨) તેનું ફૂલ
**સૂરણ** ન૦ [સં.] એક કંદ
**સૂરત** સ્ત્રી૦ [અ.] ચહેરો; મુખાકૃતિ
**સૂરત(-તી)** સ્ત્રી૦ જુઓ સુરતા
**સૂરપેટી** સ્ત્રી૦સૂર પૂરવાનું પેટી આકારનું વાદ્ય
**સૂરા** સ્ત્રી૦ [અ.] કુરાનનો અધ્યાય
**સૂરિ(-રી)**પું૦[સં.]વિદ્વાન;પંડિત;આચાર્ય; કવિ (જૈન આચાર્યોના નામ પાછળ લગાડવામાં આવે છે).**-રીશ્વર** પું૦[+ईश्वर]જૈન સાધુઓનો વડો
**સૂરોખાર** પું૦ [ફા. शूरह + સં. क्षार] એક જાતનો ક્ષાર; 'નાઈટર'
**સૂર્ય** પું૦ [સં.] પૃથ્વીને પ્રકાશ ગરમી ઇ૦ આપતો આકાશીય ગોળો; સૂરજ. ૦**કાંત** પું૦ [સં.] એક કાલ્પનિક મણિ, જેના પર સૂર્યનાં કિરણ પડતાં અગ્નિ ઉત્પન્ન થાય છે એમ મનાય છે. ૦**ગ્રહણ** ન૦[સં.] ચંદ્ર આડે આવવાથી સૂર્યબિંબનું ઢંકાવું -ગ્રહણ થવું તે. ૦**નમસ્કાર** પું૦ સૂર્યને નમન (૨) (તે સાથે કરાતી) એક પ્રકારની કસરત.૦**નારાયણ** પું૦સૂર્યદેવ.૦**મંડલ** [સં.], ૦**મંડળ** ન૦ સૂર્યમાળા (૨) સૂર્યનું બિંબ. ૦**માલા(-ળા)** સ્ત્રી૦ સૂર્ય અને તેની આસપાસ ફરનારા ગ્રહોનો સમૂહ. ૦**મુખી** ન૦ એક ફૂલઝાડ કે તેનું ફૂલ. ૦**વંશ** પું૦ [સં.] ક્ષત્રિયોના બે પ્રધાન વંશમાંનો એક (ચંદ્રવંશ અને સૂર્યવંશ). ૦**વંશી** વિ૦ સૂર્યવંશમાં જન્મેલું (૨) સૂર્ય ઊગ્યા પછી મોડું ઊઠતું. [લા.]. ૦**સ્નાન** ન૦ સૂર્યનો તાપ ખાવો-શરીર પર લેવો તે; એક નૈસર્ગિક ઉપચાર. **-ર્યાસ્ત** પું૦ [સં.] સૂરજનું આથમવું તે. **-ર્યોદય** પું૦ [સં.] સૂર્યનું ઊગવું તે
**સૂલટાવું** અ૦ ક્રિ૦ સૂલટું થવું કે કરાવું
**સૂલટું** વિ૦ ચત્તું; સવળું (૨) અનુકૂળ
**સૂવર** પું૦; ન૦ [પ્રા. सूअर (સં. सूकर)] ભૂંડ; ડુક્કર
**સૂવું** અ૦ક્રિ૦ [પ્રા. सुव (સં. स्वप्); અપ. सुआ (સં. शी)] આડા પડવું; (૨) ઊંઘવું
**સૂશી** સ્ત્રી૦ એક જાતનું કાપડ
**સૂસવવું** અ૦ક્રિ૦[રવ૦]સૂસૂ અવાજ કરવો
**સૂળ,-ળી** જુઓ શૂળ, -ળી
**સૂંઘવું** સ૦ક્રિ૦[દે. सुंघ] સોડવું; વાસ લેવી (૨) નાકના શ્વાસથી અંદર ખેંચવી (છીંકણી). (**સૂંઘાડવું**)
**સૂંઠ** સ્ત્રી૦[પ્રા. सुंठी(સં. शुण्ठी)]સૂકવેલું આદું
**સૂંડલી** સ્ત્રી૦ નાનો સૂંડલો.**-લો** પું૦ ટોપલો
**સૂંઢ** સ્ત્રી૦[સં. शुंड]હાથીનો લાંબો નાકવાળો અવયવ [મદદ
**સૂંઢલ** સ્ત્રી૦(બળદ કે મજૂરીની) સામસામી
**સૂંઢિયું** વિ૦ સૂંઢવાળું; સૂંઢના આકારનો (કોસ) (૨) ન૦ એક જાતની હલકી જુવાર (૩) ઊંટ કે ઘોડાની પીઠ પર ઘસારો ન લાગે એ માટે પલાણ નીચે નખાતું કપડું
**સૂંથણી** સ્ત્રી૦ નાનું સૂંથણું; લેંઘી. **-ણું** ન૦ પાયજામો; સુરવાળ; લેંઘો
**સૂંથિયું** ન૦ચીંથરાં; દોરડી વગેરેની ઘાસની મોટી ઈંઢોણી (૨) ઢંગધડા વિનાની કે જૂની પાઘડી કે ટોપી [લા.]
**સૃજન** ન૦ સૃષ્ટિ; સર્જન [પ.]
**સૃજવું** સ૦ક્રિ૦ [સં. सृज्] સરજવું
**સૃષ્ટિ** સ્ત્રી૦ [સં.] સર્જેલું તે; વિશ્વ; જગત. ૦**કર્તા(-ર્તા)**પું૦[સં.]સૃષ્ટિનો બનાવનાર; પરમેશ્વર. ૦**ક્રમ** પું૦સૃષ્ટિનો ક્રમ-નિયમ. ૦**રચના** સ્ત્રી૦ સૃષ્ટિની રચના. ૦**વિજ્ઞાન** ન૦ સૃષ્ટિની રચના વગેરેનું શાસ્ત્ર. ૦**સૌંદર્ય** ન૦ કુદરતનું સૌંદર્ય
**સેકંડ** સ્ત્રી૦ [ઇં.] મિનિટનો સાઠમો ભાગ
**સૅકેરીન** ન૦ [ઇં.] કોલસામાંથી બનતી ખાંડ
**સેક્રેટરી** પું૦ [ઇં.] મંત્રી
**સેક્રેટેરિયેટ** ન૦ [ઇં.] સરકારનાં મુખ્ય ખાતાંનું સૌથી મોટું કાર્યાલય કે કચેરી
**સેચન** ન૦ [સં.] જુઓ સિંચન
**સેજ** (સે) સ્ત્રી૦[પ્રા.सेज्ज (સં. शय्या)] પથારી
**સેટ** પું૦ [ઇં.] જુઓ સટ
**સેડ** સ્ત્રી૦ શેડ. ૦**કડું** વિ૦ શેડકડું

**સેડવવું** સ૦ક્રિ૦ [જુઓ સડવું] સડી જાય તેમ કરવું [-નિયત, -ની
**સેતાન, -નિયત, -ની** જુઓ શેતાન,
**સેતુ** પું૦ [સં.] પુલ. ૦**બંધ** પું૦ [સં.] પુલ બાંધવો તે (૨) રામે લંકા જવા બાંધેલો પુલ
**સેતૂર** ન૦ શેતૂર
**સેના** સ્ત્રી૦ [સં.] લશ્કર; ફોજ. ૦**નાયક,** ૦**ની,** ૦**પતિ** પું૦ [સં.] લશ્કરનો વડો
**સેનેટ** સ્ત્રી૦ [ઇં.] યુનિવર્સિટીનું નિયામક મંડળ
**સેનેટોરિયમ** ન૦ [ઇં.] દરદીઓને માટેનું સારાં હવાપાણીવાળું ઉપચારનું મથક – આરોગ્યભવન
**સેનો** પું૦ [ઇં.] એક જાતનું કાપડ
**સેન્ટ** પું૦ [ઇં.] એક અમેરિકન નાણું
**સેન્ટ** ન૦ [ઇં.] અત્તર
**સેન્સર** પું૦ [ઇં.] ટપાલ, સિનેમા ઇ૦ તપાસી તેમાં ખરાબ કે વાંધાભર્યું રોકનાર કે ધ્યાન પર લેનાર સરકારી અધિકારી [વસતીપત્રક
**સેન્સસ** ન૦ [ઇં.] વસતીની ગણતરી કે
**સેપટાં** ન૦બ૦વ૦ ચામડાની પટીઓ–શકતાં. [૦**કાઢી નાખવાં**=ઊંડાં નીકળી જાય ત્યાં સુધી ખૂબ મારવું]
**સેપ્ટિક** વિ૦ [ઇં.] જંતુનો ચેપ લાગેલું; સડવાથી થતા ઝેરવાળું. ૦**ટૅન્ક** ન૦ [ઇં.] મળમૂત્ર વગેરેનું ગંદું પાણી ભેગું થઈ નીતરી સાફ થાય તે માટે કરેલો એક પ્રકારનો બાંધેલો ખાળકૂવો
**સેમિટિક** વિ૦ [ઇં.] 'સેમાઈટ' નામની પ્રાચીન પ્રજાને લગતું; આસીરિયા, અરબસ્તાન ને તેની આસપાસના પ્રદેશનું કે તેને લગતું
**સેર** (સે) સ્ત્રી૦ [ફા.] હવા ખાવી તે; સહેલ
**સેર** (સે) સ્ત્રી૦ [દે. सरा] જે દોરામાં મોતી, મણકા વગેરે પરોવ્યાં હોય તે; તેવી માળા; સર
**સેરડો** પું૦ જુઓ શેરડો
**સેરવવું** સ૦ક્રિ૦ [સં. સૃ ઉપરથી] સરકાવવું; ધીમે રહીને ખસેડવું [બનાવેલો રસ
**સેરવો** પું૦ [ફા. શોર્બહ્] માંસ ઉકાળીને
**સેલાસાડી** સ્ત્રી૦ [સેલું + સાડી] સ્ત્રીઓને પહેરવાનું રાતીપીળી લીટીઓવાળું ગરજ-સુતરાઉ કપડું; શેલાસાડી
**સેલું** ન૦ જુઓ શેલું
**સેલો** પું૦ જુઓ શેલો
**સેવ** સ્ત્રી૦ સેવા; ચાકરી [પ.]
**સેવ** સ્ત્રી૦ જુઓ શેવ
**સેવક** પું૦ [સં.] સેવા કરનારો; ચાકર (૨) ઉપાસક; ભક્ત. **-કી** સ્ત્રી૦ સ્ત્રી સેવક; ભક્તાણી
**સેવતી** સ્ત્રી૦ [સં.] એક ફૂલઝાડ; ગુલદાવરી
**સેવન** ન૦ [સં.] સેવવું તે. **-ના** સ્ત્રી૦ સેવા કરવી તે
**સેવર્ધન(-ની)** વિ૦ [શ્રીવર્ધન ગામમાં થતી] એ નામની જાતની; સેવનું (સોપારી)
**સેવવું** સ૦ક્રિ૦ [સં. સેવ્] સેવા કરવી; ભજવું (૨) ખૂબ સંગ કરવો; ઉપયોગમાં લેવું (૩) (પક્ષીની માદાએ ઉપર બેસી) હૂંફ આપવી (ઈંડાને)
**સેવંનું** વિ૦ જુઓ સેવર્ધન
**સેવા** સ્ત્રી૦ [સં.] ચાકરી; નોકરી (૨) પૂજા; આરાધના (૩) સારવાર; બરદાસ્ત (૪) નિષ્કામ ભાવથી પારકાનું કામ કરવું તે
**સેવાગ્રામ** ન૦ વર્ધા પાસેનું ગામ (જ્યાં ગાંધીજી વસ્યા હતા)
**સેવાચાકરી** સ્ત્રી૦ સેવા; ચાકરી; સારવાર
**સેવાદળ** ન૦ સ્વયંસેવકોનું તાલીમબદ્ધ દળ
**સેવાદાસી** સ્ત્રી૦ (બાવા કે સાધુએ) સેવા માટે રાખેલ દાસી (રખાત)
**સેવાધર્મ** પું૦ [સં.] સેવારૂપી ધર્મ
**સેવાપૂજા** સ્ત્રી૦ સેવા ને પૂજા
**સેવાભાવ** પું૦ સેવાનો ભાવ; સેવા કરનાની વૃત્તિ કે ભાવના. **-વી** વિ૦ સેવાભાવવાળું
**સેવાળ** સ્ત્રી૦ જુઓ શેવાળ
**સેવિકા** સ્ત્રી૦ [સં.] સ્ત્રી સેવક

**સેવિંગ્સ બૅંક** સ્ત્રી૰ [इं.] બચતનાં નાણાં મૂકવાની વ્યવસ્થા રાખતી બૅન્ક
**સેવ્ય** વિ૰ [સં.] સેવવા યોગ્ય (૨) પું૰ શેઠ; માલિક. ૰**સેવકભાવ** પું૰ શેઠ-નોકરનો સંબંધ
**સેશન** સ્ત્રી૰ [इं.] ધારાસભા જેવા મંડળની બેઠકનો એકસાથે ચાલુ કામનો સમય કે ગાળો; સત્ર (૨) સેશન કોર્ટ. ૰**કોર્ટ** સ્ત્રી૰ [इं.] જિલ્લાની વરિષ્ઠ ફોજદારી કોર્ટ. ૰**જજ** પું૰ સેશન કોર્ટનો જજ. **–ન્સ** સ્ત્રી૰ [इं.] સેશન કોર્ટ. **–ન્સ જજ** પું૰ [इं.] સેશન જજ
**સેશ્વર(–રી)** વિ૰ [સં.] ઈશ્વરવાળું (૨) ઈશ્વરમાં માનતું
**સેસ** પું૰ [इं.] અમુક જાતનો એક કર (જેમ કે મહેસૂલ સાથે ભરવાનો લોકલ બોર્ડ માટેનો)
**સેસ** સ્ત્રી૰ [प्रा. सेस(सं. शेष)] વરકન્યા અને અધરણિયાત સ્ત્રીના ખોળામાં અપાતાં નાળિયેર, પાન સોપારી અને રૂપિયો (૨) વિવાહાદિક શુભ અવસરે અપાતી ભેટ
**સેસફૂલ** ન૰ [प्रा. सीस (सं. शीर्ष) + ફૂલ] વેણીમાં કે સેંથા આગળ પહેરવાનું સ્ત્રીઓનું એક ઘરેણું
**સેળભેળ** વિ૰ (૨) ન૰ જુઓ ભેળસેળ. **–ળિયું** વિ૰ સેળભેળ થઈ ગયેલું; સેળભેળવાળું
**સેં** (સેં૰) પું૰ [प्रा. सई (सं. शत)] ‘એક’ સિવાયના સંખ્યાવાચક વિ૰સાથે વપરાતું ‘સો’નું રૂપ. ઉદા૰ બસેં ચારસેં
**સેંકડો** (સેં૰) પું૰ [જુઓ સેં] સોની સંખ્યા; સોનો સમૂહ (૨) સૈકો (૩) વિ૰ અનેક સો. જેમ કે સેંકડો માણસો
**સેંત(–થ)લો** (સેં૰) પું૰ ઝરડાં ઉપાડવાનું બે પાંખિયાંવાળું લાકડું; શેંટલો
**સેંથી** (સેં૰) પું૰ [જુઓ સેંથો] માથાના વાળને બે ભાગમાં ઓળતાં વચ્ચે પડતી લીટી. **–થો** પું૰ [सं. सीमंतक] જુઓ સેંથી (૨) માથાનું એક ઘરેણું
**સેંદ્રિય** વિ૰ [સં.] ઇંદ્રિયવાળું; સજીવ
**સૈકું** ન૰, **–કો** પું૰ [सं. शतकम्] સેંકડો; સોનો જથો (૨) સો વર્ષનો સમય
**સૈડકાગાંઠ** સ્ત્રી૰ એક છેડો ખેંચવાથી છૂટી જાય તેવી ગાંઠ
**સૈડકિયું** ન૰ સૈડકાગાંઠ
**સૈડકું** ન૰ [સર૰ સરકવું] સૈડકિયું (ગાંઠ)
**સૈડકો** પું૰ [રવ૰] સરડકો; નાક દ્વારા કે પ્રવાહી ખાતાંપીતાં શ્વાસ પાછો ખેંચવાથી થતો અવાજ (૨) સાલ્લાના છાતી ઉપરના પાલવનો જે છેડો સામી બાજુની કૂખમાં ખેંચીને ખોસાય છે તે
**સૈડણ** ન૰ [‘સેંડવું’ ઉપરથી] છાપરાની વળીઓ ઉપર નખાતાં કામઠાં, ચીપો વગેરે (૨) તેમને બાંધવાની દોરી
**સૈડવું** સ૰ક્રિ૰ [જુઓ શીડવું] સૈડણ પાથરીને તેને બાંધવું (૨) આંટી દઈ બે ચીજોને ભેગી બાંધવી
**સૈનિક** વિ૰ [સં.] સૈન્યનું, –ને લગતું (૨) પું૰ લડવૈયો; લશ્કરનો માણસ
**સૈન્ય** ન૰ [સં.] લશ્કર; ફોજ
**સૈયડ(–ઢ)** પું૰ બ૰વ૰ બળિયા; શીતળા
**સૈયદ** પું૰ [अ.] મહંમદ પયગંબરનો વંશજ (૨) એક અટક (મુસલમાન ને નાગરમાં)
**સૈરંધ્રી** સ્ત્રી૰ [સં.] રણવાસની દાસી (૨) વિરાટ રાજાને ત્યાં દાસી તરીકે રહેલી દ્રૌપદી
**સૈંધવ** વિ૰ [સં.] સિંધુનું, –ને લગતું (૨) પું૰ સિંધવ; એક ક્ષાર (૩) ઘોડો
**સો** (સૉ) પું૰ [सं. शत] ‘૧૦૦’
**સોઈ** સ્ત્રી૰ સગવડ; વ્યવસ્થા
**સોકટાબાજી** સ્ત્રી૰ સોકટા વડે રમવાની એક રમત કે તેનું સાધન–સરંજામ
**સોકટી** સ્ત્રી૰, **–ટું** ન૰ સોગટાબાજીનું મહોરું
**સોકઠાબાજી** સ્ત્રી૰ સોકટાબાજી
**સોકઠી, –ઠું** જુઓ ‘સોકટી’માં
**સોગ** પું૰ [प्रा. (सं. शोक)] શોક [પ.]
**સોગટાબાજી** સ્ત્રી૰ જુઓ સોકટાબાજી
**સોગટી, –ટું** જુઓ ‘સોકટી’માં
**સોગઠાબાજી** સ્ત્રી૰ સોકટાબાજી
**સોગઠી, –ઠું** જુઓ ‘સોકટી’માં

**સોગન,સોગંદ(સો)** પુંબ૦વ૦[फा.सौगंद] સમ; કસમ; શપથ. **૦નામું** ન૦ સોગન પર કરેલો એકરાર; 'ઍફિડેવિટ'
**સોગાત** (સો) સ્ત્રી૦[तुर्की] નજરાણાની ચીજ
**સોગિયું** વિ૦ ['સોગ' ઉપરથી] શોકવાળું (૨) ન૦ શોકદર્શક વસ્ત્ર; શોકિયું
**સોછ** સ્ત્રી૦ મેંદો
**સોજું** વિ૦ [प्रा. सुज्झ (सं. शुध्) ઉપરથી] સારું; ઉત્તમ (૨) સ્વચ્છ
**સોજો** પું૦ [જુઓ સૂજવું] લોહીનો જમાવ થઈ ચામડી ઊપસી આવવી તે
**સોટી** સ્ત્રી૦ નેતર અથવા ઝાડની પાતળી લાકડી. **–ટો** પું૦ મોટી જાડી સોટી
**સોડ** (સો) સ્ત્રી૦ [સ + प्रा. उव्वट(सं. उद् + वृत्) = પડખું ફેરવવું] પાસું; બાજુ (૨) સ્ત્રી૦ લાજ કાઢવામાં કે સૂતેલું માણસ મોં ઢાંકવા કપડું મોઢા પર લે છે તે (૩) સોડવણ
**સોડ** (ડ') પું૦;સ્ત્રી૦['સોડવું' ઉપરથી]વાસ (૨) બો. **૦મ** સ્ત્રી૦ [प्रा. सोरंग (सं. सौरंग)] વાસ; પરિમળ; ગંધ
**સોડવણ** ન૦ ઓઢવાના વસ્ત્ર કે રજાઈ વગેરે સાથે નીચે રખાતું સુંવાળું વસ્ત્ર
**સોડવું** (ડ') સ૦ક્રિ૦ સૂંઘવું (૨) અ૦ક્રિ૦ ગંધાવું; સોડાવું; ગંધ હોવી કે આવવી
**સોડા** પું૦ [इं.] એક ખાર; ખાવાનો સોડા (સાજીખારનાં ફૂલ) (૨) ધોવાનો સોડા (કૉસ્ટિક) (૩) સોડાવૉટર
**સોડાવું** (ડ') અ૦ક્રિ૦[જુઓ સોડ] સોડવું; વાસ આવવી
**સોડાવૉટર** ન૦ [इं.] સોડાનું પીણું
**સોડિયમ** ન૦[इं.]એક ધાતુ–તત્ત્વ [ર.વિ.]
**સોડિયું** (સો) ન૦ [જુઓ સોડ સ્ત્રી૦] સ્ત્રીએ પહેરેલા લૂગડાનો ડાબી બાજુનો માથાથી કમર સુધીનો ઝૂલતો ભાગ
**સોડે** (સો) અ૦ [જુઓ સોડ સ્ત્રી૦] પડખે; નજીક (૨) પ્રમાણે; રીતે
**સોણલું, સોણું** ન૦ [दे. सोवण] સ્વપ્નું
**સોત(–તું)** (સો) અ૦ [सं. सहित] સુધ્ધાં
**સોદર** પું૦ [सं.] સહોદર; સગો ભાઈ
**સોદાગર** પું૦ [फा.] મોટો વેપારી; કીમતી માલનો વેપારી
**સોદાગ(–ગી)રી** સ્ત્રી૦[फा.]મોટી કિંમતના માલનો વેપાર; મોટો વેપાર (૨) સોદાગરપણું
**સોદો** (સો) પું૦ [तुर्की] વેચવાનો ધંધો; વેપાર (૨) [શ.] ખરીદી કે તે કરવાનો સંકેત કે વાયદો (૩) વેપારી સાહસ
**સોનામહોર** સ્ત્રી૦ સોનાનો સિક્કો
**સોનામુખી** સ્ત્રી૦ એક રેચક વનસ્પતિ (૨) એક ધાતુ (સુવર્ણમાક્ષિક)
**સોનાર** પું૦ [प्रा. सुन्नार (सं. सुवर्णकार)] સોની
**સોની, ૦મહાજન** પું૦ સોનારૂપાના ઘાટ ઘડવાનું કામ કરનાર
**સોનું** ન૦ [प्रा. सोण्ण (सं. सुवर्ण)] પીળા રંગની એક કીમતી ધાતુ
**સૉનેટ** ન૦ [इं.] અંગ્રેજી કાવ્યનો એક પ્રકાર
**સોનેરી** વિ૦ [સોનું પરથી] સોના જેવા પીળા રંગનું (૨) સોનાનો (૩) સોનાનો ઢોળ ચડાવેલું (૪) ઉત્તમ; ધ્યાનમાં લેવા જેવું(નિયમ, કાયદો ઇ૦ [લા.].[**સોનેરી ટોળી** શ૦ પ્ર૦ દગાબાજીનાં કામો ચાલાકીથી કરતી બદમાશોની ટોળી]
**સોનૈયો** પું૦ ['સોનું' પરથી] સોનાનો સિક્કો
**સોપાન** ન૦ [सं.] સીડી; દાદર (૨) પગથિયું
**સોપારી** સ્ત્રી૦; ન૦ મુખવાસમાં વપરાતું એક ફળ; ફોફળ
**સોપો** પું૦ [प्रा. सुप्प (सं. स्वप्) ઉપરથી] રાત્રીના પહેલા પહોરમાં પ્રાણીઓ નિદ્રાવશ થતાં વળતો જંપ કે શાંતિ [ભાસકો
**સોફ** સ્ત્રી૦ [सं. शोफ] સોજો (૨) ભયનો
**સોફા** પું૦ [इं.] ગાદીવાળી ખુરશીઘાટની એક બેઠક (એકથી વધુ બેસે એવી)
**સોબત** (સો) સ્ત્રી૦ [अ. सुह्बत] સાથ; મૈત્રી; સંગ. **–તી** પું૦ સાથી; મિત્ર
**સોભાગ** પું૦ જુઓ સૌભાગ્ય (૨) સુવાસણનું ચિહ્નઃ સોહાગ
**સોભાન અલ્લા.૦હ** [अ. सुब्हानल्लाह] 'ભલા ભગવાન!' જેવો એક આશ્ચર્યનો ઉદ્ગાર

**સોમ** પું૦ [સં.] સોમવલ્લી. તેનો રસ (૨) ચંદ્રમા (૩) સોમવાર. **૦નાથ** પું૦ [સં.] પ્રભાસ પાટણમાં આવેલું પ્રસિદ્ધ શિવલિંગ. **૦નાથપાટણ** ન૦ સૌરાષ્ટ્રનું એક પ્રસિદ્ધ તીર્થસ્થાન. **૦પાન** ન૦ [સં.] સોમરસ પીવો તે. **૦યજ્ઞ, ૦યાગ** પું૦ [સં.] જેમાં સોમરસ પીવામાં આવતો તેવો એક યજ્ઞ. **૦રસ** પું૦ સોમવલ્લીનો માદક રસ

**સોમલ** પું૦;ન૦ [અ. सम्मुल्फार] એક ઉપધાતુ કે પથ્થર; એક અત્યંત ઝેરી પદાર્થ. **૦ખાર** પું૦ ધોળો સોમલ; શંખિયો સોમલ

**સોમવતી** વિ૦ સ્ત્રી૦ સોમવારે આવતી [(અમાસ)

**સોમવલ્લી** સ્ત્રી૦ [સં.] વેદકાળમાં પ્રસિદ્ધ એક લતા, જેનાં પાનના રસનો યજ્ઞોમાં ઉપયોગ થતો

**સોમવાર** પું૦ [સં.] અઠવાડિયાનો એક [દિવસ

**સોમવેલી** સ્ત્રી૦ સોમવલ્લી

**સોય** (સૉ) સ્ત્રી૦ [પ્રા. सूइ (સં. सूची)] સીવવાનું નાકાવાળું, પાતળું અણીદાર સાધન

**સોય** સ૦ [સં. स + एव] તે [પ.]

**સોયાબીન** સ્ત્રી૦ [ઇં.] એ નામની ફળી કે દાણો (વટાણા જેવો)

**સોયો** (સૉ) પું૦ મોટી સોય

**સોરટી** સ્ત્રી૦ [ઇં. सोर्टिशन] ઘણા જણની રકમ ભેગી કરી અમુક હિસ્સો રાખી બાકીનામાંથી ચિઠ્ઠી નાખી જેનું નામ આવે તેને નિયત ઇનામ આપવું તે; 'લૉટરી'

**સોરઠ** પું૦ [પ્રા.सोरट्ठ (સં. सौराष्ट्र)] સૌરાષ્ટ્રનો એક ભાગ (૨) એક રાગ. **-ઠી** વિ૦ સોરઠ દેશનું, -ને લગતું. **-ઠો** પું૦ એક છંદ

**સોરમ** સ્ત્રી૦ જુઓ સોડમ

**સોરવું** (સૉ') સ૦ક્રિ૦ [સં. क्षुर्] ઉઝરડી કે આછું છોલી કે ખાંપાખૂંપી કાઢી સાફ કરવું (૨) [લા.] ખૂબ પૈસા પડાવવા (૩) ભાંડવું

**સોરવું** (સૉ') અ૦ક્રિ૦ વિયોગથી ઝૂરવું

**સોરાટવું** (સૉ') સ૦ક્રિ૦ ['સોરવું' પરથી] સોર સોર કરવું; ખૂબ છોલવું (૨) ખૂબ ભાંડવું [લા.]

**સોરું** અ૦ લગીમાં; સુધીમાં [વાળી હૅટ

**સોલાહૅટ** સ્ત્રી૦ તાપ ન લાગે તેવી રચના-

**સૉલિસિટર** પું૦[ઇં.]અસીલો સાથે સંબંધ રાખતો એક ધારાશાસ્ત્રી

**સોલ્જર** પું૦ [ઇં.] સૈનિક (૨) ગોરો સૈનિક

**સો વસા** અ૦[સો + વસો] લગભગ નક્કી; ખાતરીપૂર્વક

**સોવાવું** અ૦ક્રિ૦ [પ્રા. सोह (સં. शोधय्)] અહીં તહીં ફાંફાં મારવાં; મુશ્કેલીમાંથી છૂટવા આમ તેમ એફામ જેમ દોડવું

**સોવાસણ(-ણી)** સ્ત્રી૦ [પ્રા.सोवासिणी (સં. सुवासिनी)] સૌભાગ્યવતી

**સોવિયેટ** ન૦ [ઇં.] ગ્રામપંચાયત જેવું સ્વસત્તાક મંડળ (રશિયાનું)

**સોવું** સ૦ક્રિ૦ [પ્રા. सोह (સં. शोधय्)] સૂપડામાં નાખી આમ તેમ ફેરવીને ઝાટકવું [સોની

**સોવણ** ન૦ + જુઓ સુવર્ણ. **૦કાર** પું૦

**સોસ** પું૦ [પ્રા. (સં. शोष)] અતિશય તરસ; ગળે પડતી સૂક (૨) [લા.] તીવ્ર ઇચ્છા (૩) ફિકર; ચિંતા

**સોસવાવું** અ૦ક્રિ૦['સોસવું' પરથી] રસનું સુકાઈ જવું (૨) શરીર સુકાવું (ચિંતાથી)

**સોસવું** અ૦ક્રિ૦ [પ્રા. सोस (સં. शुष्, शोषय्)] સહન કરવું (૨) સ૦ક્રિ૦ શોષવું; ચૂસી લેવું

**સોસાયટી** સ્ત્રી૦ [ઇં.] મંડળી (૨) સમાજ (૩) ભેગાં મળી બાંધેલાં મકાનોનો નવો વસવાટ; 'હાઉસિંગ સોસાયટી'

**સોહવું** અ૦ક્રિ૦ [પ્રા. सोह (સં. शुभ्)] શોભવું; સોહાવું

**સોહં** શ૦પ્ર૦ [સં.] 'તે (બ્રહ્મ) હું છું' એવું એક મહાવાક્ય

**સોહાગ** પું૦ [પ્રા. सोहग्ग (સં. सौभाग्य)] હેવાતન (૨) રૂડું ભાગ્ય (૩) હેવાતનનું

કોઈપણ ચિહ્ન (જેમ કે ચૂડી, ચોટલો, ચાંલ્લો ઇ૦) ૦ણ વિ૦સ્ત્રી૦ સૌભાગ્યવતી
**સોહામણું, સોહાવનું** વિ૦ સુશોભિત
**સોહાવું** અ૦ક્રિ૦ જુઓ સોહવું
**સોહ્યું** વિ૦ ['સોહવું' ઉપરથી] સોહામણું (૨) સહેલું (૩) સુખદાયક
**સોળ** વિ૦ [પ્રા. सोल्ल (સં. षोडशन्)] '૧૬'
**સોળ** (સો) પું૦, **–ળું** ન૦ [જુઓ સળ] (સોટી વગેરેના) મારનો શરીર પર પડતો આંકો
**સોંગ** (સોં૦) પું૦ [જુઓ સ્વાંગ] નાટકમાંનો વેશ; કૃત્રિમ દેખાવ (૨) ઢોંગ
**સોંઘવારી** (સોં૦) સ્ત્રી૦ [જુઓ સોંઘું] સસ્તાપણું; છત        [ભાવનું; સસ્તું
**સોંઘું** (સોં૦) વિ૦ [સં. स्वर्घक] ઓછા
**સોંપણ** (સોં૦) સ્ત્રી૦ ['સોંપવું' ઉપરથી] સુપરત; ભાળવણી; સોંપેલું તે
**સોંપવું** (સોં૦)સ૦ક્રિ૦ [સં. समर्पय्] કોઈના કબજામાં સાચવવા આપવું; ભાળવવું
**સોંસરવું, સોંસરું** (સોં૦) વિ૦ (૨) અ૦ આરપાર
**સૌ** વિ૦ [અપ. सउ, પ્રા. सव्व (સં. सर्व)] સઘળું; સર્વ; સહુ (૨) અ૦ પણ; સુધ્ધાં; વળી. ઉદા૦ તું સૌ (હોં) આવજે
**સૌકુમાર્ય** ન૦ [સં.] સુકુમારતા; નાજુકતા
**સૌખ્ય** ન૦ [સં.] સુખ; આરોગ્ય
**સૌજન્ય** ન૦ [સં.] સુજનતા; ભલાઈ
**સૌદામ(–મિ)ની** સ્ત્રી૦ [સં.] વીજળી
**સૌભાગ્ય** ન૦ [સં.] સારું ભાગ્ય (૨) સુખ; આનંદ; કલ્યાણ (૩) સધવાવસ્થા (૪) ઐશ્વર્ય (૫) સૌન્દર્ય. ૦**ચિહ્ન** ન૦ સૌભાગ્યાવસ્થા સૂચવનારાં સ્ત્રીનાં આભૂષણ (ચાંલ્લો, કેશ વગેરે). ૦**પંચમી** સ્ત્રી૦ કાર્તિક સુદિ પાંચમ. ૦**વ(–વં)તી** વિ૦ સ્ત્રી૦ સધવા; સુવાસિની
**સૌમિત્ર(–ત્રિ)** પું૦ [સં.] સુમિત્રાનો પુત્ર લક્ષ્મણ        [હર; સુંદર
**સૌમ્ય** વિ૦ [સં.] સુશીલ; શાંત (૨) મનો-
**સૌર** વિ૦ [સં.] સૂર્ય સંબંધી
**સૌરભ** ન૦ [સં.] સુગંધ
**સૌરમાસ** પું૦ એક રાશિમાં જેટલો કાળ સૂર્ય રહે તેટલો કાળ
**સૌરવર્ષ** ન૦ એક મેષસંક્રાંતિથી માંડીને ૧૨ રાશિ ફરીને પાછા મેષ રાશિમાં આવતાં સૂર્યને જેટલો કાળ જાય તેટલો કાળ
**સૌરાષ્ટ્ર** પું૦; ન૦ [સં.] જુઓ કાઠિયાવાડ
**સૌષ્ઠવ** ન૦ [સં.] ઉત્કૃષ્ટપણું (૨) સુંદરતા (૩) ચપળતા; લાઘવ. ૦**પ્રિય** વિ૦ સૌષ્ઠવ જેને પ્રિય છે તેવું; 'ક્લાસિકલ'
**સૌહાર્દ(–ર્દ્ય)** ન૦ [સં.] સુહૃદતા; મિત્રતા
**સૌંદર્ય** ન૦ [સં.] સુંદરતા
**સ્કંદ** પું૦ [સં.] કાર્તિકેય
**સ્કંધ** પું૦ [સં.] ખભો (૨) ડાળી (૩) થડ (૪) વિભાગ; પ્રકરણ
**સ્કાઉટ** પું૦ [ઇં.] મુખ્યત્વે છોકરાંઓની તાલીમ માટે રચાયેલા, એ નામના એક સંઘનું માણસ
**સ્કૂલ** સ્ત્રી૦ [ઇં.] શાળા; નિશાળ
**સ્કૉલરશિપ** સ્ત્રી૦ [ઇં.] શિષ્યવૃત્તિ
**સ્ક્રૂ** પું૦ [ઇં.] પેચવાળો ખીલો
**સ્ખલન** ન૦ [સં.] ભૂલ; ચૂક (૨) સન્માર્ગથી ચ્યુત થવું તે (૩) ટપકવું, ઝરવું કે પડવું તે (૪) ઠોકર (૫) તોતડાવું તે. ૦**શીલ** વિ૦ વારંવાર સ્ખલન કર્યા કરનાર
**સ્ખલિત** વિ૦ [સં.] સ્ખલન પામેલું
**સ્ટવ** પું૦ [ઇં.] ઘાસતેલથી બળતો એક જાતનો ચૂલો
**સ્ટાફ** પું૦ [ઇં.] કોઈ કાર્યાલય કે કચેરીમાં કામ કરતા બધા સેવકોનો સમૂહ
**સ્ટાંપ** (૦) પું૦ જુઓ સ્ટેમ્પ
**સ્ટીમર** સ્ત્રી૦ [ઇં.] આગબોટ
**સ્ટેનોગ્રાફર** પું૦ [ઇં.] લઘુલિપિમાં લખી જાણનાર
**સ્ટેન્ડ** પું૦ [ઇં.] (વાહનોનો) થોભો; ઊભા રહેવાની જગા (૨) મૂકવાની ઘોડી ઇ૦
**સ્ટેન્સિલ પેપર** પું૦ [ઇં.] જેના પર ટાઇપરાઇટર કે લોખંડી કલમથી લખીને, ઉપર શાહી ચોપડી ઘણી નકલો કાઢી શકાય તેવો એક કાગળ

**સ્ટૅમ્પ** પું૦ [ઇં.] સિક્કો કે તેની છાપ (૨) (ખતદસ્તાવેજની) ટિકિટ કે એનો સરકારી કાગળ (૩) ખત, દાવા વગેરે અંગે આપવો પડતો સરકારી વેરો કે તેનો ખર્ચ. ઉદા૦ કેટલો સ્ટૅમ્પ આપવો પડ્યો? [લા.]

**સ્ટેશન** ન૦ [ઇં.] આગગાડીને થોભવાનું મથક (૨) કોઈ મથક, જેમ કે પોલીસ સ્ટેશન. ૦**માસ્તર** પું૦ સ્ટેશનનો વડો અમલદાર

**સ્ટેશનરી** સ્ત્રી૦[ઇં.]લેખનસાહિત્ય;લખવાના કામને માટે જરૂરી બધી સાધન-સામગ્રી

**સ્ટૉક** પું૦ [ઇં.] વેપાર-વણજની વસ્તુનો જથો

**સ્ટૉપપ્રેસ** વિ૦ [ઇં.] છાપું છાપવાનું શરૂ થયા બાદ લીધેલ (છેવટના સમાચાર)

**સ્ટૉલ** પું૦;સ્ત્રી૦[ઇં.] દુકાન (સ્ટેશન પર છાપાં ચા ઇ૦ની) [ધાવવું તે

**સ્તન** ન૦ [સં.] થાન; ધાઈ. ૦**પાન** ન૦

**સ્તબક** પું૦ [સં.] ફૂલનો ગુચ્છો (૨) પરિચ્છેદ

**સ્તબ્ધ** વિ૦ [સં.] આશ્ચર્યચકિત; દિઙ્મૂઢ (૨) જડ; નિશ્ચેષ્ટ

**સ્તર** પું૦ [સં.] થર

**સ્તવ** પું૦, ૦**ન** ન૦ [સં.] સ્તુતિ. ૦**નીય** વિ૦ સ્તુત્ય; સ્તબ્ધ. ૦**વું** સ૦ ક્રિ૦ [સં. સ્તુ] સ્તુતિ કરવી.

**સ્તંબ** પું૦ [સં.] ઝૂમખું; ઝુંડ

**સ્તંભ** પું૦ [સં.] થાભલો; ટેકો (૨) જડતા; નિશ્ચેષ્ટતા (૩) પ્રતિબંધ: રુકાવટ; નિયમન (૪)કાવ્યના અષ્ટભાવમાંનો એક. ૦**ક** વિ૦ ઝાડા વગેરે રોકનાર (ઔષધ). ૦**ન** ન૦ [સં.] થોભાવવું, અટકાવવું કે રોકવું તે (૨) સહારો; ટેકો (૩) જડ કે નિશ્ચેષ્ટ કરી દેવું તે (મંત્ર કે પ્રયોગથી).-**ભિત** વિ૦[સં.] થોભાવેલું (૨) ટકવેલું (૩) સ્તબ્ધ

**સ્તાન** ન૦ [ફા.] 'સ્થાન' એ અર્થમાં નામને લાગે છે. ઉદા૦ હિંદુસ્તાન

**સ્તુતિ** સ્ત્રી૦ [સં.] ગુણગાન; તારીફ; વખાણ (૨) દેવદેવીની સ્તુતિ-પ્રાર્થના. ૦**પાત્ર** વિ૦ પ્રશંસા કરવા યોગ્ય

**સ્તુત્ય** વિ૦ [સં.] સ્તુતિપાત્ર; વખાણવા જેવું

**સ્તૂપ** પું૦ [સં.] રાશિ; ઢગલો (૨) ઘુમ્મટ જેવું બાંધકામ (બુદ્ધના અવશેષો ઉપર)

**સ્તેન** પું૦ [સં.] ચોર

**સ્તેય** ન૦ [સં.] ચોરી

**સ્તોત્ર** ન૦ [સં.] દેવ વગેરેની છંદોબદ્ધ સ્તુતિ

**સ્ત્રિયારાજ** ન૦ જુઓ ત્રિયારાજ ·

**સ્ત્રિયાળ(-ળુ)** વિ૦ સ્ત્રી જેવા સ્વભાવનું; પોચું અને વેવલું (૨) સ્ત્રીઘેલું

**સ્ત્રી** સ્ત્રી૦ [સં.] બૈરી(૨)પત્ની. ૦**કેસર** ન૦ ફૂલનો માદા બીજવાળો રેસો. ૦**કેળવણી** સ્ત્રી૦ સ્ત્રીઓની કેળવણી. ૦**ચરિત(-ત્ર)** ન૦ [સં.] સ્ત્રીની ચતુરાઈ. ૦**જન** ન૦ બાઈ માણસ; બૈરું. ૦**જાતિ** સ્ત્રી૦ [સં.] આખો સ્ત્રીવર્ગ. ૦**ત્વ** ન૦[સં.]. ૦**દાક્ષિણ્ય** ન૦ સ્ત્રી તરફ માનભરી વર્તણૂક; 'શિવલ્રી' ૦**ધન** ન૦[સં.]સ્ત્રીની પોતાની જ માલકીનું ધન. ૦**ધર્મ** પું૦[સં.]સ્ત્રીનો ધર્મ-તેનાં ખાસ ગુણલક્ષણ વગેરે કે કર્તવ્યાદિ (૨) રજોદર્શન. ૦**પાત્ર** ન૦ કથા નાટ્ય વગેરેનું નારીપાત્ર. ૦**બુદ્ધિ** સ્ત્રી૦ [સં.] સ્ત્રીની બુદ્ધિ(૨)સ્ત્રીની સલાહ. ૦**લિંગ** ન૦ [સં.] નારી જાતિ [વ્યા.]. ૦**સ્વાતંત્ર્ય** ન૦ સ્ત્રીઓની સ્વતંત્રતા. ૦**હઠ** સ્ત્રી૦ સ્ત્રીની હઠ (૨) ભારે જબરી હઠ [લા.]. ૦**હત્યા** સ્ત્રી૦[સં.]સ્ત્રીની હત્યા (૨) તેને માર્યાનું પાપ

**સ્ત્રૈણ** વિ૦ [સં.] સ્ત્રી જેવું (૨) બીકણ અને વેવલું; નામર્દ (૩)ન૦સ્ત્રીત્વ (૪) નામર્દાઈ. ૦**તા** સ્ત્રી૦ [સં.]

**-સ્થ** અ૦[સં.] 'રહેનારું, રહેલું' એ અર્થમાં સમાસને અંતે. ઉદા૦ કંઠસ્થ; માર્ગસ્થ

**સ્થગિત** વિ૦ [સં.] થંભી ગયેલું; રોકાયેલું (૨) રોકી દીધેલું; ખસેડાય કે વપરાય નહીં તેમ ઠરાવેલું-કરેલું

**સ્થપતિ** પું૦[સં.]શિલ્પી; સ્થાપત્ય જાણનાર

**સ્થલ** ન૦ [સં.] જગા; સ્થાન (૨) જમીન. ૦**ચર** વિ૦ [સં.] જમીન ઉપર ફરનારું કે રહેનારું. -**લાંતર** ન૦અન્ય સ્થળ(૨) ઠામબદલો; સ્થળની ફેરબદલી

**સ્થવિર** વિ૦ [સં.] વૃદ્ધ (૨) પું૦ ડોસો (૩) દશ વર્ષ જૂનો બૌદ્ધ સાધુ

**સ્થળ, ૦ચર, -ળાંતર** જુઓ 'સ્થલ'માં

**સ્થાણુ** વિ૦ [સં.] સ્થિર; અચલ (૨) પું૦ ડાળાંપાંખડાં વિનાનું થડ; ઠૂંઠું (૩) મહાદેવ

**સ્થાન** ન૦ [સં.] જગા; ઠેકાણું; સ્થળ (૨) રહેઠાણ (૩) પદ; પદવી. **૦ક** ન૦ [સં.] સ્થાન; રહેઠાણ (૨) બેઠક; આસન (૩) પદવી; દરજ્જો. **૦કવાસી** પું૦ (૨) વિ૦ જૈનોનો એક સંપ્રદાય; તેનું કે તેને લગતું. **૦ભ્રષ્ટ** વિ૦ [સં.] પોતાના સ્થાનથી ભ્રષ્ટ થયેલું (૨) પદભ્રષ્ટ; હોદ્દા ઉપરથી કાઢી મૂકેલું. **-નાંતર** ન૦ [+અંતર] જુઓ સ્થલાંતર

**સ્થાનિક** વિ૦ [સં.] અમુક મર્યાદિત સ્થાનનું, કે તેને લગતું. **૦સ્વરાજ(-જ્ય)** ન૦ સુધરાઈ જેવાં જાહેર કામો સ્થાનિક લોકો ચલાવે તેવી વ્યવસ્થા; 'લોકલ સેલ્ફ-ગવર્નમેન્ટ'

**સ્થાપક** વિ૦ (૨) પું૦ [સં.] સ્થાપન કરનાર

**સ્થાપત્ય** ન૦ [સં.] સ્થપતિનું કામ કે વિદ્યા; શિલ્પશાસ્ત્ર (૨) ઇમારત; બાંધકામ

**સ્થાપન** ન૦, **-ના** સ્ત્રી૦ [સં.] સ્થાપવું - સ્થાપિત કરવું તે

**સ્થાપવું** સ૦ ક્રિ૦ [સં. સ્થાપય્] પ્રતિષ્ઠા કરવી; નિર્માણ કરવું (૨) જગા પર મુકરર કરવું (૩) પ્રમાણપૂર્વક સાબિત કરવું

**સ્થાપિત** વિ૦ [સં.] સ્થાપેલું

**સ્થાયિત્વ** ન૦ સ્થાયીપણું

**સ્થાયી** વિ૦ [સં.] ઘણી વાર ટકે તેવું; ટકાઉ (૨) સ્થિર

**સ્થાવર** વિ૦ [સં.] ખસી શકે નહિ તેવું ('જંગમ'થી ઊલટું) (૨) પું૦ પર્વત

**સ્થિત** વિ૦ [સં.] રહેલું; નિવાસી (૨) અચલ; સ્થિર. **૦પ્રજ્ઞ** વિ૦ [સં.] જેની બુદ્ધિ સ્થિર છે એવું; જ્ઞાની

**સ્થિતિ** સ્ત્રી૦ [સં.] એક સ્થાન કે અવસ્થામાં સ્થિર રહેવું તે (૨) નિવાસ (૩) અવસ્થા; દશા (૪) પદ; દરજ્જો (૫) મર્યાદા. **૦સ્થાપક** વિ૦ [સં.] અસલ સ્થિતિને વળગી રહેનારું (૨) રબર પેઠે, વાળીએ તો વળે પણ છોડી દઈએ કે તરત પોતાની મૂળ સ્થિતિએ ચાલ્યું જાય તેવું

**સ્થિર** વિ૦ [સં.] હાલતું ચાલતું ન હોય તેવું (૨) દૃઢ; અટલ (૩) સ્થાયી; નિત્ય (૪) નિશ્ચિત. **૦તા** સ્ત્રી૦

**સ્થૂલ** [સં.], **-ળ** વિ૦ જાડું; મોટું (૨) મૂર્ખ; જડ (૩) સૂક્ષ્મ નહિ તેવું; સામાન્ય ઇંદ્રિયો તેમ જ બુદ્ધિથી ગ્રહણ કરી શકાય તેવું. **૦દેહ** પું૦ પંચભૂતાત્મક શરીર

**સ્થૈર્ય** ન૦ [સં.] સ્થિરતા

**સ્નાત** વિ૦ [સં.] નાહેલું (૨) અભ્યાસ પૂરો કરીને આવેલું કોઈ સમાવર્તન સંસ્કાર કર્યો હોય તેવું (૩) પું૦ તેવો આદમી. **૦ક** પું૦ [સં.] જુઓ સ્નાત (૨) વિદ્યાપીઠની પદવીવાળો; 'ગ્રેજ્યુએટ'

**સ્નાન** ન૦ [સં.] નાહવું તે; નાવણ (૨) મરણ નિમિત્તે નાહવું તે; સનાન

**સ્નાયુ** પું૦ [સં.] માંસના તંતુ, જેનાથી અવયવોનું હલનચલન કરી શકાય છે. **૦બદ્ધ** ન૦ બંધાયેલા મજબૂત સ્નાયુઓવાળું [૦તા સ્ત્રી૦

**સ્નિગ્ધ** વિ૦ [સં.] લીસું; કોમળ (૨) ચીકણું.

**સ્નેહ** પું૦ [સં.] પ્રેમ; પ્રીતિ; વહાલ (૨) ચીકણો પદાર્થ; તેલ. **૦લગ્ન** ન૦ એક બીજાના સ્નેહથી ખેંચાઈને કરેલું લગ્ન. **૦સંમેલન** ન૦ સ્નેહીઓનો મેળાવડો; 'સોશિયલ ગેધરિંગ'. **-હાધીન** વિ૦ [+અધીન] સ્નેહને વશ; સ્નેહાંકિત. **-હાળ** વિ૦ હેતાળ; સ્નેહવાળું. **-હાંકિત** વિ૦ [+અંકિત] સ્નેહી; સ્નેહથી શોભા પામેલું (પત્રમાં પ્રાયઃ લખાય છે). **-હી** વિ૦ [સં.] સ્નેહવાળું; પ્રેમી (૨) પું૦ મિત્ર; પ્રિયજન

**સ્પર્ધા** સ્ત્રી૦ [સં.] સરસાઈ; હરીફાઈ (૨) ઈર્ષા; દ્વેષ. **૦સ્પર્ધી** સ્ત્રી૦ હરીફાઈ; ચડસાચડસી. **૦ળુ** વિ૦ ચડસીલું (૨) અદેખું; દ્વેષીલું

**સ્પર્શ** પું૦ [સં.] સ્પર્શવું - અડવું તે (૨) સંસર્ગ (૩) સ્પર્શેન્દ્રિયથી થતું જ્ઞાન (૪)

[લા.] લવ; લેશ (૫) અસર (સંસર્ગ કે સ્પર્શની). ૦બિંદુ ન૦ 'પૉઇન્ટ ઑફ કૉન્ટેક્ટ' [ગ.]. ૦મણિ ન૦ [સં.] પારસમણિ [ગ.]. ૦વું સ૦ક્રિ૦ [સં. સ્પૃશ્] અડવું; સ્પર્શ કરવો [આભડછેટ

**સ્પર્શાસ્પર્શ** પું૦ [સં.], **-ર્શી** સ્ત્રી૦

**સ્પર્શેન્દ્રિય** સ્ત્રી૦ [સં.] ચામડી

**સ્પષ્ટ** વિ૦ [સં.] સહેલાઈથી દેખી કે સમજી શકાય તેવું; ખુલ્લું; સ્ફુટ. ૦તા સ્ત્રી૦. ૦વક્તા પું૦ [સં.] ખરાબોલો; ચોખ્ખેચોખ્ખું કહી દેનારો. **-ષ્ટીકરણ** ન૦ [સં.] સ્પષ્ટ કરવું તે; ખુલાસો

**સ્પંદન** ન૦[સં.]થડકો;સ્ફુરણ; કંપ; પલકારો

**સ્પિરિટ** પું૦ [ઇં.] દારૂ (૨) બાળવાનો દારૂ

**સ્પૃશ્ય** વિ૦ [સં.] અડકવા યોગ્ય

**સ્પૃષ્ટ** વિ૦ [સં.] સ્પર્શાયેલું

**સ્પૃહણીય** વિ૦ [સં.] સ્પૃહા કરવા યોગ્ય

**સ્પૃહા** સ્ત્રી૦ [સં.] ઇચ્છા; તૃષ્ણા (૨) દરકાર; પરવા

**સ્પૅનિશ** સ્ત્રી૦ [ઇં.] સ્પેન દેશની ભાષા

**સ્પેશિયલ** વિ૦ [ઇં.] ખાસ (૨) પું૦ ખાસ બનાવેલી ચાનો પ્યાલો (૩) સ્ત્રી૦ ખાસ દોડાવાતી આગગાડી

**સ્પોર** પું૦ [ઇં.] બીજા કોઈ કોશની મદદ વગર નવસર્જનની શક્તિ ધરાવતો કોશ [વ. વિ.]

**સ્પ્રિંગ** સ્ત્રી૦ [ઇં.] સ્થિતિસ્થાપકતાવાળી પોલાદી કમાન કે વાળાનું ગોળ ગૂંછળું

**સ્ફટિક** પું૦[સં.] એક જાતનો સફેદ કીમતી પથ્થર કે રત્ન. ૦મણિ પું૦[સં.]એક મણિ

**સ્ફાટિક** પું૦ [સં.] સ્ફટિક

**સ્ફુટ** વિ૦ [સં.] ઊઘડેલું; વિકસિત(૨)સ્પષ્ટ; ઉઘાડું. ૦તા સ્ત્રી૦. **-ટિત** વિ૦ [સં.] ખીલેલું; ઊઘડેલું (૨) ખુલ્લું થયેલું

**સ્ફુરણ** ન૦, **-ણા** સ્ત્રી૦ [સં.] સ્ફુરવું તે (૨) સ્ફૂર્તિ

**સ્ફુરવું** અ૦ક્રિ૦ [સં. સ્ફુર્] કંપવું; ફરકવું (૨) એકાએક દેખાવું કે સૂઝવું (જેમ કે, વિચાર) (૩) અંકુર ફૂટવો

**સ્ફુરાયમાન** વિ૦ [જુઓ સ્ફુરવું] સ્ફુરતું

**સ્ફુરિત** વિ૦ [સં.] સ્ફુરેલું

**સ્ફુલિંગ** પું૦ [સં.] તણખો

**સ્ફૂર્તિ(-ર્ત્તિ)** સ્ત્રી૦ [સં.] જાગૃતિ; તેજી; ચંચળાઈ (૨) સ્ફુરણ

**સ્ફોટ** પું૦ [સં.] (ઉપરનું આવરણ તોડીને) જોરથી ફૂટવું તે (૨) ખુલાસો; ચોખ્ખો નિવેડો (૩) ફોલ્લો

**સ્મર** પું૦ [સં.] કામદેવ

**સ્મરણ** ન૦ [સં.] યાદ; સ્મૃતિ(૨)વારંવાર યાદ કરવું તે. ૦ચિહ્ન ન૦ સ્મારક; યાદ આવે તે માટેનું ચિહ્ન. ૦શક્તિ સ્ત્રી૦ યાદશક્તિ. **-ણિકા** સ્ત્રી૦ (યાદ રાખવાનું ટપકાવી લેવા માટેની) નોંધપોથી; 'નોટબુક'. **-ણીય** વિ૦ [સં.] યાદ કરવા યોગ્ય

**સ્મરવું** સ૦ક્રિ૦[સં. સ્મૃ] યાદ કરવું; સમરવું

**સ્મશાન, ૦ભૂમિ(-મી), ૦વૈરાગ્ય** જુઓ 'શ્મશાન'માં

**સ્મારક** વિ૦ [સં.] યાદ કરાવનારું (૨) ન૦ સંભારણ; યાદગીરી કે તે અર્થે કરેલું કાર્ય, ઇમારત વગેરે

**સ્માર્ત(-ર્ત્ત)** વિ૦ [સં.] સ્મૃતિ સંબંધી (૨) સ્મૃતિ પ્રમાણે સર્વ કર્મો કરનારું (૩) સ્મૃતિશાસ્ત્રનું જાણનાર (૪) પું૦ સ્મૃતિનો પંડિત કે તેને અનુસરનાર

**સ્મિત** ન૦ [સં.] મંદ હાસ્ય

**સ્મૃતિ** સ્ત્રી૦[સં.] સ્મરણ; યાદ (૨)હિંદુઓનાં ધર્મશાસ્ત્રમાંનું દરેક (જેમ કે મનુસ્મૃતિ) (૩) વિવેક ને જાગૃતિ [બૌદ્ધ]. ૦કાર પું૦ સ્મૃતિ રચનાર. ૦ચિત્ર ન૦ 'મેમરી ડ્રૉઇંગ'. ૦દોષ પું૦ સ્મરણનો દોષ

**સ્યંદન** પું૦[સં.] લડાઈનો રથ (૨) ન૦ ટપકવું તે (૩) વહેવું તે

**સ્યાદ્વાદ** ન૦ [સં.] અનેકાંતવાદ; દરેક વસ્તુને એકથી વધારે બાજુ હોય અને બધી તે તે દૃષ્ટિએ ખરી હોય તેવો (જૈન દર્શનનો) વાદ

**સ્યૂત** વિ૦ [સં.] સીવેલું; જોડી દીધેલું; જોડાયેલું

**સ્રજ** સ્ત્રી૦ [સં.] માળા; ફૂલનો હાર

**સ્રવવું** અ૦ ક્રિ૦ [સં. સ્રુ] ઝરવું; નીતરવું
**સ્રષ્ટા** પું૦ [સં.] બનાવનાર; રચનાર (૨) દુનિયાનો સ્રષ્ટા; ઈશ્વર
**સ્રસ્ત** વિ૦ [સં.] ઊતરી, ખસી કે પડી ગયેલું
**સ્રાવ** પું૦ [સં.] ઝરવું, ચૂવું કે ટપકવું તે (૨) વહી જવું કે ઘસાઈ જવું તે; તેમ નીકળેલી કે વહી જતી વસ્તુ
**સ્રુચ** સ્ત્રી૦[સં.]ઘી હોમવાનું લાકડાનું કડછી જેવું સાધન; સ્રવ
**સ્રુવ(-વા)** પું૦[સં.] ચાટવો;શરવો(યજ્ઞનો)
**સ્રોત** પું૦ [સં.] ઝરો; ઝરણ (૨) પ્રવાહ. ૦સ્વતી, ૦સ્વિની સ્ત્રી૦ [સં.] નદી
**સ્લીપર** પું૦[ઇં.]એક જાતના જોડા(૨)રેલવેના પાટા નીચે નંખાતો લાકડાનો પાટડો
**સ્લેટ** સ્ત્રી૦ [ઇં.] પથ્થરપાટી
**સ્વ** સ૦ [સં.] પોતાનું; પોતીકું. ૦કર્મ ન૦ પોતાનું કર્મ. ૦કલ્પિત વિ૦પોતે કલ્પેલું કે માનેલું. ૦કાર્ય ન૦[સં.]પોતાનું કાર્ય. ૦કીય વિ૦ [સં.] પોતાનું (૨) પોતાના કુટુંબનું. ૦ગત વિ૦ [સં.] જાતને જ લાગુ પડતું; મનમાં કહેલું (૨) અ૦ પોતાની સાથે જ; મનમાં (બોલાતું હોય તેમ)
**સ્વચ્છ** વિ૦[સં.] ચોખ્ખું; સાફ. ૦તા સ્ત્રી૦
**સ્વચ્છંદ** પું૦[સં.] પોતાની જ મરજી પ્રમાણે વર્તવું તે. ૦તા,-દિતા સ્ત્રી૦.-દી વિ૦ સ્વચ્છંદ કરનારું; સ્વેચ્છાચારી
**સ્વજન** પું૦; ન૦ [સં.] સગું; સંબંધી
**સ્વજાતિ** સ્ત્રી૦ [સં.] પોતાની જાતિ કે વર્ગ. -તીય વિ૦પોતાની જ જાતિ કે વર્ગનું
**સ્વતંત્ર** વિ૦[સં.]સ્વાધીન; કોઈના તાબામાં નહિ તેવું. ૦તા સ્ત્રી૦
**સ્વતઃ** અ૦ [સં.] આપોઆપ;પોતાની મેળે; બીજાની મદદ વિના. ૦સિદ્ધ વિ૦ [સં.] જાતે જ પ્રમાણરૂપ-આપોઆપ સિદ્ધ હોય એવું(જેને બીજા પ્રમાણની જરૂર નથી)
**સ્વત્વ** ન૦ [સં.] પોતાપણું; સ્વમાન (૨) પોતાની વિશિષ્ટતા (૩) પોતાનું હોવાનો ભાવ; માલિકી
**સ્વદેશ** પું૦ [સં.] પોતાનો દેશ; જન્મભૂમિ. **-શાભિમાન** ન૦ [+અભિમાન] સ્વદેશનું અભિમાન-ગૌરવ માનવું તે. **-શાભિમાની** વિ૦સ્વદેશાભિમાનવાળું. **-શી** વિ૦પોતાના દેશનું(૨)ન૦દેશાભિમાન (૩) સ્વદેશની ભાવના (૪) સ્વદેશનો માલ વાપરવાની વૃત્તિ. **-શીધર્મ** પું૦ સ્વદેશીનો ધર્મ; પોતાની પડોશની પરિસ્થિતિની સેવા કરવા મારફત જગતની સેવા થાય છે એવી ભાવના
**સ્વધર્મ** પું૦[સં.]પોતાનો કે પોતાના સ્વભાવ કે વર્ણાશ્રમ પ્રમાણેનો ધર્મ. **-ર્મી** વિ૦ (૨) પું૦ પોતાના ધર્મનું
**સ્વધા** અ૦ [સં.] પિતૃઓને બલિ આપતાં કરાતો ઉદ્ગાર(૨) સ્ત્રી૦પિતૃઓનો બલિ
**સ્વધામ** ન૦ [સં.] પોતાનું વતન(૨)સ્વર્ગ
**સ્વપર્યાપ્ત** વિ૦ [સં.] પોતામાં જ સમાપ્ત થતું; સંકુચિત; પોતા પૂરતું મર્યાદિત
**સ્વપ્ન** ન૦ [સં.] ઊંઘમાં ભાસતો દેખાવ; સમણું. ૦દર્શી વિ૦સ્વપ્નાં જોયા કરનારું; કલ્પિત સૃષ્ટિમાં વિહરનારું. ૦દોષ પું૦ [સં.]સ્વપ્નમાં થતો વીર્યપાત. ૦દ્રષ્ટા પું૦ સ્વપ્ન જોનાર; ભવિષ્યની કલ્પના કરનાર. ૦વત્ અ૦ સ્વપ્નની પેઠે;ક્ષણિક. ૦સૃષ્ટિ સ્ત્રી૦ [સં.]સ્વપ્નમાં દેખાતી સૃષ્ટિ;કલ્પિત સૃષ્ટિ; મિથ્યા સૃષ્ટિ. **-પ્નાવસ્થા** સ્ત્રી૦ [સં.] સ્વપ્નની અવસ્થા; ચિત્તની ત્રણ (જાગત, સ્વપ્ન, સુષુપ્ત)માંની એક અવસ્થા (૨) સ્વપ્નદોષ [લા.]. **-પ્નું** ન૦ સપનું; સ્વપ્ન [જ્ઞાનથી પ્રકાશનાર
**સ્વપ્રકાશ** વિ૦ [સં.] પોતાના તેજ કે
**સ્વભાન** ન૦[સં.] સ્વત્વનું ભાન -અસ્મિતા
**સ્વભાવ** પું૦[સં.] પું૦ કુદરતથી જ મળેલો ગુણ (૨) પ્રકૃતિ; તાસીર (૩) ટેવ; આદત. ૦જ(૦ન્ય)વિ૦ સ્વાભાવિક. ૦સિદ્ધ વિ૦ સહજ; કુદરતી
**સ્વભાષા** સ્ત્રી૦ [સં.] પોતાની ભાષા;માતૃભાષા. ૦પ્રેમ પું૦, ૦ભિમાન ન૦ [+અભિમાન] સ્વભાષા માટે પ્રેમ કે તેનું અભિમાન; તે માટેની માનભરી લાગણી

**સ્વમાન** ન૦ [સં.] પોતાનું માન; પોતાની ઇજ્જત

**સ્વયં** અ૦[સં.] પોતાની મેળે; આપોઆપ. **૦પાક** પું૦ જાતે – હાથે રાંધવું તે. **૦પાકી** વિ૦ સ્વયંપાક કરી લેનારું. **૦પ્રકાશ** વિ૦ પોતાના તેજથી જ પ્રકાશિત. **૦ભૂ** વિ૦[સં.]પોતાની મેળે જ ઉત્પન્ન થયેલું (૨) પું૦ બ્રહ્મા (૩) ઈશ્વર. **૦વર** પું૦ [સં.] કન્યાએ પોતે વર પસંદ કરવો તે (૨) તે માટેનો સમારંભ. **૦સિદ્ધ** વિ૦ બીજી સિદ્ધિની જરૂર વિનાનું – આપોઆપ સિદ્ધ. **૦સેવક** પું૦ પોતાની મેળે સેવા કરવા તૈયાર થયેલો માણસ; 'વૉલંટિયર'. **૦સેવિકા** સ્ત્રી૦ સ્ત્રી સ્વયંસેવક. **૦સ્ફૂર્તિ** (–ર્ત્તિ) સ્ત્રી૦સ્વાભાવિક સ્ફુરણ;પોતાની મેળે જ થયેલી સ્ફુરણા

**સ્વર** પું૦ [સં.] અવાજ; સૂર; ધ્વનિ (૨) જેનો પૂર્ણ ઉચ્ચાર કોઈની મદદ વિના થઈ શકે તેવો વર્ણ [વ્યા.] (૩)સંગીતના સાત સૂરમાંનો દરેક (સા, રી, ગ, મ, પ, ધ, ની). **૦લિપિ** સ્ત્રી૦ સંગીતના રાગ અને તાલવાર સૂર નોંધવાની લિપિ; 'નોટેશન'. **૦સપ્તક** ન૦ સંગીતના સાત સ્વરનો સમૂહ

**સ્વરાજ(–જ્ય)** ન૦ [સં.] પોતાનું સ્વતંત્ર – પ્રજાસત્તાક રાજ્ય (૨) પોતા ઉપર કાબૂ હોવો તે

**સ્વરિત** વિ૦ [સં.] સ્વરયુક્ત(૨)સુરીલું(૩) પું૦ સ્વરના ત્રણ વિભાગમાંનો એક, જેમાં ઉદાત્ત અને અનુદાત્ત બન્નેનાં લક્ષણ હોય છે

**સ્વરૂપ** ન૦ [સં.] ઘાટ; આકાર (૨) દેખાવ; વર્ણ (૩) સુંદરતા (૪) લક્ષણ; સ્વભાવ. **૦તઃ** અ૦ વસ્તુતઃ; સ્વરૂપની દૃષ્ટિએ. **૦વતી** વિ૦ સ્ત્રી૦ સુંદર (સ્ત્રી૦). **૦વાન** વિ૦ સુંદર; દેખાવડું

**સ્વર્ગ** ન૦ [સં.] દેવોનો લોક. **૦લોક** પું૦ સ્વર્ગ. **૦વાસ** પું૦ સ્વર્ગમાં વસનારું(૨) મૃત; મરહૂમ[લા.](૩)પું૦દેવ. **૦સ્થ** વિ૦ જુઓ સ્વર્ગવાસી

**સ્વર્ગીય** વિ૦ [સં.] સ્વર્ગનું (૨) અલૌકિક; [દિવ્ય

**સ્વલ્પ** વિ૦ [સં.] થોડું; કિંચિત્

**સ્વસ્તિ** અ૦ [સં.] 'કલ્યાણ થાઓ' એવો આશીર્વાદાત્મક ઉચ્ચાર. **૦ક** પું૦ [સં.] સાથિયો. **૦શ્રી** શ૦પ્ર૦ કાગળ લખતાં શરૂઆતમાં લખાતું મંગલસૂચક પદ

**સ્વસ્થ** વિ૦ [સં.] નીરોગી; તંદુરસ્ત (૨) ગભરાટ કે ઉદ્વેગ વિનાનું; શાંત; સાવધાન. **૦તા** સ્ત્રી૦

**સ્વહસ્ત** પું૦ [સં.] પોતાનો હાથ

**સ્વાગત** ન૦[સં.]આવકાર;સત્કાર. **૦પ્રમુખ** પું૦ સ્વાગતસમિતિના પ્રમુખ. **૦મંત્રી** પું૦ સ્વાગત સમિતિના મંત્રી. **૦સમિતિ** સ્ત્રી૦ સ્વાગતનું કામ કરનારી સમિતિ. **–તા** સ્ત્રી૦ આવકાર; અભિનંદન. **–તાધ્યક્ષ** પું૦ [+ અધ્યક્ષ] સ્વાગત-પ્રમુખ

**સ્વાતંત્ર્ય** ન૦ [સં.] સ્વતંત્રતા. **૦પ્રિય, ૦પ્રેમી** વિ૦સ્વાતંત્ર્ય જેને પ્રિય છે તેવું. **૦યુદ્ધ** ન૦ સ્વતંત્રતા મેળવવા માટેનું કે તેની રક્ષા માટેનું યુદ્ધ

**સ્વાતિ(–તી)** સ્ત્રી૦ [સં.] પંદરમું નક્ષત્ર. **૦બિંદુ, ૦બુંદ** ન૦ સ્વાતિમાં પડતું વરસાદનું ટીપું(મોતીની માછલીના પેટમાં જઈ જે મોતી બને એમ કહેવાય છે)

**સ્વાદ** પું૦ [સં.] રસનેંદ્રિયથી થતો અનુભવ (૨)રસ; આનંદ (૩) ચાખવું તે (૪)રસ; મજા (૫)મોહ,શોખ. **–દિયણ** વિ૦સ્ત્રી૦, **–દિયું** વિ૦ જુઓ સ્વાદીલું. **–દિષ્ટ(–ષ્ઠ)** વિ૦[સં.સ્વાદિષ્ઠ]રોચક સ્વાદવાળું. **–દીલું** વિ૦ સ્વાદુ વસ્તુઓ ખાવાની ટેવવાળું. **–દુ** વિ૦ [સં.] સ્વાદિષ્ટ. **–દેંદ્રિય** સ્ત્રી૦ [+ ઇંદ્રિય] જીભ

**સ્વાધીન** વિ૦[સં.] પોતે પોતાને નિયમમાં રાખનાર (૨) પોતાના કાબૂ કે વશનું(૩) સ્વતંત્ર. **૦તા** સ્ત્રી૦ [પાઠ (૩) અધ્યયન

**સ્વાધ્યાય** વિ૦ [સં.] વેદ(૨)વેદનો નિયમિત

**સ્વાનુભવ** પું૦ [સં.] પોતાનો અનુભવ. **૦રસિક** વિ૦આત્મલક્ષી; 'સબ્જેક્ટિવ'

**સ્વાનુભૂતિ** સ્ત્રી૦ [સં.] સ્વાનુભવ

**સ્વાભાવિક** વિ૦ [સં.] કુદરતી; અકૃત્રિમ. **૦તા** સ્ત્રી૦

**સ્વાભિમાન** ન૦ [સં.] પોતાને માટેનું અભિમાન; સ્વમાન. **-ની** વિ૦ સ્વાભિમાનવાળું

**સ્વામ** પું૦ જુઓ સ્વામી [પ.]

**સ્વામિત્વ** ન૦ [સં.] ધણીપણું; માલિકી

**સ્વામિની** સ્ત્રી૦ [સં.] શેઠાણી; ધણિયાણી

**સ્વામી** પું૦ [સં.] પતિ (૨) માલિક (૩) રાજા (૪) સાધુસંતને બોલાવતાં વપરાતું સંબોધન. **૦નારાયણ** પું૦ એ નામથી ચાલતા ધાર્મિક સંપ્રદાયના પ્રવર્તક

**સ્વાયત્ત** વિ૦ [સં.] સ્વાધીન

**સ્વારસ્ય** ન૦ [સં.] સ્વાભાવિક રસ કે ઉત્તમતા (૨) મર્મ; ખૂબી

**સ્વાર્થ** પું૦[સં.] પોતાની મતલબ; પોતાનું હિત. **૦ત્યાગ** પું૦ સ્વાર્થનો ત્યાગ; આપભોગ. **૦પરાયણ** વિ૦[સં.]સ્વાર્થનો જ વિચાર કરનાર; સ્વાર્થી. **૦બુદ્ધિ** સ્ત્રી૦ સ્વાર્થદૃષ્ટિ. **૦વૃત્તિ** સ્ત્રી૦ સ્વાર્થની વૃત્તિ. **૦સાધક**, **૦સાધુ** વિ૦ પોતાનો સ્વાર્થ સાધનારું. **-ર્થી**, **-ર્થીલું** વિ૦ સ્વાર્થવાળું; આપમતલબી; એકલપેટું

**સ્વાવલંબન** ન૦ [સં.] સ્વાશ્રય

**સ્વાવલંબી** વિ૦ સ્વાશ્રયી

**સ્વાશ્રય** ન૦ [સં.] પોતાની પર આધાર રાખવો તે. **-યી** વિ૦ પોતા પર જ આધાર રાખનાર

**સ્વાસ્થ્ય** ન૦ [સં.] સ્વસ્થતા (૨) તંદુરસ્તી

**સ્વાહા** સ્ત્રી૦ [સં.] અગ્નિની સ્ત્રી (૨) અ૦ અગ્નિમાં આહુતિ આપતાં બોલાતો શબ્દ

**સ્વાંગ** પું૦ સાંગ; બનાવટી વેશ

**સ્વીકાર** પું૦[સં.]સ્વીકારવું તે. **૦વું** સ૦ક્રિ૦ [સં. स्वीकारय्] અંગીકાર કરવો; કબૂલ કરવું. **-ર્ય** વિ૦ [સં.] સ્વીકારવા યોગ્ય

**સ્વીકૃત** વિ૦ [સં.] સ્વીકારેલું. **-તિ** સ્ત્રી૦ [સં.] સ્વીકાર

**સ્વીય** વિ૦ [સં.] પોતાનું

**સ્વેચ્છા** સ્ત્રી૦ [સં.] પોતાની ઇચ્છા. **૦ચાર** પું૦ [સં.] પોતાની મરજી પ્રમાણે વર્તવું તે. **૦ચારિણી** વિ૦ સ્ત્રી૦, **૦ચારી** વિ૦ સ્વેચ્છાચાર કરનારું

**સ્વેદ** પું૦ [સં.] પરસેવો. **૦જ** વિ૦ પરસેવામાંથી થયેલું (૨) ન૦ સ્વેદજ જીવ કે જંતુ. **૦ન** ન૦ પરસેવો (૨) પરસેવો લાવવો તે

**સ્વૈર** વિ૦[સં.]મરજીમાં આવે તેમ વર્તનારું; સ્વચ્છંદી; નિરંકુશ. **૦વિહાર** પું૦મરજી મુજબ વિહરવું તે. **-રિણી** સ્ત્રી૦ [સં.] સ્વચ્છંદી – વ્યભિચારિણી સ્ત્રી

**સ્વોપાર્જિત** વિ૦ [સં.]પોતે જાતે રળેલું – મેળવેલું; આપકમાઈનું

## હ

**હ** પું૦ [સં.] ચોથો ઉષ્માક્ષર

**હક** પું૦ દાવો; અધિકાર (૨) દસ્તૂરી;લાગો (૩)કર્તવ્ય; ફરજ(૪)સત્ય; ન્યાય(૫)વિ૦ વાજબી; સાચું; સત્ય. **૦દાર** વિ૦ હક ધરાવનારું(૨)વાજબી

**હકસાઈ** સ્ત્રી૦ [અ. हक़ + फा. शाही] હકનું લવાજમ; દસ્તૂરી

**હકાર** પું૦ હા પાડવી તે

**હકાલવું** સ૦ક્રિ૦ હાંકવું (૨) હાંકી કાઢવું

**હકીકત** સ્ત્રી૦[અ.] ખરો અહેવાલ કે બીના (૨) ખરી ખબર કે બાતમી (૩) બીના; ખબર(૪)સત્ય. **૦દોષ** પું૦ હકીકત–બીના કે બાતમીને અંગેનો દોષ – તેની ભૂલ

**હકીમ** પું૦ [અ.] યુનાની વૈદું કરનારો; મુસલમાન વૈદ

**હકૂમત** સ્ત્રી૦ [અ. हुकूमत] સત્તા; અધિકાર. **-તી** વિ૦ હકૂમત સંબંધી

**હક્ક** પું૦ [अ.] જુઓ હક

**હગવું** અ૦ ક્રિ૦ [સં. हद्] અઘવું

**હચમચવું** અ૦ક્રિ૦ ડગમગવું; પાયામાંથી કે સાંધામાંથી હાલી જવું.(હચમચાવવું)

**હજ** સ્ત્રી૦ [अ. हज्ज] જાત્રા (મક્કાની)

**હજમ** વિ૦ [અ. हज़्म] પચેલું; જરેલું (૨) ઉચાપત કરેલું [લા.]
**હજરત** પું૦ [અ.] માલિક; સ્વામી; શ્રીમાન (૨) (મુસલમાનોમાં) મોટા કે પૂજ્ય માણસને લગાડાતો માનવાચક શબ્દ
**હજામ** પું૦ [અ. हज्जाम] વાળંદ. **૦ત** સ્ત્રી૦ મુંડન; વાળ કાપવા કે બોડવા તે (૨) [લા.] નકામી નિરર્થક મહેનત (૩) કડક ટીકા કરવી, ઊધડું લઈ નાંખવું તે. **૦પટ્ટી** સ્ત્રી૦ હજામતનું કામ (તિરસ્કારમાં)
**હજાર** વિ૦ [फा.] '૧૦૦૦' [હવે પણ
**હજી** અ૦ [સં. अद्यापि] અત્યાર લગી (૨)
**હજીરો** પું૦[અ.]મિનારાઓવાળો સુંદર રોજો
**હજુ** અ૦ જુઓ હજી
**હજૂર** સ્ત્રી૦ [અ. हुजूर] 'આપ' અર્થનો દરબારી કે મુસલમાની વિવેકમાં વપરાતો ઉદ્ગાર (૨) હાજરી; તહેનાત. **-રિયો** પું૦ તહેનાતમાં રહેનારો નોકર (૨) અંગૂછો; રૂમાલ
**હટ** અ૦ 'દૂર ખસ' એ અર્થનો (છણકા કે તુચ્છકારનો) ઉદ્ગાર
**હટાણું** ન૦[સં., प्रा. हट्ट] બજારકામ; ખરીદ-કામ (૨) ખરીદવા વેચવાનો ધંધો
**હઠ** પું૦; સ્ત્રી૦ [સં.] જીદ; ખોટો આગ્રહ. **૦યોગ** પું૦[સં.]આસન, પ્રાણાયામ વગેરે ક્રિયાઓ દ્વારા સધાતો યોગનો એક પ્રકાર
**હઠવું** અ૦ક્રિ૦ ખસવું (૨) પાછા પડવું (૩) હઠ કરવી
**હઠાગ્રહ** પું૦ હઠપૂર્વક આગ્રહ
**હઠીલાઈ** સ્ત્રી૦ હઠીલાપણું
**હઠીલું** વિ૦ હઠવાળું; જિદ્દી (૨) હઠે નહિ તેવું; મટે નહિ તેવું
**હડ** અ૦ [રવ૦] જુઓ હડે
**હડકવા** પું૦ [સં. अलर्क (હડકાયેલો કૂતરો) + વા (સં. वात)]કૂતરાં, શિયાળવાં વગેરેને થતો એક રોગ જેથી તે જેને તેને કરડવા ધાય છે (૨) તેના જેવો ગાંડો આવેગ [લા.]. **૦યું** વિ૦ હડકાયું [હોય એવું
**હડકાયું, -યેલું** વિ૦ જેને હડકવા થયો
**હડતાલ** સ્ત્રી૦ [જુઓ હરતાલ] એક ઉપધાતુ
**હડતાલ(-ળ)** સ્ત્રી૦[હડ (સં. हट्ट=દુકાન)+ સં. ताल (તાળું)] કામધંધો બંધ કરવાં તે (શોક કે વિરોધ બતાવવા.). **-લિ(-ળિ)-યો** પું૦ હડતાળમાં ભળેલો (૨) હડતાળ પડાવવામાં આગેવાની લેનાર
**હડદો(૦લો)** પું૦ હડસેલો
**હડધૂત** સ્ત્રી૦ ચારે બાજુથી હડેહડે થવું તે (૨) વિ૦ ચારે બાજુથી તિરસ્કાર પામેલું
**હડપ** અ૦ [રવ૦] એકદમ ને ત્વરાથી; હડફ
**હડપચી** સ્ત્રી૦ [સં. हनु + સં. पट्टी] જ્યાં દાઢી ઊગે છે તે નીચલા જડબાનો ભાગ
**હડફ** અ૦ જુઓ હડપ
**હડફટ** સ્ત્રી૦ જુઓ અડફટ
**હડબડવું** અ૦ક્રિ૦ નાહિંમત થઈ જવું (૨) ગભરાવું
**હડસેલવું** સ૦ક્રિ૦ હડસેલો મારવો; ધકેલવું
**હડસેલો** પું૦[સુર૦ दे. हत्थल्लिअ, સં. हस्तापसारितम्] ધક્કો
**હડહડ** અ૦ [રવ૦] સડસડ (ઊકળવાનો અવાજ) (૨) જુઓ હડે હડે. **૦તું** વિ૦ ઊકળતું (૨) ચુસ્ત; પાકું; પૂરેપૂરું [લા.]. **૦વું** અ૦ક્રિ૦ હડહડ અવાજ સાથે ઊકળવું
**હડી** સ્ત્રી૦ દોટ
**હડુડાટ, હડુડુ** અ૦ [રવ૦] જોરથી હડી કાઢવાનો કે ધસવાનો અવાજ
**હડે** અ૦[જુઓ હડ]કૂતરાને હાંકવાનો ઉદ્ગાર
**હડેડાટ** અ૦ જુઓ હડુડાટ
**હડે હડે** સ્ત્રી૦હડે હડે કરવું તે(૨)આવકારનો અભાવ; અવગણના [લા.]
**હડો** પું૦ જુઓ અડો
**હણવું** સ૦ક્રિ૦ [प्रा. हण (સં. हन्)] મારી નાખવું; જીવ લેવો; નાશ કરવો
**હણહણ** સ્ત્રી૦ [રવ૦] જુઓ હણહણાટ. **૦વું** અ૦ક્રિ૦ (ઘોડો નાકમાંથી કરે છે તે અવાજ). **-ણાટ** પું૦, **-ણાટી** સ્ત્રી૦ હણહણવું તે
**હત** અ૦ [રવ૦] પશુ વગેરેને હાંકી કાઢતાં બોલાતો ઉદ્ગાર (૨)સ્ત્રી૦(બાળભાષામાં) મારવું તે

**હત** વિ૦ [સં.] હણાયેલું; મરાયેલું; ઘવાયેલું (૨) નિકૃષ્ટ; હલકું. **૦ભાગિની** વિ૦ સ્ત્રી૦, **૦ભાગી** વિ૦ કમનસીબ; અભાગિયું. **૦ભાગ્ય** ન૦ [સં.] કમનસીબ; દુર્ભાગ્ય. **૦વીર્ય** વિ૦ બળરહિત; શક્તિહીન. **–તાશ** વિ૦ [સં.] નિરાશ; નાસીપાસ

**હત્યા** સ્ત્રી૦ [સં.] ઘાત; વધ; જીવ લેવો તે (૨) પ્રાણીને મારવાથી લાગતો દોષ. **૦કાંડ** પું૦ ભારે હત્યા કે સંહારનો બનાવ. **૦રું** વિ૦ [સં. हत्या + कारक] હત્યા કરનારું

**હથવાર** વિ૦ સ્ત્રી૦ અમુક એક માણસને (હાથને) જ દોહવા દે એવી ટેવાયેલી (ગાયભેંસ)

**હથિયાર** ન૦ [દે. हत्थियार] શસ્ત્ર; આયુધ (૨) સાધન (૩) ઓજાર. **૦બંધ** વિ૦ સશસ્ત્ર. **૦બંધી** સ્ત્રી૦ હથિયાર રાખવાની બંધી–મના

**હથેલી(–ળી)** સ્ત્રી૦ [સં. हस्त+तल કે સ્થલી ઉપરથી] છતા પંજાનો સપાટ ભાગ

**હથોટી** સ્ત્રી૦ [હાથ ઉપરથી] હાથનો કસબ; આવડત (૨) મહાવરો; ટેવ

**હથોડી** સ્ત્રી૦ [હાથ ઉપરથી] ટીપવાનું કે ઠોકવાનું મોગરી જેવું સાધન. **–ડો** પું૦ મોટી હથોડી; ઘણ

**-હથ્થુ** વિ૦ (સમાસમાં) હાથના માપનું. ઉદા૦ અઢીહથ્થુ (૨) હસ્તક; હાથનું. ઉદા૦ એકહથ્થુ

**હદ** સ્ત્રી૦ [અ. हद्द] મર્યાદા; સીમા; અવધ (૨) અંત; છેડો. **૦પાર** અ૦ મર્યાદા વિના; અતિશય (૨) હદની બહાર. **૦પારી** સ્ત્રી૦ હદ બહાર થવું તે

**હદીસ** સ્ત્રી૦ [અ.] પયગંબર સાહેબનાં પ્રસંગોપાત્ત કહેલાં વચનો કે ફરમાનોનો સંગ્રહ: મુસલમાનોનો સ્મૃતિગ્રંથ

**હનુ(–નૂ)માન** પું૦ [સં.] મારુતિ; રામના પ્રખ્યાત વાનર ભક્ત. **૦કૂદકો** પું૦ હનુમાનના જેવો લાંબો કૂદકો; 'લૉંગ જંપ'

**હપ** અ૦ [રવ૦] એવા અવાજ સાથે(ખાવું)

**હપ(–ફ)તો** [ફા. हफ्ता; સં. सप्ताह] પું૦ સપ્તાહ; અઠવાડિયું (૨) થોડે થોડે પૈસા ભરવા ઠેરવેલી મુદત; તે તે મુદતે ભરવાની રકમ

**હબક** સ્ત્રી૦ સખત બીક; ફાળ

**હબસી(–શી)** પું૦ [અ.] આફ્રિકાનો વતની

**હમણાં** અ૦ જુઓ હવણાં; હાલ

**હમદર્દી** સ્ત્રી૦ [ફા.] સમભાવ; દિલસોજી

**હમરાહી** સ્ત્રી૦ [ફા. हमराह] સોબત; સંગાથ

**હમવતની** વિ૦ [ફા. हमवतन] એક જ મૂળ વતનવાળું

**હમામ** ન૦ [અ. हम्माम] નાહવાની જગા. **૦ખાનું** ન૦ સ્નાનગૃહ; ગુસલખાનું

**હમામદસ્તો** પું૦ [ફા. हावनदस्तह] ખાંડણી-પરાઈ (૨) ખાંડણીનો દસ્તો; પરાઈ

**હમાલ** પું૦ [અ. हम्माल] બોજો ઉપાડનારો; મજૂર. **–લી** સ્ત્રી૦ હમાલનું કામ; હમાલપણું

**હમેલ** પું૦ [અ. हम्ल] ગર્ભ

**હમેશ** અ૦ [અ.] રોજ; નિત્ય. **–શાં** અ૦ હમેશ

**હય** પું૦ [સં.] ઘોડો; અશ્વ. **૦દળ** ન૦ ઘોડેસવાર લશ્કર

**હયાત** વિ૦ [અ.] જીવતું; વિદ્યમાન. **–તી** સ્ત્રી૦ હયાતપણું; જિંદગી (૨) અસ્તિત્વ

**હર** પું૦ [સં.] શંકર; મહાદેવ (૨) વિ૦ હરનાર; લેનાર (સમાસને છેડે). ઉદા૦ મનોહર

**હર** વિ૦ [ફા.] દરેક; પ્રત્યેક

**હરકત** સ્ત્રી૦ [અ.] અટચણ; નડતર (૨) વાંધો

**હરકોઈ** વિ૦ [હર + કોઈ] દરેક; ગમે તે કોઈ

**હરખ** પું૦ [જુઓ હર્ષ] આનંદ. **૦ઘેલું** વિ૦ અતિશય હર્ષથી ઘેલું બનેલું. **૦પદૂડું** વિ૦ અતિ ઉત્સાહી. **૦ભેર** અ૦ હરખ સાથે. **–ખ(–ખા)વું** અ૦ક્રિ૦ [સં. हृष्] ખુશ થવું; આનંદમાં આવવું [બિલકુલ

**હરગિજ(–સ)** અ૦ [ફા.] કદી પણ (નહિ);

**હરઘડી** અ૦ દરેક ઘડીએ; વારંવાર

**હરજી** પું૦ [સં. हरि+जी] પરમેશ્વર

**હરડાં** ન૦ બ૦વ૦ હરડીનાં નાનાં અધકચરાં ફળ. **–ડી** સ્ત્રી૦ [પ્રા. हरडइ (સં. हरीतकी)] હરડાંનું ઝાડ. **–ડે** સ્ત્રી૦ હરડી નામના ઝાડનું ફળ

**હરણ** ન૦ [સં.] હરી જવું-ઉપાડી જવું તે
**હરણ** ન૦[સં. हरिण]મૃગ. **-ણિયો** પું૦ મૃગશીર્ષ નક્ષત્ર. **-ણી** સ્ત્રી૦ હરણની માદા (૨)મૃગશીર્ષ[પ.]. **-ણું** ન૦ મૃગલું; હરણ
**હરતાલ(-ળ)** સ્ત્રી૦ એક ઉપધાતુ
**હરતુંફરતું** વિ૦ હાલી ચાલી શકે એવું કે એટલું સાજું થયેલું
**હરદમ** અ૦ [ફા.] હરેક ક્ષણે; હમેશ
**હરદાસ** પું૦એક પ્રકારનો હરિકથા કરનાર
**હરદ્વાર** ન૦ [સં. हरिद्वार] હિન્દુઓનું એક તીર્થસ્થળ
**હરફ** પું૦ [અ. हर्फ़] બોલ; શબ્દ (૨) અક્ષર
**હરફર** સ્ત્રી૦ હરવુંફરવું; વારંવાર આવવું જવું તે
**હરબ(-ભ)ડવું** અ૦ક્રિ૦ જુઓ હડબડવું
**હરવું** સ૦ક્રિ૦[પ્રા. हर (સં. हृ)]બળાત્કારથી ઉપાડી જવું (સ્ત્રીને) (૨) ઝૂંટવી લેવું (૩) લઈ લેવું. ૦**ફરવું** અ૦ ક્રિ૦ આમતેમ મોજથી ફરવું
**હરસ** પું૦ [સં. अर्श] ગુદામાં થતો એક રોગ. ૦**મસા** પું૦ બ૦વ૦ હરસ અને મસા
**હરહરમહાદેવ** શ૦ પ્ર૦ [સં.] જમણના પ્રારંભનો મંગળ ઉદ્ગાર (૨) ક્ષત્રિયોની રણહાક
**હરાજ** વિ૦ [અ. हर्ज] લિલામથી વેચેલું. **-જી** સ્ત્રી૦ લિલામ; જાહેરમાં કિંમત બોલાવરાવી વધારેમાં વધારે કિંમત આપનારને વેચવું તે
**હરામ** વિ૦[અ.] કુરાનમાં મના કરેલું હોય એવું; નિષિદ્ધ; અધર્મી (૨) વગર હકનું; અઘટિત (૩) સુસ્ત; બેઠાખાઉ. ૦**ખોર** વિ૦ હરામનું ખાવા ઇચ્છનારું (૨) કૃતઘ્ની (૩) બદમાસ. ૦**ખોરી** સ્ત્રી૦હરામખોરપણું. ૦**ચસકો** પું૦હરામનું લેવાખાવાનો ચસકો. ૦**જાદું** વિ૦ [ફા. ज्यादा] વ્યભિચારથી જન્મેલું. **-મી** વિ૦ હરામખોર; કૃતઘ્ન; બદમાશ (૨) હરામખોરી
**હરાયું** વિ૦ રખડતું; છૂટું ફરતું (૨) અંકુશ; વગરનું; માતેલું

**હરિ** પું૦ [સં.] વિષ્ણુ; કૃષ્ણ (૨) ઘોડો (૩) સિંહ (૪) વાંદરો (૫) ચંદ્ર. ૦**કથા** સ્ત્રી૦ ભગવાનની કથા. ૦**કીર્તન(-ર્ત્તન)** ન૦ સંગીત સાથે પરમેશ્વરનાં ગુણગાન. ૦**જન** પું૦ હરિનો-વિષ્ણુનો માણસ; દેવદૂત (૨) હરિનો ભક્ત (૩) અંત્યજ
**હરિણ** પું૦;ન૦ [સં.] હરણ; મૃગ. **-ણાક્ષી** વિ૦ સ્ત્રી૦ [સં.] હરિણ જેવાં સુંદર નયનવાળી. **-ણી** સ્ત્રી૦ હરણી; મૃગલી
**હરિત** વિ૦ [સં.] લીલું
**હરિતાલ** સ્ત્રી૦ [સં.] જુઓ હરતાલ
**હરિદાસ** પું૦ [સં.] જુઓ હરદાસ
**હરિદ્રા** સ્ત્રી૦ [સં.] હળદર
**હરિદ્વાર** ન૦ [સં.] જુઓ હરદ્વાર
**હરિયાળી** સ્ત્રી૦ [दे. हरिआली (સં. हरित)] લીલોતરી કે તેની શોભા. **-ળું** વિ૦ લીલું
**હરિશ્ચંદ્ર** પું૦ [સં.] પ્રસિદ્ધ સત્યવાદી રાજા; ત્રિશંકુનો પુત્ર [ને શિવ
**હરિહર** પું૦ [સં.] હરિ અને હર; વિષ્ણુ
**હરીફ** પું૦ [ફા.] પ્રતિસ્પર્ધી; સામાવાળિયો (૨) વિરોધી; દુશ્મન. **-ફાઈ, -ફી** સ્ત્રી૦ સરસાઈ; સ્પર્ધા (૨) શત્રુતા
**હરેક** વિ૦ દરેક; પ્રત્યેક
**હરેડી(-રી)** સ્ત્રી૦ પૂંઠ પકડવી તે (૨) મરણિયા કિકિયારી કરીને ધસવું તે
**હરોલ(-ળ)** સ્ત્રી૦ [तुर्की हरावुल] લશ્કરનો પાછલો ભાગ(૨)હાર; ઓળ(૩)બરાબરી; જોડ
**હર્તા(-ર્ત્તા)** વિ૦ [સં.] 'હરનાર' (પ્રાયઃ સમાસને છેડે). ઉદા૦ દુઃખહર્તા (૨) પું૦ ચોર; લુટારુ
**હર્મ્ય** ન૦ [સં.] મોટું સુંદર મકાન; મહેલ
**હર્ષ** પું૦ [સં.] હરખ; આનંદ. ૦**ઘેલું** વિ૦ જુઓ હરખઘેલું. ૦**નાદ** પું૦ હર્ષની બૂમ. **-ર્ષિત** વિ૦ [સં.] હર્ષ પામેલું
**હલ** પું૦ [અ.] નિર્ણય; ઉકેલ
**હલ** ન૦ [સં.] જમીન ખેડવાનું ઓજાર
**હલક** સ્ત્રી૦ [અ. हल्क] કંઠ; સ્વર (૨) શોભા; રોનક (૩) પળ; ક્ષણ

**હલકટ** વિ૰ [જુઓ હલકું] નીચ; આછકલા સ્વભાવનું

**હલકારવું** સ૰ક્રિ૰ મોટેથી બૂમ પાડવી (૨) બૂમ પાડી હાંકવું; ડચકારવું (૩) હાંકવું; ચલાવવું

**હલકારો** પું૰ [ફા. हर्कारह] ખેપિયો; કાસદ (૨) જાસૂસ; દૂત

**હલકું** વિ૰ [પ્રા. हलुअ (સં. लघुक)] ઓછા વજનનું (૨) ઓછા મૂલનું (૩) ઝટ પચે તેવું (૪) ઘેરું, અસહ્ય કે મુશ્કેલ નહીં તેવું (૫) પ્રફુલ્લ; તાજું; ચિંતા વગરનું; ઉલ્લાસભર્યું (૬) ઊતરતી કોટીનું (૭) ઓછી મહેનતનું (૮) નીચું; ખરાબ; અઘટિત (૯) હલકટ

**હલફલ** સ્ત્રી૰ [દિ. ह-ल्फल] ધમાલ; હલમલ

**હલધર** પું૰ [સં.] બળરામ

**હલનચલન** ન૰ [સં.] હાલવું ચાલવું તે

**હલબ(-મ)લ** સ્ત્રી૰ [જુઓ હલફલ] ધાંધલ; ધમાલ; ખળભળાટ

**હલવાઈ** પું૰ [અ.] સુખડિયો; કંદોઈ

**હલવું** અ૰ક્રિ૰ [દિ. हल्ल] હાલવું

**હલવો** પું૰ [અ.] એક મીઠાઈ

**હલા** અ૰ [સં.] સખીને બોલાવતાં વપરાતું સંબોધન [(૨) તંગી; કંગાલિયત

**હલાકી** સ્ત્રી૰ હેરાનગતિ; અથડામણ; આપદા

**હલાયુધ** પું૰ [સં.] હળધર; બલરામ

**હલાલ** વિ૰ [અ.] (ઇસ્લામી) ધર્મમાં જેની રજા છે એવું; વિહિત; કાયદેસર; વાજબી. ૰ખોર પું૰ બરાબર કામ કરીને બદલો મેળવનાર. **-લી** સ્ત્રી૰ વફાદારી; એકનિષ્ઠા

**હલાવવું** સ૰ક્રિ૰ 'હાલવું'નું પ્રેરક (૨) ઊંચું નીચું કરી (કોઈ કામ, વાત, વિચાર ઇ૰ને) ગતિ કે ચાલના આપવી; ચળવળ, ખળભળાટ, પ્રવૃત્તિ પ્રેરે એમ કરવું (૩) બીજા નામ સાથે વપરાતાં તે તે વસ્તુ દ્વારા કાંઈ કરવું, એવો અર્થ થાય છે. (જેમ હલાવવી)

**હલાહલ** વિ૰ [સં.] અતિ તીવ્ર (૨) ન૰ કાળકૂટ વિષ (સમુદ્રમંથન કરતાં નીકળેલું)

**હલેતું** વિ૰ દુનિયાદારીથી અણવાકેફ (૨) ધીમું; ધીરું

**હલેસું** ન૰ હોડી ચલાવવાનો ચાટવો

**હલ્લો** પું૰ ધસારો; હુમલો (૨) [લા.] ધક્કો નુકસાન (૩) કામધંધો; ઉધાગ

**હવડ** વિ૰ [જુઓ અવડ] અવાવરું

**હવડાં(-ડે)** અ૰ + જુઓ હમણાં

**હવણાં** અ૰ [પ્રા. अहुणा (સં. अधुना)] હાલમાં; અત્યારે; હમણાં

**હવન** પું૰ [સં.] હોમ; યજ્ઞ (૨) ન૰ યજ્ઞમાં આહુતિ હોમવી તે

**હવસ** પું૰ [અ.] વાસના (૨) કામવાસના (૩) લોભલલુતા. ૰ખોર વિ૰ વિષયી; કામુક

**હવા** સ્ત્રી૰ [અ.] પવન; વાયુ (૨) વાતાવરણ (૩) ભેજ. [૰માં કિલ્લા બાંધવા = અસંભવિત મનોરથ કરવા. ૰માં બાચકા ભરવા = મિથ્યા પ્રયાસ કરવો. ૰લાગવી = વાતાવરણ વગેરેની અસર થવી (૨) ભેજની અસર થવી.]. ૰ઈ વિ૰ હવાનું, -ને લગતું (૨) હવામાં ઊડનારું (૩) કાલ્પનિક, તરંગી [લા.] (૪) સ્ત્રી૰ એક દારૂખાનું. ૰ઈ જહાજ ન૰ વિમાન; 'ઍરોપ્લેન'. ૰ટ પું૰ હવાયાની અસર; ભેજ

**હવાડો** પું૰ [સ. आहाव] ઢોરને પાણી પીવાનો (કૂવા પરનો) કુંડ

**હવાણ** સ્ત્રી૰ સોબતની હૂંફ; સવાણ

**હવાતિયું** ન૰ વલખું; મિથ્યા પ્રયત્ન; ફાંફાં

**હવાફેર** પું૰ તબિયતને કારણે હવા-સ્થળ બદલવું તે [માપ

**હવામાન** ન૰ હવાના દબાણ વગેરે સ્થિતિનું

**હવાલદાર** પું૰ [હવાલો + ફા. दार] પટેલ તલાટીનો સિપાઈ; પટાવાળો (૨) સિપાઈઓની કે પોલીસની નાની ટુકડીનો નાયક

**હવાલો** પું૰ [અ.] કબજો; તાબો (૨) સુપરત; ભાળવણ (૩) અખત્યાર; સત્તા (૪) સામસામે ખાતે જમાઉધાર કરવું તે

**હવાવું** અ૰ક્રિ૰ ['હવા' ઉપરથી] ભેજ લાગવો

**હવાં** અ૰ [જુઓ હવડાં] હવે; હમણાં [પ.]

**હવિ** પું૰; ન૰ [સં.] બલિ; હોમવાનું તે

**હવિષ્ય** ન૦ [સં.] હોમવા યોગ્ય દ્રવ્ય. **-ષ્યાન્ન** ન૦ [સં.] યજ્ઞ કે ઉપવાસના દિવસોમાં ખાઈ શકાય તેવું અન્ન

**હવું** (સ્ત્રી૦ **હવી**, પું૦ **હવો**) ['હોવું'નું અનિયમિત ભૂ૦ કા૦નું રૂપ] થયું [પ.]

**હવે** અ૦ [જુઓ હવાં] અમુક પછી; અત્યારે (૨) અત્યાર પછી; આગળ પર

**હવેડો** પું૦ જુઓ હવાડો

**હવેલી** સ્ત્રી૦ [फा.] મોટું ને સુંદર બાંધણીનું મકાન (૨) પુષ્ટિમાર્ગીય મંદિર

**હવ્ય** વિ૦ [સં.] હોમવા યોગ્ય (૨) ન૦ હોમવાની સામગ્રી (દેવોને માટે). **૦કવ્ય** ન૦ [સં.] દેવ અને પિતૃને આપવાનો બળિ

**હશે** [જુઓ હવું] 'હોવું'નું બીજા પુરુષ એ૦ વ૦ નું તથા ત્રીજા પુરુષનું ભ૦ કા૦ નું રૂપ (૨) અ૦ ખેર; કંઈ ચિંતા નહિ [લા.]

**હશેકું** વિ૦ નવશેકું; સહેજસાજ ગરમ

**હસણી** સ્ત્રી૦, **-ણું** ન૦ હાંસી

**હસનીય** વિ૦[સં.]હસવા યોગ્ય. **૦તા** સ્ત્રી૦

**હસમુખું** વિ૦ હસતા મુખવાળું; આનંદી

**હસવું** અ૦ક્રિ૦ [સં. हस्] દાંત કાઢવા (૨) ગમત ખાતર બોલવું (૩) સ૦ક્રિ૦ હાંસી કરવી (૪) ન૦ હાસ્ય(૫)મશ્કરી; મજાક

**હસંતી** સ્ત્રી૦ [સં.] સગડી

**હસામણું** વિ૦[હસાવવું પરથી]હસાવે એવું

**હસારત(-થ)** સ્ત્રી૦; ન૦ [હસવું પરથી] હાંસી; મજાક (૨) મશ્કરીનું કારણ

**હસ્ત** પું૦ [સં.] હાથ(૨)તેરમું નક્ષત્ર. **૦ક** વિ૦ (૨) અ૦ હાથે; મારફતે (૩)હવાલે; તાબે. **૦કમલ(-ળ)** ન૦ કમળ જેવો હાથ.**૦કલા(-ળા)**સ્ત્રી૦હાથની કારીગરી. **૦કૌશલ**[સં.],**૦કૌશલ્ય** ન૦(કાંઈ કરવામાં) હાથની કુશળતા. **૦ક્ષેપ** પું૦ વચ્ચે હાથ નાખવો-દખલ કરવી તે. **૦ગત** વિ૦ [સં.] હાથમાં આવેલું; પ્રાપ્ત. **૦દોષ** પું૦[સં.] હાથનો લખાણનો દોષ (૨) હાથે કરેલો વીર્યપાત. **૦ધૂનન** ન૦ મળતી વેળા હાથ મિલાવીને હલાવવાનો અંગ્રેજી ચાલ. **૦પ્રક્ષાલન** ન૦ હાથ ધોવા તે. **૦પ્રત** સ્ત્રી૦ હાથે લખેલી મૂળ પ્રત; 'મૅન્યુસ્ક્રિપ્ટ'. **૦મેલાપ**, **૦મેળો** પું૦ હાથમાં હાથ મેળવવો તે (લગ્ન વખતે). **૦રેખા** સ્ત્રી૦ હથેલીમાં હોતી લીટીઓ (જેના પરથી ભવિષ્ય ભાખે છે).**૦લિખિત** વિ૦ હાથનું લખેલું (૨) ન૦હાથપ્રત (૩) હાથે લખીને કઢાતું માસિક. **-સ્તાક્ષર** પું૦ [સં.] હાથે લખેલા અક્ષર (૨) સહી. **-સ્તામલકવત** અ૦ [સં.] હાથમાંના આમળાની પેઠે (સહેલાઈથી કે સ્પષ્ટ રીતે)

**હસ્તિનાપુર** ન૦ [સં.] પાંડવોની રાજધાની અત્યારના દિલ્હીથી ૫૦ માઈલ ઈશાન કોણમાં

**હસ્તિની** સ્ત્રી૦ [સં.] હાથણી

**હસ્તી** સ્ત્રી૦ [फा.] હયાતી, અસ્તિત્વ

**હસ્તી** પું૦ [સં.] હાથી

**હસ્તે** અ૦ હાથે; મારફત; દ્વારા. [**૦પોતે** શ૦ પ્ર૦ પોતે જાતે કર્યું છે એમ સૂચવે છે (હિસાબ ઇ૦ માં)]

**હળ** ન૦[જુઓ હલ]જમીન ખેડવાનું ઓજાર

**હળદ(૦ર)** સ્ત્રી૦ [સં. हरिद्रा] એક ગાંઠાદાર મૂળ કે તેનો ભૂકો; એક મસાલો

**હળધર** પું૦ બળરામ

**હળપતિ** પું૦ (સુરત બાજુ) દૂબળા કહેવાતી એક જાતિનો માણસ [કોશ

**હળપૂણી** સ્ત્રી૦ હળના ચવડામાં ઘાલવાની

**હળવું** વિ૦ [प्रा. हलुअ (સં. लघुक)] હલકું; ધીમું; નરમ (૨) અશિષ્ટ [લા.]

**હળવું** અ૦ ક્રિ૦ [સં. हिल्] જીવ મળવો; ગોઠવું;ગમી જવું (૩) અનુરક્ત થવું; આડો સંબંધ બંધાવો (પરસ્ત્રી સાથે). **૦મળવું** સ૦ ક્રિ૦ પરસ્પર મળવું-ગોઠડી કરવી (૨) સલાહસંપથી ચાલવું [આસ્તે

**હળવે**,**૦થી** અ૦[જુઓહળવું વિ૦] ધીમેથી;

**હળાહળ** વિ૦ (૨) ન૦ જુઓ હલાહલ

**હું** (૦) અ૦ [સં.; રવ૦] આશ્ચર્ય, તુચ્છકાર, ધમકી, હકાર, હાજિયો કે ઉત્સાહદર્શક ઉદ્ગાર [ચલાવવું

**હુંકારવું** સ૦ ક્રિ૦ [प्रा. हक्कार] હાંકવું;

**હંગામ** પું૦ [અ.] અવસર; મોસમ (૨) હંગામો. **-મી** વિ૦ મોસમ પૂરતું; થોડા વખત માટેનું; કામચલાઉ. **-મો** પું૦ [ફા.] ધમાચકડી; ધમાલ (૨) તોફાન; હુલ્લડ
**હંડરવેટ** પું૦ [ઇં. હંડ્રેડ્વેટ] ટનનો વીસમો ભાગ
**હંફાવવું** સ૦ ક્રિ૦ ['હાંફવું' ઉપરથી] થકવી [નાખવું
**હંભા** અ૦ [સં.] ગાયના બાંઘડવાનો અવાજ
**હંમેશ(-શાં)** અ૦ [જુઓ હમેશ] રોજ
**હંસ** પું૦ [સં.] એક પક્ષી (૨) જીવ; આત્મા (૩) જુઓ એકદંડી. ૦**ગતિ** સ્ત્રી૦ [સં.] હંસના જેવી ધીમી મોહક ચાલ. ૦**ગામિની** વિ૦ સ્ત્રી૦ [સં.] હંસગતિથી ચાલનારી. ૦**ણી** સ્ત્રી૦ હંસની માદા. ૦**પદ** ન૦ હંસનું પગલું (૨) લખાણમાં ઉમેરો દર્શાવવા માટે કરવામાં આવતું (‸) આવું ચિહ્ન. **-સા** સ્ત્રી૦ હંસણી. **-સી** સ્ત્રી૦ [સં.] હંસણી
**હા** અ૦ [સં.] અરે! અહા!
**હા** અ૦ [સં. આમ્] સંમતિસૂચક ઉદ્ગાર (૨) સ્ત્રી૦ હા કહેવી તે; સ્વીકાર
**હાઇડ્રોજન** પું૦ [ઇં.] એક પ્રકારનો વાયુ
**હાઇડ્રોમીટર** ન૦ [ઇં.] પ્રવાહીની ઘનતા માપવાનું સાધન
**હાઈ કમિશનર** પું૦ [ઇં.] પરદેશમાં પ્રતિનિધિ તરીકે રખાતો રાષ્ટ્રનો એક અધિકારી [અદાલત
**હાઈકોર્ટ** સ્ત્રી૦ [ઇં.] ઇલાકાની સૌથી વડી
**હાઈસ્કૂલ** સ્ત્રી૦ [ઇં.] મેટ્રિક સુધીની, માધ્યમિક શિક્ષણની નિશાળ; વિનયમંદિર
**હાઉ** પું૦ [રવ૦] બાળકને ભય ઉપજાવનારો કાલ્પનિક બિહામણો જીવ (૨) ન૦ જુઓ એરું ૧, ૨ [અવાજ
**હાઉહાઉ** અ૦ [રવ૦] કૂતરાના ભસવાનો
**હાક** સ્ત્રી૦ [દે. હક્કા] હોકારો; બૂમ (૨) દોર; પ્રતાપ; છાપ. ૦**લ** સ્ત્રી૦ હાંક; બોલાવવા માટે પાડેલી મોટી બૂમ (૨) પ્રોત્સાહન ભર્યો અનુરોધ. **-કેટો** પું૦ મોટો ધાંટો; બૂમ [અમલદાર
**હાકેમ** પું૦ [અ. હાકિમ] સૂબો; રાજ્યકર્તા
**હાકોટો** પું૦ જુઓ હાકેટો
**હાજત** સ્ત્રી૦ [અ.] જરૂરિયાત; આવશ્યકતા (૨) ઝાડા પેશાબની શંકા (૩) કાચી જેલ; 'લૉક-અપ'
**હાજર** વિ૦ [અ. હાજિર] સમક્ષ; મોજૂદ હોય તેવું. ૦**જવાબ** પું૦ હાજરજવાબી. ૦**જવાબી** વિ૦ સમયાનુસાર યોગ્ય જવાબ તરત આપી શકે તેવું (૨) સ્ત્રી૦ તેની આવડ
**હાજરાહજૂર** વિ૦ હજૂરમાં તૈયાર હોય એવું (૨) સાક્ષાત્; પ્રત્યક્ષ
**હાજરી** સ્ત્રી૦ હાજર હોવું તે (૨) નાસ્તો. ૦**પત્રક** ન૦ હાજરી નોંધવાનું પત્રક
**હાજિયો** પું૦ 'હા' કહેવું તે (૨) ખુશામતિયો; સઘળી વાતની હા કહેનારો
**હાજી** પું૦ [અ.] હજ કરી આવેલો મુસલમાન
**હા જી** અ૦ જી હા; હા સાહેબ. ૦**હા** સ્ત્રી૦ ખુશામત (૨) અ૦ ભારપૂર્વક હાકાર દર્શાવતો એક ખુશામતિયો ઉદ્ગાર
**હાટ** સ્ત્રી૦; ન૦ [સં. હટ્ટ] દુકાન (૨) ગુજરી
**હાટક** વિ૦ [સં.] સોનાનું; સોનેરી (૨) ન૦ સોનું
**હાટિયું** ન૦ ભીંતમાંનું બારણાવાળું તાકું
**હાડ** ન૦ [દે. હડ્ડ] હાડકું (૨) બાંધો; કાઠું. [૦આવવું = છેક કંટાળી ત્રાસી જવું]. ૦**કી** સ્ત્રી૦ નાનું અને પોચું હાડકું. ૦**કું** ન૦ અસ્થિ [તરછોડવું તે
**હાડછેડ** સ્ત્રી૦ [હટ(-ડે) + છેડ] તિરસ્કાર;
**હાડજ્વર** પું૦ ઝીણો તાવ; જીર્ણજ્વર
**હાડપિંજર** ન૦ શરીરનું હાડકાંનું ખોખું
**હાડમારી** સ્ત્રી૦ [હટે + મારી] તિરસ્કાર; ધુત્કાર (૨) હેરાનગતિ; મુશ્કેલી
**હાડવેર** ન૦ પાકું વેર [જોડનારો વૈદ
**હાડવૈદ(-ઘ)** પું૦ હાડકાં બેસાડનારો કે
**હાડિયો** પું૦ [જુઓ હાડો] કાગડો
**હાડિયોતાવ** પું૦ જુઓ હાડજ્વર
**હાડોહાડ** અ૦ છેક હાડકાં સુધી; હાડકે હાડકે. [૦લાગી જવું = ઊંડી-ભારે લાગણી થવી (ગુસ્સાની)]
**હાડો** પું૦ [સં. આટિ, આટીવિન્] કાગડો

**હાડોહાડ** અ૦ જુઓ હાડેહાડ
**હાણ** સ્ત્રી૦[સં.हानि;પ્રા.हाणि]નુકસાન;હાનિ
**હાતિમ(૦તાઈ)** પું૦ [અ.] એક પ્રખ્યાત સખાવતી આરબ
**હાથ** પું૦ [પ્રા. हत्थ (સં. हस्त)] હસ્ત (૨) કોણીથી વચલી આંગળીના છેડા સુધીની લંબાઈનું માપ(૩) (પત્તાંની રમતમાં)એક ભાગે જિતાયેલો દાવ (૪) રેલવેનું સિગ્નલ (૫) [લા.] હાથનો કસબ(૬)સામેલગીરી મદદ; પ્રેરણા. ઉદા૦ એ કામમાં મારો હાથ નથી (૭)કૃપા; રહેમ.ઉદા૦ તેનાઉપર મારા બન્ને હાથ છે(૮) (રંગવા વગેરેમાં) એકેક વારની એકેક ક્રિયા. ઉદા૦ રંગના બે હાથ દીધા.(૯)લગ્નસંબંધ;પાણિગ્રહણ ઉદા૦ તેના હાથની માગણી કરી (૧૦) સત્તા; તાબો; અખત્યાર; શક્તિ. ઉદા૦ મારા હાથની વાત નથી (૧૧) હાથવાળી બાજુ – પાસું. ઉદા૦ ડાબે હાથે તેનું ઘર છે. **૦કડી** સ્ત્રી૦હાથની બેડી.**૦કંતામણ** ન૦ હાથે કાંતવું તે. **૦કાગળ** પું૦ હાથે બનેલો(યંત્રથી નહિ)કાગળ. **૦કારીગરી** સ્ત્રી૦ હાથની કારીગરી. **૦ગરણું** ન૦ લગ્ન વખતનો વધાવો – રૂપિયા આપે છે તે. **૦ગાડી** સ્ત્રી૦ હાથે ખેંચવાની કે ધકેલવાની ગાડી. **૦ચાલાકી** સ્ત્રી૦હાથની ચાલાકી (જાદુના ખેલમાં). **૦છડ** સ્ત્રી૦ (યંત્રથી નહિ) હાથથી છડવું તે. ઉદા૦ હાથછડના ચોખા
**હાથણી** સ્ત્રી૦ [સં.हस्तिनी; પ્રા. हत्थिणी] હાથીની માદા (૨) પુસ્તો [લા.]
**હાથતાળી** સ્ત્રી૦ હાથની તાળી. [૦**દેવી** = સફાઈથી છટકી જવું (૨) છેતરી જવું]
**હાથધોણું** ન૦ [હાથ + 'ધોવું' ઉપરથી] અતિસાર; ઝાડા
**હાથપ્રત** સ્ત્રી૦ જુઓ હસ્તપ્રત
**હાથરૂમાલ** પું૦ હાથનો રૂમાલ
**હાથલાકડી** સ્ત્રી૦ હાથમાં ઝાલવાની લાકડી (૨) આધાર: ટેકો [લા.]
**હાથવેંત(૦માં)** અ૦ બહુ નજીક; સાવ પાસે; હાથ આવવાની તયારીમાં
**હાથસાળ** સ્ત્રી૦ હાથે ચલાવાતી સાળ
**હાથિણી** સ્ત્રી૦ જુઓ હાથણી
**હાથિયો** પું૦ [પ્રા.हत्थ(સં.हस्त)] ૧૩મું નક્ષત્ર
**હાથી** પું૦ [પ્રા. हत्थि (સં. हस्तिन्)] હસ્તી; ગજ. **૦ખાનું** ન૦ હાથી રાખવાનો તબેલો. **૦દાંત** પું૦ હાથીનો દંતૂશળ. **૦પગું** વિ૦ રોગથી ફૂલેલા પગવાળું (૨) મોટા પગવાળું
**હાથેવાળો** પું૦ [દે. हथलेव] વરકન્યાનો હસ્તમેળાપ
**હાથો** પું૦['હાથ'ઉપરથી]હથિયાર કે ઓજાર જ્યાંથી પકડાય તે ભાગ; મૂઠ કે દસ્તો (૨) સહાય; મદદ (૩) પક્ષ
**હાથોહાથ** અ૦ જેને આપવાનું હોય તેના જ હાથમાં (૨) એકના હાથમાંથી બીજાના હાથમાં એમ; એકબીજાની મદદથી
**હા ના** સ્ત્રી૦ હા ને ના કરવી તે;આનાકાની
**હાનિ** સ્ત્રી૦ [સં.] નુકસાન (૨) પાયમાલી; નાશ. **૦કર, ૦કર્તા(–ર્ત્રી), ૦કારક** વિ૦ [સં.] હાનિ કરનારું; નુકસાનકારક
**હાફકોટ** પું૦ [ઇં.] અડધે સુધી આવતો એક જાતનો કોટ
**હાફિજ** પું૦ [અ.] આખું કુરાન જેને મોઢે હોય એવો માણસ (૨) પું૦ ઈરાનનો એક પ્રખ્યાત કવિ
**હામ** સ્ત્રી૦ હિંમત
**હામી** પું૦ (૨) સ્ત્રી૦[અ.] જામીન;બાંયધરી
**હાય** અ૦ દુ:ખ, ત્રાસ કે અફસોસનો ઉદ્ગાર (૨) સ્ત્રી૦ અંતરના ઊંડા દુ:ખની બદદુવા; શાપ. **૦પીટ** સ્ત્રી૦ હાયપીટ કરવી તે; શેકૂટ. **૦વરાળ** સ્ત્રી૦ શોક; અફસોસ. **૦વોય** સ્ત્રી૦ શોક; અફસોસ; ચિંતા (૨) અ૦ શોકનો એવો ઉદ્ગાર.**૦હાય, ૦હોય** સ્ત્રી૦; અ૦ જુઓ હાયવોય (૨) કૂટવું તે
**હાર** પું૦[સં.]ફૂલની મોટી માળા (૨) ગળામાં પહેરવાનું એવું ઘરેણું [ઓળ; પંક્તિ
**હાર** સ્ત્રી૦ [સં., પ્રા. हारि] પરાજય (૨)
**–હાર** વિ૦ [પ્રા. आरअ (સં. कारक)] 'કરનાર' એ અર્થનો કર્તૃત્વવાચક પ્રત્યય (સરજન-હાર)

**હારક** વિ૦ (૨) પું૦ [સં.] હરનાર
**હારજીત** સ્ત્રી૦ હાર અને છત [હાર
**હારટો** પું૦ મોટો હાર (૨) ખાંડનાં ચકતાંનો
**હારણ** વિ૦ હારેલા મન કે સ્વભાવનું (૨) અધીરું [માન; આદર [લા.]
**હારતોરા** પું૦ બ૦ વ૦ હાર ને તોરા (૨)
**હારબંધ** અ૦ એક હારમાં
**હારવું** અ૦ ક્રિ૦ [જુઓ 'હાર'] સ્ત્રી૦ પરાજિત થવું (૨) કાયર થવું; થાકવું (૩) સ૦ ક્રિ૦ રમતમાં શરત તરીકે મૂકેલી વસ્તુ ગુમાવવી
**હારસિંગાર** ન૦ પારિજાતક
**હારું** વિ૦ જુઓ -હાર
**હારે** અ૦ ['હાર' = પંક્તિ ઉપરથી] ભેડે; સાથે (૨) તુલનામાં
**હારો** પું૦ છ મણનું વજન
**હારોહાર** અ૦ એક હારમાં; હારબંધ
**હાર્દ** ન૦ [સં.] હૃદય (૨) મર્મ; રહસ્ય (૩) ભાવાર્થ. **-ર્દિક** વિ૦ [સં.] ખરા અંતરનું
**હાર્મોનિયમ** ન૦ [ઇં.] એક વિદેશી વાદ્ય
**હાલ** પું૦ બ૦ વ૦ [અ.] દશા; સ્થિતિ (૨) અવદશા (૩) અ૦ હમણાં; અત્યારે
**હાલકડોલક** અ૦ [હાલવું+ડોલવું] ખળભળી ઊઠ્યું હોય એમ; ડગમગતું
**હાલચાલ** સ્ત્રી૦ હાલવું ચાલવું તે; હરફર (૨) રીતભાત
**હાલત** સ્ત્રી૦ [અ.] અવસ્થા; સ્થિતિ (૨) ટેવ
**હાલરડું** ન૦ [જુઓ હાલા] બાળકને ઝુલાવતાં ગવાતું ગીત [ચીજોની માળા
**હાલરું** ન૦ બાળકને નજર ન લાગે એવી
**હાલવું** અ૦ ક્રિ૦ [દે. हल्ल (સં. हल्लन) ઉપરથી] ખસવું; ડોલવું; ચળવું
**હાલવું** અ૦ ક્રિ૦ [દે. हल्ल] જવું; ચાલવું
**હાલહવાલ** પું૦ બ૦ વ૦ ['હાલ' ઉપરથી] દુર્દશા; ખરાબી; પાયમાલી (૨) વિ૦ દુર્દશામાં પડેલું
**હાલા** અ૦ (૨) સ્ત્રી૦ જુઓ હાલો
**હાલીમવાલી** પું૦ હલકા દરજ્જાનો-રૈંછ-પેંછ માણસ
**હાલો** અ૦ [રવ૦] બાળકને હીંચતાં વપરાતો ઉદ્ગાર (૨) પું૦ ખોયું; પારણું (બાળભાષામાં) (૩) હાલરડું
**હાવ** પું૦ ઇચ્છા; હવસ
**હાવ** પું૦ [સં.] શૃંગારયુક્ત ચેષ્ટા કે ચાળો (સ્ત્રીનો). ૦ભાવ પું૦ બ૦ વ૦ શૃંગારયુક્ત ચેષ્ટા; નખરાં
**હાવરુંબાવરું** વિ૦ [હાવ = ઇચ્છા+બાવરું] વ્યાકુળ; ગભરાયેલું; ગાંડા જેવું
**હાવરો** પું૦ [હાવ = ઇચ્છા પરથી] તાવ ગયા પછી ઊઘડતી ભૂખ [ઝાવસોઈ
**હાવસોઈ** (૦ઝાવસોઈ) સ્ત્રી૦ જુઓ
**હાવાં(-વે)** અ૦ [જુઓ હવે] હમણાં [પ.]
**હાશ** અ૦ [રવ૦] જંપ, સંતોષ કે નિવૃત્તિનો ઉદ્ગાર (૨) સ્ત્રી૦ નિરાંત; જંપ; શાંતિ
**હાસ** પું૦ [સં.] હાસ્ય; હસવું તે
**હાસ્તો** અ૦ હા જ તો; જરૂર; હા
**હાસ્ય** ન૦ [સં.] હસવું તે. ૦ચિત્ર ન૦ ટોળ કરવા દોરેલું હાસ્યજનક ચિત્ર; 'કૅરિકેચર'. ૦જનક વિ૦ હાસ્ય ઉપજાવે એવું. ૦રસ પું૦ નવ રસોમાંનો એક (જુઓ રસ). ૦વિનોદ પું૦ હાસ્ય અને વિનોદ. **-સ્યાસ્પદ** વિ૦ [સં.] હસવા યોગ્ય; હસવું આવે એવું
**હાહાકાર** પું૦ [સં.] હા! હા! એવો શોક કે ત્રાસનો ઉદ્ગાર; સર્વત્ર શોક અને ત્રાસની લાગણી ફેલાઈ જવી તે
**હાહાહીહી** સ્ત્રી૦ હાસ્યવિનોદ; ઠઠ્ઠામશ્કરી
**હાહો** સ્ત્રી૦ [રવ૦] હોહા; બુમરાણ (૨) ધામધૂમ; ધમાલ
**હાળી** પું૦ [સં. हालिन्] હળ વડે ખેડનાર; ખેડૂત (૨) ખેતીકામમાં મદદગાર નોકર
**હાં** (૦) અ૦ [રવ૦; જુઓ 'હા'] ભાર, અનુરોધ કે વિનવણીનો ઉદ્ગાર. ઉદા૦ તમે એમ કરજો, હાં (૨) ચાલુ વાતમાં વચ્ચે વચ્ચે હોંકારો દેવાનો ઉદ્ગાર (૩) સામો હોકારો-પડકાર કરવાનો ઉદ્ગાર (૪) + હા; હકારસૂચક ઉદ્ગાર. ૦ઉં અ૦ હાં; બસ
**હાંક** (૦) સ્ત્રી૦ બોલાવવા માટેની બૂમ

**હાંકવું** (૦) સ૦ક્રિ૦ [જુઓ હાંકલું] પશુ, વાહન, વહાણ, ગાડી વગેરેને ઇચ્છિત માર્ગે ચલાવવું (૨) ગપ મારવી [લા.]

**હાંકારો** (૦) પું૦ હાં એવો અવાજ

**હાંકે** અ૦ હાં ૧ જુઓ (તે ભાવ સવિશેષ બતાવે છે.)

**હાંકેડુ** (૦) પું૦ હાંકનારો; ગાડીત

**હાંજા ગગડી જવા** રૂ૦પ્ર૦ નાહિંમત થઈ જવું; ઢીલા થઈ જવું

**હાં જી** (૦) અ૦ + હાજી; માન સાથે જવાબ દેવાનો એક ઉદ્ગાર

**હાંડલી** (૦) સ્ત્રી૦ [જુઓ હાંડી] નાનું હાંડલું; હાંલ્લી. **-લું** ન૦ પહોળા મોંનું માટીનું એક વાસણ

**હાંડવો** પું૦ ['હાંડી' ઉપરથી] એક વાની

**હાંડી** (૦) સ્ત્રી૦ [સં. हंडिका, हाडिका] હાંલ્લી (૨) ધાતુનું તેવું વાસણ (૩) લટકતો દીવો મૂકવાનું કાચનું વાસણ. **-ડો** પું૦ મોટો દેગડો

**હાંડો** પું૦ હાંડવો; એક વાની

**હાંફ** (૦) પું૦; સ્ત્રી૦, **૦ણ** [સં. हाफिका] ઉતાવળો શ્વાસ ચાલવો તે (૨) તેથી થતી છાતીની રૂંધામણ; અમૂંઝણ. **૦વું** અ૦ક્રિ૦ હાંફ ચડવી. **૦ળું** વિ૦ વ્યાકુળ; બાવરું. **૦ળું ફાંફળું** વિ૦ ગભરાયેલું; બેબાકળું; બાવરું [પ્રારંભિક ઉદ્ગાર

**હાંરે** અ૦ કેટલાંક ગીતમાં હુલાવનારો

**હાંલ્લી** (૦) સ્ત્રી૦, **-લ્લું** ન૦ જુઓ હાંડલી -લું. [**હાંલ્લાં કુસ્તી કરે** (ઘરમાં) = અત્યંત ગરીબાઈ હોવી. **હાંલ્લાં ખખડવાં** = બોલાચાલી – તકરાર થવી]

**હાંસડી** (૦) સ્ત્રી૦ [સં. अंस ઉપરથી] ગળા આગળનું એક હાડકું (૨) ગળાનું એક ઘરેણું

**હાંસ(-સિ)લ** (૦) વિ૦ [અ. हासिल] મળેલું; પ્રાપ્ત (૨) ન૦ દાણ; જકાત; કર (૩) ફાયદો; લાભ (૪) ઉત્પન્ન; પેદાશ (૫) પરિણામ

**હાંસિયો** (૦) પું૦ [અ. हाशियाह] કાગળની કોરી રખાતી, સામાન્યતઃ ડાબા હાથ પરની પટ્ટી

**હાંસી** (૦) સ્ત્રી૦ [સં. हास ઉપરથી] મજાક; મશ્કરી (૨) ફજેતી. **૦ખેલ** પું૦ મજાક માટે કરેલું કે ખેલ જેવું કામ; મશ્કરી

**હિ** અ૦ [સં.] જ [પ.] [હિકમતવાળું

**હિકમત** સ્ત્રી૦ [અ.] યુક્તિ; કરામત. **-તી** વિ૦

**હિકરાણ** ન૦ [સર૦ દે. हिक्किअ] કકલાણ; શોકકળ (૨) ઘોંઘાટ; બુમરાણ

**હિક્કળ** ન૦ વરસાદથી થતી અતિશય ઠંડી

**હિક્કા** સ્ત્રી૦ [સં.] હેડકી

**હિચકારું** વિ૦ [જુઓ હીચકારું] કાયર, બાયલું (૨) અધમ; નીચ; હીન

**હિચકાવવું** સ૦ ક્રિ૦ 'હીચકવું'નું પ્રેરક

**હિચાવવું** સ૦ ક્રિ૦ **હિચાવું** અ૦ ક્રિ૦ 'હીચવું'નું અનુક્રમે પ્રેરક ને ભાવે

**હિજરત** સ્ત્રી૦ [અ.] વતનથી છૂટા પડવું કે વતન છોડવું તે. **-તી** વિ૦ હિજરત કરનારું

**હિજરાવવું** સ૦ ક્રિ૦ 'હિજરાવું'નું પ્રેરક

**હિજરાવું** અ૦ ક્રિ૦ [અ. हिज्र = જુદાઈ ઉપરથી] ઝૂરવું; બળ્યા કરવું

**હિજરી** વિ૦ (૨) પું૦ [અ.] મહમદ પેગંબર મક્કા છોડી મદીને ગયા ત્યારથી ગણાતો સંવત

**હિડિંબા** સ્ત્રી૦ [સં.] ભીમની રાક્ષસ પત્ની

**હિત** ન૦[સં.] કલ્યાણ; શ્રેય (૨) લાભ; ફાયદો. **૦કર, ૦કર્તા(-ર્ત્તા), ૦કારક** વિ૦ (૨) પું૦ [સં.] હિત કરે તેવું. **૦કારિતા** સ્ત્રી૦ હિત કરવાપણું. **૦કારી** વિ૦ [સં.] હિત કરનાર. **૦ચિંતક** વિ૦ (૨) પું૦ હિત ઇચ્છનાર તે. **૦શત્રુ** પું૦ મૂર્ખતાથી હિત કરવા જતાં પરિણામે હાનિ કરનાર મિત્ર (૨) હિતમાં આડે આવનાર. **૦સંબંધ** પું૦ ભલું (૨) સ્વાર્થ. **૦સ્વી** વિ૦ [હિતૈષી ઉપરથી] હિતેચ્છુ. **-તાર્થ-(-ર્થે)** અ૦ [+ अर्थ] હિત માટે. **-તાવહ** વિ૦ [+સં. आवह] હિતકારક; શ્રેયસ્કર. **-તાહિત** ન૦[+अहित] હિત અને અહિત. **-તુ** [સર૦ हिं.], **-તેચ્છુ** [સં.] વિ૦ હિત ઇચ્છનાર. **-તેશરી** વિ૦ જુઓ હિતૈષી. **-તૈષિણી** વિ૦ સ્ત્રી૦ [સં.] હિતૈષી (સ્ત્રી).

-તૈષી વિ૦ [સં.] હિતેચ્છુ. -તોપદેશ પું૦ [સં.] હિતની શિખામણ (૨) એક જાણીતો સંસ્કૃત ગ્રંથ
હિના સ્ત્રી૦ [ફા.] મેંદી. -નો પું૦ મેંદી
હિફાજત સ્ત્રી૦ [અ.] જાળવણી; સંભાળ
હિબ્રૂ સ્ત્રી૦ [ઇં.] યહૂદીઓની મૂળ ભાષા
હિમ ન૦ [સં.] બરફ (૨) ઘણો સખત ઠાર (૩) અતિશય ઠંડી. ૦કણ પું૦ હિમનો કણ; 'ફ્લેક'. ૦ગિરિ પું૦[સં.] હિમાલય. ૦પ્રદેશ પું૦ શીતકટિબંધમાં આવેલો કે એના જેવી આબોહવાવાળો પ્રદેશ. -માચલ પું૦ [સં.] હિમાલય. -માચલ પ્રદેશ પું૦ હિમાલયની તળેટીમાં આવેલાં રાજ્યોનો સમૂહ. -માચળ પું૦ હિમાચલ
હિમાયત સ્ત્રી૦ [અ.]પક્ષ લેવો તે; તરફદારી (૨) સમર્થન કરવું તે. -તી વિ૦(૨) પું૦ હિમાયત કરનાર
હિમાલય પું૦ [સં.] હિંદુસ્તાનની ઉત્તરે આવેલો પ્રસિદ્ધ પર્વત
હિમાળું વિ૦હિમવાળું;હિમ જેવું ઠંડું.-ળો પું૦ [સં. हिमालय] હિમાલય. [હિમાળો ગાળવો = હિમાલય ઉપર ચડીને બરફમાં દેહ પાડવો.]
હિમાંશુ પું૦ [સં.] ચંદ્ર [બનેલું
હિરણ્મય વિ૦ [સં.] સુવર્ણમય; સોનાનું
હિરણ્ય ન૦[સં.] સોનું. ૦કશિપુ પું૦[સં.] પ્રહ્લાદનો પિતા. ૦ગર્ભ પું૦ [સં.] બ્રહ્મા (૨) વિષ્ણુ (૩) સૂક્ષ્મશરીરયુક્ત આત્મા. ૦મય વિ૦ જુઓ હિરણ્મય. -ણ્યાક્ષ [સં.] પું૦ હિરણ્યકશિપુનો ભાઈ
હિલચાલ સ્ત્રી૦ હાલવું ચાલવું તે(૨) પ્રવૃત્તિ; ચળવળ
હિલાગો પું૦ મજબૂત પ્રયત્ન (૨) બંડ
હિલાવવું સ૦ ક્રિ૦, હિલાવું અ૦ ક્રિ૦ 'હીલવું'નું પ્રેરક ને ભાવે [હીંચોળવું
હિલોળવું સ૦ ક્રિ૦ હિલોળે ચડાવવું; ખૂબ
હિલોળો પું૦ [જુઓ હિલ્લોલ] તરંગનો ઉછાળો(૨)હીંચવામાં તેવો લાંબો ઝોલો (૩) ગમ્મત; ખુશાલી
હિલ્લોલ પું૦ [સં.], -ળ મોજું; તરંગ (૨) મનનો તરંગ. ૦વું સ૦ ક્રિ૦ હિલ્લોળે ચડાવવું
હિશ્શી અ૦ [રવ૦] ઊંચકીને જોરથી નીચે ફેંકતી વખતે કરાતો ઉદ્ગાર
હિસાબ પું૦ [અ.] ગણના; ગણતરી (૨) દાખલો [ગ.] (૩) લેણદેણ; આવકખર્ચ વગેરેની ગણતરી કે તેનું નામું (૪) લેખું; વિસાત (૫) રીત; ઢંગ; મર્યાદા; નિયમ. ૦કિતાબ પું૦ લેવડદેવડના ચોપડા (૨) લેણદેણનો હિસાબ. ૦નીશ (-સ) પું૦ હિસાબ રાખનાર. -બી વિ૦ હિસાબને લગતું (૨) હિસાબ રાખનારું; હિસાબ રાખવામાં કે કરવામાં કુશળ (૩) ગણીને નક્કી કરેલું; ચોક્કસ (૪) હિસાબ રાખનારો મહેતો. -બે અ૦ હિસાબથી જોતાં કે ગણતાં (૨) રીતે; ગણતરીથી
હિસારવ [સં.], હિસારો પું૦ એવો અવાજ (ગાય કે ઘોડાનો)
હિસાવવું સ૦ક્રિ૦ 'હીસવું'નું પ્રેરક
હિસ્ટીરિયા પું૦ [ઇં.] મૂર્છા આણતો વાયુનો એક રોગ
હિસ્સેદાર વિ૦ ભાગીદાર
હિસ્સો પું૦[અ.] ભાગ; ફાળો [વઘારણી
હિંગ સ્ત્રી૦ એક ઝાડનો ઉગ્ર વાસવાળો રસ;
હિંગળો(૦ક) પું૦ [સં. हिंगुल; પ્રા. हिंगुल] ગંધક અને પારાની મેળવણીવાળો એક એક લાલ પદાર્થ. ૦કિયું ન૦ હિંગળોક રાખવાની દાબડી (૨) વિ૦ હિંગળોકના રંગનું
હિંગાષ્ટક ન૦ [हिंग+अष्टक] હિંગ વગેરે આઠ વસ્તુઓનું ચૂર્ણ
હિંગુ પું૦; ન૦ [સં.] હિંગ
હિંગોરું ન૦, -રો પું૦ [સં. इंगुदी] એક ફળ
હિંડોલ(-ળ) પું૦ [પ્રા (સં. हिंदोल)] જુઓ હિંદોલ.-ળાખાટ સ્ત્રી૦ ખાટલાનો હિંડોળો
હિંડોળો પું૦[પ્રા.हिंदोलय]કઠેરાવાળો મોટો હીંચકો; ઝૂલો
હિંદ પું૦;સ્ત્રી૦;ન૦[ફા. (સં. सिंधु; सप्तसिंधु)] હિંદુસ્તાન. ૦વાણી સ્ત્રી૦ હિંદુસ્તાનની

કે હિંદુ સ્ત્રી. ૦વી વિ૦ [ફા.] હિંદનું, –ને લગતું. –દી વિ૦ હિંદનું (૨) સ્ત્રી૦ ઉત્તર હિંદુસ્તાનમાં બોલાતી એક ભાષા (૩) હિંદની રાષ્ટ્રભાષા (૪) પું૦ હિંદનો વતની. –દી-હિંદુસ્તાની સ્ત્રી૦ હિંદની રાષ્ટ્રભાષા. –દુ વિ૦ (૨) પું૦ [હિંદ ઉપરથી; સં., દે.] હિંદુ ધર્મનો અનુયાયી. –દુત્વ ન૦. –દુસ્તાન પું૦; ન૦ [ફા.] ભારતવર્ષ. –દુસ્તાની વિ૦ હિંદુસ્તાનનું, –ને લગતું (૨) પું૦ ઉત્તર હિંદનો રહેવાસી (૩) સ્ત્રી૦ જુઓ હિંદી-હિંદુસ્તાની. –દુસ્થાન પું૦; ન૦ જુઓ હિંદુસ્તાન

હિંદોલ પું૦ [સં.] હીંચકો; હિંડોળો (૨) હિંડોળ; એક રાગ. –ળવું સ૦ ક્રિ૦ હિંદોળા કે પારણામાં ઝુલાવવું

હિંમત સ્ત્રી૦ [અ.] બહાદુરી. ૦બાજ, ૦વાન વિ૦ બહાદુર

હિંસક વિ૦ [સં.] હિંસા કરનારું

હિંસા સ્ત્રી૦ [સં.] કોઈ પણ જીવને હણવો કે પીડવો તે. ૦ત્મક વિ૦ [સં.] હિંસાયુક્ત; હિંસાવાળું. –સ્ર વિ૦ [સં.] હિંસક; ઘાતક; ક્રૂર

હીક સ્ત્રી૦ [સં. हिक्का] હેડકી; વાધણી (૨) સણકો; શૂળ (૩) તાકીદ; ઉતાવળ (૪) દમ

હીકળ ન૦ જુઓ હિક્કળ

હીકા સ્ત્રી૦ જુઓ હિક્કા (૨) તાણ; આચકા (મરતી વેળાના) [હીંચકો

હીચ સ્ત્રી૦ [હીચવું પરથી] હીચવાની ક્રિયા;

હીચકવું અ૦ક્રિ૦ જુઓ હીંચકવું

હીચકારું વિ૦ [ગ્રા.] જુઓ હિચકારું

હીચકાવું અ૦ક્રિ૦ 'હીચકવું'નું ભાવે (૨) ટિચાવું

હીચવું અ૦ક્રિ૦ જુઓ હીંચવું (૨) ગિલ્લીદંડામાં મોઈ ગણી પર ગોઠવી તેને દંડાને છેડેથી ઉડાડવી; હીલવું

હીજડો પું૦ [અ. हीज] નપુંસક; રાંડવો

હીટર પું૦[ઇં.] હવા ઇ૦ ગરમ કરવાનું સાધન

હીણ વિ૦ [પ્રા. (સં. हीन)] અધમ; નીચ (૨) હલકું; ઊતરતું (૩) ભેગવાળું (૪) વગરનું; વિનાનું; ઓછું; કમ. ૦પત(–ત) સ્ત્રી૦; ન૦ હીણપણું; હલકાઈ; લાંછન. –ણું વિ૦ જુઓ હીણ

હીન વિ૦ [સં.] તજી દીધેલું (૨) વગરનું; વિનાનું (સમાસમાં). ઉદા૦ શક્તિહીન. (૩) જુઓ હીણું. ૦તા સ્ત્રી૦. ૦યાન પું૦ બૌદ્ધધર્મનો એક સંપ્રદાય (બીજો તે મહાયાન)

હીબકવું અ૦ક્રિ૦ [જુઓ હેબક] હબકવું (૨) [જુઓ હીબકું] ડૂસકાં ખાવાં

હીબકું ન૦ ડૂસકું

હીમજ સ્ત્રી૦ નાની હરડે

હીર ન૦ રેશમ (૨) તેજ; કાંતિ (૩) સત્ત્વ; દૈવત

હીરક પું૦ [સં.] હીરો. ૦મહોત્સવ પું૦ ૬૦ વર્ષ પૂરાં થયાની ખુશાલીમાં કરવામાં આવતો મહોત્સવ

હીરકોરી વિ૦ રેશમી કિનારવાળું

હીરાકણી સ્ત્રી૦ હીરાની કણી-કરચ

હીરાકશી(–સી) સ્ત્રી૦ [સં. कासीस] શાહી, રંગ, દવા વગેરેમાં વપરાતો એક પદાર્થ; લોહનો સલ્ફેટ

હીરાકંઠી સ્ત્રી૦ પાસાદાર મણકાની કંઠી

હીરાગળ વિ૦ [હીર ઉપરથી] રેશમી

હીરો પું૦ [સં. हीर, ૦क] એક કીમતી પથ્થર; ધોળા રંગનું રત્ન

હીલવવું સ૦ક્રિ૦ હીલે એમ કરવું; હિલાવવું

હીલવું અ૦ક્રિ૦ [જુઓ હાલવું] ડોલવું (૨) જુઓ હીચવું (૨)

હીસવું અ૦ ક્રિ૦ હસવું [પ.]

હીહી અ૦ [સં.; રવ૦] હસવાનો અવાજ

હીંચકવું અ૦ક્રિ૦ હીંચકો ખાવો

હીંચકો પું૦ હીંચવા માટે ટંગાવેલું સાધન (૨) તેનું કે તેવું આંદોલન – ઝોલો

હીંચવું અ૦ ક્રિ૦ [સર૦ દે. हिंचिअ=એક પગથી ઝૂલતા ચાલવું તે] ઝોલો ખાવો; હીંચકો ખાવો (હીંચાવવું)

હીંચોળવું સ૦ ક્રિ૦ [હીંચવું ઉપરથી] ઝુલાવવું; હીંચકા નાંખવા

હીંચોળાખાટ સ્ત્રી૦ હિંડોળાખાટ

**હીંડછા** સ્ત્રી૦ હીંડવાની રીત; ચાલ
**હીંડવું** અ૦ક્રિ૦ [સં. हिण्ड्; પ્રા. हिंड] ચાલવું
**હીંડાડ(-વ)વું** સ૦ક્રિ૦ 'હીંડવું'નું પ્રેરક
**હીંડાવું** અ૦ ક્રિ૦ 'હીંડવું'નું ભાવે
**હીંડોલ(-ળો,-ળા)ખાટ** જુઓ હિંડોળ, -ળાખાટ
**હીંયાં** અ૦ જુઓ અહીંયાં; હ્યાં [પ.]
**હીંસારવ** પું૦જુઓ હિંસારવ. **-વું** અ૦ક્રિ૦ હિંસારવ કરવો
**હુઓ(-વો)** [પ્રા. हुअ (સં. भूत)] હવો; થયો('હોવું'નું ભૂ૦કા૦નું કાલગ્રસ્ત રૂપ)[પ.]
**હુકમ** પું૦ [અ. हुक्म] આજ્ઞા; ફરમાન (૨) (પ્રાયઃ બ૦ વ૦માં)ગંજીફાની એક રમતમાં અમુક ભાતનાં પાન ઊંચાં ગણવાં તે કે તે પાન; સર. **૦નામું** ન૦ કોર્ટનો લેખી ચુકાદો. **૦સર** પું૦ હુકમ ૨ જુઓ
**હુક્કાપાણી** ન૦ બ૦ વ૦ હુક્કોપાણી વગેરે પીવાં તે (૨) એકઠલીઠકનો કે સામાજિક સંબંધ [લા.]
**હુક્કો** પું૦[અ. हुक्का]તમાકુ પીવાનું એક સાધન
**હુડુડુ** અ૦[રવ૦] ધસારો કે પડાપડીનો રવ
**હુત** વિ૦ [સં.] હોમેલું; બલિરૂપ આપેલું (૨) ન૦ બલિ. **૦દ્રવ્ય** ન૦ હોમવાની વસ્તુ; બલિ. **૦ભુજ્, ૦વહ** પું૦ [સં.] અગ્નિ. **-તાત્મા** પું૦ [+આત્મા] શહીદ; હુત થયેલો માણસ. **-તાશ(૦ન)** પું૦ [સં.] અગ્નિ. **-તાશની** સ્ત્રી૦ [સં.] હોળી
**હુતુતુતુ** ન૦ [રવ૦] એક રમત
**હુન્નર** પું૦ [અ. हुन्नर] કારીગરી; કસબ. **૦ઉદ્યોગ** પું૦ હુન્નર અને ઉદ્યોગ. **૦શાળા** સ્ત્રી૦ હુન્નર શીખવાની શાળા. કળાભવન
**હુમલાખોર** વિ૦હુમલો કરવાની આદતવાળું
**હુમલો** પું૦ [અ. हम्ला] આક્રમણ; ધસારો
**હુરિયો** પું૦;સ્ત્રી૦ [રવ૦; સર૦ ફં. हुर्राह] ફજેતો; બવાડો (૨) મજાક ઉડાવવી તે (૩)અ૦ઉશ્કેરણીનો, મજાક કે તુચ્છકારનો એવો ઉદ્ગાર
**હુલરાવવું** સ૦ક્રિ૦[જુઓ હુલાવવું; અથવા સર૦ દે. हिल्लूरी=મોજું;તરંગ]હિલોળવું; (બાળકને) ઉછાળીને રમાડવું; લડાવવું
**હુલામણ** ન૦ હુલરાવવું તે. **-ણું** ન૦ હુલામણ (૨) વિ૦ લાડમાં પાડેલું (નામ)
**હુલામો** પું૦ ઉછાળો (૨) ધમાલ [લા.]
**હુલાવવું** સ૦ક્રિ૦[પ્રા. हुल्ल (સં. फुल्ल)]જુઓ હુલરાવવું (૨) ફંગોળવું(૩)ડુલાવવું; ચારે કોર ફેરવવું (૪) 'હુલાવું,' 'હુલવું'નું પ્રેરક (૫) ખોસી દેવું; ભોંકવું
**હુલાવું** સ૦ક્રિ૦ જુઓ હુલાવવું. ઉદા૦ 'હું તો હુલાવું મારા ભાઈને'
**હુલ્લડ** ન૦ હલ્લો; તોફાન; બખેડો; બંડ. **૦ખોર** વિ૦ (૨) પું૦ બંડખોર; તોફાની
**હુવો** જુઓ હુઓ; હવો [પ.]
**હુસહુસ** અ૦ [રવ૦] ઉતાવળમાં (૨)કરડવા, કૂતરાને ઉશ્કેરવાનો ઉદ્ગાર
**હુસેન** પું૦ [અ. हुसैन] જેમને નિમિત્તે તાબૂત નીકળે છે તે ભાઈઓમાંનો એક (બીજો હસન)
**હુસ્ન** ન૦ [અ.] સૂરત; કાંતિ (૨) ખૂબસૂરતી
**હું**(૦) સ૦[સં. अहम्] (પ્રથમ પુરુષ એ૦વ૦). **૦પણું** ન૦ અહંતા; અભિમાન. **૦પદ(-દું)** ન૦ અભિમાન; અહંકાર
**હું** અ૦ [પ્રા. हुं (સં. हुम्)] ખોંખારો, ગુસ્સો, વિરોધ, ગર્જના ઇ૦નો ઉદ્ગાર. **૦કાર(-રો)**(૦) પું૦ [સં. हुंकार] 'હા, સાંભળું છું' એવા અર્થનો ઉદ્ગાર; હોંકારો (૨) ખોંખારીને બોલવું તે; હોકારો (૩) 'હું' એવો અવાજ; સિંહનાદ
**હુંસાતુંસ(-શી,-સી)**(૦.૦) સ્ત્રી૦ [સર૦ દે. हिल्लोहिला=ચડસાચડસી (હું અને તું વચ્ચે) સ્પર્ધા; ચડસાચડસી; રકઝક; ખેંચાખેંચી
**હૂક** પું૦ [ઈ.] આંકડો; છેડેથી વાળેલો ખીલો
**હૂકડી** સ્ત્રી૦ નાનો હૂક
**હૂકાહૂક** સ્ત્રી૦ [રવ૦] વાંદરાના હોકારા
**હૂકો** પું૦ જુઓ હુક્કો
**હૂડ** અ૦ [રવ૦] તિરસ્કારનો એવો ઉદ્ગાર
**હૂડહૂડ** અ૦ [રવ૦] ઉતાવળ કે ઝપાટાબંધ ગતિ સૂચવતો રવ [મોજું
**હૂણ** પું૦ [સં.] એક પ્રાચીન મોંગોલ જાતિનો

**હૂપ** અ૦ [રવ૦] વાંદરાનો એવો અવાજ (૨) પું૦ બૂઢ્ઢો;મોટો વાંદરો(બાળભાષામાં). **–પાહૂપ** અ૦ વાંદરાના હોકાર
**હૂબહૂ** વિ૦ [અ.] તાદૃશ; આબેહૂબ
**હૂરી** સ્ત્રી૦ [फा.] સ્વર્ગની સુંદરી; અપ્સરા
**હૂલકું** ન૦ ઓચિંતો ગભરાટ
**હૂલવવું** સ૦ ક્રિ૦ જુઓ હુલરાવવું
**હૂલવું** અ૦ક્રિ૦ [જુઓ હુલાવવું] જુઓ ઊલવું (૨) આનંદમાં આવવું
**હૂંછી** વિ૦ તોફાની (૨) અપશુકનિયાળ. **૦ઘોડો** પું૦ હૂંછી–તોફાની ઘોડો (૨) અપશુકનિયાળ માણસ
**હૂંડિયામણ** ન૦ હૂંડીના વટાવનો દર
**હૂંડી** સ્ત્રી૦ [सं. हुंडी] દેશપરદેશમાં નાણાંની આપલે કરવા માટે ચલાવવામાં આવતી શાહુકારી ચિઠ્ઠી
**હૂંઠલ** સ્ત્રી૦ [જુઓ સૂંઠલ] સહિયારું
**હૂંફ** સ્ત્રી૦ ગરમાવો (૨) સહાયતા; આશ્રય [લા.]. **–ફાવું** અ૦ ક્રિ૦ હૂંફ વળવી. **–ફાળ(–ળું)** વિ૦ હૂંફવાળું
**હૂંશ** સ્ત્રી૦ [જુઓ હોંશ]+ઉમંગ; ઉત્સાહ (૨) હોંશ; જોર
**હૃત** વિ૦ [सं.] હરાયેલું; છીનવી લીધેલું
**હૃદ** ન૦ [सं.] હૃદય
**હૃદય** ન૦ [सं.] જ્યાંથી લોહી શરીરમાં ધકેલાય છે તે અવયવ (૨) [લા.] છાતી (૩) દિલ; હૈયું; અંતઃકરણ (૪) કોમળ ભાવો કે લાગણી–પ્રેમ, દયા, સમભાવ વગેરે (૫) મર્મ; રહસ્ય. **૦પલટો** પું૦ દિલનું – આંતરિક લાગણીઓનું કે હૃદય-કોણનું બદલાવું તે. **૦ભેદક, ૦ભેદી** વિ૦ હૃદયને ભેદી નાખે તેવું; હૃદય ઉપર ખૂબ અસર કરે તેવું. **૦મંથન** ન૦ હૃદયમાં થતું મંથન. **૦શૂન્ય** વિ૦ લાગણી વિનાનું. **૦સ્પર્શી** વિ૦ હૃદય ઉપર અસર કરે તેવું. **–યંગમ** વિ૦ [सं.] હૃદયસ્પર્શી. **–યાફાટ** અ૦ જુઓ હૈયાફાટ. **–યેશ-(–શ્વર)** પું૦ [सं.] પ્રીતમ (૨) સ્વામી; પતિ. **–યેશ્વરી** સ્ત્રી૦[सं.] પ્રિયા; વહાલી સ્ત્રી (૨) પત્ની
**હૃદિયું, હૃદે** ન૦ + જુઓ હૃદય
**હૃદ્દ્ગત** વિ૦ [सं.] હૃદયમાં રહેલું; આંતરિક (૨) ન૦ આંતરિક વિચાર કે ભાવ
**હૃદ્ય** વિ૦ [सं.] પ્રિય; ગમે તેવું; ગમતું
**હૃષીકેશ** પું૦ [सं.] શ્રીકૃષ્ણ (૨) વિષ્ણુ
**હૃષ્ટ** વિ૦ [सं.] ખુશ, પ્રસન્ન. **૦પુષ્ટ** વિ૦ (શરીરે) ખૂબ જાડું [હિંમત
**હે** (હે) સ્ત્રી૦ [दे. सह = સહાયક] ધીરજ;
**હે** અ૦ [सं.] સંબોધન કરવાનો ઉદ્ગાર
**હેજ** પું૦ ભેજ; ભીનાશ (૨) હેત; ઉમળકો
**હેટ** સ્ત્રી૦ [इं.] વિલાયતી ટોપી
**હેઠ** અ૦ [प्रा. हेट्ठ] નીચે; હેઠે. **૦ળું** વિ૦ હેઠળનું; તળેનું. **૦ળ** અ૦ નીચે; તળે.**–ઠું** વિ૦ હલકું નીચું (૨) અ૦ હેઠે; નીચે. **–ઠે** અ૦ જુઓ હેઠ
**હેડ** સ્ત્રી૦ [सं. हडि] ગુનેગારનો પગ જકડી રાખવાને કરેલું મોટું ભારે લાકડું (૨) જેલ; કેદ [લા.] (૩) તોફાની ગાયભેંસના ગળામાં પગ વચ્ચે રહે એમ બંધાતું લાંબું લાકડું; ડેરો (૪) ટેવ; –ના વગર ન ચાલે તેવું થઈ જવું
**હેડ** વિ૦ [इं.] મુખ્ય; ઉપરી. **૦ઑફિસ** સ્ત્રી૦ [इं.] મુખ્ય કે વડી કચેરી, કાર્યાલય
**હેડકી** સ્ત્રી૦ [सं. हिक्का] ભારે શ્વાસનું ડચકું (૨) વાધણી
**હેડકૉન્સ્ટેબલ** પું૦ [इं.] પોલીસટુકડીનો વડો; જમાદાર [કારકુન
**હેડક્લાર્ક** પું૦ [इं.] વડો કારકુન અવલ-
**હેડબેડી** સ્ત્રી૦ હેડ અને બેડી(૨)અંકુશ[લા.]
**હેડમાસ્તર** પું૦ [इं. हेडमास्टर] વડો–મુખ્ય શિક્ષક
**હેડંબા** સ્ત્રી૦ જુઓ હિડિંબા
**હેડો** પું૦ અતિશય પ્યાર; આસક્તિ
**હેત** ન૦ [प्रा.हितअ (सं.हृदय) ઉપરથી] પ્રીતિ; ભાવ; સ્નેહ. **૦પ્રીત** સ્ત્રી૦ વહાલ; કૃપા. **–તાળ (–ળુ)** વિ૦ હેતવાળું; માયાળુ
**હેતુ** પું૦ [सं.] ઉદ્દેશ; આશય (૨) સબબ; કારણ (૩) પંચાવયવ વાક્યમાં સબબ બતાવનારું કથન કે વાક્ય [ન્યા.]

**હેત્વાભાસ** પું૦ [સં.] દુષ્ટ-ખોટો હેતુ; હેતુનો આભાસ [ન્યા.]

**હેન્ડલ** પું૦ [ઇં.] હાથો; દસ્તો

**હેબક** (હે) સ્ત્રી૦ [અ. હૈબત] હબક; ધાસ્તી. ૦(-કા)વું અ૦ક્રિ૦ જુઓ હબકવું. **-ત** સ્ત્રી૦ જુઓ હેબક. **-તાવું** જુઓ હેબકાવું

**હેબિયેસ કોર્પસ** ન૦ [લૅટિન; ઇં.] કેદીને બરોબર કાયદેસર પકડયો છે કે કેમ, તેની તપાસ કરવાને માટે, અદાલત કેદીને પોતાની રૂબરૂ હાજર કરવા હુકમ કાઢે છે તે

**હેમ** ન૦ [સં] સોનું [સહીસલામત

**હેમખે(-ખે)મ** વિ૦[ક્ષેમનો દ્વિર્ભાવ]કુશળ;

**હેમગિરિ** પું૦ [સં.] મેરુ

**હેમચંદ્ર** પું૦ [સં.] એક પ્રસિદ્ધ જૈન આચાર્ય

**હેમંત** સ્ત્રી૦ [સં.] માગશર ને પોષ મહિનાની ઋતુ

**હેય** વિ૦ [સં.] ત્યાજ્ય. ૦તા સ્ત્રી૦

**હેરત** (હે) સ્ત્રી૦ [અ.] નવાઈ; આશ્ચર્ય

**હેરફેર** વિ૦[ફેરનો દ્વિર્ભાવ]બદલેલું; ફેરફારવાળું (૨) અદલાબદલી થયેલું (૨) પું૦ હેરફેર થવું તે (૩) તફાવત; ફેર; ફરક

**હેરવું** સ૦ક્રિ૦ [દે. હેર] ધારીને કે છૂપી રીતે જોવું; નિહાળવું

**હેરાન** (હે) વિ૦ [અ.] હેરાનગતિ પામેલું કંટાળેલું. ૦ગત(-તિ) સ્ત્રી૦મુશ્કેલી; પીડા

**હેરિયું** ન૦ [હેરવું ઉપરથી] છાનુંમાનું જોવું તે (૨) બાકામાંથી પડતું સૂર્યનું કિરણ

**હેરોફેરો** પું૦ [ફેરાનો દ્વિર્ભાવ] આંટાફેરો; જવું આવવું તે (૨) ફેરાફાંટો ખાવા જેવું થોડું કામકાજ

**હેલ** સ્ત્રી૦ બોજો; ભાર (૨) વેચવા સારુ ગાડામાં ભરેલાં લાકડાં છાણાં વગેરે કે તેવું ગાડું (૩) માથે લીધેલું કે લેવાનું બેડું

**હેલકરી** પું૦ [ફા. હર્કારહ] મજૂર; વેતરો

**હેલના** સ્ત્રી૦ [સં.] અવહેલના; તિરસ્કાર; તરછોડવું તે

**હેલા** સ્ત્રી૦ [સં.]ખેલ, ક્રીડા(૨)રતિક્રીડા(૩) તીવ્ર સંભોગેચ્છા(૪)તે વ્યક્ત કરતી ચેષ્ટા

**હેલારો** પું૦ [જુઓ હેલો] ધક્કો

**હેલી** સ્ત્રી૦ [દે. અવાલિ] સતત વરસાદ

**હેલો(-લ્લો)** પું૦ [સર૦ દે. હ્લા] હેલારો; આંચકો; ધક્કો

**હેવાતણ(-ન)** (હે) ન૦ સૌભાગ્યાવસ્થા

**હેવાન** (હે) વિ૦ [અ.] ઢોર જેવું (૨) ન૦ પશુ;ઢોર. **-નિયત** સ્ત્રી૦પશુપણું;પાશવતા

**હેવાલ** (હે) પું૦ [જુઓ અહેવાલ] વૃત્તાંત

**હેવાવું** (હે) અ૦ ક્રિ૦ મહાવરો થવો

**હેષારવ** પું૦ [સં.] ઘોડાનો હણહણાટ

**હેસિયત** (હે) સ્ત્રી૦ [અ. હૈસિય્યત] સામર્થ્ય; શક્તિ

**હેળવવું** સ૦ ક્રિ૦ હળે એમ કરવું

**હેં** (હેં૦) અ૦ [રવ૦] એં; વિસ્મય, ધમકી વગેરે બતાવનારો ઉદ્ગાર (૨) ફરીથી કે રહીને પ્રશ્ન કરતી વેળાનો ઉદ્ગાર. ઉદા૦ હેં, શાસ્ત્રની વાત સાચી? હેં, શું કહ્યું?

**હૈડિયાવેરો** સ્ત્રી૦ મુસલમાની રાજનો એક કર [તરતો દેખાતો ભાગ

**હૈડિયો** પું૦ ગળાની ઘાંટી; ગળાનો બહાર

**હૈડું** ન૦ જુઓ હૈયું

**હૈમ** વિ૦ [સં.] હિમ સંબંધી; બરફનું કે બરફ જેવું ઠંડું (૨) સોનાનું કે સોના જેવા રંગનું. ૦વત વિ૦ હિમાલયનું; હિમાલય સંબંધી (૨) હિમાલયમાં રહેનારું કે હિમાલયમાં ઉત્પન્ન થયેલું. ૦વતી સ્ત્રી૦ પાર્વતી [તે (૨) મોટી ચિંતા

**હૈયાફૂટ** સ્ત્રી૦ અતિ શોકને લીધે છાતી ફૂટવી

**હૈયાધારણ** સ્ત્રી૦ સંતોષ; સમાધાન (૨) ખાતરી

**હૈયાફાટ** વિ૦ છાતી ફાટી જાય એવું (૨) અ૦ છાતી ફાટી જાય એમ (રડવું)

**હૈયાફૂટું** વિ૦ મૂર્ખ; બેવકૂફ; સમજ વિનાનું

**હૈયાશે(-સે)ગડી** સ્ત્રી૦ હૈયા ઉપર મૂકેલી સગડીની પેઠે દુઃખ દેનારું

**હૈયાસૂનું** વિ૦ હૈયાફૂટું; મૂર્ખ (૨) નિષ્ઠુર; નિર્દય

**હૈયું** ન૦ [પ્રા. હિઅઅ (સં. હૃદય)] હૃદય; દિલ; અંતઃકરણ

**હો** અ૦ [સં.; રવ૦] ખાતરી કરવા સંબોધ-

દર્શક ઉદ્ગાર; હાં (૨) કાવ્યના કેટલાક ઢાળોમાં હલકાર માટે વપરાતો ઉદ્ગાર (૩) ઓ; હે (સંબોધનનો ઉદ્ગાર)
**હોઇયાં** અ૦ [રવ૦] ઓડકાર કે તૃપ્તિનો ઉદ્ગાર; ઓહિયાં [નાનો હોકો
**હોકલી** (હૉ) સ્ત્રી૦ [જુઓ હુક્કો] હૂકલી;
**હોકા, ૦યંત્ર** ન૦ [अ. हुक़्क़ह = દાબડો] દરિયામાં દિશા જાણવાનું સાધન
**હોકારો** (હૉ) પું૦ 'હં' 'હા' કહેવું તે; સંમતિસૂચક અવાજ (૨) બૂમ; બરાડો; ધમકામણીભરી બૂમ
**હોકી** સ્ત્રી૦ [इं.] ગેડીદડાને મળતી એક વિલાયતી રમત
**હોકો** (હૉ) પું૦ જુઓ હુક્કો
**હોજ** (હૉ) પું૦ [अ.] પાણીનો કુંડ
**હોજત** સ્ત્રી૦ [अ. हुज्जत] જમીનદાર અને ખેડૂત વચ્ચેનો વાર્ષિક હિસાબ
**હોજરી** સ્ત્રી૦ [दे. ओज्झरी] ઓઝરી; જઠર પેટ. **-રું** ન૦ ઓઝરું; પેટ (તિરસ્કારમાં)
**હોટલ** (હૉ), **હોટેલ** [इं.] સ્ત્રી૦ ચાપાણી ઇ૦ નાસ્તાની દુકાન (૨) યુરોપની ઢબની વીશી ને ઉતારો
**હોઠ** પું૦ જુઓ ઓઠ
**હોડ** સ્ત્રી૦ [दे. होड्ड] શરત
**હોડકું** ન૦ [सं. होड] નાની હોડી
**હોડી** સ્ત્રી૦ [सं. होड] મછવો; પનાઈ
**હોતા** પું૦ [सं.] યજ્ઞમાં મંત્ર ભણી આહુતિ હોમનાર
**હોદ્દો** પું૦ [अ. हौदज] અંબાડી
**હોદ્દેદાર** વિ૦ હોદ્દો ધરાવનાર; અમલદાર
**હોદ્દો** પું૦ [अ.उहदह] ઓધ્ધો; પદવી; અધિકાર
**હોનારત** સ્ત્રી૦ બનનાર બનાવ; ભવિષ્ય (૨) અકસ્માત [યજ્ઞનો કુંડ
**હોમ** પું૦ [सं.] હવન; યજ્ઞ. **૦કુંડ** પું૦
**હોમરૂલ** ન૦ [इं.] સ્વરાજ
**હોમવું** સ૦ ક્રિ૦ યજ્ઞમાં આહુતિ આપવી
**હોમિયોપથી** સ્ત્રી૦ [इं.] રોગોપચારની એક પદ્ધતિ [ખેર!
**હોય** (હો) 'હોવું'નું વિધ્યર્થ (૨) અ૦ હશે!
**હોરા** સ્ત્રી૦ [सं.] અઢી ઘડી; કલાક (૨) એક રાશિ કે લગ્નનો અર્ધો ભાગ (૩) જન્મકુંડળી કે તે પરથી ભવિષ્ય ભાખવાની વિદ્યા
**હોરી** સ્ત્રી૦ એક તાલ (૨) હોળીના દિવસોમાં ગવાતું એક ગાયન
**હૉર્ન** ન૦ [इं.] ભૂંગળું; મોટરનું ભૂંગળું
**હૉલ** પું૦ [इं.] મોટો ઓરડો; ખંડ
**હોલવણ** ન૦ હોલાઈ જવું તે
**હોલવવું** સ૦ ક્રિ૦ જુઓ ઓલવવું
**હોલાણ** ન૦ જુઓ હોલવણ
**હોલાણ** (હૉ) ન૦ જુઓ ઓલાણ (કૂવાનું)
**હોલાવું** અ૦ ક્રિ૦ જુઓ ઓલાવું
**હોલિકા, હોલી** સ્ત્રી૦ [सं.] હોળી
**હોલી** સ્ત્રી૦ [જુઓ હોલો] હોલાની માદા
**હોલો** પું૦ [दे. होल] એક પંખી
**હોલ્ડર** ન૦ [इं.] વિલાયતી ઢબની ટાંકવાળી
**હોલ્ડૉલ** ન૦ [इं.] મુસાફરીમાં બિસ્તરો ઇ૦ કલમ લપેટી લઈ જવાની એક ખોળ જેવી બનાવટ
**હોવાપણું** (હો) ન૦ [હોવું ઉપરથી] અસ્તિત્વ
**હોવાવું** અ૦ ક્રિ૦ (કશા માટે) ગભરાટમાં આમ તેમ દોડવું; સોવાવું
**હોવું** (હો) અ૦ ક્રિ૦ [प्रा. हु, हव (सं. भू)] થવું; બનવું; હયાતીમાં આવવું
**હોવે** અ૦ [રવ૦] હા
**હોશ** પું૦ [फ़ा.] ભાન; શુદ્ધિ (૨) શક્તિ; રામ. **૦કોશ** પું૦ બ૦ વ૦ ભાન; હિંમત; ચેતના
**હોશિયાર** વિ૦ [फ़ा.] ચાલાક; કુશળ; નિપુણ (૨) સાવધ; સાવચેત; ખબરદાર (૩) સમજુ; બુદ્ધિશાળી. **-રી** સ્ત્રી૦ હોશિયારપણું
**હૉસ્પિટલ** સ્ત્રી૦ [इं.] ઈસ્પિતાલ
**હોહા(-હો)** સ્ત્રી૦ [રવ૦] ગડબડ; ઘોંઘાટ; ધમાલ (૨) જાહેરાત કે ચર્ચા (૩) ગભરાટ; ખળભળાટ (૪) અ૦ એવો અવાજ. **૦કાર** વિ૦ હોહા; ગભરાટ; ત્રાસ
**હોળવું** સ૦ ક્રિ૦ [સર૦ ઓળવું] કાંસકીથી વાળ ઠીક કરવા
**હોળી** સ્ત્રી૦ [प्रा. होलिया (सं. होलिका)]

ફાગણ પૂર્ણિમાનો તહેવાર; તે દિવસે લાકડાં વગેરેનો ઢગલો સળગાવવામાં આવે છે તે (૨) તેમ કોઈ વસ્તુનો ઢગલો કરી સળગાવવું તે (જેમ કે, વિદેશી કાપડની હોળી).[૦નું નાળિયેર શ૦ પ્ર૦ આફત કે જોખમના કામમાં ધસી જનાર]. –ળૈયું ન૦ હોળીમાં નાખવાનું નાનું છાણું (૨) વિ૦ હોળી ખેલનાર; ઘેરૈયો

**હોળૈયો** પું૦ [જુઓ ઓળાયો (ઓળ ઉપરથી)] (રકમની) પૂર્ણતાસૂચક અર્ધચંદ્રાકાર ચિહ્ન. ઉદા૦ ૧૦)

**હોંકાર** (હોં૦) પું૦ જુઓ હોકાર

**હોંચી** (હોં૦) અ૦ [રવ૦] ગધેડાના ભૂંકવાનો અવાજ

**હોંશ** (હોં૦) સ્ત્રી૦ [અ. હૌસ; જુઓ હુંસ] ઉલટ; ઉમંગ

**હોંશાતોંશી** (હોં૦ તોં૦) સ્ત્રી૦ હુંશાતુંશી

**હોંશીલું** વિ૦ હોંશવાળું

**હોંસ** સ્ત્રી૦ હોંશ

**હોંસાતોંસી** સ્ત્રી૦ હુંશાતુંશી

**હોંસીલું** વિ૦ હોંશીલું

**હ્યસ્તન** વિ૦ [સં.] ગઈ કાલનું

**હ્યાં** અ૦ + અહીંયાં

**હ્રદ** પું૦ [સં.] પાણીનો ઊંડો ખાડો; ધરો

**હ્રસ્વ** વિ૦ [સં.] લઘુ; ટૂંકા અવાજનું

**હ્રાસ** પું૦ [સં.] ક્ષય; ઘટાડો; નાશ

**હ્રી** સ્ત્રી૦ [સં.] લાજ; શરમ; મર્યાદા

**હ્રીમ્** અ૦ [સં.] લક્ષ્મીનો બીજમંત્ર

# ળ

**ળ** પું૦ છેલ્લો ગુજરાતી વ્યંજન (એનાથી શરૂ થતો એકે શબ્દ નથી. ઘણા શબ્દોમાં 'લ'ના વિકલ્પ તરીકે 'ળ' વપરાય છે.)

# શુદ્ધિ-વૃદ્ધિ

પૃષ્ઠ
૫ **અગર** શબ્દનો ત્રીજો અને ચોથો અર્થ જુદો શબ્દ ગણવો. [ગણવો
૧૫ **અત્તર** શબ્દનો બીજો જુદો શબ્દ
૧૯ **અધ્યાત્મ** શબ્દમાં **૦જ્ઞાન, ૦યોગ, ૦વિદ્યા** [સં.] ગણવા.
૨૫ **અન્ન** શબ્દમાં **૦કૂટ, ૦દેવતા, ૦પૂર્ણા, ૦પ્રાશન, ૦મય, ૦મય-કોશ(-ષ)** [સં.] ગણવા.
૩૨ **અભ્યાસ** શબ્દમાં **-સી**[સં.] ગણવો.
૩૩ **અસલદાર** ને બદલે **૦દાર** ગણવું. (અમલ શબ્દના પેટામાં)
૩૪ **અચુત** માં **૦સિદ્ધ** [સં.] ગણવો.
૩૬ **અર્જુન** પું૦ [સં.] પાંચ પાંડવોમાંનો ત્રીજો (૨) એક વૃક્ષ
૪૦ **અવસર્પિણી** ના અર્થમાં 'અધઃ-પાત તરફ વળતો' એટલું શરૂઆતમાં ઉમેરી લેવું.
૭૨ **આસો** ની વ્યુ૦ [સં. अश्वयुज्; प्रा. आसोअ]
૭૯ **-ઈય** વિશેષણ બનાવતો પ્રત્યય. ઉદા૦ પંચવર્ષીય
૧૦૮ **ઍટમ ઑમ્બ** પું૦ [ઇં.] જુઓ અણુબૉમ્બ
૧૧૧ **ઑટોમૅટિક** વિ૦ [ઇં.] બીજાની મદદ વિના આપમેળે ગતિમાન થતું
૧૧૧ **ઑટોમોબાઇલ** ન૦[ઇં.] મોટરગાડી
૧૧૧ **ઑટો રિક્ષા** સ્ત્રી૦ [ઇં.] યંત્રથી ચાલતી રિક્ષા
૧૨૩ **કને** શબ્દની વ્યુ૦ [સં. कर्णस्मिन्; अप० कण्णहिं]
૧૪૦ **કંપાસ** શબ્દનો અર્થ (૨) વર્તુળ દોરવાનું સાધન
૧૪૨ **કાજુકળિયા** શબ્દનો અર્થ (૨) સાકર ચડાવેલા ચણા-મગફળી ઇ૦ના દાણા
૧૭૩ **કૂતરું** શબ્દની વ્યુ૦ [સં. कुक्कुर; प्रा. कुत्तुर; दे. कुत्त]
૧૭૪ **ક્રીમ** સ્ત્રી૦ [ઇં.] મલાઈ (૨) તેના જેવો પદાર્થ. જેમ કે, 'કોલ્ડક્રીમ'
૨૧૫ **ગિરિરાજ** પું૦ [સં.] પર્વતોનો રાજા -મોટો પર્વત
૨૨૦ **ગેટ** પું૦ [ઇં.] દરવાજો (૨) સ્ત્રી૦ પોલીસચોકી
૨૪૬ **ચલચિત્ર** ન૦ સિનેમાની ફિલમ
૨૪૯ **ચાચોળ** સુધારીને **ચાઓળ** કરો.
૨૫૩ **ચાહીને** અ૦ ['ચાહવું' ઉપરથી] જાણીબૂજીને [લા.]
૨૭૪ **છેડો** શબ્દની વ્યુ૦ [દે. छेओ (સં. छेद)]
૨૮૫ **જાતરખુ** સુધારીને **જાતરખુ** કરો.
૨૯૧ **જીવનદાન** ન૦ જીવનનું દાન; ઉગારી લેવું તે (૨) પોતાનું જીવન કશાને સમર્પણ કરવું તે
૨૯૩ **જેર** ના અર્થમાં 'પરાજીત'ને બદલે 'પરાજિત' કરો.
૩૧૧ **ટીલડી** શબ્દના ત્રીજા અર્થમાં 'મોરની'ને બદલે 'મોરના' કરો.
૩૨૭ **ઢગલો** શબ્દની વ્યુ૦ [દે. ढिगला]
૩૩૧ **તકસાધુ** વિ૦ તક સાધી લેવાની વૃત્તિવાળું; 'ઑપોર્ચ્યૂનિસ્ટ'
૩૫૫ **થ** ના અર્થમાં 'તાલુસ્થાની'ને બદલે 'દંતસ્થાની' કરો.
૩૫૮ **દ** ના અર્થમાં 'તાલુસ્થાની'ને બદલે 'દંતસ્થાની' કરો.
૪૦૦ **નાનમ** (ના') સ્ત્રી૦ નાનાપણું
૪૧૩ **નુસખો** શબ્દનો અર્થ (૨) આબાદ ઇલાજ
૪૩૬ **પાકિસ્તાન** પું૦; ન૦ મૂળ હિંદુ-

સ્તાનમાંથી પૂર્વ તેમ જ પશ્ચિમના કેટલાક પ્રદેશોનું બનેલું નવું રાજ્ય

૪૪૯ **પુરતો** શબ્દની વ્યુ૦ [સં.] રદ કરવી.

૪૬૩ **પ્રાણીઘર** ન૦ પ્રાણીઓનું સંગ્રહ-સ્થાન; 'ઝૂ'

૪૬૪ **પ્રાયમસ** પું૦ [ઈં.] જુઓ સ્ટવ

૪૬૫ **પ્રેમિકા** સ્ત્રી૦ પ્રેમમાં પડેલી સ્ત્રી

૪૬૫ **પ્રોફેસર** પું૦ [ઇં.] અધ્યાપક (મહા-વિદ્યાલયનો)

૪૯૦ **બુક-પોસ્ટ** ન૦ [ઈં.] ચોપડી વગેરેને ખાસ ઓછા દરે ટપાલમાં મોકલવાની વ્યવસ્થા [બુક્ષણ = ઢાંકવું તે]

૪૯૦ **બુઝાવવું** શબ્દની વ્યુ૦ [સર૦ ઈ.

૪૯૬ **બોલર** પું૦ [ઈં.] ક્રિકેટની રમતમાં દડો નાખનાર ખેલાડી

૫૩૩ **માપબંધી** સ્ત્રી૦ જુઓ રેશનિંગ

૫૪૦ **મીનાક્ષી** સ્ત્રી૦ [સં.] માછલી જેવી સુંદર આંખવાળી સ્ત્રી

૫૬૦ **રણશય્યા** સ્ત્રી૦ લડતાં લડતાં યુદ્ધના મેદાન ઉપર પોઢી જવું–મરણ પામવું તે

૫૬૦ **રતી** શબ્દનો અર્થ (૨) રદ કરવો.

૫૬૭ **રાજેશ્રી** વિ૦ ઉદાર; દોલું; રાજા જેવું

૫૭૧ **રિટાયર્ડ** શબ્દના અર્થમાં (નોકરી પરથી) ને બદલે (નોકરી કે રમત-માંથી) કરવું.

૫૭૬ **રોટી** શબ્દ વ્યુ૦ [તુર્કી]

૫૮૬ **લાઘવગ્રંથિ** સ્ત્રી૦ નાનમની એક પ્રકારે ચિત્તમાં ગાંઠ વળી જવી તે; 'ઈન્ફીરિયોરિટી કૉમ્પ્લેક્સ'

૬૧૨ **વાલુકાયંત્ર** શબ્દનો અર્થ (૨) રસાયનભરેલી કૂપી રેતી ભરેલા માટલાની અંદર રાખીને તપાવવાનું સાધન

૬૨૬ **વેધક** વિ૦ [સં.] વીંધી નાખે એવું

૬૨૭ **–વેધી** વિ૦ [સં.] (સમાસને અંતે) વીંધનારું. ઉદા૦ મર્મવેધી

૬૩૮ **શિરોરેખા** સ્ત્રી૦ નાગરી અક્ષરના માથા ઉપરની રેખા (૨) કપાળની રેખા

૬૪૦ **શુકન** ની જાતિ પું૦; ન૦ કરો.